શ્રીરામચરિતમાનસ

સત્યં શિવં સુન્દરમ્

॥ શ્રીરામ॥

799

શ્રીમદ્ગોસ્વામી તુલસીદાસજીવિરચિત

# શ્રીરામચરિતમાનસ

[સચિત્ર, ટીકાસહ, મોટા ટાઈપ]



શ્રી સહિત દિનકર બંસ ભૂષન કામ બહુ છબિ સોહઈ ।
નવ અંબુધર બર ગાત અંબર પીત સુર મન મોહઈ ॥
મુકુટાંગદાદિ બિચિત્ર ભૂષન અંગ અંગન્હિ પ્રતિ સજે ।
અંભોજ નયન બિસાલ ઉર ભુજ ધન્ય નર નિરખંતિ જે ॥

મૂળટીકાકાર —હનુમાનપ્રસાદ પોદ્દાર

॥ શ્રીહરિઃ ॥

# નિવેદન

શ્રીરામચરિતમાનસનું સ્થાન હિન્દી સાહિત્યમાં જ નહીં, જગતના સાહિત્યમાં નિરાળું છે. આની જોડનો આવો જ સર્વાંગ સુંદર, ઉત્તમ કાવ્યનાં લક્ષણોથી યુક્ત, સાહિત્યના બધા જ રસોનું આસ્વાદન કરાવનાર, કાવ્યકળાની દૃષ્ટિથી પણ સર્વોચ્ચ કોટિનો તથા આદર્શ ગાર્હસ્થ્ય-જીવન, આદર્શ રાજધર્મ, આદર્શ પારિવારિક જીવન, આદર્શ પાતિવ્રતધર્મ, આદર્શ ભ્રાતૃધર્મની સાથે-સાથે સર્વોચ્ચ ભક્તિ, જ્ઞાન, ત્યાગ, વૈરાગ્ય તથા સદાચારનું શિક્ષણ આપનારો, સ્ત્રી-પુરુષ, બાળક-વૃદ્ધ અને યુવા-સર્વેના માટે સમાન ઉપયોગી અને સર્વોપરી સગુણ-સાકાર ભગવાનની આદર્શ માનવલીલા તથા તેમના ગુણ, પ્રભાવ, રહસ્ય તથા પ્રેમના ગાઢ તત્ત્વને અત્યંત સરળ, રોચક અને ઓજસ્વી શબ્દોમાં વ્યક્ત કરનારો કોઈ બીજો ગ્રંથ હિન્દી-ભાષામાં જ નહીં, કદાચિત સંસારની કોઈ ભાષામાં આજ સુધી નથી લખાયો. આ જ કારણ છે કે જેટલા રસથી ગરીબ-અમીર, શિક્ષિત-અશિક્ષિત, ગૃહસ્થ-સંન્યાસી, સ્ત્રી-પુરુષ, બાળક-વૃદ્ધ-સર્વે શ્રેણીના લોકો આ ગ્રંથરત્નને વાંચે છે, એટલા રસથી બીજા કોઈ ગ્રંથને વાંચતા નથી તથા ભક્તિ, જ્ઞાન, નીતિ, સદાચારનો જેટલો પ્રચાર જનતામાં આ ગ્રંથથી થયો છે, એટલો કદાચિત બીજા કોઈ ગ્રંથથી થયો નથી.

તદ્ઉપરાંત, રામચરિતમાનસ એક આશીર્વાદાત્મક ગ્રંથ છે. આના પ્રત્યેક પદ્યને શ્રદ્ધાળુ લોકો મંત્રવત્ આદર આપે છે અને આના પાઠથી લૌકિક અને પારમાર્થિક અનેક કાર્ય સિદ્ધ કરે છે. આટલું જ નહીં, આનો શ્રદ્ધાપૂર્વક પાઠ કરવાથી તથા એમાં આવેલા ઉપદેશોનું વિચારપૂર્વક મનન કરવાથી અને તે પ્રમાણે આચરણ કરવાથી તથા એમાં વર્ણિત ભગવાનની મધુર લીલાઓનું ચિંતન અને કીર્તન કરવાથી મોક્ષરૂપી પરમ પુરુષાર્થ અને તેથીય વધીને ભગવત્પ્રેમની પ્રાપ્તિ સરળતાથી કરી શકાય છે. કેમ ન થાય, જે ગ્રંથની રચના ગોસ્વામી તુલસીદાસજી જેવા અનન્ય ભગવદ્ભક્તના દ્વારા, જેમણે ભગવાન શ્રીસીતારામજીની કૃપાથી એમની દિવ્ય લીલાઓનો પ્રત્યક્ષ અનુભવ કરીને યથાર્થ રૂપે વર્ણન કર્યું છે. સાક્ષાત ભગવાન શ્રી ગૌરીશંકરજીની આજ્ઞાથી થયેલ તથા જેના પર એ જ ભગવાને ‘સત્યં શિવં સુંદરમ્’ લખીને પોતાના હાથે જ સહી કરી, એનો આ પ્રકારનો અલૌકિક પ્રભાવ કોઈ આશ્ચર્યની વાત નથી જ. આવી દશામાં આ અલૌકિક ગ્રંથનો જેટલો પણ પ્રચાર કરવામાં આવશે, જેટલું અધિક પઠન-પાઠન અને મનન-અનુશીલન થશે, એટલું જ જગતનું મંગળ થશે – આમાં સહેજ પણ સંશય નથી.

ભગવાનની વસ્તુ વિનમ્રભાવે ભગવાનની સોવામાં અર્પણ કરીએ છીએ.

**– વિનીત - પ્રકાશક**

# શ્રીરામશલાકા પ્રશ્નાવલી

માનસાનુરાગી મહાનુભાવોને શ્રીરામશલાકા પ્રશ્નાવલીનો વિશેષ પરિચય આપવાની કોઈ આવશ્યકતા પ્રતીત થતી નથી. તેની મહત્તા અને ઉપયોગિતાથી લગભગ સર્વે માનસપ્રેમી પરિચિત હશે. માટે નીચે એનું સ્વરૂપમાત્ર અંકિત કરીને તેમાંથી પ્રશ્નોત્તર કાઢવાની વિધિ તથા તેના ફળોનો ઉલ્લેખ આપવામાં આવેલ છે. શ્રીરામશલાકા પ્રશ્નાવલીનું સ્વરૂપ આ પ્રમાણે છે –

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સુ | પ્ર | ઉ | બિ | હો | મુ | ગ | બ | સુ | નુ | બિ | ઘ | ધિ | ઈ | દ |
| ર | રુ | ફ | સિ | સિ | રહિં | બસ | હિ | મં | લ | ન | લ | ય | ન | અં |
| સુજ | સો | ગ | સુ | કુ | મ | સ | ગ | ત | ન | ઈ | લ | ધા | બે | નો |
| ત્ય | ર | ન | કુ | જો | મ | રિ | ર | ર | અ | કી | હો | સં | રા | ય |
| પુ | સુ | થ | સી | જે | ઈ | ગ | મ* | સં | ક | રે | હો | સ | સ | નિ |
| ત | ર | ત | ર | સ | હુઁ | હ | બ | બ | પ | ચિ | સ | હિં | સ | તુ |
| મ | કા | ા | ર | ર | મ | મિ | મી | મ્હા | ા | જા | હૂ | હીં | ા | ા |
| તા | રા | રે | રી | હૃ | કા | ફ | ખા | જૂ | ઈ | ર | રા | પૂ | દ | લ |
| નિ | કો | જો | ગો | ન | મુ | જિ | યઁ | ને | મનિ | ક | જ | પ | સ | લ |
| હિ | રા | મિ | સ | રિ | ગ | દ | ન્મુ | ખ | મ | ખિ | જિ | મ | ત | જં |
| સિં | ખ | નુ | ન | કો | મિ | નિજ | ર્ક | ગ | ધુ | ધ | સુ | કા | સ | ર |
| ગુ | બ | મ | અ | રિ | નિ | મ | લ | ા | ન | ઢ઼ | તી | ન | ક | ભ |
| ના | પુ | વ | અ | ા | ર | લ | ા | એ | તુ | ર | ન | નુ | વૈ | થ |
| સિ | હુઁ | સુ | મ્હ | રા | ર | સ | સ | ર | ત | ન | ખ | ા | જ | ા |
| ર | ા | ા | લા | ધી | ા | રી | ા | હૂ | હીં | ખા | જૂ | ઈ | રા | રે |

આ રામશલાકા પ્રશ્નાવલી દ્વારા જે કોઈને જ્યારે કદીક પોતાના અભીષ્ટ પ્રશ્નનો ઉત્તર પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો સર્વપ્રથમ તે વ્યક્તિએ ભગવાન શ્રીરામચન્દ્રજીનું ધ્યાન કરવું જોઈએ. તત્પશ્ચાત્ શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક મનથી અભીષ્ટ પ્રશ્નનું ચિંતન કરતાં પ્રશ્નાવલીના મનગમતા ખાનામાં આંગળી કે કોઈ શલાકા મૂકી દેવી જોઈએ અને તે ખાનામાં જે અક્ષર હોય તેને જુદા કોઈ કોરા કાગળ કે સ્લેટ ઉપર લખી લેવો જોઈએ. પ્રશ્નાવલીના ખાના ઉપર પણ એવી કોઈ નિશાની કરવી જોઈએ કે જેથી ન તો પ્રશ્નાવલી ગંદી થાય અને ન તો પ્રશ્નોત્તર મળે ત્યાં સુધી તે ખાનાં ભૂલી જવાય. હવે જે ખાનાનો અક્ષર લખી લીધો હોય તેનાથી આગળ વધવું જોઈએ તથા તેનાથી નવમા ખાનામાં જે અક્ષર પડે તેને પણ લખી

લેવો જોઈએ. આ પ્રમાણે પ્રત્યેક નવમા અક્ષરના નવમા અક્ષરને ક્રમેથી લખતાં જવું જોઈએ અને ત્યાં સુધી લખતાં રહેવું જોઈએ, જ્યાં સુધી એ જ પહેલા ખાનાના અક્ષર સુધી આંગળી અથવા શલાકા ન પહોંચી જાય. પહેલા ખાનાનો અક્ષર જે ખાનાના અક્ષરથી નવમો પડશે, ત્યાં સુધી પહોંચતાં પહોંચતાં એક ચૌપાઈ પૂરી થઈ જશે, જે પ્રશ્નકર્તાના અભીષ્ટ પ્રશ્નનો ઉત્તર હશે. અહીં એ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે કોઈ-કોઈ ખાનામાં કેવળ 'આ'ની માત્રા (।) અને કોઈ-કોઈ ખાનામાં બે-બે અક્ષર છે. માટે ગણતા સમયે ન તો માત્રાવાળા ખાનાને છોડી દેવું જોઈએ અને ન તો બે અક્ષરોવાળા ખાનાને બે વાર ગણવું જોઈએ. જ્યાં માત્રાનું ખાનું આવે ત્યાં પૂર્વલિખિત અક્ષરની આગળ માત્રા લખવી જોઈએ અને જ્યાં બે અક્ષરોવાળું ખાનું આવે ત્યાં બંને અક્ષર એકસાથે લખી લેવા જોઈએ.

હવે દા.ત., આ રામશલાકાની પ્રશ્નાવલીમાંથી કોઈ પ્રશ્નના ઉત્તરમાં એક ચૌપાઈ કાઢવામાં આવે છે. પાઠકો ધ્યાનથી જુએ. કોઈએ ભગવાન શ્રીરામચન્દ્રજીનું ધ્યાન અને પોતાના પ્રશ્નનું ચિંતન કરતાં જો પ્રશ્નાવલીના * આ ચિહ્નથી સંયુક્ત 'મ'વાળા ખાનામાં આંગળી કે શલાકા મૂકી અને તે ઉપર બતાવ્યા ક્રમને અનુસાર અક્ષરોને ગણી-ગણીને લખતા ગયા તો ઉત્તરસ્વરૂપ આ ચૌપાઈ બની જશે –

**હો ઈ હિ સો ઈ જો રા મ* ર ચિ રા ખા ।**
**કો ક રિ ત ર્ક બ ઢ઼ા વૈ સા ખા ॥**

આ ચૌપાઈ બાલકાંડ અંતર્ગત શિવજી અને પાર્વતીજીના સંવાદમાં છે. પ્રશ્નકર્તાએ આ ઉત્તરસ્વરૂપ ચૌપાઈમાંથી આ આશય કાઢવો જોઈએ કે કાર્ય થવામાં સંદેહ છે, માટે એને ભગવાન પર છોડી દેવો શ્રેયસ્કર છે.

આ ચૌપાઈ સિવાય શ્રીરામશલાકા પ્રશ્નાવલીમાંથી આઠ ચૌપાઈઓ બીજી બને છે, તે સર્વેનું સ્થાન અને ફળસહિત ઉલ્લેખ નીચે કરાયો છે. કુલ નવ ચૌપાઈઓ છે –

**૧. સુનુ સિય સત્ય અસીસ હમારી ।**
**પૂજિહિ મન કામના તુમ્હારી ॥**

**સ્થાન :** આ ચૌપાઈ બાલકાંડમાં શ્રીસીતાજીના ગૌરીપૂજનના પ્રસંગમાં છે. ગૌરીજીએ શ્રીસીતાજીને આશીર્વાદ આપ્યા છે.

**ફળ :** પ્રશ્નકર્તાનો પ્રશ્ન ઉત્તમ છે, કાર્ય સિદ્ધ થશે.

**૨. પ્રબિસિ નગર કીજે સબ કાજા ।**
**હૃદયઁ રાખિ કોસલપુર રાજા ॥**

**સ્થાન :** આ ચૌપાઈ સુંદરકાંડમાં હનુમાનજીના લંકામાં પ્રવેશ કરવાના સમયની છે.

**ફળ :** ભગવાનનું સ્મરણ કરીને કાર્યારંભ કરો, સફળતા મળશે.

**૩. ઉઘરહિં અંત ન હોઈ નિબાહૂ ।**
**કાલનેમિ જિમિ રાવન રાહૂ ॥**

**સ્થાન :** આ ચૌપાઈ બાલકાંડના આરંભમાં સત્સંગ–વર્ણનના પ્રસંગમાં છે.

**ફળ :** આ કાર્યમાં ભલાઈ નથી. કાર્યની સફળતામાં શંકા છે.

**૪. બિધિ બસ સુજન કુસંગત પરહીં ।**
**ફનિ મનિ સમ નિજ ગુન અનુસરહીં ॥**

**સ્થાન :** આ ચૌપાઈ પણ બાલકાંડના આરંભમાં જ સત્સંગવર્ણનના પ્રસંગની છે.

**ફળ :** ખોટા મનુષ્યોની સોબત છોડી દો. કાર્ય પૂર્ણ થવામાં સંદેહ છે.

**૫. મુદ મંગલમય સંત સમાજૂ ।**
**જો જગ જંગમ તીરથરાજૂ ॥**

**સ્થાન :** આ ચૌપાઈ બાલકાંડમાં સંત-સમાજરૂપી તીર્થના વર્ણનમાં છે.

**ફળ :** પ્રશ્ન ઉત્તમ છે. કાર્ય સિદ્ધ થશે.

**૬. ગરલ સુધા રિપુ કરહિં મિતાઈ ।**
**ગોપદ સિંધુ અનલ સિતલાઈ ॥**

**સ્થાન :** આ ચૌપાઈ શ્રીહનુમાનજીના લંકામાં પ્રવેશ કરવાના સમયની છે.

**ફળ :** પ્રશ્ન ઘણો શ્રેષ્ઠ છે. કાર્ય સફળ થશે.

**૭. બરુન કુબેર સુરેસ સમીરા ।**
**રન સન્મુખ ધરિ કાહુઁ ન ધીરા ॥**

**સ્થાન :** આ ચૌપાઈ લંકાકાંડમાં રાવણના મૃત્યુ પશ્ચાત્ મંદોદરીના વિલાપના પ્રસંગમાં છે.

**ફળ :** કાર્ય પૂર્ણ થવામાં સંદેહ છે.

**૮. સુફલ મનોરથ હોહુઁ તુમ્હારે ।**
**રામુ લખનુ સુનિ ભએ સુખારે ॥**

**સ્થાન :** આ ચૌપાઈ બાલકાંડમાં પુષ્પવાટિકામાંથી પુષ્પ લાવ્યા પછી વિશ્વામિત્રજીનો આશીર્વાદ છે.

**ફળ :** પ્રશ્ન ઉત્તમ છે. કાર્ય સિદ્ધ થશે.

આ પ્રમાણે રામશલાકા પ્રશ્નાવલીમાંથી કુલ નવ ચૌપાઈઓ બને છે, જેમાં સર્વે પ્રકારના પ્રશ્નોના ઉત્તરાશય સન્નિહિત છે.

॥ શ્રીહરિઃ ॥

# ગોસ્વામી તુલસીદાસજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

પ્રયાગની પાસે બાંદા જિલ્લામાં રાજાપુર નામે એક ગામ છે, ત્યાં આત્મારામ દૂબે નામના એક પ્રતિષ્ઠિત સરયૂપારીણ બ્રાહ્મણ રહેતા હતા. તેમનાં ધર્મપત્નીનું નામ હુલસી હતું. સંવત્ ૧૫૫૪ના શ્રાવણ સુદ સપ્તમીના દિવસે અભુક્ત મૂળ નક્ષત્રમાં આ જ ભાગ્યવાન દમ્પતીને ત્યાં બાર મહિના સુધી ગર્ભમાં રહ્યા બાદ ગોસ્વામી તુલસીદાસજીનો જન્મ થયો. જન્મતી વખતે બાળક તુલસીદાસ રોયા નહિ, પરંતુ તેમના મુખમાંથી 'રામ'નો શબ્દ નીકળ્યો. તેમના મુખમાં બત્રીસે દાંત હયાત હતા. તેમના શરીરનું કાઠું પાંચ વર્ષના બાળક જેવું હતું. આ પ્રકારના અદ્‌ભુત બાળકને જોઈને પિતા અમંગળની શંકાથી ભયભીત થઈ ગયા અને એના સંબંધમાં અનેક પ્રકારે કલ્પનાઓ કરવા લાગ્યા. માતા હુલસીને આ જોઈને મોટી ચિંતા થઈ. તેમણે બાળકના અનિષ્ટની આશંકાથી દસમીની રાત્રે નવજાત શિશુને પોતાની દાસી સાથે તેના સાસરે મોકલી દીધો અને બીજા દિવસે સ્વયં આ અસાર સંસારથી ચાલી નીકળી. દાસીએ, જેનું નામ ચુનિયાં હતું, ઘણા પ્રેમથી બાળકનું પાલન-પોષણ કર્યું. જ્યારે તુલસીદાસ લગભગ સાડા પાંચ વર્ષના થયા, ચુનિયાંનો પણ દેહાંત થઈ ગયો. હવે તો બાળક અનાથ થઈ ગયો. તે દ્વારે દ્વારે ભટકવા માંડ્યો. એટલે જગત્‌જનની પાર્વતીજીને તે હોનહાર બાળક પર દયા આવી. તેઓ બ્રાહ્મણીનો વેષ ધારણ કરીને પ્રતિદિન તેની પાસે જતાં અને એને પોતાના હાથે ભોજન કરાવી જતાં.

અહીં ભગવાન શંકરજીની પ્રેરણાથી રામશૈલ પર રહેનારા શ્રી અનંતાનન્દજીના પ્રિય શિષ્ય શ્રીનરહર્યાનન્દજીએ આ બાળકને શોધી કાઢ્યો અને એનું નામ રામબોલા રાખ્યું. તેને તેઓ અયોધ્યા લઈ ગયા, અને ત્યાં સંવત્ ૧૫૬૧ માઘ સુદ પાંચમ ને શુક્રવારે તેનો યજ્ઞોપવીત સંસ્કાર કરાવ્યો. શિખવાડ્યા વિના જ બાળક રામબોલાએ ગાયત્રી-મંત્રનું ઉચ્ચારણ કર્યું, જેને જોઈને સર્વે લોકો ચકિત થઈ ગયા. ત્યાર પછી નરહરિ સ્વામીએ વૈષ્ણવોના પાંચ સંસ્કાર કરીને રામબોલાને રામમંત્રની દીક્ષા આપી અને અયોધ્યામાં જ રહીને એને વિદ્યાધ્યયન કરાવવા લાગ્યા. બાળક રામબોલાની બુદ્ધિ ઘણી પ્રખર હતી. એક વાર ગુરુમુખથી જે સાંભળી લેતા હતા તે એમને કંઠસ્થ થઈ જતું હતું. કેટલાક દિવસો પછી ગુરુ-શિષ્ય બંને સૂકર ક્ષેત્ર (સોરોં) પહોંચ્યા. ત્યાં શ્રીનરહરિજીએ તુલસીદાસને રામચરિત સંભળાવ્યું. કેટલાક દિવસ પછી તેઓ કાશીએ આવ્યા. કાશીમાં શેષસનાતનજીની પાસે રહીને તુલસીદાસે પંદર વર્ષ સુધી વેદ-વેદાંગનું અધ્યયન કર્યું. અહીં એમની લોકવાસના કંઈક જાગ્રત થઈ ઊઠી અને પોતાના વિદ્યાગુરુની આજ્ઞા લઈને તેઓ પોતાની જન્મભૂમિમાં પાછા ફર્યા. ત્યાં આવીને તેમણે જોયું કે તેમનો પરિવાર આખો નષ્ટ થઈ ચૂક્યો છે. તેમણે વિધિપૂર્વક પોતાના પિતા આદિનું શ્રાદ્ધ કર્યું અને ત્યાં જ રહીને લોકોને ભગવાન રામની કથા સંભળાવવા લાગ્યા.

સંવત્ ૧૫૮૩, જેઠ સુદ ૧૩, ગુરુવારે ભારદ્વાજ ગોત્રની એક સુંદર કન્યા સાથે તેમનો વિવાહ થયો અને તેઓ સુખપૂર્વક પોતાની નવવિવાહિતા વધૂની સાથે રહેવા લાગ્યા. એક વાર તેમની પત્ની ભાઈની સાથે પોતાના પિયર ચાલી ગઈ. પાછળ પાછળ તુલસીદાસ પણ ત્યાં જઈ પહોંચ્યા. તેમનાં પત્નીએ આથી તેમને ઘણા ધિક્કાર્યા અને કહ્યું કે 'મારા આ હાડ-માંસના શરીરમાં જેટલી તમારી આસક્તિ છે, એનાથી અડધીય જો ભગવાનમાં હોત તો તમારો બેડો પાર થઈ ગયો હોત.'

તુલસીદાસજીને આ શબ્દ લાગી ગયા. તેઓ એક ક્ષણ પણ ન રોકાયા, તુરત જ ત્યાંથી ચાલી નીકળ્યા.

ત્યાંથી ચાલીને તુલસીદાસજી પ્રયાગ આવ્યા. ત્યાં તેમણે ગૃહસ્થ વેશનો પરિત્યાગ કરીને સાધુવેશ ગ્રહણ કર્યો. પછી તીર્થાટન કરતાં તેઓ કાશી પહોંચ્યા. માનસરોવરની પાસે તેમને કાકભુશુંડિજીનાં દર્શન થયાં. કાશીમાં તુલસીદાસજી રામકથા કહેવા લાગ્યા. ત્યાં તેમને એક દિવસ એક પ્રેત મળ્યું, જેણે તેમને હનુમાનજીનું ઠેકાણું બતાવ્યું. હનુમાનજીને મળીને તુલસીદાસજીએ તેમને શ્રીરઘુનાથજીનાં દર્શન કરાવવાની પ્રાર્થના કરી. હનુમાનજીએ કહ્યું, 'તમને ચિત્રકૂટમાં રઘુનાથજીનાં દર્શન થશે.' આથી તુલસીદાસજી ચિત્રકૂટની તરફ ચાલી નીકળ્યા.

ચિત્રકૂટ પહોંચીને રામઘાટ ઉપર તેમણે પોતાનું આસન જમાવ્યું. એક દિવસ તેઓ પ્રદક્ષિણા કરવા નીકળ્યા હતા. માર્ગમાં તેમને શ્રીરામનાં દર્શન થયાં. તેમણે જોયું કે બે ઘણાં જ સુંદર રાજકુમાર ઘોડાઓ પર સવાર થઈને ધનુષ-બાણ લઈને જઈ રહ્યા છે. તુલસીદાસજી એમને જોઈને મુગ્ધ થઈ ગયા, પરંતુ એમને ઓળખી ન શક્યા. પાછળથી હનુમાનજીએ આવીને એમને સઘળો ભેદ બતાવ્યો ત્યારે તે ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યા. હનુમાનજીએ તેમને સાંત્વના આપી અને કહ્યું, પ્રાતઃકાળે ફરી દર્શન થશે.

સંવત ૧૬૦૭ની મૌની અમાવસ્યા, બુધવારના દિવસે એમની સામે ભગવાન શ્રીરામ પુનઃ પ્રકટ થયા. તેમણે બાળકરૂપમાં તુલસીદાસજીને કહ્યું – 'બાબા! અમને ચંદન આપો.' હનુમાનજીએ વિચાર્યું, તેઓ આ વખતે પણ ભ્રમમાં ન રહી જાય, એટલે તેમણે પોપટનું રૂપ ધારણ કરીને આ દુહો કહ્યો –

**ચિત્રકૂટ કે ઘાટ પર ભઈ સંતન કી ભીર ।**
**તુલસીદાસ ચંદન ઘિસેં તિલક દેત રઘુબીર ॥**

તુલસીદાસજી એ અદ્ભુત શોભાને નિહાળીને શરીરનું ભાન ભૂલી ગયા. ભગવાને પોતાના હાથેથી ચંદન લઈને પોતાના તથા તુલસીદાસજીના મસ્તકે લગાડ્યું અને અંતર્ધાન થઈ ગયા.

સંવત્ ૧૬૨૮માં તેઓ હનુમાનજીની આજ્ઞાથી અયોધ્યા બાજુ ચાલી નીકળ્યા. તે દિવસોમાં પ્રયાગમાં માઘ મેળો હતો. ત્યાં થોડાક દિવસ માટે તેઓ રોકાઈ ગયા. પર્વના છ દિવસ પછી એક વટવૃક્ષની નીચે એમને ભરદ્વાજ અને યાજ્ઞવલ્ક્ય મુનિનાં દર્શન થયાં. ત્યાં એ સમયે તે જ કથા થઈ રહી હતી, જે તેમણે સૂકરક્ષેત્રમાં પોતાના ગુરુ પાસેથી સાંભળી હતી. ત્યાંથી તેઓ કાશી ચાલ્યા આવ્યા અને ત્યાં પ્રહ્લાદ ઘાટ ઉપર એક બ્રાહ્મણના ઘેર નિવાસ કર્યો. ત્યાં એમના અંતઃકરણમાં કવિત્વશક્તિનું સ્ફુરણ થયું અને તેઓ સંસ્કૃતમાં પદ્ય-રચના કરવા લાગ્યા. પરંતુ દિવસે તેઓ જેટલાં પદ્ય રચતા, રાત્રિમાં તે સર્વે લુપ્ત થઈ જતાં. આ ઘટના રોજ ઘટતી. આઠમા દિવસે તુલસીદાસજીને સ્વપ્ન આવ્યું. ભગવાન શંકરે એમને આદેશ આપ્યો કે તમે પોતાની ભાષામાં કાવ્ય-રચના કરો. તુલસીદાસજીની ઊંઘ ઊડી ગઈ. તેઓ ઊઠીને બેઠા થઈ ગયા. એ જ સમયે ભગવાન શિવ અને પાર્વતી તેમની સામે પ્રગટ થયાં. તુલસીદાસજીએ તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. શિવજીએ કહ્યું – 'તમે અયોધ્યામાં જઈને રહો અને હિન્દીમાં કાવ્ય-રચના કરો. મારા આશીર્વાદથી તમારી કવિતા સામવેદ સમાન ફળવતી બનશે.' આટલું કહીને શ્રીગૌરીશંકર અંતર્ધાન થઈ ગયાં. તુલસીદાસજી તેમની આજ્ઞા શિરોધાર્ય કરીને કાશીથી અયોધ્યા ચાલ્યા આવ્યા.

સંવત્ ૧૬૩૧નો પ્રારંભ થયો. તે વર્ષે રામનવમીના દિવસે લગભગ એવો જ યોગ હતો જેવો ત્રેતાયુગમાં રામજન્મના દિવસે હતો. એ દિવસે પ્રાતઃકાળે શ્રીતુલસીદાસજીએ શ્રીરામચરિતમાનસની રચના પ્રારંભ કરી. બે વર્ષ, સાત મહિના, છવ્વીસ દિવસમાં ગ્રંથની સમાપ્તિ થઈ. સંવત્ ૧૬૩૩ના માર્ગશીર્ષ, સુદ પક્ષમાં રામવિવાહના દિવસે સાતેય કાંડ પૂર્ણ થઈ ગયા.

તે પછી ભગવાનની આજ્ઞાથી તુલસીદાસજી કાશી ચાલ્યા આવ્યા. ત્યાં તેમણે ભગવાન વિશ્વનાથ અને માતા અન્નપૂર્ણાને શ્રીરામચરિતમાનસ સંભળાવ્યું. રાત્રે પુસ્તક શ્રીવિશ્વનાથજીના મંદિરમાં રાખવામાં આવ્યું. સવારે જ્યારે પટ ખોલવામાં આવ્યા તો તેની ઉપર લખેલું મળ્યું કે – **'સત્યં શિવં સુન્દરમ્ ।'** અને નીચે ભગવાન શંકરની સહી હતી. તે સમયે ઉપસ્થિત લોકોએ **'સત્યં શિવં સુન્દરમ્'**નો અવાજ પણ કાનેથી સાંભળ્યો.

અહીં પંડિતોએ જ્યારે આ વાત સાંભળી તો તેમના મનમાં ઈર્ષ્યા ઉત્પન્ન થઈ. તેઓ પક્ષ બાંધીને તુલસીદાસજીની નિંદા કરવા લાગ્યા અને એ પુસ્તકને પણ નષ્ટ કરી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમણે પુસ્તક ચોરવા માટે બે ચોર મોકલ્યા. ચોરોએ જઈને જોયું કે તુલસીદાસજીની કુટિયાની આજુબાજુ બે વીર ધનુષબાણ લઈને પહેરો ભરી રહ્યા છે. તે ઘણાં જ સુંદર શ્યામ અને ગૌર વર્ણના હતા. તેમનાં દર્શનથી ચોરોની બુદ્ધિ શુદ્ધ થઈ ગઈ. તેમણે એ જ સમયેથી ચોરી કરવાનું છોડી દીધું અને ભજનમાં લાગી ગયા. તુલસીદાસજીએ પોતાના માટે ભગવાનને કષ્ટ થયું જાણીને કુટીનો સમસ્ત સામાન લુંટાવી દીધો, પુસ્તક પોતાના મિત્ર ટોડરમલને ત્યાં મૂકી દીધું. એના પછી તેમણે બીજી એક પ્રત લખી. તેના જ આધારે બીજી પ્રતિલિપિઓ તૈયાર થવા માંડી. પુસ્તકનો પ્રચાર દિનોદિન વધવા માંડ્યો.

અહીં પંડિતોએ બીજો કોઈ ઉપાય ન જોઈને શ્રીમધુસૂદન સરસ્વતીજીને તે પુસ્તક જોવાની પ્રેરણા કરી. શ્રીમધુસૂદન સરસ્વતીજીએ તેને જોઈને ઘણી પ્રસન્નતા પ્રકટ કરી અને એના ઉપર આ સંમતિ લખી દીધી –

**આનન્દકાનને હ્યસ્મિઞ્જઙ્ગમસ્તુલસીતરુઃ ।**
**કવિતામઞ્જરી ભાતિ રામભ્રમરભૂષિતા ॥**

'આ કાશીરૂપી આનંદવનમાં તુલસીદાસ હરતો-ફરતો તુલસીનો છોડ છે. તેની કવિતારૂપી માંજર ઘણી જ સુંદર છે, જેની પર શ્રીરામરૂપી ભ્રમર સદાય મંડરાતો રહે છે.'

પંડિતોને આનાથી પણ સંતોષ ન થયો. ત્યારે પુસ્તકની પરીક્ષાનો એક ઉપાય બીજો વિચારાયો. ભગવાન વિશ્વનાથની સામે સૌથી ઉપર વેદ, તેમની નીચે શાસ્ત્ર, શાસ્ત્રોની નીચે પુરાણ અને સૌથી નીચે રામચરિતમાનસ રખાવી દીધું. મંદિર બંધ કરી દેવામાં આવ્યું. પ્રાતઃકાળે જ્યારે મંદિર ખોલવામાં આવ્યું તો લોકોએ જોયું કે શ્રીરામચરિતમાનસ વેદોની ઉપર રાખેલું છે. હવે તો પંડિત લોકો ઘણા લજ્જિત થયા. તેમણે તુલસીદાસજીની ક્ષમા માગી અને ભક્તિ સાથે એમનું ચરણોદક લીધું.

તુલસીદાસજી હવે અસીઘાટ ઉપર રહેવા લાગ્યા. રાત્રે એક દિવસ કળિયુગ મૂર્તરૂપ ધારણ કરીને તેમની પાસે આવ્યો અને એમને ત્રાસ આપવા લાગ્યો. ગોસ્વામીજીએ હનુમાનજીનું ધ્યાન કર્યું. હનુમાનજીએ એમને વિનયનાં પદ રચવાનું કહ્યું. એટલે ગોસ્વામીજીએ વિનય-પત્રિકા લખી અને ભગવાનના ચરણોમાં એને સમર્પિત કરી દીધી. શ્રીરામે એની પર પોતાના હસ્તાક્ષર કરી દીધા અને તુલસીદાસજીને નિર્ભય કરી દીધા.

સંવત્ ૧૬૮૦ શ્રાવણ વદ તૃતીયા ને શનિવારે અસીઘાટ ઉપર ગોસ્વામીજીએ 'રામ-રામ' કહેતાં પોતાના દેહનો પરિત્યાગ કર્યો.



॥ શ્રીહરિ: ॥

# શ્રીરામચરિતમાનસની સંક્ષિપ્ત વિષય-સૂચી

## નવાહ્નપારાયણનાં વિશ્રામ-સ્થાન



## માસપારાયણનાં વિશ્રામ-સ્થાન





## શ્રી રામજી પારણામાં



એક બાર જનનીં અન્હવાએ । કરિ સિંગાર પલનાँ પૌઢ़ાએ ॥

# પારાયણ-વિધિ

શ્રીરામચરિતમાનસનો વિધિપૂર્વક પાઠ કરનારા મહાનુભાવોએ પાઠારંભના પૂર્વે શ્રીતુલસીદાસજી, શ્રીવાલ્મીકિજી, શ્રીશિવજી તથા શ્રીહનુમાનજીનું આવાહન, પૂજન કર્યા બાદ ત્રણેય ભાઈઓસહિત શ્રીસીતારામજીનું આવાહન, ષોડષોપચાર પૂજન અને ધ્યાન કરવું જોઈએ. તત્પશ્ચાત્ પાઠનો આરંભ કરવો જોઈએ. સર્વેના આવાહન, પૂજન અને ધ્યાનના મંત્ર ક્રમાનુસાર અહીં આપવામાં આવ્યા છે :–

## અથ આવાહનમન્ત્રઃ

**તુલસીક નમસ્તુભ્યમિહાગચ્છ શુચિવ્રત ।**
**નૈર્ઋત્ય ઉપવિશ્યેદં પૂજનં પ્રતિગૃહ્યતામ્ ॥ ૧॥**

ૐ તુલસીદાસાય નમઃ ।

**શ્રીવાલ્મીક નમસ્તુભ્યમિહાગચ્છ શુભપ્રદ ।**
**ઉત્તરપૂર્વયોર્મધ્યે તિષ્ઠ ગૃહ્ણીષ્વ મેડર્ચનમ્ ॥ ૨॥**

ૐ વાલ્મીકાય નમઃ ।

**ગૌરીપતે નમસ્તુભ્યમિહાગચ્છ મહેશ્વર ।**
**પૂર્વદક્ષિણયોર્મધ્યે તિષ્ઠ પૂજાં ગૃહાણ મે ॥ ૩॥**

ૐ ગૌરીપતયે નમઃ ।

**શ્રીલક્ષ્મણ નમસ્તુભ્યમિહાગચ્છ સહપ્રિયઃ ।**
**યામ્યભાગે સમાતિષ્ઠ પૂજનં સંગૃહાણ મે ॥ ૪॥**

ૐ શ્રીસપત્નીકાય લક્ષ્મણાય નમઃ ।

**શ્રીશત્રુઘ્ન નમસ્તુભ્યમિહાગચ્છ સહપ્રિયઃ ।**
**પીઠસ્ય પશ્ચિમે ભાગે પૂજનં સ્વીકુરુષ્વ મે ॥ ૫॥**

ૐ શ્રીસપત્નીકાય શત્રુઘ્નાય નમઃ ।

**શ્રીભરત નમસ્તુભ્યમિહાગચ્છ સહપ્રિયઃ ।**
**પીઠકસ્યોત્તરે ભાગે તિષ્ઠ પૂજાં ગૃહાણ મે ॥ ૬॥**

ૐ શ્રીસપત્નીકાય ભરતાય નમઃ ।

**શ્રીહનુમન્નમસ્તુભ્યમિહાગચ્છ કૃપાનિધે ।**
**પૂર્વભાગે સમાતિષ્ઠ પૂજનં સ્વીકુરુ પ્રભો ॥ ૭॥**

ૐ હનુમતે નમઃ ।

**અથ પ્રધાનપૂજા ચ કર્તવ્યા વિધિપૂર્વકમ્ ।**
**પુષ્પાઞ્જલિં ગૃહીત્વા તુ ધ્યાનં કુર્યાત્પરસ્ય ચ ॥ ૮॥**

રક્તામ્ભોજદલાભિરામનયનં પીતામ્બરાલઙ્કૃતં
શ્યામાઙ્ગં દ્વિભુજં પ્રસન્નવદનં શ્રીસીતયા શોભિતમ્ ।
કારુણ્યામૃતસાગરં પ્રિયગણૈર્ભ્રાત્રાદિભિર્ભાવિતં
વન્દે વિષ્ણુશિવાદિસેવ્યમનિશં ભક્તેષ્ટસિદ્ધિપ્રદમ્ ॥ ૯॥
આગચ્છ જાનકીનાથ જાનક્યા સહ રાઘવ ।
ગૃહાણ મમ પૂજાં ચ વાયુપુત્રાદિભિર્યુતઃ ॥ ૧૦॥

*ઈત્યાવાહનમ્*

સુવર્ણરચિતં રામ દિવ્યાસ્તરણશોભિતમ્ ।
આસનં હિ મયા દત્તં ગૃહાણ મણિચિત્રિતમ્ ॥ ૧૧॥

*ઈતિ ષોડશોપચારૈઃ પૂજયેત્*

ૐ અસ્ય શ્રીમન્માનસરામાયણશ્રીરામચરિતસ્ય શ્રીશિવકાકભુશુણ્ડિયાજ્ઞવલ્ક્યગોસ્વામિતુલસીદાસા ઋષયઃ શ્રીસીતારામો દેવતા શ્રીરામનામ બીજં ભવરોગહરી ભક્તિઃ શક્તિઃ મમ નિયન્ત્રિતાશેષવિઘ્નતયા શ્રીસીતારામપ્રીતિપૂર્વકસકલમનોરથસિદ્ધ્યર્થં પાઠે વિનિયોગઃ ।

## અથ આચમનમ્

શ્રીસીતારામાભ્યાં નમઃ । શ્રીરામચન્દ્રાય નમઃ । શ્રીરામભદ્રાય નમઃ ।
ઈતિ મન્ત્રત્રિતયેન આચમનં કુર્યાત્ । શ્રીયુગલબીજમન્ત્રેણ પ્રાણાયામં કુર્યાત્ ॥

## અથ કરન્યાસઃ

જગ મંગલ ગુન ગ્રામ રામ કે । દાનિ મુકુતિ ધન ધરમ ધામ કે ॥
અઙ્ગુષ્ઠાભ્યાં નમઃ ।

રામ રામ કહિ જે જમુહાહીં । તિન્હહિ ન પાપપુંજ સમુહાહીં ॥
તર્જનીભ્યાં નમઃ ।

રામ સકલ નામન્હ તે અધિકા । હોઉ નાથ અઘ ખગ ગન બધિકા ॥
મધ્યમાભ્યાં નમઃ ।

ઉમા દારુ જોષિત કી નાઈં । સબહિ નચાવત રામુ ગોસાઈં ॥
અનામિકાભ્યાં નમઃ ।

સન્મુખ હોઇ જીવ મોહિ જબહીં । જન્મ કોટિ અઘ નાસહિં તબહીં ॥
કનિષ્ઠિકાભ્યાં નમઃ ।

મામભિરક્ષય રઘુકુલનાયક । ધૃત બર ચાપ રુચિર કર સાયક ॥
કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ ।

*ઈતિ કરન્યાસઃ*

## અથ હૃદયાદિન્યાસઃ

**જગ મંગલ ગુન ગ્રામ રામ કે । દાનિ મુકુતિ ધન ધરમ ધામ કે ॥**
હૃદયાય નમઃ ।
**રામ રામ કહિ જે જમુહાહીં । તિન્હહિ ન પાપપુંજ સમુહાહીં ॥**
શિરસે સ્વાહા ।
**રામ સકલ નામન્હ તે અધિકા । હોઉ નાથ અઘ ખગ ગન બધિકા ॥**
શિખાયૈ વષટ્ ।
**ઉમા દારુ જોષિત કી નાઈં । સબહિ નચાવત રામુ ગોસાઈં ॥**
કવચાય હુમ્ ।
**સન્મુખ હોઇ જીવ મોહિ જબહીં । જન્મ કોટિ અઘ નાસહિં તબહીં ॥**
નૈત્રાભ્યાં વૌષટ્ ।
**મામભિરક્ષય રઘુકુલનાયક । ધૃત બર ચાપ રુચિર કર સાયક ॥**
અસ્ત્રાય ફટ્ ।

*ઇતિ હૃદયાદિન્યાસઃ*

## અથ ધ્યાનમ્

**મામવલોકય પંકજલોચન । કૃપા બિલોકનિ સોચ બિમોચન ॥**
**નીલ તામરસ સ્યામ કામ અરિ । હૃદય કંજ મકરંદ મધુપ હરિ ॥**
**જાતુધાન બરૂથ બલ ભંજન । મુનિ સજ્જન રંજન અઘ ગંજન ॥**
**ભૂસુર સસિ નવ બૃંદ બલાહક । અસરન સરન દીન જન ગાહક ॥**
**ભુજબલ બિપુલ ભાર મહિ ખંડિત । ખર દૂષન બિરાધ બધ પંડિત ॥**
**રાવનારિ સુખરૂપ ભૂપબર । જય દસરથ કુલ કુમુદ સુધાકર ॥**
**સુજસ પુરાન બિદિત નિગમાગમ । ગાવત સુર મુનિ સંત સમાગમ ॥**
**કારુનીક બ્યલીક મદ ખંડન । સબ બિધિ કુસલ કોસલા મંડન ॥**
**કલિ મલ મથન નામ મમતાહન । તુલસિદાસ પ્રભુ પાહિ પ્રનત જન ॥**

*ઇતિ ધ્યાનમ્*

શ્રીગણેશાય નમઃ

શ્રીજાનકીવલ્લભો વિજયતે

# શ્રીરામચરિતમાનસ



## પ્રથમ સોપાન



## બાલકાંડ

### શ્લોક

**વર્ણાનામર્થસંઘાનાં રસાનાં છન્દસામપિ ।**
**મઙ્ગલાનાં ચ કર્ત્તારૌ વન્દે વાણીવિનાયકૌ ॥ ૧॥**

અક્ષરો, અર્થસમૂહો, રસો, છન્દો અને મંગળોને કરનારાં સરસ્વતીજી તેમજ ગણેશજીની હું વંદના કરું છું. ॥ ૧ ॥

**ભવાનીશંકરૌ વન્દે શ્રદ્ધાવિશ્વાસરૂપિણૌ ।**
**યાભ્યાં વિના ન પશ્યન્તિ સિદ્ધાઃ સ્વાન્તઃસ્થમીશ્વરમ્ ॥ ૨॥**

શ્રદ્ધા અને વિશ્વાસનાં સ્વરૂપ શ્રીપાર્વતીજી અને શ્રીશંકરજીની હું વંદના કરું છું, જેમના વિના સિદ્ધજનો પોતાના અંતઃકરણમાં બિરાજેલા ઈશ્વરને જોઈ શકતા નથી. ॥ ૨ ॥

**વન્દે બોધમયં નિત્યં ગુરું શંકરરૂપિણમ્ ।**
**યમાશ્રિતો હિ વક્રોઽપિ ચન્દ્રઃ સર્વત્ર વન્દ્યતે ॥ ૩॥**

જ્ઞાનમય, નિત્ય, શંકરરૂપી ગુરુની હું વંદના કરું છું, જેમનો આશ્રિત હોવાથી જ વાંકો ચન્દ્રમા પણ સર્વત્ર પૂજાય છે. ॥ ૩ ॥

**સીતારામગુણગ્રામપુણ્યારણ્યવિહારિણૌ ।**
**વન્દે વિશુદ્ધવિજ્ઞાનૌ કવીશ્વરકપીશ્વરૌ ॥ ૪॥**

શ્રીસીતારામજીના ગુણસમૂહરૂપી પવિત્ર વનમાં વિચરનારા, વિશુદ્ધ વિજ્ઞાનસમ્પન્ન કવીશ્વર, શ્રીવાલ્મીકિજી અને કપીશ્વર શ્રીહનુમાનજીની હું વંદના કરું છું. ॥ ૪ ॥

**ઉદ્‌ભવસ્થિતિસંહારકારિણીં ક્લેશહારિણીમ્ ।**
**સર્વશ્રેયસ્કરીં સીતાં નતોઽહં રામવલ્લભામ્ ॥ ૫॥**

ઉત્પત્તિ, સ્થિતિ (પાલન) અને સંહાર કરનારાં, ક્લેશોને હરનારાં તથા સંપૂર્ણ કલ્યાણોને કરનારાં શ્રીરામચંદ્રજીનાં પ્રિયતમા શ્રીસીતાજીને હું નમસ્કાર કરું છું. ॥ ૫ ॥

**યન્માયાવશવર્ત્તિ વિશ્વમખિલં બ્રહ્માદિદેવાસુરા**
**યત્સત્ત્વાદમૃષૈવ ભાતિ સકલં રજ્જૌ યથાહેર્ભ્રમઃ ।**
**યત્પાદપ્લવમેકમેવ હિ ભવામ્ભોધેસ્તિતીર્ષાવતાં**
**વન્દેઽહં તમશેષકારણપરં રામાખ્યમીશં હરિમ્ ॥ ૬॥**

જેમની માયાને સમ્પૂર્ણ વિશ્વ, બ્રહ્માદિ દેવતાઓ અને અસુરો વશીભૂત છે, જેમના પ્રભાવથી દોરડામાં સર્પના ભ્રમની જેમ આ આખું દૃશ્ય જગત સત્ય જ પ્રતીત થાય છે અને જેમના ચરણો જ ભવસાગરને પાર કરવા ઈચ્છનારાઓ માટે એકમાત્ર નૌકા છે, તે બધાં જ કારણોથી પર (કારણોના કારણ અને સર્વથી શ્રેષ્ઠ) 'રામ' નામે ઓળખાતા ભગવાન હરિની હું વંદના કરું છું. ॥ ૬ ॥

**નાનાપુરાણનિગમાગમસમ્મતં યદ્**
**રામાયણે નિગદિતં ક્વચિદન્યતોઽપિ ।**
**સ્વાન્તઃસુખાય તુલસી રઘુનાથગાથા-**
**ભાષાનિબન્ધમતિમઞ્જુલમાતનોતિ ॥ ૭॥**

અનેક પુરાણો, વેદો અને [તન્ત્ર] શાસ્ત્રસંમત તથા જે રામાયણમાં વર્ણિત છે અને અન્યત્રથી પણ ઉપલબ્ધ શ્રીરઘુનાથજીની કથાને તુલસીદાસ પોતાના અંતઃકરણના સુખ માટે અત્યંત મનોહર ભાષા-રચનામાં વિસ્તૃત કરે છે. ॥ ૭ ॥

**સો૦ – જો સુમિરત સિધિ હોઇ ગન નાયક કરિબર બદન ।**
**કરઉ અનુગ્રહ સોઇ બુદ્ધિ રાસિ સુભ ગુન સદન ॥ ૧॥**

જેમનું સ્મરણ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, જે ગણોના સ્વામી અને સુંદર હાથીના મુખવાળા છે, એ જ બુદ્ધિના ભંડાર અને શુભ ગુણોના ધામ (શ્રીગણેશજી) મારા પર કૃપા કરો. ॥ ૧ ॥

**મૂક હોઇ બાચાલ પંગુ ચઢ઼ઇ ગિરિબર ગહન ।**
**જાસુ કૃપાઁ સો દયાલ દ્રવઉ સકલ કલિ મલ દહન ॥ ૨॥**

જેમની કૃપાથી મૂંગો ઘણું જ સુંદર બોલનારો થાય છે અને લંગડો-લૂલો દુર્ગમ પર્વત પર ચઢી જાય છે, તે કળિયુગનાં સર્વે પાપોને બાળી નાખનારા દયાળુ (ભગવાન) મારા પર મહેર કરો. ॥ ૨ ॥

**નીલ સરોરુહ સ્યામ તરુન અરુન બારિજ નયન ।**
**કરઉ સો મમ ઉર ધામ સદા છીરસાગર સયન ॥ ૩॥**

જેમનો નીલકમળ સમાન શ્યામવર્ણ છે, જેમનાં નેત્રો પૂર્ણ રૂપે ખીલેલા લાલ કમળ જેવાં છે અને જેઓ સદૈવ ક્ષીરસાગરમાં શયન કરે છે, તે ભગવાન (નારાયણ) મારા હૃદયમાં નિવાસ કરો. ॥ ૩ ॥

**કુંદ ઈંદુ સમ દેહ ઉમા રમન કરુના અયન ।**
**જાહિ દીન પર નેહ કરઉ કૃપા મર્દન મયન ॥ ૪॥**

મોગરાનાં પુષ્પ અને ચન્દ્રમા જેવું (ગૌરું) જેમનું શરીર છે, જે પાર્વતીજીના પ્રિયતમ અને દયાના ધામ છે અને જેમને દીનજનો પ્રત્યે સ્નેહ છે, તે કામદેવનું મર્દન કરનારા (શંકરજી) મારા પર કૃપા કરો. ॥ ૪ ॥

**બંદઉઁ ગુરુ પદ કંજ કૃપા સિંધુ નરરૂપ હરિ ।**
**મહામોહ તમ પુંજ જાસુ બચન રબિ કર નિકર ॥ ૫॥**

હું ગુરુમહારાજના ચરણકમળોની વંદના કરું છું, જેઓ દયાના સાગર અને નરરૂપે શ્રીહરિ જ છે અને જેમનાં વચન મહામોહરૂપી ઘોર અંધકારનો નાશ કરવા માટે સૂર્યકિરણોના સમૂહ છે. ॥ ૫ ॥

**ચો૦ – બંદઉઁ ગુરુ પદ પદુમ પરાગા । સુરુચિ સુબાસ સરસ અનુરાગા ॥**
**અમિઅ મૂરિમય ચૂરન ચારૂ । સમન સકલ ભવ રુજ પરિવારૂ ॥ ૧॥**

હું ગુરુમહારાજના ચરણકમળોની રજની વંદના કરું છું, જે સુરુચિ (સુંદર સ્વાદ), સુગંધ તથા અનુરાગરૂપી રસથી પૂર્ણ છે. તે અમર મૂળ(સંજીવની)નું ઉત્તમ ચૂર્ણ છે, જે સમ્પૂર્ણ ભવરોગોના પરિવારને નાશ કરનારું છે. ॥ ૧ ॥

**સુકૃતિ સંભુ તન બિમલ બિભૂતી । મંજુલ મંગલ મોદ પ્રસૂતી ॥**
**જન મન મંજુ મુકુર મલ હરની । કિએँ તિલક ગુન ગન બસ કરની ॥ ૨॥**

એ રજ સુકૃતી(પુણ્યવાન પુરુષ)રૂપી શિવજીના શરીર પર સુશોભિત નિર્મળ વિભૂતિ છે અને સુન્દર કલ્યાણ તથા આનંદની જનની છે, ભક્તના મનરૂપી સુન્દર દર્પણના મેલને દૂર કરનારી અને તિલક કરવાથી ગુણોના સમૂહને વશ કરનારી છે. ॥ ૨ ॥

**શ્રીગુર પદ નખ મનિ ગન જોતી । સુમિરત દિબ્ય દૃષ્ટિ હિયઁ હોતી ॥**
**દલન મોહ તમ સો સપ્રકાસૂ । બડ઼े ભાગ ઉર આવઈ જાસૂ ॥ ૩॥**

શ્રીગુરુમહારાજના ચરણ-નખોની જ્યોતિ મણિઓના પ્રકાશ જેવી છે, જેનું સ્મરણ કરતાં જ હૃદયમાં દિવ્યદૃષ્ટિ ઉત્પન્ન થઈ જાય છે. એ પ્રકાશ અજ્ઞાનરૂપી અંધકારને નાશ કરનારો છે; એ જેના હૃદયમાં આવી જાય છે તેનું મોટું ભાગ્ય છે. ॥ ૩ ॥

**ઉઘરહિં બિમલ બિલોચન હી કે । મિટહિં દોષ દુખ ભવ રજની કે ॥**
**સૂઝહિં રામ ચરિત મનિ માનિક । ગુપુત પ્રગટ જહઁ જો જેહિ ખાનિક ॥ ૪॥**

એના હૃદયમાં આવતાં જ હૃદયનાં નિર્મળ નેત્રો ખૂલી જાય છે અને સંસારરૂપી રાત્રિનાં દોષ-દુઃખ નાશ પામે છે તેમજ શ્રીરામચરિત્રરૂપી મણિ અને માણિક્ય, ગુપ્ત અને પ્રગટ જ્યાં જે ખાણમાં છે, તે બધાં દેખાવા લાગે છે. ॥ ૪ ॥

**દો૦ – જથા સુઅંજન અંજિ દગ સાધક સિદ્ધ સુજાન।**
**કૌતુક દેખત સૈલ બન ભૂતલ ભૂરિ નિધાન ॥ ૧॥**

જેમ સિદ્ધાંજનને નેત્રોમાં આંજી સાધક, સિદ્ધ અને સુજ્ઞજનો પર્વતો, વનો અને પૃથ્વીના અંદર આશ્ચર્યપૂર્વક ઘણી ખાણો જુએ છે. ॥ ૧ ॥

**ચૌ૦ – ગુરુ પદ રજ મૃદુ મંજુલ અંજન। નયન અમિઅ દગ દોષ બિભંજન ॥**
**તેહિં કરિ બિમલ બિબેક બિલોચન। બરનઉઁ રામ ચરિત ભવ મોચન ॥ ૧॥**

શ્રીગુરુમહારાજના ચરણોની રજ કોમળ અને સુંદર નયનામૃત-અંજન છે, જે નેત્રોના દોષોને નાશ કરનાર છે. તે અંજનથી વિવેકરૂપી નેત્રોને નિર્મળ કરીને હું સંસારરૂપી બંધનથી મુક્ત કરાવનાર શ્રીરામચરિત્રનું વર્ણન કરું છું. ॥ ૧ ॥

**બંદઉઁ પ્રથમ મહીસુર ચરના। મોહ જનિત સંસય સબ હરના ॥**
**સુજન સમાજ સકલ ગુન ખાની। કરઉઁ પ્રનામ સપ્રેમ સુબાની ॥ ૨॥**

પહેલાં તો પૃથ્વીના દેવતા બ્રાહ્મણોના ચરણોની હું વંદના કરું છું, જે અજ્ઞાનથી ઉત્પન્ન સર્વ સંશયોને હરનારા છે. તે પછી સર્વ ગુણોની ખાણ - સંતસમાજને પ્રેમપૂર્વક સુન્દર વાણીથી પ્રણામ કરું છું. ॥ ૨ ॥

**સાધુ ચરિત સુભ ચરિત કપાસૂ। નિરસ બિસદ ગુનમય ફલ જાસૂ ॥**
**જો સહિ દુખ પરછિદ્ર દુરાવા। બંદનીય જેહિં જગ જસ પાવા ॥ ૩॥**

સંતોનાં ચરિત્ર કપાસનાં ચરિત્ર (જીવન) જેવાં શુભ છે, જેનાં ફળ નીરસ, વિશદ અને ગુણમય હોય છે (કપાસનું જીંડવું નીરસ હોય છે, સંત-ચરિત્રમાં પણ વિષયાસક્તિ નથી, તેથી તે પણ નીરસ છે; કપાસ ઉજ્જ્વળ હોય છે, સંતનું હૃદય પણ અજ્ઞાન અને પાપરૂપી અંધકારથી રહિત હોય છે, માટે તે વિશદ છે; અને કપાસમાં ગુણો (તંતુઓ) હોય છે, આ પ્રમાણે સંતનું ચરિત્ર પણ સદ્ગુણોનો ભંડાર હોય છે, માટે તે ગુણમય છે.) [જેમ કપાસનો દોરો સોયે કરેલા કાણાને પોતાનું તન અર્પીને ઢાંકી દે છે; અથવા કપાસ જેમ લોઢાવાનાં, કંતાવાનાં અને વણાવાનાં કષ્ટો સહીને પણ વસ્ત્રરૂપે પરિણમી અન્યોનાં ગોપનીય સ્થાનોને ઢાંકે છે, તે જ પ્રમાણે] સંત સ્વયં દુઃખ વેઠીને બીજાઓનાં છિદ્રો(દોષો)ને ઢાંકે છે, જેના કારણે તેમણે જગતમાં વંદનીય યશ પ્રાપ્ત કર્યો છે. ॥ ૩ ॥

**મુદ મંગલમય સંત સમાજૂ। જો જગ જંગમ તીરથરાજૂ ॥**
**રામ ભક્તિ જહઁ સુરસરિ ધારા। સરસઇ બ્રહ્મ બિચાર પ્રચારા ॥ ૪॥**

સંતોનો સમાજ આનંદ અને કલ્યાણમય છે, જે જગતમાં હરતું-ફરતું તીર્થરાજ (પ્રયાગ) છે. જ્યાં (તે સંતસમાજરૂપી પ્રયાગરાજમાં) રામભક્તિરૂપી ગંગાજીની ધારા છે અને બ્રહ્મવિચારનો પ્રચાર સરસ્વતીજી છે. ॥ ૪ ॥

**બિધિ નિષેધમય કલિમલ હરની। કરમ કથા રબિનંદનિ બરની ॥**
**હરિ હર કથા બિરાજતિ બેની। સુનત સકલ મુદ મંગલ દેની ॥ ૫॥**

વિધિ અને નિષેધ(આ કરો અને આ ન કરો)રૂપી કર્મોની કથા કળિયુગનાં પાપોને હરનાર સૂર્યપુત્રી યમુનાજી છે અને ભગવાન વિષ્ણુ અને શંકરજીની કથાઓ ત્રિવેણીરૂપે સુશોભિત છે, જે સાંભળતાં જ સર્વ આનંદ અને કલ્યાણ આપનારી છે. ॥ ૫ ॥

**બટુ બિસ્વાસ અચલ નિજ ધરમા । તીરથરાજ સમાજ સુકરમા ॥**
**સબહિ સુલભ સબ દિન સબ દેસા । સેવત સાદર સમન કલેસા ॥ ૬॥**

[તે સંતસમાજરૂપી પ્રયાગમાં] પોતાના ધર્મમાં જે અડગ વિશ્વાસ છે તે અક્ષયવટ છે, અને શુભકર્મ જ તે તીર્થરાજનો સમાજ (પરિસર) છે. તે (સંતસમાજરૂપી પ્રયાગરાજ) બધા દેશોમાં, સર્વ કાળે, બધાને સરળતાથી પ્રાપ્ત થઈ શકે છે અને આદરપૂર્વક સેવન કરવાથી ક્લેશોનો નાશ કરનાર છે. ॥ ૬ ॥

**અકથ અલૌકિક તીરથરાઊ । દેઈ સદ્ય ફલ પ્રગટ પ્રભાઊ ॥ ૭॥**

તે તીર્થરાજ અલૌકિક અને અકથનીય છે, તથા તત્કાળ ફળ આપનારું છે; તેનો પ્રભાવ પ્રત્યક્ષ છે. ॥ ૭ ॥

**દો૦ – સુનિ સમુઝહિં જન મુદિત મન મજ્જહિં અતિ અનુરાગ ।**
**લહહિં ચારિ ફલ અછત તનુ સાધુ સમાજ પ્રયાગ ॥ ૨॥**

જે મનુષ્ય આ સંત-સમાજરૂપી તીર્થરાજનો મહિમા પ્રસન્ન મનથી સાંભળે અને સમજે છે, વળી, અત્યંત પ્રેમપૂર્વક તેમાં ડૂબકીઓ મારે છે, તે આ શરીરે જ ધર્મ, અર્થ, કામ, મોક્ષ - ચારેય ફળ પામી જાય છે. ॥ ૨ ॥

**ચૌ૦ – મજ્જન ફલ પેખિઅ તતકાલા । કાક હોહિં પિક બકઉ મરાલા ॥**
**સુનિ આચરજ કરૈ જનિ કોઈ । સતસંગતિ મહિમા નહિં ગોઈ ॥ ૧॥**

આ તીર્થરાજમાં સ્નાનનું ફળ તત્કાળ એવું જોવામાં આવે છે કે કાગડા કોયલ બની જાય છે અને બગલાં હંસ. આ સાંભળીને કોઈ આશ્ચર્ય ન પામે, કેમકે સત્સંગનો મહિમા છૂપો નથી. ॥ ૧ ॥

**બાલમીક નારદ ઘટજોની । નિજ નિજ મુખનિ કહી નિજ હોની ॥**
**જલચર થલચર નભચર નાના । જે જડ઼ ચેતન જીવ જહાના ॥ ૨॥**

વાલ્મીકિજી, નારદજી અને અગસ્ત્યજીએ પોતપોતાના મુખથી પોતાની કરણી (જીવનનું વૃતાન્ત) કહી છે. જળમાં રહેનારા, જમીન પર ચાલનારા અને આકાશમાં વિચરનારા અનેક પ્રકારના જેટલા જડ-ચેતન જીવો આ જગતમાં છે, ॥ ૨॥

**મતિ કીરતિ ગતિ ભૂતિ ભલાઈ । જબ જેહિં જતન જહાઁ જેહિં પાઈ ॥**
**સો જાનબ સતસંગ પ્રભાઊ । લોકહુઁ બેદ ન આન ઉપાઊ ॥ ૩॥**

તેમનામાંથી જેણે, જે સમયે જે કોઈ પણ સ્થળે, જે કોઈ યત્નથી બુદ્ધિ, કીર્તિ, સદ્‌ગતિ, વિભૂતિ (ઐશ્વર્ય) અને ભલાઈ મેળવી છે; તે સર્વ સત્સંગનો જ પ્રભાવ માનવો જોઈએ. વેદોમાં અને લોકોમાં તેની પ્રાપ્તિનો અન્ય કોઈ ઉપાય નથી. ॥ ૩॥

**બિનુ સતસંગ બિબેક ન હોઈ। રામ કૃપા બિનુ સુલભ ન સોઈ॥**
**સતસંગત મુદ મંગલ મૂલા। સોઈ ફલ સિધિ સબ સાધન ફૂલા॥૪॥**

સત્સંગ વિના વિવેક નથી મળતો અને શ્રીરામજીની કૃપા વિના તે સત્સંગ સરળતાથી મળતો નથી. સત્‌સંગતિ આનંદ અને કલ્યાણનું મૂળ છે. સત્સંગની પ્રાપ્તિ (સિદ્ધિ) જ ફળ છે અને સર્વે સાધનો તો ફૂલ છે. ॥૪॥

**સઠ સુધરહિં સતસંગતિ પાઈ। પારસ પરસ કુધાત સુહાઈ॥**
**બિધિ બસ સુજન કુસંગત પરહીં। ફનિ મનિ સમ નિજ ગુન અનુસરહીં॥૫॥**

દુષ્ટો પણ સત્સંગતિ પામીને સુધરી જાય છે, જેમ પારસમણિના સ્પર્શથી લોખંડ પણ સોહામણું થઈ જાય છે. (સુંદર સોનું બની જાય છે.) પરંતુ દૈવયોગે ક્યારેક જો સજ્જન કુસંગતિમાં પડી જાય છે, તો તે ત્યાં પણ સાપના મણિની જેમ પોતાના ગુણોનું જ અનુસરણ કરે છે (અર્થાત્ જેવી રીતે સાપનો સંસર્ગ પામીને પણ મણિ તેના વિષને ગ્રહણ કરતો નથી તથા પોતાના સરળ ગુણ પ્રકાશને છોડતો નથી, તેવી રીતે સાધુ પુરુષો દુષ્ટોના સાથે રહીને પણ બીજાઓને પ્રકાશ જ આપે છે, દુષ્ટોનો તેઓ પર કોઈ પ્રભાવ પડતો નથી). ॥૫॥

**બિધિ હરિ હર કબિ કોબિદ બાની। કહત સાધુ મહિમા સકુચાની॥**
**સો મો સન કહિ જાત ન કૈસેં। સાક બનિક મનિ ગુન ગન જૈસેં॥૬॥**

બ્રહ્મા, વિષ્ણુ, શિવ, કવિ અને પંડિતોની વાણી પણ સંતમહિમાનું વર્ણન કરતાં સંકોચાય છે; જે મારાથી કોઈ પણ રીતે કહી શકાતો નથી, જેમ શાકભાજી વેચનારાથી મણિઓના ગુણસમૂહ કહી શકાતા નથી. ॥૬॥

**દો૰– બંદઉઁ સંત સમાન ચિત હિત અનહિત નહિં કોઇ।**
**અંજલિ ગત સુભ સુમન જિમિ સમ સુગંધ કર દોઇ॥૩(ક)॥**

હું સંતોને પ્રણામ કરું છું, જેમના ચિત્તમાં સમતા છે, જેમનો ન કોઈ મિત્ર છે અને ન કોઈ શત્રુ! જેમ અંજલિમાં રાખેલાં સુંદર ફૂલ [જે હાથે ફૂલોને ચૂંટ્યા અને જેણે તેઓને રાખ્યાં તે] બન્નેય હાથોને સમાનરૂપે સુગન્ધિત કરે છે [તેમ જ સંત શત્રુ અને મિત્ર બન્નેનું સમાનરૂપે જ કલ્યાણ કરે છે] ॥૩(ક)॥

**સંત સરલ ચિત જગત હિત જાનિ સુભાઉ સનેહુ।**
**બાલબિનય સુનિ કરિ કૃપા રામ ચરન રતિ દેહુ॥૩(ખ)॥**

સંતો સરળહૃદયી અને જગતને હિતકારી હોય છે, તેમના એવા સ્વભાવ અને સ્નેહને જાણીને હું વિનય કરું છું, મારા આ બાળ-વિનયને સાંભળી કૃપા કરીને શ્રીરામજીના ચરણોમાં મને પ્રીતિ આપો. ॥૩(ખ)॥

**ચૌ૰– બહુરિ બંદિ ખલ ગન સતિભાએઁ। જે બિનુ કાજ દાહિનેહુ બાએઁ॥**
**પર હિત હાનિ લાભ જિન્હ કેરેં। ઉજરેં હરષ બિષાદ બસેરેં॥૧॥**

હવે, હું ખરા ભાવથી દુષ્ટોને પ્રણામ કરું છું, જે કારણ વિના પણ પોતાનું હિત કરનાર પર પણ પ્રતિકૂળ આચરણ કરે છે. અન્યોના હિતની હાનિ જ જેમની દૃષ્ટિએ લાભ છે, જેઓને બીજાઓના ઉજડવાથી હર્ષ અને વસવાથી વિષાદ થાય છે. ॥૧॥

**હરિ હર જસ રાકેસ રાહુ સે। પર અકાજ ભટ સહસબાહુ સે॥**
**જે પર દોષ લખહિં સહસાખી। પર હિત ઘૃત જિન્હ કે મન માખી॥૨॥**

જેઓ હરિ અને હરના યશરૂપી પૂર્ણિમાના ચન્દ્રમા માટે રાહુ જેવા છે (અર્થાત્ જ્યાં પણ ભગવાન વિષ્ણુ અથવા શંકરના યશનું વર્ણન થાય છે, ત્યાં તેઓ વિઘ્ન કરે છે) અને અન્યોની નિંદા કરવામાં સહસ્રબાહુ જેવા વીર છે. જેઓ અન્યોના દોષો હજાર આંખોથી જુએ છે અને અન્યોના હિતરૂપી ઘી માટે જેમનાં મન માખી જેવાં છે (અર્થાત્ જેવી રીતે માખી ઘીમાં પડી તેને ખરાબ કરી નાખે છે અને પોતે પણ મરી જાય છે, તેવી જ રીતે દુષ્ટ લોકો બીજાઓના પરિપૂર્ણ થયેલા કાર્યને પોતાનું નુકસાન કરીને પણ બગાડી નાંખે છે). ॥૨॥

**તેજ કૃસાનુ રોષ મહિષેસા। અઘ અવગુન ધન ધની ધનેસા॥**
**ઉદય કેત સમ હિત સબહી કે। કુંભકરન સમ સોવત નીકે॥૩॥**

જે તેજમાં (બીજાઓને બાળનાર તાપમાં) અગ્નિ અને ક્રોધમાં યમરાજ જેવા છે, પાપ અને અવગુણરૂપી ધનમાં કુબેર જેવા ધની છે, જેમની વૃદ્ધિ બધાના હિતનો નાશ કરવા માટે કેતુ જેવી છે, અને જેઓ કુંભકર્ણની જેમ ઊંઘતા રહે તેમાં જ ભલાઈ છે ॥૩॥

**પર અકાજુ લગિ તનુ પરિહરહીં। જિમિ હિમ ઉપલ કૃષી દલિ ગરહીં॥**
**બંદઉઁ ખલ જસ સેષ સરોષા। સહસ બદન બરનઈ પર દોષા॥૪॥**

જેમ કરા ખેતીનો નાશ કરી પોતે પણ ઓગળી જાય છે, તેવી જ રીતે તેઓ બીજાનું કામ બગાડવા કાજે પોતાનું શરીર પણ તજી દે છે. હું દુષ્ટોને [હજાર મુખવાળા] શેષજી સમાન માનીને પ્રણામ કરું છું, જેઓ પારકા દોષોનું હજાર મુખોથી ઘણા રોષ સાથે વર્ણન કરે છે ॥૪॥

**પુનિ પ્રનવઉઁ પૃથુરાજ સમાના। પર અઘ સુનઈ સહસ દસ કાના॥**
**બહુરિ સક્ર સમ બિનવઉઁ તેહી। સંતત સુરાનીક હિત જેહી॥૫॥**

પુનઃ તેઓને રાજા પૃથુ (જેમણે ભગવાનનો યશ સાંભળવા માટે દસ હજાર કાન માગ્યા હતા) સમાન જાણીને પ્રણામ કરું છું, જેઓ દસ હજાર કાનોથી બીજાઓનાં પાપો સાંભળે છે. તે પછી ઈન્દ્ર સમાન જાણીને તેઓને નમું છું, જેઓને સુરા (મદિરા) સારી અને હિતકારી જણાય છે સુરા + નીક = જેમને મદ્ય પ્રિય છે. [ઈન્દ્રના માટે પણ સુરાનીક, સુર + અનીક = જેમને દેવતાઓની સેના પ્રિય છે અર્થાત્ દેવતાઓની સેના હિતકારી છે]. ॥૫॥

**બચન બજ્ર જેહિ સદા પિઆરા। સહસ નયન પર દોષ નિહારા ॥૬॥**

જેમને કઠોર વચનરૂપી વજ્ર સદૈવ પ્રિય લાગે છે અને જેઓ હજાર આંખોથી અન્યોના દોષોને નિહાળે છે. ॥૬॥

દો૦ – ઉદાસીન અરિ મીત હિત સુનત જરહિં ખલ રીતિ ।
જાનિ પાનિ જુગ જોરિ જન બિનતી કરઈ સપ્રીતિ ॥ ૪॥

દુષ્ટોની આ રીતિ છે કે તેઓ ઉદાસીન, શત્રુ અથવા મિત્ર, કોઈનું પણ હિત સાંભળી બળે છે. આ જાણીને બેઉ કર જોડીને આ સેવક પ્રેમપૂર્વક તેઓને નમે છે.

ચૌ૦ – મૈં અપની દિસિ કીન્હ નિહોરા । તિન્હ નિજ ઓર ન લાઉબ ભોરા ॥
બાયસ પલિઅહિં અતિ અનુરાગા । હોહિં નિરામિષ કબહુઁ કિ કાગા ॥ ૧॥

મેં પોતાની બાજુથી વિનંતી કરી છે, પરંતુ તેઓ પોતાની બાજુથી કદી નહીં ચૂકે. કાગડાઓને ઘણા પ્રેમથી પાળો, પરંતુ તેઓ શું કદી માંસના ત્યાગી થઈ શકશે? ॥૧॥

બંદઉઁ સંત અસજ્જન ચરના । દુખપ્રદ ઉભય બીચ કછુ બરના ॥
બિછુરત એક પ્રાન હરિ લેહીં । મિલત એક દુખ દારુન દેહીં ॥ ૨॥

હવે, હું સંત અને અસંત બંનેના ચરણોની વંદના કરું છું; બંને દુઃખ આપનાર તો છે, પરંતુ બંનેમાં થોડોક તફાવત કહેવાયો છે. તે તફાવત એ છે કે એક (સંત) તો વિખૂટા પડતા સમયે પ્રાણ હરી લે છે અને બીજા (અસંત) મળે છે ત્યારે દારુણ દુઃખ આપે છે. (અર્થાત્ સંતોનો વિયોગ મરણ સમાન દુખદાયી હોય છે અને અસંતોનો મેળાપ.) ॥ ૨॥

ઉપજહિં એક સંગ જગ માહીં । જલજ જોંક જિમિ ગુન બિલગાહીં ॥
સુધા સુરા સમ સાધુ અસાધૂ । જનક એક જગ જલધિ અગાધૂ ॥ ૩॥

બંને (સંત અને અસંત) જગતમાં એક સાથે ઉત્પન્ન થાય છે; પણ [એક સાથે ઉત્પન્ન થનાર] કમળ અને જળોની જેમ તેઓના ગુણ જુદા જુદા હોય છે. (કમળ દર્શન અને સ્પર્શથી સુખ આપે છે, પણ જળો શરીરનો સ્પર્શ થતાંની સાથે જ રક્ત ચૂસવા માંડે છે) સાધુ અમૃત સમાન (મૃત્યુરૂપી સંસારથી ઉગારનાર) અને અસાધુ મદિરા સમાન (મોહ, પ્રમાદ અને જડતા ઉત્પન્ન કરનાર) છે. બંનેને ઉત્પન્ન કરનાર જગતરૂપી અગાધ સમુદ્ર એક જ છે. [શાસ્ત્રોમાં સમુદ્રમંથનથી જ અમૃત અને મદિરા બંનેની ઉત્પત્તિ કહેવાઈ છે]. ॥ ૩॥

ભલ અનભલ નિજ નિજ કરતૂતી । લહત સુજસ અપલોક બિભૂતી ॥
સુધા સુધાકર સુરસરિ સાધૂ । ગરલ અનલ કલિમલ સરિ બ્યાધૂ ॥ ૪॥
ગુન અવગુન જાનત સબ કોઈ । જો જેહિ ભાવ નીક તેહિ સોઈ ॥ ૫॥

ભલા અને બૂરા પોતપોતાની કરણી અનુસાર સુંદર યશ અથવા અપયશની સમ્પત્તિ પામે છે. સાધુ અમૃત, ચન્દ્રમા, ગંગાજી સમાન છે. તથા વ્યાધુ (દુષ્ટો) વિષ, અગ્નિ, કળિયુગનાં પાપોની નદી અર્થાત્ કર્મનાશા સમાન છે. એમના ગુણ-અવગુણ સર્વ કોઈ જાણે છે; પરંતુ જેને જે ગમે છે, તેને તે જ સારું લાગે છે. ॥ ૪-૫॥

દો૦ – ભલો ભલાઇહિ પૈ લહઇ લહઇ નિચાઇહિ નીચુ ।
સુધા સરાહિઅ અમરતાઁ ગરલ સરાહિઅ મીચુ ॥ ૫॥

ભલો ભલાઈથી જ શોભે છે અને નીચ પોતાની નીચતાથી જ શોભે છે. અમૃત અમરતા માટે વખણાય છે અને વિષ મારવા માટે. ॥૫॥

**ચૌ૦ – ખલ અઘ અગુન સાધુ ગુન ગાહા। ઉભય અપાર ઉદધિ અવગાહા ॥**
**તેહિ તેં કછુ ગુન દોષ બખાને। સંગ્રહ ત્યાગ ન બિનુ પહિચાને ॥૧॥**

દુષ્ટોનાં પાપો અને અવગુણોની તથા સાધુઓના ગુણોની કથાઓ - બંનેય અપાર અને અથાગ સમુદ્ર છે. તેમાંથી થોડાક ગુણો અને દોષોનું વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે વગર ઓળખે તેઓના ગ્રહણ કે ત્યાગ ન થઈ શકે. ॥૧॥

**ભલેઉ પોચ સબ બિધિ ઉપજાએ। ગનિ ગુન દોષ બેદ બિલગાએ ॥**
**કહહિં બેદ ઈતિહાસ પુરાના। બિધિ પ્રપંચુ ગુન અવગુન સાના ॥૨॥**

ભલા, બૂરા સર્વે બ્રહ્માએ ઉત્પન્ન કરેલા છે, પણ ગુણ અને દોષોનો વિચાર કરી વેદોએ તેમને જુદા જુદા કરી દીધા છે. વેદ, ઈતિહાસ અને પુરાણ કહે છે કે બ્રહ્માની આ સૃષ્ટિ ગુણ-અવગુણોથી છવાયેલી છે. ॥૨॥

**દુખ સુખ પાપ પુન્ય દિન રાતી। સાધુ અસાધુ સુજાતિ કુજાતી ॥**
**દાનવ દેવ ઊँચ અરુ નીચુ। અમિઅ સુજીવનુ માહુરુ મીચૂ ॥૩॥**
**માયા બ્રહ્મ જીવ જગદીસા। લચ્છિ અલચ્છિ રંક અવનીસા ॥**
**કાસી મગ સુરસરિ ક્રમનાસા। મરુ મારવ મહિદેવ ગવાસા ॥૪॥**
**સરગ નરક અનુરાગ બિરાગા। નિગમાગમ ગુન દોષ બિભાગા ॥૫॥**

દુઃખ-સુખ, પાપ-પુણ્ય, દિન-રાત, સાધુ-અસાધુ, સુજાતિ-કુજાતિ, દાનવ-દેવતા, ઊંચ-નીચ, અમૃત-વિષ, સુજીવન (સુંદર જીવન)-મૃત્યુ, માયા-બ્રહ્મ, જીવ-ઈશ્વર, સમ્પત્તિ - દરિદ્રતા, રંક-રાજા, કાશી-મગધ, ગંગા-કર્મનાશા, મારવાડ-માળવા, બ્રાહ્મણ-કસાઈ, સ્વર્ગ-નરક, અનુરાગ - વૈરાગ્ય [આ સર્વે પદાર્થ બ્રહ્માની સૃષ્ટિમાં છે] એમના ગુણદોષોનો વિભાગ વેદ-શાસ્ત્રોએ કરી દીધેલ છે. ॥૩-૪-૫॥

**દો૦ – જડ઼ ચેતન ગુન દોષમય બિસ્વ કીન્હ કરતાર।**
**સંત હંસ ગુન ગહહિં પય પરિહરિ બારિ બિકાર ॥૬॥**

વિધાતાએ આ જડ-ચેતન વિશ્વને ગુણ-દોષમય રચ્યું છે; પરંતુ સંતરૂપી હંસ દોષરૂપી જળને ત્યજી ગુણરૂપી દૂધને જ ગ્રહણ કરે છે ॥૬॥

**ચૌ૦ – અસ બિબેક જબ દેઇ બિધાતા। તબ તજિ દોષ ગુનહિં મનુ રાતા ॥**
**કાલ સુભાઉ કરમ બરિઆઈં। ભલેઉ પ્રકૃતિ બસ ચુકઇ ભલાઈં ॥૧॥**

વિધાતા જ્યારે આ રીતે (હંસ સમાન) વિવેક આપે છે, ત્યારે દોષોને ત્યજીને મન ગુણોમાં અનુરક્ત થાય છે. કાળ-સ્વભાવ અને કર્મની પ્રબળતાથી ભલા લોકો (સાધુ) પણ માયાને વશ થઈ ક્યારેક ક્યારેક ભલાઈને ચૂકી જાય છે ॥૧॥

**સો સુધારિ હરિજન જિમિ લેહીં। દલિ દુખ દોષ બિમલ જસુ દેહીં॥**
**ખલઉ કરહિં ભલ પાઈ સુસંગૂ। મિટઈ ન મલિન સુભાઉ અભંગૂ॥૨॥**

ભગવાનના ભક્તો જેમ તે ભૂલને સુધારી લે છે અને દુઃખ-દોષોનો નાશ કરી નિર્મળ યશ આપે છે, તે જ પ્રમાણે દુષ્ટો પણ ક્યારેક ક્યારેક ઉત્તમ સંગ પામીને ભલાઈ કરે છે; પરંતુ તેઓનો કદીય નાશ ન પામનાર મલિન સ્વભાવ ટળતો નથી. ॥૨॥

**લખિ સુબેષ જગ બંચક જેઊ। બેષ પ્રતાપ પૂજિઅહિં તેઊ॥**
**ઉઘરહિં અંત ન હોઈ નિબાહૂ। કાલનેમિ જિમિ રાવન રાહૂ॥૩॥**

જેઓ [વેષધારી] ઠગ છે, સારો (સાધુના જેવો) વેષ બનેલો જોઈને વેષના પ્રતાપે તેઓને પણ જગત પૂજે છે; પરંતુ કોઈ ને કોઈ દિને તેમનું પોલ પકડાઈ જ જાય છે. જેમ કાલનેમિ, રાવણ અને રાહુનું પકડાયું હતું તેમ છેવટ સુધી તેમનું કપટ નભતું નથી. ॥૩॥

**કિએહુઁ કુબેષુ સાધુ સનમાનૂ। જિમિ જગ જામવંત હનુમાનૂ॥**
**હાનિ કુસંગ સુસંગતિ લાહૂ। લોકહુઁ બેદ બિદિત સબ કાહૂ॥૪॥**

ખરાબ વેષ ધારણ કરવા છતાં સાધુનું સન્માન જ થાય છે, જેમ જગત્‌માં જાંબવાન અને હનુમાનજીનું થયું. ખરાબ સોબતથી હાનિ અને સારી સંગતથી લાભ થાય છે, આ વાત લોક અને વેદમાં છે અને બધા જ લોકો એને જાણે છે. ॥૪॥

**ગગન ચઢ઼ઈ રજ પવન પ્રસંગા। કીચહિં મિલઈ નીચ જલ સંગા॥**
**સાધુ અસાધુ સદન સુક સારીં। સુમિરહિં રામ દેહિં ગનિ ગારીં॥૫॥**

પવનના સંગથી ધૂળ આકાશે ઊડે છે અને તે જ નીચ (નીચાણવાળા ભાગમાં વહેતા) જળના સંગથી કાદવમાં મળી જાય છે. સાધુ(સજ્જન)ના ઘરનાં પોપટ-મેના રામરામ રટે છે અને અસાધુ (દુર્જન)ના ઘરનાં પોપટ-મેના ગાળોનો વરસાદ યાદ કરી કરી વરસાવે છે. ॥૫॥

**ધૂમ કુસંગતિ કારિખ હોઈ। લિખિઅ પુરાન મંજુ મસિ સોઈ॥**
**સોઈ જલ અનલ અનિલ સંઘાતા। હોઈ જલદ જગ જીવન દાતા॥૬॥**

કુસંગના કારણે ધુમાડો મેશ બને છે, તે જ ધુમાડો [સુસંગતથી] સુંદર સાહી બનીને પુરાણ લખવાના કામમાં આવે છે અને તે જ ધુમાડો જળ, અગ્નિ અને પવનના સંગથી વાદળ બનીને જગતને જીવન આપનાર બની જાય છે. ॥૬॥

**દો૦ – ગ્રહ ભેષજ જલ પવન પટ પાઈ કુજોગ સુજોગ।**
**હોહિં કુબસ્તુ સુબસ્તુ જગ લખહિં સુલચ્છન લોગ॥૭ (ક)॥**

ગ્રહ, ઔષધ, જળ, વાયુ અને વસ્ત્ર - આ બધાં જ કુસંગ અને સુસંગ પામીને સંસારમાં સારા અને નરસા પદાર્થ બની જાય છે. ચતુર અને વિચારશીલ પુરુષો જ આ વાતને સમજી શકે છે. ॥૭ (ક)॥

**સમ પ્રકાસ તમ પાખ દુહુઁ નામ ભેદ બિધિ કીન્હ ।**
**સસિ સોષક પોષક સમુઝિ જગ જસ અપજસ દીન્હ ॥ ૭ (ખ)॥**

મહિનાના બંને પખવાડિયાંમાં પ્રકાશ અને અંધકાર સમાન જ રહે છે, પરંતુ વિધાતાએ તેમના નામમાં ભેદ કર્યો છે (એકનું નામ શુક્લ અને બીજાનું નામ કૃષ્ણ રાખી દીધું). એકને ચન્દ્રમાને વૃદ્ધિ આપનાર અને બીજાને ઘટાડનાર સમજીને જગતે એકને સુયશ અને બીજાને અપયશ આપ્યો છે ॥ ૭ (ખ)॥

**જડ઼ ચેતન જગ જીવ જત સકલ રામમય જાનિ ।**
**બંદઉઁ સબ કે પદ કમલ સદા જોરિ જુગ પાનિ ॥ ૭ (ગ)॥**

જગતમાં જેટલા જડ અને ચેતન જીવો છે, બધાને રામમય જાણીને હું તે બધાનાં ચરણકમળોની સદા બન્ને હાથ જોડીને વંદના કરું છું. ॥ ૭ (ગ)॥

**દેવ દનુજ નર નાગ ખગ પ્રેત પિતર ગંધર્બ ।**
**બંદઉઁ કિંનર રજનિચર કૃપા કરહુ અબ સર્બ ॥ ૭ (ઘ)॥**

દેવતા, દૈત્ય, મનુષ્ય, નાગ, પક્ષી, પ્રેત, પિતૃ, ગંધર્વ, કિન્નર અને નિશાચર સર્વેને હું પ્રણામ કરું છું. હવે, બધા મારા પર કૃપા કરો. ॥ ૭(ઘ) ॥

**ચૌ૦ – આકર ચારિ લાખ ચૌરાસી । જાતિ જીવ જલ થલ નભ બાસી ॥**
**સીય રામમય સબ જગ જાની । કરઉઁ પ્રનામ જોરિ જુગ પાની ॥ ૧॥**

ચોર્યાસી લાખ યોનિઓમાં ચાર પ્રકારના (સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિજ્જ, જરાયુજ) જીવ જળ, પૃથ્વી અને આકાશમાં રહે છે, તે સર્વેથી ભરેલા આ સમસ્ત સંસારને શ્રીસીતારામમય જાણીને હું બંનેય હાથ જોડી પ્રણામ કરું છું. ॥ ૧॥

**જાનિ કૃપાકર કિંકર મોહૂ । સબ મિલિ કરહુ છાડ઼િ છલ છોહૂ ॥**
**નિજ બુધિ બલ ભરોસ મોહિ નાહીં । તાતેં બિનય કરઉઁ સબ પાહીં ॥ ૨॥**

મને પોતાનો દાસ જાણીને દયાની ખાણરૂપ આપ સર્વે મળીને કપટ ત્યજી કૃપા કરો. મને પોતાનાં બુદ્ધિ-બળ પર વિશ્વાસ નથી. એટલે હું સૌને વિનંતી કરું છું. ॥ ૨॥

**કરન ચહઉઁ રઘુપતિ ગુન ગાહા । લઘુ મતિ મોરિ ચરિત અવગાહા ॥**
**સૂઝ ન એકઉ અંગ ઉપાઊ । મન મતિ રંક મનોરથ રાઊ ॥ ૩॥**

હું શ્રીરઘુનાથજીના ગુણોનું વર્ણન કરવા ઇચ્છું છું, પરંતુ મારી બુદ્ધિ ઓછી છે અને શ્રીરામજીનું ચરિત્ર અગાધ છે. તે માટે મને કાવ્યના એક પણ ઉપાય અને અંગનું જ્ઞાન નથી. મારું મન અને બુદ્ધિ દરિદ્રનાં છે, પરંતુ મનોરથ રાજાનો છે. ॥ ૩॥

**મતિ અતિ નીચ ઊઁચિ રુચિ આછી । ચહિઅ અમિઅ જગ જુરઇ ન છાછી ॥**
**છમિહહિં સજ્જન મોરિ ઢિઠાઈ । સુનિહહિં બાલબચન મન લાઈ ॥ ૪॥**

મારી બુદ્ધિ તો અત્યંત અલ્પ છે અને આકાંક્ષા ઘણી ઊંચી છે; ઈચ્છા તો અમૃત પામવાની છે, પણ જગતમાં છાશ પણ નથી મેળવી શકતો. સજ્જનો મારી ધૃષ્ટતાને ક્ષમા કરશે અને મારાં બાળવચનોને મનથી (પ્રેમપૂર્વક) સાંભળશે. ॥૪॥

**જૌં બાલક કહ તોતરિ બાતા। સુનહિં મુદિત મન પિતુ અરુ માતા॥**
**હઁસિહહિં કૂર કુટિલ કુબિચારી। જે પર દૂષન ભૂષનધારી॥૫॥**

જેમ બાળક જ્યારે તોતડાં વચન કહે છે તો તેનાં માતાપિતા તે પ્રસન્નચિત્તથી સાંભળે છે. પરંતુ ક્રૂર, કુટિલ અને ખોટા વિચારવાળા લોકો જે અન્યોના દોષોને જ ભૂષણરૂપે ધારણ કરનારા છે (અર્થાત્ જેઓને પારકા દોષો જ પ્રિય લાગે છે) તેઓ હસશે. ॥૫॥

**નિજ કબિત્ત કેહિ લાગ ન નીકા। સરસ હોઉ અથવા અતિ ફીકા॥**
**જે પર ભનિતિ સુનત હરષાહીં। તે બર પુરુષ બહુત જગ નાહીં॥૬॥**

રસીલી હોય કે અત્યંત મોળી (નીરસ), પોતાની કવિતા કોને સારી નથી લાગતી? પરંતુ જેઓ બીજાની રચનાને સાંભળી હર્ષિત થાય છે, તેવા ઉત્તમ પુરુષ જગતમાં ઘણા નથી. ॥૬॥

**જગ બહુ નર સર સરિ સમ ભાઈ। જે નિજ બાઢ઼િ બઢ઼હિં જલ પાઈ॥**
**સજ્જન સકૃત સિંધુ સમ કોઈ। દેખિ પૂર બિધુ બાઢ઼ઈ જોઈ॥૭॥**

હે ભાઈ! જગતમાં તળાવો અને નદીઓની જેમ મનુષ્ય ઘણા છે, જેઓ નવું જળ પામીને પોતાના જ પૂરથી વધે છે (અર્થાત્ પોતાની ઉન્નતિથી પ્રસન્ન બને છે). સમુદ્ર જેવો તો કોઈ એક વિરલો જ સજ્જન હોય છે, જે પૂર્ણ ચન્દ્રમાને જોઈ (અન્યોના ઉત્કર્ષ જોઈને) હર્ષિત થઈ જાય છે. ॥૭॥

**દો૦ – ભાગ છોટ અભિલાષુ બડ઼ કરઉઁ એક બિસ્વાસ।**
**પૈહહિં સુખ સુનિ સુજન સબ ખલ કરિહહિં ઉપહાસ॥૮॥**

મારું ભાગ્ય નાનું છે અને ઈચ્છા ઘણી મોટી છે, પરંતુ મને એક વિશ્વાસ છે કે આને સાંભળીને સજ્જનો સર્વે સુખ પામશે અને દુષ્ટો મશ્કરી કરશે. ॥૮॥

**ચૌ૦ – ખલ પરિહાસ હોઇ હિત મોરા। કાક કહહિં કલકંઠ કઠોરા॥**
**હંસહિ બક દાદુર ચાતકહી। હઁસહિં મલિન ખલ બિમલ બતકહી॥૧॥**

પરંતુ દુષ્ટોના હસવાથી તો મારું હિત જ થશે. મધુર કંઠવાળી કોયલને કાગડાઓ તો કઠોર જ કહેતા હોય છે. જેમ બગલા હંસને અને દેડકાં ચાતકને હસે છે, તેવી જ રીતે મલિન મનવાળા દુષ્ટો નિર્મળ વાણી પ્રત્યે હસે છે. ॥૧॥

**કબિત રસિક ન રામ પદ નેહૂ। તિન્હ કહઁ સુખદ હાસ રસ એહૂ॥**
**ભાષા ભનિતિ ભોરિ મતિ મોરી। હઁસિબે જોગ હઁસે નહિં ખોરી॥૨॥**

જેઓ કવિતાના રસિક છે પણ જેઓને શ્રીરામચન્દ્રજીના ચરણોમાં પ્રીતિ નથી, તેમના માટે પણ આ કવિતા સુખદ હાસ્યરસનું કામ આપશે. પ્રથમ તો આ ભાષાની રચના છે, બીજું મારી બુદ્ધિ ભોળી છે, એટલે આ હસવાયોગ્ય તો છે જ, હસવામાં તેઓનો કોઈ દોષ નથી. ॥૨॥

**પ્રભુ પદ પ્રીતિ ન સામુઝિ નીકી। તિન્હહિ કથા સુનિ લાગિહિ ફીકી॥**
**હરિ હર પદ રતિ મતિ ન કુતરકી। તિન્હ કહુઁ મધુર કથા રઘુબર કી॥૩॥**

જેઓને ન તો પ્રભુના ચરણોમાં પ્રીતિ છે અને ન તો સારી સમજણ છે, તેઓને આ કથા સાંભળવામાં મોળી (નીરસ) લાગશે. જેમને શ્રીહરિ (ભગવાન વિષ્ણુ) અને શ્રીહર(ભગવાન શિવ)ના ચરણોમાં પ્રીતિ છે તથા જેમની બુદ્ધિ કુતર્ક કરનારી નથી (જે શ્રીહરિ-હરમાં ભેદ કે ઊંચ-નીચની કલ્પના નથી કરતા), તેઓને શ્રીરઘુનાથજીની આ કથા મીઠી (મધુરી) લાગશે. ॥૩॥

**રામ ભગતિ ભૂષિત જિયઁ જાની। સુનિહહિં સુજન સરાહિ સુબાની॥**
**કબિ ન હોઉઁ નહિં બચન પ્રબીનૂ। સકલ કલા સબ બિદ્યા હીનૂ॥૪॥**

સજ્જનો આ કથાને પોતાના ચિત્તમાં શ્રીરામજીની ભક્તિથી શોભિત જાણીને સુંદર વાણીથી વખાણ કરતાં કરતાં સાભળશે. હું ન તો કવિ છું, ન તો વાક્યરચનામાં પણ કુશળ છું, હું તો સર્વે કળાઓ તથા સર્વે વિદ્યાઓથી રહિત છું. ॥૪॥

**આખર અરથ અલંકૃતિ નાના। છંદ પ્રબંધ અનેક બિધાના॥**
**ભાવ ભેદ રસ ભેદ અપારા। કબિત દોષ ગુન બિબિધ પ્રકારા॥૫॥**

વિવિધ પ્રકારનાં અક્ષર, અર્થ અને અલંકાર, અનેક રીતની છન્દરચના, ભાવો અને રસોના અપાર ભેદ તથા કવિતાના જાત-જાતના ગુણ-દોષ હોય છે. ॥૫॥

**કબિત બિબેક એક નહિં મોરેં। સત્ય કહઉઁ લિખિ કાગદ કોરેં॥૬॥**

તેમાંથી કાવ્યસમ્બન્ધી એક પણ વાતનું જ્ઞાન મારામાં નથી, આ હું કોરા કાગળ પર લખી (સોંગદપૂર્વક) સાચેસાચ કહું છું. ॥૬॥

**દો૦ – ભનિતિ મોરિ સબ ગુન રહિત બિસ્વ બિદિત ગુન એક।**
**સો બિચારિ સુનિહહિં સુમતિ જિન્હ કેં બિમલ બિબેક॥૯॥**

મારી રચના બધા ગુણોથી રહિત છે; છતાં તેમાં એક જગપ્રસિદ્ધ ગુણ છે. તેનો વિચાર કરીને સારી બુદ્ધિવાળા પુરુષો, જેઓને નિર્મળ જ્ઞાન છે, આને સાંભળશે. ॥૯॥

**ચૌ૦ – એહિ મહઁ રઘુપતિ નામ ઉદારા। અતિ પાવન પુરાન શ્રુતિ સારા॥**
**મંગલ ભવન અમંગલ હારી। ઉમા સહિત જેહિ જપત પુરારી॥૧॥**

શ્રીરઘુનાથજીનું ઉદાર નામ આમાં છે, જે અત્યંત પવિત્ર છે, વેદ-પુરાણોનો સાર છે, મંગળનું ધામ છે અને અમંગળને હરનાર છે, જેને પાર્વતીજીસહિત ભગવાન શિવજી હંમેશ જપ્યા કરે છે. ॥૧॥

**ભનિતિ બિચિત્ર સુકબિ કૃત જોઊ। રામ નામ બિનુ સોહ ન સોઊ॥**
**બિધુબદની સબ ભાઁતિ સઁવારી। સોહ ન બસન બિના બર નારી॥૨॥**

સારા કવિ દ્વારા રચાયેલ જે ઘણી અદ્‌ભુત કવિતા છે તે પણ રામનામ વિના શોભા નથી પામતી. જેમ ચન્દ્રમા સમાન મુખવાળી સુંદર સ્ત્રી સર્વ પ્રકારે સુસજ્જિત હોવા છતાં પણ વસ્ત્ર વિના શોભતી નથી. ॥૨॥

**સબ ગુન રહિત કુકબિ કૃત બાની। રામ નામ જસ અંકિત જાની॥**
**સાદર કહહિં સુનહિં બુધ તાહી। મધુકર સરિસ સંત ગુનગ્રાહી॥૩॥**

આનાથી વિપરીત કુકવિએ રચેલ સર્વ ગુણોથી રહિત કવિતાને પણ રામના નામ અને યશથી અંકિત જાણીને, બુદ્ધિમાન લોકો સન્માનપૂર્વક ગાય અને સાંભળે છે, કારણ કે સંતજન ભમરાની જેમ ગુણોને જ ગ્રહણ કરનારા હોય છે. ॥૩॥

**જદપિ કબિત રસ એકઉ નાહીં। રામ પ્રતાપ પ્રગટ એહિ માહીં॥**
**સોઈ ભરોસ મોરેં મન આવા। કેહિં ન સુસંગ બડ઼પ્પનુ પાવા॥૪॥**

જોકે મારી આ રચનામાં કવિતાનો એક પણ રસ નથી. તેમ છતાં, એમાં શ્રીરામજીનો પ્રતાપ પ્રગટ છે. મારા મનમાં આ જ એક વિશ્વાસ છે. ઉત્તમ સંગથી ભલા કોણે મોટાઈ નથી મેળવી? ॥૪॥

**ધૂમઉ તજઇ સહજ કરુઆઈ। અગરુ પ્રસંગ સુગંધ બસાઈ॥**
**ભનિતિ ભદેસ બસ્તુ ભલિ બરની। રામ કથા જગ મંગલ કરની॥૫॥**

ધુમાડો પણ અગરના સંગથી સુગંધિત થઈને પોતાના સ્વભાવની કડવાશનો ત્યાગ કરી દે છે. મારી કવિતા કઢંગી જરૂર છે, પરંતુ તેમાં જગતનું કલ્યાણ કરનારી શ્રીરામકથારૂપી ઉત્તમ વસ્તુનું વર્ણન કરવામાં આવ્યું છે. [તેથી એ પણ ઉત્તમ જ મનાશે.] ॥૫॥

છં૦ – **મંગલ કરનિ કલિમલ હરનિ તુલસી કથા રઘુનાથ કી।**
**ગતિ કૂર કબિતા સરિત કી જ્યોં સરિત પાવન પાથ કી॥**
**પ્રભુ સુજસ સંગતિ ભનિતિ ભલિ હોઇહિ સુજન મન ભાવની।**
**ભવ અંગ ભૂતિ મસાન કી સુમિરત સુહાવનિ પાવની॥**

તુલસીદાસજી કહે છે કે શ્રીરઘુનાથજીની કથા મંગળ કરનારી અને કળિયુગનાં પાપોને હરનારી છે. મારી આ કઢંગી કવિતારૂપી નદીનું વહેણ પવિત્ર જળવાળી નદી(ગંગાજી)ના વહેણની જેમ વાંકું છે. પ્રભુ શ્રીરઘુનાથજીના સુંદર યશના સંગથી આ કવિતા સુંદર તથા સજ્જનોના ચિત્તને ગમનાર બની જશે. સ્મશાનની અપવિત્ર રખિયા પણ શ્રીમહાદેવજીનાં અંગોના સંગથી સોહામણી લાગે છે અને સ્મરણ કરતાં જ પવિત્ર કરનારી બને છે.

દો૦ – **પ્રિય લાગિહિ અતિ સબહિ મમ ભનિતિ રામ જસ સંગ।**
**દારુ બિચારુ કિ કરઇ કોઉ બંદિઅ મલય પ્રસંગ॥૧૦ (ક)॥**

શ્રીરામજીના યશના સંગથી મારી કવિતા સર્વેને અત્યંત પ્રિય બનશે, જેમ મલયાચલ પર્વતના સંગથી કાષ્ઠમાત્ર [ચન્દન બનીને] વંદનીય બની જાય છે, ત્યારે શું કોઈ કાઠ[ની તુચ્છતા]નો વિચાર કરે છે? ॥૧૦ (ક)॥

**સ્યામ સુરભિ પય બિસદ અતિ ગુનદ કરહિં સબ પાન।**
**ગિરા ગ્રામ્ય સિય રામ જસ ગાવહિં સુનહિં સુજાન॥૧૦ (ખ)॥**

શ્યામા ગાય કાળી હોવા છતાં તેનું દૂધ ઉજ્જવળ અને ઘણું ગુણકારી હોય છે, એમ સમજીને બધા લોકો તેને પીએ છે. આ જ પ્રમાણે ગામઠી ભાષામાં હોવા છતાં શ્રીસીતારામજીના યશને બુદ્ધિમાન લોકો ઘણા પ્રેમથી ગાય અને સાંભળે છે. ॥૧૦(ખ)॥

**ચૌ૦ – મનિ માનિક મુકુતા છબિ જૈસી। અહિ ગિરિ ગજ સિર સોહ ન તૈસી॥**
**નૃપ કિરીટ તરુની તનુ પાઈ। લહહિં સકલ સોભા અધિકાઈ॥૧॥**

મણિ, માણેક અને મોતીની જે સુંદર કાંતિ છે; તે સર્પ, પર્વત અને હાથીના મસ્તક પર ખાસ શોભતી નથી. રાજાના મુગટ અને સુંદર સ્ત્રીના શરીરને પામીને જ તે સર્વ ઘણી શોભાને પામે છે ॥૧॥

**તૈસેહિં સુકબિ કબિત બુધ કહહીં। ઉપજહિં અનત અનત છબિ લહહીં॥**
**ભગતિ હેતુ બિધિ ભવન બિહાઈ। સુમિરત સારદ આવતિ ધાઈ॥૨॥**

બુદ્ધિમાન લોકો કહે છે કે તે જ રીતે સુકવિની કવિતા પણ ઉત્પન્ન ક્યાંક બીજે થાય અને શોભા અન્યત્ર ક્યાંક પામે છે. (અર્થાત્ કવિની વાણીથી ઉત્પન્ન થયેલ કવિતા તે સ્થળે શોભા પામે છે કે જ્યાં તેના વિચાર, પ્રચાર તથા તેમાં વર્ણવેલ આદર્શનું ગ્રહણ અને અનુસરણ થાય છે). કવિના સ્મરણ કરતાંની સાથે જ તેની ભક્તિને લીધે સરસ્વતીજી બ્રહ્મલોક છોડીને દોડી આવે છે. ॥૨॥

**રામ ચરિત સર બિનુ અન્હવાએँ। સો શ્રમ જાઈ ન કોટિ ઉપાએँ॥**
**કબિ કોબિદ અસ હૃદયँ બિચારી। ગાવહિં હરિ જસ કલિ મલ હારી॥૩॥**

સરસ્વતીજીના દોડી આવવાથી લાગેલ તેમનો થાક, રામચરિતરૂપી સરોવરમાં તેમને નવડાવ્યા વિના અન્ય કરોડો ઉપાયોથી પણ દૂર થતો નથી. કવિ અને પંડિત પોતાના હૃદયમાં આવો વિચાર કરીને કળિયુગનાં પાપોને હરનાર શ્રીહરિના યશનું જ ગાન કરે છે. ॥૩॥

**કીન્હેં પ્રાકૃત જન ગુન ગાના। સિર ધુનિ ગિરા લગત પછિતાના॥**
**હૃદય સિંધુ મતિ સીપ સમાના। સ્વાતિ સારદા કહહિં સુજાના॥૪॥**

સંસારી મનુષ્યોના ગુણગાન ગાવાથી સરસ્વતીજી માથું પીટીને પછતાવા માંડે છે (કે હું કેમ આના બોલાવવાથી આવી?) બુદ્ધિમાન લોકો હૃદયને સમુદ્ર, બુદ્ધિને છીપ અને સરસ્વતીને સ્વાતિ નક્ષત્ર સમાન જાણે છે. ॥૪॥

**જૌં બરષઈ બર બારિ બિચારૂ। હોહિં કબિત મુકુતામનિ ચારૂ॥૫॥**

તેમાં જો શ્રેષ્ઠ વિચારરૂપી જળ વરસે તો મુક્તામણિના જેવી સુંદર કવિતા ઊપજે છે.

**દો૦ – જુગુતિ બેધિ પુનિ પોહિઅહિં રામચરિત બર તાગ।**
**પહિરહિં સજ્જન બિમલ ઉર સોભા અતિ અનુરાગ॥૧૧॥**

તે કવિતારૂપ મુક્તામણિઓને યુક્તિપૂર્વક વીંધીને, રામચરિત્રરૂપી સુંદર દોરામાં પરોવી સજ્જન લોકો પોતાના નિર્મળ હૃદયમાં ધારણ કરે છે; જેથી અત્યંત અનુરાગરૂપ શોભા થાય છે. (તેઓ આત્યંતિક પ્રેમને પ્રાપ્ત કરે છે). ॥૧૧॥

**ચૌ૦ – જે જનમે કલિકાલ કરાલા । કરતબ બાયસ બેષ મરાલા ॥**
**ચલત કુપંથ બેદ મગ છાँડ़े । કપટ કલેવર કલિ મલ ભાँડ़े ॥ ૧॥**

જેઓ ઉગ્ર કળિયુગમાં જન્મ્યા છે, જેઓની કરણી કાગડા જેવી છે અને વેષ હંસ જેવો છે, જેઓ વેદમાર્ગ ત્યજી કુમાર્ગે ચાલે છે, જેઓ કપટની મૂર્તિ અને કળિયુગનાં પાપોનાં પાત્રો છે ॥૧॥

**બંચક ભગત કહાઇ રામ કે । કિંકર કંચન કોહ કામ કે ॥**
**તિન્હ મહઁ પ્રથમ રેખ જગ મોરી । ધીંગ ધરમધ્વજ ધંધક ધોરી ॥ ૨॥**

જેઓ શ્રીરામજીના ભક્ત કહેવડાવી લોકોને ઠગે છે, જેઓ ધન (લોભ), ક્રોધ તથા કામના ગુલામ છે અને જેઓ ધતિંગ કરનારા, ધર્મધ્વજ ધારણ કરનારા (ધર્મની ખોટી ધજા ફરકાવનાર-દંભી) અને પ્રપંચના ધંધાનો ભાર ઉપાડનારા છે, જગતના આવા લોકોમાં સર્વપ્રથમ મારી ગણતરી છે. ॥ ૨॥

**જૌં અપને અવગુન સબ કહઊઁ । બાઢ़ઇ કથા પાર નહિં લહઊઁ ॥**
**તાતે મૈં અતિ અલપ બખાને । થોરે મહુઁ જાનિહહિં સયાને ॥ ૩॥**

જો હું મારા સર્વે અવગુણોને કહેવા માંડું તો કથા ઘણી મોટી થઈ જશે અને હું પાર નહીં પાડી શકું, તેથી મેં ઘણા ઓછા અવગુણોનું વર્ણન કર્યું છે - બુદ્ધિમાન લોકો થોડામાં ઘણું સમજી જશે. ॥ ૩॥

**સમુઝિ બિબિધિ બિધિ બિનતી મોરી । કોઉ ન કથા સુનિ દેઇહિ ખોરી ॥**
**એતેહુ પર કરિહહિં જે અસંકા । મોહિ તે અધિક તે જડ़ મતિ રંકા ॥ ૪॥**

મારી અનેક પ્રકારની વિનંતીને સ્વીકારી, કોઈ પણ આ કથાને સાંભળી દોષ નહીં આપે. તેમ છતાં, પણ જેઓ શંકા કરે, તેઓ તો મારા કરતાં પણ વધુ મૂર્ખ અને બુદ્ધિના રંક છે. ॥૪॥

**કબિ ન હોઉઁ નહિં ચતુર કહાવઉઁ । મતિ અનુરૂપ રામ ગુન ગાવઉઁ ॥**
**કહઁ રઘુપતિ કે ચરિત અપારા । કહઁ મતિ મોરિ નિરત સંસારા ॥ ૫॥**

હું ન તો કવિ છું, ન ચતુર કહેવડાવું છું, પોતાની બુદ્ધિ અનુસાર શ્રીરામજીના ગુણ ગાઉં છું. ક્યાં તો શ્રી રઘુનાથજીનાં અપાર ચરિત્ર અને ક્યાં સંસારમાં આસક્ત મારી બુદ્ધિ! ॥ ૫॥

**જેહિં મારુત ગિરિ મેરુ ઉડ़ાહીં । કહહુ તૂલ કેહિ લેખે માહીં ॥**
**સમુઝત અમિત રામ પ્રભુતાઈ । કરત કથા મન અતિ કદરાઈ ॥ ૬॥**

જે વાયુથી મેરુ જેવા પર્વત ઊડી જાય છે, કહો જોઈએ, તેની સામે રૂ કઈ ગણતરીમાં છે? શ્રીરામજીની અસીમ પ્રભુતાને સમજીને કથારચનામાં મારું મન ઘણું ખચકાય છે - ॥ ૬॥

**દો૦ – સારદ સેસ મહેસ બિધિ આગમ નિગમ પુરાન ।**
**નેતિ નેતિ કહિ જાસુ ગુન કરહિં નિરંતર ગાન ॥ ૧૨॥**

સરસ્વતીજી, શેષજી, શિવજી, બ્રહ્માજી, શાસ્ત્ર, વેદ અને પુરાણ - તે સર્વે 'નેતિ-નેતિ' કહીને (પાર ન પામીને 'આવા નહીં,' 'આવા નહીં' કહેતાં કહેતાં) કાયમ જેમનું ગુણગાન કર્યા કરે છે. ॥ ૧૨॥

**ચૌ૦ – સબ જાનત પ્રભુ પ્રભુતા સોઈ। તદપિ કહેં બિનુ રહા ન કોઈ॥**
**તહાઁ બેદ અસ કારન રાખા। ભજન પ્રભાઉ ભાઁતિ બહુ ભાષા॥૧॥**

જોકે પ્રભુ શ્રીરામચન્દ્રજીની પ્રભુતાને બધા એવી (અકથનીય) જ જાણે છે, તો પણ કહ્યા વિના કોઈ ન રહ્યું. આનું કારણ વેદે એવું જણાવ્યું છે કે ભજનનો પ્રભાવ ઘણી રીતે કહેવાયો છે. (અર્થાત્ ભગવાનના મહિમાનું પૂર્ણ વર્ણન તો કોઈ કરી ન શકે; પરંતુ જેનાથી જેટલા બની શકે એટલા ગુણગાન ભગવાનના કરવા જોઈએ. કેમકે ભગવાનના ગુણગાનરૂપી ભજનનો પ્રભાવ ઘણો જ અદ્ભુત છે, તેનું શાસ્ત્રમાં અનેક પ્રકારનું વર્ણન છે. થોડુંક જ ભગવાનનું ભજન મનુષ્યને સરળતાથી ભવસાગર પાર કરાવી દે છે). ॥૧॥

**એક અનીહ અરૂપ અનામા। અજ સચ્ચિદાનંદ પર ધામા॥**
**બ્યાપક બિસ્વરૂપ ભગવાના। તેહિં ધરિ દેહ ચરિત કૃત નાના॥૨॥**

જે પરમેશ્વર એક છે, જેઓને કોઈ કામના નથી, જેમનું કોઈ રૂપ અને નામ નથી. જેઓ અજન્મા, સચ્ચિદાનંદ અને પરમધામ છે તથા જેઓ સર્વમાં વ્યાપક અને વિશ્વરૂપ છે, તે ભગવાને દિવ્ય શરીર ધારણ કરીને અનેક પ્રકારની લીલા કરી છે. ॥૨॥

**સો કેવલ ભગતન હિત લાગી। પરમ કૃપાલ પ્રનત અનુરાગી॥**
**જેહિ જન પર મમતા અતિ છોહૂ। જેહિં કરુના કરિ કીન્હ ન કોહૂ॥૩॥**

તે લીલા કેવળ ભક્તોનાં હિત માટે જ છે; કેમકે ભગવાન પરમકૃપાળુ છે અને શરણાગતના મોટા પ્રેમી છે. જેમની ભક્તો પર ઘણી મમતા અને કૃપા છે, જેઓએ એક વાર જેના ઉપર કૃપા કરી દીધી, તેના પર પછી ક્યારેય ક્રોધ નથી કર્યો. ॥૩॥

**ગઈ બહોર ગરીબ નેવાજૂ। સરલ સબલ સાહિબ રઘુરાજૂ॥**
**બુધ બરનહિં હરિ જસ અસ જાની। કરહિં પુનીત સુફલ નિજ બાની॥૪॥**

તે પ્રભુ શ્રીરઘુનાથજી ગયેલી વસ્તુને ફરી મેળવી આપનારા, ગરીબનવાજ સરળ સ્વભાવ, સર્વશક્તિમાન અને સર્વેના સ્વામી છે, આમ સમજીને બુદ્ધિમાન લોકો શ્રીહરિના યશનું વર્ણન કરી પોતાની વાણીને પવિત્ર અને ઉત્તમ ફળ (મોક્ષ અને દુર્લભ ભગવત્પ્રેમ) આપનારી બનાવે છે. ॥૪॥

**તેહિં બલ મૈં રઘુપતિ ગુન ગાથા। કહિહઉઁ નાઈ રામ પદ માથા॥**
**મુનિન્હ પ્રથમ હરિ કીરતિ ગાઈ। તેહિં મગ ચલત સુગમ મોહિ ભાઈ॥૫॥**

એ જ બળ વડે (મહિમાનું યથાર્થ વર્ણન નહીં, પણ મહાન ફળ આપનાર ભજન સમજીને ભગવત્કૃપાના બળ વડે જ) હું શ્રીરામચન્દ્રજીના ચરણોમાં માથું નમાવી શ્રીરઘુનાથજીના ગુણોની કથા કહીશ. આ જ વિચારથી (વાલ્મીકિ, વ્યાસ આદિ) મુનિઓએ અગાઉ શ્રીહરિની કીર્તિ ગાઈ છે. ભાઈ! તે જ રસ્તા પર ચાલવું મારા માટે સુગમ થશે. ॥૫॥

**દો૦ – અતિ અપાર જે સરિત બર જૌં નૃપ સેતુ કરાહિં।**
**ચઢ઼િ પિપીલિકઉ પરમ લઘુ બિનુ શ્રમ પારહિ જાહિં॥૧૩॥**

અત્યંત મોટી નદીઓ જે છે, તેમના પર રાજા પુલ બંધાવી દે છે તો ઘણી નાની કીડીઓ પણ તેના પર ચઢી વગર પરિશ્રમે પાર કરી જાય છે (આ જ રીતે મુનિઓના વર્ણનના આધારે હું પણ શ્રીરામચરિત્રનું વર્ણન સરળતાથી કરી શકીશ). ॥૧૩॥

**એહિ પ્રકાર બલ મનહિ દેખાઈ। કરિહઉઁ રઘુપતિ કથા સુહાઈ॥**
**બ્યાસ આદિ કબિ પુંગવ નાના। જિન્હ સાદર હરિ સુજસ બખાના॥૧॥**

આ રીતે મનને મજબૂત કરીને હું શ્રીરઘુનાથજીની સોહામણી કથાની રચના કરીશ. વ્યાસ આદિ જે અનેક શ્રેષ્ઠ કવિ થઈ ગયા છે, જેમણે ઘણા આદરથી શ્રીહરિનો સુયશ વર્ણવ્યો છે. ॥૧॥

**ચરન કમલ બંદઉઁ તિન્હ કેરે। પુરવહુઁ સકલ મનોરથ મેરે॥**
**કલિ કે કબિન્હ કરઉઁ પરનામા। જિન્હ બરને રઘુપતિ ગુન ગ્રામા॥૨॥**

હું તે સર્વે(શ્રેષ્ઠ કવિઓ)નાં ચરણકમળોમાં પ્રણામ કરું છું, તેઓ મારા સર્વે મનોરથોને પૂર્ણ કરે. કળિયુગના તે કવિઓને પણ હું નમસ્કાર કરું છું, જેમણે શ્રીરઘુનાથજીના ગુણસમૂહોનું વર્ણન કર્યું છે. ॥૨॥

**જે પ્રાકૃત કબિ પરમ સયાને। ભાષાઁ જિન્હ હરિ ચરિત બખાને॥**
**ભએ જે અહહિં જે હોઇહહિં આગેં। પ્રનવઉઁ સબહિ કપટ સબ ત્યાગેં॥૩॥**

જે મોટા બુદ્ધિમાન પ્રાકૃત કવિઓ છે, જેઓએ ભાષામાં હરિચરિત્રોનું વર્ણન કર્યું છે, આવા જે કવિઓ અગાઉ પણ થઈ ચૂક્યા છે, જેઓ આ સમયે હયાત છે અને જેઓ આગળ થશે, તે સર્વેને હું નિષ્કપટ ભાવથી પ્રણામ કરું છું ॥૩॥

**હોહુ પ્રસન્ન દેહુ બરદાનૂ। સાધુ સમાજ ભનિતિ સનમાનૂ॥**
**જો પ્રબંધ બુધ નહિં આદરહીં। સો શ્રમ બાદિ બાલ કબિ કરહીં॥૪॥**

આપ સર્વે પ્રસન્ન થઈને આ વરદાન આપો કે સાધુ-સમાજમાં મારી કવિતાનું સન્માન થાય; કેમકે બુદ્ધિમાન લોકો જે કવિતાનો આદર નથી કરતા, મૂર્ખ કવિ જ તેની રચનાનો વ્યર્થ પરિશ્રમ કરે છે. ॥૪॥

**કીરતિ ભનિતિ ભૂતિ ભલિ સોઈ। સુરસરિ સમ સબ કહઁ હિત હોઈ॥**
**રામ સુકીરતિ ભનિતિ ભદેસા। અસમંજસ અસ મોહિ અઁદેસા॥૫॥**

કીર્તિ, કવિતા અને સંપત્તિ તે જ ઉત્તમ છે જે ગંગાજીની જેમ સર્વેનું હિત કરનારી હોય. શ્રીરામચન્દ્રજીની કીર્તિ તો ઘણી સુંદર (સર્વેનું અનંત કલ્યાણ કરનારી જ) છે, પરંતુ મારી કવિતા કઢંગી છે. આ દ્વિધાભર્યું છે (અર્થાત્ આ બન્નેનો મેળ નથી ખાતો), તેની જ મને ચિંતા છે. ॥૫॥

**તુમ્હરી કૃપાઁ સુલભ સોઉ મોરે। સિઅનિ સુહાવનિ ટાટ પટોરે॥૬॥**

પરંતુ હે કવિઓ! આપની કૃપાથી આ વાત પણ મારા માટે સુલભ થઈ શકે છે. રેશમની સિલાઈ કંતાન પર પણ સોહામણી લાગે છે. ॥૬॥

**દો૦ – સરલ કબિત કીરતિ બિમલ સોઇ આદરહિં સુજાન ।**
**સહજ બયર બિસરાઇ રિપુ જો સુનિ કરહિં બખાન ॥ ૧૪ (ક)॥**

ચતુર પુરુષ તે જ કવિતાનો આદર કરે છે, જે સરળ હોય અને જેમાં નિર્મળ ચરિત્રનું વર્ણન હોય તથા જેને સાંભળીને શત્રુ પણ સ્વાભાવિક વેરને ભૂલી વખાણવા માંડે ॥ ૧૪ (ક) ॥

**સો ન હોઇ બિનુ બિમલ મતિ મોહિ મતિ બલ અતિ થોર ।**
**કરહુ કૃપા હરિ જસ કહઉઁ પુનિ પુનિ કરઉઁ નિહોર ॥ ૧૪ (ખ)॥**

આવી કવિતા નિર્મળ બુદ્ધિ વગર રચાતી નથી અને મારી બુદ્ધિનું બળ ઘણું જ ઓછું છે. એટલે વારંવાર પ્રાર્થના કરું છું કે હે કવિઓ! આપ કૃપા કરો, જેથી હું હરિયશનું વર્ણન કરી શકું ॥ ૧૪ (ખ)॥

**કબિ કોબિદ રઘુબર ચરિત માનસ મંજુ મરાલ ।**
**બાલબિનય સુનિ સુરુચિ લખિ મો પર હોહુ કૃપાલ ॥ ૧૪ (ગ)॥**

હે કવિઓ અને વિદ્વાનો! આપ રામચરિત્રરૂપી માનસરોવરના સુંદર હંસ છો, મુજ બાળકની વિનંતી સાંભળીને અને ઉત્તમ રુચિ નિહાળીને મારા પર કૃપા કરો. ॥ ૧૪ (ગ)॥

**સો૦ – બંદઉઁ મુનિ પદ કંજુ રામાયન જેહિં નિરમયઉ ।**
**સખર સુકોમલ મંજુ દોષ રહિત દૂષન સહિત ॥ ૧૪ (ઘ)॥**

હું તે વાલ્મીકિ મુનિનાં ચરણકમળોની વંદના કરું છું, જેમણે રામાયણની રચના કરી છે, જે ખર (રાક્ષસ) સહિત હોવા છતાં પણ ખર(કઠોર)થી વિપરીત ઘણા કોમળ અને સુંદર છે તથા જે દૂષણ(રાક્ષસ)સહિત હોવા છતાં પણ દૂષણ અર્થાત્ દોષથી રહિત છે ॥ ૧૪ (ઘ)॥

**બંદઉઁ ચારિઉ બેદ ભવ બારિધિ બોહિત સરિસ ।**
**જિન્હહિ ન સપનેહુઁ ખેદ બરનત રઘુબર બિસદ જસુ ॥ ૧૪ (ઙ)॥**

ચારે વેદોની હું વંદના કરું છું, જે સંસારસમુદ્રને તરવા માટે વહાણના જેવા છે તથા જેઓને શ્રીરઘુનાથજીના નિર્મળ યશનું વર્ણન કરતાં સ્વપ્નમાં પણ ખેદ થતો નથી (થાક નથી લાગતો). ॥ ૧૪ (ઙ)॥

**બંદઉઁ બિધિ પદ રેનુ ભવ સાગર જેહિં કીન્હ જહઁ ।**
**સંત સુધા સસિ ધેનુ પ્રગટે ખલ બિષ બારુની ॥ ૧૪ (ચ)॥**

હું બ્રહ્માજીના ચરણ-રેણુની વંદના કરું છું, જેમણે ભવસાગર બનાવ્યો છે, જ્યાંથી એક બાજુએ સંતજનરૂપી અમૃત, ચન્દ્રમા અને કામધેનુ નીકળ્યાં અને બીજી બાજુથી દુષ્ટજનરૂપી વિષ તથા મદિરા ઉત્પન્ન થયાં ॥ ૧૪ (ચ)॥

**દો૦ – બિબુધ બિપ્ર બુધ ગ્રહ ચરન બંદિ કહઉઁ કર જોરિ ।**
**હોઇ પ્રસન્ન પુરવહુ સકલ મંજુ મનોરથ મોરિ ॥ ૧૪ (છ)॥**

દેવતા, બ્રાહ્મણ, પંડિત, ગ્રહો - એ સર્વેના ચરણોની વંદના કરીને હાથ જોડી કહું છું કે આપ પ્રસન્ન થઈને મારા સર્વે સુંદર મનોરથોને પૂર્ણ કરો. ॥ ૧૪ (છ)॥

**ચૌ૦ – પુનિ બંદઉઁ સારદ સુરસરિતા। જુગલ પુનીત મનોહર ચરિતા॥**
**મજ્જન પાન પાપ હર એકા। કહત સુનત એક હર અબિબેકા॥૧॥**

વળી, હું સરસ્વતીજી અને દેવનદી ગંગાજીની વંદના કરું છું. બંનેય પવિત્ર અને મનોહર ચરિત્રવાળાં છે. એક (ગંગાજી) સ્નાન કરવાથી અને જળ પીવાથી પાપોને હરે છે તથા બીજી (સરસ્વતીજી) ગુણ અને યશ કહેવા - સાંભળવાથી અજ્ઞાનનો (અવિવેકનો) નાશ કરી દે છે. ॥૧॥

**ગુર પિતુ માતુ મહેસ ભવાની। પ્રનવઉઁ દીનબંધુ દિન દાની॥**
**સેવક સ્વામિ સખા સિય પી કે। હિત નિરુપધિ સબ બિધિ તુલસી કે॥૨॥**

શ્રીમહેશ અને પાર્વતીને હું પ્રણામ કરું છું, જે મારાં ગુરુ અને માતા-પિતા છે, જે દીનબંધુ અને નિત્ય દાન કરનારાં છે, જે સીતાપતિ શ્રીરામચન્દ્રજીના સેવક, સ્વામી અને સખા છે તથા મારું-તુલસીદાસનું સર્વ પ્રકારે કપટરહિત (ખરું) હિત કરનારાં છે. ॥૨॥

**કલિ બિલોકિ જગ હિત હર ગિરિજા। સાબર મંત્ર જાલ જિન્હ સિરિજા॥**
**અનમિલ આખર અરથ ન જાપૂ। પ્રગટ પ્રભાઉ મહેસ પ્રતાપૂ॥૩॥**

જે શંકર-પાર્વતીએ કળિયુગને જોઈને, જગતના હિત માટે શાબર મંત્રસમૂહોની રચના કરી, જે મંત્રોના અક્ષર અમેળ છે, જેમનો ન કોઈ ખરો અર્થ હોય છે અને જપ પણ નથી થતો. તેમ છતાં, શ્રીશિવજીના પ્રતાપે જેમનો પ્રભાવ પ્રત્યક્ષ છે - ॥૩॥

**સો ઉમેસ મોહિ પર અનુકૂલા। કરિહિં કથા મુદ મંગલ મૂલા॥**
**સુમિરિ સિવા સિવ પાઇ પસાઊ। બરનઉઁ રામચરિત ચિત ચાઊ॥૪॥**

- તે ઉમાપતિ શિવજી મારા પર પ્રસન્ન થઈને [શ્રી રામજીની] આ કથાને આનંદ અને મંગળનું મૂળ (ઉત્પન્ન કરનારી) બનાવશે. આ રીતે પાર્વતીજી અને શિવજી બંનેનું સ્મરણ કરીને તથા તેમનો પ્રસાદ પામીને હું હૃદયપૂર્વક શ્રીરામચરિત્રનું વર્ણન કરું છું.

**ભનિતિ મોરિ સિવ કૃપાઁ બિભાતી। સસિ સમાજ મિલિ મનહુઁ સુરાતી॥**
**જે એહિ કથહિ સનેહ સમેતા। કહિહહિં સુનિહહિં સમુઝિ સચેતા॥૫॥**
**હોઇહહિં રામ ચરન અનુરાગી। કલિ મલ રહિત સુમંગલ ભાગી॥૬॥**

મારી કવિતા શ્રીશિવજીની કૃપાથી એવી સુશોભિત થશે, જેમ તારાગણ સહિત ચન્દ્રમાની સાથે રાત્રિ શોભિત થાય છે. જે આ કથાને પ્રેમસહિત અને સાવચેતી સાથે સમજી-વિચારી કહેશે-સાંભળશે તે, કળિયુગનાં પાપોથી રહિત તથા સુંદર કલ્યાણના ભાગીદાર બની શ્રીરામચન્દ્રજીના ચરણોના પ્રેમી બનશે. ॥૫-૬॥

**દો૦ – સપનેહુઁ સાચેહુઁ મોહિ પર જૌં હર ગૌરિ પસાઉ।**
**તૌ ફુર હોઉ જો કહેઉઁ સબ ભાષા ભનિતિ પ્રભાઉ॥૧૫॥**

જો મારા પર શ્રીશિવજી અને પાર્વતીજીની સ્વપ્નમાં પણ સાચેસાચ પ્રસન્નતા હોય, તો મેં આ ભાષાકવિતાનો જે પ્રભાવ કહ્યો છે, તે સર્વ સત્ય થાય. ॥૧૫॥

**ચૌ૦ – બંદઉँ અવધ પુરી અતિ પાવનિ। સરજૂ સરિ કલિ કલુષ નસાવનિ॥**
**પ્રનવઉँ પુર નર નારિ બહોરી। મમતા જિન્હ પર પ્રભુહિ ન થોરી॥૧॥**

હું અતિ પવિત્ર શ્રીઅયોધ્યાપુરી અને કળિયુગનાં પાપોનો નાશ કરનારી શ્રીસરયૂ નદીની વંદના કરું છું. વળી, અવધપુરીનાં તે નર-નારીઓને પ્રણામ કરું છું જેમના પર પ્રભુ શ્રીરામચન્દ્રજીની મમતા ઓછી નથી (અર્થાત્ ઘણી છે.) ॥૧॥

**સિય નિંદક અઘ ઓઘ નસાએ। લોક બિસોક બનાઇ બસાએ॥**
**બંદઉँ કૌસલ્યા દિસિ પ્રાચી। કીરતિ જાસુ સકલ જગ માચી॥૨॥**

તેઓએ [પોતાની નગરીમાં રહેનાર], સીતાજીની નિંદા કરનાર (ધોબી અને તેના સમર્થક પુર-નર-નારીઓ)ના પાપસમૂહનો નાશ કરી તેમને શોકરહિત બનાવી પોતાના લોક(ધામ)માં વસાવી દીધા. હું કૌશલ્યારૂપી પૂર્વ દિશાને વંદન કરું છું, જેની કીર્તિ સમસ્ત સંસારમાં પ્રસરી રહી છે. ॥૨॥

**પ્રગટેઉ જહँ રઘુપતિ સસિ ચારૂ। બિસ્વ સુખદ ખલ કમલ તુસારૂ॥**
**દસરથ રાઉ સહિત સબ રાની। સુકૃત સુમંગલ મૂરતિ માની॥૩॥**
**કરઉँ પ્રનામ કરમ મન બાની। કરહુ કૃપા સુત સેવક જાની॥**
**જિન્હહિ બિરચિ બડ઼ ભયઉ બિધાતા। મહિમા અવધિ રામ પિતુ માતા॥૪॥**

જ્યાંથી (કૌશલ્યારૂપી પૂર્વ દિશામાંથી) વિશ્વને સુખ આપનાર અને દુષ્ટરૂપી કમળો માટે હિમ સમાન શ્રીરામચન્દ્રરૂપી ચન્દ્રમા પ્રકટ્યા. બધી રાણીઓ સહિત રાજા દશરથજીને પુણ્ય અને ઉત્તમ કલ્યાણની મૂર્તિ માનીને હું મન, વચન અને કર્મથી પ્રણામ કરું છું. પોતાના પુત્રનો સેવક માનીને તેઓ મારા પર કૃપા કરે, જેમની ઉત્પત્તિ કરીને બ્રહ્માજીએ પણ મોટાઈ મેળવી તથા જેઓ શ્રીરામજીનાં માતા અને પિતા હોવાને કારણે મહિમાની સીમા છે. ॥૩-૪॥

**સો૦ – બંદઉँ અવધ ભુઆલ સત્ય પ્રેમ જેહિ રામ પદ।**
**બિછુરત દીનદયાલ પ્રિય તનુ તૃન ઈવ પરિહરેઉ॥૧૬॥**

હું અવધના રાજા શ્રીદશરથજીની વંદના કરું છું, જેમનો શ્રીરામજીના ચરણોમાં સાચો પ્રેમ હતો, જેમણે દીનદયાળુ પ્રભુનો વિયોગ થતાંની સાથે જ પોતાના પ્રિય શરીરને સાધારણ તણખલાની જેમ ત્યાગી દીધું. ॥૧૬॥

**ચૌ૦ – પ્રનવઉँ પરિજન સહિત બિદેહૂ। જાહિ રામ પદ ગૂઢ઼ સનેહૂ॥**
**જોગ ભોગ મહँ રાખેઉ ગોઈ। રામ બિલોકત પ્રગટેઉ સોઈ॥૧॥**

હું પરિવાર સહિત રાજા જનકજીને પ્રણામ કરું છું, જેમને શ્રીરામજીના ચરણોમાં ગૂઢ પ્રેમ હતો, જેને તેઓએ યોગ અને ભોગમાં છુપાવી રાખ્યો હતો, પરંતુ શ્રીરામચન્દ્રજીને જોતાં જ તે પ્રકટ થઈ ગયો. ॥૧॥

**પ્રનવઉँ પ્રથમ ભરત કે ચરના। જાસુ નેમ બ્રત જાઇ ન બરના॥**
**રામ ચરન પંકજ મન જાસૂ। લુબુધ મધુપ ઈવ તજઇ ન પાસૂ॥૨॥**

(ભાઈઓમાં) સર્વપ્રથમ હું શ્રીભરતજીના ચરણોમાં પ્રણામ કરું છું, જેમના નિયમ અને વ્રત વર્ણવી શકાતાં નથી તથા જેમનું મન શ્રીરામજીના ચરણકમળોમાં ભમરાની જેમ લોભાયેલ છે, ક્યારેય તેમનો સંગ નથી ત્યજતું. ॥ ૨॥

**બંદઉઁ લછિમન પદ જલ જાતા। સીતલ સુભગ ભગત સુખ દાતા॥**
**રઘુપતિ કીરતિ બિમલ પતાકા। દંડ સમાન ભયઉ જસ જાકા॥ ૩॥**

હું શ્રીલક્ષ્મણજીના ચરણકમળોને પ્રણામ કરું છું, જે શીતળ, સુંદર અને ભક્તોને સુખ આપનાર છે. શ્રીરઘુનાથજીની કીર્તિરૂપ નિર્મળ પતાકામાં જેમનો (લક્ષ્મણજીનો) યશ [પતાકાને ઊંચે રાખી ફરકાવનાર] દંડ સમાન બન્યો છે. ॥ ૩॥

**સેષ સહસ્રસીસ જગ કારન। જો અવતરેઉ ભૂમિ ભય ટારન॥**
**સદા સો સાનુકૂલ રહ મો પર। કૃપાસિંધુ સૌમિત્રિ ગુનાકર॥ ૪॥**

જેઓ હજાર મસ્તકવાળા અને જગતનું કારણ (હજાર મસ્તકો પર જગતને ધારણ કરી રાખનાર) શેષજી છે, જેમણે પૃથ્વીનો ભય દૂર કરવા માટે અવતાર લીધો છે, ગુણોની ખાણ કૃપાસાગર એ સુમિત્રાનંદન શ્રીલક્ષ્મણજી મારા પર સદા પ્રસન્ન રહો. ॥ ૪॥

**રિપુસૂદન પદ કમલ નમામી। સૂર સુસીલ ભરત અનુગામી॥**
**મહાબીર બિનવઉઁ હનુમાના। રામ જાસુ જસ આપ બખાના॥ ૫॥**

હું શ્રીશત્રુઘ્નજીના ચરણકમળોને પ્રણામ કરું છું, જે મોટા વીર, સુશીલ અને શ્રીભરતજીને અનુસરનારા છે. હું મહાવીર શ્રીહનુમાનજીને વિનવું છું, જેમના યશનું શ્રીરામચન્દ્રજીએ સ્વયં (પોતાના શ્રીમુખથી) વર્ણન કર્યું છે. ॥ ૫॥

**સો૦ – પ્રનવઉઁ પવનકુમાર ખલ બન પાવક ગ્યાન ઘન।**
**જાસુ હૃદય આગાર બસહિં રામ સર ચાપ ધર॥ ૧૭॥**

હું પવનકુમાર શ્રીહનુમાનજીને પ્રણામ કરું છું, જેઓ દુષ્ટરૂપી વનને ભસ્મ કરવા માટે અગ્નિરૂપ છે, જેઓ જ્ઞાનની ઘનમૂર્તિ છે અને જેમના હૃદયરૂપી ભવનમાં ધનુષ-બાણ ધારણ કરેલા શ્રીરામજી નિવાસ કરે છે. ॥ ૧૭॥

**ચૌ૦ – કપિપતિ રીછ નિસાચર રાજા। અંગદાદિ જે કીસ સમાજા॥**
**બંદઉઁ સબ કે ચરન સુહાએ। અધમ સરીર રામ જિન્હ પાએ॥ ૧॥**

વાનરોના રાજા સુગ્રીવજી, રીંછોના રાજા વયોવૃદ્ધ જાંબવાનજી, રાક્ષસોના રાજા વિભીષણજી અને અંગદજી આદિ જેટલો વાનરોનો સમાજ છે, તે સર્વેના ઉત્તમ ચરણોની હું વંદના કરું છું, જેઓએ અધમ (પશુ અને રાક્ષસ વગેરે) શરીરથી પણ શ્રીરામચન્દ્રજીને પામી લીધા. ॥ ૧॥

**રઘુપતિ ચરન ઉપાસક જેતે। ખગ મૃગ સુર નર અસુર સમેતે॥**
**બંદઉઁ પદ સરોજ સબ કેરે। જે બિનુ કામ રામ કે ચેરે॥ ૨॥**

પશુ, પક્ષી, દેવતા, મનુષ્ય, અસુરસહિત જેટલા શ્રીરામજીના ચરણોના ઉપાસક છે, હું તે સર્વેના ચરણકમળોની વંદના કરું છું; જેઓ શ્રીરામજીના નિષ્કામ સેવક છે. ॥ ૨॥

**સુક સનકાદિ ભગત મુનિ નારદ। જે મુનિબર બિગ્યાન બિસારદ॥**
**પ્રનવઉँ સબહિ ધરનિ ધરિ સીસા। કરહુ કૃપા જન જાનિ મુનીસા॥૩॥**

શુકદેવજી, સનકાદિક, નારદમુનિ વગેરે જેટલા ભક્ત અને પરમ જ્ઞાની શ્રેષ્ઠ મુનિઓ છે, હું ધરતી પર શીશ ટેકવી તે સર્વને પ્રણામ કરું છું; હે મુનીશ્વરો! આપ સર્વે મને આપનો દાસ જાણીને કૃપા કરો. ॥૩॥

**જનકસુતા જગ જનનિ જાનકી। અતિસય પ્રિય કરુનાનિધાન કી॥**
**તાકે જુગ પદ કમલ મનાવઉँ। જાસુ કૃપાँ નિરમલ મતિ પાવઉँ॥૪॥**

રાજા જનકનાં પુત્રી, જગતનાં માતા અને કરુણાનિધાન શ્રીરામચન્દ્રજીનાં પ્રિયતમા શ્રીજાનકીજીના બંને ચરણકમળોને હું મનાવું (આરાધું) છું, જેમની કૃપાથી નિર્મળ બુદ્ધિ મેળવું. ॥૪॥

**પુનિ મન બચન કર્મ રઘુનાયક। ચરન કમલ બંદઉँ સબ લાયક॥**
**રાજિવનયન ધરેં ધનુ સાયક। ભગત બિપતિ ભંજન સુખદાયક॥૫॥**

વળી, હું મન, વચન અને કર્મથી કમળનયન, ધનુષ-બાણધારી, ભક્તોની વિપત્તિનો નાશ કરનાર અને તેમને સુખ આપનાર ભગવાન શ્રીરઘુનાથજીના સર્વસમર્થ ચરણકમળોની વંદના કરું છું. ॥ ૫ ॥

**દો૦– ગિરા અરથ જલ બીચિ સમ કહિઅત ભિન્ન ન ભિન્ન।**
**બંદઉँ સીતા રામ પદ જિન્હહિ પરમ પ્રિય ખિન્ન॥૧૮॥**

જે વાણી અને તેના અર્થ તથા જળ અને જળની લહેરની જેમ કહેવામાં જુદા જુદા છે, પરંતુ વાસ્તવમાં અભિન્ન છે, તે શ્રીસીતારામજીના ચરણોની હું વંદના કરું છું. જેમને દીન-દુઃખી ઘણા જ પ્રિય છે. ॥૧૮॥

**ચૌ૦– બંદઉँ નામ રામ રઘુબર કો। હેતુ કૃસાનુ ભાનુ હિમકર કો॥**
**બિધિ હરિ હરમય બેદ પ્રાન સો। અગુન અનૂપમ ગુન નિધાન સો॥૧॥**

હું શ્રીરઘુનાથજીના નામ 'રામ'ની વંદના કરું છું, જે કૃશાનું (અગ્નિ), ભાનુ (સૂર્ય) અને હિમદાયક (ચન્દ્ર)ના કારણ છે, અર્થાત્ 'ર' 'આ' અને 'મ' રૂપે બીજ છે. તે 'રામ' નામ બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપ છે. તે વેદોનો પ્રાણ છે; નિર્ગુણ, ઉપમારહિત અને ગુણોનો ભંડાર છે. ॥૧॥

**મહામંત્ર જોઇ જપત મહેસૂ। કાસીં મુકુતિ હેતુ ઉપદેસૂ॥**
**મહિમા જાસુ જાન ગનરાઊ। પ્રથમ પૂજિઅત નામ પ્રભાઊ॥૨॥**

જે મહામંત્ર છે, જેને મહેશ્વર શ્રીશિવજી જપે છે અને (તેમના થકી) જેમનો ઉપદેશ કાશીમાં મુક્તિનું કારણ છે, તથા જેમની મહિમાને ગણેશજી જાણે છે, જે આ 'રામ' નામના પ્રભાવથી જ સર્વપ્રથમ પૂજાય છે. ॥૨॥

**જાન આદિકબિ નામ પ્રતાપૂ। ભયઉ સુદ્ધ કરિ ઉલટા જાપૂ॥**
**સહસ નામ સમ સુનિ સિવ બાની। જપિ જેઈં પિય સંગ ભવાની॥૩॥**

આદિકવિ શ્રીવાલ્મીકિજી રામનામના પ્રતાપને જાણે છે, જેઓ ઊંધું નામ ('મરા', 'મરા') જપીને પવિત્ર થઈ ગયા. એક રામ-નામ સહસ્ર નામ સમાન છે - એવા શ્રી શિવજીનાં વચન સાંભળીને પાર્વતીજી સદા પોતાના પતિની સાથે રામ-નામનો જપ કરતાં રહે છે. ॥૩॥

**હરષે હેતુ હેરિ હર હી કો। કિય ભૂષન તિય ભૂષન તી કો॥**
**નામ પ્રભાઉ જાન સિવ નીકો। કાલકૂટ ફલુ દીન્હ અમી કો॥૪॥**

નામ પ્રત્યે પાર્વતીજીના હૃદયની આવી પ્રીતિ જોઈને શ્રીશિવજી પ્રસન્ન થઈ ગયા અને તેઓએ સ્ત્રીઓમાં ભૂષણરૂપ (પતિવ્રતાઓમાં શિરોમણિ) પાર્વતીજીને પોતાનું ભૂષણ બનાવી લીધાં (અર્થાત્ તેમને પોતાના અંગમાં ધારણ કરીને અર્ધાંગના બનાવી દીધાં) નામના પ્રભાવને શ્રીશિવજી સારી રીતે જાણે છે, જેના (પ્રભાવના) કારણે કાલકૂટ ઝેરે તેમને અમૃતનું ફળ અર્પ્યું છે. ॥૪॥

**દો૦ – બરષા રિતુ રઘુપતિ ભગતિ તુલસી સાલિ સુદાસ।**
**રામ નામ બર બરન જુગ સાવન ભાદવ માસ॥૧૯॥**

શ્રીરઘુનાથજીની ભક્તિ વર્ષાઋતુ છે, તુલસીદાસજી તથા ઉત્તમ સેવકજનો ઉત્તમ કોટિના સાલિ (એક પ્રકારનું ધાન-ડાંગર) તુલ્ય છે અને 'રામ' નામના બે સુંદર અક્ષર શ્રાવણ- ભાદરવાના મહિના છે. (અર્થાત્ સાલિધાન માટે વર્ષાઋતુ અને શ્રાવણ ભાદરવો માસ આહ્‌લાદક અને સમૃદ્ધિજનક છે એવી જ રીતે હું - તુલસી આદિ ઉત્તમ ભક્તો માટે શ્રીરામની ભક્તિ અને શ્રીરામ નામના બે વર્ણ). ॥૧૯॥

**ચૌ૦ – આખર મધુર મનોહર દોઊ। બરન બિલોચન જન જિય જોઊ॥**
**સુમિરત સુલભ સુખદ સબ કાહૂ। લોક લાહુ પરલોક નિબાહૂ॥૧॥**

બંને અક્ષર મધુર અને મનોહર છે, જે વર્ણમાળારૂપી શરીરનાં નેત્રો છે, ભક્તોનું જીવન છે તથા સ્મરણ કરવામાં સર્વે માટે સુલભ અને સુખ આપનાર છે; અને જે આ લોકમાં લાભ અને પરલોકમાં નિર્વાહ કરે છે (અર્થાત્ ભગવાનના દિવ્યધામમાં દિવ્યદેહથી સદા ભગવદ્-સેવામાં લીન રાખે છે.) ॥૧॥

**કહત સુનત સુમિરત સુઠિ નીકે। રામ લખન સમ પ્રિય તુલસી કે॥**
**બરનત બરન પ્રીતિ બિલગાતી। બ્રહ્મ જીવ સમ સહજ સઁઘાતી॥૨॥**

એ કહેવા, સાંભળવા અને સ્મરણ કરવામાં ઘણા જ સારા (સુંદર અને મધુર) છે; તુલસીદાસને તો શ્રીરામ-લક્ષ્મણ જેવા પ્રિય છે. તેનું ('ર' અને 'મ'નું) જુદું જુદું વર્ણન કરવાથી પ્રીતિ અલગ પડી જાય છે (અર્થાત્ બીજમંત્રની દૃષ્ટિએ તેમના ઉચ્ચારણ, અર્થ અને ફળમાં ભિન્નતા દેખાઈ આવે છે) પરંતુ આ જીવ અને બ્રહ્મના સમાન સ્વભાવથી જ સાથે રહેનાર (સદા એકરૂપ અને એકરસ) છે. ॥૨॥

**નર નારાયન સરિસ સુભ્રાતા। જગ પાલક બિસેષિ જન ત્રાતા॥**
**ભગતિ સુતિય કલ કરન બિભૂષન। જગ હિત હેતુ બિમલ બિધુ પૂષન॥૩॥**

આ બંને અક્ષર નર-નારાયણ સમાન સુંદર ભાઈઓ છે. તે જગતનું પાલન અને વિશેષરૂપે ભક્તોની રક્ષા કરનાર છે. તે ભક્તિરૂપિણી સુંદર સ્ત્રીના કાનોનું સુંદર આભૂષણ (કર્ણફૂલ) છે અને જગતના હિત માટે નિર્મળ ચન્દ્ર અને સૂર્ય છે. ॥૩॥

**સ્વાદ તોષ સમ સુગતિ સુધા કે। કમઠ સેષ સમ ધર બસુધા કે॥**
**જન મન મંજુ કંજ મધુકર સે। જીહ જસોમતિ હરિ હલધર સે॥૪॥**

તે સુંદર ગતિ(મોક્ષ)રૂપી અમૃતનો સ્વાદ અને તૃપ્તિ જેવા છે. કચ્છપ અને શેષજીની જેમ પૃથ્વીને ધારણ કરનારા છે, ભક્તોના મનરૂપી સુંદર કમળમાં વિહાર કરનારા ભમરા જેવા છે અને જીભરૂપી યશોદાજીને માટે શ્રીકૃષ્ણ અને બળરામજી જેવા [આનંદ આપનારા] છે. ॥૪॥

**દો૦ – એકુ છત્રુ એકુ મુકુટમનિ સબ બરનનિ પર જોઉ।**
**તુલસી રઘુબર નામ કે બરન બિરાજત દોઉ॥૨૦॥**

તુલસીદાસજી કહે છે – શ્રીરઘુનાથજીના નામના બંને અક્ષરો ઘણી શોભા આપે છે, જેમનામાં એક (રકાર) છત્રરૂપ(રેફ ર્ )થી અને બીજો (મકાર) મુગટમણિ (અનુસ્વાર ં) રૂપે સર્વે અક્ષરોની ઉપર છે. ॥૨૦॥

**ચૌ૦ – સમુઝત સરિસ નામ અરુ નામી। પ્રીતિ પરસપર પ્રભુ અનુગામી॥**
**નામ રૂપ દુઇ ઈસ ઉપાધી। અકથ અનાદિ સુસામુઝિ સાધી॥૧॥**

સમજવામાં નામ અને નામી બંને એક જ છે, પરંતુ બંનેમાં પરસ્પર સ્વામી અને સેવકની જેમ પ્રીતિ છે (અર્થાત્ નામ અને નામીમાં પૂર્ણ એકતા હોવા છતાં પણ જેમ સ્વામીના પાછળ સેવક ચાલે છે, તેવી જ રીતે નામના પાછળ નામી ચાલે છે. પ્રભુ શ્રીરામજી પોતાના 'રામ' નામનું જ અનુગમન કરે છે, નામ લેતાં જ ત્યાં આવી જાય છે). નામ અને રૂપ બંને ઈશ્વરની ઉપાધિ છે; તેઓ (ભગવાનના નામ અને રૂપ) બંને અવર્ણનીય છે, અનાદિ છે અને સુંદર (શુદ્ધ ભક્તિયુક્ત) બુદ્ધિથી જ એમનું [દિવ્ય અવિનાશી] સ્વરૂપ ઓળખાઈ જાય છે. ॥૧॥

**કો બડ઼ છોટ કહત અપરાધૂ। સુનિ ગુન ભેદુ સમુઝિહહિં સાધૂ॥**
**દેખિઅહિં રૂપ નામ આધીના। રૂપ ગ્યાન નહિં નામ બિહીના॥૨॥**

આમાં (નામ અને રૂપમાં) કોણ મોટું છે, કોણ નાનું – એમ કહેવું તો અપરાધ છે. એમના ગુણોનું તારતમ્ય (ન્યૂનતા-શ્રેષ્ઠતા) સાંભળી સાધુ પુરુષ પોતે જ સમજી જશે. રૂપ નામને આધીન દેખાય છે, નામ વિના રૂપનું જ્ઞાન થઈ ન શકે. ॥૨॥

**રૂપ બિસેષ નામ બિનુ જાનેં। કરતલ ગત ન પરહિં પહિચાનેં॥**
**સુમિરિઅ નામ રૂપ બિનુ દેખેં। આવત હૃદયઁ સનેહ બિસેષેં॥૩॥**

કોઈ પણ વિશેષ રૂપ તેનું નામ જાણ્યા વગર હથેળીમાં રાખ્યું હોવા છતાં પણ ઓળખાતું નથી અને રૂપને જોયા વગર પણ નામનું સ્મરણ કરવામાં આવે તો વિશેષ પ્રેમની સાથે તે રૂપ હૃદયમાં વસી જાય છે. ॥૩॥

**નામ રૂપ ગતિ અકથ કહાની। સમુઝત સુખદ ન પરતિ બખાની॥**
**અગુન સગુન બિચ નામ સુસાખી। ઉભય પ્રબોધક ચતુર દુભાષી॥૪॥**

નામ અને રૂપની ગતિની કથા (વિશેષતાની કથા) અકથનીય છે. તે સમજવામાં સુખદાયક છે, પરંતુ તેનું વર્ણન નથી કરી શકાતું. નિર્ગુણ અને સગુણની વચ્ચે નામ સુંદર સાક્ષી છે અને બંનેનું યથાર્થ જ્ઞાન કરાવનાર ચતુર દુભાષિયો છે. ॥૪॥

**દો૦ – રામ નામ મનિદીપ ધરુ જીહ દેહરીં દ્વાર।**
**તુલસી ભીતર બાહેરહુઁ જૌં ચાહસિ ઉજિઆર ॥૨૧॥**

તુલસીદાસજી કહે છે કે, જો તું અંદર અને બહાર બંને બાજુ પ્રકાશ ઈચ્છતો હોય તો મુખરૂપી દ્વારના જીભરૂપી ઊમરા ઉપર રામનામરૂપી મણિદીપકને મૂક. ॥૨૧॥

**ચૌ૦ – નામ જીહઁ જપિ જાગહિં જોગી। બિરતિ બિરંચિ પ્રપંચ બિયોગી ॥**
**બ્રહ્મસુખહિ અનુભવહિં અનૂપા। અકથ અનામય નામ ન રૂપા ॥૧॥**

બ્રહ્માએ નિર્માણ કરેલ આ પ્રપંચ(દશ્ય જગત)થી ઉત્તમ રીતે મુક્તિ મેળવેલા વૈરાગ્યવાળા મુક્ત યોગીપુરુષ આ નામને જ જીભથી જપતા રહીને [તત્ત્વ-જ્ઞાનરૂપી દિવસમાં] જાગે છે અને નામ તથા રૂપથી રહિત અનુપમ, અનિર્વચનીય, અનામય બ્રહ્મસુખનો અનુભવ કરે છે. ॥૧॥

**જાના ચહહિં ગૂઢ઼ ગતિ જેઊ। નામ જીહઁ જપિ જાનહિં તેઊ ॥**
**સાધક નામ જપહિં લય લાએઁ। હોહિં સિદ્ધ અનિમાદિક પાએઁ ॥૨॥**

જે પરમાત્માના ગૂઢ રહસ્યને (યથાર્થ મહિમાને) જાણવા ઈચ્છે છે, તે (જિજ્ઞાસુ) પણ નામને જીભથી જપીને તેને જાણી લે છે. [લૌકિક સિદ્ધિઓને ઈચ્છવાવાળા અર્થાર્થી] સાધક તલ્લીન બનીને નામનો જપ કરે છે અને અણિમાદિ [આઠે] સિદ્ધિઓને પામી સિદ્ધ બની જાય છે. ॥૨॥

**જપહિં નામુ જન આરત ભારી। મિટહિં કુસંકટ હોહિં સુખારી ॥**
**રામ ભગત જગ ચારિ પ્રકારા। સુકૃતી ચારિઉ અનઘ ઉદારા ॥૩॥**

[સંકટથી ગભરાયેલા] આર્ત ભક્તો નામજપ કરે છે તો તેમનાં ઘણાં ભારે અનિષ્ટકર સંકટો ટળી જાય છે અને તેઓ સુખી થઈ જાય છે. જગતમાં ચાર પ્રકારના (૧. અર્થાર્થી –ધનાદિની ઈચ્છાથી ભજનારા; ૨. આર્ત –સંકટથી નિવૃત્તિ માટે ભજનારા; ૩. જિજ્ઞાસુ –ભગવાનને ઓળખવાની ઈચ્છાથી ભજનારા ૪. જ્ઞાની –ભગવાનને તત્ત્વથી ઓળખી સ્વાભાવિક જ પ્રેમથી ભજનારા) રામભક્તો છે અને ચારેય પુણ્યાત્મા, પાપરહિત અને ઉદાર છે. ॥૩॥

**ચહૂ ચતુર કહુઁ નામ અધારા। ગ્યાની પ્રભુહિ બિસેષિ પિઆરા ॥**
**ચહુઁ જુગ ચહુઁ શ્રુતિ નામ પ્રભાઊ। કલિ બિસેષિ નહિં આન ઉપાઊ ॥૪॥**

ચારેય ચતુર ભક્તોને નામનો જ આધાર છે; એમાં જ્ઞાની ભક્ત ભગવાનને વિશેષરૂપે પ્રિય છે. આમ તો ચારેય યુગોમાં અને ચારેય વેદોમાં નામનો પ્રભાવ છે, પરંતુ કળિયુગમાં વિશેષરૂપે છે. તેમાં તો [નામ વિના] અન્ય કોઈ ઉપાય જ નથી. ॥૪॥

**દો૦ – સકલ કામના હીન જે રામ ભગતિ રસ લીન।**
**નામ સુપ્રેમ પિયૂષ હ્રદ તિન્હહુઁ કિએ મન મીન ॥૨૨॥**

જેઓ સર્વે પ્રકારની (ભોગ અને મોક્ષની પણ) કામનાઓથી રહિત અને શ્રીરામભક્તિના રસમાં લીન છે, તેઓએ પણ નામના સુંદર પ્રેમરૂપી અમૃતના સરોવરમાં પોતાના મનને માછલું બનાવી રાખ્યું છે [અર્થાત્ તેઓ નામરૂપી સુધા(અમૃત)નું સતત આસ્વાદન કર્યા કરે છે, ક્ષણમાત્ર પણ તેનાથી વિખૂટા પડવા માગતા નથી]. ॥ ૨૨॥

**ચૌ૦ – અગુન સગુન દુઇ બ્રહ્મ સરૂપા। અકથ અગાધ અનાદિ અનૂપા॥**
**મોરેં મત બડ઼ નામુ દુહૂ તેં। કિએ જેહિં જુગ નિજ બસ નિજ બૂતેં॥ ૧॥**

નિર્ગુણ અને સગુણ - બ્રહ્મનાં બે સ્વરૂપો છે. એ બંને જ અકથનીય, અથાહ, અનાદિ અને અનુપમ છે. મારા મત અનુસાર નામ આ બંનેથીય મોટું છે, જેણે પોતાના બળે બંનેને પોતાના વશમાં કરી રાખ્યાં છે. ॥ ૧॥

**પ્રૌઢ઼િ સુજન જનિ જાનહિં જન કી। કહઉઁ પ્રતીતિ પ્રીતિ રુચિ મન કી॥**
**એકુ દારુગત દેખિઅ એકૂ। પાવક સમ જુગ બ્રહ્મ બિબેકૂ॥ ૨॥**
**ઉભય અગમ જુગ સુગમ નામ તેં। કહેઉઁ નામુ બડ઼ બ્રહ્મ રામ તેં॥**
**બ્યાપકુ એકુ બ્રહ્મ અબિનાસી। સત ચેતન ઘન આનઁદ રાસી॥ ૩॥**

સજ્જન લોકો આ વાતને મુજ દાસની ધૃષ્ટતા કે કેવળ કાવ્યોક્તિ ન સમજે. હું મારા મનના વિશ્વાસ, પ્રેમ અને રુચિની વાત કહું છું. [નિર્ગુણ અને સગુણ] બંને પ્રકારના બ્રહ્મનું જ્ઞાન અગ્નિ સમાન છે. નિર્ગુણ તે અપ્રકટ અગ્નિની પેઠે છે જે કાષ્ઠની અંદર છે પરંતુ દેખાતો નથી; અને સગુણ તે પ્રગટ અગ્નિની પેઠે છે જે પ્રત્યક્ષ દેખાય છે. [વસ્તુતઃ બંને એક જ છે; કેવળ પ્રગટ-અપ્રગટના ભેદથી જુદા દેખાય છે. તે જ પ્રમાણે નિર્ગુણ અને સગુણ વસ્તુતઃ એક જ છે. આમ હોવા છતાં] બંનેને જાણવા ઘણા કઠણ છે, પરંતુ નામથી બંને સુગમ થઈ જાય છે. એટલે જ મેં નામને [નિર્ગુણ] બ્રહ્મથી અને [સગુણ] રામથી મોટું કહ્યું છે, બ્રહ્મ વ્યાપક છે, એક છે, અવિનાશી છે; સત્તા, ચૈતન્ય અને આનંદનો નક્કર ખજાનો (ઘનરાશિ) છે. ॥ ૨-૩॥

**અસ પ્રભુ હૃદયઁ અછત અબિકારી। સકલ જીવ જગ દીન દુખારી॥**
**નામ નિરૂપન નામ જતન તેં। સોઉ પ્રગટત જિમિ મોલ રતન તેં॥ ૪॥**

એવા વિકારરહિત પ્રભુના હૃદયમાં રહેવા છતાં જગતના સર્વે જીવ દીન અને દુઃખી છે. નામનું નિરૂપણ કરીને (નામના યથાર્થ સ્વરૂપ, મહિમા, રહસ્ય અને પ્રભાવને જાણીને) નામનું જતન કરવાથી (શ્રદ્ધાપૂર્વક નામજપરૂપી સાધન કરવાથી) તે જ બ્રહ્મ એવી રીતે પ્રકટ થઈ જાય છે જેમ રત્ન ઓળખાયાથી એનું મૂલ્ય. ॥ ૪॥

**દો૦ – નિરગુન તેં એહિ ભાઁતિ બડ઼ નામ પ્રભાઉ અપાર।**
**કહઉઁ નામુ બડ઼ રામ તેં નિજ બિચાર અનુસાર॥ ૨૩॥**

આ રીતે નિર્ગુણ કરતાં નામનો પ્રભાવ અત્યંત મોટો છે. હવે, મારા વિચાર અનુસાર કહું છું કે નામ [સગુણ] રામ કરતાં પણ મોટું છે. ॥ ૨૩॥

**ચૌ૦ – રામ ભગત હિત નર તનુ ધારી। સહિ સંકટ કિએ સાધુ સુખારી ॥**
**નામુ સપ્રેમ જપત અનયાસા। ભગત હોહિં મુદ મંગલ બાસા ॥૧॥**

શ્રીરામચન્દ્રજીએ ભક્તોનાં હિત માટે મનુષ્ય-શરીર ધારણ કરી સ્વયં કષ્ટ વેઠીને સાધુઓને સુખી કર્યા, પરંતુ ભક્તજનો પ્રેમ સહિત નામનો જપ કરી સરળતાથી આનંદ અને કલ્યાણનું ધામ બની જાય છે. ॥૧॥

**રામ એક તાપસ તિય તારી। નામ કોટિ ખલ કુમતિ સુધારી ॥**
**રિષિ હિત રામ સુકેતુસુતા કી। સહિત સેન સુત કીન્હિ બિબાકી ॥૨॥**
**સહિત દોષ દુખ દાસ દુરાસા। દલઈ નામુ જિમિ રબિ નિસિ નાસા ॥**
**ભંજેઉ રામ આપુ ભવ ચાપૂ। ભવ ભય ભંજન નામ પ્રતાપૂ ॥૩॥**

શ્રીરામજીએ એક તપસ્વીની સ્ત્રી(અહલ્યા)ને જ તારી, પરંતુ નામે તો કરોડો દુષ્ટોની બગડેલી બુદ્ધિને સુધારી છે. શ્રીરામજીએ ઋષિ વિશ્વામિત્રના હિત માટે એક સુકેતુ યક્ષની કન્યા તાડકાને સેના અને પુત્ર (સુબાહુ) સહિત સમાપ્ત કરી; પરંતુ નામ પોતાના ભક્તોનાં દોષ, દુઃખ અને દુરાશાઓનો એવી રીતે નાશ કરી નાખે છે, જેવી રીતે સૂર્ય રાત્રિનો. શ્રીરામજીએ તો પોતે શિવજીનું ધનુષ તોડ્યું પણ નામનો તો પ્રતાપ જ સંસારના સર્વે ભયોનો નાશ કરનારો છે. ॥૨-૩॥

**દંડક બનુ પ્રભુ કીન્હ સુહાવન। જન મન અમિત નામ કિએ પાવન ॥**
**નિસિચર નિકર દલે રઘુનંદન। નામુ સકલ કલિ કલુષ નિકંદન ॥૪॥**

પ્રભુ શ્રીરામજીએ [ભયાનક] દંડક વનને સોહામણું બનાવ્યું, પરંતુ નામે અસંખ્ય મનુષ્યોનાં મનને પવિત્ર કરી દીધાં. શ્રીરઘુનાથજીએ રાક્ષસોના સમૂહોને માર્યા, પરંતુ નામ તો કળિયુગનાં બધાં જ પાપોનાં મૂળિયાં ઉખાડનારું છે. ॥૪॥

**દો૦ – સબરી ગીધ સુસેવકનિ સુગતિ દીન્હિ રઘુનાથ।**
**નામ ઉધારે અમિત ખલ બેદ બિદિત ગુન ગાથ ॥૨૪॥**

શ્રીરઘુનાથજીએ તો શબરી, જટાયુ આદિ શ્રેષ્ઠ સેવકોને જ મુક્તિ આપી; પરંતુ નામે અગણિત દુષ્ટોનો ઉદ્ધાર કર્યો. નામના ગુણોની કથા વેદોમાં પ્રસિદ્ધ છે. ॥૨૪॥

**ચૌ૦ – રામ સુકંઠ બિભીષન દોઊ। રાખે સરન જાન સબુ કોઊ ॥**
**નામ ગરીબ અનેક નેવાજે। લોક બેદ બર બિરિદ બિરાજે ॥૧॥**

શ્રીરામજીએ સુગ્રીવ અને વિભીષણ બેને જ પોતાની શરણમાં રાખ્યા, આ હર કોઈ જાણે છે, પરંતુ નામે તો અનેક ગરીબો પર કૃપા કરી છે. નામનું આ સુંદર બિરુદ લોકો અને વેદોમાં વિશેષરૂપે પ્રકાશિત છે. ॥૧॥

**રામ ભાલુ કપિ કટકુ બટોરા। સેતુ હેતુ શ્રમુ કીન્હ ન થોરા ॥**
**નામુ લેત ભવસિંધુ સુખાહીં। કરહુ બિચારુ સુજન મન માહીં ॥૨॥**

શ્રીરામજીએ તો રીંછ અને વાનરોની સેના એકઠી કરી અને સમુદ્ર પર પુલ બાંધવા માટે પરિશ્રમ ઓછો નથી કર્યો; એટલે કે ઘણો પરિશ્રમ કર્યો; પરંતુ નામ લેતાં જ સંસાર-સમુદ્ર સુકાઈ જાય છે. સજ્જન જનો! મનમાં જરા વિચારો. [બંનેમાં કોણ મોટું છે?] ॥ ૨॥

**રામ સકુલ રન રાવનુ મારા। સીય સહિત નિજ પુર પગુ ધારા॥**
**રાજા રામુ અવધ રજધાની। ગાવત ગુન સુર મુનિ બર બાની॥ ૩॥**
**સેવક સુમિરત નામુ સપ્રીતી। બિનુ શ્રમ પ્રબલ મોહ દલુ જીતી॥**
**ફિરત સનેહઁ મગન સુખ અપનેં। નામ પ્રસાદ સોચ નહિં સપનેં॥ ૪॥**

શ્રીરામચન્દ્રજીએ કુટુંબસહિત રાવણને યુદ્ધમાં માર્યો, અને સીતાસહિત પોતાના નગર (અયોધ્યા)માં પ્રવેશ કર્યો. રામ રાજા બન્યા, અવધ એમની રાજધાની બની, દેવતા અને મુનિઓ ઉત્તમ વાણીથી તેમના ગુણ ગાય છે. પરંતુ સેવક (ભક્ત) પ્રેમપૂર્વક નામના સ્મરણમાત્રથી વિના પરિશ્રમે મોહની પ્રબળ સેનાને જીતી પ્રેમમાં મગ્ન થઈ પોતાના જ સુખમાં વિચરે છે, નામની કૃપાથી તેમને સ્વપ્નમાં પણ કોઈ ચિંતા સતાવતી નથી. ॥ ૩-૪॥

**દો૦ – બ્રહ્મ રામ તેં નામુ બડ઼ બર દાયક બર દાનિ।**
**રામચરિત સત કોટિ મહઁ લિય મહેસ જિયઁ જાનિ॥ ૨૫॥**

આ રીતે નામ [નિર્ગુણ] બ્રહ્મ અને [સગુણ] રામ બંનેથી મોટું છે. એ વરદાન આપનારાઓને પણ વર આપનાર છે. શ્રીશિવજીએ પોતાના હૃદયમાં આ જાણીને જ સો કરોડ રામચરિત્રોમાંથી આ 'રામ' નામને [સારરૂપે સ્વીકારી] ગ્રહણ કર્યું છે. ॥ ૨૫॥

## માસપારાયણ, પહેલો વિશ્રામ

**ચૌ૦ – નામ પ્રસાદ સંભુ અબિનાસી। સાજુ અમંગલ મંગલ રાસી॥**
**સુક સનકાદિ સિદ્ધ મુનિ જોગી। નામ પ્રસાદ બ્રહ્મસુખ ભોગી॥ ૧॥**

નામની જ કૃપાથી શિવજી અવિનાશી છે અને અમંગળ વેષવાળા હોવા છતાં પણ મંગળોનો ભંડાર છે. શુકદેવજી અને સનાકાદિ સિદ્ધ, મુનિઓ, યોગીજનો નામની જ કૃપાથી બ્રહ્માનંદને ભોગવે છે. ॥ ૧॥

**નારદ જાનેઉ નામ પ્રતાપૂ। જગ પ્રિય હરિ હરિ હર પ્રિય આપૂ॥**
**નામુ જપત પ્રભુ કીન્હ પ્રસાદૂ। ભગત સિરોમનિ ભે પ્રહલાદૂ॥ ૨॥**

નારદજીએ નામના પ્રતાપને ઓળખ્યો છે. હરિ સમસ્ત સંસારને પ્રિય છે, [હરિને હર પ્રિય છે] અને આપ (શ્રીનારદજી) હરિ અને હર બંનેને પ્રિય છો. નામને જપવાથી પ્રભુએ કૃપા કરી, જેથી પ્રહ્લાદ ભક્તશિરોમણિ બની ગયા. ॥ ૨॥

**ધ્રુવઁ સગલાનિ જપેઉ હરિ નાઉઁ। પાયઉ અચલ અનૂપમ ઠાઉઁ॥**
**સુમિરિ પવનસુત પાવન નામૂ। અપને બસ કરિ રાખે રામૂ॥ ૩॥**

ધ્રુવજીએ ગ્લાનિથી (અપરમાનાં વચનોથી દુઃખી થઈ સકામભાવે) હરિનામ જપ્યું અને તેના પ્રતાપે અચળ અનુપમ સ્થાન (ધ્રુવલોક) પ્રાપ્ત કર્યું. હનુમાનજીએ પવિત્ર નામનું સ્મરણ કરીને શ્રીરામજીને પોતાના વશ કરી રાખ્યા છે. ॥ ૩॥

**અપતુ અજામિલુ ગજુ ગનિકાઊ। ભએ મુકુત હરિ નામ પ્રભાઊ॥**
**કહૌં કહાઁ લગિ નામ બડ઼ાઈ। રામુ ન સકહિં નામ ગુન ગાઈ॥૪॥**

પાપી અજામિલ, ગજ અને ગણિકા જેવા પતીત પણ શ્રીહરિના નામના પ્રભાવથી મુક્ત બન્યાં છે. હું નામની મોટાઈ ક્યાં સુધી કહું, રામ પણ નામના ગુણોને ગાઈ શકતા નથી. ॥૪॥

**દો૦ – નામુ રામ કો કલપતરુ કલિ કલ્યાન નિવાસુ।**
**જો સુમિરત ભયો ભાઁગ તેં તુલસી તુલસીદાસુ॥૨૬॥**

કળિયુગમાં રામનું નામ કલ્પતરુ (મનગમતા પદાર્થ આપનાર) અને કલ્યાણનું ધામ (મુક્તિનું નિવાસસ્થાન) છે, જેને સ્મરણ કરવાથી ભાંગ જેવો (નિકૃષ્ટ-હલકી કોટિનો) તુલસીદાસ તુલસી સમાન [પવિત્ર] થઈ ગયો. ॥૨૬॥

**ચૌ૦ – ચહુઁ જુગ તીનિ કાલ તિહુઁ લોકા। ભએ નામ જપિ જીવ બિસોકા॥**
**બેદ પુરાન સંત મત એહૂ। સકલ સુકૃત ફલ રામ સનેહૂ॥૧॥**

[કેવળ કળિયુગની જ વાત નથી] ચારેય યુગોમાં, ત્રણેય કાળમાં અને ત્રણેય લોકમાં નામને જપીને જીવો શોકરહિત બન્યા છે. વેદ, પુરાણ અને સંતોનો મત છે કે સમસ્ત પુણ્યોનું ફળ શ્રીરામજીમાં [અથવા રામનામમાં] સ્નેહ થવો એ જ છે. ॥૧॥

**ધ્યાનુ પ્રથમ જુગ મખ બિધિ દૂજેં। દ્વાપર પરિતોષત પ્રભુ પૂજેં॥**
**કલિ કેવલ મલ મૂલ મલીના। પાપ પયોનિધિ જન મન મીના॥૨॥**

પહેલા (સત્ય) યુગમાં ધ્યાનથી, બીજા (ત્રેતા) યુગમાં યજ્ઞથી અને દ્વાપરમાં પૂજનથી ભગવાન પ્રસન્ન થાય છે; પણ કળિયુગ તો કેવળ પાપનું મૂળ અને મલિન છે, તેમાં મનુષ્યોનાં મન પાપરૂપી સમુદ્રમાં માછલાં બન્યાં છે (અર્થાત્ પાપથી ક્યારેય છૂટાં ન પડવા ઇચ્છતા હોવાથી તેમાં ધ્યાન, યજ્ઞ અને પૂજન થઈ ન શકે). ॥૨॥

**નામ કામતરુ કાલ કરાલા। સુમિરત સમન સકલ જગ જાલા॥**
**રામ નામ કલિ અભિમત દાતા। હિત પરલોક લોક પિતુ માતા॥૩॥**

આવા કરાળ કાળમાં (કળિયુગમાં) તો નામ જ કલ્પવૃક્ષ છે, જેનું સ્મરણ માત્ર જ સંસારની સમસ્ત જંજાળોનો નાશ કરનાર છે. કળિયુગમાં આ રામનામ મનોવાંછિત ફળ આપનારું છે, પરલોકનું પરમ હિતૈષી અને આ લોકમાં માતા-પિતા છે (અર્થાત્ પરલોકમાં ભગવાનનું પરમધામ આપે છે અને આ લોકમાં માતા-પિતાની જેમ બધી રીતે પાલન અને રક્ષણ કરે છે.) ॥૩॥

**નહિં કલિ કરમ ન ભગતિ બિબેકૂ। રામ નામ અવલંબન એકૂ॥**
**કાલનેમિ કલિ કપટ નિધાનૂ। નામ સુમતિ સમરથ હનુમાનૂ॥૪॥**

કળિયુગમાં નથી કર્મ, નથી ભક્તિ અને જ્ઞાનેય નથી. પણ રામનામ જ એક આધાર છે. કપટની ખાણ કળિયુગરૂપી કાલનેમિને [મારવા] માટે રામનામ જ બુદ્ધિમાન અને સમર્થ શ્રીહનુમાનજી છે. ॥૪॥

**દો૦ – રામ નામ નરકેસરી કનકકસિપુ કલિકાલ ।**
**જાપક જન પ્રહલાદ જિમિ પાલિહિ દલિ સુરસાલ ॥ ૨૭॥**

રામનામ શ્રીનૃસિંહ ભગવાન છે, કળિયુગ હિરણ્યકશિપુ છે અને જપ કરનાર લોકો પ્રહ્લાદ જેવા છે; આ રામનામ દેવતાઓના શત્રુ(કળિયુગરૂપી દૈત્ય)ને મારી જપ કરનારાઓની રક્ષા કરશે. ॥ ૨૭॥

**ચૌ૦ – ભાયઁ કુભાયઁ અનખ આલસહૂઁ । નામ જપત મંગલ દિસિ દસહૂઁ ॥**
**સુમિરિ સો નામ રામ ગુન ગાથા । કરઉઁ નાઈ રઘુનાથહિ માથા ॥ ૧॥**

સારા ભાવ(પ્રેમ)થી, ખરાબ ભાવ(વેર)થી, ક્રોધથી કે આળસથી, કોઈ પણ રીતે નામ જપવાથી દશે દિશાઓમાં મંગળ થાય છે. તે (પરમ કલ્યાણકારી) રામનામનું સ્મરણ કરીને અને શ્રીરઘુનાથજીને શીશ નમાવીને હું રામજીના ગુણોનું વર્ણન કરું છું. ॥ ૧॥

**મોરિ સુધારિહિ સો સબ ભાઁતી । જાસુ કૃપા નહિં કૃપાઁ અઘાતી ॥**
**રામ સુસ્વામિ કુસેવકુ મોસો । નિજ દિસિ દેખિ દયાનિધિ પોસો ॥ ૨॥**

તે (શ્રીરામજી) મારું [બગડેલું] બધી રીતે સુધારી લેશે; જેમની કૃપાથી, સાક્ષાત કૃપા પણ નથી ધરાતી, તે વધુ કૃપા ઈચ્છે છે. રામ જેવા શ્રેષ્ઠ સ્વામી અને મારા જેવો નાચીજ સેવક! તેમ છતાં પણ તે દયાનિધિએ પોતાની બાજુ જોઈને મારું પોષણ કર્યું છે. ॥ ૨॥

**લોકહુઁ બેદ સુસાહિબ રીતી । બિનય સુનત પહિચાનત પ્રીતી ॥**
**ગની ગરીબ ગ્રામ નર નાગર । પંડિત મૂઢ઼ મલીન ઉજાગર ॥ ૩॥**

લોક અને વેદમાં પણ શ્રેષ્ઠ સ્વામીની આ રીતિ પ્રસિદ્ધ છે કે તેઓ વિનયને સાંભળતાં જ પ્રેમને ઓળખી લે છે. અમીર-ગરીબ, ગામડિયો-શહેરી, પંડિત-મૂર્ખ, બદનામ-યશસ્વી- ॥ ૩॥

**સુકબિ કુકબિ નિજ મતિ અનુહારી । નૃપહિ સરાહત સબ નર નારી ॥**
**સાધુ સુજાન સુસીલ નૃપાલા । ઈસ અંસ ભવ પરમ કૃપાલા ॥ ૪॥**

સુકવિ-કુકવિ, સર્વે નર-નારી પોતપોતાની બુદ્ધિ અનુસાર રાજાનાં વખાણ કરે છે. સાધુ, બુદ્ધિમાન, સુશીલ અને ઈશ્વરના અંશથી ઉત્પન્ન પરમ કૃપાળુ રાજા – ॥ ૪॥

**સુનિ સનમાનહિં સબહિ સુબાની । ભનિતિ ભગતિ નતિ ગતિ પહિચાની ॥**
**યહ પ્રાકૃત મહિપાલ સુભાઊ । જાન સિરોમનિ કોસલરાઊ ॥ ૫॥**

સર્વેને સાંભળીને અને તેમની વાણી, ભક્તિ, વિનય અને ચાલને ઓળખીને સુંદર (મીઠી) વાણીથી સૌનું યથાયોગ્ય સન્માન કરે છે. આ સ્વભાવ તો સંસારી રાજાઓનો છે, કોસલરાજ શ્રીરામચન્દ્રજી તો ચતુરશિરોમણિ છે. ॥ ૫॥

**રીઝત રામ સનેહ નિસોતેં । કો જગ મંદ મલિનમતિ મોતેં ॥ ૬॥**

શ્રીરામજી તો વિશુદ્ધ પ્રેમથી જ પ્રસન્ન થાય છે. પણ જગતમાં મારાથી વધારે મૂર્ખ અને મલિનબુદ્ધિવાળો બીજો કોણ હશે? ॥ ૬॥

**દો૦ – સઠ સેવક કી પ્રીતિ રુચિ રખિહહિં રામ કૃપાલુ ।**
**ઉપલ કિએ જલજાન જેહિં સચિવ સુમતિ કપિ ભાલુ ॥ ૨૮ (ક)॥**

તો પણ કૃપાળુ શ્રીરામચન્દ્રજી મુજ દુષ્ટ સેવકની પ્રીતિ અને રુચિને અવશ્ય નભાવશે, જેમણે પથ્થરોને વહાણ અને વાનર-રીંછોને બુદ્ધિમાન મંત્રી બનાવી દીધા. ॥ ૨૮ (ક)॥

**હૌંહુ કહાવત સબુ કહત રામ સહત ઉપહાસ ।**
**સાહિબ સીતાનાથ સો સેવક તુલસીદાસ ॥ ૨૮ (ખ)॥**

બધા લોકો મને શ્રીરામજીનો સેવક કહે છે અને હું પણ [વિના લજ્જા-સંકોચે] કહેવડાવું છું (કહેવાવાળાઓનો વિરોધ નથી કરતો); કૃપાળુ શ્રીરામજી આ નિંદાને સહે છે કે શ્રીસીતાનાથજી જેવા સ્વામીનો તુલસીદાસ જેવો સેવક છે. ॥ ૨૮ (ખ)॥

**ચૌ૦ – અતિ બડ઼િ મોરિ ઢિઠાઈ ખોરી । સુનિ અઘ નરકહુઁ નાક સકોરી ॥**
**સમુઝિ સહમ મોહિ અપડર અપનેં । સો સુધિ રામ કીન્હિ નહિં સપનેં ॥ ૧॥**

આ મારી ઘણી મોટી ધૃષ્ટતા અને દોષ છે, મારાં પાપ સાંભળીને નરક પણ નાક સંકોરી લે છે (અર્થાત્ નરકમાં પણ મારા માટે સ્થાન નથી). આમ સમજીને મને પોતાના જ કલ્પિત ભયથી બીક લાગી રહી છે, પરંતુ ભગવાન શ્રીરામચન્દ્રજીએ તો સપનામાંય આના પર (મારી આ ધૃષ્ટતા અને દોષ પ્રત્યે) ધ્યાન આપ્યું નથી. ॥ ૧॥

**સુનિ અવલોકિ સુચિત ચખ ચાહી । ભગતિ મોરિ મતિ સ્વામિ સરાહી ॥**
**કહત નસાઇ હોઇ હિયઁ નીકી । રીઝત રામ જાનિ જન જી કી ॥ ૨॥**

વળી, મારા પ્રભુ શ્રીરામચન્દ્રજીએ તો આ વાતને સાંભળીને, જોઈને અને પોતાના ઉત્તમ ચિત્તરૂપી ચક્ષુઓથી નિરીક્ષણ કરીને મારી ભક્તિ અને બુદ્ધિની (ઊલટે) પ્રશંસા કરી છે. કેમકે કહેવામાં ભલે બગડી જાય (અર્થાત્ હું ભલે પોતાને ભગવાનનો સેવક કહેતો-કહેવડાવતો રહું), પણ હૃદયમાં તો સારાપણું હોવું જોઈએ. (હૃદયમાં તો પોતાને તેમનો સેવક બનવા યોગ્ય ન માનતાં પાપી અને દીન જ માનું છું, આ સારાપણું છે.) શ્રીરામચન્દ્રજી પણ દાસના હૃદયની [સારી] યોગ્યતા ઓળખી રીઝી જાય છે. ॥ ૨॥

**રહતિ ન પ્રભુ ચિત ચૂક કિએ કી । કરત સુરતિ સય બાર હિએ કી ॥**
**જેહિં અઘ બધેઉ બ્યાધ જિમિ બાલી । ફિરિ સુકંઠ સોઇ કીન્હિ કુચાલી ॥ ૩॥**

પ્રભુના ચિત્તમાં પોતાના ભક્તોએ કરેલ ભૂલ-ચૂક યાદ રહેતી નથી (તેઓ તે ભૂલી જાય છે) અને તેમના હૃદય[ની સારપ-ભલાઈ]ને સેંકડો વખત યાદ કરતા રહે છે. જે પાપના કારણે તેઓએ વાલિને પારધીની પેઠે માર્યો હતો, તેવી જ કુચાલ પાછી સુગ્રીવે ચાલી. ॥ ૩॥

**સોઇ કરતૂતિ બિભીષન કેરી । સપનેહુઁ સો ન રામ હિયઁ હેરી ॥**
**તે ભરતહિ ભેંટત સનમાને । રાજસભાઁ રઘુબીર બખાને ॥ ૪॥**

વળી, તેવી જ કરણી વિભીષણની હતી, પરંતુ શ્રીરામચન્દ્રજીએ સપનામાં પણ તેનો મનમાં વિચાર ન કર્યો, ઊલટાનું ભરતજીને મળ્યા ત્યારે શ્રીરઘુનાથજીએ તેઓનું સન્માન કર્યું અને રાજસભામાં પણ એમના ગુણોનાં વખાણ કર્યાં. ॥ ૪॥

**દો૦ – પ્રભુ તરુ તર કપિ ડાર પર તે કિએ આપુ સમાન ।**
**તુલસી કહૂઁ ન રામ સે સાહિબ સીલનિધાન ॥ ૨૯ (ક)॥**

પ્રભુ (શ્રીરામચન્દ્રજી) તો વૃક્ષની નીચે બેઠા છે અને વાનરો ડાળી પર. (અર્થાત્ ક્યાં મર્યાદાપુરુષોત્તમ સચ્ચિદાનંદઘન પરમાત્મા શ્રીરામજી અને ક્યાં વૃક્ષોની ડાળીઓ પર કૂદનારા વાનરો). પરંતુ આવા વાનરોને પણ તેઓએ પોતાના સમાન બનાવી દીધા. તુલસીદાસજી કહે છે કે શ્રીરામચન્દ્રજી જેવા શીલનિધાન સ્વામી ક્યાંય પણ નથી. ॥ ૨૯ (ક)॥

**રામ નિકાઈં રાવરી હૈ સબહી કો નીક ।**
**જૌં યહ સાઁચી હૈ સદા તૌ નીકો તુલસીક ॥ ૨૯ (ખ)॥**

હે શ્રીરામજી! આપની સારપથી બધાનું ભલું છે (અર્થાત્ આપનો કલ્યાણમય સ્વભાવ બધાનું મંગળ કરનાર છે). જો આ વાત સાચી છે તો તુલસીદાસનું પણ સદા કલ્યાણ જ થશે. ॥ ૨૯ (ખ)॥

**એહિ બિધિ નિજ ગુન દોષ કહિ સબહિ બહુરિ સિરુ નાઇ ।**
**બરનઉઁ રઘુબર બિસદ જસુ સુનિ કલિ કલુષ નસાઇ ॥ ૨૯ (ગ)॥**

આ રીતે પોતાના ગુણ-દોષો કહીને અને સૌને ફરીથી શીશ નમાવીને હું શ્રીરઘુનાથજીના નિર્મળ યશનું વર્ણન કરું છું, જેને સાંભળવાથી કળિયુગનાં પાપ નષ્ટ પામે છે. ॥ ૨૯ (ગ)॥

**ચૌ૦ – જાગબલિક જો કથા સુહાઈ । ભરદ્વાજ મુનિબરહિ સુનાઈ ॥**
**કહિહઉઁ સોઇ સંબાદ બખાની । સુનહુઁ સકલ સજ્જન સુખુ માની ॥ ૧॥**

મુનિ યાજ્ઞવલ્ક્યજીએ જે સોહામણી કથા મુનિશ્રેષ્ઠ ભરદ્વાજજીને સંભળાવી હતી, એ જ સંવાદને હું વખાણીને કહીશ, બધા સજ્જનો સુખનો અનુભવ કરતાં કરતાં તે સાંભળે. ॥ ૧॥

**સંભુ કીન્હ યહ ચરિત સુહાવા । બહુરિ કૃપા કરિ ઉમહિ સુનાવા ॥**
**સોઇ સિવ કાગભુસુંડિહિ દીન્હા । રામ ભગત અધિકારી ચીન્હા ॥ ૨॥**

શિવજીએ પહેલા આ સોહામણા ચરિત્રને રચ્યું, પછી કૃપા કરીને પાર્વતીજીને સંભળાવ્યું. તે જ ચરિત્ર શિવજીએ કાકભુશુંડિજીને રામભક્ત અને અધિકારી જાણીને આપ્યું. ॥ ૨॥

**તેહિ સન જાગબલિક પુનિ પાવા । તિન્હ પુનિ ભરદ્વાજ પ્રતિ ગાવા ॥**
**તે શ્રોતા બકતા સમસીલા । સવઁદરસી જાનહિં હરિલીલા ॥ ૩॥**

પછી તે કાકભુશુંડિજી પાસેથી યાજ્ઞવલ્ક્યજીએ મેળવ્યું અને તેઓએ તે ભરદ્વાજજીને ગાઈને સંભળાવ્યું. તેઓ બંને - વક્તા અને શ્રોતા (યાજ્ઞવલ્ક્ય અને ભરદ્વાજ) સમાન શીલવાળા અને સમદર્શી છે અને શ્રીહરિની લીલાને જાણે છે. ॥ ૩॥

**જાનહિં તીનિ કાલ નિજ ગ્યાના। કરતલ ગત આમલક સમાના॥**
**ઔરઉ જે હરિભગત સુજાના। કહહિં સુનહિં સમુઝહિં બિધિ નાના॥૪॥**

તેઓ પોતાના જ્ઞાનથી ત્રણે કાળની વાતોને હથેળી પર રાખેલા આમળાની જેમ (પ્રત્યક્ષ) જાણે છે. વળી, અન્ય જે પણ સુજ્ઞ (ભગવાનની લીલાઓના રહસ્યને જાણનાર) હરિભક્તો છે, તેઓ આ ચરિત્રને અનેક પ્રકારે કહે, સાંભળે અને સમજે છે. ॥૪॥

**દો૦ – મૈં પુનિ નિજ ગુર સન સુની કથા સો સૂકરખેત।**
**સમુઝી નહિં તસિ બાલપન તબ અતિ રહેઉઁ અચેત॥૩૦ (ક)॥**

વળી, તે જ કથા મેં વારાહક્ષેત્રમાં પોતાના ગુરુજી પાસેથી સાંભળી, પરંતુ તે સમયે હું બાલ્યાવસ્થાના કારણે ઘણો અણસમજુ હતો, તેથી તેને હું બરાબર (શ્રેષ્ઠ રીતે) સમજ્યો નહોતો. ॥૩૦ (ક)॥

**શ્રોતા બકતા ગ્યાનનિધિ કથા રામ કૈ ગૂઢ઼।**
**કિમિ સમુઝૌં મૈં જીવ જડ઼ કલિ મલ ગ્રસિત બિમૂઢ઼॥૩૦ ખ॥**

શ્રીરામજીની ગૂઢ કથાના વક્તા અને શ્રોતા બંને જ્ઞાનના ભંડાર હોય છે. હું કળિયુગનાં પાપોથી ગ્રસિત થયેલ મહામૂઢ જડ જીવ, ભલા તેને કેવી રીતે સમજી શકત? ॥૩૦ (ખ)॥

**ચૌ૦ – તદપિ કહી ગુર બારહિં બારા। સમુઝિ પરી કછુ મતિ અનુસારા॥**
**ભાષાબદ્ધ કરબિ મૈં સોઈ। મોરેં મન પ્રબોધ જેહિં હોઈ॥૧॥**

તો પણ ગુરુજીએ જ્યારે વારંવાર કથા કહી, ત્યારે બુદ્ધિ પ્રમાણે કંઈક સમજણ પડી. એ જ હવે, મારા દ્વારા ભાષામાં રચાશે, જેથી મારા મનને સંતોષ થાય. ॥૧॥

**જસ કછુ બુધિ બિબેક બલ મેરેં। તસ કહિહઉઁ હિયઁ હરિ કે પ્રેરેં॥**
**નિજ સંદેહ મોહ ભ્રમ હરની। કરઉઁ કથા ભવ સરિતા તરની॥૨॥**

જેવું મારામાં કંઈક બુદ્ધિ અને વિવેકનું બળ છે, હું હૃદયમાં હરિની પ્રેરણાથી તે મુજબ જ કહીશ. હું મારા સંદેહ, અજ્ઞાન અને ભ્રમને હરનાર કથા રચું છું, જે સંસારરૂપી નદીને પાર કરવા માટેની નૌકા છે. ॥૨॥

**બુધ બિશ્રામ સકલ જન રંજનિ। રામકથા કલિ કલુષ બિભંજનિ॥**
**રામકથા કલિ પંનગ ભરની। પુનિ બિબેક પાવક કહુઁ અરની॥૩॥**

રામકથા વિદ્વાનોને વિશ્રામ આપનાર, સર્વ મનુષ્યોને પ્રસન્ન કરનાર અને કળિયુગનાં પાપોને નાશ કરનારી છે, રામકથા કળિયુગરૂપી સર્પ માટે ઢેલ છે તથા વિવેકરૂપી અગ્નિને પ્રગટ કરવા માટે અરણિ (મંથન કરવા માટે વપરાતું લાકડું) છે. (અર્થાત્ આ કથાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે). ॥૩॥

**રામકથા કલિ કામદ ગાઈ। સુજન સજીવનિ મૂરિ સુહાઈ॥**
**સોઇ બસુધાતલ સુધા તરંગિનિ। ભય ભંજનિ ભ્રમ ભેક ભુઅંગિનિ॥૪॥**

રામકથા કળિયુગમાં બધા મનોરથોને પૂર્ણ કરનાર કામધેનુ ગાય છે અને સજ્જનો માટે ઉત્તમ સંજીવની જડી છે. એ જ પૃથ્વી ઉપર અમૃતની નદી છે, જન્મ-મરણરૂપી ભયનો નાશ કરનાર અને ભ્રમરૂપી દેડકાઓને ખાનાર નાગણ છે. ॥૪॥

**અસુર સેન સમ નરક નિકંદિનિ । સાધુ બિબુધ કુલ હિત ગિરિનંદિનિ ॥**
**સંત સમાજ પયોધિ રમા સી । બિસ્વ ભાર ભર અચલ છમા સી ॥૫॥**

આ રામકથા અસુરોની સેના જેવા નરકોનો નાશ કરનારી અને સાધુરૂપ દેવતાઓના કુળનું હિત કરનારી પાર્વતી (દુર્ગા) છે. રામકથા સંત-સમાજરૂપી ક્ષીરસમુદ્ર માટે લક્ષ્મીજી સમાન છે અને સંપૂર્ણ વિશ્વનો ભાર ઉપાડવામાં અચળ પૃથ્વી સમાન છે. ॥૫॥

**જમ ગન મુહઁ મસિ જગ જમુના સી । જીવન મુકુતિ હેતુ જનુ કાસી ॥**
**રામહિ પ્રિય પાવનિ તુલસી સી । તુલસિદાસ હિત હિયઁ હુલસી સી ॥૬॥**

યમદૂતોના મુખ પર મેશ લગાડવા માટે આ જગતમાં યમુનાજીના જેવી છે અને જીવોને મુક્તિ આપવા માટે જાણે કાશી જ છે. તે શ્રીરામજીને પવિત્ર તુલસી સમાન પ્રિય છે અને તુલસીદાસ માટે હુલસી(તુલસીદાસનાં માતા)ની જેમ હ્રદયથી હિત કરનારી છે. ॥૬॥

**સિવપ્રિય મેકલ સૈલ સુતા સી । સકલ સિદ્ધિ સુખ સંપતિ રાસી ॥**
**સદગુન સુરગન અંબ અદિતિ સી । રઘુબર ભગતિ પ્રેમ પરમિતિ સી ॥૭॥**

આ રામકથા શિવજીને નર્મદાજી સમાન પ્રિય છે. તે સર્વે સિદ્ધિઓ તથા સુખ-સમ્પતિનો ભંડાર છે. સદ્‌ગુણરૂપી દેવતાઓને ઉત્પન્ન અને પાલન-પોષણ કરવા માટે માતા અદિતિ સમાન છે. શ્રીરઘુનાથજીની ભક્તિ અને પ્રેમની પરમ સીમા જેવી છે. ॥૭॥

**દો૦ – રામકથા મંદાકિની ચિત્રકૂટ ચિત ચારુ ।**
**તુલસી સુભગ સનેહ બન સિય રઘુબીર બિહારુ ॥૩૧॥**

તુલસીદાસજી કહે છે કે રામકથા મન્દાકિની નદી છે, સુંદર (નિર્મળ) ચિત્ત ચિત્રકૂટ છે અને શ્રેષ્ઠ સ્નેહ જ વન છે, જેમાં શ્રીસીતારામજી વિહાર કરે છે. ॥૩૧॥

**ચૌ૦ – રામચરિત ચિંતામનિ ચારૂ । સંત સુમતિ તિય સુભગ સિંગારૂ ॥**
**જગ મંગલ ગુનગ્રામ રામ કે । દાનિ મુકુતિ ધન ધરમ ધામ કે ॥૧॥**

શ્રીરામચન્દ્રજીનું ચરિત્ર સુંદર ચિંતામણિ છે અને સંતોની સુબુદ્ધિરૂપ સ્ત્રીનો ઉત્તમ શણગાર છે. શ્રીરામચન્દ્રજીના ગુણ-સમૂહ જગતનું કલ્યાણ કરનાર અને મુક્તિ, ધન, ધર્મ અને પરમધામને આપનાર છે. ॥૧॥

**સદગુર ગ્યાન બિરાગ જોગ કે । બિબુધ બૈદ ભવ ભીમ રોગ કે ॥**
**જનનિ જનક સિય રામ પ્રેમ કે । બીજ સકલ બ્રત ધરમ નેમ કે ॥૨॥**

જ્ઞાન, વૈરાગ્ય અને યોગ માટે સદ્‌ગુરુ છે તથા સંસારરૂપી ભયંકર રોગનો નાશ કરવા માટે દેવતાઓના વૈદ્ય (અશ્વિનીકુમાર) જેવી છે. તે શ્રીસીતારામજીના પ્રેમને ઉત્પન્ન કરવા માટે માતાપિતા છે અને સંપૂર્ણ વ્રત, ધર્મ અને નિયમોનું બીજ છે. ॥૨॥

**સમન પાપ સંતાપ સોક કે। પ્રિય પાલક પરલોક લોક કે॥**
**સચિવ સુભટ ભૂપતિ બિચાર કે। કુંભજ લોભ ઉદધિ અપાર કે॥૩॥**

પાપ, સંતાપ અને શોકનો નાશ કરનાર તથા આ લોક અને પરલોકનું પ્રિય પાલન કરનાર છે. વિચાર(જ્ઞાન)રૂપી રાજાના મંત્રી તથા કુશળ યોદ્ધા છે અને લોભરૂપી અપાર સમુદ્રને શોષનાર અગસ્ત્ય મુનિ છે. ॥૩॥

**કામ કોહ કલિમલ કરિગન કે। કેહરિ સાવક જન મન બન કે॥**
**અતિથિ પૂજ્ય પ્રિયતમ પુરારિ કે। કામદ ઘન દારિદ દવારિ કે॥૪॥**

ભક્તોના મનરૂપી વનમાં વસનારા કળિયુગના વિકારરૂપ કામ, ક્રોધ સ્વરૂપ હાથીઓને મારવા માટે સિંહનું બચ્ચું છે; શિવજીના પૂજ્ય અને પ્રિયતમ અતિથિ છે અને દરિદ્રતારૂપી દાવાનળને બુઝાવવા માટે કામનાને પૂર્ણ કરનાર (ઈચ્છિત આપનાર) મેઘરાજા છે. ॥૪॥

**મંત્ર મહામનિ બિષય બ્યાલ કે। મેટત કઠિન કુઅંક ભાલ કે॥**
**હરન મોહ તમ દિનકર કર સે। સેવક સાલિ પાલ જલધર સે॥૫॥**

વિષયરૂપી સર્પનું ઝેર ઉતારવા માટે મંત્ર અને મહામણિ છે. તે લલાટ પર લખાયેલા, કઠિનતાથી ભૂંસાનાર ખરાબ લેખો(મંદ પ્રારબ્ધ)ને મટાડનાર છે. અજ્ઞાનરૂપી અંધકારનું હરણ કરનાર સૂર્યકિરણો સમાન અને સેવકરૂપી સાલિ એટલે કે ઉત્તમ ધાન-ડાંગરને પોષવા માટે મેઘ સમાન છે. ॥૫॥

**અભિમત દાનિ દેવતરુ બર સે। સેવત સુલભ સુખદ હરિ હર સે॥**
**સુકબિ સરદ નભ મન ઉડગન સે। રામભગત જન જીવન ધન સે॥૬॥**

મનોવાંછિત વસ્તુ આપનાર શ્રેષ્ઠ કલ્પવૃક્ષ સમાન છે અને સેવા કરવાથી હરિ-હર સમાન સુલભ અને સુખ આપનાર છે. સુકવિરૂપી શરદ્ઋતુના મનરૂપી આકાશને સુશોભિત કરવા માટે તારાસમૂહ જેવી છે અને શ્રીરામજીના ભક્તોનું તો જીવનધન જ છે. ॥૬॥

**સકલ સુકૃત ફલ ભૂરિ ભોગ સે। જગ હિત નિરુપધિ સાધુ લોગ સે॥**
**સેવક મન માનસ મરાલ સે। પાવન ગંગ તરંગ માલ સે॥૭॥**

સંપૂર્ણ પુણ્યોના ફળરૂપ મહાન ભોગો સમાન છે. જગતનું કપટરહિત (યથાર્થ) હિત કરનાર સાધુ-સંતોના સમાન છે. સેવકોના મનરૂપી માનસરોવર માટે હંસ સમાન અને પવિત્ર કરનાર ગંગાજીની તરંગમાળાઓ સમાન છે. ॥૭॥

દો૦ – **કુપથ કુતરક કુચાલિ કલિ કપટ દંભ પાષંડ।**
**દહન રામ ગુન ગ્રામ જિમિ ઈંધન અનલ પ્રચંડ॥૩૨ (ક)॥**

શ્રીરામજીના ગુણોનો સમૂહ કુમાર્ગ, કુતર્ક, કુચાલ અને કળિયુગના કપટ, દંભ અને પાખંડને બાળવા માટે એવો જ છે જેવો ઈંધણને માટે પ્રચંડ અગ્નિ. ॥૩૨ (ક)॥

**રામચરિત રાકેસ કર સરિસ સુખદ સબ કાહુ ।**
**સજ્જન કુમુદ ચકોર ચિત હિત બિસેષિ બડ઼ લાહુ ॥ ૩૨ (ખ)॥**

રામચરિત્ર પૂર્ણિમાના ચન્દ્રમાની કિરણોની જેમ બધાને સુખ આપનાર છે, પરંતુ સજ્જનરૂપી કુમુદિની અને ચકોરના ચિત્ત માટે તો વિશેષ હિતકારી અને મહાન લાભદાયક છે. ॥ ૩૨ (ખ)॥

**ચૌ૦ – કીન્હિ પ્રસ્ન જેહિ ભાઁતિ ભવાની । જેહિ બિધિ સંકર કહા બખાની ॥**
**સો સબ હેતુ કહબ મૈં ગાઈ । કથા પ્રબંધ બિચિત્ર બનાઈ ॥ ૧॥**

જેવી રીતે શ્રીપાર્વતીજીએ શ્રીશિવજીને પ્રશ્ન કર્યો અને જે રીતે શ્રીશિવજીએ વિસ્તારપૂર્વક તેનો જવાબ કહ્યો, તે બધાં કારણો હું વિચિત્ર કથાની રચના કરી, ગાઈને કહીશ. ॥ ૧॥

**જેહિં યહ કથા સુની નહિં હોઈ । જનિ આચરજુ કરૈ સુનિ સોઈ ॥**
**કથા અલૌકિક સુનહિં જે ગ્યાની । નહિં આચરજુ કરહિં અસ જાની ॥ ૨॥**
**રામકથા કૈ મિતિ જગ નાહીં । અસિ પ્રતીતિ તિન્હ કે મન માહીં ॥**
**નાના ભાઁતિ રામ અવતારા । રામાયન સત કોટિ અપારા ॥ ૩॥**

જેણે આ કથા અગાઉ ન સાંભળી હોય, તે એને સાંભળીને વિસ્મય ન કરે. જે જ્ઞાનીઓ આ વિચિત્ર કથાને સાંભળે છે, તેઓ એમ જાણીને આશ્ચર્ય નથી પામતા કે સંસારમાં રામકથાની કોઈ સીમા નથી (રામકથા અનંત છે). તેમના ચિત્તમાં એવો વિશ્વાસ રહે છે. અનેક રીતે શ્રીરામચન્દ્રજીના અવતાર થયા છે અને સો કરોડ અર્થાત્ અપાર રામાયણો છે. ॥ ૨-૩॥

**કલપભેદ હરિચરિત સુહાએ । ભાઁતિ અનેક મુનીસન્હ ગાએ ॥**
**કરિઅ ન સંસય અસ ઉર આની । સુનિઅ કથા સાદર રતિ માની ॥ ૪॥**

કલ્પભેદ મુજબ શ્રીહરિનાં સુંદર ચરિત્રોને મુનીશ્વરોએ અનેક રીતે ગાયાં છે, હૃદયમાં આવો વિચાર કરીને શંકા ન કરો અને આદરસહિત પ્રેમપૂર્વક આ કથાને સાંભળો. ॥ ૪॥

**દો૦ – રામ અનંત અનંત ગુન અમિત કથા બિસ્તાર ।**
**સુનિ આચરજુ ન માનિહહિં જિન્હ કેં બિમલ બિચાર ॥ ૩૩॥**

શ્રીરામચન્દ્રજી અનંત છે, તેમના ગુણો પણ અનંત છે અને એમની કથાઓનો વિસ્તાર પણ અસીમ (અપાર) છે. માટે, જેમના વિચાર નિર્મળ છે, તે આ કથા સાંભળીને આશ્ચર્ય નહીં પામે. ॥ ૩૩॥

**ચૌ૦ – એહિ બિધિ સબ સંસય કરિ દૂરી । સિર ધરિ ગુર પદ પંકજ ધૂરી ॥**
**પુનિ સબહી બિનવઉઁ કર જોરી । કરત કથા જેહિં લાગ ન ખોરી ॥ ૧॥**

આ રીતે બધી જ શંકાઓને દૂર કરી અને શ્રી ગુરુજીના ચરણકમળોની રજને શીશ પર ધારણ કરી હું પુનઃ હાથ જોડીને બધાને વિનંતી કરું છું, જેથી કથાની રચનામાં કોઈ દોષ સ્પર્શ ન કરી શકે. ॥ ૧॥

**સાદર સિવહિ નાઈ અબ માથા। બરનઉઁ બિસદ રામ ગુન ગાથા॥**
**સંબત સોરહ સૈ એકતીસા। કરઉઁ કથા હરિ પદ ધરિ સીસા॥૨॥**

હવે, હું આદરપૂર્વક શ્રીશિવજીને શીશ નમાવી શ્રીરામચન્દ્રજીના ગુણોની નિર્મળ કથા કહું છું. શ્રીહરિના ચરણોમાં માથું મૂકી સંવત્ ૧૬૩૧માં આ કથાનો પ્રારંભ કરું છું. ॥૨॥

**નૌમી ભૌમ બાર મધુમાસા। અવધપુરીં યહ ચરિત પ્રકાસા॥**
**જેહિ દિન રામ જનમ શ્રુતિ ગાવહિં। તીરથ સકલ તહાઁ ચલિ આવહિં॥૩॥**

ચૈત્ર માસની નવમી તિથિ, મંગળવારના રોજ શ્રીઅયોધ્યાજીમાં આ ચરિત્ર પ્રકાશિત થયું. જે દિવસે શ્રીરામજીનો જન્મ થાય છે; વેદ કહે છે કે તે દિવસે બધાં જ તીર્થો ત્યાં (શ્રીઅયોધ્યાજીમાં) આવી પહોંચે છે. ॥૩॥

**અસુર નાગ ખગ નર મુનિ દેવા। આઈ કરહિં રઘુનાયક સેવા॥**
**જન્મ મહોત્સવ રચહિં સુજાના। કરહિં રામ કલ કીરતિ ગાના॥૪॥**

અસુરો, નાગો, પક્ષીઓ, મનુષ્યો, મુનિઓ તથા દેવો સઘળા અયોધ્યાજીમાં આવીને શ્રીરઘુનાથજીની સેવા કરે છે; સુજ્ઞ લોકો જન્મ-મહોત્સવ ઊજવે છે અને શ્રીરામજીની સુંદર કીર્તિનું ગાન કરે છે. ॥૪॥

**દો૦ – મજ્જહિં સજ્જન બૃંદ બહુ પાવન સરજૂ નીર।**
**જપહિં રામ ધરિ ધ્યાન ઉર સુંદર સ્યામ સરીર॥૩૪॥**

સજ્જનોના ઘણા સમૂહો તે દિવસે શ્રીસરયૂજીના પવિત્ર જળમાં સ્નાન કરે છે અને હૃદયમાં સુંદર શ્યામશરીર શ્રીરઘુનાથજીનું ધ્યાન ધરીને તેમના નામનો જપ કરે છે. ॥૩૪॥

**ચૌ૦ – દરસ પરસ મજ્જન અરુ પાના। હરઈ પાપ કહ બેદ પુરાના॥**
**નદી પુનીત અમિત મહિમા અતિ। કહિ ન સકઈ સારદા બિમલ મતિ॥૧॥**

વેદ-પુરાણ કહે છે કે શ્રીસરયૂજીનું દર્શન, સ્પર્શ, સ્નાન અને જળપાન પાપોને હરે છે. આ નદી ઘણી જ પવિત્ર છે; એનો મહિમા અનંત છે, જેને નિર્મળ બુદ્ધિવાળાં સરસ્વતીજી પણ કહી નથી શકતાં. ॥૧॥

**રામ ધામદા પુરી સુહાવનિ। લોક સમસ્ત બિદિત અતિ પાવનિ॥**
**ચારિ ખાનિ જગ જીવ અપારા। અવધ તજેં તનુ નહિં સંસારા॥૨॥**

આ શોભાયમાન અયોધ્યાપુરી શ્રીરામચન્દ્રજીનું પરમધામ આપનારી છે, સર્વે લોકોમાં પ્રસિદ્ધ અને અત્યંત પવિત્ર છે. જગતમાં [અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ] ચાર ખાણ (પ્રકાર)ના અનંત જીવો છે, તેઓમાંથી જે કોઈ પણ અયોધ્યાજીમાં શરીર ત્યાગે છે - તેઓ ફરી સંસારમાં આવતા નથી. (જન્મ-મૃત્યુના ચક્કરમાંથી છૂટીને ભગવાનના પરમધામમાં વસે છે.) ॥૨॥

**સબ બિધિ પુરી મનોહર જાની। સકલ સિદ્ધિપ્રદ મંગલ ખાની॥**
**બિમલ કથા કર કીન્હ અરંભા। સુનત નસાહિં કામ મદ દંભા॥૩॥**

આ અયોધ્યાપુરીને સર્વ પ્રકારથી મનોહર, બધી જ સિદ્ધિઓને આપનાર અને કલ્યાણની ખાણ સમજીને મેં આ નિર્મળ કથાનો પ્રારંભ કર્યો છે, જેને સાંભળવાથી કામ, મદ અને દંભ નાશ પામે છે. ॥૩॥

**રામચરિતમાનસ એહિ નામા। સુનત શ્રવન પાઇઅ બિશ્રામા॥**
**મન કરિ બિષય અનલ બન જરઈ। હોઈ સુખી જૌં એહિં સર પરઈ॥૪॥**

આનું નામ રામચરિતમાનસ છે, જેને કાનોથી સાંભળતાં જ શાંતિ મળે છે. મનરૂપી હાથી વિષયરૂપી દાવાનળમાં બળી રહ્યો હોય, જો તે આ રામચરિતમાનસરૂપી સરોવરમાં આવી પડે તો સુખિયો થઈ જાય છે. ॥૪॥

**રામચરિતમાનસ મુનિ ભાવન। બિરચેઉ સંભુ સુહાવન પાવન॥**
**ત્રિબિધ દોષ દુખ દારિદ દાવન। કલિ કુચાલિ કુલિ કલુષ નસાવન॥૫॥**

આ રામચરિતમાનસ મુનિઓને પ્રિય છે, આ સોહામણા અને પવિત્ર માનસની શિવજીએ રચના કરી છે. એ ત્રણે પ્રકારના દોષો, દુ:ખો અને દરિદ્રતાનું દમન કરનાર તથા કળિયુગની કુચાલો તેમજ સર્વે પાપોનો નાશ કરનારું છે. ॥૫॥

**રચિ મહેસ નિજ માનસ રાખા। પાઈ સુસમઉ સિવા સન ભાષા॥**
**તાતેં રામચરિતમાનસ બર। ધરેઉ નામ હિયઁ હેરિ હરષિ હર॥૬॥**

શ્રી મહાદેવદજીએ આને રચીને પોતાના મનમાં સંઘર્યું હતું અને સુઅવસર મળતાં જ પાર્વતીજીને કહ્યું. આથી શિવજીએ તેને પોતાના હૃદયમાં સંઘરાયેલું જોઈને અને પ્રસન્ન થઈને એનું ઉત્તમ ‘રામચરિતમાનસ’ નામ રાખ્યું. ॥૬॥

**કહઉઁ કથા સોઇ સુખદ સુહાઈ। સાદર સુનહુ સુજન મન લાઈ॥૭॥**

હું એ જ સુખ આપનાર સોહામણી રામકથા કહું છું. હે સજ્જનો! તમે આદરપૂર્વક ધ્યાનથી આ કથાને સાંભળો. ॥૭॥

**દો૦ – જસ માનસ જેહિ બિધિ ભયઉ જગ પ્રચાર જેહિ હેતુ।**
**અબ સોઇ કહઉઁ પ્રસંગ સબ સુમિરિ ઉમા બૃષકેતુ॥૩૫॥**

આ રામચરિતમાનસ જેવું છે, જે રીતે બન્યું છે અને જે હેતુથી આ જગતમાં એનો પ્રચાર થયો, તેની બધી જ કથા હવે હું શ્રીઉમા-મહેશ્વરનું સ્મરણ કરીને કહું છું. ॥૩૫॥

**ચૌ૦ – સંભુ પ્રસાદ સુમતિ હિયઁ હુલસી। રામચરિતમાનસ કબિ તુલસી॥**
**કરઈ મનોહર મતિ અનુહારી। સુજન સુચિત સુનિ લેહુ સુધારી॥૧॥**

શ્રીશિવજીની કૃપાથી જેના હૃદયમાં ઉત્તમ બુદ્ધિનો વિકાસ થયો, તેવો આ તુલસીદાસ શ્રીરામચરિતમાનસનો કવિ બન્યો. પોતાની બુદ્ધિ અનુસાર તો એ આ કથા મનોહર જ બનાવે છે છતાંય હે સજ્જનો! સુંદર ચિત્તથી સાંભળી આપ સૌ એને સુધારી લેજો. ॥૧॥

**સુમતિ ભૂમિ થલ હ્રદય અગાધૂ। બેદ પુરાન ઉદધિ ઘન સાધૂ॥**
**બરષહિં રામ સુજસ બર બારી। મધુર મનોહર મંગલકારી॥ ૨॥**

સુંદર (સાત્ત્વિકી) બુદ્ધિ ભૂમિ છે, હ્રદય તેનું ઊંડું સ્થાન છે, વેદ-પુરાણ સમુદ્ર છે અને સાધુ-સંત મેઘ છે. તે (સાધુરૂપી મેઘરાજા) શ્રીરામજીના સુયશરૂપી સુન્દર, મધુર, મનોહર અને મંગળકારી જળની વર્ષા કરે છે. ॥ ૨॥

**લીલા સગુન જો કહહિં બખાની। સોઈ સ્વચ્છતા કરઇ મલ હાની॥**
**પ્રેમ ભગતિ જો બરનિ ન જાઈ। સોઈ મધુરતા સુસીતલતાઈ॥ ૩॥**

સગુણ લીલાનું જે વિસ્તારથી વર્ણન કરે છે, તે જ રામ-સુયશરૂપી જળની નિર્મળતા છે, જે મેલનો નાશ કરે છે અને જે પ્રેમભક્તિનું વર્ણન કરી શકાતું નથી, તે જ આ જળની મધુરતા અને સુંદર શીતળતા છે. ॥ ૩॥

**સો જલ સુકૃત સાલિ હિત હોઈ। રામ ભગત જન જીવન સોઈ॥**
**મેધા મહિ ગત સો જલ પાવન। સકિલિ શ્રવન મગ ચલેઉ સુહાવન॥ ૪॥**
**ભરેઉ સુમાનસ સુથલ થિરાના। સુખદ સીત રુચિ ચારુ ચિરાના॥ ૫॥**

તે (રામ-સુયશરૂપી) જળ સત્કર્મરૂપી સાલિ અર્થાત્ ઉત્તમ જાતિની ડાંગર માટે હિતકારી છે અને શ્રીરામજીના ભક્તોનું તો જીવન જ છે. આ પવિત્ર સોહામણું જળ બુદ્ધિરૂપી પૃથ્વી પર પડ્યું અને સંકોચાઈને, કાનરૂપી માર્ગેથી વહ્યું અને માનસ(હ્રદય)રૂપી શ્રેષ્ઠ સ્થાને ભરાઈને ત્યાં જ સ્થિર થઈ ગયું. તે જૂનું થઈ સુંદર, રુચિકર, શીતળ અને સુખદાયી થઈ ગયું. ॥ ૪-૫॥

**દો૦ – સુઠિ સુંદર સંબાદ બર બિરચે બુદ્ધિ બિચારિ।**
**તેઇ એહિ પાવન સુભગ સર ઘાટ મનોહર ચારિ॥ ૩૬॥**

આ કથામાં બુદ્ધિથી વિચાર કરી જે ચાર અતિ સુંદર અને ઉત્તમ સંવાદ (ભુશુંડિ-ગરુડ, શિવ-પાર્વતી, યાજ્ઞવલ્ક્ય-ભરદ્વાજ અને તુલસીદાસ તથા સંત) રચ્યા છે, તે જ આ પવિત્ર અને સુંદર સરોવરના ચાર મનોહર ઘાટ છે. ॥ ૩૬॥

**ચૌ૦ – સપ્ત પ્રબંધ સુભગ સોપાના। ગ્યાન નયન નિરખત મન માના॥**
**રઘુપતિ મહિમા અગુન અબાધા। બરનબ સોઈ બર બારિ અગાધા॥ ૧॥**

સાત કાંડ જ આ માનસ-સરોવરની સાત સુંદર નિસરણીઓ છે, જેને જ્ઞાનરૂપી નેત્રોથી જોતાં જ મન પ્રસન્ન થઈ જાય છે. શ્રીરઘુનાથજીના નિર્ગુણ (પ્રાકૃતિક ગુણોથી અતીત) અને નિર્બાધ (એકરસ) મહિમાનું જે વર્ણન કરવામાં આવશે, તે જ આ સુંદર જળનું અથાગ ઊંડાણ છે. ॥ ૧॥

**રામ સીય જસ સલિલ સુધાસમ। ઉપમા બીચિ બિલાસ મનોરમ॥**
**પુરઇનિ સઘન ચારુ ચૌપાઈ। જુગુતિ મંજુ મનિ સીપ સુહાઈ॥ ૨॥**

શ્રીરામચન્દ્રજી અને સીતાજીનો યશ અમૃત સમાન જળ છે. એમાં જે ઉપમાઓ આપવામાં આવી છે તે જ તરંગોનો મનોહર વિલાસ છે. સુંદર ચૌપાઈઓ જ ગીચ પ્રસરેલાં પુરઈનિ એટલે કે કમળપત્રો છે અને કવિતાની યુક્તિઓ સુંદર મણિ ઉત્પન્ન કરનાર સોહામણી છીપો છે. ॥ ૨॥

**છંદ સોરઠા સુંદર દોહા। સોઈ બહુરંગ કમલ કુલ સોહા॥**
**અરથ અનૂપ સુભાવ સુભાસા। સોઈ પરાગ મકરંદ સુબાસા॥૩॥**

જે સુંદર છંદ, સોરઠા અને દોહા છે, તે જ તેમાં બહુરંગી કમળોના સમૂહ સુશોભિત છે. અનુપમ અર્થ, ઉચ્ચ ભાવ અને સુંદર ભાષા જ પરાગ (પુષ્પરજ), મકરંદ (પુષ્પરસ) અને સુગંધ છે. ॥૩॥

**સુકૃત પુંજ મંજુલ અલિ માલા। ગ્યાન બિરાગ બિચાર મરાલા॥**
**ધુનિ અવરેબ કબિત ગુન જાતી। મીન મનોહર તે બહુભાઁતી॥૪॥**

સત્કર્મો(પુણ્યો)નો પુંજ ભમરાઓની સુંદર પંક્તિઓ છે. જ્ઞાન, વૈરાગ્ય અને વિચાર હંસ છે. કવિતાનો ધ્વનિ વક્રોક્તિ, ગુણ અને જાતિ જ અનેક પ્રકારનાં મનોહર માછલાં છે. ॥૪॥

**અરથ ધરમ કામાદિક ચારી। કહબ ગ્યાન બિગ્યાન બિચારી॥**
**નવ રસ જપ તપ જોગ બિરાગા। તે સબ જલચર ચારુ તડ઼ાગા॥૫॥**

અર્થ, ધર્મ, કામ, મોક્ષ – એ ચારેય, જ્ઞાન-વિજ્ઞાનના વિચારનું કથન, કાવ્યના નવ રસ, જપ, તપ, યોગ અને વૈરાગ્યના પ્રસંગ - એ બધા આ સરોવરના સુંદર જળચર જીવો છે. ॥૫॥

**સુકૃતી સાધુ નામ ગુન ગાના। તે બિચિત્ર જલબિહગ સમાના॥**
**સંતસભા ચહુઁ દિસિ અવઁરાઈ। શ્રદ્ધા રિતુ બસંત સમ ગાઈ॥૬॥**

સદાચારી (પુણ્યાત્મા) લોકોના, સાધુઓના અને શ્રીરામનામના ગુણોનું ગાન જ વિચિત્ર જળપક્ષીઓ જેવું છે. સંતોની સભા જ આ સરોવરના ચારે બાજુ આવેલ આંબાવાડીઓ છે અને શ્રદ્ધા વસંતઋતુ સમાન કહેવાઈ છે. ॥૬॥

**ભગતિ નિરૂપન બિબિધ બિધાના। છમા દયા દમ લતા બિતાના॥**
**સમ જમ નિયમ ફૂલ ફલ ગ્યાના। હરિ પદ રતિ રસ બેદ બખાના॥૭॥**

અનેક પ્રકારની ભક્તિનું નિરૂપણ અને ક્ષમા, દયા તથા દમ (ઈન્દ્રિયનિગ્રહ) એ લતાઓના મંડપ છે. મનનો નિગ્રહ, યમ (અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ), નિયમ (શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન) - એ તેનાં ફૂલો છે, જ્ઞાન એ ફળો છે અને શ્રીહરિના ચરણોમાં પ્રેમ જ આ જ્ઞાનરૂપી ફળોનો રસ છે. આવું વેદોએ કહ્યું છે. ॥૭॥

**ઔરઉ કથા અનેક પ્રસંગા। તેઈ સુક પિક બહુબરન બિહંગા॥૮॥**

આ(રામચરિતમાનસ)માં અન્ય અનેક પ્રસંગોની કથાઓ છે, તે જ તેમાં પોપટ, કોયલ વગેરે રંગબેરંગી પંખીઓ છે. ॥૮॥

**દો૦ – પુલક બાટિકા બાગ બન સુખ સુબિહંગ બિહારુ।**
**માલી સુમન સનેહ જલ સીંચત લોચન ચારુ॥૩૭॥**

કથામાં જે રોમાંચ થાય છે તે જ વાડી, બાગ અને વન છે અને જે સુખ થાય છે તે જ સુંદર પક્ષીઓનો વિહાર છે. નિર્મળ મન જ માળી છે જે પ્રેમરૂપી જળથી સુંદર નેત્રો દ્વારા તેમને સીંચે છે. ॥૩૭॥

**ચૌ૦ – જે ગાવહિં યહ ચરિત સઁભારે। તેઈ એહિ તાલ ચતુર રખવારે॥**
**સદા સુનહિં સાદર નર નારી। તેઈ સુરબર માનસ અધિકારી॥૧॥**

જે લોકો આ ચરિત્રને સાવધાનીપૂર્વક ગાય છે, તેઓ જ આ સરોવરના ચતુર રખેવાળો છે અને જે સ્ત્રી-પુરુષો સદા આદરપૂર્વક આને સાંભળે છે, તેઓ જ આ સુંદર માનસના અધિકારી ઉત્તમ દેવતા છે. ॥૧॥

**અતિ ખલ જે બિષઈ બગ કાગા। એહિ સર નિકટ ન જાહિં અભાગા॥**
**સંબુક ભેક સેવાર સમાના। ઈહાઁ ન બિષય કથા રસ નાના॥૨॥**

જેઓ અતિ દુષ્ટ અને વિષયી છે તેઓ અભાગિયા બગલાં અને કાગડા છે, જે આ સરોવર પાસે નથી જતા. કેમકે અહીં (આ માનસ-સરોવરમાં) છીપલાં, દેડકાં અને શેવાળ જેવી વિષયરસની અનેક કથાઓ નથી. ॥૨॥

**તેહિ કારન આવત હિયઁ હારે। કામી કાક બલાક બિચારે॥**
**આવત એહિં સર અતિ કઠિનાઈ। રામ કૃપા બિનુ આઇ ન જાઈ॥૩॥**

આ જ કારણે બિચારા કાગડા અને બગલારૂપી વિષયી લોકો અહીં સુધી આવતાં અંતરથી હાર સ્વીકારી લે છે; કેમકે આ સરોવર સુધી આવવામાં મુશ્કેલીઓ ઘણી છે. શ્રીરામજીની કૃપા વગર અહીં આવી શકાતું નથી. ॥૩॥

**કઠિન કુસંગ કુપંથ કરાલા। તિન્હ કે બચન બાઘ હરિ બ્યાલા॥**
**ગૃહ કારજ નાના જંજાલા। તે અતિ દુર્ગમ સૈલ બિસાલા॥૪॥**

ગાઢ કુસંગ જ ભયંકર ખોટો રસ્તો છે, તે કુસંગીઓનાં વચનો જ વાઘ, સિંહ અને સાપ છે. ઘરનાં કામ-કાજ અને ગૃહસ્થીઓનાં જાત-જાતનાં બંધનો જ અત્યંત દુર્ગમ મોટા-મોટા પર્વતો છે. ॥૪॥

**બન બહુ બિષમ મોહ મદ માના। નદીં કુતર્ક ભયંકર નાના॥૫॥**

મોહ, મદ અને માન જ અનેક વિકટ જંગલો છે અને અનેક પ્રકારના કુતર્કો જ ભયાનક નદીઓ છે. ॥૫॥

**દો૦ – જે શ્રદ્ધા સંબલ રહિત નહિં સંતન્હ કર સાથ।**
**તિન્હ કહુઁ માનસ અગમ અતિ જિન્હહિ ન પ્રિય રઘુનાથ॥૩૮॥**

જેમની પાસે શ્રદ્ધારૂપી વાટખર્ચી નથી અને સંતોનો સાથ નથી અને જેમને શ્રીરઘુનાથજી પ્રિય નથી, તેમના માટે આ માનસ અત્યંત અગમ જ છે. (અર્થાત્ શ્રદ્ધા, સત્સંગ અને ભગવત્પ્રેમ વિના એને કોઈ પામી શકતું નથી.) ॥૩૮॥

**ચૌ૦ – જૌં કરિ કષ્ટ જાઇ પુનિ કોઈ। જાતહિં નીંદ જુડ઼ાઈ હોઈ॥**
**જડ઼તા જાડ઼ બિષમ ઉર લાગા। ગએહુઁ ન મજ્જન પાવ અભાગા॥૧॥**

કોઈ મનુષ્ય કદાચ કષ્ટ વેઠીને ત્યાં સુધી પહોંચી પણ જાય તો ત્યાં જતાં જ તેને નિંદ્રારૂપી ટાઢિયો તાવ આવે છે. હૃદયમાં મૂર્ખતારૂપી ઘણી જ જોરદાર ટાઢ લાગવા માંડે છે, જેથી ત્યાં પહોંચવા છતાં તે અભાગિયો સ્નાન કરી શકતો નથી. ॥૧॥

**કરિ ન જાઇ સર મજ્જન પાના। ફિરિ આવઇ સમેત અભિમાના॥**
**જૌં બહોરિ કોઉ પૂછન આવા। સર નિંદા કરિ તાહિ બુઝાવા॥૨॥**

તેથી તે સરોવરમાં સ્નાન અને તેનું જળપાન તેનાથી તો કરી શકાતું નથી; તે અભિમાનસહિત પાછો ફરે છે. વળી, કદાચ કોઈ તેને ત્યાંની [ત્યાંના વાતાવરણ અંગે] પૂછપરછ કરવા આવે છે, તો તે [પોતાના અભાગીપણાની વાત ન કરતાં] સરોવરની નિંદા કરી તેને સમજાવે છે. ॥૨॥

**સકલ બિઘ્ન બ્યાપહિં નહિં તેહી। રામ સુકૃપાઁ બિલોકહિં જેહી॥**
**સોઇ સાદર સર મજ્જનુ કરઈ। મહા ઘોર ત્રયતાપ ન જરઈ॥૩॥**

આ બધાં વિઘ્નો તેને નથી નડતાં (બાધાકારક નથી) જેને શ્રીરામચન્દ્રજી સુંદર કૃપાદૃષ્ટિ રાખી નિહાળે છે. તે જ માનપૂર્વક આ સરોવરમાં સ્નાન કરે છે અને મહાભયાનક ત્રિતાપો (આધ્યાત્મિક, આધિદૈવિક, આધિભૌતિક તાપો)થી બળતો નથી. ॥૩॥

**તે નર યહ સર તજહિં ન કાઊ। જિન્હ કેં રામ ચરન ભલ ભાઊ॥**
**જો નહાઇ ચહ એહિં સર ભાઈ। સો સતસંગ કરઉ મન લાઈ॥૪॥**

જેના ચિત્તમાં શ્રીરામચન્દ્રજીના ચરણોમાં ઉત્તમ પ્રેમ છે, તે આ સરોવરને કદી ત્યજતા નથી. હે ભાઈ! જે આ સરોવરમાં સ્નાન કરવા ઇચ્છે તેઓ હૃદયપૂર્વક સત્સંગ કરે. ॥૪॥

**અસ માનસ માનસ ચખ ચાહી। ભઇ કબિ બુદ્ધિ બિમલ અવગાહી॥**
**ભયઉ હૃદયઁ આનંદ ઉછાહૂ। ઉમગેઉ પ્રેમ પ્રમોદ પ્રબાહૂ॥૫॥**

આવા માનસ-સરોવરને હૃદયનાં નેત્રોથી જોઈને તેમજ તેમાં ડૂબકી મારીને કવિની બુદ્ધિ નિર્મળ થઈ ગઈ, હૃદયમાં આનંદ અને ઉત્સાહ ભરાઈ ગયો અને પ્રેમ અને આનંદનો પ્રવાહ ઊભરાઈ આવ્યો. ॥૫॥

**ચલી સુભગ કબિતા સરિતા સો। રામ બિમલ જસ જલ ભરિતા સો॥**
**સરજૂ નામ સુમંગલ મૂલા। લોક બેદ મત મંજુલ કૂલા॥૬॥**

ત્યાંથી આ સુંદર કવિતારૂપી નદી વહેવા માંડી, જેમાં શ્રીરામચન્દ્રજીનું નિર્મળ યશરૂપી જળ ભરેલું છે. (કવિતારૂપિણી નદી)નું નામ સરયૂ છે, જે સંપૂર્ણ સુંદર મંગળોનું મૂળ છે. લોકમત અને વેદમત તેના બે શ્રેષ્ઠ તટો છે. ॥૬॥

**નદી પુનીત સુમાનસ નંદિનિ। કલિમલ તૃન તરુ મૂલ નિકંદિનિ॥૭॥**

આ સુંદર માનસ-સરોવરની કન્યા સરયૂ નદી ઘણી પવિત્ર છે અને કળિયુગનાં [નાનાં-મોટાં] પાપરૂપી તણખલાંઓ અને વૃક્ષોને મૂળમાંથી ઊખાડી ફેંકી દેનાર છે. ॥૭॥

**દો૦ – શ્રોતા ત્રિબિધ સમાજ પુર ગ્રામ નગર દુહુઁ કૂલ ।**
**સંતસભા અનુપમ અવધ સકલ સુમંગલ મૂલ ॥ ૩૯॥**

શ્રોતાઓનો ત્રણેય પ્રકારનો સમાજ જ આ નદીના બંને તટો પર વસેલાં પુરો, ગામો અને નગરો છે; અને સંતોની સભા જ સર્વે સુંદર કલ્યાણોનું મૂળ અનુપમ અયોધ્યાજી છે. ॥ ૩૯॥

**ચૌ૦ – રામભગતિ સુરસરિતહિ જાઈ । મિલી સુકીરતિ સરજુ સુહાઈ ॥**
**સાનુજ રામ સમર જસુ પાવન । મિલેઉ મહાનદુ સોન સુહાવન ॥ ૧॥**

સુંદર કીર્તિરૂપી સોહામણી સરયૂજી રામભક્તિરૂપી ગંગાજીમાં જઈ મળી, નાના ભાઈ લક્ષ્મણસહિત શ્રીરામજીના યુદ્ધનો પવિત્ર યશરૂપી સોહામણો મહાનદ શોણ તેમાં આવીને સમાયો. ॥ ૧॥

**જુગ બિચ ભગતિ દેવધુનિ ધારા । સોહતિ સહિત સુબિરતિ બિચારા ॥**
**ત્રિબિધ તાપ ત્રાસક તિમુહાની । રામ સરૂપ સિંધુ સમુહાની ॥ ૨॥**

સરયૂ અને સોનભદ્ર નદીની વચ્ચે ગંગાજી એવાં શોભી રહ્યાં છે. જાણે જ્ઞાન અને વૈરાગ્યની વચ્ચે ભક્તિ. આમ, ત્રણેય તાપોને ડરાવનારી આ ત્રિમુખી નદી રામસ્વરૂપી સમુદ્ર તરફ ધસી રહી છે. ॥ ૨॥

**માનસ મૂલ મિલી સુરસરિહી । સુનત સુજન મન પાવન કરિહી ॥**
**બિચ બિચ કથા બિચિત્ર બિભાગા । જનુ સરિ તીર તીર બન બાગા ॥ ૩॥**

આનું (કીર્તિરૂપી સરયૂનું) મૂળ માનસ (શ્રીરામચરિત) છે અને એ [રામભક્તિરૂપી] ગંગાજીમાં મળી છે, તેથી એ સાંભળનારા સજ્જનોના મનને પવિત્ર કરી દેશે. આની વચ્ચે-વચ્ચે જે જુદા જુદા પ્રકારની વિચિત્ર કથાઓ છે તે જ માની લો કે નદીતટના આસપાસનાં વનો અને બાગો છે. ॥ ૩॥

**ઉમા મહેસ બિબાહ બરાતી । તે જલચર અગનિત બહુભાઁતી ॥**
**રઘુબર જનમ અનંદ બધાઈ । ભવઁર તરંગ મનોહરતાઈ ॥ ૪॥**

શ્રીપાર્વતીજી અને શિવજીના વિવાહના જાનૈયા આ નદીના અનેક પ્રકારના અસંખ્ય જળચર જીવો છે. શ્રીરઘુનાથજીના જન્મનાં આનંદ-વધામણાં જ આ નદીની ભમરીઓ અને તરંગોની મનોહરતા છે. ॥ ૪॥

**દો૦ – બાલચરિત ચહુ બંધુ કે બનજ બિપુલ બહુરંગ ।**
**નૃપ રાની પરિજન સુકૃત મધુકર બારિ બિહંગ ॥ ૪૦॥**

ચારેય ભાઈઓનાં જે બાળચરિત્રો છે, તે જ એમાં ખીલેલાં રંગબેરંગી ઘણાં જ કમળો છે. મહારાજ શ્રીદશરથજી તથા તેમની રાણીઓનાં સત્કર્મો (પુણ્યો) જ ભમરા અને કુટુંબીઓનાં સત્કર્મો જળ-પંખીઓ છે. ॥ ૪૦॥

**ચૌ૦ – સીય સ્વયંબર કથા સુહાઈ । સરિત સુહાવનિ સો છબિ છાઈ ॥**
**નદી નાવ પટુ પ્રસ્ન અનેકા । કેવટ કુસલ ઉતર સબિબેકા ॥ ૧॥**

શ્રીસીતાજીના સ્વયંવરની જે શ્રેષ્ઠ કથા છે, તે જ આ નદીમાં સોહામણી શોભારૂપે છવાયેલી છે. અનેક સુંદર વિચારવાલાયક કૂટપ્રશ્નો આ નદીની નાવો છે અને તેના વિવેકયુક્ત ઉત્તરો જ ચતુર કેવટો છે. ॥૧॥

**સુનિ અનુકથન પરસ્પર હોઈ। પથિક સમાજ સોહ સરિ સોઈ॥**
**ઘોર ધાર ભૃગુનાથ રિસાની। ઘાટ સુબદ્ધ રામ બર બાની॥૨॥**

આ કથાને સાંભળ્યા બાદ અરસપરસ જે ચર્ચા થાય છે, તે જ આ નદીના આધારે-ટેકાએ ચાલનારો યાત્રિકોનો સમાજ શોભાને પામી રહ્યો છે. પરશુરામજીનો ક્રોધ આ નદીની ભયાનક ધારા છે અને શ્રીરામચન્દ્રજીનાં શ્રેષ્ઠ વચનો જ સુંદર બંધાયેલા ઘાટો છે. ॥૨॥

**સાનુજ રામ બિબાહ ઉછાહૂ। સો સુભ ઉમગ સુખદ સબ કાહૂ॥**
**કહત સુનત હરષહિં પુલકાહીં। તે સુકૃતી મન મુદિત નહાહીં॥૩॥**

ભાઈઓ સહિત શ્રીરામચન્દ્રજીના વિવાહનો ઉત્સવ જ આ કથા-નદીનું કલ્યાણકારી પૂર છે જે સર્વેને સુખ આપનારું છે. આ કથાને કહેવા-સાંભળવાથી જેઓ હર્ષિત અને પુલકિત બને છે, તેઓ જ પુણ્યાત્માઓ (સ્ત્રી-પુરુષો) છે, જે પ્રસન્ન ચિત્તે આ નદીમાં નહાય છે. ॥૩॥

**રામ તિલક હિત મંગલ સાજા। પરબ જોગ જનુ જુરે સમાજા॥**
**કાઈ કુમતિ કેકઈ કેરી। પરી જાસુ ફલ બિપતિ ઘનેરી॥૪॥**

શ્રીરામચન્દ્રજીના રાજતિલક માટે જે મંગળ-સુશોભન સજાવવામાં આવ્યું હતું તે એમ માનો કે પર્વ સમયે આ નદી પર યાત્રિકોના સમૂહ એકઠા થયા છે. કૈકયીની કુબુદ્ધિ જ આ નદીની શેવાળ છે, જેના ફળસ્વરૂપે ઘણી ભારે વિપત્તિઓ આવી ચઢી. ॥૪॥

**દો૦ – સમન અમિત ઉતપાત સબ ભરત ચરિત જપજાગ।**
**કલિ અઘ ખલ અવગુન કથન તે જલમલ બગ કાગ॥૪૧॥**

સંપૂર્ણ અગણિત ઉત્પાતોને શાંત કરનાર ભરતજીનું ચારિત્ર્ય નદીકિનારે કરવામાં આવનાર જપયજ્ઞ છે. કળિયુગનાં પાપો અને દુષ્ટોના અવગુણોનું જે વર્ણન છે તે જ આ નદીના જળનો કાદવ અને બગલાં-કાગડા છે. ॥૪૧॥

**ચૌ૦ – કીરતિ સરિત છહૂઁ રિતુ રૂરી। સમય સુહાવનિ પાવનિ ભૂરી॥**
**હિમ હિમસૈલસુતા સિવ બ્યાહૂ। સિસિર સુખદ પ્રભુ જનમ ઉછાહૂ॥૧॥**

આ કીર્તિરૂપિણી નદી છયે ઋતુઓમાં સુંદર છે. દરેક કાળે એ પરમ સોહામણી અને અત્યંત પવિત્ર છે. તેમાં શિવ-પાર્વતીનો વિવાહ હેમંત ઋતુ છે. શ્રીરામચન્દ્રજીના જન્મનો ઉત્સવ સુખદાયી શિશિર ઋતુ છે. ॥૧॥

**બરનબ રામ બિબાહ સમાજૂ। સો મુદ મંગલમય રિતુરાજૂ॥**
**ગ્રીષમ દુસહ રામ બનગવનૂ। પંથકથા ખર આતપ પવનૂ॥૨॥**

શ્રીરામચન્દ્રજીના વિવાહ-સમાજનું વર્ણન જ આનંદ-મંગળમય ઋતુરાજ વસંત છે. શ્રીરામજીનું વનગમન દુઃસહ્ય ગ્રીષ્મઋતુ છે અને માર્ગની કથા જ આકરો તાપ અને લૂ છે. ॥ ૨॥

**બરષા ઘોર નિસાચર રારી। સુરકુલ સાલિ સુમંગલકારી॥**
**રામ રાજ સુખ બિનય બડ઼ાઈ। બિસદ સુખદ સોઇ સરદ સુહાઈ॥ ૩॥**

રાક્ષસોની સાથેનું ઘોર યુદ્ધ જ વર્ષાઋતુ છે, જે દેવકુળરૂપી ડાંગર (સાલિ) માટે સુંદર કલ્યાણ કરનાર છે. રામચન્દ્રજીના રાજ્યકાળનું જે સુખ, વિનમ્રતા અને મોટાઈ છે તે જ નિર્મળ સુખ આપનાર સોહામણી શરદઋતુ છે. ॥ ૩॥

**સતી સિરોમનિ સિય ગુન ગાથા। સોઇ ગુન અમલ અનૂપમ પાથા॥**
**ભરત સુભાઉ સુસીતલતાઈ। સદા એકરસ બરનિ ન જાઈ॥ ૪॥**

સતીશિરોમણિ શ્રીસીતાજીના ગુણોની જે કથા છે, તે જ આ જળના નિર્મળ અને અનુપમ ગુણ છે. શ્રીભરતજીનો સ્વભાવ આ નદીની સુંદર શીતળતા છે, જે સદાય એકધારી રહે છે અને જેનું વર્ણન કરી શકાતું નથી. ॥ ૪॥

**દો૦ – અવલોકનિ બોલનિ મિલનિ પ્રીતિ પરસપર હાસ।**
**ભાયપ ભલિ ચહુ બંધુ કી જલ માધુરી સુબાસ॥ ૪૨॥**

ચારેય ભાઈઓનું પરસ્પર જોવું, બોલવું, મળવું, એકબીજા પ્રત્યે પ્રેમ રાખવો, હસવું અને શ્રેષ્ઠ ભ્રાતૃભાવ આ જળની મધુરતા અને સુગંધ છે. ॥ ૪૨॥

**ચૌ૦ – આરતિ બિનય દીનતા મોરી। લઘુતા લલિત સુબારિ ન થોરી॥**
**અદભુત સલિલ સુનત ગુનકારી। આસ પિઆસ મનોમલ હારી॥ ૧॥**

મારો આર્તભાવ, વિનય અને દીનતા આ સુંદર અને નિર્મળ જળમાં ઓછું ઊતરતું નથી (અર્થાત્ અત્યંત હળવું-સુપાચ્ય છે). આ જળ ઘણું જ અદ્ભુત છે, જે સાંભળવાથી જ ગુણ કરે છે અને આશારૂપી તૃષા અને મનના મેલને દૂર કરનારું છે. ॥ ૧॥

**રામ સુપ્રેમહિ પોષત પાની। હરત સકલ કલિ કલુષ ગલાની॥**
**ભવ શ્રમ સોષક તોષક તોષા। સમન દુરિત દુખ દારિદ દોષા॥ ૨॥**

આ જળ શ્રીરામચન્દ્રજીના સુંદર પ્રેમને પુષ્ટ કરે છે, કળિયુગનાં સમસ્ત પાપો અને તેનાથી ઉત્પન્ન થનાર ગ્લાનિને હરી લે છે. સંસારના (જન્મ-મૃત્યુરૂપી) શ્રમને શોષી લે છે, સંતોષને પણ સંતુષ્ટ કરે છે તથા પાપ, તાપ, દરિદ્રતા અને દોષોનો નાશ કરી નાખે છે. ॥ ૨॥

**કામ કોહ મદ મોહ નસાવન। બિમલ બિબેક બિરાગ બઢ઼ાવન॥**
**સાદર મજ્જન પાન કિએ તેં। મિટહિં પાપ પરિતાપ હિએ તેં॥ ૩॥**

આ જળ કામ, ક્રોધ, મદ અને મોહનો નાશ કરનાર તથા નિર્મળ જ્ઞાન અને વૈરાગ્યને વધારનાર છે. તેમાં આદરપૂર્વક સ્નાન કરવાથી અને એનું પાન કરવાથી હૃદયમાં રહેનાર સર્વે પાપ-તાપ ટળી જાય છે. ॥ ૩॥

**જિન્હ એહિં બારિ ન માનસ ધોએ । તે કાયર કલિકાલ બિગોએ ॥**
**તૃષિત નિરખિ રબિ કર ભવ બારી । ફિરિહહિં મૃગ જિમિ જીવ દુખારી ॥ ૪॥**

જેઓએ આ (રામ-સુયશરૂપી) જળથી પોતાના હૃદયને ધોયું નથી, તેઓ કાયર કળિકાળ દ્વારા છેતરાયા છે. જેમ તરસ્યું હરણ, સૂર્યની કિરણોને રેત પર પડવાથી ઉત્પન્ન થયેલ જળના ભ્રમને વાસ્તવિક જળ સમજી પીવા દોડે છે અને જળ ન પામવાથી દુઃખી થાય છે, તેમ જ તે (કળિયુગ દ્વારા છેતરાયેલા) જીવો પણ [વિષયો પાછળ ભટકીને] દુઃખી થશે. ॥ ૪॥

**દો૦ – મતિ અનુહારિ સુબારિ ગુન ગન ગનિ મન અન્હવાઈ ।**
**સુમિરિ ભવાની સંકરહિ કહ કબિ કથા સુહાઈ ॥ ૪૩ (ક)॥**

પોતાની બુદ્ધિ અનુસાર આ સુંદર જળના ગુણોનો વિચાર કરી, તેમાં પોતાના મનને સ્નાન કરાવી તથા શ્રીભવાની-શંકરનું સ્મરણ કરીને કવિ (તુલસીદાસ) સુંદર કથા કહે છે. ॥ ૪૩ (ક)॥

**અબ રઘુપતિ પદ પંકરુહ હિયઁ ધરિ પાઈ પ્રસાદ ।**
**કહઉઁ જુગલ મુનિબર્ય કર મિલન સુભગ સંબાદ ॥ ૪૩ (ખ)॥**

હું હવે શ્રીરઘુનાથજીના ચરણકમળોને હૃદયમાં ધારણ કરી અને તેમની કૃપા પામીને બંને શ્રેષ્ઠ મુનિઓના મેળાપના સુંદર સંવાદનું વર્ણન કરું છું. ॥ ૪૩ (ખ)॥

**ચૌ૦ – ભરદ્વાજ મુનિ બસહિં પ્રયાગા । તિન્હહિ રામ પદ અતિ અનુરાગા ॥**
**તાપસ સમ દમ દયા નિધાના । પરમારથ પથ પરમ સુજાના ॥ ૧॥**

ભરદ્વાજ મુનિ પ્રયાગમાં વસે છે, જેમને શ્રીરામજીના ચરણોમાં અત્યંત પ્રેમ છે. તેઓ તપસ્વી, નિગૃહીતચિત્ત, જિતેન્દ્રિય, દયાનિધાન અને પરમાર્થના માર્ગમાં ઘણા જ દક્ષ છે. ॥ ૧॥

**માઘ મકરગત રબિ જબ હોઈ । તીરથપતિહિં આવ સબ કોઈ ॥**
**દેવ દનુજ કિંનર નર શ્રેનીં । સાદર મજ્જહિં સકલ ત્રિબેનીં ॥ ૨॥**

મહા માસમાં જ્યારે સૂર્ય મકર રાશિમાં પ્રવેશે છે ત્યારે સઘળા લોકો તીર્થરાજ પ્રયાગમાં આવે છે. દેવતા, દૈત્ય, કિન્નર અને મનુષ્યોના સમૂહ - એ સર્વે આદરપૂર્વક ત્રિવેણીમાં સ્નાન કરે છે. ॥ ૨॥

**પૂજહિં માધવ પદ જલજાતા । પરસિ અખય બટુ હરષહિં ગાતા ॥**
**ભરદ્વાજ આશ્રમ અતિ પાવન । પરમ રમ્ય મુનિબર મન ભાવન ॥ ૩॥**

શ્રીવેણુમાધવના ચરણકમળોને પૂજે છે અને અક્ષયવટને સ્પર્શ કરીને તેમનાં શરીર પુલકિત થાય છે. ભરદ્વાજજીનો આશ્રમ ઘણો જ પવિત્ર, પરમ રમણીય અને શ્રેષ્ઠ મુનિઓના મનને ગમે તેવો છે. ॥ ૩॥

**તહાઁ હોઈ મુનિ રિષય સમાજા । જાહિં જે મજ્જન તીરથ રાજા ॥**
**મજ્જહિં પ્રાત સમેત ઉછાહા । કહહિં પરસપર હરિ ગુન ગાહા ॥ ૪॥**

તીર્થરાજ પ્રયાગમાં જેઓ સ્નાન કરવા જાય છે, તે ઋષિ-મુનિઓનો સમાજ ત્યાં (ભરદ્વાજના આશ્રમમાં) ભેગો થાય છે. પ્રાતઃકાળે સર્વે ઉત્સાહપૂર્વક સ્નાન કરે છે અને પછી પરસ્પર ભગવાનના ગુણોની કથાઓ કહે છે. ॥ ૪॥

દો૦ – બ્રહ્મ નિરૂપન ધરમ બિધિ બરનહિં તત્ત્વ બિભાગ ।
કહહિં ભગતિ ભગવંત કૈ સંજુત ગ્યાન બિરાગ ॥ ૪૪॥

બ્રહ્મનું નિરૂપણ, ધર્મનું વિધાન અને તત્ત્વોના વિભાગનું વર્ણન કરે છે તથા જ્ઞાન-વૈરાગ્યથી યુક્ત ભગવાનની ભક્તિનું કથન કર્યા કરે છે. ॥ ૪૪॥

ચૌ૦ – એહિ પ્રકાર ભરિ માઘ નહાહીં । પુનિ સબ નિજ નિજ આશ્રમ જાહીં ॥
પ્રતિ સંબત અતિ હોઈ અનંદા । મકર મજ્જિ ગવનહિં મુનિબૃંદા ॥ ૧॥

આ રીતે આખોય મહા મહિનો સ્નાન કરે છે અને પછી બધા પોતપોતાના આશ્રમોમાં ચાલ્યા જાય છે. દર વર્ષે ત્યાં આ જ રીતે મોટો આનન્દ થાય છે. મકરમાં સ્નાન કરીને મુનિજનો પાછા જાય છે. ॥ ૧॥

એક બાર ભરિ મકર નહાએ । સબ મુનીસ આશ્રમન્હ સિધાએ ॥
જાગબલિક મુનિ પરમ બિબેકી । ભરદ્વાજ રાખે પદ ટેકી ॥ ૨॥

એક વખત આખોય મકર સ્નાન કરીને સર્વે મુનીશ્વરો પોતપોતાના આશ્રમે પાછા ફર્યા. ભરદ્વાજજીએ પરમજ્ઞાની યાજ્ઞવલ્ક્ય મુનિના ચરણ પકડીને તેમને રોકી લીધા. ॥ ૨॥

સાદર ચરન સરોજ પખારે । અતિ પુનીત આસન બૈઠારે ॥
કરિ પૂજા મુનિ સુજસુ બખાની । બોલે અતિ પુનીત મૃદુ બાની ॥ ૩॥

આદરપૂર્વક તેમના ચરણકમળ ધોયા તથા અત્યંત પવિત્ર આસન ઉપર તેમને બેસાડ્યા. પૂજા કરીને મુનિ યાજ્ઞવલ્ક્યજીના સુયશનું વર્ણન કર્યું અને પછી અત્યંત પવિત્ર અને કોમળ વાણીથી કહ્યું – ॥ ૩॥

નાથ એક સંસઉ બડ઼ મોરેં । કરગત બેદતત્ત્વ સબુ તોરેં ॥
કહત સો મોહિ લાગત ભય લાજા । જૌં ન કહઉઁ બડ઼ હોઈ અકાજા ॥ ૪॥

હે નાથ! મારા મનમાં એક મોટો સંશય છે; વેદોનાં તત્ત્વ સર્વે આપની મુઠ્ઠીમાં છે (અર્થાત્ આપ જ વેદોનાં તત્ત્વોને જાણનારા હોવાથી મારા સંશયનું નિવારણ કરી શકો છો), પરંતુ તે સંશય કહેતા મને ભય અને લાજ આવે છે [ભય એટલા માટે કે ક્યાંક આપ એમ ન સમજો કે મારી પરીક્ષા લઈ રહ્યો છે, લાજ એટલા માટે કે આટલું આયખું વીતી ગયું, અત્યાર સુધી જ્ઞાન ન થયું], અને જો નથી કહેતો તો મોટું નુકસાન થાય છે [કારણ કે અજ્ઞાની બન્યો રહું છું]. ॥ ૪॥

દો૦ – સંત કહહિં અસિ નીતિ પ્રભુ શ્રુતિ પુરાન મુનિ ગાવ ।
હોઈ ન બિમલ બિબેક ઉર ગુર સન કિએઁ દુરાવ ॥ ૪૫॥

હે પ્રભો! સંતલોકો આવી નીતિ કહે છે અને વેદ, પુરાણ તથા મુનિજનો પણ એમ જ કહે છે કે ગુરુ સમીપે છુપાવી રાખવાથી હૃદયમાં નિર્મળ જ્ઞાન થતું નથી. ॥ ૪૫॥

**ચૌ૦ – અસ બિચારિ પ્રગટઉઁ નિજ મોહૂ। હરહુ નાથ કરિ જન પર છોહૂ॥**
**રામ નામ કર અમિત પ્રભાવા। સંત પુરાન ઉપનિષદ ગાવા॥૧॥**

આમ વિચારીને હું પોતાનું અજ્ઞાન પ્રગટ કરું છું. હે નાથ! સેવક પર કૃપા કરીને આ અજ્ઞાનનો નાશ કરો. સંતો, પુરાણો અને ઉપનિષદોએ રામનામના અસીમ પ્રભાવનું ગાન કર્યું છે. ॥૧॥

**સંતત જપત સંભુ અબિનાસી। સિવ ભગવાન ગ્યાન ગુન રાસી॥**
**આકર ચારિ જીવ જગ અહહીં। કાસીં મરત પરમ પદ લહહીં॥૨॥**

કલ્યાણસ્વરૂપ, જ્ઞાન અને ગુણોના ભંડાર, અવિનાશી ભગવાન શંભુ નિરંતર રામનામનો જપ કરતા રહે છે. સંસારમાં ચાર જાતિના જીવો છે, કાશીમાં મરનાર સર્વે પરમપદને પ્રાપ્ત કરે છે. ॥૨॥

**સોપિ રામ મહિમા મુનિરાયા। સિવ ઉપદેસુ કરત કરિ દાયા॥**
**રામુ કવન પ્રભુ પૂછઉઁ તોહી। કહિઅ બુઝાઈ કૃપાનિધિ મોહી॥૩॥**

હે મુનિરાજ! તે પણ રામ[નામ]નો જ મહિમા છે, કેમ કે શિવજી મહારાજ દયા કરીને [કાશીમાં મરનાર જીવને] રામનામનો જ ઉપદેશ કરે છે [આથી તેમને પરમપદ મળે છે]. હે પ્રભો! હું આપને પૂછું છું કે તે રામ કોણ છે? હે કૃપાનિધાન! મને સમજાવીને કહો. ॥૩॥

**એક રામ અવધેસ કુમારા। તિન્હ કર ચરિત બિદિત સંસારા॥**
**નારિ બિરહઁ દુખુ લહેઉ અપારા। ભયઉ રોષુ રન રાવનુ મારા॥૪॥**

એક રામ તો અવધનરેશ દશરથજીના કુમાર છે, તેમનું ચરિત્ર આખો સંસાર જાણે છે. તેઓએ સ્ત્રીના વિરહમાં અપાર દુઃખ વેઠ્યું અને ક્રોધ આવતાં યુદ્ધમાં રાવણને મારી નાંખ્યો. ॥૪॥

**દો૦ – પ્રભુ સોઈ રામ કિ અપર કોઉ જાહિ જપત ત્રિપુરારિ।**
**સત્યધામ સર્બગ્ય તુમ્હ કહહુ બિબેકુ બિચારિ॥૪૬॥**

હે પ્રભો! તે જ રામ છે અથવા અન્ય કોઈ છે, જેને શિવજી જપે છે? આપ સત્યના ધામ છો અને સઘળું જ જાણો છો. વિવેકસહ વિચારીને કહો. ॥૪૬॥

**ચૌ૦ – જૈસેં મિટૈ મોર ભ્રમ ભારી। કહહુ સો કથા નાથ બિસ્તારી॥**
**જાગબલિક બોલે મુસુકાઈ। તુમ્હહિ બિદિત રઘુપતિ પ્રભુતાઈ॥૧॥**

હે નાથ! જે રીતે મારો આ મોટો ભ્રમ ટળી જાય તેમ, આપ તે જ કથા વિસ્તારપૂર્વક કહો. આવું સાંભળી યાજ્ઞવલ્ક્યજી મલકાઈને બોલ્યા, શ્રીરઘુનાથજીની પ્રભુતાને તમે જાણો છો. ॥૧॥

**રામભગત તુમ્હ મન ક્રમ બાની। ચતુરાઈ તુમ્હારિ મૈં જાની॥**
**ચાહહુ સુનૈ રામ ગુન ગૂઢ઼ા। કીન્હિહુ પ્રસ્ન મનહુઁ અતિ મૂઢ઼ા॥૨॥**

તમે મન, વચન અને કર્મથી શ્રીરામજીના ભક્ત છો. તમારી ચતુરાઈને હું ઓળખી ગયો. તમે શ્રીરામજીના રહસ્યમય ગુણોને સાંભળવા માગો છો, આથી જ તમે આવો પ્રશ્ન કર્યો છે, જાણે ઘણા જ મૂઢ હોવ. ॥૨॥

**તાત સુનહુ સાદર મનુ લાઈ। કહઉઁ રામ કૈ કથા સુહાઈ॥**
**મહામોહુ મહિષેસુ બિસાલા। રામકથા કાલિકા કરાલા॥૩॥**

હે તાત! તમે આદરપૂર્વક મન લગાવીને સાંભળો; હું શ્રીરામજીની સુંદર કથા કહું છું. મોટું ભારે અજ્ઞાન એ વિશાળ મહિષાસુર છે, અને શ્રીરામજીની કથા [તેને નષ્ટ કરનાર] ભયંકર કાળકાજી છે. ॥૩॥

**રામકથા સસિ કિરન સમાના। સંત ચકોર કરહિં જેહિ પાના॥**
**ઐસેઇ સંસય કીન્હ ભવાની। મહાદેવ તબ કહા બખાની॥૪॥**

શ્રીરામજીની કથા ચન્દ્રમાનાં કિરણો સમાન છે, જેને સંતરૂપી ચકોર સદા પાન કરે છે. આવો જ સંશય પાર્વતીજીએ કર્યો હતો, ત્યારે મહાદેવજીએ વિસ્તારથી તેનો ઉત્તર આપ્યો હતો. ॥૪॥

**દો૦ – કહઉઁ સો મતિ અનુહારિ અબ ઉમા સંભુ સંબાદ।**
**ભયઉ સમય જેહિ હેતુ જેહિ સુનુ મુનિ મિટિહિ બિષાદ ॥૪૭॥**

હવે હું પોતાની મતિ અનુસાર તે જ ઉમા અને શિવજીનો સંવાદ કહું છું. તે જે સમય અને જે ઉદ્દેશ્યથી થયો, તેને હે મુનિ! તમે સાંભળો, તમારો વિષાદ ટળી જશે. ॥૪૭॥

**ચૌ૦ – એક બાર ત્રેતા જુગ માહીં। સંભુ ગએ કુંભજ રિષિ પાહીં॥**
**સંગ સતી જગજનનિ ભવાની। પૂજે રિષિ અખિલેસ્વર જાની॥૧॥**

એક વખત ત્રેતાયુગમાં શિવજી અગસ્ત્ય ઋષિ પાસે ગયા. તેમની સાથે જગતજનની ભવાની સતીજી પણ હતાં. ઋષિએ સંપૂર્ણ જગતના ઈશ્વર જાણીને તેમનું પૂજન કર્યું. ॥૧॥

**રામકથા મુનિબર્જ બખાની। સુની મહેસ પરમ સુખુ માની॥**
**રિષિ પૂછી હરિભગતિ સુહાઈ। કહી સંભુ અધિકારી પાઈ॥૨॥**

મુનિવર અગસ્ત્યજીએ રામકથા વિસ્તારથી કહી, જેને મહેશ્વરે પરમસુખ માનીને સાંભળી. પછી ઋષિએ શિવજીને શ્રેષ્ઠ હરિભક્તિ પૂછી અને શિવજીએ તેમને અધિકારી જાણીને [રહસ્યસહિત] ભક્તિનું નિરૂપણ કર્યું. ॥૨॥

**કહત સુનત રઘુપતિ ગુન ગાથા। કછુ દિન તહાઁ રહે ગિરિનાથા॥**
**મુનિ સન બિદા માગિ ત્રિપુરારી। ચલે ભવન સઁગ દચ્છકુમારી॥૩॥**

શ્રીરઘુનાથજીના ગુણોની કથાઓ કહેતા-સાંભળતા શિવજી કેટલાક દિવસો સુધી ત્યાં રહ્યા. પછી મુનિ પાસેથી વિદાય માગીને શિવજી દક્ષકુમારી સતીજી સાથે કૈલાસે ચાલ્યા. ॥૩॥

**તેહિ અવસર ભંજન મહિભારા। હરિ રઘુબંસ લીન્હ અવતારા॥**
**પિતા બચન તજિ રાજુ ઉદાસી। દંડક બન બિચરત અબિનાસી॥૪॥**

એ જ સમયે પૃથ્વીનો ભાર ઉતારવા માટે શ્રીહરિએ રઘુવંશમાં અવતાર ધારણ કર્યો હતો. તે અવિનાશી ભગવાન તે સમયે પિતાના વચનથી રાજ્યનો ત્યાગ કરીને તપસ્વી અથવા સાધુવેશમાં દંડકવનમાં વિચરી રહ્યા હતા. ॥૪॥

**દો૦ – હૃદયઁ બિચારત જાત હર કેહિ બિધિ દરસનુ હોઈ ।**
**ગુપ્ત રૂપ અવતરેઉ પ્રભુ ગએઁ જાન સબુ કોઈ ॥ ૪૮ (ક)॥**

શિવજી હૃદયમાં વિચારતા જતા હતા કે ભગવાનનાં દર્શન મને કેવી રીતે થાય? પ્રભુએ ગુપ્તરૂપે અવતાર લીધો છે, મારા જવાથી સર્વે લોકો જાણી જશે. ॥ ૪૮ (ક)॥

**સો૦ – સંકર ઉર અતિ છોભુ સતી ન જાનહિં મરમુ સોઇ ।**
**તુલસી દરસન લોભુ મન ડરુ લોચન લાલચી ॥ ૪૮ (ખ)॥**

શ્રીશંકરજીના હૃદયમાં આ વાતને કારણે ઘણી વ્યાકુળતા ઉત્પન્ન થઈ ગઈ, પરંતુ સતીજી આ ભેદને જાણતાં ન હતાં. તુલસીદાસજી કહે છે કે શિવજીના અંતરમાં [ભેદ ખૂલવાનો] ડર હતો, પણ દર્શનના લોભે તેમનાં નેત્રો લલચાતાં હતાં. ॥ ૪૮ (ખ)॥

**ચૌ૦ – રાવન મરન મનુજ કર જાચા । પ્રભુ બિધિ બચનુ કીન્હ ચહ સાચા ॥**
**જૌં નહિં જાઉઁ રહઈ પછિતાવા । કરત બિચારુ ન બનત બનાવા ॥ ૧ ॥**

રાવણે [બ્રહ્માજી પાસે] પોતાનું મૃત્યુ મનુષ્યના હસ્તે માગ્યું હતું. બ્રહ્માજીનાં વચનોને પ્રભુ સત્ય કરવા ઈચ્છે છે. હું જો તેમની પાસે નહીં જઉં તો મોટો પસ્તાવો રહી જશે. આ રીતે શિવજી વિચાર કરતા હતા, પરંતુ કોઈ પણ યુક્તિ યોગ્ય રીતે બંધબેસતી નહોતી. ॥ ૧॥

**એહિ બિધિ ભએ સોચબસ ઈસા । તેહી સમય જાઇ દસસીસા ॥**
**લીન્હ નીચ મારીચહિ સંગા । ભયઉ તુરત સોઇ કપટ કુરંગા ॥ ૨ ॥**

આમ, મહાદેવજી ચિંતાના વશ થયા. તે જ સમયે નીચ રાવણ મારીચ પાસે ગયો અને તેને સાથે લીધો. તે (મારીચ) તુરંત કપટમૃગ બની ગયો. ॥ ૨॥

**કરિ છલુ મૂઢ઼ હરી બૈદેહી । પ્રભુ પ્રભાઉ તસ બિદિત ન તેહી ॥**
**મૃગ બધિ બંધુ સહિત હરિ આએ । આશ્રમુ દેખિ નયન જલ છાએ ॥ ૩ ॥**

મૂર્ખ (રાવણે) કપટ કરીને સીતાજીને હરી લીધાં. તેને શ્રીરામચન્દ્રજીના વાસ્તવિક પ્રભાવની કંઈ જ ખબર નહોતી. મૃગને મારીને ભાઈ લક્ષ્મણસહિત શ્રીહરિ આશ્રમમાં આવ્યા અને તેને ખાલી જોઈને (અર્થાત્ ત્યાં સીતાજીને ન જોઈને) તેમનાં નેત્રોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. ॥ ૩॥

**બિરહ બિકલ નર ઇવ રઘુરાઈ । ખોજત બિપિન ફિરત દોઉ ભાઈ ॥**
**કબહૂઁ જોગ બિયોગ ન જાકેં । દેખા પ્રગટ બિરહ દુખુ તાકેં ॥ ૪ ॥**

શ્રીરઘુનાથજી મનુષ્યોની જેમ વિરહથી વ્યાકુળ છે અને બંને ભાઈ વનમાં સીતાજીને શોધતાં શોધતાં ફરી રહ્યા છે. જેમને કદી કોઈ સંજોગ-વિજોગ નથી, તેમનામાં પ્રત્યક્ષ વિરહનું દુઃખ જોવામાં આવ્યું. ॥ ૪॥

**દો૦ – અતિ બિચિત્ર રઘુપતિ ચરિત જાનહિં પરમ સુજાન ।**
**જે મતિમંદ બિમોહ બસ હૃદયઁ ધરહિં કછુ આન ॥ ૪૯॥**

શ્રીરઘુનાથજીનું ચરિત્ર ઘણું જ વિચિત્ર છે, તેને પરમ જ્ઞાનીજનો જ જાણે છે. જેઓ મંદબુદ્ધિ છે, તેઓ તો વિશેષરૂપે મોહના વશ થઈને હૃદયમાં કંઈક જુદી જ વાત સમજી બેસે છે. ॥ ૪૯॥

**ચૌ૦ – સંભુ સમય તેહિ રામહિ દેખા। ઉપજા હિયઁ અતિ હરષુ બિસેષા॥**
**ભરિ લોચન છબિસિંધુ નિહારી। કુસમય જાનિ ન કીન્હિ ચિન્હારી॥ ૧॥**

શ્રીશિવજીએ તે જ અવસરે શ્રીરામજીને જોયા અને એમના હૃદયમાં ઘણો મોટો આનંદ ઉત્પન્ન થયો. તે શોભાના સમુદ્ર(શ્રીરામચન્દ્રજી)ને શિવજીએ નેત્રો ભરી નિહાળ્યા, પરંતુ અવસર યોગ્ય ન જાણીને પરિચય ન કર્યો. ॥ ૧॥

**જય સચ્ચિદાનંદ જગ પાવન। અસ કહિ ચલેઉ મનોજ નસાવન॥**
**ચલે જાત સિવ સતી સમેતા। પુનિ પુનિ પુલકત કૃપાનિકેતા॥ ૨॥**

જગતનું પવિત્ર કરનાર સચ્ચિદાનન્દનો જય હો, એમ કહીને કામદેવનો નાશ કરનાર શ્રીશિવજી ચાલી નીકળ્યા. કૃપાનિધાન શિવજી વારંવાર આનંદથી પુલકિત થઈને શ્રીસતીજીની સાથે ચાલ્યા જતા હતા. ॥ ૨॥

**સતીં સો દસા સંભુ કૈ દેખી। ઉર ઉપજા સંદેહુ બિસેષી॥**
**સંકરુ જગતબંધ્ય જગદીસા। સુર નર મુનિ સબ નાવત સીસા॥ ૩॥**

સતીજીએ શંકરજીની તેવી દશા જોઈ તો તેમના મનમાં મોટો સંશય ઉત્પન્ન થઈ ગયો. [તેઓ મનોમન કહેવા લાગ્યાં કે] શંકરજીની આખુંય જગત વંદના કરે છે, તે જગતના ઈશ્વર છે; દેવતા, મનુષ્ય, મુનિ સર્વે તેમને શીશ નમાવે છે. ॥ ૩॥

**તિન્હ નૃપસુતહિ કીન્હ પરનામા। કહિ સચ્ચિદાનંદ પરધામા॥**
**ભએ મગન છબિ તાસુ બિલોકી। અજહુઁ પ્રીતિ ઉર રહતિ ન રોકી॥ ૪॥**

તેઓએ એક રાજપુત્રને સચ્ચિદાનંદ પરમધામ કહીને પ્રણામ કર્યાં અને તેમની શોભા જોઈને તેઓ એવા પ્રેમમગ્ન થઈ ગયા કે અત્યાર સુધી તેમના હૃદયમાં પ્રીતિ રોકવા છતાંય નથી રોકાતી. ॥ ૪॥

**દો૦ – બ્રહ્મ જો બ્યાપક બિરજ અજ અકલ અનીહ અભેદ।**
**સો કિ દેહ ધરિ હોઈ નર જાહિ ન જાનત બેદ॥ ૫૦॥**

જે બ્રહ્મ સર્વવ્યાપક, માયારહિત, અજન્મા, અગોચર, ઈચ્છારહિત અને ભેદરહિત છે; અને જેને વેદ પણ નથી ઓળખતા, શું તે દેહધારણ કરીને મનુષ્ય બની શકે છે? ॥ ૫૦॥

**ચૌ૦ – બિષ્નુ જો સુર હિત નરતનુ ધારી। સોઉ સર્બગ્ય જથા ત્રિપુરારી॥**
**ખોજઇ સો કિ અગ્ય ઇવ નારી। ગ્યાનધામ શ્રીપતિ અસુરારી॥ ૧॥**

દેવતાઓના હિત માટે મનુષ્યશરીર ધારણ કરનાર જે વિષ્ણુ ભગવાન છે, તે પણ શિવજીની જેમ જ સર્વજ્ઞ છે. તેઓ જ્ઞાનના ભંડાર, લક્ષ્મીપતિ અને અસુરોના શત્રુ ભગવાન વિષ્ણુ શું અજ્ઞાનીની જેમ સ્ત્રીને શોધશે? ॥ ૧॥

**સંભુગિરા પુનિ મૃષા ન હોઈ। સિવ સર્બગ્ય જાન સબુ કોઈ॥**
**અસ સંસય મન ભયઉ અપારા। હોઈ ન હૃદયઁ પ્રબોધ પ્રચારા॥ ૨॥**

વળી, શિવજીનાં વચન પણ ખોટાં નથી થઈ શકતાં. સર્વ કોઈ જાણે છે કે શિવજી સર્વજ્ઞ છે. સતીના મનમાં આ રીતે અપાર સંશય ઊભો થયો. કોઈ પણ રીતે તેમના હૃદયમાં જ્ઞાનનો પ્રાદુર્ભાવ નહોતો થતો. ॥ ૨॥

**જદ્યપિ પ્રગટ ન કહેઉ ભવાની। હર અંતરજામી સબ જાની॥**
**સુનહિ સતી તવ નારિ સુભાઊ। સંસય અસ ન ધરિઅ ઉર કાઊ॥ ૩॥**

જોકે ભવાનીજીએ પ્રકટ કશું ન કહ્યું, પરંતુ અંતર્યામી શિવજી બધું જ જાણી ગયા. તેઓ બોલ્યા, 'હે સતી! સાંભળો, તમારો સ્ત્રીસ્વભાવ છે. આવો સંશય મનમાં ક્યારેય ન રાખવો જોઈએ. ॥ ૩॥

**જાસુ કથા કુંભજ રિષિ ગાઈ। ભગતિ જાસુ મૈં મુનિહિ સુનાઈ॥**
**સોઈ મમ ઈષ્ટદેવ રઘુબીરા। સેવત જાહિ સદા મુનિ ધીરા॥ ૪॥**

જેમની કથાનું ગાન અગસ્ત્ય ઋષિએ કર્યું અને જેમની ભક્તિ મેં મુનિને સંભળાવી, તેઓ જ મારા ઈષ્ટદેવ શ્રીરઘુવીરજી છે, જેમની સેવા જ્ઞાની મુનિઓ કાયમ કર્યા કરે છે. ॥ ૪॥

**છં૦ – મુનિ ધીર જોગી સિદ્ધ સંતત બિમલ મન જેહિ ધ્યાવહીં।**
**કહિ નેતિ નિગમ પુરાન આગમ જાસુ કીરતિ ગાવહીં॥**
**સોઈ રામુ બ્યાપક બ્રહ્મ ભુવન નિકાય પતિ માયા ધની।**
**અવતરેઉ અપને ભગત હિત નિજતંત્ર નિત રઘુકુલમની॥**

જ્ઞાની મુનિ, યોગી અને સિદ્ધ નિરંતર નિર્મળ ચિત્તથી જેમનું ધ્યાન કરે છે તથા વેદ, પુરાણ અને શાસ્ત્ર 'નેતિ-નેતિ' કહીને જેમની કીર્તિ ગાય છે, તે જ સર્વવ્યાપક, સમસ્ત બ્રહ્માંડોના સ્વામી માયાપતિ, નિત્ય પરમ સ્વતંત્ર બ્રહ્મરૂપ ભગવાન શ્રીરામજીએ પોતાના ભક્તોના હિત માટે [પોતાની ઈચ્છાથી] રઘુકુળના મણિરૂપે અવતાર લીધો છે.

**સો૦ – લાગ ન ઉર ઉપદેસુ જદપિ કહેઉ સિવઁ બાર બહુ।**
**બોલે બિહસિ મહેસુ હરિમાયા બલુ જાનિ જિયઁ॥ ૫૧॥**

જોકે શિવજીએ ઘણીવાર સમજાવ્યાં, છતાંય સતીના હૃદયમાં તેમનો ઉપદેશ ન ઊતર્યો. ત્યારે મહાદેવજી મનમાં ભગવાનની માયાનું બળ જાણીને મલકાતાં મલકાતાં બોલ્યા – ॥ ૫૧॥

**ચૌ૦ – જૌં તુમ્હરેં મન અતિ સંદેહૂ। તૌ કિન જાઈ પરીછા લેહૂ॥**
**તબ લગિ બૈઠ અહઉઁ બટછાહીં। જબ લગિ તુમ્હ ઐહહુ મોહિ પાહીં॥ ૧॥**

તમારા મનમાં જો મોટો સંશય હોય તો તમે ત્યાં જઈને પરીક્ષા કેમ લેતાં નથી? જ્યાં સુધી તમે મારી પાસે પાછા ફરશો ત્યાં સુધી હું વડની છાયામાં બેઠેલો છું. ॥ ૧॥

**જૈસેં જાઇ મોહ ભ્રમ ભારી। કરેહુ સો જતનુ બિબેક બિચારી॥**
**ચલીં સતી સિવ આયસુ પાઈ। કરહિ બિચારુ કરૌં કા ભાઈ॥૨॥**

જે રીતે તમારો આ અજ્ઞાનજનિત મોટો ભ્રમ દૂર થાય, [સારી રીતે] વિવેક દ્વારા સમજી-વિચારી તમે એ રીતે કરજો. શિવજીની આજ્ઞા મેળવી સતી ચાલ્યાં અને મનમાં વિચારવા લાગ્યાં કે ભાઈ! શું કરું (કેવી રીતે પરીક્ષા લઉં)? ॥૨॥

**ઈહાઁ સંભુ અસ મન અનુમાના। દચ્છસુતા કહુઁ નહિં કલ્યાના॥**
**મોરેહુ કહેં ન સંસય જાહીં। બિધિ બિપરીત ભલાઈ નાહીં॥૩॥**

આ બાજુ શિવજીએ મનમાં એવું અનુમાન કર્યું કે દક્ષકન્યા સતીનું કલ્યાણ નથી. જ્યારે મારા સમજાવવાથી પણ સંશય દૂર નથી થતો ત્યારે [જણાય છે કે] વિધાતા જ પ્રતિકૂળ છે. હવે, સતીનું કુશળ નથી. ॥૩॥

**હોઇહિ સોઇ જો રામ રચિ રાખા। કો કરિ તર્ક બઢ઼ાવૈ સાખા॥**
**અસ કહિ લગે જપન હરિનામા। ગઈં સતી જહઁ પ્રભુ સુખધામા॥૪॥**

જે કંઈ રામે રચી રાખ્યું છે, તે જ થશે. તર્ક કરી કોણ શાખા (વિસ્તાર) વધારે? [મનમાં] એમ કહીને શિવજી, ભગવાન શ્રીહરિનું નામ જપવા લાગ્યા અને સતીજી ત્યાં ગયાં, જ્યાં સુખના ધામ પ્રભુ શ્રીરામચન્દ્રજી હતા. ॥૪॥

**દો૦ – પુનિ પુનિ હૃદયઁ બિચારુ કરિ ધરિ સીતા કર રૂપ।**
**આગેં હોઇ ચલિ પંથ તેહિં જેહિં આવત નરભૂપ॥૫૨॥**

સતી વારંવાર મનમાં વિચાર કરીને સીતાજીનું રૂપ ધારણ કરી તે જ માર્ગ તરફ આગળ થઈને ચાલ્યાં, જે માર્ગેથી [સતીજીના વિચારાનુસાર] મનુષ્યોના રાજા રામચન્દ્રજી આવી રહ્યા હતા. ॥૫૨॥

**ચૌ૦ – લછિમન દીખ ઉમાકૃત બેષા। ચકિત ભએ ભ્રમ હદયઁ બિસેષા॥**
**કહિ ન સકત કછુ અતિ ગંભીરા। પ્રભુ પ્રભાઉ જાનત મતિધીરા॥૧॥**

સતીજીના બનાવટી વેષને જોઈને લક્ષ્મણજી ચકિત થઈ ગયા અને તેમના હૃદયમાં મોટો ભ્રમ થઈ ગયો. તેઓ ઘણા ગંભીર થઈ ગયા. કંઈ કહી ન શક્યા. ધીરબુદ્ધિ લક્ષ્મણ પ્રભુ રઘુનાથજીના પ્રભાવને જાણતા હતા. ॥૧॥

**સતી કપટુ જાનેઉ સુરસ્વામી। સબદરસી સબ અંતરજામી॥**
**સુમિરત જાહિ મિટઇ અગ્યાના। સોઈ સરબગ્ય રામુ ભગવાના॥૨॥**

બધું જ જોનારા અને સર્વેના હૃદયનું જાણનારા દેવતાઓના સ્વામી શ્રીરામચન્દ્રજી સતીના કપટને જાણી ગયા; જેમના સ્મરણમાત્રથી અજ્ઞાનનો નાશ થઈ જાય છે તે જ સર્વજ્ઞ ભગવાન શ્રીરામચન્દ્રજી છે. ॥૨॥

**સતી કીન્હ ચહ તહઁહું દુરાઊ । દેખહુ નારિ સુભાવ પ્રભાઊ ॥**
**નિજ માયા બલુ હૃદયઁ બખાની । બોલે બિહસિ રામુ મૃદુ બાની ॥ ૩॥**

સ્ત્રીસ્વભાવનો પ્રભાવ તો જુઓ કે ત્યાં (તે સર્વજ્ઞ ભગવાનની સામે) પણ સતીજી છુપાવવા માગે છે. પોતાની માયાના બળની પ્રશંસા હૃદયમાં કરી શ્રીરામચન્દ્રજી હસીને કોમળ વાણીથી બોલ્યા. ॥ ૩॥

**જોરિ પાનિ પ્રભુ કીન્હ પ્રનામૂ । પિતા સમેત લીન્હ નિજ નામૂ ॥**
**કહેઉ બહોરિ કહાઁ બૃષકેતૂ । બિપિન અકેલિ ફિરહુ કેહિ હેતૂ ॥ ૪॥**

પ્રથમ પ્રભુએ હાથ જોડીને સતીને પ્રણામ કર્યાં અને પિતાસહિત પોતાનું નામ કહ્યું. પછી પૂછ્યું કે વૃષકેતુ શિવજી ક્યાં છે? આપ અહીં વનમાં એકલાં શા માટે ફરી રહ્યાં છો? ॥ ૪॥

**દો૦ – રામ બચન મૃદુ ગૂઢ઼ સુનિ ઉપજા અતિ સંકોચુ ।**
**સતી સભીત મહેસ પહિં ચલીં હૃદયઁ બડ઼ સોચુ ॥ ૫૩॥**

શ્રીરામચન્દ્રજીનાં કોમળ અને ગૂઢ વચન સાંભળી સતીજીને ઘણો જ સંકોચ થયો. તે ડરતાં ડરતાં (ચુપચાપ) શિવજી પાસે જવા માંડ્યાં; તેમના હૃદયમાં મોટી ચિંતા ઉત્પન્ન થઈ ગઈ – ॥ ૫૩॥

**ચૌ૦ – મૈં સંકર કર કહા ન માના । નિજ અગ્યાનુ રામ પર આના ॥**
**જાઈ ઉતરુ અબ દેહઉઁ કાહા । ઉર ઉપજા અતિ દારુન દાહા ॥ ૧॥**

– કે મેં શંકરજીનું કહેવું ન માન્યું અને પોતાના અજ્ઞાનનો શ્રીરામચન્દ્રજી પર આરોપ મૂક્યો. હવે, જઈને હું શિવજીને શો ઉત્તર આપીશ? [આમ વિચારતાં-વિચારતાં] સતીજીના હૃદયમાં અત્યંત ભયાનક બળતરા ઉત્પન્ન થઈ ગઈ. ॥ ૧॥

**જાના રામ સતીં દુખુ પાવા । નિજ પ્રભાઉ કછુ પ્રગટિ જનાવા ॥**
**સતીં દીખ કૌતુકુ મગ જાતા । આગેં રામુ સહિત શ્રી ભ્રાતા ॥ ૨॥**

શ્રીરામચન્દ્રજીએ જાણી લીધું કે સતીજીને દુઃખ થયું; ત્યારે તેઓએ પોતાનો કંઈક પ્રભાવ પ્રગટ કરીને તેમને બતાવ્યો. સતીજીએ માર્ગમાં જતાં જતાં આ કૌતુક જોયું કે શ્રીરામચન્દ્રજી સીતાજી અને લક્ષ્મણજી સહિત આગળ જઈ રહ્યાં છે. [આ અવસરે સીતાજીને એટલા માટે દેખાડ્યાં કે સતીજી શ્રીરામના સચ્ચિદાનંદમય રૂપને જુએ, વિયોગ અને દુઃખની કલ્પના જે તેમને થઈ હતી તે દૂર થઈ જાય તથા તેઓ પ્રકૃતિસ્થ બને]. ॥ ૨॥

**ફિરિ ચિતવા પાછેં પ્રભુ દેખા । સહિત બંધુ સિય સુંદર બેષા ॥**
**જહઁ ચિતવહિં તહઁ પ્રભુ આસીના । સેવહિં સિદ્ધ મુનીસ પ્રબીના ॥ ૩॥**

[ત્યારે તેમણે] પાછળ વળીને જોયું, તો ત્યાં પણ ભાઈ લક્ષ્મણજી અને સીતાજી સાથે શ્રીરામચન્દ્રજી સુંદર વેષમાં જોવામાં આવ્યાં. તેઓ જ્યાં જુએ છે ત્યાં જ પ્રભુ શ્રીરામચન્દ્રજી બિરાજમાન છે અને ઉત્તમ ચતુર સિદ્ધ મુનીશ્વરો તેમની સેવા કરી રહ્યા છે. ॥ ૩॥

**દેખે સિવ બિધિ બિષ્નુ અનેકા । અમિત પ્રભાઉ એક તેં એકા ॥**
**બંદત ચરન કરત પ્રભુ સેવા । બિબિધ બેષ દેખે સબ દેવા ॥૪॥**

સતીજીએ એક એકથી ચઢિયાતા અસીમ પ્રભાવવાળા અનેક શિવ, બ્રહ્મા અને વિષ્ણુ જોયા, જે શ્રીરામચન્દ્રજીની ચરણવંદના અને સેવા કરી રહ્યા છે. બધા દેવતાઓને વિવિધ વેષોમાં જોયાં. ॥૪॥

દો૦ – **સતી બિધાત્રી ઇંદિરા દેખીં અમિત અનૂપ ।**
**જેહિં જેહિં બેષ અજાદિ સુર તેહિ તેહિ તન અનુરૂપ ॥૫૪॥**

તેમણે અગણિત અનુપમ સતી, બ્રહ્માણી અને લક્ષ્મીને જોયાં. જે-જે રૂપે બ્રહ્મા આદિ દેવો હતા, તેના જ અનુકૂળ રૂપમાં [તેમની] આ સર્વે શક્તિઓ પણ હતી. ॥૫૪॥

ચૌ૦ – **દેખે જહઁ તહઁ રઘુપતિ જેતે । સક્તિન્હ સહિત સકલ સુર તેતે ॥**
**જીવ ચરાચર જો સંસારા । દેખે સકલ અનેક પ્રકારા ॥૧॥**

સતીજીએ ત્યાં ચારેકોર જેટલા રઘુનાથજી જોયા, શક્તિઓ સહિત ત્યાં તેટલા જ સર્વે દેવતાઓને પણ જોયા. સંસારમાં જેટલા ચરાચર જીવો છે, તે સર્વે પણ અનેક પ્રકારના સર્વે જોયા. ॥૧॥

**પૂજહિં પ્રભુહિ દેવ બહુ બેષા । રામ રૂપ દૂસર નહિં દેખા ॥**
**અવલોકે રઘુપતિ બહુતેરે । સીતા સહિત ન બેષ ઘનેરે ॥૨॥**

[તેમણે જોયું કે] અનેકો વેષ ધારણ કરીને દેવતાઓ પ્રભુ શ્રીરામચન્દ્રજીનું પૂજન કરી રહ્યા છે. પરંતુ શ્રીરામચન્દ્રજીનું બીજું રૂપ ક્યાંય ન જોયું. સીતાસહિત શ્રીરઘુનાથજી ઘણા બધા જોયા, પરંતુ તેમના વેષ અનેક નહોતા. ॥૨॥

**સોઇ રઘુબર સોઇ લછિમનુ સીતા । દેખિ સતી અતિ ભઈં સભીતા ॥**
**હૃદય કંપ તન સુધિ કછુ નાહીં । નયન મૂદિ બૈઠીં મગ માહીં ॥૩॥**

[સર્વે સ્થળે] તે જ રઘુનાથજી, તે જ લક્ષ્મણ અને તે જ સીતાજી –સતી આમ જોઈને ઘણાં જ ભયભીત થઈ ગયાં. તેમનું હૃદય કંપવા માંડ્યું અને દેહની સૂધ-બૂધ જતી રહી. તે આંખ મીંચીને માર્ગમાં બેસી ગયાં. ॥૩॥

**બહુરિ બિલોકેઉ નયન ઉઘારી । કછુ ન દીખ તહઁ દચ્છકુમારી ॥**
**પુનિ પુનિ નાઇ રામ પદ સીસા । ચલીં તહાઁ જહઁ રહે ગિરીસા ॥૪॥**

વળી, આંખો ખોલીને જોયું, તો ત્યાં દક્ષકુમારી(સતીજી)ને કંઈ પણ ન જોવામાં આવ્યું. ત્યારે તેઓ વારંવાર શ્રીરામચન્દ્રજીના ચરણોમાં શીશ નમાવી જ્યાં શિવજી હતા તે તરફ ચાલ્યાં. ॥૪॥

દો૦ – **ગઈં સમીપ મહેસ તબ હઁસિ પૂછી કુસલાત ।**
**લીન્હિ પરીછા કવન બિધિ કહહુ સત્ય સબ બાત ॥૫૫॥**

જ્યારે પાસે પહોંચ્યાં, ત્યારે શ્રીશિવજીએ હસીને કુશળ પ્રશ્ન કરીને કહ્યું કે તમે રામજીની પરીક્ષા કેવી રીતે લીધી, સઘળી વાત સાચેસાચી કહો. ॥૫૫॥

## માસપારાયણ, બીજો વિશ્રામ

**ચૌ૦ – સતીં સમુઝિ રઘુબીર પ્રભાઊ। ભય બસ સિવ સન કીન્હ દુરાઊ॥**
**કછુ ન પરીછા લીન્હિ ગોસાઈં। કીન્હ પ્રનામુ તુમ્હારિહિ નાઈં॥૧॥**

સતીજીએ શ્રીરઘુનાથજીના પ્રભાવને સમજીને ભયના કારણે શિવજીથી વાત છુપાવીને કહ્યું, ‘હે સ્વામી! મેં કંઈ પણ પરીક્ષા નથી લીધી, [ત્યાં જઈને] આપની જેમ જ પ્રણામ કર્યાં છે. ॥૧॥

**જો તુમ્હ કહા સો મૃષા ન હોઈ। મોરેં મન પ્રતીતિ અતિ સોઈ॥**
**તબ સંકર દેખેઉ ધરિ ધ્યાના। સતીં જો કીન્હ ચરિત સબુ જાના॥૨॥**

આપે જે કહ્યું તે ખોટું ન હોઈ શકે, ‘મારા મનમાં આ મોટો (પૂરો) વિશ્વાસ છે.’ ત્યારે શિવજીએ ધ્યાન કરીને જોયું અને સતીજીએ જે ચરિત્ર કર્યું હતું તે સર્વે જાણી લીધું. ॥૨॥

**બહુરિ રામમાયહિ સિરુ નાવા। પ્રેરિ સતિહિ જેહિં ઝૂઁઠ કહાવા॥**
**હરિ ઈચ્છા ભાવી બલવાના। હૃદયઁ બિચારત સંભુ સુજાના॥૩॥**

વળી, શ્રીરામચન્દ્રજીની માયાને માથું નમાવ્યું, જેણે પ્રેરણા કરી સતીના મુખેથી જૂઠું કહેવડાવી દીધું. સુજ્ઞ શિવજીએ મનમાં વિચાર કર્યો કે હરિની ઈચ્છારૂપ ભાવિ પ્રબળ છે. ॥૩॥

**સતીં કીન્હ સીતા કર બેષા। સિવ ઉર ભયઉ બિષાદ બિસેષા॥**
**જૌં અબ કરઉઁ સતી સન પ્રીતિ। મિટઈ ભગતિ પથુ હોઈ અનીતિ॥૪॥**

સતીજીએ સીતાજીનો વેષ ધારણ કર્યો, એમ જાણીને શિવજીના હૃદયમાં ઘણો વિષાદ (ખેદ) થયો. તેમણે વિચાર્યું કે જો હું હવે સતી સાથે પ્રીતિ કરું છું તો ભક્તિમાર્ગ લુપ્ત થઈ જાય છે અને મોટો અન્યાય થાય છે. ॥૪॥

**દો૦ – પરમ પુનીત ન જાઇ તજિ કિએઁ પ્રેમ બડ઼ પાપુ।**
**પ્રગટિ ન કહત મહેસુ કછુ હૃદયઁ અધિક સંતાપુ॥૫૬॥**

સતી પરમ પવિત્ર છે, એટલે એને છોડી પણ શકાતાં નથી અને પ્રેમ કરવામાં મોટું પાપ છે. પ્રત્યક્ષ રીતે મહાદેવજી કંઈ પણ નથી કહેતા, પરંતુ તેમના હૃદયમાં ઘણો સંતાપ છે. ॥૫૬॥

**ચૌ૦ – તબ સંકર પ્રભુ પદ સિરુ નાવા। સુમિરત રામુ હૃદયઁ અસ આવા॥**
**એહિં તન સતિહિ ભેટ મોહિ નાહીં। સિવ સંકલ્પુ કીન્હ મન માહીં॥૧॥**

ત્યારે શિવજીએ પ્રભુ શ્રીરામચન્દ્રજીના ચરણકમળોમાં શીશ નમાવ્યું અને શ્રીરામજીનું સ્મરણ કરતાં જ તેમના મનમાં આ આવ્યું કે સતીના આ શરીર સાથે મારો [પતિ-પત્નીરૂપે] મેળાપ નથી થઈ શકતો અને શિવજીએ પોતાના મનમાં આવો સંકલ્પ કરી લીધો. ॥૧॥

**અસ બિચારિ સંકરુ મતિધીરા। ચલે ભવન સુમિરત રઘુબીરા॥**
**ચલત ગગન ભૈ ગિરા સુહાઈ। જય મહેસ ભલિ ભગતિ દૃઢ઼ાઈ॥૨॥**

સ્થિરબુદ્ધિ શંકરજી આમ વિચાર કરીને શ્રીરઘુનાથજીનું સ્મરણ કરતાં કરતાં પોતાના ઘર (કૈલાસ) તરફ ચાલ્યા. ચાલતા સમયે સુંદર આકાશવાણી થઈ કે હે મહેશ! આપનો જય થાઓ. આપે ભક્તિની શ્રેષ્ઠ દૃઢતા કરી. ॥૨॥

**અસ પન તુમ્હ બિનુ કરઇ કો આના। રામભગત સમરથ ભગવાના॥**
**સુનિ નભગિરા સતી ઉર સોચા। પૂછા સિવહિ સમેત સકોચા॥૩॥**

આપ સિવાય બીજો કોણ આવી પ્રતિજ્ઞા કરી શકે છે? આપ શ્રીરામચન્દ્રજીના ભક્ત છો, સમર્થ છો અને ભગવાન છો. આ આકાશવાણી સાંભળી સતીજીના મનમાં ચિંતા થઈ અને તેમણે સંકોચ સાથે શિવજીને પૂછ્યું – ॥૩॥

**કીન્હ કવન પન કહહુ કૃપાલા। સત્યધામ પ્રભુ દીનદયાલા॥**
**જદપિ સતીં પૂછા બહુ ભાઁતી। તદપિ ન કહેઉ ત્રિપુર આરાતી॥૪॥**

– હે કૃપાળુ! કહોને, આપે કઈ પ્રતિજ્ઞા કરી છે? હે પ્રભો! આપ સત્યના ધામ અને દીનદયાળુ છો. આમ, સતીજીએ ઘણી રીતે પૂછ્યું, પરંતુ ત્રિપુરારિ શિવજીએ કંઈ ન કહ્યું. ॥૪॥

**દો૦ – સતીં હૃદયઁ અનુમાન કિય સબુ જાનેઉ સર્બગ્ય।**
**કીન્હ કપટુ મૈં સંભુ સન નારિ સહજ જડ઼ અગ્ય॥૫૭ (ક)॥**

સતીજીએ હૃદયમાં અનુમાન કર્યું કે સર્વજ્ઞ શિવજી બધું જ જાણી ગયા છે. મેં શિવજી સાથે કપટ કર્યું, સ્ત્રી સ્વભાવથી જ મૂર્ખ અને અણસમજુ હોય છે. ॥૫૭ (ક)॥

**સો૦ – જલુ પય સરિસ બિકાઇ દેખહુ પ્રીતિ કિ રીતિ ભલિ।**
**બિલગ હોઇ રસુ જાઇ કપટ ખટાઈ પરત પુનિ॥૫૭ (ખ)॥**

પ્રીતિની સુંદર રીત જુઓ કે જળ પણ [દૂધના સાથે મળી] દૂધના ભાવે વેચાય છે. પરંતુ કપટરૂપી ખટાશ પડતાંની સાથે જ પાણી જુદું થઈ જાય છે (દૂધ ફાટી જાય છે) અને સ્વાદ (પ્રેમ) જતો રહે છે. ॥૫૭ (ખ)॥

**ચૌ૦ – હૃદયઁ સોચુ સમુઝત નિજ કરની। ચિંતા અમિત જાઇ નહિં બરની॥**
**કૃપાસિંધુ સિવ પરમ અગાધા। પ્રગટ ન કહેઉ મોર અપરાધા॥૧॥**

પોતાની કરણીને યાદ કરીને સતીજીના હૃદયમાં એટલો શોક છે અને અપાર ચિંતા છે કે જેનું વર્ણન કરી શકાતું નથી. [તેમણે સમજી લીધું કે] શિવજી કૃપાના પરમ અગાધ સાગર છે. આથી પ્રત્યક્ષરૂપે તેઓએ મારો અપરાધ નથી કહ્યો. ॥૧॥

**સંકર રુખ અવલોકિ ભવાની। પ્રભુ મોહિ તજેઉ હૃદયઁ અકુલાની॥**
**નિજ અઘ સમુઝિ ન કછુ કહિ જાઈ। તપઇ અવાઁ ઇવ ઉર અધિકાઈ॥૨॥**

શિવજીનું વલણ જોઈને સતીજીએ જાણી લીધું કે સ્વામીએ મારો ત્યાગ કરી દીધો છે અને તે હૃદયમાં વ્યાકુળ થઈ ગયાં. પોતાનું પાપ સમજીને કંઈ કહી નથી શકતાં, પરંતુ અંતર [અંદર ને અંદર] કુંભારના નિભાડાની જેમ અત્યંત બળવા લાગ્યું. ॥૨॥

**સતિહિ સસોચ જાનિ બૃષકેતૂ। કહીં કથા સુંદર સુખ હેતૂ॥**
**બરનત પંથ બિબિધ ઇતિહાસા। બિસ્વનાથ પહુઁચે કૈલાસા॥૩॥**

વૃષકેતુ શિવજીએ સતીને ચિંતાયુક્ત જાણીને તેમને સુખ આપવા માટે સુંદર કથાઓ કહી. આ રીતે માર્ગમાં વિવિધ પ્રકારના ઈતિહાસોને કહેતાં કહેતાં વિશ્વનાથ કૈલાસ જઈ પહોંચ્યા. ॥ ૩॥

**તહઁ પુનિ સંભુ સમુઝિ પન આપન। બૈઠે બટ તર કરિ કમલાસન॥**
**સંકર સહજ સરૂપુ સમ્હારા। લાગિ સમાધિ અખંડ અપારા॥ ૪॥**

ફરી શિવજી પોતાની પ્રતિજ્ઞાને યાદ કરીને ત્યાં વડના ઝાડ નીચે પદ્માસન લગાવીને બેસી ગયા. શિવજીએ પોતાનું સ્વાભાવિક રૂપ સંભાળ્યું. એમની અખંડ અને અપાર સમાધિ લાગી ગઈ. ॥ ૪॥

**દો૦ – સતી બસહિં કૈલાસ તબ અધિક સોચુ મન માહિં।**
**મરમુ ન કોઊ જાન કછુ જુગ સમ દિવસ સિરાહિં॥ ૫૮॥**

ત્યારે સતીજી કૈલાસ પર રહેવા લાગ્યાં. તેમના મનમાં મોટું દુઃખ હતું. આ રહસ્ય વિશે કોઈ પણ કંઈ જાણતું નહોતું. તેમનો એક-એક દિવસ યુગ જેમ વીતી રહ્યો હતો. ॥ ૫૮॥

**ચૌ૦ – નિત નવ સોચુ સતી ઉર ભારા। કબ જૈહઉઁ દુખ સાગર પારા॥**
**મૈં જો કીન્હ રઘુપતિ અપમાના। પુનિ પતિબચનુ મૃષા કરિ જાના॥ ૧॥**

સતીજીના હૃદયમાં નિત્ય નવો અને ભારે ખેદ રહેતો હતો કે હું આ દુઃખ-સમુદ્રને ક્યારે પાર પામીશ. મેં શ્રીરઘુનાથજીનું જે અપમાન કર્યું અને વળી, પતિનાં વચનોને ખોટાં માન્યાં – ॥ ૧॥

**સો ફલુ મોહિ બિધાતાઁ દીન્હા। જો કછુ ઉચિત રહા સોઈ કીન્હા॥**
**અબ બિધિ અસ બૂઝિઅ નહિં તોહી। સંકર બિમુખ જિઆવસિ મોહી॥ ૨॥**

– તેનું ફળ વિધાતાએ મને આપ્યું, જે ઉચિત હતું તે જ કર્યું; પણ હે વિધાતા! હવે આ તારા માટે ઉચિત નથી કે શંકરજીથી વિમુખ થયા પછી પણ તું મને જીવાડી રહ્યો છે. ॥ ૨॥

**કહિ ન જાઈ કછુ હૃદય ગલાની। મન મહુઁ રામહિ સુમિર સયાની॥**
**જૌં પ્રભુ દીનદયાલુ કહાવા। આરતિ હરન બેદ જસુ ગાવા॥ ૩॥**

સતીજીના અંતરમાંની ગ્લાનિ કંઈક એવી છે કે કહી શકાતી નથી. બુદ્ધિમતી સતીજીએ મનમાં શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કર્યું અને કહ્યું – હે પ્રભો! જો આપ દીનદયાળુ કહેવાઓ છો અને વેદોએ આપનો આ યશ ગાયો છે કે આપ દુઃખને હરનારા છો, ॥ ૩॥

**તૌ મૈં બિનય કરઉઁ કર જોરી। છૂટઉ બેગિ દેહ યહ મોરી॥**
**જૌં મોરેં સિવ ચરન સનેહૂ। મન ક્રમ બચન સત્ય બ્રતુ એહૂ॥ ૪॥**

તો હું હાથ જોડીને વિનંતી કરું છું કે મારો આ દેહ જલદી છૂટી જાય. જો મારો શિવજીના ચરણોમાં પ્રેમ છે અને મારું આ [પ્રેમનું] વ્રત મન, વચન અને કર્મ (આચરણ)થી સત્ય છે, ॥ ૪॥

**દો૦ – તૌ સબદરસી સુનિઅ પ્રભુ કરઉ સો બેગિ ઉપાઇ ।**
**હોઈ મરનુ જેહિં બિનહિં શ્રમ દુસહ બિપત્તિ બિહાઈ ॥ ૫૯॥**

– તો હે સર્વદર્શી પ્રભો! સાંભળો, અને શીઘ્ર એવો ઉપાય કરો જેથી મારું મરણ થાય અને વિના પરિશ્રમે જ આ [પતિ-પરિત્યાગરૂપી] અસહ્ય વિપત્તિ દૂર થઈ જાય. ॥ ૫૯॥

**ચૌ૦ – એહિ બિધિ દુખિત પ્રજેસકુમારી । અકથનીય દારુન દુખુ ભારી ॥**
**બીતેં સંબત સહસ સતાસી । તજી સમાધિ સંભુ અબિનાસી ॥ ૧॥**

દક્ષસુતા સતીજી આ રીતે ઘણાં જ દુખિત હતાં. તેમને એટલું દારુણ દુઃખ હતું કે જેનું વર્ણન નથી કરી શકાતું. સત્યાસી હજાર વર્ષ વીતી ગયાં બાદ અવિનાશી શિવજીએ સમાધિ છોડી. ॥ ૧॥

**રામ નામ સિવ સુમિરન લાગે । જાનેઉ સતીં જગતપતિ જાગે ॥**
**જાઈ સંભુ પદ બંદનુ કીન્હા । સનમુખ સંકર આસનુ દીન્હા ॥ ૨॥**

શિવજી રામનામનું સ્મરણ કરવા લાગ્યા, ત્યારે સતીજીએ જાણ્યું કે હવે જગતના સ્વામી (શિવજી) જાગ્યા. તેઓએ જઈને શિવજીના ચરણોમાં પ્રણામ કર્યાં. શિવજીએ તેમને બેસવા માટે સામે આસન આપ્યું. ॥ ૨॥

**લગે કહન હરિ કથા રસાલા । દચ્છ પ્રજેસ ભએ તેહિ કાલા ॥**
**દેખા બિધિ બિચારિ સબ લાયક । દચ્છહિ કીન્હ પ્રજાપતિ નાયક ॥ ૩॥**

શિવજી ભગવાન હરિની રસમયી કથાઓ કહેવા લાગ્યા. તે સમયે દક્ષ પ્રજાપતિ બન્યા. બ્રહ્માજીએ સર્વે પ્રકારે યોગ્ય જોઈ-સમજીને દક્ષને પ્રજાપતિઓના નાયક બનાવી દીધા. ॥ ૩॥

**બડ઼ અધિકાર દચ્છ જબ પાવા । અતિ અભિમાનુ હૃદયઁ તબ આવા ॥**
**નહિં કોઉ અસ જનમા જગ માહીં । પ્રભુતા પાઈ જાહિ મદ નાહીં ॥ ૪॥**

જ્યારે દક્ષને આટલો મોટો અધિકાર મળ્યો ત્યારે તેમના હૃદયમાં અત્યંત અભિમાન આવી ગયું. જગતમાં એવો કોઈ પેદા નથી થયો જેને પ્રભુતા પ્રાપ્ત થયા બાદ મદ ન ચઢ્યો હોય. ॥ ૪॥

**દો૦ – દચ્છ લિએ મુનિ બોલિ સબ કરન લગે બડ઼ જાગ ।**
**નેવતે સાદર સકલ સુર જે પાવત મખ ભાગ ॥ ૬૦॥**

દક્ષે સર્વે મુનિઓને બોલાવ્યા અને તેઓ મોટો યજ્ઞ કરવા લાગ્યા. જે દેવતા યજ્ઞનો ભાગ પામે છે, તે સર્વેને આદરસહિત નિમંત્રિત કર્યા. ॥ ૬૦॥

**ચૌ૦ – કિંનર નાગ સિદ્ધ ગંધર્બા । બધુન્હ સમેત ચલે સુર સર્બા ॥**
**બિષ્નુ બિરંચિ મહેસુ બિહાઈ । ચલે સકલ સુર જાન બનાઈ ॥ ૧॥**

[દક્ષનું નિમંત્રણ પામીને] કિન્નર, નાગ, સિદ્ધ, ગંધર્વ અને સર્વે દેવતા પોતપોતાની સ્ત્રીઓ સહિત ચાલ્યા. વિષ્ણુ, બ્રહ્મા અને મહાદેવજી સિવાય સર્વે દેવો પોતપોતાના વિમાન સજાવીને નીકળી પડ્યા. ॥ ૧॥

**સતીં બિલોકે બ્યોમ બિમાના। જાત ચલે સુંદર બિધિ નાના॥**
**સુર સુંદરી કરહિં કલ ગાના। સુનત શ્રવન છૂટહિં મુનિ ધ્યાના॥ ૨॥**

સતીજીએ જોયું કે અનેક પ્રકારનાં સુંદર વિમાન આકાશમાં જઈ રહ્યાં છે. દેવ-સુંદરીઓ મધુર ગાન કરી રહી છે, જેને સાંભળીને મુનિઓનું ધ્યાન છૂટી જાય છે. ॥ ૨॥

**પૂછેઉ તબ સિવઁ કહેઉ બખાની। પિતા જગ્ય સુનિ કછુ હરષાની॥**
**જૌં મહેસુ મોહિ આયસુ દેહીં। કછુ દિન જાઇ રહૌં મિસ એહીં॥ ૩॥**

સતીજીએ [વિમાનોમાંના દેવતાઓને જવાનું કારણ] પૂછ્યું, ત્યારે શિવજીએ સર્વે વાતો જણાવી. પિતાના યજ્ઞની વાત સાંભળીને સતી કંઈક પ્રસન્ન થયાં અને વિચારવા લાગ્યાં કે જો મહાદેવજી મને આજ્ઞા આપે તો આ બહાને થોડાક દિવસ પિતાને ઘેર જઈને રહું. ॥ ૩॥

**પતિ પરિત્યાગ હૃદયઁ દુખુ ભારી। કહઇ ન નિજ અપરાધ બિચારી॥**
**બોલી સતી મનોહર બાની। ભય સંકોચ પ્રેમ રસ સાની॥ ૪॥**

કેમકે તેમના હૃદયમાં પતિ દ્વારા ત્યજાવાનું ઘણું ભારે દુઃખ હતું, પરંતુ પોતાનો અપરાધ સમજીને તે કંઈ કહેતાં નહોતાં. છેવટે સતીજી ભય, સંકોચ અને પ્રેમરસમાં તરબોળ મનોહર વાણી બોલ્યાં – ॥ ૪॥

**દો૦ – પિતા ભવન ઉત્સવ પરમ જૌં પ્રભુ આયસુ હોઇ।**
**તૌ મૈં જાઉં કૃપાયતન સાદર દેખન સોઇ॥ ૬૧॥**

હે પ્રભો! મારા પિતાના ઘેર ઘણો મોટો ઉત્સવ છે, જો આપની આજ્ઞા હોય તો હે કૃપાધામ! હું આદરસહિત તેને જોવા જાઉં? ॥ ૬૧॥

**ચૌ૦ – કહેઉ નીક મોરેહું મન ભાવા। યહ અનુચિત નહિં નેવત પઠાવા॥**
**દચ્છ સકલ નિજ સુતા બોલાઈં। હમરેં બયર તુમ્હઉ બિસરાઈં॥ ૧॥**

શિવજીએ કહ્યું – તમે વાત તો સારી કરી, તે મારા મનને પણ પસંદ પડી. પણ તેઓએ નોતરું નથી મોકલ્યું તે અનુચિત છે. દક્ષે પોતાની બધી દીકરીઓને બોલાવી છે; પરંતુ મારા ઉપરના વેરના લીધે તેઓએ તમને પણ વિસારી દીધાં છે. ॥ ૧॥

**બ્રહ્મસભાઁ હમ સન દુખુ માના। તેહિ તેં અજહુઁ કરહિં અપમાના॥**
**જૌં બિનુ બોલેં જાહુ ભવાની। રહઇ ન સીલુ સનેહુ ન કાની॥ ૨॥**

એક વખત બ્રહ્માની સભામાં મારાથી અપ્રસન્ન બન્યા હતા, તેથી તે અત્યારે પણ અમારું અપમાન કરે છે. હે ભવાની! જો તમે વગર બોલાવે જશો તો શીલ-સ્નેહ પણ નહીં રહે અને માન-મર્યાદા પણ નહીં રહેશે. ॥ ૨॥

**જદપિ મિત્ર પ્રભુ પિતુ ગુર ગેહા। જાઇઅ બિનુ બોલેહુઁ ન સઁદેહા॥**
**તદપિ બિરોધ માન જહઁ કોઈ। તહાઁ ગએઁ કલ્યાનુ ન હોઈ॥ ૩॥**

જોકે એમાં એ સંશય નથી કે મિત્ર, સ્વામી, પિતા અને ગુરુના ઘેર વગર બોલાવે પણ જવું જોઈએ, તો પણ જ્યાં કોઈ વિરોધ કરતું હોય, તેના ઘરે જવામાં કલ્યાણ થતું નથી. ॥૩॥

**ભાઁતિ અનેક સંભુ સમુઝાવા। ભાવી બસ ન ગ્યાનુ ઉર આવા॥**
**કહ પ્રભુ જાહુ જો બિનહિં બોલાએઁ। નહિં ભલિ બાત હમારે ભાએઁ॥૪॥**

શિવજીએ અનેક પ્રકારે સમજાવ્યાં, પરંતુ ભાવિને વશ સતીના હૃદયમાં બોધ ન થયો. વળી, શિવજીએ કહ્યું કે જો વગર બોલાવે જશો, તો અમારી સમજણ અનુસાર સારી વાત નહીં બને. ॥૪॥

**દો૦ – કહિ દેખા હર જતન બહુ રહઇ ન દચ્છકુમારિ।**
**દિએ મુખ્ય ગન સંગ તબ બિદા કીન્હ ત્રિપુરારિ॥૬૨॥**

શિવજીએ અનેક પ્રકારે કહી જોયું, પણ જ્યારે સતી કોઈ પણ રીતે ન રોકાયાં, ત્યારે ત્રિપુરારિ મહાદેવજીએ પોતાના મુખ્ય ગણોનો સંગાથ આપીને તેમને વિદાય કર્યાં. ॥૬૨॥

**ચૌ૦ – પિતા ભવન જબ ગઈ ભવાની। દચ્છ ત્રાસ કાહુઁ ન સનમાની॥**
**સાદર ભલેહિં મિલી એક માતા। ભગિનીં મિલીં બહુત મુસુકાતા॥૧॥**

ભવાની જ્યારે પિતા(દક્ષ)ના ઘેર પહોંચ્યાં, ત્યારે દક્ષના ભયને કારણે તેમની કોઈએ આગતા-સ્વાગતા ન કરી. ભલે, માત્ર એક માતા આદરથી મળી. બહેનો ઘણી મલકાઈને મળી. ॥૧॥

**દચ્છ ન કછુ પૂછી કુસલાતા। સતિહિ બિલોકિ જરે સબ ગાતા॥**
**સતીં જાઇ દેખેઉ તબ જાગા। કતહુઁ ન દીખ સંભુ કર ભાગા॥૨॥**

દક્ષે તો તેમની કંઈ કુશળસુદ્ધા ન પૂછી, સતીજીને જોઈને ઊલટા તેનાં બધાં અંગો બળી ઊઠ્યાં. ત્યારે સતીએ આગળ જઈને યજ્ઞ જોયો તો ત્યાં ક્યાંય શિવજીનો ભાગ ન દેખાયો. ॥૨॥

**તબ ચિત ચઢ઼ેઉ જો સંકર કહેઊ। પ્રભુ અપમાનુ સમુઝિ ઉર દહેઊ॥**
**પાછિલ દુખુ ન હૃદયઁ અસ બ્યાપા। જસ યહ ભયઉ મહા પરિતાપા॥૩॥**

ત્યારે શિવજીએ જે કહ્યું હતું તેની તેમને સમજણ પડી. સ્વામીના અપમાનને સમજીને સતીનું હૃદય બળી ઊઠ્યું. પાછલું (પતિ પરિત્યાગનું) દુઃખ તેમના હૃદયમાં એટલું નહોતું વ્યાપ્યું, જેટલું મહાન દુઃખ આ સમયે (પતિ અપમાનના કારણે) થયું. ॥૩॥

**જદ્યપિ જગ દારુન દુખ નાના। સબ તેં કઠિન જાતિ અવમાના॥**
**સમુઝિ સો સતિહિ ભયઉ અતિ ક્રોધા। બહુ બિધિ જનનીં કીન્હ પ્રબોધા॥૪॥**

જોકે જગતમાં અનેક પ્રકારનાં દારુણ દુઃખો છે તો પણ જાતિ-અપમાન સૌથી અધિક કઠિન છે. આમ સમજીને સતીજીને ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. માતાએ તેમને ઘણી રીતે સમજાવ્યાં. ॥૪॥

**દો૦ – સિવ અપમાનુ ન જાઇ સહિ હૃદયઁ ન હોઇ પ્રબોધ।**
**સકલ સભહિ હઠિ હટકિ તબ બોલીં બચન સક્રોધ॥૬૩॥**

પરંતુ તેમનાથી શિવજીનું અપમાન ન સહેવાયું, આથી તેમના હૃદયમાં કોઈ પણ જાતનો પ્રબોધ ન થયો. ત્યારે તેમણે આખી સભાને હઠપૂર્વક ધમકાવીને ક્રોધભર્યાં વચનો કહ્યાં – ॥૬૩॥

**ચૌ૦ – સુનહુ સભાસદ સકલ મુનિંદા। કહી સુની જિન્હ સંકર નિંદા॥**
**સો ફલુ તુરત લહબ સબ કાહૂ। ભલી ભાઁતિ પછિતાબ પિતાહૂ॥૧॥**

હે સભાસદો અને સર્વે મુનીશ્વરો! સાંભળો. જે લોકોએ અહીં શિવજીની નિંદા કરી કે સાંભળી છે તે સર્વેને તેનું ફળ તત્કાળ જ મળશે અને મારા પિતા દક્ષ પણ સારી પેઠે પસ્તાશે. ॥૧॥

**સંત સંભુ શ્રીપતિ અપબાદા। સુનિઅ જહાઁ તહઁ અસિ મરજાદા॥**
**કાટિઅ તાસુ જીભ જો બસાઈ। શ્રવન મૂદિ ન ત ચલિઅ પરાઈ॥૨॥**

જ્યાં સંત, શિવજી અને લક્ષ્મીપતિ વિષ્ણુ ભગવાનની નિંદા સાંભળવામાં આવે તો ત્યાં એવી મર્યાદા છે કે જો પોતાનો વશ ચાલે તો તે(નિંદા કરનાર)ની જીભ કાપી લેવી; અને વશ ન ચાલે તો કાન બંધ કરી ત્યાંથી નાસી જવું. ॥૨॥

**જગદાતમા મહેસુ પુરારી। જગત જનક સબ કે હિતકારી॥**
**પિતા મંદમતિ નિંદત તેહી। દચ્છ સુક્ર સંભવ યહ દેહી॥૩॥**

ત્રિપુર દૈત્યને મારનાર ભગવાન મહેશ્વર સંપૂર્ણ જગતનો આત્મા છે, તેઓ જગતપિતા અને સર્વેનું હિત કરનારા છે. મારો મંદબુદ્ધિ પિતા તેમની નિંદા કરે છે; મારું આ શરીર દક્ષના જ વીર્યથી ઉત્પન્ન થયું છે. ॥૩॥

**તજિહઉઁ તુરત દેહ તેહિ હેતૂ। ઉર ધરિ ચંદ્રમૌલિ બૃષકેતૂ॥**
**અસ કહિ જોગ અગિનિ તનુ જારા। ભયઉ સકલ મખ હાહાકારા॥૪॥**

એટલે ચન્દ્રમાને લલાટ પર ધારણ કરનારા વૃષકેતુ શિવજીને હૃદયમાં ધારણ કરીને હું આ શરીરને તરત જ ત્યાગી દઈશ. આમ કહીને સતીજીએ યોગાગ્નિમાં પોતાનું શરીર ભસ્મ કરી નાંખ્યું. આખીય યજ્ઞશાળામાં હાહાકાર થઈ ગયો. ॥૪॥

**દો૦ – સતી મરનુ સુનિ સંભુ ગન લગે કરન મખ ખીસ।**
**જગ્ય બિધંસ બિલોકિ ભૃગુ રચ્છા કીન્હિ મુનીસ॥૬૪॥**

સતીનું મરણ સાંભળી શિવજીના ગણો યજ્ઞનો વિધ્વંસ કરવા લાગ્યા. યજ્ઞનો નાશ થતો જોઈને મુનીશ્વર ભૃગુજીએ તેની રક્ષા કરી. ॥૬૪॥

**ચૌ૦ – સમાચાર સબ સંકર પાએ। બીરભદ્રુ કરિ કોપ પઠાએ॥**
**જગ્ય બિધંસ જાઈ તિન્હ કીન્હા। સકલ સુરન્હ બિધિવત ફલુ દીન્હા॥૧॥**

આ બધા સમાચાર શિવજીને મળ્યા ત્યારે તેઓએ ક્રોધ કરીને વીરભદ્રને મોકલ્યો. તેમણે ત્યાં જઈને યજ્ઞનો વિધ્વંસ કરી નાખ્યો અને બધા દેવતાઓને યથોચિત ફળ (દંડ) આપ્યું. ॥૧॥

**ભૈ જગબિદિત દચ્છ ગતિ સોઈ। જસિ કછુ સંભુ બિમુખ કૈ હોઈ॥**
**યહ ઈતિહાસ સકલ જગ જાની। તાતે મૈં સંછેપ બખાની॥૨॥**

દક્ષની જગજાહેર તે જ ગતિ થઈ જે શિવદ્રોહીની થતી હોય છે. આ ઈતિહાસને આખોય સંસાર જાણે છે, તેથી મેં સંક્ષેપમાં વર્ણન કર્યું છે. ॥૨॥

**સતીં મરત હરિ સન બરુ માગા। જનમ જનમ સિવ પદ અનુરાગા ॥**
**તેહિ કારન હિમગિરિ ગૃહ જાઈ। જનમીં પારબતી તનુ પાઈ ॥ ૩॥**

સતીએ મરતી વખતે ભગવાન હરિ પાસે એવું વરદાન માગ્યું કે જન્મોજન્મ મારો શિવજીના ચરણોમાં અનુરાગ રહે. આ જ કારણે તેમણે હિમાલયના ઘેર જઈને પાર્વતીરૂપે જન્મ લીધો. ॥ ૩॥

**જબ તેં ઉમા સૈલ ગૃહ જાઈં। સકલ સિદ્ધિ સંપતિ તહઁ છાઈં ॥**
**જહઁ તહઁ મુનિન્હ સુઆશ્રમ કીન્હેં। ઉચિત બાસ હિમ ભૂધર દીન્હેં ॥ ૪॥**

જ્યારથી ઉમાજી હિમાલયના ઘેર જન્મ્યાં ત્યારથી ત્યાં બધી સિદ્ધિઓ અને સંપત્તિઓ છવાઈ ગઈ. મુનિઓએ ચારેકોર સુંદર આશ્રમ બનાવી દીધા અને હિમાલયે તેમને ઉચિત સ્થાન આપ્યાં. ॥ ૪॥

**દો૦ – સદા સુમન ફલ સહિત સબ દ્રુમ નવ નાના જાતિ।**
**પ્રગટીં સુંદર સૈલ પર મનિ આકર બહુ ભાઁતિ ॥ ૬૫॥**

તે સુંદર પર્વત ઉપર ઘણી જાતનાં બધાં નવાં નવાં વૃક્ષો કાયમી પુષ્પ-ફળયુક્ત થઈ ગયાં અને ત્યાં અનેક પ્રકારના મણિઓની ખાણો પ્રકટ થઈ ગઈ. ॥ ૬૫॥

**ચૌ૦ – સરિતા સબ પુનીત જલુ બહહીં। ખગ મૃગ મધુપ સુખી સબ રહહીં ॥**
**સહજ બયરુ સબ જીવન્હ ત્યાગા। ગિરિ પર સકલ કરહિં અનુરાગા ॥ ૧॥**

બધી નદીઓમાં પવિત્ર જળ વહે છે અને પક્ષી, પશુ, ભ્રમર બધાય સુખે રહે છે. સર્વે જીવોએ પોતાનાં સ્વાભાવિક વેરનો ત્યાગ કર્યો છે અને પર્વત પર બધાંય પરસ્પર સ્નેહ રાખે છે. ॥ ૧॥

**સોહ સૈલ ગિરિજા ગૃહ આએઁ। જિમિ જનુ રામભગતિ કે પાએઁ ॥**
**નિત નૂતન મંગલ ગૃહ તાસૂ। બ્રહ્માદિક ગાવહિં જસુ જાસૂ ॥ ૨॥**

પાર્વતીજીના ઘેર આવવાથી પર્વત એવો શોભાયમાન થઈ રહ્યો છે જેમ રામભક્તિને પામીને ભક્ત શોભાયમાન થાય છે. તે પર્વતરાજના ઘેર નિત્ય નવા નવા મંગલોત્સવ થાય છે, જેનો યશ બ્રહ્માદિ ગાય છે. ॥ ૨॥

**નારદ સમાચાર સબ પાએ। કૌતુકહીં ગિરિ ગેહ સિધાએ ॥**
**સૈલરાજ બડ઼ આદર કીન્હા। પદ પખારિ બર આસનુ દીન્હા ॥ ૩॥**

જ્યારે નારદજીએ આ સર્વે સમાચાર સાંભળ્યા ત્યારે તેઓ કૌતુકથી હિમાલયના ઘેર પધાર્યા. પર્વતરાજે તેમનો ઘણો સત્કાર કર્યો અને ચરણ ધોઈને તેમને શ્રેષ્ઠ આસન આપ્યું. ॥ ૩॥

**નારિ સહિત મુનિ પદ સિરુ નાવા। ચરન સલિલ સબુ ભવનુ સિંચાવા ॥**
**નિજ સૌભાગ્ય બહુત ગિરિ બરના। સુતા બોલિ મેલી મુનિ ચરના ॥ ૪॥**

વળી, પોતાની સ્ત્રીસહિત મુનિના ચરણોમાં શીશ નમાવ્યું અને તેમના ચરણોદકને આખાય ઘરમાં છંટાવ્યું. હિમાલયે પોતાના સૌભાગ્યનાં ઘણાં વખાણ કર્યાં અને પુત્રીને બોલાવી મુનિના ચરણોમાં મૂકી. ॥ ૪॥

**દો૦ – ત્રિકાલગ્ય સર્બગ્ય તુમ્હ ગતિ સર્બત્ર તુમ્હારિ ।**
**કહહુ સુતા કે દોષ ગુન મુનિબર હૃદયઁ બિચારિ ॥ ૬૬॥**

[અને પર્વતરાજે કહ્યું –] હે મુનિવર! આપ ત્રિકાળને જાણનારા અને સર્વજ્ઞ છો, આપની ગતિ સર્વત્ર છે. એટલે આપ હૃદયમાં વિચાર કરીને કન્યાના ગુણ-દોષ કહો. ॥ ૬૬॥

**ચૌ૦ – કહ મુનિ બિહસિ ગૂઢ઼ મૃદુ બાની । સુતા તુમ્હારિ સકલ ગુન ખાની ॥**
**સુંદર સહજ સુસીલ સયાની । નામ ઉમા અંબિકા ભવાની ॥ ૧॥**

નારદ મુનિએ હસીને ગૂઢ કોમળ વાણીથી કહ્યું – તમારી કન્યા સર્વે ગુણોની ખાણ છે. તે સ્વભાવથી જ સુંદર, સુશીલ અને સમજદાર છે. ઉમા, અંબિકા અને ભવાની તેનાં નામ છે. ॥ ૧॥

**સબ લચ્છન સંપન્ન કુમારી । હોઈહિ સંતત પિયહિ પિઆરી ॥**
**સદા અચલ એહિ કર અહિવાતા । એહિ તેં જસુ પૈહહિં પિતુ માતા ॥ ૨॥**

કન્યા સર્વે સુલક્ષણોથી સમ્પન્ન છે, તે પોતાના પતિને સદા પ્રિય રહેશે. તેનું સૌભાગ્ય સદા અચળ રહેશે અને તેનાથી એનાં માતા-પિતા કીર્તિ મેળવશે. ॥ ૨॥

**હોઈહિ પૂજ્ય સકલ જગ માહીં । એહિ સેવત કછુ દુર્લભ નાહીં ॥**
**એહિ કર નામુ સુમિરિ સંસારા । ત્રિય ચઢ઼િહહિં પતિબ્રત અસિધારા ॥ ૩॥**

આ કન્યા આખાય જગતમાં પૂજ્ય થશે અને એની સેવા કરવાથી કંઈ પણ દુર્લભ નહીં રહે. સંસારમાં સ્ત્રીઓ એના નામનું સ્મરણ કરીને પતિવ્રતરૂપી તલવારની ધાર પર ચઢી જશે. ॥ ૩॥

**સૈલ સુલચ્છન સુતા તુમ્હારી । સુનહુ જે અબ અવગુન દુઇ ચારી ॥**
**અગુન અમાન માતુ પિતુ હીના । ઉદાસીન સબ સંસય છીના ॥ ૪॥**

હે પર્વતરાજ! તમારી કન્યા સુલક્ષણા છે. હવે, એનામાં જે બે-ચાર અવગુણો છે, તેને પણ સાંભળી લો. ગુણહીન, માનહીન, માતાપિતાવિહીન, ઉદાસીન, સંશયહીન- ॥ ૪॥

**દો૦ – જોગી જટિલ અકામ મન નગન અમંગલ બેષ ।**
**અસ સ્વામી એહિ કહઁ મિલિહિ પરી હસ્ત અસિ રેખ ॥ ૬૭॥**

યોગી, જટાધારી, નિષ્કામહૃદયી, નાગો અને અમંગળ વેષવાળો – એવો પતિ એને મળશે. આના હાથમાં આવી જ રેખાઓ પડી છે. ॥ ૬૭॥

**ચૌ૦ – સુનિ મુનિ ગિરા સત્ય જિયઁ જાની । દુખ દંપતિહિ ઉમા હરષાની ॥**
**નારદહૂઁ યહ ભેદુ ન જાના । દસા એક સમુઝબ બિલગાના ॥ ૧॥**

નારદમુનિની વાણી સાંભળીને અને તેને હૃદયમાં સત્ય જાણીને પતિ-પત્ની(હિમાલય અને મેના)ને દુઃખ થયું અને પાર્વતીજી પ્રસન્ન થયાં. નારદજીએ પણ આ રહસ્યને ન જાણ્યું, કેમ કે બધાની બાહ્ય દશા એકસરખી હોવા છતાં પણ અંતરની સમજણ જુદી જુદી હતી. ॥ ૧॥

**સકલ સખીં ગિરિજા ગિરિ મૈના। પુલક સરીર ભરે જલ નૈના॥**
**હોઈ ન મૃષા દેવરિષિ ભાષા। ઉમા સો બચનુ હૃદયઁ ધરિ રાખા॥૨॥**

બધી સખીઓ, પાર્વતી, પર્વતરાજ હિમાલય અને મેના – એ સર્વેનાં શરીર પુલકિત હતાં અને સર્વેનાં નેત્રોમાં જળ ભરાયું હતું. દેવર્ષિનાં વચન અસત્ય નથી થઈ શકતાં, [આમ વિચારી] પાર્વતીએ તે વચનોને હૃદયમાં ધારણ કરી લીધાં. ॥૨॥

**ઉપજેઉ સિવ પદ કમલ સનેહૂ। મિલન કઠિન મન ભા સંદેહૂ॥**
**જાનિ કુઅવસરુ પ્રીતિ દુરાઈ। સખી ઉછઁગ બૈઠી પુનિ જાઈ॥૩॥**

તેમને શિવજીનાં ચરણકમળોમાં સ્નેહ ઉત્પન્ન થઈ આવ્યો, પરંતુ મનમાં આ સંદેહ થયો કે તેમનું મળવું અઘરું છે. અવસર યોગ્ય ન જાણીને ઉમાએ પોતાના પ્રેમને છુપાવી રાખ્યો અને તે પછી સખીના ખોળામાં જઈને બેસી ગયાં. ॥૩॥

**ઝૂઠિ ન હોઈ દેવરિષિ બાની। સોચહિં દંપતિ સખીં સયાની॥**
**ઉર ધરિ ધીર કહઈ ગિરિરાઊ। કહહુ નાથ કા કરિઅ ઉપાઊ॥૪॥**

દેવર્ષિની વાણી ખોટી નહિ થાય, આમ વિચારીને હિમાલય, મેના અને બધી ચતુર સખીઓ ચિંતા કરવા લાગી. વળી, હૃદયમાં ધીરજ રાખી પર્વતરાજે કહ્યું – હે નાથ! કહો, હવે શું ઉપાય કરી શકાય? ॥૪॥

**દો૦ – કહ મુનીસ હિમવંત સુનુ જો બિધિ લિખા લિલાર।**
**દેવ દનુજ નર નાગ મુનિ કોઉ ન મેટનિહાર॥૬૮॥**

મુનીશ્વરે કહ્યું – હે હિમાલય! સાંભળો, વિધાતાએ લલાટ પર જે કંઈ લખી દીધું છે; તેને દેવતા, દાનવ, મનુષ્ય, નાગ અને મુનિ કોઈ પણ ટાળી નથી શકતું. ॥૬૮॥

**ચૌ૦ – તદપિ એક મૈં કહઉઁ ઉપાઈ। હોઇ કરૈ જૌં દૈઉ સહાઈ॥**
**જસ બરુ મૈં બરનેઉઁ તુમ્હ પાહીં। મિલિહિ ઉમહિ તસ સંસય નાહીં॥૧॥**

તો પણ એક ઉપાય હું બતાવું છું. જો દૈવ મદદ કરે તો તે સિદ્ધ થઈ શકે છે. ઉમાને વર તો નિસંદેહ તેવો જ મળશે જેવો મેં તમારી સામે વર્ણવ્યો છે. ॥૧॥

**જે જે બર કે દોષ બખાને। તે સબ સિવ પહિં મૈં અનુમાને॥**
**જૌં બિબાહુ સંકર સન હોઈ। દોષઉ ગુન સમ કહ સબુ કોઈ॥૨॥**

પરંતુ મેં વરના જે-જે દોષ બતાવ્યા છે, મારા અનુમાનથી તે બધા શિવજીમાં છે. જો શિવજી સાથે વિવાહ થઈ જાય તો દોષોને પણ બધા લોકો ગુણોના સમાન જ ગણશે. ॥૨॥

**જૌં અહિ સેજ સયન હરિ કરહીં। બુધ કછુ તિન્હ કર દોષુ ન ધરહીં॥**
**ભાનુ કૃસાનુ સર્બ રસ ખાહીં। તિન્હ કહઁ મંદ કહત કોઉ નાહીં॥૩॥**

જેમ વિષ્ણુ ભગવાન શેષનાગની શય્યા પર સૂવે છે, તો પણ પંડિત લોકો તેમને કોઈ દોષ લગાડતા નથી. સૂર્ય અને અગ્નિદેવ સારા-નરસા બધા જ રસોનું ભક્ષણ કરે છે, પરંતુ તેમને કોઈ ખરાબ નથી કહેતું. ॥ ૩॥

**સુભ અરુ અસુભ સલિલ સબ બહઈ । સુરસરિ કોઉ અપુનીત ન કહઈ ॥**
**સમરથ કહુઁ નહિં દોષુ ગોસાઈં । રબિ પાવક સુરસરિ કી નાઈં ॥ ૪॥**

ગંગાજીમાં શુભ અને અશુભ – બધાં જળ વહે છે, પણ કોઈ તેમને અપવિત્ર નથી કહેતું. ઋષિકેશ ભગવાન, સૂર્ય, અગ્નિ અને ગંગાજીની જેમ સમર્થને કંઈ દોષ લાગતો નથી. ॥ ૪॥

**દો૦ – જૌં અસ હિસિષા કરહિં નર જડ઼ બિબેક અભિમાન ।**
**પરહિં કલપ ભરિ નરક મહુઁ જીવ કિ ઈસ સમાન ॥ ૬૯॥**

જે કોઈ મૂર્ખ મનુષ્ય જ્ઞાનના અભિમાનના લીધે આ રીતે એમની સ્પર્ધા કરે છે તો તે એક કલ્પ સુધી નરકમાં પડે છે. ભલા, ક્યાંય જીવ પણ ઈશ્વરની જેમ (સર્વથા સ્વતંત્ર) હોઈ શકે છે? ॥ ૬૯॥

**ચૌ૦ – સુરસરિ જલ કૃત બારુનિ જાના । કબહુઁ ન સંત કરહિં તેહિ પાના ॥**
**સુરસરિ મિલેં સો પાવન જૈસેં । ઈસ અનીસહિ અંતરુ તૈસેં ॥ ૧॥**

ગંગાજળથી પણ બનાવેલી મદિરા હોવા છતાંય સંતજનો ક્યારેય તેનું પાન નથી કરતા. પણ તે જ ગંગાજીમાં મળી જવાથી જેમ પવિત્ર થઈ જાય છે, ઈશ્વર અને જીવમાં પણ તેવો જ ભેદ છે. ॥ ૧॥

**સંભુ સહજ સમરથ ભગવાના । એહિ બિબાહઁ સબ બિધિ કલ્યાના ॥**
**દુરારાધ્ય પૈ અહહિં મહેસૂ । આસુતોષ પુનિ કિએઁ કલેસૂ ॥ ૨॥**

શિવજી સ્વાભાવિક જ સમર્થ છે, કારણ કે તેઓ ભગવાન છે. એટલે આ વિવાહમાં સર્વે પ્રકારનું કલ્યાણ છે. પરંતુ મહાદેવજીની આરાધના ઘણી જ અઘરી છે. તેમ છતાં, ક્લેશ (તપ) કરવાથી તેઓ ઘણા જલદી સંતુષ્ટ થઈ જાય છે. ॥ ૨॥

**જૌં તપુ કરૈ કુમારિ તુમ્હારી । ભાવિઉ મેટિ સકહિં ત્રિપુરારી ॥**
**જદ્યપિ બર અનેક જગ માહીં । એહિ કહઁ સિવ તજિ દૂસર નાહીં ॥ ૩॥**

જો તમારી પુત્રી તપ કરે તો ત્રિપુરારી મહાદેવજી ભાવિને ટાળી શકે છે. જોકે વિશ્વમાં વર અનેક છે, પરંતુ આના માટે શિવજીના સિવાય અન્ય વર નથી. ॥ ૩॥

**બર દાયક પ્રનતારતિ ભંજન । કૃપાસિંધુ સેવક મન રંજન ॥**
**ઇચ્છિત ફલ બિનુ સિવ અવરાધેં । લહિઅ ન કોટિ જોગ જપ સાધેં ॥ ૪॥**

શિવજી વર આપનારા, શરણાગતોનાં દુ:ખોનો નાશ કરનાર, કૃપાના સાગર અને સેવકોના મનને પ્રસન્ન કરનારા છે. શિવજીની આરાધના કર્યા વિના કરોડો યોગ અને જપ કરવા છતાં વાંછિત ફળ નથી મળતું. ॥ ૪॥

**દો૦ – અસ કહિ નારદ સુમિરિ હરિ ગિરિજહિ દીન્હિ અસીસ ।**
**હોઇહિ યહ કલ્યાન અબ સંસય તજહુ ગિરીસ ॥ ૭૦॥**

એમ કહી ભગવાનનું સ્મરણ કરીને નારદજીએ પાર્વતીને આશીર્વાદ આપ્યા. [અને કહ્યું] હે પર્વતરાજ! તમે સંશયનો ત્યાગ કરી દો. હવે, આમાં કલ્યાણ જ થશે. ॥ ૭૦॥

**ચૌ૦ – કહિ અસ બ્રહ્મભવન મુનિ ગયઊ । આગિલ ચરિત સુનહુ જસ ભયઊ ॥**
**પતિહિ એકાંત પાઇ કહ મૈના । નાથ ન મૈં સમુઝે મુનિ બૈના ॥ ૧॥**

આમ કહીને નારદ મુનિ બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. હવે આગળ જે ચરિત્ર થયું તેને સાંભળો. પતિને એકાંતમાં જોઈને મેનાએ કહ્યું – હે નાથ! હું મુનિનાં વચનોનો અર્થ નથી સમજી. ॥ ૧॥

**જૌં ઘરુ બરુ કુલુ હોઇ અનૂપા । કરિઅ બિબાહુ સુતા અનુરૂપા ॥**
**ન ત કન્યા બરુ રહઉ કુઆરી । કંત ઉમા મમ પ્રાનપિઆરી ॥ ૨॥**

આપણી કન્યાને જો અનુકૂળ ઘર, વર અને કુળ ઉત્તમ હોય તો વિવાહ કરો. નહિ તો દીકરી ભલે કુંવારી જ રહે (હું અયોગ્ય વર સાથે તેનો વિવાહ કરવા માગતી નથી), કેમકે હે સ્વામિન્! પાર્વતી મને પ્રાણોસમાન પ્રિય છે. ॥ ૨॥

**જૌં ન મિલિહિ બરુ ગિરિજહિ જોગૂ । ગિરિ જડ઼ સહજ કહિહિ સબુ લોગૂ ॥**
**સોઇ બિચારિ પતિ કરેહુ બિબાહૂ । જેહિં ન બહોરિ હોઇ ઉર દાહૂ ॥ ૩॥**

જો પાર્વતીને યોગ્ય વર ન મળે તો બધા લોકો કહેશે કે પર્વત સ્વભાવથી જ જડ (મૂર્ખ) હોય છે. હે સ્વામી! આ વાતનો વિચાર કરીને જ વિવાહ કરજો, જેથી પાછળથી હૃદયમાં સંતાપ ન થાય. ॥ ૩॥

**અસ કહિ પરી ચરન ધરિ સીસા । બોલે સહિત સનેહ ગિરીસા ॥**
**બરુ પાવક પ્રગટૈ સસિ માહીં । નારદ બચનુ અન્યથા નાહીં ॥ ૪॥**

આ પ્રમાણે કહીને મેના પતિના ચરણોમાં માથું મૂકીને નમી પડી. ત્યારે હિમાલયે પ્રેમથી કહ્યું – કદાચ ચન્દ્રમામાંથી અગ્નિ પ્રગટ થઈ જાય, પણ નારદજીનાં વચન અસત્ય ન થઈ શકે. ॥ ૪॥

**દો૦ – પ્રિયા સોચુ પરિહરહુ સબુ સુમિરહુ શ્રીભગવાન ।**
**પારબતિહિ નિરમયઉ જેહિં સોઇ કરિહિ કલ્યાન ॥ ૭૧॥**

હે પ્રિયે! સર્વે શોક ત્યજીને શ્રીભગવાનનું સ્મરણ કરો. જેણે પાર્વતીને રચ્યાં છે, તે જ કલ્યાણ કરશે. ॥ ૭૧॥

**ચૌ૦ – અબ જૌં તુમ્હહિ સુતા પર નેહૂ । તૌ અસ જાઇ સિખાવનુ દેહૂ ॥**
**કરૈ સો તપુ જેહિં મિલહિં મહેસૂ । આન ઉપાયઁ ન મિટિહિ કલેસૂ ॥ ૧॥**

હવે, જો તમને કન્યા પર સ્નેહ છે તો જઈને તેને એવું શિક્ષણ આપો કે તે એવું તપ કરે, જેથી શિવજી તેને મળી જાય. અન્ય ઉપાયોથી આ ક્લેશ નહીં ટળે. ॥ ૧॥

**નારદ બચન સગર્ભ સહેતૂ। સુંદર સબ ગુન નિધિ બૃષકેતૂ॥**
**અસ બિચારિ તુમ્હ તજહુ અસંકા। સબહિ ભાઁતિ સંકરુ અકલંકા॥ ૨॥**

નારદજીનાં વચન રહસ્યમય અને સકારણ છે અને શિવજી સુંદર છે અને સમસ્ત સુંદર ગુણોના ભંડાર છે. આમ વિચારી તમે [મિથ્યા] સંદેહ ત્યજી દો. શિવજી બધી રીતે નિષ્કલંક છે. ॥ ૨॥

**સુનિ પતિ બચન હરષિ મન માહીં। ગઈ તુરત ઉઠિ ગિરિજા પાહીં॥**
**ઉમહિ બિલોકિ નયન ભરે બારી। સહિત સનેહ ગોદ બૈઠારી॥ ૩॥**

પતિનાં વચન સાંભળી મનમાં પ્રસન્ન થઈને મેના ઊઠીને તુરત જ પાર્વતી પાસે ગઈ. પાર્વતીને જોઈ તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તેને સ્નેહ સાથે ખોળામાં બેસાડી દીધી. ॥ ૩॥

**બારહિં બાર લેતિ ઉર લાઈ। ગદગદ કંઠ ન કછુ કહિ જાઈ॥**
**જગત માતુ સર્બગ્ય ભવાની। માતુ સુખદ બોલીં મૃદુ બાની॥ ૪॥**

વળી, વારંવાર તેને હૃદયથી લગાડવા લાગી. સ્નેહથી મેનાનું ગળું ભરાઈ આવ્યું, કંઈ કશું કહેવાતું નથી. જગતજનની ભવાની તો સર્વજ્ઞ હતાં. [માતાના મનની દશાને જાણીને] તે માતાને સુખ આપનારી કોમળ વાણી બોલ્યાં – ॥ ૪॥

**દો૦ – સુનહિ માતુ મૈં દીખ અસ સપન સુનાવઉઁ તોહિ।**
**સુંદર ગૌર સુબિપ્રબર અસ ઉપદેસેઉ મોહિ॥ ૭૨॥**

મા! સાંભળ, હું તને સંભળાવું છું; મેં એવું સ્વપ્ન જોયું છે કે મને એક સુંદર ગૌરવર્ણ શ્રેષ્ઠ બ્રાહ્મણે એવો ઉપદેશ આપ્યો છે – ॥ ૭૨॥

**ચૌ૦ – કરહિ જાઇ તપુ સૈલકુમારી। નારદ કહા સો સત્ય બિચારી॥**
**માતુ પિતહિ પુનિ યહ મત ભાવા। તપુ સુખપ્રદ દુખ દોષ નસાવા॥ ૧॥**

હે પાર્વતી! નારદજીએ જે કહ્યું છે, તે સત્ય સમજીને તું જઈને તપ કર. વળી, આ વાત તારા માતા-પિતાને પણ સારી લાગી છે. તપ સુખ દેનાર અને દુઃખ-દોષનો નાશ કરનાર છે. ॥ ૧॥

**તપબલ રચઇ પ્રપંચુ બિધાતા। તપબલ બિષ્નુ સકલ જગ ત્રાતા॥**
**તપબલ સંભુ કરહિં સંઘારા। તપબલ સેષુ ધરઇ મહિભારા॥ ૨॥**

તપના બળે જ બ્રહ્મા સંસારને રચે છે અને તપના બળે જ વિષ્ણુ આખાય જગતનું પાલન કરે છે, તપના બળથી જ શંભુ [રુદ્રરૂપે જ જગતનો] સંહાર કરે છે અને તપના બળથી જ શેષજી પૃથ્વીનો ભાર ધારણ કરે છે. ॥ ૨॥

**તપ અધાર સબ સૃષ્ટિ ભવાની। કરહિ જાઇ તપુ અસ જિયઁ જાની॥**
**સુનત બચન બિસમિત મહતારી। સપન સુનાયઉ ગિરિહિ હઁકારી॥ ૩॥**

હે ભવાની! આખીય સૃષ્ટિ તપના જ આધાર પર છે. એમ ચિત્તથી જાણીને તું જઈને તપ કર. આ વાત સાંભળીને માતાને ઘણું આશ્ચર્ય થયું અને તેમણે હિમાલયને બોલાવી તે સ્વપ્ન સંભળાવ્યું. ॥ ૩॥

**માતુ પિતહિ બહુબિધિ સમુઝાઈ। ચલીં ઉમા તપ હિત હરષાઈ॥**
**પ્રિય પરિવાર પિતા અરુ માતા। ભએ બિકલ મુખ આવ ન બાતા॥૪॥**

માતા-પિતાને અનેક પ્રકારે સમજાવી ઘણા હર્ષ સાથે પાર્વતીજી તપ કરવા ચાલ્યાં છે. વહાલાં કુટુમ્બી, પિતા અને માતા સર્વે વ્યાકુળ થઈ ગયાં. કોઈના મોઢેથી કંઈ બોલી શકાતું નથી. ॥૪॥

**દો૦ – બેદસિરા મુનિ આઇ તબ સબહિ કહા સમુઝાઇ।**
**પારબતી મહિમા સુનત રહે પ્રબોધહિ પાઇ॥૭૩॥**

ત્યારે વેદશિરા મુનિએ આવીને સર્વેને સમજાવીને કહ્યું. પાર્વતીજીના મહિમાને સાંભળી સર્વેના મનનું સમાધાન થઈ ગયું. ॥૭૩॥

**ચૌ૦ – ઉર ધરિ ઉમા પ્રાનપતિ ચરના। જાઈ બિપિન લાગીં તપુ કરના॥**
**અતિ સુકુમાર ન તનુ તપ જોગૂ। પતિ પદ સુમિરિ તજેઉ સબુ ભોગૂ॥૧॥**

પ્રાણપતિ(શિવજી)ના ચરણોને હૃદયમાં ધારણ કરીને પાર્વતીજી વનમાં જઈને તપ કરવા લાગ્યાં. પાર્વતીજીનું અત્યંત સુકુમાર શરીર તપના યોગ્ય નહોતું, તો પણ પતિના ચરણોનું સ્મરણ કરીને તેઓએ સર્વે ભોગોને ત્યજી દીધાં. ॥૧॥

**નિત નવ ચરન ઉપજ અનુરાગા। બિસરી દેહ તપહિં મનુ લાગા॥**
**સંબત સહસ મૂલ ફલ ખાએ। સાગુ ખાઈ સત બરષ ગવાઁએ॥૨॥**

સ્વામીના ચરણોમાં નિત્ય નવો અનુરાગ ઉત્પન્ન થવા માંડ્યો અને તપમાં એવું ચિત્ત ચોંટ્યું કે શરીરનું સર્વે ભાન ભૂલી ગયાં. એક હજાર વર્ષ સુધી તેઓએ કેવળ મૂળ અને ફળ ખાધાં. વળી, સો વર્ષ શાક ખાઈને વીતાવ્યાં ॥૨॥

**કછુ દિન ભોજનુ બારિ બતાસા। કિએ કઠિન કછુ દિન ઉપબાસા॥**
**બેલ પાતી મહિ પરઇ સુખાઈ। તીનિ સહસ સંબત સોઇ ખાઈ॥૩॥**

થોડાક દિવસ જળ અને વાયુનું ભોજન કર્યું અને વળી, થોડાક દિવસ કઠોર ઉપવાસ કર્યા. જે વેલ-પાંદડાં સુકાઈને પૃથ્વી પર પડતાં હતાં, તેને જ ત્રણ હજાર વર્ષ સુધી ખાધાં. ॥૩॥

**પુનિ પરિહરે સુખાનેઉ પરના। ઉમહિ નામુ તબ ભયઉ અપરના॥**
**દેખિ ઉમહિ તપ ખીન સરીરા। બ્રહ્મગિરા ભૈ ગગન ગભીરા॥૪॥**

વળી, સૂકાં પર્ણ (પાંદડાં) પણ છોડી દીધાં, ત્યારે જ પાર્વતીનું નામ ‘અપર્ણા’ થયું. તપથી ઉમાનું શરીર ક્ષીણ થયેલું જોઈને આકાશમાંથી ગંભીર બ્રહ્મવાણી થઈ – ॥૪॥

**દો૦ – ભયઉ મનોરથ સુફલ તવ સુનુ ગિરિરાજકુમારિ।**
**પરિહરુ દુસહ કલેસ સબ અબ મિલિહહિં ત્રિપુરારિ॥૭૪॥**

હે પર્વતરાજની પુત્રી! સાંભળ, તારો મનોરથ સફળ થયો. તું હવે સઘળા અસહ્ય ક્લેશો (અઘરાં તપોને) ત્યજી દે. હવે, તને શિવજી મળશે. ॥૭૪॥

**ચૌ૦ – અસ તપુ કાહુઁ ન કીન્હ ભવાની। ભએ અનેક ધીર મુનિ ગ્યાની॥**
**અબ ઉર ધરહુ બ્રહ્મ બર બાની। સત્ય સદા સંતત સુચિ જાની॥૧॥**

હે ભવાની! ધીર, મુનિ અને જ્ઞાની ઘણા થયા છે, પણ આવું (કઠોર) તપ કોઈએ કર્યું નથી. હવે, તું આ શ્રેષ્ઠ બ્રહ્માની વાણીને સદા સત્ય અને નિરંતર પવિત્ર જાણીને પોતાના હૃદયમાં ધારણ કર. ॥૧॥

**આવૈ પિતા બોલાવન જબહીં। હઠ પરિહરિ ઘર જાએહુ તબહીં॥**
**મિલહિં તુમ્હહિ જબ સપ્ત રિષીસા। જાનેહુ તબ પ્રમાન બાગીસા॥૨॥**

જ્યારે તારા પિતા બોલાવવા આવે, ત્યારે હઠ છોડીને ઘરે જતી રહેજે અને જ્યારે તને સપ્તર્ષિ મળે ત્યારે આ બ્રહ્મ વાણીને ખરી સમજજે. ॥૨॥

**સુનત ગિરા બિધિ ગગન બખાની। પુલક ગાત ગિરિજા હરષાની॥**
**ઉમા ચરિત સુંદર મૈં ગાવા। સુનહુ સંભુ કર ચરિત સુહાવા॥૩॥**

[આ રીતે] આકાશમાંથી થયેલી બ્રહ્માની વાણીને સાંભળતાં જ પાર્વતીજી પ્રસન્ન થઈ ગયાં અને [હર્ષથી] તેમનું શરીર પુલકિત થઈ ગયું. [યાજ્ઞવલ્ક્યજીએ ભારદ્વાજજીને કહ્યું કે] મેં પાર્વતીનું ઉત્તમ ચરિત્ર સંભળાવ્યું, હવે શિવજીનું સોહામણું ચરિત્ર સાંભળો. ॥૩॥

**જબ તેં સતીં જાઇ તનુ ત્યાગા। તબ તેં સિવ મન ભયઉ બિરાગા॥**
**જપહિં સદા રઘુનાયક નામા। જહઁ તહઁ સુનહિં રામ ગુન ગ્રામા॥૪॥**

જ્યારથી સતીએ શરીરત્યાગ કર્યો ત્યારથી શિવજીના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થઈ ગયો. તેઓ સદા શ્રીરઘુનાથજીના નામનો જપ કરવા લાગ્યા અને બધેય જઈ જઈને શ્રીરામચન્દ્રજીના ગુણોની કથાઓ સાંભળવા લાગ્યા. ॥૪॥

**દો૦ – ચિદાનંદ સુખધામ સિવ બિગત મોહ મદ કામ।**
**બિચરહિં મહિ ધરિ હૃદયઁ હરિ સકલ લોક અભિરામ॥૭૫॥**

ચિદાનંદ, સુખના ધામ, મોહ, મદ અને કામથી રહિત શિવજી સંપૂર્ણ લોકોને આનંદ આપનાર ભગવાન શ્રીહરિ(શ્રીરામચન્દ્રજી)ને હૃદયમાં ધારણ કરીને (ભગવાનના ધ્યાનમાં મસ્ત બનેલા) પૃથ્વી પર વિચરવા લાગ્યા. ॥૭૫॥

**ચૌ૦ – કતહુઁ મુનિન્હ ઉપદેસહિં ગ્યાના। કતહુઁ રામ ગુન કરહિં બખાના॥**
**જદપિ અકામ તદપિ ભગવાના। ભગત બિરહ દુખ દુખિત સુજાના॥૧॥**

તે ક્યાંક મુનિઓને જ્ઞાનનો ઉપદેશ કરતા અને ક્યાંક શ્રીરામચન્દ્રજીના ગુણોનું વર્ણન કરતા હતા. જોકે સુજ્ઞ શિવજી નિષ્કામ છે, તો પણ તે ભગવાન પોતાના ભક્ત(સતી)ના વિયોગના દુ:ખથી દુ:ખી છે. ॥૧॥

**એહિ બિધિ ગયઉ કાલુ બહુ બીતી। નિત નૈ હોઇ રામ પદ પ્રીતી॥**
**નેમુ પ્રેમુ સંકર કર દેખા। અબિચલ હૃદયઁ ભગતિ કૈ રેખા॥૨॥**

આ રીતે ઘણો સમય વીતી ગયો. શ્રીરામચન્દ્રજીના ચરણોમાં નિત નવી પ્રીતિ થઈ રહી છે. શિવજીના [કઠોર] નિયમ, [અનન્ય] પ્રેમ અને તેમના હૃદયમાં ભક્તિની દૃઢતાને [જ્યારે શ્રીરામચન્દ્રજીએ] જોઈ, ॥ ૨॥

**પ્રગટે રામુ કૃતગ્ય કૃપાલા। રૂપ સીલ નિધિ તેજ બિસાલા॥**
**બહુ પ્રકાર સંકરહિ સરાહા। તુમ્હ બિનુ અસ બ્રતુ કો નિરબાહા॥ ૩॥**

ત્યારે કૃતજ્ઞ (ઉપકાર માનનાર), કૃપાળુ, રૂપ અને શીલના ભંડાર, મહાન તેજપુંજ ભગવાન શ્રીરામચન્દ્રજી પ્રકટ થયા. તેમણે અનેક પ્રકારે શિવજીની પ્રશંસા કરી અને કહ્યું કે તમારા સિવાય આવું (કઠિન) વ્રત કોણ પાળી શકે છે. ॥ ૩॥

**બહુબિધિ રામ સિવહિ સમુઝાવા। પારબતી કર જન્મુ સુનાવા॥**
**અતિ પુનીત ગિરિજા કૈ કરની। બિસ્તર સહિત કૃપાનિધિ બરની॥ ૪॥**

શ્રીરામચન્દ્રજીએ અનેક રીતે શિવજીને સમજાવ્યા અને પાર્વતીજીનો જન્મ સંભળાવ્યો. કૃપાનિધાન શ્રીરામચન્દ્રજીએ વિસ્તારપૂર્વક પાર્વતીજીની અત્યંત પવિત્ર કરણીનું વર્ણન કર્યું. ॥ ૪॥

**દો૦ – અબ બિનતી મમ સુનહુ સિવ જૌં મો પર નિજ નેહુ।**
**જાઇ બિબાહહુ સૈલજહિ યહ મોહિ માગેં દેહુ॥ ૭૬॥**

[વળી, તેઓએ શિવજીને કહ્યું –] હે શિવજી! જો તમને મારા પર સ્નેહ હોય તો આપ મારી વિનંતી સાંભળો. મારી આ માગણીને આપ સ્વીકારી લો કે આપ જાઓ અને પાર્વતીના સાથે વિવાહ કરી લો. ॥ ૭૬॥

**ચૌ૦ – કહ સિવ જદપિ ઉચિત અસ નાહીં। નાથ બચન પુનિ મેટિ ન જાહીં॥**
**સિર ધરિ આયસુ કરિઅ તુમ્હારા। પરમ ધરમુ યહ નાથ હમારા॥ ૧॥**

શિવજીએ કહ્યું – જોકે આવું ઉચિત નથી, પરંતુ સ્વામીની વાત પણ ટાળી નથી શકાતી. હે નાથ! મારો એ જ પરમધર્મ છે કે હું આપની આજ્ઞાને સિરોધાર્ય કરી તેનું પાલન કરું. ॥ ૧॥

**માતુ પિતા ગુર પ્રભુ કૈ બાની। બિનહિં બિચાર કરિઅ સુભ જાની॥**
**તુમ્હ સબ ભાઁતિ પરમ હિતકારી। અગ્યા સિર પર નાથ તુમ્હારી॥ ૨॥**

માતા, પિતા, ગુરુ અને સ્વામીની વાતને વગર વિચારે જ શુભ સમજીને પાળવી જોઈએ. વળી, આપ તો દરેક રીતે મારા પરમ હિતકારી છો. હે નાથ! આપની આજ્ઞા મારા સિરે છે. ॥ ૨॥

**પ્રભુ તોષેઉ સુનિ સંકર બચના। ભક્તિ બિબેક ધર્મ જુત રચના॥**
**કહ પ્રભુ હર તુમ્હાર પન રહેઊ। અબ ઉર રાખેહુ જો હમ કહેઊ॥ ૩॥**

શિવજીની ભક્તિ, જ્ઞાન અને ધર્મથી યુક્ત વચનરચના સાંભળી પ્રભુ રામચન્દ્રજી સંતુષ્ટ થયા. પ્રભુએ કહ્યું – હે હર! તમારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ ગઈ. હવે, અમે જે કહ્યું છે તેને હૃદયમાં રાખજો. ॥ ૩॥

**અંતરધાન ભએ અસ ભાષી। સંકર સોઇ મૂરતિ ઉર રાખી॥**
**તબહિં સપ્તરિષિ સિવ પહિં આએ। બોલે પ્રભુ અતિ બચન સુહાએ॥૪॥**

આ રીતે કહીને શ્રીરામચન્દ્રજી અંતર્ધાન થઈ ગયા. શિવજીએ તેમની તે મૂર્તિને પોતાના હૃદયમાં રાખી દીધી. તે સમયે સપ્તર્ષિ શિવજી પાસે આવ્યા. પ્રભુ મહાદેવજીએ તેમને અત્યંત સોહામણાં વચનો કહ્યાં. ॥૪॥

**દો૦ – પારબતી પહિં જાઇ તુમ્હ પ્રેમ પરિચ્છા લેહુ।**
**ગિરિહિ પ્રેરિ પઠએહુ ભવન દૂરિ કરેહુ સંદેહુ॥૭૭॥**

તમે લોકો પાર્વતી પાસે જઈને તેમના પ્રેમની પરીક્ષા લો અને હિમાલયને કહીને [તેમને પાર્વતીને તેડી લાવવા માટે મોકલો તથા] પાર્વતીને ઘેર મોકલાવો અને તેમના સંશયોને દૂર કરો. ॥૭૭॥

**ચૌ૦ – રિષિન્હ ગૌરિ દેખી તહઁ કૈસી। મૂરતિમંત તપસ્યા જૈસી॥**
**બોલે મુનિ સુનુ સૈલકુમારી। કરહુ કવન કારન તપુ ભારી॥૧॥**

ઋષિઓએ [ત્યાં જઈને] પાર્વતીને એવાં જોયાં કે જાણે મૂર્તિમાન તપસ્યા જ હોય. મુનિઓ બોલ્યા – હે શૈલકુમારી! સાંભળો, તમે શા માટે આટલું કઠોર તપ કરી રહ્યાં છો? ॥૧॥

**કેહિ અવરાધહુ કા તુમ્હ ચહહૂ। હમ સન સત્ય મરમુ કિન કહહૂ॥**
**કહત બચન મનુ અતિ સકુચાઈ। હઁસિહહુ સુનિ હમારિ જડ઼તાઈ॥૨॥**

તમે કોની આરાધના કરો છો અને શું ઈચ્છો છો? અમને પોતાનું સાચું રહસ્ય કેમ નથી કહેતાં? [પાર્વતીએ કહ્યું –] વાત કરતાં મન ઘણું સંકોચાય છે. તમે લોકો મારી મૂર્ખતાને સાંભળીને હસશો. ॥૨॥

**મનુ હઠ પરા ન સુનઇ સિખાવા। ચહત બારિ પર ભીતિ ઉઠાવા॥**
**નારદ કહા સત્ય સોઇ જાના। બિનુ પંખન્હ હમ ચહહિં ઉડ઼ાના॥૩॥**

[મારા] મને હઠ પકડી લીધી છે, તે શિખામણ નથી સાંભળતું અને જળ ઉપર દીવાલ ચણવા ઈચ્છે છે. નારદજીએ જે કહી દીધું તેને સત્ય જાણીને હું વગર પાંખોએ જ ઊડવા ઈચ્છું છું. ॥૩॥

**દેખહુ મુનિ અબિબેકુ હમારા। ચાહિઅ સદા સિવહિ ભરતારા॥૪॥**

હે મુનિઓ! આપ મારું અજ્ઞાન તો જુઓ કે હું સદા શિવજીને જ પતિ બનાવવા ઈચ્છું છું. ॥૪॥

**દો૦ – સુનત બચન બિહસે રિષય ગિરિસંભવ તવ દેહ।**
**નારદ કર ઉપદેસુ સુનિ કહહુ બસેઉ કિસુ ગેહ॥૭૮॥**

પાર્વતીજીની વાત સાંભળતાં જ ઋષિલોકો હસી પડ્યા અને કહ્યું – તમારો દેહ પર્વતથી જ તો ઉત્પન્ન થયો છે! ભલા! કહો તો નારદનો ઉપદેશ સાંભળી આજ સુધી કોઈનું ઘર વસ્યું છે? ॥૭૮॥

**ચૌ૦ – દચ્છસુતન્હ ઉપદેસેન્હિ જાઈ। તિન્હ ફિરિ ભવનુ ન દેખા આઈ॥**
**ચિત્રકેતુ કર ઘરુ ઉન ઘાલા। કનકકસિપુ કર પુનિ અસ હાલા॥૧॥**

તેમણે દક્ષ પુત્રો પાસે જઈને ઉપદેશ આપ્યો હતો, તેથી તેઓએ પછી પાછા વળી ઘરનું મુખ પણ નથી જોયું. ચિત્રકેતુના ઘરને પણ નારદે જ ભાંગ્યું. વળી, આ જ હાલ હિરણ્યકશિપુનો થયો. ॥૧॥

**નારદ સિખ જે સુનહિં નર નારી। અવસિ હોહિં તજિ ભવનુ ભિખારી॥**
**મન કપટી તન સજ્જન ચીન્હા। આપુ સરિસ સબહી ચહ કીન્હા॥૨॥**

જે સ્ત્રી-પુરુષ નારદની શિખામણ સાંભળે છે, તે ઘર-બાર ત્યજીને અવશ્ય ભિખારી બની જાય છે. તેમનું મન તો કપટી છે, શરીર પર સજ્જનોનાં ચિહ્નો છે. તેઓ બધાને પોતાના જેવા બનાવવા ઈચ્છે છે. ॥૨॥

**તેહિ કેં બચન માનિ બિસ્વાસા। તુમ્હ ચાહહુ પતિ સહજ ઉદાસા॥**
**નિર્ગુન નિલજ કુબેષ કપાલી। અકુલ અગેહ દિગંબર બ્યાલી॥૩॥**

તેમનાં વચનો પર વિશ્વાસ રાખીને તમે એવો પતિ ઈચ્છો છો જે સ્વભાવથી જ ઉદાસીન, ગુણહીન, નિર્લજ્જ, ખરાબ વેષવાળો, નર-ખોપડીઓની માળા પહેરનારો, કુલહીન, ઘર-બાર વગરનો, નાગો તથા શરીર પર સર્પોને વીંટી રાખનારો છે. ॥૩॥

**કહહુ કવન સુખુ અસ બરુ પાએઁ। ભલ ભૂલિહુ ઠગ કે બૌરાએઁ॥**
**પંચ કહેં સિવઁ સતી બિબાહી। પુનિ અવડેરિ મરાએન્હિ તાહી॥૪॥**

આવા વરને પામવાથી કહો, તમને શું સુખ મળશે? તમે તે ઠગ(નારદ)ના ભોળવાયા હોવાથી સારી રીતે ભૂલ્યાં. અગાઉ પંચોના કહેવાથી શિવે સતી સાથે વિવાહ કર્યો હતો, પરંતુ પછી ત્યાગ કરીને તેને મરાવી નાંખી. ॥૪॥

**દો૦ – અબ સુખ સોવત સોચુ નહિં ભીખ માગિ ભવ ખાહિં।**
**સહજ એકાકિન્હ કે ભવન કબહુઁ કિ નારિ ખટાહિં॥૭૯॥**

હવે, શિવને કોઈ ચિંતા નથી રહી. ભીખ માગીને ખાઈ લે છે અને સુખેથી સૂઈ જાય છે. આવા સ્વભાવથી જ એકલા રહેનારના ઘેર ભલા, શું ક્યારેય સ્ત્રીઓ ટકી શકે છે? ॥૭૯॥

**ચૌ૦ – અજહૂઁ માનહુ કહા હમારા। હમ તુમ્હ કહુઁ બરુ નીક બિચારા॥**
**અતિ સુંદર સુચિ સુખદ સુસીલા। ગાવહિં બેદ જાસુ જસ લીલા॥૧॥**

હજી પણ તમે અમારું કહેવું માનો. અમે તમારા માટે સારો વર વિચારી રાખ્યો છે. તે ઘણો જ સુંદર, પવિત્ર, સુખદાયક અને સુશીલ છે, જેનો યશ અને લીલાઓ વેદો ગાય છે. ॥૧॥

**દૂષન રહિત સકલ ગુન રાસી। શ્રીપતિ પુર બૈકુંઠ નિવાસી॥**
**અસ બરુ તુમ્હહિ મિલાઉબ આની। સુનત બિહસિ કહ બચન ભવાની॥૨॥**

તે દોષોથી રહિત, બધા સદ્‌ગુણોનો ભંડાર, લક્ષ્મીનો સ્વામી અને વૈકુંઠપુરીનો રહેનારો છે. અમે આવા વરને લાવીને તમારો મેળાપ કરાવી દઈશું. આ સાંભળતાં જ પાર્વતીજી હસીને બોલ્યાં – ॥૨॥

**સત્ય કહેહુ ગિરિભવ તનુ એહા। હઠ ન છૂટ છૂટૈ બરુ દેહા॥**
**કનકઉ પુનિ પષાન તેં હોઈ। જારેહુઁ સહજુ ન પરિહર સોઈ॥૩॥**

આપે એ સત્ય જ કહ્યું કે મારું આ શરીર પર્વતથી ઉત્પન્ન થયું છે. માટે હઠ નહીં છૂટે, શરીર ભલેને છૂટી જાય. સોનું પણ પથ્થરમાંથી જ ઉત્પન્ન થાય છે, તેથી તેને બાળવા છતાં પોતાના સ્વભાવ(સુવર્ણત્વ)ને છોડતું નથી. ॥૩॥

**નારદ બચન ન મૈં પરિહરઊઁ। બસઉ ભવનુ ઉજરઉ નહિં ડરઊઁ॥**
**ગુર કેં બચન પ્રતીતિ ન જેહી। સપનેહુઁ સુગમ ન સુખ સિધિ તેહી॥૪॥**

આથી હું નારદજીનાં વચનોને નહીં છોડું, ભલેને ઘર વસે કે ઉજડે, હું એથી ડરતી નથી. જેને ગુરુનાં વચનોમાં વિશ્વાસ જ નથી, તેને સુખ અને સિદ્ધિ સ્વપ્નમાં પણ સુલભ થતાં નથી. ॥૪॥

**દો૦ – મહાદેવ અવગુન ભવન બિષ્નુ સકલ ગુન ધામ।**
**જેહિ કર મનુ રમ જાહિ સન તેહિ તેહી સન કામ॥૮૦॥**

એમ માન્યું કે મહાદેવજી અવગુણોનું ધામ છે અને વિષ્ણુ સમસ્ત સદ્‌ગુણોના ધામ છે, પણ જેનું મન જેમાં રમી ગયું, તેને તો તેનાથી જ કામ હોય છે. ॥૮૦॥

**ચૌ૦ – જૌં તુમ્હ મિલતેહુ પ્રથમ મુનીસા। સુનતિઉઁ સિખ તુમ્હારિ ધરિ સીસા॥**
**અબ મૈં જન્મુ સંભુ હિત હારા। કો ગુન દૂષન કરૈ બિચારા॥૧॥**

હે મુનીશ્વરો! કદાચ આપ મને પહેલા મળ્યા હોત, તો હું તમારા ઉપદેશને શીશ-માથા પર રાખી સાંભળત. પરંતુ અત્યારે તો હું પોતાનો જન્મ શિવજીને માટે હારી ચૂકી છું. પછી ગુણ-દોષોનો વિચાર કોણ કરે? ॥૧॥

**જૌં તુમ્હરે હઠ હૃદયઁ બિસેષી। રહિ ન જાઇ બિનુ કિએઁ બરેષી॥**
**તૌ કૌતુકિઅન્હ આલસુ નાહીં। બર કન્યા અનેક જગ માહીં॥૨॥**

જો આપના હૃદયમાં ઘણી જ હઠ હોય અને વિવાહની વાતચીત (ભાંજગડ) કર્યા વગર આપથી રહી ન શકાતું હોય તો સંસારમાં વર-કન્યા ઘણાં છે. રમત રમનારાઓને આળસ તો હોય જ નહિ [અન્યત્ર જઈને ભાંજગડ કરો]. ॥૨॥

**જન્મ કોટિ લગિ રગર હમારી। બરઉઁ સંભુ ન ત રહઉઁ કુઆરી॥**
**તજઉઁ ન નારદ કર ઉપદેસૂ। આપુ કહહિં સત બાર મહેસૂ॥૩॥**

મારે તો કરોડો જન્મ સુધી આ જ હઠ રહેશે કે ‘કાં તો શિવજીને વરીશ, નહીં તો કુંવારી જ રહીશ.’ સ્વયં શિવજી સેંકડો વાર કહે, તો પણ નારદજીના ઉપદેશને છોડીશ નહિ. ॥૩॥

**મૈં પા પરઉઁ કહઇ જગદંબા। તુમ્હ ગૃહ ગવનહુ ભયઉ બિલંબા॥**
**દેખિ પ્રેમુ બોલે મુનિ ગ્યાની। જય જય જગદંબિકે ભવાની॥૪॥**

જગતજનની પાર્વતીજીએ ફરી કહ્યું કે હું તમારા પગે પડું છું. તમે પોતાના ઘેર જાઓ, ઘણી વાર થઈ ગઈ છે. [શિવજીમાં પાર્વતીજીના આવા] પ્રેમને જોઈ જ્ઞાની મુનિઓ બોલ્યા – હે જગતજનની! હે ભવાની! તમારો જય થાઓ, જય થાઓ. ॥૪॥

**દો૦ – તુમ્હ માયા ભગવાન સિવ સકલ જગત પિતુ માતુ।**
**નાઈ ચરન સિર મુનિ ચલે પુનિ પુનિ હરષત ગાતુ ॥ ૮૧॥**

આપ માયા છો અને શિવજી ભગવાન છે. આપ બંને સમસ્ત જગતનાં માતા-પિતા છો. [આમ કહીને] મુનિઓ પાર્વતીજીના ચરણોમાં શીશ નમાવીને ચાલી નીકળ્યા. તેમનાં શરીર વારંવાર પુલકિત થઈ રહ્યાં હતાં. ॥ ૮૧॥

**ચૌ૦ – જાઈ મુનિન્હ હિમવંતુ પઠાએ। કરિ બિનતી ગિરજહિં ગૃહ લ્યાએ॥**
**બહુરિ સપ્તરિષિ સિવ પહિં જાઈ। કથા ઉમા કૈ સકલ સુનાઈ॥ ૧॥**

મુનિઓએ જઈને હિમાલયને પાર્વતીજી પાસે મોકલ્યા અને તેઓ વિનંતી કરીને તેમને ઘેર લઈ આવ્યાં; પછી સપ્તર્ષિઓએ શિવજીની પાસે જઈને તેમને પાર્વતીજીની આખી કથા સંભળાવી. ॥ ૧॥

**ભએ મગન સિવ સુનત સનેહા। હરષિ સપ્તરિષિ ગવને ગેહા॥**
**મનુ થિર કરિ તબ સંભુ સુજાના। લગે કરન રઘુનાયક ધ્યાના॥ ૨॥**

પાર્વતીજીના પ્રેમને સાંભળતાવેત શિવજી આનંદમગ્ન થઈ ગયા. સપ્તર્ષિઓ પ્રસન્ન થઈને પોતાના ઘેર (બ્રહ્મલોક) ગયા. સુજ્ઞ શિવજી ત્યારે મનને સ્થિર કરીને શ્રીરઘુનાથજીનું ધ્યાન કરવા લાગ્યા. ॥ ૨॥

**તારકુ અસુર ભયઉ તેહિ કાલા। ભુજ પ્રતાપ બલ તેજ બિસાલા॥**
**તેહિં સબ લોક લોકપતિ જીતે। ભએ દેવ સુખ સંપતિ રીતે॥ ૩॥**

એ સમયે તારક નામનો અસુર થયો, જેની ભુજાઓનું બળ, પ્રતાપ અને તેજ ઘણાં ભારે હતાં, તેણે સર્વે લોક અને લોકપાળોને જીતી લીધા, સર્વે દેવતા સુખ અને સમ્પત્તિરહિત થઈ ગયા. ॥ ૩॥

**અજર અમર સો જીતિ ન જાઈ। હારે સુર કરિ બિબિધ લરાઈ॥**
**તબ બિરંચિ સન જાઇ પુકારે। દેખે બિધિ સબ દેવ દુખારે॥ ૪॥**

તે અજર-અમર હતો, તેથી કોઈથી પણ જીતાતો નહોતો. દેવતા તેની સાથે અનેક પ્રકારની લડાઈઓ લડીને હારી ગયા. ત્યારે તેઓએ બ્રહ્માજીની પાસે જઈ પોકાર કર્યો. બ્રહ્માજીએ સર્વે દેવતાઓને દુઃખી જોયા. ॥ ૪॥

**દો૦ – સબ સન કહા બુઝાઇ બિધિ દનુજ નિધન તબ હોઇ।**
**સંભુ સુક્ર સંભૂત સુત એહિ જીતઇ રન સોઇ॥ ૮૨॥**

બ્રહ્માજીએ બધાને સમજાવીને કહ્યું – આ દૈત્યનું મૃત્યુ ત્યારે થાય કે જ્યારે શિવજીના વીર્યથી પુત્ર ઉત્પન્ન થાય, આને યુદ્ધમાં એ જ જીતશે. ॥ ૮૨॥

**ચૌ૦ – મોર કહા સુનિ કરહુ ઉપાઈ। હોઇહિ ઈશ્વર કરિહિ સહાઈ॥**
**સતીં જો તજી દચ્છ મખ દેહા। જનમી જાઇ હિમાચલ ગેહા॥ ૧॥**

મારી વાત સાંભળીને ઉપાય કરો. ઈશ્વર મદદ કરશે અને કામ થઈ જશે. સતીજીએ દક્ષના યજ્ઞમાં જે દેહત્યાગ કર્યો હતો, તેમણે હવે હિમાલયના ઘેર જઈ જન્મ ધારણ કર્યો છે. ॥ ૧॥

**તેહિં તપુ કીન્હ સંભુ પતિ લાગી। સિવ સમાધિ બૈઠે સબુ ત્યાગી॥**
**જદપિ અહઇ અસમંજસ ભારી। તદપિ બાત એક સુનહુ હમારી॥૨॥**

તેઓએ શિવજીને પતિ બનાવવા માટે તપ કર્યું છે, આ બાજુ શિવજી સર્વે છોડી-ત્યાગીને સમાધિ લગાવી બેઠા છે. જોકે છે તો વાત ઘણી અટપટી, પણ મારી એક વાત સાંભળો. ॥૨॥

**પઠવહુ કામુ જાઇ સિવ પાહીં। કરૈ છોભુ સંકર મન માહીં॥**
**તબ હમ જાઇ સિવહિ સિર નાઈ। કરવાઉબ બિબાહુ બરિઆઈ॥૩॥**

તમે જાઓ અને કામદેવને શિવજી પાસે મોકલો, તે શિવજીના મનમાં ક્ષોભ ઉત્પન્ન કરે (તેમની સમાધિનો ભંગ કરે). ત્યારે અમે ત્યાં પહોંચી શિવજીના ચરણોમાં માથું નમાવીશું અને બળીજબરી તેમને રાજી કરી વિવાહ કરાવી દઈશું. ॥૩॥

**એહિ બિધિ ભલેહિં દેવહિત હોઈ। મત અતિ નીક કહઇ સબુ કોઈ॥**
**અસ્તુતિ સુરન્હ કીન્હિ અતિ હેતૂ। પ્રગટેઉ બિષમબાન ઝષકેતૂ॥૪॥**

ભલેને, આ રીતે જ દેવતાઓનું હિત થાય [બીજો તો કોઈ ઉપાય નથી]. બધાએ કહ્યું – આ એકમત ઘણો સારો છે. પછી દેવતાઓએ ઘણા પ્રેમથી સ્તુતિ કરી, ત્યારે વિષમ (પાંચ) બાણ ધારણ કરનારા અને માછલીના ચિહ્નયુક્ત ધ્વજવાળા કામદેવ પ્રકટ થયા. ॥૪॥

**દો૦ – સુરન્હ કહી નિજ બિપતિ સબ સુનિ મન કીન્હ બિચાર।**
**સંભુ બિરોધ ન કુસલ મોહિ બિહસિ કહેઉ અસ માર॥૮૩॥**

દેવતાઓએ કામદેવને પોતાની બધી વિપત્તિ કહી. સાંભળીને કામદેવે મનમાં વિચાર કર્યો અને હસીને દેવતાઓને આમ કહ્યું કે શિવજીની સાથે વેર કરવામાં મારું કુશળ (હિત) નથી. ॥૮૩॥

**ચૌ૦ – તદપિ કરબ મૈં કાજુ તુમ્હારા। શ્રુતિ કહ પરમ ધરમ ઉપકારા॥**
**પર હિત લાગિ તજઇ જો દેહી। સંતત સંત પ્રસંસહિં તેહી॥૧॥**

તો પણ હું તમારું કામ તો કરીશ, કારણ કે વેદ અન્યો પર કરેલા ઉપકારને પરમ ધર્મ કહે છે. જે બીજાઓના હિત માટે પોતાના શરીરનો ત્યાગ કરે છે, સંત સદાય તેની પ્રશંસા કરે છે. ॥૧॥

**અસ કહિ ચલેઉ સબહિ સિરુ નાઈ। સુમન ધનુષ કર સહિત સહાઈ॥**
**ચલત માર અસ હૃદયઁ બિચારા। સિવ બિરોધ ધ્રુવ મરનુ હમારા॥૨॥**

આમ કહીને અને સર્વેને શીશ નમાવી કામદેવ પોતાના પુષ્પના ધનુષને હાથમાં લઈ [વસન્તાદિ] સહાયકો સાથે ચાલ્યો. ચાલતા સમયે કામદેવે અંતરમાં એવું વિચાર્યું કે શિવજીની સાથે વિરોધ કરવાથી મારું મૃત્યુ નિશ્ચિત છે. ॥૨॥

**તબ આપન પ્રભાઉ બિસ્તારા। નિજ બસ કીન્હ સકલ સંસારા॥**
**કોપેઉ જબહિં બારિચરકેતૂ। છન મહુઁ મિટે સકલ શ્રુતિ સેતૂ॥૩॥**

ત્યારે તેણે પોતાનો પ્રભાવ વિસ્તાર્યો અને સમસ્ત સંસારને પોતાના વશમાં કરી લીધું. જે સમયે મત્સ્યના ચિહ્નની ધજાવાળા કામદેવે કોપ કર્યો તે સમયે ક્ષણવારમાં જ વેદોની બધીય મર્યાદા તૂટી ગઈ. ॥૩॥

**બ્રહ્મચર્જ બ્રત સંજમ નાના। ધીરજ ધરમ ગ્યાન બિગ્યાના॥**
**સદાચાર જપ જોગ બિરાગા। સભય બિબેક કટકુ સબુ ભાગા॥૪॥**

બ્રહ્મચર્ય, નિયમ, અનેક પ્રકારના સંયમ, ધીરજ, ધર્મ, જ્ઞાન-વિજ્ઞાન, સદાચાર, જપ, યોગ, વૈરાગ્ય આદિ વિવેકનું આખું સૈન્ય ભય પામીને ભાગી ગયું. ॥૪॥

**છં૦ – ભાગેઉ બિબેકુ સહાય સહિત સો સુભટ સંજુગ મહિ મુરે।**
**સદગ્રંથ પર્બત કંદરન્હિ મહુઁ જાઈ તેહિ અવસર દુરે॥**
**હોનિહાર કા કરતાર કો રખવાર જગ ખરભરુ પરા।**
**દુઈ માથ કેહિ રતિનાથ જેહિ કહુઁ કોપિ કર ધનુ સરુ ધરા॥**

વિવેક પોતાના સહાયકોસહિત નાસી ગયો, તેના યોદ્ધા રણભૂમિમાં પીઠ બતાવી ગયા. તે સમયે તેઓ સર્વે સદ્ગ્રંથરૂપી પર્વતની કંદરાઓમાં જઈ સંતાઈ ગયા (અર્થાત્ જ્ઞાન, વૈરાગ્ય, સંયમ, નિયમ, સદાચારાદિ ગ્રંથોમાં જ લખેલા રહી ગયા; તેમનું આચરણ છૂટી ગયું). આખા જગતમાં ખળભળાટ મચી ગયો, [અને બધા કહેવા લાગ્યા –] હે વિધાતા! હવે શું થવાનું છે? અમારી રક્ષા કોણ કરશે? આવો બે માથાવાળો કોણ છે, જેના માટે રતિના પતિ કામદેવે કોપ કરીને હાથમાં ધનુષ્ય-બાણ ઉઠાવ્યું છે?

**દો૦ – જે સજીવ જગ અચર ચર નારિ પુરુષ અસ નામ।**
**તે નિજ નિજ મરજાદ તજિ ભએ સકલ બસ કામ॥૮૪॥**

જગતમાં સ્ત્રી-પુરુષ સંજ્ઞાવાળા જેટલા ચર-અચર પ્રાણી હતાં, તે સર્વે પોતપોતાની મર્યાદાઓ છોડીને કામને વશ થઈ ગયાં. ॥૮૪॥

**ચૌ૦ – સબ કે હૃદયઁ મદન અભિલાષા। લતા નિહારિ નવહિં તરુ સાખા॥**
**નદીં ઉમગિ અંબુધિ કહુઁ ધાઈં। સંગમ કરહિં તલાવ તલાઈં॥૧॥**

બધાયના હૃદયમાં કામની ઈચ્છા થઈ ગઈ. લતાઓ(વેલો)ને જોઈને વૃક્ષોની ડાળીઓ નમવા લાગી. નદીઓ આવેશ-ઉમંગથી સમુદ્ર તરફ દોડી અને તળાવ-તળાવડીઓ પણ પરસ્પર સંગમ કરવા (હળવા-મળવા) લાગ્યાં. ॥૧॥

**જહઁ અસિ દસા જડ઼ન્હ કૈ બરની। કો કહિ સકઈ સચેતન કરની॥**
**પસુ પચ્છી નભ જલ થલ ચારી। ભએ કામ બસ સમય બિસારી॥૨॥**

જ્યારે જડ(વૃક્ષ, નદી વગેરે)ની આ દશા થઈ ગઈ, તો ચેતન જીવોની કરણી કોણ કહી શકે છે? આકાશ, જળ અને પૃથ્વી પર વિચરનારાં બધાં પશુ-પક્ષી [પોતાના સંયોગનો] સમય ભુલાવી કામને વશ થઈ ગયાં. ॥૨॥

**મદન અંધ બ્યાકુલ સબ લોકા। નિસિ દિનુ નહિં અવલોકહિં કોકા॥**
**દેવ દનુજ નર કિંનર બ્યાલા। પ્રેત પિસાચ ભૂત બેતાલા॥૩॥**

સર્વે લોકો કામાંધ બની વ્યાકુળ થઈ ગયા. ચકલા-ચકલીએ રાત-દિવસ ન જોયાં. દેવ, દૈત્ય, મનુષ્ય, કિન્નર, સર્પ, પ્રેત પિશાચ, ભૂત, વેતાલ – ॥૩॥

**ઈન્હ કૈ દસા ન કહેઉઁ બખાની । સદા કામ કે ચેરે જાની ॥**
**સિદ્ધ બિરક્ત મહામુનિ જોગી । તેપિ કામબસ ભએ બિયોગી ॥૪॥**

– એ તો સદાય કામના ગુલામ છે, એમ સમજીને મેં એમની દશાનું વર્ણન નથી કર્યું. સિદ્ધ, વિરક્ત, મહામુનિ અને મહાન યોગીઓ પણ કામવશ યોગ છોડી સ્ત્રીના વિરહી બની ગયા. ॥૪॥

**છં૦ – ભએ કામબસ જોગીસ તાપસ પાવઁરન્હિ કી કો કહૈ ।**
**દેખહિં ચરાચર નારિમય જે બ્રહ્મમય દેખત રહે ॥**
**અબલા બિલોકહિં પુરુષમય જગુ પુરુષ સબ અબલામયં ।**
**દુઇ દંડ ભરિ બ્રહ્માંડ ભીતર કામકૃત કૌતુક અયં ॥**

જ્યારે યોગેશ્વરો અને તપસ્વીઓ પણ કામને વશ થઈ ગયા તો પામર મનુષ્યોનું પૂછવું જ શું? જે સમસ્ત ચરાચર જગતને બ્રહ્મમય જોતા હતા, તેઓ હવે તેને સ્ત્રીમય જોવા લાગ્યા. સ્ત્રીઓ આખાય સંસારને પુરુષમય જોવા લાગી અને પુરુષો તેને સ્ત્રીમય જોવા માંડ્યા. બે ઘડી સુધી સમસ્ત બ્રહ્માંડમાં કામદેવે રચેલું આ કૌતુક રહ્યું.

**સો૦ – ધરી ન કાહૂઁ ધીર સબ કે મન મનસિજ હરે ।**
**જે રાખે રઘુબીર તે ઉબરે તેહિ કાલ મહુઁ ॥૮૫॥**

કોઈએ પણ હૃદયમાં ધૈર્ય ધારણ ન કર્યું, કામદેવે સર્વેનાં મન હરી લીધાં. શ્રીરઘુનાથજીએ જેમની રક્ષા કરી, કેવળ તેઓ જ તે સમયે બચી શક્યા. ॥૮૫॥

**ચૌ૦ – ઉભય ઘરી અસ કૌતુક ભયઊ । જૌ લગિ કામુ સંભુ પહિં ગયઊ ॥**
**સિવહિ બિલોકિ સસંકેઉ મારૂ । ભયઉ જથાથિતિ સબુ સંસારૂ ॥૧॥**

બે ઘડી સુધી આવો તમાશો થયો, ત્યાં સુધી કામદેવ શિવજીની પાસે પહોંચ્યા. શિવજીને જોઈ કામદેવ બી ગયા, ત્યારે આખુંય જગત ફરી જેમ હતું તેમ સ્થિર બની ગયું. ॥૧॥

**ભએ તુરત સબ જીવ સુખારે । જિમિ મદ ઉતરિ ગએઁ મતવારે ॥**
**રુદ્રહિ દેખિ મદન ભય માના । દુરાધરષ દુર્ગમ ભગવાના ॥૨॥**

તરત જ બધા જીવો એવા જ સુખી થઈ ગયા, જેવા ઉન્મત (નશાનું પાન કરેલા) લોકો મદ (નશો) ઊતરી જતાંની સાથે સુખી થાય છે. દુરાધર્ષ (જેમને પરાજિત કરવા અત્યંત જ અઘરા છે) અને દુર્ગમ (જેમનો પાર પામવો કઠિન છે) ભગવાન (સંપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યરૂપી છ ઈશ્વરીય ગુણોથી યુક્ત) રુદ્ર (મહાભયંકર) શિવજીને જોઈને કામદેવ ભયભીત થઈ ગયો. ॥૨॥

**ફિરત લાજ કછુ કરિ નહિં જાઈ । મરનુ ઠાનિ મન રચેસિ ઉપાઈ ॥**
**પ્રગટેસિ તુરત રુચિર રિતુરાજા । કુસુમિત નવ તરુ રાજિ બિરાજા ॥૩॥**

પાછા ફરવામાં શરમ દેખાય છે અને કરી કંઈ શકાતું નથી. અંતે મનમાં મરવાનો નિશ્ચય કરીને તેમણે ઉપાય રચ્યો. તરત જ સુંદર ઋતુરાજ વસંતને પ્રકટ કર્યો. પુષ્પોથી યુક્ત થયેલાં નવાં નવાં વૃક્ષોની પંક્તિઓ સુશોભિત થઈ ગઈ. ॥૩॥

**બન ઉપબન બાપિકા તડ઼ાગા। પરમ સુભગ સબ દિસા બિભાગા॥**
**જહઁ તહઁ જનુ ઉમગત અનુરાગા। દેખિ મુએહુઁ મન મનસિજ જાગા॥૪॥**

વન-ઉપવન, વાવડી, તળાવ અને સર્વે દિશાઓના વિભાગ પરમ સુંદર બની ગયા. ચારે બાજુ જાણે પ્રેમ ઊભરાઈ રહ્યો છે, જેને જોઈને મરેલાં મનોમાં પણ કામદેવ જાગી ઊઠ્યો. ॥૪॥

**છં૦ – જાગઇ મનોભવ મુએહુઁ મન બન સુભગતા ન પરૈ કહી।**
**સીતલ સુગંધ સુમંદ મારુત મદન અનલ સખા સહી॥**
**બિકસે સરન્હિ બહુ કંજ ગુંજત પુંજ મંજુલ મધુકરા।**
**કલહંસ પિક સુક સરસ રવ કરિ ગાન નાચહિં અપછરા॥**

મરેલાના મનમાં પણ કામદેવ જાગવા લાગ્યો, વનની સુંદરતા કહી શકાતી નથી. કામરૂપી અગ્નિનો સાચો મિત્ર એવો શીતળ-મંદ સુગંધિત વાયુ વાવા લાગ્યો. સરોવરોમાં અનેક કમળો ખીલી ગયાં, જેના પર સુંદર ભમરાના સમૂહ ગુંજારવ કરવા લાગ્યા. રાજહંસ, કોયલ અને પોપટો રસીક કલરવ કરવા લાગ્યા અને અપ્સરાઓ ગાઈ-ગાઈને નાચવા લાગી.

**દો૦ – સકલ કલા કરિ કોટિ બિધિ હારેઉ સેન સમેત।**
**ચલી ન અચલ સમાધિ સિવ કોપેઉ હૃદયનિકેત॥૮૬॥**

કામદેવ પોતાની સેનાસહિત કરોડો પ્રકારની સર્વે કળાઓ (ઉપાય) કરીને હારી ગયો, પણ શિવજીની અચળ સમાધિ ન ડગી. ત્યારે કામદેવ ક્રોધિત થઈ ગયો. ॥૮૬॥

**ચૌ૦ – દેખિ રસાલ બિટપ બર સાખા। તેહિ પર ચઢ઼ેઉ મદનુ મન માખા॥**
**સુમન ચાપ નિજ સર સંધાને। અતિ રિસ તાકિ શ્રવન લગિ તાને॥૧॥**

આંબાના વૃક્ષની એક સુંદર ડાળીને જોઈને મનમાં કોપે ભરાયેલો કામદેવ તેના પર ચઢી ગયો. તેણે પુષ્પ-ધનુષ પર પોતાનાં [પાંચેય] બાણ ચઢાવ્યાં અને અત્યંત ક્રોધથી [લક્ષ્ય તરફ] તાકીને તેને કાન સુધી ખેંચી લીધાં. ॥૧॥

**છાડ઼ે બિષમ બિસિખ ઉર લાગે। છૂટિ સમાધિ સંભુ તબ જાગે॥**
**ભયઉ ઈસ મન છોભુ બિસેષી। નયન ઉઘારિ સકલ દિસિ દેખી॥૨॥**

કામદેવે તીક્ષ્ણ પાંચ બાણ છોડ્યાં, જે શિવજીના હૃદયમાં લાગ્યાં. ત્યારે તેમની સમાધિનો ભંગ થયો અને તેઓ જાગી ગયા. ઈશ્વર(શિવજી)ના મનમાં ઘણો જ ક્ષોભ થયો. તેઓએ આંખો ઉઘાડીને ચારે બાજુ જોયું. ॥૨॥

**સૌરભ પલ્લવ મદનુ બિલોકા। ભયઉ કોપુ કંપેઉ ત્રૈલોકા॥**
**તબ સિવઁ તીસર નયન ઉઘારા। ચિતવત કામુ ભયઉ જરિ છારા॥૩॥**

જ્યારે આંબાનાં પાંદડાંમાં [સંતાયેલા] કામદેવને જોયા તો તેમને ઘણો ક્રોધ થયો, જેથી ત્રણેય લોક કંપી ઊઠ્યા. ત્યારે શિવજીએ ત્રીજું લોચન ખોલ્યું, તેમની દૃષ્ટિ પડતાંની સાથે જ કામદેવ બળીને ભસ્મ થઈ ગયો. ॥૩॥

**હાહાકાર ભયઉ જગ ભારી । ડરપે સુર ભએ અસુર સુખારી ॥**
**સમુઝિ કામસુખ સોચહિં ભોગી । ભએ અકંટક સાધક જોગી ॥૪॥**

જગતમાં ભારે હાહાકાર મચી ગયો. દેવતાઓ ડરી ગયા, દૈત્ય સુખી બન્યા. ભોગી લોકો કામસુખને યાદ કરીને ચિંતા કરવા લાગ્યા અને સાધક યોગીઓ નિષ્કંટક થઈ ગયા. ॥૪॥

**છં૦ – જોગી અકંટક ભએ પતિ ગતિ સુનત રતિ મુરુછિત ભઈ ।**
**રોદતિ બદતિ બહુ ભાઁતિ કરુના કરતિ સંકર પહિં ગઈ ॥**
**અતિ પ્રેમ કરિ બિનતી બિબિધ બિધિ જોરિ કર સન્મુખ રહી ।**
**પ્રભુ આસુતોષ કૃપાલ સિવ અબલા નિરખિ બોલે સહી ॥**

યોગી નિષ્કંટક બન્યા, કામદેવની સ્ત્રી રતિ પોતાના પતિની આ દશા સાંભળતાં જ મૂર્ચ્છિત થઈ ગઈ. રોતી-કકળતી અને જાતજાતની કરુણા કરતી તે શિવજી પાસે ગઈ. અત્યંત પ્રેમ સાથે અનેક રીતે વિનંતી કરી, હાથ જોડીને સામે ઊભી રહી. શીઘ્ર પ્રસન્ન થનાર કૃપાળુ શિવજી અબળા(અસહાય સ્ત્રી)ને જોઈને સુંદર (તેને સાંત્વના આપનાર) વચન બોલ્યા તો ખરા –

**દો૦ – અબ તેં રતિ તવ નાથ કર હોઈહિ નામુ અનંગુ ।**
**બિનુ બપુ બ્યાપિહિ સબહિ પુનિ સુનુ નિજ મિલન પ્રસંગુ ॥૮૭॥**

હે રતિ! હવેથી તારા પતિનું નામ 'અનંગ' થશે. તે વગર શરીરે જ સર્વેમાં વ્યાપશે. હવે, તું પોતાના પતિને મળવાની વાત સાંભળ. ॥૮૭॥

**ચૌ૦ – જબ જદુબંસ કૃષ્ન અવતારા । હોઈહિ હરન મહા મહિભારા ॥**
**કૃષ્ન તનય હોઈહિ પતિ તોરા । બચનુ અન્યથા હોઈ ન મોરા ॥૧॥**

જ્યારે પૃથ્વીનો મહાભારે ભાર ઉતારવા માટે યદુવંશમાં શ્રીકૃષ્ણનો અવતાર થશે, ત્યારે તારો પતિ તેમના પુત્ર(પ્રદ્યુમ્ન)ના રૂપે ઉત્પન્ન થશે. મારું આ વચન અન્યથા (મિથ્યા) નહીં થાય. ॥૧॥

**રતિ ગવની સુનિ સંકર બાની । કથા અપર અબ કહઉઁ બખાની ॥**
**દેવન્હ સમાચાર સબ પાએ । બ્રહ્માદિક બૈકુંઠ સિધાએ ॥૨॥**

શિવજીનાં વચન સાંભળી રતિ ચાલી ગઈ. હવે, બીજી કથા વખાણીને (વિસ્તારથી) કહું છું. બ્રહ્માદિ દેવતાઓએ આ બધા સમાચાર સાંભળ્યા તો તેઓ વૈકુંઠમાં ગયા. ॥૨॥

**સબ સુર બિષ્નુ બિરંચિ સમેતા । ગએ જહાઁ સિવ કૃપાનિકેતા ॥**
**પૃથક પૃથક તિન્હ કીન્હિ પ્રસંસા । ભએ પ્રસન્ન ચંદ્ર અવતંસા ॥૩॥**

પછી ત્યાંથી વિષ્ણુ અને બ્રહ્માસહિત બધા દેવતા જ્યાં કૃપાના ધામ શિવજી હતા ત્યાં ગયા. તે સર્વેએ શિવજીની અલગ-અલગ સ્તુતિ કરી, ત્યારે શશિભૂષણ શિવજી પ્રસન્ન થઈ ગયા. ॥૩॥

**બોલે કૃપાસિંધુ બૃષકેતૂ । કહહુ અમર આએ કેહિ હેતૂ ॥**
**કહ બિધિ તુમ્હ પ્રભુ અંતરજામી । તદપિ ભગતિ બસ બિનવઉઁ સ્વામી ॥૪॥**

કૃપાના સાગર શિવજી બોલ્યા – હે દેવતાઓ! કહો, આપ શા માટે આવ્યા છો? બ્રહ્માજીએ કહ્યું – હે પ્રભો! આપ અંતર્યામી છો, તો પણ હે સ્વામી! ભક્તિવશ હું આપને વિનંતી કરું છું. ॥૪॥

**દો૦ – સકલ સુરન્હ કે હૃદયઁ અસ સંકર પરમ ઉછાહુ ।**
**નિજ નયનન્હિ દેખા ચહહિં નાથ તુમ્હાર બિબાહુ ॥૮૮॥**

હે શંકર! સર્વે દેવતાઓના મનમાં એવો પરમ ઉત્સાહ છે કે હે નાથ! તેઓ પોતાની આંખોથી આપનો વિવાહ નિહાળવા ઈચ્છે છે. ॥૮૮॥

**ચૌ૦ – યહ ઉત્સવ દેખિઅ ભરિ લોચન । સોઈ કછુ કરહુ મદન મદ મોચન ॥**
**કામુ જારિ રતિ કહુઁ બરુ દીન્હા । કૃપાસિંધુ યહ અતિ ભલ કીન્હા ॥૧॥**

હે કામદેવના મદને ઉતારનારા! આપ એવું કંઈક કરો, જેથી બધા લોકો આ ઉત્સવને આંખો ભરીને નિહાળે. હે કૃપાના સાગર! કામદેવને બાળીને આપે રતિને જે વરદાન આપ્યું તે ઘણું જ સારું કર્યું. ॥૧॥

**સાસતિ કરિ પુનિ કરહિં પસાઊ । નાથ પ્રભુન્હ કર સહજ સુભાઊ ॥**
**પારબતીં તપુ કીન્હ અપારા । કરહુ તાસુ અબ અંગીકારા ॥૨॥**

હે નાથ! શ્રેષ્ઠ સ્વામીઓનો આ સહજ (સરળ) સ્વભાવ જ છે કે તેઓ પહેલા દંડ આપીને પછી કૃપા કરતાં રહે છે. પાર્વતીએ અપાર તપ કર્યું છે, હવે એમનો અંગીકાર કરો. ॥૨॥

**સુનિ બિધિ બિનય સમુઝિ પ્રભુ બાની । ઐસેઇ હોઉ કહા સુખુ માની ॥**
**તબ દેવન્હ દુંદુભીં બજાઈં । બરષિ સુમન જય જય સુર સાઈં ॥૩॥**

બ્રહ્માજીની પ્રાર્થના સાંભળીને અને પ્રભુ શ્રીરામચન્દ્રજીનાં વચનોને યાદ કરીને શિવજીએ પ્રસન્નતાપૂર્વક કહ્યું – ‘એમ જ થાઓ.’ ત્યારે દેવતાઓએ દુંદુભી-નગારાં વગાડ્યાં અને ફૂલોની વર્ષા કરીને ‘જય હો! દેવતાઓના સ્વામીની જય હો’ એમ કહેવા લાગ્યા. ॥૩॥

**અવસરુ જાનિ સપ્તરિષિ આએ । તુરતહિં બિધિ ગિરિભવન પઠાએ ॥**
**પ્રથમ ગએ જહઁ રહીં ભવાની । બોલે મધુર બચન છલ સાની ॥૪॥**

ઉચિત અવસર જાણીને સપ્તર્ષિઓ આવ્યા અને બ્રહ્માજીએ તરત જ તેમને હિમાલયના ઘેર મોકલ્યા. તેઓ પહેલા ત્યાં ગયા જ્યાં પાર્વતીજી હતાં અને તેમને છળભર્યાં મીઠાં (વિનોદયુક્ત, આનંદ પહોંચાડનારાં) વચન કહ્યાં – ॥૪॥

**દો૦ – કહા હમાર ન સુનેહુ તબ નારદ કેં ઉપદેસ ।**
**અબ ભા ઝૂઠ તુમ્હાર પન જારેઉ કામુ મહેસ ॥૮૯॥**

નારદજીના ઉપદેશના લીધે તમે તે વખતે અમારી વાત ન સાંભળી. હવે તો તમારું પ્રણ ખોટું થઈ ગયું, કેમ કે મહાદેવજીએ કામને જ ભસ્મ કરી નાખ્યો. ॥૮૯॥

## માસપારાયણ, ત્રીજો વિશ્રામ

**ચૌ૦ – સુનિ બોલીં મુસુકાઇ ભવાની। ઉચિત કહેહુ મુનિબર બિગ્યાની॥**
**તુમ્હરેં જાન કામુ અબ જારા। અબ લગિ સંભુ રહે સબિકારા॥૧॥**

આ સાંભળીને પાર્વતીજી મુસ્કરાઈને બોલ્યાં – હે વિજ્ઞાની મુનિવરો! આપે યોગ્ય જ કહ્યું. આપની સમજણમાં શિવજીએ કામદેવને અત્યારે બાળ્યો છે, અત્યાર સુધી તો તેઓ વિકારયુક્ત (કામી) જ રહ્યા! ॥૧॥

**હમરેં જાન સદા સિવ જોગી। અજ અનવદ્ય અકામ અભોગી॥**
**જૌં મૈં સિવ સેયે અસ જાની। પ્રીતિ સમેત કર્મ મન બાની॥૨॥**

પરંતુ મારી સમજણમાં તો શિવજી સદાથી જ યોગી, અજન્મા, અનિંદ્ય, કામરહિત અને ભોગહીન છે અને જો મેં શિવજીને આવા સમજીને જ મન, વચન અને કર્મથી પ્રેમસહિત તેમની સેવા કરી છે – ॥૨॥

**તૌ હમાર પન સુનહુ મુનીસા। કરિહહિં સત્ય કૃપાનિધિ ઈસા॥**
**તુમ્હ જો કહા હર જારેઉ મારા। સોઈ અતિ બડ઼ અબિબેકુ તુમ્હારા॥૩॥**

તો હે મુનીશ્વરો! સાંભળો, તે કૃપાનિધાન ભગવાન મારી પ્રતિજ્ઞાને સત્ય કરશે. આપે જે એમ કહ્યું કે શિવજીએ કામદેવને ભસ્મ કરી દીધા, એ જ આપનો ઘણો ભારે અવિવેક છે. ॥૩॥

**તાત અનલ કર સહજ સુભાઊ। હિમ તેહિ નિકટ જાઇ નહિં કાઊ॥**
**ગએઁ સમીપ સો અવસિ નસાઈ। અસિ મન્મથ મહેસ કી નાઈ॥૪॥**

હે તાત! અગ્નિનો તો આ સહજ સ્વભાવ જ છે કે હિમ તેની પાસે કદીય જઈ ન શકે અને જાય તો તે અવશ્ય નષ્ટ થઈ જશે. મહાદેવજી અને કામદેવના સંબંધમાં પણ આ જ ન્યાય સમજવો જોઈએ. ॥૪॥

**દો૦ – હિયઁ હરષે મુનિ બચન સુનિ દેખિ પ્રીતિ બિસ્વાસ।**
**ચલે ભવાનિહિ નાઇ સિર ગએ હિમાચલ પાસ॥૯૦॥**

પાર્વતીજીનાં વચન સાંભળીને અને તેમનો સ્નેહ તથા વિશ્વાસ જોઈને મુનિઓ અંતરથી ઘણા પ્રસન્ન થયા. તેઓ ભવાનીને શીશ નમાવી ચાલી નીકળ્યા અને હિમાલય પાસે પહોંચ્યા. ॥૯૦॥

**ચૌ૦ – સબુ પ્રસંગુ ગિરિપતિહિ સુનાવા। મદન દહન સુનિ અતિ દુખુ પાવા॥**
**બહુરિ કહેઉ રતિ કર બરદાના। સુનિ હિમવંત બહુત સુખુ માના॥૧॥**

તેમણે પર્વતરાજ હિમાલયને સર્વ વૃત્તાંત સંભળાવ્યો. કામદેવના ભસ્મ થવાનું સાંભળી હિમાલય ઘણો દુઃખી થયો. પછી મુનિઓએ રતિના વરદાનની વાત કહી, તે સાંભળીને હિમાલયે ઘણું સુખ અનુભવ્યું. ॥૧॥

**હૃદયઁ બિચારિ સંભુ પ્રભુતાઈ। સાદર મુનિબર લિએ બોલાઈ॥**
**સુદિનુ સુનખતુ સુઘરી સોચાઈ। બેગિ બેદબિધિ લગન ધરાઈ॥૨॥**

શિવજીના પ્રભાવનો મનમાં વિચાર કરી હિમાલયે શ્રેષ્ઠ મુનિઓને આદરપૂર્વક બોલાવી લીધા અને તેમની પાસે શુભ દિન, શુભ નક્ષત્ર અને શુભ ઘડી જોવડાવી વેદની વિધિ અનુસાર તુરત જ લગ્ન નક્કી કરાવી લખાવી લીધું. ॥૨॥

**પત્રી સપ્તરિષિન્હ સોઈ દીન્હી। ગહિ પદ બિનય હિમાચલ કીન્હી॥**
**જાઈ બિધિહિ તિન્હ દીન્હિ સો પાતી। બાચત પ્રીતિ ન હૃદયઁ સમાતી॥૩॥**

પછી હિમાલયે તે લગ્નપત્રિકા સપ્તર્ષિઓને આપી અને ચરણ પકડી તેમને વિનંતી કરી. તેઓએ જઈને તે લગ્નપત્રિકા બ્રહ્માજીને આપી. તેને વાંચતી વખતે તેમના હૃદયમાં પ્રેમ સમાતો ન હતો. ॥૩॥

**લગન બાચિ અજ સબહિ સુનાઈ। હરષે મુનિ સબ સુર સમુદાઈ॥**
**સુમન બૃષ્ટિ નભ બાજન બાજે। મંગલ કલસ દસહુઁ દિસિ સાજે॥૪॥**

બ્રહ્માજીએ લગ્ન વાંચી સૌને સંભળાવ્યાં. જેને સાંભળીને સર્વે મુનિ અને દેવતાઓનો આખો સમાજ હર્ષિત થઈ ગયો. આકાશમાંથી ફૂલોનો વરસાદ થવા માંડ્યો, વાજાં વાગવા લાગ્યાં અને દસેય દિશાઓમાં મંગળ-કળશ સજાવી દેવાયા. ॥૪॥

**દો૦ – લગે સઁવારન સકલ સુર બાહન બિબિધ બિમાન।**
**હોહિં સગુન મંગલ સુભદ કરહિં અપછરા ગાન॥૯૧॥**

બધા દેવતા પોતાનાં જાત-જાતનાં વાહનો અને વિમાનો શણગારવા લાગ્યા. કલ્યાણદાયક મંગળ શુકનો થવા લાગ્યાં અને અપ્સરાઓ ગાવા લાગી. ॥૯૧॥

**ચૌ૦ – સિવહિ સંભુ ગન કરહિં સિંગારા। જટા મુકુટ અહિ મૌરુ સઁવારા॥**
**કુંડલ કંકન પહિરે બ્યાલા। તન બિભૂતિ પટ કેહરિ છાલા॥૧॥**

શિવજીના ગણો શિવજીનો શૃંગાર કરવા લાગ્યા. જટાઓનો મુગટ બનાવી તેના પર સર્પોનો મોડ સજાવ્યો. શિવજીએ સર્પોનાં જ કુંડળ અને કંકણ પહેર્યાં, શરીર પર વિભૂતિ ચોળી અને વસ્ત્રના સ્થાને વાઘામ્બર વીંટી લીધું. ॥૧॥

**સસિ લલાટ સુંદર સિર ગંગા। નયન તીનિ ઉપબીત ભુજંગા॥**
**ગરલ કંઠ ઉર નર સિર માલા। અસિવ બેષ સિવધામ કૃપાલા॥૨॥**

શિવજીના સુંદર લલાટ પર ચન્દ્રમા, શીશ પર ગંગાજી, ત્રણ નેત્રો, સર્પોની જનોઈ, ગળામાં વિષ અને છાતી પર નર-ખોપરીઓની માળા હતી. આ રીતે તેમનો વેષ અશુભ હોવા છતાંય તેઓ કલ્યાણના ધામ અને કૃપાળુ છે. ॥૨॥

**કર ત્રિસૂલ અરુ ડમરુ બિરાજા। ચલે બસહઁ ચઢ઼િ બાજહિં બાજા॥**
**દેખિ સિવહિ સુરત્રિય મુસુકાહીં। બર લાયક દુલહિનિ જગ નાહીં॥૩॥**

એક હાથમાં ત્રિશૂળ અને બીજામાં ડમરુ સુશોભિત છે. શિવજી નંદી પર ચઢીને ચાલ્યા. વાજાં વાગી રહ્યાં છે. શિવજીને જોઈ દેવાંગનાઓ મલકાઈ રહી છે [અને કહે છે કે] આ વરને લાયક વધૂ સંસારમાં મળશે નહીં. ॥૩॥

**બિષ્નુ બિરંચિ આદિ સુરબ્રાતા। ચઢ઼િ ચઢ઼િ બાહન ચલે બરાતા॥**
**સુર સમાજ સબ ભાઁતિ અનૂપા। નહિં બરાત દૂલહ અનુરૂપા॥૪॥**

વિષ્ણુ અને બ્રહ્મા આદિ દેવતાઓનો સમૂહ પોતપોતાનાં વાહનો પર ચઢીને જાનમાં ચાલ્યો. દેવતાઓનો સમાજ બધી રીતે અનુપમ (પરમ સુંદર) હતો, પણ વરને યોગ્ય જાન ન હતી. ॥૪॥

**દો૦ – બિષ્નુ કહા અસ બિહસિ તબ બોલિ સકલ દિસિરાજ।**
**બિલગ બિલગ હોઈ ચલહુ સબ નિજ નિજ સહિત સમાજ॥૯૨॥**

ત્યારે વિષ્ણુ ભગવાને બધા દિક્પાળોને બોલાવીને હસીને આમ કહ્યું – બધા લોકો પોતપોતાના દળસહિત જુદા જુદા થઈને ચાલો. ॥૯૨॥

**ચૌ૦ – બર અનુહારિ બરાત ન ભાઈ। હઁસી કરૈહહુ પર પુર જાઈ॥**
**બિષ્નુ બચન સુનિ સુર મુસુકાને। નિજ નિજ સેન સહિત બિલગાને॥૧॥**

હે ભાઈ! આપણા લોકોની આ જાન વરને યોગ્ય નથી. શું પારકા નગરમાં જઈને હાંસી કરાવશો? વિષ્ણુ ભગવાનની વાત સાંભળીને દેવતાઓ મલકાયા અને તેઓ પોતપોતાની સેનાસહિત જુદા થઈ ગયા. ॥૧॥

**મનહીં મન મહેસુ મુસુકાહીં। હરિ કે બિંગ્ય બચન નહિં જાહીં॥**
**અતિ પ્રિય બચન સુનત પ્રિય કેરે। ભૃંગિહિ પ્રેરિ સકલ ગન ટેરે॥૨॥**

મહાદેવજી [આ જોઈને] મનમાં ને મનમાં મલકાય છે કે વિષ્ણુ ભગવાનનાં વ્યંગ-વચન (વિનોદ) નથી છૂટતાં! પોતાના પ્રિય(વિષ્ણુ ભગવાન)નાં આ અતિપ્રિય વચનોને સાંભળી શિવજીએ પણ ભૃંગીને મોકલીને પોતાના બધા ગણોને બોલાવી લીધા. ॥૨॥

**સિવ અનુસાસન સુનિ સબ આએ। પ્રભુ પદ જલજ સીસ તિન્હ નાએ॥**
**નાના બાહન નાના બેષા। બિહસે સિવ સમાજ નિજ દેખા॥૩॥**

શિવજીની આજ્ઞા સાંભળતાં જ સર્વે આવ્યા અને તેઓએ સ્વામીના ચરણકમળોમાં શીશ નમાવ્યું. જાતજાતનાં વાહનો અને જાતજાતના વેષવાળા પોતાના સમાજને જોઈને શિવજી હસ્યા. ॥૩॥

**કોઉ મુખ હીન બિપુલ મુખ કાહૂ। બિનુ પદ કર કોઉ બહુ પદ બાહૂ॥**
**બિપુલ નયન કોઉ નયન બિહીના। રિષ્ટપુષ્ટ કોઉ અતિ તનખીના॥૪॥**

કોઈ મુખ વિનાના છે, કોઈને ઘણાં જ મુખો છે, કોઈ હાથ-પગ વિનાના છે તો કોઈને ઘણા જ હાથ-પગ છે. કોઈને ઘણી આંખો છે તો કોઈને એક પણ આંખ નથી. કોઈ ઘણો જાડો-પુષ્ટ છે તો કોઈ ઘણો જ દૂબળો-પાતળો છે. ॥૪॥

**છં૦ – તન ખીન કોઉ અતિ પીન પાવન કોઉ અપાવન ગતિ ધરેં ।**
**ભૂષન કરાલ કપાલ કર સબ સદ્ય સોનિત તન ભરેં ॥**
**ખર સ્વાન સુઅર સૃકાલ મુખ ગન બેષ અગનિત કો ગનૈ ।**
**બહુ જિનસ પ્રેત પિસાચ જોગિ જમાત બરનત નહિં બનૈ ॥**

કોઈ ઘણો દૂબળો, કોઈ ઘણો જાડો, કોઈએ પવિત્ર અને કોઈએ અપવિત્ર વેષ ધારણ કરેલા છે. ભયંકર ઘરેણાં પહેરી હાથમાં ખોપરી લીધેલી છે અને સઘળા સર્વે શરીરે તાજા લોહીથી ખરડાયેલા છે. ગધેડાં, કૂતરાં, સૂવર અને શિયાળ જેવાં જ તેમનાં મુખો છે. ગણોના અગણિત વેષોને કોણ ગણે? ઘણા પ્રકારની પ્રેત, પિશાચ અને યોગિનીઓની જમાતો છે. તેનું વર્ણન કરી નથી શકાતું.

**સો૦ – નાચહિં ગાવહિં ગીત પરમ તરંગી ભૂત સબ ।**
**દેખત અતિ બિપરીત બોલહિં બચન બિચિત્ર બિધિ ॥૯૩॥**

ભૂત-પ્રેત નાચે છે અને ગીતો ગાય છે, તે સર્વે ઘણાં તરંગી છે. દેખાવમાં ઘણા જ કઢંગા જણાય છે અને ઘણી જ વિચિત્ર રીતે બોલે છે. ॥૯૩॥

**ચૌ૦ – જસ દૂલહુ તસિ બની બરાતા । કૌતુક બિબિધ હોહિં મગ જાતા ॥**
**ઈહાઁ હિમાચલ રચેઉ બિતાના । અતિ બિચિત્ર નહિં જાઈ બખાના ॥૧॥**

જેવો વર છે, હવે તેવી જ જાન બની ગઈ છે. માર્ગમાં ચાલતાં જાતજાતનાં કૌતુક થતાં જાય છે. આ બાજુ, હિમાલયે એવો વિચિત્ર મંડપ બનાવ્યો કે જેનું વર્ણન થઈ શકતું નથી. ॥૧॥

**સૈલ સકલ જહઁ લગિ જગ માહીં । લઘુ બિસાલ નહિં બરનિ સિરાહીં ॥**
**બન સાગર સબ નદીં તલાવા । હિમગિરિ સબ કહુઁ નેવત પઠાવા ॥૨॥**

જગતમાં જેટલા નાના-મોટા પર્વતો હતા, જેમનું વર્ણન કરીને પાર પમાતો નથી તથા જેટલા વન, સમુદ્ર, નદીઓ અને તળાવ હતાં, હિમાલયે તે સર્વેને નોતરાં મોકલ્યાં. ॥૨॥

**કામરૂપ સુંદર તન ધારી । સહિત સમાજ સહિત બર નારી ॥**
**ગએ સકલ તુહિનાચલ ગેહા । ગાવહિં મંગલ સહિત સનેહા ॥૩॥**

તે બધા પોતાની ઈચ્છાનુસાર રૂપ ધારણ કરનારા સુંદર શરીર ધારણ કરી, સુંદર સ્ત્રીઓ અને સમાજોની સાથે હિમાલયના ઘેર ગયા. બધા સ્નેહસહિત મંગળ ગીતો ગાય છે. ॥૩॥

**પ્રથમહિં ગિરિ બહુ ગૃહ સઁવરાએ । જથાજોગુ તહઁ તહઁ સબ છાએ ॥**
**પુર સોભા અવલોકિ સુહાઈ । લાગઇ લઘુ બિરંચિ નિપુનાઈ ॥૪॥**

હિમાલયે અગાઉથી જ ઘણાં ઘર શણગારી રખાવ્યાં હતાં. યથાયોગ્ય તે તે સ્થાનોમાં સર્વે લોકો ઊતર્યા. નગરની સુંદર શોભા જોઈને બ્રહ્માની રચના-ચાતુરી પણ તુચ્છ જણાતી હતી. ॥૪॥

છં૦ – લઘુ લાગ બિધિ કી નિપુનતા અવલોકિ પુર સોભા સહી ।
બન બાગ કૂપ તડ઼ાગ સરિતા સુભગ સબ સક કો કહી ॥
મંગલ બિપુલ તોરન પતાકા કેતુ ગૃહ ગૃહ સોહહીં ।
બનિતા પુરુષ સુંદર ચતુર છબિ દેખિ મુનિ મન મોહહીં ॥

નગરની શોભા જોઈને બ્રહ્માની નિપુણતા સાચેસાચ તુચ્છ જણાય છે. વન, બાગ, કૂવા, તળાવ, નદીઓ સર્વે સુંદર છે, તેમનું વર્ણન કોણ કરી શકે છે? ઘેર ઘેર ઘણાં જ મંગળસૂચક તોરણ અને ધજા-પતાકાઓ સુશોભિત થઈ રહ્યાં છે. ત્યાંનાં સુંદર અને ચતુર સ્ત્રી-પુરુષોની છબિ (કાંતિ) જોઈને મુનિઓના મન પણ મોહિત થઈ જાય છે.

દો૦ – જગદંબા જહઁ અવતરી સો પુરુ બરનિ કિ જાઇ ।
રિદ્ધિ સિદ્ધિ સંપત્તિ સુખ નિત નૂતન અધિકાઇ ॥ ૯૪॥

જે નગરમાં સ્વયં જગદંબાએ અવતાર લીધો, શું તેનું વર્ણન થઈ શકે છે? ત્યાં રિદ્ધિ, સિદ્ધિ, સંપત્તિ અને સુખ નિત્ય-નવીન વધતાં જાય છે. ॥ ૯૪॥

ચૌ૦ – નગર નિકટ બરાત સુનિ આઈ । પુર ખરભરુ સોભા અધિકાઈ ॥
કરિ બનાવ સજિ બાહન નાના । ચલે લેન સાદર અગવાના ॥ ૧॥

જાનને નગરની સમીપ આવેલી સાંભળીને નગરમાં દોડ-ધામ થઈ ગઈ, જેથી તેની શોભા વધી ગઈ. આગેવાની લેનારાઓ બનીઠનીને તથા અનેક પ્રકારનાં વાહનોને શણગારીને આદરસહિત જાનને લેવા ચાલ્યા. ॥ ૧॥

હિયઁ હરષે સુર સેન નિહારી । હરિહિ દેખિ અતિ ભએ સુખારી ॥
સિવ સમાજ જબ દેખન લાગે । બિડરિ ચલે બાહન સબ ભાગે ॥ ૨॥

દેવતાઓના સમાજને જોઈને બધા મનમાં પ્રસન્ન થયા અને વિષ્ણુ ભગવાનને જોઈને તો ઘણું જ સુખ પામ્યા. પરંતુ જ્યારે શિવજીના દળને જોવા લાગ્યા ત્યારે તો તેમનાં બધાં વાહનો (હાથી, ઘોડા, રથના બળદો આદિ) ડરીને ભાગી છૂટ્યાં. ॥ ૨॥

ધરિ ધીરજુ તહઁ રહે સયાને । બાલક સબ લૈ જીવ પરાને ॥
ગએઁ ભવન પૂછહિં પિતુ માતા । કહહિં બચન ભય કંપિત ગાતા ॥ ૩॥

થોડાંક મોટી ઉંમરના સમજદાર લોકો ધીરજ ધરીને ત્યાં ઊભા રહ્યાં. બાળકો તો સર્વે પોતાનો જીવ લઈને નાઠાં. ઘેર પહોંચ્યા પછી જ્યારે માતા-પિતા પૂછે છે, ત્યારે તેઓ ભયથી કાંપતાં શરીર આવાં વચનો કહે છે – ॥ ૩॥

કહિઅ કાહ કહિ જાઇ ન બાતા । જમ કર ધાર કિધૌં બરિઆતા ॥
બરુ બૌરાહ બસહઁ અસવારા । બ્યાલ કપાલ બિભૂષન છારા ॥ ૪॥

શું કહીએ, કોઈ વાત કહી નથી શકાતી! આ જાન છે કે યમરાજની સેના? વર ગાંડો છે અને નંદી પર સવાર છે. સર્પ, ખોપડી અને રખ્યા જ એનાં આભૂષણ છે. ॥ ૪॥

છં૦ – તન છાર બ્યાલ કપાલ ભૂષન નગન જટિલ ભયંકરા ।
સઁગ ભૂત પ્રેત પિસાચ જોગિનિ બિકટ મુખ રજનીચરા ॥
જો જિઅત રહિહિ બરાત દેખત પુન્ય બડ઼ તેહિ કર સહી ।
દેખિહિ સો ઉમા બિબાહુ ઘર ઘર બાત અસિ લરિકન્હ કહી ॥

વરના શરીર પર રખ્યા ચોપડેલી છે, સર્પ તથા ખોપરીઓનાં ઘરેણાં છે; તે નાગો, જટાધારી અને ભયંકર છે. તેની સાથે ભયાનક મુખોવાળાં ભૂત, પ્રેત, પિશાચ, યોગિનીઓ અને રાક્ષસો છે. જાનને જે જોઈને જીવિત રહેશે, ખરેખર તેનાં ઘણાં જ પુણ્ય છે અને તે જ પાર્વતીનો વિવાહ જોશે. છોકરાઓએ ઘેર-ઘેર આ જ વાત કરી.

દો૦ – સમુઝિ મહેસ સમાજ સબ જનનિ જનક મુસુકાહિં ।
બાલ બુઝાએ બિબિધ બિધિ નિડર હોહુ ડરુ નાહિં ॥ ૯૫॥

મહેશ્વર(શિવજી)નો સમાજ જાણીને સર્વે છોકરાંઓનાં માતા-પિતા હસે છે. તેમણે ઘણી રીતે છોકરાઓને સમજાવ્યા કે નીડર થઈ જાઓ, ડરની કોઈ વાત નથી. ॥ ૯૫॥

ચૌ૦ – લૈ અગવાન બરાતહિ આએ । દિએ સબહિ જનવાસ સુહાએ ॥
મૈનાઁ સુભ આરતી સઁવારી । સંગ સુમંગલ ગાવહિં નારી ॥ ૧॥

આગેવાન લોકો જાનને તેડી લાવ્યા. તેઓએ સર્વેને સુંદર જાનીવાસા ઊતરવા માટે આપ્યા. મેના(પાર્વતીજીની માતા)એ શુભ આરતી તૈયાર કરી અને તેમની સાથેની સ્ત્રીઓ શ્રેષ્ઠ લગ્નગીતો ગાવા લાગી. ॥ ૧॥

કંચન થાર સોહ બર પાની । પરિછન ચલી હરહિ હરષાની ॥
બિકટ બેષ રુદ્રહિ જબ દેખા । અબલન્હ ઉર ભય ભયઉ બિસેષા ॥ ૨॥

સુંદર હાથોમાં સોનાનો થાળ શોભે છે; આ રીતે મેના હરખાતાં હરખાતાં શિવજીને પોંખવા ચાલ્યાં. જ્યારે મહાદેવજીને ભયાનક વેષમાં જોયા ત્યારે તો સ્ત્રીઓના મનમાં ઘણો ભારે ભય ઉત્પન્ન થઈ ગયો. ॥ ૨॥

ભાગિ ભવન પૈઠીં અતિ ત્રાસા । ગએ મહેસુ જહાઁ જનવાસા ॥
મૈના હૃદયઁ ભયઉ દુખુ ભારી । લીન્હી બોલિ ગિરીસકુમારી ॥ ૩॥

ઘણા જ ભયને કારણે દોડીને તે ઘરમાં પેસી ગઈ અને શિવજી જ્યાં જાનીવાસો હતો ત્યાં ચાલ્યા ગયા. મેનાના હૃદયમાં ઘણું દુઃખ થયું. તેમણે પાર્વતીજીને પોતાની પાસે બોલાવ્યાં. ॥ ૩॥

અધિક સનેહઁ ગોદ બૈઠારી । સ્યામ સરોજ નયન ભરે બારી ॥
જેહિં બિધિ તુમ્હહિ રૂપુ અસ દીન્હા । તેહિં જડ઼ બરુ બાઉર કસ કીન્હા ॥ ૪॥

અને અત્યંત સ્નેહથી પોતાના ખોળામાં બેસાડી પોતાનાં નીલકમળ સમાન નેત્રોમાં આંસુ છલકાવી કહ્યું – જે વિધાતાએ તને આવું સુંદર રૂપ આપ્યું, તે મૂર્ખે તારા વરને બાવરો કેમ બનાવ્યો? ॥ ૪॥

છં૦ – કસ કીન્હ બરુ બૌરાહ બિધિ જેહિં તુમ્હહિ સુંદરતા દઈ ।
જો ફલુ ચહિઅ સુરતરુહિં સો બરબસ બબૂરહિં લાગઈ ॥
તુમ્હ સહિત ગિરિ તેં ગિરૌં પાવક જરૌં જલનિધિ મહુઁ પરૌં ।
ઘરુ જાઉ અપજસુ હોઉ જગ જીવત બિબાહુ ન હૌં કરૌં ॥

જે વિધાતાએ તને સુંદરતા આપી, તેણે તારા માટે વર બાવરો કેમ બનાવ્યો? જે ફળ કલ્પવૃક્ષમાં બેસવું જોઈએ, તે જબરદસ્તીથી બાવળમાં લાગી રહ્યું છે. હું તને લઈને પર્વત પરથી પડતું મૂકીશ, અગ્નિમાં બળી જઈશ કે દરિયામાં કૂદી પડીશ. ઘર ભલે ઉજ્જડ થઈ જાય અને જગત આખાયમાં અપકીર્તિ પ્રસરી જાય, પણ મારા જીવતાજીવે હું આ બાવરા વર સાથે તારો વિવાહ કરીશ નહિ.

દો૦ – ભઈં બિકલ અબલા સકલ દુખિત દેખિ ગિરિનારિ ।
કરિ બિલાપુ રોદતિ બદતિ સુતા સનેહુ સઁભારિ ॥ ૯૬॥

હિમાલયની સ્ત્રી(મેના)ને દુ:ખી જોઈને બધી સ્ત્રીઓ વ્યાકુળ થઈ ગઈ. મેના પોતાની પુત્રીના સ્નેહને યાદ કરીને વિલાપ કરી રોતી હતી અને કહેતી હતી – ॥ ૯૬॥

ચૌ૦ – નારદ કર મૈં કાહ બિગારા । ભવનુ મોર જિન્હ બસત ઉજારા ॥
અસ ઉપદેસુ ઉમહિ જિન્હ દીન્હા । બૌરે બરહિ લાગિ તપુ કીન્હા ॥ ૧॥

મેં નારદનું શું બગાડ્યું હતું, જેણે મારા વસતા ઘરને ઊજાડી નાખ્યું અને જેણે પાર્વતીને એવો ઉપદેશ આપ્યો કે જેથી તેણે પાગલ વરના માટે તપ કર્યું. ॥ ૧॥

સાચેહુઁ ઉન્હ કેં મોહ ન માયા । ઉદાસીન ધનુ ધામુ ન જાયા ॥
પર ઘર ઘાલક લાજ ન ભીરા । બાઁઝ કિ જાન પ્રસવ કૈ પીરા ॥ ૨॥

ખરેખર તેમને નથી કોઈનો મોહ, નથી માયા; નથી તેમની પાસે ધન, નથી ઘર અને સ્ત્રી પણ નથી; તેઓ સર્વેથી ઉદાસીન છે. આથી જ તેઓ બીજાના ઘરને ઉજાડનારા છે. તેમને નથી કોઈની લાજ, નથી કોઈનો ડર. ભલા, વાંઝણી પ્રસવની પીડાને શું જાણે. ॥ ૨॥

જનનિહિ બિકલ બિલોકિ ભવાની । બોલી જુત બિબેક મૃદુ બાની ॥
અસ બિચારિ સોચહિ મતિ માતા । સો ન ટરઈ જો રચઈ બિધાતા ॥ ૩॥

માતાને વ્યાકુળ જોઈને પાર્વતીજી વિવેકયુક્ત કોમળ વાણી બોલ્યાં – હે માતા! વિધાતા જે રચી નાખે છે, તે ટળતું નથી; આવો વિચાર કરી તું શોક ના કર. ॥ ૩॥

કરમ લિખા જૌં બાઉર નાહૂ । તૌ કત દોસુ લગાઈઅ કાહૂ ॥
તુમ્હ સન મિટહિં કિ બિધિ કે અંકા । માતુ બ્યર્થ જનિ લેહુ કલંકા ॥ ૪॥

જો મારા ભાગ્યમાં બાવરો જ પતિ લખ્યો છે તો બીજાને શા માટે દોષ દેવાય? હે માતા! શું વિધાતાના લેખ તારાથી મટી શકશે? વ્યર્થ કલંકનો ચાંલ્લો ના વહોરીશ. ॥ ૪॥

છં૦ – જનિ લેહુ માતુ કલંકુ કરુના પરિહરહુ અવસર નહીં ।
દુખુ સુખુ જો લિખા લિલાર હમરેં જાબ જહઁ પાઉબ તહીં ॥
સુનિ ઉમા બચન બિનીત કોમલ સકલ અબલા સોચહીં ।
બહુ ભાઁતિ બિધિહિ લગાઇ દૂષન નયન બારિ બિમોચહીં ॥

હે માતા! કલંક ન વહોરીશ, રોવું છોડી દે. આ અવસર વિષાદ કરવાનો નથી. મારા ભાગ્યમાં જે દુઃખ-સુખ લખ્યું છે, તે હું જ્યાં જઈશ ત્યાં પામીશ જ! પાર્વતીજીનાં આવાં વિનયયુક્ત કોમળ વચન સાંભળીને બધી સ્ત્રીઓ શોક કરવા લાગી અને જાતજાતના દોષ વિધાતાને આપીને આંખોમાંથી અશ્રુ વહેવડાવા લાગી.

દો૦ – તેહિ અવસર નારદ સહિત અરુ રિષિ સપ્ત સમેત ।
સમાચાર સુનિ તુહિનગિરિ ગવને તુરત નિકેત ॥ ૯૭॥

આ સમાચારને સાંભળતાં જ હિમાલય તે સમયે નારદજી અને સપ્તર્ષિઓને સાથે લઈને પોતાના ઘેર ગયા. ॥ ૯૭॥

ચૌ૦ – તબ નારદ સબહી સમુઝાવા । પુરુબ કથાપ્રસંગુ સુનાવા ॥
મયના સત્ય સુનહુ મમ બાની । જગદંબા તવ સુતા ભવાની ॥ ૧॥

ત્યારે નારદજીએ પૂર્વજન્મની કથા સંભળાવી સર્વેને સમજાવ્યા [અને કહ્યું] કે હે મેના! તમે મારી સાચી વાત સાંભળો, તમારી આ પુત્રી સાક્ષાત્ જગતજનની ભવાની છે. ॥ ૧॥

અજા અનાદિ સક્તિ અબિનાસિનિ । સદા સંભુ અરધંગ નિવાસિનિ ॥
જગ સંભવ પાલન લય કારિનિ । નિજ ઇચ્છા લીલા બપુ ધારિનિ ॥ ૨॥

તે અજન્મા, અનાદિ અને અવિનાશિની શક્તિ છે. સદા શિવજીના અડધા અંગમાં રહે છે. એ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરનારી છે; અને પોતાની ઇચ્છાથી જ લીલા–શરીર ધારણ કરે છે. ॥ ૨॥

જનમીં પ્રથમ દચ્છ ગૃહ જાઈ । નામુ સતી સુંદર તનુ પાઈ ॥
તહઁહુઁ સતી સંકરહિ બિબાહીં । કથા પ્રસિદ્ધ સકલ જગ માહીં ॥ ૩॥

અગાઉ એ દક્ષના ઘેર જઈ જન્મ્યાં હતાં, ત્યારે એમનું નામ સતી હતું, ઘણું જ સુંદર શરીર પામ્યાં હતાં. ત્યાં પણ સતીને શંકરજી સાથે જ પરણાવ્યાં હતાં. આ કથા આખા જગતમાં પ્રસિદ્ધ છે. ॥ ૩॥

એક બાર આવત સિવ સંગા । દેખેઉ રઘુકુલ કમલ પતંગા ॥
ભયઉ મોહુ સિવ કહા ન કીન્હા । ભ્રમ બસ બેષુ સીય કર લીન્હા ॥ ૪॥

એક વખત તેમણે શિવજીની સાથે આવતા [માર્ગમાં] રઘુકુળરૂપી કમળના સૂર્ય શ્રીરામચન્દ્રજીને જોયા, ત્યારે એમને મોહ થઈ ગયો અને એમણે શિવજીનું કહ્યું ન માનીને ભ્રમવશ થઈ સીતાજીનો વેશ ધારણ કરી લીધો. ॥ ૪॥

**છં૦ – સિય બેષુ સતીં જો કીન્હ તેહિં અપરાધ સંકર પરિહરીં।**
**હર બિરહઁ જાઈ બહોરિ પિતુ કેં જગ્ય જોગાનલ જરીં॥**
**અબ જનમિ તુમ્હરે ભવન નિજ પતિ લાગિ દારુન તપુ કિયા।**
**અસ જાનિ સંસય તજહુ ગિરિજા સર્બદા સંકરપ્રિયા॥**

સતીજીએ જે સીતાનો વેષ ધારણ કર્યો, એ જ અપરાધના કારણે શંકરજીએ તેમને ત્યાગી દીધાં. પછી શંકરજીના વિયોગમાં પોતાના પિતાના યજ્ઞમાં જઈને ત્યાં જ તેઓ યોગાગ્નિથી ભસ્મ થઈ ગયાં. હવે, એમણે તમારા ઘરમાં જન્મ લઈને પોતાના પતિને માટે કઠિન તપ કર્યું છે એમ જાણીને સંશય ત્યજી દો. પાર્વતીજી તો સદાય શિવજીનાં પ્રિયા (અર્ધાંગના) છે.

**દો૦ – સુનિ નારદ કે બચન તબ સબ કર મિટા બિષાદ।**
**છન મહુઁ બ્યાપેઉ સકલ પુર ઘર ઘર યહ સંબાદ॥૯૮॥**

ત્યારે નારદનાં વચનો સાંભળીને સર્વેનો વિષાદ દૂર થયો અને ક્ષણમાત્રમાં આ સમાચાર આખાય નગરમાં ઘેર - ઘેર વ્યાપી ગયા. ॥૯૮॥

**ચૌ૦ – તબ મયના હિમવંતુ અનંદે। પુનિ પુનિ પારબતી પદ બંદે॥**
**નારિ પુરુષ સિસુ જુબા સયાને। નગર લોગ સબ અતિ હરષાને॥૧॥**

તે સમયે મેના અને હિમાલય આનંદમાં મગ્ન થઈ ગયાં અને તેમણે વારંવાર પાર્વતીના ચરણોની વંદના કરી. સ્ત્રી, પુરુષો, બાળકો, યુવાનો અને વૃદ્ધો - નગરના સર્વે લોકો ઘણા પ્રસન્ન થયાં. ॥૧॥

**લગે હોન પુર મંગલ ગાના। સજે સબહિં હાટક ઘટ નાના॥**
**ભાઁતિ અનેક ભઈ જેવનારા। સૂપસાસ્ત્ર જસ કછુ બ્યવહારા॥૨॥**

નગરમાં મંગળ ગીતો ગવાવા લાગ્યાં અને સૌએ જાતજાતના સુવર્ણોના કળશ સજાવ્યા. પાકશાસ્ત્રમાં જે રીત છે તે પ્રમાણે અનેક જાતની રસોઈ બની (જમણવાર થયા). ॥૨॥

**સો જેવનાર કિ જાઈ બખાની। બસહિં ભવન જેહિં માતુ ભવાની॥**
**સાદર બોલે સકલ બરાતી। બિષ્નુ બિરંચિ દેવ સબ જાતી॥૩॥**

જે ઘરમાં સ્વયં માતા ભવાની રહેતાં હોય, ત્યાંના જમણવારનું વર્ણન કેવી રીતે કરી શકાય? હિમાલયે આદરપૂર્વક સર્વે જાનૈયાઓને – વિષ્ણુ, બ્રહ્મા અને સર્વે વર્ગના દેવતાઓને બોલાવ્યા. ॥૩॥

**બિબિધ પાઁતિ બૈઠી જેવનારા। લાગે પરુસન નિપુન સુઆરા॥**
**નારિબૃંદ સુર જેવઁત જાની। લગીં દેન ગારીં મૃદુ બાની॥૪॥**

જમનારાઓની ઘણી જ પંગતો બેસી. ચતુર રસોઇયા પીરસવા મંડ્યા. સ્ત્રીઓની મંડળીઓ દેવતાઓને જમતા જાણીને કોમળ વાણીથી ફટાણાં ગાવા મંડી. ॥૪॥

છં૦ – ગારીં મધુર સ્વર દેહિં સુંદરિ બિંગ્ય બચન સુનાવહીં ।
ભોજનુ કરહિં સુર અતિ બિલંબુ બિનોદુ સુનિ સચુ પાવહીં ॥
જેવઁત જો બઢ્યો અનંદુ સો મુખ કોટિહૂઁ ન પરૈ કહ્યો ।
અચવાઁઈ દીન્હેં પાન ગવને બાસ જહઁ જાકો રહ્યો ॥

સર્વે સુંદર સ્ત્રીઓ મીઠા સ્વરે ફટાણાં ગાવા લાગી. અને વ્યંગ ભરેલાં વચનો સંભળાવવા માંડી. દેવગણ વિનોદ સાંભળીને ઘણું સુખ અનુભવે છે; એટલે જ જમવામાં ઘણી વાર લગાડી રહ્યા છે. જમતી વેળાએ જે આનંદ વધ્યો, તે કરોડો મુખોથી પણ કહી નથી શકાતો. [ભોજન કરી લીધા પછી] બધાનાં હાથ-મુખ ધોવડાવીને પાન અપાયાં. પછી સર્વે લોકો જે જ્યાં ઊતર્યા હતા, તે જાનીવાસે તેઓ ગયા.

દો૦ – બહુરિ મુનિન્હ હિમવંત કહુઁ લગન સુનાઈ આઇ ।
સમય બિલોકિ બિબાહ કર પઠએ દેવ બોલાઈ ॥ ૯૯॥

પછી મુનિઓએ આવીને હિમાલયને લગ્ન વેળા (લગ્નપત્રિકા) કહી સંભળાવી અને વિવાહનો સમય જોઈ દેવતાઓને તેડાવ્યા. ॥ ૯૯॥

ચૌ૦ – બોલિ સકલ સુર સાદર લીન્હે । સબહિ જથોચિત આસન દીન્હે ॥
બેદી બેદ બિધાન સઁવારી । સુભગ સુમંગલ ગાવહિં નારી ॥ ૧॥

સર્વે દેવતાઓને આદરસહિત બોલાવી લીધા અને સર્વેને યથાયોગ્ય આસન આપ્યાં. વેદની વિધિ પ્રમાણે વેદી (ચોકી) શણગારવામાં આવી અને સ્ત્રીઓ સુન્દર શ્રેષ્ઠ મંગળ ગીત ગાવા લાગી. ॥ ૧॥

સિંઘાસનુ અતિ દિબ્ય સુહાવા । જાઇ ન બરનિ બિરંચિ બનાવા ॥
બૈઠે સિવ બિપ્રન્હ સિરુ નાઈ । હૃદયઁ સુમિરિ નિજ પ્રભુ રઘુરાઈ ॥ ૨॥

વેદિકા પર એક અત્યંત સુંદર દિવ્ય સિંહાસન હતું, જેનું [જેની સુંદરતાનું] વર્ણન નથી કરી શકાતું; કેમ કે તે સ્વયં બ્રહ્માજીનું બનાવેલું હતું. બ્રાહ્મણોને શીશ નમાવી અને હૃદયમાં પોતાના સ્વામી શ્રીરઘુનાથજીનું સ્મરણ કરીને શિવજી તે સિંહાસન પર બેસી ગયા. ॥ ૨॥

બહુરિ મુનીસન્હ ઉમા બોલાઈં । કરિ સિંગારુ સખીં લૈ આઈં ॥
દેખત રૂપુ સકલ સુર મોહે । બરનૈ છબિ અસ જગ કબિ કો હૈ ॥ ૩॥

પછી મુનીશ્વરોએ પાર્વતીજીને તેડાવ્યા. સખીઓ શૃંગાર કરી તેમને લઈ આવી. પાર્વતીજીના રૂપને જોતાં જ સર્વે દેવો મોહિત થઈ ગયા. સંસારમાં એવો કયો કવિ છે જે તે સુંદરતાનું વર્ણન કરી શકે! ॥ ૩॥

જગદંબિકા જાનિ ભવ ભામા । સુરન્હ મનહિં મન કીન્હ પ્રનામા ॥
સુંદરતા મરજાદ ભવાની । જાઇ ન કોટિહુઁ બદન બખાની ॥ ૪॥

પાર્વતીજીને જગદંબા અને શિવજીનાં પત્ની જાણીને દેવોએ મનમાં ને મનમાં પ્રણામ કર્યા. ભવાની સુંદરતાની સીમા છે. કરોડો મુખોથી પણ તેમની શોભા કહી નથી શકાતી. ॥ ૪॥

**છં૦ – કોટિહુઁ બદન નહિં બનૈ બરનત જગ જનનિ સોભા મહા।**
**સકુચહિં કહત શ્રુતિ સેષ સારદ મંદમતિ તુલસી કહા॥**
**છબિખાનિ માતુ ભવાનિ ગવનીં મધ્ય મંડપ સિવ જહાઁ।**
**અવલોકિ સકહિં ન સકુચ પતિ પદ કમલ મનુ મધુકરુ તહાઁ॥**

જગતજનની પાર્વતીજીની મહાન શોભાનું વર્ણન કરોડો મુખોથી પણ થઈ શકે તેમ નથી. વેદ, શેષજી અને સરસ્વતીજી પણ તે કહેતા સંકોચ પામે છે, તો મંદબુદ્ધિ તુલસી તેમની પાસે કઈ ગણતરીમાં છે? સુંદરતા અને શોભાની ખાણ માતા ભવાની મંડપ વચ્ચે જ્યાં શિવજી હતા, ત્યાં ગયાં. સંકોચને લીધે તેઓ પતિ(શિવજી)ના ચરણકમળોને જોઈ શકતા ન હતાં, પરંતુ તેમનો મનરૂપી ભમરો તો ત્યાં [રસ-પાન કરી રહ્યો] હતો.

**દો૦ – મુનિ અનુસાસન ગનપતિહિ પૂજેઉ સંભુ ભવાનિ।**
**કોઉ સુનિ સંસય કરૈ જનિ સુર અનાદિ જિયઁ જાનિ॥ ૧૦૦॥**

મુનિઓની આજ્ઞાથી શિવજી અને પાર્વતીજીએ ગણેશજીનું પૂજન કર્યું. મનમાં દેવતાઓને અનાદિ સમજીને કોઈ આ વાતને સાંભળીને શંકા ન કરે [કે ગણેશજી તો શિવ-પાર્વતીનું સંતાન છે, અત્યારે વિવાહપૂર્વે તે ક્યાંથી આવી ગયા?] ॥ ૧૦૦॥

**ચૌ૦ – જસિ બિબાહ કૈ બિધિ શ્રુતિ ગાઈ। મહામુનિન્હ સો સબ કરવાઈ॥**
**ગહિ ગિરીસ કુસ કન્યા પાની। ભવહિ સમરપીં જાનિ ભવાની॥ ૧॥**

વેદોમાં વિવાહની જેવી વિધિ કહેવામાં આવી છે, મહામુનિઓએ તે સઘળી કરાવી. પર્વતરાજ હિમાલયે હાથમાં દર્ભ લઈને તથા પુત્રીનો હાથ પકડીને તેને ભવાની (શિવપત્ની) જાણીને શિવજીને સમર્પિત કર્યાં. ॥ ૧॥

**પાનિગ્રહન જબ કીન્હ મહેસા। હિયઁ હરષે તબ સકલ સુરેસા॥**
**બેદમંત્ર મુનિબર ઉચ્ચરહીં। જય જય જય સંકર સુર કરહીં॥ ૨॥**

જ્યારે મહેશ્વરે (શિવજીએ) પાર્વતીનું પાણિગ્રહણ કર્યું, ત્યારે [ઇન્દ્રાદિ] સર્વે દેવતાઓ હૃદયમાં ઘણા જ હર્ષિત થયા. શ્રેષ્ઠ મુનિગણ વેદમંત્રોનું ઉચ્ચારણ કરવા લાગ્યા અને દેવગણો શિવજીનો જય-જયકાર કરવા લાગ્યા. ॥ ૨॥

**બાજહિં બાજન બિબિધ બિધાના। સુમનબૃષ્ટિ નભ ભૈ બિધિ નાના॥**
**હર ગિરિજા કર ભયઉ બિબાહૂ। સકલ ભુવન ભરિ રહા ઉછાહૂ॥ ૩॥**

અનેક પ્રકારનાં વાજાં વાગવા લાગ્યાં. આકાશમાંથી અનેક જાતનાં ફૂલોની વર્ષા થઈ. શિવ-પાર્વતીનો વિવાહ થઈ ગયો. આખા બ્રહ્માંડમાં આનંદ છવાઈ ગયો. ॥ ૩॥

**દાસીં દાસ તુરગ રથ નાગા। ધેનુ બસન મનિ બસ્તુ બિભાગા ॥**
**અન્ન કનકભાજન ભરિ જાના। દાઈજ દીન્હ ન જાઈ બખાના ॥૪॥**

દાસી, દાસ, રથ, ઘોડા, હાથી, ગાયો, વસ્ત્ર અને મણિ વગેરે અનેક પ્રકારની ચીજો, અન્ન અને સોનાનાં વાસણો ગાડીઓમાં ભરીને દહેજમાં આપ્યાં, જેનાં વર્ણન થઈ શકે તેમ નથી. ॥૪॥

છં૦ – **દાઈજ દિયો બહુ ભાઁતિ પુનિ કર જોરિ હિમભૂધર કહ્યો।**
**કા દેઉઁ પૂરનકામ સંકર ચરન પંકજ ગહિ રહ્યો ॥**
**સિવઁ કૃપાસાગર સસુર કર સંતોષુ સબ ભાઁતિહિં કિયો।**
**પુનિ ગહે પદ પાથોજ મયનાઁ પ્રેમ પરિપૂરન હિયો ॥**

અનેક પ્રકારે દહેજ આપીને, હાથ જોડી હિમાલયે કહ્યું – હે શંકર! આપ પૂર્ણકામ છો, હું આપને શું આપી શકવાનો હતો? [આમ કહીને] તે શિવજીના ચરણકમળ પકડીને બેસી ગયા, ત્યારે કૃપાના સાગર શિવજીએ પોતાના સસરાનું સર્વે રીતે સમાધાન કર્યું. પછી પ્રેમથી પરિપૂર્ણ હૃદયે મેનાજીએ શિવજીના ચરણકમળ પકડ્યા [અને કહ્યું –]

દો૦ – **નાથ ઉમા મમ પ્રાન સમ ગૃહકિંકરી કરેહુ।**
**છમેહુ સકલ અપરાધ અબ હોઈ પ્રસન્ન બરુ દેહુ ॥૧૦૧॥**

હે નાથ! આ ઉમા મને મારા પ્રાણસમાન [પ્રિય] છે. આપ એને આપના ઘરની દાસી બનાવજો અને એના દરેક અપરાધને ક્ષમા કરતા રહેજો. હવે, આપ પ્રસન્ન થઈને મને આ વર આપો. ॥૧૦૧॥

ચૌ૦ – **બહુ બિધિ સંભુ સાસુ સમુઝાઈ। ગવની ભવન ચરન સિરુ નાઈ ॥**
**જનનીં ઉમા બોલિ તબ લીન્હી। લૈ ઉછંગ સુંદર સિખ દીન્હી ॥૧॥**

શિવજીએ ઘણી રીતે પોતાનાં સાસુને સમજાવ્યાં. ત્યારે તે શિવજીના ચરણોમાં શીશ નમાવી ઘેર ગયાં. પછી માતાએ પાર્વતીને બોલાવી લીધાં અને ખોળામાં બેસાડી સુંદર શિખામણ આપી – ॥૧॥

**કરેહુ સદા સંકર પદ પૂજા। નારિધરમુ પતિ દેઉ ન દૂજા ॥**
**બચન કહત ભરે લોચન બારી। બહુરિ લાઈ ઉર લીન્હિ કુમારી ॥૨॥**

હે પાર્વતી! તું સદા શિવજીના ચરણોની પૂજા કરજે. નારીઓનો આ જ ધર્મ છે. તેમના માટે પતિ જ દેવતા છે, અન્ય કોઈ દેવતા નથી. આવા પ્રકારની વાતો કહેતાં કહેતાં તેમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં અને તેમણે પુત્રીને છાતી સરસી ચાંપી દીધી. ॥૨॥

**કત બિધિ સૃજીં નારિ જગ માહીં। પરાધીન સપનેહુઁ સુખુ નાહીં ॥**
**ભૈ અતિ પ્રેમ બિકલ મહતારી। ધીરજુ કીન્હ કુસમય બિચારી ॥૩॥**

[વળી, કહ્યું કે] વિધાતાએ જગતમાં સ્ત્રીજાતિને કેમ ઉત્પન્ન કરી? પરાધીનને સપનામાં પણ સુખ નથી મળતું. એમ કહેતાં માતા સ્નેહના લીધે અત્યંત વ્યાકુળ થઈ ગયાં, પરંતુ દુઃખી થવાનો આ સમય નથી એમ જાણીને તેમણે ધીરજ ધરી. ॥૩॥

**પુનિ પુનિ મિલતિ પરતિ ગહિ ચરના । પરમ પ્રેમુ કછુ જાઇ ન બરના ॥**
**સબ નારિન્હ મિલિ ભેટિ ભવાની । જાઈ જનનિ ઉર પુનિ લપટાની ॥૪॥**

મેના વારંવાર ભેટે છે અને [પાર્વતીના] ચરણો પકડીને પડી જાય છે. ઘણો જ પ્રેમ છે, કંઈ વર્ણન નથી કરી શકાતું. ભવાની સર્વે સ્ત્રીઓને મળી-ભેટીને પાછા પોતાની માતાના હૃદયને વીંટળાઈ ગયાં. ॥૪॥

**છં૦ – જનનિહિ બહુરિ મિલિ ચલી ઉચિત અસીસ સબ કાહૂઁ દઈં ।**
**ફિરિ ફિરિ બિલોકતિ માતુ તન તબ સખીં લૈ સિવ પહિં ગઈં ॥**
**જાચક સકલ સંતોષિ સંકરુ ઉમા સહિત ભવન ચલે ।**
**સબ અમર હરષે સુમન બરષિ નિસાન નભ બાજે ભલે ॥**

પાર્વતીજી માતાને ફરી ભેટીને ચાલ્યાં, સર્વ કોઈએ તેમને યોગ્ય આશીર્વાદ આપ્યા. પાર્વતીજી વળી-વળીને માતાના તરફ જોતાં જતાં હતાં. ત્યારે સખીઓ તેમને શિવજીના પાસે લઈ ગઈ. મહાદેવજી સર્વે યાચકોને સંતુષ્ટ કરી પાર્વતીજીની સાથે ઘર (કૈલાસ) તરફ ચાલ્યા. સર્વે દેવતા પ્રસન્ન થઈને ફૂલોની વર્ષા કરવા લાગ્યા અને આકાશમાં સુંદર નગારાં વાગવા મંડ્યાં.

**દો૦ – ચલે સંગ હિમવંતુ તબ પહુઁચાવન અતિ હેતુ ।**
**બિબિધ ભાઁતિ પરિતોષુ કરિ બિદા કીન્હ બૃષકેતુ ॥૧૦૨॥**

ત્યારે હિમાલય અત્યંત પ્રેમથી શિવજીને વળાવવા સાથે ચાલ્યા. વૃષકેતુ(શિવજી)એ અનેક રીતે તેમને સંતોષીને વિદાય કર્યા. ॥૧૦૨॥

**ચૌ૦ – તુરત ભવન આએ ગિરિરાઈ । સકલ સૈલ સર લિએ બોલાઈ ॥**
**આદર દાન બિનય બહુમાના । સબ કર બિદા કીન્હ હિમવાના ॥૧॥**

પર્વતરાજ હિમાલય તુરંત ઘેર આવ્યા અને તેમણે બધાં પર્વતો અને સરોવરોને બોલાવ્યાં. હિમાલયે આદર, દાન, વિનય અને ઘણા સન્માનપૂર્વક સર્વેને વિદાય આપી. ॥૧॥

**જબહિં સંભુ કૈલાસહિં આએ । સુર સબ નિજ નિજ લોક સિધાએ ॥**
**જગત માતુ પિતુ સંભુ ભવાની । તેહિં સિંગારુ ન કહઉઁ બખાની ॥૨॥**

જ્યારે શિવજી કૈલાસ પર્વત પર પહોંચ્યા, ત્યારે સર્વે દેવતા પોતપોતાના લોકોમાં ચાલ્યા ગયા. [તુલસીદાસજી કહે છે કે] પાર્વતીજી અને શિવજી જગતનાં માતા-પિતા છે, એટલે હું એમના શૃંગારનું વર્ણન કરતો નથી. ॥૨॥

**કરહિં બિબિધ બિધિ ભોગ બિલાસા । ગનન્હ સમેત બસહિં કૈલાસા ॥**
**હર ગિરિજા બિહાર નિત નયઊ । એહિ બિધિ બિપુલ કાલ ચલિ ગયઊ ॥૩॥**

શિવ-પાર્વતી વિવિધ પ્રકારના ભોગ-વિલાસ કરતાં કરતાં પોતાના ગણોસહિત કૈલાસપર રહેવા માંડ્યાં. તેઓ નિત્ય નવા વિહાર કરતાં હતાં. આમ ઘણો સમય વીતી ગયો. ॥૩॥

**તબ જનમેઉ ષટબદન કુમારા । તારકુ અસુરુ સમર જેહિં મારા ॥**
**આગમ નિગમ પ્રસિદ્ધ પુરાના । ષન્મુખ જન્મુ સકલ જગ જાના ॥૪॥**

પછી છ મુખવાળા પુત્ર(સ્વામિકાર્તિક)નો જન્મ થયો, જેણે [મોટા થયા પછી] યુદ્ધમાં તારકાસુરને માર્યો. વેદ, શાસ્ત્ર અને પુરાણોમાં સ્વામીકાર્તિકના જન્મની કથા પ્રસિદ્ધ છે અને આખું જગત તેને જાણે છે. ॥૪॥

**છં૦ – જગુ જાન ષન્મુખ જન્મુ કર્મુ પ્રતાપુ પુરુષારથુ મહા ।**
**તેહિ હેતુ મૈં બૃષકેતુ સુત કર ચરિત સંછેપહિં કહા ॥**
**યહ ઉમા સંભુ બિબાહુ જે નર નારિ કહહિં જે ગાવહીં ।**
**કલ્યાન કાજ બિબાહ મંગલ સર્બદા સુખુ પાવહીં ॥**

ષડાનન(સ્વામી કાર્તિક)ના જન્મ, કર્મ, પ્રતાપ અને મહાન પુરુષાર્થને આખું જગત જાણે છે. તેથી મેં વૃષકેતુ(શિવજી)ના પુત્રનું ચરિત્ર સંક્ષેપમાં જ કહ્યું છે. શિવ-પાર્વતીના વિવાહની આ કથાને જે સ્ત્રી-પુરુષ કહેશે અને ગાશે, તે કલ્યાણનાં કાર્યો અને વિવાહાદિ મંગળોમાં સદા સુખ મેળવશે.

**દો૦ – ચરિત સિંધુ ગિરિજા રમન બેદ ન પાવહિં પારુ ।**
**બરનૈ તુલસીદાસુ કિમિ અતિ મતિમંદ ગવાઁરુ ॥૧૦૩॥**

ગિરિજાપતિ મહાદેવજીનું ચરિત્ર સમુદ્ર સમાન (અપાર) છે, તેનો પાર વેદો પણ નથી પામતા તો અત્યંત મંદબુદ્ધિ અને ગમાર તુલસીદાસ તેનું વર્ણન કેવી રીતે કરી શકે? ॥૧૦૩॥

**ચૌ૦ – સંભુ ચરિત સુનિ સરસ સુહાવા । ભરદ્વાજ મુનિ અતિ સુખુ પાવા ॥**
**બહુ લાલસા કથા પર બાઢ઼ી । નયનન્હિ નીરુ રોમાવલિ ઠાઢ઼ી ॥૧॥**

શિવજીનું રસપ્રદ અને સોહામણું ચરિત્ર સાંભળીને મુનિ ભરદ્વાજજીને ઘણું જ સુખ મળ્યું. કથા સાંભળવાની તેમની લાલસા ઘણી વધી ગઈ. નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં અને રૂંવાડાં ઊભા થઈ ગયાં. ॥૧॥

**પ્રેમ બિબસ મુખ આવ ન બાની । દસા દેખિ હરષે મુનિ ગ્યાની ॥**
**અહો ધન્ય તવ જન્મુ મુનીસા । તુમ્હહિ પ્રાન સમ પ્રિય ગૌરીસા ॥૨॥**

તે પ્રેમમાં મુગ્ધ થઈ ગયા, મુખમાંથી વાણી નથી નીકળતી. તેમની આ દશા જોઈને જ્ઞાની મુનિ યાજ્ઞવલ્ક્ય ઘણા પ્રસન્ન થયા [અને બોલ્યા –], હે મુનીશ! અહો હો...! તમારો જન્મ ધન્ય છે, તમને ગૌરીપતિ શિવજી પ્રાણોસમાન પ્રિય છે. ॥૨॥

**સિવ પદ કમલ જિન્હહિ રતિ નાહીં । રામહિ તે સપનેહુઁ ન સોહાહીં ॥**
**બિનુ છલ બિસ્વનાથ પદ નેહૂ । રામ ભગત કર લચ્છન એહૂ ॥૩॥**

શિવજીનાં ચરણકમળોમાં જેમની પ્રીતિ નથી, તે શ્રીરામચન્દ્રજીને સ્વપ્નમાં પણ પ્રિય લાગતા નથી. વિશ્વનાથ શ્રીશિવજીના ચરણોમાં નિષ્કપટ (વિશુદ્ધ) પ્રેમ થવો - એ જ રામભક્તનું લક્ષણ છે. ॥૩॥

**સિવ સમ કો રઘુપતિ બ્રતધારી। બિનુ અઘ તજી સતી અસિ નારી॥**
**પનુ કરિ રઘુપતિ ભગતિ દેખાઈ। કો સિવ સમ રામહિ પ્રિય ભાઈ॥૪॥**

શિવજીની જેમ રઘુનાથજી(ની ભક્તિ)નું વ્રત ધારણ કરનાર કોણ છે? જેમણે વગર પાપે સતી જેવી સ્ત્રીને ત્યાગી દીધી અને પ્રતિજ્ઞા કરીને શ્રીરઘુનાથજીની ભક્તિને બતાવી. હે ભાઈ! શ્રીરામચન્દ્રજીને શિવજી સમાન બીજું કોણ પ્રિય છે? ॥૪॥

**દો૦ – પ્રથમહિં મૈં કહિ સિવ ચરિત બૂઝા મરમુ તુમ્હાર।**
**સુચિ સેવક તુમ્હ રામ કે રહિત સમસ્ત બિકાર॥૧૦૪॥**

મેં પહેલાં તો શિવજીનું ચરિત્ર કહીને તમારો ભેદ સમજી લીધો. તમે શ્રીરામચન્દ્રજીના પવિત્ર સેવક છો અને સમસ્ત દોષોથી રહિત છો. ॥૧૦૪॥

**ચૌ૦ – મૈં જાના તુમ્હાર ગુન સીલા। કહઉઁ સુનહુ અબ રઘુપતિ લીલા॥**
**સુનુ મુનિ આજુ સમાગમ તોરેં। કહિ ન જાઈ જસ સુખુ મન મોરેં॥૧॥**

મેં તમારા ગુણ અને શીલ જાણી લીધાં. હવે, હું શ્રીરઘુનાથજીની લીલા કહું છું, સાંભળો. હે મુનિ! આજે તમને મળવાથી મારા મનમાં જે આનંદ થયો છે, તે કહી શકાતો નથી. ॥૧॥

**રામ ચરિત અતિ અમિત મુનીસા। કહિ ન સકહિં સત કોટિ અહીસા॥**
**તદપિ જથાશ્રુત કહઉઁ બખાની। સુમિરિ ગિરાપતિ પ્રભુ ધનુપાની॥૨॥**

હે મુનીશ્વર! રામચરિત્ર અત્યંત અપાર છે. સો કરોડ શેષજી પણ તે કહી નથી શકતા. તો પણ જેવું મેં સાંભળ્યું છે તેવું, વાણીના સ્વામી (પ્રેરક) અને હાથમાં ધનુષ ધારણ કરેલા પ્રભુ શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરીને કહું છું. ॥૨॥

**સારદ દારુનારિ સમ સ્વામી। રામુ સૂત્રધર અંતરજામી॥**
**જેહિ પર કૃપા કરહિં જનુ જાની। કબિ ઉર અજિર નચાવહિં બાની॥૩॥**

સરસ્વતીજી કઠપૂતળી સમાન છે અને અતંર્યામી સ્વામી શ્રીરામચન્દ્રજી કઠપૂતળીને નચાવનાર સૂત્રધાર છે. પોતાનો ભક્ત જાણીને જે કવિ ઉપર તેઓ કૃપા કરે છે, તેના હૃદયરૂપી આંગણામાં સરસ્વતીને તેઓ નચાવ્યા કરે છે. ॥૩॥

**પ્રનવઉઁ સોઈ કૃપાલ રઘુનાથા। બરનઉઁ બિસદ તાસુ ગુન ગાથા॥**
**પરમ રમ્ય ગિરિબરુ કૈલાસૂ। સદા જહાઁ સિવ ઉમા નિવાસૂ॥૪॥**

તે કૃપાળુ શ્રીરઘુનાથજીને હું પ્રણામ કરું છું અને તેમના નિર્મળ ગુણોની કથા કહું છું. કૈલાસ પર્વતોમાં શ્રેષ્ઠ અને પરમ રમણીય છે, જ્યાં શિવ-પાર્વતીજી સદાય નિવાસ કરે છે. ॥૪॥

**દો૦ – સિદ્ધ તપોધન જોગિજન સુર કિંનર મુનિબૃંદ।**
**બસહિં તહાઁ સુકૃતી સકલ સેવહિં સિવ સુખકંદ॥૧૦૫॥**

સિદ્ધ, તપસ્વી, યોગીગણ, દેવતા, કિન્નર અને મુનિઓનો સમૂહ એ જ પર્વત પર રહે છે. તે બધા મોટા પુણ્યાત્માઓ છે અને આનંદકંદ શ્રીમહાદેવજીની સેવા કરે છે. ॥૧૦૫॥

**ચૌ૦ – હરિ હર બિમુખ ધર્મ રતિ નાહીં। તે નર તહઁ સપનેહુઁ નહિં જાહીં॥**
**તેહિ ગિરિ પર બટ બિટપ બિસાલા। નિત નૂતન સુંદર સબ કાલા॥૧॥**

જે ભગવાન વિષ્ણુ અને મહાદેવજીથી વિમુખ છે અને જેમની ધર્મમાં પ્રીતિ નથી, તેવા લોકો સ્વપ્નમાં પણ ત્યાં જઈ શકતા નથી. એ પર્વત ઉપર એક વિશાળ વડનું ઝાડ છે, જે નિત્ય નવીન અને સર્વ કાળ(છએ ઋતુઓ)માં સુંદર રહે છે. ॥૧॥

**ત્રિબિધ સમીર સુસીતલિ છાયા। સિવ બિશ્રામ બિટપ શ્રુતિ ગાયા॥**
**એક બાર તેહિ તર પ્રભુ ગયઊ। તરુ બિલોકિ ઉર અતિ સુખુ ભયઊ॥૨॥**

ત્યાં ત્રણે પ્રકારનો (શીતળ, મંદ અને સુગંધી) વાયુ વાતો રહે છે અને તેની છાયા અતિ શીતળ રહે છે. તે શિવજીને વિશ્રામ કરવા માટેનું વૃક્ષ છે, જેને વેદોએ ગાયું છે. એક વખત પ્રભુ શ્રીશિવજી તે વૃક્ષની નીચે ગયા અને તેને જોઈને તેમના હૃદયમાં ઘણો જ આનંદ થયો. ॥૨॥

**નિજ કર ડાસિ નાગરિપુ છાલા। બૈઠે સહજહિં સંભુ કૃપાલા॥**
**કુંદ ઈંદુ દર ગૌર સરીરા। ભુજ પ્રલંબ પરિધન મુનિચીરા॥૩॥**

પોતાના હાથે વાઘામ્બર પાથરી કૃપાળુ શિવજી સહજ સ્વભાવે જ (વિના કોઈ ખાસ પ્રયોજને) ત્યાં બેસી ગયા. મોગરાનાં પુષ્પ, ચન્દ્રમા અને શંખની જેમ એમનું શરીર ગૌર હતું. ઘણી લાંબી ભુજાઓ હતી અને મુનિઓનાં (વલ્કલ) વસ્ત્રો ધારણ કર્યાં હતાં. ॥૩॥

**તરુન અરુન અંબુજ સમ ચરના। નખ દુતિ ભગત હૃદય તમ હરના॥**
**ભુજગ ભૂતિ ભૂષન ત્રિપુરારી। આનનુ સરદ ચંદ છબિ હારી॥૪॥**

તેમના ચરણ તાજા (પૂર્ણરૂપે ખીલેલાં) લાલ કમળ સમાન હતા, નખોની જ્યોતિ ભક્તોના હૃદયનો અંધકાર હરનારી હતી. સર્પ અને ભસ્મ એમનાં આભૂષણ હતાં અને તે ત્રિપુરાસુરના શત્રુ શિવજીનું મુખ શરદપૂર્ણિમાના ચન્દ્રમાની શોભાને પણ હરનારું (ઝાંખું પાડનારું) હતું. ॥૪॥

**દો૦ – જટા મુકુટ સુરસરિત સિર લોચન નલિન બિસાલ।**
**નીલકંઠ લાવન્યનિધિ સોહ બાલબિધુ ભાલ॥૧૦૬॥**

તેમના મસ્તક પર જટાઓનો મુગટ અને ગંગાજી [શોભાયમાન] હતાં. કમળ સમાન મોટાં મોટાં નેત્રો હતાં. તેમનો કંઠ શ્યામ (નીલકંઠ) હતો અને તેઓ સુંદરતાના ભંડાર હતા. તેમના મસ્તક પર બીજનો ચન્દ્રમા શોભિત હતો. ॥૧૦૬॥

**ચૌ૦ – બૈઠે સોહ કામરિપુ કૈસેં। ધરેં સરીરુ સાંતરસુ જૈસેં॥**
**પારબતી ભલ અવસરુ જાની। ગઈં સંભુ પહિં માતુ ભવાની॥૧॥**

કામદેવના શત્રુ શિવજી ત્યાં બેઠેલા એવા શોભિત થઈ રહ્યા હતા, જાણે શાંતરસ જ શરીર ધારણ કરીને બેઠો હોય. સારી તક જોઈને શિવપત્ની માતા પાર્વતીજી તેમની પાસે ગયાં. ॥૧॥

**જાનિ પ્રિયા આદરુ અતિ કીન્હા। બામ ભાગ આસનુ હર દીન્હા॥**
**બૈઠીં સિવ સમીપ હરષાઈ। પૂરુબ જન્મ કથા ચિત આઈ॥૨॥**

પોતાનાં પ્રિય પત્ની આવ્યાં જાણી શિવજીએ તેમનો ઘણો આદર-સત્કાર કર્યો અને પોતાની ડાબી બાજુ બેસવાનું આસન આપ્યું. પાર્વતીજી પ્રસન્ન થઈને શિવજી પાસે બેસી ગયાં. તેમને ગત જન્મની કથાનું સ્મરણ થયું. ॥૨॥

**પતિ હિયઁ હેતુ અધિક અનુમાની। બિહસિ ઉમા બોલીં પ્રિય બાની॥**
**કથા જો સકલ લોક હિતકારી। સોઇ પૂછન ચહ સૈલકુમારી॥૩॥**

સ્વામીના હૃદયમાં [પોતાના ઉપર અગાઉની અપેક્ષાએ] વધુ પ્રેમ સમજી પાર્વતીજી હસીને પ્રિય વચન બોલ્યાં. [યાજ્ઞવલ્ક્યજી કહે છે કે] જે કથા સર્વે લોકોનું હિત કરનારી છે, તેને જ પાર્વતીજી પૂછવા ઇચ્છે છે. ॥૩॥

**બિસ્વનાથ મમ નાથ પુરારી। ત્રિભુવન મહિમા બિદિત તુમ્હારી॥**
**ચર અરુ અચર નાગ નર દેવા। સકલ કરહિં પદ પંકજ સેવા॥૪॥**

[પાર્વતીજીએ કહ્યું –] હે સંસારના સ્વામી! હે મારા નાથ! હે ત્રિપુરાસુરનો વધ કરનારા! આપનો મહિમા ત્રણેય લોકોમાં વિખ્યાત છે. ચર, અચર, નાગ, મનુષ્ય અને દેવતા - સર્વે આપનાં ચરણકમળોની સેવા કરે છે. ॥૪॥

**દો૦ – પ્રભુ સમરથ સર્બગ્ય સિવ સકલ કલા ગુન ધામ।**
**જોગ ગ્યાન બૈરાગ્ય નિધિ પ્રનત કલપતરુ નામ॥૧૦૭॥**

હે પ્રભો! આપ સમર્થ, સર્વજ્ઞ અને કલ્યાણસ્વરૂપ છો. સર્વે કળાઓ અને ગુણોના ધામ છો અને યોગ, જ્ઞાન તથા વૈરાગ્યના ભંડાર છો. આપનું નામ શરણાગતોના માટે કલ્પવૃક્ષ છે. ॥૧૦૭॥

**ચૌ૦ – જૌં મો પર પ્રસન્ન સુખરાસી। જાનિઅ સત્ય મોહિ નિજ દાસી॥**
**તૌ પ્રભુ હરહુ મોર અગ્યાના। કહિ રઘુનાથ કથા બિધિ નાના॥૧॥**

હે સુખના ભંડાર! જો આપ મારા પર પ્રસન્ન હોવ અને ખરેખર મને પોતાની દાસી માનતા હો, તો હે પ્રભો! આપ શ્રીરઘુનાથજીની અનેક પ્રકારની કથાઓ કહી મારું અજ્ઞાન દૂર કરો. ॥૧॥

**જાસુ ભવનુ સુરતરુ તર હોઈ। સહિ કિ દરિદ્ર જનિત દુખુ સોઈ॥**
**સસિભૂષન અસ હૃદયઁ બિચારી। હરહુ નાથ મમ મતિ ભ્રમ ભારી॥૨॥**

જેમનું ઘર કલ્પવૃક્ષની નીચે હોય, તે ભલા! દરિદ્રતાથી ઉત્પન્ન દુઃખને શા માટે સહે? હે શશિભૂષણ! હે નાથ! હૃદયમાં આવો વિચાર કરી મારી બુદ્ધિના ભારે ભ્રમને દૂર કરો. ॥૨॥

**પ્રભુ જે મુનિ પરમારથબાદી। કહહિં રામ કહુઁ બ્રહ્મ અનાદી॥**
**સેસ સારદા બેદ પુરાના। સકલ કરહિં રઘુપતિ ગુન ગાના॥૩॥**

હે પ્રભો! જે પરમાર્થતત્ત્વ(બ્રહ્મ)ના જ્ઞાતા અને વક્તા મુનિઓ છે, તેઓ શ્રીરામચન્દ્રજીને અનાદિ બ્રહ્મ કહે છે; તેમજ શેષ, સરસ્વતી, વેદ અને પુરાણ સર્વે શ્રીરઘુનાથજીના ગુણ ગાય છે. ॥૩॥

**તુમ્હ પુનિ રામ રામ દિન રાતી । સાદર જપહુ અનઁગ આરાતી ॥**
**રામુ સો અવધ નૃપતિ સુત સોઈ । કી અજ અગુન અલખગતિ કોઈ ॥ ૪॥**

અને હે કામદેવના શત્રુ! આપ પણ દિવસ-રાત આદરપૂર્વક રામ રામ જપ્યા કરો છો. એ રામ તે જ અયોધ્યાના રાજાના પુત્ર છે કે અજન્મા, નિર્ગુણ અને અલક્ષ્ય (અકળ) કોઈ બીજા રામ છે? ॥ ૪॥

**દો૦ – જૌં નૃપ તનય ત બ્રહ્મ કિમિ નારિ બિરહઁ મતિ ભોરિ ।**
**દેખિ ચરિત મહિમા સુનત ભ્રમતિ બુદ્ધિ અતિ મોરિ ॥ ૧૦૮॥**

જો તેઓ રાજપુત્ર છે તો બ્રહ્મ કેવી રીતે? [અને જો બ્રહ્મ છે તો] સ્ત્રીના વિરહમાં તેમની મતિ બાવરી કેવી રીતે થઈ ગઈ? એક બાજુ એમનાં એવાં ચરિત્ર જોઈને અને બીજી બાજુ એમનો મહિમા સાંભળીને મારી બુદ્ધિ અત્યંત ભમી રહી છે. ॥ ૧૦૮॥

**ચૌ૦ – જૌં અનીહ બ્યાપક બિભુ કોઊ । કહહુ બુઝાઇ નાથ મોહિ સોઊ ॥**
**અગ્ય જાનિ રિસ ઉર જનિ ધરહૂ । જેહિ બિધિ મોહ મિટૈ સોઇ કરહૂ ॥ ૧॥**

જો ઈચ્છારહિત, વ્યાપક, સમર્થ બ્રહ્મ કોઈ અન્ય છે, તો હે નાથ! મને તે સમજાવીને કહો. મને નાદાન સમજીને મનમાં ક્રોધ ન લાવો. જે રીતે મારો મોહ દૂર થાય, તે જ કરો. ॥ ૧॥

**મૈં બન દીખિ રામ પ્રભુતાઈ । અતિ ભય બિકલ ન તુમ્હહિ સુનાઈ ॥**
**તદપિ મલિન મન બોધુ ન આવા । સો ફલુ ભલી ભાઁતિ હમ પાવા ॥ ૨॥**

મેં [ગત જન્મમાં] વનમાં શ્રીરામચન્દ્રજીની પ્રભુતા જોઈ હતી, પરંતુ અત્યંત ભયથી વ્યાકુળ થવાના કારણે મેં તે વાત આપને ન સંભળાવી. તો પણ મારા મલિન મનને બોધ ન થયો. તેનું ફળ પણ મેં સારી રીતે મેળવી લીધું. ॥ ૨॥

**અજહૂઁ કછુ સંસઉ મન મોરેં । કરહુ કૃપા બિનવઉઁ કર જોરેં ॥**
**પ્રભુ તબ મોહિ બહુ ભાઁતિ પ્રબોધા । નાથ સો સમુઝિ કરહુ જનિ ક્રોધા ॥ ૩॥**

અત્યારે પણ મારા મનમાં કંઈક સંશય છે. આપ કૃપા કરો, હું હાથ જોડીને વિનંતી કરું છું. હે પ્રભો! આપે તે વખતે મને ઘણી રીતે સમજાવી હતી [તો પણ મારો સંદેહ ન ગયો], હે નાથ! આવું વિચારીને મારા પર ક્રોધ ન કરો. ॥ ૩॥

**તબ કર અસ બિમોહ અબ નાહીં । રામકથા પર રુચિ મન માહીં ॥**
**કહહુ પુનીત રામ ગુન ગાથા । ભુજગરાજ ભૂષન સુરનાથા ॥ ૪॥**

મને હવે પહેલા જેવો મોહ નથી, હવે તો મારા મનમાં રામકથા સાંભળવાની રુચિ છે. હે શેષનાગને અલંકારરૂપમાં ધારણ કરનારા દેવતાઓના નાથ! આપ શ્રીરામચન્દ્રજીના ગુણોની પવિત્ર કથા કહો. ॥ ૪॥

**દો૦ – બંદઉઁ પદ ધરિ ધરનિ સિરુ બિનય કરઉઁ કર જોરિ ।**
**બરનહુ રઘુબર બિસદ જસુ શ્રુતિ સિદ્ધાંત નિચોરિ ॥ ૧૦૯॥**

હું પૃથ્વી પર માથું ટેકવીને આપના ચરણોની વંદના કરું છું અને હાથ જોડીને વિનંતી કરું છું. આપ વેદોના સિદ્ધાંતને તારવીને શ્રીરઘુનાથજીના નિર્મળ યશનું વર્ણન કરો. ॥ ૧૦૯॥

**ચૌ૦ – જદપિ જોષિતા નહિં અધિકારી । દાસી મન ક્રમ બચન તુમ્હારી ॥**
**ગૂઢ઼ઉ તત્ત્વ ન સાધુ દુરાવહિં । આરત અધિકારી જહઁ પાવહિં ॥ ૧॥**

જોકે સ્ત્રી હોવાના કારણે હું તે સાંભળવાની અધિકારિણી નથી. તો પણ હું મન, વચન અને કર્મથી આપની દાસી છું. સંત લોકો જ્યાં આર્ત અધિકારી પામે છે, ત્યાં ગૂઢ તત્ત્વ પણ તેનાથી નથી છુપાવતા. ॥ ૧॥

**અતિ આરતિ પૂછઉઁ સુરરાયા । રઘુપતિ કથા કહહુ કરિ દાયા ॥**
**પ્રથમ સો કારન કહહુ બિચારી । નિર્ગુન બ્રહ્મ સગુન બપુ ધારી ॥ ૨॥**

હે દેવતાઓના સ્વામી! હું ઘણા જ આર્તભાવ(દીનતા)થી પૂછું છું, આપ મારા પર દયા કરીને શ્રીરઘુનાથજીની કથા કહો. પહેલા તો તે કારણ વિચારીને બતાવો કે જેથી નિર્ગુણ બ્રહ્મ સગુણ રૂપ ધારણ કરે છે. ॥ ૨॥

**પુનિ પ્રભુ કહહુ રામ અવતારા । બાલચરિત પુનિ કહહુ ઉદારા ॥**
**કહહુ જથા જાનકી બિબાહીં । રાજ તજા સો દૂષન કાહીં ॥ ૩॥**

વળી, હે પ્રભુ! શ્રીરામચન્દ્રજીના અવતાર(જન્મ)ની કથા કહો તથા તેમનું ઉદાર બાળચરિત્ર કહો. વળી, જે રીતે તેમણે જાનકીજી સાથે વિવાહ કર્યો, તે કથા કહો અને પછી એ બતાવો કે તેમણે જે રાજ્યને છોડ્યું તો કયા દોષથી? ॥ ૩॥

**બન બસિ કીન્હે ચરિત અપારા । કહહુ નાથ જિમિ રાવન મારા ॥**
**રાજ બૈઠિ કીન્હીં બહુ લીલા । સકલ કહહુ સંકર સુખસીલા ॥ ૪॥**

હે નાથ! પછી તેમણે વનમાં રહીને જે અપાર ચરિત્રો કર્યાં તથા જે રીતે રાવણને માર્યો તે કહો. હે સુખસ્વરૂપ શંકર! વળી, આપ તે બધી લીલાઓને કહો જે તેમણે રાજ્ય [સિંહાસન] પર આરૂઢ થઈને કરી હતી. ॥ ૪॥

**દો૦ – બહુરિ કહહુ કરુનાયતન કીન્હ જો અચરજ રામ ।**
**પ્રજા સહિત રઘુબંસમનિ કિમિ ગવને નિજ ધામ ॥ ૧૧૦॥**

હે કૃપાધામ! પછી તે અદ્‌ભુત ચરિત્ર કહો જે શ્રીરામચન્દ્રજીએ કર્યું – તે રઘુકુળશિરોમણિ પ્રજાસહિત કેવી રીતે પોતાના ધામમાં ગયા? ॥ ૧૧૦॥

**ચૌ૦ – પુનિ પ્રભુ કહહુ સો તત્ત્વ બખાની । જેહિં બિગ્યાન મગન મુનિ ગ્યાની ॥**
**ભગતિ ગ્યાન બિગ્યાન બિરાગા । પુનિ સબ બરનહુ સહિત બિભાગા ॥ ૧॥**

હે પ્રભુ! પછી આપ તે તત્ત્વને સમજાવીને કહો, જેની અનુભૂતિમાં જ્ઞાની મુનિગણ સદાય મગ્ન રહે છે, અને પછી ભક્તિ, જ્ઞાન, વિજ્ઞાન અને વૈરાગ્યનું વિભાગસહિત વર્ણન કરો. ॥ ૧॥

**ઔરઉ રામ રહસ્ય અનેકા। કહહુ નાથ અતિ બિમલ બિબેકા॥**
**જો પ્રભુ મૈં પૂછા નહિં હોઈ। સોઉ દયાલ રાખહુ જનિ ગોઈ॥૨॥**

[આ સિવાય] શ્રીરામચન્દ્રજીનાં બીજાં પણ જે અનેક રહસ્ય (ગુપ્ત ભાવો અથવા ચરિત્રો) છે, તે કહો. હે નાથ! આપનું જ્ઞાન અત્યંત નિર્મળ છે. હે પ્રભો! જે વાત મેં ના પણ પૂછી હોય; હે દયાળુ! તેને પણ આપ છુપાવી ન રાખશો. ॥૨॥

**તુમ્હ ત્રિભુવન ગુર બેદ બખાના। આન જીવ પાઁવર કા જાના॥**
**પ્રસ્ન ઉમા કૈ સહજ સુહાઈ। છલ બિહીન સુનિ સિવ મન ભાઈ॥૩॥**

વેદોએ આપને ત્રણેય લોકોના ગુરુ કહ્યા છે. બીજા પામર જીવો આ રહસ્યને શું જાણે? પાર્વતીજીના સહજ સુંદર અને કપટરહિત (સરળ) પ્રશ્નો સાંભળીને શિવજીના મનને ખૂબ ગમી ગયા. ॥૩॥

**હર હિયઁ રામચરિત સબ આએ। પ્રેમ પુલક લોચન જલ છાએ॥**
**શ્રીરઘુનાથ રૂપ ઉર આવા। પરમાનંદ અમિત સુખ પાવા॥૪॥**

શ્રીમહાદેવજીના હૃદયમાં બધાં રામચરિત્ર આવી ગયાં. પ્રેમના કારણે તેમનું શરીર પુલકિત થઈ ગયું અને નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં. શ્રીરઘુનાથજીનું રૂપ તેમના હૃદયમાં આવી ગયું, જેથી સ્વયં પરમાનંદસ્વરૂપ શિવજીએ પણ અપાર સુખ મેળવ્યું. ॥૪॥

**દો૦ – મગન ધ્યાન રસ દંડ જુગ પુનિ મન બાહેર કીન્હ।**
**રઘુપતિ ચરિત મહેસ તબ હરષિત બરનૈ લીન્હ॥૧૧૧॥**

શિવજી બે ઘડી ધ્યાનરસ(આનંદ)માં ડૂબી ગયા, પછી તેમણે મનને બહાર કાઢ્યું અને તે વખતે પ્રસન્ન થઈને શ્રીરઘુનાથજીનું ચરિત્ર વર્ણવવા લાગ્યા. ॥૧૧૧॥

**ચૌ૦ – ઝૂઠેઉ સત્ય જાહિ બિનુ જાનેં। જિમિ ભુજંગ બિનુ રજુ પહિચાનેં॥**
**જેહિ જાનેં જગ જાઇ હેરાઈ। જાગેં જથા સપન ભ્રમ જાઈ॥૧॥**

જેને જાણ્યા વિના જૂઠું પણ સત્ય જણાય છે, જેમ વગર ઓળખ્યે દોરડામાં સર્પનો ભ્રમ થઈ જાય છે, અને જેને જાણી લીધા પછી જગતનો એવી રીતે લોપ થઈ જાય છે, જેમ જાગ્યા પછી સ્વપ્નનો ભ્રમ જતો રહે છે. ॥૧॥

**બંદઉઁ બાલરૂપ સોઇ રામૂ। સબ સિધિ સુલભ જપત જિસુ નામૂ॥**
**મંગલ ભવન અમંગલ હારી। દ્રવઉ સો દસરથ અજિર બિહારી॥૨॥**

હું એ જ શ્રીરામચન્દ્રજીના બાળરૂપની વંદના કરું છું, જેમનું નામ જપવાથી બધી સિદ્ધિઓ સહજ (સરળતાથી) પ્રાપ્ત થઈ જાય છે. મંગળના ધામ, અમંગળને હરનારા અને શ્રીદશરથજીના આંગણામાં રમનારા તે (બાળરૂપ) શ્રીરામચન્દ્રજી મારા પર કૃપા કરો. ॥૨॥

**કરિ પ્રનામ રામહિ ત્રિપુરારી। હરષિ સુધા સમ ગિરા ઉચારી॥**
**ધન્ય ધન્ય ગિરિરાજકુમારી। તુમ્હ સમાન નહિં કોઉ ઉપકારી॥૩॥**

ત્રિપુરાસુરનો વધ કરનારા શિવજી શ્રીરામચન્દ્રજીને પ્રણામ કરીને આનંદથી ભરપૂર અમૃતસમાન વાણી બોલ્યા – હે ગિરિરાજકુમારી પાર્વતી! તમે ધન્ય છો! ધન્ય છો! તમારા જેવું કોઈ ઉપકારી નથી. ॥૩॥

**પૂँછેહુ રઘુપતિ કથા પ્રસંગા। સકલ લોક જગ પાવનિ ગંગા॥**
**તુમ્હ રઘુબીર ચરન અનુરાગી। કીન્હિહુ પ્રસ્ન જગત હિત લાગી॥૪॥**

[કારણ કે] તમે જે શ્રીરઘુનાથજીની કથાનો પ્રસંગ પૂછ્યો છે, જે કથા સમસ્ત લોકોને માટે જગતને પવિત્ર કરનાર ગંગાજી સમાન છે. તમે જગતના કલ્યાણને માટે જ પ્રશ્ન પૂછ્યા છે. તમે શ્રીરઘુનાથજીના ચરણોમાં સ્નેહ રાખનારાં છો. ॥૪॥

**દો૦ – રામ કૃપા તેં પારબતિ સપનેહુँ તવ મન માહિં।**
**સોક મોહ સંદેહ ભ્રમ મમ બિચાર કછુ નાહિં॥૧૧૨॥**

હે પાર્વતી! મારા વિચારથી તો શ્રીરામજીની કૃપાથી તમારા અંતરમાં સ્વપ્નમાં પણ શોક, મોહ, સંદેહ અને ભ્રમ કશું જ નથી. ॥૧૧૨॥

**ચૌ૦ – તદપિ અસંકા કીન્હિહુ સોઈ। કહત સુનત સબ કર હિત હોઈ॥**
**જિન્હ હરિ કથા સુની નહિં કાના। શ્રવન રંધ્ર અહિભવન સમાના॥૧॥**

વળી, તમે આથી જ તે (જૂની) જ શંકા કરી છે કે આ પ્રસંગ કહેવા-સાંભળવાથી સર્વેનું કલ્યાણ થશે. જેમણે પોતાના કાનોથી ભગવાનની કથા સાંભળી નથી, તેમના કાનનાં છિદ્રો સાપના દર સમાન છે. ॥૧॥

**નયનન્હિ સંત દરસ નહિં દેખા। લોચન મોરપંખ કર લેખા॥**
**તે સિર કટુ તુંબરિ સમતૂલા। જે ન નમત હરિ ગુર પદ મૂલા॥૨॥**

જેમણે પોતાનાં નેત્રોથી સંતોનાં દર્શન કર્યાં નથી, તેમનાં તે નેત્રોની ગણતરી મોરનાં પીછાં પર દેખાતી નકલી આંખો જેવી થાય છે. તેમનાં શીશ કડવી તુંબડી સમાન છે, જે શ્રીહરિ અને ગુરુના ચરણકમળોમાં નમતાં નથી. ॥૨॥

**જિન્હ હરિભગતિ હૃદયँ નહિં આની। જીવત સવ સમાન તેઈ પ્રાની॥**
**જો નહિં કરઇ રામ ગુન ગાના। જીહ સો દાદુર જીહ સમાના॥૩॥**

જેમણે ભગવાનની ભક્તિને પોતાના હૃદયમાં સ્થાન નથી આપ્યું, તે પ્રાણી જીવતા હોવા છતાં મડદા સમાન છે. જે જીભ શ્રીરામચન્દ્રજીના ગુણોનું ગાન નથી કરતી, તે દેડકાની જીભ સમાન છે. ॥૩॥

**કુલિસ કઠોર નિઠુર સોઇ છાતી। સુનિ હરિચરિત ન જો હરષાતી॥**
**ગિરિજા સુનહુ રામ કૈ લીલા। સુર હિત દનુજ બિમોહનસીલા॥૪॥**

એ હૃદય વજ્રના જેવું કઠોર અને નિષ્ઠુર છે જે ભગવાનનાં ચરિત્ર સાંભળીને હર્ષિત થતું નથી. હે પાર્વતી! શ્રીરામચન્દ્રજીની લીલા સાંભળો, તે દેવતાઓનું કલ્યાણ કરનારી અને દૈત્યોને વિશિષ્ટપણે મોહિત કરનારી છે. ॥૪॥

**દો૦ – રામકથા સુરધેનુ સમ સેવત સબ સુખ દાનિ।**
**સતસમાજ સુરલોક સબ કો ન સુનૈ અસ જાનિ॥૧૧૩॥**

શ્રીરામચન્દ્રજીની કથા કામધેનુ સમાન, સેવા કરવાથી સર્વે સુખો આપનારી છે અને સત્પુરુષોનો સમાજ જ સર્વ દેવતાઓનો લોક છે, એમ જાણીને આને કોણ નહીં સાંભળે! ॥૧૧૩॥

**ચૌ૦ – રામકથા સુંદર કર તારી। સંસય બિહગ ઉડ઼ાવનિહારી॥**
**રામકથા કલિ બિટપ કુઠારી। સાદર સુનુ ગિરિરાજકુમારી॥૧॥**

શ્રીરામચન્દ્રજીની કથા હાથની સુંદર તાળી છે, જે શંકારૂપી પક્ષીઓને ઉડાડી દે છે. વળી, રામકથા કળિયુગરૂપી વૃક્ષને કાપવા માટેની કુહાડી છે. હે ગિરિરાજકુમારી! તમે એને આદરપૂર્વક સાંભળો. ॥૧॥

**રામ નામ ગુન ચરિત સુહાએ। જનમ કરમ અગનિત શ્રુતિ ગાએ॥**
**જથા અનંત રામ ભગવાના। તથા કથા કીરતિ ગુન નાના॥૨॥**

વેદોએ શ્રીરામચન્દ્રજીનાં સુંદર નામ, ગુણ, ચરિત્ર, જન્મ અને કર્મ સર્વે અગણિત કહ્યાં છે. જે રીતે ભગવાન શ્રીરામચન્દ્રજી અનંત છે, તે રીતે તેમની કથા, કીર્તિ અને ગુણ પણ અનંત છે. ॥૨॥

**તદપિ જથા શ્રુત જસિ મતિ મોરી। કહિહઉઁ દેખિ પ્રીતિ અતિ તોરી॥**
**ઉમા પ્રસ્ન તવ સહજ સુહાઈ। સુખદ સંતસંમત મોહિ ભાઈ॥૩॥**

તો પણ તમારી અત્યંત પ્રીતિ જોઈને, મેં જે કંઈ સાંભળ્યું છે અને જેવી મારી બુદ્ધિ છે, તે મુજબ હું કહીશ. હે પાર્વતી! તમારો પ્રશ્ન સ્વાભાવિક જ સુંદર, સુખદાયક અને સંતસમ્મત છે અને મને તો ઘણો જ ગમ્યો છે. ॥૩॥

**એક બાત નહિં મોહિ સોહાની। જદપિ મોહ બસ કહેહુ ભવાની॥**
**તુમ્હ જો કહા રામ કોઉ આના। જેહિ શ્રુતિ ગાવ ધરહિં મુનિ ધ્યાના॥૪॥**

પરંતુ હે પાર્વતી! એક વાત મને ગમી નથી, જોકે તે તમે મોહ વશ થઈને જ કહી છે. તમે જે એમ કહ્યું, કે તે રામ કોઈ બીજા છે, જેમને વેદો ગાય છે અને મુનિજનો જેમનું ધ્યાન ધરે છે – ॥૪॥

**દો૦ – કહહિં સુનહિં અસ અધમ નર ગ્રસે જે મોહ પિસાચ।**
**પાષંડી હરિ પદ બિમુખ જાનહિં ઝૂઠ ન સાચ॥૧૧૪॥**

– જે લોકો મોહરૂપી પિશાચ દ્વારા ગ્રસ્ત છે, પાખંડી છે, ભગવાનના ચરણોથી વિમુખ છે અને જે સાચું-જૂઠું કંઈ પણ જાણતા નથી, એવા અધમ મનુષ્યો જ આવી રીતે કહેતા-સાંભળતા હોય છે. ॥૧૧૪॥

**ચૌ૦ – અગ્ય અકોબિદ અંધ અભાગી। કાઈ બિષય મુકુર મન લાગી॥**
**લંપટ કપટી કુટિલ બિસેષી। સપનેહુઁ સંતસભા નહિં દેખી॥૧॥**

જેઓ અજ્ઞાની, મૂર્ખ, આંધળા અને ભાગ્યહીન છે અને જેમના મનરૂપી દર્પણ પર વિષયરૂપી મેલ જામેલો છે; જેઓ વ્યભિચારી, કપટી અને ઘણા જ કુટિલ છે અને જેમણે ક્યારેય સ્વપ્નમાં પણ સંતસમાજનાં દર્શન નથી કર્યાં; ॥૧॥

**કહહિં તે બેદ અસંમત બાની। જિન્હ કેં સૂઝ લાભુ નહિં હાની॥**
**મુકુર મલિન અરુ નયન બિહીના। રામ રૂપ દેખહિં કિમિ દીના॥૨॥**

અને જેમને પોતાના નફા-નુકસાનની સૂધ જ નથી, તેઓ જ આવી વેદવિરુદ્ધ વાતો કહ્યા કરે છે. જેમનું હૃદયરૂપી દર્પણ મેલું હોય અને જેઓ નેત્રોથી રહિત છે, તે બિચારા શ્રીરામચન્દ્રજીનું રૂપ કેવી રીતે જુએ! ॥૨॥

**જિન્હ કેં અગુન ન સગુન બિબેકા। જલ્પહિં કલ્પિત બચન અનેકા॥**
**હરિમાયા બસ જગત ભ્રમાહીં। તિન્હહિ કહત કછુ અઘટિત નાહીં॥૩॥**

જેમને નિર્ગુણ-સગુણનો કંઈ પણ વિવેક નથી, જેઓ અનેક કપોળકલ્પિત વાતો બક્યા કરે છે, જેઓ શ્રીહરિની માયાને વશ થઈને, જગતમાં (જન્મ-મૃત્યુના ચક્રમાં) ભટકતા ફરે છે, તેઓ માટે કંઈ પણ કહી નાખવું અસંભવ નથી. ॥૩॥

**બાતુલ ભૂત બિબસ મતવારે। તે નહિં બોલહિં બચન બિચારે॥**
**જિન્હ કૃત મહામોહ મદ પાના। તિન્હ કર કહા કરિઅ નહિં કાના॥૪॥**

જેમને વાયુનો રોગ (સંનિપાત, ઉન્માદ આદિ) થઈ ગયો હોય, જેઓ ભૂતને વશ થઈ ગયા છે અને જેઓ નશામાં ચૂર છે, તેવા લોકો વિચારીને વચન નથી બોલતા. જેમણે મહામોહરૂપી મદિરા પીધેલી હોય છે, તેમના કહ્યા પર કાન આપવા ન જોઈએ. [ધ્યાન ન આપવું જોઈએ]. ॥૪॥

**સો૦ – અસ નિજ હૃદયઁ બિચારિ તજુ સંસય ભજુ રામ પદ।**
**સુનુ ગિરિરાજ કુમારિ ભ્રમ તમ રબિ કર બચન મમ॥૧૧૫॥**

પોતાના હૃદયમાં આમ વિચારીને સંશયને છોડી દો અને શ્રીરામચન્દ્રજીના ચરણોને ભજો. હે પાર્વતી! ભ્રમરૂપી અંધકારનો નાશ કરવા માટે સૂર્યનાં કિરણો જેવાં મારા વચનોને સાંભળો. ॥૧૧૫॥

**ચૌ૦ – સગુનહિ અગુનહિ નહિં કછુ ભેદા। ગાવહિં મુનિ પુરાન બુધ બેદા॥**
**અગુન અરૂપ અલખ અજ જોઈ। ભગત પ્રેમ બસ સગુન સો હોઈ॥૧॥**

સગુણ અને નિર્ગુણમાં કંઈ પણ ભેદ નથી – મુનિ, પુરાણ, પંડિત અને વેદ સર્વે એવું કહે છે. જે નિર્ગુણ, અરૂપ (નિરાકાર), અલખ (અવ્યક્ત) અને અજન્મા છે, તે જ ભક્તોના પ્રેમવશ સગુણ થઈ જાય છે. ॥૧॥

**જો ગુન રહિત સગુન સોઇ કૈસેં। જલુ હિમ ઉપલ બિલગ નહિં જૈસેં॥**
**જાસુ નામ ભ્રમ તિમિર પતંગા। તેહિ કિમિ કહિઅ બિમોહ પ્રસંગા॥૨॥**

જે નિર્ગુણ છે તે જ સગુણ કેવી રીતે છે? જેમ જળ અને કરામાં ભેદ નથી. (બંને જળ જ છે, તેવા જ નિર્ગુણ અને સગુણ એક જ છે.) જેમનું નામ ભ્રમરૂપી અંધકારને ટાળવા માટે સૂર્ય છે, તેમના માટે મોહનો પ્રસંગ પણ કેમ કહી શકાય (તેમને મોહ કેવી રીતે થઈ શકે)? ॥૨॥

**રામ સચ્ચિદાનંદ દિનેસા। નહિં તહઁ મોહ નિસા લવલેસા॥**
**સહજ પ્રકાસરૂપ ભગવાના। નહિં તહઁ પુનિ બિગ્યાન બિહાના॥૩॥**

શ્રીરામચન્દ્રજી સચ્ચિદાનંદસ્વરૂપ સૂર્ય છે. ત્યાં મોહરૂપી રાત્રિનો લવલેશ પણ નથી. તે સ્વભાવથી જ પ્રકાશરૂપ અને [ષડૈશ્વર્યયુક્ત] ભગવાન છે. ત્યાં તો વિજ્ઞાનરૂપી પ્રાતઃકાળ પણ નથી થતું (અજ્ઞાનરૂપી રાત્રિ હોય ત્યારે જ વિજ્ઞાનરૂપી પ્રાતઃકાળ થાય, ભગવાન તો નિત્ય જ્ઞાનસ્વરૂપ છે.) ॥૩॥

**હરષ બિષાદ ગ્યાન અગ્યાના। જીવ ધર્મ અહમિતિ અભિમાના॥**
**રામ બ્રહ્મ બ્યાપક જગ જાના। પરમાનંદ પરેસ પુરાના॥૪॥**

હર્ષ, શોક, જ્ઞાન, અજ્ઞાન, અહંતા અને અભિમાન - આ સર્વે જીવના ધર્મ છે. શ્રીરામચન્દ્રજી તો વ્યાપક બ્રહ્મ, પરમાનંદસ્વરૂપ, પરાત્પર પ્રભુ અને પુરાણપુરુષ છે. આ વાતને આખુંય જગત જાણે છે. ॥૪॥

**દો૦ – પુરુષ પ્રસિદ્ધ પ્રકાસ નિધિ પ્રગટ પરાવર નાથ।**
**રઘુકુલમનિ મમ સ્વામિ સોઇ કહિ સિવઁ નાયઉ માથ॥૧૧૬॥**

જે [પુરાણ] પુરુષ છે, પ્રસિદ્ધ છે, પ્રકાશના ભંડાર છે, સર્વે રૂપોમાં પ્રકટ છે; જીવ, માયા અને જગત - સર્વના સ્વામી છે; તે જ રઘુકુળમણિ શ્રીરામચન્દ્રજી મારા સ્વામી છે – એમ કહીને શિવજીએ એમને શીશ નમાવ્યું. ॥૧૧૬॥

**ચૌ૦ – નિજ ભ્રમ નહિં સમુઝહિં અગ્યાની। પ્રભુ પર મોહ ધરહિં જડ઼ પ્રાની॥**
**જથા ગગન ઘન પટલ નિહારી। ઝાઁપેઉ ભાનુ કહહિં કુબિચારી॥૧॥**

અજ્ઞાની મનુષ્ય પોતાના ભ્રમને તો સમજતા નથી અને તે મૂર્ખા, પ્રભુ શ્રીરામચન્દ્રજી પર તેનો આરોપ મૂકે છે; જેમ આકાશમાં વાદળાંનો પરદો જોઈને કુવિચારી (અજ્ઞાની) લોકો કહે છે કે વાદળાંએ સૂર્યને ઢાંકી દીધો. ॥૧॥

**ચિતવ જો લોચન અંગુલિ લાએઁ। પ્રગટ જુગલ સસિ તેહિ કે ભાએઁ॥**
**ઉમા રામ બિષઇક અસ મોહા। નભ તમ ધૂમ ધૂરિ જિમિ સોહા॥૨॥**

જે મનુષ્ય આંખે આંગળી અડકાડીને જુએ તો તેને માટે તો બે ચન્દ્રમા પ્રકટ (પ્રત્યક્ષ) ભાસે છે. હે પાર્વતી! શ્રીરામચન્દ્રજીના વિષે આ રીતે મોહની કલ્પના કરવી એવું જ છે કે જેમ આકાશમાં અંધકાર, ધુમાડો અને ધૂળનું દેખાવું. [આકાશ જેમ નિર્મળ અને નિર્લેપ છે, તેને કોઈ મલિન કે સ્પર્શ નથી કરી શકતું, તે જ રીતે ભગવાન શ્રીરામચન્દ્રજી નિત્ય નિર્મળ અને નિર્લેપ છે]. ॥૨॥

**બિષય કરન સુર જીવ સમેતા। સકલ એક તેં એક સચેતા॥**
**સબ કર પરમ પ્રકાસક જોઈ। રામ અનાદિ અવધપતિ સોઈ॥૩॥**

વિષય, ઈન્દ્રિયો, ઈન્દ્રિયોના દેવતા અને જીવાત્મા – એ બધા એક-એકની મદદથી ચેતન થાય છે (અર્થાત્ વિષયો ઈન્દ્રિયોથી, ઈન્દ્રિયો ઈન્દ્રિયોના દેવતાઓથી અને ઈન્દ્રિયદેવો ચેતન જીવાત્માથી પ્રકાશે છે). એ સૌના જે પરમ પ્રકાશક છે (અર્થાત્ જેનાથી આ બધાને પ્રકાશ થાય છે), એ જ અનાદિબ્રહ્મ અયોધ્યાનરેશ શ્રીરામચન્દ્રજી છે. ॥૩॥

**જગત પ્રકાસ્ય પ્રકાસક રામૂ। માયાધીસ ગ્યાન ગુન ધામૂ॥**
**જાસુ સત્યતા તેં જડ઼ માયા। ભાસ સત્ય ઈવ મોહ સહાયા॥૪॥**

આ જગત પ્રકાશ્ય છે અને શ્રીરામચન્દ્રજી એના પ્રકાશક છે. તે માયાના સ્વામી અને જ્ઞાન તથા ગુણોના ધામ છે. જેમની સત્તાથી, મોહની મદદ પ્રાપ્ત કરી જડ માયા પણ સત્ય જેવી ભાસિત થાય છે – ॥૪॥

**દો૦ – રજત સીપ મહુઁ ભાસ જિમિ જથા ભાનુ કર બારિ।**
**જદપિ મૃષા તિહુઁ કાલ સોઇ ભ્રમ ન સકઇ કોઉ ટારિ॥૧૧૭॥**

– જેમ છીપમાં ચાંદીના અને સૂર્યનાં કિરણોમાં જળની પ્રતીતિ થાય છે. જોકે આ પ્રતીતિ ત્રણેય કાળમાં ખોટી છે તો પણ આ ભ્રમને કોઈ દૂર નથી કરી શકતું. ॥૧૧૭॥

**ચૌ૦ – એહિ બિધિ જગ હરિ આશ્રિત રહઈ। જદપિ અસત્ય દેત દુખ અહઈ॥**
**જૌં સપનેં સિર કાટૈ કોઈ। બિનુ જાગેં ન દૂરિ દુખ હોઈ॥૧॥**

આ રીતે આ સંસાર ભગવાનને આશ્રિત રહે છે. જોકે એ અસત્ય છે, તો પણ દુઃખ તો આપે જ છે, જે રીતે સ્વપ્નમાં કોઈ માથું કાપી લે તો જાગ્યા વિના તે દુઃખ દૂર નથી થતું. ॥૧॥

**જાસુ કૃપાઁ અસ ભ્રમ મિટિ જાઈ। ગિરિજા સોઈ કૃપાલ રઘુરાઈ॥**
**આદિ અંત કોઉ જાસુ ન પાવા। મતિ અનુમાનિ નિગમ અસ ગાવા॥૨॥**

હે પાર્વતી! જેની કૃપાથી આ પ્રકારનો ભ્રમ મટી જાય છે, તે જ કૃપાળુ શ્રીરઘુનાથજી છે. જેમનો આદિ અને અંત કોઈ પામી શક્યું નથી. વેદોએ પોતાની બુદ્ધિથી અનુમાન કરીને આ રીતે (નીચે લખ્યા પ્રમાણે) ગાયું છે – ॥૨॥

**બિનુ પદ ચલઇ સુનઇ બિનુ કાના। કર બિનુ કરમ કરઇ બિધિ નાના॥**
**આનન રહિત સકલ રસ ભોગી। બિનુ બાની બકતા બડ઼ જોગી॥૩॥**

તે (બ્રહ્મ) પગ વિના જ ચાલે છે, વગર કાને સાંભળે છે, વગર હાથેય અનેક પ્રકારનાં કામ કરે છે, વગર મુખે (જિહ્વા) બધા (છએ) રસોનો આનંદ લે છે અને વગર વાણીના બહુ યોગ્ય વક્તા પણ છે. ॥૩॥

**તન બિનુ પરસ નયન બિનુ દેખા। ગ્રહઈ ઘ્રાન બિનુ બાસ અસેષા॥**
**અસિ સબ ભાઁતિ અલૌકિક કરની। મહિમા જાસુ જાઈ નહિં બરની॥૪॥**

તે શરીર (ત્વચા) વિનાય સ્પર્શ કરે છે, આંખો વિનાય જુએ છે અને નાક વિનાય બધી ગંધને ગ્રહણ કરે છે (સૂંઘે છે). તે બ્રહ્મની કરણી બધી રીતે એવી અલૌકિક છે જેનો મહિમા કદી નથી કહી શકાતો. ॥૪॥

**દો૦ – જેહિ ઈમિ ગાવહિં બેદ બુધ જાહિ ધરહિં મુનિ ધ્યાન।**
**સોઈ દસરથ સુત ભગત હિત કોસલપતિ ભગવાન॥૧૧૮॥**

જેમનું વેદો અને પંડિતો આ રીતે વર્ણન કરે છે અને મુનિઓ જેમનું ધ્યાન ધરે છે, એ જ ભગવાને ભક્તોના હિત માટે દશરથનંદન, અયોધ્યાના સ્વામી [શ્રીરામજી]રૂપે અવતાર લીધો છે. ॥૧૧૮॥

**ચૌ૦ – કાસીં મરત જંતુ અવલોકી। જાસુ નામ બલ કરઉઁ બિસોકી॥**
**સોઈ પ્રભુ મોર ચરાચર સ્વામી। રઘુબર સબ ઉર અંતરજામી॥૧॥**

[હે પાર્વતી!] જેમના નામના બળથી કાશીમાં મરતાં પ્રાણીઓને જોઈને હું તેને [રામમંત્ર આપીને] શોકરહિત કરી દઉં છું. (મુક્ત કરી દઉં છું), એ જ મારા પ્રભુ રઘુશ્રેષ્ઠ શ્રીરામચન્દ્રજી જડ-ચેતનના સ્વામી અને બધાંયના હૃદયનું [અંતરનું] જાણનાર [અંતર્યામી] છે. ॥૧॥

**બિબસહુઁ જાસુ નામ નર કહહીં। જનમ અનેક રચિત અઘ દહહીં॥**
**સાદર સુમિરન જે નર કરહીં। ભવ બારિધિ ગોપદ ઈવ તરહીં॥૨॥**

વિવશ થઈને (વિના ઈચ્છાએ) પણ જેમનું નામ લેવાથી મનુષ્યોના અનેક જન્મોમાં કરેલાં પાપ બળી જાય છે. વળી, જે મનુષ્ય આદરપૂર્વક તેમનું સ્મરણ કરે છે, તે તો સંસારરૂપી [દુસ્તર] સમુદ્રને, ગાયની ખરીથી બનેલા ખાડાને તરે તેમ (અર્થાત્ વિના કોઈ પરિશ્રમે) પાર કરી જાય છે – ॥૨॥

**રામ સો પરમાતમા ભવાની। તહઁ ભ્રમ અતિ અબિહિત તવ બાની॥**
**અસ સંસય આનત ઉર માહીં। ગ્યાન બિરાગ સકલ ગુન જાહીં॥૩॥**

હે પાર્વતી! એ જ પરમાત્મા શ્રીરામચન્દ્રજી છે. તેમનામાં ભ્રમ [જોવામાં આવે] છે, તમારું આવું કહેવું અત્યંત જ અનુચિત છે. આ પ્રકારનો સંશય મનમાં લાવતાં જ મનુષ્યના જ્ઞાન, વૈરાગ્ય વગેરે બધાય સદ્‌ગુણોનો નાશ થઈ જાય છે. ॥૩॥

**સુનિ સિવ કે ભ્રમ ભંજન બચના। મિટિ ગૈ સબ કુતરક કૈ રચના॥**
**ભઈ રઘુપતિ પદ પ્રીતિ પ્રતીતી। દારુન અસંભાવના બીતી॥૪॥**

શિવજીનાં ભ્રમનાશક વચનોને સાંભળીને પાર્વતીજીના સર્વે કુતર્કોની રચના ટળી ગઈ. શ્રીરઘુનાથજીના ચરણોમાં તેમનો પ્રેમ અને વિશ્વાસ થઈ ગયો અને કઠિન અશક્યતાઓ (જેનું થવું સંભવ ન હોય તેવી મિથ્યા કલ્પના) જતી રહી. ॥૪॥

**દો૦ – પુનિ પુનિ પ્રભુ પદ કમલ ગહિ જોરિ પંકરુહ પાનિ।**
**બોલીં ગિરિજા બચન બર મનહુઁ પ્રેમ રસ સાનિ॥૧૧૯॥**

વારંવાર સ્વામી(શિવજી)ના ચરણકમળોને પકડીને અને પોતાના કમળ જેવા હાથ જોડીને પાર્વતીજી જાણે પ્રેમરસમાં ઝબોળીને સુંદર વચન બોલ્યાં. ॥૧૧૯॥

**ચૌ૦ – સસિ કર સમ સુનિ ગિરા તુમ્હારી। મિટા મોહ સરદાતપ ભારી॥**
**તુમ્હ કૃપાલ સબુ સંસઉ હરેઊ। રામ સ્વરૂપ જાનિ મોહિ પરેઊ॥૧॥**

ચન્દ્રમાનાં કિરણો સમાન આપની શીતળ વાણી સાંભળીને મારો અજ્ઞાનરૂપી શરદ્-ઋતુના તડકાનો ભારે તાપ મટી ગયો. [મોહ મટી ગયો]. આપે મારો સર્વ સંશય હરી લીધો, હવે, શ્રીરામચન્દ્રજીનું યથાર્થ સ્વરૂપ મારી સમજમાં આવી ગયું. ॥૧॥

**નાથ કૃપાઁ અબ ગયઉ બિષાદા। સુખી ભયઉઁ પ્રભુ ચરન પ્રસાદા॥**
**અબ મોહિ આપનિ કિંકરિ જાની। જદપિ સહજ જડ઼ નારિ અયાની॥૨॥**

હે નાથ! આપની કૃપાથી હવે મારો વિષાદ જતો રહ્યો અને આપના ચરણોના અનુગ્રહથી હું સુખી થઈ ગઈ. જોકે સ્ત્રી હોવાના કારણે હું સ્વભાવથી જ મૂર્ખ અને જ્ઞાનહીન છું, તો પણ હવે આપ મને પોતાની દાસી જાણીને – ॥૨॥

**પ્રથમ જો મૈં પૂછા સોઈ કહહૂ। જૌં મો પર પ્રસન્ન પ્રભુ અહહૂ॥**
**રામ બ્રહ્મ ચિનમય અબિનાસી। સર્બ રહિત સબ ઉર પુર બાસી॥૩॥**

હે પ્રભો! જો આપ મારા પર પ્રસન્ન છો તો જે વાત મેં અગાઉ આપને પૂછી હતી, તે જ કહો. [આ સત્ય છે કે] શ્રીરામચન્દ્રજી બ્રહ્મ છે, ચિન્મય (જ્ઞાનસ્વરૂપ) છે, અવિનાશી છે, સર્વેથી રહિત અને સર્વેની હૃદયરૂપી નગરીમાં નિવાસ કરનારા છે. ॥૩॥

**નાથ ધરેઉ નર તનુ કેહિ હેતૂ। મોહિ સમુઝાઇ કહહુ બૃષકેતૂ॥**
**ઉમા બચન સુનિ પરમ બિનીતા। રામકથા પર પ્રીતિ પુનીતા॥૪॥**

વળી, હે નાથ! તેમણે મનુષ્ય શરીર કયા કારણે ધારણ કર્યું? હે ધર્મની ધજા ધારણ કરનારા પ્રભો! એ મને સમજાવીને કહો. પાર્વતીનાં અત્યંત નમ્ર વચન સાંભળીને અને શ્રીરામચન્દ્રજીની કથામાં એમનો વિશુદ્ધ સ્નેહ જોઈને – ॥૪॥

**દો૦ – હિયઁ હરષે કામારિ તબ સંકર સહજ સુજાન।**
**બહુ બિધિ ઉમહિ પ્રસંસિ પુનિ બોલે કૃપાનિધાન॥૧૨૦ (ક)॥**

કામદેવના શત્રુ, સ્વભાવિક રૂપે જ સુજ્ઞ, કૃપાનિધાન શિવજી ત્યારે મનમાં ઘણા જ હર્ષિત થયા અને અનેક પ્રકારે પાર્વતીની પ્રશંસા કર્યા પછી બોલ્યા – ॥૧૨૦ (ક)॥

## નવાહ્ન પારાયણ, પહેલો વિશ્રામ

## માસપારાયણ, ચોથો વિશ્રામ

**સો૦ – સુનુ સુભ કથા ભવાનિ રામચરિતમાનસ બિમલ ।**
**કહા ભુસુંડિ બખાનિ સુના બિહગ નાયક ગરુડ઼ ॥ ૧૨૦ (ખ)॥**

હે પાર્વતી! નિર્મળ રામચરિતમાનસની તે મંગળમય કથા સાંભળો; જે કાકભુશુંડિએ વિસ્તારથી કહી અને પક્ષીઓના રાજા ગરુડજીએ સાંભળી હતી. ॥ ૧૨૦ (ખ)॥

**સો સંબાદ ઉદાર જેહિ બિધિ ભા આગેં કહબ ।**
**સુનહુ રામ અવતાર ચરિત પરમ સુંદર અનઘ ॥ ૧૨૦ (ગ)॥**

તે શ્રેષ્ઠ સંવાદ જે રીતે થયો, તે હું આગળ કહીશ. અત્યારે તમે શ્રીરામચન્દ્રજીના અવતારનું પરમ સુંદર અને પવિત્ર (પાપનાશક) ચરિત્ર સાંભળો. ॥ ૧૨૦ (ગ)॥

**હરિ ગુન નામ અપાર કથા રૂપ અગનિત અમિત ।**
**મૈં નિજ મતિ અનુસાર કહઉઁ ઉમા સાદર સુનહુ ॥ ૧૨૦ (ઘ)॥**

શ્રીહરિના ગુણ, નામ, કથા અને રૂપ – સર્વે અપાર, અગણિત અને અસીમ છે. હે પાર્વતી! હું પોતાની બુદ્ધિ અનુસાર કહું છું, તમે આદરપૂર્વક સાંભળો. ॥ ૧૨૦ (ઘ)॥

**ચૌ૦ – સુનુ ગિરિજા હરિચરિત સુહાએ । બિપુલ બિસદ નિગમાગમ ગાએ ॥**
**હરિ અવતાર હેતુ જેહિ હોઈ । ઈદમિત્થં કહિ જાઈ ન સોઈ ॥ ૧॥**

હે પાર્વતી! સાંભળો. વેદ-શાસ્ત્રોએ શ્રીહરિનાં સુંદર, અગણિત અને નિર્મળ ચરિત્રોનું ગાન કર્યું છે. હરિનો અવતાર જે કારણથી થાય છે; તે કારણ 'બસ આ જ છે' એમ નથી કહી શકાતું (અનેક કારણ હોઈ શકે છે અને એવાં પણ હોઈ શકે છે કે જેને કોઈ જાણી જ નથી શકતું). ॥ ૧॥

**રામ અતર્ક્ય બુદ્ધિ મન બાની । મત હમાર અસ સુનહિ સયાની ॥**
**તદપિ સંત મુનિ બેદ પુરાના । જસ કછુ કહહિં સ્વમતિ અનુમાના ॥ ૨॥**

હે બુદ્ધિમતી! સાંભળો, અમારો મત તો એ છે કે બુદ્ધિ, મન અને વાણીથી [અતર્ક્ય] શ્રીરામચન્દ્રજીના વિષયમાં તર્ક નથી કરી શકાતો. તો પણ સંત, મુનિ, વેદ અને પુરાણ – પોતપોતાની બુદ્ધિ અનુસાર જે કંઈ કહે છે, ॥ ૨॥

**તસ મૈં સુમુખિ સુનાવઉઁ તોહી । સમુઝિ પરઈ જસ કારન મોહી ॥**
**જબ જબ હોઈ ધરમ કૈ હાની । બાઢ઼હિં અસુર અધમ અભિમાની ॥ ૩॥**

અને જે કંઈ મારી સમજણમાં આવે છે; હે સુમુખી! એ જ કારણ હું તમને સંભળાવું છું. જ્યારે જ્યારે ધર્મનો હ્રાસ થાય છે અને નીચ અભિમાની રાક્ષસો વધી જાય છે, ॥ ૩॥

**કરહિં અનીતિ જાઇ નહિં બરની । સીદહિં બિપ્ર ધેનુ સુર ધરની ॥**
**તબ તબ પ્રભુ ધરિ બિબિધ સરીરા । હરહિં કૃપાનિધિ સજ્જન પીરા ॥ ૪॥**

અને તેઓ અન્યાય એવો કરે છે કે જેનું વર્ણન નથી થઈ શકતું તથા બ્રાહ્મણ, ગાય, દેવતા અને પૃથ્વી કષ્ટ પામે છે, ત્યારે ત્યારે તે કૃપાનિધાન પ્રભુ જાતજાતનાં [દિવ્ય] શરીર ધારણ કરીને સજ્જનોની પીડા હરે છે. ॥ ૪॥

**દો૦ – અસુર મારિ થાપહિં સુરન્હ રાખહિં નિજ શ્રુતિ સેતુ ।**
**જગ બિસ્તારહિં બિસદ જસ રામ જન્મ કર હેતુ ॥૧૨૧॥**

તે અસુરોને મારીને દેવતાઓને સ્થાપિત કરે છે, પોતાના [શ્વાસરૂપ] વેદોની મર્યાદાનું રક્ષણ કરે છે અને જગતમાં પોતાનો નિર્મળ યશ પ્રસરાવે છે. શ્રીરામચન્દ્રજીના અવતારનું આ કારણ છે. ॥૧૨૧॥

**ચૌ૦ – સોઈ જસ ગાઈ ભગત ભવ તરહીં । કૃપાસિંધુ જન હિત તનુ ધરહીં ॥**
**રામ જનમ કે હેતુ અનેકા । પરમ બિચિત્ર એક તેં એકા ॥૧॥**

એ જ યશને ગાઈ-ગાઈને ભક્તજનો ભવસાગરને તરી જાય છે. કૃપાસાગર ભગવાન ભક્તોના હિત માટે શરીર ધારણ કરે છે. શ્રીરામચન્દ્રજીના જન્મ લેવાનાં અનેક કારણ છે; જે એક એકથી ચઢિયાતાં અને વિચિત્ર છે. ॥૧॥

**જનમ એક દુઈ કહઉઁ બખાની । સાવધાન સુનુ સુમતિ ભવાની ॥**
**દ્વારપાલ હરિ કે પ્રિય દોઊ । જય અરુ બિજય જાન સબ કોઊ ॥૨॥**

હે સુંદર બુદ્ધિવાળાં ભવાની! હું તેમના બે-એક જન્મોનું વિસ્તારથી વર્ણન કરું છું, તમે સાવધાન થઈને સાંભળો. શ્રીહરિના જય અને વિજય બે પ્રિય દ્વારપાળ છે, જેમને સર્વ કોઈ જાણે છે. ॥૨॥

**બિપ્ર શ્રાપ તેં દૂનઉ ભાઈ । તામસ અસુર દેહ તિન્હ પાઈ ॥**
**કનકકસિપુ અરુ હાટકલોચન । જગત બિદિત સુરપતિ મદ મોચન ॥૩॥**

તે બંને ભાઈઓએ બ્રાહ્મણ(સનકાદિ)ના શાપથી અસુરોનું તામસી શરીર પ્રાપ્ત કર્યું. એકનું નામ હતું હિરણ્યકશિપુ અને બીજાનું હિરણ્યાક્ષ. તેઓ દેવરાજ ઈન્દ્રના ગર્વને ઉતારનારા આખાય જગતમાં પ્રસિદ્ધ થયા. ॥૩॥

**બિજઈ સમર બીર બિખ્યાતા । ધરિ બરાહ બપુ એક નિપાતા ॥**
**હોઈ નરહરિ દૂસર પુનિ મારા । જન પ્રહલાદ સુજસ બિસ્તારા ॥૪॥**

તેઓ યુદ્ધમાં વિજય મેળવનારા વિખ્યાત વીર હતા. તેમનામાંથી એક (હિરણ્યાક્ષ)ને ભગવાને વરાહનો દેહ ધારણ કરીને માર્યો; પછી બીજા(હિરણ્યકશિપુ)નો નૃસિંહરૂપ ધારણ કરીને વધ કર્યો અને પોતાના ભક્ત પ્રહ્લાદનો ઉત્તમ યશ પ્રસરાવ્યો. ॥૪॥

**દો૦ – ભએ નિસાચર જાઇ તેઇ મહાબીર બલવાન ।**
**કુંભકરન રાવન સુભટ સુર બિજઈ જગ જાન ॥૧૨૨॥**

તે જ [બંને] પછીથી દેવતાઓને જીતનારા તથા મોટા યોદ્ધા, રાવણ અને કુંભકર્ણ નામના ઘણા બળવાન અને મહાવીર રાક્ષસ થયા, જેમને આખું જગત જાણે છે. ॥૧૨૨॥

**ચૌ૦ – મુકુત ન ભએ હતે ભગવાના । તીનિ જનમ દ્વિજ બચન પ્રવાના ॥**
**એક બાર તિન્હ કે હિત લાગી । ધરેઉ સરીર ભગત અનુરાગી ॥૧॥**

ભગવાનના થકી મરાયા હોવા છતાં તેઓ (હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ) એટલા માટે મુક્ત ન થયા કે બ્રાહ્મણના વચન(શાપ)નું પ્રમાણ ત્રણ જન્મ માટેનું હતું. એટલે ફરી એક વખત તેમના કલ્યાણ માટે ભક્તપ્રેમી ભગવાને ફરીથી અવતાર લીધો. ॥૧॥

**કસ્યપ અદિતિ તહઁ પિતુ માતા। દસરથ કૌસલ્યા બિખ્યાતા॥**
**એક કલપ એહિ બિધિ અવતારા। ચરિત પવિત્ર કિએ સંસારા॥૨॥**

ત્યારે (તે અવતારમાં) કશ્યપ અને અદિતિ તેમનાં માતા-પિતા થયાં, જે દશરથ અને કૌશલ્યાના નામથી પ્રસિદ્ધ થયાં. એક કલ્પમાં આ રીતે અવતાર લઈને તેમણે સંસારમાં પવિત્ર લીલાઓ કરી. ॥૨॥

**એક કલપ સુર દેખિ દુખારે। સમર જલંધર સન સબ હારે॥**
**સંભુ કીન્હ સંગ્રામ અપારા। દનુજ મહાબલ મરઇ ન મારા॥૩॥**

એક કલ્પમાં જલંધર દૈત્યથી યુદ્ધમાં હારી જવાના લીધે સર્વે દેવતાઓને દુ:ખી થયેલા જોઈને શિવજીએ તેની સાથે મોટું ઘોર યુદ્ધ કર્યું; પણ તે મહાબલી દૈત્ય માર્યો મરાતો ન હતો. ॥૩॥

**પરમ સતી અસુરાધિપ નારી। તેહિં બલ તાહિ ન જિતહિં પુરારી॥૪॥**

તે દૈત્યરાજની સ્ત્રી પરમ સતી (ઘણી જ પતિવ્રતા) હતી. તેના પ્રતાપથી ત્રિપુરાસુર[જેવા અજેયશત્રુ]નો વિનાશ કરનારા શિવજી પણ તે દૈત્યને જીતી ન શક્યા. ॥૪॥

**દો૦ – છલ કરિ ટારેઉ તાસુ બ્રત પ્રભુ સુર કારજ કીન્હ।**
**જબ તેહિં જાનેઉ મરમ તબ શ્રાપ કોપ કરિ દીન્હ॥૧૨૩॥**

પ્રભુએ છળથી એ સ્ત્રીના વ્રતનો ભંગ કરી દેવતાઓનું કાર્ય કર્યું. જ્યારે તે સ્ત્રીએ આ રહસ્ય જાણ્યું ત્યારે તેણીએ ક્રોધ કરીને ભગવાનને શાપ આપ્યો. ॥૧૨૩॥

**ચૌ૦ – તાસુ શ્રાપ હરિ દીન્હ પ્રમાના। કૌતુકનિધિ કૃપાલ ભગવાના॥**
**તહઁ જલંધર રાવન ભયઊ। રન હતિ રામ પરમ પદ દયઊ॥૧॥**

લીલાઓના ભંડાર કૃપાળુ હરિએ તે સ્ત્રીના શાપને પ્રામાણ્ય આપ્યું (શાપ સ્વીકાર્યો). તે જ જલંધર તે કલ્પમાં રાવણ થયો, જેને શ્રીરામચન્દ્રજીએ યુદ્ધમાં મારીને પરમપદ આપ્યું. ॥૧॥

**એક જનમ કર કારન એહા। જેહિ લગિ રામ ધરી નરદેહા॥**
**પ્રતિ અવતાર કથા પ્રભુ કેરી। સુનુ મુનિ બરની કબિન્હ ઘનેરી॥૨॥**

એક જન્મનું કારણ એ હતું, જેથી શ્રીરામચન્દ્રજીએ મનુષ્યદેહ ધારણ કર્યો. હે ભરદ્વાજ મુનિ! સાંભળો, પ્રભુના પ્રત્યેક અવતારની કથાનું કવિઓએ અનેક પ્રકારે વર્ણન કર્યું છે. ॥૨॥

**નારદ શ્રાપ દીન્હ એક બારા। કલપ એક તેહિ લગિ અવતારા॥**
**ગિરિજા ચકિત ભઈં સુનિ બાની। નારદ બિષ્નુભગત પુનિ ગ્યાની॥૩॥**

એક વખત નારદજીએ શાપ આપ્યો, તેથી એક કલ્પમાં તેમના માટે અવતાર થયો. આ વાત સાંભળી પાર્વતીજી ઘણા ચકિત થયાં [અને બોલ્યાં કે] નારદજી તો વિષ્ણુભક્ત અને જ્ઞાની છે. ॥૩॥

**કારન કવન શ્રાપ મુનિ દીન્હા। કા અપરાધ રમાપતિ કીન્હા॥**
**યહ પ્રસંગ મોહિ કહહુ પુરારી। મુનિ મન મોહ આચરજ ભારી॥૪॥**

મુનિએ ભગવાનને શાપ કયા કારણથી આપ્યો? લક્ષ્મીપતિ ભગવાને એમનો કયો અપરાધ કર્યો હતો? હે પુરારિ (શંકરજી)! તે કથા મને કહો. મુનિ નારદના મનમાં મોહ થવો ઘણા આશ્ચર્યની વાત છે. ॥૪॥

**દો૦ – બોલે બિહસિ મહેસ તબ ગ્યાની મૂઢ઼ ન કોઇ।**
**જેહિ જસ રઘુપતિ કરહિં જબ સો તસ તેહિ છન હોઇ ॥ ૧૨૪ (ક)॥**

ત્યારે મહાદેવજીએ હસીને કહ્યું – ન કોઈ જ્ઞાની છે, ન મૂર્ખ. શ્રીરઘુનાથજી જ્યારે જેને જેવો કરે છે, તે જ ક્ષણે તે તેવો જ થઈ જાય છે. ॥ ૧૨૪ (ક)॥

**સો૦ – કહઉઁ રામ ગુન ગાથ ભરદ્વાજ સાદર સુનહુ।**
**ભવ ભંજન રઘુનાથ ભજુ તુલસી તજિ માન મદ ॥ ૧૨૪ (ખ)॥**

[યાજ્ઞવલ્ક્યજી કહે છે –] હે ભરદ્વાજ! હું શ્રીરામચન્દ્રજીના ગુણોની કથા કહું છું. તમે આદરથી સાંભળો. તુલસીદાસજી કહે છે – માન અને મદને છોડીને આવાગમનનો (ભવફેરાનો) નાશ કરનારા રઘુનાથજીને ભજો. ॥ ૧૨૪ (ખ)॥

**ચૌ૦ – હિમગિરિ ગુહા એક અતિ પાવનિ। બહ સમીપ સુરસરી સુહાવનિ॥**
**આશ્રમ પરમ પુનીત સુહાવા। દેખિ દેવરિષિ મન અતિ ભાવા॥ ૧॥**

હિમાલય પર્વતમાં એક મોટી પવિત્ર ગુફા હતી. તેના સમીપે જ સુંદર ગંગાજી વહેતી હતી. તે પરમ પવિત્ર સુંદર આશ્રમ જોવામાં નારદજીના મનને ઘણો જ રમણીય લાગ્યો. ॥ ૧॥

**નિરખિ સૈલ સરિ બિપિન બિભાગા। ભયઉ રમાપતિ પદ અનુરાગા॥**
**સુમિરત હરિહિ શ્રાપ ગતિ બાધી। સહજ બિમલ મન લાગિ સમાધી॥ ૨॥**

પર્વત, નદી અને વનના [સુંદર] વિભાગોને જોઈને નારદજીને લક્ષ્મીકાન્ત ભગવાનના ચરણોમાં સ્નેહ થઈ ગયો. ભગવાનનું સ્મરણ કરતાં જ તેઓ(નારદ મુનિ)ના શાપ(જે શાપ તેમને દક્ષ પ્રજાપતિએ આપ્યો હતો અને જેના કારણે તેઓ એક સ્થળે રોકાઈ શકતા ન હતા)ની ગતિ રોકાઈ ગઈ અને સ્વાભાવિક રૂપે જ મન નિર્મળ હોવાથી તેમને સમાધિ લાગી ગઈ. ॥ ૨॥

**મુનિ ગતિ દેખિ સુરેસ ડેરાના। કામહિ બોલિ કીન્હ સનમાના॥**
**સહિત સહાય જાહુ મમ હેતૂ। ચલેઉ હરષિ હિયઁ જલચરકેતૂ॥ ૩॥**

નારદ મુનિની [આ તપોમયી] સ્થિતિ જોઈને દેવરાજ ઇન્દ્ર ડરી ગયો. તેણે કામદેવને બોલાવીને તેનો આદર-સત્કાર કર્યો [અને કહ્યું કે] મારા [હિત] માટે તમે પોતાના સહાયકોસહિત [નારદની સમાધિ ભંગ કરવા માટે] જાઓ. [આ સાંભળીને] મીનધ્વજ કામદેવ મનમાં હર્ષ પામીને ચાલ્યો. ॥ ૩॥

**સુનાસીર મન મહુઁ અસિ ત્રાસા। ચહત દેવરિષિ મમ પુર બાસા॥**
**જે કામી લોલુપ જગ માહીં। કુટિલ કાક ઇવ સબહિ ડેરાહીં॥ ૪॥**

ઇન્દ્રના મનમાં એવો ભય ઉત્પન્ન થયો હતો કે દેવર્ષિ નારદ મારી પુરી(અમરાવતી)નું નિવાસ (રાજ્ય) ઇચ્છે છે. જગતમાં જે કામી અને લોભી હોય છે, તે કુટિલ કાગડાની જેમ બધાથી બીવે છે. ॥ ૪॥

**દો૦ – સૂખ હાડ઼ લૈ ભાગ સઠ સ્વાન નિરખિ મૃગરાજ ।**
**છીનિ લેઇ જનિ જાન જડ઼ તિમિ સુરપતિહિ ન લાજ ॥ ૧૨૫॥**

જેમ મૂર્ખ કૂતરો સિંહને જોઈને સૂકું હાડકું લઈને નાસે અને તે મૂર્ખ એમ સમજે કે ક્યાંક તે હાડકાને સિંહ ઝૂંટવી ન લે, તેવી જ રીતે ઈન્દ્રને [નારદજી મારું રાજ્ય ઝૂંટવી લેશે, એમ વિચારતાં] લાજ ન આવી. ॥ ૧૨૫॥

**ચૌ૦ – તેહિ આશ્રમહિં મદન જબ ગયઊ । નિજ માયાઁ બસંત નિરમયઊ ॥**
**કુસુમિત બિબિધ બિટપ બહુરંગા । કૂજહિં કોકિલ ગુંજહિં ભૃંગા ॥ ૧॥**

જ્યારે કામદેવ તે આશ્રમમાં ગયો, ત્યારે તેણે પોતાની માયાથી ત્યાં વસંતઋતુને ઉત્પન્ન કરી. જાતજાતનાં વૃક્ષો પર રંગબેરંગી ફૂલ ખીલી ગયાં, તેમના પર કોયલો ટહુકવા લાગી અને ભમરા ગુંજન કરવા લાગ્યા. ॥ ૧॥

**ચલી સુહાવનિ ત્રિબિધ બયારી । કામ કૃસાનુ બઢ઼ાવનિહારી ॥**
**રંભાદિક સુર નારિ નબીના । સકલ અસમસર કલા પ્રબીના ॥ ૨॥**

કામાગ્નિને ભડકાવનાર ત્રણ પ્રકારનો (શીતળ, મંદ અને સુગંધી) રમણીય વાયુ વાવા લાગ્યો. રંભા આદિ નવયૌવના બધીય દેવાંગનાઓ જે સર્વે કામકળાઓમાં પ્રવીણ હતી, ॥ ૨॥

**કરહિં ગાન બહુ તાન તરંગા । બહુબિધિ ક્રીડ઼હિં પાનિ પતંગા ॥**
**દેખિ સહાય મદન હરષાના । કીન્હેસિ પુનિ પ્રપંચ બિધિ નાના ॥ ૩॥**

તેઓ અનેક પ્રકારે તાનોના તરંગો સાથે ગાવા લાગી અને હાથમાં દડા લઈ અનેક પ્રકારની રમતો રમવા લાગી. કામદેવ પોતાના આ સહાયકોને જોઈને ઘણો પ્રસન્ન થયો અને પછી તેણે અનેક પ્રકારના માયાજાળ કર્યા. ॥ ૩॥

**કામ કલા કછુ મુનિહિ ન બ્યાપી । નિજ ભયઁ ડરેઉ મનોભવ પાપી ॥**
**સીમ કિ ચાઁપિ સકઇ કોઉ તાસૂ । બડ઼ રખવાર રમાપતિ જાસૂ ॥ ૪॥**

પરંતુ કામદેવની કોઈ પણ કળા નારદમુનિ પર અસર ન કરી શકી. ત્યારે તે પાપી કામદેવ પોતાના જ [નાશના] ભયથી ડરી ગયો. લક્ષ્મીપતિ ભગવાન જેના મોટા રક્ષક હોય, ભલા! એની સીમા-(મર્યાદા)ને કોણ દબાવી શકે છે? ॥ ૪॥

**દો૦ – સહિત સહાય સભીત અતિ માનિ હારિ મન મૈન ।**
**ગહેસિ જાઇ મુનિ ચરન તબ કહિ સુઠિ આરત બૈન ॥ ૧૨૬॥**

ત્યારે પોતાના સહાયકો-સહિત કામદેવે ઘણા ડરીને અને પોતાના મનમાં હાર સ્વીકારીને ઘણા જ આર્ત (દીન) વચન કહેતાં મુનિના ચરણોને પકડી લીધા. ॥ ૧૨૬॥

**ચૌ૦ – ભયઉ ન નારદ મન કછુ રોષા । કહિ પ્રિય બચન કામ પરિતોષા ॥**
**નાઇ ચરન સિરુ આયસુ પાઈ । ગયઉ મદન તબ સહિત સહાઈ ॥ ૧॥**

નારદજીના મનમાં સહેજ પણ ક્રોધ ન આવ્યો. તેમણે પ્રિય વચન કહીને કામદેવને સંતુષ્ટ કર્યા. ત્યારે મુનિના ચરણોમાં શીશ નમાવીને અને એમની આજ્ઞા મેળવી કામદેવ પોતાના સહાયકો-સહિત પાછો ફર્યો. ॥ ૧॥

**મુનિ સુસીલતા આપનિ કરની। સુરપતિ સભાઁ જાઈ સબ બરની॥**
**સુનિ સબ કેં મન અચરજુ આવા। મુનિહિ પ્રસંસિ હરિહિ સિરુ નાવા॥ ૨॥**

દેવરાજ ઈન્દ્રની સભામાં જઈને તેણે મુનિની સુશીલતા અને પોતાના કરતૂત સર્વે કહ્યાં, જે સાંભળીને સર્વેના મનમાં આશ્ચર્ય થયું અને તેઓએ મુનિની પ્રશંસા કરીને શ્રીહરિને શીશ નમાવ્યું. ॥ ૨॥

**તબ નારદ ગવને સિવ પાહીં। જિતા કામ અહમિતિ મન માહીં॥**
**માર ચરિત સંકરહિ સુનાએ। અતિપ્રિય જાનિ મહેસ સિખાએ॥ ૩॥**

પછી નારદજી શિવજીની પાસે ગયા. તેમના મનમાં એ વાતનો અહંકાર થયો કે મેં કામદેવને જીતી લીધો. તેમણે કામદેવનાં ચરિત્ર શિવજીને સંભળાવ્યાં અને મહાદેવજીએ નારદજીને અત્યંત પ્રિય જાણીને [આ પ્રમાણે] શિખામણ આપી – ॥ ૩॥

**બાર બાર બિનવઉઁ મુનિ તોહી। જિમિ યહ કથા સુનાયહુ મોહી॥**
**તિમિ જનિ હરિહિ સુનાવહુ કબહૂઁ। ચલેહુઁ પ્રસંગ દુરાએહુ તબહૂઁ॥ ૪॥**

હે મુનિ! હું તમને વારંવાર વિનંતી કરું છું કે જે રીતે આ કથા તમે મને સંભળાવી છે તે પ્રમાણે ભગવાન શ્રીહરિને કદીય સંભળાવશો નહિ. ચર્ચા પણ થાય, તોય એને છુપાવી રાખજો. ॥ ૪॥

**દો૦ – સંભુ દીન્હ ઉપદેસ હિત નહિં નારદહિ સોહાન।**
**ભરદ્વાજ કૌતુક સુનહુ હરિ ઈચ્છા બલવાન॥ ૧૨૭॥**

જોકે શિવજીએ આ હિતની શિખામણ આપી પણ નારદજીને તે ઠીક ન લાગી. હે ભરદ્વાજ! હરિની ઈચ્છા બળવાન છે. એનું કૌતુક સાંભળો. ॥ ૧૨૭॥

**ચૌ૦ – રામ કીન્હ ચાહહિં સોઈ હોઈ। કરૈ અન્યથા અસ નહિં કોઈ॥**
**સંભુ બચન મુનિ મન નહિં ભાએ। તબ બિરંચિ કે લોક સિધાએ॥ ૧॥**

શ્રીરામચન્દ્રજી જે કરવા ઈચ્છે છે, તે જ થાય છે, એવો કોઈ નથી જે તેના વિરુદ્ધ કરી શકે. શ્રીશિવજીનાં વચન નારદજીના મનને ઠીક ન લાગ્યાં, ત્યારે તેઓ ત્યાંથી બ્રહ્મલોક જવા ઊપડ્યા. ॥ ૧॥

**એક બાર કરતલ બર બીના। ગાવત હરિ ગુન ગાન પ્રબીના॥**
**છીરસિંધુ ગવને મુનિનાથા। જહઁ બસ શ્રીનિવાસ શ્રુતિમાથા॥ ૨॥**

એક વખત ગાનવિદ્યામાં નિપુણ મુનિનાથ નારદજી હાથમાં સુંદર વીણા લઈ, હરિગુણ ગાતાં ગાતાં ક્ષીરસાગરે ગયા, જ્યાં વેદોના મસ્તક-સ્વરૂપ (મૂર્તિમાન વેદાંતતત્ત્વ) લક્ષ્મીનિવાસ ભગવાન નારાયણ રહે છે. ॥ ૨॥

**હરષિ મિલે ઉઠિ રમાનિકેતા। બૈઠે આસન રિષિહિ સમેતા॥**
**બોલે બિહસિ ચરાચર રાયા। બહુતે દિનન કીન્હિ મુનિ દાયા॥૩॥**

રમાનિવાસ ભગવાન ઊઠીને ઘણા આનંદથી તેમને મળ્યા અને ઋષિ(નારદજી)ના સાથે આસન પર બેસી ગયા. ચરાચરના સ્વામી ભગવાન હસીને બોલ્યા – હે મુનિ! આજે આપે ઘણા દિવસે દયા કરી. ॥૩॥

**કામ ચરિત નારદ સબ ભાષે। જદ્યપિ પ્રથમ બરજિ સિવઁ રાખે॥**
**અતિ પ્રચંડ રઘુપતિ કૈ માયા। જેહિ ન મોહ અસ કો જગ જાયા॥૪॥**

જોકે શ્રીશિવજીએ તેમને અગાઉથી જ ના પાડી હતી છતાંય, નારદજીએ કામદેવનું આખું ચરિત્ર ભગવાનને કહી સંભળાવ્યું. શ્રીરઘુનાથજીની માયા ઘણી જ પ્રબળ છે. જગતમાં એવું કોણ જન્મ્યું છે જેને તે મોહિત ન કરી દે. ॥૪॥

**દો૦– રૂખ બદન કરિ બચન મૃદુ બોલે શ્રીભગવાન।**
**તુમ્હરે સુમિરન તેં મિટહિં મોહ માર મદ માન॥૧૨૮॥**

ભગવાન રુક્ષ મોં કરીને [ઉદાસીનતાથી] કોમળ વચન બોલ્યા – હે મુનિરાજ! આપનું સ્મરણ કરવાથી બીજાના મોહ, કામ, મદ અને અભિમાન મટી જાય છે [તો પછી આપના માટે તો કહેવું જ શું?]. ॥૧૨૮॥

**ચૌ૦– સુનુ મુનિ મોહ હોઈ મન તાકેં। ગ્યાન બિરાગ હૃદય નહિં જાકેં॥**
**બ્રહ્મચરજ બ્રત રત મતિધીરા। તુમ્હહિ કિ કરઈ મનોભવ પીરા॥૧॥**

હે મુનિ! સાંભળો, મોહ તો એના મનમાં હોય છે જેના હૃદયમાં જ્ઞાન-વૈરાગ્ય નથી. આપ તો બ્રહ્મચર્યવ્રતમાં તત્પર અને ઘણા ધીરબુદ્ધિ છો. ભલા! શું આપને પણ કામદેવ સતાવી શકે છે? ॥૧॥

**નારદ કહેઉ સહિત અભિમાના। કૃપા તુમ્હારિ સકલ ભગવાના॥**
**કરુનાનિધિ મન દીખ બિચારી। ઉર અંકુરેઉ ગરબ તરુ ભારી॥૨॥**

નારદજીએ અભિમાન સાથે કહ્યું – હે ભગવાન! આ બધી આપની કૃપા છે. કરુણાનિધાન ભગવાને મનમાં વિચારી જોયું કે આમના મનમાં ગર્વના ભારે વૃક્ષનું અંકુર ઉત્પન્ન થઈ ગયું છે. ॥૨॥

**બેગિ સો મૈં ડારિહઉઁ ઉખારી। પન હમાર સેવક હિતકારી॥**
**મુનિ કર હિત મમ કૌતુક હોઈ। અવસિ ઉપાય કરબિ મૈં સોઈ॥૩॥**

હું એને તુરત જ ઉખાડી નાખીશ, કેમકે સેવકોનું હિત કરવું એ અમારું પ્રણ છે. હું અવશ્ય તે ઉપાય કરીશ, જેનાથી મુનિનું કલ્યાણ અને મારો ખેલ થાય. ॥૩॥

**તબ નારદ હરિ પદ સિર નાઈ। ચલે હૃદયઁ અહમિતિ અધિકાઈ॥**
**શ્રીપતિ નિજ માયા તબ પ્રેરી। સુનહુ કઠિન કરની તેહિ કેરી॥૪॥**

ત્યાર પછી નારદજી ભગવાનના ચરણોમાં માથું નમાવી ચાલ્યા. તેમના હૃદયમાં અભિમાન વધુ વધી ગયું. ત્યારે લક્ષ્મીપતિ ભગવાને પોતાની માયાને પ્રેરિત કરી. હવે તેની કઠણ કરણી સાંભળો. ॥૪॥

**દો૦ – બિરચેઉ મગ મહુઁ નગર તેહિં સત જોજન બિસ્તાર ।**
**શ્રીનિવાસપુર તેં અધિક રચના બિબિધ પ્રકાર ॥૧૨૯॥**

તેણે (હરિમાયાએ) માર્ગમાં સો યોજન(ચારસો ગાઉ)નું એક નગર રચ્યું. તે નગરની જાતજાતની રચનાઓ લક્ષ્મીનિવાસ ભગવાન વિષ્ણુના નગર(વૈકુંઠ)થી પણ અધિક સુંદર હતી. ॥૧૨૯॥

**ચૌ૦ – બસહિં નગર સુંદર નર નારી । જનુ બહુ મનસિજ રતિ તનુધારી ॥**
**તેહિં પુર બસઇ સીલનિધિ રાજા । અગનિત હય ગય સેન સમાજા ॥૧॥**

તે નગરમાં એવાં સુંદર નર-નારી વસતાં હતાં જાણે ઘણા બધા કામદેવ અને [તેની સ્ત્રી] રતિએ જ મનુષ્યદેહ ધારણ કર્યો હોય. તે નગરમાં શીલનિધિ નામે રાજા રહેતો હતો, જેને ત્યાં અસંખ્ય ઘોડા, હાથી અને સેનાના સમૂહ હતા. ॥૧॥

**સત સુરેસ સમ બિભવ બિલાસા । રૂપ તેજ બલ નીતિ નિવાસા ॥**
**બિસ્વમોહની તાસુ કુમારી । શ્રી બિમોહ જિસુ રૂપુ નિહારી ॥૨॥**

તેનો વૈભવ અને વિલાસ સો ઇન્દ્રો સમાન હતો. તે રૂપ, તેજ, બળ ને નીતિનો ધામ હતો. તેને વિશ્વમોહિની નામે એક [એવી રૂપમતી] કન્યા હતી, જેના રૂપને જોઈને લક્ષ્મીજી પણ મોહિત થઈ જાય. ॥૨॥

**સોઇ હરિમાયા સબ ગુન ખાની । સોભા તાસુ કિ જાઇ બખાની ॥**
**કરઇ સ્વયંબર સો નૃપબાલા । આએ તહઁ અગનિત મહિપાલા ॥૩॥**

આ બધા ગુણોની ખાણ ભગવાનની માયા જ હતી. તેની શોભાનું વર્ણન કેવી રીતે કરી શકાય? તે રાજકુમારી સ્વયંવર કરી રહી હતી, તેથી ત્યાં અગણિત રાજા આવેલા હતા. ॥૩॥

**મુનિ કૌતુકી નગર તેહિં ગયઊ । પુરબાસિન્હ સબ પૂછત ભયઊ ॥**
**સુનિ સબ ચરિત ભૂપગૃહઁ આએ । કરિ પૂજા નૃપ મુનિ બૈઠાએ ॥૪॥**

કૌતુકી મુનિ નારદજી તે નગરમાં ગયા અને તેમણે નગરવાસીઓને સર્વે હાલ પૂછ્યો. બધા સમાચાર સાંભળીને તેઓ રાજાના મહેલમાં આવ્યા. રાજાએ પૂજા કરીને મુનિને [આસન ઉપર] બેસાડ્યા. ॥૪॥

**દો૦ – આનિ દેખાઈ નારદહિ ભૂપતિ રાજકુમારિ ।**
**કહહુ નાથ ગુન દોષ સબ એહિ કે હૃદયઁ બિચારિ ॥૧૩૦॥**

[પછી] રાજાએ રાજકુમારીને લાવી નારદજીને દેખાડી [અને પૂછ્યું કે –] હે નાથ! આપ આપના અંતરમાં વિચારી આના સર્વે ગુણ-દોષ કહો. ॥૧૩૦॥

**ચૌ૦ – દેખિ રૂપ મુનિ બિરતિ બિસારી । બડ઼ી બાર લગિ રહે નિહારી ॥**
**લચ્છન તાસુ બિલોકિ ભુલાને । હૃદયઁ હરષ નહિં પ્રગટ બખાને ॥૧॥**

એના રૂપને જોઈ મુનિ વૈરાગ્ય ભૂલી ગયા અને ઘણીવાર સુધી તેની તરફ જોતા જ રહ્યા. તેનાં લક્ષણો જોઈને મુનિ સ્વયં પોતાને પણ ભૂલી ગયા અને હૃદયમાં હર્ષિત થયા, પણ પ્રગટરૂપે તે લક્ષણોને ન કહ્યાં. ॥૧॥

**જો એહિ બરઇ અમર સોઇ હોઈ। સમરભૂમિ તેહિ જીત ન કોઈ॥**
**સેવહિં સકલ ચરાચર તાહી। બરઇ સીલનિધિ કન્યા જાહી॥૨॥**

[લક્ષણોને વિચારી તે મનોમન કહેવા લાગ્યા કે] જે આને વરશે, તે અમર થઈ જશે અને રણભૂમિમાં કોઈ તેને જીતી નહિ શકે. આ શીલનિધિની કન્યા જેને વરશે, સર્વે ચર-અચર જીવો તેની સેવા કરશે. ॥૨॥

**લચ્છન સબ બિચારિ ઉર રાખે। કછુક બનાઇ ભૂપ સન ભાષે॥**
**સુતા સુલચ્છન કહિ નૃપ પાહીં। નારદ ચલે સોચ મન માહીં॥૩॥**

બધાં લક્ષણોનો વિચાર કરી મુનિએ પોતાના હૃદયમાં છુપાવી રાખ્યાં અને રાજાને પોતાના તરફથી બનાવીને કહી દીધાં. રાજાને કન્યાનાં સુલક્ષણો કહી નારદજી ચાલી નીકળ્યા. પરંતુ તેમના મનમાં આ એક ચિંતા હતી કે – ॥૩॥

**કરૌં જાઇ સોઇ જતન બિચારી। જેહિ પ્રકાર મોહિ બરૈ કુમારી॥**
**જપ તપ કછુ ન હોઇ તેહિ કાલા। હે બિધિ મિલઇ કવન બિધિ બાલા॥૪॥**

હું જઈને વિચારીને હવે એવો ઉપાય કરું, જેથી આ કન્યા મને જ વરે. આ સમયે જપ-તપથી કંઈ થઈ શકશે નહીં. હે વિધાતા! મને આ કન્યા કેવી રીતે મળશે? ॥૪॥

**દો૦ – એહિ અવસર ચાહિઅ પરમ સોભા રૂપ બિસાલ।**
**જો બિલોકિ રીઝૈ કુઅઁરિ તબ મેલૈ જયમાલ॥૧૩૧॥**

આવા સમયે તો પરમ શોભા અને વિશાળ (સુંદર) રૂપ જોઈએ, જેને જોઈ રાજકુમારી મારા પર રીઝી જાય અને જયમાળા [મારા ગળામાં] પહેરાવે. ॥૧૩૧॥

**ચૌ૦ – હરિ સન માગૌં સુંદરતાઈ। હોઇહિ જાત ગહરુ અતિ ભાઈ॥**
**મોરેં હિત હરિ સમ નહિં કોઊ। એહિ અવસર સહાય સોઇ હોઊ॥૧॥**

[એક કામ કરું કે] ભગવાન પાસેથી સુંદરતા માગું; પણ ભાઈ! એમની પાસે જવામાં તો ઘણું મોડું થઈ જાય. પરંતુ શ્રીહરિના જેવું મારું હિત ચાહનારું કોઈ નથી, તેથી આ સમયે તે જ મારા સહાયક થાઓ. ॥૧॥

**બહુબિધિ બિનય કીન્હિ તેહિ કાલા। પ્રગટેઉ પ્રભુ કૌતુકી કૃપાલા॥**
**પ્રભુ બિલોકિ મુનિ નયન જુડ઼ાને। હોઇહિ કાજુ હિએઁ હરષાને॥૨॥**

તે વખતે નારદજીએ ભગવાનને ઘણી રીતે વિનંતી કરી. ત્યારે લીલામય કૃપાળુ પ્રભુ [ત્યાં જ] પ્રગટ થઈ ગયા. સ્વામીને જોઈને નારદજીનાં નેત્ર શીતળ થઈ ગયાં અને તેઓ મનમાં ઘણા જ પ્રસન્ન થયા કે હવે તે કામ બની જ જશે. ॥૨॥

**અતિ આરતિ કહિ કથા સુનાઈ। કરહુ કૃપા કરિ હોહુ સહાઈ॥**
**આપન રૂપ દેહુ પ્રભુ મોહી। આન ભાઁતિ નહિં પાવૌં ઓહી॥૩॥**

નારદજીએ બહુ જ આર્ત (દીન) થઈને આખી કથા કહી સંભળાવી. [અને પ્રાર્થના કરી કે] કૃપા કરો અને મારા સહાયક બનો. હે પ્રભો! આપ આપનું રૂપ મને આપો. બીજી કોઈ રીતે હું તે(રાજકન્યા)ને નહીં મેળવી શકું. ॥ ૩॥

**જેહિ બિધિ નાથ હોઈ હિત મોરા। કરહુ સો બેગિ દાસ મૈં તોરા॥**
**નિજ માયા બલ દેખિ બિસાલા। હિયઁ હઁસિ બોલે દીનદયાલા॥ ૪॥**

હે નાથ! જે રીતે મારું હિત થાય, આપ તે શીઘ્ર કરો. હું આપનો દાસ છું. પોતાની માયાનું વિશાળ બળ જોઈ દીનદયાળુ ભગવાન મનમાં ને મનમાં હસીને બોલ્યા – ॥ ૪॥

**દો૦ – જેહિ બિધિ હોઇહિ પરમ હિત નારદ સુનહુ તુમ્હાર।**
**સોઈ હમ કરબ ન આન કછુ બચન ન મૃષા હમાર॥ ૧૩૨॥**

હે નારદજી! સાંભળો, જે રીતે તમારું પરમ હિત થશે, અમે તે જ કરીશું, અન્ય કશું નહીં. અમારું વચન અસત્ય નથી હોતું. ॥ ૧૩૨॥

**ચૌ૦ – કુપથ માગ રુજ બ્યાકુલ રોગી। બૈદ ન દેઇ સુનહુ મુનિ જોગી॥**
**એહિ બિધિ હિત તુમ્હાર મૈં ઠયઊ। કહિ અસ અંતરહિત પ્રભુ ભયઊ॥ ૧॥**

હે યોગી મુનિ! સાંભળો, રોગથી વ્યાકુળ રોગી કુપથ્ય માગે તો વૈદ્ય એને આપતો નથી. તે રીતે મેં પણ તમારું હિત કરવાનું નક્કી કરી લીધું છે. એમ કહીને ભગવાન અંતર્ધાન થઈ ગયા. ॥ ૧॥

**માયા બિબસ ભએ મુનિ મૂઢ઼ા। સમુઝી નહિં હરિ ગિરા નિગૂઢ઼ા॥**
**ગવને તુરત તહાઁ રિષિરાઈ। જહાઁ સ્વયંબર ભૂમિ બનાઈ॥ ૨॥**

[ભગવાનની] માયાને વશીભૂત થયેલા મુનિ એવા મૂઢ થઈ ગયા હતા કે તે ભગવાનની અગૂઢ (સ્પષ્ટ) વાણીને પણ ન સમજી શક્યા. ઋષિરાજ નારદજી તરત જ જ્યાં સ્વયંવરની ભૂમિ બનાવવામાં આવી હતી ત્યાં પહોંચ્યા. ॥ ૨॥

**નિજ નિજ આસન બૈઠે રાજા। બહુ બનાવ કરિ સહિત સમાજા॥**
**મુનિ મન હરષ રૂપ અતિ મોરેં। મોહિ તજિ આનહિ બરિહિ ન ભોરેં॥ ૩॥**

રાજાઓ ખૂબ બની-ઠનીને સમાજસહિત પોતપોતાના આસનો પર બેઠા હતા. મુનિ (નારદ) મનમાં ને મનમાં પ્રસન્ન થઈ રહ્યા હતા કે મારું રૂપ ઘણું સુંદર છે, મને છોડી કન્યા ભૂલથી પણ બીજાને નહીં વરે. ॥ ૩॥

**મુનિ હિત કારન કૃપાનિધાના। દીન્હ કુરૂપ ન જાઇ બખાના॥**
**સો ચરિત્ર લખિ કાહુઁ ન પાવા। નારદ જાનિ સબહિં સિર નાવા॥ ૪॥**

કૃપાનિધાન ભગવાને મુનિના કલ્યાણને માટે તેમને એવા કુરૂપ બનાવી દીધા કે જેનું વર્ણન થઈ શકતું નથી, પણ આ ચરિત્ર કોઈ પણ ન જાણી શક્યું. બધાએ એમને નારદ જ જાણીને પ્રણામ કર્યાં. ॥ ૪॥

**દો૦ – રહે તહાઁ દુઇ રુદ્ર ગન તે જાનહિં સબ ભેઉ ।**
**બિપ્રબેષ દેખત ફિરહિં પરમ કૌતુકી તેઉ ॥ ૧૩૩॥**

ત્યાં શિવજીના ગણ પણ હતા. તેઓ બધો ભેદ જાણતા હતા અને બ્રાહ્મણનો વેષ બનાવી બધી લીલા નિહાળતા-ફરતા હતા. તેઓ પણ ઘણા આનંદી હતા.॥ ૧૩૩॥

**ચૌ૦ – જેહિં સમાજ બૈઠે મુનિ જાઈ । હૃદયઁ રૂપ અહમિતિ અધિકાઈ ॥**
**તહઁ બૈઠે મહેસ ગન દોઊ । બિપ્રબેષ ગતિ લખઇ ન કોઊ ॥ ૧॥**

નારદજી પોતાના હૃદયમાં રૂપનું મોટું અભિમાન લઈને જે સમાજ(પંક્તિ)માં જઈને બેઠા હતા, શિવજીના આ બંને ગણો પણ ત્યાં બેસી ગયા. બ્રાહ્મણના વેષમાં હોવાના લીધે તેમની આ ચાલને કોઈ ન જાણી શક્યું ॥ ૧॥

**કરહિં કૂટિ નારદહિ સુનાઈ । નીકિ દીન્હિ હરિ સુંદરતાઈ ॥**
**રીઝિહિ રાજકુઅઁરિ છબિ દેખી । ઈન્હહિ બરિહિ હરિ જાનિ બિસેષી ॥ ૨॥**

તેઓ નારદજીને સંભળાવી - સંભળાવીને વ્યંગ્ય વચન કહેતા હતા - ભગવાને આમને શ્રેષ્ઠ સુંદરતા આપી છે. તેમની શોભા જોઈને રાજકુમારી રીઝી જ જશે અને ‘હરિ’ (વાનર) જાણીને એમને વિશિષ્ટપણે વરશે. ॥ ૨॥

**મુનિહિ મોહ મન હાથ પરાએઁ । હઁસહિં સંભુ ગન અતિ સચુ પાએઁ ॥**
**જદપિ સુનહિં મુનિ અટપટિ બાની । સમુઝિ ન પરઇ બુદ્ધિ ભ્રમ સાની ॥ ૩॥**

નારદ મુનિને મોહ થઈ રહ્યો હતો, કેમકે એમનું મન અન્યના હાથ(માયાને વશ)માં હતું. શિવજીના ગણો ઘણા પ્રસન્ન થઈ હસી રહ્યા હતા. જોકે મુનિ તેમની અટપટી વાતો સાંભળી રહ્યા હતા, પરંતુ બુદ્ધિ ભ્રમમાં તરબોળ થયેલી હોવાને લીધે તે વાતો એમની સમજણમાં આવતી ન હતી. (તેમની વાતોને તેઓ પોતાની પ્રશંસા સમજી રહ્યા હતા). ॥ ૩॥

**કાહુઁ ન લખા સો ચરિત બિસેષા । સો સરૂપ નૃપકન્યાઁ દેખા ॥**
**મર્કટ બદન ભયંકર દેહી । દેખત હૃદયઁ ક્રોધ ભા તેહી ॥ ૪॥**

આ વિશેષ ચરિત્રને અન્ય કોઈએ ન જાણ્યું, કેવળ રાજકન્યાએ [નારદજીનું] તે રૂપ જોયું. તેમનું વાંદરા જેવું મોં અને ભયંકર શરીર જોતાં જ કન્યાના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થઈ ગયો. ॥ ૪॥

**દો૦ – સખીં સંગ લૈ કુઅઁરિ તબ ચલિ જનુ રાજમરાલ ।**
**દેખત ફિરઇ મહીપ સબ કર સરોજ જયમાલ ॥ ૧૩૪॥**

પછી રાજકુમારી સખીઓને સાથે લઈને એ રીતે ચાલી કે જાણે રાજહંસીની ચાલી રહી હોય. તે પોતાના કમળ જેવા હાથોમાં જયમાળા લઈને બધા રાજાઓને નિહાળતી ફરવા લાગી. ॥ ૧૩૪॥

**ચૌ૦ – જેહિ દિસિ બૈઠે નારદ ફૂલી । સો દિસિ તેહિં ન બિલોકી ભૂલી ॥**
**પુનિ પુનિ મુનિ ઉકસહિં અકુલાહીં । દેખિ દસા હર ગન મુસુકાહીં ॥ ૧॥**

જે બાજુ નારદજી [રૂપના ગર્વમાં] ફુલાઈને બેઠા હતા, તે બાજુ એણે ભૂલથી પણ ન જોયું. નારદ મુનિ વારંવાર ઉશ્કેરાય છે અને બેચેન બને છે. તેમની દશા જોઈને શિવજીના ગણ મલકાય છે. ॥૧॥

**ધરિ નૃપતનુ તહઁ ગયઉ કૃપાલા। કુઅઁરિ હરષિ મેલેઉ જયમાલા॥**
**દુલહિનિ લૈ ગૈ લચ્છિનિવાસા। નૃપસમાજ સબ ભયઉ નિરાસા॥૨॥**

કૃપાળુ ભગવાન પણ રાજાનું શરીર ધારણ કરીને ત્યાં જઈ પહોંચ્યા. રાજકુમારીએ હર્ષિત થઈને એમના ગળામાં જયમાળા પહેરાવી દીધી. લક્ષ્મીનિવાસ ભગવાન દુલ્હન (રાજકુમારી)ને લઈ ગયા. બધી રાજમંડળી નિરાશ થઈ ગઈ. ॥૨॥

**મુનિ અતિ બિકલ મોહઁ મતિ નાઠી। મનિ ગિરિ ગઈ છૂટિ જનુ ગાઁઠી॥**
**તબ હર ગન બોલે મુસુકાઈ। નિજ મુખ મુકુર બિલોકહુ જાઈ॥૩॥**

મોહના લીધે મુનિની બુદ્ધિ નાશ પામી હતી, તેથી તેઓ [રાજકુમારીને ગયેલી જાણી] ઘણા જ વ્યાકુળ થઈ ગયા, જાણે કે ગાંઠમાંથી છૂટીને મણિ ક્યાંક પડી ગયો હોય. ત્યારે શિવજીના ગણોએ હસીને કહ્યું – જઈને દર્પણમાં પોતાનું મોંઢું તો જુઓ! ॥૩॥

**અસ કહિ દોઉ ભાગે ભયઁ ભારી। બદન દીખ મુનિ બારિ નિહારી॥**
**બેષુ બિલોકિ ક્રોધ અતિ બાઢ़ા। તિન્હહિ સરાપ દીન્હ અતિ ગાઢ़ા॥૪॥**

આમ કહીને તે બંને અત્યંત ભયભીત થઈને નાઠા, મુનિએ જળમાં નિરખીને પોતાનું મુખ જોયુ. પોતાનું રૂપ જોઈને તેમનો ક્રોધ ઘણો વધી ગયો. તેમણે શિવજીના તે ગણોને અત્યંત કઠોર શાપ આપ્યો – ॥૪॥

**દો૦ – હોહુ નિસાચર જાઇ તુમ્હ કપટી પાપી દોઉ।**
**હઁસેહુ હમહિ સો લેહુ ફલ બહુરિ હઁસેહુ મુનિ કોઉ॥૧૩૫॥**

તમે બંને કપટી અને પાપી રાક્ષસ બની જાઓ. તમે અમારી મશ્કરી કરી, તેનું ફળ ચાખો. વળી, હવે કોઈ મુનિની મશ્કરી કરી જોજો. ॥૧૩૫॥

**ચૌ૦ – પુનિ જલ દીખ રૂપ નિજ પાવા। તદપિ હૃદયઁ સંતોષ ન આવા॥**
**ફરકત અધર કોપ મન માહીં। સપદિ ચલે કમલાપતિ પાહીં॥૧॥**

મુનિએ ફરીથી જળમાં જોયું તો તેમને પોતાનું (અસલ) રૂપ પ્રાપ્ત થઈ ગયું હતું. તો પણ તેમને સંતોષ ન થયો. તેમના હોઠ ફફડી રહ્યા હતા અને મનમાં ક્રોધ [ભરેલો] હતો. તરત જ તેઓ ભગવાન કમળાપતિ પાસે ચાલ્યા. ॥૧॥

**દેહઉઁ શ્રાપ કિ મરિહઉઁ જાઈ। જગત મોરિ ઉપહાસ કરાઈ॥**
**બીચહિં પંથ મિલે દનુજારી। સંગ રમા સોઇ રાજકુમારી॥૨॥**

[મનમાં વિચારતા જતા હતા –] જઈને કાં તો શાપ આપીશ કાં તો પ્રાણ આપી દઈશ. તેમણે જગતમાં મારી હાંસી કરાવી! દૈત્યોના શત્રુ ભગવાન હરિ તેમને માર્ગમાં વચ્ચે જ મળી ગયા. સાથે લક્ષ્મીજી અને તે જ રાજકુમારી હતાં. ॥૨॥

**બોલે મધુર બચન સુરસાઈં। મુનિ કહઁ ચલે બિકલ કી નાઈં॥**
**સુનત બચન ઉપજા અતિ ક્રોધા। માયા બસ ન રહા મન બોધા॥૩॥**

દેવતાઓના સ્વામી ભગવાને મધુર વાણીમાં કહ્યું – હે મુનિ! વ્યાકુળની જેમ ક્યાં ચાલ્યા? આ શબ્દો સાંભળતાં જ નારદને ઘણો ક્રોધ આવ્યો; માયાથી વશીભૂત થયેલા હોવાને લીધે મનમાં ભાન ન રહ્યું. ॥૩॥

**પર સંપદા સકહુ નહિં દેખી। તુમ્હરેં ઈરિષા કપટ બિસેષી॥**
**મથત સિંધુ રુદ્રહિ બૌરાયહુ। સુરન્હ પ્રેરિ બિષ પાન કરાયહુ॥૪॥**

[મુનિએ કહ્યું –] તમે અન્યોની સંપદા નથી જોઈ શકતા, તમને ઈર્ષ્યા અને કપટ ઘણું છે. સમુદ્ર મથતી વખતે તમે શિવજીને બાવરા બનાવી દીધા અને દેવતાઓને પ્રેરણા કરી તેમને વિષપાન કરાવડાવ્યું. ॥૪॥

**દો૦– અસુર સુરા બિષ સંકરહિ આપુ રમા મનિ ચારુ।**
**સ્વારથ સાધક કુટિલ તુમ્હ સદા કપટ બ્યવહારુ॥૧૩૬॥**

અસુરોને મદિરા અને શિવજીને વિષ આપીને તમે સ્વયં સુંદર લક્ષ્મી અને [કૌસ્તુભ] મણિ લઈ લીધાં. તમે ઘણા દગાબાજ અને સ્વાર્થી છો. સદાય કપટનો વહેવાર કરો છો. ॥૧૩૬॥

**ચૌ૦– પરમ સ્વતંત્ર ન સિર પર કોઈ। ભાવઇ મનહિ કરહુ તુમ્હ સોઈ॥**
**ભલેહિ મંદ મંદેહિ ભલ કરહૂ। બિસમય હરષ ન હિયઁ કછુ ધરહૂ॥૧॥**

તમે પરમ સ્વતંત્ર છો, માથે તો કોઈ છે જ નહીં; એથી જ્યારે જે મનને ગમે છે, [સ્વચ્છંદતાથી] તે જ કરો છો. સારાને ખોટું અને ખોટાને સારું કરી નાખો છો. હૃદયમાં હર્ષ-વિષાદ કશું જ નથી લાવતા. ॥૧॥

**ડહકિ ડહકિ પરિચેહુ સબ કાહૂ। અતિ અસંક મન સદા ઉછાહૂ॥**
**કરમ સુભાસુભ તુમ્હહિ ન બાધા। અબ લગિ તુમ્હહિ ન કાહૂઁ સાધા॥૨॥**

બધાને છેતરી-છેતરીને છટકી ગયા છો અને અત્યંત નીડર થઈ ગયા છો; એટલે [છેતરવાના કાર્યમાં] મનમાં સદાય ઉત્સાહ રહે છે. શુભ-અશુભ કર્મો તમને વિઘ્ન નથી કરતાં. અત્યાર સુધી તમને કોઈએ સીધા દોર કર્યા નથી. ॥૨॥

**ભલે ભવન અબ બાયન દીન્હા। પાવહુગે ફલ આપન કીન્હા॥**
**બંચેહુ મોહિ જવનિ ધરિ દેહા। સોઇ તનુ ધરહુ શ્રાપ મમ એહા॥૩॥**

આ વખતે તમે મોટા ઘરે ભેટ મોકલી છે (મારા જેવા જોરાવર માણસને છંછેડ્યો છે) તેથી પોતાની કરણીનું ફળ અવશ્ય પામશો. જે શરીરને ધારણ કરી તમે મને ઠગ્યો છે, તમે પણ એ જ શરીર ધારણ કરો, આ મારો શાપ છે. ॥૩॥

**કપિ આકૃતિ તુમ્હ કીન્હિ હમારી। કરિહહિં કીસ સહાય તુમ્હારી॥**
**મમ અપકાર કીન્હ તુમ્હ ભારી। નારિ બિરહઁ તુમ્હ હોબ દુખારી॥૪॥**

તમે અમારું રૂપ વાંદરા જેવું બનાવી દીધું હતું, તેથી વાંદરા જ તમારી સહાય કરશે. [હું જે સ્ત્રીને ઈચ્છતો હતો, તેનાથી મારો વિયોગ કરાવી] તમે મારું મોટું અહિત કર્યું છે, તેથી તમે પણ સ્ત્રીના વિયોગથી દુ:ખી થશો. ॥૪॥

**દો૦ – શ્રાપ સીસ ધરિ હરષિ હિયઁ પ્રભુ બહુ બિનતી કીન્હિ।**
**નિજ માયા કૈ પ્રબલતા કરષિ કૃપાનિધિ લીન્હિ॥૧૩૭॥**

શાપને માથા પર ચઢાવી, હૃદયથી પ્રસન્ન થતાં પ્રભુએ નારદજીને ઘણી વિનંતી કરી; અને પછી કૃપાનિધાન ભગવાને પોતાની માયાની પ્રબળતાને ખેંચી લીધી. ॥૧૩૭॥

**ચૌ૦ – જબ હરિ માયા દૂરિ નિવારી। નહિં તહઁ રમા ન રાજકુમારી॥**
**તબ મુનિ અતિ સભીત હરિ ચરના। ગહે પાહિ પ્રનતારતિ હરના॥૧॥**

જ્યારે ભગવાને પોતાની માયાને હટાવી લીધી, ત્યારે ત્યાં ન લક્ષ્મી રહ્યાં કે ન રાજકુમારી. ત્યારે મુનિએ અત્યંત ભયભીત થઈને શ્રીહરિના ચરણ પકડી લીધા અને કહ્યું – હે શરણાગતનાં દુ:ખોને હરનારા! મારી રક્ષા કરો. ॥૧॥

**મૃષા હોઉ મમ શ્રાપ કૃપાલા। મમ ઈચ્છા કહ દીનદયાલા॥**
**મૈં દુર્બચન કહે બહુતેરે। કહ મુનિ પાપ મિટિહિં કિમિ મેરે॥૨॥**

હે કૃપાળુ! મારો શાપ મિથ્યા થઈ જાય. ત્યારે દીનજનો પર દયા કરનારા ભગવાને કહ્યું કે આ બધું મારી જ ઈચ્છા [થી થયું] છે. મુનિએ કહ્યું – મેં આપને અનેક અયોગ્ય વચનો કહ્યાં છે. મારાં પાપ કેમ મટશે? ॥૨॥

**જપહુ જાઈ સંકર સત નામા। હોઈહિ હૃદયઁ તુરત બિશ્રામા॥**
**કોઉ નહિં સિવ સમાન પ્રિય મોરેં। અસિ પરતીતિ તજહુ જનિ ભોરેં॥૩॥**

[ભગવાને કહ્યું –] જઈને શંકર શતનામ (શંકર શતક)નો તમે જપ કરો, તેથી અંતરમાં તુરત જ શાંતિ થશે. શિવજીના સમાન મને કોઈ પ્રિય નથી, આ વિશ્વાસને ભૂલથી પણ છોડશો નહિ. ॥૩॥

**જેહિ પર કૃપા ન કરહિં પુરારી। સો ન પાવ મુનિ ભગતિ હમારી॥**
**અસ ઉર ધરિ મહિ બિચરહુ જાઈ। અબ ન તુમ્હહિ માયા નિઅરાઈ॥૪॥**

હે મુનિ! પુરારિ (શિવજી) જેના પર કૃપા નથી કરતા, તે મારી ભક્તિ નથી પામતા. હૃદયમાં આવો નિશ્ચય કરી, જઈને પૃથ્વી પર વિચરો. હવે, મારી માયા તમારા સમીપ આવશે નહીં. ॥૪॥

**દો૦ – બહુબિધિ મુનિહિ પ્રબોધિ પ્રભુ તબ ભએ અંતરધાન।**
**સત્યલોક નારદ ચલે કરત રામ ગુન ગાન॥૧૩૮॥**

અનેક રીતે મુનિને સમજાવી-પટાવી (સાંત્વના આપીને) પ્રભુ અંતર્ધાન થઈ ગયા અને નારદજી શ્રીરામચન્દ્રજીના ગુણોનું ગાન કરતાં સત્યલોક (બ્રહ્મલોક) તરફ ચાલ્યા. ॥૧૩૮॥

**ચૌ૦ – હર ગન મુનિહિ જાત પથ દેખી। બિગત મોહ મન હરષ બિસેષી॥**
**અતિ સભીત નારદ પહિં આએ। ગહિ પદ આરત બચન સુનાએ॥૧॥**

શિવજીના ગણોએ જ્યારે મુનિને મોહરહિત અને ઘણા પ્રસન્ન થઈને માર્ગમાં જતા જોયા ત્યારે તેઓ અત્યંત ભયભીત થઈને નારદજી પાસે આવ્યા અને તેમના ચરણો પકડી દીન વચન બોલ્યા – ॥૧॥

**હર ગન હમ ન બિપ્ર મુનિરાયા। બડ઼ અપરાધ કીન્હ ફલ પાયા॥**
**શ્રાપ અનુગ્રહ કરહુ કૃપાલા। બોલે નારદ દીનદયાલા॥૨॥**

હે મુનિરાજ! અમે બ્રાહ્મણો નથી, શિવજીના ગણ છીએ. અમે મોટો અપરાધ કર્યો, જેનું ફળ અમને મળી ગયું. હે કૃપાળુ! હવે શાપ દૂર કરવાની કૃપા કરો. દીનો પર દયા કરનારા નારદજીએ કહ્યું – ॥૨॥

**નિસિચર જાઇ હોહુ તુમ્હ દોઊ। બૈભવ બિપુલ તેજ બલ હોઊ॥**
**ભુજ બલ બિસ્વ જિતબ તુમ્હ જહિઆ। ધરિહહિં બિષ્નુ મનુજ તનુ તહિઆ॥૩॥**

તમે બંને જઈને રાક્ષસ થઈ જાઓ; તમને મહાન ઐશ્વર્ય, તેજ અને બળની પ્રાપ્તિ થાય. તમે પોતાની ભુજાઓના બળથી જ્યારે આખા વિશ્વને જીતી લેશો ત્યારે ભગવાન વિષ્ણુ મનુષ્યનું શરીર ધારણ કરશે. ॥૩॥

**સમર મરન હરિ હાથ તુમ્હારા। હોઇહહુ મુકુત ન પુનિ સંસારા॥**
**ચલે જુગલ મુનિ પદ સિર નાઈ। ભએ નિસાચર કાલહિ પાઈ॥૪॥**

યુદ્ધમાં શ્રીહરિના હાથે તમારું મૃત્યુ થશે, જેથી તમે મુક્ત થઈ જશો અને ફરી સંસારમાં જન્મ નહીં થાય. તે બંને મુનિના ચરણોમાં શીશ નમાવી ચાલ્યા અને કાળક્રમે રાક્ષસ બન્યા. ॥૪॥

**દો૦ – એક કલપ એહિ હેતુ પ્રભુ લીન્હ મનુજ અવતાર।**
**સુર રંજન સજ્જન સુખદ હરિ ભંજન ભુબિ ભાર॥૧૩૯॥**

દેવતાઓને પ્રસન્ન કરનારા, સજ્જનોને સુખ આપનારા અને પૃથ્વીનો ભાર હરણ કરનારા ભગવાને એક કલ્પમાં આ જ કારણે મનુષ્યનો અવતાર લીધો હતો. ॥૧૩૯॥

**ચૌ૦ – એહિ બિધિ જનમ કરમ હરિ કેરે। સુંદર સુખદ બિચિત્ર ઘનેરે॥**
**કલપ કલપ પ્રતિ પ્રભુ અવતરહીં। ચારુ ચરિત નાનાબિધિ કરહીં॥૧॥**

આ રીતે ભગવાનનાં અનેક સુંદર, સુખદાયક અને અલૌકિક જન્મ અને કર્મ છે. પ્રત્યેક કલ્પમાં જ્યારે જ્યારે ભગવાન અવતાર લે છે અને અનેક પ્રકારની સુંદર લીલાઓ કરે છે; ॥૧॥

**તબ તબ કથા મુનીસન્હ ગાઈ। પરમ પુનીત પ્રબંધ બનાઈ॥**
**બિબિધ પ્રસંગ અનૂપ બખાને। કરહિં ન સુનિ આચરજુ સયાને॥૨॥**

ત્યારે ત્યારે મુનીશ્વરોએ પરમ પવિત્ર કાવ્યરચના કરીને તેમની કથાઓનું ગાન કર્યું છે અને જાતજાતના અનુપમ પ્રસંગોનું વર્ણન કર્યું છે, જેને સાંભળીને સમજદાર (વિવેકી) લોકો આશ્ચર્ય નથી પામતા. ॥૨॥

**હરિ અનંત હરિકથા અનંતા। કહહિં સુનહિં બહુબિધિ સબ સંતા॥**
**રામચંદ્ર કે ચરિત સુહાએ। કલપ કોટિ લગિ જાહિં ન ગાએ॥૩॥**

શ્રીહરિ અનંત છે (તેમનો કોઈ પાર નથી પામી શકતા) અને એમની કથા પણ અનંત છે, બધા સંતજનો તેને ઘણી રીતે કહે - સાંભળે છે. શ્રીરામચન્દ્રજીનાં સુંદર ચરિત્ર કરોડ કલ્પોમાં પણ ગાઈ નથી શકાતાં. ॥૩॥

**યહ પ્રસંગ મૈં કહા ભવાની। હરિમાયાઁ મોહહિં મુનિ ગ્યાની॥**
**પ્રભુ કૌતુકી પ્રનત હિતકારી। સેવત સુલભ સકલ દુખહારી॥૪॥**

[શિવજી કહે છે કે] હે પાર્વતી! મેં એ સમજાવવા માટે આ પ્રસંગ કહ્યો કે જ્ઞાની મુનિ પણ ભગવાનની માયાથી મોહિત થઈ જાય છે. પ્રભુ કૌતુકી (લીલામય) છે અને શરણાગતનું હિત કરનારા છે. તેઓ સેવવામાં બહુ સરળ અને સર્વ દુઃખોને હરનારા છે. ॥૪॥

**સો૦ – સુર નર મુનિ કોઉ નાહિં જેહિ ન મોહ માયા પ્રબલ।**
**અસ બિચારિ મન માહિં ભજિઅ મહામાયા પતિહિ॥૧૪૦॥**

દેવતા, મનુષ્ય અને મુનિઓમાં કોઈ એવા નથી જેને ભગવાનની મહાન બળવતી માયા મોહિત ન કરી દે. મનમાં એવો વિચાર કરીને તે મહામાયાના સ્વામી (પ્રેરક) શ્રીભગવાનનું ભજન કરવું જોઈએ. ॥૧૪૦॥

**ચૌ૦ – અપર હેતુ સુનુ સૈલકુમારી। કહઉઁ બિચિત્ર કથા બિસ્તારી॥**
**જેહિ કારન અજ અગુન અરૂપા। બ્રહ્મ ભયઉ કોસલપુર ભૂપા॥૧॥**

હે ગિરિરાજકુમારી! હવે, ભગવાનના અવતારનું તે બીજું કારણ સાંભળો - હું તેની વિચિત્ર કથા વિસ્તારીને કહું છું – જે કારણથી જન્મરહિત, નિર્ગુણ અને રૂપરહિત (અવ્યક્ત સચ્ચિદાનન્દઘન) બ્રહ્મ અયોધ્યાપુરીના રાજા થયા. ॥૧॥

**જો પ્રભુ બિપિન ફિરત તુમ્હ દેખા। બંધુ સમેત ધરેં મુનિબેષા॥**
**જાસુ ચરિત અવલોકિ ભવાની। સતી સરીર રહિહુ બૌરાની॥૨॥**

જે પ્રભુ શ્રીરામચન્દ્રજીને તમે ભાઈ લક્ષ્મણજી સાથે મુનિઓના જેવો વેષ ધારણ કરી વનમાં ફરતાં જોયા હતા અને હે ભવાની! જેમનાં ચરિત્ર જોઈને સતીના દેહે તમે એવા બાવરા થઈ ગયાં હતાં કે – ॥૨॥

**અજહુઁ ન છાયા મિટતિ તુમ્હારી। તાસુ ચરિત સુનુ ભ્રમ રુજ હારી॥**
**લીલા કીન્હિ જો તેહિં અવતારા। સો સબ કહિહઉઁ મતિ અનુસારા॥૩॥**

અત્યારે પણ તમારા તે બાવરાપણાની છાયા ટળતી નથી; ભ્રમરૂપી રોગને હરણ કરનારાં તેમનાં જ ચરિત્ર સાંભળો. એ અવતારમાં ભગવાને જે જે લીલા કરી તે બધી હું પોતાની બુદ્ધિ પ્રમાણે તમને કહીશ. ॥૩॥

**ભરદ્વાજ સુનિ સંકર બાની। સકુચિ સપ્રેમ ઉમા મુસુકાની॥**
**લગે બહુરિ બરનૈ બૃષકેતૂ। સો અવતાર ભયઉ જેહિ હેતૂ॥૪॥**

[યાજ્ઞવલ્ક્યજીએ કહ્યું –] હે ભરદ્વાજ! શંકરજીનાં વચન સાંભળીને પાર્વતીજી સંકોચાઈને પ્રેમસહિત મલકાયાં. પછી વૃષકેતુ શિવજી જે કારણથી ભગવાનનો તે અવતાર થયો હતો, તેનું વર્ણન કરવા લાગ્યા. ॥૪॥

**દો૦ – સો મૈં તુમ્હ સન કહઉઁ સબુ સુનુ મુનીસ મન લાઈ।**
**રામ કથા કલિ મલ હરનિ મંગલ કરનિ સુહાઈ॥૧૪૧॥**

હે મુનીશ્વર ભરદ્વાજ! હું તે બધું તમને કહું છું, મન લગાવીને સાંભળો. શ્રીરામચન્દ્રજીની કથા કળિયુગનાં પાપોને હરનારી, કલ્યાણ કરનારી અને ઘણી સુંદર છે. ॥૧૪૧॥

**ચૌ૦ – સ્વાયંભૂ મનુ અરુ સતરૂપા। જિન્હ તેં ભૈ નરસૃષ્ટિ અનૂપા॥**
**દંપતિ ધરમ આચરન નીકા। અજહુઁ ગાવ શ્રુતિ જિન્હ કૈ લીકા॥૧॥**

સ્વાયમ્ભુવ મનુ અને [એમનાં પત્ની] શતરૂપા, જેમનાથી મનુષ્યોની આ અનુપમ સૃષ્ટિ થઈ; તે બંને પતિ-પત્નીનાં ધર્મ અને આચરણ ઘણાં સારાં હતાં, આજે પણ વેદ જેમની મર્યાદાનું ગાન કરે છે. ॥૧॥

**નૃપ ઉત્તાનપાદ સુત તાસૂ। ધ્રુવ હરિભગત ભયઉ સુત જાસૂ॥**
**લઘુ સુત નામ પ્રિયબ્રત તાહી। બેદ પુરાન પ્રસંસહિં જાહી॥૨॥**

રાજા ઉત્તાનપાદ તેમના પુત્ર હતા, જેમના પુત્ર [પ્રસિદ્ધ] હરિભક્ત ધ્રુવજી થયા. તે (મનુજી)ના નાના પુત્રનું નામ પ્રિયવ્રત હતું, જેની પ્રશંસા વેદ અને પુરાણ કરે છે. ॥૨॥

**દેવહૂતિ પુનિ તાસુ કુમારી। જો મુનિ કર્દમ કૈ પ્રિય નારી॥**
**આદિદેવ પ્રભુ દીનદયાલા। જઠર ધરેઉ જેહિં કપિલ કૃપાલા॥૩॥**

પુનઃ દેવહૂતિ તેમની પુત્રી હતી, જે કર્દમ મુનિનાં પ્રિય પત્ની થયાં અને જેમણે આદિદેવ, દીનો પર દયા કરનારા સમર્થ તથા કૃપાળુ ભગવાન કપિલને ગર્ભમાં ધારણ કર્યા. ॥૩॥

**સાંખ્ય સાસ્ત્ર જિન્હ પ્રગટ બખાના। તત્ત્વ બિચાર નિપુન ભગવાના॥**
**તેહિં મનુ રાજ કીન્હ બહુ કાલા। પ્રભુ આયસુ સબ બિધિ પ્રતિપાલા॥૪॥**

તત્ત્વોનો વિચાર કરવામાં અત્યંત નિપુણ જે (કપિલ) ભગવાને સાંખ્યશાસ્ત્રનું પ્રકટરૂપમાં વર્ણન કર્યું, તે (સ્વાયમ્ભુવ) મનુજીએ લાંબા સમય સુધી રાજ્ય કર્યું અને સર્વ પ્રકારે ભગવાનની આજ્ઞા-[રૂપ શાસ્ત્રોની મર્યાદા]નું પાલન કર્યું. ॥૪॥

**સો૦ – હોઈ ન બિષય બિરાગ ભવન બસત ભા ચૌથપન।**
**હૃદયઁ બહુત દુખ લાગ જનમ ગયઉ હરિભગતિ બિનુ॥૧૪૨॥**

ઘરમાં રહી ઘડપણ આવી ગયું, પરંતુ વિષયો પર વૈરાગ્ય નથી થતો; [આ વાત વિચારીને] એમના મનમાં મોટું દુઃખ થયું કે શ્રીહરિની ભક્તિ વિના જન્મ આમ જ વીતી ગયો. ॥૧૪૨॥

ચૌ૦ – બરબસ રાજ સુતહિ તબ દીન્હા । નારિ સમેત ગવન બન કીન્હા ॥
તીરથ બર નૈમિષ બિખ્યાતા । અતિ પુનીત સાધક સિધિ દાતા ॥ ૧॥

ત્યારે મનુજીએ પોતાના પુત્રને પરાણે રાજ્ય આપીને સ્વયં સ્ત્રીસહિત વનમાં ગમન કર્યું. અત્યંત પવિત્ર અને સાધકોને સિદ્ધિ આપનારાં તીર્થોમાં શ્રેષ્ઠ નૈમિષારણ્ય પ્રસિદ્ધ છે. ॥ ૧॥

બસહિં તહાઁ મુનિ સિદ્ધ સમાજા । તહઁ હિયઁ હરષિ ચલેઉ મનુ રાજા ॥
પંથ જાત સોહહિં મતિધીરા । ગ્યાન ભગતિ જનુ ધરેં સરીરા ॥ ૨॥

ત્યાં મુનિઓ અને સિદ્ધોનો સમૂહ વસે છે. રાજા મનુ હૃદયમાં હર્ષિત થઈને ત્યાં ચાલ્યા. તે ધીર બુદ્ધિવાળા રાજા-રાણી માર્ગમાં જતાં એવાં સુશોભિત થઈ રહ્યાં હતાં કે જાણે જ્ઞાન અને ભક્તિ જ શરીર ધારણ કરી જઈ રહ્યાં હોય. ॥ ૨॥

પહુઁચે જાઇ ધેનુમતિ તીરા । હરષિ નહાને નિરમલ નીરા ॥
આએ મિલન સિદ્ધ મુનિ ગ્યાની । ધરમ ધુરંધર નૃપરિષિ જાની ॥ ૩॥

[ચાલતાં ચાલતાં] તેઓ ગોમતીના કિનારે જઈ પહોંચ્યા. પ્રસન્ન થઈને તેમણે નિર્મળ જળમાં સ્નાન કર્યું. તેમને ધર્મધુરંધર રાજર્ષિ જાણીને સિદ્ધ અને જ્ઞાની મુનિ મળવા આવ્યા. ॥ ૩॥

જહઁ જહઁ તીરથ રહે સુહાએ । મુનિન્હ સકલ સાદર કરવાએ ॥
કૃસ સરીર મુનિપટ પરિધાના । સત સમાજ નિત સુનહિં પુરાના ॥ ૪॥

જ્યાં જ્યાં સુંદર તીર્થ હતાં, મુનિઓએ આદરપૂર્વક બધાનાં દર્શન કરાવી (બધાં તીર્થો કરાવી) દીધાં. તેમનું શરીર દુર્બળ થઈ ગયું હતું તેઓ મુનિઓ જેવાં (વલ્કલ) વસ્ત્રો ધારણ કરતા હતાં અને સંતોના સમાજમાં નિત્ય પુરાણ સાંભળતા હતાં. ॥ ૪॥

દો૦ – દ્વાદસ અચ્છર મંત્ર પુનિ જપહિં સહિત અનુરાગ ।
બાસુદેવ પદ પંકરુહ દંપતિ મન અતિ લાગ ॥ ૧૪૩॥

અને દ્વાદશાક્ષર મન્ત્ર(ૐ નમો ભગવતે વાસુદેવાય)નો પ્રેમસહિત જપ કરતા હતાં. ભગવાન વાસુદેવના ચરણકમળોમાં તે રાજા-રાણીનાં મન અત્યંત મગ્ન થઈ ગયાં. ॥ ૧૪૩॥

ચૌ૦ – કરહિં અહાર સાક ફલ કંદા । સુમિરહિં બ્રહ્મ સચ્ચિદાનંદા ॥
પુનિ હરિ હેતુ કરન તપ લાગે । બારિ અધાર મૂલ ફલ ત્યાગે ॥ ૧॥

તેઓ શાક, ફળ અને કંદનો આહાર કરતા હતા અને સચ્ચિદાનંદ બ્રહ્મનું સ્મરણ કરતા હતા. ત્યાર પછી તેઓ શ્રીહરિને માટે તપ કરવા લાગ્યા અને મૂળ-ફળનો ત્યાગ કરીને કેવળ જળના આધારે રહેવા લાગ્યા. ॥ ૧॥

ઉર અભિલાષ નિરંતર હોઈ । દેખિઅ નયન પરમ પ્રભુ સોઈ ॥
અગુન અખંડ અનંત અનાદી । જેહિ ચિંતહિં પરમારથબાદી ॥ ૨॥

હૃદયમાં નિરંતર એ જ અભિલાષા રહેતી કે અમે [કેવી રીતે] તે પરમ પ્રભુને આંખોથી નિહાળીએ જે નિર્ગુણ, અખંડ, અનંત અને અનાદિ છે અને પરમાર્થવાદી (બ્રહ્મજ્ઞાની, તત્ત્વવેત્તા) લોકો જેમનું ચિંતન કર્યા કરે છે. ॥ ૨॥

**નેતિ નેતિ જેહિ બેદ નિરૂપા। નિજાનંદ નિરુપાધિ અનૂપા॥**
**સંભુ બિરંચિ બિષ્નુ ભગવાના। ઉપજહિં જાસુ અંસ તેં નાના॥૩॥**

જેમને વેદ 'નેતિ-નેતિ' (આ પણ નહિ, આ પણ નહિ) કહીને નિરૂપણ કરે છે. જે આનંદસ્વરૂપ, ઉપાધિરહિત અને અનુપમ છે, તથા જેમના અંશોથી અનેક શિવ, બ્રહ્મા અને વિષ્ણુ ભગવાન પ્રકટ થાય છે. ॥૩॥

**ઐસેઉ પ્રભુ સેવક બસ અહઈ। ભગત હેતુ લીલાતનુ ગહઈ॥**
**જૌં યહ બચન સત્ય શ્રુતિ ભાષા। તૌ હમાર પૂજિહિ અભિલાષા॥૪॥**

આવા [મહાન] પ્રભુ પણ સેવકના વશમાં છે અને ભક્તોને માટે [દિવ્ય] લીલાવિગ્રહ ધારણ કરે છે. જો વેદોમાં આ વચન સત્ય કહ્યું છે તો અમારી અભિલાષા પણ અવશ્ય પૂર્ણ થશે. ॥૪॥

**દો૦ – એહિ બિધિ બીતે બરષ ષટ સહસ બારિ આહાર।**
**સંબત સપ્ત સહસ્ર પુનિ રહે સમીર અધાર॥૧૪૪॥**

આમ, જળનો આહાર કરીને તપ કરતાં છ હજાર વર્ષ વીતી ગયાં. પછી સાત હજાર વર્ષ સુધી તેઓ વાયુના આધારે રહ્યા. ॥૧૪૪॥

**ચૌ૦ – બરષ સહસ દસ ત્યાગેઉ સોઊ। ઠાઢ઼ે રહે એક પદ દોઊ॥**
**બિધિ હરિ હર તપ દેખિ અપારા। મનુ સમીપ આએ બહુ બારા॥૧॥**

પછી દસ હજાર વર્ષ સુધી તેમણે વાયુનો આધાર પણ છોડી દીધો. બંને એક પગે ઊભાં રહ્યાં. તેમનું અપાર તપ જોઈ બ્રહ્મા, વિષ્ણુ અને શિવજી ઘણી વાર મનુજી પાસે આવ્યા. ॥૧॥

**માગહુ બર બહુ ભાઁતિ લોભાએ। પરમ ધીર નહિં ચલહિં ચલાએ॥**
**અસ્થિમાત્ર હોઇ રહે સરીરા। તદપિ મનાગ મનહિં નહિં પીરા॥૨॥**

તેમણે આમને અનેક પ્રકારે લલચાવ્યાં અને કહ્યું કે કોઈ વર માગો. પરંતુ આ પરમ ધૈર્યવાન્ [રાજા-રાણી પોતાના તપમાં કોઈના] ડગાવ્યાં ન ડગ્યાં. જોકે એમનાં શરીર હાડકાંનાં માળખાં માત્ર બની ગયાં હતાં, તો પણ તેમના મનમાં જરા પણ પીડા ન હતી. ॥૨॥

**પ્રભુ સર્બગ્ય દાસ નિજ જાની। ગતિ અનન્ય તાપસ નૃપ રાની॥**
**માગુ માગુ બરુ ભૈ નભ બાની। પરમ ગભીર કૃપામૃત સાની॥૩॥**

સર્વજ્ઞ પ્રભુએ અનન્ય ગતિ(આશ્રય)વાળા તપસ્વી રાજા-રાણીને 'નિજ દાસ' જાણ્યાં. ત્યારે પરમ ગંભીર અને કૃપારૂપી અમૃતથી તરબોળ આકાશવાણી થઈ કે 'વર માગો.' ॥૩॥

**મૃતક જિઆવનિ ગિરા સુહાઈ। શ્રવન રંધ્ર હોઇ ઉર જબ આઈ॥**
**હૃષ્ટ પુષ્ટ તન ભએ સુહાએ। માનહુઁ અબહિં ભવન તે આએ॥૪॥**

મરેલાને પણ જીવાડનારી આ સુંદર વાણી કાનોનાં છિદ્રોમાં થઈને જ્યારે હૃદયમાં આવી ત્યારે રાજા-રાણીનાં શરીર એવાં સુંદર અને હૃષ્ટ-પુષ્ટ થઈ ગયાં, જાણે હમણાં જ ઘેરથી આવ્યાં હોય. ॥૪॥

**દો૦ – શ્રવન સુધા સમ બચન સુનિ પુલક પ્રફુલ્લિત ગાત।**
**બોલે મનુ કરિ દંડવત પ્રેમ ન હૃદયઁ સમાત॥૧૪૫॥**

કાનોને અમૃત સમાન લાગતાં વચન સાંભળતાં જ એમનાં શરીર પુલકિત અને પ્રફુલ્લિત બની ગયાં. ત્યારે મનુજી દંડવત્ કરીને બોલ્યા, પ્રેમ હૃદયમાં સમાતો ન હતો – ॥૧૪૫॥

**ચૌ૦ – સુનુ સેવક સુરતરુ સુરધેનુ। બિધિ હરિ હર બંદિત પદ રેનૂ॥**
**સેવત સુલભ સકલ સુખદાયક। પ્રનતપાલ સચરાચર નાયક॥૧॥**

હે પ્રભો! સાંભળો, આપ સેવકોને માટે કલ્પવૃક્ષ અને કામધેનુ છો. આપની ચરણરજની બ્રહ્મા, વિષ્ણુ અને શિવજી પણ વંદના કરે છે. આપની સેવા કરનાર માટે આપ સુલભ છો તથા સર્વ સુખોને આપનારા છો. આપ શરણાગતના રક્ષક અને જડ-ચેતનના સ્વામી છો. ॥૧॥

**જૌં અનાથ હિત હમ પર નેહૂ। તૌ પ્રસન્ન હોઈ યહ બર દેહૂ॥**
**જો સરૂપ બસ સિવ મન માહીં। જેહિ કારન મુનિ જતન કરાહીં॥૨॥**

હે અનાથોનું કલ્યાણ કરનારા! જો અમ લોકો પર આપનો સ્નેહ છે, તો પ્રસન્ન થઈને આ વર આપો કે આપનું જે સ્વરૂપ શિવજીના મનમાં વસે છે અને જે [ની પ્રાપ્તિ] માટે મુનિ લોકો યત્ન કરે છે, ॥૨॥

**જો ભુસુંડિ મન માનસ હંસા। સગુન અગુન જેહિ નિગમ પ્રસંસા॥**
**દેખહિં હમ સો રૂપ ભરિ લોચન। કૃપા કરહુ પ્રનતારતિ મોચન॥૩॥**

જે કાકભુશુંડિના મનરૂપી માનસરોવરમાં વિહાર કરનારા હંસ છે, તથા સગુણ અને નિર્ગુણ કહીને વેદ જેમની પ્રશંસા કરે છે, હે શરણાગતના દુઃખ મટાડનારા પ્રભો! એવી કૃપા કરો કે અમે આપના તે સ્વરૂપને નેત્રો ભરીને જોઈએ. ॥૩॥

**દંપતિ બચન પરમ પ્રિય લાગે। મૃદુલ બિનીત પ્રેમ રસ પાગે॥**
**ભગત બછલ પ્રભુ કૃપાનિધાના। બિસ્વબાસ પ્રગટે ભગવાના॥૪॥**

રાજા-રાણીના કોમળ, વિનયયુક્ત અને પ્રેમરસમાં તરબોળ થયેલાં વચન ભગવાનને ઘણાં જ પ્રિય લાગ્યાં. ભક્તવત્સલ, કૃપાનિધાન, સંપૂર્ણ વિશ્વના ધામ (અર્થાત્ સમસ્ત વિશ્વમાં વ્યાપક), સર્વસમર્થ ભગવાન પ્રકટ થઈ ગયા. ॥૪॥

**દો૦ – નીલ સરોરુહ નીલ મનિ નીલ નીરધર સ્યામ।**
**લાજહિં તન સોભા નિરખિ કોટિ કોટિ સત કામ॥૧૪૬॥**

ભગવાનના નીલકમળ, નીલમણિ અને નીલ (જળયુક્ત) મેઘના જેવા [કોમળ, પ્રકાશમય અને સરસ] શ્યામવર્ણ [ચિન્મય] શરીરની શોભા જોઈને કરોડો કામદેવ પણ લજ્જિત થઈ જાય છે. ॥૧૪૬॥

**ચૌ૦ – સરદ મયંક બદન છબિ સીંવા । ચારુ કપોલ ચિબુક દર ગ્રીવા ॥**
**અધર અરુન રદ સુંદર નાસા । બિધુ કર નિકર બિનિંદક હાસા ॥ ૧॥**

તેમનું મુખ શરદપૂર્ણિમાના ચન્દ્રમાની જેમ શોભાની સીમાસ્વરૂપ હતું. ગાલ અને હડપચી ઘણા સુંદર હતાં, ગળું શંખના જેવું (ત્રિરેખાયુક્ત, ચઢ-ઊતરવાળું) હતું. લાલ હોઠ, દાંત અને નાક અત્યંત સુંદર હતાં. તેમનું હાસ્ય ચન્દ્રમાની કિરણાવલીને ઝાંખું પાડનારું હતું. ॥ ૧॥

**નવ અંબુજ અંબક છબિ નીકી । ચિતવનિ લલિત ભાવઁતી જી કી ॥**
**ભૃકુટિ મનોજ ચાપ છબિ હારી । તિલક લલાટ પટલ દુતિકારી ॥ ૨॥**

નેત્રોની શોભા નવા [ખીલેલા] કમળ જેવી ઘણી સુંદર હતી. મનોહર દૃષ્ટિ અંતરને બહુ પ્રિય લાગતી હતી. વાંકી ભ્રમરો કામદેવના ધનુષ્યની શોભાને હરનારી હતી. લલાટ પટલ પર પ્રકાશમય તિલક હતું. ॥ ૨॥

**કુંડલ મકર મુકુટ સિર ભ્રાજા । કુટિલ કેસ જનુ મધુપ સમાજા ॥**
**ઉર શ્રીબત્સ રુચિર બનમાલા । પદિક હાર ભૂષન મનિ જાલા ॥ ૩॥**

કાનોમાં મકરાકૃત (માછલાના આકારના) કુંડળ અને સિર પર મુગટ સુશોભિત હતો. વાંકા (વાંકડિયા) કાળા વાળ એવા ગીચ હતા જાણે ભમરાઓનો સમૂહ હોય. હૃદય પર શ્રીવત્સ, સુંદર વનમાળા, રત્નજડિત હાર અને મણિઓનાં આભૂષણ સુશોભિત હતાં. ॥ ૩॥

**કેહરિ કંધર ચારુ જનેઊ । બાહુ બિભૂષન સુંદર તેઊ ॥**
**કરિ કર સરિસ સુભગ ભુજદંડા । કટિ નિષંગ કર સર કોદંડા ॥ ૪॥**

સિંહના જેવા ખભા હતા જેની ઉપર સુંદર જનોઈ હતી. ભુજાઓમાં જે આભૂષણ હતાં, તે પણ સુંદર હતાં. હાથીની સૂંઢ જેવા (ઉતાર-ચઢાણવાળા) સુંદર ભુજદંડ હતા. કેડમાં ભાથો અને હાથમાં બાણ અને ધનુષ [શોભા પામી રહ્યા] હતાં. ॥ ૪॥

**દો૦ – તડ઼િત બિનિંદક પીત પટ ઉદર રેખ બર તીનિ ।**
**નાભિ મનોહર લેતિ જનુ જમુન ભવઁર છબિ છીનિ ॥ ૧૪૭॥**

[સ્વર્ણ-વર્ણનું પ્રકાશમય] પીતામ્બર વીજળીનેય શરમાવનારું હતું. પેટ પર ત્રણ રેખાઓ (ત્રિવલી) હતી. નાભિ એવી મનોહર હતી, જાણે યમુનાજીની ભમરીઓની સુંદરતાને ઝૂંટવી લેતી હોય. ॥ ૧૪૭॥

**ચૌ૦ – પદ રાજીવ બરનિ નહિં જાહીં । મુનિ મન મધુપ બસહિં જેન્હ માહીં ॥**
**બામ ભાગ સોભતિ અનુકૂલા । આદિસક્તિ છબિનિધિ જગમૂલા ॥ ૧॥**

જેમાં મુનિઓના મનરૂપી ભમરાઓ વસે છે, ભગવાનના એ ચરણકમળોનું તો વર્ણન કરી જ નથી શકાતું. ભગવાનના ડાબા ભાગમાં સદા અનુકૂળ રહેનારાં, શોભાના ભંડાર, જગતના મૂળકારણરૂપા આદિશક્તિ શ્રીજાનકીજી સુશોભિત છે; ॥ ૧॥

**જાસુ અંસ ઉપજહિં ગુનખાની । અગનિત લચ્છિ ઉમા બ્રહ્માની ॥**
**ભૃકુટિ બિલાસ જાસુ જગ હોઈ । રામ બામ દિસિ સીતા સોઈ ॥ ૨॥**

જેમના અંશથી ગુણોની ખાણ રૂપ અગણિત લક્ષ્મી, પાર્વતી અને બ્રહ્માણી (ત્રિદેવોની શક્તિઓ) ઉત્પન્ન થાય છે તથા જેમની ભ્રમરના સંકેતથી જ જગતની રચના થઈ જાય છે, તે જ [ભગવાનની સ્વરૂપા-શક્તિ] શ્રીસીતાજી શ્રીરામચન્દ્રજીના ડાબી બાજુએ સ્થિત છે. ॥ ૨॥

**છબિસમુદ્ર હરિ રૂપ બિલોકી । એકટક રહે નયન પટ રોકી ॥**
**ચિતવહિં સાદર રૂપ અનૂપા । તૃપ્તિ ન માનહિં મનુ સતરૂપા ॥ ૩॥**

શોભાના સમુદ્ર શ્રીહરિના રૂપને જોઈને મનુ-શતરૂપા નેત્રપટલ (પોપચાં) રોકીને એકીટશે જોઈ રહ્યાં. તે અનુપમ રૂપને તેઓ આદરસહિત જોઈ રહ્યાં હતાં અને જોતાં જોતાં ધરાતાં જ ન હતાં. ॥ ૩॥

**હરષ બિબસ તન દસા ભુલાની । પરે દંડ ઈવ ગહિ પદ પાની ॥**
**સિર પરસે પ્રભુ નિજ કર કંજા । તુરત ઉઠાએ કરુનાપુંજા ॥ ૪॥**

આનંદને વધુ વશ થઈ જવાને લીધે તેઓ પોતાના દેહનું ભાન ભૂલી ગયાં. તેઓ હાથોથી ભગવાનના ચરણ પકડીને દંડની જેમ (સીધા) ભૂમિ પર પડી ગયા. કૃપાના ભંડાર પ્રભુએ પોતાના કરકમળોથી એમના મસ્તકોનો સ્પર્શ કર્યો અને તેમને તુરંત જ ઊભા કર્યાં. ॥ ૪॥

**દો○ – બોલે કૃપાનિધાન પુનિ અતિ પ્રસન્ન મોહિ જાનિ ।**
**માગહુ બર જોઈ ભાવ મન મહાદાનિ અનુમાનિ ॥ ૧૪૮॥**

પછી કૃપાનિધાન ભગવાન બોલ્યા – મને અત્યંત પ્રસન્ન જાણીને અને ભારે દાની સમજીને મનને ગમે તે જ વર માગી લો. ॥ ૧૪૮॥

**ચૌ○ – સુનિ પ્રભુ બચન જોરિ જુગ પાની । ધરિ ધીરજુ બોલી મૃદુ બાની ॥**
**નાથ દેખિ પદ કમલ તુમ્હારે । અબ પૂરે સબ કામ હમારે ॥ ૧॥**

પ્રભુના વચન સાંભળીને, બંને હાથ જોડી, ધીરજ રાખી રાજાએ કોમળ વાણી કહી - હે નાથ! આપના ચરણકમળોને જોઈને હવે અમારી સર્વે મનોકામનાઓ પૂર્ણ થઈ ગઈ. ॥ ૧॥

**એક લાલસા બડ઼િ ઉર માહીં । સુગમ અગમ કહિ જાતિ સો નાહીં ॥**
**તુમ્હહિ દેત અતિ સુગમ ગોસાઈં । અગમ લાગ મોહિ નિજ કૃપનાઈં ॥ ૨॥**

તો પણ મનમાં એક મોટી લાલસા છે. તે પૂરી થવી સરળ પણ છે અને અત્યંત કઠણ પણ, તેથી જ તે કહી નથી શકાતી. હે સ્વામી! આપના માટે તો તે પૂર્ણ કરવી ઘણી સરળ છે, પરંતુ મને પોતાની કૃપણતા (દીનતા)ના કારણે તે અત્યંત કઠિન જણાય છે. ॥ ૨॥

**જથા દરિદ્ર બિબુધતરુ પાઈ । બહુ સંપતિ માગત સકુચાઈ ॥**
**તાસુ પ્રભાઉ જાન નહિં સોઈ । તથા હૃદયઁ મમ સંસય હોઈ ॥ ૩॥**

જેમ કોઈ દરિદ્ર કલ્પવૃક્ષને પામીને પણ અધિક દ્રવ્ય માગવામાં સંકોચ કરે છે; કેમકે તેના પ્રભાવને તે નથી જાણતો, તેવી જ રીતે મારા હૃદયમાં સંશય થઈ રહ્યો છે. ॥ ૩॥

**સો તુમ્હ જાનહુ અંતરજામી। પુરવહુ મોર મનોરથ સ્વામી॥**
**સકુચ બિહાઇ માગુ નૃપ મોહી। મોરેં નહિં અદેય કછુ તોહી॥૪॥**

હે સ્વામી! આપ અંતર્યામી છો, એથી તે જાણો પણ છો. મારા તે મનોરથને પૂર્ણ કરો. [ભગવાને કહ્યું –] હે રાજન્! સંકોચ છોડી મારી પાસે માગો. તમને ન આપી શકું એવું મારા માટે કંઈ પણ નથી. ॥૪॥

**દો૦– દાનિ સિરોમનિ કૃપાનિધિ નાથ કહઉँ સતિભાઉ।**
**ચાહઉँ તુમ્હહિ સમાન સુત પ્રભુ સન કવન દુરાઉ॥૧૪૯॥**

[રાજાએ કહ્યું –] હે દાનીઓના શિરોમણિ! હે કૃપાનિધાન! હે નાથ! હું પોતાના મનના સાચા ભાવે કહું છું કે હું આપના જેવો પુત્ર ઇચ્છું છું. પ્રભુથી ભલા શું છુપાવવું! ॥૧૪૯॥

**ચૌ૦– દેખિ પ્રીતિ સુનિ બચન અમોલે। એવમસ્તુ કરુનાનિધિ બોલે॥**
**આપુ સરિસ ખોજૌં કહँ જાઈ। નૃપ તવ તનય હોબ મૈં આઈ॥૧॥**

રાજાની પ્રીતિ જોઈને અને એમનાં અમૂલ્ય વચન સાંભળી કરુણાનિધાન ભગવાન બોલ્યા – એમ જ થાઓ. હે રાજન્! હું મારા જેવો [બીજો] ક્યાં જઈને ખોળું? માટે પોતે જ આવીને તમારો પુત્ર બનીશ. ॥૧॥

**સતરૂપહિ બિલોકિ કર જોરેં। દેબિ માગુ બરુ જો રુચિ તોરેં॥**
**જો બરુ નાથ ચતુર નૃપ માગા। સોઈ કૃપાલ મોહિ અતિ પ્રિય લાગા॥૨॥**

શતરૂપાજીને હાથ જોડેલાં જોઈને ભગવાને કહ્યું – હે દેવી! તમારી જે ઇચ્છા હોય, તે વર માગી લો. [શતરૂપાએ કહ્યું –] હે નાથ! ચતુર રાજાએ જે વર માગ્યો, હે કૃપાળુ! તે મને ઘણો જ પ્રિય લાગ્યો. ॥૨॥

**પ્રભુ પરંતુ સુઠિ હોતિ ઢિઠાઈ। જદપિ ભગત હિત તુમ્હહિ સોહાઈ॥**
**તુમ્હ બ્રહ્માદિ જનક જગ સ્વામી। બ્રહ્મ સકલ ઉર અંતરજામી॥૩॥**

પરંતુ હે પ્રભુ! ઘણી ધૃષ્ટતા થઈ રહી છે, જોકે હે ભક્તોના હિત કરનારા! તે ધૃષ્ટતા પણ આપને સારી જ લાગે છે. આપ બ્રહ્મા આદિના પણ પિતા, જગતના સ્વામી અને સર્વેના હૃદયના અંદરનું જાણનારા બ્રહ્મ છો. ॥૩॥

**અસ સમુઝત મન સંસય હોઈ। કહા જો પ્રભુ પ્રવાન પુનિ સોઈ॥**
**જે નિજ ભગત નાથ તવ અહહીં। જો સુખ પાવહિં જો ગતિ લહહીં॥૪॥**

આમ સમજીને પણ મનમાં સંશય થાય છે, તો પણ પ્રભુએ જે કહ્યું તે પ્રમાણ (સત્ય) છે. [હું તો આ માગું છું કે] હે નાથ! આપના જે નિજ જનો છે તે જે (અલૌકિક, અખંડ), સુખ પામે છે અને જે પરમ ગતિને પામે છે, ॥૪॥

**દો૦— સોઇ સુખ સોઇ ગતિ સોઇ ભગતિ સોઇ નિજ ચરન સનેહુ ।**
**સોઈ બિબેક સોઈ રહનિ પ્રભુ હમહિ કૃપા કરિ દેહુ ॥ ૧૫૦॥**

હે પ્રભો! એ જ સુખ, એ જ ગતિ, એ જ ભક્તિ, આપના ચરણોમાં એ જ પ્રેમ, એ જ જ્ઞાન અને એ જ રહેણીકરણી કૃપા કરીને અમને આપો. ॥ ૧૫૦॥

**ચૌ૦—સુનિ મૃદુ ગૂઢ઼ રુચિર બર રચના । કૃપાસિંધુ બોલે મૃદુ બચના ॥**
**જો કછુ રુચિ તુમ્હરે મન માહીં । મૈં સો દીન્હ સબ સંસય નાહીં ॥ ૧॥**

[રાણીની] કોમળ, ગૂઢ અને મનોહર શ્રેષ્ઠ વાક્યરચના સાંભળીને કૃપાના સાગર ભગવાન કોમળ વચન બોલ્યા - તમારા મનમાં જે કંઈ ઈચ્છા છે, તે સર્વ મેં તમને આપ્યું, એમાં કોઈ સંશય ન રાખશો. ॥ ૧॥

**માતુ બિબેક અલૌકિક તોરેં । કબહુઁ ન મિટિહિ અનુગ્રહ મોરેં ॥**
**બંદિ ચરન મનુ કહેઉ બહોરી । અવર એક બિનતી પ્રભુ મોરી ॥ ૨॥**

હે માતા! મારી કૃપાથી તમારું અલૌકિક જ્ઞાન કદી નષ્ટ નહીં થાય. ત્યારે મનુએ ભગવાનના ચરણોની વંદના કરીને ફરી કહ્યું - હે પ્રભુ! મારી એક વિનંતી બીજી છે - ॥ ૨॥

**સુત બિષઈક તવ પદ રતિ હોઊ । મોહિ બડ઼ મૂઢ઼ કહૈ કિન કોઊ ॥**
**મનિ બિનુ ફનિ જિમિ જલ બિનુ મીના । મમ જીવન તિમિ તુમ્હહિ અધીના ॥ ૩॥**

આપના ચરણોમાં મારી તેવી જ પ્રીતિ થાય કે જેવી પુત્ર ઉપર પિતાની હોય છે, ભલે ને મને કોઈ મહામૂર્ખ જ કેમ ન કહે. જેમ મણિના વિના સાપ અને જળ વિના માછલી [નથી રહી શકતી] એ જ રીતે મારું જીવન આપને આધીન રહે (આપના વિના રહી ન શકે.) ॥ ૩॥

**અસ બરુ માગિ ચરન ગહિ રહેઊ । એવમસ્તુ કરુનાનિધિ કહેઊ ॥**
**અબ તુમ્હ મમ અનુસાસન માની । બસહુ જાઈ સુરપતિ રજધાની ॥ ૪॥**

એવો વર માગીને રાજાએ ભગવાનના ચરણ પકડી રાખ્યા, ત્યારે દયાના નિધાન ભગવાને કહ્યું – આમ જ થાઓ. હવે, તમે મારી આજ્ઞા માનીને દેવરાજ ઈન્દ્રની રાજધાની(અમરાવતી)માં જઈને વાસ કરો. ॥ ૪॥

**સો૦— તહઁ કરિ ભોગ બિસાલ તાત ગઍઁ કછુ કાલ પુનિ ।**
**હોઇહહુ અવધ ભુઆલ તબ મૈં હોબ તુમ્હાર સુત ॥ ૧૫૧॥**

હે તાત! ત્યાં [સ્વર્ગના] ઘણા બધા ભોગ ભોગવી, થોડોક કાળ વીત્યા બાદ તમે અવધના રાજા થશો. ત્યારે હું તમારો પુત્ર થઈશ. ॥ ૧૫૧॥

**ચૌ૦— ઇચ્છામય નરબેષ સઁવારેં । હોઇહઉઁ પ્રગટ નિકેત તુમ્હારેં ॥**
**અંસન્હ સહિત દેહ ધરિ તાતા । કરિહઉઁ ચરિત ભગત સુખદાતા ॥ ૧॥**

ઈચ્છામય મનુષ્યરૂપ ધારણ કરી હું તમારા ઘેર પ્રકટ થઈશ. હે તાત! હું પોતાના અંશોસહિત દેહ ધારણ કરીને ભક્તોને સુખ આપનારાં ચરિત્રો કરીશ. ॥ ૧॥

**જે સુનિ સાદર નર બડ઼ભાગી। ભવ તરિહહિં મમતા મદ ત્યાગી॥**
**આદિસક્તિ જેહિં જગ ઉપજાયા। સોઉ અવતરિહિ મોરિ યહ માયા॥૨॥**

જે(ચરિત્રો)ને ખૂબ ભાગ્યશાળી મનુષ્ય આદરસહિત સાંભળીને, મમતા અને મદ ત્યાગીને ભવસાગરને તરી જશે. આદિશક્તિ આ મારી (સ્વરૂપભૂતા) માયા પણ, જેણે જગતને ઉત્પન્ન કર્યું છે, અવતાર લેશે. ॥૨॥

**પુરઉબ મૈં અભિલાષ તુમ્હારા। સત્ય સત્ય પન સત્ય હમારા॥**
**પુનિ પુનિ અસ કહિ કૃપાનિધાના। અંતરધાન ભએ ભગવાના॥૩॥**

આ રીતે હું તમારી અભિલાષા પૂરી કરીશ. મારું પ્રણ સત્ય છે, સત્ય છે, સત્ય છે. વારંવાર આમ કહીને કૃપાનિધાન ભગવાન અંતર્ધાન થઈ ગયા. ॥૩॥

**દંપતિ ઉર ધરિ ભગત કૃપાલા। તેહિં આશ્રમ નિવસે કછુ કાલા॥**
**સમય પાઇ તનુ તજિ અનયાસા। જાઇ કીન્હ અમરાવતિ બાસા॥૪॥**

તે સ્ત્રી-પુરુષ (રાજા-રાણી) ભક્તો પર કૃપા કરનારા ભગવાનને હૃદયમાં ધારણ કરીને કેટલાક કાળ સુધી તે આશ્રમમાં રહ્યા. પછી તેમણે સમય જોઈને, સહજ જ (વગર કોઈ કષ્ટે) શરીર છોડીને અમરાવતી(ઇન્દ્રની પુરી)માં જઈને વાસ કર્યો. ॥૪॥

**દો૦– યહ ઇતિહાસ પુનીત અતિ ઉમહિ કહી બૃષકેતુ।**
**ભરદ્વાજ સુનુ અપર પુનિ રામ જનમ કર હેતુ॥૧૫૨॥**

[યાજ્ઞવલ્ક્યજી કહે છે –] હે ભરદ્વાજ! આ અત્યંત પવિત્ર ઇતિહાસ શિવજીએ પાર્વતીને કહ્યો હતો. હવે શ્રીરામના અવતાર લેવાનાં બીજાં કારણને સાંભળો. ॥૧૫૨॥

## માસપારાયણ, પાંચમો વિશ્રામ

**ચૌ૦– સુનુ મુનિ કથા પુનીત પુરાની। જો ગિરિજા પ્રતિ સંભુ બખાની॥**
**બિસ્વ બિદિત એક કૈકય દેસૂ। સત્યકેતુ તહઁ બસઇ નરેસૂ॥૧॥**

હે મુનિ! તે પવિત્ર અને પ્રાચીન કથા સાંભળો, જે શિવજીએ પાર્વતીને કહી હતી. સંસારમાં પ્રસિદ્ધ એક કૈકય દેશ છે. ત્યાં સત્યકેતુ નામે રાજા રહેતો (રાજ્ય કરતો) હતો. ॥૧॥

**ધરમ ધુરંધર નીતિ નિધાના। તેજ પ્રતાપ સીલ બલવાના॥**
**તેહિ કેં ભએ જુગલ સુત બીરા। સબ ગુન ધામ મહા રનધીરા॥૨॥**

તે ધર્મની ધુરાને ધારણ કરનારો, નીતિની ખાણ, તેજસ્વી, પ્રતાપી, સુશીલ અને બળવાન હતો, તેને બે વીર પુત્ર થયા, જે સર્વે ગુણોના ભંડાર અને ખૂબ જ રણધીર હતા. ॥૨॥

**રાજ ધની જો જેઠ સુત આહી। નામ પ્રતાપભાનુ અસ તાહી॥**
**અપર સુતહિ અરિમર્દન નામા। ભુજબલ અતુલ અચલ સંગ્રામા॥૩॥**

રાજ્યનો ઉત્તરાધિકારી જે મોટો પુત્ર હતો, તેનું નામ પ્રતાપભાનુ હતું. બીજા પુત્રનું નામ અરિમર્દન હતું. જેની ભુજાઓમાં અપાર બળ હતું અને જે યુદ્ધમાં [પર્વત સમાન] અચળ રહેતો હતો. ॥૩॥

**ભાઈહિ ભાઈહિ પરમ સમીતી। સકલ દોષ છલ બરજિત પ્રીતી॥**
**જેઠે સુતહિ રાજ નૃપ દીન્હા। હરિ હિત આપુ ગવન બન કીન્હા॥૪॥**

ભાઈ-ભાઈમાં ઘણો મેળ અને સર્વ દોષ તથા પ્રપંચરહિત [સાચો] સ્નેહ હતો. રાજાએ જ્યેષ્ઠ પુત્રને રાજ આપ્યું અને પોતે ભગવાન [ના ભજન] માટે વનમાં જવા નીકળી પડ્યો. ॥૪॥

**દો૦ – જબ પ્રતાપરબિ ભયઉ નૃપ ફિરી દોહાઈ દેસ।**
**પ્રજા પાલ અતિ બેદબિધિ કતહુઁ નહીં અઘ લેસ॥૧૫૩॥**

જ્યારે પ્રતાપભાનુ રાજા થયો, તેના દેશમાં તેની આણ ફરી વળી. તે વેદોમાં બતાવેલી વિધિ પ્રમાણે ઉત્તમ રીતે પ્રજાનું પાલન કરવા લાગ્યો. તેના રાજ્યમાં પાપનું ક્યાંય નામ-નિશાન ન રહ્યું. ॥૧૫૩॥

**ચૌ૦ – નૃપ હિતકારક સચિવ સયાના। નામ ધરમરુચિ સુક્ર સમાના॥**
**સચિવ સયાન બંધુ બલબીરા। આપુ પ્રતાપપુંજ રનધીરા॥૧॥**

રાજાનું હિત કરનાર અને શુક્રાચાર્ય જેવો બુદ્ધિમાન ધર્મરુચિ નામે તેનો મંત્રી હતો. આ પ્રમાણે બુદ્ધિમાન મંત્રી અને બળવાન તથા વીર ભાઈ સાથે રાજા પોતે પણ ઘણો પ્રતાપી અને રણધીર હતો. ॥૧॥

**સેન સંગ ચતુરંગ અપારા। અમિત સુભટ સબ સમર જુઝારા॥**
**સેન બિલોકિ રાઉ હરષાના। અરુ બાજે ગહગહે નિસાના॥૨॥**

સાથે અપાર ચતુરંગીણી સેના હતી, જેમાં અસંખ્ય યોદ્ધા હતા; તે બધા જ રણમાં ઝૂઝી મરનારા હતા. પોતાની સેનાને જોઈ રાજા ઘણો પ્રસન્ન થયો અને ઘમાઘમ નગારાં વાગવાં લાગ્યાં. ॥૨॥

**બિજય હેતુ કટકઈ બનાઈ। સુદિન સાધિ નૃપ ચલેઉ બજાઈ॥**
**જહઁ તહઁ પરીં અનેક લરાઈં। જીતે સકલ ભૂપ બરિઆઈં॥૩॥**

દિગ્વિજયને માટે સેના તૈયાર કરી તે રાજા શુભ દિન (મુહૂર્ત) જોઈને ડંકો વગડાવી ચાલ્યો. ચારેકોર ઘણાં જ યુદ્ધ થયાં. તેણે બધા જ રાજાઓને બળપૂર્વક જીતી લીધા. ॥૩॥

**સપ્ત દીપ ભુજબલ બસ કીન્હે। લૈ લૈ દંડ છાડ઼િ નૃપ દીન્હે॥**
**સકલ અવનિ મંડલ તેહિ કાલા। એક પ્રતાપભાનુ મહિપાલા॥૪॥**

પોતાની ભુજાઓના બળથી તેણે સાતેય દ્વીપ(ભૂમિખંડો)ને વશ કરી લીધા અને રાજાઓ પાસેથી દંડ (કર) લઈ-લઈને તેમને છોડી દીધા. સંપૂર્ણ પૃથ્વીમંડળનો તે સમયે પ્રતાપભાનુ જ એકમાત્ર (ચક્રવર્તી) રાજા હતો. ॥૪॥

**દો૦ – સ્વબસ બિસ્વ કરિ બાહુબલ નિજ પુર કીન્હ પ્રબેસુ।**
**અરથ ધરમ કામાદિ સુખ સેવઈ સમયઁ નરેસુ॥૧૫૪॥**

સંસાર આખાયને પોતાની ભુજાઓના બળે વશમાં કરીને રાજાએ પોતાના નગરમાં પ્રવેશ કર્યો. રાજા અર્થ, ધર્મ અને કામ આદિનાં સુખોનું સમયાનુસાર સેવન કરતો હતો. ॥૧૫૪॥

**ચૌ૦ – ભૂપ પ્રતાપભાનુ બલ પાઈ। કામધેનુ ભૈ ભૂમિ સુહાઈ॥**
**સબ દુખ બરજિત પ્રજા સુખારી। ધરમસીલ સુંદર નર નારી॥૧॥**

રાજા પ્રતાપભાનુનું બળ પામીને ભૂમિ સુંદર કામધેનુ (મનવાંછિત વસ્તુ આપનાર) બની ગઈ. [તેમના રાજ્યમાં] પ્રજા સર્વે [પ્રકારનાં] દુઃખોથી રહિત અને સુખી હતી. બધાં સ્ત્રી-પુરુષો સુંદર અને ધર્માત્મા હતાં. ॥૧॥

**સચિવ ધરમરુચિ હરિ પદ પ્રીતી। નૃપ હિત હેતુ સિખવ નિત નીતી॥**
**ગુર સુર સંત પિતર મહિદેવા। કરઈ સદા નૃપ સબ કૈ સેવા॥૨॥**

ધર્મરુચિ મંત્રીનો શ્રીહરિના ચરણોમાં પ્રેમ હતો. તે રાજાના હિત માટે સદાય તેને નીતિ શીખવતો હતો. રાજા ગુરુ, દેવતા, સંત, પિતૃ અને બ્રાહ્મણ - એ સર્વેની સદા સેવા કર્યા કરતો હતો. ॥૨॥

**ભૂપ ધરમ જે બેદ બખાને। સકલ કરઈ સાદર સુખ માને॥**
**દિન પ્રતિ દેઇ બિબિધ બિધિ દાના। સુનઈ સાસ્ત્ર બર બેદ પુરાના॥૩॥**

વેદોમાં રાજાઓના જે ધર્મ બતાવવામાં આવ્યા છે, તે સર્વેનું રાજા સદા આદરપૂર્વક અને સુખ માનીને પાલન કરતો હતો. પ્રતિદિન અનેક પ્રકારનાં દાન આપતો અને ઉત્તમ શાસ્ત્ર, વેદ અને પુરાણ સાંભળતો હતો. ॥૩॥

**નાના બાપીં કૂપ તડ઼ાગા। સુમન બાટિકા સુંદર બાગા॥**
**બિપ્રભવન સુરભવન સુહાએ। સબ તીરથન્હ બિચિત્ર બનાએ॥૪॥**

તેણે ઘણી જ વાવડીઓ, કૂવા, તળાવ, ફૂલવાડીઓ, સુંદર બગીચા, બ્રાહ્મણો માટે ઘર અને દેવતાઓનાં સુંદર વિચિત્ર મંદિર સર્વે તીર્થોમાં બનાવડાવ્યાં. ॥૪॥

**દો૦ – જહઁ લગિ કહે પુરાન શ્રુતિ એક એક સબ જાગ।**
**બાર સહસ્ર સહસ્ર નૃપ કિએ સહિત અનુરાગ॥૧૫૫॥**

વેદ અને પુરાણોમાં જેટલા પ્રકારના યજ્ઞો કહેવાયા છે, રાજાએ એક-એક કરીને તે સર્વે યજ્ઞોને પ્રેમસહિત હજાર-હજાર વાર કર્યા. ॥૧૫૫॥

**ચૌ૦ – હૃદયઁ ન કછુ ફલ અનુસંધાના। ભૂપ બિબેકી પરમ સુજાના॥**
**કરઈ જે ધરમ કરમ મન બાની। બાસુદેવ અર્પિત નૃપ ગ્યાની॥૧॥**

[રાજાના] હૃદયમાં કોઈ ફળની કામના ન હતી. રાજા ઘણો જ બુદ્ધિમાન અને જ્ઞાની હતો. તે જ્ઞાની રાજા કર્મ, મન અને વાણીથી જે કંઈ પણ ધર્મ કરતો હતો, તે સર્વે ભગવાન વાસુદેવને અર્પણ કરીને કરતો હતો. ॥૧॥

**ચઢ઼િ બર બાજિ બાર એક રાજા। મૃગયા કર સબ સાજિ સમાજા॥**
**બિંધ્યાચલ ગભીર બન ગયઊ। મૃગ પુનીત બહુ મારત ભયઊ॥૨॥**

એક વખત તે રાજા એક સુંદર ઘોડા પર સવાર થઈને, શિકાર કરવાનો સર્વ સામાન લઈને વિન્ધ્યાચલના ગાઢ જંગલમાં ગયો અને ત્યાં તેણે ઘણા જ શ્રેષ્ઠ-શ્રેષ્ઠ હરણો માર્યાં. ॥૨॥

**ફિરત બિપિન નૃપ દીખ બરાહૂ। જનુ બન દુરેઉ સસિહિ ગ્રસિ રાહૂ॥**
**બડ़ બિધુ નહિં સમાત મુખ માહીં। મનહુઁ ક્રોધ બસ ઉગિલત નાહીં॥ ૩॥**

રાજાએ વનમાં ફરતાં એક સૂવર જોયું. [દાંતોના કારણે એ એવું દેખાતું હતું] જાણે ચન્દ્રમાને ગ્રસીને (મોંમાં પકડીને) રાહુ વનમાં આવી છુપાયો હોય. ચન્દ્રમા મોટો હોવાથી તેના મોંમાં સમાતો નથી અને જાણે તે પણ ક્રોધવશ તેને ઓકતો પણ નથી. ॥ ૩॥

**કોલ કરાલ દસન છબિ ગાઈ। તનુ બિસાલ પીવર અધિકાઈ॥**
**ઘુરુઘુરાત હય આરૌ પાએઁ। ચકિત બિલોકત કાન ઉઠાએઁ॥ ૪॥**

આ તો સૂવરના ભયાનક દાંતોની શોભા કહેવામાં આવી. [અહીં] તેનું શરીર પણ ઘણું વિશાળ અને જાડું હતું. ઘોડાનો અણસાર પામી તે ઘૂરકતું ઘૂરકતું કાન ઉઠાવી સાવધાન બનીને જોઈ રહ્યું હતું. ॥ ૪॥

**દો૦ – નીલ મહીધર સિખર સમ દેખિ બિસાલ બરાહુ।**
**ચપરિ ચલેઉ હય સુટુકિ નૃપ હાઁકિ ન હોઇ નિબાહુ॥ ૧૫૬॥**

નીલ પર્વતના શિખરની જેવા વિશાળ [શરીરવાળા] તે સૂવરને જોઈને રાજા ઘોડાને ચાબુક લગાવી ઝડપથી ચાલ્યો અને સૂવરને લલકાર્યું કે હવે તારો બચાવ નહિ થઈ શકે. ॥ ૧૫૬॥

**ચૌ૦ – આવત દેખિ અધિક રવ બાજી। ચલેઉ બરાહ મરુત ગતિ ભાજી॥**
**તુરત કીન્હ નૃપ સર સંધાના। મહિ મિલિ ગયઉ બિલોકત બાના॥ ૧॥**

ઘોડાને [પોતાની તરફ] અધિક વેગથી ધસી આવતો જોઈને સૂવર પવનવેગે દોડ્યું. રાજાએ તરત જ બાણને ધનુષ પર ચઢાવ્યું. સૂવર બાણને જોતાં જ પૃથ્વીસરસુ થઈ ગયું (લપાઈ ગયું). ॥ ૧॥

**તકિ તકિ તીર મહીસ ચલાવા। કરિ છલ સુઅર સરીર બચાવા॥**
**પ્રગટત દુરત જાઇ મૃગ ભાગા। રિસ બસ ભૂપ ચલેઉ સઁગ લાગા॥ ૨॥**

રાજા તાકી-તાકીને તીર ચલાવે છે, પરંતુ સૂવર છળ કરીને શરીરને બચાવતું જાય છે. તે પશુ ક્યારેક પ્રકટ થતું હતું અને ક્યારેક સંતાતુ નાસતું જતું હતું. રાજા પણ ક્રોધવશ તેની પાછળ ચાલ્યો જતો હતો. ॥ ૨॥

**ગયઉ દૂરિ ઘન ગહન બરાહૂ। જહઁ નાહિન ગજ બાજિ નિબાહૂ॥**
**અતિ અકેલ બન બિપુલ કલેસૂ। તદપિ ન મૃગ મગ તજઇ નરેસૂ॥ ૩॥**

સૂવર ઘણે દૂર એવા ગાઢ જંગલમાં જતું રહ્યું, જ્યાં હાથી ઘોડા પાર પામી શકતા ન હતા. રાજા બિલકુલ એકલો હતો અને વનમાં વ્યથા પણ ઘણી હતી, તો પણ રાજાએ તે પશુનો પીછો ન છોડ્યો. ॥ ૩॥

**કોલ બિલોકિ ભૂપ બડ़ ધીરા। ભાગિ પૈઠ ગિરિગુહાઁ ગભીરા॥**
**અગમ દેખિ નૃપ અતિ પછિતાઈ। ફિરેઉ મહાબન પરેઉ ભુલાઈ॥ ૪॥**

રાજાને ઘણો ધૈર્યવાન જોઈને સૂવર નાસીને પર્વતની એક ઊંડી ગુફામાં પેસી ગયું. તેમાં જવું કઠિન જોઈને રાજાને ઘણા પસ્તાઈને પાછા ફરવું પડ્યું; પણ તે ગાઢ જંગલમાં તે રસ્તો ભૂલી ગયો. ॥ ૪॥

**દો૦ – ખેદ ખિન્ન છુદ્ધિત તૃષિત રાજા બાજિ સમેત ।**
**ખોજત બ્યાકુલ સરિત સર જલ બિનુ ભયઉ અચેત ॥ ૧૫૭॥**

ઘણો પરિશ્રમ કરવાથી થાકેલો અને ઘોડા સહિત ભૂખ-તરસથી વ્યાકુળ રાજા નદી-તળાવ શોધતાં-શોધતાં પાણી વગર વ્યાકુળ થઈ ગયો. ॥ ૧૫૭॥

**ચૌ૦ – ફિરત બિપિન આશ્રમ એક દેખા । તહઁ બસ નૃપતિ કપટ મુનિબેષા ॥**
**જાસુ દેસ નૃપ લીન્હ છડ઼ાઈ । સમર સેન તજિ ગયઉ પરાઈ ॥ ૧॥**

વનમાં ફરતાં ફરતાં તેણે એક આશ્રમ જોયો; ત્યાં કપટપૂર્વક મુનિનો વેષ ધરીને એક રાજા રહેતો હતો, જેનો દેશ રાજા પ્રતાપભાનુએ પડાવી લીધો હતો અને જે સેનાને છોડીને યુદ્ધમાંથી ભાગી ગયો હતો. ॥ ૧॥

**સમય પ્રતાપભાનુ કર જાની । આપન અતિ અસમય અનુમાની ॥**
**ગયઉ ન ગૃહ મન બહુત ગલાની । મિલા ન રાજહિ નૃપ અભિમાની ॥ ૨॥**

પ્રતાપભાનુનો સમય (સારા દિવસો) જાણીને અને પોતાના કુસમય(ખરાબ દિવસો)નું અનુમાન કરી તેના મનમાં મોટી ગ્લાનિ થઈ હતી. એથી તે ન તો ઘેર ગયો અને અભિમાની હોવાને કારણે ન તો રાજા પ્રતાપભાનુને મળ્યો(અર્થાત્ પ્રતાપભાનુ સાથે સંધિ ન કરી). ॥ ૨॥

**રિસ ઉર મારિ રંક જિમિ રાજા । બિપિન બસઇ તાપસ કેં સાજા ॥**
**તાસુ સમીપ ગવન નૃપ કીન્હા । યહ પ્રતાપરબિ તેહિં તબ ચીન્હા ॥ ૩॥**

દરિદ્રની જેમ મનમાં જ ક્રોધને મારીને તે રાજા તપસ્વીના વેશમાં વનમાં રહેતો હતો. રાજા (પ્રતાપભાનુ) તેના પાસે ગયો. તેણે તરત જ ઓળખી લીધો કે આ પ્રતાપભાનુ છે. ॥ ૩॥

**રાઉ તૃષિત નહિં સો પહિચાના । દેખિ સુબેષ મહામુનિ જાના ॥**
**ઉતરિ તુરગ તેં કીન્હ પ્રનામા । પરમ ચતુર ન કહેઉ નિજ નામા ॥ ૪॥**

રાજા તરસ્યો હોવાને કારણે [વ્યાકુળતાથી] તેને ઓળખી ન શક્યો. સુંદર વેષ જોઈને રાજાએ તેને મહામુનિ જાણીને ઘોડા ઉપરથી ઊતરીને એને પ્રણામ કર્યા. પરંતુ ખૂબ ચતુર હોવાને કારણે રાજાએ તેને પોતાનું નામ ન બતાવ્યું. ॥ ૪॥

**દો૦ – ભૂપતિ તૃષિત બિલોકિ તેહિં સરબરુ દીન્હ દેખાઇ ।**
**મજ્જન પાન સમેત હય કીન્હ નૃપતિ હરષાઇ ॥ ૧૫૮॥**

રાજાને તરસ્યો જોઈને તેણે સરોવર બતાવી દીધું. પ્રસન્ન થઈને રાજાએ ઘોડાસહિત તેમાં સ્નાન કર્યું અને જળપાન કર્યું. ॥ ૧૫૮॥

**ચૌ૦ – ગૈ શ્રમ સકલ સુખી નૃપ ભયઊ । નિજ આશ્રમ તાપસ લૈ ગયઊ ॥**
**આસન દીન્હ અસ્ત રબિ જાની । પુનિ તાપસ બોલેઉ મૃદુ બાની ॥ ૧॥**

બધો થાક ઊતરી ગયો, રાજા સુખી થઈ ગયો, ત્યારે તપસ્વી તેને પોતાના આશ્રમમાં લઈ ગયો અને સૂર્યાસ્તનો સમય જાણીને રાજાને બેસવા માટે આસન આપ્યું. પછી તે તપસ્વી કોમળ વાણીથી બોલ્યો – ॥ ૧॥

**કો તુમ્હ કસ બન ફિરહુ અકેલેં। સુંદર જુબા જીવ પરહેલેં॥**
**ચક્રબર્તિ કે લચ્છન તોરેં। દેખત દયા લાગિ અતિ મોરેં॥૨॥**

તમે કોણ છો? સુંદર યુવક થઈને, જીવનની પરવા ન કરીને, વનમાં એકલા કેમ ફરી રહ્યા છો? તમારા ચક્રવર્તી રાજા જેવાં લક્ષણો જોઈને મને ઘણી દયા આવે છે. ॥૨॥

**નામ પ્રતાપભાનુ અવનીસા। તાસુ સચિવ મૈં સુનહુ મુનીસા॥**
**ફિરત અહેરેં પરેઉઁ ભુલાઈ। બડ઼ે ભાગ દેખેઉઁ પદ આઈ॥૩॥**

[રાજાએ કહ્યું –] હે મુનીશ્વર! સાંભળો, પ્રતાપભાનુ નામે એક રાજા છે, હું એમનો મંત્રી છું. શિકાર માટે ફરતાં હું રસ્તો ભૂલી ગયો છું. મોટા ભાગ્યને લીધે અહીં આવી હું આપના ચરણોનાં દર્શન પામ્યો છું. ॥૩॥

**હમ કહઁ દુર્લભ દરસ તુમ્હારા। જાનત હૌં કછુ ભલ હોનિહારા॥**
**કહ મુનિ તાત ભયઉ અઁધિઆરા। જોજન સત્તરિ નગરુ તમ્હારા॥૪॥**

અમને આપનું દર્શન દુર્લભ હતું, એટલે એમ જણાય છે કે કંઈક ભલું થવાનું છે. મુનિએ કહ્યું – હે તાત! અંધારું થઈ ગયું. તમારું નગર અહીંથી સિત્તેર યોજન દૂર છે. ॥૪॥

**દો૦ – નિસા ઘોર ગંભીર બન પંથ ન સુનહુ સુજાન।**
**બસહુ આજુ અસ જાનિ તુમ્હ જાએહુ હોત બિહાન॥૧૫૯ (ક)॥**

હે સુજ્ઞ! સાંભળો, ઘોર અંધારી રાત છે, ગાઢ જંગલ છે, રસ્તો નથી એમ સમજી તમે આજે અહીં જ રોકાઈ જાઓ, સવાર થતાં જ ચાલ્યા જજો. ॥૧૫૯ (ક)॥

**તુલસી જસિ ભવતબ્યતા તૈસી મિલઈ સહાઈ।**
**આપુનુ આવઈ તાહિ પહિં તાહિ તહાઁ લૈ જાઈ॥૧૫૯ (ખ)॥**

તુલસીદાસજી કહે છે – જેવી ભવિતવ્યતા (ભાવિ) હોય છે, તેવી જ સહાયતા મળી જાય છે. કાં તો તે પોતે જ તેમની પાસે આવે છે, કાં તો એને ત્યાં લઈ જાય છે. ॥૧૫૯ (ખ)॥

**ચૌ૦ – ભલેહિં નાથ આયસુ ધરિ સીસા। બાઁધિ તુરગ તરુ બૈઠ મહીસા॥**
**નૃપ બહુ ભાઁતિ પ્રસંસેઉ તાહી। ચરન બંદિ નિજ ભાગ્ય સરાહી॥૧॥**

હે નાથ! બહુ સારું, એમ કહીને અને એમની આજ્ઞા માથે ચઢાવીને, ઘોડાને વૃક્ષ સાથે બાંધીને રાજા બેસી ગયો. રાજાએ તેની અનેક પ્રકારે પ્રશંસા કરી અને તેના ચરણોની વંદના કરીને પોતાના ભાગ્યનાં વખાણ કર્યાં. ॥૧॥

**પુનિ બોલેઉ મૃદુ ગિરા સુહાઈ। જાનિ પિતા પ્રભુ કરઉઁ ઢિઠાઈ॥**
**મોહિ મુનીસ સુત સેવક જાની। નાથ નામ નિજ કહહુ બખાની॥૨॥**

પછી સુંદર કોમળ વાણીમાં કહ્યું – હે પ્રભો! આપને પિતા જાણી હું ધૃષ્ટતા કરું છું. હે મુનીશ્વર! મને પોતાનો પુત્ર અને સેવક જાણીને પોતાનું નામ [ધામ] વિસ્તારથી બતાવો. ॥૨॥

**તેહિ ન જાન નૃપ નૃપહિ સો જાના। ભૂપ સુહૃદ સો કપટ સયાના॥**
**બૈરી પુનિ છત્રી પુનિ રાજા। છલ બલ કીન્હ ચહઈ નિજ કાજા॥૩॥**

રાજાએ તેને ઓળખ્યો ન હતો, પણ રાજાને તે ઓળખી ગયો હતો. રાજા તો શુદ્ધહૃદયી હતો અને પેલો કપટ કરવામાં ચતુર હતો. એક તો વેરી, વળી જાતિનો ક્ષત્રિય, વળી રાજા. પેલો છળબળથી પોતાનું કામ બનાવવા ઈચ્છતો હતો. ॥૩॥

**સમુઝિ રાજસુખ દુખિત અરાતી। અવાઁ અનલ ઈવ સુલગઈ છાતી॥**
**સરલ બચન નૃપ કે સુનિ કાના। બયર સઁભારિ હૃદયઁ હરષાના॥૪॥**

તે શત્રુ પોતાના રાજ્ય-સુખને જાણીને (સ્મરણ કરીને) દુ:ખી હતો. તેની છાતી (કુંભારના) નિભાડાના અગ્નિ પેઠે (અંદર જ અંદર) સળગી રહી હતી. રાજાનાં સરળ વચન કાનથી સાંભળી, પોતાના વેરને યાદ કરી તે અંતરમાં હર્ષ પામ્યો. ॥૪॥

**દો૦ – કપટ બોરિ બાની મૃદુલ બોલેઉ જુગુતિ સમેત।**
**નામ હમાર ભિખારિ અબ નિર્ધન રહિત નિકેત॥૧૬૦॥**

તે કપટથી તરબોળ ઘણી યુક્તિ સાથે કોમળ વાણી બોલ્યો – હવે, અમારું નામ ભિખારી છે. કારણ કે અમે નિર્ધન અને અનિકેત (ઘર-દ્વારહીન) છીએ. ॥૧૬૦॥

**ચૌ૦ – કહ નૃપ જે બિગ્યાન નિધાના। તુમ્હ સારિખે ગલિત અભિમાના॥**
**સદા રહહિં અપનપૌ દુરાએँ। સબ બિધિ કુસલ કુબેષ બનાએँ॥૧॥**

રાજાએ કહ્યું – જે આપના જેવા વિજ્ઞાનના ભંડાર અને સર્વથા અભિમાનરહિત હોય છે, તે પોતાના સ્વરૂપને સદા સંતાડી રાખે છે. કેમકે કુવેશ બનાવી રહેવામાં જ બધી રીતે કલ્યાણ છે (પ્રકટ સંતવેશમાં માન મળવાની અને માનથી પતનની સંભાવના છે). ॥૧॥

**તેહિ તેં કહહિં સંત શ્રુતિ ટેરેં। પરમ અકિંચન પ્રિય હરિ કેરેં॥**
**તુમ્હ સમ અધન ભિખારિ અગેહા। હોત બિરંચિ સિવહિ સંદેહા॥૨॥**

એટલે જ સંતો અને વેદો પોકારીને કહે છે કે પરમ અકિંચન (સર્વથા અહંકાર, મમતા અને માનરહિત) જ ભગવાનને પ્રિય હોય છે. આપ જેવા નિર્ધન, ભિખારી અને ગૃહહીનોને જોઈને બ્રહ્મા અને શિવજીને પણ સંશય થઈ જાય છે [કે તેઓ વાસ્તવિક સંત છે કે ભિખારી]. ॥૨॥

**જોસિ સોસિ તવ ચરન નમામી। મો પર કૃપા કરિઅ અબ સ્વામી॥**
**સહજ પ્રીતિ ભૂપતિ કૈ દેખી। આપુ બિષય બિસ્વાસ બિસેષી॥૩॥**

આપ જે હોવ તે (અર્થાત્ જે કોઈ પણ હોવ), હું આપના ચરણોમાં નમસ્કાર કરું છું. હે સ્વામી! હવે મારા પર કૃપા કરો. પોતાના ઉપર રાજાની સ્વાભાવિક પ્રીતિ અને પોતાને વિષે તેનો અધિક વિશ્વાસ જોઈને – ॥૩॥

**સબ પ્રકાર રાજહિ અપનાઈ। બોલેઉ અધિક સનેહ જનાઈ॥**
**સુનુ સતિભાઉ કહઉઁ મહિપાલા। ઈહાઁ બસત બીતે બહુ કાલા॥૪॥**

સર્વે પ્રકારથી રાજાને પોતાના વશમાં કરીને, અધિક સ્નેહ બતાવતાં તે (કપટ-તપસ્વી) બોલ્યો – હે રાજન્! સાંભળો, હું તમને સત્ય કહું છું. મને અહીં રહેતાં ઘણો કાળ વીતી ગયો. ॥૪॥

**દો૦ – અબ લગિ મોહિ ન મિલેઉ કોઉ મૈં ન જનાવઉઁ કાહુ।**
**લોકમાન્યતા અનલ સમ કર તપ કાનન દાહુ॥૧૬૧ (ક)॥**

આજ સુધી ન તો કોઈ મને મળ્યું અને ન હું પોતાને કોઈની પાસે પ્રકટ કરું છું; કેમ કે લોકમાં પ્રતિષ્ઠા અગ્નિ સમાન છે જે તપરૂપી વનને ભસ્મ કરી નાખે છે. ॥૧૬૧ (ક)॥

**સો૦ – તુલસી દેખિ સુબેષુ ભૂલહિં મૂઢ઼ ન ચતુર નર।**
**સુંદર કેકિહિ પેખુ બચન સુધા સમ અસન અહિ॥૧૬૧ (ખ)॥**

તુલસીદાસજી કહે છે – સુંદર વેશ જોઈને મૂઢ જ નહીં, ચતુર મનુષ્ય પણ છેતરાઈ જાય છે. સુંદર મોરને જુઓ, તેનાં વચન તો અમૃત જેવાં છે અને આહાર સર્પનો છે. ॥૧૬૧ (ખ)॥

**ચૌ૦ – તાતેં ગુપુત રહઉઁ જગ માહીં। હરિ તજિ કિમપિ પ્રયોજન નાહીં॥**
**પ્રભુ જાનત સબ બિનહિં જનાએઁ। કહહુ કવનિ સિધિ લોક રિઝાએઁ॥૧॥**

[કપટ-તપસ્વીએ કહ્યું –] એટલે જ હું જગતમાં સંતાઈને રહું છું. શ્રીહરિના સિવાય કોઈથી કંઈ પણ પ્રયોજન રાખતો નથી. પ્રભુ તો વિના જણાવ્યે જ સર્વ જાણે છે. તો કહો, સંસારને રીઝવવાથી શું સિદ્ધિ મળશે? ॥૧॥

**તુમ્હ સુચિ સુમતિ પરમ પ્રિય મોરેં। પ્રીતિ પ્રતીતિ મોહિ પર તોરેં॥**
**અબ જૌં તાત દુરાવઉઁ તોહી। દારુન દોષ ઘટઈ અતિ મોહી॥૨॥**

તમે પવિત્ર અને સુંદર બુદ્ધિવાળા છો, એટલે મને ઘણા જ પ્રિય છો અને તમારી પણ મારા પર પ્રીતિ અને વિશ્વાસ છે. હે તાત! હવે જો હું તમારાથી કંઈ છુપાવું તો મને ઘણો જ ભયાનક દોષ લાગશે. ॥૨॥

**જિમિ જિમિ તાપસુ કથઇ ઉદાસા। તિમિ તિમિ નૃપહિ ઉપજ બિસ્વાસા॥**
**દેખા સ્વબસ કર્મ મન બાની। તબ બોલા તાપસ બગધ્યાની॥૩॥**

જેમ જેમ તે તપસ્વી ઉદાસીનતાની વાતો કહેતો હતો, તેમ તેમ રાજાને વિશ્વાસ ઉત્પન્ન થતો જતો હતો. જ્યારે તે બગલાની જેમ ધ્યાન કરનારા (કપટી) મુનિએ રાજાને કર્મ, મન અને વચનથી પોતાના વશમાં જાણ્યો, ત્યારે તે બોલ્યો – ॥૩॥

**નામ હમાર એકતનુ ભાઈ। સુનિ નૃપ બોલેઉ પુનિ સિરુ નાઈ॥**
**કહહુ નામ કર અરથ બખાની। મોહિ સેવક અતિ આપન જાની॥૪॥**

હે ભાઈ! અમારું નામ એકતનુ છે. એ સાંભળીને રાજાએ ફરી શીશ નમાવી કહ્યું – મને પોતાનો અત્યંત [અનુરાગી] સેવક જાણીને પોતાના નામનો અર્થ સમજાવીને કહો. ॥૪॥

**દો○ – આદિસૃષ્ટિ ઉપજી જબહિં તબ ઉતપતિ ભૈ મોરિ ।**
**નામ એકતનુ હેતુ તેહિ દેહ ન ધરી બહોરિ ॥ ૧૬૨॥**

[કપટી મુનિએ કહ્યું –] જ્યારે સર્વપ્રથમ સૃષ્ટિ ઉત્પન્ન થઈ હતી, ત્યારે મારી ઉત્પત્તિ થઈ હતી. ત્યારથી મેં ફરી બીજો દેહ ધારણ કર્યો નથી, એટલે મારું નામ એકતનુ છે. ॥ ૧૬૨॥

**ચૌ○ – જનિ આચરજુ કરહુ મન માહીં। સુત તપ તેં દુર્લભ કછુ નાહીં॥**
**તપબલ તેં જગ સૃજઇ બિધાતા। તપબલ બિષ્નુ ભએ પરિત્રાતા॥ ૧॥**

હે પુત્ર! મનમાં આશ્ચર્ય ન પામીશ, તપથી કંઈ પણ દુર્લભ નથી, તપના બળથી બ્રહ્મા જગતને રચે છે. તપના જ બળે વિષ્ણુ સંસારનું પાલન કરનારા બન્યા છે. ॥ ૧॥

**તપબલ સંભુ કરહિં સંઘારા। તપ તેં અગમ ન કછુ સંસારા॥**
**ભયઉ નૃપહિ સુનિ અતિ અનુરાગા। કથા પુરાતન કહૈ સો લાગા॥ ૨॥**

તપના બળથી રુદ્ર સંહાર કરે છે. સંસારમાં કોઈ એવી વસ્તુ નથી જે તપથી ન મળી શકે. આ સાંભળીને રાજાને તપસ્વી પ્રત્યે ઘણો અનુરાગ થયો. ત્યારે તે (તપસ્વી) જૂની કથાઓ કહેવા લાગ્યો. ॥ ૨॥

**કરમ ધરમ ઈતિહાસ અનેકા। કરઇ નિરૂપન બિરતિ બિબેકા॥**
**ઉદભવ પાલન પ્રલય કહાની। કહેસિ અમિત આચરજ બખાની॥ ૩॥**

કર્મ, ધર્મ અને અનેક પ્રકારના ઈતિહાસ કહીને તે વૈરાગ્ય અને જ્ઞાનનું નિરૂપણ કરવા લાગ્યો. સૃષ્ટિની ઉત્પત્તિ, પાલન (સ્થિતિ) અને સંહાર(પ્રલય)ની અપાર આશ્ચર્યભરેલી કથાઓ તેણે વિસ્તારથી કહી. ॥ ૩॥

**સુનિ મહીપ તાપસ બસ ભયઊ। આપન નામ કહન તબ લયઊ॥**
**કહ તાપસ નૃપ જાનઉઁ તોહી। કીન્હેહુ કપટ લાગ ભલ મોહી॥ ૪॥**

રાજા આ સાંભળીને તે તપસ્વીના વશમાં થઈ ગયો અને ત્યારે તે તેને પોતાનું નામ બતાવવા લાગ્યો. તપસ્વીએ કહ્યું – રાજન્! હું તમને ઓળખું છું, તમે કપટ કર્યું, તે મને ઠીક લાગ્યું છે. ॥ ૪॥

**સો○ – સુનુ મહીસ અસિ નીતિ જહઁ તહઁ નામ ન કહહિં નૃપ।**
**મોહિ તોહિ પર અતિ પ્રીતિ સોઇ ચતુરતા બિચારિ તવ॥ ૧૬૩॥**

હે રાજન્! સાંભળો, એવી નીતિ છે કે રાજા લોકો જ્યાં-ત્યાં પોતાનું નામ નથી કહેતા. તમારી એ જ ચતુરાઈને સમજીને તમારા પર મારો ઘણો સ્નેહ થઈ ગયો છે. ॥ ૧૬૩॥

**ચૌ○ – નામ તુમ્હાર પ્રતાપ દિનેસા। સત્યકેતુ તવ પિતા નરેસા॥**
**ગુર પ્રસાદ સબ જાનિઅ રાજા। કહિઅ ન આપન જાનિ અકાજા॥ ૧॥**

તમારું નામ પ્રતાપભાનુ છે, મહારાજ સત્યકેતુ તમારા પિતા હતા. હે રાજન્! ગુરુની કૃપાથી હું બધું જાણું છું પણ પોતાનું અકાર્ય [પોતાની હાનિ] માનીને કહેતો નથી. ॥ ૧॥

**દેખિ તાત તવ સહજ સુધાઈ। પ્રીતિ પ્રતીતિ નીતિ નિપુનાઈ॥**
**ઉપજિ પરી મમતા મન મોરેં। કહઉઁ કથા નિજ પૂછે તોરેં॥૨॥**

હે તાત! તમારી સ્વાભાવિક સરળતા, પ્રેમ, વિશ્વાસ અને નીતિમાં નિપુણતા જોઈને મારા મનમાં તમારા ઉપર ઘણી મમતા ઉત્પન્ન થઈ છે, માટે હું તમારા પૂછવાથી પોતાની કથા કહું છું. ॥૨॥

**અબ પ્રસન્ન મૈં સંસય નાહીં। માગુ જો ભૂપ ભાવ મન માહીં॥**
**સુનિ સુબચન ભૂપતિ હરષાના। ગહિ પદ બિનય કીન્હિ બિધિ નાના॥૩॥**

હવે હું પ્રસન્ન છું, એમાં સંશય ન કરશો. હે રાજન્! જે મનને ગમે તે જ માગી લો. સુંદર (પ્રિય) વચન સાંભળીને રાજા હર્ષિત થઈ ગયો અને [મુનિના] પગ પકડીને તેણે અનેક પ્રકારે વિનંતી કરી. ॥૩॥

**કૃપાસિંધુ મુનિ દરસન તોરેં। ચારિ પદારથ કરતલ મોરેં॥**
**પ્રભુહિ તથાપિ પ્રસન્ન બિલોકી। માગિ અગમ બર હોઉઁ અસોકી॥૪॥**

હે દયાસાગર મુનિ! આપનાં દર્શનથી જ ચારેય પદાર્થ (અર્થ, ધર્મ, કામ અને મોક્ષ) મારી મુઠ્ઠીમાં આવી ગયા. તો પણ સ્વામીને પ્રસન્ન જોઈને હું આ દુર્લભ વર માગીને શોકરહિત [કેમ ન] થઈ જાઉં. ॥૪॥

**દો૦– જરા મરન દુખ રહિત તનુ સમર જિતૈ જનિ કોઉ।**
**એકછત્ર રિપુહીન મહિ રાજ કલપ સત હોઉ॥૧૬૪॥**

મારું શરીર વૃદ્ધાવસ્થા અને મૃત્યુના દુ:ખથી રહિત થઈ જાય; મને યુદ્ધમાં કોઈ જીતી ન શકે અને પૃથ્વી પર મારું સો કલ્પ સુધી એકછત્ર અકંટક રાજ્ય થાય. ॥૧૬૪॥

**ચૌ૦– કહ તાપસ નૃપ ઐસેઇ હોઊ। કારન એક કઠિન સુનુ સોઊ॥**
**કાલઉ તુઅ પદ નાઈહિ સીસા। એક બિપ્રકુલ છાડ઼િ મહીસા॥૧॥**

તપસ્વીએ કહ્યું – હે રાજન્! એમ જ થાવ, પણ તેમાં એક કારણ (વિઘ્ન) છે અને તે ઘણું કઠિન છે, તે પણ સાંભળી લો. હે પૃથ્વીના સ્વામી! કેવળ બ્રાહ્મણકુળને છોડી કાળ પણ તમારા ચરણોમાં માથું નમાવશે. ॥૧॥

**તપબલ બિપ્ર સદા બરિઆરા। તિન્હ કે કોપ ન કોઉ રખવારા॥**
**જૌં બિપ્રન્હ બસ કરહુ નરેસા। તૌ તુઅ બસ બિધિ બિષ્નુ મહેસા॥૨॥**

તપના બળે બ્રાહ્મણ સદા બળવાન રહે છે. તેના ક્રોધથી રક્ષા કરનાર કોઈ નથી. હે નરપતિ! જો તમે બ્રાહ્મણોને વશમાં કરી લો, તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ તમારા આધીન થઈ જશે. ॥૨॥

**ચલ ન બ્રહ્મકુલ સન બરિઆઈ। સત્ય કહઉઁ દોઉ ભુજા ઉઠાઈ॥**
**બિપ્ર શ્રાપ બિનુ સુનુ મહિપાલા। તોર નાસ નહિં કવનેહુઁ કાલા॥૩॥**

બ્રાહ્મણકુળ પર જોર-જબરજસ્તી ચાલી નથી શકતી, હું બંને ભુજાઓ ઉઠાવી સત્ય કહું છું. હે રાજન્! સાંભળો, બ્રાહ્મણોના શાપ સિવાય તમારો નાશ કોઈ કાળમાં નહિ થાય. ॥૩॥

**હરષેઉ રાઉ બચન સુનિ તાસૂ। નાથ ન હોઈ મોર અબ નાસૂ॥**
**તવ પ્રસાદ પ્રભુ કૃપાનિધાના। મો કહુઁ સર્બ કાલ કલ્યાના॥૪॥**

રાજા તેનાં વચન સાંભળી ઘણો પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો – હે સ્વામી! મારો નાશ હવે નહીં થાય. હે કૃપાનિધાન પ્રભુ! આપની કૃપાથી મારું સર્વ કાળે કલ્યાણ થશે. ॥૪॥

**દો૦ – એવમસ્તુ કહિ કપટ મુનિ બોલા કુટિલ બહોરિ।**
**મિલબ હમાર ભુલાબ નિજ કહહુ ત હમહિ ન ખોરિ॥૧૬૫॥**

'એવમસ્તુ' (એમ જ થાઓ) કહીને તે કુટિલ કપટી મુનિ પછી બોલ્યો – [પરંતુ] તમે મારા મળવા તથા પોતાના માર્ગ ભૂલી જવાની વાત કોઈને [કહેશો નહિ, જો] કહી દેશો, તો અમારો દોષ નથી. ॥૧૬૫॥

**ચૌ૦ – તાતેં મૈં તોહિ બરજઉઁ રાજા। કહેં કથા તવ પરમ અકાજા॥**
**છઠેં શ્રવન યહ પરત કહાની। નાસ તુમ્હાર સત્ય મમ બાની॥૧॥**

હે રાજન્! હું તમને એટલા માટે ના પાડું છું કે આ પ્રસંગને કહેવાથી તમને મોટી હાનિ થશે. છઠ્ઠા કાનમાં આ વાત પડતાં જ તમારો નાશ થઈ જશે, મારું આ વચન સત્ય માનજો. ॥૧॥

**યહ પ્રગટેં અથવા દ્વિજશ્રાપા। નાસ તોર સુનુ ભાનુપ્રતાપા॥**
**આન ઉપાયઁ નિધન તવ નાહીં। જૌં હરિ હર કોપહિં મન માહીં॥૨॥**

હે પ્રતાપભાનુ! સાંભળો, આ વાતને પ્રકટ કરવાથી અથવા બ્રાહ્મણોના શાપથી તમારો નાશ થશે અને બીજા કોઈ કારણે, ભલેને બ્રહ્મા અને શંકર પણ મનમાં ક્રોધ કરે તો પણ તમારું મૃત્યુ નહીં થાય. ॥૨॥

**સત્ય નાથ પદ ગહિ નૃપ ભાષા। દ્વિજ ગુર કોપ કહહુ કો રાખા॥**
**રાખઈ ગુર જૌં કોપ બિધાતા। ગુર બિરોધ નહિં કોઉ જગ ત્રાતા॥૩॥**

રાજાએ મુનિના ચરણ પકડીને કહ્યું – હે સ્વામી! સત્ય જ છે. બ્રાહ્મણ અને ગુરુના ક્રોધથી કહો કોણ રક્ષા કરી શકે છે? જો બ્રહ્મા પણ ક્રોધ કરે તો ગુરુ બચાવી લે છે; પણ ગુરુ સાથે વિરોધ કરવાથી જગતમાં કોઈ પણ બચાવનાર નથી. ॥૩॥

**જૌં ન ચલબ હમ કહે તુમ્હારેં। હોઉ નાસ નહિં સોચ હમારેં॥**
**એકહિં ડર ડરપત મન મોરા। પ્રભુ મહિદેવ શ્રાપ અતિ ઘોરા॥૪॥**

જો હું આપના કહ્યા પ્રમાણે નહીં ચાલું તો [ભલે] મારો નાશ થઈ જાય. મને એની ચિંતા નથી. મારું મન તો હે પ્રભુ! [કેવળ] એક જ ભયથી ડરી રહ્યું છે કે બ્રાહ્મણોનો શાપ ઘણો ભયાનક હોય છે. ॥૪॥

**દો૦ – હોહિં બિપ્ર બસ કવન બિધિ કહહુ કૃપા કરિ સોઉ।**
**તુમ્હ તજિ દીનદયાલ નિજ હિતૂ ન દેખઉઁ કોઉ॥૧૬૬॥**

તે બ્રાહ્મણ કઈ રીતે વશમાં થઈ શકે છે, કૃપા કરીને તે પણ બતાવો. હે દીનદયાળુ! આપના સિવાય અન્ય કોઈને હું પોતાનો હિતેચ્છુ જોતો નથી. ॥૧૬૬॥

**ચૌ૦ – સુનુ નૃપ બિબિધ જતન જગ માહીં। કષ્ટસાધ્ય પુનિ હોહિં કિ નાહીં॥**
**અહઈ એક અતિ સુગમ ઉપાઈ। તહાઁ પરંતુ એક કઠિનાઈ॥૧॥**

[તપસ્વીએ કહ્યું –] હે રાજન્! સાંભળો, સંસારમાં ઉપાય તો ઘણા છે; પરંતુ તે કષ્ટસાધ્ય છે (ઘણી મુશ્કેલીઓથી સાધ્ય થાય છે) અને આમ છતાંય, સિદ્ધ થાય કે ન પણ થાય (તેમની સફળતા નિશ્ચિત નથી). હા, એક ઉપાય ઘણો જ સરળ છે; પરંતુ તેમાં પણ એક મુશ્કેલી તો છે જ. ॥૧॥

**મમ આધીન જુગુતિ નૃપ સોઈ। મોર જાબ તવ નગર ન હોઈ॥**
**આજુ લગેં અરુ જબ તેં ભયઉઁ। કાહૂ કે ગૃહ ગ્રામ ન ગયઉઁ॥૨॥**

હે રાજન્! તે યુક્તિ તો મારા હાથમાં છે, પણ મારું તમારા નગરમાં જવાનું થઈ નથી શકતું. જ્યારથી જન્મ્યો છું, ત્યારથી આજ સુધી હું કોઈના ઘેર અથવા ગામમાં ગયો નથી. ॥૨॥

**જૌં ન જાઉઁ તવ હોઇ અકાજૂ। બના આઇ અસમંજસ આજૂ॥**
**સુનિ મહીસ બોલેઉ મૃદુ બાની। નાથ નિગમ અસિ નીતિ બખાની॥૩॥**

પરંતુ જો જતો નથી, તો તમારું કામ બગડે છે, આજે આ મોટી અવઢવ આવી પડી છે. આ સાંભળીને રાજા કોમળ વાણીમાં બોલ્યા, હે નાથ! વેદોમાં આવી નીતિ કહી છે કે – ॥૩॥

**બડ઼ે સનેહ લઘુન્હ પર કરહીં। ગિરિ નિજ સિરનિ સદા તૃન ધરહીં॥**
**જલધિ અગાધ મૌલિ બહ ફેનૂ। સંતત ધરનિ ધરત સિર રેનૂ॥૪॥**

મોટા લોકો નાનાઓ ઉપર સ્નેહ કરે જ છે. પર્વત પોતાના માથા પર સદા તૃણ(ઘાસ)ને ધારણ કરતા હોય છે. અગાધ સમુદ્ર પોતાના શીશ પર ફેણને ધારણ કરે છે અને ધરતી પોતાના માથા પર સદા ધૂળને ધારણ કરે છે. ॥૪॥

**દો૦ – અસ કહિ ગહે નરેસ પદ સ્વામી હોહુ કૃપાલ।**
**મોહિ લાગિ દુખ સહિઅ પ્રભુ સજ્જન દીનદયાલ॥૧૬૭॥**

આમ કહીને રાજાએ મુનિના ચરણ પકડી લીધા, [અને કહ્યું –] હે સ્વામી! કૃપા કરો, આપ સંત છો. દીનદયાળુ છો. [માટે] હે પ્રભો! મારા માટે એટલું કષ્ટ [અવશ્ય] સહો. ॥૧૬૭॥

**ચૌ૦ – જાનિ નૃપહિ આપન આધીના। બોલા તાપસ કપટ પ્રબીના॥**
**સત્ય કહઉઁ ભૂપતિ સુનુ તોહી। જગ નાહિન દુર્લભ કછુ મોહી॥૧॥**

રાજાને પોતાના આધીન જાણીને કપટમાં પ્રવીણ તપસ્વી બોલ્યો – હે રાજન્! સાંભળો હું તમને સત્ય કહું છું, જગતમાં મને કંઈ પણ દુર્લભ નથી. ॥૧॥

**અવસિ કાજ મૈં કરિહઉઁ તોરા। મન તન બચન ભગત તૈં મોરા॥**
**જોગ જુગુતિ તપ મંત્ર પ્રભાઊ। ફલઇ તબહિં જબ કરિઅ દુરાઊ॥૨॥**

હું તમારું કામ અવશ્ય કરીશ; [કેમકે] તમે મન, વાણી અને શરીર[ત્રણેય]થી મારા ભક્ત છો. પણ યોગ, યુક્તિ, તપ અને મન્ત્રનો પ્રભાવ ત્યારે જ ફળીભૂત થાય છે જ્યારે તે છુપાવીને કરવામાં આવે. ॥૨॥

**જૌં નરેસ મૈં કરૌં રસોઈ। તુમ્હ પરુસહુ મોહિ જાન ન કોઈ॥**
**અન્ન સો જોઇ જોઈ ભોજન કરઈ। સોઈ સોઈ તવ આયસુ અનુસરઈ॥૩॥**

હે નરપતિ! હું જો રસોઈ બનાવું અને તમે એને પીરસો અને મને કોઈ જાણી ન શકે, તો તે અન્નને જે-જે ખાશે, તે-તે તમારો આજ્ઞાંકિત થઈ જશે. ॥૩॥

**પુનિ તિન્હ કે ગૃહ જેવઁઇ જોઊ। તવ બસ હોઈ ભૂપ સુનુ સોઊ॥**
**જાઇ ઉપાય રચહુ નૃપ એહૂ। સંબત ભરિ સંકલપ કરેહૂ॥૪॥**

એટલું જ નહિ, તેના (ભોજન કરનારના) ઘેર પણ જે કોઈ ભોજન કરશે, હે રાજન્! સાંભળો, તે પણ તમારા આધીન થઈ જશે. હે રાજન્! જઈને આ ઉપાય કરો અને આખાય વર્ષ દરમિયાન [ભોજન કરાવવા]નો સંકલ્પ કરી લેજો. ॥૪॥

**દો૦– નિત નૂતન દ્વિજ સહસ સત બરેહુ સહિત પરિવાર।**
**મૈં તુમ્હરે સંકલપ લગિ દિનહિં કરબિ જેવનાર॥૧૬૮॥**

નિત્ય નવા એક લાખ બ્રાહ્મણોને કુટુંબસહિત નિમંત્રિત કરજો. હું તમારા સંકલ્પ [ના કાળ અર્થાત્ એક વર્ષ] સુધી પ્રતિદિન ભોજન બનાવી આપીશ. ॥૧૬૮॥

**ચૌ૦– એહિ બિધિ ભૂપ કષ્ટ અતિ થોરેં। હોઈહહિં સકલ બિપ્ર બસ તોરેં॥**
**કરિહહિં બિપ્ર હોમ મખ સેવા। તેહિં પ્રસંગ સહજેહિં બસ દેવા॥૧॥**

હે રાજન્! આ રીતે ઘણા જ ઓછા પરિશ્રમથી બધા બ્રાહ્મણો તમારા વશમાં થઈ જશે. બ્રાહ્મણ હવન, યજ્ઞ અને સેવા-પૂજા કરશે, તો તે પ્રસંગથી દેવતા પણ સહજ જ વશમાં થઈ જશે. ॥૧॥

**ઔર એક તોહિ કહઉઁ લખાઊ। મૈં એહિં બેષ ન આઉબ કાઊ॥**
**તુમ્હરે ઉપરોહિત કહુઁ રાયા। હરિ આનબ મૈં કરિ નિજ માયા॥૨॥**

હું એક બીજી ઓળખ તમને બતાવી દઉં છું કે હું આ રૂપમાં ક્યારેય નહીં આવું. હે રાજન્! હું પોતાની માયાથી તમારા પુરોહિતને હરી લાવીશ. ॥૨॥

**તપબલ તેહિ કરિ આપુ સમાના। રખિહઉઁ ઇહાઁ બરષ પરવાના॥**
**મૈં ધરિ તાસુ બેષુ સુનુ રાજા। સબ બિધિ તોર સઁવારબ કાજા॥૩॥**

તપના બળથી તેને પોતાના જેવો બનાવી એક વર્ષ સુધી અહીં રાખીશ અને હે રાજન્! સાંભળો, હું તેનું રૂપ બનાવી બધી રીતે તમારું કાર્ય સિદ્ધ કરીશ. ॥૩॥

**ગૈ નિસિ બહુત સયન અબ કીજે। મોહિ તોહિ ભૂપ ભેંટ દિન તીજે॥**
**મૈં તપબલ તોહિ તુરગ સમેતા। પહુઁચૈહઉઁ સોવતહિ નિકેતા॥૪॥**

હે રાજન્! રાત ઘણી વીતી ગઈ, હવે સૂઈ જાઓ. આજથી ત્રીજા દિવસે મારો તમને ભેટો થશે. તપના બળથી હું ઘોડાસહિત તમને ઊંઘમાં જ ઘેર પહોંચાડી દઈશ. ॥૪॥

**દો૦ – મૈં આઉબ સોઈ બેષુ ધરિ પહિચાનેહુ તબ મોહિ ।**
**જબ એકાંત બોલાઈ સબ કથા સુનાવૌં તોહિ ॥૧૬૯॥**

હું તે જ (પુરોહિતનો) વેષ ધરીને આવીશ. જ્યારે એકાંતમાં તમને બોલાવીને સર્વે કથા સંભળાવીશ, ત્યારે તમે મને ઓળખી લેજો. ॥૧૬૯॥

**ચૌ૦ – સયન કીન્હ નૃપ આયસુ માની । આસન જાઈ બૈઠ છલગ્યાની ॥**
**શ્રમિત ભૂપ નિદ્રા અતિ આઈ । સો કિમિ સોવ સોચ અધિકાઈ ॥૧॥**

રાજાએ આજ્ઞા માનીને શયન કર્યું અને તે કપટ-જ્ઞાની આસન પર જઈ બેઠો. રાજા થાકેલો હતો. [તેને] ખૂબ (ઘસઘસાટ) ઊંઘ આવી ગઈ. પણ તે કપટી કેમ ઊંઘે? એને તો ઘણી જ ચિંતા થતી હતી. ॥૧॥

**કાલકેતુ નિસિચર તહઁ આવા । જેહિં સૂકર હોઈ નૃપહિ ભુલાવા ॥**
**પરમ મિત્ર તાપસ નૃપ કેરા । જાનઈ સો અતિ કપટ ઘનેરા ॥૨॥**

[તે સમયે] ત્યાં કાળકેતુ રાક્ષસ આવ્યો, જેણે સૂવર બનીને રાજાને ભટકાવ્યો હતો. તે તપસ્વી રાજાનો મોટો મિત્ર હતો અને ઘણા છળ-પ્રપંચ જાણતો હતો. ॥૨॥

**તેહિ કે સત સુત અરુ દસ ભાઈ । ખલ અતિ અજય દેવ દુખદાઈ ॥**
**પ્રથમહિં ભૂપ સમર સબ મારે । બિપ્ર સંત સુર દેખિ દુખારે ॥૩॥**

એના સો પુત્ર અને દસ ભાઈ હતા, જે ઘણા જ દુષ્ટ, કોઈથી ન જીતી શકાનાર અને દેવતાઓને દુઃખ આપનારા હતા. બ્રાહ્મણો, સંતો અને દેવતાઓને દુઃખી જોઈને રાજાએ તે સર્વેને અગાઉ યુદ્ધમાં મારી નાખ્યા હતા. ॥૩॥

**તેહિં ખલ પાછિલ બયરુ સઁભારા । તાપસ નૃપ મિલિ મંત્ર બિચારા ॥**
**જેહિં રિપુ છય સોઈ રચેન્હિ ઉપાઊ । ભાવી બસ ન જાન કછુ રાઊ ॥૪॥**

તે દુષ્ટે પાછલું વેર યાદ કરીને તપસ્વી રાજાને મળી મસલત કરી (કાવતરું રચ્યું) અને જે રીતે શત્રુનો નાશ થાય તે રીતે ઉપાય રચ્યો. ભાવિવશ રાજા (પ્રતાપભાનુ) કંઈ પણ સમજી ન શક્યો. ॥૪॥

**દો૦ – રિપુ તેજસી અકેલ અપિ લઘુ કરિ ગનિઅ ન તાહુ ।**
**અજહુઁ દેત દુખ રબિ સસિહિ સિર અવસેષિત રાહુ ॥૧૭૦॥**

તેજસ્વી શત્રુ એકલો હોય તો પણ તેને નાનો ન ગણવો જોઈએ. જેનું શીશમાત્ર બચ્યું હતું તે રાહુ આજ સુધી સૂર્ય-ચન્દ્રમાને દુઃખ આપે છે. ॥૧૭૦॥

**ચૌ૦ – તાપસ નૃપ નિજ સખહિ નિહારી । હરષિ મિલેઉ ઉઠિ ભયઉ સુખારી ॥**
**મિત્રહિ કહિ સબ કથા સુનાઈ । જાતુધાન બોલા સુખ પાઈ ॥૧॥**

તપસ્વી રાજા પોતાના મિત્રને જોઈને પ્રસન્ન થઈ ઊઠ્યો અને ભેટ્યો અને ખુશ થયો. તેણે મિત્રને આખી કથા કહી સંભળાવી, ત્યારે રાક્ષસ આનંદિત થઈને બોલ્યો; ॥૧॥

**અબ સાધેઉઁ રિપુ સુનહુ નરેસા। જૌં તુમ્હ કીન્હ મોર ઉપદેસા॥**
**પરિહરિ સોચ રહહુ તુમ્હ સોઈ। બિનુ ઔષધ બિઆધિ બિધિ ખોઈ॥૨॥**

હે રાજન્! સાંભળો, જ્યારે તમે મારા કહ્યા પ્રમાણે [આટલું] કામ કરી દીધું, તો હવે મેં શત્રુને કાબૂમાં કરી જ લીધો [સમજો]. તમે હવે ચિંતા ત્યાગી સૂઈ જાઓ. વિધાતાએ વગર દવાએ જ રોગ દૂર કરી દીધો. ॥૨॥

**કુલ સમેત રિપુ મૂલ બહાઈ। ચૌથેં દિવસ મિલબ મૈં આઈ॥**
**તાપસ નૃપહિ બહુત પરિતોષી। ચલા મહાકપટી અતિરોષી॥૩॥**

કુળસહિત શત્રુને જડ-મૂળથી ઉખાડી-વહેવડાવી, [આજથી] ચોથા દિવસે હું તમને આવી મળીશ. [આ રીતે] તપસ્વી રાજાને ઘણો દિલાસો આપીને તે મહામાયાવી અને અત્યંત ક્રોધી રાક્ષસ ચાલતો થયો. ॥૩॥

**ભાનુપ્રતાપહિ બાજિ સમેતા। પહુઁચાએસિ છન માઝ નિકેતા॥**
**નૃપહિ નારિ પહિં સયન કરાઈ। હય ગૃહઁ બાઁધેસિ બાજિ બનાઈ॥૪॥**

તેણે પ્રતાપભાનુ રાજાને ઘોડાસહિત ક્ષણમાત્રમાં ઘેર પહોંચાડી દીધો. રાજાને રાણી પાસે સુવડાવી ઘોડાને સારી રીતે ઘોડારમાં બાંધી દીધો. ॥૪॥

**દો૦ – રાજા કે ઉપરોહિતહિ હરિ લૈ ગયઉ બહોરિ।**
**લૈ રાખેસિ ગિરિ ખોહ મહુઁ માયાઁ કરિ મતિ ભોરિ॥૧૭૧॥**

પછી તે રાજાના પુરોહિતને ઊઠાવી લઈ ગયો અને માયાથી તેની બુદ્ધિને ભ્રમમાં નાખીને પર્વતની ગુફામાં લાવીને રાખ્યો. ॥૧૭૧॥

**ચૌ૦ – આપુ બિરચિ ઉપરોહિત રૂપા। પરેઉ જાઈ તેહિ સેજ અનૂપા॥**
**જાગેઉ નૃપ અનભએઁ બિહાના। દેખિ ભવન અતિ અચરજુ માના॥૧॥**

તે પોતે પુરોહિતનું રૂપ બનાવી તેની સુંદર શય્યા પર જઈને સૂઈ ગયો. રાજા સવાર થયા પહેલાં જ જાગ્યો અને પોતાનું ઘર જોઈને ઘણું જ આશ્ચર્ય પામ્યો. ॥૧॥

**મુનિ મહિમા મન મહુઁ અનુમાની। ઉઠેઉ ગવઁહિં જેહિં જાન ન રાની॥**
**કાનન ગયઉ બાજિ ચઢ઼િ તેહીં। પુર નર નારિ ન જાનેઉ કેહીં॥૨॥**

મનમાં મુનિના મહિમાનો અનુમાન કરીને તે ધીરેથી ઊઠ્યો, જેથી રાણી ન જાણી શકે. પછી તે જ ઘોડા પર ચઢીને વનમાં ચાલ્યો ગયો. નગરનાં કોઈ પણ સ્ત્રી-પુરુષે (તે) જાણ્યું નહિ. ॥૨॥

**ગએઁ જામ જુગ ભૂપતિ આવા। ઘર ઘર ઉત્સવ બાજ બધાવા॥**
**ઉપરોહિતહિ દેખ જબ રાજા। ચકિત બિલોક સુમિરિ સોઈ કાજા॥૩॥**

બે પહોર વીતી ગયા પછી રાજા આવ્યો. ઘેર-ઘેર ઉત્સવ થવા માંડ્યા અને વધામણાં વાગવા લાગ્યાં. જ્યારે રાજાએ પુરોહિતને જોયા, ત્યારે તે (પોતાના) તે જ કાર્યનું સ્મરણ કરીને તેને આશ્ચર્યથી જોવા લાગ્યો. ॥૩॥

**જુગ સમ નૃપહિ ગએ દિન તીની। કપટી મુનિ પદ રહ મતિ લીની॥**
**સમય જાનિ ઉપરોહિત આવા। નૃપહિ મતે સબ કહિ સમુઝાવા॥૪॥**

રાજાના ત્રણ દિવસ યુગ સમાન વીત્યા. તેની બુદ્ધિ કપટી મુનિના ચરણોમાં લીન રહી. નિશ્ચિત સમય જાણીને પુરોહિત [બનેલો રાક્ષસ] આવ્યો અને રાજાની સાથે કરેલ ગુપ્ત સલાહ પ્રમાણે [તેણે પોતાના] સર્વે વિચાર તેને સમજાવી કહી દીધા. ॥૪॥

**દો૦ – નૃપ હરષેઉ પહિચાનિ ગુરુ ભ્રમ બસ રહા ન ચેત।**
**બરે તુરત સત સહસ બર બિપ્ર કુટુંબ સમેત॥૧૭૨॥**

[સંકેત મુજબ] ગુરુને [તે રૂપમાં] ઓળખીને રાજા પ્રસન્ન થયો. ભ્રમવશ તેને ભાન ન રહ્યું [કે આ તાપસ મુનિ છે કે કાળકેતુ રાક્ષસ]. પ્રતાપભાનુએ તરત જ એક લાખ ઉત્તમ બ્રાહ્મણોને કુટુંબસહિત નિમંત્રણ આપી દીધું. ॥૧૭૨॥

**ચૌ૦ – ઉપરોહિત જેવનાર બનાઈ। છરસ ચારિ બિધિ જસિ શ્રુતિ ગાઈ॥**
**માયામય તેહિં કીન્હિ રસોઈ। બિંજન બહુ ગનિ સકઈ ન કોઈ॥૧॥**

પુરોહિતે છ રસ અને ચાર પ્રકારનાં ભોજન, જેવા કે વેદોમાં વર્ણન છે, તેવાં બનાવ્યાં. તેણે માયામયી રસોઈ તૈયાર કરી અને એટલા વ્યંજન બનાવ્યાં જેને કોઈ ગણી શકે નહિ. ॥૧॥

**બિબિધ મૃગન્હ કર આમિષ રાઁધા। તેહિ મહુઁ બિપ્ર માઁસુ ખલ સાઁધા॥**
**ભોજન કહુઁ સબ બિપ્ર બોલાએ। પદ પખારિ સાદર બૈઠાએ॥૨॥**

અનેક પ્રકારનાં પશુઓનું માંસ રાંધ્યું અને તેમાં તે દુષ્ટે બ્રાહ્મણોનું માંસ મેળવી દીધું. સર્વે બ્રાહ્મણોને ભોજન માટે બોલાવ્યા અને ચરણ ધોઈને આદરસહિત બેસાડ્યા. ॥૨॥

**પરુસન જબહિં લાગ મહિપાલા। ભૈ અકાસબાની તેહિ કાલા॥**
**બિપ્રબૃંદ ઉઠિ ઉઠિ ગૃહ જાહૂ। હૈ બડ઼િ હાનિ અન્ન જનિ ખાહૂ॥૩॥**

જ્યારે રાજા પીરસવા માંડ્યા, તે જ કાળે [કાળકેતુકૃત] આકાશવાણી થઈ – હે બ્રાહ્મણો! ઊઠી-ઊઠીને પોતાના ઘેર જાઓ; આ અન્ન ખાશો નહિ. તેને ખાવાથી મોટી હાનિ છે. ॥૩॥

**ભયઉ રસોઈં ભૂસુર માઁસૂ। સબ દ્વિજ ઉઠે માનિ બિસ્વાસૂ॥**
**ભૂપ બિકલ મતિ મોહઁ ભુલાની। ભાવી બસ ન આવ મુખ બાની॥૪॥**

રસોઈમાં બ્રાહ્મણોનું માંસ રંધાયું છે. આકાશવાણીનો વિશ્વાસ રાખીને સર્વે બ્રાહ્મણો ઊભા થઈ ગયા. રાજા વ્યાકુળ થઈ ગયો. [પરંતુ] તેની બુદ્ધિ મોહમાં ભૂલી પડી હતી. ભાવિવશ તેના મુખેથી એક વાત પણ ન નીકળી. ॥૪॥

**દો૦ – બોલે બિપ્ર સકોપ તબ નહિં કછુ કીન્હ બિચાર।**
**જાઇ નિસાચર હોહુ નૃપ મૂઢ઼ સહિત પરિવાર॥૧૭૩॥**

ત્યારે બ્રાહ્મણો ક્રોધસહિત બોલી ઊઠ્યા – તેમણે કંઈ પણ વિચાર ન કર્યો - અરે મૂર્ખ રાજા! તું જઈને પરિવારસહિત રાક્ષસ થઈ જા. ॥૧૭૩॥

**ચૌ○ – છત્રબંધુ તૈં બિપ્ર બોલાઈ। ઘાલૈ લિએ સહિત સમુદાઈ॥**
**ઈસ્વર રાખા ધરમ હમારા। જૈહસિ તૈં સમેત પરિવારા॥૧॥**

અરે નીચ ક્ષત્રિય! તેં તો પરિવારસહિત બ્રાહ્મણોને બોલાવી તેમનો નાશ કરવાનું ઈચ્છ્યું હતું. ઈશ્વરે અમારા ધર્મની રક્ષા કરી. હવે તું પરિવારસહિત નાશ પામીશ. ॥૧॥

**સંબત મધ્ય નાસ તવ હોઊ। જલદાતા ન રહિહિ કુલ કોઊ॥**
**નૃપ સુનિ શ્રાપ બિકલ અતિ ત્રાસા। ભૈ બહોરિ બર ગિરા અકાસા॥૨॥**

એક વર્ષમાં જ તારો નાશ થઈ જાય, તારા કુળમાં કોઈ પાણી આપનાર પણ (તર્પણ કરનાર) નહીં રહે. શાપ સાંભળીને રાજા ભયથી ત્રાસ પામી અત્યંત વ્યાકુળ થઈ ગયો. પછી શ્રેષ્ઠ આકાશવાણી થઈ – ॥૨॥

**બિપ્રહુ શ્રાપ બિચારિ ન દીન્હા। નહિં અપરાધ ભૂપ કછુ કીન્હા॥**
**ચકિત બિપ્ર સબ સુનિ નભબાની। ભૂપ ગયઉ જહઁ ભોજન ખાની॥૩॥**

હે બ્રાહ્મણો! તમે વિચારીને શાપ આપ્યો નથી. રાજાએ કંઈ પણ અપરાધ કર્યો નથી. આકાશવાણી સાંભળીને બ્રાહ્મણો ચકિત થઈ ગયા. પછી રાજા જ્યાં ભોજન બન્યું હતું ત્યાં ગયો. ॥૩॥

**તહઁ ન અસન નહિં બિપ્ર સુઆરા। ફિરેઉ રાઉ મન સોચ અપારા॥**
**સબ પ્રસંગ મહિસુરન્હ સુનાઈ। ત્રસિત પરેઉ અવનીં અકુલાઈ॥૪॥**

[જોયું તો] ત્યાં ન ભોજન હતું, અને રસોઈઓ બ્રાહ્મણ પણ ન હતો. ત્યારે રાજા મનમાં અપાર ચિંતા કરતાં પાછો ફર્યો. તેણે બ્રાહ્મણોને સર્વ વૃત્તાન્ત સંભળાવ્યો અને [ઘણો જ] ભયભીત અને વ્યાકુળ થઈને તે પૃથ્વી પર ઢળી પડ્યો. ॥૪॥

**દો○ – ભૂપતિ ભાવી મિટઇ નહિં જદપિ ન દૂષન તોર।**
**કિએઁ અન્યથા હોઇ નહિં બિપ્રશ્રાપ અતિ ઘોર॥૧૭૪॥**

હે રાજન્! જોકે તમારો દોષ નથી, પણ ભાવિ ટાળ્યું ટળતું નથી. બ્રાહ્મણોનો શાપ ઘણો જ ભયાનક હોય છે. કોઈ પણ રીતે ટાળ્યો ટળી શકતો નથી – ॥૧૭૪॥

**ચૌ○ – અસ કહિ સબ મહિદેવ સિધાએ। સમાચાર પુરલોગન્હ પાએ॥**
**સોચહિં દૂષન દૈવહિ દેહીં। બિરચત હંસ કાગ કિય જેહીં॥૧॥**

આમ કહીને સર્વે બ્રાહ્મણો જતા રહ્યા. નગરવાસીઓને [જ્યારે] આ સમાચાર મળ્યા, તો તેઓ ચિંતા કરવા અને વિધાતાને દોષ દેવા માંડ્યા, જેણે હંસ બનાવતાં-બનાવતાં કાગડો બનાવી દીધો (આવા પુણ્યાત્મા રાજાને દેવતા બનાવવો જોઈએ, પણ રાક્ષસ બનાવી દીધો). ॥૧॥

**ઉપરોહિતહિ ભવન પહુઁચાઈ। અસુર તાપસહિ ખબરિ જનાઈ॥**
**તેહિં ખલ જહઁ તહઁ પત્ર પઠાએ। સજિ સજિ સેન ભૂપ સબ ધાએ॥૨॥**

પુરોહિતને તેના ઘેર પહોંચાડી અસુર કાળકેતુએ કપટી તપસ્વીને સમાચાર આપ્યા. તે દુષ્ટે ચારેકોર પત્ર મોકલ્યા, જેથી સર્વે વેરી રાજાઓએ સેના સજાવી-સજાવીને ચઢાઈ કરી. ॥૨॥

**ઘેરેન્હિ નગર નિસાન બજાઈ। બિબિધ ભાઁતિ નિત હોઈ લરાઈ॥**
**જૂઝે સકલ સુભટ કરિ કરની। બંધુ સમેત પરેઉ નૃપ ધરની॥૩॥**

તેઓએ ડંકો વગાડીને નગરને ઘેરી લીધું. નિત્ય અનેક પ્રકારનાં યુદ્ધો થવા લાગ્યાં. [પ્રતાપભાનુના] સર્વે યોદ્ધા [શૂરવીરોની] કરણી કરીને રણમાં ઝૂઝી મર્યા. રાજા પણ ભાઈસહિત રણભૂમિમાં ઢળી પડ્યો. ॥૩॥

**સત્યકેતુ કુલ કોઉ નહિં બાઁચા। બિપ્રશ્રાપ કિમિ હોઈ અસાઁચા॥**
**રિપુ જિતિ સબ નૃપ નગર બસાઈ। નિજ પુર ગવને જય જસુ પાઈ॥૪॥**

સત્યકેતુના કુળમાં કોઈ ન બચ્યું. બ્રાહ્મણોનો શાપ ખોટો કેમ થઈ શકે? શત્રુને જીતીને, નગરને [ફરીથી] વસાવી બધા રાજા વિજય અને યશ પામીને પોતપોતાના નગર તરફ ચાલ્યા. ॥૪॥

**દો૦– ભરદ્વાજ સુનુ જાહિ જબ હોઈ બિધાતા બામ।**
**ધૂરિ મેરુસમ જનક જમ તાહિ બ્યાલસમ દામ॥૧૭૫॥**

[યાજ્ઞવલ્ક્યજી કહે છે –] હે ભરદ્વાજ! સાંભળો, વિધાતા જ્યારે જેનાથી વિપરીત હોય છે, ત્યારે તેને માટે ધૂળ મેરુ પર્વત સમાન (ભારે અને ચગદી નાખનાર), પિતા યમ સમાન (કાળરૂપ) અને દોરડું સાપ સમાન (કરડી ખાનાર) થઈ જાય છે. ॥૧૭૫॥

**ચૌ૦– કાલ પાઈ મુનિ સુનુ સોઈ રાજા। ભયઉ નિસાચર સહિત સમાજા॥**
**દસ સિર તાહિ બીસ ભુજદંડા। રાવન નામ બીર બરિબંડા॥૧॥**

હે મુનિ! સાંભળો, કાળક્રમે તે જ રાજા પરિવારસહિત રાવણ નામે રાક્ષસ થયો. એને દસ માથાં અને વીસ ભુજાઓ હતી અને તે ઘણો જ પ્રચંડ શૂરવીર હતો. ॥૧॥

**ભૂપ અનુજ અરિમર્દન નામા। ભયઉ સો કુંભકરન બલધામા॥**
**સચિવ જો રહા ધરમરુચિ જાસૂ। ભયઉ બિમાત્ર બંધુ લઘુ તાસૂ॥૨॥**

અરિમર્દન નામે જે રાજાનો નાનો ભાઈ હતો, તે બળનું ધામ કુંભકર્ણ થયો. તેનો જે મંત્રી હતો, જેનું નામ ધર્મરુચિ હતું, તે રાવણનો સાવકો નાનો ભાઈ થયો. ॥૨॥

**નામ બિભીષન જેહિ જગ જાના। બિષ્નુભગત બિગ્યાન નિધાના॥**
**રહે જે સુત સેવક નૃપ કેરે। ભએ નિસાચર ઘોર ઘનેરે॥૩॥**

તેનું નામ વિભીષણ હતું, જેને આખું જગત ઓળખે છે. તે વિષ્ણુભક્ત અને જ્ઞાન-વિજ્ઞાનનો ભંડાર હતો અને જેઓ રાજાના પુત્ર અને સેવક હતા, તે બધા અતિ ભયાનક રાક્ષસ થયા. ॥૩॥

**કામરૂપ ખલ જિનસ અનેકા। કુટિલ ભયંકર બિગત બિબેકા॥**
**કૃપા રહિત હિંસક સબ પાપી। બરનિ ન જાહિં બિસ્વ પરિતાપી॥૪॥**

તે સર્વે અનેક જાતિના, મનવાંછિત રૂપ ધારણ કરનારા, દુષ્ટ, કુટિલ, ભયંકર, વિવેકરહિત, નિર્દયી, હિંસક, પાપી અને સંસાર આખાને દુઃખ દેનારા થયા, તેમનું વર્ણન થઈ નથી શકતું. ॥૪॥

**દો૦ – ઉપજે જદપિ પુલસ્ત્યકુલ પાવન અમલ અનૂપ ।**
**તદપિ મહીસુર શ્રાપ બસ ભએ સકલ અઘરૂપ ॥ ૧૭૬ ॥**

જોકે તે પુલસ્ત્ય ઋષિના પવિત્ર, નિર્મળ અને અનુપમ કુળમાં ઉત્પન્ન થયા, તો પણ બ્રાહ્મણોના શાપને કારણે તે બધા પાપરૂપ થયા. ॥ ૧૭૬॥

**ચૌ૦ – કીન્હ બિબિધ તપ તીનિહુઁ ભાઈ । પરમ ઉગ્ર નહિં બરનિ સો જાઈ ॥**
**ગયઉ નિકટ તપ દેખિ બિધાતા । માગહુ બર પ્રસન્ન મૈં તાતા ॥ ૧॥**

ત્રણે ભાઈઓએ અનેક પ્રકારે ઘણી જ કઠિન તપશ્ચર્યા કરી, જેનું વર્ણન નથી થઈ શકતું. [તેમનું ઉગ્ર] તપ જોઈને બ્રહ્માજી તેમની પાસે ગયા અને બોલ્યા – હે તાત! હું પ્રસન્ન છું, વર માગો. ॥ ૧॥

**કરિ બિનતી પદ ગહિ દસસીસા । બોલેઉ બચન સુનહુ જગદીસા ॥**
**હમ કાહૂ કે મરહિં ન મારેં । બાનર મનુજ જાતિ દુઇ બારેં ॥ ૨॥**

રાવણે વિનય કરીને અને ચરણ પકડીને કહ્યું – હે જગદીશ્વર! સાંભળો, વાનર અને મનુષ્ય - આ બે જાતિઓને છોડીને હું બીજા કોઈનો માર્યો ન મરું [આ વર આપો]. ॥ ૨॥

**એવમસ્તુ તુમ્હ બડ઼ તપ કીન્હા । મૈં બ્રહ્માઁ મિલિ તેહિ બર દીન્હા ॥**
**પુનિ પ્રભુ કુંભકરન પહિં ગયઊ । તેહિ બિલોકિ મન બિસમય ભયઊ ॥ ૩॥**

[શિવજી કહે છે કે –] મેં અને બ્રહ્માએ મળીને એને વર આપ્યો કે આમ જ થાઓ, તમે મોટું તપ કર્યું છે. પછી બ્રહ્માજી કુંભકર્ણની સમીપ ગયા. તેને જોઈ એમના મનમાં મોટું આશ્ચર્ય થયું. ॥ ૩॥

**જૌં એહિં ખલ નિત કરબ અહારૂ । હોઇહિ સબ ઉજારિ સંસારૂ ॥**
**સારદ પ્રેરિ તાસુ મતિ ફેરી । માગેસિ નીદ માસ ષટ કેરી ॥ ૪॥**

જો આ દુષ્ટ નિત્ય આહાર કરશે તો આખોય સંસાર ઉજ્જડ થઈ જશે [આમ વિચારીને] બ્રહ્માજીએ સરસ્વતીને પ્રેરણા કરીને તેની બુદ્ધિ ફેરવી નાખી. [જેથી] તેણે છ મહિનાની ઊંઘ માગી. ॥ ૪॥

**દો૦ – ગએ બિભીષન પાસ પુનિ કહેઉ પુત્ર બર માગુ ।**
**તેહિં માગેઉ ભગવંત પદ કમલ અમલ અનુરાગુ ॥ ૧૭૭ ॥**

પછી બ્રહ્માજી વિભીષણની પાસે ગયા અને બોલ્યા – હે પુત્ર! વર માગો. તેણે ભગવાનના ચરણોમાં નિર્મળ (નિષ્કામ અને અનન્ય) પ્રેમ માગ્યો. ॥ ૧૭૭॥

**ચૌ૦ – તિન્હહિ દેઇ બર બ્રહ્મ સિધાએ । હરષિત તે અપને ગૃહ આએ ॥**
**મય તનુજા મંદોદરિ નામા । પરમ સુંદરી નારિ લલામા ॥ ૧॥**

તે લોકોને વર આપીને બ્રહ્માજી જતા રહ્યા અને તે (ત્રણેય ભાઈઓ) હર્ષિત થઈને પોતાને ઘેર પાછા ફર્યા. મયદાનવની મંદોદરી નામે કન્યા પરમ સુંદરી અને સ્ત્રીઓમાં શિરોમણિ હતી. ॥ ૧॥

**સોઈ મયઁ દીન્હિ રાવનહિ આની। હોઈહિ જાતુધાનપતિ જાની॥**
**હરષિત ભયઉ નારિ ભલિ પાઈ। પુનિ દોઉ બંધુ બિઆહેસિ જાઈ॥૨॥**

મયે તેને લાવીને રાવણને આપી. તેણે જાણી લીધું હતું કે આ રાક્ષસોનો રાજા થશે. ઉત્તમ સ્ત્રી પામી રાવણ પ્રસન્ન થયો અને પછી તેણે જઈને બંને ભાઈઓનો વિવાહ કરાવી દીધો. ॥૨॥

**ગિરિ ત્રિકૂટ એક સિંધુ મઝારી। બિધિ નિર્મિત દુર્ગમ અતિ ભારી॥**
**સોઈ મય દાનવઁ બહુરિ સઁવારા। કનક રચિત મનિ ભવન અપારા॥૩॥**

સમુદ્રના વચ્ચે ત્રિકૂટ નામે પર્વત પર બ્રહ્માનો બનાવેલો એક મોટો ભારે કિલ્લો હતો. [મહાન માયાવી અને નિપુણ કારીગર] મય દાનવે તેને નવેસરથી શણગાર્યો હતો. તેમાં મણિઓથી જડેલા સોનાના અગણિત મહેલો હતા. ॥૩॥

**ભોગાવતિ જસિ અહિકુલ બાસા। અમરાવતિ જસિ સક્રનિવાસા॥**
**તિન્હ તેં અધિક રમ્ય અતિ બંકા। જગ બિખ્યાત નામ તેહિ લંકા॥૪॥**

જેવી નાગકુળને રહેવાની [પાતાળલોકમાં] ભોગાવતી પુરી છે અને ઈન્દ્રને રહેવાની [સ્વર્ગલોકમાં] અમરાવતી પુરી છે, તેનાથી પણ અધિક સુંદર અને અજોડ દુર્ગ હતો. જગતમાં તેનું નામ લંકા પ્રસિદ્ધ થયું. ॥૪॥

**દો૦ – ખાઈં સિંધુ ગભીર અતિ ચારિહુઁ દિસિ ફિરિ આવ।**
**કનક કોટ મનિ ખચિત દૃઢ઼ બરનિ ન જાઈ બનાવ॥૧૭૮ (ક)॥**

તેને ચારે તરફથી સમુદ્રની અત્યંત ઊંડી ખાઈ ઘેરે છે. તે [દુર્ગ]ને મણિઓથી જડેલો સોનાનો મજબૂત કોટ છે, જેની કારીગરીનું વર્ણન નથી કરી શકાતું. ॥૧૭૮ (ક)॥

**હરિ પ્રેરિત જેહિં કલપ જોઈ જાતુધાનપતિ હોઈ।**
**સૂર પ્રતાપી અતુલબલ દલ સમેત બસ સોઈ॥૧૭૮ (ખ)॥**

ભગવાનની પ્રેરણાથી જે કલ્પમાં જે રાક્ષસોનો રાજા (રાવણ) હોય છે, તે શૂર, પ્રતાપી, અતુલ્ય બળવાન અને પોતાની સેનાસહિત તે પુરીમાં વસે છે. ॥૧૭૮ (ખ)॥

**ચૌ૦ – રહે તહાઁ નિસિચર ભટ ભારે। તે સબ સુરન્હ સમર સંઘારે॥**
**અબ તહઁ રહહિં સક્ર કે પ્રેરે। રચ્છક કોટિ જચ્છપતિ કેરે॥૧॥**

[અગાઉ] ત્યાં મોટા-મોટા યોદ્ધા રાક્ષસ રહેતા હતા. દેવતાઓએ તે બધાને યુદ્ધમાં મારી નાંખ્યા. હવે ઈન્દ્રની પ્રેરણાથી ત્યાં કુબેરના એક કરોડ રક્ષક (યક્ષ લોકો) રહે છે – ॥૧॥

**દસમુખ કતહુઁ ખબરિ અસિ પાઈ। સેન સાજિ ગઢ઼ ઘેરેસિ જાઈ॥**
**દેખિ બિકટ ભટ બડ઼િ કટકાઈ। જચ્છ જીવ લૈ ગએ પરાઈ॥૨॥**

રાવણને ક્યાંકથી એવી ખબર મળી, ત્યારે તેણે સેના તૈયાર કરી કિલ્લાને ઘેરી લીધો. તે મોટા વિકટ યોદ્ધા અને મોટી સેનાને જોઈને યક્ષો પોતાના જીવ લઈ નાસી ગયા. ॥૨॥

**ફિરિ સબ નગર દસાનન દેખા। ગયઉ સોચ સુખ ભયઉ બિસેષા॥**
**સુંદર સહજ અગમ અનુમાની। કીન્હિ તહાઁ રાવન રજધાની॥૩॥**

ત્યારે રાવણે હરીફરીને આખું નગર જોયું. તેની [સ્થાન સંબંધી] ચિંતા ટળી ગઈ અને તેને ઘણું જ સુખ થયું. તે પુરીને સ્વાભાવિક જ સુંદર અને [બહારવાળાઓ માટે] દુર્ગમ અનુમાનીને રાવણે ત્યાં પોતાની રાજધાની સ્થાપિત કરી. ॥૩॥

**જેહિ જસ જોગ બાઁટિ ગૃહ દીન્હે। સુખી સકલ રજનીચર કીન્હે॥**
**એક બાર કુબેર પર ધાવા। પુષ્પક જાન જીતિ લૈ આવા॥૪॥**

યોગ્યતાને અનુસાર ઘરોને વહેંચી રાવણે સર્વે રાક્ષસોને સુખી કર્યા. એકવાર તેણે કુબેર પર ચઢાઈ કરી અને તેની પાસેથી પુષ્પક વિમાન જીતીને લઈ આવ્યો. ॥૪॥

**દો૦ – કૌતુકહીં કૈલાસ પુનિ લીન્હેસિ જાઇ ઉઠાઇ।**
**મનહુઁ તૌલિ નિજ બાહુબલ ચલા બહુત સુખ પાઇ॥૧૭૯॥**

પછી તેણે જઈને [એક વાર] રમતમાં જ કૈલાસ પર્વતને ઊંચકી લીધો અને જાણે પોતાની ભુજાઓનું બળ માપીને, ઘણું સુખ પામી તે ત્યાંથી ચાલી આવ્યો. ॥૧૭૯॥

**ચૌ૦ – સુખ સંપતિ સુત સેન સહાઈ। જય પ્રતાપ બલ બુદ્ધિ બડ઼ાઈ॥**
**નિત નૂતન સબ બાઢ઼ત જાઈ। જિમિ પ્રતિલાભ લોભ અધિકાઈ॥૧॥**

સુખ, સંપત્તિ, પુત્ર, સેના, સહાયક, જય, પ્રતાપ, બળ, બુદ્ધિ અને મોટપ - આ બધા તેનાં નિત્ય [એમ જ] વધતાં જતાં હતાં જેમ પ્રત્યેક લાભ પર લોભ વધતો જાય. ॥૧॥

**અતિબલ કુંભકરન અસ ભ્રાતા। જેહિ કહુઁ નહિં પ્રતિભટ જગ જાતા॥**
**કરઇ પાન સોવઇ ષટ માસા। જાગત હોઇ તિહૂઁ પુર ત્રાસા॥૨॥**

અત્યંત બળવાન કુંભકર્ણ જેવો તેનો ભાઈ હતો, જેની બરાબરીનો યોદ્ધા જગતમાં પેદા જ નથી થયો. તે મદિરા પીને છ મહિના ઊંઘતો રહેતો હતો. તેના જાગતાંની સાથે જ ત્રણેય લોકમાં ખળભળાટ મચી જતો. ॥૨॥

**જૌં દિન પ્રતિ અહાર કર સોઈ। બિસ્વ બેગિ સબ ચૌપટ હોઈ॥**
**સમર ધીર નહિં જાઇ બખાના। તેહિ સમ અમિત બીર બલવાના॥૩॥**

જો તે પ્રતિદિન ભોજન કરત, તો સંપૂર્ણ વિશ્વ શીઘ્ર જ ચોપટ થઈ જાત. રણધીર એવો હતો કે જેનું વર્ણન કરી શકાય નહિ. લંકામાં તેના જેવા અસંખ્ય બળવાન વીર હતા. ॥૩॥

**બારિદનાદ જેઠ સુત તાસૂ। ભટ મહુઁ પ્રથમ લીક જગ જાસૂ॥**
**જેહિ ન હોઇ રન સનમુખ કોઈ। સુરપુર નિતહિં પરાવન હોઈ॥૪॥**

મેઘનાદ રાવણનો મોટો પુત્ર હતો, જેનો જગતના યોદ્ધાઓમાં પહેલો નંબર હતો. રણમાં કોઈ પણ તેનો સામનો કરી શકતો ન હતો. સ્વર્ગમાં તો તેના ભયથી કાયમ નાસભાગ મચેલી રહેતી હતી. ॥૪॥

**દો૦ – કુમુખ અકંપન કુલિસરદ ધૂમકેતુ અતિકાય।**
**એક એક જગ જીતિ સક ઐસે સુભટ નિકાય॥૧૮૦॥**

[આ સિવાય] દુર્મુખ, અકમ્પન, વજ્રદન્ત, ધૂમકેતુ અને અતિકાય આદિ જેવા અનેક યોદ્ધા હતા, જે એકલા જ આખા જગતને જીતી શકતા હતા. ॥૧૮૦॥

**ચૌ૦ – કામરૂપ જાનહિં સબ માયા। સપનેહુઁ જિન્હ કેં ધરમ ન દાયા॥**
**દસમુખ બૈઠ સભાઁ એક બારા। દેખિ અમિત આપન પરિવારા॥૧॥**

બધા રાક્ષસ મનવાંછિત રૂપ બનાવી શકતા હતા અને [આસુરી] માયા જાણતા હતા. તેમનામાં દયા-ધર્મ સ્વપ્નોમાં પણ ન હતાં. એક વખત સભામાં બેઠેલા રાવણે પોતાના અગણિત પરિવારને જોયો – ॥૧॥

**સુત સમૂહ જન પરિજન નાતી। ગનૈ કો પાર નિસાચર જાતી॥**
**સેન બિલોકિ સહજ અભિમાની। બોલા બચન ક્રોધ મદ સાની॥૨॥**

પુત્ર-પૌત્ર, કુટુંબી અને સેવક ઢગલેઢગલા હતા. [બધી] રાક્ષસોની જાતિઓ તો ગણી જ કોણ શકત? પોતાની સેનાને જોઈને સ્વભાવથી જ અભિમાની રાવણ ક્રોધ અને ગર્વથી તરબોળ થયેલ વાણી બોલ્યો – ॥૨॥

**સુનહુ સકલ રજનીચર જૂથા। હમરે બૈરી બિબુધ બરૂથા॥**
**તે સનમુખ નહિં કરહિં લરાઈ। દેખિ સબલ રિપુ જાહિં પરાઈ॥૩॥**

હે સમસ્ત રાક્ષસનાં દળો! સાંભળો, દેવતાઓના સમૂહ આપણા શત્રુ છે. તે સામે આવીને યુદ્ધ નથી કરતા. બળવાન શત્રુને જોઈને નાસી જાય છે. ॥૩॥

**તેન્હ કર મરન એક બિધિ હોઈ। કહઉઁ બુઝાઇ સુનહુ અબ સોઈ॥**
**દ્વિજભોજન મખ હોમ સરાધા। સબ કૈ જાઇ કરહુ તુમ્હ બાધા॥૪॥**

તેમનું મૃત્યુ એક જ ઉપાયથી થઈ શકે છે, હું સમજાવીને કહું છું. હવે તેને સાંભળો. [તેમના બળને વધારનાર] બ્રાહ્મણભોજન, યજ્ઞ, હવન અને શ્રાદ્ધ - આ સર્વેમાં જઈને તમે વિઘ્ન નાખો. ॥૪॥

**દો૦ – છુધા છીન બલહીન સુર સહજેહિં મિલિહહિં આઇ।**
**તબ મારિહઉઁ કિ છાડ઼િહઉઁ ભલી ભાઁતિ અપનાઇ॥૧૮૧॥**

ભૂખથી દુર્બળ અને બળહીન થઈને દેવતા સહજમાં જ [સરળતાથી] આવી મળશે. ત્યારે તેમને હું મારી નાખીશ અથવા સારી રીતે પોતાને આધીન કરી [સર્વથા પરાધીન કરી] છોડી મૂકીશ. ॥૧૮૧॥

**ચૌ૦ – મેઘનાદ કહુઁ પુનિ હઁકરાવા। દીન્હીં સિખ બલુ બયરુ બઢ઼ાવા॥**
**જે સુર સમર ધીર બલવાના। જિન્હ કેં લરિબે કર અભિમાના॥૧॥**

પછી તેણે મેઘનાદને બોલાવડાવ્યો અને શિખવાડી-ભણાવી તેના બળ અને [દેવતાઓના પ્રત્યે] વેરભાવને ઉત્તેજન આપ્યું. [પછી કહ્યું –] હે પુત્ર! જે દેવતા રણમાં ધીર અને બળવાન છે અને જેને લડવાનું અભિમાન છે; ॥૧॥

**તિન્હહિ જીતિ રન આનેસુ બાઁધી। ઉઠિ સુત પિતુ અનુસાસન કાઁધી॥**
**એહિ બિધિ સબહી અગ્યા દીન્હી। આપુનુ ચલેઉ ગદા કર લીન્હી॥ ૨॥**

તેને યુદ્ધમાં જીતીને બાંધી લાવ. બેટાએ ઊઠીને પિતાની આજ્ઞાને માથે ચઢાવી. આ રીતે તેણે બધાને આજ્ઞા આપી અને પોતે પણ ગદા લઈને ચાલી નીકળ્યો. ॥ ૨॥

**ચલત દસાનન ડોલતિ અવની। ગર્જત ગર્ભ સ્ત્રવહિં સુર રવની॥**
**રાવન આવત સુનેઉ સકોહા। દેવન્હ તકે મેરુ ગિરિ ખોહા॥ ૩॥**

રાવણના ચાલવાથી પૃથ્વી ડગમગવા લાગી અને તેની ગર્જનાથી દેવરમણીઓના ગર્ભ પડવા લાગ્યા. રાવણને ક્રોધસહિત આવતો સાંભળી દેવતાઓએ મેરુ પર્વતની ગુફાઓનો આશ્રય લીધો. (નાસીને મેરુની ગુફાઓમાં સંતાયા). ॥ ૩॥

**દિગપાલન્હ કે લોક સુહાએ। સૂને સકલ દસાનન પાએ॥**
**પુનિ પુનિ સિંઘનાદ કરિ ભારી। દેઈ દેવતન્હ ગારિ પચારી॥ ૪॥**

દિક્પાળોના બધા સુંદર લોકોને રાવણે સૂના જોયા. તે વારંવાર ભારે સિંહગર્જના કરીને દેવતાઓને લલકારી - લલકારીને ગાળો આપતો હતો. ॥ ૪॥

**રન મદ મત્ત ફિરઈ જગ ધાવા। પ્રતિભટ ખોજત કતહુઁ ન પાવા॥**
**રબિ સસિ પવન બરુન ધનધારી। અગિનિ કાલ જમ સબ અધિકારી॥ ૫॥**

રણના મદમાં મસ્ત બનીને તે પોતાની બરાબરીનો યોદ્ધા શોધતો તે જગત આખામાં દોડતો ફરતો, પરંતુ તેને એવો યોદ્ધા ક્યાંય ન મળ્યો. સૂર્ય, ચન્દ્ર, વાયુ, વરુણ, કુબેર, અગ્નિ, કાળ અને યમ આદિ સર્વે અધિકારી; ॥ ૫॥

**કિંનર સિદ્ધ મનુજ સુર નાગા। હઠિ સબહી કે પંથહિં લાગા॥**
**બ્રહ્મસૃષ્ટિ જહઁ લગિ તનુધારી। દસમુખ બસબર્તી નર નારી॥ ૬॥**

કિન્નર, સિદ્ધ, મનુષ્ય, દેવતા અને નાગ - સર્વેની પાછળ તે હઠપૂર્વક પડી ગયો. (કોઈને પણ તેણે શાંતિપૂર્વક ન બેસવા દીધા). બ્રહ્માજીની સૃષ્ટિમાં જેટલા શરીરધારી સ્ત્રી-પુરુષ હતાં, તે બધાં જ રાવણના આધીન થઈ ગયાં. ॥ ૬॥

**આયસુ કરહિં સકલ ભયભીતા। નવહિં આઈ નિત ચરન બિનીતા॥ ૭॥**

ભયભીત થઈને બધા તેની આજ્ઞાનું પાલન કરતા હતા અને નિત્ય આવીને નમ્રતાપૂર્વક તેના ચરણોમાં માથું નમાવતાં હતાં. ॥ ૭॥

**દો૦ – ભુજબલ બિસ્વ બસ્ય કરિ રાખેસિ કોઉ ન સુતંત્ર।**
**મંડલીક મનિ રાવન રાજ કરઈ નિજ મંત્ર॥ ૧૮૨ (ક)॥**

તેણે ભુજાઓના બળથી સમસ્ત વિશ્વને વશમાં કરી લીધું હતું, કોઈને સ્વતંત્ર ન રહેવા દીધા. [આ રીતે] મંડલીક રાજાઓનો શિરોમણિ (સાર્વભૌમ સમ્રાટ) રાવણ પોતાની ઈચ્છાનુસાર રાજ્ય કરવા માંડ્યો. ॥ ૧૮૨ (ક)॥

**દેવ જચ્છ ગંધર્બ નર કિંનર નાગ કુમારિ ।**
**જીતિ બરીં નિજ બાહુ બલ બહુ સુંદર બર નારિ ॥ ૧૮૨ (ખ)॥**

દેવતા, યક્ષ, ગંધર્વ, મનુષ્ય, કિન્નર અને નાગોની કન્યાઓ તથા ઘણીબધી અન્ય સુંદરી અને ઉત્તમ સ્ત્રીઓને તે પોતાની ભુજાઓના બળે જીતીને પરણ્યો. ॥ ૧૮૨॥

**ચૌ૦ – ઇંદ્રજીત સન જો કછુ કહેઊ । સો સબ જનુ પહિલેહિં કરિ રહેઊ ॥**
**પ્રથમહિં જિન્હ કહુઁ આયસુ દીન્હા । તિન્હ કર ચરિત સુનહુ જો કીન્હા ॥ ૧॥**

મેઘનાદને તેણે જે કંઈ કહ્યું, તે તેણે (મેઘનાદે) જાણે અગાઉથી જ કરી રાખ્યું હતું જેમને અગાઉથી જ તેણે આજ્ઞા આપી રાખી હતી, તેમણે જે કરતૂતો કર્યાં તેને સાંભળો. ॥ ૧॥

**દેખત ભીમરૂપ સબ પાપી । નિસિચર નિકર દેવ પરિતાપી ॥**
**કરહિં ઉપદ્રવ અસુર નિકાયા । નાના રૂપ ધરહિં કરિ માયા ॥ ૨॥**

સર્વે રાક્ષસોના સમૂહ જોવામાં ઘણા ભયાનક, પાપી અને દેવતાઓને દુઃખ આપનાર હતા. તે અસુરોના સમૂહ ઉપદ્રવ કરતા હતા અને માયાથી અનેક પ્રકારનાં રૂપ ધરતા હતા. ॥ ૨॥

**જેહિ બિધિ હોઇ ધર્મ નિર્મૂલા । સો સબ કરહિં બેદ પ્રતિકૂલા ॥**
**જેહિં જેહિં દેસ ધેનુ દ્વિજ પાવહિં । નગર ગાઉઁ પુર આગિ લગાવહિં ॥ ૩॥**

જે રીતે ધર્મનાં મૂળ કપાય, તે સર્વે વેદવિરુદ્ધ કાર્યો તેઓ કરતા હતા. જે જે સ્થળે તેઓ ગાય અને બ્રાહ્મણોને જોતા, તે નગર, ગામ અને પરામાં આગ લગાડી દેતા હતા. ॥ ૩॥

**સુભ આચરન કતહુઁ નહિં હોઈ । દેવ બિપ્ર ગુરુ માન ન કોઈ ॥**
**નહિં હરિભગતિ જગ્ય તપ ગ્યાના । સપનેહુઁ સુનિઅ ન બેદ પુરાના ॥ ૪॥**

[તેમના ડરથી] ક્યાંય પણ શુભ આચરણ (બ્રાહ્મણભોજન, યજ્ઞ, શ્રાદ્ધ આદિ) થતાં ન હતાં. દેવતા બ્રાહ્મણ અને ગુરુને કોઈ માનતા ન હતા. ન હરિભક્તિ હતી અને ન તો યજ્ઞ, તપ અને જ્ઞાન હતું. વેદ અને પુરાણ તો સ્વપ્નમાં પણ સાંભળવા મળતાં ન હતાં. ॥ ૪॥

**છં૦ – જપ જોગ બિરાગા તપ મખ ભાગા શ્રવન સુનઇ દસસીસા ।**
**આપુનુ ઉઠિ ધાવઇ રહૈ ન પાવઇ ધરિ સબ ઘાલઇ ખીસા ॥**
**અસ ભ્રષ્ટ અચારા ભા સંસારા ધર્મ સુનિઅ નહિં કાના ।**
**તેહિ બહુબિધિ ત્રાસઇ દેસ નિકાસઇ જો કહ બેદ પુરાના ॥**

જપ, યોગ, વૈરાગ્ય, તપ તથા યજ્ઞમાં [દેવતાઓના] ભાગ પામવાની વાત રાવણ ક્યાંક કાને સાંભળતો, તો [તે જ સમયે] સ્વયં ઊઠી દોડતો. કંઈ પણ રહેવા ન પામતું, તે બધાને પકડીને વિધ્વંસ કરી નાખતો હતો. સંસારમાં એવું ભ્રષ્ટ આચરણ ફેલાયું કે ધર્મ તો કાનોમાં સાંભળવામાં આવતો ન હતો; જે કોઈ વેદ અને પુરાણ કહેતું તેને ઘણી રીતે ત્રાસ આપતો અને દેશમાંથી કાઢી મૂકતો હતો.

**સો૦ – બરનિ ન જાઈ અનીતિ ઘોર નિસાચર જો કરહિં ।**
**હિંસા પર અતિ પ્રીતિ તિન્હ કે પાપહિ કવનિ મિતિ ॥ ૧૮૩॥**

રાક્ષસ લોકો જે ઘોર અત્યાચાર કરતા હતા, તેનું વર્ણન કરી શકાતું નથી. હિંસા પર જ જેમની પ્રીતિ છે, તેમનાં પાપોનું શું ઠેકાણું? ॥ ૧૮૩॥

## માસપારાયણ, છઠ્ઠો વિશ્રામ

**ચૌ૦ – બાઢ઼ે ખલ બહુ ચોર જુઆરા । જે લંપટ પરધન પરદારા ॥**
**માનહિં માતુ પિતા નહિં દેવા । સાધુન્હ સન કરવાવહિં સેવા ॥ ૧॥**

પારકું ધન અને પારકી સ્ત્રી પર મન રાખનારા દુષ્ટ, ચોર અને જુગારીઓ ઘણા વધી ગયા. લોકો માતા-પિતા અને દેવતાઓને માનતા ન હતા અને સાધુઓ [ની સેવા કરવાનું તો દૂર, ઊલટા તેમના]થી સેવા કરાવતા હતા. ॥ ૧॥

**જિન્હ કે યહ આચરન ભવાની । તે જાનેહુ નિસિચર સબ પ્રાની ॥**
**અતિસય દેખિ ધર્મ કૈ ગ્લાની । પરમ સભીત ધરા અકુલાની ॥ ૨॥**

[શ્રીશિવજી કહે છે કે –] હે ભવાની! જેમનાં આવાં આચરણ છે, તે બધાં પ્રાણીઓને રાક્ષસ જ જાણજો. આ રીતે ધર્મ પ્રત્યે [લોકોની] અતિશય ગ્લાનિ (અરુચિ, અનાસ્થા) જોઈને પૃથ્વી અત્યંત ભયભીત અને વ્યાકુળ થઈ ગઈ. ॥ ૨॥

**ગિરિ સરિ સિંધુ ભાર નહિં મોહી । જસ મોહિ ગરુઅ એક પરદ્રોહી ॥**
**સકલ ધર્મ દેખઇ બિપરીતા । કહિ ન સકઇ રાવન ભય ભીતા ॥ ૩॥**

[તે વિચારવા લાગી કે] પર્વતો, નદીઓ અને સમુદ્રોનો ભાર મને એટલો ભારે નથી જણાતો, જેટલો ભાર મને એક પરદ્રોહીનો (બીજાનું અનિષ્ટ કરનારાનો) લાગે છે. પૃથ્વી બધા ધર્મોને વિપરીત જોઈ રહી છે પણ રાવણથી ભયભીત થયેલી તે કંઈ બોલી શકતી નથી. ॥ ૩॥

**ધેનુ રૂપ ધરિ હૃદયઁ બિચારી । ગઈ તહાઁ જહઁ સુર મુનિ ઝારી ॥**
**નિજ સંતાપ સુનાએસિ રોઈ । કાહૂ તેં કછુ કાજ ન હોઈ ॥ ૪॥**

[છેવટે] હૃદયમાં વિચાર કરીને, ગાયનું રૂપ ધારણ કરીને પૃથ્વી ત્યાં ગઈ, જ્યાં સર્વે દેવતા અને મુનિ [છુપાયેલા] હતા. પૃથ્વીએ રોઈને તેમને પોતાનું દુઃખ સંભળાવ્યું, પણ કોઈથી કંઈ કામ ન બન્યું. ॥ ૪॥

**છં૦ – સુર મુનિ ગંધર્બા મિલિ કરિ સર્બા ગે બિરંચિ કે લોકા ।**
**સઁગ ગોતનુધારી ભૂમિ બિચારી પરમ બિકલ ભય સોકા ॥**
**બ્રહ્માઁ સબ જાના મન અનુમાના મોર કછૂ ન બસાઈ ।**
**જા કરિ તૈં દાસી સો અબિનાસી હમરેઉ તોર સહાઈ ॥**

ત્યારે દેવતા, મુનિ અને ગંધર્વ બધા મળીને બ્રહ્માજીના લોક(સત્યલોક)માં ગયા. ભય અને શોકથી અત્યંત વ્યાકુળ બિચારી પૃથ્વી પણ ગાયનું શરીર ધારણ કરીને તેમની સાથે ગઈ.

બ્રહ્માજી સર્વે જાણી ગયા. તેમણે મનમાં અનુમાન કર્યું કે આમાં મારા વશ કંઈ પણ ચાલવાનું નથી. [ત્યારે તેમણે પૃથ્વીને કહ્યું કે –] જેની તું દાસી છે, તે જ અવિનાશી અમારો અને તમારો, બંનેનો સહાયક છે.

**સો૦ – ધરનિ ધરહિ મન ધીર કહ બિરંચિ હરિપદ સુમિરુ ।**
**જાનત જન કી પીર પ્રભુ ભંજિહિ દારુન બિપતિ ॥૧૮૪॥**

બ્રહ્માજીએ કહ્યું – હે પૃથ્વીદેવી! મનમાં ધીરજ ધારણ કરી શ્રીહરિના ચરણોનું સ્મરણ કરો. પ્રભુ પોતાના દાસોની પીડાને જાણે છે, તે તમારી કઠિન વિપત્તિનો નાશ કરશે. ॥૧૮૪॥

**ચૌ૦ – બૈઠે સુર સબ કરહિં બિચારા । કહઁ પાઇઅ પ્રભુ કરિઅ પુકારા ॥**
**પુર બૈકુંઠ જાન કહ કોઈ । કોઉ કહ પયનિધિ બસ પ્રભુ સોઈ ॥૧॥**

સર્વે દેવતાઓ બેસીને વિચાર કરવા લાગ્યા કે પ્રભુને ક્યાં પામીએ જેથી તેમની સામે પોકાર (ફરિયાદ) કરીએ. કોઈ વૈકુંઠપુરી જવા કહેતું હતું અને કોઈ કહેતું હતું કે તે પ્રભુ ક્ષીરસમુદ્રમાં નિવાસ કરે છે. ॥૧॥

**જાકે હૃદયઁ ભગતિ જસિ પ્રીતી । પ્રભુ તહઁ પ્રગટ સદા તેહિં રીતી ॥**
**તેહિં સમાજ ગિરિજા મૈં રહેઉઁ । અવસર પાઈ બચન એક કહેઉઁ ॥૨॥**

જેના હૃદયમાં જેવી ભક્તિ અને પ્રીતિ હોય છે, પ્રભુ ત્યાં (તેના માટે) સદા તે જ પ્રમાણે પ્રકટ થાય છે. હે પાર્વતી! તે સમાજમાં હું પણ હતો. અવસર પામીને મેં એક વાત કહી – ॥૨॥

**હરિ બ્યાપક સર્બત્ર સમાના । પ્રેમ તેં પ્રગટ હોહિં મૈં જાના ॥**
**દેસ કાલ દિસિ બિદિસિહુ માહીં । કહહુ સો કહાઁ જહાઁ પ્રભુ નાહીં ॥૩॥**

હું તો આ જાણું છું કે ભગવાન સર્વે સ્થળે સમાનરૂપે વ્યાપક છે, પ્રેમથી તે પ્રકટ થઈ જાય છે. દેશ, કાળ, દિશા, વિદિશામાં બતાવો, એવી જગ્યા ક્યાં છે જ્યાં પ્રભુ ન હોય? ॥૩॥

**અગ જગમય સબ રહિત બિરાગી । પ્રેમ તેં પ્રભુ પ્રગટઇ જિમિ આગી ॥**
**મોર બચન સબ કે મન માના । સાધુ સાધુ કરિ બ્રહ્મ બખાના ॥૪॥**

તે ચરાચરમય રહીને પણ સર્વેથી રહિત છે અને વિરક્ત છે (તેમની ક્યાંય આસક્તિ નથી); તે પ્રેમથી પ્રકટ થાય છે, જેમ અગ્નિ. (અગ્નિ અવ્યક્તરૂપથી સર્વત્ર વ્યાપ્ત છે, પરંતુ જ્યાં તેના માટે અરણિમંથનાદિ સાધન કરવામાં આવે છે ત્યાં તે પ્રકટ થાય છે. તે જ રીતે સર્વત્ર વ્યાપ્ત ભગવાન પણ પ્રેમથી પ્રકટ થાય છે.) મારી વાત બધાને ગમી. બ્રહ્માજીએ 'સાધુ-સાધુ' કહીને પ્રશંસા કરી. ॥૪॥

**દો૦ – સુનિ બિરંચિ મન હરષ તન પુલકિ નયન બહ નીર ।**
**અસ્તુતિ કરત જોરિ કર સાવધાન મતિધીર ॥૧૮૫॥**

મારી વાત સાંભળીને બ્રહ્માજીના મનમાં ઘણો હર્ષ થયો, તેમનું તન પુલકિત થઈ ગયું અને નેત્રોમાંથી [પ્રેમનાં] આંસુ વહેવા લાગ્યાં. ત્યારે તે ધીરબુદ્ધિ બ્રહ્માજી સાવધાન થઈને હાથ જોડી સ્તુતિ કરવા માંડ્યા – ॥૧૮૫॥

**છં૦ – જય જય સુરનાયક જન સુખદાયક પ્રનતપાલ ભગવંતા ।**
**ગો દ્વિજ હિતકારી જય અસુરારી સિંધુસુતા પ્રિય કંતા ॥**
**પાલન સુર ધરની અદ્ભુત કરની મરમ ન જાનઈ કોઈ ।**
**જો સહજ કૃપાલા દીનદયાલા કરઉ અનુગ્રહ સોઈ ॥ ૧॥**

હે દેવતાઓના સ્વામી! સેવકોને સુખ આપનાર, શરણાગતની રક્ષા કરનાર, ભગવાન! આપનો જય હો! જય હો! હે ગો-બ્રાહ્મણોનું હિત કરનાર, અસુરોનો વિનાશ કરનાર, સમુદ્રની કન્યા(શ્રીલક્ષ્મીજી)ના પ્રિય સ્વામી! આપનો જય હો! હે દેવતા અને પૃથ્વીનું પાલન કરનાર! આપની લીલા અદ્ભુત છે, એનો ભેદ કોઈ નથી જાણતો. એવા જે સ્વભાવથી જ કૃપાળુ અને દીનદયાળુ છે તે જ અમારા પર કૃપા કરો. ॥ ૧॥

**જય જય અબિનાસી સબ ઘટ બાસી બ્યાપક પરમાનંદા ।**
**અબિગત ગોતીતં ચરિત પુનીતં માયારહિત મુકુંદા ॥**
**જેહિ લાગિ બિરાગી અતિ અનુરાગી બિગત મોહ મુનિબૃંદા ।**
**નિસિ બાસર ધ્યાવહિં ગુન ગન ગાવહિં જયતિ સચ્ચિદાનંદા ॥ ૨॥**

હે અવિનાશી, બધાના હૃદયમાં નિવાસ કરનાર (અંતર્યામી), સર્વવ્યાપક પરમ આનંદસ્વરૂપ, અજ્ઞેય, ઈન્દ્રિયોથી પર, પવિત્ર-ચરિત્ર, માયાથી રહિત મુકુન્દ (મોક્ષદાતા)! આપનો જય હો! જય હો! [આ લોક અને પરલોકના સર્વે ભોગોથી] વિરક્ત તથા મોહથી સર્વથા છૂટેલા (જ્ઞાની) મુનિવૃન્દ પણ અત્યંત અનુરાગી (પ્રેમી) બનીને જેમનું રાત-દિવસ ધ્યાન કરે છે અને જેમના ગુણોના સમૂહનું ગાન કરે છે, તે સચ્ચિદાનંદનો જય હો. ॥ ૨॥

**જેહિં સૃષ્ટિ ઉપાઈ ત્રિબિધ બનાઈ સંગ સહાય ન દૂજા ।**
**સો કરઉ અઘારી ચિંત હમારી જાનિઅ ભગતિ ન પૂજા ॥**
**જો ભવ ભય ભંજન મુનિ મન રંજન ગંજન બિપતિ બરૂથા ।**
**મન બચ ક્રમ બાની છાડ઼િ સયાની સરન સકલ સુરજૂથા ॥ ૩॥**

જેમને કોઈ બીજાના સાથ અથવા સહાય વગર એકલા જ [અથવા સ્વયં પોતાને જ ત્રિગુણરૂપ - બ્રહ્મા, વિષ્ણુ, શિવરૂપ - બનાવીને અથવા વિના કોઈ ઉપાદાન-કારણે અર્થાત્ સ્વયં જ સૃષ્ટિના અભિન્નનિમિત્તોપાદાન કારણ બની] ત્રણ પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરી, તે પાપોનો નાશ કરનાર ભગવાન અમારી સંભાળ લો. અમે નથી ભક્તિ જાણતા અને નથી પૂજા જાણતા. જે સંસારના એટલે જન્મ-મૃત્યુના ભયનો નાશ કરનાર મુનિઓના મનને આનંદ આપનાર અને વિપત્તિઓના સમૂહને નષ્ટ કરનાર છે. અમે બધા દેવતાઓના સમૂહ મન, વચન અને કર્મથી ચતુરાઈ કરવાની ટેવ છોડીને તે ભગવાનને શરણ આવ્યા છીએ. ॥ ૩॥

**સારદ શ્રુતિ સેષા રિષય અસેષા જા કહુઁ કોઉ નાહિં જાના ।**
**જેહિ દીન પિઆરે બેદ પુકારે દ્રવઉ સો શ્રીભગવાના ॥**
**ભવ બારિધિ મંદર સબ બિધિ સુંદર ગુનમંદિર સુખપુંજા ।**
**મુનિ સિદ્ધ સકલ સુર પરમ ભયાતુર નમત નાથ પદ કંજા ॥ ૪॥**

સરસ્વતી, વેદ, શેષજી અને સંપૂર્ણ ઋષિ કોઈ પણ જેમને નથી જાણતા; જેમને દીનો પ્રિય છે એવું વેદ પોકારીને કહે છે, તે જ શ્રીભગવાન અમારા પર દયા કરો. હે સંસારરૂપી સમુદ્રને [મથવા] માટે મંદરાચળરૂપ, સર્વે પ્રકારથી સુંદર, ગુણોના ધામ અને સુખોના ભંડારી નાથ! આપના ચરણકમળોમાં મુનિ, સિદ્ધ અને સર્વે દેવતા ભયથી અત્યંત વ્યાકુળ થઈને નમસ્કાર કરે છે. ॥ ૪॥

**દો૦ – જાનિ સભય સુર ભૂમિ સુનિ બચન સમેત સનેહ।**
**ગગનગિરા ગંભીર ભઇ હરનિ સોક સંદેહ ॥ ૧૮૬॥**

દેવતા અને પૃથ્વીને ભયભીત જાણીને અને એમનાં સ્નેહયુક્ત વચન સાંભળી શોક અને સંશયને હરનારી ગંભીર આકાશવાણી થઈ – ॥ ૧૮૬॥

**ચૌ૦ – જનિ ડરપહુ મુનિ સિદ્ધ સુરેસા। તુમ્હહિ લાગિ ધરિહઉँ નર બેસા॥**
**અંસન્હ સહિત મનુજ અવતારા। લેહઉँ દિનકર બંસ ઉદારા॥ ૧॥**

હે મુનિ, સિદ્ધ અને દેવતાઓના સ્વામીઓ! ડરો નહિ. તમારા માટે હું મનુષ્યનું રૂપ ધારણ કરીશ અને ઉદાર (પવિત્ર) સૂર્યવંશમાં અંશોસહિત મનુષ્યનો અવતાર લઈશ. ॥ ૧॥

**કસ્યપ અદિતિ મહાતપ કીન્હા। તિન્હ કહુँ મૈં પૂરબ બર દીન્હા॥**
**તે દસરથ કૌસલ્યા રૂપા। કોસલપુરીં પ્રગટ નર ભૂપા॥ ૨॥**

કશ્યપ અને અદિતિએ ઘણું ભારે તપ કર્યું હતું. હું અગાઉ જ એમને વર આપી ચૂક્યો છું. તેઓ જ દશરથ અને કૌશલ્યાના રૂપમાં મનુષ્યોના રાજા થઈને શ્રીઅયોધ્યાપુરીમાં પ્રકટ થયાં છે. ॥ ૨॥

**તિન્હ કેં ગૃહ અવતરિહઉँ જાઈ। રઘુકુલ તિલક સો ચારિઉ ભાઈ॥**
**નારદ બચન સત્ય સબ કરિહઉँ। પરમ સક્તિ સમેત અવતરિહઉँ॥ ૩॥**

તેમના ઘેર જઈને હું રઘુકુળમાં શ્રેષ્ઠ ચાર ભાઈઓના રૂપે અવતાર લઈશ. નારદનાં સર્વે વચનોને હું સત્ય કરીશ અને પોતાની પરાશક્તિ સહિત અવતાર લઈશ. ॥ ૩॥

**હરિહઉँ સકલ ભૂમિ ગુરુઆઈ। નિર્ભય હોહુ દેવ સમુદાઈ॥**
**ગગન બ્રહ્મબાની સુનિ કાના। તુરત ફિરે સુર હૃદય જુડ઼ાના॥ ૪॥**

હું પૃથ્વીનો બધો ભાર હરી લઈશ. હે દેવવૃંદ! તમે નિર્ભય થઈ જાઓ. આકાશમાં બ્રહ્મ (ભગવાનની) વાણીને કાનથી સાંભળી દેવતા તરત પાછા ફર્યા. તેમનું હૃદય શીતળ થઈ ગયું. ॥ ૪॥

**તબ બ્રહ્માँ ધરનિહિ સમુઝાવા। અભય ભઈ ભરોસ જિયँ આવા॥ ૫॥**

ત્યારે બ્રહ્માજીએ પૃથ્વીને સમજાવી. તે પણ નિર્ભય થઈ અને એના અંતરમાં વિશ્વાસ બેસી ગયો. ॥ ૫॥

**દો૦ – નિજ લોકહિ બિરંચિ ગે દેવન્હ ઇહઇ સિખાઇ।**
**બાનર તનુ ધરિ ધરિ મહિ હરિ પદ સેવહુ જાઇ॥ ૧૮૭॥**

બ્રહ્માજીએ દેવતાઓને આ જ શિખામણ આપી કે વાનરોનું શરીર ધરી-ધરીને તમે લોકો પૃથ્વી પર જઈને ભગવાનના ચરણોની સેવા કરો, તેમ કહી બ્રહ્માજી પોતાના લોકમાં જતા રહ્યા. ॥ ૧૮૭॥

**ચૌ૦ – ગએ દેવ સબ નિજ નિજ ધામા। ભૂમિ સહિત મન કહુઁ બિશ્રામા॥**
**જો કછુ આયસુ બ્રહ્માઁ દીન્હા। હરષે દેવ બિલંબ ન કીન્હા॥૧॥**

બધા દેવતાઓ પોતપોતાના લોકમાં ગયા. પૃથ્વીસહિત સર્વેના મનને શાંતિ મળી. બ્રહ્માજીએ જે કંઈ આજ્ઞા આપી, તેથી દેવતા ઘણા પ્રસન્ન થયા અને તેમણે [એમ કરવામાં] વાર ન કરી. ॥૧॥

**બનચર દેહ ધરી છિતિ માહીં। અતુલિત બલ પ્રતાપ તિન્હ પાહીં॥**
**ગિરિ તરુ નખ આયુધ સબ બીરા। હરિ મારગ ચિતવહિં મતિધીરા॥૨॥**

પૃથ્વી પર તેઓએ વાનર દેહ ધારણ કર્યાં. તેમનામાં અપાર બળ અને પ્રતાપ હતો. બધા શૂરવીર હતા; પર્વત વૃક્ષ અને નખ જ એમનાં શસ્ત્રો હતાં. તે ધીર બુદ્ધિવાળા [વાનરરૂપ દેવતા] ભગવાનના આવવાની રાહ જોવા માંડ્યા. ॥૨॥

**ગિરિ કાનન જહઁ તહઁ ભરિ પૂરી। રહે નિજ નિજ અનીક રચિ રૂરી॥**
**યહ સબ રુચિર ચરિત મૈં ભાષા। અબ સો સુનહુ જો બીચહિં રાખા॥૩॥**

તે વાનરો પર્વતો અને જંગલોમાં ચારે બાજુ પોતપોતાની સુંદર સેનાઓ બનાવી ભરપૂર સઘળે છવાઈ ગયા. એ બધું સુંદર ચરિત્ર મેં કહ્યું. હવે, તે ચરિત્ર સાંભળો જેને વચમાં જ છોડી દીધું હતું. ॥૩॥

**અવધપુરીં રઘુકુલમનિ રાઊ। બેદ બિદિત તેહિ દસરથ નાઊઁ॥**
**ધરમ ધુરંધર ગુનનિધિ ગ્યાની। હૃદયઁ ભગતિ મતિ સારઁગપાની॥૪॥**

અવધપુરીમાં રઘુકુળશિરોમણિ દશરથ નામે રાજા થયા, જેમનું નામ વેદોમાં વિખ્યાત છે. તેઓ ધર્મધુરંધર, ગુણોના ભંડાર અને જ્ઞાની હતા. તેમના હૃદયમાં શાર્ઙ્ગધનુષ ધારણ કરનારા ભગવાનની ભક્તિ હતી અને તેમની બુદ્ધિ પણ તેમાં જ લીન રહેતી હતી. ॥૪॥

**દો૦ – કૌસલ્યાદિ નારિ પ્રિય સબ આચરન પુનીત।**
**પતિ અનુકૂલ પ્રેમ દૃઢ़ હરિ પદ કમલ બિનીત॥૧૮૮॥**

તેમને કૌશલ્યા આદિ પ્રિય રાણીઓ સર્વે પવિત્ર આચરણવાળી હતી. તે [ઘણી] વિનયી અને પતિને અનુકૂળ [ચાલનારી] હતી, અને શ્રીહરિનાં ચરણકમળોમાં એમને દૃઢ પ્રેમ હતો. ॥૧૮૮॥

**ચૌ૦ – એક બાર ભૂપતિ મન માહીં। ભૈ ગલાનિ મોરેં સુત નાહીં॥**
**ગુર ગૃહ ગયઉ તુરત મહિપાલા। ચરન લાગિ કરિ બિનય બિસાલા॥૧॥**

એક વખત રાજાના મનમાં ઘણી ગ્લાનિ થઈ કે મારે પુત્ર નથી. રાજા તુરત જ ગુરુના ઘેર ગયા અને ચરણોમાં પ્રણામ કરી ઘણી વિનંતી કરી. ॥૧॥

**નિજ દુખ સુખ સબ ગુરહિ સુનાયઉ। કહિ બસિષ્ઠ બહુબિધિ સમુઝાયઉ॥**
**ધરહુ ધીર હોઇહહિં સુત ચારી। ત્રિભુવન બિદિત ભગત ભય હારી॥૨॥**

રાજાએ પોતાના સર્વે દુઃખ-સુખ ગુરુને કહી સંભળાવ્યાં. ગુરુ વસિષ્ઠજીએ તેમને ઘણી રીતે સમજાવ્યા [અને કહ્યું –] ધીરજ ધરો, તમારા ચાર પુત્રો થશે, જે ત્રણેય લોકોમાં પ્રસિદ્ધ અને ભક્તોના ભયને હરનારા થશે. ॥૨॥

**સૃંગી રિષિહિ બસિષ્ઠ બોલાવા। પુત્રકામ સુભ જગ્ય કરાવા॥**
**ભગતિ સહિત મુનિ આહુતિ દીન્હેં। પ્રગટે અગિનિ ચરૂ કર લીન્હેં॥૩॥**

વસિષ્ઠજીએ શૃઙ્ગી ઋષિને બોલાવડાવ્યા અને તેમના થકી શુભ પુત્રકામેષ્ટિ યજ્ઞ કરાવ્યો. મુનિ દ્વારા ભક્તિસહિત આહુતિઓ અપાવાથી અગ્નિદેવ હાથમાં ચરુ (હવિષ્યાન્ન ખીર) લઈને પ્રકટ થયા. ॥૩॥

**જો બસિષ્ઠ કછુ હૃદયઁ બિચારા। સકલ કાજુ ભા સિદ્ધ તુમ્હારા॥**
**યહ હબિ બાઁટિ દેહુ નૃપ જાઈ। જથા જોગ જેહિ ભાગ બનાઈ॥૪॥**

[અને દશરથજીને કહ્યું -] વસિષ્ઠજીએ હૃદયમાં જે કંઈ વિચાર્યું હતું, તમારું તે સર્વ કાર્ય સિદ્ધ થઈ ગયું. હે રાજન્! [હવે] તમે જઈને આ હવિષ્યાન્ન(પાયસ)ને જેને જેટલો ઉચિત જણાય તેટલો ભાગ પાડીને વહેંચી દો. ॥૪॥

**દો૦— તબ અદસ્ય ભએ પાવક સકલ સભહિ સમુઝાઇ।**
**પરમાનંદ મગન નૃપ હરષ ન હૃદયઁ સમાઇ॥૧૮૯॥**

તત્પશ્ચાત્ અગ્નિદેવ આખી સભાને સમજાવીને અંતર્ધાન થઈ ગયા. રાજા પરમાનંદમાં લીન થઈ ગયા, તેના હૃદયમાં હર્ષ સમાતો ન હતો. ॥૧૮૯॥

**ચૌ૦— તબહિં રાયઁ પ્રિય નારિ બોલાઈં। કૌસલ્યાદિ તહાઁ ચલિ આઈં॥**
**અર્ધ ભાગ કૌસલ્યહિ દીન્હા। ઉભય ભાગ આધે કર કીન્હા॥૧॥**

તે વખતે રાજાએ પોતાની પ્રિય પત્નીઓને બોલાવી. કૌશલ્યા આદિ સર્વે (રાણીઓ) ત્યાં ચાલી આવી. રાજાએ (પાયસનો) અડધો ભાગ કૌશલ્યાને આપ્યો, (અને શેષ) અડધાના બે ભાગ કર્યા. ॥૧॥

**કૈકેઈ કહઁ નૃપ સો દયઊ। રહ્યો સો ઉભય ભાગ પુનિ ભયઊ॥**
**કૌસલ્યા કૈકેઈ હાથ ધરિ। દીન્હ સુમિત્રહિ મન પ્રસન્ન કરિ॥૨॥**

તેમાંથી એક ભાગ રાજાએ કૈકેયીને આપ્યો. શેષ જે વધ્યો તેના ફરી બે ભાગ પડ્યા, અને રાજાએ તેમને કૌશલ્યા અને કૈકેયીના હાથમાં મૂકી અર્થાત્ એમની સંમતિ મેળવી અને આ રીતે તેમનું મન રાજી કરી સુમિત્રાને આપ્યા. ॥૨॥

**એહિ બિધિ ગર્ભસહિત સબ નારી। ભઈં હૃદયઁ હરષિત સુખ ભારી॥**
**જા દિન તેં હરિ ગર્ભહિં આએ। સકલ લોક સુખ સંપતિ છાએ॥૩॥**

આ પ્રમાણે બધી સ્ત્રીઓ ગર્ભવતી થઈ. તે હૃદયમાં ઘણી પ્રસન્ન થઈ. તેમને મોટું સુખ મળ્યું. જે દિવસથી શ્રીહરિ [લીલાથી જ] ગર્ભમાં આવ્યા, ત્યારથી સર્વ લોકોમાં સુખ અને સંપત્તિ છવાઈ ગયાં. ॥૩॥

**મંદિર મહઁ સબ રાજહિં રાનીં। સોભા સીલ તેજ કી ખાનીં॥**
**સુખ જુત કછુક કાલ ચલિ ગયઊ। જેહિં પ્રભુ પ્રગટ સો અવસર ભયઊ॥૪॥**

શોભા, શીલ અને તેજની ખાણ [બનેલી] બધી રાણીઓ મહેલમાં સુશોભિત થઈ. આમ, થોડોક સમય સુખપૂર્વક વીત્યો અને એ અવસર આવી ગયો, જ્યારે પ્રભુએ પ્રકટ થવાનું હતું. ॥૪॥

**દો૦ – જોગ લગન ગ્રહ બાર તિથિ સકલ ભએ અનુકૂલ ।**
**ચર અરુ અચર હર્ષજુત રામ જનમ સુખમૂલ ॥ ૧૯૦॥**

યોગ, લગ્ન, ગ્રહ, વાર અને તિથિ સર્વે અનુકૂળ થઈ ગયાં. જડ અને ચેતન સર્વે આનંદથી ભરાઈ ગયાં. [કેમકે] શ્રીરામનો જન્મ સુખનું મૂળ છે. ॥ ૧૯૦॥

**ચૌ૦ – નૌમી તિથિ મધુ માસ પુનીતા । સુકલ પચ્છ અભિજિત હરિપ્રીતા ॥**
**મધ્યદિવસ અતિ સીત ન ઘામા । પાવન કાલ લોક બિશ્રામા ॥ ૧॥**

પવિત્ર ચૈત્રનો મહિનો હતો, નવમી તિથિ હતી. શુક્લ પક્ષ અને ભગવાનને પ્રિય અભિજિત મુહૂર્ત હતું. બપોરનો સમય હતો. નહોતી બહુ ઠંડી, ન ગરમી હતી. તે પવિત્ર સમય સર્વે લોકોને શાંતિ આપનાર હતો. ॥ ૧॥

**સીતલ મંદ સુરભિ બહ બાઊ । હરષિત સુર સંતન મન ચાઊ ॥**
**બન કુસુમિત ગિરિગન મનિઆરા । સ્રવહિં સકલ સરિતાऽમૃતધારા ॥ ૨॥**

શીતળ, મંદ અને સુગંધિત વાયુ વાતો હતો. દેવતા આનંદિત હતા અને સંતોના મનમાં [મોટો] ઉત્સાહ હતો. પર્વતો પર વનરાજી ફળફૂલોથી છવાયેલી હતી. તે પર્વતોના સમૂહ મણિઓની ખાણોથી ઝગમગી રહ્યા હતા અને સર્વે નદીઓ અમૃતની ધારા વહેવડાવતી હતી. આ પ્રમાણે પર્વતો શોભાયમાન થઈ રહ્યા હતા. ॥ ૨॥

**સો અવસર બિરંચિ જબ જાના । ચલે સકલ સુર સાજિ બિમાના ॥**
**ગગન બિમલ સંકુલ સુર જૂથા । ગાવહિં ગુન ગંધર્બ બરૂથા ॥ ૩॥**

જ્યારે બ્રહ્માજીએ તે (ભગવાનનો પ્રકટ થવાનો) અવસર જાણ્યો ત્યારે [તેમના સહિત] સર્વે દેવતા વિમાન સજાવી-સજાવીને ચાલ્યા. નિર્મળ આકાશ દેવતાઓના સમૂહોથી ભરાઈ ગયું. ગંધર્વોના સમૂહ ગુણોનું ગાન કરવા લાગ્યા – ॥ ૩॥

**બરષહિં સુમન સુઅંજુલિ સાજી । ગહગહિ ગગન દુંદુભી બાજી ॥**
**અસ્તુતિ કરહિં નાગ મુનિ દેવા । બહુબિધિ લાવહિં નિજ નિજ સેવા ॥ ૪॥**

અને સુંદર અંજલિઓમાં સજાવી સજાવીને પુષ્પ વરસાવવા માંડ્યા. આકાશમાં ઘમાઘમ નગારાં વાગવા લાગ્યાં. નાગ, મુનિ અને દેવતા સ્તુતિ કરવા લાગ્યા અને અનેક પ્રકારથી પોત-પોતાની સેવા સમર્પણ કરવા લાગ્યા. ॥ ૪॥

**દો૦ – સુર સમૂહ બિનતી કરિ પહુઁચે નિજ નિજ ધામ ।**
**જગનિવાસ પ્રભુ પ્રગટે અખિલ લોક બિશ્રામ ॥ ૧૯૧॥**

દેવતાઓના સમૂહ પ્રાર્થના કરીને પોતપોતાના લોકમાં જઈ પહોંચ્યા. સમસ્ત લોકોને શાંતિ આપનારા, જગદાધાર પ્રભુ પ્રકટ થયા. ॥ ૧૯૧॥

**છં૦ – ભએ પ્રગટ કૃપાલા દીનદયાલા કૌસલ્યા હિતકારી ।**
**હરષિત મહતારી મુનિ મન હારી અદ્‌ભુત રૂપ બિચારી ॥**
**લોચન અભિરામા તનુ ઘનસ્યામા નિજ આયુધ ભુજ ચારી ।**
**ભૂષન બનમાલા નયન બિસાલા સોભાસિંધુ ખરારી ॥ ૧ ॥**

દીનો પર દયા કરનારા, કૌશલ્યાજીના હિતકારી કૃપાળુ પ્રભુ પ્રગટ થયા. મુનિઓના મનને હરનારા તેમના અદ્‌ભુત રૂપનો વિચાર કરી માતા આનંદથી છલકાઈ ગયાં. નેત્રોને આનંદ આપનાર મેઘ સમાન શ્યામ શરીર હતું. ચારેય ભુજાઓમાં પોતાના (ખાસ) આયુધ [ધારણ કર્યાં] હતાં; [દિવ્ય] આભૂષણ અને વનમાળા પહેરી હતી; મોટાં મોટાં નેત્રો હતાં. આમ, શોભાના સમુદ્ર તથા ખર રાક્ષસને મારનારા ભગવાન પ્રગટ થયા. ॥ ૧ ॥

**કહ દુઈ કર જોરી અસ્તુતિ તોરી કેહિ બિધિ કરૌં અનંતા ।**
**માયા ગુન ગ્યાનાતીત અમાના બેદ પુરાન ભનંતા ॥**
**કરુના સુખ સાગર સબ ગુન આગર જેહિ ગાવહિં શ્રુતિ સંતા ।**
**સો મમ હિત લાગી જન અનુરાગી ભયઉ પ્રગટ શ્રીકંતા ॥ ૨ ॥**

બંને હાથ જોડીને માતા કહેવા લાગ્યાં – હે અનંત! હું કઈ રીતે તમારી સ્તુતિ કરું? વેદ અને પુરાણ તમને માયા, ગુણ અને જ્ઞાનથી પર અને પરિમાણરહિત કહે છે. શ્રુતિઓ અને સંતજન દયા અને સુખના સાગર, સર્વે ગુણોના ધામ કહીને જેમનું ગાન કરે છે, તે જ ભક્તો ઉપર પ્રેમ કરનારા લક્ષ્મીપતિ ભગવાન મારા કલ્યાણ માટે પ્રકટ થયા છે. ॥ ૨ ॥

**બ્રહ્માંડ નિકાયા નિર્મિત માયા રોમ રોમ પ્રતિ બેદ કહૈ ।**
**મમ ઉર સો બાસી યહ ઉપહાસી સુનત ધીર મતિ થિર ન રહૈ ॥**
**ઉપજા જબ ગ્યાના પ્રભુ મુસુકાના ચરિત બહુત બિધિ કીન્હ ચહૈ ।**
**કહિ કથા સુહાઈ માતુ બુઝાઈ જેહિ પ્રકાર સુત પ્રેમ લહૈ ॥ ૩ ॥**

વેદ કહે છે કે તમારા પ્રત્યેક રુંવાડામાં માયાથી રચેલા અનેક બ્રહ્માંડોના સમૂહ [ભરેલા] છે. એવા આપ મારા ગર્ભમાં રહ્યા – આ હાંસીની વાત સાંભળતાં જ ધીર (વિવેકી) પુરુષોની બુદ્ધિ પણ સ્થિર નથી રહેતી (વિચલિત થઈ જાય છે). જ્યારે માતાને જ્ઞાન ઉત્પન્ન થયું, ત્યારે પ્રભુએ મંદહાસ્ય કર્યું. તે ઘણી જાતનાં ચરિત્ર કરવા ઇચ્છે છે. એટલે તેમણે [પૂર્વજન્મની] સુંદર કથા કહીને માતાને સમજાવ્યાં જેથી તેમને પુત્રનો (વાત્સલ્ય) પ્રેમ પ્રાપ્ત થાય (ભગવાન પ્રત્યે પુત્રભાવ થઈ જાય). ॥ ૩ ॥

**માતા પુનિ બોલી સો મતિ ડોલી તજહુ તાત યહ રૂપા ।**
**કીજૈ સિસુલીલા અતિ પ્રિયસીલા યહ સુખ પરમ અનૂપા ॥**
**સુનિ બચન સુજાના રોદન ઠાના હોઈ બાલક સુરભૂપા ।**
**યહ ચરિત જે ગાવહિં હરિપદ પાવહિં તે ન પરહિં ભવકૂપા ॥ ૪ ॥**

માતાની તે બુદ્ધિ બદલાઈ ગઈ ત્યારે તે ફરીથી બોલ્યાં – હે તાત! આ રૂપ છોડીને અત્યંત પ્રિય બાળલીલા કરો, [મારા માટે] એ સુખ પરમ અનુપમ હશે. [માતાનું] આ વચન

સાંભળીને દેવતાઓના સ્વામી સુજ્ઞ ભગવાને બાળક [રૂપ] થઈ રોવાનું શરૂ કરી દીધું. [તુલસીદાસજી કહે છે –] જે આ ચરિત્રનું ગાન કરે છે, તે શ્રીહરિનું પદ પામે છે અને [પછી] સંસારરૂપી કુવામાં પડતા નથી. ॥૪॥

**દો૦ – બિપ્ર ધેનુ સુર સંત હિત લીન્હ મનુજ અવતાર ।**
**નિજ ઇચ્છા નિર્મિત તનુ માયા ગુન ગો પાર ॥૧૯૨॥**

બ્રાહ્મણ, ગૌ, દેવતા અને સંતોને માટે ભગવાને મનુષ્યનો અવતાર લીધો. તેઓ [અજ્ઞાનમયી, મલિન] માયા ને તેના ગુણ (સત્, રજ, તમ) અને [બાહ્ય તથા અંદરની] ઇન્દ્રિયોથી પર છે. તેમનું [દિવ્ય] શરીર પોતાની ઇચ્છાથી જ બન્યું છે [કોઈ કર્મબંધનથી પરવશ થઈને ત્રિગુણાત્મક ભૌતિક પદાર્થો દ્વારા નહીં]. ॥૧૯૨॥

**ચૌ૦ – સુનિ સિસુ રુદન પરમ પ્રિય બાની । સંભ્રમ ચલિ આઈં સબ રાની ॥**
**હરષિત જહઁ તહઁ ધાઈં દાસી । આનંદ મગન સકલ પુરબાસી ॥૧॥**

બાળકના રોવાનો ઘણો જ પ્રિય ધ્વનિ સાંભળીને બધી રાણીઓ ઉતાવળી થઈને દોડીને આવી. દાસીઓ આનંદિત થઈ ચારે બાજુ દોડી. સર્વે પુરવાસી આનંદમાં ગરકાવ થઈ ગયા. ॥૧॥

**દસરથ પુત્રજન્મ સુનિ કાના । માનહુઁ બ્રહ્માનંદ સમાના ॥**
**પરમ પ્રેમ મન પુલક સરીરા । ચાહત ઉઠન કરત મતિ ધીરા ॥૨॥**

રાજા દશરથજી પુત્રનો જન્મ કાનોથી સાંભળીને જાણે બ્રહ્માનંદમાં સમાઈ ગયા. મનમાં અતિશય પ્રેમ છે, શરીર પુલકિત થઈ ગયું. [આનંદમાં અધીર બનેલી] બુદ્ધિને ધીરજ આપીને [અને પ્રેમમાં શિથિલ બનેલા શરીરને સંભાળીને] તેઓ ઊભા થવા ઇચ્છે છે. ॥૨॥

**જાકર નામ સુનત સુભ હોઈ । મોરેં ગૃહ આવા પ્રભુ સોઈ ॥**
**પરમાનંદ પૂરિ મન રાજા । કહા બોલાઇ બજાવહુ બાજા ॥૩॥**

જેમનું નામ સાંભળતાં જ કલ્યાણ થાય છે, તે જ પ્રભુ મારા ઘેર આવ્યા છે [આમ વિચારી] રાજાનું મન પરમ આનંદથી પૂર્ણ થઈ ગયું. તેમણે વાજાંવાળાઓને બોલાવીને કહ્યું કે વાજાં વગાડો. ॥૩॥

**ગુર બસિષ્ઠ કહઁ ગયઉ હઁકારા । આએ દ્વિજન સહિત નૃપદ્વારા ॥**
**અનુપમ બાલક દેખેન્હિ જાઈ । રૂપ રાસિ ગુન કહિ ન સિરાઈ ॥૪॥**

ગુરુ વસિષ્ઠજી પાસે તેડું ગયું. તેઓ બ્રાહ્મણોને સાથે લઈ રાજદ્વારે આવ્યા. તેમણે જઈને અનુપમ બાળકને જોયો, જે રૂપનો ભંડાર છે અને જેના ગુણ કહેવામાં સમાપ્ત નથી થતા. ॥૪॥

**દો૦ – નંદીમુખ સરાધ કરિ જાતકરમ સબ કીન્હ ।**
**હાટક ધેનુ બસન મનિ નૃપ બિપ્રન્હ કહઁ દીન્હ ॥૧૯૩॥**

પછી રાજાએ નાન્દીમુખ શ્રાદ્ધ કરીને સર્વે જાતકર્મ-સંસ્કાર આદિ કર્યા અને બ્રાહ્મણોને સોનું, ગૌ, વસ્ત્ર અને મણિઓનાં દાન આપ્યાં. ॥૧૯૩॥

**ચૌ૦ – ધ્વજ પતાક તોરન પુર છાવા । કહિ ન જાઈ જેહિ ભાઁતિ બનાવા ॥**
**સુમનબૃષ્ટિ અકાસ તેં હોઈ । બ્રહ્માનંદ મગન સબ લોઈ ॥ ૧॥**

ધ્વજા, પતાકા અને તોરણોથી નગર છવાઈ ગયું. જે રીતે તે શણગારાયું હતું, તેનું તો વર્ણન જ નથી કરી શકાતું. આકાશમાંથી ફૂલોની વર્ષા થઈ રહી છે, સર્વે લોકો બ્રહ્માનંદમાં લીન છે. ॥ ૧॥

**બૃંદ બૃંદ મિલિ ચલીં લોગાઈં । સહજ સિંગાર કિએઁ ઊઠિ ધાઈં ॥**
**કનક કલસ મંગલ ભરિ થારા । ગાવત પૈઠહિં ભૂપ દુઆરા ॥ ૨॥**

સ્ત્રીઓ ટોળેટોળાં બનાવી ચાલી, સ્વાભાવિક શ્રૃંગાર કરેલી જ તે દોડી પડી. સોનાનો કળશ લઈને અને થાળોમાં મંગળદ્રવ્યો ભરીને ગાતાં ગાતાં તેઓ રાજદ્વારમાં પ્રવેશ કરે છે. ॥ ૨॥

**કરિ આરતિ નેવછાવરિ કરહીં । બાર બાર સિસુ ચરનન્હિ પરહીં ॥**
**માગધ સૂત બંદિગન ગાયક । પાવન ગુન ગાવહિં રઘુનાયક ॥ ૩॥**

તેઓ આરતી કરીને ન્યોછાવર કરે છે અને વારંવાર બાળકના ચરણોમાં નમે છે. માગધ, સૂત, બંદીજનો અને ગવૈયા રઘુકુળના સ્વામીના પવિત્ર ગુણોનું ગાન કરે છે. ॥ ૩॥

**સર્બસ દાન દીન્હ સબ કાહૂ । જેહિં પાવા રાખા નહિં તાહૂ ॥**
**મૃગમદ ચંદન કુંકુમ કીચા । મચી સકલ બીથિન્હ બિચ બીચા ॥ ૪॥**

સર્વ કોઈએ સર્વસ્વ દાન આપી દીધું. જેણે મેળવ્યું તેણે પણ ન રાખ્યું (લુંટાવી દીધું). [શહેરની] બધી ગલીઓમાં વચ્ચે-વચ્ચે કસ્તૂરી, ચંદન અને કેસરની રેલમછેલ થઈ ગઈ. ॥ ૪॥

**દો૦ – ગૃહ ગૃહ બાજ બધાવ સુભ પ્રગટે સુષમા કંદ ।**
**હરષવંત સબ જહઁ તહઁ નગર નારિ નર બૃંદ ॥ ૧૯૪॥**

ઘેર ઘેર મંગળમય વધામણાં વાગવા માંડ્યા, કેમ કે શોભાના મૂળ ભગવાન પ્રગટ થયા છે. નગરનાં સ્ત્રી-પુરુષોનાં ટોળેટોળાં ચારેકોર આનંદમગ્ન થઈ રહ્યાં છે. ॥ ૧૯૪॥

**ચૌ૦ – કૈકયસુતા સુમિત્રા દોઊ । સુંદર સુત જનમત ભૈં ઓઊ ॥**
**વહ સુખ સંપતિ સમય સમાજા । કહિ ન સકઇ સારદ અહિરાજા ॥ ૧॥**

કૈકેયી અને સુમિત્રા - એ બંનેએ પણ સુંદર પુત્રોને જન્મ આપ્યો. તે સુખ, સંપત્તિ, સમય અને સમાજનું વર્ણન સરસ્વતી અને સર્પોના રાજા શેષજી પણ નથી કરી શકતાં. ॥ ૧॥

**અવધપુરી સોહઇ એહિ ભાઁતી । પ્રભુહિ મિલન આઈ જનુ રાતી ॥**
**દેખિ ભાનુ જનુ મન સકુચાની । તદપિ બની સંધ્યા અનુમાની ॥ ૨॥**

અવધપુરી એ પ્રમાણે સુશોભિત થઈ રહી છે, જાણે રાત્રિ પ્રભુને મળવા આવી હોય અને સૂર્યને જોઈને જાણે મનમાં લજાઈ ગઈ હોય, છતાંય તે પાછી મનમાં વિચાર કરીને જાણે સંધ્યા બની સ્થિર થઈ ગઈ હોય. ॥ ૨॥

**અગર ધૂપ બહુ જનુ અઁધિઆરી। ઉડ઼ઇ અબીર મનહુઁ અરુનારી॥**
**મંદિર મનિ સમૂહ જનુ તારા। નૃપ ગૃહ કલસ સો ઇંદુ ઉદારા॥૩॥**

અગરના ધૂપનો ઘણો જ ધુમાડો જાણે [સંધ્યાનો] અંધકાર છે અને જે અબીલ ઊડી રહ્યો છે તે તેની લાલિમા છે. મહેલોમાં જે મણિઓના સમૂહ છે, તે જાણે તારાગણ છે. રાજમહેલનો જે કળશ છે, તે જ જાણે શ્રેષ્ઠ ચન્દ્રમા છે. ॥૩॥

**ભવન બેદધુનિ અતિ મૃદુ બાની। જનુ ખગ મુખર સમયઁ જનુ સાની॥**
**કૌતુક દેખિ પતંગ ભુલાના। એક માસ તેઇઁ જાત ન જાના॥૪॥**

રાજભવનમાં જે અતિ કોમળ વાણીમાં વેદધ્વનિ થઈ રહ્યો છે, તે જ જાણો કે સમયાનુકૂળ તરબોળ બનેલ પક્ષીઓનો કલરવ છે. આ કૌતુક જોઈને સૂર્ય પણ પોતાની ગતિ ભૂલી ગયા. એક મહિનો વીતતો તેમણે જણાયો નહિ (અર્થાત્ તેમને એક મહિનો ત્યાં વીતી ગયો.) ॥૪॥

**દો૦ – માસ દિવસ કર દિવસ ભા મરમ ન જાનઇ કોઇ।**
**રથ સમેત રબિ થાકેઉ નિસા કવન બિધિ હોઇ॥૧૯૫॥**

મહિના જેટલા સમયનો એક દિવસ થઈ ગયો. આ રહસ્યને કોઈ નથી જાણતું. સૂર્યદેવ પોતાના રથસહિત ત્યાં જ રોકાઈ ગયા, તો રાત કઈ રીતે થાય! ॥૧૯૫॥

**ચૌ૦ – યહ રહસ્ય કાહૂઁ નહિં જાના। દિનમનિ ચલે કરત ગુનગાના॥**
**દેખિ મહોત્સવ સુર મુનિ નાગા। ચલે ભવન બરનત નિજ ભાગા॥૧॥**

આ રહસ્ય કોઈએ ન જાણ્યું. સૂર્યદેવ [ભગવાન શ્રીરામજીના] ગુણગાન કરતાં ચાલ્યા. આ મહોત્સવ જોઈને દેવતા, મુનિ અને નાગ પોતાના ભાગ્યનાં વખાણ કરીને પોતપોતાના ઘેર ચાલ્યા. ॥૧॥

**ઔરઉ એક કહઉઁ નિજ ચોરી। સુનુ ગિરિજા અતિ દૃઢ઼ મતિ તોરી॥**
**કાકભુસુંડિ સંગ હમ દોઊ। મનુજ રૂપ જાનઇ નહિં કોઊ॥૨॥**

હે પાર્વતી! તમારી બુદ્ધિ [શ્રીરામજીના ચરણોમાં] ઘણી જ દૃઢ છે, તેથી હું પણ પોતાની અન્ય એક છુપાવેલી વાત કહું છું, સાંભળો. કાકભુશુંડિ અને હું - બંને ત્યાં સાથે સાથે હતા, પરંતુ મનુષ્યરૂપમાં હોવાને કારણે અમને કોઈ ઓળખી ન શક્યું. ॥૨॥

**પરમાનંદ પ્રેમ સુખ ફૂલે। બીથિન્હ ફિરહિં મગન મન ભૂલે॥**
**યહ સુભ ચરિત જાન પૈ સોઈ। કૃપા રામ કૈ જાપર હોઈ॥૩॥**

પરમ આનંદ અને પ્રેમના સુખમાં ફુલાયેલા અમે બંને લીન મને (મસ્ત બની) ગલીઓમાં તન-મનનું ભાન ભૂલીને ફરતા હતા. પરંતુ આ શુભ ચરિત્ર તે જ જાણી શકે છે, જેના પર શ્રીરામજીની કૃપા હોય. ॥૩॥

**તેહિ અવસર જો જેહિ બિધિ આવા। દીન્હ ભૂપ જો જેહિ મન ભાવા॥**
**ગજ રથ તુરગ હેમ ગો હીરા। દીન્હે નૃપ નાનાબિધિ ચીરા॥૪॥**

એ અવસરે જે જેવી રીતે આવ્યા અને જેના મનને જે ગમ્યું, રાજાએ તેને તે આપ્યું. હાથી, રથ, ઘોડા, સોનું, ગાયો, હીરા અને જાતજાતનાં વસ્ત્રો રાજાએ આપ્યાં. ॥૪॥

**દોο – મન સંતોષે સબન્હિ કે જહઁ તહઁ દેહિં અસીસ ।**
**સકલ તનય ચિર જીવહુઁ તુલસિદાસ કે ઈસ ॥ ૧૯૬॥**

રાજાએ સર્વેના મનને સંતુષ્ટ કર્યાં. [એથી] સર્વે લોકો ચારે બાજુથી આશીર્વાદ આપી રહ્યા હતા કે તુલસીદાસના સ્વામી - સર્વ પુત્રો (ચારેય રાજકુમાર) ચિરંજીવી (દીર્ઘાયુ) થાઓ. ॥ ૧૯૬॥

**ચૌο – કછુક દિવસ બીતે એહિ ભાઁતી । જાત ન જાનિઅ દિન અરુ રાતી ॥**
**નામકરન કર અવસરુ જાની । ભૂપ બોલિ પઠએ મુનિ ગ્યાની ॥ ૧॥**

આ રીતે કેટલાક દિવસ વીતી ગયા. દિવસ અને રાત ક્યારે પસાર થઈ જાય છે તે જણાતું નથી. પછી નામકરણ-સંસ્કારનો સમય જાણીને રાજાએ જ્ઞાની મુનિ શ્રીવસિષ્ઠજીને તેડાવી લીધા. ॥ ૧॥

**કરિ પૂજા ભૂપતિ અસ ભાષા । ધરિઅ નામ જો મુનિ ગુનિ રાખા ॥**
**ઈન્હ કે નામ અનેક અનૂપા । મૈં નૃપ કહબ સ્વમતિ અનુરૂપા ॥ ૨॥**

મુનિની પૂજા કરીને રાજાએ કહ્યું – હે મુનિ! આપે મનમાં જે વિચારી રાખ્યાં હોય તે નામ રાખો. [મુનિએ કહ્યું –] હે રાજન્! આમનાં અનેક અનુપમ નામ છે. તેમ છતાં, હું પોતાની બુદ્ધિ અનુસાર કહીશ. ॥ ૨॥

**જો આનંદ સિંધુ સુખરાસી । સીકર તેં ત્રૈલોક સુપાસી ॥**
**સો સુખ ધામ રામ અસ નામા । અખિલ લોક દાયક બિશ્રામા ॥ ૩॥**

આ જે આનંદના સાગર અને સુખના ભંડાર છે, જે આનંદસિંધુના એક કણથી ત્રણેય લોક સુખી થઈ જાય છે, તેમનું (આપના સૌથી મોટા પુત્રનું) નામ 'રામ' છે; જે સુખનું ધામ અને સર્વે લોકોને શાંતિ આપનાર છે. ॥ ૩॥

**બિસ્વ ભરન પોષન કર જોઈ । તાકર નામ ભરત અસ હોઈ ॥**
**જાકે સુમિરન તેં રિપુ નાસા । નામ સત્રુહન બેદ પ્રકાસા ॥ ૪॥**

જે સંસારનું ભરણ-પોષણ કરે છે, તેમનું (આપના બીજા પુત્રનું) નામ 'ભરત' થશે. જેમના સ્મરણમાત્રથી શત્રુનો નાશ થાય છે, તેમનું વેદોમાં પ્રસિદ્ધ 'શત્રુઘ્ન' નામ છે. ॥ ૪॥

**દોο – લચ્છન ધામ રામ પ્રિય સકલ જગત આધાર ।**
**ગુરુ બસિષ્ટ તેહિ રાખા લછિમન નામ ઉદાર ॥ ૧૯૭॥**

જે શુભ લક્ષણોના ધામ, શ્રીરામજીના પ્રિય અને આખાય જગતના આધાર છે; ગુરુ વસિષ્ઠજીએ તેમનું 'લક્ષ્મણ' એવું શ્રેષ્ઠ નામ રાખ્યું. ॥ ૧૯૭॥

**ચૌο – ધરે નામ ગુર હૃદયઁ બિચારી । બેદ તત્વ નૃપ તવ સુત ચારી ॥**
**મુનિ ધન જન સરબસ સિવ પ્રાના । બાલ કેલિ રસ તેહિં સુખ માના ॥ ૧॥**

ગુરુજીએ હૃદયમાં વિચારીને આ નામો રાખ્યાં [અને કહ્યું –] હે રાજન્! તમારા ચારેય પુત્ર વેદોનું તત્ત્વ (સાક્ષાત પરાત્પર ભગવાન) છે. જે મુનિઓના ધન, ભક્તોના સર્વસ્વ અને શિવજીના પ્રાણ છે, તેમણે [આ સમયે આપ લોકોના પ્રેમવશ] બાળલીલાના રસમાં સુખ માન્યું છે. ॥ ૧॥

**બારેહિ તે નિજ હિત પતિ જાની। લછિમન રામ ચરન રતિ માની॥**
**ભરત સત્રુહન દૂનઉ ભાઈ। પ્રભુ સેવક જસિ પ્રીતિ બડ઼ાઈ॥૨॥**

બાળપણથી જ શ્રીરામચન્દ્રજીને પોતાના પરમ હિતૈષી સ્વામી જાણીને લક્ષ્મણજીએ તેમના ચરણોમાં પ્રીતિ જોડી દીધી. ભરત અને શત્રુઘ્ન બંને ભાઈઓમાં સ્વામી અને સેવકની જે પ્રીતિની પ્રશંસા છે તેવી પ્રીતિ થઈ ગઈ. ॥૨॥

**સ્યામ ગૌર સુંદર દોઉ જોરી। નિરખહિં છબિ જનનીં તૃન તોરી॥**
**ચારિઉ સીલ રૂપ ગુન ધામા। તદપિ અધિક સુખસાગર રામા॥૩॥**

શ્યામ અને ગૌર શરીરવાળી બંને સુંદર જોડીઓની શોભાને જોઈ માતાઓ તૃણ-તણખલું તોડે છે [જેથી નજર ન લાગી જાય]. આમ તો ચારેય પુત્ર શીલ, રૂપ અને ગુણના ધામ છે, તો પણ સુખના સાગર શ્રીરામચન્દ્રજી સર્વેથી ચઢિયાતા છે. ॥૩॥

**હૃદયઁ અનુગ્રહ ઇંદુ પ્રકાસા। સૂચત કિરન મનોહર હાસા॥**
**કબહુઁ ઉછંગ કબહુઁ બર પલના। માતુ દુલારઇ કહિ પ્રિય લલના॥૪॥**

તેમના હૃદયમાં કૃપારૂપી ચન્દ્રમા પ્રકાશિત છે. મનને હરનારું તેમનું હાસ્ય તે (કૃપારૂપી ચન્દ્રમા)ની કિરણોને સૂચિત કરે છે. ક્યારેક ખોળામાં [લઈને] અને ક્યારેક ઉત્તમ પારણામાં [સુવડાવી] માતા 'પ્રિય લાલ!' કહીને વહાલ વરસાવે છે. ॥૪॥

**દો૰– બ્યાપક બ્રહ્મ નિરંજન નિર્ગુન બિગત બિનોદ।**
**સો અજ પ્રેમ ભગતિ બસ કૌસલ્યા કેં ગોદ॥૧૯૮॥**

જે સર્વ વ્યાપક, નિરંજન (માયારહિત), નિર્ગુણ, વિનોદરહિત અને અજન્મા બ્રહ્મ છે, તે જ પ્રેમ અને ભક્તિને વશ કૌશલ્યાજીના ખોળામાં ખેલી રહ્યા છે. ॥૧૯૮॥

**ચૌ૰– કામ કોટિ છબિ સ્યામ સરીરા। નીલ કંજ બારિદ ગંભીરા॥**
**અરુન ચરન પંકજ નખ જોતી। કમલ દલન્હિ બૈઠે જનુ મોતી॥૧॥**

તેમના નીલ કમળ અને ગંભીર જળથી ભરેલા મેઘ સમાન શ્યામ શરીરમાં કરોડો કામદેવોની શોભા છે. લાલ-લાલ ચરણકમળોના નખોની શુભ્ર જ્યોતિ એવી જણાય છે કે જાણે લાલ કમળનાં પાંદડાંઓ પર મોતી સ્થિર થઈ ગયાં હોય. ॥૧॥

**રેખ કુલિસ ધ્વજ અંકુસ સોહે। નૂપુર ધુનિ સુનિ મુનિ મન મોહે॥**
**કટિ કિંકિની ઉદર ત્રય રેખા। નાભિ ગભીર જાન જેહિં દેખા॥૨॥**

[ચરણતળોમાં] વજ્ર, ધ્વજા અને અંકુશનાં ચિહ્ન શોભે છે. નૂપુર(ઝાંઝરી)નો ધ્વનિ સાંભળી મુનિઓનું પણ મન મોહિત થઈ જાય છે. કમરમાં કંદોરો છે, પેટ પર ત્રણ રેખાઓ (ત્રિવલી) છે. નાભિની ગંભીરતાને તો એ જ જાણે જેણે તે જોઈ છે. ॥૨॥

**ભુજ બિસાલ ભૂષન જુત ભૂરી। હિયઁ હરિ નખ અતિ સોભા રૂરી॥**
**ઉર મનિહાર પદિક કી સોભા। બિપ્ર ચરન દેખત મન લોભા॥૩॥**

ઘણાં જ આભૂષણોથી સુશોભિત વિશાળ ભુજાઓ છે. હૃદય પર વાઘના નખની ઘણી જ નિરાળી શોભા છે. છાતી ઉપર રત્નોથી યુક્ત મણિઓના હારની શોભા અને બ્રાહ્મણશ્રેષ્ઠ (ભૃગુ)ના ચરણચિહ્નને જોઈને મન લોભાઈ જાય છે. ॥૩॥

**કંબુ કંઠ અતિ ચિબુક સુહાઈ। આનન અમિત મદન છબિ છાઈ॥**
**દુઈ દુઈ દસન અધર અરુનારે। નાસા તિલક કો બરનૈ પારે॥૪॥**

કંઠ શંખના જેવો (ઢળતો-ઊંચો, ત્રણ રેખાઓથી સુશોભિત) છે અને હડપચી ઘણી જ સુંદર છે. મુખ પર અસંખ્ય કામદેવોની આભા છવાયેલી છે. બે બે સુંદર દંતુળિયો છે, લાલ-લાલ હોઠ છે. નાસિકા અને તિલક[ના સૌંદર્ય]નું તો વર્ણન જ કોણ કરી શકે છે? ॥૪॥

**સુંદર શ્રવન સુચારુ કપોલા। અતિ પ્રિય મધુર તોતરે બોલા॥**
**ચિક્કન કચ કુંચિત ગભુઆરે। બહુ પ્રકાર રચિ માતુ સઁવારે॥૫॥**

સુંદર કાન અને ઘણા જ સુંદર ગાલ છે. મધુર તોતડા શબ્દ ઘણા જ પ્રિય લાગે છે. જન્મના સમયથી જ રાખેલા સુંવાળા અને વાંકડિયા વાળ છે, જેને માતાએ અનેક રીતે ઓળીને સજાવી દીધા છે. ॥૫॥

**પીત ઝગુલિઆ તનુ પહિરાઈ। જાનુ પાનિ બિચરનિ મોહિ ભાઈ॥**
**રૂપ સકહિં નહિં કહિ શ્રુતિ સેષા। સો જાનઇ સપનેહુઁ જેહિં દેખા॥૬॥**

શરીર પર પીળું ઝભલું પહેરાવ્યું છે. તેમનું ઢીંચણે અને હાથના ટેકાએ ચાલવું મને ઘણું જ પ્રિય લાગે છે. તેમના રૂપનું વર્ણન વેદ અને શેષજી પણ નથી કરી શકતા. તેને તે જ જાણે છે, જેણે ક્યારેક સ્વપ્નમાં પણ જોયા હોય. ॥૬॥

**દો૦– સુખ સંદોહ મોહપર ગ્યાન ગિરા ગોતીત।**
**દંપતિ પરમ પ્રેમ બસ કર સિસુચરિત પુનીત॥૧૯૯॥**

જે સુખોના પુંજ, મોહથી પર તથા જ્ઞાન, વાણી અને ઈન્દ્રિયોથી અતીત છે તે ભગવાન, દશરથ-કૌશલ્યાના અત્યંત પ્રેમને વશ થઈને પવિત્ર બાળલીલા કરે છે. ॥૧૯૯॥

**ચૌ૦– એહિ બિધિ રામ જગત પિતુ માતા। કોસલપુર બાસિન્હ સુખદાતા॥**
**જિન્હ રઘુનાથ ચરન રતિ માની। તિન્હ કી યહ ગતિ પ્રગટ ભવાની॥૧॥**

આમ, [સંપૂર્ણ] જગતનાં માતા-પિતા શ્રીરામજી અવધપુરના નિવાસીઓને સુખ આપે છે. જેમણે શ્રીરામચન્દ્રજીના ચરણોમાં પ્રીતિ જોડી છે; હે ભવાની! તેમની આ પ્રત્યક્ષ ગતિ છે [કે ભગવાન તેમના પ્રેમવશ બાળલીલા કરી તેમને આનંદ આપી રહ્યા છે]. ॥૧॥

**રઘુપતિ બિમુખ જતન કર કોરી। કવન સકઇ ભવ બંધન છોરી॥**
**જીવ ચરાચર બસ કૈ રાખે। સો માયા પ્રભુ સોં ભય ભાખે॥ ૨॥**

શ્રીરઘુનાથજીથી વિમુખ રહીને મનુષ્ય ભલેને કરોડો ઉપાય કરે, પરંતુ એનું સંસારબંધન કોણ છોડાવી શકે છે. જેણે બધા ચરાચર જીવોને પોતાના વશમાં કરી રાખ્યા છે, તે માયા પણ પ્રભુથી ભયભીત રહે છે.

**ભૃકુટિ બિલાસ નચાવઇ તાહી। અસ પ્રભુ છાડ઼િ ભજિઅ કહુ કાહી॥**
**મન ક્રમ બચન છાડ઼િ ચતુરાઈ। ભજત કૃપા કરિહહિં રઘુરાઈ॥ ૩॥**

ભગવાન તે માયાને ભૃકુટિના ઈશારાથી નચાવે છે. આવા પ્રભુને છોડીને કહો [બીજા] કોનું ભજન કરાય! મન, વચન અને કર્મથી ચતુરાઈ છોડીને ભજતાં જ શ્રીરઘુનાથજી કૃપા કરશે. ॥ ૩॥

**એહિ બિધિ સિસુબિનોદ પ્રભુ કીન્હા। સકલ નગરબાસિન્હ સુખ દીન્હા॥**
**લૈ ઉછંગ કબહુઁક હલરાવૈ। કબહુઁ પાલનેં ઘાલિ ઝુલાવૈ॥ ૪॥**

આ રીતે પ્રભુ શ્રીરામચન્દ્રજીએ બાળક્રીડા કરી અને સમસ્ત નગરવાસીઓને સુખ આપ્યું. કૌશલ્યાજી ક્યારેક તેમને ખોળામાં લઈને (હેરવતાં-ફેરવતાં) રમાડતાં અને ક્યારેક પારણામાં સુવડાવી ઝુલાવતાં હતાં. ॥ ૪॥

**દો૦ – પ્રેમ મગન કૌસલ્યા નિસિ દિન જાત ન જાન।**
**સુત સનેહ બસ માતા બાલચરિત કર ગાન॥ ૨૦૦॥**

પ્રેમમાં મગ્ન કૌશલ્યાજી રાત અને દિવસનું વીતવું જાણતા ન હતાં. પુત્રના સ્નેહવશ માતા તેમનાં બાળચરિત્રોનું ગાન કર્યાં કરતાં. ॥ ૨૦૦॥

**ચૌ૦ – એક બાર જનનીં અન્હવાએ। કરિ સિંગાર પલનાઁ પૌઢ઼ાએ॥**
**નિજ કુલ ઈષ્ટદેવ ભગવાના। પૂજા હેતુ કીન્હ અસ્નાના॥ ૧॥**

એક વેળા માતાએ શ્રીરામચન્દ્રજીને સ્નાન કરાવ્યું અને શૃંગાર કરીને પારણામાં પોઢાડી દીધા. પછી પોતાના કુળના ઈષ્ટદેવ ભગવાનની પૂજા માટે સ્નાન કર્યું. ॥ ૧॥

**કરિ પૂજા નૈબેદ્ય ચઢ઼ાવા। આપુ ગઈ જહઁ પાક બનાવા॥**
**બહુરિ માતુ તહવાઁ ચલિ આઈ। ભોજન કરત દેખ સુત જાઈ॥ ૨॥**

પૂજા કરીને નૈવેદ્ય ચઢાવ્યું અને સ્વયં ત્યાં ગયાં કે જ્યાં રસોઈ બનાવવામાં આવતી હતી. પછી માતા ત્યાં (પૂજાસ્થાને) પાછા ફર્યાં, અને ત્યાં આવીને પુત્રને [ઈષ્ટદેવ ભગવાનને ધરાવેલા નૈવેદ્ય]નું ભોજન કરતાં જોયો. ॥ ૨॥

**ગૈ જનની સિસુ પહિં ભયભીતા। દેખા બાલ તહાઁ પુનિ સૂતા॥**
**બહુરિ આઇ દેખા સુત સોઈ। હૃદયઁ કંપ મન ધીર ન હોઈ॥ ૩॥**

[પારણામાં પુત્ર પોઢ્યો હતો, અહીં કોણે લાવીને બેસાડી દીધો, એ વાતથી બીને] માતા ભયભીત થઈને પુત્રના પારણા પાસે ગઈ તો ત્યાં બાળકને ઊંઘેલો જોયો. પછી [પૂજાસ્થાનમાં પાછા

ફરીને] જોયું કે એ જ પુત્ર ત્યાં [ભોજન કરી રહ્યો] છે. તેથી તેમના હૃદયમાં કંપન થવા લાગ્યું અને મનને ધીરજ ન રહી. ॥ ૩॥

**ઈહાઁ ઉહાઁ દુઇ બાલક દેખા। મતિભ્રમ મોર કિ આન બિસેષા॥**
**દેખિ રામ જનની અકુલાની। પ્રભુ હઁસિ દીન્હ મધુર મુસુકાની॥ ૪॥**

[તે વિચારવા માંડ્યાં કે] અહીં અને ત્યાં મેં બે બાળકો જોયાં. આ મારી બુદ્ધિનો ભ્રમ છે કે અન્ય કોઈ વિશેષ કારણ છે? પ્રભુ શ્રીરામચન્દ્રજી માતાને ગભરાયેલાં જોઈને મધુર મલકાઈને હસી પડ્યા. ॥ ૪॥

**દો૦ – દેખરાવા માતહિ નિજ અદ્‌ભુત રૂપ અખંડ।**
**રોમ રોમ પ્રતિ લાગે કોટિ કોટિ બ્રહ્મંડ॥ ૨૦૧॥**

પછી તેમણે માતાને પોતાનું અખંડ અદ્‌ભુત રૂપ બતાવ્યું, જેના એક-એક રુંવાડામાં કરોડો બ્રહ્માંડો સમાયેલાં હતાં. ॥ ૨૦૧॥

**ચૌ૦ – અગનિત રબિ સસિ સિવ ચતુરાનન। બહુ ગિરિ સરિત સિંધુ મહિ કાનન॥**
**કાલ કર્મ ગુન ગ્યાન સુભાઊ। સોઉ દેખા જો સુના ન કાઊ॥ ૧॥**

અગણિત સૂર્ય, ચન્દ્ર, શિવ, બ્રહ્મા, ઘણા બધા પર્વતો, નદીઓ, સમુદ્ર, પૃથ્વી, વન, કાળ, કર્મ, ગુણ, જ્ઞાન અને સ્વભાવ જોયા અને એ પદાર્થો પણ જોયા જે ક્યારેય સાંભળ્યા પણ ન હતા. ॥ ૧॥

**દેખી માયા સબ બિધિ ગાઢ઼ી। અતિ સભીત જોરેં કર ઠાઢ઼ી॥**
**દેખા જીવ નચાવઇ જાહી। દેખી ભગતિ જો છોરઇ તાહી॥ ૨॥**

સર્વે પ્રકારે બળવતી માયાને જોઈ કે જે [ભગવાનની સામે] અત્યંત ભયભીત હાથ જોડીને ઊભી છે. જીવને જોયો - જેને તે માયા નચાવે છે અને [પછી] ભક્તિને જોઈ જે આ જીવને [માયાથી] છોડાવી દે છે. ॥ ૨॥

**તન પુલકિત મુખ બચન ન આવા। નયન મૂદિ ચરનનિ સિરુ નાવા॥**
**બિસમયવંત દેખિ મહતારી। ભએ બહુરિ સિસુરૂપ ખરારી॥ ૩॥**

[માતાનું] શરીર પુલકિત થઈ ગયું. મુખથી વચન નથી નીકળતું. ત્યારે આંખો મીંચીને તેમણે શ્રીરામચન્દ્રજીના ચરણોમાં શીશ નમાવ્યું. માતાને આશ્ચર્યચકિત થયેલાં જોઈ ખરના શત્રુ શ્રીરામજી પાછા બાળસ્વરૂપે થઈ ગયા. ॥ ૩॥

**અસ્તુતિ કરિ ન જાઇ ભય માના। જગત પિતા મૈં સુત કરિ જાના॥**
**હરિ જનની બહુબિધિ સમુઝાઈ। યહ જનિ કતહુઁ કહસિ સુનુ માઈ॥ ૪॥**

[માતાથી] સ્તુતિ પણ નથી કરી શકાતી. તે ભય પામ્યાં કે મેં જગતપિતા પરમાત્માને પુત્રરૂપે જાણ્યાં. શ્રીહરિએ માતાને અનેક રીતે સમજાવ્યાં [અને કહ્યું –] હે માતા! સાંભળો આ વાત ક્યાંય પણ કહેશો નહિ. ॥ ૪॥

**દો૦ – બાર બાર કૌસલ્યા બિનય કરઇ કર જોરિ ।**
**અબ જનિ કબહૂઁ બ્યાપૈ પ્રભુ મોહિ માયા તોરિ ॥ ૨૦૨॥**

કૌશલ્યાજી વારંવાર હાથ જોડીને વિનંતી કરે છે કે હે પ્રભો! મને આપની માયા હવે ક્યારેય ન વ્યાપે. ॥ ૨૦૨॥

**ચૌ૦ – બાલચરિત હરિ બહુબિધિ કીન્હા । અતિ અનંદ દાસન્હ કહઁ દીન્હા ॥**
**કછુક કાલ બીતેં સબ ભાઈ । બડ઼ે ભએ પરિજન સુખદાઈ ॥ ૧॥**

ભગવાને અનેક પ્રકારની બાળલીલાઓ કરી અને પોતાના સેવકોને અત્યંત આનંદ આપ્યો. થોડોક સમય વીત્યા બાદ ચારેય ભાઈ મોટા થઈ કુટુંબીઓને સુખ આપનાર થયા. ॥ ૧॥

**ચૂડ઼ાકરન કીન્હ ગુરુ જાઈ । બિપ્રન્હ પુનિ દછિના બહુ પાઈ ॥**
**પરમ મનોહર ચરિત અપારા । કરત ફિરત ચારિઉ સુકુમારા ॥ ૨॥**

ત્યારે ગુરુજીએ જઈને મુંડન-સંસ્કાર કર્યા. (બાબરી ઉતરાવી.) બ્રાહ્મણોએ પછી ઘણી બધી દક્ષિણા મેળવી. ચારેય સુંદર રાજકુમાર ઘણા જ મનોહર અપાર ચરિત્રો કરતાં ફરે છે. ॥ ૨॥

**મન ક્રમ બચન અગોચર જોઈ । દસરથ અજિર બિચર પ્રભુ સોઈ ॥**
**ભોજન કરત બોલ જબ રાજા । નહિં આવત તજિ બાલ સમાજા ॥ ૩॥**

જે મન, વચન અને કર્મથી અગોચર છે તે જ પ્રભુ, દશરથજીના પ્રાંગણમાં વિચરી રહ્યા છે. ભોજન કરવાના સમયે જ્યારે તેમને રાજા બોલાવે છે, ત્યારે તેઓ પોતાના બાળસખાઓના સમાજને છોડીને આવતા નથી. ॥ ૩॥

**કૌસલ્યા જબ બોલન જાઈ । ઠુમુકુ ઠુમુકુ પ્રભુ ચલહિં પરાઈ ॥**
**નિગમ નેતિ સિવ અંત ન પાવા । તાહિ ધરૈ જનની હઠિ ધાવા ॥ ૪॥**

કૌશલ્યાજી જ્યારે બોલાવવા જાય છે, ત્યારે પ્રભુ ઠુમક-ઠુમક દોડી જાય છે. જેમને વેદ 'નેતિ' 'નેતિ' કહીને નિરૂપણ કરે છે અને શિવજી જેમનો પાર નથી પામ્યા, તેમને માતા હઠપૂર્વક પકડવા માટે દોડે છે. ॥ ૪॥

**ધૂસર ધૂરિ ભરેં તનુ આએ । ભૂપતિ બિહસિ ગોદ બૈઠાએ ॥ ૫॥**

તે શરીરે ધૂળભર્યાં આવ્યા અને રાજાએ હસીને તેમને ખોળામાં બેસાડી દીધા. ॥ ૫॥

**દો૦ – ભોજન કરત ચપલ ચિત ઇત ઉત અવસરુ પાઇ ।**
**ભાજિ ચલે કિલકત મુખ દધિ ઓદન લપટાઇ ॥ ૨૦૩॥**

ભોજન કરે છે, પણ ચિત્ત ચંચળ છે. અવસર પામીને દહીં-ભાતથી ખરડાયેલ મોંએ કિલકારી કરતાં આમ-તેમ નાસી ગયા. ॥ ૨૦૩॥

**ચૌ૦ –બાલચરિત અતિ‌સરલ સુહાએ। સારદ સેષ સંભુ શ્રુતિ ગાએ॥**
**જિન્હ કર મન ઈન્હ સન નહિં રાતા। તે જન બંચિત કિએ બિધાતા॥૧॥**

શ્રીરામચન્દ્રજીની ઘણી જ સરળ (ભોળી) અને સુંદર (મનને લોભાવનારી) બાળલીલાઓનું સરસ્વતીજી, શેષજી, શિવજી અને વેદોએ ગાન કર્યું છે. જેમનું મન આ લીલાઓમાં અનુરક્ત નથી થયું, વિધાતાએ તે મનુષ્યોને વંચિત કરી દીધા (નિતાંત ભાગ્યહીન બનાવ્યા). ॥૧॥

**ભએ કુમાર જબહિં સબ ભ્રાતા। દીન્હ જનેઊ ગુરુ પિતુ માતા॥**
**ગુરગૃહઁ ગએ પઢ઼ન રઘુરાઈ। અલપ કાલ બિદ્યા સબ આઈ॥૨॥**

જ્યારે બધા ભાઈ કુમારાવસ્થાએ પહોંચ્યા ત્યારે ગુરુ, પિતા અને માતાએ તેમના યજ્ઞોપવીત-સંસ્કાર કરી દીધા. શ્રીરઘુનાથજી [ભાઈઓ સહિત] ગુરુના ઘેર વિદ્યા અધ્યયન કરવા ગયા અને અલ્પ સમયમાં જ તેમને સર્વ વિદ્યાઓ આવડી ગઈ. ॥૨॥

**જાકી સહજ સ્વાસ શ્રુતિ ચારી। સો હરિ પઢ઼ યહ કૌતુક ભારી॥**
**બિદ્યા બિનય નિપુન ગુન સીલા। ખેલહિં ખેલ સકલ નૃપ લીલા॥૩॥**

ચારેય વેદ જેમના સ્વાભાવિક શ્વાસ છે, તે ભગવાન ભણે એ મોટું કૌતુક છે. ચારેય ભાઈ વિદ્યા, વિનય, ગુણ અને શીલમાં [ઘણા] નિપુણ છે અને સર્વે રાજાઓની લીલાઓના જ ખેલ ખેલે છે. ॥૩॥

**કરતલ બાન ધનુષ અતિ સોહા। દેખત રૂપ ચરાચર મોહા॥**
**જિન્હ બીથિન્હ બિહરહિં સબ ભાઈ। થકિત હોહિં સબ લોગ લુગાઈ॥૪॥**

હાથોમાં બાણ અને ધનુષ ઘણી જ શોભા આપે છે. રૂપ જોતાં જ ચરાચર મોહિત થઈ જાય છે. તે બધા ભાઈઓ જે શેરીઓમાં રમતાં રમતાં નીકળે છે, તે શેરીઓમાં બધાં સ્ત્રી-પુરુષ તેમને જોઈને સ્નેહથી શિથિલ થઈ જાય છે, અથવા ખચકાઈને ઊભા રહી જાય છે. ॥૪॥

**દો૦– કોસલપુર બાસી નર નારિ બૃદ્ધ અરુ બાલ।**
**પ્રાનહુ તે પ્રિય લાગત સબ કહુઁ રામ કૃપાલ॥૨૦૪॥**

કૌશલપુરમાં રહેનારાં સ્ત્રી, પુરુષ, વૃદ્ધ અને બાળક – બધાને કૃપાળુ શ્રીરામચન્દ્રજી પ્રાણોથી પણ અધિક પ્રિય લાગે છે. ॥૨૦૪॥

**ચૌ૦ –બંધુ સખા સઁગ લેહિં બોલાઈ। બન મૃગયા નિત ખેલહિં જાઈ॥**
**પાવન મૃગ મારહિં જિયઁ જાની। દિન પ્રતિ નૃપહિ દેખાવહિં આની॥૧॥**

શ્રીરામચન્દ્રજી ભાઈઓ અને ઇષ્ટ મિત્રોને બોલાવીને સાથે લઈ જાય છે અને નિત્ય વનમાં જઈ શિકાર ખેલે છે. મનમાં પવિત્ર જાણીને મૃગોને મારે છે અને પ્રતિદિન લાવીને રાજા(દશરથજી)ને બતાવે છે. ॥૧॥

**જે મૃગ રામ બાન કે મારે। તે તનુ તજિ સુરલોક સિધારે॥**
**અનુજ સખા સઁગ ભોજન કરહીં। માતુ પિતા અગ્યા અનુસરહીં॥ ૨॥**

જે મૃગો શ્રીરામજીનાં બાણથી મરતાં હતાં, તે દેહ છોડીને દેવલોકમાં ચાલ્યાં જતાં હતાં. શ્રીરામચન્દ્રજી પોતાના નાના ભાઈઓ અને સખાઓની સાથે ભોજન કરે છે અને માતાપિતાની આજ્ઞાનું પાલન કરે છે. ॥ ૨॥

**જેહિ બિધિ સુખી હોહિં પુર લોગા। કરહિં કૃપાનિધિ સોઇ સંજોગા॥**
**બેદ પુરાન સુનહિં મન લાઈ। આપુ કહહિં અનુજન્હ સમુઝાઈ॥ ૩॥**

જે રીતે નગરના લોકો સુખી થાય, કૃપાનિધાન શ્રીરામચન્દ્રજી તેવો જ સંજોગ (લીલા) કરે છે. તે ધ્યાનપૂર્વક વેદ-પુરાણ સાંભળે છે અને પછી પોતે નાના ભાઈઓને સમજાવીને કહે છે. ॥ ૩॥

**પ્રાતકાલ ઉઠિ કૈ રઘુનાથા। માતુ પિતા ગુરુ નાવહિં માથા॥**
**આયસુ માગિ કરહિં પુર કાજા। દેખિ ચરિત હરષઇ મન રાજા॥ ૪॥**

શ્રીરઘુનાથજી પ્રાતઃકાળે ઊઠીને માતા-પિતા અને ગુરુને શીશ નમાવે છે અને આજ્ઞા લઈને નગરનું કામ કરે છે. તેમનાં ચરિત્ર જોઈ-જોઈને રાજા મનમાં ઘણા હર્ષિત થાય છે. ॥ ૪॥

**દો૦ – બ્યાપક અકલ અનીહ અજ નિર્ગુન નામ ન રૂપ।**
**ભગત હેતુ નાના બિધિ કરત ચરિત્ર અનૂપ॥ ૨૦૫॥**

જે વ્યાપક, અકળ (નિરવયવ - કળી ન શકાય તેવા), ઈચ્છારહિત અજન્મા અને નિર્ગુણ છે; તથા જેમનું નથી નામ અને નથી રૂપ, તે જ ભગવાન ભક્તોને માટે અનેક પ્રકારનાં અનુપમ (અલૌકિક) ચરિત્ર કરે છે. ॥ ૨૦૫॥

**ચૌ૦ – યહ સબ ચરિત કહા મૈં ગાઈ। આગિલિ કથા સુનહુ મન લાઈ॥**
**બિસ્વામિત્ર મહામુનિ ગ્યાની। બસહિં બિપિન સુભ આશ્રમ જાની॥ ૧॥**

આ બધાં ચરિત્રો મેં ગાઈને (વખાણીને) કહ્યાં. હવે, આગળની કથા મન દઈને સાંભળો. જ્ઞાની મહામુનિ વિશ્વામિત્રજી વનમાં શુભ આશ્રમ (પવિત્ર સ્થાન) જાણીને રહેતા હતા. ॥ ૧॥

**જહઁ જપ જગ્ય જોગ મુનિ કરહીં। અતિ મારીચ સુબાહુહિ ડરહીં॥**
**દેખત જગ્ય નિસાચર ધાવહિં। કરહિં ઉપદ્રવ મુનિ દુખ પાવહિં॥ ૨॥**

જ્યાં તે મુનિ જપ, યજ્ઞ અને યોગ કરતા હતા, પરંતુ મારીચ અને સુબાહુથી ઘણા ડરતા હતા. યજ્ઞ જોતાં જ રાક્ષસ દોડી આવતા હતા અને ઉપદ્રવો કરતા હતા, જેથી મુનિ [ઘણું] દુઃખ પામતા હતા. ॥ ૨॥

**ગાધિતનય મન ચિંતા બ્યાપી। હરિ બિનુ મરહિં ન નિસિચર પાપી॥**
**તબ મુનિબર મન કીન્હ બિચારા। પ્રભુ અવતરેઉ હરન મહિ ભારા॥ ૩॥**

ગાધિના પુત્ર – વિશ્વામિત્રજીના મનમાં ચિંતા છવાઈ ગઈ કે આ પાપી રાક્ષસો ભગવાનના [માર્યા] વિના નહીં મરે. ત્યારે શ્રેષ્ઠ મુનિએ મનમાં વિચાર કર્યો કે પ્રભુએ પૃથ્વીનો ભાર હરવા માટે અવતાર લીધો છે. ॥ ૩॥

**એહૂઁ મિસ દેખૌં પદ જાઈ। કરિ બિનતી આનૌં દોઉ ભાઈ॥**
**ગ્યાન બિરાગ સકલ ગુન અયના। સો પ્રભુ મૈં દેખબ ભરિ નયના॥૪॥**

આ બહાને જઈને હું એમના ચરણોનાં દર્શન કરું અને પ્રાર્થના કરીને બંને ભાઈઓને લઈ આવું. [અહો!] જે જ્ઞાન, વૈરાગ્ય અને સર્વે ગુણોના ધામ છે, તે પ્રભુને હું નેત્રો ભરીને જોઈશ. ॥૪॥

**દો૦ – બહુબિધિ કરત મનોરથ જાત લાગિ નહિં બાર।**
**કરિ મજ્જન સરઊ જલ ગએ ભૂપ દરબાર॥૨૦૬॥**

અનેક પ્રકારના મનોરથ કરી (અયોધ્યા) જતાં તેમને વાર ન લાગી. સરયૂજીના જળમાં સ્નાન કરી તેઓ રાજાના દ્વારે પહોંચ્યા. ॥૨૦૬॥

**ચૌ૦ – મુનિ આગમન સુના જબ રાજા। મિલન ગયઉ લૈ બિપ્ર સમાજા॥**
**કરિ દંડવત મુનિહિ સનમાની। નિજ આસન બૈઠારેન્હિ આની॥૧॥**

રાજાએ જ્યારે મુનિનું આગમન સાંભળ્યું, ત્યારે તે બ્રાહ્મણોના સમાજને સાથે લઈને મળવા ગયા અને દંડવત્ કરીને મુનિનું સન્માન કરી, તેમને લાવીને પોતાના આસને બેસાડ્યા. ॥૧॥

**ચરન પખારિ કીન્હિ અતિ પૂજા। મો સમ આજુ ધન્ય નહિં દૂજા॥**
**બિબિધ ભાઁતિ ભોજન કરવાવા। મુનિબર હૃદયઁ હરષ અતિ પાવા॥૨॥**

ચરણોને ધોઈને ઘણી પૂજા કરી અને કહ્યું – મારા જેવો ધન્ય આજે બીજો કોઈ નથી. પછી અનેક પ્રકારનું ભોજન કરાવ્યું, જેથી શ્રેષ્ઠ મુનિએ પોતાના હૃદયમાં ઘણો જ હર્ષ પ્રાપ્ત કર્યો. ॥૨॥

**પુનિ ચરનનિ મેલે સુત ચારી। રામ દેખિ મુનિ દેહ બિસારી॥**
**ભએ મગન દેખત મુખ સોભા। જનુ ચકોર પૂરન સસિ લોભા॥૩॥**

પછી રાજાએ ચારેય પુત્રોને મુનિના ચરણોમાં મૂકી દીધા (તેમને પ્રણામ કરાવડાવ્યાં). શ્રીરામચન્દ્રજીને જોઈને મુનિ પોતાના દેહનું ભાન ભૂલી ગયા. તે શ્રીરામજીના મુખની શોભા જોતાં જ એવા લીન થઈ ગયા, જાણે ચકોર પૂર્ણ ચન્દ્રમાને જોઈને લોભાઈ ગયું હોય. ॥૩॥

**તબ મન હરષિ બચન કહ રાઊ। મુનિ અસ કૃપા ન કીન્હિહુ કાઊ॥**
**કેહિ કારન આગમન તુમ્હારા। કહહુ સો કરત ન લાવઉઁ બારા॥૪॥**

ત્યારે રાજાએ મનમાં હર્ષિત થઈને આ વચનો કહ્યાં – હે મુનિ! આ રીતે કૃપા તો આપે કદીય કરી નથી. આજે કયા કારણથી આપનું શુભ આગમન થયું? કહો, હું તેને પૂરું કરવામાં વાર લગાડીશ નહિ. ॥૪॥

**અસુર સમૂહ સતાવહિં મોહી। મૈં જાચન આયઉઁ નૃપ તોહી॥**
**અનુજ સમેત દેહુ રઘુનાથા। નિસિચર બધ મૈં હોબ સનાથા॥૫॥**

[મુનિએ કહ્યું –] હે રાજન્! રાક્ષસોનો સમૂહ મને બહુ સતાવે છે. એટલે હું તમારા પાસે કંઈક માગવા આવ્યો છું. નાના ભાઈ સહિત શ્રીરઘુનાથજીને તમે મને આપો. રાક્ષસોનો વધ થયા બાદ હું સનાથ (સુરક્ષિત) થઈ જઈશ. ॥૫॥

**દો૦ – દેહુ ભૂપ મન હરષિત તજહુ મોહ અગ્યાન ।**
**ધર્મ સુજસ પ્રભુ તુમ્હ કૌં ઇન્હ કહુઁ અતિ કલ્યાન ॥ ૨૦૭॥**

હે રાજન્! મને પ્રસન્ન મનથી તેમને આપી દો, મોહ અને અજ્ઞાનને છોડી દો. હે સ્વામી! એનાથી તમને ધર્મ અને સુયશની પ્રાપ્તિ થશે અને આમનું પરમ કલ્યાણ થશે. ॥ ૨૦૭॥

**ચૌ૦ – સુનિ રાજા અતિ અપ્રિય બાની । હ્રદય કંપ મુખ દુતિ કુમુલાની ॥**
**ચૌથેંપન પાયઉઁ સુત ચારી । બિપ્ર બચન નહિં કહેહુ બિચારી ॥ ૧॥**

આ અત્યંત અપ્રિય વાણી સાંભળીને રાજાનું હ્રદય કંપી ઊઠ્યું અને તેમના મુખની કાંતિ ઝાંખી પડી ગઈ. [તેમણે કહ્યું –] હે બ્રાહ્મણ શ્રેષ્ઠ! મેં ચોથાપણામાં એટલે કે વૃદ્ધાવસ્થામાં ચાર પુત્રો પ્રાપ્ત કર્યા છે, આપે વિચારીને વાત કરી નથી. ॥ ૧॥

**માગહુ ભૂમિ ધેનુ ધન કોસા । સર્બસ દેઉઁ આજુ સહરોસા ॥**
**દેહ પ્રાન તેં પ્રિય કછુ નાહીં । સોઉ મુનિ દેઉઁ નિમિષ એક માહીં ॥ ૨॥**

હે મુનિ! આપ પૃથ્વી, ગાય, ધન અને ખજાનો માંગી લો, હું આજે ઘણા આનંદ સાથે મારું સર્વસ્વ આપી દઈશ. દેહ અને પ્રાણથી અધિક પ્રિય કંઈ પણ હોતું નથી, હું તે પણ એક પળમાં આપી દઈશ. ॥ ૨॥

**સબ સુત પ્રિય મોહિ પ્રાન કિ નાઈં । રામ દેત નહિં બનઈ ગોસાઈં ॥**
**કહુઁ નિસિચર અતિ ઘોર કઠોરા । કહુઁ સુંદર સુત પરમ કિસોરા ॥ ૩॥**

બધા પુત્રો મને પ્રાણોસમાન પ્રિય છે; તેમાં પણ હે પ્રભો! રામને તો [કોઈ પણ રીતે] આપવા બની શકે તેમ નથી. ક્યાં અતિ બિહામણા અને ક્રૂર રાક્ષસો અને ક્યાં પરમ કિશોર અવસ્થાના મારા સુંદર પુત્ર! ॥ ૩॥

**સુનિ નૃપ ગિરા પ્રેમ રસ સાની । હ્રદયઁ હરષ માના મુનિ ગ્યાની ॥**
**તબ બસિષ્ટ બહુબિધિ સમુઝાવા । નૃપ સંદેહ નાસ કહુઁ પાવા ॥ ૪॥**

પ્રેમરસમાં તરબોળ થયેલ રાજાની વાણી સાંભળી જ્ઞાની મુનિ વિશ્વામિત્રજીએ હ્રદયમાં ઘણો હર્ષ અનુભવ્યો. ત્યારે વસિષ્ઠજીએ રાજાને અનેક રીતે સમજાવ્યા, જેથી રાજાનો સંશય નાશ પામ્યો. ॥ ૪॥

**અતિ આદર દોઉ તનય બોલાએ । હ્રદયઁ લાઇ બહુ ભાઁતિ સિખાએ ॥**
**મેરે પ્રાન નાથ સુત દોઊ । તુમ્હ મુનિ પિતા આન નહિં કોઊ ॥ ૫॥**

રાજાએ ઘણા જ આદરથી બંને પુત્રોને બોલાવ્યા અને હ્રદય સાથે ચાંપી ઘણી જાતની શિખામણો આપી અને [પછી કહ્યું –] હે નાથ! આ બંને પુત્રો મારા પ્રાણ છે. હે મુનિ! [હવે] આપ જ એમના પિતા છો, અન્ય કોઈ નથી. ॥ ૫॥

**દો૦ – સૌંપે ભૂપ રિષિહિ સુત બહુબિધિ દેઈ અસીસ ।**
**જનની ભવન ગએ પ્રભુ ચલે નાઈ પદ સીસ ॥ ૨૦૮ (ક)॥**

રાજાએ ઘણી રીતે આશીર્વાદ આપી પુત્રોને ઋષિને સોંપી દીધા. પછી પ્રભુ માતાના મહેલમાં ગયા અને તેમના ચરણોમાં શીશ નમાવી ચાલ્યા. ॥ ૨૦૮ (ક)॥

**સો૦ – પુરુષસિંહ દોઉ બીર હરષિ ચલે મુનિ ભય હરન ।**
**કૃપાસિંધુ મતિધીર અખિલ બિસ્વ કારન કરન ॥ ૨૦૮ (ખ)॥**

પુરુષોમાં સિંહ સમાન બંને ભાઈ (રામ-લક્ષ્મણ) મુનિનો ભય હરવા પ્રસન્ન થઈને ચાલ્યા. તે કૃપાના સાગર, ધીરબુદ્ધિ અને સંપૂર્ણ વિશ્વના કારણોના પણ કારણ છે. ॥ ૨૦૮ (ખ)॥

**ચૌ૦ – અરુન નયન ઉર બાહુ બિસાલા । નીલ જલજ તનુ સ્યામ તમાલા ॥**
**કટિ પટ પીત કસેં બર ભાથા । રુચિર ચાપ સાયક દુહુઁ હાથા ॥ ૧॥**

ભગવાનનાં લાલ નેત્રો છે, પહોળી છાતી અને વિશાળ ભુજાઓ છે. નીલકમળ અને તમાલ વૃક્ષ જેવું શ્યામ શરીર છે. કમરમાં પીતામ્બર [પહેરેલ] અને સુંદર ભાથો બાંધેલો છે. બંને હાથોમાં [ક્રમશઃ] સુંદર ધનુષ અને બાણ છે. ॥ ૧॥

**સ્યામ ગૌર સુંદર દોઉ ભાઈ । બિસ્વામિત્ર મહાનિધિ પાઈ ॥**
**પ્રભુ બ્રહ્મન્યદેવ મૈં જાના । મોહિ નિતિ પિતા તજેઉ ભગવાના ॥ ૨॥**

શ્યામ અને ગૌર વર્ણના બંને ભાઈ પરમ સુંદર છે. વિશ્વામિત્રજીને મહાન ખજાનો પ્રાપ્ત થઈ ગયો. [તે વિચારવા લાગ્યા –] હું જાણી ગયો કે પ્રભુ બ્રહ્મણ્યદેવ (બ્રાહ્મણના)ના ભક્ત છે. મારા માટે ભગવાને પોતાના પિતાને પણ છોડી દીધા. ॥ ૨॥

**ચલે જાત મુનિ દીન્હિ દેખાઈ । સુનિ તાડ઼કા ક્રોધ કરિ ધાઈ ॥**
**એકહિં બાન પ્રાન હરિ લીન્હા । દીન જાનિ તેહિ નિજ પદ દીન્હા ॥ ૩॥**

માર્ગમાં ચાલ્યા જતાં મુનિએ તાડકાને બતાવી. અવાજ સાંભળતાં જ તે ક્રોધ કરીને દોડી. શ્રીરામજીએ એક જ બાણથી તેના પ્રાણ હરી લીધા અને દીન જાણીને તેને નિજપદ આપ્યું. ॥ ૩॥

**તબ રિષિ નિજ નાથહિ જિયઁ ચીન્હી । બિદ્યાનિધિ કહુઁ બિદ્યા દીન્હી ॥**
**જાતે લાગ ન છુધા પિપાસા । અતુલિત બલ તનુ તેજ પ્રકાસા ॥ ૪॥**

ત્યારે ઋષિ વિશ્વામિત્રજીએ ચિત્તમાં, પોતાના સ્વામીને ઓળખી લીધા હોવા છતાંય લીલાને પૂર્ણ કરવા માટે એવી વિદ્યા આપી, જેથી ભૂખ-તરસ ન લાગે અને શરીરમાં અતુલિત બળ અને તેજનો પ્રકાશ રહે. ॥ ૪॥

**દો૦ – આયુધ સર્બ સમર્પિ કૈ પ્રભુ નિજ આશ્રમ આનિ ।**
**કંદ મૂલ ફલ ભોજન દીન્હ ભગતિ હિત જાનિ ॥ ૨૦૯॥**

બધાંય અસ્ત્ર-શસ્ત્ર સમર્પણ કરીને મુનિ પ્રભુ શ્રીરામજીને પોતાના આશ્રમમાં લઈ આવ્યા, અને એમને પરમ હિતકારી જાણીને ભક્તિપૂર્વક કંદ, મૂળ અને ફળનું ભોજન કરાવ્યું. ॥ ૨૦૯॥

**ચૌ૦ – પ્રાત કહા મુનિ સન રઘુરાઈ। નિર્ભય જગ્ય કરહુ તુમ્હ જાઈ॥**
**હોમ કરન લાગે મુનિ ઝારી। આપુ રહે મખ કીં રખવારી॥૧॥**

સવારે શ્રીરઘુનાથજીએ મુનિને કહ્યું – આપ જઈને નીડર બની યજ્ઞ કરો. આ સાંભળીને બધા મુનિ હવન કરવા લાગ્યા. આપ (શ્રીરામજી) યજ્ઞની ચોકી કરવા લાગ્યા. ॥૧॥

**સુનિ મારીચ નિસાચર ક્રોહી। લૈ સહાય ધાવા મુનિદ્રોહી॥**
**બિનુ ફર બાન રામ તેહિ મારા। સત જોજન ગા સાગર પારા॥૨॥**

આ સમાચાર સાંભળી મુનિઓનો શત્રુ ક્રોધી રાક્ષસ મારીચ પોતાના સહાયકોને લઈને દોડ્યો. શ્રીરામજીએ ફણા વગરનું બાણ તેને માર્યું, જેનાથી તે સો યોજનના વિસ્તારવાળા સમુદ્રની પાર જઈને પડ્યો. ॥૨॥

**પાવક સર સુબાહુ પુનિ મારા। અનુજ નિસાચર કટકુ સઁઘારા॥**
**મારિ અસુર દ્વિજ નિર્ભયકારી। અસ્તુતિ કરહિં દેવ મુનિ ઝારી॥૩॥**

પછી સુબાહુને અગ્નિબાણ માર્યું. આ બાજુ નાના ભાઈ લક્ષ્મણજીએ રાક્ષસોની સેનાનો સંહાર કરી દીધો. આ રીતે શ્રીરામજીએ રાક્ષસોને મારીને બ્રાહ્મણોને નિર્ભય કરી દીધા. ત્યારે સર્વે દેવતા અને મુનિ સ્તુતિ કરવા મંડ્યા. ॥૩॥

**તહઁ પુનિ કછુક દિવસ રઘુરાયા। રહે કીન્હિ બિપ્રન્હ પર દાયા॥**
**ભગતિ હેતુ બહુ કથા પુરાના। કહે બિપ્ર જદ્યપિ પ્રભુ જાના॥૪॥**

શ્રીરઘુનાથજીએ ત્યાં કેટલાક દિવસ વધુ રહીને બ્રાહ્મણો પર દયા કરી. ભક્તિના કારણે વિશ્વામિત્રજીએ તેમને પુરાણોની ઘણી બધી કથાઓ કહી, જોકે પ્રભુ સર્વે જાણતા જ હતા. ॥૪॥

**તબ મુનિ સાદર કહા બુઝાઈ। ચરિત એક પ્રભુ દેખિઅ જાઈ॥**
**ધનુષજગ્ય સુનિ રઘુકુલ નાથા। હરષિ ચલે મુનિબર કે સાથા॥૫॥**

તે પછી મુનિએ આદરપૂર્વક સમજાવીને કહ્યું – હે પ્રભો! ચાલીને એક ચરિત્ર જુઓ. રઘુકુળના સ્વામી શ્રીરામચન્દ્રજી ધનુષયજ્ઞ [ની વાત] સાંભળીને મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રજી સાથે પ્રસન્ન થઈને ચાલ્યા. ॥૫॥

**આશ્રમ એક દીખ મગ માહીં। ખગ મૃગ જીવ જંતુ તહઁ નાહીં॥**
**પૂછા મુનિહિ સિલા પ્રભુ દેખી। સકલ કથા મુનિ કહા બિસેષી॥૬॥**

માર્ગમાં એક આશ્રમ દેખાયો. ત્યાં પશુ-પક્ષી, કોઈ પણ જીવ-જંતુ હતાં નહીં. પથ્થરની એક શિલાને જોઈને પ્રભુએ પૂછ્યું, ત્યારે મુનિએ વિસ્તારપૂર્વક સર્વે કથા કહી. ॥૬॥

**દો૦ – ગૌતમ નારિ શ્રાપ બસ ઉપલ દેહ ધરિ ધીર।**
**ચરન કમલ રજ ચાહતિ કૃપા કરહુ રઘુબીર॥૨૧૦॥**

ગૌતમ મુનિની સ્ત્રી અહલ્યા શાપવશ પથ્થરનો દેહ ધારણ કરી ઘણી ધીરજ સાથે આપના ચરણકમળોની રજ ઇચ્છે છે. હે રઘુવીર! આની ઉપર કૃપા કરો. ॥૨૧૦॥

**છં૦ – પરસત પદ પાવન સોક નસાવન પ્રગટ ભઈ તપપુંજ સહી।**
**દેખત રઘુનાયક જન સુખદાયક સનમુખ હોઈ કર જોરિ રહી॥**
**અતિ પ્રેમ અધીરા પુલક સરીરા મુખ નહિં આવઈ બચન કહી।**
**અતિસય બડ઼ભાગી ચરનન્હિ લાગી જુગલ નયન જલધાર બહી॥૧॥**

શ્રીરામજીના પવિત્ર અને શોકનો નાશ કરનારા ચરણોનો સ્પર્શ મળતાં જ સાચેસાચ તે તપોમૂર્તિ અહલ્યા પ્રકટ થઈ ગયાં. ભક્તોને સુખ આપનારા શ્રીરઘુનાથજીને જોઈને તે હાથ જોડીને સામે ઊભાં રહ્યાં. અત્યંત પ્રેમને લીધે તે અધીર બની ગયાં. તેમનું શરીર પુલકિત થઈ ગયું; મુખથી વચન કહી શકતાં ન હતાં. તે અત્યંત મોટા ભાગ્યવાળાં અહલ્યા પ્રભુના ચરણોમાં નમી પડ્યાં અને તેમનાં બંને નેત્રોમાં જળ(પ્રેમ અને આનંદના આંસુઓ)ની ધારા વહેવા લાગી. ॥૧॥

**ધીરજુ મન કીન્હા પ્રભુ કહુઁ ચીન્હા રઘુપતિ કૃપાઁ ભગતિ પાઈ।**
**અતિ નિર્મલ બાનીં અસ્તુતિ ઠાની ગ્યાનગમ્ય જય રઘુરાઈ॥**
**મૈં નારિ અપાવન પ્રભુ જગ પાવન રાવન રિપુ જન સુખદાઈ।**
**રાજીવ બિલોચન ભવ ભય મોચન પાહિ પાહિ સરનહિં આઈ॥૨॥**

વળી, તેણે મનમાં ધીરજ ધરીને પ્રભુને ઓળખ્યા અને શ્રીરઘુનાથજીની કૃપા વડે ભક્તિ પ્રાપ્ત કરી. ત્યારે અત્યંત નિર્મળ વાણીથી તેણે [આ રીતે] સ્તુતિનો આરંભ કર્યો – હે જ્ઞાનથી જાણવા યોગ્ય શ્રીરઘુનાથજી! આપનો જય થાઓ! હું [સહજ જ] અપવિત્ર સ્ત્રી છું; અને હે પ્રભો! આપ જગતને પવિત્ર કરનારા, ભક્તોને સુખ આપનારા અને રાવણના શત્રુ છો. હે કમળનયન! હે સંસાર (જન્મ-મૃત્યુ)ના ભયથી છોડાવનાર! હું આપની શરણમાં આવી છું, [મારી] રક્ષા કરો, રક્ષા કરો. ॥૨॥

**મુનિ શ્રાપ જો દીન્હા અતિ ભલ કીન્હા પરમ અનુગ્રહ મૈં માના।**
**દેખેઉઁ ભરિ લોચન હરિ ભવ મોચન ઇહઇ લાભ સંકર જાના॥**
**બિનતી પ્રભુ મોરી મૈં મતિ ભોરી નાથ ન માગઉઁ બર આના।**
**પદ કમલ પરાગા રસ અનુરાગા મમ મન મધુપ કરૈ પાના॥૩॥**

મુનિએ મને જે શાપ આપ્યો, તે ઘણું જ સારું કર્યું. હું તેને અત્યંત અનુગ્રહ [કરી] માનું છું, કે જેના કારણે મેં સંસારથી છોડાવનારા શ્રીહરિ(આપ)ને નેત્ર ભરીને જોયા. આને (આપનાં દર્શનને) જ શંકરજી સૌથી મોટો લાભ સમજે છે. હે પ્રભો! હું બુદ્ધિમાં ઘણી ભોળી છું. મારી એક વિનંતી છે. હે નાથ! હું બીજું કોઈ વર દાન નથી માગતી, કેવળ એ જ ઇચ્છું છું કે મારો મનરૂપી ભમરો આપના ચરણકમળની રજના પ્રેમરૂપી રસનું સદા પાન કરતો રહે. ॥૩॥

**જેહિં પદ સુરસરિતા પરમ પુનીતા પ્રગટ ભઈ સિવ સીસ ધરી।**
**સોઈ પદ પંકજ જેહિ પૂજત અજ મમ સિર ધરેઉ કૃપાલ હરી॥**
**એહિ ભાઁતિ સિધારી ગૌતમ નારી બાર બાર હરિ ચરન પરી।**
**જો અતિ મન ભાવા સો બરુ પાવા ગૈ પતિ લોક અનંદ ભરી॥૪॥**

જે ચરણોથી પરમપવિત્ર દેવનદી ગંગાજી પ્રકટ થયાં, જેને શિવજીએ શીશ પર ધારણ કર્યાં અને જે ચરણકમળોને બ્રહ્માજી પૂજે છે, તે જ કૃપાળુ હરિ(આપે) મારા સિરે મૂક્યાં. આ રીતે [સ્તુતિ

કરતાં કરતાં] વારંવાર ભગવાનના ચરણોમાં પડીને ચાલી નીકળી. મનને જે ઘણો જ સારો લાગ્યો તે વરને પામીને ગૌતમની સ્ત્રી અહલ્યા આનંદમાં ગરકાવ થઈ પતિલોકમાં જતી રહી. ॥૪॥

**દો૦ – અસ પ્રભુ દીનબંધુ હરિ કારન રહિત દયાલ।**
**તુલસિદાસ સઠ તેહિ ભજુ છાડ़િ કપટ જંજાલ॥૨૧૧॥**

પ્રભુ શ્રીરામચન્દ્રજી એવા દીનબંધુ અને વિનાકારણે ય દયા કરનારા છે. તુલસીદાસજી કહે છે, હે શઠ [મન]! તું કપટ-જાળ છોડીને એમનું જ ભજન કર. ॥૨૧૧॥

## માસપારાયણ, સાતમો વિશ્રામ

**ચૌ૦ – ચલે રામ લછિમન મુનિ સંગા। ગએ જહાઁ જગ પાવનિ ગંગા॥**
**ગાધિસૂનુ સબ કથા સુનાઈ। જેહિ પ્રકાર સુરસરિ મહિ આઈ॥૧॥**

શ્રીરામજી અને લક્ષ્મણજી મુનિની સાથે ચાલ્યા. તેઓ ત્યાં ગયા કે જ્યાં જગતને પવિત્ર કરનારાં ગંગાજી હતાં. મહારાજ ગાધિના પુત્ર વિશ્વામિત્રજીએ તે આખીય કથા કહી સંભળાવી, કે કઈ રીતે દેવનદી ગંગાજી પૃથ્વી પર આવ્યાં હતાં. ॥૧॥

**તબ પ્રભુ રિષિન્હ સમેત નહાએ। બિબિધ દાન મહિદેવન્હિ પાએ॥**
**હરષિ ચલે મુનિ બૃંદ સહાયા। બેગિ બિદેહ નગર નિઅરાયા॥૨॥**

ત્યારે પ્રભુએ ઋષિઓ સહિત [ગંગાજીમાં] સ્નાન કર્યું. બ્રાહ્મણોએ જાતજાતનાં દાન પ્રાપ્ત કર્યાં. પછી મુનિવૃંદ સાથે તે પ્રસન્ન થઈને ચાલ્યા અને શીઘ્ર જનકપુરની સમીપે પહોંચી ગયા. ॥૨॥

**પુર રમ્યતા રામ જબ દેખી। હરષે અનુજ સમેત બિસેષી॥**
**બાપીં કૂપ સરિત સર નાના। સલિલ સુધાસમ મનિ સોપાના॥૩॥**

શ્રીરામજીએ જ્યારે જનકપુરની શોભા જોઈ, ત્યારે નાના ભાઈ લક્ષ્મણસહિત અત્યંત હર્ષિત થયા. ત્યાં અનેક વાવડીઓ, કૂવા, નદી અને તળાવ છે, તેમાં અમૃત સમાન જળ છે અને મણિઓનાં પગથિયાં [બનેલાં] છે. ॥૩॥

**ગુંજત મંજુ મત્ત રસ ભૃંગા। કૂજત કલ બહુબરન બિહંગા॥**
**બરન બરન બિકસે બનજાતા। ત્રિબિધ સમીર સદા સુખદાતા॥૪॥**

મકરંદ-રસથી મદોન્મત થયેલા ભમરા ગુંજન કરી રહ્યા છે. રંગબેરંગી [ઘણા બધા] પક્ષીઓ કલરવ કરી રહ્યા છે. રંગરંગનાં કમળો ખીલ્યાં છે. સદા (દરેક ઋતુઓમાં) સુખ આપનારો શીતળ, મંદ, સુગંધી પવન વાઈ રહ્યો છે. ॥૪॥

**દો૦ – સુમન બાટિકા બાગ બન બિપુલ બિહંગ નિવાસ।**
**ફૂલત ફલત સુપલ્લવત સોહત પુર ચહુઁ પાસ॥૨૧૨॥**

પુષ્પવાટિકા (ફૂલવાડી), બાગ અને વન, જેમાં ઘણાંય પક્ષીઓના નિવાસ છે; તે ફૂલતા-ફળતાં તેમજ સુંદર પાંદડાંઓથી લદાઈને (સુપલ્લવિત બનીને) નગરના ચારેય તરફ સુશોભિત છે. ॥૨૧૨॥

**ચૌ૦ – બનઇ ન બરનત નગર નિકાઈ। જહાઁ જાઇ મન તહઁઈઁ લોભાઈ॥**
**ચારુ બજારુ બિચિત્ર અઁબારી। મનિમય બિધિ જનુ સ્વકર સઁવારી॥૧॥**

નગરની સુંદરતાનું વર્ણન કરી શકાતું જ નથી. મન જ્યાં જાય છે ત્યાં લોભાઈ જાય છે. સુંદર બજાર છે, મણિઓથી બનેલા વિચિત્ર છજ્જાં છે, જાણે કે બ્રહ્માએ તેમને પોતાના હાથોથી બનાવ્યા હોય. ॥૧॥

**ધનિક બનિક બર ધનદ સમાના। બૈઠે સકલ બસ્તુ લૈ નાના॥**
**ચૌહટ સુંદર ગલીં સુહાઈ। સંતત રહહિં સુગંધ સિંચાઈ॥૨॥**

કુબેર સમાન શ્રેષ્ઠ ધનિક વહેપારી દરેક જાતની અનેક વસ્તુઓ લઈને [દુકાનોમાં] બેઠા છે. સુંદર ચૌટા અને રમણીય શેરીઓ સદાય સુગંધીથી સિંચાયેલ રહે છે. ॥૨॥

**મંગલમય મંદિર સબ કેરેં। ચિત્રિત જનુ રતિનાથ ચિતેરેં॥**
**પુર નર નારિ સુભગ સુચિ સંતા। ધરમસીલ ગ્યાની ગુનવંતા॥૩॥**

બધાનાં ઘર મંગળમય છે અને તેમના ઉપર ચિત્રો કંડારેલાં છે, જાણે કામદેવરૂપી ચિત્રકારે અંકિત કર્યાં હોય. નગરનાં સ્ત્રી-પુરુષો સુંદર, પવિત્ર, સાધુ-સ્વભાવવાળા, ધર્માત્મા, જ્ઞાની અને ગુણવાન છે. ॥૩॥

**અતિ અનૂપ જહઁ જનક નિવાસૂ। બિથકહિં બિબુધ બિલોકિ બિલાસૂ॥**
**હોત ચકિત ચિત કોટ બિલોકી। સકલ ભુવન સોભા જનુ રોકી॥૪॥**

જ્યાં જનકજીનો અત્યંત અનુપમ (સુંદર) નિવાસ (મહેલ) છે, ત્યાંના વિલાસ(ઐશ્વર્ય)ને જોઈને દેવતા પણ થાકી [સ્તંભિત થઈ] જાય છે. [મનુષ્યોની તો વાત જ શું?] કિલ્લા(રાજમહેલના કોટ)ને જોઈને ચિત્ત ચકિત થઈ જાય છે, [એમ માલૂમ થાય છે] જાણે તેણે સમસ્ત લોકોની શોભાને રોકી (ઘેરી) રાખી છે. ॥૪॥

**દો૦ – ધવલ ધામ મનિ પુરટ પટ સુઘટિત નાના ભાઁતિ।**
**સિય નિવાસ સુંદર સદન સોભા કિમિ કહિ જાતિ॥૨૧૩॥**

સ્વચ્છ ઉજ્જ્વળ મહેલોમાં અનેક પ્રકારના સુંદર રીતે બનેલાં [બારીઓ અને ઝરોખામાં] મણિજડિત સોનાના બારણાં લાગેલાં છે. સીતાજીના રહેવાના સુંદર મહેલની શોભાનું વર્ણન કરી જ કેવી રીતે શકાય! ॥૨૧૩॥

**ચૌ૦ – સુભગ દ્વાર સબ કુલિસ કપાટા। ભૂપ ભીર નટ માગધ ભાટા॥**
**બની બિસાલ બાજિ ગજ સાલા। હય ગય રથ સંકુલ સબ કાલા॥૧॥**

રાજમહેલના બધા દરવાજા (ફાટક) સુંદર છે, જેનામાં વજ્રના (મજબૂત અથવા હીરાનાં ચમકતાં) બારણાં લાગેલાં છે. જ્યાં [આધીન] રાજાઓ, નટો, માગધો અને ભાટોની ભીડ લાગેલી રહે છે. ઘોડા અને હાથીઓને માટે મોટીમોટી ઘોડારો અને ગજશાળાઓ (હાથીખાઈ) બનેલી છે. જે સર્વકાળે, ઘોડા, હાથી અને રથોથી ભરેલી રહે છે. ॥૧॥

**સૂર સચિવ સેનપ બહુતેરે। નૃપગૃહ સરિસ સદન સબ કેરે॥**
**પુર બાહેર સર સરિત સમીપા। ઉતરે જહઁ તહઁ બિપુલ મહીપા॥ ૨॥**

ઘણા બધા શૂરવીરો, મંત્રીઓ અને સેનાપતિઓ છે. તે સર્વેનાં ઘર પણ રાજમહેલ જેવા જ છે. નગરની બહાર તળાવ અને નદીની પાસે ચારે બાજુ ઘણા બધા રાજાલોકોએ ઉતારો કર્યો (તંબુ તાણ્યાં) છે. ॥ ૨॥

**દેખિ અનૂપ એક અઁવરાઈ। સબ સુપાસ સબ ભાઁતિ સુહાઈ॥**
**કૌસિક કહેઉ મોર મનુ માના। ઈહાઁ રહિઅ રઘુબીર સુજાના॥ ૩॥**

ત્યાં એક અનુપમ આંબાવાડિયું સર્વે પ્રકારે સુસજ્જ તથા દરેક રીતે રમણીય હતું તે જોઈને વિશ્વામિત્રજીએ કહ્યું – હે સુજ્ઞ રઘુવીર! મારું મન કહે છે કે અહીં જ રહી જઈએ. ॥ ૩॥

**ભલેહિં નાથ કહિ કૃપાનિકેતા। ઉતરે તહઁ મુનિ બૃંદ સમેતા॥**
**બિસ્વામિત્ર મહામુનિ આએ। સમાચાર મિથિલાપતિ પાએ॥ ૪॥**

કૃપાના ધામ શ્રીરામચન્દ્રજી 'બહુ સારું સ્વામિન્' કહીને મુનિઓના સમૂહ સાથે ત્યાં જ રોકાઈ ગયા. મિથિલાપતિ જનકજીને જ્યારે આ સમાચાર મળ્યા કે મહામુનિ વિશ્વામિત્ર આવ્યા છે – ॥ ૪॥

**દો૦ – સંગ સચિવ સુચિ ભૂરિ ભટ ભૂસુર બર ગુર ગ્યાતિ।**
**ચલે મિલન મુનિનાયકહિ મુદિત રાઉ એહિ ભાઁતિ॥ ૨૧૪॥**

ત્યારે તેમણે પવિત્ર હૃદયવાળા (ઈમાનદાર, સ્વામીભક્ત) મંત્રી, ઘણાબધા યોદ્ધા, શ્રેષ્ઠ બ્રાહ્મણ, ગુરુ (શતાનંદજી) અને પોતાની જ્ઞાતિના શ્રેષ્ઠ લોકોને સાથે લીધા અને આમ પ્રસન્નતા સાથે રાજા જનકજી મુનિઓના સ્વામી વિશ્વામિત્રજીને મળવા ચાલ્યા. ॥ ૨૧૪॥

**ચૌ૦ – કીન્હ પ્રનામુ ચરન ધરિ માથા। દીન્હિ અસીસ મુદિત મુનિનાથા॥**
**બિપ્રબૃંદ સબ સાદર બંદે। જાનિ ભાગ્ય બડ઼ રાઉ અનંદે॥ ૧॥**

રાજાએ મુનિના ચરણોમાં સિર નમાવી પ્રણામ કર્યાં. મુનિઓના સ્વામી વિશ્વામિત્રજીએ પ્રસન્ન થઈને આશીર્વાદ આપ્યા. પછી રાજાએ આખીય બ્રાહ્મણમંડળીને આદરસહિત પ્રણામ કર્યાં અને પોતાનું મોટું ભાગ્ય જાણીને આનંદિત થયા. ॥ ૧॥

**કુસલ પ્રસ્ન કહિ બારહિં બારા। બિસ્વામિત્ર નૃપહિ બૈઠારા॥**
**તેહિ અવસર આએ દોઉ ભાઈ। ગએ રહે દેખન ફુલવાઈ॥ ૨॥**

વારંવાર કુશળપ્રશ્નો કરીને વિશ્વામિત્રજીએ રાજાને બેસાડ્યા. એ જ વખતે બંને ભાઈ આવી પહોંચ્યા જે ફૂલવાડી જોવા ગયા હતા. ॥ ૨॥

**સ્યામ ગૌર મૃદુ બયસ કિસોરા। લોચન સુખદ બિસ્વ ચિત ચોરા॥**
**ઉઠે સકલ જબ રઘુપતિ આએ। બિસ્વામિત્ર નિકટ બૈઠાએ॥ ૩॥**

સુકુમાર કિશોરાવસ્થાવાળા, શ્યામ અને ગૌર વર્ણના બંને કુમાર નેત્રોને સુખ આપનારા અને આખાય વિશ્વના ચિત્તને ચોરનારા છે. જ્યારે રઘુનાથજી આવ્યા ત્યારે બધા [તેમના રૂપ અને તેજથી પ્રભાવિત થઈને] ઊઠીને ઊભા થઈ ગયા. વિશ્વામિત્રજીએ તેમને પોતાની પાસે બેસાડી દીધા. ॥ ૩॥

**ભએ સબ સુખી દેખિ દોઉ ભ્રાતા। બારિ બિલોચન પુલકિત ગાતા॥**
**મૂરતિ મધુર મનોહર દેખી। ભયઉ બિદેહુ બિદેહુ બિસેષી॥૪॥**

બંને ભાઈઓને જોઈને બધા સુખી થયા. બધાનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં (આનંદ અને પ્રેમનાં આંસુ ઊભરાયાં) અને શરીર રોમાંચિત થઈ ગયાં. રામજીની મધુર મનોહર મૂર્તિને જોઈને વિદેહ (જનક) વિશેષરૂપે વિદેહ (દેહના સાન-ભાનથી રહિત) થઈ ગયા. ॥૪॥

**દો૦ – પ્રેમ મગન મનુ જાનિ નૃપુ કરિ બિબેકુ ધરિ ધીર।**
**બોલેઉ મુનિ પદ નાઈ સિરુ ગદગદ ગિરા ગભીર॥૨૧૫॥**

મનને પ્રેમમાં લીન જાણીને રાજા જનકે વિવેકનો આશ્રય લઈને ધીરજ ધારણ કર્યું અને મુનિના ચરણોમાં શીશ નમાવી ગદ્ગદ (પ્રેમભરી) ગંભીર વાણીમાં કહ્યું – ॥૨૧૫॥

**ચૌ૦ – કહહુ નાથ સુંદર દોઉ બાલક। મુનિકુલ તિલક કિ નૃપકુલ પાલક॥**
**બ્રહ્મ જો નિગમ નેતિ કહિ ગાવા। ઉભય બેષ ધરિ કી સોઈ આવા॥૧॥**

હે નાથ! કહો, આ બંને સુંદર બાળક મુનિકુળનાં આભૂષણ છે કે કોઈ રાજવંશના રક્ષક? અથવા જેનું વેદોએ 'નેતિ' 'નેતિ' કહીને ગાન કર્યું છે, શું તે જ બ્રહ્મ તો યુગલરૂપ ધારણ કરીને નથી આવ્યું? ॥૧॥

**સહજ બિરાગરૂપ મનુ મોરા। થકિત હોત જિમિ ચંદ ચકોરા॥**
**તાતે પ્રભુ પૂછઉઁ સતિભાઊ। કહહુ નાથ જનિ કરહુ દુરાઊ॥૨॥**

મારું મન જે સ્વાભાવિક રૂપે જ વૈરાગ્યરૂપ [બનેલું] છે, [આમને જોઈને] એ રીતે મુગ્ધ થઈ રહ્યું છે જેમ ચન્દ્રમાને જોઈને ચકોર. હે પ્રભો! એટલે જ હું આપને સત્ય (નિશ્છલ) ભાવે પૂછું છું. હે નાથ! બતાવો, છૂપું ન રાખશો. ॥૨॥

**ઇન્હહિ બિલોકત અતિ અનુરાગા। બરબસ બ્રહ્મસુખહિ મન ત્યાગા॥**
**કહ મુનિ બિહસિ કહેહુ નૃપ નીકા। બચન તુમ્હાર ન હોઈ અલીકા॥૩॥**

એમને જોતાં જ અત્યંત પ્રેમને વશ થઈને મારા મને જબરજસ્તીથી બ્રહ્મસુખને ત્યાગી દીધું છે. મુનિએ હસીને કહ્યું – હે રાજન્! આપે ઠીક (યથાર્થ જ) કહ્યું. આપનું વચન મિથ્યા હોઈ ન શકે. ॥૩॥

**એ પ્રિય સબહિ જહાઁ લગિ પ્રાની। મન મુસુકાહિં રામુ સુનિ બાની॥**
**રઘુકુલ મનિ દસરથ કે જાએ। મમ હિત લાગિ નરેસ પઠાએ॥૪॥**

જગતમાં જ્યાં સુધી (જેટલા પણ) પ્રાણી છે, સર્વેને એ પ્રિય છે. મુનિની (રહસ્યમય) વાણી સાંભળીને મનમાં ને મનમાં શ્રીરામજી મલકાય છે (હસીને જાણે સંકેત કરે છે કે રહસ્ય ખોલશો નહિ). [ત્યારે મુનિએ કહ્યું –] એ રઘુકુળમણિ મહારાજ દશરથના પુત્ર છે. મારા ભલાને માટે રાજાએ એમને મારી સાથે મોકલ્યા છે. ॥૪॥

**દો૦ – રામુ લખનુ દોઉ બંધુબર રૂપ સીલ બલ ધામ।**
**મખ રાખેઉ સબુ સાખિ જગુ જિતે અસુર સંગ્રામ॥૨૧૬॥**

આ રામ અને લક્ષ્મણ બંને શ્રેષ્ઠ ભાઈઓ રૂપ, શીલ તથા બળના ધામ છે. આખું જગત [આ વાતનું] સાક્ષી છે કે તેમણે યુદ્ધમાં અસુરોને જીતીને મારા યજ્ઞની રક્ષા કરી છે. ॥૨૧૬॥

**ચૌ૦ – મુનિ તવ ચરન દેખિ કહ રાઊ। કહિ ન સકઉઁ નિજ પુન્ય પ્રભાઊ॥**
**સુંદર સ્યામ ગૌર દોઉ ભ્રાતા। આનઁદહૂ કે આનઁદ દાતા॥૧॥**

રાજા જનકે કહ્યું – હે મુનિ! આપના ચરણોનાં દર્શન કરી હું પોતાના પુણ્ય-પ્રભાવ કહી નથી શકતો. આ સુંદર શ્યામ અને ગૌર વર્ણના બંને ભાઈઓ આનંદને પણ આનંદ આપનારા છે. ॥૧॥

**ઈન્હ કૈ પ્રીતિ પરસપર પાવનિ। કહિ ન જાઈ મન ભાવ સુહાવનિ॥**
**સુનહુ નાથ કહ મુદિત બિદેહૂ। બ્રહ્મ જીવ ઈવ સહજ સનેહૂ॥૨॥**

એમની પરસ્પરની પ્રીતિ ઘણી પવિત્ર અને સોહામણી છે, તે મનને ઘણી ગમે છે, પરંતુ [વાણીથી] કહી શકાતી જ નથી. વિદેહ (જનકજી) આનંદિત થઈને ફરી કહે છે – હે નાથ! સાંભળો, બ્રહ્મ અને જીવની જેમ એમનામાં સ્વાભાવિક પ્રેમ છે. ॥૨॥

**પુનિ પુનિ પ્રભુહિ ચિતવ નરનાહૂ। પુલક ગાત ઉર અધિક ઉછાહૂ॥**
**મુનિહિ પ્રસંસિ નાઈ પદ સીસૂ। ચલેઉ લવાઈ નગર અવનીસૂ॥૩॥**

રાજા વારંવાર પ્રભુને જુએ છે. (દૃષ્ટિ ત્યાંથી ખસવા જ નથી માગતી). [પ્રેમથી] શરીર પુલકિત થઈ રહ્યું છે અને હૃદયમાં ઘણો ઉત્સાહ છે. [પછી] મુનિની પ્રશંસા કરીને એમના ચરણોમાં શીશ નમાવીને રાજા તેમને નગરમાં લઈ ચાલ્યા. ॥૩॥

**સુંદર સદનુ સુખદ સબ કાલા। તહાઁ બાસુ લૈ દીન્હ ભુઆલા॥**
**કરિ પૂજા સબ બિધિ સેવકાઈ। ગયઉ રાઉ ગૃહ બિદા કરાઈ॥૪॥**

એક સુંદર મહેલ જે સર્વ કાળે (બધી ઋતુઓમાં) સુખદાયક હતો, ત્યાં રાજાએ તેમને લઈ જઈને ઉતારો આપ્યો. તત્પશ્ચાત્ સર્વે પ્રકારે પૂજા અને સેવા કરીને રાજા વિદાય માગીને પોતાના ઘેર ગયા. ॥૪॥

**દો૦ – રિષય સંગ રઘુબંસ મનિ કરિ ભોજનુ બિશ્રામુ।**
**બૈઠે પ્રભુ ભ્રાતા સહિત દિવસુ રહા ભરિ જામુ॥૨૧૭॥**

રઘુકુળના શિરોમણિ પ્રભુ શ્રીરામચન્દ્રજી ઋષિઓની સાથે ભોજન અને વિશ્રામ કરીને ભાઈ લક્ષ્મણસહિત બેઠા. તે સમયે પ્રહરમાત્ર જેટલો દિવસ બાકી રહ્યો હતો. ॥૨૧૭॥

**ચૌ૦ – લખન હૃદયઁ લાલસા બિસેષી। જાઈ જનકપુર આઈઅ દેખી॥**
**પ્રભુ ભય બહુરિ મુનિહિ સકુચાહીં। પ્રગટ ન કહહિં મનહિં મુસુકાહીં॥૧॥**

લક્ષ્મણજીના હૃદયમાં વિશેષ લાલસા છે કે જઈને જનકપુર જોઈ આવીએ. પરંતુ પ્રભુ શ્રીરામચન્દ્રજીનો ડર છે અને વળી, મુનિથી પણ શરમાય છે. એટલે પ્રકટમાં કશું કહેતા નથી. મનમાં ને મનમાં મલકાય છે. ॥૧॥

**રામ અનુજ મન કી ગતિ જાની। ભગત બછલતા હિયઁ હુલસાની॥**
**પરમ બિનીત સકુચિ મુસુકાઈ। બોલે ગુર અનુસાસન પાઈ॥૨॥**

[અંતર્યામી] શ્રીરામચન્દ્રજીએ નાના ભાઈના મનની દશા જાણી લીધી, [ત્યારે] એમના હૃદયમાં ભક્તવત્સલતા ઊમટી પડી. તેઓ ગુરુની આજ્ઞા મેળવી ઘણા જ વિનયની સાથે સંકોચાતાં, અને મલકાતાં બોલ્યા – ॥ ૨॥

**નાથ લખનુ પુરુ દેખન ચહહીં। પ્રભુ સકોચ ડર પ્રગટ ન કહહીં॥**
**જૌં રાઉર આયસુ મૈં પાવૌં। નગર દેખાઈ તુરત લૈ આવૌં॥ ૩॥**

હે નાથ! લક્ષ્મણ નગર જોવા ઈચ્છે છે, પરંતુ પ્રભુ(આપ)ના ડર અને સંકોચના લીધે સ્પષ્ટ નથી કહેતા. જો આપની આજ્ઞા પામું, તો હું એમને નગર દેખાડીને તુરત જ [પાછા] લઈ આવું. ॥ ૩॥

**સુનિ મુનીસુ કહ બચન સપ્રીતી। કસ ન રામ તુમ્હ રાખહુ નીતી॥**
**ધરમ સેતુ પાલક તુમ્હ તાતા। પ્રેમ બિબસ સેવક સુખદાતા॥ ૪॥**

આ સાંભળીને મુનીશ્વર વિશ્વામિત્રજીએ પ્રેમસહિત વચનો કહ્યાં – હે રામ! તમે નીતિની રક્ષા કેમ નહીં કરો; હે તાત! તમે ધર્મની મર્યાદાનું પાલન કરનારા અને પ્રેમને વશીભૂત થઈને સેવકોને સુખ આપનારા છો. ॥ ૪॥

**દો૰ – જાઈ દેખિ આવહુ નગરુ સુખ નિધાન દોઉ ભાઈ।**
**કરહુ સુફલ સબ કે નયન સુંદર બદન દેખાઈ॥ ૨૧૮॥**

સુખના નિધાન બંને ભાઈ જઈને નગર જોઈ આવો. પોતાનાં સુંદર મુખ દેખાડીને સર્વે [નગરવાસીઓ]નાં નેત્રોને સફળ કરો. ॥ ૨૧૮॥

**ચૌ૰ – મુનિ પદ કમલ બંદિ દોઉ ભ્રાતા। ચલે લોક લોચન સુખ દાતા॥**
**બાલક બૃંદ દેખિ અતિ સોભા। લગે સંગ લોચન મનુ લોભા॥ ૧॥**

બધાય લોકોનાં નેત્રોને સુખ આપનારા બંને ભાઈઓ મુનિના ચરણકમળોની વંદના કરીને ચાલ્યા. બાળકોનાં ટોળાં તેમના [સૌંદર્યની] અત્યંત શોભા જોઈને સાથે જોડાઈ ગયાં. તેમનાં નેત્ર અને મન [આમના માધુર્ય પર] લોભાઈ ગયાં. ॥ ૧॥

**પીત બસન પરિકર કટિ ભાથા। ચારુ ચાપ સર સોહત હાથા॥**
**તન અનુહરત સુચંદન ખોરી। સ્યામલ ગૌર મનોહર જોરી॥ ૨॥**

[બંને ભાઈઓનાં] પીળાં રંગનાં વસ્ત્રો છે, કમરમાં [પીળાં] દુપટ્ટાથી ભાથાં બાંધેલાં છે. હાથોમાં સુંદર ધનુષ-બાણ સુશોભિત છે. [શ્યામ અને ગૌર વર્ણનાં] શરીરોને અનુકૂળ (અર્થાત્ જેમના પર જે રંગનું ચંદન વધુ શોભે તેમની ઉપર તે જ રંગના) સુંદર ચંદનનો લેપ કર્યો છે. શ્યામ અને ગૌરા-[રંગ]ની મનોહર જોડી છે. ॥ ૨॥

**કેહરિ કંધર બાહુ બિસાલા। ઉર અતિ રુચિર નાગમનિ માલા॥**
**સુભગ સોન સરસીરુહ લોચન। બદન મયંક તાપત્રય મોચન॥ ૩॥**

સિંહના જેવી (પુષ્ટ) ગર્દન (ગળાનો પાછળનો ભાગ) છે; વિશાળ ભુજાઓ છે. [પહોળી] છાતી ઉપર અત્યંત સુંદર ગજમુક્તાની માળા છે. સુંદર લાલકમળના જેવાં નેત્રો છે. ત્રણેય તાપથી છોડાવનારા ચન્દ્રમાના જેવું મુખ છે. ॥ ૩॥

**કાનન્હિ કનક ફૂલ છબિ દેહીં। ચિતવત ચિતહિ ચોરિ જનુ લેહીં॥**
**ચિતવનિ ચારુ ભૃકુટિ બર બાઁકી। તિલક રેખ સોભા જનુ ચાઁકી॥૪॥**

કાનોમાં સોનાનાં કર્ણફૂલ [અત્યંત] શોભા આપી રહ્યાં છે અને જોતાં જ [જોનારાના] ચિત્તને જાણે ચોરી લે છે. તેમની દૃષ્ટિ (ચિતવન) ઘણી મનોહર છે અને ભ્રમરો વાંકી અને સુંદર છે. [લલાટ ઉપર] તિલકની રેખાઓ એવી સુંદર છે જાણે [મૂર્તિમંત] શોભા ઉપર છાપ લગાવી દીધી હોય. ॥૪॥

**દો૦ – રુચિર ચૌતનીં સુભગ સિર મેચક કુંચિત કેસ।**
**નખ સિખ સુંદર બંધુ દોઉ સોભા સકલ સુદેસ॥૨૧૯॥**

શીશ ઉપર ચૌખૂણી ઉત્તમ ટોપીઓ છે, કાળા અને વાંકડિયા વાળ છે. બંને ભાઈ નખથી લઈને શિખા સુધી (નખશિખ) સુંદર છે અને સર્વે શોભા જ્યાં જેવી જોઈએ તેવી જ છે. ॥૨૧૯॥

**ચૌ૦ – દેખન નગર ભૂપસુત આએ। સમાચાર પુરબાસિન્હ પાએ॥**
**ધાએ ધામ કામ સબ ત્યાગી। મનહુઁ રંક નિધિ લૂટન લાગી॥૧॥**

જ્યારે પુરવાસીઓને આ સમાચાર મળ્યા કે બંને રાજકુમાર નગર જોવાને માટે આવ્યા છે, ત્યારે તે સર્વે ઘરબાર અને સર્વે કામ-કાજ છોડીને એવા દોડ્યા જાણે દરિદ્રી [ધનનો] ખજાનો લૂંટવા દોડી પડ્યા હોય. ॥૧॥

**નિરખિ સહજ સુંદર દોઉ ભાઈ। હોહિં સુખી લોચન ફલ પાઈ॥**
**જુબતીં ભવન ઝરોખન્હિ લાગીં। નિરખહિં રામ રૂપ અનુરાગીં॥૨॥**

સ્વભાવથી જ સુંદર બંને ભાઈઓને જોઈને તે લોકો નેત્રોનું ફળ પામીને સુખી થઈ રહ્યાં છે. જુવાન સ્ત્રીઓ ઘરના ઝરૂખાઓમાં ઊભી રહી પ્રેમસહિત શ્રીરામચન્દ્રજીના રૂપને જોઈ રહી છે. ॥૨॥

**કહહિં પરસપર બચન સપ્રીતી। સખિ ઇન્હ કોટિ કામ છબિ જીતી॥**
**સુર નર અસુર નાગ મુનિ માહીં। સોભા અસિ કહુઁ સુનિઅતિ નાહીં॥૩॥**

તેઓ પરસ્પર ઘણા પ્રેમથી વાતો કરી રહી છે – હે સખી! આમણે કરોડો કામદેવોની શોભાને જીતી લીધી છે. દેવતા, મનુષ્ય, અસુર, નાગ અને મુનિઓમાં આવી શોભા તો ક્યાંય સાંભળવામાં પણ આવતી નથી. ॥૩॥

**બિષ્નુ ચારિ ભુજ બિધિ મુખ ચારી। બિકટ બેષ મુખ પંચ પુરારી॥**
**અપર દેઉ અસ કોઉ ન આહી। યહ છબિ સખી પટતરિઅ જાહી॥૪॥**

ભગવાન વિષ્ણુને ચાર ભુજાઓ છે, બ્રહ્માજીને ચાર મુખ છે, શિવજીનો વિકટ (ભયાનક) વેશ છે અને એમનાં પાંચ મુખ છે. હે સખી! બીજો કોઈ પણ દેવ એવો નથી કે જેની સાથે આ શોભાને ઉપમા આપી શકાય. ॥૪॥

**દો૦ – બય કિસોર સુષમા સદન સ્યામ ગૌર સુખ ધામ।**
**અંગ અંગ પર વારિઅહિં કોટિ કોટિ સત કામ॥૨૨૦॥**

એમની કિશોર અવસ્થા છે, એ સુંદરતાના ધામ, શ્યામ અને ગૌરા રંગના તથા સુખના ધામ છે. એમના અંગેઅંગ ઉપર કરોડો-અરબો કામદેવોને ન્યોછાવર કરી દેવા જોઈએ. ॥૨૨૦॥

**ચૌ૦ – કહહુ સખી અસ કો તનુ ધારી। જો ન મોહ યહ રૂપ નિહારી॥**
**કોઉ સપ્રેમ બોલી મૃદુ બાની। જો મૈં સુના સો સુનહુ સયાની॥૧॥**

હે સખી! [ભલા] કહો તો એવો કોણ દેહધારી હશે જે આ રૂપને જોઈને મોહિત ન થઈ જાય (અર્થાત્ આ રૂપ જડ-ચેતન સર્વેને મોહિત કરનારું છે). [ત્યારે] કોઈ બીજી સખી પ્રેમસહિત કોમળ વાણીમાં બોલી – હે સમજુ! મેં જે સાંભળ્યું છે તેને સાંભળો – ॥૧॥

**એ દોઉ દસરથ કે ઢોટા। બાલ મરાલન્હિ કે કલ જોટા॥**
**મુનિ કૌસિક મખ કે રખવારે। જિન્હ રન અજિર નિસાચર મારે॥૨॥**

આ બંને [રાજકુમાર] મહારાજ દશરથજીના પુત્રો છે. બાળરાજહંસોના જેવું સુંદર જોડું છે. તેઓ મુનિ વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા કરનારા છે, તેમણે યુદ્ધના મેદાનમાં રાક્ષસોને માર્યા છે. ॥૨॥

**સ્યામ ગાત કલ કંજ બિલોચન। જો મારીચ સુભુજ મદુ મોચન॥**
**કૌસલ્યા સુત સો સુખ ખાની। નામુ રામુ ધનુ સાયક પાની॥૩॥**

જેમનું શ્યામ શરીર અને નેત્ર સુંદર કમળ જેવાં છે, જેમ મારીચ અને સુબાહુના મદને ચૂર કરનારા અને સુખોની ખાણ છે અને જેમણે હાથમાં ધનુષ-બાણ ધરી રાખ્યાં છે, તે કૌશલ્યાજીના પુત્ર છે, તેમનું નામ રામ છે. ॥૩॥

**ગૌર કિસોર બેષુ બર કાછેં। કર સર ચાપ રામ કે પાછેં॥**
**લછિમનુ નામુ રામ લઘુ ભ્રાતા। સુનુ સખિ તાસુ સુમિત્રા માતા॥૪॥**

જેમનો રંગ ગૌર છે અને કિશોર અવસ્થા છે અને જેઓ સુંદર વેશ બનાવી અને હાથમાં ધનુષ-બાણ લઈને શ્રીરામજીની પાછળ-પાછળ ચાલી રહ્યા છે, તે એમના નાના ભાઈ છે; તેમનું નામ લક્ષ્મણ છે. હે સખી! સાંભળો, તેમની માતા સુમિત્રા છે. ॥૪॥

**દો૦ – બિપ્રકાજુ કરિ બંધુ દોઉ મગ મુનિબધૂ ઉધારિ।**
**આએ દેખન ચાપમખ સુનિ હરષીં સબ નારિ॥૨૨૧॥**

બંને ભાઈ બ્રાહ્મણ વિશ્વામિત્રનું કાર્ય કરીને અને માર્ગમાં મુનિ ગૌતમની સ્ત્રી અહલ્યાનો ઉદ્ધાર કરીને અહીં ધનુષયજ્ઞ જોવા આવ્યા છે. આ સાંભળીને સર્વે સ્ત્રીઓ પ્રસન્ન થઈ. ॥૨૨૧॥

**ચૌ૦ – દેખિ રામ છબિ કોઉ એક કહઈ। જોગુ જાનકિહિ યહ બરુ અહઈ॥**
**જૌં સખિ ઇન્હહિ દેખ નરનાહૂ। પન પરિહરિ હઠિ કરઇ બિબાહૂ॥૧॥**

શ્રીરામચન્દ્રજીની કાંતિ જોઈને કોઈ એક (બીજી સખી) કહેવા લાગી – આ વર જાનકીને યોગ્ય છે. હે સખી! જો ક્યાંક રાજા એમને જોઈ લે તો પ્રતિજ્ઞા છોડીને હઠપૂર્વક એમની સાથે જ વિવાહ કરાવી દેશે. ॥૧॥

**કોઉ કહ એ ભૂપતિ પહિચાને। મુનિ સમેત સાદર સનમાને॥**
**સખિ પરંતુ પનુ રાઉ ન તજઈ। બિધિ બસ હઠિ અબિબેકહિ ભજઈ॥૨॥**

કોઈકે કહ્યું – રાજાએ એમને ઓળખી લીધા છે અને મુનિની સાથે આમનું આદરપૂર્વક સન્માન કર્યું છે. પરંતુ હે સખી! રાજા પોતાનું પ્રણ નથી છોડતો. તે ભાવિને વશીભૂત થઈને હઠપૂર્વક અવિવેકનો જ આશ્રય લઈ રહ્યો છે (પ્રણને વળગી રહેવાની મૂર્ખતા નથી છોડતો). ॥૨॥

**કોઉ કહ જૌં ભલ અહઈ બિધાતા। સબ કહઁ સુનિઅ ઉચિત ફલ દાતા॥**
**તૌ જાનકિહિ મિલિહિ બરુ એહૂ। નાહિન આલિ ઈહાઁ સંદેહૂ॥૩॥**

કોઈ કહે છે – જો વિધાતા સારો હોય તો સાંભળવામાં આવ્યું છે કે તે સર્વેને ઉચિત ફળ આપે છે, તો જાનકીજીને આ જ વર મળશે. હે સખી! આમાં સંદેહ નથી. ॥૩॥

**જૌં બિધિ બસ અસ બનૈ સઁજોગૂ। તૌ કૃતકૃત્ય હોઈ સબ લોગૂ॥**
**સખિ હમરેં આરતિ અતિ તાતેં। કબહુઁક એ આવહિં એહિ નાતેં॥૪॥**

કદાચ દૈવયોગથી આવો સંજોગ બની જાય તો આપણે સૌ લોકો કૃતાર્થ થઈ જઈએ. હે સખી! મને તો આથી જ એટલી વધુ આતુરતા થઈ રહી છે કે આ સંબંધે ક્યારેક તેઓ અહીંયાં આવશે. ॥૪॥

**દો૦ – નાહિં ત હમ કહુઁ સુનહુ સખિ ઈન્હ કર દરસનુ દૂરિ।**
**યહ સંઘટુ તબ હોઈ જબ પુન્ય પુરાકૃત ભૂરિ॥૨૨૨॥**

નહીં તો (વિવાહ ન થયો તો) હે સખી! સાંભળો, અમને એમનાં દર્શન દુર્લભ છે. આ સંયોગ ત્યારે જ થઈ શકે છે કે જ્યારે આપણા પૂર્વજન્મોનાં ઘણાં પુણ્ય હોય. ॥૨૨૨॥

**ચૌ૦ – બોલી અપર કહેહુ સખિ નીકા। એહિં બિઆહ અતિ હિત સબહી કા॥**
**કોઉ કહ સંકર ચાપ કઠોરા। એ સ્યામલ મૃદુ ગાત કિસોરા॥૧॥**

બીજીએ કહ્યું – હે સખી! તેં ઘણું સારું કહ્યું. આ વિવાહથી બધાયનું પરમ હિત છે. કોઈકે કહ્યું – શંકરજીનું ધનુષ કઠોર છે અને આ શામળા રાજકુમાર કોમળ શરીરના બાળક છે. ॥૧॥

**સબુ અસમંજસ અહઈ સયાની। યહ સુનિ અપર કહઈ મૃદુ બાની॥**
**સખિ ઈન્હ કહઁ કોઉ કોઉ અસ કહહીં। બડ઼ પ્રભાઉ દેખત લઘુ અહહીં॥૨॥**

હે સમજુ! બધી અવઢવ જ છે. આ સાંભળીને બીજી સખી કોમળ વાણીમાં કહેવા લાગી – હે સખી! એમના સંબંધમાં કોઈ કોઈ એવું કહે છે કે તેઓ દેખાવમાં તો નાના છે પણ એમનો પ્રભાવ ઘણો મોટો છે. ॥૨॥

**પરસિ જાસુ પદ પંકજ ધૂરી। તરી અહલ્યા કૃત અઘ ભૂરી॥**
**સો કિ રહિહિ બિનુ સિવ ધનુ તોરેં। યહ પ્રતીતિ પરિહરિઅ ન ભોરેં॥૩॥**

જેમનાં ચરણકમળોની રજનો સ્પર્શ પામીને અહલ્યા તરી ગઈ જેણે મોટું ભારે પાપ કર્યું હતું. તેઓ શું શિવજીના ધનુષને તોડ્યા વિના રહેશે! આ વિશ્વાસને ભૂલથી પણ ન છોડવો જોઈએ. ॥૩॥

**જેહિં બિરંચિ રચિ સીય સઁવારી। તેહિં સ્યામલ બરુ રચેઉ બિચારી॥**
**તાસુ બચન સુનિ સબ હરષાનીં। ઐસેઇ હોઉ કહહિં મૃદુ બાનીં॥૪॥**

જે બ્રહ્માએ સીતાને સજાવીને (ઘણી ચતુરાઈથી) રચ્યાં છે, તેમણે વિચાર કરીને શામળો વર પણ રચી રાખ્યો છે. તેનાં આ વચન સાંભળીને બધી હર્ષિત થઈ અને કોમળ વાણીમાં કહેવા લાગી – એમ જ થાઓ. ॥૪॥

**દો૦ – હિયઁ હરષહિં બરષહિં સુમન સુમુખિ સુલોચનિ બૃંદ।**
**જાહિં જહાઁ જહઁ બંધુ દોઉ તહઁ તહઁ પરમાનંદ॥૨૨૩॥**

સુંદર મુખ અને સુંદર નેત્રોવાળી સ્ત્રીઓનાં ટોળેટોળાં હૃદયમાં હર્ષિત થઈને ફૂલ વરસાવી રહ્યાં છે. જ્યાં જ્યાં બંને ભાઈ જાય છે, ત્યાં ત્યાં પરમ આનંદ છવાઈ જાય છે. ॥૨૨૩॥

**ચૌ૦ – પુર પૂરબ દિસિ ગે દોઉ ભાઈ। જહઁ ધનુમખ હિત ભૂમિ બનાઈ॥**
**અતિ બિસ્તાર ચારુ ગચ ઢારી। બિમલ બેદિકા રુચિર સઁવારી॥૧॥**

બંનેય ભાઈ નગરની પૂર્વ દિશામાં ગયા, જ્યાં ધનુષયજ્ઞ માટે [રંગ] ભૂમિ બનાવવામાં આવી હતી. ઘણું લાંબું-પહોળું સુંદર ઢાળેલું પાકું પ્રાંગણ હતું, જેના ઉપર સુંદર અને નિર્મળ વેદી સજાવવામાં આવી હતી. ॥૧॥

**ચહુઁ દિસિ કંચન મંચ બિસાલા। રચે જહાઁ બૈઠહિં મહિપાલા॥**
**તેહિ પાછેં સમીપ ચહુઁ પાસા। અપર મંચ મંડલી બિલાસા॥૨॥**

ચારેય બાજુ સોનાના મોટા મોટા મંચ બનાવેલા હતા, જેમના પર રાજાઓ બેસશે. તેમની પાછળ સમીપમાં જ ચારેય બાજુ બીજા મંચોનો મંડલાકાર ઘેરાવો શોભતો હતો. ॥૨॥

**કછુક ઊઁચિ સબ ભાઁતિ સુહાઈ। બૈઠહિં નગર લોગ જહઁ જાઈ॥**
**તિન્હ કે નિકટ બિસાલ સુહાએ। ધવલ ધામ બહુબરન બનાએ॥૩॥**

તે કંઈક ઊંચો હતો અને સર્વ પ્રકારે સુંદર હતો, જ્યાં જઈને નગરના લોકો બેસશે. તેમની પાસે વિશાળ અને સુંદર સફેદ મકાન અનેક પ્રકારના રંગોનાં બનાવવામાં આવ્યાં છે. ॥૩॥

**જહઁ બૈઠેં દેખહિં સબ નારી। જથાજોગુ નિજ કુલ અનુહારી॥**
**પુર બાલક કહિ કહિ મૃદુ બચના। સાદર પ્રભુહિ દેખાવહિં રચના॥૪॥**

જ્યાં પોતપોતાના કુળ મુજબ બધી સ્ત્રીઓ યથાયોગ્ય (જેને જ્યાં બેસવું ઉચિત છે) બેસીને જોશે. નગરનાં બાળકો કોમળ વચન કહી-કહીને આદરપૂર્વક પ્રભુ શ્રીરામચન્દ્રજીને [યજ્ઞશાળાની] રચના બતાવી રહ્યાં છે. ॥૪॥

**દો૦ – સબ સિસુ એહિ મિસ પ્રેમબસ પરસિ મનોહર ગાત।**
**તન પુલકહિં અતિ હરષુ હિયઁ દેખિ દેખિ દોઉ ભ્રાત॥૨૨૪॥**

બધાં બાળકો આ બહાને પ્રેમને વશ થઈ શ્રીરામજીનાં મનોહર અંગોને અડીને શરીરથી પુલકિત થઈ રહ્યાં છે અને બંને ભાઈઓને જોઈ-જોઈને તેમના હૃદયમાં અત્યંત હર્ષ થઈ રહ્યો છે. ॥૨૨૪॥

**ચૌ૦ – સિસુ સબ રામ પ્રેમબસ જાને। પ્રીતિ સમેત નિકેત બખાને॥**
**નિજ નિજ રુચિ સબ લેહિં બોલાઈ। સહિત સનેહ જાહિં દોઉ ભાઈ॥૧॥**

શ્રીરામચન્દ્રજીએ બધાં બાળકોને પ્રેમને વશ જાણીને [યજ્ઞભૂમિનાં] સ્થળોની પ્રેમપૂર્વક પ્રશંસા કરી. [તેથી બાળકોનો ઉત્સાહ, આનંદ અને પ્રેમ પણ વધુ વધી ગયા, જેથી] તે સર્વે પોતપોતાની રુચિ અનુસાર તેમને બોલાવી લે છે અને [પ્રત્યેકના બોલાવવાથી] બંનેય ભાઈ પ્રેમસહિત તેમની પાસે ચાલ્યા જાય છે. ॥૧॥

**રામ દેખાવહિં અનુજહિ રચના। કહિ મૃદુ મધુર મનોહર બચના॥**
**લવ નિમેષ મહુઁ ભુવન નિકાયા। રચઇ જાસુ અનુસાસન માયા॥૨॥**

કોમળ, મધુર અને મનોહર વચન કહીને શ્રીરામજી પોતાના નાના ભાઈ લક્ષ્મણને (યજ્ઞભૂમિની) રચના બતાવે છે. જેમની આજ્ઞા પામીને માયા લવ નિમેશ (પાંપણ ઢળવાના એક ચતુર્થાંશ સમય) માત્રમાં બ્રહ્માંડોનો સમૂહ રચી નાખે છે, ॥૨॥

**ભગતિ હેતુ સોઇ દીનદયાલા। ચિતવત ચકિત ધનુષ મખસાલા॥**
**કૌતુક દેખિ ચલે ગુરુ પાહીં। જાનિ બિલંબુ ત્રાસ મન માહીં॥૩॥**

એ જ દીનો પર દયા કરનાર શ્રીરામજી ભક્તિને કારણે ધનુષયજ્ઞશાળાને ચકિત થઈને આશ્ચર્યસહિત જોઈ રહ્યા છે. આ રીતે બધું કૌતુક જોઈને તેઓ ગુરુ પાસે ચાલ્યા. વાર લાગી જાણીને એમના મનમાં ભય છે. ॥૩॥

**જાસુ ત્રાસ ડર કહુઁ ડર હોઈ। ભજન પ્રભાઉ દેખાવત સોઈ॥**
**કહિ બાતેં મૃદુ મધુર સુહાઈં। કિએ બિદા બાલક બરિઆઈં॥૪॥**

જેમના ભયથી ડરને પણ ડર લાગે છે, એ જ પ્રભુ ભજનનો પ્રભાવ બતાવી રહ્યા છે. [મહાન્ પ્રભુ પણ ભયનું નાટક કરે છે.] તેમણે કોમળ, મધુર અને સુંદર વાતો કહીને બાળકોને બળજબરીથી વિદાય કર્યાં. ॥૪॥

**દો૦ – સભય સપ્રેમ બિનીત અતિ સકુચ સહિત દોઉ ભાઇ।**
**ગુર પદ પંકજ નાઇ સિર બૈઠે આયસુ પાઇ॥૨૨૫॥**

પછી ભય, પ્રેમ, વિનય અને ઘણા સંકોચની સાથે બંને ભાઈ ગુરુના ચરણકમળોમાં શીશ નમાવી, આજ્ઞા મેળવીને બેઠા. ॥૨૨૫॥

**ચૌ૦ – નિસિ પ્રબેસ મુનિ આયસુ દીન્હા। સબહીં સંધ્યાબંદનુ કીન્હા॥**
**કહત કથા ઇતિહાસ પુરાની। રુચિર રજનિ જુગ જામ સિરાની॥૧॥**

રાત્રિનો પ્રવેશ થતાં જ (સંધ્યાના સમયે) મુનિએ આજ્ઞા આપી, ત્યારે સૌએ સંધ્યાવંદન કર્યું. પછી પ્રાચીન કથાઓ તથા ઈતિહાસ કહેતાં કહેતાં સુંદર રાત્રિના બે પ્રહર વીતી ગયા. ॥૧॥

**મુનિબર સયન કીન્હિ તબ જાઈ। લગે ચરન ચાપન દોઉ ભાઈ॥**
**જિન્હ કે ચરન સરોરુહ લાગી। કરત બિબિધ જપ જોગ બિરાગી॥૨॥**

ત્યારે શ્રેષ્ઠ મુનિએ જઈને શયન કર્યું. બંને ભાઈ તેમના ચરણ દબાવવા લાગ્યા. જેમના ચરણકમળોનાં [દર્શન અને સ્પર્શને] માટે વૈરાગ્યવાન પુરુષ પણ જાતજાતના જપ અને યોગ કરે છે, ॥ ૨॥

**તેઈ દોઉ બંધુ પ્રેમ જનુ જીતે। ગુર પદ કમલ પલોટત પ્રીતે ॥**
**બાર બાર મુનિ અગ્યા દીન્હી। રઘુબર જાઈ સયન તબ કીન્હી ॥ ૩॥**

તે બંને ભાઈ જાણે પ્રેમથી જિતાયા હોય તેમ પ્રેમપૂર્વક ગુરુજીના ચરણકમળોને દબાવી રહ્યા છે. મુનિએ વારંવાર આજ્ઞા આપી ત્યારે શ્રીરઘુનાથજીએ જઈને શયન કર્યું. ॥ ૩॥

**ચાપત ચરન લખનુ ઉર લાએઁ। સભય સપ્રેમ પરમ સચુ પાએઁ ॥**
**પુનિ પુનિ પ્રભુ કહ સોવહુ તાતા। પૌઢ़े ધરિ ઉર પદ જલજાતા ॥ ૪॥**

શ્રીરામજીના ચરણોને હૃદય સાથે ચાંપીને ભય અને પ્રેમસહિત પરમ સુખનો [સચુ એટલે અનિર્વચનીય આનંદ] અનુભવ કરતાં લક્ષ્મણજી તેમને દબાવી રહ્યા છે. પ્રભુ શ્રીરામચન્દ્રજીએ વારંવાર કહ્યું – હે તાત! [હવે] સૂઈ જાઓ. ત્યારે તેઓ તે ચરણકમળોને હૃદયમાં ધરીને સૂઈ રહ્યા. ॥ ૪॥

**દો૦ – ઉઠે લખનુ નિસિ બિગત સુનિ અરુનસિખા ધુનિ કાન।**
**ગુર તેં પહિલેહિં જગતપતિ જાગે રામુ સુજાન ॥ ૨૨૬॥**

રાત વીત્યે કૂકડાના શબ્દોને સાંભળીને લક્ષ્મણજી ઊઠ્યા. જગતના સ્વામી સુજ્ઞ શ્રીરામચન્દ્રજી પણ ગુરુથી પહેલાં જ જાગી ગયા. ॥ ૨૨૬॥

**ચૌ૦ – સકલ સૌચ કરિ જાઈ નહાએ। નિત્ય નિબાહિ મુનિહિ સિર નાએ ॥**
**સમય જાનિ ગુર આયસુ પાઈ। લેન પ્રસૂન ચલે દોઉ ભાઈ ॥ ૧॥**

સર્વે શૌચક્રિયા કરીને તે જઈને નાહ્યા. પછી [સંધ્યા-અગ્નિહોત્રાદિ] નિત્યકર્મ સમાપ્ત કરીને તેમણે મુનિને મસ્તક નમાવ્યાં. [પૂજાનો] સમય જાણીને, ગુરુની આજ્ઞા પામી બંનેય ભાઈ ફૂલ લેવા ચાલ્યા. ॥ ૧॥

**ભૂપ બાગુ બર દેખેઉ જાઈ। જહઁ બસંત રિતુ રહી લોભાઈ ॥**
**લાગે બિટપ મનોહર નાના। બરન બરન બર બેલિ બિતાના ॥ ૨॥**

તેમણે જઈને રાજાનો સુંદર બાગ જોયો, જ્યાં વસંત ઋતુ લોભાઈને રહી ગઈ છે. મનને લોભાવનાર અનેક વૃક્ષ લાગ્યાં છે. રંગબેરંગી ઉત્તમ લતાઓના મંડપ છવાયેલા છે. ॥ ૨॥

**નવ પલ્લવ ફલ સુમન સુહાએ। નિજ સંપતિ સુર રૂખ લજાએ ॥**
**ચાતક કોકિલ કીર ચકોરા। કૂજત બિહગ નટત કલ મોરા ॥ ૩॥**

નવાં પાંદડાં, ફળો અને ફૂલોથી યુક્ત સુંદર વૃક્ષ પોતાની સંપત્તિથી કલ્પવૃક્ષને પણ લજવી રહ્યાં છે. બપૈયા, કોયલ, પોપટ, ચકોર આદિ પક્ષી મીઠી વાણી બોલી રહ્યાં છે અને મોર સુંદર નૃત્ય કરી રહ્યાં છે. ॥ ૩॥

**મધ્ય બાગ સરુ સોહ સુહાવા। મનિ સોપાન બિચિત્ર બનાવા॥**
**બિમલ સલિલુ સરસિજ બહુરંગા। જલખગ કૂજત ગુંજત ભૃંગા॥૪॥**

બાગના વચોવચ રમણીય સરોવર સુશોભિત છે, જેમાં મણિઓનાં પગથિયાં વિચિત્ર રીતે બનેલાં છે. તેનું જળ નિર્મળ છે, જેમાં અનેક રંગનાં કમળો ખીલેલાં છે, જળનાં પક્ષી કલરવ કરી રહ્યાં છે અને ભ્રમર ગુંજારવ કરી રહ્યા છે. ॥૪॥

**દો૦– બાગુ તડ઼ાગુ બિલોકિ પ્રભુ હરષે બંધુ સમેત।**
**પરમ રમ્ય આરામુ યહુ જો રામહિ સુખ દેત॥૨૨૭॥**

બાગ અને સરોવરને જોઈને પ્રભુ શ્રીરામચન્દ્રજી ભાઈ લક્ષ્મણસહિત હર્ષિત થયા. આ બાગ [વાસ્તવમાં] પરમ રમણીય છે, જે [જગતને સુખ આપનાર] શ્રીરામચન્દ્રજીને સુખ આપી રહ્યો છે. ॥૨૨૭॥

**ચૌ૦– ચહુઁ દિસિ ચિતઇ પૂઁછિ માલીગન। લગે લેન દલ ફૂલ મુદિત મન॥**
**તેહિ અવસર સીતા તહઁ આઈ। ગિરિજા પૂજન જનનિ પઠાઈ॥૧॥**

ચારેય તરફ દૃષ્ટિ ફેરવીને અને માળીઓને પૂછીને તેઓ પ્રસન્ન મને પત્ર-પુષ્પ લેવા માંડ્યા. તે જ સમયે સીતાજી ત્યાં આવ્યાં. માતાએ એમને ગિરિજા(પાર્વતી)જીની પૂજા કરવા માટે મોકલ્યા હતાં. ॥૧॥

**સંગ સખીં સબ સુભગ સયાનીં। ગાવહિં ગીત મનોહર બાનીં॥**
**સર સમીપ ગિરિજા ગૃહ સોહા। બરનિ ન જાઈ દેખિ મનુ મોહા॥૨॥**

સાથે સર્વે સુંદરી અને સમજુ સખીઓ છે, જે મનોહર વાણીથી ગીત ગાઈ રહી છે. સરોવરની પાસે ગિરિજાજીનું મંદિર સુશોભિત છે, જેનું વર્ણન કરી શકાતું નથી; તે જોઈને મન મોહિત થઈ જાય છે. ॥૨॥

**મજ્જનુ કરિ સર સખિન્હ સમેતા। ગઈ મુદિત મન ગૌરિ નિકેતા॥**
**પૂજા કીન્હિ અધિક અનુરાગા। નિજ અનુરૂપ સુભગ બરુ માગા॥૩॥**

સખીઓસહિત સરોવરમાં સ્નાન કરીને સીતાજી પ્રસન્ન મનથી ગિરિજાજીના મંદિરમાં ગયાં. ત્યાં ઘણા પ્રેમથી તેમણે પૂજા કરી અને પોતાને યોગ્ય સુંદર વર માગ્યો. ॥૩॥

**એક સખી સિય સંગુ બિહાઈ। ગઈ રહી દેખન ફુલવાઈ॥**
**તેહિં દોઉ બંધુ બિલોકે જાઈ। પ્રેમ બિબસ સીતા પહિં આઈ॥૪॥**

એક સખી સીતાજીનો સાથ છોડીને ફૂલવાડી જોવા ચાલી નીકળી હતી. તેણીએ જઈને બંનેય ભાઈઓને જોયા અને પ્રેમમાં વિહ્વળ બનીને તે સીતાજી પાસે આવી. ॥૪॥

**દો૦– તાસુ દસા દેખી સખિન્હ પુલક ગાત જલુ નૈન।**
**કહુ કારનુ નિજ હરષ કર પૂછહિં સબ મૃદુ બૈન॥૨૨૮॥**

સખીઓએ એની દશા જોઈ કે તેનું શરીર પુલકિત છે અને નેત્રોમાં જળ ભર્યું છે. બધીય કોમળ વાણીમાં પૂછવા માંડી કે પોતાની પ્રસન્નતાનું કારણ જણાવ. ॥૨૨૮॥

**ચૌ૦ – દેખન બાગુ કુઅઁર દુઇ આએ। બય કિસોર સબ ભાઁતિ સુહાએ॥**
**સ્યામ ગૌર કિમિ કહૌં બખાની। ગિરા અનયન નયન બિનુ બાની॥૧॥**

[તેણે કહ્યું –] બે રાજકુમાર બાગ જોવા આવ્યા છે. કિશોર અવસ્થાના છે અને બધી રીતે સુંદર છે. તેઓ શામળા અને ગૌરા [રંગના] છે; તેમના સૌંદર્યને હું કેમ વખાણીને કહું. વાણી નેત્ર વિનાની છે અને નેત્રોને વાણી નથી. [અર્થાત્ જોનારાં નેત્રો પાસે વર્ણન કરવા માટેની વાણી નથી. અને વર્ણન કરનારી વાણી પાસે નેત્રો નથી. જે વાસ્તવિક દૃશ્યનું વર્ણન કરી શકે]. ॥૧॥

**સુનિ હરષીં સબ સખીં સયાની। સિય હિયઁ અતિ ઉતકંઠા જાની॥**
**એક કહઇ નૃપસુત તેઇ આલી। સુને જે મુનિ સંગ આએ કાલી॥૨॥**

આ સાંભળીને અને સીતાજીના હૃદયમાં મોટી ઉત્કંઠા જાણીને બધી સમજુ સખીઓ પ્રસન્ન થઈ. ત્યારે એક સખી કહેવા લાગી – હે સખી! આ એ જ રાજકુમારો છે, જે સાંભળ્યું છે કે કાલે વિશ્વામિત્ર મુનિની સાથે આવ્યા છે. ॥૨॥

**જિન્હ નિજ રૂપ મોહની ડારી। કીન્હે સ્વબસ નગર નર નારી॥**
**બરનત છબિ જહઁ તહઁ સબ લોગૂ। અવસિ દેખિઅહિં દેખન જોગૂ॥૩॥**

અને જેમણે પોતાના રૂપની મોહિની નાખીને નગરનાં સ્ત્રી-પુરુષોને પોતાના વશમાં કરી લીધાં છે. ચારેબાજુ બધા લોકો તેમની જ છબીનું વર્ણન કરી રહ્યા છે. અવશ્ય (જઈને) એમને જોવા જોઈએ, તે જોવા યોગ્ય જ છે. ॥૩॥

**તાસુ બચન અતિ સિયહિ સોહાને। દરસ લાગિ લોચન અકુલાને॥**
**ચલી અગ્ર કરિ પ્રિય સખિ સોઈ। પ્રીતિ પુરાતન લખઇ ન કોઈ॥૪॥**

તેમનાં વચન સીતાજીને અત્યંત પ્રિય જ લાગ્યાં અને દર્શનને માટે એમનાં નેત્ર અકળાઈ ઊઠ્યાં. તે જ પ્રિય સખીને આગળ કરી સીતાજી ચાલ્યાં. જૂની પ્રીતિને કોઈ જાણી શકતું નથી. ॥૪॥

**દો૦ – સુમિરિ સીય નારદ બચન ઉપજી પ્રીતિ પુનીત।**
**ચકિત બિલોકતિ સકલ દિસિ જનુ સિસુ મૃગી સભીત॥૨૨૯॥**

નારદજીનાં વચનોનું સ્મરણ કરીને સીતાજીના મનમાં પવિત્ર પ્રીતિ ઉત્પન્ન થઈ. તે ચકિત થઈને બધીય બાજુ એવી રીતે જોઈ રહી છે જાણે ડરી ગયેલ મૃગબાળા આમ-તેમ જોઈ રહી હોય. ॥૨૨૯॥

**ચૌ૦ – કંકન કિંકિનિ નૂપુર ધુનિ સુનિ। કહત લખન સન રામુ હૃદયઁ ગુનિ॥**
**માનહુઁ મદન દુંદુભી દીન્હી। મનસા બિસ્વ બિજય કહઁ કીન્હી॥૧॥**

કંકણ (હાથના કડાં), કંદોરો અને ઝાંઝરનો અવાજ સાંભળીને શ્રીરામચન્દ્રજી હૃદયમાં વિચાર કરીને લક્ષ્મણને કહે છે – [આ ધ્વનિ એવો આવી રહ્યો છે] જાણે કામદેવે વિશ્વને જીતવાનો સંકલ્પ કરીને ડંકો વગાડ્યો છે. ॥૧॥

**અસ કહિ ફિરિ ચિતએ તેહિ ઓરા। સિય મુખ સસિ ભએ નયન ચકોરા॥**
**ભએ બિલોચન ચારુ અચંચલ। મનહુઁ સકુચિ નિમિ તજે દિગંચલ॥૨॥**

એમ કહીને શ્રીરામજીએ ફરીને તે બાજુ જોયું. શ્રીસીતાજીના મુખરૂપી ચન્દ્રમા [ને નિહાળવા] માટે તેમનાં નેત્ર ચકોર બની ગયાં. સુંદર નેત્રો સ્થિર થઈ ગયાં. (એકીટશે જોવા મંડ્યાં) જાણે નિમિ (જનકજીના પૂર્વજ)એ [જેમનો સૌની પલકોમાં નિવાસ માનવામાં આવ્યો છે, કન્યા-જમાઈના મિલન પ્રસંગને જોવો ઉચિત નથી, એ ભાવથી] સંકોચવશ પલકોનો ત્યાગ કરી દીધો (પલકોમાં રહેવાનું છોડી દીધું, જેથી પલકોનું પડવું રોકાઈ ગયું). ॥૨॥

**દેખિ સીય સોભા સુખુ પાવા। હૃદયઁ સરાહત બચનુ ન આવા॥**
**જનુ બિરંચિ સબ નિજ નિપુનાઈ। બિરચિ બિસ્વ કહઁ પ્રગટિ દેખાઈ॥૩॥**

સીતાજીની શોભા જોઈને શ્રીરામજીએ ઘણું સુખ મેળવ્યું. હૃદયમાં તે શોભાની પ્રશંસા કરે છે પરંતુ મુખથી વચન નથી નીકળતાં. [તે શોભા એવી અનુપમ છે] જાણે બ્રહ્માએ પોતાની સર્વ નિપુણતાને મૂર્તિમાન કરીને સંસારને પ્રકટ કરીને દેખાડી દીધી હોય. ॥૩॥

**સુંદરતા કહુઁ સુંદર કરઈ। છબિગૃહઁ દીપસિખા જનુ બરઈ॥**
**સબ ઉપમા કબિ રહે જુઠારી। કેહિં પટતરૌં બિદેહકુમારી॥૪॥**

તે (સીતાજીની શોભા) સુંદરતાને પણ સુંદર કરનારી છે. [તે એવી માલૂમ પડે છે] જાણે સુંદરતારૂપી ઘરમાં દીપકની શિખા (જ્યોત) જલી રહી હોય. (આજ સુધી સુંદરતારૂપી ભવનમાં અંધારું હતું, તે ભવન જાણે સીતાજીની સુંદરતારૂપી દીપશિખાને પામીને ઝગમગી ઊઠ્યું છે, અગાઉથી પણ અધિક સુંદર થઈ ગયું છે). સર્વે ઉપમાઓને તો કવિઓએ એંઠી કરી મૂકી છે. હું જનકનંદિની શ્રીસીતાજીને કોની ઉપમા આપું? ॥૪॥

**દો૦ – સિય સોભા હિયઁ બરનિ પ્રભુ આપનિ દસા બિચારિ।**
**બોલે સુચિ મન અનુજ સન બચન સમય અનુહારિ॥૨૩૦॥**

[આ રીતે] હૃદયમાં સીતાજીની શોભાનું વર્ણન કરીને અને પોતાની દશાનો વિચાર કરીને પ્રભુ શ્રીરામચન્દ્રજીએ પવિત્ર મને પોતાના નાના ભાઈ લક્ષ્મણને સમયાનુકૂળ વચન કહ્યાં – ॥૨૩૦॥

**ચૌ૦ – તાત જનકતનયા યહ સોઈ। ધનુષજગ્ય જેહિ કારન હોઈ॥**
**પૂજન ગૌરિ સખીં લૈ આઈં। કરત પ્રકાસુ ફિરઇ ફુલવાઈં॥૧॥**

હે તાત! આ એ જ જનકજીની કન્યા છે, જેના માટે ધનુષયજ્ઞ થઈ રહ્યો છે. સખીઓ એને ગૌરીપૂજનને માટે લઈ આવી છે. તેઓ ફૂલવાડીમાં પ્રકાશ રેલાવતી ફરી રહી છે. ॥૧॥

**જાસુ બિલોકિ અલૌકિક સોભા। સહજ પુનીત મોર મનુ છોભા॥**
**સો સબુ કારન જાન બિધાતા। ફરકહિં સુભદ અંગ સુનુ ભ્રાતા॥૨॥**

જેની અલૌકિક સુંદરતા જોઈને સ્વભાવથી જ પવિત્ર મારું મન ક્ષુબ્ધ થઈ ગયું છે. તે સર્વે કારણ (અથવા તેનું સઘળું કારણ) તો વિધાતા જાણે. પરંતુ હે ભાઈ! સાંભળો, મારાં મંગળદાયક (જમણા) અંગો ફરકી રહ્યાં છે. ॥૨॥

**રઘુબંસિન્હ કર સહજ સુભાઊ। મનુ કુપંથ પગુ ધરઇ ન કાઊ॥**
**મોહિ અતિસય પ્રતીતિ મન કેરી। જેહિં સપનેહુઁ પરનારિ ન હેરી॥૩॥**

રઘુવંશીઓનો આ સહજ (જન્મગત) સ્વભાવ છે કે એમનું મન ક્યારેય કુમાર્ગ ઉપર પગ નથી મૂકતું. મને તો પોતાના મનનો અત્યંત વિશ્વાસ છે જ કે જેણે સ્વપ્નમાં પણ પરાઈ સ્ત્રી પર દૃષ્ટિ નાખી નથી. ॥૩॥

**જિન્હ કૈ લહહિં ન રિપુ રન પીઠી। નહિં પાવહિં પરતિય મનુ ડીઠી॥**
**મંગન લહહિં ન જિન્હ કૈ નાહીં। તે નરબર થોરે જગ માહીં॥૪॥**

રણમાં શત્રુ જેમની પીઠ નથી જોઈ શકતા (અર્થાત્ જે લડાઈના મેદાનમાંથી ભાગતા નથી), પરાઈ સ્ત્રીઓ જેમનાં મન અને દૃષ્ટિને નથી ખેંચી શકતી અને ભિખારી જેમના ત્યાંથી નકારો નથી પામતા (ખાલી હાથે પાછા નથી ફરતા), એવા શ્રેષ્ઠ પુરુષ સંસારમાં થોડાક જ છે. ॥૪॥

**દો૦ – કરત બતકહી અનુજ સન મન સિય રૂપ લોભાન।**
**મુખ સરોજ મકરંદ છબિ કરઇ મધુપ ઈવ પાન॥૨૩૧॥**

આમ, શ્રીરામજી નાના ભાઈ સાથે વાતો કરી રહ્યા છે, પણ મન સીતાજીના રૂપમાં લોભાઈને એમના મુખરૂપી કમળની શોભારૂપ મકરંદરસને ભમરાની જેમ પી રહ્યું છે. ॥૨૩૧॥

**ચૌ૦ – ચિતવતિ ચકિત ચહૂઁ દિસિ સીતા। કહઁ ગએ નૃપકિસોર મનુ ચિંતા॥**
**જહઁ બિલોક મૃગ સાવક નૈની। જનુ તહઁ બરિસ કમલ સિત શ્રેની॥૧॥**

સીતાજી ચકિત થઈને ચારેય બાજુ જોઈ રહ્યાં છે. મન એ વાતની ચિંતા કરી રહ્યું છે કે રાજકુમાર ક્યાં ચાલ્યા ગયા. બાલમૃગનયની સીતાજી જ્યાં દૃષ્ટિ નાખે છે ત્યાં જાણે શ્વેત કમળોની પંક્તિ વરસી જાય છે. ॥૧॥

**લતા ઓટ તબ સખિન્હ લખાએ। સ્યામલ ગૌર કિસોર સુહાએ॥**
**દેખિ રૂપ લોચન લલચાને। હરષે જનુ નિજ નિધિ પહિચાને॥૨॥**

ત્યારે સખીઓએ લતાઓની આડમાં સુંદર શ્યામ અને ગૌર કુમારોને દેખાડ્યા. તેમના રૂપને જોઈને નેત્ર લલચાઈ ઊઠ્યાં; તે એવાં પ્રસન્ન થયાં કે જાણે તેમણે પોતાના ખજાનાને ઓળખી લીધો. ॥૨॥

**થકે નયન રઘુપતિ છબિ દેખેં। પલકન્હિહૂઁ પરિહરીં નિમેષેં॥**
**અધિક સનેહઁ દેહ ભૈ ભોરી। સરદ સસિહિ જનુ ચિતવ ચકોરી॥૩॥**

શ્રીરઘુનાથજીની શોભા જોઈને નેત્રો સ્તબ્ધ (નિશ્ચલ) થઈ ગયાં. પાંપણોએ પણ પડવાનું છોડી દીધું. અધિક સ્નેહને કારણે શરીર વિહ્વળ (બેકાબૂ) થઈ ગયું. જાણે શરદ્ઋતુના ચન્દ્રમાને ચકોરી [બેભાન બની] જોઈ રહી હોય. ॥૩॥

**લોચન મગ રામહિ ઉર આની। દીન્હે પલક કપાટ સયાની॥**
**જબ સિય સખિન્હ પ્રેમબસ જાની। કહિ ન સકહિં કછુ મન સકુચાની॥૪॥**

નેત્રોના માર્ગે શ્રીરામજીને હૃદયમાં લાવીને ચતુરશિરોમણિ જાનકીજીએ પાંપણોનાં બારણાં બંધ કરી દીધાં (અર્થાત્ નેત્રો મીંચી તેમનું ધ્યાન કરવા લાગ્યાં). જ્યારે સખીઓએ સીતાજીને પ્રેમને વશ જાણ્યાં ત્યારે તે મનમાં શરમાઈ ગઈ; કંઈ કહી શકતી નહોતી. ॥૪॥

**દો૦– લતાભવન તેં પ્રગટ ભે તેહિ અવસર દોઉ ભાઇ।**
**નિકસે જનુ જુગ બિમલ બિધુ જલદ પટલ બિલગાઇ॥૨૩૨॥**

તે સમયે બંને ભાઈ લતામંડપ(કુંજ)માંથી એમ પ્રગટ થયા, જાણે બે નિર્મળ ચન્દ્રમા વાદળોના પરદા હટાવીને નીકળ્યા હોય. ॥૨૩૨॥

**ચૌ૦– સોભા સીવઁ સુભગ દોઉ બીરા। નીલ પીત જલજાભ સરીરા॥**
**મોરપંખ સિર સોહત નીકે। ગુચ્છ બીચ બિચ કુસુમ કલી કે॥૧॥**

બંને સુંદર ભાઈ શોભાની સીમા છે. તેમના શરીરની આભા નીલા અને પીળા કમળના જેવી છે. સિર પર સુંદર મયૂરપંખ સુશોભિત છે. તેમની વચ્ચે વચ્ચે ફૂલોની કળીઓના ગુચ્છા લાગેલા છે. ॥૧॥

**ભાલ તિલક શ્રમબિંદુ સુહાએ। શ્રવન સુભગ ભૂષન છબિ છાએ॥**
**બિકટ ભૃકુટિ કચ ઘૂઘરવારે। નવ સરોજ લોચન રતનારે॥૨॥**

લલાટ પર તિલક અને પરસેવાનાં બિંદુ શોભાયમાન છે. કાનોમાં સુંદર ભૂષણોની શોભા છવાઈ છે. વાંકી ભ્રમરો અને વાંકડિયા વાળ છે. નવા લાલ કમળના જેવા રતનારા (લાલ) નેત્રો છે. ॥૨॥

**ચારુ ચિબુક નાસિકા કપોલા। હાસ બિલાસ લેત મનુ મોલા॥**
**મુખછબિ કહિ ન જાઇ મોહિ પાહીં। જો બિલોકિ બહુ કામ લજાહીં॥૩॥**

હડપચી, નાક અને ગાલ ઘણા સુંદર છે, અને હાસ્યની શોભા મનને હરી લે છે. મુખની શોભા તો મારાથી કહી જ નથી શકાતી, જેને જોઈને ઘણાય કામદેવો લજાઈ જાય છે. ॥૩॥

**ઉર મનિ માલ કંબુ કલ ગીવા। કામ કલભ કર ભુજ બલસીંવા॥**
**સુમન સમેત બામ કર દોના। સાવઁર કુઅઁર સખી સુઠિ લોના॥૪॥**

વક્ષ:સ્થળે મણિઓની માળા છે. શંખ સમાન સુંદર ગળું છે. કામદેવરૂપી હાથીના મદનિયાની સૂંઢના જેવી (ઉતાર-ચઢાવવાળી અને કોમળ) ભુજાઓ છે; જે બળની સીમા છે. જેના ડાબા હાથમાં ફૂલો સાથેનો પડિયો છે, હે સખી! તે શામળા કુંવર તો ઘણા જ સલૂણા છે. ॥૪॥

**દો૦– કેહરિ કટિ પટ પીત ધર સુષમા સીલ નિધાન।**
**દેખિ ભાનુકુલભૂષનહિ બિસરા સખિન્હ અપાન॥૨૩૩॥**

સિંહના જેવી (પાતળી, લચીલી) કમરવાળા, પીતામ્બર ધારણ કરેલા, શોભા અને શીલના ભંડાર, સૂર્યકુળના ભૂષણ શ્રીરામચન્દ્રજીને જોઈને સખીઓ પોતે જ પોતાને ભૂલી ગઈ. ॥૨૩૩॥

**ચૌ૦ – ધરિ ધીરજુ એક આલિ સયાની। સીતા સન બોલી ગહિ પાની॥**
**બહુરિ ગૌરિ કર ધ્યાન કરેહૂ। ભૂપકિસોર દેખિ કિન લેહૂ॥૧॥**

એક ચતુર સખીએ ધીરજ ધરીને, હાથ પકડીને સીતાજીને કહ્યું – ગિરિજાજીનું ધ્યાન પછી કરી લેજો, આ સમયે રાજકુમારને કેમ જોઈ લેતાં નથી? ॥૧॥

**સકુચિ સીયઁ તબ નયન ઉઘારે। સનમુખ દોઉ રઘુસિંઘ નિહારે॥**
**નખ સિખ દેખિ રામ કૈ સોભા। સુમિરિ પિતા પનુ મનુ અતિ છોભા॥૨॥**

ત્યારે સીતાજીએ લજાઈને નેત્રો ખોલ્યાં અને રઘુકુળના બંને સિંહોને પોતાની સામે [ઊભા] જોયા. નખથી શિખા સુધી શ્રીરામજીની શોભા જોઈને અને પછી પિતાનું પ્રણ યાદ કરીને તેમનું મન ઘણું ક્ષુબ્ધ થઈ ગયું. ॥૨॥

**પરબસ સખિન્હ લખી જબ સીતા। ભયઉ ગહરુ સબ કહહિં સભીતા॥**
**પુનિ આઉબ એહિ બેરિઆઁ કાલી। અસ કહિ મન બિહસી એક આલી॥૩॥**

જ્યારે સખીઓએ સીતાજીને પરવશ (પ્રેમને વશ) જોયાં ત્યારે બધી ભયભીત થઈને કહેવા લાગી – ઘણું મોડું થઈ ગયું [હવે જવું જોઈએ]. કાલે આ સમયે ફરી આવીશું, એમ કહીને એક સખી મનમાં હસી. ॥૩॥

**ગૂઢ઼ ગિરા સુનિ સિય સકુચાની। ભયઉ બિલંબુ માતુ ભય માની॥**
**ધરિ બડ઼િ ધીર રામુ ઉર આને। ફિરી અપનપઉ પિતુબસ જાને॥૪॥**

સખીની આવી રહસ્યમય વાણી સાંભળીને સીતાજી શરમાઈ ગયાં. વાર થઈ જાણી તેમને માતાનો ભય લાગ્યો. ઘણી ધીરજ ધરીને તેઓ શ્રીરામચન્દ્રજીને હૃદયમાં લઈ આવ્યાં અને [તેમનું ધ્યાન કરતાં] પોતાને પિતાને આધીન જાણીને પાછા ફર્યાં. ॥૪॥

**દો૦ – દેખન મિસ મૃગ બિહગ તરુ ફિરઇ બહોરિ બહોરિ।**
**નિરખિ નિરખિ રઘુબીર છબિ બાઢ઼ઇ પ્રીતિ ન થોરિ॥૨૩૪॥**

મૃગ, પક્ષી અને વૃક્ષોને જોવાના બહાને સીતાજી વારંવાર વળે છે અને શ્રીરામજીની શોભા જોઈ-જોઈને તેમનો પ્રેમ ઓછો નથી વધી રહ્યો (અર્થાત્ ઘણો જ વધતો જાય છે)! ॥૨૩૪॥

**ચૌ૦ – જાનિ કઠિન સિવચાપ બિસૂરતિ। ચલી રાખિ ઉર સ્યામલ મૂરતિ॥**
**પ્રભુ જબ જાત જાનકી જાની। સુખ સનેહ સોભા ગુન ખાની॥૧॥**

શિવજીના ધનુષને કઠોર જાણીને, તે ભૂલવા (મનમાં વિલાપ કરતાં) હૃદયમાં શ્રીરામજીની શામળી મૂર્તિને ધારણ કરીને ચાલ્યાં. (શિવજીના ધનુષની કઠોરતાનું સ્મરણ થવાથી તેમને ચિંતા થતી હતી કે આ સુકુમાર રઘુનાથજી તેને કેવી રીતે તોડશે? પિતાના પ્રણની સ્મૃતિથી એમના હૃદયમાં ક્ષોભ હતો જ, એટલે મનમાં વિલાપ કરવા લાગ્યાં. પ્રેમવશ ઐશ્વર્યની વિસ્મૃતિ થઈ જવાથી આમ થયું; પછી ભગવાનના બળનું સ્મરણ થઈ આવતાં જ તે હર્ષિત થઈ ગયાં અને શ્યામ છબિને હૃદયમાં ધારણ કરીને ચાલ્યાં.) પ્રભુ શ્રીરામજીએ જ્યારે સુખ, સ્નેહ, શોભા અને ગુણોની ખાણ શ્રીજાનકીજીને જતાં જાણ્યાં – ॥૧॥

**પરમ પ્રેમમય મૃદુ મસિ કીન્હી। ચારુ ચિત્ત ભીતીં લિખિ લીન્હી॥**
**ગઈ ભવાની ભવન બહોરી। બંદિ ચરન બોલી કર જોરી॥ ૨॥**

ત્યારે પરમપ્રેમની કોમળ શાહી બનાવીને તેમના સ્વરૂપને પોતાની સુંદર ચિત્તરૂપી ભીંત ઉપર ચિત્રિત કરી લીધા. પુનઃ સીતાજી ભવાનીજીના મંદિરમાં ગયાં અને એમના ચરણોની વંદના કરીને હાથ જોડીને બોલ્યાં – ॥ ૨॥

**જય જય ગિરિબરરાજ કિસોરી। જય મહેસ મુખ ચંદ ચકોરી॥**
**જય ગજબદન ષડાનન માતા। જગત જનનિ દામિનિ દુતિ ગાતા॥ ૩॥**

હે શ્રેષ્ઠ પર્વતોના રાજા હિમાલયનાં પુત્રી પાર્વતીજી! આપનો જય હો. જય હો, હે મહાદેવજીના મુખરૂપી ચન્દ્રમાની [તરફ એકીટશે જોનારાં] ચકોરીજી! આપનો જય હો; હે હાથીના મુખવાળા ગણેશજી અને છ મુખવાળા સ્વામી કાર્તિકજીનાં માતા! હે જગતજનની! હે વીજળીના જેવી કાન્તિયુક્ત શરીરવાળાં! આપનો જય હો! ॥ ૩॥

**નહિં તવ આદિ મધ્ય અવસાના। અમિત પ્રભાઉ બેદુ નહિં જાના॥**
**ભવ ભવ બિભવ પરાભવ કારિનિ। બિસ્વ બિમોહનિ સ્વબસ બિહારિનિ॥ ૪॥**

આપનો ન આદિ છે, ન મધ્ય છે અને ન અંત છે. આપના અસીમ પ્રભાવને વેદ પણ નથી જાણતા. આપ સંસારને ઉત્પન્ન, પાલન અને નાશ કરનારાં છો. વિશ્વને મોહિત કરનારાં અને સ્વતંત્રરૂપથી વિહાર કરનારાં છો. ॥ ૪॥

દો૦ – **પતિદેવતા સુતીય મહુઁ માતુ પ્રથમ તવ રેખ।**
**મહિમા અમિત ન સકહિં કહિ સહસ સારદા સેષ॥ ૨૩૫॥**

હે માતા! પતિને ઈષ્ટદેવ માનનારાં શ્રેષ્ઠ નારીઓમાં આપની ગણના પ્રથમ છે. આપના અપાર મહિમાને હજારો સરસ્વતી અને શેષજી પણ નથી કહી શકતાં. ॥ ૨૩૫॥

ચૌ૦ – **સેવત તોહિ સુલભ ફલ ચારી। બરદાયની પુરારિ પિઆરી॥**
**દેબિ પૂજિ પદ કમલ તુમ્હારે। સુર નર મુનિ સબ હોહિં સુખારે॥ ૧॥**

હે [ભક્તોને મનમાગ્યો] વર આપનારી! હે ત્રિપુરાસુરના શત્રુ શિવજીનાં પ્રિય પત્ની! આપની સેવા કરવાથી ચારેય ફળ સુલભ થઈ જાય છે. હે દેવી! આપના ચરણકમળોની પૂજા કરીને દેવતા, મનુષ્ય અને મુનિ બધા સુખી થઈ જાય છે. ॥ ૧॥

**મોર મનોરથુ જાનહુ નીકેં। બસહુ સદા ઉર પુર સબહી કેં॥**
**કીન્હેઉઁ પ્રગટ ન કારન તેહીં। અસ કહિ ચરન ગહે બૈદેહીં॥ ૨॥**

મારા મનોરથને આપ સારી રીતે જાણો છો; કેમકે આપ સદા બધાયની હૃદયરૂપી નગરીમાં નિવાસ કરો છો. આ કારણે મેં તેને પ્રકટ કર્યો નથી. એમ કહીને જાનકીજીએ તેમના ચરણ પકડી લીધા. ॥ ૨॥

**બિનય પ્રેમ બસ ભઈ ભવાની। ખસી માલ મૂરતિ મુસુકાની ॥**
**સાદર સિયઁ પ્રસાદુ સિર ધરેઊ। બોલી ગૌરિ હરષુ હિયઁ ભરેઊ ॥ ૩॥**

સીતાજીના વિનય અને પ્રેમને વશ પાર્વતીજી થઈ ગયાં. તેમની [ગળાની] માળા સરકી પડી અને મૂર્તિ મલકાઈ. સીતાજીએ આદરપૂર્વક તે પ્રસાદ(માળા)ને સિર પર ધારણ કર્યો. ગૌરીજીનું હૃદય હર્ષથી ઉભરાઈ ગયું અને તે બોલ્યાં – ॥ ૩॥

**સુનુ સિય સત્ય અસીસ હમારી। પૂજિહિ મન કામના તુમ્હારી ॥**
**નારદ બચન સદા સુચિ સાચા। સો બરુ મિલિહિ જાહિં મનુ રાચા ॥ ૪॥**

હે સીતા! અમારી સત્ય આશિષ સાંભળો, તમારી મનોકામના પૂર્ણ થશે. નારદજીનું વચન સદા પવિત્ર (સંશય, ભ્રમ આદિ દોષોથી રહિત) અને સત્ય છે. જેમાં તમારું મન અનુરક્ત થયું છે એ જ વર તમને મળશે. ॥ ૪॥

**છં૦ – મનુ જાહિં રાચેઉ મિલિહિ સો બરુ સહજ સુંદર સાँવરો।**
**કરુના નિધાન સુજાન સીલુ સનેહુ જાનત રાવરો ॥**
**એહિ ભાઁતિ ગૌરિ અસીસ સુનિ સિય સહિત હિયઁ હરષીં અલી।**
**તુલસી ભવાનિહિ પૂજિ પુનિ પુનિ મુદિત મન મંદિર ચલી ॥**

જેમાં તમારું મન અનુરક્ત થઈ ગયું છે, એ જ સહજ સુંદર શ્યામ વર (શ્રીરામચન્દ્રજી) તમને મળશે. તે દયાના ભંડાર અને સુજ્ઞ છે, તમારા શીલ અને સ્નેહને જાણે છે. આ રીતે શ્રીગૌરીજીનો આશીર્વાદ સાંભળી જાનકીસહિત બધી સખીઓ હૃદયમાં હર્ષિત થઈ. તુલસીદાસજી કહે છે – ભવાનીજીને વારંવાર પૂજીને સીતાજી પ્રસન્ન મને રાજમહેલમાં પાછા ફર્યાં. ॥ ૫॥

**સો૦ – જાનિ ગૌરિ અનુકૂલ સિય હિય હરષુ ન જાઈ કહિ।**
**મંજુલ મંગલ મૂલ બામ અંગ ફરકન લગે ॥ ૨૩૬॥**

ગૌરીજીને અનુકૂળ જાણીને સીતાજીના હૃદયને જે હર્ષ થયો તે કહી શકાતો નથી. સુંદર મંગળોનાં મૂળ તેમનાં ડાબાં અંગો ફરકવા લાગ્યાં. ॥ ૨૩૬॥

**ચૌ૦ – હૃદયઁ સરાહત સીય લોનાઈ। ગુર સમીપ ગવને દોઉ ભાઈ ॥**
**રામ કહા સબુ કૌસિક પાહીં। સરલ સુભાઉ છુઅત છલ નાહીં ॥ ૧॥**

શ્રીરામજી હૃદયમાં સીતાજીના સૌંદર્યની પ્રશંસા કરી રહ્યા છે. બંને ભાઈ ગુરુજી પાસે ગયા. શ્રીરામચન્દ્રજીએ વિશ્વામિત્રજીને સઘળું જ કહી દીધું. કેમકે એમનો સરળ સ્વભાવ છે, કપટ તો એમને સ્પર્શતું પણ નથી. ॥ ૧॥

**સુમન પાઇ મુનિ પૂજા કીન્હી। પુનિ અસીસ દુહુ ભાઇન્હ દીન્હી ॥**
**સુફલ મનોરથ હોહુઁ તુમ્હારે। રામુ લખનુ સુનિ ભએ સુખારે ॥ ૨॥**

ફૂલ પામીને મુનિએ પૂજા કરી. પછી બંને ભાઈઓને આશીર્વાદ આપ્યા કે તમારો મનોરથ સફળ થાઓ. આ સાંભળીને શ્રીરામ-લક્ષ્મણ સુખી (પ્રસન્ન) થયા. ॥ ૨॥

**કરિ ભોજનુ મુનિબર બિગ્યાની। લગે કહન કછુ કથા પુરાની॥**
**બિગત દિવસુ ગુરુ આયસુ પાઈ। સંધ્યા કરન ચલે દોઉ ભાઈ॥૩॥**

શ્રેષ્ઠ વિજ્ઞાની મુનિ વિશ્વામિત્રજી ભોજન કરીને કેટલીક પૌરાણિક કથાઓ કહેવા લાગ્યા. [એટલામાં] દિવસ વીતી ગયો અને ગુરુની આજ્ઞા પામી બંને ભાઈ સંધ્યા કરવા ચાલ્યા. ॥૩॥

**પ્રાચી દિસિ સસિ ઉયઉ સુહાવા। સિય મુખ સરિસ દેખિ સુખુ પાવા॥**
**બહુરિ બિચારુ કીન્હ મન માહીં। સીય બદન સમ હિમકર નાહીં॥૪॥**

[ત્યાં] પૂર્વ દિશામાં સુંદર ચન્દ્રમાનો ઉદય થયો. શ્રીરામચન્દ્રજીએ તેને સીતાના મુખના જેવો જોઈને સુખ મેળવ્યું. પછી મનમાં વિચાર આવ્યો કે આ ચન્દ્રમા તો સીતાજીના મુખ સમાન નથી. ॥૪॥

**દો૦ – જનમુ સિંધુ પુનિ બંધુ બિષુ દિન મલીન સકલંક।**
**સિય મુખ સમતા પાવ કિમિ ચંદુ બાપુરો રંક॥૨૩૭॥**

ખારા સમુદ્રમાં એનો જન્મ; વળી [એ જ સમુદ્રમાં ઉત્પન્ન થવાને કારણે] વિષ એનો ભાઈ; દિવસે તો એ મલિન (નિસ્તેજ) રહે છે, અને કલંકી (કાળા ડાઘથી યુક્ત) છે. બિચારો શોભાનો દરિદ્રી ચન્દ્રમા સીતાજીના મુખની બરાબરી કેમ પામી શકે? ॥૨૩૭॥

**ચૌ૦ – ઘટઇ બઢ઼ઇ બિરહિનિ દુખદાઈ। ગ્રસઇ રાહુ નિજ સંધિહિં પાઈ॥**
**કોક સોકપ્રદ પંકજ દ્રોહી। અવગુન બહુત ચંદ્રમા તોહી॥૧॥**

વળી, એ ઘટે-વધે છે, અને વિરહિણી સ્ત્રીઓને દુ:ખ આપનારો છે; રાહુ પોતાની સંધિમાં પામીને એને ગ્રસી લે છે. ચક્રવાકને શોક [ચકવીના વિયોગનો] આપનારો અને કમળનો વેરી [એને કરમાવનાર] છે. હે ચન્દ્રમા! તારામાં ઘણાય અવગુણ છે [જે સીતાજીમાં નથી]. ॥૧॥

**બૈદેહી મુખ પટતર દીન્હે। હોઇ દોષુ બડ઼ અનુચિત કીન્હે॥**
**સિય મુખ છબિ બિધુ બ્યાજ બખાની। ગુર પહિં ચલે નિસા બડ઼િ જાની॥૨॥**

આથી જાનકીજીના મુખની તને ઉપમા આપવાથી ઘણું અનુચિત કર્મ કર્યાનો દોષ લાગશે. આ રીતે ચન્દ્રમાના બહાને સીતાજીના મુખની શોભાનું વર્ણન કરીને રાત ઘણી થયેલી જાણી તેઓ ગુરુજી પાસે ગયા. ॥૨॥

**કરિ મુનિ ચરન સરોજ પ્રનામા। આયસુ પાઇ કીન્હ બિશ્રામા॥**
**બિગત નિસા રઘુનાયક જાગે। બંધુ બિલોકિ કહન અસ લાગે॥૩॥**

મુનિના ચરણકમળોમાં પ્રણામ કરીને, આજ્ઞા મેળવી વિશ્રામ કર્યો, રાત વીત્યા પછી શ્રીરઘુનાથજી જાગ્યા અને ભાઈને જોઈને એમ કહેવા લાગ્યા – ॥૩॥

**ઉયઉ અરુન અવલોકહુ તાતા। પંકજ કોક લોક સુખદાતા॥**
**બોલે લખનુ જોરિ જુગ પાની। પ્રભુ પ્રભાઉ સૂચક મૃદુ બાની॥૪॥**

હે તાત! જુઓ; કમળ, ચક્રવાક અને સમસ્ત સંસારને સુખ આપનાર અરુણોદય થયો છે. લક્ષ્મણજી બંને હાથ જોડીને પ્રભુના પ્રભાવને સૂચિત કરનારી કોમળ વાણી બોલ્યા – ॥૪॥

**દો૦ – અરુનોદયઁ સકુચે કુમુદ ઉડગન જોતિ મલીન ।**
**જિમિ તુમ્હાર આગમન સુનિ ભએ નૃપતિ બલહીન ॥ ૨૩૮॥**

અરુણોદય થવાથી કુમુદિની સંકોચાઈ ગઈ અને તારાગણોનો પ્રકાશ ફીકો પડી ગયો; જે રીતે આપના આવવાનું સાંભળીને સર્વે રાજા બળહીન થઈ ગયા છે. ॥ ૨૩૮॥

**ચૌ૦ – નૃપ સબ નખત કરહિં ઉજિઆરી । ટારિ ન સકહિં ચાપ તમ ભારી ॥**
**કમલ કોક મધુકર ખગ નાના । હરષે સકલ નિસા અવસાના ॥ ૧॥**

બધા રાજારૂપી તારા અજવાળું (મંદ પ્રકાશ) કરે છે, પણ તે ધનુષરૂપી મહાન અંધકારને હટાવી નથી શકતા. રાત્રિનો અંત થવાથી જેમ કમળ, ચક્રવાક, ભમરા અને અનેક પ્રકારનાં પક્ષીઓ હર્ષિત થઈ રહ્યાં છે. ॥ ૧॥

**ઐસેહિં પ્રભુ સબ ભગત તુમ્હારે । હોઇહહિં ટૂટેં ધનુષ સુખારે ॥**
**ઉયઉ ભાનુ બિનુ શ્રમ તમ નાસા । દુરે નખત જગ તેજુ પ્રકાસા ॥ ૨॥**

એવી જ રીતે હે પ્રભો! આપના સર્વે ભક્તો ધનુષ તૂટતાં સુખી થશે. સૂર્ય ઉદય થયો, વગર પરિશ્રમે અંધકાર નષ્ટ થઈ ગયો. તારા સંતાઈ ગયા, સંસારમાં તેજનો પ્રકાશ થઈ ગયો. ॥ ૨॥

**રબિ નિજ ઉદય બ્યાજ રઘુરાયા । પ્રભુ પ્રતાપુ સબ નૃપન્હ દિખાયા ॥**
**તવ ભુજ બલ મહિમા ઉદઘાટી । પ્રગટી ધનુ બિઘટન પરિપાટી ॥ ૩॥**

હે રઘુનાથજી! સૂર્યએ પોતાના ઉદયના બહાને બધા રાજાઓને પ્રભુ(આપ)નો પ્રતાપ દેખાડ્યો છે. આપની ભુજાઓના બળની મહિમાને ઉદ્‌ઘાટિત કરવા (ખોલીને બતાવવાને) માટે જ ધનુષ તોડવાની આ પદ્ધતિ પ્રકટ થઈ છે. ॥ ૩॥

**બંધુ બચન સુનિ પ્રભુ મુસુકાને । હોઇ સુચિ સહજ પુનીત નહાને ॥**
**નિત્યક્રિયા કરિ ગુરુ પહિં આએ । ચરન સરોજ સુભગ સિર નાએ ॥ ૪॥**

ભાઈનાં વચન સાંભળીને પ્રભુ મલકાયા. વળી, સ્વભાવથી જ પવિત્ર શ્રીરામજીએ શૌચથી નિવૃત્ત થઈને સ્નાન કર્યું અને નિત્યકર્મ કરીને તેઓ ગુરુજીની પાસે આવ્યા. આવીને તેમણે ગુરુજીનાં સુંદર ચરણકમળોમાં શીશ નમાવ્યું. ॥ ૪॥

**સતાનંદુ તબ જનક બોલાએ । કૌસિક મુનિ પહિં તુરત પઠાએ ॥**
**જનક બિનય તિન્હ આઇ સુનાઈ । હરષે બોલિ લિએ દોઉ ભાઈ ॥ ૫॥**

ત્યારે જનકજીએ શતાનંદજીને બોલાવ્યા અને તેમને તરત જ વિશ્વામિત્ર મુનિની પાસે મોકલ્યા. તેમણે વિશ્વામિત્રજીની પાસે આવીને જનકજીની વિનંતી સંભળાવી. વિશ્વામિત્રજીએ હર્ષિત થઈને બંને ભાઈઓને બોલાવ્યા. ॥ ૫॥

**દો૦ – સતાનંદ પદ બંદિ પ્રભુ બૈઠે ગુર પહિં જાઇ ।**
**ચલહુ તાત મુનિ કહેઉ તબ પઠવા જનક બોલાઇ ॥ ૨૩૯॥**

શતાનંદજીના ચરણોની વંદના કરીને પ્રભુ શ્રીરામચન્દ્રજી ગુરુજીની સમીપ જઈ બેઠા. ત્યારે મુનિએ કહ્યું – હે તાત! ચાલો, જનકજીએ બોલાવવા મોકલ્યા છે. ॥ ૨૩૯॥

## માસપારાયણ, આઠમો વિશ્રામ
## નવાહ્નપારાયણ બીજો વિશ્રામ

**ચૌ૦ – સીય સ્વયંબરુ દેખિઅ જાઈ । ઈસુ કાહિ ધૌં દેઈ બડ઼ાઈ ॥**
**લખન કહા જસ ભાજનુ સોઈ । નાથ કૃપા તવ જાપર હોઈ ॥ ૧॥**

જઈને સીતાજીનો સ્વયંવર જોવો જોઈએ. જોઈએ ઈશ્વર કોને મોટાઈ આપે છે? લક્ષ્મણજીએ કહ્યું – હે નાથ! જેના પર આપની કૃપા હશે, તે જ મોટાઈનું પાત્ર થશે (ધનુષ તોડવાનું શ્રેય એને જ પ્રાપ્ત થશે). ॥ ૧॥

**હરષે મુનિ સબ સુનિ બર બાની । દીન્હિ અસીસ સબહિં સુખુ માની ॥**
**પુનિ મુનિબૃંદ સમેત કૃપાલા । દેખન ચલે ધનુષમખ સાલા ॥ ૨॥**

આ શ્રેષ્ઠ વાણીને સાંભળીને સર્વે મુનિ પ્રસન્ન થયા. બધાએ સુખ માનીને આશીર્વાદ આપ્યા. પછી મુનિઓના સમૂહસહિત કૃપાળુ શ્રીરામચન્દ્રજી ધનુષ યજ્ઞશાળા જોવા ચાલ્યા. ॥ ૨॥

**રંગભૂમિ આએ દોઉ ભાઈ । અસિ સુધિ સબ પુરબાસિન્હ પાઈ ॥**
**ચલે સકલ ગૃહ કાજ બિસારી । બાલ જુબાન જરઠ નર નારી ॥ ૩॥**

બંને ભાઈ રંગભૂમિમાં આવ્યા છે, આવી ખબર જ્યારે બધા નગરવાસીઓને પડી; ત્યારે બાળક, જવાન, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ બધાય ઘર અને કામકાજને ભુલાવીને ચાલી નીકળ્યાં. ॥ ૩॥

**દેખી જનક ભીર ભૈ ભારી । સુચિ સેવક સબ લિએ હઁકારી ॥**
**તુરત સકલ લોગન્હ પહિં જાહૂ । આસન ઉચિત દેહુ સબ કાહૂ ॥ ૪॥**

જ્યારે જનકજીએ જોયું કે ભારે ભીડ થઈ ગઈ છે, ત્યારે તેમણે સર્વે વિશ્વાસપાત્ર સેવકોને બોલાવી લીધા અને કહ્યું – તમે લોકો તરત બધા લોકોની પાસે જાઓ અને હર કોઈને યથાયોગ્ય આસન આપો. ॥ ૪॥

**દો૦ – કહિ મૃદુ બચન બિનીત તિન્હ બૈઠારે નર નારિ ।**
**ઉત્તમ મધ્યમ નીચ લઘુ નિજ નિજ થલ અનુહારિ ॥ ૨૪૦॥**

તે સેવકોએ કોમળ અને નમ્ર વચન કહીને ઉત્તમ, મધ્યમ, નીચ અને લઘુ (સર્વે શ્રેણીનાં) સ્ત્રી-પુરુષોને પોતપોતાના યોગ્ય સ્થાન પર બેસાડ્યાં. ॥ ૨૪૦॥

**ચૌ૦ – રાજકુઅઁર તેહિ અવસર આએ। મનહુઁ મનોહરતા તન છાએ॥**
**ગુન સાગર નાગર બર બીરા। સુંદર સ્યામલ ગૌર સરીરા॥૧॥**

તે જ સમયે રાજકુમાર (રામ અને લક્ષ્મણ) ત્યાં આવ્યા. [એ એવા સુંદર છે] જાણે સાક્ષાત્ મનોહરતા જ તેમનાં શરીરો પર છવાઈ રહી હોય. સુંદર શ્યામ અને ગૌર એમનું શરીર છે. તે ગુણોના સમુદ્ર, ચતુર અને ઉત્તમ વીર છે. ॥૧॥

**રાજ સમાજ બિરાજત રૂરે। ઉડગન મહુઁ જનુ જુગ બિધુ પૂરે॥**
**જિન્હ કેં રહી ભાવના જૈસી। પ્રભુ મૂરતિ તિન્હ દેખી તૈસી॥૨॥**

તે બંનેય સુંદર ભાઈ રાજાઓના સમાજમાં એવા સુશોભિત થઈ રહ્યા છે; જાણે તારાગણોની વચ્ચે બે પૂર્ણ ચન્દ્રમા હોય. જેમની જેવી ભાવના હતી, પ્રભુની મૂર્તિ તેમણે તેવી જ જોઈ. ॥૨॥

**દેખહિં રૂપ મહા રનધીરા। મનહુઁ બીર રસુ ધરેં સરીરા॥**
**ડરે કુટિલ નૃપ પ્રભુહિ નિહારી। મનહુઁ ભયાનક મૂરતિ ભારી॥૩॥**

મહાન્ રણધીર [રાજાલોક] શ્રીરામચન્દ્રજીના રૂપને એમ જોઈ રહ્યા છે, જાણે સ્વયં વીર-રસે દેહ ધારણ કરેલો હોય. કુટિલ રાજા પ્રભુને જોઈને ડરી ગયા, જાણે મોટી ભયાનક મૂર્તિ હોય. ॥૩॥

**રહે અસુર છલ છોનિપ બેષા। તિન્હ પ્રભુ પ્રગટ કાલ સમ દેખા॥**
**પુરબાસિન્હ દેખે દોઉ ભાઈ। નર ભૂષન લોચન સુખદાઈ॥૪॥**

છળથી જે રાક્ષસ ત્યાં રાજાઓના વેષમાં [બેઠા] હતા, તેમણે પ્રભુને પ્રત્યક્ષ કાળના જેવા જોયા. નગરનિવાસીઓએ બંને ભાઈઓને મનુષ્યોના ભૂષણરૂપે અને નેત્રોને સુખ આપનાર જોયા. ॥૪॥

**દો૦ – નારિ બિલોકહિં હરષિ હિયઁ નિજ નિજ રુચિ અનુરૂપ।**
**જનુ સોહત સિંગાર ધરિ મૂરતિ પરમ અનૂપ॥૨૪૧॥**

સ્ત્રીઓ હૃદયમાં હર્ષ પામીને પોતપોતાની રુચિના અનુસાર એમને જોઈ રહી છે. જાણે શૃંગાર-રસ જ પરમ અનુપમ મૂર્તિ ધારણ કરીને સુશોભિત થઈ રહ્યો હોય. ॥૨૪૧॥

**ચૌ૦ – બિદુષન્હ પ્રભુ બિરાટમય દીસા। બહુ મુખ કર પગ લોચન સીસા॥**
**જનક જાતિ અવલોકહિં કૈસેં। સજન સગે પ્રિય લાગહિં જૈસેં॥૧॥**

વિદ્વાનોને પ્રભુ વિરાટરૂપે દેખાયા, જેમનાં ઘણાં જ મુખ, હાથ, પગ, નેત્ર અને સિર છે. જનકજીના સજાતીય (કુટુંબી) પ્રભુને એવી રીતે (એવા પ્રિય રૂપમાં) જોઈ રહ્યા છે, જેમ સગા-સંબંધી પ્રિય લાગે છે. ॥૧॥

**સહિત બિદેહ બિલોકહિં રાની। સિસુ સમ પ્રીતિ ન જાતિ બખાની॥**
**જોગિન્હ પરમ તત્ત્વમય ભાસા। સાંત સુદ્ધ સમ સહજ પ્રકાસા॥૨॥**

જનકસહિત રાણીઓ તેમને પોતાના બાળક સમાન જુએ છે. તેમની પ્રીતિનું વર્ણન નથી કરી શકાતું. યોગીઓને તે શાંત, શુદ્ધ, સમ અને સ્વતઃપ્રકાશ (સહજ પ્રકાશરૂપ) પરમ તત્ત્વરૂપે દેખાયા. ॥૨॥

**હરિભગતન્હ દેખે દોઉ ભ્રાતા। ઈષ્ટદેવ ઈવ સબ સુખ દાતા॥**
**રામહિ ચિતવ ભાયઁ જેહિ સીયા। સો સનેહુ સુખુ નહિં કથનીયા॥૩॥**

હરિભક્તોએ બંને ભાઈઓને સર્વ સુખ આપનારા ઈષ્ટદેવ સમાન જોયા. સીતાજી જે ભાવથી શ્રીરામચન્દ્રજીને જોઈ રહ્યાં છે, તે સ્નેહ અને સુખ તો કહેવાતું જ નથી. ॥૩॥

**ઉર અનુભવતિ ન કહિ સક સોઊ। કવન પ્રકાર કહૈ કબિ કોઊ॥**
**એહિ બિધિ રહા જાહિ જસ ભાઊ। તેહિં તસ દેખેઉ કોસલરાઊ॥૪॥**

તેનો (સ્નેહ અને સુખનો) હૃદયમાં અનુભવ તેઓ કરી રહ્યાં છે, પરંતુ તેઓ પણ તેને કહી શકતાં નથી, તો કોઈ કવિ તેને કઈ રીતે કહી શકે? આ રીતે જેમને જેવો ભાવ હતો, તેણે કૌશલાધીશ શ્રીરામચન્દ્રજીને તેવા જ જોયા. ॥૪॥

**દો૦ – રાજત રાજ સમાજ મહુઁ કોસલરાજ કિસોર।**
**સુંદર સ્યામલ ગૌર તન બિસ્વ બિલોચન ચોર॥૨૪૨॥**

સુંદર શ્યામ અને ગૌર શરીરવાળા તથા વિશ્વભરનાં નેત્રોને ચોરનારા કોશલાધીશના કુમાર રાજસભામાં [આ રીતે] સુશોભિત થઈ રહ્યા છે. ॥૨૪૨॥

**ચૌ૦ – સહજ મનોહર મૂરતિ દોઊ। કોટિ કામ ઉપમા લઘુ સોઊ॥**
**સરદ ચંદ નિંદક મુખ નીકે। નીરજ નયન ભાવતે જી કે॥૧॥**

બંને મૂર્તિઓ સ્વભાવથી જ (વિના કોઈ શૃંગાર-સજાવટે) મનને હરનારી છે. કરોડો કામદેવોની ઉપમા પણ તેમને માટે તુચ્છ છે. તેમનાં સુંદર મુખ શરદ[પૂર્ણિમા]ના ચન્દ્રમાની પણ નિંદા કરનારાં [તેને ઝાંખું પાડનારાં] છે અને કમળનાં જેવાં નેત્રો મનને બહુ જ ગમે છે. ॥૧॥

**ચિતવનિ ચારુ માર મનુ હરની। ભાવતિ હૃદય જાતિ નહિં બરની॥**
**કલ કપોલ શ્રુતિ કુંડલ લોલા। ચિબુક અધર સુંદર મૃદુ બોલા॥૨॥**

સુંદર ચિતવન [આખાય સંસારના મનને હરનારી] કામદેવનાય મનને પણ હરનારી છે. તે હૃદયને ઘણી જ પ્રિય લાગે છે, પરંતુ તેનું વર્ણન કરી નથી શકાતું. સુંદર ગાલ છે, કાનોમાં ચંચળ (ઝૂમતાં) કુંડળ છે. હડપચી અને અધર (હોઠ) સુંદર છે, કોમળ વાણી છે. ॥૨॥

**કુમુદબંધુ કર નિંદક હાઁસા। ભૃકુટી બિકટ મનોહર નાસા॥**
**ભાલ બિસાલ તિલક ઝલકાહીં। કચ બિલોકિ અલિ અવલિ લજાહીં॥૩॥**

હાસ્ય ચન્દ્રમાનાં કિરણોનો તિરસ્કાર કરનારું છે. વાંકી ભ્રમરો અને નાસિકા મનોહર છે. [ઊંચા] પહોળા લલાટ ઉપર તિલક ઝળકી રહ્યું છે (દીપ્તિમાન થઈ રહ્યું છે). [કાળા વાંકડિયા] વાળોને જોઈને ભમરાઓની પંક્તિઓ પણ લજાઈ જાય છે. ॥૩॥

**પીત ચૌતનીં સિરન્હિ સુહાઈં। કુસુમ કલીં બિચ બીચ બનાઈં॥**
**રેખેં રુચિર કંબુ કલ ગીવાઁ। જનુ ત્રિભુવન સુષમા કી સીવાઁ॥૪॥**

પીળી ચૌખૂણી ટોપીઓ સિરો પર સુશોભિત છે, જેની વચ્ચે વચ્ચે ફૂલોની કળીઓ બનાવેલી (ભરતગૂંથણ) છે. શંખના સમાન સુંદર (ગોળ) ગળામાં મનોહર ત્રણ રેખાઓ છે, જે જાણે કે ત્રણેય લોકોની સુંદરતાની સીમા [ને બતાવી રહી] છે. ॥૪॥

**દો૦ – કુંજર મનિ કંઠા કલિત ઉરન્હિ તુલસિકા માલ ।**
**બૃષભ કંધ કેહરિ ઠવનિ બલ નિધિ બાહુ બિસાલ ॥ ૨૪૩॥**

હૃદયો પર ગજમુક્તાઓના સુંદર કંઠા અને તુલસીની માળાઓ સુશોભિત છે. તેમના ખભા બળદોના ખભાની જેમ [ઊંચા તથા પુષ્ટ] છે. છટા (ઊભા થવાની શૈલી) સિંહના જેવી છે અને ભુજાઓ વિશાળ અને બળનો ભંડાર છે. ॥ ૨૪૩॥

**ચૌ૦ – કટિ તૂનીર પીત પટ બાઁધેં । કર સર ધનુષ બામ બર કાઁધેં ॥**
**પીત જગ્ય ઉપબીત સુહાએ । નખ સિખ મંજુ મહાછબિ છાએ ॥ ૧॥**

કમરમાં ભાથો અને પીતામ્બર બાંધેલાં છે. [જમણા] હાથોમાં બાણ અને ડાબા સુંદર ખભાઓ પર ધનુષ તથા પીળી યજ્ઞોપવીત (જનોઈ) સુશોભિત છે. નખથી લઈને શિખા સુધી સર્વે અંગ સુંદર છે, તેની પર મહાન શોભા છવાયેલી છે. ॥ ૧॥

**દેખિ લોગ સબ ભએ સુખારે । એકટક લોચન ચલત ન તારે ॥**
**હરષે જનકુ દેખિ દોઉ ભાઈ । મુનિ પદ કમલ ગહે તબ જાઈ ॥ ૨॥**

તેમને જોઈને સર્વે લોકો સુખી થયા. નેત્રો એકીટશે (નિમેશશૂન્ય) છે અને કીકીઓ પણ ફરતી નથી. જનકજી બંને ભાઈઓને જોઈને હરખાયા. ત્યારે તેમણે જઈને મુનિના ચરણકમળ પકડી લીધા. ॥ ૨॥

કરિ બિનતી નિજ કથા સુનાઈ । **રંગ અવનિ સબ મુનિહિ દેખાઈ ॥**
જહઁ જહઁ જાહિં કુઅઁર બર દોઊ । **તહઁ તહઁ ચકિત ચિતવ સબુ કોઊ ॥ ૩॥**

વિનંતી કરીને પોતાની કથા સંભળાવી અને મુનિને આખી રંગભૂમિ (યજ્ઞશાળા) બતાવી. [મુનિની સાથે] બંને શ્રેષ્ઠ રાજકુમાર જ્યાં-જ્યાં જાય છે, ત્યાં-ત્યાં હર કોઈ આશ્ચર્યચકિત થઈ જોવા લાગે છે. ॥ ૩॥

**નિજ નિજ રુખ રામહિ સબુ દેખા । કોઉ ન જાન કછુ મરમુ બિસેષા ॥**
**ભલિ રચના મુનિ નૃપ સન કહેઊ । રાજાઁ મુદિત મહાસુખ લહેઊ ॥ ૪॥**

બધાએ રામજીને પોતપોતાની બાજુ જ મુખ કરેલા જોયા; પરંતુ તેનું કંઈ પણ વિશેષ રહસ્ય કોઈ ન જાણી શક્યું. મુનિએ રાજાને કહ્યું – રંગભૂમિની રચના ઘણી સુંદર છે [વિશ્વામિત્ર જેવા નિઃસ્પૃહ, વિરક્ત અને જ્ઞાની મુનિ થકી રચનાની પ્રશંસા સાંભળીને] રાજા પ્રસન્ન થયા અને એમને મોટું સુખ મળ્યું. ॥ ૪॥

**દો૦ – સબ મંચન્હ તેં મંચુ એક સુંદર બિસદ બિસાલ ।**
**મુનિ સમેત દોઉ બંધુ તહઁ બૈઠારે મહિપાલ ॥ ૨૪૪॥**

સર્વે મંચોમાં એક મંચ અધિક સુંદર, ઉજ્જવળ અને વિશાળ હતો. [સ્વયં] રાજાએ મુનિસહિત બંને ભાઈઓને તેની પર બેસાડ્યા. ॥ ૨૪૪॥

**ચૌ૦ – પ્રભુહિ દેખિ સબ નૃપ હિયઁ હારે। જનુ રાકેસ ઉદય ભએઁ તારે॥**
**અસિ પ્રતીતિ સબ કે મન માહીં। રામ ચાપ તોરબ સક નાહીં॥ ૧॥**

પ્રભુને જોઈને સર્વે રાજા હૃદયથી એવી રીતે હારી ગયા (નિરાશ અને ઉત્સાહહીન થઈ ગયા) જેમ પૂર્ણ ચન્દ્રમાનો ઉદય થવાથી તારા પ્રકાશહીન થઈ જાય છે. [એમના તેજને જોઈને] બધાના મનમાં એવો વિશ્વાસ થઈ ગયો કે રામચન્દ્રજી જ ધનુષને તોડશે, એમાં કોઈ સંશય નથી. ॥ ૧॥

**બિનુ ભંજેહુઁ ભવ ધનુષુ બિસાલા। મેલિહિ સીય રામ ઉર માલા॥**
**અસ બિચારિ ગવનહુ ઘર ભાઈ। જસુ પ્રતાપુ બલુ તેજુ ગવાઁઈ॥ ૨॥**

[અહીં એમના રૂપને જોઈને બધાના મનમાં એવો નિશ્ચય થઈ ગયો કે] શિવજીના વિશાળ ધનુષને [શક્ય છે કે ન તૂટી શકે] વગર તોડે પણ સીતાજી શ્રીરામચન્દ્રજીના ગળામાં જ જયમાળા પહેરાવશે (અર્થાત્ બંને રીતે તો અમારી હાર થશે અને વિજય રામચન્દ્રજીના હાથમાં રહેશે). [આમ વિચારીને તે કહેવા લાગ્યા –] હે ભાઈઓ! આવો વિચાર કરી યશ, પ્રતાપ, બળ અને તેજ ખોઈને પોતપોતાના ઘરે ચાલો. ॥ ૨॥

**બિહસે અપર ભૂપ સુનિ બાની। જે અબિબેક અંધ અભિમાની॥**
**તોરેહુઁ ધનુષુ બ્યાહુ અવગાહા। બિનુ તોરેં કો કુઅઁરિ બિઆહા॥ ૩॥**

બીજા રાજાઓ, જેઓ અવિવેકથી આંધળા થઈ રહ્યા હતા અને અભિમાની હતા, તેઓ આ વાત સાંભળીને બહુ હસ્યા [તેમણે કહ્યું –] ધનુષ તોડવા છતાંય વિવાહ થવો કઠિન છે (અર્થાત્ સરળતાથી અમે જાનકીને હાથમાંથી જવા નહીં દઈએ); તો તોડ્યા વિના તો રાજકુમારીને પરણી જ કોણ શકે છે? ॥ ૩॥

**એક બાર કાલઉ કિન હોઊ। સિય હિત સમર જિતબ હમ સોઊ॥**
**યહ સુનિ અવર મહિપ મુસુકાને। ધરમસીલ હરિભગત સયાને॥ ૪॥**

કાળ જ કેમ ન હોય, એક વાર તો સીતાને માટે તેને પણ અમે યુદ્ધમાં જીતી લઈશું. આ ઘમંડની વાત સાંભળી બીજા રાજા, જે ધર્માત્મા, હરિભક્ત અને સમજુ હતા, તે મલકાયા. ॥ ૪॥

**સો૦ – સીય બિઆહબિ રામ ગરબ દૂરિ કરિ નૃપન્હ કે।**
**જીતિ કો સક સંગ્રામ દસરથ કે રન બાઁકુરે॥ ૨૪૫॥**

[તેમણે કહ્યું –] રાજાઓના ગર્વને હરીને (જે ધનુષ કોઈથી નહીં તૂટી શકે તેને તોડીને) શ્રીરામચન્દ્રજી સીતાજીને પરણશે. [રહી યદ્ધની વાત, તો] મહારાજ દશરથના રણબંકા પુત્રોને યુદ્ધમાં તો જીતી જ કોણ શકે છે? ॥ ૨૪૫॥

**ચૌ૦ – બ્યર્થ મરહુ જનિ ગાલ બજાઈ। મન મોદકન્હિ કિ ભૂખ બુતાઈ॥**
**સિખ હમારિ સુનિ પરમ પુનીતા। જગદંબા જાનહુ જિયઁ સીતા॥ ૧॥**

ગાલ વગાડી વ્યર્થ જ ન મરો. મનના લાડવાઓથી પણ ક્યાંય ભૂખ મટે છે? અમારી પરમ પવિત્ર (નિષ્કપટ) શિખામણ સાંભળીને સીતાજીને પોતાના અંતરમાં સાક્ષાત્ જગતજનની સમજો (તેમને પત્નીરૂપમાં પામવાની આશા અને લાલસા છોડી દો). ॥ ૧॥

**જગત પિતા રઘુપતિહિ બિચારી। ભરિ લોચન છબિ લેહુ નિહારી॥**
**સુંદર સુખદ સકલ ગુન રાસી। એ દોઉ બંધુ સંભુ ઉર બાસી॥૨॥**

અને શ્રીરઘુનાથજીને જગતના પિતા (પરમેશ્વર) સમજીને નેત્રો ભરીને એમની શોભા જોઈ લો [આવો અવસર વારંવાર નહીં મળે]. સુંદર સુખ આપનારા અને સમસ્ત ગુણોનો ભંડાર - એ બંને ભાઈ શિવજીના હૃદયમાં વસનારા છે (સ્વયં શિવજી પણ જેમને સદા હૃદયમાં છુપાવી રાખે છે, તે તમારાં નેત્રોની સામે આવી ગયા છે). ॥૨॥

**સુધા સમુદ્ર સમીપ બિહાઈ। મૃગજલુ નિરખિ મરહુ કત ધાઈ॥**
**કરહુ જાઈ જા કહુઁ જોઇ ભાવા। હમ તૌ આજુ જનમ ફલુ પાવા॥૩॥**

સમીપ આવેલા [ભગવદ્ દર્શનરૂપ] અમૃતના સમુદ્રને છોડીને તમે [જગતજનની જાનકીને પત્નીરૂપમાં પામવાની દુરાશારૂપ મિથ્યા] મૃગજળને જોઈને દોડીને કેમ મરો છો? તો [ભાઈ!] જેને જે સારું લાગે તે જ કરો. અમે તો [શ્રીરામચન્દ્રજીનાં દર્શન કરીને] આજે જન્મ લેવાનું ફળ પામી લીધું છે (જીવન અને જન્મને સફળ કરી લીધો છે). ॥૩॥

**અસ કહિ ભલે ભૂપ અનુરાગે। રૂપ અનૂપ બિલોકન લાગે॥**
**દેખહિં સુર નભ ચઢ઼ે બિમાના। બરષહિં સુમન કરહિં કલ ગાના॥૪॥**

આમ કહીને ભલા રાજા પ્રેમમગ્ન થઈને શ્રીરામજીનું અનુપમ રૂપ જોવા લાગ્યા. [મનુષ્યોની તો વાત જ શું] દેવતા લોકો પણ આકાશમાં વિમાનો પર ચઢીને દર્શન કરી રહ્યા છે અને સુંદર ગાન કરતાં ફૂલ વરસાવી રહ્યા છે. ॥૪॥

**દો૦ – જાનિ સુઅવસરુ સીય તબ પઠઈ જનક બોલાઇ।**
**ચતુર સખીં સુંદર સકલ સાદર ચલીં લવાઇ॥૨૪૬॥**

ત્યારે સુઅવસર જાણીને જનકજીએ સીતાજીને બોલાવડાવ્યાં, બધી ચતુર અને સુંદર સખીઓ આદરપૂર્વક એમને લેવા ચાલી. ॥૨૪૬॥

**ચૌ૦ – સિય સોભા નહિં જાઇ બખાની। જગદંબિકા રૂપ ગુન ખાની॥**
**ઉપમા સકલ મોહિ લઘુ લાગીં। પ્રાકૃત નારિ અંગ અનુરાગીં॥૧॥**

રૂપ અને ગુણોની ખાણ જગતજનની જાનકીજીની શોભાનું વર્ણન થઈ શકે એમ નથી. તેમના માટે મને [કાવ્યની] બધી ઉપમાઓ તુચ્છ લાગે છે, કેમકે તે લૌકિક સ્ત્રીઓનાં અંગો સાથે અનુરાગ રાખનારી છે (અર્થાત્ તે જગતની સ્ત્રીઓના અંગોને આપવામાં આવે છે.) [કાવ્યની ઉપમાઓ બધી ત્રિગુણાત્મક, માયિક જગતમાંથી લેવામાં આવી છે, તેમને ભગવાનની સ્વરૂપાશક્તિ શ્રીજાનકીજીના અપ્રાકૃત, ચિન્મય અંગો માટે પ્રયુક્ત કરવી એટલે તેમનું અપમાન કરવું અને પોતાને ઉપહાસાસ્પદ બનાવવો.] ॥૧॥

**સિય બરનિઅ તેઇ ઉપમા દેઈ। કુકબિ કહાઇ અજસુ કો લેઈ॥**
**જૌં પટતરિઅ તીય સમ સીયા। જગ અસિ જુબતિ કહાઁ કમનીયા॥૨॥**

સીતાજીના વર્ણનમાં એ જ ઉપમાઓને આપીને કોણ કુકવિ કહેવડાવે અને અપયશનો ભાગી બને (અર્થાત્ સીતાજીને માટે તે ઉપમાઓનો પ્રયોગ કરવો અને સુકવિના પદથી ચ્યુત થવું અને અપકીર્તિ વહોરી લેવી; કોઈ પણ સુકવિ આવી નાદાની અને અનુચિત કાર્ય નહીં કરે). જો કોઈ સ્ત્રી સાથે સીતાજીની સરખામણી કરવામાં આવે તો જગતમાં આવી સુંદર યુવતી છે જ ક્યાં [જેની ઉપમા એમને માટે આપી શકાય?] ॥ ૨॥

**ગિરા મુખર તન અરધ ભવાની। રતિ અતિ દુખિત અતનુ પતિ જાની॥**
**બિષ બારુની બંધુ પ્રિય જેહી। કહિઅ રમાસમ કિમિ બૈદેહી॥ ૩॥**

[પૃથ્વીની સ્ત્રીઓની તો વાત જ શું, દેવતાઓની સ્ત્રીઓને પણ જો જોવામાં આવે તો અમારી અપેક્ષાએ તે કંઈક અધિક દિવ્ય અને સુંદર છે, તો એમનામાં] સરસ્વતી તો બહુ બોલનારાં છે; પાર્વતી અર્ધાંગના છે (અર્થાત્ અર્ધ-નારી નટેશ્વરના રૂપે તેમનું અડધું જ અંગ જ સ્ત્રીનું છે, શેષ અડધું અંગ પુરુષ-શિવજીનું છે), કામદેવની સ્ત્રી રતિ પતિને શરીર વિનાના (અનંગ) જાણીને ઘણી દુઃખી રહે છે; અને જેમના વિષ અને મદ્ય જેવા [સમુદ્રથી ઉત્પન્ન થવાને સંબંધે] પ્રિય ભાઈ છે તેવાં લક્ષ્મી સમાન તો જાનકીજીને કહી જ કેમ શકાય? ॥ ૩॥

**જૌં છબિ સુધા પયોનિધિ હોઈ। પરમ રૂપમય કચ્છપુ સોઈ॥**
**સોભા રજુ મંદરુ સિંગારૂ। મથૈ પાનિ પંકજ નિજ મારૂ॥ ૪॥**

[જે લક્ષ્મીજીની વાત ઉપર કહેવાઈ છે તે નીકળ્યાં હતાં ખારા સમુદ્રમાંથી, જેને મથવા માટે ભગવાને અતિ કર્કશ પીઠવાળા કાચબાનું રૂપ ધારણ કર્યું, દોરડું બનાવ્યું મહાન વિષધર વાસુકિ નાગનું; રવૈયાનું કાર્ય કર્યું અતિશય કઠોર મંદરાચળ પર્વતે અને એને વલોવ્યો બધા દેવતાઓ અને દૈત્યોએ મળીને. જે લક્ષ્મીને અતિશય શોભાની ખાણ અને અનુપમ સુંદરી કહેવામાં આવે છે, તેને પ્રકટ કરવામાં હેતુ બન્યાં આ બધાં અસુંદર અને સ્વાભાવિકરૂપે જ કઠોર ઉપકરણો. આવાં ઉપકરણોથી પ્રકટ થયેલ લક્ષ્મી જાનકીજીની સમાનતા કેમ મેળવી શકે? હા... એના વિપરીત] જો શોભારૂપી અમૃતનો સમુદ્ર હોય, પરમ રૂપમય એ જ કચ્છપ ભગવાન હોય, શોભારૂપ દોરડું હોય, શૃંગાર [રસ] પર્વત હોય અને [તે શોભાના સમુદ્રને] સ્વયં કામદેવ પોતાના જ કરકમળોથી મથે; ॥ ૪॥

**દો૦– એહિ બિધિ ઉપજૈ લચ્છિ જબ સુંદરતા સુખ મૂલ।**
**તદપિ સકોચ સમેત કબિ કહહિં સીય સમતૂલ॥ ૨૪૭॥**

એવી રીતે [સંયોગ થવાથી] જ્યારે સુંદરતા અને સુખનાં મૂળ લક્ષ્મી ઉત્પન્ન થાય, તો પણ કવિ લોકો તેને [ઘણા] સંકોચની સાથે સીતાજીના સમાન કહેશે. ॥ ૨૪૭॥

[જે સુંદરતાના સમુદ્રને કામદેવ મથશે તે સુંદરતા પણ પ્રાકૃત, લૌકિક સુંદરતા જ હશે, કારણ કે કામદેવ સ્વયં પણ ત્રિગુણમયી પ્રકૃતિનો જ વિકાર છે. માટે તે સુંદરતાને મથીને પ્રકટ કરેલી લક્ષ્મી પણ ઉપર્યુક્ત લક્ષ્મીની અપેક્ષાએ કંઈક અધિક સુંદર અને દિવ્ય હોવા છતાંય હશે તો પ્રાકૃત જ; માટે એની સાથે પણ જાનકીજીની સરખામણી કરવી કવિને માટે ઘણા સંકોચની વાત હશે. જે સુંદરતાથી જાનકીજીનો દિવ્યાતિદિવ્ય પરમ દિવ્ય વિગ્રહ બન્યો છે તે સુંદરતા ઉપર્યુક્ત સુંદરતાથી

અલગ અપ્રાકૃત છે – વસ્તુતઃ લક્ષ્મીજીનું અપ્રાકૃત રૂપ પણ એ જ છે. તે કામદેવના મથવાથી ન આવી શકે અને તે જાનકીજીનું સ્વરૂપ જ છે; માટે તેમનાથી ભિન્ન નહીં; અને ઉપમા આપી છે ભિન્ન વસ્તુની સાથે. આ સિવાય જાનકીજી પ્રકટ થયાં છે સ્વયં પોતાના મહિમાથી; તેમને પ્રકટ કરવા માટે કોઈ ભિન્ન ઉપકરણની અપેક્ષા નથી. અર્થાત્ શક્તિ શક્તિમાનથી અભિન્ન અદ્વૈત-તત્ત્વ છે. એટલે અનુપમેય (જેને ઉપમા ન આપી શકાય) છે; આ ગૂઢ દાર્શનિક તત્ત્વ ભક્તશિરોમણિ કવિએ આ અભૂતોપમાલંકાર થકી ઘણી જ સુંદરતાથી વ્યક્ત કર્યું છે.]

**ચૌ૦ – ચલીં સંગ લૈ સખીં સયાની। ગાવત ગીત મનોહર બાની॥**
**સોહ નવલ તનુ સુંદર સારી। જગત જનનિ અતુલિત છબિ ભારી॥૧॥**

સમજુ સખીઓ સીતાજીને સાથે લઈને મનોહર વાણીથી ગીત ગાતાં ચાલી. સીતાજીના નવલ શરીર પર સુંદર સાડી સુશોભિત છે. જગતજનનીની મહાન શોભા અતુલનીય છે. ॥૧॥

**ભૂષન સકલ સુદેસ સુહાએ। અંગ અંગ રચિ સખિન્હ બનાએ॥**
**રંગભૂમિ જબ સિય પગુ ધારી। દેખિ રૂપ મોહે નર નારી॥૨॥**

સર્વે આભૂષણ પોતપોતાની જગ્યાએ શોભિત છે, જેને સખીઓએ અંગેઅંગમાં સારી રીતે સજાવીને પહેરાવ્યાં છે. જ્યારે સીતાજીએ રંગભૂમિમાં પગ મૂક્યો, ત્યારે તેમનું [દિવ્ય] રૂપ જોઈને સ્ત્રી-પુરુષ સર્વે મોહિત થઈ ગયાં. ॥૨॥

**હરષિ સુરન્હ દુંદુભીં બજાઈં। બરષિ પ્રસૂન અપછરા ગાઈં॥**
**પાનિ સરોજ સોહ જયમાલા। અવચટ ચિતએ સકલ ભુઆલા॥૩॥**

દેવતાઓએ હરખાઈને નગારાં વગાડ્યાં અને પુષ્પો વરસાવી અપ્સરાઓ ગાવા લાગી. સીતાજીના કરકમળોમાં જયમાળા સુશોભિત છે. તેમણે સર્વે રાજાઓ પર અચાનક એક ઊડતી નજર નાખી. ॥૩॥

**સીય ચકિત ચિત રામહિ ચાહા। ભએ મોહબસ સબ નરનાહા॥**
**મુનિ સમીપ દેખે દોઉ ભાઈ। લગે લલકિ લોચન નિધિ પાઈ॥૪॥**

સીતાજી ચકિત મનથી કેવળ શ્રીરામજીને ખોળવા લાગ્યાં, ત્યારે સર્વે રાજાઓ મોહને વશ થઈ ગયા. સીતાજીએ મુનિની પાસે [બેઠેલા] બંને ભાઈઓને જોયા તો એમનાં નેત્ર પોતાનો ખજાનો પામીને લલચાઈને ત્યાં જ (શ્રીરામજીમાં) લાગી ગયાં (સ્થિર થઈ ગયાં); ॥૪॥

**દો૦ – ગુરજન લાજ સમાજુ બડ઼ દેખિ સીય સકુચાનિ।**
**લાગિ બિલોકન સખિન્હ તન રઘુબીરહિ ઉર આનિ॥૨૪૮॥**

પરંતુ ગુરુજનોની લાજથી તથા બહુ મોટા સમાજને જોઈને સીતાજી લજાઈ ગયાં. તે શ્રીરામચન્દ્રજીને હૃદયમાં લાવીને સખીઓની તરફ જોવા લાગ્યાં. ॥૨૪૮॥

**ચૌ૦ – રામ રૂપુ અરુ સિય છબિ દેખેં। નર નારિન્હ પરિહરીં નિમેષેં॥**
**સોચહિં સકલ કહત સકુચાહીં। બિધિ સન બિનય કરહિં મન માહીં॥૧॥**

શ્રીરામચન્દ્રજીનું રૂપ અને સીતાજીની શોભા જોઈને સ્ત્રી-પુરુષોએ પલકારા ત્યાગી દીધા (સર્વે એકીટશે તેમને જ જોવા લાગ્યા). બધા પોતાના મનમાં વિચારી રહ્યા છે, પણ કહેતાં સંકોચાય છે. મનમાં ને મનમાં તેઓ વિધાતાને પ્રાર્થના કરે છે – ॥૧॥

**હરુ બિધિ બેગિ જનક જડ઼તાઈ। મતિ હમારિ અસિ દેહિ સુહાઈ॥**
**બિનુ બિચાર પનુ તજિ નરનાહૂ। સીય રામ કર કરૈ બિબાહૂ॥૨॥**

હે વિધાતા! જનકની મૂઢતાને શીઘ્ર હરી લો અને અમારા જેવી જ એવી સુંદર બુદ્ધિ એમને આપો કે જેથી વિચાર કર્યા વગર રાજા પોતાનું પ્રણ છોડીને સીતાજીનો વિવાહ રામજી સાથે કરી દે. ॥૨॥

**જગુ ભલ કહિહિ ભાવ સબ કાહૂ। હઠ કીન્હેં અંતહુઁ ઉર દાહૂ॥**
**એહિં લાલસાઁ મગન સબ લોગૂ। બરુ સાઁવરો જાનકી જોગૂ॥૩॥**

સંસાર તેમને ભલો જ કહેશે, કેમકે આ વાત હર કોઈને સારી લાગે છે. હઠ કરવાથી અંતેય હૃદય બળશે. સર્વે લોકો એ જ લાલસામાં લીન થઈ રહ્યા છે કે જાનકીજીને યોગ્ય વર તો આ જ શામળો જ છે. ॥૩॥

**તબ બંદીજન જનક બોલાએ। બિરિદાવલી કહત ચલિ આએ॥**
**કહ નૃપુ જાઈ કહહુ પન મોરા। ચલે ભાટ હિયઁ હરષુ ન થોરા॥૪॥**

પછી રાજા જનકે બંદીજનો(ભાટો)ને બોલાવ્યા. તેઓ બિરુદાવલી (વંશની કીર્તિ) ગાતાં ચાલ્યા આવ્યા. રાજાએ કહ્યું – જઈને મારું પ્રણ સર્વેને કહો. ભાટ ચાલ્યા, તેમના હૃદયમાં આનંદ ઓછો ન હતો. ॥૪॥

**દો૦ – બોલે બંદી બચન બર સુનહુ સકલ મહિપાલ।**
**પન બિદેહ કર કહહિં હમ ભુજા ઉઠાઈ બિસાલ॥૨૪૯॥**

ભાટોએ શ્રેષ્ઠ વચનો કહ્યાં – હે પૃથ્વીનું પાલન કરનારા સર્વે રાજાગણો! સાંભળો! અમે પોતાની ભુજાઓ ઉઠાવીને જનકજીનું વિશાળ પ્રણ કહીએ છીએ – ॥૨૪૯॥

**ચૌ૦ – નૃપ ભુજબલુ બિધુ સિવધનુ રાહૂ। ગરુઅ કઠોર બિદિત સબ કાહૂ॥**
**રાવનુ બાનુ મહાભટ ભારે। દેખિ સરાસન ગવઁહિં સિધારે॥૧॥**

રાજાઓની ભુજાઓનું બળ ચન્દ્રમા છે, શિવજીનું ધનુષ રાહુ છે, તે ભારે છે, કઠોર છે એ સર્વેને વિદિત છે. મોટા ભારે યોદ્ધા રાવણ અને બાણાસુર પણ આ ધનુષને જોઈને ચુપચાપ ચાલતા થયા છે (તેને ઉઠાવવાથી દૂર રહ્યા સ્પર્શ કરવાની પણ હિંમત ન કરી). ॥૧॥

**સોઇ પુરારિ કોદંડુ કઠોરા। રાજ સમાજ આજુ જોઇ તોરા॥**
**ત્રિભુવન જય સમેત બૈદેહી। બિનહિં બિચાર બરઇ હઠિ તેહી॥૨॥**

એ જ શિવજીના કઠોર ધનુષને આજે આ રાજસભામાં જે પણ તોડશે, ત્રણે લોકોના વિજયની સાથે જ જાનકીજી કોઈ પણ વિચાર કર્યા વગર હઠપૂર્વક તેનું વરણ કરશે. ॥૨॥

**સુનિ પન સકલ ભૂપ અભિલાષે। ભટમાની અતિસય મન માખે॥**
**પરિકર બાँધિ ઉઠે અકુલાઈ। ચલે ઇષ્ટદેવન્હ સિર નાઈ॥૩॥**

પ્રણ સાંભળીને સર્વે રાજા લલચાઈ ઊઠ્યા. જે વીરતાના અભિમાની હતા, તે મનમાં ઘણા જ તમતમાયા. કમર કસીને અકળાઈને ઊઠ્યા અને પોતાના ઇષ્ટદેવોને શીશ નમાવીને ચાલ્યા. ॥૩॥

**તમકિ તાકિ તકિ સિવધનુ ધરહીં। ઉઠઇ ન કોટિ ભાँતિ બલુ કરહીં॥**
**જિન્હ કે કછુ બિચારુ મન માહીં। ચાપ સમીપ મહીપ ન જાહીં॥૪॥**

તેઓ રોષથી શિવજીના ધનુષ તરફ તાકીને જુએ છે અને પછી લક્ષ્ય પર દૃષ્ટિ જમાવીને તેને પકડે છે, કરોડો રીતે જોર લગાવે છે, પણ તે તેમનાથી ઊંચકાતું જ નથી. જે રાજાઓના મનમાં કંઈક વિવેક છે, તે ધનુષની પાસે જતા જ નથી. ॥૪॥

**દો૦ – તમકિ ધરહિં ધનુ મૂઢ઼ નૃપ ઉઠઇ ન ચલહિં લજાઇ।**
**મનહુँ પાઇ ભટ બાહુબલુ અધિકુ અધિકુ ગરુઆઇ॥૨૫૦॥**

તે મૂર્ખ રાજા ક્રોધથી આવેશપૂર્વક (કચકચાવીને) ધનુષને પકડે છે, પરંતુ જ્યારે નથી ઊંચકાતું તો લજાઈને ચાલ્યા જાય છે, જાણે વીરોની ભુજાઓનું બળ પામીને તે ધનુષ વધુ ને વધુ ભારે થતું જાય છે. ॥૨૫૦॥

**ચૌ૦ – ભૂપ સહસ દસ એકહિ બારા। લગે ઉઠાવન ટરઇ ન ટારા॥**
**ડગઇ ન સંભુ સરાસનુ કૈસેં। કામી બચન સતી મનુ જૈસેં॥૧॥**

પછી દસ હજાર રાજા એક સાથે જ ધનુષને ઉપાડવા લાગ્યા; તો પણ તે તેમના ટાળે નથી ટળતું. શિવજીનું તે ધનુષ એવું ડગતું નહોતું, જેવું કામી પુરુષનાં વચનોથી સતીનું મન [કદીય] ચલાયમાન નથી થતું. ॥૧॥

**સબ નૃપ ભએ જોગુ ઉપહાસી। જૈસેં બિનુ બિરાગ સંન્યાસી॥**
**કીરતિ બિજય બીરતા ભારી। ચલે ચાપ કર બરબસ હારી॥૨॥**

સર્વે રાજા ઉપહાસને યોગ્ય થઈ ગયા, જેમ વૈરાગ્ય વિના સંન્યાસી ઉપહાસને યોગ્ય થઈ જાય છે. કીર્તિ, વિજય, મોટી વીરતા – આ સર્વે તે ધનુષના હાથે પરાણે હારીને ચાલ્યાં ગયાં. ॥૨॥

**શ્રીહત ભએ હારિ હિયँ રાજા। બૈઠે નિજ નિજ જાઇ સમાજા॥**
**નૃપન્હ બિલોકિ જનકુ અકુલાને। બોલે બચન રોષ જનુ સાને॥૩॥**

રાજાઓ હૃદયથી હારીને શ્રીહીન (હતપ્રભ) થઈ ગયા અને પોતપોતાના સમાજમાં જઈ બેઠા. રાજાઓને [અસફળ] જોઈને જનક અકળાઈ ગયા અને એવાં વચન બોલ્યા જે જાણે ક્રોધમાં તરબોળ થયેલાં હતાં. ॥૩॥

**દીપ દીપ કે ભૂપતિ નાના। આએ સુનિ હમ જો પનુ ઠાના॥**
**દેવ દનુજ ધરિ મનુજ સરીરા। બિપુલ બીર આએ રનધીરા॥૪॥**

મેં જે પ્રણ લીધું હતું, તે સાંભળી દ્વીપ દ્વીપના અનેક રાજાઓ આવ્યા. દેવતા અને દૈત્ય પણ મનુષ્યનું શરીર ધારણ કરીને આવ્યા તથા બીજા પણ ઘણા જ રણધીર વીરો આવ્યા - ॥૪॥

**દો૦ – કુઅઁરિ મનોહર બિજય બડ઼િ કીરતિ અતિ કમનીય ।**
**પાવનિહાર બિરંચિ જનુ રચેઉ ન ધનુ દમનીય ॥ ૨૫૧॥**

પરંતુ મનોહર કન્યા, મહાન વિજય અને અત્યંત સુંદર કીર્તિને પામનારો બ્રહ્માએ કોઈને રચ્યો જ નથી; માટે તૂટનારું ધનુષ જાણે બનાવ્યું જ નથી (અર્થાત્ બ્રહ્માની સૃષ્ટિની કોઈ વ્યક્તિ આ ધનુષને ન તો તોડી શકે અને મનોહર કન્યા, વિજય અને કીર્તિ મેળવી શકે - સ્વયં પરમેશ્વર જ આ કાર્ય કરી શકે છે). ॥ ૨૫૧॥

**ચૌ૦ – કહહુ કાહિ યહુ લાભુ ન ભાવા । કાહુઁ ન સંકર ચાપ ચઢ઼ાવા ॥**
**રહઉ ચઢ઼ાઉબ તોરબ ભાઈ । તિલુ ભરિ ભૂમિ ન સકે છડ઼ાઈ ॥ ૧॥**

કહો, આ લાભ કોને સારો નથી લાગતો? પરંતુ કોઈએ પણ શંકરજીનું ધનુષ ન ચઢાવ્યું. અરે ભાઈ! ચઢાવવું અને તોડવું તો દૂર રહ્યું, કોઈ તલભાર ભૂમિથી પણ છોડાવી ન શક્યું! ॥ ૧॥

**અબ જનિ કોઉ માખૈ ભટ માની । બીર બિહીન મહી મૈં જાની ॥**
**તજહુ આસ નિજ નિજ ગૃહ જાહૂ । લિખા ન બિધિ બૈદેહિ બિબાહૂ ॥ ૨॥**

હવે, કોઈ વીરતાનો અભિમાની નારાજ ન થાય. મેં જાણી લીધું, પૃથ્વી વીરોથી ખાલી થઈ ગઈ. હવે, આશા છોડી પોતપોતાના ઘેર જાઓ; બ્રહ્માએ સીતાનો વિવાહ લખ્યો જ નથી. ॥ ૨॥

**સુકૃતુ જાઇ જૌં પનુ પરિહરઊઁ । કુઅઁરિ કુઆરિ રહઉ કા કરઊઁ ॥**
**જૌં જનતેઉઁ બિનુ ભટ ભુબિ ભાઈ । તૌ પનુ કરિ હોતેઉઁ ન હઁસાઈ ॥ ૩॥**

જો પ્રણ છોડું તો પુણ્ય જાય છે, એટલે શું કરું, કન્યા કુંવારી જ રહે. જો હું જાણતો હોત કે પૃથ્વી વીરોથી શૂન્ય છે, તો પ્રણ કરીને ઉપહાસનું પાત્ર ન બનત. ॥ ૩॥

**જનક બચન સુનિ સબ નર નારી । દેખિ જાનકિહિ ભએ દુખારી ॥**
**માખે લખનુ કુટિલ ભઇઁ ભૌંહેં । રદપટ ફરકત નયન રિસૌંહેં ॥ ૪॥**

જનકનાં વચન સાંભળી બધાં સ્ત્રી-પુરુષ જાનકીજીની તરફ જોઈને દુઃખી થયાં, પરંતુ લક્ષ્મણજી રોષે ભરાઈ ઊઠ્યા. તેમની ભ્રમરો વાંકી થઈ ગઈ, હોઠ ફરકવા લાગ્યા અને નેત્ર ક્રોધથી લાલ થઈ ગયાં. ॥ ૪॥

**દો૦ – કહિ ન સકત રઘુબીર ડર લગે બચન જનુ બાન ।**
**નાઇ રામ પદ કમલ સિરુ બોલે ગિરા પ્રમાન ॥ ૨૫૨॥**

શ્રીરઘુવીરજીના ડરથી કંઈ કહી તો શકતા નથી, પણ જનકનાં વચન તેમને બાણ જેવાં લાગ્યાં. [જ્યારે ન રહી શક્યા ત્યારે] શ્રીરામચન્દ્રજીનાં ચરણકમળોમાં માથું નમાવી તેઓ યથાર્થ વચન બોલ્યા – ॥ ૨૫૨॥

**ચૌ૦ – રઘુબંસિન્હ મહુઁ જહઁ કોઉ હોઈ । તેહિં સમાજ અસ કહઇ ન કોઈ ॥**
**કહી જનક જસિ અનુચિત બાની । બિદ્યમાન રઘુકુલમનિ જાની ॥ ૧॥**

રઘુવંશીઓમાંથી કોઈ પણ જ્યાં હોય છે, તે સમાજમાં આવાં વચન કોઈ નથી કહેતું, જેવાં અનુચિત વચન રઘુકુળશિરોમણિ શ્રીરામજીની ઉપસ્થિતિ જાણવા છતાં પણ જનકજીએ કહ્યાં છે. ॥ ૧॥

**સુનહુ ભાનુકુલ પંકજ ભાનૂ । કહઉઁ સુભાઉ ન કછુ અભિમાનૂ ॥**
**જૌં તુમ્હારિ અનુસાસન પાવૌં । કંદુક ઇવ બ્રહ્માંડ ઉઠાવૌં ॥ ૨॥**

હે સૂર્યકુળરૂપી કમળના સૂર્ય! સાંભળો, હું સ્વભાવથી જ કહું છું, કંઈ અભિમાન કરીને નહીં. જો આપની આજ્ઞા પામું તો હું બ્રહ્માંડને દડાની જેમ ઊંચકી લઉં. ॥ ૨॥

**કાચે ઘટ જિમિ ડારૌં ફોરી । સકઉઁ મેરુ મૂલક જિમિ તોરી ॥**
**તવ પ્રતાપ મહિમા ભગવાના । કો બાપુરો પિનાક પુરાના ॥ ૩॥**

અને એને કાચા ઘડાની જેમ ફોડી નાંખું. હું સુમેરુ પર્વતને મૂળાની જેમ તોડી શકું છું, હે ભગવાન! આપના પ્રતાપના મહિમા સામે આ બિચારું જૂનું ધનુષ તો કઈ ચીજ છે? ॥ ૩॥

**નાથ જાનિ અસ આયસુ હોઊ । કૌતુકુ કરૌં બિલોકિઅ સોઊ ॥**
**કમલ નાલ જિમિ ચાપ ચઢ઼ાવૌં । જોજન સત પ્રમાન લૈ ધાવૌં ॥ ૪॥**

એમ જાણીને હે નાથ! આજ્ઞા હોય તો કંઈક ખેલ કરું, તેને પણ જુઓ. ધનુષને કમળની ડાંડીની જેમ ચઢાવી તેને લઈને સો યોજન સુધી દોડ્યો જાઉં. ॥ ૪॥

**દો૦ – તોરૌં છત્રક દંડ જિમિ તવ પ્રતાપ બલ નાથ ।**
**જૌં ન કરૌં પ્રભુ પદ સપથ કર ન ધરૌં ધનુ ભાથ ॥ ૨૫૩॥**

હે નાથ! આપના પ્રતાપના બળથી ધનુષને બીલાડીના ટોપની પેઠે તોડી નાંખું. જો આમ ન કરું તો પ્રભુના ચરણોનાં સોગંદ છે કે ફરી હું ધનુષ અને ભાથાને કદીય હાથમાં લઈશ નહીં. ॥ ૨૫૩॥

**ચૌ૦ – લખન સકોપ બચન જે બોલે । ડગમગાનિ મહિ દિગ્ગજ ડોલે ॥**
**સકલ લોગ સબ ભૂપ ડેરાને । સિય હિયઁ હરષુ જનકુ સકુચાને ॥ ૧॥**

લક્ષ્મણજી ક્રોધભર્યાં વચન બોલ્યા કે તરત જ પૃથ્વી ડગુમગુ થવા લાગી અને દિશાઓના હાથી કાંપી ઊઠ્યા. બધા લોકો અને બધા રાજા ડરી ગયા. સીતાજીના હૃદયમાં હર્ષ થયો અને જનકજી સંકોચાઈ ગયા. ॥ ૧॥

**ગુર રઘુપતિ સબ મુનિ મન માહીં । મુદિત ભએ પુનિ પુનિ પુલકાહીં ॥**
**સયનહિં રઘુપતિ લખનુ નેવારે । પ્રેમ સમેત નિકટ બૈઠારે ॥ ૨॥**

ગુરુ વિશ્વામિત્રજી, શ્રીરઘુનાથજી અને સર્વે મુનિઓ મનમાં હરખાયા અને વારંવાર પુલકિત થવા લાગ્યા. શ્રીરામચન્દ્રજીએ ઈશારાથી લક્ષ્મણને ના પાડી અને પ્રેમસહિત પોતાની પાસે બેસાડી દીધા. ॥ ૨॥

**બિસ્વામિત્ર સમય સુભ જાની । બોલે અતિ સનેહમય બાની ॥**
**ઉઠહુ રામ ભંજહુ ભવચાપા । મેટહુ તાત જનક પરિતાપા ॥ ૩॥**

વિશ્વામિત્રજી શુભ સમય જાણીને અત્યંત પ્રેમભરી વાણી બોલ્યા – હે રામ! ઊઠો, શિવજીનું ધનુષ તોડો અને હે તાત! જનકનો શોક હરો. ॥ ૩॥

**સુનિ ગુરુ બચન ચરન સિરુ નાવા। હરષુ બિષાદુ ન કછુ ઉર આવા॥**
**ઠાઢ़ે ભએ ઉઠિ સહજ સુભાએँ। ઠવનિ જુબા મૃગરાજુ લજાએँ॥૪॥**

ગુરુનાં વચન સાંભળીને શ્રીરામજીએ ચરણોમાં શીશ નમાવ્યું. એમના મનમાં ન હર્ષ થયો, ન વિષાદ; અને તેઓ પોતાની સિંહછટાથી યુવા સિંહને પણ શરમાવતા હોય તેમ સરળ સ્વભાવથી જ ઉઠીને ઊભા રહ્યા. ॥૪॥

દો૦ – **ઉદિત ઉદય ગિરિ મંચ પર રઘુબર બાલપતંગ।**
**બિકસે સંત સરોજ સબ હરષે લોચન ભૃંગ॥૨૫૪॥**

મંચરૂપી ઉદયાચળ ઉપર રઘુનાથજીરૂપી બાળસૂર્યનો ઉદય થતાં જ સર્વે સંતરૂપી કમળ ખીલી ઊઠ્યાં અને નેત્રરૂપી ભમરા હર્ષિત થઈ ગયા. ॥૨૫૪॥

ચૌ૦ – **નૃપન્હ કેરિ આસા નિસિ નાસી। બચન નખત અવલી ન પ્રકાસી॥**
**માની મહિપ કુમુદ સકુચાને। કપટી ભૂપ ઉલૂક લુકાને॥૧॥**

રાજાઓની આશારૂપી રાત્રિ નષ્ટ થઈ ગઈ. એમના વચનરૂપી તારાઓનો સમૂહ ચમકવો બંધ થઈ ગયો (તે મૌન થઈ ગયા). અભિમાની રાજારૂપી કુમુદ સંકોચાઈ ગયા અને કપટી રાજારૂપી ઘુવડો સંતાઈ ગયા. ॥૧॥

**ભએ બિસોક કોક મુનિ દેવા। બરિસહિં સુમન જનાવહિં સેવા॥**
**ગુર પદ બંદિ સહિત અનુરાગા। રામ મુનિન્હ સન આયસુ માગા॥૨॥**

મુનિ અને દેવતારૂપી ચક્રવાક શોકરહિત થઈ ગયા. તેઓ ફૂલ વરસાવીને પોતાની સેવા પ્રકટ કરી રહ્યા છે. પ્રેમસહિત ગુરુના ચરણોની વંદના કરીને શ્રીરામચન્દ્રજીએ મુનિઓની આજ્ઞા માગી. ॥૨॥

**સહજહિં ચલે સકલ જગ સ્વામી। મત્ત મંજુ બર કુંજર ગામી॥**
**ચલત રામ સબ પુર નર નારી। પુલક પૂરિ તન ભએ સુખારી॥૩॥**

સમસ્ત જગતના સ્વામી શ્રીરામજી સુંદર મદમસ્ત શ્રેષ્ઠ હાથીના જેવી ચાલથી સ્વાભાવિક જ ચાલ્યા. શ્રીરામચન્દ્રજીના ચાલતાં જ નગરભરનાં સર્વે સ્ત્રી-પુરુષ સુખી થઈ ગયાં અને એમનાં શરીર રોમાંચથી ભરાઈ ગયાં. ॥૩॥

**બંદિ પિતર સુર સુકૃત સઁભારે। જૌં કછુ પુન્ય પ્રભાઉ હમારે॥**
**તૌ સિવધનુ મૃનાલ કી નાઈં। તોરહુઁ રામુ ગનેસ ગોસાઈં॥૪॥**

તેમણે (નગરજનોએ) પિતૃ અને દેવતાઓની વંદના કરીને પોતાનાં પુણ્યોનું સ્મરણ કર્યું. જો અમારા પુણ્યોનો કંઈ પણ પ્રભાવ હોય તો, હે ગણેશ ગોસાઈ! રામચન્દ્રજી શિવજીના ધનુષને કમળની ડાંડીની પેઠે તોડી નાંખે. ॥૪॥

દો૦ – **રામહિ પ્રેમ સમેત લખિ સખિન્હ સમીપ બોલાઇ।**
**સીતા માતુ સનેહ બસ બચન કહઇ બિલખાઇ॥૨૫૫॥**

શ્રીરામચન્દ્રજીને [વાત્સલ્ય] પ્રેમની દૃષ્ટિએ નિહાળીને અને સખીઓને સમીપ બોલાવી સીતાજીનાં માતા સ્નેહવશ સંકોચાઈને (વિલાપ કરતાં હોય તેમ) આ વચન બોલ્યાં – ॥૨૫૫॥

**ચૌ૦ – સખિ સબ કૌતુકુ દેખનિહારે। જેઉ કહાવત હિતૂ હમારે॥**
**કોઉ ન બુઝાઇ કહઇ ગુર પાહીં। એ બાલક અસિ હઠ ભલિ નાહીં॥૧॥**

હે સખી! આ જે અમારા હિતેચ્છુ કહેવડાવે છે તે પણ બધા તમાશો જોવાવાળા છે. કોઈ પણ [એમના] ગુરુ વિશ્વામિત્રજીને સમજાવીને નથી કહેતા કે આ (રામજી) બાળક છે, એમના માટે આવો હઠ સારો નથી [જે ધનુષ રાવણ અને બાણાસુર – જેવા જગદ્‌વિજયી વીરોના હલાવવા છતાં ન હલી શક્યું, તેને તોડવા માટે મુનિ વિશ્વામિત્રજીએ રામજીને આજ્ઞા આપવી અને રામજીએ એને તોડવા માટે ચાલી નીકળવું રાણીને હઠ જણાયું, એટલે તે કહેવા લાગ્યાં કે ગુરુ વિશ્વામિત્રજીને કોઈ સમજાવતું પણ નથી]. ॥૧॥

**રાવન બાન છુઆ નહિં ચાપા। હારે સકલ ભૂપ કરિ દાપા॥**
**સો ધનુ રાજકુઅઁર કર દેહીં। બાલ મરાલ કિ મંદર લેહીં॥૨॥**

રાવણ અને બાણાસુર જે ધનુષને અડ્યા પણ નથી અને સર્વે રાજા ઘમંડ કરીને હારી ગયા, તે જ ધનુષ આ સુકુમાર રાજકુમારના હાથમાં આપી રહ્યા છે. હંસનું બચ્ચું પણ ક્યાંય મંદરાચલ પર્વત ઉપાડી શકે છે? ॥૨॥

**ભૂપ સયાનપ સકલ સિરાની। સખિ બિધિ ગતિ કછુ જાતિ ન જાની॥**
**બોલી ચતુર સખી મૃદુ બાની। તેજવંત લઘુ ગનિઅ ન રાની॥૩॥**

[બીજો તો કોઈ સમજાવીને કહે કે ન કહે, રાજા તો મોટા સમજદાર અને જ્ઞાની છે, તેમણે તો ગુરુને સમજાવવાની ચેષ્ટા કરવી જોઈતી હતી, પરંતુ માલૂમ પડે છે કે] રાજાની પણ બધી સમજણ સમાપ્ત થઈ ગઈ છે. હે સખી! વિધાતાની ગતિ કંઈ જાણવામાં આવતી નથી. [આમ કહીને રાણી ચૂપ થઈ ગયાં]. ત્યારે એક ચતુર (રામજીના મહત્ત્વને જાણનાર) સખી કોમળ વાણીમાં બોલી – હે રાણી! તેજવાનને [જોવામાં નાનો હોવા છતાંય] નાનો ન ગણવો જોઈએ. ॥૩॥

**કહઁ કુંભજ કહઁ સિંધુ અપારા। સોષેઉ સુજસુ સકલ સંસારા॥**
**રબિ મંડલ દેખત લઘુ લાગા। ઉદયઁ તાસુ તિભુવન તમ ભાગા॥૪॥**

ક્યાં ઘડાથી ઉત્પન્ન થનારા [નાનકડા] મુનિ અગસ્ત્ય અને ક્યાં અપાર સમુદ્ર? પરંતુ તેમણે તેને શોષી લીધો, જેમનો સુયશ આખા સંસારમાં છવાયેલો છે. સૂર્યસમૂહ જોવામાં નાનો લાગે છે, પણ તેનો ઉદય થતાં જ ત્રણેય લોકોનો અંધકાર નાસી જાય છે. ॥૪॥

**દો૦ – મંત્ર પરમ લઘુ જાસુ બસ બિધિ હરિ હર સુર સર્બ।**
**મહામત્ત ગજરાજ કહુઁ બસ કર અંકુસ ખર્બ॥૨૫૬॥**

જેના વશમાં બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને સર્વે દેવતા છે, તે મંત્ર અત્યંત નાનો હોય છે. મહાન મદમસ્ત ગજરાજને નાનકડો અંકુશ વશમાં કરી લે છે. ॥૨૫૬॥

**ચૌ૦ – કામ કુસુમ ધનુ સાયક લીન્હે। સકલ ભુવન અપને બસ કીન્હે॥**
**દેબિ તજિઅ સંસઉ અસ જાની। ભંજબ ધનુષુ રામ સુનુ રાની॥૧॥**

કામદેવે ફૂલોનાં જ ધનુષ-બાણ લઈને સમસ્ત લોકોને પોતાના વશમાં કરી રાખ્યા છે. હે દેવી! આમ જાણીને સંદેહ ત્યાગી દો. હે રાણી! સાંભળો, રામચન્દ્રજી ધનુષને અવશ્ય તોડશે જ. ॥૧॥

**સખી બચન સુનિ ભૈ પરતીતી। મિટા બિષાદુ બઢ઼ી અતિ પ્રીતી॥**
**તબ રામહિ બિલોકિ બૈદેહી। સભય હૃદયઁ બિનવતિ જેહિ તેહી॥૨॥**

સખીનાં વચન સાંભળીને રાણીને (શ્રીરામજીના સામર્થ્ય સંબંધે) વિશ્વાસ થઈ ગયો. તેમની ઉદાસી મટી ગઈ અને શ્રીરામજી પ્રત્યે તેમનો પ્રેમ અત્યંત વધી ગયો. તે સમયે શ્રીરામચંદ્રજીને જોઈને સીતાજી ભયભીત હૃદયે જે - તે દેવને પ્રાર્થના કરી રહ્યાં છે. ॥૨॥

**મનહીં મન મનાવ અકુલાની। હોહુ પ્રસન્ન મહેસ ભવાની॥**
**કરહુ સફલ આપનિ સેવકાઈ। કરિ હિતુ હરહુ ચાપ ગરુઆઈ॥૩॥**

તેઓ વ્યાકુળ થઈને મનમાં ને મનમાં વિનવણી કરી રહ્યાં છે - હે મહેશ-ભવાની! મારા પર પ્રસન્ન થાઓ, મેં આપની જે સેવા કરી છે તેને સફળ કરો અને મારા પર સ્નેહ કરીને ધનુષના ભારેપણાને હરી લો. ॥૩॥

**ગનનાયક બર દાયક દેવા। આજુ લગેં કીન્હિઉઁ તુઅ સેવા॥**
**બાર બાર બિનતી સુનિ મોરી। કરહુ ચાપ ગુરુતા અતિ થોરી॥૪॥**

હે ગણોના નાયક! વર આપનારા દેવ ગણેશજી! મેં આજના જ માટે તમારી સેવા કરી હતી. વારંવાર મારી વિનંતી સાંભળીને ધનુષનું ભારેપણું ઘણું જ ઓછું કરી નાખો. ॥૪॥

**દો૦ – દેખિ દેખિ રઘુબીર તન સુર મનાવ ધરિ ધીર।**
**ભરે બિલોચન પ્રેમ જલ પુલકાવલી સરીર॥૨૫૭॥**

શ્રીરઘુનાથજીની તરફ જોઈ જોઈને સીતાજી ધીરજ ધરીને સૂર્યનારાયણને મનાવી રહ્યાં છે. તેમનાં નેત્રોમાં પ્રેમનાં આંસુ ભર્યાં છે અને શરીરમાં રોમાંચ થઈ રહ્યો છે. ॥૨૫૭॥

**ચૌ૦ – નીકેં નિરખિ નયન ભરિ સોભા। પિતુ પનુ સુમિરિ બહુરિ મનુ છોભા॥**
**અહહ તાત દારુનિ હઠ ઠાની। સમુઝત નહિં કછુ લાભુ ન હાની॥૧॥**

સારી રીતે નેત્રો ભરીને શ્રીરામજીની શોભા જોઈને, પછી પિતાના પ્રણનું સ્મરણ કરીને સીતાજીનું મન ક્ષુબ્ધ થઈ ગયું. [તે મનમાં ને મનમાં કહેવા લાગ્યાં –] અહો! પિતાજીએ ઘણું જ કઠણ હઠ નિરધાર્યું છે, તેઓ નફો-નુકસાન કંઈ પણ નથી સમજી રહ્યા. ॥૧॥

**સચિવ સભય સિખ દેઇ ન કોઈ। બુધ સમાજ બડ઼ અનુચિત હોઈ॥**
**કહઁ ધનુ કુલિસહુ ચાહિ કઠોરા। કહઁ સ્યામલ મૃદુગાત કિસોરા॥૨॥**

મંત્રીઓ ડરી રહ્યા છે, માટે કોઈ એમને શિખામણ પણ આપતું નથી, પંડિતોની સભામાં આ ઘણું જ અનુચિત થઈ રહ્યું છે. ક્યાં તો વજ્રથી પણ અધિક કઠોર ધનુષ અને ક્યાં એ કોમળશરીર કિશોર શ્યામસુંદર! ॥૨॥

**બિધિ કેહિ ભાઁતિ ધરૌં ઉર ધીરા। સિરસ સુમન કન બેધિઅ હીરા॥**
**સકલ સભા કૈ મતિ ભૈ ભોરી। અબ મોહિ સંભુચાપ ગતિ તોરી॥૩॥**

હે વિધાતા! હું હૃદયમાં કઈ રીતે ધીરજ રાખું, સરસિયાના ફૂલના કણથી ક્યાંય હીરો છેદી શકાય છે? આખી સભાની બુદ્ધિ બહેર મારી ગઈ છે (બાવરી થઈ ગઈ છે), એટલે હે શિવજીના ધનુષ! હવે તો મને તારો જ આશરો છે. ॥૩॥

**નિજ જડ઼તા લોગન્હ પર ડારી। હોહિ હરુઅ રઘુપતિહિ નિહારી॥**
**અતિ પરિતાપ સીય મન માહીં। લવ નિમેષ જુગ સય સમ જાહીં॥૪॥**

[શ્રીસીતાજી ધનુષને વીનવી રહ્યાં છે કે] તું તારી જડતા (ભારેપણું) લોકોના ઉપર નાખીને, શ્રીરઘુનાથજી[ના સુકુમાર શરીર]ને જોઈને [એટલું જ] હલકું થઈ જા. [જેથી શ્રીરામજી તેને સરળતાથી ઉઠાવી શકે]. આ રીતે સીતાજીના મનમાં ઘણો જ સંતાપ થઈ રહ્યો છે. નિમેષનો એક લવલેશ માત્ર પણ સો યુગ સમાન વીતી રહ્યો છે. ॥૪॥

**દો૦ – પ્રભુહિ ચિતઈ પુનિ ચિતવ મહિ રાજત લોચન લોલ।**
**ખેલત મનસિજ મીન જુગ જનુ બિધુ મંડલ ડોલ॥૨૫૮॥**

પ્રભુ શ્રીરામચન્દ્રજીને જોઈને પછી પૃથ્વી તરફ જોતાં સીતાજીનાં ચંચળ નેત્રો એવી રીતે શોભિત થઈ રહ્યાં છે, જાણે ચન્દ્રમંડળરૂપી ડોલમાં કામદેવરૂપી બે માછલીઓ રમી રહી હોય. ॥ ૨૫૮॥

**ચૌ૦ – ગિરા અલિનિ મુખ પંકજ રોકી। પ્રગટ ન લાજ નિસા અવલોકી॥**
**લોચન જલુ રહ લોચન કોના। જૈસેં પરમ કૃપન કર સોના॥૧॥**

સીતાજીની વાણીરૂપી ભમરીને તેમના મુખરૂપી કમળે રોકી રાખ્યા છે. લજ્જારૂપી રાત્રિને જોઈને તે પ્રકટ નથી થઈ રહી. નેત્રોનું જળ નેત્રોના ખૂણામાં જ રહી જાય છે, જેમ અતિ કંજૂસનું સોનું દટાયેલું જ રહી જાય. ॥૧॥

**સકુચી બ્યાકુલતા બડ઼િ જાની। ધરિ ધીરજુ પ્રતીતિ ઉર આની॥**
**તન મન બચન મોર પનુ સાચા। રઘુપતિ પદ સરોજ ચિતુ રાચા॥૨॥**

પોતાની વધેલી વ્યાકુળતા જોઈને સીતાજી સંકોચાઈ ગયાં અને ધીરજ ધરીને હૃદયમાં વિશ્વાસ આણ્યો કે જો તન, મન અને વચનથી મારું પ્રણ સાચું છે અને શ્રીરઘુનાથજીના ચરણકમળોમાં મારું ચિત્ત વાસ્તવમાં અનુરક્ત છે, ॥૨॥

**તૌ ભગવાનુ સકલ ઉર બાસી। કરિહિ મોહિ રઘુબર કૈ દાસી॥**
**જેહિ કેં જેહિ પર સત્ય સનેહૂ। સો તેહિ મિલઇ ન કછુ સંદેહૂ॥૩॥**

તો સર્વેના હૃદયમાં નિવાસ કરનારા ભગવાન મને રઘુશ્રેષ્ઠ શ્રીરામચન્દ્રજીની દાસી અવશ્ય બનાવશે. જેનો જેના પર સાચો સ્નેહ હોય છે, તે તેને મળે જ છે, આમાં કોઈ સંશય નથી. ॥૩॥

**પ્રભુ તન ચિતઈ પ્રેમ તન ઠાના। કૃપાનિધાન રામ સબુ જાના॥**
**સિયહિ બિલોકિ તકેઉ ધનુ કૈસેં। ચિતવ ગરુરુ લઘુ બ્યાલહિ જૈસેં॥૪॥**

પ્રભુની સામે જોઈ સીતાજીએ તનથી પ્રેમ નિર્ધારી લીધો (અર્થાત્ એમ નિશ્ચય કરી લીધો કે આ શરીર એમનું જ થઈને રહેશે કાં તો રહેશે જ નહિ.) કૃપાનિધાન શ્રીરામજી બધું જ જાણી ગયા. તેમને સીતાજીને જોઈને ધનુષની તરફ એવી રીતે જોયું, જેમ ગરુડજી નાનકડા સર્પને જુએ છે. ॥૪॥

**દો૦ – લખન લખેઉ રઘુબંસમનિ તાકેઉ હર કોદંડુ ।**
**પુલકિ ગાત બોલે બચન ચરન ચાપિ બ્રહ્માંડુ ॥ ૨૫૯॥**

આ બાજુ જ્યારે લક્ષ્મણજીએ જોયું કે રઘુકુળમણિ શ્રીરામચન્દ્રજીએ શિવજીના ધનુષની સામે જોયું છે તો તેઓ શરીરથી પુલકિત થઈને બ્રહ્માંડને ચરણોથી દબાવી વચન બોલ્યા - ॥ ૨૫૯॥

**ચૌ૦ – દિસિકુંજરહુ કમઠ અહિ કોલા। ધરહુ ધરનિ ધરિ ધીર ન ડોલા ॥**
**રામુ ચહહિં સંકર ધનુ તોરા। હોહુ સજગ સુનિ આયસુ મોરા ॥ ૧॥**

હે દિગ્ગજો! હે કચ્છપ, હે શેષ, હે વારાહ! ધીરજ ધરીને પૃથ્વીને પકડી રાખજો, જેથી તે ડોલી ન શકે. શ્રીરામચન્દ્રજી શિવજીના ધનુષને તોડવા ઈચ્છે છે. મારી આજ્ઞા સાંભળી બધા સાવધાન થઈ જાઓ. ॥ ૧॥

**ચાપ સમીપ રામુ જબ આએ। નર નારિન્હ સુર સુકૃત મનાએ ॥**
**સબ કર સંસઉ અરુ અગ્યાનૂ। મંદ મહીપન્હ કર અભિમાનૂ ॥ ૨॥**

શ્રીરામચન્દ્રજી જ્યારે ધનુષની નજીક આવ્યા ત્યારે સર્વે સ્ત્રી-પુરુષોએ દેવતાઓ અને પુણ્યોને મનાવ્યાં (યાદ કર્યાં). સર્વેનો સંદેહ અને અજ્ઞાન, નીચ રાજાઓનું અભિમાન હારીને, ॥ ૨॥

**ભૃગુપતિ કેરિ ગરબ ગરુઆઈ। સુર મુનિબરન્હ કેરિ કદરાઈ ॥**
**સિય કર સોચુ જનક પછિતાવા। રાનિન્હ કર દારુન દુખ દાવા ॥ ૩॥**

પરશુરામજીના ગર્વની ગુરુતા, દેવતા અને શ્રેષ્ઠ મુનિઓનું બેબાકણાપણું સીતાજીનો શોક, જનકજીનો પશ્ચાત્તાપ અને રાણીઓના દારુણ દુઃખનો દાવાનળ, (હારીને) ॥ ૩॥

**સંભુચાપ બડ઼ બોહિતુ પાઈ। ચઢ઼ે જાઇ સબ સંગુ બનાઈ ॥**
**રામ બાહુબલ સિંધુ અપારૂ। ચહત પારુ નહિં કોઉ કડ઼હારૂ ॥ ૪॥**

એ બધાં શિવજીના ધનુષરૂપી મોટા વહાણને પામી, સમાજ બનાવી તેની ઉપર જઈ ચડ્યાં. એ બધા શ્રીરામચન્દ્રજીની ભુજાઓના બળરૂપી અપાર સમુદ્રને પાર કરવા ઈચ્છે છે, પરંતુ કોઈ કેવટ મળતો નથી. ॥ ૪॥

**દો૦ – રામ બિલોકે લોગ સબ ચિત્ર લિખે સે દેખિ।**
**ચિતઈ સીય કૃપાયતન જાની બિકલ બિસેષિ ॥ ૨૬૦॥**

શ્રીરામજીએ સર્વે લોકોની સામે જોયું અને તેમને ચિત્રમાં ચીતરેલા જેવા જ (સ્થિર) જોઈને, પછી કૃપાધામ શ્રીરામજીએ સીતાજીની સામે જોયું અને તેમને વિશેષ વ્યાકુળ જાણ્યાં. ॥ ૨૬૦॥

**ચૌ૦ – દેખી બિપુલ બિકલ બૈદેહી। નિમિષ બિહાત કલપ સમ તેહી ॥**
**તૃષિત બારિ બિનુ જો તનુ ત્યાગા। મુએઁ કરઇ કા સુધા તડ઼ાગા ॥ ૧॥**

તેમણે જાનકીજીને અત્યંત વ્યાકુળ જોયાં, જેમની એક-એક ક્ષણ કલ્પ સમાન વીતી રહી હતી. જો તરસ્યો માણસ જળ વિના શરીર છોડી દે, તો તેના મૂઆ પછી અમૃતનું તળાવ પણ શું કરશે? ॥ ૧॥

**કા બરષા સબ કૃષી સુખાનેં। સમય ચુકેં પુનિ કા પછિતાનેં॥**
**અસ જિયઁ જાનિ જાનકી દેખી। પ્રભુ પુલકે લખિ પ્રીતિ બિસેષી॥૨॥**

બધી ખેતી સુકાઈ જાય પછી વર્ષા શું કામની? સમય વીતી ગયા પછી પસ્તાવાથી શું લાભ? અંતરમાં એમ સમજીને શ્રીરામજીએ જાનકીજીની તરફ જોયું અને એમનો વિશેષ પ્રેમ જાણીને તેઓ પુલકિત થઈ ગયા. ॥૨॥

**ગુરહિ પ્રનામુ મનહિં મન કીન્હા। અતિ લાઘવઁ ઉઠાઇ ધનુ લીન્હા॥**
**દમકેઉ દામિનિ જિમિ જબ લયઊ। પુનિ નભ ધનુ મંડલસમ ભયઊ॥૩॥**

મનમાં ને મનમાં તેમણે ગુરુજીને પ્રણામ કર્યાં અને ઘણી જ સ્ફૂર્તિથી ધનુષને ઊંચકી લીધું. જ્યારે એને [હાથમાં] લીધું, ત્યારે તે ધનુષ વીજળીની જેમ ચમક્યું અને પછી આકાશમાં મંડળ-જેવું (મંડલાકાર-ગોળાકાર) થઈ ગયું. ॥૩॥

**લેત ચઢ઼ાવત ખૈંચત ગાઢ઼ેં। કાહુઁ ન લખા દેખ સબુ ઠાઢ઼ેં॥**
**તેહિ છન રામ મધ્ય ધનુ તોરા। ભરે ભુવન ધુનિ ઘોર કઠોરા॥૪॥**

ધનુષ લેતાં, ચઢાવતાં અને જોરથી ખેંચતાં કોઈએ ન જાણ્યા. (અર્થાત્ આ ત્રણે કામ એટલી ઝડપથી થયાં કે ધનુષને ક્યારે ઊંચક્યું, ક્યારે ચઢાવ્યું અને ક્યારે ખેંચ્યું, એની કોઈને ખબર જ ન પડી); બધાએ શ્રીરામજીને [ધનુષ ખેંચી] ઊભેલા જોયા. એ જ ક્ષણે શ્રીરામજીએ ધનુષને વચમાંથી તોડી નાંખ્યું. ભયંકર કઠોર ધ્વનિ [બધા] બધા લોકોમાં પ્રતિધ્વનિત થઈને ગુંજી ઊઠી. ॥૪॥

**છં૦– ભરે ભુવન ઘોર કઠોર રવ રબિ બાજિ તજિ મારગુ ચલે।**
**ચિક્કરહિં દિગ્ગજ ડોલ મહિ અહિ કોલ કૂરુમ કલમલે॥**
**સુર અસુર મુનિ કર કાન દીન્હેં સકલ બિકલ બિચારહીં।**
**કોદંડ ખંડેઉ રામ તુલસી જયતિ બચન ઉચારહીં॥**

ઘોર, કઠોર અવાજથી [સર્વે] લોક ભરાઈ ગયા, સૂર્યના ઘોડા માર્ગ છોડીને ચાલવા લાગ્યા. દિગ્ગજો ચિત્કારવા લાગ્યા. ધરતી ડોલવા લાગી. શેષ, વારાહ અને કચ્છપ ખળભળી ઊઠ્યા. દેવો, રાક્ષસો અને મુનિઓએ કાન પર હાથ મૂક્યા અને સર્વે વ્યાકુળ થઈને વિચારવા લાગ્યા. તુલસીદાસજી કહે છે; [જ્યારે બધાને નિશ્ચય થઈ ગયો કે] શ્રીરામજીએ ધનુષને તોડી નાખ્યું, ત્યારે બધા 'શ્રીરામચન્દ્રજીનો જય' બોલવા લાગ્યા. ॥૫॥

**સો૦– સંકર ચાપુ જહાજુ સાગરુ રઘુબર બાહુબલુ।**
**બૂડ઼ સો સકલ સમાજુ ચઢ઼ા જો પ્રથમહિં મોહ બસ॥૨૬૧॥**

શિવજીનું ધનુષ વહાણ છે અને શ્રીરામજીની ભુજાઓનું બળ સમુદ્ર છે. [ધનુષ તૂટવાથી] તે આખોય સંઘ ડૂબી ગયો જે મોહવશ થઈને અગાઉ આ વહાણ ઉપર ચઢ્યો હતો. [જેનું વર્ણન આગળ આવ્યું છે] ॥૨૬૧॥

**ચૌ૦ – પ્રભુ દોઉ ચાપખંડ મહિ ડારે। દેખિ લોગ સબ ભએ સુખારે॥**
**કૌસિકરૂપ પયોનિધિ પાવન। પ્રેમ બારિ અવગાહુ સુહાવન॥૧॥**

પ્રભુએ ધનુષના બંને ટુકડા પૃથ્વી પર નાખી દીધા. આ જોઈને બધા લોકો સુખી થયા. વિશ્વામિત્રરૂપી પવિત્ર સમુદ્રમાં; જેમાં પ્રેમરૂપી સુંદર અગાધ જળ ભર્યું છે, ॥૧॥

**રામરૂપ રાકેસુ નિહારી। બઢ઼ત બીચિ પુલકાવલિ ભારી॥**
**બાજે નભ ગહગહે નિસાના। દેવબધૂ નાચહિં કરિ ગાના॥૨॥**

રામરૂપી પૂર્ણ ચન્દ્રને જોઈને પુલકાવલિરૂપી ભારે લહેરો વધવા લાગી. આકાશમાં અત્યંત જોરથી નગારાં વાગવા લાગ્યાં અને દેવાંગનાઓ ગાન કરીને નાચવા લાગી. ॥૨॥

**બ્રહ્માદિક સુર સિદ્ધ મુનીસા। પ્રભુહિ પ્રસંસહિં દેહિં અસીસા॥**
**બરિસહિં સુમન રંગ બહુ માલા। ગાવહિં કિંનર ગીત રસાલા॥૩॥**

બ્રહ્મા આદિ દેવતા, સિદ્ધ અને મુનીશ્વરજન પ્રભુની પ્રશંસા કરી રહ્યા છે અને આશીર્વાદ આપી રહ્યા છે. તેઓ રંગબેરંગી ફૂલો અને માળાઓ વરસાવી રહ્યા છે. કિન્નરજન રસીલાં ગીત ગાઈ રહ્યા છે. ॥૩॥

**રહી ભુવન ભરિ જય જય બાની। ધનુષ ભંગ ધુનિ જાત ન જાની॥**
**મુદિત કહહિં જહઁ તહઁ નર નારી। ભંજેઉ રામ સંભુધનુ ભારી॥૪॥**

ધનુષ ભંગ થયો તેના પ્રચંડ ધ્વનિ સાથે જ ‘શ્રીરામજીએ ભારે ધનુષ તોડી નાખ્યું’ના ધ્વનિ સાથે જ ચારેય બાજુ જયજયકારનો ધ્વનિ સમસ્ત બ્રહ્માંડમાં છવાઈ ગયો. જયજયકારનો ધ્વનિ ઘણીવાર સુધી ચાલતો રહ્યો જેથી લોકોને ખબર જ ન પડી કે ધનુષભંગનો ધ્વનિ ક્યારે વિલીન થઈ ગયો. ચારેબાજુ નરનારી શ્રીરામજીની પ્રશંસા કરી રહ્યાં છે. ॥૪॥

**દો૦ – બંદી માગધ સૂતગન બિરુદ બદહિં મતિધીર।**
**કરહિં નિછાવરિ લોગ સબ હય ગય ધન મનિ ચીર॥૨૬૨॥**

ધીર બુદ્ધિવાળા, ભાટ, માગધ અને સૂતજનો બિરુદાવલી(કીર્તિ)નાં વખાણ કરી રહ્યા છે. સર્વે લોકો ઘોડા, હાથી, ધન, મણિ અને વસ્ત્ર ન્યોછાવર કરી રહ્યા છે. ॥૨૬૨॥

**ચૌ૦ – ઝાઁઝિ મૃદંગ સંખ સહનાઈ। ભેરિ ઢોલ દુંદુભી સુહાઈ॥**
**બાજહિં બહુ બાજને સુહાએ। જહઁ તહઁ જુબતિન્હ મંગલ ગાએ॥૧॥**

ઝાંઝ, મૃદંગ, શંખ, શરણાઈ, દુંદુભી અને સોહામણાં નગારાં આદિ ઘણી જાતનાં સુંદર વાજાં વાગી રહ્યાં છે. સર્વત્ર યુવતીઓ મંગળ ગીતો ગાઈ રહી છે. ॥૧॥

**સખિન્હ સહિત હરષી અતિ રાની। સૂખત ધાન પરા જનુ પાની॥**
**જનક લહેઉ સુખુ સોચુ બિહાઈ। પૈરત થકેં થાહ જનુ પાઈ॥૨॥**

સખીઓ સહિત રાણી અત્યંત હરખાયાં, જાણે સૂકાતાં ધાન્ય પર પાણી વરસ્યું હોય. જનક-જીએ શોક ત્યજીને સુખ પ્રાપ્ત કર્યું, જાણે તરતાં તરતાં થાકેલા પુરુષે આધાર મેળવી લીધો હોય. ॥૨॥

**શ્રીહત ભએ ભૂપ ધનુ ટૂટે। જૈસેં દિવસ દીપ છબિ છૂટે॥**
**સીય સુખહિ બરનિઅ કેહિ ભાઁતી। જનુ ચાતકી પાઇ જલુ સ્વાતી॥૩॥**

ધનુષ તૂટી જવાથી રાજા લોકો એવા શ્રીહીન (નિસ્તેજ) થઈ ગયા જેમ દિવસે દીપકની શોભા જતી રહે છે. સીતાજીનું સુખ એવી રીતે વર્ણવી શકાય; જેમ ચાતકી સ્વાતીનું જળ પામી ગઈ હોય. ॥૩॥

**રામહિ લખનુ બિલોકત કૈસેં। સસિહિ ચકોર કિસોરકુ જૈસેં॥**
**સતાનંદ તબ આયસુ દીન્હા। સીતાઁ ગમનુ રામ પહિં કીન્હા॥૪॥**

શ્રીરામજીને લક્ષ્મણજી એવી રીતે જોઈ રહ્યા છે, જેમ ચન્દ્રમાને ચકોરનું બચ્ચું જોઈ રહ્યું હોય. ત્યારે શતાનન્દજીએ આજ્ઞા આપી અને સીતાજીએ શ્રીરામજીની પાસે પ્રયાણ કર્યું. ॥૪॥

**દો૦ – સંગ સખીં સુંદર ચતુર ગાવહિં મંગલચાર।**
**ગવની બાલ મરાલ ગતિ સુષમા અંગ અપાર॥૨૬૩॥**

સાથે સુંદર ચતુર સખીઓ મંગળાચારનાં ગીતો ગાઈ રહી છે; સીતાજી બાળહંસિની જેવી ચાલે ચાલ્યાં. તેમનાં અંગોમાં અપાર શોભા છે. ॥૨૬૩॥

**ચૌ૦ – સખિન્હ મધ્ય સિય સોહતિ કૈસેં। છબિગન મધ્ય મહાછબિ જૈસેં॥**
**કર સરોજ જયમાલ સુહાઈ। બિસ્વ બિજય સોભા જેહિં છાઈ॥૧॥**

સખીઓની વચમાં સીતાજી એવાં શોભિત થઈ રહ્યાં છે; જેમ ઘણી જ શોભાઓની વચમાં મહાશોભા હોય. કરકમળમાં સુંદર જયમાળા છે, જેમાં વિશ્વવિજયની શોભા છવાયેલી છે. ॥૧॥

**તન સકોચુ મન પરમ ઉછાહૂ। ગૂઢ઼ પ્રેમુ લખિ પરઇ ન કાહૂ॥**
**જાઇ સમીપ રામ છબિ દેખી। રહિ જનુ કુઁઅરિ ચિત્ર અવરેખી॥૨॥**

સીતાજીના તનમાં સંકોચ છે, પણ મનમાં પરમ ઉત્સાહ છે. તેમનો આ ગુપ્ત પ્રેમ કોઈના જાણ્યામાં આવતો નથી. સમીપ જઈને, શ્રીરામજીની શોભા જોઈ રાજકુમારી સીતાજી જાણે ચિત્રમાં ચીતર્યાં હોય તેવા થઈ ગયાં. ॥૨॥

**ચતુર સખીં લખિ કહા બુઝાઈ। પહિરાવહુ જયમાલ સુહાઈ॥**
**સુનત જુગલ કર માલ ઉઠાઈ। પ્રેમ બિબસ પહિરાઇ ન જાઈ॥૩॥**

આ દશા જોઈને ચતુર સખીએ સમજાવીને કહ્યું – 'સોહામણી જયમાળા પહેરાવો.' આ સાંભળી સીતાજીએ બંને હાથેથી માળા ઊંચકી, પણ પ્રેમ વિવશ હોવાથી પહેરાવી ન શકાઈ. ॥૩॥

**સોહત જનુ જુગ જલજ સનાલા। સસિહિ સભીત દેત જયમાલા॥**
**ગાવહિં છબિ અવલોકિ સહેલી। સિયઁ જયમાલ રામ ઉર મેલી॥૪॥**

[તે સમયે તેમના હાથ એવા સુશોભિત થઈ રહ્યા છે] જાણે ડાંડીઓસહિત બે કમળ ચન્દ્રમાને બીતાં બીતાં જયમાળા આપી રહ્યાં હોય. આ શોભાને જોઈને સખીઓ ગાવા લાગી. ત્યારે સીતાજીએ શ્રીરામજીના ગળામાં જયમાળા પહેરાવી. ॥૪॥

**સો૦ – રઘુબર ઉર જયમાલ દેખિ દેવ બરિસહિં સુમન।**
**સકુચે સકલ ભુઆલ જનુ બિલોકિ રબિ કુમુદગન ॥ ૨૬૪॥**

શ્રીરઘુનાથજીના હૃદય પર જયમાળા જોઈને દેવો ફૂલ વરસાવા લાગ્યા. સમસ્ત રાજાજનો એવી રીતે સંકોચાઈ ગયા જાણે સૂર્યને જોઈ કુમુદોનો સમૂહ સંકોચાઈ જાય. ॥ ૨૬૪॥

**ચૌ૦ – પુર અરુ બ્યોમ બાજને બાજે। ખલ ભએ મલિન સાધુ સબ રાજે॥**
**સુર કિંનર નર નાગ મુનીસા। જય જય જય કહિ દેહિં અસીસા ॥ ૧॥**

નગર અને આકાશમાં વાજાં વાગવા લાગ્યાં. દુષ્ટ લોકો ઉદાસ થઈ ગયા અને સજ્જન લોકો સર્વે પ્રસન્ન થઈ ગયા. દેવતા, કિન્નર, મનુષ્ય, નાગ અને મુનીશ્વર જયજયકાર કરીને આશીર્વાદ આપી રહ્યા છે. ॥ ૧॥

**નાચહિં ગાવહિં બિબુધ બધૂટીં। બાર બાર કુસુમાંજલિ છૂટીં॥**
**જહઁ તહઁ બિપ્ર બેદ ધુનિ કરહીં। બંદી બિરિદાવલિ ઉચ્ચરહીં ॥ ૨॥**

દેવાંગનાઓ નાચવા-ગાવા લાગી છે. વારંવાર હાથોમાંથી પુષ્પોની અંજલિઓ છૂટી રહી છે. ચારેકોર બ્રાહ્મણ વેદધ્વનિ કરી રહ્યા છે અને ભાટ લોકો બિરુદાવલી (કુળકીર્તિ) વખાણી રહ્યા છે. ॥ ૨॥

**મહિ પાતાલ નાક જસુ બ્યાપા। રામ બરી સિય ભંજેઉ ચાપા॥**
**કરહિં આરતી પુર નર નારી। દેહિં નિછાવરિ બિત્ત બિસારી ॥ ૩॥**

પૃથ્વી, પાતાળ અને સ્વર્ગ ત્રણેય લોકોમાં યશ ફેલાઈ ગયો કે શ્રીરામચન્દ્રજીએ ધનુષ તોડી નાખ્યું અને સીતાજીનું વરણ કરી લીધું. નગરનાં નર-નારી આરતી કરી રહ્યાં છે અને પોતાની સંપત્તિ (યોગ્યતા)ને ભૂલાવી (સામર્થ્યથી અત્યંત અધિક) ન્યોછાવર કરી રહ્યાં છે. ॥ ૩॥

**સોહતિ સીય રામ કૈ જોરી। છબિ સિંગારુ મનહુઁ એક ઠોરી॥**
**સખીં કહહિં પ્રભુપદ ગહુ સીતા। કરતિ ન ચરન પરસ અતિ ભીતા ॥ ૪॥**

શ્રીસીતા-રામજીની જોડી એવી સુશોભિત થઈ રહી છે જાણે સુંદરતા અને શૃંગારરસ એકત્ર થઈ ગયા હોય. સખીઓ કહી રહી છે - સીતે! સ્વામીના ચરણોને સ્પર્શો; પરંતુ સીતાજી અત્યંત ભયભીત થઈ તેમના ચરણોનો સ્પર્શ કરતાં નથી. ॥ ૪॥

**દો૦ – ગૌતમ તિય ગતિ સુરતિ કરિ નહિં પરસતિ પગ પાનિ।**
**મન બિહસે રઘુબંસમનિ પ્રીતિ અલૌકિક જાનિ ॥ ૨૬૫॥**

ગૌતમજીની સ્ત્રી અહલ્યાની ગતિનું સ્મરણ કરીને સીતાજી શ્રીરામજીના ચરણોને હાથેથી સ્પર્શ કરી રહ્યાં નથી. સીતાજીનો અલૌકિક પ્રેમ જાણીને રઘુકુલમણિ શ્રીરામચન્દ્રજી મનમાં હસ્યા. ॥ ૨૬૫॥

**ચૌ૦ – તબ સિય દેખિ ભૂપ અભિલાષે। કૂર કપૂત મૂઢ઼ મન માખે॥**
**ઉઠિ ઉઠિ પહિરિ સનાહ અભાગે। જહઁ તહઁ ગાલ બજાવન લાગે ॥ ૧॥**

તે સમયે સીતાજીને જોઈને કેટલાક રાજા લોકો લલચાઈ ઊઠ્યા. તે દુષ્ટ, કપૂત અને મૂઢ રાજા મનમાં ઘણા રોષે ભરાયા. તે અભાગિયા ઊઠી-ઊઠીને, કવચ પહેરીને, જ્યાં-ત્યાં ગાલ બજાવવા લાગ્યા. (બકવા માંડ્યા) ॥ ૧॥

**લેહુ છડ઼ાઇ સીય કહ કોઉ। ધરિ બાઁધહુ નૃપ બાલક દોઉ॥**
**તોરેં ધનુષુ ચાડ઼ નહિં સરઈ। જીવત હમહિ કુઅઁરિ કો બરઈ॥૨॥**

કોઈ કહે છે, સીતાને છીનવી લો અને બંને રાજકુમારોને પકડીને બાંધી લો. ધનુષ તોડવાથી ઇચ્છા નહીં સરે(આશા પૂરી નહીં થાય). અમારી હયાતીમાં રાજકુમારીને કોણ પરણી શકે છે? ॥૨॥

**જૌં બિદેહુ કછુ કરૈ સહાઈ। જીતહુ સમર સહિત દોઉ ભાઈ॥**
**સાધુ ભૂપ બોલે સુનિ બાની। રાજસમાજહિ લાજ લજાની॥૩॥**

જો જનક કંઈ સહાયતા કરે તો યુદ્ધમાં બંને ભાઈઓ સહિત એને પણ જીતી લો. આ વચન સાંભળી સજ્જન રાજા બોલ્યા – આ [નિર્લજ્જ] રાજસમાજને જોઈને તો લજ્જા પણ લજાઈ ગઈ. ॥૩॥

**બલુ પ્રતાપુ બીરતા બડ઼ાઈ। નાક પિનાકહિ સંગ સિધાઈ॥**
**સોઈ સૂરતા કિ અબ કહુઁ પાઈ। અસિ બુધિ તૌ બિધિ મુહઁ મસિ લાઈ॥૪॥**

અરે! તમારું બળ, પ્રતાપ, વીરતા, મોટાઈ અને નાક (પ્રતિષ્ઠા) તો ધનુષની સાથે જ ચાલ્યાં ગયાં. શું હવે એ જ વીરતા ક્યાંકથી પામી ગયા? આવી દુષ્ટ બુદ્ધિ છે, એટલે જ વિધાતાએ તમારાં મુખો ઉપર મેશ લગાડી દીધી. ॥૪॥

**દો૦ – દેખહુ રામહિ નયન ભરિ તજિ ઇરિષા મદુ કોહુ।**
**લખન રોષુ પાવકુ પ્રબલ જાનિ સલભ જનિ હોહુ॥૨૬૬॥**

ઈર્ષા, ઘમંડ અને ક્રોધ છોડીને નેત્રો ભરીને શ્રીરામજી[ની શોભા]ને જોઈ લો. લક્ષ્મણજીના ક્રોધને પ્રબળ અગ્નિ જાણીને એમાં પતંગિયાં ન બનો. ॥૨૬૬॥

**ચૌ૦ – બૈનતેય બલિ જિમિ ચહ કાગૂ। જિમિ સસુ ચહૈ નાગ અરિ ભાગૂ॥**
**જિમિ ચહ કુસલ અકારન કોહી। સબ સંપદા ચહૈ સિવદ્રોહી॥૧॥**

જેમ ગરુડનો ભાગ કાગડો ઇચ્છે, સિંહનો ભાગ સસલું ઇચ્છે, વિના કારણેય ક્રોધ કરનારો પોતાની કુશળતા ઇચ્છે, શિવજીનો વિરોધ કરનારો બધા પ્રકારની સંપત્તિ ઇચ્છે, ॥૧॥

**લોભી લોલુપ કલ કીરતિ ચહઈ। અકલંકતા કિ કામી લહઈ॥**
**હરિ પદ બિમુખ પરમ ગતિ ચાહા। તસ તુમ્હાર લાલચુ નરનાહા॥૨॥**

લોભી-લાલચુ સુંદર કીર્તિને ઇચ્છે, કામી મનુષ્ય નિષ્કલંકતા [ઇચ્છે તો] શું પામી શકે છે? અને જેમ શ્રીહરિના ચરણોથી વિમુખ મનુષ્ય પરમગતિ (મોક્ષ) ઇચ્છે; હે રાજાઓ! સીતાને માટે તમારી લાલચ પણ એવી જ વ્યર્થ છે. ॥૨॥

**કોલાહલુ સુનિ સીય સકાની। સખીં લવાઇ ગઈં જહઁ રાની।**
**રામુ સુભાયઁ ચલે ગુરુ પાહીં। સિય સનેહુ બરનત મન માહીં॥૩॥**

કોલાહલ સાંભળીને સીતાજી શંકિત થઈ ગયાં. ત્યારે સખીઓ તેમને ત્યાં લઈ ગઈ જ્યાં રાણી (સીતાજીનાં માતા) હતાં. શ્રીરામચન્દ્રજી સીતાજીના સ્નેહને મનમાં વખાણતાં સ્વાભાવિક ચાલથી ગુરુજીની પાસે ચાલ્યા. ॥૩॥

**રાનિન્હ સહિત સોચ બસ સીયા। અબ ધૌં બિધિહિ કાહ કરનીયા॥**
**ભૂપ બચન સુનિ ઈત ઉત તકહીં। લખનુ રામ ડર બોલિ ન સકહીં॥૪॥**

રાણીઓસહિત સીતાજી [દુષ્ટ રાજાઓનાં દુર્વચન સાંભળીને] શોકવશ છે, ન જાણે વિધાતા હવે શું કરનાર છે? રાજાઓનાં વચન સાંભળી લક્ષ્મણજી આમ-તેમ જુએ છે; પરંતુ શ્રીરામચન્દ્રજીના ડરથી કંઈ બોલી શકતા નથી. ॥૪॥

**દો૦ – અરુન નયન ભૃકુટી કુટિલ ચિતવત નૃપન્હ સકોપ।**
**મનહુઁ મત્ત ગજગન નિરખિ સિંઘકિસોરહિ ચોપ॥૨૬૭॥**

તેમનાં નેત્ર લાલ અને ભ્રમરો વાંકી થઈ ગઈ અને તેઓ ક્રોધથી રાજાઓની તરફ જોવા લાગ્યા; જાણે મદમસ્ત હાથીઓનું ટોળું જોઈને સિંહના બચ્ચાને આવેશ આવી ગયો હોય. ॥૨૬૭॥

**ચૌ૦ – ખરભરુ દેખિ બિકલ પુર નારીં। સબ મિલિ દેહિં મહીપન્હ ગારીં॥**
**તેહિં અવસર સુનિ સિવ ધનુ ભંગા। આયઉ ભૃગુકુલ કમલ પતંગા॥૧॥**

ખળભળાટ જોઈને જનકપુરની સ્ત્રીઓ વ્યાકુળ થઈ ગઈ અને સર્વે મળીને રાજાઓને ગાળો આપવા લાગી. તે જ અવસરે શિવજીના ધનુષનું તૂટવાનું સાંભળી ભૃગુકુળરૂપી કમળના સૂર્ય પરશુરામજી આવ્યા. ॥૧॥

**દેખિ મહીપ સકલ સકુચાને। બાજ ઝપટ જનુ લવા લુકાને॥**
**ગૌરિ સરીર ભૂતિ ભલ ભ્રાજા। ભાલ બિસાલ ત્રિપુંડ બિરાજા॥૨॥**

તેમને જોઈને સર્વે રાજાઓ સંતાઈ ગયા, જાણે બાજની તરાપ પડ્યે તેતરો છુપાઈ ગયાં હોય. ગૌર શરીર પર વિભૂતિ (ભસ્મ) અત્યંત શોભી રહી છે અને વિશાળ લલાટ ઉપર ત્રિપુંડ વિશેષ શોભા આપી રહ્યું છે. ॥૨॥

**સીસ જટા સસિબદનુ સુહાવા। રિસ બસ કછુક અરુન હોઈ આવા॥**
**ભૃકુટી કુટિલ નયન રિસ રાતે। સહજહુઁ ચિતવત મનહુઁ રિસાતે॥૩॥**

સિર પર જટા છે, સુંદર મુખચન્દ્ર ક્રોધના લીધે કંઈક લાલ થઈ આવ્યું છે. ભ્રમરો વાંકી અને આંખો ક્રોધથી લાલ છે. સહજ જ (સ્વાભાવિક પણે) જોતા હોય છે તો પણ એવું લાગે છે જાણે ક્રોધ કરી રહ્યા છે. ॥૩॥

**બૃષભ કંધ ઉર બાહુ બિસાલા। ચારુ જનેઉ માલ મૃગછાલા॥**
**કટિ મુનિબસન તૂન દુઇ બાઁધેં। ધનુ સર કર કુઠારુ કલ કાઁધેં॥૪॥**

બળદના જેવા (ઊંચા અને પુષ્ટ) ખભા છે; છાતી અને ભુજાઓ વિશાળ છે. સુંદર યજ્ઞોપવીત ધારણ કરેલી છે, માળા પહેરી છે અને મૃગચર્મ લીધેલું છે. કમરમાં મુનિઓનાં વસ્ત્ર (વલ્કલ) અને બે ભાથાઓ બાંધ્યાં છે. હાથમાં ધનુષ-બાણ અને સુંદર ખભા પર ફરસો ધારણ કરેલ છે. ॥૪॥

**દો૦ – સાંત બેષુ કરની કઠિન બરનિ ન જાઇ સરૂપ ।**
**ધરિ મુનિતનુ જનુ બીર રસુ આયઉ જહઁ સબ ભૂપ ॥ ૨૬૮॥**

શાંત વેષ છે, પરંતુ કરણી ઘણી કઠોર છે; સ્વરૂપનું વર્ણન કરી નથી શકાતું. જાણે વીર-રસ જ મુનિનું શરીર ધારણ કરીને, જ્યાં સર્વે રાજાજનો છે ત્યાં આવી ગયો હોય. ॥ ૨૬૮॥

**ચૌ૦ – દેખત ભૃગુપતિ બેષુ કરાલા । ઉઠે સકલ ભય બિકલ ભુઆલા ॥**
**પિતુ સમેત કહિ કહિ નિજ નામા । લગે કરન સબ દંડ પ્રનામા ॥ ૧॥**

પરશુરામજીનો ભયાનક વેષ જોઈને સર્વે રાજા ભયથી વ્યાકુળ થઈ ઊભા થઈ ગયા અને પિતાસહિત પોતાનું નામ કહી-કહીને સૌ દંડવત્-પ્રણામ કરવા લાગ્યા. ॥ ૧॥

**જેહિ સુભાયઁ ચિતવહિં હિતુ જાની । સો જાનઇ જનુ આઇ ખુટાની ॥**
**જનક બહોરિ આઇ સિરુ નાવા । સીય બોલાઇ પ્રનામુ કરાવા ॥ ૨॥**

પરશુરામજી ભલું સમજીને પણ સ્વભાવિકરૂપે જેની તરફ જોઈ લે છે, તે સમજે છે કે જાણે મારું આયુષ્ય પૂરું થઈ ગયું. પછી જનકજીએ આવીને શીશ નમાવ્યું અને સીતાજીને બોલાવી પ્રણામ કરાવડાવ્યાં. ॥ ૨॥

**આસિષ દીન્હિ સખીં હરષાનીં । નિજ સમાજ લૈ ગઈં સયાનીં ॥**
**બિસ્વામિત્રુ મિલે પુનિ આઈ । પદ સરોજ મેલે દોઉ ભાઈ ॥ ૩॥**

પરશુરામજીએ સીતાજીને આશીર્વાદ આપ્યા. સખીઓ હર્ષિત થઈ અને [ત્યાં હવે વધુ વાર રોકાવું યોગ્ય ન જાણીને] તે ચતુર સખીઓ તેમને પોતાની મંડળીમાં લઈ ગઈ. પછી વિશ્વામિત્રજી આવીને મળ્યા અને તેમણે બંને ભાઈઓને તેમના ચરણકમળો પર નમાવડાવ્યા. ॥ ૩॥

**રામુ લખનુ દસરથ કે ઢોટા । દીન્હિ અસીસ દેખિ ભલ જોટા ॥**
**રામહિ ચિતઇ રહે થકિ લોચન । રૂપ અપાર માર મદ મોચન ॥ ૪॥**

[વિશ્વામિત્રજીએ કહ્યું –] આ રામ અને લક્ષ્મણ રાજા દશરથના પુત્ર છે. તેમની સુંદર જોડી જોઈને પરશુરામજીએ આશીર્વાદ આપ્યા. કામદેવનો પણ ગર્વ છોડાવનાર, શ્રીરામચન્દ્રજીના અપાર રૂપને જોઈને તેમનાં નેત્ર સ્થિર (સ્તંભિત) થઈ ગયાં. ॥ ૪॥

**દો૦ – બહુરિ બિલોકિ બિદેહ સન કહહુ કાહ અતિ ભીર ।**
**પૂઁછત જાનિ અજાન જિમિ બ્યાપેઉ કોપુ સરીર ॥ ૨૬૯॥**

પછી બધુંય જોઈને, જાણતા હોવા છતાં અજાણ્યાની જેમ જનકજીને પૂછે છે કે કહો, આ મોટી ભારે ભીડ કેમ છે? તેમના શરીરમાં ક્રોધ છવાયેલો છે. ॥ ૨૬૯॥

**ચૌ૦ – સમાચાર કહિ જનક સુનાએ । જેહિ કારન મહીપ સબ આએ ॥**
**સુનત બચન ફિરિ અનત નિહારે । દેખે ચાપખંડ મહિ ડારે ॥ ૧॥**

જે કારણે બધા રાજા આવ્યા હતા, રાજા જનકે તે બધા સમાચાર કહી સંભળાવ્યા. જનકનાં વચન સાંભળીને પરશુરામજીએ ફરીને બીજી બાજુ જોયું તો ધનુષના ટુકડા પૃથ્વી પર પડેલા દેખાયા. ॥ ૧॥

**અતિ રિસ બોલે બચન કઠોરા। કહુ જડ઼ જનક ધનુષ કૈ તોરા॥**
**બેગિ દેખાઉ મૂઢ઼ ન ત આજૂ। ઉલટઉઁ મહિ જહઁ લહિ તવ રાજૂ॥૨॥**

અત્યંત ક્રોધે ભરાઈને તેઓ કઠોર વચન બોલ્યા – રે મૂર્ખ જનક! બતાવ, ધનુષ કોણે તોડ્યું? તેને શીઘ્ર બતાવ, નહીં તો અરે મૂઢ! આજે હું જ્યાં સુધી તારું રાજ્ય છે, ત્યાં સુધીની પૃથ્વીને ઉલટાવી નાખીશ. ॥૨॥

**અતિ ડરુ ઉતરુ દેત નૃપુ નાહીં। કુટિલ ભૂપ હરષે મન માહીં॥**
**સુર મુનિ નાગ નગર નર નારી। સોચહિં સકલ ત્રાસ ઉર ભારી॥૩॥**

રાજાને અત્યંત ડર લાગ્યો, જેને લીધે તે ઉત્તર આપતા નથી. આ જોઈને કુટિલ રાજા મનમાં અતિ પ્રસન્ન થયા. દેવતા, મુનિ, નાગ અને નગરનાં સ્ત્રી-પુરુષ બધા શોક કરવા લાગ્યા, બધાના અંતરમાં ઘણો ભય છે. ॥૩॥

**મન પછિતાતિ સીય મહતારી। બિધિ અબ સઁવરી બાત બિગારી॥**
**ભૃગુપતિ કર સુભાઉ સુનિ સીતા। અરધ નિમેષ કલપ સમ બીતા॥૪॥**

સીતાજીનાં માતા મનમાં પસ્તાઈ રહ્યાં છે કે હાય! વિધાતાએ હવે બની-બનેલી વાત બગાડી નાખી. પરશુરામજીનો સ્વભાવ સાંભળીને સીતાજીનો અડધો ક્ષણ પણ કલ્પ સમાન વીતવા લાગ્યો. ॥૪॥

**દો૦ – સભય બિલોકે લોગ સબ જાનિ જાનકી ભીરુ।**
**હૃદયઁ ન હરષુ બિષાદુ કછુ બોલે શ્રીરઘુબીરુ॥૨૭૦॥**

ત્યારે શ્રીરામચન્દ્રજી સર્વે લોકોને ભયભીત જોઈને અને સીતાજીને ડરેલાં જાણીને બોલ્યા – તેમના હૃદયમાં ન કોઈ હર્ષ હતો ન વિષાદ – ॥૨૭૦॥

## માસપારાયણ, નવમો વિશ્રામ

**ચૌ૦ – નાથ સંભુધનુ ભંજનિહારા। હોઇહિ કેઉ એક દાસ તુમ્હારા॥**
**આયસુ કાહ કહિઅ કિન મોહી। સુનિ રિસાઇ બોલે મુનિ કોહી॥૧॥**

હે નાથ! શિવજીના ધનુષને તોડનારો આપનો કોઈ એક દાસ જ હશે. શું આજ્ઞા છે, મને કેમ નથી કહેતા? આ સાંભળીને ક્રોધી મુનિ રિસાઈને બોલ્યા – ॥૧॥

**સેવકુ સો જો કરૈ સેવકાઈ। અરિ કરની કરિ કરિઅ લરાઈ॥**
**સુનહુ રામ જેહિં સિવધનુ તોરા। સહસબાહુ સમ સો રિપુ મોરા॥૨॥**

સેવક એ જ છે જે સેવાનું કામ કરે. શત્રુનું કામ કરીને તો લડાઈ જ કરવી જોઈએ. હે રામ! સાંભળો, જેણે શિવજીનું ધનુષ તોડ્યું છે, તે સહસ્રબાહુના જેવો મારો શત્રુ છે. ॥૨॥

**સો બિલગાઉ બિહાઈ સમાજા। ન ત મારે જૈહહિં સબ રાજા॥**
**સુનિ મુનિ બચન લખન મુસુકાને। બોલે પરસુધરહિ અપમાને॥૩॥**

તે આ સમાજને છોડીને અલગ થઈ જાય, નહીં તો બધા રાજા માર્યા જશે. મુનિનાં વચન સાંભળીને લક્ષ્મણજી મલકાયા અને પરશુરામજીનું અપમાન કરતાં બોલ્યા – ॥૩॥

**બહુ ધનુહીં તોરીં લરિકાઈં। કબહુઁ ન અસિ રિસ કીન્હિ ગોસાઈં॥**
**એહિ ધનુ પર મમતા કેહિ હેતૂ। સુનિ રિસાઇ કહ ભૃગુકુલકેતૂ॥૪॥**

હે ગોસાઈં! બાળપણમાં અમે ઘણાં જ નાનાં ધનુષો તોડી નાખ્યાં. પરંતુ આપે આવો ક્રોધ ક્યારેય નથી કર્યો. આ ધનુષ પર આટલી મમતા કયા કારણે છે? આ સાંભળી ભૃગુવંશની ધ્વજાસ્વરૂપ પરશુરામજી કુપિત થઈને કહેવા લાગ્યા. ॥૪॥

**દો૦ – રે નૃપ બાલક કાલ બસ બોલત તોહિ ન સઁભાર।**
**ધનુહી સમ તિપુરારિ ધનુ બિદિત સકલ સંસાર॥૨૭૧॥**

અરે રાજપુત્ર! કાળને વશ હોવાથી તને બોલવાનો કંઈ પણ હોશ નથી. આખા સંસારમાં વિખ્યાત શિવજીનું આ ધનુષ શું સામાન્ય ધનુષ સમાન છે? ॥૨૭૧॥

**ચૌ૦ – લખન કહા હઁસિ હમરેં જાના। સુનહુ દેવ સબ ધનુષ સમાના॥**
**કા છતિ લાભુ જૂન ધનુ તોરેં। દેખા રામ નયન કે ભોરેં॥૧॥**

લક્ષ્મણજીએ હસીને કહ્યું – હે દેવ! સાંભળો, અમારી સમજમાં તો બધાં ધનુષ એક જેવાં જ છે. જૂના ધનુષને તોડવામાં શું નફો-નુકસાન! શ્રીરામચન્દ્રજીએ તો આને નવાના ભ્રમમાં જોયું હતું. ॥૧॥

**છુઅત ટૂટ રઘુપતિહુ ન દોસૂ। મુનિ બિનુ કાજ કરિઅ કત રોસૂ॥**
**બોલે ચિતઈ પરસુ કી ઓરા। રે સઠ સુનેહિ સુભાઉ ન મોરા॥૨॥**

વળી, આ તો અડતાંની સાથે જ તૂટી ગયું, તેમાં રઘુનાથજીનો પણ કોઈ દોષ નથી. હે મુનિ! આપ વિના કારણે જ શા માટે ક્રોધ કરો છો? પરશુરામજી પોતાના ફરસાની સામું જોઈ બોલ્યા – અરે દુષ્ટ! તેં મારો સ્વભાવ નથી સાંભળ્યો? ॥૨॥

**બાલકુ બોલિ બધઉઁ નહિં તોહી। કેવલ મુનિ જડ઼ જાનહિ મોહી॥**
**બાલ બ્રહ્મચારી અતિ કોહી। બિસ્વ બિદિત છત્રિયકુલ દ્રોહી॥૩॥**

હું તને બાળક જાણીને મારતો નથી. અરે મૂર્ખ! શું તું મને માત્ર સામાન્ય મુનિ જ જાણે છે! હું બાળબ્રહ્મચારી અને અત્યંત ક્રોધી છું. ક્ષત્રિયકુળના શત્રુરૂપે હું વિશ્વભરમાં વિખ્યાત છું. ॥૩॥

**ભુજબલ ભૂમિ ભૂપ બિનુ કીન્હી। બિપુલ બાર મહિદેવન્હ દીન્હી॥**
**સહસબાહુ ભુજ છેદનિહારા। પરસુ બિલોકુ મહીપકુમારા॥૪॥**

પોતાની ભુજાઓના બળથી મેં પૃથ્વીને રાજાઓથી રહિત કરી દીધી અને ઘણીવાર તેને બ્રાહ્મણોને આપી દીધી. હે રાજકુમાર! સહસ્રબાહુની ભુજાઓને વાઢી નાખનાર મારા આ ફરસાને જો! ॥૪॥

દો૦ – માતુ પિતહિ જનિ સોચબસ કરસિ મહીસકિસોર ।
ગર્ભન્હ કે અર્ભક દલન પરસુ મોર અતિ ઘોર ॥ ૨૭૨॥

અરે રાજાના બાળક! તું પોતાનાં માતા-પિતાને શોકને વશ ન કર. મારો ફરસો ઘણો જ ભયાનક છે, એ ગર્ભમાંનાં બાળકોનો પણ નાશ કરનારો છે. ॥ ૨૭૨॥

ચૌ૦ – બિહસિ લખનુ બોલે મૃદુ બાની । અહો મુનીસુ મહા ભટમાની ॥
પુનિ પુનિ મોહિ દેખાવ કુઠારૂ । ચહત ઉડ઼ાવન ફૂઁકિ પહારૂ ॥ ૧॥

લક્ષ્મણજી હસીને કોમળ વાણીથી બોલ્યા – અહો! મુનીશ્વર તો પોતાને મોટો ભારે યોદ્ધા સમજે છે. વારંવાર મને કુહાડી દેખાડે છે. ફૂંકથી પહાડ ઉડાવવા ઇચ્છે છે. ॥ ૧॥

ઇહાઁ કુમ્હડ઼બતિયા કોઉ નાહીં । જે તરજની દેખિ મરિ જાહીં ॥
દેખિ કુઠારુ સરાસન બાના । મૈં કછુ કહા સહિત અભિમાના ॥ ૨॥

અહીં કંઈ કોળાનું નાનું કાચું ફળ નથી, જે તર્જની આંગળીને જોતાં જ મરી જાય છે. કુહાડી અને ધનુષ-બાણ જોઈને જ મેં કંઈ સ્વાભિમાનપણે કહ્યું હતું. ॥ ૨॥

ભૃગુસુત સમુઝિ જનેઉ બિલોકી । જો કછુ કહહુ સહઉઁ રિસ રોકી ॥
સુર મહિસુર હરિજન અરુ ગાઈ । હમરેં કુલ ઇન્હ પર ન સુરાઈ ॥ ૩॥

ભૃગુવંશી સમજીને અને યજ્ઞોપવીત જોઈને તો જે કંઈ આપ કહો છો, તેને હું ક્રોધ રોકીને સહી લઉં છું. દેવતા, બ્રાહ્મણ, ભગવાનના ભક્ત અને ગૌ – એમના પર અમારા કુળમાં વીરતા નથી દેખાડાતી. ॥ ૩॥

બધેં પાપુ અપકીરતિ હારેં । મારતહૂઁ પા પરિઅ તુમ્હારેં ॥
કોટિ કુલિસ સમ બચનુ તુમ્હારા । બ્યર્થ ધરહુ ધનુ બાન કુઠારા ॥ ૪॥

કેમકે એમને મારવાથી પાપ લાગે છે અને એમનાથી હારી જવામાં અપકીર્તિ થાય છે. એટલે આપ મારો તો પણ આપના પગમાં જ પડવું જોઈએ. આપનું એકેએક વચન જ કરોડો વજ્રોની સમાન છે. ધનુષ-બાણ અને કુહાડી તો આપ વ્યર્થ જ ધારણ કરો છો. ॥ ૪॥

દો૦ – જો બિલોકિ અનુચિત કહેઉઁ છમહુ મહામુનિ ધીર ।
સુનિ સરોષ ભૃગુબંસમનિ બોલે ગિરા ગભીર ॥ ૨૭૩॥

એમને (ધનુષ-બાણ અને કુહાડી) જોઈને જ મેં કંઈ અનુચિત કહ્યું હોય તો તેને હે ધીર મહામુનિ! ક્ષમા કરો. આ સાંભળીને ભૃગુવંશમણિ પરશુરામજી ક્રોધ સાથે ગંભીર વાણી બોલ્યા – ॥ ૨૭૩॥

ચૌ૦ – કૌસિક સુનહુ મંદ યહુ બાલકુ । કુટિલ કાલબસ નિજ કુલ ઘાલકુ ॥
ભાનુ બંસ રાકેસ કલંકૂ । નિપટ નિરંકુસ અબુધ અસંકૂ ॥ ૧॥

હે વિશ્વામિત્ર! સાંભળો, આ બાળક ઘણો કુબુદ્ધિ અને કુટિલ છે, કાળને વશ થઈને એ પોતાના કુળનો ઘાતક બની રહ્યો છે. એ સૂર્યવંશરૂપી પૂર્ણચન્દ્રનું કલંક છે. એ બિલકુલ ઉદ્દંડ, મૂર્ખ અને નીડર છે. ॥ ૧॥

**કાલ કવલુ હોઈહિ છન માહીં। કહઉઁ પુકારિ ખોરિ મોહિ નાહીં॥**
**તુમ્હ હટકહુ જૌં ચહહુ ઉબારા। કહિ પ્રતાપુ બલુ રોષુ હમારા॥ ૨॥**

હમણાં ક્ષણમાત્રમાં એ કાળનો કોળિયો થઈ જશે. હું પોકારીને કહી દઉં છું, પછી મારો દોષ નથી. જો તમે એને બચાવવા ઈચ્છતા હોવ, તો અમારા પ્રતાપ, બળ અને ક્રોધને જણાવીને એને અટકાવી દો. ॥ ૨॥

**લખન કહેઉ મુનિ સુજસુ તુમ્હારા। તુમ્હહિ અછત કો બરનૈ પારા॥**
**અપને મુઁહ તુમ્હ આપનિ કરની। બાર અનેક ભાઁતિ બહુ બરની॥ ૩॥**

લક્ષ્મણજીએ કહ્યું – હે મુનિ! આપના સુયશનું આપના હોવા છતાં અન્ય કોણ વર્ણન કરી શકે છે? આપે આપના જ મુખથી પોતાની કરણીનું અનેક વખત, અનેક પ્રકારે વર્ણન કર્યું છે. ॥ ૩॥

**નહિં સંતોષુ ત પુનિ કછુ કહહૂ। જનિ રિસ રોકિ દુસહ દુખ સહહૂ॥**
**બીરબ્રતી તુમ્હ ધીર અછોભા। ગારી દેત ન પાવહુ સોભા॥ ૪॥**

એટલાથી પણ સંતોષ ન થયો હોય તો ફરી કંઈ કહી નાખો. ક્રોધને રોકીને અસહ્ય દુઃખ ન સહો. આપ વીરતાનું વ્રત ધારણ કરનારા, ધૈર્યવાન અને ક્ષોભરહિત છો. ગાળો આપતાં આપ શોભા નથી પામતા! ॥ ૪॥

**દો૦ – સૂર સમર કરની કરહિં કહિ ન જનાવહિં આપુ।**
**બિદ્યમાન રન પાઈ રિપુ કાયર કથહિં પ્રતાપુ॥ ૨૭૪॥**

શૂરવીર તો યુદ્ધમાં કરણી (શૂરવીરતાનું કાર્ય) કરે છે, કહીને પોતાને નથી ઓળખાવતા. શત્રુને યુદ્ધમાં હાજર જોઈને કાયર જ પોતાના પ્રતાપની ડંફાસ માર્યા કરે છે. ॥ ૨૭૪॥

**ચૌ૦ – તુમ્હ તૌ કાલુ હાઁક જનુ લાવા। બાર બાર મોહિ લાગિ બોલાવા॥**
**સુનત લખન કે બચન કઠોરા। પરસુ સુધારિ ધરેઉ કર ઘોરા॥ ૧॥**

આપ તો જાણે કાળને બૂમ પાડીને વારંવાર તેને મારા માટે બોલાવો છો. લક્ષ્મણજીનાં કઠોર વચન સાંભળતાં જ પરશુરામજીએ પોતાના ભયાનક ફરસાને સજાવીને હાથમાં લઈ લીધો. ॥ ૧॥

**અબ જનિ દેઇ દોસુ મોહિ લોગૂ। કટુબાદી બાલકુ બધજોગૂ॥**
**બાલ બિલોકિ બહુત મૈં બાઁચા। અબ યહુ મરનિહાર ભા સાઁચા॥ ૨॥**

[અને બોલ્યા –] હવે લોક મને દોષ ન આપે. આ કડવું બોલનારો બાળક મારી નાખવાને જ યોગ્ય છે. એને બાળક જાણીને મેં ઘણો બચાવ્યો, પણ હવે એ ખરેખર મરવાને જ આવી ગયો છે. ॥ ૨॥

**કૌસિક કહા છમિઅ અપરાધૂ। બાલ દોષ ગુન ગનહિં ન સાધૂ॥**
**ખર કુઠાર મૈં અકરુન કોહી। આગેં અપરાધી ગુરુદ્રોહી॥ ૩॥**

વિશ્વામિત્રજીએ કહ્યું – અપરાધ ક્ષમા કરો. બાળકોના દોષ અને ગુણને સાધુ લોકો નથી ગણકારતા. [પરશુરામજી બોલ્યા –] આ તેજ ધારનો કુહાડો, હું દયારહિત અને ક્રોધી અને આ ગુરુદ્રોહી અને અપરાધી – ॥ ૩॥

**ઉતર દેત છોડ઼ઉઁ બિનુ મારેં। કેવલ કૌસિક સીલ તુમ્હારેં॥**
**ન ત એહિ કાટિ કુઠાર કઠોરેં। ગુરહિ ઉરિન હોતેઉઁ શ્રમ થોરેં॥૪॥**

મારા સામે ઉત્તર આપી રહ્યો છે. આમ થવા છતાં હું એને વગર મારે છોડી રહ્યો છું, તો હે વિશ્વામિત્ર! કેવળ તમારા શીલ(પ્રેમ)ના લીધે. નહીંતર એને આ કઠોર કુહાડીથી વાઢીને ઓછા પરિશ્રમે હું ગુરુથી ઋણમુક્ત થઈ જાત. ॥૪॥

**દો૦ – ગાધિસૂનુ કહ હૃદયઁ હઁસિ મુનિહિ હરિઅરઇ સૂઝ।**
**અયમય ખાઁડ઼ ન ઊખમય અજહુઁ ન બૂઝ અબૂઝ॥૨૭૫॥**

વિશ્વામિત્રજીએ હૃદયમાં હસીને કહ્યું – મુનિને સર્વે સ્થળે લીલુંછમ સૂઝી રહ્યું છે (અર્થાત્ સર્વત્ર વિજયી થવાના કારણે આ રામ-લક્ષ્મણને પણ સાધારણ ક્ષત્રિય જ સમજી રહ્યા છે). પરંતુ આ લોહમયી ખાંડ (ખાંડા-ખડ્ગ) છે, શેરડીની (રસની) ખાંડ નથી [જે મુખમાં મૂકતાં જ ઓગળી જાય; ખેદ છે,] મુનિ હજી પણ અણસમજુ બનેલા છે. આમના પ્રભાવને સમજી નથી રહ્યા. ॥૨૭૫॥

**ચૌ૦ – કહેઉ લખન મુનિ સીલુ તુમ્હારા। કો નહિં જાન બિદિત સંસારા॥**
**માતા પિતહિ ઉરિન ભએ નીકેં। ગુર રિનુ રહા સોચુ બડ઼ જી કેં॥૧॥**

લક્ષ્મણજીએ કહ્યું – હે મુનિ! આપના શીલને કોણ નથી જાણતું? તે સંસારમાત્રમાં પ્રસિદ્ધ છે. આપ માતા-પિતાથી તો સારી રીતે ઉઋણ થઈ જ ગયા છો; હવે, ગુરુનું ઋણ રહ્યું, જેનો અંતરમાં ઘણો વસવસો લાગ્યો છે. ॥૧॥

**સો જનુ હમરેહિ માથે કાઢ઼ા। દિન ચલિ ગએ બ્યાજ બડ઼ બાઢ઼ા॥**
**અબ આનિઅ બ્યવહરિઆ બોલી। તુરત દેઉઁ મૈં થૈલી ખોલી॥૨॥**

તે જાણે અમારા જ માથે નાખ્યો હતો. ઘણા દિવસ વીતી ગયા, આથી વ્યાજ પણ ઘણું વધી ગયું હશે. હવે, કોઈ હિસાબ કરનારાને બોલાવી લાવો, તો હું તુરત જ થેલી ખોલીને આપી દઉં. ॥૨॥

**સુનિ કટુ બચન કુઠાર સુધારા। હાય હાય સબ સભા પુકારા॥**
**ભૃગુબર પરસુ દેખાવહુ મોહી। બિપ્ર બિચારિ બચઉઁ નૃપદ્રોહી॥૩॥**

લક્ષ્મણજીનાં કડવાં વચન સાંભળીને પરશુરામજીએ ફરસાની ધાર ઘસી. આખી સભા હાય! હાય! કરીને પોકારી ઊઠી. [લક્ષ્મણજીએ કહ્યું –] હે ભૃગુશ્રેષ્ઠ! આપ મને ફરસો દેખાડી રહ્યા છો? પરંતુ હે રાજાઓના શત્રુ! હું બ્રાહ્મણ સમજી બચાવી રહ્યો છું. (બ્રાહ્મણ જાણી જવા દઉં છું). ॥૩॥

**મિલે ન કબહુઁ સુભટ રન ગાઢ઼ે। દ્વિજ દેવતા ઘરહિ કે બાઢ઼ે॥**
**અનુચિત કહિ સબ લોગ પુકારે। રઘુપતિ સયનહિં લખનુ નેવારે॥૪॥**

આપને ક્યારેય રણધીર બળવાન વીર ન મળ્યા! હે બ્રાહ્મણ દેવતા! આપ ઘરમાં જ મોટા છો. આ સાંભળીને 'અનુચિત છે, અનુચિત છે' કહીને બધા લોકો પોકારી ઊઠ્યા. ત્યારે શ્રીરઘુનાથજીએ ઈશારાથી લક્ષ્મણજીને અટકાવી દીધા. ॥૪॥

**દો૦ – લખન ઉતર આહુતિ સરિસ ભૃગુબર કોપુ કૃસાનુ।**
**બઢ़त દેખિ જલ સમ બચન બોલે રઘુકુલભાનુ ॥ ૨૭૬॥**

લક્ષ્મણજીના આહુતિ સમાન ઉત્તરથી પરશુરામજીના ક્રોધરૂપી અગ્નિને વધતો જોઈને રઘુકુળના સૂર્ય શ્રીરામચન્દ્રજી જળસમાન (શાંત કરનારાં) વચન બોલ્યાં – ॥ ૨૭૬॥

**ચૌ૦ – નાથ કરહુ બાલક પર છોહૂ। સૂધ દૂધમુખ કરિઅ ન કોહૂ॥**
**જૌં પૈ પ્રભુ પ્રભાઉ કછુ જાના। તૌ કિ બરાબરિ કરત અયાના॥ ૧॥**

હે નાથ! બાળક પર કૃપા કરો. આ સીધા અને દૂધમુખા બાળક પર ક્રોધ ન કરો. જો એ પ્રભુનો (આપનો) થોડોક પણ મહિમા (પ્રભાવ) જાણતો હોત, તો શું આ અણસમજુ આપની બરાબરી કરત? ॥ ૧॥

**જૌં લરિકા કછુ અચગરિ કરહીં। ગુર પિતુ માતુ મોદ મન ભરહીં॥**
**કરિઅ કૃપા સિસુ સેવક જાની। તુમ્હ સમ સીલ ધીર મુનિ ગ્યાની॥ ૨॥**

બાળક જો થોડીક ચપળતા પણ કરે છે, તો ગુરુ, પિતા અને માતા મનમાં આનંદથી ભરાઈ જાય છે. એટલે આને નાનું બાળક અને સેવક જાણીને કૃપા કરો. આપ તો સમદર્શી, સુશીલ, ધીર અને જ્ઞાની મુનિ છો. ॥ ૨॥

**રામ બચન સુનિ કછુક જુड़ાને। કહિ કછુ લખનુ બહુરિ મુસુકાને॥**
**હઁસત દેખિ નખ સિખ રિસ બ્યાપી। રામ તોર ભ્રાતા બड़ પાપી॥ ૩॥**

શ્રીરામચન્દ્રજીનાં વચન સાંભળીને તે કંઈક ટાઢા પડ્યા. એટલામાં લક્ષ્મણજી કંઈ કહીને પાછા મલકાયા. તેમને હસતા જોઈને પરશુરામજીને નખથી શિખા સુધી આખાય શરીરમાં ક્રોધ છવાઈ ગયો. તેમણે કહ્યું – હે રામ! તારો ભાઈ મોટો પાપી છે. ॥ ૩॥

**ગૌર સરીર સ્યામ મન માહીં। કાલકૂટમુખ પયમુખ નાહીં॥**
**સહજ ટેढ़ અનુહરઈ ન તોહી। નીચુ મીચુ સમ દેખ ન મોહી॥ ૪॥**

એ શરીરથી ગૌરો, પણ હૃદયથી ઘણો કાળો છે, એ વિષમુખો છે, દુધમુખો નથી. સ્વભાવથી જ વાંકો છે, તારું અનુસરણ નથી કરતો (તારા જેવો શીલવાન નથી). આ નીચ મને કાળ સમાન નથી જોતો. ॥ ૪॥

**દો૦ – લખન કહેઉ હઁસિ સુનહુ મુનિ ક્રોધુ પાપ કર મૂલ।**
**જેહિ બસ જન અનુચિત કરહિં ચરહિં બિસ્વ પ્રતિકૂલ॥ ૨૭૭॥**

લક્ષ્મણજીએ હસીને કહ્યું – હે મુનિ! સાંભળો, ક્રોધ પાપનું મૂળ છે, જેના વશમાં થઈને મનુષ્ય અનુચિત કર્મ કરી બેસે છે અને સકળ વિશ્વ કરતાં પ્રતિકૂળ ચાલે છે (સર્વેનું અહિત કરે છે). ॥ ૨૭૭॥

**ચૌ૦ – મૈં તુમ્હાર અનુચર મુનિરાયા। પરિહરિ કોપુ કરિઅ અબ દાયા॥**
**ટૂટ ચાપ નહિં જુરિહિ રિસાને। બૈઠિઅ હોઇહિં પાય પિરાને॥ ૧॥**

હે મુનિરાજ! હું આપનો દાસ છું. હવે, ક્રોધ ત્યાગીને દયા કરો. તૂટેલું ધનુષ ક્રોધ કરવાથી સંધાઈ નહીં જાય. ઊભાં ઊભાં પગ દુખવા લાગ્યા હશે, બેસી જાઓ. ॥ ૧॥

**જૌં અતિ પ્રિય તૌ કરિઅ ઉપાઈ। જોરિઅ કોઉ બડ઼ ગુની બોલાઈ॥**
**બોલત લખનહિં જનકુ ડેરાહીં। મષ્ટ કરહુ અનુચિત ભલ નાહીં॥૨॥**

જો ધનુષ અત્યંત જ પ્રિય હોય, તો કોઈ ઉપાય કરવામાં આવે અને કોઈ મોટા ગુણી (કારીગર)ને બોલાવીને જોડાવી દેવડાવાય. લક્ષ્મણજીના બોલવાથી જનકજી બી જાય છે અને કહે છે – બસ, ચૂપ કરો, અનુચિત બોલવું સારું નથી. ॥૨॥

**થર થર કાઁપહિં પુર નર નારી। છોટ કુમાર ખોટ બડ઼ ભારી॥**
**ભૃગુપતિ સુનિ સુનિ નિરભય બાની। રિસ તન જરઇ હોઇ બલ હાની॥૩॥**

જનકપુરનાં સ્ત્રી-પુરુષ થર-થર કંપી રહ્યાં છે [અને મનોમન કહી રહ્યાં છે કે] નાનો કુમાર ઘણો જ ખોટો છે. લક્ષ્મણજીની નિર્ભય વાણી સાંભળી-સાંભળીને પરશુરામજીનું શરીર ક્રોધથી તપી રહ્યું છે અને એમના બળની હાનિ થઈ રહી છે (તેમનું બળ ઘટી રહ્યું છે). ॥૩॥

**બોલે રામહિ દેઇ નિહોરા। બચઉઁ બિચારિ બંધુ લઘુ તોરા॥**
**મનુ મલીન તનુ સુંદર કૈસેં। બિષ રસ ભરા કનક ઘટુ જૈસેં॥૪॥**

ત્યારે શ્રીરામચન્દ્રજી પર કૃપા બતાડતાં પરશુરામજી બોલ્યા – તારો નાનો ભાઈ સમજીને હું એને બચાવી રહ્યો છું. તે મનનો મેલો અને શરીરે એવો સુંદર છે, જેવો વિષના રસથી ભરેલો સોનાનો ઘડો! ॥૪॥

**દો૦ – સુનિ લછિમન બિહસે બહુરિ નયન તરેરે રામ।**
**ગુર સમીપ ગવને સકુચિ પરિહરિ બાની બામ॥૨૭૮॥**

આ સાંભળીને લક્ષ્મણજી ફરી હસ્યા. ત્યારે શ્રીરામચન્દ્રજીએ ત્રાંસી નજરોથી એમની તરફ જોયું, જેથી લક્ષ્મણજી સંકોચાઈને, વિપરીત બોલવું છોડીને, ગુરુજી પાસે ચાલ્યા ગયા. ॥૨૭૮॥

**ચૌ૦ – અતિ બિનીત મૃદુ સીતલ બાની। બોલે રામુ જોરિ જુગ પાની॥**
**સુનહુ નાથ તુમ્હ સહજ સુજાના। બાલક બચનુ કરિઅ નહિં કાના॥૧॥**

શ્રીરામચન્દ્રજી બંને હાથ જોડીને અત્યંત વિનય સાથે કોમળ અને શીતળ વાણી બોલ્યા – હે નાથ! સાંભળો, આપ તો સ્વભાવથી જ સુજ્ઞ છો. આપ બાળકનાં વચનો પર કાન ન આપો (તેને સાંભળ્યું ન સાંભળ્યું કરી નાખો) ॥૧॥

**બરરૈ બાલકુ એકુ સુભાઊ। ઇન્હહિ ન સંત બિદૂષહિં કાઊ॥**
**તેહિં નાહીં કછુ કાજ બિગારા। અપરાધી મૈં નાથ તુમ્હારા॥૨॥**

વૃદ્ધ અને બાળકનો એક જ સ્વભાવ છે. સંતજન એનો કદી દોષ ગણતા નથી. વળી, તેણે (લક્ષ્મણે) તો આપનું કંઈ કાર્ય પણ નથી બગાડ્યું. હે નાથ! આપનો અપરાધી તો હું છું. ॥૨॥

**કૃપા કોપુ બધુ બઁધબ ગોસાઈં। મો પર કરિઅ દાસ કી નાઈં॥**
**કહિઅ બેગિ જેહિ બિધિ રિસ જાઈ। મુનિનાયક સોઇ કરૌં ઉપાઈ॥૩॥**

માટે હે સ્વામી! કૃપા, ક્રોધ, વધ અને બંધન – જે કંઈ કરવું હોય; દાસની જેમ (અર્થાત્ દાસ સમજીને) મારા પર કરો. જે રીતે શીઘ્ર આપનો ક્રોધ દૂર થાય, હે મુનિરાજ! બતાવો, તે જ ઉપાય હું કરું. ॥૩॥

**કહ મુનિ રામ જાઇ રિસ કૈસેં। અજહુઁ અનુજ તવ ચિતવ અનૈસેં॥**
**એહિ કેં કંઠ કુઠારુ ન દીન્હા। તૌ મૈં કાહ કોપુ કરિ કીન્હા॥૪॥**

મુનિએ કહ્યું – હે રામ! ક્રોધ કેમ જાય? હજી પણ તારો નાનો ભાઈ વાંકી દૃષ્ટિએ જ તાકી રહ્યો છે. એની ગર્દન પર મેં કુહાડો ન ચલાવ્યો, તો ક્રોધ કરીને કર્યું જ શું? ॥૪॥

**દો૦ – ગર્ભ સ્રવહિં અવનિપ રવનિ સુનિ કુઠાર ગતિ ઘોર।**
**પરસુ અછત દેખઉઁ જિઅત બૈરી ભૂપકિસોર॥૨૭૯॥**

મારા જે કુહાડાની ઘોર કરણી સાંભળીને રાજાઓની સ્ત્રીઓના ગર્ભ સ્રવી જાય છે, તે જ ફરસો હોવા છતાં હું આ શત્રુ રાજપુત્રને જીવિત જોઈ રહ્યો છું! ॥૨૭૯॥

**ચૌ૦ – બહઇ ન હાથુ દહઇ રિસ છાતી। ભા કુઠારુ કુંઠિત નૃપઘાતી॥**
**ભયઉ બામ બિધિ ફિરેઉ સુભાઊ। મોરે હૃદયઁ કૃપા કસિ કાઊ॥૧॥**

હાથ ચાલતો નથી, ક્રોધથી છાતી બળ્યે જાય છે. [હાય!] રાજાઓનો ઘાતક આ કુહાડો પણ કુંઠિત થઈ ગયો. વિધાતા વિપરીત થઈ ગયો, એથી મારો સ્વભાવ બદલાઈ ગયો, નહીં તો ભલા! મારા હૃદયમાં ક્યારેય પણ કૃપા કેવી? ॥૧॥

**આજુ દયા દુખુ દુસહ સહાવા। સુનિ સૌમિત્રિ બિહસિ સિરુ નાવા॥**
**બાઉ કૃપા મૂરતિ અનુકૂલા। બોલત બચન ઝરત જનુ ફૂલા॥૨॥**

આજે દયા મને આ દુસહ્ય દુઃખ સહન કરાવી રહી છે. આ સાંભળીને લક્ષ્મણજીએ મલકાઈને શીશ નમાવ્યું [અને કહ્યું –] આપનો કૃપારૂપી વાયુ પણ આપની મૂર્તિને અનુકૂળ જ છે, વચન બોલો છો, જાણે ફૂલ ખરી રહ્યાં છે! ॥૨॥

**જૌં પૈ કૃપાઁ જરિહિં મુનિ ગાતા। ક્રોધ ભએઁ તનુ રાખ બિધાતા॥**
**દેખુ જનક હઠિ બાલકુ એહૂ। કીન્હ ચહત જડ઼ જમપુર ગેહૂ॥૩॥**

હે મુનિ! જો કૃપા કરવાથી આપનું શરીર બળે છે, તો ક્રોધ થવાથી તો શરીરની રક્ષા વિધાતા જ કરશે. [પરશુરામજીએ કહ્યું –] હે જનક! જો, આ મૂર્ખ બાળક હઠ કરીને યમપુરીમાં ઘર (નિવાસ) કરવા માગે છે. ॥૩॥

**બેગિ કરહુ કિન આઁખિન્હ ઓટા। દેખત છોટ ખોટ નૃપ ઢોટા॥**
**બિહસે લખનુ કહા મન માહીં। મૂદેં આઁખિ કતહુઁ કોઉ નાહીં॥૪॥**

આને જલદીથી આંખોથી ઓઝલ કેમ નથી કરતા? આ રાજપુત્ર દેખવામાં નાનો છે પણ છે ઘણો ખોટો. લક્ષ્મણજીએ હસીને મનોમન કહ્યું – આંખ મીંચી લીધા પછી ક્યાંય કોઈ નથી હોતું. ॥૪॥

**દો૦ – પરસુરામુ તબ રામ પ્રતિ બોલે ઉર અતિ ક્રોધુ।**
**સંભુ સરાસનુ તોરિ સઠ કરસિ હમાર પ્રબોધુ॥૨૮૦॥**

ત્યારે પરશુરામજીએ હૃદયમાં અત્યંત ક્રોધ ભરીને શ્રીરામજીને કહ્યું – અરે શઠ! તું શિવજીનું ધનુષ તોડીને ઊલટો અમને જ જ્ઞાન શીખવાડે છે! ॥૨૮૦॥

ચૌ૦ – બંધુ કહઈ કટુ સંમત તોરેં। તૂ છલ બિનય કરસિ કર જોરેં॥
કરુ પરિતોષુ મોર સંગ્રામા। નાહિં ત છાડ઼ કહાઉબ રામા॥૧॥

તારો આ ભાઈ તારી જ સંમતિથી કટુ વચન બોલે છે અને તું છળથી હાથ જોડીને વિનય કરે છે. કાં તો યુદ્ધમાં મારો સંતોષ કર, નહીંતર રામ કહેવડાવવું છોડી દે. ॥૧॥

છલુ તજિ કરહિ સમરુ સિવદ્રોહી। બંધુ સહિત ન ત મારઉઁ તોહી॥
ભૃગુપતિ બકહિં કુઠાર ઉઠાએઁ। મન મુસુકાહિં રામુ સિર નાએઁ॥૨॥

અરે શિવદ્રોહી! છળ ત્યાગીને મારી સાથે યુદ્ધ કર. નહીં તો ભાઈસહિત તને મારી નાખીશ. આ રીતે પરશુરામજી કુહાડો ઉઠાવી બકી રહ્યા છે અને શ્રીરામચન્દ્રજી શીશ ઝુકાવી મનમાં ને મનમાં મલકાઈ રહ્યા છે. ॥૨॥

ગુનહ લખન કર હમ પર રોષૂ। કતહુઁ સુધાઇહુ તે બડ઼ દોષૂ॥
ટેઢ઼ જાનિ સબ બંદઇ કાહૂ। બક્ર ચંદ્રમહિ ગ્રસઈ ન રાહૂ॥૩॥

[શ્રીરામચન્દ્રજીએ મનમાં ને મનમાં કહ્યું –] ગુનો તો લક્ષ્મણનો અને ક્રોધ મારા પર કરે છે! ક્યાંક ક્યાંક સીધાપણામાં પણ મોટો દોષ હોય છે. વાંકો જાણીને બધા લોકો કોઈની પણ વંદના કરે છે. વાંકા ચન્દ્રમાને રાહુ પણ નથી ગ્રસતો. ॥૩॥

રામ કહેઉ રિસ તજિઅ મુનીસા। કર કુઠારુ આગેં યહ સીસા॥
જેહિં રિસ જાઈ કરિઅ સોઈ સ્વામી। મોહિ જાનિઅ આપન અનુગામી॥૪॥

શ્રીરામચન્દ્રજીએ [પ્રકટ] કહ્યું – હે મુનીશ્વર! ક્રોધ છોડો. આપના હાથમાં કુહાડો છે અને મારું આ માથું આગળ છે. જે રીતે આપનો ક્રોધ જાય, હે સ્વામી! તે જ કરો. મને આપનો અનુચર (દાસ) જાણો. ॥૪॥

દો૦ – પ્રભુહિ સેવકહિ સમરુ કસ તજહુ બિપ્રબર રોસુ।
બેષુ બિલોકેં કહેસિ કછુ બાલકહૂ નહિં દોસુ॥૨૮૧॥

સ્વામી અને સેવકમાં યુદ્ધ કેવું? હે બ્રાહ્મણશ્રેષ્ઠ! ક્રોધનો ત્યાગ કરો. આપનો [વીરો જેવો] વેશ જોઈને જ બાળકે કંઈક કહી નાખ્યું હતું; વાસ્તવમાં તેનો પણ કોઈ દોષ નથી. ॥૨૮૧॥

ચૌ૦ – દેખિ કુઠાર બાન ધનુ ધારી। ભૈ લરિકહિ રિસ બીરુ બિચારી॥
નામુ જાન પૈ તુમ્હહિ ન ચીન્હા। બંસ સુભાયઁ ઉતરુ તેહિં દીન્હા॥૧॥

આપને કુહાડો, બાણ અને ધનુષ ધારણ કરેલા જોઈને અને વીર સમજીને બાળકને ક્રોધ આવી ગયો. તે આપનું નામ તો જાણતો હતો, પણ આપને ઓળખ્યા નહીં. પોતાના વંશ (રઘુવંશ)ના સ્વભાવ પ્રમાણે તેણે ઉત્તર આપ્યા. ॥૧॥

જૌં તુમ્હ ઔતેહુ મુનિ કી નાઈં। પદ રજ સિર સિસુ ધરત ગોસાઈં॥
છમહુ ચૂક અનજાનત કેરી। ચહિઅ બિપ્ર ઉર કૃપા ઘનેરી॥૨॥

જો આપ મુનિની જેમ આવ્યા હોત, તો હે સ્વામી! બાળક આપના ચરણોની રજ માથા પર મૂકત. અજાણ્યાની ભૂલને ક્ષમા કરી દો. બ્રાહ્મણોના હૃદયમાં અત્યંત અધિક દયા હોવી જોઈએ. ॥૨॥

**હમહિ તુમ્હહિ સરિબરિ કસિ નાથા। કહહુ ન કહાઁ ચરન કહઁ માથા॥**
**રામ માત્ર લઘુ નામ હમારા। પરસુ સહિત બડ઼ નામ તોહારા॥૩॥**

હે નાથ! અમારી અને આપની બરાબરી કેવી? કહોને, ક્યાં ચરણ અને ક્યાં મસ્તક! ક્યાં મારું રામ માત્ર નાનકડું જ નામ અને ક્યાં આપનું પરશુ સહિત મોટું નામ! ॥૩॥

**દેવ એકુ ગુનુ ધનુષ હમારેં। નવ ગુન પરમ પુનીત તુમ્હારેં॥**
**સબ પ્રકાર હમ તુમ્હ સન હારે। છમહુ બિપ્ર અપરાધ હમારે॥૪॥**

હે દેવ! અમારો તો એક જ ગુણ ધનુષ છે અને આપના પરમ પવિત્ર [શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન અને વિજ્ઞાન અને આસ્તિકતા –એ] નવ ગુણ છે. અમે તો બધી રીતે આપથી હાર્યા છીએ. હે વિપ્રશ્રેષ્ઠ! અમારા અપરાધોને ક્ષમા કરો. ॥૪॥

**દો૦ – બાર બાર મુનિ બિપ્રબર કહા રામ સન રામ।**
**બોલે ભૃગુપતિ સરુષ હસિ તહૂઁ બંધુ સમ બામ॥૨૮૨॥**

શ્રીરામચન્દ્રજીએ પરશુરામજીને વારંવાર 'મુનિ' અને 'વિપ્રવર' કહ્યા. ત્યારે ભૃગુપતિ (પરશુરામજી) કુપિત થઈને બોલ્યા – તું પણ પોતાના ભાઈ જેવો જ વાંકો છે. ॥૨૮૨॥

**ચૌ૦ – નિપટહિં દ્વિજ કરિ જાનહિ મોહી। મૈં જસ બિપ્ર સુનાવઉઁ તોહી॥**
**ચાપ સ્રુવા સર આહુતિ જાનૂ। કોપુ મોર અતિ ઘોર કૃસાનૂ॥૧॥**

તું મને કેવળ સામાન્ય બ્રાહ્મણ જ સમજે છે? હું કેવો વિપ્ર છું તે તને સંભળાવું છું. ધનુષને સરવો, બાણને આહુતિ અને મારા ક્રોધને અત્યંત ભયંકર અગ્નિ જાણ. ॥૧॥

**સમિધિ સેન ચતુરંગ સુહાઈ। મહા મહીપ ભએ પસુ આઈ॥**
**મૈં એહિં પરસુ કાટિ બલિ દીન્હે। સમર જગ્ય જપ કોટિન્હ કીન્હે॥૨॥**

ચતુરંગિણી સેના સુંદર સમિધાઓ (યજ્ઞમાં બળાતાં લાકડાં) છે. મોટા મોટા રાજા તેમાં આવીને બલિનાં પશુ બન્યાં છે, જેમનો મેં આ જ ફરસાથી કાપીને બલિ આપ્યો છે. આવા કરોડો જપયુક્ત રણયજ્ઞ મેં કર્યા છે (અર્થાત્ જેમ મંત્રોચ્ચારણપૂર્વક 'સ્વાહા' શબ્દની સાથે આહુતિ અપાય છે, તે જ રીતે મેં પોકારી-પોકારીને રાજાઓની બલિ આપી છે). ॥૨॥

**મોર પ્રભાઉ બિદિત નહિં તોરેં। બોલસિ નિદરિ બિપ્ર કે ભોરેં॥**
**ભંજેઉ ચાપુ દાપુ બડ઼ બાઢ઼ા। અહમિતિ મનહુઁ જીતિ જગુ ઠાઢ઼ા॥૩॥**

મારો પ્રભાવ તને ખબર નથી, એટલે તું બ્રાહ્મણના ભ્રમમાં મારો અનાદર કરીને બોલી રહ્યો છે. ધનુષ તોડી નાખ્યું, એથી તારો ઘમંડ બહુ વધી ગયો છે. એવો અહંકાર છે, જાણે સંસારને જીતીને ઊભો હોય. ॥૩॥

**રામ કહા મુનિ કહહુ બિચારી। રિસ અતિ બડ઼િ લઘુ ચૂક હમારી॥**
**છુઅતહિં ટૂટ પિનાક પુરાના। મૈં કેહિ હેતુ કરૌં અભિમાના॥૪॥**

શ્રીરામચન્દ્રજીએ કહ્યું – હે મુનિ! વિચારીને બોલો. આપનો ક્રોધ ઘણો મોટો છે અને મારી ભૂલ ઘણી નાની છે. જૂનું ધનુષ હતું, અડતાં જ તૂટી ગયું. હું કયા કારણે અભિમાન કરું? ॥૪॥

**દો૦ – જૌં હમ નિદરહિં બિપ્ર બદિ સત્ય સુનહુ ભૃગુનાથ ।**
**તૌ અસ કો જગ સુભટુ જેહિ ભય બસ નાવહિં માથ ॥ ૨૮૩॥**

હે ભૃગુનાથ! જો અમે ખરેખર બ્રાહ્મણ કહીને અનાદર કરીએ છીએ, તો આ સત્ય સાંભળો, પછી સંસારમાં એવો કયો યોદ્ધા છે જેને અમે ડરના માર્યા શીશ નમાવીએ? ॥ ૨૮૩॥

**ચૌ૦ – દેવ દનુજ ભૂપતિ ભટ નાના । સમબલ અધિક હોઉ બલવાના ॥**
**જૌં રન હમહિ પચારૈ કોઊ । લરહિં સુખેન કાલુ કિન હોઊ ॥ ૧॥**

દેવતા, દૈત્ય, રાજા કે અન્ય ઘણા બધા યોદ્ધા, તેઓ ભલેને બળમાં અમારી બરાબર હોય, ભલેને અધિક બળવાન હોય; જો રણમાં અમને કોઈ પણ લલકારે તો અમે તેની સાથે સુખપૂર્વક લડીશું; ભલેને કાળ જ કેમ ન હોય? ॥ ૧॥

**છત્રિય તનુ ધરિ સમર સકાના । કુલ કલંકુ તેહિં પાવઁર આના ॥**
**કહઉઁ સુભાઉ ન કુલહિ પ્રસંસી । કાલહુ ડરહિં ન રન રઘુબંસી ॥ ૨॥**

ક્ષત્રિયનું તન ધરીને જે યુદ્ધમાં ડરી ગયો, તે નીચે પોતાના કુળને કલંક લગાડી દીધું. હું સ્વભાવથી જ કહું છું, કુળની પ્રશંસા કરીને નહીં, કે રઘુવંશી રણમાં કાળથી પણ નથી ડરતા. ॥ ૨॥

**બિપ્રબંસ કૈ અસિ પ્રભુતાઈ । અભય હોઈ જો તુમ્હહિ ડેરાઈ ॥**
**સુનિ મૃદુ ગૂઢ઼ બચન રઘુપતિ કે । ઉઘરે પટલ પરસુધર મતિ કે ॥ ૩॥**

બ્રાહ્મણવંશની એવી જ પ્રભુતા (એવો જ મહિમા) છે કે જે આપથી ડરે છે, તે બધાથી નિર્ભય થઈ જાય છે [અથવા જે ભયરહિત હોય છે તે પણ આપથી ડરે છે]. શ્રીરઘુનાથજીનાં કોમળ અને રહસ્યપૂર્ણ વચનો સાંભળીને પરશુરામજીની બુદ્ધિના પરદા ખૂલી ગયા. ॥ ૩॥

**રામ રમાપતિ કર ધનુ લેહૂ । ખૈંચહુ મિટૈ મોર સંદેહૂ ॥**
**દેત ચાપુ આપુહિં ચલિ ગયઊ । પરસુરામ મન બિસમય ભયઊ ॥ ૪॥**

[પરશુરામજીએ કહ્યું –] હે રામ! રમાપતિના આ ધનુષને હાથમાં [અથવા લક્ષ્મીપતિ વિષ્ણનું ધનુષ] લો અને એને ખેંચો, જેથી મારો સંદેહ મટી જાય. પરશુરામજી ધનુષ આપવા લાગ્યા, ત્યારે તે સ્વયં જ ત્યાં ચાલ્યું ગયું. ત્યારે પરશુરામજીના મનમાં મોટું આશ્ચર્ય થયું. ॥ ૪॥

**દો૦ – જાના રામ પ્રભાઉ તબ પુલક પ્રફુલ્લિત ગાત ।**
**જોરિ પાનિ બોલે બચન હ્રદયઁ ન પ્રેમુ અમાત ॥ ૨૮૪॥**

ત્યારે તેમણે શ્રીરામજીનો મહિમા જાણ્યો, [જેના કારણે] તેમનું શરીર પુલકિત અને પ્રફુલ્લિત થઈ ગયું. તેઓ હાથ જોડીને વચન બોલ્યા – પ્રેમ એમના હૃદયમાં સમાતો ન હતો – ॥ ૨૮૪॥

**ચૌ૦ – જય રઘુબંસ બનજ બન ભાનૂ । ગહન દનુજ કુલ દહન કૃસાનૂ ॥**
**જય સુર બિપ્ર ધેનુ હિતકારી । જય મદ મોહ કોહ ભ્રમ હારી ॥ ૧॥**

હે રઘુકુળરૂપી કમળવનના સૂર્ય! હે રાક્ષસોના કુળરૂપી ગાઢ જંગલને બાળનારા અગ્નિ! આપનો જય હો! હે દેવતા, બ્રાહ્મણ અને ગાયનું હિત કરનારા! આપનો જય હો! હે મદ, મોહ, ક્રોધ અને ભ્રમને હરનારા! આપનો જય હો. ॥ ૧॥

**બિનય સીલ કરુના ગુન સાગર। જયતિ બચન રચના અતિ નાગર॥**
**સેવક સુખદ સુભગ સબ અંગા। જય સરીર છબિ કોટિ અનંગા॥૨॥**

હે વિનય, શીલ, કૃપા આદિ ગુણોના સમુદ્ર અને વચનોની રચનામાં અતિ ચતુર! આપનો જય હો! હે સેવકોને સુખ આપનારા, સર્વે અંગોથી સુંદર અને શરીરમાં કરોડો કામદેવોની શોભા ધારણ કરનારા! આપનો જય હો. ॥૨॥

**કરૌં કાહ મુખ એક પ્રસંસા। જય મહેસ મન માનસ હંસા॥**
**અનુચિત બહુત કહેઉઁ અગ્યાતા। છમહુ છમામંદિર દોઉ ભ્રાતા॥૩॥**

હું એક મુખથી આપની શું પ્રશંસા કરું? હે મહાદેવજીના મનરૂપી માનસરોવરના હંસ! આપનો જય હો. મેં અજાણતા જ આપને ઘણા અનુચિત વચન કહ્યાં. હે ક્ષમાના મંદિર બંને ભાઈ! મને ક્ષમા કરો. ॥૩॥

**કહિ જય જય જય રઘુકુલકેતૂ। ભૃગુપતિ ગએ બનહિ તપ હેતૂ॥**
**અપભયઁ કુટિલ મહીપ ડેરાને। જહઁ તહઁ કાયર ગવઁહિં પરાને॥૪॥**

હે રઘુકુળની ધજાસ્વરૂપ શ્રીરામચન્દ્રજી! આપનો જય હો, જય હો, જય હો. આમ કહીને પરશુરામજી તપ કરવા માટે વનમાં ચાલ્યા ગયા. [આ જોઈને] દુષ્ટ રાજા લોકો વગર કારણે જ (મનકલ્પિત) ભયથી (રામચન્દ્રજીથી તો પરશુરામજી પણ હારી ગયા, અમે તો એમનું અપમાન કર્યું હતું, હવે ક્યાંક એ તેનો બદલો ન લે, આ વ્યર્થ ડરથી) ડરી ગયા. એ કાયરો ચૂપચાપ જ્યાં-ત્યાં નાસી ગયા. ॥૪॥

**દો૦ – દેવન્હ દીન્હીં દુંદુભીં પ્રભુ પર બરષહિં ફૂલ।**
**હરષે પુર નર નારિ સબ મિટી મોહમય સૂલ॥૨૮૫॥**

દેવતાઓએ નગારાં વગાડ્યાં, તેઓ પ્રભુ ઉપર ફૂલ વરસાવા લાગ્યા. જનકપુરનાં સ્ત્રી-પુરુષ બધાંય હર્ષિત થઈ ગયાં. તેમનું મોહમય (અજ્ઞાનથી ઉત્પન્ન) શૂળ મટી ગયું. ॥૨૮૫॥

**ચૌ૦ – અતિ ગહગહે બાજને બાજે। સબહિં મનોહર મંગલ સાજે॥**
**જૂથ જૂથ મિલિ સુમુખિ સુનયનીં। કરહિં ગાન કલ કોકિલબયનીં॥૧॥**

ખૂબ જોરથી વાજાં વાગવા લાગ્યાં. બધાએ મનોહર મંગળ-સાજ સજ્યાં. સુંદર મુખ અને સુંદર નેત્રોવાળી તથા કોયલ સમાન મધુર બોલનારી સ્ત્રીઓ ટોળે ટોળાં મળીને સુંદર ગાન કરવા લાગી. ॥૧॥

**સુખુ બિદેહ કર બરનિ ન જાઈ। જન્મદરિદ્ર મનહુઁ નિધિ પાઈ॥**
**બિગત ત્રાસ ભઇ સીય સુખારી। જનુ બિધુ ઉદયઁ ચકોરકુમારી॥૨॥**

જનકજીના સુખનું વર્ણન કરી જ નથી શકાતું; જાણે જન્મનો દરિદ્રી ધનનો ખજાનો પામી ગયો હોય! સીતાજીનો ભય જતો રહ્યો; તે એવા સુખી થયાં જેમ ચન્દ્રમાના ઉદય થવાથી ચકોરની કન્યા સુખી થાય છે. ॥૨॥

**જનક કીન્હ કૌસિકહિ પ્રનામા। પ્રભુ પ્રસાદ ધનુ ભંજેઉ રામા॥**
**મોહિ કૃતકૃત્ય કીન્હ દુહુઁ ભાઈ। અબ જો ઉચિત સો કહિઅ ગોસાઈં॥૩॥**

જનકજીએ વિશ્વામિત્રજીને પ્રણામ કર્યાં [અને કહ્યું –] પ્રભુની કૃપાથી જ શ્રીરામચન્દ્રજીએ ધનુષ તોડ્યું છે. બંને ભાઈઓએ મને કૃતાર્થ કરી દીધો. હે સ્વામી! હવે જે ઉચિત હોય તે કહો. ॥૩॥

**કહ મુનિ સુનુ નરનાથ પ્રબીના। રહા બિબાહુ ચાપ આધીના॥**
**ટૂટતહીં ધનુ ભયઉ બિબાહૂ। સુર નર નાગ બિદિત સબ કાહૂ॥૪॥**

મુનિએ કહ્યું – હે ચતુર નરેશ! સાંભળો. આમ તો વિવાહ ધનુષને આધીન હતો, ધનુષના તૂટતાં જ વિવાહ થઈ ગયો. દેવતા, મનુષ્ય અને નાગ હરકોઈને આ જ્ઞાત છે. ॥૪॥

**દો૦ – તદપિ જાઇ તુમ્હ કરહુ અબ જથા બંસ બ્યવહારુ।**
**બૂઝિ બિપ્ર કુલબૃદ્ધ ગુર બેદ બિદિત આચારુ॥૨૮૬॥**

તો પણ તમે જઈને આપના કુળનો જેવો વ્યવહાર હોય; બ્રાહ્મણો, કુળના વૃદ્ધો અને ગુરુઓથી પૂછીને અને વેદોમાં વર્ણિત જેવો આચાર હોય તેમ કરો. ॥૨૮૬॥

**ચૌ૦ – દૂત અવધપુર પઠવહુ જાઈ। આનહિં નૃપ દસરથહિ બોલાઈ॥**
**મુદિત રાઉ કહિ ભલેહિં કૃપાલા। પઠએ દૂત બોલિ તેહિ કાલા॥૧॥**

જઈને અયોધ્યા માટે દૂત મોકલો, જે રાજા દશરથને તેડી લાવે. રાજાએ પ્રસન્ન થઈને કહ્યું – હે કૃપાળુ! ઘણું સારું! અને તે જ સમયે દૂતોને બોલાવીને મોકલી દીધા. ॥૧॥

**બહુરિ મહાજન સકલ બોલાએ। આઇ સબન્હિ સાદર સિર નાએ॥**
**હાટ બાટ મંદિર સુરબાસા। નગરુ સઁવારહુ ચારિહુઁ પાસા॥૨॥**

પછી બધા મહાજનોને બોલાવ્યાં અને સર્વેએ આવીને રાજાને આદરપૂર્વક શીશ નમાવ્યાં. [રાજાએ કહ્યું –] બજાર, રસ્તા, ઘર, દેવાલય અને આખા નગરને ચારે બાજુથી સજાવો. ॥૨॥

**હરષિ ચલે નિજ નિજ ગૃહ આએ। પુનિ પરિચારક બોલિ પઠાએ॥**
**રચહુ બિચિત્ર બિતાન બનાઈ। સિર ધરિ બચન ચલે સચુ પાઈ॥૩॥**

મહાજન પ્રસન્ન થઈને ચાલ્યા અને પોતપોતાના ઘેર આવ્યા. પછી રાજાએ નોકરોને બોલાવી લીધા [અને એમને આજ્ઞા આપી કે] વિચિત્ર મંડપ સજાવીને તૈયાર કરો. આ સાંભળીને તે સર્વે રાજાનાં વચનોને માથે ચઢાવીને અને સુખ પામીને ચાલ્યા. ॥૩॥

**પઠએ બોલિ ગુની તિન્હ નાના। જે બિતાન બિધિ કુસલ સુજાના॥**
**બિધિહિ બંદિ તિન્હ કીન્હ અરંભા। બિરચે કનક કદલિ કે ખંભા॥૪॥**

તેમણે અનેક કારીગરોને બોલાવી મંગાવ્યા, જે મંડપ બનાવવામાં કુશળ અને ચતુર હતા. તેમણે બ્રહ્માની વંદના કરીને કાર્ય આરંભ કર્યું અને [પહેલા] સોનાના કેળના થાંભલા બનાવ્યા. ॥૪॥

**દો૦ – હરિત મનિન્હ કે પત્ર ફલ પદુમરાગ કે ફૂલ ।**
**રચના દેખિ બિચિત્ર અતિ મનુ બિરંચિ કર ભૂલ ॥ ૨૮૭॥**

લીલા-લીલા મણિઓ(પન્ના)નાં પાંદડાં અને ફળ બનાવ્યાં તથા પદ્મરાગ મણિઓ(માણેક)નાં ફૂલ બનાવ્યાં. મંડપની અત્યંત વિચિત્ર રચના જોઈને બ્રહ્માનું મન પણ ભૂલું પડ્યું. ॥ ૨૮૭॥

**ચૌ૦ – બેનુ હરિત મનિમય સબ કીન્હે । સરલ સપરબ પરહિં નહિં ચીન્હે ॥**
**કનક કલિત અહિબેલિ બનાઈ । લખિ નહિં પરઈ સપરન સુહાઈ ॥ ૧॥**

વાંસ બધા લીલા-લીલા મણિઓ(પન્ના)ના સીધા અને ગાંઠોથી યુક્ત એવા બનાવ્યા જે ઓળખાતા ન હતા [કે મણિઓના છે કે સાધારણ]. સોનાની સુંદર નાગરવેલ બનાવી, જે પાંદડાંસહિત એવી સરસ જણાતી હતી કે ઓળખી શકાતી ન હતી. ॥ ૧॥

**તેહિ કે રચિ પચિ બંધ બનાએ । બિચ બિચ મુકુતા દામ સુહાએ ॥**
**માનિક મરકત કુલિસ પિરોજા । ચીરિ કોરિ પચિ રચે સરોજા ॥ ૨॥**

તે જ નાગરવેલને રચીને અને જડતરકામ કરીને બંધન (બાંધવાનાં દોરડાં) બનાવ્યાં. વચ્ચે-વચ્ચે મોતીઓની સુંદર ઝાલરો છે. માણેક, પન્ના, હીરા અને પીરોજા, આ રત્નોને ચીરીને, કોતરીને અને જડતર કરીને [લાલ, લીલા, સફેદ અને પીરમજી રંગનાં] કમળ બનાવ્યાં. ॥ ૨॥

**કિએ ભૃંગ બહુરંગ બિહંગા । ગુંજહિં કૂજહિં પવન પ્રસંગા ॥**
**સુર પ્રતિમા ખંભન ગઢ़િ કાઢ़ીં । મંગલ દ્રબ્ય લિએँ સબ ઠાઢ़ીં ॥ ૩॥**

ભમરા અને ઘણા રંગોનાં પક્ષી બનાવ્યાં, જે હવાના આધારે ગુંજતા અને કુંજતા હતાં. સ્તંભો પર દેવતાઓની મૂર્તિઓ ઘડી કાઢી, જે સર્વ મંગળમય દ્રવ્યો લઈને ઊભી હતી. ॥ ૩॥

**ચૌકેં ભાઁતિ અનેક પુરાઈં । સિંધુર મનિમય સહજ સુહાઈં ॥ ૪॥**

ગજમુક્તાઓના સ્વાભાવિક જ સુંદર અનેક પ્રકારના ચોક પુરાવ્યા. ॥ ૪॥

**દો૦ – સૌરભ પલ્લવ સુભગ સુઠિ કિએ નીલમનિ કોરિ ।**
**હેમ બૌર મરકત ઘવરિ લસત પાટમય ડોરિ ॥ ૨૮૮॥**

નીલમણિને કોતરીને આંબાનાં અતિ સુંદર પાંદડાં બનાવ્યાં. સોનાનો મોર (આંબાનો મોર) અને રેશમની દોરીથી બાંધેલાં પન્નામાંથી બનેલાં ફળોના ગુચ્છ સુશોભિત કર્યાં. ॥ ૨૮૮॥

**ચૌ૦ – રચે રુચિર બર બંદનિવારે । મનહુઁ મનોભવઁ ફંદ સઁવારે ॥**
**મંગલ કલસ અનેક બનાએ । ધ્વજ પતાક પટ ચમર સુહાએ ॥ ૧॥**

એવા સુંદર અને સ્વાગત દ્વાર બનાવ્યાં જાણે કામદેવે જાળ સજાવી હોય. અનેક મંગળ-કળશ અને સુંદર ધજા, પતાકા, પરદા તથા ચામર બનાવ્યાં. ॥ ૧॥

**દીપ મનોહર મનિમય નાના । જાઇ ન બરનિ બિચિત્ર બિતાના ॥**
**જેહિં મંડપ દુલહિનિ બૈદેહી । સો બરનૈ અસિ મતિ કબિ કેહી ॥ ૨॥**

જેમાં મણિઓના અનેક સુંદર દીપક છે, તે વિચિત્ર મંડપનું તો વર્ણન જ નથી કરી શકાતું. જે મંડપમાં શ્રીજાનકીજી દુલ્હન હશે, કયા કવિની એવી બુદ્ધિ છે જે તેનું વર્ણન કરી શકે. ॥ ૨॥

**દૂલહુ રામુ રૂપ ગુન સાગર। સો બિતાનુ તિહુઁ લોક ઉજાગર॥**
**જનક ભવન કૈ સોભા જૈસી। ગૃહ ગૃહ પ્રતિ પુર દેખિઅ તૈસી॥૩॥**

જે મંડપમાં રૂપ અને ગુણોના સમુદ્ર શ્રીરામચન્દ્રજી વરરાજા હશે, તે મંડપ ત્રણેય લોકમાં પ્રસિદ્ધ હોવો જ જોઈએ. જનકજીના મહેલની જેવી શોભા છે, તેવી જ શોભા નગરના પ્રત્યેક ઘરની દેખાય છે. ॥૩॥

**જેહિં તેરહુતિ તેહિ સમય નિહારી। તેહિ લઘુ લગહિં ભુવન દસ ચારી॥**
**જો સંપદા નીચ ગૃહ સોહા। સો બિલોકિ સુરનાયક મોહા॥૪॥**

તે સમયે જેણે જનકપુરી જોઈ તેને ચૌદ ભુવન તુચ્છ જણાયાં. જનકપુરમાં નીચના ઘેર પણ તે સમયે જે સંપદા સુશોભિત હતી તેને જોઈને ઈન્દ્ર પણ મોહિત થઈ જતો હતો. ॥૪॥

**દો૦– બસઇ નગર જેહિં લચ્છિ કરિ કપટ નારિ બર બેષુ।**
**તેહિ પુર કૈ સોભા કહત સકુચહિં સારદ સેષુ॥૨૮૯॥**

જે નગરમાં સાક્ષાત્ લક્ષ્મીજી કપટથી [અપ્રકટ] સ્ત્રીનો સુંદર વેષ બનાવી વસતાં હોય, તે પુરની શોભાનું વર્ણન કરવામાં સરસ્વતી અને શેષ પણ લજાય છે. ॥૨૮૯॥

**ચૌ૦– પહુઁચે દૂત રામ પુર પાવન। હરષે નગર બિલોકિ સુહાવન॥**
**ભૂપ દ્વાર તિન્હ ખબરિ જનાઈ। દસરથ નૃપ સુનિ લિએ બોલાઈ॥૧॥**

જનકજીના દૂત શ્રીરામચન્દ્રજીની પવિત્ર પુરી અયોધ્યામાં પહોંચ્યા. સુંદર નગર જોઈને તેઓ હર્ષિત થયા. રાજદ્વાર પર જઈને એમણે ખબર મોકલી. રાજા દશરથજીએ સાંભળીને એમને બોલાવી લીધા. ॥૧॥

**કરિ પ્રનામુ તિન્હ પાતી દીન્હી। મુદિત મહીપ આપુ ઉઠિ લીન્હી॥**
**બારિ બિલોચન બાઁચત પાતી। પુલક ગાત આઈ ભરિ છાતી॥૨॥**

દૂતોએ પ્રણામ કરીને ચિઠ્ઠી આપી. પ્રસન્ન થઈને રાજાએ જાતે જ ઊઠીને એને લીધી. ચિઠ્ઠી વાંચતી વખતે તેમનાં નેત્રોમાં જળ (પ્રેમ અને આનંદના આંસુ) છવાઈ ગયાં, શરીર પુલકિત થઈ ગયું અને છાતી ભરાઈ આવી. ॥૨॥

**રામુ લખનુ ઉર કર બર ચીઠી। રહિ ગએ કહત ન ખાટી મીઠી॥**
**પુનિ ધરિ ધીર પત્રિકા બાઁચી। હરષી સભા બાત સુનિ સાઁચી॥૩॥**

હૃદયમાં રામ અને લક્ષ્મણ છે, હાથમાં સુંદર ચિઠ્ઠી છે. રાજા તેને હાથમાં લઈને જ ઊભા રહી ગયા. ખાટું-મીઠું કંઈ પણ કહી ન શક્યા. પછી ધીરજ ધરીને એમણે પત્રિકા વાંચી. આખી સભા સાચી વાત સાંભળી હર્ષિત થઈ ગઈ. ॥૩॥

**ખેલત રહે તહાઁ સુધિ પાઈ। આએ ભરતુ સહિત હિત ભાઈ॥**
**પૂછત અતિ સનેહઁ સકુચાઈ। તાત કહાઁ તેં પાતી આઈ॥૪॥**

ભરતજી પોતાના મિત્રો અને ભાઈ શત્રુઘ્ન સાથે જ્યાં રમતા હતા, ત્યાં સમાચાર પામીને તેઓ આવી ગયા. બહુ જ પ્રેમથી સંકોચાતાં પૂછે છે – પિતાજી! ચિઠ્ઠી ક્યાંથી આવી છે? ॥૪॥

**દો૦ – કુસલ પ્રાનપ્રિય બંધુ દોઉ અહહિં કહહુ કેહિં દેસ ।**
**સુનિ સનેહ સાને બચન બાચી બહુરિ નરેસ ॥ ૨૯૦॥**

અમારા પ્રાણોથી પ્રિય બંને ભાઈ, કહો સકુશળ તો છે અને તેઓ કયા દેશમાં છે? સ્નેહથી તરબોળ આ વચન સાંભળીને રાજાએ ફરીથી ચિઠ્ઠી વાંચી. ॥ ૨૯૦॥

**ચૌ૦ – સુનિ પાતી પુલકે દોઉ ભ્રાતા । અધિક સનેહુ સમાત ન ગાતા ॥**
**પ્રીતિ પુનીત ભરત કૈ દેખી । સકલ સભાઁ સુખુ લહેઉ બિસેષી ॥ ૧॥**

ચિઠ્ઠી સાંભળીને બંને ભાઈ પુલકિત થઈ ગયા. સ્નેહ એટલો અધિક થઈ ગયો કે તે શરીરમાં સમાતો નથી. ભરતજીનો પવિત્ર પ્રેમ જોઈને આખી સભાએ વિશેષ સુખ મેળવ્યું. ॥ ૧॥

**તબ નૃપ દૂત નિકટ બૈઠારે । મધુર મનોહર બચન ઉચારે ॥**
**ભૈઆ કહહુ કુસલ દોઉ બારે । તુમ્હ નીકેં નિજ નયન નિહારે ॥ ૨॥**

ત્યારે રાજા દૂતોને પાસે બેસાડીને મનને હરનારાં મીઠા વચન બોલ્યા – ભાઈ! કહો, બંને બાળકો કુશળ તો છે? તમે પોતાની આંખથી તેમને સારી રીતે જોયા છે ને? ॥ ૨॥

**સ્યામલ ગૌર ધરેં ધનુ ભાથા । બય કિસોર કૌસિક મુનિ સાથા ॥**
**પહિચાનહુ તુમ્હ કહહુ સુભાઊ । પ્રેમ બિબસ પુનિ પુનિ કહ રાઊ ॥ ૩॥**

શામળા અને ગોરા શરીરવાળા તેઓ ધનુષ અને ભાથાં ધારણ કરી રાખે છે, કિશોર અવસ્થા છે, વિશ્વામિત્ર મુનિની સાથે છે. તમે એમને ઓળખતા હોવ તો તેમનો સ્વભાવ કહો. રાજા પ્રેમને વિશેષ વશ હોવાથી વારંવાર આ રીતે પૂછી રહ્યા છે. ॥ ૩॥

**જા દિન તેં મુનિ ગએ લવાઈ । તબ તેં આજુ સાઁચિ સુધિ પાઈ ॥**
**કહહુ બિદેહ કવન બિધિ જાને । સુનિ પ્રિય બચન દૂત મુસુકાને ॥ ૪॥**

[ભાઈ!] જે દિવસે મુનિ તેમને લઈ ગયા હતા, ત્યારથી આજે જ અમને સાચા સમાચાર મળ્યા છે. કહો તો મહારાજ જનકે તેમને કેવી રીતે ઓળખ્યા? આ પ્રિય (પ્રેમભર્યાં) વચન સાંભળીને દૂત મલકાયા. ॥ ૪॥

**દો૦ – સુનહુ મહીપતિ મુકુટ મનિ તુમ્હ સમ ધન્ય ન કોઉ ।**
**રામુ લખનુ જિન્હ કે તનય બિસ્વ બિભૂષન દોઉ ॥ ૨૯૧॥**

[દૂતોએ કહ્યું –] હે રાજાઓના મુગટમણિ! સાંભળો, આપના જેવો ધન્ય બીજો કોઈ નથી, જેમના રામ-લક્ષ્મણ જેવા પુત્ર છે. તે બંને વિશ્વના વિભૂષણ છે. ॥ ૨૯૧॥

**ચૌ૦ – પૂછન જોગુ ન તનય તુમ્હારે । પુરુષસિંઘ તિહુ પુર ઉજિઆરે ॥**
**જિન્હ કે જસ પ્રતાપ કેં આગે । સસિ મલીન રબિ સીતલ લાગે ॥ ૧॥**

આપના પુત્ર પૂછવાને યોગ્ય નથી. તે પુરુષસિંહ ત્રણેય લોકોના પ્રકાશસ્વરૂપ છે. જેમના યશ આગળ ચન્દ્રમા મલિન અને પ્રતાપ આગળ સૂર્ય શીતળ લાગે છે, ॥ ૧॥

**તિન્હ કહઁ કહિઅ નાથ કિમિ ચીન્હે। દેખિઅ રબિ કિ દીપ કર લીન્હે॥**
**સીય સ્વયંબર ભૂપ અનેકા। સમિટે સુભટ એક તેં એકા॥ ૨॥**

હે નાથ! એમના માટે આપ કહો છો કે તેમને કેવી રીતે ઓળખ્યા? શું સૂર્યને હાથમાં દીપક લઈને જોવાય છે? સીતાજીના સ્વયંવરમાં અનેક રાજા અને એક-એકથી ચઢિયાતા યોદ્ધા એકત્ર થયા હતા, ॥ ૨॥

**સંભુ સરાસનુ કાહુઁ ન ટારા। હારે સકલ બીર બરિઆરા॥**
**તીનિ લોક મહઁ જે ભટમાની। સભ કૈ સકતિ સંભુ ધનુ ભાની॥ ૩॥**

પરંતુ શિવજીના ધનુષને કોઈ પણ ખસેડી શક્યું નહિ. બધા બળવાન વીરો હારી ગયા. ત્રણેય લોકોમાં જે વીરતાના અભિમાની હતા, શિવજીના ધનુષે સર્વેની શક્તિ તોડી નાખી. ॥ ૩॥

**સકઇ ઉઠાઇ સરાસુર મેરૂ। સોઉ હિયઁ હારિ ગયઉ કરિ ફેરૂ॥**
**જેહિં કૌતુક સિવસૈલુ ઉઠાવા। સોઉ તેહિ સભાઁ પરાભઉ પાવા॥ ૪॥**

બાણાસુર, જે સુમેરુને પણ ઊંચકી શકતો હતો, તે પણ હૃદયથી હારીને પરિક્રમા કરીને જતો રહ્યો; અને જેણે રમતમાં જ કૈલાસને ઉઠાવી લીધો હતો, તે રાવણ પણ તે સભામાં પરાજયને પ્રાપ્ત થયો. ॥ ૪॥

**દો૦ – તહાઁ રામ રઘુબંસમનિ સુનિઅ મહા મહિપાલ।**
**ભંજેઉ ચાપ પ્રયાસ બિનુ જિમિ ગજ પંકજ નાલ॥ ૨૯૨॥**

હે મહારાજ! સાંભળો, ત્યાં (જ્યાં આવા-આવા યોદ્ધા હાર માની ગયા) રઘુવંશમણિ શ્રીરામચન્દ્રજીએ વગર પ્રયાસે જ શિવજીના ધનુષને એવી રીતે તોડી નાંખ્યું જેવી રીતે હાથી કમળની ડાંડીને તોડી નાખે છે! ॥ ૨૯૨॥

**ચૌ૦ – સુનિ સરોષ ભૃગુનાયકુ આએ। બહુત ભાઁતિ તિન્હ આઁખિ દેખાએ॥**
**દેખિ રામ બલુ નિજ ધનુ દીન્હા। કરિ બહુ બિનય ગવનુ બન કીન્હા॥ ૧॥**

ધનુષ તૂટવાની વાત સાંભળીને પરશુરામજી ક્રોધભર્યા આવ્યા અને તેમણે ઘણી રીતે આંખો કાઢી. અંતે તેમણે પણ શ્રીરામચન્દ્રજીનું બળ જોઈને પોતાનું ધનુષ આપી દીધું અને અનેક પ્રકારે વિનંતી કરીને વનમાં ગમન કર્યું. ॥ ૧॥

**રાજન રામુ અતુલબલ જૈસેં। તેજ નિધાન લખનુ પુનિ તૈસેં॥**
**કંપહિં ભૂપ બિલોકત જાકેં। જિમિ ગજ હરિ કિસોર કે તાકેં॥ ૨॥**

હે રાજન્! જેવા શ્રીરામચન્દ્રજી અતુલનીય બલી છે, તેવા જ તેજનિધાન પાછા લક્ષ્મણજી પણ છે, જેમને જોવામાત્રથી રાજાલોકો એવા કંપી ઊઠતા હતા, જેમ હાથી સિંહના બચ્ચાના તાકવાથી કંપી ઊઠે છે. ॥ ૨॥

**દેવ દેખિ તવ બાલક દોઉ। અબ ન આઁખિ તર આવત કોઉ॥**
**દૂત બચન રચના પ્રિય લાગી। પ્રેમ પ્રતાપ બીર રસ પાગી॥ ૩॥**

હે દેવ! આપના બંને બાળકોને જોયા પછી હવે આંખોની નીચે કોઈ આવતું જ નથી (અમારી દૃષ્ટિમાં કોઈ વસતું જ નથી). પ્રેમ, પ્રતાપ અને વીરરસમાં તરબોળ થયેલી દૂતોની વચનરચના બધાને અત્યંત પ્રિય લાગી. ॥ ૩॥

**સભા સમેત રાઉ અનુરાગે। દૂતન્હ દેન નિછાવરિ લાગે॥**
**કહિ અનીતિ તે મૂદહિં કાના। ધરમુ બિચારિ સબહિં સુખુ માના॥૪॥**

સભાસહિત રાજા પ્રેમમાં મગ્ન થઈ ગયા અને દૂતોને ન્યોછાવર (બક્ષિસ) આપવા લાગ્યા. [તેમણે ન્યોછાવર આપતાં જોઈને] આ નીતિવિરુદ્ધ છે, એમ કહીને દૂત પોતાના હાથોથી કાન ઢાંકવા લાગ્યા. ધર્મનો વિચાર કરી (તેમનું ધર્મયુક્ત આચરણ જોઈ) સર્વેએ સુખ માન્યું. ॥ ૪॥

**દો૦ – તબ ઉઠિ ભૂપ બસિષ્ટ કહુઁ દીન્હિ પત્રિકા જાઇ।**
**કથા સુનાઈ ગુરહિ સબ સાદર દૂત બોલાઈ॥૨૯૩॥**

પછી રાજાએ ઊઠીને વસિષ્ઠજીની પાસે જઈ તેમને પત્રિકા આપી અને આદરપૂર્વક દૂતોને બોલાવીને બધી કથા ગુરુજીને કહી સંભળાવી. ॥ ૨૯૩॥

**ચૌ૦ – સુનિ બોલે ગુર અતિ સુખુ પાઈ। પુન્ય પુરુષ કહુઁ મહિ સુખ છાઈ॥**
**જિમિ સરિતા સાગર મહુઁ જાહીં। જદ્યપિ તાહિ કામના નાહીં॥૧॥**

બધા સમાચાર સાંભળી અને અત્યંત સુખ પામીને ગુરુ બોલ્યા – પુણ્યાત્મા પુરુષને માટે પૃથ્વી સુખોથી છવાયેલી છે. જેમ નદીઓ સમુદ્રમાં જાય છે, જોકે સમુદ્રને નદીની કામના નથી હોતી; ॥ ૧॥

**તિમિ સુખ સંપતિ બિનહિં બોલાએઁ। ધરમસીલ પહિં જાહિં સુભાએઁ॥**
**તુમ્હ ગુર બિપ્ર ધેનુ સુર સેબી। તસિ પુનીત કૌસલ્યા દેબી॥૨॥**

એવી જ રીતે સુખ અને સંપત્તિ વગર બોલાવ્યે જ સ્વાભાવિકપણે ધર્માત્મા પુરુષ પાસે જ જાય છે. આપ જેવા ગુરુ, બ્રાહ્મણ, ગાય અને દેવતાની સેવા કરનાર છો, તેવાં જ પવિત્ર કૌશલ્યા દેવી પણ છે. ॥ ૨॥

**સુકૃતી તુમ્હ સમાન જગ માહીં। ભયઉ ન હૈ કોઉ હોનેઉ નાહીં॥**
**તુમ્હ તે અધિક પુન્ય બડ઼ કાકેં। રાજન રામ સરિસ સુત જાકેં॥૩॥**

આપના જેવો પુણ્યાત્મા જગત્‌માં ન કોઈ થયો છે, છે પણ નહિ, અને થવાનો પણ નથી જ. હે રાજન્! તમારાથી અધિક પુણ્ય બીજા કોનું હશે, જેના રામ જેવા પુત્ર છે. ॥ ૩॥

**બીર બિનીત ધરમ બ્રત ધારી। ગુન સાગર બર બાલક ચારી॥**
**તુમ્હ કહુઁ સર્બ કાલ કલ્યાના। સજહુ બરાત બજાઇ નિસાના॥૪॥**

અને જેનાં ચારે શ્રેષ્ઠ બાળક વીર, વિનમ્ર, ધર્મનું વ્રત ધારણ કરનારાં અને ગુણોના સુંદર સમુદ્ર છે. તમારા માટે બધાંય કાળોમાં કલ્યાણ છે. માટે ડંકો વગડાવી જાન તૈયાર કરો. ॥ ૪॥

**દો૦ – ચલહુ બેગિ સુનિ ગુર બચન ભલેહિં નાથ સિરુ નાઈ ।**
**ભૂપતિ ગવને ભવન તબ દૂતન્હ બાસુ દેવાઈ ॥ ૨૯૪॥**

અને જલદી ચાલો. ગુરુજીનાં આવાં વચન સાંભળીને, 'હે નાથ! બહુ સારું' કહીને અને શીશ નમાવી તથા દૂતોને ઉતારો અપાવીને રાજા મહેલમાં ગયા. ॥ ૨૯૪॥

**ચૌ૦ – રાજા સબુ રનિવાસ બોલાઈ । જનક પત્રિકા બાચિ સુનાઈ ॥**
**સુનિ સંદેસુ સકલ હરષાનીં । અપર કથા સબ ભૂપ બખાનીં ॥ ૧॥**

રાજાએ આખા રાણીવાસને બોલાવીને જનકજીની પત્રિકા વાંચી સંભળાવી. સમાચાર સાંભળી સર્વે રાણીઓ હર્ષથી ભરાઈ ગઈ. રાજાએ પછી બીજી સર્વે વાતો(જે દૂતોના મુખે સાંભળી હતી તે)નું વર્ણન કર્યું. ॥ ૧॥

**પ્રેમ પ્રફુલ્લિત રાજહિં રાની । મનહુઁ સિખિનિ સુનિ બારિદ બાની ॥**
**મુદિત અસીસ દેહિં ગુર નારીં । અતિ આનંદ મગન મહતારીં ॥ ૨॥**

પ્રેમથી પ્રફુલ્લિત થયેલ રાણીઓ એવી સુશોભિત થઈ રહી છે જેમ ઢેલ વાદળોની ગર્જના સાંભળીને પ્રફુલ્લિત થાય છે. વડીલ વૃદ્ધા [અથવા ગુરુઓની] સ્ત્રીઓ પ્રસન્ન થઈ આશીર્વાદ આપી રહી છે. માતાઓ અત્યંત આનંદમાં લીન છે. ॥ ૨॥

**લેહિં પરસ્પર અતિ પ્રિય પાતી । હૃદયઁ લગાઈ જુડ઼ાવહિં છાતી ॥**
**રામ લખન કૈ કીરતિ કરની । બારહિં બાર ભૂપબર બરની ॥ ૩॥**

તે અત્યંત પ્રિય પત્રિકાને પરસ્પર લઈને સર્વે હૃદયથી લગાવી છાતી શીતળ કરે છે. રાજાઓમાં શ્રેષ્ઠ દશરથજીએ શ્રીરામ-લક્ષ્મણની કીર્તિ અને કરણીનું વારંવાર વર્ણન કર્યું. ॥ ૩॥

**મુનિ પ્રસાદુ કહિ દ્વાર સિધાએ । રાનિન્હ તબ મહિદેવ બોલાએ ॥**
**દિએ દાન આનંદ સમેતા । ચલે બિપ્રબર આસિષ દેતા ॥ ૪॥**

'આ બધી મુનિની કૃપા છે' એમ કહીને તે બહાર ચાલ્યા આવ્યા ત્યારે રાણીઓએ બ્રાહ્મણોને બોલાવ્યા અને આનંદસહિત એમને દાન આપ્યાં. શ્રેષ્ઠ બ્રાહ્મણ આશીર્વાદ આપતાં ચાલ્યા. ॥ ૪॥

**સો૦ – જાચક લિએ હઁકારિ દીન્હિ નિછાવરિ કોટિ બિધિ ।**
**ચિરુ જીવહુઁ સુત ચારિ ચક્રબર્તિ દસરત્થ કે ॥ ૨૯૫॥**

પછી ભિક્ષુઓને બોલાવી કરોડો પ્રકારની ન્યોછાવરી (બક્ષિસો) તેમને આપી. 'ચક્રવર્તી મહારાજ દશરથજીના ચારેય પુત્ર ચિરંજીવી થાઓ,' ॥ ૨૯૫॥

**ચૌ૦ – કહત ચલે પહિરેં પટ નાના । હરષિ હને ગહગહે નિસાના ॥**
**સમાચાર સબ લોગન્હ પાએ । લાગે ઘર ઘર હોન બધાએ ॥ ૧॥**

એમ કહેતાં તેઓ અનેક પ્રકારનાં સુંદર વસ્ત્રો પહેરી-પહેરીને ચાલ્યા. આનંદિત થઈને નગારાંવાળાઓએ ઘણા જોશથી નગારાં પર ચોટ લગાવી. સર્વે લોકોએ જ્યારે આ સમાચાર પામ્યા, ત્યારે ઘેર ઘેર વધામણાં થવા લાગ્યાં. ॥ ૧॥

**ભુવન ચારિદસ ભરા ઉછાહૂ। જનકસુતા રઘુબીર બિઆહૂ॥**
**સુનિ સુભ કથા લોગ અનુરાગે। મગ ગૃહ ગલીં સઁવારન લાગે॥૨॥**

ચૌદ લોકોમાં ઉત્સાહ ભરાઈ ગયો કે જાનકીજી અને શ્રીરઘુનાથજીનો વિવાહ થશે. આ શુભ સમાચાર પામી લોકો પ્રેમમગ્ન થઈ ગયા અને માર્ગ, ઘર તથા શેરીઓ શણગારવા લાગ્યા. ॥૨॥

**જદ્યપિ અવધ સદૈવ સુહાવનિ। રામ પુરી મંગલમય પાવનિ॥**
**તદપિ પ્રીતિ કૈ પ્રીતિ સુહાઈ। મંગલ રચના રચી બનાઈ॥૩॥**

જોકે અયોધ્યા સદાય સોહામણી છે, કેમ કે તે શ્રીરામજીની મંગળમય પવિત્ર પુરી છે, તો પણ પ્રીતિ પર પ્રીતિ થવાથી તે સુંદર મંગળરચનાથી શણગારવામાં આવી. ॥૩॥

**ધ્વજ પતાક પટ ચામર ચારૂ। છાવા પરમ બિચિત્ર બજારૂ॥**
**કનક કલસ તોરન મનિ જાલા। હરદ દૂબ દધિ અચ્છત માલા॥૪॥**

ધ્વજા, પતાકા, પરદા અને સુંદર ચામરોથી આખું બજાર બહુ જ અજોડ છવાયું છે. સોનાના કળશ, તોરણ, મણિઓની ઝાલરો, હળદર, ધરો, દહીં, અક્ષત અને માળાઓથી – ॥૪॥

**દો૦ – મંગલમય નિજ નિજ ભવન લોગન્હ રચે બનાઇ।**
**બીથીં સીંચીં ચતુરસમ ચૌકેં ચારુ પુરાઇ॥૨૯૬॥**

લોકોએ પોતપોતાનાં ઘરો શણગારી મંગળમય બનાવી દીધાં. શેરીઓને ચતુરસમથી સીંચી [ચંદન, કેસર, કસ્તૂરી તથા કપૂરથી બનેલ એક સુગંધિત દ્રવ્યને ચતુરસમ કહે છે]. અને દ્વારે દ્વારે સુંદર ચોક પુરાવ્યા. ॥૨૯૬॥

**ચૌ૦ – જહઁ તહઁ જૂથ જૂથ મિલિ ભામિનિ। સજિ નવ સપ્ત સકલ દુતિ દામિનિ॥**
**બિધુબદનીં મૃગ સાવક લોચનિ। નિજ સરૂપ રતિ માનુ બિમોચનિ॥૧॥**

વીજળીના જેવી કાન્તિવાળી ચન્દ્રમુખી, હરણના બચ્ચાના જેવાં નેત્રોવાળી અને પોતાના સુંદર રૂપથી કામદેવની સ્ત્રી રતિના અભિમાનને છોડાવનારી સૌભાગ્યવતી સ્ત્રીઓ બધા સોળ શણગાર સજીને, ચારેકોર ટોળેટોળાં મળીને, ॥૧॥

**ગાવહિં મંગલ મંજુલ બાનીં। સુનિ કલ રવ કલકંઠિ લજાનીં॥**
**ભૂપ ભવન કિમિ જાઇ બખાના। બિસ્વ બિમોહન રચેઉ બિતાના॥૨॥**

મનોહર વાણીથી મંગળગીતો ગાઈ રહી છે, જેમના સુંદર સ્વરને સાંભળીને કોયલો પણ લજાઈ જાય છે. રાજમહેલનું વર્ણન કેવી રીતે કરી શકાય, જ્યાં વિશ્વને વિમોહિત કરનારો મંડપ બનાવવામાં આવ્યો છે. ॥૨॥

**મંગલ દ્રબ્ય મનોહર નાના। રાજત બાજત બિપુલ નિસાના॥**
**કતહુઁ બિરિદ બંદી ઉચ્ચરહીં। કતહુઁ બેદ ધુનિ ભૂસુર કરહીં॥૩॥**

અનેક પ્રકારના મનોહર માંગલિક પદાર્થ શોભિત થઈ રહ્યા છે અને ઘણાં જ નગારાં વાગી રહ્યાં છે. ક્યાંક ભાટ બિરુદાવલી(કુલકીર્તિ)નું ઉચ્ચારણ કરી રહ્યા છે અને ક્યાંક બ્રાહ્મણ વેદધ્વનિ કરી રહ્યા છે. ॥૩॥

**ગાવહિં સુંદરિ મંગલ ગીતા। લૈ લૈ નામુ રામુ અરુ સીતા॥**
**બહુત ઉછાહુ ભવનુ અતિ થોરા। માનહુઁ ઉમગિ ચલા ચહુ ઓરા॥૪॥**

સુંદરી સ્ત્રીઓ શ્રીરામજી અને શ્રીસીતાજીનું નામ લઈ-લઈને મંગળગીતો ગાઈ રહી છે. ઉત્સાહ બહુ છે અને મહેલ અત્યંત નાનો છે. એમાં [ન સમાઈને] જાણે તે ઉત્સાહ (આનંદ) ચારેય તરફ ઊભરાઈ રહ્યો છે. ॥૪॥

**દો૦ – સોભા દસરથ ભવન કઇ કો કબિ બરનૈ પાર।**
**જહાઁ સકલ સુર સીસ મનિ રામ લીન્હ અવતાર॥૨૯૭॥**

દશરથના મહેલની શોભાનું વર્ણન કયો કવિ કરી શકે છે. જ્યાં સમસ્ત દેવતાઓના શિરોમણિ રામચન્દ્રજીએ અવતાર લીધો છે. ॥૨૯૭॥

**ચૌ૦ – ભૂપ ભરત પુનિ લિએ બોલાઈ। હય ગય સ્યંદન સાજહુ જાઈ॥**
**ચલહુ બેગિ રઘુબીર બરાતા। સુનત પુલક પૂરે દોઉ ભ્રાતા॥૧॥**

પછી રાજાએ ભરતજીને બોલાવી લીધા અને કહ્યું કે જઈને ઘોડા, હાથી અને રથ શણગારો, જલદી રામચન્દ્રજીની જાનમાં ચાલો. આ સાંભળતાં જ બંને ભાઈ (ભરતજી અને શત્રુઘ્નજી) આનંદવશ રોમાંચથી ભરાઈ ગયા. ॥૧॥

**ભરત સકલ સાહની બોલાએ। આયસુ દીન્હ મુદિત ઉઠિ ધાએ॥**
**રચિ રુચિ જીન તુરગ તિન્હ સાજે। બરન બરન બર બાજિ બિરાજે॥૨॥**

ભરતજીએ સર્વે સાહનીઓ(ઘોડારના અધ્યક્ષો)ને બોલાવ્યા અને તેમને [ઘોડાઓને શણગારવાની] આજ્ઞા આપી. તેઓ પ્રસન્ન થઈ ઊઠીને દોડ્યા. તેમણે રુચિ અનુસાર (યથાયોગ્ય) જીન કસીને ઘોડા શણગાર્યા. રંગ-રંગના ઉત્તમ ઘોડાઓ શોભિત થઈ ગયા. ॥૨॥

**સુભગ સકલ સુઠિ ચંચલ કરની। અય ઈવ જરત ધરત પગ ધરની॥**
**નાના જાતિ ન જાહિં બખાને। નિદરિ પવનુ જનુ ચહત ઉડ઼ાને॥૩॥**

બધા ઘોડા ઘણા જ સુંદર અને ચંચળ કરણી(ચાલ)ના છે. તે ધરતી પર એવી રીતે પગ મૂકે છે જાણે બળતાં લોખંડ પર મૂકતા હોય. અનેક જાતિના ઘોડા છે, જેનું વર્ણન નથી થઈ શકતું. [એવી તેજ ચાલના છે] જાણે હવાનો અનાદર કરીને ઊડવા ઇચ્છે છે. ॥૩॥

**તિન્હ સબ છયલ ભએ અસવારા। ભરત સરિસ બય રાજકુમારા॥**
**સબ સુંદર સબ ભૂષનધારી। કર સર ચાપ તૂન કટિ ભારી॥૪॥**

તે બધા ઘોડાઓ ઉપર ભરતજીની સમાન અવસ્થાવાળા બધા છેલ-છબીલા રાજકુમાર સવાર થયા. તે બધા સુંદર છે અને સર્વે આભૂષણ ધારણ કરેલાં છે. તેમના હાથમાં બાણ અને ધનુષ છે તથા કમરમાં ભારે ભાથા બાંધેલા છે. ॥૪॥

**દો૦ – છરે છબીલે છયલ સબ સૂર સુજાન નબીન।**
**જુગ પદચર અસવાર પ્રતિ જે અસિકલા પ્રબીન॥૨૯૮॥**

બધા ચુનંદા છેલછબીલા, શૂરવીર, ચતુર અને નવયુવક છે. પ્રત્યેક સવારની સાથે બે પાયદળ સિપાહી છે, જે તલવાર ચલાવવાની કળામાં ઘણા નિપુણ છે. ॥ ૨૯૮॥

**ચૌ૦ – બાઁધેં બિરદ બીર રન ગાઢ़े। નિકસિ ભએ પુર બાહેર ઠાઢ़े ॥**
**ફેરહિં ચતુર તુરગ ગતિ નાના। હરષહિં સુનિ સુનિ પનવ નિસાના ॥ ૧॥**

શૂરતાનું બીડું ધારણ કરેલા રણધીર વીર સર્વે નીકળીને નગરની બહાર આવી ઊભા રહ્યા. તે ચતુરો પોતાના ઘોડાઓને જાતજાતની ચાલોથી ફેરવી રહ્યા છે અને દુંદુભી તથા નગારાંનો અવાજ સાંભળી-સાંભળીને પ્રસન્ન થઈ રહ્યા છે. ॥ ૧॥

**રથ સારથિન્હ બિચિત્ર બનાએ। ધ્વજ પતાક મનિ ભૂષન લાએ ॥**
**ચવઁર ચારુ કિંકિનિ ધુનિ કરહીં। ભાનુ જાન સોભા અપહરહીં ॥ ૨॥**

સારથિઓએ ધ્વજા, પતાકા, મણિ અને આભૂષણો લગાવીને રથોને બહુ વિલક્ષણ બનાવી દીધા છે. તેમાં સુંદર ચામર લગાડ્યાં છે અને ઘંટડીઓ સુંદર અવાજ કરી રહી છે. તે રથ એટલા સુંદર છે જાણે સૂર્યના રથની શોભાને છીનવી લે છે. ॥ ૨॥

**સાવઁકરન અગનિત હય હોતે। તે તિન્હ રથન્હ સારથિન્હ જોતે ॥**
**સુંદર સકલ અલંકૃત સોહે। જિન્હહિ બિલોકત મુનિ મન મોહે ॥ ૩॥**

યજ્ઞાગ્નિથી ઉત્પન્ન થયેલ અગણિત શ્યામકર્ણ ઘોડાઓને સારથિઓએ રથોમાં જોતરી દીધા, જે સર્વે જોવામાં સુંદર અને ઘરેણાંથી શણગારાયેલા - સુશોભિત છે અને જેને જોઈને મુનિઓનાં મન પણ મોહિત થઈ જાય છે. ॥ ૩॥

**જે જલ ચલહિં થલહિ કી નાઈં। ટાપ ન બૂड़ બેગ અધિકાઈં ॥**
**અસ્ત્ર સસ્ત્ર સબુ સાજુ બનાઈ। રથી સારથિન્હ લિએ બોલાઈ ॥ ૪॥**

જે જળ ઉપર પણ જમીનની જેમ જ ચાલે છે. વેગની અધિકતાને લીધે તેમની ખરીઓ પાણીમાં નથી ડૂબતી. અસ્ત્ર-શસ્ત્ર અને સર્વે સાજ શણગારી સારથિઓએ રથીઓને બોલાવી લીધા. ॥ ૪॥

**દો૦ – ચઢ़િ ચઢ़િ રથ બાહેર નગર લાગી જુરન બરાત।**
**હોત સગુન સુંદર સબહિ જો જેહિ કારજ જાત ॥ ૨૯૯॥**

રથો પર ચઢી-ચઢીને જાન નગરની બહાર એકઠી થવા મંડી. જે કોઈ જે કાર્ય માટે જાય છે, તે સર્વેને સુંદર શુકન થાય છે. ॥ ૨૯૯॥

**ચૌ૦ – કલિત કરિબરન્હિ પરીં અઁબારીં। કહિ ન જાહિં જેહિ ભાઁતિ સઁવારીં ॥**
**ચલે મત્ત ગજ ઘંટ બિરાજી। મનહુઁ સુભગ સાવન ઘન રાજી ॥ ૧॥**

શ્રેષ્ઠ હાથીઓ પર સુંદર અંબાડીઓ પડી છે. તે જે રીતે શણગારવામાં આવી હતી, તે કહી નથી શકાતું. મદોન્મત હાથી ઘંટોથી સુશોભિત થઈને (ઘંટ વગાડતાં) ચાલ્યા, જાણે શ્રાવણમાં સુંદર વાદળોનો સમૂહ [ગર્જના કરતો] જઈ રહ્યો હોય. ॥ ૧॥

**બાહન અપર અનેક બિધાના। સિબિકા સુભગ સુખાસન જાના॥**
**તિન્હ ચઢ઼િ ચલે બિપ્રબર બૃંદા। જનુ તનુ ધરેં સકલ શ્રુતિ છંદા॥ ૨॥**

સુંદર પાલખીઓ, સુખથી બેસવા યોગ્ય તામજાન (જે ખુર્સી જેવા હોય છે) અને રથ વગેરે અન્ય પણ અનેક પ્રકારની સવારીઓ (વાહનો) છે. તેના પર શ્રેષ્ઠ બ્રાહ્મણોનો સમૂહ ચઢીને ચાલ્યો, જાણે બધા વેદોના છંદો જ શરીર ધારણ કરીને આવ્યા હોય. ॥ ૨॥

**માગધ સૂત બંદિ ગુનગાયક। ચલે જાન ચઢ઼િ જો જેહિ લાયક॥**
**બેસર ઊઁટ બૃષભ બહુ જાતી। ચલે બસ્તુ ભરિ અગનિત ભાઁતી॥ ૩॥**

માગધ, સૂત, ભાટ અને ગુણ ગાનારા બધા જેઓ જેને યોગ્ય હતા તેવી જ સવારી પર ચઢીને ચાલ્યા. અનેક જાતિઓનાં ખચ્ચરો, ઊંટ અને બળદ અસંખ્ય પ્રકારની વસ્તુઓ લાદી-લાદીને ચાલ્યા. ॥ ૩॥

**કોટિન્હ કાઁવરિ ચલે કહારા। બિબિધ બસ્તુ કો બરનૈ પારા॥**
**ચલે સકલ સેવક સમુદાઈ। નિજ નિજ સાજુ સમાજુ બનાઈ॥ ૪॥**

કહાર(ભોઈ) કરોડો કાવડ લઈને ચાલ્યા. એમાં અનેક પ્રકારની એટલી વસ્તુઓ હતી કે જેનું વર્ણન કોણ કરી શકે છે. બધા સેવકોના સમૂહ પોતપોતાના સાજ-સમાજ (સંઘ-મંડળ) બનાવીને ચાલ્યા. ॥ ૪॥

**દો૦ – સબ કેં ઉર નિર્ભર હરષુ પૂરિત પુલક સરીર।**
**કબહિં દેખિબે નયન ભરિ રામુ લખનુ દોઉ બીર॥ ૩૦૦॥**

બધાના હૃદયમાં અપાર હર્ષ છે અને શરીર રોમાંચથી ભરેલાં છે. [બધાને એક જ લાલસા લાગી છે કે] અમે શ્રીરામ-લક્ષ્મણ બંને ભાઈઓને નેત્રો ભરીને ક્યારે જોઈશું! ॥ ૩૦૦॥

**ચૌ૦ – ગરજહિં ગજ ઘંટા ધુનિ ઘોરા। રથ રવ બાજિ હિંસ ચહુ ઓરા॥**
**નિદરિ ઘનહિ ઘુર્મ્મરહિં નિસાના। નિજ પરાઇ કછુ સુનિઅ ન કાના॥ ૧॥**

હાથી ચિત્કારી રહ્યા છે, તેમના ઘંટોનો ભીષણ ધ્વનિ થઈ રહ્યો છે. ચારે બાજુ રથોનો ગડગડાટ અને ઘોડાઓની હણહણાટી થઈ રહ્યાં છે. વાદળોનો અનાદર કરતાં નગારાં ઘોર અવાજ કરી રહ્યાં છે. કોઈને પોતાની-પારકી કોઈ વાત કાનોમાં સંભળાતી નથી. ॥ ૧॥

**મહા ભીર ભૂપતિ કે દ્વારેં। રજ હોઇ જાઇ પષાન પબારેં॥**
**ચઢ઼ી અટારિન્હ દેખહિં નારીં। લિએઁ આરતી મંગલ થારીં॥ ૨॥**

રાજા દશરથના દરવાજા પર એટલી ભારે ભીડ થઈ રહી છે કે ત્યાં પથ્થર નાખવામાં આવે તો તે પણ પિસાઈને ધૂળ થઈ જાય. અટારીઓ પર ચઢી સ્ત્રીઓ મંગળ-થાળોમાં આરતી લઈને જોઈ રહી છે, ॥ ૨॥

**ગાવહિં ગીત મનોહર નાના। અતિ આનંદુ ન જાઇ બખાના॥**
**તબ સુમંત્ર દુઇ સ્યંદન સાજી। જોતે રબિ હય નિંદક બાજી॥ ૩॥**

અને અનેક પ્રકારનાં મનોહર ગીત ગાઈ રહી છે. તેમના અત્યંત આનંદનાં વખાણ નથી થઈ શકતાં. ત્યારે સુમંતજીએ બે રથ સજાવીને તેમાં સૂર્યના ઘોડાને પણ મહાત કરનારા ઘોડા જોતર્યા. ॥ ૩॥

**દોઉ રથ રુચિર ભૂપ પહિં આને। નહિં સારદ પહિં જાહિં બખાને॥**
**રાજ સમાજુ એક રથ સાજા। દૂસર તેજ પુંજ અતિ ભ્રાજા॥૪॥**

બંને સુંદર રથ તેઓ રાજા દશરથની પાસે લઈ આવ્યા, જેની સુંદરતાનું વર્ણન સરસ્વતીથી પણ નથી થઈ શકતું. એક રથ પર રાજસી સામાન ગોઠવવામાં આવ્યો અને બીજો જે તેજનો પુંજ અને અત્યંત શોભાયમાન હતો, ॥૪॥

**દો૦ – તેહિં રથ રુચિર બસિષ્ઠ કહુઁ હરષિ ચઢ઼ાઇ નરેસુ।**
**આપુ ચઢ઼ેઉ સ્યંદન સુમિરિ હર ગુર ગૌરિ ગનેસુ॥૩૦૧॥**

તે સુંદર રથ ઉપર રાજાએ વસિષ્ઠજીને હર્ષપૂર્વક ચઢાવીને પછી સ્વયં શિવ, ગુરુ, ગૌરી (પાર્વતી) અને ગણેશજીનું સ્મરણ કરીને [બીજા] રથ પર ચઢ્યા. ॥૩૦૧॥

**ચૌ૦ – સહિત બસિષ્ઠ સોહ નૃપ કૈસેં। સુર ગુર સંગ પુરંદર જૈસેં॥**
**કરિ કુલ રીતિ બેદ બિધિ રાઊ। દેખિ સબહિ સબ ભાઁતિ બનાઊ॥૧॥**

વસિષ્ઠજીની સાથે [જતાં] રાજા દશરથજી એવા શોભિત થઈ રહ્યા છે, જેમ દેવગુરુ બૃહસ્પતિજીની સાથે ઈન્દ્ર હોય. રાજાએ વેદની વિધિથી અને કુળની રીતિ પ્રમાણે સર્વ કાર્ય કર્યું. તથા બધાને બધી રીતે તૈયાર જોઈને, ॥૧॥

**સુમિરિ રામુ ગુર આયસુ પાઈ। ચલે મહીપતિ સંખ બજાઈ॥**
**હરષે બિબુધ બિલોકિ બરાતા। બરષહિં સુમન સુમંગલ દાતા॥૨॥**

શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરીને, ગુરુની આજ્ઞા પામીને પૃથ્વીપતિ દશરથજી શંખ વગાડીને ચાલ્યા. જાન જોઈને દેવતા હર્ષિત થયા અને સુંદર મંગળદાયક ફૂલોની વર્ષા કરવા લાગ્યા. ॥૨॥

**ભયઉ કોલાહલ હય ગય ગાજે। બ્યોમ બરાત બાજને બાજે॥**
**સુર નર નારિ સુમંગલ ગાઈં। સરસ રાગ બાજહિં સહનાઈં॥૩॥**

ઘણો ઘોંઘાટ મચી ગયો, ઘોડા અને હાથી ગરજવા લાગ્યા. આકાશમાં અને જાનમાં [બંને સ્થળે] વાજાં વાગવા લાગ્યાં. દેવાંગનાઓ અને મનુષ્યોની સ્ત્રીઓ સુંદર મંગળગાન કરવા લાગી અને રસીલા રાગથી શરણાઈઓ વાગવા લાગી. ॥૩॥

**ઘંટ ઘંટિ ધુનિ બરનિ ન જાહીં। સરવ કરહિં પાઇક ફહરાહીં॥**
**કરહિં બિદૂષક કૌતુક નાના। હાસ કુસલ કલ ગાન સુજાના॥૪॥**

ઘંટ-ઘંટડીઓના ધ્વનિનું વર્ણન નથી થઈ શકતું. પગપાળા ચાલનારા સેવકજન અથવા પટ્ટેબાજો કસરતના દાવ કરી રહ્યા છે, અને પોતાને ઉછાળી રહ્યા છે (આકાશમાં ઊંચા ઉછળતાં જઈ રહ્યા છે). મશ્કરી કરવામાં નિપુણ અને સુંદર ગાવામાં ચતુર વિદૂષકો (રંગલા) જાતજાતના તમાશા કરી રહ્યા છે. ॥૪॥

**દો૦ – તુરગ નચાવહિં કુઅઁર બર અકનિ મૃદંગ નિસાન।**
**નાગર નટ ચિતવહિં ચકિત ડગહિં ન તાલ બઁધાન॥૩૦૨॥**

સુંદર રાજકુમાર મૃદંગ અને નગારાંનો અવાજ સાંભળીને ઘોડાઓને તે જ મુજબ એ રીતે નચાવી રહ્યા છે કે તેઓ તાલના બંધનથી જરા પણ ડગતા નથી (લય ચૂકતા નથી). ચતુર નટ ચકિત થઈને આ જોઈ રહ્યા છે. ॥ ૩૦૨॥

**ચૌ૦ – બનઈ ન બરનત બની બરાતા। હોહિં સગુન સુંદર સુભદાતા॥**
**ચારા ચાષુ બામ દિસિ લેઈ। મનહુઁ સકલ મંગલ કહિ દેઈ॥ ૧॥**

જાન એવી બની છે કે એનું વર્ણન કરી નથી શકાતું. સુંદર શુભદાયક શુકન થઈ રહ્યાં છે. નીલકંઠ પક્ષી ડાબી તરફ ચણી રહ્યું છે, જાણે સંપૂર્ણ મંગળોની સૂચના આપી રહ્યું હોય. ॥ ૧॥

**દાહિન કાગ સુખેત સુહાવા। નકુલ દરસુ સબ કાહૂઁ પાવા॥**
**સાનુકૂલ બહ ત્રિબિધ બયારી। સઘટ સબાલ આવ બર નારી॥ ૨॥**

જમણી બાજુ કાગડો સુંદર ખેતરોમાં શોભા પામી રહ્યો છે. નોળિયાનાં દર્શન પણ હર કોઈને થયાં. ત્રણેય પ્રકારનો (શીતળ, મંદ, સુગંધિત) વાયુ અનુકૂળ દિશામાં વાઈ રહ્યો છે. શ્રેષ્ઠ (સોહાગણ) સ્ત્રીઓ ભરેલા ઘડા અને ખોળામાં બાળક લઈને આવી રહી છે. ॥ ૨॥

**લોવા ફિરિ ફિરિ દરસુ દેખાવા। સુરભી સનમુખ સિસુહિ પિઆવા॥**
**મૃગમાલા ફિરિ દાહિનિ આઈ। મંગલ ગન જનુ દીન્હિ દેખાઈ॥ ૩॥**

લોંકડી (શિયાળ) ફરી-ફરીને (વારંવાર) દેખાવ આપી જતી હતી. ગાયો સામે ઊભેલાં વાછરડાંઓને દૂધ પાય છે. હરણાંઓનું ટોળું [ડાબી બાજુથી] ફરીને જમણી બાજુ આવ્યું, જાણે બધાં મંગળોનો સમૂહ દેખાયો. ॥ ૩॥

**છેમકરી કહ છેમ બિસેષી। સ્યામા બામ સુતરુ પર દેખી॥**
**સનમુખ આયઉ દધિ અરુ મીના। કર પુસ્તક દુઈ બિપ્ર પ્રબીના॥ ૪॥**

ક્ષેમકરી (સફેદ માથાવાળી સમડી) વિશિષ્ટપણે ક્ષેમ (કલ્યાણ) કહી રહી છે. [શ્યામા] કાળી ચકલી ડાબી બાજુ સુંદર ઝાડ ઉપર જોવામાં આવી. દહીં અને મીનનાં શુભ શુકન થયાં અને બે વિદ્વાન બ્રાહ્મણ હાથમાં પુસ્તક લઈને સામા આવ્યા. ॥ ૪॥

**દો૦ – મંગલમય કલ્યાનમય અભિમત ફલ દાતાર।**
**જનુ સબ સાચે હોન હિત ભએ સગુન એક બાર॥ ૩૦૩॥**

બધા મંગળમય, કલ્યાણમય અને મનોવાંછિત ફળ આપનારાં શુકન જાણે સાચા થવા માટે એક જ સાથે થઈ ગયાં. ॥ ૩૦૩॥

**ચૌ૦ – મંગલ સગુન સુગમ સબ તાકેં। સગુન બ્રહ્મ સુંદર સુત જાકેં॥**
**રામ સરિસ બરુ દુલહિનિ સીતા। સમધી દસરથુ જનકુ પુનીતા॥ ૧॥**

સ્વયં સગુણ બ્રહ્મ જેના સુંદર પુત્ર છે, તેને માટે બધાં મંગળ શુકન સુલભ છે. જ્યાં શ્રીરામચન્દ્રજી જેવા વરરાજા અને સીતાજી જેવાં નવવધૂ છે તથા દશરથજી અને જનકજી જેવા પવિત્ર વેવાઈ છે, ॥ ૧॥

**સુનિ અસ બ્યાહુ સગુન સબ નાચે। અબ કીન્હે બિરંચિ હમ સાઁચે॥**
**એહિ બિધિ કીન્હ બરાત પયાના। હય ગય ગાજહિં હને નિસાના॥૨॥**

એવો વિવાહ સાંભળીને જાણે બધાં શુકન નાચી ઊઠ્યાં [અને કહેવા લાગ્યાં –] હવે, બ્રહ્માજીએ અમને સત્ય કરી દીધાં. આ રીતે જાને પ્રસ્થાન કર્યું. ઘોડા, હાથી ગરજી રહ્યા છે અને નગારાં પર ઘા થઈ રહ્યા છે. ॥૨॥

**આવત જાનિ ભાનુકૂલ કેતૂ। સરિતન્હિ જનક બઁધાએ સેતૂ॥**
**બીચ બીચ બર બાસ બનાએ। સુરપુર સરિસ સંપદા છાએ॥૩॥**

સૂર્યવંશના ધજારૂપી દશરથજીને આવતાં જાણીને જનકજીએ નદીઓ ઉપર પુલ બંધાવી દીધા, વચ્ચે વચ્ચે ઊતરવા માટે સુંદર નિવાસ બનાવડાવી દીધા, જેમાં દેવલોકના જેવી સંપદા છવાયેલી છે, ॥૩॥

**અસન સયન બર બસન સુહાએ। પાવહિં સબ નિજ નિજ મન ભાએ॥**
**નિત નૂતન સુખ લખિ અનુકૂલે। સકલ બરાતિન્હ મંદિર ભૂલે॥૪॥**

અને જ્યાં જાનના બધા લોકો પોતપોતાના મનની પસંદ અનુસાર સુંદર ઉત્તમ ભોજન, ગાદલાં અને વસ્ત્ર પામે છે. મનને અનુકૂળ નિત્ય નવાં સુખોને જોઈને બધા જાનૈયા પોતાના ઘરને ભૂલી ગયા. ॥૪॥

**દો૦ – આવત જાનિ બરાત બર સુનિ ગહગહે નિસાન।**
**સજિ ગજ રથ પદચર તુરગ લેન ચલે અગવાન॥૩૦૪॥**

અધિક જોરથી વાગતાં નગારાંનો અવાજ સાંભળી શ્રેષ્ઠ જાનને આવતી જાણીને સામૈયું કરનારા હાથી, રથ, પગપાળા અને ઘોડા તૈયાર કરીને જાનને લેવા ચાલ્યા. ॥૩૦૪॥

## માસપારાયણ, દસમો વિશ્રામ

**ચૌ૦ – કનક કલસ ભરિ કોપર થારા। ભાજન લલિત અનેક પ્રકારા॥**
**ભરે સુધા સમ સબ પકવાને। નાના ભાઁતિ ન જાહિં બખાને॥૧॥**

[દૂધ, શરબત, ઠંડાઈ, જળ આદિથી] ભરેલા સોનાના કળશ તથા જેનું વર્ણન નથી થઈ શકતું એવા અમૃત જેવા જાતજાતનાં સર્વે પકવાનોથી ભરેલા થાળ, કથરોટ વગેરે અનેક પ્રકારનાં સુંદર વાસણ, ॥૧॥

**ફલ અનેક બર બસ્તુ સુહાઈં। હરષિ ભેંટ હિત ભૂપ પઠાઈં॥**
**ભૂષન બસન મહામનિ નાના। ખગ મૃગ હય ગય બહુબિધિ જાના॥૨॥**

ઉત્તમ ફળ તથા અન્ય અનેક સુંદર વસ્તુઓ પણ રાજાએ હર્ષિત થઈને ભેટસ્વરૂપે મોકલી. ઘરેણાં, કપડાં, અનેક પ્રકારનાં કિંમતી મણિઓ (રત્ન), પક્ષી, પશુ, ઘોડા, હાથી અને અનેક પ્રકારનાં વાહનો, ॥૨॥

**મંગલ સગુન સુગંધ સુહાએ। બહુત ભાઁતિ મહિપાલ પઠાએ॥**
**દધિ ચિઉરા ઉપહાર અપારા। ભરિ ભરિ કાઁવરિ ચલે કહારા॥૩॥**

તથા અનેક પ્રકારનાં સુગંધિત અને રમણીય મંગળદ્રવ્યો અને શુકનના પદાર્થ રાજાએ મોકલ્યા. દહીં, પૌંઆં અને અગણિત ઉપહારની ચીજો કાવડોમાં ભરી-ભરીને ભોઈ લોકો ચાલ્યા. ॥૩॥

**અગવાનન્હ જબ દીખિ બરાતા। ઉર આનંદુ પુલક ભર ગાતા॥**
**દેખિ બનાવ સહિત અગવાના। મુદિત બરાતિન્હ હને નિસાના॥૪॥**

સામૈયું કરનારાઓને જ્યારે જાન દેખાઈ ત્યારે તેમના હૃદયમાં આનંદ છવાઈ ગયો અને શરીર રોમાંચથી ભરાઈ ગયાં. આગેવાનોને ઠાઠ-માઠ સાથે જોઈ જાનૈયાઓએ પ્રસન્ન થઈને નગારાં વગાડ્યાં. ॥૪॥

**દો૦ – હરષિ પરસપર મિલન હિત કછુક ચલે બગમેલ।**
**જનુ આનંદ સમુદ્ર દુઇ મિલત બિહાઈ સુબેલ॥૩૦૫॥**

[જાનૈયા તથા આગેવાનોમાંથી] કેટલાક લોકો પરસ્પર મળવા માટે હરખાઈને ખુશ-ખુશ થઈને [પુરજોશથી] દોડી પડ્યા અને એવી રીતે મળ્યા જાણે આનંદના બે સમુદ્ર મર્યાદા છોડીને મળતા હોય. ॥૩૦૫॥

**ચૌ૦ – બરષિ સુમન સુર સુંદરિ ગાવહિં। મુદિત દેવ દુંદુભીં બજાવહિં॥**
**બસ્તુ સકલ રાખીં નૃપ આગેં। બિનય કીન્હિ તિન્હ અતિ અનુરાગેં॥૧॥**

દેવસુંદરીઓ ફૂલ વરસાવીને ગીતો ગાઈ રહી છે, અને દેવતા આનંદિત થઈને નગારાં વગાડી રહ્યા છે. [સામૈયામાં આવેલા] તે લોકોએ બધી વસ્તુઓ દશરથજી સામે મૂકી દીધી અને અત્યંત પ્રેમથી વિનંતી કરી. ॥૧॥

**પ્રેમ સમેત રાયઁ સબુ લીન્હા। ભૈ બકસીસ જાચકન્હિ દીન્હા॥**
**કરિ પૂજા માન્યતા બડ઼ાઈ। જનવાસે કહુઁ ચલે લવાઈ॥૨॥**

રાજા દશરથજીએ પ્રેમસહિત સર્વે વસ્તુઓ લઈ લીધી, પછી તેની બક્ષિસો થવા લાગી અને તે યાચકોને આપી દેવામાં આવી. આ ઉપરાંત, પૂજા, આદર-સત્કાર અને પ્રશંસા કરીને આગેવાન લોકો તેમને જાનીવાસા તરફ લઈ ચાલ્યા. ॥૨॥

**બસન બિચિત્ર પાઁવડ઼ે પરહીં। દેખિ ધનદુ ધન મદુ પરિહરહીં॥**
**અતિ સુંદર દીન્હેઉ જનવાસા। જહઁ સબ કહુઁ સબ ભાઁતિ સુપાસા॥૩॥**

વિલક્ષણ વસ્ત્રોનાં પાગરણ (જાજામ) પથરાઈ રહ્યાં છે, જેને જોઈને કુબેર પણ પોતાના ધનનું અભિમાન ત્યાગી દે છે. ઘણો સુંદર જાનીવાસો અપાયો, જ્યાં સર્વેને સર્વ પ્રકારની સુવિધા મળતી હતી. ॥૩॥

**જાની સિયઁ બરાત પુર આઈ। કછુ નિજ મહિમા પ્રગટિ જનાઈ॥**
**હૃદયઁ સુમિરિ સબ સિદ્ધિ બોલાઈં। ભૂપ પહુનઈ કરન પઠાઈં॥૪॥**

સીતાજીએ જાનને જનકપુરીમાં આવી જાણીને પોતાનો કંઈક મહિમા પ્રકટ કરીને દેખાડ્યો. હૃદયમાં સ્મરણ કરીને સઘળી સિદ્ધિઓને બોલાવી અને તેમને રાજા દશરથની પરોણાગત કરવા માટે મોકલી. ॥ ૪॥

**દો૦ – સિધિ સબ સિય આયસુ અકનિ ગઈં જહાઁ જનવાસ ।**
**લિએઁ સંપદા સકલ સુખ સુરપુર ભોગ બિલાસ ॥ ૩૦૬॥**

સીતાજીની આજ્ઞા સાંભળી સર્વે સિદ્ધિઓ જ્યાં જાનીવાસો હતો ત્યાં બધી સંપદા, સુખ અને ઈન્દ્રપુરીના ભોગ-વિલાસોને લઈને ગઈ. ॥ ૩૦૬॥

**ચૌ૦ – નિજ નિજ બાસ બિલોકિ બરાતી । સુર સુખ સકલ સુલભ સબ ભાઁતી ॥**
**બિભવ ભેદ કછુ કોઉ ન જાના । સકલ જનક કર કરહિં બખાના ॥ ૧॥**

જાનૈયાઓએ પોતપોતાના ઊતરવાનાં સ્થાન જોયાં તો ત્યાં દેવતાઓનાં સર્વે સુખો બધી રીતે સુલભ જણાયાં. એ ઐશ્વર્યનો કંઈ પણ ભેદ કોઈ જાણી ન શક્યા. બધા જનકજીની પ્રશંસા કરી રહ્યા છે. ॥ ૧॥

**સિય મહિમા રઘુનાયક જાની । હરષે હૃદયઁ હેતુ પહિચાની ॥**
**પિતુ આગમનુ સુનત દોઉ ભાઈ । હૃદયઁ ન અતિ આનંદુ અમાઈ ॥ ૨॥**

શ્રીરઘુનાથજી આ બધો સીતાજીનો મહિમા જાણીને અને એમના પ્રેમને ઓળખીને હૃદયમાં હરખાયા. પિતા દશરથજીના આવવાના સમાચાર સાંભળીને બંને ભાઈઓના હૃદયમાં મહાન આનંદ સમાતો ન હતો. ॥ ૨॥

**સકુચન્હ કહિ ન સકત ગુરુ પાહીં । પિતુ દરસન લાલચુ મન માહીં ॥**
**બિસ્વામિત્ર બિનય બડ઼િ દેખી । ઉપજા ઉર સંતોષુ બિસેષી ॥ ૩॥**

સંકોચવશ તે ગુરુ વિશ્વામિત્રજીને કહી શકતા ન હતા; પરંતુ મનમાં પિતાજીનાં દર્શનોની લાલસા હતી. વિશ્વામિત્રજીએ તેમની મોટી નમ્રતા જોઈ, તો એમના હૃદયમાં ઘણો સંતોષ ઉત્પન્ન થયો. ॥ ૩॥

**હરષિ બંધુ દોઉ હૃદયઁ લગાએ । પુલક અંગ અંબક જલ છાએ ॥**
**ચલે જહાઁ દસરથુ જનવાસે । મનહુઁ સરોબર તકેઉ પિઆસે ॥ ૪॥**

પ્રસન્ન થઈને એમણે બંને ભાઈઓને હૃદય સરસા ચાંપી દીધા. તેમનું શરીર પુલકિત થઈ ગયું અને નેત્રોમાં (પ્રેમાશ્રુઓનું) જળ ભરાઈ આવ્યું. તેઓ જાનીવાસે ચાલ્યા, જ્યાં દશરથજી હતા, જાણે સરોવર તરસ્યાની તરફ લક્ષ કરીને ચાલ્યું હોય. ॥ ૪॥

**દો૦ – ભૂપ બિલોકે જબહિં મુનિ આવત સુતન્હ સમેત ।**
**ઉઠે હરષિ સુખસિંધુ મહુઁ ચલે થાહ સી લેત ॥ ૩૦૭॥**

જ્યારે રાજા દશરથજીએ પુત્રોસહિત મુનિને આવતાં જોયા, ત્યારે તે હરખાઈને ઊઠ્યા અને સુખના સમુદ્રનો તાગ લેતા ચાલ્યા. ॥ ૩૦૭॥

**ચૌ૦ – મુનિહિ દંડવત કીન્હ મહીસા। બાર બાર પદ રજ ધરિ સીસા॥**
**કૌસિક રાઉ લિએ ઉર લાઈ। કહિ અસીસ પૂછી કુસલાઈ॥૧॥**

પૃથ્વીપતિ દશરથજીએ મુનિની ચરણરજને વારંવાર શીશ પર ચઢાવીને તેમને દંડવત્-પ્રણામ કર્યાં. વિશ્વામિત્રજીએ રાજાને ઉઠાવીને હૃદયે લગાડી દીધા અને આશીર્વાદ આપીને કુશળ પૂછ્યા. ॥૧॥

**પુનિ દંડવત કરત દોઉ ભાઈ। દેખિ નૃપતિ ઉર સુખુ ન સમાઈ॥**
**સુત હિયઁ લાઇ દુસહ દુખ મેટે। મૃતક સરીર પ્રાન જનુ ભેંટે॥૨॥**

પછી બંને ભાઈઓને દંડવત્-પ્રણામ કરતાં જોઈને રાજાના હૃદયમાં હરખ ન સમાયો. પુત્રોને [ઉઠાવીને] હૃદયથી લગાડી તેમણે પોતાના [વિયોગજનિત] દુઃસહ્ય દુઃખને દૂર કર્યું. જાણે મૃતક શરીરને પ્રાણ મળી ગયા હોય. ॥૨॥

**પુનિ બસિષ્ઠ પદ સિર તિન્હ નાએ। પ્રેમ મુદિત મુનિબર ઉર લાએ॥**
**બિપ્ર બૃંદ બંદે દુહુઁ ભાઈ। મનભાવતી અસીસેં પાઈ॥૩॥**

પછી તેમણે વસિષ્ઠજીના ચરણોમાં શીશ નમાવ્યાં. મુનિશ્રેષ્ઠે પ્રેમના આનંદથી તેમને હૃદય સરસા ચાંપી દીધા. બંને ભાઈઓએ સર્વે બ્રાહ્મણોની વંદના કરી અને મનગમતા આશીર્વાદ પામ્યા. ॥૩॥

**ભરત સહાનુજ કીન્હ પ્રનામા। લિએ ઉઠાઇ લાઇ ઉર રામા॥**
**હરષે લખન દેખિ દોઉ ભ્રાતા। મિલે પ્રેમ પરિપૂરિત ગાતા॥૪॥**

ભરતજીએ નાના ભાઈ શત્રુઘ્નસહિત શ્રીરામચન્દ્રજીને પ્રણામ કર્યાં. શ્રીરામજીએ તેમને ઉઠાવી હૃદયે ચાંપી દીધા. લક્ષ્મણજી બંને ભાઈઓને જોઈને હર્ષિત થયા અને પ્રેમથી પરિપૂર્ણ થયેલા તનથી તેમને ભેટ્યા. ॥૪॥

**દો૦ – પુરજન પરિજન જાતિજન જાચક મંત્રી મીત।**
**મિલે જથાબિધિ સબહિ પ્રભુ પરમ કૃપાલ બિનીત॥૩૦૮॥**

તદ્ઉપરાંત, પરમ કૃપાળુ અને વિનયી શ્રીરામચન્દ્રજી અયોધ્યાવાસી, કુટુંબીઓ, જાતિના લોકો, યાચકો, મંત્રીઓ અને મિત્રો - બધાને યથાયોગ્ય મળ્યા. ॥૩૦૮॥

**ચૌ૦ – રામહિ દેખિ બરાત જુડ઼ાની। પ્રીતિ કિ રીતિ ન જાતિ બખાની॥**
**નૃપ સમીપ સોહહિં સુત ચારી। જનુ ધન ધરમાદિક તનુધારી॥૧॥**

શ્રીરામચન્દ્રજીને જોઈને જાન શીતળ બની (રામના વિયોગમાં બધાના હૃદયમાં જે આગ બળી રહી હતી, તે શાંત થઈ ગઈ). પ્રીતિની રીતિનાં વખાણ થઈ નથી શકતાં. રાજાની સમીપ ચારેય પુત્રો એવી શોભા પામી રહ્યા છે જાણે અર્થ, ધર્મ, કામ અને મોક્ષે શરીર ધારણ કરેલાં હોય. ॥૧॥

**સુતન્હ સમેત દસરથહિ દેખી। મુદિત નગર નર નારિ બિસેષી॥**
**સુમન બરિસિ સુર હનહિં નિસાના। નાકનટીં નાચહિં કરિ ગાના॥૨॥**

પુત્રોસહિત દશરથજીને જોઈને નગરનાં સ્ત્રી-પુરુષ ઘણા જ પ્રસન્ન થઈ રહ્યાં છે. [આકાશમાં] દેવો ફૂલોની વર્ષા કરીને નગારાં વગાડી રહ્યાં છે અને અપ્સરાઓ ગાઈ-ગાઈને નાચી રહી છે. ॥૨॥

**સતાનંદ અરુ બિપ્ર સચિવ ગન। માગધ સૂત બિદુષ બંદીજન॥**
**સહિત બરાત રાઉ સનમાના। આયસુ માગિ ફિરે અગવાના॥૩॥**

સામૈયામાં આવેલા લોકો શતાનંદજી, અન્ય બ્રાહ્મણ, મંત્રીગણ, માગધ, સૂત, વિદ્વાન અને ભાટોએ જાનસહિત રાજા દશરથજીનો આદર-સત્કાર કર્યો. પછી આજ્ઞા લઈ તેઓ પાછા ફર્યા. ॥૩॥

**પ્રથમ બરાત લગન તેં આઈ। તાતેં પુર પ્રમોદુ અધિકાઈ॥**
**બ્રહ્માનંદુ લોગ સબ લહહીં। બઢ઼હુઁ દિવસ નિસિ બિધિ સન કહહીં॥૪॥**

જાન લગ્નના દિવસથી અગાઉ આવી ગઈ છે, તેથી જનકપુરમાં અધિક આનંદ છવાઈ ગયો છે. સર્વે લોકો બ્રહ્માનંદ પ્રાપ્ત કરી રહ્યા છે અને વિધાતાને વિનવી કહે છે કે દિવસ-રાત વધી જાઓ. (લાંબા થઈ જાય). ॥૪॥

**દો૦ – રામુ સીય સોભા અવધિ સુકૃત અવધિ દોઉ રાજ।**
**જહઁ તહઁ પુરજન કહહિં અસ મિલિ નર નારિ સમાજ॥૩૦૯॥**

શ્રીરામચન્દ્રજી અને સીતાજી સુંદરતાની સીમા છે અને બંને રાજા પુણ્યની સીમા છે, ચારે બાજુ જનકપુરવાસી સ્ત્રી-પુરુષોના સમૂહ એકત્ર થઈ-થઈને આ જ કહી રહ્યા છે - ॥૩૦૯॥

**ચૌ૦ – જનક સુકૃત મૂરતિ બૈદેહી। દસરથ સુકૃત રામુ ધરેં દેહી॥**
**ઈન્હ સમ કાહુઁ ન સિવ અવરાધે। કાહુઁ ન ઈન્હ સમાન ફલ લાધે॥૧॥**

જનકજીના સુકૃત(પુણ્ય)ની મૂર્તિ જાનકીજી છે અને દશરથજીના સુકૃત દેહ ધારણ કરેલા શ્રીરામજી છે. આ[બંને રાજાઓ]ની જેમ કોઈએ શિવજીની આરાધના કરી નથી અને એમના સમાન કોઈએ ફળ પણ મેળવ્યાં નથી. ॥૧॥

**ઈન્હ સમ કોઉ ન ભયઉ જગ માહીં। હૈ નહિં કતહૂઁ હોનેઉ નાહીં॥**
**હમ સબ સકલ સુકૃત કૈ રાસી। ભએ જગ જનમિ જનકપુર બાસી॥૨॥**

એમના જેવું જગતમાં નથી કોઈ થયું, ક્યાંય છે નહીં અને થવાનું પણ નથી. આપણે સૌ પણ સંપૂર્ણ પુણ્યોનો ભંડાર છીએ, જેથી જગતમાં જન્મ લઈને જનકપુરના નિવાસી બન્યા, ॥૨॥

**જિન્હ જાનકી રામ છબિ દેખી। કો સુકૃતી હમ સરિસ બિસેષી॥**
**પુનિ દેખબ રઘુબીર બિઆહૂ। લેબ ભલી બિધિ લોચન લાહૂ॥૩॥**

અને જેમણે જાનકીજી અને શ્રીરામચન્દ્રજીની શોભા જોઈ છે. આપણા જેવો વિશેષ પુણ્યાત્મા કોણ હશે! અને હવે આપણે શ્રીરઘુનાથજીનો વિવાહ જોઈશું અને સારી રીતે નેત્રોનો લાભ લઈશું. ॥૩॥

**કહહિં પરસપર કોકિલબયનીં। એહિ બિઆહઁ બડ઼ લાભુ સુનયનીં॥**
**બડ઼ેં ભાગ બિધિ બાત બનાઈ। નયન અતિથિ હોઇહહિં દોઉ ભાઈ॥૪॥**

કોયલ સમાન મધુર બોલનારી સ્ત્રીઓ પરસ્પર કહે છે કે હે સુંદર નેત્રોવાળી! આ વિવાહમાં મોટો લાભ છે. મોટા ભાગ્યથી વિધાતાએ સઘળી વાત બનાવી દીધી છે, આ બંને ભાઈ આપણા નેત્રોના અતિથિ બન્યા કરશે. ॥૪॥

**દો૦ – બારહિં બાર સનેહ બસ જનક બોલાઉબ સીય।**
**લેન આઇહહિં બંધુ દોઉ કોટિ કામ કમનીય ॥ ૩૧૦॥**

જનકજી સ્નેહવશ વારંવાર સીતાજીને તેડાવશે અને કરોડો કામદેવ સમાન સુંદર બંને ભાઈ સીતાજીને તેડવા આવ્યા કરશે. ॥ ૩૧૦॥

**ચૌ૦ – બિબિધ ભાઁતિ હોઇહિ પહુનાઈ। પ્રિય ન કાહિ અસ સાસુર માઈ ॥**
**તબ તબ રામ લખનહિ નિહારી। હોઇહહિં સબ પુર લોગ સુખારી ॥ ૧॥**

ત્યારે તેમની અનેક પ્રકારે પરોણાગત થશે. સખી! આવું સાસરું કોણે પ્રિય નહીં લાગે! ત્યારે ત્યારે આપણે સૌ નગરવાસી શ્રીરામ-લક્ષ્મણને જોઈ-જોઈને સુખી થઈશું. ॥ ૧॥

**સખિ જસ રામ લખન કર જોટા। તૈસેઇ ભૂપ સંગ દુઇ ઢોટા ॥**
**સ્યામ ગૌર સબ અંગ સુહાએ। તે સબ કહહિં દેખિ જે આએ ॥ ૨॥**

હે સખી! જેવી શ્રીરામ-લક્ષ્મણની જોડી છે, તેવા જ બે કુમાર રાજાની સાથે બીજા પણ છે. તેમાં પણ એક શ્યામ અને બીજા ગૌર વર્ણના છે, તેમના પણ સર્વે અંગ ઘણાં સુંદર છે. જે લોકો તેમને જોઈને આવ્યા છે, તે બધા આ જ કહે છે. ॥ ૨॥

**કહા એક મૈં આજુ નિહારે। જનુ બિરંચિ નિજ હાથ સઁવારે ॥**
**ભરતુ રામહી કી અનુહારી। સહસા લખિ ન સકહિં નર નારી ॥ ૩॥**

એકે કહ્યું – મેં આજે જ એમને જોયા છે, એટલા સુંદર છે, જાણે બ્રહ્માજીએ એમને પોતાના હાથે બનાવ્યા હોય. ભરત તો શ્રીરામચન્દ્રજીના જેવી જ શકલ-સૂરતના છે. સ્ત્રી-પુરુષ એમને એકદમ ઓળખી જ નથી શકતા. ॥ ૩॥

**લખનુ સત્રુસૂદનુ એકરૂપા। નખ સિખ તે સબ અંગ અનૂપા ॥**
**મન ભાવહિં મુખ બરનિ ન જાહીં। ઉપમા કહુઁ ત્રિભુવન કોઉ નાહીં ॥ ૪॥**

લક્ષ્મણ અને શત્રુઘ્ન બંનેનું એક રૂપ છે. બંનેના નખથી શિખા સુધીનાં બધાં જ અંગો અનુપમ છે. મનને ઘણા જ ગમે છે, પણ મુખથી એમનું વર્ણન થઈ શકતું નથી. તેમની ઉપમાને યોગ્ય ત્રણે લોકોમાંથી કોઈ નથી. ॥ ૪॥

**છં૦ – ઉપમા ન કોઉ કહ દાસ તુલસી કતહુઁ કબિ કોબિદ કહૈં।**
**બલ બિનય બિદ્યા સીલ સોભા સિંધુ ઇન્હ સે એઇ અહૈં ॥**
**પુર નારિ સકલ પસારિ અંચલ બિધિહિ બચન સુનાવહીં।**
**બ્યાહિઅહુઁ ચારિઉ ભાઇ એહિં પુર હમ સુમંગલ ગાવહીં ॥**

દાસ તુલસી કહે છે, કવિ અને કોવિદ (વિદ્વાન) કહે છે કે એમની ઉપમા ક્યાંય કોઈ નથી. બળ, વિનય, વિદ્યા, શીલ અને શોભાના સમુદ્ર એમના જેવા એ જ છે. જનકપુરીની સર્વે સ્ત્રીઓ ખોળો પાથરીને વિધાતાને એ જ વચન (પ્રાર્થના) સંભળાવે છે કે ચારે ભાઈઓનો વિવાહ આ જ નગરમાં કરાવો અને અમે સૌ સુંદર મંગળ ગાઈએ. ॥ ૫॥

**સો૦ – કહહિં પરસ્પર નારિ બારિ બિલોચન પુલક તન।**
**સખિ સબુ કરબ પુરારિ પુન્ય પયોનિધિ ભૂપ દોઉ ॥ ૩૧૧॥**

નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભરીને પુલકિત શરીરે સ્ત્રીઓ પરસ્પર કહી રહી છે કે હે સખી! બંને રાજા પુણ્યના સમુદ્ર છે, ત્રિપુરારિ શિવજી સર્વે મનોરથ પૂર્ણ કરશે. ॥ ૩૧૧॥

**ચૌ૦ – એહિ બિધિ સકલ મનોરથ કરહીં। આનંદ ઉમગિ ઉમગિ ઉર ભરહીં॥**
**જે નૃપ સીય સ્વયંબર આએ। દેખિ બંધુ સબ તિન્હ સુખ પાએ॥ ૧॥**

આ રીતે બધી મનોરથ કરી રહી છે અને હૃદયને ઉમંગ-ઉમંગ કરી (ઉત્સાહપૂર્વક) આનંદથી ભરી રહી છે. સીતાજીના સ્વયંવરમાં જે રાજા આવ્યા હતા, તેમણે પણ ચારેય ભાઈઓને જોઈને સુખ ઊપજ્યું. ॥ ૧॥

**કહત રામ જસુ બિસદ બિસાલા। નિજ નિજ ભવન ગએ મહિપાલા॥**
**ગએ બીતિ કછુ દિન એહિ ભાઁતી। પ્રમુદિત પુરજન સકલ બરાતી॥ ૨॥**

શ્રીરામચન્દ્રજીનો નિર્મળ અને મહાન યશ કહેતાં કહેતાં રાજાઓ પોતપોતાના ઘેર ગયા. આ રીતે કેટલાક દિવસ વીતી ગયા. જનકપુરનિવાસી અને બધા જાનૈયા ઘણા આનંદિત છે. ॥ ૨॥

**મંગલ મૂલ લગન દિનુ આવા। હિમ રિતુ અગહનુ માસુ સુહાવા॥**
**ગ્રહ તિથિ નખતુ જોગુ બર બારૂ। લગન સોધિ બિધિ કીન્હ બિચારૂ॥ ૩॥**

મંગળોનો મૂળ, લગ્નનો દિવસ આવી ગયો. હેમંત ઋતુ અને સોહામણો માગશર મહિનો હતો. ગ્રહ, તિથિ, નક્ષત્ર, યોગ અને વાર શ્રેષ્ઠ હતાં. લગ્ન (મુહુર્ત) શોધીને બ્રહ્માજીએ તે પર વિચાર કર્યો, ॥ ૩॥

**પઠૈ દીન્હિ નારદ સન સોઈ। ગની જનક કે ગનકન્હ જોઈ॥**
**સુની સકલ લોગન્હ યહ બાતા। કહહિં જોતિષી આહિં બિધાતા॥ ૪॥**

અને તે(લગ્નપત્રિકા)ને નારદજીના હાથે [જનકજીને ત્યાં] મોકલી દીધી. જનકજીના જ્યોતિષિઓએ પણ તે ગણના કરી રાખી હતી. જ્યારે બધા લોકોએ આ વાત સાંભળી ત્યારે તે કહેવા લાગ્યા – અહીંના જ્યોતિષી પણ બ્રહ્મા જ છે. ॥ ૪॥

**દો૦ – ધેનુધૂરિ બેલા બિમલ સકલ સુમંગલ મૂલ।**
**બિપ્રન્હ કહેઉ બિદેહ સન જાનિ સગુન અનુકૂલ॥ ૩૧૨॥**

નિર્મળ અને સર્વે સુંદર મંગળોની મૂળ ગોધૂલિની પવિત્ર વેળા આવી ગઈ અને અનુકૂળ શુકન થવા લાગ્યાં, એ જાણીને બ્રાહ્મણોએ જનકજીને કહ્યું. ॥ ૩૧૨॥

**ચૌ૦ – ઉપરોહિતહિ કહેઉ નરનાહા। અબ બિલંબ કર કારનુ કાહા॥**
**સતાનંદ તબ સચિવ બોલાએ। મંગલ સકલ સાજિ સબ લ્યાએ॥ ૧॥**

ત્યારે રાજા જનકે પુરોહિત શતાનંદજીને કહ્યું કે હવે મોડું કરવાનું શું કારણ છે? ત્યારે શતાનંદજીએ મંત્રીઓને બોલાવ્યા, તેઓ બધા મંગળનો સામાન તૈયાર કરીને લઈ આવ્યા. ॥ ૧॥

**સંખ નિસાન પનવ બહુ બાજે। મંગલ કલસ સગુન સુભ સાજે॥**
**સુભગ સુઆસિનિ ગાવહિં ગીતા। કરહિં બેદ ધુનિ બિપ્ર પુનીતા॥૨॥**

શંખ, નગારાં, ઢોલ અને ઘણાં બધાં વાજાં વાગવા લાગ્યાં તથા મંગળ-કળશ અને શુભ શુકનની વસ્તુઓ (દહીં, દૂર્વા આદિ) તૈયાર કરાઈ. સુંદર સૌભાગ્યવતી સ્ત્રીઓ ગીત ગાઈ રહી છે અને પવિત્ર બ્રાહ્મણ વેદધ્વનિ કરી રહ્યા છે. ॥૨॥

**લેન ચલે સાદર એહિ ભાઁતી। ગએ જહાઁ જનવાસ બરાતી॥**
**કોસલપતિ કર દેખિ સમાજૂ। અતિ લઘુ લાગ તિન્હહિ સુરરાજૂ॥૩॥**

બધા લોકો આ રીતે આદરપૂર્વક જાનને લેવા ચાલ્યા અને જ્યાં જાનૈયાઓનો જાનીવાસો હતો ત્યાં ગયા. અવધપતિ દશરથજીનો સમાજ (વૈભવ) જોઈને તેમને દેવરાજ ઈન્દ્ર પણ ઘણા જ તુચ્છ લાગવા માંડ્યા. ॥૩॥

**ભયઉ સમઉ અબ ધારિઅ પાઊ। યહ સુનિ પરા નિસાનહિં ઘાઊ॥**
**ગુરહિ પૂછિ કરિ કુલ બિધિ રાજા। ચલે સંગ મુનિ સાધુ સમાજા॥૪॥**

[તેમણે જઈને વિનંતી કરી –] સમય થઈ ગયો, હવે પધારો. આ સાંભળતાં જ નગારાં વાગી ઊઠ્યાં. ગુરુ વસિષ્ઠજીને પૂછીને અને કુળના રિતિરિવાજ પતાવીને રાજા દશરથજી મુનિઓ અને સાધુઓના સમાજને સાથે લઈને ચાલ્યા. ॥૪॥

**દો૦ – ભાગ્ય બિભવ અવધેસ કર દેખિ દેવ બ્રહ્માદિ।**
**લગે સરાહન સહસ મુખ જાનિ જનમ નિજ બાદિ॥૩૧૩॥**

અવધનરેશ દશરથજીનું ભાગ્ય અને વૈભવ જોઈને અને પોતાનો જન્મ વ્યર્થ સમજીને, બ્રહ્માજી આદિ દેવતા હજારો મુખોથી તેમની પ્રશંસા કરવા લાગ્યા. ॥૩૧૩॥

**ચૌ૦ – સુરન્હ સુમંગલ અવસરુ જાના। બરષહિં સુમન બજાઇ નિસાના॥**
**સિવ બ્રહ્માદિક બિબુધ બરૂથા। ચઢ઼ે બિમાનન્હિ નાના જૂથા॥૧॥**

દેવગણ સુંદર મંગળનો અવસર જાણીને, નગારાં વગાડી-વગાડીને ફૂલ વરસાવે છે. શિવજી, બ્રહ્માજી આદિ દેવવૃંદ જૂથ બનાવી-બનાવીને વિમાનો પર જઈ ચડ્યા. ॥૧॥

**પ્રેમ પુલક તન હૃદયઁ ઉછાહૂ। ચલે બિલોકન રામ બિઆહૂ॥**
**દેખિ જનકપુરુ સુર અનુરાગે। નિજ નિજ લોક સબહિં લઘુ લાગે॥૨॥**

અને પ્રેમથી પુલકિત તને તથા હૃદયમાં ઉત્સાહ ભરીને શ્રીરામચન્દ્રજીનો વિવાહ જોવા ચાલ્યા. જનકપુરને જોઈને દેવો એટલા અનુરક્ત થઈ ગયા કે તે બધાને પોતપોતાના લોક ઘણા તુચ્છ લાગવા લાગ્યા. ॥૨॥

**ચિતવહિં ચકિત બિચિત્ર બિતાના। રચના સકલ અલૌકિક નાના॥**
**નગર નારિ નર રૂપ નિધાના। સુઘર સુધરમ સુસીલ સુજાના॥૩॥**

વિચિત્ર મંડપને તથા અનેક પ્રકારની સઘળી અલૌકિક રચનાઓને તે ચકિત થઈને જોઈ રહ્યા છે. નગરનાં સ્ત્રી-પુરુષ રૂપના ભંડાર, સુઘડ, શ્રેષ્ઠ ધર્માત્મા, સુશીલ અને સુજ્ઞ છે. ॥૩॥

**તિન્હહિ દેખિ સબ સુર સુરનારીં। ભએ નખત જનુ બિધુ ઉજિઆરીં॥**
**બિધિહિ ભયઉ આચરજુ બિસેષી। નિજ કરની કછુ કતહુઁ ન દેખી॥૪॥**

તેમને જોઈને બધા દેવો અને દેવાંગનાઓ એવાં પ્રભાહીન થઈ ગયાં કે જેમ ચન્દ્રમાના અજવાળામાં તારાગણ ઝાંખા પડી જાય છે. બ્રહ્માજીને વિશેષ આશ્ચર્ય થયું, કેમ કે તેમણે ત્યાં પોતાની કોઈ કરણી (રચના) તો ક્યાંય જોઈ જ નહીં. ॥૪॥

**દો૦ – સિવઁ સમુઝાએ દેવ સબ જનિ આચરજ ભુલાહુ।**
**હૃદયઁ બિચારહુ ધીર ધરિ સિય રઘુબીર બિઆહુ॥૩૧૪॥**

ત્યારે શિવજીએ બધા દેવતાઓને સમજાવ્યા કે તમે લોકો આશ્ચર્યમાં ભૂલા ન પડો. હૃદયમાં ધીરજ ધરીને વિચાર તો કરો કે આ [ભગવાનની મહામહિમામય નિજશક્તિ] શ્રીસીતાજીના અને [અખિલ બ્રહ્માંડોના પરમ ઈશ્વર સાક્ષાત્ ભગવાન] શ્રીરામચન્દ્રજીનો વિવાહ છે. ॥૩૧૪॥

**ચૌ૦ – જિન્હ કર નામુ લેત જગ માહીં। સકલ અમંગલ મૂલ નસાહીં॥**
**કરતલ હોહિં પદારથ ચારી। તેઈ સિય રામુ કહેઉ કામારી॥૧॥**

જેમનું નામ લેતાં જ જગતમાં બધા અમંગળોનાં મૂળ કપાઈ જાય છે અને ચારે પદાર્થ (અર્થ, ધર્મ, કામ, મોક્ષ) મુઠ્ઠીમાં આવી જાય છે, તે જ [જગતનાં માતા-પિતા] એ શ્રીસીતારામજી છે, કામના શત્રુ શિવજીએ આવું કહ્યું. ॥૧॥

**એહિ બિધિ સંભુ સુરન્હ સમુઝાવા। પુનિ આગેં બર બસહ ચલાવા॥**
**દેવન્હ દેખે દસરથુ જાતા। મહામોદ મન પુલકિત ગાતા॥૨॥**

આ રીતે શિવજીએ દેવતાઓને સમજાવ્યા અને પછી પોતાના શ્રેષ્ઠ બળદ નંદીશ્વરને આગળ કર્યો. દેવતાઓએ જોયું કે દશરથજી મનમાં ઘણા જ પ્રસન્ન અને શરીરથી પુલકિત થઈ જઈ રહ્યા છે. ॥૨॥

**સાધુ સમાજ સંગ મહિદેવા। જનુ તનુ ધરેં કરહિં સુખ સેવા॥**
**સોહત સાથ સુભગ સુત ચારી। જનુ અપબરગ સકલ તનુધારી॥૩॥**

તેમની સાથે [પરમ હર્ષયુક્ત] સાધુઓ અને બ્રાહ્મણોની મંડળી એવી શોભા આપી રહી હતી કે જાણે સમસ્ત સુખ શરીર ધારણ કરીને તેમની સેવા કરી રહ્યાં હોય. ચારે સુંદર પુત્રો સાથે એવા સુશોભિત છે, જાણે સમસ્ત મોક્ષો(સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય)એ શરીર ધારણ કર્યાં હોય. ॥૩॥

**મરકત કનક બરન બર જોરી। દેખિ સુરન્હ ભૈ પ્રીતિ ન થોરી॥**
**પુનિ રામહિ બિલોકિ હિયઁ હરષે। નૃપહિ સરાહિ સુમન તિન્હ બરષે॥૪॥**

મરકતમણિ તથા સુવર્ણના રંગોની સુંદર જોડીઓને જોઈને દેવતાઓને ઓછી પ્રીતિ ન થઈ (અર્થાત્ બહુ જ પ્રીતિ થઈ). પછી રામચન્દ્રજીને જોઈને તે હૃદયમાં (અત્યંત) હરખાયા અને રાજાની પ્રશંસા કરીને તેમણે ફૂલ વરસાવ્યાં. ॥૪॥

**દો૦ – રામ રૂપુ નખ સિખ સુભગ બારહિં બાર નિહારિ ।**
**પુલક ગાત લોચન સજલ ઉમા સમેત પુરારિ ॥ ૩૧૫॥**

નખથી શિખા સુધી શ્રીરામચન્દ્રજીના સુંદર રૂપને વારંવાર જોતાં પાર્વતીજી સહિત શ્રીશિવજીનું શરીર પુલકિત થઈ ગયું અને તેમનાં નેત્ર [પ્રેમાશ્રુઓનાં] જળથી ભરાઈ ગયાં. ॥ ૩૧૫॥

**ચૌ૦ – કેકિ કંઠ દુતિ સ્યામલ અંગા । તડ઼િત બિનિંદક બસન સુરંગા ॥**
**બ્યાહ બિભૂષન બિબિધ બનાએ । મંગલ સબ સબ ભાઁતિ સુહાએ ॥ ૧॥**

રામજીનું મોરના કંઠના જેવી કાન્તિવાળુ [હરિતાભ] શ્યામ શરીર છે. વીજળીનો અત્યંત અનાદર કરનારાં પ્રકાશમય સુંદર [પીત] રંગનાં વસ્ત્ર છે. બધું મંગળરૂપ અને બધી રીતે સુંદર જાતજાતનાં વિવાહનાં આભૂષણ શરીર પર શણગાર્યાં છે. ॥ ૧॥

**સરદ બિમલ બિધુ બદનુ સુહાવન । નયન નવલ રાજીવ લજાવન ॥**
**સકલ અલૌકિક સુંદરતાઈ । કહિ ન જાઈ મનહીં મન ભાઈ ॥ ૨॥**

તેમના સુંદર મુખ શરદના નિર્મળ ચન્દ્રને અને નેત્ર નવીન કમળને લજાવનારાં છે. સકળ સુંદરતા અલૌકિક છે. (માયાની બનેલી નથી, દિવ્ય સચ્ચિદાનંદમયી છે). તે કહી જ શકાતી નથી, મનમાં ને મનમાં બહુ પ્રિય લાગે છે. ॥ ૨॥

**બંધુ મનોહર સોહહિં સંગા । જાત નચાવત ચપલ તુરંગા ॥**
**રાજકુઅઁર બર બાજિ દેખાવહિં । બંસ પ્રસંસક બિરિદ સુનાવહિં ॥ ૩॥**

સાથમાં મનોહર ભાઈ શોભિત છે, જે ચંચળ ઘોડાઓને નચાવતાં જઈ રહ્યા છે. રાજકુમાર શ્રેષ્ઠ ઘોડા (તેમની ચાલને) બતાવી રહ્યા છે અને વંશની પ્રશંસા કરનારા (માગધ-ભાટ) બિરુદાવલી સંભળાવી રહ્યા છે. ॥ ૩॥

**જેહિ તુરંગ પર રામુ બિરાજે । ગતિ બિલોકિ ખગનાયકુ લાજે ॥**
**કહિ ન જાઈ સબ ભાઁતિ સુહાવા । બાજિ બેષુ જનુ કામ બનાવા ॥ ૪॥**

જે ઘોડા પર શ્રીરામજી બિરાજમાન છે, તેની [તેજ] ચાલ જોઈને ગરુડ પણ લજાઈ જાય છે, તેનું વર્ણન નથી થઈ શકતું, તે સર્વ રીતે સુંદર છે, જાણે કામદેવે જ ઘોડાનો વેશ ધારણ કરી લીધો હોય. ॥ ૪॥

**છં૦ – જનુ બાજિ બેષુ બનાઇ મનસિજુ રામ હિત અતિ સોહઈ ॥**
**આપનેં બય બલ રૂપ ગુન ગતિ સકલ ભુવન બિમોહઈ ॥**
**જગમગત જીનુ જરાવ જોતિ સુમોતિ મનિ માનિક લગે ॥**
**કિંકિનિ લલામ લગામુ લલિત બિલોકિ સુર નર મુનિ ઠગે ॥**

જાણે શ્રીરામચન્દ્રજીના માટે કામદેવ ઘોડાનો વેશ બનાવીને અત્યંત શોભિત થઈ રહ્યો છે. તે પોતાની અવસ્થા, બળ, રૂપ, ગુણ અને ચાલથી સમસ્ત લોકોને મોહિત કરી રહ્યો છે. સુંદર મોતી, મણિ અને માણેક ટાંકેલું જડાઉ જીન જ્યોતિથી ઝગમગી રહ્યું છે. તેની સુંદર ઘૂઘરીઓ ટાંકેલી લલિત લગામને જોઈને દેવતા, મનુષ્ય અને મુનિ સર્વે ઠગાઈ જાય છે. ॥ ૫॥

**દો૦ – પ્રભુ મનસહિં લયલીન મનુ ચલત બાજિ છબિ પાવ।**
**ભૂષિત ઉડ઼ગન તડ઼િત ઘનુ જનુ બર બરહિ નચાવ ॥ ૩૧૬॥**

પ્રભુની ઈચ્છામાં પોતાના મનને લીન કરીને ચાલતો તે ઘોડો ઘણી શોભા પામી રહ્યો છે, જાણે તારાગણ તથા વીજળીથી અલંકૃત મેઘ સુંદર મોરને નચાવી રહ્યા હોય. ॥ ૩૧૬॥

**ચૌ૦ – જેહિં બર બાજિ રામુ અસવારા। તેહિ સારદઉ ન બરનૈ પારા॥**
**સંકરુ રામ રૂપ અનુરાગે। નયન પંચદસ અતિ પ્રિય લાગે॥ ૧॥**

જે શ્રેષ્ઠ ઘોડા પર શ્રીરામચન્દ્રજી સવાર છે, તેનું વર્ણન સરસ્વતીજી પણ નથી કરી શકતાં. શંકરજી શ્રીરામચન્દ્રજીના રૂપમાં એવા અનુરક્ત થયા કે એમને પોતાનાં પંદર નેત્રો આ વખતે ઘણાં જ પ્રિય લાગવા લાગ્યાં. ॥ ૧॥

**હરિ હિત સહિત રામુ જબ જોહે। રમા સમેત રમાપતિ મોહે॥**
**નિરખિ રામ છબિ બિધિ હરષાને। આઠઈ નયન જાનિ પછિતાને॥ ૨॥**

ભગવાન વિષ્ણુએ જ્યારે પ્રેમસહિત શ્રીરામને જોયા, ત્યારે તે [રમણીયતાની મૂર્તિ] શ્રીલક્ષ્મીજીના પતિ શ્રીલક્ષ્મીજીસહિત મોહિત થઈ ગયા. શ્રીરામચન્દ્રજીની શોભા જોઈને બ્રહ્માજી ઘણા પ્રસન્ન થયા પણ પોતાનાં આઠ જ નેત્રો જાણીને પસ્તાવા લાગ્યા. ॥ ૨॥

**સુર સેનપ ઉર બહુત ઉછાહૂ। બિધિ તે ડેવઢ઼ લોચન લાહૂ॥**
**રામહિ ચિતવ સુરેસ સુજાના। ગૌતમ શ્રાપુ પરમ હિત માના॥ ૩॥**

દેવતાઓના સેનાપતિ સ્વામી કાર્તિકના હૃદયમાં ઘણો ઉત્સાહ છે, કેમ કે બ્રહ્માજી કરતાં દોઢા અર્થાત્ બાર નેત્રોથી રામદર્શનનો સુંદર લાભ ઉઠાવી રહ્યા છે. સુજ્ઞ ઈન્દ્ર [પોતાનાં હજાર નેત્રોથી] શ્રીરામચન્દ્રજીને જોઈ રહ્યા છે અને ગૌતમજીના શાપને પોતાના માટે પરમ હિતકારી માની રહ્યા છે. ॥ ૩॥

**દેવ સકલ સુરપતિહિ સિહાહીં। આજુ પુરંદર સમ કોઉ નાહીં॥**
**મુદિત દેવગન રામહિ દેખી। નૃપસમાજ દુહુઁ હરષુ બિસેષી॥ ૪॥**

બધા દેવો દેવરાજ ઈન્દ્રની ઈર્ષ્યા કરી રહ્યા છે [અને કહી રહ્યા છે] કે આજે ઈન્દ્રના જેવો ભાગ્યવાન્ બીજો કોઈ નથી. શ્રીરામચન્દ્રજીને જોઈને દેવગણ પ્રસન્ન છે અને બંને રાજાઓના સમાજમાં વિશેષ હર્ષ છવાઈ રહ્યો છે. ॥ ૪॥

**છં૦ – અતિ હરષુ રાજસમાજ દુહુ દિસિ દુંદુભીં બાજહિં ઘની।**
**બરષહિં સુમન સુર હરષિ કહિ જય જયતિ જય રઘુકુલમની॥**
**એહિ ભાઁતિ જાનિ બરાત આવત બાજને બહુ બાજહીં।**
**રાની સુઆસિનિ બોલિ પરિછનિ હેતુ મંગલ સાજહીં॥**

બંને પક્ષના રાજસમાજમાં અત્યંત હર્ષ છે અને ઘણા જોરથી નગારાં વાગી રહ્યાં છે. દેવતા પ્રસન્ન થઈને અને ‘રઘુકુળમણિ શ્રીરામનો જય હો, જય હો, જય હો’ કહીને ફૂલ વરસાવી રહ્યા છે. આ રીતે જાનને આવતી જાણીને ઘણી જાતનાં વાજાં વાગવા લાગ્યાં અને રાણી સૌભાગ્યવતી સ્ત્રીઓને બોલાવીને પોંખવા માટે મંગળદ્રવ્યો તૈયાર કરવા લાગી. ॥ ૫॥

**દો૦ – સજિ આરતી અનેક બિધિ મંગલ સકલ સઁવારિ ।**
**ચલીં મુદિત પરિછનિ કરન ગજગામિનિ બર નારિ ॥ ૩૧૭॥**

અનેક પ્રકારે આરતી તૈયાર કરી અને સમસ્ત મંગળદ્રવ્યોને યથાયોગ્ય સજાવીને ગજગામિની ઉત્તમ સ્ત્રીઓ આનંદપૂર્વક પોંખવા માટે ચાલી. ॥ ૩૧૭॥

**ચૌ૦ – બિધુબદનીં સબ સબ મૃગલોચનિ । સબ નિજ તન છબિ રતિ મદુ મોચનિ ॥**
**પહિરેં બરન બરન બર ચીરા । સકલ બિભૂષન સજેં સરીરા ॥ ૧॥**

બધી સ્ત્રીઓ ચન્દ્રમુખી અને બધી મૃગલોચની છે અને બધી પોતાના શરીરની શોભાથી રતિના ગર્વને છોડાવનારી છે. રંગ-રંગની સુંદર સાડીઓ પહેરી છે અને શરીર પર સર્વે આભૂષણો સજ્યાં છે. ॥ ૧॥

**સકલ સુમંગલ અંગ બનાએઁ । કરહિં ગાન કલકંઠિ લજાએઁ ॥**
**કંકન કિંકિનિ નૂપુર બાજહિં । ચાલિ બિલોકિ કામ ગજ લાજહિં ॥ ૨॥**

સમસ્ત અંગોને સુંદર મંગળ પદાર્થોથી શણગારીને તેઓ કોયલોને પણ લજાવતી [મધુર સ્વરે] ગાન કરી રહી છે. કંકણ, કંદોરા અને ઝાંઝર વાગી રહ્યાં છે. સ્ત્રીઓની ચાલ જોઈને કામદેવના હાથી પણ લજાઈ જાય છે. ॥ ૨॥

**બાજહિં બાજને બિબિધ પ્રકારા । નભ અરુ નગર સુમંગલચારા ॥**
**સચી સારદા રમા ભવાની । જે સુરતિય સુચિ સહજ સયાની ॥ ૩॥**

અનેક પ્રકારનાં વાજાં વાગી રહ્યાં છે. આકાશ અને નગર બંને સ્થાનોએ સુંદર મંગળાચાર થઈ રહ્યા છે. શચી (ઈન્દ્રાણી), સરસ્વતી, લક્ષ્મી, પાર્વતી અને જે સ્વભાવથી જ પવિત્ર અને સમજુ દેવાંગનાઓ હતી, ॥ ૩॥

**કપટ નારિ બર બેષ બનાઈ । મિલીં સકલ રનિવાસહિં જાઈ ॥**
**કરહિં ગાન કલ મંગલ બાનીં । હરષ બિબસ સબ કાહુઁ ન જાનીં ॥ ૪॥**

તે બધી છળથી સુંદર સ્ત્રીઓનો વેશ બનાવી રાણીવાસમાં જઈને ભળી ગઈ અને મનોહર વાણીથી મંગળગાન કરવા લાગી. સર્વે કોઈ હર્ષને વિશેષ વશ હતાં, તેથી કોઈએ તેમને ઓળખ્યાં નહિ. ॥ ૪॥

**છં૦ – કો જાન કેહિ આનંદ બસ સબ બ્રહ્મુ બર પરિછન ચલી ।**
**કલ ગાન મધુર નિસાન બરષહિં સુમન સુર સોભા ભલી ॥**
**આનંદકંદુ બિલોકિ દૂલહુ સકલ હિયઁ હરષિત ભઈ ।**
**અંભોજ અંબક અંબુ ઉમગિ સુઅંગ પુલકાવલિ છઈ ॥**

કોણ કોને જાણે-ઓળખે! આનંદને વશ થઈ બધી વરરાજા બનેલા બ્રહ્મનું પોંખણું કરવા ચાલી. મનોહર ગાન થઈ રહ્યું છે. મધુર-મધુર નગારાં વાગી રહ્યાં છે, દેવતા ફૂલ વરસાવી રહ્યા છે, ઘણી સારી શોભા છે. આનંદકંદ વરરાજાને જોઈને બધી સ્ત્રીઓ હૃદયમાં હર્ષિત થઈ. તેમનાં કમળ જેવાં નેત્રોમાં પ્રેમાશ્રુઓનું જળ ઊભરાઈ આવ્યું અને સુંદર અંગોમાં પુલકાવલી છવાઈ ગઈ. ॥ ૫॥

**દો૦ – જો સુખુ ભા સિય માતુ મન દેખિ રામ બર બેષુ ।**
**સો ન સકહિં કહિ કલપ સત સહસ સારદા સેષુ ॥ ૩૧૮॥**

શ્રીરામચન્દ્રજીનો વર-વેશ જોઈને સીતાજીનાં માતા સુનયનાજીના મનમાં જે સુખ થયું, તેને હજારો સરસ્વતી અને શેષજી સો કલ્પોમાં પણ કહી નથી શકતાં [અથવા લાખો સરસ્વતી અને શેષ લાખો કલ્પોમાં પણ નથી કહી શકતા]. ॥ ૩૧૮॥

**ચૌ૦ – નયન નીરુ હટિ મંગલ જાની । પરિછનિ કરહિં મુદિત મન રાની ॥**
**બેદ બિહિત અરુ કુલ આચારૂ । કીન્હ ભલી બિધિ સબ બ્યવહારૂ ॥ ૧॥**

મંગળ-અવસર જાણીને નેત્રોનાં જળને રોકી રાખી રાણી પ્રસન્ન મનથી પોંખણું કરી રહ્યાં છે. વેદોમાં કહેલા તથા કુલાચારને અનુસાર સઘળા વહેવાર રાણીએ સારી રીતે કર્યા. ॥ ૧॥

**પંચ સબદ ધુનિ મંગલ ગાના । પટ પાઁવડ઼ે પરહિં બિધિ નાના ॥**
**કરિ આરતી અરઘુ તિન્હ દીન્હા । રામ ગમનુ મંડપ તબ કીન્હા ॥ ૨॥**

પંચશબ્દ (તન્ત્રી, તાલ, ઝાઝ, નગારાં અને તુરી – એ પાંચ પ્રકારનાં વાજાંના અવાજ), પંચધ્વનિ (વેદધ્વનિ, વન્દીધ્વનિ, જયધ્વનિ, શંખધ્વનિ અને હુલૂધ્વનિ) અને મંગળગાન થઈ રહ્યાં છે. અનેક પ્રકારનાં વસ્ત્રોના પાગરણ (જાજમ) પથરાઈ રહ્યા છે. તેમણે (રાણીએ) આરતી કરીને અર્ઘ્ય આપ્યો, ત્યારે શ્રીરામજીએ મંડપમાં ગમન કર્યું. ॥ ૨॥

**દસરથુ સહિત સમાજ બિરાજે । બિભવ બિલોકિ લોકપતિ લાજે ॥**
**સમયઁ સમયઁ સુર બરષહિં ફૂલા । સાંતિ પઢ઼હિં મહિસુર અનુકૂલા ॥ ૩॥**

દશરથજી પોતાની મંડળીસહિત બિરાજમાન થયા. તેમના વૈભવને જોઈને લોકપાળ પણ લજાઈ ગયા. સમયે-સમયે દેવો ફૂલ વરસાવે છે અને ભૂદેવ બ્રાહ્મણ સમયાનુકૂળ શાન્તિપાઠ કરે છે. ॥ ૩॥

**નભ અરુ નગર કોલાહલ હોઈ । આપનિ પર કછુ સુનઇ ન કોઈ ॥**
**એહિ બિધિ રામુ મંડપહિં આએ । અરઘુ દેઈ આસન બૈઠાએ ॥ ૪॥**

આકાશ અને નગરમાં કોલાહલ થઈ રહ્યો છે. પોતાની કે પારકી કોઈ કંઈ પણ વાત નથી સાંભળતું. આમ, શ્રીરામચન્દ્રજી મંડપમાં આવ્યા અને અર્ઘ્ય આપીને એમને આસન પર બેસાડવામાં આવ્યા. ॥ ૪॥

**છં૦ – બૈઠારિ આસન આરતી કરિ નિરખિ બરુ સુખુ પાવહીં ।**
**મનિ બસન ભૂષન ભૂરિ વારહિં નારિ મંગલ ગાવહીં ॥**
**બ્રહ્માદિ સુરબર બિપ્ર બેષ બનાઈ કૌતુક દેખહીં ।**
**અવલોકિ રઘુકુલ કમલ રબિ છબિ સુફલ જીવન લેખહીં ॥**

આસન પર બેસાડી, આરતી કરી વરરાજાને નિહાળી સ્ત્રીઓ સુખ પામી રહી છે. તેઓ ઢગલે ઢગલાં મણિ, વસ્ત્ર અને ઘરેણાં ન્યોછાવર કરીને મંગળ ગાઈ રહી છે. બ્રહ્મા આદિ શ્રેષ્ઠ દેવો બ્રાહ્મણવેશ ધરીને કૌતુક નિહાળી રહ્યા છે. તે રઘુકુળરૂપી કમળને પ્રફુલ્લિત કરનારા સૂર્ય શ્રીરામચન્દ્રજીની શોભા જોઈને પોતાનું જીવન સફળ માની રહ્યા છે. ॥ ૫॥

**દો૦ – નાઊ બારી ભાટ નટ રામ નિછાવરિ પાઇ ।**
**મુદિત અસીસહિં નાઇ સિર હરષુ ન હૃદયઁ સમાઇ ॥ ૩૧૯॥**

નાઈ, પતરાળાં બનાવનારા, ભાટ અને નટ શ્રીરામચન્દ્રજીને અર્પણ થયેલી વસ્તુઓ પામીને આનંદિત થઈ શીશ નમાવીને આશિષ આપે છે. તેમના હૃદયમાં હર્ષ સમાતો નથી. ॥ ૩૧૯॥

**ચૌ૦ – મિલે જનકુ દસરથુ અતિ પ્રીતીં। કરિ બૈદિક લૌકિક સબ રીતીં ॥**
**મિલત મહા દોઉ રાજ બિરાજે। ઉપમા ખોજિ ખોજિ કબિ લાજે ॥ ૧॥**

વૈદિક અને લૌકિક બધી વિધિઓ કરીને જનકજી અને દશરથજી ઘણા પ્રેમથી ભેટ્યા. બંને મહારાજા મળતી વખતે ઘણા જ શોભાયમાન થયા, કવિઓ તેમના માટે ઉપમા ખોળી-ખોળીને લજાઈ ગયા. ॥ ૧॥

**લહી ન કતહુઁ હારિ હિયઁ માની। ઇન્હ સમ એઇ ઉપમા ઉર આની ॥**
**સામધ દેખિ દેવ અનુરાગે। સુમન બરષિ જસુ ગાવન લાગે ॥ ૨॥**

જ્યારે ક્યાંય પણ ઉપમા ન મળી, ત્યારે હૃદયથી હાર માનીને તેમણે મનમાં આ ઉપમા નક્કી કરી કે એમના જેવા એ સ્વયં જ છે. વેવાઈઓનો મેળાપ કે પરસ્પર સંબંધ જોઈને દેવો અનુરક્ત થઈ ગયા અને ફૂલ વરસાવીને એમનો યશ ગાવા લાગ્યા. ॥ ૨॥

**જગુ બિરંચિ ઉપજાવા જબ તેં। દેખે સુને બ્યાહ બહુ તબ તેં ॥**
**સકલ ભાઁતિ સમ સાજુ સમાજૂ। સમ સમધી દેખે હમ આજૂ ॥ ૩॥**

[તેઓ કહેવા લાગ્યા –] જ્યારથી બ્રહ્માજીએ જગતને ઉત્પન્ન કર્યું ત્યારથી અમે ઘણા વિવાહ જોયા-સાંભળ્યા; પરંતુ બધી રીતે સમાન સાજન-માજન અને બરાબરીના (પૂર્ણ સમાનતાયુક્ત) વેવાઈઓ તો આજે જ જોયા. ॥ ૩॥

**દેવ ગિરા સુનિ સુંદર સાઁચી। પ્રીતિ અલૌકિક દુહુ દિસિ માચી ॥**
**દેત પાઁવડ઼ે અરઘુ સુહાએ। સાદર જનકુ મંડપહિં લ્યાએ ॥ ૪॥**

દેવતાઓની સુંદર સત્યવાણી સાંભળીને બંને બાજુ અલૌકિક પ્રેમ છવાઈ ગયો. સુંદર પાગરણ (જાજમ પાથરતાં) અને અર્ઘ્ય આપતાં જનકજી દશરથજીને આદરપૂર્વક મંડપમાં લઈ આવ્યા. ॥ ૪॥

**છં૦ – મંડપુ બિલોકિ બિચિત્ર રચનાઁ રુચિરતાઁ મુનિ મન હરે ॥**
**નિજ પાનિ જનક સુજાન સબ કહુઁ આનિ સિંઘાસન ધરે ॥**
**કુલ ઇષ્ટ સરિસ બસિષ્ટ પૂજે બિનય કરિ આસિષ લહી ॥**
**કૌસિકહિ પૂજત પરમ પ્રીતિ કિ રીતિ તૌ ન પરૈ કહી ॥**

મંડપ જોઈને તેની વિચિત્ર રચના અને સુંદરતાથી મુનિઓનાં મન પણ હરાઈ ગયાં. સુજ્ઞ જનકજીએ સ્વહસ્તેથી લાવી-લાવીને બધાને માટે સિંહાસન મૂક્યાં. તેમણે પોતાના કુળના ઈષ્ટદેવતા સમાન વસિષ્ઠજીની પૂજા કરી અને વિનય કરીને આશીર્વાદ પ્રાપ્ત કર્યા. વિશ્વામિત્રજીની પૂજા કરતી વેળાએ દેખાતી પરમ પ્રીતિની રીતિ તો કહેવાઈ જ શકાતી નથી. ॥ ૫॥

**દો૦ – બામદેવ આદિક રિષય પૂજે મુદિત મહીસ ।**
**દિએ દિબ્ય આસન સબહિ સબ સન લહી અસીસ ॥ ૩૨૦॥**

રાજાએ વામદેવ આદિ ઋષિઓની પ્રસન્ન મને પૂજા કરી. બધાને દિવ્ય આસન આપ્યાં અને સૌની પાસેથી આશીર્વાદ મેળવ્યા. ॥ ૩૨૦॥

**ચૌ૦ – બહુરિ કીન્હિ કોસલપતિ પૂજા । જાનિ ઈસ સમ ભાઉ ન દૂજા ॥**
**કીન્હિ જોરિ કર બિનય બડ઼ાઈ । કહિ નિજ ભાગ્ય બિભવ બહુતાઈ ॥ ૧॥**

પછી તેમણે કોશલાધીશ રાજા દશરથજીની પૂજા - ઈશ્વર (મહાદેવજી) સમાન જાણીને કરી, બીજો કોઈ ભાવ ન હતો. તદ્ઉપરાંત [એમના સંબંધથી], પોતાના ભાગ્ય અને વૈભવની વિપુલતાની પ્રશંસા કરી; પછી હાથ જોડીને પ્રાર્થના કરીને માન આપ્યું. ॥ ૧॥

**પૂજે ભૂપતિ સકલ બરાતી । સમધી સમ સાદર સબ ભાઁતી ॥**
**આસન ઉચિત દિએ સબ કાહૂ । કહૌં કાહ મુખ એક ઉછાહૂ ॥ ૨॥**

રાજા જનકજીએ બધા જાનૈયાઓનું વેવાઈ દશરથજીના જેવું જ બધી રીતે આદરપૂર્વક પૂજન કર્યું અને હર કોઈને ઉચિત આસન આપ્યાં. હું એક મુખથી એ ઉત્સાહનું શું વર્ણન કરું? ॥ ૨॥

**સકલ બરાત જનક સનમાની । દાન માન બિનતી બર બાની ॥**
**બિધિ હરિ હરુ દિસિપતિ દિનરાઊ । જે જાનહિં રઘુબીર પ્રભાઊ ॥ ૩॥**

રાજા જનકે દાન, માન-સન્માન, વિનય અને ઉત્તમ વાણીથી આખી જાનનું સન્માન કર્યું. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, દિક્પાલ અને સૂર્ય વગેરે શ્રીરઘુનાથજીનો મહિમા જાણે છે, ॥ ૩॥

**કપટ બિપ્ર બર બેષ બનાએઁ । કૌતુક દેખહિં અતિ સચુ પાએઁ ॥**
**પૂજે જનક દેવ સમ જાનેં । દિએ સુઆસન બિનુ પહિચાનેં ॥ ૪॥**

તેઓ કપટથી બ્રાહ્મણોનો સુંદર વેષ બનાવી, ઘણું જ સુખ અનુભવતાં સર્વે લીલા નિહાળી રહ્યા હતા. જનકજીએ તેમને દેવતાઓ સમાન જાણીને તેમનું પૂજન કર્યું અને વગર ઓળખ્યે પણ એમને સુંદર આસન આપ્યાં ॥ ૪॥

**છં૦ – પહિચાન કો કેહિ જાન સબહિ અપાન સુધિ ભોરી ભઈ ।**
**આનંદ કંદુ બિલોકિ દૂલહુ ઉભય દિસિ આનંદમઈ ॥**
**સુર લખે રામ સુજાન પૂજે માનસિક આસન દએ ।**
**અવલોકિ સીલુ સુભાઉ પ્રભુ કો બિબુધ મન પ્રમુદિત ભએ ॥**

કોણ કોને જાણે-ઓળખે! બધાને પોતાનું જ ભાન ભુલાઈ ગયું છે. આનંદકંદ વરરાજાને જોઈને બંને તરફ આનંદમય સ્થિતિ થઈ રહી છે. સુજ્ઞ શ્રીરામચન્દ્રજીએ દેવતાઓને ઓળખી લીધા અને તેમની માનસિક પૂજા કરીને એમને માનસિક આસન આપ્યાં. પ્રભુનો શીલ-સ્વભાવ જોઈને દેવો મનમાં ઘણા આનંદિત થયા. ॥ ૫॥

**દો૦ – રામચંદ્ર મુખ ચંદ્ર છબિ લોચન ચારુ ચકોર ।**
**કરત પાન સાદર સકલ પ્રેમુ પ્રમોદુ ન થોર ॥ ૩૨૧॥**

શ્રીરામચન્દ્રજીના મુખરૂપી ચન્દ્રમાની શોભાને સર્વેના સુંદર નેત્રરૂપી ચકોર આદરપૂર્વક પાન કરી રહ્યા છે; પ્રેમ અને આનંદ ઓછો નથી (અર્થાત્ ઘણો છે). ॥ ૩૨૧॥

**ચૌ૦ – સમઉ બિલોકિ બસિષ્ઠ બોલાએ । સાદર સતાનંદુ સુનિ આએ ॥**
**બેગિ કુઅઁરિ અબ આનહુ જાઈ । ચલે મુદિત મુનિ આયસુ પાઈ ॥ ૧॥**

સમય થયો જોઈને વસિષ્ઠજીએ શતાનંદજીને આદરપૂર્વક બોલાવ્યા. સાંભળીને આદર સાથે તેઓ આવ્યા. વસિષ્ઠજીએ કહ્યું – હવે જઈને રાજકુમારીને શીઘ્ર લઈ આવો. મુનિની આજ્ઞા પામીને તેઓ પ્રસન્ન થઈને ચાલ્યા. ॥ ૧॥

**રાની સુનિ ઉપરોહિત બાની । પ્રમુદિત સખિન્હ સમેત સયાની ॥**
**બિપ્ર બધૂ કુલબૃદ્ધ બોલાઈં । કરિ કુલ રીતિ સુમંગલ ગાઈં ॥ ૨॥**

બુદ્ધિમતી રાણી પુરોહિતની વાણી સાંભળી સખીઓસહિત ઘણી પ્રસન્ન થઈ. બ્રાહ્મણોની સ્ત્રીઓ અને કુળની વૃદ્ધ સ્ત્રીઓને બોલાવીને તેમણે કુળરીતિ કરી સુંદર મંગળગીતો ગાયાં. ॥ ૨॥

**નારિ બેષ જે સુર બર બામા । સકલ સુભાયઁ સુંદરી સ્યામા ॥**
**તિન્હહિ દેખિ સુખુ પાવહિં નારીં । બિનુ પહિચાનિ પ્રાનહુ તે પ્યારીં ॥ ૩॥**

શ્રેષ્ઠ દેવાંગનાઓ, જે સુંદર મનુષ્ય-સ્ત્રીઓના વેષમાં છે, બધી સ્વભાવથી જ સુંદરી અને શ્યામા (ષોડશ વર્ષીય સુંદરી) છે. તેમને જોઈને રાણીવાસની સ્ત્રીઓ સુખ પામે છે અને વિના ઓળખાણે પણ તે દેવાંગનાઓ સર્વેને પ્રાણોથી પણ પ્રિય બની રહી છે. ॥ ૩॥

**બાર બાર સનમાનહિં રાની । ઉમા રમા સારદ સમ જાની ॥**
**સીય સઁવારિ સમાજુ બનાઈ । મુદિત મંડપહિં ચલીં લવાઈ ॥ ૪॥**

તેમને પાર્વતી, લક્ષ્મી અને સરસ્વતીના સમાન જાણીને રાણી વારંવાર તેમનું સન્માન કરે છે. [રાણીવાસની સ્ત્રીઓ અને સખીઓ] સીતાજીનો શ્રૃંગાર કરીને, મંડળી બનાવીને, પ્રસન્ન થઈને તેમને મંડપમાં લઈ ચાલી. ॥ ૪॥

**છં૦ – ચલિ લ્યાઇ સીતહિ સખીં સાદર સજિ સુમંગલ ભામિનીં ॥**
**નવસપ્ત સાજેં સુંદરીં સબ મત્ત કુંજર ગામિનીં ॥**
**કલ ગાન સુનિ મુનિ ધ્યાન ત્યાગહિં કામ કોકિલ લાજહીં ॥**
**મંજીર નૂપુર કલિત કંકન તાલ ગતિ બર બાજહીં ॥**

સુંદર મંગળના ઠાઠ-માઠ સાથે [રાણીવાસની] સ્ત્રીઓ અને સખીઓ આદરસહિત સીતાજીને લઈ ચાલી. બધી સુંદરીઓ સોળ શ્રૃંગાર કરીને મદોન્મત હાથીઓની ચાલે ચાલનારી છે. તેમના મનોહર ગાનને સાંભળીને મુનિ ધ્યાન છોડી દે છે અને કામદેવની કોયલો પણ લજાઈ જાય છે. કંદોરો, નૂપુરો અને સુંદર કંકણો તાલની ગતિએ ઘણા સુંદર વાગી રહ્યાં છે. ॥ ૫॥

**દો૦ – સોહતિ બનિતા બૃંદ મહુઁ સહજ સુહાવનિ સીય।**
**છબિ લલના ગન મધ્ય જનુ સુષમા તિય કમનીય॥૩૨૨॥**

સહજ જ સુંદરી સીતાજી સ્ત્રીઓના સમૂહમાં એ રીતે શોભા પામી રહ્યાં છે, જાણે શોભારૂપ લલનાઓની વચ્ચે સાક્ષાત્ પરમ મનોહર શોભારૂપી સ્ત્રી સુશોભિત હોય. ॥૩૨૨॥

**ચૌ૦ – સિય સુંદરતા બરનિ ન જાઈ। લઘુ મતિ બહુત મનોહરતાઈ॥**
**આવત દીખિ બરાતિન્હ સીતા। રૂપ રાસિ સબ ભાઁતિ પુનીતા॥૧॥**

સીતાજીની સુંદરતાનું વર્ણન થઈ શકતું નથી, કેમકે [મારી] બુદ્ધિ ઘણી ઓછી છે અને [તેમની] મનોહરતા ઘણી અધિક છે. જાનૈયાઓએ રૂપનો ભંડાર અને સર્વ પ્રકારથી પવિત્ર સીતાજીને આવતાં જોયાં. ॥૧॥

**સબહિ મનહિં મન કિએ પ્રનામા। દેખિ રામ ભએ પૂરનકામા॥**
**હરષે દસરથ સુતન્હ સમેતા। કહિ ન જાઈ ઉર આનઁદુ જેતા॥૨॥**

સર્વેએ એમને મનમાં ને મનમાં પ્રણામ કર્યાં. શ્રીરામચન્દ્રજીને જોઈને તો બધા પૂર્ણકામ (કૃતકૃત્ય) થઈ ગયા. રાજા દશરથજી પુત્રોસહિત હર્ષિત થયા. એમના હૃદયમાં જે આનંદ હતો, તે કહી નથી શકાતો. ॥૨॥

**સુર પ્રનામુ કરિ બરિસહિં ફૂલા। મુનિ અસીસ ધુનિ મંગલ મૂલા॥**
**ગાન નિસાન કોલાહલુ ભારી। પ્રેમ પ્રમોદ મગન નર નારી॥૩॥**

દેવતા પ્રણામ કરીને ફૂલ વરસાવી રહ્યા છે. મંગળોનાં મૂળ મુનિઓના આશીર્વાદોનો ધ્વનિ થઈ રહ્યો છે. ગીતો અને નગારાંના શબ્દોથી ઘણો કોલાહલ થઈ રહ્યો છે. સર્વે નર-નારી પ્રેમ અને આનંદમાં મગ્ન છે. ॥૩॥

**એહિ બિધિ સીય મંડપહિં આઈ। પ્રમુદિત સાંતિ પઢ઼હિં મુનિરાઈ॥**
**તેહિ અવસર કર બિધિ બ્યવહારૂ। દુહુઁ કુલગુર સબ કીન્હ અચારૂ॥૪॥**

આ રીતે સીતાજી મંડપમાં આવ્યા. મુનિરાજ બહુ જ આનંદિત થઈ શાંતિપાઠ કરી રહ્યા છે. તે અવસરની સર્વે વિધિ, વહેવાર અને કુળાચાર બંને કુળગુરુઓએ કર્યાં. ॥૪॥

**છં૦ – આચારુ કરિ ગુર ગૌરિ ગનપતિ મુદિત બિપ્ર પુજાવહીં।**
**સુર પ્રગટિ પૂજા લેહિં દેહિં અસીસ અતિ સુખુ પાવહીં॥**
**મધુપર્ક મંગલ દ્રબ્ય જો જેહિ સમય મુનિ મન મહુઁ ચહૈં।**
**ભરે કનક કોપર કલસ સો તબ લિએહિં પરિચારક રહૈં॥૧॥**

કુળાચાર કરીને ગુરુજી પ્રસન્ન થઈને ગૌરીજી, ગણેશજી અને બ્રાહ્મણોની પૂજા કરાવી રહ્યા છે [અથવા બ્રાહ્મણો દ્વારા ગૌરી અને ગણેશની પૂજા કરાવી રહ્યા છે]. દેવો પ્રકટ થઈને પૂજા ગ્રહણ કરે છે, આશીર્વાદ આપે છે અને અત્યંત સુખ પામી રહ્યા છે. મધુપર્ક આદિ જે કંઈ પણ માંગલિક પદાર્થની મુનિ જે સમયે પણ મનમાં ઈચ્છામાત્ર કરે છે, સેવકગણ તે જ સમયે સોનાની કથરોટોમાં અને કળશોમાં ભરીને તે પદાર્થો લઈને તૈયાર રહે છે. ॥૧॥

**કુલ રીતિ પ્રીતિ સમેત રબિ કહિ દેત સબુ સાદર કિયો।**
**એહિ ભાઁતિ દેવ પુજાઇ સીતહિ સુભગ સિંઘાસનુ દિયો॥**
**સિય રામ અવલોકનિ પરસપર પ્રેમુ કાહુ ન લખિ પરૈ।**
**મન બુદ્ધિ બર બાની અગોચર પ્રગટ કબિ કૈસેં કરૈ॥૨॥**

સ્વયં સૂર્યદેવ પ્રેમસહિત પોતાના કુળની બધી વિધિ બતાવે છે અને તે બધી આદરપૂર્વક કરવામાં આવી રહી છે. આ રીતે દેવતાઓની પૂજા કરાવીને મુનિઓએ સીતાજીને સુંદર સિંહાસન આપ્યું. શ્રીસીતાજી અને શ્રીરામજી પરસ્પર એકબીજાને જોવાનો તથા એમનો પરસ્પરનો સ્નેહ કોઈને જણાઈ રહ્યો નથી. જે વાત શ્રેષ્ઠ મન, બુદ્ધિ અને વાણીથી પણ પર હોય તેને કવિ કેવી રીતે પ્રકટ કરે? ॥૨॥

**દો૦– હોમ સમય તનુ ધરિ અનલુ અતિ સુખ આહુતિ લેહિં।**
**બિપ્ર બેષ ધરિ બેદ સબ કહિ બિબાહ બિધિ દેહિં॥૩૨૩॥**

હવન સમયે અગ્નિદેવ દેહ ધારણ કરીને ઘણા જ સુખથી આહુતિ ગ્રહણ કરે છે અને બધા વેદ બ્રાહ્મણનો વેશ ધરીને વિવાહની વિધિઓ બતાવી દે છે. ॥૩૨૩॥

**ચૌ૦– જનક પાટમહિષી જગ જાની। સીય માતુ કિમિ જાઈ બખાની॥**
**સુજસુ સુકૃત સુખ સુંદરતાઈ। સબ સમેટિ બિધિ રચી બનાઈ॥૧॥**

જનકજીનાં જગતવિખ્યાત પટરાણી અને સીતાજીનાં માતાનાં વખાણ તો થઈ જ કેમ શકે? સુયશ, સુકૃત (પુણ્ય), સુખ અને સુંદરતા બધાને એકઠાં કરી વિધાતાએ તેમને બનાવી તૈયાર કર્યાં છે. ॥૧॥

**સમઉ જાનિ મુનિબરન્હ બોલાઈં। સુનત સુઆસિનિ સાદર લ્યાઈં॥**
**જનક બામ દિસિ સોહ સુનયના। હિમગિરિ સંગ બની જનુ મયના॥૨॥**

સમય જાણીને શ્રેષ્ઠ મુનિઓએ તેમને બોલાવડાવ્યાં. સાંભળતાં જ સૌભાગ્યવતી સ્ત્રીઓ તેમને આદરપૂર્વક લઈ આવી. સુનયનાજી (જનકનાં પટરાણી) જનકજીની ડાબી બાજુ એવાં શોભી રહ્યાં છે, જાણે હિમાલયની સાથે મેનાજી શોભિત હોય. ॥૨॥

**કનક કલસ મનિ કોપર રૂરે। સુચિ સુગંધ મંગલ જલ પૂરે॥**
**નિજ કર મુદિત રાયઁ અરુ રાની। ધરે રામ કે આગેં આની॥૩॥**

પવિત્ર, સુગન્ધિત અને મંગળ જળથી ભરેલા સોનાના કળશ અને મણિઓના સુંદર થાળ રાજા અને રાણીએ આનંદિત થઈને પોતાના હાથે લાવીને શ્રીરામચન્દ્રજીની સામે મૂક્યા. ॥૩॥

**પઢ઼હિં બેદ મુનિ મંગલ બાની। ગગન સુમન ઝરિ અવસરુ જાની॥**
**બરુ બિલોકિ દંપતિ અનુરાગે। પાય પુનીત પખારન લાગે॥૪॥**

મુનિ મંગળવાણીથી વેદ-પાઠ કરી રહ્યા છે. સુઅવસર જાણીને આકાશમાંથી ફૂલોની ઝડી વરસી રહી છે. વરરાજાને જોઈને રાજા-રાણી પ્રેમમગ્ન થઈ ગયાં અને એમનાં પવિત્ર ચરણો ધોવા લાગ્યાં. ॥૪॥

**છં૦ – લાગે પખારન પાય પંકજ પ્રેમ તન પુલકાવલી ।**
**નભ નગર ગાન નિસાન જય ધુનિ ઉમગિ જનુ ચહુઁ દિસિ ચલી ॥**
**જે પદ સરોજ મનોજ અરિ ઉર સર સદૈવ બિરાજહીં ।**
**જે સકૃત સુમિરત બિમલતા મન સકલ કલિ મલ ભાજહીં ॥ ૧॥**

તેઓ શ્રીરામજીના ચરણકમળોને ધોવા લાગ્યા, પ્રેમથી તેમના શરીરમાં પુલકાવલી છવાઈ રહી છે. આકાશમાં અને નગરમાં થનારાં ગાન, નગારાં અને જય-જયકારનો ધ્વનિ જાણે ચારેય દિશાઓમાં ઊમટી પડ્યો. જે ચરણકમળ કામદેવના શત્રુ શ્રીશિવજીના હૃદયરૂપી સરોવરમાં નિત્ય બિરાજમાન છે, જેમનું એક વાર પણ સ્મરણ કરવાથી મનમાં નિર્મળતા આવી જાય છે અને કળિયુગનાં બધાં પાપ નાસી જાય છે, ॥ ૧॥

**જે પરસિ મુનિબનિતા લહી ગતિ રહી જો પાતકમઈ ।**
**મકરંદુ જિન્હ કો સંભુ સિર સુચિતા અવધિ સુર બરનઈ ॥**
**કરિ મધુપ મન મુનિ જોગિજન જે સેઈ અભિમત ગતિ લહૈં ।**
**તે પદ પખારત ભાગ્યભાજનુ જનકુ જય જય સબ કહૈં ॥ ૨॥**

જેમનો સ્પર્શ પામીને ગૌતમ મુનિનાં સ્ત્રી અહલ્યા જે પાપમય હતાં, પરમગતિને પામ્યાં. જે ચરણકમળોનો મકરંદ રસ પવિત્રતાની સીમા દેવનદી ગંગાજી શિવજીના મસ્તક પર બિરાજમાન છે. મુનિ અને યોગીજન પોતાના મનને ભમરો બનાવીને જે ચરણકમળોનું સેવન કરીને મનોવાંછિત ગતિ પ્રાપ્ત કરે છે; તે જ ચરણોને ભાગ્યભાજન (ધનભાગી) જનકજી ધોઈ રહ્યા છે, આ જોઈને બધા જય-જયકાર કરી રહ્યા છે. ॥ ૨॥

**બર કુઅઁરિ કરતલ જોરિ સાખોચારુ દોઉ કુલગુર કરૈં ।**
**ભયો પાનિગહનુ બિલોકિ બિધિ સુર મનુજ મુનિ આનઁદ ભરૈં ॥**
**સુખમૂલ દૂલહુ દેખિ દંપતિ પુલક તન હુલસ્યો હિયો ।**
**કરિ લોક બેદ બિધાનુ કન્યાદાનુ નૃપભૂષન કિયો ॥ ૩॥**

બંને કુળોના ગુરુ વર અને કન્યાની હથેળીઓને મિલાવીને (હસ્તમેળાપ કરાવીને) શાખોચ્ચાર કરવા લાગ્યા. પાણિગ્રહણ થયેલું જોઈને બ્રહ્માદિ દેવતા, મનુષ્ય અને મુનિ આનંદથી ભરાઈ ગયા. સુખના મૂળ વરરાજાને જોઈને રાજા-રાણીનાં શરીર પુલકિત થઈ ગયાં અને હૃદય આનંદથી ઉલ્લાસિત થઈ ગયું. રાજાઓના અલંકારસ્વરૂપ મહારાજ જનકજીએ લોક અને વેદની વિધિ કરીને કન્યાદાન કર્યું. ॥ ૩॥

**હિમવંત જિમિ ગિરિજા મહેસહિ હરિહિ શ્રી સાગર દઈ ।**
**તિમિ જનક રામહિ સિય સમરપી બિસ્વ કલ કીરતિ નઈ ॥**
**ક્યોં કરૈ બિનય બિદેહુ કિયો બિદેહુ મૂરતિ સાવઁરીં ।**
**કરિ હોમુ બિધિવત ગાઁઠિ જોરી હોન લાગીં ભાવઁરીં ॥ ૪॥**

જેમ હિમવાને શિવજીને પાર્વતીજી અને સાગરે ભગવાન વિષ્ણુને લક્ષ્મીજી આપ્યાં હતાં, તેવી જ રીતે જનકજીએ શ્રીરામચન્દ્રજીને સીતાજી સમર્પિત કર્યાં, જેથી વિશ્વમાં સુંદર નવીન કીર્તિ

છવાઈ ગઈ. વિદેહ (જનકજી) કેવી રીતે વિનંતી કરે! તે શ્યામળ મૂર્તિએ તો તેમને ખરેખર વિદેહ (દેહના સાન-ભાન - રહિત) જ કરી દીધા. વિધિપૂર્વક હવન કરીને છેડાગાંઠ બાંધવામાં આવી અને મંગળફેરા થવા લાગ્યા. ॥૪॥

**દો૦ – જય ધુનિ બંદી બેદ ધુનિ મંગલ ગાન નિસાન।**
**સુનિ હરષહિં બરષહિં બિબુધ સુરતરુ સુમન સુજાન ॥૩૨૪॥**

જયધ્વનિ, વન્દીધ્વનિ, વેદધ્વનિ, મંગલગાન અને નગારાંના ધ્વનિ સાંભળી ચતુર દેવગણ હર્ષિત થઈ રહ્યા છે અને કલ્પવૃક્ષનાં ફૂલો વરસાવી રહ્યા છે. ॥૩૨૪॥

**ચૌ૦ – કુઅઁરુ કુઅઁરિ કલ ભાવઁરિ દેહીં। નયન લાભુ સબ સાદર લેહીં॥**
**જાઈ ન બરનિ મનોહર જોરી। જો ઉપમા કછુ કહૌં સો થોરી ॥૧॥**

વર અને કન્યા સુંદર મંગળફેરા ફરી રહ્યાં છે. બધા લોકો આદરપૂર્વક [તેમને નિહાળીને] નેત્રોનો પરમ લાભ લઈ રહ્યા છે. મનોહર જોડીનું વર્ણન થઈ નથી શકતું, જે કંઈ ઉપમા કહું તે થોડી જ હશે. ॥૧॥

**રામ સીય સુંદર પ્રતિછાહીં। જગમગાત મનિ ખંભન માહીં॥**
**મનહુઁ મદન રતિ ધરિ બહુ રૂપા। દેખત રામ બિઆહુ અનૂપા ॥૨॥**

શ્રીરામજી અને શ્રીસીતાજીના સુંદર પડછાયા મણિઓના સ્તંભોમાં ઝગમગી રહ્યાં છે જાણે કામદેવ અને રતિ અનેક રૂપ ધારણ કરીને શ્રીરામચન્દ્રજીના અનુપમ વિવાહને નિહાળી રહ્યાં હોય. ॥ ૨॥

**દરસ લાલસા સકુચ ન થોરી। પ્રગટત દુરત બહોરિ બહોરી॥**
**ભએ મગન સબ દેખનિહારે। જનક સમાન અપાન બિસારે ॥૩॥**

તેમને (કામદેવ અને રતિને) દર્શનની લાલસા અને સંકોચ ઓછાં નથી. (અર્થાત્ વધુ છે); એટલે તેઓ જાણે વારંવાર પ્રકટ થાય છે અને સંતાય છે. બધા નિહાળનારા આનંદમગ્ન થઈ ગયા અને જનકજીની જેમ બધા પોતાનું ભાન ભૂલી ગયા. ॥૩॥

**પ્રમુદિત મુનિન્હ ભાવઁરીં ફેરીં। નેગસહિત સબ રીતિ નિબેરીં॥**
**રામ સીય સિર સેંદુર દેહીં। સોભા કહિ ન જાતિ બિધિ કેહીં॥૪॥**

મુનિઓએ આનંદપૂર્વક ફેરા ફરાવ્યા અને વિધિસહિત બધા રિવાજો પૂરા કર્યા. શ્રીરામચન્દ્રજી સીતાજીના સિરે (સેંથીમાં) સિંદૂર પૂરી રહ્યા છે; આ શોભા કોઈ પણ રીતે કહી જ શકાતી નથી. ॥૪॥

**અરુન પરાગ જલજુ ભરિ નીકેં। સસિહિ ભૂષ અહિ લોભ અમી કેં॥**
**બહુરિ બસિષ્ઠ દીન્હિ અનુસાસન। બરુ દુલહિનિ બૈઠે એક આસન ॥૫॥**

જાણે કમળ લાલ પરાગમાં સારી રીતે ભરીને અમૃતના લોભે સર્પ ચન્દ્રમાને ભૂષિત કરી (શણગારી) રહ્યો હોય. [અહીં શ્રીરામના હાથને કમળની, સિંદૂરને પરાગની, શ્રીરામની શ્યામ ભુજાને સાપની અને સીતાજીના મુખને ચન્દ્રમાની ઉપમા આપવામાં આવી છે.] પછી વસિષ્ઠજીએ આજ્ઞા આપી, ત્યારે વર અને વધૂ એક આસન ઉપર બેઠાં. ॥૫॥

છં૦ – **બૈઠે બરાસન રામુ જાનકિ મુદિત મન દસરથુ ભએ ।**
**તનુ પુલક પુનિ પુનિ દેખિ અપનેં સુકૃત સુરતરુ ફલ નએ ॥**
**ભરિ ભુવન રહા ઉછાહુ રામ બિબાહુ ભા સબહીં કહા ।**
**કેહિ ભાઁતિ બરનિ સિરાત રસના એક યહુ મંગલુ મહા ॥ ૧ ॥**

શ્રીરામજી અને જાનકીજી શ્રેષ્ઠ આસન ઉપર બેઠાં; તેમને જોઈને દશરથજી મનમાં ઘણા આનંદિત થયા. પોતાના સુકૃતરૂપી કલ્પવૃક્ષમાં નવાં ફળ [આવ્યાં] જાણીને એમનું શરીર વારંવાર પુલકિત થઈ રહ્યું છે. ચૌદ ભુવનોમાં ઉત્સાહ ભરાઈ ગયો; બધાએ કહ્યું કે શ્રીરામચન્દ્રજીનો વિવાહ થઈ ગયો. જીભ છે એક અને આ મંગળ મહાન છે; તો ભલા! એ વર્ણન કરીને કઈ રીતે તેને પાર પાડી શકાય! ॥ ૧ ॥

**તબ જનક પાઈ બસિષ્ઠ આયસુ બ્યાહ સાજ સઁવારિ કૈ ।**
**માંડવી શ્રુતકીરતિ ઉરમિલા કુઅઁરિ લઈં હઁકારિ કૈ ॥**
**કુસકેતુ કન્યા પ્રથમ જો ગુન સીલ સુખ સોભામઈ ।**
**સબ રીતિ પ્રીતિ સમેત કરિ સો બ્યાહિ નૃપ ભરતહિ દઈ ॥ ૨ ॥**

ત્યારે વસિષ્ઠજીની આજ્ઞા પામીને જનકજીએ વિવાહનો સામાન તૈયાર કરાવી માંડવીજી, શ્રુતકીર્તિજી અને ઉર્મિલાજી – આ ત્રણેય રાજકુમારીઓને બોલાવી લીધી. કુશધ્વજની મોટી કન્યા માંડવીજીને; જે ગુણ, શીલ, સુખ અને શોભાનું રૂપ હતાં, રાજા જનકે પ્રેમપૂર્વક બધી વિધિઓ કરી ભરતજી સાથે પરણાવ્યાં. ॥ ૨ ॥

**જાનકી લઘુ ભગિની સકલ સુંદરિ સિરોમનિ જાનિ કૈ ।**
**સો તનય દીન્હી બ્યાહિ લખનહિ સકલ બિધિ સનમાનિ કૈ ॥**
**જેહિ નામુ શ્રુતકીરતિ સુલોચનિ સુમુખિ સબ ગુન આગરી ।**
**સો દઈ રિપુસૂદનહિ ભૂપતિ રૂપ સીલ ઉજાગરી ॥ ૩ ॥**

જાનકીજીનાં નાનાં બહેન ઊર્મિલાજીને સર્વ સુંદરીઓમાં શિરોમણિ જાણીને તે કન્યાનું સર્વ પ્રકારે સન્માન કરીને લક્ષ્મણજીને પરણાવ્યાં અને જેમનું નામ શ્રુતકીર્તિ છે અને જે સુંદર નેત્રોવાળાં, સુંદર મુખવાળાં, સર્વે ગુણોની ખાણ અને રૂપ તથા શીલમાં ઉજાગર છે, તેમને રાજાએ શત્રુઘ્નજીને પરણાવી દીધાં. ॥ ૩ ॥

**અનુરૂપ બર દુલહિનિ પરસ્પર લખિ સકુચ હિયઁ હરષહીં ॥**
**સબ મુદિત સુંદરતા સરાહહિં સુમન સુર ગન બરષહીં ॥**
**સુંદરીં સુંદર બરન્હ સહ સબ એક મંડપ રાજહીં ॥**
**જનુ જીવ ઉર ચારિઉ અવસ્થા બિભુન સહિત બિરાજહીં ॥ ૪ ॥**

વર અને વધૂઓ પરસ્પર પોતપોતાને અનુરૂપ જોડીને જોઈને સંકોચાતાં હૃદયમાં હર્ષિત થઈ રહ્યાં છે. બધા લોકો પ્રસન્ન થઈને તેમની સુંદરતાનાં વખાણ કરે છે અને દેવગણ ફૂલ વરસાવી રહ્યા છે. બધી સુંદર વધૂઓ સુંદર વરો સાથે એક જ મંડપમાં એવી શોભા પામી રહી છે, જાણે

જીવના હૃદયમાં ચારેય અવસ્થાઓ (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય) પોતાના ચારેય સ્વામીઓ (વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને બ્રહ્મ) સહિત બિરાજમાન હોય. ॥ ૪॥

**દો૦ – મુદિત અવધપતિ સકલ સુત બધુન્હ સમેત નિહારિ ।**
**જનુ પાએ મહિપાલ મનિ ક્રિયન્હ સહિત ફલ ચારિ ॥ ૩૨૫॥**

બધા પુત્રોને વહુઓ સાથે જોઈને અવધનરેશ દશરથજી એવા આનંદિત છે જાણે તે રાજાઓના શિરોમણિ ક્રિયાઓ (યજ્ઞક્રિયા, શ્રદ્ધાક્રિયા, યોગક્રિયા અને જ્ઞાનક્રિયા) સહિત ચારે ફળ (અર્થ, ધર્મ, કામ અને મોક્ષ) પામી ગયા હોય. ॥ ૩૨૫॥

**ચૌ૦ – જસિ રઘુબીર બ્યાહ બિધિ બરની । સકલ કુઅઁર બ્યાહે તેહિં કરની ॥**
**કહિ ન જાઇ કછુ દાઇજ ભૂરી । રહા કનક મનિ મંડપુ પૂરી ॥ ૧॥**

શ્રીરામચન્દ્રજીના વિવાહની જેવી વિધિ વર્ણન કરી છે તેવી જ રીતે બધા રાજકુમારોનાં લગ્ન થયાં. દહેજની અધિકતા કંઈ કહી નથી શકાતી; આખો મંડપ સોના અને મણિઓથી ભરાઈ ગયો. ॥ ૧॥

**કંબલ બસન બિચિત્ર પટોરે । ભાઁતિ ભાઁતિ બહુ મોલ ન થોરે ॥**
**ગજ રથ તુરગ દાસ અરુ દાસી । ધેનુ અલંકૃત કામદુહા સી ॥ ૨॥**

ઘણા બધા કામળા, વસ્ત્ર અને જાતજાતનાં વિચિત્ર રેશમી કપડાં, જે ઓછાં મૂલ્યનાં ન હતાં (અર્થાત્ બહુમૂલ્ય હતાં); તથા હાથી, રથ, ઘોડા, દાસ-દાસીઓ અને ઘરેણાંથી શણગારાયેલી કામધેનુ જેવી ગાયો – ॥ ૨॥

**બસ્તુ અનેક કરિઅ કિમિ લેખા । કહિ ન જાઇ જાનહિં જિન્હ દેખા ॥**
**લોકપાલ અવલોકિ સિહાને । લીન્હ અવધપતિ સબુ સુખુ માને ॥ ૩॥**

[આદિ] અનેકો વસ્તુઓ છે, જેમની ગણતરી કેવી રીતે કરી શકાય? તેમનું વર્ણન નથી કરી શકાતું; જેમણે જોયું છે તેઓ જ જાણે છે. તેમને જોઈને લોકપાલો પણ લલચાઈ ગયા. અવધરાજ દશરથજીએ સુખ માનીને પ્રસન્નચિત્તે બધુંય ગ્રહણ કર્યું. ॥ ૩॥

**દીન્હ જાચકન્હિ જો જેહિ ભાવા । ઉબરા સો જનવાસેહિં આવા ॥**
**તબ કર જોરિ જનકુ મૃદુ બાની । બોલે સબ બરાત સનમાની ॥ ૪॥**

તેમણે તે દહેજનો સામાન યાચકોને, જે જેને ગમ્યો, તે આપી દીધો. જે વધ્યો તે જાનીવાસમાં આવ્યો. ત્યારે જનકજી હાથ જોડીને આખી જાનનું સન્માન કરતાં કોમળ વાણીમાં બોલ્યા. ॥ ૪॥

**છં૦ – સનમાનિ સકલ બરાત આદર દાન બિનય બડ઼ાઇ કૈ ।**
**પ્રમુદિત મહામુનિ બૃંદ બંદે પૂજિ પ્રેમ લડ઼ાઇ કૈ ॥**
**સિરુ નાઇ દેવ મનાઇ સબ સન કહત કર સંપુટ કિએઁ ।**
**સુર સાધુ ચાહત ભાઉ સિંધુ કિ તોષ જલ અંજલિ દિએઁ ॥ ૧॥**

આદર, દાન, વિનય અને પ્રશંસા દ્વારા આખી જાનનું સન્માન કરીને રાજા જનકે મહાન આનંદની સાથે પ્રેમપૂર્વક લાડ લડાવીને મુનિઓના સમૂહની પૂજા અને વંદના કરી. શીશ નમાવી

દેવતાઓને મનાવીને, રાજા હાથ જોડી સૌને કહેવા લાગ્યા કે દેવતા અને સાધુ તો ભાવ જ ઇચ્છે છે (તે પ્રેમથી જ પ્રસન્ન થઈ જાય છે, તે પૂર્ણકામ મહાનુભાવોને કોઈ કંઈ આપીને કેવી રીતે સંતુષ્ટ કરી શકે છે), શું એક અંજલિ જળ આપવાથી કંઈ સમુદ્ર સંતુષ્ટ થઈ શકે છે. ॥૧॥

**કર જોરિ જનકુ બહોરિ બંધુ સમેત કોસલરાય સોં।**
**બોલે મનોહર બયન સાનિ સનેહ સીલ સુભાય સોં॥**
**સંબંધ રાજન રાવરેં હમ બડ઼ે અબ સબ બિધિ ભએ।**
**એહિ રાજ સાજ સમેત સેવક જાનિબે બિનુ ગથ લએ॥૨॥**

પછી જનકજી ભાઈસહિત હાથ જોડીને કૌશલાધીશ દશરથજીને સ્નેહ, શીલ અને સુંદર પ્રેમમાં તરબોળ કરેલાં વચનો કહ્યાં – હે રાજન્! આપની સાથે સંબંધ થઈ જવાથી હવે અમે બધી જ રીતે મોટા થઈ ગયા. આ રાજ-પાટ સહિત અમને બંનેને મહેનતાણા વગરના આપના સેવક જ સમજશો. ॥૨॥

**એ દારિકા પરિચારિકા કરિ પાલિબીં કરુના નઈ।**
**અપરાધુ છમિબો બોલિ પઠએ બહુત હૌં ઢીટ્યો કઈ॥**
**પુનિ ભાનુકુલભૂષન સકલ સનમાન નિધિ સમધી કિએ।**
**કહિ જાતિ નહિં બિનતી પરસ્પર પ્રેમ પરિપૂરન હિએ॥૩॥**

આ દીકરીઓને સેવિકા જાણીને, અવનવી દયા કરીને પોષણ કરજો. મેં ઘણી જ ધૃષ્ટતા કરી કે આપને અહીં તેડાવી બોલાવ્યા, અપરાધ ક્ષમા કરશો. પછી સૂર્યકુળના ભૂષણ દશરથજીએ વેવાઈ જનકજીને સંપૂર્ણ સન્માનના ભંડાર કરી દીધા (એટલું સન્માન કર્યું કે તેઓ સન્માનના ભંડાર જ થઈ ગયા) તેમના પરસ્પર વિનયને કહી શકાતો નથી, બંનેના હૃદય પ્રેમથી પરિપૂર્ણ છે. ॥૩॥

**બૃંદારકા ગન સુમન બરિસહિં રાઉ જનવાસેહિ ચલે।**
**દુંદુભી જય ધુનિ બેદ ધુનિ નભ નગર કૌતૂહલ ભલે॥**
**તબ સખીં મંગલ ગાન કરત મુનીસ આયસુ પાઇ કૈ।**
**દૂલહ દુલહિનિન્હ સહિત સુંદરિ ચલીં કોહબર લ્યાઇ કૈ॥૪॥**

દેવગણ ફૂલ વરસાવી રહ્યા છે, રાજા જાનીવાસે ચાલ્યા. નગારાના ધ્વનિ, જયધ્વનિ અને વેદના ધ્વનિ થઈ રહ્યા છે. આકાશ અને નગર બંનેમાં ખૂબ કુતૂહલ (આનંદ) છવાઈ રહ્યા છે. ત્યારે મુનીશ્વરની આજ્ઞા પામીને સુંદરી સખીઓ મંગળગાન કરતી વધૂઓસહિત વરરાજાને લઈને ગોત્રજે ચાલી. ॥૪॥

**દો૦ – પુનિ પુનિ રામહિ ચિતવ સિય સકુચતિ મનુ સકુચૈ ન।**
**હરત મનોહર મીન છબિ પ્રેમ પિઆસે નૈન॥૩૨૬॥**

સીતાજી વારંવાર રામજીને જુએ છે અને લજાઈ જાય છે; પરંતુ તેમનું મન નથી લજાતું. પ્રેમનાં તરસ્યાં તેમનાં નેત્ર સુંદર માછલાંઓની શોભા હરી રહ્યાં છે. ॥૩૨૬॥

## માસપારાયણ, અગિયારમો વિશ્રામ

**ચૌ૦ – સ્યામ સરીરુ સુભાયઁ સુહાવન। સોભા કોટિ મનોજ લજાવન॥**
**જાવક જુત પદ કમલ સુહાએ। મુનિ મન મધુપ રહત જિન્હ છાએ॥૧॥**

શ્રીરામચન્દ્રજીનું શ્યામ શરીર સ્વભાવથી જ સુંદર છે. તેમની શોભા કરોડો કામદેવોને લજાવનારી છે. અળતાયુક્ત ચરણકમળ ઘણા રમણીય લાગે છે, જેના પર મુનિઓના મનરૂપ ભમરા સદા છવાયેલા રહે છે. ॥૧॥

**પીત પુનીત મનોહર ધોતી। હરતિ બાલ રબિ દામિનિ જોતી॥**
**કલ કિંકિનિ કટિ સૂત્ર મનોહર। બાહુ બિસાલ બિભૂષન સુંદર॥૨॥**

પવિત્ર અને મનોહર પીળું ધોતિયું (પીતામ્બર) પ્રાતઃકાળના સૂર્ય અને વીજળીની જ્યોતિને હરી લે છે. કેડમાં સુંદર ઘૂઘરીઓવાળો મનોહર કંદોરો-કટિસૂત્ર છે. વિશાળ ભુજાઓમાં સુંદર આભૂષણ સુશોભિત છે. ॥૨॥

**પીત જનેઉ મહાછબિ દેઈ। કર મુદ્રિકા ચોરિ ચિતુ લેઈ॥**
**સોહત બ્યાહ સાજ સબ સાજે। ઉર આયત ઉરભૂષન રાજે॥૩॥**

પીળી જનોઈ મહાન શોભા આપી રહી છે. હાથની વીંટી ચિત્તને ચોરી લે છે. વિવાહના સર્વે સાજ સજેલા તેઓ શોભા પામી રહ્યા છે. પહોળી છાતી પર હૃદય ઉપર પહેરવાનાં સુંદર આભૂષણ સુશોભિત છે. ॥૩॥

**પિઅર ઉપરના કાખાસોતી। દુહુઁ આઁચરન્હિ લગે મનિ મોતી॥**
**નયન કમલ કલ કુંડલ કાના। બદનુ સકલ સૌંદર્જ નિધાના॥૪॥**

પીળું ઉપરણું (દુપટ્ટો) જનોઈની જેમ શોભિત છે, જેના બંને છેડાઓ ઉપર મણિ અને મોતી ટાંક્યાં છે. કમળના જેવાં સુંદર નેત્રો છે, કાનોમાં સુંદર કુંડળો છે અને મુખ તો સકળ સુંદરતાનો ભંડાર છે. ॥૪॥

**સુંદર ભૃકુટિ મનોહર નાસા। ભાલ તિલકુ રુચિરતા નિવાસા॥**
**સોહત મૌરુ મનોહર માથે। મંગલમય મુકુતા મનિ ગાથે॥૫॥**

સુંદર ભૃકુટિ અને મનોહર નાસિકા છે. લલાટ ઉપર તિલક તો સુંદરતાનું ઘર જ છે. મંગળમય મોતી અને મણિ ગૂંથેલો છે મનોહર મુગટ માથા ઉપર શોભી રહ્યો છે. ॥૫॥

**છં૦ – ગાથે મહામનિ મૌર મંજુલ અંગ સબ ચિત ચોરહીં।**
**પુર નારિ સુર સુંદરીં બરહિ બિલોકિ સબ તિન તોરહીં॥**
**મનિ બસન ભૂષન વારિ આરતિ કરહિં મંગલ ગાવહીં।**
**સુર સુમન બરિસહિં સૂત માગધ બંદિ સુજસુ સુનાવહીં॥૧॥**

સુંદર મુગટમાં બહુમૂલ્ય મણિઓ ગૂંથેલાં છે, બધાં અંગો ચિત્તને ચોરી લે છે. નગરની બધી સ્ત્રીઓ અને દેવસુંદરીઓ વરરાજાને જોઈને તરણાં તોડી રહી છે (તેમની નજર ઉતારી રહી છે) અને મણિ, વસ્ત્ર તથા આભૂષણ ન્યોછાવર કરીને આરતી ઉતારી રહી છે અને મંગળગાન કરી રહી છે. દેવતા ફૂલ વરસાવી રહ્યા છે અને સૂત, માગધ તથા ભાટ સુયશ સંભળાવી રહ્યા છે. ॥૧॥

**કોહબરહિં આને કુઅઁર કુઅઁરિ સુઆસિનિન્હ સુખ પાઇ કૈ ।**
**અતિ પ્રીતિ લૌકિક રીતિ લાગીં કરન મંગલ ગાઇ કૈ ॥**
**લહકૌરિ ગૌરિ સિખાવ રામહિ સીય સન સારદ કહૈં ।**
**રનિવાસુ હાસ બિલાસ રસ બસ જન્મ કો ફલુ સબ લહૈં ॥ ૨॥**

સૌભાગ્યવતી સ્ત્રીઓ સુખ પામીને કુમારો અને કુમારીઓને ગોત્રજના સ્થાને લાવી અને અત્યંત પ્રેમથી મંગળગીતો ગાઈ-ગાઈને લૌકિક રીતિઓ કરવા લાગી. પાર્વતીજી રામચન્દ્રજીને કોળિયા ભરાવતા શીખવાડે છે અને સરસ્વતીજી સીતાજીને શીખવાડે છે. રાણીવાસ હાસ્ય-વિલાસના આનંદમાં લીન છે, [શ્રીરામજી અને સીતાજીને જોઈ-જોઈને] સર્વે જન્મનું પરમ ફળ પ્રાપ્ત કરી રહી છે. ॥ ૨॥

**નિજ પાનિ મનિ મહુઁ દેખિઅતિ મૂરતિ સુરૂપનિધાન કી ।**
**ચાલતિ ન ભુજબલ્લી બિલોકનિ બિરહ ભય બસ જાનકી ॥**
**કૌતુક બિનોદ પ્રમોદુ પ્રેમુ ન જાઇ કહિ જાનહિં અલીં ।**
**બર કુઅઁરિ સુંદર સકલ સખીં લવાઇ જનવાસેહિ ચલીં ॥ ૩॥**

પોતાના હાથના મણિઓમાં સુંદર રૂપના ભંડાર શ્રીરામચન્દ્રજીના પડછાયા દેખાઈ રહ્યા છે. આ જોઈને જાનકીજી દર્શનમાં વિયોગ થવાના ભયે બાહુરૂપી લતાને અને દૃષ્ટિને હેરવતાં-ફેરવતાં નથી. તે સમયના હાસ્ય-ખેલ અને વિનોદનો આનંદ અને પ્રેમ કહી નથી શકાતો, તેને સખીઓ જ જાણે છે. તત્પશ્ચાત્ વર-કન્યાઓને બધી સુંદર સખીઓ જાનીવાસે લઈ ચાલી. ॥ ૩॥

**તેહિ સમય સુનિઅ અસીસ જહઁ તહઁ નગર નભ આનઁદુ મહા ।**
**ચિરુ જિઅહુઁ જોરીં ચારુ ચાર્‌યો મુદિત મન સબહીં કહા ॥**
**જોગીંદ્ર સિદ્ધ મુનીસ દેવ બિલોકિ પ્રભુ દુંદુભિ હની ।**
**ચલે હરષિ બરષિ પ્રસૂન નિજ નિજ લોક જય જય જય ભની ॥ ૪॥**

તે સમયે નગર અને આકાશમાં જ્યાં સાંભળો ત્યાં આશીર્વાદનો ધ્વનિ સંભળાઈ રહ્યો છે અને મહાન આનંદ છવાયો છે. બધાએ પ્રસન્ન મનથી કહ્યું કે સુંદર ચારેય જોડીઓ ચિરંજીવી થાવ. યોગીરાજ, સિદ્ધ, મુનીશ્વર અને દેવતાઓએ પ્રભુ શ્રીરામચન્દ્રજીને જોઈને દુંદુભી વગાડી અને હર્ષિત થઈને ફૂલોની વર્ષા કરતાં તથા ‘જય હો, જય હો, જય હો’ કહેતાં તેઓ પોતપોતાના લોકોએ ચાલ્યા. ॥ ૪॥

**દો૦ – સહિત બધૂટિન્હ કુઅઁર સબ તબ આએ પિતુ પાસ ।**
**સોભા મંગલ મોદ ભરિ ઉમગેઉ જનુ જનવાસ ॥ ૩૨૭॥**

ત્યારે સર્વે (ચારેય) કુમારો વધૂઓ સહિત પિતાજીની પાસે આવ્યા. એવું જણાતું હતું કે જાણે શોભા, મંગળ અને આનંદથી ભરાઈને જાનીવાસો ઊભરાઈ ગયો હોય. ॥ ૩૨૭॥

**ચૌ૦ – પુનિ જેવનાર ભઈ બહુ ભાઁતી । પઠએ જનક બોલાઇ બરાતી ॥**
**પરત પાઁવડ઼ે બસન અનૂપા । સુતન્હ સમેત ગવન કિયો ભૂપા ॥ ૧॥**

પછી અનેક પ્રકારની રસોઈ બની. જનકજીએ જાનૈયાઓને તેડાવી લીધા. રાજા દશરથજીએ પુત્રોસહિત ગમન કર્યું. અનુપમ વસ્ત્રોનાં પાગરણ (પાથરણાં) પથરાતાં જાય છે. ॥ ૧॥

**સાદર સબ કે પાય પખારે। જથાજોગુ પીઢ઼ન્હ બૈઠારે॥**
**ધોએ જનક અવધપતિ ચરના। સીલુ સનેહુ જાઈ નહિં બરના॥૨॥**

આદરની સાથે સર્વેના ચરણ ધોયા અને સર્વેને યથાયોગ્ય આસનો પર બેસાડ્યા. પછી જનકજીએ અવધપતિ દશરથજીના ચરણ ધોયા, તેમનાં શીલ અને સ્નેહનું વર્ણન નથી કરી શકાતું. ॥૨॥

**બહુરિ રામ પદ પંકજ ધોએ। જે હર હૃદય કમલ મહુઁ ગોએ॥**
**તીનિઉ ભાઈ રામ સમ જાની। ધોએ ચરન જનક નિજ પાની॥૩॥**

પછી શ્રીરામચન્દ્રજીના ચરણકમળોને ધોયા, કે જે શ્રીશિવજીના હૃદય-કમળમાં છુપાયેલા રહે છે. ત્રણેય ભાઈઓને શ્રીરામચન્દ્રજીની સમાન જાણીને જનકજીએ તેમના પણ ચરણ સ્વહસ્તે ધોયા. ॥૩॥

**આસન ઉચિત સબહિ નૃપ દીન્હે। બોલિ સૂપકારી સબ લીન્હે॥**
**સાદર લગે પરન પનવારે। કનક કીલ મનિ પાન સઁવારે॥૪॥**

રાજા જનકજીએ બધાને ઉચિત આસન આપ્યાં અને બધા પીરસનારાઓને બોલાવ્યા. આદર સાથે પતરાળાં મંડાવાં લાગ્યાં, જે મણિઓનાં પાંદડાંમાં સોનાની સળી લગાડીને બનાવવામાં આવ્યાં હતાં. ॥૪॥

**દો૦ – સૂપોદન સુરભી સરપિ સુંદર સ્વાદુ પુનીત।**
**છન મહુઁ સબ કેં પરુસિ ગે ચતુર સુઆર બિનીત॥૩૨૮॥**

ચતુર અને વિનયી રસોઈયા સુંદર, સ્વાદિષ્ટ અને પવિત્ર દાળ-ભાત અને ગાયનું [સુગંધિત] ઘી ક્ષણવારમાં બધાની સામે પીરસી ગયા. ॥૩૨૮॥

**ચૌ૦ – પંચ કવલ કરિ જેવન લાગે। ગારિ ગાન સુનિ અતિ અનુરાગે॥**
**ભાઁતિ અનેક પરે પકવાને। સુધા સરિસ નહિં જાહિં બખાને॥૧॥**

બધા લોકો પંચકૌર કરીને (અર્થાત્ 'પ્રાણાય સ્વાહા, અપાનાય સ્વાહા, વ્યાનાય સ્વાહા, ઉદાનાય સ્વાહા અને સમાનાય સ્વાહા' આ મંત્રોનું ઉચ્ચારણ કરતાં કરતાં પહેલા પાંચ કોળિયા લઈને) ભોજન કરવા લાગ્યા. ફટાણાં સાંભળીને તેઓ અત્યંત પ્રેમમગ્ન થઈ ગયા. અનેક જાતનાં અમૃત સમાન (સ્વાદિષ્ટ) પકવાન પીરસાયાં, જેનાં વખાણ નથી થઈ શકતાં. ॥૧॥

**પરુસન લગે સુઆર સુજાના। બિંજન બિબિધ નામ કો જાના॥**
**ચારિ ભાઁતિ ભોજન બિધિ ગાઈ। એક એક બિધિ બરનિ ન જાઈ॥૨॥**

ચતુર રસોઈયા અનેક પ્રકારનાં વ્યંજન પીરસવા લાગ્યા, તેમનાં નામ કોણ જાણે છે? ચાર પ્રકારનાં (ચર્વ્ય, ચોષ્ય, લેહ્ય, પેય અર્થાત્ ચાવીને, ચૂસીને ચાટીને અને પીને ખાવા યોગ્ય) ભોજનની વિધિ કહેવાઈ છે. જેમાંથી એકએક વિધિના એટલા પદાર્થ બન્યા હતા કે જેમનું વર્ણન નથી કરી શકાતું. ॥૨॥

**છરસ રુચિર બિંજન બહુ જાતી। એક એક રસ અગનિત ભાઁતી॥**
**જેવઁત દેહિં મધુર ધુનિ ગારી। લૈ લૈ નામ પુરુષ અરુ નારી॥૩॥**

છએ રસોનાં ઘણી જાતનાં સુંદર (સ્વાદિષ્ટ) વ્યંજન છે. એક એક રસના અગણિત પ્રકારનાં બન્યાં છે. ભોજન કરતી વેળાએ પુરુષ અને સ્ત્રીઓનાં નામ લઈ-લઈને સ્ત્રીઓ મધુર સ્વરે ફટાણાં ગાઈ રહી છે. ॥૩॥

**સમય સુહાવનિ ગારિ બિરાજા। હઁસત રાઉ સુનિ સહિત સમાજા॥**
**એહિ બિધિ સબહીં ભોજનુ કીન્હા। આદર સહિત આચમનુ દીન્હા॥૪॥**

સમયોચિત ફટાણાં શોભિત થઈ રહ્યાં છે. તેને સાંભળી સમાજસહિત રાજા દશરથજી હસી રહ્યા છે. આ રીતે સર્વેએ ભોજન કર્યું અને તે પછી બધાને આદરસહિત આચમન (હાથ-મોં ધોવા માટેનું જળ) આપવામાં આવ્યું. ॥૪॥

**દો૦ – દેઈ પાન પૂજે જનક દસરથુ સહિત સમાજ।**
**જનવાસેહિ ગવને મુદિત સકલ ભૂપ સિરતાજ॥૩૨૯॥**

પછી પાન આપીને જનકજીએ સમાજસહિત, દશરથજીનું પૂજન કર્યું. બધા રાજાઓના શિરોમણિ (ચક્રવર્તી) શ્રીદશરથજી પ્રસન્ન થઈને જાનીવાસે ચાલ્યા. ॥૩૨૯॥

**ચૌ૦ – નિત નૂતન મંગલ પુર માહીં। નિમિષ સરિસ દિન જામિનિ જાહીં॥**
**બડ઼ે ભોર ભૂપતિમનિ જાગે। જાચક ગુન ગન ગાવન લાગે॥૧॥**

જનકપુરમાં નિત નવાં મંગળ થઈ રહ્યાં છે. દિવસ અને રાત પળ સમાન વીતી જાય છે. વહેલી પરોઢે રાજાઓના મુગટમણિ દશરથજી જાગ્યા. યાચક એમના ગુણસમૂહનું ગાન કરવા લાગ્યા. ॥૧॥

**દેખિ કુઅઁર બર બધુન્હ સમેતા। કિમિ કહિ જાત મોદુ મન જેતા॥**
**પ્રાતક્રિયા કરિ ગે ગુરુ પાહીં। મહાપ્રમોદુ પ્રેમુ મન માહીં॥૨॥**

ચારેય કુમારોને સુંદર વધૂઓસહિત જોઈને એમના મનમાં જે આનંદ છે, તે કેવી રીતે કહી શકાય? તે પ્રાતઃકર્મ કરીને ગુરુ વસિષ્ઠજીની પાસે ગયા. તેમના મનમાં મહાન આનંદ અને પ્રેમ ભર્યો છે. ॥૨॥

**કરિ પ્રનામુ પૂજા કર જોરી। બોલે ગિરા અમિઅઁ જનુ બોરી॥**
**તુમ્હરી કૃપાઁ સુનહુ મુનિરાજા। ભયઉઁ આજુ મૈં પૂરન કાજા॥૩॥**

રાજા પ્રણામ અને પૂજન કરીને, પછી હાથ જોડીને જાણે અમૃતમાં તરબોળ થયેલી વાણી બોલ્યા – હે મુનિરાજ! સાંભળો, આપની કૃપાથી આજે હું પૂર્ણકામ થઈ ગયો. ॥૩॥

**અબ સબ બિપ્ર બોલાઇ ગોસાઈં। દેહુ ધેનુ સબ ભાઁતિ બનાઈં॥**
**સુનિ ગુર કરિ મહિપાલ બડ઼ાઈ। પુનિ પઠએ મુનિ બૃંદ બોલાઈ॥૪॥**

હે સ્વામી! હવે, બધા બ્રાહ્મણોને બોલાવીને એમને સર્વે પ્રકારે[ઘરેણાં-કપડાં]થી શણગારેલી ગાયો આપો. આ સાંભળી ગુરુજીએ રાજાની પ્રશંસા કરીને પછી મુનિગણોને તેડાં મોકલ્યાં. ॥૪॥

**દો૦ – બામદેઉ અરુ દેવરિષિ બાલમીકિ જાબાલિ ।**
**આએ મુનિબર નિકર તબ કૌસિકાદિ તપસાલિ ॥ ૩૩૦॥**

ત્યારે વામદેવ, દેવર્ષિ નારદ, વાલ્મીકિ, જાબાલિ અને વિશ્વામિત્ર આદિ તપસ્વી શ્રેષ્ઠ મુનિઓના સમૂહેસમૂહ આવ્યા. ॥ ૩૩૦॥

**ચૌ૦ – દંડ પ્રનામ સબહિ નૃપ કીન્હે । પૂજિ સપ્રેમ બરાસન દીન્હે ॥**
**ચારિ લચ્છ બર ધેનુ મગાઈં । કામ સુરભિ સમ સીલ સુહાઈં ॥ ૧॥**

રાજાએ બધાને દંડવત્ પ્રણામ કર્યાં અને પ્રેમસહિત પૂજન કરીને તેમને ઉત્તમ આસન આપ્યાં. ચાર લાખ ઉત્તમ ગાયો મંગાવી, જે કામધેનુ જેવા ઉત્તમ સ્વભાવવાળી અને સોહામણી હતી. ॥ ૧॥

**સબ બિધિ સકલ અલંકૃત કીન્હીં । મુદિત મહિપ મહિદેવન્હ દીન્હીં ॥**
**કરત બિનય બહુ બિધિ નરનાહૂ । લહેઉઁ આજુ જગ જીવન લાહૂ ॥ ૨॥**

તે બધી સારી રીતે [ઘરેણાં-કપડાંથી] શણગારીને રાજાએ પ્રસન્ન થઈને ભૂદેવ-બ્રાહ્મણોને આપી. રાજા અનેક રીતે વિનંતી કરી રહ્યા છે કે જગતમાં મેં આજે જ જીવનનો લાભ મેળવ્યો છે. ॥ ૨॥

**પાઈ અસીસ મહીસુ અનંદા । લિએ બોલિ પુનિ જાચક બૃંદા ॥**
**કનક બસન મનિ હય ગય સ્યંદન । દિએ બૂઝિ રુચિ રબિકુલનંદન ॥ ૩॥**

[બ્રાહ્મણોથી] આશીર્વાદ પામીને રાજા આનંદિત થયા. પછી યાચકોના સમૂહોને બોલાવી લીધા અને બધાને તેમની રુચિ પૂછીને સોનું, વસ્ત્ર, મણિ, ઘોડા, હાથી અને રથ (જેણે જે ઇચ્છ્યું તે) સૂર્યકુળને આનંદિત કરનારા દશરથજીએ આપ્યાં. ॥ ૩॥

**ચલે પઢ઼ત ગાવત ગુન ગાથા । જય જય જય દિનકર કુલ નાથા ॥**
**એહિ બિધિ રામ બિઆહ ઉછાહૂ । સકઇ ન બરનિ સહસ મુખ જાહૂ ॥ ૪॥**

તે સર્વે ગુણાનુવાદ ગાતાં અને 'સૂર્યકુળના સ્વામીનો જય હો, જય હો, જય હો' કહેતાં ચાલ્યા. આમ, શ્રીરામચન્દ્રજીનો વિવાહોત્સવ થયો. જેને સહસ્ર મુખ છે તે શેષજી પણ તેનું વર્ણન નથી કરી શકતા. ॥ ૪॥

**દો૦ – બાર બાર કૌસિક ચરન સીસુ નાઇ કહ રાઉ ।**
**યહ સબુ સુખુ મુનિરાજ તવ કૃપા કટાચ્છ પસાઉ ॥ ૩૩૧॥**

વારંવાર વિશ્વામિત્રજીના ચરણોમાં માથું નમાવીને રાજા કહે છે – હે મુનિરાજ! આ સર્વે સુખ આપના જ કૃપાકટાક્ષનો પ્રસાદ છે. ॥ ૩૩૧॥

**ચૌ૦ – જનક સનેહુ સીલુ કરતૂતી । નૃપુ સબ ભાઁતિ સરાહ બિભૂતી ॥**
**દિન ઉઠિ બિદા અવધપતિ માગા । રાખહિં જનકુ સહિત અનુરાગા ॥ ૧॥**

રાજા દશરથજી જનકજીનાં સ્નેહ, શીલ, કરણી અને ઐશ્વર્યની બધી રીતે પ્રશંસા કરે છે. પ્રતિદિન [સવારે] ઊઠીને અયોધ્યાનરેશ વિદાય માગે છે. પણ જનકજી એમને પ્રેમથી રોકી લે છે. ॥ ૧॥

**નિત નૂતન આદરુ અધિકાઈ। દિન પ્રતિ સહસ ભાઁતિ પહુનાઈ॥**
**નિત નવ નગર અનંદ ઉછાહૂ। દસરથ ગવનુ સોહાઈ ન કાહૂ॥ ૨॥**

આદર નિત્ય નવો વધતો જાય છે. રોજેરોજ હજારો રીતે મહેમાનગતિ થાય છે. નગરમાં નિત્ય નવો આનંદ અને ઉત્સાહ રહે છે. દશરથજીનું જવું કોઈને પણ નથી ગમતું. ॥ ૨॥

**બહુત દિવસ બીતે એહિ ભાઁતી। જનુ સનેહ રજુ બઁધે બરાતી॥**
**કૌસિક સતાનંદ તબ જાઈ। કહા બિદેહ નૃપહિ સમુઝાઈ॥ ૩॥**

આ રીતે ઘણા દિવસ વીતી ગયા, જાણે જાનૈયા સ્નેહના દોરડે બંધાઈ ગયા છે. ત્યારે વિશ્વામિત્રજી અને શતાનંદજીએ જઈને રાજા જનકને સમજાવીને કહ્યું – ॥ ૩॥

**અબ દસરથ કહઁ આયસુ દેહૂ। જદ્યપિ છાડ઼િ ન સકહુ સનેહૂ॥**
**ભલેહિં નાથ કહિ સચિવ બોલાએ। કહિ જય જીવ સીસ તિન્હ નાએ॥ ૪॥**

જોકે આપ સ્નેહ [વશ તેમને] નથી છોડી શકતા, તો પણ હવે દશરથજીને આજ્ઞા આપો. 'હે નાથ! ઘણું સારું' કહીને જનકજીએ મંત્રીઓને તેડાવ્યા. તેઓ આવ્યા અને 'જય જીવ' કહીને મસ્તક નમાવ્યું. ॥ ૪॥

દો૦ – **અવધનાથુ ચાહત ચલન ભીતર કરહુ જનાઉ।**
**ભએ પ્રેમબસ સચિવ સુનિ બિપ્ર સભાસદ રાઉ॥ ૩૩૨॥**

[જનકજીએ કહ્યું –] અયોધ્યાનાથ જવા ઇચ્છે છે, અંદર (રાણીવાસમાં) જાણ કરી દો. આ સાંભળીને મંત્રી, બ્રાહ્મણ, સભાસદ અને રાજા જનક પણ પ્રેમને વશ થઈ ગયા. ॥ ૩૩૨॥

ચૌ૦ – **પુરબાસી સુનિ ચલિહિ બરાતા। બૂઝત બિકલ પરસ્પર બાતા॥**
**સત્ય ગવનુ સુનિ સબ બિલખાને। મનહુઁ સાઁઝ સરસિજ સકુચાને॥ ૧॥**

જનકપુરવાસીઓએ સાંભળ્યું કે જાન હવે જશે, તો તે વ્યાકુળ થઈને એક બીજાને વાત પૂછવા લાગ્યા. જવાનું સત્ય છે, એ સાંભળીને બધા એવા ઉદાસ થઈ ગયા કે જાણે સંધ્યાના સમયે કમળ સંકોચાઈ ગયાં હોય. ॥ ૧॥

**જહઁ જહઁ આવત બસે બરાતી। તહઁ તહઁ સિદ્ધ ચલા બહુ ભાઁતી॥**
**બિબિધ ભાઁતિ મેવા પકવાના। ભોજન સાજુ ન જાઈ બખાના॥ ૨॥**

આવતી વખતે જ્યાં જ્યાં જાનૈયા ઊતર્યા હતા, ત્યાં ત્યાં ઘણી જાતનું સીધું મોકલવામાં આવ્યું. અનેક જાતના મેવા, પકવાન અને ભોજનની સામગ્રી જે વખાણી શકાતી નથી – ॥ ૨॥

**ભરિ ભરિ બસહઁ અપાર કહારા। પઠઈ જનક અનેક સુસારા॥**
**તુરગ લાખ રથ સહસ પચીસા। સકલ સઁવારે નખ અરુ સીસા॥ ૩॥**

- અગણિત બળદો અને કાવડિયાઓ પર ભરી ભરીને મોકલવામાં આવી. સાથે જ જનકજીએ અનેક સુંદર શય્યાઓ મોકલી. એક લાખ ઘોડા અને પચીસ હજાર રથ બધાય નખથી શિખા સુધી (ઉપરથી નીચે સુધી) શણગારેલા આપ્યા, ॥ ૩॥

**મત્ત સહસ દસ સિંધુર સાજે। જિન્હહિ દેખિ દિસિકુઁજર લાજે॥**
**કનક બસન મનિ ભરિ ભરિ જાના। મહિષીં ધેનુ બસ્તુ બિધિ નાના॥૪॥**

દસ હજાર શણગારેલા મદોન્મત હાથી, જેને જોઈને દિગ્ગજો પણ લજાઈ જાય છે, ગાડીઓમાં ભરીભરીને સોનું, વસ્ત્ર અને રત્ન (જવેરાત) અને દૂઝણી ગાયો અને દાસીઓ તથા અનેક પ્રકારની ચીજો આપી. ॥૪॥

**દો૦ – દાઇજ અમિત ન સકિઅ કહિ દીન્હ બિદેહઁ બહોરિ।**
**જો અવલોકત લોકપતિ લોક સંપદા થોરિ॥૩૩૩॥**

[આ રીતે] જનકજીએ ફરીથી અપરિમિત દહેજ આપ્યું, જે કહી નથી શકાતું અને જેને જોઈને લોકપાલોના લોકોની સમ્પદા પણ ઓછી જણાતી હતી. ॥૩૩૩॥

**ચૌ૦ – સબુ સમાજુ એહિ ભાઁતિ બનાઈ। જનક અવધપુર દીન્હ પઠાઈ॥**
**ચલિહિ બરાત સુનત સબ રાનીં। બિકલ મીનગન જનુ લઘુ પાનીં॥૧॥**

આ રીતે બધો સામાન સજાવીને રાજા જનકે અયોધ્યાપુરીમાં મોકલી દીધો. જાન જશે, એવું સાંભળતાં જ બધી રાણીઓ એવી વ્યાકુળ થઈ ગઈ, જાણે ઓછા પાણીમાં માછલીઓ તરફડી રહી હોય. ॥૧॥

**પુનિ પુનિ સીય ગોદ કરિ લેહીં। દેઇ અસીસ સિખાવનુ દેહીં॥**
**હોએહુ સંતત પિઅહિ પિઆરી। ચિરુ અહિબાત અસીસ હમારી॥૨॥**

તેઓ વારંવાર સીતાજીને ખોળામાં લે છે અને આશીર્વાદ આપીને શિખામણ આપે છે – તું સદાય પોતાના પતિને પ્રિય થાય, તારું સૌભાગ્ય અખંડ થાય – અમારા એ જ આશિષ છે. ॥૨॥

**સાસુ સસુર ગુર સેવા કરેહૂ। પતિ રુખ લખિ આયસુ અનુસરેહૂ॥**
**અતિ સનેહ બસ સખીં સયાની। નારિ ધરમ સિખવહિં મૃદુ બાની॥૩॥**

સાસુ, સસરા અને ગુરુની સેવા કરજે. પતિની ઇચ્છા પ્રમાણે તેમની આજ્ઞાનું પાલન કરજે. ચતુર સખીઓ અત્યંત સ્નેહવશ કોમળ વાણીથી સ્ત્રીઓનો ધર્મ શીખવે છે. ॥૩॥

**સાદર સકલ કુઅઁરિ સમુઝાઈં। રાનિન્હ બાર બાર ઉર લાઈં॥**
**બહુરિ બહુરિ ભેટહિં મહતારીં। કહહિં બિરંચિ રચીં કત નારીં॥૪॥**

આદર સાથે સર્વે પુત્રીઓને [સ્ત્રીઓનો ધર્મ] સમજાવીને રાણીઓ વારંવાર તેમને હૃદય સાથે ચાંપે છે. માતાઓ વારંવાર ભેટે છે અને કહે છે કે બ્રહ્માએ સ્ત્રીજાતિને શા માટે રચી હશે? ॥૪॥

**દો૦ – તેહિ અવસર ભાઇન્હ સહિત રામુ ભાનુ કુલ કેતુ।**
**ચલે જનક મંદિર મુદિત બિદા કરાવન હેતુ॥૩૩૪॥**

તે સમયે સૂર્યવંશની ધ્વજાસ્વરૂપ શ્રીરામચન્દ્રજી ભાઈઓસહિત પ્રસન્ન થઈને વિદાય લેવા માટે જનકજીના મહેલે ચાલ્યા. ॥૩૩૪॥

**ચૌ૦ – ચારિઉ ભાઇ સુભાયઁ સુહાએ। નગર નારિ નર દેખન ધાએ॥**
**કોઉ કહ ચલન ચહત હહિં આજૂ। કીન્હ બિદેહ બિદા કર સાજૂ॥૧॥**

સ્વભાવથી જ સુંદર ચારેય ભાઈઓને નિહાળવા નગરનાં સ્ત્રી-પુરુષો દોડ્યાં. કોઈ કહે છે – આજે તેઓ જવા ઇચ્છે છે. વિદેહે વિદાયનો સઘળો સામાન તૈયાર કરી લીધો છે. ॥૧॥

**લેહુ નયન ભરિ રૂપ નિહારી। પ્રિય પાહુને ભૂપ સુત ચારી॥**
**કો જાનૈ કેહિં સુકૃત સયાની। નયન અતિથિ કીન્હે બિધિ આની॥૨॥**

રાજાના ચારેય પુત્રો એટલે કે પ્રિય મહેમાનોના [મનોહર] રૂપને નેત્રો ભરીને જોઈ લો. હે ચતુર સખી! કોણ જાણે, કયા પુણ્યથી વિધાતાએ એમને અહીં લાવીને આપણાં નેત્રોના અતિથિ કર્યા છે. ॥૨॥

**મરનસીલુ જિમિ પાવ પિઊષા। સુરતરુ લહૈ જનમ કર ભૂખા॥**
**પાવ નારકી હરિપદુ જૈસેં। ઈન્હ કર દરસનુ હમ કહઁ તૈસેં॥૩॥**

મરનારો જેવી રીતે અમૃત પામી જાય, જન્મનો ભૂખ્યો કલ્પવૃક્ષ પામી જાય અને નરકમાં રહેનારો (કે નરકને યોગ્ય) જીવ જેમ ભગવાનના પરમપદને પામી જાય; એમ આપણા માટે તેમનાં દર્શન છે. ॥૩॥

**નિરખિ રામ સોભા ઉર ધરહૂ। નિજ મન ફનિ મૂરતિ મનિ કરહૂ॥**
**એહિ બિધિ સબહિ નયન ફલુ દેતા। ગએ કુઅઁર સબ રાજ નિકેતા॥૪॥**

શ્રીરામચન્દ્રજીની શોભાને નિરખીને હૃદયમાં રાખી લો. પોતાના મનને સર્પ અને એમની મૂર્તિને મણિ બનાવી લો. આ રીતે બધાયને નેત્રોનું ફળ આપતાં સર્વે રાજકુમાર રાજમહેલે ગયા. ॥૪॥

**દો૦ – રૂપ સિંધુ સબ બંધુ લખિ હરષિ ઉઠા રનિવાસુ।**
**કરહિં નિછાવરિ આરતી મહા મુદિત મન સાસુ॥૩૩૫॥**

રૂપના સમુદ્ર સર્વે ભાઈઓને જોઈને આખો રાણીવાસ હર્ષિત થઈ ગયો. સાસુઓ મહા પ્રસન્ન મનથી ન્યોછાવર અને આરતી કરે છે. ॥૩૩૫॥

**ચૌ૦ – દેખિ રામ છબિ અતિ અનુરાગીં। પ્રેમબિબસ પુનિ પુનિ પદ લાગીં॥**
**રહી ન લાજ પ્રીતિ ઉર છાઈ। સહજ સનેહુ બરનિ કિમિ જાઈ॥૧॥**

શ્રીરામચન્દ્રજીની શોભા જોઈને તેઓ પ્રેમમાં અત્યંત લીન થઈ ગઈ અને પ્રેમને વિશેષ વશ થઈને વારંવાર પગે લાગી. હૃદયમાં પ્રીતિ છવાઈ ગઈ, તેથી લજ્જા ન રહી. તેમના સ્વાભાવિક સ્નેહનું વર્ણન કઈ રીતે કરી શકાય? ॥૧॥

**ભાઈન્હ સહિત ઉબટિ અન્હવાએ। છરસ અસન અતિ હેતુ જેવાઁએ॥**
**બોલે રામુ સુઅવસરુ જાની। સીલ સનેહ સકુચમય બાની॥૨॥**

તેમણે ભાઈઓસહિત શ્રીરામચન્દ્રજીને સુગંધી લેપ કરીને સ્નાન કરાવ્યું અને ઘણા પ્રેમથી ષટ્રસ ભોજન કરાવ્યું. સુઅવસર જાણીને શ્રીરામચન્દ્રજી શીલ, સ્નેહ અને સંકોચભરી વાણી બોલ્યા – ॥૨॥

**રાઉ અવધપુર ચહત સિધાએ । બિદા હોન હમ ઇહાઁ પઠાએ ॥**
**માતુ મુદિત મન આયસુ દેહૂ । બાલક જાનિ કરબ નિત નેહૂ ॥ ૩॥**

મહારાજ અયોધ્યાપુરી જવા ઇચ્છે છે, તેમણે અમને વિદાય લેવા માટે અહીં મોકલ્યા છે. હે માતા! પ્રસન્ન મનથી આજ્ઞા આપો અને અમને બાળક જાણીને સદાય સ્નેહ બનાવી રાખજો. ॥ ૩॥

**સુનત બચન બિલખેઉ રનિવાસૂ । બોલિ ન સકહિં પ્રેમબસ સાસૂ ॥**
**હૃદયઁ લગાઇ કુઅઁરિ સબ લીન્હી । પતિન્હ સૌંપિ બિનતી અતિ કીન્હી ॥ ૪॥**

આ વચનોને સાંભળતાં જ રાણીવાસ વ્યાકુળ થઈ ગયો. સાસુઓ પ્રેમવશ બોલી નથી શકતી. તેમણે બધી કુમારીઓને હૃદય સરસી ચાંપી દીધી અને તેમના પતિઓને સોંપીને ઘણી જ વિનંતી કરી. ॥ ૪॥

**છં૦ – કરિ બિનય સિય રામહિ સમરપી જોરિ કર પુનિ પુનિ કહૈ ।**
**બલિ જાઉઁ તાત સુજાન તુમ્હ કહુઁ બિદિત ગતિ સબ કી અહૈ ॥**
**પરિવાર પુરજન મોહિ રાજહિ પ્રાનપ્રિય સિય જાનિબી ।**
**તુલસીસ સીલુ સનેહુ લખિ નિજ કિંકરી કરિ માનિબી ॥**

વિનંતી કરીને તેમણે સીતાજી શ્રીરામચન્દ્રજીને સમર્પિત કર્યાં અને હાથ જોડીને વારંવાર કહ્યું – હે તાત્! હે સુજ્ઞ! હું વારી જાઉં છું, તમને બધાની ગતિ (હાલ) જ્ઞાત છે. પરિવારને, પુરવાસીઓને, મને અને રાજાને સીતા પ્રાણસમાન પ્રિય છે એવું જાણજો. હે તુલસીના સ્વામી! એનાં શીલ અને સ્નેહને જોઈને તેને પોતાની દાસી કરી માનજો. ॥ ૫॥

**સો૦ – તુમ્હ પરિપૂરન કામ જાન સિરોમનિ ભાવપ્રિય ।**
**જન ગુન ગાહક રામ દોષ દલન કરુનાયતન ॥ ૩૩૬॥**

તમે પૂર્ણકામ છો, સુજ્ઞશિરોમણિ છો અને ભાવપ્રિય છો (તમને સ્નેહ પ્રિય છે). હે રામ! તમે ભક્તોના ગુણ ગ્રહણ કરનારા, દોષોને નાશ કરનારા અને દયાના ધામ છો. ॥ ૩૩૬॥

**ચૌ૦ – અસ કહિ રહી ચરન ગહિ રાની । પ્રેમ પંક જનુ ગિરા સમાની ॥**
**સુનિ સનેહસાની બર બાની । બહુબિધિ રામ સાસુ સનમાની ॥ ૧॥**

એમ કહીને રાણી ચરણોને પકડીને [ચૂપ] રહી ગયાં. જાણે તેમની વાણી પ્રેમરૂપ પંકમાં સમાઈ ગઈ હોય. સ્નેહથી તરબોળ થયેલ શ્રેષ્ઠ વાણી સાંભળીને શ્રીરામચન્દ્રજીએ સાસુનું ઘણી રીતે સન્માન કર્યું. ॥ ૧॥

**રામ બિદા માગત કર જોરી । કીન્હ પ્રનામુ બહોરિ બહોરી ॥**
**પાઇ અસીસ બહુરિ સિરુ નાઈ । ભાઇન્હ સહિત ચલે રઘુરાઈ ॥ ૨॥**

શ્રીરામચન્દ્રજીએ હાથ જોડીને વિદાય માગતાં વારંવાર પ્રણામ કર્યાં. આશીર્વાદ પામીને અને પછી શીશ નમાવીને ભાઈઓસહિત શ્રીરઘુનાથજી ચાલ્યા. ॥ ૨॥

**મંજુ મધુર મૂરતિ ઉર આની । ભઈં સનેહ સિથિલ સબ રાની ॥**
**પુનિ ધીરજુ ધરિ કુઅઁરિ હઁકારીં । બાર બાર ભેટહિં મહતારીં ॥ ૩॥**

શ્રીરામજીની સુંદર મધુર મૂર્તિને હૃદયમાં લાવીને સર્વે રાણીઓ સ્નેહથી શિથિલ થઈ ગઈ. પછી ધીરજ ધારણ કરીને કુંવરીઓને બોલાવી માતાઓ વારંવાર તેમને [ગળે લગાડીને] ભેટવા લાગી. ॥ ૩॥

**પહુઁચાવહિં ફિરિ મિલહિં બહોરી । બઢ઼ી પરસ્પર પ્રીતિ ન થોરી ॥**
**પુનિ પુનિ મિલત સખિન્હ બિલગાઈ । બાલ બચ્છ જિમિ ધેનુ લવાઈ ॥ ૪॥**

પુત્રીઓને વળાવે છે, (પરંતુ) પાછા વળીને મળે છે. પરસ્પરમાં કંઈ પ્રીતિ થોડી ન વધી (અર્થાત્ ઘણી પ્રીતિ વધી). વારંવાર મળતી કુંવરીઓ અને માતાઓને સખીઓએ છૂટી પાડી, જેમ તાજી જ વિયાયેલી ગાયને કોઈ તેના બાળ વાછરડા(કે વાછરડી)થી અલગ કરી દે. ॥ ૪॥

**દો૦ – પ્રેમબિબસ નર નારિ સબ સખિન્હ સહિત રનિવાસુ ।**
**માનહુઁ કીન્હ બિદેહપુર કરુનાઁ બિરહઁ નિવાસુ ॥ ૩૩૭॥**

સર્વે સ્ત્રી-પુરુષ અને સખીઓસહિત આખોય રાણીવાસ પ્રેમને વિશેષ વશ થઈ રહ્યો છે. [એમ લાગે છે] જાણે જનકપુરમાં કરુણા અને વિરહે તંબૂ તાણી દીધાં હોય. ॥ ૩૩૭॥

**ચૌ૦ – સુક સારિકા જાનકી જ્યાએ । કનક પિંજરન્હિ રાખિ પઢ઼ાએ ॥**
**બ્યાકુલ કહહિં કહાઁ બૈદેહી । સુનિ ધીરજુ પરિહરઇ ન કેહી ॥ ૧॥**

જાનકીજીએ જે પોપટ અને મેનાને પાળી-પોષીને મોટા કર્યાં હતાં અને સોનાના પાંજરામાં રાખીને ભણાવ્યાં હતાં, તે વ્યાકુળ થઈને કહી રહ્યાં છે –વૈદેહી ક્યાં છે? તેમનાં આવાં વચનોને સાંભળીને ધીરજ કોને નહીં ત્યાગી દે? (અર્થાત્ બધાનું ધૈર્ય જતું રહ્યું). ॥ ૧॥

**ભએ બિકલ ખગ મૃગ એહિ ભાઁતી । મનુજ દસા કૈસેં કહિ જાતી ॥**
**બંધુ સમેત જનકુ તબ આએ । પ્રેમ ઉમગિ લોચન જલ છાએ ॥ ૨॥**

જ્યારે પક્ષી અને પશુ પણ આ રીતે વ્યાકુળ થઈ ગયાં, ત્યારે મનુષ્યોની દશા કહી કેવી રીતે શકાય! પછી ભાઈસહિત જનકજી ત્યાં આવ્યા. પ્રેમથી ઊભરાઈને તેમનાં નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભરાઈ આવ્યું. ॥ ૨॥

**સીય બિલોકિ ધીરતા ભાગી । રહે કહાવત પરમ બિરાગી ॥**
**લીન્હિ રાયઁ ઉર લાઇ જાનકી । મિટી મહામરજાદ ગ્યાન કી ॥ ૩॥**

તે પરમ વૈરાગ્યવાન્ કહેવાતા હતા; પણ સીતાજીને જોઈને તેમનુંય ધૈર્ય નાસી ગયું. રાજાએ જાનકીજીને હૃદય સરસા ચાંપ્યા. [પ્રેમના પ્રભાવથી] જ્ઞાનની મહાન્ મર્યાદા તૂટી ગઈ (જ્ઞાનનો બંધ તૂટી ગયો). ॥ ૩॥

**સમુઝાવત સબ સચિવ સયાને। કીન્હ બિચારુ ન અવસર જાને॥**
**બારહિં બાર સુતા ઉર લાઈં। સજિ સુંદર પાલકીં મગાઈં॥૪॥**

બધાય બુદ્ધિમાન મંત્રીઓ એમને સમજાવે છે. ત્યારે રાજાએ વિષાદ ન કરવાનો સમય જાણીને વિચાર કર્યો. વારંવાર પુત્રીઓને હૃદય સરસી ચાંપીને સુંદર સજાવેલી પાલખીઓ મંગાવડાવી. ॥૪॥

દો૦ – **પ્રેમબિબસ પરિવારુ સબુ જાનિ સુલગન નરેસ।**
**કુઅઁરિ ચઢ઼ાઈં પાલકિન્હ સુમિરે સિદ્ધિ ગનેસ॥૩૩૮॥**

આખોય પરિવાર પ્રેમમાં વિવશ છે. રાજાએ સુંદર મુહૂર્ત જાણીને સિદ્ધિસહિત ગણેશજીનું સ્મરણ કરીને કન્યાઓને પાલખી ઉપર ચઢાવી. ॥૩૩૮॥

ચૌ૦ – **બહુબિધિ ભૂપ સુતા સમુઝાઈં। નારિધરમુ કુલરીતિ સિખાઈં॥**
**દાસીં દાસ દિએ બહુતેરે। સુચિ સેવક જે પ્રિય સિય કેરે॥૧॥**

રાજાએ પુત્રીઓને ઘણી રીતે સમજાવી અને તેમને સ્ત્રીધર્મ અને કુળની રીતિ શીખવાડી. ઘણાં બધાં દાસ-દાસી આપ્યાં જે સીતાજીના પ્રિય અને વિશ્વાસપાત્ર સેવકો હતા. ॥૧॥

**સીય ચલત બ્યાકુલ પુરબાસી। હોહિં સગુન સુભ મંગલ રાસી॥**
**ભૂસુર સચિવ સમેત સમાજા। સંગ ચલે પહુઁચાવન રાજા॥૨॥**

સીતાજીની વિદાય વેળાએ જનકપુરવાસી વ્યાકુળ થઈ ગયા. મંગળના ભંડારસમા શુભ શુકન થઈ રહ્યાં છે. બ્રાહ્મણ, મંત્રીઓ અને સમાજસહિત રાજા જનકજી તેમને વળાવવા માટે સાથે ચાલ્યા. ॥૨॥

**સમય બિલોકિ બાજને બાજે। રથ ગજ બાજિ બરાતિન્હ સાજે॥**
**દસરથ બિપ્ર બોલિ સબ લીન્હે। દાન માન પરિપૂરન કીન્હે॥૩॥**

સમય જોઈને વાજાં વાગવા લાગ્યાં. જાનૈયાઓએ રથ, હાથી અને ઘોડા તૈયાર કર્યા. દશરથજીએ સર્વે બ્રાહ્મણોને બોલાવી લીધા અને તેમને દાન અને સન્માનથી પરિપૂર્ણ કરી દીધા. ॥૩॥

**ચરન સરોજ ધૂરિ ધરિ સીસા। મુદિત મહીપતિ પાઇ અસીસા॥**
**સુમિરિ ગજાનનુ કીન્હ પયાના। મંગલ મૂલ સગુન ભએ નાના॥૪॥**

તેમના ચરણકમળોની રજ સિર પર ધરીને અને આશિષ પામીને રાજા આનંદિત થયા અને ગણેશજીનું સ્મરણ કરીને તેમણે પ્રસ્થાન કર્યું. મંગળોનાં મૂળ અનેક શુકન થયાં. ॥૪॥

દો૦ – **સુર પ્રસૂન બરષહિં હરષિ કરહિં અપછરા ગાન।**
**ચલે અવધપતિ અવધપુર મુદિત બજાઇ નિસાન॥૩૩૯॥**

દેવતા હર્ષિત થઈને ફૂલ વરસાવી રહ્યા છે અને અપ્સરાઓ ગાન કરી રહી છે. અવધપતિ દશરથજી નગારાં વગડાવી આનંદપૂર્વક અયોધ્યાપુરી ચાલ્યા. ॥૩૩૯॥

**ચૌ૦ – નૃપ કરિ બિનય મહાજન ફેરે। સાદર સકલ માગને ટેરે॥**
**ભૂષન બસન બાજિ ગજ દીન્હે। પ્રેમ પોષિ ઠાઢ઼ે સબ કીન્હે॥૧॥**

રાજા દશરથજીએ વિનંતી કરીને પ્રતિષ્ઠિત લોકોને –બ્રાહ્મણોને પાછા વાળ્યા અને આદરની સાથે સર્વે યાચકોને બોલાવ્યા. તેમને ઘરેણાં-કપડાં, ઘોડા-હાથી આપ્યાં અને પ્રેમથી પુષ્ટ કરીને સર્વેને સંપન્ન અર્થાત્ બળયુક્ત કરી દીધા. ॥૧॥

**બાર બાર બિરિદાવલિ ભાષી। ફિરે સકલ રામહિ ઉર રાખી॥**
**બહુરિ બહુરિ કોસલપતિ કહહીં। જનકુ પ્રેમબસ ફિરૈ ન ચહહીં॥૨॥**

તે બધા વારંવાર બિરુદાવલી (કુળકીર્તિ) વખાણીને અને શ્રીરામચન્દ્રજીને હૃદયમાં બિરાજમાન કરી પાછા વળ્યા. કૌશલાધીશ દશરથજી વારંવાર પાછા વળવાનું કહે છે, પણ જનકજી પ્રેમવશ પાછા ફરવા ઈચ્છતા નથી. ॥૨॥

**પુનિ કહ ભૂપતિ બચન સુહાએ। ફિરિઅ મહીસ દૂરિ બડ઼િ આએ॥**
**રાઉ બહોરિ ઉતરિ ભએ ઠાઢ઼ે। પ્રેમ પ્રબાહ બિલોચન બાઢ઼ે॥૩॥**

દશરથજીએ ફરીથી સોહામણાં વચન કહ્યાં – હે રાજન્! ઘણા દૂર આવી ગયા, હવે પાછા વળો. પછી રાજા દશરથજી રથમાંથી ઊતરીને ઊભા રહી ગયા. તેમનાં નેત્રોમાં પ્રેમનો પ્રવાહ વૃદ્ધિ પામ્યો (પ્રેમાશ્રુઓની ધારા વહી ચાલી). ॥૩॥

**તબ બિદેહ બોલે કર જોરી। બચન સનેહ સુધાઁ જનુ બોરી॥**
**કરૌં કવન બિધિ બિનય બનાઈ। મહારાજ મોહિ દીન્હિ બડ઼ાઈ॥૪॥**

ત્યારે જનકજી હાથ જોડીને જાણે સ્નેહરૂપી અમૃતમાં બોળીને વચનો બોલ્યા – હું કેવી રીતે, કયા શબ્દોમાં વિનંતી કરું? હે મહારાજ! આપે મને ઘણી મોટાઈ આપી છે. ॥૪॥

**દો૦ – કોસલપતિ સમધી સજન સનમાને સબ ભાઁતિ।**
**મિલનિ પરસપર બિનય અતિ પ્રીતિ ન હૃદયઁ સમાતિ॥૩૪૦॥**

અયોધ્યાનાથ દશરથજીએ પોતાના સ્વજન વેવાઈનું બધી રીતે સન્માન કર્યું. તેમના પરસ્પર ભેટવામાં અત્યંત વિનય હતો અને એટલી પ્રીતિ હતી, જે હૃદયમાં સમાતી જ ન હતી. ॥૩૪૦॥

**ચૌ૦ – મુનિ મંડલિહિ જનક સિરુ નાવા। આસિરબાદુ સબહિ સન પાવા॥**
**સાદર પુનિ ભેંટે જામાતા। રૂપ સીલ ગુન નિધિ સબ ભ્રાતા॥૧॥**

જનકજીએ મુનિમંડળીને શીશ નમાવ્યું અને સર્વેથી આશીર્વાદ પામ્યા. પછી આદરની સાથે તેઓ રૂપ, શીલ અને ગુણોના ભંડાર બધા ભાઈઓને એટલે કે પોતાના જમાઈઓને ભેટ્યા; ॥૧॥

**જોરિ પંકરુહ પાનિ સુહાએ। બોલે બચન પ્રેમ જનુ જાએ॥**
**રામ કરૌં કેહિ ભાઁતિ પ્રસંસા। મુનિ મહેસ મન માનસ હંસા॥૨॥**

અને સુંદર કમળના સમાન હાથોને જોડી એવાં વચન બોલ્યા, જે જાણે પ્રેમથી જ જન્મ્યાં હોય. હે રામજી! હું કઈ રીતે આપની પ્રશંસા કરું? આપ મુનિઓ અને મહાદેવજીના મનરૂપી માનસરોવરના હંસ છો. ॥૨॥

**કરહિં જોગ જોગી જેહી લાગી। કોહુ મોહુ મમતા મદુ ત્યાગી॥**
**બ્યાપકુ બ્રહ્મુ અલખુ અબિનાસી। ચિદાનંદુ નિરગુન ગુનરાસી॥૩॥**

યોગીજન જેમના માટે ક્રોધ, મોહ, મમતા અને મદનો ત્યાગ કરીને યોગસાધન કરે છે, જે સર્વવ્યાપક, બ્રહ્મ, અવ્યક્ત, અવિનાશી, ચિદાનંદ, નિર્ગુણ અને ગુણોના ભંડાર છે; ॥૩॥

**મન સમેત જેહિ જાન ન બાની। તરકિ ન સકહિં સકલ અનુમાની॥**
**મહિમા નિગમુ નેતિ કહિ કહઈ। જો તિહુઁ કાલ એકરસ રહઈ॥૪॥**

જેમને મનસહિત વાણી નથી જાણતી અને સૌ અનુમાન કરનાર (નૈયાયિકો વગેરે) જેમની તર્કના પણ નથી કરી શકતા; જેમની મહિમાનું વેદ 'નેતિ' 'નેતિ' કહીને વર્ણન કરે છે અને જે [સચ્ચિદાનંદ] ત્રણેય કાળમાં એકરસ (સર્વદા અને સર્વથા નિર્વિકાર) રહે છે; ॥૪॥

**દો૦ – નયન બિષય મો કહુઁ ભયઉ સો સમસ્ત સુખ મૂલ।**
**સબઈ લાભુ જગ જીવ કહઁ ભએઁ ઈસુ અનુકૂલ॥૩૪૧॥**

તે જ સમસ્ત સુખોના મૂળ [આપ] મારા નેત્રોના વિષય થયા. ઈશ્વરના અનુકૂળ થવાથી જગતમાં જીવને સર્વે લાભ જ લાભ છે. ॥૩૪૧॥

**ચૌ૦ – સબહિ ભાઁતિ મોહિ દીન્હિ બડ઼ાઈ। નિજ જન જાનિ લીન્હ અપનાઈ॥**
**હોહિં સહસ દસ સારદ સેષા। કરહિં કલપ કોટિક ભરિ લેખા॥૧॥**

આપે મને બધી રીતે મોટાઈ આપી અને પોતાનો માણસ જાણીને અપનાવી લીધો. જો દસ હજાર સરસ્વતી અને શેષ હોય અને કરોડો કલ્પો સુધી ગણતરી કરતાં રહે – ॥૧॥

**મોર ભાગ્ય રાઉર ગુન ગાથા। કહિ ન સિરાહિં સુનહુ રઘુનાથા॥**
**મૈં કછુ કહઉઁ એક બલ મોરેં। તુમ્હ રીઝહુ સનેહ સુઠિ થોરેં॥૨॥**

તો પણ હે રઘુનાથજી! સાંભળો, મારા સૌભાગ્ય અને આપના ગુણોની કથા કહીને સમાપ્ત નથી કરી શકાતી. હું જે કંઈ કહી રહ્યો છું, તે પોતાના એક જ બળે કે આપ અત્યંત થોડા પ્રેમથી પણ પ્રસન્ન થઈ જાઓ છો – ॥૨॥

**બાર બાર માગઉઁ કર જોરેં। મનુ પરિહરૈ ચરન જનિ ભોરેં॥**
**સુનિ બર બચન પ્રેમ જનુ પોષે। પૂરનકામ રામુ પરિતોષે॥૩॥**

હું વારંવાર હાથ જોડીને આ માગું છું કે મારું મન ભૂલથી પણ આપના ચરણોને ન છોડે. જનકજીનાં શ્રેષ્ઠ વચનોને સાંભળીને, જે જાણે પ્રેમથી પુષ્ટ કરેલાં હતાં – પૂર્ણકામ શ્રીરામચન્દ્રજી સંતુષ્ટ થયા. ॥૩॥

**કરિ બર બિનય સસુર સનમાને। પિતુ કૌસિક બસિષ્ઠ સમ જાને॥**
**બિનતી બહુરિ ભરત સન કીન્હી। મિલિ સપ્રેમુ પુનિ આસિષ દીન્હી॥૪॥**

તેમણે સુંદર વિનંતી કરીને પિતા દશરથજી, ગુરુ, વિશ્વામિત્રજી અને કુલગુરુ વસિષ્ઠજીના જેવા જાણીને સસરા જનકજીનું સન્માન કર્યું. પછી જનકજીએ ભરતજીને વિનંતી કરી અને પ્રેમસહિત ભેટીને એમને આશીર્વાદ આપ્યા. ॥૪॥

**દો૦ – મિલે લખન રિપુસૂદનહિ દીન્હિ અસીસ મહીસ ।**
**ભએ પરસપર પ્રેમબસ ફિરિ ફિરિ નાવહિં સીસ ॥ ૩૪૨॥**

પછી રાજાએ લક્ષ્મણજી અને શત્રુઘ્નજીને પ્રેમપરવશ થઈને ગળે લગાડ્યા અને વારંવાર આશીર્વાદ આપ્યા. લક્ષ્મણજી અને શત્રુઘ્નજી પ્રેમવિવશ જનકમહારાજને વારંવાર શીશ નમાવવા લાગ્યા. ॥ ૩૪૨॥

**ચૌ૦ – બાર બાર કરિ બિનય બડ઼ાઈ । રઘુપતિ ચલે સંગ સબ ભાઈ ॥**
**જનક ગહે કૌસિક પદ જાઈ । ચરન રેનુ સિર નયનન્હ લાઈ ॥ ૧॥**

જનકજીની વારંવાર વિનંતી અને પ્રશંસા કરીને બધા ભાઈઓ શ્રીરઘુનાથજી સાથે ચાલ્યા. જનકજીએ જઈને વિશ્વામિત્રજીના પગ પકડી લીધા અને એમના ચરણોની રજને સિર અને નેત્રોમાં લગાડી. ॥ ૧॥

**સુનુ મુનીસ બર દરસન તોરેં । અગમુ ન કછુ પ્રતીતિ મન મોરેં ॥**
**જો સુખુ સુજસુ લોકપતિ ચહહીં । કરત મનોરથ સકુચત અહહીં ॥ ૨॥**

[તેમણે કહ્યું –] હે મુનીશ્વર! સાંભળો, આપનાં સુંદર દર્શનથી કંઈ પણ દુર્લભ નથી, મારા મનમાં આવો વિશ્વાસ છે. જે સુખ અને સુયશ લોકપાલ ઈચ્છે છે; પરંતુ [અસંભવ સમજીને] જેનો મનોરથ કરતાં પણ સંકોચાય છે, ॥ ૨॥

**સો સુખુ સજસુ સુલભ મોહિ સ્વામી । સબ સિધિ તવ દરસન અનુગામી ॥**
**કીન્હિ બિનય પુનિ પુનિ સિરુ નાઈ । ફિરે મહીસુ આસિષા પાઈ ॥ ૩॥**

હે સ્વામી! એ જ સુખ અને સુયશ મને સુલભ થઈ ગયો; બધી સિદ્ધિઓ આપનાં દર્શનોની અનુગામિની અર્થાત્ પાછળ પાછળ ચાલનારી છે. આમ, વારંવાર વિનંતી કરી અને માથું નમાવીને તથા એમની પાસેથી આશીર્વાદ મેળવી રાજા જનક પાછા ફર્યા. ॥ ૩॥

**ચલી બરાત નિસાન બજાઈ । મુદિત છોટ બડ઼ સબ સમુદાઈ ॥**
**રામહિ નિરખિ ગ્રામ નર નારી । પાઈ નયન ફલુ હોહિં સુખારી ॥ ૪॥**

ડંકા વગાડીને જાન ચાલી. નાના-મોટા સર્વે સમુદાય પ્રસન્ન છે. [માર્ગનાં] ગામોનાં સ્ત્રી-પુરુષ શ્રીરામચન્દ્રજીને જોઈને નેત્રોનું ફળ પામીને સુખી થાય છે. ॥ ૪॥

**દો૦ – બીચ બીચ બર બાસ કરિ મગ લોગન્હ સુખ દેત ।**
**અવધ સમીપ પુનીત દિન પહુઁચી આઈ જનેત ॥ ૩૪૩॥**

વચ્ચે-વચ્ચે સુંદર મુકામ કરતી તથા માર્ગના લોકોને સુખ આપતી આ જાન પવિત્ર દિને અયોધ્યાપુરી નજીક આવી પહોંચી. ॥ ૩૪૩॥

**ચૌ૦ – હને નિસાન પનવ બર બાજે । ભેરિ સંખ ધુનિ હય ગય ગાજે ॥**
**ઝાઁઝિ બિરવ ડિંડિમીં સુહાઈ । સરસ રાગ બાજહિં સહનાઈ ॥ ૧॥**

નગારા પર ઘા થવા લાગ્યા; સુંદર ઢોલ વાગવા લાગ્યાં. દુંદુભી અને શંખનો મોટો અવાજ થઈ રહ્યો છે. હાથી-ઘોડા ગરજી રહ્યા છે. વિશેષ ધ્વનિ કરનારી ઝાઝ, સોહામણી ખંજરીઓ તથા રસીલા રાગથી શરણાઈઓ વાગી રહી છે. ॥ ૧॥

**પુર જન આવત અકનિ બરાતા। મુદિત સકલ પુલકાવલિ ગાતા॥**
**નિજ નિજ સુંદર સદન સઁવારે। હાટ બાટ ચૌહટ પુર દ્વારે॥ ૨॥**

જાનને આવતી સાંભળીને નગરનિવાસી પ્રસન્ન થઈ ગયા. બધાના શરીરો પર પુલકાવલી છવાઈ ગઈ. બધાએ પોતપોતાનાં સુંદર ઘરો, બજારો, શેરીઓ, ચૌરાહા (ચોક) અને નગરનાં દ્વાર શણગાર્યાં. ॥ ૨॥

**ગલીં સકલ અરગજાઁ સિંચાઈં। જહઁ તહઁ ચૌકેં ચારુ પુરાઈં॥**
**બના બજારુ ન જાઇ બખાના। તોરન કેતુ પતાક બિતાના॥ ૩॥**

બધી શેરીઓ સુગંધિત દ્રવ્યોથી સીંચવામાં આવી. ચારેકોર સુંદર ચોક પુરાવ્યા. તોરણો, ધ્વજા-પતાકાઓ અને મંડપોથી બજાર એવું શણગારાયું કે જેનું વર્ણન કરી નથી શકાતું. ॥ ૩॥

**સફલ પૂગફલ કદલિ રસાલા। રોપે બકુલ કદંબ તમાલા॥**
**લગે સુભગ તરુ પરસત ધરની। મનિમય આલબાલ કલ કરની॥ ૪॥**

ફળસહિત સોપારી, કેળા, કેરી, બોરસલી, કદંબ અને તમાલનાં ઝાડ રોપવામાં આવ્યાં. તે રોપાયેલાં સુંદર વૃક્ષ [ફળોના ભારથી] પૃથ્વીને અડી રહ્યાં છે. તેમનાં મણિઓનાં ખામણાં (થાળા) ઘણી સુંદર કારીગરીથી બનાવવામાં આવ્યાં છે. ॥ ૪॥

**દો૦ – બિબિધ ભાઁતિ મંગલ કલસ ગૃહ ગૃહ રચે સઁવારિ।**
**સુર બ્રહ્માદિ સિહાહિં સબ રઘુબર પુરી નિહારિ॥ ૩૪૪॥**

અનેક પ્રકારના મંગળ-કળશ ઘેર ઘેર સજાવીને તૈયાર કરાયા છે. શ્રીરઘુનાથજીની પુરી (અયોધ્યા)ને જોઈને બ્રહ્મા આદિ સર્વે દેવો ઈર્ષાપૂર્વક પ્રશંસા કરે છે. ॥ ૩૪૪॥

**ચૌ૦ – ભૂપ ભવનુ તેહિ અવસર સોહા। રચના દેખિ મદન મનુ મોહા॥**
**મંગલ સગુન મનોહરતાઈ। રિધિ સિધિ સુખ સંપદા સુહાઈ॥ ૧॥**

તે સમયે રાજમહેલ [અત્યંત] શોભિત થઈ રહ્યો હતો. તેની રચના જોઈને કામદેવનું પણ મન મોહિત થઈ જતું હતું. મંગળ શુકન, મનોહરતા, ઋદ્ધિ-સિદ્ધિ, સુખ સોહામણી સમ્પતિ – ॥ ૧॥

**જનુ ઉછાહ સબ સહજ સુહાએ। તનુ ધરિ ધરિ દસરથ ગૃહઁ છાએ॥**
**દેખન હેતુ રામ બૈદેહી। કહહુ લાલસા હોહિ ન કેહી॥ ૨॥**

– અને બધી જાતના ઉત્સાહ (આનંદ) જાણે સહજ (સ્વભાવિક) સુંદર શરીર ધરી-ધરી દશરથજીના ઘરમાં છવાઈ ગયાં છે. શ્રીરામચન્દ્રજી અને સીતાજીનાં દર્શનો માટે, ભલા! કહો કોને લાલસા નહીં હોય? ॥ ૨॥

**જૂથ જૂથ મિલિ ચલીં સુઆસિનિ। નિજ છબિ નિદરહિં મદન બિલાસિનિ॥**
**સકલ સુમંગલ સજેં આરતી। ગાવહિં જનુ બહુ બેષ ભારતી॥ ૩॥**

સૌભાગ્યવતી સ્ત્રીઓ ટોળે ને ટોળે વળીને ચાલી, જે પોતાની શોભાથી કામદેવની સ્ત્રી રતિનો પણ અનાદર કરી રહી છે. બધાં સુંદર મંગળદ્રવ્ય અને આરતી તૈયાર કરી ગાઈ રહી છે, જાણે સરસ્વતી જ ઘણા બધા વેશ ધારણ કરીને ગાઈ રહ્યાં હોય. ॥ ૩॥

**ભૂપતિ ભવન કોલાહલુ હોઈ। જાઈ ન બરનિ સમઉ સુખુ સોઈ॥**
**કૌસલ્યાદિ રામ મહતારીં। પ્રેમબિબસ તન દસા બિસારીં॥૪॥**

રાજમહેલમાં [આનંદના લીધે] કોલાહલ થઈ રહ્યો છે. તે સમયનું અને સુખનું વર્ણન નથી કરી શકાતું. કૌશલ્યાજી આદિ શ્રીરામચન્દ્રજીની સર્વે માતાઓ પ્રેમના વિશેષ વશમાં હોવાથી દેહનું ભાન ભૂલી ગઈ. ॥૪॥

**દો૦ – દિએ દાન બિપ્રન્હ બિપુલ પૂજિ ગનેસ પુરારિ।**
**પ્રમુદિત પરમ દરિદ્ર જનુ પાઇ પદારથ ચારિ॥૩૪૫॥**

ગણેશજી અને ત્રિપુરારિ શિવજીનું પૂજન કરીને તેમણે બ્રાહ્મણોને ઘણું જ દાન આપ્યું. તેઓ એવી પરમ પ્રસન્ન થઈ, જાણે અત્યંત દરિદ્રી ચારેય પદાર્થ પામી ગયા હોય. ॥૩૪૫॥

**ચૌ૦ – મોદ પ્રમોદ બિબસ સબ માતા। ચલહિં ન ચરન સિથિલ ભએ ગાતા॥**
**રામ દરસ હિત અતિ અનુરાગીં। પરિછનિ સાજુ સજન સબ લાગીં॥૧॥**

સુખ અને મહાન આનંદથી વિવશ હોવાને લીધે બધી માતાઓના દેહ શિથિલ થઈ ગયા છે. તેમના પગ કામ કરતા નથી. શ્રીરામચન્દ્રજીનાં દર્શનોને માટે તે અત્યંત અનુરાગી થઈને પોંખવા માટે સર્વે વસ્તુઓ તૈયાર કરવા લાગી. ॥૧॥

**બિબિધ બિધાન બાજને બાજે। મંગલ મુદિત સુમિત્રાँ સાજે॥**
**હરદ દૂબ દધિ પલ્લવ ફૂલા। પાન પૂગફલ મંગલ મૂલા॥૨॥**

અનેક પ્રકારનાં વાજાં વાગતાં હતાં. સુમિત્રાજીએ આનંદપૂર્વક મંગળ સાજ સજાવ્યા. હળદર, ધરો, દહીં, પાન, ફૂલ, પાન-સોપારી આદિ મંગળની મૂળ વસ્તુઓ, ॥૨॥

**અચ્છત અંકુર લોચન લાજા। મંજુલ મંજરિ તુલસિ બિરાજા॥**
**છુહે પુરટ ઘટ સહજ સુહાએ। મદન સકુન જનુ નીડ઼ બનાએ॥૩॥**

તથા અક્ષત (ચોખા), જવારા, ગોરોચન, ડાંગરની ધાણી અને તુલસીની સુંદર માંજરો સુશોભિત છે. અનેક રંગોથી ચિત્રિત કરેલા સરળ સોહામણા સુવર્ણના કળશ એવા જણાય છે, જાણે કામદેવરૂપી સુગરીઓએ માળા બનાવ્યા હોય. ॥૩॥

**સગુન સુગંધ ન જાહિં બખાની। મંગલ સકલ સજહિં સબ રાની॥**
**રચીં આરતીં બહુત બિધાના। મુદિત કરહિં કલ મંગલ ગાના॥૪॥**

શુકન અને સુગંધિત વસ્તુઓ વખાણી શકાતી નથી. બધી રાણીઓ સંપૂર્ણ મંગળ સાજ સજી રહી છે. ઘણા પ્રકારની આરતી બનાવીને તેઓ આનંદિત થઈને સુંદર મંગળગાન કરી રહી છે. ॥૪॥

**દો૦ – કનક થાર ભરિ મંગલન્હિ કમલ કરન્હિ લિએँ માત।**
**ચલીં મુદિત પરિછનિ કરન પુલક પલ્લવિત ગાત॥૩૪૬॥**

સોનાના થાળોને માંગલિક વસ્તુઓથી ભરી પોતાના કમળ સમાન (કોમળ) હાથોમાં લઈને માતાઓ આનંદિત થઈને પોંખણું કરવા ચાલી. તેમનાં શરીર પુલકાવલીથી છવાઈ ગયાં છે. ॥૩૪૬॥

ચૌ૦ – ધૂપ ધૂમ નભુ મેચક ભયઊ। સાવન ઘન ઘમંડુ જનુ ઠયઊ॥
સુરતરુ સુમન માલ સુર બરષહિં। મનહુઁ બલાક અવલિ મનુ કરષહિં॥૧॥

ધૂપના ધુમાડાથી આકાશ એવું કાળું થઈ ગયું છે જાણે શ્રાવણનાં વાદળાં ઘેરાઈ-ઘેરાઈને સ્થિર થઈ ગયાં હોય. દેવતા કલ્પવૃક્ષનાં ફૂલોની માળાઓ વરસાવી રહ્યા છે, તે એવી લાગે છે જાણે બગલાંઓની પંક્તિઓ મનને [પોતાની તરફ] ખેંચી રહી હોય. ॥૧॥

મંજુલ મનિમય બંદનિવારે। મનહુઁ પાકરિપુ ચાપ સઁવારે॥
પ્રગટહિં દુરહિં અટન્હ પર ભામિનિ। ચારુ ચપલ જનુ દમકહિં દામિનિ॥૨॥

સુંદર મણિઓથી બનાવેલાં સ્વાગત દ્વાર અને તોરણો એવાં જણાય છે જાણે ઈન્દ્રધનુષ સજાવ્યાં હોય. અટારીઓ પર સુંદર અને ચંચળ સ્ત્રીઓ પ્રકટ થાય છે અને સંતાઈ જાય છે (આવે-જાય છે); તે એવી જણાય છે કે જાણે સુંદર ચંચળ વીજળીઓ ચમકી રહી હોય. ॥૨॥

દુંદુભિ ધુનિ ઘન ગરજનિ ઘોરા। જાચક ચાતક દાદુર મોરા॥
સુર સુગંધ સુચિ બરષહિં બારી। સુખી સકલ સસિ પુર નર નારી॥૩॥

નગારાના ધ્વનિ જાણે વાદળોની ઘોર ગર્જના છે. યાચકગણ બપૈયા, દેડકાં અને મોર છે. દેવતા પવિત્ર સુગંધરૂપી જળ વરસાવી રહ્યા છે, જેથી ખેતીની જેમ નગરનાં બધાં સ્ત્રી-પુરુષ હરખાઈ રહ્યાં છે. ॥૩॥

સમઉ જાનિ ગુર આયસુ દીન્હા। પુર પ્રબેસુ રઘુકુલમનિ કીન્હા॥
સુમિરિ સંભુ ગિરિજા ગનરાજા। મુદિત મહીપતિ સહિત સમાજા॥૪॥

[પ્રવેશનો] સમય જાણીને ગુરુ વસિષ્ઠજીએ આજ્ઞા આપી. ત્યારે રઘુકુળમણિ મહારાજા દશરથજીએ શિવજી, પાર્વતીજી અને ગણેશજીનું સ્મરણ કરીને સમાજસહિત આનંદિત થઈને નગરમાં પ્રવેશ કર્યો. ॥૪॥

દો૦ – હોહિં સગુન બરષહિં સુમન સુર દુંદુભીં બજાઇ।
બિબુધ બધૂ નાચહિં મુદિત મંજુલ મંગલ ગાઇ॥૩૪૭॥

શુકન થઈ રહ્યાં છે, દેવતા દુંદુભી વગાડી-વગાડીને ફૂલો વરસાવી રહ્યા છે. દેવતાઓની સ્ત્રીઓ આનંદિત થઈને સુંદર મંગળગીતો ગાઈ-ગાઈને નાચી રહી છે. ॥૩૪૭॥

ચૌ૦ – માગધ સૂત બંદિ નટ નાગર। ગાવહિં જસુ તિહુ લોક ઉજાગર॥
જય ધુનિ બિમલ બેદ બર બાની। દસ દિસિ સુનિઅ સુમંગલ સાની॥૧॥

ચતુર માગધ, સૂત, ભાટ અને નટ રાજા દશરથ અને શ્રીરામજીના ત્રણેય લોકોને ઝગમગાવનાર નિર્મળ યશ ગાઈ રહ્યા છે. જયધ્વનિ તથા વેદની નિર્મળ શ્રેષ્ઠ વાણી સુંદર મંગળથી તરબોળ થઈ દસે દિશાઓમાંથી સંભળાઈ રહી છે. ॥૧॥

બિપુલ બાજને બાજન લાગે। નભ સુર નગર લોગ અનુરાગે॥
બને બરાતી બરનિ ન જાહીં। મહા મુદિત મન સુખ ન સમાહીં॥૨॥

ઘણાં જ વાજાં વાગવાં લાગ્યાં. આકાશમાં દેવો અને નગરમાં લોકો સર્વે પ્રેમમાં મગ્ન છે. જાનૈયા એવા બન્યા –ઠન્યા છે કે તેમનું વર્ણન નથી થઈ શકતું. પરમ આનંદિત છે, સુખ તેમના મનમાં સમાતું નથી. ॥ ૨॥

**પુરબાસિન્હ તબ રાય જોહારે। દેખત રામહિ ભએ સુખારે ॥**
**કરહિં નિછાવરિ મનિગન ચીરા। બારિ બિલોચન પુલક સરીરા ॥ ૩॥**

ત્યારે અયોધ્યાવાસીઓએ રાજાને જુહાર કર્યા (લળીલળીને પ્રણામ કર્યા) શ્રીરામચન્દ્રજીને જોતાં જ તે પ્રસન્ન થઈ ગયા. મણિ અને વસ્ત્ર ન્યોછાવર બધાય કરી રહ્યા છે. નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભર્યું છે અને શરીર પુલકિત છે. ॥ ૩॥

**આરતિ કરહિં મુદિત પુર નારી। હરષહિં નિરખિ કુઅઁર બર ચારી ॥**
**સિબિકા સુભગ ઓહાર ઉઘારી। દેખિ દુલહિનિન્હ હોહિં સુખારી ॥ ૪॥**

નગરની સ્ત્રીઓ આનંદિત થઈને આરતી કરી રહી છે અને સુંદર ચારેય કુમારોને જોઈને હરખાઈ રહી છે. પાલખીઓના સુંદર પરદા ઉઘાડી-ઉઘાડીને તેઓ વધૂઓને જોઈને સુખી થાય છે. ॥ ૪॥

**દો૦ – એહિ બિધિ સબહી દેત સુખુ આએ રાજદુઆર ।**
**મુદિત માતુ પરિછનિ કરહિં બધુન્હ સમેત કુમાર ॥ ૩૪૮॥**

આ રીતે બધાને સુખ આપતાં (કુમારો) રાજદ્વારે આવ્યા. માતાઓ આનંદિત થઈને વહુઓસહિત કુમારોનું પોંખણું કરી રહી છે. ॥ ૩૪૮॥

**ચૌ૦ – કરહિં આરતી બારહિં બારા। પ્રેમુ પ્રમોદુ કહૈ કો પારા ॥**
**ભૂષન મનિ પટ નાના જાતી। કરહિં નિછાવરિ અગનિત ભાઁતી ॥ ૧॥**

તેઓ વારંવાર આરતી કરી રહી છે. તે પ્રેમ અને મહાન આનંદને કોણ કહી શકે? અનેક પ્રકારનાં આભૂષણ, રત્ન અને વસ્ત્ર તથા અગણિત જાતની અન્ય વસ્તુઓ ન્યોછાવર કરી રહી છે. ॥ ૧॥

**બધુન્હ સમેત દેખિ સુત ચારી। પરમાનંદ મગન મહતારી ॥**
**પુનિ પુનિ સીય રામ છબિ દેખી। મુદિત સફલ જગ જીવન લેખી ॥ ૨॥**

વહુઓસહિત ચારેય પુત્રોને જોઈને માતાઓ પરમ આનંદમાં લીન થઈ ગઈ. સીતાજી અને શ્રીરામજીની શોભાને વારંવાર જોઈને જગતમાં પોતાના જીવનને સફળ માનીને આનંદિત થઈ રહી છે. ॥ ૨॥

**સખીં સીય મુખ પુનિ પુનિ ચાહી। ગાન કરહિં નિજ સુકૃત સરાહી ॥**
**બરષહિં સુમન છનહિં છન દેવા। નાચહિં ગાવહિં લાવહિં સેવા ॥ ૩॥**

સખીઓ સીતાજીના મુખને વારંવાર જોઈને પોતાનાં પુણ્યોની પ્રશંસા કરતી ગાન કરી રહી છે. દેવો ક્ષણે-ક્ષણે ફૂલ વરસાવી નાચે છે, ગાય છે તથા પોતપોતાની સેવાઓ સમર્પણ કરે છે. ॥ ૩॥

**દેખિ મનોહર ચારિઉ જોરીં। સારદ ઉપમા સકલ ઢૂઁઢોરીં॥**
**દેત ન બનહિં નિપટ લઘુ લાગીં। એકટક રહીં રૂપ અનુરાગીં॥૪॥**

ચારેય મનોહર જોડીઓને જોઈને સરસ્વતીએ બધી ઉપમાઓને ખોળી કાઢી; પણ કોઈ ઉપમા આપી ન શકાઈ, કારણકે તેમને તે બધી બિલકુલ તુચ્છ જણાઈ. ત્યારે હારીને તે પણ શ્રીરામજીના રૂપમાં અનુરક્ત થઈને એકીટશે જોતાં રહી ગયાં. ॥૪॥

**દો૦ – નિગમ નીતિ કુલ રીતિ કરિ અરઘ પાઁવડ़े દેત।**
**બધુન્હ સહિત સુત પરિછિ સબ ચલીં લવાઈ નિકેત॥૩૪૯॥**

વેદની વિધિ અને કુળની રીતિ કરીને અર્ઘ્ય-પાગરણ (પગ મૂકવા માટે વસ્ત્ર પાથરી) આપતી વહુઓસહિત સર્વે પુત્રોને પોંખી માતાઓ મહેલમાં લઈ ચાલી. ॥૩૪૯॥

**ચૌ૦ – ચારિ સિંઘાસન સહજ સુહાએ। જનુ મનોજ નિજ હાથ બનાએ॥**
**તિન્હ પર કુઅઁરિ કુઅઁર બૈઠારે। સાદર પાય પુનીત પખારે॥૧॥**

સ્વાભાવિક રૂપે જ સુંદર ચાર સિંહાસન હતાં, જે જાણે કામદેવે જ પોતાના હાથથી બનાવ્યાં હતાં. તેની ઉપર માતાઓએ રાજકુમારીઓ અને રાજકુમારોને બેસાડ્યાં અને આદરની સાથે તેમના પવિત્ર ચરણ ધોયા. ॥૧॥

**ધૂપ દીપ નૈબેદ બેદ બિધિ। પૂજે બર દુલહિનિ મંગલ નિધિ॥**
**બારહિં બાર આરતી કરહીં। બ્યજન ચારુ ચામર સિર ઢરહીં॥૨॥**

પછી વેદની વિધિ અનુસાર મંગળોના ભંડાર વર અને વધૂઓની ધૂપ, દીપ અને નૈવેદ્ય આદિ દ્વારા પૂજા કરી. માતાઓ વારંવાર આરતી કરી રહી છે અને વર-વધૂઓનાં માથાં ઉપર સુંદર પંખા તથા ચામરો વીંઝાઈ રહી છે. ॥૨॥

**બસ્તુ અનેક નિછાવરિ હોહીં। ભરીં પ્રમોદ માતુ સબ સોહીં॥**
**પાવા પરમ તત્વ જનુ જોગીં। અમૃતુ લહેઉ જનુ સંતત રોગીં॥૩॥**

અનેક વસ્તુઓ ન્યોછાવર થઈ રહી છે. સર્વે માતાઓ આનંદથી ભરપૂર થઈને એવી સુશોભિત થઈ રહી છે જાણે યોગીએ પરમતત્ત્વને પ્રાપ્ત કરી લીધું. કાયમના રોગીએ જાણે અમૃત મેળવી લીધું, ॥૩॥

**જનમ રંક જનુ પારસ પાવા। અંધહિ લોચન લાભુ સુહાવા॥**
**મૂક બદન જનુ સારદ છાઈ। માનહુઁ સમર સૂર જય પાઈ॥૪॥**

જન્મનો દરિદ્રી જાણે પારસ પામી ગયો, આંધળાને સુંદર નેત્રોનો લાભ થયો. બોબડાના મુખમાં જાણે સરસ્વતી આવીને બિરાજ્યાં અને શૂરવીરે જાણે યુદ્ધમાં વિજય મેળવ્યો. ॥૪॥

**દો૦ – એહિ સુખ તે સત કોટિ ગુન પાવહિં માતુ અનંદુ।**
**ભાઈન્હ સહિત બિઆહિ ઘર આએ રઘુકુલચંદુ॥૩૫૦(ક)॥**

આ સુખોથી પણ સો કરોડગણો અધિક આનંદ માતાઓ પામી રહી છે. કારણકે રઘુકુળના ચન્દ્રમા શ્રીરામજી વિવાહ કરીને ભાઈઓસહિત ઘેર આવ્યા છે. ॥૩૫૦ (ક)॥

**લોક રીતિ જનનીં કરહિં બર દુલહિનિ સકુચાહિં ।**
**મોદુ બિનોદુ બિલોકિ બડ઼ રામુ મનહિં મુસુકાહિં ॥ ૩૫૦ (ખ) ॥**

માતાઓ લોકરીતિ કરે છે અને વર-વધૂઓ લજાય છે. આ મહાન આનંદ અને વિનોદ જોઈને શ્રીરામચન્દ્રજી મનમાં ને મનમાં મલકાય છે. ॥ ૩૫૦ (ખ)॥

**ચૌ૦ – દેવ પિતર પૂજે બિધિ નીકી । પૂજીં સકલ બાસના જી કી ॥**
**સબહિં બંદિ માગહિં બરદાના । ભાઇન્હ સહિત રામ કલ્યાના ॥ ૧॥**

મનની સર્વે વાસનાઓને પૂર્ણ થઈ જાણીને દેવો અને પિતૃઓનું સારી રીતે પૂજન કર્યું. સર્વેની વંદના કરીને માતાઓ એ જ વરદાન માગે છે કે ભાઈઓસહિત શ્રીરામજીનું કલ્યાણ થાય. ॥ ૧॥

**અંતરહિત સુર આસિષ દેહીં । મુદિત માતુ અંચલ ભરિ લેહીં ॥**
**ભૂપતિ બોલિ બરાતી લીન્હે । જાન બસન મનિ ભૂષન દીન્હે ॥ ૨॥**

દેવો અદૃશ્ય રહી [અંતરિક્ષમાંથી] આશીર્વાદ આપી રહ્યા છે અને માતાઓ આનંદિત થઈ ખોળો, ભરીને લઈ રહી છે. તદ્‌ઉપરાંત, રાજાએ જાનૈયાઓને તેડાવી લીધા અને તેમને વાહનો, વસ્ત્ર, મણિ (રત્ન) અને આભૂષણ આદિ આપ્યા. ॥ ૨॥

**આયસુ પાઇ રાખિ ઉર રામહિ । મુદિત ગએ સબ નિજ નિજ ધામહિ ॥**
**પુર નર નારિ સકલ પહિરાએ । ઘર ઘર બાજન લગે બધાએ ॥ ૩॥**

આજ્ઞા પામીને, શ્રીરામજીને હૃદયમાં રાખીને તે સર્વે આનંદિત થઈને પોત-પોતાના ઘેર ગયા. નગરનાં સમસ્ત સ્ત્રી-પુરુષોને રાજાએ કપડાં અને ઘરેણાંની પહેરામણી આપી. ઘેરઘેર વધામણાં વાગવા લાગ્યાં. ॥ ૩॥

**જાચક જન જાચહિં જોઇ જોઈ । પ્રમુદિત રાઉ દેહિં સોઇ સોઈ ॥**
**સેવક સકલ બજનિઆ નાના । પૂરન કિએ દાન સનમાના ॥ ૪॥**

યાચક લોકો જે જે માગે છે, વિશેષ પ્રસન્ન થઈને રાજા તેમને તે તે આપે છે. સઘળા સેવકો અને વાજાંવાળાઓને રાજાએ અનેક પ્રકારનાં દાન અને સન્માનથી સંતુષ્ટ કર્યા. ॥ ૪॥

**દો૦ – દેહિં અસીસ જોહારિ સબ ગાવહિં ગુન ગન ગાથ ।**
**તબ ગુર ભૂસુર સહિત ગૃહઁ ગવનુ કીન્હ નરનાથ ॥ ૩૫૧॥**

બધા જુહાર કરીને આશિષ આપે છે અને ગુણસમૂહોની કથા ગાય છે. ત્યારે ગુરુ અને બ્રાહ્મણોસહિત રાજા દશરથજીએ મહેલમાં ગમન કર્યું. ॥ ૩૫૧॥

**ચૌ૦ – જો બસિષ્ટ અનુસાસન દીન્હી । લોક બેદ બિધિ સાદર કીન્હી ॥**
**ભૂસુર ભીર દેખિ સબ રાની । સાદર ઉઠીં ભાગ્ય બડ઼ જાની ॥ ૧॥**

વસિષ્ઠજીએ જે આજ્ઞા આપી, તેને લોક અને વેદની વિધિ પ્રમાણે રાજાએ આદરપૂર્વક પાળી. બ્રાહ્મણોની ભીડ જોઈને પોતાનું મોટું ભાગ્ય જાણીને બધી રાણીઓ આદર સાથે ઊઠી. ॥ ૧॥

**પાય પખારિ સકલ અન્હવાએ। પૂજિ ભલી બિધિ ભૂપ જેવાઁએ॥**
**આદર દાન પ્રેમ પરિપોષે। દેત અસીસ ચલે મન તોષે॥ ૨॥**

ચરણ ધોઈને તેમણે સર્વેને સ્નાન કરાવ્યું અને રાજાએ સારી રીતે પૂજન કરી તેમને ભોજન કરાવ્યું. આદર, દાન અને પ્રેમથી પુષ્ટ થયેલા તેઓ સંતુષ્ટ મનથી આશીર્વાદ આપતાં ગયા. ॥ ૨॥

**બહુ બિધિ કીન્હિ ગાધિસુત પૂજા। નાથ મોહિ સમ ધન્ય ન દૂજા॥**
**કીન્હિ પ્રસંસા ભૂપતિ ભૂરી। રાનિન્હ સહિત લીન્હિ પગ ધૂરી॥ ૩॥**

રાજાએ ગાધિપુત્ર વિશ્વામિત્રજીની ઘણી રીતે પૂજા કરી અને કહ્યું – હે નાથ! મારા જેવો ધન્ય બીજો કોઈ નથી. રાજાએ તેમની બહુ પ્રશંસા કરી અને રાણીઓસહિત તેમની ચરણરજને ગ્રહણ કરી. ॥ ૩॥

**ભીતર ભવન દીન્હ બર બાસૂ। મન જોગવત રહ નૃપુ રનિવાસૂ॥**
**પૂજે ગુર પદ કમલ બહોરી। કીન્હિ બિનય ઉર પ્રીતિ ન થોરી॥ ૪॥**

તેમને મહેલમાં ઊતરવા માટે ઉત્તમ સ્થાન આપ્યું, જેથી રાજા અને આખો રાણીવાસ તેમના મન મુજબ ચાલે (અર્થાત્ જેમાં રાજા અને મહેલની સર્વે રાણીઓ સ્વયં એમની ઇચ્છા મુજબ એમના આરામ તરફ દૃષ્ટિ રાખી શકે.) પછી રાજાએ ગુરુ વસિષ્ઠજીના ચરણકમળોની પૂજા અને વિનંતી કરી. તેમના હૃદયમાં પ્રીતિ ઓછી ન હતી (અર્થાત્ ઘણી પ્રીતિ હતી). ॥ ૪॥

**દો૦ – બધુન્હ સમેત કુમાર સબ રાનિન્હ સહિત મહીસુ।**
**પુનિ પુનિ બંદત ગુર ચરન દેત અસીસ મુનીસુ॥ ૩૫૨॥**

વહુઓસહિત સર્વે રાજકુમાર અને સર્વે રાણીઓસહિત રાજા વારંવાર ગુરુજીના ચરણોની વંદના કરે છે અને મુનીશ્વર આશીર્વાદ આપે છે. ॥ ૩૫૨॥

**ચૌ૦ – બિનય કીન્હિ ઉર અતિ અનુરાગેં। સુત સંપદા રાખિ સબ આગેં॥**
**નેગુ માગિ મુનિનાયક લીન્હા। આસિરબાદુ બહુત બિધિ દીન્હા॥ ૧॥**

રાજાએ અત્યંત પ્રેમપૂર્ણ હૃદયથી પુત્રોને અને સર્વે સમ્પતિને સામે મૂકીને [તેને સ્વીકાર કરવા માટે] વિનંતી કરી. પરંતુ મુનિરાજે [પુરોહિતના સંબંધે] ફક્ત પોતાનો યોગ્ય લાગો જ માગ્યો. અને ઘણી જાતના આશીર્વાદ આપ્યા. ॥ ૧॥

**ઉર ધરિ રામહિ સીય સમેતા। હરષિ કીન્હ ગુર ગવનુ નિકેતા॥**
**બિપ્રબધૂ સબ ભૂપ બોલાઈં। ચૈલ ચારુ ભૂષન પહિરાઈં॥ ૨॥**

પછી સીતાજીસહિત શ્રીરામચન્દ્રજીને હૃદયમાં રાખીને ગુરુ વસિષ્ઠજી હર્ષિત થઈને પોતાના સ્થાને ગયા. રાજાએ બધા બ્રાહ્મણોની સ્ત્રીઓને તેડાવડાવી અને તેમને સુંદર સુંદર વસ્ત્ર તથા આભૂષણ પહેરાવ્યાં. ॥ ૨॥

**બહુરિ બોલાઇ સુઆસિનિ લીન્હીં। રુચિ બિચારિ પહિરાવનિ દીન્હીં॥**
**નેગી નેગ જોગ સબ લેહીં। રુચિ અનુરૂપ ભૂપમનિ દેહીં॥ ૩॥**

પછી સર્વે સૌભાગ્યવતીઓને (નગર આખાની સૌભાગ્યવતી બહેન, બેટી, ભાણેજ આદિને) તેડાવી અને એમની રુચિ જાણીને [તે મુજબ] તેમને પહેરામણી આપી. લાગાવાળા લોકો સર્વે પોતપોતાના લાગા મુજબ લે છે અને રાજાઓના શિરોમણિ દશરથજી એમની ઇચ્છાનુસાર આપે છે. ॥ ૩॥

**પ્રિય પાહુને પૂજ્ય જે જાને। ભૂપતિ ભલી ભાઁતિ સનમાને ॥**
**દેવ દેખિ રઘુબીર બિબાહૂ। બરષિ પ્રસૂન પ્રસંસિ ઉછાહૂ ॥ ૪॥**

જે મહેમાનોને પ્રિય અને પૂજનીય માન્યા, તેમનું રાજાએ સારી રીતે સન્માન કર્યું. દેવજનો શ્રીરઘુનાથજીનો વિવાહ જોઈને, ઉત્સવની પ્રશંસા કરી ફૂલ વરસાવતાં – ॥ ૪॥

**દો૦ – ચલે નિસાન બજાઇ સુર નિજ નિજ પુર સુખ પાઇ।**
**કહત પરસપર રામ જસુ પ્રેમ ન હૃદયઁ સમાઇ ॥ ૩૫૩॥**

નગારાં વગાડી અને [પરમ] સુખ પ્રાપ્ત કરી પોતપોતાના લોકો તરફ ચાલ્યા. તેઓ એકબીજાને શ્રીરામજીનો યશ કહેતા જાય છે. હૃદયમાં પ્રેમ સમાતો નથી. ॥ ૩૫૩॥

**ચૌ૦ – સબ બિધિ સબહિ સમદિ નરનાહૂ। રહા હૃદયઁ ભરિ પૂરિ ઉછાહૂ ॥**
**જહઁ રનિવાસુ તહાઁ પગુ ધારે। સહિત બહૂટિન્હ કુઅઁર નિહારે ॥ ૧॥**

બધી રીતે બધાનો પ્રેમપૂર્વક આદર-સત્કાર કરી લીધા પછી રાજા દશરથજીના હૃદયમાં પૂર્ણ ઉત્સાહ (આનંદ) ભરાઈ ગયો. જ્યાં રાણીવાસ હતો ત્યાં તેઓ પધાર્યા અને વહુઓસહિત તેમણે કુમારોને જોયા. ॥ ૧॥

**લિએ ગોદ કરિ મોદ સમેતા। કો કહિ સકઇ ભયઉ સુખુ જેતા ॥**
**બધૂ સપ્રેમ ગોદ બૈઠારીં। બાર બાર હિયઁ હરષિ દુલારીં ॥ ૨॥**

રાજાએ આનંદસહિત પુત્રોને ખોળામાં બેસાડ્યા. તે સમયે રાજાને જેટલું સુખ મળ્યું તેને કોણ કહી શકે છે? પછી પુત્રવધૂઓને પ્રેમસહિત ખોળામાં બેસાડી, વારંવાર હૃદયમાં હર્ષિત થઈને એમને લાડ (લાડકોડ) લડાવ્યા. ॥ ૨॥

**દેખિ સમાજુ મુદિત રનિવાસૂ। સબ કેં ઉર અનંદ કિયો બાસૂ ॥**
**કહેઉ ભૂપ જિમિ ભયઉ બિબાહૂ। સુનિ સુનિ હરષુ હોત સબ કાહૂ ॥ ૩॥**

આ સમાજ (સમારંભ) જોઈને રાણીવાસ પ્રસન્ન થઈ ગયો. સર્વેના હૃદયમાં આનંદે નિવાસ કરી લીધો. ત્યારે રાજાએ જે રીતે વિવાહ થયો હતો તે બધું કહ્યું. તેને સાંભળી-સાંભળીને હર કોઈને હર્ષ થાય છે. ॥ ૩॥

**જનક રાજ ગુન સીલુ બડ़ાઈ। પ્રીતિ રીતિ સંપદા સુહાઈ ॥**
**બહુબિધિ ભૂપ ભાટ જિમિ બરની। રાનીં સબ પ્રમુદિત સુનિ કરની ॥ ૪॥**

રાજા જનકના ગુણ, શીલ, મોટાઈ, પ્રીતિની રીતિ અને સોહામણી સંપત્તિનું વર્ણન રાજાએ ભાટની જેમ ઘણી રીતે કર્યું. જનકજીની કરણી સાંભળીને બધી રાણીઓ ઘણી પ્રસન્ન થઈ. ॥ ૪॥

**દો૦– સુતન્હ સમેત નહાઈ નૃપ બોલિ બિપ્ર ગુર ગ્યાતિ ।**
**ભોજન કીન્હ અનેક બિધિ ઘરી પંચ ગઇ રાતિ ॥ ૩૫૪॥**

પુત્રોસહિત સ્નાન કરીને રાજાએ બ્રાહ્મણ, ગુરુ અને કુટુમ્બીઓને બોલાવી અનેક પ્રકારનાં ભોજન કર્યાં [આ બધું કરતાં કરતાં] પાંચ ઘડીની રાત્રિ વીતી ગઈ. ॥ ૩૫૪॥

**ચૌ૦– મંગલગાન કરહિં બર ભામિનિ । ભૈ સુખમૂલ મનોહર જામિનિ ॥**
**અઁચઇ પાન સબ કાહૂઁ પાએ । સ્રગ સુગંધ ભૂષિત છબિ છાએ ॥ ૧॥**

સુંદર સ્ત્રીઓ મંગલગાન કરી રહી છે. તે રાત્રિ સુખની મૂળ અને મનોહરિણી થઈ ગઈ. બધાએ આચમન કરીને પાન ખાધાં અને ફૂલોની માળા, સુગંધિત દ્રવ્ય આદિથી વિભૂષિત થઈને બધા શોભાથી છવાઈ ગયા. ॥ ૧॥

**રામહિ દેખિ રજાયસુ પાઈ । નિજ નિજ ભવન ચલે સિર નાઈ ॥**
**પ્રેમુ પ્રમોદુ બિનોદુ બડ઼ાઈ । સમઉ સમાજુ મનોહરતાઈ ॥ ૨॥**

શ્રીરામચન્દ્રજીને જોઈને અને આજ્ઞા પામીને બધા શીશ નમાવી પોતપોતાના ઘેરે ચાલ્યા. ત્યાંના પ્રેમ, આનંદ, વિનોદ, મોટાઈ, સમય, સમાજ અને મનોહરતાને – ॥ ૨॥

**કહિ ન સકહિં સત સારદ સેસૂ । બેદ બિરંચિ મહેસ ગનેસૂ ॥**
**સો મૈં કહૌં કવન બિધિ બરની । ભૂમિનાગુ સિર ધરઇ કિ ધરની ॥ ૩॥**

સેંકડો સરસ્વતી, શેષ, વેદ, બ્રહ્મા, મહાદેવજી અને ગણેશજી પણ નથી કહી શકતા. તો ભલા! હું તેને કઈ રીતે વખાણીને કહું? ક્યાંય અળસિયું પણ ધરતીને માથે ધારણ કરી શકે છે? ॥ ૩॥

**નૃપ સબ ભાઁતિ સબહિ સનમાની । કહિ મૃદુ બચન બોલાઈં રાની ॥**
**બધૂ લરિકનીં પર ઘર આઈં । રાખેહુ નયન પલક કી નાઈં ॥ ૪॥**

રાજાએ બધાનું બધી રીતે સન્માન કરીને, કોમળ વચન કહીને રાણીઓને બોલાવી અને કહ્યું – વહુઓ હજી બાળક છે, પારકા ઘેર આવી છે. તેમને એ રીતે રાખજો જેમ નેત્રોને પાંપણો રાખે છે (જેમ પાંપણો નેત્રોની દરેક રીતે રક્ષા કરે છે અને તેમને સુખ પહોંચાડે છે, તેવી જ રીતે આમને સુખ પહોંચાડજો). ॥ ૪॥

**દો૦– લરિકા શ્રમિત ઉનીદ બસ સયન કરાવહુ જાઇ ।**
**અસ કહિ ગે બિશ્રામગૃહઁ રામ ચરન ચિતુ લાઇ ॥ ૩૫૫॥**

છોકરાઓ થાકેલા છે, નિંદ્રાવશ થઈ રહ્યા છે, તેમને લઈ જઈને શયન કરાવો. એમ કહી રાજા શ્રીરામચન્દ્રજીના ચરણોમાં મન લગાવી વિશ્રામભવનમાં ચાલ્યા ગયા. ॥ ૩૫૫॥

**ચૌ૦– ભૂપ બચન સુનિ સહજ સુહાએ । જરિત કનક મનિ પલઁગ ડસાએ ॥**
**સુભગ સુરભિ પય ફેન સમાના । કોમલ કલિત સુપેતીં નાના ॥ ૧॥**

રાજાના સહજ-સ્વભાવથી જ સુંદર વચન સાંભળીને [રાણીઓએ] મણિઓથી જડેલા સુવર્ણના પલંગ પથરાવ્યા. [ગાદલાં પર] ગાયના દૂધના ફેણ જેવી સુંદર અને કોમળ અનેક સફેદ ચાદરો પાથરી. ॥ ૧॥

**ઉપબરહન બર બરનિ ન જાહીં। સ્રગ સુગંધ મનિમંદિર માહીં॥**
**રતનદીપ સુઠિ ચારુ ચઁદોવા। કહત ન બનઇ જાન જેહિં જોવા॥ ૨॥**

સુંદર ઓશીકાઓનું વર્ણન કરી શકાતું નથી. મણિઓનાં મંદિરમાં ફૂલોની માળાઓ અને સુગંધી દ્રવ્યો સજાવેલાં છે. સુંદર રત્નોના દીપકો અને સુંદર ચંદરવાની શોભા કહેતાં નથી કહેવાઈ શકતી. જેને તે જોઈ હોય, તે જ જાણી શકે છે. ॥ ૨॥

**સેજ રુચિર રચિ રામુ ઉઠાએ। પ્રેમ સમેત પલઁગ પૌઢ઼ાએ॥**
**અગ્યા પુનિ પુનિ ભાઈન્હ દીન્હી। નિજ નિજ સેજ સયન તિન્હ કીન્હી॥ ૩॥**

આ રીતે સુંદર શય્યા સજાવીને [માતાઓએ] શ્રીરામચન્દ્રજીને ઉઠાડ્યા અને પ્રેમસહિત પલંગ ઉપર પોઢાડ્યા - શ્રીરામજીએ વારંવાર ભાઈઓને આજ્ઞા આપી. પછી તે પણ પોત-પોતાની શય્યાઓ ઉપર સૂઈ ગયા. ॥ ૩॥

**દેખિ સ્યામ મૃદુ મંજુલ ગાતા। કહહિં સપ્રેમ બચન સબ માતા॥**
**મારગ જાત ભયાવનિ ભારી। કેહિ બિધિ તાત તાડ઼કા મારી॥ ૪॥**

શ્રીરામજીના શ્યામ અને સુંદર કોમળ અંગોને જોઈને સર્વે માતાઓ પ્રેમસહિત વચન કહી રહી છે —હે તાત! માર્ગમાં જતાં તમે ઘણી ભયાવહ તાડકા રાક્ષસીને કઈ રીતે મારી? ॥ ૪॥

**દો૦ – ઘોર નિસાચર બિકટ ભટ સમર ગનહિં નહિં કાહુ।**
**મારે સહિત સહાય કિમિ ખલ મારીચ સુબાહુ॥ ૩૫૬॥**

ઘણા ભયાનક રાક્ષસ, જે વિકટ યોદ્ધા હતા અને જેઓ યુદ્ધમાં કોઈને કશું જ ગણતા ન હતા, તે દુષ્ટ મારીચ અને સુબાહુને તેમના સહાયકોસહિત તમે કેવી રીતે માર્યા? ॥ ૩૫૬॥

**ચૌ૦ – મુનિ પ્રસાદ બલિ તાત તુમ્હારી। ઈસ અનેક કરવરેં ટારી॥**
**મખ રખવારી કરિ દુહુઁ ભાઈ। ગુરુ પ્રસાદ સબ બિદ્યા પાઈ॥ ૧॥**

હે તાત! હું ઓવારણા લઉં છું, મુનિની કૃપાથી જ ઈશ્વરે તમારી ઘણી જ આફતોને ટાળી દીધી. બંને ભાઈઓએ યજ્ઞની રક્ષા કરીને ગુરુજીની કૃપાથી સર્વે વિદ્યાઓ પ્રાપ્ત કરી; ॥ ૧॥

**મુનિ તિય તરી લગત પગ ધૂરી। કીરતિ રહી ભુવન ભરિ પૂરી॥**
**કમઠ પીઠિ પબિ કૂટ કઠોરા। નૃપ સમાજ મહુઁ સિવ ધનુ તોરા॥ ૨॥**

ચરણોની રજ અડતાં જ મુનિપત્ની અહલ્યા તરી ગઈ. વિશ્વભરમાં આ કીર્તિ પૂર્ણરૂપેણ વ્યાપ્ત થઈ ગઈ. કાચબાની પીઠ, વજ્ર અને પર્વતથી પણ કઠોર શિવજીના ધનુષને રાજાઓના સમાજમાં તમે તોડી નાખ્યું. ॥ ૨॥

**બિસ્વ બિજય જસુ જાનકિ પાઈ। આએ ભવન બ્યાહિ સબ ભાઈ॥**
**સકલ અમાનુષ કરમ તુમ્હારે। કેવલ કૌસિક કૃપાઁ સુધારે॥ ૩॥**

વિશ્વવિજયના યશને અને જાનકીને પામ્યા અને સર્વે ભાઈઓને પરણાવી ઘેર આવ્યા. તમારા બધાં કર્મો અમાનુષી છે (મનુષ્યની શક્તિ બહારનાં છે), જેને કેવળ વિશ્વામિત્રજીની કૃપાએ સુધાર્યાં છે (સમ્પન્ન કર્યાં છે). ॥ ૩॥

**આજુ સુફલ જગ જનમુ હમારા। દેખિ તાત બિધુબદન તુમ્હારા॥**
**જે દિન ગએ તુમ્હહિ બિનુ દેખેં। તે બિરંચિ જનિ પારહિં લેખેં॥૪॥**

હે તાત! તમારું ચન્દ્રમુખ જોઈને આજે અમારો જગતમાં જન્મ લેવો સફળ થયો. તમને જોયા વિના જે દિવસ વીત્યા છે, તેમને બ્રહ્મા ગણતરીમાં ન લે (અમારા આયુષ્યમાં સામેલ ન કરે). ॥૪॥

**દો૦ – રામ પ્રતોષીં માતુ સબ કહિ બિનીત બર બૈન।**
**સુમિરિ સંભુ ગુર બિપ્ર પદ કિએ નીદબસ નૈન॥૩૫૭॥**

વિનયભર્યાં ઉત્તમ વચન કહીને શ્રીરામચન્દ્રજીએ સર્વે માતાઓને સંતુષ્ટ કરી. પછી શિવજી, ગુરુ અને બ્રાહ્મણોના ચરણોનું સ્મરણ કરી નેત્રોને નિંદ્રાને વશ કર્યાં (અર્થાત્ તેઓ સૂઈ ગયા). ॥૩૫૭॥

**ચૌ૦ – નીદઉઁ બદન સોહ સુઠિ લોના। મનહુઁ સાંઝ સરસીરુહ સોના॥**
**ઘર ઘર કરહિં જાગરન નારીં। દેહિં પરસપર મંગલ ગારીં॥૧॥**

ઊંઘમાં પણ એમનું અત્યંત સુંદર મુખડું એવું શોભી રહ્યું હતું, જાણે સંધ્યાના સમયનું લાલ કમળ શોભી રહ્યું હોય. સ્ત્રીઓ ઘેર-ઘેર જાગરણ કરી રહી છે અને પરસ્પર (એકબીજીને) મંગળમય ફટાણાં ગાઈ રહી છે. ॥૧॥

**પુરી બિરાજતિ રાજતિ રજની। રાનીં કહહિં બિલોકહુ સજની॥**
**સુંદર બધુન્હ સાસુ લૈ સોઈ। ફનિકન્હ જનુ સિરમનિ ઉર ગોઈ॥૨॥**

રાણીઓ કહે છે – હે સજની! જુઓ, [આજે] રાત્રિની શોભા કેવી છે, જેથી અયોધ્યા વિશેષ શોભિત થઈ રહી છે. [આમ કહેતાં] સાસુઓ સુંદર વહુઓને લઈને સૂઈ ગઈ, જાણે સર્પોએ પોતાના શીશ ઉપરના મણિઓને હૃદયમાં છુપાવી દીધાં હોય. ॥૨॥

**પ્રાત પુનીત કાલ પ્રભુ જાગે। અરુનચૂડ઼ બર બોલન લાગે॥**
**બંદિ માગધન્હિ ગુનગન ગાએ। પુરજન દ્વાર જોહારન આએ॥૩॥**

પ્રાતઃકાળે પવિત્ર બ્રાહ્મમુહૂર્તમાં પ્રભુ જાગ્યા. કૂકડા સુંદર-સુંદર બોલવા લાગ્યા. ભાટ અને માગધોએ ગુણોનું ગાન કર્યું તથા નગરના લોકો દ્વાર ઉપર જુહાર કરવા માટે આવ્યા. ॥૩॥

**બંદિ બિપ્ર સુર ગુર પિતુ માતા। પાઈ અસીસ મુદિત સબ ભ્રાતા॥**
**જનનિન્હ સાદર બદન નિહારે। ભૂપતિ સંગ દ્વાર પગુ ધારે॥૪॥**

બ્રાહ્મણો, દેવતાઓ, ગુરુ, પિતા અને માતાઓની વંદના કરીને આશીર્વાદ પામીને સર્વે ભાઈ પ્રસન્ન થયા. માતાઓએ આદર સાથે એમના મુખોને જોયા. પછી તેઓ રાજા સાથે દરવાજે (બહાર) પધાર્યા. ॥૪॥

**દો૦ – કીન્હિ સૌચ સબ સહજ સુચિ સરિત પુનીત નહાઇ।**
**પ્રાતક્રિયા કરિ તાત પહિં આએ ચારિઉ ભાઇ॥૩૫૮॥**

સ્વભાવથી જ પવિત્ર ચારેય ભાઈઓએ સર્વ શૌચાદિથી નિવૃત્ત થઈને પવિત્ર સરયૂ નદીમાં સ્નાન કર્યું અને પ્રાતઃક્રિયા (સંધ્યા-વંદનાદિ) કરીને તેઓ પિતાની પાસે આવ્યા. ॥૩૫૮॥

## નવાહ્ન પારાયણ, ત્રીજો વિશ્રામ

**ચૌ૦ – ભૂપ બિલોકિ લિએ ઉર લાઈ। બૈઠે હરષિ રજાયસુ પાઈ॥**
**દેખિ રામુ સબ સભા જુડ઼ાની। લોચન લાભ અવધિ અનુમાની॥૧॥**

રાજાએ જોતાં જ તેમને હૃદયે લગાડી દીધા. તત્પશ્ચાત્ તેઓ આજ્ઞા પામીને હર્ષિત થઈને બેસી ગયા. શ્રીરામચન્દ્રજીનાં દર્શન કરીને અને નેત્રોના લાભની બસ આ જ સીમા છે, એવું અનુમાન કરીને આખી સભા શીતળ થઈ ગઈ (અર્થાત્ બધાના ત્રણેય પ્રકારના તાપ સદાને માટે ટળી ગયા). ॥૧॥

**પુનિ બસિષ્ટુ મુનિ કૌસિકુ આએ। સુભગ આસનન્હિ મુનિ બૈઠાએ॥**
**સુતન્હ સમેત પૂજિ પદ લાગે। નિરખિ રામુ દોઉ ગુર અનુરાગે॥૨॥**

પછી મુનિ વસિષ્ઠજી અને વિશ્વામિત્રજી આવ્યા. રાજાએ તેમને સુંદર આસનો પર બેસાડ્યા અને પુત્રોસહિત તેમની પૂજા કરીને તેમના ચરણે પડ્યા. બંને ગુરુ શ્રીરામજીને જોઈને પ્રેમમાં મુગ્ધ થઈ ગયા. ॥૨॥

**કહહિં બસિષ્ટુ ધરમ ઈતિહાસા। સુનહિં મહીસુ સહિત રનિવાસા॥**
**મુનિ મન અગમ ગાધિસુત કરની। મુદિત બસિષ્ટ બિપુલ બિધિ બરની॥૩॥**

વસિષ્ઠજી ધર્મનો ઈતિહાસ કહી રહ્યા છે અને રાજા રાણીવાસસહિત સાંભળી રહ્યા છે. જે મુનિઓના મનને પણ અગમ્ય છે, એવી વિશ્વામિત્રજીની કરણીનું વસિષ્ઠજીએ આનંદિત થઈને અનેક રીતે વર્ણન કર્યું. ॥૩॥

**બોલે બામદેઉ સબ સાँચી। કીરતિ કલિત લોક તિહુँ માચી॥**
**સુનિ આનંદુ ભયઉ સબ કાહૂ। રામ લખન ઉર અધિક ઉછાહૂ॥૪॥**

વામદેવજી બોલ્યા – આ સઘળી વાતો સત્ય છે. વિશ્વામિત્રજીની સુંદર કીર્તિ ત્રણેય લોકમાં છવાયેલી છે. આ સાંભળીને હરકોઈને આનંદ થયો. શ્રીરામ-લક્ષ્મણના હૃદયમાં અધિક ઉત્સાહ (આનંદ) થયો. ॥૪॥

**દો૦ – મંગલ મોદ ઉછાહ નિત જાહિં દિવસ એહિ ભાँતિ।**
**ઉમગી અવધ અનંદ ભરિ અધિક અધિક અધિકાતિ॥૩૫૯॥**

નિત્ય મંગળ, આનંદ અને ઉત્સવ થાય છે, આ રીતે આનંદમાં દિવસો વીતતા જાય છે. અયોધ્યા આનંદથી ભરાઈને છલકાઈ ગઈ, આનંદની અધિકતા અધિકાઅધિક વધતી જ જઈ રહી છે. ॥૩૫૯॥

**ચૌ૦ – સુદિન સોધિ કલ કંકન છોરે। મંગલ મોદ બિનોદ ન થોરે॥**
**નિત નવ સુખુ સુર દેખિ સિહાહીં। અવધ જન્મ જાચહિં બિધિ પાહીં॥૧॥**

સારો દિવસ (શુભ મુહૂર્ત) જોઈને સુંદર કંકણો (મીંઢળ) છોડવામાં આવ્યાં. મંગળ, આનંદ અને વિનોદ કંઈ ઓછા ન થયાં (અર્થાત્ ઘણા થયાં). આ રીતે નિત્ય નવા સુખને જોઈને દેવતા પ્રશંસા કરે છે અને અયોધ્યામાં જન્મ મેળવવા માટે બ્રહ્માજીને યાચના કરે છે. ॥૧॥

**બિસ્વામિત્રુ ચલન નિત ચહહીં। રામ સપ્રેમ બિનય બસ રહહીં॥**
**દિન દિન સયગુન ભૂપતિ ભાઊ। દેખિ સરાહ મહામુનિરાઊ॥ ૨॥**

વિશ્વામિત્રજી નિત્ય જવા (પોતાના આશ્રમ જવા) ઈચ્છે છે, પરંતુ રામચન્દ્રજીના સ્નેહ અને વિનયને વશ થઈ રોકાઈ જાય છે. દિન-પ્રતિદિન રાજાનો સો ગણો ભાવ (પ્રેમ) જોઈને મહામુનિરાજ વિશ્વામિત્રજી એમની પ્રશંસા કરે છે. ॥ ૨॥

**માગત બિદા રાઉ અનુરાગે। સુતન્હ સમેત ઠાઢ઼ ભે આગે॥**
**નાથ સકલ સંપદા તુમ્હારી। મૈં સેવકુ સમેત સુત નારી॥ ૩॥**

અંતે જ્યારે વિશ્વામિત્રજીએ વિદાય માગી, ત્યારે રાજા પ્રેમમગ્ન થઈ ગયા અને પુત્રોસહિત સામે ઊભા રહી ગયા. [તેઓ બોલ્યા –] હે નાથ! આ બધી સંપદા આપની છે. હું તો સ્ત્રી-પુત્રોસહિત આપનો સેવક છું. ॥ ૩॥

**કરબ સદા લરિકન્હ પર છોહૂ। દરસનુ દેત રહબ મુનિ મોહૂ॥**
**અસ કહિ રાઉ સહિત સુત રાની। પરેઉ ચરન મુખ આવ ન બાની॥ ૪॥**

હે મુનિ! છોકરાં ઉપર સદા સ્નેહ રાખતા રહેજો અને મને પણ દર્શન આપતા રહેજો. આમ કહીને પુત્રો અને રાણીઓ સહિત રાજા દશરથજી વિશ્વામિત્રજીના ચરણોમાં પડી ગયા. [પ્રેમવિહ્વળ થઈ જવાને કારણે] તેમના મુખમાંથી વાત નથી નીકળતી. ॥ ૪॥

**દીન્હિ અસીસ બિપ્ર બહુ ભાઁતી। ચલે ન પ્રીતિ રીતિ કહિ જાતી॥**
**રામુ સપ્રેમ સંગ સબ ભાઈ। આયસુ પાઇ ફિરે પહુઁચાઈ॥ ૫॥**

બ્રાહ્મણશ્રેષ્ઠ વિશ્વામિત્રજીએ ઘણી જાતના આશીર્વાદ આપ્યા અને તેઓ ચાલી નીકળ્યા, પ્રીતિની રીતિ કહી નથી શકાતી. બધા ભાઈઓને સાથે લઈને શ્રીરામજી પ્રેમ સાથે તેમને વળાવી અને આજ્ઞા પામીને પાછા વળ્યા. ॥ ૫॥

**દો૦ – રામ રૂપુ ભૂપતિ ભગતિ બ્યાહુ ઉછાહુ અનંદુ।**
**જાત સરાહત મનહિં મન મુદિત ગાધિકુલચંદુ॥ ૩૬૦॥**

ગાધિકુળના ચન્દ્રમા વિશ્વામિત્રજી ઘણા હર્ષ સાથે શ્રીરામચન્દ્રજીના રૂપ, રાજા દશરથજીની ભક્તિ, [ચારે ભાઈઓના] વિવાહ અને [બધાના] ઉત્સાહ અને આનંદને મનમાં ને મનમાં વખાણતાં જતા હતા. ॥ ૩૬૦॥

**ચૌ૦ – બામદેવ રઘુકુલ ગુર ગ્યાની। બહુરિ ગાધિસુત કથા બખાની॥**
**સુનિ મુનિ સુજસુ મનહિં મન રાઊ। બરનત આપન પુન્ય પ્રભાઊ॥ ૧॥**

વામદેવજી અને રઘુકુળના ગુરુ જ્ઞાની વસિષ્ઠજીએ ફરી વિશ્વામિત્રજીની કથા વખાણીને કહી. મુનિનો સુંદર યશ સાંભળીને રાજા મનમાં ને મનમાં પોતાનાં પુણ્યોના પ્રભાવની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૧॥

**બહુરે લોગ રજાયસુ ભયઊ। સુતન્હ સમેત નૃપતિ ગૃહઁ ગયઊ॥**
**જહઁ તહઁ રામ બ્યાહુ સબુ ગાવા। સુજસુ પુનીત લોક તિહુઁ છાવા॥૨॥**

આજ્ઞા થઈ ત્યારે બધા લોકો [પોતપોતાના ઘેર] પાછા ફર્યા. રાજા દશરથ પણ પુત્રોસહિત મહેલમાં પધાર્યા. જ્યાં ત્યાં બધા શ્રીરામચન્દ્રજીના વિવાહની ગાથાઓ ગાઈ રહ્યા છે. શ્રીરામચન્દ્રજીનો પવિત્ર સુયશ ત્રણેય લોકમાં છવાઈ ગયો. ॥૨॥

**આએ બ્યાહિ રામુ ઘર જબ તેં। બસઇ અનંદ અવધ સબ તબ તેં॥**
**પ્રભુ બિબાહઁ જસ ભયઉ ઉછાહૂ। સકહિં ન બરનિ ગિરા અહિનાહૂ॥૩॥**

જ્યારથી શ્રીરામચન્દ્રજી વિવાહ કરીને ઘેર આવ્યા, ત્યારથી બધી જાતનો આનંદ અયોધ્યામાં આવીને વસવા લાગ્યો. પ્રભુના વિવાહમાં જેવો આનંદ-ઉત્સાહ થયો, તેને સરસ્વતી અને સર્પોના રાજા શેષજી પણ નથી કહી શકતા. ॥૩॥

**કબિકુલ જીવનુ પાવન જાની। રામ સીય જસુ મંગલ ખાની॥**
**તેહિ તે મૈં કછુ કહા બખાની। કરન પુનીત હેતુ નિજ બાની॥૪॥**

શ્રીસીતારામજીના યશને કવિકુળના જીવનને પવિત્ર કરનારો અને મંગળની ખાણ જાણીને, એનાથી મેં પોતાની વાણીને પવિત્ર કરવા માટે કંઈ (થોડોક) વખાણીને કહ્યો છે. ॥૪॥

**છં૦ – નિજ ગિરા પાવનિ કરન કારન રામ જસુ તુલસીં કહ્યો।**
**રઘુબીર ચરિત અપાર બારિધિ પારુ કબિ કૌનેં લહ્યો॥**
**ઉપબીત બ્યાહ ઉછાહ મંગલ સુનિ જે સાદર ગાવહીં।**
**બૈદેહિ રામ પ્રસાદ તે જન સર્બદા સુખુ પાવહીં॥**

પોતાની વાણીને પવિત્ર કરવા માટે તુલસીએ રામનો યશ કહ્યો છે. [નહિ તો] શ્રીરઘુનાથજીનું ચરિત્ર અપાર સમુદ્ર છે, કયા કવિએ તેનો પાર પામ્યો છે? જે લોકો યજ્ઞોપવીત અને વિવાહના મંગળમય ઉત્સવનું વર્ણન આદર સાથે સાંભળીને ગાશે, તે લોકો શ્રીજાનકીજી અને શ્રીરામજીની કૃપાથી સદા સુખ પામશે. ॥૫॥

**સો૦ – સિય રઘુબીર બિબાહુ જે સપ્રેમ ગાવહિં સુનહિં।**
**તિન્હ કહુઁ સદા ઉછાહુ મંગલાયતન રામ જસુ॥૩૬૧॥**

શ્રીસીતાજી અને શ્રીરઘુનાથજીના વિવાહ-પ્રસંગને જે લોકો પ્રેમપૂર્વક ગાશે - સાંભળશે, તેમના માટે સદાય ઉત્સાહ આનંદ ને આનંદ જ છે; કેમકે શ્રીરામચન્દ્રજીનો યશ મંગળનું ધામ છે. ॥૩૬૧॥

## માસપારાયણ, બારમો વિશ્રામ

**ઈતિ શ્રીમદ્રામચરિતમાનસે સકલકલિકલુષવિધ્વંસને પ્રથમઃ સોપાનઃ સમાપ્તઃ॥**

કળિયુગનાં સંપૂર્ણ પાપોનો વિધ્વંસ કરનારો શ્રીરામચરિતમાનસનો આ પહેલો સોપાન સમાપ્ત થયો.

(બાલકાંડ સમાપ્ત)



## કેવટનાં ભાગ્ય



અતિ આનન્દ ઉમગિ અનુરાગા । ચરન સરોજ પખારન લાગા ॥

શ્રીગણેશાય નમઃ

શ્રીજાનકીવલ્લભો વિજયતે

# શ્રીરામચરિતમાનસ



## દ્વિતીય સોપાન



## અયોધ્યાકાંડ

### શ્લોક

**યસ્યાङ્કે ચ વિભાતિ ભૂધરસુતા દેવાપગા મસ્તકે**
**ભાલે બાલવિધુર્ગલે ચ ગરલં યસ્યોરસિ વ્યાલરાટ્ ।**
**સોઽયં ભૂતિવિભૂષણઃ સુરવરઃ સર્વાધિપઃ સર્વદા**
**શર્વઃ સર્વગતઃ શિવઃ શશિનિભઃ શ્રીશંકરઃ પાતુ મામ્ ॥ ૧॥**

જેમના ખોળામાં હિમાચલસુતા પાર્વતીજી, મસ્તક ઉપર ગંગાજી, લલાટ પર દ્વિતીયાનો ચન્દ્રમા, કંઠમાં હળાહળ વિષ અને વક્ષઃસ્થળ ઉપર સર્પરાજ શેષજી સુશોભિત છે; તે ભસ્મથી વિભૂષિત, દેવતાઓમાં શ્રેષ્ઠ, સર્વેશ્વર, સંહારકર્તા [અથવા ભક્તોના પાપનાશક], સર્વવ્યાપક, કલ્યાણરૂપ, ચન્દ્રમાના જેવા શુભ્રવર્ણ શ્રીશંકરજી સદાય મારી રક્ષા કરો. ॥ ૧॥

**પ્રસન્નતાં યા ન ગતાભિષેકતસ્તથા ન મમ્લે વનવાસદુઃખતઃ ।**
**મુખામ્બુજશ્રી રઘુનન્દનસ્ય મે સદાસ્તુ સા મઞ્જુલમઙ્ગલપ્રદા ॥ ૨॥**

રઘુકુળને આનંદ આપનાર શ્રીરામચન્દ્રજીના મુખારવિંદની જે શોભા રાજ્યાભિષેકની વાત સાંભળીને ન તો પ્રસન્નતાને પામી અને ન વનવાસના દુઃખથી મલિન થઈ, તે આનંદમૂર્તિ ભગવાન શ્રીરામના મુખકમળની છબી મારા માટે સદા સુંદર મંગળોને આપનારી થાય. ॥ ૨॥

**નીલામ્બુજશ્યામલકોમલાङ્ગં સીતાસમારોપિતવામભાગમ્ ।**
**પાણૌ મહાસાયકચારુચાપં નમામિ રામં રઘુવંશનાથમ્ ॥ ૩॥**

નીલા કમળ જેવા શ્યામ અને કોમળ જેમનાં અંગ છે, શ્રીસીતાજી જેમની ડાબી બાજુ બિરાજમાન છે અને જેમના હાથમાં અમોઘ બાણ અને સુંદર ધનુષ છે, તે રઘુવંશના સ્વામી શ્રીરામચન્દ્રજીને હું નમસ્કાર કરું છું. ॥ ૩॥

**દો૦ – શ્રીગુરુ ચરન સરોજ રજ નિજ મનુ મુકુરુ સુધારિ।**
**બરનઉઁ રઘુબર બિમલ જસુ જો દાયકુ ફલ ચારિ॥**

શ્રીગુરુજીના ચરણકમળોની રજથી પોતાના મનરૂપી દર્પણને સ્વચ્છ કરીને હું શ્રીરઘુનાથજીના નિર્મળ યશનું વર્ણન કરું છું, જે ચતુર્વિધ પુરુષાર્થ એટલે કે ધર્મ, અર્થ, કામ, મોક્ષને આપનાર છે.

**ચૌ૦ – જબ તેં રામુ બ્યાહિ ઘર આએ। નિત નવ મંગલ મોદ બધાએ॥**
**ભુવન ચારિદસ ભૂધર ભારી। સુકૃત મેઘ બરષહિં સુખ બારી॥૧॥**

જ્યારથી શ્રીરામચન્દ્રજી વિવાહ કરીને ઘેર આવ્યા, ત્યારથી [અયોધ્યામાં] નિત્ય નવાં નવાં આનંદ-મંગલ થઈ રહ્યાં છે અને આનંદનાં વધામણાં વાગી રહ્યાં છે. ચૌદ લોકરૂપી મોટા પર્વતો ઉપર પુણ્યરૂપી મેઘરાજા સુખરૂપી જળ વરસાવી રહ્યા છે. ॥૧॥

**રિધિ સિધિ સંપતિ નદીં સુહાઈ। ઉમગિ અવધ અંબુધિ કહુઁ આઈ॥**
**મનિગન પુર નર નારિ સુજાતી। સુચિ અમોલ સુંદર સબ ભાઁતી॥૨॥**

રિદ્ધિ-સિદ્ધિ અને સંપત્તિરૂપી સોહામણી નદીઓ ઊભરાઈ-ઊભરાઈને અયોધ્યારૂપી સમુદ્રમાં આવીને મળી. નગરનાં સ્ત્રી-પુરુષ ઉત્તમ જાતિના મણિઓનો સમૂહ છે, જે દરેક રીતે પવિત્ર, અમૂલ્ય અને સુંદર છે. ॥૨॥

**કહિ ન જાઇ કછુ નગર બિભૂતી। જનુ એતનિઅ બિરંચિ કરતૂતી॥**
**સબ બિધિ સબ પુર લોગ સુખારી। રામચંદ મુખ ચંદુ નિહારી॥૩॥**

નગરનું ઐશ્વર્ય કંઈ કહી શકાતું નથી. એવું જણાય છે કે જાણે બ્રહ્માજીની કારીગરી બસ આટલી જ છે. સઘળા નગરનિવાસી શ્રીરામચન્દ્રજીના મુખચન્દ્રને જોઈને દરેક રીતે સુખી છે. ॥૩॥

**મુદિત માતુ સબ સખીં સહેલી। ફલિત બિલોકિ મનોરથ બેલી॥**
**રામ રૂપુ ગુન સીલુ સુભાઊ। પ્રમુદિત હોઇ દેખિ સુનિ રાઊ॥૪॥**

બધી માતાઓ અને સખી-સહેલીઓ પોતાની મનોરથ રૂપી વેલને ફળતી જોઈને આનંદિત છે. શ્રીરામચન્દ્રજીના રૂપ, ગુણ, શીલ અને સ્વભાવને જોઈ-સાંભળી રાજા દશરથજી ઘણા જ આનંદિત થાય છે. ॥૪॥

**દો૦ – સબ કેં ઉર અભિલાષુ અસ કહહિં મનાઇ મહેસુ।**
**આપ અછત જુબરાજ પદ રામહિ દેઉ નરેસુ॥૧॥**

બધાયના હૃદયમાં એક જ અભિલાષા છે અને સૌ મહાદેવજીને મનાવીને પ્રાર્થના કરે છે કે રાજા પોતાની હયાતીમાં જ શ્રીરામચન્દ્રજીને યુવરાજ પદ આપી દે. ॥૧॥

**ચૌ૦ – એક સમય સબ સહિત સમાજા। રાજસભાઁ રઘુરાજુ બિરાજા॥**
**સકલ સુકૃત મૂરતિ નરનાહૂ। રામ સુજસુ સુનિ અતિહિ ઉછાહૂ॥૧॥**

એક વેળાએ રઘુકુળના રાજા દશરથજીની પોતાના આખાય સમાજસહિત રાજસભામાં અનુપમ શોભા જણાતી હતી. મહારાજ સમસ્ત પુણ્યોની મૂર્તિ છે, તેમને શ્રીરામચન્દ્રજીનો સુંદર યશ સાંભળીને અત્યંત આનંદ થઈ રહ્યો છે. ॥૧॥

**નૃપ સબ રહહિં કૃપા અભિલાષેં। લોકપ કરહિં પ્રીતિ રુખ રાખેં॥**
**તિભુવન તીનિ કાલ જગ માહીં। ભૂરિભાગ દસરથ સમ નાહીં॥૨॥**

બધા રાજાઓ દશરથજીની દયાદૃષ્ટિની વાટ જોઈ રહ્યા છે. પૃથ્વી, આકાશ, પાતાળ તેમજ સમસ્ત લોકપાલો પણ દશરથજીની મરજી જાણીને તેમની પ્રસન્નતા અર્થે સર્વ કરે છે. ત્રણેય ભુવનોમાં અને ભૂત, ભવિષ્ય, વર્તમાન ત્રણેય કાળોમાં વિશ્વભરમાં દશરથજીના જેવા મહાભાગ્યશાળી અન્ય કોઈ નથી. ॥૨॥

**મંગલમૂલ રામુ સુત જાસૂ। જો કછુ કહિઅ થોર સબુ તાસૂ॥**
**રાયઁ સુભાયઁ મુકુરુ કર લીન્હા। બદનુ બિલોકિ મુકુટુ સમ કીન્હા॥૩॥**

મંગળોના મૂળ શ્રીરામચન્દ્રજી જેમના પુત્ર છે, તેમના માટે જે કંઈ કહેવાય તે ઘણું ઓછું છે. રાજાએ સ્વાભાવિક જ હાથમાં દર્પણ લીધું અને એમાં પોતાનું મોં જોઈને મુગટને સીધો કર્યો. ॥૩॥

**શ્રવન સમીપ ભએ સિત કેસા। મનહુઁ જરઠપનુ અસ ઉપદેસા॥**
**નૃપ જુબરાજુ રામ કહુઁ દેહૂ। જીવન જનમ લાહુ કિન લેહૂ॥૪॥**

જોયું કે કાનની પાસેના વાળ ધોળા થઈ ગયા છે, જાણે ઘડપણ એવો ઉપદેશ કરી રહ્યું છે કે હે રાજન્! શ્રીરામચન્દ્રજીને યુવરાજપદ આપીને પોતાના જીવન અને જન્મનો લાભ કેમ નથી લેતા? ॥૪॥

**દો૦ – યહ બિચારુ ઉર આનિ નૃપ સુદિનુ સુઅવસરુ પાઇ।**
**પ્રેમ પુલકિ તન મુદિત મન ગુરહિ સુનાયઉ જાઇ॥૨॥**

હૃદયમાં આ વિચાર આવતાની સાથે યુવરાજ-પદ આપવાનો નિશ્ચય કરી રાજા દશરથજીએ અત્યારે જ શુભ દિન અને સુંદર સમય જાણીને પ્રેમથી પુલકિત શરીરે, આનંદમગ્ન થઈને તે વિચાર ગુરુ વસિષ્ઠજી પાસે શીઘ્ર જઈ કહી સંભળાવ્યો. ॥૨॥

**ચૌ૦ – કહઇ ભુઆલુ સુનિઅ મુનિનાયક। ભએ રામ સબ બિધિ સબ લાયક॥**
**સેવક સચિવ સકલ પુરબાસી। જે હમારે અરિ મિત્ર ઉદાસી॥૧॥**

રાજાએ કહ્યું – હે મુનિવર્ય! કૃપા કરીને આ નિવેદન સાંભળો. શ્રીરામચન્દ્ર હવે સર્વ પ્રકારે સર્વ યોગ્ય થઈ ગયા છે. સેવક, મન્ત્રી, બધા નગરવાસીઓ અને જે અમારા શત્રુ, મિત્ર કે ઉદાસીન (તટસ્થ) છે – ॥૧॥

**સબહિ રામુ પ્રિય જેહિ બિધિ મોહી। પ્રભુ અસીસ જનુ તનુ ધરિ સોહી॥**
**બિપ્ર સહિત પરિવાર ગોસાઈં। કરહિં છોહુ સબ રૌરિહિ નાઈં॥૨॥**

બધાને શ્રીરામચન્દ્રજી એવા જ પ્રિય છે જેવા મને છે. [તેમના રૂપમાં] આપનો આશીર્વાદ જ જાણે શરીર ધારણ કરીને શોભિત થઈ રહ્યો છે. હે સ્વામી! બધાય બ્રાહ્મણ, પરિવારસહિત આપના જ જેવો એમના ઉપર સ્નેહ રાખે છે. ॥ ૨॥

**જે ગુર ચરન રેનુ સિર ધરહીં। તે જનુ સકલ બિભવ બસ કરહીં॥**
**મોહિ સમ યહુ અનુભયઉ ન દૂજેં। સબુ પાયઉઁ રજ પાવનિ પૂજેં॥ ૩॥**

જે લોકો ગુરુના ચરણોની રજને શીશ ઉપર ધારણ કરે છે, તે જાણે સઘળાં ઐશ્વર્યોને પોતાના વશમાં કરી લે છે. આનો અનુભવ મારા જેવો બીજા કોઈએ નથી કર્યો. આપની પવિત્ર ચરણરજની પૂજા કરીને મેં સર્વ કંઈ મેળવી લીધું. ॥ ૩॥

**અબ અભિલાષુ એકુ મન મોરેં। પૂજિહિ નાથ અનુગ્રહ તોરેં॥**
**મુનિ પ્રસન્ન લખિ સહજ સનેહૂ। કહેઉ નરેસ રજાયસુ દેહૂ॥ ૪॥**

હવે મારા મનમાં એક જ અભિલાષા છે. હે નાથ! તે પણ આપના જ અનુગ્રહથી પૂરી થશે. રાજાનો સહજ (સરળ) પ્રેમ જોઈને મુનિએ પ્રસન્ન થઈ કહ્યું – નરેશ! આજ્ઞા આપો. કહો, શું અભિલાષા છે? ॥ ૪॥

**દો૦– રાજન રાઉર નામુ જસુ સબ અભિમત દાતાર।**
**ફલ અનુગામી મહિપ મનિ મન અભિલાષુ તુમ્હાર॥ ૩॥**

હે રાજન્! આપનું નામ અને યશ જ સંપૂર્ણ મનવાંછિત વસ્તુઓને આપનાર છે. હે રાજાઓના મુગટમણિ! આપના મનની અભિલાષા ફળનું અનુગમન કરે છે (અર્થાત્ આપને તો ઇચ્છા કર્યા પૂર્વે જ ફળ ઉત્પન્ન થઈ જાય છે). ॥ ૩॥

**ચૌ૦– સબ બિધિ ગુરુ પ્રસન્ન જિયઁ જાની। બોલેઉ રાઉ રહઁસિ મૃદુ બાની॥**
**નાથ રામુ કરિઅહિં જુબરાજૂ। કહિઅ કૃપા કરિ કરિઅ સમાજૂ॥ ૧॥**

પોતાના ચિત્તમાં ગુરુજીને બધી રીતે પ્રસન્ન જાણીને, હર્ષિત થઈને રાજા કોમળ વાણીમાં બોલ્યા – હે નાથ! શ્રીરામચન્દ્રને યુવરાજ કરો. કૃપા કરીને આજ્ઞા આપો તો તૈયારી કરીએ. ॥ ૧॥

**મોહિ અછત યહુ હોઈ ઉછાહૂ। લહહિં લોગ સબ લોચન લાહૂ॥**
**પ્રભુ પ્રસાદ સિવ સબઇ નિબાહીં। યહ લાલસા એક મન માહીં॥ ૨॥**

મારી હયાતીમાં જ આ આનંદ-ઉત્સવ થઈ જાય, [જેથી] સર્વે લોકો પોતાનાં નેત્રોનો લાભ પ્રાપ્ત કરે. પ્રભુના (આપના) પ્રસાદથી શિવજીએ સર્વ કંઈ નભાવી લીધું (સર્વે ઇચ્છાઓ પૂર્ણ કરી દીધી), કેવળ આ જ એક લાલસા મનમાં રહી ગઈ છે. ॥ ૨॥

**પુનિ ન સોચ તનુ રહઉ કિ જાઊ। જેહિં ન હોઈ પાછેં પછિતાઊ॥**
**સુનિ મુનિ દસરથ બચન સુહાએ। મંગલ મોદ મૂલ મન ભાએ॥ ૩॥**

આ લાલસા પરિપૂર્ણ થઈ ગયા પછી કોઈ શોક નહીં રહે. શરીર રહે કે જતું રહે પણ આ કારણે મને પાછળથી પસ્તાવો ન થાય. દશરથજીનાં મંગળ અને આનંદનાં મૂળ સુંદર વચન સાંભળીને મુનિ મનમાં ઘણા પ્રસન્ન થયા. ॥ ૩॥

**સુનુ નૃપ જાસુ બિમુખ પછિતાહીં। જાસુ ભજન બિનુ જરનિ ન જાહીં॥**
**ભયઉ તુમ્હાર તનય સોઈ સ્વામી। રામુ પુનીત પ્રેમ અનુગામી॥ ૪॥**

[વસિષ્ઠજીએ કહ્યું –] હે રાજન્! સાંભળો, જેનાથી વિમુખ થઈને લોકો પસ્તાય છે અને જેમના ભજન વિના અંતરની બળતરા મટતી નથી, તે જ સ્વામી (સર્વલોક મહેશ્વર) શ્રીરામજી આપના પુત્ર થયા છે, તેઓ પવિત્ર પ્રેમના અનુગામી છે. [શ્રીરામજી પવિત્ર પ્રેમની પાછળ-પાછળ ચાલનારા છે, એટલે જ પ્રેમવશ આપના પુત્ર થયા છે.] ॥ ૪॥

**દો○ – બેગિ બિલંબુ ન કરિઅ નૃપ સાજિઅ સબુઈ સમાજુ।**
**સુદિન સુમંગલુ તબહિં જબ રામુ હોહિં જુબરાજુ॥ ૪॥**

હે રાજન્! હવે મોડું ન કરો, શીઘ્ર સઘળો સામાન તૈયાર કરો. શુભ દિવસ અને સુંદર મંગળ ત્યારે જ છે જ્યારે શ્રીરામચન્દ્રજી યુવરાજ થઈ જાય (અર્થાત્ તેમના અભિષેકને માટે બધા દિવસ શુભ અને મંગળમય છે). ॥ ૪॥

**ચૌ○ – મુદિત મહીપતિ મંદિર આએ। સેવક સચિવ સુમંત્રુ બોલાએ॥**
**કહિ જયજીવ સીસ તિન્હ નાએ। ભૂપ સુમંગલ બચન સુનાએ॥ ૧॥**

રાજા આનંદિત થઈને મહેલમાં આવ્યા અને સેવકો દ્વારા સુમન્ત્ર આદિ મંત્રીઓને તેડાવ્યા. એ લોકોએ આવીને 'જય જીવ' કહીને શીશ નમાવ્યાં. ત્યારે રાજાએ સુંદર મંગળમય વચન (શ્રીરામજીને યુવરાજપદ આપવાનો પ્રસ્તાવ) તેઓને કહી સંભળાવ્યાં. ॥ ૧॥

**જૌં પાઁચહિ મત લાગૈ નીકા। કરહુ હરષિ હિયઁ રામહિ ટીકા॥ ૨॥**

[અને કહ્યું –] જો આપ સૌ પંચોને આ મત ઠીક લાગે તો હૃદયમાં હરખાઈને આપ સૌ શ્રીરામચન્દ્રજીનું રાજતિલક કરો. ॥ ૨॥

**મંત્રી મુદિત સુનત પ્રિય બાની। અભિમત બિરવઁ પરેઉ જનુ પાની॥**
**બિનતી સચિવ કરહિં કર જોરી। જિઅહુ જગતપતિ બરિસ કરોરી॥ ૩॥**

આ પ્રિય વાણીને સાંભળતાં જ મંત્રી એવા આનંદિત થયા જાણે તેમના મનોરથરૂપી છોડને જળ મળી ગયું હોય. મંત્રી હાથ જોડીને વિનંતી કરે છે કે હે જગત્પતિ! આપ કરોડો વર્ષ જીવો. ॥ ૩॥

**જગ મંગલ ભલ કાજુ બિચારા। બેગિઅ નાથ ન લાઇઅ બારા॥**
**નૃપહિ મોદુ સુનિ સચિવ સુભાષા। બઢ़त બૌંડ़ જનુ લહી સુસાખા॥ ૪॥**

આપે જગત આખાનું મંગળ કરનારું ભલું કાર્ય વિચાર્યું છે. હે નાથ! શીઘ્રતા કરો, મોડું ન કરો. મન્ત્રીઓની સુંદર વાણી સાંભળીને રાજાને એવો આનંદ થયો જાણે વધતી જતી વેલ સુંદર ડાળીનો આધાર પામી ગઈ હોય. ॥૪॥

**દો૦ – કહેઉ ભૂપ મુનિરાજ કર જોઇ જોઇ આયસુ હોઇ।**
**રામ રાજ અભિષેક હિત બેગિ કરહુ સોઇ સોઇ॥૫॥**

રાજાએ કહ્યું – શ્રીરામચન્દ્રજીના રાજ્યાભિષેકને માટે મુનિરાજ વસિષ્ઠજીની જે જે આજ્ઞા થાય, તે જ આપ લોક સઘળું તુરંત કરો. ॥૫॥

**ચૌ૦ – હરષિ મુનીસ કહેઉ મૃદુ બાની। આનહુ સકલ સુતીરથ પાની॥**
**ઔષધ મૂલ ફૂલ ફલ પાના। કહે નામ ગનિ મંગલ નાના॥૧॥**

મુનિરાજે હર્ષિત થઈને કોમળ વાણીમાં કહ્યું કે સંપૂર્ણ શ્રેષ્ઠ તીર્થોનું જળ લઈ આવો. પછી તેમણે સર્વ ઔષધિ, મૂળ, ફળ અને પાન-પત્ર આદિ અનેક માંગલિક વસ્તુઓનાં નામ ગણીને કહ્યાં. ॥૧॥

**ચામર ચરમ બસન બહુ ભાઁતિ। રોમ પાટ પટ અગનિત જાતી॥**
**મનિગન મંગલ બસ્તુ અનેકા। જો જગ જોગુ ભૂપ અભિષેકા॥૨॥**

ચામર, મૃગચર્મ, અનેક પ્રકારનાં વસ્ત્ર, અસંખ્ય જાતોનાં ઊની અને રેશમી કપડાં, [અનેક પ્રકારના] મણિઓ (રત્ન) તથા બીજી પણ ઘણીબધી મંગળ વસ્તુઓ, જે જગતમાં રાજ્યાભિષેકને યોગ્ય હોય છે [બધીય મગાવવાની એમને આજ્ઞા આપી]. ॥૨॥

**બેદ બિદિત કહિ સકલ બિધાના। કહેઉ રચહુ પુર બિબિધ બિતાના॥**
**સફલ રસાલ પૂગફલ કેરા। રોપહુ બીથિન્હ પુર ચહુઁ ફેરા॥૩॥**

મુનિએ વેદોમાં કહેલા બધા વિધાન બતાવીને કહ્યું – નગરમાં ઘણા જ મંડપ (ચંદરવા) સજાવો. ફળોસહિત આંબો, સોપારી અને કેળાનાં વૃક્ષ નગરની શેરીઓમાં ચારેય તરફ રોપી દો. ॥૩॥

**રચહુ મંજુ મનિ ચૌકેં ચારૂ। કહહુ બનાવન બેગિ બજારૂ॥**
**પૂજહુ ગનપતિ ગુર કુલદેવા। સબ બિધિ કરહુ ભૂમિસુર સેવા॥૪॥**

સુંદર મણિઓના મનોહર ચોક પુરાવો અને બજારને તરત જ શણગારવા કહી દો. શ્રીગણેશજી, ગુરુ અને કુળદેવતાની પૂજા કરો અને ભૂદેવ બ્રાહ્મણોની બધી રીતે સેવા કરો. ॥૪॥

**દો૦ – ધ્વજ પતાક તોરન કલસ સજહુ તુરગ રથ નાગ।**
**સિર ધરિ મુનિબર બચન સબુ નિજ નિજ કાજહિં લાગ॥૬॥**

ધ્વજા, પતાકા, તોરણ, કળશ, ઘોડા, રથ અને હાથી બધાને સજાવો. મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીનાં વચનોને શિરોધાર્ય કરીને બધા લોકો પોતપોતાના કામમાં લાગી ગયા. ॥૬॥

**ચૌ૦ – જો મુનીસ જેહિ આયસુ દીન્હા। સો તેહિં કાજુ પ્રથમ જનુ કીન્હા॥**
**બિપ્ર સાધુ સુર પૂજત રાજા। કરત રામ હિત મંગલ કાજા॥૧॥**

મુનીશ્વરે જેને જે કામ માટે આજ્ઞા આપી, તે કાર્ય તેણે [એટલી શીઘ્રતાથી કરી નાખ્યું કે] જાણે અગાઉથી કરી રાખ્યું હતું. રાજા બ્રાહ્મણ, સાધુ અને દેવતાઓને પૂજી રહ્યા છે અને શ્રીરામચન્દ્રજીને માટે બધાં મંગળકાર્યો કરી રહ્યા છે. ॥ ૧॥

**સુનત રામ અભિષેક સુહાવા। બાજ ગહાગહ અવધ બધાવા॥**
**રામ સીય તન સગુન જનાએ। ફરકહિં મંગલ અંગ સુહાએ॥ ૨॥**

શ્રીરામચન્દ્રજીના રાજ્યાભિષેકની સોહામણી ખબર સાંભળતાં જ અવધ આખાયમાં મોટી ધામધૂમથી વધામણાં વાગવા લાગ્યાં. શ્રીરામચન્દ્રજી અને શ્રીસીતાજીના શરીરમાં પણ શુભ શુકન સૂચિત થયાં. તેમનાં સુંદર મંગળ અંગો ફરકવા લાગ્યાં. ॥ ૨॥

**પુલકિ સપ્રેમ પરસપર કહહીં। ભરત આગમનુ સૂચક અહહીં॥**
**ભએ બહુત દિન અતિ અવસેરી। સગુન પ્રતીતિ ભેંટ પ્રિય કેરી॥ ૩॥**

પુલકિત થઈને તે બંને પ્રેમસહિત એકબીજાને કહે છે કે આ બધાં શુકન ભરતના આવવાની સૂચના આપનારાં છે. [તેમને મામાના ઘેર ગયે] ઘણા દિવસ થઈ ગયા; ઘણી જ ચિંતા-બેચેની થઈ રહી છે (વારંવાર તેમને મળવાની યાદ મનમાં આવે છે). શુકનોથી પ્રિય(ભરત)ને મળવાનો વિશ્વાસ થાય છે. ॥ ૩॥

**ભરત સરિસ પ્રિય કો જગ માહીં। ઈહઈ સગુન ફલુ દૂસર નાહીં॥**
**રામહિ બંધુ સોચ દિન રાતી। અંડન્હિ કમઠ હૃદઉ જેહિ ભાઁતી॥ ૪॥**

ભરત સમાન જગતમાં [અમને] કોણ પ્રિય છે! શુકનનું બસ, આ જ ફળ છે, બીજું નથી. શ્રીરામચન્દ્રજીને [પોતાના] ભાઈ ભરતનું દિવસ-રાત એવી રીતે ચિંતન રહે છે જેવી રીતે કાચબાનું હૃદય ઈંડાંમાં રહે છે. ॥ ૪॥

**દો૦ – એહિ અવસર મંગલુ પરમ સુનિ રહઁસેઉ રનિવાસુ।**
**સોભત લખિ બિધુ બઢ઼ત જનુ બારિધિ બીચિ બિલાસુ॥ ૭॥**

આ સમયે આ પરમ મંગળ સમાચાર સાંભળીને આખો રાણીવાસ હરખાઈ ઊઠ્યો, જેમ ચન્દ્રમાને વધતો જોઈને સમુદ્રમાં લહેરોનો વિલાસ (આનંદ) સુશોભિત થાય છે. ॥ ૭॥

**ચૌ૦ – પ્રથમ જાઈ જિન્હ બચન સુનાએ। ભૂષન બસન ભૂરિ તિન્હ પાએ॥**
**પ્રેમ પુલકિ તન મન અનુરાગીં। મંગલ કલસ સજન સબ લાગીં॥ ૧॥**

સૌથી પહેલા [રાણીવાસમાં] જઈને જેમણે આ વચન (સમાચાર) સંભળાવ્યાં, તેઓ ઘણાં આભૂષણ અને વસ્ત્રો પામ્યાં. રાણીઓનાં શરીર પ્રેમથી પુલકિત થઈ ઊઠ્યાં અને મન પ્રેમમાં મગ્ન થઈ ગયાં. તે બધી મંગળકળશ સજાવવા લાગી. ॥ ૧॥

**ચૌકેં ચારુ સુમિત્રાઁ પૂરી। મનિમય બિબિધ ભાઁતિ અતિ રૂરી॥**
**આનઁદ મગન રામ મહતારી। દિએ દાન બહુ બિપ્ર હઁકારી॥ ૨॥**

સુમિત્રાજીએ મણિઓના ઘણી જાતના સુંદર અને મનોહર ચોક પૂર્યા. આનંદમાં મગ્ન થયેલાં શ્રીરામચન્દ્રજીનાં માતા કૌશલ્યાજીએ બ્રાહ્મણોને બોલાવી ઘણાં દાન આપ્યાં. ॥ ૨॥

**પૂજીં ગ્રામદેબિ સુર નાગા। કહેઉ બહોરિ દેન બલિભાગા॥**
**જેહિ બિધિ હોઈ રામ કલ્યાનૂ। દેહુ દયા કરિ સો બરદાનૂ॥ ૩॥**

તેઓએ ગ્રામદેવીઓ, દેવતાઓ અને નાગોની પૂજા કરી અને પછી બલિભેટ આપવાનું કહ્યું (અર્થાત્ કાર્ય સિદ્ધ થયા પછી ફરીથી પૂજા કરવાની માનતા માની); અને પ્રાર્થના કરી કે જે રીતે શ્રીરામચન્દ્રજીનું કલ્યાણ થાય, દયા કરીને એવું જ વરદાન આપો. ॥ ૩॥

**ગાવહિં મંગલ કોકિલબયનીં। બિધુબદનીં મૃગસાવકનયનીં॥ ૪॥**

કોયલ જેવી મીઠી વાણીવાળી, ચન્દ્રમાના જેવી મુખવાળી અને હરણના બચ્ચાનાં જેવાં નેત્રોવાળી સ્ત્રીઓ મંગળગાન કરવા લાગી. ॥ ૪॥

**દો૦ – રામ રાજ અભિષેકુ સુનિ હિયઁ હરષે નર નારિ।**
**લગે સુમંગલ સજન સબ બિધિ અનુકૂલ બિચારિ॥ ૮॥**

શ્રીરામચન્દ્રજીનો રાજ્યાભિષેક સાંભળીને બધાં સ્ત્રી-પુરુષ હૃદયમાં હરખાઈ ઊઠ્યાં અને વિધાતાને પોતાના સાનુકૂળ સમજીને બધા સુંદર મંગળ-સાજ સજાવવા લાગ્યા. ॥ ૮॥

**ચૌ૦ – તબ નરનાહઁ બસિષ્ઠુ બોલાએ। રામધામ સિખ દેન પઠાએ॥**
**ગુર આગમનુ સુનત રઘુનાથા। દ્વાર આઈ પદ નાયઉ માથા॥ ૧॥**

ત્યારે રાજાએ વસિષ્ઠજીને તેડાવ્યા અને શિખામણ (સમયોચિત ઉપદેશ) આપવા માટે શ્રીરામચન્દ્રજીના મહેલમાં મોકલ્યા. ગુરુનું આગમન સાંભળતાં જ શ્રીરઘુનાથજીએ દરવાજે આવીને તેમના ચરણોમાં શીશ નમાવ્યું. ॥ ૧॥

**સાદર અરઘ દેઈ ઘર આને। સોરહ ભાઁતિ પૂજિ સનમાને॥**
**ગહે ચરન સિય સહિત બહોરી। બોલે રામુ કમલ કર જોરી॥ ૨॥**

આદરપૂર્વક અર્ઘ્ય આપીને તેમને ઘરમાં લાવ્યા અને ષોડશોપચારથી પૂજન કરીને એમનું સન્માન કર્યું. પછી સીતાજીસહિત તેમના ચરણસ્પર્શ કર્યા અને કમળસમાન બંને હાથ જોડીને શ્રીરામજી બોલ્યા – ॥ ૨॥

**સેવક સદન સ્વામિ આગમનૂ। મંગલ મૂલ અમંગલ દમનૂ॥**
**તદપિ ઉચિત જનુ બોલિ સપ્રીતી। પઠઈઅ કાજ નાથ અસિ નીતી॥ ૩॥**

જોકે સેવકના ઘેર સ્વામીનું પધારવું એ મંગળોનું મૂળ અને અમંગળોને નાશ કરનારું હોય છે. તો પણ હે નાથ! ઉચિત તો એ જ હતું કે પ્રેમપૂર્વક દાસને જ કાર્ય માટે બોલાવી લેતા; એ જ નીતિ છે. ॥ ૩॥

**પ્રભુતા તજિ પ્રભુ કીન્હ સનેહૂ। ભયઉ પુનીત આજુ યહુ ગેહૂ॥**
**આયસુ હોઇ સો કરૌં ગોસાઈં। સેવકુ લહઇ સ્વામિ સેવકાઈં॥૪॥**

પરંતુ પ્રભુએ (આપે) પ્રભુતા છોડીને (સ્વયં અહીં પધારીને) જે સ્નેહ કર્યો, એથી આજે આ ઘર પવિત્ર થઈ ગયું. હે ગોસાઈં! [હવે] જે આજ્ઞા હોય, હું એ જ કરું. સ્વામીની સેવામાં જ સેવકની શોભા છે. ॥૪॥

**દો૦ – સુનિ સનેહ સાને બચન મુનિ રઘુબરહિ પ્રસંસ।**
**રામ કસ ન તુમ્હ કહહુ અસ હંસ બંસ અવતંસ॥૯॥**

[શ્રીરામચન્દ્રજીના] પ્રેમમાં તરબોળ થયેલાં વચનોને સાંભળી મુનિ વસિષ્ઠજીએ શ્રીરઘુનાથજીની પ્રશંસા કરતાં કહ્યું કે હે રામ! ભલા! આપ આવું કેમ ન કહો. આપ સૂર્યવંશના ભૂષણ જે છો. ॥૯॥

**ચૌ૦ – બરનિ રામ ગુન સીલુ સુભાઊ। બોલે પ્રેમ પુલકિ મુનિરાઊ॥**
**ભૂપ સજેઉ અભિષેક સમાજૂ। ચાહત દેન તુમ્હહિ જુબરાજૂ॥૧॥**

શ્રીરામચન્દ્રજીના ગુણ, શીલ અને સ્વભાવની પ્રશંસા કરી, મુનિરાજ પ્રેમથી પુલકિત થઈને બોલ્યા – [હે રામચન્દ્રજી!] રાજા(દશરથજી)એ રાજ્યાભિષેકની તૈયારી કરી છે. તેઓ આપને યુવરાજ પદ આપવા ઇચ્છે છે. ॥૧॥

**રામ કરહુ સબ સંજમ આજૂ। જૌં બિધિ કુસલ નિબાહૈ કાજૂ॥**
**ગુરુ સિખ દેઇ રાય પહિં ગયઊ। રામ હૃદયઁ અસ બિસમઉ ભયઊ॥૨॥**

[માટે] હે રામજી! આજે આપ [ઉપવાસ, હવન આદિ વિધિપૂર્વક] સર્વે સંયમ કરો જેથી વિધાતા કુશળપૂર્વક આ કાર્યને પાર પાડી દે (સફળ કરી દે). ગુરુજી બોધ આપીને રાજા દશરથજીની પાસે ચાલ્યા ગયા. શ્રીરામચન્દ્રજીના હૃદયમાં [આ સાંભળીને] આ વાતનું આશ્ચર્ય થયું કે –

**જનમે એક સંગ સબ ભાઈ। ભોજન સયન કેલિ લરિકાઈ॥**
**કરનબેધ ઉપબીત બિઆહા। સંગ સંગ સબ ભએ ઉછાહા॥૩॥**

અમે બધા ભાઈ એક જ સાથે જન્મ્યાં; ખાવું, ઊંઘવું, બાળપણનાં રમત-ગમત, કર્ણછેદન, યજ્ઞોપવીત અને વિવાહ આદિ ઉત્સવો સર્વે સાથે-સાથે જ થયા, ॥૩॥

**બિમલ બંસ યહુ અનુચિત એકૂ। બંધુ બિહાઇ બડ઼ેહિ અભિષેકૂ॥**
**પ્રભુ સપ્રેમ પછિતાનિ સુહાઈ। હરઉ ભગત મન કૈ કુટિલાઈ॥૪॥**

પરંતુ આ નિર્મળ વંશમાં આ એક અનુચિત વાત થઈ રહી છે કે બીજા બધા ભાઈઓને છોડીને રાજ્યાભિષેક એક મોટાનો જ (મારો જ) થાય છે. [તુલસીદાસજી કહે છે કે] પ્રભુ શ્રીરામચન્દ્રજીનો આ સુંદર પ્રેમપૂર્ણ પસ્તાવો ભક્તોના મનની કુટિલતાનું હરણ કરે. ॥૪॥

**દો૦ – તેહિ અવસર આએ લખન મગન પ્રેમ આનંદ ।**
**સનમાને પ્રિય બચન કહિ રઘુકુલ કૈરવ ચંદ ॥ ૧૦॥**

તે જ સમયે પ્રેમ અને આનંદમાં મગ્ન લક્ષ્મણજી આવ્યા. રઘુકુળરૂપી કુમુદને ખિલવનારા ચન્દ્રમા શ્રીરામચન્દ્રજીએ પ્રિય વચન કહીને એમનું સન્માન કર્યું. ॥ ૧૦॥

**ચૌ૦ – બાજહિં બાજને બિબિધ બિધાના । પુર પ્રમોદુ નહિં જાઈ બખાના ॥**
**ભરત આગમનુ સકલ મનાવહિં । આવહુઁ બેગિ નયન ફલુ પાવહિં ॥ ૧॥**

ઘણી જાતનાં વાજાં વાગી રહ્યાં છે. નગરના અતિશય આનંદનું વર્ણન નથી થઈ શકતું. બધાય લોકો ભરતજીનું આગમન ઇચ્છી રહ્યા છે અને કહી રહ્યા છે કે તેઓ પણ શીઘ્ર આવે અને [રાજ્યાભિષેકનો ઉત્સવ જોઈને] નેત્રોનું ફળ પ્રાપ્ત કરે. ॥ ૧॥

**હાટ બાટ ઘર ગલીં અથાઈં । કહહિં પરસપર લોગ લોગાઈં ॥**
**કાલિ લગન ભલિ કેતિક બારા । પૂજિહિ બિધિ અભિલાષુ હમારા ॥ ૨॥**

બજાર, રસ્તા, ઘર, શેરી અને ઓટલાઓ ઉપર (યત્ર તત્ર) પુરુષો અને સ્ત્રીઓ પરસ્પર વાતો કરે છે કે કાલે તે શુભ મુહૂર્ત કેટલા વાગે છે જ્યારે વિધાતા અમારી અભિલાષા પૂરી કરશે! ॥ ૨॥

**કનક સિંઘાસન સીય સમેતા । બૈઠહિં રામુ હોઇ ચિત ચેતા ॥**
**સકલ કહહિં કબ હોઇહિ કાલી । બિઘન મનાવહિં દેવ કુચાલી ॥ ૩॥**

જ્યારે સીતાજીસહિત શ્રીરામચન્દ્રજી સુવર્ણના સિંહાસન ઉપર બિરાજશે અને આપણી મનોકામના પૂરી થશે. અહીં તો બધા આ કહી રહ્યા છે કે કાલ ક્યારે થશે, બીજી તરફ કુચક્રી દેવતા વિઘ્ન મનાવી (ઇચ્છી) રહ્યા છે. ॥ ૩॥

**તિન્હહિ સોહાઇ ન અવધ બધાવા । ચોરહિ ચંદિનિ રાતિ ન ભાવા ॥**
**સારદ બોલિ બિનય સુર કરહીં । બારહિં બાર પાય લૈ પરહીં ॥ ૪॥**

તેમને (દેવતાઓને) અવધનાં વધામણાં નથી ગમતાં, જેમ ચોરને ચાંદની રાત નથી ગમતી. સરસ્વતીજીને બોલાવી, દેવતા વિનય કરી રહ્યા છે અને વારંવાર એમના ચરણો પકડીને નમે છે. ॥ ૪॥

**દો૦ – બિપતિ હમારિ બિલોકિ બડ઼િ માતુ કરિઅ સોઇ આજુ ।**
**રામુ જાહિં બન રાજુ તજિ હોઇ સકલ સુરકાજુ ॥ ૧૧॥**

[તેઓ કહે છે –] હે માતા! અમારી મોટી વિપત્તિને જોઈને આજે તેવું કરો કે જેથી શ્રીરામચન્દ્રજી રાજ્ય ત્યાગીને વનમાં જતા રહે અને દેવતાઓનું સર્વ કાર્ય સિદ્ધ થાય. ॥ ૧૧॥

**ચૌ૦ – સુનિ સુર બિનય ઠાઢ઼િ પછિતાતી । ભઇઉઁ સરોજ બિપિન હિમરાતી ॥**
**દેખિ દેવ પુનિ કહહિં નિહોરી । માતુ તોહિ નહિં થોરિઉ ખોરી ॥ ૧॥**

દેવતાઓની વિનંતી સાંભળીને સરસ્વતીજી ઊભાં ઊભાં પસ્તાઈ રહ્યાં છે કે [હાય!] હું કમળવનના માટે હેમંતઋતુની રાત બની. એમને આ રીતે પસ્તાતા જોઈને દેવતા ફરી વિનય કરીને કહેવા લાગ્યા – હે માતા! આમાં આપને જરા પણ દોષ નહીં લાગે. ॥૧॥

**બિસમય હરષ રહિત રઘુરાઊ। તુમ્હ જાનહુ સબ રામ પ્રભાઊ॥**
**જીવ કરમ બસ સુખ દુખ ભાગી। જાઇઅ અવધ દેવ હિત લાગી॥૨॥**

શ્રીરઘુનાથજી વિષાદ અને હર્ષથી રહિત છે. આપ તો શ્રીરામજીના સર્વે પ્રભાવને જાણો જ છો. જીવ પોતાના કર્મવશે જ સુખ-દુઃખનો ભાગી બને છે. એટલે દેવતાઓના હિત માટે આપ અયોધ્યા જાઓ. ॥૨॥

**બાર બાર ગહિ ચરન સઁકોચી। ચલી બિચારિ બિબુધ મતિ પોચી॥**
**ઊઁચ નિવાસુ નીચિ કરતૂતી। દેખિ ન સકહિં પરાઇ બિભૂતી॥૩॥**

વારંવાર ચરણ પકડીને દેવોએ સરસ્વતીને સંકોચમાં મૂકી દીધાં. ત્યારે તે આમ વિચારીને ચાલ્યાં કે દેવતાઓની બુદ્ધિ ઓછી છે. એમનો નિવાસ તો ઊંચે છે પણ એમની કરણી નીચી છે. એ બીજાના ઐશ્વર્યને જોઈ નથી શકતા. ॥૩॥

**આગિલ કાજુ બિચારી બહોરી। કરિહહિં ચાહ કુસલ કબિ મોરી॥**
**હરષિ હૃદયઁ દસરથ પુર આઈ। જનુ ગ્રહ દસા દુસહ દુખદાઈ॥૪॥**

પરંતુ આગળનાં કાર્યોનો વિચાર કરીને (શ્રીરામજીના વનમાં જવાથી રાક્ષસોનો વધ થશે, જેથી આખુંય જગત સુખી થઈ જશે) ચતુર કવિ [શ્રીરામજીના વનવાસનાં ચરિત્રોનું વર્ણન કરવા માટે] મારી ચાહના કરશે. એમ વિચાર કરી સરસ્વતી હૃદયમાં હરખાઈને દશરથજીની પુરી અયોધ્યામાં આવ્યાં, જાણે દુઃસહ્ય દુઃખ આપનારી કોઈ ગ્રહદશા આવી હોય. ॥૪॥

**દો૦ – નામુ મંથરા મંદમતિ ચેરી કૈકઇ કેરિ।**
**અજસ પેટારી તાહિ કરિ ગઈ ગિરા મતિ ફેરિ॥૧૨॥**

મંથરા નામની કૈકેયીની એક મંદબુદ્ધિ દાસી હતી, તેને અપયશનો પટારો બનાવી સરસ્વતી એની બુદ્ધિને ફેરવીને ચાલ્યાં ગયાં. ॥૧૨॥

**ચૌ૦ – દીખ મંથરા નગરુ બનાવા। મંજુલ મંગલ બાજ બધાવા॥**
**પૂછેસિ લોગન્હ કાહ ઉછાહૂ। રામ તિલકુ સુનિ ભા ઉર દાહૂ॥૧॥**

મંથરાએ જોયું કે નગર સજાવેલું છે. સુંદર મંગળમય વધામણાં વાગી રહ્યાં છે. એણે લોકોને પૂછ્યું કે શાનો ઉત્સવ છે? શ્રીરામચન્દ્રજીના રાજતિલકની વાત સાંભળતાં જ એનું હૃદય બળી ઊઠ્યું. ॥૧॥

**કરઇ બિચારુ કુબુદ્ધિ કુજાતી। હોઇ અકાજુ કવનિ બિધિ રાતી॥**
**દેખિ લાગિ મધુ કુટિલ કિરાતી। જિમિ ગવઁ તકઇ લેઉઁ કેહિ ભાઁતી॥૨॥**

તે દુર્બુદ્ધિ, નીચ જ્ઞાતિની દાસી વિચાર કરવા લાગી કે કઈ રીતે આ કાર્ય રાતોરાતમાં બગડી જાય, જેમ કોઈ કુટિલ ભીલડી મધનો મધપૂડો જોઈને વિચારે છે કે આને કેવી રીતે ઉખાડી લઉં? ॥ ૨॥

**ભરત માતુ પહિં ગઇ બિલખાની। કા અનમનિ હસિ કહ હँસિ રાની॥**
**ઊતરુ દેઇ ન લેઇ ઉસાસૂ। નારિ ચરિત કરિ ઢારઇ આँસૂ॥ ૩॥**

તે ઉદાસ થઈને ભરતજીની માતા કૈકેયી પાસે ગઈ. રાણી કૈકેયીએ હસીને કહ્યું – તું ઉદાસ કેમ છે? મંથરા કશો ઉત્તર નથી આપતી. કેવળ લાંબો શ્વાસ લઈને નિસાસા નાખી રહી છે અને ત્રિયાચરિત્ર કરીને આંસુ સારી રહી છે. ॥ ૩॥

**હँસિ કહ રાનિ ગાલુ બડ઼ તોરેં। દીન્હ લખન સિખ અસ મન મોરેં॥**
**તબહુँ ન બોલ ચેરિ બડ઼િ પાપિનિ। છાડ઼ઇ સ્વાસ કારિ જનુ સાँપિનિ॥ ૪॥**

રાણી હસીને કહેવા લાગી કે તારા ગાલ મોટા છે (તું વધારે વધારી-વધારીને કહેનારી છે). મારું મન કહે છે કે લક્ષ્મણે તને કંઈ શિક્ષા કરી છે. ત્યારે પણ તે મહાપાપિણી દાસી કંઈ પણ નથી બોલતી. એવા લાંબા શ્વાસ છોડી (નિસાસા નાખી) રહી છે જાણે કાળી નાગણ [ફુંફાડો મારી રહી] હોય. ॥ ૪॥

**દો૦ – સભય રાનિ કહ કહસિ કિન કુસલ રામુ મહિપાલુ।**
**લખનુ ભરતુ રિપુદમનુ સુનિ ભા કુબરી ઉર સાલુ॥ ૧૩॥**

ત્યારે રાણીએ બીને કહ્યું – અરે! કહેતી કેમ નથી? શ્રીરામચન્દ્ર, રાજા, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન કુશળ તો છે? આ સાંભળી કુબડી મંથરાના હૃદયમાં ઘણી જ પીડા ઊપજી. ॥ ૧૩॥

**ચૌ૦ – કત સિખ દેઇ હમહિ કોઉ માઈ। ગાલુ કરબ કેહિ કર બલુ પાઈ॥**
**રામહિ છાડ઼િ કુસલ કેહિ આજૂ। જેહિ જનેસુ દેઇ જુબરાજૂ॥ ૧॥**

[તે કહેવા લાગી –] હે માઈ! મને કોઈ કેમ શિક્ષા આપશે અને હું કોનું બળ પામીને બોલકી થઈશ (વધારી-વધારીને બોલીશ)? રામચન્દ્રને છોડીને આજ બીજા કોની કુશળતા છે, જેને રાજા યુવરાજપદ આપી રહ્યા છે. ॥ ૧॥

**ભયઉ કૌસિલહિ બિધિ અતિ દાહિન। દેખત ગરબ રહત ઉર નાહિન॥**
**દેખહુ કસ ન જાઇ સબ સોભા। જો અવલોકિ મોર મનુ છોભા॥ ૨॥**

આજે કૌશલ્યાને વિધાતા બહુ જ જમણે (અનુકૂળ) થયા છે; આ જોઈને એમના હૃદયમાં ગર્વ સમાતો નથી. આપ સ્વયં જઈને સર્વ શોભા કેમ નથી નિહાળી લેતા, જેને જોઈને મારા મનમાં ક્ષોભ થયો છે? ॥ ૨॥

**પૂતુ બિદેસ ન સોચુ તુમ્હારેં। જાનતિ હહુ બસ નાહુ હમારેં॥**
**નીદ બહુત પ્રિય સેજ તુરાઈ। લખહુ ન ભૂપ કપટ ચતુરાઈ॥ ૩॥**

આપનો પુત્ર પરદેશમાં છે, તેની તમને કોઈ ચિંતા નથી. આપ તો એમ જાણો છો કે સ્વામી અમારા વશમાં છે. આપને તો મખમલી પલંગ પર પડ્યાં પડ્યાં ઊંઘ લેવાનું ઘણું પ્રિય લાગે છે. રાજાની કપટભરી ચતુરાઈ આપ નથી જાણતાં. ॥ ૩॥

**સુનિ પ્રિય બચન મલિન મનુ જાની। ઝુકી રાનિ અબ રહુ અરગાની॥**
**પુનિ અસ કબહુઁ કહસિ ઘરફોરી। તબ ધરિ જીભ કઢ઼ાવઉઁ તોરી॥ ૪॥**

મંથરાનાં પ્રિય વચન સાંભળીને પરંતુ તેને મનની મેલી જાણીને રાણી વાંકા વળી ધમકાવતાં બોલ્યાં – બસ, હવે ચૂપ રહે ઘર ફોડનારી ક્યાંકની! જો ફરી ક્યારેય આમ કહ્યું તો તારી જીભ પકડીને ખેંચી કઢાવી નાખીશ. ॥ ૪॥

**દો૦ – કાને ખોરે કૂબરે કુટિલ કુચાલી જાનિ।**
**તિય બિસેષિ પુનિ ચેરિ કહિ ભરતમાતુ મુસુકાનિ॥ ૧૪॥**

કાણાં, લગડાં અને કૂબડાંને કુટિલ અને કુચાલી (પ્રપંચી) જાણવા જોઈએ. તેમાં પણ સ્ત્રી અને ખાસ કરીને દાસી! આટલું કહીને ભરતજીનાં માતા કૈકેયી મલકાઈ ઊઠ્યાં. ॥ ૧૪॥

**ચૌ૦ – પ્રિયબાદિનિ સિખ દીન્હિઉઁ તોહી। સપનેહુઁ તો પર કોપુ ન મોહી॥**
**સુદિનુ સુમંગલ દાયકુ સોઈ। તોર કહા ફુર જેહિ દિન હોઈ॥ ૧॥**

[અને પછી બોલ્યાં –] હે પ્રિય વચન કહેનારી મંથરા! મેં તને આ શીખ આપી છે (શિક્ષા માટે આટલી વાત કહી છે). મને તારા ઉપર સ્વપ્નમાં પણ ક્રોધ નથી. સુંદર મંગળદાયક શુભ દિન એ જ હશે જે દિવસે તારું કહેવું સત્ય હશે (અર્થાત્ શ્રીરામનું રાજ્યતિલક થશે.) ॥ ૧॥

**જેઠ સ્વામિ સેવક લઘુ ભાઈ। યહ દિનકર કુલ રીતિ સુહાઈ॥**
**રામ તિલકુ જૌં સાઁચેહુઁ કાલી। દેઉઁ માગુ મન ભાવત આલી॥ ૨॥**

મોટો ભાઈ સ્વામી અને નાનો ભાઈ સેવક હોય છે. આ સૂર્યવંશની સોહામણી રીતિ જ છે. જો ખરેખર કાલે જ શ્રીરામનું તિલક છે, તો હે સખી! તારા મનને ગમે તે જ વસ્તુ માંગી લે, હું આપીશ. ॥ ૨॥

**કૌસલ્યા સમ સબ મહતારી। રામહિ સહજ સુભાયઁ પિઆરી॥**
**મો પર કરહિં સનેહુ બિસેષી। મૈં કરિ પ્રીતિ પરીછા દેખી॥ ૩॥**

રામને સહજ સ્વભાવથી સર્વે માતાઓ કૌશલ્યાની જેમ જ પ્રિય છે. મારા પર તો તે વિશેષ પ્રેમ રાખે છે. મેં તેમની પ્રીતિની પરીક્ષા કરીને જાણી લીધું છે. ॥ ૩॥

**જૌં બિધિ જનમુ દેઇ કરિ છોહૂ। હોહુઁ રામ સિય પૂત પુતોહૂ॥**
**પ્રાન તેં અધિક રામુ પ્રિય મોરેં। તિન્હ કેં તિલક છોભુ કસ તોરેં॥ ૪॥**

જો વિધાતા કૃપા કરીને જન્મ આપે તો [આ પણ આપે કે] શ્રીરામચન્દ્ર પુત્ર અને સીતા વહુ હોય. શ્રીરામ મને પ્રાણોથીય અધિક પ્રિય છે. તેમના તિલકની વાત સાંભળીને તને ક્ષોભ કેવો? ॥ ૪॥

દો૦ – ભરત સપથ તોહિ સત્ય કહુ પરિહરિ કપટ દુરાઉ।
હરષ સમય બિસમઉ કરસિ કારન મોહિ સુનાઉ ॥ ૧૫॥

તને ભરતનાં સોગંદ છે. છળ-કપટ છોડીને સાચેસાચ કહે. તું હર્ષના સમયે વિષાદ કરી રહી છે, મને એનું કારણ સંભળાવ. ॥ ૧૫॥

ચૌ૦ – એકહિં બાર આસ સબ પૂજી। અબ કછુ કહબ જીભ કરિ દૂજી ॥
ફોરૈ જોગુ કપારુ અભાગા। ભલેઉ કહત દુખ રઉરેહિ લાગા ॥ ૧॥

[મંથરાએ કહ્યું –] બધી આશાઓ તો એક જ વાર કહેવામાં પૂરી થઈ ગઈ. હવે તો બીજી જીભ લગાડીને કંઈક કહીશ. મારું અભાગિયું કપાળ તો ફોડવા યોગ્ય જ છે, જેને લીધે સારી વાત કહેવા છતાંય આપને દુઃખ થયું ॥ ૧॥

કહહિં ઝૂઠિ ફુરિ બાત બનાઈ। તે પ્રિય તુમ્હહિ કરુઇ મૈં માઈ ॥
હમહુઁ કહબિ અબ ઠકુરસોહાતી। નાહિં ત મૌન રહબ દિનુ રાતી ॥ ૨॥

જો ખોટી-સાચી વાતો બનાવીને કહીએ છીએ તો હે માઈ! તે જ તમને પ્રિય છે અને હું કડવી લાગું છું. હવે તો હું પણ તમને ગમતી (મુખદેખી) કહ્યા કરીશ. નહિ તો દિન-રાત ચૂપ રહીશ. ॥ ૨॥

કરિ કુરૂપ બિધિ પરબસ કીન્હા। બવા સો લુનિઅ લહિઅ જો દીન્હા ॥
કોઉ નૃપ હોઉ હમહિ કા હાની। ચેરિ છાડ઼િ અબ હોબ કિ રાની ॥ ૩॥

વિધાતાએ કુરૂપ બનાવીને મને પરતંત્ર કરી છે! [બીજાનો શો દોષ] જેવું વાવો તેવું લણો, આપ્યું છે તેવું પામું છું. કોઈ પણ રાજા થાય, અમને શું નુકસાન થવાનું છે પણ તમે વિચારો કે તમે દાસી સિવાય રાણી રહી શકશો? ॥ ૩॥

જારૈ જોગુ સુભાઉ હમારા। અનભલ દેખિ ન જાઇ તુમ્હારા ॥
તાતેં કછુક બાત અનુસારી। છમિઅ દેબિ બડ઼િ ચૂક હમારી ॥ ૪॥

મારો સ્વભાવ તો બાળવા યોગ્ય જ છે. છતાંય, તમારું અહિત મારાથી જોવાતું જ નથી. એટલે કંઈક વાત કહી દીધી; પણ હે દેવી! મારી મોટી ભૂલ થઈ, ક્ષમા કરો. ॥ ૪॥

દો૦ – ગૂઢ઼ કપટ પ્રિય બચન સુનિ તીય અધરબુધિ રાનિ।
સુરમાયા બસ બૈરિનિહિ સુહૃદ જાનિ પતિઆનિ ॥ ૧૬॥

આધારરહિત (અસ્થિર) બુદ્ધિની સ્ત્રી અને દેવતાઓની માયાને વશ હોવાને લીધે રહસ્યપૂર્ણ કપટભર્યાં પ્રિય વચનોને સાંભળી રાણી કૈકેયીએ વેરી મંથરાને પોતાની સુહૃદ જાણીને તેનો વિશ્વાસ કરી લીધો. ॥ ૧૬॥

ચૌ૦ – સાદર પુનિ પુનિ પૂઁછતિ ઓહી। સબરી ગાન મૃગી જનુ મોહી ॥
તસિ મતિ ફિરી અહઇ જસિ ભાબી। રહસી ચેરિ ઘાત જનુ ફાબી ॥ ૧॥

વારંવાર રાણી તેને આદરની સાથે પૂછી રહી છે, જાણે ભીલડીના ગાનથી હરણી મોહિત થઈ ગઈ હોય. જેવું ભાવિ (થનારું) છે, તેવી જ બુદ્ધિ પણ ફરી ગઈ. દાસી પોતાનો દાવ લાગ્યો જાણીને હરખાઈ ઊઠી. ॥૧॥

**તુમ્હ પૂઁછહુ મૈં કહત ડેરાઊઁ। ધરેહુ મોર ઘરફોરી નાઊઁ॥**
**સજિ પ્રતીતિ બહુબિધિ ગઢ़િ છોલી। અવધ સાઢ़સાતી તબ બોલી॥૨॥**

તમે પૂછો છો, પણ હું કહેતાં ડરું છું. કેમ કે તમે પહેલાં જ મારું નામ ઘરફોડી રાખી દીધું છે. ઘણી રીતે ઘડી-છોલીને ખૂબ વિશ્વાસ જમાવીને પછી તે અયોધ્યાની સાડાસાતી (શનિની સાડાસાત વર્ષની અનિષ્ટકારિણી દશારૂપી મંથરા) બોલી – ॥૨॥

**પ્રિય સિય રામુ કહા તુમ્હ રાની। રામહિ તુમ્હ પ્રિય સો ફુરિ બાની॥**
**રહા પ્રથમ અબ તે દિન બીતે। સમઉ ફિરેં રિપુ હોહિં પિરીતે॥૩॥**

હે રાણી! તમે જે કહ્યું કે મને સીતા-રામ પ્રિય છે અને રામને તમે પ્રિય છો, તો આ વાત સાચી છે. પરંતુ આ વાત અગાઉ હતી, તે દિવસ હવે વીતી ગયા. સમય ફરી જવાથી મિત્ર પણ શત્રુ થઈ જાય છે. ॥૩॥

**ભાનુ કમલ કુલ પોષનિહારા। બિનુ જલ જારિ કરઈ સોઈ છારા॥**
**જરિ તુમ્હારિ ચહ સવતિ ઉખારી। રૂઁધહુ કરિ ઉપાઉ બર બારી॥૪॥**

સૂર્ય કમળના કુળનું પાલન કરનારો છે, પણ જળ વિના એ જ સૂર્ય તેમને (કમળોને) બાળીને ભસ્મ કરી દે છે. શોક્ય કૌશલ્યા તમારું મૂળ ઉખેડવા ઇચ્છે છે. માટે ઉપાયરૂપ શ્રેષ્ઠ વાડ લગાવી એને રૂંધી નાખો (પોતાને સુરક્ષિત કરી લો). ॥૪॥

**દો૦ – તુમ્હહિ ન સોચુ સોહાગ બલ નિજ બસ જાનહુ રાઉ।**
**મન મલીન મુહ મીઠ નૃપુ રાઉર સરલ સુભાઉ॥૧૭॥**

તમને તમારા સૌભાગ્યના બળ પર કોઈ ચિંતા જ નથી. રાજાને પોતાના વશમાં જાણો છો. પરંતુ રાજા મનના મેલા અને મોંના મીઠા છે! અને આપનો (સીધો) સરળ સ્વભાવ છે (આપ કપટ-ચતુરાઈ જાણતાં જ નથી). ॥૧૭॥

**ચૌ૦ – ચતુર ગઁભીર રામ મહતારી। બીચુ પાઈ નિજ બાત સઁવારી॥**
**પઠએ ભરતુ ભૂપ નનિઅઉરેં। રામ માતુ મત જાનબ રઉરેં॥૧॥**

રામનાં માતા (કૌશલ્યા) ઘણાં ચતુર અને ગંભીર છે (તેમનો તાગ કોઈ નથી પામતું). તેણે લાગ જોઈને પોતાની વાત સાધી લીધી. રાજાએ ભરતને મોસાળ મોકલી દીધો તેમાં બસ રામનાં માતાની જ સલાહ છે એમ આપ સમજો! ॥૧॥

**સેવહિં સકલ સવતિ મોહિ નીકેં। ગરબિત ભરત માતુ બલ પી કેં॥**
**સાલુ તુમ્હાર કૌસિલહિ માઈ। કપટ ચતુર નહિં હોઇ જનાઈ॥૨॥**

[કૌશલ્યા સમજે છે કે] બીજી બધી શોક્યો તો મારી સેવા સારી રીતે કરે છે, એક ભરતનાં મા પતિના બળે ગર્વિત રહે છે! એટલે જ હે માઈ! કૌશલ્યાને તમે ઘણાં જ ખટકી રહ્યાં છો. પરંતુ તે કપટ કરવામાં ચતુર છે, એટલે એમના હૃદયના ભાવ જાણવામાં આવતા જ નથી. ॥ ૨॥

**રાજહિ તુમ્હ પર પ્રેમુ બિસેષી। સવતિ સુભાઉ સકઈ નહિં દેખી॥**
**રચિ પ્રપંચુ ભૂપહિ અપનાઈ। રામ તિલક હિત લગન ધરાઈ॥૩॥**

રાજાનો તમારી ઉપર વિશેષ પ્રેમ છે. કૌશલ્યા શોક્યના સ્વભાવથી તેને જોઈ શકતાં નથી. એટલે તેમણે જાળ રચીને રાજાને પોતાને વશ કરીને [ભરતની અનુપસ્થિતિમાં] રામના રાજતિલક માટે મુહૂર્ત નક્કી કરાવી લીધું. ॥ ૩॥

**યહ કુલ ઉચિત રામ કહુઁ ટીકા। સબહિ સોહાઈ મોહિ સુઠિ નીકા॥**
**આગિલિ બાત સમુઝિ ડરુ મોહી। દેઉ દૈઉ ફિરિ સો ફલુ ઓહી॥૪॥**

રામને તિલક થાય, એ કુળ(રઘુકુળ)ને ઉચિત છે જ અને આ વાત બધાયને ગમે છે અને મને તો ઘણી જ સારી લાગે છે. પરંતુ મને તો આગળની વાત વિચારીને બીક લાગે છે. દૈવ વિપરીત બનીને તેનું ફળ તેને (કૌશલ્યાને) જ આપે. ॥ ૪॥

**દો૦– રચિ પચિ કોટિક કુટિલપન કીન્હેસિ કપટ પ્રબોધુ।**
**કહિસિ કથા સત સવતિ કૈ જેહિ બિધિ બાઢ़ બિરોધુ॥૧૮॥**

આ રીતે કરોડો પ્રપંચપૂર્ણ વાતો ઘડી-છોલીને મંથરાએ કૈકેયીને ઊંધું-ચત્તું સમજાવી દીધું અને સેંકડો શોક્યોની વાર્તાઓ એ રીતે [બનાવી-બનાવીને] કહી કે જેથી વિરોધ વધે. ॥ ૧૮॥

**ચૌ૦– ભાવી બસ પ્રતીતિ ઉર આઈ। પૂઁછ રાનિ પુનિ સપથ દેવાઈ॥**
**કા પૂઁછહુ તુમ્હ અબહુઁ ન જાના। નિજ હિત અનહિત પસુ પહિચાના॥૧॥**

ભાવિવશ કૈકેયીના મનમાં વિશ્વાસ બેસી ગયો. વળી, રાણી સોગંદ આપીને પૂછવા લાગ્યાં. [ત્યારે મંથરા બોલી –] શું પૂછો છો? તમે હજીય નથી સમજ્યાં? પોતાના સારા-નરસાને (અથવા મિત્ર-શત્રુને) તો પશુ પણ ઓળખી લે છે. ॥ ૧॥

**ભયઉ પાખુ દિન સજત સમાજૂ। તુમ્હ પાઈ સુધિ મોહિ સન આજૂ॥**
**ખાઇઅ પહિરિઅ રાજ તુમ્હારેં। સત્ય કહેં નહિં દોષુ હમારેં॥૨॥**

આખું પખવાડિયું વીતી ગયું સામાન સજાવતાં, અને તમે સમાચાર આજે મારી પાસેથી જાણ્યા! હું તમારા રાજ્યમાં (આશ્રયમાં) ખાઉં-પહેરું છું, એટલે સત્ય કહેવામાં મને કોઈ દોષ નથી. ॥ ૨॥

**જૌં અસત્ય કછુ કહબ બનાઈ। તૌ બિધિ દેઇહિ હમહિ સજાઈ॥**
**રામહિ તિલક કાલિ જૌં ભયઊ। તુમ્હ કહુઁ બિપતિ બીજુ બિધિ બયઊ॥૩॥**

જો હું કંઈ બનાવીને જૂઠું કહેતી હોઈશ તો વિધાતા મને દંડ આપશે. જો કાલે રામનું રાજતિલક થઈ ગયું તો [સમજી રાખજો કે] વિધાતાએ તમારા માટે વિપત્તિનું બી વાવી દીધું. ॥ ૩॥

**રેખ ખઁચાઇ કહઉઁ બલુ ભાષી। ભામિનિ ભઇહુ દૂધ કઇ માખી ॥**
**જૌં સુત સહિત કરહુ સેવકાઈ। તૌ ઘર રહહુ ન આન ઉપાઈ ॥૪॥**

હું આ વાત લીટી દોરીને બળપૂર્વક કહું છું, હે ભામિની! તમે તો હવે દૂધની માખી થઈ ગયાં! (જેમ દૂધમાં પડેલી માખીને લોકો કાઢીને ફેંકી દે છે, તેવી જ રીતે તમને પણ લોકો ઘરથી બહાર કાઢી મૂકશે.) જો પુત્રસહિત [કૌશલ્યાની] ચાકરી કરશો તો ઘરમાં રહી શકશો, [અન્યથા ઘરમાં રહેવાનો] બીજો ઉપાય નથી. ॥૪॥

**દો૦ – કદ્રૂઁ બિનતહિ દીન્હ દુખુ તુમ્હહિ કૌસિલાઁ દેબ।**
**ભરતુ બંદિગૃહ સેઈહહિં લખનુ રામ કે નેબ ॥૧૯॥**

કદ્રૂએ વિનતાને દુઃખ આપ્યું હતું, તમને કૌશલ્યા આપશે. ભરત કારાગારનું સેવન કરશે (જેલની હવા ખાશે) અને લક્ષ્મણ રામના નાયબ (સહકારી) બનશે. ॥૧૯॥

**ચૌ૦ – કૈકયસુતા સુનત કટુ બાની। કહિ ન સકઇ કછુ સહમિ સુખાની ॥**
**તન પસેઉ કદલી જિમિ કાઁપી। કુબરીં દસન જીભ તબ ચાઁપી ॥૧॥**

કૈકેયી મંથરાની કડવી વાણી સાંભળતાં જ ડરીને સુકાઈ ગઈ, કશું બોલી શકતી નથી. શરીરે પરસેવો છૂટી ગયો અને તે કેળની જેમ કંપવા લાગી. પછી કુબડી(મંથરા)એ પોતાની જીભ દાંત તળે દબાવી (એને ભય લાગ્યો કે ક્યાંક ભવિષ્યનું અત્યંત બિહામણું ચિત્ર સાંભળીને કૈકેયીના હૃદયની ગતિ ન રોકાઈ જાય, જેથી ઊલટું બધું જ કામ બગડી જાય). ॥૧॥

**કહિ કહિ કોટિક કપટ કહાની। ધીરજુ ધરહુ પ્રબોધિસિ રાની ॥**
**ફિરા કરમુ પ્રિય લાગિ કુચાલી। બકિહિ સરાહઇ માનિ મરાલી ॥૨॥**

પછી કપટની કરોડો વાર્તા કહી-કહીને તેણે રાણીને ખૂબ સમજાવ્યાં કે ધીરજ રાખો. કૈકેયીનું ભાગ્ય બદલાઈ ગયું, તેને કુચાલ પ્રિય લાગવા લાગી. તે બગલીને હંસી માનીને (વેરણને હિતકારી માનીને) તેનાં વખાણ કરવા લાગી. ॥૨॥

**સુનુ મંથરા બાત ફુરિ તોરી। દહિનિ આઁખિ નિત ફરકઇ મોરી ॥**
**દિન પ્રતિ દેખઉઁ રાતિ કુસપને। કહઉઁ ન તોહિ મોહ બસ અપને ॥૩॥**

કૈકેયીએ કહ્યું – મંથરા! સાંભળ, તારી વાત સત્ય છે. મારી જમણી આંખ નિત્ય ફરકી ઊઠે છે. હું પ્રત્યેક રાત્રે ખરાબ સપનાં જોઉં છું, પરંતુ પોતાના અજ્ઞાનવશ તે કહેતી નથી. ॥૩॥

**કાહ કરૌં સખિ સૂધ સુભાઊ। દાહિન બામ ન જાનઉઁ કાઊ ॥૪॥**

સખી! શું કરું, મારો તો સરળ સ્વભાવ છે. હું ડાબું-જમણું કશું જ નથી જાણતી. ॥૪॥

**દો૦ – અપનેં ચલત ન આજુ લગિ અનભલ કાહુક કીન્હ।**
**કેહિં અઘ એકહિ બાર મોહિ દૈઅઁ દુસહ દુખુ દીન્હ ॥૨૦॥**

પોતાના ધાર્યા પ્રમાણે (જ્યાં સુધી મારા વશમાં હોય ત્યાં સુધી) મેં આજ સુધી ક્યારેય કોઈનું બગાડ્યું નથી. તો પણ ન જાણે કયા પાપે દૈવે મને એક સાથે આ દુઃસહ્ય દુઃખ આપ્યું. ॥ ૨૦॥

**ચૌ૦ – નૈહર જનમુ ભરબ બરુ જાઈ। જિઅત ન કરબિ સવતિ સેવકાઈ॥**
**અરિ બસ દૈઉ જિઆવત જાહી। મરનુ નીક તેહિ જીવન ચાહી॥ ૧॥**

હું ભલે પિયર જઈને ત્યાં જ જીવન વિતાવી દઈશ પણ જીવતેજીવ શોક્યની ચાકરી નહીં કરું. દૈવ જેને શત્રુના વશમાં રાખી જીવાડે છે, તેના માટે તો જીવવા કરતાં મરવું જ સારું છે. ॥ ૧॥

**દીન બચન કહ બહુબિધિ રાની। સુનિ કુબરીં તિયમાયા ઠાની॥**
**અસ કસ કહહુ માનિ મન ઊના। સુખુ સોહાગુ તુમ્હ કહુઁ દિન દૂના॥ ૨॥**

રાણીએ ઘણી જાતનાં દીન વચન કહ્યાં, તે સાંભળીને કુબડીએ ત્રિયાચરિત વધાર્યું. [તે બોલી-] મનમાં ગ્લાનિ સમજીને આવું કેમ કહી રહ્યા છો? તમારું સુખ-સૌભાગ્ય દિવસે દિવસે બેવડાશે. ॥ ૨॥

**જેહિં રાઉર અતિ અનભલ તાકા। સોઇ પાઇહિ યહુ ફલુ પરિપાકા॥**
**જબ તેં કુમત સુના મૈં સ્વામિનિ। ભૂખ ન બાસર નીદ ન જામિનિ॥ ૩॥**

જેણે તમારું ખોટું ઈચ્છ્યું છે, તે જ પરિણામરૂપે તે બૂરાં ફળ પામશે. હે સ્વામિની! મેં જ્યારથી આ કુમત સાંભળ્યો છે, ત્યારથી મને ન તો દિવસે કંઈ ભૂખ લાગે છે અને રાત્રે નિંદ્રાય નથી આવતી. ॥ ૩॥

**પૂઁછેઉઁ ગુનિન્હ રેખ તિન્હ ખાઁચી। ભરત ભુઆલ હોહિં યહ સાઁચી॥**
**ભામિનિ કરહુ ત કહૌં ઉપાઊ। હૈ તુમ્હરીં સેવા બસ રાઊ॥ ૪॥**

મેં જ્યોતિષીઓને પૂછ્યું, તો તેમણે રેખા ખીંચીને ગણના માંડીને નિશ્ચયપૂર્વક કહ્યું કે ભરત રાજા થશે, એ સાચી વાત છે. હે ભામિની! તમે કરો, તો ઉપાય હું બતાવું. રાજા તમારી સેવાના વશમાં તો છે જ. ॥ ૪॥

**દો૦ – પરઉઁ કૂપ તુઅ બચન પર સકઉઁ પૂત પતિ ત્યાગિ।**
**કહસિ મોર દુખુ દેખિ બડ઼ કસ ન કરબ હિત લાગિ॥ ૨૧॥**

[કૈકેયીએ કહ્યું –] હું તારા કહ્યાથી કૂવામાં પડતું મૂકી શકું છું, પુત્ર અને પતિને પણ છોડી શકું છું. જ્યારે તું મારા ભારે દુઃખને જોઈને કંઈ કહે છે, તો ભલા! હું પોતાના હિતને માટે તે શું કામ નહીં કરું? ॥ ૨૧॥

**ચૌ૦ – કુબરીં કરિ કુબલી કૈકેઈ। કપટ છુરી ઉર પાહન ટેઈ॥**
**લખઇ ન રાનિ નિકટ દુખુ કૈસેં। ચરઇ હરિત તિન બલિપસુ જૈસેં॥ ૧॥**

કુબડીએ કૈકેયીને [બધી રીતે] કુબલિ (અર્થાત્ બલિપશુ) બનાવીને કપટરૂપી છરાને પોતાના [કઠોર] હૃદયરૂપી પથ્થર ઉપર ઘસ્યો (તેની ધારને તેજ કરી). રાણી કૈકેયી પોતાના સમીપના (શીઘ્ર આવનારા) દુઃખને એવી રીતે જોઈ શકતી નથી, જેવી રીતે બલિનું પશુ લીલું ઘાસ ચરે છે [પણ એ નથી જાણતું કે મોત માથે નાચી રહ્યું છે.] ॥ ૧॥

**સુનત બાત મૃદુ અંત કઠોરી। દેતિ મનહુઁ મધુ માહુર ઘોરી॥**
**કહઇ ચેરિ સુધિ અહઇ કિ નાહીં। સ્વામિનિ કહિહુ કથા મોહિ પાહીં॥ ૨॥**

મંથરાની વાત સાંભળ્યામાં તો કોમળ છે, પણ પરિણામમાં કઠોર (ભયાનક) છે. જાણે તે મધમાં ઓગાળીને ઝેર પીવડાવી રહી હોય. દાસી કહે છે – હે સ્વામિની! તમે એક વાત મને કહી હતી, તેનું સ્મરણ થાય છે કે નહીં? ॥ ૨॥

**દુઇ બરદાન ભૂપ સન થાતી। માગહુ આજુ જુડ઼ાવહુ છાતી॥**
**સુતહિ રાજુ રામહિ બનબાસૂ। દેહુ લેહુ સબ સવતિ હુલાસૂ॥ ૩॥**

તમારાં બે વરદાન રાજાની પાસે જમા છે. આજે રાજા પાસેથી માગીને પોતાની છાતી ઠારી લો. પુત્રને રાજ્ય અને રામને વનવાસ આપો અને બધી શોક્યોનો સઘળો આનંદ તમે ઉઠાવી લો. ॥ ૩॥

**ભૂપતિ રામ સપથ જબ કરઈ। તબ માગેહુ જેહિં બચનુ ન ટરઈ॥**
**હોઇ અકાજુ આજુ નિસિ બીતેં। બચનુ મોર પ્રિય માનેહુ જી તેં॥ ૪॥**

જ્યારે રાજા રામના સોગંદ ખાઈ લે ત્યારે વર માગજો, જેથી વચન ટાળી ન શકે. આજની રાત વીતી જશે તો કામ બગડી જશે. મારી વાતને હૃદય કરતાંય પ્રિય [અર્થાત્ પ્રાણોથી પણ પ્રિય] સમજજો. ॥ ૪॥

**દો૦ – બડ઼ કુઘાતુ કરિ પાતકિનિ કહેસિ કોપગૃહઁ જાહુ।**
**કાજુ સઁવારેહુ સજગ સબુ સહસા જનિ પતિઆહુ॥ ૨૨॥**

પાપીણી મંથરાએ ઘણો જ ખરાબ ઘા કરતાં કહ્યું – કોપભવનમાં જાઓ. બધું કામ ઘણી સાવચેતીથી કરજો, રાજા ઉપર એકદમ વિશ્વાસ ન મૂકશો (તેમની વાતોમાં ન આવી જશો). ॥ ૨૨॥

**ચૌ૦ – કુબરિહિ રાનિ પ્રાનપ્રિય જાની। બાર બાર બડ઼િ બુદ્ધિ બખાની॥**
**તોહિ સમ હિત ન મોર સંસારા। બહે જાત કઇ ભઇસિ અધારા॥ ૧॥**

કુબડીને રાણીએ પ્રાણો સમાન પ્રિય સમજીને વારંવાર તેની મહાન બુદ્ધિનાં વખાણ કર્યાં અને બોલી – સંસારમાં મારું હિતકારી તારા જેવું બીજું કોઈ નથી. તણાતી જતી મારા જેવી માટે તું આધાર બની છે. ॥ ૧॥

**જૌં બિધિ પુરબ મનોરથુ કાલી। કરૌં તોહિ ચખ પૂતરિ આલી॥**
**બહુબિધિ ચેરિહિ આદરુ દેઈ। કોપભવન ગવની કૈકેઈ॥ ૨॥**

જો વિધાતા કાલે મારો મનોરથ પૂરો કરી દે, તો હે સખી! હું તને આંખોની કીકી બનાવીશ. એ રીતે દાસીને ઘણી જાતનો આદર આપીને કૈકેયી કોપભવનમાં ચાલ્યાં ગયાં. ॥ ૨॥

**બિપતિ બીજુ બરષા રિતુ ચેરી। ભુઇઁ ભઇ કુમતિ કૈકઈ કેરી॥**
**પાઇ કપટ જલુ અંકુર જામા। બર દોઉ દલ દુખ ફલ પરિનામા॥ ૩॥**

વિપત્તિ (કંકાસ) બીજ છે, દાસી વર્ષાઋતુ છે, કૈકેયીની કુબુદ્ધિ [તે બીજને વાવવા માટે] જમીન થઈ ગઈ. તેમાં કપટરૂપી જળ પામીને અંકુર ફૂટી નીકળ્યું. બંને વરદાન તે અંકુરનાં બે પાંદડાં છે અને અંતમાં તેનાં દુઃખરૂપી ફળ થશે. ॥૩॥

**કોપ સમાજુ સાજિ સબુ સોઈ। રાજુ કરત નિજ કુમતિ બિગોઈ॥**
**રાઉર નગર કોલાહલુ હોઈ। યહ કુચાલિ કછુ જાન ન કોઈ॥૪॥**

કૈકેયી કોપના સર્વે સાજ સજીને [કોપભવનમાં] જઈ સૂઈ ગયાં. રાજ્ય કરનારી તે પોતાની દુષ્ટ બુદ્ધિથી નષ્ટ થઈ ગઈ. રાજમહેલ અને નગરમાં ધૂમ-ધામ મચી રહી છે. આ કુચાલ અંગે કોઈ કંઈ પણ જાણતું નથી. ॥૪॥

**દો૦ – પ્રમુદિત પુર નર નારિ સબ સજહિં સુમંગલચાર।**
**એક પ્રબિસહિં એક નિર્ગમહિં ભીર ભૂપ દરબાર॥૨૩॥**

આ બાજુ ઘણા જ આનંદિત થઈને નગરનાં સર્વે સ્ત્રી-પુરુષ શુભ મંગળાચારના સાજ સજી રહ્યાં છે. કોઈ અંદર જાય છે, કોઈ બહાર નીકળે છે, રાજદ્વારમાં ઘણી ભીડ થઈ રહી છે. ॥૨૩॥

**ચૌ૦ – બાલ સખા સુનિ હિયઁ હરષાહીં। મિલિ દસ પાઁચ રામ પહિં જાહીં॥**
**પ્રભુ આદરહિં પ્રેમુ પહિચાની। પૂઁછહિં કુસલ ખેમ મૃદુ બાની॥૧॥**

શ્રીરામચન્દ્રજીના બાલસખા રાજતિલકના સમાચાર સાંભળી હૃદયમાં ઘણા હરખાઈ રહ્યા છે. તેઓ દસ-પાંચ મળીને શ્રીરામચન્દ્રજીની પાસે જાય છે. પ્રેમ ઓળખીને પ્રભુ શ્રીરામચન્દ્રજી તેમનો આદર કરે છે અને કોમળ વાણીથી કુશળ-ક્ષેમ પૂછે છે. ॥૧॥

**ફિરહિં ભવન પ્રિય આયસુ પાઈ। કરત પરસપર રામ બડ઼ાઈ॥**
**કો રઘુબીર સરિસ સંસારા। સીલુ સનેહુ નિબાહનિહારા॥૨॥**

પોતાના પ્રિય સખા શ્રીરામચન્દ્રજીની આજ્ઞા પામીને તેઓ પરસ્પર એકબીજાને શ્રીરામચન્દ્રજીનો મહિમા કહેતાં કહેતાં ઘેર પાછા ફરે છે અને કહે છે – સંસારમાં શ્રીરઘુનાથજીના જેવો શીલ અને સ્નેહને નભાવનારો કોણ છે? ॥૨॥

**જેહિં જેહિં જોનિ કરમ બસ ભ્રમહીં। તહઁ તહઁ ઈસુ દેઉ યહ હમહીં॥**
**સેવક હમ સ્વામી સિયનાહૂ। હોઉ નાત યહ ઓર નિબાહૂ॥૩॥**

ભગવાન આપણને એ જ આપે કે આપણે પોતાના કર્મવશ ભ્રમણ કરતાં જે જે યોનિમાં જન્મ લઈએ ત્યાં ત્યાં (તે - તે યોનિમાં) આપણે તો સેવક થઈએ અને સીતાપતિ શ્રીરામચન્દ્રજી આપણા સ્વામી થાય અને આ સંબંધ અંત સુધી નભે જાય. ॥૩॥

**અસ અભિલાષુ નગર સબ કાહૂ। કૈકયસુતા હૃદયઁ અતિ દાહૂ॥**
**કો ન કુસંગતિ પાઈ નસાઈ। રહઇ ન નીચ મતેં ચતુરાઈ॥૪॥**

નગરમાં સર્વેની આવી જ અભિલાષા છે. પરંતુ કૈકેયીના હૃદયમાં ઘણી બળતરા થઈ રહી છે. કુસંગતિ પામીને કોણ નષ્ટ નથી થતું? નીચના મત મુજબ ચાલવાથી કુશળતા રહી શકતી નથી. ॥૪॥

**દો૦ – સાંઝ સમય સાનંદ નૃપુ ગયઉ કૈકઈ ગેહઁ ।**
**ગવનુ નિઠુરતા નિકટ કિય જનુ ધરિ દેહ સનેહઁ ॥ ૨૪॥**

સંધ્યા સમયે રાજા દશરથ આનંદની સાથે કૈકેયીના મહેલમાં ગયા. જાણે સાક્ષાત્ સ્નેહ જ શરીર ધારણ કરીને નિષ્ઠુરતાની પાસે ગયો હોય. ॥ ૨૪॥

**ચૌ૦ – કોપભવન સુનિ સકુચેઉ રાઊ । ભય બસ અગહુડ઼ પરઈ ન પાઊ ॥**
**સુરપતિ બસઇ બાહઁબલ જાકેં । નરપતિ સકલ રહહિં રુખ તાકેં ॥ ૧॥**

કોપભવનનું નામ સાંભળીને રાજા ડરી ગયા. ભયના કારણે તેમનો પગ આગળ નથી વધતો. સ્વયં દેવરાજ ઈન્દ્ર જેમની ભુજાઓના બળે [રાક્ષસોથી નિર્ભય થઈને] વસે છે અને સમસ્ત રાજા લોકો જેમની આજ્ઞાની વાટ જોતા રહે છે, ॥ ૧॥

**સો સુનિ તિય રિસ ગયઉ સુખાઈ । દેખહુ કામ પ્રતાપ બડ઼ાઈ ॥**
**સૂલ કુલિસ અસિ અઁગવનિહારે । તે રતિનાથ સુમન સર મારે ॥ ૨॥**

તે જ રાજા દશરથ સ્ત્રીની રીસ સાંભળીને સુકાઈ ગયા. કામદેવનો પ્રતાપ અને મહિમા તો જુઓ. જે રાજા ત્રિશૂળ, વજ્ર અને તલવાર આદિના ઘા પોતાનાં અંગો પર સહેનારા છે, તેઓ કામદેવના પુષ્પબાણથી માર્યા ગયા. ॥ ૨॥

**સભય નરેસુ પ્રિયા પહિં ગયઊ । દેખિ દસા દુખુ દારુન ભયઊ ॥**
**ભૂમિ સયન પટુ મોટ પુરાના । દિએ ડારિ તન ભૂષન નાના ॥ ૩॥**

રાજા બીતાં બીતાં પોતાની પ્રિય કૈકેયીની પાસે ગયા. તેની દશા જોઈને તેમને ઘણું જ દુઃખ થયું. કૈકેયી જમીન પર પડ્યાં છે. જૂનાં જાડાં કપડાં પહેર્યાં છે. શરીર પરથી વિવિધ અલંકારોને ઉતારીને ફેંકી દીધાં છે. ॥ ૩॥

**કુમતિહિ કસિ કુબેષતા ફાબી । અનઅહિવાતુ સૂચ જનુ ભાબી ॥**
**જાઈ નિકટ નૃપુ કહ મૃદુ બાની । પ્રાનપ્રિયા કેહિ હેતુ રિસાની ॥ ૪॥**

તે દુર્બુદ્ધિ કૈકેયીને આ કુવેષતા કેવી શોભી રહી છે, જાણે ભાવિ વૈધવ્યપણાની સૂચના આપી રહી હોય. રાજા તેની પાસે જઈને કોમળ વાણીથી બોલ્યા – હે પ્રાણપ્રિયે! શા માટે રિસાઈ છો? ॥ ૪॥

**છં૦ – કેહિ હેતુ રાનિ રિસાનિ પરસત પાનિ પતિહિ નેવારઈ ।**
**માનહુઁ સરોષ ભુઅંગ ભામિનિ બિષમ ભાઁતિ નિહારઈ ॥**
**દોઉ બાસના રસના દસન બર મરમ ઠાહરુ દેખઈ ।**
**તુલસી નૃપતિ ભવતબ્યતા બસ કામ કૌતુક લેખઈ ॥ ૧॥**

‘હે રાણી! કેમ ગુસ્સે ભરાઈ છો?’ આમ કહીને રાજા તેને હાથથી સ્પર્શ કરે છે તો તે હાથને [ઝાટકો મારી] હટાવી દે છે અને એવી રીતે જુએ છે જાણે ક્રોધમાં ભરાયેલી નાગણ ક્રૂર દૃષ્ટિથી જોઈ રહી હોય. બંને [વરદાનોની] વાસનાઓ તે નાગણની બે જીભો છે અને બંને વરદાન દાંત છે; તે કરડવા માટે મર્મસ્થાન જોઈ રહ્યા છે. તુલસીદાસજી કહે છે કે રાજા દશરથ ભાવિના વશમાં થઈને આને (આ રીતે હાથને ઝાટકવાની અને નાગણની જેમ જોવાની ક્રિયાને) કામદેવની ક્રીડા જ સમજી રહ્યા છે. ॥ ૫॥

**સો૦ – બાર બાર કહ રાઉ સુમુખિ સુલોચનિ પિકબચનિ ।**
**કારન મોહિ સુનાઉ ગજગામિનિ નિજ કોપ કર ॥ ૨૫॥**

રાજા વારંવાર કહી રહ્યા છે – હે સુમુખી! હે સુલોચની! હે કોકીલકંઠી! હે ગજગામિની! મને પોતાના ક્રોધનું કારણ તો સંભળાવ. ॥ ૨૫॥

**ચૌ૦ – અનહિત તોર પ્રિયા કેઇઁ કીન્હા । કેહિ દુઇ સિર કેહિ જમુ ચહ લીન્હા ॥**
**કહુ કેહિ રંકહિ કરૌં નરેસૂ । કહુ કેહિ નૃપહિ નિકાસૌં દેસૂ ॥ ૧॥**

હે પ્રિયે! કોણે તારું અનિષ્ટ કર્યું? કોણ બે માથાંનો છે? યમરાજ કોને લઈ જવા (પોતાના લોકમાં લઈ જવા) ઇચ્છે છે? કહે, કયા કંગાળને રાજા કરી દઉં અથવા કયા રાજાને દેશવટો આપી દઉં ? ॥ ૧॥

**સકઉઁ તોર અરિ અમરઉ મારી । કાહ કીટ બપુરે નર નારી ॥**
**જાનસિ મોર સુભાઉ બરોરૂ । મનુ તવ આનન ચંદ ચકોરૂ ॥ ૨॥**

તારો શત્રુ અમર (દેવ) પણ હોય તો હું એને પણ મારી શકું છું. કીડા-મકોડા જેવા બીચારાં નર-નારી તો શું ચીજ છે? હે સુંદરી! તું તો મારો સ્વભાવ જાણે જ છે કે મારું મન સદા તારા મુખરૂપી ચન્દ્રમાનો ચકોર છે. ॥ ૨॥

**પ્રિયા પ્રાન સુત સરબસુ મોરેં । પરિજન પ્રજા સકલ બસ તોરેં ॥**
**જૌં કછુ કહૌં કપટુ કરિ તોહી । ભામિનિ રામ સપથ સત મોહી ॥ ૩॥**

હે પ્રિયે! મારી પ્રજા, કુટુમ્બી, સર્વસ્વ (સમ્પત્તિ), પુત્ર, એટલે સુધી કે મારા પ્રાણ પણ – આ બધું – તારા વશમાં (આધીન) છે. જો હું તારાથી કંઈ કપટ કરીને કહેતો હોઉં તો હે ભામિની! મને સો વાર રામના સોગંદ છે. ॥ ૩॥

**બિહસિ માગુ મનભાવતિ બાતા । ભૂષન સજહિ મનોહર ગાતા ॥**
**ઘરી કુઘરી સમુઝિ જિયઁ દેખૂ । બેગિ પ્રિયા પરિહરહિ કુબેષૂ ॥ ૪॥**

તું હસીને (પ્રસન્નતાપૂર્વક) પોતાની મનવાંછિત વાત માગી લે અને પોતાના મનોહર અંગોને આભૂષણોથી સજાવ. સારા-માઠા(અવસર)નો તો મનમાં વિચાર કરી જો. હે પ્રિયે! જલદી આ ખરાબ વેશને ત્યજી દે. ॥ ૪॥

**દો૦ – યહ સુનિ મન ગુનિ સપથ બડ઼િ બિહસિ ઉઠી મતિમંદ ।**
**ભૂષન સજતિ બિલોકિ મૃગુ મનહુઁ કિરાતિનિ ફંદ ॥ ૨૬॥**

આ સાંભળીને અને મનમાં રામજીના મોટા સોગંદનો વિચાર કરી મંદબુદ્ધિ કૈકેયી હસતાં હસતાં ઊઠી અને ઘરેણાં પહેરવા લાગી, જાણે કોઈ ભીલડી મૃગને જોઈને જાળ તૈયાર કરી રહી હોય. ॥ ૨૬॥

**ચૌ૦ – પુનિ કહ રાઉ સુહૃદ જિયઁ જાની। પ્રેમ પુલકિ મૃદુ મંજુલ બાની॥**
**ભામિનિ ભયઉ તોર મનભાવા। ઘર ઘર નગર અનંદ બધાવા॥૧॥**

પોતાના ચિત્તમાં કૈકેયીને સુહૃદ જાણીને રાજા દશરથજી પ્રેમથી પુલકિત થઈને કોમળ અને સુંદર વાણીથી ફરી બોલ્યા – હે ભામિની! તારું મનધાર્યું થઈ ગયું. નગરમાં ઘેર-ઘેર આનંદનાં વધામણાં વાગી રહ્યાં છે. ॥૧॥

**રામહિ દેઉઁ કાલિ જુબરાજૂ। સજહિ સુલોચનિ મંગલ સાજૂ॥**
**દલકિ ઉઠેઉ સુનિ હૃદઉ કઠોરૂ। જનુ છુઇ ગયઉ પાક બરતોરૂ॥૨॥**

હું કાલે જ રામને યુવરાજ પદ આપી રહ્યો છું. એટલે હે સુનયની! તું મંગળ-સાજ સજ! સાંભળતાં જ તેનું કઠોર હૃદય ફાટી પડ્યું, જાણે પાકી ગયેલ બાલતોડ(ફોલ્લા)ને સ્પર્શ થઈ ગયો હોય. ॥૨॥

**ઐસિઉ પીર બિહસિ તેહિં ગોઈ। ચોર નારિ જિમિ પ્રગટિ ન રોઈ॥**
**લખહિં ન ભૂપ કપટ ચતુરાઈ। કોટિ કુટિલ મનિ ગુરૂ પઢ઼ાઈ॥૩॥**

આવી ભારે પીડાને પણ તેણે હસીને છુપાવી લીધી, જેમ ચોરની સ્ત્રી પ્રગટ થઈને રોતી નથી. (જેથી તેનો ભેદ ખૂલી ન જાય). રાજા તેની કપટ-ચતુરાઈને સમજી નથી શકતા. કારણકે તે કરોડો કુટિલોની શિરોમણિ ગુરુ મંથરાની ભણાવેલી છે. ॥૩॥

**જદ્યપિ નીતિ નિપુન નરનાહૂ। નારિચરિત જલનિધિ અવગાહૂ॥**
**કપટ સનેહુ બઢ઼ાઇ બહોરી। બોલી બિહસિ નયન મુહુ મોરી॥૪॥**

જોકે રાજા નીતિમાં નિપુણ છે; પરંતુ ત્રિયાચરિત્ર અગાધ સમુદ્ર છે. પછી કૈકેયી કપટયુક્ત સ્નેહ વધારીને (ઉપરથી પ્રેમ દાખવતાં) નેત્ર અને મુખ મરડીને હસતાં બોલી – ॥૪॥

**દો૦ – માગુ માગુ પૈ કહહુ પિય કબહુઁ ન દેહુ ન લેહુ।**
**દેન કહેહુ બરદાન દુઇ તેઉ પાવત સંદેહુ॥૨૭॥**

હે પ્રિયતમ! આપ માગ, માગ તો કહ્યા કરો છો પણ કદીય કશુંય આપતા-કરતા નથી. આપે બે વરદાન આપવાનું કહ્યું હતું, તે પણ મળવામાં શંકા છે. ॥૨૭॥

**ચૌ૦ – જાનેઉઁ મરમુ રાઉ હઁસિ કહઈ। તુમ્હહિ કોહાબ પરમ પ્રિય અહઈ॥**
**થાતી રાખિ ન માગિહુ કાઊ। બિસરિ ગયઉ મોહિ ભોર સુભાઊ॥૧॥**

રાજાએ હસીને કહ્યું કે હવે હું તમારો મર્મ (અર્થ) સમજ્યો. માન કરવું તમને પરમ પ્રિય છે. તમે તે વરદાનોને થાપણ (જમા) રાખીને પછી કદીય માંગ્યા જ નહીં અને મારો ભૂલકણો સ્વભાવ હોવાથી મને પણ તે પ્રસંગ યાદ ન રહ્યો. ॥૧॥

**ઝૂઠેહુઁ હમહિ દોષુ જનિ દેહૂ। દુઇ કૈ ચારિ માગિ મકુ લેહૂ॥**
**રઘુકુલ રીતિ સદા ચલિ આઈ। પ્રાન જાહુઁ બરુ બચનુ ન જાઈ॥૨॥**

મને ખોટો-ખોટો દોષ ન આપો. ઈચ્છો તો બેના બદલે ચાર માગી લો. રઘુકુળમાં સદાય આ રીતિ ચાલી આવી છે કે પ્રાણ ભલે જ ચાલ્યા જાય પણ વચન ન જાય. ॥ ૨॥

**નહિં અસત્ય સમ પાતક પુંજા। ગિરિ સમ હોહિં કિ કોટિક ગુંજા॥**
**સત્યમૂલ સબ સુકૃત સુહાએ। બેદ પુરાન બિદિત મનુ ગાએ॥ ૩॥**

અસત્ય સમાન પાપોનો સમૂહ પણ નથી. શું કરોડો ચણોઠીઓ મળીને પણ ક્યાંય પર્વત સમાન થઈ શકે છે? ‘સત્ય’ જ સમસ્ત ઉત્તમ સુકૃતો(પુણ્યો)નું મૂળ છે. આ વાત વેદ-પુરાણોમાં પ્રસિદ્ધ છે અને મનુજીએ પણ આ જ કહ્યું છે. ॥ ૩॥

**તેહિ પર રામ સપથ કરિ આઈ। સુકૃત સનેહ અવધિ રઘુરાઈ॥**
**બાત દૃઢ઼ાઈ કુમતિ હઁસિ બોલી। કુમત કુબિહગ કુલહ જનુ ખોલી॥ ૪॥**

તેમ છતાં, મારાથી શ્રીરામજીના સોગંદ લેવાઈ ગયા. શ્રીરઘુનાથજી મારા સુકૃત અને સ્નેહની સીમા છે. આ રીતે વાત પાકી કરાવીને દુર્બુદ્ધિ કૈકેયી હસીને બોલ્યાં જાણે તેણે કુમતિરૂપ દુષ્ટ પક્ષી(બાજ)ને છોડાવાને માટે તેની આંખો ઉપર(ઢાંકેલી ટોપી)નું આવરણ ખોલી નાખ્યું. ॥ ૪॥

**દો૦ – ભૂપ મનોરથ સુભગ બનુ સુખ સુબિહંગ સમાજુ।**
**ભિલ્લિનિ જિમિ છાડ઼ન ચહતિ બચનુ ભયંકરુ બાજુ॥ ૨૮॥**

રાજાનો મનોરથ સુંદર વન છે, સુખ સુંદર પક્ષીઓનો સમુદાય છે. તેના પર ભીલડીની જેમ કૈકેયી પોતાના વચનરૂપી ભયંકર બાજને છોડવા ઈચ્છે છે. ॥ ૨૮॥

## માસપારાયણ, તેરમો વિશ્રામ

**ચૌ૦ – સુનહુ પ્રાનપ્રિય ભાવત જી કા। દેહુ એક બર ભરતહિ ટીકા॥**
**માગઉઁ દૂસર બર કર જોરી। પુરવહુ નાથ મનોરથ મોરી॥ ૧॥**

[તે બોલી –] હે પ્રાણપ્રિય! સાંભળો, મારા મનને ગમનારું એક વરદાન તો એ આપો કે ભરતને રાજતિલક; અને હે નાથ! બીજું વરદાન પણ હું હાથ જોડીને માગું છું, મારો મનોરથ પૂરો કરશો – ॥ ૧॥

**તાપસ બેષ બિસેષિ ઉદાસી। ચૌદહ બરિસ રામુ બનબાસી॥**
**સુનિ મૃદુ બચન ભૂપ હિયઁ સોકૂ। સસિ કર છુઅત બિકલ જિમિ કોકૂ॥ ૨॥**

તપસ્વીઓના વેશમાં વિશેષ ઉદાસીન ભાવથી (રાજ્ય અને કુટુંબ આદિ તરફથી સારી રીતે ઉદાસીન થઈને વિરક્ત મુનિઓની જેમ) રામ ચૌદ વર્ષ સુધી વનમાં નિવાસ કરે. કૈકેયીનાં કોમળ (વિનયયુક્ત) વચન સાંભળીને રાજાના હૃદયમાં એવો શોક થયો કે જેમ ચન્દ્રમાનાં કિરણોના સ્પર્શથી ચકવો વ્યાકુળ થઈ જાય છે. ॥ ૨॥

**ગયઉ સહમિ નહિં કછુ કહિ આવા। જનુ સચાન બન ઝપટેઉ લાવા॥**
**બિબરન ભયઉ નિપટ નરપાલૂ। દામિનિ હનેઉ મનહુઁ તરુ તાલૂ॥ ૩॥**

રાજા ડરથી સુકાઈ ગયા, એમનાથી કશું કહી ન શકાયું, જાણે બાજ વનમાં તેતર પર ત્રાટક્યો હોય. રાજાનો રંગ બિલકુલ ઊડી ગયો, જાણે તાડના ઝાડને વીજળીએ માર્યું હોય (જેમ તાડના ઝાડ પર વીજળી પડવાથી તે બળીને બદરંગ થઈ જાય છે, તેવો જ હાલ રાજાનો થયો). ॥૩॥

**માથેં હાથ મૂદિ દોઉ લોચન। તનુ ધરિ સોચુ લાગ જનુ સોચન॥**
**મોર મનોરથુ સુરતરુ ફૂલા। ફરત કરિનિ જિમિ હતેઉ સમૂલા॥૪॥**

માથે હાથ મૂકીને બંને નેત્રો બંધ કરીને રાજા એમ વિચારવા લાગ્યા કે જાણે સાક્ષાત્ શોક જ દેહ ધારણ કરીને વિચાર કરી રહ્યો હોય. [તેઓ વિચારે છે – હાય!] મારું મનોરથરૂપી કલ્પવૃક્ષ ફળી ચૂક્યું હતું, પરંતુ ફળતા સમયે કૈકેયીએ હાથણીની જેમ તેને મૂળસહિત ઉખાડીને નષ્ટ કરી નાંખ્યું. ॥૪॥

**અવધ ઉજારિ કીન્હિ કૈકેઈં। દીન્હિસિ અચલ બિપતિ કૈ નેઈં॥૫॥**

કૈકેયીએ અયોધ્યાને ઉજ્જડ કરી નાખી અને વિપત્તિનો અચળ પાયો નાખી દીધો. ॥૫॥

**દો૦ – કવનેં અવસર કા ભયઉ ગયઉઁ નારિ બિસ્વાસ।**
**જોગ સિદ્ધિ ફલ સમય જિમિ જતિહિ અબિદ્યા નાસ॥૨૯॥**

કયા અવસરે શું થઈ ગયું! સ્ત્રીનો વિશ્વાસ કરીને હું એવી રીતે માર્યો ગયો, જેમ યોગના સિદ્ધિરૂપી ફળ મળવાના સમયે યોગીને અવિદ્યા નષ્ટ કરી નાંખે છે. ॥૨૯॥

**ચૌ૦ – એહિ બિધિ રાઉ મનહિં મન ઝાઁખા। દેખિ કુભાઁતિ કુમતિ મન માખા॥**
**ભરતુ કિ રાઉર પૂત ન હોંહી। આનેહુ મોલ બેસાહિ કિ મોહી॥૧॥**

આ રીતે રાજા મનમાં ને મનમાં ખીજાઈને મુંઝાઈ રહ્યા છે. રાજાનો આવો બૂરો હાલ જોઈને દુર્બુદ્ધિ કૈકેયી મનમાં બહુ જ ક્રોધિત થઈ. [અને બોલી –] શું ભરત આપનો પુત્ર નથી? શું આપ મને મૂલ્ય ચૂકવીને ખરીદી લાવ્યા છો? (શું હું આપની વિવાહિતા પત્ની નથી?) ॥૧॥

**જો સુનિ સરુ અસ લાગ તુમ્હારેં। કાહે ન બોલહુ બચનુ સઁભારેં॥**
**દેહુ ઉતરુ અનુ કરહુ કિ નાહીં। સત્યસંધ તુમ્હ રઘુકુલ માહીં॥૨॥**

જો મારું વચન સાંભળતાં જ આપને બાણ જેવું લાગ્યું તો આપ સમજી-વિચારીને વાત કેમ કરતા નથી? ઉત્તર આપો – વચન પ્રમાણે કરો છો કે નહિ? આપ રઘુવંશમાં સત્ય પ્રતિજ્ઞાવાળા [પ્રસિદ્ધ] છો. ॥૨॥

**દેન કહેહુ અબ જનિ બરુ દેહૂ। તજહુ સત્ય જગ અપજસુ લેહૂ॥**
**સત્ય સરાહિ કહેહુ બરુ દેના। જાનેહુ લેઈહિ માગિ ચબેના॥૩॥**

આપે જ વર આપવાનું કહ્યું હતું, હવે ભલે ન આપો. સત્યને છોડી દો અને જગતમાં અપયશ વહોરી લો. સત્યની ઘણી પ્રશંસા કરીને વર આપવાનું કહ્યું હતું. શું સમજ્યું હતું કે આ ચવાણુ જ માગી લેશે? ॥૩॥

**સિબિ દધીચિ બલિ જો કછુ ભાષા। તનુ ધનુ તજેઉ બચન પનુ રાખા॥**
**અતિ કટુ બચન કહતિ કૈકેઈ। માનહુઁ લોન જરે પર દેઈ॥૪॥**

રાજા શિબિ, દધીચિ અને બલિએ જે કંઈ કહ્યું, શરીર અને ધન ત્યાગીને પણ તેમણે પોતાના વચનની પ્રતિજ્ઞાને પાળી. કૈકેયી ઘણાં જ કડવાં વચન કહી રહી છે, જાણે દાઝ્યા પર મીઠું ભભરાવી રહી હોય. ॥૪॥

**દો૦ – ધરમ ધુરંધર ધીર ધરિ નયન ઉઘારે રાયઁ।**
**સિરુ ધુનિ લીન્હિ ઉસાસ અસિ મારેસિ મોહિ કુઠાયઁ॥૩૦॥**

ધર્મની ધુરાને ધારણ કરનાર રાજા દશરથે ધીરજ ધરીને નેત્રો ખોલ્યાં અને માથું કૂટીને તથા લાંબો શ્વાસ લઈને (નિસાસો નાખી) આમ કહ્યું કે આણે મને અત્યંત મર્મ સ્થળે તલવાર મારી છે. (એવી કઠણ પરિસ્થિતિ ઉત્પન્ન કરી નાખી, જેનાથી બચી નીકળવાનું કઠિન થઈ ગયું). ॥૩૦॥

**ચૌ૦ – આગેં દીખિ જરત રિસ ભારી। મનહુઁ રોષ તરવારિ ઉઘારી॥**
**મૂઠિ કુબુદ્ધિ ધાર નિઠુરાઈ। ધરી કૂબરીં સાન બનાઈ॥૧॥**

પ્રચંડ ક્રોધથી બળતી કૈકેયી એવી રીતે સામે દેખાઈ, જાણે ક્રોધરૂપી તલવાર નાગી (મ્યાનથી બહાર) ઊભી હોય. કુબુદ્ધિ તે તલવારની મૂઠ છે, નિષ્ઠુરતા ધાર છે અને તે કુબડી(મંથરા)રૂપી સરાણે ઘસાઈને તેજ કરેલી છે. ॥૧॥

**લખી મહીપ કરાલ કઠોરા। સત્ય કિ જીવનુ લેઇહિ મોરા॥**
**બોલે રાઉ કઠિન કરિ છાતી। બાની સબિનય તાસુ સોહાતી॥૨॥**

રાજાએ જોયું કે આ (તલવાર) ઘણી જ ભયાનક અને કઠોર છે [અને વિચાર્યું –] શું ખરેખર આ મારું જીવન લેશે? રાજા પોતાની છાતી કઠણ કરીને, ઘણી જ નમ્રતા સાથે તેને (કૈકેયીને) પ્રિય લાગનારાં વચન બોલ્યા – ॥૨॥

**પ્રિયા બચન કસ કહસિ કુભાઁતી। ભીર પ્રતીતિ પ્રીતિ કરિ હાઁતી॥**
**મોરેં ભરતુ રામુ દુઇ આઁખી। સત્ય કહઉઁ કરિ સંકરુ સાખી॥૩॥**

હે પ્રિયે! હે ભીરું! વિશ્વાસ અને પ્રેમને નષ્ટ કરીને આવાં ખોટી જાતનાં વચન કેમ કહી રહ્યાં છો? મારે તો ભરત અને રામચન્દ્ર બંને આંખો (અર્થાત્ એક - જ) છે; આ હું શંકરજીની સાક્ષીએ સાચું કહું છું. ॥૩॥

**અવસિ દૂતુ મૈં પઠઇબ પ્રાતા। ઐહહિં બેગિ સુનત દોઉ ભ્રાતા॥**
**સુદિન સોધિ સબુ સાજુ સજાઈ। દેઉઁ ભરત કહુઁ રાજુ બજાઈ॥૪॥**

હું ચોક્કસ સવારે જ દૂત મોકલીશ. બંને ભાઈ (ભરત-શત્રુઘ્ન) સાંભળતાં જ શીઘ્ર આવી જશે. સારો દિવસ (શુભ મુહૂર્ત) જોવડાવીને સર્વે તૈયારી કરીને ડંકો વગડાવી હું ભરતને રાજ્ય આપી દઈશ. ॥૪॥

**દો૦ – લોભુ ન રામહિ રાજુ કર બહુત ભરત પર પ્રીતિ ।**
**મૈં બડ઼ છોટ બિચારિ જિયઁ કરત રહેઉઁ નૃપનીતિ ॥ ૩૧॥**

રામને રાજ્યનો લોભ નથી અને ભરત ઉપર તેમનો ઘણો જ સ્નેહ છે. હું જ પોતાના મનમાં મોટા-નાનાનો વિચાર કરીને રાજનીતિનું પાલન કરી રહ્યો હતો (મોટાને રાજતિલક કરવા જઈ રહ્યો હતો). ॥ ૩૧॥

**ચૌ૦ – રામ સપથ સત કહઉઁ સુભાઊ । રામમાતુ કછુ કહેઉ ન કાઊ ॥**
**મૈં સબુ કીન્હ તોહિ બિનુ પૂઁછેં । તેહિ તેં પરેઉ મનોરથુ છૂછેં ॥ ૧॥**

રામના સોગંદ સો વાર ખાઈને હું સ્વભાવથી જ કહું છું કે રામનાં માતા(કૌશલ્યા)એ [આ વિષયમાં] મને ક્યારેય કશું જ નથી કહ્યું. ચોક્કસ છે કે મેં તમને પૂછ્યા વિના આ બધું કર્યું. આથી મારો મનોરથ [નિષ્ફળ] ગયો. ॥ ૧॥

**રિસ પરિહરુ અબ મંગલ સાજૂ । કછુ દિન ગએઁ ભરત જુબરાજૂ ॥**
**એકહિ બાત મોહિ દુખુ લાગા । બર દૂસર અસમંજસ માગા ॥ ૨॥**

હવે ક્રોધ છોડી દે અને મંગળ સાજ સજ. થોડાક જ દિવસો બાદ ભરત યુવરાજ થઈ જશે. એક જ વાતનું મને દુઃખ થયું કે તેં બીજું વચન ઘણું જ અડચણવાળું - ધર્મ સંકટવાળું માગ્યું. ॥ ૨॥

**અજહૂઁ હૃદઉ જરત તેહિ આઁચા । રિસ પરિહાસ કિ સાઁચેહુઁ સાઁચા ॥**
**કહુ તજિ રોષુ રામ અપરાધૂ । સબુ કોઉ કહઈ રામુ સુઠિ સાધૂ ॥ ૩॥**

તેના તાપથી હજી પણ મારું હૃદય સળગી રહ્યું છે. આ મશ્કરીમાં, ક્રોધમાં અથવા ખરેખર જ (વાસ્તવમાં) સાચું છે? ક્રોધને ત્યાગીને રામનો અપરાધ તો બતાવ. હર કોઈ તો કહે છે કે રામ ઘણા જ સજ્જન છે. ॥ ૩॥

**તુહૂઁ સરાહસિ કરસિ સનેહૂ । અબ સુનિ મોહિ ભયઉ સંદેહૂ ॥**
**જાસુ સુભાઉ અરિહિ અનુકૂલા । સો કિમિ કરિહિ માતુ પ્રતિકૂલા ॥ ૪॥**

તું સ્વયં પણ રામની પ્રશંસા કરતી હતી અને તેમના ઉપર સ્નેહ રાખતી હતી. હવે, આ સાંભળીને મને સંદેહ થઈ ગયો છે [કે તમારી પ્રશંસા અને સ્નેહ કંઈ જૂઠો તો ન હતો?] જેનો (રામનો) સ્વભાવ શત્રુને પણ અનુકૂળ છે, તે માતાને પ્રતિકૂળ આચરણ શું કામ કરશે? ॥ ૪॥

**દો૦ – પ્રિયા હાસ રિસ પરિહરહિ માગુ બિચારિ બિબેકુ ।**
**જેહિં દેખૌં અબ નયન ભરિ ભરત રાજ અભિષેકુ ॥ ૩૨॥**

હે પ્રિયે! હાસ્ય અને ક્રોધ છોડી દે અને વિવેક-વિચારપૂર્વક વરદાન માગ, જેથી હવે હું નેત્ર ભરીને ભરતનો રાજ્યાભિષેક જોઈ શકું. ॥ ૩૨॥

**ચૌ૦ – જિઐ મીન બરુ બારિ બિહીના । મનિ બિનુ ફનિકુ જિઐ દુખ દીના ॥**
**કહઉઁ સુભાઉ ન છલુ મન માહીં । જીવનુ મોર રામ બિનુ નાહીં ॥ ૧॥**

માછલી ભલે વિના પાણીએ જીવતી રહે અને સર્પ પણ ભલે મણિ વગર દીનદુ:ખી બનીને જીવતો રહે. પરંતુ હું સ્વભાવથી જ કહું છું, મનમાં કપટ રાખીને નહિ; કે મારું જીવન રામજી વિના નથી. ॥૧॥

**સમુઝિ દેખુ જિયઁ પ્રિયા પ્રબીના। જીવનુ રામ દરસ આધીના॥**
**સુનિ મૃદુ બચન કુમતિ અતિ જરઈ। મનહુઁ અનલ આહુતિ ઘૃત પરઈ॥૨॥**

હે કુશળ પ્રિયે! ચિત્તમાં સમજીને જો, મારું જીવન શ્રીરામનાં દર્શનને આધીન છે. રાજાનાં કોમળ વચન સાંભળીને દુર્બુદ્ધિ કૈકેયી અત્યંત બળી રહી છે, જાણે અગ્નિમાં ઘીની આહુતિઓ અપાઈ રહી હોય. ॥૨॥

**કહઈ કરહુ કિન કોટિ ઉપાયા। ઈહાઁ ન લાગિહિ રાઉરિ માયા॥**
**દેહુ કિ લેહુ અજસુ કરિ નાહીં। મોહિ ન બહુત પ્રપંચ સોહાહીં॥૩॥**

[કૈકેયી કહે છે –] આપ કરોડો ઉપાય કેમ ન કરો, અહીં આપની માયા નહીં ચાલે. કાં તો મેં જે માગ્યું છે તે આપો નહિતર 'ના' પાડીને અપયશ લઈ લો. મને ઘણા પ્રપંચ નથી ગમતાં. ॥૩॥

**રામુ સાધુ તુમ્હ સાધુ સયાને। રામમાતુ ભલિ સબ પહિચાને॥**
**જસ કૌસિલાઁ મોર ભલ તાકા। તસ ફલુ ઉન્હહિ દેઉઁ કરિ સાકા॥૪॥**

શ્રીરામ ભલા છે, આપ ઘણા ભલા છો અને રામનાં માતા પણ ભલાં છે, મેં બધાને ઓળખી લીધા છે. કૌશલ્યાએ મારું જેવું ભલું ઇચ્છ્યું છે, હું પણ તેમને સંભારણારૂપ (કાયમ યાદ રહે) તેવું જ ફળ આપીશ. ॥૪॥

**દો૦ – હોત પ્રાતુ મુનિબેષ ધરિ જૌં ન રામુ બન જાહિં।**
**મોર મરનુ રાઉર અજસ નૃપ સમુઝિઅ મન માહિં॥૩૩॥**

સવાર થતાં જ મુનિનો વેશ ધારણ કરીને જો રામ વનમાં નહીં જાય તો હે રાજન્! મનમાં નિશ્ચય સમજી લેજો કે મારું મરણ થશે અને આપનો અપયશ. ॥૩૩॥

**ચૌ૦ – અસ કહિ કુટિલ ભઈ ઉઠિ ઠાઢ़ી। માનહુઁ રોષ તરંગિનિ બાઢ़ી॥**
**પાપ પહાર પ્રગટ ભઇ સોઈ। ભરી ક્રોધ જલ જાઇ ન જોઈ॥૧॥**

આમ કહીને કુટિલ કૈકેયી ઊઠીને ઊભી થઈ, જાણે ક્રોધની નદી ઊભરાઈ હોય. તે નદી પાપરૂપી પર્વતમાંથી પ્રકટ થઈ છે અને ક્રોધરૂપી જળથી ભરેલી છે; [એવી ભયાનક છે કે] જોઈ નથી શકાતી. ॥૧॥

**દોઉ બર કૂલ કઠિન હઠ ધારા। ભવઁર કૂબરી બચન પ્રચારા॥**
**ઢાહત ભૂપરૂપ તરુ મૂલા। ચલી બિપતિ બારિધિ અનકૂલા॥૨॥**

બંને વરદાન એ નદીના બે કિનારા છે, કૈકેયીની કઠિન હઠ જ તેની [તીવ્ર] ધારા છે અને કુબડી(મંથરા)નાં વચનોની પ્રેરણા જ વમળ છે. [તે ક્રોધરૂપી નદી] રાજા દશરથરૂપી વૃક્ષને જડ-મૂળથી ઉખાડીને વિપત્તિરૂપી સમુદ્રની તરફ [સીધી] ચાલી છે. ॥૨॥

**લખી નરેસ બાત ફુરિ સાँચી। તિય મિસ મીચુ સીસ પર નાચી॥**
**ગહિ પદ બિનય કીન્હ બૈઠારી। જનિ દિનકર કુલ હોસિ કુઠારી॥૩॥**

રાજાએ સમજી લીધું કે વાત ખરેખર (વાસ્તવમાં) સાચી છે, સ્ત્રીના બહાને મારું મૃત્યુ જ માથા પર નાચી રહ્યું છે. [અને પછી રાજાએ કૈકેયીના] ચરણ પકડીને તેને બેસાડી અને વિનંતી કરી કે તું સૂર્યકુળ[રૂપી વૃક્ષ]ને માટે કુહાડી ન બન. ॥૩॥

**માગુ માથ અબહીં દેઉँ તોહી। રામ બિરહँ જનિ મારસિ મોહી॥**
**રાખુ રામ કહુँ જેહિ તેહિ ભાँતી। નાહિં ત જરિહિ જનમ ભરિ છાતી॥૪॥**

તું મારું માથું માગી લે, હું તને હમણાં આપી દઉં. પણ રામના વિરહમાં મને ન માર. જે કોઈ પણ રીતે હોય તેમ તું રામને રાખી લે. નહીં તો જન્મભર તારી છાતી બળશે. ॥૪॥

**દો૦– દેખી બ્યાધિ અસાધ નૃપુ પરેઉ ધરનિ ધુનિ માથ।**
**કહત પરમ આરત બચન રામ રામ રઘુનાથ॥૩૪॥**

રાજાએ જોયું કે રોગ અસાધ્ય છે, ત્યારે તેઓ અત્યંત આર્તવાણીથી 'હા રામ!' 'હા રામ!' 'હા રઘુનાથ!' કહીને માથું કૂટીને જમીન ઉપર પડી ગયા. ॥૩૪॥

**ચૌ૦– બ્યાકુલ રાઉ સિથિલ સબ ગાતા। કરિનિ કલપતરુ મનહુँ નિપાતા॥**
**કંઠુ સૂખ મુખ આવ ન બાની। જનુ પાઠીનુ દીન બિનુ પાની॥૧॥**

રાજા વ્યાકુળ થઈ ગયા, તેમનું આખું શરીર શિથિલ પડી ગયું, જાણે હાથણીએ કલ્પવૃક્ષને ઉખાડી ફેંકી દીધું હોય. કંઠ સુકાઈ ગયો, મુખથી વાત નથી નીકળતી, જાણે પાણી વગર પહિના નામની માછલી તરફડી રહી હોય. ॥૧॥

**પુનિ કહ કટુ કઠોર કૈકેઈ। મનહુँ ઘાય મહુँ માહુર દેઈ॥**
**જૌં અંતહુँ અસ કરતબુ રહેઊ। માગુ માગુ તુમ્હ કેહિં બલ કહેઊ॥૨॥**

કૈકેયી ફરી કડવાં અને કઠોર વચન બોલી, જાણે ઘામાં ઝેર ભરી રહી હોય. [તે કહે છે –] જો અંતમાં આવું જ કરવું હતું, તો આપે 'માગ, માગ' કયા બળે કહ્યું હતું? ॥૨॥

**દુઇ કિ હોઇ એક સમય ભુઆલા। હँસબ ઠઠાઇ ફુલાઉબ ગાલા॥**
**દાનિ કહાઉબ અરુ કૃપનાઈ। હોઇ કિ ખેમ કુસલ રૌતાઈ॥૩॥**

હે રાજન્! અટ્ટહાસ્ય કરીને હસવું અને ગાલ ફુલાવવા - શું આ બંને એકીસાથે થઈ શકે છે? દાની પણ કહેવડાવવું અને કંજૂસાઈ પણ કરવી. શું રજપૂતાઈમાં ક્ષેમ-કુશળ પણ રહી શકે છે? (લડાઈમાં બહાદુરી પણ બતાવે અને ક્યાંય ઘા પણ ન લાગે!) ॥૩॥

**છાડ઼હુ બચનુ કિ ધીરજુ ધરહૂ। જનિ અબલા જિમિ કરુના કરહૂ॥**
**તનુ તિય તનય ધામુ ધનુ ધરની। સત્યસંધ કહુँ તૃન સમ બરની॥૪॥**

કાં તો વચન (પ્રતિજ્ઞા) જ છોડી દો કાં તો ધૈર્ય ધારણ કરો. આમ, અસહાય સ્ત્રીની માફક રુઓ-કૂટો નહીં. સત્યવ્રતીને માટે તો શરીર, સ્ત્રી, પુત્ર, ઘર, ધન અને પૃથ્વી – બધા તણખલાં સમાન કહેવાયાં છે. ॥ ૪॥

**દો૦ – મરમ બચન સુનિ રાઉ કહ કહુ કછુ દોષુ ન તોર।**
**લાગેઉ તોહિ પિસાચ જિમિ કાલુ કહાવત મોર॥ ૩૫॥**

કૈકેયીનાં મર્મવેધી વચન સાંભળીને રાજાએ કહ્યું કે તું ગમે તે કહે, તારો કંઈ પણ દોષ નથી. મારો કાળ તને જાણે પિશાચ થઈને વળગી ગયો છે, એ જ તારાથી આ બધું કહેવડાવી રહ્યો છે. ॥ ૩૫॥

**ચૌ૦ – ચહત ન ભરત ભૂપતહિ ભોરેં। બિધિ બસ કુમતિ બસી જિય તોરેં॥**
**સો સબુ મોર પાપ પરિનામૂ। ભયઉ કુઠાહર જેહિં બિધિ બામૂ॥ ૧॥**

ભરત તો ભૂલેચૂકેય રાજપદ નથી ઈચ્છતો, ભાવિવશ તારા જ ચિત્તમાં કુમતિ આવી વસી. આ બધું મારા પાપોનું પરિણામ છે, જેથી કુસમયે વિધાતા વિપરીત થઈ ગયો. ॥ ૧॥

**સુબસ બસિહિ ફિરિ અવધ સુહાઈ। સબ ગુન ધામ રામ પ્રભુતાઈ॥**
**કરિહહિં ભાઇ સકલ સેવકાઈ। હોઈહિ તિહુઁ પુર રામ બડ઼ાઈ॥ ૨॥**

[તારી ઉજાડેલી] આ સુંદર અયોધ્યા તો પછીથી સારી રીતે વસશે અને સમસ્ત ગુણોના ધામ શ્રીરામની પ્રભુતા પણ થશે. બધા ભાઈ તેમની સેવા કરશે અને ત્રણેય લોકોમાં શ્રીરામનો મહિમા થશે; ॥ ૨॥

**તોર કલંકુ મોર પછિતાઊ। મુએહુઁ ન મિટિહિ ન જાઈહિ કાઊ॥**
**અબ તોહિ નીક લાગ કરુ સોઈ। લોચન ઓટ બૈઠુ મુહુ ગોઈ॥ ૩॥**

કેવળ તારું કલંક અને મારો પસ્તાવો મરવા છતાંય નહીં મટે, એ કોઈ પણ રીતે નહીં જાય. હવે, તને જે ઠીક લાગે તે જ કર. મોં છુપાવી મારી આંખોની આડે જઈને બેસ (અર્થાત્ મારી નજર સામેથી દૂર જા, મને મોં ન દેખાડીશ). ॥ ૩॥

**જબ લગિ જિઔં કહઉઁ કર જોરી। તબ લગિ જનિ કછુ કહસિ બહોરી॥**
**ફિરિ પછિતૈહસિ અંત અભાગી। મારસિ ગાઈ નહારૂ લાગી॥ ૪॥**

હું હાથ જોડીને કહું છું કે જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી પછી કંઈ ન કહીશ (અર્થાત્ મારાથી ન બોલીશ). અરે અભાગણી! પછી તું અંતમાં પસ્તાઈશ કેમ કે તું તાંત (નહારુ-ચામડાની દોરી) માટે ગાયને મારી રહી છે. ॥ ૪॥

**દો૦ – પરેઉ રાઉ કહિ કોટિ બિધિ કાહે કરસિ નિદાનુ।**
**કપટ સયાનિ ન કહતિ કછુ જાગતિ મનહુઁ મસાનુ॥ ૩૬॥**

રાજા કરોડો રીતે (ઘણા પ્રકારે) સમજાવીને [અને આમ] તું કેમ સર્વનાશ કરી રહી છે કહીને પૃથ્વી પર ઢળી પડ્યા. પરંતુ કપટ કરવામાં ચતુર કૈકેયી કંઈ બોલતી નથી, જાણે [મૌન થઈને] મસાણ જગાડી રહી હોય. ॥ ૩૬॥

**ચૌ૦ – રામ રામ રટ બિકલ ભુઆલૂ। જનુ બિનુ પંખ બિહંગ બેહાલૂ॥**
**હૃદયઁ મનાવ ભોરુ જનિ હોઈ। રામહિ જાઇ કહૈ જનિ કોઈ॥૧॥**

રાજા ‘રામ-રામ’ રટી રહ્યા છે અને એવા વ્યાકુળ થઈ રહ્યા છે જેમ કોઈ પંખી પાંખો વિના બેહાલ હોય. તે પોતાના હૃદયને મનાવે છે (પ્રાર્થના કરે છે) કે સવાર જ ન થાય, અને કોઈ જઈને શ્રીરામચન્દ્રજીને આ વાત ન કહે. ॥૧॥

**ઉદઉ કરહુ જનિ રબિ રઘુકુલ ગુર। અવધ બિલોકિ સૂલ હોઇહિ ઉર॥**
**ભૂપ પ્રીતિ કૈકઇ કઠિનાઈ। ઉભય અવધિ બિધિ રચી બનાઈ॥૨॥**

હે રઘુકુળના ગુરુ (વડીલ મૂળપુરુષ) સૂર્ય ભગવાન! આપ પોતાનો ઉદય ન કરો. અયોધ્યાને [બેહાલ] જોઈને આપના હૃદયમાં મોટી પીડા થશે. રાજાની પ્રીતિ અને કૈકેયીની નિષ્ઠુરતા બંનેને બ્રહ્માએ સીમા સુધી રચીને બનાવ્યા છે (અર્થાત્ રાજા પ્રેમની સીમા છે અને કૈકેયી નિષ્ઠુરતાની). ॥૨॥

**બિલપત નૃપહિ ભયઉ ભિનુસારા। બીના બેનુ સંખ ધુનિ દ્વારા॥**
**પઢ़હિં ભાટ ગુન ગાવહિં ગાયક। સુનત નૃપહિ જનુ લાગહિં સાયક॥૩॥**

વિલાપ કરતાં કરતાં જ રાજાની સવાર પડી ગઈ. રાજદ્વારે વીણા, વાંસળી અને શંખનો ધ્વનિ થવા લાગ્યો. ભાટ લોકો બિરુદાવલી ગાઈ રહ્યા છે અને ગવૈયા ગુણોનું ગાન કરી રહ્યા છે. તે સાંભળતાં રાજાને બાણ જેવાં લાગે છે. ॥૩॥

**મંગલ સકલ સોહાહિં ન કૈસેં। સહગામિનિહિ બિભૂષન જૈસેં॥**
**તેહિ નિસિ નીદ પરી નહિં કાહૂ। રામ દરસ લાલસા ઉછાહૂ॥૪॥**

રાજાને આ બધા મંગળ સાજ કેમ નથી ગમી રહ્યાં જેમ પતિની સાથે સતી થનારી સ્ત્રીને આભૂષણ! શ્રીરામચન્દ્રજીનાં દર્શનની લાલસા અને ઉત્સાહને લીધે તે રાત્રિએ કોઈને પણ નિંદ્રા ન આવી. ॥૪॥

**દો૦ – દ્વાર ભીર સેવક સચિવ કહહિં ઉદિત રબિ દેખિ।**
**જાગેઉ અજહુઁ ન અવધપતિ કારનુ કવનુ બિસેષિ॥૩૭॥**

રાજદ્વાર ઉપર મંત્રીઓ અને સેવકોની ભીડ જામી છે. તે સર્વ સૂર્યને ઉદય થયેલો જોઈને કહે છે કે એવું કયું વિશેષ કારણ છે કે અવધપતિ દશરથજી હજી સુધી નથી જાગ્યા? ॥૩૭॥

**ચૌ૦ – પછિલે પહર ભૂપુ નિત જાગા। આજુ હમહિ બડ़ અચરજુ લાગા॥**
**જાહુ સુમંત્ર જગાવહુ જાઈ। કીજિઅ કાજુ રજાયસુ પાઈ॥૧॥**

રાજા નિત્ય રાતના પાછલા પહોરે જાગી જાય છે, પરંતુ આજે અમને મોટું આશ્ચર્ય થઈ રહ્યું છે. હે સુમન્ત્ર! જાઓ, જઈને રાજાને જગાડો. તેમની આજ્ઞા મેળવીને અમે બધા કામ કરીએ. ॥૧॥

**ગએ સુમંત્રુ તબ રાઉર માહીં। દેખિ ભયાવન જાત ડેરાહીં॥**
**ધાઇ ખાઇ જનુ જાઇ ન હેરા। માનહુઁ બિપતિ બિષાદ બસેરા॥૨॥**

ત્યારે સુમન્ત્ર પ્રાસાદ(રાજમહેલ)માં ગયા, પરંતુ મહેલને જોઈને તે જતાં ડરી રહ્યા છે. [એવું લાગે છે] જાણે કરડી ખાવા ધાતો હોય, તેની તરફ જોઈ પણ નથી શકાતું, જાણે વિપત્તિ અને વિષાદે ત્યાં ડેરો તાણી રાખ્યો હોય. ॥ ૨॥

**પૂછેં કોઉ ન ઊતરુ દેઈ। ગએ જેહિં ભવન ભૂપ કૈકેઈ॥**
**કહિ જયજીવ બૈઠ સિરુ નાઈ। દેખિ ભૂપ ગતિ ગયઉ સુખાઈ॥૩॥**

પૂછવાથી કોઈ જવાબ આપતું નથી; તે એ મહેલમાં ગયા, જ્યાં રાજા અને કૈકેયી હતાં. 'જય જીવ' કહીને શીશ ઝુકાવીને (વંદન કરીને) બેઠા અને રાજાની દશા જોઈને તો તે સુકાઈ જ ગયા. ॥ ૩॥

**સોચ બિકલ બિબરન મહિ પરેઊ। માનહું કમલ મૂલુ પરિહરેઊ॥**
**સચિઉ સભીત સકઇ નહિં પૂછી। બોલી અસુભ ભરી સુભ છૂછી॥૪॥**

[જોયું કે –] રાજા શોકથી વ્યાકુળ છે, ચહેરાનો રંગ ઊડી ગયો છે. જમીન પર એમ પડ્યા છે, જાણે કમળ મૂળ છોડીને (મૂળથી ઉખડીને) [કરમાયેલું] પડ્યું હોય. મન્ત્રી ડરના કારણે કંઈ પૂછી નથી શકતા. પછી અશુભથી ભરપૂર અને શુભથી વિહીન કૈકેયી બોલી – ॥ ૪॥

**દો૦ – પરી ન રાજહિ નીદ નિસિ હેતુ જાન જગદીસુ।**
**રામુ રામુ રટિ ભોરુ કિય કહઇ ન મરમુ મહીસુ॥૩૮॥**

રાજાને રાતે ઊંઘ નથી આવી, તેનું કારણ જગદીશ્વર જ જાણે. એમણે 'રામ રામ' રટીને સવાર પાડી દીધું, પરંતુ એનો ભેદ રાજા કંઈ પણ નથી કહેતા. ॥ ૩૮॥

**ચૌ૦ – આનહુ રામહિ બેગિ બોલાઈ। સમાચાર તબ પૂઁછેહુ આઈ॥**
**ચલેઉ સુમંત્રુ રાય રુખ જાની। લખી કુચાલિ કીન્હિ કછુ રાની॥૧॥**

તમે જલદી રામને બોલાવી લાવો, ત્યારે આવીને સમાચાર પૂછજો. રાજાનું મન જાણીને સુમન્ત્રજી ચાલ્યા, સમજી ગયા કે રાણીએ કંઈક કુચાલ ચાલી છે. ॥ ૧॥

**સોચ બિકલ મગ પરઇ ન પાઊ। રામહિ બોલિ કહિહિ કા રાઊ॥**
**ઉર ધરિ ધીરજુ ગયઉ દુઆરેં। પૂઁછહિં સકલ દેખિ મનુ મારેં॥૨॥**

સુમન્ત્ર શોકથી વ્યાકુળ છે, રસ્તા પર પગ નથી પડતા (આગળ વધી નથી શકાતું), [વિચારે છે –] રામજીને બોલાવીને રાજા શું કહેશે? કોઈ રીતે હૃદયમાં ધીરજ ધરીને તે દ્વાર પર ગયા. બધા લોકો તેમને મનદુ:ખી (ઉદાસ) જોઈને પૂછવા લાગ્યા. ॥ ૨॥

**સમાધાનુ કરિ સો સબહી કા। ગયઉ જહાઁ દિનકર કુલ ટીકા॥**
**રામ સુમંત્રહિ આવત દેખા। આદરુ કીન્હ પિતા સમ લેખા॥૩॥**

બધા લોકોનું સમાધાન કરીને (કોઈ રીતે સમજાવી-પટાવી) સુમન્ત્ર ત્યાં ગયા, જ્યાં સૂર્યકુળના તિલક શ્રીરામચન્દ્રજી હતા. શ્રીરામચન્દ્રજીએ સુમન્ત્રને આવતા જોયા તો પિતાના સમાન સમજીને તેમનો આદર કર્યો. ॥ ૩॥

**નિરખિ બદનુ કહિ ભૂપ રજાઈ। રઘુકુલદીપહિ ચલેઉ લેવાઈ॥**
**રામુ કુભાઁતિ સચિવ સઁગ જાહીં। દેખિ લોગ જહઁ તહઁ બિલખાહીં॥૪॥**

શ્રીરામચન્દ્રજીના મુખકમળને નિહાળીને અને રાજાની આજ્ઞા સંભળાવીને તે રઘુકુળના દીપક શ્રીરામચન્દ્રજીને લઈ ચાલ્યા. શ્રીરામચન્દ્રજી મન્ત્રીની સાથે કંઈક અન્ય જ રીતે રાજસી ઠાઠમાઠ વિહીન જઈ રહ્યા છે, આ જોઈને લોકો ચારેકોર વિષાદ કરી રહ્યા છે. ॥૪॥

**દો૦ – જાઇ દીખ રઘુબંસમનિ નરપતિ નિપટ કુસાજુ।**
**સહમિ પરેઉ લખિ સિંઘિનિહિ મનહુઁ બૃદ્ધ ગજરાજુ॥૩૯॥**

રઘુવંશમણિ શ્રીરામચન્દ્રજીએ જઈને જોયું કે રાજા અત્યંત ખરાબ હાલતમાં એમ પડ્યા છે જાણે સિંહણને જોઈને કોઈ ઘરડો હાથી ભયગ્રસ્ત થઈને પડી ગયો હોય. ॥૩૯॥

**ચૌ૦ – સૂખહિં અધર જરઇ સબુ અંગૂ। મનહુઁ દીન મનિહીન ભુઅંગૂ॥**
**સરુષ સમીપ દીખિ કૈકેઈ। માનહુઁ મીચુ ઘરીં ગનિ લેઈ॥૧॥**

રાજાના હોઠ સુકાઈ રહ્યા છે અને આખું શરીર બળી રહ્યું છે, જાણે મણિ વિના સર્પ દુઃખી થઈ રહ્યો હોય. પાસે જ ક્રોધમાં ભરેલાં કૈકેયીને જોયાં, જાણે [સાક્ષાત્] મૃત્યુ જ બેસીને [રાજાના જીવનની અંતિમ] ઘડીઓ ગણી રહ્યું હોય. ॥૧॥

**કરુનામય મૃદુ રામ સુભાઊ। પ્રથમ દીખ દુખુ સુના ન કાઊ॥**
**તદપિ ધીર ધરિ સમઉ બિચારી। પૂઁછી મધુર બચન મહતારી॥૨॥**

શ્રીરામચન્દ્રજીનો સ્વભાવ કોમળ અને કરુણામય છે. તેમણે [પોતાના જીવનમાં] પહેલી વાર આ દુઃખ જોયું; આનાથી પહેલા ક્યારેય તેમણે દુઃખ સાંભળ્યું પણ ન હતું. તો પણ સમયનો વિચાર કરીને હૃદયમાં ધીરજ ધરીને એમણે મીઠાં વચનોથી માતા કૈકેયીને પૂછ્યું – ॥૨॥

**મોહિ કહુ માતુ તાત દુખ કારન। કરિઅ જતન જેહિં હોઇ નિવારન॥**
**સુનહુ રામ સબુ કારનુ એહૂ। રાજહિ તુમ્હ પર બહુત સનેહૂ॥૩॥**

હે માતા! મને પિતાજીના દુઃખનું કારણ કહો એટલે જેનાથી તેનું નિવારણ થાય (દુઃખ દૂર થાય) તે યત્ન કરી શકાય. [કૈકેયીએ કહ્યું –] હે રામ! સાંભળો, બધું કારણ એ જ છે કે રાજાનો તમારા ઉપર ઘણો સ્નેહ છે, ॥૩॥

**દેન કહેન્હિ મોહિ દુઇ બરદાના। માગેઉઁ જો કછુ મોહિ સોહાના॥**
**સો સુનિ ભયઉ ભૂપ ઉર સોચૂ। છાડ़િ ન સકહિં તુમ્હાર સઁકોચૂ॥૪॥**

એમણે મને બે વરદાન આપવાનું કહ્યું હતું, મને જે કંઈ ઠીક લાગ્યું તે જ મેં માગ્યું. તેને સાંભળીને રાજાના હૃદયમાં શોક થઈ ગયો; કેમકે એ તમારો સંકોચ નથી છોડી શકતા. ॥૪॥

**દો૦ – સુત સનેહુ ઇત બચનુ ઉત સંકટ પરેઉ નરેસુ।**
**સકહુ ત આયસુ ધરહુ સિર મેટહુ કઠિન કલેસુ॥૪૦॥**

અહીં તો પુત્રનો સ્નેહ છે અને ત્યાં વચન (પ્રતિજ્ઞા); રાજા એ જ ધર્મસંકટમાં પડી ગયા છે. જો તમે કરી શકો, તો રાજાની આજ્ઞા શિરોધાર્ય કરો અને એમના કઠિન ક્લેશને મટાડો. ॥ ૪૦॥

**ચૌ૦ – નિધરક બૈઠિ કહઇ કટુ બાની। સુનત કઠિનતા અતિ અકુલાની ॥**
**જીભ કમાન બચન સર નાના। મનહુઁ મહિપ મૃદુ લચ્છ સમાના ॥ ૧॥**

કૈકેયી બેધડક બેસીને આવી કડવી વાણી કહી રહ્યાં છે જેને સાંભળીને સ્વયં કઠોરતા પણ અત્યંત વ્યાકુળ થઈ ઊઠી. જીભ ધનુષ છે, વચન ઘણાં જ તીર છે અને જાણે રાજા જ કોમળ નિશાના (લક્ષ્ય) સમાન છે. ॥ ૧॥

**જનુ કઠોરપનુ ધરેં સરીરૂ। સિખઇ ધનુષબિદ્યા બર બીરૂ ॥**
**સબુ પ્રસંગુ રઘુપતિહિ સુનાઈ। બૈઠિ મનહુઁ તનુ ધરિ નિઠુરાઈ ॥ ૨॥**

[આ સર્વ સાજ-સામાન સાથે] જાણે સ્વયં કઠોરપણું શ્રેષ્ઠ વીરનું શરીર ધારણ કરીને ધનુષવિદ્યા શીખી રહ્યું છે. શ્રીરઘુનાથજીને સર્વ હાલ સંભળાવીને તે એમ બેઠી છે, જાણે નિષ્ઠુરતા જ શરીર ધારણ કરીને બેઠી હોય. ॥ ૨॥

**મન મુસુકાઇ ભાનુકુલ ભાનૂ। રામુ સહજ આનંદ નિધાનૂ ॥**
**બોલે બચન બિગત સબ દૂષન। મૃદુ મંજુલ જનુ બાગ બિભૂષન ॥ ૩॥**

સૂર્યકુળના સૂર્ય, સ્વાભાવિકપણે જ આનંદનિધાન શ્રીરામચન્દ્રજી મનમાં મલકાઈ સર્વ દૂષણોથી રહિત એવાં કોમળ અને સુંદર વચન બોલ્યા જે જાણે વાણીનાં આભૂષણો જ હતાં – ॥ ૩॥

**સુનુ જનની સોઇ સુતુ બડ઼ભાગી। જો પિતુ માતુ બચન અનુરાગી ॥**
**તનય માતુ પિતુ તોષનિહારા। દુર્લભ જનનિ સકલ સંસારા ॥ ૪॥**

હે માતા! સાંભળો, એ જ પુત્ર મહાભાગ્યશાળી છે, જે પિતા-માતાનાં વચનોનો અનુરાગી (પાલન કરનારો) છે. [આજ્ઞાપાલન દ્વારા] માતા-પિતાને સંતુષ્ટ કરનારો પુત્ર, હે જનની! આખાય સંસારમાં દુર્લભ છે. ॥ ૪॥

**દો૦ – મુનિગન મિલનુ બિસેષિ બન સબહિ ભાઁતિ હિત મોર।**
**તેહિ મહઁ પિતુ આયસુ બહુરિ સંમત જનની તોર ॥ ૪૧॥**

વનમાં વિશેષરૂપે મુનિઓનો મેળાપ થશે, જેમાં મારું બધી રીતે કલ્યાણ છે. તેમાંય વળી, પિતાજીની આજ્ઞા અને હે જનની! તમારી સંમતિ છે, ॥ ૪૧॥

**ચૌ૦ – ભરતુ પ્રાનપ્રિય પાવહિં રાજૂ। બિધિ સબ બિધિ મોહિ સનમુખ આજૂ ॥**
**જૌં ન જાઉઁ બન ઐસેહુ કાજા। પ્રથમ ગનિઅ મોહિ મૂઢ઼ સમાજા ॥ ૧॥**

અને પ્રાણપ્રિય ભરત રાજ્ય પામશે. [આ સર્વે વાતોને જોઈને એ પ્રતીત થાય છે કે] આજે વિધાતા સર્વ પ્રકારે મારા સન્મુખ છે (મને અનુકૂળ છે). જો આવા કાર્યને માટેય હું વનમાં ન જાઉં તો મૂર્ખોના સમાજમાં સૌપ્રથમ મારી જ ગણતરી કરવી જોઈએ. ॥ ૧॥

**સેવહિં અરँડુ કલપતરુ ત્યાગી। પરિહરિ અમૃત લેહિં બિષુ માગી॥**
**તેઉ ન પાઇ અસ સમઉ ચુકાહીં। દેખુ બિચારિ માતુ મન માહીં॥૨॥**

જે કલ્પવૃક્ષને છોડીને એરંડાનું સેવન કરે છે અને અમૃત ત્યાગીને વિષ માગી લે છે; હે માતા! મનમાં વિચાર કરીને જુઓ, તે (મહામૂર્ખ) પણ આવો અવસર પામીને ક્યારેય નહીં ચૂકે. ॥૨॥

**અંબ એક દુખુ મોહિ બિસેષી। નિપટ બિકલ નરનાયકુ દેખી॥**
**થોરિહિં બાત પિતહિ દુખ ભારી। હોતિ પ્રતીતિ ન મોહિ મહતારી॥૩॥**

હે માતા! મને એક જ દુઃખ વિશેષરૂપથી થઈ રહ્યું છે, તે મહારાજને અત્યંત વ્યાકુળ જોઈને. આ નાનકડી વાત માટે જ પિતાજીને આટલું ભારે દુઃખ થાય તો હે માતા! મને આ વાતનો વિશ્વાસ નથી થતો, ॥૩॥

**રાઉ ધીર ગુન ઉદધિ અગાધૂ। ભા મોહિ તેં કછુ બડ઼ અપરાધૂ॥**
**જાતેં મોહિ ન કહત કછુ રાઊ। મોરિ સપથ તોહિ કહુ સતિભાઊ॥૪॥**

કેમકે મહારાજ તો ઘણા જ ધીર અને ગુણોના અગાધ સમુદ્ર છે. અવશ્ય મારાથી જ કોઈ મોટો અપરાધ થઈ ગયો છે, જેને કારણે મહારાજ મને કંઈ નથી કહેતા. તમને મારા સોગંદ છે, માતા! તમે સાચેસાચું કહો. ॥૪॥

**દો૦ – સહજ સરલ રઘુબર બચન કુમતિ કુટિલ કરિ જાન।**
**ચલઇ જોંક જલ બક્રગતિ જદ્યપિ સલિલુ સમાન॥૪૨॥**

રઘુકુળમાં શ્રેષ્ઠ શ્રીરામચન્દ્રજીના સ્વભાવથી જ સરળ (સીધાં) વચનોને દુર્બુદ્ધિ કૈકેયી વાંકાં જ ગણી રહી છે; જેમ જળ સમાન જ હોય છે પરંતુ જળો તેમાં વાંકીચૂંકી ચાલથી જ ચાલે છે. ॥૪૨॥

**ચૌ૦ – રહસી રાનિ રામ રુખ પાઈ। બોલી કપટ સનેહુ જનાઈ॥**
**સપથ તુમ્હાર ભરત કૈ આના। હેતુ ન દૂસર મૈં કછુ જાના॥૧॥**

રાણી કૈકેયી શ્રીરામચન્દ્રજીના વલણને જાણીને હરખાઈ ગઈ અને કપટપૂર્ણ સ્નેહ દેખાડીને બોલી – તમારા શપથ અને ભરતના સોગંદ છે, મને રાજાના દુઃખનું બીજું કંઈ પણ કારણ જણાતું નથી. ॥૧॥

**તુમ્હ અપરાધ જોગુ નહિં તાતા। જનની જનક બંધુ સુખદાતા॥**
**રામ સત્ય સબુ જો કછુ કહહૂ। તુમ્હ પિતુ માતુ બચન રત અહહૂ॥૨॥**

હે તાત! તમે અપરાધને યોગ્ય નથી (તમારાથી માતા-પિતાનો અપરાધ થઈ જાય એ સંભવ નથી). તમે તો માતા-પિતા અને ભાઈઓને સુખ આપનારા છો. હે રામ! તમે જે કંઈ કહી રહ્યા છો તે સર્વ સત્ય છે. તમે પિતા-માતાનાં વચનો[ના પાલન]માં તત્પર છો. ॥૨॥

**પિતહિ બુઝાઇ કહહુ બલિ સોઈ। ચૌથેંપન જેહિં અજસુ ન હોઈ॥**
**તુમ્હ સમ સુઅન સુકૃત જેહિં દીન્હે। ઉચિત ન તાસુ નિરાદરુ કીન્હે॥૩॥**

હું તમારા પર વારી જાઉં છું. તમે પિતાને સમજાવીને એ જ વાત કહો જેથી વૃદ્ધાવસ્થામાં એમનો અપયશ ન થાય. જે પુણ્યએ એમને તમારા જેવા પુત્રો આપ્યા છે તે પુણ્યનો અનાદર કરવો ઉચિત નથી. ॥૩॥

**લાગહિં કુમુખ બચન સુભ કૈસે। મગહઁ ગયાદિક તીરથ જૈસે॥**
**રામહિ માતુ બચન સબ ભાએ। જિમિ સુરસરિ ગત સલિલ સુહાએ॥૪॥**

કૈકેયીના બૂરા મુખમાં આ શુભ વચનો કેવાં લાગે છે, જેવાં કે મગધ દેશમાં ગયા આદિ તીર્થ! શ્રીરામચન્દ્રજીને માતા કૈકેયીનાં સર્વે વચન સારાં લાગ્યાં, જેમ ગંગાજીમાં જઈને [સારાં-નરસાં સર્વે પ્રકારનાં] જળ શુભ, સુંદર થઈ જાય છે. ॥૪॥

**દો૦ – ગઈ મુરુછા રામહિ સુમિરિ નૃપ ફિરિ કરવટ લીન્હ।**
**સચિવ રામ આગમન કહિ બિનય સમય સમ કીન્હ॥૪૩॥**

એટલામાં રાજાની મૂર્છા દૂર થઈ, એમણે રામનું સ્મરણ કરીને ('રામ! રામ!' કહીને) પડખું ફેરવ્યું. મન્ત્રીએ શ્રીરામચન્દ્રજીનું આગમન કહીને સમયાનુકૂળ પ્રાર્થના કરી. ॥૪૩॥

**ચૌ૦ – અવનિપ અકનિ રામુ પગુ ધારે। ધરિ ધીરજુ તબ નયન ઉઘારે॥**
**સચિવઁ સઁભારિ રાઉ બૈઠારે। ચરન પરત નૃપ રામુ નિહારે॥૧॥**

જ્યારે રાજાએ સાંભળ્યું કે શ્રીરામચન્દ્ર પધાર્યા છે તો તેમણે ધીરજ ધરીને નેત્રો ખોલ્યાં. મન્ત્રીએ સાવચેતીથી રાજાને બેસાડ્યા. રાજાએ શ્રીરામચન્દ્રજીને પોતાનાં ચરણોમાં નમતા (પ્રણામ કરતા) જોયા. ॥૧॥

**લિએ સનેહ બિકલ ઉર લાઈ। ગૈ મનિ મનહુઁ ફનિક ફિરિ પાઈ॥**
**રામહિ ચિતઈ રહેઉ નરનાહૂ। ચલા બિલોચન બારિ પ્રબાહૂ॥૨॥**

સ્નેહથી વ્યાકુળ રાજાએ રામજીને હૃદય સાથે ચાંપી દીધા, જાણે સર્પે પોતાનો ખોવાયેલ મણિ પુનઃ પામી લીધો હોય, રાજા દશરથજી શ્રીરામજીને જોતા જ રહી ગયા. એમનાં નેત્રોમાંથી આંસુઓની ધારા વહી નીકળી. ॥૨॥

**સોક બિબસ કછુ કહૈ ન પારા। હૃદયઁ લગાવત બારહિં બારા॥**
**બિધિહિ મનાવ રાઉ મન માહીં। જેહિં રઘુનાથ ન કાનન જાહીં॥૩॥**

શોકને વિશેષ વશ હોવાને કારણે રાજા કંઈ કહી નથી શકતા. તે વારંવાર શ્રીરામચન્દ્રજીને હૃદયે ચાંપે છે અને મનમાં બ્રહ્માને મનાવે છે કે જેથી શ્રીરઘુનાથ વનમાં ન જાય. ॥૩॥

**સુમિરિ મહેસહિ કહઈ નિહોરી। બિનતી સુનહુ સદાસિવ મોરી॥**
**આસુતોષ તુમ્હ અવઢર દાની। આરતિ હરહુ દીન જનુ જાની॥૪॥**

પછી મહાદેવજીનું સ્મરણ કરીને એમને વિનંતી કરતાં કહે છે – હે સદાશિવ! આપ મારી પ્રાર્થના સાંભળો. આપ આશુતોષ (શીઘ્ર પ્રસન્ન થનારા) અને અવઢરદાની (મોં માગ્યું આપી દેનાર) છો. માટે મને પોતાનો દીન સેવક જાણીને મારું દુઃખ દૂર કરો. ॥૪॥

**દો૦ – તુમ્હ પ્રેરક સબ કે હૃદયઁ સો મતિ રામહિ દેહુ ।**
**બચનુ મોર તજિ રહહિં ઘર પરિહરિ સીલુ સનેહુ ॥ ૪૪॥**

આપ પ્રેરકરૂપથી બધાના હૃદયમાં છો. આપ શ્રીરામચન્દ્રને એવી બુદ્ધિ આપો જેથી તે મારા વચનનો ત્યાગ કરી શીલ-સ્નેહ છોડીને ઘરમાં જ રહી જાય. ॥ ૪૪॥

**ચૌ૦ – અજસુ હોઉ જગ સુજસુ નસાઊ। નરક પરૌં બરુ સુરપુરુ જાઊ॥**
**સબ દુખ દુસહ સહાવહુ મોહી। લોચન ઓટ રામુ જનિ હોંહી॥ ૧॥**

જગતમાં ભલે અપયશ થાય અને સુયશ નષ્ટ થઈ જાય. ભલે હું નરકમાં પડું, અને સ્વર્ગ પણ જતું રહે (પૂર્વનાં પુણ્યોના ફળસ્વરૂપે મળનારું સ્વર્ગ ભલેને મને ન મળે). બીજા પણ સર્વ પ્રકારનાં દુઃસહ્ય દુઃખ આપ મુજથી સહન કરાવી લો. પણ શ્રીરામચન્દ્ર મારી આંખો આગળથી દૂર ન થાય. ॥ ૧॥

**અસ મન ગુનઇ રાઉ નહિં બોલા। પીપર પાત સરિસ મનુ ડોલા॥**
**રઘુપતિ પિતહિ પ્રેમબસ જાની। પુનિ કછુ કહિહિ માતુ અનુમાની॥ ૨॥**

રાજા મનમાં ને મનમાં આ રીતે વિચાર કરી રહ્યા છે, બોલતા નથી. તેમનું મન પીપળાના પાનની જેમ ડોલી રહ્યું છે. શ્રીરઘુનાથજીએ પિતાને સ્નેહવશ જાણીને અને આ અનુમાન કરીને કે માતા પાછા કંઈ કહેશે [તો પિતાજીને દુઃખ થશે] – ॥ ૨॥

**દેસ કાલ અવસર અનુસારી। બોલે બચન બિનીત બિચારી॥**
**તાત કહઉઁ કછુ કરઉઁ ઢિઠાઈ। અનુચિતુ છમબ જાનિ લરિકાઈ॥ ૩॥**

દેશ, કાળ અને અવસરને અનુકૂળ વિચારીને વિનીત વચન કહ્યાં – હે તાત! હું કંઈક કહું છું, એ ધૃષ્ટતા કરું છું. આ અનૌચિત્યને મારું બાળપણું સમજીને ક્ષમા કરશો. ॥ ૩॥

**અતિ લઘુ બાત લાગિ દુખુ પાવા। કાહુઁ ન મોહિ કહિ પ્રથમ જનાવા॥**
**દેખિ ગોસાઇઁહિ પૂઁછિઉઁ માતા। સુનિ પ્રસંગુ ભએ સીતલ ગાતા॥ ૪॥**

આ અત્યંત તુચ્છ વાતથી આપ આટલું દુઃખ પામ્યા? મને કોઈએ પહેલાં કહીને આ વાત નથી જણાવી. સ્વામી(આપ)ને આ દશામાં જોઈને મેં માતાને પૂછ્યું. તેમનાથી આખો પ્રસંગ સાંભળીને મારા સર્વે અંગ શીતળ થઈ ગયાં (મને ઘણી પ્રસન્નતા થઈ). ॥ ૪॥

**દો૦ – મંગલ સમય સનેહ બસ સોચ પરિહરિઅ તાત।**
**આયસુ દેઇઅ હરષિ હિયઁ કહિ પુલકે પ્રભુ ગાત॥ ૪૫॥**

હે પિતાજી! આ મંગળના સમયે સ્નેહવશ થઈને શોક કરવો છોડી દો અને હૃદયમાં પ્રસન્ન થઈને મને આજ્ઞા આપો. આમ કહેતાં પ્રભુ શ્રીરામચન્દ્રજી સર્વાંગે પુલકિત થઈ ગયા. ॥ ૪૫॥

**ચૌ૦ – ધન્ય જનમુ જગતીતલ તાસૂ। પિતહિ પ્રમોદુ ચરિત સુનિ જાસૂ॥**
**ચારિ પદારથ કરતલ તાકેં। પ્રિય પિતુ માતુ પ્રાન સમ જાકેં॥ ૧॥**

[તેમણે ફરી કહ્યું –] આ પૃથ્વીતળ પર એનો જન્મ ધન્ય છે જેનાં ચરિત્ર સાંભળીને પિતાને પરમ આનંદ થાય. જેને માતા-પિતા પ્રાણોસમાન પ્રિય છે, ચારેય પદાર્થ (અર્થ, ધર્મ, કામ, મોક્ષ) તેને હસ્તગત (મુઠ્ઠીમાં) રહે છે. ॥ ૧॥

**આયસુ પાલિ જનમ ફલુ પાઈ। ઐહઉઁ બેગિહિં હોઉ રજાઈ॥**
**બિદા માતુ સન આવઉઁ માગી। ચલિહઉઁ બનહિ બહુરિ પગ લાગી॥ ૨॥**

આપની આજ્ઞાનું પાલન કરીને અને જન્મનું ફળ પામીને હું જલદી ઘેર પાછો ફરીશ, માટે કૃપા કરીને આજ્ઞા આપો. માતા પાસે વિદાય માગીને આવું છું. પછી આપના પગે પડીને (પ્રણામ કરીને) વનમાં જઈશ. ॥ ૨॥

**અસ કહિ રામ ગવનુ તબ કીન્હા। ભૂપ સોક બસ ઉતરુ ન દીન્હા॥**
**નગર બ્યાપિ ગઇ બાત સુતીછી। છુઅત ચઢ઼ી જનુ સબ તન બીછી॥ ૩॥**

આમ કહીને પછી શ્રીરામચન્દ્રજી ત્યાંથી ચાલી નીકળ્યા. રાજાએ શોકવશ કોઈ ઉત્તર ન આપ્યો. આ ઘણી જ તીખી (અપ્રિય) વાત નગરભરમાં એટલી ઝડપથી પ્રસરી ગઈ જાણે ડંખ મારતાવેત જ વીંછીનું ઝેર આખાય શરીરમાં એકદમ વ્યાપ્ત થઈ ગયું હોય. ॥ ૩॥

**સુનિ ભએ બિકલ સકલ નર નારી। બેલિ બિટપ જિમિ દેખિ દવારી॥**
**જો જહઁ સુનઇ ધુનઇ સિરુ સોઈ। બડ઼ બિષાદુ નહિં ધીરજુ હોઈ॥ ૪॥**

આ વાત સાંભળીને બધાં સ્ત્રી-પુરુષ એવા વ્યાકુળ થઈ ગયાં જેવી રીતે દાવાનળ (વનમાં આગ લાગેલી) જોઈને વેલો અને વૃક્ષો કરમાઈ જાય છે. જે જ્યાં સાંભળે છે ત્યાં જ માથું કૂટવા માંડે છે. ઘણો વિષાદ છે. કોઈને ધીરજ નથી રહેતી. ॥ ૪॥

**દો૦ – મુખ સુખાહિં લોચન સ્ત્રવહિં સોકુ ન હૃદયઁ સમાઇ।**
**મનહુઁ કરુન રસ કટકઈ ઉતરી અવધ બજાઇ॥ ૪૬॥**

બધાનાં મુખ સુકાઈ જાય છે. આંખોમાંથી આંસુ વહે છે, શોક હૃદયમાં નથી સમાતો. જાણે કરુણારસની સેના અવધ પર ડંકો વગાડી ઊતરી આવી હોય (ધસી આવી હોય). ॥ ૪૬॥

**ચૌ૦ – મિલેહિ માઝ બિધિ બાત બેગારી। જહઁ તહઁ દેહિં કૈકઇહિ ગારી॥**
**એહિ પાપિનિહિ બૂઝિ કા પરેઊ। છાઇ ભવન પર પાવકુ ધરેઊ॥ ૧॥**

બધા મેળ મળી ગયા હતા (બધા સંજોગ ઉજળા હતા), એટલામાં જ વિધાતાએ વાત બગાડી નાખી. ચારેકોર લોકો કૈકેયીને ગાળો આપી રહ્યા છે! આ પાપિણીને શું સૂઝી ગયું કે એણે બન્યા-બનાવ્યા ઘર ઉપર જ અગ્નિ ચાંપી દીધો! ॥ ૧॥

**નિજ કર નયન કાઢ઼િ ચહ દીખા। ડારિ સુધા બિષુ ચાહત ચીખા॥**
**કુટિલ કઠોર કુબુદ્ધિ અભાગી। ભઇ રઘુબંસ બેનુ બન આગી॥ ૨॥**

તે પોતાના હાથેથી પોતાની આંખો કાઢીને (આંખ વગર જ) જોવા ઇચ્છે છે અને અમૃત ફેંકીને વિષ ચાખવા ઇચ્છે છે! આ કુટિલ, કઠોર, દુર્બુદ્ધિ અને અભાગણી કૈકેયી રઘુવંશરૂપી વાંસના વનને માટે અગ્નિ બની ગઈ! ॥ ૨॥

**પાલવ બૈઠિ પેડુ એહિં કાટા। સુખ મહુઁ સોક ઠાટુ ધરિ ઠાટા॥**
**સદા રામુ એહિ પ્રાન સમાના। કારન કવન કુટિલપનુ ઠાના॥૩॥**

પાંદડાં પર બેસી એણે ઝાડને કાપી નાખ્યું. અર્થાત્ પોતાના પગમાં જ કુહાડી મારી. સુખની ઘડીએ શોકનો સમાજ પ્રસ્તુત કરી દીધો (રંગમાં ભંગ કર્યો)! શ્રીરામચન્દ્રજી આને સદા પ્રાણો સમાન પ્રિય હતા. તો પણ ન જાણે કયા કારણે એણે આ કુટિલતા આદરી. ॥૩॥

**સત્ય કહહિં કબિ નારિ સુભાઊ। સબ બિધિ અગહુ અગાધ દુરાઊ॥**
**નિજ પ્રતિબિંબુ બરુકુ ગહિ જાઈ। જાનિ ન જાઈ નારિ ગતિ ભાઈ॥૪॥**

કવિ સત્ય જ કહે છે કે સ્ત્રીનો સ્વભાવ બધી રીતે પકડમાં ન આવવા યોગ્ય અગાધ અને રહસ્યપૂર્ણ હોય છે. પોતાનો પડછાયો ભલે જ પકડી શકાય, પણ ભાઈ! સ્ત્રીઓની ગતિ (ચાલ) નથી ઓળખી શકાતી. ॥૪॥

**દો૦ – કાહ ન પાવકુ જારિ સક કા ન સમુદ્ર સમાઇ।**
**કા ન કરૈ અબલા પ્રબલ કેહિ જગ કાલુ ન ખાઇ॥૪૭॥**

આગ શું નથી બાળી શકતી! સમુદ્રમાં શું નથી સમાઈ શકતું! સ્ત્રી અબલા હોવા છતાં પ્રબળ છે તો તે શું નથી કરી શકતી! અને જગતમાં કાળ કોને નથી ખાતો! ॥૪૭॥

**ચૌ૦ – કા સુનાઇ બિધિ કાહ સુનાવા। કા દેખાઇ ચહ કાહ દેખાવા॥**
**એક કહહિં ભલ ભૂપ ન કીન્હા। બરુ બિચારિ નહિં કુમતિહિ દીન્હા॥૧॥**

વિધાતાએ શું સંભળાવીને શું સંભળાવી દીધું અને શું બતાવીને હવે શું બતાવવા ઇચ્છે છે! એક કહે છે કે રાજાએ ઠીક નથી કર્યું, દુર્બુદ્ધિ કૈકેયીને વિચાર કરીને વરદાન નથી આપ્યું, ॥૧॥

**જો હઠિ ભયઉ સકલ દુખ ભાજનુ। અબલા બિબસ ગ્યાનુ ગુનુ ગા જનુ॥**
**એક ધરમ પરમિતિ પહિચાને। નૃપહિ દોસુ નહિં દેહિં સયાને॥૨॥**

જેથી હઠ કરીને સ્વયં બધાં દુઃખોનું પાત્ર બની ગયા. સ્ત્રીને વિશેષ વશ હોવાને કારણે જાણે એમનાં જ્ઞાન અને ગુણ જતાં રહ્યાં. કેટલાક જેઓ ધર્મની મર્યાદાને જાણે છે અને બુદ્ધિમાન છે, તેઓ રાજાને દોષ નથી આપતા. ॥૨॥

**સિબિ દધીચિ હરિચંદ કહાની। એક એક સન કહહિં બખાની॥**
**એક ભરત કર સંમત કહહીં। એક ઉદાસ ભાયઁ સુનિ રહહીં॥૩॥**

તેઓ શિબિ, દધીચિ અને હરિશ્ચન્દ્રની કથા એકબીજાને વખાણીને કહે છે. કોઈ એક એમાં ભરતજીની સંમતિ જણાવે છે. કોઈ એક સાંભળીને ઉદાસીનભાવે (તટસ્થ) રહી જાય છે (કંઈ બોલતા નથી). ॥૩॥

**કાન મૂદિ કર રદ ગહિ જીહા। એક કહહિં યહ બાત અલીહા॥**
**સુકૃત જાહિં અસ કહત તુમ્હારે। રામુ ભરત કહુઁ પ્રાનપિઆરે॥૪॥**

કોઈ હાથોથી કાન બંધ કરીને અને જીભને દાંત તળે દબાવીને કહે છે કે આ વાત ખોટી છે. આવી વાતો કરવાથી તમારાં પુણ્ય નષ્ટ થઈ જશે. ભરતજીને તો શ્રીરામચન્દ્રજી પ્રાણો સમાન પ્રિય છે. ॥ ૪॥

**દો૦ – ચંદુ ચવૈ બરુ અનલ કન સુધા હોઈ બિષતૂલ।**
**સપનેહુઁ કબહુઁ ન કરહિં કિછુ ભરતુ રામ પ્રતિકૂલ॥ ૪૮॥**

ચન્દ્રમા ભલે [શીતળ કિરણોને બદલે] અગ્નિકણો વરસાવવા લાગે અને અમૃત ભલેને વિષ સમાન થઈ જાય, પરંતુ ભરતજી સ્વપ્નમાંય ક્યારેય શ્રીરામચન્દ્રજીના વિરુદ્ધ કંઈ નહીં કરે. ॥ ૪૮॥

**ચૌ૦ – એક બિધાતહિ દૂષનુ દેહીં। સુધા દેખાઇ દીન્હ બિષુ જેહીં॥**
**ખરભરુ નગર સોચુ સબ કાહૂ। દુસહ દાહુ ઉર મિટા ઉછાહૂ॥ ૧॥**

કોઈ એક વિધાતાને દોષ આપે છે, જેણે અમૃત બતાવીને વિષ આપી દીધું. નગર આખામાં ખળભળાટ મચી ગયો છે. હર કોઈને શોક થઈ ગયો. હૃદયમાં દુઃસહ્ય બળતરા થઈ ગઈ, આનંદ-ઉત્સાહ મટી ગયો. ॥ ૧॥

**બિપ્રબધૂ કુલમાન્ય જઠેરી। જે પ્રિય પરમ કૈકઈ કેરી॥**
**લગીં દેન સિખ સીલુ સરાહી। બચન બાનસમ લાગહિં તાહી॥ ૨॥**

બ્રાહ્મણોની સ્ત્રીઓ, કુળની માનનીય મોટી વૃદ્ધ અને જે કૈકેયીની પરમ પ્રિય હતી, તેઓ તેના શીલની પ્રશંસા કરીને તેને શીખ આપવા લાગી. પરંતુ તેને તેમનાં વચન બાણ સમાન લાગે છે. ॥ ૨॥

**ભરતુ ન મોહિ પ્રિય રામ સમાના। સદા કહહુ યહુ સબુ જગુ જાના॥**
**કરહુ રામ પર સહજ સનેહૂ। કેહિં અપરાધ આજુ બનુ દેહૂ॥ ૩॥**

[તે સ્ત્રીઓ કહે છે –] તમે તો સદા કહ્યા કરતાં હતાં કે શ્રીરામચન્દ્રજીના સમાન મને ભરત પણ પ્રિય નથી; આ વાતને આખું જગત જાણે છે. શ્રીરામચન્દ્રજી પર તો તમે સ્વાભાવિક જ સ્નેહ કરતાં રહ્યાં છો. આજે કયા અપરાધે એમને વન આપો છો? ॥ ૩॥

**કબહુઁ ન કિયહુ સવતિ આરેસૂ। પ્રીતિ પ્રતીતિ જાન સબુ દેસૂ॥**
**કૌસલ્યાઁ અબ કાહ બિગારા। તુમ્હ જેહિ લાગિ બજ્ર પુર પારા॥ ૪॥**

તમે ક્યારેય શોક્ય-ઈર્ષા કરી નથી. આખો દેશ તમારા પ્રેમ અને વિશ્વાસને ઓળખે છે. હવે કૌશલ્યાએ તમારું શું બગાડી નાંખ્યું, જેના કારણે તમે સમસ્ત નગર પર વજ્ર નાખી દીધું? ॥ ૪॥

**દો૦ – સીય કિ પિય સઁગુ પરિહરિહિ લખનુ કિ રહિહહિં ધામ।**
**રાજુ કિ ભૂઁજબ ભરત પુર નૃપુ કિ જિઇહિ બિનુ રામ॥ ૪૯॥**

શું સીતાજી પોતાના પતિ(શ્રીરામચન્દ્રજી)નો સાથ છોડી દેશે? શું લક્ષ્મણજી શ્રીરામચન્દ્રજીના વિના ઘેર રહી શકશે? શું ભરતજી શ્રીરામચન્દ્રજી વિના અયોધ્યાપુરીનું રાજ્ય ભોગવી શકશે? અને શું રાજા પણ શ્રીરામચન્દ્રજીના વગર જીવિત રહી શકશે? (અર્થાત્ ન સીતાજી અહીં રહેશે, ન લક્ષ્મણજી રહેશે, ન ભરતજી રાજ્ય કરશે અને રાજા પણ જીવિત નહીં રહે; બધું ઉજ્જડ થઈ જશે). ॥ ૪૯॥

**ચૌ૦ – અસ બિચારિ ઉર છાડ઼હુ કોહૂ। સોક કલંક કોઠિ જનિ હોહૂ॥**
**ભરતહિ અવસિ દેહુ જુબરાજૂ। કાનન કાહ રામ કર કાજૂ॥૧॥**

હૃદયમાં આવો વિચાર કરીને ક્રોધ છોડી દો, શોક અને કલંકનો ભંડાર ન બનો. ભરતને અવશ્ય યુવરાજપદ આપો, પણ શ્રીરામચન્દ્રજીનું વનમાં શું કામ છે! ॥૧॥

**નાહિન રામુ રાજ કે ભૂખે। ધરમ ધુરીન બિષય રસ રૂખે॥**
**ગુર ગૃહ બસહુઁ રામુ તજિ ગેહૂ। નૃપ સન અસ બરુ દૂસર લેહૂ॥૨॥**

શ્રીરામચન્દ્રજી રાજ્યના ભૂખ્યા નથી. તે ધર્મની ધુરાને ધારણ કરનારા અને વિષય-રસમાં ઉદાસીન છે (અર્થાત્ તેમનામાં વિષયાસક્તિ છે જ નહીં). [માટે તમે એ શંકા ન કરો કે શ્રીરામજી વનમાં ન ગયા તો ભરતના રાજ્યમાં વિઘ્ન કરશે; તેમ છતાંય મન ન માને તો] તમે રાજા પાસેથી એવું વરદાન લઈ લો કે શ્રીરામ ઘર છોડીને ગુરુના ઘેર રહે. ॥૨॥

**જૌં નહિં લગિહહુ કહેં હમારે। નહિં લાગિહિ કછુ હાથ તુમ્હારે॥**
**જૌં પરિહાસ કીન્હિ કછુ હોઈ। તૌ કહિ પ્રગટ જનાવહુ સોઈ॥૩॥**

જો તમે અમારા કહ્યા પ્રમાણે નહીં ચાલો તો તમારા હાથમાં કશું જ નહીં આવે. જો તમે કંઈ વિનોદ કર્યો હોય તો તેને પ્રકટમાં કહીને જણાવી દો [કે મેં મશ્કરી કરી છે]. ॥૩॥

**રામ સરિસ સુત કાનન જોગૂ। કાહ કહિહિ સુનિ તુમ્હ કહુઁ લોગૂ॥**
**ઉઠહુ બેગિ સોઇ કરહુ ઉપાઈ। જેહિ બિધિ સોકુ કલંકુ નસાઈ॥૪॥**

રામ જેવો પુત્ર શું વનને યોગ્ય છે? આ સાંભળીને લોકો તમને શું કહેશે! જલદી ઊભા થાવ અને એવો ઉપાય કરો, જે ઉપાયથી આ શોક અને કલંકનો નાશ થાય. ॥૪॥

**છં૦ – જેહિ ભાઁતિ સોકુ કલંકુ જાઇ ઉપાય કરિ કુલ પાલહી।**
**હઠિ ફેરુ રામહિ જાત બન જનિ બાત દૂસરિ ચાલહી॥**
**જિમિ ભાનુ બિનુ દિનુ પ્રાન બિનુ તનુ ચંદ બિનુ જિમિ જામિની।**
**તિમિ અવધ તુલસીદાસ પ્રભુ બિનુ સમુઝિ ધૌં જિયઁ ભામિની॥**

જે રીતે [નગર આખાનો] શોક અને [તમારું] કલંક જાય, એ જ ઉપાય કરીને કુળની રક્ષા કરો. વનમાં જતાં શ્રીરામજીને હઠ કરીને પાછા વાળો, તે સિવાયની બીજી કોઈ વાત ન કરો. તુલસીદાસજી કહે છે – જેમ સૂર્ય વિના દિવસ, પ્રાણ વિના શરીર અને ચન્દ્રમા વિના રાત [નિર્જીવ તથા શોભાહીન થઈ જાય છે], તેમ શ્રીરામચન્દ્રજીના વિના અયોધ્યા થઈ જશે. હે ભામિની! તું પોતાના હૃદયમાં આ વાતને સમજ તો ખરી. ॥૫॥

**સો૦ – સખિન્હ સિખાવનુ દીન્હ સુનત મધુર પરિનામ હિત।**
**તેઇઁ કછુ કાન ન કીન્હ કુટિલ પ્રબોધી કૂબરી॥૫૦॥**

આ રીતે સખીઓએ એવી શીખ આપી જે સાંભળવામાં મધુર અને પરિણામમાં હિતકારી હતી. પણ કુટિલ કુબડીની શિખવાડેલી-ભણાવેલી કૈકેયીએ આના ઉપર જરા પણ કાન ન આપ્યાં. ॥૫૦॥

**ચૌ૦ – ઉતરુ ન દેઇ દુસહ રિસ રૂખી। મૃગિન્હ ચિતવ જનુ બાઘિનિ ભૂખી॥**
**બ્યાધિ અસાધિ જાનિ તિન્હ ત્યાગી। ચલીં કહત મતિમંદ અભાગી॥૧॥**

કૈકેયી કોઈ ઉત્તર આપતી નથી. તે દુઃસહ્ય ક્રોધના લીધે કઠોર બની રહી છે. એમ જુએ છે જાણે ભૂખી વાઘણ મૃગલીઓને જોઈ રહી હોય. સખીઓએ રોગને અસાધ્ય જાણીને એને છોડી દીધી. બધીય તેને મંદબુદ્ધિ, અભાગણી કહેતાં કહેતાં ચાલી નીકળી. ॥૧॥

**રાજુ કરત યહ દૈઅઁ બિગોઈ। કીન્હેસિ અસ જસ કરઇ ન કોઈ॥**
**એહિ બિધિ બિલપહિં પુર નર નારીં। દેહિં કુચાલિહિ કોટિક ગારીં॥૨॥**

રાજ્ય કરતી આ કૈકેયીને દૈવે નષ્ટ કરી દીધી. એણે જેવું કંઈ કર્યું છે, તેવું કોઈ પણ નહીં કરે! નગરનાં બધાં સ્ત્રી-પુરુષ આ રીતે વિલાપ કરી રહ્યાં છે અને તે કુચાલી (દુષ્ટચાલ ચાલનારી) કૈકેયીને કરોડો ગાળો આપી રહ્યાં છે. ॥૨॥

**જરહિં બિષમ જર લેહિં ઉસાસા। કવનિ રામ બિનુ જીવન આસા॥**
**બિપુલ બિયોગ પ્રજા અકુલાની। જનુ જલચર ગન સૂખત પાની॥૩॥**

લોકો વિષમ જ્વર(ભયાનક દુઃખની આગ)થી બળી રહ્યા છે. લાંબો નિસાસો નાખતાં તેઓ કહે છે કે શ્રીરામચન્દ્રજીના વિના જીવવાની કઈ આશા છે? મહાન વિયોગ[ની આશંકા]થી પ્રજા એવી વ્યાકુળ થઈ ગઈ છે જાણે પાણી સુકાવાના સમયે જળચર જીવોનો સમુદાય વ્યાકુળ થયો હોય. ॥૩॥

**અતિ બિષાદ બસ લોગ લોગાઈં। ગએ માતુ પહિં રામુ ગોસાઈં॥**
**મુખ પ્રસન્ન ચિત ચૌગુન ચાઊ। મિટા સોચુ જનિ રાખૈ રાઊ॥૪॥**

બધાં પુરુષ અને સ્ત્રીઓ અત્યંત વિષાદને વશ થઈ રહ્યાં છે. સ્વામીશ્રી રામચન્દ્રજી માતા કૌશલ્યાની પાસે ગયા. તેમનું મુખ પ્રસન્ન છે અને ચિત્તમાં ચાર ગણો હર્ષ (ઉત્સાહ) છે. એ શોક નષ્ટ થઈ ગયો છે કે રાજા ક્યાંય રોકી ન લે. [શ્રીરામજીને રાજતિલકની વાત સાંભળીને વિષાદ થયો હતો કે બધા ભાઈઓને છોડીને મોટાભાઈને - મને - જ રાજતિલક કેમ થાય છે! હવે, માતા કૈકેયીની આજ્ઞા અને પિતાની મૌન સંમતિ પામીને તે શોક નાશ પામ્યો.] ॥૪॥

**દો૦ – નવ ગયંદુ રઘુબીર મનુ રાજુ અલાન સમાન।**
**છૂટ જાનિ બન ગવનુ સુનિ ઉર અનંદુ અધિકાન॥૫૧॥**

શ્રીરામચન્દ્રજીનું મન નવા પકડેલા હાથીના જેવું છે, અને રાજતિલક તે હાથીને બાંધવા માટેની કાંટાળી લોખંડની બેડી સમાન છે. 'વનમાં જવાનું છે' એ સાંભળી પોતાને બંધનમાંથી છૂટ્યા જાણીને એમના હૃદયમાં આનંદ વધી ગયો છે. ॥૫૧॥

**ચૌ૦ – રઘુકુલતિલક જોરિ દોઉ હાથા। મુદિત માતુ પદ નાયઉ માથા॥**
**દીન્હિ અસીસ લાઇ ઉર લીન્હે। ભૂષન બસન નિછાવરિ કીન્હે॥૧॥**

રઘુકુલતિલક શ્રીરામચન્દ્રજીએ બંને હાથ જોડીને આનંદની સાથે માતાના ચરણોમાં શીશ નમાવ્યું. માતાએ આશીર્વાદ આપ્યા, પોતાના હૃદયે ચાંપી લીધા અને તેમના પર ઘરેણાં તથા કપડાં ન્યોછાવર કર્યાં. ॥૧॥

**બાર બાર મુખ ચુંબતિ માતા। નયન નેહ જલુ પુલકિત ગાતા॥**
**ગોદ રાખિ પુનિ હૃદયઁ લગાએ। સ્રવત પ્રેમરસ પયદ સુહાએ॥૨॥**

માતા વારંવાર શ્રીરામચન્દ્રજીને લાડ લડાવી રહ્યાં છે. નેત્રોમાં પ્રેમનું જળ ભરાઈ આવ્યું છે અને સર્વે અંગ પુલકિત થઈ ગયાં છે. શ્રીરામને પોતાના ખોળામાં બેસાડી ફરી હૃદયે ચાંપ્યા. વાત્સલ્યને લીધે તેમના સ્તન પ્રેમરસ (દૂધ) વહેવડાવા લાગ્યાં. ॥૨॥

**પ્રેમુ પ્રમોદુ ન કછુ કહિ જાઈ। રંક ધનદ પદબી જનુ પાઈ॥**
**સાદર સુંદર બદનુ નિહારી। બોલી મધુર બચન મહતારી॥૩॥**

તેમનો પ્રેમ અને મહાન આનંદ કંઈ કહી નથી શકાતો, જાણે રંકને કુબેરનું પદ મળી ગયું હોય. ઘણા આદરની સાથે સુંદર મુખ જોઈને માતા મધુર વચન બોલ્યાં – ॥૩॥

**કહહુ તાત જનની બલિહારી। કબહિં લગન મુદ મંગલકારી॥**
**સુકૃત સીલ સુખ સીવઁ સુહાઈ। જનમ લાભ કઇ અવધિ અઘાઈ॥૪॥**

હે તાત! માતા વારી જાય છે, કહો, તે આનંદ-મંગળકારી મુહૂર્ત ક્યારે છે-જે મોટા પુણ્યાત્મા પુરુષોના સુખની સુંદર સીમા છે અને જે જન્મ લેવાના લાભની અંતિમ સીમા છે. ॥૪॥

**દો૦ – જેહિ ચાહત નર નારિ સબ અતિ આરત એહિ ભાઁતિ।**
**જિમિ ચાતક ચાતકિ તૃષિત બૃષ્ટિ સરદ રિતુ સ્વાતિ॥૫૨॥**

તથા જે(મુહૂર્ત)ને બધાં સ્ત્રી-પુરુષ અત્યંત વ્યાકુળતાથી એ રીતે ચાહે છે જે રીતે તરસને લીધે ચાતક અને ચાતકી શરદ્ઋતુના સ્વાતિનક્ષત્રની વર્ષાને ચાહતા હોય. ॥૫૨॥

**ચૌ૦ – તાત જાઉઁ બલિ બેગિ નહાહૂ। જો મન ભાવ મધુર કછુ ખાહૂ॥**
**પિતુ સમીપ તબ જાએહુ ભૈઆ। ભઇ બડ઼િ બાર જાઇ બલિ મૈઆ॥૧॥**

હે તાત! હું ઓવારણાં લઉં છું, તમે જલદી નાહી લો અને જે મનને ગમે તે થોડી મીઠાઈ ખાઈ લો. હે લાલ! પછી પિતાની પાસે જજો. ઘણીવાર થઈ ગઈ છે, માતા વારી જાય છે. ॥૧॥

**માતુ બચન સુનિ અતિ અનુકૂલા। જનુ સનેહ સુરતરુ કે ફૂલા॥**
**સુખ મકરંદ ભરે શ્રિયમૂલા। નિરખિ રામ મનુ ભવઁરુ ન ભૂલા॥૨॥**

માતાનાં અત્યંત અનુકૂળ વચન સાંભળીને – જે જાણે સ્નેહરૂપી કલ્પવૃક્ષનાં ફૂલ હતાં, જે સુખરૂપી મકરંદ(પુષ્પરસ)થી ભરેલાં હતાં અને શ્રી(રાજલક્ષ્મી)નાં મૂળ હતાં – એવાં વચનરૂપી ફૂલોને જોઈને શ્રીરામચન્દ્રજીનો મનરૂપી ભમરો તેમનાં પર ભૂલો ન પડ્યો. ॥૨॥

**ધરમ ધુરીન ધરમ ગતિ જાની। કહેઉ માતુ સન અતિ મૃદુ બાની॥**
**પિતાઁ દીન્હ મોહિ કાનન રાજૂ। જહઁ સબ ભાઁતિ મોર બડ઼ કાજૂ॥૩॥**

ધર્મધુરંધર શ્રીરામચન્દ્રજીએ ધર્મની ગતિને જાણીને માતાને અત્યંત કોમળ વાણીથી કહ્યું – હે માતા! પિતાએ મને વનનું રાજ આપ્યું છે, જ્યાં સર્વ પ્રકારે મારું મોટું કાર્ય થનાર છે. ॥૩॥

**આયસુ દેહિ મુદિત મન માતા। જેહિં મુદ મંગલ કાનન જાતા॥**
**જનિ સનેહ બસ ડરપસિ ભોરેં। આનँદુ અંબ અનુગ્રહ તોરેં॥૪॥**

હે માતા! તું પ્રસન્ન મનથી મને આજ્ઞા આપ, જેથી મારી વનયાત્રામાં આનંદ-મંગળ થાય. મારા સ્નેહને વશ થઈને ભૂલેચૂકે પણ ડરશો નહીં. હે માતા! તારી કૃપાથી આનંદ જ થશે. ॥૪॥

**દો૦ – બરષ ચારિદસ બિપિન બસિ કરિ પિતુ બચન પ્રમાન।**
**આઇ પાય પુનિ દેખિહઉँ મનુ જનિ કરસિ મલાન॥૫૩॥**

ચૌદ વર્ષ વનમાં રહીને પિતાજીનાં વચનોને પ્રમાણિત (સત્ય) કરી, પછી પાછો આવીને તારા ચરણોનાં દર્શન કરીશ; તું મનને દુઃખી ન કર. ॥૫૩॥

**ચૌ૦ – બચન બિનીત મધુર રઘુબર કે। સર સમ લગે માતુ ઉર કરકે॥**
**સહમિ સૂખિ સુનિ સીતલિ બાની। જિમિ જવાસ પરેં પાવસ પાની॥૧॥**

રઘુકુળમાં શ્રેષ્ઠ રામજીનાં આ ઘણાં જ નમ્ર અને મીઠાં વચન માતાના હૃદયમાં બાણ સમાન વાગ્યાં અને સણકા મારવા લાગ્યાં. તે શીતળ વાણીને સાંભળી કૌશલ્યા એવી રીતે ભયથી સુકાઈ ગયાં, જેમ વરસાદનું પાણી પડવાથી જવાસો* સુકાઈ જાય છે. ॥૧॥

[* જવાસો એ એવો કાંટાળો છોડ છે જે ઉનાળામાં વૃદ્ધિ પામે છે અને પ્રથમ વરસાદ થતાની સાથે જ સુકાઈ જાય છે.]

**કહિ ન જાઇ કછુ હૃદય બિષાદૂ। મનહુँ મૃગી સુનિ કેહરિ નાદૂ॥**
**નયન સજલ તન થર થર કાँપી। માજહિ ખાઇ મીન જનુ માપી॥૨॥**

હૃદયનો વિષાદ કંઈ કહી નથી શકાતો; જાણે સિંહની ગર્જના સાંભળી મૃગલી વ્યાકુળ થઈ ગઈ હોય. નેત્રોમાં જળ ભરાઈ આવ્યું, શરીર થર થર કંપવા લાગ્યું, જાણે માછલી પહેલા વરસાદનું ફેણ ખાઈને રઘવાઈ થઈ ગઈ હોય! ॥૨॥

**ધરિ ધીરજુ સુત બદનુ નિહારી। ગદગદ બચન કહતિ મહતારી॥**
**તાત પિતહિ તુમ્હ પ્રાનપિઆરે। દેખિ મુદિત નિત ચરિત તુમ્હારે॥૩॥**

ધીરજ ધરીને, પુત્રનું મુખ જોઈને માતા ગદ્ગદ વચન કહેવા લાગ્યાં – હે તાત! તમે તો પિતાને પ્રાણોસમાન પ્રિય છો. તમારાં ચરિત્રોને જોઈને તે નિત્ય પ્રસન્ન થતા હતા. ॥૩॥

**રાજુ દેન કહુँ સુભ દિન સાધા। કહેઉ જાન બન કેહિં અપરાધા॥**
**તાત સુનાવહુ મોહિ નિદાનૂ। કો દિનકર કુલ ભયઉ કૃસાનૂ॥૪॥**

રાજ્ય આપવા માટે એમણે જ શુભ દિવસ જોવડાવ્યો હતો. તો પછી હવે કયા અપરાધે વનમાં જવાનું કહ્યું? હે તાત! મને એનું કારણ સંભળાવો! સૂર્યવંશ[રૂપી વન]ને બાળવા માટે અગ્નિ કોણ બની ગયું? ॥૪॥

**દો૦ – નિરખિ રામ રુખ સચિવસુત કારનુ કહેઉ બુઝાઇ ।**
**સુનિ પ્રસંગુ રહિ મૂક જિમિ દસા બરનિ નહિં જાઇ ॥ ૫૪॥**

પછી શ્રીરામચન્દ્રજીનું વલણ જોઈને મન્ત્રીના પુત્રે બધું કારણ સમજાવીને કહ્યું. પ્રસંગને સાંભળી તેઓ (કૌશલ્યા) મૂંગાની જેમ (ચૂપ) થઈ ગયાં, તેમની દશાનું વર્ણન કરી નથી શકાતું. ॥ ૫૪॥

**ચૌ૦ – રાખિ ન સકઇ ન કહિ સક જાહૂ । દુહૂઁ ભાઁતિ ઉર દારુન દાહૂ ॥**
**લિખત સુધાકર ગા લિખિ રાહૂ । બિધિ ગતિ બામ સદા સબ કાહૂ ॥ ૧॥**

ન તો રહેવાનું કહી શકે છે, ન એમ કહી શકે છે કે વનમાં જાઓ. બંનેય રીતે હૃદયમાં ભારે મોટો સંતાપ થઈ રહ્યો છે. [મનમાં વિચારે છે જુઓ –] વિધાતાની ચાલ નિત્ય બધાને માટે વાંકી જ હોય છે, [ભાગ્યમાં] લખવા માંડ્યો ચન્દ્ર અને લખાઈ ગયો રાહુ! ॥ ૧॥

**ધરમ સનેહ ઉભયઁ મતિ ઘેરી । ભઇ ગતિ સાઁપ છુછુંદરિ કેરી ॥**
**રાખઉઁ સુતહિ કરઉઁ અનુરોધૂ । ધરમુ જાઇ અરુ બંધુ બિરોધૂ ॥ ૨॥**

ધર્મ અને સ્નેહ બંનેએ કૌશલ્યાજીની બુદ્ધિને ઘેરી લીધા. તેમની દશા સાપ-છછૂંદરના જેવી થઈ ગઈ. એ વિચારવા લાગ્યાં કે જો હું અનુરોધ (હઠ) કરીને પુત્રને રોકી લઉં છું તો ધર્મ જાય છે અને ભાઈઓમાં વિરોધ થાય છે; ॥ ૨॥

**કહઉઁ જાન બન તૌ બડ઼િ હાની । સંકટ સોચ બિબસ ભઇ રાની ॥**
**બહુરિ સમુઝિ તિય ધરમુ સયાની । રામુ ભરતુ દોઉ સુત સમ જાની ॥ ૩॥**

અને જો વનમાં જવાનું કહું છું તો મોટી હાનિ થાય છે. આ પ્રકારના ધર્મસંકટમાં પડીને રાણી વિશેષપણે શોકને વશ થઈ ગયાં. પછી બુદ્ધિમતી કૌશલ્યાજી સ્ત્રી-ધર્મ(પાતિવ્રત-ધર્મ)ને સમજીને અને રામ તથા ભરત બંને પુત્રોને સરખા સમજીને – ॥ ૩॥

**સરલ સુભાઉ રામ મહતારી । બોલી બચન ધીર ધરિ ભારી ॥**
**તાત જાઉઁ બલિ કીન્હેહુ નીકા । પિતુ આયસુ સબ ધરમક ટીકા ॥ ૪॥**

સરળ સ્વભાવવાળા શ્રીરામચન્દ્રજીનાં માતા ઘણી જ ધીરજ ધરીને વચન બોલ્યાં – હે તાત! હું વારી જાઉં છું, તમે ઠીક કર્યું છે, પિતાની આજ્ઞાનું પાલન કરવું એ જ સર્વે ધર્મોનો શિરોમણિ ધર્મ છે. ॥ ૪॥

**દો૦ – રાજુ દેન કહિ દીન્હ બનુ મોહિ ન સો દુખ લેસુ ।**
**તુમ્હ બિનુ ભરતહિ ભૂપતિહિ પ્રજહિ પ્રચંડ કલેસુ ॥ ૫૫॥**

રાજ્ય આપવાનું કહીને વન આપી દીધું એનું મને લેશમાત્ર પણ દુઃખ નથી. [દુઃખ તો આ વાતનું છે કે] તમારા વિના ભરતને, મહારાજને અને પ્રજાને ઘણો ભારે ક્લેશ થશે. ॥ ૫૫॥

**ચૌ૦ – જૌં કેવલ પિતુ આયસુ તાતા । તૌ જનિ જાહુ જાનિ બડ઼િ માતા ॥**
**જૌં પિતુ માતુ કહેઉ બન જાના । તૌ કાનન સત અવધ સમાના ॥ ૧॥**

હે તાત! જો કેવળ પિતાજીની જ આજ્ઞા હોય, તો માતાને [પિતાથી] મોટી જાણી વનમાં ન જાઓ, પરંતુ જો પિતા-માતા બંનેએ વનમાં જવાનું કહ્યું હોય તો વન તમારા માટે સેંકડો અયોધ્યા સમાન છે. ॥૧॥

**પિતુ બનદેવ માતુ બનદેવી। ખગ મૃગ ચરન સરોરુહ સેવી॥**
**અંતહુઁ ઉચિત નૃપહિ બનબાસૂ। બય બિલોકિ હિયઁ હોઈ હરાઁસૂ॥૨॥**

વનના દેવ તમારા પિતા થશે અને વનદેવીઓ માતા થશે. ત્યાંનાં પશુ-પક્ષી તમારા ચરણકમળોના સેવક થશે. રાજાને માટે તો છેલ્લી વયે વનવાસ કરવો યોગ્ય જ છે. પણ તમારી [સુકુમાર] અવસ્થા જોઈને હૃદયમાં દુઃખ થાય છે. ॥૨॥

**બડ઼ભાગી બનુ અવધ અભાગી। જો રઘુબંસતિલક તુમ્હ ત્યાગી॥**
**જૌં સુત કહૌં સંગ મોહિ લેહૂ। તુમ્હરે હૃદયઁ હોઈ સંદેહૂ॥૩॥**

હે રઘુવંશના તિલક! વન ઘણું ભાગ્યશાળી છે અને આ અવધ અભાગિયું છે, જેણે તમે ત્યાગી દીધું. હે પુત્ર! જો હું કહું કે મને પણ સાથે લઈ ચાલો તો તમારા હૃદયમાં સંદેહ થશે [કે માતા આ બહાને મને રોકવા માગે છે]. ॥૩॥

**પૂત પરમ પ્રિય તુમ્હ સબહી કે। પ્રાન પ્રાન કે જીવન જી કે॥**
**તે તુમ્હ કહહુ માતુ બન જાઊઁ। મૈં સુનિ બચન બૈઠિ પછિતાઊઁ॥૪॥**

હે પુત્ર! તમે બધાને પરમ પ્રિય છો. પ્રાણોના પ્રાણ અને હૃદયના જીવન છો. એ જ (પ્રાણાધાર) તમે કહો છો કે માતા! હું વનમાં જઉં અને હું તમારાં વચનોને સાંભળીને બેઠી બેઠી પસ્તાઉં છું. ॥૪॥

**દો૰– યહ બિચારિ નહિં કરઉઁ હઠ ઝૂઠ સનેહુ બઢ઼ાઇ।**
**માનિ માતુ કર નાત બલિ સુરતિ બિસરિ જનિ જાઇ॥૫૬॥**

આમ વિચારીને ખોટો સ્નેહ વધારીને હું હઠ નથી કરતી! બેટા! હું ઓવારણાં લઉં છું, માતાનો સંબંધ માની મારી સ્મૃતિ ભૂલીશ નહિ. ॥૫૬॥

**ચૌ૰– દેવ પિતર સબ તુમ્હહિ ગોસાઈં। રાખહુઁ પલક નયન કી નાઈં॥**
**અવધિ અંબુ પ્રિય પરિજન મીના। તુમ્હ કરુનાકર ધરમ ધુરીના॥૧॥**

હે પૃથ્વીના સ્વામી! આપ પૃથ્વીની રક્ષા માટે જઈ રહ્યા છો. બધા દેવો અને પિતૃઓ તમારી એવી જ રક્ષા કરે, જેવી પાંપણો આંખોની રક્ષા કરે છે. તમારા વનવાસની અવધિ (ચૌદ વર્ષ) જળ છે, પ્રિયજન અને કુટુમ્બી માછલાં છે. તમે દયાની ખાણ અને ધર્મની ધુરાને ધારણ કરનારા છો- ॥૧॥

**અસ બિચારિ સોઇ કરહુ ઉપાઈ। સબહિ જિઅત જેહિં ભેંટહુ આઈ॥**
**જાહુ સુખેન બનહિ બલિ જાઊઁ। કરિ અનાથ જન પરિજન ગાઊઁ॥૨॥**

આમ વિચારીને એવો જ ઉપાય કરજો જેમાં બધાની હયાતીમાં જ તમે આવીને મળો. હું વારી જાઉં છું, તમે સેવકો, પરિવારવાળાઓને અને નગર આખાયને અનાથ કરીને સુખપૂર્વક વનમાં

જાઓ(અર્થાત્ અવધિ કરતાં વધુ મોડું કરશો તો આ બધા પ્રાણ ત્યાગી દેશે, જેમ જળ વગર માછલાં પ્રાણ ત્યાગી દે છે). ॥૨॥

**સબ કર આજુ સુકૃત ફલ બીતા। ભયઉ કરાલ કાલુ બિપરીતા॥**
**બહુબિધિ બિલપિ ચરન લપટાની। પરમ અભાગિનિ આપુહિ જાની॥૩॥**

આજે બધાયનાં પુણ્યોનું ફળ પૂરું થઈ ગયું! કરાળકાળ વિપરીત થઈ ગયો! [આ રીતે] ઘણો વિલાપ કરીને અને પોતાને પરમ અભાગણી જાણીને માતા શ્રીરામચન્દ્રજીના ચરણોમાં વીંટળાઈ ગયાં. ॥૩॥

**દારુન દુસહ દાહુ ઉર બ્યાપા। બરનિ ન જાહિં બિલાપ કલાપા॥**
**રામ ઉઠાઈ માતુ ઉર લાઈ। કહિ મૃદુ બચન બહુરિ સમુઝાઈ॥૪॥**

હૃદયમાં ભયાનક દુઃસહ્ય સંતાપ છવાઈ ગયો. તે વખતના બહુવિધ વિલાપનું વર્ણન કરી નથી શકાતું. શ્રીરામચન્દ્રજીએ માતાને ઉઠાડીને હૃદયે લગાડી દીધાં અને પછી કોમળ વચન કહીને તેમને સમજાવ્યાં. ॥૪॥

**દો૦– સમાચાર તેહિ સમય સુનિ સીય ઉઠી અકુલાઇ।**
**જાઈ સાસુ પદ કમલ જુગ બંદિ બૈઠિ સિરુ નાઈ॥૫૭॥**

તે સમયે આ સમાચાર સાંભળી સીતાજી અકળાઈ ઊઠ્યાં અને સાસુની પાસે જઈને એમના બંને ચરણકમળોની વંદના કરીને શીશ ઝુકાવીને બેસી ગયાં. ॥૫૭॥

**ચૌ૦– દીન્હિ અસીસ સાસુ મૃદુ બાની। અતિ સુકુમારિ દેખિ અકુલાની॥**
**બૈઠિ નમિતમુખ સોચતિ સીતા। રૂપ રાસિ પતિ પ્રેમ પુનીતા॥૧॥**

સાસુએ કોમળ વાણીથી આશીર્વાદ આપ્યા. તેઓ અત્યંત સુકુમારી સીતાજીને જોઈને વ્યાકુળ થઈ ઊઠ્યા. રૂપનો ભંડાર અને પતિની સાથે પવિત્ર પ્રેમ કરનારાં સીતાજી નીચું મુખ કરીને વિચારી રહ્યાં છે – ॥૧॥

**ચલન ચહત બન જીવનનાથૂ। કેહિ સુકૃતી સન હોઈહિ સાથૂ॥**
**કી તનુ પ્રાન કિ કેવલ પ્રાના। બિધિ કરતબુ કછુ જાઇ ન જાના॥૨॥**

જીવનનાથ વનમાં જવા ઇચ્છે છે. જોઈએ કયા પુણ્યશાળી સાથે એમનો સાથ થશે – શરીર અને પ્રાણ બંને સાથે જશે કે કેવળ પ્રાણ જ એમના સાથે જશે? વિધાતાની કરણી કંઈ જાણી નથી શકાતી. ॥૨॥

**ચારુ ચરન નખ લેખતિ ધરની। નૂપુર મુખર મધુર કબિ બરની॥**
**મનહુઁ પ્રેમ બસ બિનતી કરહીં। હમહિ સીય પદ જનિ પરિહરહીં॥૩॥**

સીતાજી પોતાના સુંદર ચરણોના નખોથી ધરતી ખોતરી રહ્યાં છે. આવું કરતી વખતે ઝાંઝરોનો જે મધુર ધ્વનિ થઈ રહ્યો છે, તેનું કવિ આ રીતે વર્ણન કરે છે કે જાણે પ્રેમને વશ થઈને ઝાંઝર એમ વિનંતી કરી રહ્યાં છે કે સીતાજીના ચરણ કદીય અમારો ત્યાગ ન કરે. ॥૩॥

**મંજુ બિલોચન મોચતિ બારી। બોલી દેખિ રામ મહતારી॥**
**તાત સુનહુ સિય અતિ સુકુમારી। સાસુ સસુર પરિજનહિ પિઆરી॥૪॥**

સીતાજી સુંદર નેત્રોમાંથી જળ વહાવી રહ્યાં છે. તેમની આ દશા જોઈને શ્રીરામજીનાં માતા કૌશલ્યાજી બોલ્યાં – હે તાત! સાંભળો, સીતા અત્યંત સુકુમારી છે, તથા સાસુ, સસરા અને કુટુમ્બી સર્વેને પ્રિય છે. ॥૪॥

**દો૦ – પિતા જનક ભૂપાલ મનિ સસુર ભાનુકુલ ભાનુ।**
**પતિ રબિકુલ કૈરવ બિપિન બિધુ ગુન રૂપ નિધાનુ॥૫૮॥**

એમના પિતાશ્રી જનકજી રાજાઓના શિરોમણિ છે, સસરા સૂર્યકુળના સૂર્ય છે અને પતિ સૂર્યવંશરૂપી કુમુદવનને ખિલવનારા ચન્દ્રમા તથા ગુણ અને રૂપના ભંડાર છે. ॥૫૮॥

**ચૌ૦ – મૈં પુનિ પુત્રબધૂ પ્રિય પાઈ। રૂપ રાસિ ગુન સીલ સુહાઈ॥**
**નયન પુતરિ કરિ પ્રીતિ બઢ઼ાઈ। રાખેઉँ પ્રાન જાનકિહિં લાઈ॥૧॥**

વળી, રૂપની ભંડાર, સુંદર ગુણ અને શીલવાળી પ્રિય પુત્રવધૂ હું પામી છું. મેં એને આંખોની કીકી બનાવી તેનાથી સ્નેહ વધાર્યો છે અને પોતાના પ્રાણ તેનામાં જ લગાડી દીધા છે. ॥૧॥

**કલપબેલિ જિમિ બહુબિધિ લાલી। સીંચિ સનેહ સલિલ પ્રતિપાલી॥**
**ફૂલત ફલત ભયઉ બિધિ બામા। જાનિ ન જાઇ કાહ પરિનામા॥૨॥**

એને કલ્પલતાની જેમ મેં બહુ રીતે લાડ લડાવવાની સાથે સ્નેહરૂપી જળથી સીંચીને પાળી-પોષી છે. હવે આ લતાને ફૂલવા-ફળવાનો સમય આવ્યો ત્યારે વિધાતા અવળા થઈ ગયા. કંઈ જાણી નથી શકાતું કે આનું શું પરિણામ આવશે. ॥૨॥

**પલँગ પીઠ તજિ ગોદ હિંડોરા। સિયँ ન દીન્હ પગુ અવનિ કઠોરા॥**
**જિઅનમૂરિ જિમિ જોગવત રહઉँ। દીપ બાતિ નહિં ટારન કહઉँ॥૩॥**

સીતાએ પર્યંકપૃષ્ઠ (પલંગની ઉપર), ખોળા અને હિંડોળા સિવાય કઠોર પૃથ્વી પર ક્યારેય પગ નથી મૂક્યો. હું સદા સંજીવની જડીબુટ્ટીની પેઠે [સાવધાનીથી] એમની રખેવાળી કરતી રહી છું. ક્યારેય દીપકની વાટ હોલવવાનું પણ નથી કહેતી. ॥૩॥

**સોઇ સિય ચલન ચહતિ બન સાથા। આયસુ કાહ હોઇ રઘુનાથા॥**
**ચંદ કિરન રસ રસિક ચકોરી। રબિ રુખ નયન સકઇ કિમિ જોરી॥૪॥**

એ જ સીતા હવે તમારી સાથે વનમાં જવા ઇચ્છે છે. હે રઘુનાથ! એને શી આજ્ઞા છે? ચન્દ્રમાનાં કિરણોનો રસ (અમૃત) ઇચ્છનારી ચકોરી સૂર્યની સામે આંખ કેવી રીતે મેળવી શકે છે? ॥૪॥

**દો૦ – કરિ કેહરિ નિસિચર ચરહિં દુષ્ટ જંતુ બન ભૂરિ।**
**બિષ બાટિકાँ કિ સોહ સુત સુભગ સજીવનિ મૂરિ॥૫૯॥**

હાથી, સિંહ, રાક્ષસ આદિ અનેક દુષ્ટ જીવ-જંતુ વનમાં વિચરતાં રહે છે. હે પુત્ર! શું વિષની વાટિકામાં સુંદર સંજીવની બુટ્ટી શોભા પામી શકે છે? ॥૫૯॥

**ચૌ૦ – બન હિત કોલ કિરાત કિસોરી। રચીં બિરંચિ બિષય સુખ ભોરી॥**
**પાહન કૃમિ જિમિ કઠિન સુભાઊ। તિન્હહિ કલેસુ ન કાનન કાઊ॥૧॥**

વનના માટે તો બ્રહ્માજીએ વિષયસુખને ન જાણનારી કોલ અને ભીલોની છોકરીઓને રચી છે, જેમનો પથ્થરના કીડા જેવો કઠોર સ્વભાવ છે. તેમને વનમાં ક્યારેય ક્લેશ નથી થતો. ॥૧॥

**કૈ તાપસ તિય કાનન જોગૂ। જિન્હ તપ હેતુ તજા સબ ભોગૂ॥**
**સિય બન બસિહિ તાત કેહિ ભાઁતી। ચિત્રલિખિત કપિ દેખિ ડેરાતી॥૨॥**

કાં તો તપસ્વીઓની સ્ત્રીઓ વનમાં રહેવા યોગ્ય છે, જેમણે તપસ્યા માટે સર્વ ભોગ તજી દીધાં છે. હે પુત્ર! જે તસવીરમાંના વાંદરાને જોઈને ડરી જાય છે તે સીતા વનમાં કેવી રીતે રહી શકશે? ॥૨॥

**સુરસર સુભગ બનજ બન ચારી। ડાબર જોગુ કિ હંસકુમારી॥**
**અસ બિચારિ જસ આયસુ હોઈ। મૈં સિખ દેઉઁ જાનકિહિ સોઈ॥૩॥**

દેવસરોવરના કમળવનમાં વિચરણ કરનારી હંસી શું ખાબોચિયા(ગંદી તળાવડી)માં રહેવા યોગ્ય છે? આવું વિચારીને જેવી તમારી આજ્ઞા હોય તેમ હું જાનકીને તે પ્રમાણેની શિખામણ આપું. ॥૩॥

**જૌં સિય ભવન રહૈ કહ અંબા। મોહિ કહઁ હોઇ બહુત અવલંબા॥**
**સુનિ રઘુબીર માતુ પ્રિય બાની। સીલ સનેહ સુધાઁ જનુ સાની॥૪॥**

માતા કહે છે – જો સીતા ઘરમાં રહે તો મને ઘણો આધાર મળી જાય. શ્રીરામચન્દ્રજીએ માતાની પ્રિય વાણી સાંભળી; જે જાણે શીલ અને સ્નેહરૂપી અમૃતથી તરબોળ હતી, ॥૪॥

**દો૦ – કહિ પ્રિય બચન બિબેકમય કીન્હિ માતુ પરિતોષ।**
**લગે પ્રબોધન જાનકિહિ પ્રગટિ બિપિન ગુન દોષ॥૬૦॥**

આવાં વિવેકયુક્ત પ્રિય વચન કહીને માતાને સંતુષ્ટ કર્યાં. પછી વનના ગુણ-દોષ પ્રકટ કરીને જાનકીજીને સમજાવવા લાગ્યા. ॥૬૦॥

## માસપારાયણ, ચૌદમો વિશ્રામ

**ચૌ૦ – માતુ સમીપ કહત સકુચાહીં। બોલે સમઉ સમુઝિ મન માહીં॥**
**રાજકુમારિ સિખાવનુ સુનહૂ। આન ભાઁતિ જિયઁ જનિ કછુ ગુનહૂ॥૧॥**

માતાની સામે સીતાજીને કંઈ કહેતાં સંકોચાય છે. પણ મનમાં એમ સમજીને કે આ સમય જ એવો છે, તે બોલ્યા – હે રાજકુમારી! મારી શિખામણ સાંભળો. મનમાં કંઈ બીજું ન સમજી લેજો. ॥૧॥

**આપન મોર નીક જૌં ચહહૂ। બચનુ હમાર માનિ ગૃહ રહહૂ॥**
**આયસુ મોર સાસુ સેવકાઈ। સબ બિધિ ભામિનિ ભવન ભલાઈ॥૨॥**

જો પોતાનું અને મારું ભલું ઈચ્છતાં હોવ તો મારું વચન માનીને ઘેર રહો. હે ભામિની! મારી આજ્ઞાનું પાલન થશે, સાસુઓની સેવા થશે. ઘેર રહેવામાં સર્વે પ્રકારે ભલું છે. ॥૨॥

**એહિ તે અધિક ધરમુ નહિં દૂજા। સાદર સાસુ સસુર પદ પૂજા॥**
**જબ જબ માતુ કરિહિ સુધિ મોરી। હોઈહિ પ્રેમ બિકલ મતિ ભોરી॥૩॥**

આદરપૂર્વક સાસુ-સસરાના ચરણોની પૂજા (સેવા) કરતાં ચઢિયાતો બીજો કોઈ ધર્મ નથી. જ્યારે જ્યારે માતા મને યાદ કરશે અને પ્રેમથી પરવશ હોવાને કારણે તેમની બુદ્ધિ વ્યાકુળ થઈ જશે (તે પોતે પોતાને ભૂલી જશે), ॥૩॥

**તબ તબ તુમ્હ કહિ કથા પુરાની। સુંદરિ સમુઝાએહુ મૃદુ બાની॥**
**કહઉઁ સુભાયઁ સપથ સત મોહી। સુમુખિ માતુ હિત રાખઉઁ તોહિ॥૪॥**

હે સુંદરી! ત્યારે ત્યારે તમે કોમળ વાણીથી પૌરાણિક કથાઓ કહી-કહીને એમને સમજાવજો. હે સુમુખી! મને સેંકડો સોગંદ છે, હું આ સ્વભાવથી જ કહું છું કે હું તમને કેવળ માતાને માટે જ ઘેર રાખું છું. ॥૪॥

**દો૦ – ગુર શ્રુતિ સંમત ધરમ ફલુ પાઇઅ બિનહિં કલેસ।**
**હઠ બસ સબ સંકટ સહે ગાલવ નહુષ નરેસ॥૬૧॥**

[મારી આજ્ઞા માનીને ઘેર રહેવાથી] ગુરુ અને વેદ દ્વારા સંમત ધર્મ[ના આચરણ]નું ફળ તમને વગર ક્લેશે જ મળી જાય છે. પરંતુ હઠને વશ થઈને ગાલવ મુનિ અને રાજા નહુષ આદિ સર્વેએ સંકટ જ સહ્યાં. ॥૬૧॥

**ચૌ૦ – મૈં પુનિ કરિ પ્રવાન પિતુ બાની। બેગિ ફિરબ સુનુ સુમુખિ સયાની॥**
**દિવસ જાત નહિં લાગિહિ બારા। સુંદરિ સિખવનુ સુનહુ હમારા॥૧॥**

હે સુમુખી! હે સયાની! સાંભળો, હું પણ પિતાનાં વચનોને સત્ય કરીને શીઘ્ર જ પાછો ફરીશ. દિવસ જતાં વાર નથી લાગતી. હે સુંદરી! અમારી આ શીખ સાંભળો! ॥૧॥

**જૌં હઠ કરહુ પ્રેમ બસ બામા। તૌ તુમ્હ દુખુ પાઉબ પરિનામા॥**
**કાનનુ કઠિન ભયંકરુ ભારી। ઘોર ઘામુ હિમ બારિ બયારી॥૨॥**

હે વામા! જો પ્રેમવશ હઠ કરશો, તો તેના પરિણામે તમે દુઃખ પામશો. વન ઘણું કઠિન (ક્લેશદાયક) અને ભયાનક છે. ત્યાં તાપ, ઠંડી, વર્ષા અને હવા - સઘળું ઘણા ભયાનક છે. ॥૨॥

**કુસ કંટક મગ કાઁકર નાના। ચલબ પયાદેહિં બિનુ પદત્રાના॥**
**ચરન કમલ મૃદુ મંજુ તુમ્હારે। મારગ અગમ ભૂમિધર ભારે॥૩॥**

રસ્તામાં કુશ (દર્ભ), કાંટા અને ઘણા જ કાંકરા છે. તેના પર પગરખાં વગર પગપાળા જ ચાલવું પડશે. તમારા ચરણકમળ કોમળ અને સુંદર છે અને માર્ગમાં ભયંકર દુર્ગમ પર્વત છે. ॥ ૩॥

**કંદર ખોહ નદીં નદ નારે। અગમ અગાધ ન જાહિં નિહારે॥**
**ભાલુ બાઘ બૃક કેહરિ નાગા। કરહિં નાદ સુનિ ધીરજુ ભાગા॥૪॥**

પર્વતોની ગુફાઓ, કોતરો, નદીઓ, સરોવરો, વોકળા અને નાળાં એવા અગમ્ય અને ઊંડાં છે કે તેમની સામું જોવાતું પણ નથી. રીંછ, વાઘ, વરુ, સિંહ અને હાથી એવા [ભયાનક] અવાજ કરે છે કે તેને સાંભળીને ધીરજ પણ ભાગી જાય છે. ॥ ૪॥

**દો૦ – ભૂમિ સયન બલકલ બસન અસનુ કંદ ફલ મૂલ।**
**તે કિ સદા સબ દિન મિલહિં સબુઇ સમય અનુકૂલ॥૬૨॥**

જમીન પર સૂવું, ઝાડની છાલનાં વસ્ત્રો (વલ્કલ) પહેરવાનાં અને કંદ, મૂળ, ફળનો આહાર કરવો પડશે અને તે પણ શું કાયમ મળશે? શું આપણી અનુકૂળતા મુજબ મળી શકશે? ॥ ૬૨॥

**ચૌ૦ – નર અહાર રજનીચર ચરહીં। કપટ બેષ બિધિ કોટિક કરહીં॥**
**લાગઇ અતિ પહાર કર પાની। બિપિન બિપતિ નહિં જાઇ બખાની॥૧॥**

મનુષ્યોને ખાનાર નિશાચર (રાક્ષસ) ફરતાં રહે છે. તેઓ કરોડો પ્રકારનાં કપટરૂપ ધારણ કરી લે છે. પર્વતનું પાણી ઘણું જ લાગે છે એટલે કે ભારે પડે છે. વનની વિપત્તિ વખાણી નથી શકાતી. ॥ ૧॥

**બ્યાલ કરાલ બિહગ બન ઘોરા। નિસિચર નિકર નારિ નર ચોરા॥**
**ડરપહિં ધીર ગહન સુધિ આએँ। મૃગલોચનિ તુમ્હ ભીરુ સુભાએँ॥૨॥**

વનમાં ભીષણ સર્પ, ભયાનક પક્ષી અને સ્ત્રી-પુરુષોને ચોરનારા રાક્ષસોનાં ટોળેટોળાં રહે છે. વનની [ભયંકરતા] યાદ આવવામાત્રથી ધીર પુરુષ પણ ડરી જાય છે. વળી, હે ભામા! તમે તો સ્વભાવથી જ ડરપોક છો! ॥ ૨॥

**હંસગવનિ તુમ્હ નહિં બન જોગૂ। સુનિ અપજસુ મોહિ દેઇહિ લોગૂ॥**
**માનસ સલિલ સુધાँ પ્રતિપાલી। જિઅઇ કિ લવન પયોધિ મરાલી॥૩॥**

હે પ્રિયે! તમે વનને યોગ્ય નથી. તમારા વનમાં જવાની વાત સાંભળીને લોકો મને અપયશ આપશે (ખરાબ ગણશે). માનસરોવરના અમૃત સમાન જળથી પાળેલી હંસી શું ખારા સમુદ્રમાં જીવી શકે છે? ॥ ૩॥

**નવ રસાલ બન બિહરનસીલા। સોહ કિ કોકિલ બિપિન કરીલા॥**
**રહહુ ભવન અસ હૃદયँ બિચારી। ચંદબદનિ દુખુ કાનન ભારી॥૪॥**

નવીન આંબાના વનમાં વિહાર કરનારી કોયલ શું કેરડીના વનમાં શોભા પામે છે? હે સુમુખી! હૃદયમાં આવો વિચાર કરીને તમે ઘેર જ રહો. વનમાં ઘણું કષ્ટ છે. ॥ ૪॥

**દો૦ – સહજ સુહ્રદ ગુર સ્વામિ સિખ જો ન કરઈ સિર માનિ ।**
**સો પછિતાઈ અઘાઈ ઉર અવસિ હોઈ હિત હાનિ ॥ ૬૩॥**

સ્વાભાવિક જ હિત ઈચ્છનારા ગુરુ અને સ્વામીની શિખામણ જે સિરે ચઢાવી નથી માનતા, તેઓ હ્રદયમાં પેટ ભરીને પસ્તાય છે અને તેમના હિતની હાનિ અવશ્ય થાય છે. ॥ ૬૩॥

**ચૌ૦ – સુનિ મૃદુ બચન મનોહર પિય કે । લોચન લલિત ભરે જલ સિય કે ॥**
**સીતલ સિખ દાહક ભઈ કૈસેં । ચકઈહિ સરદ ચંદ નિસિ જૈસેં ॥ ૧॥**

પ્રિયતમનાં કોમળ તથા મનોહર વચન સાંભળીને સીતાજીનાં સુંદર નેત્ર જળથી ભરાઈ ગયાં. શ્રીરામજીની આ શીતળ શીખ તેમને એવી બાળનારી થઈ, જેવી ચકવીને શરદઋતુની ચાંદની રાત. ॥ ૧॥

**ઉતરુ ન આવ બિકલ બૈદેહી । તજન ચહત સુચિ સ્વામિ સનેહી ॥**
**બરબસ રોકિ બિલોચન બારી । ધરિ ધીરજુ ઉર અવનિકુમારી ॥ ૨॥**

જાનકીજીથી કંઈ ઉત્તર આપી શકાતો નથી, તે એમ વિચારીને વ્યાકુળ થઈ ઊઠ્યાં કે મારા પવિત્ર અને પ્રેમી સ્વામી મને છોડીને જવા ઈચ્છે છે. નેત્રોનાં જળને પરાણે રોકીને તે પૃથ્વીની કન્યા સીતાજી હ્રદયમાં ધીરજ ધરીને, ॥ ૨॥

**લાગિ સાસુ પગ કહ કર જોરી । છમબિ દેબિ બડ઼િ અબિનય મોરી ॥**
**દીન્હિ પ્રાનપતિ મોહિ સિખ સોઈ । જેહિ બિધિ મોર પરમ હિત હોઈ ॥ ૩॥**

સાસુજીના પગે પડીને, હાથ જોડીને કહેવા લાગ્યાં – હે દેવી! મારી આ મોટી ધૃષ્ટતાને ક્ષમા કરો. મને પ્રાણપતિએ એ જ શીખ આપી છે જેથી મારું પરમ હિત થાય. ॥ ૩॥

**મૈં પુનિ સમુઝિ દીખિ મન માહીં । પિય બિયોગ સમ દુખુ જગ નાહીં ॥ ૪॥**

છતાંય મેં મારા મનમાં સારી પેઠે વિચાર કરીને જોઈ લીધું કે પતિવિયોગ સમાન જગતમાં કોઈ દુ:ખ નથી. ॥ ૪॥

**દો૦ – પ્રાનનાથ કરુનાયતન સુંદર સુખદ સુજાન ।**
**તુમ્હ બિનુ રઘુકુલ કુમુદ બિધુ સુરપુર નરક સમાન ॥ ૬૪॥**

હે પ્રાણનાથ! હે દયાના ધામ! હે સુંદર! હે સુખોને આપનાર! હે સુજાન! હે રઘુકુળરૂપી કુમુદને ખિલવનાર ચન્દ્રમા! આપના વિના સ્વર્ગ પણ મારા માટે નરક સમાન છે. ॥ ૬૪॥

**ચૌ૦ – માતુ પિતા ભગિની પ્રિય ભાઈ । પ્રિય પરિવારુ સુહ્રદ સમુદાઈ ॥**
**સાસુ સસુર ગુર સજન સહાઈ । સુત સુંદર સુસીલ સુખદાઈ ॥ ૧॥**

માતા, પિતા, બહેન, પ્રિય ભાઈ, પ્રિય પરિવાર, મિત્રોનો સમુદાય, સાસુ, સસરા, ગુરુ, સ્વજન (બંધુ-બાંધવ) સહાયક અને સુંદર, સુશીલ અને સુખ આપનારા પુત્ર – ॥ ૧॥

**જહઁ લગિ નાથ નેહ અરુ નાતે । પિય બિનુ તિયહિ તરનિહુ તે તાતે ॥**
**તનુ ધનુ ધામુ ધરનિ પુર રાજૂ । પતિ બિહીન સબુ સોક સમાજૂ ॥ ૨॥**

હે નાથ! જ્યાં સુધી સ્નેહ અને સંબંધ છે એ સઘળા પતિ વગર સ્ત્રી માટે સૂર્યથી પણ વધારે તપાવનારાં છે. શરીર, ધન, ઘર, પૃથ્વી, નગર અને રાજ્ય સર્વે કંઈ હોવા છતાંય, સ્ત્રી માટે પતિ વિના તે સઘળો શોકનો સમાજ છે. ॥ ૨॥

**ભોગ રોગસમ ભૂષન ભારૂ। જમ જાતના સરિસ સંસારૂ॥**
**પ્રાનનાથ તુમ્હ બિનુ જગ માહીં। મો કહુઁ સુખદ કતહુઁ કછુ નાહીં॥ ૩॥**

ભોગ રોગ સમાન છે, ઘરેણાં ભારરૂપ છે અને સંસાર યમ-યાતના (નરકની પીડા) સમાન છે. હે પ્રાણનાથ! આપના વિના જગતમાં મને ક્યાંય કંઈ પણ સુખદાયી નથી. ॥ ૩॥

**જિય બિનુ દેહ નદી બિનુ બારી। તૈસિઅ નાથ પુરુષ બિનુ નારી॥**
**નાથ સકલ સુખ સાથ તુમ્હારેં। સરદ બિમલ બિધુ બદનુ નિહારેં॥ ૪॥**

જેમ વગર જીવનો દેહ અને જળ વિનાની નદી શોભતી નથી, તેમજ હે નાથ! પુરુષ વિના સ્ત્રી શોભતી નથી. હે નાથ! આપના સાથે રહીને આપના શરદ્પૂર્ણિમાના નિર્મળ ચન્દ્રમા સમાન મુખને જોતાં જોતાં મને સમસ્ત સુખ પ્રાપ્ત થશે. ॥ ૪॥

**દો૦ – ખગ મૃગ પરિજન નગરુ બનુ બલકલ બિમલ દુકૂલ।**
**નાથ સાથ સુરસદન સમ પરનસાલ સુખ મૂલ॥ ૬૫॥**

હે નાથ! આપની સાથે આવીશ તો ત્યાં પશુ - પક્ષીઓ જ મારા કુટુમ્બી થશે, વન નગર થશે અને વૃક્ષોની છાલ નિર્મળ વસ્ત્ર થશે તથા પર્ણકુટી પણ સ્વર્ગ સમાન સુખોને આપનારી થશે. ॥ ૬૫॥

**ચૌ૦ – બનદેબીં બનદેવ ઉદારા। કરિહહિં સાસુ સસુર સમ સારા॥**
**કુસ કિસલય સાથરી સુહાઈ। પ્રભુ સઁગ મંજુ મનોજ તુરાઈ॥ ૧॥**

ઉદાર હૃદયનાં વનદેવી અને વનદેવતા જ સાસુ-સસરાજીની પેઠે મારી સાર-સંભાળ રાખશે અને દર્ભ તથા પાંદડાંની સુંદર પથારી જ પ્રભુની સાથે કામદેવની મનોહર તળાઈ સમાન થશે. ॥ ૧॥

**કંદ મૂલ ફલ અમિઅ અહારૂ। અવધ સૌધ સત સરિસ પહારૂ॥**
**છિનુ છિનુ પ્રભુ પદ કમલ બિલોકી। રહિહઉઁ મુદિત દિવસ જિમિ કોકી॥ ૨॥**

કંદ, મૂળ અને ફળ જ અમૃત સમાન આહાર થશે અને [વનના] પર્વતો જ અયોધ્યાના સેંકડો રાજમહેલ સમાન થશે. ક્ષણે ક્ષણે પ્રભુનાં ચરણકમળોને જોઈ-જોઈને હું એવી આનંદિત રહીશ, જેવી દિવસે ચકવી રહે છે. ॥ ૨॥

**બન દુખ નાથ કહે બહુતેરે। ભય બિષાદ પરિતાપ ઘનેરે॥**
**પ્રભુ બિયોગ લવલેસ સમાના। સબ મિલિ હોહિં ન કૃપાનિધાના॥ ૩॥**

હે નાથ! આપે વનનાં બધા દુઃખોને વખાણીને અને ઘણા જ ભય, વિષાદ અને સંતાપ આપનારાં કહ્યાં, પરંતુ હે કૃપાનિધાન! તે સર્વે મળીને પણ પ્રભુ(આપ)ના વિયોગથી થનારા દુઃખની સામે લવલેશ પણ સમાન નથી થઈ શકતાં. ॥ ૩॥

**અસ જિયઁ જાનિ સુજાન સિરોમનિ। લેઇઅ સંગ મોહિ છાડ઼િઅ જનિ॥**
**બિનતી બહુત કરૌં કા સ્વામી। કરુનામય ઉર અંતરજામી॥૪॥**

આવું ચિત્તમાં જાણીને, હે સુજાનશિરોમણિ! મને સાથે લઈ લો, અહીં ન છોડો. હે સ્વામી! હું અધિક શું વિનંતી કરું? આપ કરુણામય છો અને સર્વેના હૃદયના અંદરનું જાણનારા છો. ॥૪॥

**દો૦– રાખિઅ અવધ જો અવધિ લગિ રહત ન જનિઅહિં પ્રાન।**
**દીનબંધુ સુંદર સુખદ સીલ સનેહ નિધાન॥૬૬॥**

હે દીનબંધુ! હે સુંદર! હે સુખ દેનારા! હે શીલ અને પ્રેમના ભંડાર! જો અવધિ (ચૌદ વર્ષ) સુધી મને અયોધ્યામાં રાખો છો તો જાણી લેજો કે મારા પ્રાણ નહીં રહે. ॥૬૬॥

**ચૌ૦– મોહિ મગ ચલત ન હોઇહિ હારી। છિનુ છિનુ ચરન સરોજ નિહારી॥**
**સબહિ ભાઁતિ પિય સેવા કરિહૌં। મારગ જનિત સકલ શ્રમ હરિહૌં॥૧॥**

ક્ષણે ક્ષણે આપના ચરણકમળોને જોતાં રહેવાથી મને માર્ગમાં ચાલવાનો થાક નહીં લાગે. હે પ્રિયતમ! હું દરેક રીતે આપની સેવા કરીશ અને માર્ગે ચાલવાથી લાગનારા બધાય થાકને હરી લઈશ. ॥૧॥

**પાય પખારિ બૈઠિ તરુ છાહીં। કરિહઉઁ બાઉ મુદિત મન માહીં॥**
**શ્રમ કન સહિત સ્યામ તનુ દેખેં। કહઁ દુખ સમઉ પ્રાનપતિ પેખેં॥૨॥**

આપના પગ ધોઈને, વૃક્ષોની છાયામાં બેસીને, મનમાં પ્રસન્ન થઈને વીંઝણો નાખીશ. પરસેવાનાં ટીપાંસહિત શ્યામ શરીરને જોતાં જોતાં પ્રાણપતિનાં દર્શન કરતાં કરતાં મને દુઃખને માટે અવકાશ જ ક્યાં રહેશે? ॥૨॥

**સમ મહિ તૃન તરુપલ્લવ ડાસી। પાય પલોટિહિ સબ નિસિ દાસી॥**
**બાર બાર મૃદુ મૂરતિ જોહી। લાગિહિ તાત બયારિ ન મોહી॥૩॥**

સમતળ ભૂમિ પર ઘાસ અને વૃક્ષનાં પાંદડાં બિછાવીને આ દાસી આખી રાત્રિ આપની ચરણસેવા કરશે. વારંવાર આપની મધુર શ્યામળ મૂર્તિને જોઈને મને હવા પણ ગરમ નહીં લાગે. ॥૩॥

**કો પ્રભુ સઁગ મોહિ ચિતવનિહારા। સિંઘબધુહિ જિમિ સસક સિઆરા॥**
**મૈં સુકુમારિ નાથ બન જોગૂ। તુમ્હહિ ઉચિત તપ મો કહુઁ ભોગૂ॥૪॥**

જેમ સિંહણને સસલાં અને શિયાળ નથી જોઈ શકતાં, તેમ પ્રભુની સાથે [રહેતાં રહેતાં] મારી સામું [આંખ ઉઠાવીને] જોનારું કોણ છે? (શું) હું સુકુમારી છું અને નાથ! આપ વનને યોગ્ય છો! આપને તપ ઉચિત છે અને મને વિષય-ભોગ! ॥૪॥

**દો૦– ઐસેઉ બચન કઠોર સુનિ જૌં ન હ્રદઉ બિલગાન।**
**તૌ પ્રભુ બિષમ બિયોગ દુખ સહિહહિં પાવઁર પ્રાન॥૬૭॥**

આવાં કઠોર વચન સાંભળીને પણ જ્યારે મારું હૃદય ફાટી ન પડ્યું તો હે પ્રભુ! [માલૂમ થાય છે] આ પામર પ્રાણ આપના વિયોગનું ભીષણ દુઃખ સહેશે! ॥૬૭॥

**ચૌ૦ – અસ કહિ સીય બિકલ ભઈ ભારી। બચન બિયોગુ ન સકી સઁભારી॥**
**દેખિ દસા રઘુપતિ જિયઁ જાના। હઠિ રાખેં નહિં રાખિહિ પ્રાના॥૧॥**

આમ કહીને સીતાજી ઘણાં જ વ્યાકુળ થઈ ગયાં. તે વચનના વિયોગને પણ ન સંભાળી શક્યાં. (અર્થાત્ શરીરથી વિયોગની વાત તો બાજુએ રહી, વચનના વિયોગની વાત પણ સાંભળીને તે અત્યંત વ્યાકુળ થઈ ગયાં). તેમની આ દશા જોઈને શ્રીરઘુનાથજીએ પોતાના ચિત્તમાં જાણી લીધું કે હઠપૂર્વક એને અહીં રાખવાથી એ પ્રાણોને નહીં રાખે. ॥૧॥

**કહેઉ કૃપાલ ભાનુકુલનાથા। પરિહરિ સોચુ ચલહુ બન સાથા॥**
**નહિં બિષાદ કર અવસરુ આજૂ। બેગિ કરહુ બન ગવન સમાજૂ॥૨॥**

પછી કૃપાળુ, સૂર્યકુળના સ્વામી શ્રીરામચન્દ્રજીએ કહ્યું કે શોક છોડીને મારી સાથે વનમાં ચાલો. આજે વિષાદ કરવાનો અવસર નથી. ઝડપથી વનગમનની તૈયારી કરો. ॥૨॥

**કહિ પ્રિય બચન પ્રિયા સમુઝાઈ। લગે માતુ પદ આસિષ પાઈ॥**
**બેગિ પ્રજા દુખ મેટબ આઈ। જનની નિઠુર બિસરિ જનિ જાઈ॥૩॥**

શ્રીરામચન્દ્રજીએ પ્રિય વચન કહીને પ્રિયતમા સીતાજીને સમજાવ્યાં. પછી માતાને પગે લાગીને આશીર્વાદ પ્રાપ્ત કર્યા. [માતાએ કહ્યું –] બેટા! જલદી પાછો આવીને પ્રજાના દુઃખને મટાડજે અને આ નિષ્ઠુર માતાને પણ તમે ભૂલશો મા. ॥૩॥

**ફિરિહિ દસા બિધિ બહુરિ કિ મોરી। દેખિહઉઁ નયન મનોહર જોરી॥**
**સુદિન સુઘરી તાત કબ હોઈહિ। જનની જિઅત બદન બિધુ જોઈહિ॥૪॥**

હે વિધાતા! શું મારા સારા દિવસો પાછા આવશે? જેથી પોતાનાં નેત્રોથી હું આ મનોહર જોડીને ફરી જોઈ શકીશ? હે પુત્ર! એ સુંદર દિવસ અને શુભ ઘડી ક્યારે આવશે, જ્યારે તમારી જનની જીવતાજીવે તમારું મુખચન્દ્ર ફરી જોવા પામશે? ॥૪॥

**દો૦ – બહુરિ બચ્છ કહિ લાલુ કહિ રઘુપતિ રઘુબર તાત।**
**કબહિં બોલાઈ લગાઈ હિયઁ હરષિ નિરખિહઉઁ ગાત॥૬૮॥**

હે તાત! 'વત્સ' કહીને, 'લાલ' કહીને, 'રઘુપતિ' કહીને, 'રઘુવર' કહીને; હું પછી ક્યારે તમને બોલાવી હૃદય સરસા ચાંપીશ અને હર્ષિત થઈને તમારાં અંગોને જોઈશ? ॥૬૮॥

**ચૌ૦ – લખિ સનેહ કાતરિ મહતારી। બચનુ ન આવ બિકલ ભઈ ભારી॥**
**રામ પ્રબોધુ કીન્હ બિધિ નાના। સમઉ સનેહુ ન જાઈ બખાના॥૧॥**

આ જોઈને કે માતા સ્નેહને લીધે અધીર થઈ ગયાં છે અને એટલા અધિક વ્યાકુળ છે કે મુખમાંથી વચન નથી નીકળતું, શ્રીરામચન્દ્રજીએ અનેક પ્રકારે એમને સમજાવ્યા, તે વખતનું અને પ્રેમનું વર્ણન કરી શકાતું નથી. ॥૧॥

**તબ જાનકી સાસુ પગ લાગી । સુનિઅ માય મૈં પરમ અભાગી ॥**
**સેવા સમય દૈઅઁ બનુ દીન્હા । મોર મનોરથુ સફલ ન કીન્હા ॥ ૨॥**

પછી જાનકીજી સાસુને પગે લાગ્યાં અને બોલ્યાં – હે માતા! સાંભળો, હું ઘણી જ અભાગણી છું. આપની સેવા કરવાના સમયે દેવે મને વનવાસ આપી દીધો. મારો મનોરથ સફળ ન કર્યો. ॥ ૨॥

**તજબ છોભુ જનિ છાડ઼િઅ છોહૂ । કરમુ કઠિન કછુ દોસુ ન મોહૂ ॥**
**સુનિ સિય બચન સાસુ અકુલાની । દસા કવનિ બિધિ કહૌં બખાની ॥ ૩॥**

આપ ક્ષોભનો ત્યાગ કરી દો, પરંતુ કૃપા ન ત્યજશો. કર્મની ગતિ કઠિન છે, મારોય કોઈ દોષ નથી. સીતાજીનાં વચન સાંભળીને સાસુજી વ્યાકુળ થઈ ગયાં. તેમની દશાને હું કઈ રીતે વખાણીને કહું! ॥ ૩॥

**બારહિં બાર લાઈ ઉર લીન્હી । ધરિ ધીરજુ સિખ આસિષ દીન્હી ॥**
**અચલ હોઉ અહિવાતુ તુમ્હારા । જબ લગિ ગંગ જમુન જલ ધારા ॥ ૪॥**

તેમણે સીતાજીને વારંવાર હૃદયે ચાંપ્યાં અને ધીરજ આપીને શિખામણ આપી તેમજ આશીર્વાદ આપ્યા કે જ્યાં સુધી ગંગાજી અને યમુનાજીમાં જળની ધારા વહેશે, ત્યાં સુધી તમારું સૌભાગ્ય અખંડ રહે. ॥ ૪॥

**દો૦ – સીતહિ સાસુ અસીસ સિખ દીન્હિ અનેક પ્રકાર ।**
**ચલી નાઈ પદ પદુમ સિરુ અતિ હિત બારહિં બાર ॥ ૬૯॥**

સીતાજીને સાસુજીએ અનેક જાતનાં આશીર્વાદ અને શિખામણ આપ્યાં પછી સીતાજી ઘણા જ પ્રેમથી વારંવાર ચરણકમળોમાં શીશ નમાવીને ચાલ્યાં. ॥ ૬૯॥

**ચૌ૦ – સમાચાર જબ લછિમન પાએ । બ્યાકુલ બિલખ બદન ઉઠિ ધાએ ॥**
**કંપ પુલક તન નયન સનીરા । ગહે ચરન અતિ પ્રેમ અધીરા ॥ ૧॥**

જ્યારે લક્ષ્મણજીને સમાચાર મળ્યા, ત્યારે તે વ્યાકુળ થઈને ઉદાસ મુખે દોડ્યા. શરીર કંપી રહ્યું છે, રોમાંચ થઈ રહ્યો છે, નેત્રો આંસુઓથી ભરાયેલાં છે. પ્રેમથી અત્યંત અધીર થઈને તેમણે શ્રીરામજીના ચરણો પકડી લીધા. ॥ ૧॥

**કહિ ન સકત કછુ ચિતવત ઠાઢ઼े । મીનુ દીન જનુ જલ તેં કાઢ઼े ॥**
**સોચુ હૃદયઁ બિધિ કા હોનિહારા । સબુ સુખુ સુકૃતુ સિરાન હમારા ॥ ૨॥**

તેઓ કંઈ કહી શકતા નથી, બસ, ઊભાં-ઊભાં જોઈ રહ્યા છે. [એવા દીન થઈ રહ્યા છે] જાણે જળમાંથી કાઢી નાખવાથી માછલું દીન થઈ રહ્યું હોય. હૃદયમાં એવું વિચારી રહ્યા છે કે હે વિધાતા! શું થવાનું છે? શું અમારું સર્વે સુખ અને પુણ્ય પૂરાં થઈ ગયાં? ॥ ૨॥

**મો કહુઁ કાહ કહબ રઘુનાથા । રખિહહિં ભવન કિ લેહહિં સાથા ॥**
**રામ બિલોકિ બંધુ કર જોરેં । દેહ ગેહ સબ સન તૃનુ તોરેં ॥ ૩॥**

મને શ્રીરઘુનાથજી શું કહેશે? ઘરે રાખશે કે સાથે લઈ જશે? શ્રીરામચન્દ્રજીએ ભાઈ લક્ષ્મણને હાથ જોડી અને દેહ તથા ઘર સર્વેથી સંબંધ તોડીને ઊભા રહેલા જોયા. ॥ ૩॥

**બોલે બચનુ રામ નય નાગર। સીલ સનેહ સરલ સુખ સાગર॥**
**તાત પ્રેમ બસ જનિ કદરાહૂ। સમુઝિ હૃદયઁ પરિનામ ઉછાહૂ॥ ૪॥**

પછી નીતિમાં નિપુણ અને શીલ, સ્નેહ, સરળતા અને સુખના સમુદ્ર શ્રીરામચન્દ્રજી વચન બોલ્યા – હે તાત! પરિણામમાં થનારા આનંદને હૃદયમાં સમજીને તમે પ્રેમવશ અધીર ન થાઓ. ॥ ૪॥

**દો૦ – માતુ પિતા ગુરુ સ્વામિ સિખ સિર ધરિ કરહિં સુભાયઁ।**
**લહેઉ લાભુ તિન્હ જનમ કર નતરુ જનમુ જગ જાયઁ॥ ૭૦॥**

જે લોકો માતા, પિતા, ગુરુ અને સ્વામીની આજ્ઞાને સ્વાભાવિકરૂપે માથે ચઢાવીને તેનું પાલન કરે છે, તેમણે જ જન્મ લેવાનો લાભ પ્રાપ્ત કર્યો છે; નહીં તો જગત્‌માં જન્મ વ્યર્થ જ છે. ॥ ૭૦॥

**ચૌ૦ – અસ જિયઁ જાનિ સુનહુ સિખ ભાઈ। કરહુ માતુ પિતુ પદ સેવકાઈ॥**
**ભવન ભરતુ રિપુસૂદનુ નાહીં। રાઉ બૃદ્ધ મમ દુખુ મન માહીં॥ ૧॥**

હે ભાઈ! હૃદયમાં એમ સમજીને મારી શીખ સાંભળો અને માતાપિતાના ચરણોની સેવા કરો. ભરત અને શત્રુઘ્ન બંનેય ઘેર નથી, પિતાજી વૃદ્ધ છે અને મારા માટે પણ દુઃખી છે. ॥ ૧॥

**મૈં બન જાઉઁ તુમ્હહિ લેઇ સાથા। હોઇ સબહિ બિધિ અવધ અનાથા॥**
**ગુરુ પિતુ માતુ પ્રજા પરિવારૂ। સબ કહુઁ પરઇ દુસહ દુખ ભારૂ॥ ૨॥**

આવી પરિસ્થિતિમાં હું તમને સાથે લઈને વનમાં જઉં તો અયોધ્યા દરેક રીતે અનાથ થઈ જશે. ગુરુ, પિતા, માતા, પ્રજા અને પરિવાર – બધા ઉપર ભારે દુઃખનો દુઃસહ્ય ભાર આવી પડશે. ॥ ૨॥

**રહહુ કરહુ સબ કર પરિતોષૂ। નતરુ તાત હોઇહિ બડ઼ દોષૂ॥**
**જાસુ રાજ પ્રિય પ્રજા દુખારી। સો નૃપુ અવસિ નરક અધિકારી॥ ૩॥**

એટલે તમે અહીં રહો અને બધાનો સંતોષ કરતાં રહો. નહીં તો હે તાત! મોટો દોષ લાગશે. જેના રાજ્યમાં પ્રિય પ્રજા દુઃખી રહે છે, તે રાજા અવશ્ય જ નરકનો અધિકારી થાય છે. ॥ ૩॥

**રહહુ તાત અસિ નીતિ બિચારી। સુનત લખનુ ભએ બ્યાકુલ ભારી॥**
**સિઅરેં બચન સૂખિ ગએ કૈસેં। પરસત તુહિન તામરસુ જૈસેં॥ ૪॥**

હે તાત! આવી નીતિ વિચારીને તમે ઘેર રહી જાઓ. આ સાંભળતાં જ લક્ષ્મણજી બહુ જ વ્યાકુળ થઈ ગયા. આ શીતળ વચનોથી તે એવા સૂકાઈ ગયા, જેમ ઝાકળ(હિમ)ના સ્પર્શથી કમળ સુકાઈ જાય છે. ॥ ૪॥

**દો૦ – ઉતરુ ન આવત પ્રેમ બસ ગહે ચરન અકુલાઇ।**
**નાથ દાસુ મૈં સ્વામિ તુમ્હ તજહુ ત કાહ બસાઇ॥ ૭૧॥**

પ્રેમવશ લક્ષ્મણજીથી કંઈ ઉત્તર આપી નથી શકાતો. તેમણે વ્યાકુળ થઈને શ્રીરામજીના ચરણ પકડી લીધા અને કહ્યું – હે નાથ! હું દાસ છું અને આપ સ્વામી છો; એટલે જ્યારે આપ જ મને છોડી દેશો તો મારો શો વશ ચાલે? ॥ ૭૧॥

**ચૌ૦ – દીન્હિ મોહિ સિખ નીકિ ગોસાઈં। લાગિ અગમ અપની કદરાઈં॥**
**નરબર ધીર ધરમ ધુર ધારી। નિગમ નીતિ કહુઁ તે અધિકારી॥ ૧॥**

હે સ્વામી! આપે મને શિખામણ તો ઘણી સારી આપી છે, પણ આવું કરવું એ મારી નબળાઈને લીધે મારા માટે ઘણું અઘરું છે. શાસ્ત્ર અને નીતિના તો એ જ શ્રેષ્ઠ પુરુષ અધિકારી છે જે ધીર છે અને ધર્મની ધુરાને ધારણ કરનારા છે. ॥ ૧॥

**મૈં સિસુ પ્રભુ સનેહઁ પ્રતિપાલા। મંદરુ મેરુ કિ લેહિં મરાલા॥**
**ગુર પિતુ માતુ ન જાનઉઁ કાહૂ। કહઉઁ સુભાઉ નાથ પતિઆહૂ॥ ૨॥**

હું તો પ્રભુ(આપ)ના સ્નેહમાં ઉછરેલો નાનો બાળ છું! ક્યાંય હંસ પણ મંદરાચલ કે મેરુ પર્વતને ઉઠાવી શકે છે? હે નાથ! હું સ્વભાવથી જ કહું છું, આપ વિશ્વાસ રાખો, હું આપના સિવાય ગુરુ, પિતા, માતા કોઈને પણ નથી જાણતો. ॥ ૨॥

**જહઁ લગિ જગત સનેહ સગાઈ। પ્રીતિ પ્રતીતિ નિગમ નિજુ ગાઈ॥**
**મોરેં સબઇ એક તુમ્હ સ્વામી। દીનબંધુ ઉર અંતરજામી॥ ૩॥**

જગતમાં જ્યાં સુધી સ્નેહનો સંબંધ છે, પ્રેમ અને વિશ્વાસ છે, અને જેને સ્વયં વેદે ગાયો છે – હે સ્વામી! હે દીનબંધુ! હે સર્વેના અંતરનું જાણનારા! મારા તો સર્વ કંઈ કેવળ આપ જ છો. ॥ ૩॥

**ધરમ નીતિ ઉપદેસિઅ તાહી। કીરતિ ભૂતિ સુગતિ પ્રિય જાહી॥**
**મન ક્રમ બચન ચરન રત હોઈ। કૃપાસિંધુ પરિહરિઅ કિ સોઈ॥ ૪॥**

ધર્મ અને નીતિનો ઉપદેશ તો એને કરવો જોઈએ જેને કીર્તિ, વિભૂતિ (ઐશ્વર્ય) કે સદ્‌ગતિ પ્રિય હોય. પણ જે મન, વચન અને કર્મથી પ્રભુના ચરણોમાં જ પ્રેમ રાખતો હોય, હે કૃપાસિંધુ! શું તે ત્યજવાને યોગ્ય છે? ॥ ૪॥

**દો૦ – કરુનાસિંધુ સુબંધુ કે સુનિ મૃદુ બચન બિનીત।**
**સમુઝાએ ઉર લાઇ પ્રભુ જાનિ સનેહઁ સભીત॥ ૭૨॥**

દયાના સમુદ્ર શ્રીરામચન્દ્રજીએ સુબંધુનાં કોમળ અને નમ્રતાયુક્ત વચનો સાંભળીને અને તેમને સ્નેહવશ ડરેલા જાણીને હૃદય સરસા ચાંપી સમજાવ્યા. ॥ ૭૨॥

**ચૌ૦ – માગહુ બિદા માતુ સન જાઈ। આવહુ બેગિ ચલહુ બન ભાઈ॥**
**મુદિત ભએ સુનિ રઘુબર બાની। ભયઉ લાભ બડ઼ ગઇ બડ઼િ હાની॥ ૧॥**

[અને રામજીએ કહ્યું –] હે ભાઈ! જઈને માતાથી વિદાય લઈ આવો અને જલદી વનમાં ચાલો. રઘુકુળમાં શ્રેષ્ઠ શ્રીરામજીની વાણી સાંભળીને લક્ષ્મણજી ઘણા આનંદિત થઈ ગયા. મોટું નુકસાન દૂર થઈ ગયું અને ઘણો લાભ થયો! ॥ ૧॥

**હરષિત હૃદયઁ માતુ પહિં આએ। મનહુઁ અંધ ફિરિ લોચન પાએ॥**
**જાઈ જનનિ પગ નાયઉ માથા। મનુ રઘુનંદન જાનકિ સાથા॥૨॥**

લક્ષ્મણજી પ્રસન્ન હૃદયે માતા સુમિત્રાની પાસે આવ્યા, જાણે આંધળો ફરીથી નેત્ર પામી ગયો હોય. તેમણે જઈને માતાના ચરણોમાં માથું નમાવ્યું. પરંતુ તેમનું મન રઘુકુળને આનંદ આપનારાં શ્રીરામજી અને જાનકીજીની સાથે હતું. ॥૨॥

**પૂઁછે માતુ મલિન મન દેખી। લખન કહી સબ કથા બિસેષી॥**
**ગઈ સહમિ સુનિ બચન કઠોરા। મૃગી દેખિ દવ જનુ ચહુ ઓરા॥૩॥**

માતાએ તેમને ઉદાસ જોઈને [કારણ] પૂછ્યું. લક્ષ્મણજીએ સઘળી કથા વિસ્તારથી કહી સંભળાવી. સુમિત્રાજી કઠોર વચનોને સાંભળીને એવા ચોંકી ઊઠ્યાં જેમ હરણી વનમાં ચારેબાજુ આગ લાગેલી જોઈને ચોંકી જાય છે. ॥૩॥

**લખન લખેઉ ભા અનરથ આજૂ। એહિં સનેહ બસ કરબ અકાજૂ॥**
**માગત બિદા સભય સકુચાહીં। જાઈ સંગ બિધિ કહિહિ કિ નાહીં॥૪॥**

લક્ષ્મણજીએ જોયું કે આજે (અત્યારે) અનર્થ થયો. આ સ્નેહવશ કામ બગાડી નાખશે. એટલે તેઓ વિદાય માગતાં ભયને લીધે સંકોચાય છે [અને મનોમન વિચારે છે] કે હે વિધાતા! માતા સાથે જવાનું કહેશે કે નહીં? ॥૪॥

**દો૦ – સમુઝિ સુમિત્રાઁ રામ સિય રૂપુ સુસીલુ સુભાઉ।**
**નૃપ સનેહુ લખિ ધુનેઉ સિરુ પાપિનિ દીન્હ કુદાઉ॥૭૩॥**

સુમિત્રાજીએ શ્રીરામજી અને શ્રીસીતાજીનાં રૂપ, સુંદર શીલ અને સ્વભાવને સમજીને તેમજ એમના ઉપર રાજાનો સ્નેહ જોઈને, પોતાનું માથું કૂટ્યું અને કહ્યું કે પાપિણી કૈકેયીએ ઘણી જ ખોટી રીતે ઘા કર્યો છે. ॥૭૩॥

**ચૌ૦ – ધીરજુ ધરેઉ કુઅવસર જાની। સહજ સુહૃદ બોલી મૃદુ બાની॥**
**તાત તુમ્હારિ માતુ બૈદેહી। પિતા રામુ સબ ભાઁતિ સનેહી॥૧॥**

પરંતુ કુસમય જાણીને ધીરજ ધારણ કરી અને સ્વભાવથી જ હિત ઈચ્છનારાં સુમિત્રાજી કોમળ વાણીથી બોલ્યાં – હે તાત! જાનકીજી તમારાં માતા છે અને દરેક રીતે સ્નેહ રાખનારા શ્રીરામચન્દ્રજી તમારા પિતા છે! ॥૧॥

**અવધ તહાઁ જહઁ રામ નિવાસૂ। તહઁઈં દિવસુ જહઁ ભાનુ પ્રકાસૂ॥**
**જૌં પૈ સીય રામુ બન જાહીં। અવધ તુમ્હાર કાજુ કછુ નાહીં॥૨॥**

જ્યાં શ્રીરામજીનો નિવાસ હોય ત્યાં જ અયોધ્યા છે. જ્યાં સૂર્યનો પ્રકાશ હોય ત્યાં જ દિવસ છે. જો ખરેખર જ સીતા-રામ વનમાં જતાં હોય તો અયોધ્યામાં તમારું કંઈ જ કામ નથી. ॥૨॥

**ગુર પિતુ માતુ બંધુ સુર સાઈં। સેઈઅહિં સકલ પ્રાન કી નાઈં॥**
**રામુ પ્રાનપ્રિય જીવન જી કે। સ્વારથ રહિત સખા સબહી કે॥૩॥**

ગુરુ, પિતા, માતા, ભાઈ, દેવતા અને સ્વામી – આ બધાની સેવા પ્રાણ સમાન કરવી જોઈએ. વળી, શ્રીરામચન્દ્રજી તો પોતાના પ્રાણો કરતાંય વધુ પ્રિય છે, હૃદયનું પણ જીવન છે અને દરેકના સ્વાર્થરહિત સખા પણ છે. ॥૩॥

**પૂજનીય પ્રિય પરમ જહાઁ તેં। સબ માનિઅહિં રામ કે નાતેં॥**
**અસ જિયઁ જાનિ સંગ બન જાહૂ। લેહુ તાત જગ જીવન લાહૂ॥૪॥**

જગતમાં જ્યાં સુધી પૂજનીય અને પરમ પ્રિય લોકો છે, તે સર્વે રામજીના સંબંધથી જ [પૂજનીય અને પરમપ્રિય] માનવા યોગ્ય છે. હૃદયમાં આવું સમજીને હે તાત! તેમની સાથે વનમાં જાઓ અને જગતમાં જીવનનો લાભ મેળવો. ॥૪॥

**દો૦ – ભૂરિ ભાગ ભાજનુ ભયહુ મોહિ સમેત બલિ જાઉઁ।**
**જૌં તુમ્હરેં મન છાડ઼િ છલુ કીન્હ રામ પદ ઠાઉઁ॥૭૪॥**

હું વારી જાઉં છું, [હે પુત્ર!] મારા સહિત તું ઘણા જ સૌભાગ્યને પાત્ર થયો, કે તારા ચિત્તે છળ ત્યજીને શ્રીરામના ચરણોમાં સ્થાન હાંસલ કર્યું છે. ॥૭૪॥

**ચૌ૦ – પુત્રવતી જુબતી જગ સોઈ। રઘુપતિ ભગતુ જાસુ સુતુ હોઈ॥**
**નતરુ બાઁઝ ભલિ બાદિ બિઆની। રામ બિમુખ સુત તેં હિત જાની॥૧॥**

સંસારમાં પુત્રવતી હોવાનું સોભાગ્ય એ જ સ્ત્રીને હોય છે કે જેનો પુત્ર શ્રીરઘુનાથજીનો ભક્ત હોય. અન્યથા તે જો શ્રીરામથી વિમુખ પુત્રમાં પોતાનું હિત જાણે છે તે તો વાંઝણી જ સારી. પશુની જેમ તેને પ્રસવ થવો (પુત્રને જન્મ આપવો) વ્યર્થ જ છે. ॥૧॥

**તુમ્હરેહિં ભાગ રામુ બન જાહીં। દૂસર હેતુ તાત કછુ નાહીં॥**
**સકલ સુકૃત કર બડ઼ ફલુ એહૂ। રામ સીય પદ સહજ સનેહૂ॥૨॥**

તમારા ભાગ્યથી જ શ્રીરામજી વનમાં જઈ રહ્યા છે. હે તાત! બીજું કોઈ કારણ નથી. સંપૂર્ણ પુણ્યોનું સૌથી મોટું ફળ એ જ છે કે શ્રીસીતારામજીના ચરણોમાં સ્વાભાવિક પ્રેમ થાય. ॥૨॥

**રાગુ રોષુ ઈરિષા મદુ મોહૂ। જનિ સપનેહુઁ ઈન્હ કે બસ હોહૂ॥**
**સકલ પ્રકાર બિકાર બિહાઈ। મન ક્રમ બચન કરેહુ સેવકાઈ॥૩॥**

રાગ, રોષ, ઈર્ષ્યા, મદ અને મોહ – તેને વશ સ્વપ્નમાં પણ ન થઈશ. બધી રીતે વિકારોને ત્યાગીને મન, વચન અને કર્મથી શ્રીસીતારામજીની સેવા કરજો. ॥૩॥

**તુમ્હ કહુઁ બન સબ ભાઁતિ સુપાસૂ। સઁગ પિતુ માતુ રામુ સિય જાસૂ॥**
**જેહિં ન રામુ બન લહહિં કલેસૂ। સુત સોઇ કરેહુ ઇહઇ ઉપદેસૂ॥૪॥**

તમને વનમાં દરેક જાતનો આરામ છે, જેની સાથે સીતાજી અને રામજી માતા-પિતાના રૂપે છે. હે પુત્ર! તમે એવું કરજો કે જેથી શ્રીરામચન્દ્રજી વનમાં ક્લેશ ન પામે, મારો એ જ ઉપદેશ છે. ॥ ૪॥

**છં૦ – ઉપદેસુ યહુ જેહિં તાત તુમ્હરે રામ સિય સુખ પાવહીં।**
**પિતુ માતુ પ્રિય પરિવાર પુર સુખ સુરતિ બન બિસરાવહીં॥**
**તુલસી પ્રભુહિ સિખ દેઇ આયસુ દીન્હ પુનિ આસિષ દઈ।**
**રતિ હોઉ અબિરલ અમલ સિય રઘુબીર પદ નિત નિત નઈ॥**

હે તાત! મારો આ જ ઉપદેશ છે (અર્થાત્ તમે એ જ કરજો) જેનાથી વનમાં તમારા કારણ શ્રીરામજી અને સીતાજી સુખ પામે અને પિતા, માતા, પ્રિય પરિવાર તથા નગરનાં સુખોનું સ્મરણ ભૂલી જાય. તુલસીદાસજી કહે છે કે સુમિત્રાજીએ આ રીતે અમારા પ્રભુ(શ્રીલક્ષ્મણજી)ને ઉપદેશ આપી [વનમાં જવાની] આજ્ઞા આપી અને પછી આ આશીર્વાદ આપ્યો કે શ્રીસીતાજી અને શ્રીરઘુવીરજીના ચરણોમાં તમારો નિર્મળ (નિષ્કામ અને અનન્ય) અને પ્રગાઢ પ્રેમ નિત્ય-નિત્ય નવીન થાવ! ॥ ૫॥

**સો૦ – માતુ ચરન સિરુ નાઇ ચલે તુરત સંકિત હૃદયઁ।**
**બાગુર બિષમ તોરાઇ મનહુઁ ભાગ મૃગુ ભાગ બસ॥ ૭૫॥**

માતાના ચરણોમાં માથું નમાવીને હૃદયમાં બીતાં [કે હવેય કોઈ વિઘ્ન ન આવી જાય] લક્ષ્મણજી શીઘ્ર એ રીતે ચાલી નીકળ્યા કે જેમ સૌભાગ્યવશ કોઈ હરણ કઠિન ફંદાને તોડીને ભાગી નીકળ્યું હોય. ॥ ૭૫॥

**ચૌ૦ – ગએ લખનુ જહઁ જાનકિનાથૂ। ભે મન મુદિત પાઇ પ્રિય સાથૂ॥**
**બંદિ રામ સિય ચરન સુહાએ। ચલે સંગ નૃપમંદિર આએ॥ ૧॥**

લક્ષ્મણજી જ્યાં શ્રીજાનકીનાથ હતા ત્યાં ગયા, અને પ્રિયનો સાથ પામીને ઘણા જ પ્રસન્ન થયા. શ્રીરામજી અને સીતાજીના સુંદર ચરણોની વંદના કરી તેઓ એમની સાથે ચાલ્યા અને રાજભવનમાં આવ્યા. ॥ ૧॥

**કહહિં પરસપર પુર નર નારી। ભલિ બનાઇ બિધિ બાત બિગારી॥**
**તન કૃસ મન દુખુ બદન મલીને। બિકલ મનહુઁ માખી મધુ છીને॥ ૨॥**

નગરનાં સ્ત્રી-પુરુષ પરસ્પર કહી રહ્યાં છે કે વિધાતાએ સારી બનેલી વાત બગાડી નાખી! તેમના દેહ દૂબળા, મન દુ:ખી અને મુખ ઉદાસ થઈ રહ્યાં છે. તેઓ એવા વ્યાકુળ છે કે જેમ મધ છીનવી લેવાથી મધમાખીઓ વ્યાકુળ થઈ જાય. ॥ ૨॥

**કર મીજહિં સિરુ ધુનિ પછિતાહીં। જનુ બિનુ પંખ બિહગ અકુલાહીં॥**
**ભઇ બડ઼િ ભીર ભૂપ દરબારા। બરનિ ન જાઇ બિષાદુ અપારા॥ ૩॥**

બધા હાથ મસળી રહ્યાં છે અને માથું કૂટીને પસ્તાઈ રહ્યાં છે, જાણે પાંખો વિના પક્ષી વ્યાકુળ થઈ રહ્યાં હોય. રાજદ્વાર ઉપર ઘણી ભીડ જામી રહી છે. અપાર વિષાદનું વર્ણન કરી શકાતું નથી. ॥૩॥

**સચિવઁ ઉઠાઇ રાઉ બૈઠારે। કહિ પ્રિય બચન રામુ પગુ ધારે॥**
**સિય સમેત દોઉ તનય નિહારી। બ્યાકુલ ભયઉ ભૂમિપતિ ભારી॥૪॥**

'શ્રીરામચન્દ્રજી પધાર્યા છે' – એ પ્રિય વચન કહીને મંત્રીએ રાજાને ઉઠાડીને બેસાડ્યા. સીતાસહિત બંને પુત્રોને વનગમન માટે માટે તૈયાર થયેલાં જોઈને રાજા ઘણા વ્યાકુળ થયા. ॥૪॥

**દો૦ – સીય સહિત સુત સુભગ દોઉ દેખિ દેખિ અકુલાઇ।**
**બારહિં બાર સનેહ બસ રાઉ લેઇ ઉર લાઇ॥૭૬॥**

સીતાસહિત બંને સુંદર પુત્રોને જોઈ-જોઈને રાજા અકળાય છે અને સ્નેહવશ વારંવાર તેમને હૃદયે ચાંપી દે છે. ॥૭૬॥

**ચૌ૦ – સકઇ ન બોલિ બિકલ નરનાહૂ। સોક જનિત ઉર દારુન દાહૂ॥**
**નાઇ સીસુ પદ અતિ અનુરાગા। ઉઠિ રઘુબીર બિદા તબ માગા॥૧॥**

રાજા વ્યાકુળ છે, બોલી નથી શકતા. હૃદયમાં શોકથી ઉત્પન્ન થયેલ ભયાનક સંતાપ છે. પછી રઘુકુળના વીર શ્રીરામચન્દ્રજીએ અત્યંત પ્રેમથી ચરણોમાં શીશ નમાવી, ઊભા થઈને વિદાય માગી – ॥૧॥

**પિતુ અસીસ આયસુ મોહિ દીજૈ। હરષ સમય બિસમઉ કત કીજૈ॥**
**તાત કિએઁ પ્રિય પ્રેમ પ્રમાદૂ। જસુ જગ જાઇ હોઇ અપબાદૂ॥૨॥**

હે પિતાજી! મને આશીર્વાદ અને આજ્ઞા આપો. હર્ષના સમયે આપ શોક કેમ કરી રહ્યા છો? હે તાત! પ્રિયને પ્રેમવશ પ્રમાદ (કર્તવ્ય કર્મમાં ત્રુટિ) કરવાથી જગતમાં યશ જતો રહેશે અને નિંદા થશે. ॥૨॥

**સુનિ સનેહ બસ ઉઠિ નરનાહાઁ। બૈઠારે રઘુપતિ ગહિ બાહાઁ॥**
**સુનહુ તાત તુમ્હ કહુઁ મુનિ કહહીં। રામુ ચરાચર નાયક અહહીં॥૩॥**

આ સાંભળીને સ્નેહવશ રાજાએ ઊઠીને શ્રીરઘુનાથજીના હાથ પકડીને તેમને બેસાડી દીધા અને કહ્યું, હે તાત! સાંભળો, તમારા માટે મુનિલોકો કહે છે કે શ્રીરામ ચરાચરના સ્વામી છે. ॥૩॥

**સુભ અરુ અસુભ કરમ અનુહારી। ઈસુ દેઇ ફલુ હૃદયઁ બિચારી॥**
**કરઇ જો કરમ પાવ ફલ સોઈ। નિગમ નીતિ અસિ કહ સબુ કોઈ॥૪॥**

શુભ અને અશુભ કર્મો અનુસાર ઈશ્વર હૃદયમાં વિચાર કરીને ફળ આપે છે. જેવું કર્મ કરે છે તેવું જ ફળ પામે છે, એવી વેદની નીતિ છે, આ હર કોઈ કહે છે. ॥૪॥

**દો૦ – ઔરુ કરૈ અપરાધુ કોઉ ઔર પાવ ફલ ભોગુ।**
**અતિ બિચિત્ર ભગવંત ગતિ કો જગ જાનૈ જોગુ॥૭૭॥**

[પરંતુ આ અવસરે તો આનાથી વિપરીત થઈ રહ્યું છે,] અપરાધ તો કોઈ અન્ય જ કરે અને તેના ફળનો લાભ કોઈ અન્ય જ પામે. ભગવાનની લીલા ઘણી જ વિચિત્ર છે, તેને જગતમાં કોણ જાણી શકે છે? ॥ ૭૭॥

**ચૌ૦ – રાયઁ રામ રાખન હિત લાગી। બહુત ઉપાય કિએ છલુ ત્યાગી ॥**
**લખી રામ રુખ રહત ન જાને। ધરમ ધુરંધર ધીર સયાને ॥ ૧॥**

રાજાએ આ રીતે શ્રીરામચન્દ્રજીને રોકવા માટે છળ છોડીને ઘણા જ ઉપાય કર્યા. પરંતુ જ્યારે તેમણે ધર્મધુરંધર, ધીર અને બુદ્ધિમાન શ્રીરામજીનું વલણ જોઈ લીધું અને તે રોકાતા હોય તેવું ન જણાયું, ॥ ૧॥

**તબ નૃપ સીય લાઇ ઉર લીન્હી। અતિ હિત બહુત ભાઁતિ સિખ દીન્હી ॥**
**કહિ બન કે દુખ દુસહ સુનાએ। સાસુ સસુર પિતુ સુખ સમુઝાએ ॥ ૨॥**

ત્યારે રાજાએ સીતાજીને હૃદયે ચાંપી દીધા અને ઘણા પ્રેમથી અનેક પ્રકારે શિખામણ આપી. વનનાં દુઃસહ્ય દુઃખ કહી સંભળાવ્યાં. પછી સાસુ, સસરા તથા પિતાનાં પાસે રહેવાનાં સુખોને સમજાવ્યાં. ॥ ૨॥

**સિય મનુ રામ ચરન અનુરાગા। ઘરુ ન સુગમુ બનુ બિષમુ ન લાગા ॥**
**ઔરઉ સબહિં સીય સમુઝાઈ। કહિ કહિ બિપિન બિપતિ અધિકાઈ ॥૩॥**

પરંતુ સીતાજીનું મન શ્રીરામચન્દ્રજીના ચરણોમાં અનુરક્ત હતું. એટલે એમને ઘર સારું ન લાગ્યું અને વન પણ ભયાનક ન લાગ્યું. પછી બધા લોકોએ પણ વનમાં વિપત્તિઓની અધિકતા બતાવી બતાવીને સીતાજીને સમજાવ્યાં. ॥ ૩॥

**સચિવ નારિ ગુર નારિ સયાની। સહિત સનેહ કહહિં મૃદુ બાની ॥**
**તુમ્હ કહુઁ તૌ ન દીન્હ બનબાસૂ। કરહુ જો કહહિં સસુર ગુર સાસૂ ॥ ૪॥**

મન્ત્રી સુમન્ત્રજીનાં પત્ની અને ગુરુ વસિષ્ઠજીનાં સ્ત્રી અરુંધતીજી તથા અન્ય બુદ્ધિશાળી સ્ત્રીઓ સ્નેહની સાથે કોમળ વાણીથી કહે છે કે તમને તો રાજાએ વનવાસ આપ્યો નથી. માટે સસરાજી, ગુરુજી અને સાસુજી કહે તેવું જ તમે કરો. ॥ ૪॥

**દો૦ – સિખ સીતલિ હિત મધુર મૃદુ સુનિ સીતહિ ન સોહાનિ।**
**સરદ ચંદ ચંદિનિ લગત જનુ ચકઈ અકુલાનિ ॥ ૭૮॥**

આ શીતળ, હિતકારી, મધુર અને કોમળ શિખામણ સાંભળવી સીતાજીને ઠીક ન લાગી. તે એ રીતે વ્યાકુળ થઈ ગયાં જાણે શરદ ઋતુના ચન્દ્રમાની ચાંદનીનો સ્પર્શ થતાં જ ચકવી વ્યાકુળ થઈ ઊઠી હોય. ॥ ૭૮॥

**ચૌ૦ – સીય સકુચ બસ ઉતરુ ન દેઈ। સો સુનિ તમકિ ઉઠી કૈકેઈ ॥**
**મુનિ પટ ભૂષન ભાજન આની। આગેં ધરિ બોલી મૃદુ બાની ॥ ૧॥**

સીતાજી સંકોચવશ ઉત્તર આપતાં નથી. આ વાતોને સાંભળીને કૈકેયી આવેશપૂર્વક ઊઠી. તેણે મુનિઓને ધારણ કરવા યોગ્ય વસ્ત્ર, આભૂષણ અને વાસણ લાવીને શ્રીરામચન્દ્રજીની આગળ મૂકી દીધાં અને કોમળ વાણીમાં કહ્યું – ॥ ૧॥

**નૃપહિ પ્રાનપ્રિય તુમ્હ રઘુબીરા। સીલ સનેહ ન છાડ઼િહિ ભીરા॥**
**સુકૃતુ સુજસુ પરલોકુ નસાઊ। તુમ્હહિ જાન બન કહિહિ ન કાઊ॥ ૨॥**

હે રઘુવીર! રાજાને તમે પ્રાણોસમાન પ્રિય છો. ભીરુ (પ્રેમવશ દુર્બળ હૃદયના) રાજા શીલ અને સ્નેહ નહીં છોડે! પુણ્ય, સુંદર યશ અને પરલોક ભલે નષ્ટ થઈ જાય, પણ તમને વનમાં જવાનું તેઓ ક્યારેય પોતાના મુખથી નહીં કહે. ॥ ૨॥

**અસ બિચારિ સોઈ કરહુ જો ભાવા। રામ જનનિ સિખ સુનિ સુખુ પાવા॥**
**ભૂપહિ બચન બાનસમ લાગે। કરહિં ન પ્રાન પયાન અભાગે॥ ૩॥**

આમ વિચારીને જે તમને ઠીક લાગે તેમ કરો. માતાની શીખ સાંભળીને શ્રીરામચન્દ્રજીએ [મોટું] સુખ મેળવ્યું. પરંતુ રાજાને આ વચન બાણ જેવાં લાગ્યાં. તે વિચારવા લાગ્યા, હજી પણ અભાગિયા પ્રાણ કેમ નથી નીકળતા! ॥ ૩॥

**લોગ બિકલ મુરુછિત નરનાહૂ। કાહ કરિઅ કછુ સૂઝ ન કાહૂ॥**
**રામુ તુરત મુનિ બેષુ બનાઈ। ચલે જનક જનનિહિ સિરુ નાઈ॥ ૪॥**

રાજા મૂર્છિત થઈ ગયા, લોકો વ્યાકુળ છે. કોઈને કશું સૂઝતું નથી કે શું કરે. શ્રીરામચન્દ્રજી તરત જ મુનિનો વેશ બનાવીને અને માતાપિતાને શીશ નમાવીને ચાલી નીકળ્યા. ॥ ૪॥

**દો૦ – સજિ બન સાજુ સમાજુ સબુ બનિતા બંધુ સમેત।**
**બંદિ બિપ્ર ગુર ચરન પ્રભુ ચલે કરિ સબહિ અચેત॥ ૭૯॥**

વનનો દરેક સાજ-સામાન સજીને (વનને માટે આવશ્યક વસ્તુઓને સાથે લઈને) શ્રીસીતાજી અને શ્રીલક્ષ્મણજી સહિત શ્રીરામચન્દ્રજી બ્રાહ્મણ અને ગુરુના ચરણોની વંદના કરીને બધાને અચેત (બેભાન) કરીને ચાલ્યા. ॥ ૭૯॥

**ચૌ૦ – નિકસિ બસિષ્ઠ દ્વાર ભએ ઠાઢ઼ે। દેખે લોગ બિરહ દવ દાઢ઼ે॥**
**કહિ પ્રિય બચન સકલ સમુઝાએ। બિપ્ર બૃંદ રઘુબીર બોલાએ॥ ૧॥**

રાજમહેલથી નીકળીને શ્રીરામચન્દ્રજી વસિષ્ઠજીના દરવાજો જઈ ઊભા રહ્યા અને જોયું કે સર્વે લોકો વિરહના અગ્નિમાં બળી રહ્યા છે. તેમણે પ્રિય વચન કહીને સર્વેને સમજાવ્યા. પછી શ્રીરામચન્દ્રજીએ બ્રાહ્મણોની મંડળીને બોલાવી. ॥ ૧॥

**ગુર સન કહિ બરષાસન દીન્હે। આદર દાન બિનય બસ કીન્હે॥**
**જાચક દાન માન સંતોષે। મીત પુનીત પ્રેમ પરિતોષે॥ ૨॥**

ગુરુજીને કહીને તે બધાને વર્ષાસન (વર્ષભરનું સીધું) અર્પ્યાં અને આદર, દાન તથા વિનયથી એમને વશમાં કરી લીધા. પછી યાચકોને દાન અને માન આપીને સંતુષ્ટ કર્યા તથા મિત્રોને પવિત્ર પ્રેમથી પ્રસન્ન કર્યા. ॥ ૨॥

**દાસીં દાસ બોલાઇ બહોરી। ગુરહિ સૌંપિ બોલે કર જોરી॥**
**સબ કૈ સાર સઁભાર ગોસાઈં। કરબિ જનક જનની કી નાઈં॥ ૩॥**

પછી દાસ-દાસીઓને બોલાવીને તેમને ગુરુજીને સોંપીને, હાથ જોડીને બોલ્યા – હે ગોસાઈં! સર્વેની સાર-સંભાળ માતા-પિતાની જેમ લેતા રહેજો. ॥ ૩॥

**બારહિં બાર જોરિ જુગ પાની। કહત રામુ સબ સન મૃદુ બાની॥**
**સોઇ સબ ભાઁતિ મોર હિતકારી। જેહિ તેં રહૈ ભુઆલ સુખારી॥ ૪॥**

શ્રીરામચન્દ્રજી વારંવાર બંને હાથ જોડીને બધાને કોમળ વાણીમાં કહે છે કે મારો સર્વે પ્રકારે હિતકારી તે જ છે કે જેની ચેષ્ટાથી પિતાશ્રી સુખી રહે. ॥ ૪॥

**દો૦ – માતુ સકલ મોરે બિરહઁ જેહિં ન હોહિં દુખ દીન।**
**સોઇ ઉપાઉ તુમ્હ કરેહુ સબ પુર જન પરમ પ્રબીન॥ ૮૦॥**

હે પરમ ચતુર પુરવાસી સજ્જનો! આપ લોકો એવો જ ઉપાય કરશો, જેથી મારી સર્વે માતાઓ મારા વિરહના દુઃખથી વ્યાકુળ ન થાય. ॥ ૮૦॥

**ચૌ૦ – એહિ બિધિ રામ સબહિ સમુઝાવા। ગુર પદ પદુમ હરષિ સિરુ નાવા॥**
**ગનપતિ ગૌરિ ગિરીસુ મનાઈ। ચલે અસીસ પાઇ રઘુરાઈ॥ ૧॥**

આ રીતે શ્રીરામજીએ સર્વેને સમજાવ્યા અને હરખાઈને ગુરુજીના ચરણકમળોમાં માથું નમાવ્યું. પછી ગણેશજી, પાર્વતીજી અને કૈલાસપતિ મહાદેવજીને મનાવીને તથા ગુરુજીના આશીર્વાદ પામીને શ્રીરઘુનાથજી ચાલ્યા. ॥ ૧॥

**રામ ચલત અતિ ભયઉ બિષાદૂ। સુનિ ન જાઇ પુર આરત નાદૂ॥**
**કુસગુન લંક અવધ અતિ સોકૂ। હરષ બિષાદ બિબસ સુરલોકૂ॥ ૨॥**

શ્રીરામજીના ચાલતાં જ ઘણો ભારે વિષાદ થઈ ગયો. નગરનો આર્તનાદ (હાહાકાર) સાંભળી શકાતો નથી. લંકામાં અશુભ શુકનો થવા લાગ્યાં, અયોધ્યામાં અત્યંત શોક છવાઈ ગયો અને દેવલોકમાં બધા હર્ષ અને વિષાદ બંનેના વશમાં થઈ ગયાં. [હર્ષ એ વાતનો હતો કે હવે રાક્ષસોનો નાશ થશે અને વિષાદ અયોધ્યાવાસીઓના શોકને કારણે થયો]. ॥ ૨॥

**ગઇ મુરુછા તબ ભૂપતિ જાગે। બોલિ સુમંત્રુ કહન અસ લાગે॥**
**રામુ ચલે બન પ્રાન ન જાહીં। કેહિ સુખ લાગિ રહત તન માહીં॥ ૩॥**

મૂર્છા દૂર થઈ, ત્યારે રાજા જાગ્યા અને સુમન્ત્રને બોલાવીને એમ કહેવા લાગ્યા – શ્રીરામ વનમાં ચાલ્યા ગયા, પણ મારા પ્રાણ નથી જઈ રહ્યા. ન જાણે કયા સુખ માટે શરીરમાં ટકી રહ્યા છે? ॥ ૩॥

**એહિ તેં કવન બ્યથા બલવાના। જો દુખુ પાઈ તજહિં તનુ પ્રાના॥**
**પુનિ ધરિ ધીર કહઈ નરનાહૂ। લૈ રથુ સંગ સખા તુમ્હ જાહૂ॥૪॥**

આનાથી અધિક બળવતી બીજી કઈ વ્યથા હશે જે દુઃખને પામી પ્રાણ શરીર છોડશે? વળી, ધીરજ ધરીને રાજાએ કહ્યું - હે સખા! તમે રથ લઈને શ્રીરામની સાથે જાઓ. ॥૪॥

**દો૦ – સુઠિ સુકુમાર કુમાર દોઉ જનકસુતા સુકુમારિ।**
**રથ ચઢ઼ાઇ દેખરાઇ બનુ ફિરેહુ ગએઁ દિન ચારિ॥૮૧॥**

અત્યંત સુકુમાર બંને કુમારોને અને સુકુમારી જાનકીને રથમાં ચઢાવી, વન જોવડાવી, ચાર દિવસ ફેરવી પાછા ફરજો. ॥૮૧॥

**ચૌ૦ – જૌં નહિં ફિરહિં ધીર દોઉ ભાઈ। સત્યસંધ દૃઢ઼બ્રત રઘુરાઈ॥**
**તૌ તુમ્હ બિનય કરેહુ કર જોરી। ફેરિઅ પ્રભુ મિથિલેસકિસોરી॥૧॥**

જો ધૈર્યવાન બંને ભાઈ પાછા ન આવે – કારણકે શ્રીરઘુનાથજી પ્રણના પાકા અને દૃઢતા સાથે નિયમનું પાલન કરનારા છે – તો તમે હાથ જોડીને વિનંતી કરજો કે હે પ્રભો! જનકકુમારી સીતાજીને તો પાછા મોકલો. ॥૧॥

**જબ સિય કાનન દેખિ ડેરાઈ। કહેહુ મોરિ સિખ અવસરુ પાઈ॥**
**સાસુ સસુર અસ કહેઉ સઁદેસૂ। પુત્રિ ફિરિઅ બન બહુત કલેસૂ॥૨॥**

જો સીતા વનને દેખીને ડરે, તો અવસર જાણીને મારી આ શિખામણ એમને કહેજો કે તમારાં સાસુ અને સસરાએ એવો સંદેશો કહેવડાવ્યો છે કે હે પુત્રી! તમે પાછાં ફરો, વનમાં ઘણો ક્લેશ છે. ॥૨॥

**પિતુગૃહ કબહુઁ કબહુઁ સસુરારી। રહેહુ જહાઁ રુચિ હોઈ તુમ્હારી॥**
**એહિ બિધિ કરેહુ ઉપાય કદંબા। ફિરઇ ત હોઇ પ્રાન અવલંબા॥૩॥**

ક્યારેક પિતાજીના ઘેર, ક્યારેક સાસરે, જ્યાં તમારી ઇચ્છા થાય ત્યાં રહેજો. આ રીતે તમે ઘણા જ ઉપાય કરજો. જો સીતાજી પાછાં વળશે તો મારાં પ્રાણોને આધાર મળી જશે. ॥૩॥

**નાહિં ત મોર મરનુ પરિનામા। કછુ ન બસાઇ ભએઁ બિધિ બામા॥**
**અસ કહિ મુરુછિ પરા મહિ રાઊ। રામુ લખનુ સિય આનિ દેખાઊ॥૪॥**

નહીં તો અંતે મારું મરણ જ થશે. વિધાતાના વિપરીત થવાથી કોઈ વશ નથી ચાલતો. હા! રામ, લક્ષ્મણ અને સીતાને લાવીને દેખાડો. આમ કહીને રાજા મૂર્છિત થઈને પૃથ્વી પર ઢળી પડ્યા. ॥૪॥

**દો૦ – પાઇ રજાયસુ નાઇ સિરુ રથુ અતિ બેગ બનાઇ।**
**ગયઉ જહાઁ બાહેર નગર સીય સહિત દોઉ ભાઇ॥૮૨॥**

સુમન્ત્રજી રાજાની આજ્ઞા પામીને, શીશ નમાવીને અને ઘણી જ ઉતાવળથી રથ જોડાવી ત્યાં ગયા કે જ્યાં નગરની બહાર સીતાજીસહિત બંને ભાઈ હતા. ॥૮૨॥

**ચૌ૦ – તબ સુમંત્ર નૃપ બચન સુનાએ। કરિ બિનતી રથ રામુ ચઢ઼ાએ॥**
**ચઢ઼િ રથ સીય સહિત દોઉ ભાઈ। ચલે હૃદયઁ અવધહિ સિરુ નાઈ॥૧॥**

ત્યારે (ત્યાં પહોંચીને) સુમન્ત્રે રાજાનાં વચન શ્રીરામચન્દ્રજીને સંભળાવ્યાં અને વિનંતી કરીને તેમને રથે ચઢાવ્યાં. સીતાજીસહિત બંને ભાઈ રથ પર ચઢીને હૃદયપૂર્વક અયોધ્યાને શીશ નમાવી ચાલ્યા. ॥૧॥

**ચલત રામુ લખિ અવધ અનાથા। બિકલ લોગ સબ લાગે સાથા॥**
**કૃપાસિંધુ બહુબિધિ સમુઝાવહિં। ફિરહિં પ્રેમ બસ પુનિ ફિરિ આવહિં॥૨॥**

શ્રીરામચન્દ્રજીને જતાં જોઈને અને અયોધ્યાને અનાથ થતાં જોઈને બધા લોકો વ્યાકુળ થઈને એમની સાથે ચાલવા લાગ્યા. કૃપાના સાગર શ્રીરામજી એમને ઘણી રીતે સમજાવે છે, તો તેઓ અયોધ્યા તરફ પાછા વળે છે; પરંતુ પ્રેમવશ પાછા રામજીની સાથે ચાલી નીકળે છે. ॥૨॥

**લાગતિ અવધ ભયાવનિ ભારી। માનહુઁ કાલરાતિ અઁધિઆરી॥**
**ઘોર જંતુ સમ પુર નર નારી। ડરપહિં એકહિ એક નિહારી॥૩॥**

અયોધ્યાપુરી ઘણી ભયાનક લાગી રહી છે, જાણે અંધકારમયી કાળરાત્રિ જ હોય. નગરમાં નર-નારી ભયાનક જંતુઓની જેમ એકબીજાને જોઈને ડરી રહ્યાં છે. ॥૩॥

**ઘર મસાન પરિજન જનુ ભૂતા। સુત હિત મીત મનહુઁ જમદૂતા॥**
**બાગન્હ બિટપ બેલિ કુમ્હિલાહીં। સરિત સરોવર દેખિ ન જાહીં॥૪॥**

ઘર શ્મશાન જેવું, કુટુમ્બીજનો ભૂત-પ્રેત જેવા તથા પુત્ર, હિતૈષી અને મિત્ર જાણે જમના દૂત હોય તેવું છે. બગીચામાં વૃક્ષો અને વેલો કરમાઈ રહ્યાં છે. નદી અને તળાવ એવા ભયાનક લાગે છે કે તેમની તરફ જોઈ પણ નથી શકાતું. ॥૪॥

**દો૦ – હય ગય કોટિન્હ કેલિમૃગ પુરપસુ ચાતક મોર।**
**પિક રથાંગ સુક સારિકા સારસ હંસ ચકોર॥૮૩॥**

કરોડો ઘોડા, હાથી, રમવા માટે પાળેલાં હરણ, નગરનાં ગાય, બળદ, આદિ પશુ, બપૈયા, મોર, કોયલ, ચકવા, પોપટ, મેના, સારસ, હંસ અને ચકોર – ॥૮૩॥

**ચૌ૦ – રામ બિયોગ બિકલ સબ ઠાઢ઼ે। જહઁ તહઁ મનહુઁ ચિત્ર લિખિ કાઢ઼ે॥**
**નગરુ સફલ બનુ ગહબર ભારી। ખગ મૃગ બિપુલ સકલ નર નારી॥૧॥**

બધા શ્રીરામજીના વિયોગમાં વ્યાકુળ થઈ ચારેકોર [એવા ચુપચાપ સ્થિર થઈને] ઊભાં છે જાણે ચિત્રોમાં દોરીને બનાવ્યાં હોય. નગર જાણે ફળોથી પરિપૂર્ણ મોટું ભારે ગાઢ વન હતું. નગરવાસી

બધાં સ્ત્રી-પુરુષ ઘણાં જ પશુ-પક્ષીઓ હતાં. (અર્થાત્ અવધપુરી અર્થ, ધર્મ, કામ, મોક્ષ ચારેય ફળને આપનારી નગરી હતી અને બધાં સ્ત્રી-પુરુષ સુખથી તે ફળોને પ્રાપ્ત કરતાં હતાં.) ॥ ૧॥

**બિધિ કૈકઈ કિરાતિનિ કીન્હી। જેહિં દવ દુસહ દસહુઁ દિસિ દીન્હી॥**
**સહિ ન સકે રઘુબર બિરહાગી। ચલે લોગ સબ બ્યાકુલ ભાગી॥ ૨॥**

વિધાતાએ કૈકેયીને ભીલડી બનાવી, જેણે દસે દિશાઓમાં દુઃસહ્ય દાવાનળ લગાડી દીધો. શ્રીરામચન્દ્રજીના વિરહની આ અગ્નિને લોકો સહી ન શક્યા. બધા લોકો વ્યાકુળ થઈને અયોધ્યાથી ભાગી નીકળ્યા. ॥ ૨॥

**સબહિં બિચારુ કીન્હ મન માહીં। રામ લખન સિય બિનુ સુખુ નાહીં॥**
**જહાઁ રામુ તહઁ સબુઇ સમાજૂ। બિનુ રઘુબીર અવધ નહિં કાજૂ॥ ૩॥**

બધાએ મનમાં વિચાર કરી લીધો કે શ્રીરામજી, લક્ષ્મણજી અને સીતાજીના વિના સુખ નથી. જ્યાં શ્રીરામજી રહેશે ત્યાં આખો સમાજ રહેશે. શ્રીરામચન્દ્રજી વિના અયોધ્યામાં આપણા લોકોનું કંઈ કામ નથી. ॥ ૩॥

**ચલે સાથ અસ મંત્રુ દૃઢ઼ાઈ। સુર દુર્લભ સુખ સદન બિહાઈ॥**
**રામ ચરન પંકજ પ્રિય જિન્હહી। બિષય ભોગ બસ કરહિં કિ તિન્હહી॥ ૪॥**

આવો વિચાર દૃઢ કરીને દેવતાઓને પણ દુર્લભ સુખોથી પૂર્ણ ઘરોને છોડીને બધા શ્રીરામચન્દ્રજીની સાથે ચાલી નીકળ્યા. જેમને શ્રીરામજીના ચરણકમળ પ્રિય છે, તેમને શું ક્યારેય વિષયભોગ વશમાં કરી શકે છે? ॥ ૪॥

**દો૦ – બાલક બૃદ્ધ બિહાઇ ગૃહઁ લગે લોગ સબ સાથ।**
**તમસા તીર નિવાસુ કિય પ્રથમ દિવસ રઘુનાથ॥ ૮૪॥**

બાળકો અને વૃદ્ધોને ઘેર છોડીને સર્વે લોકો સાથે ચાલી નીકળ્યા. પહેલા દિવસે શ્રીરઘુનાથજીએ તમસા નદીના તટે નિવાસ કર્યો. ॥ ૮૪॥

**ચૌ૦ – રઘુપતિ પ્રજા પ્રેમબસ દેખી। સદય હૃદયઁ દુખુ ભયઉ બિસેષી॥**
**કરુનામય રઘુનાથ ગોસાઁઈ। બેગિ પાઇઅહિં પીર પરાઈ॥ ૧॥**

પ્રજાને સ્નેહવશ થયેલી જોઈને શ્રીરઘુનાથજીના દયાળુ હૃદયમાં ઘણું દુઃખ થયું. પ્રભુ શ્રીરઘુનાથજી કરુણામય છે. બીજાનું દુઃખ જોઈને તેઓ સ્વયં શીઘ્ર દુઃખી થઈ જાય છે એટલે કે તેઓ દ્રવિત થઈ જાય છે. ॥ ૧॥

**કહિ સપ્રેમ મૃદુ બચન સુહાએ। બહુબિધિ રામ લોગ સમુઝાએ॥**
**કિએ ધરમ ઉપદેસ ઘનેરે। લોગ પ્રેમ બસ ફિરહિં ન ફેરે॥ ૨॥**

પ્રેમયુક્ત કોમળ અને સુંદર વચન કહીને શ્રીરામજીએ અનેક પ્રકારે લોકોને સમજાવ્યા અને ધર્મ સંબંધી બહુ ઉપદેશ આપ્યા, પરંતુ પ્રેમમાં પરવશ બનેલા લોકો વાર્યા વળતા નથી. ॥ ૨॥

**સીલુ સનેહુ છાડ઼િ નહિં જાઈ। અસમંજસ બસ ભે રઘુરાઈ॥**
**લોગ સોગ શ્રમ બસ ગએ સોઈ। કછુક દેવમાયાઁ મતિ મોઈ॥૩॥**

શીલ અને સ્નેહ છોડી નથી શકાતા. શ્રીરઘુનાથજી અવઢવને અધીન થઈ ગયા (દ્વિધામાં પડી ગયા). શોક અને પરિશ્રમ(થાક)ને લીધે લોકો સૂઈ ગયા અને કંઈક દેવતાઓની માયાથી પણ તેમની બુદ્ધિ મોહિત થઈ ગઈ. ॥૩॥

**જબહિં જામ જુગ જામિનિ બીતી। રામ સચિવ સન કહેઉ સપ્રીતી॥**
**ખોજ મારિ રથુ હાઁકહુ તાતા। આન ઉપાયઁ બનિહિ નહિં બાતા॥૪॥**

જ્યારે બે પ્રહર રાત વીતી ગઈ, ત્યારે શ્રીરામચન્દ્રજીએ પ્રેમપૂર્વક મન્ત્રી સુમન્ત્રને કહ્યું – હે તાત! રથના ચીલા સંતાડીને (એટલે કે પૈડાંનાં ચિહ્નોથી દિશાની ખબર ન પડે તે રીતે) રથને હાંકો, બીજા કોઈ ઉપાયથી વાત (લોકોને વાળવાની) નહિ બની શકે. ॥૪॥

**દો૦– રામ લખન સિય જાન ચઢ઼િ સંભુ ચરન સિરુ નાઇ।**
**સચિવઁ ચલાયઉ તુરત રથુ ઇત ઉત ખોજ દુરાઇ॥૮૫॥**

શંકરજીના ચરણોમાં શીશ નમાવીને શ્રીરામજી, લક્ષ્મણજી અને સીતાજી રથ પર સવાર થયા. મન્ત્રી તરત જ રથને, અહીં તહીં ચીલા સંતાડીને (આડો-અવળો હાંકી ચીલાથી દિશાની જાણ ન થાય તે રીતે) હાંકી નીકળ્યા. ॥૮૫॥

**ચૌ૦– જાગે સકલ લોગ ભએં ભોરૂ। ગે રઘુનાથ ભયઉ અતિ સોરૂ॥**
**રથ કર ખોજ કતહુઁ નહિં પાવહિં। રામ રામ કહિ ચહુઁ દિસિ ધાવહિં॥૧॥**

સવાર પડતાં જ સર્વે લોકો જાગ્યા, તો ઘણો કોલાહલ મચી ગયો કે શ્રીરઘુનાથજી જતા રહ્યા. ક્યાંય રથની દિશા મળતી નથી, બધા 'હે રામ! હે રામ!' પોકારતાં ચારેય બાજુ દોડી રહ્યા છે. ॥૧॥

**મનહુઁ બારિનિધિ બૂડ઼ જહાજૂ। ભયઉ બિકલ બડ઼ બનિક સમાજૂ॥**
**એકહિ એક દેહિં ઉપદેસૂ। તજે રામ હમ જાનિ કલેસૂ॥૨॥**

જાણે સમુદ્રમાં વહાણ ડૂબી ગયું હોય, જેથી વેપારીઓનો સમુદાય ઘણો જ વ્યાકુળ થઈ ઊઠ્યો હોય. તેઓ એકબીજાને ઉપદેશ આપે છે કે શ્રીરામચન્દ્રજીએ, આપણ લોકોને ક્લેશ થશે એમ જાણીને ત્યજી દીધા છે. ॥૨॥

**નિંદહિં આપુ સરાહહિં મીના। ધિગ જીવનુ રઘુબીર બિહીના॥**
**જૌં પૈ પ્રિય બિયોગુ બિધિ કીન્હા। તૌ કસ મરનુ ન માગેં દીન્હા॥૩॥**

તે લોકો પોતાની નિંદા કરે છે અને માછલીઓની પ્રશંસા કરે છે. [કહે છે –] શ્રીરામચન્દ્રજી વિનાના અમારા જીવનને ધિક્કાર છે. વિધાતાએ જો પ્રિયનો વિયોગ જ રચ્યો તો પછી એણે માગવાથી મૃત્યુ કેમ ન આપ્યું! ॥૩॥

**એહિ બિધિ કરત પ્રલાપ કલાપા। આએ અવધ ભરે પરિતાપા॥**
**બિષમ બિયોગુ ન જાઈ બખાના। અવધિ આસ સબ રાખહિં પ્રાના॥૪॥**

આ રીતે ઘણા જ પ્રલાપ કરતાં તેઓ સંતાપયુક્ત થઈને અયોધ્યાજીમાં આવ્યા. એ લોકોના વિષમ વિયોગની દશાનું વર્ણન નથી કરી શકાતું. [ચૌદ વર્ષની] અવધિની આશાથી જ તેઓ પ્રાણોને રાખી રહ્યા છે. ॥૪॥

દો૦ – **રામ દરસ હિત નેમ બ્રત લગે કરન નર નારિ।**
**મનહુઁ કોક કોકી કમલ દીન બિહીન તમારિ॥૮૬॥**

[બધાં] સ્ત્રી-પુરુષ શ્રીરામચન્દ્રજીનાં દર્શન માટે નિયમ અને વ્રત કરવા લાગ્યાં અને એવા દુઃખી થઈ ગયાં જેમ ચકવો, ચકવી અને કમળ સૂર્ય વગર દીન થઈ જાય છે. ॥૮૬॥

ચૌ૦ – **સીતા સચિવ સહિત દોઉ ભાઈ। સૃંગબેરપુર પહુઁચે જાઈ॥**
**ઉતરે રામ દેવસરિ દેખી। કીન્હ દંડવત હરષુ બિસેષી॥૧॥**

સીતાજી અને મંત્રી સહિત બંને ભાઈ શૃંગવેરપુર જઈ પહોંચ્યા. ત્યાં ગંગાજીને જોઈ શ્રીરામજી રથમાંથી ઊતરી પડ્યા અને ઘણા હર્ષની સાથે દંડવત્ કર્યાં. ॥૧॥

**લખન સચિવઁ સિયઁ કિએ પ્રનામા। સબહિ સહિત સુખુ પાયઉ રામા॥**
**ગંગ સકલ મુદ મંગલ મૂલા। સબ સુખ કરનિ હરનિ સબ સૂલા॥૨॥**

લક્ષ્મણજી, સુમન્ત્ર અને સીતાજીએ પણ પ્રણામ કર્યાં. સૌની સાથે શ્રીરામચન્દ્રજી સુખ પામ્યા. ગંગાજી સમસ્ત આનંદ-મંગળોનું મૂળ છે. તે સર્વે સુખોને આપનારી અને સર્વે પીડાઓને હરનારી છે. ॥૨॥

**કહિ કહિ કોટિક કથા પ્રસંગા। રામુ બિલોકહિં ગંગ તરંગા॥**
**સચિવહિ અનુજહિ પ્રિયહિ સુનાઈ। બિબુધ નદી મહિમા અધિકાઈ॥૩॥**

અનેક કથા-પ્રસંગ કહેતાં શ્રીરામજી ગંગાજીની તરંગોને જોઈ રહ્યા છે. તેમણે મંત્રીને, નાના ભાઈ લક્ષ્મણજીને અને પ્રિયા સીતાજીને દેવનદી ગંગાજીનો મહિમા વખાણીને કહ્યો. ॥૩॥

**મજ્જનુ કીન્હ પંથ શ્રમ ગયઊ। સુચિ જલુ પિઅત મુદિત મન ભયઊ॥**
**સુમિરત જાહિ મિટઈ શ્રમ ભારૂ। તેહિ શ્રમ યહ લૌકિક બ્યવહારૂ॥૪॥**

તત્પશ્ચાત્ સર્વેએ સ્નાન કર્યું, જેથી માર્ગનો બધો શ્રમ (થાક) દૂર થઈ ગયો અને પવિત્ર જળ પીતાંની સાથે મન પ્રસન્ન થઈ ગયું. જેના સ્મરણમાત્રથી [વારંવાર જન્મવા અને મરવાનો] મહાન શ્રમ મટી જાય છે, તેમને 'શ્રમ' થવો – આ કેવળ લૌકિક વ્યવહાર (નરલીલા) છે. ॥૪॥

દો૦ – **સુદ્ધ સચ્ચિદાનંદમય કંદ ભાનુકુલ કેતુ।**
**ચરિત કરત નર અનુહરત સંસૃતિ સાગર સેતુ॥૮૭॥**

શુદ્ધ સ્વરૂપ (પ્રકૃતિજન્ય ત્રિગુણોથી રહિત, માયાતીત દિવ્ય મંગળવિગ્રહ), સચ્ચિદાનંદ-સ્વરૂપ, મેઘરાજાની જેમ સુખરૂપી જળ વરસાવનારા, સૂર્યકુળની ધ્વજારૂપ ભગવાન શ્રીરામચન્દ્રજી મનુષ્યોની જેમ એવાં ચરિત્ર કરે છે જે સંસારરૂપી સમુદ્રને પાર ઊતરવા માટે પુલ સમાન છે. ॥ ૮૭॥

**ચૌ૦ – યહ સુધિ ગુહઁ નિષાદ જબ પાઈ। મુદિત લિએ પ્રિય બંધુ બોલાઈ॥**
**લિએ ફલ મૂલ ભેંટ ભરિ ભારા। મિલન ચલેઉ હિયઁ હરષુ અપારા॥ ૧॥**

જ્યારે નિષાદરાજ ગુહને આ સમાચાર મળ્યા, ત્યારે આનંદિત થઈને તેણે પોતાના પ્રિયજનો અને ભાઈ-બંધુઓને બોલાવી લીધા અને ભેટ આપવા માટે ફળ, મૂળ (કંદ) લઈને અને એના ભારા કાવડોમાં ભરીને મળવા ચાલ્યો. તેના હૃદયમાં હર્ષનો પાર ન હતો. ॥ ૧॥

**કરિ દંડવત ભેંટ ધરિ આગેં। પ્રભુહિ બિલોકત અતિ અનુરાગેં॥**
**સહજ સનેહ બિબસ રઘુરાઈ। પૂઁછી કુસલ નિકટ બૈઠાઈ॥ ૨॥**

દંડવત કરીને ભેટ સામે મૂકીને તે અત્યંત પ્રેમથી પ્રભુને જોવા લાગ્યો. શ્રીરઘુનાથજીએ સ્વાભાવિક સ્નેહને વશ થઈને એને પોતાની પાસે બેસાડીને કુશળ-ક્ષેમ પૂછ્યા. ॥ ૨॥

**નાથ કુસલ પદ પંકજ દેખેં। ભયઉઁ ભાગભાજન જન લેખેં॥**
**દેવ ધરનિ ધનુ ધામુ તુમ્હારા। મૈં જનુ નીચુ સહિત પરિવારા॥ ૩॥**

નિષાદરાજે ઉત્તર આપ્યો – હે નાથ! આપના ચરણકમળનાં દર્શનથી જ સર્વે કુશળ છે [આપના ચરણારવિંદોનાં દર્શન કરી] આજે હું ભાગ્યવાન્ પુરુષોની ગણતરીમાં આવી ગયો. હે દેવ! આ પૃથ્વી, ધન અને ઘર બધું આપનું છે. હું તો પરિવારસહિત આપનો તુચ્છ સેવક છું. ॥ ૩॥

**કૃપા કરિઅ પુર ધારિઅ પાઊ। થાપિય જનુ સબુ લોગુ સિહાઊ॥**
**કહેહુ સત્ય સબુ સખા સુજાના। મોહિ દીન્હ પિતુ આયસુ આના॥ ૪॥**

હવે કૃપા કરીને પુર(શ્રૃંગવેરપુર)માં પધારો અને આ દાસની પ્રતિષ્ઠા વધારો, જેથી દરેક જણ જુએ કે આનું પણ શું ભાગ્ય છે? શ્રીરામચન્દ્રજીએ કહ્યું – હે સુજ્ઞ સખા! આપે જે કંઈ કહ્યું તે સર્વ સત્ય છે. પરંતુ પિતાજીએ મને બીજી જ આજ્ઞા આપી છે. ॥ ૪॥

**દો૦ – બરષ ચારિદસ બાસુ બન મુનિ બ્રત બેષુ અહારુ।**
**ગ્રામ બાસુ નહિં ઉચિત સુનિ ગુહહિ ભયઉ દુખુ ભારુ॥ ૮૮॥**

[તેમની આજ્ઞાનુસાર] મારે ચૌદ વર્ષ સુધી મુનિઓનાં વ્રત અને વેષ ધારણ કરીને અને મુનિઓને યોગ્ય આહાર કરીને વનમાં જ વસવાનું છે, ગામની અંદર નિવાસ કરવો ઉચિત નથી. આ સાંભળીને ગુહને ઘણું દુઃખ થયું. ॥ ૮૮॥

**ચૌ૦ – રામ લખન સિય રૂપ નિહારી। કહહિં સપ્રેમ ગ્રામ નર નારી॥**
**તે પિતુ માતુ કહહુ સખિ કૈસે। જિન્હ પઠએ બન બાલક ઐસે॥ ૧॥**

શ્રીરામજી, લક્ષ્મણજી અને સીતાજીના રૂપને જોઈને ગામનાં સ્ત્રી-પુરુષો પ્રેમપૂર્વક કહે છે. હે સખી! કહો તો એ માતા-પિતા કેવાં છે, જેમણે આવા [સુંદર સુકુમાર] બાળકોને વનમાં મોકલી દીધા?! ॥૧॥

**એક કહહિં ભલ ભૂપતિ કીન્હા। લોયન લાહુ હમહિ બિધિ દીન્હા॥**
**તબ નિષાદપતિ ઉર અનુમાના। તરુ સિંસુપા મનોહર જાના॥૨॥**

કોઈ એક કહે છે – રાજાએ સારું જ કર્યું, આ બહાને અમને પણ બ્રહ્માએ નેત્રોનો લાભ આપ્યો. પછી નિષાદરાજે હૃદયમાં નક્કી કર્યું કે આ અશોકનું વૃક્ષ રામજીના ઉતારા માટે યોગ્ય અને મનોહર સ્થળ છે. ॥૨॥

**લૈ રઘુનાથહિ ઠાઉઁ દેખાવા। કહેઉ રામ સબ ભાઁતિ સુહાવા॥**
**પુરજન કરિ જોહારુ ઘર આએ। રઘુબર સંધ્યા કરન સિધાએ॥૩॥**

તેણે શ્રીરઘુનાથજીને લઈ જઈને તે સ્થાન દેખાડ્યું. શ્રીરામચન્દ્રજીએ [જોઈને] કહ્યું કે આ સર્વ પ્રકારે સુંદર છે. પુરવાસી લોકો જુહાર કરીને પોતપોતાના ઘેર ગયા અને શ્રીરામચન્દ્રજી સંધ્યા-વંદન કરવા પધાર્યા. ॥૩॥

**ગુહઁ સઁવારિ સાઁથરી ડસાઈ। કુસ કિસલયમય મૃદુલ સુહાઈ॥**
**સુચિ ફલ મૂલ મધુર મૃદુ જાની। દોના ભરિ ભરિ રાખેસિ પાની॥૪॥**

ગુહે [આ ગાળામાં] દર્ભ અને કૂણાં પાંદડાંની કોમળ અને સુંદર સાંથરી પાથરી દીધી અને પવિત્ર, મીઠા અને કોમળ જોઈ-જોઈને ફળ-મૂળ, અને પાણી પડિયાઓમાં ભરી-ભરીને રાખી દીધાં ॥૪॥

**દો૦ – સિય સુમંત્ર ભ્રાતા સહિત કંદ મૂલ ફલ ખાઇ।**
**સયન કીન્હ રઘુબંસમનિ પાય પલોટત ભાઇ॥૮૯॥**

સીતાજી, સુમન્ત્રજી અને ભાઈ લક્ષ્મણજીસહિત કંદ-મૂળ-ફળ ખાઈને રઘુકુળમણિ શ્રીરામચન્દ્રજી સૂઈ ગયા. ભાઈ લક્ષ્મણજી તેમના પગ દબાવવા લાગ્યા. ॥૮૯॥

**ચૌ૦ – ઉઠે લખનુ પ્રભુ સોવત જાની। કહિ સચિવહિ સોવન મૃદુ બાની॥**
**કછુક દૂરિ સજિ બાન સરાસન। જાગન લગે બૈઠિ બીરાસન॥૧॥**

પછી પ્રભુ શ્રીરામચન્દ્રજીને ઊંઘેલા જાણીને લક્ષ્મણજી ઊઠ્યા અને કોમળ વાણીથી મન્ત્રી સુમન્ત્રજીને સૂવા માટે કહીને ત્યાંથી થોડે દૂર ધનુષ-બાણ સજાવીને, વીરાસનમાં બેસી જાગૃત રહીને પહેરો ભરવા લાગ્યા. ॥૧॥

**ગુહઁ બોલાઇ પાહરૂ પ્રતીતી। ઠાવઁ ઠાવઁ રાખે અતિ પ્રીતી॥**
**આપુ લખન પહિં બૈઠેઉ જાઈ। કટિ ભાથી સર ચાપ ચઢ઼ાઈ॥૨॥**

ગુહે વિશ્વાસપાત્ર પહેરેદારોને બોલાવીને અત્યંત પ્રેમથી જગ્યાએ જગ્યાએ નિયુક્ત કરી દીધા અને પોતે કમરમાં ભાથો બાંધીને તથા ધનુષ પર બાણ ચઢાવીને લક્ષ્મણજી પાસે જઈ બેઠા. ॥૨॥

**સોવત પ્રભુહિ નિહારિ નિષાદૂ । ભયઉ પ્રેમ બસ હૃદયઁ બિષાદૂ ॥**
**તનુ પુલકિત જલુ લોચન બહઈ । બચન સપ્રેમ લખન સન કહઈ ॥ ૩॥**

પ્રભુને જમીન ઉપર સૂતા જોઈને સ્નેહવશ નિષાદરાજના હૃદયમાં વિષાદ થઈ આવ્યો. તેમનું શરીર પુલકિત થઈ ગયું અને નેત્રોમાંથી [પ્રેમાશ્રુઓનું] જળ વહેવા લાગ્યું. તે પ્રેમસહિત લક્ષ્મણજીને વચન કહેવા લાગ્યા — ॥ ૩॥

**ભૂપતિ ભવન સુભાયઁ સુહાવા । સુરપતિ સદનુ ન પટતર પાવા ॥**
**મનિમય રચિત ચારુ ચૌબારે । જનુ રતિપતિ નિજ હાથ સઁવારે ॥ ૪॥**

મહારાજ દશરથજીનો મહેલ તો સ્વભાવથી જ સુંદર છે, ઈન્દ્રભવન પણ જેની સરખામણી નથી કરી શકતો. તેમાં સુંદર મણિઓથી બનેલી બેઠકો (છત ઉપર બનેલ નાના મહેલ) છે જેને જાણે રતિના પતિ કામદેવે સ્વહસ્તે જ સજાવીને બનાવ્યા છે. ॥ ૪॥

**દો૦ – સુચિ સુબિચિત્ર સુભોગમય સુમન સુગંધ સુબાસ ।**
**પલઁગ મંજુ મનિ દીપ જહઁ સબ બિધિ સકલ સુપાસ ॥ ૯૦॥**

જે પવિત્ર, ઘણા જ વિલક્ષણ, સુંદર ભોગપદાર્થોથી પૂર્ણ અને ફૂલોની સુગંધથી સુવાસિત છે, જ્યાં સુંદર પલંગ અને મણિઓના દીપક છે તથા દરેક જાતનો પૂરો આરામ છે; ॥ ૯૦॥

**ચૌ૦ – બિબિધ બસન ઉપધાન તુરાઈં । છીર ફેન મૃદુ બિસદ સુહાઈં ॥**
**તહઁ સિય રામુ સયન નિસિ કરહીં । નિજ છબિ રતિ મનોજ મદુ હરહીં ॥ ૧॥**

જ્યાં [ઓઢવા-પાથરવાનાં] અનેક વસ્ત્ર, તકિયા અને ગાદલાં છે, જે દૂધના ફેણ જેવાં કોમળ, નિર્મળ (ઉજ્જવળ) અને સુંદર છે; ત્યાં (તે મહેલમાં) શ્રીસીતાજી અને શ્રીરામચન્દ્રજી રાત્રિએ સૂઈ જતાં હતાં અને પોતાની શોભાથી રતિ અને કામદેવના ગર્વનું હરણ કરતાં હતાં. ॥ ૧॥

**તે સિય રામુ સાથરીં સોએ । શ્રમિત બસન બિનુ જાહિં ન જોએ ॥**
**માતુ પિતા પરિજન પુરબાસી । સખા સુસીલ દાસ અરુ દાસી ॥ ૨॥**

તે શ્રીસીતા અને શ્રીરામજી આજે ઘાસ-ફૂસની પથારી પર થાકેલા વસ્ત્ર વિના સૂતાં છે. આવી દશામાં તે જોઈ શકાતાં નથી. માતાપિતા, કુટુંબી, પુરવાસી (પ્રજા), મિત્ર, સારાં શીલ-સ્વભાવનાં દાસ અને દાસીઓ — ॥ ૨॥

**જોગવહિં જિન્હહિ પ્રાન કી નાઈં । મહિ સોવત તેઇ રામ ગોસાઈં ॥**
**પિતા જનક જગ બિદિત પ્રભાઊ । સસુર સુરેસ સખા રઘુરાઊ ॥ ૩॥**

બધા જેમની પોતાના પ્રાણોની જેમ સાર-સંભાળ રાખતા હતા, તે પ્રભુ શ્રીરામચન્દ્રજી આજે પૃથ્વી પર સૂઈ રહ્યા છે. જેમના પિતા જનકજી છે, જેમનો પ્રભાવ જગતમાં પ્રસિદ્ધ છે; જેમના સસરાજી ઈન્દ્રના મિત્ર રઘુરાજ દશરથજી છે — ॥ ૩॥

રામચંદ્રુ પતિ સો બૈદેહી। સોવત મહિ બિધિ બામ ન કેહી॥
સિય રઘુબીર કિ કાનન જોગૂ। કરમ પ્રધાન સત્ય કહ લોગૂ॥૪॥

અને પતિ શ્રીરામચન્દ્રજી છે, એ જ જાનકી આજે જમીન પર સૂઈ રહ્યાં છે. વિધાતા કોના પ્રતિકૂળ નથી થતો! સીતાજી અને શ્રીરામચન્દ્રજી શું વનને યોગ્ય છે? લોકો સાચું કહે છે કે કર્મ (ભાગ્ય) જ પ્રધાન છે. ॥૪॥

દો૦ – કૈકયનંદિનિ મંદમતિ કઠિન કુટિલપનુ કીન્હ।
જેહિં રઘુનંદન જાનકિહિ સુખ અવસર દુખુ દીન્હ॥૯૧॥

કૈક્યરાજની કન્યા નીચ બુદ્ધિ કૈકેયીએ મોટી કુટિલતા જ કરી, જેથી રઘુનંદન શ્રીરામજીને અને જાનકીજીને સુખના સમયે દુઃખ આવ્યું. ॥૯૧॥

ચૌ૦ – ભઇ દિનકર કુલ બિટપ કુઠારી। કુમતિ કીન્હ સબ બિસ્વ દુખારી॥
ભયઉ બિષાદુ નિષાદહિ ભારી। રામ સીય મહિ સયન નિહારી॥૧॥

કૈકેયી સૂર્યકુળરૂપી વૃક્ષ માટે કુહાડી થઈ ગઈ, તે કુબુદ્ધિએ સંપૂર્ણ વિશ્વને દુઃખી કરી નાંખ્યું. શ્રીરામ-સીતાને જમીન પર સૂતેલાં જોઈને નિષાદને ઘણું દુઃખ થયું. ॥૧॥

બોલે લખન મધુર મૃદુ બાની। ગ્યાન બિરાગ ભગતિ રસ સાની॥
કાહુ ન કોઉ સુખ દુખ કર દાતા। નિજ કૃત કરમ ભોગ સબુ ભ્રાતા॥૨॥

ત્યારે લક્ષ્મણજી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના રસમાં તરબોળ મીઠી અને કોમળ વાણીથી બોલ્યા – હે ભાઈ! કોઈ પણ કોઈને સુખ-દુઃખ આપનાર નથી. બધા પોતાનાં જ કરેલાં કર્મોનું ફળ ભોગવે છે. ॥૨॥

જોગ બિયોગ ભોગ ભલ મંદા। હિત અનહિત મધ્યમ ભ્રમ ફંદા॥
જનમુ મરનુ જહઁ લગિ જગ જાલૂ। સંપતિ બિપતિ કરમુ અરુ કાલૂ॥૩॥

સંયોગ (મળવું), વિયોગ (વિખૂટા પડવું), સારા-નરસા ભોગ, શત્રુ, મિત્ર અને ઉદાસીન – આ બધા ભ્રમના ફંદા છે. જન્મ-મૃત્યુ, સંપતિ-વિપત્તિ, કર્મ અને કાળ – જ્યાં સુધી જગતની જંજાળ છે; ॥૩॥

ધરનિ ધામુ ધનુ પુર પરિવારૂ। સરગુ નરકુ જહઁ લગિ બ્યવહારૂ॥
દેખિઅ સુનિઅ ગુનિઅ મન માહીં। મોહ મૂલ પરમારથુ નાહીં॥૪॥

ધરતી, ઘર, ધન, નગર, પરિવાર, સ્વર્ગ અને નરક આદિ જ્યાં સુધી વ્યવહાર છે; જે જોવા, સાંભળવા અને મનમાં વિચારવામાં આવે છે તે બધા મોહમૂલ છે; મિથ્યા છે. વાસ્તવમાં નથી. ॥૪॥

દો૦ – સપનેં હોઇ ભિખારિ નૃપુ રંકુ નાકપતિ હોઇ।
જાગેં લાભુ ન હાનિ કછુ તિમિ પ્રપંચ જિયઁ જોઇ॥૯૨॥

જેમ સ્વપ્નમાં ભિખારી રાજા થઈ જાય અથવા સ્વર્ગનો સ્વામી ઈન્દ્ર કંગાળ થઈ જાય, તો જાગ્યા પછી તેમને લાભ કે નુકસાન કંઈ પણ નથી; એવી જ રીતે આ દશ્ય-પ્રપંચને હૃદયથી સમજવું જોઈએ. ॥૯૨॥

**ચૌ૦ – અસ બિચારિ નહિં કીજિઅ રોસૂ। કાહુહિ બાદિ ન દેઈઅ દોસૂ॥**
**મોહ નિસાઁ સબુ સોવનિહારા। દેખિઅ સપન અનેક પ્રકારા॥૧॥**

આમ વિચારીને ક્રોધ ન કરવો જોઈએ અને ન કોઈને વ્યર્થ દોષ જ આપવો જોઈએ. સર્વે લોકો મોહરૂપી રાત્રિમાં ઊંઘનારા છે અને સૂતાં સૂતાં તેમને અનેક પ્રકારનાં સપનાં દેખાય છે. ॥૧॥

**એહિં જગ જામિનિ જાગહિં જોગી। પરમારથી પ્રપંચ બિયોગી॥**
**જાનિઅ તબહિં જીવ જગ જાગા। જબ સબ બિષય બિલાસ બિરાગા॥૨॥**

આ જગતરૂપી રાત્રિમાં યોગી લોકો જાગે છે, જેઓ પરમાર્થી છે અને પ્રપંચ(માયિક જગત)થી છૂટેલા છે. જગતમાં જીવને જાગેલો ત્યારે જ જાણવો જ્યારે સંપૂર્ણ ભોગ-વિલાસથી વૈરાગ્ય થઈ જાય. ॥૨॥

**હોઈ બિબેકુ મોહ ભ્રમ ભાગા। તબ રઘુનાથ ચરન અનુરાગા॥**
**સખા પરમ પરમારથુ એહૂ। મન ક્રમ બચન રામ પદ નેહૂ॥૩॥**

વિવેક આવવાથી મોહરૂપી ભ્રમ ભાગી જાય છે ત્યારે (અજ્ઞાનનો નાશ થવાથી) શ્રીરઘુનાથજીના ચરણોમાં પ્રેમ થાય છે. હે સખા! મન, વચન અને કર્મથી શ્રીરામજીના ચરણોમાં પ્રેમ થવો એ જ સર્વશ્રેષ્ઠ પરમાર્થ (પુરુષાર્થ) છે. ॥૩॥

**રામ બ્રહ્મ પરમારથ રૂપા। અબિગત અલખ અનાદિ અનૂપા॥**
**સકલ બિકાર રહિત ગતભેદા। કહિ નિત નેતિ નિરૂપહિં બેદા॥૪॥**

શ્રીરામજી પરમાર્થસ્વરૂપ (પરમવસ્તુ) પરબ્રહ્મ છે. તે અવિગત (જાણવામાં ન આવનાર), અલખ (સ્થૂળ દૃષ્ટિએ જોવામાં ન આવનાર), અનાદિ (આદિરહિત), અનુપમ (ઉપમારહિત), બધા વિકારોથી રહિત અને ભેદશૂન્ય છે. વેદ જેમનું નિત્ય 'નેતિ-નેતિ' કહીને નિરુપણ કરે છે- ॥૪॥

**દો૦ – ભગત ભૂમિ ભૂસુર સુરભિ સુર હિત લાગિ કૃપાલ।**
**કરત ચરિત ધરિ મનુજ તનુ સુનત મિટહિં જગ જાલ॥૯૩॥**

એ જ કૃપાળુ શ્રીરામચન્દ્રજી ભક્ત, ભૂમિ, બ્રાહ્મણ, ગાય અને દેવોનાં હિતો માટે મનુષ્ય દેહ ધારણ કરીને લીલાઓ કરે છે, જેને સાંભળવાથી જગતની જંજાળ મટી જાય છે. ॥૯૩॥

## માસપારાયણ, પંદરમો વિશ્રામ

**ચૌ૦ – સખા સમુઝિ અસ પરિહરિ મોહૂ। સિય રઘુબીર ચરન રત હોહૂ॥**
**કહત રામ ગુન ભા ભિનુસારા। જાગે જગ મંગલ સુખદારા॥૧॥**

હે સખા! આમ સમજી મોહનો ત્યાગ કરીને શ્રીસીતારામજીના ચરણોમાં સ્નેહ રાખો. આમ, શ્રીરામચન્દ્રજીના ગુણ કહેતાં કહેતાં સવાર થઈ ગયું! ત્યારે જગતનું મંગળ કરનારા અને સુખ આપનારા શ્રીરામજી જાગ્યા. ॥ ૧॥

**સકલ સૌચ કરિ રામ નહાવા। સુચિ સુજાન બટ છીર મગાવા॥**
**અનુજ સહિત સિર જટા બનાએ। દેખિ સુમંત્ર નયન જલ છાએ॥ ૨॥**

શૌચાદિ સર્વે નિત્ય-કર્મો કરીને પવિત્ર અને સુજ્ઞ શ્રીરામચન્દ્રજીએ સ્નાન કર્યું. પછી વડનું દૂધ મંગાવ્યું અને નાના ભાઈ લક્ષ્મણજીસહિત એ દૂધથી સિર ઉપર જટાઓ બનાવી. આ જોઈને સુમન્ત્રજીનાં નેત્રોમાં જળ છવાઈ ગયું. ॥ ૨॥

**હૃદયઁ દાહુ અતિ બદન મલીના। કહ કર જોરિ બચન અતિ દીના॥**
**નાથ કહેઉ અસ કોસલનાથા। લૈ રથુ જાહુ રામ કેં સાથા॥ ૩॥**

તેમનું હૃદય અત્યંત બળવા લાગ્યું, મુખ મલિન (ઉદાસ) થઈ ગયું. તેઓ હાથ જોડીને અત્યંત દીન વચન બોલ્યા – હે નાથ! મને કૌશલનાથ દશરથજીએ એવી આજ્ઞા આપી હતી કે તમે રથ લઈને શ્રીરામજીની સાથે જાઓ; ॥ ૩॥

**બનુ દેખાઇ સુરસરિ અન્હવાઈ। આનેહુ ફેરિ બેગિ દોઉ ભાઈ॥**
**લખનુ રામુ સિય આનેહુ ફેરી। સંસય સકલ સઁકોચ નિબેરી॥ ૪॥**

વન બતાવીને, ગંગાસ્નાન કરાવી બંને ભાઈઓને તરત પાછા લઈ આવજો. બધો સંશય અને સંકોચ દૂર કરીને લક્ષ્મણ, રામ, સીતાને ફેરવીને લઈ આવજો – ॥ ૪॥

**દો૦ – નૃપ અસ કહેઉ ગોસાઈઁ જસ કહઇ કરૌં બલિ સોઇ।**
**કરિ બિનતી પાયન્હ પરેઉ દીન્હ બાલ જિમિ રોઇ॥ ૯૪॥**

મહારાજે આવું કહ્યું હતું, હવે પ્રભુ જેમ કહે, હું એમ જ કરું, હું આપનાં ઓવારણાં લઉં છું. આ પ્રકારની વિનંતી કરીને તેઓ શ્રીરામચન્દ્રજીના ચરણોમાં નમી પડ્યા અને બાળકની પેઠે રડી પડ્યા. ॥ ૯૪॥

**ચૌ૦ – તાત કૃપા કરિ કીજિઅ સોઈ। જાતેં અવધ અનાથ ન હોઈ॥**
**મંત્રિહિ રામ ઉઠાઇ પ્રબોધા। તાત ધરમ મતુ તુમ્હ સબુ સોધા॥ ૧॥**

[અને કહ્યું –] હે તાત! કૃપા કરીને એ જ કરો જેથી અયોધ્યા અનાથ ન થાય. શ્રીરામજીએ મંત્રીને ઉઠાડીને ધૈર્ય આપતાં સમજાવ્યા કે હે તાત! આપે તો ધર્મના બધા સિદ્ધાંતોને ચાળી નાખ્યા છે. ॥ ૧॥

**સિબિ દધીચ હરિચંદ નરેસા। સહે ધરમ હિત કોટિ કલેસા॥**
**રંતિદેવ બલિ ભૂપ સુજાના। ધરમુ ધરેઉ સહિ સંકટ નાના॥ ૨॥**

શિબિ, દધીચિ અને રાજા હરિશ્ચન્દ્રએ ધર્મના માટે કરોડો (અનેક) કષ્ટ સહ્યાં હતાં. બુદ્ધિમાન રાજા રંતિદેવ અને બલિએ ઘણાં જ સંકટ સહીને પણ ધર્મને ધારણ કરી રાખ્યો (તેમણે ધર્મનો પરિત્યાગ ન કર્યો). ॥ ૨॥

**ધરમુ ન દૂસર સત્ય સમાના। આગમ નિગમ પુરાન બખાના॥**
**મૈં સોઈ ધરમુ સુલભ કરિ પાવા। તજેં તિહૂઁ પુર અપજસુ છાવા॥૩॥**

વેદ, શાસ્ત્ર અને પુરાણોમાં કહેવાયું છે કે સત્યની સમાન બીજો ધર્મ નથી. મેં એ ધર્મને સરળતાથી પ્રાપ્ત કરી લીધો છે. આ સત્યરૂપી ધર્મનો ત્યાગ કરવાથી ત્રણેય લોકોમાં અપયશ છવાઈ જશે. ॥૩॥

**સંભાવિત કહુઁ અપજસ લાહૂ। મરન કોટિ સમ દારુન દાહૂ॥**
**તુમ્હ સન તાત બહુત કા કહઊઁ। દિએઁ ઉતરુ ફિરિ પાતકુ લહઊઁ॥૪॥**

પ્રતિષ્ઠિત પુરુષને માટે અપયશની પ્રાપ્તિ કરોડો મૃત્યુના જેવો ભીષણ સંતાપ આપનાર છે. હે તાત! હું આપને અધિક શું કહું! સામો ઉત્તર આપવાથી પણ પાપનો ભાગી બનું છું. ॥૪॥

**દો૦ – પિતુ પદ ગહિ કહિ કોટિ નતિ બિનય કરબ કર જોરિ।**
**ચિંતા કવનિહુ બાત કૈ તાત કરિઅ જનિ મોરિ॥૯૫॥**

આપ જઈને પિતાજીના ચરણ પકડીને કરોડો નમસ્કાર સાથે હાથ જોડીને વિનંતી કરજો કે હે તાત! આપ મારી કોઈ વાતે ચિંતા ન કરશો. ॥૯૫॥

**ચૌ૦ – તુમ્હ પુનિ પિતુ સમ અતિ હિત મોરેં। બિનતી કરઉઁ તાત કર જોરેં॥**
**સબ બિધિ સોઈ કરતબ્ય તુમ્હારેં। દુખ ન પાવ પિતુ સોચ હમારેં॥૧॥**

અને આપ પણ પિતાના સમાન જ મારા મોટા હિતૈષી છો. હે તાત! હું હાથ જોડીને આપને વિનંતી કરું છું કે આપનું પણ સર્વ પ્રકારે એ જ કર્તવ્ય છે કે જેનાથી પિતાજી અમારા શોકમાં દુઃખ ન પામે. ॥૧॥

**સુનિ રઘુનાથ સચિવ સંબાદૂ। ભયઉ સપરિજન બિકલ નિષાદૂ॥**
**પુનિ કછુ લખન કહી કટુ બાની। પ્રભુ બરજે બડ઼ અનુચિત જાની॥૨॥**

શ્રીરઘુનાથજી અને સુમન્ત્રનો આ સંવાદ સાંભળીને નિષાદરાજ કુટુમ્બીઓસહિત વ્યાકુળ થઈ ગયો. પછી લક્ષ્મણજીએ કંઈક કડવી વાત કહી. પ્રભુ શ્રીરામચન્દ્રજીએ તેને ઘણી જ અનુચિત (અયોગ્ય) જાણીને તે કહેવાની ના પાડી. ॥૨॥

**સકુચિ રામ નિજ સપથ દેવાઈ। લખન સઁદેસુ કહિઅ જનિ જાઈ॥**
**કહ સુમંત્રુ પુનિ ભૂપ સઁદેસૂ। સહિ ન સકિહિ સિય બિપિન કલેસૂ॥૩॥**

શ્રીરામચન્દ્રજીએ સંકોચાઈને, પોતાના સોગંદ આપીને સુમન્ત્રજીને કહ્યું કે આપ જઈને લક્ષ્મણનો આ સંદેશો ન કહેશો. સુમન્ત્રે પછી રાજાનો સંદેશો કહ્યો કે સીતાજી વનના ક્લેશ નહીં સહી શકે. ॥૩॥

**જેહિ બિધિ અવધ આવ ફિરિ સીયા। સોઈ રઘુબરહિ તુમ્હહિ કરનીયા॥**
**નતરુ નિપટ અવલંબ બિહીના। મૈં ન જિઅબ જિમિ જલ બિનુ મીના॥૪॥**

એટલે જે રીતે સીતાજી અયોધ્યા પાછા ફરે, તેવો જ ઉપાય તમારે અને શ્રીરામચન્દ્રજીએ કરવો જોઈએ. નહીંતર હું તો બિલકુલ જ આધાર વગરનો થઈને જીવી નહીં શકું, જેમ જળ વગર માછલી નથી જીવતી. ॥૪॥

**દો૦ – મઈકેં સસુરેં સકલ સુખ જબહિં જહાઁ મનુ માન।**
**તહઁ તબ રહિહિ સુખેન સિય જબ લગિ બિપતિ બિહાન॥૯૬॥**

સીતાજી પિયરમાં કે સાસરામાં; જ્યાં મન હોય ત્યાં સુખથી રહી શકે છે. બંનેય સ્થળે દરેક પ્રકારનાં સુખ છે. જ્યાં સુધી આ વિપત્તિનો અંત ન આવે ત્યાં સુધી મન ઈચ્છે ત્યાં રહે. ॥૯૬॥

**ચૌ૦ – બિનતી ભૂપ કીન્હ જેહિ ભાઁતી। આરતિ પ્રીતિ ન સો કહિ જાતી॥**
**પિતુ સઁદેસુ સુનિ કૃપાનિધાના। સિયહિ દીન્હ સિખ કોટિ બિધાના॥૧॥**

રાજાએ જે રીતે (જે દીનતા અને પ્રેમથી) વિનંતી કરી છે, તે દીનતા અને પ્રેમ કહી નથી શકાતાં. કૃપાનિધાન શ્રીરામચન્દ્રજીએ પિતાનો સંદેશો સાંભળીને સીતાજીને કરોડો (અનેક) પ્રકારે શિખામણ આપી કે – ॥૧॥

**સાસુ સસુર ગુર પ્રિય પરિવારૂ। ફિરહુ ત સબ કર મિટૈ ખભારૂ॥**
**સુનિ પતિ બચન કહતિ બૈદેહી। સુનહુ પ્રાનપતિ પરમ સનેહી॥૨॥**

જો તમે ઘેર પાછા ફરો તો સાસુ, સસરા, ગુરુ, પ્રિયજન અને કુટુમ્બી બધાયની ચિંતા મટી જાય. પતિનાં વચન સાંભળીને જાનકી કહે છે – હે પ્રાણપતિ! હે પરમ સ્નેહી! સાંભળો – ॥૨॥

**પ્રભુ કરુનામય પરમ બિબેકી। તનુ તજિ રહતિ છાઁહ કિમિ છેંકી॥**
**પ્રભા જાઇ કહઁ ભાનુ બિહાઈ। કહઁ ચંદ્રિકા ચંદુ તજિ જાઈ॥૩॥**

હે પ્રભો! આપ કરુણામય અને પરમ જ્ઞાની છો. [કૃપા કરીને વિચાર તો કરો] શરીરને છોડીને છાયા અલગ કેવી રીતે રહી શકે છે? સૂર્યની પ્રભા સૂર્યને છોડીને ક્યાં જઈ શકે છે? અને ચાંદની ચન્દ્રને ત્યાગીને ક્યાં જઈ શકે છે? ॥૩॥

**પતિહિ પ્રેમમય બિનય સુનાઈ। કહતિ સચિવ સન ગિરા સુહાઈ॥**
**તુમ્હ પિતુ સસુર સરિસ હિતકારી। ઉતરુ દેઉઁ ફિરિ અનુચિત ભારી॥૪॥**

આ રીતે પતિને પ્રેમભરી વિનંતી સંભળાવીને સીતાજી મન્ત્રીને સરસ વાણી કહેવા લાગ્યાં – આપ મારા પિતાજી અને સસરાજી સમાન મારું હિત કરનારા છો. આપને હું વળતો ઉત્તર આપું છું તે ઘણું જ અનુચિત છે. ॥૪॥

**દો૦ – આરતિ બસ સનમુખ ભઇઉઁ બિલગુ ન માનબ તાત।**
**આરજસુત પદ કમલ બિનુ બાદિ જહાઁ લગિ નાત॥૯૭॥**

પરંતુ હે તાત! હું આર્ત થઈને જ આપના સન્મુખ થઈ છું. આપ ખોટું ન લગાડશો. આર્યપુત્ર (સ્વામી)નાં ચરણકમળો વિનાના જગતમાં જે સર્વે સંબંધો છે તે સઘળા મારા માટે વ્યર્થ છે. ॥૯૭॥

**ચૌ૦ – પિતુ બૈભવ બિલાસ મૈં ડીઠા। નૃપ મનિ મુકુટ મિલિત પદ પીઠા॥**
**સુખનિધાન અસ પિતુ ગૃહ મોરેં। પિય બિહીન મન ભાવ ન ભોરેં॥૧॥**

મેં પિતાજીના ઐશ્વર્યની છટા જોઈ છે, જેમનાં ચરણ મૂકવાના બાજોઠ પર સર્વશિરોમણિ રાજાઓ પોતાના મુગટ ઘસે છે (અર્થાત્ મોટા-મોટા રાજા જેમના ચરણોમાં પ્રણામ કરે છે) એવા પિતાના ઘેર પણ જ્યાં સર્વ પ્રકારનાં સુખોનો ભંડાર છે, ત્યાં પણ પતિ વગર મારા મનને ભૂલમાંય નથી ગમતું. ॥ ૧॥

**સસુર ચક્કવઇ કોસલરાઊ। ભુવન ચારિદસ પ્રગટ પ્રભાઊ॥**
**આગેં હોઇ જેહિ સુરપતિ લેઈ। અરધ સિંઘાસન આસનુ દેઈ॥ ૨॥**

મારા સસરાજી કૌસલરાજ ચક્રવર્તી સમ્રાટ છે, જેમનો પ્રભાવ ચૌદ લોકોમાં પ્રકટ છે; ઈન્દ્ર પણ આગળ થઈને જેમનું સ્વાગત કરે છે અને પોતાના અડધા સિંહાસન ઉપર બેસવા માટે સ્થાન આપે છે, ॥ ૨॥

**સસુરુ એતાદસ અવધ નિવાસૂ। પ્રિય પરિવારુ માતુ સમ સાસૂ॥**
**બિનુ રઘુપતિ પદ પદુમ પરાગા। મોહિ કેઉ સપનેહુઁ સુખદ ન લાગા॥ ૩॥**

એવા [ઐશ્વર્ય અને પ્રભાવશાળી] સસરાજી, અયોધ્યાનું નિવાસ, પ્રિય કુટુમ્બી અને માતાની સમાન સાસુઓ – એ કોઈ પણ શ્રીરઘુનાથજીના ચરણકમળોની રજ વિના મને સ્વપ્નમાં પણ સુખદાયક નથી લાગતાં. ॥ ૩॥

**અગમ પંથ બનભૂમિ પહારા। કરિ કેહરિ સર સરિત અપારા॥**
**કોલ કિરાત કુરંગ બિહંગા। મોહિ સબ સુખદ પ્રાનપતિ સંગા॥ ૪॥**

જ્યાનાં રસ્તા, વન, મેદાન પહાડ અગમ છે, હાથી, સિંહ, સરોવરો અને નદીઓ અપાર છે. કોલ, ભીલ, હરણાં અને પક્ષીઓ પણ છે. પ્રાણપતિ (આપની) સાથે રહેવાથી એ સર્વે મને સુખ આપનારાં થશે. ॥ ૪॥

**દો૦ – સાસુ સસુર સન મોરિ હુઁતિ બિનય કરબિ પરિ પાયઁ।**
**મોર સોચુ જનિ કરિઅ કછુ મૈં બન સુખી સુભાયઁ॥ ૯૮॥**

માટે સાસુજી અને સસરાજીને પગે પડીને મારા તરફથી વિનંતી કરજો કે તેઓ મારો કોઈ પણ શોક ન કરે; હું વનમાં સ્વાભાવિકરૂપે જ સુખી છું. ॥ ૯૮॥

**ચૌ૦ – પ્રાનનાથ પ્રિય દેવર સાથા। બીર ધુરીન ધરેં ધનુ ભાથા॥**
**નહિં મગ શ્રમુ ભ્રમુ દુખ મન મોરેં। મોહિ લગિ સોચુ કરિઅ જનિ ભોરેં॥ ૧॥**

વીરોમાં અગ્રગણ્ય તથા ધનુષ અને [બાણોથી ભરેલાં] ભાથાં ધારણ કરેલા મારા પ્રાણનાથ અને પ્રિય દિયર સાથે છે. એથી મને નથી રસ્તાનો થાક અને નથી ભ્રમ, અને મારા મનમાં કોઈ જાતનું દુઃખ પણ નથી. મારા માટે કદી ભૂલથીય શોક ન કરશો. ॥ ૧॥

**સુનિ સુમંત્રુ સિય સીતલિ બાની। ભયઉ બિકલ જનુ ફનિ મનિ હાની॥**
**નયન સૂઝ નહિં સુનઇ ન કાના। કહિ ન સકઇ કછુ અતિ અકુલાના॥ ૨॥**

સુમન્ત્ર સીતાજીની શીતળ વાણી સાંભળી એવા વ્યાકુળ થઈ ગયા જેમ મણિ ખોવાઈ જવાથી સર્પ માથું પટકી પટકીને વ્યાકુળ થઈ જાય છે. નેત્રોને કંઈ સૂઝતું નથી, કાનોથી સંભળાતું નથી. તે ઘણા વ્યાકુળ થઈ ગયા, કંઈ કહી નથી શકતા. ॥ ૨॥

**રામ પ્રબોધુ કીન્હ બહુ ભાઁતી। તદપિ હોતિ નહિં સીતલિ છાતી॥**
**જતન અનેક સાથ હિત કીન્હે। ઉચિત ઉતર રઘુનંદન દીન્હે॥ ૩॥**

શ્રીરામચન્દ્રજીએ તેમનું ઘણી રીતે સમાધાન કર્યું. તો પણ તેમની છાતી ટાઢી ન થઈ. સાથે ચાલવા મન્ત્રીએ અનેક યત્ન કર્યા (યુક્તિઓ રજૂ કરી), પણ રઘુનંદન શ્રીરામજી [તે સર્વે યુક્તિઓના] યથોચિત ઉત્તર આપતા ગયા. ॥ ૩॥

**મેટિ જાઇ નહિં રામ રજાઈ। કઠિન કરમ ગતિ કછુ ન બસાઈ॥**
**રામ લખન સિય પદ સિરુ નાઈ। ફિરેઉ બનિક જિમિ મૂર ગવાઁઈ॥ ૪॥**

શ્રીરામજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાતું નથી. કર્મની ગતિ કઠણ છે. તેના પર કોઈનો પણ વશ ચાલતો નથી. શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીના ચરણોમાં શીશ નમાવીને સુમન્ત્ર એ રીતે પાછા ફર્યા કે જેમ કોઈ વેપારી પોતાની મૂળ મૂડી ખોઈને પાછો ફર્યો હોય. ॥ ૪॥

**દો૦ – રથુ હાઁકેઉ હય રામ તન હેરિ હેરિ હિહિનાહિં।**
**દેખિ નિષાદ બિષાદબસ ધુનહિં સીસ પછિતાહિં॥ ૯૯॥**

સુમન્ત્રે રથને હાંક્યો તો ઘોડા શ્રીરામચન્દ્રજીની સામે જોઈ-જોઈને હણહણે છે. આ જોઈને નિષાદ વિષાદને વશ થઈને માથું કૂટી કૂટીને પસ્તાય છે. ॥ ૯૯॥

**ચૌ૦ – જાસુ બિયોગ બિકલ પસુ ઐસેં। પ્રજા માતુ પિતુ જિઇહહિં કૈસેં॥**
**બરબસ રામ સુમંત્રુ પઠાએ। સુરસરિ તીર આપુ તબ આએ॥ ૧॥**

જેમના વિયોગમાં પશુ આ રીતે વ્યાકુળ છે, તેમના વિયોગમાં પ્રજા, માતા અને પિતા કેવી રીતે જીવતાં રહેશે? શ્રીરામચન્દ્રજીએ જબરજસ્તીથી સુમન્ત્રને પાછા વળાવ્યા. પછી પોતે ગંગાજીને તીરે આવ્યા. ॥ ૧॥

**માગી નાવ ન કેવટુ આના। કહઇ તુમ્હાર મરમુ મૈં જાના॥**
**ચરન કમલ રજ કહુઁ સબુ કહઈ। માનુષ કરનિ મૂરિ કછુ અહઈ॥ ૨॥**

શ્રીરામે કેવટની પાસે નાવ માગી, પણ તે લાવતો નથી. તે કહેવા લાગ્યો – મેં તમારું રહસ્ય જાણી લીધું. તમારા ચરણકમળોની ધૂળ માટે સઘળા લોકો કહે છે કે તે મનુષ્ય બનાવી દેનારી કોઈ જડીબુટ્ટી છે – ॥ ૨॥

**છુઅત સિલા ભઇ નારિ સુહાઈ। પાહન તેં ન કાઠ કઠિનાઈ॥**
**તરનિઉ મુનિ ઘરિની હોઇ જાઈ। બાટ પરઇ મોરિ નાવ ઉડ઼ાઈ॥ ૩॥**

- કે જેનો સ્પર્શ થતાં જ પથ્થરની શિલા સુંદર સ્ત્રી બની ગઈ [મારી નાવ તો કાષ્ઠની છે]. લાકડું પથ્થરથી કઠોર તો નથી હોતું. મારી નાવ પણ મુનિની સ્ત્રી થઈ જશે અને એ રીતે મારી નાવ ઊડી જશે, હું લુંટાઈ જઈશ. [અથવા માર્ગ રોકાઈ જશે જેથી આપ પાર નહીં ઊતરી શકો અને મારી આજીવિકા મરી પરવારશે]. ॥૩॥

**એહિં પ્રતિપાલઉઁ સબુ પરિવારૂ। નહિં જાનઉઁ કછુ અઉર કબારૂ॥**
**જૌં પ્રભુ પાર અવસિ ગા ચહહૂ। મોહિ પદ પદુમ પખારન કહહૂ॥૪॥**

હું એ જ નાવથી આખાય પરિવારનું પાલન-પોષણ કરું છું. બીજો કોઈ ધંધો નથી જાણતો. હે પ્રભુ! જો તમે ખરેખર પાર ઊતરવા જ ઈચ્છતા હોવ તો મને પહેલા આપના ચરણકમળ પખારવા (ધોવા) માટે કહી દો. ॥૪॥

**છં૦ – પદ કમલ ધોઈ ચઢ઼ાઈ નાવ ન નાથ ઉતરાઈ ચહૌં।**
**મોહિ રામ રાઉરિ આન દસરથ સપથ સબ સાચી કહૌં॥**
**બરુ તીર મારહુઁ લખનુ પૈ જબ લગિ ન પાય પખારિહૌં।**
**તબ લગિ ન તુલસીદાસ નાથ કૃપાલ પારુ ઉતારિહૌં॥**

હે નાથ! હું ચરણકમળ ધોઈને આપ લોકોને નાવ પર ચઢાવી દઈશ. હું આપની પાસેથી કોઈ ઉતરાઈ પણ નથી ઈચ્છતો. હે રામ! મને આપની આણ અને દશરથજીના સોગંદ છે, હું સઘળું સાચેસાચ કહું છું. લક્ષ્મણજી ભલે મને તીર મારે, પણ જ્યાં સુધી હું ચરણોને પખારી ન લઉં, ત્યાં સુધી હે તુલસીદાસના નાથ! હે કૃપાળુ! હું પાર નહિ ઉતારું. ॥૫॥

**સો૦ – સુનિ કેવટ કે બૈન પ્રેમ લપેટે અટપટે।**
**બિહસે કરુનાઐન ચિતઈ જાનકી લખન તન॥૧૦૦॥**

કેવટના સ્નેહમાં તરબોળ થયેલાં એવાં અટપટાં વચન સાંભળીને કરુણાધામ શ્રીરામચન્દ્રજી જાનકીજી અને લક્ષ્મણજીની સામે જોઈને મલકાયાં. ॥૧૦૦॥

**ચૌ૦ – કૃપાસિંધુ બોલે મુસુકાઈ। સોઇ કરુ જેહિં તવ નાવ ન જાઈ॥**
**બેગિ આનુ જલ પાય પખારૂ। હોત બિલંબુ ઉતારહિ પારૂ॥૧॥**

કૃપાના સમુદ્ર શ્રીરામચન્દ્રજી કેવટ સામે મલકાઈને બોલ્યા – ભાઈ! તું એ જ કર, જેથી તારી નાવ જતી ન રહે. જલદી પાણી લાવ અને પગ ધોઈ લે, વાર થઈ રહી છે, પાર ઉતારી દે. ॥૧॥

**જાસુ નામ સુમિરત એક બારા। ઉતરહિં નર ભવસિંધુ અપારા॥**
**સોઈ કૃપાલુ કેવટહિ નિહોરા। જેહિં જગુ કિય તિહુ પગહુ તે થોરા॥૨॥**

એકવાર જેમનું નામ સ્મરણ કરતાં જ મનુષ્ય અગાધ ભવસાગરની પાર ઊતરી જાય છે અને જેમણે [વામનાવતારમાં] જગતને ત્રણ પગલાંથી પણ નાનું કરી નાખ્યું હતું (બે જ પગલામાં ત્રિલોકીને માપી લીધું હતું), એ જ કૃપાળુ શ્રીરામચન્દ્રજી [ગંગાજી પાર ઉતારવા માટે] કેવટને આજીજી કરી રહ્યા છે! ॥૨॥

**પદ નખ નિરખિ દેવસરિ હરષી। સુનિ પ્રભુ બચન મોહઁ મતિ કરષી॥**
**કેવટ રામ રજાયસુ પાવા। પાનિ કઠવતા ભરિ લેઈ આવા॥૩॥**

પ્રભુનાં આ વચનોને સાંભળીને ગંગાજીની બુદ્ધિ મોહમાં તણાઈ ગઈ હતી [કે આ સાક્ષાત્ ભગવાન થઈને પણ પાર ઉતારવા માટે કેવટને કેવી આજીજી કરી રહ્યા છે.] પરંતુ [સમીપ આવતાંની સાથે પોતાના ઉત્પત્તિસ્થાન] પદનખોને જોતાં જ [એમને ઓળખીને] દેવનદી ગંગાજી હરખાઈ ગયાં. (તે સમજી ગયાં કે ભગવાન નરલીલા કરી રહ્યા છે, એટલે એમનો મોહ નષ્ટ થઈ ગયો; તથા આ ચરણોનો સ્પર્શ પ્રાપ્ત કરીને હું ધન્ય થઈશ, આવું વિચારીને તે હર્ષિત થઈ ગઈ). કેવટ શ્રીરામચન્દ્રજીની આજ્ઞા મેળવી કથરોટમાં જળ ભરીને લઈ આવ્યો. ॥૩॥

**અતિ આનંદ ઉમગિ અનુરાગા। ચરન સરોજ પખારન લાગા॥**
**બરષિ સુમન સુર સકલ સિહાહીં। એહિ સમ પુન્યપુંજ કોઉ નાહીં॥૪॥**

અત્યંત આનંદ અને પ્રેમના ઉમંગ સાથે તે ભગવાનના ચરણકમળ પખારવા લાગ્યો. સર્વે દેવો ફૂલ વરસાવીને કહે છે; અરે! આવા કેવાં ભાગ્ય છે! આના જેવો પુણ્યનો ભંડાર કોઈ નથી. ॥૪॥

**દો૦– પદ પખારિ જલુ પાન કરિ આપુ સહિત પરિવાર।**
**પિતર પારુ કરિ પ્રભુહિ પુનિ મુદિત ગયઉ લેઈ પાર॥૧૦૧॥**

ચરણોને ધોઈને અને આખાય પરિવારસહિત સ્વયં તે ચરણોદકનું પાન કરીને પહેલા [તે મહાન પુણ્ય દ્વારા] પોતાના પિતૃઓને ભવસાગર પાર કરાવ્યા, બાદ આનંદપૂર્વક પ્રભુ શ્રીરામચન્દ્રજીને ગંગાજી પાર લઈ ગયો. ॥૧૦૧॥

**ચૌ૦– ઉતરિ ઠાઢ઼ ભએ સુરસરિ રેતા। સીય રામુ ગુહ લખન સમેતા॥**
**કેવટ ઉતરિ દંડવત કીન્હા। પ્રભુહિ સકુચ એહિ નહિં કછુ દીન્હા॥૧॥**

નિષાદરાજ ગુહ અને લક્ષ્મણજીસહિત શ્રીસીતાજી અને શ્રીરામચન્દ્રજી [નાવથી] ઊતરીને ગંગાજીની રેતીમાં જઈને ઊભા રહ્યાં. પછી કેવટે ઊતરીને દંડવત્ કર્યાં. [તેને દંડવત્ કરતો જોઈને] પ્રભુને સંકોચ થયો કે આને કશું આપ્યું નથી.] ॥૧॥

**પિય હિય કી સિય જાનનિહારી। મનિ મુદરી મન મુદિત ઉતારી॥**
**કહેઉ કૃપાલ લેહિ ઉતરાઈ। કેવટ ચરન ગહે અકુલાઈ॥૨॥**

પતિને હૃદયથી ઓળખનારાં સીતાજીએ આનંદભર્યાં મનથી પોતાની રત્નજડીત વીંટી [આંગળીમાંથી] ઉતારી. કૃપાળુ શ્રીરામચન્દ્રજીએ કેવટને કહ્યુ, નાવની ઉતરાઈ લો. કેવટે વ્યાકુળ થઈ ચરણો પકડી લીધા. ॥૨॥

**નાથ આજુ મૈં કાહ ન પાવા। મિટે દોષ દુખ દારિદ દાવા॥**
**બહુત કાલ મૈં કીન્હિ મજૂરી। આજુ દીન્હ બિધિ બનિ ભલિ ભૂરી॥૩॥**

[એણે કહ્યું –] હે નાથ! આજે મેં શું નથી મેળવ્યું? મારા દોષ, દુઃખ અને દરિદ્રતાની આગ આજે બુઝાઈ ગઈ છે. મેં ઘણા સમય સુધી મજૂરી કરી. વિધાતાએ આજે ઘણી સરસ ભરપૂર મજૂરી આપી દીધી. ॥૩॥

**અબ કછુ નાથ ન ચાહિઅ મોરેં। દીનદયાલ અનુગ્રહ તોરેં॥**
**ફિરતી બાર મોહિ જો દેબા। સો પ્રસાદુ મૈં સિર ધરિ લેબા॥૪॥**

હે નાથ! હે દીનદયાળ! આપની કૃપાથી હવે મને કંઈ જોઈતું નથી. વળતી વેળાએ આપ જે કંઈ મને આપશો, તે પ્રસાદ હું સિરે ચઢાવી લઈશ. ॥૪॥

**દો૦ – બહુત કીન્હ પ્રભુ લખન સિયઁ નહિં કછુ કેવટુ લેઈ।**
**બિદા કીન્હ કરુનાયતન ભગતિ બિમલ બરુ દેઈ॥૧૦૨॥**

પ્રભુ શ્રીરામજી, લક્ષ્મણજી અને સીતાજીએ ઘણો આગ્રહ [કે યત્ન] કર્યો, પણ કેવટ કંઈ જ લેતો નથી. પછી કરુણાના ધામ ભગવાન શ્રીરામચન્દ્રજીએ નિર્મળ ભક્તિનું વરદાન આપીને તેને વિદાય કર્યો. ॥૧૦૨॥

**ચૌ૦ – તબ મજ્જનુ કરિ રઘુકુલનાથા। પૂજિ પારથિવ નાયઉ માથા॥**
**સિયઁ સુરસરિહિ કહેઉ કર જોરી। માતુ મનોરથ પુરઉબિ મોરી॥૧॥**

પછી રઘુકુળના સ્વામી શ્રીરામચન્દ્રજીએ સ્નાન કરીને પાર્થિવપૂજા કરી અને શિવજીને શીશ નમાવ્યું. સીતાજીએ હાથ જોડીને ગંગાજીને કહ્યું – હે માતા! મારી મનોકામના પૂરી કરજો, ॥૧॥

**પતિ દેવર સઁગ કુસલ બહોરી। આઇ કરૌં જેહિં પૂજા તોરી॥**
**સુનિ સિય બિનય પ્રેમ રસ સાની। ભઇ તબ બિમલ બારિ બર બાની॥૨॥**

જેથી હું મારા પતિ અને દિયરની સાથે કુશળતાપૂર્વક પાછા ફરીને તમારી પૂજા ફરીથી કરું. સીતાજીની પ્રેમરસથી તરબોળ વિનંતી સાંભળીને ગંગાજીના નિર્મળ જળમાં શ્રેષ્ઠ વાણી થઈ – ॥૨॥

**સુનુ રઘુબીર પ્રિયા બૈદેહી। તવ પ્રભાઉ જગ બિદિત ન કેહી॥**
**લોકપ હોહિં બિલોકત તોરેં। તોહિ સેવહિં સબ સિધિ કર જોરેં॥૩॥**

હે રઘુવીરજીનાં પ્રિયતમા જાનકી! સાંભળો, તમારો પ્રભાવ જગતમાં કોને ખબર નથી? તમારા કૃપાકટાક્ષથી જ લોકો લોકપાલ થઈ જાય છે. સર્વે સિદ્ધિઓ હાથ જોડીને તમારી સેવા કરે છે. ॥૩॥

**તુમ્હ જો હમહિ બડ઼િ બિનય સુનાઈ। કૃપા કીન્હિ મોહિ દીન્હિ બડ઼ાઈ॥**
**તદપિ દેબિ મૈં દેબિ અસીસા। સફલ હોન હિત નિજ બાગીસા॥૪॥**

તમે મને મોટી વિનંતી સંભળાવી, આ તો મારા પર કૃપા કરી અને મને મહત્તા આપી છે. તો પણ હે દેવી! હું પોતાની વાણી સફળ કરવા માટે તમને આશીર્વાદ આપી રહી છું કે – ॥૪॥

**દો૦ – પ્રાનનાથ દેવર સહિત કુસલ કોસલા આઇ।**
**પૂજિહિ સબ મનકામના સુજસુ રહિહિ જગ છાઇ॥૧૦૩॥**

તમે પોતાના પ્રાણનાથ અને દિયરસહિત કુશળપૂર્વક અયોધ્યા પાછા ફરશો. તમારી બધી મનોકામનાઓ પૂર્ણ થશે અને તમારો સુંદર યશ જગતભરમાં છવાઈ જશે. ॥૧૦૩॥

**ચૌ૦ – ગંગ બચન સુનિ મંગલ મૂલા। મુદિત સીય સુરસરિ અનુકૂલા॥**
**તબ પ્રભુ ગુહહિ કહેઉ ઘર જાહૂ। સુનત સૂખ મુખુ ભા ઉર દાહૂ॥૧॥**

મંગળના મૂળ ગંગાજીનાં વચન સાંભળીને અને દેવનદીને અનુકૂળ જોઈને સીતાજી આનંદિત થયાં. ત્યારે પ્રભુ શ્રીરામચન્દ્રજીએ નિષાદરાજ ગુહને કહ્યું કે ભાઈ! હવે તમે ઘેર જાઓ! આ સાંભળતાં જ એનું મોં સૂકાઈ ગયું અને હૃદયમાં દાહ ઉત્પન્ન થઈ ગયો. ॥૧॥

**દીન બચન ગુહ કહ કર જોરી। બિનય સુનહુ રઘુકુલમનિ મોરી॥**
**નાથ સાથ રહિ પંથુ દેખાઈ। કરિ દિન ચારિ ચરન સેવકાઈ॥૨॥**

ગુહ હાથ જોડીને દીન વચન બોલ્યો – હે રઘુકુળશિરોમણિ! મારી વિનંતી સાંભળો – હું નાથ(આપ)ની સાથે રહીને, માર્ગ દેખાડીને, ચાર દિવસ પ્રભુના ચરણોની સેવા કરીને – ॥૨॥

**જેહિં બન જાઇ રહબ રઘુરાઈ। પરનકુટી મૈં કરબિ સુહાઈ॥**
**તબ મોહિ કહઁ જસિ દેબ રજાઈ। સોઇ કરિહઉઁ રઘુબીર દોહાઈ॥૩॥**

હે રઘુરાજ! જે વનમાં આપ જઈને રહેશો, ત્યાં હું સુંદર પર્ણકુટી બનાવી આપીશ ઓછામાં ઓછું ત્યાં સુધી મને રહેવાની આજ્ઞા આપશો, મને રઘુવીર(આપ)ની આણ છે, હું ત્યાર પછી આપ કહેશો એવું જ કરીશ. ॥૩॥

**સહજ સનેહ રામ લખિ તાસૂ। સંગ લીન્હ ગુહ હૃદયઁ હુલાસૂ॥**
**પુનિ ગુહઁ ગ્યાતિ બોલિ સબ લીન્હે। કરિ પરિતોષુ બિદા તબ કીન્હે॥૪॥**

તેના સહજ સ્વાભાવિક પ્રેમ જોઈને પ્રભુ શ્રીરામજીએ તેને સાથે લઈ લીધો, આથી ગુહના હૃદયમાં ઘણો આનંદ થયો. પછી નિષાદરાજ ગુહે પોતાની જાતિના લોકોને સંબોધિત કર્યા અને એમને સંતોષ કરાવીને વિદાય કર્યા. ॥૪॥

**દો૦ – તબ ગનપતિ સિવ સુમિરિ પ્રભુ નાઇ સુરસરિહિ માથ।**
**સખા અનુજ સિય સહિત બન ગવનુ કીન્હ રઘુનાથ॥૧૦૪॥**

પછી પ્રભુ શ્રીરઘુનાથજી ગણેશજી અને શિવજીનું સ્મરણ કરીને તથા ગંગાજીને શીશ નમાવીને સખા નિષાદરાજ, નાના ભાઈ લક્ષ્મણજી અને સીતાજી સહિત વનમાં ચાલ્યા. ॥૧૦૪॥

**ચૌ૦ – તેહિ દિન ભયઉ બિટપ તર બાસૂ। લખન સખાઁ સબ કીન્હ સુપાસૂ॥**
**પ્રાત પ્રાતકૃત કરિ રઘુરાઈ। તીરથરાજુ દીખ પ્રભુ જાઈ॥૧॥**

તે દિવસે વૃક્ષની નીચે નિવાસ થયો. લક્ષ્મણજી અને સખા ગુહે વિશ્રામની સર્વે સુવ્યવસ્થા કરી દીધી. પ્રભુ શ્રીરામચન્દ્રજીએ સવારે પ્રાતઃકાળની સર્વે ક્રિયાઓ કરીને પછી તીર્થરાજ પ્રયાગનાં દર્શન કર્યાં. ॥૧॥

**સચિવ સત્ય શ્રદ્ધા પ્રિય નારી। માધવ સરિસ મીતુ હિતકારી॥**
**ચારિ પદારથ ભરા ભઁડારુ। પુન્ય પ્રદેસ દેસ અતિ ચારુ॥૨॥**

તે તીર્થરાજ પ્રયાગનો સત્ય મન્ત્રી છે, શ્રદ્ધા પ્રિય સ્ત્રી છે અને શ્રીવેણુમાધવજી જેવા હિતકારી મિત્ર છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવો ચતુર્વિધ પુરુષાર્થથી ભરેલો ભંડાર છે અને તે પુણ્યમય પાવન પ્રાંત જ તે રાજાનો સુંદર દેશ છે. ॥ ૨॥

**છેત્રુ અગમ ગઢુ ગાઢ઼ સુહાવા। સપનેહુઁ નહિં પ્રતિપચ્છિન્હ પાવા॥**
**સેન સકલ તીરથ બર બીરા। કલુષ અનીક દલન રનધીરા॥ ૩॥**

પ્રયાગ ક્ષેત્ર જ દુર્ગમ, મજબૂત અને સુંદર ગઢ છે, જેને સ્વપ્નમાં પણ [પાપરૂપી] શત્રુ નથી પામી શકતા. સંપૂર્ણ તીર્થ જ તેના શ્રેષ્ઠ વીર સૈનિક છે, જે પાપની સેનાને કચડી નાખનારા અને મોટા રણધીર છે. ॥ ૩॥

**સંગમુ સિંહાસન સુઠિ સોહા। છત્રુ અખયબટુ મુનિ મનુ મોહા॥**
**ચવઁર જમુન અરુ ગંગ તરંગા। દેખિ હોહિં દુખ દારિદ ભંગા॥ ૪॥**

ગંગા, યમુના અને સરસ્વતીનો સંગમ જ એનું અત્યંત સુશોભિત સિંહાસન છે. અક્ષયવટ છત્ર છે, જે મુનિઓના મનને પણ મોહિત કરી લે છે. યમુનાજી અને ગંગાજીની તરંગો તેની શ્યામ અને શ્વેત ચામરો છે, જેને જોઈને જ દુઃખ અને દરિદ્રતા નષ્ટ થઈ જાય છે. ॥ ૪॥

**દો૦– સેવહિં સુકૃતી સાધુ સુચિ પાવહિં સબ મનકામ।**
**બંદી બેદ પુરાન ગન કહહિં બિમલ ગુન ગ્રામ॥ ૧૦૫॥**

પુણ્યાત્મા, પવિત્ર સાધુ એની સેવા કરે છે અને સર્વે મનોરથોને પામે છે. વેદ અને પુરાણોના સમૂહ ભાટ છે, જે એના નિર્મળ ગુણસમૂહોનાં વખાણ કરે છે. ॥ ૧૦૫॥

**ચૌ૦– કો કહિ સકઇ પ્રયાગ પ્રભાઊ। કલુષ પુંજ કુંજર મૃગરાઊ॥**
**અસ તીરથપતિ દેખિ સુહાવા। સુખ સાગર રઘુબર સુખુ પાવા॥ ૧॥**

પાપોના સમૂહરૂપી હાથીને મારવા માટે સિંહરૂપ પ્રયાગરાજનો ભારે પ્રભાવ છે, તેને કોણ કહી શકે છે! આવા સોહામણા તીર્થરાજનું દર્શન કરીને સુખના સમુદ્ર રઘુકુળશ્રેષ્ઠ શ્રીરામજીને ઘણો આનંદ થયો. ॥ ૧॥

**કહિ સિય લખનહિ સખહિ સુનાઈ। શ્રીમુખ તીરથરાજ બડ઼ાઈ॥**
**કરિ પ્રનામુ દેખત બન બાગા। કહત મહાતમ અતિ અનુરાગા॥ ૨॥**

તેમણે પોતાના શ્રીમુખથી સીતાજી, લક્ષ્મણજી અને સખા ગુહને તીર્થરાજનો મહિમા કહી સંભળાવ્યો. તત્પશ્ચાત્ પ્રણામ કરતાં, વન અને બગીચાને જોતાં અને ઘણાં પ્રેમથી માહાત્મ્ય કહેતાં –॥ ૨॥

**એહિ બિધિ આઇ બિલોકી બેની। સુમિરત સકલ સુમંગલ દેની॥**
**મુદિત નહાઇ કીન્હિ સિવ સેવા। પૂજિ જથાબિધિ તીરથ દેવા॥ ૩॥**

શ્રીરામે આવીને ત્રિવેણીનું દર્શન કર્યું, જે સ્મરણ કરતાં જ સર્વે સુંદર મંગળોને આપનારી છે. પછી આનંદપૂર્વક ત્રિવેણીમાં સ્નાન કરીને શિવજીની સેવા-પૂજા કરી અને વિધિપૂર્વક તીર્થદેવતાઓનું પૂજન કર્યું. ॥ ૩॥

**તબ પ્રભુ ભરદ્વાજ પહિં આએ। કરત દંડવત મુનિ ઉર લાએ॥**
**મુનિ મન મોદ ન કછુ કહિ જાઈ। બ્રહ્માનંદ રાસિ જનુ પાઈ॥૪॥**

સ્નાન, પૂજન આદિ સર્વે કરીને પછી પ્રભુ શ્રીરામજી ભરદ્વાજજી પાસે આવ્યા. તેમને દંડવત્ કરતાં જ મુનિએ હૃદયથી ચાંપી દીધા. મુનિના મનનો આનંદ કંઈ કહી શકાતો નથી. જાણે બ્રહ્માનંદનો ભંડાર મળી ગયો હોય. ॥૪॥

**દો૦ – દીન્હિ અસીસ મુનીસ ઉર અતિ અનંદુ અસ જાનિ।**
**લોચન ગોચર સુકૃત ફલ મનહુઁ કિએ બિધિ આનિ॥૧૦૬॥**

મુનીશ્વર ભરદ્વાજજીએ આશીર્વાદ આપ્યો. તેમના હૃદયમાં એમ જાણીને અત્યંત આનંદ થયો કે આજે વિધાતાએ [શ્રીસીતાજી અને લક્ષ્મણજીસહિત પ્રભુ શ્રીરામચન્દ્રજીનાં દર્શન કરાવી] જાણે અમારાં સંપૂર્ણ પુણ્યોનાં ફળ લાવીને આંખોની સામે ધરી દીધાં. ॥૧૦૬॥

**ચૌ૦ – કુસલ પ્રસ્ન કરિ આસન દીન્હે। પૂજિ પ્રેમ પરિપૂરન કીન્હે॥**
**કંદ મૂલ ફલ અંકુર નીકે। દિએ આનિ મુનિ મનહુઁ અમી કે॥૧॥**

કુશળ પૂછીને મુનિરાજે તેમને આસન આપ્યાં અને પ્રેમસહિત પૂજન કરીને સંતુષ્ટ કર્યા. પછી જાણે અમૃતના જ બન્યા હોય, એવા સારાં-સારાં કંદ, મૂળ, ફળ અને અંકુર લાવીને આપ્યાં. ॥૧॥

**સીય લખન જન સહિત સુહાએ। અતિ રુચિ રામ મૂલ ફલ ખાએ॥**
**ભએ બિગતશ્રમ રામુ સુખારે। ભરદ્વાજ મૃદુ બચન ઉચારે॥૨॥**

સીતાજી, લક્ષ્મણજી અને સેવક ગુહસહિત શ્રીરામચન્દ્રજીએ તે સુંદર મૂળ-ફળોને ઘણી રુચિ સાથે આરોગ્યાં. થાક દૂર થવાથી શ્રીરામચન્દ્રજી સુખી થઈ ગયા. પછી ભરદ્વાજજીએ તેમને કોમળ વચન કહી સંભળાવ્યાં – ॥૨॥

**આજુ સુફલ તપુ તીરથ ત્યાગૂ। આજુ સુફલ જપ જોગ બિરાગૂ॥**
**સફલ સકલ સુભ સાધન સાજૂ। રામ તુમ્હહિ અવલોકત આજૂ॥૩॥**

શ્રીરામ! આપનું દર્શન કરતાં જ આજે મારું તપ, તીર્થસેવન અને ત્યાગ સફળ થઈ ગયાં. આજે મારા જપ, યોગ અને વૈરાગ્ય સફળ થઈ ગયા અને આજે મારા સંપૂર્ણ શુભ સાધનોનો સમુદાય પણ સફળ થઈ ગયો. ॥૩॥

**લાભ અવધિ સુખ અવધિ ન દૂજી। તુમ્હરેં દરસ આસ સબ પૂજી॥**
**અબ કરિ કૃપા દેહુ બર એહૂ। નિજ પદ સરસિજ સહજ સનેહૂ॥૪॥**

લાભની સીમા અને સુખની સીમા [પ્રભુનાં દર્શન સિવાય] બીજી કંઈ પણ નથી. આપનાં દર્શનથી મારી સર્વે આશાઓ પૂર્ણ થઈ ગઈ. હવે કૃપા કરીને એ વરદાન આપો કે આપના ચરણકમળોમાં મારો સ્વાભાવિક પ્રેમ રહે. ॥૪॥

**દો૦– કરમ બચન મન છાડ઼િ છલુ જબ લગિ જનુ ન તુમ્હાર।**
**તબ લગિ સુખુ સપનેહુઁ નહીં કિએઁ કોટિ ઉપચાર॥૧૦૭॥**

જ્યાં સુધી કર્મ, વચન અને મનથી પ્રપંચ છોડીને મનુષ્ય આપનો દાસ નથી થઈ જતો, ત્યાં સુધી કરોડો ઉપાય કરવાથીય સ્વપ્નમાં પણ તે સુખ નથી પામતો. ॥૧૦૭॥

**ચૌ૦– સુનિ મુનિ બચન રામુ સકુચાને। ભાવ ભગતિ આનંદ અઘાને॥**
**તબ રઘુબર મુનિ સુજસુ સુહાવા। કોટિ ભાઁતિ કહિ સબહિ સુનાવા॥૧॥**

મુનિનાં વચન સાંભળીને, તેમની ભાવ-ભક્તિના કારણે આનંદથી તૃપ્ત થયેલા ભગવાન શ્રીરામચન્દ્રજી [લીલાની દૃષ્ટિએ] સંકોચાઈ ગયા. પછી [પોતાના ઐશ્વર્યને છુપાવતાં] શ્રીરામચન્દ્રજીએ ભરદ્વાજ મુનિનો સુંદર સુયશ કરોડો (અનેક) પ્રકારે સૌને કહી સંભળાવ્યો. ॥૧॥

**સો બડ઼ સો સબ ગુન ગન ગેહૂ। જેહિ મુનીસ તુમ્હ આદર દેહૂ॥**
**મુનિ રઘુબીર પરસપર નવહીં। બચન અગોચર સુખુ અનુભવહીં॥૨॥**

[રામજીએ કહ્યું –] હે મુનીશ્વર! જેને આપ આદર આપો, એ જ મોટો છે અને એ જ સર્વે ગુણસમૂહનું ધામ છે. આ રીતે શ્રીરામજી અને ભરદ્વાજજી બંને પરસ્પર એકબીજાને નમી રહ્યા છે અને અનિર્વચનીય આનંદનો અનુભવ કરી રહ્યા છે. ॥૨॥

**યહ સુધિ પાઈ પ્રયાગ નિવાસી। બટુ તાપસ મુનિ સિદ્ધ ઉદાસી॥**
**ભરદ્વાજ આશ્રમ સબ આએ। દેખન દસરથ સુઅન સુહાએ॥૩॥**

આ (શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીના આગમનના) ખબર પામીને પ્રયાગનિવાસી બ્રહ્મચારી, તપસ્વી, મુનિ, સિદ્ધ અને વિરક્ત સર્વે શ્રીદશરથજીના સુંદર પુત્રોને જોવા માટે ભરદ્વાજજીના આશ્રમે આવ્યા. ॥૩॥

**રામ પ્રનામ કીન્હ સબ કાહૂ। મુદિત ભએ લહિ લોયન લાહૂ॥**
**દેહિં અસીસ પરમ સુખુ પાઈ। ફિરે સરાહત સુંદરતાઈ॥૪॥**

શ્રીરામચન્દ્રજીએ દરેકને પ્રણામ કર્યાં. નેત્રોનો લાભ પામીને બધા આનંદિત થઈ ગયા અને પરમ સુખ પામીને આશીર્વાદ આપવા લાગ્યા. શ્રીરામજીના સૌંદર્યની પ્રશંસા કરતાં કરતાં તેઓ પાછા ફર્યા. ॥૪॥

**દો૦– રામ કીન્હ બિશ્રામ નિસિ પ્રાત પ્રયાગ નહાઇ।**
**ચલે સહિત સિય લખન જન મુદિત મુનિહિ સિરુ નાઇ॥૧૦૮॥**

શ્રીરામજીએ રાત્રે ત્યાં જ વિશ્રામ કર્યો અને પ્રાતઃકાળે પ્રયાગરાજનું સ્નાન કરીને શ્રીસીતાજી, લક્ષ્મણજી અને સેવક ગુહની સાથે ભરદ્વાજ-આશ્રમ તરફ ચાલ્યા અને મુનિને શીશ નમાવીને હરખાયા. ॥૧૦૮॥

**ચૌ૦ – રામ સપ્રેમ કહેઉ મુનિ પાહીં। નાથ કહિઅ હમ કેહિ મગ જાહીં॥**
**મુનિ મન બિહસિ રામ સન કહહીં। સુગમ સકલ મગ તુમ્હ કહુઁ અહહીં॥૧॥**

ચાલતી વખતે ઘણા પ્રેમથી શ્રીરામજીએ મુનિને કહ્યું – હે નાથ! બતાવો કે અમે કયા માર્ગે જઈએ? મુનિ મનમાં હસીને શ્રીરામજીને કહે છે કે આપના માટે સર્વે માર્ગો સુગમ છે. ॥૧॥

**સાથ લાગિ મુનિ સિષ્ય બોલાએ। સુનિ મન મુદિત પચાસક આએ॥**
**સબન્હિ રામ પર પ્રેમ અપારા। સકલ કહહિં મગુ દીખ હમારા॥૨॥**

પછી તેમના સંગાથ માટે ભરદ્વાજ મુનિએ શિષ્યોને બોલાવ્યા. સાથે જવાની વાત સાંભળતાં જ ચિત્તથી હરખાઈને લગભગ પચાસેક શિષ્યો આવી ગયા. બધાનો શ્રીરામજી પર અપાર પ્રેમ છે. બધા જ કહે છે કે માર્ગ અમારો જોયેલો છે. ॥૨॥

**મુનિ બટુ ચારિ સંગ તબ દીન્હે। જિન્હ બહુ જનમ સુકૃત સબ કીન્હે॥**
**કરિ પ્રનામુ રિષિ આયસુ પાઈ। પ્રમુદિત હૃદયઁ ચલે રઘુરાઈ॥૩॥**

પછી મુનિએ ચાર બ્રહ્મચારીઓને સાથે કરી દીધા, જેમણે ઘણા જન્મો સુધી બધાં સુકૃત (પુણ્ય) કર્યાં હતાં. શ્રીરઘુનાથજી પ્રણામ કરીને અને ઋષિની આજ્ઞા પામીને હૃદયમાં ઘણા જ આનંદિત થઈને ચાલ્યા. ॥૩॥

**ગ્રામ નિકટ જબ નિકસહિં જાઈ। દેખહિં દરસુ નારિ નર ધાઈ॥**
**હોહિં સનાથ જનમ ફલુ પાઈ। ફિરહિં દુખિત મનુ સંગ પઠાઈ॥૪॥**

જ્યારે તેઓ કોઈ ગામની પાસે થઈને નીકળે છે ત્યારે સ્ત્રી-પુરુષ દોડીને તેમના રૂપને જોવા લાગે છે. જન્મનું ફળ પામીને તેઓ સનાથ થઈ જાય છે અને મનને નાથ સાથે મોકલીને દુઃખી થઈને પાછા ફરી જાય છે. એટલે કે ચિત્તમાં તો શ્રીરામજીની છબી અંકિત થઈ ગઈ પણ દેહથી પરાણે પાછા ફરવું પડે છે. ॥૪॥

**દો૦ – બિદા કિએ બટુ બિનય કરિ ફિરે પાઇ મન કામ।**
**ઉતરિ નહાએ જમુન જલ જો સરીર સમ સ્યામ॥૧૦૯॥**

તત્પશ્ચાત્ શ્રીરામજીએ વિનંતી કરીને ચારેય બ્રહ્મચારીઓને વિદાય કર્યા. તે મનવાંછિત વસ્તુ (અનન્ય ભક્તિ) પામીને પાછા ફર્યા. યમુનાજીની પાર ઊતરીને સર્વેએ યમુનાજીના જળમાં સ્નાન કર્યું, જે શ્રીરામજન્દ્રજીના શરીર જેવું જ શ્યામ રંગનું હતું. ॥૧૦૯॥

**ચૌ૦ – સુનત તીરબાસી નર નારી। ધાએ નિજ નિજ કાજ બિસારી॥**
**લખન રામ સિય સુંદરતાઈ। દેખિ કરહિં નિજ ભાગ્ય બડ઼ાઈ॥૧॥**

યમુનાજીના કિનારે રહેનારાં સ્ત્રી-પુરુષ [આ સાંભળીને કે નિષાદની સાથે બે પરમ સુંદર સુકુમાર નવયુવક અને એક પરમ સુંદરી સ્ત્રી આવી રહ્યાં છે] સર્વે પોતપોતાનાં કામ ભૂલીને દોડ્યાં અને લક્ષ્મણજી, શ્રીરામજી અને સીતાજીના સૌંદર્યને જોઈને પોતાના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યાં. ॥૧॥

**અતિ લાલસા બસહિં મન માહીં। નાઉँ ગાઉँ બૂઝત સકુચાહીં॥**
**જે તિન્હ મહુँ બયબિરિધ સયાને। તિન્હ કરિ જુગુતિ રામુ પહિચાને॥ ૨॥**

તેમના મનમાં પરિચય જાણવાની ઘણી જ લાલસાઓ ભરી છે. છતાંય તેઓ નામ-ગામ પૂછતાં સંકોચાય છે. તે લોકોમાં જે વયોવૃદ્ધ અને બુદ્ધિશાળી હતા; તેમણે યુક્તિથી શ્રીરામચન્દ્રજીને ઓળખી લીધા. ॥ ૨॥

**સકલ કથા તિન્હ સબહિ સુનાઈ। બનહિ ચલે પિતુ આયસુ પાઈ॥**
**સુનિ સબિષાદ સકલ પછિતાહીં। રાની રાયँ કીન્હ ભલ નાહીં॥ ૩॥**

તેમણે સર્વે કથા બધા લોકોને સંભળાવી કે પિતાની આજ્ઞા પામીને તે વનમાં ચાલ્યા છે. આ સાંભળીને બધા લોકો દુ:ખી થઈ પછતાઈ રહ્યા છે કે રાણી અને રાજાએ ઠીક નથી કર્યું. ॥ ૩॥

**તેહિ અવસર એક તાપસુ આવા। તેજ પુંજ લઘુબયસ સુહાવા॥**
**કબિ અલખિત ગતિ બેષુ બિરાગી। મન ક્રમ બચન રામ અનુરાગી॥ ૪॥**

તે અવસર ઉપર ત્યાં એક તપસ્વી આવ્યો, જે તેજનો પુંજ, નાની વયનો અને સુંદર હતો. તેની ગતિ કવિ નથી જાણતા [અથવા તે કવિ હતો જે પોતાનો પરિચય આપવા ઈચ્છતો ન હતો]. તે વૈરાગીના વેશમાં હતો અને મન, વચન તથા કર્મથી શ્રીરામચન્દ્રજીનો પ્રેમી હતો. ॥ ૪॥

[આ તેજપુંજ તાપસના પ્રસંગને કેટલાક ટીકાકાર ક્ષેપક માને છે અને કેટલાક લોકોને જણાય છે કે આ અપ્રાસંગિક અને પાછળથી જોડાયો હોય એવું લાગે છે. પરંતુ આ બધી જ પ્રાચીન પ્રતિઓમાં છે. તુલસીદાસજી અલૌકિક અનુભવી પુરુષ હતા. ખબર નથી કે આ પ્રસંગને અહીં રાખવાનું રહસ્ય શું છે, પરંતુ તે ક્ષેપક તો નથી જ. આ તાપસને જ્યારે ‘કબિ અલખિત ગતિ’ કહે છે, તો પછી નિશ્ચયપૂર્વક કોણ શું કહી શકે છે? અમારી સમજણ પ્રમાણે તે તાપસ કાં તો શ્રીહનુમાનજી છે કે ધ્યાનસ્થ તુલસીદાસજી!]

**દો૦– સજલ નયન તન પુલકિ નિજ ઈષ્ટદેઉ પહિચાનિ।**
**પરેઉ દંડ જિમિ ધરનિતલ દસા ન જાઈ બખાનિ॥ ૧૧૦॥**

પોતાના ઈષ્ટદેવને ઓળખીને એનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું અને શરીર પુલકિત થઈ ગયું. તે દંડની જેમ પૃથ્વી પર ઢળી પડ્યો, એની [પ્રેમવિહ્વળ] દશાનું વર્ણન કરી નથી શકાતું. ॥ ૧૧૦॥

**ચૌ૦– રામ સપ્રેમ પુલકિ ઉર લાવા। પરમ રંક જનુ પારસુ પાવા॥**
**મનહુँ પ્રેમુ પરમારથુ દોઊ। મિલત ધરેં તન કહ સબુ કોઊ॥ ૧॥**

શ્રીરામજીએ પ્રેમપૂર્વક પુલકિત થઈને એને હૃદયે ચાંપી લીધો. જેથી તાપસને એટલો આનંદ થયો જાણે કોઈ મહાદરિદ્રી મનુષ્ય પારસ પામી ગયો હોય. સર્વે કોઈ [જોનારા] કહેવા લાગ્યા કે જાણે પ્રેમ અને પરમાર્થ (પરમ તત્ત્વ) બંને શરીર ધારણ કરીને મળી રહ્યા છે. ॥ ૧॥

**બહુરિ લખન પાયન્હ સોઈ લાગા। લીન્હ ઉઠાઈ ઉમગિ અનુરાગા॥**
**પુનિ સિય ચરન ધૂરિ ધરિ સીસા। જનનિ જાનિ સિસુ દીન્હિ અસીસા॥૨॥**

પછી તે લક્ષ્મણજીના ચરણે નમ્યો. લક્ષ્મણજીએ પ્રેમ અને ઉમંગથી તેને આલિંગન આપ્યું. પછી તે તાપસે સીતાજીની ચરણરજને પોતાના સિરે ધારણ કરી. માતા સીતાજીએ પણ એને પોતાનો નાનો બાળ જાણીને આશીર્વાદ આપ્યા. ॥૨॥

**કીન્હ નિષાદ દંડવત તેહી। મિલેઉ મુદિત લખિ રામ સનેહી॥**
**પિઅત નયન પુટ રૂપુ પિયૂષા। મુદિત સુઅસનુ પાઈ જિમિ ભૂખા॥૩॥**

પછી નિષાદરાજે તે તાપસને દંડવત્ કર્યાં. શ્રીરામચન્દ્રજીનો પ્રેમી જાણીને તે નિષાદરાજને આનંદિત થઈ ભેટ્યો. તે તપસ્વી પોતાના નેત્રરૂપી પડિયાઓથી શ્રીરામજીની સૌન્દર્યસુધાનું પાન કરવા લાગ્યો અને એવો આનંદિત થયો કે જેમ કોઈ ભૂખ્યો માણસ સુંદર ભોજન પામીને આનંદિત થાય છે. ॥૩॥

**તે પિતુ માતુ કહહુ સખિ કૈસે। જિન્હ પઠએ બન બાલક ઐસે॥**
**રામ લખન સિય રૂપુ નિહારી। હોહિં સનેહ બિકલ નર નારી॥૪॥**

[આ બાજુ ગામની સ્ત્રીઓ કહી રહી છે —] હે સખી! કહો તો, એ માતાપિતા કેવાં છે જેમણે આવા (સુંદર સુકુમાર) બાળકોને વનમાં મોકલી દીધાં છે? શ્રીરામજી, લક્ષ્મણજી અને સીતાજીના રૂપને જોઈને બધાં સ્ત્રી-પુરુષો સ્નેહથી વ્યાકુળ થઈ જાય છે. ॥૪॥

**દો૦ – તબ રઘુબીર અનેક બિધિ સખહિ સિખાવનુ દીન્હ।**
**રામ રજાયસુ સીસ ધરિ ભવન ગવનુ તેઈં કીન્હ॥૧૧૧॥**

પછી શ્રીરામચન્દ્રજીએ સખા ગુહને અનેક રીતે [ઘેર પાછા ફરવા માટે] સમજાવ્યો. શ્રીરામચન્દ્રજીની આજ્ઞા માથે ચઢાવી તેણે પોતાના ઘેર જવા પ્રયાણ કર્યું. ॥૧૧૧॥

**ચૌ૦ – પુનિ સિયઁ રામ લખન કર જોરી। જમુનહિ કીન્હ પ્રનામુ બહોરી॥**
**ચલે સસીય મુદિત દોઉ ભાઈ। રબિતનુજા કઇ કરત બડ़ાઈ॥૧॥**

પછી સીતાજી, શ્રીરામજી અને લક્ષ્મણજીએ હાથ જોડીને યમુનાજીને પુનઃ પ્રણામ કર્યાં અને સૂર્યકન્યા યમુનાજીનો મહિમા કહેતાં કહેતાં સીતાજીસહિત બંને ભાઈ પ્રસન્નતાપૂર્વક આગળ ચાલ્યા. ॥૧॥

**પથિક અનેક મિલહિં મગ જાતા। કહહિં સપ્રેમ દેખિ દોઉ ભ્રાતા॥**
**રાજ લખન સબ અંગ તુમ્હારેં। દેખિ સોચુ અતિ હૃદય હમારેં॥૨॥**

રસ્તામાં અનેક યાત્રી મળે છે. તેઓ બંને ભાઈઓને જોઈને એમને પ્રેમપૂર્વક કહે છે કે તમારા સર્વે અંગોમાં રાજચિહ્ન જોઈને અમારા હૃદયમાં ઘણું દુઃખ થાય છે કે — ॥૨॥

**મારગ ચલહુ પયાદેહિ પાએઁ। જ્યોતિષુ ઝૂઠ હમારેં ભાએઁ॥**
**અગમુ પંથુ ગિરિ કાનન ભારી। તેહિ મહઁ સાથ નારિ સુકુમારી॥૩॥**

આવાં રાજચિહ્નો હોવા છતાંય તમે લોકો માર્ગમાં પગપાળા જઈ રહ્યા છો, એથી અમારી સમજણમાં એમ જણાય છે કે જ્યોતિષ-શાસ્ત્ર જૂઠું છે. ગાઢ જંગલ અને મોટા-મોટા પર્વતોનો દુર્ગમ માર્ગ છે. વધારામાં તમારી સાથે સુકુમારી સ્ત્રી છે. ॥ ૩॥

**કરિ કેહરિ બન જાઈ ન જોઈ। હમ સઁગ ચલહિં જો આયસુ હોઈ॥**
**જાબ જહાઁ લગિ તહઁ પહુઁચાઈ। ફિરબ બહોરિ તુમ્હહિ સિરુ નાઈ॥ ૪॥**

હાથી અને સિંહોથી ભરેલ આ ભયાનક વન જોઈ શકાતું નથી. જો આજ્ઞા હોય તો અમે સાથે ચાલીએ. આપ જ્યાં સુધી જશો, ત્યાં સુધી પહોંચાડીને, પછી આપને પ્રણામ કરીને અમે પાછા ફરી જઈશું. ॥ ૪॥

**દો૦– એહિ બિધિ પૂઁછહિં પ્રેમ બસ પુલક ગાત જલુ નૈન।**
**કૃપાસિંધુ ફેરહિં તિન્હહિ કહિ બિનીત મૃદુ બૈન॥ ૧૧૨॥**

આ રીતે તે યાત્રીઓ પ્રેમવશ પુલકિત શરીરે અને નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભરીને પૂછે છે. પરંતુ કૃપાના સમુદ્ર શ્રીરામચન્દ્રજી કોમળ વિનયયુક્ત વચન કહીને તેમને વળાવી દે છે. ॥ ૧૧૨॥

**ચૌ૦– જે પુર ગાઁવ બસહિં મગ માહીં। તિન્હહિ નાગ સુર નગર સિહાહીં॥**
**કેહિ સુકૃતીં કેહિ ઘરીં બસાએ। ધન્ય પુન્યમય પરમ સુહાએ॥ ૧॥**

જે ગામ અને પુરો (નગરો) માર્ગમાં વસ્યાં છે, તેમને જોઈને નાગ અને દેવોનાં નગરો પ્રશંસાપૂર્વક ઈર્ષ્યા કરતાં અને લલચાતાં કહે છે કે કોઈ પુણ્યવાને કઈ શુભ ઘડીમાં આમને વસાવ્યાં હતાં, જેથી આજે એ આટલા ધન્ય અને પુણ્યમય તથા પરમ સુંદર થઈ રહ્યાં છે. ॥ ૧॥

**જહઁ જહઁ રામ ચરન ચલિ જાહીં। તિન્હ સમાન અમરાવતિ નાહીં॥**
**પુન્યપુંજ મગ નિકટ નિવાસી। તિન્હહિ સરાહહિં સુરપુરબાસી॥ ૨॥**

જ્યાં જ્યાં શ્રીરામચન્દ્રજીના ચરણ પડે છે, તેના સમાન ઈન્દ્રની પુરી અમરાવતી પણ નથી. રસ્તાની સમીપ વસનારાં પણ મોટા પુણ્યાત્મા છે – સ્વર્ગમાં રહેનારા દેવો પણ એમની પ્રશંસા કરે છે – ॥ ૨॥

**જે ભરિ નયન બિલોકહિં રામહિ। સીતા લખન સહિત ઘનસ્યામહિ॥**
**જે સર સરિત રામ અવગાહહિં। તિન્હહિ દેવ સર સરિત સરાહહિં॥ ૩॥**

જે નેત્રો ભરીને સીતાજી અને લક્ષ્મણજીસહિત ઘનશ્યામ શ્રીરામજીનાં દર્શન કરે છે; જે તળાવ અને નદીઓમાં શ્રીરામજી સ્નાન કરી લે છે, દેવસરોવર અને દેવનદીઓ પણ એમની પ્રશંસા કરે છે. ॥ ૩॥

**જેહિ તરુ તર પ્રભુ બૈઠહિં જાઈ। કરહિં કલપતરુ તાસુ બડ़ાઈ॥**
**પરસિ રામ પદ પદુમ પરાગા। માનતિ ભૂમિ ભૂરિ નિજ ભાગા॥ ૪॥**

જે વૃક્ષની નીચે પ્રભુ જઈને બેસે છે, કલ્પવૃક્ષ પણ તેની મહત્તા ગાય છે. શ્રીરામચન્દ્રજીના ચરણકમળોની ધૂળનો સ્પર્શ કરીને પૃથ્વી પોતાનું મોટું સૌભાગ્ય માને છે. ॥ ૪॥

દો૦ – છાઁહ કરહિં ઘન બિબુધગન બરષહિં સુમન સિહાહિં।
દેખત ગિરિ બન બિહગ મૃગ રામુ ચલે મગ જાહિં ॥ ૧૧૩॥

રસ્તામાં વાદળો છાયા કરતાં જાય છે અને દેવતાઓ ફૂલો વરસાવે છે, સાથે સાથે ઈર્ષાપૂર્વક પ્રશંસા કરે છે. પર્વત, વન અને પશુ-પક્ષીઓને જોતાં શ્રીરામજી માર્ગમાં ચાલ્યા જઈ રહ્યા છે. ॥ ૧૧૩॥

ચૌ૦ – સીતા લખન સહિત રઘુરાઈ। ગાઁવ નિકટ જબ નિકસહિં જાઈ॥
સુનિ સબ બાલ બૃદ્ધ નર નારી। ચલહિં તુરત ગૃહકાજુ બિસારી॥ ૧॥

શ્રીસીતાજી અને લક્ષ્મણજીસહિત શ્રીરઘુનાથજી જ્યારે કોઈ ગામ પાસે જઈ નીકળે છે ત્યારે તેમનું આગમન સાંભળતાં જ બાળકો, વૃદ્ધો, સ્ત્રી-પુરુષો બધાં પોતાનાં ઘર અને કામકાજને છોડીને તુરંત તેમને નિહાળવા માટે નીકળી પડે છે. ॥ ૧॥

રામ લખન સિય રૂપ નિહારી। પાઈ નયન ફલુ હોહિં સુખારી॥
સજલ બિલોચન પુલક સરીરા। સબ ભએ મગન દેખિ દોઉ બીરા॥ ૨॥

શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીના રૂપને જોઈને, નેત્રોનું [પરમ] ફળ પામીને તેઓ સુખી થાય છે. બંને વીર ભાઈઓને જોઈને બધાં પ્રેમાનંદમાં મગ્ન થઈ ગયા. તેમનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં અને શરીર પુલકિત થઈ ગયાં. ॥ ૨॥

બરનિ ન જાઈ દસા તિન્હ કેરી। લહિ જનુ રંકન્હ સુરમનિ ઢેરી॥
એકન્હ એક બોલિ સિખ દેહીં। લોચન લાહુ લેહુ છન એહીં॥ ૩॥

તેમની દશા વર્ણન નથી કરી શકાતી. જાણે દરિદ્રોએ ચિંતામણિની ઢગલી પામી લીધી હોય. તે એકેએકને પોકારીને શીખ આપે છે કે આ જ ક્ષણે નેત્રોનો લાભ લઈ લો. ॥ ૩॥

રામહિ દેખિ એક અનુરાગે। ચિતવત ચલે જાહિં સઁગ લાગે॥
એક નયન મગ છબિ ઉર આની। હોહિં સિથિલ તન મન બર બાની॥ ૪॥

કોઈ શ્રીરામચન્દ્રજીને જોઈને એવા અનુરાગથી ભરાઈ ગયા છે કે એમને જોતાં એમની સાથે સાથે ચાલી જઈ રહ્યા છે. કોઈ નેત્રમાર્ગેથી તેમની શોભાને હૃદયમાં લાવીને શરીર, મન અને શ્રેષ્ઠ વાણીથી શિથિલ થઈ જાય છે અર્થાત્ તેમનાં શરીર, મન અને વાણીનો વ્યવહાર બંધ થઈ જાય છે. ॥ ૪॥

દો૦ – એક દેખિ બટ છાઁહ ભલિ ડાસિ મૃદુલ તૃન પાત।
કહહિં ગવાઁઇઅ છિનુકુ શ્રમુ ગવનબ અબહિં કિ પ્રાત॥ ૧૧૪॥

કોઈ વડની સુંદર છાયા જોઈને, ત્યાં નરમ ઘાસ અને પાંદડાં બિછાવીને શ્રીરામજીને કહે છે કે થોડીકવાર અહીં બેસીને થાક ઉતારી લો. પછી ભલે ને હમણાં જતા રહેજો કે ભલે સવારે. ॥ ૧૧૪॥

ચૌ૦ – એક કલસ ભરિ આનહિં પાની। અઁચઇઅ નાથ કહહિં મૃદુ બાની॥
સુનિ પ્રિય બચન પ્રીતિ અતિ દેખી। રામ કૃપાલ સુસીલ બિસેષી॥ ૧॥

કોઈ ઘડો ભરીને પાણી લઈ આવે છે અને કોમળ વાણીથી કહે છે – નાથ! આચમન તો કરી લો. તેમનાં પ્રિય વચન સાંભળી અને એમનો અત્યંત પ્રેમ જોઈને દયાળુ અને પરમ સુશીલ શ્રીરામચન્દ્રજીએ – ॥ ૧॥

**જાની શ્રમિત સીય મન માહીં। ઘરિક બિલંબુ કીન્હ બટ છાહીં॥**
**મુદિત નારિ નર દેખહિં સોભા। રૂપ અનૂપ નયન મનુ લોભા॥ ૨॥**

મનમાં સીતાજીને થાકેલાં જાણીને થોડીક વાર સુધી વડની છાયામાં વિશ્રામ કર્યો. સ્ત્રી-પુરુષ આનંદિત થઈને પ્રભુની શોભા જોઈ રહ્યાં છે. ત્રણેયના અનુપમ રૂપે એમનાં નેત્ર અને મનોને લોભાવી લીધાં છે. ॥ ૨॥

**એકટક સબ સોહહિં ચહુઁ ઓરા। રામચંદ્ર મુખ ચંદ ચકોરા॥**
**તરુન તમાલ બરન તનુ સોહા। દેખત કોટિ મદન મનુ મોહા॥ ૩॥**

સર્વે લોકો એકીટશે શ્રીરામચન્દ્રજીના મુખચન્દ્રને ચકોરની જેમ (તન્મય થઈને) જોતાં ચારે બાજુ સુશોભિત થઈ રહ્યા છે. શ્રીરામજીનું લીલાછમ તમાલ વૃક્ષના જેવું શ્યામ રંગનું શ્રીવિગ્રહ એવી રીતે શોભા આપી રહ્યું છે, જેને જોતાં જ કરોડો કામદેવોનાં મન મોહિત થઈ જાય છે. ॥ ૩॥

**દામિનિ બરન લખન સુઠિ નીકે। નખ સિખ સુભગ ભાવતે જી કે॥**
**મુનિપટ કટિન્હ કસેં તૂનીરા। સોહહિં કર કમલનિ ધનુ તીરા॥ ૪॥**

વીજળીના જેવા રંગના લક્ષ્મણજી ઘણા જ ભલા જણાય છે. તેઓ નખથી શિખા સુધી સુંદર છે અને મનને બહુ ગમે છે. બંનેએ મુનિઓનાં (વલ્કલ આદિ) વસ્ત્ર પહેર્યાં છે અને કમરમાં ભાથો બાંધેલો છે. કમળના સમાન હાથોમાં ધનુષ-બાણ શોભી રહ્યાં છે. ॥ ૪॥

**દો૦ – જટા મુકુટ સીસનિ સુભગ ઉર ભુજ નયન બિસાલ।**
**સરદ પરબ બિધુ બદન બર લસત સ્વેદ કન જાલ॥ ૧૧૫॥**

એમના મસ્તકે સુંદર જટાઓના મુગટ છે; વક્ષઃસ્થળ, ભુજા અને નેત્ર વિશાળ છે અને શરદ્-પૂર્ણિમાના ચન્દ્ર જેવા સુંદર મુખો પર પરસેવાનાં બિંદુઓનો સમૂહ શોભિત થઈ રહ્યો છે. ॥ ૧૧૫॥

**ચૌ૦ – બરનિ ન જાઇ મનોહર જોરી। સોભા બહુત થોરિ મતિ મોરી॥**
**રામ લખન સિય સુંદરતાઈ। સબ ચિતવહિં ચિત મન મતિ લાઈ॥ ૧॥**

તે મનોહર જોડીનું વર્ણન કરી નથી શકાતું; કારણ કે શોભા ઘણી અધિક છે અને મારી બુદ્ધિ ઘણી અલ્પ છે. શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીની સુંદરતાને બધા લોકોના મન, ચિત્ત અને બુદ્ધિ – ત્રણેય તેમનામાં એકાકાર થઈ ગયાં છે ॥ ૧॥

**થકે નારિ નર પ્રેમ પિઆસે। મનહુઁ મૃગી મૃગ દેખિ દિઆ સે॥**
**સીય સમીપ ગ્રામતિય જાહીં। પૂઁછત અતિ સનેહઁ સકુચાહીં॥ ૨॥**

પ્રેમ તરસ્યા [તે ગામોનાં] સ્ત્રી-પુરુષ [આમના સૌન્દર્ય-માધુર્યની શોભા જોઈને] સ્તબ્ધ રહી ગયાં જેવી રીતે દીપકને જોઈને હરણી અને હરણ [સ્તબ્ધ રહી જાય છે]. ગામોની સ્ત્રીઓ સીતાજીની પાસે જાય છે. પણ અત્યંત સ્નેહને કારણે પૂછતાં સંકોચાય છે. ॥ ૨॥

**બાર બાર સબ લાગહિં પાએઁ। કહહિં બચન મૃદુ સરલ સુભાએઁ ॥**
**રાજકુમારિ બિનય હમ કરહીં। તિય સુભાયઁ કછુ પૂઁછત ડરહીં ॥ ૩॥**

વારંવાર બધી એમને પગે લાગતી અને સહજ (સરળ) જ સીધાંસાદાં કોમળ વચન કહે છે – હે રાજકુમારી! અમે વિનંતી કરીએ (કંઈ નિવેદન કરવા ઈચ્છીએ) છીએ, પરંતુ સ્ત્રી-સ્વભાવને કારણે કંઈ પૂછતાં ડરીએ છીએ. ॥ ૩॥

**સ્વામિનિ અબિનય છમબિ હમારી। બિલગુ ન માનબ જાનિ ગવાઁરી ॥**
**રાજકુઅઁર દોઉ સહજ સલોને। ઈન્હ તેં લહી દુતિ મરકત સોને ॥ ૪॥**

હે સ્વામિની! અમારી ધૃષ્ટતાને ક્ષમા કરજો અને અમને ગમાર જાણીને ખોટું ન લગાડશો. આ બંને રાજકુમાર સ્વભાવથી જ લાવણ્યમય (પરમ સુંદર) છે. અમને એવું લાગે છે કે મરકતમણિ (પન્ના) અને સુવર્ણ પણ એમનાથી જ કાંતિ પામ્યાં છે કેમકે પન્ના અને સુવર્ણમાં જે હરિત અને સ્વર્ણવર્ણની આભા છે તે આમની હરિતાભનીલ અને સ્વર્ણકાન્તિના એક કણ બરાબર પણ નથી. ॥ ૪॥

**દો૦ – સ્યામલ ગૌર કિસોર બર સુંદર સુષમા ઐન।**
**સરદ સર્બરીનાથ મુખુ સરદ સરોરુહ નૈન ॥ ૧૧૬॥**

શ્યામ અને ગૌર વર્ણ છે, સુંદર કિશોર અવસ્થા છે; બંનેય પરમ સુંદર અને શોભાના ધામ છે. શરદપૂર્ણિમાના ચન્દ્રમાની જેમ એમના મુખ અને શરદ-ઋતુના કમળ સમાન એમનાં નેત્રો છે. ॥ ૧૧૬॥

## માસપારાયણ, સોળમો વિશ્રામ
## નવાહ્‌ન પારાયણ, ચોથો વિશ્રામ

**ચૌ૦ – કોટિ મનોજ લજાવનિહારે। સુમુખિ કહહુ કો આહિં તુમ્હારે ॥**
**સુનિ સનેહમય મંજુલ બાની। સકુચી સિય મન મહુઁ મુસુકાની ॥ ૧॥**

હે સુમુખી! કહો તો પોતાની સુંદરતાથી કરોડો કામદેવને લજાવનારા એ તમારા કોણ છે? તેમની આવી પ્રેમમય સુંદર વાણી સાંભળીને સીતાજી લજાઈ ગયાં અને મનોમન મલકાયાં. ॥ ૧॥

**તિન્હહિ બિલોકિ બિલોકતિ ધરની। દુહુઁ સકોચ સકુચતિ બરબરની ॥**
**સકુચિ સપ્રેમ બાલ મૃગનયની। બોલી મધુર બચન પિકબયની ॥ ૨॥**

ઉત્તમ (ગોર) વર્ણવાળાં સીતાજી તેમને જોઈને [લજ્જાવશ] પૃથ્વી સામું જુએ છે. તે બંને બાજુના સંકોચથી સંકોચાઈ રહ્યાં છે (અર્થાત્ ન કહેવામાં ગ્રામની સ્ત્રીઓને દુઃખ થવાનો સંકોચ છે અને કહેવામાં લજ્જારૂપ સંકોચ). હરણનાં બચ્ચાંનાં નેત્રો જેવાં સુંદર નેત્રોવાળાં શ્રીસીતાજી લજાઈને કોયલ જેવી મધુરવાણીમાં પ્રેમસહિત મધુર વચન બોલ્યાં – ॥ ૨॥

**સહજ સુભાય સુભગ તન ગોરે। નામુ લખનુ લઘુ દેવર મોરે॥**
**બહુરિ બદનુ બિધુ અંચલ ઢાઁકી। પિય તન ચિતઈ ભૌંહ કરિ બાઁકી॥૩॥**

સહજ સ્વભાવ, સુંદર અને ગૌર શરીરના છે, નાના છે, તેમનું નામ લક્ષ્મણ છે, એ મારા દિયર છે. પછી સીતાજીએ [લજ્જાવશ] પોતાના ચન્દ્રમુખને આંચળથી ઢાંકીને અને પ્રિયતમ (શ્રીરામજી)ની તરફ નિહાળીને ભ્રમર વાંકી કરીને – ॥૩॥

**ખંજન મંજુ તિરીછે નયનનિ। નિજ પતિ કહેઉ તિન્હહિ સિયઁ સયનનિ॥**
**ભઈં મુદિત સબ ગ્રામબધૂટીં। રંકન્હ રાય રાસિ જનુ લૂટીં॥૪॥**

ખંજન પક્ષીના જેવાં સુંદર નેત્રોને ત્રાંસાં કરીને ઈશારાથી કહ્યું કે આ (શ્રીરામજી) મારા પતિદેવ છે. આ જાણીને ગામની બધી સ્ત્રીઓ એવી રીતે આનંદિત થઈ કે જાણે કંગાળોએ ધનના ભંડારો લૂંટી લીધા હોય. ॥૪॥

**દો૦ – અતિ સપ્રેમ સિય પાયઁ પરિ બહુબિધિ દેહિં અસીસ।**
**સદા સોહાગિનિ હોહુ તુમ્હ જબ લગિ મહિ અહિ સીસ॥૧૧૭॥**

તે અત્યંત પ્રેમથી સીતાજીના પગે પડીને ઘણી રીતે આશિષ આપે છે (શુભકામના કરે છે) કે જ્યાં સુધી શેષજીના સિર પર પૃથ્વી રહે ત્યાં સુધી તમે સદાય સૌભાગ્યવતી રહો, ॥૧૧૭॥

**ચૌ૦ – પારબતી સમ પતિપ્રિય હોહૂ। દેબિ ન હમ પર છાડ઼બ છોહૂ॥**
**પુનિ પુનિ બિનય કરિઅ કર જોરી। જૌં એહિ મારગ ફિરિઅ બહોરી॥૧॥**

અને પાર્વતીજીની પેઠે પોતાના પતિને પ્રિય થાઓ. હે દેવી! અમારા પરની કૃપા ન ત્યજશો (બનાવી રાખજો). અમે વારંવાર હાથ જોડીને વિનંતી કરીએ છીએ, કે આપ આ જ રસ્તે પાછા આવજો; ॥૧॥

**દરસનુ દેબ જાનિ નિજ દાસી। લખીં સીયઁ સબ પ્રેમ પિઆસી॥**
**મધુર બચન કહિ કહિ પરિતોષીં। જનુ કુમુદિનીં કૌમુદીં પોષીં॥૨॥**

અને અમને પોતાની દાસી જાણીને દર્શન આપજો. સીતાજીએ તે સૌને પ્રેમતરસી જોઈ અને મધુર વચન કહી-કહીને તેમને સારી રીતે સંતોષ આપ્યો, જાણે ચાંદનીએ કુમુદિનીઓને ખીલવીને પુષ્ટ કરી દીધી હોય. ॥૨॥

**તબહિં લખન રઘુબર રુખ જાની। પૂઁછેઉ મગુ લોગન્હિ મૃદુ બાની॥**
**સુનત નારિ નર ભએ દુખારી। પુલકિત ગાત બિલોચન બારી॥૩॥**

તે જ સમયે શ્રીરામચન્દ્રજીનું વલણ જાણીને લક્ષ્મણજીએ કોમળ વાણીમાં લોકોને રસ્તો પૂછ્યો. એ સાંભળતાં જ બધાંય સ્ત્રી-પુરુષ દુઃખી થઈ ગયાં. તેમનાં શરીર પુલકિત થઈ ગયાં અને નેત્રોમાં વિયોગની આશંકાથી પ્રેમનું જળ ભરાઈ આવ્યું. ॥૩॥

**મિટા મોદુ મન ભએ મલીને। બિધિ નિધિ દીન્હ લેત જનુ છીને॥**
**સમુઝિ કરમ ગતિ ધીરજુ કીન્હા। સોધિ સુગમ મગુ તિન્હ કહિ દીન્હા॥૪॥**

એમનો આનંદ ઠંડો પડી ગયો અને મન એવું ઉદાસ થઈ ગયું જાણે વિધાતા આપેલી સંપત્તિ છીનવી લેતો હોય. કર્મની ગતિ સમજીને એમણે ધૈર્ય ધારણ કર્યું અને યોગ્ય નિર્ણય લઈ સુગમ માર્ગ બતાવી દીધો. ॥૪॥

**દો૦– લખન જાનકી સહિત તબ ગવનુ કીન્હ રઘુનાથ।**
**ફેરે સબ પ્રિય બચન કહિ લિએ લાઈ મન સાથ॥૧૧૮॥**

પછી લક્ષ્મણજી અને જાનકીજીસહિત શ્રીરઘુનાથજી આગળ વધ્યાં. સર્વે લોકોને પ્રિય વચન કહીને પાછા વાળ્યા, પણ એમનાં મનોને પોતાની સાથે જ લઈ ગયા. ॥૧૧૮॥

**ચૌ૦– ફિરત નારિ નર અતિ પછિતાહીં। દૈઅહિ દોષુ દેહિં મન માહીં॥**
**સહિત બિષાદ પરસપર કહહીં। બિધિ કરતબ ઉલટે સબ અહહીં॥૧॥**

પાછા ફરતી વખતે તે સ્ત્રી-પુરુષો ઘણા જ પસ્તાઈ રહ્યાં છે અને મનમાં ને મનમાં દૈવને દોષ આપે છે. અરસપરસ [ઘણા જ] વિષાદની સાથે કહે છે કે વિધાતાનાં સઘળાં કાર્ય ઊંધાં જ હોય છે. ॥૧॥

**નિપટ નિરંકુસ નિઠુર નિસંકૂ। જેહિં સસિ કીન્હ સરુજ સકલંકૂ॥**
**રૂખ કલપતરુ સાગરુ ખારા। તેહિં પઠએ બન રાજકુમારા॥૨॥**

એ વિધાતા બિલકુલ નિરંકુશ (સ્વતન્ત્ર), નિર્દય અને નીડર છે, જેણે ચન્દ્રમાને રોગી (વધતો-ઘટતો) અને કલંકી બનાવ્યો. કલ્પવૃક્ષને ઝાડ અને સમુદ્રને ખારો બનાવ્યો. તેણે જ આ રાજકુમારોને વનમાં મોકલ્યા છે. ॥૨॥

**જૌં પૈ ઈન્હહિ દીન્હ બનબાસૂ। કીન્હ બાદિ બિધિ ભોગ બિલાસૂ॥**
**એ બિચરહિં મગ બિનુ પદત્રાના। રચે બાદિ બિધિ બાહન નાના॥૩॥**

જ્યારે વિધાતાએ એમને વનવાસ આપ્યો છે, તો પછી ભોગવિલાસ વ્યર્થ જ બનાવ્યા. જ્યારે એ વગર પગરખે માર્ગમાં જઈ રહ્યાં છે, ત્યારે વિધાતાએ અનેક વાહનો વ્યર્થ જ રચ્યાં. ॥૩॥

**એ મહિ પરહિં ડાસિ કુસ પાતા। સુભગ સેજ કત સૃજત બિધાતા॥**
**તરુબર બાસ ઈન્હહિ બિધિ દીન્હા। ધવલ ધામ રચિ રચિ શ્રમુ કીન્હા॥૪॥**

જો એ દર્ભ અને પાંદડાં પાથરીને જમીન ઉપર જ પડી રહે છે, તો વિધાતા સુંદર સેજ (પલંગ અને પાથરણાં) શા માટે બનાવે છે? વિધાતાએ જ્યારે આમને મોટાં મોટાં વૃક્ષોની નીચેનો નિવાસ આપ્યો ત્યારે ઉજ્જ્વળ મહેલોને બનાવી-બનાવીને તેણે વ્યર્થ જ પરિશ્રમ કર્યો. ॥૪॥

**દો૦– જૌં એ મુનિ પટ ધર જટિલ સુંદર સુઠિ સુકુમાર।**
**બિબિધ ભાઁતિ ભૂષન બસન બાદિ કિએ કરતાર॥૧૧૯॥**

જો એ સુંદર અને અત્યંત સુકુમાર હોવા છતાં મુનિઓનાં (વલ્કલ) વસ્ત્ર પહેરે અને જટા ધારણ કરે છે તો પછી કરતારે (વિધાતાએ) જાતજાતનાં ઘરેણાં અને કપડાં વૃથા જ બનાવ્યાં. ॥ ૧૧૯॥

**ચૌ૦ – જૌં એ કંદ મૂલ ફલ ખાહીં। બાદિ સુધાદિ અસન જગ માહીં॥**
**એક કહહિં એ સહજ સુહાએ। આપુ પ્રગટ ભએ બિધિ ન બનાએ॥ ૧॥**

જો એ કંદ, મૂળ, ફળ ખાય છે તો જગતમાં અમૃત આદિ ભોજન વ્યર્થ જ છે. કોઈ એક કહે છે – એ સ્વભાવથી જ સુંદર છે. [આમનું સૌંદર્ય-માધુર્ય નિત્ય અને સ્વાભાવિક છે] એ સ્વયં પોતે પ્રકટ થયા છે, બ્રહ્માના બનાવેલા નથી. ॥ ૧॥

**જહઁ લગિ બેદ કહી બિધિ કરની। શ્રવન નયન મન ગોચર બરની॥**
**દેખહુ ખોજિ ભુઅન દસ ચારી। કહઁ અસ પુરુષ કહાઁ અસિ નારી॥ ૨॥**

અમારાં કાનો, નેત્રો અને મન દ્વારા અનુભવમાં આવનારી વિધાતાની કરણી, જ્યાં સુધી વેદોએ વર્ણન કરીને કહી છે, ત્યાં સુધી ચૌદ લોકમાં શોધી જુઓ, આવા પુરુષો અને સ્ત્રીઓ ક્યાં છે? [ક્યાંય પણ નથી, આથી સિદ્ધ થાય છે કે એ વિધાતાના ચૌદ લોકોથી પર છે અને પોતાની મહિમાથી જ પોતે પ્રગટ થયા છે]. ॥ ૨॥

**ઈન્હહિ દેખિ બિધિ મનુ અનુરાગા। પટતર જોગ બનાવૈ લાગા॥**
**કીન્હ બહુત શ્રમ ઐક ન આએ। તેહિં ઈરિષા બન આનિ દુરાએ॥ ૩॥**

કોઈ કહે છે - આમને જોઈને વિધાતાનું મન અનુરક્ત મુગ્ધ થઈ ગયું, પછી તે પણ આમની ઉપમાને યોગ્ય બીજાં સ્ત્રી-પુરુષ બનાવવા લાગ્યો. તેણે ઘણો પરિશ્રમ કર્યો, પરંતુ કેવી રીતે બનાવી શકાય એ એના મગજમાં ઊતર્યું જ નહીં, તેથી ઈર્ષાને લીધે આમને જંગલમાં લાવી છુપાવી દીધાં છે. ॥ ૩॥

**એક કહહિં હમ બહુત ન જાનહિં। આપુહિ પરમ ધન્ય કરિ માનહિં॥**
**તે પુનિ પુન્યપુંજ હમ લેખે। જે દેખહિં દેખિહહિં જિન્હ દેખે॥ ૪॥**

કોઈ એક કહે છે – અમે બહુ જાણતાં નથી, હા, પોતાને પરમ ધન્ય અવશ્ય માનીએ છીએ [જેથી આમનાં દર્શન કરી રહ્યાં છીએ] અને અમારી સમજણમાં તે પણ ઘણાં પુણ્યશાળી છે જેણે આમને જોયા છે, જેઓ જોઈ રહ્યાં છે અને જે જોશે. ॥ ૪॥

**દો૦ – એહિ બિધિ કહિ કહિ બચન પ્રિય લેહિં નયન ભરિ નીર।**
**કિમિ ચલિહહિં મારગ અગમ સુઠિ સુકુમાર સરીર॥ ૧૨૦॥**

આ રીતે પ્રિય વચન કહી-કહીને બધાંય, નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભરી લે છે અને કહે છે કે આ અત્યંત સુકુમાર શરીરવાળા દુર્ગમ કઠિન માર્ગમાં કેવી રીતે ચાલશે. ॥ ૧૨૦॥

**ચૌ૦ – નારિ સનેહ બિકલ બસ હોહીં। ચકઈ સાંઝ સમય જનુ સોહીં॥**
**મૃદુ પદ કમલ કઠિન મગુ જાની। ગહબરિ હૃદયઁ કહહિં બર બાની॥ ૧॥**

સ્ત્રીઓ સ્નેહવશ વિકળ થઈ જાય છે, જાણે સંધ્યાને સમયે ચકવી [ભાવી વિયોગની પીડાથી] શોષાઈ રહી હોય (દુ:ખી થઈ રહી હોય). એમના ચરણકમળોને કોમળ તથા માર્ગને કઠોર જાણીને તેઓ વ્યથિત હૃદયે ઉત્તમ વાણી કહે છે — ॥૧॥

**પરસત મૃદુલ ચરન અરુનારે। સકુચતિ મહિ જિમિ હૃદય હમારે॥**
**જૌં જગદીસ ઈન્હહિ બનુ દીન્હા। કસ ન સુમનમય મારગુ કીન્હા॥૨॥**

એમના કોમળ અને લાલ-લાલ ચરણો(તળિયાં)નો સ્પર્શ થતાં જ પૃથ્વી એવી રીતે સંકોચાઈ જાય છે કે જેમ અમારાં હૃદય સંકોચાઈ રહ્યાં છે. જગદીશ્વરે જો આમને વનવાસ જ આપ્યો, તો આખા માર્ગને પુષ્પમય કેમ ન બનાવી દીધો? ॥૨॥

**જૌં માગા પાઈઅ બિધિ પાહીં। એ રખિઅહિં સખિ આઁખિન્હ માહીં॥**
**જે નર નારિ ન અવસર આએ। તિન્હ સિય રામુ ન દેખન પાએ॥૩॥**

જો બ્રહ્મા પાસે માગવાનું મળે તો હે સખી! [આપણે તો એમની પાસેથી માગીને] આમને આપણી આંખોમાં જ રાખીએ! જે સ્ત્રી-પુરુષ આ અવસરે આવ્યાં નહિ તે શ્રીસીતારામજીને જોઈ ન શક્યાં; ॥૩॥

**સુનિ સુરૂપુ બૂઝહિં અકુલાઈ। અબ લગિ ગએ કહાઁ લગિ ભાઈ॥**
**સમરથ ધાઈ બિલોકહિં જાઈ। પ્રમુદિત ફિરહિં જનમફલુ પાઈ॥૪॥**

તેઓ તેમના સૌંદર્યને સાંભળીને વ્યાકુળ થઈને પૂછે છે કે ભાઈ! અત્યારે તે ક્યાં સુધી પહોંચ્યા હશે? અને જેઓ સમર્થ છે તે દોડતાં દોડતાં જઈને એમનાં દર્શન કરી લે છે અને જન્મનું પરમ ફળ પામીને વિશેષ આનંદિત થઈ પાછા વળે છે. ॥૪॥

**દો૦ — અબલા બાલક બૃદ્ધ જન કર મીજહિં પછિતાહિં।**
**હોહિં પ્રેમબસ લોગ ઈમિ રામુ જહાઁ જહઁ જાહિં॥૧૨૧॥**

અબળા સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો દર્શન ન પામવાથી હાથ મસળે છે અને પસ્તાય છે. આ રીતે જ્યાં જ્યાં શ્રીરામચન્દ્રજી જાય છે, ત્યાં ત્યાં લોકો પ્રેમને વશ થઈ જાય છે. ॥૧૨૧॥

**ચૌ૦ — ગાવઁ ગાવઁ અસ હોઈ અનંદૂ। દેખિ ભાનુકુલ કૈરવ ચંદૂ॥**
**જે કછુ સમાચાર સુનિ પાવહિં। તે નૃપ રાનિહિ દોસુ લગાવહિં॥૧॥**

સૂર્યકુળરૂપી કુમુદિનીને પ્રફુલ્લિત કરનારા ચન્દ્રમાસ્વરૂપ શ્રીરામચન્દ્રજીનાં દર્શન કરી ગામેગામ આવો જ આનંદ થઈ રહ્યો છે. જે લોકો આમને વનવાસ અપાયાના કંઈ પણ સમાચાર સાંભળી જાય છે, તેઓ રાજા-રાણી[દશરથ-કૈકયી]ને દોષ આપે છે. ॥૧॥

**કહહિં એક અતિ ભલ નરનાહૂ। દીન્હ હમહિ જોઈ લોચન લાહૂ॥**
**કહહિં પરસપર લોગ લોગાઈં। બાતેં સરલ સનેહ સુહાઈં॥૨॥**

કોઈ એક કહે છે કે રાજા ઘણા જ ભલા છે, જેણે આપણને આપણાં નેત્રોનો લાભ આપ્યો. સ્ત્રી-પુરુષ સર્વે પરસ્પર ઋજુભાવથી સ્નેહભરી સુંદર વાતો કહી રહ્યાં છે. ॥૨॥

**તે પિતુ માતુ ધન્ય જિન્હ જાએ। ધન્ય સો નગરુ જહાઁ તેં આએ॥**
**ધન્ય સો દેસુ સૈલુ બન ગાઊઁ। જહઁ જહઁ જાહિં ધન્ય સોઈ ઠાઊઁ॥૩॥**

[કહે છે –] એ માતા-પિતા ધન્ય છે જેમણે આમને જન્મ આપ્યો છે. એ નગર ધન્ય છે જ્યાંથી એ આવ્યા છે. તે દેશ, પર્વત, વન અને ગામ ધન્ય છે; અને તે સ્થાન પણ ધન્ય છે જ્યાં જ્યાં તેઓ જાય છે. ॥૩॥

**સુખુ પાયઉ બિરંચિ રચિ તેહી। એ જેહિ કે સબ ભાઁતિ સનેહી॥**
**રામ લખન પથિ કથા સુહાઈ। રહી સકલ મગ કાનન છાઈ॥૪॥**

બ્રહ્માએ એમને જ રચીને સુખ મેળવ્યું છે, જેમના આ (શ્રીરામચન્દ્રજી) બધી રીતે સ્નેહી છે. પથિકરૂપ શ્રીરામ-લક્ષ્મણની સુંદર કથા આખા રસ્તે અને જંગલમાં છવાઈ ગઈ છે. એટલે કે ભગવાનની કથા ચારેકોર થઈ રહી છે. ॥૪॥

**દો૦– એહિ બિધિ રઘુકુલ કમલ રબિ મગ લોગન્હ સુખ દેત।**
**જાહિં ચલે દેખત બિપિન સિય સૌમિત્રિ સમેત॥૧૨૨॥**

રઘુકુળરૂપી કમળને ખિલવનારા સૂર્ય શ્રીરામચન્દ્રજી આ પ્રમાણે માર્ગમાં લોકોને સુખ આપતાં સીતાજી અને લક્ષ્મણજીસહિત વનને જોતાં જોતાં જઈ રહ્યા છે. ॥૧૨૨॥

**ચૌ૦– આગેં રામુ લખનુ બને પાછેં। તાપસ બેષ બિરાજત કાછેં॥**
**ઉભય બીચ સિય સોહતિ કૈસેં। બ્રહ્મ જીવ બિચ માયા જૈસેં॥૧॥**

આગળ શ્રીરામજી છે, પાછળ લક્ષ્મણજી સુશોભિત છે. તપસ્વીઓનો વેષ બનાવેલા બંને ઘણી જ શોભા પામી રહ્યા છે. બંનેના વચમાં સીતાજી એવાં સુશોભિત થઈ રહ્યાં છે જેવા બ્રહ્મ અને જીવની વચ્ચે માયા! ॥૧॥

**બહુરિ કહઉઁ છબિ જસિ મન બસઈ। જનુ મધુ મદન મધ્ય રતિ લસઈ॥**
**ઉપમા બહુરિ કહઉઁ જિયઁ જોહી। જનુ બુધ બિધુ બિચ રોહિનિ સોહી॥૨॥**

વળી, જે શોભા મારા મનમાં વસી રહી છે, તેને હું કહું છું – જાણે વસંતઋતુ અને કામદેવની વચ્ચે રતિ (કામદેવની સ્ત્રી) શોભિત હોય. વળી, પોતાના હૃદયમાં ઉપમા શોધીને કહું છું કે જાણે બુધ (ચન્દ્રમાનો પુત્ર) અને ચન્દ્રમાની વચ્ચે રોહિણી (ચન્દ્રમાની સ્ત્રી) શોભી રહી હોય. ॥૨॥

**પ્રભુ પદ રેખ બીચ બિચ સીતા। ધરતિ ચરન મગ ચલતિ સભીતા॥**
**સીય રામ પદ અંક બરાએઁ। લખન ચલહિં મગુ દાહિન લાએઁ॥૩॥**

પ્રભુ શ્રીરામચન્દ્રજીનાં ચરણચિહ્નોની વચ્ચે વચ્ચે પગ મૂકતાં સીતાજી [ક્યાંય ભગવાનનાં ચરણચિહ્નો પર પગ ન પડી જાય એ વાતે] બીતાં બીતાં માર્ગમાં ચાલી રહ્યાં છે અને લક્ષ્મણજી [મર્યાદાની રક્ષાને માટે] સીતાજી અને શ્રીરામચન્દ્રજી બંનેનાં પાદચિહ્નોને બચાવતાં તેને જમણી બાજુએ રાખીને ચાલી રહ્યા છે. ॥૩॥

**રામ લખન સિય પ્રીતિ સુહાઈ। બચન અગોચર કિમિ કહિ જાઈ॥**
**ખગ મૃગ મગન દેખિ છબિ હોહીં। લિએ ચોરિ ચિત રામ બટોહીં॥૪॥**

શ્રીરામજી, લક્ષ્મણજી અને સીતાજીની સુંદર પ્રીતિ વાણીનો વિષય નથી (અર્થાત્ અનિર્વચનીય છે), જેથી તે કહી કેવી રીતે શકાય? પક્ષી અને પશુ પણ તે શોભાને જોઈને (પ્રેમાનંદમાં) મગ્ન થઈ જાય છે. પથિકરૂપે શ્રીરામચન્દ્રજીએ બધાંયનાં ચિત્ત પણ ચોરી લીધાં છે. ॥૪॥

**દો૦ – જિન્હ જિન્હ દેખે પથિક પ્રિય સિય સમેત દોઉ ભાઈ।**
**ભવ મગુ અગમુ અનંદુ તેઈ બિનુ શ્રમ રહે સિરાઈ॥૧૨૩॥**

પ્રિય પથિક સીતાજીસહિત બંને ભાઈઓને જે જે લોકોએ જોયા, તેમણે ભવનો અગમ માર્ગ (જન્મ-મૃત્યુરૂપી સંસારમાં ભટકવાનો ભયાનક માર્ગ) વગર પરિશ્રમે આનંદ સાથે પાર કરી લીધો (અર્થાત્ તે આવાગમનના ફેરામાંથી સહજ જ છૂટીને મુક્ત થઈ ગયા). ॥૧૨૩॥

**ચૌ૦ – અજહુઁ જાસુ ઉર સપનેહુઁ કાઊ। બસહુઁ લખનુ સિય રામુ બટાઊ॥**
**રામ ધામ પથ પાઈહિ સોઈ। જો પથ પાવ કબહુઁ મુનિ કોઈ॥૧॥**

આજે પણ જેના હૃદયમાં ક્યારેક લક્ષ્મણ, સીતા, રામ ત્રણેય પથિક સ્વપ્નમાં પણ આવીને વસે, તો એ પણ શ્રીરામજીના પરધામના એ માર્ગને પામી જશે, જે માર્ગને ક્યારેક કોઈ વિરલા જ મુનિ પામે છે. ॥૧॥

**તબ રઘુબીર શ્રમિત સિય જાની। દેખિ નિકટ બટુ સીતલ પાની॥**
**તહઁ બસિ કંદ મૂલ ફલ ખાઈ। પ્રાત નહાઈ ચલે રઘુરાઈ॥૨॥**

પછી શ્રીરામચન્દ્રજી સીતાજીને થાકેલાં જાણીને અને સમીપમાં જ એક વડનું વૃક્ષ અને ઠંડું પાણી જોઈને તે દિવસે ત્યાં રોકાઈ ગયા. કંદ, મૂળ, ફળ ખાઈને [રાત્રે ત્યાં રહીને] પ્રાતઃકાળે સ્નાન કરીને શ્રીરઘુનાથજી આગળ ચાલ્યા. ॥૨॥

**દેખત બન સર સૈલ સુહાએ। બાલમીકિ આશ્રમ પ્રભુ આએ॥**
**રામ દીખ મુનિ બાસુ સુહાવન। સુંદર ગિરિ કાનનુ જલુ પાવન॥૩॥**

સુંદર વન, તળાવ અને પર્વત જોતાં પ્રભુ શ્રીરામચન્દ્રજી વાલ્મીકિજીના આશ્રમમાં આવ્યા. શ્રીરામચન્દ્રજીએ જોયું કે મુનિનું નિવાસસ્થાન ઘણું જ સુંદર છે, જ્યાં સુંદર પર્વત, વન અને પવિત્ર જળ છે. ॥૩॥

**સરનિ સરોજ બિટપ બન ફૂલે। ગુંજત મંજુ મધુપ રસ ભૂલે॥**
**ખગ મૃગ બિપુલ કોલાહલ કરહીં। બિરહિત બૈર મુદિત મન ચરહીં॥૪॥**

સરોવરમાં કમળ અને વનોમાં વૃક્ષ ફાલી રહ્યાં છે અને મંકરંદ-રસમાં મસ્ત થયેલા ભમરા સુંદર ગુંજારવ કરી રહ્યા છે. ઘણાં જ પક્ષી અને પશુ કોલાહલ કરી રહ્યાં છે અને વેરથી રહિત થઈને પ્રસન્ન મને વિચરી રહ્યાં છે. ॥૪॥

**દો૦ – સુચિ સુંદર આશ્રમુ નિરખિ હરષે રાજિવનેન ।**
**સુનિ રઘુબર આગમનુ મુનિ આગેં આયઉ લેન ॥૧૨૪॥**

પવિત્ર અને સુંદર આશ્રમને જોઈને કમલનયન શ્રીરામચન્દ્રજી હર્ષિત થયા. રઘુશ્રેષ્ઠ શ્રીરામજીનું આગમન સાંભળીને મુનિ વાલ્મીકિજી તેમને સત્કારવા સામે આવ્યા. ॥૧૨૪॥

**ચૌ૦ – મુનિ કહુઁ રામ દંડવત કીન્હા । આસિરબાદુ બિપ્રબર દીન્હા ॥**
**દેખિ રામ છબિ નયન જુડ઼ાને । કરિ સનમાનુ આશ્રમહિં આને ॥૧॥**

શ્રીરામચન્દ્રજીએ મુનિને દંડવત્ કર્યા. વિપ્રશ્રેષ્ઠ વાલ્મીકિ મુનિએ એમને આશીર્વાદ આપ્યા. શ્રીરામચન્દ્રજીની છટા જોઈને મુનિનાં નેત્રો શીતળ થઈ ગયાં. સન્માનપૂર્વક મુનિ એમને આશ્રમમાં લઈ આવ્યા. ॥૧॥

**મુનિબર અતિથિ પ્રાનપ્રિય પાએ । કંદ મૂલ ફલ મધુર મગાએ ॥**
**સિય સૌમિત્રિ રામ ફલ ખાએ । તબ મુનિ આશ્રમ દિએ સુહાએ ॥૨॥**

શ્રેષ્ઠ મુનિ વાલ્મીકિજીએ પ્રાણપ્રિય અતિથિઓને પામીને એમને માટે મધુર કંદ, મૂળ અને ફળ મંગાવ્યાં. શ્રીસીતાજી, લક્ષ્મણજી અને રામચન્દ્રજીએ ફળો ખાધાં. પછી મુનિએ એમને [વિશ્રામ કરવા માટે] સુંદર સ્થાન બતાવ્યું. ॥૨॥

**બાલમીકિ મન આનઁદુ ભારી । મંગલ મૂરતિ નયન નિહારી ॥**
**તબ કર કમલ જોરિ રઘુરાઈ । બોલે બચન શ્રવન સુખદાઈ ॥૩॥**

[મુનિ શ્રીરામજીની પાસે બેઠા છે અને તેમની] મંગળમૂર્તિને જોઈને વાલ્મીકિજીના મનમાં ઘણો ભારે આનંદ થઈ રહ્યો છે. પછી રઘુનાથજીએ કમળની જેમ હાથોને જોડી, કાનોને સુખ આપનારાં મધુર વચન કહી સંભળાવ્યાં – ॥૩॥

**તુમ્હ ત્રિકાલ દરસી મુનિનાથા । બિસ્વ બદર જિમિ તુમ્હરેં હાથા ॥**
**અસ કહિ પ્રભુ સબ કથા બખાની । જેહિ જેહિ ભાઁતિ દીન્હ બનુ રાની ॥૪॥**

હે મુનીશ્વર! આપ ત્રિકાળદર્શી છો. સંપૂર્ણ વિશ્વ આપના માટે હથેળી પર રાખેલા બોર સમાન છે. પ્રભુ શ્રીરામચન્દ્રજીએ એમ કહીને પછી જે જે પ્રકારે રાણી કૈકેયીએ વનવાસ આપ્યો, તે સઘળી કથા વિસ્તારથી કહી સંભળાવી. ॥૪॥

**દો૦ – તાત બચન પુનિ માતુ હિત ભાઈ ભરત અસ રાઉ ।**
**મો કહુઁ દરસ તુમ્હાર પ્રભુ સબુ મમ પુન્ય પ્રભાઉ ॥૧૨૫॥**

[અને શ્રીરામજીએ કહ્યું –] હે પ્રભો! પિતાની આજ્ઞાનું પાલન, માતાનું હિત અને ભરત જેવા સ્નેહી અને ધર્માત્મા ભાઈનું રાજા થવું અને વળી મને આપનું દર્શન થવું, આ સઘળો પ્રભાવ મારાં પુણ્યોનો છે. ॥૧૨૫॥

**ચૌ૦ – દેખિ પાય મુનિરાય તુમ્હારે । ભએ સુકૃત સબ સુફલ હમારે ॥**
**અબ જહઁ રાઉર આયસુ હોઈ । મુનિ ઉદબેગુ ન પાવૈ કોઈ ॥ ૧ ॥**

હે મુનિવર્ય! આપના ચરણોનાં દર્શન કરવાથી આજે અમારાં સર્વે પુણ્ય સફળ થઈ ગયાં (અમને બધાં પુણ્યોનું ફળ મળી ગયું). હવે, જ્યાં રહેવા માટે આપની આજ્ઞા હોય અને જ્યાં કોઈ પણ મુનિ ઉદ્વેગને પામતો ન હોય – ॥ ૧ ॥

**મુનિ તાપસ જિન્હ તેં દુખુ લહહીં । તે નરેસ બિનુ પાવક દહહીં ॥**
**મંગલ મૂલ બિપ્ર પરિતોષૂ । દહઈ કોટિ કુલ ભૂસુર રોષૂ ॥ ૨ ॥**

કેમકે જેનાથી મુનિ અને તપસ્વી દુઃખ પામે છે, તે રાજાઓ વગર અગ્નિએ જ (પોતાનાં દુષ્ટ કર્મોથી) બળીને ભસ્મ થઈ જાય છે. બ્રાહ્મણોનો સંતોષ સર્વે મંગળોનું મૂળ છે અને ભૂદેવ બ્રાહ્મણોનો ક્રોધ કરોડો કુળોને ભસ્મ કરી નાખે છે. ॥ ૨ ॥

**અસ જિયઁ જાનિ કહિઅ સોઈ ઠાઊઁ । સિય સૌમિત્રિ સહિત જહઁ જાઊઁ ॥**
**તહઁ રચિ રુચિર પરન તૃન સાલા । બાસુ કરૌં કછુ કાલ કૃપાલા ॥ ૩ ॥**

આવું હૃદયમાં સમજીને – એ સ્થાન બતાવો કે જ્યાં હું લક્ષ્મણ અને સીતાસહિત જઉં અને ત્યાં સુંદર પાંદડાં અને ઘાસની ઝૂંપડી બનાવી, હે દયાળુ! કેટલોક સમય નિવાસ કરું. ॥ ૩ ॥

**સહજ સરલ સુનિ રઘુબર બાની । સાધુ સાધુ બોલે મુનિ ગ્યાની ॥**
**કસ ન કહહુ અસ રઘુકુલ કેતૂ । તુમ્હ પાલક સંતત શ્રુતિ સેતૂ ॥ ૪ ॥**

શ્રીરામજીની સહજ, સરળ વાણી સાંભળીને જ્ઞાની મુનિ વાલ્મીકિ સાધુવાદ આપતાં બોલ્યા – હે રઘુકુળના ધ્વજાસ્વરૂપ! આપ આવું કેમ નહિ કહો! આપ સદૈવ વેદની મર્યાદાનું પાલન (રક્ષણ) કરો છો. ॥ ૪ ॥

**છં૦ – શ્રુતિ સેતુ પાલક રામ તુમ્હ જગદીસ માયા જાનકી ।**
**જો સૃજતિ જગુ પાલતિ હરતિ રુખ પાઇ કૃપાનિધાન કી ॥**
**જો સહસસીસુ અહીસુ મહિધરુ લખનુ સચરાચર ધની ।**
**સુર કાજ ધરિ નરરાજ તનુ ચલે દલન ખલ નિસિચર અની ॥**

હે રામ! આપ વેદની મર્યાદાના રક્ષક જગદીશ્વર છો અને જાનકીજી [આપની સ્વરૂપભૂતા] માયા છે, જે કૃપાના ભંડાર આપનું મન પામીને જગતનું સર્જન, પાલન અને સંહાર કરે છે. જે હજાર માથાવાળા સર્પોના સ્વામી અને પૃથ્વીને પોતાના સિર ઉપર ધારણ કરનારા છે, એ જ ચરાચરના સ્વામી શેષજી લક્ષ્મણ છે. દેવતાઓના કાર્યને માટે આપ રાજાનું શરીર ધારણ કરીને દુષ્ટ રાક્ષસોની સેનાનો નાશ કરવા માટે નીકળ્યા છો. ॥ ૫ ॥

**સો૦ – રામ સરૂપ તુમ્હાર બચન અગોચર બુદ્ધિ પર ।**
**અબિગત અકથ અપાર નેતિ નેતિ નિત નિગમ કહ ॥ ૧૨૬ ॥**

હે રામ! આપનું સ્વરૂપ વાણીથી અગોચર, બુદ્ધિથી પર, અવ્યક્ત, અકથનીય અને અપાર છે. વેદ નિરંતર તેનું 'નેતિ-નેતિ' કહીને વર્ણન કરે છે. ॥ ૧૨૬ ॥

**ચૌ૦ – જગુ પેખન તુમ્હ દેખનિહારે। બિધિ હરિ સંભુ નચાવનિહારે॥**
**તેઉ ન જાનહિં મરમુ તુમ્હારા। ઔરુ તુમ્હહિ કો જાનનિહારા॥૧॥**

હે રામ! સંસાર આપનો લીલાવિલાસ છે, આપ એને જોનારા છો. આપ બ્રહ્મા, વિષ્ણુ અને શંકરને પણ નચાવનારા છો. જ્યારે તેઓ પણ આપના મર્મને નથી જાણતા તો બીજા કોણ આપને જાણી શકે છે? ॥૧॥

**સોઇ જાનઇ જેહિ દેહુ જનાઈ। જાનત તુમ્હહિ તુમ્હઇ હોઇ જાઈ॥**
**તુમ્હરિહિ કૃપાઁ તુમ્હહિ રઘુનંદન। જાનહિં ભગત ભગત ઉર ચંદન॥૨॥**

એ જ આપને જાણે છે, જેને આપ જણાવી દો છો અને જાણતાં જ તે આપનું જ સ્વરૂપ બની જાય છે, હે રઘુનંદન! હે ભક્તોના હૃદયને શીતળ કરનારા ચંદન! આપની જ કૃપાથી ભક્ત આપને ઓળખી શકે છે. ॥૨॥

**ચિદાનંદમય દેહ તુમ્હારી। બિગત બિકાર જાન અધિકારી॥**
**નર તનુ ધરેહુ સંત સુર કાજા। કહહુ કરહુ જસ પ્રાકૃત રાજા॥૩॥**

આપનો દેહ ચિદાનંદમય છે (આ પ્રકૃતિજન્ય પંચમહાભૂતોનો બનેલ કર્મબંધનયુક્ત, ત્રિદેહ-વિશિષ્ટ માયિક નથી) અને [ઉત્પત્તિ-નાશ, વૃદ્ધિ-ક્ષય આદિ] સર્વે વિકારોથી રહિત છે; આ રહસ્યને અધિકારી પુરુષ જ જાણે છે. આપે દેવો અને સંતોના કાર્ય માટે [દિવ્ય] નર-શરીર ધારણ કર્યું છે અને પ્રાકૃત (પ્રકૃતિના તત્ત્વોથી નિર્મિત દેહવાળા, સાધારણ) રાજાઓની જેમ બોલો છો અને કરો છો. ॥૩॥

**રામ દેખિ સુનિ ચરિત તુમ્હારે। જડ઼ મોહહિં બુધ હોહિં સુખારે॥**
**તુમ્હ જો કહહુ કરહુ સબુ સાઁચા। જસ કાછિઅ તસ ચાહિઅ નાચા॥૪॥**

હે રામ! આપનાં ચરિત્રો જોઈને અને સાંભળીને મૂર્ખ લોકો તો મોહને પ્રાપ્ત થાય છે અને જ્ઞાનીજન સુખી થાય છે. આપ જે કંઈ કહો છો અને કરો છો, તે સર્વે યોગ્ય જ છે; કારણ જેવો સ્વાંગ ધર્યો હોય એવું જ નાચવું તો જોઈએ ને! (આ સમયે આપ મનુષ્યરૂપમાં છો, તેથી મનુષ્યોચિત વ્યવહાર કરવો જ ઠીક છે). ॥૪॥

**દો૦ – પૂઁછેહુ મોહિ કિ રહૌં કહઁ મૈં પૂઁછત સકુચાઉઁ।**
**જહઁ ન હોહુ તહઁ દેહુ કહિ તુમ્હહિ દેખાવૌં ઠાઉઁ॥૧૨૭॥**

આપે મને પૂછ્યું કે હું ક્યાં રહું? પરંતુ હું આ પૂછતાં સંકોચાઉં છું કે જ્યાં આપ ન હોવ એ સ્થાન બતાવી દો. પછી હું આપને રહેવા માટે સ્થાન દેખાડું. ॥૧૨૭॥

**ચૌ૦ – સુનિ મુનિ બચન પ્રેમ રસ સાને। સકુચિ રામ મન મહુઁ મુસુકાને॥**
**બાલમીકિ હઁસિ કહહિં બહોરી। બાની મધુર અમિઅ રસ બોરી॥૧॥**

મુનિનાં પ્રેમરસમાં તરબોળ થયેલાં વચન સાંભળીને શ્રીરામચન્દ્રજી [રહસ્ય ખૂલી જવાના ડરથી] સંકોચાઈને મનમાં મલકાયા. વાલ્મીકિજી હસીને પાછા અમૃત-રસમાં બોળેલી મીઠી વાણી બોલ્યા – ॥૧॥

**સુનહુ રામ અબ કહઉँ નિકેતા। જહાँ બસહુ સિય લખન સમેતા॥**
**જિન્હ કે શ્રવન સમુદ્ર સમાના। કથા તુમ્હારિ સુભગ સરિ નાના॥ ૨॥**

હે રામજી! સાંભળો, હવે હું એ સ્થાન બતાવું છું, જ્યાં આપ સીતાજી અને લક્ષ્મણજીસહિત નિવાસ કરો. જેમના કાન સમુદ્રની જેમ આપની સુંદર કથારૂપ અનેક સુંદર નદીઓથી – ॥ ૨॥

**ભરહિં નિરંતર હોહિં ન પૂરે। તિન્હ કે હિય તુમ્હ કહુँ ગૃહ રૂરે॥**
**લોચન ચાતક જિન્હ કરિ રાખે। રહહિં દરસ જલધર અભિલાષે॥ ૩॥**

નિરંતર ભરાતા રહે છે, પરંતુ ક્યારેય પૂરા (તૃપ્ત) નથી થતા, તેમનાં હૃદય આપને માટે સુંદર ઘર છે અને જેમણે પોતાનાં નેત્રોને ચાતક બનાવી રાખ્યાં છે, જે આપના દર્શનરૂપી મેઘને માટે સદાય લલચાયેલાં રહે છે; ॥ ૩॥

**નિદરહિં સરિત સિંધુ સર ભારી। રૂપ બિંદુ જલ હોહિં સુખારી॥**
**તિન્હ કેં હૃદય સદન સુખદાયક। બસહુ બંધુ સિય સહ રઘુનાયક॥ ૪॥**

તથા જે ભારે-ભારે નદીઓ, સમુદ્રો અને સરોવરોનો અનાદર કરે છે અને આપના સૌંદર્ય [રૂપી મેઘ]ના એક ટીંપા જળથી સુખી થઈ જાય છે (અર્થાત્ આપના દિવ્ય સચ્ચિદાનંદમય સ્વરૂપના કોઈ એક અંગની સહેજ ઝાંખી સામે રિદ્ધિ, સિદ્ધિ સંપત્તિઓની એટલા સુધી કે બ્રહ્મલોક સુધીના સૌંદર્યની અવગણના કરે છે), હે રઘુનાથજી! એ લોકોના હૃદયરૂપી સુખદાયી ભવનોમાં આપ ભ્રાતા લક્ષ્મણજી અને સીતાજીસહિત નિવાસ કરો. ॥ ૪॥

**દો૦ – જસુ તુમ્હાર માનસ બિમલ હંસિનિ જીહા જાસુ।**
**મુકતાહલ ગુન ગન ચુનઈ રામ બસહુ હિયँ તાસુ॥ ૧૨૮॥**

આપના યશરૂપી નિર્મળ માનસરોવરમાં જેની જીભ હંસી બનીને આપના ગુણસમૂહરૂપી મોતીઓને ચણતી રહે છે, હે રામજી! આપ એના હૃદયમાં વસો. ॥ ૧૨૮॥

**ચૌ૦ – પ્રભુ પ્રસાદ સુચિ સુભગ સુબાસા। સાદર જાસુ લહઇ નિત નાસા॥**
**તુમ્હહિ નિબેદિત ભોજન કરહીં। પ્રભુ પ્રસાદ પટ ભૂષન ધરહીં॥ ૧॥**

જેની નાસિકા પ્રભુના પવિત્ર, સુંદર અને સુગંધિત પત્ર-પુષ્પાદિ નિર્માલ્યને પ્રસાદરૂપે નિત્ય આદરની સાથે ગ્રહણ કરે છે અને જે આપને અર્પણ કરીને ભોજન કરે છે અને આપના પ્રસાદરૂપ જ વસ્ત્રાભૂષણ ધારણ કરે છે; ॥ ૧॥

**સીસ નવહિં સુર ગુરુ દ્વિજ દેખી। પ્રીતિ સહિત કરિ બિનય બિસેષી॥**
**કર નિત કરહિં રામ પદ પૂજા। રામ ભરોસ હૃદયँ નહિં દૂજા॥ ૨॥**

જેમનાં મસ્તક દેવો, ગુરુ અને બ્રાહ્મણોને જોઈને ઘણી નમ્રતા સાથે પ્રેમસહિત નમી જાય છે; જેમના હાથ નિત્ય શ્રીરામજીના ચરણોની પૂજા કરે છે અને જેમના હૃદયમાં કેવળ આપનો જ ભરોસો છે, અન્યનો નહિ; ॥ ૨॥

**ચરન રામ તીરથ ચલિ જાહીં। રામ બસહુ તિન્હ કે મન માહીં॥**
**મંત્રરાજુ નિત જપહિં તુમ્હારા। પૂજહિં તુમ્હહિ સહિત પરિવારા॥૩॥**

તથા જેમના ચરણ શ્રીરામજીનાં તીર્થોમાં ચાલીને જાય છે; હે રામજી! આપ એમના મનમાં નિવાસ કરો. જે નિત્ય આપના રામનામરૂપી મંત્રરાજને જપે છે અને પરિવારસહિત આપની પૂજા કરે છે. ॥૩॥

**તરપન હોમ કરહિં બિધિ નાના। બિપ્ર જેવાઁઇ દેહિં બહુ દાના॥**
**તુમ્હ તેં અધિક ગુરહિ જિયઁ જાની। સકલ ભાયઁ સેવહિં સનમાની॥૪॥**

જે અનેક પ્રકારે તર્પણ અને હવન કરે છે, તથા બ્રાહ્મણોને ભોજન કરાવીને બહુ દાન આપે છે; તથા જે ગુરુને હૃદયમાં આપથી પણ અધિક જાણીને સર્વભાવથી સન્માન કરીને એમની સેવા કરે છે; ॥૪॥

**દો૦– સબુ કરિ માગહિં એક ફલુ રામ ચરન રતિ હોઉ।**
**તિન્હ કેં મન મંદિર બસહુ સિય રઘુનંદન દોઉ॥૧૨૯॥**

અને એ બધાં કર્મ કરીને બધાનું એકમાત્ર એ જ ફળ માગે છે કે શ્રીરામચન્દ્રજીના ચરણોમાં અમારી પ્રીતિ થાય; એ લોકોનાં મનરૂપી મંદિરોમાં સીતાજી અને રઘુકુળને આનંદિત કરનારા આપ બંનેય વસો. ॥૧૨૯॥

**ચૌ૦– કામ કોહ મદ માન ન મોહા। લોભ ન છોભ ન રાગ ન દ્રોહા॥**
**જિન્હ કેં કપટ દંભ નહિં માયા। તિન્હ કેં હૃદય બસહુ રઘુરાયા॥૧॥**

જેમને ન તો કામ, ક્રોધ, મદ, અભિમાન અને મોહ છે; ન લોભ છે, ન ક્ષોભ છે, ન રાગ છે, ન દ્વેષ છે અને ન તો કપટ, દંભ અને માયાય છે – હે રઘુનાથજી! આપ એમનાં હૃદયમાં નિવાસ કરો. ॥૧॥

**સબ કે પ્રિય સબ કે હિતકારી। દુખ સુખ સરિસ પ્રસંસા ગારી॥**
**કહહિં સત્ય પ્રિય બચન બિચારી। જાગત સોવત સરન તુમ્હારી॥૨॥**

જે સર્વેના પ્રિય અને સર્વેનું હિત કરનારા છે, જેમને દુ:ખ અને સુખ તથા પ્રશંસા અને ગાળ સરખાં છે; જે વિચારીને સત્ય અને પ્રિય વચન બોલે છે તથા જે જાગતા-ઊંઘતા આપની જ શરણમાં છે, ॥૨॥

**તુમ્હહિ છાડ઼િ ગતિ દૂસરિ નાહીં। રામ બસહુ તિન્હ કે મન માહીં॥**
**જનની સમ જાનહિં પરનારી। ધનુ પરાવ બિષ તેં બિષ ભારી॥૩॥**

અને આપને છોડીને જેમને બીજી કોઈ ગતિ (આશ્રય) નથી, હે રામજી! આપ એમના મનમાં વસો. જે પારકી સ્ત્રીને જન્મ આપનારી માતા સમાન જાણે છે અને પારકું ધન જેને વિષથી પણ ભારે વિષ છે; ॥૩॥

**જે હરષહિં પર સંપતિ દેખી। દુખિત હોહિં પર બિપતિ બિસેષી॥**
**જિન્હહિ રામ તુમ્હ પ્રાનપિઆરે। તિન્હ કે મન સુભ સદન તુમ્હારે॥૪॥**

જે બીજાની સંપત્તિ જોઈને હર્ષિત થાય છે અને બીજાની વિપત્તિ જોઈને વિશેષરૂપે દુઃખી થાય છે અને હે રામજી! જેમને આપ પ્રાણોસમાન પ્રિય છો, એમનાં મન આપને રહેવાયોગ્ય શુભ ભવન છે. ॥૪॥

**દો૦– સ્વામિ સખા પિતુ માતુ ગુર જિન્હ કે સબ તુમ્હ તાત।**
**મન મંદિર તિન્હ કેં બસહુ સીય સહિત દોઉ ભ્રાત॥૧૩૦॥**

હે તાત! જેમના સ્વામી, સખા, પિતા, માતા અને ગુરુ સર્વ કંઈ આપ જ છો; એમના મનરૂપી મંદિરમાં સીતાસહિત આપ બંને ભાઈ નિવાસ કરો. ॥૧૩૦॥

**ચૌ૦– અવગુન તજિ સબ કે ગુન ગહહીં। બિપ્ર ધેનુ હિત સંકટ સહહીં॥**
**નીતિ નિપુન જિન્હ કઇ જગ લીકા। ઘર તુમ્હાર તિન્હ કર મનુ નીકા॥૧॥**

જે અવગુણોને છોડીને સર્વેના ગુણોને ગ્રહણ કરે છે, બ્રાહ્મણ અને ગાયો માટે સંકટ સહે છે, નીતિ-નિપુણતામાં જગતમાં જેઓ મર્યાદા સ્થાપિત કરનાર છે, તેમનું સુંદર મન આપનું ઘર છે. ॥૧॥

**ગુન તુમ્હાર સમુઝઇ નિજ દોસા। જેહિ સબ ભાઁતિ તુમ્હાર ભરોસા॥**
**રામ ભગત પ્રિય લાગહિં જેહી। તેહિ ઉર બસહુ સહિત બૈદેહી॥૨॥**

જે ગુણોને આપના અને દોષોને પોતાના સમજે છે, જેને સર્વ પ્રકારે આપનો જ ભરોસો છે અને રામભક્ત જેને પ્રિય લાગે છે, તેમના હૃદયમાં આપ શ્રીસીતાજી સહિત નિવાસ કરો. ॥૨॥

**જાતિ પાઁતિ ધનુ ધરમુ બડ઼ાઈ। પ્રિય પરિવાર સદન સુખદાઈ॥**
**સબ તજિ તુમ્હહિ રહઇ ઉર લાઈ। તેહિ કે હૃદયઁ રહહુ રઘુરાઈ॥૩॥**

જાતિ, પાંતિ, ધન, ધર્મ, મહત્તા, પ્રિય પરિવાર અને સુખ આપનાર ઘર – સર્વેને છોડીને કેવળ આપને જ હૃદયમાં ધારણ કરી રહે છે, હે રઘુનાથજી! આપ એના હૃદયમાં રહો. ॥૩॥

**સરગુ નરકુ અપબરગુ સમાના। જહઁ તહઁ દેખ ધરેં ધનુ બાના॥**
**કરમ બચન મન રાઉર ચેરા। રામ કરહુ તેહિ કેં ઉર ડેરા॥૪॥**

સ્વર્ગ, નરક અને મોક્ષ જેની દૃષ્ટિએ સરખાં છે, કેમકે તે સર્વે સ્થાને કેવળ ધનુષ-બાણ ધારણ કરેલા આપને જ જુએ છે; અને જે કર્મથી, વચનથી અને મનથી આપનો દાસ છે, હે રામજી! આપ એના હૃદયમાં નિવાસ કરો. ॥૪॥

**દો૦– જાહિ ન ચાહિઅ કબહુઁ કછુ તુમ્હ સન સહજ સનેહુ।**
**બસહુ નિરંતર તાસુ મન સો રાઉર નિજ ગેહુ॥૧૩૧॥**

જેમને ક્યારેય કશું જ નથી જોઈતું અને જેને આપથી સ્વાભાવિક પ્રેમ છે, આપ એના મનમાં નિરંતર નિવાસ કરો, એ આપનું પોતાનું ઘર છે. ॥૧૩૧॥

**ચૌ૦ – એહિ બિધિ મુનિબર ભવન દેખાએ। બચન સપ્રેમ રામ મન ભાએ॥**
**કહ મુનિ સુનહુ ભાનુકુલનાયક। આશ્રમ કહઉઁ સમય સુખદાયક॥૧॥**

આ રીતે મુનિશ્રેષ્ઠ વાલ્મીકિજીએ શ્રીરામચન્દ્રજીને ઘર દેખાડ્યાં. તેમનાં પ્રેમપૂર્ણ વચન શ્રીરામજીના મનને ઘણાં સારાં લાગ્યાં. પછી મુનિએ કહ્યું – હે સૂર્યકુળના સ્વામી! સાંભળો, હવે હું સમયોચિત સુખદાયક આશ્રમ કહું છું (નિવાસસ્થાન બતાવું છું). ॥૧॥

**ચિત્રકૂટ ગિરિ કરહુ નિવાસૂ। તહઁ તુમ્હાર સબ ભાઁતિ સુપાસૂ॥**
**સૈલુ સુહાવન કાનન ચારૂ। કરિ કેહરિ મૃગ બિહગ બિહારૂ॥૨॥**

આપ ચિત્રકૂટ પર્વત પર નિવાસ કરો, ત્યાં આપને માટે સર્વે પ્રકારની સુવિધા છે. સોહામણો પર્વત છે અને સુંદર વન છે; તે હાથી, સિંહ, હરણ અને પક્ષીઓનું વિહારસ્થળ છે. ॥૨॥

**નદી પુનીત પુરાન બખાની। અત્રિપ્રિયા નિજ તપ બલ આની॥**
**સુરસરિ ધાર નાઉઁ મંદાકિનિ। જો સબ પાતક પોતક ડાકિનિ॥૩॥**

ત્યાં પવિત્ર નદી છે, જેની પુરાણોએ પ્રશંસા કરી છે અને જેને અત્રિઋષિનાં પત્ની અનસુયાજી પોતાના તપોબળથી લાવ્યાં હતાં. તે દેવનદી ગંગાજીની ધારા છે, તેનું નામ મંદાકિની છે. તે સર્વ પાપરૂપી બાળકોને ખાઈ નાખવા માટે ડાકણરૂપ છે. ॥૩॥

**અત્રિ આદિ મુનિબર બહુ બસહીં। કરહિં જોગ જપ તપ તન કસહીં॥**
**ચલહુ સફલ શ્રમ સબ કર કરહૂ। રામ દેહુ ગૌરવ ગિરિબરહૂ॥૪॥**

અત્રિ આદિ ઘણા જ શ્રેષ્ઠ મુનિ ત્યાં નિવાસ કરે છે; જે યોગ, જપ અને તપ કરીને શરીરને કસે છે. હે રામજી! ચાલો, સર્વેના પરિશ્રમને સફળ કરો અને પર્વતશ્રેષ્ઠ ચિત્રકૂટને પણ ગૌરવ આપો. ॥૪॥

**દો૦ – ચિત્રકૂટ મહિમા અમિત કહી મહામુનિ ગાઇ।**
**આઇ નહાએ સરિત બર સિય સમેત દોઉ ભાઇ॥૧૩૨॥**

મહામુનિ વાલ્મીકિજીએ ચિત્રકૂટનો અપરિમિત મહિમા વખાણીને કહ્યો. પછી સીતાજીસહિત બંને ભાઈઓએ આવીને શ્રેષ્ઠ નદી મંદાકિનીમાં સ્નાન કર્યું. ॥૧૩૨॥

**ચૌ૦ – રઘુબર કહેઉ લખન ભલ ઘાટૂ। કરહુ કતહુઁ અબ ઠાહર ઠાટૂ॥**
**લખન દીખ પય ઉતર કરારા। ચહુઁ દિસિ ફિરેઉ ધનુષ જિમિ નારા॥૧॥**

શ્રીરામચન્દ્રજીએ કહ્યું – લક્ષ્મણ! ઘણો સુંદર ઘાટ છે. હવે, અહીં ક્યાંક ઊતરવાની વ્યવસ્થા કરો. પછી લક્ષ્મણજીએ પયસ્વિની નદીની ઉત્તરે ઊંચા કિનારાને જોયો [અને કહ્યું કે –] આની ચારે બાજુ ધનુષના જેવી એક નદીની ધારા ફરી વળેલી છે. ॥૧॥

**નદી પનચ સર સમ દમ દાના। સકલ કલુષ કલિ સાઉજ નાના॥**
**ચિત્રકૂટ જનુ અચલ અહેરી। ચુકઇ ન ઘાત માર મુઠભેરી॥૨॥**

નદી (મંદાકિની) તે ધનુષની પ્રત્યંચા છે અને શમ, દમ, દાન બાણ છે. કળિયુગનાં સમસ્ત પાપ એના અનેક હિંસક પશુ [રૂપી નિશાના] છે. ચિત્રકૂટ જ જાણે અચલ શિકારી છે, જેનો નિશાનો કદી ચૂકતો નથી અને જે સામેથી મારે છે. ॥ ૨॥

**અસ કહિ લખન ઠાઉઁ દેખરાવા। થલુ બિલોકિ રઘુબર સુખુ પાવા॥**
**રમેઉ રામ મનુ દેવન્હ જાના। ચલે સહિત સુર થપતિ પ્રધાના॥ ૩॥**

આમ કહીને લક્ષ્મણજીએ સ્થળ બતાવ્યું. સ્થળ જોઈને શ્રીરામચન્દ્રજી સુખ પામ્યા. જ્યારે દેવોએ જાણ્યું કે શ્રીરામચન્દ્રજીનું મન અહીં લાગી ગયું છે તો તેઓ દેવતાઓના મુખ્ય સ્થપતિ વિશ્વકર્માને સાથે લઈને ચાલ્યા. ॥ ૩॥

**કોલ કિરાત બેષ સબ આએ। રચે પરન તૃન સદન સુહાએ॥**
**બરનિ ન જાહિં મંજુ દુઇ સાલા। એક લલિત લઘુ એક બિસાલા॥ ૪॥**

બધા દેવો કોલ-ભીલોના વેશમાં આવ્યા અને એમણે [દિવ્ય] પાંદડાં અને ઘાસથી સુંદર ઘર બનાવી દીધાં. બે એવી સુંદર ઝૂંપડીઓ બનાવી કે જેમનું વર્ણન નથી થઈ શકતું. એમાં એક ઘણી સુંદર અને નાનકડી હતી જ્યારે બીજી મોટી હતી. ॥ ૪॥

**દો૦ – લખન જાનકી સહિત પ્રભુ રાજત રુચિર નિકેત।**
**સોહ મદનુ મુનિ બેષ જનુ રતિ રિતુરાજ સમેત॥ ૧૩૩॥**

લક્ષ્મણજી અને જાનકીજી સહિત પ્રભુ શ્રીરામચન્દ્રજી સુંદર ઘાસ-પાંદડાંના ઘરમાં શોભાયમાન છે, જાણે કામદેવ મુનિનો વેશ ધારણ કરીને પત્ની રતિ અને વસંતઋતુની સાથે સુશોભિત હોય. ॥ ૧૩૩॥

## માસપારાયણ, સત્તરમો વિશ્રામ

**ચૌ૦ – અમર નાગ કિંનર દિસિપાલા। ચિત્રકૂટ આએ તેહિ કાલા॥**
**રામ પ્રનામુ કીન્હ સબ કાહૂ। મુદિત દેવ લહિ લોચન લાહૂ॥ ૧॥**

તે સમયે દેવતા, નાગ, કિન્નર અને દિક્પાળ ચિત્રકૂટે આવ્યા અને શ્રીરામચન્દ્રજીએ સૌ કોઈને પ્રણામ કર્યાં. દેવતા નેત્રોનો લાભ પામીને આનંદિત થયા. ॥ ૧॥

**બરષિ સુમન કહ દેવ સમાજૂ। નાથ સનાથ ભએ હમ આજૂ॥**
**કરિ બિનતી દુખ દુસહ સુનાએ। હરષિત નિજ નિજ સદન સિધાએ॥ ૨॥**

ફૂલોની વર્ષા કરીને દેવસમાજે કહ્યું – હે નાથ! આજે [આપનાં દર્શન પામીને] અમે સનાથ થઈ ગયા. પછી વિનંતી કરીને તેમણે પોતાનાં દુઃસહ્ય દુઃખ સંભળાવ્યાં અને [દુઃખોના નાશનું આશ્વાસન પામીને] હરખાઈને પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. ॥ ૨॥

**ચિત્રકૂટ રઘુનંદનુ છાએ। સમાચાર સુનિ સુનિ મુનિ આએ॥**
**આવત દેખિ મુદિત મુનિબૃંદા। કીન્હ દંડવત રઘુકુલ ચંદા॥ ૩॥**

શ્રીરઘુનાથજી ચિત્રકૂટમાં દરેક સ્થળે છવાઈ ગયા છે, આ સમાચાર સાંભળીને ઘણા જ મુનિ આવ્યા. રઘુકુળના ચન્દ્રમા શ્રીરામચન્દ્રજીએ આનંદસભર મુનિમંડળીને આવતી જોઈને દંડવત્ પ્રણામ કર્યાં. ॥ ૩॥

**મુનિ રઘુબરહિ લાઈ ઉર લેહીં। સુફલ હોન હિત આસિષ દેહીં॥**
**સિય સૌમિત્રિ રામ છબિ દેખહિં। સાધન સકલ સફલ કરિ લેખહિં॥૪॥**

મુનિગણ શ્રીરામજીને હૃદય સરસા ચાંપી દે છે અને સફળ થવા માટે આશીર્વાદ આપે છે. તે સીતાજી, લક્ષ્મણજી અને શ્રીરામચન્દ્રજીની શોભા જુએ છે અને પોતાના સઘળાં સાધનોને સફળ થયેલાં સમજે છે. ॥ ૪॥

**દો૦ – જથાજોગ સનમાનિ પ્રભુ બિદા કિએ મુનિબૃંદ।**
**કરહિં જોગ જપ જાગ તપ નિજ આશ્રમન્હિ સુછંદ॥૧૩૪॥**

પ્રભુ શ્રીરામચન્દ્રજીએ યથાયોગ્ય સન્માન કરીને મુનિમંડળીને વિદાય કરી. શ્રીરામચન્દ્રજીના આગમનથી તે સર્વે પોતપોતાના આશ્રમોમાં હવે સ્વતંત્રતા સાથે યોગ, જપ, યજ્ઞ અને તપ કરવા લાગ્યા. ॥૧૩૪॥

**ચૌ૦ – યહ સુધિ કોલ કિરાતન્હ પાઈ। હરષે જનુ નવ નિધિ ઘર આઈ॥**
**કંદ મૂલ ફલ ભરિ ભરિ દોના। ચલે રંક જનુ લૂટન સોના॥૧॥**

શ્રીરામજીના આગમનના સમાચાર જ્યારે કોલ-ભીલોને મળ્યા, તો તે એવા હરખાયા કે જાણે નવે નિધિઓ એમના ઘેર જ આવી ગઈ હોય. તેઓ પડિયાઓમાં કંદ, મૂળ, ફળ ભરી-ભરીને ચાલ્યા, જાણે દરિદ્ર સોનું લૂંટવા ચાલ્યો હોય. ॥૧॥

**તિન્હ મહઁ જિન્હ દેખે દોઉ ભ્રાતા। અપર તિન્હહિ પૂઁછહિં મગુ જાતા॥**
**કહત સુનત રઘુબીર નિકાઈ। આઇ સબન્હિ દેખે રઘુરાઈ॥૨॥**

એમનામાંથી જે બંને ભાઈઓને (અગાઉ) જોઈ ચૂક્યા હતા, તેમને બીજા લોકો રસ્તામાં જતાં પૂછે છે. આમ, શ્રીરામજીની સુંદરતા કહેતાં-સાંભળતાં સર્વેએ આવીને શ્રીરઘુનાથજીનાં દર્શન કર્યાં. ॥ ૨॥

**કરહિં જોહારુ ભેંટ ધરિ આગે। પ્રભુહિ બિલોકહિં અતિ અનુરાગે॥**
**ચિત્ર લિખે જનુ જહઁ તહઁ ઠાઢ઼ે। પુલક સરીર નયન જલ બાઢ઼ે॥૩॥**

ભેટ સામે મૂકીને તે લોકો જુહાર કરે છે અને અત્યંત અનુરાગ સાથે પ્રભુને જુએ છે. તેઓ મુગ્ધ બની જ્યાં ને ત્યાં જાણે ચિત્રમાં દોર્યા હોય તેમ સ્થિર ઊભા છે. તેમનાં શરીર પુલકિત છે અને નેત્રોમાં પ્રેમાશ્રુઓના જળનું પૂર આવી રહ્યું છે. ॥ ૩॥

**રામ સનેહ મગન સબ જાને। કહિ પ્રિય બચન સકલ સનમાને॥**
**પ્રભુહિ જોહારિ બહોરિ બહોરી। બચન બિનીત કહહિં કર જોરી॥૪॥**

શ્રીરામજીએ તે સૌને પ્રેમમાં મગ્ન જાણ્યા અને પ્રિય વચન કહીને સર્વેનું સન્માન કર્યું. તેઓ વારંવાર પ્રભુ શ્રીરઘુવીરજીને જુહાર કરીને હાથ જોડી વિનીત વચન કહે છે – ॥ ૪॥

**દો૦ – અબ હમ નાથ સનાથ સબ ભએ દેખિ પ્રભુ પાય।**
**ભાગ હમારેં આગમનુ રાઉર કોસલરાય ॥ ૧૩૫॥**

હે નાથ! પ્રભુના ચરણોનાં દર્શન પામીને અમે બધા સનાથ થઈ ગયા. હે કોશલરાજ! અમારાં જ ભાગ્યથી આપનું અહીં શુભાગમન થયું છે. ॥ ૧૩૫॥

**ચૌ૦ – ધન્ય ભૂમિ બન પંથ પહારા। જહઁ જહઁ નાથ પાઉ તુમ્હ ધારા ॥**
**ધન્ય બિહગ મૃગ કાનનચારી। સફલ જનમ ભએ તુમ્હહિ નિહારી ॥ ૧॥**

હે નાથ! જ્યાં જ્યાં આપે આપના ચરણ મૂક્યા છે, તે પૃથ્વી, વન, માર્ગ અને પર્વત ધન્ય છે, તે વનમાં વિચરનારાં પક્ષી અને પશુ ધન્ય છે, જે આપને જોઈને સફળજન્મ થઈ ગયાં. ॥ ૧॥

**હમ સબ ધન્ય સહિત પરિવારા। દીખ દરસુ ભરિ નયન તુમ્હારા ॥**
**કીન્હ બાસુ ભલ ઠાઉઁ બિચારી। ઈહાઁ સકલ રિતુ રહબ સુખારી ॥ ૨॥**

અમે સૌ પણ પોતાના પરિવારસહિત ધન્ય છીએ, જેમણે નેત્રો ભરીને આપનાં દર્શન કર્યાં. આપે ઘણી શ્રેષ્ઠ જગ્યા વિચારીને નિવાસ કર્યો છે. અહીં સર્વે ઋતુઓમાં આપ સુખી રહેશો. ॥ ૨॥

**હમ સબ ભાઁતિ કરબ સેવકાઈ। કરિ કેહરિ અહિ બાઘ બરાઈ ॥**
**બન બેહડ઼ ગિરિ કંદર ખોહા। સબ હમાર પ્રભુ પગ પગ જોહા ॥ ૩॥**

અમે લોકો બધી રીતે હાથી, સિંહ, સર્પ અને વાઘોથી બચાવીને આપની સેવા કરીશું. હે પ્રભુ! અહીંનાં વિકટ વન, પર્વત, ગુફાઓ અને ખીણો સર્વે પગપાળા અમારાં જોયેલાં છે. ॥ ૩॥

**તહઁ તહઁ તુમ્હહિ અહેર ખેલાઉબ। સર નિરઝર જલઠાઉઁ દેખાઉબ ॥**
**હમ સેવક પરિવાર સમેતા। નાથ ન સકુચબ આયસુ દેતા ॥ ૪॥**

અમે ત્યાં-ત્યાં (તે-તે સ્થળોએ) આપને શિકાર ખેલવશું અને તળાવ, ઝરણાં આદિ જળાશયો બતાવીશું. અમે કુટુમ્બસહિત આપના સેવક છીએ. હે નાથ! એટલે અમને આજ્ઞા આપવામાં સંકોચ ન કરશો. ॥ ૪॥

**દો૦ – બેદ બચન મુનિ મન અગમ તે પ્રભુ કરુના ઐન।**
**બચન કિરાતન્હ કે સુનત જિમિ પિતુ બાલક બૈન ॥ ૧૩૬॥**

જે વેદોનાં વચન અને મુનિઓના મનને પણ અગમ્ય છે, તે કરુણાના ધામ પ્રભુ શ્રીરામચન્દ્રજી ભીલોનાં વચન એ રીતે સાંભળી રહ્યા છે જેમ પિતા બાળકોનાં વચન સાંભળે છે. ॥ ૧૩૬॥

**ચૌ૦ – રામહિ કેવલ પ્રેમુ પિઆરા। જાનિ લેઉ જો જાનનિહારા ॥**
**રામ સકલ બનચર તબ તોષે। કહિ મૃદુ બચન પ્રેમ પરિપોષે ॥ ૧॥**

શ્રીરામચન્દ્રજીને કેવળ પ્રેમ પ્રિય છે; જે ઓળખનારો હોય તે ઓળખી લે. પછી શ્રીરામચન્દ્રજીએ પ્રેમથી પરિપુષ્ટ થયેલાં પ્રેમપૂર્ણ કોમળ વચન કહીને તે સર્વે વનવાસીઓને સંતુષ્ટ કર્યા. ॥૧॥

**બિદા કિએ સિર નાઈ સિધાએ। પ્રભુ ગુન કહત સુનત ઘર આએ॥**
**એહિ બિધિ સિય સમેત દોઉ ભાઈ। બસહિં બિપિન સુર મુનિ સુખદાઈ॥૨॥**

પછી એમને વિદાય કર્યા. તે માથું નમાવી ચાલ્યા અને પ્રભુના ગુણ કહેતા - સાંભળતાં ઘેર આવ્યા. આમ, દેવો અને મુનિઓને સુખ આપનારા બંને ભાઈ સીતાજીસહિત વનમાં નિવાસ કરવા લાગ્યા. ॥૨॥

**જબ તેં આઈ રહે રઘુનાયકુ। તબ તેં ભયઉ બનુ મંગલદાયકુ॥**
**ફૂલહિં ફલહિં બિટપ બિધિ નાના। મંજુ બલિત બર બેલિ બિતાના॥૩॥**

જ્યારથી રઘુનાથજી વનમાં આવીને રહ્યા ત્યારથી વન મંગળદાયક થઈ ગયું. બધાંય વૃક્ષો અનેક રીતે ફૂલવા-ફાલવા લાગ્યાં છે અને તેમના ઉપર વીંટળાયેલી સુંદર વેલોના મંડપ ફેલાયેલા છે. ॥૩॥

**સુરતરુ સરિસ સુભાયઁ સુહાએ। મનહુઁ બિબુધ બન પરિહરિ આએ॥**
**ગુંજ મંજુતર મધુકર શ્રેની। ત્રિબિધ બયારિ બહઈ સુખ દેની॥૪॥**

તે કલ્પવૃક્ષ સમાન સ્વાભાવિક જ સુંદર છે, જાણે તે દેવતાઓના નંદનવનને છોડીને આવ્યા હોય. ભમરાઓની પંક્તિઓ ઘણું જ સુંદર ગુંજન કરે છે અને સુખ આપનારી શીતળ, મંદ, સુગંધિત હવા વાઈ રહી છે. ॥૪॥

**દો૦ – નીલકંઠ કલકંઠ સુક ચાતક ચક્ક ચકોર।**
**ભાઁતિ ભાઁતિ બોલહિં બિહગ શ્રવન સુખદ ચિત ચોર॥૧૩૭॥**

નીલકંઠ, કોયલ, પોપટ, બપૈયા, ચકવા અને ચકોર આદિ પક્ષીઓ કાનોને સુખ આપનારો અને ચિત્તને ચોરનારો જાતજાતનો કલરવ કરે છે. ॥૧૩૭॥

**ચૌ૦ – કરિ કેહરિ કપિ કોલ કુરંગા। બિગતબૈર બિચરહિં સબ સંગા॥**
**ફિરત અહેર રામ છબિ દેખી। હોહિં મુદિત મૃગ બૃંદ બિસેષી॥૧॥**

હાથી, સિંહ, વાંદરા, સૂવર અને હરણ – આ સર્વે વેર ત્યજીને સાથેસાથે વિચરે છે. શિકાર માટે ફરતાં શ્રીરામચન્દ્રજીની શોભાને જોઈને પશુઓનો સમૂહ વિશેષ આનંદિત થાય છે. ॥૧॥

**બિબુધ બિપિન જહઁ લગિ જગ માહીં। દેખિ રામબનુ સકલ સિહાહીં॥**
**સુરસરિ સરસઈ દિનકર કન્યા। મેકલસુતા ગોદાવરિ ધન્યા॥૨॥**

જગતમાં જ્યાં સુધી (જેટલા) દેવતાઓનાં વન છે, બધાંય શ્રીરામજીના વનને જોઈને ઈર્ષ્યાપૂર્વક પ્રશંસા કરે છે. ગંગા, સરસ્વતી, સૂર્યકુમારી યમુના, નર્મદા, ગોદાવરી આદિ પુણ્યમયી નદીઓ, ॥૨॥

**સબ સર સિંધુ નદીં નદ નાના। મંદાકિનિ કર કરહિં બખાના॥**
**ઉદય અસ્ત ગિરિ અરુ કૈલાસૂ। મંદર મેરુ સકલ સુરબાસૂ॥૩॥**

બધાં તળાવ, સમુદ્ર, નદી અને અનેક વહેળા સર્વે મંદાકિનીનો મહિમા ગાય છે. ઉદયાચળ, અસ્તાચળ, કૈલાસ, મંદરાચળ અને સુમેરુ આદિ બધા જે દેવતાઓનાં રહેવાનાં સ્થાન છે, ॥૩॥

**સૈલ હિમાચલ આદિક જેતે। ચિત્રકૂટ જસુ ગાવહિં તેતે॥**
**બિંધિ મુદિત મન સુખુ ન સમાઈ। શ્રમ બિનુ બિપુલ બડ઼ાઈ પાઈ॥૪॥**

અને હિમાલય આદિ જેટલા પર્વતો છે, સર્વે ચિત્રકૂટનો યશ ગાય છે. વિંધ્યાચલ ઘણો જ આનંદિત છે, તેનાં મનમાં સુખ સમાતું નથી; કેમકે એણે વિના પરિશ્રમે જ અત્યંત મોટી મહત્તા પામી લીધી છે. ॥૪॥

**દો૦ – ચિત્રકૂટ કે બિહગ મૃગ બેલિ બિટપ તૃન જાતિ।**
**પુન્ય પુંજ સબ ધન્ય અસ કહહિં દેવ દિન રાતિ॥૧૩૮॥**

ચિત્રકૂટનાં પક્ષી, પશુ, વેલ, તૃણ - અંકુરાદિની બધી જ જાતો પુણ્યોનો ભંડાર છે અને ધન્ય છે – દેવતા દિવસ રાત આવું કહે છે. ॥૧૩૮॥

**ચૌ૦ – નયનવંત રઘુબરહિ બિલોકી। પાઈ જનમ ફલ હોહિં બિસોકી॥**
**પરસિ ચરન રજ અચર સુખારી। ભએ પરમ પદ કે અધિકારી॥૧॥**

નેત્રવાન હોવાનું સૌથી મોટું ફળ એ છે કે શ્રીરામજીનાં દર્શન. જેનાથી જન્મ સફળ થઈ જાય છે અને શોકમુક્ત થવાય છે અને અચલ જીવ એટલે કે પર્વત, વૃક્ષ, ભૂમિ, નદી, આદિ પણ ભગવાનની ચરણરજનો સ્પર્શ પામીને સુખી થઈ જાય છે. આમ, બધાય પરમપદના અધિકારી થઈ ગયા. ॥૧॥

**સો બનુ સૈલુ સુભાયઁ સુહાવન। મંગલમય અતિ પાવન પાવન॥**
**મહિમા કહિઅ કવનિ બિધિ તાસૂ। સુખસાગર જહઁ કીન્હ નિવાસૂ॥૨॥**

તે વન અને પર્વત સ્વાભાવિક જ સુંદર છે, મંગળમય છે અને અત્યંત પવિત્રોને પણ પવિત્ર કરનારો છે. તેનો મહિમા કયા પ્રકારે કહેવાય, જ્યાં સુખના સમુદ્ર શ્રીરામજીએ પોતે જ નિવાસ કર્યો છે? ॥૨॥

**પય પયોધિ તજિ અવધ બિહાઈ। જહઁ સિય લખનુ રામુ રહે આઈ॥**
**કહિ ન સકહિં સુષમા જસિ કાનન। જૌં સત સહસ હોહિં સહસાનન॥૩॥**

ક્ષીરસાગરનો ત્યાગ કરીને અને અયોધ્યાને છોડીને જ્યાં સીતાજી, લક્ષ્મણજી અને શ્રીરામચન્દ્રજી આવીને રહ્યાં, એ વનની જે પરમ શોભા છે, તેને હજાર મુખવાળા જો લાખ શેષજી હોય તો તે પણ નથી કહી શકતા. ॥૩॥

**સો મૈં બરનિ કહૌં બિધિ કેહીં। ડાબર કમઠ કિ મંદર લેહીં॥**
**સેવહિં લખનુ કરમ મન બાની। જાઈ ન સીલુ સનેહુ બખાની॥૪॥**

તેને ભલા, હું કયા પ્રકારે વર્ણન કરીને કહી શકું? શું ખાબોચિયાનો [ક્ષુદ્ર] કાચબો પણ મંદરાચલને ઉઠાવી શકે છે? લક્ષ્મણજી મન, વચન અને કર્મથી શ્રીરામચન્દ્રજીની સેવા કરે છે. તેમના શીલ અને સ્નેહનું વર્ણન કરી નથી શકાતું. ॥૪॥

**દો૦ – છિનુ છિનુ લખિ સિય રામ પદ જાનિ આપુ પર નેહુ।**
**કરત ન સપનેહુઁ લખનુ ચિતુ બંધુ માતુ પિતુ ગેહુ॥૧૩૯॥**

પળે-પળે શ્રીસીતારામજીના ચરણોને જોઈને અને પોતાના ઉપર એમનો સ્નેહ જાણીને લક્ષ્મણજી સપનામાં પણ ભાઈઓ, માતા-પિતા અને ઘરને સંભારતા નથી. ॥૧૩૯॥

**ચૌ૦ – રામ સંગ સિય રહતિ સુખારી। પુર પરિજન ગૃહ સુરતિ બિસારી॥**
**છિનુ છિનુ પિય બિધુ બદનુ નિહારી। પ્રમુદિત મનહુઁ ચકોર કુમારી॥૧॥**

શ્રીરામચન્દ્રજી સાથે સીતાજી અયોધ્યાપુરી, કુટુમ્બના લોકો અને ઘરનું સ્મરણ ભૂલીને બહુ જ સુખી રહે છે. પળે-પળે પતિ શ્રીરામચન્દ્રજીના ચન્દ્રમા સમાન મુખને જોઈને તે એવા પ્રસન્ન રહે છે જેમ ચકોર-કન્યા (ચકોરી) ચન્દ્રમાને જોઈને. ॥૧॥

**નાહ નેહુ નિત બઢ઼ત બિલોકી। હરષિત રહતિ દિવસ જિમિ કોકી॥**
**સિય મનુ રામ ચરન અનુરાગા। અવધ સહસ સમ બનુ પ્રિય લાગા॥૨॥**

સ્વામીનો પ્રેમ પોતાના ઉપર નિત્ય વધતો જોઈને સીતાજી એવા હરખાય છે જેમ દિવસમાં ચકવી. સીતાજીનું મન શ્રીરામચન્દ્રજીના ચરણોમાં અનુરક્ત છે, તેથી એમને વન હજારો અવધ સમાન પ્રિય લાગે છે. ॥૨॥

**પરનકુટી પ્રિય પ્રિયતમ સંગા। પ્રિય પરિવારુ કુરંગ બિહંગા॥**
**સાસુ સસુર સમ મુનિતિય મુનિબર। અસનુ અમિઅ સમ કંદ મૂલ ફર॥૩॥**

પ્રિયતમ શ્રીરામજીની સાથે પર્ણકુટી પ્રિય લાગે છે. મૃગ અને પક્ષી પ્રિય કુટુંબી સમાન લાગે છે. મુનિઓની સ્ત્રીઓ સાસુજી સમાન, શ્રેષ્ઠ મુનિ સસરાજી સમાન અને કંદ-મૂળ-ફળોનો આહાર તેમને અમૃત સમાન લાગે છે. ॥૩॥

**નાથ સાથ સાઁથરી સુહાઈ। મયન સયન સય સમ સુખદાઈ॥**
**લોકપ હોહિં બિલોકત જાસૂ। તેહિ કિ મોહિ સક બિષય બિલાસૂ॥૪॥**

સ્વામીની સાથે સુંદર દર્ભ અને પાંદડાંની પથારી સેંકડો કામદેવની શય્યા સમાન સુખ આપનારી છે. જેમના (કૃપાપૂર્વક) જોવામાત્રથી જીવ લોકપાળ થઈ જાય છે, તેમને શું ભોગ-વિલાસ મોહિત કરી શકે છે?! ॥૪॥

**દો૦ – સુમિરત રામહિ તજહિં જન તૃન સમ બિષય બિલાસુ।**
**રામપ્રિયા જગ જનનિ સિય કછુ ન આચરજુ તાસુ॥૧૪૦॥**

શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરવાથી જ ભક્તજન તમામ ભોગ-વિલાસને તણખલાની જેમ ત્યાગી દે છે, તો શ્રીરામચન્દ્રજીનાં પ્રિય પત્ની અને જગતનાં માતા સીતાજીનો આ ભોગ-વિલાસનો ત્યાગ કંઈ આશ્ચર્ય નથી. ॥૧૪૦॥

**ચૌ૦ – સીય લખન જેહિ બિધિ સુખુ લહહીં। સોઇ રઘુનાથ કરહિં સોઇ કહહીં॥**
**કહહિં પુરાતન કથા કહાની। સુનહિં લખનુ સિય અતિ સુખુ માની॥૧॥**

સીતાજી અને લક્ષ્મણજીને જે રીતે સુખ મળે, શ્રીરઘુનાથજી એવું જ કરે છે અને એવું જ કહે છે. ભગવાન પ્રાચીન કથાઓ અને વાર્તાઓ કહે છે અને લક્ષ્મણજી તથા સીતાજી અત્યંત સુખ માનીને સાંભળે છે. ॥૧॥

**જબ જબ રામુ અવધ સુધિ કરહીં। તબ તબ બારિ બિલોચન ભરહીં॥**
**સુમિરિ માતુ પિતુ પરિજન ભાઈ। ભરત સનેહુ સીલુ સેવકાઈ॥૨॥**

જ્યારે જ્યારે શ્રીરામજી અયોધ્યાનું સ્મરણ કરે છે, ત્યારે ત્યારે એમનાં નેત્રોમાં જળ ભરાઈ આવે છે. માતા-પિતા, કુટુમ્બીઓ અને ભાઈઓ તથા ભરતના પ્રેમ, શીલ અને સેવાભાવને યાદ કરીને – ॥૨॥

**કૃપાસિંધુ પ્રભુ હોહિં દુખારી। ધીરજુ ધરહિં કુસમઉ બિચારી॥**
**લખિ સિય લખનુ બિકલ હોઇ જાહીં। જિમિ પુરુષહિ અનુસર પરિછાહીં॥૩॥**

કૃપાના સમુદ્ર પ્રભુ શ્રીરઘુનાથજી દુઃખી થઈ જાય છે, પરંતુ પછી કુસમય સમજીને ધીરજ ધારણ કરી લે છે. શ્રીરામચન્દ્રજીને દુઃખી જોઈને સીતાજી અને લક્ષ્મણજી પણ વ્યાકુળ થઈ જાય છે, જેમ કોઈ મનુષ્યનો પડછાયો તે મનુષ્યના જેવી જ ચેષ્ટા કરે છે. ॥૩॥

**પ્રિયા બંધુ ગતિ લખિ રઘુનંદનુ। ધીર કૃપાલ ભગત ઉર ચંદનુ॥**
**લગે કહન કછુ કથા પુનીતા। સુનિ સુખુ લહહિં લખનુ અરુ સીતા॥૪॥**

વળી ધીર, કૃપાળુ અને ભક્તોનાં હૃદયોને શીતળ કરવા માટે ચંદનરૂપ રઘુકુળને આનંદિત કરનારા શ્રીરામચન્દ્રજી પ્રિય પત્ની અને ભાઈ લક્ષ્મણની દશા જોઈને કેટલીક પવિત્ર કથાઓ કહેવા લાગે છે; જેને સાંભળીને લક્ષ્મણજી અને સીતાજી સુખ પ્રાપ્ત કરે છે. ॥૪॥

**દો૦ – રામુ લખન સીતા સહિત સોહત પરન નિકેત।**
**જિમિ બાસવ બસ અમરપુર સચી જયંત સમેત॥૧૪૧॥**

લક્ષ્મણજી અને સીતાજીસહિત શ્રીરામજી પર્ણકુટીમાં એવા સુશોભિત છે જેમ અમરાવતીમાં ઈન્દ્ર પોતાનાં પત્ની શચી અને પુત્ર જયંતસહિત વસે છે. ॥૧૪૧॥

**ચૌ૦ – જોગવહિં પ્રભુ સિય લખનહિં કૈસેં। પલક બિલોચન ગોલક જૈસેં॥**
**સેવહિં લખનુ સીય રઘુબીરહિ। જિમિ અબિબેકી પુરુષ સરીરહિ॥૧॥**

પ્રભુ શ્રીરામજી અને સીતાજી બંનેય લક્ષ્મણજીની એવી સંભાળ રાખે છે, જેમ બંને પાંપણો નેત્રોની કીકીની. તેમજ શ્રીસીતાજી અને શ્રીરામચન્દ્રજીની સેવા લક્ષ્મણજી એવી રીતે કરે છે, જેમ અજ્ઞાની મનુષ્ય શરીરની કરી રહ્યા હોય. ॥૧॥

**એહિ બિધિ પ્રભુ બન બસહિં સુખારી । ખગ મૃગ સુર તાપસ હિતકારી ॥**
**કહેઉઁ રામ બન ગવનુ સુહાવા । સુનહુ સુમંત્ર અવધ જિમિ આવા ॥ ૨॥**

પક્ષી, પશુ, દેવો અને તપસ્વીઓના હિતકારી પ્રભુ આ રીતે સુખપૂર્વક વનમાં નિવાસ કરી રહ્યાં છે. તુલસીદાસજી કહે છે – મેં શ્રીરામજીનું સુંદર વનગમન કહ્યું. હવે જે રીતે સુમન્ત્ર અયોધ્યામાં પાછા આવ્યા તે [કથા] સાંભળો. ॥ ૨॥

**ફિરેઉ નિષાદુ પ્રભુહિ પહુઁચાઈ । સચિવ સહિત રથ દેખેસિ આઈ ॥**
**મંત્રી બિકલ બિલોકિ નિષાદૂ । કહિ ન જાઈ જસ ભયઉ બિષાદૂ ॥ ૩॥**

નિષાદરાજ જ્યારે પ્રભુ શ્રીરામચન્દ્રજીને પહોંચાડીને પાછો ફર્યો, ત્યારે આવીને તેણે રથને મન્ત્રી(સુમન્ત્ર)સહિત જોયો. મન્ત્રીને એવા વ્યાકુળ થયેલા જોઈને નિષાદને જેવું દુઃખ થયું તે કહી શકાતું નથી. ॥ ૩॥

**રામ રામ સિય લખન પુકારી । પરેઉ ધરનિતલ બ્યાકુલ ભારી ॥**
**દેખિ દખિન દિસિ હય હિહિનાહીં । જનુ બિનુ પંખ બિહગ અકુલાહીં ॥ ૪॥**

[નિષાદને એકલો આવ્યો જાણીને] સુમન્ત્ર હા રામ! હા રામ! હા સીતે! હા લક્ષ્મણ! પોકારતાં ઘણાં વ્યાકુળ થઈને ધરતી પર ઢળી પડ્યા છે. [રથના] ઘોડા દક્ષિણ દિશા સામે [જ્યાં શ્રીરામજી ગયા હતા] જોઈ-જોઈને હણહણે છે, જાણે પાંખો વિના પક્ષીઓ વ્યાકુળ થઈ રહ્યાં હોય. ॥ ૪॥

**દો૦ – નહિં તૃન ચરહિં ન પિઅહિં જલુ મોચહિં લોચન બારિ ।**
**બ્યાકુલ ભએ નિષાદ સબ રઘુબર બાજિ નિહારિ ॥ ૧૪૨॥**

તેઓ ન તો ઘાસ ચરે છે, ન પાણી પીએ છે. કેવળ આંખોથી જળ વહાવી રહ્યાં છે. શ્રીરામચન્દ્રજીના ઘોડાઓને આ દશામાં જોઈને બધા નિષાદ વ્યાકુળ થઈ ગયા. ॥ ૧૪૨॥

**ચૌ૦ – ધરિ ધીરજુ તબ કહઇ નિષાદૂ । અબ સુમંત્ર પરિહરહુ બિષાદૂ ॥**
**તુમ્હ પંડિત પરમારથ ગ્યાતા । ધરહુ ધીર લખિ બિમુખ બિધાતા ॥ ૧॥**

પછી ધીરજ ધરીને નિષાદરાજ કહેવા લાગ્યા – હે સુમન્ત્રજી! હવે વિષાદને છોડો. આપ પંડિત અને પરમાર્થને જાણનારા છો. વિધાતાને પ્રતિકૂળ જાણીને ધૈર્ય ધારણ કરો. ॥ ૧॥

**બિબિધિ કથા કહિ કહિ મૃદુ બાની । રથ બૈઠારેઉ બરબસ આની ॥**
**સોક સિથિલ રથુ સકઇ ન હાઁકી । રઘુબર બિરહ પીર ઉર બાઁકી ॥ ૨॥**

કોમળ વાણીથી જાત-જાતની કથાઓ કહીને નિષાદે બળીજબરીથી લાવીને સુમન્ત્રને રથ પર બેસાડ્યા. પરંતુ શોકને લીધે તેઓ એટલા શિથિલ થઈ ગયા કે રથને હાંકી નથી શકતા. તેમના હૃદયમાં શ્રીરામચન્દ્રજીના વિરહની ઘણી તીવ્ર વેદના છે. ॥ ૨॥

**ચરફરાહિં મગ ચલહિં ન ઘોરે। બન મૃગ મનહુઁ આનિ રથ જોરે॥**
**અઢુકિ પરહિં ફિરિ હેરહિં પીછેં। રામ બિયોગિ બિકલ દુખ તીછેં॥૩॥**

શ્રીરામજીના વિયોગમાં પરવશ ઘોડા તરફડે છે અને [ઠીક] માર્ગ પર ચાલી શકતા નથી. જાણે જંગલી પશુ લાવીને રથમાં જોતરી દીધાં હોય. તે શ્રીરામચન્દ્રજીના વિયોગી ઘોડા ક્યારેક ઠોકર ખાઈને પડી જાય છે; ક્યારેક પાછા વળીને જોવા લાગે છે. તેઓ તીક્ષ્ણ દુઃખથી વ્યાકુળ છે. ॥૩॥

**જો કહ રામુ લખનુ બૈદેહી। હિંકરિ હિંકરિ હિત હેરહિં તેહી॥**
**બાજિ બિરહ ગતિ કહિ કિમિ જાતી। બિનુ મનિ ફનિક બિકલ જેહિ ભાઁતી॥૪॥**

જો કોઈ રામ, લક્ષ્મણ અથવા જાનકીજીનું નામ લઈ લે છે તો ઘોડા હણી-હણીને તેમની સામું સ્નેહથી જોવા લાગે છે. ઘોડાઓની વિરહદશા કેમ કહી શકાય? તે એવા વ્યાકુળ છે જેમ મણિ વિના સર્પ વ્યાકુળ થઈ જાય છે. ॥૪॥

**દો૦ – ભયઉ નિષાદુ બિષાદબસ દેખત સચિવ તુરંગ।**
**બોલિ સુસેવક ચારિ તબ દિએ સારથી સંગ॥૧૪૩॥**

મન્ત્રી અને ઘોડાઓની આ દશા જોઈને નિષાદરાજ વિષાદને વશ થઈ ગયો. ત્યારે તેણે પોતાના ચાર ઉત્તમ સેવકોને બોલાવીને સારથિની સાથે કરી દીધા. ॥૧૪૩॥

**ચૌ૦ – ગુહ સારથિહિ ફિરેઉ પહુઁચાઈ। બિરહુ બિષાદુ બરનિ નહિં જાઈ॥**
**ચલે અવધ લેઇ રથહિ નિષાદા। હોહિં છનહિં છન મગન બિષાદા॥૧॥**

નિષાદરાજ ગુહ સારથિ સુમન્ત્રજીને પહોંચાડીને (વળાવીને) પાછો ફર્યો. તેના વિરહ અને દુઃખનું વર્ણન નથી કરી શકાતું. તે ચારેય નિષાદ રથ લઈને અવધ જવા ચાલ્યા. [સુમન્ત્રને અને ઘોડાઓને જોઈ-જોઈને] તેઓ પણ પળેપળે વિષાદમાં ડૂબી જતા હતા. ॥૧॥

**સોચ સુમંત્ર બિકલ દુખ દીના। ધિગ જીવન રઘુબીર બિહીના॥**
**રહિહિ ન અંતહુઁ અધમ સરીરૂ। જસુ ન લહેઉ બિછુરત રઘુબીરૂ॥૨॥**

વ્યાકુળ અને દુઃખથી દીન થયેલા સુમન્ત્રજી વિચારે છે કે રઘુવીર વિનાના જીવનને ધિક્કાર છે. આખરે આ અધમ શરીર તો રહેવાનું છે જ નહિ. અત્યારે શ્રીરામચન્દ્રજીથી વિખૂટા પડતાં જ છૂટીને એણે યશ [કેમ] ન લઈ લીધો! ॥૨॥

**ભએ અજસ અઘ ભાજન પ્રાના। કવન હેતુ નહિં કરત પયાના॥**
**અહહ મંદ મનુ અવસર ચૂકા। અજહુઁ ન હૃદય હોત દુઇ ટૂકા॥૩॥**

આ પ્રાણ અપયશ અને પાપનાં પાત્ર થઈ ગયાં. હવે, એ કયા કારણે કૂચ નથી કરી જતા ? હાય! નીચ મન [ઘણો સારો] અવસર ચૂકી ગયું. હજી પણ હૃદયના બે ટુકડા કેમ નથી થઈ જતા! ॥૩॥

**મીજિ હાથ સિરુ ધુનિ પછિતાઈ। મનહુઁ કૃપન ધન રાસિ ગવાઁઈ॥**
**બિરિદ બાઁધિ બર બીરુ કહાઈ। ચલેઉ સમર જનુ સુભટ પરાઈ॥૪॥**

સુમન્ત્ર હાથ મસળી-મસળીને અને માથું પીટીપીટીને પસ્તાય છે; જાણે કોઈ કંજૂસ ધનનો ખજાનો ખોઈ બેઠો હોય. તે એ રીતે ચાલ્યો કે જાણે કોઈ મોટો યોદ્ધા વીરનો વેષ ધારણ કરીને અને ઉત્તમ શૂરવીર કહેવડાવીને યુદ્ધમાંથી ભાગી છૂટ્યો હોય! ॥૪॥

**દો૦ – બિપ્ર બિબેકી બેદબિદ સંમત સાધુ સુજાતિ।**
**જિમિ ધોખેં મદપાન કર સચિવ સોચ તેહિ ભાઁતિ॥૧૪૪॥**

જેમ કોઈ વિવેકશીલ, વેદનો જ્ઞાતા, સાધુસમ્મત આચરણ કરનારો અને ઉત્તમ જાતિનો કુલીન બ્રાહ્મણ ભ્રમથી મદિરા પી લે અને પછી પસ્તાય, તે જ પ્રકારે મન્ત્રી સુમન્ત્ર શોક કરીને પસ્તાઈ રહ્યા છે. ॥૧૪૪॥

**ચૌ૦ – જિમિ કુલીન તિય સાધુ સયાની। પતિદેવતા કરમ મન બાની॥**
**રહૈ કરમ બસ પરિહરિ નાહૂ। સચિવ હૃદયઁ તિમિ દારુન દાહૂ॥૧॥**

જેમ કોઈ ઉત્તમ કુળવાળી, સાધુસ્વભાવની, સમજદાર અને મન, વચન, કર્મથી પતિને જ દેવતા માનનારી પતિવ્રતા સ્ત્રીને ભાગ્યવશ પતિને છોડીને (પતિથી જુદા) રહેવું પડે, તે સમયે તેના હૃદયમાં જેવો ભયાનક સંતાપ થાય છે, તેવો જ મન્ત્રીના હૃદયમાં થઈ રહ્યો છે. ॥૧॥

**લોચન સજલ ડીઠિ ભઇ થોરી। સુનઇ ન શ્રવન બિકલ મતિ ભોરી॥**
**સૂખહિં અધર લાગિ મુહઁ લાટી। જિઉ ન જાઇ ઉર અવધિ કપાટી॥૨॥**

નેત્રોમાં જળ ભરાયું છે, દૃષ્ટિ મંદ થઈ ગઈ છે, કાનોથી સંભળાતું નથી, વ્યાકુળ થયેલી બુદ્ધિ બહાવરી બની રહી છે. હોઠ સુકાઈ રહ્યા છે, મુખમાં ઘરકડો બાજી ગયો છે. પરંતુ [આ બધાં મૃત્યુનાં લક્ષણ હોવા છતાં] પ્રાણ નથી નીકળતા; કેમકે હૃદયમાં અવધિરૂપ કમાડ લાગેલાં છે (અર્થાત્ ચૌદ વર્ષ વીતી ગયાં પછી ભગવાન ફરી મળશે, આ જ આશા પ્રાણને નીકળવામાં બાધા ઊભી કરી રહી છે). ॥૨॥

**બિબરન ભયઉ ન જાઇ નિહારી। મારેસિ મનહુઁ પિતા મહતારી॥**
**હાનિ ગલાનિ બિપુલ મન બ્યાપી। જમપુર પંથ સોચ જિમિ પાપી॥૩॥**

સુમન્ત્રજીના મુખનો રંગ બદલાઈ ગયો છે, જે દેખી શકાતો નથી. એમ જણાય છે કે જાણે તેમણે માતા-પિતાને મારી નાખ્યાં હોય. એમના મનમાં રામવિયોગરૂપી હાનિની મહાન ગ્લાનિ (પીડા) છવાઈ રહી છે; જેમ કોઈ પાપી મનુષ્ય નરકે જતાં માર્ગમાં શોક કરી રહ્યો હોય. ॥૩॥

**બચનુ ન આવ હૃદયઁ પછિતાઈ। અવધ કાહ મૈં દેખબ જાઈ॥**
**રામ રહિત રથ દેખિહિ જોઈ। સકુચિહિ મોહિ બિલોકત સોઈ॥૪॥**

મુખમાંથી વચન નથી નીકળતું. હૃદયમાં પસ્તાય છે કે હું અયોધ્યામાં જઈને શું જોઈશ? શ્રીરામચન્દ્રજી વિના ખાલી રથને જે પણ જોશે; તે જ મને જોવામાં સંકોચ કરશે (અર્થાત્ મારું મુખ દેખવા નહીં ઇચ્છે). ॥૪॥

**દો૦ – ધાઇ પૂँછિહહિં મોહિ જબ બિકલ નગર નર નારિ ।**
**ઉતરુ દેબ મૈં સબહિ તબ હૃદયँ બજ્રુ બૈઠારિ ॥ ૧૪૫॥**

નગરનાં બધાં વ્યાકુળ સ્ત્રી-પુરુષ જ્યારે દોડીને મને પૂછશે, ત્યારે હું હૃદય પર વજ્ર મૂકીને બધાને ઉત્તર આપીશ! ॥ ૧૪૫॥

**ચૌ૦ – પુછિહહિં દીન દુખિત સબ માતા । કહબ કાહ મૈં તિન્હહિ બિધાતા ॥**
**પૂછિહિ જબહિં લખન મહતારી । કહિહઉँ કવન સँદેસ સુખારી ॥ ૧॥**

જ્યારે દીન દુ:ખી સર્વે માતાઓ પૂછશે, ત્યારે હે વિધાતા! હું એમને શું કહીશ? જ્યારે લક્ષ્મણજીનાં માતા મને પૂછશે, ત્યારે હું એમને કયો સુખદાયક સંદેશ કહીશ? ॥ ૧॥

**રામ જનનિ જબ આઇહિ ધાઈ । સુમિરિ બચ્છુ જિમિ ધેનુ લવાઈ ॥**
**પૂँછત ઉતરુ દેબ મૈં તેહી । ગે બનુ રામ લખનુ બૈદેહી ॥ ૨॥**

શ્રીરામજીનાં માતા જ્યારે એ રીતે દોડ્યાં આવશે જેમ નવી વીવાયેલી ગાય વાછરડાને સંભારીને દોડી આવે છે, પછી એમના પૂછવાથી હું એમને આ ઉત્તર આપીશ કે શ્રીરામ, લક્ષ્મણ, સીતા વનમાં ચાલ્યા ગયાં! ॥ ૨॥

**જોઈ પૂँછિહિ તેહિ ઊતરુ દેબા । જાઈ અવધ અબ યહુ સુખુ લેબા ॥**
**પૂँછિહિ જબહિં રાઉ દુખ દીના । જિવનુ જાસુ રઘુનાથ અધીના ॥ ૩॥**

જે પણ પૂછશે તેમને આ જ ઉત્તર આપવો પડશે! હાય! અયોધ્યા જઈને હવે મારે આ જ સુખ લેવું છે! જ્યારે દુ:ખથી દીન મહારાજ, જેમનું જીવન શ્રીરઘુનાથજીના [દર્શનને] જ આધીન છે, મને પૂછશે, ॥ ૩॥

**દેહઉँ ઉતરુ કૌનુ મુહુ લાઈ । આયઉँ કુસલ કુઅँર પહુँચાઈ ॥**
**સુનત લખન સિય રામ સँદેસૂ । તૃન જિમિ તનુ પરિહરિહિ નરેસૂ ॥ ૪॥**

ત્યારે હું કયું મોં લઈને એમને ઉત્તર આપીશ કે હું રાજકુમારોને કુશળપૂર્વક પહોંચાડી આવ્યો છું! લક્ષ્મણ, સીતા અને શ્રીરામના સંદેશા (સમાચાર) સાંભળતાં જ મહારાજ તણખલાની જેમ શરીરને ત્યાગી દેશે! ॥ ૪॥

**દો૦ – હૃદઉ ન બિદરેઉ પંક જિમિ બિછુરત પ્રીતમુ નીરુ ।**
**જાનત હૌં મોહિ દીન્હ બિધિ યહુ જાતના સરીરુ ॥ ૧૪૬॥**

પ્રિયતમ(શ્રીરામજી)રૂપી જળથી વિખૂટતાં જ મારું હૃદય કાદવની જેમ ફાટી કેમ ન ગયું! એટલે હું જાણું છું કે વિધાતાએ મને આ 'યાતનાશરીર' જ આપ્યું છે [જે પાપી જીવોને નરક ભોગવાને અર્થે મળે છે]. ॥ ૧૪૬॥

**ચૌ૦ – એહિ બિધિ કરત પંથ પછિતાવા । તમસા તીર તુરત રથુ આવા ॥**
**બિદા કિએ કરિ બિનય નિષાદા । ફિરે પાયँ પરિ બિકલ બિષાદા ॥ ૧॥**

સુમન્ત્ર આ રીતે માર્ગમાં પસ્તાવો કરી રહ્યા હતા, એટલામાં જ રથ શીઘ્ર તમસા નદીના કિનારા પર પહોંચ્યો. મન્ત્રીએ વિનય કરીને ચારેય નિષાદોને વિદાય કર્યા. તેઓ વિષાદથી વ્યાકુળ થતાં સુમન્ત્રના પગે પડીને પાછા ફર્યા. ॥ ૧॥

**પૈઠત નગર સચિવ સકુચાઈ। જનુ મારેસિ ગુર બાઁભન ગાઈ॥**
**બૈઠિ બિટપ તર દિવસુ ગવાઁવા। સાઁઝ સમય તબ અવસરુ પાવા॥ ૨॥**

નગરમાં પ્રવેશ કરતાં મન્ત્રી [ગ્લાનિને લીધે] એવા સંકોચાય છે કે જાણે ગુરુ, બ્રાહ્મણ અથવા ગાયને મારીને આવ્યા હોય! આખો દિવસ એક વૃક્ષની નીચે બેસીને વીતાવ્યો. જ્યારે સંધ્યા થઈ ત્યારે તક મળી. ॥ ૨॥

**અવધ પ્રબેસુ કીન્હ અઁધિઆરેં। પૈઠ ભવન રથુ રાખિ દુઆરેં॥**
**જિન્હ જિન્હ સમાચાર સુનિ પાએ। ભૂપ દ્વાર રથુ દેખન આએ॥ ૩॥**

અંધારું થયે તેમણે અયોધ્યામાં પ્રવેશ કર્યો અને રથને દરવાજે ઊભો કરીને તેઓ [ચૂપકીદીથી] મહેલમાં પ્રવેશ્યા. જે જે લોકોએ આ સમાચાર સાંભળી લીધા તેઓ બધા રથ જોવા રાજદ્વારે આવ્યા. ॥ ૩॥

**રથુ પહિચાનિ બિકલ લખિ ઘોરે। ગરહિં ગાત જિમિ આતપ ઓરે॥**
**નગર નારિ નર બ્યાકુલ કૈસેં। નિઘટત નીર મીનગન જૈસેં॥ ૪॥**

રથને ઓળખીને અને ઘોડાઓને વ્યાકુળ જોઈને એમનાં શરીર એવા ઓગળી રહ્યા છે (ક્ષીણ થઈ રહ્યા છે) જેમ તાપથી કરા! નગરનાં સ્ત્રી-પુરુષ કેવાં વ્યાકુળ છે, જેવાં જળ ઘટવાથી માછલાં વ્યાકુળ થાય છે! ॥ ૪॥

**દો૦ – સચિવ આગમનુ સુનત સબુ બિકલ ભયઉ રનિવાસુ।**
**ભવનુ ભયંકરુ લાગ તેહિ માનહુઁ પ્રેત નિવાસુ॥ ૧૪૭॥**

માત્ર મન્ત્રીનું આવવું સાંભળીને આખો રાણીવાસ વ્યાકુળ થઈ ગયો. રાજમહેલ એમને એવો ભયાનક લાગ્યો જાણે પ્રેતોનું નિવાસસ્થાન (સ્મશાન) હોય. ॥ ૧૪૭॥

**ચૌ૦ – અતિ આરતિ સબ પૂઁછહિં રાની। ઉતરુ ન આવ બિકલ ભઈ બાની॥**
**સુનઇ ન શ્રવન નયન નહિં સૂઝા। કહહુ કહાઁ નૃપુ તેહિ તેહિ બૂઝા॥ ૧॥**

અત્યંત આર્ત થઈને બધી રાણીઓ પૂછે છે; પણ સુમન્ત્રને કંઈ ઉત્તર સૂઝતો નથી, એમની વાણી રુંધાઈ ગઈ છે. ન કાનોથી સાંભળી શકાય છે અને ન આંખોથી કંઈ સૂઝે છે. તેઓ જે પણ સામે આવે છે તેને-તેને પૂછે છે – કહો, મહારાજા ક્યાં છે? ॥ ૧॥

**દાસિન્હ દીખ સચિવ બિકલાઈ। કૌસલ્યા ગૃહઁ ગઈં લવાઈ॥**
**જાઇ સુમંત્ર દીખ કસ રાજા। અમિઅ રહિત જનુ ચંદુ બિરાજા॥ ૨॥**

દાસીઓ મન્ત્રીને વ્યાકુળ જોઈને તેમને કૌશલ્યાના મહેલમાં લઈ ગઈ. સુમન્ત્રે જઈને ત્યાં રાજાને એવા [બેઠેલા] જોયા જાણે ચન્દ્રમા અમૃતવિહોણો હોય. ॥ ૨॥

**આસન સયન બિભૂષન હીના। પરેઉ ભૂમિતલ નિપટ મલીના ॥**
**લેઈ ઉસાસુ સોચ એહિ ભાઁતી। સુરપુર તેં જનુ ખઁસેઉ જજાતી ॥ ૩॥**

રાજા આસન, શય્યા અને આભૂષણોથી રહિત, તદ્દન મલિન (ઉદાસ) પૃથ્વી પર પડ્યા છે. તેઓ લાંબો શ્વાસ લઈને (નિસાસો નાખીને) એ પ્રકારે શોક કરે છે જાણે રાજા યયાતિ સ્વર્ગમાંથી પતન પામીને શોક કરી રહ્યા હોય. ॥ ૩॥

**લેત સોચ ભરિ છિનુ છિનુ છાતી। જનુ જરિ પંખ પરેઉ સંપાતી ॥**
**રામ રામ કહ રામ સનેહી। પુનિ કહ રામ લખન બૈદેહી ॥ ૪॥**

રાજા પળે-પળે શોકથી છાતી ભરી લે છે. એવી વિકળ દશા છે જાણે [ગીધરાજ જટાયુનો ભાઈ] સંપાતી પાંખો બળી જવાથી પડી ગયો હોય. રાજા [વારંવાર] 'રામ, રામ', 'હા સ્નેહી (પ્રિય) રામ'! કહે છે. વળી, 'હા રામ, હા લક્ષ્મણ, હા જાનકી' એમ કહેવા લાગે છે. ॥ ૪॥

**દો૦ – દેખિ સચિવઁ જય જીવ કહિ કીન્હેઉ દંડ પ્રનામુ।**
**સુનત ઉઠેઉ બ્યાકુલ નૃપતિ કહુ સુમંત્ર કહઁ રામુ ॥ ૧૪૮॥**

મન્ત્રીએ જોઈને 'જય જીવ' કહીને દંડવત્ પ્રણામ કર્યાં. સાંભળતાં જ રાજા વ્યાકુળ થઈને ઊઠ્યા અને બોલ્યા – સુમન્ત્ર! કહો, રામ ક્યાં છે? ॥ ૧૪૮॥

**ચૌ૦ – ભૂપ સુમંત્રુ લીન્હ ઉર લાઈ। બૂડ઼ત કછુ અધાર જનુ પાઈ ॥**
**સહિત સનેહ નિકટ બૈઠારી। પૂઁછત રાઉ નયન ભરિ બારી ॥ ૧॥**

રાજાએ સુમન્ત્રને હૃદય સરસા ચાંપી દીધા. જાણે ડૂબતા માણસને કંઈક આધાર મળી ગયો હોય. મન્ત્રીને સ્નેહ સાથે પાસે બેસાડી નેત્રોમાં જળ ભરીને રાજા પૂછવા લાગ્યા – ॥ ૧॥

**રામ કુસલ કહુ સખા સનેહી। કહઁ રઘુનાથુ લખનુ બૈદેહી ॥**
**આને ફેરિ કિ બનહિ સિધાએ। સુનત સચિવ લોચન જલ છાએ ॥ ૨॥**

હે મારા પ્રિય સખા! શ્રીરામના કુશળ કહો. બતાવો, શ્રીરામ, લક્ષ્મણ અને જાનકી ક્યાં છે? એમને પાછા લઈ આવ્યા છો કે તેઓ વનમાં જતા રહ્યાં? આ સાંભળતાં જ મન્ત્રીનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું. ॥ ૨॥

**સોક બિકલ પુનિ પૂઁછ નરેસૂ। કહુ સિય રામ લખન સંદેસૂ ॥**
**રામ રૂપ ગુન સીલ સુભાઊ। સુમિરિ સુમિરિ ઉર સોચત રાઊ ॥ ૩॥**

શોકથી વ્યાકુળ થઈને રાજા પાછા પૂછવા લાગ્યા – સીતા, રામ અને લક્ષ્મણનો સંદેશો તો કહો. શ્રીરામચન્દ્રજીના રૂપ, ગુણ, શીલ અને સ્વભાવને યાદ કરી-કરીને રાજા હૃદયમાં શોક કરે છે. ॥ ૩॥

**રાઉ સુનાઇ દીન્હ બનબાસૂ। સુનિ મન ભયઉ ન હરષુ હરાઁસૂ ॥**
**સો સુત બિછુરત ગએ ન પ્રાના। કો પાપી બડ઼ મોહિ સમાના ॥ ૪॥**

[અને કહે છે –] મેં રાજા થવાની વાત સંભળાવીને વનવાસ આપી દીધો; આ સાંભળીને પણ જેના (રામના) મનમાં હર્ષ અને વિષાદ ન થયો, એવા પુત્રનો વિયોગ થવા છતાં મારા પ્રાણ ન ગયા, તો મારા સમાન મોટો પાપી બીજો કોણ હશે? ॥૪॥

**દો૦ – સખા રામુ સિય લખનુ જહઁ તહાઁ મોહિ પહુઁચાઉ ।**
**નાહિં ત ચાહત ચલન અબ પ્રાન કહઉઁ સતિભાઉ ॥૧૪૯॥**

હે સખા! શ્રીરામ, જાનકી અને લક્ષ્મણ જ્યાં છે, મને ત્યાં જ પહોંચાડી દો. નહિતર હું ખરા ભાવથી કહું છું કે મારા પ્રાણ હવે પ્રયાણ જ કરવા ઇચ્છે છે. ॥૧૪૯॥

**ચૌ૦ – પુનિ પુનિ પૂઁછત મંત્રિહિ રાઊ । પ્રિયતમ સુઅન સઁદેસ સુનાઊ ॥**
**કરહિ સખા સોઇ બેગિ ઉપાઊ । રામુ લખનુ સિય નયન દેખાઊ ॥૧॥**

રાજા વારંવાર મન્ત્રીને પૂછે છે – મારા પ્રિયતમ પુત્રોનો સંદેશો સંભળાવો. હે સખા! તમે તુરત જ એવો ઉપાય કરી શ્રીરામ, લક્ષ્મણ અને સીતાને મારાં નયનોને દેખાડી દો. ॥૧॥

**સચિવ ધીર ધરિ કહ મૃદુ બાની । મહારાજ તુમ્હ પંડિત ગ્યાની ॥**
**બીર સુધીર ધુરંધર દેવા । સાધુ સમાજુ સદા તુમ્હ સેવા ॥૨॥**

મન્ત્રી ધીરજ ધરીને કોમળ વાણી બોલ્યા – મહારાજ! આપ પંડિત અને જ્ઞાની છો. આપ શૂરવીર તથા ઉત્તમ ધૈર્યવાન પુરુષોમાં શ્રેષ્ઠ છો. આપે સદાય દેવો અને સાધુઓના સમાજનું સેવન કર્યું છે. ॥૨॥

**જનમ મરન સબ દુખ સુખ ભોગા । હાનિ લાભુ પ્રિય મિલન બિયોગા ॥**
**કાલ કરમ બસ હોહિં ગોસાઈં । બરબસ રાતિ દિવસ કી નાઈં ॥૩॥**

જન્મ-મરણ, સુખ-દુઃખના ભોગ, નફો-નુકસાન, પ્રિયનો મેળાપ-વિયોગ, આ સઘળું હે સ્વામી! કાળ અને કર્મને આધીન રાત અને દિવસની જેમ અવિરત થયા કરે છે. ॥૩॥

**સુખ હરષહિં જડ઼ દુખ બિલખાહીં । દોઉ સમ ધીર ધરહિં મન માહીં ॥**
**ધીરજ ધરહુ બિબેકુ બિચારી । છાડ઼િઅ સોચ સકલ હિતકારી ॥૪॥**

મૂર્ખ લોકો સુખમાં હરખાય છે અને દુઃખમાં રુદન કરે છે, પણ ધીર પુરુષ પોતાના મનમાં બંનેને સમાન સમજે છે. હે સર્વેના હિતકારી (રક્ષક)! આપ વિવેક વિચારીને ધીરજ ધરો અને શોકનો પરિત્યાગ કરો. ॥૪॥

**દો૦ – પ્રથમ બાસુ તમસા ભયઉ દૂસર સુરસરિ તીર ।**
**ન્હાઇ રહે જલપાનુ કરિ સિય સમેત દોઉ બીર ॥૧૫૦॥**

શ્રીરામજીનો પહેલો નિવાસ (મુકામ) તમસાના તટ ઉપર થયો, બીજો ગંગા તીરે. સીતાજી સહિત બંને ભાઈ તે દિવસે સ્નાન કરીને ફક્ત જળ પીને જ રહ્યા. ॥૧૫૦॥

**ચૌ૦ – કેવટ કીન્હિ બહુત સેવકાઈ । સો જામિનિ સિંગરૌર ગવાઁઈ ॥**
**હોત પ્રાત બટ છીરુ મગાવા । જટા મુકુટ નિજ સીસ બનાવા ॥ ૧॥**

કેવટે (નિષાદરાજે) ઘણી સેવા કરી. તે રાત્રિ શ્રૃંગવેરપુરમાં જ વીતાવી. બીજા દિવસે સવાર થતાં જ વડનું દૂધ મંગાવ્યું અને તેનાથી શ્રીરામ-લક્ષ્મણે પોતાના સિરે જટાઓના મુગટ બનાવ્યા. ॥ ૧॥

**રામ સખાઁ તબ નાવ મગાઈ । પ્રિયા ચઢ઼ાઇ ચઢ઼ે રઘુરાઈ ॥**
**લખન બાન ધનુ ધરે બનાઈ । આપુ ચઢ઼ે પ્રભુ આયસુ પાઈ ॥ ૨॥**

ત્યારે શ્રીરામચન્દ્રજીના સખા નિષાદરાજે નાવ મગાવી. પહેલા પ્રિયા સીતાજીને તેની પર ચઢાવી પછી શ્રીરઘુનાથજી ચઢ્યા. પછી લક્ષ્મણજીએ ધનુષ-બાણ સજાવીને રાખ્યાં અને પ્રભુ શ્રીરામચન્દ્રજીની આજ્ઞા પામી સ્વયં ચઢ્યા. ॥ ૨॥

**બિકલ બિલોકિ મોહિ રઘુબીરા । બોલે મધુર બચન ધરિ ધીરા ॥**
**તાત પ્રનામુ તાત સન કહેહૂ । બાર બાર પદ પંકજ ગહેહૂ ॥ ૩॥**

મને વ્યાકુળ જોઈને શ્રીરઘુવીરજી ધીરજ ધરીને મધુર વચન બોલ્યા – હે તાત! પિતાજીને મારાં પ્રણામ કહેજો અને મારા તરફથી વારંવાર એમના ચરણકમળ પકડજો. ॥ ૩॥

**કરબિ પાયઁ પરિ બિનય બહોરી । તાત કરિઅ જનિ ચિંતા મોરી ॥**
**બન મગ મંગલ કુસલ હમારેં । કૃપા અનુગ્રહ પુન્ય તુમ્હારેં ॥ ૪॥**

પછી પગ પકડીને વિનંતી કરજો કે હે પિતાજી! આપ મારી ચિંતા ન કરો. આપની કૃપા, અનુગ્રહ અને પુણ્યથી વનમાં અને માર્ગમાં અમારું કુશળ-મંગળ થશે. ॥ ૪॥

**છં૦ – તુમ્હરેં અનુગ્રહ તાત કાનન જાત સબ સુખુ પાઇહૌં ।**
**પ્રતિપાલિ આયસુ કુસલ દેખન પાય પુનિ ફિરિ આઇહૌં ॥**
**જનનીં સકલ પરિતોષિ પરિ પરિ પાયઁ કરિ બિનતી ઘની ।**
**તુલસી કરહુ સોઇ જતનુ જેહિં કુસલી રહહિં કોસલધની ॥**

હે પિતાજી! આપના અનુગ્રહથી હું વનમાં જતાં સર્વે પ્રકારનું સુખ પામીશ. આજ્ઞાનું સારી રીતે પાલન કરીને ચરણોનાં દર્શન કરવા કુશળપૂર્વક પાછો વળીને આવીશ. બધી માતાઓના પગે પડી-પડીને તેમને દરેક પ્રકારે સંતોષ આપીને એમને ઘણી વિનંતી કરીને - તુલસીદાસ કહે છે – તમે એવો પ્રયત્ન કરજો કે જેથી કૌશલપતિ પિતાજી કુશળ રહે.

**સો૦ – ગુર સન કહબ સઁદેસુ બાર બાર પદ પદુમ ગહિ ।**
**કરબ સોઇ ઉપદેસુ જેહિં ન સોચ મોહિ અવધપતિ ॥ ૧૫૧॥**

વારંવાર ચરણકમળોને પકડીને ગુરુ વસિષ્ઠજીને મારો સંદેશો કહેજો કે તેઓ એવા જ ઉપદેશો આપે કે જેથી અવધપતિ પિતાજી મારો શોક ન કરે. ॥ ૧૫૧॥

**ચૌ૦ – પુરજન પરિજન સકલ નિહોરી। તાત સુનાએહુ બિનતી મોરી॥**
**સોઈ સબ ભાઁતિ મોર હિતકારી। જાતેં રહ નરનાહુ સુખારી॥૧॥**

હે તાત! બધા પુરવાસીઓ અને કુટુમ્બીઓને આગ્રહપૂર્વક (અનુરોધ કરીને) મારી વિનંતી સંભળાવજો કે એ જ મનુષ્ય મારો બધી રીતે હિતકારી છે કે જેની ચેષ્ટાથી મહારાજ સુખી રહે. ॥૧॥

**કહબ સઁદેસુ ભરત કે આએઁ। નીતિ ન તજિઅ રાજપદુ પાએઁ॥**
**પાલેહુ પ્રજહિ કરમ મન બાની। સેએહુ માતુ સકલ સમ જાની॥૨॥**

ભરતના આગમને એમને મારો સંદેશો કહેજો કે રાજાનું પદ પામીને નીતિનો ત્યાગ કરે નહિ. કર્મ, વચન અને મનથી પ્રજાનું પાલન કરે અને સર્વે માતાઓને સમાન જાણીને તેમની સેવા કરે. ॥૨॥

**ઓર નિબાહેહુ ભાયપ ભાઈ। કરિ પિતુ માતુ સુજન સેવકાઈ॥**
**તાત ભાઁતિ તેહિ રાખબ રાઊ। સોચ મોર જેહિં કરૈ ન કાઊ॥૩॥**

અને હે ભાઈ! પિતા, માતા અને સ્વજનોની સેવા કરીને બંધુપણાને અંત સુધી નભાવજો. હે તાત! રાજા(પિતાજી)ને એ જ પ્રકારે રાખજો, જેથી તે કદી (કોઈ પણ રીતે) મારો શોક ન કરે. ॥૩॥

**લખન કહે કછુ બચન કઠોરા। બરજિ રામ પુનિ મોહિ નિહોરા॥**
**બાર બાર નિજ સપથ દેવાઈ। કહબિ ન તાત લખન લરિકાઈ॥૪॥**

લક્ષ્મણજીએ કંઈક કઠોર વચન કહ્યાં. પરંતુ શ્રીરામજીએ તેમને બોલતાં રોકીને પછી મને અનુરોધ કર્યો અને વારંવાર પોતાનાં સોગંદ દેવડાવ્યાં [અને કહ્યું –] હે તાત! લક્ષ્મણની છોકરમત ત્યાં ન કહેશો. ॥૪॥

**દો૦ – કહિ પ્રનામુ કછુ કહન લિય સિય ભઇ સિથિલ સનેહ।**
**થકિત બચન લોચન સજલ પુલક પલ્લવિત દેહ॥૧૫૨॥**

પ્રણામ કરી સીતાજી પણ કંઈક કહેવા માંડ્યાં હતાં, પરંતુ સ્નેહવશ તે શિથિલ થઈ ગયાં. તેમની વાણી રુંધાઈ ગઈ (કંઈ કહી ન શક્યાં). નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં અને શરીર રોમાંચથી વ્યાપ્ત થઈ ગયું; ॥૧૫૨॥

**ચૌ૦ – તેહિ અવસર રઘુબર રુખ પાઈ। કેવટ પારહિ નાવ ચલાઈ॥**
**રઘુકુલતિલક ચલે એહિ ભાઁતી। દેખઉઁ ઠાઢ઼ કુલિસ ધરિ છાતી॥૧॥**

એ જ સમયે શ્રીરામચન્દ્રજીનો ઈશારો પામીને કેવટે પાર જવા માટે નાવ ચલાવી દીધી. આ રીતે રઘુવંશતિલક શ્રીરામચન્દ્રજી ચાલી નીકળ્યા અને હું છાતી પર વજ્ર મૂકીને ઊભાં ઊભાં જોતો રહ્યો. ॥૧॥

**મૈં આપન કિમિ કહૌં કલેસૂ। જિઅત ફિરેઉઁ લેઇ રામ સઁદેસૂ॥**
**અસ કહિ સચિવ બચન રહિ ગયઊ। હાનિ ગલાનિ સોચ બસ ભયઊ॥૨॥**

હું પોતાના ક્લેશને કેવી રીતે કહું, જે શ્રીરામજીનો આ સંદેશો લઈને જીવતો જ પાછો ફર્યો! આમ કહીને મન્ત્રીની વાણી રુંધાઈ ગઈ (તે ચૂપ થઈ ગયા) અને તે હાનિની ગ્લાનિ અને શોકને વશ થઈ ગયા. ॥ ૨॥

**સૂત બચન સુનતહિં નરનાહૂ। પરેઉ ધરનિ ઉર દારુન દાહૂ॥**
**તલફત બિષમ મોહ મન માપા। માજા મનહુઁ મીન કહુઁ બ્યાપા॥ ૩॥**

સારથિ સુમન્ત્રનાં વચન સાંભળતાં જ રાજા પૃથ્વી પર ઢળી પડ્યા. તેમના હૃદયમાં ભયાનક દાહ ઊપડ્યો તે તરફડવા લાગ્યા, તેમનું મન ભીષણ મોહથી વ્યાકુળ થઈ ગયું, જાણે માછલાંને માંજો (પહેલા વરસાદના પાણીનું ફેણ) વ્યાપી ગયો હોય (પ્રથમ વર્ષાનું જળ લાગી ગયું હોય). ॥ ૩॥

**કરિ બિલાપ સબ રોવહિં રાની। મહા બિપતિ કિમિ જાઇ બખાની॥**
**સુનિ બિલાપ દુખહૂ દુખુ લાગા। ધીરજહૂ કર ધીરજુ ભાગા॥ ૪॥**

બધી રાણીઓ વિલાપ કરીને રોઈ રહી છે. તે મહાન વિપત્તિનું વર્ણન કેમ કરી શકાય? તે સમયના વિલાપને સાંભળીને દુઃખને પણ દુઃખ લાગ્યું અને ધીરજનું પણ ધીરજ નાસી ગયું! ॥ ૪॥

**દો૦ – ભયઉ કોલાહલુ અવધ અતિ સુનિ નૃપ રાઉર સોરુ।**
**બિપુલ બિહગ બન પરેઉ નિસિ માનહુઁ કુલિસ કઠોરુ॥ ૧૫૩॥**

રાજાના રાણીવાસમાં [રોવાનો] શોરબકોર સાંભળી સમસ્ત અયોધ્યામાં ઘણો ભારે વિલાપ મચી ગયો! [એમ જણાતું હતું કે] જાણે પક્ષીઓના વિશાળ વનમાં રાત્રિના સમયે કઠોર વજ્ર પડ્યું હોય. ॥ ૧૫૩॥

**ચૌ૦ – પ્રાન કંઠગત ભયઉ ભુઆલૂ। મનિ બિહીન જનુ બ્યાકુલ બ્યાલૂ॥**
**ઇંદ્રીં સકલ બિકલ ભઇઁ ભારી। જનુ સર સરસિજ બનુ બિનુ બારી॥ ૧॥**

રાજાના પ્રાણ કંઠે આવી ગયા. જાણે મણિ વિના સર્પ વ્યાકુળ થઈ ગયો હોય. બધી ઇન્દ્રિયો ઘણી જ વ્યાકુળ થઈ ગઈ, જાણે વિના જળના તળાવમાં કમળોનું વન કરમાઈ ગયું હોય. ॥ ૧॥

**કૌસલ્યાઁ નૃપુ દીખ મલાના। રબિકુલ રબિ અઁથયઉ જિયઁ જાના॥**
**ઉર ધરિ ધીર રામ મહતારી। બોલી બચન સમય અનુસારી॥ ૨॥**

કૌશલ્યાજીએ રાજાને ઘણા દુઃખી જોઈને પોતાના હૃદયમાં જાણી લીધું કે હવે સૂર્યકુળનો સૂર્ય અસ્ત થઈ ચાલ્યો! ત્યારે શ્રીરામચન્દ્રજીનાં માતા કૌશલ્યા હૃદયમાં ધીરજ ધરીને સમયને અનુકૂળ વચન બોલ્યાં – ॥ ૨॥

**નાથ સમુઝિ મન કરિઅ બિચારૂ। રામ બિયોગ પયોધિ અપારૂ॥**
**કરનધાર તુમ્હ અવધ જહાજૂ। ચઢ़ેઉ સકલ પ્રિય પથિક સમાજૂ॥ ૩॥**

હે નાથ! આપ મનમાં સમજીને વિચાર કરો કે શ્રીરામચન્દ્રજીનો વિયોગ અપાર સમુદ્ર છે. અયોધ્યા વહાણ છે અને આપ એના કર્ણધાર (સુકાની) છો. બધા પ્રિયજનો (કુટુમ્બી અને પ્રજા) જ યાત્રીઓનો સમાજ છે, જે આ વહાણમાં ચઢેલો છે; ॥ ૩॥

**ધીરજુ ધરિઅ ત પાઇઅ પારૂ। નાહિં ત બૂડ઼િહિ સબુ પરિવારૂ॥**
**જૌં જિયઁ ધરિઅ બિનય પિય મોરી। રામુ લખનુ સિય મિલહિં બહોરી॥ ૪॥**

આપ ધીરજ ધરશો તો બધા પાર પહોંચી જઈશું, નહિતર સમસ્ત પરિવાર ડૂબી જશે. હે પ્રિય સ્વામી! જો મારી વિનંતી હૃદયમાં ધારણ કરશો તો શ્રીરામ, લક્ષ્મણ, સીતા ફરી આવીને મળશે. ॥ ૪॥

**દો૦ – પ્રિયા બચન મૃદુ સુનત નૃપુ ચિતયઉ આઁખિ ઉઘારિ।**
**તલફત મીન મલીન જનુ સીંચત સીતલ બારિ॥ ૧૫૪॥**

પ્રિય પત્ની કૌશલ્યાનાં કોમળ વચન સાંભળતાં જ રાજાએ આંખો ખોલીને જોયું, જાણે તરફડતી દીન માછલી ઉપર કોઈ શીતળ જળ છાંટી રહ્યું હોય. ॥ ૧૫૪॥

**ચૌ૦ – ધરિ ધીરજુ ઉઠિ બૈઠ ભુઆલૂ। કહુ સુમંત્ર કહઁ રામ કૃપાલૂ॥**
**કહાઁ લખનુ કહઁ રામુ સનેહી। કહઁ પ્રિય પુત્રબધૂ બૈદેહી॥ ૧॥**

ધીરજ ધરીને રાજા ઊઠીને બેઠા અને બોલ્યા – સુમન્ત્ર! કહો, કૃપાળુ શ્રીરામ ક્યાં છે? લક્ષ્મણ ક્યાં છે? સ્નેહી રામ ક્યાં છે? અને મારી પ્રિય પુત્રવધૂ જાનકી ક્યાં છે? ॥ ૧॥

**બિલપત રાઉ બિકલ બહુ ભાઁતી। ભઇ જુગ સરિસ સિરાતિ ન રાતી॥**
**તાપસ અંધ સાપ સુધિ આઈ। કૌસલ્યહિ સબ કથા સુનાઈ॥ ૨॥**

રાજા વ્યાકુળ થઈને અનેક પ્રકારે વિલાપ કરી રહ્યા છે. તે રાત યુગ સમાન મોટી થઈ ગઈ. વીતતી જ નથી. રાજાને આંધળા તપસ્વી(શ્રવણકુમારના પિતા)ના શાપનું સ્મરણ થઈ આવ્યું. તેમણે સર્વ કથા કૌશલ્યાને કહી સંભળાવી. ॥ ૨॥

**ભયઉ બિકલ બરનત ઈતિહાસા। રામ રહિત ધિગ જીવન આસા॥**
**સો તનુ રાખિ કરબ મૈં કાહા। જેહિં ન પ્રેમ પનુ મોર નિબાહા॥ ૩॥**

એ ઈતિહાસનું વર્ણન કરતાં કરતાં રાજા વ્યાકુળ થઈ ગયા અને કહેવા લાગ્યા કે શ્રીરામના વિના જીવવાની આશાને ધિક્કાર છે. હું એ શરીરને રાખીને શું કરીશ જેણે મારા પ્રેમનું પ્રણ ન નભાવ્યું? ॥ ૩॥

**હા રઘુનંદન પ્રાન પિરીતે। તુમ્હ બિનુ જિઅત બહુત દિન બીતે॥**
**હા જાનકી લખન હા રઘુબર। હા પિતુ હિત ચિત ચાતક જલધર॥ ૪॥**

હે રઘુકુળને આનંદ આપનારા મારા પ્રાણપ્રિય રામ! તમારા વિના જીવતા મને ઘણા દિવસ વીતી ગયા. હે જાનકી, લક્ષ્મણ! હે રઘુવીર! હે પિતાના ચિતરૂપી ચાતકનું હિત કરનારા મેઘ (સમાન પુત્ર)! ॥ ૪॥

**દો૦ – રામ રામ કહિ રામ કહિ રામ રામ કહિ રામ ।**
**તનુ પરિહરિ રઘુબર બિરહઁ રાઉ ગયઉ સુરધામ ॥ ૧૫૫॥**

રામ-રામ કહીને, વળી રામ કહીને, પાછું રામ-રામ કહીને અને વળી રામ કહીને (રામ-રામ રટણ કરતાં) રાજા દશરથજી શ્રીરામના વિરહમાં શરીરનો ત્યાગ કરીને સુરલોકમાં સિધાવી ગયા. ॥ ૧૫૫॥

**ચૌ૦ – જિઅન મરન ફલુ દસરથ પાવા । અંડ અનેક અમલ જસુ છાવા ॥**
**જિઅત રામ બિધુ બદનુ નિહારા । રામ બિરહ કરિ મરનુ સઁવારા ॥ ૧॥**

જીવન અને મરણનું ફળ તો દશરથજીએ જ મેળવ્યું, જેમનો નિર્મળ યશ અનેક બ્રહ્માંડોમાં છવાઈ ગયો. હયાતીમાં તો શ્રીરામચન્દ્રજીના ચન્દ્ર સમાન મુખને જોયું અને શ્રીરામના વિરહને નિમિત્ત બનાવીને પોતાનું મરણ પણ સુધારી લીધું. ॥ ૧॥

**સોક બિકલ સબ રોવહિં રાની । રૂપુ સીલુ બલુ તેજુ બખાની ॥**
**કરહિં બિલાપ અનેક પ્રકારા । પરહિં ભૂમિતલ બારહિં બારા ॥ ૨॥**

બધી રાણીઓ શોકને લીધે વ્યાકુળ થઈને રોઈ રહી છે. તેઓ રાજાનું રૂપ, શીલ, બળ અને તેજનાં વખાણ કરી-કરીને અનેક પ્રકારે વિલાપ કરી રહી છે અને વારંવાર ધરતી પર ઢળી પડે છે. ॥ ૨॥

**બિલપહિં બિકલ દાસ અરુ દાસી । ઘર ઘર રુદનુ કરહિં પુરબાસી ॥**
**અઁથયઉ આજુ ભાનુકુલ ભાનૂ । ધરમ અવધિ ગુન રૂપ નિધાનૂ ॥ ૩॥**

દાસ-દાસીગણ વ્યાકુળ થઈને વિલાપ કરી રહ્યાં છે અને નગરનિવાસી ઘેર ઘેર રોઈ રહ્યાં છે. કહે છે કે આજે ધર્મની સીમા, ગુણ અને રૂપનાં ભંડાર સૂર્યકુળનો સૂર્ય અસ્ત થઈ ગયો! ॥ ૩॥

**ગારીં સકલ કૈકઈહિ દેહીં । નયન બિહીન કીન્હ જગ જેહીં ॥**
**એહિ બિધિ બિલપત રૈનિ બિહાની । આએ સકલ મહામુનિ ગ્યાની ॥ ૪॥**

બધા કૈકેયીને ગાળો આપે છે. જેણે સંસાર સમસ્તને નેત્રવિહોણો (આંધળો) કરી દીધો! આ રીતે વિલાપ કરતાં કરતાં રાત વીતી ગઈ. પ્રાતઃકાળે સર્વ મોટામોટા જ્ઞાની મુનિઓ આવ્યા. ॥ ૪॥

**દો૦ – તબ બસિષ્ઠ મુનિ સમય સમ કહિ અનેક ઈતિહાસ ।**
**સોક નેવારેઉ સબહિ કર નિજ બિગ્યાન પ્રકાસ ॥ ૧૫૬॥**

પછી વસિષ્ઠ મુનિએ સમયને અનુકૂળ અનેક ઈતિહાસ કહીને પોતાના વિજ્ઞાનના પ્રકાશથી સર્વેનો શોક દૂર કર્યો. ॥ ૧૫૬॥

**ચૌ૦ – તેલ નાવઁ ભરિ નૃપ તનુ રાખા । દૂત બોલાઇ બહુરિ અસ ભાષા ॥**
**ધાવહુ બેગિ ભરત પહિં જાહૂ । નૃપ સુધિ કતહુઁ કહહુ જનિ કાહૂ ॥ ૧॥**

વસિષ્ઠજીએ નાવમાં તેલ ભરાવી રાજાના શરીરને તેમાં મુકાવી દીધું. પછી દૂતોને બોલાવી એમને કહ્યું – તમે લોકો જલદી દોડીને ભરતની પાસે જાઓ. રાજાના મૃત્યુના સમાચાર ક્યાંય કોઈને કહેશો નહિ. ॥ ૧॥

**એતનેઇ કહેહુ ભરત સન જાઈ। ગુર બોલાઇ પઠયઉ દોઉ ભાઈ॥**
**સુનિ મુનિ આયસુ ધાવન ધાએ। ચલે બેગ બર બાજિ લજાએ॥૨॥**

જઈને ભરતજીને એટલું જ કહેજો કે બંને ભાઈઓને ગુરુજીએ તેડવા મોકલ્યા છે. મુનિની આજ્ઞા સાંભળી દૂત દોડ્યા. તેઓ પોતાના વેગથી ઉત્તમ ઘોડાઓને પણ લજાવતાં ચાલ્યા. ॥૨॥

**અનરથુ અવધ અરંભેઉ જબ તેં। કુસગુન હોહિં ભરત કહુઁ તબ તેં॥**
**દેખહિં રાતિ ભયાનક સપના। જાગિ કરહિં કટુ કોટિ કલપના॥૩॥**

જ્યારથી અયોધ્યામાં અનર્થ પ્રારંભ થયો, ત્યારથી ભરતજીને અપશુકન થવા લાગ્યાં. તે રાત્રે ભયંકર સ્વપ્ન જોતા હતા અને જાગ્યા પછી [તે સ્વપ્નોના કારણે] કરોડો (અનેક) પ્રકારની નરસી-નરસી કલ્પનાઓ કર્યા કરતા હતા. ॥૩॥

**બિપ્ર જેવાઁઇ દેહિં દિન દાના। સિવ અભિષેક કરહિં બિધિ નાના॥**
**માગહિં હૃદયઁ મહેસ મનાઈ। કુસલ માતુ પિતુ પરિજન ભાઈ॥૪॥**

[અનિષ્ટશાંતિ માટે] તે પ્રતિદિન બ્રાહ્મણોને ભોજન કરાવીને દાન આપતા હતા. અનેક વિધિઓથી રુદ્રાભિષેક કરતા હતા. મહાદેવજીને હૃદયમાં મનાવી તેમની પાસે માતા-પિતા, કુટુમ્બી અને ભાઈઓનું કુશળ-ક્ષેમ માગતા હતા. ॥૪॥

**દો૦ – એહિ બિધિ સોચત ભરત મન ધાવન પહુઁચે આઇ।**
**ગુર અનુસાસન શ્રવન સુનિ ચલે ગનેસુ મનાઈ॥૧૫૭॥**

ભરતજી આ રીતે મનમાં ચિંતા કરી રહ્યા હતા કે દૂત આવી પહોંચ્યા. ગુરુજીની આજ્ઞા કાનોથી સાંભળતાં જ તે ગણેશજીને મનાવીને (પ્રાર્થના કરીને) ચાલી નીકળ્યા. ॥૧૫૭॥

**ચૌ૦ – ચલે સમીર બેગ હય હાઁકે। નાઘત સરિત સૈલ બન બાઁકે॥**
**હૃદયઁ સોચુ બડ઼ કછુ ન સોહાઈ। અસ જાનહિં જિયઁ જાઉઁ ઉડ઼ાઈ॥૧॥**

પવન સમાન વેગવાળા ઘોડાને હાંકતાં વિકટ નદી, પર્વતો તથા જંગલોને ઓળંગતાં ચાલ્યા. તેમના હૃદયમાં ઘણો શોક હતો, કંઈ ગમતું ન હતું. મનમાં એવું વિચારતા હતા કે ઊડીને પહોંચી જાઉં. ॥૧॥

**એક નિમેષ બરષ સમ જાઈ। એહિ બિધિ ભરત નગર નિઅરાઈ॥**
**અસગુન હોહિં નગર પૈઠારા। રટહિં કુભાઁતિ કુખેત કરારા॥૨॥**

એક એક નિમેષ વર્ષ સમાન વીતી રહ્યો હતો. આમ, ભરતજી નગરની સમીપ પહોંચ્યા. નગરમાં પ્રવેશ કરતી વખતે અપશુકન થવા લાગ્યાં. કાગડા ખરાબ જગ્યાએ ડાબી બાજુ બેસીને ખોટી રીતે કાગારોળ કરી રહ્યા છે. ॥૨॥

**ખર સિઆર બોલહિં પ્રતિકૂલા। સુનિ સુનિ હોઇ ભરત મન સૂલા॥**
**શ્રીહત સર સરિતા બન બાગા। નગરુ બિસેષિ ભયાવનુ લાગા॥૩॥**

ગધેડા અને શિયાળ વિપરીત બોલી રહ્યાં છે. એ સાંભળી-સાંભળીને ભરતના મનમાં ઘણી પીડા થઈ રહી છે. તળાવ, નદી, વન, બગીચા સર્વે શોભાહીન થઈ રહ્યા છે. નગર ઘણું જ બિહામણું લાગી રહ્યું છે. ॥ ૩॥

**ખગ મૃગ હય ગય જાહિં ન જોએ। રામ બિયોગ કુરોગ બિગોએ॥**
**નગર નારિ નર નિપટ દુખારી। મનહુઁ સબન્હિ સબ સંપતિ હારી॥ ૪॥**

શ્રીરામજીના વિયોગરૂપી બૂરા રોગથી રિબાયેલાં પશુ-પક્ષી, હાથી-ઘોડા [એવા દુઃખી થઈ રહ્યાં છે કે] તેમની સામે જોવાતું નથી. નગરનાં સ્ત્રી-પુરુષ અત્યંત દુઃખી થઈ રહ્યાં છે, જાણે બધાંય પોતાની સમસ્ત સંપત્તિ હારી બેઠાં હોય. ॥ ૪॥

**દો૦ – પુરજન મિલહિં ન કહહિં કછુ ગવઁહિં જોહારહિં જાહિં।**
**ભરત કુસલ પૂઁછિ ન સકહિં ભય બિષાદ મન માહિં॥ ૧૫૮॥**

નગરના લોકો મળે છે, પણ કંઈ કહેતા નથી; ચૂપચાપ જુહાર કરીને ચાલ્યા જાય છે. ભરતજી તેમને અને તેઓ પણ ભરતજીને કંઈ પણ કુશળ પૂછી શકતા નથી, કારણ એમના મનમાં ભય અને વિષાદ છવાઈ રહ્યો છે. (ગવઁહિ = ચૂપકેથી) ॥ ૧૫૮॥

**ચૌ૦ – હાટ બાટ નહિં જાઈ નિહારી। જનુ પુર દહઁ દિસિ લાગિ દવારી॥**
**આવત સુત સુનિ કૈકયનંદિનિ। હરષી રબિકુલ જલરુહ ચંદિનિ॥ ૧॥**

બજાર અને રસ્તા જોઈ શકાતા નથી, જાણે નગરમાં દસે દિશાઓમાં દાવાનળ લાગ્યો છે! પુત્રને આવતો સાંભળી સૂર્યકુળરૂપી કમળને માટે ચાંદનીરૂપી બનેલ કૈકેયી [ઘણી] હરખાઈ. ॥ ૧॥

**સજિ આરતી મુદિત ઉઠિ ધાઈ। દ્વારેહિં ભેંટિ ભવન લેઈ આઈ॥**
**ભરત દુખિત પરિવારુ નિહારા। માનહુઁ તુહિન બનજ બનુ મારા॥ ૨॥**

તે આરતી સજાવીને આનંદમાં ભરાઈને ઊઠી અને દોડી. દરવાજે જ મળીને ભરત-શત્રુઘ્નને મહેલમાં લઈ આવી. ભરતે સમસ્ત પરિવારને દુઃખી જોયો, જાણે કમળોના વનને હિમ મારી ગયો હોય. ॥ ૨॥

**કૈકેઈ હરષિત એહિ ભાઁતી। મનહુઁ મુદિત દવ લાઇ કિરાતી॥**
**સુતહિ સસોચ દેખિ મનુ મારેં। પૂઁછતિ નૈહર કુસલ હમારેં॥ ૩॥**

એક કૈકેયી જ એ રીતે હર્ષિત જણાય છે જાણે ભીલડી જંગલમાં આગ લગાડી આનંદિત થઈ રહી હોય. પુત્રને વિચારવશ અને શોકયુક્ત (ઘણો ઉદાસ) જોઈને તે પૂછવા લાગી – અમારા પિયરમાં તો કુશળ છે ને? ॥ ૩॥

**સકલ કુસલ કહિ ભરત સુનાઈ। પૂઁછી નિજ કુલ કુસલ ભલાઈ॥**
**કહુ કહઁ તાત કહાઁ સબ માતા। કહઁ સિય રામ લખન પ્રિય ભ્રાતા॥ ૪॥**

ભરતજીએ સર્વે કુશળતા કહી સંભળાવી. પછી પોતાના કુળનાં કુશળ-ક્ષેમ પૂછ્યા. [ભરતજીએ કહ્યું –] કહો, પિતાજી ક્યાં છે? મારી સર્વે માતાઓ ક્યાં છે? સીતાજી અને મારા પ્રિય ભાઈ રામ-લક્ષ્મણ ક્યાં છે? ॥ ૪॥

દો૦ – સુનિ સુત બચન સનેહમય કપટ નીર ભરિ નૈન ।
ભરત શ્રવન મન સૂલ સમ પાપિનિ બોલી બૈન ॥૧૫૯॥

પુત્રના સ્નેહમય વચન સાંભળીને નેત્રોમાં કપટનું જળ ભરીને પાપિણી કૈકેયી, ભરતના કાનોમાં અને મનમાં શૂળ સમાન ભોંકાનારાં વચન બોલી – ॥૧૫૯॥

ચૌ૦ – તાત બાત મૈં સકલ સઁવારી । ભૈ મંથરા સહાય બિચારી ॥
કછુક કાજ બિધિ બીચ બિગારેઉ । ભૂપતિ સુરપતિ પુર પગુ ધારેઉ ॥૧॥

હે તાત! મેં આખી વાત બનાવી (સુધારી) લીધી હતી. બિચારી મંથરા સહાયક થઈ. પરંતુ વિધાતાએ વચ્ચે થોડુંક કાર્ય બગાડી નાખ્યું, તે એ કે રાજા દેવલોકમાં પધારી ગયા. ॥૧॥

સુનત ભરતુ ભએ બિબસ બિષાદા । જનુ સહમેઉ કરિ કેહરિ નાદા ॥
તાત તાત હા તાત પુકારી । પરે ભૂમિતલ બ્યાકુલ ભારી ॥૨॥

ભરત આ સાંભળતાં જ વિષાદને લીધે વિવશ (બેહાલ) થઈ ગયા, જાણે સિંહની ગર્જના સાંભળીને હાથી ગભરાઈ ગયો હોય. એ 'હાય પિતાજી! હા પિતાજી! હા પિતાજી! આપ અમને છોડીને ક્યાં ચાલ્યા ગયા' - એમ પોકારતાં પોકારતાં વ્યાકુળ થઈને જમીન પર ઢળી પડ્યા. ॥૨॥

ચલત ન દેખન પાયઉઁ તોહી । તાત ન રામહિ સૌંપેહુ મોહી ॥
બહુરિ ધીર ધરિ ઉઠે સઁભારી । કહુ પિતુ મરન હેતુ મહતારી ॥૩॥

[અને વિલાપ કરવા લાગ્યા કે] હે તાત! હું આપને શરીર ત્યજવાના સમયે જોઈ પણ ન શક્યો. [હાય!] આપ મને શ્રીરામજીને સોંપી પણ ન ગયા! પછી ધીરજ ધરીને તે સંભાળીને ઊઠ્યા અને બોલ્યા – માતા! પિતાના મરવાનું કારણ તો બતાવો. ॥૩॥

સુનિ સુત બચન કહતિ કૈકેઈ । મરમુ પાઁછિ જનુ માહુર દેઈ ॥
આદિહુ તેં સબ આપનિ કરની । કુટિલ કઠોર મુદિત મન બરની ॥૪॥

પુત્રનું વચન સાંભળીને કૈકેયી કહેવા લાગી, જાણે મર્મસ્થાનને ચાકુથી ચીરીને એમાં ઝેર ભરી રહી હોય. કુટિલ અને કઠોર કૈકેયીએ પોતાની સઘળી કરણી આદિથી અંત સુધીની, પ્રસન્ન મને સંભળાવી દીધી. ॥૪॥

દો૦ – ભરતહિ બિસરેઉ પિતુ મરન સુનત રામ બન ગૌનુ ।
હેતુ અપનપઉ જાનિ જિયઁ થકિત રહે ધરિ મૌનુ ॥૧૬૦॥

શ્રીરામચન્દ્રજીનું વનગમન સાંભળીને ભરતજી પિતાનું મરણ ભૂલી ગયા અને હૃદયમાં આ આખાય અનર્થનું કારણ પોતાને જ જાણીને તેઓ મૌન ધરીને સ્તબ્ધ થઈ ગયા (અર્થાત્ તેમની વાણી બંધ થઈ ગઈ અને સુન્ન પડી ગયા). ॥૧૬૦॥

ચૌ૦ – બિકલ બિલોકિ સુતહિ સમુઝાવતિ । મનહુઁ જરે પર લોનુ લગાવતિ ॥
તાત રાઉ નહિં સોચૈ જોગૂ । બિઢ़ઈ સુકૃત જસુ કીન્હેઉ ભોગૂ ॥૧॥

પુત્રને વ્યાકુળ જોઈને કૈકેયી સમજાવવા લાગી, જાણે દાઝ્યા પર મીઠું ભભરાવી રહી હોય! [તે બોલી –] હે તાત! રાજા શોક કરવા યોગ્ય નથી. તેમણે પુણ્ય અને યશ કમાઈને તેનો પર્યાપ્ત ભોગ કર્યો. ॥૧॥ (બિઢ઼ઈ = કમાવું અથવા વધારવું)

**જીવત સકલ જનમ ફલ પાએ। અંત અમરપતિ સદન સિધાએ॥**
**અસ અનુમાનિ સોચ પરિહરહૂ। સહિત સમાજ રાજ પુર કરહૂ॥૨॥**

જીવનકાળમાં જ એમણે જન્મ લેવાનાં સંપૂર્ણ ફળો પામી લીધાં અને અંતમાં તેઓ ઈન્દ્રલોકમાં ચાલ્યા ગયા. આમ વિચારી શોક છોડી દો અને સમાજસહિત નગરનું રાજ્ય કરો. ॥૨॥

**સુનિ સુઠિ સહમેઉ રાજકુમારૂ। પાકેં છત જનુ લાગ અઁગારૂ॥**
**ધીરજ ધરિ ભરિ લેહિં ઉસાસા। પાપિનિ સબહિ ભાઁતિ કુલ નાસા॥૩॥**

રાજકુમાર ભરતજી આ સાંભળીને બહુ જ ડરી ગયા, જાણે પાકેલા ઘાને અંગારો સ્પર્શી ગયો હોય. તેમણે ધીરજ ધરીને લાંબો નિસાસો નાખી કહ્યું – પાપિણી! તેં બધી રીતે કુળનો નાશ કરી દીધો. ॥૩॥

**જૌં પૈ કુરુચિ રહી અતિ તોહી। જનમત કાહે ન મારે મોહી॥**
**પેડ઼ કાટિ તૈં પાલઉ સીંચા। મીન જિઅન નિતિ બારિ ઉલીચા॥૪॥**

હાય! જો તારી આવી જ અત્યંત દુર્ભાવના હતી, તો તેં જન્મતાંની સાથે મને મારી કેમ ન નાખ્યો? તેં ઝાડ કાપીને પાંદડાંને સીંચ્યાં છે અને માછલાંને જીવવા માટેનું પાણી ઉલેચી નાખ્યું! (અર્થાત્ મારું હિત કરવા ખાતર ઊલટું તે મારું અહિત કરી નાખ્યું) ॥૪॥

**દો૦– હંસબંસુ દસરથુ જનકુ રામ લખન સે ભાઇ।**
**જનની તૂઁ જનની ભઈ બિધિ સન કછુ ન બસાઇ॥૧૬૧॥**

મને સૂર્યવંશ જેવો વંશ, દશરથજી જેવા પિતા અને રામ-લક્ષ્મણ જેવા ભાઈ મળ્યા. પણ હે જનની! મને જન્મ આપનારી માતા તું થઈ! [શું કરી શકાય!] વિધાતા ઉપર કંઈ પણ વશ નથી ચાલતો. ॥૧૬૧॥

**ચૌ૦– જબ તૈં કુમતિ કુમત જિયઁ ઠયઊ। ખંડ ખંડ હોઇ હૃદઉ ન ગયઊ॥**
**બર માગત મન ભઇ નહિં પીરા। ગરિ ન જીહ મુહઁ પરેઉ ન કીરા॥૧॥**

અરે કુમતિ! જ્યારે તેં હૃદયમાં આ બૂરો વિચાર નિરધાર્યો, એ જ સમયે તારા હૃદયના ટુકડેટુકડા [કેમ] ન થઈ ગયા? વરદાન માગતી વખતે તારા મનમાં કંઈ પણ પીડા ન થઈ? તારી જીભ ઓગળી ન ગઈ? તારા મુખમાં કીડા ન પડી ગયા? ॥૧॥

**ભૂપઁ પ્રતીતિ તોરિ કિમિ કીન્હી। મરન કાલ બિધિ મતિ હરિ લીન્હી॥**
**બિધિહુઁ ન નારિ હૃદય ગતિ જાની। સકલ કપટ અઘ અવગુન ખાની॥૨॥**

રાજાએ તારો વિશ્વાસ કેવી રીતે કરી લીધો? [જણાય છે કે] વિધાતાએ મરણ વેળાએ એમની બુદ્ધિ હરી લીધી હતી. સ્ત્રીઓના હૃદયની ગતિ (ચાલ) વિધાતા પણ ન જાણી શક્યો! તું સંપૂર્ણ કપટ, પાપ અને અવગુણોની ખાણ છે. ॥૨॥

**સરલ સુસીલ ધરમ રત રાઉ। સો કિમિ જાનૈ તીય સુભાઉ॥**
**અસ કો જીવ જંતુ જગ માહીં। જેહિ રઘુનાથ પ્રાનપ્રિય નાહીં॥૩॥**

વળી, રાજા તો સીધા (સરળ), સુશીલ અને ધર્મપરાયણ હતા. તેઓ ભલા, સ્ત્રી સ્વભાવને કેમ ઓળખે? અરે! જગતના જીવજંતુઓમાં એવા કોણ છે જેને શ્રીરઘુનાથજી પ્રાણોની જેમ પ્રિય નથી? ॥૩॥

**ભે અતિ અહિત રામુ તેઉ તોહી। કો તૂ અહસિ સત્ય કહુ મોહી॥**
**જો હસિ સો હસિ મુહઁ મસિ લાઈ। આઁખિ ઓટ ઉઠિ બૈઠહિ જાઈ॥૪॥**

તે શ્રીરામજી પણ તને અહિત થઈ ગયા (વેરી લાગ્યા)! તું કોણ છે? મને સાચેસાચ કહે! તું જે હોય તે, હવે મોં પર શાહી ચોપડીને (મોં કાળું કરીને) ઊભી થઈ મારી આંખોથી આડે જઈ બેસ. ॥૪॥

**દો૦ – રામ બિરોધી હ્રદય તેં પ્રગટ કીન્હ બિધિ મોહિ।**
**મો સમાન કો પાતકી બાદિ કહઉઁ કછુ તોહિ॥૧૬૨॥**

વિધાતાએ મને શ્રીરામજીથી વિરોધ કરનાર (તારા) હ્રદયથી ઉત્પન્ન કર્યો [અથવા વિધાતાએ મને રામનો હ્રદયથી વિરોધી જાહેર કરી દીધો]! મારા જેવો પાપી બીજો કોણ છે? હું વ્યર્થ જ તને કંઈ કહું છું. ॥૧૬૨॥

**ચૌ૦ – સુનિ સત્રુઘુન માતુ કુટિલાઈ। જરહિં ગાત રિસ કછુ ન બસાઈ॥**
**તેહિ અવસર કુબરી તહઁ આઈ। બસન બિભૂષન બિબિધ બનાઈ॥૧॥**

માતાની કુટિલતા સાંભળીને શત્રુઘ્નજીના સર્વે અંગ ક્રોધથી બળી રહ્યાં છે, પણ કંઈ વશ ચાલતો નથી. તે જ વખતે જાતજાતનાં કપડાં અને ઘરેણાંથી સુસજ્જ કુબડી (મંથરા) ત્યાં આવી. ॥૧॥

**લખિ રિસ ભરેઉ લખન લઘુ ભાઈ। બરત અનલ ઘૃત આહુતિ પાઈ॥**
**હુમગિ લાત તકિ કૂબર મારા। પરિ મુહ ભર મહિ કરત પુકારા॥૨॥**

તેને [સજેલી] જોઈને લક્ષ્મણના નાના ભાઈ શત્રુઘ્નજી ક્રોધે ભરાઈ ગયા, જાણે બળતા અગ્નિને ઘીની આહુતિ પ્રાપ્ત થઈ ગઈ હોય. તેમણે જોરથી તેની ખૂંધ પર લાત જમાવી દીધી. તે ચીસ પાડતી મોઢાના જોરે જમીન પર ઢળી પડી. ॥૨॥

**કૂબર ટૂટેઉ ફૂટ કપારૂ। દલિત દસન મુખ રુધિર પ્રચારૂ॥**
**આહ દઇઅ મૈં કાહ નસાવા। કરત નીક ફલુ અનઇસ પાવા॥૩॥**

તેનું કૂબડ (ખૂંધ) તૂટી પડી, કપાળ ફૂટી ગયું, દાંત તૂટી ગયા અને મુખમાંથી લોહી વહેવા લાગ્યું. [તે કણસતાં બોલી –] હાય દેવ! મેં શું બગાડ્યું? જે ભલું કરવા છતાંય બૂરું ફળ મળ્યું! ॥૩॥

**સુનિ રિપુહન લખિ નખ સિખ ખોટી। લગે ઘસીટન ધરિ ધરિ ઝોંટી॥**
**ભરત દયાનિધિ દીન્હિ છડ઼ાઈ। કૌસલ્યા પહિં ગે દોઉ ભાઈ॥૪॥**

તેની આ વાત સાંભળીને અને તેને નખથી શિખા સુધી દુષ્ટ જાણીને શત્રુઘ્નજી ચોટલો પકડી-પકડીને તેને ઢસડવા લાગ્યા. પછી દયાનિધિ ભરતજીએ તેને છોડાવી દીધી અને બંને ભાઈ [તુરત જ] કૌશલ્યાજી પાસે ગયા. ॥ ૪॥

**દો૦ – મલિન બસન બિબરન બિકલ કૃસ સરીર દુખ ભાર।**
**કનક કલપ બર બેલિ બન માનહુઁ હની તુસાર ॥૧૬૩॥**

કૌશલ્યાજીએ મેલાં વસ્ત્રો પહેર્યાં છે, ચહેરાનો રંગ બદલાયેલો છે, વ્યાકુળ થઈ રહ્યાં છે, દુઃખના ભારથી શરીર સુકાઈ ગયું છે, એવાં દેખાઈ રહ્યાં છે, જાણે સોનાની સુંદર કલ્પલતાને વનમાં હિમ મારી ગયો હોય. ॥ ૧૬૩॥

**ચૌ૦ – ભરતહિ દેખિ માતુ ઉઠિ ધાઈ। મુરુછિત અવનિ પરી ઝઈં આઈ ॥**
**દેખત ભરતુ બિકલ ભએ ભારી। પરે ચરન તન દસા બિસારી ॥ ૧॥**

ભરતને જોતાં જ માતા કૌશલ્યાજી ઊઠીને દોડ્યાં. પણ ચક્કર આવી જવાથી મૂર્છિત થઈને પૃથ્વી પર ઢળી પડ્યાં. આ જોતાં જ ભરતજી ઘણા વ્યાકુળ થઈ ગયા અને શરીરનું ભાન ભૂલીને ચરણોમાં ઢળી પડ્યા. ॥ ૧॥

**માતુ તાત કહઁ દેહિ દેખાઈ। કહઁ સિય રામુ લખનુ દોઉ ભાઈ ॥**
**કૈકઇ કત જનમી જગ માઝા। જૌં જનમિ ત ભઈ કાહે ન બાઁઝા ॥ ૨॥**

[પછી બોલ્યા –] માતા! પિતાજી ક્યાં છે? તેમને દેખાડો. સીતાજી તથા બંને ભાઈ રામ-લક્ષ્મણ ક્યાં છે? [તેમને દેખાડો.] કૈકેયી જગતમાં કેમ જન્મી? અને જો જન્મી તો પછી વાંઝણી કેમ ન થઈ? ॥ ૨॥

**કુલ કલંકુ જેહિં જનમેઉ મોહી। અપજસ ભાજન પ્રિયજન દ્રોહી ॥**
**કો તિભુવન મોહિ સરિસ અભાગી। ગતિ અસિ તોરિ માતુ જેહિ લાગી ॥ ૩॥**

જેણે કુળના કલંક, અપયશને પાત્ર અને પ્રિયજનોનો દ્રોહી મારા જેવો પુત્ર ઉત્પન્ન કર્યો. ત્રણેય લોકોમાં મારા જેવો અભાગિયો કોણ છે? જેના કારણે હે માતા! તારી આ દશા થઈ! ॥ ૩॥

**પિતુ સુરપુર બન રઘુબર કેતૂ। મૈં કેવલ સબ અનરથ હેતૂ ॥**
**ધિગ મોહિ ભયઉઁ બેનુ બન આગી। દુસહ દાહ દુખ દૂષન ભાગી ॥ ૪॥**

પિતાજી સ્વર્ગમાં છે અને રઘુકુળ શ્રેષ્ઠ શ્રીરામજી વનમાં છે. કેતુના જેવો કેવળ હું જ આ સર્વે અનર્થોનું કારણ છું. મને ધિક્કાર છે! હું વાંસના વનમાં અગ્નિરૂપ ઉત્પન્ન થયો અને કઠિન દાહ, દુઃખ અને દોષોનો ભાગી બન્યો. ॥ ૪॥

**દો૦ – માતુ ભરત કે બચન મૃદુ સુનિ પુનિ ઉઠી સઁભારિ।**
**લિએ ઉઠાઇ લગાઇ ઉર લોચન મોચતિ બારિ ॥ ૧૬૪॥**

ભરતજીનાં કોમળ વચન સાંભળીને માતા કૌશલ્યાજી સંભાળીને ઊઠ્યાં. તેમણે ભરતને ઊભા કરી છાતી સરસા ચાંપ્યા અને નેત્રોમાંથી અશ્રુ વહેવડાવા લાગ્યાં. ॥ ૧૬૪॥

ચૌ૦ – સરલ સુભાય માયઁ હિયઁ લાએ। અતિ હિત મનહુઁ રામ ફિરિ આએ ॥
ભેંટેઉ બહુરિ લખન લઘુ ભાઈ। સોકુ સનેહુ ન હૃદયઁ સમાઈ ॥૧॥

સરળ સ્વભાવવાળી માતાએ ઘણા પ્રેમથી ભરતજીને છાતી સરસા ચાંપી દીધા, જાણે શ્રીરામજી જ પાછા વળીને આવી ગયા હોય. પછી લક્ષ્મણજીના નાના ભાઈ શત્રુઘ્નને હૃદયે ચાંપ્યા. શોક અને સ્નેહ હૃદયમાં સમાતો નથી. ॥૧॥

દેખિ સુભાઉ કહત સબુ કોઈ। રામ માતુ અસ કાહે ન હોઈ ॥
માતાઁ ભરતુ ગોદ બૈઠારે। આઁસુ પોંછિ મૃદુ બચન ઉચારે ॥૨॥

કૌશલ્યાજીનો સ્વભાવ જોઈને હર કોઈ કહી રહ્યા છે – શ્રીરામની માતાનો આવો સ્વભાવ કેમ ન હોય! માતાએ ભરતજીને ખોળામાં બેસાડી દીધા અને એમનાં આંસુ લૂછીને કોમળ વચન બોલ્યાં – ॥૨॥

અજહુઁ બચ્છ બલિ ધીરજ ધરહૂ। કુસમઉ સમુઝિ સોક પરિહરહૂ ॥
જનિ માનહુઁ હિયઁ હાનિ ગલાની। કાલ કરમ ગતિ અઘટિત જાની ॥૩॥

હે વત્સ! હું ઓવારણાં લઉં છું. અત્યારે તમેય ધીરજ ધરો. બૂરો સમય જાણીને શોકનો ત્યાગ કરી દો. કાળ અને કર્મની ગતિ અટલ જાણીને હૃદયમાં હાનિ અને ગ્લાનિને ન વિચારો. ॥૩॥

કાહુહિ દોસુ દેહુ જનિ તાતા। ભા મોહિ સબ બિધિ બામ બિધાતા ॥
જો એતેહુઁ દુખ મોહિ જિઆવા। અજહુઁ કો જાનઈ કા તેહિ ભાવા ॥૪॥

હે તાત! કોઈને દોષ ન આપો. વિધાતા મારાથી સર્વે પ્રકારે વિપરીત થઈ ગયો છે, જે આટલું દુઃખ હોવા છતાં મને જીવાડી રહ્યો છે. હજી પણ કોણ જાણે છે કે એને શું ગમી રહ્યું છે? ॥૪॥

દો૦ – પિતુ આયસ ભૂષન બસન તાત તજે રઘુબીર।
બિસમઉ હરષુ ન હૃદયઁ કછુ પહિરે બલકલ ચીર ॥૧૬૫॥

હે તાત! પિતાની આજ્ઞાથી શ્રીરામે આભૂષણ-વસ્ત્ર ત્યજી દીધાં અને વલ્કલ વસ્ત્ર પહેરી લીધાં. તેમના હૃદયમાં ન કોઈ વિષાદ હતો કે ન હર્ષ! ॥૧૬૫॥

ચૌ૦ – મુખ પ્રસન્ન મન રંગ ન રોષૂ। સબ કર સબ બિધિ કરિ પરિતોષૂ ॥
ચલે બિપિન સુનિ સિય સંગ લાગી। રહઈ ન રામ ચરન અનુરાગી ॥૧॥

તેમનું મુખ પ્રસન્ન હતું; મનમાં ન હતી આસક્તિ, ન રોષ (દ્વેષ). સર્વેને દરેક રીતે સંતોષ કરાવીને તેઓ વનમાં ચાલ્યા. આ સાંભળીને સીતા પણ એમની સાથે થઈ ગયાં. શ્રીરામના ચરણોનાં અનુરાગિણી તે કોઈ રીતે ન રોકાયાં. ॥૧॥

સુનતહિં લખનુ ચલે ઉઠિ સાથા। રહહિં ન જતન કિએ રઘુનાથા ॥
તબ રઘુપતિ સબહી સિરુ નાઈ। ચલે સંગ સિય અરુ લઘુ ભાઈ ॥૨॥

સાંભળતાં જ લક્ષ્મણ પણ ઊઠીને સાથે જ ચાલ્યા. શ્રીરામે તેમને રોકાવાનો ઘણો યત્ન કર્યો, પણ તેઓ ન રહ્યા. પછી શ્રીરામ દરેકને શીશ નમાવી, સીતા અને નાના ભાઈ લક્ષ્મણને સાથે લઈને ચાલી નીકળ્યા. ॥ ૨॥

**રામુ લખનુ સિય બનહિં સિધાએ। ગઇઉઁ ન સંગ ન પ્રાન પઠાએ॥**
**યહુ સબુ ભા ઇન્હ આઁખિન્હ આગેં। તઉ ન તજા તનુ જીવ અભાગેં॥ ૩॥**

શ્રીરામ, લક્ષ્મણ અને સીતા વનમાં ચાલ્યાં ગયાં. હું ન તો સાથે જ ગઈ અને ન મેં પોતાના પ્રાણ પણ એમની સાથે મોકલ્યા. આ સઘળું આ જ આંખો સામે થયું. તો પણ અભાગિયા જીવે શરીર ન છોડ્યું. ॥ ૩॥

**મોહિ ન લાજ નિજ નેહુ નિહારી। રામ સરિસ સુત મૈં મહતારી॥**
**જિઐ મરૈ ભલ ભૂપતિ જાના। મોર હૃદય સત કુલિસ સમાના॥ ૪॥**

પોતાના સ્નેહની સામે જોઈને મને લાજ પણ નથી આવતી. રામ જેવા પુત્રની હું માતા! જીવવું અને મરવું તો રાજાએ ખરું જાણ્યું. મારું હૃદય તો સેંકડો વજ્રોની સમાન કઠોર છે. ॥ ૪॥

**દો૦ – કૌસલ્યા કે બચન સુનિ ભરત સહિત રનિવાસુ।**
**બ્યાકુલ બિલપત રાજગૃહ માનહુઁ સોક નેવાસુ॥ ૧૬૬॥**

કૌશલ્યાજીનાં વચનો સાંભળીને ભરતસહિત આખો રાણીવાસ વ્યાકુળ થઈને વિલાપ કરવા લાગ્યો. રાજમહેલ જાણે શોકનું નિવાસ બની ગયો. ॥ ૧૬૬॥

**ચૌ૦ – બિલપહિં બિકલ ભરત દોઉ ભાઈ। કૌસલ્યાઁ લિએ હૃદયઁ લગાઈ॥**
**ભાઁતિ અનેક ભરતુ સમુઝાએ। કહિ બિબેકમય બચન સુનાએ॥ ૧॥**

ભરત, શત્રુઘ્ન બંને ભાઈ વ્યાકુળ થઈને વિલાપ કરવા લાગ્યા. પછી કૌશલ્યાજીએ તેમને હૃદયે ચાંપ્યા. અનેક પ્રકારે ભરતજીને સમજાવ્યા અને ઘણી જ વિવેકપૂર્ણ વાતો તેમને કહી સંભળાવી. ॥ ૧॥

**ભરતહુઁ માતુ સકલ સમુઝાઈં। કહિ પુરાન શ્રુતિ કથા સુહાઈં॥**
**છલ બિહીન સુચિ સરલ સુબાની। બોલે ભરત જોરિ જુગ પાની॥ ૨॥**

ભરતજીએ પણ સર્વે માતાઓને પુરાણ અને વેદોની સુંદર કથાઓ કહીને સમજાવી. બંને હાથ જોડીને ભરતજી છળરહિત, પવિત્ર અને સીધી સુંદર વાણી બોલ્યા – ॥ ૨॥

**જે અઘ માતુ પિતા સુત મારેં। ગાઇ ગોઠ મહિસુર પુર જારેં॥**
**જે અઘ તિય બાલક બધ કીન્હેં। મીત મહીપતિ માહુર દીન્હેં॥ ૩॥**

જે પાપ માતા-પિતા અને પુત્રને મારવાથી થાય છે અને જે ગૌશાળા અને બ્રાહ્મણોનાં નગર બાળવાથી થાય છે; જે પાપ સ્ત્રી અને બાળકની હત્યા કરવાથી થાય છે અને જે મિત્ર અને રાજાને ઝેર આપવાથી થાય છે – ॥ ૩॥

**જે પાતક ઉપપાતક અહહીં। કરમ બચન મન ભવ કબિ કહહીં॥**
**તે પાતક મોહિ હોહુઁ બિધાતા। જૌં યહુ હોઈ મોર મત માતા॥૪॥**

કર્મ, વચન અને મનથી થનારાં જેટલાં પાતક અને ઉપપાતક (નાનાં-મોટાં પાપ) જેને કવિ લોકો કહે છે; તે સઘળાં પાપ હે વિધાતા! જો આ કામમાં મારો મત હોય તો, હે માતા! મને લાગે. ॥૪॥

**દો૦ – જે પરિહરિ હરિ હર ચરન ભજહિં ભૂતગન ઘોર।**
**તેહિ કઇ ગતિ મોહિ દેઉ બિધિ જૌં જનની મત મોર॥૧૬૭॥**

હે માતા! જો આમાં મારો મત હોય તો જે લોકો શ્રીહરિ અને શ્રીશંકરજીના ચરણોને છોડીને ભયાનક ભૂત-પ્રેતોને ભજે છે, વિધાતા મને એમની ગતિ આપે. ॥૧૬૭॥

**ચૌ૦ – બેચહિં બેદુ ધરમુ દુહિ લેહીં। પિસુન પરાય પાપ કહિ દેહીં॥**
**કપટી કુટિલ કલહપ્રિય ક્રોધી। બેદ બિદૂષક બિસ્વ બિરોધી॥૧॥**

જે લોકો વેદોને વેચે છે, ધર્મને નામે છેતરે છે, ચાડિયા છે, અન્યનાં પાપોને કહી દે છે; જે કપટી, કુટિલ, ક્લેશપ્રિય અને ક્રોધી છે તથા જે વેદોની નિંદા કરનારા અને વિશ્વભરના વિરોધી છે; ॥૧॥

**લોભી લંપટ લોલુપચારા। જે તાકહિં પરધનુ પરદારા॥**
**પાવૌં મૈં તિન્હ કૈ ગતિ ઘોરા। જૌં જનની યહુ સંમત મોરા॥૨॥**

જે લોભી, લંપટ અને લાલચીઓનું આચરણ કરનારા છે; જે પારકા ધન અને પારકી સ્ત્રીની ઈચ્છા રાખે છે; હે જનની! એમની ભયાનક ગતિને જો આ કાર્યમાં મારી સંમતિ હોય તો હું પામું. ॥૨॥

**જે નહિં સાધુસંગ અનુરાગે। પરમારથ પથ બિમુખ અભાગે॥**
**જે ન ભજહિં હરિ નર તનુ પાઈ। જિન્હહિ ન હરિ હર સુજસુ સોહાઈ॥૩॥**

જેમને સત્સંગમાં પ્રેમ નથી; જે અભાગિયા પરમાર્થના માર્ગથી વિમુખ છે, જે મનુષ્ય શરીર પામીને શ્રીહરિનું ભજન નથી કરતા; જેમને હરિ-હર(ભગવાન વિષ્ણુ અને શંકરજી)નો સુયશ નથી ગમતો; ॥૩॥

**તજિ શ્રુતિપંથુ બામ પથ ચલહીં। બંચક બિરચિ બેષ જગુ છલહીં॥**
**તિન્હ કૈ ગતિ મોહિ સંકર દેઊ। જનની જૌં યહુ જાનૌં ભેઊ॥૪॥**

જે વેદમાર્ગને છોડીને વામ (વેદપ્રતિકૂળ) માર્ગે ચાલે છે; જે ઠગ છે અને વેશ બનાવી જગતને ઠગે છે; એ લોકોની ગતિ હે માતા! જો હું આ ભેદને જાણતો હોઉં તો શંકરજી મને આપે. ॥૪॥

**દો૦ – માતુ ભરત કે બચન સુનિ સાઁચે સરલ સુભાયઁ।**
**કહતિ રામ પ્રિય તાત તુમ્હ સદા બચન મન કાયઁ॥૧૬૮॥**

માતા કૌશલ્યાજી ભરતજીનાં સ્વાભાવિક જ સાચાં અને સરળ વચનોને સાંભળીને કહેવા લાગ્યાં – હે તાત! તમે તો મન, વચન અને શરીરથી સદાય શ્રીરામજીના પ્રિય છો. ॥ ૧૬૮॥

**ચૌ૦ – રામ પ્રાનહુ તેં પ્રાન તુમ્હારે। તુમ્હ રઘુપતિહિ પ્રાનહુ તેં પ્યારે॥**
**બિધુ બિષ ચવૈ સ્ત્રવૈ હિમુ આગી। હોઈ બારિચર બારિ બિરાગી॥ ૧॥**

શ્રીરામજી તમને પ્રાણોથીય વધુ પ્રાણ (પ્રિય) છે અને તમે પણ શ્રીરઘુનાથને પ્રાણોથીય અધિક પ્રિય છો. ચન્દ્રમા ભલેને વિષ પ્રસરાવવા લાગે અને હિમ આગ વરસાવવા માંડે; જળચર જીવો જળથી વિરક્ત થઈ જાય, ॥ ૧॥

**ભએઁ ગ્યાનુ બરુ મિટૈ ન મોહૂ। તુમ્હ રામહિ પ્રતિકૂલ ન હોહૂ॥**
**મત તુમ્હાર યહુ જો જગ કહહીં। સો સપનેહુઁ સુખ સુગતિ ન લહહીં॥ ૨॥**

અને જ્ઞાન થઈ જવા છતાં પણ મોહ ન મટે; પરંતુ તમે શ્રીરામને પ્રતિકૂળ ક્યારેય નહીં થઈ શકો. જગતમાં જે કોઈ આ કાર્યમાં તમારી સંમતિ છે એવું કહે છે, તે સ્વપ્નમાં પણ સુખ અને શુભ ગતિ નહિ પામે. ॥ ૨॥

**અસ કહિ માતુ ભરતુ હિએઁ લાએ। થન પય સ્ત્રવહિં નયન જલ છાએ॥**
**કરત બિલાપ બહુત એહિ ભાઁતી। બૈઠેહિં બીતિ ગઈ સબ રાતી॥ ૩॥**

આમ કહીને માતા કૌશલ્યાએ ભરતજીને હૃદયે ચાંપી દીધા. તેમનાં સ્તનોમાંથી દૂધ વહેવા લાગ્યું અને નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ છવાઈ ગયું. આ રીતે ઘણો વિલાપ કરતાં કરતાં આખી રાત્રિ બેઠાં-બેઠાં વીતી ગઈ. ॥ ૩॥

**બામદેઉ બસિષ્ઠ તબ આએ। સચિવ મહાજન સકલ બોલાએ॥**
**મુનિ બહુ ભાઁતિ ભરત ઉપદેસે। કહિ પરમારથ બચન સુદેસે॥ ૪॥**

પછી વામદેવજી અને વસિષ્ઠજી આવ્યા. તેમણે સર્વે મંત્રીઓ અને મહાજનોને બોલાવડાવ્યા. પછી મુનિ વસિષ્ઠજીએ પરમાર્થનાં સુંદર સમયાનુકૂળ વચન કહીને દરેક રીતે ભરતજીને ઉપદેશ આપ્યો. ॥ ૪॥

**દો૦ – તાત હૃદયઁ ધીરજુ ધરહુ કરહુ જો અવસર આજુ।**
**ઉઠે ભરત ગુર બચન સુનિ કરન કહેઉ સબુ સાજુ॥ ૧૬૯॥**

[વસિષ્ઠજીએ કહ્યું –] હે તાત! હૃદયમાં ધીરજ ધરો અને આજે જે કાર્યને કરવાનો અવસર છે, તેને કરો. ગુરુજીનાં વચન સાંભળીને ભરતજી ઊઠ્યા અને સઘળી તૈયારી કરવા માટે કહ્યું. ॥ ૧૬૯॥

**ચૌ૦ – નૃપ તનુ બેદ બિદિત અન્હવાવા। પરમ બિચિત્ર બિમાનુ બનાવા॥**
**ગહિ પદ ભરત માતુ સબ રાખી। રહીં રાનિ દરસન અભિલાષી॥ ૧॥**

વેદોમાં બતાવેલ વિધિ પ્રમાણે રાજાના દેહને સ્નાન કરાવવામાં આવ્યું અને પરમ વિચિત્ર વિમાન બનાવવામાં આવ્યું. ભરતજીએ સર્વ માતાઓને ચરણ પકડીને રાખ્યાં (અર્થાત્ પ્રાર્થના કરીને તેમને સતી બનતાં રોકી લીધાં) તે રાણીઓ પણ [શ્રીરામનાં] દર્શનની અભિલાષાથી રહી ગઈ. ॥૧॥

**ચંદન અગર ભાર બહુ આએ। અમિત અનેક સુગંધ સુહાએ॥**
**સરજુ તીર રચિ ચિતા બનાઈ। જનુ સુરપુર સોપાન સુહાઈ॥૨॥**

ચંદન અને અગર તથા બીજા પણ અનેક પ્રકારના અપાર [કપૂર, ગૂગળ, કેસર આદિ] સુગંધી દ્રવ્યોના ઘણાં જ ભારા આવ્યા. સરયૂજીના તટે સુંદર ચિતાની રચના કરવામાં આવી, [જે એવી માલૂમ થતી હતી કે] જાણે સ્વર્ગની સુંદર નિસરણી હોય. ॥૨॥

**એહિ બિધિ દાહ ક્રિયા સબ કીન્હી। બિધિવત ન્હાઇ તિલાંજુલિ દીન્હી॥**
**સોધિ સુમૃતિ સબ બેદ પુરાના। કીન્હ ભરત દસગાત બિધાના॥૩॥**

આ રીતે સઘળી દાહક્રિયા કરવામાં આવી અને સૌએ વિધિપૂર્વક સ્નાન કરીને તિલાંજલિ આપી. પછી વેદ, સ્મૃતિ અને પુરાણ સર્વેનો મત નક્કી કરીને તે પ્રમાણે ભરતજીએ પિતાનું દસગાત્ર-વિધાન (દસ દિવસનાં કૃત્યો) કર્યાં. ॥૩॥

**જહઁ જસ મુનિબર આયસુ દીન્હા। તહઁ તસ સહસ ભાઁતિ સબુ કીન્હા॥**
**ભએ બિસુદ્ધ દિએ સબ દાના। ધેનુ બાજિ ગજ બાહન નાના॥૪॥**

મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીએ જ્યાં જેવી આજ્ઞા આપી, ત્યાં ભરતજીએ બધું એવું જ હજારો પ્રકારે કર્યું. શુદ્ધ થઈ ગયા બાદ [વિધિપૂર્વક] સર્વે દાન આપ્યાં. ગાયો તથા ઘોડા, હાથી આદિ અનેક પ્રકારનાં વાહનો, ॥૪॥

**દો૦ – સિંઘાસન ભૂષન બસન અન્ન ધરનિ ધન ધામ।**
**દિએ ભરત લહિ ભૂમિસુર ભે પરિપૂરન કામ॥૧૭૦॥**

સિંહાસન, દાગીના, કપડાં, અન્ન, પૃથ્વી, ધન અને મકાન ભરતજીએ આપ્યાં; ભૂદેવ બ્રાહ્મણ દાન પામીને પરિપૂર્ણકામ થઈ ગયા (અર્થાત્ તેમની મનોકામનાઓ સારી રીતે પૂર્ણ થઈ ગઈ). ॥૧૭૦॥

**ચૌ૦ – પિતુ હિત ભરત કીન્હિ જસિ કરની। સો મુખ લાખ જાઇ નહિં બરની॥**
**સુદિનુ સોધિ મુનિબર તબ આએ। સચિવ મહાજન સકલ બોલાએ॥૧॥**

પિતાજીને અર્થે ભરતજીએ જેવી કરણી કરી તેનું લાખો મુખોથી પણ વર્ણન કરી શકાતું નથી. શુભ દિવસ જોઈને શ્રેષ્ઠ મુનિ વસિષ્ઠજી આવ્યા અને મન્ત્રીઓ તથા સર્વે મહાજનોને તેડાવ્યા. ॥૧॥

**બૈઠે રાજસભાઁ સબ જાઈ। પઠએ બોલિ ભરત દોઉ ભાઈ॥**
**ભરતુ બસિષ્ઠ નિકટ બૈઠારે। નીતિ ધરમમય બચન ઉચારે॥૨॥**

બધા લોકો રાજસભામાં જઈને બેઠા. પછી મુનિએ ભરતજી તથા શત્રુઘ્નજી - બંને ભાઈઓને તેડું મોકલ્યું. વસિષ્ઠજીએ ભરતજીને પોતાની પાસે બેસાડ્યા અને નીતિ તથા ધર્મથી ભરેલાં અનેક વચન કહ્યાં. ॥ ૨॥

**પ્રથમ કથા સબ મુનિબર બરની। કૈકઇ કુટિલ કીન્હિ જસિ કરની॥**
**ભૂપ ધરમુબ્રતુ સત્ય સરાહા। જેહિં તનુ પરિહરિ પ્રેમુ નિબાહા॥૩॥**

પ્રથમ તો કૈકેયીએ જેવી કુટિલ કરણી કરી હતી, તે આખી કથા શ્રેષ્ઠ મુનિએ કહી. પછી રાજા દશરથજીના ધર્મવ્રત અને સત્યની પ્રશંસા કરી, જેમણે શરીરનો ત્યાગ કરી પ્રેમ નભાવ્યો. ॥ ૩॥

**કહત રામ ગુન સીલ સુભાઊ। સજલ નયન પુલકેઉ મુનિરાઊ॥**
**બહુરિ લખન સિય પ્રીતિ બખાની। સોક સનેહ મગન મુનિ ગ્યાની॥૪॥**

શ્રીરઘુનાથજીના ગુણ, શીલ અને સ્વભાવનું વર્ણન કરતાં કરતાં તો મુનિરાજનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું અને તેઓ શરીરે પુલકિત થઈ ગયા. પછી લક્ષ્મણજી અને સીતાજીના પ્રેમનો મહિમા કહેતાં કહેતાં જ્ઞાની મુનિ શોક અને સ્નેહમાં મગ્ન થઈ ગયા. ॥૪॥

**દો૦– સુનહુ ભરત ભાવી પ્રબલ બિલખિ કહેઉ મુનિનાથ।**
**હાનિ લાભુ જીવનુ મરનુ જસુ અપજસુ બિધિ હાથ॥૧૭૧॥**

મુનિનાથે વિલાપ કરીને (દુ:ખી થઈને) કહ્યું – હે ભરત! સાંભળો, ભાવિ ઘણું બળવાન છે. નફો-નુકસાન, જીવન-મૃત્યુ અને યશ-અપયશ એ સઘળું વિધાતાને હાથ છે. ॥૧૭૧॥

**ચૌ૦– અસ બિચારિ કેહિ દેઇઅ દોસૂ। બ્યરથ કાહિ પર કીજિઅ રોસૂ॥**
**તાત બિચારુ કરહુ મન માહીં। સોચ જોગુ દસરથુ નૃપુ નાહીં॥૧॥**

એવો વિચાર કરીને કોને દોષ અપાય? વ્યર્થ ક્રોધ કોના પર કરાય? હે તાત! મનમાં વિચાર કરો, રાજા દશરથ શોક કરવાને યોગ્ય નથી. ॥૧॥

**સોચિઅ બિપ્ર જો બેદ બિહીના। તજિ નિજ ધરમુ બિષય લયલીના॥**
**સોચિઅ નૃપતિ જો નીતિ ન જાના। જેહિ ન પ્રજા પ્રિય પ્રાન સમાના॥૨॥**

શોક એ બ્રાહ્મણનો કરવો જોઈએ કે જે વેદ નથી જાણતો અને જે પોતાનો ધર્મ છોડીને વિષય-ભોગમાં જ લીન રહે છે. એ રાજાનો શોક કરવો જોઈએ કે જે નીતિ નથી જાણતો અને જેને પ્રજા પ્રાણોસમાન પ્રિય નથી. ॥૨॥

**સોચિઅ બયસુ કૃપન ધનવાનૂ। જો ન અતિથિ સિવ ભગતિ સુજાનૂ॥**
**સોચિઅ સૂદ્રુ બિપ્ર અવમાની। મુખર માનપ્રિય ગ્યાન ગુમાની॥૩॥**

એ વૈશ્યનો શોક કરવો જોઈએ જે ધનવાન થઈને પણ કંજૂસ છે અને જે અતિથિસત્કાર તથા શિવજીની ભક્તિ કરવામાં કુશળ નથી. એ શૂદ્રનો શોક કરવો જોઈએ જે બ્રાહ્મણોનું અપમાન કરનારો, ઘણું બોલનારો, માન-મોટાઈ ઈચ્છનારો અને જ્ઞાનનું ઘમંડ રાખનારો છે. ॥૩॥

**સોચિઅ પુનિ પતિ બંચક નારી। કુટિલ કલહપ્રિય ઈચ્છાચારી ॥**
**સોચિઅ બટુ નિજ બ્રતુ પરિહરઈ। જો નહિં ગુર આયસુ અનુસરઈ ॥૪॥**

વળી, એ સ્ત્રીનો શોક કરવો જોઈએ જે પતિને છળનારી, કુટિલ, ક્લેશપ્રિય અને સ્વેચ્છાચારિણી છે. એ બ્રહ્મચારીનો શોક કરવો જોઈએ જે પોતાના બ્રહ્મચર્ય-વ્રતને છોડી દે છે અને ગુરુની આજ્ઞા પ્રમાણે નથી ચાલતો. ॥૪॥

**દો૦ – સોચિઅ ગૃહી જો મોહ બસ કરઇ કરમ પથ ત્યાગ।**
**સોચિઅ જતી પ્રપંચ રત બિગત બિબેક બિરાગ ॥૧૭૨॥**

એ ગૃહસ્થનો શોક કરવો જોઈએ જે મોહવશ કર્મમાર્ગનો ત્યાગ કરી દે છે; એ સંન્યાસીનો શોક કરવો જોઈએ જે દુનિયાના પ્રપંચમાં ફસાયેલો છે અને જ્ઞાન-વૈરાગ્ય રહિત છે. ॥૧૭૨॥

**ચૌ૦ – બૈખાનસ સોઈ સોચૈ જોગૂ। તપુ બિહાઈ જેહિ ભાવઈ ભોગૂ ॥**
**સોચિઅ પિસુન અકારન ક્રોધી। જનનિ જનક ગુર બંધુ બિરોધી ॥૧॥**

વાનપ્રસ્થી એ જ શોક કરવાને યોગ્ય છે જેને તપસ્યા છોડી ભોગ ગમે છે. અને શોક એનો કરવો જોઈએ જે ચાડિયો છે, વિના કારણે ક્રોધ કરનારો છે તથા માતા, પિતા, ગુરુ અને ભાઈ-બંધુઓની સાથે વિરોધ રાખનારો છે. ॥૧॥

**સબ બિધિ સોચિઅ પર અપકારી। નિજ તનુ પોષક નિરદય ભારી ॥**
**સોચનીય સબહી બિધિ સોઈ। જો ન છાડ़િ છલુ હરિ જન હોઈ ॥૨॥**

સર્વ પ્રકારે શોક એનો કરવો જોઈએ જે બીજાનું અનિષ્ટ કરે છે, પોતાના જ શરીરનું પોષણ કરે છે અને ઘણો મોટો નિર્દયી છે અને એ તો દરેક પ્રકારે શોક કરવાને યોગ્ય છે જે છળ (પ્રપંચ) છોડીને હરિનો ભક્ત નથી બનતો. ॥૨॥

**સોચનીય નહિં કોસલરાઊ। ભુવન ચારિદસ પ્રગટ પ્રભાઊ ॥**
**ભયઉ ન અહઈ ન અબ હોનિહારા। ભૂપ ભરત જસ પિતા તુમ્હારા ॥૩॥**

કૌશલરાજ દશરથજી શોક કરવાને યોગ્ય નથી, જેમનો પ્રભાવ ચૌદ લોકમાં પ્રગટ છે. હે ભરત! તમારા પિતા જેવો રાજા તો અગાઉ નથી થયો, અત્યારેય નથી અને હવે થશે પણ નહીં. ॥૩॥

**બિધિ હરિ હરુ સુરપતિ દિસિનાથા। બરનહિં સબ દસરથ ગુન ગાથા ॥૪॥**

બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇન્દ્ર અને દિક્પાળ સર્વે દશરથજીના ગુણોની કથાઓ કહ્યા કરે છે. ॥૪॥

**દો૦ – કહહુ તાત કેહિ ભાઁતિ કોઉ કરિહિ બड़ાઈ તાસુ।**
**રામ લખન તુમ્હ સત્રુહન સરિસ સુઅન સુચિ જાસુ ॥૧૭૩॥**

હે તાત! કહો, એમની મોટાઈ કોણ કયા પ્રકારે કહેશે જેમના શ્રીરામ, લક્ષ્મણ, તમે અને શત્રુઘ્ન જેવા પવિત્ર પુત્રો હોય? ॥૧૭૩॥

**ચૌ૦ – સબ પ્રકાર ભૂપતિ બડ઼ભાગી। બાદિ બિષાદુ કરિઅ તેહિ લાગી॥**
**યહ સુનિ સમુઝિ સોચુ પરિહરહૂ। સિર ધરિ રાજ રજાયસુ કરહૂ॥૧॥**

રાજા દરેક પ્રકારે ભાગ્યશાળી હતા. એમના માટે વિષાદ કરવો વ્યર્થ છે. આ સાંભળીને અને સમજીને શોક ત્યાગી દો અને રાજાની આજ્ઞા માથે ચઢાવી તે પ્રમાણે કરો. ॥૧॥

**રાયઁ રાજપદુ તુમ્હ કહુઁ દીન્હા। પિતા બચનુ ફુર ચાહિઅ કીન્હા॥**
**તજે રામુ જેહિં બચનહિ લાગી। તનુ પરિહરેઉ રામ બિરહાગી॥૨॥**

રાજાએ રાજપદ તમને આપ્યું છે. પિતાનું વચન તમારે સત્ય કરવું જોઈએ, જેમણે વચનને માટે જ શ્રીરામચન્દ્રજીને ત્યાગી દીધા અને રામવિરહની અગ્નિમાં પોતાના શરીરની આહુતિ આપી દીધી. ॥૨॥

**નૃપહિ બચન પ્રિય નહિં પ્રિય પ્રાના। કરહુ તાત પિતુ બચન પ્રવાના॥**
**કરહુ સીસ ધરિ ભૂપ રજાઈ। હઇ તુમ્હ કહઁ સબ ભાઁતિ ભલાઈ॥૩॥**

રાજાને વચન પ્રિય હતાં, પ્રાણ પ્રિય ન હતા. માટે હે તાત! પિતાનાં વચનોને પ્રમાણ કરો! રાજાની આજ્ઞા માથે ચઢાવી પાલન કરો, એમાં તમારી સર્વ રીતે ભલાઈ છે. ॥૩॥

**પરસુરામ પિતુ અગ્યા રાખી। મારી માતુ લોક સબ સાખી॥**
**તનય જજાતિહિ જૌબનુ દયઊ। પિતુ અગ્યાઁ અઘ અજસુ ન ભયઊ॥૪॥**

પરશુરામજીએ પિતાની આજ્ઞા પાળી અને માતાને મારી નાખ્યાં- સર્વ લોકો આ વાતના સાક્ષી છે. રાજા યયાતિના પુત્રે પિતાને પોતાની જુવાની આપી દીધી. પિતાની આજ્ઞાનું પાલન કરવાથી તેમને પાપ અને અપયશ ન લાગ્યાં. ॥૪॥

**દો૦ – અનુચિત ઉચિત બિચારુ તજિ જે પાલહિં પિતુ બૈન।**
**તે ભાજન સુખ સુજસ કે બસહિં અમરપતિ ઐન॥૧૭૪॥**

જે અનુચિત અને ઉચિતનો વિચાર છોડીને પિતાનાં વચનોનું પાલન કરે છે, તે [અહીં] સુખ અને સુયશના પાત્ર થઈને અંતે ઈન્દ્રપુરી(સ્વર્ગ)માં નિવાસ કરે છે. ॥૧૭૪॥

**ચૌ૦ – અવસિ નરેસ બચન ફુર કરહૂ। પાલહુ પ્રજા સોકુ પરિહરહૂ॥**
**સુરપુર નૃપુ પાઇહિ પરિતોષૂ। તુમ્હ કહુઁ સુકૃતુ સુજસુ નહિં દોષૂ॥૧॥**

રાજાનાં વચન અવશ્ય સત્ય કરો. શોક ત્યાગી દો અને પ્રજાનું પાલન કરો. આવું કરવાથી સ્વર્ગમાં રાજા સંતોષ પામશે અને તમને પુણ્ય અને સુંદર યશ મળશે, દોષ નહિ લાગે. ॥૧॥

**બેદ બિદિત સંમત સબહી કા। જેહિ પિતુ દેઇ સો પાવઇ ટીકા॥**
**કરહુ રાજુ પરિહરહુ ગલાની। માનહુ મોર બચન હિત જાની॥૨॥**

વેદોમાં પણ એ પ્રસિદ્ધ છે અને [સ્મૃતિ-પુરાણાદિ] બધાં શાસ્ત્રો દ્વારા સંમત છે કે પિતા જેને આપે તે જ રાજતિલક પામે છે. માટે તમે રાજ્ય કરો, ગ્લાનિનો ત્યાગ કરી દો. મારા વચનને હિત સમજીને માનો. ॥૨॥

**સુનિ સુખુ લહબ રામ બૈદેહીં। અનુચિત કહબ ન પંડિત કેહીં॥**
**કૌસલ્યાદિ સકલ મહતારીં। તેઉ પ્રજા સુખ હોહિં સુખારીં॥૩॥**

આ વાતને સાંભળીને શ્રીરામચન્દ્રજી અને જાનકીજી સુખ પામશે અને કોઈ પંડિત આને અનુચિત નહીં કહે. કૌશલ્યાજી આદિ તમારી સર્વે માતાઓ પણ પ્રજાના સુખે સુખી થશે. ॥૩॥

**પરમ તુમ્હાર રામ કર જાનિહિ। સો સબ બિધિ તુમ્હ સન ભલ માનિહિ॥**
**સૌંપેહુ રાજુ રામ કે આએઁ। સેવા કરેહુ સનેહ સુહાએઁ॥૪॥**

શ્રીરામજી તમારા પરમ આરાધ્ય છે. જે આ શ્રેષ્ઠ સંબંધને જાણી લેશે તે સર્વ રીતે તમને ભલા જાણશે. શ્રીરઘુનાથજીના પરત આવ્યા પછી રાજ્ય એમને સોંપી દેજો અને સુંદર સ્નેહથી એમની સેવા કરજો. ॥૪॥

**દો૦ – કીજિઅ ગુર આયસુ અવસિ કહહિં સચિવ કર જોરિ।**
**રઘુપતિ આએઁ ઉચિત જસ તસ તબ કરબ બહોરિ॥૧૭૫॥**

મન્ત્રી હાથ જોડીને કહી રહ્યા છે – ગુરુજીની આજ્ઞાનું પાલન અવશ્ય કરો. શ્રીરઘુનાથજીના પાછા ફર્યા બાદ જેવું ઉચિત હોય તેવું કરજો. ॥૧૭૫॥

**ચૌ૦ – કૌસલ્યા ધરિ ધીરજુ કહઈ। પૂત પથ્ય ગુર આયસુ અહઈ॥**
**સો આદરિઅ કરિઅ હિત માની। તજિઅ બિષાદુ કાલ ગતિ જાની॥૧॥**

કૌશલ્યાજી પણ ધીરજ ધરીને કહી રહ્યાં છે – હે પુત્ર! ગુરુજીની આજ્ઞા પથ્યરૂપ છે. તેમનો આદર કરવો જોઈએ અને હિત માનીને એનું પાલન કરવું જોઈએ. કાળની ગતિ જાણીને વિષાદનો ત્યાગ કરી દેવો જોઈએ. ॥૧॥

**બન રઘુપતિ સુરપતિ નરનાહૂ। તુમ્હ એહિ ભાઁતિ તાત કદરાહૂ॥**
**પરિજન પ્રજા સચિવ સબ અંબા। તુમ્હહી સુત સબ કહઁ અવલંબા॥૨॥**

શ્રીરઘુનાથજી વનમાં છે, મહારાજ સ્વર્ગ સિધારી ગયા અને હે તાત! તમે આ રીતે કતરાઈ (દુ:ખી થઈ) રહ્યા છો. હે પુત્ર! કુટુંબ, પ્રજા, મન્ત્રી અને સર્વે માતાઓના – દરેકના એક તમે જ આધાર છો. ॥૨॥

**લખિ બિધિ બામ કાલુ કઠિનાઈ। ધીરજુ ધરહુ માતુ બલિ જાઈ॥**
**સિર ધરિ ગુર આયસુ અનુસરહૂ। પ્રજા પાલિ પરિજન દુખુ હરહૂ॥૩॥**

વિધાતાને પ્રતિકૂળ અને કાળને કઠોર જાણીને ધીરજ ધરો, માતા તમારા પર વારી જાય છે. ગુરુની આજ્ઞાને માથે ચઢાવી તે મુજબ કાર્ય કરો અને પ્રજાનું પાલન કરી કુટુમ્બીઓનું દુ:ખ હરો. ॥૩॥

**ગુર કે બચન સચિવ અભિનંદનુ। સુને ભરત હિય હિત જનુ ચંદનુ॥**
**સુની બહોરિ માતુ મૃદુ બાની। સીલ સનેહ સરલ રસ સાની॥૪॥**

ગુરુજીનાં વચનો અને મન્ત્રીઓનાં અનુમોદનને ભરતજીએ સાંભળ્યાં, જે એમના હૃદયને માટે ચંદન સમાન (શીતળ) હતાં. પછી તેમણે શીલ, સ્નેહ અને સરળતાના રસમાં તરબોળ થયેલ માતા કૌશલ્યાની કોમળ વાણી સાંભળી. ॥૪॥

**છં૦ – સાની સરલ રસ માતુ બાની સુનિ ભરતુ બ્યાકુલ ભએ।**
**લોચન સરોરુહ સ્ત્રવત સીંચત બિરહ ઉર અંકુર નએ॥**
**સો દસા દેખત સમય તેહિ બિસરી સબહિ સુધિ દેહ કી।**
**તુલસી સરાહત સકલ સાદર સીવઁ સહજ સનેહ કી॥**

સરળતાના રસમાં ઝબોળેલી માતાની વાણી સાંભળીને ભરતજી વ્યાકુળ થઈ ગયા. તેમનાં નેત્ર-કમળ જળ (આંસુ) વહાવીને હૃદયના વિરહરૂપી નવીન અંકુરને સીંચવા લાગ્યાં. (નેત્રોનાં આંસુઓએ એમના વિયોગ-દુઃખને ઘણું જ વધારીને તેમને અત્યંત વ્યાકુળ કરી દીધા.) તેમની આ દશા જોઈને તે સમયે સર્વેને પોતાના દેહનું ભાન ભુલાઈ ગયું. તુલસીદાસજી કહે છે – સ્વાભાવિક પ્રેમની સીમારૂપ શ્રીભરતજીની આદરપૂર્વક પ્રશંસા સર્વે લોકો કરવા લાગ્યા.

**સો૦ – ભરતુ કમલ કર જોરિ ધીર ધુરંધર ધીર ધરિ।**
**બચન અમિઅઁ જનુ બોરિ દેત ઉચિત ઉત્તર સબહિ॥૧૭૬॥**

ધૈર્યની ધુરા ધારણ કરનારા ભરતજી ધીરજ ધરીને, કમળ સમાન હાથ જોડીને વચનોને જાણે અમૃતમાં બોળીને સર્વેને ઉચિત ઉત્તરો આપવા લાગ્યા – ॥૧૭૬॥

## માસપારાયણ, અઢારમો વિશ્રામ

**ચૌ૦ – મોહિ ઉપદેસુ દીન્હ ગુર નીકા। પ્રજા સચિવ સંમત સબહી કા॥**
**માતુ ઉચિત ધરિ આયસુ દીન્હા। અવસિ સીસ ધરિ ચાહઉઁ કીન્હા॥૧॥**

ગુરુજીએ મને સુંદર ઉપદેશ આપ્યો. [વળી] પ્રજા, મન્ત્રી આદિ દરેકનો એ જ મત છે. માતાએ પણ ઉચિત જાણીને જ આજ્ઞા આપી છે અને હું પણ તેને શિરોધાર્ય કરી અવશ્ય એવું જ કરવા ઇચ્છું છું. ॥૧॥

**ગુર પિતુ માતુ સ્વામિ હિત બાની। સુનિ મન મુદિત કરિઅ ભલિ જાની॥**
**ઉચિત કિ અનુચિત કિએઁ બિચારૂ। ધરમુ જાઈ સિર પાતક ભારૂ॥૨॥**

[કેમ કે] ગુરુ, પિતા, માતા, સ્વામી અને સુહૃદ(મિત્ર)ની વાણી સાંભળીને પ્રસન્ન મનથી તેને ઠીક જાણીને કરવી (માનવી) જોઈએ. ઉચિત-અનુચિતનો વિચાર કરવાથી ધર્મ જાય છે અને માથા પર પાપનો ભાર ચઢે છે. ॥૨॥

**તુમ્હ તૌ દેહુ સરલ સિખ સોઈ। જો આચરત મોર ભલ હોઈ॥**
**જદ્યપિ યહ સમુઝત હઉઁ નીકેં। તદપિ હોત પરિતોષુ ન જી કેં॥૩॥**

આપ તો મને એ જ સરળ શિક્ષા આપી રહ્યા છો, જેનું આચરણ કરવાથી મારું ભલું થાય. જોકે હું આ વાતને સારી રીતે સમજું છું, છતાંય મારા હૃદયને સંતોષ થતો નથી. ॥૩॥

**અબ તુમ્હ બિનય મોરિ સુનિ લેહૂ। મોહિ અનુહરત સિખાવનુ દેહૂ॥**
**ઊતરુ દેઉઁ છમબ અપરાધૂ। દુખિત દોષ ગુન ગનહિં ન સાધૂ॥૪॥**

હવે આપ લોકો મારી વિનંતી સાંભળી લો અને મારી પ્રકૃતિ અને યોગ્યતા મુજબ મને બોધ આપો. હું ઉત્તર આપી રહ્યો છું, આ અપરાધ ક્ષમા કરજો. સાધુ પુરુષ દુઃખી મનુષ્યના દોષ-ગુણોને નથી ગણતા. ॥૪॥

**દો૦ – પિતુ સુરપુર સિય રામુ બન કરન કહહુ મોહિ રાજુ।**
**એહિ તેં જાનહુ મોર હિત કૈ આપન બડ઼ કાજુ॥૧૭૭॥**

પિતાજી સ્વર્ગમાં છે, શ્રીસીતારામજી વનમાં છે અને મને આપ રાજ્ય કરવા માટે કહી રહ્યાં છો! એમાં આપ મારું કલ્યાણ સમજો છો કે પોતાનું કોઈ મોટું કામ [થવાની આશા રાખો છો]? ॥૧૭૭॥

**ચૌ૦ – હિત હમાર સિયપતિ સેવકાઈં। સો હરિ લીન્હ માતુ કુટિલાઈં॥**
**મૈં અનુમાનિ દીખ મન માહીં। આન ઉપાયઁ મોર હિત નાહીં॥૧॥**

મારું કલ્યાણ તો સીતાપતિ શ્રીરામજીની ચાકરીમાં છે, પણ એ તો માતાની કુટિલતાએ છીનવી લીધું. મેં પોતાના મનમાં અનુમાન કરીને જોઈ લીધું છે કે બીજા કોઈ ઉપાયે મારું કલ્યાણ નથી. ॥૧॥

**સોક સમાજુ રાજુ કેહિ લેખેં। લખન રામ સિય બિનુ પદ દેખેં॥**
**બાદિ બસન બિનુ ભૂષન ભારૂ। બાદિ બિરતિ બિનુ બ્રહ્મ બિચારૂ॥૨॥**

આ શોકના સમુદાયરૂપ રાજ્ય લક્ષ્મણ, શ્રીરામચન્દ્રજી અને સીતાજીના ચરણોને જોયા વિના કઈ ગણતરીમાં છે (આનું શું મૂલ્ય છે)? જેમ કપડાં વિના દાગીનાનો બોજો વ્યર્થ જ છે. વૈરાગ્ય વિના બ્રહ્મવિચાર વ્યર્થ છે. ॥૨॥

**સરુજ સરીર બાદિ બહુ ભોગા। બિનુ હરિભગતિ જાયઁ જપ જોગા॥**
**જાયઁ જીવ બિનુ દેહ સુહાઈ। બાદિ મોર સબુ બિનુ રઘુરાઈ॥૩॥**

રોગી શરીરને માટે અનેક પ્રકારના ભોગ વ્યર્થ છે. શ્રીહરિની ભક્તિ વિના જપ અને યોગ વ્યર્થ છે. જીવ વિના સુંદર દેહ વ્યર્થ છે, તેમ શ્રીરઘુનાથજીના વિના મારું સર્વ કંઈ વ્યર્થ છે. ॥૩॥

**જાઉઁ રામ પહિં આયસુ દેહૂ। એકહિં આઁક મોર હિત એહૂ॥**
**મોહિ નૃપ કરિ ભલ આપન ચહહૂ। સોઉ સનેહ જડ઼તા બસ કહહૂ॥૪॥**

હવે, એક જે આંક-નિશ્ચય (લક્ષ્ય) છે કે આપ મને આજ્ઞા આપો, હું શ્રીરામજીની પાસે જઉં! મારું હિત એમાં જ છે અને મને રાજા બનાવીને આપ પોતાનું ભલું ઇચ્છો છો, આ પણ આપ સ્નેહની જડતા(મોહ)ને વશ થઈને જ કહી રહ્યા છો. ॥૪॥

**દો૦ – કૈકેઈ સુઅ કુટિલમતિ રામ બિમુખ ગતલાજ ।**
**તુમ્હ ચાહત સુખુ મોહબસ મોહિ સે અધમ કેં રાજ ॥ ૧૭૮ ॥**

કૈકેયીના પુત્ર, કુટિલબુદ્ધિ, રામવિમુખ અને નિર્લજ્જ - મારા જેવા અધમના રાજ્યમાં આપ મોહને વશ થઈને જ સુખ ઇચ્છો છો! ॥ ૧૭૮॥

**ચૌ૦ – કહઉઁ સાઁચુ સબ સુનિ પતિઆહૂ । ચાહિઅ ધરમસીલ નરનાહૂ ॥**
**મોહિ રાજુ હઠિ દેઈહહુ જબહીં । રસા રસાતલ જાઇહિ તબહીં ॥ ૧॥**

હું સત્ય કહું છું, આપ સર્વે સાંભળીને વિશ્વાસ કરો, ધર્મશીલને જ રાજા થવું જોઈએ. આપ મને હઠ કરીને જેવું રાજ્ય આપશો કે તરત જ પૃથ્વી પાતાળમાં ધસી પડશે. ॥ ૧॥

**મોહિ સમાન કો પાપ નિવાસૂ । જેહિ લગિ સીય રામ બનબાસૂ ॥**
**રાયઁ રામ કહુઁ કાનનુ દીન્હા । બિછુરત ગમનુ અમરપુર કીન્હા ॥ ૨॥**

મારા જેવું પાપોનું ઘર કોણ હશે, જેને લીધે સીતાજી અને શ્રીરામજીને વનવાસ થયો? રાજાએ શ્રીરામજીને વન આપ્યું અને એમનો વિયોગ થતાં જ સ્વયં સ્વર્ગે ગમન કર્યું. ॥ ૨॥

**મૈં સઠુ સબ અનરથ કર હેતૂ । બૈઠ બાત સબ સુનઉઁ સચેતૂ ॥**
**બિનુ રઘુબીર બિલોકિ અબાસૂ । રહે પ્રાન સહિ જગ ઉપહાસૂ ॥ ૩॥**

અને હું દુષ્ટ, જે સર્વે અનર્થોનું કારણ છું, સૂધ-બૂધ સાથે બેસી આ વાતો સાંભળી રહ્યો છું. શ્રીરઘુનાથજીથી રહિત ઘરને જોઈને અને જગતનો ઉપહાસ સહીને પણ આ પ્રાણ રહેલા છે. ॥ ૩॥

**રામ પુનીત બિષય રસ રૂખે । લોલુપ ભૂમિ ભોગ કે ભૂખે ॥**
**કહઁ લગિ કહૌં હૃદય કઠિનાઈ । નિદરિ કુલિસુ જેહિં લહી બડ઼ાઈ ॥ ૪॥**

[આનું આ જ કારણ છે કે આ પ્રાણ] શ્રીરામરૂપી પવિત્ર-રસમાં આસક્ત નથી. એ લાલચી, ભૂમિ અને ભોગોના જ ભૂખ્યા છે. હું પોતાના હૃદયની કઠોરતા ક્યાં સુધી કહું? જેણે વજ્રનો પણ તિરસ્કાર કરીને મહત્તા મેળવી છે. ॥ ૪॥

**દો૦ – કારન તેં કારજુ કઠિન હોઈ દોસુ નહિં મોર ।**
**કુલિસ અસ્થિ તેં ઉપલ તેં લોહ કરાલ કઠોર ॥ ૧૭૯ ॥**

કારણ કરતાં કાર્ય કઠિન જ હોય છે, એમાં મારો દોષ નથી. હાડકાં કરતાં વજ્ર અને પથ્થર કરતાં લોખંડ ભયાનક અને કઠોર હોય છે. ॥ ૧૭૯॥

**ચૌ૦ – કૈકેઈ ભવ તનુ અનુરાગે । પાવઁર પ્રાન અઘાઈ અભાગે ॥**
**જૌં પ્રિય બિરહઁ પ્રાન પ્રિય લાગે । દેખબ સુનબ બહુત અબ આગે ॥ ૧॥**

કૈકેયીથી ઉત્પન્ન દેહને પ્રેમ કરનારા આ પામર પ્રાણ પૂર્ણરૂપેણ અભાગિયા છે. જ્યારે પ્રિયના વિયોગમાં પણ મને પ્રાણ પ્રિય લાગી રહ્યા છે તો હજી આગળ પણ હું અન્ય ઘણુંબધું જોઈશ - સાંભળીશ. ॥ ૧॥

**લખન રામ સિય કહુઁ બનુ દીન્હા। પઠઇ અમરપુર પતિ હિત કીન્હા॥**
**લીન્હ બિધવપન અપજસુ આપૂ। દીન્હેઉ પ્રજહિ સોકુ સંતાપૂ॥૨॥**

લક્ષ્મણ, શ્રીરામજી અને સીતાજીને તો વન આપ્યું; સ્વર્ગ મોકલીને પતિનું કલ્યાણ કર્યું; સ્વયં વિધવાપણું વહોર્યું અને અપયશ લીધો; પ્રજાને શોક અને સંતાપ આપ્યો; ॥૨॥

**મોહિ દીન્હ સુખુ સુજસુ સુરાજૂ। કીન્હ કૈકઈં સબ કર કાજૂ॥**
**એહિ તેં મોર કાહ અબ નીકા। તેહિ પર દેન કહહુ તુમ્હ ટીકા॥૩॥**

અને મને સુખ, સુંદર યશ અને ઉત્તમ રાજ્ય આપ્યું. કૈકેયીએ સર્વેનું કામ બનાવી દીધું. આનાથી સારું હવે મારા માટે શું હશે? આમ છતાંય, આપ લોકો મને રાજતિલક આપવાનું કહો છો! ॥૩॥

**કૈકઇ જઠર જનમિ જગ માહીં। યહ મોહિ કહઁ કછુ અનુચિત નાહીં॥**
**મોરિ બાત સબ બિધિહિં બનાઈ। પ્રજા પાઁચ કત કરહુ સહાઈ॥૪॥**

કૈકેયીના પેટે જગતમાં જન્મ લેનારા મારા માટે આ સર્વે કંઈ પણ અનુચિત નથી. મારી સઘળી વાત તો વિધાતાએ જ બનાવી દીધી છે. [વળી] તેમાં પ્રજા અને પંચ (આપ લોકો) કેમ સહાયતા કરી રહ્યા છો? ॥૪॥

**દો૦– ગ્રહ ગ્રહીત પુનિ બાત બસ તેહિ પુનિ બીછી માર।**
**તેહિ પિઆઇઅ બારુની કહહુ કાહ ઉપચાર॥૧૮૦॥**

જેને કુગ્રહ લાગ્યા હોય [અથવા જે પિશાચગ્રસ્ત હોય], વળી જે વાયુરોગથી પીડિત હોય અને એને જ પાછો વીંછી ચટકો ભરી દે, વધારામાં એને મદિરા પીવડાવવામાં આવે તો, કહો આ કોઈ ઇલાજ છે ? (લાઈલાજ છે). ॥૧૮૦॥

**ચૌ૦– કૈકઇ સુઅન જોગુ જગ જોઈ। ચતુર બિરંચિ દીન્હ મોહિ સોઈ॥**
**દસરથ તનય રામ લઘુ ભાઈ। દીન્હિ મોહિ બિધિ બાદિ બડ઼ાઈ॥૧॥**

કૈકેયીના પુત્રને માટે સંસારમાં જે કંઈ યોગ્ય હતું, ચતુર વિધાતાએ મને એ જ આપ્યું. પણ 'દશરથજીના પુત્ર' અને 'રામના નાના ભાઈ' થવાની મહત્તા મને વિધાતાએ વ્યર્થ જ આપી. ॥૧॥

**તુમ્હ સબ કહહુ કઢ઼ાવન ટીકા। રાય રજાયસુ સબ કહઁ નીકા॥**
**ઉતરુ દેઉઁ કેહિ બિધિ કેહિ કેહી। કહહુ સુખેન જથા રુચિ જેહી॥૨॥**

આપ સર્વે લોકો પણ મને તિલક કરાવવા માટે કહી રહ્યા છો! રાજાની આજ્ઞા સર્વેને માટે ઠીક (યોગ્ય) છે. હું કોને-કોને કયા કયા પ્રકારે ઉત્તર આપું? જેમની જેવી રુચિ હોય, ખુશીથી કહો. ॥૨॥

**મોહિ કુમાતુ સમેત બિહાઈ। કહહુ કહિહિ કે કીન્હ ભલાઈ॥**
**મો બિનુ કો સચરાચર માહીં। જેહિ સિય રામુ પ્રાનપ્રિય નાહીં॥૩॥**

મારી કુમાતા કૈકેયીસહિત, મારા સિવાય કહો, બીજો કોણ કહેશે કે આ કામ સારું કરવામાં આવ્યું? જડ-ચેતન જગતમાં મારા સિવાય બીજો કોણ છે જેને શ્રીસીતારામજી પ્રાણો સમાન પ્રિય ન હોય. ॥ ૩॥

**પરમ હાનિ સબ કહઁ બડ઼ લાહૂ। અદિનુ મોર નહિં દૂષન કાહૂ॥**
**સંસય સીલ પ્રેમ બસ અહહૂ। સબુઇ ઉચિત સબ જો કછુ કહહૂ॥ ૪॥**

જે પરમ હાનિ છે, તેમાં જ સર્વેને મોટો લાભ દેખાઈ રહ્યો છે. મારા દિવસો ખરાબ છે, કોઈનો દોષ નથી. આપ સર્વે જે કંઈ કહો છો, તે સર્વે ઉચિત જ છે. કેમકે આપ લોકો સંશય, શીલ અને પ્રેમને વશ છો. ॥ ૪॥

**દો૦ – રામ માતુ સુઠિ સરલચિત મો પર પ્રેમુ બિસેષિ।**
**કહઇ સુભાય સનેહ બસ મોરિ દીનતા દેખિ॥ ૧૮૧ ॥**

શ્રીરામચન્દ્રજીનાં માતા ઘણા જ સરળહૃદય છે અને મારા પર તેમનો વિશેષ પ્રેમ છે. માટે મારી દીનતા જોઈને તેઓ સ્વાભાવિક સ્નેહવશ જ આમ કહી રહ્યાં છે. ॥ ૧૮૧॥

**ચૌ૦ – ગુર બિબેક સાગર જગુ જાના। જિન્હહિ બિસ્વ કર બદર સમાના॥**
**મો કહઁ તિલક સાજ સજ સોઊ। ભએઁ બિધિ બિમુખ બિમુખ સબુ કોઊ॥ ૧॥**

ગુરુજી જ્ઞાનના સમુદ્ર છે, એ વાત આખુંય જગત જાણે છે, જેમને માટે વિશ્વ હથેળી પર રાખેલા બોર સમાન છે, તે પણ મારા માટે રાજતિલકનો સાજ સજી રહ્યા છે. સત્ય છે કે વિધાતાના વિપરીત થવાથી સર્વ કોઈ વિપરીત થઈ જાય છે. ॥ ૧॥

**પરિહરિ રામુ સીય જગ માહીં। કોઉ ન કહિહિ મોર મત નાહીં॥**
**સો મૈં સુનબ સહબ સુખુ માની। અંતહુઁ કીચ તહાઁ જહઁ પાની॥ ૨॥**

શ્રીરામચન્દ્રજી અને સીતાજીના સિવાય જગતમાં કોઈ એમ નહીં કહે કે આ અનર્થમાં મારી સંમતિ નથી. હું એને સુખપૂર્વક સાંભળીશ અને સહીશ. કેમકે જ્યાં પાણી હોય છે, ત્યાં અંતે કાદવ થાય જ છે. ॥ ૨॥

**ડરુ ન મોહિ જગ કહિહિ કિ પોચૂ। પરલોકહુ કર નાહિન સોચૂ॥**
**એકઇ ઉર બસ દુસહ દવારી। મોહિ લગિ ભે સિય રામુ દુખારી॥ ૩॥**

મને એનો ડર નથી કે જગત મને ખરાબ કહેશે અને મને પરલોકનો પણ શોક નથી. મારા હૃદયમાં તો બસ, એક જ દુઃસહ્ય દાવાનળ ભભકી રહ્યો છે કે મારે કારણે શ્રીસીતારામજી દુઃખી થયાં. ॥ ૩॥

**જીવન લાહુ લખન ભલ પાવા। સબુ તજિ રામ ચરન મનુ લાવા॥**
**મોર જનમ રઘુબર બન લાગી। ઝૂઠ કાહ પછિતાઉઁ અભાગી॥ ૪॥**

જીવનનો લાભ તો લક્ષ્મણ સારી રીતે પામ્યા, જેમણે સર્વ કંઈ ત્યજીને શ્રીરામજીનાં ચરણોમાં મન જોડ્યું. મારો જન્મ તો શ્રીરામજીના વનવાસ માટે જ થયો છે. હું અભાગિયો ખોટેખોટો શું કામ પસ્તાઉં છું? ॥૪॥

**દો૦ – આપનિ દારુન દીનતા કહઉઁ સબહિ સિરુ નાઇ।**
**દેખેં બિનુ રઘુનાથ પદ જિય કૈ જરનિ ન જાઇ॥૧૮૨॥**

બધાને શીશ નમાવીને હું મારી દારુણ દીનતા કહું છું. શ્રીરઘુનાથજીના ચરણોનાં દર્શન કર્યાં વિના મારા અંતરની બળતરા મટશે નહીં. ॥૧૮૨॥

**ચૌ૦ – આન ઉપાઉ મોહિ નહિં સૂઝા। કો જિય કૈ રઘુબર બિનુ બૂઝા॥**
**એકહિં આઁક ઇહઇ મન માહીં। પ્રાતકાલ ચલિહઉઁ પ્રભુ પાહીં॥૧॥**

મને બીજો કોઈ ઉપાય નથી સૂઝતો. શ્રીરામજીના વિના મારા હૃદયની વાત કોણ જાણી શકે છે? મનમાં એક જ આંક [દૃઢ નિશ્ચય] છે કે પ્રાતઃકાળે પ્રભુ શ્રીરામજી પાસે ચાલી નીકળીશ. ॥૧॥

**જદ્યપિ મૈં અનભલ અપરાધી। ભૈ મોહિ કારન સકલ ઉપાધી॥**
**તદપિ સરન સનમુખ મોહિ દેખી। છમિ સબ કરિહહિં કૃપા બિસેષી॥૨॥**

જોકે હું ખરાબ છું અને અપરાધી છું અને મારા જ કારણે આ સઘળો ઉપદ્રવ થયો છે, તો પણ શ્રીરામજી મને શરણમાં સન્મુખ આવેલો જોઈને સઘળા અપરાધ ક્ષમા કરીને મારા પર વિશેષ કૃપા કરશે. ॥૨॥

**સીલ સકુચ સુઠિ સરલ સુભાઊ। કૃપા સનેહ સદન રઘુરાઊ॥**
**અરિહુક અનભલ કીન્હ ન રામા। મૈં સિસુ સેવક જદ્યપિ બામા॥૩॥**

શ્રીરઘુનાથજી શીલ, સંકોચ, અત્યંત સરળ સ્વભાવ, કૃપા અને સ્નેહના ધામ છે. શ્રીરામજીએ કદીય શત્રુનું પણ અનિષ્ટ નથી કર્યું. હું ભલેને વાંકો છું. પણ છું તો એમનો બાળક અને સેવક જ. ॥૩॥

**તુમ્હ પૈ પાઁચ મોર ભલ માની। આયસુ આસિષ દેહુ સુબાની॥**
**જેહિં સુનિ બિનય મોહિ જનુ જાની। આવહિં બહુરિ રામુ રજધાની॥૪॥**

આપ પંચ (બધા) લોકો પણ આમાં જ મારું કલ્યાણ માનીને સુંદર વાણીથી આજ્ઞા અને આશીર્વાદ આપો, જેથી મારી વિનંતી સાંભળીને અને મને પોતાનો દાસ જાણીને શ્રીરામચન્દ્રજી રાજધાનીમાં પાછા ફરે. ॥૪॥

**દો૦ – જદ્યપિ જનમુ કુમાતુ તેં મૈં સઠુ સદા સદોસ।**
**આપન જાનિ ન ત્યાગિહહિં મોહિ રઘુબીર ભરોસ॥૧૮૩॥**

જોકે મારો જન્મ કુમાતાથી થયો છે અને હું દુષ્ટ તથા સદા દોષયુક્ત પણ છું, તો પણ મને શ્રીરામજીનો ભરોસો છે કે તેઓ મને પોતાનો જાણીને ત્યાગશે નહિ. ॥૧૮૩॥

ચૌ૦ – ભરત બચન સબ કહઁ પ્રિય લાગે। **રામ સનેહ સુધાઁ જનુ પાગે॥**
લોગ બિયોગ બિષમ બિષ દાગે। **મંત્ર સબીજ સુનત જનુ જાગે॥૧॥**

ભરતજીનાં વચન સર્વેને પ્રિય લાગ્યાં. જાણે તે શ્રીરામજીનાં પ્રેમરૂપી અમૃતમાં ઝબોળેલાં હતાં. શ્રીરામવિયોગરૂપી ભીષણ વિષથી સર્વે લોકો બળેલા હતા, તે જાણે બીજસહિત મન્ત્રને સાંભળતાં જ જાગી ગયા. ॥૧॥

**માતુ સચિવ ગુર પુર નર નારી। સકલ સનેહઁ બિકલ ભએ ભારી॥**
**ભરતહિ કહહિં સરાહિ સરાહી। રામ પ્રેમ મૂરતિ તનુ આહી॥૨॥**

માતા, મન્ત્રી, ગુરુ, નગરનાં સ્ત્રી-પુરુષ બધાંય સ્નેહને લીધે ઘણા જ વ્યાકુળ થઈ ગયાં. સર્વે ભરતજીને વખાણી-વખાણીને કહે છે કે આપનો દેહ શ્રીરામપ્રેમની સાક્ષાત્ મૂર્તિ જ છે. ॥૨॥

**તાત ભરત અસ કાહે ન કહહૂ। પ્રાન સમાન રામ પ્રિય અહહૂ॥**
**જો પાવઁરુ અપની જડ઼તાઈ। તુમ્હહિ સુગાઇ માતુ કુટિલાઈ॥૩॥**

હે તાત ભરત! આપ આવું કેમ ન કહો! શ્રીરામજીને આપ પ્રાણોસમાન પ્રિય છો, જે નીચ પોતાની મૂર્ખતાથી આપનાં માતા કૈકેયીની કુટિલતાને લીધે આપના પર સંશય કરશે, ॥૩॥

**સો સઠુ કોટિક પુરુષ સમેતા। બસિહિ કલપ સત નરક નિકેતા॥**
**અહિ અઘ અવગુન નહિં મનિ ગહઈ। હરઈ ગરલ દુખ દારિદ દહઈ॥૪॥**

તે દુષ્ટ કરોડો પૂર્વજોસહિત સો કલ્પો સુધી નરકમાં નિવાસ કરશે. સર્પનાં પાપ અને અવગુણને મણિ નથી ગ્રહણ કરતો બલકે તે વિષને હરી લે છે અને દુઃખ તથા દરિદ્રતાને ભસ્મ કરી દે છે. ॥૪॥

**દો૦ – અવસિ ચલિઅ બન રામુ જહઁ ભરત મંત્રુ ભલ કીન્હ।**
**સોક સિંધુ બૂડ઼ત સબહિ તુમ્હ અવલંબનુ દીન્હ॥૧૮૪॥**

હે ભરતજી! વનમાં અવશ્ય ચાલો, જ્યાં શ્રીરામજી છે; આપે ઘણી ઉત્તમ સલાહ વિચારી. શોકસમુદ્રમાં ડૂબતાં બધા લોકોને આપે [મોટો] આધાર આપી દીધો. ॥૧૮૪॥

**ચૌ૦ – ભા સબ કેં મન મોદુ ન થોરા। જનુ ઘન ધુનિ સુનિ ચાતક મોરા॥**
**ચલત પ્રાત લખિ નિરનઉ નીકે। ભરતુ પ્રાનપ્રિય ભે સબહી કે॥૧॥**

સર્વેના મનમાં ઓછો આનંદ ન થયો (અર્થાત્ ઘણો જ આનંદ થયો)! જાણે મેઘોની ગર્જના સાંભળીને ચાતક અને મોર આનંદિત થઈ રહ્યાં હોય. [બીજા દિવસે] પ્રાતઃકાળે ચાલવાનો સુંદર નિર્ણય જોઈને ભરતજી સર્વેને પ્રાણપ્રિય થઈ ગયા. ॥૧॥

**મુનિહિ બંદિ ભરતહિ સિરુ નાઈ। ચલે સકલ ઘર બિદા કરાઈ॥**
**ધન્ય ભરત જીવનુ જગ માહીં। સીલુ સનેહુ સરાહત જાહીં॥૨॥**

મુનિ વસિષ્ઠજીની વંદના કરીને અને ભરતજીને શીશ નમાવીને, બધા લોકો વિદાય લઈને પોતપોતાને ઘેર ગયા. જગતમાં ભરતજીનું જીવન ધન્ય છે, આમ કહેતાં તેઓ તેમનાં શીલ અને સ્નેહની પ્રશંસા કરતાં કરતાં જાય છે. ॥ ૨॥

**કહહિં પરસપર ભા બડ઼ કાજૂ। સકલ ચલૈ કર સાજહિં સાજૂ॥**
**જેહિ રાખહિં રહુ ઘર રખવારી। સો જાનઈ જનુ ગરદનિ મારી॥ ૩॥**

પરસ્પર કહે છે, કામ મોટું થયું. બધા જવાની તૈયારી કરવા લાગ્યા. જેને પણ 'ઘર સાચવવા માટે રહો' એમ કહીને રોકે છે, તે સમજે છે જાણે મારી ગર્દન વધેરાઈ ગઈ. ॥ ૩॥

**કોઉ કહ રહન કહિઅ નહિં કાહૂ। કો ન ચહઈ જગ જીવન લાહૂ॥ ૪॥**

કોઈ કોઈ કહે છે – રહેવા (રોકાવા) માટે કોઈને પણ ન કહો, જગતમાં જીવનનો લાભ કોણ નથી ઈચ્છતા? ॥ ૪॥

**દો૦– જરઉ સો સંપતિ સદન સુખુ સુહૃદ માતુ પિતુ ભાઈ।**
**સનમુખ હોત જો રામ પદ કરૈ ન સહસ સહાઈ॥ ૧૮૫॥**

તે સંપત્તિ, ઘર, સુખ, મિત્ર, માતા, પિતા, ભાઈ – સર્વે બળી જાઓ, જે શ્રીરામજીના ચરણો સન્મુખ થવામાં હજારો પ્રકારે પ્રસન્નતાપૂર્વક મદદરૂપ ન બને. ॥ ૧૮૫॥

**ચૌ૦– ઘર ઘર સાજહિં બાહન નાના। હરષુ હૃદયઁ પરભાત પયાના॥**
**ભરત જાઈ ઘર કીન્હ બિચારૂ। નગરુ બાજિ ગજ ભવન ભઁડારૂ॥ ૧॥**

ઘેર ઘેર લોકો અનેક પ્રકારનાં વાહન સજાવી રહ્યાં છે. હૃદયમાં [ઘણો] હર્ષ છે કે સવારે જવું છે. ભરતજીએ ઘેર જઈને વિચાર કર્યો કે નગર, ઘોડા, હાથી, મહેલ, ખજાના વગેરે – ॥ ૧॥

**સંપતિ સબ રઘુપતિ કૈ આહી। જૌં બિનુ જતન ચલૌં તજિ તાહી॥**
**તૌ પરિનામ ન મોરિ ભલાઈ। પાપ સિરોમનિ સાઈઁ દોહાઈ॥ ૨॥**

બધી સંપત્તિ શ્રીરઘુનાથજીની છે. જો એના [રક્ષણની] વ્યવસ્થા કર્યા વિના એને એમ ને એમ છોડી ચાલ્યો જાઉં તો પરિણામે મારી ભલાઈ નથી. કેમકે સ્વામીનો દ્રોહ સર્વ પાપોમાં શિરોમણિ (અધિક) છે. ॥ ૨॥

**કરઈ સ્વામિ હિત સેવકુ સોઈ। દૂષન કોટિ દેઈ કિન કોઈ॥**
**અસ બિચારિ સુચિ સેવક બોલે। જે સપનેહુઁ નિજ ધરમ ન ડોલે॥ ૩॥**

સેવક એ જ છે જે સ્વામીનું હિત કરે, ભલે કોઈ કરોડો દોષ કેમ ન આપે. ભરતજીએ આવું વિચારીને એવા વિશ્વાસપાત્ર સેવકોને બોલાવ્યા જે ક્યારેય સ્વપ્નમાં પણ પોતાના ધર્મમાંથી ડગ્યા ન હતા. ॥ ૩॥

**કહિ સબુ મરમુ ધરમુ ભલ ભાષા। જો જેહિ લાયક સો તેહિં રાખા॥**
**કરિ સબુ જતનુ રાખિ રખવારે। રામ માતુ પહિં ભરતુ સિધારે॥ ૪॥**

ભરતજીએ તેમને સર્વે રહસ્ય સમજાવીને પછી ઉત્તમ ધર્મ બતાવ્યો અને જે જેને યોગ્ય હતો, તેને તે જ કાર્ય માટે નિયુક્ત કરી દીધો. સર્વે વ્યવસ્થા કરીને, રક્ષકોને રાખીને ભરતજી રામમાતા કૌશલ્યા પાસે ગયા. ॥ ૪॥

**દો૦ – આરત જનનીં જાનિ સબ ભરત સનેહ સુજાન।**
**કહેઉ બનાવન પાલકીં સજન સુખાસન જાન॥ ૧૮૬॥**

સ્નેહના સુજ્ઞ (પ્રેમના તત્ત્વને જાણનાર) ભરતજીએ સર્વે માતાઓને આર્ત (દુઃખી) જાણીને તેમના માટે પાલખીઓ તૈયાર કરવા તથા સુખાસન યાન (આરામદાયક બેઠકવાળાં વાહન) તૈયાર કરવા માટે કહ્યું. ॥ ૧૮૬॥

**ચૌ૦ – ચક્ક ચક્કિ જિમિ પુર નર નારી। ચહત પ્રાત ઉર આરત ભારી॥**
**જાગત સબ નિસિ ભયઉ બિહાના। ભરત બોલાએ સચિવ સુજાના॥ ૧॥**

નગરનાં નર-નારી ચકવા-ચકવીની જેમ હૃદયમાં અત્યંત દીન થઈને પ્રાતઃકાળ થવાનું ઇચ્છે છે. આખીય રાત જાગતાં જાગતાં સવાર થઈ ગયું. પછી ભરતજીએ ચતુર મન્ત્રીઓને તેડાવ્યા, ॥ ૧॥

**કહેઉ લેહુ સબુ તિલક સમાજૂ। બનહિં દેબ મુનિ રામહિ રાજૂ॥**
**બેગિ ચલહુ સુનિ સચિવ જોહારે। તુરત તુરગ રથ નાગ સઁવારે॥ ૨॥**

અને કહ્યું – તિલકનો સઘળો સામાન લઈ ચાલો. વનમાં જ મુનિ વસિષ્ઠજી શ્રીરામચન્દ્રજીને રાજ્ય આપશે, જલદી ચાલો. આ સાંભળીને મન્ત્રીઓએ વંદના કરી અને તુરત જ ઘોડા, રથ અને હાથી સજાવી દીધા. ॥ ૨॥

**અરુંધતી અરુ અગિનિ સમાઊ। રથ ચઢ़િ ચલે પ્રથમ મુનિરાઊ॥**
**બિપ્ર બૃંદ ચઢ़િ બાહન નાના। ચલે સકલ તપ તેજ નિધાના॥ ૩॥**

સૌથી પહેલાં મુનિરાજ વસિષ્ઠજી અરુંધતી અને અગ્નિહોત્રની સર્વે સામગ્રીસહિત રથ પર સવાર થઈને ચાલ્યા. પછી બ્રાહ્મણોના સમૂહ, જે સર્વેસર્વ તપસ્યા અને તેજના ભંડાર હતા, અનેક વાહનો પર ચઢીને ચાલ્યા. ॥ ૩॥

**નગર લોગ સબ સજિ સજિ જાના। ચિત્રકૂટ કહઁ કીન્હ પયાના॥**
**સિબિકા સુભગ ન જાહિં બખાની। ચઢ़િ ચઢ़િ ચલત ભઈં સબ રાની॥ ૪॥**

નગરના સર્વે લોકો રથોને સજાવી-સજાવીને ચિત્રકૂટે ચાલી નીકળ્યા. જેમનું વર્ણન નથી થઈ શકતું એવી સુંદર પાલખીઓ પર ચઢી-ચઢીને સર્વે રાણીઓ ચાલી. ॥ ૪॥

**દો૦ – સૌંપિ નગર સુચિ સેવકનિ સાદર સકલ ચલાઇ।**
**સુમિરિ રામ સિય ચરન તબ ચલે ભરત દોઉ ભાઇ॥ ૧૮૭॥**

વિશ્વાસપાત્ર સેવકોને નગર સોંપીને અને સર્વેને આદરપૂર્વક રવાના કરીને પછી શ્રીસીતારામજીના ચરણોનું સ્મરણ કરીને ભરત-શત્રુઘ્ન બંને ભાઈ ચાલ્યા. ॥ ૧૮૭॥

**ચૌ૦ – રામ દરસ બસ સબ નર નારી। જનુ કરિ કરિનિ ચલે તકિ બારી॥**
**બન સિય રામુ સમુઝિ મન માહીં। સાનુજ ભરત પયાદેહિં જાહીં॥૧॥**

શ્રીરામચન્દ્રજીનાં દર્શનને વશમાં થયેલ (દર્શનની અનન્ય લાલસાથી) સર્વે નરનારી એવા ચાલ્યાં જાણે તરસ્યાં હાથી-હાથિણી જળને જોઈને [ઘણી ઝડપથી બહાવરા જેવા બની] જઈ રહ્યાં હોય. શ્રીસીતારામજી [સર્વે સુખોને છોડીને] વનમાં છે, મનમાં આવો વિચાર કરીને નાના ભાઈ શત્રુઘ્નસહિત ભરતજી પગપાળા જ ચાલ્યા જઈ રહ્યા છે. ॥૧॥

**દેખિ સનેહુ લોગ અનુરાગે। ઉતરિ ચલે હય ગય રથ ત્યાગે॥**
**જાઈ સમીપ રાખિ નિજ ડોલી। રામ માતુ મૃદુ બાની બોલી॥૨॥**

તેમનો સ્નેહ જોઈને લોકો પ્રેમમાં મગ્ન થઈ ગયા અને બધાય ઘોડા, હાથી, રથોને છોડીને તેમના પરથી ઊતરીને પગપાળા ચાલવા લાગ્યા. પછી શ્રીરામચન્દ્રજીનાં માતા કૌશલ્યાજી ભરતજી પાસે પહોંચી, પોતાની પાલખી ઊભી રખાવી કોમળ વાણીમાં બોલ્યાં – ॥૨॥

**તાત ચઢ़હુ રથ બલિ મહતારી। હોઈહિ પ્રિય પરિવારુ દુખારી॥**
**તુમ્હરેં ચલત ચલિહિ સબુ લોગૂ। સકલ સોક કૃસ નહિં મગ જોગૂ॥૩॥**

બેટા! માતા ઓવારણાં લે છે, તમે રથ પર ચઢી જાવ. નહિ તો આખોય પ્રિય પરિવાર દુઃખી થઈ જશે. તમારા પગપાળા ચાલવાથી સર્વે લોકો પગપાળા ચાલશે. શોકને લીધે સર્વે દૂબળા તો થઈ જ રહ્યા છે, પગપાળા રસ્તાને (પગે ચાલવાને) યોગ્ય નથી. ॥૩॥

**સિર ધરિ બચન ચરન સિરુ નાઈ। રથ ચઢ़િ ચલત ભએ દોઉ ભાઈ॥**
**તમસા પ્રથમ દિવસ કરિ બાસૂ। દૂસર ગોમતિ તીર નિવાસૂ॥૪॥**

માતાની આજ્ઞાને માથે ચઢાવીને, એમના ચરણોમાં શીશ નમાવી બંને ભાઈ રથ પર ચઢી ચાલવા લાગ્યા. પ્રથમ દિવસે તમસા પર વાસ (મુકામ) કરીને બીજો મુકામ ગોમતીના તટે કર્યો. ॥૪॥

**દો૦ – પય અહાર ફલ અસન એક નિસિ ભોજન એક લોગ।**
**કરત રામ હિત નેમ બ્રત પરિહરિ ભૂષન ભોગ॥૧૮૮॥**

કોઈક દૂધ જ પીતા, કોઈ ફળાહાર કરતા અને કેટલાક લોકો રાત્રે એક જ વાર ભોજન કરે છે. ભૂષણ અને ભોગ-વિલાસ છોડીને સર્વે લોકો શ્રીરામચન્દ્રજીને માટે નિયમ અને વ્રત કરે છે. ॥૧૮૮॥

**ચૌ૦ – સઈ તીર બસિ ચલે બિહાને। સૃંગબેરપુર સબ નિઅરાને॥**
**સમાચાર સબ સુને નિષાદા। હૃદયઁ બિચાર કરઈ સબિષાદા॥૧॥**

રાત્રિ આખી સઈ નદીના તીરે નિવાસ કરીને પ્રાતઃકાળે ત્યાંથી ચાલી નીકળ્યા અને બધા શૃંગવેરપુરના સમીપે જઈ પહોંચ્યા. નિષાદરાજે સર્વે સમાચાર સાંભળ્યા, તો તેઓ દુઃખી થઈ હૃદયમાં વિચાર કરવા લાગ્યા – ॥૧॥ (સઈ નદી શૃંગવેરપુરની પહેલા અને પ્રતાપગઢ પાસે છે).

**કારન કવન ભરતુ બન જાહીં। હૈ કછુ કપટ ભાઉ મન માહીં॥**
**જૌં પૈ જિયઁ ન હોતિ કુટિલાઈ। તૌ કત લીન્હ સંગ કટકાઈ॥૨॥**

શું કારણ છે કે જેથી ભરત વનમાં જઈ રહ્યા છે, મનમાં કંઈક કપટભાવ અવશ્ય છે. જો મનમાં કુટિલતા ન હોત તો સાથે સેના કેમ લઈ ચાલ્યા છે? ॥૨॥

**જાનહિં સાનુજ રામહિ મારી। કરઉઁ અકંટક રાજુ સુખારી॥**
**ભરત ન રાજનીતિ ઉર આની। તબ કલંકુ અબ જીવન હાની॥૩॥**

સમજે છે કે નાના ભાઈ લક્ષ્મણસહિત શ્રીરામને મારીને સુખેથી નિષ્કંટક રાજ્ય કરીશ. ભરતે હૃદયમાં રાજનીતિને સ્થાન ન આપ્યું (રાજનીતિનો વિચાર ન કર્યો). ત્યારે (પહેલા) તો કલંક જ લાગ્યું હતું, હવે તો જીવનથીય હાથ ધોવા પડશે. ॥૩॥

**સકલ સુરાસુર જુરહિં જુઝારા। રામહિ સમર ન જીતનિહારા॥**
**કા આચરજુ ભરતુ અસ કરહીં। નહિં બિષ બેલિ અમિઅ ફલ ફરહીં॥૪॥**

સમસ્ત દેવો અને દૈત્ય વીર ભેગા થઈને આવે તો પણ શ્રીરામજીને રણમાં જીતનારો કોઈ નથી. ભરતજી જો આવું કરી રહ્યા છે, એમાં આશ્ચર્ય જ શું છે? વિષની વેલમાં અમૃતફળ કદીય નથી ફળતાં. ॥૪॥

**દો૦ – અસ બિચારિ ગુહઁ ગ્યાતિ સન કહેઉ સજગ સબ હોહુ।**
**હથવાઁસહુ બોરહુ તરનિ કીજિઅ ઘાટારોહુ॥૧૮૯॥**

આવું વિચારીને ગુહે (નિષાદરાજે) પોતાના જ્ઞાતિજનોને કહ્યું કે બધા લોકો સાવધાન થઈ જાઓ. નાવોને હાથે (કબ્જામાં) કરી લો અને પછી નાવ, ડાંડ અને પતવાર - સર્વેને ડૂબાડી દો તથા સર્વે ઘાટોને અવરોધી દો. ॥૧૮૯॥

**ચૌ૦ – હોહુ સઁજોઇલ રોકહુ ઘાટા। ઠાટહુ સકલ મરૈ કે ઠાટા॥**
**સનમુખ લોહ ભરત સન લેઊઁ। જિઅત ન સુરસરિ ઉતરન દેઊઁ॥૧॥**

સુસજ્જિત થઈને ઘાટોને રોકી લો અને સર્વે જણ મરવાના સાજ સજાવી લો (અર્થાત્ ભરત સાથે યુદ્ધમાં લડીને મરવા માટે તૈયાર થઈ જાઓ. હું ભરતની સામે (મેદાનમાં) જંગે ચઢીશ. અને જીવતાજીવે તો તેમને ગંગા પાર ઊતરવા નહિ જ દઉં. ॥૧॥

**સમર મરનુ પુનિ સુરસરિ તીરા। રામ કાજુ છનભંગુ સરીરા॥**
**ભરત ભાઇ નૃપુ મૈં જન નીચૂ। બડ़ે ભાગ અસિ પાઇઅ મીચૂ॥૨॥**

યુદ્ધમાં મરણ, વળી ગંગાજીનો તટ, શ્રીરામજીનું કાર્ય અને ક્ષણભંગુર શરીર (જે ચાહે ત્યારે નાશ થઈ જાય); ભરત શ્રીરામજીના ભાઈ અને રાજા (તેમના હાથે મરવું) અને હું નીચ સેવક – ધનભાગ્યે આવું મૃત્યુ મળે છે. ॥૨॥

**સ્વામિ કાજ કરિહઉઁ રન રારી। જસ ધવલિહઉઁ ભુવન દસ ચારી॥**
**તજઉઁ પ્રાન રઘુનાથ નિહોરેં। દુહૂઁ હાથ મુદ મોદક મોરેં॥૩॥**

હું સ્વામીના કાર્ય માટે રણમાં યુદ્ધ કરીશ અને ચૌદ લોકોને પોતાના યશથી ઉજ્જવળ કરી દઈશ. શ્રીરઘુનાથજીના નિમિત્તે પ્રાણ ત્યાગી દઈશ. મારા તો બન્નેય હાથમાં આનંદના લાડુ છે. (અર્થાત્ જીતી ગયો તો રામસેવકનો યશ પ્રાપ્ત કરીશ અને માર્યો ગયો તો શ્રીરામજીની નિત્ય સેવા પ્રાપ્ત કરીશ.) ॥૩॥

**સાધુ સમાજ ન જાકર લેખા। રામ ભગત મહુઁ જાસુ ન રેખા॥**
**જાયઁ જિઅત જગ સો મહિ ભારૂ। જનની જૌબન બિટપ કુઠારૂ॥૪॥**

સાધુઓના સમાજમાં જેની ગણતરી નથી અને શ્રીરામજીના ભક્તોમાં જેનું સ્થાન નથી, તે જગતમાં પૃથ્વીનો ભાર થઈને વ્યર્થ જ જીવે છે. તે માતાના યૌવનરૂપ વૃક્ષને કાપવા માટે કુહાડોમાત્ર છે. ॥૪॥

**દો૦ – બિગત બિષાદ નિષાદપતિ સબહિ બઢ़ાઇ ઉછાહુ।**
**સુમિરિ રામ માગેઉ તુરત તરકસ ધનુષ સનાહુ॥૧૯૦॥**

[આ રીતે શ્રીરામજીને માટે પ્રાણસમર્પણનો નિશ્ચય કરીને] નિષાદરાજ વિષાદથી રહિત થઈ ગયા અને સર્વેનો ઉત્સાહ વધારી તથા શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરીને તુરત જ ભાથો, ધનુષ અને કવચ માગ્યું. ॥૧૯૦॥

**ચૌ૦ – બેગહુ ભાઇહુ સજહુ સઁજોઊ। સુનિ રજાઇ કદરાઇ ન કોઊ॥**
**ભલેહિં નાથ સબ કહહિં સહરષા। એકહિં એક બઢ़ાવઇ કરષા॥૧॥**

[તેણે કહ્યું –] હે ભાઈઓ! જલદી કરો અને બધી રીતે સજ્જ થઈ જાઓ. મારી આજ્ઞા સાંભળીને મનમાં કોઈ કાયરતા ન લાવે. બધા હર્ષ સાથે બોલી ઊઠ્યા – હે નાથ! ઘણું સારું; અને પરસ્પર એકબીજાનો ઉત્સાહ વધારવા લાગ્યા. ॥૧॥

**ચલે નિષાદ જોહારિ જોહારી। સૂર સકલ રન રૂચઇ રારી॥**
**સુમિરિ રામ પદ પંકજ પનહીં। ભાથીં બાઁધિ ચઢ़ાઇન્હિ ધનહીં॥૨॥**

નિષાદરાજને જુહાર કરી-કરીને સર્વ નિષાદો ચાલ્યા. બધા ઘણા શૂરવીર છે અને સંગ્રામમાં લડવું એમને ઘણું ગમે છે. શ્રીરામચન્દ્રજીના ચરણકમળોની પાદુકાઓનું સ્મરણ કરીને તેમણે ભાથીઓ બાંધીને ધનુષ્યો ઉપર પ્રત્યંચા ચઢાવી. ॥૨॥

**અઁગરી પહિરિ કૂઁડ़િ સિર ધરહીં। ફરસા બાઁસ સેલ સમ કરહીં॥**
**એક કુસલ અતિ ઓડ़ન ખાઁડ़ે। કૂદહિં ગગન મનહુઁ છિતિ છાઁડ़ે॥૩॥**

કવચ પહેરી સિર પર લોખંડનો ટોપ મૂકે છે અને ફરસા, ભાલા તથા બરછાઓને સરખા કરી (સુધારી-સજાવી) રહ્યા છે. કોઈ ઢાલ-તલવારના દાવપેચમાં અત્યંત કુશળ છે. તે એવા ઉમંગે ભરાયેલા છે કે જાણે ધરતી છોડીને આકાશમાં ઉછળી રહ્યા હોય. ॥૩॥

**નિજ નિજ સાજુ સમાજુ બનાઈ। ગુહ રાઉતહિ જોહારે જાઈ॥**
**દેખિ સુભટ સબ લાયક જાને। લૈ લૈ નામ સકલ સનમાને॥૪॥**

બધા જ નિષાદોએ પોતપોતાના સાજ-સમાજ (યુદ્ધ સામગ્રી અને દળ) બનાવીને જઈને નિષાદરાજ ગુહને જુહાર કર્યાં. નિષાદરાજે સુંદર યોદ્ધાઓને જોઈને, સર્વેને સુયોગ્ય જાણ્યા અને નામ લઈ-લઈને સર્વેનું સન્માન કર્યું. ॥૪॥

**દો૦– ભાઇહુ લાવહુ ધોખ જનિ આજુ કાજ બડ઼ મોહિ।**
**સુનિ સરોષ બોલે સુભટ બીર અધીર ન હોહિ॥૧૯૧॥**

[તેણે કહ્યું –] હે ભાઈઓ! ભ્રમમાં ન રહેજો (અર્થાત્ મૃત્યુથી ન ગભરાશો), આજે મારું ઘણું ભારે કાર્ય છે. આ સાંભળી સર્વે યોદ્ધા ઘણા જોશથી સાથે બોલી ઊઠ્યા – હે વીર! અધીર ન થાઓ. ॥૧૯૧॥

**ચૌ૦– રામ પ્રતાપ નાથ બલ તોરે। કરહિં કટકુ બિનુ ભટ બિનુ ઘોરે॥**
**જીવત પાઉ ન પાછેં ધરહીં। રુંડ મુંડમય મેદિનિ કરહીં॥૧॥**

હે નાથ! શ્રીરામચન્દ્રજીના પ્રતાપથી અને આપના બળથી અમે લોકો ભરતની સેનાને વીર વિનાની અને ઘોડા વિનાની કરી દઈશું. (એક એક વીર અને એક એક ઘોડાને મારી નાખીશું). જીવતા જીવે પાછા પગલાં નહીં માંડીએ. પૃથ્વીને રુંડ-મુંડમય કરી નાખીશું (મસ્તકો અને ધડથી ભરી દઈશું). ॥૧॥

**દીખ નિષાદનાથ ભલ ટોલૂ। કહેઉ બજાઉ જુઝાઊ ઢોલૂ॥**
**એતના કહત છીંક ભઇ બાઁએ। કહેઉ સગુનિઅન્હ ખેત સુહાએ॥૨॥**

નિષાદરાજે વીરોનું ઉત્તમ દળ જોઈને કહ્યું – જુઝાઉ (યુદ્ધનું) ઢોલ વગાડો. આમ કહેતાં જ ડાબી બાજુ છીંક થઈ. શુકન વિચારનારાઓએ કહ્યું કે શુકન સારાં છે (જીત થશે). ॥૨॥

**બૂઢ઼ુ એકુ કહ સગુન બિચારી। ભરતહિ મિલિઅ ન હોઇહિ રારી॥**
**રામહિ ભરતુ મનાવન જાહીં। સગુન કહઇ અસ બિગ્રહુ નાહીં॥૩॥**

એક વૃદ્ધે શુકન વિચારીને કહ્યું – ભરતને મળી લો, તેમની સાથે યુદ્ધ નહીં થાય. ભરત શ્રીરામજીને મનાવવા જઈ રહ્યા છે. શુકન એવું કહી રહ્યા છે કે વિરોધ નથી. ॥૩॥

**સુનિ ગુહ કહઇ નીક કહ બૂઢ઼ા। સહસા કરિ પછિતાહિં બિમૂઢ઼ા॥**
**ભરત સુભાઉ સીલુ બિનુ બૂઝેં। બડ઼િ હિત હાનિ જાનિ બિનુ જૂઝેં॥૪॥**

આ સાંભળીને નિષાદરાજ ગુહે કહ્યું – વડીલ યોગ્ય જ કહી રહ્યા છે. જલદીમાં (વગર વિચાર્યે) કોઈ કાર્ય કરીને મૂર્ખ લોકો પસ્તાય છે. ભરતજીનાં શીલ-સ્વભાવને સમજ્યા અને જાણ્યા વગર યુદ્ધ કરવામાં આપણી મોટી હાનિ થશે એમ લાગે છે. ॥૪॥

દો૦ – ગહહુ ઘાટ ભટ સમિટિ સબ લેઉઁ મરમ મિલિ જાઇ ।
બૂઝિ મિત્ર અરિ મધ્ય ગતિ તસ તબ કરિહઉઁ આઇ ॥ ૧૯૨॥

એટલે હે વીરો! તમે લોકો એકઠા થઈને સર્વે ઘાટોને રૂંધી દો, હું જઈને ભરતજીને મળીને તેમનો ભેદ જાણી લાવું છું. તેમનો ભાવ મિત્રનો છે કે શત્રુનો કે ઉદાસીનનો - આ જાણીને પછી આવીને તે જ પ્રમાણેનો પ્રબંધ કરીશ. ॥ ૧૯૨॥

ચૌ૦ – લખબ સનેહુ સુભાયઁ સુહાએઁ । બૈરુ પ્રીતિ નહિં દુરઈં દુરાએઁ ॥
અસ કહિ ભેંટ સઁજોવન લાગે । કંદ મૂલ ફલ ખગ મૃગ માગે ॥ ૧॥

તેમના સુંદર સ્વભાવથી હું એમના સ્નેહને ઓળખી લઈશ. વેર અને પ્રેમ છુપાવવાથી છુપાતાં નથી. એમ કહીને તે ભેટ આપવા માટેનો સામાન સજાવવા લાગ્યો. તેણે કંદ, મૂળ, ફળ, પક્ષી અને હરણ મંગાવ્યાં. ॥ ૧॥

મીન પીન પાઠીન પુરાને । ભરિ ભરિ ભાર કહારન્હ આને ॥
મિલન સાજુ સજિ મિલન સિધાએ । મંગલ મૂલ સગુન સુભ પાએ ॥ ૨॥

કહાર (ભોઈ) લોકો સૂકવેલી, જાડી (પુષ્ટ) પહિના (પઠીના) નામની માછલીઓના ટોપલા ભરી-ભરીને લાવ્યા. ભેટનો સામાન સજાવી મળવા માટે ચાલ્યા તો મંગળદાયી શુભ શુકન થયાં. ॥ ૨॥

દેખિ દૂરિ તેં કહિ નિજ નામૂ । કીન્હ મુનીસહિ દંડ પ્રનામૂ ॥
જાનિ રામપ્રિય દીન્હિ અસીસા । ભરતહિ કહેઉ બુઝાઇ મુનીસા ॥ ૩॥

નિષાદરાજે મુનિરાજ વસિષ્ઠજીને જોઈને પોતાનું નામ બતાવીને દૂરથી જ દંડવત્ પ્રણામ કર્યાં. મુનીશ્વર વસિષ્ઠજીએ તેમને રામના પ્રિય જાણીને આશીર્વાદ આપ્યા અને ભરતજીને સમજાવીને કહ્યું – [કે આ શ્રીરામજીના મિત્ર છે]. ॥ ૩॥

રામ સખા સુનિ સંદનુ ત્યાગા । ચલે ઉતરિ ઉમગત અનુરાગા ॥
ગાઉઁ જાતિ ગુહઁ નાઉઁ સુનાઈ । કીન્હ જોહારુ માથ મહિ લાઈ ॥ ૪॥

આ શ્રીરામજીના મિત્ર છે, એટલું સાંભળતાં જ ભરતજીએ રથ ત્યાગી દીધો. તેઓ રથથી ઊતરીને પ્રેમમાં ઉમંગને વધારતા ચાલ્યા. નિષાદરાજ ગુહે પોતાનું ગામ, જાતિ અને નામ કહીને પૃથ્વી પર શીશ ટેકવી જુહાર કર્યાં. ॥ ૪॥

દો૦ – કરત દંડવત દેખિ તેહિ ભરત લીન્હ ઉર લાઇ ।
મનહુઁ લખન સન ભેંટ ભઇ પ્રેમુ ન હૃદયઁ સમાઇ ॥ ૧૯૩॥

તે દંડવત્ કરવા લાગ્યો કે તુરત જ તેને જોઈને ભરતજીએ બંને હાથોથી ઉઠાવીને છાતી સરસો ચાંપી દીધો. ભરતના હૃદયમાં પ્રેમ સમાતો નથી, જાણે સ્વયં લક્ષ્મણજી સાથે મેળાપ થઈ ગયો હોય. ॥ ૧૯૩॥

**ચૌ૦ – ભેંટત ભરતુ તાહિ અતિ પ્રીતિ। લોગ સિહાહિં પ્રેમ કૈ રીતી॥**
**ધન્ય ધન્ય ધુનિ મંગલ મૂલા। સુર સરાહિ તેહિ બરિસહિં ફૂલા॥૧॥**

ભરતજી ગુહને અત્યંત પ્રેમથી ગળે લગાડી રહ્યા છે. બંનેની પરસ્પર પ્રેમ સાથે ભેટવાની ઢબ નિહાળીને લોકો પ્રશંસા કરી રહ્યા છે; મંગળના મૂળ 'ધન્ય-ધન્ય'નો ધ્વનિ કરીને દેવો પણ તેમની પ્રશંસા કરતાં ફૂલ વરસાવી રહ્યા છે. ॥૧॥

**લોક બેદ સબ ભાઁતિહિં નીચા। જાસુ છાઁહ છુઇ લેઇઅ સીંચા॥**
**તેહિ ભરિ અંક રામ લઘુ ભ્રાતા। મિલત પુલક પરિપૂરિત ગાતા॥૨॥**

[તેઓ કહે છે –] જે લોક અને વેદ બંનેમાં બધી રીતે નીચ મનાય છે, જેની છાયાનો સ્પર્શ થઈ જવાથી પણ સ્નાન કરવું પડે છે, એ જ નિષાદને બાથમાં ભરીને (હૃદય સરસા ચાંપીને) શ્રીરામચન્દ્રજીના નાના ભાઈ ભરતજી (આનંદ અને પ્રેમવશ) શરીરે પુલકાવલિથી પરિપૂર્ણ થઈને ભેટી રહ્યા છે. ॥૨॥

**રામ રામ કહિ જે જમુહાહીં। તિન્હહિ ન પાપ પુંજ સમુહાહીં॥**
**યહ તૌ રામ લાઇ ઉર લીન્હા। કુલ સમેત જગુ પાવન કીન્હા॥૩॥**

જે લોકો રામ રામ કહીને બગાસું ખાય છે, તેમની સામે પાપોના સમૂહ આવતા નથી. વળી, આ ગુહને તો સ્વયં શ્રીરામચન્દ્રજીએ હૃદયે ચાંપી દીધો હતો (તથા ગુહે શ્રીરામને હૃદયે લગાવ્યા હતા) અને કુળસહિત એને જગત્પાવન (જગતને પવિત્ર કરનારો) બનાવી દીધો. ॥૩॥

**કરમનાસ જલુ સુરસરિ પરઈ। તેહિ કો કહહુ સીસ નહિં ધરઈ॥**
**ઉલટા નામુ જપત જગુ જાના। બાલમીકિ ભએ બ્રહ્મ સમાના॥૪॥**

કર્મનાશા નદીનું જળ ગંગાજીમાં મળી જાય છે, તો પછી કહો, તેને કોણ સિરે ધારણ નથી કરતો? જગત જાણે છે કે ઊંધું નામ (મરા-મરા) જપતાં જપતાં વાલ્મીકિજી બ્રહ્મના સમાન થઈ ગયા. ॥૪॥

**દો૦ – સ્વપચ સબર ખસ જમન જડ઼ પાવઁર કોલ કિરાત।**
**રામુ કહત પાવન પરમ હોત ભુવન બિખ્યાત॥૧૯૪॥**

મૂર્ખ અને પામર હોવા છતાંય ચાંડાલ, શબર, ખસ, યવન, કોલ અને કિરાત પણ રામ-નામ કહેતાં જ પરમપવિત્ર અને ત્રિભુવનમાં વિખ્યાત થઈ જાય છે. ॥૧૯૪॥

**ચૌ૦ – નહિં અચિરિજુ જુગ જુગ ચલિ આઈ। કેહિ ન દીન્હિ રઘુબીર બડ઼ાઈ॥**
**રામ નામ મહિમા સુર કહહીં। સુનિ સુનિ અવધ લોગ સુખુ લહહીં॥૧॥**

એમાં કોઈ આશ્ચર્ય નથી, યુગ-યુગાંતરથી આ રીતિ ચાલતી આવી છે. શ્રીરઘુનાથજીએ કોને મોટાઈ નથી આપી? આ પ્રમાણે દેવો રામનામનો મહિમા કહી રહ્યા છે અને એને સાંભળી-સાંભળીને અયોધ્યાના લોકો સુખ પામી રહ્યા છે. ॥૧॥

**રામસખહિ મિલિ ભરત સપ્રેમા। પૂँછી કુસલ સુમંગલ ખેમા॥**
**દેખિ ભરત કર સીલુ સનેહૂ। ભા નિષાદ તેહિ સમય બિદેહૂ॥૨॥**

રામસખા નિષાદરાજને પ્રેમપૂર્વક મળીને ભરતજીએ કુશળ, મંગળ અને ક્ષેમ પૂછ્યાં. ભરતજીનાં શીલ અને પ્રેમ જોઈને નિષાદ તે સમયે વિદેહ થઈ ગયો (પ્રેમમુગ્ધ થઈને દેહનું ભાન ભૂલી ગયો). ॥૨॥

**સકુચ સનેહુ મોદુ મન બાઢ઼ા। ભરતહિ ચિતવત એકટક ઠાઢ઼ા॥**
**ધરિ ધીરજુ પદ બંદિ બહોરી। બિનય સપ્રેમ કરત કર જોરી॥૩॥**

તેના મનમાં સંકોચ, પ્રેમ અને આનંદ એટલા વધી ગયા કે તે ઊભો-ઊભો એકીટશે ભરતજીને જોતો રહ્યો. પછી ધીરજ ધરીને ભરતજીના ચરણોની ફરીથી વંદના કરીને પ્રેમપૂર્વક હાથ જોડીને વિનંતી કરવા લાગ્યો – ॥૩॥

**કુસલ મૂલ પદ પંકજ પેખી। મૈં તિહુँ કાલ કુસલ નિજ લેખી॥**
**અબ પ્રભુ પરમ અનુગ્રહ તોરેં। સહિત કોટિ કુલ મંગલ મોરેં॥૪॥**

હે પ્રભો! કુશળનાં મૂળ આપના ચરણકમળોનાં દર્શન કરીને મેં ત્રણેય કાળમાં પોતાનું કુશળ જાણી લીધું. હવે, આપના પરમ અનુગ્રહથી કરોડો પેઢીઓ સહિત મારું મંગળ (કલ્યાણ) થઈ ગયું. ॥૪॥

**દો૦ – સમુઝિ મોરિ કરતૂતિ કુલુ પ્રભુ મહિમા જિયँ જોઇ।**
**જો ન ભજઇ રઘુબીર પદ જગ બિધિ બંચિત સોઇ॥૧૯૫॥**

મારી કરણી અને કુળને સમજીને અને પ્રભુ શ્રીરામચન્દ્રજીના મહિમાનો મનમાં વિચાર કરીને (અર્થાત્ ક્યાં તો હું નીચ જાતિ અને નીચ કર્મ કરનારો જીવ અને ક્યાં અનંતકોટિ બ્રહ્માંડોના સ્વામી ભગવાન શ્રીરામચન્દ્રજી! પણ એમણે મારા જેવા નીચને પણ પોતાની અસાધારણ કૃપાવશ અપનાવી લીધો – આ સમજીને) જે રઘુવીર શ્રીરામજીના ચરણોનું ભજન નથી કરતો, તે જગતમાં વિધાતા દ્વારા છેતરાઈ ગયો છે. ॥૧૯૫॥

**ચૌ૦ – કપટી કાયર કુમતિ કુજાતી। લોક બેદ બાહેર સબ ભાँતી॥**
**રામ કીન્હ આપન જબહી તેં। ભયઉँ ભુવન ભૂષન તબહી તેં॥૧॥**

હું કપટી, કાયર, કુબુદ્ધિ અને કુજાતિનો છું અને લોક-વેદ બંનેથી સર્વ પ્રકારે બહાર મુકાયેલો છું. પણ જ્યારથી શ્રીરામચન્દ્રજીએ મને અપનાવ્યો છે, ત્યારથી હું વિશ્વનું ભૂષણ થઈ ગયો. ॥૧॥

**દેખિ પ્રીતિ સુનિ બિનય સુહાઈ। મિલેઉ બહોરિ ભરત લઘુ ભાઈ॥**
**કહિ નિષાદ નિજ નામ સુબાનીં। સાદર સકલ જોહારીં રાનીં॥૨॥**

નિષાદરાજની પ્રીતિને જોઈને અને સુંદર વિનય સાંભળીને પછી ભરતજીના નાના ભાઈ શત્રુઘ્નજી એમને ભેટ્યા. પછી નિષાદે પોતાનું નામ લઈ-લઈને સુંદર (નમ્ર અને મધુર) વાણીથી સર્વે રાણીઓને આદરપૂર્વક જુહાર કર્યાં. ॥૨॥

**જાનિ લખન સમ દેહિં અસીસા। જિઅહુ સુખી સય લાખ બરીસા॥**
**નિરખિ નિષાદુ નગર નર નારી। ભએ સુખી જનુ લખનુ નિહારી॥૩॥**

રાણીઓ નિષાદરાજને લક્ષ્મણજીના સમાન સમજીને આશીર્વાદ આપે છે કે તમે સો લાખ વર્ષો સુધી સુખપૂર્વક જીવો. નગરનાં સર્વે સ્ત્રી-પુરુષ નિષાદને જોઈને એવા સુખી થયા, જાણે લક્ષ્મણજીને જોઈ રહ્યા હોય. ॥૩॥

**કહહિં લહેઉ એહિં જીવન લાહૂ। ભેંટેઉ રામભદ્ર ભરિ બાહૂ॥**
**સુનિ નિષાદુ નિજ ભાગ બડ઼ાઈ। પ્રમુદિત મન લઇ ચલેઉ લેવાઈ॥૪॥**

બધા કહે છે કે જીવનનો લાભ તો આને મળ્યો છે, જેને કલ્યાણસ્વરૂપ શ્રીરામચન્દ્રજીએ ભુજાઓમાં બાંધીને ગળે લગાડ્યો છે. નિષાદ પોતાના ભાગ્યનો મહિમા સાંભળીને મનમાં પરમ આનંદિત થઈ બધાને પોતાની સાથે લઈને ચાલ્યો. ॥૪॥

**દો૦ – સનકારે સેવક સકલ ચલે સ્વામિ રુખ પાઇ।**
**ઘર તરુ તર સર બાગ બન બાસ બનાએન્હિ જાઇ॥૧૯૬॥**

તેણે પોતાના સર્વ સેવકોને ઈશારાથી કહી દીધું (એટલે કે સમજાવી દીધું કે અહીં તો લડાઈની વાત જ નથી, સ્વાગતની તૈયારી કરો). તેઓ સ્વામીનો આદેશ પામીને ચાલ્યા અને એમણે ઘરોમાં, વૃક્ષોની નીચે, તળાવો પર તથા બગીચા અને જંગલોમાં ઊતરવા માટે સ્થાન બનાવી દીધાં. ॥૧૯૬॥

**ચૌ૦ – સૃંગબેરપુર ભરત દીખ જબ। ભે સનેહઁ સબ અંગ સિથિલ તબ॥**
**સોહત દિએઁ નિષાદહિ લાગૂ। જનુ તનુ ધરેં બિનય અનુરાગૂ॥૧॥**

ભરતજીએ જ્યારે શૃંગવેરપુરને જોયું, ત્યારે તેમનાં સર્વે અંગ પ્રેમના લીધે શિથિલ થઈ ગયાં. તેઓ નિષાદના ટેકે (અર્થાત્ તેના ખભે પ્રેમથી હાથ મૂકીને ચાલતાં) એવા શોભા આપી રહ્યા છે, જાણે વિનય અને પ્રેમે શરીર ધારણ કરેલાં હોય. ॥૧॥

**એહિ બિધિ ભરત સેનુ સબુ સંગા। દીખિ જાઇ જગ પાવનિ ગંગા॥**
**રામઘાટ કહઁ કીન્હ પ્રનામૂ। ભા મનુ મગનુ મિલે જનુ રામૂ॥૨॥**

આ પ્રમાણે ભરતજીએ સમસ્ત સેનાને સાથે લઈને જગતને પવિત્ર કરનારી ગંગાજીનાં દર્શન કર્યાં. શ્રીરામઘાટને [જ્યાં શ્રીરામજીએ સ્નાન-સંધ્યા કરી હતી] પ્રણામ કર્યાં. તેમનું મન એટલું આનંદમગ્ન થઈ ગયું, જાણે એમને સ્વયં શ્રીરામજી મળી ગયા હોય. ॥૨॥

**કરહિં પ્રનામ નગર નર નારી। મુદિત બ્રહ્મમય બારિ નિહારી॥**
**કરિ મજ્જનુ માગહિં કર જોરી। રામચંદ્ર પદ પ્રીતિ ન થોરી॥૩॥**

નગરનાં નર-નારી પ્રણામ કરી રહ્યાં છે અને ગંગાજીના બ્રહ્મરૂપ જળને જોઈ-જોઈને આનંદિત થઈ રહ્યાં છે. ગંગાજીમાં સ્નાન કરી હાથ જોડીને બધા એ જ વર માગે છે કે શ્રીરામચન્દ્રજીના ચરણોમાં અમારો પ્રેમ ઓછો ન થાય એટલે કે કાયમ વધતો જ રહે. ॥૩॥

**ભરત કહેઉ સુરસરિ તવ રેનૂ। સકલ સુખદ સેવક સુરધેનૂ॥**
**જોરિ પાનિ બર માગઉઁ એહૂ। સીય રામ પદ સહજ સનેહૂ॥૪॥**

ભરતજીએ કહ્યું — હે ગંગે! આપની રજ સર્વેને સુખ આપનારી તથા સેવકોને માટે તો કામધેનુ જ છે. હું હાથ જોડીને એ જ વરદાન માગું છું કે શ્રીસીતારામજીના ચરણોમાં મારો સહજ - સ્વાભાવિક પ્રેમ થાય. ॥૪॥

**દો૦– એહિ બિધિ મજ્જનુ ભરતુ કરિ ગુરુ અનુસાસન પાઇ।**
**માતુ નહાનીં જાનિ સબ ડેરા ચલે લવાઇ॥૧૯૭॥**

આ રીતે ભરતજી સ્નાન કરીને ગુરુજીની આજ્ઞા પામી તથા એ જાણીને કે સર્વે માતાઓ સ્નાન કરી ચૂકી છે, ડેરો ઉઠાવી લઈ પડાવ પર ચાલ્યા. ॥૧૯૭॥

**ચૌ૦– જહઁ તહઁ લોગન્હ ડેરા કીન્હા। ભરત સોધુ સબહી કર લીન્હા॥**
**સુર સેવા કરિ આયસુ પાઈ। રામ માતુ પહિં ગે દોઉ ભાઈ॥૧॥**

લોકોએ ચારેકોર ઉતારા કર્યા હતા. ભરતજીએ સર્વેની સંભાળ લીધી [કે બધા લોકો આવીને આરામથી ઊતર્યાં છે કે નહિ]. પછી દેવપૂજન કરીને આજ્ઞા પામી બંને ભાઈ શ્રીરામચન્દ્રજીનાં માતા કૌશલ્યાજી પાસે ગયા. ॥૧॥

**ચરન ચાઁપિ કહિ કહિ મૃદુ બાની। જનનીં સકલ ભરત સનમાની॥**
**ભાઇહિ સૌંપિ માતુ સેવકાઈ। આપુ નિષાદહિ લીન્હ બોલાઈ॥૨॥**

ચરણ દબાવી અને કોમળ વચન કહી-કહીને ભરતજીએ સર્વે માતાઓનો સત્કાર કર્યો. પછી ભાઈ શત્રુઘ્નને માતાઓની સેવા સોંપીને પોતે નિષાદને બોલાવી લીધો. ॥૨॥

**ચલે સખા કર સોં કર જોરેં। સિથિલ સરીરુ સનેહ ન થોરેં॥**
**પૂઁછત સખહિ સો ઠાઉઁ દેખાઊ। નેકુ નયન મન જરનિ જુડ઼ાઊ॥૩॥**

સખા નિષાદરાજના હાથમાં હાથ મેળવી ભરતજી ચાલ્યા. પ્રેમ કંઈ ઓછો નથી (અર્થાત્ બહુ અધિક પ્રેમ છે), જેથી એમનું શરીર શિથિલ થઈ રહ્યું છે. ભરતજી સખાને પૂછે છે કે મને એ સ્થાન દેખાડો — અને નેત્ર અને મનની બળતરાને કંઈક શીતળ કરો — ॥૩॥

**જહઁ સિય રામુ લખનુ નિસિ સોએ। કહત ભરે જલ લોચન કોએ॥**
**ભરત બચન સુનિ ભયઉ બિષાદૂ। તુરત તહાઁ લઇ ગયઉ નિષાદૂ॥૪॥**

જ્યાં સીતાજી, શ્રીરામજી અને લક્ષ્મણ રાત્રે પોઢ્યા હતા. આમ કહેતાં જ એમનાં નેત્રોના ખૂણાઓમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભરાઈ આવ્યું. ભરતજીનાં વચન સાંભળીને નિષાદને ઘણો વિષાદ થયો. તે તુરત જ તેમને ત્યાં લઈ ગયો — ॥૪॥

**દો૦– જહઁ સિંસુપા પુનીત તર રઘુબર કિય બિશ્રામુ।**
**અતિ સનેહઁ સાદર ભરત કીન્હેઉ દંડ પ્રનામુ॥૧૯૮॥**

જ્યાં પવિત્ર અશોકના વૃક્ષની નીચે શ્રીરામજીએ વિશ્રામ કર્યો હતો, ભરતજીએ ત્યાં અત્યંત પ્રેમથી આદરપૂર્વક દંડવત્ પ્રણામ કર્યાં. ॥૧૯૮॥

**ચૌ૦ – કુસ સાઁથરી નિહારિ સુહાઈ। કીન્હ પ્રનામુ પ્રદચ્છિન જાઈ॥**
**ચરન રેખ રજ આઁખિન્હ લાઈ। બનઇ ન કહત પ્રીતિ અધિકાઈ॥૧॥**

દર્ભની સુંદર સાંથરી (પથારી) જોઈને તેની પ્રદક્ષિણા કરીને પ્રણામ કર્યાં. શ્રીરામચન્દ્રજીનાં ચરણચિહ્નોની રજ આંખે અડાડી. [તે સમયના] પ્રેમની અધિકતા કહી નથી શકાતી. ॥૧॥

**કનક બિંદુ દુઇ ચારિક દેખે। રાખે સીસ સીય સમ લેખે॥**
**સજલ બિલોચન હ્રદયઁ ગલાની। કહત સખા સન બચન સુબાની॥૨॥**

ભરતજીએ બે-ચાર સ્વર્ણબિંદુ (સોનાના કણ કે તારા વગેરે જે સીતાજીનાં ઘરેણાં-વસ્ત્રોમાંથી ખરી પડ્યા હતા) જોયાં તો તેમને સીતાજી સમાન સમજીને માથા પર મૂકી દીધાં. તેમનાં નેત્ર [પ્રેમાશ્રુનાં] જળથી ભરાયાં છે અને હ્રદયમાં ગ્લાનિ ભરાઈ છે. તેમણે સુંદર વાણીમાં સખાને આ વચન કહ્યાં – ॥૨॥

**શ્રીહત સીય બિરહઁ દુતિહીના। જથા અવધ નર નારિ બિલીના॥**
**પિતા જનક દેઉઁ પટતર કેહી। કરતલ ભોગુ જોગુ જગ જેહી॥૩॥**

આ સ્વર્ણના કણ કે તારા પણ સીતાજીના વિરહમાં એવા શ્રીહત (શોભાહીન) અને કાંતિહીન થઈ રહ્યા છે, જેમ [રામ-વિયોગમાં] અયોધ્યાનાં નર-નારી વિલીન (શોકને લીધે ક્ષીણ) થઈ રહ્યાં છે. જે સીતાજીના પિતા રાજા જનકજી છે, આ જગતના ભોગ - ઐશ્વર્ય અને યોગ બંને જેમની મુઠ્ઠીમાં છે, તે જનકજીને હું કોની ઉપમા આપું? ॥૩॥

**સસુર ભાનુકુલ ભાનુ ભુઆલૂ। જેહિ સિહાત અમરાવતિપાલૂ॥**
**પ્રાનનાથુ રઘુનાથ ગોસાઈં। જો બડ઼ હોત સો રામ બડ઼ાઈં॥૪॥**

સૂર્યકુળના સૂર્ય રાજા દશરથજી જેમનાં સસરા છે, જેમના ઐશ્વર્ય અને પ્રતાપની દેવરાજ ઈન્દ્ર પણ ઈર્ષ્યાપૂર્વક પ્રશંસા કરે છે અને પ્રભુ શ્રીરઘુનાથજી જેમના પ્રાણનાથ છે. તે એટલા મોટા છે કે જે કોઈ પણ મોટા થાય છે તે શ્રીરામચન્દ્રજીની [આપેલી] મોટાઈથી જ થાય છે. ॥૪॥

**દો૦ – પતિ દેવતા સુતીય મનિ સીય સાઁથરી દેખિ।**
**બિહરત હ્રદઉ ન હહરિ હર પબિ તેં કઠિન બિસેષિ॥૧૯૯॥**

તે શ્રેષ્ઠ પતિવ્રતા સ્ત્રીઓમાં શિરોમણિ સીતાજીની સાંથરી (દર્ભશય્યા) જોઈને મારું હ્રદય થથરાઈને(ભયથી) ફાટી નથી પડતું; હે શંકર! વજ્રથી પણ એ અધિક કઠોર છે! ॥૧૯૯॥

**ચૌ૦ – લાલન જોગુ લખન લઘુ લોને। ભે ન ભાઇ અસ અહહિં ન હોને॥**
**પુરજન પ્રિય પિતુ માતુ દુલારે। સિય રઘુબીરહિ પ્રાનપિઆરે॥૧॥**

મારા નાના ભાઈ લક્ષ્મણ ઘણા જ સુંદર અને પ્રેમ કરવા યોગ્ય છે. આવા ભાઈ ન તો કોઈના થયા છે, છે નહિ અને થવાનાય નથી. જે લક્ષ્મણ અવધના લોકોને પ્રિય, માતાપિતાના લાડકા અને શ્રીસીતારામજીના પ્રાણપ્યારા છે; ॥૧॥

**મૃદુ મૂરતિ સુકુમાર સુભાઊ। તાત બાઉ તન લાગ ન કાઊ॥**
**તે બન સહહિં બિપતિ સબ ભાઁતી। નિદરે કોટિ કુલિસ એહિં છાતી॥૨॥**

જેમની મૂર્તિ કોમળ અને સ્વભાવ સુકુમાર છે, જેમના શરીરને ક્યારેય ગરમ હવા પણ નથી લાગી, તે વનમાં દરેક પ્રકારની વિપત્તિઓ સહી રહ્યા છે. [હાય!] આ મારી છાતીએ [કઠોરતામાં] કરોડો વજ્રોનો પણ અનાદર કરી દીધો [નહીં તો આ ક્યારનીય ફાટી પડી હોત]. ॥૨॥

**રામ જનમિ જગુ કીન્હ ઉજાગર। રૂપ સીલ સુખ સબ ગુન સાગર॥**
**પુરજન પરિજન ગુર પિતુ માતા। રામ સુભાઉ સબહિ સુખદાતા॥૩॥**

શ્રીરામચન્દ્રજીએ જન્મ (અવતાર) લઈને જગતને પ્રકાશિત (પરમ સુશોભિત) કરી દીધું. એ રૂપ, શીલ, સુખ અને સમસ્ત ગુણોના સમુદ્ર છે. પુરવાસી, કુટુંબી, ગુરુ, પિતા-માતા સર્વેને શ્રીરામજીનો સ્વભાવ સુખ આપનારો છે. ॥૩॥

**બૈરિઉ રામ બડ઼ાઈ કરહીં। બોલનિ મિલનિ બિનય મન હરહીં॥**
**સારદ કોટિ કોટિ સત સેષા। કરિ ન સકહિં પ્રભુ ગુન ગન લેખા॥૪॥**

શત્રુ પણ શ્રીરામજીનો મહિમા ગાય છે. બોલ-ચાલ, મળવાના ઢંગ અને વિનયથી તે મનને હરી લે છે. કરોડો સરસ્વતી અને અબજો શેષજી પણ પ્રભુ શ્રીરામચન્દ્રજીના ગુણ-સમૂહોની ગણતરી નથી કરી શકતા. ॥૪॥

**દો૦– સુખસ્વરૂપ રઘુબંસમનિ મંગલ મોદ નિધાન।**
**તે સોવત કુસ ડાસિ મહિ બિધિ ગતિ અતિ બલવાન॥૨૦૦॥**

જે સુખ-સ્વરૂપ રઘુવંશશિરોમણિ શ્રીરામચન્દ્રજી મંગળ અને આનંદના ભંડાર છે, તે પૃથ્વી પર દર્ભ પાથરીને સૂવે છે. વિધાતાની ગતિ ઘણી જ બળવાન છે. ॥૨૦૦॥

**ચૌ૦– રામ સુના દુખુ કાન ન કાઊ। જીવનતરુ જિમિ જોગવઈ રાઊ॥**
**પલક નયન ફનિ મનિ જેહિ ભાઁતી। જોગવહિં જનનિ સકલ દિન રાતી॥૧॥**

શ્રીરામચન્દ્રજીએ કાનોથી પણ ક્યારેય દુઃખનું નામ નથી સાંભળ્યું. મહારાજા સ્વયં જીવનવૃક્ષની જેમ તેમની સાર-સંભાળ રાખ્યા કરતા હતા. સર્વે માતાઓ પણ રાત-દિન એમની એવી સાર-સંભાળ કરતી હતી, જેમ પાંપણો નેત્રોની અને સર્પ પોતાના મણિની કરે છે. ॥૧॥

**તે અબ ફિરત બિપિન પદચારી। કંદ મૂલ ફલ ફૂલ અહારી॥**
**ધિગ કૈકઈ અમંગલ મૂલા। ભઈસિ પ્રાન પ્રિયતમ પ્રતિકૂલા॥૨॥**

એ જ શ્રીરામચન્દ્રજી હવે જંગલોમાં પગપાળા ફરે છે અને કંદ-મૂળ તથા ફળ-ફૂલોનું ભોજન કરે છે. અમંગળની મૂળ કૈકેયીને ધિક્કાર છે, જે પોતાના પ્રાણપ્રિયતમ પતિને પણ પ્રતિકૂળ થઈ ગઈ. ॥ ૨॥

**મૈં ધિગ ધિગ અઘ ઉદધિ અભાગી। સબુ ઉતપાતુ ભયઉ જેહિ લાગી॥**
**કુલ કલંકુ કરિ સૃજેઉ બિધાતાઁ। સાઈંદોહ મોહિ કીન્હ કુમાતાઁ॥ ૩॥**

હું પાપોનો સમુદ્ર અને અભાગિયો – મને ધિક્કાર છે, ધિક્કાર છે; જેને કારણે આ બધા ઉત્પાત થયા. વિધાતાએ મને કુળનો કલંક બનાવીને પેદા કર્યો અને કુમાતાએ મને સ્વામીદ્રોહી બનાવી દીધો. ॥ ૩॥

**સુનિ સપ્રેમ સમુઝાવ નિષાદૂ। નાથ કરિઅ કત બાદિ બિષાદૂ॥**
**રામ તુમ્હહિ પ્રિય તુમ્હ પ્રિય રામહિ। યહ નિરજોસુ દોસુ બિધિ બામહિ॥ ૪॥**

આ સાંભળીને નિષાદરાજ પ્રેમપૂર્વક સમજાવવા લાગ્યા – હે નાથ! આપ વ્યર્થ વિષાદ શા માટે કરો છો? શ્રીરામચન્દ્રજી આપને પ્રિય છે અને આપ શ્રીરામચન્દ્રજીને પ્રિય છો. આ નિચોડ (નિશ્ચિત સિદ્ધાંત) છે, દોષ તો પ્રતિકૂળ વિધાતાને છે. ॥ ૪॥

**છં૦ – બિધિ બામ કી કરની કઠિન જેહિં માતુ કીન્હી બાવરી।**
**તેહિ રાતિ પુનિ પુનિ કરહિં પ્રભુ સાદર સરહના રાવરી॥**
**તુલસી ન તુમ્હ સો રામ પ્રીતમુ કહતુ હૌં સૌંહેં કિએઁ।**
**પરિનામ મંગલ જાનિ અપને આનિએ ધીરજુ હિએઁ॥**

પ્રતિકૂળ વિધાતાની કરણી બધી કઠોર છે, જેણે માતા કૈકેયીને બહાવરી બનાવી દીધી (તેની મતિ ફેરવી નાખી). તે રાત્રે પ્રભુ શ્રીરામચન્દ્રજી વારંવાર આદરપૂર્વક આપની ઘણી પ્રશંસા કરતા હતા. તુલસીદાસજી કહે છે – [નિષાદરાજ કહે છે કે –] શ્રીરામચન્દ્રજીને આપના સમાન અતિશય પ્રિય બીજો કોઈ નથી. હું સોગંદ ખાઈને કહું છું. પરિણામમાં મંગળ થશે, એમ જાણીને આપ આપના હૃદયમાં ધૈર્ય ધારણ કરો. ॥ ૫॥

**સો૦ – અંતરજામી રામુ સકુચ સપ્રેમ કૃપાયતન।**
**ચલિઅ કરિઅ બિશ્રામુ યહ બિચારિ દૃઢ઼ આનિ મન॥ ૨૦૧॥**

શ્રીરામચન્દ્રજી અંતર્યામી તથા સંકોચ, પ્રેમ અને કૃપાના ધામ છે, એમ વિચારીને અને મનમાં દૃઢતા લાવીને ચાલો અને વિશ્રામ કરો. ॥ ૨૦૧॥

**ચૌ૦ – સખા બચન સુનિ ઉર ધરિ ધીરા। બાસ ચલે સુમિરત રઘુબીરા॥**
**યહ સુધિ પાઇ નગર નર નારી। ચલે બિલોકન આરત ભારી॥ ૧॥**

સખાનાં વચન સાંભળીને, હૃદયમાં ધીરજ ધરીને શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરતાં ભરતજી ઉતારે ચાલ્યા. નગરનાં બધાં સ્ત્રી-પુરુષો આ (શ્રીરામજીના ઊતરવાનાં સ્થળના) સમાચાર પામીને ઘણા આતુર થઈ તે સ્થાનને જોવા ચાલ્યાં. ॥ ૧॥

**પરદખિના કરિ કરહિં પ્રનામા। દેહિં કૈકઈહિ ખોરિ નિકામા॥**
**ભરિ ભરિ બારિ બિલોચન લેહીં। બામ બિધાતહિ દૂષન દેહીં॥૨॥**

તેઓ એ સ્થાનની પ્રદક્ષિણા કરીને પ્રણામ કરે છે અને કૈકેયીને બહુ દોષ આપે છે. નેત્રોમાં જળ ભરી-ભરી લે છે અને પ્રતિકૂળ વિધાતાને દોષ આપે છે. ॥૨॥

**એક સરાહહિં ભરત સનેહૂ। કોઉ કહ નૃપતિ નિબાહેઉ નેહૂ॥**
**નિંદહિં આપુ સરાહિ નિષાદહિ। કો કહિ સકઇ બિમોહ બિષાદહિ॥૩॥**

કોઈ ભરતજીના સ્નેહની પ્રશંસા કરે છે અને કોઈ કહે છે કે રાજાએ પોતાનો પ્રેમ ખૂબ નભાવ્યો. બધા પોતાની નિંદા કરીને નિષાદની પ્રશંસા કરે છે. તે સમયના વિમોહ અને વિષાદને કોણ કહી શકે છે? ॥૩॥

**એહિ બિધિ રાતિ લોગુ સબુ જાગા। ભા ભિનુસાર ગુદારા લાગા॥**
**ગુરહિ સુનાવઁ ચઢ઼ાઇ સુહાઈં। નઈં નાવ સબ માતુ ચઢ઼ાઈં॥૪॥**

આ રીતે આખી રાત બધા લોકો જાગતાં રહ્યા. સવાર પડતાં જ [ગંગાજી] પાર ઊતરવાનો પ્રારંભ થયો. સુંદર નાવ ઉપર ગુરુજીને ચઢાવી પછી નવી સુંદર નાવ ઉપર સર્વે માતાઓને ચઢાવી. ॥૪॥

**દંડ ચારિ મહઁ ભા સબુ પારા। ઉતરિ ભરત તબ સબહિ સઁભારા॥૫॥**

ચાર ઘડીમાં બધા ગંગાજીને પાર ઊતરી ગયા. પછી ભરતજીએ ઊતરીને સર્વેને સંભાળ્યા. ॥૫॥

**દો૦ – પ્રાતક્રિયા કરિ માતુ પદ બંદિ ગુરહિ સિરુ નાઇ।**
**આગેં કિએ નિષાદ ગન દીન્હેઉ કટકુ ચલાઇ॥૨૦૨॥**

પ્રાતઃકાળની ક્રિયાઓને કરીને માતાના ચરણોની વંદના કરી અને ગુરુજીને શીશ નમાવીને ભરતજીએ નિષાદગણોને [માર્ગ બતાવવા માટે] આગળ કરી દીધા અને લાવ-લશ્કર ઊપડ્યું. ॥૨૦૨॥

**ચૌ૦ – કિયઉ નિષાદનાથુ અગુઆઈં। માતુ પાલકીં સકલ ચલાઈં॥**
**સાથ બોલાઇ ભાઇ લઘુ દીન્હા। બિપ્રન્હ સહિત ગવનુ ગુર કીન્હા॥૧॥**

નિષાદરાજને આગળ કરીને પાછળ સર્વે માતાઓની પાલખીઓ ચલાવી. નાના ભાઈ શત્રુઘ્નજીને બોલાવી એમની સાથે કરી દીધા. પછી બ્રાહ્મણોસહિત ગુરુજીએ પ્રયાણ કર્યું. ॥૧॥

**આપુ સુરસરિહિ કીન્હ પ્રનામૂ। સુમિરે લખન સહિત સિય રામૂ॥**
**ગવને ભરત પયાદેહિં પાએ। કોતલ સંગ જાહિં ડોરિઆએ॥૨॥**

તત્પશ્ચાત્ પોતે (ભરતજીએ) ગંગાજીને પ્રણામ કર્યા અને લક્ષ્મણસહિત શ્રીસીતા-રામજીનું સ્મરણ કર્યું. ભરતજી પગપાળા જ ચાલ્યા. તેમની સાથે કોતલ (અસવાર વગરના) ઘોડા લગામથી બંધાયેલા જઈ રહ્યા છે. ॥૨॥

**કહહિં સુસેવક બારહિં બારા। હોઇઅ નાથ અસ્વ અસવારા॥**
**રામુ પયાદેહિ પાયઁ સિધાએ। હમ કહઁ રથ ગજ બાજિ બનાએ॥૩॥**

ઉત્તમ સેવકો વારંવાર કહે છે કે હે નાથ! આપ ઘોડા પર સવાર થઈ જાઓ. [ભરતજી જવાબ આપે છે કે] શ્રીરામચન્દ્રજી તો પગપાળા જ ગયા અને અમારા માટે રથ, હાથી અને ઘોડા બનાવવામાં આવ્યા છે! ॥૩॥

**સિર ભર જાઉઁ ઉચિત અસ મોરા। સબ તેં સેવક ધરમુ કઠોરા॥**
**દેખિ ભરત ગતિ સુનિ મૃદુ બાની। સબ સેવક ગન ગરહિં ગલાની॥૪॥**

મારા માટે તો ઉચિત એ છે કે હું માથા વડે ચાલીને (ઊંધા મસ્તકે) જાઉં. સેવકનો ધર્મ સર્વથી કઠિન હોય છે. ભરતજીની દશા જોઈને અને કોમળ વાણી સાંભળીને સર્વ સેવકગણ ગ્લાનિના કારણે લજ્જામાં ડૂબી રહ્યા છે. ॥૪॥

**દો૦ – ભરત તીસરે પહર કહઁ કીન્હ પ્રબેસુ પ્રયાગ।**
**કહત રામ સિય રામ સિય ઉમગિ ઉમગિ અનુરાગ॥૨૦૩॥**

પ્રેમના ઉમંગ અને ઉત્સાહથી સીતારામ-સીતારામ કહેતાં ભરતજીએ ત્રીજા પહોરે પ્રયાગમાં પ્રવેશ કર્યો. ॥૨૦૩॥

**ચૌ૦ – ઝલકા ઝલકત પાયન્હ કૈસેં। પંકજ કોસ ઓસ કન જૈસેં॥**
**ભરત પયાદેહિં આએ આજૂ। ભયઉ દુખિત સુનિ સકલ સમાજૂ॥૧॥**

તેમના ચરણમાં ફોલ્લાં એવા ચમકે છે, જેમ કમળની કળી ઉપર ઝાકળનું ટીપું ચમકતું હોય. ભરતજી આજે પગપાળા જ ચાલીને આવ્યા છે, એ સમાચાર સાંભળીને આખો સમાજ દુઃખી થઈ ગયો. ॥૧॥

**ખબરિ લીન્હ સબ લોગ નહાએ। કીન્હ પ્રનામુ ત્રિબેનિહિં આએ॥**
**સબિધિ સિતાસિત નીર નહાને। દિએ દાન મહિસુર સનમાને॥૨॥**

જ્યારે ભરતજીએ એ જાણી લીધું કે બધા લોકો સ્નાન કરી ચૂક્યા, ત્યારે ત્રિવેણી ઉપર આવીને એને પ્રણામ કર્યાં. પછી વિધિપૂર્વક [ગંગા-યમુનાના] શ્વેત અને શ્યામ જળમાં સ્નાન કર્યું અને દાન આપીને બ્રાહ્મણોનું સન્માન કર્યું. ॥૨॥

**દેખત સ્યામલ ધવલ હલોરે। પુલકિ સરીર ભરત કર જોરે॥**
**સકલ કામ પ્રદ તીરથરાઊ। બેદ બિદિત જગ પ્રગટ પ્રભાઊ॥૩॥**

શ્યામ અને સફેદ (યમુનાજી અને ગંગાજીની) લહેરો જોઈને ભરતજીનું શરીર પુલકિત થઈ ઊઠ્યું અને તેમણે હાથ જોડીને કહ્યું – હે તીર્થરાજ! આપ સમસ્ત કામનાઓને પૂર્ણ કરનારા છો. આપનો પ્રભાવ વેદોમાં પ્રસિદ્ધ અને સંસારમાં પ્રગટ છે. ॥૩॥

**માગઉँ ભીખ ત્યાગિ નિજ ધરમૂ। આરત કાહ ન કરઈ કુકરમૂ॥**
**અસ જિયँ જાનિ સુજાન સુદાની। સફલ કરહિં જગ જાચક બાની॥૪॥**

હું પોતાનો ધર્મ (ન માગવાનો ક્ષત્રિય ધર્મ) ત્યાગીને આપ પાસે ભીખ માગું છું. આર્ત (દીન) મનુષ્ય કયું કુકર્મ નથી કરતો? આવું હૃદયમાં જાણીને સુજ્ઞ ઉત્તમ દાની જગતમાં માગનારની વાણીને સફળ કર્યા કરે છે (અર્થાત્ તે જે માગે છે, તે આપી દે છે). ॥૪॥

**દો૦– અરથ ન ધરમ ન કામ રુચિ ગતિ ન ચહઉँ નિરબાન।**
**જનમ જનમ રતિ રામ પદ યહ બરદાનુ ન આન॥૨૦૪॥**

મારે ન અર્થની રુચિ છે, ન ધર્મની, ન કામની અને ન તો હું મોક્ષને જ ઇચ્છું છું. જન્મેજન્મમાં મારો શ્રીરામજીના ચરણોમાં પ્રેમ રહે, એ જ વરદાન માગું છું, બીજું કંઈ નહિ. ॥૨૦૪॥

**ચૌ૦– જાનહુँ રામુ કુટિલ કરિ મોહી। લોગ કહઉ ગુર સાહિબ દ્રોહી॥**
**સીતા રામ ચરન રતિ મોરેં। અનુદિન બઢ઼ઉ અનુગ્રહ તોરેં॥૧॥**

સ્વયં શ્રીરામચન્દ્રજી પણ ભલેને મને કુટિલ સમજે અને લોકો મને ગુરુદ્રોહી તથા સ્વામીદ્રોહી ભલે જ કહે; પણ શ્રીસીતારામજીના ચરણોમાં મારો પ્રેમ આપની કૃપાથી દિવસે દિવસે વધતો જ રહે. ॥૧॥

**જલદુ જનમ ભરિ સુરતિ બિસારઉ। જાચત જલુ પબિ પાહન ડારઉ॥**
**ચાતકુ રટનિ ઘટેં ઘટિ જાઈ। બઢ઼ેં પ્રેમુ સબ ભાँતિ ભલાઈ॥૨॥**

મેઘરાજા ભલે જન્મભર ચાતકનું ભાન ભુલાવી દે અને જળ માગ્યે તે ભલે વજ્ર અને પથ્થર (કરા) જ વરસાવે, પણ રટણ ઘટવાથી તો ચાતકની જ વાત ઘટશે (પ્રતિજ્ઞા જ નષ્ટ થઈ જશે). પ્રેમ વધારવામાં જ ચાતકની દરેક રીતે ભલાઈ છે. ॥૨॥

**કનકહિં બાન ચઢ઼ઇ જિમિ દાહેં। તિમિ પ્રિયતમ પદ નેમ નિબાહેં॥**
**ભરત બચન સુનિ માઝ ત્રિબેની। ભઈ મૃદુ બાનિ સુમંગલ દેની॥૩॥**

જેમ તપાવવાથી સોના ઉપર ચમક આવી જાય છે, તેમ જ પ્રિયતમના ચરણોમાં પ્રેમનો નિયમ નભાવવાથી પ્રેમી સેવકનું ગૌરવ વધી જાય છે. ભરતજીનાં વચન સાંભળીને ત્રિવેણીની વચમાંથી સુંદર મંગળ આપનારી કોમળ વાણી થઈ. ॥૩॥

**તાત ભરત તુમ્હ સબ બિધિ સાધૂ। રામ ચરન અનુરાગ અગાધૂ॥**
**બાદિ ગલાનિ કરહુ મન માહીં। તુમ્હ સમ રામહિ કોઉ પ્રિય નાહીં॥૪॥**

હે તાત ભરત! તમે સર્વ પ્રકારે સજ્જન છો. શ્રીરામચન્દ્રજીના ચરણોમાં તમારો અગાધ પ્રેમ છે. તમે વ્યર્થ જ મનમાં ગ્લાનિ કરી રહ્યા છો. શ્રીરામચન્દ્રને તમારા સમાન પ્રિય કોઈ નથી. ॥૪॥

**દો૦– તનુ પુલકેઉ હિયँ હરષુ સુનિ બેનિ બચન અનુકૂલ।**
**ભરત ધન્ય કહિ ધન્ય સુર હરષિત બરષહિં ફૂલ॥૨૦૫॥**

ત્રિવેણીનાં અનુકૂળ વચન સાંભળીને ભરતજીનું શરીર પુલકિત થઈ ગયું, હૃદયમાં હર્ષ છવાઈ ગયો. 'ભરતજી ધન્ય છે, ધન્ય છે' કહીને દેવતા હરખાઈને ફૂલ વરસાવવા લાગ્યા. ॥ ૨૦૫॥

**ચૌ૦ – પ્રમુદિત તીરથરાજ નિવાસી। બૈખાનસ બટુ ગૃહી ઉદાસી॥**
**કહહિં પરસપર મિલિ દસ પાઁચા। ભરત સનેહુ સીલુ સુચિ સાઁચા॥ ૧॥**

તીર્થરાજ પ્રયાગમાં રહેનારા વાનપ્રસ્થ, બ્રહ્મચારી, ગૃહસ્થ અને ઉદાસીન (સંન્યાસી) બધાંય ઘણા જ આનંદિત છે અને દસ-પાંચ મળીને પરસ્પર કહે છે કે ભરતજીનો પ્રેમ અને શીલ પવિત્ર અને સાચો છે. ॥ ૧॥

**સુનત રામ ગુન ગ્રામ સુહાએ। ભરદ્વાજ મુનિબર પહિં આએ॥**
**દંડ પ્રનામુ કરત મુનિ દેખે। મૂરતિમંત ભાગ્ય નિજ લેખે॥ ૨॥**

શ્રીરામચન્દ્રજીના સુંદર ગુણસમૂહોને સાંભળતાં જ તે મુનિશ્રેષ્ઠ ભરદ્વાજજીની પાસે આવ્યા. મુનિએ ભરતજીને દંડવત્ પ્રણામ કરતાં જોયા અને તેમને પોતાનું મૂર્તિમાન સૌભાગ્ય સમજ્યા. ॥ ૨॥

**ધાઇ ઉઠાઇ લાઇ ઉર લીન્હે। દીન્હિ અસીસ કૃતારથ કીન્હે॥**
**આસનુ દીન્હ નાઇ સિરુ બૈઠે। ચહત સકુચ ગૃહઁ જનુ ભજિ પૈઠે॥ ૩॥**

તેમણે દોડીને ભરતજીને ઉઠાવી હૃદયે ચાંપી દીધા અને આશીર્વાદ આપી કૃતાર્થ કર્યા. મુનિએ એમને આસન આપ્યું. તે માથું નમાવીને એવી રીતે બેઠા કે જાણે ભાગીને સંકોચના ઘરમાં પેસી જવા માગતા હોય. ॥ ૩॥

**મુનિ પૂઁછબ કછુ યહ બડ઼ સોચૂ। બોલે રિષિ લખિ સીલુ સઁકોચૂ॥**
**સુનહુ ભરત હમ સબ સુધિ પાઈ। બિધિ કરતબ પર કિછુ ન બસાઈ॥ ૪॥**

તેમના મનમાં એ મોટો શોક છે કે મુનિ કંઈક પૂછશે [તો હું શું ઉત્તર આપીશ]. ભરતજીનાં શીલ અને સંકોચને જોઈને ઋષિ ભરદ્વાજજી બોલ્યા – ભરત! સાંભળો, અમે બધી ખબર પામી ચૂક્યા છીએ. વિધાતાના કર્યા પર કોઈ વશ નથી ચાલતો. ॥ ૪॥

**દો૦ – તુમ્હ ગલાનિ જિયઁ જનિ કરહુ સમુઝિ માતુ કરતૂતિ।**
**તાત કૈકઈહિ દોસુ નહિં ગઈ ગિરા મતિ ધૂતિ॥ ૨૦૬॥**

માતાની કરણીને સમજીને (યાદ કરીને) તમે હૃદયમાં ગ્લાનિ ન કરો. હે તાત! કૈકેયીનોય કોઈ દોષ નથી, તેની બુદ્ધિ તો સરસ્વતી બગાડી ગઈ હતી. ॥ ૨૦૬॥

**ચૌ૦ – યહઉ કહત ભલ કહિહિ ન કોઊ। લોકુ બેદુ બુધ સંમત દોઊ॥**
**તાત તુમ્હાર બિમલ જસુ ગાઈ। પાઈહિ લોકઉ બેદુ બડ઼ાઈ॥ ૧॥**

પણ આમ કહેવા છતાંય કોઈ ભલું નહીં કહે, કેમ કે લોકમત અને વેદમત બંનેય વિદ્વાનોને માન્ય છે. (લોક કહે છે કે કૈકેયી દોષી છે, વેદ કહે છે કે સરસ્વતીએ તેની મતિ ફેરવી માટે તે દોષી છે, સાથે સાથે એમ કહેવાય કે સરસ્વતીએ આવું શા માટે કર્યું? તો દેવોની પ્રેરણાથી. આ રીતે વેદમત અને

વિદ્વાનોના મતે કૈકેયી નિર્દોષ છે. છતાંય, લોકમતે દોષી છે પણ ભરત! તારા માટે એવી વાત નથી) હે તાત! તમારો નિર્મળ યશ ગાઈને તો લોક અને વેદ બંને મોટાઈ પામશે. ॥૧॥

**લોક બેદ સંમત સબુ કહઈ। જેહિ પિતુ દેઇ રાજુ સો લહઈ॥**
**રાઉ સત્યબ્રત તુમ્હહિ બોલાઈ। દેત રાજુ સુખુ ધરમુ બડ઼ાઈ॥૨॥**

આ તો લોક અને વેદ બંનેને માન્ય છે અને બધા એ જ કહે છે કે પિતા જેને રાજ્ય આપે એ જ પામે છે. રાજા સત્યવ્રતી હતા; તમને બોલાવીને રાજ્ય આપતા, તો સુખ મળત, ધર્મ રહેત અને મહત્તા મળત. ॥૨॥

**રામ ગવનુ બન અનરથ મૂલા। જો સુનિ સકલ બિસ્વ ભઇ સૂલા॥**
**સો ભાવી બસ રાનિ અયાની। કરિ કુચાલિ અંતહુઁ પછિતાની॥૩॥**

આખાય અનર્થનું મૂળ તો શ્રીરામચન્દ્રજીનું વનગમન છે, જેને સાંભળીને સમસ્ત સંસારને પીડા થઈ. તે શ્રીરામનું વનગમન પણ ભાવિવશ થયું. અણસમજુ રાણી તો ભાવિવશ કુચાલ કરીને અંતે પસ્તાઈ. ॥૩॥

**તહઁઉઁ તુમ્હાર અલપ અપરાધૂ। કહૈ સો અધમ અયાન અસાધૂ॥**
**કરતેહુ રાજુ ત તુમ્હહિ ન દોષૂ। રામહિ હોત સુનત સંતોષૂ॥૪॥**

તેમાં પણ તમારો કોઈ જરાક પણ અપરાધ કહે, તો તે અધમ, અજ્ઞાની અને અસાધુ (દુર્જન) છે. જો તમે રાજ્ય કરત તો પણ તમને દોષ ન લાગત. સાંભળીને શ્રીરામચન્દ્રજીને પણ સંતોષ જ થાત. ॥૪॥

**દો૦ – અબ અતિ કીન્હેહુ ભરત ભલ તુમ્હહિ ઉચિત મત એહુ।**
**સકલ સુમંગલ મૂલ જગ રઘુબર ચરન સનેહુ॥૨૦૭॥**

હે ભરત! હવે તો તમે ઘણું જ સારું કર્યું, આ જ મત તમારા માટે ઉચિત હતો. શ્રીરામચન્દ્રજીના ચરણોમાં પ્રેમ થવો એ જ સંસારમાં સમસ્ત મંગળોનું મૂળ છે. ॥૨૦૭॥

**ચૌ૦ – સો તુમ્હાર ધનુ જીવનુ પ્રાના। ભૂરિ ભાગ કો તુમ્હહિ સમાના॥**
**યહ તુમ્હાર આચરજુ ન તાતા। દસરથ સુઅન રામ પ્રિય ભ્રાતા॥૧॥**

તો તે (શ્રીરામચન્દ્રજીના ચરણોમાં પ્રેમ) તો તમારા માટે ધન, જીવન અને પ્રાણ જ છે; તમારા જેવો ધનભાગી કોણ છે? હે તાત! તમારા માટે આ આશ્ચર્યની વાત નથી. કેમ કે તમે દશરથજીના પુત્ર અને શ્રીરામજીના પ્રિય ભાઈ છો. ॥૧॥

**સુનહુ ભરત રઘુબર મન માહીં। પેમ પાત્રુ તુમ્હ સમ કોઉ નાહીં॥**
**લખન રામ સીતહિ અતિ પ્રીતી। નિસિ સબ તુમ્હહિ સરાહત બીતી॥૨॥**

હે ભરત! સાંભળો, શ્રીરામચન્દ્રજીના મનમાં તમારા જેવો પ્રેમપાત્ર બીજો કોઈ નથી. લક્ષ્મણજી, શ્રીરામજી અને સીતાજી ત્રણેયની આખી રાત્રિ તે દિવસે અત્યંત પ્રેમ સાથે તમારી પ્રશંસા કરતાં જ વીતી. ॥૨॥

**જાના મરમુ નહાત પ્રયાગા। મગન હોહિં તુમ્હરેં અનુરાગા॥**
**તુમ્હ પર અસ સનેહુ રઘુબર કેં। સુખ જીવન જગ જસ જડ઼ નર કેં॥૩॥**

પ્રયાગરાજમાં જ્યારે તે સ્નાન કરી રહ્યા હતા, તે સમયે મેં એમનો આ મર્મ જાણ્યો. એ તમારા પ્રેમમાં મગ્ન થઈ રહ્યા હતા. તમારા પર શ્રીરામજીનો એવો અગાધ સ્નેહ છે જેવો મૂર્ખ વિષયાસક્ત મનુષ્યનો સંસારમાં સુખમય જીવન પર હોય છે. (પ્રયાગરાજમાં સ્નાન કરતી વખતે તીર્થપુરોહિતો દ્વારા સંકલ્પ કરાવતી વેળાએ 'જમ્બુદ્વીપે, ભરતખંડે' — ભરતનું નામ સાંભળતાં જ શ્રીરામજી તારા પ્રેમમાં ડૂબી ગયા અને તારું નામ લઈ - લઈને ડૂબકી લગાવી આનંદવિભોર થઈ રહ્યા હતા — સમસ્ત પ્રયાગ આ મર્મને જાણે છે.) ॥૩॥

**યહ ન અધિક રઘુબીર બડ઼ાઈ। પ્રનત કુટુંબ પાલ રઘુરાઈ॥**
**તુમ્હ તૌ ભરત મોર મત એહૂ। ધરેં દેહ જનુ રામ સનેહૂ॥૪॥**

આ શ્રીરઘુનાથજીની કંઈ ઘણી મોટાઈ નથી. કેમ કે શ્રીરઘુનાથજી તો શરણાગતના આખાય કુટુંબને પાળનારા છે. હે ભરત! મારો તો આ મત છે કે તમે તો જાણે શરીરધારી શ્રીરામજીના મૂર્તિમંત પ્રેમ જ છે. ॥૪॥

**દો૦ – તુમ્હ કહઁ ભરત કલંક યહ હમ સબ કહઁ ઉપદેસુ।**
**રામ ભગતિ રસ સિદ્ધિ હિત ભા યહ સમઉ ગનેસુ॥૨૦૮॥**

હે ભરત! તમારા માટે આ કલંક છે, પણ અમારા બધા માટે તો ઉપદેશ-આદર્શ છે. શ્રીરામભક્તિરૂપી રસની સિદ્ધિને માટે આ સમય ગણેશ (ઘણો શુભ) થયો છે. (આજે અમે તમારી પાસેથી રામભક્તિ કઈ રીતે થાય તે શીખ્યા છીએ) ॥૨૦૮॥

**ચૌ૦ – નવ બિધુ બિમલ તાત જસુ તોરા। રઘુબર કિંકર કુમુદ ચકોરા॥**
**ઉદિત સદા અઁથઇહિ કબહૂઁ ના। ઘટિહિ ન જગ નભ દિન દિન દૂના॥૧॥**

હે તાત! તમારો યશ નિર્મળ નવીન ચન્દ્રમા છે અને શ્રીરામચન્દ્રજીના દાસ કુમુદ અને ચકોર છે. [તે ચન્દ્રમા તો પ્રતિદિન અસ્ત થાય છે અને ઘટે છે, જેથી કુમુદ અને ચકોરને દુઃખ થાય છે]; પરંતુ તમારો આ યશરૂપી ચન્દ્ર સદા ઉદય રહેશે, ક્યારેય અસ્ત થશે જ નહીં. જગતરૂપી આકાશમાં એ ઘટશે નહીં, પણ દિવસે દિવસે બમણો થશે. ॥૧॥

**કોક તિલોક પ્રીતિ અતિ કરિહી। પ્રભુ પ્રતાપ રબિ છબિહિ ન હરિહી॥**
**નિસિ દિન સુખદ સદા સબ કાહૂ। ગ્રસિહિ ન કૈકઇ કરતબુ રાહૂ॥૨॥**

ત્રૈલોક્યરૂપી ચકવો આ યશરૂપી ચન્દ્રમાને અત્યંત પ્રેમ કરશે (અર્થાત્ ત્રિલોકી તમને પ્રેમ કરશે.) અને પ્રભુ શ્રીરામચન્દ્રજીનો પ્રતાપરૂપી સૂર્ય આની શોભાનું હરણ નહીં કરે. અર્થાત્ રામ પણ તમને સ્નેહ કરશે. આ તમારો યશરૂપી ચન્દ્રમા રાત-દિવસ સદાય સર્વે કોઈને સુખ આપનાર થશે. કૈકેયીનો કુકર્મરૂપી રાહુ એનો ગ્રાસ નહીં કરે. ॥૨॥

**પૂરન રામ સુપેમ પિયૂષા। ગુર અવમાન દોષ નહિં દૂષા॥**
**રામ ભગત અબ અમિઅઁ અઘાહૂઁ। કીન્હેહુ સુલભ સુધા બસુધાહૂઁ॥૩॥**

આ ચન્દ્રમા શ્રીરામચન્દ્રજીના સુંદર પ્રેમરૂપી અમૃતથી પૂર્ણ છે. ગુરુના અપમાનરૂપી દોષથી એ દૂષિત નથી. તમે આ યશરૂપી ચન્દ્રમાની સૃષ્ટિ કરીને પૃથ્વી પર પણ અમૃતને સુલભ કરી દીધું. હવે, શ્રીરામચન્દ્રજીના ભક્ત આ અમૃતથી તૃપ્ત થઈ જશે. ॥૩॥

**ભૂપ ભગીરથ સુરસરિ આની। સુમિરત સકલ સુમંગલ ખાની॥**
**દસરથ ગુન ગન બરનિ ન જાહીં। અધિકુ કહા જેહિ સમ જગ નાહીં॥૪॥**

રાજા ભગીરથ ગંગાજીને લાવ્યા, જેનું (ગંગાજીનું) સ્મરણ જ સંપૂર્ણ સુંદર મંગળોની ખાણ છે. દશરથજીના ગુણસમૂહોનું તો વર્ણન કરી જ નથી શકાતું, અધિક શું? જેમની સરખામણીએ જગતમાં કોઈ નથી. ॥૪॥

**દો૦ – જાસુ સનેહ સકોચ બસ રામ પ્રગટ ભએ આઇ।**
**જે હર હિય નયનનિ કબહુઁ નિરખે નહીં અઘાઇ॥૨૦૯॥**

જેમના પ્રેમ અને સંકોચ(શીલ)ને વશમાં થઈને સ્વયં [સચ્ચિદાનંદઘન] ભગવાન શ્રીરામ આવીને પ્રગટ થયા, જેમને શ્રીમહાદેવજી પોતાના હૃદયનાં નેત્રોથી ક્યારેય ધરાઈને જોઈ નથી શક્યા (અર્થાત્ જેમનું સ્વરૂપ હૃદયમાં જોતાં-જોતાં શિવજી ક્યારેય તૃપ્ત ન થયા). ॥૨૦૯॥

**ચૌ૦ – કીરતિ બિધુ તુમ્હ કીન્હ અનૂપા। જહઁ બસ રામ પેમ મૃગરૂપા॥**
**તાત ગલાનિ કરહુ જિયઁ જાએઁ। ડરહુ દરિદ્રહિ પારસુ પાએઁ॥૧॥**

[પરંતુ એમનાથી પણ ચઢિયાતા] કીર્તિરૂપી અનુપમ ચન્દ્રને તમે ઉત્પન્ન કર્યો, જેમાં શ્રીરામપ્રેમ જ હરણના [ચિહ્ન] રૂપે વસે છે. હે તાત! તમે વ્યર્થ જ હૃદયમાં ગ્લાનિ કરી રહ્યા છો. પારસ પામીને પણ તમે દરિદ્રતાથી ડરી રહ્યા છો! ॥૧॥

**સુનહુ ભરત હમ ઝૂઠ ન કહહીં। ઉદાસીન તાપસ બન રહહીં॥**
**સબ સાધન કર સુફલ સુહાવા। લખન રામ સિય દરસનુ પાવા॥૨॥**

હે ભરત! સાંભળો, અમે જૂઠું નથી કહેતા. અમે ઉદાસીન (તટસ્થ) છીએ (કોઈનો પક્ષ નથી લેતા), તપસ્વી છીએ (કોઈનું મુખદેખ્યું નથી કહેતા) અને વનમાં રહીએ છીએ (કોઈથી પણ કંઈ પ્રયોજન નથી રાખતા). સર્વે સાધનોના ઉત્તમ ફળરૂપે અમને લક્ષ્મણ, શ્રીરામજી અને સીતાજીનાં દર્શન પ્રાપ્ત થયાં; ॥૨॥

**તેહિ ફલ કર ફલુ દરસ તુમ્હારા। સહિત પયાગ સુભાગ હમારા॥**
**ભરત ધન્ય તુમ્હ જસુ જગુ જયઉ। કહિ અસ પેમ મગન મુનિ ભયઉ॥૩॥**

[સીતા-લક્ષ્મણસહિત શ્રીરામદર્શનરૂપ] તે મહાન ફળનું પરમફળ આ તમારાં દર્શન છે! પ્રયાગરાજસહિત અમારાં ધનભાગ્ય છે. હે ભરત! તમે ધન્ય છો, તમે પોતાના યશથી જગતને જીતી લીધું છે. આમ કહીને મુનિ ભરતજીના પ્રેમમાં મગ્ન થઈ ગયા. ॥૩॥

**સુનિ મુનિ બચન સભાસદ હરષે। સાધુ સરાહિ સુમન સુર બરષે॥**
**ધન્ય ધન્ય ધુનિ ગગન પયાગા। સુનિ સુનિ ભરતુ મગન અનુરાગા॥૪॥**

ભરદ્વાજ મુનિનાં વચન સાંભળીને સભાસદ હર્ષિત થઈ ગયા. ‘સાધુ-સાધુ’ કહીને પ્રશંસા કરતાં દેવોએ ફૂલ વરસાવ્યાં. આકાશમાં અને પ્રયાગરાજમાં ‘ધન્ય, ધન્ય’નો ધ્વનિ સાંભળી-સાંભળીને ભરતજી પ્રેમમાં મગ્ન થઈ રહ્યા છે. ॥૪॥

**દો૦ – પુલક ગાત હિયઁ રામુ સિય સજલ સરોરુહ નૈન।**
**કરિ પ્રનામુ મુનિ મંડલિહિ બોલે ગદગદ બૈન॥૨૧૦॥**

ભરતજીનું શરીર પુલકિત છે, હૃદયમાં શ્રીસીતારામજી છે અને કમળ સમાન નેત્ર [પ્રેમાશ્રુના] જળથી ભરાયેલાં છે. તે મુનિઓની મંડળીને પ્રણામ કરી ગદ્ગદ વચન બોલ્યા – ॥૨૧૦॥

**ચૌ૦ – મુનિ સમાજુ અરુ તીરથરાજૂ। સાઁચિહુઁ સપથ અઘાઈ અકાજૂ॥**
**એહિં થલ જૌં કિછુ કહિઅ બનાઈ। એહિ સમ અધિક ન અઘ અધમાઈ॥૧॥**

મુનિઓનો સમાજ છે અને વળી તીર્થરાજ છે. અહીં સાચા સોગંદ ખાવાથીય ભરપૂર હાનિ થાય છે. આ સ્થળે જો કંઈક બનાવીને કહેવામાં આવે, તો એના જેવું કોઈ મોટું પાપ અને નીચતા નહીં હોય. ॥૧॥

**તુમ્હ સર્બગ્ય કહઉઁ સતિભાઊ। ઉર અંતરજામી રઘુરાઊ॥**
**મોહિ ન માતુ કરતબ કર સોચૂ। નહિં દુખુ જિયઁ જગુ જાનિહિ પોચૂ॥૨॥**

હું ખરા ભાવથી કહું છું. આપ સર્વજ્ઞ છો અને શ્રીરઘુનાથજી હૃદયના અંદરનું જાણનારા છે (હું કંઈ પણ અસત્ય કહીશ તો આપથી અને એમનાથી છૂપું નહિ રહી શકે). મને માતા કૈકેયીની કરણીનો કંઈ પણ શોક નથી અને મારા મનમાં એ વાતનું પણ કોઈ દુઃખ નથી કે જગત મને નીચ સમજશે. ॥૨॥

**નાહિન ડરુ બિગરિહિ પરલોકૂ। પિતહુ મરન કર મોહિ ન સોકૂ॥**
**સુકૃત સુજસ ભરિ ભુવન સુહાએ। લછિમન રામ સરિસ સુત પાએ॥૩॥**

એ ડર પણ નથી કે મારો પરલોક બગડી જશે અને ન તો પિતાજીના મૃત્યુનોય મને શોક છે. કેમકે એમનું સુંદર પુણ્ય અને સુયશ વિશ્વભરમાં સુશોભિત છે. તેઓ શ્રીરામ-લક્ષ્મણ જેવા પુત્ર પામ્યા. ॥૩॥

**રામ બિરહઁ તજિ તનુ છનભંગૂ। ભૂપ સોચ કર કવન પ્રસંગૂ॥**
**રામ લખન સિય બિનુ પગ પનહીં। કરિ મુનિ બેષ ફિરહિં બન બનહીં॥૪॥**

વળી, જેમણે શ્રીરામચન્દ્રજીના વિરહમાં પોતાના ક્ષણભંગુર શરીરને ત્યાગી દીધું, એવા રાજાને માટે શોક કરવાનો કયો પ્રસંગ છે? [શોક એ વાતનો છે કે] શ્રીરામજી, લક્ષ્મણજી અને સીતાજી પગમાં વગર પગરખે મુનિઓનો વેષ બનાવી વન-વનમાં ફરે છે. ॥૪॥

દો૦ – અજિન બસન ફલ અસન મહિ સયન ડાસિ કુસ પાત।
બસિ તરુ તર નિત સહત હિમ આતપ બરષા બાત॥૨૧૧॥

તેઓ મૃગચર્મ અને વલ્કલ વસ્ત્ર પહેરે છે, ફળોનું ભોજન કરે છે, પૃથ્વી ઉપર દર્ભ અને પાંદડાં પાથરીને સૂવે છે અને વૃક્ષોની નીચે નિવાસ કરીને નિત્ય ઠંડી, ગર્મી, વર્ષા અને પવન સહે છે. ॥૨૧૧॥

ચૌ૦ – એહિ દુખ દાહઁ દહઇ દિન છાતી। ભૂખ ન બાસર નીદ ન રાતી॥
એહિ કુરોગ કર ઔષધુ નાહીં। સોધેઉઁ સકલ બિસ્વ મન માહીં॥૧॥

આ દુઃખની બળતરાથી નિરંતર મારી છાતી બળતી રહે છે. મને ન તો દિવસે ભૂખ લાગે છે, ન તો રાત્રે નિંદ્રા આવે છે. મેં મનમાં ને મનમાં સમસ્ત વિશ્વમાં શોધ કરી, પણ આ કુરોગનું ઔષધ ક્યાંય નથી. ॥૧॥

માતુ કુમત બઢ઼ઈ અઘ મૂલા। તેહિં હમાર હિત કીન્હ બઁસૂલા॥
કલિ કુકાઠ કર કીન્હ કુજંત્રૂ। ગાડ઼િ અવધિ પઢ઼િ કઠિન કુમંત્રૂ॥૨॥

માતાનો કુમત (બૂરો વિચાર) પાપોનો મૂળ સુથાર છે. તેણે મારા હિતનો વાંસલો બનાવ્યો. તેનાથી કલહરૂપી કુકાઠ (ખરાબ લાકડાનું)નું કુયન્ત્ર બનાવ્યું અને ચૌદ વર્ષની અવધિરૂપી કઠણ કુમન્ત્ર ભણીને તે યન્ત્રને દાટી દીધું. [અહીં માતાનો કુવિચાર સુથાર છે, ભરતને રાજ્ય તે વાંસલો છે અને રામનો વનવાસ કુયન્ત્ર છે અને ચૌદ વર્ષની અવધિ કુમન્ત્ર છે.] ॥૨॥

મોહિ લગિ યહુ કુઠાટુ તેહિં ઠાટા। ઘાલેસિ સબ જગુ બારહબાટા॥
મિટઇ કુજોગુ રામ ફિરિ આએઁ। બસઇ અવધ નહિં આન ઉપાએઁ॥૩॥

મારા માટે તેણે આ આખોય કુઠાઠ (દુષ્ટ સાજ) રચ્યો અને આખા જગતને છિન્નભિન્ન (બારહબાટા) કરીને નષ્ટ કરી નાખ્યું. આ કુયોગ શ્રીરામચન્દ્રજીના પાછા ફરવાથી જ મટી શકે છે અને પછી અયોધ્યા વસી શકે છે, બીજા કોઈ ઉપાયે નહીં. ॥૩॥

ભરત બચન સુનિ મુનિ સુખુ પાઈ। સબહિં કીન્હિ બહુ ભાઁતિ બડ઼ાઈ॥
તાત કરહુ જનિ સોચુ બિસેષી। સબ દુખુ મિટિહિ રામ પગ દેખી॥૪॥

ભરતજીનાં વચન સાંભળીને મુનિએ સુખ મેળવ્યું અને દરેકે એમની ઘણી રીતે પ્રશંસા કરી. [મુનિએ કહ્યું –] હે તાત! વધુ શોક ન કરો. શ્રીરામચન્દ્રજીના ચરણોનાં દર્શન કરતાં જ બધું દુઃખ મટી જશે. ॥૪॥

દો૦ – કરિ પ્રબોધુ મુનિબર કહેઉ અતિથિ પેમપ્રિય હોહુ।
કંદ મૂલ ફલ ફૂલ હમ દેહિં લેહુ કરિ છોહુ॥૨૧૨॥

આ રીતે મુનિશ્રેષ્ઠ ભરદ્વાજજીએ તેમનું સમાધાન કરીને કહ્યું – હવે, આપ લોકો અમારા પ્રેમપ્રિય અતિથિ બનો અને કૃપા કરીને કંદ-મૂળ, ફળ-ફૂલ જે કંઈ અમે આપીએ, તેનો સ્વીકાર કરો. ॥૨૧૨॥

**ચૌ૦ – સુનિ મુનિ બચન ભરત હિયઁ સોચૂ। ભયઉ કુઅવસર કઠિન સઁકોચૂ॥**
**જાનિ ગરુઇ ગુર ગિરા બહોરી। ચરન બંદિ બોલે કર જોરી॥૧॥**

મુનિનાં વચન સાંભળીને ભરતના હૃદયમાં શોક થયો કે આ કટાણે ઘણો કઠિન સંકોચ આવી પડ્યો. વળી, ગુરુજનોની વાણીને મહત્ત્વપૂર્ણ (આદરણીય) સમજીને, ચરણોની વંદના કરીને હાથ જોડી બોલ્યા – ॥૧॥

**સિર ધરિ આયસુ કરિઅ તુમ્હારા। પરમ ધરમ યહુ નાથ હમારા॥**
**ભરત બચન મુનિબર મન ભાએ। સુચિ સેવક સિષ નિકટ બોલાએ॥૨॥**

હે નાથ! આપની આજ્ઞાને માથે ચઢાવી એનું પાલન કરવું – એ અમારો પરમ ધર્મ છે. ભરતજીનાં આ વચન મુનિશ્રેષ્ઠના મનને ઘણાં ગમ્યાં. તેમણે વિશ્વાસપાત્ર સેવકો અને શિષ્યોને પાસે બોલાવ્યા. ॥૨॥

**ચાહિઅ કીન્હિ ભરત પહુનાઈ। કંદ મૂલ ફલ આનહુ જાઈ॥**
**ભલેહિં નાથ કહિ તિન્હ સિર નાએ। પ્રમુદિત નિજ નિજ કાજ સિધાએ॥૩॥**

[અને કહ્યું કે] ભરતની પરોણાગત કરવી જોઈએ. જઈને કંદ, મૂળ અને ફળ લાવો. તેમણે હે નાથ! ઘણું 'સારું' કહીને શીશ નમાવ્યાં અને પછી તે ઘણા આનંદિત થઈને પોતપોતાના કામે ચાલી નીકળ્યા. ॥૩॥

**મુનિહિ સોચ પાહુન બડ઼ નેવતા। તસિ પૂજા ચાહિઅ જસ દેવતા॥**
**સુનિ રિધિ સિધિ અનિમાદિક આઈ। આયસુ હોઇ સો કરહિં ગોસાઈં॥૪॥**

મુનિને ચિંતા થઈ કે અમે ઘણા મોટા મહેમાનોને નિમંત્ર્યા છે. હવે જેવા દેવ હોય, તેવી જ એમની પૂજા પણ થવી જોઈએ. આ સાંભળીને રિદ્ધિઓ અને અણિમાદિ સિદ્ધિઓ આવી ગઈ [અને બોલી –] હે ગોસાઈં! જેવી આપની આજ્ઞા હોય એવું અમે કરીએ. ॥૪॥

**દો૦ – રામ બિરહ બ્યાકુલ ભરતુ સાનુજ સહિત સમાજ।**
**પહુનાઈ કરિ હરહુ શ્રમ કહા મુદિત મુનિરાજ॥૨૧૩॥**

મુનિરાજે પ્રસન્ન થઈને કહ્યું – નાના ભાઈ શત્રુઘ્ન અને સમાજસહિત ભરતજી શ્રીરામચન્દ્રજીના વિરહમાં વ્યાકુળ છે, એમનો આતિથ્ય-સત્કાર પરોણાગત કરીને એમના શ્રમને દૂર કરો. ॥૨૧૩॥

**ચૌ૦ – રિધિ સિધિ સિર ધરિ મુનિબર બાની। બડ઼ભાગિનિ આપુહિ અનુમાની॥**
**કહહિં પરસપર સિધિ સમુદાઈ। અતુલિત અતિથિ રામ લઘુ ભાઈ॥૧॥**

રિદ્ધિ-સિદ્ધિઓ મુનિરાજની આજ્ઞાને માથે ચઢાવી પોતાને મોટી ભાગ્યશાળી જાણી. સર્વે સિદ્ધિઓ પરસ્પર કહેવા લાગી - શ્રીરામચન્દ્રજીના નાના ભાઈ ભરત એવા અતિથિ છે, જેમની સરખામણીએ કોઈ આવી નથી શકતા. ॥૧॥

**મુનિ પદ બંદિ કરિઅ સોઇ આજૂ। હોઇ સુખી સબ રાજ સમાજૂ॥**
**અસ કહિ રચેઉ રુચિર ગૃહ નાના। જેહિ બિલોકિ બિલખાહિં બિમાના॥૨॥**

માટે મુનિના ચરણોની વંદના કરીને આજે એવું જ કરવું જોઈએ કે જેથી સમસ્ત રાજસમાજ સુખી થાય. આમ કહીને તેમણે ઘણાં જ સુંદર ઘરો બનાવ્યાં, જેમને જોઈને વિમાન પણ લજાઈ જાય છે. ॥૨॥

**ભોગ બિભૂતિ ભૂરિ ભરિ રાખે। દેખત જિન્હહિ અમર અભિલાષે॥**
**દાસીં દાસ સાજુ સબ લીન્હેં। જોગવત રહહિં મનહિ મનુ દીન્હેં॥૩॥**

તે ઘરોમાં ઘણા જ ભોગ (ઇન્દ્રિયોના વિષય) અને ઐશ્વર્ય(ઠાઠ-માઠ)નો સામાન ભરીને મૂકી દીધો, જેને જોઈને દેવો પણ લલચાઈ ગયા. દાસી-દાસ સર્વે પ્રકારની સામગ્રી લઈ મન દઈને તેમનાં મનોને જોતાં રહે છે (અર્થાત્ તેમના મનની રુચિ પ્રમાણે કરતાં રહે છે). ॥૩॥

**સબ સમાજુ સજિ સિધિ પલ માહીં। જે સુખ સુરપુર સપનેહુઁ નાહીં॥**
**પ્રથમહિં બાસ દિએ સબ કેહી। સુંદર સુખદ જથા રુચિ જેહી॥૪॥**

જે સુખનો સામાન સ્વર્ગમાં પણ સપનેય નથી એવો સર્વે સામાન સિદ્ધિઓએ પળભરમાં હાજર કરી દીધો. પ્રથમ તો તેમણે હર કોઈને, (અયોધ્યાથી આવેલાઓની) જેની જેવી રુચિ હતી એવા જ સુંદર સુખદાયક નિવાસસ્થાન આપ્યાં. ॥૪॥

**દો૦– બહુરિ સપરિજન ભરત કહુઁ રિષિ અસ આયસુ દીન્હ।**
**બિધિ બિસમય દાયકુ બિભવ મુનિબર તપબલ કીન્હ॥૨૧૪॥**

અને પછી પરિવારસહિત ભરતજીને નિવાસસ્થાન આપ્યાં, કારણ કે ઋષિ ભરદ્વાજજીએ એવી જ આજ્ઞા આપી હતી. [ભરતજી ઇચ્છતા હતા કે એમના બધા સાથીઓને આરામ મળે, એટલે એમના મનની વાત જાણીને મુનિએ પ્રથમ તે લોકોને સ્થાન આપીને પછી સપરિવાર ભરતજીને સ્થાન આપવા માટે આજ્ઞા આપી હતી.] મુનિશ્રેષ્ઠે તપોબળથી બ્રહ્માને પણ ચકિત કરી દેનાર વૈભવ રચી નાખ્યો. ॥૨૧૪॥

**ચૌ૦– મુનિ પ્રભાઉ જબ ભરત બિલોકા। સબ લઘુ લગે લોકપતિ લોકા॥**
**સુખ સમાજુ નહિં જાઇ બખાની। દેખત બિરતિ બિસારહિં ગ્યાની॥૧॥**

જ્યારે ભરતજીએ મુનિના પ્રભાવને નિહાળ્યો, તો એની સામે એમને [ઇન્દ્ર, વરુણ, યમ, કુબેર આદિ] બધા લોકપાળોના લોક તુચ્છ જણાયા. સુખની સામગ્રીનું વર્ણન નથી થઈ શકતું, જેને જોઈને જ્ઞાની લોકો પણ વૈરાગ્ય ભૂલી જાય છે. ॥૧॥

**આસન સયન સુબસન બિતાના। બન બાટિકા બિહગ મૃગ નાના॥**
**સુરભિ ફૂલ ફલ અમિઅ સમાના। બિમલ જલાસય બિબિધ બિધાના॥૨॥**

આસન, સેજ, સુંદર વસ્ત્ર, ચંદરવા, વન, બગીચા, જાતજાતનાં પક્ષી અને પશુ, સુગંધિત ફૂલ અને અમૃત સમાન સ્વાદિષ્ટ ફળ, અનેક પ્રકારનાં (તળાવ, કૂવા, વાવ આદિ) નિર્મળ જળાશય; ॥૨॥

**અસન પાન સુચિ અમિઅ અમી સે। દેખિ લોગ સકુચાત જમી સે॥**
**સુર સુરભી સુરતરુ સબહી કેં। લખિ અભિલાષુ સુરેસ સચી કેં॥૩॥**

તથા અમૃતને પણ અમૃત લાગે તેવા સ્વાદિષ્ટ અને પવિત્ર ખાન-પાનના પદાર્થ હતા, જેને જોઈને રામવિયોગમાં વ્રત રાખનારા બધા અયોધ્યાવાસીઓ સંયમી વિરક્ત મુનિઓની જેમ સંકોચાઈ રહ્યા છે (એટલે કે સંયમીઓ જેમ વ્રતભંગ થવાના ડરથી ભોગગ્રહણ કરવામાં સંકોચાય છે તેવી રીતે બધા જ અયોધ્યાવાસી સંકોચાઈ રહ્યા છે). બધાના ઉતારાઓમાં મનવાંછિત વસ્તુ આપનાર કામધેનુ અને કલ્પવૃક્ષ છે, જેને જોઈને ઈન્દ્ર અને ઈન્દ્રાણીને પણ અભિલાષા થાય છે (તેમનું મન પણ લલચાઈ જાય છે). ॥૩॥

**રિતુ બસંત બહ ત્રિબિધ બયારી। સબ કહઁ સુલભ પદારથ ચારી॥**
**સ્રક ચંદન બનિતાદિક ભોગા। દેખિ હરષ બિસમય બસ લોગા॥૪॥**

વસંત ઋતુ છે. શીતળ, મંદ, સુગંધ ત્રણેય પ્રકારની હવા વહી રહી છે. બધાને [ધર્મ, અર્થ, કામ અને મોક્ષ] ચારેય પદાર્થ સુલભ છે. માળા, ચંદન, સ્ત્રી આદિ ભોગોને જોઈને સર્વે લોકો હર્ષ અને વિસ્મયને વશ થઈ રહ્યા છે. ॥૪॥

**દો૦ – સંપતિ ચકઈ ભરતુ ચક મુનિ આયસ ખેલવાર।**
**તેહિ નિસિ આશ્રમ પિંજરાઁ રાખે ભા ભિનુસાર॥૨૧૫॥**

સમ્પતિ (ભોગ-વિલાસની સામગ્રી) ચકવી છે અને ભરતજી ચકવા છે અને મુનિની આજ્ઞા ખેલાડી - નટ છે, જેણે એ રાત્રે આશ્રમરૂપી પિંજરામાં બંનેને બંધ કરી રાખ્યાં અને આમ જ સવાર થઈ ગયું. [જેમ એક પિંજરામાં રાખવા છતાંય ચકવી-ચકવાનો રાત્રે સંયોગ નથી થતો, તેવી જ રીતે ભરદ્વાજજીની આજ્ઞાથી સમસ્ત રાત્રિ ભોગ-સામગ્રીઓની સાથે રહેવા છતાંય ભરતજીએ મનથીય તેમનો સ્પર્શ સુદ્ધાં કર્યો નથી.] ॥૨૧૫॥

## માસપારાયણ, ઓગણીસમો વિશ્રામ

**ચૌ૦ – કીન્હ નિમજ્જનુ તીરથરાજા। નાઈ મુનિહિ સિરુ સહિત સમાજા॥**
**રિષિ આયસુ અસીસ સિર રાખી। કરિ દંડવત બિનય બહુ ભાષી॥૧॥**

[પ્રાતઃકાળે] ભરતજીએ તીર્થરાજમાં સ્નાન કર્યું અને સમાજસહિત મુનિને શીશ નમાવી અને ઋષિની આજ્ઞા તથા આશીર્વાદને સિરે ચઢાવી દંડવત્ કરીને ઘણી વિનંતી કરી. ॥૧॥

**પથ ગતિ કુસલ સાથ સબ લીન્હેં। ચલે ચિત્રકૂટહિં ચિતુ દીન્હેં॥**
**રામસખા કર દીન્હેં લાગૂ। ચલત દેહ ધરિ જનુ અનુરાગૂ॥૨॥**

તત્પશ્ચાત્ માર્ગને જાણનારા ભોમિયા લોકો(કુશળ પથપ્રદર્શકો)ની સાથે સર્વે લોકોને લઈ ભરતજી ચિત્રકૂટમાં ચિત્ત જોડીને ચાલ્યા. ભરતજી રામસખા ગુહના હાથમાં હાથ મૂકીને એવા જઈ રહ્યા છે, જાણે સાક્ષાત્ પ્રેમે જ શરીર ધારણ કર્યું હોય. ॥૨॥

**નહિં પદ ત્રાન સીસ નહિં છાયા। પેમુ નેમુ બ્રતુ ધરમુ અમાયા॥**
**લખન રામ સિય પંથ કહાની। પૂઁછત સખહિ કહત મૃદુ બાની॥૩॥**

ન તો એમના પગમાં પગરખાં છે અને નથી સિર પર છાયા. તેમના પ્રેમ, નિયમ, વ્રત અને ધર્મ નિષ્કપટ છે. તેઓ સખા નિષાદરાજને લક્ષ્મણજી, શ્રીરામચન્દ્રજી અને સીતાજીના માર્ગની વાતો પૂછે છે અને તે કોમળ વાણીથી કહે છે. ॥૩॥

**રામ બાસ થલ બિટપ બિલોકેં। ઉર અનુરાગ રહત નહિં રોકેં॥**
**દેખિ દસા સુર બરિસહિં ફૂલા। ભઈ મૃદુ મહિ મગુ મંગલ મૂલા॥૪॥**

શ્રીરામચન્દ્રજીના ઊતરવાનાં સ્થળો અને વૃક્ષોને જોઈને તેમના હૃદયમાં પ્રેમ રોક્યો નથી રોકાતો. ભરતજીની આ દશા જોઈને દેવો ફૂલ વરસાવવા લાગ્યા. પૃથ્વી કોમળ થઈ ગઈ અને માર્ગ મંગળનો મૂળ બની ગયો. ॥૪॥

**દો૦– કિએઁ જાહિં છાયા જલદ સુખદ બહઈ બર બાત।**
**તસ મગુ ભયઉ ન રામ કહઁ જસ ભા ભરતહિ જાત॥૨૧૬॥**

વાદળા છાયા કર્યે જાય છે, સુખ આપનાર સુંદર હવા વહી રહી છે. ભરતજીને જતી વખતે માર્ગ જેવો સુખદાયક થયો, તેવો શ્રીરામચન્દ્રજીને પણ થયો ન હતો. ॥૨૧૬॥

**ચૌ૦ –જડ઼ ચેતન મગ જીવ ઘનેરે। જે ચિતએ પ્રભુ જિન્હ પ્રભુ હેરે॥**
**તે સબ ભએ પરમ પદ જોગૂ। ભરત દરસ મેટા ભવ રોગૂ॥૧॥**

માર્ગમાં અસંખ્ય જડ-ચેતન જીવો હતા. તેમાંથી જેમને પ્રભુ શ્રીરામચન્દ્રજીએ જોયા, અથવા જેમણે પ્રભુ શ્રીરામચન્દ્રજીને જોયા તે સર્વે [એ જ વખતે] પરમપદના અધિકારી થઈ ગયા. પરંતુ હવે ભરતજીનાં દર્શને તો એમનો ભવ(જન્મ-મરણ)રૂપી રોગ મટાડી દીધો. [શ્રીરામદર્શનથી તો તે પરમપદના અધિકારી જ થયા હતા, પરંતુ ભરતદર્શનથી તેમને પરમપદ પ્રાપ્ત થઈ ગયું]. ॥૧॥

**યહ બડ઼િ બાત ભરત કઇ નાહીં। સુમિરત જિનહિ રામુ મન માહીં॥**
**બારક રામ કહત જગ જેઊ। હોત તરન તારન નર તેઊ॥૨॥**

ભરતજીને માટે આ કોઈ મોટી વાત નથી; જેમને શ્રીરામજી સ્વયં પોતાના મનમાં સ્મરણ કરતાં રહે છે. જગતમાં જે પણ મનુષ્ય એક વાર ‘રામ’ કહી લે છે, તે પણ તરવા-તારવાવાળા થઈ જાય છે! ॥૨॥

**ભરતુ રામ પ્રિય પુનિ લઘુ ભ્રાતા। કસ ન હોઈ મગુ મંગલદાતા॥**
**સિદ્ધ સાધુ મુનિબર અસ કહહીં। ભરતહિ નિરખિ હરષુ હિયઁ લહહીં॥૩॥**

વળી, ભરતજી તો શ્રીરામચન્દ્રજીના પ્રિય તથા તેમના નાના ભાઈ રહ્યા. તો ભલા! એમને માટે માર્ગ મંગળ(સુખ)દાયક કેમ ન થાય? સિદ્ધ, સાધુ અને શ્રેષ્ઠ મુનિ આવું કહી રહ્યા છે અને ભરતજીને જોઈ હૃદયમાં હર્ષ-લાભ કરે છે. ॥૩॥

**દેખિ પ્રભાઉ સુરેસહિ સોચૂ। જગુ ભલ ભલેહિ પોચ કહુઁ પોચૂ॥**
**ગુર સન કહેઉ કરિઅ પ્રભુ સોઈ। રામહિ ભરતહિ ભેટ ન હોઈ॥૪॥**

ભરતજીના [આ પ્રેમના] પ્રભાવને જોઈને દેવરાજ ઈન્દ્રને શોક થઈ ગયો [કે ક્યાંક આમના પ્રેમવશ શ્રીરામજી પાછા ફરી ન જાય અને અમારું બન્યું-બનાવ્યું કાર્ય બગડી જાય]. સંસાર ભલાના માટે ભલો અને નરસા માટે નરસો છે (મનુષ્ય જેવો પોતે હોય છે, જગત તેને એવું જ દેખાય છે). તેણે ગુરુ બૃહસ્પતિજીને કહ્યું – હે પ્રભો! એવો ઉપાય કરો કે જેથી શ્રીરામચન્દ્રજી અને ભરતજીનો મેળાપ જ ન થાય. ॥૪॥

**દો૦– રામુ સઁકોચી પ્રેમ બસ ભરત સપેમ પયોધિ।**
**બની બાત બેગરન ચહતિ કરિઅ જતનુ છલુ સોધિ॥૨૧૭॥**

શ્રીરામચન્દ્રજી સંકોચી અને પ્રેમને વશ છે અને ભરતજી પ્રેમના સમુદ્ર છે. બની-બનાવેલી વાત બગડવા માગે છે, માટે કંઈક કપટ શોધીને એનો ઉપાય કરો. ॥૨૧૭॥

**ચૌ૦– બચન સુનત સુરગુરુ મુસુકાને। સહસનયન બિનુ લોચન જાને॥**
**માયાપતિ સેવક સન માયા। કરઈ ત ઉલટિ પરઈ સુરરાયા॥૧॥**

ઈન્દ્રનાં વચન સાંભળતાં જ દેવગુરુ બૃહસ્પતિજી મલકાયા. તેમણે ઈન્દ્રને હજાર નેત્ર હોવા છતાંય નેત્રહીન-મૂર્ખ જાણ્યો અને કહ્યું – હે દેવરાજ! માયાના સ્વામી શ્રીરામચન્દ્રજીના સેવકની સાથે કોઈ માયા કરે છે તો તે ઊંધી થઈને પોતાના ઉપર જ આવી પડે છે. ॥૧॥

**તબ કિછુ કીન્હ રામ રુખ જાની। અબ કુચાલિ કરિ હોઈહિ હાની॥**
**સુનુ સુરેસ રઘુનાથ સુભાઊ। નિજ અપરાધ રિસાહિં ન કાઊ॥૨॥**

તે સમયે (ગત વખતે) તો શ્રીરામચન્દ્રજીનું વલણ જાણીને કંઈક કર્યું હતું. પરંતુ આ સમયે કુચાલ કરવાથી હાનિ જ થશે. હે દેવરાજ! શ્રીરઘુનાથજીનો સ્વભાવ સાંભળો, તે પોતાના પ્રતિ કરેલા અપરાધથી ક્યારેય રુષ્ટ નથી થતા. ॥૨॥

**જો અપરાધુ ભગત કર કરઈ। રામ રોષ પાવક સો જરઈ॥**
**લોકહુઁ બેદ બિદિત ઈતિહાસા। યહ મહિમા જાનહિં દુરબાસા॥૩॥**

પણ જો કોઈ એમના ભક્તનો અપરાધ કરે છે, તે શ્રીરામની ક્રોધાગ્નિમાં બળી જાય છે. લોક અને વેદ બંનેમાં ઈતિહાસ (કથા) પ્રસિદ્ધ છે. આ મહિમાને દુર્વાસાજી જાણે છે. ॥૩॥

**ભરત સરિસ કો રામ સનેહી। જગુ જપ રામ રામુ જપ જેહી॥૪॥**

આખુંય જગત શ્રીરામને જપે છે, તે શ્રીરામજી જેમને જપે છે તે ભરતજી સમાન શ્રીરામજીનો પ્રેમી કોણ હશે? ॥૪॥

**દો૦– મનહુઁ ન આનિઅ અમરપતિ રઘુબર ભગત અકાજુ।**
**અજસુ લોક પરલોક દુખ દિન દિન સોક સમાજુ॥૨૧૮॥**

હે દેવરાજ! રઘુકુળશ્રેષ્ઠ શ્રીરામચન્દ્રજીના ભક્તનું કાર્ય બગાડવાની વાત મનમાં પણ ન લાવો. આમ કરવાથી લોકોમાં અપયશ અને પરલોકમાં દુઃખ થશે અને શોકનો સામાન દિવસે દિવસે વધતો જ જશે. ॥ ૨૧૮॥

**ચૌ૦ – સુનુ સુરેસ ઉપદેસુ હમારા। રામહિ સેવકુ પરમ પિઆરા॥**
**માનત સુખુ સેવક સેવકાઈ। સેવક બૈર બૈરુ અધિકાઈ॥ ૧॥**

હે દેવરાજ! અમારો ઉપદેશ સાંભળો. શ્રીરામજીને પોતાના સેવક પરમપ્રિય છે. તે પોતાના સેવકની સેવામાં સુખ માને છે અને સેવકની સાથે વેર કરવાથી મોટો ભારે વેરી માને છે. ॥ ૧॥

**જદ્યપિ સમ નહિં રાગ ન રોષૂ। ગહહિં ન પાપ પૂનુ ગુન દોષૂ॥**
**કરમ પ્રધાન બિસ્વ કરિ રાખા। જો જસ કરઈ સો તસ ફલુ ચાખા॥ ૨॥**

યદ્યપિ તે સમાન છે – તેમનામાં ન રાગ છે, ન રોષ. અને તે કોઈનાં પાપ-પુણ્ય અને ગુણ-દોષોય ગ્રહણ નથી કરતા. તેમણે વિશ્વમાં કર્મને જ પ્રધાન કરી રાખ્યું છે. જે જેવું કરે છે, તે તેવું જ ફળ ભોગવે છે. ॥ ૨॥

**તદપિ કરહિં સમ બિષમ બિહારા। ભગત અભગત હૃદય અનુસારા॥**
**અગુન અલેપ અમાન એકરસ। રામુ સગુન ભએ ભગત પેમ બસ॥ ૩॥**

તો પણ તે ભક્ત અને અભક્તના હૃદયના અનુસાર સમ અને વિષમ વ્યવહાર કરે છે (ભક્તને પ્રેમથી ગળે લગાવી લે છે અને અભક્તને મારીને તારી દે છે). ગુણરહિત, નિર્લેપ, માનરહિત અને સદા એકરસ ભગવાન શ્રીરામ ભક્તના પ્રેમવશે જ સગુણ થયા છે. ॥ ૩॥

**રામ સદા સેવક રુચિ રાખી। બેદ પુરાન સાધુ સુર સાખી॥**
**અસ જિયઁ જાનિ તજહુ કુટિલાઈ। કરહુ ભરત પદ પ્રીતિ સુહાઈ॥ ૪॥**

શ્રીરામજી સદા પોતાના સેવકો(ભક્તો)ની રુચિ રાખતા આવ્યા છે. વેદ, પુરાણ, સાધુ અને દેવો આના સાક્ષી છે. આવું હૃદયમાં જાણીને કુટિલતા છોડી દો અને ભરતજીના ચરણોમાં સુંદર પ્રીતિ કરો. ॥ ૪॥

**દો૦ – રામ ભગત પરહિત નિરત પર દુખ દુખી દયાલ।**
**ભગત સિરોમનિ ભરત તેં જનિ ડરપહુ સુરપાલ॥ ૨૧૯॥**

હે દેવરાજ ઈન્દ્ર! શ્રીરામચન્દ્રજીના ભક્ત સદા બીજાના જ હિતમાં લાગ્યા રહે છે, તે બીજાઓના દુઃખે દુઃખી અને દયાળુ હોય છે. વળી, ભરતજી તો ભક્તોના શિરોમણિ છે, તેમનાથી બિલકુલ ન ડરો. ॥ ૨૧૯॥

**ચૌ૦ – સત્યસંધ પ્રભુ સુર હિતકારી। ભરત રામ આયસ અનુસારી॥**
**સ્વારથ બિબસ બિકલ તુમ્હ હોહૂ। ભરત દોસુ નહિં રાઉર મોહૂ॥ ૧॥**

પ્રભુ શ્રીરામચન્દ્રજી સત્યપ્રતિજ્ઞ અને દેવતાઓનું હિત કરનારા છે અને ભરતજી શ્રીરામજીની આજ્ઞા અનુસાર ચાલનારા છે. તમે વ્યર્થ જ સ્વાર્થને વિશેષ વશ થઈને વ્યાકુળ થઈ રહ્યા છો. એમાં ભરતજીનો કોઈ દોષ નથી, તમારો જ મોહ છે. ॥૧॥

**સુનિ સુરબર સુરગુર બર બાની। ભા પ્રમોદુ મન મિટી ગલાની॥**
**બરષિ પ્રસૂન હરષિ સુરરાઊ। લગે સરાહન ભરત સુભાઊ॥૨॥**

દેવગુરુ બૃહસ્પતિજીની શ્રેષ્ઠ વાણી સાંભળીને ઇન્દ્રના મનમાં ઘણો આનંદ થયો અને એમની ચિંતા મટી ગઈ. પછી હર્ષિત થઈને દેવરાજ ફૂલ વરસાવીને ભરતજીના સ્વભાવની પ્રશંસા કરવા લાગ્યા. ॥૨॥

**એહિ બિધિ ભરત ચલે મગ જાહીં। દસા દેખિ મુનિ સિદ્ધ સિહાહીં॥**
**જબહિં રામુ કહિ લેહિં ઉસાસા। ઉમગત પ્રેમુ મનહુઁ ચહુ પાસા॥૩॥**

આ પ્રકારે ભરતજી માર્ગમાં ચાલ્યા જઈ રહ્યા છે. તેમની [પ્રેમમયી] દશા જોઈને મુનિ અને સિદ્ધ લોકો પણ ઈર્ષ્યાપૂર્વક પ્રશંસા કરે છે. ભરતજી જ્યારે 'રામ' કહીને લાંબો શ્વાસ લે છે, ત્યારે જાણે ચારેય બાજુ પ્રેમ ઊભરાઈ ઊઠે છે. ॥૩॥

**દ્રવહિં બચન સુનિ કુલિસ પષાના। પુરજન પેમુ ન જાઇ બખાના॥**
**બીચ બાસ કરિ જમુનહિં આએ। નિરખિ નીરુ લોચન જલ છાએ॥૪॥**

એમનાં [પ્રેમ અને દીનતાપૂર્ણ] વચનોને સાંભળીને વજ્ર અને પથ્થર પણ ઓગળી જાય છે. અયોધ્યાવાસીઓનો પ્રેમ કહી નથી શકાતો. વચ્ચે (મુકામ) રોકાણ કરીને ભરતજી યમુનાજીના તટે આવ્યા. યમુનાજીનું જળ જોઈને એમનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં. ॥૪॥

**દો૦— રઘુબર બરન બિલોકિ બર બારિ સમેત સમાજ।**
**હોત મગન બારિધિ બિરહ ચઢ઼ે બિબેક જહાજ॥૨૨૦॥**

શ્રી રઘુનાથજીના (શ્યામ) રંગરૂપી સુંદર જળ જોઈને આખા સમાજસહિત ભરતજી [પ્રેમ વિહ્વળ થઈને] શ્રીરામજીના વિરહરૂપી સમુદ્રમાં ડૂબતાં ડૂબતાં વિવેકરૂપી વહાણ પર ચઢી ગયા (અર્થાત્ યમુનાજીનું શ્યામવર્ણી જળ જોઈને સર્વે લોકો શ્યામવર્ણ ભગવાનના પ્રેમમાં વિહ્વળ થઈ ગયા અને તેમને ન પામીને વિરહવ્યથાથી પીડિત થઈ ગયા. પછી ભરતજીના ધ્યાનમાં એ આવ્યું કે જલદી જઈને એમનાં સાક્ષાત્ દર્શન કરીશું, આ વિવેકથી તેઓ ફરી ઉત્સાહિત થઈ ગયા.) ॥૨૨૦॥

**ચૌ૦— જમુન તીર તેહિ દિન કરિ બાસૂ। ભયઉ સમય સમ સબહિ સુપાસૂ॥**
**રાતિહિં ઘાટ ઘાટ કી તરની। આઈં અગનિત જાહિં ન બરની॥૧॥**

તે દિવસે યમુનાજીના કિનારે નિવાસ કર્યો. સમયાનુસાર દરેકને માટે [ખાન-પાન આદિની] સુંદર વ્યવસ્થા થઈ. [નિષાદરાજનો સંકેત પામીને] રાતોરાતમાં ઘાટ-ઘાટની અગણિત નાવો ત્યાં આવી ગઈ, જેનું વર્ણન કરી શકાતું નથી. ॥૧॥

**પ્રાત પાર ભએ એકહિ ખેવાઁ। તોષે રામસખા કી સેવાઁ॥**
**ચલે નહાઇ નદિહિ સિર નાઈ। સાથ નિષાદનાથ દોઉ ભાઈ॥૨॥**

સવારમાં એક જ ફેરામાં સર્વે લોકો પાર થઈ ગયા અને શ્રીરામચન્દ્રજીના સખા નિષાદરાજની આ સેવાથી સંતુષ્ટ થયા. પછી સ્નાન કરીને અને નદીને માથું નમાવીને નિષાદરાજ સાથે બંને ભાઈ ચાલ્યા. ॥૨॥

**આગેં મુનિબર બાહન આછેં। રાજસમાજ જાઇ સબુ પાછેં॥**
**તેહિ પાછેં દોઉ બંધુ પયાદેં। ભૂષન બસન બેષ સુઠિ સાદેં॥૩॥**

આગળ સારાં સારાં વાહનો પર શ્રેષ્ઠ મુનિઓ છે. તેમની પાછળ સમસ્ત રાજસમાજ જઈ રહ્યો છે. તેની પાછળ બંને ભાઈ બહુ સાદાં ભૂષણ-વસ્ત્ર અને વેશે પગપાળા ચાલી રહ્યા છે. ॥૩॥

**સેવક સુહૃદ સચિવસુત સાથા। સુમિરત લખનુ સીય રઘુનાથા॥**
**જહઁ જહઁ રામ બાસ બિશ્રામા। તહઁ તહઁ કરહિં સપ્રેમ પ્રનામા॥૪॥**

સેવક, મિત્ર અને મંત્રીના પુત્ર એમની સાથે છે. લક્ષ્મણ, સીતાજી અને શ્રીરઘુનાથજીનું સ્મરણ કરતાં જઈ રહ્યા છે. જ્યાં જ્યાં શ્રીરામજીએ નિવાસ અને વિશ્રામ કર્યો હતો, ત્યાં ત્યાં તેઓ પ્રેમસહિત પ્રણામ કરે છે. ॥૪॥

**દો૦ – મગબાસી નર નારિ સુનિ ધામ કામ તજિ ધાઈ।**
**દેખિ સરૂપ સનેહ સબ મુદિત જનમ ફલુ પાઈ॥૨૨૧॥**

માર્ગમાં રહેનારાં સ્ત્રી-પુરુષ આ સાંભળીને ઘર અને કામ-કાજ છોડીને દોડી આવે છે. અને એમના રૂપ (સૌંદર્ય) અને પ્રેમને જોઈને તે સર્વે જન્મ લેવાનું ફળ પામીને આનંદિત થાય છે. ॥૨૨૧॥

**ચૌ૦ – કહહિં સપેમ એક એક પાહીં। રામુ લખનુ સખિ હોહિં કિ નાહીં॥**
**બય બપુ બરન રૂપુ સોઇ આલી। સીલુ સનેહુ સરિસ સમ ચાલી॥૧॥**

ગામોની સ્ત્રીઓ એક-બીજીને પ્રેમપૂર્વક કહે છે - સખી! આ રામ-લક્ષ્મણ છે કે નહીં? હે સખી! આમની અવસ્થા, શરીર અને રંગરૂપ તો એ જ છે. શીલ, સ્નેહ એમનાં જેવાં જ છે અને ચાલ પણ એમની સમાન છે. ॥૧॥

**બેષુ ન સો સખિ સીય ન સંગા। આગેં અની ચલી ચતુરંગા॥**
**નહિં પ્રસન્ન મુખ માનસ ખેદા। સખિ સંદેહુ હોઇ એહિં ભેદા॥૨॥**

પરંતુ હે સખી! આમનો ન તો તે વેષ (વલ્કલ વસ્ત્ર ધારી મુનિવેષ) છે, ન સીતાજીય સાથે છે અને આમની આગળ તો ચતુરંગિણી સેના ચાલી જઈ રહી છે. છતાંય, એમનાં મુખ પ્રસન્ન નથી. એમના મનમાં ખેદ છે. હે સખી! આ જ ભેદને કારણે સંદેહ થાય છે. ॥૨॥

**તાસુ તરક તિયગન મન માની। કહહિં સકલ તેહિ સમ ન સયાની॥**
**તેહિ સરાહિ બાની ફુરિ પૂજી। બોલી મધુર બચન તિય દૂજી॥૩॥**

એનો તર્ક (યુક્તિ) અન્ય સ્ત્રીઓના મનને ગમ્યો. સર્વે કહે છે કે આના સમાન ચતુર (સમજુ) કોઈ નથી. તેની પ્રશંસા કરી અને 'તારી વાણી સત્ય છે' - આ પ્રકારે તેનું સન્માન કરીને બીજી સ્ત્રી મીઠાં વચન બોલી, ॥ ૩॥

**કહિ સપેમ સબ કથાપ્રસંગૂ। જેહિ બિધિ રામ રાજ રસ ભંગૂ॥**
**ભરતહિ બહુરિ સરાહન લાગી। સીલ સનેહ સુભાય સુભાગી॥ ૪॥**

શ્રીરામજીના રાજતિલકનો આનંદનો જે પ્રકારે ભંગ થયો હતો તે સર્વ કથાપ્રસંગ પ્રેમપૂર્વક કહીને પછી તે ભરતજીનાં શીલ, સ્નેહ અને સૌભાગ્યની પ્રશંસા કરવા લાગી. ॥ ૪॥

**દો૦ – ચલત પયાદેં ખાત ફલ પિતા દીન્હ તજિ રાજુ।**
**જાત મનાવન રઘુબરહિ ભરત સરિસ કો આજુ॥ ૨૨૨॥**

[તે બોલી -] જુઓ, આ ભરતજી પિતાના આપેલા રાજ્યને ત્યાગીને પગપાળા ચાલતાં અને ફળાહાર કરતાં કરતાં શ્રીરામજીને મનાવવા માટે જઈ રહ્યા છે. આમના જેવો આજે કોણ છે? ॥ ૨૨૨॥

**ચૌ૦ – ભાયપ ભગતિ ભરત આચરનૂ। કહત સુનત દુખ દૂષન હરનૂ॥**
**જો કિછુ કહબ થોર સખિ સોઈ। રામ બંધુ અસ કાહે ન હોઈ॥ ૧॥**

ભરતજીનું બંધુત્વ, ભક્તિ અને એમનું આચરણ કહેવા અને સાંભળવાથી દુઃખ અને દોષને હરનારા છે. હે સખી! એમના વિશે જે કંઈ પણ કહેવામાં આવે, તે થોડું છે. શ્રીરામચન્દ્રજીના ભાઈ આવા કેમ ન હોય! ॥ ૧॥

**હમ સબ સાનુજ ભરતહિ દેખેં। ભઈન્હ ધન્ય જુબતી જન લેખેં॥**
**સુનિ ગુન દેખિ દસા પછિતાહીં। કૈકઇ જનનિ જોગુ સુતુ નાહીં॥ ૨॥**

નાના ભાઈ શત્રુઘ્નસહિત ભરતજીને જોઈને અમે સર્વે પણ આજ ધન્ય (મહાભાગ્યશાળી) સ્ત્રીઓની ગણતરીમાં આવી ગઈ. આ પ્રમાણે ભરતજીના ગુણ સાંભળીને અને એમની દશા જોઈને સ્ત્રીઓ પસ્તાય છે અને કહે છે - આ પુત્ર કૈકેયી જેવી માતાને યોગ્ય નથી. ॥ ૨॥

**કોઉ કહ દૂષનુ રાનિહિ નાહિન। બિધિ સબુ કીન્હ હમહિ જો દાહિન॥**
**કહઁ હમ લોક બેદ બિધિ હીની। લઘુ તિય કુલ કરતૂતિ મલીની॥ ૩॥**

કોઈ કહે છે - આમાં રાણીનો પણ દોષ નથી. આ સર્વે વિધાતાએ જ કર્યું છે, જે આપણા માટે અનુકૂળ છે. ક્યાં તો અમે લોક અને વેદ બંનેની વિધિ(મર્યાદા)થી હીન, કુળ અને કરતૂત (કરણી) બંનેથી મલિન તુચ્છ સ્ત્રીઓ – ॥ ૩॥

**બસહિં કુદેસ કુગાઁવ કુબામા। કહઁ યહ દરસુ પુન્ય પરિનામા॥**
**અસ અનંદુ અચિરિજુ પ્રતિ ગ્રામા। જનુ મરુભૂમિ કલપતરુ જામા॥ ૪॥**

જે બૂરા દેશ (જંગલી પ્રાંત) અને બૂરા ગામોમાં વસીએ છીએ અને [સ્ત્રીઓમાં પણ] નીચ સ્ત્રીઓ છીએ! અને ક્યાં મહાન પુણ્યોના પરિણામ સ્વરૂપ આમનું દર્શન! આવો જ આનંદ અને આશ્ચર્ય ગામેગામમાં થઈ રહ્યાં છે; જાણે મરુભૂમિમાં કલ્પવૃક્ષ ઊગી ગયું હોય ॥ ૪॥

**દો૦ – ભરત દરસુ દેખત ખુલેઉ મગ લોગન્હ કર ભાગુ ।**
**જનુ સિંઘલબાસિન્હ ભયઉ બિધિ બસ સુલભ પ્રયાગુ ॥ ૨૨૩॥**

ભરતજીનું સ્વરૂપ જોતા જ રસ્તામાં રહેનારા લોકોનાં ભાગ્ય ખુલી ગયાં! જાણે દૈવયોગે સિંહલદ્વીપના વસનારાઓને તીર્થરાજ પ્રયાગ સુલભ થઈ ગયું હોય! ॥ ૨૨૩॥

**ચૌ૦ – નિજ ગુન સહિત રામ ગુન ગાથા । સુનત જાહિં સુમિરત રઘુનાથા ॥**
**તીરથ મુનિ આશ્રમ સુરધામા । નિરખિ નિમજ્જહિં કરહિં પ્રનામા ॥ ૧॥**

[આ રીતે] પોતાના ગુણોસહિત શ્રીરામચન્દ્રજીના ગુણોની કથા સાંભળતાં અને શ્રીરઘુનાથજીનું સ્મરણ કરતાં ભરતજી ચાલ્યા જઈ રહ્યા છે. તે તીર્થ જોઈને સ્નાન કરે છે અને મુનિઓના આશ્રમ તથા દેવતાઓનાં મંદિર જોઈને પ્રણામ કરે છે; ॥ ૧॥

**મનહીં મન માગહિં બરુ એહૂ । સીય રામ પદ પદુમ સનેહૂ ॥**
**મિલહિં કિરાત કોલ બનબાસી । બૈખાનસ બટુ જતી ઉદાસી ॥ ૨॥**

અને મનોમન આ વરદાન માગે છે કે શ્રીસીતારામજીના ચરણકમળોમાં પ્રેમ થાઓ. માર્ગમાં ભીલ, કોલ આદિ વનવાસી તથા વાનપ્રસ્થ, બ્રહ્મચારી, સંન્યાસી અને વિરક્ત મળે છે. ॥ ૨॥

**કરિ પ્રનામુ પૂઁછહિં જેહિ તેહી । કેહિ બન લખનુ રામુ બૈદેહી ॥**
**તે પ્રભુ સમાચાર સબ કહહીં । ભરતહિ દેખિ જનમ ફલુ લહહીં ॥ ૩॥**

તેમનામાંથી જેને-તેને પ્રણામ કરીને પૂછે છે કે લક્ષ્મણજી, શ્રીરામજી અને જાનકીજી કયા વનમાં છે? તે પ્રભુના સર્વે સમાચાર કહે છે અને ભરતજીને જોઈને જન્મનું ફળ પામે છે. ॥ ૩॥

**જે જન કહહિં કુસલ હમ દેખે । તે પ્રિય રામ લખન સમ લેખે ॥**
**એહિ બિધિ બૂઝત સબહિ સુબાની । સુનત રામ બનબાસ કહાની ॥ ૪॥**

જે લોકો કહે છે કે અમે એમને કુશળપૂર્વક જોયા છે, તેમને એ શ્રીરામ-લક્ષ્મણના સમાન જ પ્રિય માને છે. આ પ્રમાણે સૌને સુંદર વાણીથી પૂછતાં અને શ્રીરામજીના વનવાસની વાર્તા સાંભળતાં જાય છે. ॥ ૪॥

**દો૦ – તેહિ બાસર બસિ પ્રાતહીં ચલે સુમિરિ રઘુનાથ ।**
**રામ દરસ કી લાલસા ભરત સરિસ સબ સાથ ॥ ૨૨૪॥**

તે દિવસે ત્યાંજ રોકાઈને બીજા દિવસે પ્રાતઃકાળે જ શ્રીરઘુનાથજીનું સ્મરણ કરીને ચાલ્યા. સાથેના સર્વે લોકોને પણ ભરતજીના જેવી જ શ્રીરામજીનાં દર્શનની લાલસા [લાગેલી] છે. ॥ ૨૨૪॥

**ચૌ૦ – મંગલ સગુન હોહિં સબ કાહૂ । ફરકહિં સુખદ બિલોચન બાહૂ ॥**
**ભરતહિ સહિત સમાજ ઉછાહૂ । મિલિહહિં રામુ મિટિહિ દુખ દાહૂ ॥ ૧॥**

બધાને મંગળસૂચક શુકન થઈ રહ્યાં છે. સુખ આપનારાં [પુરુષોના જમણા અને સ્ત્રીઓના ડાબા] નેત્રો અને ભુજાઓ ફરકી રહ્યાં છે. સમાજ સહિત ભરતજીને ઉત્સાહ થઈ રહ્યો છે કે શ્રીરામચન્દ્રજી મળશે અને દુઃખની બળતરા મટી જશે. ॥ ૧॥

**કરત મનોરથ જસ જિયઁ જાકે। જાહિં સનેહ સુરાઁ સબ છાકે॥**
**સિથિલ અંગ પગ મગ ડગિ ડોલહિં। બિહબલ બચન પેમ બસ બોલહિં॥૨॥**

જેના ચિત્તમાં જેવો છે, તે તેવો જ મનોરથ કરે છે. સર્વે સ્નેહરૂપી મદિરાથી છકીને (પ્રેમમાં મસ્ત થઈ) ચાલ્યા જઈ રહ્યા છે. અંગ શિથિલ છે, રસ્તામાં પગ ડગુમગુ થઈ રહ્યા છે અને પ્રેમવશ વિહ્વળ વચન બોલી રહ્યા છે. ॥૨॥

**રામસખાઁ તેહિ સમય દેખાવા। સૈલ સિરોમનિ સહજ સુહાવા॥**
**જાસુ સમીપ સરિત પય તીરા। સીય સમેત બસહિં દોઉ બીરા॥૩॥**

રામસખા નિષાદરાજે એ સમયે સ્વાભાવિક જ સોહામણો પર્વત-શિરોમણિ કામદગિરિ દેખાડ્યો, જેની નિકટ જ પયસ્વિની નદીના તટે સીતાજીસહિત બંને ભાઈ નિવાસ કરે છે. ॥૩॥

**દેખિ કરહિં સબ દંડ પ્રનામા। કહિ જય જાનકિ જીવન રામા॥**
**પ્રેમ મગન અસ રાજ સમાજૂ। જનુ ફિરિ અવધ ચલે રઘુરાજૂ॥૪॥**

સર્વે લોકો તે પર્વતને જોઈને ‘જાનકીજીવન શ્રીરામચન્દ્રજીનો જય હો’ - એમ કહીને દંડવત્ પ્રણામ કરે છે. રાજસમાજ પ્રેમમાં એવો મગ્ન છે જાણે શ્રીરઘુનાથજી અયોધ્યામાં પાછા ફર્યા હોય. ॥૪॥

**દો૦ – ભરત પ્રેમુ તેહિ સમય જસ તસ કહિ સકઇ ન સેષુ।**
**કબિહિ અગમ જિમિ બ્રહ્મસુખુ અહ મમ મલિન જનેષુ॥૨૨૫॥**

ભરતજીનો તે સમયે જેવો પ્રેમ હતો, તેવો શેષજી પણ નથી કહી શકતા. કવિને માટે તો તે એવો જ અગમ છે, જેવો અહંતા અને મમતાથી મલિન મનુષ્યોને માટે બ્રહ્માનંદ! ॥૨૨૫॥

**ચૌ૦ – સકલ સનેહ સિથિલ રઘુબર કેં। ગએ કોસ દુઇ દિનકર ઢરકેં॥**
**જલુ થલુ દેખિ બસે નિસિ બીતેં। કીન્હ ગવન રઘુનાથ પિરીતેં॥૧॥**

બધા લોકો શ્રીરામચન્દ્રજીના પ્રેમને લીધે શિથિલ થવાને કારણે સૂર્યાસ્ત થવા સુધી (દિવસભર)માં બે ગાઉ જ ચાલી શક્યા અને જળ-સ્થળને નજીક જોઈને રાત્રે ત્યાં જ [ખાધા-પીધાં વગર જ] રોકાઈ ગયા. રાત્રિ વીત્યે શ્રીરઘુનાથજીના પ્રેમી ભરતજીએ આગળ પ્રયાણ કર્યું. ॥૧॥

**ઉહાઁ રામુ રજની અવસેષા। જાગે સીયઁ સપન અસ દેખા॥**
**સહિત સમાજ ભરત જનુ આએ। નાથ બિયોગ તાપ તન તાએ॥૨॥**

ત્યાં શ્રીરામચન્દ્રજી રાત્રિ શેષ રહ્યે જ જાગ્યા. રાત્રે સીતાજીએ એવું સ્વપ્ન જોયું [જે તે શ્રીરામજીને સંભળાવવા લાગ્યાં] જાણે સમાજસહિત ભરતજી અહીં આવ્યા છે. પ્રભુના વિયોગના અગ્નિથી તેમનું શરીર સંતપ્ત છે. ॥૨॥

**સકલ મલિન મન દીન દુખારી। દેખીં સાસુ આન અનુહારી॥**
**સુનિ સિય સપન ભરે જલ લોચન। ભએ સોચ બસ સોચ બિમોચન॥૩॥**

સર્વે લોકો મનમાં ઉદાસ, દીન અને દુઃખી છે. સાસુઓને બીજા જ વેષમાં જોઈ. સીતાજીના સ્વપ્નને સાંભળીને શ્રીરામચન્દ્રજીનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં અને સર્વેને શોકથી છોડાવનાર પ્રભુ સ્વયં [લીલાથી] શોકને વશ થઈ ગયા. ॥૩॥

**લખન સપન યહ નીક ન હોઈ। કઠિન કુચાહ સુનાઈહિ કોઈ॥**
**અસ કહિ બંધુ સમેત નહાને। પૂજિ પુરારિ સાધુ સનમાને॥૪॥**

[અને બોલ્યા -] લક્ષ્મણ! આ સ્વપ્ન સારું નથી. કોઈ ભીષણ કુસમાચાર (ઘણી જ ખરાબ ખબર) સંભળાવશે. આમ કહીને તેમણે ભાઈસહિત સ્નાન કર્યું અને ત્રિપુરારિ મહાદેવજીનું પૂજન કરીને સાધુઓનું સન્માન કર્યું. ॥૪॥

છં૦ – **સનમાનિ સુર મુનિ બંદિ બૈઠે ઉતર દિસિ દેખત ભએ।**
**નભ ધૂરિ ખગ મૃગ ભૂરિ ભાગે બિકલ પ્રભુ આશ્રમ ગએ॥**
**તુલસી ઉઠે અવલોકિ કારનુ કાહ ચિત સચકિત રહે।**
**સબ સમાચાર કિરાત કોલન્હિ આઈ તેહિ અવસર કહે॥**

દેવોનું સન્માન (પૂજન) અને મુનિઓની વંદના કરીને શ્રીરામચન્દ્રજી બેસી ગયા અને ઉત્તર દિશા સામું જોવા લાગ્યા. આકાશમાં ધૂળ છવાઈ રહી છે; ઘણાં જ પક્ષી અને પશુ વ્યાકુળ થઈને દોડતાં પ્રભુના આશ્રમમાં આવી રહ્યાં છે. તુલસીદાસજી કહે છે કે પ્રભુ શ્રીરામચન્દ્રજી આ જોઈને ઊઠ્યા અને વિચારવા લાગ્યા કે શું કારણ છે? તેઓ ચિત્તમાં આશ્ચર્યયુક્ત થઈ ગયા. તે વખતે કોલ-ભીલોએ આવીને સર્વ સમાચાર કહ્યા.

સો૦ – **સુનત સુમંગલ બૈન મન પ્રમોદ તન પુલક ભર।**
**સરદ સરોરુહ નૈન તુલસી ભરે સનેહ જલ॥૨૨૬॥**

તુલસીદાસજી કહે છે કે સુંદર મંગળ વચન સાંભળતાં જ શ્રીરામજીના મનમાં ઘણો આનંદ થયો. શરીરમાં પુલકાવલી છવાઈ ગઈ, અને શરદ્-ઋતુના કમળની સમાન નેત્ર પ્રેમાશ્રુઓથી ભરાઈ ગયાં. ॥૨૨૬॥

ચૌ૦ – **બહુરિ સોચબસ ભે સિયરવનૂ। કારન કવન ભરત આગવનૂ॥**
**એક આઈ અસ કહા બહોરી। સેન સંગ ચતુરંગ ન થોરી॥૧॥**

સીતાપતિ શ્રીરામચન્દ્રજી પુનઃ વિચારવશ થઈ ગયા કે ભરતના આવવાનું શું કારણ છે? પછી એકે આવીને એમ કહ્યું કે એમની સાથે મોટી ભારે ચતુરંગિણી સેના પણ છે. ॥૧॥

**સો સુનિ રામહિ ભા અતિ સોચૂ। ઈત પિતુ બચ ઈત બંધુ સકોચૂ॥**
**ભરત સુભાઉ સમુઝિ મન માહીં। પ્રભુ ચિત હિત થિતિ પાવત નાહીં॥૨॥**

આ સાંભળીને શ્રીરામચન્દ્રજીને અત્યંત શોક થયો. અહીં તો પિતાનાં વચન અને અહીં ભાઈ ભરતજીનો સંકોચ! ભરતજીના સ્વભાવને મનમાં સમજીને તો પ્રભુ શ્રીરામચન્દ્રજી ચિત્તને સ્થિર કરવા માટે કોઈ સ્થાન જ નથી પામતા. ॥૨॥

**સમાધાન તબ ભા યહ જાને। ભરતુ કહે મહુઁ સાધુ સયાને॥**
**લખન લખેઉ પ્રભુ હૃદયઁ ખભારૂ। કહત સમય સમ નીતિ બિચારૂ॥૩॥**

પછી એમ જાણીને સમાધાન થઈ ગયું કે ભરત સાધુ (સજ્જન) અને સમજુ છે તથા મારા કહ્યામાં છે. લક્ષ્મણજીએ જોયું કે પ્રભુ શ્રીરામજીના હૃદયમાં ચિંતા છે તો તે સમયને અનુસાર પોતાનો નીતિયુક્ત વિચાર કહેવા લાગ્યા - ॥૩॥

**બિનુ પૂછેં કછુ કહઉઁ ગોસાઈં। સેવકુ સમયઁ ન ઢીઠ ઢિઠાઈં॥**
**તુમ્હ સર્બગ્ય સિરોમનિ સ્વામી। આપનિ સમુઝિ કહઉઁ અનુગામી॥૪॥**

હે સ્વામી! આપના વિનાપૂછ્યે હું કંઈક કહું છું, સમય આવે સેવક ધૃષ્ટતા કરે તો ધૃષ્ટ નથી મનાતો (અર્થાત્ આપ પૂછો ત્યારે હું કહું એવો અવસર નથી; એટલે આ મારું કહેવું ધૃષ્ટતા નહીં હોય). હે સ્વામી! આપ સર્વજ્ઞોમાં શિરોમણિ છો (બધું જાણો જ છો). હું સેવક તો પોતાની સમજણની વાત કહું છું. ॥૪॥

**દો૦ – નાથ સુહૃદ સુઠિ સરલ ચિત સીલ સનેહ નિધાન।**
**સબ પર પ્રીતિ પ્રતીતિ જિયઁ જાનિઅ આપુ સમાન॥૨૨૭॥**

હે નાથ! આપ પરમ સુહૃદ (વગર કારણે પરમ હિત કરનારા), સરળહૃદય તથા શીલ અને સ્નેહના ભંડાર છો, આપનો બધાની પર પ્રેમ અને વિશ્વાસ છે, અને આપના હૃદયમાં સર્વેને પોતાના જેવા જ જાણો છો. ॥૨૨૭॥

**ચૌ૦ – બિષઈ જીવ પાઇ પ્રભુતાઈ। મૂઢ઼ મોહ બસ હોહિં જનાઈ॥**
**ભરતુ નીતિ રત સાધુ સુજાના। પ્રભુ પદ પ્રેમુ સકલ જગુ જાના॥૧॥**

પરંતુ મૂઢ વિષયી જીવ પ્રભુતા પામીને મોહવશ પોતાના સાચા સ્વરૂપને પ્રકટ કરી દે છે. ભરત નીતિપરાયણ, સાધુ અને ચતુર છે તથા પ્રભુ(આપ)ના ચરણોમાં એમનો પ્રેમ છે, આ વાતને આખું જગત જાણે છે. ॥૧॥

**તેઊ આજુ રામ પદુ પાઈ। ચલે ધરમ મરજાદ મેટાઈ॥**
**કુટિલ કુબંધુ કુઅવસરુ તાકી। જાનિ રામ બનબાસ એકાકી॥૨॥**

તે ભરત પણ આજે શ્રીરામજી(આપ)નું પદ (સિંહાસન કે અધિકાર) પામીને ધર્મની મર્યાદાનો લોપ કરીને ચાલ્યા છે. કુટિલ ખોટો ભાઈ ભરત કુવખત જોઈને અને આ જાણીને કે રામજી (આપ) વનવાસમાં એકલા છો; ॥૨॥

**કરિ કુમંત્રુ મન સાજિ સમાજૂ। આએ કરૈ અકંટક રાજૂ॥**
**કોટિ પ્રકાર કલપિ કુટિલાઈ। આએ દલ બટોરિ દોઉ ભાઈ॥૩॥**

પોતાના મનમાં ખોટો વિચાર કરીને, સમાજ જોડીને રાજ્યને નિષ્કંટક કરવાને માટે અહીં આવ્યા છે. કરોડો પ્રકારની કુટિલતાઓ રચીને સેના ભેગી કરીને બંને ભાઈ આવ્યા છે. ॥૩॥

**જૌં જિયઁ હોતિ ન કપટ કુચાલી। કેહિ સોહાતિ રથ બાજિ ગજાલી ॥**
**ભરતહિ દોસુ દેઇ કો જાએઁ। જગ બૌરાઇ રાજ પદુ પાએઁ ॥૪॥**

જો એમના હૃદયમાં કપટ અને કુચાલ ન હોત તો રથ, ઘોડા અને હાથીઓની કતાર [આવા સમયે] કોણે ગમે? પરંતુ ભરતને જ વ્યર્થ કોણ દોષ આપે? રાજપદ પામી જવાથી આખું જગત જ પાગલ (મદમસ્ત) થઈ જાય છે. ॥૪॥

**દો૦ – સસિ ગુર તિય ગામી નઘુષુ ચઢ઼ેઉ ભૂમિસુર જાન।**
**લોક બેદ તેં બિમુખ ભા અધમ ન બેન સમાન ॥૨૨૮॥**

ચન્દ્રમા ગુરુપત્નીગામી થયો, રાજા નહુષ બ્રાહ્મણોની પાલખી પર ચઢ્યો અને રાજા વેનના સમાન નીચ તો કોઈ નહીં હોય, જે લોક અને વેદ બંનેથી વિમુખ થઈ ગયો. ॥૨૨૮॥

**ચૌ૦ – સહસબાહુ સુરનાથુ ત્રિસંકૂ। કેહિ ન રાજમદ દીન્હ કલંકૂ ॥**
**ભરત કીન્હ યહ ઉચિત ઉપાઊ। રિપુ રિન રંચ ન રાખબ કાઊ ॥૧॥**

સહસ્રબાહુ, દેવરાજ ઈન્દ્ર અને ત્રિશંકુ આદિ કોણે રાજમદને કલંક નથી આપ્યું? ભરતે આ ઉપાય ઉચિત જ કર્યો છે, કારણ કે શત્રુ અને ઋણને જરાય બાકી ન રાખવાં જોઈએ. ॥૧॥

**એક કીન્હિ નહિં ભરત ભલાઈ। નિદરે રામુ જાનિ અસહાઈ ॥**
**સમુઝિ પરિહિ સોઉ આજુ બિસેષી। સમર સરોષ રામ મુખુ પેખી ॥૨॥**

હા, ભરતે એક વાત ઠીક નથી કરી, જે રામજી(આપ)ને અસહાય જાણીને એમનો અનાદર કર્યો! પરંતુ આજે સંગ્રામમાં શ્રીરામજી(આપ)નું ક્રોધપૂર્ણ મુખ જોઈને એ વાત પણ એની સમજણમાં વિશેષરૂપે આવી જશે (અર્થાત્ આ નિરાદરનું ફળ પણ તે સારી રીતે પામી જશે); ॥૨॥

**એતના કહત નીતિ રસ ભૂલા। રન રસ બિટપુ પુલક મિસ ફૂલા ॥**
**પ્રભુ પદ બંદિ સીસ રજ રાખી। બોલે સત્ય સહજ બલુ ભાષી ॥૩॥**

એટલું કહેતાં જ લક્ષ્મણજી નીતિરસ ભૂલી ગયા અને યુદ્ધરસરૂપી વૃક્ષ પુલકાવલીના વહાવવાથી ફૂલી ઊઠ્યું (અર્થાત્ નીતિની વાત કહેતાં - કહેતાં તેમના શરીરમાં વીરરસ છવાઈ ગયો) ! તે પ્રભુ શ્રીરામચન્દ્રજીના ચરણોની વંદના કરીને, ચરણરજને માથે ચઢાવીને ખરું અને સ્વાભાવિક બળ કહેતાં બોલ્યા - ॥૩॥

**અનુચિત નાથ ન માનબ મોરા। ભરત હમહિ ઉપચાર ન થોરા ॥**
**કહઁ લગિ સહિઅ રહિઅ મનુ મારેં। નાથ સાથ ધનુ હાથ હમારેં ॥૪॥**

હે નાથ! મારું કહેવું અનુચિત ન માનશો. ભરતે આપણને ઓછા નથી વતાવ્યા (આપણી સાથે ઓછી છેડછાડ નથી કરી). આખરે ક્યાં સુધી સહન કરાય અને મન મારીને રહેવાય? અને એ પણ જ્યારે સ્વામી મારી સાથે છે અને ધનુષ મારા હાથમાં છે! ॥૪॥

**દો૦ – છત્રિ જાતિ રઘુકુલ જનમુ રામ અનુગ જગુ જાન।**
**લાતહુઁ મારેં ચઢ઼તિ સિર નીચ કો ધૂરિ સમાન ॥૨૨૯॥**

ક્ષત્રિય જાતિ, રઘુકુળમાં જન્મ અને વળી હું શ્રીરામજીનો (આપનો) અનુગામી (સેવક) છું - આ જગત જાણે છે. [પછી ભલા! કેમ સહ્યું જાય?] ધૂળની સમાન તુચ્છ કોણ છે, પરંતુ તે પણ લાત મારવાથી સિરે ચઢે છે. ॥ ૨૨૯॥

**ચૌ૦ – ઉઠિ કર જોરિ રજાયસુ માગા। મનહુઁ બીર રસ સોવત જાગા॥**
**બાઁધિ જટા સિર કસિ કટિ ભાથા। સાજિ સરાસનુ સાયકુ હાથા॥ ૧॥**

આમ કહીને લક્ષ્મણજીએ ઊઠીને, હાથ જોડીને આજ્ઞા માગી. જાણે વીરરસ ઊંઘમાંથી જાગી ઊઠ્યો હોય. સિર પર જટા બાંધીને કમરમાં ભાથો કસી લીધો અને ધનુષને સજાવીને તથા બાણને હાથમાં લઈને કહ્યું - ॥ ૧॥

**આજુ રામ સેવક જસુ લેઊઁ। ભરતહિ સમર સિખાવન દેઊઁ॥**
**રામ નિરાદર કર ફલુ પાઈ। સોવહુઁ સમર સેજ દોઉ ભાઈ॥ ૨॥**

આજે હું શ્રીરામના (આપના) સેવક થવાનો યશ લઉં અને ભરતને સંગ્રામમાં શિક્ષા આપું. શ્રીરામચન્દ્રજી(આપ)ના અનાદરનું ફળ પામીને બંને ભાઈ (ભરત - શત્રુઘ્ન) રણશય્યામાં સૂવે! ॥ ૨॥

**આઈ બના ભલ સકલ સમાજૂ। પ્રગટ કરઉઁ રિસ પાછિલ આજૂ॥**
**જિમિ કરિ નિકર દલઈ મૃગરાજૂ। લેઈ લપેટિ લવા જિમિ બાજૂ॥ ૩॥**

સારું થયું કે સમસ્ત સમાજ આવીને એકત્ર થઈ ગયો. આજે હું જૂનો ક્રોધ બધો પ્રગટ કરીશ. જેમ સિંહ હાથીઓના ટોળાને કચડી નાખે છે અને બાજ જેમ તેતરને લપેટ(ઝપાટા)માં લઈ લે છે – ॥ ૩॥

**તૈસેહિં ભરતહિ સેન સમેતા। સાનુજ નિદરિ નિપાતઉઁ ખેતા॥**
**જૌં સહાય કર સંકરુ આઈ। તૌ મારઉઁ રન રામ દોહાઈ॥ ૪॥**

તેવી જ રીતે ભરતને સેનાસમેત અને નાના ભાઈસહિત તિરસ્કાર કરીને મેદાનમાં પછાડીશ. જો શંકરજી પણ આવીને એમની સહાયતા કરે તો પણ, મને રામજીના સોગંદ છે; હું તેમને યુદ્ધમાં [અવશ્ય] મારી નાખીશ (છોડીશ નહીં). ॥ ૪॥

**દો૦ – અતિ સરોષ માખે લખનુ લખિ સુનિ સપથ પ્રવાન।**
**સભય લોક સબ લોકપતિ ચાહત ભભરિ ભગાન॥ ૨૩૦॥**

લક્ષ્મણજીને અત્યંત ક્રોધથી તમતમાયેલા જોઈને અને એમના પ્રામાણિક (સત્ય) સોગંદ સાંભળીને સર્વે લોક ભયભીત થઈ જાય છે અને લોકપાલો ગભરાઈને ભાગી છૂટવા ઇચ્છે છે. ॥ ૨૩૦॥

**ચૌ૦ – જગુ ભય મગન ગગન ભઇ બાની। લખન બાહુબલુ બિપુલ બખાની॥**
**તાત પ્રતાપ પ્રભાઉ તુમ્હારા। કો કહિ સકઇ કો જાનનિહારા॥ ૧॥**

આખું જગત ભયમાં ડૂબી ગયું. તે સમયે લક્ષ્મણજીના અપાર બાહુબળની પ્રશંસા કરતી આકાશવાણી થઈ - હે તાત! તમારા પ્રતાપ અને પ્રભાવને કોણ કહી શકે છે અને કોણ જાણી શકે છે? – ॥ ૧॥

**અનુચિત ઉચિત કાજુ કિછુ હોઊ। સમુઝિ કરિઅ ભલ કહ સબુ કોઊ॥**
**સહસા કરિ પાછેં પછિતાહીં। કહહિં બેદ બુધ તે બુધ નાહીં॥૨॥**

પરંતુ કોઈ પણ કામ હોય, તેને અનુચિત-ઉચિત ઘણું સમજી - વિચારીને કરવામાં આવે તો સર્વ કોઈ સારું કહે છે. વેદ અને વિદ્વાન કહે છે કે જે વિના વિચાર્યે ઉતાવળમાં કોઈ કાર્યને કરીને પછી પસ્તાય છે, તે બુદ્ધિમાન નથી. ॥૨॥

**સુનિ સુર બચન લખન સકુચાને। રામ સીયઁ સાદર સનમાને॥**
**કહી તાત તુમ્હ નીતિ સુહાઈ। સબ તેં કઠિન રાજમદુ ભાઈ॥૩॥**

દેવવાણી સાંભળીને લક્ષ્મણજી સંકોચાઈ ગયા. શ્રીરામચન્દ્રજી અને સીતાજીએ તેમનું આદર સાથે સન્માન કર્યું [અને કહ્યું-] હે તાત! તમે ઘણી સુંદર નીતિ કહી. હે ભાઈ! રાજ્યનો મદ સર્વથી કઠણ મદ છે. ॥૩॥

**જો અચવઁત નૃપ માતહિં તેઈ। નાહિન સાધુસભા જેહિં સેઈ॥**
**સુનહુ લખન ભલ ભરત સરીસા। બિધિ પ્રપંચ મહઁ સુના ન દીસા॥૪॥**

જેમણે સાધુઓની સભાનું સેવન (સત્સંગ) નથી કર્યું, તે જ રાજા રાજમદરૂપી મદિરાનું આચમન કરતાં (પીતાં જ) મદોન્મત થઈ જાય છે. હે લક્ષ્મણ! સાંભળો, ભરત જેવો ઉત્તમ પુરુષ બ્રહ્માની સૃષ્ટિમાં ન તો ક્યાંય સાંભળવામાં આવ્યો, નથી જોવામાં જ આવ્યો. ॥૪॥

**દો૦– ભરતહિ હોઈ ન રાજમદુ બિધિ હરિ હર પદ પાઇ।**
**કબહુઁ કિ કાઁજી સીકરનિ છીરસિંધુ બિનસાઇ॥૨૩૧॥**

[અયોધ્યાના રાજ્યની તો વાત જ શું છે] બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવનું પદ પામીને પણ ભરતને રાજ્યનો મદ નહી થવાનો! શું ક્યારેય કાંજીનાં ટીપાંથી ક્ષીરસમુદ્ર નષ્ટ થઈ શકે (ફાટી શકે) છે? ॥૨૩૧॥

**ચૌ૦– તિમિરુ તરુન તરનિહિ મકુ ગિલઈ। ગગનુ મગન મકુ મેઘહિં મિલઈ॥**
**ગોપદ જલ બૂડ઼હિં ઘટજોની। સહજ છમા બરુ છાડ઼ૈ છોની॥૧॥**

અંધકાર ભલેને તરુણ (મધ્યાહ્નના) સૂર્યને ગળી જાય. આકાશ ભલેને વાદળોમાં સમાઈને મળી જાય. ગાયની ખરી જેટલા જળમાં ભલેને અગસ્ત્યજી ડૂબી જાય અને પૃથ્વી ભલેને પોતાની સ્વાભાવિક ક્ષમા(સહનશીલતા)ને છોડી દે; ॥૧॥

**મસક ફૂઁક મકુ મેરુ ઉડ઼ાઈ। હોઇ ન નૃપમદુ ભરતહિ ભાઈ॥**
**લખન તુમ્હાર સપથ પિતુ આના। સુચિ સુબંધુ નહિં ભરત સમાના॥૨॥**

મચ્છરની ફૂંકથી ભલે મેરુ પર્વત ઊડી જાય; પરંતુ હે ભાઈ! ભરતને રાજમદ ક્યારેય નથી થઈ શકતો. હે લક્ષ્મણ! હું તમારી શપથ અને પિતાજીના સોગંદ ખાઈને કહું છું, ભરતના સમાન પવિત્ર અને ઉત્તમ ભાઈ સંસારમાં નથી. ॥૨॥

**સગુનુ ખીરુ અવગુન જલુ તાતા। મિલઇ રચઇ પરપંચુ બિધાતા॥**
**ભરતુ હંસ રબિબંસ તડ़ાગા। જનમિ કીન્હ ગુન દોષ બિભાગા॥૩॥**

હે તાત! ગુણરૂપી દૂધ અને અવગુણરૂપી જળને મેળવીને વિધાતા આ દૃશ્ય - પ્રપંચ (જગત)ને રચે છે. પરંતુ સૂર્યવંશરૂપી તળાવમાં હંસરૂપે જન્મ લઈને ભરતે ગુણ અને દોષના વિભાગ કરી દીધા (બંનેને જુદા જુદા પાડી દીધા). ॥૩॥

**ગહિ ગુન પય તજિ અવગુન બારી। નિજ જસ જગત કીન્હિ ઉજિઆરી॥**
**કહત ભરત ગુન સીલુ સુભાઊ। પેમ પયોધિ મગન રઘુરાઊ॥૪॥**

ગુણરૂપી દૂધને ગ્રહણ કરીને અને અવગુણરૂપી જળનો ત્યાગ કરીને ભરતે પોતાના યશથી જગતમાં અજવાળું કરી દીધું છે. ભરતજીનાં ગુણ, શીલ અને સ્વભાવને કહેતાં - કહેતાં શ્રીરઘુનાથજી પ્રેમસમુદ્રમાં મગ્ન થઈ ગયા. ॥૪॥

**દો૦ – સુનિ રઘુબર બાની બિબુધ દેખિ ભરત પર હેતુ।**
**સકલ સરાહત રામ સો પ્રભુ કો કૃપાનિકેતુ॥૨૩૨॥**

શ્રીરામચન્દ્રજીની વાણી સાંભળીને અને ભરતજી પર એમનો પ્રેમ જોઈને સમસ્ત દેવો તેમની પ્રશંસા કરવા લાગ્યા [અને કહેવા લાગ્યા] કે શ્રીરામચન્દ્રજીના સમાન કૃપાના ધામ પ્રભુ બીજા કોણ છે? ॥૨૩૨॥

**ચૌ૦ – જૌં ન હોત જગ જનમ ભરત કો। સકલ ધરમ ધુર ધરનિ ધરત કો॥**
**કબિ કુલ અગમ ભરત ગુન ગાથા। કો જાનઇ તુમ્હ બિનુ રઘુનાથા॥૧॥**

જો જગતમાં ભરતનો જન્મ ન થાત, તો પૃથ્વી પર સંપૂર્ણ ધર્મોની ધુરાને કોણ ધારણ કરત? હે રઘુનાથજી! કવિકુળને માટે અગમ (તેમની કલ્પનાથી અતીત) ભરતજીના ગુણોની કથા આપના સિવાય બીજો કોણ જાણી શકે છે? ॥૧॥

**લખન રામ સિયઁ સુનિ સુર બાની। અતિ સુખુ લહેઉ ન જાઇ બખાની॥**
**ઈહાઁ ભરતુ સબ સહિત સહાએ। મંદાકિનીં પુનીત નહાએ॥૨॥**

લક્ષ્મણજી, શ્રીરામચન્દ્રજી અને સીતાજી દેવોની વાણી સાંભળીને અત્યંત સુખ પામ્યાં, જેનું વર્ણન નથી કરી શકાતું. અહીં ભરતજીએ સમસ્ત સમાજ સાથે પવિત્ર મંદાકિનીમાં સ્નાન કર્યું. ॥૨॥

**સરિત સમીપ રાખિ સબ લોગા। માગિ માતુ ગુરુ સચિવ નિયોગા॥**
**ચલે ભરતુ જહઁ સિય રઘુરાઈ। સાથ નિષાદનાથુ લઘુ ભાઈ॥૩॥**

પછી સૌને નદીની સમીપ રોકાવડાવીને તથા માતા, ગુરુ અને મંત્રીની આજ્ઞા માગીને નિષાદરાજ અને શત્રુઘ્નને સાથે લઈને ભરતજી ત્યાં ચાલ્યા જ્યાં શ્રીસીતાજી અને શ્રીરઘુનાથજી હતાં. ॥૩॥

**સમુઝિ માતુ કરતબ સકુચાહીં। કરત કુતરક કોટિ મન માહીં॥**
**રામુ લખનુ સિય સુનિ મમ નાઉઁ। ઉઠિ જનિ અનત જાહિં તજિ ઠાઉઁ॥૪॥**

ભરતજી પોતાનાં માતા કૈકેયીની કરણીને સમજીને (સ્મરણ કરીને) સંકોચાય છે અને મનમાં કરોડો કુતર્ક કરે છે કે [વિચારે છે -] શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજી મારું નામ સાંભળીને સ્થાન છોડીને ક્યાંય બીજી જગ્યાએ ઊઠીને ચાલ્યા ન જાય. ॥૪॥

**દો૦ – માતુ મતે મહુઁ માનિ મોહિ જો કછુ કરહિં સો થોર।**
**અઘ અવગુન છમિ આદરહિં સમુઝિ આપની ઓર॥૨૩૩॥**

મને માતાના મતમાં સંમત માનીને તેઓ જે કંઈ પણ કરે તે થોડું છે, પણ તે પોતાની તરફ સમજીને [પોતાના બિરુદ અને સંબંધને જોઈને] મારાં પાપો અને અવગુણોને ક્ષમા કરીને મારો આદર જ કરશે. ॥૨૩૩॥

**ચૌ૦ – જૌં પરિહરહિં મલિન મનુ જાની। જૌં સનમાનહિં સેવકુ માની॥**
**મોરેં સરન રામહિ કી પનહી। રામ સુસ્વામિ દોસુ સબ જનહી॥૧॥**

ભલે મલિન-મનનો જાણીને મને ત્યાગી દે, ભલે પોતાનો સેવક જાણીને મારું સન્માન કરે (કંઈ પણ કરે); મારે તો શ્રીરામચન્દ્રજીનાં પગરખાં જ શરણું છે. શ્રીરામચન્દ્રજી તો સારા સ્વામી છે, દોષ તો બધો દાસનો જ છે. ॥૧॥

**જગ જસ ભાજન ચાતક મીના। નેમ પેમ નિજ નિપુન નબીના॥**
**અસ મન ગુનત ચલે મગ જાતા। સકુચ સનેહઁ સિથિલ સબ ગાતા॥૨॥**

જગતમાં યશનાં પાત્ર તો ચાતક અને માછલી જ છે, જે પોતાના વ્રત અને પ્રેમને સદાય નવા બનાવી રાખવામાં નિપુણ છે. આમ, મનમાં વિચારતાં ભરતજી માર્ગમાં ચાલ્યા જાય છે. તેમનાં સર્વે અંગ સંકોચ અને પ્રેમથી શિથિલ થઈ રહ્યાં છે. ॥૨॥

**ફેરતિ મનહુઁ માતુ કૃત ખોરી। ચલત ભગતિ બલ ધીરજ ધોરી॥**
**જબ સમુઝત રઘુનાથ સુભાઊ। તબ પથ પરત ઉતાઇલ પાઊ॥૩॥**

માતાએ કરેલી બૂરાઈ જાણે એમને પાછા પાડે છે પણ ભરતજી ભક્તિ અને ધૈર્યરૂપી ધોરીના બળે ચાલ્યા જાય છે. જ્યારે શ્રીરઘુનાથજીના સ્વભાવને સમજે (સ્મરણ કરે) છે ત્યારે માર્ગમાં તેમના પગ જલદી જલદી પડવા લાગે છે. ॥૩॥

**ભરત દસા તેહિ અવસર કૈસી। જલ પ્રબાહઁ જલ અલિ ગતિ જૈસી॥**
**દેખિ ભરત કર સોચુ સનેહૂ। ભા નિષાદ તેહિ સમયઁ બિદેહૂ॥૪॥**

તે સમયે ભરતની દશા જેમ જળના પ્રવાહમાં જળની ભમરીની ગતિ હોય તેવી છે. ભરતજીનો શોક અને પ્રેમ જોઈને તે સમયે નિષાદ વિદેહ થઈ ગયો અર્થાત્ દેહનું સાન-ભાન ભૂલી ગયો. ॥૪॥

**દો૦ – લગે હોન મંગલ સગુન સુનિ ગુનિ કહત નિષાદુ ।**
**મિટિહિ સોચુ હોઇહિ હરષુ પુનિ પરિનામ બિષાદુ ॥ ૨૩૪॥**

મંગળ શુકન થવા માંડ્યાં. તે સાંભળીને અને વિચારીને નિષાદ કહેવા લાગ્યો - શોક મટશે, હર્ષ થશે, પણ પછી અંતમાં દુઃખ થશે. ॥ ૨૩૪॥

**ચૌ૦ – સેવક બચન સત્ય સબ જાને । આશ્રમ નિકટ જાઇ નિઅરાને ॥**
**ભરત દીખ બન સૈલ સમાજૂ । મુદિત છુધિત જનુ પાઇ સુનાજૂ ॥ ૧॥**

ભરતજીએ સેવક (ગુહ)નાં સર્વે વચન સત્ય જાણ્યાં અને તેઓ આશ્રમની સમીપ જઈ પહોંચ્યા. ત્યાંના વન અને પર્વતોના સમૂહને જોયાં તો ભરતજી એટલા આનંદિત થયા જાણે કોઈ ક્ષુધાતુર સ્વાદિષ્ટ ભોજન પામી ગયો હોય. ॥ ૧॥

**ઈતિ ભીતિ જનુ પ્રજા દુખારી । ત્રિબિધ તાપ પીડ઼િત ગ્રહ મારી ॥**
**જાઇ સુરાજ સુદેસ સુખારી । હોહિં ભરત ગતિ તેહિ અનુહારી ॥ ૨॥**

જેમ ઈતિના ભયથી દુઃખી થયેલ અને ત્રણેય (આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક) તાપો તથા ક્રૂર ગ્રહો અને મહામારીઓથી પીડિત પ્રજા કોઈ ઉત્તમ દેશ અને ઉત્તમ રાજ્યમાં જઈને સુખી થઈ જાય; ભરતજીની ગતિ (દશા) ઠીક તે જ પ્રમાણે થઈ રહી છે. ॥ ૨॥

[અધિક જળ વરસવું, ન વરસવું, ઉંદરોનો ઉત્પાત, તીડોનો ઉત્પાત, પોપટ અને અન્ય રાજાની ચઢાઈ - ખેતરોમાં વિઘ્ન નાખનારા આ છ ઉપદ્રવોને ‘ઈતિ’ કહે છે.]

**રામ બાસ બન સંપતિ ભ્રાજા । સુખી પ્રજા જનુ પાઇ સુરાજા ॥**
**સચિવ બિરાગુ બિબેકુ નરેસૂ । બિપિન સુહાવન પાવન દેસૂ ॥ ૩॥**

શ્રીરામચન્દ્રજીના નિવાસથી વનની સંપત્તિ એવી સુશોભિત છે જાણે સુયોગ્ય રાજાને પામીને પ્રજા સુખી હોય. સોહામણું વન જ પવિત્ર દેશ છે. વિવેક એનો રાજા છે અને વૈરાગ્ય મંત્રી છે. ॥ ૩॥

**ભટ જમ નિયમ સૈલ રજધાની । સાંતિ સુમતિ સુચિ સુંદર રાની ॥**
**સકલ અંગ સંપન્ન સુરાઊ । રામ ચરન આશ્રિત ચિત ચાઊ ॥ ૪॥**

યમ (અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ) તથા નિયમ (શૌચ, સંતોષ તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન) યોદ્ધા છે. પર્વત રાજધાની છે, શાંતિ તથા સુબુદ્ધિ બે સુંદર પવિત્ર રાણીઓ છે. તે શ્રેષ્ઠ રાજા રાજ્યનાં સર્વ અંગોથી પૂર્ણ છે અને શ્રીરામચન્દ્રજીના ચરણોના આશ્રિત રહેવાથી એના ચિત્તમાં આનંદ અને ઉત્સાહ છે. ॥ ૪॥

[સ્વામી, અમાત્ય, સુહૃદ, કોષ, રાષ્ટ્ર, દુર્ગ અને સેના - રાજ્યનાં આ સાત અંગ છે]

**દો૦ – જીતિ મોહ મહિપાલુ દલ સહિત બિબેક ભુઆલુ ।**
**કરત અકંટક રાજુ પુરઁ સુખ સંપદા સુકાલુ ॥ ૨૩૫॥**

મોહરૂપી રાજાને સેનાસહિત જીતીને વિવેકરૂપી રાજા નિષ્કંટક રાજ્ય કરી રહ્યો છે. તેના નગરમાં સુખ, સંપત્તિ અને સુકાળ વર્તમાન છે. ॥ ૨૩૫॥

**ચૌ૦ – બન પ્રદેસ મુનિ બાસ ઘનેરે। જનુ પુર નગર ગાઉઁ ગન ખેરે॥**
**બિપુલ બિચિત્ર બિહગ મૃગ નાના। પ્રજા સમાજુ ન જાઈ બખાના॥૧॥**

વનરૂપી પ્રાંતોમાં જે મુનિઓનાં બહુ જ નિવાસસ્થાન છે તે જ જાણે શહેરો, નગરો, ગામો અને પરાંઓનો સમૂહ છે. ઘણાં જ વિચિત્ર પક્ષી અને અનેક પશુ જ જાણે પ્રજાઓનો સમાજ છે, જેનું વર્ણન નથી કરી શકાતું. ॥૧॥

**ખગહા કરિ હરિ બાઘ બરાહા। દેખિ મહિષ બૃષ સાજુ સરાહા॥**
**બયરુ બિહાઈ ચરહિં એક સંગા। જહઁ તહઁ મનહુઁ સેન ચતુરંગા॥૨॥**

ગેંડા, હાથી, સિંહ, વાઘ, સૂવર, પાડા અને બળદો જોઈને રાજાના સાજની પ્રશંસા જ થાય છે. એ બધા પરસ્પરનું વેર છોડીને ચારેકોર એકસાથે વિચરે છે; એ જ જાણે કે ચતુરંગિણી સેના છે. ॥૨॥

**ઝરના ઝરહિં મત્ત ગજ ગાજહિં। મનહુઁ નિસાન બિબિધિ બિધિ બાજહિં॥**
**ચક ચકોર ચાતક સુક પિક ગન। કૂજત મંજુ મરાલ મુદિત મન॥૩॥**

પાણીનાં ઝરણાં ઝરી રહ્યાં છે અને મદોન્મત હાથી ચિત્કારી રહ્યા છે, એ જ જાણે કે ત્યાં અનેક પ્રકારના નગારાં વાગી રહ્યાં છે. ચકવા, ચકોર, બપૈયા, પોપટ તથા કોયલોનો સમૂહ અને સુંદર હંસ પ્રસન્ન મને કલરવ કરી રહ્યાં છે. ॥૩॥

**અલિગન ગાવત નાચત મોરા। જનુ સુરાજ મંગલ ચહુ ઓરા॥**
**બેલિ બિટપ તૃન સફલ સફૂલા। સબ સમાજુ મુદ મંગલ મૂલા॥૪॥**

ભમરાના સમૂહ ગુંજન કરી રહ્યા છે, મોર નાચી રહ્યા છે, જાણે તે સુંદર રાજ્યમાં ચારે બાજુ મંગળ થઈ રહ્યું છે. વેલ, વૃક્ષ, તૃણ સર્વે ફળ અને ફૂલોથી યુક્ત છે. સમસ્ત સમાજ આનંદ અને મંગળનો મૂળ બની રહ્યો છે. ॥૪॥

**દો૦ – રામ સૈલ સોભા નિરખિ ભરત હૃદયઁ અતિ પેમુ।**
**તાપસ તપ ફલુ પાઈ જિમિ સુખી સિરાનેં નેમુ॥૨૩૬॥**

શ્રીરામજીના પર્વતની શોભા જોઈને ભરતજીના હૃદયમાં એવો અત્યંત પ્રેમ થયો, જેમ તપસ્વી તપસ્યાનું ફળ પામીને નિયમની સમાપ્તિ કરીને સુખ પામે છે. ॥૨૩૬॥

## માસપારાયણ, વીસમો વિશ્રામ

## નવાહ્ન પારાયણ, પાંચમો વિશ્રામ

**ચૌ૦ – તબ કેવટ ઊઁચે ચઢ઼િ ધાઈ। કહેઉ ભરત સન ભુજા ઉઠાઈ॥**
**નાથ દેખિઅહિં બિટપ બિસાલા। પાકરિ જંબુ રસાલ તમાલા॥૧॥**

પછી કેવટ (નિષાદરાજ) દોડીને ઊંચે ચઢી ગયો અને ભુજા ઉઠાવી ભરતજીને કહેવા લાગ્યો - હે નાથ! આ જે પ્લક્ષ (પાકર), જાંબુ, આંબા અને તમાલનાં વિશાળ વૃક્ષો દેખાય છે, ॥૧॥

**જિન્હ તરુબરન્હ મધ્ય બટુ સોહા। મંજુ બિસાલ દેખિ મનુ મોહા॥**
**નીલ સઘન પલ્લવ ફલ લાલા। અબિરલ છાઁહ સુખદ સબ કાલા॥૨॥**

તે શ્રેષ્ઠ વૃક્ષોની વચમાં એક સુંદર વિશાળ વડનું વૃક્ષ સુશોભિત છે, જેને જોઈને મન મોહિત થઈ જાય છે, એનાં પાંદડાં નીલા અને સઘન (ઘાટા) છે અને એમાં લાલ ફળ લાગ્યાં છે. તેની ઘેરી (ઘાટી) છાયા સર્વે ઋતુઓમાં સુખ આપનારી છે. ॥૨॥

**માનહુઁ તિમિર અરુનમય રાસી। બિરચી બિધિ સઁકેલિ સુષમા સી॥**
**એ તરુ સરિત સમીપ ગોસાઁઈ। રઘુબર પરનકુટી જહઁ છાઈ॥૩॥**

જાણે બ્રહ્માજીએ પરમ શોભાને એકત્ર કરીને અંધકાર અને લાલિમામય ભંડાર જેવો રચી દીધો છે. હે ગોસાઈ! તે વૃક્ષો નદીની સમીપ છે, જ્યાં શ્રીરામની પર્ણકુટી છવાઈ છે. ॥૩॥

**તુલસી તરુબર બિબિધ સુહાએ। કહુઁ કહુઁ સિયઁ કહુઁ લખન લગાએ॥**
**બટ છાયાઁ બેદિકા બનાઈ। સિયઁ નિજ પાનિ સરોજ સુહાઈ॥૪॥**

ત્યાં તુલસીજીનાં ઘણાં જ સુંદર વૃક્ષ સુશોભિત છે, જે ક્યાંક ક્યાંક સીતાજીએ અને ક્યાંક ક્યાંક લક્ષ્મણજીએ રોપ્યાં છે. આ જ વડની છાયામાં સીતાજીએ પોતાના કરકમળોથી સુંદર ઓટલો બનાવ્યો છે. ॥૪॥

**દો૦ – જહાઁ બૈઠિ મુનિગન સહિત નિત સિય રામુ સુજાન।**
**સુનહિં કથા ઈતિહાસ સબ આગમ નિગમ પુરાન॥૨૩૭॥**

જ્યાં સર્વજ્ઞ શ્રીસીતારામજી મુનિઓનાં વૃન્દ સાથે બેસીને નિત્ય શાસ્ત્ર, વેદ અને પુરાણોનાં સર્વ કથા-ઈતિહાસ સાંભળે છે. ॥૨૩૭॥

**ચૌ૦ – સખા બચન સુનિ બિટપ નિહારી। ઉમગે ભરત બિલોચન બારી॥**
**કરત પ્રનામ ચલે દોઉ ભાઈ। કહત પ્રીતિ સારદ સકુચાઈ॥૧॥**

સખાનાં વચન સાંભળીને અને વૃક્ષોને જોઈને ભરતજીનાં નેત્રોમાં જળ ઊભરાઈ આવ્યું. બંને ભાઈ પ્રણામ કરતાં ચાલ્યા. તેમના પ્રેમનું વર્ણન કરવામાં સરસ્વતીજી પણ સંકોચાય છે. ॥૧॥

**હરષહિં નિરખિ રામ પદ અંકા। માનહુઁ પારસુ પાયઉ રંકા॥**
**રજ સિર ધરિ હિયઁ નયનન્હિ લાવહિં। રઘુબર મિલન સરિસ સુખ પાવહિં॥૨॥**

શ્રીરામચન્દ્રજીનાં ચરણચિહ્ન જોઈને બંને ભાઈ એવા હર્ષિત થાય છે જાણે દરિદ્રી પારસને પામી ગયો હોય. ત્યાંની રજને મસ્તક પર રાખીને હૃદય પર અને નેત્રોએ લગાડે છે અને શ્રીરઘુનાથજીને મળ્યા સમાન સુખ પામે છે. ॥૨॥

**દેખિ ભરત ગતિ અકથ અતીવા। પ્રેમ મગન મૃગ ખગ જડ઼ જીવા॥**
**સખહિ સનેહ બિબસ મગ ભૂલા। કહિ સુપંથ સુર બરષહિં ફૂલા॥૩॥**

ભરતજીની અત્યંત અનિવર્ચનીય દશા જોઈને વનનાં પશુ, પક્ષી અને જડ (વૃક્ષાદિ) જીવ પ્રેમમાં મગ્ન થઈ ગયાં. સખા નિષાદરાજ પણ પ્રેમ પરવશતાથી માર્ગ ભૂલી ગયા. ત્યારે દેવો સુંદર માર્ગ બતાવી ફૂલ વરસાવવા લાગ્યા. ॥ ૩॥

**નિરખિ સિદ્ધ સાધક અનુરાગે। સહજ સનેહુ સરાહન લાગે॥**
**હોત ન ભૂતલ ભાઉ ભરત કો। અચર સચર ચર અચર કરત કો॥ ૪॥**

ભરતના પ્રેમની આ સ્થિતિને જોઈને સિદ્ધ અને સાધક લોકો પણ અનુરાગથી ભરાઈ ગયા અને એમના સ્વાભાવિક પ્રેમની પ્રશંસા કરવા લાગ્યા કે જો આ પૃથ્વીતળ પર ભરતનો જન્મ [અથવા પ્રેમ] ન થાત, તો જડને ચેતન અને ચેતનને જડ કોણ કરત? ॥ ૪॥

**દો૦ – પેમ અમિઅ મંદરુ બિરહુ ભરતુ પયોધિ ગઁભીર।**
**મથિ પ્રગટેઉ સુર સાધુ હિત કૃપાસિંધુ રઘુબીર॥ ૨૩૮॥**

પ્રેમ અમૃત છે, રામજીનો વિરહ મન્દરાચળ પર્વત રવૈયો છે, ભરતજી ઊંડા સમુદ્ર છે. કૃપાસાગર શ્રીરામચન્દ્રજીએ સાધુરૂપી દેવોના હિત માટે સ્વયં [આ ભરતરૂપી ઊંડા સમુદ્રને પોતાના વિરહરૂપી મન્દરચળથી] મથીને આ પ્રેમરૂપી અમૃત પ્રકટ કર્યું છે. ॥ ૨૩૮॥

**ચૌ૦ – સખા સમેત મનોહર જોટા। લખેઉ ન લખન સઘન બન ઓટા॥**
**ભરત દીખ પ્રભુ આશ્રમુ પાવન। સકલ સુમંગલ સદનુ સુહાવન॥ ૧॥**

સખા નિષાદરાજસહિત આ મનોહર જોડીને ઘટાદાર વનની આડાશને કારણે લક્ષ્મણજી ન જોઈ શક્યા. ભરતજીએ પ્રભુ શ્રીરામચન્દ્રજીના સમસ્ત સુમંગલોના ધામ અને સુંદર પવિત્ર આશ્રમને જોયો. ॥ ૧॥

**કરત પ્રબેસ મિટે દુખ દાવા। જનુ જોગીં પરમારથુ પાવા॥**
**દેખે ભરત લખન પ્રભુ આગે। પૂઁછે બચન કહત અનુરાગે॥ ૨॥**

આશ્રમમાં પ્રવેશ કરતાં જ ભરતજીનું દુઃખ અને દાહ (બળતરા) મટી ગયાં, જાણે યોગીને પરમાર્થ(પરમ તત્ત્વ)ની પ્રાપ્તિ થઈ ગઈ હોય. ભરતજીએ જોયું કે લક્ષ્મણજી પ્રભુની સામે ઊભા છે અને પ્રભુના પૂછેલા પ્રશ્નો(વચનો)નો પ્રેમપૂર્વક ઉત્તર આપી રહ્યા છે. ॥ ૨॥

**સીસ જટા કટિ મુનિ પટ બાઁધેં। તૂન કસેં કર સરુ ધનુ કાઁધેં॥**
**બેદી પર મુનિ સાધુ સમાજૂ। સીય સહિત રાજત રઘુરાજૂ॥ ૩॥**

માથે જટા છે. કમરમાં મુનિઓનાં (વલ્કલ) વસ્ત્ર બાંધેલ છે અને તેમાં જ ભાથો બાંધેલ છે. હાથમાં બાણ અને ખભા પર ધનુષ છે. ઓટલા (વેદી) પર મુનિ તથા સાધુઓનો સમુદાય બેઠો છે અને સીતાજીસહિત શ્રીરઘુનાથજી બિરાજમાન છે. ॥ ૩॥

**બલકલ બસન જટિલ તનુ સ્યામા। જનુ મુનિબેષ કીન્હ રતિ કામા॥**
**કર કમલનિ ધનુ સાયકુ ફેરત। જિય કી જરનિ હરત હઁસિ હેરત॥ ૪॥**

શ્રીરામજીનાં વલ્કલ વસ્ત્ર છે, જટા ધારણ કરેલ છે, શ્યામ શરીર છે [સીતારામજી એવાં લાગે છે] જાણે રતિ અને કામદેવે મુનિઓનો વેષ ધારણ કર્યો હોય. શ્રીરામજી પોતાના કરકમળોથી ધનુષ-બાણ ફેરવી રહ્યા છે, અને હસીને જોતાં જ હૃદયની બળતરા હરી લે છે (અર્થાત્ જેની સામે પણ એકવાર જોઈ લે છે તેને પરમ આનંદ અને શાંતિ મળી જાય છે). ॥૪॥

**દો૦ – લસત મંજુ મુનિ મંડલી મધ્ય સીય રઘુચંદુ ।**
**ગ્યાન સભાઁ જનુ તનુ ધરેં ભગતિ સચ્ચિદાનંદુ ॥૨૩૯॥**

સુંદર મુનિમંડળીની વચ્ચે સીતાજી અને રઘુકુળચન્દ્ર એવા સુશોભિત થઈ રહ્યાં છે જાણે જ્ઞાનની સભામાં સાક્ષાત્ ભક્તિ અને સચ્ચિદાનંદ શરીર ધારણ કરીને બિરાજમાન છે. ॥૨૩૯॥

**ચૌ૦ – સાનુજ સખા સમેત મગન મન । બિસરે હરષ સોક સુખ દુખ ગન ॥**
**પાહિ નાથ કહિ પાહિ ગોસાઈં । ભૂતલ પરે લકુટ કી નાઈં ॥૧॥**

નાના ભાઈ શત્રુઘ્ન અને સખા નિષાદરાજ સાથે ભરતજીનું મન [પ્રેમમાં] મગ્ન થઈ રહ્યું છે. હર્ષ-શોક, સુખ-દુઃખ આદિ સર્વે ભૂલી ગયા. 'હે નાથ! રક્ષા કરો, હે ગોસાઈં! રક્ષા કરો' એવું કહીને તે પૃથ્વી પર દંડની જેમ ઢળી પડ્યા. ॥૧॥

**બચન સપેમ લખન પહિચાને । કરત પ્રનામુ ભરત જિયઁ જાને ॥**
**બંધુ સનેહ સરસ એહિ ઓરા । ઉત સાહિબ સેવા બસ જોરા ॥૨॥**

પ્રેમભર્યાં વચનોથી લક્ષ્મણજીએ જાણી લીધું અને મનમાં સમજી લીધું કે ભરતજી પ્રણામ કરી રહ્યા છે [તે શ્રીરામજીની સામે મુખ કરીને ઊભા હતા, ભરતજી પીઠ પાછળ હતા; તેથી તેમણે જોયું નહીં.] હવે આ બાજુ તો ભાઈ ભરતજીનો સરસ પ્રેમ અને ત્યાં સ્વામી શ્રીરામચન્દ્રજીની સેવામાં પ્રબળ પરવશતા - ॥૨॥

**મિલિ ન જાઇ નહિં ગુદરત બનઈ । સુકબિ લખન મન કી ગતિ ભનઈ ॥**
**રહે રાખિ સેવા પર ભારૂ । ચઢ઼ી ચંગ જનુ ખૈંચ ખેલારૂ ॥૩॥**

આ પ્રમાણે લક્ષ્મણ ન તો ભરતજીને ભેટી શકે છે કે ન તો સ્વામીની સેવા છોડી શકે છે. કોઈ શ્રેષ્ઠ કવિ જ લક્ષ્મણજીના ચિત્તની આ ગતિનું વર્ણન કરી શકે છે. તે સેવા પર જ ભાર મૂકીને સેવા કરતાં રહ્યા. જાણે ચઢેલા પતંગને ખેલાડી (પતંગ ચગાવનાર) ખેંચી રહ્યો હોય. (અર્થાત્ ભરતની તરફ જતી મનોવૃત્તિને લક્ષ્મણે નિયંત્રિત કરી અને રામની સેવામાં જ લાગ્યા રહ્યા). ॥૩॥

**કહત સપ્રેમ નાઇ મહિ માથા । ભરત પ્રનામ કરત રઘુનાથા ॥**
**ઉઠે રામુ સુનિ પેમ અધીરા । કહુઁ પટ કહુઁ નિષંગ ધનુ તીરા ॥૪॥**

લક્ષ્મણજીએ પ્રેમસહિત પૃથ્વી પર મસ્તક નમાવીને કહ્યું - હે રઘુનાથજી! ભરતજી પ્રણામ કરી રહ્યા છે. આ સાંભળતાં જ શ્રીરઘુનાથજી પ્રેમમાં અધીર થઈ ઊઠ્યા. ક્યાંક વસ્ત્ર પડ્યું, ક્યાંક ભાથો, ક્યાંક ધનુષ અને ક્યાંક બાણ; ॥૪॥

દો૦ – બરબસ લિએ ઉઠાઇ ઉર લાએ કૃપાનિધાન ।
ભરત રામ કી મિલનિ લખિ બિસરે સબહિ અપાન ॥ ૨૪૦॥

કૃપાનિધાન શ્રીરામચન્દ્રજીએ ભરતજીને જબરજસ્તીથી ઉઠાવી હૃદયે ચાંપી દીધા! ભરતજી અને શ્રીરામજીના મળવાની રીતિને જોઈને સૌને પોતાનું ભાન ભુલાઈ ગયું. ॥ ૨૪૦॥

ચૌ૦ – મિલનિ પ્રીતિ કિમિ જાઇ બખાની । કબિકુલ અગમ કરમ મન બાની ॥
પરમ પેમ પૂરન દોઉ ભાઈ । મન બુધિ ચિત અહમિતિ બિસરાઈ ॥ ૧॥

મિલનની પ્રીતિ કેવી રીતે વખાણી શકાય? તે તો કવિકુળના માટે કર્મ, મન, વાણી ત્રણેયથી અગમ છે. બંને ભાઈ (ભરતજી અને શ્રીરામજી) મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારને ભુલાવીને પરમ પ્રેમથી જાણે પૂર્ણ થઈ રહ્યા છે. ॥ ૧॥

કહહુ સુપેમ પ્રગટ કો કરઈ । કેહિ છાયા કબિ મતિ અનુસરઈ ॥
કબિહિ અરથ આખર બલુ સાँચા । અનુહરિ તાલ ગતિહિ નટુ નાચા ॥ ૨॥

કહો, તે શ્રેષ્ઠ પ્રેમને કોણ પ્રકટ કરે? કવિની બુદ્ધિ કોની છાયાનું અનુસરણ કરે? કવિને તો અક્ષર અને અર્થનું જ ખરું બળ છે. નટ તાલની ગતિ પ્રમાણે જ નાચે છે! ॥ ૨॥

અગમ સનેહ ભરત રઘુબર કો । જહँ ન જાઇ મનુ બિધિ હરિ હર કો ॥
સો મૈં કુમતિ કહૌં કેહિ ભાँતી । બાજ સુરાગ કિ ગાँડર તાँતી ॥ ૩॥

ભરતજી અને શ્રીરઘુનાથજીનો પ્રેમ અગમ્ય છે, જ્યાં બ્રહ્મા, વિષ્ણુ, અને મહાદેવનુંય મન નથી જઈ શકતું. તે પ્રેમને હું કુબુદ્ધિ કઈ રીતે કહું! ભલા, ગાડરના તંતુથી ક્યાંય સુંદર રાગ વાગી શકે છે? ॥ ૩॥

[તળાવો અને સરોવરોમાં એક જાતનું ઘાસ (મુંજ) જેવું, તેને ગાડર કહેવાય છે].

મિલનિ બિલોકિ ભરત રઘુબર કી । સુરગન સભય ધકધકી ધરકી ॥
સમુઝાએ સુરગુરુ જડ઼ જાગે । બરષિ પ્રસૂન પ્રસંસન લાગે ॥ ૪॥

ભરતજી અને શ્રીરામચન્દ્રજીના મિલનની આ રીત જોઈને દેવો ભયભીત થઈ ગયા. તેમનું હૃદય ધક્ધક ધડકવા લાગ્યું. દેવગુરુ બૃહસ્પતિજીએ સમજાવ્યું, ત્યારે કંઈક તે મૂર્ખ ચેત્યા અને ફૂલ વરસાવીને પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૪॥

દો૦ – મિલિ સપેમ રિપુસૂદનહિ કેવટુ ભેંટેઉ રામ ।
ભૂરિ ભાયँ ભેંટે ભરત લછિમન કરત પ્રનામ ॥ ૨૪૧॥

પછી શ્રીરામજી પ્રેમ સાથે શત્રુઘ્નને મળીને પછી કેવટ(નિષાદરાજ)ને મળ્યા. પ્રણામ કરતાં લક્ષ્મણજીને ભરતજી ઘણા જ પ્રેમથી મળ્યા. ॥ ૨૪૧॥

ચૌ૦ – ભેંટેઉ લખન લલકિ લઘુ ભાઈ । બહુરિ નિષાદુ લીન્હ ઉર લાઈ ॥
પુનિ મુનિગન દુહુँ ભાઇન્હ બંદે । અભિમત આસિષ પાઇ અનંદે ॥ ૧॥

પછી લક્ષ્મણજી પ્રબળ ઉમંગ સાથે નાના ભાઈ શત્રુઘ્નને મળ્યા. પછી તેમણે નિષાદરાજને હૃદયે લગાડી દીધા. પછી ભરત-શત્રુઘ્ન બંને ભાઈઓએ મુનિમંડળીને પ્રણામ કર્યાં અને વાંછિત આશીર્વાદ પામીને આનંદિત થયા. ॥ ૧॥

**સાનુજ ભરત ઉમગિ અનુરાગા। ધરિ સિર સિય પદ પદુમ પરાગા॥**
**પુનિ પુનિ કરત પ્રનામ ઉઠાએ। સિર કર કમલ પરસિ બૈઠાએ॥ ૨॥**

નાના ભાઈ શત્રુઘ્નસહિત ભરતજી પ્રેમમાં ઉમંગ સાથે સીતાજીના ચરણકમળોની રજ સિરે ધારણ કરીને વારંવાર પ્રણામ કરવા લાગ્યા. સીતાજીએ તેમને ઉઠાવીને એમના માથાને પોતાના કરકમળથી સ્પર્શી (માથે હાથ ફેરવીને) તે બંનેને બેસાડ્યા. ॥ ૨॥

**સીયઁ અસીસ દીન્હિ મન માહીં। મગન સનેહઁ દેહ સુધિ નાહીં॥**
**સબ બિધિ સાનુકૂલ લખિ સીતા। ભે નિસોચ ઉર અપડર બીતા॥ ૩॥**

સીતાજીએ મનમાં ને મનમાં આશીર્વાદ આપ્યા; કેમકે તેઓ સ્નેહમાં મગ્ન છે, તેમને દેહનું સાન-ભાન નથી. સીતાજીને સર્વે પ્રકારથી પોતાના અનુકૂળ જોઈને ભરતજી શોકરહિત થઈ ગયા અને એમના હૃદયનો કલ્પિત ભય જતો રહ્યો. ॥ ૩॥

**કોઉ કિછુ કહઈ ન કોઉ કિછુ પૂઁછા। પ્રેમ ભરા મન નિજ ગતિ છૂઁછા॥**
**તેહિ અવસર કેવટુ ધીરજુ ધરિ। જોરિ પાનિ બિનવત પ્રનામુ કરિ॥ ૪॥**

તે સમયે ન તો કોઈ કંઈ કહે છે, ન કોઈ કંઈ પૂછે છે. મન પ્રેમથી પરિપૂર્ણ છે, તે પોતાની ગતિમાં ખાલી છે (અર્થાત્ સંકલ્પ-વિકલ્પ અને ચાંચલ્યથી શૂન્ય છે). તે અવસરે કેવટ (નિષાદરાજ) ધીરજ ધરીને અને હાથ જોડીને પ્રણામ કરીને પ્રાર્થના કરવા લાગ્યો. ॥ ૪॥

**દો૰ – નાથ સાથ મુનિનાથ કે માતુ સકલ પુર લોગ।**
**સેવક સેનપ સચિવ સબ આએ બિકલ બિયોગ॥ ૨૪૨॥**

હે નાથ! મુનિનાથ વશિષ્ઠજીની સાથે સર્વે માતાઓ, નગરવાસી, સેવક, સેનાપતિ, મંત્રી સર્વે આપના વિયોગથી વ્યાકુળ થઈને આવ્યા છે. ॥ ૨૪૨॥

**ચૌ૰ – સીલસિંધુ સુનિ ગુર આગવનૂ। સિય સમીપ રાખે રિપુદવનૂ॥**
**ચલે સબેગ રામુ તેહિ કાલા। ધીર ધરમ ધુર દીનદયાલા॥ ૧॥**

ગુરુનું આગમન સાંભળીને શીલના સમુદ્ર શ્રીરામચન્દ્રજીએ સીતાજી પાસે શત્રુઘ્નજીને રહેવા દઈને અને તે પરમ ધીર, ધર્મધુરંધર, દીનદયાળુ શ્રીરામચન્દ્રજી તે જ સમયે વેગ સાથે ચાલી નીકળ્યા. ॥ ૧॥

**ગુરહિ દેખિ સાનુજ અનુરાગે। દંડ પ્રનામ કરન પ્રભુ લાગે॥**
**મુનિબર ધાઇ લિએ ઉર લાઈ। પ્રેમ ઉમગિ ભેંટે દોઉ ભાઈ॥ ૨॥**

ગુરુજીનાં દર્શન કરી લક્ષ્મણજીસહિત પ્રભુ શ્રીરામચન્દ્રજી પ્રેમમાં ભરાઈ ગયા અને દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીએ દોડીને એમને હૃદયે લગાડી દીધા અને પ્રેમના આવેશ સાથે બંને ભાઈઓને ભેટ્યા. ॥ ૨॥

**પ્રેમ પુલકિ કેવટ કહિ નામૂ। કીન્હ દૂરિ તેં દંડ પ્રનામૂ॥**
**રામસખા રિષિ બરબસ ભેંટા। જનુ મહિ લુઠત સનેહ સમેટા॥૩॥**

વળી, પ્રેમથી પુલકિત થઈને કેવટે (નિષાદરાજે) પોતાનું નામ લઈને દૂરથી જ વસિષ્ઠજીને દંડવત્ પ્રણામ કર્યાં. ઋષિ વસિષ્ઠજીએ રામસખા જાણીને તેમને બળીજબરીથી હૃદયે લગાડી દીધા જાણે જમીન ઉપર આળોટતા પ્રેમને એકત્ર કરી લીધો હોય. ॥૩॥

**રઘુપતિ ભગતિ સુમંગલ મૂલા। નભ સરાહિ સુર બરિસહિં ફૂલા॥**
**એહિ સમ નિપટ નીચ કોઉ નાહીં। બડ઼ બસિષ્ઠ સમ કો જગ માહીં॥૪॥**

શ્રીરઘુનાથજીની ભક્તિ સુંદર મંગળોનું મૂળ છે એમ કહીને પ્રશંસા કરતાં દેવો આકાશમાંથી ફૂલ વરસાવવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા - જગતમાં આના [નિષાદરાજ] સમાન સર્વથા નીચ કોઈ નહીં અને વસિષ્ઠજીની જેમ ઉચ્ચ કોણ છે? ॥૪॥

**દો૦– જેહિ લખિ લખનહુ તેં અધિક મિલે મુદિત મુનિરાઉ।**
**સો સીતાપતિ ભજન કો પ્રગટ પ્રતાપ પ્રભાઉ॥૨૪૩॥**

જેને (નિષાદને) જોઈને મુનિરાજ વસિષ્ઠજી લક્ષ્મણજી કરતાંય અધિક તેનાથી આનંદિત થઈને મળ્યા. આ સઘળો સીતાપતિ શ્રીરામચન્દ્રજીના ભજનનો પ્રત્યક્ષ પ્રતાપ અને પ્રભાવ છે. ॥૨૪૩॥

**ચૌ૦– આરત લોગ રામ સબુ જાના। કરુનાકર સુજાન ભગવાના॥**
**જો જેહિ ભાયઁ રહા અભિલાષી। તેહિ તેહિ કૈ તસિ તસિ રુખ રાખી॥૧॥**

દયાની ખાણ, સુજ્ઞ ભગવાન શ્રીરામજીએ સર્વે લોકોને દુખી (મળવા માટે વ્યાકુળ) જાણ્યા. ત્યારે હર કોઈ જે જે ભાવે મળવાના અભિલાષી હતા; તેઓને તે તે રીતનો ભાવ જોઈને (તેની રુચિને અનુસાર) – ॥૧॥

**સાનુજ મિલિ પલ મહુઁ સબ કાહૂ। કીન્હ દૂરિ દુખુ દારુન દાહૂ॥**
**યહ બડ઼િ બાત રામ કૈ નાહીં। જિમિ ઘટ કોટિ એક રબિ છાહીં॥૨॥**

- તેમણે લક્ષ્મણજીસહિત પળમાત્રમાં દરેકને મળીને તેમનાં દુઃખ અને કઠણ સંતાપને દૂર કરી દીધાં. શ્રીરામચન્દ્રજીને માટે આ કોઈ મોટી વાત નથી. જેમ કરોડો ઘડાઓમાં એક જ સૂર્યની [પૃથક-પૃથક] છાયા (પ્રતિબિંબ) એક સાથે જ દેખાય છે. ॥૨॥

**મિલિ કેવટહિ ઉમગિ અનુરાગા। પુરજન સકલ સરાહહિં ભાગા॥**
**દેખીં રામ દુખિત મહતારીં। જનુ સુબેલિ અવલીં હિમ મારીં॥૩॥**

સમસ્ત પુરવાસી પ્રેમમાં ઉમંગથી કેવટને મળીને [એના] ભાગ્યની પ્રશંસા કરે છે. શ્રીરામચન્દ્રજીએ સર્વે માતાઓને દુઃખી જોઈ, જાણે સુંદર વેલોની પંક્તિઓને હિમ મારી ગયો હોય. ॥૩॥

**પ્રથમ રામ ભેંટી કૈકેઈ। સરલ સુભાયઁ ભગતિ મતિ ભેઈ॥**
**પગ પરિ કીન્હ પ્રબોધુ બહોરી। કાલ કરમ બિધિ સિર ધરિ ખોરી॥૪॥**

સર્વપ્રથમ રામજી કૈકેયીને મળ્યા અને પોતાના સરળ સ્વભાવ તથા ભક્તિથી તેમની બુદ્ધિને તરબોળ કરી દીધી. વળી, ચરણોમાં પડીને કાળ, કર્મ અને વિધાતાને માથે દોષ ઓઢાડી, શ્રીરામજીએ તેમને સાંત્વના આપી. ॥ ૪॥

**દો૦ – ભેટીં રઘુબર માતુ સબ કરિ પ્રબોધુ પરિતોષુ ।**
**અંબ ઈસ આધીન જગુ કાહુ ન દેઈઅ દોષુ ॥ ૨૪૪॥**

વળી, શ્રીરઘુનાથજી સર્વે માતાઓને મળ્યા. તેમણે સમજાવી-બુજાવી સંતોષ કરાવ્યો કે હે માતા! જગત ઈશ્વરને આધીન છે, કોઈને પણ દોષ ન આપવો જોઈએ. ॥ ૨૪૪॥

**ચૌ૦ – ગુરતિય પદ બંદે દુહુ ભાઈ । સહિત બિપ્રતિય જે સઁગ આઈ ॥**
**ગંગ ગૌરિ સમ સબ સનમાનીં । દેહિં અસીસ મુદિત મૃદુ બાનીં ॥ ૧॥**

પછી બંને ભાઈઓએ બ્રાહ્મણોની સ્ત્રીઓ સહિત - જે ભરતજીની સાથે આવી હતી, તેમની અને ગુરુજીનાં પત્ની અરુંધતીના ચરણોની વંદના કરી અને તે સર્વેનું ગંગાજી તથા ગૌરીજી સમાન સન્માન કર્યું. તે સર્વે આનંદિત થઈને કોમળ વાણીથી આશીર્વાદ આપવા લાગી. ॥ ૧॥

**ગહિ પદ લગે સુમિત્રા અંકા । જનુ ભેંટી સંપતિ અતિ રંકા ॥**
**પુનિ જનની ચરનનિ દોઉ ભ્રાતા । પરે પેમ બ્યાકુલ સબ ગાતા ॥ ૨॥**

પછી બંને ભાઈ શ્રીરામ અને લક્ષ્મણ પગ પકડીને સુમિત્રાજીના ખોળે [માથું મૂકી દીધું] જઈ વળગી પડ્યા, જાણે કોઈ અત્યંત દરિદ્રીને સંપત્તિ સાથે ભેટો થઈ ગયો હોય. પછી બંને ભાઈ માતા કૌશલ્યાજીનાં ચરણોમાં ઢળી પડ્યા, પ્રેમને લીધે એમનાં સર્વે અંગ શિથિલ છે. ॥ ૨॥

**અતિ અનુરાગ અંબ ઉર લાએ । નયન સનેહ સલિલ અન્હવાએ ॥**
**તેહિ અવસર કર હરષ બિષાદૂ । કિમિ કબિ કહૈ મૂક જિમિ સ્વાદૂ ॥ ૩॥**

ઘણા જ સ્નેહ સાથે માતાએ તેમને હૃદયે લગાડી દીધા અને નેત્રોમાંથી વહેતાં પ્રેમાશ્રુઓનાં જળથી એમને નવડાવી દીધા. તે સમયના હર્ષ અને વિષાદને કવિ કેવી રીતે કહે? બોબડો સ્વાદને કેવી રીતે વર્ણવી બતાવે? ॥ ૩॥

**મિલિ જનનિહિ સાનુજ રઘુરાઊ । ગુર સન કહેઉ કિ ધારિઅ પાઊ ॥**
**પુરજન પાઇ મુનીસ નિયોગૂ । જલ થલ તકિ તકિ ઉતરેઉ લોગૂ ॥ ૪॥**

શ્રી રઘુનાથજીએ નાના ભાઈ લક્ષ્મણજી સહિત માતા કૌશલ્યાજીને મળીને ગુરુજીને કહ્યું કે આશ્રમે પધારો. તત્પશ્ચાત્ મુનીશ્વર વસિષ્ઠજીની આજ્ઞા પામીને અયોધ્યાવાસી સર્વે લોકોએ જળ અને સ્થળની સુવિધા જોઈ-જોઈને ઉતારા કર્યો. ॥ ૪॥

**દો૦ – મહિસુર મંત્રી માતુ ગુર ગને લોગ લિએ સાથ ।**
**પાવન આશ્રમ ગવનુ કિય ભરત લખન રઘુનાથ ॥ ૨૪૫॥**

બ્રાહ્મણ, મંત્રી, માતાઓ અને ગુરુ આદિ મુખ્ય મુખ્ય વિશિષ્ટ લોકોને સાથે લઈ, ભરતજી લક્ષ્મણજી અને શ્રીરઘુનાથજી પવિત્ર આશ્રમે ચાલ્યા. ॥ ૨૪૫॥

**ચૌ○ – સીય આઈ મુનિબર પગ લાગી। ઉચિત અસીસ લહી મન માગી॥**
**ગુરપતિનિહિ મુનિતિયન્હ સમેતા। મિલી પેમુ કહિ જાઈ ન જેતા॥૧॥**

સીતાજી આવીને મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીના ચરણે પડ્યાં અને તેમણે મનમાંગ્યા ઉચિત આશિષ મેળવ્યા. વળી, મુનિઓની સ્ત્રીઓ સહ ગુરુપત્ની અરુંધતીજીને મળ્યાં. તેમનો એટલો બધો પ્રેમ હતો તે કહી નથી શકાતો. ॥૧॥

**બંદિ બંદિ પગ સિય સબહી કે। આસિરબચન લહે પ્રિય જી કે॥**
**સાસુ સકલ જબ સીયઁ નિહારીં। મૂદે નયન સહમિ સુકુમારીં॥૨॥**

સીતાજીએ સર્વેના ચરણોની જુદી-જુદી વંદના કરીને પોતાના હૃદયને પ્રિય (અનુકૂળ) લાગનારા આશીર્વાદ મેળવ્યા. જ્યારે સુકુમારી સીતાજીએ સર્વે સાસુઓને જોયાં ત્યારે ભયવશ આંખો મીંચી દીધી. ॥૨॥

**પરીં બધિક બસ મનહુઁ મરાલીં। કાહ કીન્હ કરતાર કુચાલીં॥**
**તિન્હ સિય નિરખિ નિપટ દુખુ પાવા। સો સબુ સહિઅ જો દૈઉ સહાવા॥૩॥**

[સાસુઓની બૂરી દશા જોઈને] તેમને એવું પ્રતીત થયું જાણે રાજહંસીઓ પારધીને વશ થઈ ગઈ હોય. [મનમાં વિચારવા લાગ્યાં કે] કુચાલી વિધાતાએ શું કરી નાંખ્યુ? સાસુઓને પણ સીતાજીને જોઈને ઘણું દુઃખ થયું. [વિચાર્યું] જે કંઈ દૈવ સહન કરાવે તે સર્વે સહેવું જ પડે છે. ॥૩॥

**જનકસુતા તબ ઉર ધરિ ધીરા। નીલ નલિન લોયન ભરિ નીરા॥**
**મિલી સકલ સાસુન્હ સિય જાઈ। તેહિ અવસર કરુના મહિ છાઈ॥૪॥**

પછી જાનકીજી હૃદયમાં ધીરજ ધરીને, નીલકમળ સમાન નેત્રોમાં જળ ભરીને સર્વે સાસુઓને જઈને મળ્યાં. તે સમયે પૃથ્વી પર કરુણા છવાઈ ગઈ. ॥૪॥

**દો○ – લાગિ લાગિ પગ સબનિ સિય ભેંટતિ અતિ અનુરાગ।**
**હૃદયઁ અસીસહિં પેમ બસ રહિઅહુ ભરી સોહાગ॥૨૪૬॥**

સીતાજી સર્વેના પગે પડી-પડીને અત્યંત પ્રેમથી મળી રહ્યાં છે, અને સર્વે સાસુઓ સ્નેહવશ હૃદયપૂર્વક આશીર્વાદ આપી રહી છે કે તમે સદા સૌભાગ્યવતી રહો. ॥૨૪૬॥

**ચૌ○ – બિકલ સનેહઁ સીય સબ રાનીં। બૈઠન સબહિ કહેઉ ગુર ગ્યાનીં॥**
**કહિ જગ ગતિ માયિક મુનિનાથા। કહે કછુક પરમારથ ગાથા॥૧॥**

સીતાજી અને સર્વે રાણીઓ સ્નેહને લીધે વ્યાકુળ છે. પછી જ્ઞાની ગુરુજીએ સર્વેને બેસાડ્યા. વળી, મુનિનાથ વશિષ્ઠજીએ જગતની ગતિને માયિક કહીને (અર્થાત્ જગત માયાનું છે, એમાં કંઈ પણ નિત્ય નથી, એમ કહીને) કંઈક પરમાર્થની કથાઓ કહી સંભળાવી. ॥૧॥

**નૃપ કર સુરપુર ગવનુ સુનાવા। સુનિ રઘુનાથ દુસહ દુખુ પાવા॥**
**મરન હેતુ નિજ નેહુ બિચારી। ભે અતિ બિકલ ધીર ધુર ધારી॥૨॥**

તત્પશ્ચાત્ વસિષ્ઠજીએ રાજા દશરથના સ્વર્ગગમનની વાત સંભળાવી. જે સાંભળીને રઘુનાથજી દુઃસહ્ય દુઃખ પામ્યા. અને પોતાના પ્રતિ એમના સ્નેહને એમના મરવાનું કારણ જાણીને ધીરધુરંધર શ્રીરામચન્દ્રજી અત્યંત વ્યાકુળ થઈ ગયા. ॥ ૨॥

**કુલિસ કઠોર સુનત કટુ બાની। બિલપત લખન સીય સબ રાની॥**
**સોક બિકલ અતિ સકલ સમાજૂ। માનહુઁ રાજુ અકાજેઉ આજૂ॥ ૩॥**

વજ્ર સમાન કઠોર, કડવી વાણી સાંભળી લક્ષ્મણજી, સીતાજી અને સર્વે રાણીઓ વિલાપ કરવા લાગી. સમસ્ત સમાજ શોકથી અત્યંત વ્યાકુળ થઈ ગયો, જાણે રાજા આજે જ મર્યા હોય. ॥ ૩॥

**મુનિબર બહુરિ રામ સમુઝાએ। સહિત સમાજ સુસરિત નહાએ॥**
**બ્રતુ નિરંબુ તેહિ દિન પ્રભુ કીન્હા। મુનિહુ કહેં જલુ કાહુઁ ન લીન્હા॥ ૪॥**

પછી, મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીએ શ્રીરામજીને સમજાવ્યા. પછી તેમણે સમાજસહિત શ્રેષ્ઠ નદી મંદાકિનીજીમાં સ્નાન કર્યું. તે દિવસે પ્રભુ શ્રીરામચન્દ્રજીએ નિર્જળ વ્રત કર્યું. મુનિ વસિષ્ઠજીના કહેવા છતાંય કોઈએય જળ ગ્રહણ ન કર્યું. ॥ ૪॥

**દો૦ – ભોરુ ભએઁ રઘુનંદનહિ જો મુનિ આયસુ દીન્હ।**
**શ્રદ્ધા ભગતિ સમેત પ્રભુ સો સબુ સાદરુ કીન્હ॥ ૨૪૭॥**

બીજા દિવસે સવાર થયે મુનિ વસિષ્ઠજીએ શ્રીરઘુનાથજીને જે જે આજ્ઞા આપી, તે સર્વે કાર્ય પ્રભુ શ્રીરામચન્દ્રજીએ શ્રદ્ધા-ભક્તિસહ આદર સાથે કર્યાં. ॥ ૨૪૭॥

**ચૌ૦ – કરિ પિતુ ક્રિયા બેદ જસિ બરની। ભે પુનીત પાતક તમ તરની॥**
**જાસુ નામ પાવક અઘ તૂલા। સુમિરત સકલ સુમંગલ મૂલા॥ ૧॥**

વેદોમાં જેમ કહેવાયું છે તે જ પ્રમાણે પિતાની ક્રિયા કરીને પાપરૂપી અંધકારને નષ્ટ કરનારા સૂર્યરૂપ શ્રીરામચન્દ્રજી શુદ્ધ થયા. જેમનું નામ પાપરૂપી રૂને [તુરત જ બાળી નાખવા] માટે અગ્નિ છે; અને જેમનું સ્મરણમાત્ર સમસ્ત શુભ મંગળોનું મૂળ છે, ॥ ૧॥

**સુદ્ધ સો ભયઉ સાધુ સંમત અસ। તીરથ આવાહન સુરસરિ જસ॥**
**સુદ્ધ ભએઁ દુઇ બાસર બીતે। બોલે ગુર સન રામ પિરીતે॥ ૨॥**

તે [નિત્ય શુદ્ધ-બુદ્ધ] ભગવાન શ્રીરામજી શુદ્ધ થયા! સાધુઓની એવી સંમતિ છે કે તેમનું શુદ્ધ થવું એવું જ છે જેવું તીર્થોના આવાહ્નથી ગંગાજી શુદ્ધ થાય છે! (ગંગાજી તો સ્વભાવથી જ શુદ્ધ છે, એમનામાં જે તીર્થોનું આવાહ્ન કરવામાં આવે છે ઊલટાં તે જ ગંગાજીના સંપર્કમાં આવવાથી શુદ્ધ થઈ જાય છે. આ રીતે સચ્ચિદાનંદરૂપ શ્રીરામ તો નિત્ય શુદ્ધ છે, એમના સંસર્ગથી કર્મ જ શુદ્ધ થઈ ગયાં.) જ્યારે શુદ્ધ થયાને બે દિવસ વીતી ગયા ત્યારે શ્રીરામચન્દ્રજીએ પ્રીતિની સાથે ગુરુજીને કહ્યું - ॥ ૨॥

**નાથ લોગ સબ નિપટ દુખારી। કંદ મૂલ ફલ અંબુ અહારી॥**
**સાનુજ ભરતુ સચિવ સબ માતા। દેખિ મોહિ પલ જિમિ જુગ જાતા॥ ૩॥**

હે નાથ! સર્વે લોકો અહીં અત્યંત દુઃખી થઈ રહ્યા છે. કંદ, મૂળ, ફળ અને જળનો જ આહાર કરે છે. ભાઈ શત્રુઘ્ન સહિત ભરતને, મંત્રીઓને અને સર્વે માતાઓને જોઈને મારી એક એક પળ યુગ સમાન વીતી રહી છે. ॥ ૩॥

**સબ સમેત પુર ધારિઅ પાઊ। આપુ ઈહઁ અમરાવતિ રાઊ॥**
**બહુત કહેઉઁ સબ કિયઉઁ ઢિઠાઈ। ઉચિત હોઈ તસ કરિઅ ગોસાઁઈ॥ ૪॥**

માટે સર્વેની સાથે આપ અયોધ્યાપુરીમાં પધારો (પરત ફરો). આપ અહીં છો અને રાજા અમરાવતીમાં (સ્વર્ગમાં) છે (અયોધ્યા સૂની છે)! મેં ઘણું કહી નાખ્યું, આ સર્વે મોટી ધૃષ્ટતા કરી છે. હે ગોસાઈં! જેવું ઉચિત હોય, તેવું જ કરો. ॥ ૪॥

**દો૦ – ધર્મ સેતુ કરુનાયતન કસ ન કહહુ અસ રામ।**
**લોગ દુખિત દિન દુઈ દરસ દેખિ લહહુઁ બિશ્રામ॥ ૨૪૮॥**

[વસિષ્ઠજીએ કહ્યું -] હે રામ! તમે ધર્મના સેતુ અને દયાના ધામ છો, તમે ભલા! આવું કેમ નહીં બોલો? લોકો દુઃખી છે. બે દિવસ તમારાં દર્શન કરી ભલેને શાંતિ લાભ કરી લે. ॥ ૨૪૮॥

**ચૌ૦ – રામ બચન સુનિ સભય સમાજૂ। જનુ જલનિધિ મહુઁ બિકલ જહાજૂ॥**
**સુનિ ગુર ગિરા સુમંગલ મૂલા। ભયઉ મનહુઁ મારુત અનુકૂલા॥ ૧॥**

અગાઉ શ્રીરામજીનાં વચન સાંભળીને સમસ્ત સમાજ ભયભીત થઈ ગયો હતો, જાણે મધદરિયે વહાણ ડગુમગુ થઈ ગયું હોય. પરંતુ જ્યારે તેમણે ગુરુ વસિષ્ઠજીની શ્રેષ્ઠ કલ્યાણમૂલક વાણી સાંભળી, તો તે વહાણને માટે જાણે પવન અનુકૂળ થઈ ગયો. ॥ ૧॥

**પાવન પયઁ તિહુઁ કાલ નહાહીં। જો બિલોકિ અઘ ઓઘ નસાહીં॥**
**મંગલમૂરતિ લોચન ભરિ ભરિ। નિરખહિં હરષિ દંડવત કરિ કરિ॥ ૨॥**

સર્વે લોકો પવિત્ર પયસ્વિની નદીમાં [અથવા પયસ્વિની નદીના પવિત્ર જળમાં] ત્રણેય સમય (સવાર, બપોર અને સાંયકાળે) સ્નાન કરે છે, જેનાં દર્શનથી જ પાપોના સમૂહ નષ્ટ થઈ જાય છે. તેઓ મંગળમૂર્તિ શ્રીરામચન્દ્રજીને દંડવત્ પ્રણામ કરી-કરીને તેમને નેત્રો ભરી-ભરીને જુએ છે. ॥ ૨॥

**રામ સૈલ બન દેખન જાહીં। જહઁ સુખ સકલ સકલ દુખ નાહીં॥**
**ઝરના ઝરહિં સુધાસમ બારી। ત્રિબિધ તાપહર ત્રિબિધ બયારી॥ ૩॥**

સર્વે શ્રીરામચન્દ્રજીના પર્વત (કામદગિરિ) અને વનને જોવા જાય છે, જ્યાં સર્વે સુખ છે અને સર્વે દુઃખોનો અભાવ છે. ઝરણાં અમૃત સમાન જળ સ્રવે (ઝરે) છે અને ત્રણે પ્રકારનો (શીતળ, મંદ, સુગંધિત) વાયુ ત્રણ પ્રકારના (આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક) તાપોને હરી લે છે. ॥ ૩॥

**બિટપ બેલિ તૃન અગનિત જાતી। ફલ પ્રસૂન પલ્લવ બહુ ભાઁતી॥**
**સુંદર સિલા સુખદ તરુ છાહીં। જાઈ બરનિ બન છબિ કેહિ પાહીં॥ ૪॥**

અસંખ્ય જાતિનાં વૃક્ષ, લતાઓ અને તૃણ છે તથા ઘણી જાતનાં ફળ, ફૂલ અને પાંદડાં છે. સુંદર શિલાઓ છે, વૃક્ષોની છાયા સુખ આપનારી છે. વનની શોભાનું વર્ણન કોનાથી કરી શકાય છે? ॥ ૪॥

**દો૦ – સરનિ સરોરુહ જલ બિહગ કૂજત ગુંજત ભૃંગ ।**
**બૈર બિગત બિહરત બિપિન મૃગ બિહંગ બહુરંગ ॥ ૨૪૯॥**

તળાવમાં કમળ ખીલી રહ્યાં છે, જળનાં પક્ષી કુંજી રહ્યાં છે, ભમરા ગુંજારવ કરી રહ્યા છે અને અનેક રંગોનાં પક્ષી તથા પશુ વનમાં વેરરહિત થઈને વિહાર કરી રહ્યાં છે. ॥ ૨૪૯॥

**ચૌ૦ – કોલ કિરાત ભિલ્લ બનબાસી । મધુ સુચિ સુંદર સ્વાદુ સુધા સી ॥**
**ભરિ ભરિ પરન પુટીં રચિ રૂરી । કંદ મૂલ ફલ અંકુર જૂરી ॥ ૧॥**

કોલ, કિરાત અને ભીલ આદિ વનના રહેનારા લોકો પવિત્ર, સુંદર પડિયા બનાવીને, સુંદર અને અમૃતની સમાન સ્વાદિષ્ટ મધને, તેમાં ભરી-ભરીને તથા કંદ, મૂળ, ફળ અને અંકુર આદિની જૂડીઓને – ॥ ૧॥

**સબહિ દેહિં કરિ બિનય પ્રનામા । કહિ કહિ સ્વાદ ભેદ ગુન નામા ॥**
**દેહિં લોગ બહુ મોલ ન લેહીં । ફેરત રામ દોહાઈ દેહીં ॥ ૨॥**

સર્વેને વિનય અને પ્રણામ કરીને તે ચીજોના જુદા જુદા સ્વાદ, ભેદ (પ્રકાર), ગુણ અને નામ બતાવી-બતાવીને આપે છે. લોકો એના મોટા દામ (મૂલ્ય) આપે છે પણ તે લેતા નથી અને પરત કરવામાં શ્રીરામજીની દુહાઈ આપે છે. ॥ ૨॥

**કહહિં સનેહ મગન મૃદુ બાની । માનત સાધુ પેમ પહિચાની ॥**
**તુમ્હ સુકૃતી હમ નીચ નિષાદા । પાવા દરસનુ રામ પ્રસાદા ॥ ૩॥**

પ્રેમમાં મગ્ન થયેલા તે કોમળ વાણીથી કહે છે કે સજ્જન લોકોના પ્રેમને ઓળખીને એમનું સન્માન કરીએ છીએ (અર્થાત્ આપ સાધુ-સજ્જન છો, આપ અમારા પ્રેમને જુઓ, દામ આપીને કે આ વસ્તુઓ પરત કરીને અમારા પ્રેમનો તિરસ્કાર ન કરો.) આપ તો પુણ્યાત્મા છો, અમે નીચ નિષાદ છીએ. શ્રીરામજીની કૃપાથી જ અમે આપ લોકાનાં દર્શન પામ્યા છીએ. ॥ ૩॥

**હમહિ અગમ અતિ દરસુ તુમ્હારા । જસ મરુ ધરનિ દેવધુનિ ધારા ॥**
**રામ કૃપાલ નિષાદ નેવાજા । પરિજન પ્રજઉ ચહિઅ જસ રાજા ॥ ૪॥**

અમ લોકોને આપનાં દર્શન ઘણા જ દુર્લભ છે, જેમ મરુભૂમિને માટે ગંગાજીની ધારા દુર્લભ છે. [જુઓ,] કૃપાળુ શ્રીરામચન્દ્રજીએ નિષાદ પર કેવી કૃપા કરી છે! જેવા રાજા છે એવા જ એમનાં પરિવાર અને પ્રજાને પણ થવું જોઈએ. ॥ ૪॥

**દો૦ – યહ જિયઁ જાનિ સઁકોચુ તજિ કરિઅ છોહુ લખિ નેહુ ।**
**હમહિ કૃતારથ કરન લગિ ફલ તૃન અંકુર લેહુ ॥ ૨૫૦॥**

હૃદયમાં એમ જાણીને સંકોચ છોડીને અને અમારો પ્રેમ જોઈને કૃપા કરો અને અમને કૃતાર્થ કરવા માટે જ ફળ, તૃણ અને અંકુર લો. ॥ ૨૫૦॥

**ચૌ૦ – તુમ્હ પ્રિય પાહુને બન પગુ ધારે । સેવા જોગુ ન ભાગ હમારે ॥**
**દેબ કાહ હમ તુમ્હહિ ગોસાઁઈ । ઈંધનુ પાત કિરાત મિતાઈ ॥ ૧॥**

આપ પ્રિય પરોણા, વનમાં પધાર્યા છો. આપની સેવા કરવા યોગ્ય અમારાં ભાગ્ય નથી. હે સ્વામી! અમે આપને શું આપવાના? ભીલોની મિત્રતા તો માત્ર ઈંધણ (લાકડાં) અને પાંદડાં સુધી જ છે. ॥ ૧॥

**યહ હમારિ અતિ બડ઼િ સેવકાઈ । લેહિં ન બાસન બસન ચોરાઈ ॥**
**હમ જડ઼ જીવ જીવ ગન ઘાતી । કુટિલ કુચાલી કુમતિ કુજાતી ॥ ૨॥**

અમારી તો આ જ ઘણી મોટી સેવા છે કે અમે આપનાં કપડાં અને વાસણો નથી ચોરી જતા. અમે લોકો જડ જીવ છીએ, જીવોની હિંસા કરનારા છીએ; કુટિલ, કુચાલી, કુબુદ્ધિ અને કુજાતિના છીએ. ॥ ૨॥

**પાપ કરત નિસિ બાસર જાહીં । નહિં પટ કટિ નહિં પેટ અઘાહીં ॥**
**સપનેહુઁ ધરમ બુદ્ધિ કસ કાઊ । યહ રઘુનંદન દરસ પ્રભાઊ ॥ ૩॥**

અમારા દિવસ-રાત પાપ કરતાં જ વીતે છે. તો પણ ન તો અમારી કેડે કપડાં છે અને નથી પેટ જ ભરાતાં. અમારામાં સ્વપ્નમાંય ક્યારેય ધર્મબુદ્ધિ કેવી? આ સર્વે તો શ્રીરઘુનાથજીનાં દર્શનનો પ્રભાવ છે. ॥ ૩॥

**જબ તેં પ્રભુ પદ પદુમ નિહારે । મિટે દુસહ દુખ દોષ હમારે ॥**
**બચન સુનત પુરજન અનુરાગે । તિન્હ કે ભાગ સરાહન લાગે ॥ ૪॥**

જ્યારથી પ્રભુના ચરણકમળ જોયા, ત્યારથી અમારાં દુસહ્ય દુઃખ અને દોષ મટી ગયાં. વનવાસીઓનાં વચન સાંભળીને અયોધ્યાના લોકો પ્રેમમાં તરબોળ થઈ ગયા અને એમના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૪॥

**છં૦ – લાગે સરાહન ભાગ સબ અનુરાગ બચન સુનાવહીં ।**
**બોલનિ મિલનિ સિય રામ ચરન સનેહુ લખિ સુખુ પાવહીં ॥**
**નર નારિ નિદરહિં નેહુ નિજ સુનિ કોલ ભિલ્લનિ કી ગિરા ।**
**તુલસી કૃપા રઘુબંસમનિ કી લોહ લૈ લૌકા તિરા ॥**

બધા એમનાં ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા અને પ્રેમનાં વચન સંભળાવવા લાગ્યા. એ લોકોના બોલવા અને મળવાનો ઢંગ તથા શ્રીસીતારામજીના ચરણોમાં તેમનો પ્રેમ જોઈને બધાય સુખ પામી રહ્યા છે. તે કોલ-ભીલોની વાણી સાંભળીને સર્વે નર-નારી પોતાના પ્રેમનો અનાદર કરે છે (પોતાના પ્રેમને તુચ્છ સમજે છે). તુલસીદાસજી કહે છે કે આ રઘુવંશમણિ શ્રીરામચન્દ્રજીની જ કૃપા છે કે લોખંડ લૌકા-તુંબડાને પોતાની ઉપર લઈને તરી ગયું. (તુંબડું સ્વયં તરે છે અને તારે છે. જ્યારે લોખંડ સ્વયં ડૂબે છે, ડૂબાડે છે. પરંતુ ભગવાન શ્રીરામની કૃપા એવી છે કે લોહસ્વરૂપ કોલ-કિરાતોએ તુંબડાંરૂપી અયોધ્યાવાસીઓને પોતાની સાથે જ તારી દીધા. એટલે કે ભક્તિમાર્ગમાં કોલકિરાતો અયોધ્યાવાસીઓના પથપ્રદર્શક બન્યા!)

**સો૦ – બિહરહિં બન ચહુ ઓર પ્રતિદિન પ્રમુદિત લોગ સબ।**
**જલ જ્યોં દાદુર મોર ભએ પીન પાવસ પ્રથમ ॥ ૨૫૧॥**

સર્વે લોકો દિને દિને પરમ આનંદિત થતાં વનમાં ચારેય બાજુ વિચરે છે; જેમ પ્રથમ વરસાદના જળથી દેડકાં અને મોર પુષ્ટ થઈ જાય છે (પ્રસન્ન થઈને નાચે-કૂદે છે). ॥ ૨૫૧॥

**ચૌ૦ – પુર જન નારિ મગન અતિ પ્રીતી। બાસર જાહિં પલક સમ બીતી ॥**
**સીય સાસુ પ્રતિ બેષ બનાઈ। સાદર કરઇ સરિસ સેવકાઈ ॥ ૧॥**

અયોધ્યાપુરીનાં પુરુષ અને સ્ત્રી દરેક, પ્રેમમાં અત્યંત મગ્ન થઈ રહ્યાં છે. તેમના દિવસ પળ સમાન વીતી જાય છે. જેટલી સાસુઓ હતી, એટલા જ વેશ (રૂપ) બનાવીને સીતાજી સર્વે સાસુઓની આદરપૂર્વક એકસમાન સેવા કરે છે. ॥ ૧॥

**લખા ન મરમુ રામ બિનુ કાહૂઁ। માયા સબ સિય માયા માહૂઁ ॥**
**સીયઁ સાસુ સેવા બસ કીન્હીં। તિન્હ લહિ સુખ સિખ આસિષ દીન્હીં ॥ ૨॥**

શ્રીરામચન્દ્રજીના સિવાય આ ભેદને અન્ય કોઈએ ન જાણ્યો. સર્વે માયાઓ [પરાશક્તિ મહામાયા] શ્રીસીતાજીની માયામાં જ છે. સીતાજીએ સાસુઓને સેવાથી વશમાં કરી લીધી. તેમણે સુખ પામીને શિખામણ અને આશીર્વાદ આપ્યાં. ॥ ૨॥

**લખિ સિય સહિત સરલ દોઉ ભાઈ। કુટિલ રાનિ પછિતાનિ અઘાઈ ॥**
**અવનિ જમહિ જાચતિ કૈકેઈ। મહિ ન બીચુ બિધિ મીચુ ન દેઈ ॥ ૩॥**

સીતાજી સાથે બંને ભાઈઓ(શ્રીરામ-લક્ષ્મણ)ને સરળ સ્વભાવે જોઈને કુટિલ રાણી કૈકેયી ભરપેટ પસ્તાઈ. તે પૃથ્વી તથા યમરાજને યાચના કરે છે, પરંતુ ધરતી (વચ્ચે ફાટીને સમાઈ જવા માટે) માર્ગ નથી આપતી અને વિધાતા મોત નથી આપતો. ॥ ૩॥

**લોકહુઁ બેદ બિદિત કબિ કહહીં। રામ બિમુખ થલુ નરક ન લહહીં ॥**
**યહુ સંસઉ સબ કે મન માહીં। રામ ગવનુ બિધિ અવધ કિ નાહીં ॥ ૪॥**

લોક અને વેદમાં પ્રસિદ્ધ છે અને કવિ (જ્ઞાની) પણ કહે છે કે જે શ્રીરામજીથી વિમુખ છે, તેમને નરકમાં પણ સ્થાન નથી મળતું. સર્વેના મનમાં આ સંશય થઈ રહ્યો હતો કે હે વિધાતા! શ્રીરામચન્દ્રજીનું અયોધ્યા જવાનું થશે કે નહીં? ॥ ૪॥

**દો૦ – નિસિ ન નીદ નહિં ભૂખ દિન ભરતુ બિકલ સુચિ સોચ।**
**નીચ કીચ બિચ મગન જસ મીનહિ સલિલ સઁકોચ ॥ ૨૫૨॥**

ભરતજીને ન તો રાત્રે નિંદ્રા આવે છે, ન દિવસે ભૂખેય લાગે છે. તે પવિત્ર વિચારમાં એવા વ્યાકુળ છે, જેમ નીચે(તળિયે)ના કાદવમાં ડૂબેલી માછલીને જળની ઊણપને લીધે વ્યાકુળતા થાય છે. ॥ ૨૫૨॥

**ચૌ૦ – કીન્હિ માતુ મિસ કાલ કુચાલી। ઈતિ ભીતિ જસ પાકત સાલી ॥**
**કેહિ બિધિ હોઇ રામ અભિષેકૂ। મોહિ અવકલત ઉપાઉ ન એકૂ ॥ ૧॥**

[ભરતજી વિચારે છે કે] માતાના બહાને કાળે કુચાલ કરી છે, જેમ ધાનના પાકતા સમયે ઈતિનો ભય આવીને ઉપસ્થિત થાય. હવે, શ્રીરામચન્દ્રજીનો રાજ્યાભિષેક કઈ રીતે થાય, મને તો એકેય ઉપાય સૂઝી નથી આવતો. ॥૧॥

**અવસિ ફિરહિં ગુર આયસુ માની। મુનિ પુનિ કહબ રામ રુચિ જાની॥**
**માતુ કહેહુઁ બહુરહિં રઘુરાઊ। રામ જનનિ હઠ કરબિ કિ કાઊ॥૨॥**

ગુરુજીની આજ્ઞા માનીને તો શ્રીરામજી અવશ્ય જ અયોધ્યા પરત ફરશે. પરંતુ મુનિ વસિષ્ઠજી તો શ્રીરામચન્દ્રજીની રુચિ જાણીને જ કંઈક કહેશે (અર્થાત્ તે શ્રીરામજીની રુચિ જાણ્યા વિના જવાનું નહીં કહે). માતા કૌશલ્યાજીના કહેવાથીય શ્રીરઘુનાથજી પાછા વળી શકે છે, પણ ભલા! શ્રીરામજીને જન્મ આપનાર માતા શું ક્યારેય હઠ કરશે? ॥૨॥

**મોહિ અનુચર કર કેતિક બાતા। તેહિ મહઁ કુસમઉ બામ બિધાતા॥**
**જૌં હઠ કરઉઁ ત નિપટ કુકરમૂ। હરગિરિ તેં ગુરુ સેવક ધરમૂ॥૩॥**

મુજ સેવકની તો વાત જ કેટલી છે? એમાંય સમય ખરાબ છે. (મારા દિવસ સારા નથી) અને વિધાતા પ્રતિકૂળ છે. જો હું હઠ કરું છું તો આ ઘોર કુકર્મ (અધર્મ) થશે, કેમકે સેવકનો ધર્મ શિવજીના પર્વત કૈલાશથીય ભારે (નભાવવામાં કઠણ) છે. ॥૩॥

**એકઉ જુગુતિ ન મન ઠહરાની। સોચત ભરતહિ રૈનિ બિહાની॥**
**પ્રાત નહાઇ પ્રભુહિ સિર નાઈ। બૈઠત પઠએ રિષયઁ બોલાઈ॥૪॥**

એકેય યુક્તિ ભરતજીના મનમાં ન વસી. વિચારતાં ને વિચારતાં રાત વીતી ગઈ. ભરતજી પ્રાતઃકાળે સ્નાન કરીને અને પ્રભુ શ્રીરામચન્દ્રજીને શીશ નમાવી બેઠા જ હતા કે ઋષિ વસિષ્ઠજીએ એમને તેડું મોકલ્યું. ॥૪॥

**દો૦– ગુર પદ કમલ પ્રનામુ કરિ બૈઠે આયસુ પાઇ।**
**બિપ્ર મહાજન સચિવ સબ જુરે સભાસદ આઇ॥૨૫૩॥**

ભરતજી ગુરુના ચરણકમળોમાં પ્રણામ કરીને આજ્ઞા પામી બેસી ગયા. તે સમયે બ્રાહ્મણ, મહાજન, મંત્રી આદિ સર્વે સભ્યો આવીને જોડાઈ ગયા. ॥૨૫૩॥

**ચૌ૦– બોલે મુનિબરુ સમય સમાના। સુનહુ સભાસદ ભરત સુજાના॥**
**ધરમ ધુરીન ભાનુકુલ ભાનૂ। રાજા રામુ સ્વબસ ભગવાનૂ॥૧॥**

શ્રેષ્ઠ મુનિ વસિષ્ઠજી સમયોચિત વચન બોલ્યા - હે સભાસદો! હે સુજ્ઞ ભરત! સાંભળો. સૂર્યકુળના સૂર્ય મહારાજ શ્રીરામચન્દ્ર ધર્મધુરંધર અને સ્વતંત્ર ભગવાન છે. ॥૧॥

**સત્યસંધ પાલક શ્રુતિ સેતૂ। રામ જનમુ જગ મંગલ હેતૂ॥**
**ગુર પિતુ માતુ બચન અનુસારી। ખલ દલુ દલન દેવ હિતકારી॥૨॥**

તેઓ સત્યપ્રતિજ્ઞ છે અને વેદની મર્યાદાના રક્ષક છે. શ્રીરામજીનો અવતાર જ જગતના કલ્યાણને માટે થયો છે. તે ગુરુ, પિતા અને માતાનાં વચનો અનુસાર ચાલનારા છે. દુષ્ટોના દળનો નાશ કરનારા અને દેવતાઓના હિતકારી છે. ॥ ૨॥

**નીતિ પ્રીતિ પરમારથ સ્વારથુ। કોઉ ન રામ સમ જાન જથારથુ॥**
**બિધિ હરિ હરુ સસિ રબિ દિસિપાલા। માયા જીવ કરમ કુલિ કાલા॥ ૩॥**

નીતિ, પ્રેમ, પરમાર્થ અને સ્વાર્થને શ્રીરામજીની સમાન યથાર્થ (તત્ત્વથી) કોઈ નથી જાણતું. બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, ચન્દ્ર, સૂર્ય, દિક્પાળ, માયા, જીવ, સર્વે કર્મ અને કાળ – ॥ ૩॥

**અહિપ મહિપ જહઁ લગિ પ્રભુતાઈ। જોગ સિદ્ધિ નિગમાગમ ગાઈ॥**
**કરિ બિચાર જિયઁ દેખહુ નીકેં। રામ રજાઈ સીસ સબ હી કેં॥ ૪॥**

શેષજી અને [પૃથ્વી તથા પાતાળના અન્યાન્ય] રાજા આદિની જ્યાં સુધી પ્રભુતા છે, અને યોગની સિદ્ધિઓ, જે વેદ અને શાસ્ત્રોમાં ગવાઈ ગઈ છે, હૃદયમાં સારી રીતે વિચાર કરીને જુઓ, [તો એ સ્પષ્ટ દેખાશે કે] શ્રીરામજીની આજ્ઞા સૌથી ઉપર છે(અર્થાત્ શ્રીરામજી જ સૌના એકમાત્ર મહાન મહેશ્વર છે). ॥ ૪॥

**દો૦– રાખેં રામ રજાઈ રુખ હમ સબ કર હિત હોઈ।**
**સમુઝિ સયાને કરહુ અબ સબ મિલિ સંમત સોઈ॥ ૨૫૪॥**

માટે શ્રીરામજીની આજ્ઞા અને ઇચ્છામાં રહેવાથી જ આપણા સૌનું હિત થશે. [આ તત્ત્વ અને રહસ્યને સમજીને] હવે તમે સમજુ જનો, જે સર્વેને સંમત હોય, તે જ મળીને કરો. ॥ ૨૫૪॥

**ચૌ૦– સબ કહુઁ સુખદ રામ અભિષેકૂ। મંગલ મોદ મૂલ મગ એકૂ॥**
**કેહિ બિધિ અવધ ચલહિં રઘુરાઊ। કહહુ સમુઝિ સોઈ કરિઅ ઉપાઊ॥ ૧॥**

શ્રીરામજીનો રાજ્યાભિષેક સૌને માટે સુખદાયક છે. મંગળ અને આનંદનો મૂળ આ જ એક માર્ગ છે. [હવે] શ્રીરઘુનાથજી અયોધ્યા કઈ રીતે ચાલે? વિચારીને કહો, જેથી એ જ ઉપાય કરી શકાય. ॥ ૧॥

**સબ સાદર સુનિ મુનિબર બાની। નય પરમારથ સ્વારથ સાની॥**
**ઉતરુ ન આવ લોગ ભએ ભોરે। તબ સિરુ નાઈ ભરત કર જોરે॥ ૨॥**

મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીની નીતિ, પરમાર્થ અને સ્વાર્થ(લૌકિક હિત)માં તરબોળ થયેલ વાણી સર્વેએ આદરપૂર્વક સાંભળી. પણ કોઈને કોઈ ઉત્તર આવડતો નથી. બધા લોકો ભોળા (વિચારશક્તિથી રહિત) થઈ ગયા. પછી ભરતે શીશ નમાવી હાથ જોડ્યા. ॥ ૨॥

**ભાનુબંસ ભએ ભૂપ ઘનેરે। અધિક એક તેં એક બડ઼ેરે॥**
**જનમ હેતુ સબ કહઁ પિતુ માતા। કરમ સુભાસુભ દેઈ બિધાતા॥ ૩॥**

[ભરતજીએ કહ્યું -] સૂર્યવંશમાં એક એકથી અધિક મોટા ઘણાય રાજા થઈ ગયા છે. સર્વેના જન્મનું કારણ પિતા-માતા હોય છે અને શુભ-અશુભ કર્મો (કર્મોનું ફળ) વિધાતા આપે છે. ॥ ૩॥

**દલિ દુખ સજઇ સકલ કલ્યાના। અસ અસીસ રાઉરિ જગુ જાના॥**
**સો ગોસાઈં બિધિ ગતિ જેહિં છેંકી। સકઇ કો ટારિ ટેક જો ટેકી॥૪॥**

આપની આશિષ જ એક એવી છે જે દુઃખોનું દમન કરીને સમસ્ત કલ્યાણોને સજાવી દે છે; આ જગત જાણે છે. હે સ્વામી! આપ એ જ છો જેમણે વિધાતાની ગતિ(વિધાન)ને પણ રોકી દીધી. આપે જે ટેક ટેકી દીધી (જે નિશ્ચય કરી લીધો) તેને કોણ ટાળી શકે છે? ॥૪॥

**દો૦– બૂઝિઅ મોહિ ઉપાઉ અબ સો સબ મોર અભાગુ।**
**સુનિ સનેહમય બચન ગુર ઉર ઉમગા અનુરાગુ॥૨૫૫॥**

હવે, આપ મને ઉપાય પૂછો છો, એ સર્વ મારું દુર્ભાગ્ય છે. ભરતજીના પ્રેમભર્યાં વચનોને સાંભળીને ગુરુજીના હૃદયમાં પ્રેમ ઉભરાઈ આવ્યો. ॥૨૫૫॥

**ચૌ૦– તાત બાત ફુરિ રામ કૃપાહીં। રામ બિમુખ સિધિ સપનેહુઁ નાહીં॥**
**સકુચઉઁ તાત કહત એક બાતા। અરધ તજહિં બુધ સરબસ જાતા॥૧॥**

[ગુરુજી બોલ્યા -] હે તાત! વાત સત્ય છે, પણ છે રામજીની કૃપાથી જ. રામવિમુખને તો સ્વપ્નમાંય સિદ્ધિ નથી મળતી. હે તાત! હું એક વાત કહેતાં સંકોચાઉં છું. બુદ્ધિમાન લોકો સર્વસ્વ જતું જોઈને [અડધાની રક્ષા માટે] અડધું છોડી દે છે. ॥૧॥

**તુમ્હ કાનન ગવનહુ દોઉ ભાઈ। ફેરિઅહિં લખન સીય રઘુરાઈ॥**
**સુનિ સુબચન હરષે દોઉ ભ્રાતા। ભે પ્રમોદ પરિપૂરન ગાતા॥૨॥**

માટે તમે બંને ભાઈ (ભરત - શત્રુઘ્ન) વનમાં જાઓ અને લક્ષ્મણ, સીતા અને શ્રીરામચન્દ્રને પાછા વાળવામાં આવે. આ સુંદર વચન સાંભળીને બંને ભાઈ હર્ષિત થઈ ગયા. તેમનાં સર્વે અંગ પરમાનંદથી પરિપૂર્ણ થઈ ગયાં. ॥૨॥

**મન પ્રસન્ન તન તેજુ બિરાજા। જનુ જિય રાઉ રામુ ભએ રાજા॥**
**બહુત લાભ લોગન્હ લઘુ હાની। સમ દુખ સુખ સબ રોવહિં રાની॥૩॥**

તેમનાં મન પ્રસન્ન થઈ ગયાં. શરીરમાં તેજ સુશોભિત થઈ ગયું, જાણે રાજા દશરથ જીવી ઊઠ્યા હોય અને શ્રીરામચન્દ્રજી રાજા થઈ ગયા હોય. અન્ય લોકોને તો આમાં લાભ અધિક અને હાનિ ઓછી પ્રતીત થઈ. પરંતુ રાણીઓને તો દુઃખ-સુખ સમાન જ હતાં (રામ-લક્ષ્મણ વનમાં રહે કે ભરત-શત્રુઘ્ન, બે પુત્રોનો વિયોગ તો રહેશે જ), એ સમજીને તે સર્વે રોવા લાગી. ॥૩॥

**કહહિં ભરતુ મુનિ કહા સો કીન્હે। ફલુ જગ જીવન્હ અભિમત દીન્હે॥**
**કાનન કરઉઁ જનમ ભરિ બાસૂ। એહિં તેં અધિક ન મોર સુપાસૂ॥૪॥**

ભરતજી કહેવા લાગ્યા - મુનિએ જે કહ્યું, તે કરવાથી જગતભરના જીવોને એમની ઇચ્છિત વસ્તુ આપવાનું ફળ હશે. (ચૌદ વર્ષ તો શું?) હું જનમારો આખો વનમાં વાસ કરીશ. મારા માટે આનાથી ચઢિયાતું અન્ય કોઈ સુખ નથી. ॥૪॥

**દો૦ – અંતરજામી રામુ સિય તુમ્હ સરબગ્ય સુજાન ।**
**જૌં ફુર કહહુ ત નાથ નિજ કીજિઅ બચનુ પ્રવાન ॥ ૨૫૬॥**

શ્રીરામચન્દ્રજી અને સીતાજી હૃદયને જાણનારા છે અને આપ સર્વજ્ઞ તથા સુજ્ઞ છો. જો આપ આ સત્ય કહી રહ્યા હોવ તો હે નાથ! આપનાં વચનોને પ્રમાણ કરો (એના પ્રમાણે વ્યવસ્થા કરો). ॥ ૨૫૬॥

**ચૌ૦ – ભરત બચન સુનિ દેખિ સનેહૂ । સભા સહિત મુનિ ભએ બિદેહૂ ॥**
**ભરત મહા મહિમા જલરાસી । મુનિ મતિ ઠાઢ઼િ તીર અબલા સી ॥ ૧॥**

ભરતજીનાં વચન સાંભળીને અને એમનો પ્રેમ જોઈને સમસ્ત સભાસહિત મુનિ વસિષ્ઠજી વિદેહ થઈ ગયા (કોઈને પોતાના દેહનું ભાન ન રહ્યું). ભરતજીનો મહાન મહિમા સમુદ્ર છે, મુનિની બુદ્ધિ એના તટ ઉપર અબળા સ્ત્રીની સમાન ઊભી છે. ॥ ૧॥

**ગા ચહ પાર જતનુ હિયઁ હેરા । પાવતિ નાવ ન બોહિતુ બેરા ॥**
**ઔરુ કરિહિ કો ભરત બડ઼ાઈ । સરસી સીપિ કિ સિંધુ સમાઈ ॥ ૨॥**

તે [એ સમુદ્રની] પાર જવા ઇચ્છે છે, એ માટે એણે હૃદયમાં ઉપાય પણ શોધ્યા! પરંતુ [તેને પાર કરવાનાં સાધન] નાવ, વહાણ કે બેડો કંઈ પણ નથી પામતી. ભરતજીનો મહિમા બીજો કોણ કરશે? તળાવની સીપમાંય ક્યાંય સમુદ્ર સમાઈ શકે? ॥ ૨॥

**ભરતુ મુનિહિ મન ભીતર ભાએ । સહિત સમાજ રામ પહિં આએ ॥**
**પ્રભુ પ્રનામુ કરિ દીન્હ સુઆસનુ । બૈઠે સબ સુનિ મુનિ અનુસાસનુ ॥ ૩॥**

મુનિ વસિષ્ઠજીના અંતરાત્માને ભરતજી ઘણા ગમ્યા અને તેઓ સમાજસહિત શ્રીરામજીની પાસે આવ્યા. પ્રભુ શ્રીરામચન્દ્રજીએ પ્રણામ કરી ઉત્તમ આસન આપ્યું. બધાય લોકો મુનિની આજ્ઞા સાંભળીને બેસી ગયા. ॥ ૩॥

**બોલે મુનિબરુ બચન બિચારી । દેસ કાલ અવસર અનુહારી ॥**
**સુનહુ રામ સરબગ્ય સુજાના । ધરમ નીતિ ગુન ગ્યાન નિધાના ॥ ૪॥**

ગુરુ વસિષ્ઠજી દેશ, કાળ અને અવસર અનુસાર વિચાર કરીને વચન બોલ્યા - હે સર્વજ્ઞ! હે સુજ્ઞ! હે ધર્મ, નીતિ, ગુણ અને જ્ઞાનના ભંડાર રામ! સાંભળો - ॥ ૪॥

**દો૦ – સબ કે ઉર અંતર બસહુ જાનહુ ભાઉ કુભાઉ ।**
**પુરજન જનની ભરત હિત હોઈ સો કહિઅ ઉપાઉ ॥ ૨૫૭॥**

આપ સૌના હૃદયની ભીતર વસો છો અને સૌના ભલા-બૂરા ભાવોને જાણો છો. જેથી પુરવાસીઓ, માતાઓ અને ભરતનું હિત થાય, એવો જ ઉપાય બતાવો. ॥ ૨૫૭॥

**ચૌ૦ – આરત કહહિં બિચારિ ન કાઊ । સૂઝ જુઆરિહિ આપન દાઊ ॥**
**સુનિ મુનિ બચન કહત રઘુરાઊ । નાથ તુમ્હારેહિ હાથ ઉપાઊ ॥ ૧॥**

આર્ત (દુઃખી) લોકો ક્યારેય વિચારીને નથી કહેતા. જુગારીને પોતાનો જ દાવ સૂઝે છે. મુનિનાં વચન સાંભળીને શ્રીરઘુનાથજી કહેવા લાગ્યા - હે નાથ! ઉપાય તો આપના જ હાથમાં છે. ॥ ૧॥

**સબ કર હિત રુખ રાઉરિ રાખેં। આયસુ કિએઁ મુદિત ફુર ભાષેં॥**
**પ્રથમ જો આયસુ મો કહુઁ હોઈ। માથેં માનિ કરૌં સિખ સોઈ॥ ૨॥**

આપની ઈચ્છા અનુસાર રહેવા અને આપની આજ્ઞાને સત્ય કહીને પ્રસન્નતાપૂર્વક પાલન કરવામાં જ સર્વેનું હિત છે. પ્રથમ તો મને જે આજ્ઞા હોય, હું એ જ શિખામણને માથે ચઢાવીને પાળું. ॥ ૨॥

**પુનિ જેહિ કહઁ જસ કહબ ગોસાઈં। સો સબ ભાઁતિ ઘટિહિ સેવકાઈં॥**
**કહ મુનિ રામ સત્ય તુમ્હ ભાષા। ભરત સનેહઁ બિચારુ ન રાખા॥ ૩॥**

વળી, હે ગોસાઈં! આપ જેને જેમ કહેશો તે બધી રીતે સેવામાં લાગી જશે (આજ્ઞાપાલન કરશે) મુનિ વસિષ્ઠજી કહેવા લાગ્યા - હે રામ! તમે ખરું કહ્યું. પણ ભરતના પ્રેમે વિચારને રહેવા ન દીધો. ॥ ૩॥

**તેહિં તેં કહઉઁ બહોરિ બહોરી। ભરત ભગતિ બસ ભઈ મતિ મોરી॥**
**મોરેં જાન ભરત રુચિ રાખી। જો કીજિઅ સો સુભ સિવ સાખી॥ ૪॥**

એટલે હું વારંવાર કહું છું, મારી બુદ્ધિ ભરતની ભક્તિને વશ થઈ ગઈ છે. મારી સમજણમાં તો ભરતની રુચિને રાખીને જે કંઈ કરવામાં આવશે, શિવજી સાક્ષી છે તે સર્વે શુભ જ થશે. ॥ ૪॥

**દો૦ – ભરત બિનય સાદર સુનિઅ કરિઅ બિચારુ બહોરિ।**
**કરબ સાધુમત લોકમત નૃપનય નિગમ નિચોરિ॥ ૨૫૮॥**

પ્રથમ ભરતની વિનંતી આદરપૂર્વક સાંભળી લો, પછી તેના પર વિચાર કરો. પછી સાધુમત, લોકમત, રાજનીતિ અને વેદોનો નિચોડ કાઢીને એમ જ કરો. ॥ ૨૫૮॥

**ચૌ૦ – ગુર અનુરાગુ ભરત પર દેખી। રામ હૃદયઁ આનંદુ બિસેષી॥**
**ભરતહિ ધરમ ધુરંધર જાની। નિજ સેવક તન માનસ બાની॥ ૧॥**

ભરતજી પર ગુરુજીનો સ્નેહ જોઈને શ્રીરામચન્દ્રજીના હૃદયમાં વિશેષ આનંદ થયો. ભરતજીને ધર્મધુરંધર અને તન, મન, વચનથી પોતાના સેવક જાણીને - ॥ ૧॥

**બોલે ગુર આયસ અનુકૂલા। બચન મંજુ મૃદુ મંગલ મૂલા॥**
**નાથ સપથ પિતુ ચરન દોહાઈ। ભયઉ ન ભુઅન ભરત સમ ભાઈ॥ ૨॥**

શ્રીરામચન્દ્રજી ગુરુની આજ્ઞાને અનુકૂળ મનોહર, કોમળ અને કલ્યાણનાં મૂળ વચન બોલ્યા - હે નાથ! આપના સોગંદ અને પિતાજીના ચરણોની દુહાઈ છે (હું સત્ય કહું છું કે) વિશ્વભરમાં ભરતના સમાન ભાઈ કોઈ થયો જ નથી. ॥ ૨॥

**જે ગુર પદ અંબુજ અનુરાગી। તે લોકહુઁ બેદહુઁ બડ઼ભાગી॥**
**રાઉર જા પર અસ અનુરાગૂ। કો કહિ સકઇ ભરત કર ભાગૂ॥૩॥**

જે લોકો ગુરુના ચરણકમળોમાં અનુરાગી છે, તે લોકમાંય (લૌકિક દૃષ્ટિથી) અને વેદોમાંય (પારમાર્થિક દૃષ્ટિથી) મહાભાગ્યશાળી હોય છે! [વળી], જેના પર આપ(ગુરુ)નો આવો સ્નેહ છે, તે ભરતના ભાગ્યને કોણ કહી શકે છે? ॥૩॥

**લખિ લઘુ બંધુ બુદ્ધિ સકુચાઈ। કરત બદન પર ભરત બડ઼ાઈ॥**
**ભરતુ કહહિં સોઇ કિએઁ ભલાઈ। અસ કહિ રામ રહે અરગાઈ॥૪॥**

નાનો ભાઈ જાણીને ભરતના મોંઢે તેની પ્રશંસા કરવામાં મારી બુદ્ધિ સંકોચાય છે. (છતાંય, હું તો આ જ કહીશ કે) ભરત જે કંઈ કહે તે કરવામાં જ ભલાઈ છે. આવું કહીને શ્રીરામચન્દ્રજી ચૂપ થઈ ગયા. ॥૪॥

**દો૦– તબ મુનિ બોલે ભરત સન સબ સઁકોચુ તજિ તાત।**
**કૃપાસિંધુ પ્રિય બંધુ સન કહહુ હૃદય કૈ બાત॥૨૫૯॥**

પછી મુનિએ ભરતજીને કહ્યું - હે તાત! સર્વે સંકોચ ત્યજીને કૃપાના સાગર પોતાના પ્રિય ભાઈને પોતાના હૃદયની વાત કહી સંભળાવો. ॥૨૫૯॥

**ચૌ૦– સુનિ મુનિ બચન રામ રુખ પાઈ। ગુરુ સાહિબ અનુકૂલ અઘાઈ॥**
**લખિ અપનેં સિર સબુ છરુ ભારૂ। કહિ ન સકહિં કછુ કરહિં બિચારૂ॥૧॥**

મુનિનાં વચન સાંભળીને અને શ્રીરામચન્દ્રજીના વલણને જોઈ – ગુરુ તથા સ્વામીને સારી પેઠે પોતાના અનુકૂળ જાણીને - બધો ભાર પોતાના જ ઉપર સમજીને ભરતજી કંઈ કહી નથી શકતા. તે વિચાર કરવા લાગ્યા. ॥૧॥

**પુલકિ સરીર સભાઁ ભએ ઠાઢ઼ે। નીરજ નયન નેહ જલ બાઢ઼ે॥**
**કહબ મોર મુનિનાથ નિબાહા। એહિ તેં અધિક કહૌં મૈં કાહા॥૨॥**

શરીરથી પુલકિત થઈને એ સભામાં ઊભા થઈ ગયા. કમળ સમાન નેત્રોમાં પ્રેમાશ્રુઓનું પૂર આવી ગયું. [એ બોલ્યા-] મારું કહેવું તો મુનિનાથે જ નભાવી દીધું (જે કંઈ હું કહી શકતો હતો તે એમણે જ કહી દીધું). આનાથી અધિક હું શું કહું? ॥૨॥

**મૈં જાનઉઁ નિજ નાથ સુભાઊ। અપરાધિહુ પર કોહ ન કાઊ॥**
**મો પર કૃપા સનેહુ બિસેષી। ખેલત ખુનિસ ન કબહૂઁ દેખી॥૩॥**

પોતાના સ્વામીનો સ્વભાવ હું જાણું છું. તે અપરાધી પર ક્યારેય ક્રોધ નથી કરતા. મારા પર તો એમની વિશેષ કૃપા અને સ્નેહ છે. મેં ખેલમાં પણ ક્યારેય તેમની રીસ (અપ્રસન્નતા) નથી જોઈ. ॥૩॥

**સિસુપન તેં પરિહરેઉઁ ન સંગૂ। કબહુઁ ન કીન્હ મોર મન ભંગૂ॥**
**મૈં પ્રભુ કૃપા રીતિ જિયઁ જોહી। હારેહુઁ ખેલ જિતાવહિં મોહી॥૪॥**

નાનપણથી જ મેં એમનો સાથ નથી છોડ્યો અને તેમણેય મારા મનને ક્યારેય નથી તોડ્યું (મારા મનને પ્રતિકૂળ કોઈ કાર્ય નથી કર્યું). મેં પ્રભુની કૃપાની રીતિને હૃદયમાં સારી રીતે જોઈ છે. મારા હારવા છતાંય રમતમાં પ્રભુ મને જીતાડતાં રહ્યા છે. ॥૪॥

**દો૦ – મહૂઁ સનેહ સકોચ બસ સનમુખ કહી ન બૈન।**
**દરસન તૃપિત ન આજુ લગિ પેમ પિઆસે નૈન॥૨૬૦॥**

મેં પણ પ્રેમ અને સંકોચવશ ક્યારેય સામું મોં નથી ખોલ્યું. પ્રેમનાં તરસ્યાં મારાં નેત્રો આજ સુધી પ્રભુનાં દર્શનથી તૃપ્ત નથી થયાં. ॥૨૬૦॥

**ચૌ૦ – બિધિ ન સકેઉ સહિ મોર દુલારા। નીચ બીચુ જનની મિસ પારા॥**
**યહઉ કહત મોહિ આજુ ન સોભા। અપનીં સમુઝિ સાધુ સુચિ કો ભા॥૧॥**

પરંતુ વિધાતા મારા લાડને (સ્નેહને) સહી ન શક્યા. તેણે નીચ માતાને બહાને [મારા અને સ્વામીના વચ્ચે] અંતર નાંખી દીધું. આ પણ કહેવું આજે મને શોભા નથી આપતું કેમકે પોતાના માનવાથી કોણ સાધુ અને પવિત્ર થયો છે? (જેને બીજા સાધુ અને પવિત્ર માને, એ જ સાધુ છે). ॥૧॥

**માતુ મંદિ મૈં સાધુ સુચાલી। ઉર અસ આનત કોટિ કુચાલી॥**
**ફરઇ કિ કોદવ બાલિ સુસાલી। મુકતા પ્રસવ કિ સંબુક કાલી॥૨॥**

માતા નીચ છે અને હું સદાચારી અને સાધુ છું, એવું હૃદયમાં લાવવું જ કરોડો દુરાચાર સમાન છે. શું કોદરાનો ડોડો ઉત્તમ ડાંગર પકવી શકે છે (કોદરાના છોડ ઉપર ઉત્તમ ડાંગર પાકી શકે છે?)? શું કાળી છીપ મોતી ઉત્પન્ન કરી શકે છે? ॥૨॥

**સપનેહુઁ દોસક લેસુ ન કાહૂ। મોર અભાગ ઉદધિ અવગાહૂ॥**
**બિનુ સમુઝેં નિજ અઘ પરિપાકૂ। જારિઉઁ જાયઁ જનનિ કહિ કાકૂ॥૩॥**

સ્વપ્નમાંય કોઈના દોષનો લેશમાત્ર નથી. મારું દુર્ભાગ્ય જ અગાધ સમુદ્ર છે. મેં પોતાનાં પાપોનાં પરિણામ સમજ્યા વિના જ માતાને કટુ વચન કહીને વ્યર્થ જ બાળ્યાં છે. ॥૩॥

**હૃદયઁ હેરિ હારેઉઁ સબ ઓરા। એકહિ ભાઁતિ ભલેહિં ભલ મોરા॥**
**ગુર ગોસાઇઁ સાહિબ સિય રામૂ। લાગત મોહિ નીક પરિનામૂ॥૪॥**

હું પોતાના હૃદયમાં બધી બાજુ શોધ કરીને હારી ગયો (મારી ભલાઈનું કોઈ સાધન નથી સૂઝતું.) એક જ રીતે ભલે જ (નિશ્ચય જ) મારું ભલું છે. તે આ છે કે ગુરુમહારાજ સર્વસમર્થ છે અને શ્રીસીતારામજી મારા સ્વામી છે. આથી પરિણામ મને સારું જણાઈ રહ્યું છે. ॥૪॥

**દો૦ – સાધુ સભાઁ ગુર પ્રભુ નિકટ કહઉઁ સુથલ સતિ ભાઉ।**
**પ્રેમ પ્રપંચુ કિ ઝૂઠ ફુર જાનહિં મુનિ રઘુરાઉ॥૨૬૧॥**

સાધુઓની સભામાં ગુરુજી અને સ્વામીની સમીપ આ પવિત્ર તીર્થસ્થાનમાં હું સત્યભાવથી કહું છું, આ પ્રેમ છે કે પ્રપંચ? ખરું છે કે ખોટું? આને [સર્વજ્ઞ] મુનિ વસિષ્ઠજી અને [અંતર્યામી] શ્રીરઘુનાથજી જાણે છે. ॥ ૨૬૧॥

**ચૌ૦ – ભૂપતિ મરન પેમ પનુ રાખી। જનની કુમતિ જગતુ સબુ સાખી॥**
**દેખિ ન જાહિં બિકલ મહતારીં। જરહિં દુસહ જર પુર નર નારીં॥૧॥**

પ્રેમના પ્રણને નિભાવીને મહારાજનું મરવું અને માતાની કુબુદ્ધિ બંનેનો સાક્ષી સમસ્ત સંસાર છે. માતાઓ વ્યાકુળ છે, તે જોઈ શકાતી નથી. અવધપુરીનાં નર-નારી દુઃસહ્ય તાપથી બળી રહ્યાં છે. ॥૧॥

**મહીં સકલ અનરથ કર મૂલા। સો સુનિ સમુઝિ સહિઉઁ સબ સૂલા॥**
**સુનિ બન ગવનુ કીન્હ રઘુનાથા। કરિ મુનિ બેષ લખન સિય સાથા॥૨॥**
**બિનુ પાનહિન્હ પયાદેહિ પાએઁ। સંકરુ સાખિ રહેઉઁ એહિ ઘાએઁ॥**
**બહુરિ નિહારિ નિષાદ સનેહૂ। કુલિસ કઠિન ઉર ભયઉ ન બેહૂ॥૩॥**

હું જ આ સર્વે અનર્થોનું મૂળ છું, આ સાંભળીને અને સમજીને મેં સર્વ દુઃખ સહ્યાં છે. શ્રીરઘુનાથજી લક્ષ્મણ અને સીતાજીની સાથે મુનિઓનો વેષ ધારણ કરીને વિના પગરખાં પહેરે પગપાળા જ વનમાં ચાલ્યા ગયાં, આ સાંભળીનેય, શંકરજી સાક્ષી છે કે આવો આઘાત થવા છતાંય હું જીવતો રહ્યો (આ સાંભળતાં જ મારા પ્રાણ ન નીકળી ગયા). વળી, નિષાદરાજનો પ્રેમ જોઈને પણ આ વજ્રથી કઠોર હૃદય કાણું ન થયું (ફાટી ન પડ્યું). ॥૨-૩॥

**અબ સબુ આઁખિન્હ દેખેઉઁ આઈ। જિઅત જીવ જડ઼ સબઇ સહાઈ॥**
**જિન્હહિ નિરખિ મગ સાઁપિનિ બીછી। તજહિં બિષમ બિષુ તામસ તીછી॥૪॥**

હવે, અહીં આવીને સર્વે આંખે નિહાળી લીધું. આ જડ જીવ જીવતો રહીને સર્વે સહાવશે. શ્રીરામજી, લક્ષ્મણ, અને સીતાજીને જોઈને રસ્તાની નાગણો અને વીંછી પણ પોતાના ભયાનક વિષ અને તીવ્ર ક્રોધને ત્યાગી દે છે. ॥૪॥

**દો૦ – તેઈ રઘુનંદનુ લખનુ સિય અનહિત લાગે જાહિ।**
**તાસુ તનય તજિ દુસહ દુખ દૈઉ સહાવઈ કાહિ॥૨૬૨॥**

તે જ શ્રીરઘુનંદન, લક્ષ્મણ અને સીતા જેને શત્રુ જણાયાં, તે કૈકેયીના પુત્ર – મુજ સિવાય બીજા કોને દૈવ દુઃસહ્ય દુઃખ સહાવશે. ॥૨૬૨॥

**ચૌ૦ – સુનિ અતિ બિકલ ભરત બર બાની। આરતિ પ્રીતિ બિનય નય સાની॥**
**સોક મગન સબ સભાઁ ખભારૂ। મનહુઁ કમલ બન પરેઉ તુસારૂ॥૧॥**

અત્યંત વ્યાકુળ તથા દુઃખ, પ્રેમ, વિનય અને નીતિમાં તરબોળ થયેલ ભરતજીની શ્રેષ્ઠ વાણી સાંભળીને સર્વે લોકો શોકમાં મગ્ન થઈ ગયા, સમસ્ત સભામાં વિષાદ છવાઈ ગયો, જાણે કમળના વન પર હિમ પડી ગયું હોય. ॥૧॥

**કહિ અનેક બિધિ કથા પુરાની। ભરત પ્રબોધુ કીન્હ મુનિ ગ્યાની॥**
**બોલે ઉચિત બચન રઘુનંદૂ। દિનકર કુલ કૈરવ બન ચંદૂ॥ ૨॥**

પછી જ્ઞાની મુનિ વસિષ્ઠજીએ અનેક પ્રકારની જૂની (ઐતિહાસિક) કથાઓ કહીને ભરતજીનું સમાધાન કર્યું. પછી સૂર્યકુળરૂપી કુમુદવનને પ્રફુલ્લિત કરનારા ચન્દ્ર શ્રીરઘુનંદન ઉચિત વચન બોલ્યા – ॥ ૨॥

**તાત જાયઁ જિયઁ કરહુ ગલાની। ઈસ અધીન જીવ ગતિ જાની॥**
**તીનિ કાલ તિભુઅન મત મોરેં। પુન્યસિલોક તાત તર તોરેં॥ ૩॥**

હે તાત! તમે પોતાના હૃદયમાં વ્યર્થ જ ગ્લાનિ કરો છો. જીવની ગતિને ઈશ્વરને આધીન જાણો. મારા મતે ભૂત, ભવિષ્ય, વર્તમાન ત્રણેય કાળો અને સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ ત્રણેય લોકોના સર્વે પુણ્યાત્મા પુરુષ તમારાથી નીચે (પાછળ) છે. ॥ ૩॥

**ઉર આનત તુમ્હ પર કુટિલાઈ। જાઇ લોકુ પરલોકુ નસાઈ॥**
**દોસુ દેહિં જનનિહિ જડ઼ તેઈ। જિન્હ ગુર સાધુ સભા નહિં સેઈ॥ ૪॥**

હૃદયમાં પણ તમારા પર કુટિલતાનો આરોપ વિચારવાથી આ લોક (અહીંનાં સુખ, યશ આદિ) બગડી જાય છે અને પરલોક પણ નષ્ટ થઈ જાય છે (મરણ પછીય સારી ગતિ મળતી નથી). માતા કૈકેયીને તો તે જ મૂર્ખ દોષ આપે છે જેણે ગુરુ અને સાધુઓની સભાનું સેવન નથી કર્યું. ॥ ૪॥

**દો૦ – મિટિહહિં પાપ પ્રપંચ સબ અખિલ અમંગલ ભાર।**
**લોક સુજસુ પરલોક સુખુ સુમિરત નામુ તુમ્હાર॥ ૨૬૩॥**

હે ભરત! તમારું નામ-સ્મરણ કરતાં જ સર્વે પાપ, પ્રપંચ (અજ્ઞાન) અને સમસ્ત અમંગળોના સમૂહ નષ્ટ થઈ જશે તથા આ લોકમાં સુંદર યશ અને પરલોકમાં સુખ પ્રાપ્ત થશે. ॥ ૨૬૩॥

**ચૌ૦ – કહઉઁ સુભાઉ સત્ય સિવ સાખી। ભરત ભૂમિ રહ રાઉરિ રાખી॥**
**તાત કુતરક કરહુ જનિ જાએઁ। બૈર પેમ નહિં દુરઈ દુરાએઁ॥ ૧॥**

હે ભરત! હું સ્વભાવથી જ સત્ય કહું છું, શિવજી સાક્ષી છે, આ પૃથ્વી તમારાથી જ ટકાવેલી ટકી રહી છે. હે તાત! તમે વ્યર્થ કુતર્ક ન કરો. વેર અને પ્રેમ છુપાવ્યો નથી છુપાતો. ॥ ૧॥

**મુનિગન નિકટ બિહગ મૃગ જાહીં। બાધક બધિક બિલોકિ પરાહીં॥**
**હિત અનહિત પસુ પચ્છિઉ જાના। માનુષ તનુ ગુન ગ્યાન નિધાના॥ ૨॥**

પક્ષી અને પશુ મુનિઓની પાસે નિર્ભયતાથી ચાલ્યા જાય છે, પરંતુ હિંસા કરનારા પારધીઓને જોતાં જ નાસી જાય છે. મિત્ર અને શત્રુને પશુ-પક્ષી પણ ઓળખે છે. વળી, મનુષ્યશરીર તો ગુણ અને જ્ઞાનનો ભંડાર જ છે. ॥ ૨॥

**તાત તુમ્હહિ મૈં જાનઉઁ નીકેં। કરૌં કાહ અસમંજસ જીકેં॥**
**રાખેઉ રાયઁ સત્ય મોહિ ત્યાગી। તનુ પરિહરેઉ પેમ પન લાગી॥ ૩॥**

હે તાત! હું તમને સારી રીતે જાણું છું. શું કરું? ચિત્તમાં મોટી અવઢવ (દ્વિધા) છે. રાજાએ મને ત્યાગીને સત્ય રાખ્યું અને પ્રેમ-પ્રણના માટે શરીર છોડી દીધું. ॥૩॥

**તાસુ બચન મેટત મન સોચૂ। તેહિ તેં અધિક તુમ્હાર સઁકોચૂ॥**
**તા પર ગુર મોહિ આયસુ દીન્હા। અવસિ જો કહહુ ચહઉઁ સોઈ કીન્હા॥૪॥**

તેમના વચનને ટાળવાથી મનમાં શોક થાય છે, તેનાથીય અધિક તમારો સંકોચ છે. આ ઉપરાંત, ગુરુજીએ મને આજ્ઞા આપી છે. માટે હવે તમે જે કંઈ કહો, અવશ્ય જ હું એ જ કરવા ઈચ્છું છું. ॥૪॥

**દો૦ – મનુ પ્રસન્ન કરિ સકુચ તજિ કહહુ કરૌં સોઈ આજુ।**
**સત્યસંધ રઘુબર બચન સુનિ ભા સુખી સમાજુ॥૨૬૪॥**

તમે મનને પ્રસન્ન કરી અને સંકોચનો ત્યાગ કરી જે કંઈ કહો, હું આજે એ જ કરું. સત્યપ્રતિજ્ઞ રઘુકુળશ્રેષ્ઠ શ્રીરામજીનું આ વચન સાંભળીને આખોય સમાજ સુખી થઈ ગયો. ॥૨૬૪॥

**ચૌ૦ – સુર ગન સહિત સભય સુરરાજૂ। સોચહિં ચાહત હોન અકાજૂ॥**
**બનત ઉપાઉ કરત કછુ નાહીં। રામ સરન સબ ગે મન માહીં॥૧॥**

દેવગણોસહિત દેવરાજ ઈન્દ્ર ભયભીત થઈને વિચારવા લાગ્યો કે હવે બન્યું-બનાવ્યું કામ બગડવા જ માગે છે. કંઈ ઉપાય કરી શકાતો નથી. ત્યારે તે સર્વે મનોમન શ્રીરામજીની શરણમાં ગયા. ॥૧॥

**બહુરિ બિચારિ પરસ્પર કહહીં। રઘુપતિ ભગત ભગતિ બસ અહહીં॥**
**સુધિ કરિ અંબરીષ દુરબાસા। ભે સુર સુરપતિ નિપટ નિરાસા॥૨॥**

વળી, તેઓ વિચાર કરીને પરસ્પર કહેવા લાગ્યા કે શ્રીરઘુનાથજી તો ભક્તની ભક્તિને વશ છે. અંબરીષ અને દુર્વાસાની ઘટના યાદ કરીને તો દેવો અને ઈન્દ્ર બિલકુલ જ નિરાશ થઈ ગયા. ॥૨॥

**સહે સુરન્હ બહુ કાલ બિષાદા। નરહરિ કિએ પ્રગટ પ્રહલાદા॥**
**લગિ લગિ કાન કહહિં ધુનિ માથા। અબ સુર કાજ ભરત કે હાથા॥૩॥**

અગાઉ દેવતાઓએ ઘણા સમય સુધી દુઃખ સહ્યાં. પછી ભક્ત પ્રહ્લાદે જ નૃસિંહ ભગવાનને પ્રકટ કર્યા હતા. સર્વે દેવતા પરસ્પર કાન કરડીને માથું પીટીને કહે છે કે હવે (આ વખતે) દેવોનું કાર્ય ભરતજીના હાથમાં છે. ॥૩॥

**આન ઉપાઉ ન દેખિઅ દેવા। માનત રામુ સુસેવક સેવા॥**
**હિયઁ સપેમ સુમિરહુ સબ ભરતહિ। નિજ ગુન સીલ રામ બસ કરતહિ॥૪॥**

હે દેવો! અન્ય કોઈ ઉપાય દેખાતો નથી. શ્રીરામજી પોતાના શ્રેષ્ઠ સેવકોની સેવાને માને છે (અર્થાત્ એમના ભક્તની કોઈ સેવા કરે છે તો તેના પર ઘણા પ્રસન્ન થાય છે). એટલે પોતાના ગુણ અને શીલથી શ્રીરામજીને વશમાં કરનારા ભરતજીનું જ સર્વે લોકો પોતપોતાના હૃદયમાં પ્રેમસહિત સ્મરણ કરો. ॥૪॥

**દો૦ – સુનિ સુર મત સુરગુર કહેઉ ભલ તુમ્હાર બડ઼ ભાગુ ।**
**સકલ સુમંગલ મૂલ જગ ભરત ચરન અનુરાગુ ॥ ૨૬૫॥**

દેવતાઓનો મત સાંભળીને દેવગુરુ બૃહસ્પતિજીએ કહ્યું – સારો વિચાર કર્યો, તમારાં ભાગ્ય મોટાં છે. ભરતજીના ચરણોનો પ્રેમ જગતમાં સમસ્ત શુભ મંગળોનો મૂળ છે. ॥ ૨૬૫॥

**ચૌ૦ – સીતાપતિ સેવક સેવકાઈ । કામધેનુ સય સરિસ સુહાઈ ॥**
**ભરત ભગતિ તમ્હરેં મન આઈ । તજહુ સોચુ બિધિ બાત બનાઈ ॥ ૧॥**

સીતાનાથ શ્રીરામજીના સેવકની સેવા સેંકડો કામધેનુઓ સમાન સુંદર છે. તમારા મનમાં ભરતજીની ભક્તિ આવી છે, તો હવે શોક છોડી દો. વિધાતાએ વાત બનાવી દીધી. ॥ ૧॥

**દેખુ દેવપતિ ભરત પ્રભાઊ । સહજ સુભાયઁ બિબસ રઘુરાઊ ॥**
**મન થિર કરહુ દેવ ડરુ નાહીં । ભરતહિ જાનિ રામ પરિછાહીં ॥ ૨॥**

હે દેવરાજ! ભરતજીનો પ્રભાવ તો જુઓ. શ્રીરઘુનાથજી સહજ સ્વભાવથી જ એમને પૂર્ણરૂપે વશમાં છે. હે દેવો! ભરતજીને શ્રીરામચન્દ્રજીનો પડાછાયો (પડછાયાની જેમ તેમનું અનુસરણ કરનારા) જાણીને મન સ્થિર કરો, ડરવાની કોઈ વાત નથી. ॥ ૨॥

**સુનિ સુરગુર સુર સંમત સોચૂ । અંતરજામી પ્રભુહિ સકોચૂ ॥**
**નિજ સિર ભારુ ભરત જિયઁ જાના । કરત કોટિ બિધિ ઉર અનુમાના ॥ ૩॥**

દેવગુરુ બૃહસ્પતિજી અને દેવતાઓની સંમતિ (પરસ્પરનો વિચાર) અને એમનો શોક સાંભળીને અંતર્યામી પ્રભુ શ્રીરામજીને સંકોચ થયો. ભરતજીએ પોતાના મનમાં સર્વે ભાર પોતાના જ માથે જાણ્યો અને તેઓ હૃદયમાં કરોડો પ્રકારનાં અનુમાન (વિચાર) કરવા લાગ્યા. ॥ ૩॥

**કરિ બિચારુ મન દીન્હી ઠીકા । રામ રજાયસ આપન નીકા ॥**
**નિજ પન તજિ રાખેઉ પનુ મોરા । છોહુ સનેહુ કીન્હ નહિં થોરા ॥ ૪॥**

બધી રીતે વિચાર કરીને અંતમાં એમણે મનમાં એ જ નિશ્ચય કર્યો કે શ્રીરામજીની આજ્ઞામાં જ પોતાનું કલ્યાણ છે. શ્રીરામજીએ પોતાનું પ્રણ છોડીને મારું પ્રણ રાખ્યું. આ કંઈ ઓછી કૃપા અને સ્નેહ નથી કર્યો (અર્થાત્ અત્યંત જ અનુગ્રહ અને સ્નેહ કર્યો). ॥ ૪॥

**દો૦ – કીન્હ અનુગ્રહ અમિત અતિ સબ બિધિ સીતાનાથ ।**
**કરિ પ્રનામુ બોલે ભરતુ જોરિ જલજ જુગ હાથ ॥ ૨૬૬॥**

શ્રીજાનકીનાથજીએ સર્વ પ્રકારે મારા પર અત્યંત અપાર અનુગ્રહ કર્યો. તત્પશ્ચાત્ ભરતજી બંને કરકમળ જોડીને પ્રણામ કરી બોલ્યા – ॥ ૨૬૬॥

**ચૌ૦ – કહૌં કહાવૌં કા અબ સ્વામી । કૃપા અંબુનિધિ અંતરજામી ॥**
**ગુર પ્રસન્ન સાહિબ અનુકૂલા । મિટી મલિન મન કલપિત સૂલા ॥ ૧॥**

હે સ્વામી! હે કૃપાના સમુદ્ર! હે અંતર્યામી! હવે હું [અધિક] શું કહું અને શું કહેવાઉં? ગુરુ મહારાજને પ્રસન્ન અને સ્વામીને અનુકૂળ જાણીને મારા મલિન મનની કલ્પિત પીડા મટી ગઈ. ॥ ૧॥

**અપડર ડરેઉઁ ન સોચ સમૂલેં। રબિહિ ન દોસુ દેવ દિસિ ભૂલેં॥**
**મોર અભાગુ માતુ કુટિલાઈ। બિધિ ગતિ બિષમ કાલ કઠિનાઈ॥૨॥**

હું મિથ્યા ડરથી જ ડરી ગયો હતો, મારા શોકને તો મૂળ જ ન હતું. દિશા ભૂલી જવાય એમાં હે દેવ! સૂર્યનો દોષ નથી. મારું દુર્ભાગ્ય, માતાની કુટિલતા, વિધાતાની વક્ર ચાલ અને કાળની કઠિનતા – ॥૨॥

**પાઉ રોપિ સબ મિલિ મોહિ ઘાલા। પ્રનતપાલ પન આપન પાલા॥**
**યહ નઈ રીતિ ન રાઉરિ હોઈ। લોકહુઁ બેદ બિદિત નહિં ગોઈ॥૩॥**

- આ સર્વેએ મળીને પગ રોપીને (પ્રણ કરીને) મને નષ્ટ કરી દીધો હતો. પરંતુ શરણાગતના રક્ષક આપે પોતાનું [શરણાગતની રક્ષાનું] પ્રણ નભાવ્યું (મને બચાવી લીધો). આ આપની કોઈ નવી રીતિ નથી. આ લોક અને વેદોમાં પ્રગટ છે, છુપાયેલ નથી. ॥૩॥

**જગુ અનભલ ભલ એકુ ગોસાઈં। કહિઅ હોઈ ભલ કાસુ ભલાઈં॥**
**દેઉ દેવતરુ સરિસ સુભાઊ। સનમુખ બિમુખ ન કાહુહિ કાઊ॥૪॥**

સમસ્ત જગત બૂરું [કરનારું] હોય; પરંતુ હે સ્વામી! કેવળ એક આપ જ ભલા (અનુકૂળ) હોવ તો પછી કહો, કોની ભલાઈથી ભલું થઈ શકે છે? હે દેવ! આપનો સ્વભાવ કલ્પવૃક્ષની સમાન છે; તે તો હરકોઈને સન્મુખ છે, કોઈને પ્રતિકૂળ નથી એટલે કે પ્રભુ શ્રીરામ સમદર્શી છે. ॥૪॥

**દો૦ – જાઈ નિકટ પહિચાનિ તરુ છાહઁ સમનિ સબ સોચ।**
**માગત અભિમત પાવ જગ રાઉ રંકુ ભલ પોચ॥૨૬૭॥**

તે વૃક્ષ(કલ્પવૃક્ષ)ને ઓળખીને જે એની પાસે જાય, તો તેની છાયા જ સર્વે ચિંતાઓનો નાશ કરનારી છે. રાજા-રંક, ભલા-બૂરા, જગતમાં સર્વે તેનાથી માગતાવેત મનવાંછિત વસ્તુ પામે છે. ॥૨૬૭॥

**ચૌ૦ – લખિ સબ બિધિ ગુર સ્વામિ સનેહૂ। મિટેઉ છોભુ નહિં મન સંદેહૂ॥**
**અબ કરુનાકર કીજિઅ સોઈ। જન હિત પ્રભુ ચિત છોભુ ન હોઈ॥૧॥**

ગુરુ અને સ્વામીનો સર્વે પ્રકારથી સ્નેહ જોઈને મારો ક્ષોભ મટી ગયો. મનમાં કંઈ પણ સંદેહ ન રહ્યો. હે દયાની ખાણ! હવે, એ જ કરો જેથી દાસને માટે પ્રભુના ચિત્તમાં ક્ષોભ (કોઈ પ્રકારનો વિચાર) ન થાય. ॥૧॥

**જો સેવકુ સાહિબહિ સઁકોચી। નિજ હિત ચહઇ તાસુ મતિ પોચી॥**
**સેવક હિત સાહિબ સેવકાઈ। કરૈ સકલ સુખ લોભ બિહાઈ॥૨॥**

જે સેવક સ્વામીને સંકોચમાં નાખીને પોતાનું ભલું ઇચ્છે છે, તેની બુદ્ધિ નીચ છે. સેવકનું હિત તો એમાં જ છે કે તે સમસ્ત સુખો અને લોભોને છોડીને સ્વામીની સેવા જ કરે. ॥૨॥

**સ્વારથુ નાથ ફિરેં સબહી કા। કિએઁ રજાઇ કોટિ બિધિ નીકા॥**
**યહ સ્વારથ પરમારથ સારૂ। સકલ સુકૃત ફલ સુગતિ સિંગારૂ॥૩॥**

હે નાથ! આપના પાછા ફરવામાં સર્વેનો સ્વાર્થ છે, અને આપની આજ્ઞાનું પાલન કરવામાં કરોડો પ્રકારે કલ્યાણ છે. આ જ સ્વાર્થ અને પરમાર્થનો સાર છે, સમસ્ત પુણ્યોનું ફળ અને સંપૂર્ણ શુભ ગતિઓનો શૃંગાર છે. ॥૩॥

**દેવ એક બિનતી સુનિ મોરી। ઉચિત હોઇ તસ કરબ બહોરી॥**
**તિલક સમાજુ સાજિ સબુ આના। કરિઅ સુફલ પ્રભુ જૌં મનુ માના॥૪॥**

હે દેવ! આપ મારી એક વિનંતી સાંભળીને, પછી જેવું ઉચિત હોય તેવું જ કરો. રાજતિલકની સર્વે સામગ્રી સજાવીને લાવવામાં આવી છે, જો પ્રભુનું મન માને તો એને સફળ કરો (એનો ઉપયોગ કરો). ॥૪॥

**દો૦ – સાનુજ પઠઇઅ મોહિ બન કીજિઅ સબહિ સનાથ।**
**નતરુ ફેરિઅહિં બંધુ દોઉ નાથ ચલૌં મૈં સાથ॥૨૬૮॥**

નાના ભાઈ શત્રુઘ્ન સાથે મને વનમાં મોકલી દો અને [અયોધ્યા પાછા ફરીને] સૌને સનાથ કરો. નહીં તો કોઈ પણ રીતે (જો આપ અયોધ્યા જવા તૈયાર ન હોવ તો) હે નાથ! લક્ષ્મણ અને શત્રુઘ્ન બંને ભાઈઓને પાછા વાળો અને હું આપની સાથે ચાલું. ॥૨૬૮॥

**ચૌ૦ – નતરુ જાહિં બન તીનિઉ ભાઈ। બહુરિઅ સીય સહિત રઘુરાઈ॥**
**જેહિ બિધિ પ્રભુ પ્રસન્ન મન હોઈ। કરુના સાગર કીજિઅ સોઈ॥૧॥**

અથવા અમે ત્રણેય ભાઈ વનમાં ચાલ્યા જઈએ અને હે રઘુનાથજી! આપ શ્રીસીતાજીસહિત [અયોધ્યા] પાછા ફરો. હે દયાસાગર! જે રીતે પ્રભુનું મન પ્રસન્ન થાય, એ જ કરો. ॥૧॥

**દેવઁ દીન્હ સબુ મોહિ અભારૂ। મોરેં નીતિ ન ધરમ બિચારૂ॥**
**કહઉઁ બચન સબ સ્વારથ હેતૂ। રહત ન આરત કેં ચિત ચેતૂ॥૨॥**

હે દેવ! આપે સમસ્ત ભાર મારા પર મૂકી દીધો. પણ મારામાં ન તો નીતિનો વિચાર છે ન ધર્મનો. હું તો પોતાના સ્વાર્થને માટે સર્વે વાત કહી રહ્યો છું. આર્ત મનુષ્યના ચિત્તમાં વિવેક નથી રહેતો. ॥૨॥

**ઉતરુ દેઇ સુનિ સ્વામિ રજાઈ। સો સેવકુ લખિ લાજ લજાઈ॥**
**અસ મૈં અવગુન ઉદધિ અગાધૂ। સ્વામિ સનેહઁ સરાહત સાધૂ॥૩॥**

સ્વામીની આજ્ઞા સાંભળીને જે ઉત્તર આપે, એવા સેવકને જોઈને લજ્જા પણ લજાઈ જાય છે. હું અવગુણોનો એવો અગાધ સમુદ્ર છું [કે પ્રભુને ઉત્તર આપી રહ્યો છું]. પરંતુ સ્વામી (આપ) સ્નેહવશ સાધુ કહીને મને વખાણો છો! ॥૩॥

**અબ કૃપાલ મોહિ સો મત ભાવા। સકુચ સ્વામિ મન જાઇઁ ન પાવા॥**
**પ્રભુ પદ સપથ કહઉઁ સતિ ભાઊ। જગ મંગલ હિત એક ઉપાઊ॥૪॥**

હે કૃપાળુ! હવે તો એ જ મત મને ગમે છે, જેનાથી સ્વામીનું મન સંકોચ ન પામે. પ્રભુના ચરણોનાં સોગંદ છે, હું સત્યભાવે જ કહું છું, જગતના કલ્યાણને માટે એક આ જ ઉપાય છે. ॥૪॥

**દો૦– પ્રભુ પ્રસન્ન મન સકુચ તજિ જો જેહિ આયસુ દેબ।**
**સો સિર ધરિ ધરિ કરિહિ સબુ મિટિહિ અનટ અવરેબ॥૨૬૯॥**

પ્રસન્ન મનથી સંકોચ ત્યાગીને પ્રભુ જેને જે આજ્ઞા આપશે, તે સર્વે લોકો માથે ચઢાવી-ચઢાવીને [પાલન] કરશે અને સર્વે ઉપદ્રવો અને મૂંઝવણો મટી જશે. ॥૨૬૯॥

**ચૌ૦– ભરત બચન સુચિ સુનિ સુર હરષે। સાધુ સરાહિ સુમન સુર બરષે॥**
**અસમંજસ બસ અવધ નેવાસી। પ્રમુદિત મન તાપસ બનબાસી॥૧॥**

ભરતજીનાં પવિત્ર વચન સાંભળીને દેવો હર્ષિત થયા અને 'સાધુ-સાધુ' કહીને પ્રશંસા કરતાં દેવતાઓએ ફૂલ વરસાવ્યાં. અયોધ્યાવાસી અવઢવને વશ થઈ ગયા [કે જોઈએ હવે શ્રીરામજી શું કહે છે?]. તપસ્વી તથા વનવાસી લોકો [શ્રીરામજીના વનમાં વસ્યા રહેવાની આશાથી] મનમાં પરમ આનંદિત થયા. ॥૧॥

**ચુપહિં રહે રઘુનાથ સઁકોચી। પ્રભુ ગતિ દેખિ સભા સબ સોચી॥**
**જનક દૂત તેહિ અવસર આએ। મુનિ બસિષ્ઠઁ સુનિ બેગિ બોલાએ॥૨॥**

પરંતુ સંકોચી શ્રીરઘુનાથજી ચૂપ જ રહ્યા. પ્રભુની આ સ્થિતિ (મૌન) જોઈને સમસ્ત સભા વિચારમાં ગરકાવ થઈ ગઈ. તે સમયે જનકજીના દૂત આવ્યા, આ સાંભળતાં જ મુનિ વસિષ્ઠજીએ તેમને તુરત જ બોલાવી લીધા. ॥૨॥

**કરિ પ્રનામ તિન્હ રામુ નિહારે। બેષુ દેખિ ભએ નિપટ દુખારે॥**
**દૂતન્હ મુનિબર બૂઝી બાતા। કહહુ બિદેહ ભૂપ કુસલાતા॥૩॥**

દૂતોએ [આવીને] પ્રણામ કરીને શ્રીરામચન્દ્રજીને જોયા. તેમનો [મુનિઓના જેવો] વેશ જોઈને તે ઘણા જ દુઃખી થયા. મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીએ દૂતોને વાત પૂછી કે રાજા જનકના કુશળ-ક્ષેમ કહો. ॥૩॥

**સુનિ સકુચાઇ નાઇ મહિ માથા। બોલે ચર બર જોરેં હાથા॥**
**બૂઝબ રાઉર સાદર સાઈં। કુસલ હેતુ સો ભયઉ ગોસાઈં॥૪॥**

આ (મુનિનો કુશળ પ્રશ્ન) સાંભળીને સંકોચાઈને પૃથ્વી પર મસ્તક ટેકવીને તે શ્રેષ્ઠ દૂત હાથ જોડીને બોલ્યા – હે સ્વામી! આપનું આદરની સાથે પૂછવું, એ જ હે ગોસાઈં! કુશળનું કારણ થઈ ગયું. ॥૪॥

દો૦ – નાહિં ત કોસલનાથ કેં સાથ કુસલ ગઈ નાથ ।
મિથિલા અવધ બિસેષ તેં જગુ સબ ભયઉ અનાથ ॥ ૨૭૦॥

નહીં તો હે નાથ! કુશળ-ક્ષેમ તો સર્વે કૌશલનાથ દશરથજીની સાથે જ ચાલ્યાં ગયાં. [તેમના ચાલ્યા જવાથી] આમ તો આખું જગત જ અનાથ (સ્વામીના વિના અસહાય) થઈ ગયું, પરંતુ મિથિલા અને અવધ તો વિશેષરૂપે અનાથ થઈ ગયાં. ॥ ૨૭૦॥

ચૌ૦ – કોસલપતિ ગતિ સુનિ જનકૌરા । ભે સબ લોક સોકબસ બૌરા ॥
જેહિં દેખે તેહિ સમય બિદેહૂ । નામુ સત્ય અસ લાગ ન કેહૂ ॥ ૧॥

(જનકપુરના દૂત વસિષ્ઠજીને અગાઉની ઘટના સંભળાવી રહ્યા છે-) અયોધ્યાનાથની ગતિ (દશરથજીનું મરણ) સાંભળીને જનકપુરવાસી સર્વે લોક શોકવશ બહાવરા થઈ ગયા હતા. તે સમયે જેમણે વિદેહને [જનકને શોકમગ્ન] જોયા, એમનામાંથી કોઈને એમ ન લાગ્યું કે એમનું વિદેહ નામ સત્ય છે! [કારણ કે દેહાભિમાનથી શૂન્ય છે તેને શોક કેવી રીતે થઈ શકે?] ॥ ૧॥

રાનિ કુચાલિ સુનત નરપાલહિ । સૂઝ ન કછુ જસ મનિ બિનુ બ્યાલહિ ॥
ભરત રાજ રઘુબર બનબાસૂ । ભા મિથિલેસહિ હૃદયઁ હરાઁસૂ ॥ ૨॥

રાણીની કુચાલ સાંભળીને રાજા જનકને, જેમ મણિના વિના સાપને નથી સૂઝતું તેમ કંઈ સૂઝ્યું નહિ, પછી ભરતજીને રાજ્ય અને શ્રીરામચન્દ્રજીને વનવાસ સાંભળીને મિથિલેશ્વર જનકજીના હૃદયમાં ઘણું દુઃખ થયું. ॥ ૨॥

નૃપ બૂઝે બુધ સચિવ સમાજૂ । કહહુ બિચારિ ઉચિત કા આજૂ ॥
સમુઝિ અવધ અસમંજસ દોઊ । ચલિઅ કિ રહિઅ ન કહ કછુ કોઊ ॥ ૩॥

રાજાએ વિદ્વાનો અને મંત્રીઓના સમાજને પૂછ્યું કે વિચારીને કહો, આજે (આ સમયે) શું કરવું ઉચિત છે? અયોધ્યાની દશા સમજીને અને બંને પ્રકારે અવઢવ જાણીને ‘ચાલો અથવા રહો?’ કોઈએ કંઈ ન કહ્યું. ॥ ૩॥

નૃપહિં ધીર ધરિ હૃદયઁ બિચારી । પઠએ અવધ ચતુર ચર ચારી ॥
બૂઝિ ભરત સતિ ભાઉ કુભાઊ । આએહુ બેગિ ન હોઈ લખાઊ ॥ ૪॥

[જ્યારે કોઈએ કંઈ સંમતિ ન આપી] ત્યારે રાજાએ ધીરજ ધરીને હૃદયમાં વિચારીને ચાર ચતુર ગુપ્તચર (જાસૂસ) અયોધ્યા મોકલ્યા [અને એમને કહી દીધું કે] તમે લોકો [શ્રીરામજીના પ્રત્યે] ભરતજીના સદ્ભાવ અથવા દુર્ભાવનો યથાર્થ પાર પામીને જલદી પાછા ફરજો, કોઈને તમારી જાણ ન થવા પામે. ॥ ૪॥

દો૦ – ગએ અવધ ચર ભરત ગતિ બૂઝિ દેખિ કરતૂતિ ।
ચલે ચિત્રકૂટહિ ભરતુ ચાર ચલે તેરહૂતિ ॥ ૨૭૧॥

ગુપ્તચર અવધ ગયા અને ભરતજીનું વલણ જાણીને અને એમની કરણી જોઈને, જેવા ભરતજી ચિત્રકૂટે ચાલ્યા કે તુરત જ તેઓ તિરહુત (મિથિલા) જવા ચાલી નીકળ્યા. ॥ ૨૭૧॥

**ચૌ૦ – દૂતન્હ આઇ ભરત કઇ કરની। જનક સમાજ જથામતિ બરની॥**
**સુનિ ગુર પરિજન સચિવ મહીપતિ। ભે સબ સોચ સનેહઁ બિકલ અતિ॥૧॥**

[ગુપ્ત] દૂતોએ આવીને રાજા જનકજીની સભામાં ભરતજીની કરણીનું પોતાની બુદ્ધિ અનુસાર વર્ણન કર્યું. એ સાંભળીને ગુરુ, કુટુંબી, મન્ત્રી અને રાજા સર્વે શોક અને સ્નેહથી અત્યંત વ્યાકુળ થઈ ગયા. ॥૧॥

**ધરિ ધીરજુ કરિ ભરત બડ઼ાઈ। લિએ સુભટ સાહની બોલાઈ॥**
**ઘર પુર દેસ રાખિ રખવારે। હય ગય રથ બહુ જાન સઁવારે॥૨॥**

પછી જનકજીએ ધીરજ ધરીને અને ભરતજીની પ્રશંસા કરીને ઉત્તમ યોદ્ધાઓ અને સાહનીઓને (ઘોડાર અને ગજશાળાના અધ્યક્ષોને) બોલાવ્યા. ઘર, નગર અને દેશમાં રક્ષકોને રાખી ઘોડા, હાથી, રથ આદિ ઘણાં જ વાહનો સજાવડાવ્યાં. ॥૨॥

**દુઘરી સાધિ ચલે તતકાલા। કિએ બિશ્રામુ ન મગ મહિપાલા॥**
**ભોરહિં આજુ નહાઇ પ્રયાગા। ચલે જમુન ઉતરન સબુ લાગા॥૩॥**

તેઓ બેઘડિયું મુહૂર્ત જોઈને એ જ સમયે ચાલી નીકળ્યા. રાજાએ રસ્તામાં ક્યાંય વિશ્રામ પણ નથી કર્યો. આજે જ સવારે પ્રયાગરાજમાં સ્નાન કરીને ચાલ્યા છે. જ્યારે સર્વે લોકો યમુનાજી પાર ઊતરવા લાગ્યા – ॥૩॥

**ખબરિ લેન હમ પઠએ નાથા। તિન્હ કહિ અસ મહિ નાયઉ માથા॥**
**સાથ કિરાત છ સાતક દીન્હે। મુનિબર તુરત બિદા ચર કીન્હે॥૪॥**

– ત્યારે હે નાથ! અમને ખબર લેવા મોકલ્યા. તેમણે (દૂતોએ) આવું કહીને પૃથ્વી પર મસ્તક નમાવ્યું. મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીએ કોઈ છ-સાત ભીલોને સાથે મોકલીને દૂતોને તરત જ વિદાય કરી દીધા. ॥૪॥

**દો૦ – સુનત જનક આગવનુ સબુ હરષેઉ અવધ સમાજુ।**
**રઘુનંદનહિ સકોચુ બડ઼ સોચ બિબસ સુરરાજુ॥૨૭૨॥**

જનકજીનું આગમન સાંભળીને અયોધ્યાનો સમસ્ત સમાજ હર્ષિત થઈ ગયો. શ્રીરામજીને ઘણો સંકોચ થયો અને દેવરાજ ઇન્દ્ર તો વિશેષરૂપે ચિંતાગ્રસ્ત થઈ ગયા. ॥૨૭૨॥

**ચૌ૦ – ગરઇ ગલાનિ કુટિલ કૈકેઈ। કાહિ કહૈ કેહિ દૂષનુ દેઈ॥**
**અસ મન આનિ મુદિત નર નારી। ભયઉ બહોરિ રહબ દિન ચારી॥૧॥**

કુટિલ કૈકેયી મનમાં ને મનમાં ગ્લાનિ(પશ્ચાત્તાપ)થી ગળી જાય છે. કોને કહે અને કોને દોષ આપે? અને સર્વે નર-નારી મનમાં આવો વિચાર કરીને પ્રસન્ન થઈ રહ્યાં છે કે [સારું થયું, જનકજીના આવવાથી] ચાર (બીજા થોડાક) દિવસ રોકાવાનું થઈ ગયું. ॥૧॥

**એહિ પ્રકાર ગત બાસર સોઊ। પ્રાત નહાન લાગ સબુ કોઊ॥**
**કરિ મજ્જનુ પૂજહિં નર નારી। ગનપ ગૌરિ તિપુરારિ તમારી॥૨॥**

આ રીતે તે દિવસેય વીતી ગયો. બીજા દિવસે પ્રાતઃકાળે સર્વે કોઈ સ્નાન કરવા લાગ્યા. સ્નાન કરીને સર્વે નર-નારી ગણેશજી, ગૌરીજી, મહાદેવજી અને સૂર્ય ભગવાનની પૂજા કરે છે. ॥૨॥

**રમા રમન પદ બંદિ બહોરી। બિનવહિં અંજુલિ અંચલ જોરી॥**
**રાજા રામુ જાનકી રાની। આનઁદ અવધિ અવધ રજધાની॥૩॥**

પછી લક્ષ્મીપતિ ભગવાન વિષ્ણુના ચરણોની વંદના કરીને, પુરુષો બંને હાથ જોડીને, સ્ત્રીઓ ખોળો પાથરીને વિનંતી કરે છે કે શ્રીરામજી રાજા થાઓ, જાનકીજી રાણી થાઓ તથા રાજધાની અયોધ્યા આનંદની સીમા થઈને – ॥૩॥

**સુબસ બસઉ ફિરિ સહિત સમાજા। ભરતહિ રામુ કરહુઁ જુબરાજા॥**
**એહિ સુખ સુધાઁ સીંચિ સબ કાહૂ। દેવ દેહુ જગ જીવન લાહૂ॥૪॥**

- ફરીથી સમાજસહિત સુખપૂર્વક વસે અને શ્રીરામજી ભરતજીને યુવરાજ બનાવે. હે દેવ! આ સુખરૂપી અમૃતથી સીંચીને સર્વે કોઈને જગતમાં જીવવાનો લાભ આપો. ॥૪॥

**દો૦ – ગુર સમાજ ભાઈન્હ સહિત રામ રાજુ પુર હોઉ।**
**અછત રામ રાજા અવધ મરિઅ માગ સબુ કોઉ॥૨૭૩॥**

ગુરુ, સમાજ અને ભાઈઓ સાથે શ્રીરામજીનું રાજ્ય અવધપુરીમાં થાય અને શ્રીરામજી રાજા રહે તે દરમિયાન જ અમે લોકો અયોધ્યામાં મૃત્યુ પામીએ. સર્વે કોઈ આ જ માગે છે. ॥૨૭૩॥

**ચૌ૦ – સુનિ સનેહમય પુરજન બાની। નિંદહિં જોગ બિરતિ મુનિ ગ્યાની॥**
**એહિ બિધિ નિત્યકરમ કરિ પુરજન। રામહિ કરહિં પ્રનામ પુલકિ તન॥૧॥**

અયોધ્યાવાસીઓની પ્રેમમય વાણી સાંભળીને જ્ઞાની મુનિ પણ પોતાના યોગ અને વૈરાગ્યની નિંદા કરે છે. અવધવાસી આ રીતે નિત્યકર્મ કરીને શ્રીરામજીને પુલકિત શરીરે થઈ પ્રણામ કરે છે. ॥૧॥

**ઊઁચ નીચ મધ્યમ નર નારી। લહહિં દરસુ નિજ નિજ અનુહારી॥**
**સાવધાન સબહી સનમાનહિં। સકલ સરાહત કૃપાનિધાનહિં॥૨॥**

ઊંચ, નીચ અને મધ્યમ સર્વે શ્રેણીઓનાં સ્ત્રી-પુરુષ પોતપોતાના ભાવ અનુસાર શ્રીરામજીનાં દર્શન પ્રાપ્ત કરે છે. શ્રીરામચન્દ્રજી સાવચેતી સાથે સર્વેનું સન્માન કરે છે અને બધાય કૃપાનિધાન શ્રીરામચન્દ્રજીની પ્રશંસા કરે છે. ॥૨॥

**લરિકાઈહિ તેં રઘુબર બાની। પાલત નીતિ પ્રીતિ પહિચાની॥**
**સીલ સકોચ સિંધુ રઘુરાઊ। સુમુખ સુલોચન સરલ સુભાઊ॥૩॥**

શ્રીરામજીની નાનપણથી જ એ ટેવ છે કે પ્રેમને ઓળખીને નીતિનું પાલન કરે છે. શ્રીરઘુનાથજી શીલ અને સંકોચના સમુદ્ર છે. તે સુંદર મુખના [કે સર્વેને અનુકૂળ રહેનારા] સુંદર નેત્રોવાળા [અથવા સર્વેને કૃપા અને પ્રેમની દૃષ્ટિથી જોનારા] અને સરળ સ્વભાવના છે. ॥૩॥

**કહત રામ ગુન ગન અનુરાગે। સબ નિજ ભાગ સરાહન લાગે॥**
**હમ સમ પુન્ય પુંજ જગ થોરે। જિન્હહિ રામુ જાનત કરિ મોરે॥૪॥**

શ્રીરામજીના ગુણસમૂહોને કહેતાં કહેતાં સર્વે લોકો પ્રેમમાં ભરાઈ ગયા અને પોતાનાં ભાગ્યનાં વખાણ કરવા લાગ્યાં કે જગતમાં અમારા સમાન પુણ્યની પૂંજીવાળા થોડાક જ છે; જેમને શ્રીરામજી પોતાના કરીને જાણે છે (આ મારા છે, એવું જાણે છે). ॥૪॥

**દો૦ – પ્રેમ મગન તેહિ સમય સબ સુનિ આવત મિથિલેસુ।**
**સહિત સભા સંભ્રમ ઉઠેઉ રબિકુલ કમલ દિનેસુ॥૨૭૪॥**

તે સમયે સર્વે લોકો પ્રેમમાં મગ્ન છે. એટલામાં જ મિથિલાપતિ જનકજીને આવતાં સાંભળીને સૂર્યકુળરૂપી કમળના સૂર્ય શ્રીરામચન્દ્રજી સભાસહિત આદરપૂર્વક જલદીથી ઊઠી ઊભા થઈ ગયા. ॥૨૭૪॥

**ચૌ૦ – ભાઇ સચિવ ગુર પુરજન સાથા। આગેં ગવનુ કીન્હ રઘુનાથા॥**
**ગિરિબરુ દીખ જનકપતિ જબહીં। કરિ પ્રનામુ રથ ત્યાગેઉ તબહીં॥૧॥**

ભાઈ, મન્ત્રી, ગુરુ અને પુરવાસીઓને સાથે લઈને શ્રીરઘુનાથજી જનકજીનું સામૈયું કરવા ચાલ્યા. જનકજીએ જેવો પર્વતશ્રેષ્ઠ કામદનાથને જોયો, કે તરત જ પ્રણામ કરીને તેમણે રથ છોડી દીધો (પગપાળા ચાલવું પ્રારંભ કરી દીધું). ॥૧॥

**રામ દરસ લાલસા ઉછાહૂ। પથ શ્રમ લેસુ કલેસુ ન કાહૂ॥**
**મન તહઁ જહઁ રઘુબર બૈદેહી। બિનુ મન તન દુખ સુખ સુધિ કેહી॥૨॥**

શ્રીરામજીનાં દર્શનની લાલસા અને ઉત્સાહને કારણે કોઈને રસ્તાનો થાક અને ક્લેશ જરાય નથી. મન તો ત્યાં છે જ્યાં શ્રીરામ અને જાનકીજી છે. મન વિના શરીરનાં સુખ-દુઃખનું ભાન કોને હોય? ॥૨॥

**આવત જનકુ ચલે એહિ ભાઁતી। સહિત સમાજ પ્રેમ મતિ માતી॥**
**આએ નિકટ દેખિ અનુરાગે। સાદર મિલન પરસપર લાગે॥૩॥**

જનકજી એ રીતે ચાલ્યા આવી રહ્યા છે. સમાજસહિત એમની બુદ્ધિ પ્રેમમાં મતવાળી થઈ રહી છે. નિકટ આવ્યા જાણીને સર્વે પ્રેમમાં ભરાઈ ગયા અને આદરપૂર્વક પરસ્પર ભેટવા લાગ્યા. ॥૩॥

**લગે જનક મુનિજન પદ બંદન। રિષિન્હ પ્રનામુ કીન્હ રઘુનંદન॥**
**ભાઇન્હ સહિત રામુ મિલિ રાજહિ। ચલે લવાઇ સમેત સમાજહિ॥૪॥**

જનકજી [વસિષ્ઠ આદિ અયોધ્યાવાસી] મુનિઓના ચરણોની વંદના કરવા લાગ્યા અને શ્રીરામચન્દ્રજીએ [શતાનંદ આદિ જનકપુરવાસી] ઋષિઓને પ્રણામ કર્યાં. પછી ભાઈઓ સાથે શ્રીરામજી રાજા જનકજીને મળીને તેમને સમાજસહિત પોતાના આશ્રમે લઈ ચાલ્યા. ॥૪॥

**દો૦ – આશ્રમ સાગર સાંત રસ પૂરન પાવન પાથુ ।**
**સેન મનહુઁ કરુના સરિત લિએઁ જાહિં રઘુનાથુ ॥ ૨૭૫॥**

શ્રીરામજીનો આશ્રમ શાંતરસરૂપી પવિત્ર જળથી પરિપૂર્ણ સમુદ્ર છે. જનકજીની સેના (સમાજ) જાણે કરુણારસની નદી છે, જેને શ્રીરઘુનાથજી તે આશ્રમરૂપી શાંતરસના સમુદ્રમાં મિલન કરાવવા માટે લઈ જઈ રહ્યા છે. ॥ ૨૭૫॥

**ચૌ૦ – બોરતિ ગ્યાન બિરાગ કરારે । બચન સસોક મિલત નદ નારે ॥**
**સોચ ઉસાસ સમીર તરંગા । ધીરજ તટ તરુબર કર ભંગા ॥ ૧॥**

આ કરુણાની નદી [એટલી ઊભરાયેલી છે કે] જ્ઞાન-વૈરાગ્યરૂપી કિનારાઓને ડુબાડી જાય છે. શોકભર્યાં વચન વોકળા અને વહેળા છે, જે આ નદીમાં મળે છે; અને શોકના લાંબા શ્વાસ (નિસાસા) વાયુના ફુંકાવાથી ઉઠનારા તરંગો છે, જે ધૈર્યરૂપી કિનારાના ઉત્તમ વૃક્ષોને તોડી રહ્યા છે. ॥ ૧॥

**બિષમ બિષાદ તોરાવતિ ધારા । ભય ભ્રમ ભવઁર અબર્ત અપારા ॥**
**કેવટ બુધ બિદ્યા બડ઼િ નાવા । સકહિં ન ખેઇ ઐક નહિં આવા ॥ ૨॥**

ભયાનક વિષાદ (શોક) જ એ નદીની તેજ ધારા છે. ભય અને ભ્રમ (મોહ) જ એનાં અસંખ્ય વમળ અને ચક્ર છે. વિદ્વાન ખલાસી છે, વિદ્યા જ મોટી નાવ છે, પરંતુ તેઓ તેને હાંકી (ચલાવી) શકતા નથી; (તે વિદ્યાનો ઉપયોગ નથી કરી શકતા), કોઈને એની અટકળ જ આવડતી નથી. ॥ ૨॥

**બનચર કોલ કિરાત બિચારે । થકે બિલોકિ પથિક હિયઁ હારે ॥**
**આશ્રમ ઉદધિ મિલી જબ જાઈ । મનહુઁ ઉઠેઉ અંબુધિ અકુલાઈ ॥ ૩॥**

વનમાં વિચરનારા બિચારા કોલ-કિરાત જ યાત્રીઓ છે, જે એ નદીને જોઈને હૃદયમાં હારીને થાકી ગયા છે. આ કરુણા-નદી જ્યારે આશ્રમ-સમુદ્રમાં જઈને મળી, તો જાણે તે સમુદ્ર અકળાઈ (ખળભળી) ઊઠ્યો. ॥ ૩॥

**સોક બિકલ દોઉ રાજ સમાજા । રહા ન ગ્યાનુ ન ધીરજુ લાજા ॥**
**ભૂપ રૂપ ગુન સીલ સરાહી । રોવહિં સોક સિંધુ અવગાહી ॥ ૪॥**

બંને રાજસમાજ શોકથી વ્યાકુળ થઈ ગયા. કોઈનેય ન જ્ઞાન રહ્યું, ન ધીરજ અને ન લાજ રહી. રાજા દશરથજીના રૂપ, ગુણ અને શીલની પ્રશંસા કરતાં સર્વે રોઈ રહ્યા છે અને શોકસમુદ્રમાં ડૂબકી લગાવી રહ્યા છે. ॥ ૪॥

**છં૦ – અવગાહિ સોક સમુદ્ર સોચહિં નારિ નર બ્યાકુલ મહા ।**
**દૈ દોષ સકલ સરોષ બોલહિં બામ બિધિ કીન્હો કહા ॥**
**સુર સિદ્ધ તાપસ જોગિજન મુનિ દેખિ દસા બિદેહ કી ।**
**તુલસી ન સમરથુ કોઉ જો તરિ સકૈ સરિત સનેહ કી ॥**

શોકસમુદ્રમાં ડૂબકી લગાવતાં સર્વે સ્ત્રી-પુરુષ મહાવ્યાકુળ થઈને વિચાર (ચિંતા) કરી રહ્યાં છે. તે સર્વે વિધાતાને દોષ આપતાં ક્રોધયુક્ત થઈને કહી રહ્યાં છે કે પ્રતિકૂળ વિધાતાએ આ શું કર્યું? તુલસીદાસજી કહે છે કે દેવો, સિદ્ધ, તપસ્વી, યોગી અને મુનિજનોમાં કોઈ પણ સમર્થ નથી, જે એ સમયે વિદેહ(જનકરાજા)ની દશા જોઈને પ્રેમની નદીને પાર કરી શકે (પ્રેમમાં મગ્ન થયા વિના રહી શકે). ॥ ૫॥

**સો૦ – કિએ અમિત ઉપદેસ જહઁ તહઁ લોગન્હ મુનિબરન્હ ।**
**ધીરજુ ધરિઅ નરેસ કહેઉ બસિષ્ઠ બિદેહ સન ॥ ૨૭૬॥**

યત્ર તત્ર શ્રેષ્ઠ મુનિઓએ લોકોને અપરિમિત (ઘણો) ઉપદેશ આપ્યો અને વસિષ્ઠજીએ વિદેહ (જનકજી)ને કહ્યું – હે રાજન્! આપ ધૈર્ય ધારણ કરો. ॥ ૨૭૬॥

**ચૌ૦ – જાસુ ગ્યાનુ રબિ ભવ નિસિ નાસા । બચન કિરન મુનિ કમલ બિકાસા ॥**
**તેહિ કિ મોહ મમતા નિઅરાઈ । યહ સિય રામ સનેહ બડ઼ાઈ ॥ ૧॥**

જે રાજા જનકનો જ્ઞાનરૂપી સૂર્ય ભવ(આવાગમન)રૂપી રાત્રિનો નાશ કરી દે છે અને જેનાં વચનરૂપી કિરણો મુનિરૂપી કમળોને ખીલવી દે છે (આનંદિત કરે છે), શું મોહ અને મમતા એમના નિકટ પણ આવી શકે છે? આ તો શ્રીસીતારામજીના પ્રેમનો મહિમા છે! [અર્થાત્ રાજા જનકની આ દશા શ્રીસીતારામજીના અલૌકિક પ્રેમને કારણે થઈ, લૌકિક મોહ-મમતાને કારણે નહીં. જે લૌકિક મોહ-મમતાને પાર કરી ચૂક્યા છે, તેમના પર પણ શ્રીસીતારામજીનો પ્રેમ પોતાનો પ્રભાવ દેખાડ્યા વગર નથી રહેતો]. ॥ ૧॥

**બિષઈ સાધક સિદ્ધ સયાને । ત્રિબિધ જીવ જગ બેદ બખાને ॥**
**રામ સનેહ સરસ મન જાસૂ । સાધુ સભાઁ બડ઼ આદર તાસૂ ॥ ૨॥**

વિષયી, સાધક અને જ્ઞાનવાન સિદ્ધ પુરુષ – જગતમાં આ ત્રણ પ્રકારના જીવ વેદોએ બતાવ્યા છે. આ ત્રણેયમાં જેનું ચિત્ત શ્રીરામજીના સ્નેહથી સ-રસ (તરબોળ) રહે છે. સાધુઓની સભામાં એનો જ ઘણો આદર થાય છે. ॥ ૨॥

**સોહ ન રામ પેમ બિનુ ગ્યાનૂ । કરનધાર બિનુ જિમિ જલજાનૂ ॥**
**મુનિ બહુબિધિ બિદેહુ સમુઝાએ । રામ ઘાટ સબ લોગ નહાએ ॥ ૩॥**

શ્રીરામજીના પ્રેમ વિના જ્ઞાન શોભા નથી આપતું, જેમ કર્ણધાર (સુકાની) વિના વહાણ. વસિષ્ઠજીએ વિદેહરાજ(જનકજી)ને ઘણી રીતે સમજાવ્યા. તત્પશ્ચાત્ સર્વે લોકોએ શ્રીરામજીના ઘાટ પર સ્નાન કર્યું. ॥ ૩॥

**સકલ સોક સંકુલ નર નારી । સો બાસરુ બીતેઉ બિનુ બારી ॥**
**પસુ ખગ મૃગન્હ ન કીન્હ અહારૂ । પ્રિય પરિજન કર કૌન બિચારૂ ॥ ૪॥**

સ્ત્રી-પુરુષ સર્વે શોકથી પૂર્ણ હતાં. તે દિવસ વિના જળે જ વીતી ગયો. (ભોજનની વાત તો દૂર રહી, કોઈએ જળસુદ્ધા નથી પીધું). પશુ-પક્ષી અને હરણાંઓએ કંઈ આહાર ન કર્યો, તો પ્રિયજનો અને કુટુંબીઓનો તો વિચાર જ કેમ કરાય? ॥ ૪॥

**દો૦ – દોઉ સમાજ નિમિરાજુ રઘુ-રાજુ નહાને પ્રાત ।**
**બૈઠે સબ બટ બિટપ તર મન મલીન કૃસ ગાત ॥ ૨૭૭॥**

નિમિરાજ જનકજી અને રઘુરાજ રામચન્દ્રજી તથા બંને બાજુના સમાજે બીજા દિવસ સવારે સ્નાન કર્યું અને બધા વડના વૃક્ષ નીચે જઈ બેઠા. સર્વેનાં મન ઉદાસ અને શરીર દૂબળાં છે. ॥ ૨૭૭॥

**ચૌ૦ – જે મહિસુર દસરથ પુર બાસી । જે મિથિલાપતિ નગર નિવાસી ॥**
**હંસ બંસ ગુર જનક પુરોધા । જિન્હ જગ મગુ પરમારથુ સોધા ॥ ૧॥**

જે દશરથજીની નગરી અયોધ્યાના રહેનારા અને જે મિથિલાપતિ જનકજીના નગર જનકપુરના રહેનારા બ્રાહ્મણો હતા, તથા સૂર્યવંશના ગુરુ વસિષ્ઠજી તથા જનકજીના પુરોહિત શતાનન્દજી, જેમણે સાંસારિક અભ્યુદયનો માર્ગ તથા પરમાર્થનો માર્ગ ચાળી નાખ્યો (તપાસી લીધો) હતો, ॥ ૧॥

**લગે કહન ઉપદેસ અનેકા । સહિત ધરમ નય બિરતિ બિબેકા ॥**
**કૌસિક કહિ કહિ કથા પુરાનીં । સમુઝાઈ સબ સભા સુબાનીં ॥ ૨॥**

તે સર્વ ધર્મ, નીતિ, વૈરાગ્ય તથા વિવેકયુક્ત અનેક ઉપદેશ આપવા લાગ્યા. વિશ્વામિત્રજીએ જૂની કથાઓ (ઇતિહાસ) કહી-કહીને સર્વે સભાને સુંદર વાણીથી સમજાવ્યા. (બંન્ને સમાજને જોડનારા વિશ્વામિત્રજીનું આગમન તુલસીદાસજીએ અહીં પોતાની વિશિષ્ઠ શૈલીમાં દર્શાવ્યું છે.) ॥ ૨॥

**તબ રઘુનાથ કૌસિકહિ કહેઊ । નાથ કાલિ જલ બિનુ સબુ રહેઊ ॥**
**મુનિ કહ ઉચિત કહત રઘુરાઈ । ગયઉ બીતિ દિન પહર અઢ઼ાઈ ॥ ૩॥**

પછી શ્રીરઘુનાથજીએ વિશ્વામિત્રજીને કહ્યું કે હે નાથ! કાલે બધા લોકો જળ પીધા વગર રહ્યા હતા [હવે, કંઈક આહાર કરવો જોઈએ]. વિશ્વામિત્રજીએ કહ્યું કે શ્રીરઘુનાથજી ઉચિત જ કહી રહ્યા છે. અઢી પ્રહર દિવસ આજેય વીતી ગયો. ॥ ૩॥

**રિષિ રુખ લખિ કહ તેરહુતિરાજૂ । ઈહાઁ ઉચિત નહિં અસન અનાજૂ ॥**
**કહા ભૂપ ભલ સબહિ સોહાના । પાઇ રજાયસુ ચલે નહાના ॥ ૪॥**

વિશ્વામિત્રજીનું વલણ જોઈને તિરહુતરાજ (મિથિલાપતિ) જનકજીએ કહ્યું – અહીં અન્ન જમવું ઉચિત નથી. રાજાનું સુંદર કથન સર્વેના મનને ઠીક જણાયું. સર્વે આજ્ઞા પામી નાહવા ચાલ્યા. ॥ ૪॥

**દો૦ – તેહિ અવસર ફલ ફૂલ દલ મૂલ અનેક પ્રકાર ।**
**લઇ આએ બનચર બિપુલ ભરિ ભરિ કાઁવરિ ભાર ॥ ૨૭૮॥**

તે સમયે અનેક પ્રકારનાં ઘણાં જ ફળ, ફૂલ, મૂળ આદિ કાવડો અને ભારાઓમાં ભરી-ભરીને વનવાસી (કોલ-કિરાત) લોક લઈ આવ્યા. ॥ ૨૭૮॥

**ચૌ૦ – કામદ ભે ગિરિ રામ પ્રસાદા । અવલોકત અપહરત બિષાદા ॥**
**સર સરિતા બન ભૂમિ બિભાગા । જનુ ઉમગત આનઁદ અનુરાગા ॥ ૧॥**

શ્રીરામચન્દ્રજીની કૃપાથી સર્વે પર્વત મનવાંછિત વસ્તુ આપનાર થઈ ગયા. તે જોવામાત્રથી જ દુઃખોને સર્વથા હરી લેતા હતા. ત્યાંના તળાવ, નદીઓ, વન અને પૃથ્વીના સર્વે ભાગોમાં જાણે આનંદ અને પ્રેમ ઊભરાઈ રહ્યો છે. ॥ ૧॥

**બેલિ બિટપ સબ સફલ સફૂલા। બોલત ખગ મૃગ અલિ અનુકૂલા॥**
**તેહિ અવસર બન અધિક ઉછાહૂ। ત્રિબિધ સમીર સુખદ સબ કાહૂ॥ ૨॥**

વેલો અને વૃક્ષો સર્વે ફળ અને ફૂલોથી યુક્ત થઈ ગયાં. પક્ષી, પશુ અને ભમરા અનુકૂળ બોલવા લાગ્યા. તે અવસરે વનમાં ઘણો ઉત્સાહ (આનંદ) હતો, સર્વે કોઈને સુખ આપનારો શીતળ, મંદ, સુગંધિત વાયુ વહી રહ્યો હતો. ॥ ૨॥

**જાઈ ન બરનિ મનોહરતાઈ। જનુ મહિ કરતિ જનક પહુનાઈ॥**
**તબ સબ લોગ નહાઈ નહાઈ। રામ જનક મુનિ આયસુ પાઈ॥ ૩॥**
**દેખિ દેખિ તરુબર અનુરાગે। જહઁ તહઁ પુરજન ઉતરન લાગે॥**
**દલ ફલ મૂલ કંદ બિધિ નાના। પાવન સુંદર સુધા સમાના॥ ૪॥**

વનની મનોહરતાનું વર્ણન કરી નથી શકાતું, જાણે પૃથ્વી જનકજીની પરોણાગત કરી રહી હોય. પછી જનકપુરવાસી સર્વે લોક નાહી-નાહીને શ્રીરામચન્દ્રજી, જનકજી અને મુનિની આજ્ઞા પામીને, સુંદર વૃક્ષોને જોઈ-જોઈને પ્રેમપૂર્ણ રીતે સર્વત્ર ઉતારો કરવા લાગ્યા. પવિત્ર, સુંદર અને અમૃત સમાન [સ્વાદિષ્ટ] અનેક પ્રકારનાં પાંદડાં, ફળ, મૂળ અને કંદ — ॥ ૩-૪॥

**દો૦ – સાદર સબ કહઁ રામગુર પઠએ ભરિ ભરિ ભાર।**
**પૂજિ પિતર સુર અતિથિ ગુર લગે કરન ફરહાર॥ ૨૭૯॥**

શ્રીરામજીના ગુરુ વસિષ્ઠજીએ સર્વેની પાસે ટોપલા ભરી-ભરીને આદરપૂર્વક મોકલ્યા. પછી તે પિતૃદેવો, અતિથિ અને ગુરુની પૂજા કરીને ફળાહાર કરવા લાગ્યા. ॥ ૨૭૯॥

**ચૌ૦ – એહિ બિધિ બાસર બીતે ચારી। રામુ નિરખિ નર નારિ સુખારી॥**
**દુહુ સમાજ અસિ રુચિ મન માહીં। બિનુ સિય રામ ફિરબ ભલ નાહીં॥ ૧॥**

આ રીતે ચાર દિવસ વીતી ગયા. શ્રીરામચન્દ્રજીને જોઈને સર્વે નર-નારી સુખી છે. બંને સમાજોના મનમાં એવી ઈચ્છા છે કે શ્રીસીતારામજીના વિના પાછા ફરવું ઠીક નથી. ॥ ૧॥

**સીતા રામ સંગ બનબાસૂ। કોટિ અમરપુર સરિસ સુપાસૂ॥**
**પરિહરિ લખન રામુ બૈદેહી। જેહિ ઘરુ ભાવ બામ બિધિ તેહી॥ ૩॥**

શ્રીસીતારામજીની સાથે વનમાં રહેવું કરોડો દેવલોકોના [નિવાસની] સમાન સુખદાયક છે. શ્રીલક્ષ્મણજી, શ્રીરામજી અને શ્રીજાનકીજીને છોડીને જેમને ઘર સારું લાગે, વિધાતા તેના માટે વિપરીત છે. ॥ ૨॥

**દાહિન દઈઉ હોઈ જબ સબહી। રામ સમીપ બસિઅ બન તબહી॥**
**મંદાકિનિ મજ્જનુ તિહુ કાલા। રામ દરસુ મુદ મંગલ માલા॥ ૩॥**

જ્યારે દેવ સર્વેને અનુકૂળ હોય, ત્યારે શ્રીરામજીની પાસે વનમાં નિવાસ થઈ શકે છે. મંદાકિનીના ત્રણેય સમય સ્નાન અને આનંદ તથા મંગળોની માળા (સમૂહ) રૂપ શ્રીરામજીનું દર્શન, ॥ ૩॥

**અટનુ રામ ગિરિ બન તાપસ થલ। અસનુ અમિઅ સમ કંદ મૂલ ફલ॥**
**સુખ સમેત સંબત દુઇ સાતા। પલ સમ હોહિં ન જનિઅહિં જાતા॥૪॥**

શ્રીરામજીના પર્વત (કામદનાથ), વન અને તપસ્વીઓનાં સ્થાનોમાં ફરવું અને અમૃત સમાન કંદ, મૂળ, ફળોનું ભોજન; ચૌદ વર્ષ સુખની સાથે પલકારા સમાન થઈ (વીતી જશે), વીતતાં વાર થશે જ નહિ. ॥૪॥

**દો૦ – એહિ સુખ જોગ ન લોગ સબ કહહિં કહાઁ અસ ભાગુ।**
**સહજ સુભાયઁ સમાજ દુહુ રામ ચરન અનુરાગુ॥૨૮૦॥**

બધા લોકો કહી રહ્યા છે કે આપણે આ સુખને યોગ્ય નથી. અમારા આવાં ભાગ્ય ક્યાં? બંને સમાજોનો શ્રીરામચન્દ્રજીના ચરણોમાં સહેજ સ્વભાવથી જ પ્રેમ છે. ॥૨૮૦॥

**ચૌ૦ – એહિ બિધિ સકલ મનોરથ કરહીં। બચન સપ્રેમ સુનત મન હરહીં॥**
**સીય માતુ તેહિ સમય પઠાઈં। દાસીં દેખિ સુઅવસરુ આઈં॥૧॥**

આ પ્રકારે સર્વે મનોરથ કરી રહ્યા છે. તેમનાં પ્રેમયુક્ત વચન સાંભળતા જ [સાંભળનારના] મનોને હરી લે છે. તે સમયે સીતાજીનાં માતા શ્રીસુનયનાજીની મોકલેલ દાસીઓ [કૌશલ્યાજી આદિને મળવાનો] સુંદર અવસર જાણીને આવી. ॥૧॥

**સાવકાસ સુનિ સબ સિય સાસૂ। આયઉ જનકરાજ રનિવાસૂ॥**
**કૌસલ્યાઁ સાદર સનમાની। આસન દિએ સમય સમ આની॥૨॥**

તેમનાથી આ સાંભળીને કે સીતાની સર્વે સાસુઓ આ સમયે ફુરસદમાં છે, જનકરાજાનો રાણીવાસ એમને મળવા આવ્યો. કૌશલ્યાજીએ આદરપૂર્વક એમનું સન્માન કર્યું અને સમયોચિત આસન લાવીને આપ્યાં. ॥૨॥

**સીલુ સનેહુ સકલ દુહુ ઓરા। દ્રવહિં દેખિ સુનિ કુલિસ કઠોરા॥**
**પુલક સિથિલ તન બારિ બિલોચન। મહિ નખ લિખન લગીં સબ સોચન॥૩॥**

બંને બાજુ સર્વેનાં શીલ અને પ્રેમને જોઈને અને સાંભળીને કઠોર વજ્ર પણ ઓગળી જાય છે. શરીર પુલકિત અને શિથિલ છે અને નેત્રોમાં [શોક અને પ્રેમનાં] આંસુ છે. સર્વે પોતાના [પગના] નખોથી જમીન ખોતરવા અને વિચારવા લાગી. ॥૩॥

**સબ સિય રામ પ્રીતિ કિ સિ મૂરતિ। જનુ કરુના બહુ બેષ બિસૂરતિ॥**
**સીય માતુ કહ બિધિ બુધિ બાઁકી। જો પય ફેનુ ફોર પબિ ટાઁકી॥૪॥**

સર્વે શ્રીસીતારામજીના પ્રેમની મૂર્તિ જેવી છે, જાણે સ્વયં કરુણા જ ઘણાય વેષ ધારણ કરીને વિલાપ કરી રહી હોય (દુ:ખ કરી રહી હોય). સીતાજીનાં માતા સુનયનાજીએ કહ્યું – વિધાતાની બુદ્ધિ

ઘણી વાંકી છે, જે દૂધના ફેણ જેવી કોમળ વસ્તુને વજ્રના ટાંચણાથી તોડી રહ્યો છે (અર્થાત્ જે અત્યંત કોમળ અને નિર્દોષ છે તેના પર વિપત્તિઓ પર વિપત્તિઓ વરસાવી રહ્યો છે). ॥૪॥

**દો૦ – સુનિઅ સુધા દેખિઅહિં ગરલ સબ કરતૂતિ કરાલ।**
**જહઁ તહઁ કાક ઉલૂક બક માનસ સકૃત મરાલ॥૨૮૧॥**

અમૃત કેવળ સાંભળવામાં આવે છે અને વિષ ચારેકોર પ્રત્યક્ષ દેખાય છે. વિધાતાની સર્વે કરતૂતો ભયંકર છે. જ્યાં-ત્યાં કાગડા, ઘુવડ અને બગલાં જ [દેખાય] છે; હંસ તો એક માનસરોવરમાં જ છે. ॥૨૮૧॥

**ચૌ૦ – સુનિ સસોચ કહ દેબિ સુમિત્રા। બિધિ ગતિ બડ઼િ બિપરીત બિચિત્રા॥**
**જો સૃજિ પાલઈ હરઈ બહોરી। બાલકેલિ સમ બિધિ મતિ ભોરી॥૧॥**

આ સાંભળીને દેવી સુમિત્રાજી શોક સાથે કહેવા લાગ્યાં – વિધાતાની રમત ઘણી જ વિપરીત અને વિચિત્ર છે, જે સૃષ્ટિને ઉત્પન્ન કરીને પોષે છે અને પછી નષ્ટ કરી નાખે છે. વિધાતાની બુદ્ધિ બાળકોની રમત સમાન ભોળી (વિવેકશૂન્ય) છે. ॥૧॥

**કૌસલ્યા કહ દોસુ ન કાહૂ। કરમ બિબસ દુખ સુખ છતિ લાહૂ॥**
**કઠિન કરમ ગતિ જાન બિધાતા। જો સુભ અસુભ સકલ ફલ દાતા॥૨॥**

કૌશલ્યાજીએ કહ્યું – કોઈનો દોષ નથી. દુઃખ-સુખ, હાનિ-લાભ સર્વે કર્મને આધીન છે. કર્મની ગતિ કઠિન (દુર્વિજ્ઞેય) છે, એને વિધાતા જ જાણે છે, જે શુભ અને અશુભ સર્વે ફળોને આપનાર છે. ॥૨॥

**ઈસ રજાઇ સીસ સબહી કેં। ઉતપતિ થિતિ લય બિષહુ અમી કેં॥**
**દેબિ મોહ બસ સોચિઅ બાદી। બિધિ પ્રપંચુ અસ અચલ અનાદી॥૩॥**

ઈશ્વરની આજ્ઞા સૌના સિરે છે. ઉત્પત્તિ, સ્થિતિ (પાલન) અને લય (સંહાર) તથા અમૃત અને વિષનાય માથે છે (આ સર્વે પણ તેમના જ આધીન છે). હે દેવી! મોહવશ શોક કરવો વ્યર્થ છે. વિધાતાનો પ્રપંચ આવો જ અચળ અને અનાદિ છે. ॥૩॥

**ભૂપતિ જિઅબ મરબ ઉર આની। સોચિઅ સખિ લખિ નિજ હિત હાની॥**
**સીય માતુ કહ સત્ય સુબાની। સુકૃતી અવધિ અવધપતિ રાની॥૪॥**

મહારાજના મરવા અને જીવવાની વાતને હૃદયમાં યાદ કરીને જે ચિંતા કરીએ છીએ, તે તો હે સખી! આપણે પોતાના જ હિતની હાનિ જોઈને (સ્વાર્થવશ) કરીએ છીએ. સીતાજીનાં માતાએ કહ્યું – આપનું કથન ઉત્તમ અને સત્ય છે. આપ પુણ્યાત્માઓની ચરમસીમારૂપ અવધપતિ (મહારાજા દશરથજીનાં) જ તો રાણી છો. [પછી ભલા, આવું કેમ નહીં કહો!] ॥૪॥

**દો૦ – લખનુ રામુ સિય જાહુઁ બન ભલ પરિનામ ન પોચુ।**
**ગહબરિ હિયઁ કહ કૌસિલા મોહિ ભરત કર સોચુ॥૨૮૨॥**

કૌશલ્યાજીએ દુઃખભર્યા હૃદયે કહ્યું – શ્રીરામ, લક્ષ્મણ અને સીતા વનમાં જાય; એનું પરિણામ તો સારું જ હશે, નરસું નહિ. મને તો ભરતની ચિંતા છે. ॥ ૨૮૨॥

**ચૌ૦ – ઈસ પ્રસાદ અસીસ તુમ્હારી। સુત સુતબધૂ દેવસરિ બારી॥**
**રામ સપથ મૈં કીન્હિ ન કાઊ। સો કરિ કહઉઁ સખી સતિ ભાઊ॥ ૧॥**

ઈશ્વરના અનુગ્રહ અને આપના આશીર્વાદથી મારા [ચારેય] પુત્ર અને [ચારેય] વહુઓ ગંગાજીના જળસમાન પવિત્ર છે. હે સખી! મેં કદીય શ્રીરામનાં સોગંદ લીધાં નથી, તોય આજે શ્રીરામની શપથ લઈને સત્યભાવે કહું છું – ॥ ૧॥

**ભરત સીલ ગુન બિનય બડ઼ાઈ। ભાયપ ભગતિ ભરોસ ભલાઈ॥**
**કહત સારદહુ કર મતિ હીચે। સાગર સીપ કિ જાહિં ઉલીચે॥ ૨॥**

ભરતના શીલ, ગુણ, નમ્રતા, મોટાઈ, બંધુત્વ, ભક્તિ, ભરોસો અને ભલાપણાનું વર્ણન કરવામાં સરસ્વતીજીની બુદ્ધિ પણ અચકાય છે. છીપથી ક્યાંય સમુદ્ર ઉલેચી શકાય છે? ॥ ૨॥

**જાનઉઁ સદા ભરત કુલદીપા। બાર બાર મોહિ કહેઉ મહીપા॥**
**કસેં કનકુ મનિ પારિખિ પાએँ। પુરુષ પરિખિઅહિં સમયઁ સુભાએँ॥ ૩॥**

હું ભરતને સદાય કુળનો દીપક જાણું છું. મહારાજે પણ વારંવાર મને આ જ કહ્યું હતું. સોનું કસોટીએ કસીને અને રત્ન પારખી(ઝવેરી)ને મળવાથી જ ઓળખી શકાય છે. તેવી જ રીતે પુરુષની પરીક્ષા સમય આવ્યે તેના સ્વભાવથી જ (તેનું ચરિત્ર જોઈને) થઈ જાય છે. ॥ ૩॥

**અનુચિત આજુ કહબ અસ મોરા। સોક સનેહઁ સયાનપ થોરા॥**
**સુનિ સુરસરિ સમ પાવનિ બાની। ભઈ સનેહ બિકલ સબ રાની॥ ૪॥**

પરંતુ આજે મારું એમ કહેવુંય અનુચિત છે. શોક અને સ્નેહમાં સમજણ (વિવેક) ઓછી થઈ જાય છે. (લોકો કહેશે કે હું સ્નેહવશ ભરતની પ્રશંસા કરી રહી છું.) કૌશલ્યાજીની ગંગાજીના જેવી પવિત્ર કરનારી વાણી સાંભળીને સર્વે રાણીઓ સ્નેહને લીધે વ્યાકુળ થઈ ઊઠી. ॥ ૪॥

**દો૦ – કૌસલ્યા કહ ધીર ધરિ સુનહુ દેબિ મિથિલેસિ।**
**કો બિબેકનિધિ બલ્લભહિ તુમ્હહિ સકઇ ઉપદેસિ॥ ૨૮૩॥**

કૌશલ્યાજીએ પછી ધીરજ ધરીને કહ્યું – હે દેવી મિથિલેશ્વરી! સાંભળો, જ્ઞાનના ભંડાર શ્રીજનકજીની પ્રિયા! આપને કોઈ ઉપદેશ આપી શકે? ॥ ૨૮૩॥

**ચૌ૦ – રાનિ રાય સન અવસરુ પાઈ। અપની ભાઁતિ કહબ સમુઝાઈ॥**
**રખિઅહિં લખનુ ભરતુ ગવનહિં બન। જૌં યહ મત માનૈ મહીપ મન॥ ૧॥**

હે રાણી! અવસર પામીને આપ રાજાને પોતાની તરફથી અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સમજાવીને કહેજો કે લક્ષ્મણને ઘેર રાખવામાં આવે અને ભરત વનમાં જાય. જો આ મત રાજાના મનમાં [ઠીક] બેસી જાય, ॥ ૧॥

**તૌ ભલ જતનુ કરબ સુબિચારી। મોરેં સોચુ ભરત કર ભારી॥**
**ગૂઢ઼ સનેહ ભરત મન માહીં। રહેં નીક મોહિ લાગત નાહીં॥ ૨॥**

તો સારી રીતે ખૂબ વિચારીને આવો પ્રયત્ન કરે. મને ભરતનો અત્યાધિક શોક છે. ભરતના મનમાં અકળ પ્રેમ છે. તેમના ઘેર રહેવામાં મને ભલું નથી જણાતું (આ ડર લાગે છે કે એમના પ્રાણોને કોઈ ભય ન થઈ જાય). ॥ ૨॥

**લખિ સુભાઉ સુનિ સરલ સુબાની। સબ ભઈ મગન કરુન રસ રાની॥**
**નભ પ્રસૂન ઝરિ ધન્ય ધન્ય ધુનિ। સિથિલ સનેહઁ સિદ્ધ જોગી મુનિ॥ ૩॥**

કૌશલ્યાજીનો સ્વભાવ જોઈને અને એમની સરળ અને ઉત્તમ વાણીને સાંભળીને સર્વે રાણીઓ કરુણારસમાં નિમગ્ન થઈ ગઈ. આકાશમાંથી પુષ્પવર્ષાની હેલી થઈ ગઈ અને ધન્ય-ધન્યનો ધ્વનિ થવા લાગ્યો. સિદ્ધ, યોગી અને મુનિ સ્નેહથી શિથિલ થઈ ગયા. ॥ ૩॥

**સબુ રનિવાસુ બિથકિ લખિ રહેઊ। તબ ધરિ ધીર સુમિત્રાઁ કહેઊ॥**
**દેબિ દંડ જુગ જામિનિ બીતી। રામ માતુ સુનિ ઉઠી સપ્રીતી॥ ૪॥**

આખો રાણીવાસ જોઈને સ્તબ્ધ રહી ગયો. પછી સુમિત્રાજીએ ધીરજ ધરીને કહ્યું કે હે દેવી! બે ઘડી રાત વીતી ગઈ છે. આ સાંભળીને શ્રીરામજીનાં માતા કૌશલ્યાજી પ્રેમપૂર્વક ઊઠ્યાં – ॥ ૪॥

**દો૦ – બેગિ પાઉ ધારિઅ થલહિ કહ સનેહઁ સતિભાય।**
**હમરેં તૌ અબ ઈસ ગતિ કૈ મિથિલેસ સહાય॥ ૨૮૪॥**

અને પ્રેમસહિત સદ્ભાવથી બોલ્યાં – હવે, આપ શીઘ્ર ઉતારામાં પધારો. અમારે તો હવે ઈશ્વર જ ગતિ છે, અથવા મિથિલેશ્વર જનકજી સહાયક છે. ॥ ૨૮૪॥

**ચૌ૦ – લખિ સનેહ સુનિ બચન બિનીતા। જનક પ્રિયા ગહ પાય પુનીતા॥**
**દેબિ ઉચિત અસિ બિનય તુમ્હારી। દસરથ ઘરિનિ રામ મહતારી॥ ૧॥**

કૌશલ્યાજીના પ્રેમને જોઈને અને એમનાં વિનમ્ર વચનોને સાંભળીને જનકજીનાં પ્રિય પત્નીએ એમનાં પવિત્ર ચરણ પકડી લીધાં અને કહ્યું – હે દેવી! આપ રાજા દશરથજીનાં રાણી અને શ્રીરામચન્દ્રજીનાં માતા છો. આપની એવી નમ્રતા ઉચિત જ છે. ॥ ૧॥

**પ્રભુ અપને નીચહુ આદરહીં। અગિનિ ધૂમ ગિરિ સિર તિનુ ધરહીં॥**
**સેવકુ રાઉ કરમ મન બાની। સદા સહાય મહેસુ ભવાની॥ ૨॥**

પ્રભુ પોતાના નીચ જનોનું પણ આદર કરે છે. અગ્નિ ધુમાડાને અને પર્વત તૃણ(ઘાસ)ને પોતાના સિરે ધારણ કરે છે. અમારા રાજા તો કર્મ, મન અને વાણીથી આપના સેવક છે અને સદા સહાયક તો શ્રી શિવ-પાર્વતીજી છે. ॥ ૨॥

**રઉરે અંગ જોગુ જગ કો હૈ । દીપ સહાય કિ દિનકર સોહૈ ॥**
**રામુ જાઈ બનુ કરિ સુર કાજૂ । અચલ અવધપુર કરિહહિં રાજૂ ॥ ૩॥**

આપના સહાયક થવા યોગ્ય જગતમાં કોણ છે? દીપક સૂર્યની સહાયતા કરવા જઈને ક્યાંય શોભા પામી શકે છે? શ્રીરામચન્દ્રજી વનમાં જઈને દેવતાઓનું કાર્ય કરીને અવધપુરીમાં અચળ રાજ્ય કરશે. ॥ ૩॥

**અમર નાગ નર રામ બાહુબલ । સુખ બસિહહિં અપનેં અપનેં થલ ॥**
**યહ સબ જાગબલિક કહિ રાખા । દેબિ ન હોઈ મુધા મુનિ ભાષા ॥ ૪॥**

દેવતા, નાગ અને મનુષ્ય સર્વે શ્રીરામચન્દ્રજીની ભુજાઓને બળે પોતપોતાનાં સ્થાનો(લોકો)માં સુખપૂર્વક વસશે. આ સર્વે યાજ્ઞવલ્ક્ય મુનિએ પહેલાંથી જ કહી રાખ્યું છે. હે દેવી! મુનિનું કથન વ્યર્થ (ખોટું) ન હોઈ શકે. ॥ ૪॥

**દો૦ – અસ કહિ પગ પરિ પેમ અતિ સિય હિત બિનય સુનાઇ ।**
**સિય સમેત સિયમાતુ તબ ચલી સુઆયસુ પાઇ ॥ ૨૮૫॥**

આમ કહીને ઘણા પ્રેમથી ચરણોમાં પડીને સીતાજી[ને સાથે મોકલવા]ને માટે વિનંતી કરી અને સુંદર આજ્ઞા પામી પછી સીતાજી સાથે સીતાજીનાં માતા ઉતારે ચાલ્યાં. ॥ ૨૮૫॥

**ચૌ૦ – પ્રિય પરિજનહિ મિલી બૈદેહી । જો જેહિ જોગુ ભાઁતિ તેહિ તેહી ॥**
**તાપસ બેષ જાનકી દેખી । ભા સબુ બિકલ બિષાદ બિસેષી ॥ ૧॥**

જાનકીજી પોતાનાં પ્રિય કુટુમ્બીઓને – જે, જે રીતે યોગ્ય હતાં, તે તે રીતે તેમને મળ્યાં. જાનકીજીને તપસ્વિની વેષમાં જોઈને સર્વે શોકથી અત્યંત વ્યાકુળ થઈ ગયા. ॥ ૧॥

**જનક રામ ગુર આયસુ પાઈ । ચલે થલહિ સિય દેખી આઈ ॥**
**લીન્હિ લાઇ ઉર જનક જાનકી । પાહુનિ પાવન પેમ પ્રાન કી ॥ ૨॥**

જનકજી શ્રીરામજીના ગુરુ વસિષ્ઠજીની આજ્ઞા પામીને ઉતારે ચાલ્યા અને આવીને તેમણે સીતાજીને જોયાં. જનકજીએ પોતાના પવિત્ર પ્રેમ અને પ્રાણોની પરોણી જાનકીજીને હૃદયે લગાડી દીધાં. ॥ ૨॥

**ઉર ઉમગેઉ અંબુધિ અનુરાગૂ । ભયઉ ભૂપ મનુ મનહુઁ પયાગૂ ॥**
**સિય સનેહ બટુ બાઢ઼ત જોહા । તા પર રામ પેમ સિસુ સોહા ॥ ૩॥**

તેમના હૃદયમાં [વાત્સલ્ય] પ્રેમનો સમુદ્ર ઊભરાઈ આવ્યો. રાજાનું મન જાણે પ્રયાગ થઈ ગયું. તે સમુદ્રની અંદર એમણે [આદિશક્તિ] સીતાજીના [અલૌકિક] સ્નેહરૂપી અક્ષયવટને વધતો જોયો. તેની (સીતાજીના પ્રેમરૂપી વડની) પર શ્રીરામજીનો પ્રેમરૂપી બાળ (બાળરૂપધારી ભગવાન) સુશોભિત થઈ રહ્યો છે. ॥ ૩॥

**ચિરજીવી મુનિ ગ્યાન બિકલ જનુ। બૂડ़ત લહેઉ બાલ અવલંબનુ॥**
**મોહ મગન મતિ નહિં બિદેહ કી। મહિમા સિય રઘુબર સનેહ કી॥૪॥**

જનકજીના જ્ઞાનરૂપી ચિરંજીવી (માર્કંડેય) મુનિ વ્યાકુળ થઈને ડૂબતાં ડૂબતાં જાણે તે શ્રીરામપ્રેમરૂપી બાળકનો આધાર પામી બચી ગયા. વાસ્તવમાં [જ્ઞાનીશિરોમણિ] વિદેહરાજાની બુદ્ધિ મોહમાં મગ્ન નથી. આ તો શ્રીસીતારામજીના પ્રેમનો મહિમા છે [જેણે તેમના જેવા મહાન જ્ઞાનીના જ્ઞાનને પણ (વ્યાકુળ) ડગુમગુ કરી નાખ્યું]. ॥૪॥

**દો૦ – સિય પિતુ માતુ સનેહ બસ બિકલ ન સકી સઁભારિ।**
**ધરનિસુતાઁ ધીરજુ ધરેઉ સમઉ સુધરમુ બિચારિ॥૨૮૬॥**

પિતા-માતાના પ્રેમને લીધે સીતાજી એવા વ્યાકુળ થઈ ગયાં કે પોતાને સંભાળી ન શક્યાં. [પરંતુ પરમ ધૈર્યવતી] પૃથ્વીની કન્યા સીતાજીએ સમય અને સુંદર ધર્મનો વિચાર કરી ધૈર્ય ધારણ કર્યું. ॥૨૮૬॥

**ચૌ૦ – તાપસ બેષ જનક સિય દેખી। ભયઉ પેમુ પરિતોષુ બિસેષી॥**
**પુત્રિ પબિત્ર કિએ કુલ દોઉ। સુજસ ધવલ જગુ કહ સબુ કોઉ॥૧॥**

સીતાજીને તપસ્વિની-વેષમાં જોઈને જનકજીને વિશેષ પ્રેમ અને સંતોષ થયો. [તેમણે કહ્યું –] બેટી! તે બંને કુળ પવિત્ર કરી દીધાં. તારા નિર્મળ યશથી સમસ્ત જગત ઉજ્જવળ થઈ રહ્યું છે; આવું સર્વે કોઈ કહે છે. ॥૧॥

**જિતિ સુરસરિ કીરતિ સરિ તોરી। ગવનુ કીન્હ બિધિ અંડ કરોરી॥**
**ગંગ અવનિ થલ તીનિ બડ़ેરે। એહિં કિએ સાધુ સમાજ ઘનેરે॥૨॥**

તારી કીર્તિરૂપી નદી દેવનદી ગંગાજીને પણ જીતીને [જે એક જ બ્રહ્માંડમાં વહે છે] કરોડો બ્રહ્માંડોમાં વહી ચાલી છે. ગંગાજીએ તો પૃથ્વી પર ત્રણ જ સ્થાનો(હરિદ્વાર, પ્રયાગરાજ અને ગંગાસાગર)ને મોટા (તીર્થ) બનાવ્યાં છે. પણ તારી આ કીર્તિનદીએ તો અનેક સંતસમાજરૂપી તીર્થસ્થાન બનાવી દીધાં છે. ॥૨॥

**પિતુ કહ સત્ય સનેહઁ સુબાની। સીય સકુચ મહુઁ મનહુઁ સમાની॥**
**પુનિ પિતુ માતુ લીન્હિ ઉર લાઈ। સિખ આસિષ હિત દીન્હિ સુહાઈ॥૩॥**

પિતા જનકજીએ તો સ્નેહથી સાચી સુંદર વાણી કહી. પરંતુ પોતાની પ્રશંસા સાંભળીને સીતાજી જાણે સંકોચમાં સમાઈ ગયાં. પિતા-માતાએ તેમને ફરીથી હૃદયે ચાંપી દીધાં અને હિત ભરેલી સુંદર શિખામણ અને આશિષ આપ્યાં. ॥૩॥

**કહતિ ન સીય સકુચિ મન માહીં। ઇહાઁ બસબ રજનીં ભલ નાહીં॥**
**લખિ રુખ રાનિ જનાયઉ રાઉ। હૃદયઁ સરાહત સીલુ સુભાઉ॥૪॥**

સીતાજી કંઈ કહેતાં નથી પરંતુ મનમાં સંકોચાઈ રહ્યાં છે કે રાત્રે [સાસુઓની સેવા છોડીને] અહીં રહેવું ઠીક નથી. રાણી સુનયનાજીએ જાનકીજીનું મન જાણીને (તેમના મનની વાત સમજીને)

રાજા જનકને જણાવી દીધું. પછી બંને પોતાના હૃદયોમાં સીતાજીનાં શીલ અને સ્વભાવની પ્રશંસા કરવા લાગ્યા. ॥૪॥

**દો૦ – બાર બાર મિલિ ભેંટિ સિય બિદા કીન્હિ સનમાનિ।**
**કહી સમય સિર ભરત ગતિ રાનિ સુબાનિ સયાનિ ॥૨૮૭॥**

રાજા-રાણીએ વારંવાર મળીને (ભેટીને) અને હૃદયે ચાંપીને તથા સન્માન કરીને સીતાજીને વિદાય કર્યાં. ચતુર રાણીએ સમય પામીને રાજાને સુંદર વાણીમાં ભરતજીની દશાનું વર્ણન કર્યું. ॥૨૮૭॥

**ચૌ૦ – સુનિ ભૂપાલ ભરત બ્યવહારૂ। સોન સુગંધ સુધા સસિ સારૂ ॥**
**મૂદે સજલ નયન પુલકે તન। સુજસુ સરાહન લગે મુદિત મન ॥૧॥**

સોનામાં સુગંધ અને [સમુદ્રમાંથી નીકળેલી] સુધામાં ચન્દ્રમાના સત્ત્વ અમૃતની સમાન ભરતજીનો વ્યવહાર સાંભળીને રાજાએ [પ્રેમવિહ્વળ થઈને] પોતાના [પ્રેમાશ્રુઓના] જળથી ભરીને નેત્રોને મીંચી દીધાં (તે ભરતજીના પ્રેમમાં જાણે ધ્યાનસ્થ થઈ ગયા). તે શરીરથી પુલકિત થઈ ગયા અને મનમાં આનંદિત થઈને ભરતજીના સુંદર યશની પ્રશંસા કરવા લાગ્યા. ॥૧॥

**સાવધાન સુનુ સુમુખિ સુલોચનિ। ભરત કથા ભવ બંધ બિમોચનિ ॥**
**ધરમ રાજનય બ્રહ્મબિચારૂ। ઈહાઁ જથામતિ મોર પ્રચારૂ ॥૨॥**

[તે બોલ્યા –] હે સુમુખી! હે સુનયની! સાવધાન થઈને સાંભળો. ભરતજીની કથા સંસારના બંધનોથી છોડાવનાર છે. ધર્મ, રાજનીતિ અને બ્રહ્મવિચાર – આ ત્રણેય વિષયોમાં પોતાની બુદ્ધિને અનુસાર મારી [થોડી-ઘણી] ગતિ છે (અર્થાત્ આ સંબંધે હું કંઈક જાણું છું). ॥૨॥

**સો મતિ મોરિ ભરત મહિમાહી। કહૈ કાહ છલિ છુઅતિ ન છાઁહી ॥**
**બિધિ ગનપતિ અહિપતિ સિવ સારદ। કબિ કોબિદ બુધ બુદ્ધિ બિસારદ ॥૩॥**

તે (ધર્મ, રાજનીતિ અને બ્રહ્મજ્ઞાનમાં પ્રવેશ રાખનારી) મારી બુદ્ધિ ભરતજીના મહિમાનું વર્ણન તો શું કરે? છળ કરીનેય તેની છાયાનેય નથી સ્પર્શી શકતી! બ્રહ્માજી, ગણેશજી, શેષજી, મહાદેવજી, સરસ્વતીજી, કવિ, જ્ઞાની, પંડિત અને બુદ્ધિમાન – ॥૩॥

**ભરત ચરિત કીરતિ કરતૂતી। ધરમ સીલ ગુન બિમલ બિભૂતી ॥**
**સમુઝત સુનત સુખદ સબ કાહૂ। સુચિ સુરસરિ રુચિ નિદર સુધાહૂ ॥૪॥**

હર કોઈને ભરતજીનાં ચરિત્ર, કીર્તિ, કરણી, ધર્મ, શીલ, ગુણ અને નિર્મળ ઐશ્વર્ય સમજવામાં અને સાંભળવામાં સુખ આપનારાં છે અને પવિત્રતામાં ગંગાજીનો તથા સ્વાદ(મધુરતા)માં અમૃતનો પણ તિરસ્કાર કરનારાં છે. ॥૪॥

**દો૦ – નિરવધિ ગુન નિરુપમ પુરુષુ ભરતુ ભરત સમ જાનિ।**
**કહિઅ સુમેરુ કિ સેર સમ કબિકુલ મતિ સકુચાનિ ॥૨૮૮॥**

ભરતજી અસીમ ગુણસમ્પન્ન અને ઉપમારહિત પુરુષ છે. ભરતજીના સમાન ફક્ત, ભરતજી જ છે એવું જાણો. મેરુ પર્વતને શું સેર (એક સેરનું વજન) બરાબર કહી શકાય છે? એટલે જ (તેમને કોઈ પુરુષની સાથે ઉપમા આપવામાં) કવિસમાજની બુદ્ધિય સંકોચાઈ ગઈ! ॥ ૨૮૮॥

**ચૌ૦ – અગમ સબહિ બરનત બરબરની। જિમિ જલહીન મીન ગમુ ધરની ॥**
**ભરત અમિત મહિમા સુનુ રાની। જાનહિં રામુ ન સકહિં બખાની ॥ ૧॥**

હે શ્રેષ્ઠવર્ણી! ભરતજીના મહિમાનું વર્ણન કરવું સર્વેને માટે એવું જ અગમ છે જેમ જળરહિત પૃથ્વી પર માછલીનું ચાલવું. હે રાણી! સાંભળો, ભરતજીના અપાર મહિમાને એક શ્રીરામચન્દ્રજી જ જાણે છે; તેઓ પણ એનું વર્ણન નથી કરી શકતા. ॥ ૧॥

**બરનિ સપ્રેમ ભરત અનુભાઊ। તિય જિય કી રુચિ લખિ કહ રાઊ ॥**
**બહુરહિં લખનુ ભરતુ બન જાહીં। સબ કર ભલ સબ કે મન માહીં ॥ ૨॥**

આ પ્રમાણે પ્રેમપૂર્વક ભરતજીના પ્રભાવનું વર્ણન કરીને; વળી, પત્નીના મનની રુચિ જાણીને રાજાએ કહ્યું – લક્ષ્મણજી પાછા ફરે અને ભરતજી વનમાં જાય, એમાં સૌનું ભલું છે અને આ જ સૌના મનમાં છે. ॥ ૨॥

**દેબિ પરંતુ ભરત રઘુબર કી। પ્રીતિ પ્રતીતિ જાઇ નહિં તરકી ॥**
**ભરતુ અવધિ સનેહ મમતા કી। જદ્યપિ રામુ સીમ સમતા કી ॥ ૩॥**

પરંતુ હે દેવી! ભરતજી અને શ્રીરામચન્દ્રજીનો પ્રેમ અને એકબીજા પરનો વિશ્વાસ, બુદ્ધિ અને વિચારની સીમામાં નથી આવી શકતા. યદ્યપિ શ્રીરામચન્દ્રજી સમતાની સીમા છે, તથાપિ ભરતજી પ્રેમ અને મમતાની સીમા છે. ॥ ૩॥

**પરમારથ સ્વારથ સુખ સારે। ભરત ન સપનેહુઁ મનહુઁ નિહારે ॥**
**સાધન સિદ્ધિ રામ પગ નેહૂ। મોહિ લખિ પરત ભરત મત એહૂ ॥ ૪॥**

[શ્રીરામચન્દ્રજી પ્રત્યે અનન્ય પ્રેમ છોડીને] ભરતજીએ સમસ્ત પરમાર્થ, સ્વાર્થ અને સુખોની સામે સ્વપ્નમાંય મનથી જોયું નથી. શ્રીરામજીના ચરણોમાં પ્રેમ જ એમનું સાધન છે અને એ જ સિદ્ધિ છે. મને તો ભરતજીનો બસ, આ જ એકમાત્ર સિદ્ધાંત જણાય છે. ॥ ૪॥

**દો૦ – ભોરેહુઁ ભરત ન પેલિહહિં મનસહુઁ રામ રજાઇ।**
**કરિઅ ન સોચુ સનેહ બસ કહેઉ ભૂપ બિલખાઇ ॥ ૨૮૯ ॥**

રાજાએ ગળગળા (પ્રેમથી ગદ્ગદ) થઈને કહ્યું – ભરતજી ભૂલમાંય શ્રીરામચન્દ્રજીની આજ્ઞાને મનથી પણ નહીં ટાળે. માટે સ્નેહને વશ થઈને ચિંતા ન કરવી જોઈએ. ॥ ૨૮૯॥

**ચૌ૦ – રામ ભરત ગુન ગનત સપ્રીતી। નિસિ દંપતિહિ પલક સમ બીતી ॥**
**રાજ સમાજ પ્રાત જુગ જાગે। ન્હાઇ ન્હાઇ સુર પૂજન લાગે ॥ ૧॥**

શ્રીરામજી અને ભરતજીના ગુણોની પ્રેમપૂર્વક ગણના કરતાં (કહેતાં-સાંભળતાં) પતિ-પત્નીને રાત પલકારાની જેમ વીતી ગઈ. પ્રાતઃકાળે બંને રાજસમાજ જાગ્યા અને નાહી-નાહીને દેવોની પૂજા કરવા લાગ્યા. ॥૧॥

**ગે નહાઈ ગુર પહિં રઘુરાઈ। બંદિ ચરન બોલે રુખ પાઈ॥**
**નાથ ભરતુ પુરજન મહતારી। સોક બિકલ બનબાસ દુખારી॥૨॥**

શ્રીરઘુનાથજી સ્નાન કરીને ગુરુ વસિષ્ઠજીની પાસે ગયા અને ચરણોની વંદના કરીને તેમનો સંકેત પામીને બોલ્યા – હે નાથ! ભરત, અવધપુરવાસી તથા માતાઓ, સર્વે શોકથી વ્યાકુળ અને વનવાસથી દુઃખી છે. ॥૨॥

**સહિત સમાજ રાઉ મિથિલેસૂ। બહુત દિવસ ભએ સહત કલેસૂ॥**
**ઉચિત હોઈ સોઈ કિજિઅ નાથા। હિત સબહી કર રૌરેં હાથા॥૩॥**

મિથિલાપતિ રાજા જનકજીને પણ સમાજસહિત ક્લેશ સહેતાં ઘણા દિવસ થઈ ગયા. માટે હે નાથ! જે ઉચિત હોય તે જ કરો. આપના જ હાથમાં સર્વેનું હિત છે. ॥૩॥

**અસ કહિ અતિ સકુચે રઘુરાઊ। મુનિ પુલકે લખિ સીલુ સુભાઊ॥**
**તુમ્હ બિનુ રામ સકલ સુખ સાજા। નરક સરિસ દુહુ રાજ સમાજા॥૪॥**

આવું કહીને શ્રીરઘુનાથજી અત્યંત સંકોચાઈ ગયા. તેમનાં શીલ-સ્વભાવ જોઈને [પ્રેમ અને આનંદથી] મુનિ વસિષ્ઠજી પુલકિત થઈ ગયા. [તેમણે ખુલ્લા મને કહ્યું –] હે રામ! તમારા વિના [ઘર-બાર આદિ] સંપૂર્ણ સુખોનો સાજ બંને રાજસમાજો માટે નરકની સમાન છે. ॥૪॥

**દો૦– પ્રાન પ્રાન કે જીવ કે જિવ સુખ કે સુખ રામ।**
**તુમ્હ તજિ તાત સોહાત ગૃહ જિન્હહિ તિન્હહિ બિધિ બામ॥૨૯૦॥**

હે રામ! તમે પ્રાણોનાય પ્રાણ, આત્માનાય આત્મા અને સુખનાય સુખ છો. હે તાત! તમને છોડીને જેને ઘર ગમે છે તેમને વિધાતા વિપરીત છે. ॥૨૯૦॥

**ચૌ૦– સો સુખુ કરમુ ધરમુ જરિ જાઊ। જહઁ ન રામ પદ પંકજ ભાઊ॥**
**જોગુ કુજોગુ ગ્યાનુ અગ્યાનૂ। જહઁ નહિં રામ પેમ પરધાનૂ॥૧॥**

જ્યાં શ્રીરામના ચરણકમળોમાં પ્રેમ નથી; તે સુખ, કર્મ અને ધર્મ બળી જાય. જેમાં શ્રીરામપ્રેમની પ્રધાનતા નથી, તે યોગ કુયોગ છે અને તે જ્ઞાન અજ્ઞાન છે. ॥૧॥

**તુમ્હ બિનુ દુખી સુખી તુમ્હ તેહીં। તુમ્હ જાનહુ જિય જો જેહિ કેહીં॥**
**રાઉર આયસુ સિર સબહી કેં। બિદિત કૃપાલહિ ગતિ સબ નીકેં॥૨॥**

તમારા વિના જ સર્વે દુઃખી છે અને જે સુખી છે તે તમારાથી જ સુખી છે. જે કોઈના ચિત્તમાં જે કંઈ છે તે સર્વ તમે જાણો છો. આપની આજ્ઞા સર્વેના સિરે છે. કૃપાળુ[આપ]ને સર્વેની સ્થિતિની સારી રીતે જાણ છે. ॥૨॥

**આપુ આશ્રમહિ ધારિઅ પાઊ। ભયઊ સનેહ સિથિલ મુનિરાઊ॥**
**કરિ પ્રનામુ તબ રામુ સિધાએ। રિષિ ધરિ ધીર જનક પહિં આએ॥૩॥**

માટે આપ આશ્રમે પધારો. આટલું કહીને મુનિરાજ સ્નેહથી શિથિલ થઈ ગયા. પછી શ્રીરામજી પ્રણામ કરીને ચાલ્યા ગયા અને ઋષિ વસિષ્ઠજી ધીરજ ધરીને જનકજીની પાસે આવ્યા. ॥૩॥

**રામ બચન ગુરુ નૃપહિ સુનાએ। સીલ સનેહ સુભાયઁ સુહાએ॥**
**મહારાજ અબ કીજિઅ સોઈ। સબ કર ધરમ સહિત હિત હોઈ॥૪॥**

ગુરુજીએ શ્રીરામચન્દ્રજીના શીલ અને સ્નેહથી યુક્ત સ્વાભાવિક સુંદર વચન રાજા જનકજીને સંભળાવ્યાં [અને કહ્યું –] હે મહારાજ! હવે એ જ કરો જેમાં સર્વેનું ધર્મસહિત હિત હોય. ॥૪॥

**દો૦ – ગ્યાન નિધાન સુજાન સુચિ ધરમ ધીર નરપાલ।**
**તુમ્હ બિનુ અસમંજસ સમન કો સમરથ એહિ કાલ॥૨૯૧॥**

હે રાજન્! તમે જ્ઞાનના ભંડાર, સુજ્ઞ, પવિત્ર અને ધર્મમાં ધીર છો. આ સમયે તમારા વિના આ દુવિધા[દ્વિધા]ને દૂર કરવામાં બીજો કોણ સમર્થ છે? ॥૨૯૧॥

**ચૌ૦ – સુનિ મુનિ બચન જનક અનુરાગે। લખિ ગતિ ગ્યાનુ બિરાગુ બિરાગે॥**
**સિથિલ સનેહઁ ગુનત મન માહીં। આએ ઈહાઁ કીન્હ ભલ નાહીં॥૧॥**

મુનિ વસિષ્ઠજીનાં વચન સાંભળીને જનકજી પ્રેમમાં મગ્ન થઈ ગયા. એમની દશા જોઈને જ્ઞાન અને વૈરાગ્યનેય વૈરાગ્ય થઈ ગયો (અર્થાત્ તેમનાં જ્ઞાન-વૈરાગ્ય જાણે છૂટી ગયાં) તે પ્રેમથી શિથિલ થઈ ગયા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે અમે અહીં આવ્યા, આ ઠીક નથી કર્યું. ॥૧॥

**રામહિ રાયઁ કહેઉ બન જાના। કીન્હ આપુ પ્રિય પ્રેમ પ્રવાના॥**
**હમ અબ બન તેં બનહિ પઠાઈ। પ્રમુદિત ફિરબ બિબેક બડ़ાઈ॥૨॥**

રાજા દશરથજીએ શ્રીરામજીને વન જવા માટે કહ્યું અને સ્વયં પોતાના પ્રિયના પ્રેમને પ્રમાણિત (સત્ય) કરી દીધો (પ્રિયવિયોગમાં પ્રાણ ત્યાગી દીધા). પરંતુ આપણે હવે એમને વનથી [વધુ ગાઢ] વનમાં મોકલીને પોતાના વિવેકની પ્રશંસામાં આનંદિત થતાં પાછા ફરીશું. [કે અમને જરાય મોહ નથી; અમે શ્રીરામજીને વનમાં છોડીને ચાલ્યા આવ્યા, દશરથજીની જેમ મૃત્યુ ન પામ્યા!] ॥૨॥

**તાપસ મુનિ મહિસુર સુનિ દેખી। ભએ પ્રેમ બસ બિકલ બિસેષી॥**
**સમઉ સમુઝિ ધરિ ધીરજુ રાજા। ચલે ભરત પહિં સહિત સમાજા॥૩॥**

તપસ્વી, મુનિ અને બ્રાહ્મણ આ સર્વે સાંભળીને અને જોઈને પ્રેમવશ ઘણા જ વ્યાકુળ થઈ ગયા. સમયનો વિચાર કરીને રાજા જનકજી ધીરજ ધરીને સમાજસહિત ભરતજી પાસે ચાલ્યા. ॥૩॥

**ભરત આઇ આગેં ભઇ લીન્હે। અવસર સરિસ સુઆસન દીન્હે॥**
**તાત ભરત કહ તેરહુતિ રાઊ। તુમ્હહિ બિદિત રઘુબીર સુભાઊ॥૪॥**

ભરતજીએ આવીને એમનું સામૈયું કર્યું (આગળ આવીને તેમનું સ્વાગત કર્યું) અને સમયાનુકૂળ સારાં આસન આપ્યાં. તિરહુતરાજ જનકજી કહેવા લાગ્યા – હે તાત ભરત! તમને શ્રીરામજીનો સ્વભાવ ખબર જ છે. ॥૪॥

**દો૦ – રામ સત્યબ્રત ધરમ રત સબ કર સીલુ સનેહુ ।**
**સંકટ સહત સકોચ બસ કહિઅ જો આયસુ દેહુ ॥૨૯૨॥**

શ્રીરામચન્દ્રજી સત્યવ્રતી અને ધર્મપરાયણ છે, સૌનું શીલ અને સ્નેહ રાખનારા છે. માટે તે સંકોચવશ સંકટ સહી રહ્યા છે. હવે, તમે જે આજ્ઞા આપો, તે તેમને કહેવામાં આવે. ॥૨૯૨॥

**ચૌ૦ – સુનિ તન પુલકિ નયન ભરિ બારી । બોલે ભરતુ ધીર ધરિ ભારી ॥**
**પ્રભુ પ્રિય પૂજ્ય પિતા સમ આપૂ । કુલગુરુ સમ હિત માય ન બાપૂ ॥૧॥**

ભરતજી આ સાંભળીને પુલકિત શરીર થઈ નેત્રોમાં જળ ભરીને ભારે ધૈર્યને ધારણ કરીને બોલ્યા – હે પ્રભો! આપ અમારા પિતાની સમાન પ્રિય અને પૂજ્ય છો અને કુલગુરુ શ્રીવસિષ્ઠજીના સમાન હિતૈષી તો માતા-પિતાય નથી. ॥૧॥

**કૌસિકાદિ મુનિ સચિવ સમાજૂ । ગ્યાન અંબુનિધિ આપુનુ આજૂ ॥**
**સિસુ સેવકુ આયસુ અનુગામી । જાનિ મોહિ સિખ દેઈઅ સ્વામી ॥૨॥**

વિશ્વામિત્રજી આદિ મુનિઓ અને મંત્રીઓનો સમાજ છે અને આજના દિવસે જ્ઞાનના સમુદ્ર આપ પણ ઉપસ્થિત છો. હે સ્વામી! મને આપનો બાળક, સેવક અને આજ્ઞાનુસાર ચાલનારો સમજીને ઉપદેશ આપો. ॥૨॥

**એહિં સમાજ થલ બૂઝબ રાઉર । મૌન મલિન મૈં બોલબ બાઉર ॥**
**છોટે બદન કહઉँ બડ़િ બાતા । છમબ તાત લખિ બામ બિધાતા ॥૩॥**

આ સમાજ અને [પુણ્ય] સ્થળમાં આપ[જેવા જ્ઞાની અને પૂજ્ય]નું પૂછવું! છતાંય હું જો મૌન રહું છું તો મલિન ગણાઈશ અને બોલવું તો પાગલપણું મનાશે તોય હું નાના મુખે મોટી વાત કહું છું. હે તાત! વિધાતાને પ્રતિકૂળ જાણીને ક્ષમા કરજો. ॥૩॥

**આગમ નિગમ પ્રસિદ્ધ પુરાના । સેવા ધરમુ કઠિન જગુ જાના ॥**
**સ્વામિ ધરમ સ્વારથહિ બિરોધૂ । બૈરુ અંધ પ્રેમહિ ન પ્રબોધૂ ॥૪॥**

વેદ, શાસ્ત્ર અને પુરાણોમાં પ્રસિદ્ધ છે અને જગત જાણે છે કે સેવાધર્મ ઘણો કઠિન છે. સ્વામીધર્મમાં (સ્વામીના પ્રત્યે કર્તવ્યપાલનમાં) અને સ્વાર્થમાં વિરોધ છે (બંને એક સાથે નથી નભી શકતાં); વેર આંધળું હોય છે અને પ્રેમને જ્ઞાન નથી રહેતું [હું સ્વાર્થવશ કહીશ કે પ્રેમવશ, બંનેમાંય ભૂલ થવાનો ભય છે]. ॥૪॥

**દો૦ – રાખિ રામ રુખ ધરમુ બ્રતુ પરાધીન મોહિ જાનિ ।**
**સબ કેં સંમત સર્બ હિત કરિઅ પેમુ પહિચાનિ ॥૨૯૩॥**

એટલે મને પરાધીન જાણીને (મને ન પૂછીને) શ્રીરામચન્દ્રજીની રુચિ, ધર્મ અને [સત્યના] વ્રતને આધારે જે સર્વને સંમત અને સર્વેને માટે હિતકારી થાય તેમ, આપ સૌના પ્રેમને જાણીને તેવું જ કરો. ॥ ૨૯૩॥

**ચૌ૦ – ભરત બચન સુનિ દેખિ સુભાઊ। સહિત સમાજ સરાહત રાઊ॥**
**સુગમ અગમ મૃદુ મંજુ કઠોરે। અરથુ અમિત અતિ આખર થોરે॥ ૧॥**

ભરતજીનાં વચન સાંભળીને અને એમનો સ્વભાવ જોઈને સમાજસહિત રાજા જનક એમની પ્રશંસા કરવા લાગ્યા. ભરતજીનાં વચન સુગમ અને અગમ, સુંદર, કોમળ અને કઠોર છે. તેમાં અક્ષર થોડા છે, પરંતુ અર્થ અત્યંત અપાર ભરેલો છે. ॥ ૧॥

**જ્યોં મુખુ મુકુર મુકુરુ નિજ પાની। ગહિ ન જાઈ અસ અદભુત બાની॥**
**ભૂપ ભરતુ મુનિ સહિત સમાજૂ। ગે જહઁ બિબુધ કુમુદ દ્વિજરાજૂ॥ ૨॥**

જેમ મુખ [નું પ્રતિબિંબ] દર્પણમાં દેખાય છે અને દર્પણ પોતાના હાથમાં હોય છતાંય તે (મુખનું પ્રતિબિંબ) પકડી નથી શકાતું, તે રીતે ભરતજીની આ અદ્‌ભુત વાણી પણ પકડી નથી શકાતી. (શબ્દોથી એનો આશય સમજાતો નથી). [કોઈથી કંઈ ઉત્તર આપી શકાયો નહીં]. પછી રાજા જનકજી, ભરતજી તથા મુનિ વસિષ્ઠજી સમાજની સાથે ત્યાં ગયા કે જ્યાં દેવોરૂપી કમળોને ખીલવનાર (સુખ આપનાર) ચન્દ્રરૂપી શ્રીરામજી હતા. ॥ ૨॥

**સુનિ સુધિ સોચ બિકલ સબ લોગા। મનહુઁ મીનગન નવ જલ જોગા॥**
**દેવઁ પ્રથમ કુલગુર ગતિ દેખી। નિરખિ બિદેહ સનેહ બિસેષી॥ ૩॥**

આ સમાચાર સાંભળીને સર્વે લોકો શોકથી વ્યાકુળ થઈ ગયા, જેમ નવી (પ્રથમ) વર્ષાના જળના સંયોગથી માછલીઓ વ્યાકુળ થાય છે. દેવતાઓએ પહેલા કુળગુરુ વસિષ્ઠજીની [પ્રેમવિહ્‌વળ] દશા જોઈ, પછી વિદેહજીના વિશેષ સ્નેહને જોયો; ॥ ૩॥

**રામ ભગતિમય ભરતુ નિહારે। સુર સ્વારથી હહરિ હિયઁ હારે॥**
**સબ કોઉ રામ પેમમય પેખા। ભએ અલેખ સોચ બસ લેખા॥ ૪॥**

અને પછી શ્રીરામભક્તિથી ઓતપ્રોત ભરતજીને જોયા. આ સર્વેને જોઈને સ્વાર્થી દેવો ગભરાઈને હૃદયથી હાર માની ગયા (નિરાશ થઈ ગયા). તેમણે સર્વ કોઈને શ્રીરામપ્રેમમાં તરબોળ જોયા. આથી દેવતા એટલા શોકને વશ થઈ ગયા કે જેનો કોઈ હિસાબ નથી. ॥ ૪॥

**દો૦ – રામુ સનેહ સકોચ બસ કહ સસોચ સુરરાજુ।**
**રચહુ પ્રપંચહિ પંચ મિલિ નાહિં ત ભયઉ અકાજુ॥ ૨૯૪॥**

દેવરાજ ઇન્દ્ર શોકમાં ભરાઈને કહેવા લાગ્યા કે શ્રીરામચન્દ્રજી તો સ્નેહ અને સંકોચને વશમાં છે એટલે સર્વે લોકો મળીને કંઈ પ્રપંચ (માયા) રચો; નહીંતર કામ બગડ્યું [જ સમજો]. ॥ ૨૯૪॥

**ચૌ૦ – સુરન્હ સુમિરિ સારદા સરાહી। દેબિ દેવ સરનાગત પાહી॥**
**ફેરિ ભરત મતિ કરિ નિજ માયા। પાલુ બિબુધ કુલ કરિ છલ છાયા॥૧॥**

દેવોએ સરસ્વતીનું સ્મરણ કરી એમની પ્રશંસા (સ્તુતિ) કરી અને કહ્યું – હે દેવી! દેવો આપના શરણાગત છે, એમની રક્ષા કરો. પોતાની માયા રચીને ભરતજીની બુદ્ધિને ફેરવી નાખો અને છળની છાયા કરીને દેવતાઓના કુળનું પાલન (રક્ષા) કરો. ॥૧॥

**બિબુધ બિનય સુનિ દેબિ સયાની। બોલી સુર સ્વારથ જડ઼ જાની॥**
**મો સન કહહુ ભરત મતિ ફેરૂ। લોચન સહસ ન સૂઝ સુમેરૂ॥૨॥**

દેવોની વિનંતી સાંભળીને અને દેવો સ્વાર્થવશ થયેલા હોવાથી તેમને મૂર્ખ જાણીને બુદ્ધિમતી સરસ્વતીજી બોલ્યાં – મને કહી રહ્યા છો કે ભરતજીની મતિ ફેરવી નાખો? હજારો નેત્રોથીય તમને મેરુ નથી દેખાઈ પડતો! ॥૨॥

**બિધિ હરિ હર માયા બડ઼િ ભારી। સોઉ ન ભરત મતિ સકઈ નિહારી॥**
**સો મતિ મોહિ કહત કરુ ભોરી। ચંદિનિ કર કિ ચંડકર ચોરી॥૩॥**

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની માયા ઘણી પ્રબળ છે. પરંતુ તે પણ ભરતજીની બુદ્ધિ સામે જોઈ નથી શકતી. તે બુદ્ધિને માટે તમે મને કહી રહ્યા છો કે તેને ભોળી કરી નાખો (ભુલામણીમાં નાખી દો)! અરે! ચાંદની શું પ્રચંડ કિરણોવાળા સૂર્યને ચોરી શકે છે? ॥૩॥

**ભરત હૃદયઁ સિય રામ નિવાસૂ। તહઁ કિ તિમિર જહઁ તરનિ પ્રકાસૂ॥**
**અસ કહિ સારદ ગઈ બિધિ લોકા। બિબુધ બિકલ નિસિ માનહુઁ કોકા॥૪॥**

ભરતજીના હૃદયમાં શ્રીસીતારામજીનું ધામ છે. જ્યાં સૂર્યનો પ્રકાશ છે, ત્યાં કદી અંધારું રહી શકે છે? આમ કહીને સરસ્વતીજી બ્રહ્મલોકે ચાલ્યા ગયાં. દેવતા એવા વ્યાકુળ થયા જેમ રાત્રિએ ચકવો વ્યાકુળ થાય છે. ॥૪॥

**દો૦ – સુર સ્વારથી મલીન મન કીન્હ કુમંત્ર કુઠાટુ।**
**રચિ પ્રપંચ માયા પ્રબલ ભય ભ્રમ અરતિ ઉચાટુ॥૨૯૫॥**

મલિન મનવાળા સ્વાર્થી દેવોએ ખોટી મસલત કરીને બૂરું ષડયંત્ર રચ્યું. પ્રબળ માયાજાળ રચીને ભય, ભ્રમ, અપ્રીતિ અને ઉચ્ચાટન ફેલાવી દીધાં. ॥૨૯૫॥

**ચૌ૦ – કરિ કુચાલિ સોચત સુરરાજૂ। ભરત હાથ સબુ કાજુ અકાજૂ॥**
**ગએ જનકુ રઘુનાથ સમીપા। સનમાને સબ રબિકુલ દીપા॥૧॥**

કુચાલ કરીને દેવરાજ ઈન્દ્ર વિચારવા લાગ્યા કે કામનું બનવું-બગડવું સર્વે ભરતજીના હાથમાં છે. આ બાજુ રાજા જનકજી [મુનિ વસિષ્ઠ આદિની સાથે] શ્રીરઘુનાથજીની પાસે ગયા. સૂર્યકુળના દીપક શ્રીરામચન્દ્રજીએ સર્વેનું સન્માન કર્યું. ॥૧॥

**સમય સમાજ ધરમ અબિરોધા। બોલે તબ રઘુબંસ પુરોધા॥**
**જનક ભરત સંબાદુ સુનાઈ। ભરત કહાઉતિ કહી સુહાઈ॥૨॥**

પછી રઘુકુળના પુરોહિત વશિષ્ઠજી સમય, સમાજ અને ધર્મના અવિરોધી (અર્થાત્ અનુકૂળ) વચન બોલ્યા. તેમણે પહેલા જનકજી અને ભરતજીનો સંવાદ સંભળાવ્યો. પછી ભરતજીની કહેલી સુંદર વાતો કહી સંભળાવી. ॥૨॥

**તાત રામ જસ આયસુ દેહૂ। સો સબુ કરૈ મોર મત એહૂ॥**
**સુનિ રઘુનાથ જોરિ જુગ પાની। બોલે સત્ય સરલ મૃદુ બાની॥૩॥**

[પછી બોલ્યા –] હે તાત રામ! મારો મત તો આ છે કે તમે જેવી આજ્ઞા આપો, તેવું જ સર્વે કરે! આ સાંભળીને બંને હાથ જોડીને શ્રીરઘુનાથજી સત્ય, સરળ અને કોમળ વાણી બોલ્યા – ॥૩॥

**બિદ્યમાન આપુનિ મિથિલેસૂ। મોર કહબ સબ ભાઁતિ ભદેસૂ॥**
**રાઉર રાય રજાયસુ હોઈ। રાઉરિ સપથ સહી સિર સોઈ॥૪॥**

આપના અને મિથિલેશ્વર જનકજીના વિદ્યમાન રહેતાં મારું કંઈક કહેવું સર્વ પ્રકારે અનુચિત છે. આપની અને મહારાજની જે આજ્ઞા હશે; હું આપની શપથ લઈને કહું છું કે તે સાચે જ સર્વેને સિરોધાર્ય હશે. ॥૪॥

**દો૦– રામ સપથ સુનિ મુનિ જનકુ સકુચે સભા સમેત।**
**સકલ બિલોકત ભરત મુખુ બનઈ ન ઊતરુ દેત॥૨૯૬॥**

શ્રીરામચન્દ્રજીની શપથ સાંભળીને સભાની સાથે મુનિ અને જનકજી સંકોચાઈ ગયા (સ્તબ્ધ રહી ગયા). કોઈથી ઉત્તર આપી નથી શકાતો. સર્વે લોકો ભરતજીના મુખ સામે જોઈ રહ્યા છે. ॥૨૯૬॥

**ચૌ૦– સભા સકુચ બસ ભરત નિહારી। રામ બંધુ ધરિ ધીરજુ ભારી॥**
**કુસમઉ દેખિ સનેહુ સઁભારા। બઢ़ત બિંધિ જિમિ ઘટજ નિવારા॥૧॥**

ભરતજીએ સભાને સંકોચને વશ જોઈ. રામબંધુ(ભરતજી)એ મોટા ભારે ધૈર્યને ધારણ કરીને કુસમય જાણીને પોતાના [ઊભરાતાં] પ્રેમને રોક્યો, જેમ વધતાં વિંધ્યાચળને અગસ્ત્યજીએ રોક્યો હતો. ॥૧॥

**સોક કનકલોચન મતિ છોની। હરી બિમલ ગુન ગન જગજોની॥**
**ભરત બિબેક બરાહઁ બિસાલા। અનાયાસ ઉધરી તેહિ કાલા॥૨॥**

શોકરૂપી હિરણ્યાક્ષે [સમસ્ત સભાની] બુદ્ધિરૂપી પૃથ્વીને હરી લીધી જે બુદ્ધિ વિમલ ગુણસમૂહરૂપી જગતની યોનિ (ઉત્પન્ન કરનારી) હતી. તે જ વખતે ભરતજીના વિવેકરૂપી વિશાળ વરાહે (વરાહરૂપધારી ભગવાને) [શોકરૂપી હિરણ્યાક્ષને નષ્ટ કરી] વિના પરિશ્રમે જ એનો ઉદ્ધાર કરી નાખ્યો! ॥૨॥

**કરિ પ્રનામુ સબ કહઁ કર જોરે । રામુ રાઉ ગુર સાધુ નિહોરે ॥**
**છમબ આજુ અતિ અનુચિત મોરા । કહઉઁ બદન મૃદુ બચન કઠોરા ॥ ૩॥**

ભરતજીએ પ્રણામ કરીને સર્વ પ્રત્યે હાથ જોડ્યા; તથા શ્રીરામચન્દ્રજી, રાજા જનકજી, ગુરુ વસિષ્ઠજી અને સાધુ-સંત સર્વેને વિનંતી કરી અને કહ્યું – આજે મારા આ અત્યંત અનુચિત આચરણને ક્ષમા કરજો. હું કોમળ (નાના) મુખથી કઠોર (ધૃષ્ટતાપૂર્ણ) વચન કહી રહ્યો છું. ॥ ૩॥

**હિયઁ સુમિરી સારદા સુહાઈ । માનસ તેં મુખ પંકજ આઈ ॥**
**બિમલ બિબેક ધરમ નય સાલી । ભરત ભારતી મંજુ મરાલી ॥ ૪॥**

પછી તેમણે હૃદયમાં સોહામણા સરસ્વતીજીનું સ્મરણ કર્યું. તે માનસમાંથી (તેમના મનરૂપી માનસરોવરમાંથી) એમના મુખારવિંદ ઉપર આવી બિરાજ્યાં. નિર્મળ વિવેક, ધર્મ અને નીતિથી યુક્ત ભરતજીની વાણી સુંદર હંસી [ના સમાન ગુણ-દોષનું વિવેચન કરનારી] છે. ॥ ૪॥

**દો૦ – નિરખિ બિબેક બિલોચનન્હિ સિથિલ સનેહઁ સમાજુ ।**
**કરિ પ્રનામુ બોલે ભરતુ સુમિરિ સીય રઘુરાજુ ॥ ૨૯૭॥**

વિવેકનાં નેત્રોથી સમસ્ત સમાજને પ્રેમથી શિથિલ જોઈ, સર્વેને પ્રણામ કરી, શ્રીસીતાજી અને શ્રીરઘુનાથજીનું સ્મરણ કરીને ભરતજી બોલ્યા – ॥ ૨૯૭॥

**ચૌ૦ – પ્રભુ પિતુ માતુ સુહૃદ ગુર સ્વામી । પૂજ્ય પરમ હિત અંતરજામી ॥**
**સરલ સુસાહિબુ સીલ નિધાનૂ । પ્રનતપાલ સર્બગ્ય સુજાનૂ ॥ ૧॥**

હે પ્રભુ! આપ પિતા, માતા, સુહૃદ (મિત્ર), ગુરુ, સ્વામી, પૂજ્ય, પરમ હિતૈષી અને અંતર્યામી છો. સરળહૃદય, શ્રેષ્ઠ માલિક, શીલના ભંડાર, શરણાગતોની રક્ષા કરનારા, સર્વજ્ઞ, સુજ્ઞ, ॥ ૧॥

**સમરથ સરનાગત હિતકારી । ગુનગાહકુ અવગુન અઘ હારી ॥**
**સ્વામિ ગોસાઁઇહિ સરિસ ગોસાઈં । મોહિ સમાન મૈં સાઈઁ દોહાઈં ॥ ૨॥**

સમર્થ, શરણાગતનું હિત કરનારા, ગુણોનું આદર કરનારા અને અવગુણો તથા પાપોને હરનારા છો. હે ગોસાઈં! આપ જેવા સ્વામી, આપ જ છો અને સ્વામીની સાથે દ્રોહ કરવામાં મારા જેવો હું જ છું. ॥ ૨॥

**પ્રભુ પિતુ બચન મોહ બસ પેલી । આયઉઁ ઈહાઁ સમાજુ સકેલી ॥**
**જગ ભલ પોચ ઊઁચ અરુ નીચૂ । અમિઅ અમરપદ માહુરુ મીચૂ ॥ ૩॥**

હું મોહવશ પ્રભુ(આપ)નાં અને પિતાજીનાં વચનોનું ઉલ્લંઘન કરીને અને સમાજને એકત્ર કરી અહીં આવ્યો છું. જગતમાં ભલા-બૂરા, ઊંચા અને નીચા, અમરત્વ આપનાર અમૃત અને મૃત્યુ આપનાર વિષ આદિ – ॥ ૩॥

**રામ રજાઇ મેટ મન માહીં । દેખા સુના કતહુઁ કોઉ નાહીં ॥**
**સો મૈં સબ બિધિ કીન્હિ ઢિઠાઈ । પ્રભુ માની સનેહ સેવકાઈ ॥ ૪॥**

કોઈએ પણ ક્યાંય એવું નથી જોયું –સાંભળ્યું જે મનમાંય શ્રીરામચન્દ્રજીની આજ્ઞા ટાળી દે. મેં બધી રીતે એ જ ધૃષ્ટતા કરી, પરંતુ પ્રભુએ એ ધૃષ્ટતાને સ્નેહ અને સેવા માની લીધાં! ॥ ૪॥

**દો૦ – કૃપાઁ ભલાઈં આપની નાથ કીન્હ ભલ મોર ।**
**દૂષન ભે ભૂષન સરિસ સુજસુ ચારુ ચહુ ઓર ॥ ૨૯૮॥**

હે નાથ! આપે આપની કૃપા અને ભલાઈથી મારું ભલું કર્યું, જેનાથી મારા દૂષણ (દોષ) પણ ભૂષણ (ગુણ) સમાન થઈ ગયા અને ચારેય બાજુ મારો સુંદર યશ છવાઈ ગયો. ॥ ૨૯૮॥

**ચૌ૦ – રાઉરિ રીતિ સુબાનિ બડ઼ાઈ । જગત બિદિત નિગમાગમ ગાઈ ॥**
**કૂર કુટિલ ખલ કુમતિ કલંકી । નીચ નિસીલ નિરીસ નિસંકી ॥ ૧॥**

હે નાથ! આપની રીતિ અને સુંદર સ્વભાવનો મહિમા જગતમાં પ્રસિદ્ધ છે, અને વેદ-શાસ્ત્રોએ ગાયો છે. જે ક્રૂર, કુટિલ, દુષ્ટ, કુબુદ્ધિ, કલંકી, નીચ, શીલરહિત, નિરીશ્વરવાદી (નાસ્તિક) અને નિઃશંક (નીડર) છે, ॥ ૧॥

**તેઉ સુનિ સરન સામુહેં આએ । સકૃત પ્રનામુ કિહેં અપનાએ ॥**
**દેખિ દોષ કબહુઁ ન ઉર આને । સુનિ ગુન સાધુ સમાજ બખાને ॥ ૨॥**

તેમને પણ આપની શરણમાં સન્મુખ આવ્યા સાંભળીને એકવાર પ્રણામ કરવાથી જ અપનાવી લીધા. તેમના (શરણાગતોના) દોષોને જોઈને પણ આપ ક્યારેય હૃદયમાં નથી લાવ્યા અને તેમના ગુણોને સાંભળીને સાધુઓના સમાજમાં એમનાં વખાણ કર્યાં. ॥ ૨॥

**કો સાહિબ સેવકહિ નેવાજી । આપ સમાજ સાજ સબ સાજી ॥**
**નિજ કરતૂતિ ન સમુઝિઅ સપનેં । સેવક સકુચ સોચુ ઉર અપનેં ॥ ૩॥**

આવા સેવક પર કૃપા કરનારા સ્વામી કોણ છે જે પોતે જ સેવકનો સમસ્ત સાજ-સામાન સજાવી દે (એમની બધી આવશ્યકતાઓને પૂરી કરી નાખે) અને સ્વપ્નમાંય પોતાની કોઈ કરણી ન સમજીને (અર્થાત્ મેં સેવકને માટે કંઈક કર્યું છે એમ ન જાણીને) ઊલટા સેવકને સંકોચ થશે, એવો વિચાર પોતાના હૃદયમાં રાખે! ॥ ૩॥

**સો ગોસાઈઁ નહિં દૂસર કોપી । ભુજા ઉઠાઈ કહઉઁ પન રોપી ॥**
**પસુ નાચત સુક પાઠ પ્રબીના । ગુન ગતિ નટ પાઠક આધીના ॥ ૪॥**

હું ભુજા ઉઠાવીને અને પ્રણ (પ્રતિજ્ઞા) કરીને કહું છું, આવો સ્વામી આપના સિવાય બીજો કોઈ નથી. [વાંદરા આદિ] પશુ નાચતાં અને પોપટ [શીખેલા] પાઠમાં પ્રવીણ થઈ જાય છે. પરંતુ પોપટના [પાઠપ્રવીણતા રૂપ] ગુણ અને પશુના નાચવાની ગતિ [ક્રમશઃ] ભણાવનાર અને નચાવનારને આધીન છે. ॥ ૪॥

**દો૦ – યોં સુધારિ સનમાનિ જન કિએ સાધુ સિરમોર ।**
**કો કૃપાલ બિનુ પાલિહૈ બિરદાવલિ બરજોર ॥ ૨૯૯॥**

આ પ્રમાણે પોતાના સેવકોની [બગડેલી] વાત સુધારીને અને સન્માન આપીને આપે તેમને સાધુઓના શિરોમણિ બનાવી દીધા! કૃપાળુ(આપ)ના સિવાય પોતાની બિરુદાવલીનું બીજું કોણ જબરજસ્તીથી (હઠપૂર્વક) પાલન કરશે? ॥ ૨૯૯॥

**ચૌ૦ – સોક સનેહઁ કિ બાલ સુભાએઁ। આયઉઁ લાઇ રજાયસુ બાએઁ ॥**
**તબહુઁ કૃપાલ હેરિ નિજ ઓરા। સબહિ ભાઁતિ ભલ માનેઉ મોરા ॥ ૧॥**

હું શોકથી કે સ્નેહથી કે બાળકસ્વભાવથી આજ્ઞાને ઉલ્લંઘીને (ન માનીને) ચાલ્યો આવ્યો. તોય કૃપાળુ સ્વામીએ (આપે) પોતાની સામે જોઈને સર્વે પ્રકારે મારું ભલું જ માન્યું (મારા આ અનુચિત કાર્યને યોગ્ય જ માન્યું). ॥ ૧॥

**દેખેઉઁ પાય સુમંગલ મૂલા। જાનેઉઁ સ્વામિ સહજ અનુકૂલા ॥**
**બડ઼ેં સમાજ બિલોકેઉઁ ભાગૂ। બડ઼ીં ચૂક સાહિબ અનુરાગૂ ॥ ૨॥**

મેં સુંદર મંગળોના મૂળ આપના ચરણોનાં દર્શન કર્યાં અને આ જાણી લીધું કે સ્વામી મારા પર સ્વભાવથી જ અનુકૂળ છે. આ મોટા સમાજમાં પોતાના ભાગ્યને જોયું કે આટલી મોટી ચૂક થવા છતાંય સ્વામીનો મારા પર કેટલો અનુરાગ છે! ॥ ૨॥

**કૃપા અનુગ્રહુ અંગુ અઘાઈ। કીન્હિ કૃપાનિધિ સબ અધિકાઈ ॥**
**રાખા મોર દુલાર ગોસાઈં। અપનેં સીલ સુભાયઁ ભલાઈં ॥ ૩॥**

કૃપાનિધાને મારા પર સાંગોપાંગ ભરપેટ કૃપા અને અનુગ્રહ, સર્વે અધિક જ કર્યા છે (અર્થાત્ હું જેને જરાય લાયક ન હતો એનાથી અધિક સર્વાંગપૂર્ણ કૃપા આપે મારા પર કરી છે.) હે ગોસાઈં! આપે આપના શીલ, સ્વભાવ અને ભલાઈથી મારો સ્નેહ રાખ્યો. ॥ ૩॥

**નાથ નિપટ મૈં કીન્હિ ઢિઠાઈ। સ્વામિ સમાજ સકોચ બિહાઈ ॥**
**અબિનય બિનય જથારુચિ બાની। છમિહિ દેઉ અતિ આરતિ જાની ॥ ૪॥**

હે નાથ! મેં સ્વામી અને સમાજના સંકોચને છોડીને અવિનય કે વિનયભરી જેવી રુચિ થઈ તેવી જ વાણી કહીને સર્વથા ધૃષ્ટતા કરી છે. હે દેવ! મારા આર્તભાવ (આતુરતા)ને જાણીને આપ ક્ષમા કરશો. ॥ ૪॥

**દો૦ – સુહૃદ સુજાન સુસાહિબહિ બહુત કહબ બડ઼િ ખોરિ।**
**આયસુ દેઇઅ દેવ અબ સબઇ સુધારી મોરિ ॥ ૩૦૦॥**

સુહૃદ (વિના હેતુએ હિત કરનારા), બુદ્ધિમાન અને શ્રેષ્ઠ માલિકને ઘણું કહેવું મોટો અપરાધ છે. માટે હે દેવ! હવે આપ મને આજ્ઞા આપો, આપે મારી સર્વે વાત સુધારી દીધી. ॥ ૩૦૦॥

**ચૌ૦ – પ્રભુ પદ પદુમ પરાગ દોહાઈ। સત્ય સુકૃત સુખ સીવઁ સુહાઈ ॥**
**સો કરિ કહઉઁ હિએ અપને કી। રુચિ જાગત સોવત સપને કી ॥ ૧॥**

પ્રભુ(આપ)ના ચરણકમળોની રજ, જે સત્ય, સુકૃત (પુણ્ય) અને સુખની સોહામણી સીમા (અવધિ) છે, તેની દુહાઈ કરીને હું પોતાના હૃદયની જાગતા, ઊંઘતા અને સ્વપ્નમાંય બની રહેનારી રુચિ (ઇચ્છા) કહું છું. ॥૧॥

**સહજ સનેહઁ સ્વામિ સેવકાઈ। સ્વારથ છલ ફલ ચારિ બિહાઈ॥**
**અગ્યા સમ ન સુસાહિબ સેવા। સો પ્રસાદુ જન પાવૈ દેવા॥૨॥**

તે રુચિ છે – કપટ, સ્વાર્થ અને [અર્થ-ધર્મ-કામ મોક્ષરૂપ] ચારે ફળોને છોડીને સ્વાભાવિક પ્રેમથી સ્વામીની સેવા કરવી. આજ્ઞાપાલન સમાન સ્વામીની બીજી કોઈ શ્રેષ્ઠ સેવા નથી. હે દેવ! હવે એ જ આજ્ઞારૂપ પ્રસાદ સેવકને મળી જાય. ॥૨॥

**અસ કહિ પ્રેમ બિબસ ભએ ભારી। પુલક સરીર બિલોચન બારી॥**
**પ્રભુ પદ કમલ ગહે અકુલાઈ। સમઉ સનેહુ ન સો કહિ જાઈ॥૩॥**

ભરતજી આવું કહીને પ્રેમને ઘણા વિવશ થઈ ગયા. શરીર પુલકિત થઈ ઊઠ્યું, નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભરાઈ આવ્યું. અકળાઈને તેમણે પ્રભુ શ્રીરામચન્દ્રજીનાં ચરણકમળ પકડી લીધાં. તે સમયને અને સ્નેહને વર્ણવી નથી શકાતો. ॥૩॥

**કૃપાસિંધુ સનમાનિ સુબાની। બૈઠાએ સમીપ ગહિ પાની॥**
**ભરત બિનય સુનિ દેખિ સુભાઊ। સિથિલ સનેહઁ સભા રઘુરાઊ॥૪॥**

કૃપાસિંધુ શ્રીરામચન્દ્રજીએ સુંદર વાણીથી ભરતજીનું સન્માન કરીને હાથ પકડીને પોતાની પાસે બેસાડી દીધા. ભરતજીની વિનંતી સાંભળીને અને એમનો સ્વભાવ જોઈને સમસ્ત સભા અને શ્રીરઘુનાથજી સ્નેહથી શિથિલ થઈ ગયાં. ॥૪॥

**છં૦– રઘુરાઉ સિથિલ સનેહઁ સાધુ સમાજ મુનિ મિથિલા ધની।**
**મન મહુઁ સરાહત ભરત ભાયપ ભગતિ કી મહિમા ઘની॥**
**ભરતહિ પ્રસંસત બિબુધ બરષત સુમન માનસ મલિન સે।**
**તુલસી બિકલ સબ લોગ સુનિ સકુચે નિસાગમ નલિન સે॥**

શ્રીરઘુનાથજી, સાધુઓનો સમાજ, મુનિ વસિષ્ઠજી અને મિથિલાપતિ જનકજી સ્નેહથી શિથિલ થઈ ગયા. સર્વે મનમાં ને મનમાં ભરતજીના બંધુત્વ અને એમની ભક્તિના અતિશય મહિમાની પ્રશંસા કરવા લાગ્યા. દેવતાઓ મલિન જેવા મનથી ભરતજીની પ્રશંસા કરતાં એમની ઉપર ફૂલ વરસાવવા લાગ્યા. તુલસીદાસજી કહે છે – સર્વે લોક ભરતજીનું ભાષણ સાંભળીને વ્યાકુળ થઈ ગયા અને એવા સંકોચાઈ ગયા જેમ રાત્રિના આગમનથી કમળ! ॥૫॥

**સો૦– દેખિ દુખારી દીન દુહુ સમાજ નર નારિ સબ।**
**મઘવા મહા મલીન મુએ મારિ મંગલ ચહત॥૩૦૧॥**

બંને સમાજોનાં સર્વે નર-નારીઓને દીન અને દુઃખી જોઈને મહામલિન મનવાળો ઇન્દ્ર મરેલાઓને મારીને પોતાનું મંગળ ઇચ્છે છે. ॥૩૦૧॥

**ચૌ૦ – કપટ કુચાલિ સીવઁ સુરરાજૂ । પર અકાજ પ્રિય આપન કાજૂ ॥**
**કાક સમાન પાકરિપુ રીતી । છલી મલીન કતહુઁ ન પ્રતીતી ॥૧॥**

દેવરાજ ઈન્દ્ર કપટ અને કુચાલની સીમા છે. તેને પારકી હાનિ અને પોતાનો લાભ જ પ્રિય છે. ઈન્દ્રની રીતિ કાગડાના જેવી છે. તે કપટી અને મલિન મનવાળો છે, એને ક્યાંય કોઈની ઉપર વિશ્વાસ નથી. ॥૧॥

**પ્રથમ કુમત કરિ કપટુ સઁકેલા । સો ઉચાટુ સબ કેં સિર મેલા ॥**
**સુરમાયાઁ સબ લોગ બિમોહે । રામ પ્રેમ અતિસય ન બિછોહે ॥૨॥**

પહેલા તો કુમત (બૂરો વિચાર) કરીને કપટને ભેગું કર્યું (અનેક પ્રકારે કપટના સાજ સજ્યા). પછી તે (કપટજનિત) ઉચાટ સર્વેના સિરે નાખી દીધો. પછી દેવમાયાથી સર્વે લોકોને વિશેષરૂપે મોહિત કરી દીધા. પરંતુ શ્રીરામચન્દ્રજીના પ્રેમથી એમનો અત્યંત વિયોગ ન થયો. (અર્થાત્ તેમનો શ્રીરામજીના પ્રત્યે પ્રેમ કંઈક તો બનેલો જ રહ્યો). ॥૨॥

**ભય ઉચાટ બસ મન થિર નાહીં । છન બન રુચિ છન સદન સોહાહીં ॥**
**દુબિધ મનોગતિ પ્રજા દુખારી । સરિત સિંધુ સંગમ જનુ બારી ॥૩॥**

ભય અને ઉચાટને વશ કોઈનું મન સ્થિર નથી. ક્ષણમાં એમની વનમાં રહેવાની ઈચ્છા થાય છે અને ક્ષણમાં એમને ઘર સારાં લાગવા માંડે છે. મનની આ પ્રમાણેની દુવિધામય સ્થિતિથી પ્રજા દુઃખી થઈ રહી છે. જાણે નદી અને સમુદ્રના સંગમનું જળ ક્ષુબ્ધ થઈ રહ્યું હોય. (જેમ નદી અને સમુદ્રના સંગમનું જળ સ્થિર નથી રહેતું, ક્યારેક અહીં આવે અને ક્યારેક ત્યાં જાય છે, તે પ્રમાણેની દશા પ્રજાના મનની થઈ ગઈ). ॥૩॥

**દુચિત કતહુઁ પરિતોષુ ન લહહીં । એક એક સન મરમુ ન કહહીં ॥**
**લખિ હિયઁ હઁસિ કહ કૃપાનિધાનૂ । સરિસ સ્વાન મઘવાન જુબાનૂ ॥૪॥**

ચિત્ત બેતરફી થઈ જવાના લીધે તેઓ ક્યાંય સંતોષ નથી પામતા અને એકબીજાને પોતાનો મર્મ પણ નથી કહેતા. કૃપાનિધાન શ્રીરામચન્દ્રજી આ દશા જોઈને હૃદયમાં હસીને કહેવા લાગ્યા – કૂતરો, ઈન્દ્ર અને નવયુવક (કામી પુરુષ) એકસરખા (એક જ સ્વભાવના) છે. [પાણિનીય વ્યાકરણ મુજબ શ્વન, યુવન્ અને મઘવન્ શબ્દોનાં રૂપ પણ એકસરખાં જ હોય છે]. ॥૪॥

**દો૦ – ભરતુ જનકુ મુનિજન સચિવ સાધુ સચેત બિહાઈ ।**
**લાગિ દેવમાયા સબહિ જથાજોગુ જનુ પાઈ ॥૩૦૨॥**

ભરતજી, જનકજી, મુનિજન, મંત્રી અને જ્ઞાની સાધુ-સંતોને છોડીને અન્ય સર્વે પર, જે મનુષ્યને જે યોગ્ય (જે પ્રકૃતિ અને જે સ્થિતિના) હતા, તેના પર તેવી જ દેવમાયા લાગી ગઈ. ॥૩૦૨॥

**ચૌ૦ – કૃપાસિંધુ લખિ લોગ દુખારે । નિજ સનેહઁ સુરપતિ છલ ભારે ॥**
**સભા રાઉ ગુર મહિસુર મંત્રી । ભરત ભગતિ સબ કૈ મતિ જંત્રી ॥૧॥**

કૃપાસિંધુ શ્રીરામચન્દ્રજીએ લોકોને પોતાના સ્નેહ અને દેવરાજ ઈન્દ્રના ભારે છળથી દુઃખી જોયા. સભા, રાજા જનક, ગુરુ, બ્રાહ્મણ અને મન્ત્રી આદિ સર્વેની બુદ્ધિને ભરતજીની ભક્તિએ મેખ મારી દીધી. અર્થાત્ સર્વેને નિરુત્તર કરી દીધા. ॥ ૧॥

**રામહિ ચિતવત ચિત્ર લિખે સે। સકુચત બોલત બચન સિખે સે॥**
**ભરત પ્રીતિ નતિ બિનય બડ઼ાઈ। સુનત સુખદ બરનત કઠિનાઈ॥ ૨॥**

સર્વે લોકો ચિત્રમાં દોર્યા હોય તે રીતે શ્રીરામચન્દ્રજીની સામે જોઈ રહ્યા છે. સંકોચાતાં શિખવાડ્યાં હોય એવાં જ વચન બોલે છે. ભરતજીની પ્રીતિ, નમ્રતા, વિનય અને મોટાઈ સાંભળવામાં સુખ આપનાર છે, પરંતુ એમનું વર્ણન કરવામાં કઠિનતા છે. ॥ ૨॥

**જાસુ બિલોકિ ભગતિ લવલેસૂ। પ્રેમ મગન મુનિગન મિથિલેસૂ॥**
**મહિમા તાસુ કહૈ કિમિ તુલસી। ભગતિ સુભાયઁ સુમતિ હિયઁ હુલસી॥ ૩॥**

જેમની ભક્તિનો લવલેશ જોઈને મુનિગણ અને મિથિલેશ્વર જનકજી પ્રેમમાં મગ્ન થઈ ગયા, તે ભરતજીનો મહિમા તુલસીદાસ કેવી રીતે કહે? તેમની ભક્તિ અને સુંદર સ્વભાવથી [કવિના] હૃદયમાં સુબુદ્ધિ ઉલ્લાસ પામી રહી છે (વિકસિત થઈ રહી છે). ॥ ૩॥

**આપુ છોટિ મહિમા બડ઼િ જાની। કબિકુલ કાનિ માનિ સકુચાની॥**
**કહિ ન સકતિ ગુન રુચિ અધિકાઈ। મતિ ગતિ બાલ બચન કી નાઈ॥ ૪॥**

પરંતુ તે બુદ્ધિ પોતાને નાની અને ભરતજીના મહિમાને મોટો જાણીને કવિ પરમ્પરાની મર્યાદાઓ જાણીને સંકોચાઈ ગઈ (તેનું વર્ણન કરવાનું સાહસ ન કરી શકી). તેની ગુણોમાં રુચિ તો ઘણી છે પણ તેને કહી નથી શકતી. બુદ્ધિની ગતિ બાળકનાં વચનોની જેવી થઈ ગઈ (તે કુંઠિત થઈ ગઈ)! ॥ ૪॥

**દો૦ – ભરત બિમલ જસુ બિમલ બિધુ સુમતિ ચકોરકુમારિ।**
**ઉદિત બિમલ જન હૃદય નભ એકટક રહી નિહારિ॥ ૩૦૩॥**

ભરતજીનો નિર્મળ યશ નિર્મળ ચન્દ્રમા છે અને કવિની સુબુદ્ધિ ચકોરી છે, જે ભક્તોના હૃદયરૂપી નિર્મળ આકાશમાં એ ચન્દ્રમાને ઉદિત જોઈને તેની સામે એકટશે જોતી જ રહી ગઈ! [પછી એનું વર્ણન કોણ કરે?] ॥ ૩૦૩॥

**ચૌ૦ – ભરત સુભાઉ ન સુગમ નિગમહૂઁ। લઘુ મતિ ચાપલતા કબિ છમહૂઁ॥**
**કહત સુનત સતિ ભાઉ ભરત કો। સીય રામ પદ હોઈ ન રત કો॥ ૧॥**

ભરતજીના સ્વભાવનું વર્ણન વેદોને માટેય સુગમ નથી. [માટે] મારી તુચ્છ બુદ્ધિની ચંચળતાને કવિ લોકો ક્ષમા કરે! ભરતજીના સદ્ભાવને કહેતાં-સાંભળતાં કયો મનુષ્ય શ્રીસીતારામજીના ચરણોમાં અનુરક્ત નહીં થઈ જાય! ॥ ૧॥

**સુમિરત ભરતહિ પ્રેમુ રામ કો। જેહિ ન સુલભુ તેહિ સરિસ બામ કો॥**
**દેખિ દયાલ દસા સબહી કી। રામ સુજાન જાનિ જન જી કી॥ ૨॥**

ભરતજીનું સ્મરણ કરવાથી જેને શ્રીરામજીનો પ્રેમ સુલભ ન થયો, તેના જેવો વામ (અભાગિયો) બીજો કોણ હશે? દયાળુ અને સુજ્ઞ શ્રીરામજીએ સર્વેની દશા જોઈને અને ભક્ત (ભરતજી)ના હૃદયની સ્થિતિ જાણીને; ॥ ૨॥

**ધરમ ધુરીન ધીર નય નાગર। સત્ય સનેહ સીલ સુખ સાગર॥**
**દેસુ કાલુ લખિ સમઉ સમાજૂ। નીતિ પ્રીતિ પાલક રઘુરાજૂ॥ ૩॥**

ધર્મધુરંધર, ધીર, નીતિમાં ચતુર; સત્ય, સ્નેહ, શીલ અને સુખના સમુદ્ર; નીતિ અને પ્રીતિનું પાલન કરનારા શ્રીરઘુનાથજી દેશ, કાળ, અવસર અને સમાજને જોઈને, ॥ ૩॥

**બોલે બચન બાનિ સરબસુ સે। હિત પરિનામ સુનત સસિ રસુ સે॥**
**તાત ભરત તુમ્હ ધરમ ધુરીના। લોક બેદ બિદ પ્રેમ પ્રબીના॥ ૪॥**

[તે પ્રમાણે] આવાં વચન બોલ્યા જે જાણે કે વાણીનાં સર્વસ્વ હતાં, પરિણામમાં હિતકારી હતાં અને સાંભળવામાં ચન્દ્રમાના રસ (અમૃત) સમાન હતા. [તેમણે કહ્યું —] હે તાત ભરત! તમે ધર્મની ધુરાને ધારણ કરનારા છો, લોક અને વેદ બંનેને જાણનારા અને પ્રેમમાં પ્રવીણ છો. ॥ ૪॥

**દો૦— કરમ બચન માનસ બિમલ તુમ્હ સમાન તુમ્હ તાત।**
**ગુર સમાજ લઘુ બંધુ ગુન કુસમયઁ કિમિ કહિ જાત॥ ૩૦૪॥**

હે તાત! કર્મથી, વચનથી અને મનથી નિર્મળ તમારા જેવા તમે જ છો. ગુરુજનોના સમાજમાં અને આવા કુસમયમાં નાના ભાઈના ગુણ કઈ રીતે કહી શકાય છે? ॥ ૩૦૪॥

**ચૌ૦— જાનહુ તાત તરનિ કુલ રીતી। સત્યસંધ પિતુ કીરતિ પ્રીતી॥**
**સમઉ સમાજુ લાજ ગુરજન કી। ઉદાસીન હિત અનહિત મન કી॥ ૧॥**

હે તાત! તમે સૂર્યકુળની રીતિને, સત્યપ્રતિજ્ઞ પિતાજીની કીર્તિ અને પ્રીતિને, સમય, સમાજ અને ગુરુજનોની લજ્જા(મર્યાદા)ને તથા ઉદાસીન (તટસ્થ), મિત્ર અને શત્રુ સર્વેના મનની વાતને જાણો છો. ॥ ૧॥

**તુમ્હહિ બિદિત સબહી કર કરમૂ। આપન મોર પરમ હિત ધરમૂ॥**
**મોહિ સબ ભાઁતિ ભરોસ તુમ્હારા। તદપિ કહઉઁ અવસર અનુસારા॥ ૨॥**

તમને સર્વેનાં કર્મો(કર્તવ્યો)ના અને પોતાના તથા મારા પરમ હિતકારી ધર્મનું જ્ઞાન છે. જોકે મને તમારો સર્વ પ્રકારે ભરોસો છે, તો પણ હું સમયને અનુસાર કંઈક કહું છું. ॥ ૨॥

**તાત તાત બિનુ બાત હમારી। કેવલ ગુરકુલ કૃપાઁ સઁભારી॥**
**નતરુ પ્રજા પરિજન પરિવારૂ। હમહિ સહિત સબુ હોત ખુઆરૂ॥ ૩॥**

હે તાત! પિતાજી વિના (એમની અનુપસ્થિતિમાં) અમારી વાત કેવળ કુલગુરુ વસિષ્ઠજીની કૃપાએ જ સંભાળી રાખી છે; નહીંતર તો અમારા સાથે પ્રજા, કુટુમ્બ, પરિવાર સર્વે બરબાદ થઈ જાત. ॥ ૩॥

**જૌં બિનુ અવસર અથવઁ દિનેસૂ। જગ કેહિ કહહુ ન હોઈ કલેસૂ॥**
**તસ ઉતપાતુ તાત બિધિ કીન્હા। મુનિ મિથિલેસ રાખિ સબુ લીન્હા॥૪॥**

જો કટાણે (સંધ્યાથી પૂર્વે જ) સૂર્ય અસ્ત થઈ જાય, તો કહો જગતમાં કોને ક્લેશ નહીં થાય? હે તાત! એ જ પ્રકારનો ઉત્પાત વિધાતાએ આ (પિતાના અકાળ મૃત્યુથી) કર્યો છે. પણ મુનિ મહારાજે તથા મિથિલેશ્વરે સર્વેને બચાવી લીધા. ॥૪॥

**દો૦ – રાજ કાજ સબ લાજ પતિ ધરમ ધરનિ ધન ધામ।**
**ગુર પ્રભાઉ પાલિહિ સબહિ ભલ હોઈહિ પરિનામ॥૩૦૫॥**

રાજ્યના સર્વ કાર્ય, લજ્જા, પ્રતિષ્ઠા, ધર્મ, પૃથ્વી, ધન, ઘર – આ સર્વેનું પાલન (રક્ષણ) ગુરુજીનો પ્રભાવ (સામર્થ્ય) કરશે અને પરિણામ શુભ થશે. ॥૩૦૫॥

**ચૌ૦ – સહિત સમાજ તુમ્હાર હમારા। ઘર બન ગુર પ્રસાદ રખવારા॥**
**માતુ પિતા ગુર સ્વામિ નિદેસૂ। સકલ ધરમ ધરનીધર સેસૂ॥૧॥**

ગુરુજીનો પ્રસાદ (અનુગ્રહ) જ ઘરમાં અને વનમાં સમાજસહિત તમારો અને અમારો રક્ષક છે. માતા, પિતા, ગુરુ અને સ્વામીની આજ્ઞા [નું પાલન] સમસ્ત ધર્મરૂપી પૃથ્વીને ધારણ કરનાર શેષજી સમાન છે. ॥૧॥

**સો તુમ્હ કરહુ કરાવહુ મોહૂ। તાત તરનિકુલ પાલક હોહૂ॥**
**સાધક એક સકલ સિધિ દેની। કીરતિ સુગતિ ભૂતિમય બેની॥૨॥**

હે તાત! તમે એવું જ કરો અને મારાથીય પણ કરાવો તથા સૂર્યકુળના રક્ષક બનો. સાધકને માટે આ એક જ (આજ્ઞાપાલનરૂપી સાધના) સંપૂર્ણ સિદ્ધિઓને આપનારી, કીર્તિમયી, સદ્‌ગતિમયી અને ઐશ્વર્યમય ત્રિવેણી છે. ॥૨॥

**સો બિચારિ સહિ સંકટુ ભારી। કરહુ પ્રજા પરિવારુ સુખારી॥**
**બાઁટી બિપતિ સબહિં મોહિ ભાઈ। તુમ્હહિ અવધિ ભરિ બડ઼િ કઠિનાઈ॥૩॥**

આનો વિચાર કરી ભારે સંકટ સહીનેય પ્રજા અને પરિવારને સુખી કરો. હે ભાઈ! મારી વિપત્તિ સર્વેએ વહેંચી લીધી છે પરંતુ આપને તો અવધિ (ચૌદ વર્ષ) સુધીની મોટી મુશ્કેલી છે (સર્વથી અધિક દુઃખ છે). ॥૩॥

**જાનિ તુમ્હહિ મૃદુ કહઉઁ કઠોરા। કુસમયઁ તાત ન અનુચિત મોરા॥**
**હોહિં કુઠાયઁ સુબંધુ સહાએ। ઓડ઼િઅહિં હાથ અસનિહુ કે ઘાએ॥૪॥**

આપને કોમળ જાણીનેય હું કઠોર (વિયોગની વાત) કરી રહ્યો છું. હે તાત! બૂરા સમયમાં મારા માટે આ કોઈ અનુચિત વાત નથી. કવખતે શ્રેષ્ઠ ભાઈ જ સહાયક હોય છે. વજ્રનો આઘાત પણ હાથથી જ રોકી શકાય છે. ॥૪॥

**દો૦ – સેવક કર પદ નયન સે મુખ સો સાહિબુ હોઇ ।**
**તુલસી પ્રીતિ કિ રીતિ સુનિ સુકબિ સરાહહિં સોઇ ॥ ૩૦૬॥**

સેવક હાથ, પગ અને નેત્રોની સમાન અને સ્વામી મુખ સમાન હોવા જોઈએ. તુલસીદાસજી કહે છે કે સેવક-સ્વામીની એવી પ્રીતિની રીતિ સાંભળીને સુકવિ તેની પ્રશંસા કરે છે. ॥ ૩૦૬॥

**ચૌ૦ – સભા સકલ સુનિ રઘુબર બાની । પ્રેમ પયોધિ અમિઅઁ જનુ સાની ॥**
**સિથિલ સમાજ સનેહ સમાધી । દેખિ દસા ચુપ સારદ સાધી ॥ ૧॥**

શ્રીરઘુનાથજીની વાણી સાંભળીને, જે જાણે પ્રેમરૂપી સમુદ્રના [મંથનમાંથી નીકળેલ] અમૃતમાં તરબોળ હતી, આખો સમાજ શિથિલ થઈ ગયો. સર્વેને પ્રેમસમાધિ લાગી ગઈ. આ દશા જોઈને સરસ્વતીએ ચુપકીદી સાધી લીધી. ॥ ૧॥

**ભરતહિ ભયઉ પરમ સંતોષૂ । સનમુખ સ્વામિ બિમુખ દુખ દોષૂ ॥**
**મુખ પ્રસન્ન મન મિટા બિષાદૂ । ભા જનુ ગૂઁગેહિ ગિરા પ્રસાદૂ ॥ ૨॥**

ભરતજીને પરમ સંતોષ થયો. સ્વામીના સન્મુખ (અનુકૂળ) થતાં જ એમનાં દુઃખ અને દોષોએ મુખ ફેરવી લીધું (તે તેમને છોડીને ભાગી ગયા). એમનું મુખ પ્રસન્ન થઈ ગયું અને મનનો વિષાદ ટળી ગયો. જાણે મૂંગા પર સરસ્વતીની કૃપા થઈ ગઈ હોય. ॥ ૨॥

**કીન્હ સપ્રેમ પ્રનામુ બહોરી । બોલે પાનિ પંકરુહ જોરી ॥**
**નાથ ભયઉ સુખુ સાથ ગએ કો । લહેઉઁ લાહુ જગ જનમુ ભએ કો ॥ ૩॥**

તેમણે ફરી પ્રેમપૂર્વક પ્રણામ કર્યાં અને કરકમળોને જોડીને તે બોલ્યા –હે નાથ! મને આપની સાથે જવાનું સુખ પ્રાપ્ત થઈ ગયું અને મેં જગતમાં જન્મ લેવાનો લાભ પણ પામી લીધો. ॥ ૩॥

**અબ કૃપાલ જસ આયસુ હોઈ । કરૌં સીસ ધરિ સાદર સોઈ ॥**
**સો અવલંબ દેવ મોહિ દેઈ । અવધિ પારુ પાવૌં જેહિ સેઈ ॥ ૪॥**

હે કૃપાળુ! હવે જેવી આજ્ઞા હોય, એને જ હું સિરે ધરીને આદરપૂર્વક પાળું. પરંતુ દેવ! આપ મને એવું અવલંબન (કોઈ આધાર) આપો કે જેની સેવા કરીને હું અવધિને પાર પામી જઉં (અવધિને વીતાવી દઉં). ॥ ૪॥

**દો૦ – દેવ દેવ અભિષેક હિત ગુર અનુસાસનુ પાઇ ।**
**આનેઉઁ સબ તીરથ સલિલુ તેહિ કહઁ કાહ રજાઇ ॥ ૩૦૭॥**

હે દેવ! સ્વામી(આપ)ના અભિષેકને માટે ગુરુજીની આજ્ઞા પામીને હું સર્વે તીર્થોનું જળ લેતો આવ્યો છું, તેને માટે શું આજ્ઞા થાય છે? ॥ ૩૦૭॥

**ચૌ૦ – એકુ મનોરથુ બડ઼ મન માહીં । સભયઁ સકોચ જાત કહિ નાહીં ॥**
**કહહુ તાત પ્રભુ આયસુ પાઈ । બોલે બાનિ સનેહ સુહાઈ ॥ ૧॥**

મારા મનમાં એક અન્ય મોટો મનોરથ છે, જે ભય અને સંકોચને કારણે કહી નથી શકાતો. [શ્રીરામચન્દ્રજીએ કહ્યું —] હે ભાઈ! કહો. પછી પ્રભુની આજ્ઞા પામીને ભરતજી સ્નેહપૂર્ણ સુંદર વાણી બોલ્યા — ॥ ૧॥

**ચિત્રકૂટ સુચિ થલ તીરથ બન। ખગ મૃગ સર સરિ નિર્ઝર ગિરિગન ॥**
**પ્રભુ પદ અંકિત અવનિ બિસેષી। આયસુ હોઇ ત આવૌં દેખી ॥ ૨॥**

આજ્ઞા હોય તો ચિત્રકૂટનાં પવિત્ર સ્થાન, તીર્થ, વન, પશુ-પક્ષી, નદી-તળાવ, ઝરણાં અને પર્વતોના સમૂહ તથા વિશેષ રીતે પ્રભુ(આપ)નાં ચરણચિહ્નોથી અંકિત ભૂમિને જોઈ આવું. ॥ ૨॥

**અવસિ અત્રિ આયસુ સિર ધરહૂ। તાત બિગતભય કાનન ચરહૂ ॥**
**મુનિ પ્રસાદ બનુ મંગલ દાતા। પાવન પરમ સુહાવન ભ્રાતા ॥ ૩॥**

[શ્રીરઘુનાથજી બોલ્યા —] અવશ્ય જ અત્રિ ઋષિની આજ્ઞાને સિરે ધારણ કરો (એમને પૂછીને તેઓ જેમ કહે તેમ કરો) અને નિર્ભય થઈને વનમાં વિચરો. હે ભાઈ! અત્રિ મુનિના પ્રસાદથી વન મંગળોને આપનારું, પરમ પવિત્ર અને અત્યંત સુંદર છે — ॥ ૩॥

**રિષિનાયકુ જહઁ આયસુ દેહીં। રાખેહુ તીરથ જલુ થલ તેહીં ॥**
**સુનિ પ્રભુ બચન ભરત સુખુ પાવા। મુનિ પદ કમલ મુદિત સિરુ નાવા ॥ ૪॥**

અને ઋષિઓના પ્રમુખ અત્રિજી જ્યાં આજ્ઞા આપે ત્યાં [લાવેલું] તીર્થોનું જળ સ્થાપિત કરી દેજો. પ્રભુનાં વચન સાંભળીને ભરતજીએ સુખ મેળવ્યું અને આનંદિત થઈને મુનિ અત્રિજીના ચરણકમળોમાં શીશ નમાવ્યું. ॥ ૪॥

**દો૦ – ભરત રામ સંબાદુ સુનિ સકલ સુમંગલ મૂલ।**
**સુર સ્વારથી સરાહિ કુલ બરષત સુરતરુ ફૂલ ॥ ૩૦૮॥**

સમસ્ત સુંદર મંગળોના મૂળ ભરતજી અને શ્રીરામચન્દ્રજીનો સંવાદ સાંભળીને સ્વાર્થી દેવો રઘુકુળની પ્રશંસા કરીને કલ્પવૃક્ષનાં ફૂલ વરસાવવા લાગ્યા. ॥ ૩૦૮॥

**ચૌ૦ – ધન્ય ભરત જય રામ ગોસાઈં। કહત દેવ હરષત બરિઆઈં ॥**
**મુનિ મિથિલેસ સભાઁ સબ કાહૂ। ભરત બચન સુનિ ભયઉ ઉછાહૂ ॥ ૧॥**

'ભરતજી ધન્ય છે, સ્વામી શ્રીરામજીનો જય હો!' આમ કહેતાં દેવો બળપૂર્વક (અત્યાધિક) હર્ષિત થવા લાગ્યા. ભરતજીનાં વચન સાંભળીને મુનિ વસિષ્ઠજી, મિથિલાપતિ જનકજી અને સભામાં હર કોઈને ઘણો ઉત્સાહ (આનંદ) થયો. ॥ ૧॥

**ભરત રામ ગુન ગ્રામ સનેહૂ। પુલકિ પ્રસંસત રાઉ બિદેહૂ ॥**
**સેવક સ્વામિ સુભાઉ સુહાવન। નેમુ પેમુ અતિ પાવન પાવન ॥ ૨॥**

ભરતજી અને શ્રીરામચન્દ્રજીના ગુણસમૂહની તથા પ્રેમની વિદેહરાજ જનકજી પુલકિત થઈને પ્રશંસા કરી રહ્યા છે. સેવક અને સ્વામી બંનેનો સુંદર સ્વભાવ છે. એમના નિયમ અને પ્રેમ પવિત્રને પણ અત્યંત પવિત્ર કરનારા છે. ॥ ૨॥

**મતિ અનુસાર સરાહન લાગે। સચિવ સભાસદ સબ અનુરાગે॥**
**સુનિ સુનિ રામ ભરત સંબાદૂ। દુહુ સમાજ હિયઁ હરષુ બિષાદૂ॥૩॥**

મન્ત્રી અને સભાસદ સર્વે પ્રેમમુગ્ધ થઈને પોતપોતાની બુદ્ધિ અનુસાર પ્રશંસા કરવા લાગ્યા. શ્રીરામચન્દ્રજી અને ભરતજીનો સંવાદ સાંભળી-સાંભળીને બંને સમાજોના હૃદયોમાં હર્ષ અને વિષાદ (ભરતજીના સેવાધર્મને જોઈને હર્ષ અને રામવિયોગની સંભાવનાથી વિષાદ) બંને થયા. ॥૩॥

**રામ માતુ દુખુ સુખુ સમ જાની। કહિ ગુન રામ પ્રબોધીં રાની॥**
**એક કહહિં રઘુબીર બડ઼ાઈ। એક સરાહત ભરત ભલાઈ॥૪॥**

શ્રીરામચન્દ્રજીનાં માતા કૌશલ્યાજીએ દુઃખ અને સુખને સમાન જાણીને શ્રીરામચન્દ્રજીના ગુણ કહીને બીજી રાણીઓને ધૈર્ય આપ્યું. કોઈ શ્રીરામજીના મહિમા(મોટાઈ)ની ચર્ચા કરી રહ્યા છે, તો કોઈ ભરતજીની ભલમનસાઈની પ્રશંસા કરે છે. ॥૪॥

**દો૦ – અત્રિ કહેઉ તબ ભરત સન સૈલ સમીપ સુકૂપ।**
**રાખિઅ તીરથ તોય તહઁ પાવન અમિઅ અનૂપ॥૩૦૯॥**

પછી અત્રિજીએ ભરતજીને કહ્યું – આ પર્વતની સમીપે જ એક સુંદર કૂવો છે. આ પવિત્ર, અનુપમ અને અમૃત જેવા તીર્થજળને એમાં સ્થાપિત કરી દો. ॥૩૦૯॥

**ચૌ૦ – ભરત અત્રિ અનુસાસન પાઈ। જલ ભાજન સબ દિએ ચલાઈ॥**
**સાનુજ આપુ અત્રિ મુનિ સાધૂ। સહિત ગએ જહઁ કૂપ અગાધૂ॥૧॥**

ભરતજીએ અત્રિમુનિની આજ્ઞા પામીને જળની સાથે સર્વે પાત્ર રવાના કરી દીધા અને નાના ભાઈ શત્રુઘ્ન, અત્રિ મુનિ તથા અન્ય સાધુ-સંતો સહિત પોતે જ્યાં તે અગાધ કૂવો હતો ત્યાં ગયા. ॥૧॥

**પાવન પાથ પુન્યથલ રાખા। પ્રમુદિત પ્રેમ અત્રિ અસ ભાષા॥**
**તાત અનાદિ સિદ્ધ થલ એહૂ। લોપેઉ કાલ બિદિત નહિં કેહૂ॥૨॥**

અને ત્યાં પવિત્ર જળને એ પુણ્યસ્થળમાં મૂકી દીધું. પછી અત્રિ ઋષિએ પ્રેમથી આનંદિત થઈને આવું કહ્યું – હે તાત! આ અનાદિ સિદ્ધસ્થળ છે. કાળક્રમે આનો લોપ થઈ ગયો હતો એટલે કોઈને એની જાણ ન હતી. ॥૨॥

**તબ સેવકન્હ સરસ થલુ દેખા। કીન્હ સુજલ હિત કૂપ બિસેષા॥**
**બિધિ બસ ભયઉ બિસ્વ ઉપકારૂ। સુગમ અગમ અતિ ધરમ બિચારૂ॥૩॥**

પછી [ભરતજીના] સેવકોએ તે જળયુક્ત સ્થાનને જોયું અને તે સુંદર [તીર્થોના] જળને માટે એક ખાસ કૂવો બનાવી દીધો. દૈવયોગે આખાય વિશ્વને માટે ઉપકાર થઈ ગયો. ધર્મનો વિચાર જે અત્યંત અગમ હતો, તે [આ કૂપના પ્રભાવથી] સુગમ થઈ ગયો. ॥૩॥

**ભરતકૂપ અબ કહિહહિં લોગા। અતિ પાવન તીરથ જલ જોગા॥**
**પ્રેમ સનેમ નિમજ્જત પ્રાની। હોઈહહિં બિમલ કરમ મન બાની॥૪॥**

હવે, આને લોકો ભરતકૂપ કહેશે. તીર્થોના જળના સંયોગથી તો એ અત્યંત જ પવિત્ર થઈ ગયો. તેના જળથી પ્રેમપૂર્વક નિયમથી સ્નાન કરવાથી પ્રાણી મન, વચન અને કર્મથી નિર્મળ થઈ જશે. ॥૪॥

**દો૦ – કહત કૂપ મહિમા સકલ ગએ જહાઁ રઘુરાઉ।**
**અત્રિ સુનાયઉ રઘુબરહિ તીરથ પુન્ય પ્રભાઉ॥૩૧૦॥**

કૂવાનો મહિમા કહેતાં કહેતાં સર્વે લોક ત્યાં ગયા કે જ્યાં શ્રીરઘુનાથજી હતા. શ્રીરઘુનાથજીને અત્રિજીએ એ તીર્થનો પુણ્ય પ્રભાવ કહી સંભળાવ્યો. ॥૩૧૦॥

**ચૌ૦ – કહત ધરમ ઈતિહાસ સપ્રીતી। ભયઉ ભોરુ નિસિ સો સુખ બીતી॥**
**નિત્ય નિબાહિ ભરત દોઉ ભાઈ। રામ અત્રિ ગુર આયસુ પાઈ॥૧॥**

પ્રેમપૂર્વક ધર્મનો ઈતિહાસ કહેતાં કહેતાં તે રાત્રિ સુખથી વીતી ગઈ અને સવાર થઈ ગયું. ભરત-શત્રુઘ્ન બંને ભાઈ નિત્યક્રિયા પૂર્ણ કરીને શ્રીરામજી, અત્રિજી અને ગુરુ વસિષ્ઠજીની આજ્ઞા પામીને; ॥૧॥

**સહિત સમાજ સાજ સબ સાદેં। ચલે રામ બન અટન પયાદેં॥**
**કોમલ ચરન ચલત બિનુ પનહીં। ભઇ મૃદુ ભૂમિ સકુચિ મન મનહીં॥૨॥**

સમાજસહિત સર્વે સાદા સાજમાં શ્રીરામજીના વનમાં ભ્રમણ (પ્રદક્ષિણા) કરવા માટે પગપાળા જ ચાલ્યા. કોમળ ચરણ છે અને પગરખાં વિના ચાલી રહ્યા છે; આ જોઈને પૃથ્વી મનમાં ને મનમાં સંકોચાઈને કોમળ થઈ ગઈ. ॥૨॥

**કુસ કંટક કાઁકરીં કુરાઈં। કટુક કઠોર કુબસ્તુ દુરાઈં॥**
**મહિ મંજુલ મૃદુ મારગ કીન્હે। બહત સમીર ત્રિબિધ સુખ લીન્હે॥૩॥**

દર્ભ, કાંટા, કાંકરા, ફાટો આદિ કડવી, કઠોર અને બૂરી વસ્તુઓને છુપાવીને પૃથ્વીએ સુંદર અને કોમળ માર્ગો કરી દીધા. સુખોને સાથે લઈને (સુખદાયક) શીતળ, મંદ, સુગંધિત વાયુ ચાલવા લાગ્યો. ॥૩॥

**સુમન બરષિ સુર ઘન કરિ છાહીં। બિટપ ફૂલિ ફલિ તૃન મૃદુતાહીં॥**
**મૃગ બિલોકિ ખગ બોલિ સુબાની। સેવહિં સકલ રામ પ્રિય જાની॥૪॥**

માર્ગમાં દેવો ફૂલ વરસાવીને, વાદળો છાયા કરીને, વૃક્ષો ફૂલી-ફાલીને, ઘાસ પોતાની કોમળતાથી, મૃગ (પશુ) જોઈને અને પક્ષી સુંદર વાણી બોલીને ભરતજીને શ્રીરામચન્દ્રજીના પ્રિય જાણીને એમની સેવા કરવા લાગ્યા. ॥૪॥

**દો૦ – સુલભ સિદ્ધિ સબ પ્રાકૃતહુ રામ કહત જમુહાત।**
**રામ પ્રાનપ્રિય ભરત કહુઁ યહ ન હોઇ બડ़િ બાત॥૩૧૧॥**

જો એક સાધારણ મનુષ્યને પણ બગાસું ખાતા સમયે 'રામ' કહી દેવાથી જ સર્વે સિદ્ધિઓ સુલભ થઈ જાય છે; તો શ્રીરામચન્દ્રજીના પ્રાણપ્રિય ભરતજીને માટે આ કોઈ મોટી (આશ્ચર્યની) વાત નથી. ॥ ૩૧૧॥

**ચૌ૦ – એહિ બિધિ ભરતુ ફિરત બન માહીં। નેમુ પ્રેમુ લખિ મુનિ સકુચાહીં॥**
**પુન્ય જલાશ્રય ભૂમિ બિભાગા। ખગ મૃગ તરુ તૃન ગિરિ બન બાગા॥ ૧॥**

આ પ્રમાણે ભરતજી વનમાં ફરી રહ્યા છે. એમના નિયમ અને પ્રેમને જોઈને મુનિ પણ સંકોચાઈ જાય છે. પવિત્ર જળના સ્થાન (નદી, વાવડી, કુંડ આદિ) પૃથ્વીના પૃથક-પૃથક ભાગ, પશુ, પક્ષી, વૃક્ષ, તૃણ (ઘાસ), પર્વત, વન અને બગીચા – ॥ ૧॥

**ચારુ બિચિત્ર પબિત્ર બિસેષી। બૂઝત ભરતુ દિબ્ય સબ દેખી॥**
**સુનિ મન મુદિત કહત રિષિરાઊ। હેતુ નામ ગુન પુન્ય પ્રભાઊ॥ ૨॥**

– બધાં વિશેષરૂપે સુંદર, વિચિત્ર, પવિત્ર અને દિવ્ય જોઈને ભરતજી પૂછે છે અને એમનો પ્રશ્ન સાંભળીને ઋષિરાજ અત્રિજી પ્રસન્ન મનથી સર્વેનાં કારણ, નામ, ગુણ અને પુણ્ય-પ્રભાવને કહે છે. ॥ ૨॥

**કતહુઁ નિમજ્જન કતહુઁ પ્રનામા। કતહુઁ બિલોકત મન અભિરામા॥**
**કતહુઁ બૈઠિ મુનિ આયસુ પાઈ। સુમિરત સીય સહિત દોઉ ભાઈ॥ ૩॥**

ભરતજી ક્યાંક સ્નાન કરે છે, ક્યાંક પ્રણામ કરે છે, ક્યાંક મનોહર સ્થાનોનાં દર્શન કરે છે અને ક્યાંક મુનિ અત્રિજીની આજ્ઞા પામીને બેસીને, સીતાજીસહિત શ્રીરામ-લક્ષ્મણ બંને ભાઈઓનું સ્મરણ કરે છે. ॥ ૩॥

**દેખિ સુભાઉ સનેહુ સુસેવા। દેહિં અસીસ મુદિત બનદેવા॥**
**ફિરહિં ગએઁ દિનુ પહર અઢ઼ાઈ। પ્રભુ પદ કમલ બિલોકહિં આઈ॥ ૪॥**

ભરતજીના સ્વભાવ, પ્રેમ અને સુંદર સેવાભાવને જોઈને વનદેવતા આનંદિત થઈને આશીર્વાદ આપે છે. આમ, હરી-ફરીને અઢી પ્રહર દિવસ વીતતાં પાછા ફરે છે અને આવીને પ્રભુ શ્રીરઘુનાથજીના ચરણકમળોનાં દર્શન કરે છે. ॥ ૪॥

**દો૦ – દેખે થલ તીરથ સકલ ભરત પાઁચ દિન માંઝ।**
**કહત સુનત હરિ હર સુજસુ ગયઉ દિવસુ ભઇ સાઁઝ॥ ૩૧૨॥**

ભરતજીએ પાંચ દિવસમાં સર્વે તીર્થસ્થાનોનાં દર્શન કરી લીધાં. ભગવાન વિષ્ણુ અને મહાદેવજીના સુંદર યશને કહેતાં-સાંભળતાં તે (પાંચમો) દિવસ પણ વીતી ગયો, સંધ્યા થઈ ગઈ. ॥ ૩૧૨॥

**ચૌ૦ – ભોર ન્હાઇ સબુ જુરા સમાજૂ। ભરત ભૂમિસુર તેરહુતિ રાજૂ॥**
**ભલ દિન આજુ જાનિ મન માહીં। રામુ કૃપાલ કહત સકુચાહીં॥ ૧॥**

[પછીના છઠ્ઠા દિવસે] સવારે સ્નાન કરીને ભરતજી, બ્રાહ્મણ, રાજા જનક અને સમસ્ત સમાજ આવી એકત્ર થયો. (આજે સર્વેને વિદાય કરવા માટેનો) સારો દિવસ છે, આમ મનમાં જાણીને પણ કૃપાળુ શ્રીરામજી કહેતાં સંકોચાઈ રહ્યા છે. ॥ ૧॥

**ગુર નૃપ ભરત સભા અવલોકી। સકુચિ રામ ફિરિ અવનિ બિલોકી॥**
**સીલ સરાહિ સભા સબ સોચી। કહુઁ ન રામ સમ સ્વામિ સઁકોચી॥ ૨॥**

શ્રીરામચન્દ્રજીએ ગુરુ વસિષ્ઠજી, રાજા જનકજી, ભરતજી અને સમસ્ત સભાની સામે જોયું, પરંતુ પછી સંકોચાઈને દૃષ્ટિ ફેરવી તેઓ પૃથ્વીની સામે નિહાળવા લાગ્યા. સભા તેમના શીલની પ્રશંસા કરીને વિચારે છે કે શ્રીરામચન્દ્રજીના સમાન સંકોચી સ્વામી ક્યાંય નથી. ॥ ૨॥

**ભરત સુજાન રામ રુખ દેખી। ઉઠિ સપ્રેમ ધરિ ધીર બિસેષી॥**
**કરિ દંડવત કહત કર જોરી। રાખીં નાથ સકલ રુચિ મોરી॥ ૩॥**

સુજ્ઞ ભરતજી શ્રીરામચન્દ્રજીની રુચિ જોઈને પ્રેમપૂર્વક ઊઠીને, વિશેષરૂપે ધીરજ ધારણ કરી દંડવત્ પ્રણામ કરીને હાથ જોડીને કહેવા લાગ્યા – હે નાથ! આપે મારી સર્વે રુચિઓ રાખી. ॥ ૩॥

**મોહિ લગિ સહેઉ સબહિં સંતાપૂ। બહુત ભાઁતિ દુખુ પાવા આપૂ॥**
**અબ ગોસાઈઁ મોહિ દેઉ રજાઈ। સેવૌં અવધ અવધિ ભરિ જાઈ॥ ૪॥**

મારા માટે સર્વે લોકોએ સંતાપ સહ્યો અને આપ પણ અનેક પ્રકારે દુઃખ પામ્યા. હવે, સ્વામી! મને આજ્ઞા આપો. હું જઈને અવધિ સુધી (ચૌદ વર્ષ સુધી) અવધનું સેવન કરું. ॥ ૪॥

**દો૦ – જેહિં ઉપાય પુનિ પાય જનુ દેખૈ દીનદયાલ।**
**સો સિખ દેઇઅ અવધિ લગિ કોસલપાલ કૃપાલ॥ ૩૧૩॥**

હે દીનદયાળુ! જે ઉપાયથી આ દાસ પાછો ચરણોનાં દર્શન કરે – હે કૌશલાધીશ! હે કૃપાળુ! પૂર્ણ અવધિ માટે મને એવો જ ઉપદેશ આપો. ॥ ૩૧૩॥

**ચૌ૦ – પુરજન પરિજન પ્રજા ગોસાઈં। સબ સુચિ સરસ સનેહઁ સગાઈં॥**
**રાઉર બદિ ભલ ભવ દુખ દાહૂ। પ્રભુ બિનુ બાદિ પરમ પદ લાહૂ॥ ૧॥**

હે ગોસાઈં! આપના પ્રેમ અને સંબંધથી અવધપુરવાસી, કુટુમ્બી અને પ્રજા સર્વે પવિત્ર અને રસ(આનંદ)થી યુક્ત છે. આપને માટે ભવદુઃખ(જન્મ-મરણના દુઃખ)ની જ્વાળામાં બળવુંય સારું છે અને પ્રભુ(આપ)ના વિના પરમપદનો લાભ પણ વ્યર્થ છે. ॥ ૧॥

**સ્વામિ સુજાનુ જાનિ સબ હી કી। રુચિ લાલસા રહનિ જન જી કી॥**
**પ્રનતપાલુ પાલિહિ સબ કાહૂ। દેઉ દુહૂ દિસિ ઓર નિબાહૂ॥ ૨॥**

હે સ્વામી! આપ સુજ્ઞ છો, સર્વેના હૃદયની અને મુજ સેવકના મનની રુચિ, લાલસા (અભિલાષા) અને રહેણી જાણીને, હે પ્રણતપાલ! આપ દરેકનું પાલન કરશો અને હે દેવ! બંને તરફથી અને અંત સુધી નભાવશો. ॥ ૨॥

**અસ મોહિ સબ બિધિ ભૂરિ ભરોસો। કિએઁ બિચારુ ન સોચુ ખરો સો॥**
**આરતિ મોર નાથ કર છોહૂ। દુહુઁ મિલિ કીન્હ ઢીઠુ હઠિ મોહૂ॥૩॥**

મને સર્વ પ્રકારે એવો બહુ મોટો ભરોસો છે. વિચાર કરવાથી તણખલાં બરાબરેય (જરા પણ) શોક નથી રહી જતો! મારી દીનતા અને સ્વામીનો સ્નેહ બંને મળીને મને જબરજસ્તીથી ધૃષ્ટ બનાવી દીધો છે. ॥૩॥

**યહ બડ઼ દોષુ દૂરિ કરિ સ્વામી। તજિ સકોચ સિખઇઅ અનુગામી॥**
**ભરત બિનય સુનિ સબહિં પ્રસંસી। ખીર નીર બિબરન ગતિ હંસી॥૪॥**

હે સ્વામી! આ મોટા દોષને દૂર કરવા સંકોચ ત્યાગીને મને-સેવકને શિખામણ આપો. દૂધ અને જળને જુદાં જુદાં કરવામાં હંસીના જેવી ગતિવાળી ભરતજીની વિનંતી સાંભળીને તેની સર્વેએ પ્રશંસા કરી. ॥૪॥

**દો૦ – દીનબંધુ સુનિ બંધુ કે બચન દીન છલહીન।**
**દેસ કાલ અવસર સરિસ બોલે રામુ પ્રબીન॥૩૧૪॥**

દીનબંધુ અને પરમ ચતુર શ્રીરામજી, ભાઈ ભરતજીનાં દીન અને છલ રહિત વચન સાંભળીને દેશ, કાળ અને અવસરને અનુસાર અનુકૂળ વચન બોલ્યા – ॥૩૧૪॥

**ચૌ૦ – તાત તુમ્હારિ મોરિ પરિજન કી। ચિંતા ગુરહિ નૃપહિ ઘર બન કી॥**
**માથે પર ગુર મુનિ મિથિલેસૂ। હમહિ તુમ્હહિ સપનેહુઁ ન કલેસૂ॥૧॥**

હે તાત! તમારી, મારી, પરિવારની, ઘરની અને વનની સર્વે ચિંતા ગુરુ વસિષ્ઠજી અને મહારાજ જનકજીને છે. અમારા સિરે જ્યારે ગુરુજી, મુનિ વિશ્વામિત્રજી, વામદેવજી, જાબાલિ અને મિથિલાપતિ જનકજી છે, ત્યારે અમને અને તમને સ્વપ્નમાંય ક્લેશ નથી. ॥૧॥

**મોર તુમ્હાર પરમ પુરુષારથુ। સ્વારથુ સુજસુ ધરમુ પરમારથુ॥**
**પિતુ આયસુ પાલિહિં દુહુ ભાઈ। લોક બેદ ભલ ભૂપ ભલાઈ॥૨॥**

મારો અને તમારો તો પરમ પુરુષાર્થ, સ્વાર્થ, સુયશ, ધર્મ અને પરમાર્થ એમાં જ છે કે આપણે બંને ભાઈ પિતાજીની આજ્ઞાનું પાલન કરીએ. એમની આજ્ઞાના પાલનમાં જ લોક અને વેદ બંનેની અને રાજાની પણ ભલાઈ છે. ॥૨॥

**ગુર પિતુ માતુ સ્વામિ સિખ પાલેં। ચલેહુઁ કુમગ પગ પરહિં ન ખાલેં॥**
**અસ બિચારિ સબ સોચ બિહાઈ। પાલહુ અવધ અવધિ ભરિ જાઈ॥૩॥**

ગુરુ, પિતા, માતા અને સ્વામીના ઉપદેશ(આજ્ઞા)નું પાલન કરવામાં કુમાર્ગેય ચાલવાથી પગ ખાડામાં નથી પડતો (પતન નથી થતું). આવો વિચાર કરીને સર્વે શોક ત્યજીને અવધ જઈને અવધિ સુધી એનું પાલન કરો. ॥૩॥

**દેસુ કોસુ પરિજન પરિવારૂ। ગુર પદ રજહિં લાગ છરુભારૂ॥**
**તુમ્હ મુનિ માતુ સચિવ સિખ માની। પાલેહુ પુહુમિ પ્રજા રજધાની॥૪॥**

દેશ, ખજાનો, કુટુમ્બ, પરિવાર આદિ સર્વેની જવાબદારી તો ગુરુજીની ચરણરજ ઉપર છે. તમે તો મુનિ વસિષ્ઠજી, માતાઓ અને મંત્રીઓની શિખામણ માનીને તે પ્રમાણે પૃથ્વી, પ્રજા અને રાજધાનીનું પાલન (રક્ષા) માત્ર કરતાં રહેજો. ॥૪॥

**દો૦ – મુખિઆ મુખુ સો ચાહિઐ ખાન પાન કહુઁ એક।**
**પાલઇ પોષઇ સકલ અઁગ તુલસી સહિત બિબેક॥૩૧૫॥**

તુલસીદાસજી કહે છે – [શ્રીરામજીએ કહ્યું –] મુખી મુખના સમાન હોવો જોઈએ, જે ખાવા-પીવા માટે તો એક (એકલો) છે, પરંતુ વિવેકપૂર્વક સર્વે અંગોનું પાલન-પોષણ કરે છે. ॥૩૧૫॥

**ચૌ૦ – રાજધરમ સરબસુ એતનોઈ। જિમિ મન માહઁ મનોરથ ગોઈ॥**
**બંધુ પ્રબોધુ કીન્હ બહુ ભાઁતી। બિનુ અધાર મન તોષુ ન સાઁતી॥૧॥**

રાજધર્મનો (સર્વસ્વ) સાર પણ આટલો જ છે. જેમ મનના ભીતર મનોરથ છુપાઈ રહે છે. શ્રીરઘુનાથજીએ ભાઈ ભરતને ઘણી રીતે સમજાવ્યા. પરંતુ કોઈ અવલમ્બન (આધાર) પામ્યા વિના તેમના મનમાં સંતોષ ન થયો, ન શાંતિ થઈ. ॥૧॥

**ભરત સીલ ગુર સચિવ સમાજૂ। સકુચ સનેહ બિબસ રઘુરાજૂ॥**
**પ્રભુ કરિ કૃપા પાઁવરીં દીન્હીં। સાદર ભરત સીસ ધરિ લીન્હીં॥૨॥**

અહીં તો ભરતજીના શીલ (પ્રેમ) અને ત્યાં ગુરુજનો, મન્ત્રીઓ તથા સમાજની ઉપસ્થિતિ! આ જોઈને શ્રીરઘુનાથજી સંકોચ તથા સ્નેહને વિશેષ વશીભૂત થઈ ગયા. (અર્થાત્ ભરતજીના પ્રેમને વશ થઈ એમને પાદુકા આપવા ઈચ્છે છે, પરંતુ સાથે જ ગુરુ આદિનો સંકોચ પણ થાય છે.) અંતે [ભરતજીના પ્રેમને વશ] પ્રભુ શ્રીરામચન્દ્રજીએ કૃપા કરીને પાદુકા આપી દીધી અને ભરતજીએ તેને આદરપૂર્વક સિર ઉપર ધારણ કરી લીધી. ॥૨॥

**ચરન પીઠ કરુનાનિધાન કે। જનુ જુગ જામિક પ્રજા પ્રાન કે॥**
**સંપુટ ભરત સનેહ રતન કે। આખર જુગ જનુ જીવ જતન કે॥૩॥**

કરુણાનિધાન શ્રીરામચન્દ્રજીની બંને પાદુકા પ્રજાના પ્રાણોની રક્ષા માટે જાણે બે ચોકીદાર છે. ભરતજીના પ્રેમરૂપી રત્નને માટે જાણે દાબડો છે અને જીવના સાધનને માટે જાણે રામ-નામના બે અક્ષર છે. ॥૩॥

**કુલ કપાટ કર કુસલ કરમ કે। બિમલ નયન સેવા સુધરમ કે॥**
**ભરત મુદિત અવલંબ લહે તેં। અસ સુખ જસ સિય રામુ રહે તેં॥૪॥**

રઘુકુળ[ની રક્ષા]ને માટે બે કમાડ છે. કુશળ (શ્રેષ્ઠ) કર્મ કરવાને માટે બે હાથની જેમ (સહાયક) છે અને સેવારૂપી શ્રેષ્ઠ ધર્મને ઓળખવા માટે નિર્મળ નેત્રો છે. ભરતજી આ આધાર મળી જવાને કારણે પરમ આનંદિત છે. તેમને એવું જ સુખ થયું, જેવું શ્રીસીતારામજીના રહેવાથી થાત. ॥૪॥

**દો૦ – માગેઉ બિદા પ્રનામુ કરિ રામ લિએ ઉર લાઇ ।**
**લોગ ઉચાટે અમરપતિ કુટિલ કુઅવસરુ પાઇ ॥ ૩૧૬॥**

ભરતજીએ પ્રણામ કરીને વિદાય માગી, ત્યારે શ્રીરામચન્દ્રજીએ એમને હૃદયે ચાંપી દીધા. અહીં કુટિલ ઈન્દ્રે ખરાબ તક જોઈને લોકોને ઉચાટ કરી દીધા. ॥ ૩૧૬॥

**ચૌ૦ – સો કુચાલિ સબ કહઁ ભઇ નીકી । અવધિ આસ સમ જીવનિ જી કી ॥**
**નતરુ લખન સિય રામ બિયોગા । હહરિ મરત સબ લોગ કુરોગા ॥ ૧॥**

તે કુચાલ પણ સર્વને માટે હિતકર થઈ ગઈ. અવધિની આશા સમાન જ તે જીવનને માટે સંજીવની થઈ ગઈ. નહીંતર (ઉચાટન ન થાત તો) લક્ષ્મણજી, સીતાજી અને શ્રીરામચન્દ્રજીના વિયોગરૂપી ખરાબ રોગથી સર્વે લોકો ગભરાઈને (હાય-હાય કરીને) મરી જ જતા. ॥ ૧॥

**રામકૃપાઁ અવરેબ સુધારી । બિબુધ ધારિ ભઇ ગુનદ ગોહારી ॥**
**ભેંટત ભુજ ભરિ ભાઇ ભરત સો । રામ પ્રેમ રસુ કહિ ન પરત સો ॥ ૨॥**

શ્રીરામજીની કૃપાએ સર્વે મૂંઝવણ સુધારી દીધી. દેવોની સેના જે લૂંટવા આવી હતી, તે જ ગુણદાયક (હિતકારી) અને રક્ષક બની ગઈ. શ્રીરામજી બાથે ભરીને ભાઈ ભરતને ભેટી રહ્યા છે. શ્રીરામજીના પ્રેમનો તે રસ (આનંદ) કહી નથી શકાતો. ॥ ૨॥

**તન મન બચન ઉમગ અનુરાગા । ધીર ધુરંધર ધીરજુ ત્યાગા ॥**
**બારિજ લોચન મોચત બારી । દેખિ દસા સુર સભા દુખારી ॥ ૩॥**

તન, મન અને વચન ત્રણેયમાં પ્રેમ ઊભરાઈ પડ્યો. ધીરજની ધુરાને ધારણ કરનારા શ્રીરઘુનાથજીએ પણ ધીરજ ત્યાગી દીધી. તે કમળ સમાન નેત્રોમાંથી [પ્રેમાશ્રુઓનું] જળ વહાવવા લાગ્યા. તેમની આ દશા જોઈને દેવતાઓની સભા દુઃખી થઈ ગઈ. ॥ ૩॥

**મુનિગન ગુર ધુર ધીર જનક સે । ગ્યાન અનલ મન કસેં કનક સે ॥**
**જે બિરંચિ નિરલેપ ઉપાએ । પદુમ પત્ર જિમિ જગ જલ જાએ ॥ ૪॥**

મુનિગણ, ગુરુ વશિષ્ઠજી અને જનકજી જેવા ધીરધુરંધર જે પોતાના મનને જ્ઞાનરૂપી અગ્નિમાં સોના સમાન કસી ચૂક્યા હતા, જેમને બ્રહ્માજીએ નિર્લેપ જ રચ્યા અને જે જગતરૂપી જળમાં કમળના પાંદડાની જેમ જ (જગતમાં રહેતાંય જગતથી અનાસક્ત) ઉત્પન્ન થયા, ॥ ૪॥

**દો૦ – તેઉ બિલોકિ રઘુબર ભરત પ્રીતિ અનૂપ અપાર ।**
**ભએ મગન મન તન બચન સહિત બિરાગ બિચાર ॥ ૩૧૭॥**

તે પણ શ્રીરામજી અને ભરતજીના ઉપમારહિત અપાર પ્રેમને જોઈને વૈરાગ્ય અને વિવેકસહિત તન, મન, વચનથી એ પ્રેમમાં મગ્ન થઈ ગયા. ॥ ૩૧૭॥

**ચૌ૦ – જહાઁ જનક ગુર ગતિ મતિ ભોરી । પ્રાકૃત પ્રીતિ કહત બડ઼િ ખોરી ॥**
**બરનત રઘુબર ભરત બિયોગૂ । સુનિ કઠોર કબિ જાનિહિ લોગૂ ॥ ૧॥**

જ્યાં જનકજી અને ગુરુ વશિષ્ઠજીની બુદ્ધિની ગતિ કુંઠિત થઈ ગઈ, તે દિવ્ય પ્રેમને પ્રાકૃત (લૌકિક) કહેવામાં મોટો દોષ છે. શ્રીરામચન્દ્રજી અને ભરતજીના વિયોગનું વર્ણન કરતાં સાંભળીને લોકો કવિને કઠોરહૃદય સમજશે. ॥ ૧॥

**સો સકોચ રસુ અકથ સુબાની। સમઉ સનેહુ સુમિરિ સકુચાની ॥**
**ભેંટિ ભરતુ રઘુબર સમુઝાએ। પુનિ રિપુદવનુ હરષિ હિયઁ લાએ ॥ ૨॥**

તે સંકોચ-રસ અકથનીય છે. માટે કવિની સુંદર વાણી એ સમયે એના પ્રેમનું સ્મરણ કરીને સંકોચાઈ ગઈ. ભરતજીને ભેટીને શ્રીરઘુનાથજીએ એમને સમજાવ્યા. પછી હર્ષિત થઈને શત્રુઘ્નજીને હૃદયે લગાડી દીધા. ॥ ૨॥

**સેવક સચિવ ભરત રુખ પાઈ। નિજ નિજ કાજ લગે સબ જાઈ ॥**
**સુનિ દારુન દુખુ દુહૂઁ સમાજા। લગે ચલન કે સાજન સાજા ॥ ૩॥**

સેવક અને મન્ત્રી ભરતજીની રુચિ જાણીને સર્વે પોતપોતાના કાર્યમાં લાગી ગયા. આ સાંભળીને બંને સમાજોમાં દારુણ દુઃખ છવાઈ ગયું. તેઓ ચાલવાની તૈયારી કરવા લાગ્યા. ॥ ૩॥

**પ્રભુ પદ પદુમ બંદિ દોઉ ભાઈ। ચલે સીસ ધરિ રામ રજાઈ ॥**
**મુનિ તાપસ બનદેવ નિહોરી। સબ સનમાનિ બહોરિ બહોરી ॥ ૪॥**

પ્રભુના ચરણકમળોની વંદના કરીને તથા શ્રીરામચન્દ્રજીની આજ્ઞા સિરોધાર્ય કરીને ભરત-શત્રુઘ્ન બંને ભાઈ ચાલ્યા. અને મુનિ, તપસ્વી અને વનદેવતા સર્વેનું વારંવાર સન્માન કરીને એમને વિનંતી કરી. ॥ ૪॥

**દો૦ – લખનહિ ભેંટિ પ્રનામુ કરિ સિર ધરિ સિય પદ ધૂરિ।**
**ચલે સપ્રેમ અસીસ સુનિ સકલ સુમંગલ મૂરિ ॥ ૩૧૮॥**

પછી લક્ષ્મણજીને ક્રમશઃ ભેટીને તથા પ્રણામ કરીને, સીતાજીના ચરણોની રજને માથે ધારણ કરીને, સમસ્ત મંગળોના મૂળ આશીર્વાદ સાંભળીને, તેઓ પ્રેમસહિત ચાલ્યા. ॥ ૩૧૮॥

**ચૌ૦ – સાનુજ રામ નૃપહિ સિર નાઈ। કીન્હિ બહુત બિધિ બિનય બડ઼ાઈ ॥**
**દેવ દયા બસ બડ઼ દુખુ પાયઉ। સહિત સમાજ કાનનહિં આયઉ ॥ ૧॥**

નાના ભાઈ લક્ષ્મણજી સાથે શ્રીરામજીએ રાજા જનકજીને શીશ નમાવી તેમની અનેક પ્રકારે પ્રાર્થના અને પ્રશંસા કરી [અને કહ્યું –] હે દેવ! દયાવશ આપ ઘણું દુઃખ પામ્યા. આપ સમાજસહિત વનમાં આવ્યા. ॥ ૧॥

**પુર પગુ ધારિઅ દેઈ અસીસા। કીન્હ ધીર ધરિ ગવનુ મહીસા ॥**
**મુનિ મહિદેવ સાધુ સનમાને। બિદા કિએ હરિ હર સમ જાને ॥ ૨॥**

હવે, આશીર્વાદ આપીને નગરે પધારો. આ સાંભળીને રાજા જનકજીએ ધીરજ ધરીને પ્રયાણ કર્યું. પછી શ્રીરામચન્દ્રજીએ મુનિ, બ્રાહ્મણ અને સાધુઓને વિષ્ણુ અને શિવની સમાન જાણીને સન્માન કરીને વિદાય કર્યા. ॥ ૨॥

**સાસુ સમીપ ગએ દોઉ ભાઈ। ફિરે બંદિ પગ આસિષ પાઈ॥**
**કૌસિક બામદેવ જાબાલી। પુરજન પરિજન સચિવ સુચાલી॥૩॥**

પછી શ્રીરામ-લક્ષ્મણ બંને ભાઈ સાસુ(સુનયનાજી)ની પાસે ગયા અને એમના ચરણોની વંદના કરીને આશીર્વાદ પામી પાછા આવ્યા. પછી વિશ્વામિત્ર, વામદેવ, જાબાલિ અને શુભ આચરણવાળા કુટુમ્બી, નગરનિવાસી અને મન્ત્રી – ॥૩॥

**જથા જોગુ કરિ બિનય પ્રનામા। બિદા કિએ સબ સાનુજ રામા॥**
**નારિ પુરુષ લઘુ મધ્ય બડ઼ેરે। સબ સનમાનિ કૃપાનિધિ ફેરે॥૪॥**

સર્વેને નાના ભાઈ લક્ષ્મણજી સાથે શ્રીરામચન્દ્રજીએ યથાયોગ્ય વિનય અને પ્રણામ કરીને વિદાય કર્યા. કૃપાનિધાન શ્રીરામચન્દ્રજીએ નાના, વચેટ અને વડીલ સર્વે શ્રેણીનાં સ્ત્રી-પુરુષોનું સન્માન કરીને એમને પાછા વાળ્યાં. ॥૪॥

**દો૰– ભરત માતુ પદ બંદિ પ્રભુ સુચિ સનેહઁ મિલિ ભેંટિ।**
**બિદા કીન્હ સજિ પાલકી સકુચ સોચ સબ મેટિ॥૩૧૯॥**

ભરતનાં માતા કૈકેયીના ચરણોની વંદના કરીને પ્રભુ શ્રીરામચન્દ્રજીએ પવિત્ર (નિષ્કપટ) પ્રેમની સાથે એમને મળી-ભેટીને તથા એમના સર્વે સંકોચ અને શોકને મટાડી પાલખી સજાવીને એમને વિદાય કર્યાં. ॥૩૧૯॥

**ચૌ૰– પરિજન માતુ પિતહિ મિલિ સીતા। ફિરી પ્રાનપ્રિય પ્રેમ પુનીતા॥**
**કરિ પ્રનામુ ભેંટીં સબ સાસૂ। પ્રીતિ કહત કબિ હિયઁ ન હુલાસૂ॥૧॥**

પ્રાણપ્રિય પતિ શ્રીરામચન્દ્રજીની સાથે પવિત્ર પ્રેમ કરનારાં સીતાજી પિયરના કુટુમ્બીઓને તથા માતા-પિતાને મળીને પાછા આવ્યાં. પછી પ્રણામ કરી સર્વે સાસુઓને ગળે લાગી ભેટ્યાં. એમના પ્રેમનું વર્ણન કરવાને માટે કવિના હૃદયમાં ઉલ્લાસ (ઉત્સાહ) નથી થતો. ॥૧॥

**સુનિ સિખ અભિમત આસિષ પાઈ। રહી સીય દુહુ પ્રીતિ સમાઈ॥**
**રઘુપતિ પટુ પાલકીં મગાઈં। કરિ પ્રબોધુ સબ માતુ ચઢ઼ાઈં॥૨॥**

તેમનો ઉપદેશ સાંભળીને મનમાગ્યો આશીર્વાદ પામીને સીતાજી સાસુઓ તથા માતા-પિતા બંને તરફની પ્રીતિમાં સમાઈ (ઘણી વાર સુધી નિમગ્ન) રહ્યાં! [પછી] શ્રીરઘુનાથજીએ સુંદર પાલખીઓ મંગાવડાવી અને સર્વે માતાઓને આશ્વાસન આપીને એની પર ચઢાવ્યાં. ॥૨॥

**બાર બાર હિલિ મિલિ દુહુ ભાઈં। સમ સનેહઁ જનનીં પહુઁચાઈં॥**
**સાજિ બાજિ ગજ બાહન નાના। ભરત ભૂપ દલ કીન્હ પયાના॥૩॥**

બંને ભાઈઓએ માતાઓને સમાન પ્રેમથી વારંવાર હળી-મળીને એમને વિદાય આપી. ભરતજી અને રાજા જનકજીનાં સૈન્યોએ ઘોડા, હાથી અને અનેક પ્રકારની સવારીઓ સજાવીને પ્રસ્થાન કર્યું. ॥૩॥

**હૃદયઁ રામુ સિય લખન સમેતા। ચલે જાહિં સબ લોગ અચેતા॥**
**બસહ બાજિ ગજ પસુ હિયઁ હારેં। ચલે જાહિં પરબસ મન મારેં॥૪॥**

સીતાજી અને લક્ષ્મણજીસહિત શ્રીરામચન્દ્રજીને હૃદયમાં રાખીને સર્વે લોક બેભાન થઈ ચાલ્યા જઈ રહ્યાં છે. બળદ-ઘોડા, હાથી આદિ પશુ હૃદયથી હારીને, (શિથિલ) પરવશ બની મનને મારી ચાલ્યા જઈ રહ્યાં છે. ॥૪॥

**દો૦ – ગુર ગુરતિય પદ બંદિ પ્રભુ સીતા લખન સમેત।**
**ફિરે હરષ બિસમય સહિત આએ પરન નિકેત॥૩૨૦॥**

ગુરુ વશિષ્ઠજી અને ગુરુપત્ની અરુંધતીના ચરણોની વંદના કરીને સીતાજી અને લક્ષ્મણજીસહિત પ્રભુ શ્રીરામચન્દ્રજી હર્ષ અને વિષાદની સાથે પાછા વળીને પર્ણકુટીએ આવ્યા. ॥૩૨૦॥

**ચૌ૦ – બિદા કીન્હ સનમાનિ નિષાદૂ। ચલેઉ હૃદયઁ બડ઼ બિરહ બિષાદૂ॥**
**કોલ કિરાત ભિલ્લ બનચારી। ફેરે ફિરે જોહારિ જોહારી॥૧॥**

પછી સન્માન કરીને નિષાદરાજને વિદાય કર્યા. તે ચાલ્યો તો ખરો, પરંતુ એના હૃદયમાં વિરહનો મોટો ભારે વિષાદ હતો. પછી શ્રીરામજીએ કોલ, કિરાત, ભીલ આદિ વનવાસી લોકોને વળાવ્યા. તે સર્વે જુહાર-જુહાર કરી (વંદના કરી કરી) પાછા ફર્યા. ॥૧॥

**પ્રભુ સિય લખન બૈઠિ બટ છાહીં। પ્રિય પરિજન બિયોગ બિલખાહીં॥**
**ભરત સનેહ સુભાઉ સુબાની। પ્રિયા અનુજ સન કહત બખાની॥૨॥**

પ્રભુ શ્રીરામચન્દ્રજી, સીતાજી અને લક્ષ્મણજી વડની છાયામાં બેસીને પ્રિયજન અને પરિવારના વિયોગથી દુ:ખી થઈ રહ્યાં છે. ભરતજીના સ્નેહ, સ્વભાવ અને સુંદર વાણીને વખાણી-વખાણીને તે પ્રિય પત્ની સીતાજી અને નાના ભાઈ લક્ષ્મણજીને કહેવા લાગ્યા. ॥૨॥

**પ્રીતિ પ્રતીતિ બચન મન કરની। શ્રીમુખ રામ પ્રેમ બસ બરની॥**
**તેહિ અવસર ખગ મૃગ જલ મીના। ચિત્રકૂટ ચર અચર મલીના॥૩॥**

શ્રીરામચન્દ્રજીએ પ્રેમને વશ થઈને ભરતજીનાં વચન, મન, કર્મની પ્રીતિ તથા વિશ્વાસનું પોતાના શ્રીમુખથી વર્ણન કર્યું. તે સમયે પક્ષી, પશુ અને જળની માછલીઓ, ચિત્રકૂટના સર્વે ચેતન અને જડ જીવ ઉદાસ થઈ ગયા. ॥૩॥

**બિબુધ બિલોકિ દસા રઘુબર કી। બરષિ સુમન કહિ ગતિ ઘર ઘર કી॥**
**પ્રભુ પ્રનામુ કરિ દીન્હ ભરોસો। ચલે મુદિત મન ડર ન ખરો સો॥૪॥**

શ્રીરઘુનાથજીની દશા જોઈને દેવતાઓએ એમની ઉપર ફૂલ વરસાવીને, પોતાના ઘરઘરની દશા કહી (દુખડાં સંભળાવ્યાં). પ્રભુ શ્રીરામચન્દ્રજીએ એમને પ્રણામ કરી આશ્વાસન આપ્યું. પછી તે પ્રસન્ન થઈને ચાલ્યા. મનમાં જરાય ડર ન રહ્યો. ॥૪॥

**દો૦ – સાનુજ સીય સમેત પ્રભુ રાજત પરન કુટીર ।**
**ભગતિ ગ્યાનુ બૈરાગ્ય જનુ સોહત ધરેં સરીર ॥ ૩૨૧॥**

નાના ભાઈ લક્ષ્મણજી અને સીતાજીસહિત પ્રભુ શ્રીરામચન્દ્રજી પર્ણકુટીમાં એવા સુશોભિત થઈ રહ્યા છે જાણે વૈરાગ્ય, ભક્તિ અને જ્ઞાન શરીર ધારણ કરીને શોભિત થઈ રહ્યાં હોય. ॥ ૩૨૧॥

**ચૌ૦ – મુનિ મહિસુર ગુર ભરત ભુઆલૂ । રામ બિરહઁ સબુ સાજુ બિહાલૂ ॥**
**પ્રભુ ગુન ગ્રામ ગનત મન માહીં । સબ ચુપચાપ ચલે મગ જાહીં ॥ ૧॥**

મુનિ, બ્રાહ્મણ, ગુરુ વશિષ્ઠજી, ભરતજી અને રાજા જનકજી – સર્વે સમાજ શ્રીરામચન્દ્રજીના વિરહમાં વિહ્‌વળ છે. પ્રભુના ગુણસમૂહોનું મનમાં સ્મરણ કરતાં સર્વે લોકો માર્ગમાં ચુપચાપ ચાલ્યા જઈ રહ્યા છે. ॥ ૧॥

**જમુના ઉતરિ પાર સબુ ભયઊ । સો બાસરુ બિનુ ભોજન ગયઊ ॥**
**ઉતરિ દેવસરિ દૂસર બાસૂ । રામસખાઁ સબ કીન્હ સુપાસૂ ॥ ૨॥**

[પ્રથમ દિવસે] બધા લોકો યમુનાજી ઊતરીને પાર થયા. તે દિવસ વગર ભોજને જ વીતી ગયો. બીજો મુકામ ગંગાજી ઊતરીને (ગંગાપાર શૃંગવેરપુરમાં) થયો. ત્યાં રામસખા નિષાદરાજે સર્વે સુપ્રબંધ કરી દીધો. ॥ ૨॥

**સઈ ઉતરિ ગોમતીં નહાએ । ચૌથેં દિવસ અવધપુર આએ ॥**
**જનકુ રહે પુર બાસર ચારી । રાજ કાજ સબ સાજ સઁભારી ॥ ૩॥**

પછી સઈ નદી ઊતરીને ગોમતીજીમાં સ્નાન કર્યું અને ચોથે દિવસે સર્વે અયોધ્યાજી જઈ પહોંચ્યા. જનકજી ચાર દિવસ અયોધ્યાજીમાં રહ્યા અને રાજકાજ અને સર્વે સાજ-સામાનને વ્યવસ્થિત કરી; ॥ ૩॥

**સૌંપિ સચિવ ગુર ભરતહિ રાજૂ । તેરહુતિ ચલે સાજિ સબુ સાજૂ ॥**
**નગર નારિ નર ગુર સિખ માની । બસે સુખેન રામ રજધાની ॥ ૪॥**

તથા મન્ત્રી, ગુરુજી તથા ભરતજીને રાજ્ય સોંપીને, સર્વે સાજ-સામાન ઠીક કરીને તિરહુતે (જનકપુરીએ) ચાલ્યા. નગરનાં સ્ત્રી-પુરુષ ગુરુજીનો ઉપદેશ માનીને શ્રીરામજીની રાજધાની અયોધ્યાજીમાં સુખપૂર્વક રહેવા લાગ્યાં. ॥ ૪॥

**દો૦ – રામ દરસ લગિ લોગ સબ કરત નેમ ઉપબાસ ।**
**તજિ તજિ ભૂષન ભોગ સુખ જિઅત અવધિ કીં આસ ॥ ૩૨૨॥**

સર્વે લોકો શ્રીરામચન્દ્રજીનાં દર્શનને માટે નિયમ અને ઉપવાસ કરવા લાગ્યા. તે ભૂષણ અને ભોગ-સુખોને ત્યજીને અવધિની આશાએ જીવી રહ્યા છે. ॥ ૩૨૨॥

**ચૌ૦ – સચિવ સુસેવક ભરત પ્રબોધે। નિજ નિજ કાજ પાઇ સિખ ઓધે॥**
**પુનિ સિખ દીન્હિ બોલિ લઘુ ભાઈ। સૌંપી સકલ માતુ સેવકાઈ॥૧॥**

ભરતજીએ મન્ત્રીઓ અને વિશ્વાસી સેવકોને સમજાવી તૈયાર કર્યા. તે સર્વે શિખામણ માનીને પોતપોતાના કાર્યમાં લાગી ગયા. વળી, નાના ભાઈ શત્રુઘ્નજીને બોલાવી શિખામણ આપી અને સર્વે માતાઓની સેવા એમને સોંપી. ॥૧॥

**ભૂસુર બોલિ ભરત કર જોરે। કરિ પ્રનામ બય બિનય નિહોરે॥**
**ઊँચ નીચ કારજુ ભલ પોચૂ। આયસુ દેબ ન કરબ સઁકોચૂ॥૨॥**

બ્રાહ્મણોને બોલાવી ભરતજીએ હાથ જોડીને પ્રણામ કરી અવસ્થા અનુસાર વિનય અને વિનંતી કરી કે આપ લોકો ઊચ્ચ-નીચ (મોટું-નાનું), સારું-નરસું જે કંઈ પણ કાર્ય હોય, એને માટે આજ્ઞા આપજો. સંકોચ ન કરશો. ॥૨॥

**પરિજન પુરજન પ્રજા બોલાએ। સમાધાનુ કરિ સુબસ બસાએ॥**
**સાનુજ ગે ગુર ગેહઁ બહોરી। કરિ દંડવત કહત કર જોરી॥૩॥**

ભરતજીએ પછી પરિવારના લોકોને, નાગરિકોને તથા અન્ય પ્રજાને બોલાવીને, એમનું સમાધાન કરીને તેમને સુખપૂર્વક વસાવ્યા. પછી નાના ભાઈ શત્રુઘ્નસહિત તે ગુરુજીના ઘેર ગયા અને દંડવત્ કરીને હાથ જોડીને બોલ્યા – ॥૩॥

**આયસુ હોઇ ત રહૌં સનેમા। બોલે મુનિ તન પુલકિ સપેમા॥**
**સમુઝબ કહબ કરબ તુમ્હ જોઈ। ધરમ સારુ જગ હોઇહિ સોઈ॥૪॥**

આજ્ઞા હોય તો હું નિયમપૂર્વક રહું! મુનિ વશિષ્ઠજી શરીરે પુલકિત થઈ પ્રેમપૂર્વક બોલ્યા – હે ભરત! તમે જે કંઈ સમજશો, કહેશો અને કરશો, એ જ જગતમાં ધર્મનો સાર હશે. ॥૪॥

**દો૦ – સુનિ સિખ પાઇ અસીસ બડ઼િ ગનક બોલિ દિનુ સાધિ।**
**સિંઘાસન પ્રભુ પાદુકા બૈઠારે નિરુપાધિ॥૩૨૩॥**

ભરતજીએ આ સાંભળીને અને શિખામણ તથા મોટો આશીર્વાદ પામીને જ્યોતિષિઓને બોલાવ્યા અને દિવસ (સારું મુહૂર્ત) જોઈને પ્રભુની ચરણપાદુકાઓને નિર્વિઘ્નતાપૂર્વક સિંહાસને બિરાજમાન કરાવી. ॥૩૨૩॥

**ચૌ૦ – રામ માતુ ગુર પદ સિરુ નાઈ। પ્રભુ પદ પીઠ રજાયસુ પાઈ॥**
**નંદિગાવઁ કરિ પરન કુટીરા। કીન્હ નિવાસુ ધરમ ધુર ધીરા॥૧॥**

વળી, શ્રીરામજીનાં માતા કૌશલ્યાજી અને ગુરુજીના ચરણોમાં માથું નમાવીને અને પ્રભુની ચરણપાદુકાઓની આજ્ઞા પામીને ધર્મની ધુરાને ધારણ કરવામાં ધીર ભરતજીએ નંદિગ્રામમાં પર્ણકુટિ બનાવીને એમાં જ નિવાસ કર્યો. ॥૧॥

**જટાજૂટ સિર મુનિપટ ધારી। મહિ ખનિ કુસ સાઁથરી સઁવારી॥**
**અસન બસન બાસન બ્રત નેમા। કરત કઠિન રિષિધરમ સપ્રેમા॥૨॥**

સિર પર જટાજૂટ અને શરીર પર મુનિઓનાં (વલ્કલ) વસ્ત્ર ધારણ કરીને, પૃથ્વીને ખોદીને એમાં દર્ભનું આસન પાથર્યું. ભોજન, વસ્ત્ર, વાસણ, વ્રત, નિયમ – સર્વે વાતોમાં તે ઋષિઓના કઠિન ધર્મનું પ્રેમસહિત આચરણ કરવા લાગ્યા. ॥૨॥

**ભૂષન બસન ભોગ સુખ ભૂરી। મન તન બચન તજે તિન તૂરી॥**
**અવધ રાજુ સુર રાજુ સિહાઈ। દસરથ ધનુ સુનિ ધનદુ લજાઈ॥૩॥**

ઘરેણાં-કપડાં અને અનેક પ્રકારનાં ભોગ-સુખોને મન, તન અને વચનથી તૃણ તોડીને (પ્રતિજ્ઞા કરીને) ત્યાગી દીધા. જે અયોધ્યાના રાજ્યને જોઈને દેવરાજ ઈન્દ્ર પણ ઈર્ષ્યા કરતા હતા અને [જ્યાંના રાજા] દશરથજીની સંપત્તિ સાંભળીને કુબેર પણ લજાઈ જતા હતા, ॥૩॥

**તેહિં પુર બસત ભરત બિનુ રાગા। ચંચરીક જિમિ ચંપક બાગા॥**
**રમા બિલાસુ રામ અનુરાગી। તજત બમન જિમિ જન બડ઼ભાગી॥૪॥**

તે અયોધ્યાપુરીમાં ભરતજી અનાસક્ત થઈને એ રીતે નિવાસ કરી રહ્યા છે જેમ ચંપાના બગીચામાં ભમરો. શ્રીરામચન્દ્રજીના પ્રેમી ધનભાગી પુરુષ લક્ષ્મીના વિલાસ(ભોગૈશ્વર્ય)ને વમનની જેમ ત્યાગી દે છે (પછી તેની તરફ જોતા પણ નથી). ॥૪॥

**દો૦ – રામ પેમ ભાજન ભરતુ બડ઼ે ન એહિં કરતૂતિ।**
**ચાતક હંસ સરાહિઅત ટેંક બિબેક બિભૂતિ॥૩૨૪॥**

પછી ભરતજી તો [સ્વયં] શ્રીરામચન્દ્રજીના પ્રેમને પાત્ર છે. તે આ (ભોગૈશ્વર્ય ત્યાગરૂપ) કરણીથી મોટા નથી થયા (અર્થાત્ તેમને માટે આ કોઈ મોટી વાત નથી). [પૃથ્વી પરનું જળ ન પીવાની] ટેકથી ચાતકની અને નીર-ક્ષીર-વિવેકની વિભૂતિ(શક્તિ)થી હંસનીય પ્રશંસા થાય છે. ॥૩૨૪॥

**ચૌ૦ – દેહ દિનહુઁ દિન દૂબરિ હોઈ। ઘટઇ તેજુ બલુ મુખછબિ સોઈ॥**
**નિત નવ રામ પ્રેમ પનુ પીના। બઢ઼ત ધરમ દલુ મનુ ન મલીના॥૧॥**

ભરતજીનું શરીર દિવસે દિવસે દૂબળું થતું જાય છે. (અન્ન, ઘૃત આદિથી ઉત્પન્ન થનાર મેદ ઘટી રહ્યો છે.) તેજ વધી રહ્યું છે. બળ અને મુખછબિ (મુખની કાન્તિ અથવા શોભા) તેવી જ બનેલી છે. રામપ્રેમનું પ્રણ નિત્ય નવું અને પુષ્ટ થાય છે, ધર્મના અંશો વધે છે અને મન ઉદાસ નથી (અર્થાત્ પ્રસન્ન છે). ॥૧॥

**જિમિ જલુ નિઘટત સરદ પ્રકાસે। બિલસત બેતસ બનજ બિકાસે॥**
**સમ દમ સંજમ નિયમ ઉપાસા। નખત ભરત હિય બિમલ અકાસા॥૨॥**

જેમ શરદઋતુના પ્રકાશ(વિકાસ)થી જળ ઘટે છે પરંતુ નેતર શોભા પામે છે અને કમળ વિકસિત થાય છે. શમ, દમ, સંયમ, નિયમ અને ઉપવાસ આદિ ભરતજીના હૃદયરૂપી નિર્મળ આકાશના નક્ષત્ર (તારાગણ) છે. ॥૨॥

**ધ્રુવ બિસ્વાસુ અવધિ રાકા સી। સ્વામિ સુરતિ સુરબીથિ બિકાસી॥**
**રામ પેમ બિધુ અચલ અદોષા। સહિત સમાજ સોહ નિત ચોખા॥૩॥**

વિશ્વાસ જ [એ આકાશમાં] ધ્રુવતારો છે, ચૌદ વર્ષની અવધિ [નું ધ્યાન] પૂર્ણિમાના સમાન છે અને સ્વામી શ્રીરામજીની સુરતિ (સ્મૃતિ) આકાશગંગા જેવી પ્રકાશિત છે. રામપ્રેમ જ અચળ (સદા રહેનાર) અને કલંકરહિત ચન્દ્રમા છે. તે પોતાના સમાજ (નક્ષત્રો) સહિત નિત્ય સુંદર સુશોભિત છે. ॥૩॥

**ભરત રહનિ સમુઝનિ કરતૂતી। ભગતિ બિરતિ ગુન બિમલ બિભૂતી॥**
**બરનત સકલ સુકબિ સકુચાહીં। સેસ ગનેસ ગિરા ગમુ નાહીં॥૪॥**

ભરતજીની રહેણી, સમજણ, કરણી, ભક્તિ, વૈરાગ્ય, નિર્મળ ગુણ અને ઐશ્વર્યનું વર્ણન કરવામાં સર્વે સુકવિ સંકોચાય છે; કેમ કે ત્યાં [અન્યોની તો વાત જ શું] સ્વયં શેષ, ગણેશ અને સરસ્વતીની પણ પહોંચ નથી. ॥૪॥

**દો૦ – નિત પૂજત પ્રભુ પાઁવરી પ્રીતિ ન હૃદયઁ સમાતિ।**
**માગિ માગિ આયસુ કરત રાજ કાજ બહુ ભાઁતિ॥૩૨૫॥**

તેઓ નિત્ય પ્રભુની પાદુકાઓનું પૂજન કરે છે, હૃદયમાં પ્રેમ સમાતો નથી. પાદુકાઓ પાસેથી આજ્ઞા માગી-માગીને અનેક પ્રકારનાં (સર્વે જાતનાં) રાજ-કાજ કરે છે. ॥૩૨૫॥

**ચૌ૦ – પુલક ગાત હિયઁ સિય રઘુબીરૂ। જીહ નામુ જપ લોચન નીરૂ॥**
**લખન રામ સિય કાનન બસહીં। ભરતુ ભવન બસિ તપ તનુ કસહીં॥૧॥**

શરીર પુલકિત છે, હૃદયમાં શ્રીસીતા-રામજી છે. જીભ રામ-નામ જપી રહી છે, નેત્રોમાં પ્રેમનું જળ ભરાયું છે. લક્ષ્મણજી, શ્રીરામજી અને સીતાજી તો વનમાં વસે છે, પરંતુ ભરતજી ઘરમાં જ રહીને તપ દ્વારા શરીરને કસી રહ્યા છે. ॥૧॥

**દોઉ દિસિ સમુઝિ કહત સબુ લોગૂ। સબ બિધિ ભરત સરાહન જોગૂ॥**
**સુનિ બ્રત નેમ સાધુ સકુચાહીં। દેખિ દસા મુનિરાજ લજાહીં॥૨॥**

બંને તરફની સ્થિતિ સમજીને સર્વે લોક કહે છે કે ભરતજી સર્વે પ્રકારે પ્રશંસા કરવા યોગ્ય છે. તેમના વ્રત અને નિયમોને સાંભળીને સાધુ-સંત પણ સંકોચાઈ જાય છે અને એમની સ્થિતિ જોઈને મુનિરાજ પણ લજ્જિત થાય છે. ॥૨॥

**પરમ પુનીત ભરત આચરનૂ। મધુર મંજુ મુદ મંગલ કરનૂ॥**
**હરન કઠિન કલિ કલુષ કલેસૂ। મહામોહ નિસિ દલન દિનેસૂ॥૩॥**

ભરતજીનું પરમ પવિત્ર આચરણ (ચરિત્ર) મધુર, સુંદર અને આનંદ-મંગળોને કરનારું છે. કળિયુગનાં કઠિન પાપો અને ક્લેશોને હરનારું છે. મહામોહરૂપી રાત્રિને નષ્ટ કરવા માટે સૂર્યની સમાન છે. ॥૩॥

**પાપ પુંજ કુંજર મૃગરાજૂ। સમન સકલ સંતાપ સમાજૂ॥**
**જન રંજન ભંજન ભવ ભારૂ। રામ સનેહ સુધાકર સારૂ॥૪॥**

પાપસમૂહરૂપી હાથીને માટે સિંહ છે. બધાય સંતાપોના સૈન્યનો નાશ કરનારું છે. ભક્તોને આનંદ આપનાર અને ભવના ભાર(સંસારના દુઃખ)નું ભંજન કરનારું તથા શ્રીરામપ્રેમરૂપી ચન્દ્રમાનું સત્ત્વ (અમૃત) છે. ॥૪॥

છં૦ – **સિય રામ પ્રેમ પિયૂષ પૂરન હોત જનમુ ન ભરત કો।**
**મુનિ મન અગમ જમ નિયમ સમ દમ બિષમ બ્રત આચરત કો॥**
**દુખ દાહ દારિદ દંભ દૂષન સુજસ મિસ અપહરત કો।**
**કલિકાલ તુલસી સે સઠન્હિ હઠિ રામ સનમુખ કરત કો॥**

શ્રીસીતારામજીના પ્રેમરૂપી અમૃતથી પરિપૂર્ણ ભરતજીનો જન્મ જો ન થાત, તો મુનિઓના મનને પણ અગમ યમ, નિયમ, શમ, દમ આદિ કઠિન વ્રતોનું આચરણ કોણ કરત? દુઃખ, સંતાપ, દરિદ્રતા, દંભ આદિ દોષોને પોતાના સુયશના બહાને કોણ હરણ કરત? તથા કળિકાળમાં તુલસીદાસ-જેવા શઠોને હઠપૂર્વક કોણ શ્રીરામજીની સન્મુખ કરત?

સો૦ – **ભરત ચરિત કરિ નેમુ તુલસી જો સાદર સુનહિં।**
**સીય રામ પદ પેમુ અવસિ હોઈ ભવ રસ બિરતિ॥૩૨૬॥**

તુલસીદાસજી કહે છે – જે કોઈ ભરતજીના ચરિત્રને નિયમથી આદરપૂર્વક સાંભળશે, તેમને અવશ્ય જ શ્રીસીતારામજીના ચરણોમાં પ્રેમ થશે અને સાંસારિક વિષય-રસથી વૈરાગ્ય થશે. ॥૩૨૬॥

## માસપારાયણ, એકવીસમો વિશ્રામ

**ઇતિ શ્રીમદ્રામચરિતમાનસે સકલકલિકલુષવિધ્વંસને દ્વિતીયઃ સોપાનઃ સમાપ્તઃ।**

કળિયુગનાં સંપૂર્ણ પાપોનો વિધ્વંસ કરનાર શ્રીરામચરિતમાનસનો આ બીજો સોપાન સમાપ્ત થયો.

**(અયોધ્યાકાંડ સમાપ્ત)**



ભગવાન રામની સુગ્રીવ સાથે મૈત્રી



સખા સાચો ત્યાગહુ બલ મોરેં । સબ બિધિ ઘટબ કાજ મૈં તોરેં ॥

શ્રીગણેશાય નમઃ

શ્રીજાનકીવલ્લભો વિજયતે

# શ્રીરામચરિતમાનસ



## તૃતીય સોપાન



## અરણ્યકાંડ

### શ્લોક

**મૂલં ધર્મતરોર્વિવેકજલધેઃ પૂર્ણેન્દુમાનન્દદં**
**વૈરાગ્યામ્બુજભાસ્કરં હ્યઘઘનધ્વાન્તાપહં તાપહમ્ ।**
**મોહામ્ભોધરપૂગપાટનવિધૌ સ્વઃસમ્ભવં શઙ્કરં**
**વન્દે બ્રહ્મકુલં કલઙ્કશમનં શ્રીરામભૂપપ્રિયમ્ ॥ ૧॥**

ધર્મરૂપી વૃક્ષનાં મૂળ, વિવેકરૂપી સમુદ્રને આનંદ આપનાર પૂર્ણચન્દ્ર, વૈરાગ્યરૂપી કમળને [વિકસિત કરનાર] સૂર્ય, પાપરૂપી ઘોર અન્ધકારનો નિશ્ચયપૂર્વક નાશ કરનાર, ત્રિવિધ તાપને હરનાર, મોહરૂપી વાદળોના સમૂહને છિન્ન-ભિન્ન કરવાની ક્રિયામાં આકાશથી ઉત્પન્ન થનાર પવનસ્વરૂપ, બ્રહ્માજીના વંશજ (આત્મજ) તથા કલંકનાશક મહારાજ શ્રીરામચન્દ્રજીના પ્રિય શ્રીશંકરજીની હું વન્દના કરું છું. ॥ ૧॥

**સાન્દ્રાનન્દપયોદસૌભગતનું પીતામ્બરં સુન્દરં**
**પાણૌ બાણશરાસનં કટિલસત્તૂણીરભારં વરમ્ ।**
**રાજીવાયતલોચનં ધૃતજટાજૂટેન સંશોભિતં**
**સીતાલક્ષ્મણસંયુતં પથિગતં રામાભિરામં ભજે ॥ ૨॥**

જેમનું શરીર જળયુક્ત મેઘોના સમાન સુન્દર (શ્યામવર્ણ) તેમજ આનંદઘન છે, જેમણે સુન્દર (વલ્કલનાં) પીળાં વસ્ત્રો ધારણ કર્યાં છે, જેમના હાથમાં ધનુષ અને બાણ છે, કમર ઉત્તમ ભાથાના ભારથી સુશોભિત છે, કમળના સમાન વિશાળ નેત્રો છે અને મસ્તક પર જટાજૂટ ધારણ કરેલ છે, એવા અત્યંત શોભાયમાન શ્રીસીતાજી તથા લક્ષ્મણજીની સાથે માર્ગમાં જતાં, આનંદ આપનારા શ્રીરામચન્દ્રજીને હું ભજું છું. ॥ ૨॥

**સો૦ – ઉમા રામ ગુન ગૂઢ઼ પંડિત મુનિ પાવહિં બિરતિ।**
**પાવહિં મોહ બિમૂઢ઼ જે હરિ બિમુખ ન ધર્મ રતિ॥**

હે પાર્વતી! શ્રીરામજીના ગુણો ગૂઢ છે, પંડિતો તથા મુનિઓ તેમને સમજીને વૈરાગ્ય પ્રાપ્ત કરે છે. પરન્તુ જેઓ ભગવાનથી વિમુખ છે અને જેમનો ધર્મમાં પ્રેમ નથી, એવા મહામૂઢો [તેમનું શ્રવણ કરીને] મોહ પામે છે.

**ચૌ૦ – પુર નર ભરત પ્રીતિ મૈં ગાઈ। મતિ અનુરૂપ અનૂપ સુહાઈ॥**
**અબ પ્રભુ ચરિત સુનહુ અતિ પાવન। કરત જે બન સુર નર મુનિ ભાવન॥૧॥**

નગરજનો અને ભરતજીના અનુપમ અને સુન્દર પ્રેમનું મેં મારી બુદ્ધિ પ્રમાણે ગાન કર્યું. હવે દેવતા, મનુષ્ય અને મુનિઓના મનને ગમનાર પ્રભુ શ્રીરામચન્દ્રજીનાં તે અત્યંત પવિત્ર ચરિત્ર સાંભળો, જે તેઓ વનમાં કરી રહ્યા છે. ॥૧॥

**એક બાર ચુનિ કુસુમ સુહાએ। નિજ કર ભૂષન રામ બનાએ॥**
**સીતહિ પહિરાએ પ્રભુ સાદર। બૈઠે ફટિક સિલા પર સુંદર॥૨॥**

એક વાર શ્રીરામચન્દ્રજીએ સુન્દર ફૂલો વીણીને પોતાના હાથે ભાત-ભાતનાં આભૂષણો બનાવ્યાં અને સુન્દર સ્ફટિક શિલા પર બેઠેલાં પ્રભુએ શ્રીસીતાજીને તે ઘરેણાં આદર સહિત પહેરાવ્યાં. ॥૨॥

**સુરપતિ સુત ધરિ બાયસ બેષા। સઠ ચાહત રઘુપતિ બલ દેખા॥**
**જિમિ પિપીલિકા સાગર થાહા। મહા મંદમતિ પાવન ચાહા॥૩॥**

દેવરાજ ઇન્દ્રનો મૂર્ખ પુત્ર મહામંદબુદ્ધિ જયંત કાગડાનું રૂપ ધારણ કરીને શ્રીરઘુનાથજીનું બળ જોવા ઇચ્છે છે, જેમ કીડી સમુદ્રનો તાગ પામવા ઇચ્છતી હોય. ॥૩॥

**સીતા ચરન ચોંચ હતિ ભાગા। મૂઢ઼ મંદમતિ કારન કાગા॥**
**ચલા રુધિર રઘુનાયક જાના। સીંક ધનુષ સાયક સંધાના॥૪॥**

તે મૂઢ જયંત, મન્દબુદ્ધિ હોવાના કારણે (ભગવાનના બળની પરીક્ષા કરવા માટે) બનેલો કાગડો સીતાજીના ચરણ પર ચાંચ મારીને ભાગ્યો. જ્યારે લોહી વહેવા લાગ્યું, ત્યારે શ્રીરઘુનાથજીએ જાણ્યું અને ધનુષ પર સરકડાના બાણનું સંધાન કર્યું. ॥૪॥

**દો૦ – અતિ કૃપાલ રઘુનાયક સદા દીન પર નેહ।**
**તા સન આઇ કીન્હ છલુ મૂરખ અવગુન ગેહ॥૧॥**

શ્રીરઘુનાથજી કે જેઓ અત્યંત કૃપાળુ છે અને જેમનો દીનજનો પર સર્વદા સ્નેહ રહે છે, તેમની સાથે પણ તે અવગુણોના ઘર સમાન મૂર્ખ જયંતે ત્યાં આવીને કપટ કર્યું. ॥૧॥

**ચૌ૦ – પ્રેરિત મંત્ર બ્રહ્મસર ધાવા। ચલા ભાજિ બાયસ ભય પાવા॥૧॥**
**ધરિ નિજ રૂપ ગયઉ પિતુ પાહીં। રામ બિમુખ રાખા તેહિ નાહીં॥૧॥**

મન્ત્રથી પ્રેરિત થઈને તે બ્રહ્મબાણ દોડ્યું, ત્યારે કાગડો ભયભીત થઈને નાસી છૂટ્યો. તે પોતાનું અસલ રૂપ ધારણ કરીને પોતાના પિતા ઇન્દ્ર પાસે ગયો, પરંતુ શ્રીરામજીનો વિરોધી જાણીને ઇન્દ્રે એને (પોતાની પાસે) રાખ્યો નહિ – ॥૧॥

**ભા નિરાસ ઉપજી મન ત્રાસા । જથા ચક્ર ભય રિષિ દુર્બાસા ॥**
**બ્રહ્મધામ સિવપુર સબ લોકા । ફિરા શ્રમિત બ્યાકુલ ભય સોકા ॥ ૨॥**

ત્યારે તે નિરાશ થઈ ગયો. તેના મનમાં ભય ઉત્પન્ન થઈ ગયો, જેમ દુર્વાસા ઋષિને સુદર્શન ચક્રથી ભય ઊભો થયો હતો. તે બ્રહ્મલોક, શિવલોક વગેરે સઘળા લોકોમાં થાકીને અને ભય-શોકથી વ્યાકુળ થઈને ભાગતો ફર્યો. ॥ ૨॥

**કાહૂઁ બૈઠન કહા ન ઓહી । રાખિ કો સકઈ રામ કર દ્રોહી ॥**
**માતુ મૃત્યુ પિતુ સમન સમાના । સુધા હોઈ બિષ સુનુ હરિજાના ॥ ૩॥**

(પરન્તુ રાખવાનું તો દૂર રહ્યું) કોઈએ તેને બેસવા માટે પણ કહ્યું નહિ. શ્રીરામજીના દ્રોહીને કોણ રાખી શકે છે? [કાકભુશુંડિજી કહે છે —] હે ગરુડ! સાંભળો, તેના માટે માતા મૃત્યુના સમાન, પિતા યમરાજના સમાન અને અમૃત વિષ સમાન થઈ જાય છે. ॥ ૩॥

**મિત્ર કરઈ સત રિપુ કૈ કરની । તા કહઁ બિબુધનદી બૈતરની ॥**
**સબ જગુ તાહિ અનલહુ તે તાતા । જો રઘુબીર બિમુખ સુનુ ભ્રાતા ॥ ૪॥**

મિત્ર સેંકડો શત્રુઓની જેમ વર્તવા લાગે છે, દેવનદી ગંગાજી તેના માટે વૈતરણી (યમપુરીની નદી) થઈ જાય છે. હે ભાઈ! સાંભળો, જે શ્રીરઘુનાથજીથી વિમુખ થઈ જાય છે, તેના માટે સમસ્ત જગત અગ્નિથી પણ વધારે ગરમ (બાળનાર) થઈ જાય છે. ॥ ૪॥

**નારદ દેખા બિકલ જયંતા । લાગિ દયા કોમલ ચિત સંતા ॥**
**પઠવા તુરત રામ પહિં તાહી । કહેસિ પુકારિ પ્રનત હિત પાહી ॥ ૫॥**

નારદજીએ જયંતને વ્યાકુળ જોયો તો તેમને દયા આવી ગઈ. કારણ કે સંતોનું ચિત્ત ઘણું જ કોમળ હોય છે. નારદજીએ જયંતને એવી શિખામણ આપી કે શ્રીરામજીની પાસે શીઘ્ર જઈને પોકારીને એમ કહેજો કે ‘હે શરણાગતના હિતકારી! મારી રક્ષા કરો!’ જયંતે નારદજીના કહ્યા પ્રમાણે કર્યું. ॥ ૫॥

**આતુર સભય ગહેસિ પદ જાઈ । ત્રાહિ ત્રાહિ દયાલ રઘુરાઈ ॥**
**અતુલિત બલ અતુલિત પ્રભુતાઈ । મૈં મતિમંદ જાનિ નહિં પાઈ ॥ ૬॥**

આતુર અને ભયભીત જયંતે જઈને શ્રીરામચન્દ્રજીના ચરણ પકડી લીધા. [અને કહ્યું —] હે દયાળુ રઘુનાથજી! રક્ષા કરો, રક્ષા કરો. આપના અતુલિત બળ અને આપની અતુલિત પ્રભુતા (સામર્થ્ય)ને હું મંદબુદ્ધિ નહોતો જાણી શક્યો. ॥ ૬॥

**નિજ કૃત કર્મ જનિત ફલ પાયઉઁ । અબ પ્રભુ પાહિ સરન તકિ આયઉઁ ॥**
**સુનિ કૃપાલ અતિ આરત બાની । એકનયન કરિ તજા ભવાની ॥ ૭॥**

પોતાના કરેલ કર્મથી ઉત્પન્ન થયેલ ફળ મેં પામી લીધું. હવે, હે પ્રભુ! મારી રક્ષા કરો. હું આપના શરણે આવ્યો છું. [શિવજી કહે છે —] હે પાર્વતી! કૃપાળુ શ્રીરઘુનાથજીએ તેની અત્યંત આર્ત વાણી સાંભળીને તેને એક આંખે કાણો કરીને છોડી દીધો. ॥ ૭॥

**સો૦ – કીન્હ મોહ બસ દ્રોહ જદ્યપિ તેહિ કર બધ ઉચિત ।**
**પ્રભુ છાડ઼ેઉ કરિ છોહ કો કૃપાલ રઘુબીર સમ ॥ ૨॥**

તેણે મોહવશ દ્રોહ કર્યો હતો, માટે તેનો વધ યોગ્ય જ હતો, છતાંય, પ્રભુએ કૃપા કરીને તેને છોડી દીધો. શ્રીરામજીના સમાન કૃપાળુ બીજો કોણ હોઈ શકે? ॥ ૨॥

**ચૌ૦ – રઘુપતિ ચિત્રકૂટ બસિ નાના । ચરિત કિએ શ્રુતિ સુધા સમાના ॥**
**બહુરિ રામ અસ મન અનુમાના । હોઈહિ ભીર સબહિં મોહિ જાના ॥ ૧॥**

ચિત્રકૂટમાં રહીને શ્રીરઘુનાથજીએ ઘણાં જ ચરિત્રો કર્યાં, જે કાનો માટે અમૃત સમાન [પ્રિય] છે. ત્યારબાદ (કેટલાક સમય પછી) શ્રીરામજીએ મનમાં એવું અનુમાન કર્યું કે મને બધા લોકો ઓળખી ગયા છે, જેથી (અહીં) માણસોની મોટી ભીડ થઈ જશે. ॥ ૧॥

**સકલ મુનિન્હ સન બિદા કરાઈ । સીતા સહિત ચલે દ્વૌ ભાઈ ॥**
**અત્રિ કે આશ્રમ જબ પ્રભુ ગયઊ । સુનત મહામુનિ હરષિત ભયઊ ॥ ૨॥**

[એટલા માટે] સર્વે મુનિઓ પાસેથી વિદાય લઈને સીતાજીસહિત બન્ને ભાઈઓ ચાલ્યા! જ્યારે પ્રભુ અત્રિજીના આશ્રમમાં ગયા, તો તેમનું આગમન સાંભળતાં જ મહામુનિ હર્ષિત થઈ ગયા. ॥ ૨॥

**પુલકિત ગાત અત્રિ ઉઠિ ધાએ । દેખિ રામુ આતુર ચલિ આએ ॥**
**કરત દંડવત મુનિ ઉર લાએ । પ્રેમ બારિ દ્વૌ જન અન્હવાએ ॥ ૩॥**

શરીર પુલકિત થઈ ગયું, અત્રિજી ઊઠીને દોડ્યા. તેમને દોડતાં આવતા જોઈને શ્રીરામજી અધિક શીઘ્રતાથી ચાલ્યા આવ્યા. દંડવત્ પ્રણામ કરતાં શ્રીરામજીને [ઉઠાવીને] મુનિએ હૃદય સાથે લગાવી દીધા અને પ્રેમાશ્રુઓના જળથી બન્ને ભાઈઓને નવડાવી દીધા. ॥ ૩॥

**દેખિ રામ છબિ નયન જુડ઼ાને । સાદર નિજ આશ્રમ તબ આને ॥**
**કરિ પૂજા કહિ બચન સુહાએ । દિએ મૂલ ફલ પ્રભુ મન ભાએ ॥ ૪॥**

શ્રીરામજીની શોભા જોઈને મુનિનાં નેત્રો શીતળ થઈ ગયાં. પછી તેઓ તેમને આદરપૂર્વક પોતાના આશ્રમમાં લઈ આવ્યા. પૂજન કરીને સુન્દર વચનો કહીને મુનિએ તેમને કંદમૂળ અને ફળો આપ્યાં, જે પ્રભુના મનને બહુ જ ગમ્યાં. ॥ ૪॥

**સો૦ – પ્રભુ આસન આસીન ભરિ લોચન સોભા નિરખિ ।**
**મુનિબર પરમ પ્રબીન જોરિ પાનિ અસ્તુતિ કરત ॥ ૩॥**

પ્રભુ આસન પર બિરાજમાન છે. નેત્રો ભરીને તેમની શોભા નિરખીને, પરમ પ્રવીણ મુનિશ્રેષ્ઠ હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યા – ॥ ૩॥

**છં૦ – નમામિ ભક્ત વત્સલં । કૃપાલુ શીલ કોમલં ।**
**ભજામિ તે પદાંબુજં । અકામિનાં સ્વધામદં ॥ ૧॥**

હે ભક્તવત્સલ! હે કૃપાળુ! હે કોમળ સ્વભાવવાળા! હું આપને નમસ્કાર કરું છું. નિષ્કામ પુરુષોને પોતાનું પરમધામ પ્રદાન કરનારા આપના ચરણકમળોને હું ભજું છું. ॥ ૧॥

**નિકામ શ્યામ સુંદરં । ભવાંબુનાથ મંદરં ।**
**પ્રફુલ્લ કંજ લોચનં । મદાદિ દોષ મોચનં ॥ ૨॥**

આપ અત્યંત સુંદર-શ્યામ અને સંસારરૂપી સમુદ્રને મથવા માટે મંદરાચળરૂપ, વિકસિત કમળ સમાન નેત્રોવાળા અને મદાદિક દોષોથી છોડાવનારા છો. ॥ ૨॥

**પ્રલંબ બાહુ વિક્રમં । પ્રભોડપ્રમેય વૈભવં ।**
**નિષંગ ચાપ સાયકં । ધરં ત્રિલોક નાયકં ॥ ૩॥**

હે પ્રભો! આપની લાંબી ભુજાઓનું પરાક્રમ અને આપનું ઐશ્વર્ય અપ્રમેય (બુદ્ધિથી પર અથવા અસીમ) છે. આપ ભાથા અને ધનુષ-બાણ ધારણ કરનારા ત્રણેય લોકોના સ્વામી; ॥ ૩॥

**દિનેશ વંશ મંડનં । મહેશ ચાપ ખંડનં ।**
**મુનીંદ્ર સંત રંજનં । સુરારિ વૃંદ ભંજનં ॥ ૪॥**

સૂર્યવંશના ભૂષણ, મહાદેવજીના ધનુષને તોડનારા, મુનિરાજો અને સંતોને આનંદ આપનારા તથા દેવતાઓના શત્રુ-અસુરોના સમૂહનો નાશ કરનારા છો. ॥ ૪॥

**મનોજ વૈરિ વંદિતં । અજાદિ દેવ સેવિતં ।**
**વિશુદ્ધ બોધ વિગ્રહં । સમસ્ત દૂષણાપહં ॥ ૫॥**

આપ કામદેવના શત્રુ મહાદેવજી દ્વારા વન્દિત, બ્રહ્મા આદિ દેવતાઓથી સેવિત, વિશુદ્ધ જ્ઞાનમય વિગ્રહ અને સમસ્ત દોષોને નષ્ટ કરનારા છો. ॥ ૫॥

**નમામિ ઇંદિરા પતિં । સુખાકરં સતાં ગતિં ।**
**ભજે સશક્તિ સાનુજં । શચી પતિ પ્રિયાનુજં ॥ ૬॥**

હે લક્ષ્મીપતે! સુખોની ખાણ અને સત્પુરુષોની એકમાત્ર ગતિ! હું આપને નમસ્કાર કરું છું. હે શચીપતિ(ઇન્દ્ર)ના પ્રિય નાના ભાઈ (વામનજી)! સ્વરૂપા-શક્તિ શ્રીસીતાજી અને નાના ભાઈ લક્ષ્મણજીસહિત આપને હું ભજું છું. ॥ ૬॥

**ત્વદંઘ્રિ મૂલ યે નરાઃ । ભજંતિ હીન મત્સરાઃ ।**
**પતંતિ નો ભવાર્ણવે । વિતર્ક વીચિ સંકુલે ॥ ૭॥**

જે મનુષ્યો મત્સર (ઈર્ષા) રહિત થઈને આપના ચરણકમળોને સેવે છે, તેઓ તર્ક-વિતર્ક(અનેક પ્રકારના સંદેહ)રૂપી તરંગોથી પૂર્ણ સંસારરૂપી સમુદ્રમાં પડતા નથી. (આવાગમનના ચક્કરમાં પડતા નથી). ॥ ૭॥

**વિવિક્ત વાસિનઃ સદા । ભજંતિ મુક્તયે મુદા ।**
**નિરસ્ય ઇંદ્રિયાદિકં । પ્રયાંતિ તે ગતિં સ્વકં ॥ ૮॥**

જે એકાન્તવાસી મનુષ્ય, મુક્તિના માટે, ઇન્દ્રિયાદિકનો નિગ્રહ કરીને (તેમને વિષયોથી દૂર રાખીને) પ્રસન્નતાપૂર્વક આપને ભજે છે, તે સ્વકીય ગતિને (પોતાના સ્વરૂપને) પ્રાપ્ત કરે છે. ॥ ૮॥

**તમેકમદ્‌ભુતં પ્રભું । નિરીહમીશ્વરં વિભું ।**
**જગદ્‌ગુરું ચ શાશ્વતં । તુરીયમેવ કેવલં ॥ ૯॥**
**ભજામિ ભાવ વલ્લભં । કુયોગિનાં સુદુર્લભં ।**
**સ્વભક્ત કલ્પ પાદપં । સમં સુસેવ્યમન્વહં ॥ ૧૦॥**

આપ જ એક (અદ્વિતીય) અદ્‌ભુત (માયિક જગતથી વિલક્ષણ), પ્રભુ (સર્વસમર્થ), ઈચ્છારહિત, ઈશ્વર (સર્વના સ્વામી), વ્યાપક, જગદ્‌ગુરુ, સનાતન (નિત્ય) તુરીય (ત્રણેય ગુણોથી સર્વથા પર) અને કેવળ (આપના સ્વરૂપમાં સ્થિત) છો. [તથા] જે ભાવપ્રિય, કુયોગીઓ (વિષયી પુરુષો) માટે અત્યંત દુર્લભ, પોતાના ભક્તો માટે કલ્પવૃક્ષ (અર્થાત્ તેમની સમસ્ત કામનાઓને પૂર્ણ કરનાર), સમ (પક્ષપાત રહિત) અને સદા સુખપૂર્વક સેવન કરવાયોગ્ય છો; એવા આપને હું નિરંતર ભજું છું. ॥૯-૧૦॥

**અનૂપ રૂપ ભૂપતિં । નતોઽહમુર્વિજા પતિં ।**
**પ્રસીદ મે નમામિ તે । પદાબ્જ ભક્તિ દેહિ મે ॥ ૧૧॥**

હે અનુપમ સુન્દર, પૃથ્વીપતિ! હે જાનકીનાથ! આપને હું પ્રણામ કરું છું. મારા પર પ્રસન્ન થાઓ, હું આપને નમસ્કાર કરું છું. મને આપના ચરણકમળોની ભક્તિ આપો. ॥૧૧॥

**પઠંતિ યે સ્તવં ઈદં । નરાદરેણ તે પદં ।**
**વ્રજંતિ નાત્ર સંશયં । ત્વદીય ભક્તિ સંયુતાઃ ॥ ૧૨॥**

જે મનુષ્ય આ સ્તુતિનો આદરપૂર્વક પાઠ કરે છે, તે આપની ભક્તિથી યુક્ત થઈને આપના પરમપદને પ્રાપ્ત થાય છે, એમાં સંદેહ નથી. ॥૧૨॥

**દો૦ – બિનતી કરિ મુનિ નાઈ સિરુ કહ કર જોરિ બહોરિ ।**
**ચરન સરોરુહ નાથ જનિ કબહુઁ તજૈ મતિ મોરિ ॥ ૪॥**

મુનિએ [આ પ્રમાણે] વિનંતી કરીને અને પછી શીશ નમાવી હાથ જોડીને કહ્યું – હે નાથ! મારી બુદ્ધિ આપના ચરણકમળોને કદાપિ ન છોડે. ॥૪॥

**ચૌ૦ – અનુસુઈયા કે પદ ગહિ સીતા । મિલી બહોરિ સુસીલ બિનીતા ॥**
**રિષિપતિની મન સુખ અધિકાઈ । આસિષ દેઈ નિકટ બૈઠાઈ ॥ ૧॥**

પછી પરમ શીલવાન અને વિનમ્ર શ્રીસીતાજી અનસૂયાજી[અત્રિ મુનિનાં પત્ની]ના ચરણ પકડીને તેમને મળ્યાં. ઋષિપત્નીના મનમાં ઘણું જ સુખ ઊપજ્યું. તેમણે આશિષ આપીને સીતાજીને પોતાની પાસે બેસાડ્યાં. ॥૧॥

**દિબ્ય બસન ભૂષન પહિરાએ । જે નિત નૂતન અમલ સુહાએ ॥**
**કહ રિષિબધૂ સરસ મૃદુ બાની । નારિધર્મ કછુ બ્યાજ બખાની ॥ ૨॥**

અને તેમને એવાં દિવ્ય વસ્ત્રો અને આભૂષણો પહેરાવ્યાં કે જે નિત્ય નૂતન નિર્મળ અને સોહામણાં જ રહે છે. પછી ઋષિપત્ની તેમને ઉપદેશ આપવાના બહાને મધુર અને કોમળ વાણીમાં સ્ત્રીઓના કેટલાક ધર્મ વખાણીને કહેવા લાગ્યાં. ॥૨॥

**માતુ પિતા ભ્રાતા હિતકારી। મિતપ્રદ સબ સુનુ રાજકુમારી॥**
**અમિત દાનિ ભર્તા બયદેહી। અધમ સો નારિ જો સેવ ન તેહી॥૩॥**

હે રાજકુમારી! સાંભળો, માતા, પિતા, ભાઈ અને હિત કરનાર સુહૃદ સર્વે એક સીમા સુધી જ (સુખ) આપનાર છે. પરંતુ હે જાનકી! પતિ તો [મોક્ષરૂપ] અસીમ [સુખ] આપનાર છે. તે સ્ત્રી અધમ છે, જે પતિની સેવા કરતી નથી. ॥૩॥

**ધીરજ ધર્મ મિત્ર અરુ નારી। આપદ કાલ પરિખિઅહિં ચારી॥**
**બૃદ્ધ રોગબસ જડ઼ ધનહીના। અંધ બધિર ક્રોધી અતિ દીના॥૪॥**

ધૈર્ય, ધર્મ, મિત્ર અને સ્ત્રી – આ ચારેયની વિપત્તિના સમયે જ પરીક્ષા થાય છે. વૃદ્ધ, રોગી, મૂર્ખ, નિર્ધન, આંધળો, બહેરો, ક્રોધી અને અત્યંત દીન – ॥૪॥

**ઐસેહુ પતિ કર કિએઁ અપમાના। નારિ પાવ જમપુર દુખ નાના॥**
**એકઇ ધર્મ એક બ્રત નેમા। કાયઁ બચન મન પતિ પદ પ્રેમા॥૫॥**

એવાય પતિનું અપમાન કરવાથી પત્ની યમપુરીમાં જાત-જાતનાં દુઃખો પામે છે. શરીર, વચન અને મનથી પતિના ચરણોમાં પ્રેમ કરવો માત્ર આ એક જ ધર્મ સ્ત્રીના માટે છે, એક જ વ્રત છે અને એક જ નિયમ છે. ॥૫॥

**જગ પતિબ્રતા ચારિ બિધિ અહહીં। બેદ પુરાન સંત સબ કહહીં॥**
**ઉત્તમ કે અસ બસ મન માહીં। સપનેહુઁ આન પુરુષ જગ નાહીં॥૬॥**

જગતમાં ચાર પ્રકારની પતિવ્રતાઓ છે. વેદ, પુરાણ અને સંત સર્વે આવું કહે છે કે ઉત્તમ શ્રેણીની પતિવ્રતાના મનમાં એવો ભાવ રહેલો હોય છે કે, જગતમાં પતિ સિવાય બીજો પુરુષ સ્વપ્નમાંય (તેના માટે) નથી. ॥૬॥

**મધ્યમ પરપતિ દેખઇ કૈસેં। ભ્રાતા પિતા પુત્ર નિજ જૈસેં॥**
**ધર્મ બિચારિ સમુઝિ કુલ રહઈ। સો નિકિષ્ટ ત્રિય શ્રુતિ અસ કહઈ॥૭॥**

મધ્યમ શ્રેણીની પતિવ્રતા પારકા પતિને એવી રીતે જુએ છે, જેમ તે પોતાનો સગો ભાઈ, પિતા કે પુત્ર હોય (અર્થાત્ સમાન અવસ્થાવાળાને તે ભાઈના રૂપમાં જુએ છે. મોટાને પિતાના રૂપમાં અને નાનાને પુત્રના રૂપમાં જુએ છે). જે ધર્મનો વિચાર કરીને અને પોતાના કુળની મર્યાદા સમજીને બચીને રહે છે, તે નિમ્ન શ્રેણીની સ્ત્રી છે, એવું વેદો કહે છે. ॥૭॥

**બિનુ અવસર ભય તેં રહ જોઈ। જાનેહુ અધમ નારિ જગ સોઈ॥**
**પતિ બંચક પરપતિ રતિ કરઈ। રૌરવ નરક કલ્પ સત પરઈ॥૮॥**

અને જે સ્ત્રી તક ન મળવાથી અથવા ભયવશ પતિવ્રતા બની રહે છે, જગતમાં તેને અધમ સ્ત્રી જાણવી. પતિને દગો દેનાર જે સ્ત્રી પર પુરુષ સાથે રમણ કરે છે, તે તો સો કલ્પ સુધી રૌરવ નરકમાં પડી રહે છે. ॥૮॥

**છન સુખ લાગિ જનમ સત કોટી। દુખ ન સમુઝ તેહિ સમ કો ખોટી॥**
**બિનુ શ્રમ નારિ પરમ ગતિ લહઈ। પતિબ્રત ધર્મ છાડ़િ છલ ગહઈ॥૯॥**

ક્ષણિક સુખ માટે જે સો કરોડ જન્મોનાં દુઃખને સમજતી નથી, તેના જેવી દુષ્ટા કોણ હશે? જે સ્ત્રી કપટ ત્યજીને પાતિવ્રતધર્મને ગ્રહણ કરે છે, તે પરિશ્રમ વિનાય પરમગતિને પ્રાપ્ત કરે છે. ॥૯॥

**પતિ પ્રતિકૂલ જનમ જહઁ જાઈ। બિધવા હોઇ પાઇ તરુનાઈ॥૧૦॥**

પરન્તુ જે પતિને પ્રતિકૂળ ચાલે છે, તે જ્યાં પણ જઈને જન્મ લે છે, ત્યાં જ યુવાવસ્થા પામીને (ભર યુવાન વયે) વિધવા થઈ જાય છે. ॥૧૦॥

**સો૦ – સહજ અપાવનિ નારિ પતિ સેવત સુભ ગતિ લહઇ।**
**જસુ ગાવત શ્રુતિ ચારિ અજહુઁ તુલસિકા હરિહિ પ્રિય॥૫ (ક)॥**

સ્ત્રી જન્મથી જ અપવિત્ર છે, પરન્તુ પતિની સેવા કરીને તે અનાયાસે જ શુભગતિ પ્રાપ્ત કરી લે છે. [પાતિવ્રતધર્મના કારણે જ] આજે પણ 'તુલસીજી' ભગવાનને પ્રિય છે અને ચારેય વેદો તેમનો યશ ગાય છે. ॥૫ (ક)॥

**સુનુ સીતા તવ નામ સુમિરિ નારિ પતિબ્રત કરહિં।**
**તોહિ પ્રાનપ્રિય રામ કહિઉઁ કથા સંસાર હિત॥૫ (ખ)॥**

હે સીતા! સાંભળો, તમારું તો નામ જ લઈ-લઈને સ્ત્રીઓ પાતિવ્રતધર્મનું પાલન કરશે. તમને તો શ્રીરામજી પ્રાણસમાન પ્રિય છે, આ (પાતિવ્રતધર્મની) કથા તો મેં સંસારના હિત માટે કહી છે. ॥૫ (ખ)॥

**ચૌ૦ – સુનિ જાનકીં પરમ સુખુ પાવા। સાદર તાસુ ચરન સિરુ નાવા॥**
**તબ મુનિ સન કહ કૃપાનિધાના। આયસુ હોઇ જાઉઁ બન આના॥૧॥**

જાનકીજી આ સાંભળીને પરમ સુખ પામ્યાં અને આદરપૂર્વક તેમના ચરણોમાં શીશ નમાવ્યું. ત્યારે કૃપાનિધાન શ્રીરામજીએ મુનિને કહ્યું – આજ્ઞા હોય તો હવે બીજા વનમાં જઉં. ॥૧॥

**સંતત મો પર કૃપા કરેહૂ। સેવક જાનિ તજેહુ જનિ નેહૂ॥**
**ધર્મ ધુરંધર પ્રભુ કૈ બાની। સુનિ સપ્રેમ બોલે મુનિ ગ્યાની॥૨॥**

મારા પર નિરન્તર કૃપા રાખજો અને આપનો સેવક જાણીને સ્નેહ છોડશો નહિ. ધર્મધુરન્ધર પ્રભુ શ્રીરામજીનાં વચન સાંભળીને જ્ઞાની મુનિ પ્રેમપૂર્વક બોલ્યા – ॥૨॥

**જાસુ કૃપા અજ સિવ સનકાદી। ચહત સકલ પરમારથ બાદી॥**
**તે તુમ્હ રામ અકામ પિઆરે। દીન બંધુ મૃદુ બચન ઉચારે॥૩॥**

બ્રહ્મા, શિવ અને સનકાદિ સર્વે પરમાર્થવાદી (તત્ત્વવેત્તા) જેમની કૃપા ઇચ્છે છે, હે રામજી! આપ તે જ નિષ્કામી પુરુષોનાય પ્રિય અને દીનબન્ધુ ભગવાન છો, જે આ પ્રમાણે કોમળ વચન બોલી રહ્યા છો. ॥૩॥

**અબ જાની મૈં શ્રી ચતુરાઈ। ભજી તુમ્હહિ સબ દેવ બિહાઈ॥**
**જેહિ સમાન અતિસય નહિં કોઈ। તા કર સીલ કસ ન અસ હોઈ॥૪॥**

હવે, મને લક્ષ્મીજીની ચતુરાઈ સમજાઈ, જેમણે સર્વે દેવતાઓને છોડીને માત્ર આપને જ ભજ્યાં. જેના સમાન કોઈ છે જ નહિ તો અધિક તો કેવી રીતે હોઈ જ શકે? નમ્રતાના કારણે જ આપ સૌથી ચઢિયાતા છે તો એવા આપનું શીલ ભલા, આવું કેમ ન હોય? ॥૪॥

**કેહિ બિધિ કહૌં જાહુ અબ સ્વામી। કહહુ નાથ તુમ્હ અંતરજામી॥**
**અસ કહિ પ્રભુ બિલોકિ મુનિ ધીરા। લોચન જલ બહ પુલક સરીરા॥૫॥**

હું કઈ રીતે કહું કે હે સ્વામી! આપ હવે જાઓ? હે નાથ! આપ અન્તર્યામી છો, આપ જ કહો. એમ કહીને ધીર મુનિ પ્રભુને જોવા લાગ્યા. મુનિનાં નેત્રોમાંથી [પ્રેમાશ્રુઓનું] જળ વહી રહ્યું છે અને શરીર પુલકિત છે. ॥૫॥

છં૦ – **તન પુલક નિર્ભર પ્રેમ પૂરન નયન મુખ પંકજ દિએ।**
**મન ગ્યાન ગુન ગોતીત પ્રભુ મૈં દીખ જપ તપ કા કિએ॥**
**જપ જોગ ધર્મ સમૂહ તેં નર ભગતિ અનુપમ પાવઈ।**
**રઘુબીર ચરિત પુનીત નિસિ દિન દાસ તુલસી ગાવઈ॥**

અત્રિ મુનિ અત્યંત પ્રેમથી પૂર્ણ છે, તેમનું શરીર પુલકિત છે અને નેત્રોને શ્રીરામજીના મુખકમળે લગાવ્યાં છે. [મનમાં વિચારી રહ્યા છે કે] મેં એવાં ક્યાં જપ-તપ કર્યાં હતાં કે જેના કારણે મન, જ્ઞાન, ગુણ અને ઈન્દ્રિયોથી પર પ્રભુનાં દર્શન પામ્યો. જપ, યોગ અને ધર્મ-સમૂહથી મનુષ્ય અનુપમ ભક્તિને પામે છે. શ્રીરઘુવીરનાં પવિત્ર ચરિત્રોને તુલસીદાસ રાત-દિવસ ગાય છે. ॥૬॥

દો૦ – **કલિમલ સમન દમન મન રામ સુજસ સુખમૂલ।**
**સાદર સુનહિં જે તિન્હ પર રામ રહહિં અનુકૂલ॥૬ (ક)॥**

શ્રીરામજીનો સુન્દર યશ કળિયુગનાં પાપોનો નાશ કરનાર, મનનું દમન કરનાર અને સુખનું મૂળ છે. જે લોકો આને આદરપૂર્વક સાંભળે છે તેમની પર શ્રીરામજી પ્રસન્ન રહે છે. ॥૬ (ક)॥

સો૦ – **કઠિન કાલ મલ કોસ ધર્મ ન ગ્યાન ન જોગ જપ।**
**પરિહરિ સકલ ભરોસ રામહિ ભજહિં તે ચતુર નર॥૬ (ખ)॥**

આ કઠણ કળિકાલ પાપોનો ખજાનો છે, તેમાં નથી ધર્મ, નથી જ્ઞાન કે નથી યોગ તથા જપ. આમાં તો જે લોકો સર્વે ભરોસાઓને છોડીને શ્રીરામજીને જ ભજે છે, તે જ ચતુર છે. ॥૬ (ખ)॥

ચૌ૦ – **મુનિ પદ કમલ નાઈ કરિ સીસા। ચલે બનહિ સુર નર મુનિ ઈસા॥**
**આગેં રામ અનુજ પુનિ પાછેં। મુનિ બર બેષ બને અતિ કાછેં॥૧॥**

મુનિના ચરણકમળોમાં શીશ નમાવીને, દેવતા, મનુષ્ય અને મુનિઓના સ્વામી શ્રીરામજી વનમાં ચાલી નીકળ્યા. આગળ શ્રીરામજી છે અને તેમની પાછળ નાના ભાઈ લક્ષ્મણજી છે. બન્નેય મુનિઓનો સુન્દર વેષ ધરીને અત્યંત સુશોભિત છે. ॥૧॥

**ઉભય બીચ શ્રી સોહઇ કૈસી। બ્રહ્મ જીવ બિચ માયા જૈસી॥**
**સરિતા બન ગિરિ અવઘટ ઘાટા। પતિ પહિચાનિ દેહિં બર બાટા॥૨॥**

બન્નેની વચ્ચે શ્રીજાનકીજી એવાં સુશોભિત છે કે જેમ બ્રહ્મ અને જીવની વચ્ચે માયા હોય. નદી, વન, પર્વત અને દુર્ગમ ખીણો - સર્વે પોતાના સ્વામીને ઓળખી જઈને સુન્દર માર્ગ આપી દે છે. ॥૨॥

**જહઁ જહઁ જાહિં દેવ રઘુરાયા। કરહિં મેઘ તહઁ તહઁ નભ છાયા॥**
**મિલા અસુર બિરાધ મગ જાતા। આવતહીં રઘુબીર નિપાતા॥૩॥**

જ્યાં-જ્યાં પ્રભુ શ્રીરઘુનાથજી જાય છે, ત્યાં ત્યા વાદળાં આકાશમાં છાયા કરતાં જાય છે. રસ્તામાં આગળ જતાં વિરાધ રાક્ષસ મળ્યો. સામે આવતાં જ શ્રીરઘુવીરજીએ તેને મારી નાખ્યો. ॥૩॥

**તુરતહિં રુચિર રૂપ તેહિં પાવા। દેખિ દુખી નિજ ધામ પઠાવા॥**
**પુનિ આએ જહઁ મુનિ સરભંગા। સુંદર અનુજ જાનકી સંગા॥૪॥**

[શ્રીરામજીના હાથે મરતાં જ] તેણે તરત જ સુન્દર (દિવ્ય) રૂપ પ્રાપ્ત કરી લીધું. દુઃખી જોઈને પ્રભુએ તેને પોતાના પરમ ધામમાં મોકલી આપ્યો. ત્યાર પછી સુન્દર નાના ભાઈ લક્ષ્મણજી અને જાનકીજીની સાથે ત્યાં આવ્યા, જ્યાં મુનિ શરભંગજી હતા. ॥૪॥

**દો૦ – દેખિ રામ મુખ પંકજ મુનિબર લોચન ભૃંગ।**
**સાદર પાન કરત અતિ ધન્ય જન્મ સરભંગ॥૭॥**

શ્રીરામચન્દ્રજીનું મુખકમળ જોઈને મુનિશ્રેષ્ઠના નેત્રરૂપી ભ્રમરો અત્યંત આદરપૂર્વક તેનું (મકરન્દ રસનું) પાન કરી રહ્યા છે. શરભંગજીનો જન્મ ધન્ય છે. ॥૭॥

**ચૌ૦ – કહ મુનિ સુનુ રઘુબીર કૃપાલા। સંકર માનસ રાજમરાલા॥**
**જાત રહેઉઁ બિરંચિ કે ધામા। સુનેઉઁ શ્રવન બન ઐહહિં રામા॥૧॥**

મુનિએ કહ્યું – હે કૃપાળુ રઘુવીર! હે શંકરજીના મનરૂપી માનસરોવરના રાજહંસ! સાંભળો, હું બ્રહ્મલોકમાં જઈ રહ્યો હતો. [એટલામાં] કાનોથી સાંભળ્યું કે શ્રીરામજી વનમાં આવશે – ॥૧॥

**ચિતવત પંથ રહેઉઁ દિન રાતી। અબ પ્રભુ દેખિ જુડ઼ાની છાતી॥**
**નાથ સકલ સાધન મૈં હીના। કીન્હી કૃપા જાનિ જન દીના॥૨॥**

ત્યારથી હું દિવસ ને રાત આપની વાટ જોતો રહ્યો છું. હવે (આજે) પ્રભુને જોઈને મારી છાતી શીતળ થઈ ગઈ. હે નાથ! હું સર્વે સાધનોથી હીન છું. આપે આપનો દીન સેવક જાણીને મારા પર કૃપા કરી છે. ॥૨॥

**સો કછુ દેવ ન મોહિ નિહોરા। નિજ પન રાખેઉ જન મન ચોરા॥**
**તબ લગિ રહહુ દીન હિત લાગી। જબ લગિ મિલૌં તુમ્હહિ તનુ ત્યાગી॥૩॥**

હે દેવ! આ કંઈ મારા પર આપનો અહેસાન નથી. હે ભક્ત-મનચોર! આવું કરીને આપે આપના બિરુદની જ રક્ષા કરી છે. હવે, આ ગરીબના કલ્યાણ માટે, ત્યાં સુધી રોકાઈ જાઓ, કે જ્યાં સુધી હું શરીર છોડીને જ [આપશ્રીના ધામમાં ન] મળું. ॥૩॥

**જોગ જગ્ય જપ તપ બ્રત કીન્હા। પ્રભુ કહઁ દેઇ ભગતિ બર લીન્હા॥**
**એહિ બિધિ સર રચિ મુનિ સરભંગા। બૈઠે હૃદયઁ છાડ઼િ સબ સંગા॥૪॥**

યોગ, યજ્ઞ, જપ, તપ જે કંઈ વ્રત આદિ મુનિએ કર્યાં હતાં, તે સઘળાં પ્રભુને સમર્પણ કરીને બદલામાં ભક્તિનું વરદાન લઈ લીધું. આ પ્રમાણે [દુર્લભ ભક્તિ પ્રાપ્ત કર્યા પછી] ચિતા રચીને મુનિ શરભંગજી હૃદયપૂર્વક સર્વ આસક્તિ છોડીને તેની ઉપર જઈને બેસી ગયા. ॥૪॥

**દો૦ – સીતા અનુજ સમેત પ્રભુ નીલ જલદ તનુ સ્યામ।**
**મમ હિયઁ બસહુ નિરંતર સગુનરૂપ શ્રીરામ॥૮॥**

હે નીલ મેઘ સમાન શ્યામ શરીરવાળા સગુણરૂપ શ્રીરામજી! સીતાજી અને નાના ભાઈ લક્ષ્મણજીસહિત પ્રભુ! (આપ) નિરન્તર મારા હૃદયમાં નિવાસ કરો. ॥૮॥

**ચૌ૦ – અસ કહિ જોગ અગિનિ તનુ જારા। રામ કૃપાઁ બૈકુંઠ સિધારા॥**
**તાતે મુનિ હરિ લીન ન ભયઊ। પ્રથમહિં ભેદ ભગતિ બર લયઊ॥૧॥**

એમ કહીને શરભંગજીએ યોગાગ્નિથી પોતાના શરીરને ભસ્મ કરી નાખ્યું અને શ્રીરામજીની કૃપાથી તેઓ વૈકુંઠમાં ચાલ્યા ગયા. મુનિ ભગવાનમાં એટલા માટે લીન થયા નહિ કે તેમણે પહેલાથી જ ભેદ-ભક્તિનું વરદાન માગી લીધું હતું. ॥૧॥

**રિષિ નિકાય મુનિબર ગતિ દેખી। સુખી ભએ નિજ હૃદયઁ બિસેષી॥**
**અસ્તુતિ કરહિં સકલ મુનિ બૃંદા। જયતિ પ્રનત હિત કરુના કંદા॥૨॥**

મુનિશ્રેષ્ઠ શરભંગજીની આ (દુર્લભ) ગતિ જોઈને ઋષિસમૂહ પોતાના હૃદયમાં વિશેષરૂપે સુખી થયા. સમસ્ત મુનિવૃંદ શ્રીરામજીની સ્તુતિ કરી રહ્યાં છે [અને કહી રહ્યાં છે] કે શરણાગત - હિતકારી, કરુણાની વર્ષા કરનારા પ્રભુનો જય હો! ॥૨॥

**પુનિ રઘુનાથ ચલે બન આગે। મુનિબર બૃંદ બિપુલ સઁગ લાગે॥**
**અસ્થિ સમૂહ દેખિ રઘુરાયા। પૂછી મુનિન્હ લાગિ અતિ દાયા॥૩॥**

પછી શ્રીરઘુનાથજી વનમાં આગળ ચાલ્યા. શ્રેષ્ઠ મુનિઓના ઘણા જ સમૂહો તેમની સાથે ચાલવા લાગ્યા. [રસ્તામાં] હાડકાંનો ઢગલો જોઈને શ્રીરઘુનાથજીને બહુ જ દયા આવી; તેમણે મુનિઓને પૂછ્યું. ॥૩॥

**જાનતહૂઁ પૂછિઅ કસ સ્વામી। સબદરસી તુમ્હ અંતરજામી॥**
**નિસિચર નિકર સકલ મુનિ ખાએ। સુનિ રઘુબીર નયન જલ છાએ॥૪॥**

[મુનિઓએ કહ્યું –] હે સ્વામી! આપ સર્વદર્શી (સર્વજ્ઞ) અને અન્તર્યામી (સર્વના હૃદયનું જાણનારા) છો. જાણવા છતાંય [અજાણ્યાની માફક] અમને કેમ પૂછી રહ્યા છો? રાક્ષસોનાં દળો સર્વે મુનિઓને ખાઈ ગયાં છે [આ સઘળો તેમનાં જ હાડકાંનો ઢગલો છે]. આ સાંભળતાંની સાથે જ શ્રીરઘુવીરનાં નેત્રોમાં જળ છવાઈ ગયું. (તેમની આંખોમાં કરુણાનાં આંસુ ભરાઈ આવ્યાં). ॥૪॥

**દો૦ – નિસિચર હીન કરઉઁ મહિ ભુજ ઉઠાઇ પન કીન્હ।**
**સકલ મુનિન્હ કે આશ્રમન્હિ જાઇ જાઇ સુખ દીન્હ॥૯॥**

શ્રીરામજીએ હાથ ઉઠાવીને પ્રતિજ્ઞા કરી કે હું પૃથ્વીને રાક્ષસોથી રહિત કરી દઈશ. પછી સમસ્ત મુનિઓના આશ્રમોમાં જઈ-જઈને તેમને [દર્શન તેમજ વાર્તાલાપનું] સુખ આપ્યું. ॥૯॥

**ચૌ૦ – મુનિ અગસ્તિ કર સિષ્ય સુજાના। નામ સુતીછન રતિ ભગવાના॥**
**મન ક્રમ બચન રામ પદ સેવક। સપનેહુઁ આન ભરોસ ન દેવક॥૧॥**

મુનિ અગસ્ત્યજીના એક સુતીક્ષ્ણ નામના જ્ઞાની શિષ્ય હતા, તેમની ભગવાનમાં પ્રીતિ હતી, તેઓ મન, વચન અને કર્મથી શ્રીરામના ચરણોના સેવક હતા. તેમણે સ્વપ્નમાં પણ બીજા કોઈ દેવતાનો ભરોસો ન હતો. ॥૧॥

**પ્રભુ આગવનુ શ્રવન સુનિ પાવા। કરત મનોરથ આતુર ધાવા॥**
**હે બિધિ દીનબંધુ રઘુરાયા। મો સે સઠ પર કરિહહિં દાયા॥૨॥**

તેમણે પ્રભુનું આગમન જ્યારે કાનેથી સાંભળ્યું, કે તરત જ અનેક પ્રકારના મનોરથ કરતાં તેઓ આતુરતાથી દોડી ચાલ્યા. હે વિધાતા! શું દીનબન્ધુ શ્રીરઘુનાથજી મારા જેવા દુષ્ટ પર પણ દયા કરશે? ॥૨॥

**સહિત અનુજ મોહિ રામ ગોસાઈં। મિલિહહિં નિજ સેવક કી નાઈં॥**
**મોરે જિયઁ ભરોસ દૃઢ઼ નાહીં। ભગતિ બિરતિ ન ગ્યાન મન માહીં॥૩॥**

શું સ્વામી શ્રીરામજી નાના ભાઈ લક્ષ્મણજીસહિત મને પોતાના સેવકની માફક મળશે? મારા હૃદયમાં દૃઢ વિશ્વાસ થતો નથી; કારણકે મારા મનમાં ભક્તિ, વૈરાગ્ય કે જ્ઞાન કંઈ પણ નથી. ॥૩॥

**નહિં સતસંગ જોગ જપ જાગા। નહિં દૃઢ઼ ચરન કમલ અનુરાગા॥**
**એક બાનિ કરુનાનિધાન કી। સો પ્રિય જાકેં ગતિ ન આન કી॥૪॥**

મેં ન તો સત્સંગ, યોગ, જપ અથવા યજ્ઞ જ કર્યાં છે અને ન તો મારો પ્રભુના ચરણકમળોમાં દૃઢ અનુરાગ છે. ખરેખર દયાના ભંડાર પ્રભુની એક ટેવ છે કે જેને બીજા કોઈનો પણ આશરો નથી, તે તેમને પ્રિય હોય છે. ॥૪॥

**હોઈહૈં સુફલ આજુ મમ લોચન। દેખિ બદન પંકજ ભવ મોચન॥**
**નિર્ભર પ્રેમ મગન મુનિ ગ્યાની। કહિ ન જાઈ સો દસા ભવાની॥૫॥**

[ભગવાનની આ ટેવનું સ્મરણ થતાં જ મુનિ આનંદમગ્ન થઈને મનમાં ને મનમાં કહેવા લાગ્યા –] અહો! ભવબન્ધનથી છોડાવનાર પ્રભુના મુખારવિંદને જોઈને આજે મારાં નેત્રો સફળ થશે. [શિવજી કહે છે –] હે ભવાની! જ્ઞાની મુનિ પ્રેમમાં પૂર્ણરૂપેણ ડૂબેલા છે. તેમની આ દશા કહી શકાતી નથી. ॥૫॥

**દિસિ અરુ બિદિસિ પંથ નહિં સૂઝા। કો મૈં ચલેઉઁ કહાઁ નહિં બૂઝા॥**
**કબહુઁક ફિરિ પાછેં પુનિ જાઈ। કબહુઁક નૃત્ય કરઈ ગુન ગાઈ॥૬॥**

તેમને દિશા-વિદિશા અને રસ્તા, કંઈ પણ સૂઝી રહ્યું નથી. હું કોણ છું અને ક્યાં જઈ રહ્યો છું, એ પણ જાણતા નથી. તેઓ ક્યારેક પાછા વળીને પછી આગળ ચાલવા માંડે છે અને ક્યારેક પ્રભુના ગુણ ગાઈ-ગાઈને નાચવા લાગે છે. ॥ ૬॥

**અબિરલ પ્રેમ ભગતિ મુનિ પાઈ। પ્રભુ દેખૈં તરુ ઓટ લુકાઈ॥**
**અતિસય પ્રીતિ દેખિ રઘુબીરા। પ્રગટે હૃદયઁ હરન ભવ ભીરા॥ ૭॥**

મુનિએ પ્રગાઢ પ્રેમભક્તિ પ્રાપ્ત કરી લીધી. પ્રભુ શ્રીરામજી વૃક્ષની આડમાં છુપાઈને [ભક્તની પ્રેમોન્મત્ત દશા] જોઈ રહ્યા છે. મુનિનો અત્યંત પ્રેમ જોઈને ભવભયને હરનારા શ્રીરઘુનાથજી મુનિના હૃદયમાં પ્રગટ થઈ ગયા. ॥ ૭॥

**મુનિ મગ માઝ અચલ હોઈ બૈસા। પુલક સરીર પનસ ફલ જૈસા॥**
**તબ રઘુનાથ નિકટ ચલિ આએ। દેખિ દસા નિજ જન મન ભાએ॥ ૮॥**

[હૃદયમાં પ્રભુનાં દર્શન પામીને] મુનિ રસ્તાની વચ્ચે અચળ થઈને બેસી ગયા. તેમનું શરીર રોમાંચથી ફણસના ફળની માફક કંટકિત થઈ ગયું એટલે કે રોમાંચિત થઈ ગયું. ત્યારે શ્રીરઘુનાથજી સ્વયં તેમની પાસે ચાલ્યા આવ્યા અને પોતાના ભક્તની પ્રેમદશા જોઈને મનમાં બહુ જ પ્રસન્ન થયા. ॥ ૮॥

**મુનિહિ રામ બહુ ભાઁતિ જગાવા। જાગ ન ધ્યાન જનિત સુખ પાવા॥**
**ભૂપ રૂપ તબ રામ દુરાવા। હૃદયઁ ચતુર્ભુજ રૂપ દેખાવા॥ ૯॥**

શ્રીરામજીએ મુનિને અનેક પ્રકારે જગાડ્યા, છતાંય મુનિ જાગ્યા નહિ; કારણ કે તેમને પ્રભુના ધ્યાનનું સુખ પ્રાપ્ત થઈ રહ્યું હતું. પછી શ્રીરામજીએ પોતાના રાજરૂપને છુપાવી દીધું અને તેમના હૃદયમાં પોતાનું ચતુર્ભુજરૂપ પ્રગટ કર્યું. ॥ ૯॥

**મુનિ અકુલાઈ ઉઠા તબ કૈસેં। બિકલ હીન મનિ ફનિબર જૈસેં॥**
**આગેં દેખિ રામ તન સ્યામા। સીતા અનુજ સહિત સુખ ધામા॥ ૧૦॥**

પછી (પોતાનું ઈષ્ટ સ્વરૂપ અન્તર્ધાન થતાં જ) મુનિ એવા વ્યાકુળ થઈને ઊઠ્યા જેમ શ્રેષ્ઠ (મણિધર) સર્પ મણિ વિના વ્યાકુળ થઈ જાય છે. મુનિએ પોતાની સામે સીતાજી અને લક્ષ્મણજીસહિત શ્યામસુન્દર –વિગ્રહ, સુખધામ શ્રીરામજીને જોયા. ॥ ૧૦॥

**પરેઉ લકુટ ઈવ ચરનન્હિ લાગી। પ્રેમ મગન મુનિબર બડ઼ભાગી॥**
**ભુજ બિસાલ ગહિ લિએ ઉઠાઈ। પરમ પ્રીતિ રાખે ઉર લાઈ॥ ૧૧॥**

પ્રેમમાં મગ્ન થયેલા મહાભાગ્યશાળી શ્રેષ્ઠ મુનિ શ્રીરામજીના ચરણોમાં લાકડીની જેમ ઢળી પડ્યા. શ્રીરામજીએ પોતાની વિશાળ ભુજાઓથી પકડીને તેમને ઉઠાવી લીધા અને પરમ પ્રેમથી હૃદય સરસા ચાંપી રાખ્યા. (મુનિ ભગવાનના પ્રેમમાં વિભોર થઈને પોતાની સૂધબૂધ ખોઈ બેઠા અને લાકડી જે રીતે જડ હોય છે તેવી રીતે સુતીક્ષ્ણજી ભગવાનના ચરણોમાં પોતાનું ભાન ખોઈને ઢળી પડ્યા). ॥ ૧૧॥

**મુનિહિ મિલત અસ સોહ કૃપાલા। કનક તરુહિ જનુ ભેંટ તમાલા॥**
**રામ બદનુ બિલોક મુનિ ઠાઢ઼ા। માનહુઁ ચિત્ર માઝ લિખિ કાઢ઼ા॥૧૨॥**

કૃપાળુ શ્રીરામચન્દ્રજી મુનિને ભેટતાં એવા શોભિત થઈ રહ્યા છે કે જાણે સોનાના વૃક્ષની સાથે તમાલનું વૃક્ષ ગળે લાગી ભેટી રહ્યું હોય. મુનિ [નિસ્તબ્ધ] ઊભા રહી [એકીટસે] શ્રીરામજીનું મુખ જોઈ રહ્યા છે, જાણે ચિત્રમાં ચિત્રિત કરવામાં આવ્યા હોય! ॥૧૨॥

**દો૦ – તબ મુનિ હૃદયઁ ધીર ધરિ ગહિ પદ બારહિં બાર।**
**નિજ આશ્રમ પ્રભુ આનિ કરિ પૂજા બિબિધ પ્રકાર॥૧૦॥**

પછી મુનિએ હૃદયમાં ધીરજ ધરીને વારંવાર [ભગવાનના] ચરણોનો સ્પર્શ કર્યો. પછી પ્રભુને પોતાના આશ્રમમાં લાવીને અનેક પ્રકારે તેમની પૂજા કરી. ॥૧૦॥

**ચૌ૦ – કહ મુનિ પ્રભુ સુનુ બિનતી મોરી। અસ્તુતિ કરૌં કવન બિધિ તોરી॥**
**મહિમા અમિત મોરિ મતિ થોરી। રબિ સન્મુખ ખદ્યોત અઁજોરી॥૧॥**

મુનિ કહેવા લાગ્યા – હે પ્રભો! મારી વિનંતી સાંભળો. હું કઈ રીતે આપની સ્તુતિ કરું? આપનો મહિમા અપાર છે અને મારી મતિ અલ્પ છે, જેમ સૂર્યની સામે આગિયાનું અજવાળું! ॥૧॥

**શ્યામ તામરસ દામ શરીરં। જટા મુકુટ પરિધન મુનિચીરં॥**
**પાણિ ચાપ શર કટિ તૂણીરં। નૌમિ નિરંતર શ્રીરઘુવીરં॥૨॥**

હે નીલકમળના ભંડાર સમાન શ્યામ શરીરવાળા! હે જટાઓનો મુગુટ અને મુનિઓનાં (વલ્કલ) વસ્ત્ર પહેરેલાં, હાથોમાં ધનુષ-બાણ ધારણ કરેલા તથા કમર પર ભાથા બાંધેલા શ્રીરામજી! હું આપને નિરંતર નમસ્કાર કરું છું. ॥૨॥

**મોહ વિપિન ઘન દહન કૃશાનુઃ। સંત સરોરુહ કાનન ભાનુઃ॥**
**નિસિચર કરિ વરૂથ મૃગરાજઃ। ત્રાતુ સદા નો ભવ ખગ બાજઃ॥૩॥**

જે મોહરૂપી ગાઢ વનને બાળી નાખવા માટે અગ્નિ છે, સંતરૂપી કમળોના વનને પ્રફુલ્લિત કરવા માટે સૂર્ય છે, રાક્ષસરૂપી હાથીઓના સમૂહને પછાડવા માટે સિંહ છે અને ભવરૂપી પક્ષીને મારવા માટે બાજરૂપ છે તે પ્રભુ શ્રીરામજી સદા અમારી રક્ષા કરો. ॥૩॥

**અરુણ નયન રાજીવ સુવેશં। સીતા નયન ચકોર નિશેશં॥**
**હર હ્રદિ માનસ બાલ મરાલં। નૌમિ રામ ઉર બાહુ વિશાલં॥૪॥**

હે લાલ કમળના સમાન નેત્ર અને સુંદર વેષવાળા! સીતાજીના નયનરૂપી ચકોર માટે ચન્દ્રમા, શિવજીના હૃદયરૂપી માનસરોવરના બાળહંસ, વિશાળ હૃદય અને બાહુવાળા શ્રીરામચન્દ્રજી! હું આપને નમસ્કાર કરું છું. ॥૪॥

**સંશય સર્પ ગ્રસન ઉરગાદઃ। શમન સુકર્કશ તર્ક વિષાદઃ॥**
**ભવ ભંજન રંજન સુર યૂથઃ। ત્રાતુ સદા નો કૃપા વરૂથઃ॥૫॥**

જે સંશયરૂપી સર્પને ગળી જવા માટે ગરુડજી છે, અત્યંત – કઠોર તર્કથી ઉત્પન્ન થનાર વિષાદનો નાશ કરનાર છે, આવાગમનને ટાળનારા અને દેવતાઓના સમૂહને આનંદ આપનાર છે, તે કૃપાના સમૂહ શ્રીરામજી! સદા મારી રક્ષા કરો. ॥૫॥

**નિર્ગુણ સગુણ વિષમ સમ રૂપં। જ્ઞાન ગિરા ગોતીતમનૂપં॥**
**અમલમખિલમનવદ્યમપારં। નૌમિ રામ ભંજન મહિ ભારં॥૬॥**

હે નિર્ગુણ, સગુણ, વિષમ અને સમરૂપ! હે જ્ઞાન, વાણી અને ઈન્દ્રિયોથી અતીત! હે અનુપમ, નિર્મળ, સમ્પૂર્ણ દોષરહિત, અનન્ત તેમજ પૃથ્વીનો ભાર ઉતારનાર શ્રીરામચન્દ્રજી! હું આપને નમસ્કાર કરું છું. ॥૬॥

**ભક્ત કલ્પપાદપ આરામઃ। તર્જન ક્રોધ લોભ મદ કામઃ॥**
**અતિ નાગર ભવ સાગર સેતુઃ। ત્રાતુ સદા દિનકર કુલ કેતુઃ॥૭॥**

જે ભક્તોના માટે કલ્પવૃક્ષના બગીચા છે. કામ, ક્રોધ, લોભ અને મદને ડરાવનાર છે, અત્યંત ચતુર અને સંસારરૂપી સમુદ્રને તરવા માટે સેતુરૂપ છે, તે સૂર્યવંશના ધ્વજરૂપ શ્રીરામજી સદા મારી રક્ષા કરો. ॥૭॥

**અતુલિત ભુજ પ્રતાપ બલ ધામઃ। કલિ મલ વિપુલ વિભંજન નામઃ॥**
**ધર્મ વર્મ નર્મદ ગુણ ગ્રામઃ। સંતત શં તનોતુ મમ રામઃ॥૮॥**

જેમની ભુજાઓનો પ્રતાપ અતુલનીય છે, જેઓ બળના ધામ છે, જેમનું નામ કળિયુગનાં ભારે (ભયંકર) પાપોનો નાશ કરનાર છે, જે ધર્મના કવચ (રક્ષક) છે અને જેમનો ગુણસમૂહ આનંદદાયક છે, તે શ્રીરામજી નિરન્તર મારા કલ્યાણનો વિસ્તાર કરો. ॥૮॥

**જદપિ બિરજ બ્યાપક અબિનાસી। સબ કે હૃદયઁ નિરંતર બાસી॥**
**તદપિ અનુજ શ્રી સહિત ખરારી। બસતુ મનસિ મમ કાનન ચારી॥૯॥**

જોકે આપ નિર્મળ, વ્યાપક, અવિનાશી અને સર્વના હૃદયમાં નિરન્તર નિવાસ કરનારા છો, તથાપિ હે ખરારિ શ્રીરામજી! લક્ષ્મણજી અને શ્રીસીતાજીસહિત વનમાં વિચરનારા આપ, આ જ રૂપે મારા હૃદયમાં નિવાસ કરો. ॥૯॥

**જે જાનહિં તે જાનહુઁ સ્વામી। સગુન અગુન ઉર અંતરજામી॥**
**જો કોસલપતિ રાજિવ નયના। કરઉ સો રામ હૃદય મમ અયના॥૧૦॥**

હે સ્વામી! જે લોકો આપને સગુણ, નિર્ગુણ અને સૌના હૃદયમાં રહેનારા અંતર્યામી જાણતા હોય, તે એવા જ જાણ્યા કરે; મારા હૃદયમાં તો કૌશલપતિ કમલનયન શ્રીરામજી છે એ જ પોતાનું નિવાસ બનાવો. ॥૧૦॥

**અસ અભિમાન જાઈ જનિ ભોરે। મૈં સેવક રઘુપતિ પતિ મોરે॥**
**સુનિ મુનિ બચન રામ મન ભાએ। બહુરિ હરષિ મુનિબર ઉર લાએ॥૧૧॥**

ભૂલથીય એવું અભિમાન ન છોડી દેવાય કે હું સેવક છું અને શ્રીરઘુનાથજી મારા સ્વામી છે. મુનિનાં વચન સાંભળીને શ્રીરામજી મનમાં બહુ જ પ્રસન્ન થયા. પછી હરખાઈને શ્રેષ્ઠ મુનિને પુનઃ હૃદયે ચાંપી દીધા. ॥૧૧॥

**પરમ પ્રસન્ન જાનુ મુનિ મોહી। જો બર માગહુ દેઉઁ સો તોહી॥**
**મુનિ કહ મૈં બર કબહુઁ ન જાચા। સમુઝિ ન પરઈ ઝૂઠ કા સાચા॥૧૨॥**

[અને કહ્યું –] હે મુનિ! મને પરમ પ્રસન્ન જાણો. તમે જે વર માગો તે જ હું તમને આપું! મુનિ સુતીક્ષ્ણજીએ કહ્યું – મેં તો વર ક્યારેય માગ્યો જ નથી. મને તો સમજણ જ પડતી નથી કે ખોટું શું છે અને સાચું શું છે? (શું માગું, શું ન માગું). ॥૧૨॥

**તુમ્હહિ નીક લાગૈ રઘુરાઈ। સો મોહિ દેહુ દાસ સુખદાઈ॥**
**અબિરલ ભગતિ બિરતિ બિગ્યાના। હોહુ સકલ ગુન ગ્યાન નિધાના॥૧૩॥**

[એથી] હે રઘુનાથજી! હે દાસોને સુખ આપનાર! આપને જે યોગ્ય લાગે તે જ મને આપો. [શ્રીરામચન્દ્રજીએ કહ્યું – હે મુને!] તમે પ્રગાઢ ભક્તિ, વૈરાગ્ય, વિજ્ઞાન અને સમસ્ત ગુણો તથા જ્ઞાનના ભંડાર થઈ જાઓ. ॥૧૩॥

**પ્રભુ જો દીન્હ સો બરુ મૈં પાવા। અબ સો દેહુ મોહિ જો ભાવા॥૧૪॥**

[ત્યારે મુનિ બોલ્યા –] પ્રભુએ જે વરદાન આપ્યું તે તો મને મળી ગયું. હવે, મને જે સારું લાગે છે તે આપો – ॥૧૪॥

**દો૦ – અનુજ જાનકી સહિત પ્રભુ ચાપ બાન ધર રામ।**
**મમ હિય ગગન ઇંદુ ઇવ બસહુ સદા નિહકામ॥૧૧॥**

હે પ્રભો! હે શ્રીરામજી! નાના ભાઈ લક્ષ્મણજી અને શ્રીસીતાજીસહિત - ધનુષ-બાણધારી આપ મારા નિષ્કામ હૃદયરૂપી આકાશમાં ચન્દ્રમાની માફક સદા નિવાસ કરો. (પછી અહીંથી જવાની કામના કરશો નહિ, સ્થિર ભાવે જ રહેશો.) ॥૧૧॥

**ચૌ૦ – એવમસ્તુ કરિ રમાનિવાસા। હરષિ ચલે કુંભજ રિષિ પાસા॥**
**બહુત દિવસ ગુર દરસનુ પાએઁ। ભએ મોહિ એહિં આશ્રમ આએઁ॥૧॥**

'એવમસ્તુ' (એમ જ થાઓ) કહીને લક્ષ્મીનિવાસ શ્રીરામચન્દ્રજી આનંદિત થઈને અગસ્ત્ય ઋષિની પાસે ચાલ્યા [ત્યારે સુતીક્ષ્ણજી બોલ્યા –] ગુરુ અગસ્ત્યજીનાં દર્શન કર્યે અને આ આશ્રમમાં આવ્યે મને ઘણા દિવસો થઈ ગયા. ॥૧॥

**અબ પ્રભુ સંગ જાઉઁ ગુર પાહીં। તુમ્હ કહઁ નાથ નિહોરા નાહીં॥**
**દેખિ કૃપાનિધિ મુનિ ચતુરાઈ। લિએ સંગ બિહસે દ્વૌ ભાઈ॥૨॥**

હવે, હું પણ પ્રભુ(આપ)ની સાથે ગુરુજીની પાસે આવું છું. એમાં હે નાથ! આપ પર મારો કોઈ અહેસાન નથી. મુનિની ચતુરતા જોઈને કૃપાનિધાન (ભક્તોના ભક્ત પ્રભુ) શ્રીરામજીએ તેમને સાથે લઈ લીધા અને બન્ને ભાઈ હસવા લાગ્યા. ॥૨॥

**પંથ કહત નિજ ભગતિ અનૂપા। મુનિ આશ્રમ પહુઁચે સુરભૂપા॥**
**તુરત સુતીછન ગુર પહિં ગયઊ। કરિ દંડવત કહત અસ ભયઊ॥૩॥**

રસ્તામાં પોતાની અનુપમ ભક્તિનું વર્ણન કરતાં દેવતાઓના રાજરાજેશ્વર શ્રીરામજી અગસ્ત્ય મુનિના આશ્રમ પર પહોંચ્યા. સુતીક્ષ્ણજી તરત જ ગુરુ અગસ્ત્યજીની પાસે ગયા અને દંડવત્ કરીને એવું કહેવા લાગ્યા – ॥૩॥

**નાથ કોસલાધીસ કુમારા। આએ મિલન જગત આધારા॥**
**રામ અનુજ સમેત બૈદેહી। નિસિ દિનુ દેવ જપત હહુ જેહી॥૪॥**

હે નાથ! અયોધ્યાના રાજા દશરથજીના કુમાર, જગદાધાર શ્રીરામચન્દ્રજી નાના ભાઈ લક્ષ્મણજી અને શ્રીસીતાજીસહિત આપને મળવા આવ્યા છે, જેમનો હે દેવ! આપ રાત-દિવસ જપ કરતાં રહો છો. ॥૪॥

**સુનત અગસ્તિ તુરત ઉઠિ ધાએ। હરિ બિલોકિ લોચન જલ છાએ॥**
**મુનિ પદ કમલ પરે દ્વૌ ભાઈ। રિષિ અતિ પ્રીતિ લિએ ઉર લાઈ॥૫॥**

આ સાંભળતાંની સાથે જ અગસ્ત્યજી તુરત જ ઊભા થઈને દોડ્યા. ભગવાનને જોતાં જ તેમનાં નેત્રોમાં [આનંદ અને પ્રેમાશ્રુઓનું] જળ ભરાઈ આવ્યું. બંને ભાઈઓ મુનિના ચરણકમળોમાં નમી પડ્યા. ઋષિએ [ઉઠાવીને] બહુ પ્રેમથી તેમને હૃદય સરસા ચાંપી દીધા. ॥૫॥

**સાદર કુસલ પૂછિ મુનિ ગ્યાની। આસન બર બૈઠારે આની॥**
**પુનિ કરિ બહુ પ્રકાર પ્રભુ પૂજા। મોહિ સમ ભાગ્યવંત નહિં દૂજા॥૬॥**

જ્ઞાની મુનિએ આદરપૂર્વક કુશળતા પૂછીને, તેમને આવકારીને શ્રેષ્ઠ આસન પર બેસાડ્યા. પછી અનેક પ્રકારે પ્રભુની પૂજા કરીને કહ્યું – મારા જેવો ભાગ્યશાળી આજે બીજો કોઈ નથી. ॥૬॥

**જહઁ લગિ રહે અપર મુનિ બૃંદા। હરષે સબ બિલોકિ સુખકંદા॥૭॥**

ત્યાં જેટલાં પણ અન્ય મુનિવૃંદ હતાં, તે સર્વે આનંદની વર્ષા કરનારા શ્રીરામજીનાં દર્શન કરીને પ્રસન્ન થઈ ગયાં. ॥૭॥

**દો૦ – મુનિ સમૂહ મહઁ બૈઠે સન્મુખ સબ કી ઓર।**
**સરદ ઇંદુ તન ચિતવત માનહુઁ નિકર ચકોર॥૧૨॥**

મુનિઓના સમૂહમાં શ્રીરામચન્દ્રજી સર્વની તરફ સન્મુખ થઈને બેઠા છે (અર્થાત્ પ્રત્યેક મુનિને શ્રીરામજી પોતાની જ સામે મુખ કરીને બેઠેલા જોવામાં આવે છે અને સર્વે મુનિઓ એકીટસે તેમના મુખને નિહાળી રહ્યા છે.) એવું જાણાય છે કે જાણે ચકોરોનો સમુદાય શરદપૂનમના ચન્દ્રમાની સામે જોઈ રહ્યો હોય! ॥૧૨॥

**ચૌ૦ – તબ રઘુબીર કહા મુનિ પાહીં। તુમ્હ સન પ્રભુ દુરાવ કછુ નાહીં॥**
**તુમ્હ જાનહુ જેહિ કારન આયઉઁ। તાતે તાત ન કહિ સમુઝાયઉઁ॥૧॥**

ત્યારે શ્રીરામજીએ મુનિને કહ્યું – હે પ્રભો! આપથી તો કંઈ છૂપું છે જ નહિ. હું જે કારણથી આવ્યો છું તે આપ જાણો જ છો. માટે હે તાત! મેં આપને સમજાવીને કંઈ કહ્યું નથી. ॥૧॥

**અબ સો મંત્ર દેહુ પ્રભુ મોહી। જેહિ પ્રકાર મારૌં મુનિદ્રોહી॥**
**મુનિ મુસુકાને સુનિ પ્રભુ બાની। પૂછેહુ નાથ મોહિ કા જાની॥૨॥**

હે પ્રભો! હવે આપ મને એવો મંત્ર આપો કે, જેનાથી હું મુનિઓના દ્રોહી રાક્ષસોનો નાશ કરું. પ્રભુની વાણી સાંભળીને મુનિ મલકાયા અને બોલ્યા – હે નાથ! આપે શું સમજીને મને આ પ્રશ્ન કર્યો છે? ॥૨॥

**તુમ્હરેઈં ભજન પ્રભાવ અઘારી। જાનઉઁ મહિમા કછુક તુમ્હારી॥**
**ઊમરિ તરુ બિસાલ તવ માયા। ફલ બ્રહ્માંડ અનેક નિકાયા॥૩॥**

હે પાપોનો નાશ કરનારા! હું તો આપના જ ભજનના પ્રભાવથી આપનો કંઈક થોડોક મહિમા જાણું છું. આપની વિશાળ માયા ઊમરાના વૃક્ષ સમાન છે, અનેક બ્રહ્માંડોના સમૂહ જ જેનાં ફળ છે; ॥૩॥

**જીવ ચરાચર જંતુ સમાના। ભીતર બસહિં ન જાનહિં આના॥**
**તે ફલ ભચ્છક કઠિન કરાલા। તવ ભયઁ ડરત સદા સોઉ કાલા॥૪॥**

ચર અને અચર જીવ [ઊમરાના ફળની અંદર રહેનાર નાના-નાના] જંતુઓ સમાન [બ્રહ્માંડરૂપી ફળો] તેની અંદર વસે છે અને તેઓ [પોતાના તે નાનકડા જગત સિવાય] બીજું કંઈ જાણતા નથી. તે ફળોનું ભક્ષણ કરનાર કઠણ અને કરાળ કાળ છે. તે કાળ પણ સદા આપથી ભયભીત રહે છે, ॥૪॥

**તે તુમ્હ સકલ લોકપતિ સાઈં। પૂઁછેહુ મોહિ મનુજ કી નાઈં॥**
**યહ બર માગઉઁ કૃપાનિકેતા। બસહુ હૃદયઁ શ્રી અનુજ સમેતા॥૫॥**

એવા જ આપે, સમસ્ત લોકપાળોના સ્વામી હોવા છતાં પણ મને એક મનુષ્યની જેમ પ્રશ્ન કર્યો છે. હે કૃપાના ધામ! હું તો એવું વરદાન માગું છું કે આપ શ્રીસીતાજી તથા નાના ભાઈ લક્ષ્મણજીસહિત મારા હૃદયમાં [સદા] નિવાસ કરો. ॥૫॥

**અબિરલ ભગતિ બિરતિ સતસંગા। ચરન સરોરુહ પ્રીતિ અભંગા॥**
**જદ્યપિ બ્રહ્મ અખંડ અનંતા। અનુભવ ગમ્ય ભજહિં જેહિ સંતા॥૬॥**

મને પ્રગાઢ ભક્તિ, વૈરાગ્ય, સત્સંગ અને આપના ચરણકમળમાં અતૂટ પ્રેમ પ્રાપ્ત થાય. જોકે આપ અખંડ અને અનન્ત બ્રહ્મ છો, જે અનુભવથી જાણવામાં આવો છો અને જેમનું સંતજનો ભજન કરે છે; ॥૬॥

**અસ તવ રૂપ બખાનઉઁ જાનઉઁ। ફિરિ ફિરિ સગુન બ્રહ્મ રતિ માનઉઁ॥**
**સંતત દાસન્હ દેહુઁ બડ઼ાઈ। તાતેં મોહિ પૂઁછેહુ રઘુરાઈ॥૭॥**

જોકે હું આપના એવા રૂપને જાણું છું અને તેનું વર્ણન પણ કરું છું, તોય વળી વળીને હું સગુણ બ્રહ્મમાં (આપના આ સુન્દર સ્વરૂપમાં) જ પ્રેમ માનું છું. આપ સર્વદા સેવકોને મોટાઈ આપ્યા કરો છો, એથી હે રઘુનાથજી! આપે મને પૂછ્યું છે. ॥૭॥

**હે પ્રભુ પરમ મનોહર ઠાઊઁ। પાવન પંચબટી તેહિ નાઊઁ॥**
**દંડક બન પુનીત પ્રભુ કરહૂ। ઉગ્ર સાપ મુનિબર કર હરહૂ॥૮॥**

હે પ્રભો! એક પરમ મનોહર અને પવિત્ર સ્થાન છે, તેનું નામ પંચવટી છે. હે પ્રભો! આપ દંડકારણ્યને [જ્યાં પંચવટી છે] પવિત્ર કરો અને શ્રેષ્ઠ મુનિ ગૌતમજીના કઠોર શાપને હરી લો. ॥૮॥

**બાસ કરહુ તહઁ રઘુકુલ રાયા। કીજે સકલ મુનિન્હ પર દાયા॥**
**ચલે રામ મુનિ આયસુ પાઈ। તુરતહિં પંચબટી નિઅરાઈ॥૯॥**

હે રઘુકુળના સ્વામી! આપ સર્વે મુનિઓ પર દયા કરીને ત્યાં જ નિવાસ કરો. મુનિની આજ્ઞા પામીને શ્રીરામચન્દ્રજી ત્યાંથી ચાલી નીકળ્યા અને તરત જ પંચવટી નજીક પહોંચી ગયા. ॥૯॥

**દો૦ – ગીધરાજ સૈં ભેંટ ભઈ બહુ બિધિ પ્રીતિ બઢ઼ાઈ।**
**ગોદાવરી નિકટ પ્રભુ રહે પરન ગૃહ છાઈ॥૧૩॥**

ત્યાં ગીધરાજ જટાયુનો મેળાપ થયો. તેની સાથે અનેક પ્રકારે પ્રેમ વધારીને પ્રભુ શ્રીરામચન્દ્રજી ગોદાવરીજી [નદીની] નજીક પર્ણકુટી બનાવીને રહેવા લાગ્યા. ॥૧૩॥

**ચૌ૦ – જબ તે રામ કીન્હ તહઁ બાસા। સુખી ભએ મુનિ બીતી ત્રાસા॥**
**ગિરિ બન નદીં તાલ છબિ છાએ। દિન દિન પ્રતિ અતિ હોહિં સુહાએ॥૧॥**

જ્યારથી શ્રીરામજીએ ત્યાં નિવાસ કર્યો ત્યારથી મુનિઓ સુખી થઈ ગયા, તેમનો ભય જતો રહ્યો. પર્વત, વન, નદી અને તળાવો શોભાથી છવાઈ ગયાં. તેઓ દિવસે દિવસે અધિક સોહામણાં જણાવા લાગ્યાં. ॥૧॥

**ખગ મૃગ બૃંદ અનંદિત રહહીં। મધુપ મધુર ગુંજત છબિ લહહીં॥**
**સો બન બરનિ ન સક અહિરાજા। જહાઁ પ્રગટ રઘુબીર બિરાજા॥૨॥**

પક્ષીઓ તથા પશુઓના સમૂહ આનંદિત રહે છે અને ભમરા મધુર ગુંજારવ કરતાં શોભા પામી રહ્યા છે. જ્યાં પ્રત્યક્ષ શ્રીરામજી બિરાજમાન છે, તે વનનું વર્ણન સર્પરાજ શેષજી પણ કરી શકતા નથી. ॥૨॥

**એક બાર પ્રભુ સુખ આસીના। લછિમન બચન કહે છલહીના॥**
**સુર નર મુનિ સચરાચર સાઈં। મૈં પૂછઉઁ નિજ પ્રભુ કી નાઈં॥૩॥**

એક વાર પ્રભુ શ્રીરામજી સુખપૂર્વક બેઠા હતા. તે સમયે લક્ષ્મણજીએ છળરહિત (સરળ) વચન કહ્યાં – હે દેવતા, મનુષ્ય, મુનિ અને ચરાચરના સ્વામી! હું પોતાના પ્રભુની જેમ (મારા સ્વામી સમજીને) આપને પૂછું છું. ॥૩॥

**મોહિ સમુઝાઇ કહહુ સોઇ દેવા। સબ તજિ કરૌં ચરન રજ સેવા॥**
**કહહુ ગ્યાન બિરાગ અરુ માયા। કહહુ સો ભગતિ કરહુ જેહિં દાયા॥૪॥**

હે દેવ! મને સમજાવીને તે જ કહો, જેનાથી સઘળું છોડીને હું આપની ચરણરજની જ સેવા કરું. જ્ઞાન, વૈરાગ્ય અને માયાનું વર્ણન કરો અને તે ભક્તિને કહો જેના કારણે આપ દયા કરો છો. ॥૪॥

**દો૦ – ઈસ્વર જીવ ભેદ પ્રભુ સકલ કહૌ સમુઝાઈ ।**
**જાતેં હોઈ ચરન રતિ સોક મોહ ભ્રમ જાઈ ॥ ૧૪॥**

હે પ્રભો! ઈશ્વર અને જીવનો ભેદ પણ સર્વે સમજાવીને કહો, જેનાથી આપના ચરણોમાં મારી પ્રીતિ થાય અને શોક, મોહ તથા ભ્રમ નષ્ટ થઈ ટળી જાય. ॥ ૧૪॥

**ચૌ૦ – થોરેહિં મહઁ સબ કહઉઁ બુઝાઈ । સુનહુ તાત મતિ મન ચિત લાઈ ॥**
**મૈં અરુ મોર તોર તૈં માયા । જેહિં બસ કીન્હે જીવ નિકાયા ॥ ૧॥**

[શ્રીરામજીએ કહ્યું –] હે તાત! હું થોડામાં જ ઘણું સમજાવીને કહી દઉં છું. તમે મન, ચિત્ત અને બુદ્ધિથી ધ્યાનપૂર્વક સાંભળો. હું અને મારું, તું અને તારું – આ જ માયા છે, જેણે સઘળા જીવોને વશ કરી રાખ્યા છે. ॥ ૧॥

**ગો ગોચર જહઁ લગિ મન જાઈ । સો સબ માયા જાનેહુ ભાઈ ॥**
**તેહિ કર ભેદ સુનહુ તુમ્હ સોઊ । બિદ્યા અપર અબિદ્યા દોઊ ॥ ૨॥**

ઈન્દ્રિયો અને ઈન્દ્રિયોના વિષયો અને જ્યાં સુધી મન જાય છે, હે ભાઈ! તે સર્વને માયા જાણવી. તેમાંય – એક વિદ્યા અને બીજી અવિદ્યા, આ બન્ને ભેદોને તમે સાંભળો – ॥ ૨॥

**એક દુષ્ટ અતિસય દુખરૂપા । જા બસ જીવ પરા ભવકૂપા ॥**
**એક રચઇ જગ ગુન બસ જાકેં । પ્રભુ પ્રેરિત નહિં નિજ બલ તાકેં ॥ ૩॥**

એક (અવિદ્યા) દુષ્ટ (દોષયુક્ત) છે અને અત્યંત દુઃખરૂપ છે, જેને વશ થઈને જીવ સંસારરૂપી કૂવામાં પડ્યો છે અને એક (વિદ્યા) જેના વશમાં ગુણો છે અને જે જગતની રચના કરે છે, તે પ્રભુથી જ પ્રેરિત થાય છે, તેનું પોતાનું બળ કંઈ પણ નથી. ॥ ૩॥

**ગ્યાન માન જહઁ એકઉ નાહીં । દેખ બ્રહ્મ સમાન સબ માહીં ॥**
**કહિઅ તાત સો પરમ બિરાગી । તૃન સમ સિદ્ધિ તીનિ ગુન ત્યાગી ॥ ૪॥**

જ્ઞાન તે છે જેમાં માન આદિ એક પણ [દોષ] નથી ને જે સર્વમાં સમાનરૂપે બ્રહ્મને જુએ છે. હે તાત! તેને જ પરમ વૈરાગ્યવાન કહેવો જોઈએ, જે સર્વે સિદ્ધિઓ અને ત્રણેય ગુણોને તણખલાની જેમ ત્યાગી ચૂક્યો હોય. ॥ ૪॥

[જેનામાં માન, દંભ, હિંસા, ક્ષમાનો અભાવ, વાંકાપણું, આચાર્ય સેવાનો અભાવ, અપવિત્રતા, અસ્થિરતા, મન પર નિગ્રહ ન હોવો, ઈન્દ્રિયોના વિષયોમાં આસક્તિ, અહંકાર, જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિમય જગતમાં સુખબુદ્ધિ, સ્ત્રી, પુત્ર, મકાન આદિમાં મમતા તથા આસક્તિ, ઈષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં હર્ષ-શોક, ભક્તિનો અભાવ, એકાંતમાં મન ન લાગવું, વિષયી મનુષ્યોની સોબતમાં પ્રેમ – આ અઢાર દોષ ન હોય અને નિત્ય અધ્યાત્મ(આત્મા)માં સ્થિતિ તથા તત્ત્વજ્ઞાનના અર્થ (તત્ત્વજ્ઞાન દ્વારા જાણવા યોગ્ય) પરમાત્માનું નિત્યદર્શન થાય, તે જ જ્ઞાન કહેવાય છે. જુઓ ગીતા-અધ્યાય-૧૩; શ્લોક ૭ થી ૧૧.]

**દો૦ – માયા ઈસ ન આપુ કહુઁ જાન કહિઅ સો જીવ।**
**બંધ મોચ્છ પ્રદ સર્બપર માયા પ્રેરક સીવ ॥ ૧૫॥**

જે માયાને, ઈશ્વરને અને પોતાના સ્વરૂપને જાણતો નથી, તેને જીવ કહેવો જોઈએ. જે [કર્માનુસાર] બંધન અને મોક્ષ આપનાર છે, સર્વથી પર અને માયાનો પ્રેરક છે તે ઈશ્વર છે. ॥ ૧૫॥

**ચૌ૦ – ધર્મ તેં બિરતિ જોગ તેં ગ્યાના। ગ્યાન મોચ્છપ્રદ બેદ બખાના ॥**
**જાતેં બેગિ દ્રવઉઁ મૈં ભાઈ। સો મમ ભગતિ ભગત સુખદાઈ ॥ ૧॥**

ધર્મ[ના આચરણ]થી વૈરાગ્ય અને યોગથી જ્ઞાન થાય છે તથા જ્ઞાન મોક્ષ આપનાર છે – એવું વેદોએ વર્ણન કર્યું છે અને હે ભાઈ! જેનાથી હું શીઘ્ર જ પ્રસન્ન થાઉં છું, તે મારી ભક્તિ છે, જે ભક્તોને સુખ આપનારી છે. ॥ ૧॥

**સો સુતંત્ર અવલંબ ન આના। તેહિ આધીન ગ્યાન બિગ્યાના ॥**
**ભગતિ તાત અનુપમ સુખમૂલા। મિલઇ જો સંત હોઈઁ અનુકૂલા ॥ ૨॥**

તે ભક્તિ સ્વતંત્ર છે કે જેને [જ્ઞાન-વિજ્ઞાન વગેરે કોઈ પણ] બીજા કોઈ સાધનનો આધાર (અપેક્ષા) નથી. જ્ઞાન અને વિજ્ઞાન તો તેને આધીન છે. હે તાત! ભક્તિ અનુપમ તેમજ સુખનું મૂળ છે અને તે ત્યારે જ મળે છે, જ્યારે સંતો અનુકૂળ (પ્રસન્ન) થાય છે. ॥ ૨॥

**ભગતિ કિ સાધન કહઉઁ બખાની। સુગમ પંથ મોહિ પાવહિં પ્રાની ॥**
**પ્રથમહિં બિપ્ર ચરન અતિ પ્રીતી। નિજ નિજ કર્મ નિરત શ્રુતિ રીતી ॥ ૩॥**

હવે, હું ભક્તિનાં સાધનો વિસ્તારથી કહું છું – આ સુગમ-સહેલો માર્ગ છે, જેનાથી જીવ મને સહજ [સરળતાથી] પામી જાય છે. પહેલાં તો બ્રાહ્મણોના ચરણોમાં અત્યંત પ્રીતિ થાય અને વેદની રીત પ્રમાણે પોતપોતાનાં [વર્ણાશ્રમનાં] કર્મોમાં મંડ્યો રહે. ॥ ૩॥

**એહિ કર ફલ પુનિ બિષય બિરાગા। તબ મમ ધર્મ ઉપજ અનુરાગા ॥**
**શ્રવનાદિક નવ ભક્તિ દૃઢ़ાહીં। મમ લીલા રતિ અતિ મન માહીં ॥ ૪॥**

આનું ફળ, પછી વિષયોમાં વૈરાગ્ય થશે. ત્યારે (વૈરાગ્ય થવાથી) મારા ધર્મ(ભાગવત ધર્મ)માં પ્રેમ ઊપજશે. પછી શ્રવણ આદિ નવ પ્રકારની ભક્તિઓ દૃઢ થશે અને મનમાં મારી લીલાઓ પ્રત્યે અત્યંત પ્રેમ થશે. ॥ ૪॥

**સંત ચરન પંકજ અતિ પ્રેમા। મન ક્રમ બચન ભજન દૃઢ़ નેમા ॥**
**ગુરુ પિતુ માતુ બંધુ પતિ દેવા। સબ મોહિ કહઁ જાનૈ દૃઢ़ સેવા ॥ ૫॥**

જેનો સંતોનાં ચરણકમળમાં અત્યંત પ્રેમ હોય; મન, વચન અને કર્મથી ભજનનો દૃઢ નિયમ હોય અને જે મને જ ગુરુ, પિતા, માતા, ભાઈ, પતિ અને દેવતા સર્વ કંઈ જાણે અને સેવામાં દૃઢ થાય; ॥ ૫॥

**મમ ગુન ગાવત પુલક સરીરા। ગદગદ ગિરા નયન બહ નીરા ॥**
**કામ આદિ મદ દંભ ન જાકેં। તાત નિરંતર બસ મૈં તાકેં ॥ ૬॥**

મારા ગુણોનું ગાન કરતાં જેનું શરીર પુલકિત થઈ જાય, વાણી ગદ્‌ગદ થઈ જાય અને નેત્રોમાંથી [પ્રેમાશ્રુઓનું] જળ વહેવા લાગે અને કામ, મદ અને દંભ વગેરે જેનામાં ન હોય, હે ભાઈ! હું સદા તેના વશમાં રહું છું. ॥૬॥

**દો૦ – બચન કર્મ મન મોરિ ગતિ ભજનુ કરહિં નિઃકામ।**
**તિન્હ કે હૃદય કમલ મહુઁ કરઉઁ સદા બિશ્રામ॥૧૬॥**

જેમને કર્મ, વચન અને મનથી મારી જ ગતિ છે અને જેઓ નિષ્કામભાવથી મારું ભજન કરે છે, તેમના હૃદયકમળમાં હું સદા વિશ્રામ કરતો રહું છું. ॥૧૬॥

**ચૌ૦ – ભગતિ જોગ સુનિ અતિ સુખ પાવા। લછિમન પ્રભુ ચરનન્હિ સિરુ નાવા॥**
**એહિ બિધિ ગએ કછુક દિન બીતી। કહત બિરાગ ગ્યાન ગુન નીતી॥૧॥**

આ ભક્તિયોગને સાંભળીને લક્ષ્મણજી અત્યંત સુખ પામ્યા અને તેમણે પ્રભુ શ્રીરામચન્દ્રજીના ચરણોમાં શીશ નમાવ્યું. આ પ્રમાણે વૈરાગ્ય, જ્ઞાન, ગુણ અને નીતિ સમજાવતાં (વર્ણન કરતાં) કેટલાક દિવસો વીતી ગયા. ॥૧॥

**સૂપનખા રાવન કૈ બહિની। દુષ્ટ હૃદય દારુન જસ અહિની॥**
**પંચબટી સો ગઈ એક બારા। દેખિ બિકલ ભઇ જુગલ કુમારા॥૨॥**

શૂર્પણખા નામની રાવણની એક બહેન હતી, જે નાગણની સમાન ભયાનક અને દુષ્ટ હૃદયની હતી. તે એકવાર પંચવટીમાં ગઈ અને બન્ને રાજકુમારોને જોઈને કામપીડિત થઈ ગઈ. ॥૨॥

**ભ્રાતા પિતા પુત્ર ઉરગારી। પુરુષ મનોહર નિરખત નારી॥**
**હોઇ બિકલ સક મનહિ ન રોકી। જિમિ રબિમનિ દ્રવ રબિહિ બિલોકી॥૩॥**

[કાકભુશુંડિજી કહે છે —] હે ગરુડજી! [શૂર્પણખા - જેવી રાક્ષસી ધર્મજ્ઞાનશૂન્ય - કામાંધ] સ્ત્રી મનોહર પુરુષને જોઈને, ભલે તે ભાઈ, પિતા, પુત્ર જ હોય, વ્યાકુળ થઈ જાય છે અને મનને રોકી શકતી નથી, જેમ સૂર્યકાન્તમણિ સૂર્યને જોઈને દ્રવિત થઈ જાય છે (જ્વાળાથી પીગળી જાય છે). ॥૩॥

**રુચિર રૂપ ધરિ પ્રભુ પહિં જાઈ। બોલી બચન બહુત મુસુકાઈ॥**
**તુમ્હ સમ પુરુષ ન મો સમ નારી। યહ સઁજોગ બિધિ રચા બિચારી॥૪॥**

તે સુન્દર રૂપ ધરીને પ્રભુની પાસે જઈને ઘણું મલકાઈને વચન બોલી — ન તો તમારા સમાન કોઈ પુરુષ છે, ન મારા સમાન સ્ત્રી! વિધાતાએ આ સંયોગ બહુ વિચારીને રચ્યો છે. ॥૪॥

**મમ અનુરૂપ પુરુષ જગ માહીં। દેખેઉઁ ખોજિ લોક તિહુ નાહીં॥**
**તાતેં અબ લગિ રહિઉઁ કુમારી। મનુ માના કછુ તુમ્હહિ નિહારી॥૫॥**

મારા યોગ્ય પુરુષ સમસ્ત જગતમાં નથી. એ મેં ત્રણેય લોકમાં શોધી જોયું છે. માટે જ હું અત્યાર સુધી કુમારી રહી. હવે તમને જોઈને કંઈક મારું મન માન્યું છે. ॥૫॥

**સીતહિ ચિતઇ કહી પ્રભુ બાતા। અહઇ કુઆર મોર લઘુ ભ્રાતા॥**
**ગઇ લછિમન રિપુ ભગિની જાની। પ્રભુ બિલોકિ બોલે મૃદુ બાની॥૬॥**

સીતાજીની તરફ જોઈને પ્રભુ શ્રીરામચન્દ્રજીએ આ વાત કહી કે મારો નાનો ભાઈ કુંવારો છે. ત્યારે તે લક્ષ્મણજીની પાસે ગઈ. લક્ષ્મણજી તેને શત્રુની બહેન સમજીને અને પ્રભુની સામે જોઈને કોમળ વાણીથી બોલ્યા – ॥ ६॥

**સુંદરિ સુનુ મૈં ઉન્હ કર દાસા। પરાધીન નહિં તોર સુપાસા॥**
**પ્રભુ સમર્થ કોસલપુર રાજા। જો કછુ કરહિં ઉનહિ સબ છાજા॥७॥**

હે સુન્દરી! સાંભળ, હું તો એમનો દાસ છું. હું પરાધીન છું, તેથી તને સુખ નહીં મળે. પ્રભુ સમર્થ છે, કૌશલપુરના રાજા છે, તેઓ જે કંઈ કરે તે તેમને જ શોભે છે. ॥७॥

**સેવક સુખ ચહ માન ભિખારી। બ્યસની ધન સુભ ગતિ બિભિચારી॥**
**લોભી જસુ ચહ ચાર ગુમાની। નભ દુહિ દૂધ ચહત એ પ્રાની॥८॥**

સેવક સુખ ઈચ્છે, ભિખારી સન્માન ઈચ્છે, વ્યસની (જેને જુગાર, દારૂ વગેરેનું વ્યસન હોય) ધન ઈચ્છે, અને વ્યભિચારી શુભ ગતિ ઈચ્છે, લોભી યશ ઈચ્છે અને ચાર એટલે કે દૂત સ્વાભિમાની થવા ઈચ્છે - તો આ સર્વે કાર્યો એવાં અસંભવ છે કે જેમ કોઈ આકાશને દોહીને દૂધ લેવા માગે છે (અર્થાત્ અસંભવ વાતને સંભવ કરવા માગતા હોય). ॥८॥

**પુનિ ફિરિ રામ નિકટ સો આઈ। પ્રભુ લછિમન પહિં બહુરિ પઠાઈ॥**
**લછિમન કહા તોહિ સો બરઈ। જો તૃન તોરિ લાજ પરિહરઈ॥९॥**

તે વળીને પાછી શ્રીરામજીની પાસે આવી. પ્રભુએ ફરીથી તેને લક્ષ્મણજીની પાસે મોકલી આપી. લક્ષ્મણજીએ કહ્યું – તારી સાથે તે જ વિવાહ કરશે જે લાજ-શરમને ઘાસના તણખલાની જેમ તોડીને (અર્થાત્ પ્રતિજ્ઞા કરીને) ત્યાગી દેશે (અર્થાત્ જે બહુ નિર્લજ્જ હશે). ॥९॥

**તબ ખિસિઆનિ રામ પહિં ગઈ। રૂપ ભયંકર પ્રગટત ભઈ॥**
**સીતહિ સભય દેખિ રઘુરાઈ। કહા અનુજ સન સયન બુઝાઈ॥१०॥**

ત્યારે તે શરમને કારણે ખસિયાણી પડી ને તે શ્રીરામજીની પાસે ગઈ અને તેણે પોતાનું ભયંકર રૂપ પ્રગટ કર્યું. સીતાજીને ભયભીત જોઈને શ્રીરઘુનાથજીએ લક્ષ્મણજીને ઈશારો કરી સમજાવ્યું. ॥१०॥

**દો૦ – લછિમન અતિ લાઘવઁ સો નાક કાન બિનુ કીન્હિ।**
**તાકે કર રાવન કહઁ મનૌ ચુનૌતી દીન્હિ॥१७॥**

લક્ષ્મણજીએ બહુ જ સ્ફૂર્તિથી તેને નાક-કાન વગરની કરી નાખી, જાણે તેના હાથે રાવણને પડકાર્યો હોય! ॥१७॥

**ચૌ૦ – નાક કાન બિનુ ભઇ બિકરારા। જનુ સ્રવ સૈલ ગેરુ કૈ ધારા॥**
**ખર દૂષન પહિં ગઇ બિલપાતા। ધિગ ધિગ તવ પૌરુષ બલ ભ્રાતા॥१॥**

નાક-કાન વગરની તે વિકરાળ થઈ ગઈ [તેના શરીરમાંથી લોહી એ પ્રકારે વહેવા લાગ્યું] જાણે [કાળા] પર્વતમાંથી ગેરૂની ધારા વહી રહી હોય. તે વિલાપ કરતાં કરતાં ખર-દૂષણની પાસે ગઈ, [અને બોલી –] હે ભાઈ! તમારા પૌરુષ(વીરતા)ને ધિક્કાર છે, તમારા બળને ધિક્કાર છે. ॥१॥

**તેહિં પૂછા સબ કહેસિ બુઝાઈ। જાતુધાન સુનિ સેન બનાઈ॥**
**ધાએ નિસિચર નિકર બરુથા। જનુ સપચ્છ કજ્જલ ગિરિ જૂથા॥૨॥**

તેમણે પૂછ્યું, ત્યારે શૂર્પણખાએ બધું સમજાવીને કહ્યું. રાક્ષસે સર્વે સાંભળીને સેના તૈયાર કરી. રાક્ષસસમૂહનાં ટોળેટોળાં દોડ્યાં જાણે પાંખોવાળા કાજળના (કાળા) પર્વતોનાં ટોળાં હોય! ॥૨॥

**નાના બાહન નાનાકારા। નાનાયુધ ધર ઘોર અપારા॥**
**સૂપનખા આગેં કરિ લીની। અસુભ રૂપ શ્રુતિ નાસા હીની॥૩॥**

તેઓ અનેક જાતનાં વાહનો પર ચઢેલા તથા અનેક આકાર(ચહેરા)ના છે. તેઓ અપાર છે અને અનેક પ્રકારનાં અસંખ્ય ભયાનક હથિયાર ધારણ કરેલાં છે. તેમણે નાક-કાન કપાયેલી અમંગળરૂપિણી શૂર્પણખાને આગળ કરી દીધી. ॥૩॥

**અસગુન અમિત હોહિં ભયકારી। ગનહિં ન મૃત્યુ બિબસ સબ ઝારી॥**
**ગર્જહિં તર્જહિં ગગન ઉડાહીં। દેખિ કટકુ ભટ અતિ હરષાહીં॥૪॥**

અગણિત ભયંકર અપશુકન થઈ રહ્યાં છે. પરંતુ મૃત્યુના વશ હોવાના કારણે તે સર્વેસર્વ તેમને કંઈ ગણકારતા નથી. ગર્જે છે, પડકારે છે અને આકાશમાં ઊડે છે. સેના જોઈને યોદ્ધાઓ બહુ જ હરખાય છે. ॥૪॥

**કોઉ કહ જિઅત ધરહુ દ્વૌ ભાઈ। ધરિ મારહુ તિય લેહુ છડ઼ાઈ॥**
**ધૂરિ પૂરિ નભ મંડલ રહા। રામ બોલાઇ અનુજ સન કહા॥૫॥**

કોઈ કહે છે – બન્ને ભાઈઓને જીવતા જ પકડી લો, પકડીને મારી નાખો અને સ્ત્રીને છીનવી લો. આકાશમંડળ ધૂળથી ભરાઈ ગયું. ત્યારે શ્રીરામજીએ લક્ષ્મણજીને બોલાવીને તેમને કહ્યું – ॥૫॥

**લૈ જાનકિહિ જાહુ ગિરિ કંદર। આવા નિસિચર કટકુ ભયંકર॥**
**રહેહુ સજગ સુનિ પ્રભુ કૈ બાની। ચલે સહિત શ્રી સર ધનુ પાની॥૬॥**

રાક્ષસોની ભયંકર સેના આવી ગઈ છે. જાનકીજીને લઈને તમે પર્વતની ગુફામાં ચાલ્યા જાઓ. સાવધાન રહેજો. પ્રભુ શ્રીરામચન્દ્રજીનાં વચન સાંભળીને લક્ષ્મણજી હાથમાં ધનુષ-બાણ લઈને શ્રીસીતાજી સહિત ચાલ્યા. ॥૬॥

**દેખિ રામ રિપુદલ ચલિ આવા। બિહસિ કઠિન કોદંડ ચઢ઼ાવા॥૭॥**

શત્રુઓની સેના [સમીપ] ચાલી આવી છે, આ જોઈને, શ્રીરામે હસીને કઠણ ધનુષને ચઢાવ્યું. ॥૭॥

છં૦ – **કોદંડ કઠિન ચઢ઼ાઇ સિર જટ જૂટ બાઁધત સોહ ક્યોં।**
**મરકત સયલ પર લરત દામિનિ કોટિ સોં જુગ ભુજગ જ્યોં॥**
**કટિ કસિ નિષંગ બિસાલ ભુજ ગહિ ચાપ બિસિખ સુધારિ કૈ।**
**ચિતવત મનહુઁ મૃગરાજ પ્રભુ ગજરાજ ઘટા નિહારિ કૈ॥**

કઠણ ધનુષ ચઢાવીને, સિર પર જટાનો જૂટ બાંધતાં પ્રભુ એવા શોભિત થઈ રહ્યા છે કે જેમ મરકતમણિ(પન્ના)ના પર્વત પર કરોડો વીજળીઓથી બે સાપ લડી રહ્યા હોય. કમર પર ભાથો

કસીને વિશાળ ભુજાઓમાં ધનુષ લઈને અને બાણ સજ્જ કરીને પ્રભુ શ્રીરામચન્દ્રજી રાક્ષસોની સામે એવી રીતે જોઈ રહ્યા છે કે જાણે મદોન્મત હાથીઓનાં ટોળાંને [આવતા] જોઈને સિંહ [તેમની સામે] તાકી રહ્યો હોય. ॥ ૮॥

**સો૦ – આઈ ગએ બગમેલ ધરહુ ધરહુ ધાવત સુભટ ।**
**જથા બિલોકિ અકેલ બાલ રબિહિ ઘેરત દનુજ ॥ ૧૮॥**

ઘણી ઝડપથી દોડતાં દોડતાં તે લોકો 'દોડો-દોડો પકડો-પકડો' પોકારતાં દોડી આવ્યા [અને તેમણે શ્રીરામજીને ચારે બાજુથી ઘેરી લીધા], જેમ બાળસૂર્યને (ઉદયકાળના સૂર્યને) એકલો જોઈને મન્દેહ નામના દૈત્યો ઘેરી લે છે. ॥ ૧૮॥

**ચૌ૦ – પ્રભુ બિલોકિ સર સકહિં ન ડારી । થકિત ભઈ રજનીચર ધારી ॥**
**સચિવ બોલિ બોલે ખર દૂષન । યહ કોઉ નૃપબાલક નર ભૂષન ॥ ૧॥**

[સૌન્દર્ય-માધુર્યનિધિ] પ્રભુ શ્રીરામચન્દ્રજીને જોઈને રાક્ષસોની સેના સ્તબ્ધ રહી ગઈ. પગ ઊપડતાં જ નથી. તેઓ એમની ઉપર બાણ છોડી શક્યા નહિ. મન્ત્રીને બોલાવીને ખર-દૂષણે કહ્યું – આ રાજકુમાર મનુષ્યોમાં કોઈ ભૂષણ છે. ॥ ૧॥

**નાગ અસુર સુર નર મુનિ જેતે । દેખે જિતે હતે હમ કેતે ॥**
**હમ ભરિ જન્મ સુનહુ સબ ભાઈ । દેખી નહિં અસિ સુંદરતાઈ ॥ ૨॥**

જેટલા પણ નાગ, અસુર, દેવતા, મનુષ્ય અને મુનિઓ છે, તેમનામાંથી અમે ન જાણે કેટલાય જોયા, જીત્યા અને મારી નાખ્યા છે. પરન્તુ હે સર્વે ભાઈઓ! સાંભળો, અમે અમારા આખા આયખામાં આવી સુન્દરતા ક્યાંય જોઈ નથી. ॥ ૨॥

**જદ્યપિ ભગિની કીન્હિ કુરૂપા । બધ લાયક નહિં પુરુષ અનૂપા ॥**
**દેહુ તુરત નિજ નારિ દુરાઈ । જીઅત ભવન જાહુ દ્વૌ ભાઈ ॥ ૩॥**

જોકે એમણે અમારી બહેનને કુરૂપ કરી નાખી તો પણ આ અનુપમ પુરુષ વધ કરવા યોગ્ય નથી. 'છુપાવી રાખેલી પોતાની સ્ત્રીને તરત જ આપી દો અને બન્ને ભાઈઓ જીવતા જ ઘરે પાછા વળો;' ॥ ૩॥

**મોર કહા તુમ્હ તાહિ સુનાવહુ । તાસુ બચન સુનિ આતુર આવહુ ॥**
**દૂતન્હ કહા રામ સન જાઈ । સુનત રામ બોલે મુસુકાઈ ॥ ૪॥**

મારુ આ કથન તમે લોકો તેને સંભળાવો અને તેનું વચન (પ્રત્યુત્તર) સાંભળીને શીઘ્ર આવો. દૂતોએ જઈને આ સંદેશો શ્રીરામચન્દ્રજીને કહ્યો. તેને સાંભળતાં જ શ્રીરામચન્દ્રજી મલકાઈને બોલ્યા – ॥ ૪॥

**હમ છત્રી મૃગયા બન કરહીં । તુમ્હ સે ખલ મૃગ ખોજત ફિરહીં ॥**
**રિપુ બલવંત દેખિ નહિં ડરહીં । એક બાર કાલહુ સન લરહીં ॥ ૫॥**

અમે ક્ષત્રિય છીએ. વનમાં શિકાર કરીએ છીએ અને તમારા જેવા દુષ્ટ પશુઓને તો શોધતાં જ ફરીએ છીએ. અમે બળવાન શત્રુને દેખીને ડરતા નથી. [લડવાને માટે આવે તો] એક વાર તો અમે કાળ સાથે પણ લડી શકીએ છીએ. ॥ ૫॥

**જદ્યપિ મનુજ દનુજ કુલ ઘાલક। મુનિ પાલક ખલ સાલક બાલક॥**
**જૌં ન હોઈ બલ ઘર ફિરિ જાહૂ। સમર બિમુખ મૈં હતઉઁ ન કાહૂ॥૬॥**

જોકે અમે મનુષ્ય છીએ, છતાંય દૈત્યકુળનો નાશ કરનાર અને મુનિઓની રક્ષા કરનારા છીએ. અમે બાળક છીએ, પરન્તુ દુષ્ટોને દંડ દેનારા છીએ. જો બળ ન હોય તો ઘરે પાછા જાઓ. વળી, સંગ્રામમાં પીઠ દેખાડનાર કોઈને પણ હું મારતો નથી. ॥૬॥

**રન ચઢ઼િ કરિઅ કપટ ચતુરાઈ। રિપુ પર કૃપા પરમ કદરાઈ॥**
**દૂતન્હ જાઈ તુરત સબ કહેઊ। સુનિ ખર દૂષન ઉર અતિ દહેઊ॥૭॥**

રણમાં ચઢી આવીને છળ-કપટ કરવું અને શત્રુ પર કૃપા કરવી (દયા દાખવવી) તે તો ઘણી જ મોટી કાયરતા છે. દૂતોએ પાછા ફરીને તરત જ સઘળી વાતો કહી; જે સાંભળીને ખર-દૂષણનું હૃદય અત્યંત બળવા લાગ્યું. ॥૭॥

**છં૦ – ઉર દહેઉ કહેઉ કિ ધરહુ ધાએ બિકટ ભટ રજનીચરા।**
**સર ચાપ તોમર સક્તિ સૂલ કૃપાન પરિઘ પરસુ ધરા॥**
**પ્રભુ કીન્હિ ધનુષ ટકોર પ્રથમ કઠોર ઘોર ભયાવહા।**
**ભએ બધિર બ્યાકુલ જાતુધાન ન ગ્યાન તેહિ અવસર રહા॥**

[ખર-દૂષણનું] હૃદય બળી ઊઠ્યું એટલે તેમણે કહ્યું – પકડી લો (કેદ કરી લો). [આ સાંભળીને] ભયંકર રાક્ષસ યોદ્ધાઓ બાણ, ધનુષ, તોમર, શક્તિ (સાંગ), શૂલ (બરછી) કટાર, પરિઘ અને ફરશુ ધારણ કરીને દોડી પડ્યા. પ્રભુ શ્રીરામે પહેલા ધનુષનો ઘણો જ કઠોર, ઘોર અને ભયાનક ટંકાર કર્યો, જે સાંભળતાંવેત રાક્ષસો બહેરા અને વ્યાકુળ થઈ ગયા. તે વખતે તેમને કંઈ પણ ભાન ન રહ્યું. ॥૮॥

**દો૦ – સાવધાન હોઈ ધાએ જાનિ સબલ આરાતિ।**
**લાગે બરષન રામ પર અસ્ત્ર સસ્ત્ર બહુભાઁતિ॥૧૯ (ક)॥**

પછી તેઓ શત્રુને બળવાન જાણીને સાવધાન થઈને દોડ્યા અને શ્રીરામચન્દ્રજી ઉપર બહુ પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રો વરસાવવા લાગ્યા. ॥૧૯ (ક)॥

**તિન્હ કે આયુધ તિલ સમ કરિ કાટે રઘુબીર।**
**તાનિ સરાસન શ્રવન લગિ પુનિ છાઁડ઼ે નિજ તીર॥૧૯ (ખ)॥**

શ્રીરઘુવીરજીએ તેમનાં હથિયારોના તલના જેવા (ટુકડે-ટુકડા) કરીને કાપી નાખ્યાં. પછી ધનુષને કાન સુધી ખેંચીને પોતાનાં બાણ છોડ્યાં. ॥૧૯ (ખ)॥

**છં૦ – તબ ચલે બાન કરાલ। ફુંકરત જનુ બહુ બ્યાલ॥**
**કોપેઉ સમર શ્રીરામ। ચલે બિસિખ નિસિત નિકામ॥૧॥**

ત્યારે ભયંકર બાણ એવાં ચાલ્યાં જાણે ફૂંફાડા મારતાં ઘણા જ સર્પો જઈ રહ્યા હોય. શ્રીરામચન્દ્રજી સંગ્રામમાં ક્રોધાયમાન થયા અને અત્યંત તીક્ષ્ણ બાણ છૂટ્યાં. ॥૧॥

**અવલોકિ ખરતર તીર । મુરિ ચલે નિસિચર બીર ॥**
**ભએ ક્રુદ્ધ તીનિઉ ભાઈ । જો ભાગિ રન તે જાઈ ॥ ૨॥**

અત્યંત તીક્ષ્ણ બાણોને જોઈને રાક્ષસ-વીર પીઠ બતાવીને ભાગવા માંડ્યા. ત્યારે ખર, દૂષણ અને ત્રિશિરા ત્રણે ભાઈઓ ક્રોધિત થઈને બોલ્યા – જે રણમાંથી ભાગીને જશે – ॥ ૨॥

**તેહિ બધબ હમ નિજ પાનિ । ફિરે મરન મન મહુઁ ઠાનિ ॥**
**આયુધ અનેક પ્રકાર । સનમુખ તે કરહિં પ્રહાર ॥ ૩॥**

તેનો અમે અમારા હાથે વધ કરીશું. ત્યારે મરવાનું ચોક્કસ છે એમ મનમાં માનીને રાક્ષસો પાછા આવ્યા અને સામા થઈને તેઓ અનેક પ્રકારનાં હથિયારોથી શ્રીરામજી પર પ્રહાર કરવા લાગ્યા. ॥ ૩॥

**રિપુ પરમ કોપે જાનિ । પ્રભુ ધનુષ સર સંધાનિ ॥**
**છાંડ઼ે બિપુલ નારાચ । લગે કટન બિકટ પિસાચ ॥ ૪॥**

શત્રુઓને અત્યંત ક્રોધે ભરાયેલા જાણીને પ્રભુએ ધનુષ પર બાણ ચઢાવીને ઘણાં જ બાણ છોડ્યાં, જેનાથી ભયંકર રાક્ષસો કપાવા લાગ્યા. ॥ ૪॥

**ઉર સીસ ભુજ કર ચરન । જહઁ તહઁ લગે મહિ પરન ॥**
**ચિક્કરત લાગત બાન । ધર પરત કુધર સમાન ॥ ૫॥**

તેમની છાતી, સિર, ભુજા, હાથ અને પગ ચારેકોર પૃથ્વી પર પડવા લાગ્યા. બાણ લાગતાં જ તેઓ હાથીની જેમ ચીત્કારે છે. તેમનાં પર્વત સમાન ધડ કપાઈ-કપાઈને પડી રહ્યાં છે. ॥ ૫॥

**ભટ કટત તન સત ખંડ । પુનિ ઉઠત કરિ પાષંડ ॥**
**નભ ઉડ઼ત બહુ ભુજ મુંડ । બિનુ મૌલિ ધાવત રુંડ ॥ ૬॥**

યોદ્ધાઓનાં શરીર કપાઈને સેંકડો ટુકડા થઈ જાય છે. તેઓ ફરીથી માયા કરીને ઊઠીને ઊભા થાય છે. આકાશમાં ઘણી જ ભુજાઓ અને મસ્તકો ઊડી રહ્યાં છે તથા મસ્તક વગરનાં ધડ દોડી રહ્યાં છે. ॥ ૬॥

**ખગ કંક કાક સૃગાલ । કટકટહિં કઠિન કરાલ ॥ ૭॥**

સમડીઓ [કે કૌંચ], કાગડા વગેરે પક્ષીઓ તથા શિયાળ કઠોર, ભયંકર કટ-કટ (કર્કશ) શબ્દો કરી રહ્યાં છે. ॥ ૭॥

**છં૦ – કટકટહિં જંબુક ભૂત પ્રેત પિસાચ ખર્પર સંચહીં ।**
**બેતાલ બીર કપાલ તાલ બજાઇ જોગિનિ નંચહીં ॥**
**રઘુબીર બાન પ્રચંડ ખંડહિં ભટન્હ કે ઉર ભુજ સિરા ।**
**જહઁ તહઁ પરહિં ઉઠિ લરહિં ધર ધરુ ધરુ કરહિં ભયકર ગિરા ॥ ૧॥**

શિયાળવા દાંત કટકટાવે છે. ભૂત, પ્રેત અને પિશાચ ખોપરીઓ વીણી રહ્યાં છે [અથવા ખપ્પર ભરી રહ્યાં છે]. વીર-વેતાળ ખોપરીઓ પર તાલ દઈ રહ્યા છે અને યોગિનીઓ નાચી રહી છે. શ્રીરઘુવીરનાં પ્રચંડ બાણ યોદ્ધાઓનાં વક્ષઃસ્થળ, ભુજા અને મસ્તકોના ટુકડે-ટુકડા કરી નાખે છે. તેમનાં ધડ યત્ર-તત્ર ઢળી પડે છે. પાછાં ઊઠે છે અને લડે છે અને 'પકડો-પકડો'નાં ભયંકર નાદ કરે છે. ॥ ૧॥

**અંતાવરીં ગહિ ઉડ઼ત ગીધ પિસાચ કર ગહિ ધાવહીં ।**
**સંગ્રામ પુર બાસી મનહુઁ બહુ બાલ ગુડ઼ી ઉડાવહીં ॥**
**મારે પછારે ઉર બિદારે બિપુલ ભટ કહઁરત પરે ।**
**અવલોકિ નિજ દલ બિકલ ભટ તિસિરાદિ ખર દૂષન ફિરે ॥ ૨॥**

આંતરડાના એક છેડાને પકડીને ગીધો ઊડે છે અને એમનો જ બીજો છેડો હાથથી પકડીને પિશાચો દોડે છે. એમ માલૂમ પડે છે કે જાણે સંગ્રામરૂપી નગરના નિવાસી ઘણાં જ બાળકો પતંગ ઉડાવી રહ્યાં હોય. અનેક યોદ્ધાઓ મરાયા અને પછડાયા. ઘણા જ, જેમનાં હૃદય ચીરાઈ ગયાં છે, પડ્યા પડ્યા કણસી રહ્યા છે. પોતાની સેનાને વ્યાકુળ જોઈને ત્રિશિરા અને ખર-દૂષણ વગેરે યોદ્ધાઓ શ્રીરામજીની તરફ વળ્યા. ॥ ૨॥

**સર સક્તિ તોમર પરસુ સૂલ કૃપાન એકહિ બારહીં ।**
**કરિ કોપ શ્રીરઘુબીર પર અગનિત નિસાચર ડારહીં ॥**
**પ્રભુ નિમિષ મહુઁ રિપુ સર નિવારિ પચારિ ડારે સાયકા ।**
**દસ દસ બિસિખ ઉર માઝ મારે સકલ નિસિચર નાયકા ॥ ૩॥**

અગણિત રાક્ષસો ક્રોધ કરીને બાણ, શક્તિ, તોમર, ફરસા, ત્રિશૂલ અને કટાર એક જ વખતે શ્રીરઘુવીર પર છોડવા લાગ્યા. પ્રભુએ પળવારમાં જ શત્રુઓનાં બાણોને કાપીને લલકારીને તેમની ઉપર પોતાનાં બાણ છોડ્યાં. સર્વ રાક્ષસ-સેનાપતિઓના હૃદયમાં દસ-દસ બાણ માર્યાં. ॥ ૩॥

**મહિ પરત ઉઠિ ભટ ભિરત મરત ન કરત માયા અતિ ઘની ।**
**સુર ડરત ચૌદહ સહસ પ્રેત બિલોકિ એક અવધ ધની ॥**
**સુર મુનિ સભય પ્રભુ દેખિ માયાનાથ અતિ કૌતુક કર્‌યો ।**
**દેખહિં પરસપર રામ કરિ સંગ્રામ રિપુ દલ લરિ મર્‌યો ॥ ૪॥**

યોદ્ધા પૃથ્વી પર ઢળી પડે છે, ફરીથી ઊઠીને ટકરાય છે. મરતા નથી, અનેક પ્રકારની ઘણી માયા રચે છે. દેવતાઓ આ જોઈને ડરે છે કે પ્રેત (રાક્ષસ) ચૌદ હજાર છે અને અયોધ્યાનાથ શ્રીરામજી એકલા છે. દેવતાઓ અને મુનિઓને ભયભીત જોઈને માયાના સ્વામી પ્રભુએ એક મોટું કૌતુક કર્યું, જેનાથી શત્રુઓની સેના એકબીજાને રામરૂપે જોવા લાગી અને પરસ્પર યુદ્ધ કરીને લડી મરી. ॥ ૪॥

**દો૦ – રામ રામ કહિ તનુ તજહિં પાવહિં પદ નિર્બાન ।**
**કરિ ઉપાય રિપુ મારે છન મહુઁ કૃપાનિધાન ॥ ૨૦ (ક) ॥**

બધા જ ['આ રામ છે, એને મારો' આ પ્રકારે] રામરામ કહીને શરીર છોડે છે અને નિર્વાણ પદ પામે છે. કૃપાનિધાન શ્રીરામજીએ આ ઉપાય કરીને ક્ષણવારમાં જ શત્રુઓને મારી નાખ્યા. ॥ ૨૦ (ક)॥

**હરષિત બરષહિં સુમન સુર બાજહિં ગગન નિસાન।**
**અસ્તુતિ કરિ કરિ સબ ચલે સોભિત બિબિધ બિમાન॥૨૦(ખ)॥**

દેવતાઓ આનંદિત થઈને ફૂલો વરસાવે છે. આકાશમાં નગારાં વાગી રહ્યાં છે. પછી તે બધા સ્તુતિ કરી-કરીને અનેક વિમાનોમાં શોભાયમાન થઈ ચાલ્યા ગયા. ॥૨૦(ખ)॥

**ચૌ૦ – જબ રઘુનાથ સમર રિપુ જીતે। સુર નર મુનિ સબ કે ભય બીતે॥**
**તબ લછિમન સીતહિ લૈ આએ। પ્રભુ પદ પરત હરષિ ઉર લાએ॥૧॥**

જ્યારે શ્રીરઘુનાથજીએ યુદ્ધમાં શત્રુઓને જીતી લીધા તથા દેવતા, મનુષ્યો અને મુનિઓ આદિ સર્વેનો ભય દૂર થઈ ગયો, ત્યારે લક્ષ્મણજી સીતાજીને લઈ આવ્યા. ચરણોમાં પડતાં તેમને પ્રભુએ પ્રસન્નતાપૂર્વક ઉઠાવીને હૃદયે ચાંપી દીધા. ॥૧॥

**સીતા ચિતવ સ્યામ મૃદુ ગાતા। પરમ પ્રેમ લોચન ન અઘાતા॥**
**પંચબટીં બસિ શ્રીરઘુનાયક। કરત ચરિત સુર મુનિ સુખદાયક॥૨॥**

સીતાજી શ્રીરામજીના શ્યામ અને કોમળ શરીરને પરમ પ્રેમથી નીરખી રહ્યાં છે, નેત્ર તૃપ્ત થતાં નથી. આ રીતે પંચવટીમાં વસીને શ્રીરઘુનાથજી દેવતાઓ અને મુનિઓને સુખ આપનારાં ચરિત્રો કરવા લાગ્યા. ॥૨॥

**ધુઆઁ દેખિ ખરદૂષન કેરા। જાઈ સુપનખાઁ રાવન પ્રેરા॥**
**બોલી બચન ક્રોધ કરિ ભારી। દેસ કોસ કૈ સુરતિ બિસારી॥૩॥**

ખર-દૂષણનો વિધ્વંસ જોઈને શૂર્પણખાએ જઈને રાવણને ભડકાવ્યો. તે બહુ જ ક્રોધ કરીને વચન બોલી – તે દેશ અને ખજાનાની સૂધ વિસારી જ દીધી છે. ॥૩॥

**કરસિ પાન સોવસિ દિનુ રાતી। સુધિ નહિં તવ સિર પર આરાતી॥**
**રાજ નીતિ બિનુ ધન બિનુ ધર્મા। હરિહિ સમર્પે બિનુ સતકર્મા॥૪॥**
**બિદ્યા બિનુ બિબેક ઉપજાએઁ। શ્રમ ફલ પઢ઼ેં કિએઁ અરુ પાએઁ॥**
**સંગ તેં જતી કુમંત્ર તે રાજા। માન તે ગ્યાન પાન તેં લાજા॥૫॥**

મદિરા પીધે રાખે છે અને રાત-દિવસ પડ્યોપાથર્યો રહે છે. તને ખબર નથી કે શત્રુ તારા માથે ઊભો છે? નીતિ વિના રાજ્ય અને ધર્મ વિના ધન પ્રાપ્ત કરવાથી, ભગવાનને સમર્પણ કર્યા વિના ઉત્તમ કર્મ કરવાથી અને વિવેક ઉત્પન્ન કર્યા વિના વિદ્યા ભણવાના પરિણામે શ્રમ જ હાથમાં આવે છે. વિષયોના સંગથી સંન્યાસી, ખોટી સલાહથી રાજા, માનથી જ્ઞાન અને મદિરાપાનથી લાજ – ॥૪-૫॥

**પ્રીતિ પ્રનય બિનુ મદ તે ગુની। નાસહિં બેગિ નીતિ અસ સુની॥૬॥**

નમ્રતા વિના (નમ્રતા ન હોવાથી) પ્રીતિ તેમ જ મદ(અહંકાર)થી ગુણવાન શીઘ્ર જ નાશ પામી જાય છે, આ પ્રકારની નીતિ મેં સાંભળી છે. [અહીં શ્રીતુલસીદાસજીની ભગવત્પરાયણતા છે કે રાક્ષસી દ્વારા પણ સત્કર્મને ભગવદ્‌અર્પણ કરવાનો ઉપદેશ અપાવી રહ્યા છે] ॥૬॥

**સો૦ – રિપુ રુજ પાવક પાપ પ્રભુ અહિ ગનિઅ ન છોટ કરિ ।**
**અસ કહિ બિબિધ બિલાપ કરિ લાગી રોદન કરન ॥ ૨૧ (ક) ॥**

શત્રુ, રોગ, અગ્નિ, પાપ, સ્વામી અને સાપને નાનો ન ગણવો જોઈએ. એમ કહીને શૂર્પણખા અનેક પ્રકારે વિલાપ કરી રોવા લાગી. ॥ ૨૧ (ક)॥

**દો૦ – સભા માઝ પરિ બ્યાકુલ બહુ પ્રકાર કહ રોઈ ।**
**તોહિ જિઅત દસકંધર મોરિ કિ અસિ ગતિ હોઈ ॥ ૨૧ (ખ) ॥**

[રાવણની] સભાની વચ્ચે તે વ્યાકુળ થઈને પડી-પડી અનેક પ્રકારે રડી-રડીને કહી રહી છે કે – અરે દશગ્રીવ! તારી હયાતીમાં જ શું મારી આવી દશા થવી જોઈએ? ॥ ૨૧ (ખ)॥

**ચૌ૦ – સુનત સભાસદ ઉઠે અકુલાઈ । સમુઝાઈ ગહિ બાઁહ ઉઠાઈ ॥**
**કહ લંકેસ કહસિ નિજ બાતા । કેઇઁ તવ નાસા કાન નિપાતા ॥ ૧॥**

શૂર્પણખાનાં આવાં વચનો સાંભળતાં જ સભાસદો અકળાઈ ઊઠ્યા. તેમણે શૂર્પણખાનો હાથ પકડી તેને ઊભી કરી અને સમજાવી. લંકાપતિ રાવણે કહ્યું – તું પોતાની વાત તો કહે, કોણે તારાં નાક-કાન કાપી નાખ્યાં? ॥ ૧॥

**અવધ નૃપતિ દસરથ કે જાએ । પુરુષ સિંઘ બન ખેલન આએ ॥**
**સમુઝિ પરી મોહિ ઉન્હ કૈ કરની । રહિત નિસાચર કરિહહિં ધરની ॥ ૨॥**

[તે બોલી –] અયોધ્યાના રાજા દશરથના પુત્ર, જે પુરુષોમાં સિંહ સમાન છે, તે વનમાં શિકાર ખેલવા આવ્યા છે. મને તેમની કરણી પરથી એમ સમજાય છે કે તેઓ પૃથ્વીને નિશાચર રહિત કરી નાખશે. ॥ ૨॥

**જિન્હ કર ભુજબલ પાઇ દસાનન । અભય ભએ બિચરત મુનિ કાનન ॥**
**દેખત બાલક કાલ સમાના । પરમ ધીર ધન્વી ગુન નાના ॥ ૩॥**

જેમની ભુજાઓનું બળ પામીને હે દશમુખ! મુનિલોકો વનમાં નિર્ભય થઈને વિચરવા લાગ્યા છે. તેઓ દેખાવમાં તો બાળક છે, પરંતુ છે કાળના સમાન. તેઓ પરમ ધીર, શ્રેષ્ઠ ધનુર્ધારી અને અનેક ગુણોથી યુક્ત છે. ॥ ૩॥

**અતુલિત બલ પ્રતાપ દ્વૌ ભ્રાતા । ખલ બધ રત સુર મુનિ સુખદાતા ॥**
**સોભા ધામ રામ અસ નામા । તિન્હ કે સંગ નારિ એક સ્યામા ॥ ૪॥**

બન્ને ભાઈઓનાં બળ અને પ્રતાપ અતુલનીય છે. તેઓ દુષ્ટોનો વધ કરવા મંડી પડ્યા છે, અને દેવો તથા મુનિઓના સુખદાતા છે. તેઓ શોભાના ધામ છે, 'રામ' એવું તેમનું નામ છે. તેમની સાથે એક યુવાન સુંદર સ્ત્રી છે. ॥ ૪॥

**રૂપ રાસિ બિધિ નારિ સઁવારી । રતિ સત કોટિ તાસુ બલિહારી ॥**
**તાસુ અનુજ કાટે શ્રુતિ નાસા । સુનિ તવ ભગિનિ કરહિં પરિહાસા ॥ ૫॥**

વિધાતાએ તે સ્ત્રીને રૂપનો અંબાર બનાવી છે, કે સો કરોડ રતિ (કામદેવની સ્ત્રી) તેના પર ન્યોછાવર છે. તેમના જ નાના ભાઈએ મારાં નાક-કાન કાપી નાખ્યાં. હું તારી બહેન છું, એ સાંભળીને તેઓ મારી મશ્કરી કરવા લાગ્યા. ॥ ૫॥

**ખર દૂષન સુનિ લગે પુકારા। છન મહુઁ સકલ કટક ઉન્હ મારા॥**
**ખર દૂષન તિસિરા કર ઘાતા। સુનિ દસસીસ જરે સબ ગાતા॥ ૬॥**

મારો પોકાર સાંભળીને ખર-દૂષણ સહાય કરવા માટે આવ્યા. પરન્તુ તેમણે પળવારમાં જ સમગ્ર સેનાને મારી નાંખી. ખર-દૂષણ અને ત્રિશિરાનો વધ સાંભળીને રાવણનાં સઘળાં અંગો બળી ઊઠ્યાં. ॥ ૬॥

**દો૦ – સૂપનખહિ સમુઝાઇ કરિ બલ બોલેસિ બહુ ભાઁતિ।**
**ગયઉ ભવન અતિ સોચબસ નીદ પરઇ નહિં રાતિ॥ ૨૨॥**

તેણે શૂર્પણખાને સમજાવીને અનેક પ્રકારે પોતાના બળનાં વખાણ કર્યાં, પરન્તુ [મનમાં] તે અત્યંત ચિન્તાવશ થઈને પોતાના મહેલમાં ગયો, તેને આખીય રાત નિંદ્રા આવી જ નહિ. ॥ ૨૨॥

**ચૌ૦ – સુર નર અસુર નાગ ખગ માહીં। મોરે અનુચર કહઁ કોઉ નાહીં॥**
**ખર દૂષન મોહિ સમ બલવંતા। તિન્હહિ કો મારઇ બિનુ ભગવંતા॥ ૧॥**

[તે મનમાં-ને-મનમાં વિચાર કરવા લાગ્યો –] દેવતા, મનુષ્ય, અસુર નાગ ને પક્ષીઓમાં કોઈ એવો નથી કે જે મારા સેવકનેય પહોંચી શકે. ખર-દૂષણ તો મારા જેવા જ બળવાન હતા. તેમને ભગવાનના સિવાય બીજો કોણ મારી શકે છે? ॥ ૧॥

**સુર રંજન ભંજન મહિ ભારા। જૌં ભગવંત લીન્હ અવતારા॥**
**તૌ મૈં જાઇ બૈરુ હઠિ કરઊઁ। પ્રભુ સર પ્રાન તજેં ભવ તરઊઁ॥ ૨॥**

દેવતાઓને આનંદ આપનાર અને પૃથ્વીના ભારને હરણ કરનારા ભગવાને જ જો અવતાર લીધો છે તો હું જઈને તેમની સાથે હઠપૂર્વક વેર કરીશ અને પ્રભુનાં બાણો[ના પ્રહાર]થી પ્રાણ છોડીને ભવસાગરને તરી જઈશ. ॥ ૨॥

**હોઇહિ ભજનુ ન તામસ દેહા। મન ક્રમ બચન મંત્ર દૃઢ઼ એહા॥**
**જૌં નરરૂપ ભૂપસુત કોઊ। હરિહઉઁ નારિ જીતિ રન દોઊ॥ ૩॥**

આ તામસી શરીરથી ભજન તો થશે નહિ. એટલા માટે મન, વચન અને કર્મથી આ જ દૃઢ નિશ્ચય છે, અને જો તેઓ મનુષ્યરૂપમાં કોઈ રાજકુમાર હશે, તો તે બન્નેને રણમાં જીતીને તેમની સ્ત્રીને હરી લઈશ. ॥ ૩॥

**ચલા અકેલ જાન ચઢ઼િ તહવાઁ। બસ મારીચ સિંધુ તટ જહવાઁ॥**
**ઇહાઁ રામ જસિ જુગુતિ બનાઈ। સુનહુ ઉમા સો કથા સુહાઈ॥ ૪॥**

[એમ વિચારીને] રાવણ રથ પર ચઢીને એકલો જ ત્યાં ચાલ્યો, જ્યાં સમુદ્રના તટ પર મારીચ રહેતો હતો. [શિવજી કહે છે કે –] હે પાર્વતી! અહીં શ્રીરામચન્દ્રજીએ જે યુક્તિ રચી, તે સુન્દર કથા સાંભળો. ॥ ૪॥

**દો૦ – લછિમન ગએ બનહિં જબ લેન મૂલ ફલ કંદ।**
**જનકસુતા સન બોલે બિહસિ કૃપા સુખ બૃંદ ॥ ૨૩॥**

લક્ષ્મણજી જ્યારે કન્દ-મૂળ-ફળ લેવા માટે વનમાં ગયા, ત્યારે [એકાન્તમાં] કૃપા અને સુખના સમૂહ શ્રીરામચન્દ્રજીએ મલકાઈને જાનકીજીને કહ્યું – ॥ ૨૩॥

**ચૌ૦ – સુનહુ પ્રિયા બ્રત રુચિર સુસીલા। મૈં કછુ કરબિ લલિત નરલીલા॥**
**તુમ્હ પાવક મહુઁ કરહુ નિવાસા। જૌ લગિ કરૌં નિસાચર નાસા॥ ૧॥**

હે પ્રિયે! હે સુન્દર પતિવ્રતા-ધર્મનું પાલન કરનારી સુશીલા! સાંભળો. હું હવે કંઈક મનોહર મનુષ્યલીલા કરીશ. માટે, જ્યાં સુધી હું રાક્ષસોનો નાશ કરું, ત્યાં સુધી તમે અગ્નિમાં નિવાસ કરો. ॥ ૧॥

**જબહિં રામ સબ કહા બખાની। પ્રભુ પદ ધરિ હિયઁ અનલ સમાની॥**
**નિજ પ્રતિબિંબ રાખિ તહઁ સીતા। તૈસઇ સીલ રૂપ સુબિનીતા॥ ૨॥**

જ્યારે શ્રીરામજીએ બધું સમજાવીને કહ્યું કે તરત જ શ્રીસીતાજી પ્રભુના ચરણોને હૃદયમાં ધરીને અગ્નિમાં સમાઈ ગયાં. સીતાજીએ પોતાની જ છાયામૂર્તિ ત્યાં રાખી દીધી, જે તેમના જેવી જ શીલ-સ્વભાવ અને રૂપવાન તથા તેવી જ વિનમ્ર હતી. ॥ ૨॥

**લછિમનહૂઁ યહ મરમુ ન જાના। જો કછુ ચરિત રચા ભગવાના॥**
**દસમુખ ગયઉ જહાઁ મારીચા। નાઇ માથ સ્વારથ રત નીચા॥ ૩॥**

ભગવાને જે કંઈ લીલા રચી, એ રહસ્યને લક્ષ્મણજીએ પણ જાણ્યું નહિ. સ્વાર્થપરાયણ અને નીચ રાવણ જ્યાં મારીચ હતો ત્યાં ગયો અને તેને શીશ નમાવ્યું. ॥ ૩॥

**નવનિ નીચ કૈ અતિ દુખદાઈ। જિમિ અંકુસ ધનુ ઉરગ બિલાઈ॥**
**ભયદાયક ખલ કૈ પ્રિય બાની। જિમિ અકાલ કે કુસુમ ભવાની॥ ૪॥**

નીચનું નમવું પણ અત્યંત દુઃખદાયક હોય છે; જેમ અંકુશ, ધનુષ, સાપ અને બિલાડીનું નીચે નમવું. હે ભવાની! દુષ્ટની મીઠી વાણી પણ [તે જ પ્રકારે] ભય આપનાર હોય છે, જેવી રીતે વિના ઋતુનાં ફૂલો. ॥ ૪॥

**દો૦ – કરિ પૂજા મારીચ તબ સાદર પૂછી બાત।**
**કવન હેતુ મન બ્યગ્ર અતિ અકસર આયહુ તાત॥ ૨૪॥**

ત્યારે મારીચે તેની પૂજા કરીને આદરપૂર્વક વાત પૂછી – હે તાત! આપનું મન કયા કારણે આટલું અધિક વ્યગ્ર છે અને આપ અત્યારે એકલા જ કયા કારણે આવ્યા છો? ॥ ૨૪॥

**ચૌ૦ – દસમુખ સકલ કથા તેહિ આગેં। કહી સહિત અભિમાન અભાગેં॥**
**હોહુ કપટ મૃગ તુમ્હ છલકારી। જેહિ બિધિ હરિ આનૌં નૃપનારી॥ ૧॥**

ભાગ્યહીન રાવણે સર્વે કથા અભિમાનસહિત તેની સામે કહી [અને પછી કહ્યું –] તમે છળ કરનારા કપટ-મૃગ બનો, જે ઉપાયથી હું તે રાજવધૂનું અપહરણ કરી લઉં. ॥ ૧॥

**તેહિં પુનિ કહા સુનહુ દસસીસા। તે નરરૂપ ચરાચર ઈસા॥**
**તાસોં તાત બયરુ નહિં કીજૈ। મારેં મરિઅ જિઆએँ જીજૈ॥ ૨॥**

ત્યારે તેણે (મારીચે) કહ્યું – હે દશશીશ! સાંભળો. તેઓ મનુષ્યરૂપમાં ચરાચરના ઈશ્વર છે. હે તાત! તેમની સાથે વેર ન કરો. તેમના મારવાથી મરવું અને તેમના જીવાડવાથી જીવવાનું હોય છે (સર્વનું જીવન-મરણ તેમના જ આધીન છે). ॥ ૨॥

**મુનિ મખ રાખન ગયઉ કુમારા। બિનુ ફર સર રઘુપતિ મોહિ મારા॥**
**સત જોજન આયઉँ છન માહીં। તિન્હ સન બયરુ કિએँ ભલ નાહીં॥ ૩॥**

આ જ રાજકુમારો વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા માટે ગયા હતા. તે સમયે શ્રીરઘુનાથજીએ ફણા વગરનું બાણ મને માર્યું હતું, જેનાથી હું પળવારમાં જ સો યોજન દૂર આવી પડ્યો. તેમની સાથે વેર કરવામાં ભલાઈ નથી. ॥ ૩॥

**ભઇ મમ કીટ ભૃંગ કી નાઈ। જહँ તહँ મૈં દેખઉँ દોઉ ભાઈ॥**
**જૌં નર તાત તદપિ અતિ સૂરા। તિન્હહિ બિરોધિ ન આઇહિ પૂરા॥ ૪॥**

મારી દશા તો ભમરીના કીડાના-જેવી થઈ ગઈ છે. હવે, હું ચારે બાજુ શ્રીરામ-લક્ષ્મણ બન્ને ભાઈઓને જ જોઉં છું. અને હે તાત! જો તેઓ મનુષ્ય છે તો પણ અતિ શૂરવીર છે. એમનો વિરોધ કરવામાં પૂરા નહિ પડાય (સફળતા મળશે નહિ). ॥ ૪॥

**દો૦ – જેહિં તાડ़કા સુબાહુ હતિ ખંડેઉ હર કોદંડ।**
**ખર દૂષન તિસિરા બધેઉ મનુજ કિ અસ બરિબંડ॥ ૨૫॥**

જેણે તાડકા અને સુબાહુને મારીને શિવજીનું ધનુષ તોડી નાખ્યું અને ખર, દૂષણ અને ત્રિશિરાનો વધ કરી નાખ્યો, એવો પ્રચંડ બળવાન પણ ક્યાંય મનુષ્ય હોઈ શકે? ॥ ૨૫॥

**ચૌ૦ – જાહુ ભવન કુલ કુસલ બિચારી। સુનત જરા દીન્હિસિ બહુ ગારી॥**
**ગુરુ જિમિ મૂઢ़ કરસિ મમ બોધા। કહુ જગ મોહિ સમાન કો જોધા॥ ૧॥**

આથી જ આપના કુળનું કુશળ વિચારીને આપ ઘરે પાછા વળી જાઓ. આ સાંભળીને રાવણ અકળાઈ ઊઠ્યો અને તેણે ઘણી જ ગાળો દીધી (દુર્વચનો કહ્યાં). [કહ્યું –] અરે મૂર્ખ! તું ગુરુની જેમ મને જ્ઞાન શિખવાડે છે? કહે જો, સંસારમાં મારા સમાન યોદ્ધો કોણ છે? ॥ ૧॥

**તબ મારીચ હૃદયँ અનુમાના। નવહિ બિરોધેં નહિં કલ્યાના॥**
**સસ્ત્રી મર્મી પ્રભુ સઠ ધની। બૈદ બંદિ કબિ ભાનસ ગુની॥ ૨॥**

ત્યારે મારીચે હૃદયમાં અનુમાન કર્યું કે શસ્ત્રધારી, મર્મી (ભેદ જાણનાર), સમર્થ સ્વામી, મૂર્ખ, ધનવાન, વૈદ્ય, ભાટ, કવિ અને રસોઇયા – આ નવ વ્યક્તિઓની સાથે વિરોધ (વેર) કરવાથી કલ્યાણ થતું નથી. ॥ ૨॥

**ઉભય ભાઁતિ દેખા નિજ મરના। તબ તાકિસિ રઘુનાયક સરના॥**
**ઉતરુ દેત મોહિ બધબ અભાગેં। કસ ન મરૌં રઘુપતિ સર લાગેં॥૩॥**

જ્યારે મારીચે બન્ને પ્રકારે પોતાનું મરણ દેખ્યું, ત્યારે તેણે શ્રીરઘુનાથજીનું શરણ જોયું (અર્થાત્ તેમના શરણે જવામાં જ કલ્યાણ માન્યું). [વિચાર્યું કે] ઉત્તર આપતાં જ (ના કહેતાં જ) આ અભાગિયો મને મારી નાખશે. તો પછી શ્રીરઘુનાથજીનાં બાણોથી જ શું કામ ન મરું? ॥૩॥

**અસ જિયઁ જાનિ દસાનન સંગા। ચલા રામ પદ પ્રેમ અભંગા॥**
**મન અતિ હરષ જનાવ ન તેહી। આજુ દેખિહઉઁ પરમ સનેહી॥૪॥**

મનમાં આવું સમજીને તે રાવણની સાથે ચાલ્યો. શ્રીરામજીના ચરણોમાં તેનો અખંડ પ્રેમ છે. તેના મનમાં આ વાતનો અત્યંત હર્ષ છે કે આજે હું પોતાના પરમ સ્નેહી શ્રીરામજીને નિરખીશ. પરંતુ તેણે આ હર્ષ રાવણને જણાવ્યો નહિ. ॥૪॥

**છં૦ – નિજ પરમ પ્રીતમ દેખિ લોચન સુફલ કરિ સુખ પાઇહૌં।**
**શ્રીસહિત અનુજ સમેત કૃપાનિકેત પદ મન લાઇહૌં॥**
**નિર્બાન દાયક ક્રોધ જા કર ભગતિ અબસહિ બસકરી।**
**નિજ પાનિ સર સંધાનિ સો મોહિ બધિહિ સુખસાગર હરી॥**

[તે મનમાં-ને-મનમાં વિચારવા લાગ્યો –] પોતાના પરમ પ્રિયતમનાં દર્શન કરીને નેત્રોને સફળ કરીને સુખ પામીશ. જાનકીજી સહિત અને નાના ભાઈ લક્ષ્મણજી સહિત કૃપાનિધાન શ્રીરામજીના ચરણોમાં મન લગાવીશ. જેનો ક્રોધ પણ મોક્ષ આપનારો છે અને જેમની ભક્તિ અવશ્યમેવ ભગવાનનેય વશમાં કરનારી છે, કેમકે અવશમાં ન થનાર મન પણ ભક્તિ દ્વારા વશમાં થઈ જાય છે. અહો! તેઓ જ સુખના સાગર શ્રીહરિ પોતાના હાથે જ બાણસંધાન કરીને મારો વધ કરશે!

**દો૦ – મમ પાછેં ધર ધાવત ધરેં સરાસન બાન।**
**ફિરિ ફિરિ પ્રભુહિ બિલોકિહઉઁ ધન્ય ન મો સમ આન॥૨૬॥**

ધનુષ-બાણ ધારણ કરેલા મારી પાછળ-પાછળ પૃથ્વી પર [પકડવા માટે] દોડતાં પ્રભુને હું પાછું વળી-વળીને જોઈશ. મારા સમાન ધન્ય બીજો કોઈ નથી. ॥૨૬॥

**ચૌ૦ – તેહિ બન નિકટ દસાનન ગયઊ। તબ મારીચ કપટમૃગ ભયઊ॥**
**અતિ બિચિત્ર કછુ બરનિ ન જાઈ। કનક દેહ મનિ રચિત બનાઈ॥૧॥**

જ્યારે રાવણ તે વન(જે વનમાં શ્રીરઘુનાથજી રહેતા હતા)ની પાસે પહોંચ્યો, ત્યારે મારીચ કપટમૃગ બની ગયો. તે અત્યંત વિચિત્ર હતો, તેનું કંઈ વર્ણન કરી શકાતું નથી. સોનાનું શરીર મણિઓથી જડીને બનાવ્યું હતું. ॥૧॥

**સીતા પરમ રુચિર મૃગ દેખા। અંગ અંગ સુમનોહર બેષા॥**
**સુનહુ દેવ રઘુબીર કૃપાલા। એહિ મૃગ કર અતિ સુંદર છાલા॥૨॥**

સીતાજીએ તે પરમ સુન્દર હરણને જોયું, જેના અંગે-અંગની છટા અત્યંત મનોહર હતી. [તેઓ કહેવા લાગ્યાં –] હે દેવ! હે કૃપાળુ રઘુવીર! સાંભળો. આ મૃગનું ચામડું ઘણું જ સુંદર છે. ॥૨॥

**સત્યસંધ પ્રભુ બધિ કરિ એહી। આનહુ ચર્મ કહતિ બૈદેહી॥**
**તબ રઘુપતિ જાનત સબ કારન। ઉઠે હરષિ સુર કાજુ સઁવારન॥૩॥**

જાનકીજીએ કહ્યું – હે સત્યપ્રતિજ્ઞ પ્રભો! આનો વધ કરીને એનું ચામડું લાવી આપો. ત્યારે શ્રીરઘુનાથજી [મારીચના કપટમૃગ બનવાનાં] સઘળાં કારણો જાણતા હોવા છતાંય દેવતાઓનું કાર્ય કરવા માટે હરખાઈને ઊઠ્યા. ॥૩॥

**મૃગ બિલોકિ કટિ પરિકર બાઁધા। કરતલ ચાપ રુચિર સર સાઁધા॥**
**પ્રભુ લછિમનહિ કહા સમુઝાઈ। ફિરત બિપિન નિસિચર બહુ ભાઈ॥૪॥**

હરણને જોઈને શ્રીરામજીએ કમર પર ફેટો બાંધ્યો અને હાથમાં ધનુષ લઈને તે પર સુંદર (દિવ્ય) બાણ ચઢાવ્યું. પછી પ્રભુએ લક્ષ્મણજીને સમજાવીને કહ્યું – હે ભાઈ! વનમાં ઘણા જ રાક્ષસો ફરે છે. ॥૪॥

**સીતા કેરિ કરેહુ રખવારી। બુધિ બિબેક બલ સમય બિચારી॥**
**પ્રભુહિ બિલોકિ ચલા મૃગ ભાજી। ધાએ રામુ સરાસન સાજી॥૫॥**

તમે બુદ્ધિ અને વિવેક દ્વારા બળ અને સમયનો વિચાર કરીને સીતાજીની રખેવાળી કરજો. પ્રભુને જોઈને મૃગ દોડી નાઠું. શ્રીરામચન્દ્રજી પણ ધનુષ ચઢાવીને તેની પાછળ દોડ્યા. ॥૫॥

**નિગમ નેતિ સિવ ધ્યાન ન પાવા। માયામૃગ પાછેં સો ધાવા॥**
**કબહુઁ નિકટ પુનિ દૂરિ પરાઈ। કબહુઁક પ્રગટઈ કબહુઁ છપાઈ॥૬॥**

વેદ જેમના વિષયમાં 'નેતિ-નેતિ' કહીને રહી જાય છે અને શિવજી પણ જેમને ધ્યાનમાં પામી શકતા નથી (અર્થાત્ જે મન અને વાણીથી નિતાન્ત પર છે); તે જ શ્રીરામજી માયાથી બનેલા મૃગની પાછળ દોડી રહ્યા છે. તે ક્યારેક પાસે આવી જાય છે અને પાછો દૂર નાસી જાય છે. ક્યારેક તે પ્રગટ થઈ જાય છે અને ક્યારેક તે છુપાઈ જાય છે. ॥૬॥

**પ્રગટત દુરત કરત છલ ભૂરી। એહિ બિધિ પ્રભુહિ ગયઉ લૈ દૂરી॥**
**તબ તકિ રામ કઠિન સર મારા। ધરનિ પરેઉ કરિ ઘોર પુકારા॥૭॥**

આ રીતે પ્રગટ થતો અને છુપાઈ જતો તથા ઘણાં જ છળ-કપટ કરતો તે પ્રભુને દૂર લઈ ગયો. ત્યારે શ્રીરામચન્દ્રજીએ તાકીને કઠોર બાણ માર્યું. [જે લાગતાં જ] તે ઘોર નાદ કરતો પૃથ્વી પર ઢળી પડ્યો. ॥૭॥

**લછિમન કર પ્રથમહિં લૈ નામા। પાછેં સુમિરેસિ મન મહુઁ રામા॥**
**પ્રાન તજત પ્રગટેસિ નિજ દેહા। સુમિરેસિ રામુ સમેત સનેહા॥૮॥**

પહેલાં લક્ષ્મણજીનું [મોટેથી] નામ લઈને તેણે પછી મનમાં શ્રીરામજીનું સ્મરણ કર્યું. પ્રાણ ત્યજતાં સમયે તેણે પોતાનું (રાક્ષસી) શરીર પ્રગટ કર્યું અને પ્રેમસહિત શ્રીરામજીનું સ્મરણ કર્યું. ॥૮॥

**અંતર પ્રેમ તાસુ પહિચાના। મુનિ દુર્લભ ગતિ દીન્હિ સુજાના॥૯॥**

સુજ્ઞ શ્રીરામજીએ તેના હૃદયના પ્રેમને ઓળખીને તેને પોતાનું પરમપદ આપ્યું જે મુનિઓને પણ દુર્લભ છે. ॥૯॥

**દો૦ – બિપુલ સુમન સુર બરષહિં ગાવહિં પ્રભુ ગુન ગાથ।**
**નિજ પદ દીન્હ અસુર કહુઁ દીનબંધુ રઘુનાથ॥૨૭॥**

દેવતાઓ ઘણાં જ ફૂલો વરસાવી રહ્યા છે અને પ્રભુના ગુણોની ગાથાઓ ગાઈ રહ્યા છે [કે] શ્રીરઘુનાથજી એવા દીનબંધુ છે કે તેમણે અસુરને પણ પોતાનું પરમપદ પ્રદાન કરી દીધું. ॥૨૭॥

**ચૌ૦ – ખલ બધિ તુરત ફિરે રઘુબીરા। સોહ ચાપ કર કટિ તૂનીરા॥**
**આરત ગિરા સુની જબ સીતા। કહ લછિમન સન પરમ સભીતા॥૧॥**

દુષ્ટ મારીચને મારીને શ્રીરઘુવીર તરત જ પાછા ફર્યા. હાથમાં ધનુષ અને કમરમાં ભાથો શોભા આપી રહ્યો છે. આ બાજુ જ્યારે સીતાજીએ દુઃખભર્યો નાદ (મરતી વખતે મારીચનો 'હા લક્ષ્મણ'નો અવાજ) સાંભળ્યો, તો તેઓ બહુ જ ભયભીત થઈને લક્ષ્મણજીને કહેવા લાગ્યાં – ॥૧॥

**જાહુ બેગિ સંકટ અતિ ભ્રાતા। લછિમન બિહસિ કહા સુનુ માતા॥**
**ભૃકુટિ બિલાસ સૃષ્ટિ લય હોઈ। સપનેહુઁ સંકટ પરઈ કિ સોઈ॥૨॥**

તમે ઝડપથી જાઓ, તમારા ભાઈ મોટા સંકટમાં છે. લક્ષ્મણજીએ હસીને કહ્યું – 'હે માતા! સાંભળો, જેમના ભ્રૂકુટિવિલાસ (ભ્રમરના ઈશારા) માત્રથી આખી સૃષ્ટિનો લય (પ્રલય) થઈ જાય છે, તે શ્રીરામજી શું ક્યારેય સ્વપ્નમાંય સંકટમાં પડી શકે છે?' ॥૨॥

**મરમ બચન જબ સીતા બોલા। હરિ પ્રેરિત લછિમન મન ડોલા॥**
**બન દિસિ દેવ સૌંપિ સબ કાહૂ। ચલે જહાઁ રાવન સસિ રાહૂ॥૩॥**

આ વાત પર સીતાજી કંઈક હૈયે ભોંકાનારાં વચન કહેવા લાગ્યાં, ત્યારે ભગવાનની પ્રેરણાથી લક્ષ્મણજીનું મન પણ ચંચળ થઈ ગયું. તેઓ શ્રીસીતાજીને વન અને દિશાઓના દેવતાઓને સોંપીને ત્યાં ચાલ્યા, જ્યાં રાવણરૂપી ચન્દ્રમાને માટે રાહુરૂપ શ્રીરામજી હતા. ॥૩॥

**સૂન બીચ દસકંધર દેખા। આવા નિકટ જતી કેં બેષા॥**
**જાકેં ડર સુર અસુર ડેરાહીં। નિસિ ન નીદ દિન અન્ન ન ખાહીં॥૪॥**

રાવણ સૂની તક જોઈને યતિ(સંન્યાસી)ના વેષમાં શ્રીસીતાજીની પાસે આવ્યો. જેના ડરથી દેવતા અને દૈત્યો પણ એટલા ડરે છે કે રાત્રે નિંદ્રા નથી આવતી અને દિવસે (પેટ ભરીને) અન્ન ખાતા નથી. ॥ ૪॥

**સો દસસીસ સ્વાન કી નાઈં। ઈત ઉત ચિતઈ ચલા ભડ઼િહાઈં॥**
**ઈમિ કુપંથ પગ દેત ખગેસા। રહ ન તેજ તન બુધિ બલ લેસા॥ ૫॥**

એ જ દસ માથાળો રાવણ કૂતરાની જેમ આમ-તેમ જોતાં ભડિહાઈ* (ચોરી) માટે ચાલ્યો. [કાકભુશુંડિજી કહે છે –] હે ગરુડજી! આ પ્રમાણે કુમાર્ગે પગ મૂકતાં જ શરીરમાં તેજ તથા બુદ્ધિ અને બળ લેશમાત્ર રહેતાં નથી. ॥ ૫॥

* સૂનું પામીને કૂતરો ચૂપચાપ આવીને વાસણ-કૂસણમાં મોં નાંખીને કંઈક ચોરી જાય છે, તેને 'ભડિહાઈ' કહે છે.

**નાના બિધિ કરિ કથા સુહાઈ। રાજનીતિ ભય પ્રીતિ દેખાઈ॥**
**કહ સીતા સુનુ જતી ગોસાઈં। બોલેહુ બચન દુષ્ટ કી નાઈં॥ ૬॥**

રાવણે અનેક પ્રકારની સોહામણી કથાઓ રચીને સીતાજીને રાજનીતિ, ભય અને પ્રેમ દેખાડ્યો. સીતાજીએ કહ્યું – હે યતિ ગોસાઈં! સાંભળો, તમે તો દુષ્ટની જેમ વચન કહ્યાં છે. ॥ ૬॥

**તબ રાવન નિજ રૂપ દેખાવા। ભઈ સભય જબ નામ સુનાવા॥**
**કહ સીતા ધરિ ધીરજુ ગાઢ઼ા। આઈ ગયઉ પ્રભુ રહુ ખલ ઠાઢ઼ા॥ ૭॥**

પછી રાવણે પોતાનું અસલ રૂપ બતાવ્યું અને જ્યારે નામ સંભળાવ્યું; ત્યારે તો સીતાજી ભયભીત થઈ ગયાં. તેમણે ગાઢ ધીરજ ધરીને કહ્યું – 'અરે દુષ્ટ! ઊભો તો રહે, પ્રભુ આવી ગયા.' ॥ ૭॥

**જિમિ હરિબધુહિ છુદ્ર સસ ચાહા। ભએસિ કાલબસ નિસિચર નાહા॥**
**સુનત બચન દસસીસ રિસાના। મન મહુઁ ચરન બંદિ સુખ માના॥ ૮॥**

સિંહની સ્ત્રીને જેમ તુચ્છ સસલો ઇચ્છે તેમ જ અરે રાક્ષસરાજ! તું [મારી કામના રાખી] કાળને વશ થયો છે. આ વચનો સાંભળતાં જ રાવણને ક્રોધ આવી ગયો, પરન્તુ મનમાં તેણે સીતાજીના ચરણોની વંદના કરીને સુખ માન્યું. ॥ ૮॥

**દો૦ – ક્રોધવંત તબ રાવન લીન્હિસિ રથ બૈઠાઈ।**
**ચલા ગગનપથ આતુર ભયઁ રથ હાઁકિ ન જાઈ॥ ૨૮॥**

પછી ક્રોધે ભરાઈને રાવણે સીતાજીને રથ પર બેસાડી દીધાં અને તે ઘણી જ ઉતાવળથી આકાશમાર્ગે ચાલ્યો; પરન્તુ ભયના કારણે તેનાથી રથ હાંકી શકાતો ન હતો. ॥ ૨૮॥

**ચૌ૦ – હા જગ એક બીર રઘુરાયા। કેહિં અપરાધ બિસારેહુ દાયા॥**
**આરતિ હરન સરન સુખદાયક। હા રઘુકુલ સરોજ દિનનાયક॥ ૧॥**

[સીતાજી વિલાપ કરી રહ્યાં હતાં –] હા જગતના અદ્વિતીય વીર શ્રીરઘુનાથજી! આપે કયા અપરાધથી મારા ઉપરની દયા વિસારી દીધી? હે દુ:ખોને હરનાર! હે શરણાગતને સુખ આપનાર હા રઘુકુલરૂપી કમળના સૂર્ય! ॥ ૧॥

**હા લછિમન તુમ્હાર નહિં દોસા। સો ફલુ પાયઉઁ કીન્હેઉઁ રોસા॥**
**બિબિધ બિલાપ કરતિ બૈદેહી। ભૂરિ કૃપા પ્રભુ દૂરિ સનેહી॥ ૨॥**

હા લક્ષ્મણ! તમારો દોષ નથી. મેં ક્રોધ કર્યો, તેનું ફળ મળ્યું. શ્રીજાનકીજી અનેક પ્રકારે વિલાપ કરી રહ્યાં છે – [હાય!] પ્રભુની કૃપા તો ઘણી જ છે, પરન્તુ તે સ્નેહી પ્રભુ ઘણા જ દૂર રહી ગયા છે. ॥ ૨॥

**બિપતિ મોરિ કો પ્રભુહિ સુનાવા। પુરોડાસ ચહ રાસભ ખાવા॥**
**સીતા કૈ બિલાપ સુનિ ભારી। ભએ ચરાચર જીવ દુખારી॥ ૩॥**

પ્રભુને મારી આ વિપત્તિ કોણ સંભળાવે? યજ્ઞના અન્નને ગધેડો ખાવા ઇચ્છે છે. સીતાજીનો ભારે વિલાપ સાંભળીને જડ-ચેતન સર્વે જીવો દુઃખી થઈ ગયા. ॥ ૩॥

**ગીધરાજ સુનિ આરત બાની। રઘુકુલતિલક નારિ પહિચાની॥**
**અધમ નિસાચર લીન્હે જાઈ। જિમિ મલેછ બસ કપિલા ગાઈ॥ ૪॥**

ગીધરાજ જટાયુએ સીતાજીની દુઃખ ભરેલી વાણી સાંભળી ઓળખી ગયા કે આ રઘુકુલતિલક શ્રીરામચન્દ્રજીનાં પત્ની છે. [તેમણે જોયું કે] નીચ રાક્ષસ એમને [ખરાબ દાનતથી] એવી રીતે લઈ જઈ રહ્યો છે, જેમ કપિલા ગાય મ્લેચ્છના તાબામાં આવી ગઈ હોય. ॥ ૪॥

**સીતે પુત્રિ કરસિ જનિ ત્રાસા। કરિહઉઁ જાતુધાન કર નાસા॥**
**ધાવા ક્રોધવંત ખગ કૈસેં। છૂટઇ પબિ પરબત કહુઁ જૈસેં॥ ૫॥**

[તે બોલ્યો –] હે પુત્રી સીતે ! ભય પામીશ નહિ. હું આ રાક્ષસનો નાશ કરીશ. [એમ કહીને] તે પક્ષી ક્રોધે ભરાઈને એવી રીતે દોડ્યો, જેમ પર્વતની તરફ વજ્ર છૂટતું હોય. ॥ ૫॥

**રે રે દુષ્ટ ઠાઢ઼ કિન હોહી। નિર્ભય ચલેસિ ન જાનેહિ મોહી॥**
**આવત દેખિ કૃતાંત સમાના। ફિરિ દસકંધર કર અનુમાના॥ ૬॥**

[તેણે પડકારો કરીને કહ્યું –] રે રે દુષ્ટ! ઊભો કેમ નથી રહેતો? નીડર થઈને ચાલ્યો જાય છે! શું મને તે ઓળખ્યો નથી? તેને યમરાજની સમાન આવતો જોઈને રાવણ પાછો વળીને મનમાં અનુમાન કરવા લાગ્યો – ॥ ૬॥

**કી મૈનાક કિ ખગપતિ હોઈ। મમ બલ જાન સહિત પતિ સોઈ॥**
**જાના જરઠ જટાયૂ એહા। મમ કર તીરથ છાઁડ઼િહિ દેહા॥ ૭॥**

કાં તો મૈનાક પર્વત છે કાં પક્ષીઓના સ્વામી ગરુડ. પરન્તુ તે (ગરુડ) તો પોતાના સ્વામી વિષ્ણુસહિત મારા બળને જાણે છે. [કંઈક પાસે આવતાં] રાવણે તેને ઓળખી લીધો. [અને બોલ્યો –] આ તો વૃદ્ધ જટાયુ છે. આ મારા હાથરૂપી તીર્થમાં શરીર છોડશે. ॥ ૭॥

**સુનત ગીધ ક્રોધાતુર ધાવા। કહ સુનુ રાવન મોર સિખાવા॥**
**તજિ જાનકિહિ કુસલ ગૃહ જાહૂ। નાહિં ત અસ હોઈહિ બહુબાહૂ॥૮॥**

આ સાંભળતાં જ ગીધ ક્રોધે ભરાઈને બહુ જ વેગથી દોડ્યો અને બોલ્યો – રાવણ! મારી શિખામણ સાંભળ. જાનકીજીને છોડીને કુશળતાપૂર્વક પોતાના ઘેર ચાલ્યો જા. નહીં તો હે ઘણી ભુજાઓવાળા! એવું થશે કે – ॥૮॥

**રામ રોષ પાવક અતિ ઘોરા। હોઈહિ સકલ સલભ કુલ તોરા॥**
**ઉતરુ ન દેત દસાનન જોધા। તબહિં ગીધ ધાવા કરિ ક્રોધા॥૯॥**

શ્રીરામજીના ક્રોધરૂપી અત્યંત ભયાનક અગ્નિમાં તારો સમગ્ર વંશ પતંગિયું [બનીને ભસ્મ] થઈ જશે. યોદ્ધા રાવણ કંઈ ઉત્તર આપતો નથી, ત્યારે ગીધરાજ ક્રોધ કરીને દોડ્યો. ॥૯॥

**ધરિ કચ બિરથ કીન્હ મહિ ગિરા। સીતહિ રાખિ ગીધ પુનિ ફિરા॥**
**ચોચન્હ મારિ બિદારેસિ દેહી। દંડ એક ભઈ મુરુછા તેહી॥૧૦॥**

તેણે [રાવણના] વાળ પકડીને તેને રથ વિનાનો કરી દીધો અર્થાત્ રથથી નીચે ઉતારી દીધો. રાવણ પૃથ્વી પર પડી ગયો. ગીધરાજે સીતાજીને એક તરફ બેસાડ્યાં અને પાછા ફર્યા અને ચાંચોંથી મારી-મારીને રાવણના શરીરને વિદીર્ણ કરી નાંખ્યું. એનાથી એક ઘડી માટે તેને મૂર્ચ્છા આવી ગઈ. ॥૧૦॥

**તબ સક્રોધ નિસિચર ખિસિઆના। કાઢ઼ેસિ પરમ કરાલ કૃપાના॥**
**કાટેસિ પંખ પરા ખગ ધરની। સુમિરિ રામ કરિ અદભુત કરની॥૧૧॥**

ત્યારે ખસિયાણા પડેલા રાવણે ક્રોધયુક્ત થઈને અત્યંત ભયાનક કટાર કાઢી અને તેનાથી જટાયુની પાંખો કાંપી નાખી. આ પ્રમાણે અદ્ભુત પરાક્રમનું કાર્ય કરીને અને શ્રીરામજીનું સ્મરણ કરીને ગીધરાજ જટાયુ પૃથ્વી પર ઢળી પડ્યા. ॥૧૧॥

**સીતહિ જાન ચઢ઼ાઈ બહોરી। ચલા ઉતાઈલ ત્રાસ ન થોરી॥**
**કરતિ બિલાપ જાતિ નભ સીતા। બ્યાધ બિબસ જનુ મૃગી સભીતા॥૧૨॥**

સીતાજીને પાછા રથ પર ચઢાવીને રાવણ ઘણી ઉતાવળથી ચાલ્યો, તેને ભય ઓછો ન હતો. સીતાજી આકાશમાં વિલાપ કરતાં જઈ રહ્યાં છે, જાણે વ્યાધ(શિકારી)ના વશમાં (ફંદામાં સપડાયેલી) કોઈ ભયભીત હરણી હોય. ॥૧૨॥

**ગિરિ પર બૈઠે કપિન્હ નિહારી। કહિ હરિ નામ દીન્હ પટ ડારી॥**
**એહિ બિધિ સીતહિ સો લૈ ગયઊ। બન અસોક મહઁ રાખત ભયઊ॥૧૩॥**

પર્વત પર બેઠેલા વાનરોને જોઈને સીતાજીએ હરિનામ લઈને વસ્ત્ર નાખી દીધું. આ રીતે તે સીતાજીને લઈ ગયો અને તેમને અશોકવનમાં રાખ્યાં. ॥૧૩॥

**દો૦ – હારિ પરા ખલ બહુ બિધિ ભય અરુ પ્રીતિ દેખાઈ।**
**તબ અસોક પાદપ તર રાખિસિ જતન કરાઈ ॥ ૨૯ (ક) ॥**

સીતાજીને અનેક પ્રકારે ભય અને પ્રીતિ દેખાડીને જ્યારે તે દુષ્ટ હારી ગયો, ત્યારે ગોઠવણ કરીને (બધા જ પ્રકારની વ્યવસ્થા કરાવીને) અશોક વૃક્ષની નીચે તેમને રાખી દીધાં. ॥ ૨૯ (ક)॥

## નવાહ્નપારાયણ, છઠ્ઠો વિશ્રામ

**જેહિ બિધિ કપટ કુરંગ સઁગ ધાઈ ચલે શ્રીરામ।**
**સો છબિ સીતા રાખિ ઉર રટતિ રહતિ હરિનામ ॥ ૨૯ (ખ) ॥**

જે રીતે કપટમૃગની સાથે શ્રીરામજી દોડી પડ્યા હતા, તે જ છબીને હૃદયમાં રાખીને સીતાજી હરિનામ (રામનામ) રટ્યા કરે છે. ॥ ૨૯ (ખ)॥

**ચૌ૦ – રઘુપતિ અનુજહિ આવત દેખી। બાહિજ ચિંતા કીન્હિ બિસેષી ॥**
**જનકસુતા પરિહરિહુ અકેલી। આયહુ તાત બચન મમ પેલી ॥ ૧ ॥**

[આ બાજુ] શ્રીરઘુનાથજીએ નાના ભાઈ લક્ષ્મણજીને આવતા જોઈને બાહ્યરૂપે બહુ જ ચિન્તા કરી [અને કહ્યું –] હે ભાઈ! તમે જાનકીજીને એકલાં છોડી દીધાં અને મારી આજ્ઞાનું ઉલંઘન કરીને અહીં ચાલ્યા આવ્યા! ॥ ૧॥

**નિસિચર નિકર ફિરહિં બન માહીં। મમ મન સીતા આશ્રમ નાહીં ॥**
**ગહિ પદ કમલ અનુજ કર જોરી। કહેઉ નાથ કછુ મોહિ ન ખોરી ॥ ૨ ॥**

રાક્ષસોનાં ટોળાં વનમાં ફરતાં રહે છે. મારા મનમાં એમ થાય છે કે સીતા આશ્રમમાં નથી. નાના ભાઈ લક્ષ્મણજીએ શ્રીરામજીના ચરણકમળ પકડીને હાથ જોડી કહ્યું – હે નાથ! મારો કંઈ પણ દોષ નથી. ॥ ૨॥

**અનુજ સમેત ગએ પ્રભુ તહવાઁ। ગોદાવરિ તટ આશ્રમ જહવાઁ ॥**
**આશ્રમ દેખિ જાનકી હીના। ભએ બિકલ જસ પ્રાકૃત દીના ॥ ૩ ॥**

લક્ષ્મણજીસહિત પ્રભુ શ્રીરામજી ત્યાં ગયા જ્યાં ગોદાવરીના તટ પર તેમનો આશ્રમ હતો. આશ્રમને જાનકીજીરહિત જોઈને શ્રીરામજી સાધારણ મનુષ્યની જેમ વ્યાકુળ અને દીન થઈ ગયા. ॥ ૩॥

**હા ગુન ખાનિ જાનકી સીતા। રૂપ સીલ બ્રત નેમ પુનીતા ॥**
**લછિમન સમુઝાએ બહુ ભાઁતી। પૂછત ચલે લતા તરુ પાઁતી ॥ ૪ ॥**

[તેઓ વિલાપ કરવા લાગ્યા –] હા ગુણોની ખાણ જાનકી! હા રૂપ, શીલ, વ્રત અને નિયમોમાં પવિત્ર સીતે! લક્ષ્મણજીએ અનેક પ્રકારે સમજાવ્યા. ત્યારે શ્રીરામજી લતાઓ અને વૃક્ષોની પંક્તિઓને પૂછતાં ચાલવા લાગ્યા. ॥ ૪॥

**હે ખગ મૃગ હે મધુકર શ્રેની। તુમ્હ દેખી સીતા મૃગનૈની ॥**
**ખંજન સુક કપોત મૃગ મીના। મધુપ નિકર કોકિલા પ્રબીના ॥ ૫॥**

હે પક્ષીઓ, હે પશુઓ! હે ભ્રમરોની પંક્તિઓ! તમે ક્યાંય મૃગનયની સીતાને જોઈ છે? ખંજન, પોપટ, કબૂતર, હરણ, માછલી, ભમરાઓના સમૂહ, પ્રવીણ કોયલ, ॥ ૫॥

**કુંદ કલી દાડ઼િમ દામિની। કમલ સરદ સસિ અહિભામિની ॥**
**બરુન પાસ મનોજ ધનુ હંસા। ગજ કેહરિ નિજ સુનત પ્રસંસા ॥ ૬॥**

કુંદકળી (મોગરાની કળી), દાડમ, વીજળી, કમળ, શરદનો ચન્દ્રમા અને નાગણ, વરુણનો પાશ, કામદેવનું ધનુષ, હંસ, હાથી અને સિંહ - આ બધા જ આજે પોતાની પ્રશંસા સાંભળી રહ્યાં છે. (જાણે છે કે જાનકીજી રહ્યાં નથી તો એ પ્રતિભટ થઈ ગયા અને એમનું અખંડ રાજ્ય સ્થપાઈ ગયું) ॥ ૬॥

**શ્રીફલ કનક કદલિ હરષાહીં। નેકુ ન સંક સકુચ મન માહીં ॥**
**સુનુ જાનકી તોહિ બિનુ આજૂ। હરષે સકલ પાઈ જનુ રાજૂ ॥ ૭॥**

શ્રીફળ, સુવર્ણ અને કેળ હર્ષ પામી રહ્યાં છે. એમના મનમાં જરા પણ શંકા અને સંકોચ નથી. હે જાનકી! સાંભળો, તમારા વિના આ સૌ આજે એવા હરખાય છે, જાણે કે રાજ્ય પામી ગયાં હોય (અર્થાત્ તમારાં અંગોની સામે આ સઘળા તુચ્છ, અપમાનિત અને લજ્જિત હતાં. આજે તમને ન જોઈને તેઓ પોતાની શોભાના અભિમાનમાં ફૂલાઈ રહ્યાં છે). ॥ ૭॥

**કિમિ સહિ જાત અનખ તોહિ પાહીં। પ્રિયા બેગિ પ્રગટસિ કસ નાહીં ॥**
**એહિ બિધિ ખોજત બિલપત સ્વામી। મનહુઁ મહા બિરહી અતિ કામી ॥ ૮॥**

તમારાથી આ અનખ (સ્પર્ધા) કેવી રીતે સહી શકાય છે? હે પ્રિયે! તમે તરત જ પ્રગટ કેમ થતાં નથી? આ પ્રકારે [અનન્ત બ્રહ્માંડોના અથવા મહામહિમામયી સ્વરૂપાશક્તિ શ્રીસીતાજીના] સ્વામી શ્રીરામજી સીતાજીને શોધતાં [આ પ્રમાણે] વિલાપ કરે છે, જાણે કે કોઈ મહાવિરહી અને અત્યંત કામી પુરુષ હોય! ॥ ૮॥

**પૂરનકામ રામ સુખ રાસી। મનુજચરિત કર અજ અબિનાસી ॥**
**આગેં પરા ગીધપતિ દેખા। સુમિરત રામ ચરન જિન્હ રેખા ॥ ૯॥**

પૂર્ણકામ, આનંદના ભંડાર! અજન્મા અને અવિનાશી શ્રીરામજી મનુષ્યોનાં જેવાં ચરિત્રો કરી રહ્યાં છે. આગળ [જતાં] તેમણે ગીધપતિ જટાયુને પડેલો જોયો. તે શ્રીરામજીના ચરણોનું સ્મરણ કરી રહ્યો હતો, જેમાં [ધજા, ધનુષ આદિની] રેખાઓ (ચિહ્ન) છે. ॥ ૯॥

**દો૦ – કર સરોજ સિર પરસેઉ કૃપાસિંધુ રઘુબીર।**
**નિરખિ રામ છબિ ધામ મુખ બિગત ભઈ સબ પીર ॥ ૩૦॥**

કૃપાસાગર શ્રીરઘુવીરે પોતાના કરકમળથી તેના સિરને સ્પર્શ કર્યો (તેના સિર પર કરકમળ ફેરવ્યો). શોભાધામ શ્રીરામજીનું [પરમ સુન્દર] મુખ જોઈને તેની સઘળી પીડા જતી રહી. ॥ ૩૦॥

**ચૌ૦ – તબ કહ ગીધ બચન ધરિ ધીરા। સુનહુ રામ ભંજન ભવ ભીરા॥**
**નાથ દસાનન યહ ગતિ કીન્હી। તેહિં ખલ જનકસુતા હરિ લીન્હી॥૧॥**

પછી ધીરજ ધરીને ગીધે આ વચન કહ્યાં – હે ભવભંજન શ્રીરામજી! સાંભળો. હે નાથ! રાવણે મારી આ દશા કરી છે. તે જ દુષ્ટે જાનકીજીનું હરણ કર્યું છે. ॥૧॥

**લૈ દચ્છિન દિસિ ગયઉ ગોસાઈં। બિલપતિ અતિ કુરરી કી નાઈં॥**
**દરસ લાગિ પ્રભુ રાખેઉઁ પ્રાના। ચલન ચહત અબ કૃપાનિધાના॥૨॥**

હે ગોસાઈં! તે તેમને લઈને દક્ષિણ દિશામાં ગયો છે. સીતાજી ટીટોડીની જેમ અત્યંત વિલાપ કરી રહ્યાં હતાં. હે પ્રભો! મેં આપનાં દર્શન માટે જ પ્રાણ રોકી રાખ્યા હતા. હે કૃપાનિધાન! હવે, આ પ્રાણ જવા જ માગે છે. ॥૨॥

**રામ કહા તનુ રાખહુ તાતા। મુખ મુસુકાઇ કહી તેહિં બાતા॥**
**જા કર નામ મરત મુખ આવા। અધમઉ મુકુત હોઇ શ્રુતિ ગાવા॥૩॥**

શ્રીરામચન્દ્રજીએ કહ્યું – હે તાત! આ શરીરને જીવિત રાખો. ત્યારે તેણે મલકાતાં મુખે આ વાત કહી – મરતી વખતે જેમનું નામ મુખમાં આવી જવાથી અધમ (મહાન પાપી) પણ મુક્ત થઈ જાય છે, એવું વેદો કહે છે – ॥૩॥

**સો મમ લોચન ગોચર આગેં। રાખૌં દેહ નાથ કેહિ ખાઁગે॥**
**જલ ભરિ નયન કહહિં રઘુરાઈ। તાત કર્મ નિજ તેં ગતિ પાઈ॥૪॥**

તે જ (આપ) મારાં નેત્રોનો વિષય થઈને સામે ઊભા છો. હે નાથ! હવે હું કઈ ઊણપ [ની પૂર્તિ] માટે દેહને રાખું? નેત્રોમાં જળ ભરીને શ્રીરઘુનાથજી કહેવા લાગ્યા – હે તાત! આપે આપનાં શ્રેષ્ઠ કાર્યોથી [દુર્લભ] ગતિ પ્રાપ્ત કરી છે. ॥૪॥

**પરહિત બસ જિન્હ કે મન માહીં। તિન્હ કહુઁ જગ દુર્લભ કછુ નાહીં॥**
**તનુ તજિ તાત જાહુ મમ ધામા। દેઉઁ કાહ તુમ્હ પૂરનકામા॥૫॥**

જેમના મનમાં બીજાનું હિત વસે છે (સમાયેલું રહે છે), તેમના માટે જગતમાં કંઈ પણ (કોઈ પણ ગતિ) દુર્લભ નથી. હે તાત! શરીર છોડીને આપ મારા પરમ ધામમાં જાઓ. હું આપને શું આપું? આપ તો પૂર્ણકામ છો (સર્વ કાંઈ પ્રાપ્ત કરી ચૂક્યા છો). ॥૫॥

**દો૦ – સીતા હરન તાત જનિ કહહુ પિતા સન જાઇ।**
**જૌં મૈં રામ ત કુલ સહિત કહિહિ દસાનન આઇ॥૩૧॥**

હે તાત! સીતાહરણની વાત આપ જઈને પિતાજીને કહેશો નહિ. જો હું રામ છું તો દશમુખી રાવણ કુટુમ્બસહિત ત્યાં આવીને સ્વયં જ કહેશે. ॥૩૧॥

**ચૌ૦ – ગીધ દેહ તજિ ધરિ હરિ રૂપા। ભૂષન બહુ પટ પીત અનૂપા॥**
**સ્યામ ગાત બિસાલ ભુજ ચારી। અસ્તુતિ કરત નયન ભરિ બારી॥૧॥**

જટાયુએ ગીધનો દેહ છોડીને હરિનું રૂપ ધારણ કર્યું અને ઘણાં જ અનુપમ (દિવ્ય) આભૂષણો અને [દિવ્ય] પીતામ્બર પહેરી લીધાં. શ્યામ શરીર છે, ચાર વિશાળ ભુજાઓ છે અને નેત્રોમાં [પ્રેમ તથા આનન્દના આસુંઓનું] જળ ભરીને તે સ્તુતિ કરી રહ્યો છે – ॥૧॥

**છં૦ – જય રામ રૂપ અનૂપ નિર્ગુન સગુન ગુન પ્રેરક સહી।**
**દસસીસ બાહુ પ્રચંડ ખંડન ચંડ સર મંડન મહી॥**
**પાથોદ ગાત સરોજ મુખ રાજીવ આયત લોચનં।**
**નિત નૌમિ રામુ કૃપાલ બાહુ બિસાલ ભવ ભય મોચનં॥૧॥**

હે શ્રીરામજી! આપનો જય થાઓ! આપનું રૂપ અનુપમ છે, આપ નિર્ગુણ છો. સગુણ છો અને ખરેખર આપ જ ગુણોના (માયાના) પ્રેરક છો. દસ માથાવાળા રાવણની પ્રચંડ ભુજાઓના ટુકડે-ટુકડા કરવા માટે પ્રચંડ બાણ ધારણ કરનાર, પૃથ્વીને સુશોભિત કરનાર, જળયુક્ત મેઘના સમાન શ્યામ શરીરવાળા, કમળના સમાન મુખ અને [લાલ] કમળના સમાન વિશાળ નેત્રોવાળા, વિશાળ ભુજાઓવાળા અને ભવભયથી છોડાવનાર કૃપાળુ શ્રીરામજીને હું નિત્ય નમસ્કાર કરું છું. ॥૧॥

**બલમપ્રમેયમનાદિમજમબ્યક્તમેકમગોચરં।**
**ગોબિંદ ગોપર દ્વંદ્વહર બિગ્યાનઘન ધરનીધરં॥**
**જે રામ મંત્ર જપંત સંત અનંત જન મન રંજનં।**
**નિત નૌમિ રામ અકામ પ્રિય કામાદિ ખલ દલ ગંજનં॥૨॥**

આપ અપરિમિત બળવાળા છો, અનાદિ, અજન્મા, અવ્યક્ત (નિરાકાર) એક (અદ્વિતીય), અગોચર (અલક્ષ્ય), ગોવિન્દ (વેદવાક્યો દ્વારા જાણવા યોગ્ય) ઇન્દ્રિયોથી અતીત, [જન્મ-મરણ, સુખ-દુ:ખ, હર્ષ-શોકાદિ] દ્વન્દ્વોને હરનાર, વિજ્ઞાનની ઘનમૂર્તિ અને પૃથ્વીના આધાર છો. તથા જે સંતો રામમંત્રને જપે છે, તે અનન્ત સેવકોના મનને આનંદ આપનાર છે. તે નિષ્કામપ્રિય (નિષ્કામજનોના પ્રેમી અથવા તેમને પ્રિય) તથા કામ આદિ દુષ્ટો(દુષ્ટ વૃત્તિઓ)ના દળનો નાશ કરનાર, શ્રીરામજીને હું નિત્ય નમસ્કાર કરું છું. ॥૨॥

**જેહિ શ્રુતિ નિરંજન બ્રહ્મ બ્યાપક બિરજ અજ કહિ ગાવહીં।**
**કરિ ધ્યાન ગ્યાન બિરાગ જોગ અનેક મુનિ જેહિ પાવહીં॥**
**સો પ્રગટ કરુનાકંદ સોભા બૃંદ અગ જગ મોહઈ।**
**મમ હૃદય પંકજ ભૃંગ અંગ અનંગ બહુ છબિ સોહઈ॥૩॥**

જેમનું શ્રુતિઓ નિરંજન (માયાથી પર), બ્રહ્મ, વ્યાપક, નિર્વિકાર અને જન્મરહિત કહીને ગાન કરે છે. મુનિઓ જેમને ધ્યાન, જ્ઞાન, વૈરાગ્ય અને યોગ આદિ અનેક સાધનો કરીને પામે છે.

તે જ કરુણાકન્દ (કરુણાની વર્ષા કરનારા), શોભાના સમૂહ [સ્વયં શ્રીભગવાન] પ્રગટ થઈને જડ-ચેતન સમસ્ત જગતને મોહિત કરી રહ્યા છે. મારા હૃદય કમળના ભ્રમરરૂપ તેમના અંગે-અંગમાં ઘણા જ કામદેવોની છબી શોભા પામી રહી છે. ॥ ૩॥

**જો અગમ સુગમ સુભાવ નિર્મલ અસમ સમ સીતલ સદા।**
**પસ્યંતિ જં જોગી જતન કરિ કરત મન ગો બસ સદા॥**
**સો રામ રમા નિવાસ સંતત દાસ બસ ત્રિભુવન ધની।**
**મમ ઉર બસઉ સો સમન સંસૃતિ જાસુ કીરતિ પાવની॥ ૪॥**

જેઓ અગમ અને સુગમ છે, નિર્મળ સ્વભાવ છે, વિષમ અને સમ છે અને સદા શીતળ (શાન્ત) છે. મન અને ઇન્દ્રિયોને સદા વશ કરનાર યોગી બહુ જ સાધન કરવાથી જેમને જોઈ શકે છે તે ત્રણેય લોકોના સ્વામી રમાનિવાસ શ્રીરામજી નિરંતર પોતાના દાસોના વશમાં રહે છે, તેઓ જ મારા હૃદયમાં નિવાસ કરો, જેમની પવિત્ર કીર્તિ આવાગમનને મટાડનારી છે. ॥ ૪॥

**દો૦ – અબિરલ ભગતિ માગિ બર ગીધ ગયઉ હરિધામ।**
**તેહિ કી ક્રિયા જથોચિત નિજ કર કીન્હી રામ॥ ૩૨॥**

અખંડ ભક્તિનું વરદાન માગીને ગૃધ્રરાજ જટાયુ શ્રીહરિના પરમધામમાં ચાલ્યા ગયા. શ્રીરામચન્દ્રજીએ તેની [દાહસંસ્કાર આદિ સઘળી] ક્રિયાઓ યથાયોગ્ય પોતાના હાથે કરી. ॥ ૩૨॥

**ચૌ૦ – કોમલ ચિત અતિ દીનદયાલા। કારન બિનુ રઘુનાથ કૃપાલા॥**
**ગીધ અધમ ખગ આમિષ ભોગી। ગતિ દીન્હી જો જાચત જોગી॥ ૧॥**

શ્રીરઘુનાથજી અત્યંત કોમળ ચિત્તવાળા, દીનદયાળુ અને કારણ વિના જ કૃપાળુ છે. ગીધ (પક્ષીઓમાં પણ) અધમ પક્ષી અને માંસાહારી હતું, તેને પણ તે દુર્લભ ગતિ આપી, જેને યોગીજનો માગતા રહે છે. ॥ ૧॥

**સુનહુ ઉમા તે લોગ અભાગી। હરિ તજિ હોહિં બિષય અનુરાગી॥**
**પુનિ સીતહિ ખોજત દ્વૌ ભાઈ। ચલે બિલોકત બન બહુતાઈ॥ ૨॥**

[શિવજી કહે છે –] હે પાર્વતી! સાંભળો, તે લોકો અભાગિયા છે, જેઓ ભગવાનને છોડીને વિષયોમાં અનુરાગ (પ્રીતિ) કરે છે. પછી બન્ને ભાઈઓ સીતાજીને શોધતાં શોધતાં આગળ ચાલ્યા. તેઓ વનની ગીચતા જોતા જાય છે. ॥ ૨॥

**સંકુલ લતા બિટપ ઘન કાનન। બહુ ખગ મૃગ તહઁ ગજ પંચાનન॥**
**આવત પંથ કબંધ નિપાતા। તેહિં સબ કહી સાપ કૈ બાતા॥ ૩॥**

તે ગીચ (ગાઢ) વન લતાઓ અને વૃક્ષોથી ભરેલું છે. તેમાં ઘણાં જ પક્ષીઓ, હરણ, હાથી અને સિંહ રહે છે. શ્રીરામજીએ રસ્તામાં આવતાં કબંધ રાક્ષસને મારી નાખ્યો. તેણે પોતાના શાપની બધી વાત કહી. ॥ ૩॥

**દુરબાસા મોહિ દીન્હી સાપા। પ્રભુ પદ પેખિ મિટા સો પાપા॥**
**સુનુ ગંધર્બ કહઉઁ મૈં તોહી। મોહિ ન સોહાઇ બ્રહ્મકુલ દ્રોહી॥ ૪॥**

[તે બોલ્યો –] દુર્વાસાજીએ મને શાપ આપ્યો હતો. હવે, પ્રભુના ચરણોનાં દર્શનથી તે પાપ મટી ગયું. [શ્રીરામજીએ કહ્યું –] હે ગન્ધર્વ! સાંભળો, હું તમને કહું છું, બ્રાહ્મણકુળનો દ્રોહ કરનાર મને ગમતો નથી. ॥ ૪॥

**દો૦ – મન ક્રમ બચન કપટ તજિ જો કર ભૂસુર સેવ।**
**મોહિ સમેત બિરંચિ સિવ બસ તાકેં સબ દેવ॥ ૩૩॥**

મન, વચન અને કર્મથી કપટ છોડીને જે લોકો ભૂદેવ-બ્રાહ્મણોની સેવા કરે છે, મારા સહિત બ્રહ્મા, શિવ વગેરે સર્વે દેવતાઓ તેના વશમાં થઈ જાય છે. ॥ ૩૩॥

**ચૌ૦ – સાપત તાડ़ત પરુષ કહંતા। બિપ્ર પૂજ્ય અસ ગાવહિં સંતા॥**
**પૂજિઅ બિપ્ર સીલ ગુન હીના। સૂદ્ર ન ગુન ગન ગ્યાન પ્રબીના॥ ૧॥**

શાપ આપતો, મારતો અને કઠોર વચન કહેતોય બ્રાહ્મણ પૂજનીય છે, એમ સંતો કહે છે. શીલ અને ગુણથી હીન હોવા છતાંય બ્રાહ્મણ પૂજનીય છે અને ગુણગણોથી (ગુણોના સમૂહોથી) યુક્ત અને જ્ઞાનમાં નિપુણ હોય તો પણ શૂદ્ર પૂજનીય નથી. ॥ ૧॥

**કહિ નિજ ધર્મ તાહિ સમુઝાવા। નિજ પદ પ્રીતિ દેખિ મન ભાવા॥**
**રઘુપતિ ચરન કમલ સિરુ નાઈ। ગયઉ ગગન આપનિ ગતિ પાઈ॥ ૨॥**

શ્રીરામજીએ પોતાનો ધર્મ (ભાગવત્-ધર્મ) કહીને તેને સમજાવ્યો. પોતાના ચરણોમાં પ્રેમ જોઈને તે તેમના મનને ગમ્યો. ત્યાર પછી શ્રીરઘુનાથજીના ચરણકમળમાં શીશ નમાવીને તે પોતાની ગતિ (ગન્ધર્વનું સ્વરૂપ) પ્રાપ્ત કરીને આકાશમાં ચાલ્યો ગયો. ॥ ૨॥

**તાહિ દેઇ ગતિ રામ ઉદારા। સબરી કેં આશ્રમ પગુ ધારા॥**
**સબરી દેખિ રામ ગૃહઁ આએ। મુનિ કે બચન સમુઝિ જિયઁ ભાએ॥ ૩॥**

ઉદાર શ્રીરામજી તેને ગતિ આપીને શ્રીશબરીજીના આશ્રમમાં પધાર્યા. શબરીજીએ શ્રીરામચન્દ્રજીને ઘરમાં આવેલા જોયા, ત્યારે મુનિ મતંગજીનાં વચનોને યાદ કરીને તેમનું મન પ્રસન્ન થઈ ગયું. ॥ ૩॥

**સરસિજ લોચન બાહુ બિસાલા। જટા મુકુટ સિર ઉર બનમાલા॥**
**સ્યામ ગૌર સુંદર દોઉ ભાઈ। સબરી પરી ચરન લપટાઈ॥ ૪॥**

કમળ-સમાન નેત્ર અને વિશાળ ભુજાવાળા, સિર પર જટાઓના મુગટ અને હૃદય પર વનમાળા ધારણ કરીને સુન્દર શ્યામ અને ગૌર બન્ને ભાઈઓના ચરણોમાં શબરીજી વીંટળાઈ વળ્યાં. (નમી પડ્યાં.) ॥ ૪॥

**પ્રેમ મગન મુખ બચન ન આવા। પુનિ પુનિ પદ સરોજ સિર નાવા॥**
**સાદર જલ લૈ ચરન પખારે। પુનિ સુંદર આસન બૈઠારે॥ ૫॥**

તેઓ પ્રેમમાં મગ્ન થઈ ગયાં. મુખમાંથી વચન નીકળતાં નથી. વારંવાર ચરણકમળોમાં શીશ નમાવી રહ્યાં છે. પછી જળ લઈને આદરપૂર્વક બન્ને ભાઈઓના ચરણ ધોયા અને પછી તેમને સુન્દર આસનો પર બેસાડ્યા. ॥ ૫॥

**દો૦ – કંદ મૂલ ફલ સુરસ અતિ દિએ રામ કહુઁ આનિ।**
**પ્રેમ સહિત પ્રભુ ખાએ બારંબાર બખાનિ॥ ૩૪॥**

તેમણે અત્યંત રસીલાં અને સ્વાદિષ્ટ કન્દ, મૂળ અને ફળ લાવીને શ્રીરામજીને આપ્યાં. પ્રભુએ વારંવાર પ્રશંસા કરીને પ્રેમસહિત આરોગ્યાં. ॥ ૩૪॥

**ચૌ૦ – પાનિ જોરિ આગેં ભઇ ઠાઢ઼ી। પ્રભુહિ બિલોકિ પ્રીતિ અતિ બાઢ઼ી॥**
**કેહિ બિધિ અસ્તુતિ કરૌં તુમ્હારી। અધમ જાતિ મૈં જડ઼મતિ ભારી॥ ૧॥**

પછી, શબરીજી હાથ જોડીને આગળ ઊભાં રહી ગયાં. પ્રભુને જોઈને તેમનો પ્રેમ અત્યંત વધી ગયો. [તેમણે કહ્યું –] હું કયા પ્રકારે આપની સ્તુતિ કરું? હું નીચ જાતિની અને અત્યંત મૂઢમતિ છું. ॥ ૧॥

**અધમ તે અધમ અધમ અતિ નારી। તિન્હ મહઁ મૈં મતિમંદ અઘારી॥**
**કહ રઘુપતિ સુનુ ભામિનિ બાતા। માનઉઁ એક ભગતિ કર નાતા॥ ૨॥**

જે અધમમાંય અધમ છે, તેમાંય સ્ત્રીઓ અત્યંત અધમ છે. વળી, તેમાંય હે પાપનાશક! હું તો મંદબુદ્ધિ છું. શ્રીરઘુનાથજીએ કહ્યું – હે ભામિની! મારી વાત સાંભળ; હું તો માત્ર એક ભક્તિનો જ સંબંધ જાણું છું (માનું છું). ॥ ૨॥

**જાતિ પાઁતિ કુલ ધર્મ બડ઼ાઈ। ધન બલ પરિજન ગુન ચતુરાઈ॥**
**ભગતિ હીન નર સોહઇ કૈસા। બિનુ જલ બારિદ દેખિઅ જૈસા॥ ૩॥**

નાત, જાત, કુળ, ધર્મ, મોટાઈ, ધન, બળ, કુટુંબ, ગુણ અને ચતુરતા – આ બધું હોવા છતાંય ભક્તિથી રહિત મનુષ્ય એવો લાગે છે, જાણે કે જળહીન વાદળાંનું [શોભાહીન] દેખાવું છે. ॥ ૩॥

**નવધા ભગતિ કહઉઁ તોહિ પાહીં। સાવધાન સુનુ ધરુ મન માહીં॥**
**પ્રથમ ભગતિ સંતન્હ કર સંગા। દૂસરિ રતિ મમ કથા પ્રસંગા॥ ૪॥**

હું તને હવે નવધા ભક્તિ કહું છું. તું સાવધાન થઈને સાંભળ અને મનમાં ધારણ કર. પહેલી ભક્તિ છે સંતોનો સત્સંગ, બીજી ભક્તિ છે મારા કથા-પ્રસંગોમાં પ્રેમ; ॥ ૪॥

**દો૦ – ગુર પદ પંકજ સેવા તીસરિ ભગતિ અમાન।**
**ચૌથિ ભગતિ મમ ગુન ગન કરઇ કપટ તજિ ગાન ॥ ૩૫॥**

ત્રીજી ભક્તિ છે અભિમાનરહિત થઈને ગુરુના ચરણકમળોની સેવા અને ચોથી ભક્તિ એ છે કે કપટ છોડીને મારા ગુણસમૂહોનું ગાન કરવું. ॥ ૩૫॥

**ચૌ૦ – મંત્ર જાપ મમ દૃઢ઼ બિસ્વાસા। પંચમ ભજન સો બેદ પ્રકાસા॥**
**છઠ દમ સીલ બિરતિ બહુ કરમા। નિરત નિરંતર સજ્જન ધરમા॥ ૧॥**

મારા (રામ) મન્ત્રનો જાપ અને મારામાં દૃઢ વિશ્વાસ – આ પાંચમી ભક્તિ છે, જે વેદોમાં પ્રસિદ્ધ છે. છઠ્ઠી ભક્તિ છે ઈન્દ્રિયોનો નિગ્રહ, શીલ (સારો સ્વભાવ કે ચારિત્ર્ય), ઘણાં કાર્યોમાંથી વૈરાગ્ય અને નિરંતર સંત પુરુષોના ધર્મ(આચરણ)માં જોડાઈ રહેવું. ॥ ૧॥

**સાતવઁ સમ મોહિ મય જગ દેખા। મોતેં સંત અધિક કરિ લેખા॥**
**આઠવઁ જથાલાભ સંતોષા। સપનેહુઁ નહિં દેખઇ પરદોષા॥ ૨॥**

સાતમી ભક્તિ છે જગતમાત્રને સમભાવથી મારામાં ઓતપ્રોત (રામમય) જોવું અને સંતોને મારાથી પણ અધિક કરીને માનવા. આઠમી ભક્તિ છે જે કંઈ મળી જાય, તેમાં જ સંતોષ માનવો અને સ્વપ્નમાંય પારકા દોષો ન જોવા. ॥ ૨॥

**નવમ સરલ સબ સન છલહીના। મમ ભરોસ હિયઁ હરષ ન દીના॥**
**નવ મહુઁ એકઉ જિન્હ કેં હોઈ। નારિ પુરુષ સચરાચર કોઈ॥ ૩॥**

નવમી ભક્તિ છે સરળતા અને સર્વની સાથે કપટરહિત વર્તન કરવું, હૃદયમાં મારો ભરોસો રાખવો અને કોઈ પણ અવસ્થામાં હર્ષ અને દૈન્ય(વિષાદ)નું ન હોવું – આ નવમાંથી એક પણ જેમનામાં હોય છે, તે સ્ત્રી-પુરુષ, જડ-ચેતન કોઈ પણ કેમ ન હોય – ॥ ૩॥

**સોઇ અતિસય પ્રિય ભામિનિ મોરેં। સકલ પ્રકાર ભગતિ દૃઢ઼ તોરેં॥**
**જોગિ બૃંદ દુરલભ ગતિ જોઈ। તો કહુઁ આજુ સુલભ ભઇ સોઈ॥ ૪॥**

હે ભામિની! મને તે અત્યંત પ્રિય છે. વળી, તારામાં તો સર્વ પ્રકારની દૃઢ ભક્તિ છે. માટે જે ગતિ યોગીઓનેય દુર્લભ છે, તે આજ તારા માટે સુલભ થઈ ગઈ છે. ॥ ૪॥

**મમ દરસન ફલ પરમ અનૂપા। જીવ પાવ નિજ સહજ સરૂપા॥**
**જનકસુતા કઇ સુધિ ભામિની। જાનહિ કહુ કરિબરગામિની॥ ૫॥**

મારા દર્શનનું પરમ અનુપમ ફળ એ છે કે જીવ પોતાના સહજ સ્વરૂપને પ્રાપ્ત થઈ જાય છે. હે ભામિની! હવે જો ગજગામિની જાનકીની કંઈ ખબર જાણતી હોય તો કહે. ॥ ૫॥

**પંપા સરહિ જાહુ રઘુરાઈ। તહઁ હોઇહિ સુગ્રીવ મિતાઈ॥**
**સો સબ કહિહિ દેવ રઘુબીરા। જાનતહૂઁ પૂછહુ મતિધીરા॥ ૬॥**

[શબરીએ કહ્યું –] હે રઘુનાથજી! આપ પંપા નામના સરોવરે જાઓ. ત્યાં આપની સુગ્રીવની સાથે મિત્રતા થશે. હે દેવ! હે રઘુવીર! તે સમસ્ત વિવરણ કહેશે. હે ધીરબુદ્ધિ! આપ સઘળું જાણતા હોવા છતાંય મને પૂછો છો! ॥ ૬॥

**બાર બાર પ્રભુ પદ સિરુ નાઈ। પ્રેમ સહિત સબ કથા સુનાઈ ॥ ૭॥**

વારંવાર પ્રભુના ચરણોમાં શીશ નમાવીને, પ્રેમસહિત તેણે સઘળી કથા સંભળાવી. ॥ ૭॥

**છં૦ – કહિ કથા સકલ બિલોકિ હરિ મુખ હ્રદયઁ પદ પંકજ ધરે।**
**તજિ જોગ પાવક દેહ હરિ પદ લીન ભઈ જહઁ નહિં ફિરે ॥**
**નર બિબિધ કર્મ અધર્મ બહુ મત સોકપ્રદ સબ ત્યાગહૂ।**
**બિસ્વાસ કરિ કહ દાસ તુલસી રામ પદ અનુરાગહૂ ॥**

સઘળી કથા કહીને, ભગવાનના મુખનાં દર્શન કરીને, હ્રદયમાં તેમના ચરણકમળોને ધારણ કરી લીધા અને યોગાગ્નિથી દેહનો ત્યાગ કરીને તે એ દુર્લભ હરિપદમાં લીન થઈ ગયાં, જ્યાંથી પાછા ફરવાનું હોતું નથી. તુલસીદાસજી કહે છે કે અનેક પ્રકારનાં કર્મ, અધર્મ અને ઘણા જ મત – આ સર્વે શોકપ્રદ છે; હે મનુષ્યો! એમનો ત્યાગ કરી દો અને વિશ્વાસ કરીને શ્રીરામજીના ચરણોમાં પ્રેમ કરો. ॥ ૮॥

**દો૦ – જાતિ હીન અઘ જન્મ મહિ મુક્ત કીન્હિ અસિ નારિ।**
**મહામંદ મન સુખ ચહસિ ઐસે પ્રભુહિ બિસારિ ॥ ૩૬॥**

જે નીચ જાતિની અને પાપોની જન્મભૂમિ હતી, એવી સ્ત્રીને પણ જેમણે મુક્ત કરી દીધી, અરે મહાદુર્બુદ્ધિ મન! તું આવા પ્રભુને ભૂલીને સુખ ઈચ્છે છે? ॥ ૩૬॥

**ચૌ૦ – ચલે રામ ત્યાગા બન સોઊ। અતુલિત બલ નર કેહરિ દોઊ ॥**
**બિરહી ઈવ પ્રભુ કરત બિષાદા। કહત કથા અનેક સંબાદા ॥ ૧॥**

શ્રીરામચન્દ્રજીએ તે વનને પણ છોડી દીધું અને તેઓ આગળ ચાલ્યા. બન્ને ભાઈઓ અતુલનીય બળવાન અને મનુષ્યોમાં સિંહના સમાન છે. પ્રભુ વિરહીની જેમ વિષાદ કરતાં અનેક કથાઓ અને સંવાદો કહે છે – ॥ ૧॥

**લછિમન દેખુ બિપિન કઈ સોભા। દેખત કેહિ કર મન નહિં છોભા ॥**
**નારિ સહિત સબ ખગ મૃગ બૃંદા। માનહુઁ મોરિ કરત હહિં નિંદા ॥ ૨॥**

હે લક્ષ્મણ! જરા વનની શોભા તો જુઓ. એને જોઈને કોનું મન ક્ષુબ્ધ નહિ થાય? પક્ષી અને પશુઓના સમૂહ સર્વે સ્ત્રીઓ સહિત છે. જાણે કે તેઓ મારી નિંદા કરી રહ્યાં છે. ॥ ૨॥

**હમહિ દેખિ મૃગ નિકર પરાહીં। મૃગીં કહહિં તુમ્હ કહઁ ભય નાહીં ॥**
**તુમ્હ આનંદ કરહુ મૃગ જાએ। કંચન મૃગ ખોજન એ આએ ॥ ૩॥**

અમને જોઈને [જ્યારે ડરના માર્યા] હરણોનાં ટોળાં ભાગવા લાગે છે, ત્યારે હરણીઓ તેમને કહે છે – તમને ભય નથી. તમે તો સાધારણ હરણોથી ઉત્પન્ન થયા છો, એટલે તમે આનન્દ કરો. એ તો સોનાનું હરણ શોધવા આવ્યા છે. ॥ ૩॥

**સંગ લાઇ કરિનીં કરિ લેહીં। માનહુઁ મોહિ સિખાવનુ દેહીં॥**
**સાસ્ત્ર સુચિંતિત પુનિ પુનિ દેખિઅ। ભૂપ સુસેવિત બસ નહિં લેખિઅ॥૪॥**

હાથી હાથણીઓને સાથે જ રાખે છે, જાણે કે તેઓ મને શિખામણ આપે છે [કે સ્ત્રીને ક્યારેય એકલી છોડવી ન જોઈએ]. સારી રીતે ચિંતન કરેલા શાસ્ત્રને પણ વારંવાર જોતાં રહેવું જોઈએ. સારી રીતે સેવા કરવા છતાંય રાજાને વશમાં ન સમજવો જોઈએ. ॥૪॥

**રાખિઅ નારિ જદપિ ઉર માહીં। જુબતી સાસ્ત્ર નૃપતિ બસ નાહીં॥**
**દેખહુ તાત બસંત સુહાવા। પ્રિયા હીન મોહિ ભય ઉપજાવા॥૫॥**

અને સ્ત્રીને ભલે હૃદયમાં જ કેમ ન રાખવામાં આવે; પરન્તુ યુવા સ્ત્રી, શાસ્ત્ર અને રાજા કોઈના વશમાં રહેતાં નથી. હે તાત! આ સુન્દર વસન્તને તો જુઓ. પ્રિયાના વિના મને તે ભય ઉત્પન્ન કરી રહી છે. ॥૫॥

**દો૦ – બિરહ બિકલ બલહીન મોહિ જાનેસિ નિપટ અકેલ।**
**સહિત બિપિન મધુકર ખગ મદન કીન્હ બગમેલ॥૩૭(ક)॥**

મને વિરહથી વ્યાકુળ, બળહીન અને બિલકુલ એકલો જાણીને કામદેવે વન, ભમરા અને પક્ષીઓને સાથે લઈને મારી પર હુમલો કરી દીધો. ॥૩૭(ક)॥

**દેખિ ગયઉ ભ્રાતા સહિત તાસુ દૂત સુનિ બાત।**
**ડેરા કીન્હેઉ મનહુઁ તબ કટકુ હટકિ મનજાત॥૩૭(ખ)॥**

પરંતુ જ્યારે તેનો દૂત આ જોઈ ગયો કે હું ભાઈની સાથે છું (એકલો નથી) ત્યારે તેની વાત સાંભળીને કામદેવે જાણે કે સેનાને રોકીને ડેરો તાણી દીધો છે. ॥૩૭(ખ)॥

**ચૌ૦ – બિટપ બિસાલ લતા અરુઝાની। બિબિધ બિતાન દિએ જનુ તાની॥**
**કદલિ તાલ બર ધુજા પતાકા। દેખિ ન મોહ ધીર મન જાકા॥૧॥**

વિશાળ વૃક્ષોમાં લતાઓ એવી વીંટળાયેલી જણાય છે કે જાણે વિવિધ પ્રકારના તંબૂ તાણી દેવામાં આવ્યા છે. કેળ અને તાડ સુન્દર ધજા-પતાકા સમાન છે. એમને જોઈને તે જ નથી મોહિત થતો કે જેનું મન ધીર છે. ॥૧॥

**બિબિધ ભાઁતિ ફૂલે તરુ નાના। જનુ બાનૈત બને બહુ બાના॥**
**કહુઁ કહુઁ સુંદર બિટપ સુહાએ। જનુ ભટ બિલગ બિલગ હોઈ છાએ॥૨॥**

અનેક વૃક્ષો જુદી જુદી રીતે ફાલ્યાં છે. જાણે જુદા જુદા પોશાક ધારણ કરેલ અનેક તીર મારનારા હોય. ક્યાંક ક્યાંક સુન્દર વૃક્ષો શોભા આપી રહ્યાં છે, જાણે કે યોદ્ધા લોકોએ અલગ-અલગ થઈને છાવણી નાખી હોય. ॥૨॥

**કૂજત પિક માનહુઁ ગજ માતે। ઢેક મહોખ ઊઁટ બિસરાતે॥**
**મોર ચકોર કીર બર બાજી। પારાવત મરાલ સબ તાજી॥૩॥**

કોયલો કૂંજી રહી છે, એ એવું જણાય છે કે મદમસ્ત હાથી [ચિત્કારી રહ્યા] હોય. ઢેક (જળચર) અને મહોખ પક્ષીઓ જાણે કે ઊંટ અને ખચ્ચર છે. મોર, ચકોર, પોપટ, કબૂતર અને હંસ જાણે સઘળા સુન્દર તાજી (અરબી) ઘોડા છે. ॥૩॥

**તીતિર લાવક પદચર જૂથા। બરનિ ન જાઈ મનોજ બરૂથા॥**
**રથ ગિરિ સિલા દુંદુભીં ઝરના। ચાતક બંદી ગુન ગન બરના॥૪॥**

તેતર અને બટેર પક્ષીઓ પાયદળ સૈનિકોનાં ટોળાં છે. કામદેવની સેનાનું વર્ણન થઈ શકતું નથી. પર્વતોની શિલાઓ રથ અને જળનાં ઝરણાં નગારાં છે. બપૈયા ભાટ છે, જે ગુણસમૂહ(બિરદાવલી)નું વર્ણન કરે છે. ॥૪॥

**મધુકર મુખર ભેરિ સહનાઈ। ત્રિબિધ બયારિ બસીઠીં આઈ॥**
**ચતુરંગિની સેન સઁગ લીન્હેં। બિચરત સબહિ ચુનૌતી દીન્હેં॥૫॥**

ભમરાઓનો ગુંજારવ ભેરી અને શરણાઈ છે. શીતળ મન્દ અને સુગંધિત વાયુ જાણે દૂતનું કાર્ય લઈને આવેલ છે. આ પ્રકારે ચતુરંગિણી સેના સાથે લઈને કામદેવ જાણે સર્વેને પડકારતો વિચરી રહ્યો છે. ॥૫॥

**લછિમન દેખત કામ અનીકા। રહહિં ધીર તિન્હ કૈ જગ લીકા॥**
**એહિ કેં એક પરમ બલ નારી। તેહિ તેં ઉબર સુભટ સોઈ ભારી॥૬॥**

હે લક્ષ્મણ! કામદેવની આ સેનાને જોઈને જે લોકો ધીર બની રહે છે, જગતમાં તેમની જ વીરોમાં પ્રતિષ્ઠા થાય છે. આ કામદેવની એક સ્ત્રીનું મોટું ભારે બળ છે. તેનાથી જે બચી જાય, તે જ શ્રેષ્ઠ યોદ્ધો છે. ॥૬॥

**દો૦ – તાત તીનિ અતિ પ્રબલ ખલ કામ ક્રોધ અરુ લોભ।**
**મુનિ બિગ્યાન ધામ મન કરહિં નિમિષ મહુઁ છોભ॥૩૮ (ક)॥**

હે તાત! કામ, ક્રોધ અને લોભ - આ ત્રણ અત્યન્ત પ્રબળ દુષ્ટો છે. એ વિજ્ઞાનના ધામ મુનિઓના મનને પણ પળવારમાં ક્ષુબ્ધ કરી દે છે. ॥૩૮ (ક)॥

**લોભ કેં ઇચ્છા દંભ બલ કામ કેં કેવલ નારિ।**
**ક્રોધ કેં પરુષ બચન બલ મુનિબર કહહિં બિચારી॥૩૮ (ખ)॥**

લોભને ઇચ્છા અને દંભનું બળ છે. કામને કેવળ સ્ત્રીનું બળ છે અને ક્રોધને કઠોર વચનોનું બળ છે; શ્રેષ્ઠ મુનિઓ વિચારીને આવું કહે છે. ॥૩૮ (ખ)॥

**ચૌ૦ – ગુનાતીત સચરાચર સ્વામી । રામ ઉમા સબ અંતરજામી ॥**
**કામિન્હ કૈ દીનતા દેખાઈ । ધીરન્હ કેં મન બિરતિ દૃઢ઼ાઈ ॥ ૧॥**

[શિવજી કહે છે –] હે પાર્વતી! શ્રીરામચન્દ્રજી ગુણાતીત (ત્રણે ગુણોથી પર), ચરાચર જગતના સ્વામી અને સર્વના અન્તરને જાણનાર (અન્તર્યામી) છે. [ઉપરોક્ત વાતો કહીને] તેમણે કામી લોકોની દીનતા (વિવશતા) જણાવી છે અને ધીર (વિવેકી) પુરુષોના મનમાં વૈરાગ્યને દૃઢ કર્યો છે. ॥ ૧॥

**ક્રોધ મનોજ લોભ મદ માયા । છૂટહિં સકલ રામ કીં દાયા ॥**
**સો નર ઇંદ્રજાલ નહિં ભૂલા । જા પર હોઇ સો નટ અનુકૂલા ॥ ૨॥**

ક્રોધ, કામ, લોભ, મદ અને માયા - આ સર્વે શ્રીરામજીની દયાથી છૂટી જાય છે. તે નટ (નટરાજ ભગવાન) જેની પર પ્રસન્ન થાય છે, તે મનુષ્ય ઇન્દ્રજાળ(માયા)માં ભૂલો પડતો નથી. ॥ ૨॥

**ઉમા કહઉઁ મૈં અનુભવ અપના । સત હરિ ભજનુ જગત સબ સપના ॥**
**પુનિ પ્રભુ ગએ સરોબર તીરા । પંપા નામ સુભગ ગંભીરા ॥ ૩॥**

હે ઉમા! હું તમને પોતાનો અનુભવ કહું છું – હરિનું ભજન જ સત્ય છે, આ સમગ્ર જગત તો સ્વપ્ન[ની માફક જૂઠું] છે. પછી પ્રભુ શ્રીરામજી પંપા નામના સુંદર અને અગાધ સરોવરના તટે ગયા. ॥ ૩॥

**સંત હૃદય જસ નિર્મલ બારી । બાઁધે ઘાટ મનોહર ચારી ॥**
**જહઁ તહઁ પિઅહિં બિબિધ મૃગ નીરા । જનુ ઉદાર ગૃહ જાચક ભીરા ॥ ૪॥**

તેનું જળ સંતોના હૃદય જેવું નિર્મળ છે. મનને હરનારા સુંદર ચાર ઘાટ બાંધેલા છે. જાત-જાતનાં પશુ યત્ર-તત્ર જળ પી રહ્યાં છે, જાણે ઉદાર દાની પુરુષોના ઘેર યાચકોની ભીડ લાગી હોય! ॥ ૪॥

**દો૦ – પુરઇનિ સઘન ઓટ જલ બેગિ ન પાઇઅ મર્મ ।**
**માયાછન્ન ન દેખિઐ જૈસેં નિર્ગુન બ્રહ્મ ॥ ૩૯ (ક) ॥**

સઘન પર્ણો(કમળનાં પાંદડાં)ની આડશમાં જળનો જલદી પત્તો મળતો નથી, તેમ માયાથી આચ્છાદિત રહેવાના કારણે નિર્ગુણ બ્રહ્મ દેખાતું નથી. ॥ ૩૯ (ક)॥

**સુખી મીન સબ એકરસ અતિ અગાધ જલ માહિં ।**
**જથા ધર્મસીલન્હ કે દિન સુખ સંજુત જાહિં ॥ ૩૯ (ખ) ॥**

તે સરોવરના અત્યંત અગાધ જળમાં સર્વે માછલીઓ સદા એક સમાન સુખી રહે છે, તેમ ધર્મશીલ પુરુષોના સઘળા દિવસો સુખપૂર્વક વીતે છે. ॥ ૩૯ (ખ)॥

**ચૌ૦ – બિકસે સરસિજ નાના રંગા । મધુર મુખર ગુંજત બહુ ભૃંગા ॥**
**બોલત જલકુક્કુટ કલહંસા । પ્રભુ બિલોકિ જનુ કરત પ્રસંસા ॥ ૧॥**

તેમાં રંગબેરંગી કમળો ખીલેલાં છે. ઘણા જ ભમરાઓ મધુર સ્વરથી ગુંજાર કરી રહ્યા છે. જલકૂકડા અને રાજહંસ બોલી રહ્યા છે, જાણે પ્રભુને જોઈને તેમની પ્રશંસા કરી રહ્યા હોય. ॥ ૧॥

**ચક્રબાક બક ખગ સમુદાઈ। દેખત બનઈ બરનિ નહિં જાઈ॥**
**સુંદર ખગ ગન ગિરા સુહાઈ। જાત પથિક જનુ લેત બોલાઈ॥૨॥**

ચક્રવાક, બગલા વગેરે પક્ષીઓના સમુદાય જોતજોતામાં જ બને છે, તેમનું વર્ણન કરી શકાતું નથી. સુંદર પક્ષીઓની બોલી ઘણી સોહામણી લાગે છે, જાણે [રસ્તે] જતા પથિકને બોલાવી રહી હોય. ॥૨॥

**તાલ સમીપ મુનિન્હ ગૃહ છાએ। ચહુ દિસિ કાનન બિટપ સુહાએ॥**
**ચંપક બકુલ કદંબ તમાલા। પાટલ પનસ પરાસ રસાલા॥૩॥**

તે સરોવર(પંપા)ની સમીપ મુનિઓએ આશ્રમ બનાવી રાખ્યા છે. તેની ચારેય બાજુ વનનાં સુંદર વૃક્ષો છે. ચમ્પા, બોરસલી, કદમ્બ, તમાલ, પાટલ, ફણસ, ઢાક અને આંબા વગેરે – ॥૩॥

**નવ પલ્લવ કુસુમિત તરુ નાના। ચંચરીક પટલી કર ગાના॥**
**સીતલ મંદ સુગંધ સુભાઊ। સંતત બહઈ મનોહર બાઊ॥૪॥**

અનેક પ્રકારનાં વૃક્ષો નવાં-નવાં પાદડાં અને [સુગંધિત] પુષ્પોથી યુક્ત છે. [જેની ઉપર] ભમરાના સમૂહ ગુંજાર કરી રહ્યા છે. સ્વભાવથી જ શીતળ, મંદ, સુગંધિત તેમજ મનને હરનારી હવા સદા વહેતી રહે છે. ॥૪॥

**કુહૂ કુહૂ કોકિલ ધુનિ કરહીં। સુનિ રવ સરસ ધ્યાન મુનિ ટરહીં॥૫॥**

કોયલો 'કુહૂ' 'કુહૂ'નો શબ્દ કરી રહી છે. તેમની રસીલી બોલી સાંભળીને મુનિઓનું પણ ધ્યાન તૂટી જાય છે. ॥૫॥

**દો૦ – ફલ ભારન નમિ બિટપ સબ રહે ભૂમિ નિઅરાઇ।**
**પર ઉપકારી પુરુષ જિમિ નવહિં સુસંપતિ પાઇ॥૪૦॥**

ફળોના ભારથી નમીને સઘળાં વૃક્ષો પૃથ્વીની નજીક નમી પડ્યાં છે, જેમ પરોપકારી પુરુષો ઘણી સંપત્તિ પામીને [વિનયથી] નમી પડે છે. ॥૪૦॥

**ચૌ૦ – દેખિ રામ અતિ રુચિર તલાવા। મજ્જનુ કીન્હ પરમ સુખ પાવા॥**
**દેખી સુંદર તરુબર છાયા। બૈઠે અનુજ સહિત રઘુરાયા॥૧॥**

શ્રીરામજીએ અત્યંત સુન્દર તળાવ જોઈને સ્નાન કર્યું અને પરમ સુખ પામ્યા. એક સુંદર ઉત્તમ વૃક્ષની છાયા જોઈને શ્રીરઘુનાથજી નાના ભાઈ લક્ષ્મણજીસહિત ત્યાં બેસી ગયા. ॥૧॥

**તહઁ પુનિ સકલ દેવ મુનિ આએ। અસ્તુતિ કરિ નિજ ધામ સિધાએ॥**
**બૈઠે પરમ પ્રસન્ન કૃપાલા। કહત અનુજ સન કથા રસાલા॥૨॥**

પછી ત્યાં સર્વે દેવો અને મુનિઓ આવ્યા અને સ્તુતિ કરીને પોતપોતાના ધામમાં ચાલ્યા ગયા. કૃપાળુ શ્રીરામજી પરમ પ્રસન્ન બેઠેલા નાના ભાઈ લક્ષ્મણજીને રસીલી કથાઓ કહી રહ્યા છે. ॥૨॥

**બિરહવંત ભગવંતહિ દેખી । નારદ મન ભા સોચ બિસેષી ॥**
**મોર સાપ કરિ અંગીકારા । સહત રામ નાના દુખ ભારા ॥ ૩॥**

ભગવાનને વિરહયુક્ત જોઈને નારદજીના મનમાં વિશેષરૂપે શોક થયો. [તેમણે વિચાર કર્યો કે] મારા જ શાપનો સ્વીકાર કરીને શ્રીરામજી અનેક પ્રકારનાં દુ:ખોનો ભાર સહી રહ્યા છે (દુ:ખ વેઠી રહ્યા છે). ॥ ૩॥

**ઐસે પ્રભુહિ બિલોકઉઁ જાઈ । પુનિ ન બનિહિ અસ અવસરુ આઈ ॥**
**યહ બિચારિ નારદ કર બીના । ગએ જહાઁ પ્રભુ સુખ આસીના ॥ ૪॥**

એવા (ભક્તવત્સલ) પ્રભુને જઈને જોઉં. પછી આવો અવસર આવશે નહિ. એમ વિચારીને નારદજી હાથમાં વીણા લઈને ત્યાં ગયા, જ્યાં પ્રભુ સુખપૂર્વક બેઠા હતા. ॥ ૪॥

**ગાવત રામ ચરિત મૃદુ બાની । પ્રેમ સહિત બહુ ભાઁતિ બખાની ॥**
**કરત દંડવત લિએ ઉઠાઈ । રાખે બહુત બાર ઉર લાઈ ॥ ૫॥**

તેઓ કોમળ વાણીથી પ્રેમની સાથે અનેક પ્રકારે વખાણી-વખાણીને રામચરિતનું ગાન કરતાં કરતાં આવી રહ્યા હતા. દંડવત્ કરતાં જોઈને શ્રીરામચન્દ્રજીએ નારદજીને ઉઠાવી લીધા અને બહુ જ વાર સુધી હૃદયે ચાંપી રાખ્યા. ॥ ૫॥

**સ્વાગત પૂઁછિ નિકટ બૈઠારે । લછિમન સાદર ચરન પખારે ॥ ૬॥**

પછી સ્વાગત (કુશળ) પૂછીને પાસે બેસાડી દીધા. લક્ષ્મણજીએ આદરની સાથે તેમના ચરણ ધોયા ॥ ૬॥

**દો૰ – નાના બિધિ બિનતી કરિ પ્રભુ પ્રસન્ન જિયઁ જાનિ ।**
**નારદ બોલે બચન તબ જોરિ સરોરુહ પાનિ ॥ ૪૧॥**

અનેક પ્રકારે વિનંતી કરીને અને પછી પ્રભુને મનમાં પ્રસન્ન જાણીને નારદજી કમળ સમાન હાથોને જોડીને વચન બોલ્યા ॥ ૪૧॥

**ચૌ૰ – સુનહુ ઉદાર સહજ રઘુનાયક । સુંદર અગમ સુગમ બર દાયક ॥**
**દેહુ એક બર માગઉઁ સ્વામી । જદ્યપિ જાનત અંતરજામી ॥ ૧॥**

હે સ્વભાવથી જ ઉદાર શ્રીરઘુનાથજી! સાંભળો! આપ સુંદર અગમ અને સુગમ વર આપનાર છો. હે સ્વામી! હું એક વર માગું છું, તે મને આપો. જોકે આપ અન્તર્યામી હોવાને લીધે સઘળું જાણો જ છો. ॥ ૧॥

**જાનહુ મુનિ તુમ્હ મોર સુભાઊ । જન સન કબહુઁ કિ કરઉઁ દુરાઊ ॥**
**કવન બસ્તુ અસિ પ્રિય મોહિ લાગી । જો મુનિબર ન સકહુ તુમ્હ માગી ॥ ૨॥**

[શ્રીરામજીએ કહ્યું –] હે મુનિ! તમે મારો સ્વભાવ જાણો જ છો! શું હું પોતાના ભક્તોથી ક્યારેય કંઈ છૂપું રાખું છું? મને એવી કઈ વસ્તુ પ્રિય લાગે છે, જેને હે મુનિશ્રેષ્ઠ! તમે માગી શકતા નથી? ॥ ૨॥

**જન કહુઁ કછુ અદેય નહિં મોરેં। અસ બિસ્વાસ તજહુ જનિ ભોરેં॥**
**તબ નારદ બોલે હરષાઈ। અસ બર માગઉઁ કરઉઁ ઢિઠાઈ॥૩॥**

ભક્તોના માટે મારી પાસે કંઈ પણ અદેય (આપી ન શકાય તેવું) નથી, એવો વિશ્વાસ ભૂલથી પણ ત્યજશો નહિ. ત્યારે નારદજી હર્ષિત થઈને બોલ્યા – હું એવો વર માગું છું - આ ધૃષ્ટતા કરું છું – ॥૩॥

**જદ્યપિ પ્રભુ કે નામ અનેકા। શ્રુતિ કહ અધિક એક તેં એકા॥**
**રામ સકલ નામન્હ તે અધિકા। હોઉ નાથ અઘ ખગ ગન બધિકા॥૪॥**

જોકે પ્રભુનાં અનેક નામ છે અને વેદો કહે છે કે તે સર્વે એકેએકથી ચઢિયાતાં છે. તો પણ હે નાથ! રામનામ સર્વ નામોથી અધિક હોય અને પાપરૂપી પક્ષીઓના સમૂહ માટે એ શિકારી સમાન હોય. ॥૪॥

દો૦ – **રાકા રજની ભગતિ તવ રામ નામ સોઇ સોમ।**
**અપર નામ ઉડગન બિમલ બસહુઁ ભગત ઉર બ્યોમ॥૪૨ (ક)॥**

આપની ભક્તિ પૂર્ણિમાની રાત્રી છે, તેમાં 'રામ' નામ એ જ પૂર્ણ ચન્દ્રમા થઈને, અને અન્ય સર્વે નામો તારાગણ થઈને ભક્તોના હૃદયરૂપી નિર્મળ આકાશમાં નિવાસ કરો. ॥૪૨ (ક)॥

**એવમસ્તુ મુનિ સન કહેઉ કૃપાસિંધુ રઘુનાથ।**
**તબ નારદ મન હરષ અતિ પ્રભુ પદ નાયઉ માથ॥૪૨ (ખ)॥**

કૃપાસાગર શ્રીરઘુનાથજીએ મુનિને 'એવમસ્તુ' (એમ જ થાઓ) કહ્યું, ત્યારે નારદજીએ મનમાં અત્યંત હર્ષિત થઈને પ્રભુના ચરણોમાં મસ્તક નમાવ્યું. ॥૪૨ (ખ)॥

ચૌ૦ – **અતિ પ્રસન્ન રઘુનાથહિ જાની। પુનિ નારદ બોલે મૃદુ બાની॥**
**રામ જબહિં પ્રેરેઉ નિજ માયા। મોહેહુ મોહિ સુનહુ રઘુરાયા॥૧॥**

શ્રીરઘુનાથજીને અત્યંત પ્રસન્ન જાણીને નારદજી પાછા કોમળ વાણી બોલ્યા – હે રામજી! હે રઘુનાથજી! સાંભળો, જ્યારે આપે પોતાની માયાને પ્રેરિત કરીને મને મોહિત કર્યો હતો, ॥૧॥

**તબ બિબાહ મૈં ચાહઉઁ કીન્હા। પ્રભુ કેહિ કારન કરૈ ન દીન્હા॥**
**સુનુ મુનિ તોહિ કહઉઁ સહરોસા। ભજહિં જે મોહિ તજિ સકલ ભરોસા॥૨॥**

ત્યારે હું વિવાહ કરવા માગતો હતો. હે પ્રભુ! આપે મને કયા કારણે વિવાહ ન કરવા દીધો? [પ્રભુ બોલ્યા –] હે મુનિ! સાંભળો, હું તમને પ્રસન્નતાપૂર્વક કહું છું કે જેઓ સમસ્ત આશા-ભરોસા છોડીને માત્ર મને જ ભજે છે, ॥૨॥

**કરઉઁ સદા તિન્હ કૈ રખવારી। જિમિ બાલક રાખઇ મહતારી॥**
**ગહ સિસુ બચ્છ અનલ અહિ ધાઈ। તહઁ રાખઇ જનની અરગાઈ॥૩॥**

હું સદા તેમની તેવી જ રખેવાળી કરું છું, જેમ માતા બાળકની રક્ષા કરે છે. નાનું બાળક જ્યારે દોડીને આગ અને સાપને પકડવા જાય છે તો ત્યાં માતા તેને [પોતાના હાથે] અલગ કરીને બચાવી લે છે. ॥૩॥

**પ્રૌઢ઼ ભએઁ તેહિ સુત પર માતા। પ્રીતિ કરઇ નહિં પાછિલિ બાતા॥**
**મોરેં પ્રૌઢ઼ તનય સમ ગ્યાની। બાલક સુત સમ દાસ અમાની॥૪॥**

સમજણા (પ્રૌઢ) થઈ ગયેલ તે પુત્રને માતા પ્રેમ તો કરે જ છે, પણ વીતેલ વાત તો રહેતી જ નથી (અર્થાત્ માતૃપરાયણ શિશુની જેમ પછી એના રક્ષણ માટે ચિંતા કરતી નથી; કેમકે તે માતાને આધારે ન રહેતાં, પોતાનું રક્ષણ સ્વયં કરવા લાગે છે). જ્ઞાની મારા પ્રૌઢ (સમજણા) પુત્રના જેવો છે અને [તમારા જેવો] પોતાના બળનો ગર્વ ન કરનાર સેવક તો મારા શિશુપુત્રના જેવો છે. ॥૪॥

**જનહિ મોર બલ નિજ બલ તાહી। દુહુ કહઁ કામ ક્રોધ રિપુ આહી॥**
**યહ બિચારિ પંડિત મોહિ ભજહીં। પાએહુઁ ગ્યાન ભગતિ નહિં તજહીં॥૫॥**

મારા સેવકને માત્ર મારું જ બળ રહે છે અને તેને (જ્ઞાનીને) પોતાનું બળ હોય છે. પરન્તુ કામ-ક્રોધરૂપી શત્રુ તો બન્નેના માટે છે. [ભક્તોના શત્રુઓને મારવાની જવાબદારી મારા પર રહે છે, કારણ કે તેઓ મારા પરાયણ થઈને મારું જ બળ માને છે; પરન્તુ પોતાના બળને માનનાર જ્ઞાનીના શત્રુઓનો નાશ કરવાની જવાબદારી મારા પર નથી] એમ વિચારીને પંડિતજનો (બુદ્ધિમાન લોકો) મને જ ભજે છે. તેઓ જ્ઞાન પ્રાપ્ત થઈ ગયા પછીય ભક્તિને ત્યજતા નથી. ॥૫॥

**દો૰ – કામ ક્રોધ લોભાદિ મદ પ્રબલ મોહ કૈ ધારિ।**
**તિન્હ મહઁ અતિ દારુન દુખદ માયારૂપી નારિ॥૪૩॥**

કામ, ક્રોધ, લોભ અને મદ આદિ મોહ(અજ્ઞાન)ની પ્રબળ સેના છે. એમાં માયારૂપિણી (માયાની સાક્ષાત મૂર્તિ) સ્ત્રી તો અત્યંત દારુણ દુઃખ આપનારી છે. ॥૪૩॥

**ચૌ૰ – સુનુ મુનિ કહ પુરાન શ્રુતિ સંતા। મોહ બિપિન કહુઁ નારિ બસંતા॥**
**જપ તપ નેમ જલાશ્રય ઝારી। હોઇ ગ્રીષમ સોષઇ સબ નારી॥૧॥**

હે મુનિ! સાંભળો, પુરાણ, વેદ અને સંતો કહે છે કે મોહરૂપી વન[ને વિકસિત કરવા] માટે સ્ત્રી વસન્ત ઋતુના સમાન છે. જપ, તપ, નિયમરૂપી સમ્પૂર્ણ જળનાં સ્થાનોને સ્ત્રી ગ્રીષ્મરૂપ થઈને સર્વથા શોષી લે છે. ॥૧॥

**કામ ક્રોધ મદ મત્સર ભેકા। ઇન્હહિ હરષદપ્રદ બરષા એકા॥**
**દુર્બાસના કુમુદ સમુદાઈ। તિન્હ કહઁ સરદ સદા સુખદાઈ॥૨॥**

કામ, ક્રોધ, મદ અને મત્સર (ઈર્ષા) આદિ દેડકાં છે. એમને વર્ષાઋતુ થઈને હર્ષ પ્રદાન કરનારી એક માત્ર આ જ (સ્ત્રી) છે. ખરાબ વાસનાઓ કુમુદોનો સમૂહ છે. તેમને સદૈવ સુખ આપનારી આ શરદઋતુ છે. ॥૨॥

**ધર્મ સકલ સરસીરુહ બૃંદા। હોઇ હિમ તિન્હહિ દહઇ સુખ મંદા॥**
**પુનિ મમતા જવાસ બહુતાઈ। પલુહઇ નારિ સિસિર રિતુ પાઈ॥૩॥**

સમસ્ત ધર્મ કમળોનાં ટોળાં છે. આ નીચ (વિષયજન્ય) સુખ આપનાર સ્ત્રી હિમઋતુ થઈને તેમને બાળી નાખે છે. પછી મમતારૂપી જવાસા(એક ઔષધિ)નો સમૂહ (વન) સ્ત્રીરૂપી શિશિરઋતુને પામીને લીલોછમ થઈ જાય છે. ॥ ૩॥

**પાપ ઉલૂક નિકર સુખકારી। નારિ નિબિડ઼ રજની અઁધિઆરી॥**
**બુધિ બલ સીલ સત્ય સબ મીના। બનસી સમ ત્રિય કહહિં પ્રબીના॥૪॥**

પાપરૂપી ઘુવડોના સમૂહ માટે આ સ્ત્રી સુખ આપનારી ઘોર અંધકારમયી રાત્રી છે. બુદ્ધિ, બળ, શીલ અને સત્ય – આ સર્વે માછલીઓ છે અને તેમને [ફસાવીને નષ્ટ કરવા] માટે સ્ત્રી વાંસળી સમાન છે – ચતુર પુરુષો આવું કહે છે. ॥૪॥

**દો૦ – અવગુન મૂલ સૂલપ્રદ પ્રમદા સબ દુખ ખાનિ।**
**તાતે કીન્હ નિવારન મુનિ મૈં યહ જિયઁ જાનિ॥૪૪॥**

યુવાન સ્ત્રી અવગુણોનું મૂળ, પીડા આપનારી અને સઘળાં દુઃખોની ખાણ છે. એટલા માટે હે મુનિ! મેં ચિત્તમાં આમ વિચારી તમને વિવાહ કરવાથી રોક્યા હતા. ॥૪૪॥

**ચૌ૦ – સુનિ રઘુપતિ કે બચન સુહાએ। મુનિ તન પુલક નયન ભરિ આએ॥**
**કહહુ કવન પ્રભુ કૈ અસિ રીતી। સેવક પર મમતા અરુ પ્રીતી॥૧॥**

શ્રીરઘુનાથજીનાં સુન્દર વચન સાંભળીને મુનિનું શરીર પુલકિત થઈ ગયું અને નેત્રો [પ્રેમાશ્રુઓનાં જળથી] ભરાઈ આવ્યાં. [તેઓ મનમાં-ને-મનમાં કહેવા લાગ્યા –] કહો તો કયા પ્રભુની આવી રીત છે કે જેને સેવક પર આટલાં મમત્વ અને પ્રેમ હોય. ॥૧॥

**જે ન ભજહિં અસ પ્રભુ ભ્રમ ત્યાગી। ગ્યાન રંક નર મંદ અભાગી॥**
**પુનિ સાદર બોલે મુનિ નારદ। સુનહુ રામ બિગ્યાન બિસારદ॥૨॥**

જે મનુષ્ય ભ્રમને ત્યજીને આવા પ્રભુને ભજતા નથી, તેઓ જ્ઞાનના કંગાળ, દુર્બુદ્ધિ અને અભાગિયા છે. પછી નારદમુનિ આદરસહિત બોલ્યા – હે વિજ્ઞાન-વિશારદ શ્રીરામજી! સાંભળો – ॥૨॥

**સંતન્હ કે લચ્છન રઘુબીરા। કહહુ નાથ ભવ ભંજન ભીરા॥**
**સુનુ મુનિ સંતન્હ કે ગુન કહઊઁ। જિન્હ તે મૈં ઉન્હ કેં બસ રહઊઁ॥૩॥**

હે રઘુવીર! હે ભવ-ભય(જન્મ-મરણના ભય)નો નાશ કરનારા મારા નાથ! હવે, કૃપા કરીને સંતોનાં લક્ષણ કહો. [શ્રીરામજીએ કહ્યું –] હે મુનિ! સાંભળો, હું સંતોના ગુણોને કહું છું, જેના કારણે હું તેમના વશમાં રહું છું. ॥૩॥

**ષટ બિકાર જિત અનઘ અકામા। અચલ અકિંચન સુચિ સુખધામા॥**
**અમિત બોધ અનીહ મિતભોગી। સત્યસાર કબિ કોબિદ જોગી॥૪॥**

તે સંત [કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર - આ] છ વિકારો(દોષો)ને જીતીને પાપરહિત, કામનારહિત, નિશ્ચલ (સ્થિરબુદ્ધિ), અકિંચન, (સર્વત્યાગી) બહાર-અંદરથી પવિત્ર, સુખના ધામ, અસીમ જ્ઞાનવાન, ઈચ્છારહિત, મિતાહારી, સત્યનિષ્ઠ, કવિ, વિદ્વાન, યોગી, ॥૪॥

**સાવધાન માનદ મદહીના। ધીર ધર્મ ગતિ પરમ પ્રબીના ॥૫॥**

સાવધાન, બીજાઓને માન આપનાર, અભિમાનરહિત ધૈર્યવાન, ધર્મનું જ્ઞાન અને આચરણમાં અત્યંત નિપુણ, ॥૫॥

**દો૦ – ગુનાગાર સંસાર દુખ રહિત બિગત સંદેહ।**
**તજિ મમ ચરન સરોજ પ્રિય તિન્હ કહુઁ દેહ ન ગેહ ॥૪૫॥**

ગુણોના ધામ, સંસારનાં દુઃખોથી રહિત અને સંદેહોથી સર્વથા છૂટેલા હોય છે. મારા ચરણકમળોને છોડીને તેમને ન તો દેહ પ્રિય હોય છે, ન ઘર. ॥૪૫॥

**ચૌ૦ – નિજ ગુન શ્રવન સુનત સકુચાહીં। પર ગુન સુનત અધિક હરષાહીં ॥**
**સમ સીતલ નહિં ત્યાગહિં નીતી। સરલ સુભાઉ સબહિ સન પ્રીતી ॥૧॥**

કાનોથી પોતાના ગુણ સાંભળવામાં સંકોચાય છે. બીજાના ગુણ સાંભળવાથી વિશેષ હર્ષ પામે છે. સમ અને શીતળ છે, ન્યાયનો ક્યારેય ત્યાગ કરતા નથી. સરળ સ્વભાવના હોય છે અને સર્વની સાથે પ્રેમ રાખે છે. ॥૧॥

**જપ તપ બ્રત દમ સંજમ નેમા। ગુરુ ગોબિંદ બિપ્ર પદ પ્રેમા ॥**
**શ્રદ્ધા છમા મયત્રી દાયા। મુદિતા મમ પદ પ્રીતિ અમાયા ॥૨॥**

તેઓ જપ, તપ, વ્રત, દમ, સંયમ અને નિયમમાં રત રહે છે ને ગુરુ ગોવિન્દ તથા બ્રાહ્મણોના ચરણોમાં પ્રેમ રાખે છે. તેમનામાં શ્રદ્ધા, ક્ષમા, મૈત્રી, દયા, મુદિતા (પ્રસન્નતા) અને મારા ચરણોમાં નિષ્કપટ પ્રેમ હોય છે. ॥૨॥

**બિરતિ બિબેક બિનય બિગ્યાના। બોધ જથારથ બેદ પુરાના ॥**
**દંભ માન મદ કરહિં ન કાઊ। ભૂલિ ન દેહિં કુમારગ પાઊ ॥૩॥**

તથા વૈરાગ્ય, વિવેક, વિનય, વિજ્ઞાન (પરમાત્માના તત્ત્વનું જ્ઞાન) અને વેદ-પુરાણનું યથાર્થ જ્ઞાન રહે છે. તેઓ દંભ, અભિમાન અને મદ ક્યારેય કરતા નથી અને ભૂલથી પણ કુમાર્ગ પર પગ મૂકતા નથી. ॥૩॥

**ગાવહિં સુનહિં સદા મમ લીલા। હેતુ રહિત પરહિત રત સીલા ॥**
**મુનિ સુનુ સાધુન્હ કે ગુન જેતે। કહિ ન સકહિં સારદ શ્રુતિ તેતે ॥૪॥**

સદા મારી લીલાઓને ગાય - સાંભળે છે અને વિના કારણેય બીજાઓના હિતમાં લાગ્યા રહેનાર હોય છે. હે મુનિ! સાંભળો! સંતોના જેટલા ગુણ છે, તેમને સરસ્વતી અને વેદો પણ કહી શકતાં નથી. ॥૪॥

**છં૦ – કહિ સક ન સારદ સેષ નારદ સુનત પદ પંકજ ગહે।**
**અસ દીનબંધુ કૃપાલ અપને ભગત ગુન નિજ મુખ કહે ॥**
**સિરુ નાઈ બારહિં બાર ચરનન્હિ બ્રહ્મપુર નારદ ગએ।**
**તે ધન્ય તુલસીદાસ આસ બિહાઈ જે હરિ રઁગ રઁએ ॥**

'શેષ અને શારદા પણ કહી શકતાં નથી' આ સાંભળતાં જ નારદજીએ શ્રીરામજીના ચરણકમળ પકડી લીધા. દીનબન્ધુ કૃપાળુ પ્રભુએ આ પ્રમાણે પોતાના શ્રીમુખથી પોતાના ભક્તોના ગુણ કહ્યા. ભગવાનના ચરણોમાં વારંવાર શીશ નમાવીને નારદજી બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. તુલસીદાસજી કહે છે કે તે પુરુષો ધન્ય છે, જે સર્વ આશા છોડીને માત્ર શ્રીહરિના રંગમાં રંગાઈ ગયા છે. ॥૫॥

**દો૦ –રાવનારિ જસુ પાવન ગાવહિં સુનહિં જે લોગ ।**
**રામ ભગતિ દૃઢ઼ પાવહિં બિનુ બિરાગ જપ જોગ ॥૪૬ (ક) ॥**

જે લોકો રાવણના શત્રુ શ્રીરામચન્દ્રજીનો પવિત્ર યશ ગાશે અને સાંભળશે, તેઓ વૈરાગ્ય, જપ અને યોગ વિનાય શ્રીરામજીની દૃઢ ભક્તિ પામશે. ॥૪૬ (ક)॥

**દીપ સિખા સમ જુબતિ તન મન જનિ હોસિ પતંગ ।**
**ભજહિ રામ તજિ કામ મદ કરહિ સદા સતસંગ ॥૪૬ (ખ) ॥**

જુવાન સ્ત્રીઓનું શરીર દીપકની જ્યોત સમાન છે, હે મન! તું તેનું પતંગિયું ન બન. કામ અને મદને છોડીને શ્રીરામચન્દ્રજીનું ભજન કર અને સદા સત્સંગ કર. ॥૪૬ (ખ)॥

## માસપારાયણ, બાવીસમો વિશ્રામ

**ઈતિ શ્રીમદ્રામચરિતમાનસે સકલકલિકલુષવિધ્વંસને તૃતીયઃ સોપાનઃ સમાપ્તઃ ॥**

કળિયુગનાં સંપૂર્ણ પાપોનો વિધ્વંસ કરનાર શ્રીરામચરિતમાનસનો આ ત્રીજો સોપાન સમાપ્ત થયો.

**(અરણ્યકાંડ સમાપ્ત)**



શ્રીગણેશાય નમઃ

શ્રીજાનકીવલ્લભો વિજયતે

# શ્રીરામચરિતમાનસ



## ચતુર્થ સોપાન



## કિષ્કિન્ધાકાંડ

### શ્લોક

**કુન્દેન્દીવરસુન્દરાવતિબલૌ વિજ્ઞાનધામાવુભૌ**
**શોભાઢ્યૌ વરધન્વિનૌ શ્રુતિનુતૌ ગોવિપ્રવૃન્દપ્રિયૌ ।**
**માયામાનુષરૂપિણૌ રઘુવરૌ સદ્ધર્મવર્મૌ હિતૌ**
**સીતાન્વેષણતત્પરૌ પથિગતૌ ભક્તિપ્રદૌ તૌ હિ નઃ ॥ ૧॥**

મોગરાનાં પુષ્પ સમાન સુંદર ગૌર વર્ણ અને નીલકમળના સમાન શ્યામવર્ણ, અત્યંત બળવાન, વિજ્ઞાનના ધામ, શોભાસમ્પન્ન, શ્રેષ્ઠ ધનુર્ધર, વેદોના દ્વારા વંદિત, ગાય અને બ્રાહ્મણોના સમૂહને પ્રિય [અથવા પ્રેમી] માયાથી મનુષ્યરૂપ ધારણ કરેલા, શ્રેષ્ઠ ધર્મ માટે કવચસ્વરૂપ, સર્વના હિતકારી, શ્રીસીતાજીની શોધમાં લાગેલાં, પથિકરૂપ રઘુકુળના શ્રેષ્ઠ શ્રીરામજી અને શ્રીલક્ષ્મણજી બન્ને ભાઈ નિશ્ચયે જ અમને ભક્તિપ્રદ થાઓ. ॥ ૧॥

**બ્રહ્મામ્ભોધિસમુદ્ભવં કલિમલપ્રધ્વંસનં ચાવ્યયં**
**શ્રીમચ્છમ્ભુમુખેન્દુસુન્દરવરે સંશોભિતં સર્વદા ।**
**સંસારામયભેષજં સુખકરં શ્રીજાનકીજીવનં**
**ધન્યાસ્તે કૃતિનઃ પિબન્તિ સતતં શ્રીરામનામામૃતમ્ ॥ ૨॥**

તે સુકૃતી (પુણ્યાત્મા પુરુષ) ધન્ય છે જે વેદરૂપી સમુદ્ર[ના મંથન]થી ઉત્પન્ન થયેલ કળિયુગના મળને સર્વથા નષ્ટ કરી દેનાર, અવિનાશી, ભગવાન શ્રીશંભુના સુન્દર તેમજ શ્રેષ્ઠ મુખરૂપી ચન્દ્રમામાં સદા શોભાયમાન, જન્મ-મરણરૂપી રોગના ઔષધ, સર્વને સુખ આપનાર અને શ્રીજાનકીજીના જીવનસ્વરૂપ શ્રીરામનામરૂપી અમૃતનું નિરન્તર પાન કરતાં રહે છે. ॥ ૨॥

**સો૦ – મુક્તિ જન્મ મહિ જાનિ ગ્યાન ખાનિ અઘ હાનિ કર।**
**જહઁ બસ સંભુ ભવાનિ સો કાસી સેઈઅ કસ ન॥**

જ્યાં શ્રીશિવ-પાર્વતી વસે છે, તે કાશીને મુક્તિની જન્મભૂમિ, જ્ઞાનની ખાણ અને પાપોનો નાશ કરનારી જાણીને તેનું સેવન કેમ ન કરવામાં આવે?

**જરત સકલ સુર બૃંદ બિષમ ગરલ જેહિં પાન કિય।**
**તેહિ ન ભજસિ મન મંદ કો કૃપાલ સંકર સરિસ॥**

જે ભીષણ હળાહળ વિષથી સર્વે દેવજનો બળી રહ્યા હતા, તે જેમણે સ્વયં પાન કરી લીધું, રે મંદ મન! તું એ શંકરજીને કેમ નથી ભજતું? તેમના સમાન કૃપાળુ [બીજો] કોણ છે?

**ચૌ૦ – આગેં ચલે બહુરિ રઘુરાયા। રિષ્યમૂક પર્બત નિઅરાયા॥**
**તહઁ રહ સચિવ સહિત સુગ્રીવા। આવત દેખિ અતુલ બલ સીંવા॥૧॥**

શ્રીરઘુનાથજી પછી આગળ ચાલ્યા. ઋષ્યમૂક પર્વત નજીક આવી ગયો. ત્યાં (ઋષ્યમૂક પર્વત પર) મંત્રિઓ સહિત સુગ્રીવ રહેતા હતા. અતુલનીય બળની સીમા શ્રીરામચન્દ્રજી અને લક્ષ્મણજીને આવતા જોઈને – ॥૧॥

**અતિ સભીત કહ સુનુ હનુમાના। પુરુષ જુગલ બલ રૂપ નિધાના॥**
**ધરિ બટુ રૂપ દેખુ તૈં જાઈ। કહેસુ જાનિ જિયઁ સયન બુઝાઈ॥૨॥**

સુગ્રીવ અત્યંત ભયભીત થઈને બોલ્યા – હે હનુમાન! સાંભળો, આ બન્ને પુરુષો બળ અને રૂપના ભંડાર છે. તમે બ્રહ્મચારીનું રૂપ ધારણ કરી, જઈને જુઓ. પોતાના હૃદયમાં તેમની યથાર્થ વાત જાણીને મને ઈશારાથી સમજાવીને કહી દેજો ॥૨॥

**પઠએ બાલિ હોહિં મન મૈલા। ભાગૌં તુરત તજૌં યહ સૈલા॥**
**બિપ્ર રૂપ ધરિ કપિ તહઁ ગયઊ। માથ નાઈ પૂછત અસ ભયઊ॥૩॥**

જો તેઓ મનના મલિન વાલિના મોકલેલા હોય તો હું તરત જ આ પર્વતને છોડીને નાસી જઉં. [આ સાંભળીને] હનુમાનજી બ્રાહ્મણનું રૂપ ધરીને ત્યાં ગયા અને મસ્તક નમાવીને આ પ્રમાણે પૂછવા લાગ્યા – ॥૩॥

**કો તુમ્હ સ્યામલ ગૌર સરીરા। છત્રી રૂપ ફિરહુ બન બીરા॥**
**કઠિન ભૂમિ કોમલ પદ ગામી। કવન હેતુ બિચરહુ બન સ્વામી॥૪॥**

હે વીર! શ્યામ અને ગૌર શરીરવાળા આપ કોણ છો, જે ક્ષત્રિયના રૂપમાં વનમાં ફરી રહ્યા છો? હે સ્વામી! કઠોર ભૂમિ પર કોમળ ચરણોથી ચાલનારા આપ કયા કારણે વનમાં વિચરી રહ્યા છો? ॥૪॥

**મૃદુલ મનોહર સુંદર ગાતા। સહત દુસહ બન આતપ બાતા॥**
**કી તુમ્હ તીનિ દેવ મહઁ કોઊ। નર નારાયન કી તુમ્હ દોઊ॥૫॥**

મનને હરનારાં આપનાં સુન્દર કોમળ અંગો છે અને આપ વનના દુઃસહ્ય તાપ અને વાયુને સહી રહ્યા છો. શું આપ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ – આ ત્રણ દેવતાઓમાંથી કોઈ છો, અથવા આપ બંને નર અને નારાયણ છો? ॥૫॥

**દો૦ – જગ કારન તારન ભવ ભંજન ધરની ભાર।**
**કી તુમ્હ અખિલ ભુવન પતિ લીન્હ મનુજ અવતાર॥૧॥**

અથવા આપ જગતના મૂળ કારણ, સમસ્ત લોકોના સ્વામી સ્વયં ભગવાન છો, જેમણે લોકોને ભવસાગરથી પાર ઉતારવા તથા પૃથ્વીનો ભાર નષ્ટ કરવા માટે મનુષ્યરૂપે અવતાર લીધો છે? ॥૧॥

**ચૌ૦ – કોસલેસ દસરથ કે જાએ। હમ પિતુ બચન માનિ બન આએ॥**
**નામ રામ લછિમન દોઉ ભાઈ। સંગ નારિ સુકુમારિ સુહાઈ॥૧॥**

[શ્રીરામચન્દ્રજીએ કહ્યું –] અમે કૌશલરાજ દશરથજીના પુત્રો છીએ અને પિતાનું વચન માનીને વનમાં આવ્યા છીએ. અમારાં રામ-લક્ષ્મણ નામ છે, અમે બન્ને ભાઈઓ છીએ. અમારી સાથે સુંદર સુકુમારી સ્ત્રી હતી. ॥૧॥

**ઈહાઁ હરી નિસિચર બૈદેહી। બિપ્ર ફિરહિં હમ ખોજત તેહી॥**
**આપન ચરિત કહા હમ ગાઈ। કહહુ બિપ્ર નિજ કથા બુઝાઈ॥૨॥**

અહીં (વનમાં) રાક્ષસે [મારાં પત્ની] જાનકીને હરી લીધી. હે બ્રાહ્મણ, અમે તેને જ શોધતાં ફરીએ છીએ. અમે તો અમારું પોતાનું ચરિત્ર કહી સંભળાવ્યું. હવે, હે બ્રાહ્મણ! પોતાની કથા સમજાવીને કહો. ॥૨॥

**પ્રભુ પહિચાનિ પરેઉ ગહિ ચરના। સો સુખ ઉમા જાઈ નહિં બરના॥**
**પુલકિત તન મુખ આવ ન બચના। દેખત રુચિર બેષ કૈ રચના॥૩॥**

પ્રભુને ઓળખીને હનુમાનજી તેમના ચરણ પકડીને પૃથ્વી પર ઢળી પડ્યા. (તેમણે સાષ્ટાંગ દંડવત્-પ્રણામ કર્યાં) [શિવજી કહે છે –] હે પાર્વતી! તે સુખનું વર્ણન કરી શકાતું નથી. શરીર પુલકિત છે, મુખમાંથી વચન નીકળતાં નથી. તેઓ પ્રભુના સુન્દર વેષની રચના [શોભા] જોઈ રહ્યા છે. ॥૩॥

**પુનિ ધીરજુ ધરિ અસ્તુતિ કીન્હી। હરષ હૃદયઁ નિજ નાથહિ ચીન્હી॥**
**મોર ન્યાઉ મૈં પૂછા સાઈં। તુમ્હ પૂછહુ કસ નર કી નાઈં॥૪॥**

પછી ધીરજ ધરીને સ્તુતિ કરી. પોતાના નાથને ઓળખી લેવાથી હૃદયમાં હર્ષ થઈ રહ્યો છે. [પછી હનુમાનજીએ કહ્યું –] હે સ્વામી! મેં જે પૂછ્યું તે મારું પૂછવું તો ન્યાય હતો, [વર્ષો પછી આપને જોયા, તે પણ તપસ્વીના વેષમાં અને મારી વાનરી-બુદ્ધિ, આથી હું તો આપને ઓળખી ન શક્યો અને પોતાની પરિસ્થિતિ પ્રમાણે મેં આપને પૂછ્યું] પરન્તુ આપ મનુષ્યની જેમ કેમ પૂછી રહ્યા છો? ॥૪॥

**તવ માયા બસ ફિરઉઁ ભુલાના। તાતે મૈં નહિ પ્રભુ પહિચાના॥૫॥**

હું તો આપની માયાને વશ ભૂલ્યો ભટકું છું, આથી જ મેં પોતાના સ્વામી(આપ)ને ઓળખ્યા નહિ. ॥૫॥

દો૦ – એકુ મૈં મંદ મોહબસ કુટિલ હૃદય અગ્યાન।
પુનિ પ્રભુ મોહિ બિસારેઉ દીનબંધુ ભગવાન॥ ૨॥

એક તો હું આમેય મન્દ છું, બીજું મોહના વશમાં છું, ત્રીજું હૃદયનો કુટિલ અને અજ્ઞાની છું. તોય હે દીનબન્ધુ ભગવાન! પ્રભુએ (આપે) પણ મને વિસારી દીધો! ॥ ૨॥

ચૌ૦ – જદપિ નાથ બહુ અવગુન મોરેં। સેવક પ્રભુહિ પરૈ જનિ ભોરેં॥
નાથ જીવ તવ માયાઁ મોહા। સો નિસ્તરઇ તુમ્હારેહિં છોહા॥ ૧॥

હે નાથ! જોકે મારામાં ઘણા જ અવગુણો છે, તથાપિ સેવક સ્વામીની વિસ્મૃતિમાં પડે નહિ. એટલે કે આપની વિસ્મૃતિનો વિષય હું ન બનું અર્થાત્ આપ મને ન ભૂલી જાઓ. હે નાથ! જીવ આપની માયાથી મોહિત છે; તે આપની જ કૃપાથી પાર ઊતરી શકે છે. ॥ ૧॥

તા પર મૈં રઘુબીર દોહાઈ। જાનઉઁ નહિં કછુ ભજન ઉપાઈ॥
સેવક સુત પતિ માતુ ભરોસેં। રહઇ અસોચ બનઇ પ્રભુ પોસેં॥ ૨॥

તેમ છતાંય હે રઘુવીર! હું આપના શપથ લઈને કહું છું કે હું ભજન-સાધન કંઈ જાણતો નથી. સેવક સ્વામીના અને પુત્ર માતાના ભરોસે નિશ્ચિન્ત રહે છે. પ્રભુએ સેવકનું પાલન-પોષણ કરવું જ પડે છે. ॥ ૨॥

અસ કહિ પરેઉ ચરન અકુલાઈ। નિજ તનુ પ્રગટિ પ્રીતિ ઉર છાઈ॥
તબ રઘુપતિ ઉઠાઇ ઉર લાવા। નિજ લોચન જલ સીંચિ જુડ઼ાવા॥ ૩॥

એમ કહીને હનુમાનજી અકળાઈને પ્રભુના ચરણોમાં ઢળી પડ્યા, તેમણે પોતાનું અસલી શરીર પ્રગટ કરી દીધું. તેમના હૃદયમાં પ્રેમ છવાઈ ગયો. ત્યારે શ્રીરઘુનાથજીએ તેમને ઉઠાવીને હૃદય સાથે ચાંપી દીધા અને પોતાનાં નેત્રોના જળથી સીંચીને શીતળ કર્યા. ॥ ૩॥

સુનુ કપિ જિયઁ માનસિ જનિ ઊના। તૈં મમ પ્રિય લછિમન તે દૂના॥
સમદરસી મોહિ કહ સબ કોઊ। સેવક પ્રિય અનન્ય ગતિ સોઊ॥ ૪॥

[પછી કહ્યું –] હે કપિ! સાંભળો, મનમાં ગ્લાનિ કરશો નહિ (મન નાનું ન કરતા). તમે મને લક્ષ્મણથી પણ બમણા પ્રિય છો. સર્વ કોઈ મને સમદર્શી કહે છે (મારા માટે ન કોઈ પ્રિય છે ન અપ્રિય) પરન્તુ મને સેવક ઘણો પ્રિય છે, કારણ કે તે અનન્યગતિ હોય છે (મને છોડીને તેને કોઈ બીજો આશ્રય હોતો નથી). ॥ ૪॥

દો૦ – સો અનન્ય જાકેં અસિ મતિ ન ટરઇ હનુમંત।
મૈં સેવક સચરાચર રૂપ સ્વામિ ભગવંત॥ ૩॥

અને હે હનુમાન! અનન્ય તે જ છે કે જેની આવી બુદ્ધિ ક્યારેય ટળતી નથી કે હું સેવક છું અને આ ચરાચર (જડ-ચેતન) જગત મારા સ્વામી ભગવાનનું રૂપ છે. ॥ ૩॥

**ચૌ૦ – દેખિ પવનસુત પતિ અનુકૂલા। હૃદયઁ હરષ બીતી સબ સૂલા॥**
**નાથ સૈલ પર કપિપતિ રહઈ। સો સુગ્રીવ દાસ તવ અહઈ॥૧॥**

સ્વામીને અનુકૂળ (પ્રસન્ન) જોઈને પવનકુમાર હનુમાનજીના હૃદયમાં હર્ષ છવાઈ ગયો અને તેમનાં સઘળાં દુઃખો જતાં રહ્યાં. [તેમણે કહ્યું –] હે નાથ! આ પર્વત પર વાનરરાજ સુગ્રીવ રહે છે, તે આપનો દાસ છે. ॥૧॥

**તેહિ સન નાથ મયત્રી કીજે। દીન જાનિ તેહિ અભય કરીજે॥**
**સો સીતા કર ખોજ કરાઈહિ। જહઁ તહઁ મરકટ કોટિ પઠાઈહિ॥૨॥**

હે નાથ! તેની સાથે મિત્રતા કરો અને તેને દીન જાણીને નિર્ભય કરી દો. તે સીતાજીની શોધ કરાવશે અને ચારેકોર કરોડો વાનરોને મોકલશે. ॥૨॥

**એહિ બિધિ સકલ કથા સમુઝાઈ। લિએ દુઔ જન પીઠિ ચઢ઼ાઈ॥**
**જબ સુગ્રીવઁ રામ કહુઁ દેખા। અતિસય જન્મ ધન્ય કરિ લેખા॥૩॥**

આ પ્રમાણે સઘળી વાતો સમજાવીને હનુમાનજીએ (શ્રીરામ-લક્ષ્મણ) બન્ને જણને પીઠ પર ચઢાવી દીધા. જ્યારે સુગ્રીવે શ્રીરામચન્દ્રજીને જોયા તો પોતાના જન્મને અત્યન્ત ધન્ય સમજ્યા. ॥૩॥

**સાદર મિલેઉ નાઈ પદ માથા। ભેંટેઉ અનુજ સહિત રઘુનાથા॥**
**કપિ કર મન બિચાર એહિ રીતી। કરિહહિં બિધિ મો સન એ પ્રીતી॥૪॥**

સુગ્રીવ ચરણોમાં મસ્તક નમાવીને આદરસહિત મળ્યા. શ્રીરઘુનાથજી પણ નાનાભાઈ સહિત તેમને ગળે લગાવીને ભેટ્યા. સુગ્રીવ મનમાં આ પ્રકારે વિચારી રહ્યા છે કે હે વિધાતા! શું તેઓ મારાથી પ્રીતિ કરશે? ॥૪॥

**દો૦ – તબ હનુમંત ઉભય દિસિ કી સબ કથા સુનાઇ।**
**પાવક સાખી દેઇ કરિ જોરી પ્રીતિ દૃઢ઼ાઇ॥૪॥**

ત્યારે હનુમાનજીએ બન્ને બાજુની સઘળી કથા સંભળાવીને અગ્નિની સાક્ષી આપીને પરસ્પર દૃઢ કરીને પ્રીતિ જોડી દીધી (અર્થાત્ અગ્નિની સાક્ષી આપીને પ્રતિજ્ઞાપૂર્વક તેમની મૈત્રી કરાવી દીધી). ॥૪॥

**ચૌ૦ – કીન્હિ પ્રીતિ કછુ બીચ ન રાખા। લછિમન રામ ચરિત સબ ભાષા॥**
**કહ સુગ્રીવ નયન ભરિ બારી। મિલિહિ નાથ મિથિલેસકુમારી॥૧॥**

બન્નેએ [હૃદયથી] પ્રીતિ રાખી, કંઈ પણ અન્તર રાખ્યું નહિ. ત્યારે લક્ષ્મણજીએ શ્રીરામચન્દ્રજીનો સઘળો ઈતિહાસ કહ્યો. સુગ્રીવે નેત્રોમાં જળ ભરીને કહ્યું – હે નાથ! મિથિલેશકુમારી જાનકીજી મળી જશે. ॥૧॥

**મંત્રિન્હ સહિત ઈહાઁ એક બારા। બૈઠ રહેઉઁ મૈં કરત બિચારા॥**
**ગગન પંથ દેખી મૈં જાતા। પરબસ પરી બહુત બિલપાતા॥૨॥**

હું એકવાર અહીં મંત્રીઓની સાથે બેસીને કંઈ વિચાર કરી રહ્યો હતો. ત્યારે મેં પરાયા(શત્રુ)ના વશમાં પડેલાં ઘણો જ વિલાપ કરતાં સીતાજીને આકાશમાર્ગથી જતાં જોયાં હતાં. ॥૨॥

**રામ રામ હા રામ પુકારી। હમહિ દેખિ દીન્હેઉ પટ ડારી॥**
**માગા રામ તુરત તેહિં દીન્હા। પટ ઉર લાઈ સોચ અતિ કીન્હા॥૩॥**

અમને જોઈને તેમણે 'રામ! રામ! હા રામ! પોકાર કરીને વસ્ત્ર પાડી નાખ્યું હતું. શ્રીરામજીએ તેને માગ્યું, ત્યારે સુગ્રીવે તરત જ આપી દીધું. વસ્ત્રને હૃદયે લગાવીને શ્રીરામચન્દ્રજીએ ઘણો જ શોક કર્યો. ॥૩॥

**કહ સુગ્રીવ સુનહુ રઘુબીરા। તજહુ સોચ મન આનહુ ધીરા॥**
**સબ પ્રકાર કરિહઉઁ સેવકાઈ। જેહિ બિધિ મિલિહિ જાનકી આઈ॥૪॥**

સુગ્રીવે કહ્યું – હે રઘુવીર! સાંભળો, શોક છોડી દો અને મનમાં ધીરજ રાખો. હું સર્વ પ્રકારથી આપની સેવા કરીશ, અને એવા ઉપાય કરીશ કે જાનકીજી આવીને આપને મળે. ॥૪॥

**દો૦ – સખા બચન સુનિ હરષે કૃપાસિંધુ બલસીંવ।**
**કારન કવન બસહુ બન મોહિ કહહુ સુગ્રીવ॥૫॥**

કૃપાના સમુદ્ર અને બળની સીમા શ્રીરામજી સખા સુગ્રીવનાં વચન સાંભળીને હર્ષિત થયા. [અને બોલ્યા –] હે સુગ્રીવ! મને બતાવો, તમે વનમાં કયા કારણે રહો છો? ॥૫॥

**ચૌ૦ – નાથ બાલિ અરુ મૈં દ્વૌ ભાઈ। પ્રીતિ રહી કછુ બરનિ ન જાઈ॥**
**મયસુત માયાવી તેહિ નાઊઁ। આવા સો પ્રભુ હમરેં ગાઊઁ॥૧॥**

[સુગ્રીવે કહ્યું –] હે નાથ! વાલિ અને હું બે ભાઈઓ છીએ. અમારા બન્નેમાં એવી પ્રીતિ હતી કે જેનું વર્ણન કરી શકાતું નથી. હે પ્રભો! મયદાનવનો એક પુત્ર હતો, તેનું નામ માયાવી હતું. એક વાર તે અમારા ગામમાં આવ્યો. ॥૧॥

**અર્ધ રાતિ પુર દ્વાર પુકારા। બાલી રિપુ બલ સહૈ ન પારા॥**
**ધાવા બાલિ દેખિ સો ભાગા। મૈં પુનિ ગયઉઁ બંધુ સઁગ લાગા॥૨॥**

તેણે અડધી રાત્રે નગરના દરવાજા પર આવીને પોકાર કર્યો. વાલિ શત્રુના પડકારને સહન કરી શક્યો નહિ. તે દોડ્યો, તેને જોઈને માયાવી નાઠો. હું પણ ભાઈની સંગાથે થઈ ગયો. ॥૨॥

**ગિરિબર ગુહાઁ પૈઠ સો જાઈ। તબ બાલીં મોહિ કહા બુઝાઈ॥**
**પરિખેસુ મોહિ એક પખવારા। નહિં આવૌં તબ જાનેસુ મારા॥૩॥**

તે માયાવી એક પર્વતની ગુફામાં પેસી ગયો. ત્યારે વાલિએ મને સમજાવીને કહ્યું – તમે એક પખવાડિયા સુધી મારી વાટ જોજો. જો હું એટલા દિવસોમાં ન આવું તો જાણી લેજો કે હું માર્યો ગયો. ॥૩॥

**માસ દિવસ તહઁ રહેઉઁ ખરારી। નિસરી રુધિર ધાર તહઁ ભારી॥**
**બાલિ હતેસિ મોહિ મારિહિ આઈ। સિલા દેઈ તહઁ ચલેઉઁ પરાઈ॥૪॥**

હે ખરારિ! હું ત્યાં એક મહિના સુધી રહ્યો. ત્યાં (તે ગુફામાંથી) લોહીની મોટી ભારે ધારા નીકળી ત્યારે [હું સમજ્યો કે] તેણે વાલિને મારી નાખ્યો, હવે આવીને મને મારશે. એટલે હું ત્યાં (ગુફાના દ્વાર પર) એક શિલા લગાવીને નાસી આવ્યો. ॥૪॥

**મંત્રિન્હ પુર દેખા બિનુ સાઈં। દીન્હેઉ મોહિ રાજ બરિઆઈં॥**
**બાલી તાહિ મારિ ગૃહ આવા। દેખિ મોહિ જિયઁ ભેદ બઢ઼ાવા॥૫॥**

મંત્રીઓએ નગરને સ્વામી વિનાનું જોયું, તો મને જબરજસ્તીથી રાજ્ય આપી દીધું. વાલિ તેને મારીને ઘરે આવી પહોંચ્યો. મને [રાજસિંહાસન પર] જોઈને તેના મનમાં શંકા થઈ. તે સમજ્યો કે આ રાજ્યના લોભથી જ ગુફાના દ્વાર પર શિલા મૂકીને આવ્યો હતો, જેથી હું બહાર ન નીકળી શકું અને પોતે જ અહીં આવીને રાજા બની બેઠો. ॥૫॥

**રિપુ સમ મોહિ મારેસિ અતિ ભારી। હરિ લીન્હેસિ સર્બસુ અરુ નારી॥**
**તાકેં ભય રઘુબીર કૃપાલા। સકલ ભુવન મૈં ફિરેઉઁ બિહાલા॥૬॥**

તેણે મને શત્રુ સમાન જાણી ઘણો માર્યો અને મારું સર્વસ્વ તથા મારી સ્ત્રીને પણ પડાવી લીધી. હે કૃપાળુ રઘુવીર! હું તેના ભયથી સમસ્ત લોકોમાં બેહાલ થઈને ફરતો રહ્યો. ॥૬॥

**ઇહાઁ સાપ બસ આવત નાહીં। તદપિ સભીત રહઉઁ મન માહીં॥**
**સુનિ સેવક દુખ દીનદયાલા। ફરકિ ઉઠીં દ્વૈ ભુજા બિસાલા॥૭॥**

તે શાપના કારણે અહીં આવતો નથી, તો પણ હું મનમાં ભયભીત રહું છું. સેવકનું દુઃખ સાંભળીને દીનો પર દયા કરનારા શ્રીરઘુનાથજીની બન્ને વિશાળ ભુજાઓ ફરકી ઊઠી ॥૭॥

**દો૦ – સુનુ સુગ્રીવ મારિહઉઁ બાલિહિ એકહિં બાન।**
**બ્રહ્મ રુદ્ર સરનાગત ગએઁ ન ઉબરિહિં પ્રાન॥૬॥**

[તેમણે કહ્યું –] હે સુગ્રીવ! સાંભળો, હું એક જ બાણથી વાલિને મારી નાખીશ. બ્રહ્મા અને રુદ્રની શરણમાં જવા છતાંય તેના પ્રાણ બચશે નહિ. ॥૬॥

**ચૌ૦ – જે ન મિત્ર દુખ હોહિં દુખારી। તિન્હહિ બિલોકત પાતક ભારી॥**
**નિજ દુખ ગિરિ સમ રજ કરિ જાના। મિત્રક દુખ રજ મેરુ સમાના॥૧॥**

જે લોકો મિત્રના દુઃખે દુખી થતા નથી, તેમને જોવાથી જ મોટું પાપ લાગે છે. પોતાના પર્વત સમાન દુઃખને ધૂળની સમાન અને મિત્રના ધૂળ સમાન દુઃખને મેરુની સમાન જાણે; ॥૧॥

**જિન્હ કેં અસિ મતિ સહજ ન આઈ। તે સઠ કત હઠિ કરત મિતાઈ॥**
**કુપથ નિવારિ સુપંથ ચલાવા। ગુન પ્રગટૈ અવગુનન્હિ દુરાવા॥૨॥**

જેમને સ્વભાવથી જ આવી બુદ્ધિ પ્રાપ્ત નથી, તે મૂર્ખ લોકો હઠ કરીને કેમ કોઈની સાથે મિત્રતા કરે છે? મિત્રનો ધર્મ છે કે મિત્રને કુમાર્ગે જતાં રોકી સારા માર્ગ પર ચલાવે. તેના ગુણોને પ્રગટ કરે અને અવગુણોને છુપાવે. ॥૨॥

**દેત લેત મન સંક ન ધરઈ। બલ અનુમાન સદા હિત કરઈ॥**
**બિપતિ કાલ કર સતગુન નેહા। શ્રુતિ કહ સંત મિત્ર ગુન એહા॥૩॥**

લેવડદેવડમાં મનમાં શંકા ન રાખે. પોતાના બળ પ્રમાણે સદા હિત જ કરતો રહે. વિપત્તિના સમયમાં તો સદા સોગણો સ્નેહ કરે. વેદ કહે છે કે સંત(શ્રેષ્ઠ) મિત્રના ગુણો (લક્ષણો) આ છે; ॥૩॥

**આગેં કહ મૃદુ બચન બનાઈ। પાછેં અનહિત મન કુટિલાઈ॥**
**જાકર ચિત અહિ ગતિ સમ ભાઈ। અસ કુમિત્ર પરિહરેહિં ભલાઈ॥૪॥**

જે સામે તો બનાવી-બનાવીને કોમળ વચન કહે છે અને પીઠ પાછળ બુરાઈ કરે છે તથા મનમાં કપટ રાખે છે – હે ભાઈ! [આ રીતે] જેનું મન સાપની ચાલ સમાન વાંકું છે, એવા કુમિત્રને તો ત્યાગવામાં જ ભલાઈ છે. ॥૪॥

**સેવક સઠ નૃપ કૃપન કુનારી। કપટી મિત્ર સૂલ સમ ચારી॥**
**સખા સોચ ત્યાગહુ બલ મોરેં। સબ બિધિ ઘટબ કાજ મૈં તોરેં॥૫॥**

મૂર્ખ સેવક, કંજૂસ રાજા, કુલટા સ્ત્રી અને કપટી મિત્ર - એ ચારે શૂળની જેમ (પીડા આપનાર) છે. હે સખા! મારા બળ પર હવે તમે ચિંતા છોડી દો. હું સર્વ પ્રકારે તમારા કામમાં આવીશ (તમારી સહાય કરીશ). ॥૫॥

**કહ સુગ્રીવ સુનહુ રઘુબીરા। બાલિ મહાબલ અતિ રનધીરા॥**
**દુંદુભિ અસ્થિ તાલ દેખરાએ। બિનુ પ્રયાસ રઘુનાથ ઢહાએ॥૬॥**

સુગ્રીવે કહ્યું – હે રઘુવીર! સાંભળો, વાલિ મહા બળવાન અને અત્યંત રણધીર છે. પછી સુગ્રીવે શ્રીરામજીને દુન્દુભિ રાક્ષસનાં હાડકાં અને તાડનાં વૃક્ષ બતાવ્યાં. શ્રીરઘુનાથજીએ તેમને વિના પરિશ્રમે (સહેલાઈથી) જમીનદોસ્ત કરી દીધાં. ॥૬॥

**દેખિ અમિત બલ બાઢ़ી પ્રીતી। બાલિ બધબ ઇન્હ ભઇ પરતીતી॥**
**બાર બાર નાવઇ પદ સીસા। પ્રભુહિ જાનિ મન હરષ કપીસા॥૭॥**

શ્રીરામજીનું અપરિમિત બળ જોઈને સુગ્રીવની પ્રીતિ વધી ગઈ અને તેમને વિશ્વાસ થઈ ગયો કે તેઓ વાલિનો વધ અવશ્ય કરશે. તેઓ વારંવાર પ્રભુના ચરણોમાં શીશ નમાવવા લાગ્યા. પ્રભુને ઓળખીને સુગ્રીવ મનમાં હર્ષિત થઈ રહ્યા હતા. ॥૭॥

**ઉપજા ગ્યાન બચન તબ બોલા। નાથ કૃપાઁ મન ભયઉ અલોલા॥**
**સુખ સંપતિ પરિવાર બड़ાઈ। સબ પરિહરિ કરિહઉઁ સેવકાઈ॥૮॥**

જ્યારે જ્ઞાન ઉત્પન્ન થયું ત્યારે તેઓ આ વચન બોલ્યા કે હે નાથ! આપની કૃપાથી હવે મારું મન સ્થિર થઈ ગયું. સુખ, સમ્પત્તિ, પરિવાર અને મોટાઈ સર્વેનો ત્યાગ કરીને હું આપની સેવા જ કરીશ. ॥૮॥

**એ સબ રામ ભગતિ કે બાધક। કહહિં સંત તવ પદ અવરાધક॥**
**સત્રુ મિત્ર સુખ દુખ જગ માહીં। માયાકૃત પરમારથ નાહીં॥૯॥**

કારણકે આપના ચરણોની આરાધના કરનાર સંતો કહે છે કે આ સર્વ (સુખ-સમ્પત્તિ આદિ) રામભક્તિના વિરોધી છે. જગતમાં જેટલા પણ શત્રુ-મિત્ર અને સુખ-દુઃખ [આદિ દ્વન્દ્વ] છે, સર્વેસર્વ માયારચિત છે, પરમાર્થતઃ (વાસ્તવમાં) નથી. ॥૯॥

**બાલિ પરમ હિત જાસુ પ્રસાદા। મિલેહુ રામ તુમ્હ સમન બિષાદા॥**
**સપનેં જેહિ સન હોઈ લરાઈ। જાગેં સમુઝત મન સકુચાઈ॥૧૦॥**

હે શ્રીરામજી! વાલિ તો મારો પરમ હિતકારી છે, જેની કૃપાથી શોકનો નાશ કરનારા આપ મને મળ્યા અને જેની સાથે હવે સ્વપ્નમાંય લડાઈ થાય તો જાગી ગયા પછી તેને સમજીને મનમાં સંકોચ થશે [કે સ્વપ્નમાં પણ હું તેની સાથે શા માટે લડ્યો]. ॥૧૦॥

**અબ પ્રભુ કૃપા કરહુ એહિ ભાઁતી। સબ તજિ ભજનુ કરૌં દિન રાતી॥**
**સુનિ બિરાગ સંજુત કપિ બાની। બોલે બિહઁસિ રામુ ધનુપાની॥૧૧॥**

હે પ્રભો! હવે તો એ રીતે કૃપા કરો કે સર્વ છોડીને દિન-રાત હું આપનું ભજન જ કરું. સુગ્રીવની વૈરાગ્યયુક્ત વાણી સાંભળીને (તેના ક્ષણિક વૈરાગ્યને જોઈને) હાથમાં ધનુષ ધારણ કરનાર શ્રીરામજી મલકાઈને બોલ્યા – ॥૧૧॥

**જો કછુ કહેહુ સત્ય સબ સોઈ। સખા બચન મમ મૃષા ન હોઈ॥**
**નટ મરકટ ઈવ સબહિ નચાવત। રામુ ખગેસ બેદ અસ ગાવત॥૧૨॥**

તમે જે કંઈ કહ્યું છે, તે સઘળું સત્ય છે, પરન્તુ હે સખા! મારું વચન મિથ્યા થતું નથી (અર્થાત્ વાલિ માર્યો જશે અને તમને રાજ્ય મળશે). [કાકભુશુંડિજી કહે છે કે –] હે પક્ષીઓના રાજા ગરુડ! નટના માંકડાની જેમ શ્રીરામજી બધાને નચાવે છે, વેદ આવું કહે છે. ॥૧૨॥

**લૈ સુગ્રીવ સંગ રઘુનાથા। ચલે ચાપ સાયક ગહિ હાથા॥**
**તબ રઘુપતિ સુગ્રીવ પઠાવા। ગર્જેસિ જાઈ નિકટ બલ પાવા॥૧૩॥**

તત્પશ્ચાત્ સુગ્રીવને સાથે લઈને અને હાથમાં ધનુષ-બાણ ધારણ કરીને શ્રીરઘુનાથજી ચાલ્યા. પછી શ્રીરઘુનાથજીએ સુગ્રીવને વાલિની પાસે મોકલ્યો. તે શ્રીરામજીનું બળ પામીને વાલિની નિકટ જઈને ગરજ્યો. ॥૧૩॥

**સુનત બાલિ ક્રોધાતુર ધાવા। ગહિ કર ચરન નારિ સમુઝાવા॥**
**સુનુ પતિ જિન્હહિ મિલેઉ સુગ્રીવા। તે દ્વૌ બંધુ તેજ બલ સીંવા॥૧૪॥**

વાલિ સાંભળતાં જ ક્રોધે ભરાઈને વેગથી દોડ્યો. તેની સ્ત્રી તારાએ ચરણ પકડીને તેને સમજાવ્યો કે હે નાથ! સાંભળો, સુગ્રીવ જેમની સાથે મળ્યા છે તે બન્ને ભાઈઓ તેજ અને બળની સીમા છે. ॥૧૪॥

**કોસલેસ સુત લછિમન રામા। કાલહુ જીતિ સકહિં સંગ્રામા॥૧૫॥**

તેઓ કૌશલાધીશ દશરથજીના પુત્રો રામ અને લક્ષ્મણ છે, જે સંગ્રામમાં કાળને પણ જીતી શકે છે. ॥૧૫॥

**દો૦ – કહ બાલી સુનુ ભીરુ પ્રિય સમદરસી રઘુનાથ।**
**જૌં કદાચિ મોહિ મારહિં તૌ પુનિ હોઉઁ સનાથ॥૭॥**

વાલિએ કહ્યું – હે ભીરુ! (બીકણ) પ્રિયે! સાંભળો, શ્રીરઘુનાથજી સમદર્શી છે. જો કદાચિત તેઓ મને મારશે તોય હું સનાથ થઈ જઈશ (પરમપદ પામી જઈશ). ॥૭॥

**ચૌ૦ – અસ કહિ ચલા મહા અભિમાની। તૃન સમાન સુગ્રીવહિ જાની॥**
**ભિરે ઉભૌ બાલી અતિ તર્જા। મુઠિકા મારિ મહાધુનિ ગર્જા॥૧॥**

આમ કહીને તે મહા અભિમાની વાલિ સુગ્રીવને તણખલાની સમાન જાણીને ચાલ્યો. બન્ને ભિડાઈ ગયા. વાલિએ સુગ્રીવને બહુ જ ધમકાવ્યો અને મુક્કો મારીને બહુ જ જોરથી ગરજ્યો. ॥૧॥

**તબ સુગ્રીવ બિકલ હોઈ ભાગા। મુષ્ટિ પ્રહાર બજ્ર સમ લાગા॥**
**મૈં જો કહા રઘુબીર કૃપાલા। બંધુ ન હોઈ મોર યહ કાલા॥૨॥**

ત્યારે સુગ્રીવ વ્યાકુળ થઈને નાઠો. મુક્કાની ચોટ તેને વજ્રના સમાન લાગી. [સુગ્રીવે આવીને કહ્યું] હે કૃપાળુ રઘુવીર! મેં આપને પહેલાં જ કહ્યું હતું કે વાલિ મારો ભાઈ નહિ પણ કાળ છે. ॥૨॥

**એકરૂપ તુમ્હ ભ્રાતા દોઉ। તેહિ ભ્રમ તેં નહિં મારેઉઁ સોઊ॥**
**કર પરસા સુગ્રીવ સરીરા। તનુ ભા કુલિસ ગઈ સબ પીરા॥૩॥**

[શ્રીરામજીએ કહ્યું –] તમારું બન્ને ભાઈઓનું એકસરખું જ રૂપ છે. આ ભ્રમથી મેં તેને માર્યો નથી. પછી શ્રીરામજીએ સુગ્રીવના શરીરને હાથથી સ્પર્શ કર્યો, જેથી તેનું શરીર વજ્રના સમાન થઈ ગયું અને બધી પીડા ટળી ગઈ. ॥૩॥

**મેલી કંઠ સુમન કૈ માલા। પઠવા પુનિ બલ દેઈ બિસાલા॥**
**પુનિ નાના બિધિ ભઈ લરાઈ। બિટપ ઓટ દેખહિં રઘુરાઈ॥૪॥**

પછી શ્રીરામજીએ સુગ્રીવના ગળામાં ફૂલોની માળા પહેરાવી અને પછી તેને ઘણું ભારે બળ આપીને મોકલ્યો. બન્ને વચ્ચે ફરીથી અનેક પ્રકારે યુદ્ધ થયું. શ્રીરઘુનાથજી વૃક્ષની આડમાંથી જોઈ રહ્યા હતા. ॥૪॥

**દો૦ – બહુ છલ બલ સુગ્રીવ કર હિયઁ હારા ભય માનિ।**
**મારા બાલિ રામ તબ હૃદય માઝ સર તાનિ॥૮॥**

સુગ્રીવે ઘણાં જ છળ-બળ કર્યાં, પણ [અન્તમાં] ભય જાણીને હૈયાથી હારી ગયો. ત્યારે શ્રીરામજીએ તાણીને વાલિના હૃદયમાં બાણ માર્યું. ॥૮॥

**ચૌ૦ – પરા બિકલ મહિ સર કે લાગેં। પુનિ ઉઠિ બૈઠ દેખિ પ્રભુ આગેં॥**
**સ્યામ ગાત સિર જટા બનાએઁ। અરુન નયન સર ચાપ ચઢ઼ાએઁ॥૧॥**

બાણ વાગતાં જ વાલિ વ્યાકુળ થઈને પૃથ્વી પર પડી ગયો. પરન્તુ પ્રભુ શ્રીરામચન્દ્રજીને આગળ આવેલ જોઈને તે પાછો ઊઠીને બેઠો. ભગવાનનું શ્યામ શરીર છે, સિર પર જટા બનાવી છે, લાલ નેત્રો છે, બાણ લીધું છે અને ધનુષ ચઢાવ્યું છે. ॥૧॥

**પુનિ પુનિ ચિતઈ ચરન ચિત દીન્હા। સુફલ જન્મ માના પ્રભુ ચીન્હા॥**
**હૃદયઁ પ્રીતિ મુખ બચન કઠોરા। બોલા ચિતઈ રામ કી ઓરા॥૨॥**

વાલિએ વારંવાર ભગવાનની સામે જોઈને ચિત્તને તેમના ચરણોમાં લગાવી દીધું. પ્રભુને ઓળખીને તેણે પોતાનો જન્મ સફળ માન્યો. તેના હૃદયમાં પ્રીતિ હતી, પરન્તુ મુખમાં કઠોર વચન હતાં. તે શ્રીરામજીની સામે જોઈને બોલ્યો – ॥૨॥

**ધર્મ હેતુ અવતરેહુ ગોસાઈં। મારેહુ મોહિ બ્યાધ કી નાઈં॥**
**મૈં બૈરી સુગ્રીવ પિઆરા। અવગુન કવન નાથ મોહિ મારા॥૩॥**

હે ગોસાઈં! આપે ધર્મની રક્ષા માટે અવતાર લીધો છે અને મને શિકારીની જેમ (છુપાઈને) માર્યો? હું વેરી અને સુગ્રીવ પ્રિય! હે નાથ! કયા દોષે આપે મને માર્યો? ॥૩॥

**અનુજ બધૂ ભગિની સુત નારી। સુનુ સઠ કન્યા સમ એ ચારી॥**
**ઈન્હહિ કુદૃષ્ટિ બિલોકઇ જોઈ। તાહિ બધેં કછુ પાપ ન હોઈ॥૪॥**

[શ્રીરામજીએ કહ્યું —] હે મૂર્ખ! સાંભળ, નાના ભાઈની સ્ત્રી, બહેન, પુત્રની સ્ત્રી અને કન્યા - એ ચારેય સમાન છે. એમને જો કોઈ કુદૃષ્ટિથી જુએ, તો તેને મારવામાં કોઈ પણ પાપ લાગતું નથી. ॥૪॥

**મૂઢ તોહિ અતિસય અભિમાના। નારિ સિખાવન કરસિ ન કાના॥**
**મમ ભુજ બલ આશ્રિત તેહિ જાની। મારા ચહસિ અધમ અભિમાની॥૫॥**

હે મૂઢ! તને અત્યંત અભિમાન છે. તેં પોતાની સ્ત્રીની શિખામણ પણ કાને ધરી નહિ. સુગ્રીવને મારી ભુજાઓના બળનો આશ્રિત જાણીને પણ અરે અધમ અભિમાની! તેને મારવાની ઈચ્છા તેં કરી? ॥૫॥

**દો૦ — સુનહુ રામ સ્વામી સન ચલ ન ચાતુરી મોરિ।**
**પ્રભુ અજહૂઁ મૈં પાપી અંતકાલ ગતિ તોરિ॥૯॥**

[વાલિએ કહ્યું —] હે શ્રીરામજી! સાંભળો, સ્વામી (આપની) સામે મારી ચતુરાઈ ચાલી શકતી નથી. હે પ્રભો! અંતકાળે આપની ગતિ (શરણ) પામીને હું હજુ પણ શું પાપી જ રહ્યો? ॥૯॥

**ચૌ૦ — સુનત રામ અતિ કોમલ બાની। બાલિ સીસ પરસેઉ નિજ પાની॥**
**અચલ કરૌં તનુ રાખહુ પ્રાના। બાલિ કહા સુનુ કૃપાનિધાના॥૧॥**

વાલિની અત્યંત કોમળ વાણી સાંભળીને શ્રીરામજીએ તેના માથાને પોતાના હાથથી સ્પર્શ કર્યો [અને કહ્યું —] હું તમારા શરીરને અચલ કરી દઉં, તમે પ્રાણોને રાખો. વાલિએ કહ્યું — હે કૃપાનિધાન! સાંભળો — ॥૧॥

**જન્મ જન્મ મુનિ જતનુ કરાહીં। અંત રામ કહિ આવત નાહીં॥**
**જાસુ નામ બલ સંકર કાસી। દેત સબહિ સમ ગતિ અબિનાસી॥૨॥**

મુનિજનો જન્મ-જન્મમાં અનેક પ્રકારનાં સાધન કરતાં રહે છે. છતાંય અંતકાળે તેઓ 'રામ' નથી કહી શકતા. (એમના મુખમાંથી રામનામ નીકળતું નથી). જેમના નામના બળે શંકરજી કાશીમાં સર્વને સમાનરૂપથી અવિનાશિની ગતિ (મુક્તિ) આપે છે. ॥૨॥

**મમ લોચન ગોચર સોઇ આવા। બહુરિ કિ પ્રભુ અસ બનિહિ બનાવા॥૩॥**

તે શ્રીરામજી સ્વયં મારાં નેત્રોની સામે આવી ગયા છે. હે પ્રભો! આવો સંયોગ શું ફરી ક્યારેય બની શકશે? ॥૩॥

છં૦ – **સો નયન ગોચર જાસુ ગુન નિત નેતિ કહિ શ્રુતિ ગાવહીં।**
**જિતિ પવન મન ગો નિરસ કરિ મુનિ ધ્યાન કબહુઁક પાવહીં॥**
**મોહિ જાનિ અતિ અભિમાન બસ પ્રભુ કહેઉ રાખુ સરીરહી।**
**અસ કવન સઠ હઠિ કાટિ સુરતરુ બારિ કરિહિ બબૂરહી॥૧॥**

શ્રુતિઓ 'નેતિ-નેતિ' કહીને નિરન્તર જેમનું ગુણગાન કરતી રહે છે, તથા પ્રાણ અને મનને જીતીને તેમજ ઇન્દ્રિયોને [વિષયોના રસથી સર્વથા] નીરસ બનાવીને મુનિજનો ધ્યાનમાં જેમની ક્યારેક ક્વચિત્ જ ઝલક પામે છે, તે જ પ્રભુ (આપ) સાક્ષાત મારી સામે પ્રગટ છો. આપે મને અત્યંત અભિમાનવશ જાણીને આમ કહ્યું કે તમે શરીર રાખી લો. પરન્તુ એવો મૂર્ખ કોણ હશે જે હઠપૂર્વક કલ્પવૃક્ષને કાપીને તેનાથી બાવળની વાડ વાવશે (અર્થાત્ પૂર્ણકામ બનાવી દેનાર આપને છોડીને આપની પાસે આ નશ્વર શરીરનું રક્ષણ માગશે)? ॥૧॥

**અબ નાથ કરિ કરુના બિલોકહુ દેહુ જો બર માગઊઁ।**
**જેહિં જોનિ જન્મૌં કર્મ બસ તહઁ રામ પદ અનુરાગઊઁ॥**
**યહ તનય મમ સમ બિનય બલ કલ્યાનપ્રદ પ્રભુ લીજિએ।**
**ગહિ બાઁહ સુર નર નાહ આપન દાસ અંગદ કીજિએ॥૨॥**

હે નાથ! હવે, મારા પર દયાદૃષ્ટિ કરો અને હું જે વર માગું છું તેને આપો. હું કર્મવશાત્ જે યોનિમાં જન્મ લઉં, ત્યાં શ્રીરામજી(આપ)ના ચરણોમાં પ્રેમ કરું! હે કલ્યાણપ્રદ પ્રભો! આ મારો પુત્ર અંગદ વિનય અને બળમાં મારા જ સમાન છે, તેનો સ્વીકાર કરો. અને હે દેવતા અને મનુષ્યોના નાથ! બાંય પકડીને એને પોતાનો દાસ બનાવો. ॥૨॥

દો૦ – **રામ ચરન દૃઢ઼ પ્રીતિ કરિ બાલિ કીન્હ તનુ ત્યાગ।**
**સુમન માલ જિમિ કંઠ તે ગિરત ન જાનઈ નાગ॥૧૦॥**

શ્રીરામજીના ચરણોમાં દૃઢ પ્રીતિ કરીને વાલિએ શરીરને એવી રીતે જ (સહેલાઈથી) ત્યાગી દીધું, જેમ હાથી પોતાના ગળામાંથી ફૂલોની માળાનું પડવું ન જાણે. ॥૧૦॥

ચૌ૦ – **રામ બાલિ નિજ ધામ પઠાવા। નગર લોગ સબ બ્યાકુલ ધાવા॥**
**નાના બિધિ બિલાપ કર તારા। છૂટે કેસ ન દેહ સઁભારા॥૧॥**

શ્રીરામચન્દ્રજીએ વાલિને પોતાના પરમ ધામમાં મોકલી દીધો. નગરના સર્વે લોકો વ્યાકુળ થઈને દોડ્યા. વાલિની સ્ત્રી તારા અનેક પ્રકારે વિલાપ કરવા લાગી. તેના વાળ વિખરાયેલા છે અને દેહનું ભાન નથી. ॥૧॥

**તારા બિકલ દેખિ રઘુરાયા। દીન્હ ગ્યાન હરિ લીન્હી માયા॥**
**છિતિ જલ પાવક ગગન સમીરા। પંચ રચિત અતિ અધમ સરીરા॥૨॥**

તારાને વ્યાકુળ જોઈને શ્રીરઘુનાથજીએ તેને જ્ઞાન આપ્યું અને તેની માયા (અજ્ઞાન) હરી લીધી. [તેમણે કહ્યું –] પૃથ્વી, જળ, અગ્નિ, આકાશ અને વાયુ – આ પાંચ તત્ત્વોથી આ અત્યંત અધમ શરીર રચવામાં આવ્યું છે. ॥૨॥

**પ્રગટ સો તનુ તવ આગેં સોવા। જીવ નિત્ય કેહિ લગિ તુમ્હ રોવા॥**
**ઉપજા ગ્યાન ચરન તબ લાગી। લીન્હેસિ પરમ ભગતિ બર માગી॥૩॥**

તે શરીર તો પ્રત્યક્ષ તમારી સામે સૂતેલું છે, અને જીવ નિત્ય છે. પછી તું શા માટે રડી રહી છો? જ્યારે જ્ઞાન ઉત્પન્ન થઈ ગયું, ત્યારે તે ભગવાનના ચરણે પડી અને તેણે પરમ ભક્તિનો વર માગી લીધો. ॥૩॥

**ઉમા દારુ જોષિત કી નાઈં। સબહિ નચાવત રામુ ગોસાઈં॥**
**તબ સુગ્રીવહિ આયસુ દીન્હા। મૃતક કર્મ બિધિવત સબ કીન્હા॥૪॥**

[શિવજી કહે છે –] હે ઉમા! સ્વામી શ્રીરામજી બધાંને કઠપૂતળીની પેઠે નચાવે છે. ત્યાર પછી શ્રીરામજીએ સુગ્રીવને આજ્ઞા આપી અને સુગ્રીવે વિધિપૂર્વક વાલિનું સર્વ મૃતક-કર્મ કર્યું. ॥૪॥

**રામ કહા અનુજહિ સમુઝાઈ। રાજ દેહુ સુગ્રીવહિ જાઈ।**
**રઘુપતિ ચરન નાઇ કરિ માથા। ચલે સકલ પ્રેરિત રઘુનાથા॥૫॥**

પછી શ્રીરામચન્દ્રજીએ નાના ભાઈ લક્ષ્મણને સમજાવીને કહ્યું કે તમે જઈને સુગ્રીવને રાજ્ય આપી દો. શ્રીરઘુનાથજીને સૌએ પ્રણામ કર્યાં અને એમની પ્રેરણાથી ચાલી નીકળ્યા. ॥૫॥

**દો૦ – લછિમન તુરત બોલાએ પુરજન બિપ્ર સમાજ।**
**રાજુ દીન્હ સુગ્રીવ કહઁ અંગદ કહઁ જુબરાજ॥૧૧॥**

લક્ષ્મણજીએ તરત જ સર્વે નગરવાસીઓને અને બ્રાહ્મણોના સમાજને બોલાવી લીધો [તેમની સામે] અને સુગ્રીવને રાજ્ય અને અંગદને યુવરાજપદ આપ્યું. ॥૧૧॥

**ચૌ૦ – ઉમા રામ સમ હિત જગ માહીં। ગુરુ પિતુ માતુ બંધુ પ્રભુ નાહીં॥**
**સુર નર મુનિ સબ કૈ યહ રીતી। સ્વારથ લાગિ કરહિં સબ પ્રીતી॥૧॥**

હે પાર્વતી! જગતમાં શ્રીરામજીના સમાન હિત કરનાર ગુરુ પિતા, માતા, બન્ધુ અને સ્વામી કોઈ નથી. દેવતા, મનુષ્ય અને મુનિ સર્વની આ રીત છે કે સ્વાર્થના માટે જ સૌ પ્રીતિ કરે છે. ॥૧॥

**બાલિ ત્રાસ બ્યાકુલ દિન રાતી। તન બહુ બ્રન ચિંતાઁ જર છાતી॥**
**સોઈ સુગ્રીવ કીન્હ કપિરાઊ। અતિ કૃપાલ રઘુબીર સુભાઊ॥૨॥**

જે સુગ્રીવ દિન-રાત વાલિના ભયથી વ્યાકુળ રહેતો હતો, જેના શરીરમાં ઘણા જ ઘા થયા હતા અને જેની છાતી ચિન્તાના કારણે બળી રહી હતી, તે સુગ્રીવને તેમણે વાનરોનો રાજા બનાવી દીધો. શ્રીરામચન્દ્રજીનો સ્વભાવ જ અત્યંત કૃપાળુ છે. ॥૨॥

**જાનતહૂઁ અસ પ્રભુ પરિહરહીં। કાહે ન બિપતિ જાલ નર પરહીં॥**
**પુનિ સુગ્રીવહિ લીન્હ બોલાઈ। બહુ પ્રકાર નૃપનીતિ સિખાઈ॥૩॥**

જે લોકો જાણવા છતાંય આવા પ્રભુને ત્યાગી દે છે તેઓ કેમ વિપત્તિની જાળમાં ન ફસાય? પછી શ્રીરામજીએ સુગ્રીવને બોલાવી લીધા અને અનેક પ્રકારે તેમને રાજનીતિની શિખામણો આપી. ॥૩॥

**કહ પ્રભુ સુનુ સુગ્રીવ હરીસા। પુર ન જાઉઁ દસ ચારિ બરીસા॥**
**ગત ગ્રીષમ બરષા રિતુ આઈ। રહિહઉઁ નિકટ સૈલ પર છાઈ॥૪॥**

પછી પ્રભુએ કહ્યું – હે વાનરપતિ સુગ્રીવ! સાંભળો, હું ચૌદ વર્ષ સુધી ગામમાં જઈશ નહિ. ગ્રીષ્મઋતુ વીતી ને વર્ષાઋતુ આવી ગઈ છે. આથી હું અહીં પાસે જ પર્વત પર જઈને રહીશ. ॥૪॥

**અંગદ સહિત કરહુ તુમ્હ રાજૂ। સંતત હૃદયઁ ધરેહુ મમ કાજૂ॥**
**જબ સુગ્રીવ ભવન ફિરિ આએ। રામુ પ્રબરષન ગિરિ પર છાએ॥૫॥**

તમે અંગદસહિત રાજ્ય કરો. મારા કાર્યનું હૃદયમાં સદા ધ્યાન રાખજો. ત્યાર પછી જ્યારે સુગ્રીવજી ઘરે પાછા આવ્યા, ત્યારે શ્રીરામજી પ્રવર્ષણ પર્વત પર જઈને રહ્યા. ॥૫॥

**દો૦ – પ્રથમહિં દેવન્હ ગિરિ ગુહા રાખેઉ રુચિર બનાઈ।**
**રામ કૃપાનિધિ કછુ દિન બાસ કરહિંગે આઈ॥૧૨॥**

દેવતાઓએ પહેલાથી જ તે પર્વતની એક ગુફાને સુન્દર બનાવી (સજાવી) રાખી હતી. તેમણે વિચારી રાખ્યું હતું કે કૃપાનિધાન શ્રીરામજી અહીં આવીને કેટલાક દિવસ નિવાસ કરશે. ॥૧૨॥

**ચૌ૦ – સુંદર બન કુસુમિત અતિ સોભા। ગુંજત મધુપ નિકર મધુ લોભા॥**
**કંદ મૂલ ફલ પત્ર સુહાએ। ભએ બહુત જબ તે પ્રભુ આએ॥૧॥**

સુન્દર વન ફૂલોથી અત્યંત સુશોભિત છે. મધના લોભથી ભમરાના સમૂહ ગુંજાર કરી રહ્યા છે. જ્યારથી પ્રભુ આવ્યા, ત્યારથી વનમાં સુન્દર કન્દ, મૂળ, ફળ અને પર્ણોનો બહુ જ વધારો થઈ ગયો. ॥૧॥

**દેખિ મનોહર સૈલ અનૂપા। રહે તહઁ અનુજ સહિત સુરભૂપા॥**
**મધુકર ખગ મૃગ તનુ ધરિ દેવા। કરહિં સિદ્ધ મુનિ પ્રભુ કૈ સેવા॥૨॥**

મનોહર અને અનુપમ પર્વતને જોઈને દેવતાઓના સમ્રાટ શ્રીરામજી નાના ભાઈ સહિત ત્યાં રહી ગયા. દેવતા, સિદ્ધો અને મુનિઓ ભમરા, પક્ષીઓ અને પશુઓનાં શરીર ધારણ કરીને પ્રભુની સેવા કરવા લાગ્યા. ॥૨॥

**મંગલરૂપ ભયઉ બન તબ તે। કીન્હ નિવાસ રમાપતિ જબ તે॥**
**ફટિક સિલા અતિ સુભ્ર સુહાઈ। સુખ આસીન તહાઁ દ્વૌ ભાઈ॥૩॥**

જ્યારથી રમાપતિ શ્રીરામજીએ ત્યાં નિવાસ કર્યો, ત્યારથી વન મંગળસ્વરૂપ થઈ ગયું. સુન્દર સ્ફટિક મણિની એક અત્યંત ઉજ્જવળ શિલા છે, તે પર બન્ને ભાઈઓ સુખપૂર્વક બિરાજમાન છે. ॥૩॥

**કહત અનુજ સન કથા અનેકા। ભગતિ બિરતિ નૃપનીતિ બિબેકા॥**
**બરષા કાલ મેઘ નભ છાએ। ગરજત લાગત પરમ સુહાએ॥૪॥**

શ્રીરામજી નાના ભાઈ લક્ષ્મણજીને ભક્તિ, વૈરાગ્ય, રાજનીતિ અને જ્ઞાનની અનેક કથાઓ કહે છે. વર્ષાકાળમાં આકાશમાં છવાયેલાં ગરજતાં વાદળાં ઘણાં જ સોહામણાં લાગે છે. ॥૪॥

**દો૦ – લછિમન દેખુ મોર ગન નાચત બારિદ પેખિ ।**
**ગૃહી બિરતિ રત હરષ જસ બિષ્નુભગત કહુઁ દેખિ ॥ ૧૩॥**

[શ્રીરામજી કહેવા લાગ્યા –] હે લક્ષ્મણ! જુઓ, મોરોનું ટોળું વાદળાંને જોઈને નાચી રહ્યું છે, જેમ વૈરાગ્યમાં અનુરક્ત ગૃહસ્થ કોઈક વિષ્ણુભક્તને જોઈને હરખાઈ જાય છે. ॥ ૧૩॥

**ચૌ૦ – ઘન ઘમંડ નભ ગરજત ઘોરા । પ્રિયા હીન ડરપત મન મોરા ॥**
**દામિનિ દમક રહ ન ઘન માહીં । ખલ કૈ પ્રીતિ જથા થિર નાહીં ॥ ૧॥**

આકાશમાં વાદળાં ઘેરાઈ-ઘેરાઈને ઘોર ગર્જના કરી રહ્યાં છે, પ્રિયા(સીતાજી)ના વિના મારું મન ડરી રહ્યું છે. વીજળીનો ચમકારો વાદળોમાં થોભતો નથી, જેમ દુષ્ટની પ્રીતિ સ્થિર રહેતી નથી. ॥ ૧॥

**બરષહિં જલદ ભૂમિ નિઅરાએઁ । જથા નવહિં બુધ બિદ્યા પાએઁ ॥**
**બૂંદ અઘાત સહહિં ગિરિ કૈસેં । ખલ કે બચન સંત સહ જૈસેં ॥ ૨॥**

વાદળો પૃથ્વીની સમીપ આવીને (નીચે ઊતરીને) વરસી રહ્યાં છે, જેમ વિદ્યા પામીને વિદ્વાન નમ્ર થઈ જાય છે. બિન્દુઓની થપાટ પર્વત એવી રીતે સહે છે, જેમ દુષ્ટોનાં વચનો સંતો સહે છે. ॥ ૨॥

**છુદ્ર નદીં ભરિ ચલીં તોરાઈ । જસ થોરેહુઁ ધન ખલ ઇતરાઈ ॥**
**ભૂમિ પરત ભા ઢાબર પાની । જનુ જીવહિ માયા લપટાની ॥ ૩॥**

નાની નદીઓ ઉભરાઈને [કિનારાને] તોડતી ચાલી, જેમ થોડા ધનથી પણ દુષ્ટો કતરાઈ જાય છે (ઘમંડથી મર્યાદાનો ત્યાગ કરી દે છે). પૃથ્વી પર પડતાં જ પાણી ગંદું થઈ ગયું છે, જેમ શુદ્ધ જીવને માયા વીંટળાઈ ગઈ હોય. ॥ ૩॥

**સમિટિ સમિટિ જલ ભરહિં તલાવા । જિમિ સદગુન સજ્જન પહિં આવા ॥**
**સરિતા જલ જલનિધિ મહુઁ જાઈ । હોઈ અચલ જિમિ જિવ હરિ પાઈ ॥ ૪॥**

જળ એકત્ર થઈ-થઈને તળાવોમાં ભરાઈ રહ્યું છે, જેમ સદ્‌ગુણ [એક-એક કરીને] સજ્જનની પાસે ચાલ્યા આવે છે. નદીનું જળ સમુદ્રમાં જઈને તેવું જ સ્થિર થઈ જાય છે, જેમ જીવ શ્રીહરિને પામીને અચલ (આવાગમનથી મુક્ત) થઈ જાય છે. ॥ ૪॥

**દો૦ – હરિત ભૂમિ તૃન સંકુલ સમુઝિ પરહિં નહિં પંથ ।**
**જિમિ પાખંડ બાદ તેં ગુપ્ત હોહિં સદગ્રંથ ॥ ૧૪॥**

પૃથ્વી ઘાસથી પરિપૂર્ણ થઈને લીલીછમ થઈ ગઈ છે, જેથી રસ્તા સમજી શકાતા નથી. જેમ પાખંડ-મતના પ્રચારથી સદ્‌ગ્રન્થ ગુપ્ત (લુપ્ત) થઈ જાય છે. ॥ ૧૪॥

**ચૌ૦ – દાદુર ધુનિ ચહુ દિસા સુહાઈ । બેદ પઢ઼હિં જનુ બટુ સમુદાઈ ॥**
**નવ પલ્લવ ભએ બિટપ અનેકા । સાધક મન જસ મિલેં બિબેકા ॥ ૧॥**

ચારે દિશાઓમાં દેડકાંનો ધ્વનિ એવો સોહામણો લાગે છે, જાણે કે વિદ્યાર્થીઓનો સમુદાય વેદ ભણી રહ્યો હોય. અનેક વૃક્ષોમાં નવાં પાંદડાં આવી ગયાં છે, જેથી તેઓ એવાં હર્યાં-ભર્યાં અને સુશોભિત થઈ ગયાં છે જેમ સાધકનું મન વિવેક (જ્ઞાન) પામી જવાથી થઈ જાય છે. ॥ ૧॥

**અર્ક જવાસ પાત બિનુ ભયઊ। જસ સુરાજ ખલ ઉદ્યમ ગયઊ॥**
**ખોજત કતહુઁ મિલઇ નહિં ધૂરી। કરઇ ક્રોધ જિમિ ધરમહિ દૂરી॥૨॥**

આકડો અને જવાસા પાંદડાં વગરનાં થઈ ગયા (તેમનાં પાન ખરી પડ્યાં) જેમ શ્રેષ્ઠ રાજ્યમાં દુષ્ટોનો ઉદ્યમ જતો રહે (તેમનું કંઈ પણ ચાલે નહિ). ધૂળ ક્યાંય શોધવા છતાંય મળતી નથી, જેમ ક્રોધ ધર્મને દૂર કરી દે છે (અર્થાત્ ક્રોધનો આવેશ થવાથી ધર્મનું જ્ઞાન રહેતું નથી). ॥૨॥

**સસિ સંપન્ન સોહ મહિ કૈસી। ઉપકારી કૈ સંપતિ જૈસી॥**
**નિસિ તમ ઘન ખદ્યોત બિરાજા। જનુ દંભિન્હ કર મિલા સમાજા॥૩॥**

અન્નથી યુક્ત (ફૂલ્યાફાલ્યા પાકથી લીલીછમ) પૃથ્વી એવી શોભિત થઈ રહી છે કે જેમ ઉપકારી પુરુષની સમ્પત્તિ. રાતના ગાઢ અંધકારમાં આગિયા શોભા પામી રહ્યા છે, જાણે દંભીઓનો સમાજ ઊમટી પડ્યો હોય. ॥૩॥

**મહાબૃષ્ટિ ચલિ ફૂટિ કિઆરીં। જિમિ સુતંત્ર ભએઁ બિગરહિં નારીં॥**
**કૃષી નિરાવહિં ચતુર કિસાના। જિમિ બુધ તજહિં મોહ મદ માના॥૪॥**

ભારે વરસાદ(મહાવૃષ્ટિ)થી ખેતરોના ક્યારા તૂટી ગયા છે, જેમ સ્વતન્ત્ર થવાથી સ્ત્રીઓ બગડી જાય છે. ચતુર ખેડૂત ખેતરોને નીંદાવી રહ્યા છે (તેમાંથી ઘાસ આદિકને બહાર કાઢીને ફેંકી રહ્યા છે), જેમ વિદ્વાન લોકો મોહ, મદ અને માનનો ત્યાગ કરી દે છે. ॥૪॥

**દેખિઅત ચક્કબાક ખગ નાહીં। કલિહિ પાઇ જિમિ ધર્મ પરાહીં॥**
**ઊષર બરષઇ તૃન નહિં જામા। જિમિ હરિજન હિયઁ ઉપજ ન કામા॥૫॥**

ચક્રવાક પક્ષીઓ નથી દેખાઈ રહ્યાં જેમ કળિયુગ પામીને ધર્મ પલાયન થઈ જાય છે. ખારા-પાટમાં વર્ષા થાય છે, પરન્તુ ત્યાં ઘાસ સુદ્ધા ઊગતું નથી, જેમ હરિભક્તના હૃદયમાં કામ ઉત્પન્ન થતો નથી. ॥૫॥

**બિબિધ જંતુ સંકુલ મહિ ભ્રાજા। પ્રજા બાઢ઼ જિમિ પાઇ સુરાજા॥**
**જહઁ તહઁ રહે પથિક થકિ નાના। જિમિ ઇન્દ્રિય ગન ઉપજેં ગ્યાના॥૬॥**

પૃથ્વી અનેક પ્રકારના જીવોથી ભરેલી એવી રીતે શોભાયમાન છે, જેમ સુરાજ્ય પ્રાપ્ત કરીને પ્રજાની વૃદ્ધિ થાય છે. યત્રતત્ર અનેક પથિકો થાકી જઈને રોકાયા છે, જેમ જ્ઞાન ઉત્પન્ન થવાથી ઇન્દ્રિયો [શિથિલ થઈને વિષયો તરફ જવાનું છોડી દે છે]. ॥૬॥

**દો૦ – કબહુઁ પ્રબલ બહ મારુત જહઁ તહઁ મેઘ બિલાહિં।**
**જિમિ કપૂત કે ઉપજેં કુલ સદ્ધર્મ નસાહિં॥૧૫ (ક)॥**

ક્યારેક-ક્યારેક વાયુ ઘણા જોરથી ચાલવા લાગે છે, જેનાથી વાદળાં જ્યાં-ત્યાં ગાયબ થઈ જાય છે. જેમ કુપુત્રના ઉત્પન્ન થવાથી કુળના ઉત્તમ ધર્મ (શ્રેષ્ઠ આચરણ) નષ્ટ થઈ જાય છે. ॥૧૫ (ક)॥

**કબહુઁ દિવસ મહઁ નિબિડ઼ તમ કબહુઁક પ્રગટ પતંગ।**
**બિનસઇ ઉપજઇ ગ્યાન જિમિ પાઇ કુસંગ સુસંગ ॥ ૧૫ (ખ) ॥**

ક્યારેક [વાદળાંના કારણે] દિવસે ઘોર અન્ધકાર છવાઈ જાય છે અને ક્યારેક સૂર્ય પ્રગટ થઈ જાય છે. જેમ કુસંગ પામીને જ્ઞાન નષ્ટ થઈ જાય છે અને સુસંગ પામીને જ્ઞાન ઉત્પન્ન થઈ જાય છે. ॥ ૧૫ (ખ)॥

**ચૌ૦ – બરષા બિગત સરદ રિતુ આઈ। લછિમન દેખહુ પરમ સુહાઈ ॥**
**ફૂલેં કાસ સકલ મહિ છાઈ। જનુ બરષાઁ કૃત પ્રગટ બુઢ઼ાઈ ॥ ૧॥**

હે લક્ષ્મણ! જુઓ, વર્ષા વીતી ગઈ અને પરમ સુન્દર શરદઋતુ આવી ગઈ. ફાલેલા દર્ભથી સમસ્ત પૃથ્વી છવાઈ ગઈ છે, જાણે વર્ષાઋતુએ [કાસરૂપી સફેદ વાળોના રૂપમાં] પોતાની વૃદ્ધાવસ્થા પ્રગટ કરી (કાસ એક પ્રકારની ઘાસ) છે. ॥ ૧॥

**ઉદિત અગસ્તિ પંથ જલ સોષા। જિમિ લોભહિ સોષઇ સંતોષા ॥**
**સરિતા સર નિર્મલ જલ સોહા। સંત હૃદય જસ ગત મદ મોહા ॥ ૨॥**

અગસ્ત્યના તારાએ ઉદિત થઈને માર્ગના જળને શોષી લીધું, જેમ સન્તોષ લોભને શોષી લે છે. નદીઓ અને તળાવોનું નિર્મળ જળ એવી શોભા પામી રહ્યાં છે, જેમ મદ અને મોહથી રહિત સંતોનું હૃદય! ॥ ૨॥

**રસ રસ સૂખ સરિત સર પાની। મમતા ત્યાગ કરહિં જિમિ ગ્યાની ॥**
**જાનિ સરદ રિતુ ખંજન આએ। પાઇ સમય જિમિ સુકૃત સુહાએ ॥ ૩॥**

નદી અને તળાવોનું જળ ધીરે ધીરે સુકાઈ રહ્યું છે, જેમ જ્ઞાની (વિવેકી) પુરુષો મમતાનો ત્યાગ કરે છે. શરદઋતુ જાણીને ખંજન પક્ષી આવી ગયાં; જેમ સમય આવ્યે સુન્દર સુકૃત આવી જાય છે (પુણ્ય પ્રગટ થઈ જાય છે). ॥ ૩॥

**પંક ન રેનુ સોહ અસિ ધરની। નીતિ નિપુન નૃપ કૈ જસિ કરની ॥**
**જલ સંકોચ બિકલ ભઈં મીના। અબુધ કુટુંબી જિમિ ધનહીના ॥ ૪॥**

ન કાદવ છે ન ધૂળ; આથી ધરતી [નિર્મળ થઈને] એવી શોભા આપી રહી છે જેમ નીતિનિપુણ રાજાની કરણી. જળ ઓછું થવાથી માછલીઓ વ્યાકુળ થઈ રહી છે, જેમ મૂર્ખ (વિવેકશૂન્ય) કુટુમ્બી (ગૃહસ્થ) ધન વિના વ્યાકુળ થાય છે. ॥ ૪॥

**બિનુ ઘન નિર્મલ સોહ અકાસા। હરિજન ઇવ પરિહરિ સબ આસા ॥**
**કહુઁ કહુઁ બૃષ્ટિ સારદી થોરી। કોઉ એક પાવ ભગતિ જિમિ મોરી ॥ ૫॥**

વિના વાદળોનું નિર્મળ આકાશ એવું શોભિત થઈ રહ્યું છે, જેમ ભગવદ્ભક્ત બધી આશાઓને છોડીને સુશોભિત થાય છે. ક્યાંક-ક્યાંક (વિરલ સ્થાનોમાં) શરદઋતુની થોડી-થોડી વર્ષા થઈ રહી છે; જેમ કોઈ વિરલા જ મારી ભક્તિ પામે છે. ॥ ૫॥

**દો૦ – ચલે હરષિ તજિ નગર નૃપ તાપસ બનિક ભિખારિ।**
**જિમિ હરિભગતિ પાઈ શ્રમ તજહિં આશ્રમી ચારિ॥૧૬॥**

[શરદઋતુ આવતાં] રાજા, તપસ્વી, વેપારી અને ભિખારી [ક્રમશઃ વિજય, તપ, વેપાર અને ભિક્ષા માટે] હર્ષિત થઈને નગર છોડીને ચાલ્યા; જેમ શ્રીહરિની ભક્તિ પામીને ચારે આશ્રમવાળા [અનેક પ્રકારનાં સાધનરૂપી] શ્રમોનો ત્યાગ કરી દે છે. ॥૧૬॥

**ચૌ૦ – સુખી મીન જે નીર અગાધા। જિમિ હરિ સરન ન એકઉ બાધા॥**
**ફૂલેં કમલ સોહ સર કૈસા। નિર્ગુન બ્રહ્મ સગુન ભએઁ જૈસા॥૧॥**

જે માછલીઓ અગાધ જળમાં છે, તેઓ સુખી છે; જેમ શ્રીહરિના શરણમાં ચાલ્યા જવાથી એક પણ વિઘ્ન રહેતું નથી. કમળોના ફૂલવાથી તળાવ એવી શોભા આપી રહ્યું છે, જેમ નિર્ગુણ બ્રહ્મ સગુણ થવાથી શોભિત થાય છે. ॥૧॥

**ગુંજત મધુકર મુખર અનૂપા। સુંદર ખગ રવ નાના રૂપા॥**
**ચક્રબાક મન દુખ નિસિ પેખી। જિમિ દુર્જન પર સંપતિ દેખી॥૨॥**

ભમરા અનુપમ શબ્દ કરતાં ગુંજી રહ્યા છે તથા પક્ષીઓના જુદા-જુદા પ્રકારના સુન્દર શબ્દો થઈ રહ્યા છે. રાત્રી જોઈને ચક્રવાકના મનમાં એવું દુઃખ થઈ રહ્યું છે જેમ બીજાની સમ્પત્તિ જોઈને દુષ્ટને (દુઃખ) થાય છે. ॥૨॥

**ચાતક રટત તૃષા અતિ ઓહી। જિમિ સુખ લહઈ ન સંકર દ્રોહી॥**
**સરદાતપ નિસિ સસિ અપહરઈ। સંત દરસ જિમિ પાતક ટરઈ॥૩॥**

બપૈયા રટ લગાવી રહ્યા છે, તેમને મોટી તરસ છે, જેમ શ્રીશંકરજીનો દ્રોહી સુખ પામતો નથી (સુખના માટે ઝંખતો રહે છે). શરદઋતુના તાપને રાત્રીના સમયે ચન્દ્રમા હરી લે છે, જેમ સંતોનાં દર્શનથી પાપ દૂર થઈ જાય છે. ॥૩॥

**દેખિ ઈંદુ ચકોર સમુદાઈ। ચિતવહિં જિમિ હરિજન હરિ પાઈ॥**
**મસક દંસ બીતે હિમ ત્રાસા। જિમિ દ્વિજ દ્રોહ કિએઁ કુલ નાસા॥૪॥**

ચકોરોનો સમુદાય ચન્દ્રમાને જોઈને એ રીતે એકીટસે જોઈ રહે છે, જેમ ભગવદ્ભક્ત ભગવાનને પામીને તેમનાં [નિર્નિમેષ નેત્રોથી] દર્શન કરે છે. મચ્છર અને ડાંસ ઠંડીના ડરથી એ પ્રકારે નષ્ટ થઈ ગયા છે, જેમ બ્રાહ્મણોની સાથે વેર કરવાથી કુળનો નાશ થઈ જાય છે. ॥૪॥

**દો૦ – ભૂમિ જીવ સંકુલ રહે ગએ સરદ રિતુ પાઈ।**
**સદગુર મિલેં જાહિં જિમિ સંસય ભ્રમ સમુદાઈ॥૧૭॥**

[વર્ષાઋતુના કારણે] પૃથ્વી પર જે જીવ-જન્તુઓ ભરાઈ ગયાં હતાં, તે શરદઋતુને પામીને એવાં જ નષ્ટ થઈ ગયા જેમ સદ્ગુરુ મળી જવાથી સન્દેહ અને ભ્રમનો સમૂહ નષ્ટ થઈ જાય છે. ॥૧૭॥

**ચૌ૦ – બરષા ગત નિર્મલ રિતુ આઈ। સુધિ ન તાત સીતા કૈ પાઈ॥**
**એક બાર કૈસેહુઁ સુધિ જાનૌં। કાલહુ જીતિ નિમિષ મહુઁ આનૌં॥૧॥**

વર્ષા વીતી ગઈ, નિર્મળ શરદઋતુ આવી ગઈ. પરન્તુ હે તાત! સીતાના કોઈ ખબર મળ્યા નથી. એક વાર કેમ કરીને પણ પત્તો મળી જાય તો કાળને પણ જીતીને પળવારમાં જાનકીને લઈ આવું. ॥૧॥

**કતહુઁ રહઉ જૌં જીવતિ હોઈ। તાત જતન કરિ આનઉઁ સોઈ॥**
**સુગ્રીવહુઁ સુધિ મોરિ બિસારી। પાવા રાજ કોસ પુર નારી॥૨॥**

ક્યાંય પણ હશે, જો જીવતી હશે તો હે તાત! પ્રયત્ન કરીને હું તેને અવશ્ય લાવીશ. રાજ્ય, ખજાનો, નગર અને સ્ત્રી પામી ગયો, એટલે સુગ્રીવે પણ મારી સૂધ-બૂધ ભુલાવી દીધી. ॥૨॥

**જેહિં સાયક મારા મૈં બાલી। તેહિં સર હતૌં મૂઢ઼ કહઁ કાલી॥**
**જાસુ કૃપાઁ છૂટહિં મદ મોહા। તા કહુઁ ઉમા કિ સપનેહુઁ કોહા॥૩॥**

જે બાણથી મેં વાલિને માર્યો હતો, તે જ બાણથી કાલે તે મૂઢને મારું! [શિવજી કહે છે –] હે ઉમા! જેમની કૃપાથી મદ અને મોહ છૂટી જાય છે, તેમને કદીય સ્વપ્નમાંય ક્રોધ આવી શકે છે? [આ તો લીલામાત્ર છે]. ॥૩॥

**જાનહિં યહ ચરિત્ર મુનિ ગ્યાની। જિન્હ રઘુબીર ચરન રતિ માની॥**
**લછિમન ક્રોધવંત પ્રભુ જાના। ધનુષ ચઢ઼ાઇ ગહે કર બાના॥૪॥**

જ્ઞાની, મુનિ જેમણે શ્રીરઘુનાથજીના ચરણોમાં પ્રીતિ માની લીધી છે (જોડી દીધી છે), તેઓ જ આ ચરિત્ર(લીલારહસ્ય)ને જાણે છે. લક્ષ્મણજીએ જ્યારે પ્રભુને ક્રોધયુક્ત જાણ્યા ત્યારે તેમણે ધનુષ ચઢાવીને બાણ હાથમાં લઈ લીધાં. ॥૪॥

**દો૦ – તબ અનુજહિ સમુઝાવા રઘુપતિ કરુના સીંવ।**
**ભય દેખાઇ લૈ આવહુ તાત સખા સુગ્રીવ॥૧૮॥**

ત્યારે દયાની સીમા શ્રીરઘુનાથજીએ નાના ભાઈ લક્ષ્મણજીને સમજાવ્યા કે હે તાત! સુગ્રીવ સખા છે, તેને કેવળ માત્ર ભય દેખાડીને લઈ આવો [તેને મારવાની વાત નથી]. ॥૧૮॥

**ચૌ૦ – ઈહાઁ પવનસુત હૃદયઁ બિચારા। રામ કાજુ સુગ્રીવઁ બિસારા॥**
**નિકટ જાઇ ચરનન્હિ સિરુ નાવા। ચારિહુ બિધિ તેહિ કહિ સમુઝાવા॥૧॥**

અહીં (કિષ્કિન્ધાનગરીમાં) પવનકુમાર શ્રીહનુમાનજીએ વિચાર કર્યો કે સુગ્રીવે શ્રીરામજીના કાર્યને વિસારી દીધુ. તેમણે સુગ્રીવની પાસે જઈને ચરણોમાં શીશ નમાવ્યું [સામ, દાન, દંડ, ભેદ] ચારેય પ્રકારની નીતિ કહીને તેને સમજાવ્યો. ॥૧॥

**સુનિ સુગ્રીવઁ પરમ ભય માના। બિષયઁ મોર હરિ લીન્હેઉ ગ્યાના॥**
**અબ મારુતસુત દૂત સમૂહા। પઠવહુ જહઁ તહઁ બાનર જૂહા॥૨॥**

હનુમાનજીનાં વચન સાંભળીને સુગ્રીવે બહુ જ ભય જાણ્યો. [અને કહ્યું –] વિષયોએ મારા જ્ઞાનને હરી લીધું. હવે, હે પવનસુત! જ્યાં-જ્યાં વાનરોનાં જૂથો રહે છે, ત્યાં દૂતોના સમૂહોને મોકલો. ॥૨॥

**કહહુ પાખ મહુઁ આવ ન જોઈ। મોરેં કર તા કર બધ હોઈ॥**
**તબ હનુમંત બોલાએ દૂતા। સબ કર કરિ સનમાન બહૂતા॥૩॥**

અને કહેવડાવી દો કે એક પખવાડિયામાં જે નહિ આવી જાય, તેનો મારા હાથે વધ થશે. પછી હનુમાનજીએ દૂતોને બોલાવ્યા અને સર્વેનું બહુ સન્માન કરીને – ॥૩॥

**ભય અરુ પ્રીતિ નીતિ દેખરાઈ। ચલે સકલ ચરનન્હિ સિર નાઈ॥**
**એહિ અવસર લછિમન પુર આએ। ક્રોધ દેખિ જહઁ તહઁ કપિ ધાએ॥૪॥**

સર્વેને ભય, પ્રીતિ અને નીતિ બતાવી. સર્વે વાનરો શીશ નમાવીને ચાલ્યા. આ જ સમયે લક્ષ્મણજી નગરમાં આવ્યા. તેમનો ક્રોધ જોઈને વાનરો આમ તેમ નાઠા. ॥૪॥

**દો૦ – ધનુષ ચઢ઼ાઇ કહા તબ જારિ કરઉઁ પુર છાર।**
**બ્યાકુલ નગર દેખિ તબ આયઉ બાલિકુમાર॥૧૯॥**

ત્યારપછી લક્ષ્મણજીએ ધનુષ ચઢાવીને કહ્યું કે નગરને બાળીને હમણાં જ રાખ કરી નાંખીશ. ત્યારે સમગ્ર નગરને વ્યાકુળ જોઈને વાલિપુત્ર અંગદજી તેમની પાસે આવ્યા. ॥૧૯॥

**ચૌ૦ – ચરન નાઇ સિરુ બિનતી કીન્હી। લછિમન અભય બાઁહ તેહિ દીન્હી॥**
**ક્રોધવંત લછિમન સુનિ કાના। કહ કપીસ અતિ ભયઁ અકુલાના॥૧॥**

અંગદે તેમના ચરણોમાં શીશ નમાવીને વિનંતી કરી (ક્ષમાયાચના કરી). ત્યારે લક્ષ્મણજીએ તેમને અભયદાન આપ્યું (ભુજા ઉઠાવીને કહ્યું કે ડરો નહિ). સુગ્રીવે પોતાના કાનેથી લક્ષ્મણજીને ક્રોધયુક્ત સાંભળીને ભયથી અત્યંત વ્યાકુળ થઈને કહ્યું – ॥૧॥

**સુનુ હનુમંત સંગ લૈ તારા। કરિ બિનતી સમુઝાઉ કુમારા॥**
**તારા સહિત જાઇ હનુમાના। ચરન બંદિ પ્રભુ સુજસ બખાના॥૨॥**

હે હનુમાન! સાંભળો, તમે તારાને સાથે લઈ જઈને વિનતી કરીને રાજકુમારોને સમજાવો (સમજાવી-બુજાવીને ટાઢા પાડો.). હનુમાનજીએ તારાસહિત જઈને લક્ષ્મણજીના ચરણોની વંદના કરી અને પ્રભુના સુન્દર યશનાં વખાણ કર્યાં. ॥૨॥

**કરિ બિનતી મંદિર લૈ આએ। ચરન પખારિ પલઁગ બૈઠાએ ॥**
**તબ કપીસ ચરનન્હિ સિરુ નાવા। ગહિ ભુજ લછિમન કંઠ લગાવા ॥ ૩॥**

તેઓ વિનંતી કરીને તેમને મહેલમાં લઈ આવ્યા તથા ચરણોને ધોઈને તેમને પલંગ પર બેસાડ્યા. ત્યારે વાનરરાજ સુગ્રીવે તેમના ચરણોમાં શીશ નમાવ્યું અને લક્ષ્મણજીએ હાથ પકડીને તેમને ગળે લગાવ્યા. ॥ ૩॥

**નાથ બિષય સમ મદ કછુ નાહીં। મુનિ મન મોહ કરઇ છન માહીં ॥**
**સુનત બિનીત બચન સુખ પાવા। લછિમન તેહિ બહુબિધિ સમુઝાવા ॥ ૪॥**

[સુગ્રીવે કહ્યું —] હે નાથ! વિષયના સમાન બીજો કોઈ મદ નથી. તે મુનિઓના મનમાંય ક્ષણમાત્રમાં મોહ ઉત્પન્ન કરી દે છે [પછી હું તો વિષયી જીવ રહ્યો]. સુગ્રીવનાં વિનયયુક્ત વચન સાંભળીને લક્ષ્મણજી સુખ પામ્યા અને તેમને અનેક પ્રકારે સમજાવ્યા. ॥ ૪॥

**પવન તનય સબ કથા સુનાઈ। જેહિ બિધિ ગએ દૂત સમુદાઈ ॥**

ત્યારે પવનસુત હનુમાનજીએ જે રીતે સર્વ દિશાઓમાં દૂતોના સમૂહ ગયા હતા તે સઘળા સમાચાર શ્રીલક્ષ્મણજીને કહી સંભળાવ્યા. ॥ ૫॥

**દો૦ – હરષિ ચલે સુગ્રીવ તબ અંગદાદિ કપિ સાથ।**
**રામાનુજ આગેં કરિ આએ જહઁ રઘુનાથ ॥ ૨૦॥**

ત્યારે અંગદ આદિ વાનરોને સાથે લઈને અને શ્રીરામજીના નાના ભાઈ લક્ષ્મણજીને આગળ કરીને (અર્થાત્ તેમની પાછળ પાછળ) સુગ્રીવ હર્ષિત થઈને ચાલ્યા અને જ્યાં શ્રીરઘુનાથજી હતા ત્યાં આવ્યા. ॥ ૨૦॥

**ચૌ૦ – નાઇ ચરન સિરુ કહ કર જોરી। નાથ મોહિ કછુ નાહિન ખોરી ॥**
**અતિસય પ્રબલ દેવ તવ માયા। છૂટઇ રામ કરહુ જૌં દાયા ॥ ૧॥**

શ્રીરઘુનાથજીના ચરણોમાં શીશ નમાવીને હાથ જોડીને સુગ્રીવે કહ્યું — હે નાથ! મારો કંઈ પણ દોષ નથી. હે દેવ! આપની માયા અત્યંત જ પ્રબળ છે. આપ જ્યારે દયા કરો છો, હે રામ! ત્યારે જ એ છૂટે છે. ॥ ૧॥

**બિષય બસ્ય સુર નર મુનિ સ્વામી। મૈં પાવઁર પસુ કપિ અતિ કામી ॥**
**નારિ નયન સર જાહિ ન લાગા। ઘોર ક્રોધ તપ નિસિ જો જાગા ॥ ૨॥**

હે સ્વામી! દેવતા, મનુષ્ય અને મુનિ બધા જ વિષયોના વશમાં છે. પછી હું તો પામર પશુ અને પશુઓમાં પણ અત્યંત કામી વાનર છું. સ્ત્રીનાં નયન-બાણ જેને નથી વાગ્યાં, જે ભયંકર ક્રોધરૂપી અંધારી રાત્રિમાંય જાગતો રહે છે (ક્રોધાન્ધ નથી થતો). ॥ ૨॥

**લોભ પાઁસ જેહિં ગર ન બઁધાયા। સો નર તુમ્હ સમાન રઘુરાયા॥**
**યહ ગુન સાધન તેં નહિં હોઈ। તુમ્હરી કૃપાઁ પાવ કોઇ કોઈ॥૩॥**

અને લોભની ફાંસીથી જેણે પોતાનું ગળું નથી બંધાવ્યું, હે રઘુનાથજી! તે મનુષ્ય આપના જ સમાન છે. આ ગુણો સાધનથી પ્રાપ્ત થતા નથી. આપની કૃપાથી જ કોઈ કોઈ એમને પ્રાપ્ત કરે છે. ॥૩॥

**તબ રઘુપતિ બોલે મુસુકાઈ। તુમ્હ પ્રિય મોહિ ભરત જિમિ ભાઈ॥**
**અબ સોઈ જતનુ કરહુ મન લાઈ। જેહિ બિધિ સીતા કૈ સુધિ પાઈ॥૪॥**

ત્યારે શ્રી રઘુનાથજી મલકાઈને બોલ્યા – હે ભાઈ! તમે મને ભરતના સમાન પ્રિય છો. હવે, મન લગાવીને એવા ઉપાય કરો કે જે ઉપાયથી સીતાની ભાળ મળે. ॥૪॥

**દો૦ – એહિ બિધિ હોત બતકહી આએ બાનર જૂથ।**
**નાના બરન સકલ દિસિ દેખિઅ કીસ બરૂથ॥૨૧॥**

આ પ્રકારે વાતચીત થઈ રહી હતી કે વાનરોનાં જૂથ આવી ગયાં. અનેક રંગોનાં વાનરોનાં દળ સર્વે દિશાઓમાં દેખાવા લાગ્યાં. ॥૨૧॥

**ચૌ૦ – બાનર કટક ઉમા મૈં દેખા। સો મૂરુખ જો કરન ચહ લેખા॥**
**આઇ રામ પદ નાવહિં માથા। નિરખિ બદનુ સબ હોહિં સનાથા॥૧॥**

[શિવજી કહે છે –] હે ઉમા! વાનરોની તે સેના મેં જોઈ હતી. તેની જે ગણતરી કરવા ઇચ્છે તે મહાન મૂર્ખ છે. સર્વે વાનરો આવી-આવીને શ્રીરામજીના ચરણોમાં મસ્તક નમાવે છે અને [સૌન્દર્ય-માધુર્યનિધિ] શ્રીમુખનાં દર્શન કરીને કૃતાર્થ થાય છે. ॥૧॥

**અસ કપિ એક ન સેના માહીં। રામ કુસલ જેહિ પૂછી નાહીં॥**
**યહ કછુ નહિં પ્રભુ કઇ અધિકાઈ। બિસ્વરૂપ બ્યાપક રઘુરાઈ॥૨॥**

સેનામાં એક પણ વાનર એવો ન હતો કે જેને શ્રીરામજીએ કુશળતા ન પૂછી હોય, પ્રભુના માટે આ કોઈ મોટી વાત નથી. કારણ કે શ્રીરઘુનાથજી વિશ્વરૂપ તથા સર્વવ્યાપક છે (સર્વ રૂપો અને સર્વ સ્થળોએ છે). ॥૨॥

**ઠાઢ़े જહઁ તહઁ આયસુ પાઈ। કહ સુગ્રીવ સબહિ સમુઝાઈ॥**
**રામ કાજુ અરુ મોર નિહોરા। બાનર જૂથ જાહુ ચહુઁ ઓરા॥૩॥**

આજ્ઞા પામીને સર્વે યત્ર-તત્ર ઊભા રહી ગયા. પછી સુગ્રીવે સૌને સમજાવીને કહ્યું કે હે વાનરોના સમૂહો! આ પ્રભુ શ્રીરામચન્દ્રજીનું કાર્ય છે અને મારો અનુરોધ છે, તમે ચારેય બાજુ જાઓ. ॥૩॥

**જનકસુતા કહુઁ ખોજહુ જાઈ। માસ દિવસ મહઁ આએહુ ભાઈ॥**
**અવધિ મેટિ જો બિનુ સુધિ પાએઁ। આવઇ બનિહિ સો મોહિ મરાએઁ॥૪॥**

અને જઈને જાનકીજીને શોધો. હે ભાઈ! માસમાત્રમાં પાછા આવી જજો. જે [માસમાત્રની] અવધિ વીતાવીને ભાળ કાઢ્યા વિના જ પાછો આવશે તે મારા દ્વારા મરાવી નાખવો પડશે(અર્થાત્ મારે તેનો વધ કરાવવો જ પડશે). ॥૪॥

**દો૦ – બચન સુનત સબ બાનર જહઁ તહઁ ચલે તુરંત।**
**તબ સુગ્રીવઁ બોલાએ અંગદ નલ હનુમંત॥૨૨॥**

સુગ્રીવનાં વચન સાંભળતાં જ સૌ વાનર તરત ચારેકોર જુદી જુદી દિશાઓમાં ચાલી નીકળ્યા. ત્યારે સુગ્રીવે અંગદ, નીલ, હનુમાન વગેરે મુખ્ય મુખ્ય યોદ્ધાઓને બોલાવ્યા [અને કહ્યું –] ॥૨૨॥

**ચૌ૦ – સુનહુ નીલ અંગદ હનુમાના। જામવંત મતિધીર સુજાના॥**
**સકલ સુભટ મિલિ દચ્છિન જાહૂ। સીતા સુધિ પૂઁછેહુ સબ કાહૂ॥૧॥**

હે ધીરબુદ્ધિ અને ચતુર નીલ, અંગદ, જામ્બવાન અને હનુમાન ! તમે સર્વે શ્રેષ્ઠ યોદ્ધાઓ મળીને દક્ષિણ દિશામાં જાઓ અને સૌ કોઈને સીતાજીના સમાચાર પૂછજો. ॥૧॥

**મન ક્રમ બચન સો જતન બિચારેહુ। રામચંદ્ર કર કાજુ સઁવારેહુ॥**
**ભાનુ પીઠિ સેઈઅ ઉર આગી। સ્વામિહિ સર્બ ભાવ છલ ત્યાગી॥૨॥**

મન, વચન તથા કર્મથી તેનો જ (સીતાજીની ભાળ કાઢવાનો) ઉપાય વિચારજો. શ્રીરામચન્દ્રજીનું કાર્ય સમ્પન્ન (સફળ) કરજો. સૂર્યનું પીઠથી અને અગ્નિનું હૃદયથી (સામેથી) સેવન કરવું જોઈએ. પરન્તુ સ્વામીની સેવા તો છળ છોડીને સર્વભાવથી (મન, વચન, કર્મથી) કરવી જોઈએ. ॥૨॥

**તજિ માયા સેઈઅ પરલોકા। મિટહિં સકલ ભવસંભવ સોકા॥**
**દેહ ધરે કર યહ ફલુ ભાઈ। ભજિઅ રામ સબ કામ બિહાઈ॥૩॥**

માયા(વિષયોની મમતા-આસક્તિ)ને છોડીને પરલોકનું સેવન (ભગવાનના દિવ્ય ધામની પ્રાપ્તિ માટે ભગવત્સેવારૂપ સાધન) કરવું જોઈએ, જેનાથી ભવ(જન્મ-મરણ)થી ઉત્પન્ન સઘળા શોક મટી જાય. હે ભાઈ! દેહ ધારણ કરવાનું આ જ ફળ છે કે સઘળાં કામો(કામનાઓ)ને છોડીને શ્રીરામજીનું ભજન જ કરવામાં આવે. ॥૩॥

**સોઈ ગુનગ્ય સોઈ બડ઼ભાગી। જો રઘુબીર ચરન અનુરાગી॥**
**આયસુ માગિ ચરન સિરુ નાઈ। ચલે હરષિ સુમિરત રઘુરાઈ॥૪॥**

સદ્‌ગુણોને ઓળખનાર (ગુણવાન) તથા મહાભાગ્યશાળી તે જ છે જે શ્રીરઘુનાથજીના ચરણોનો પ્રેમી છે. આજ્ઞા માગીને અને ચરણોમાં ફરીથી શીશ નમાવીને શ્રીરઘુનાથજીનું સ્મરણ કરતાં કરતાં સૌ આનંદિત થઈને ચાલ્યા. ॥૪॥

**પાછેં પવન તનય સિરુ નાવા। જાનિ કાજ પ્રભુ નિકટ બોલાવા ॥**
**પરસા સીસ સરોરુહ પાની। કરમુદ્રિકા દીન્હિ જન જાની ॥ ૫॥**

સૌના પછી પવનસુત શ્રીહનુમાનજીએ શીશ નમાવ્યું. કાર્યનો વિચાર કરીને પ્રભુએ તેમને પોતાની પાસે બોલાવ્યા. તેમણે પોતાના કર-કમળથી તેમના માથે સ્પર્શ કર્યો તથા પોતાના સેવક જાણીને તેમને પોતાના હાથની વીંટી ઉતારીને આપી. ॥ ૫॥

**બહુ પ્રકાર સીતહિ સમુઝાએહુ। કહિ બલ બિરહ બેગિ તુમ્હ આએહુ ॥**
**હનુમત જન્મ સુફલ કરિ માના। ચલેઉ હૃદયઁ ધરિ કૃપાનિધાના ॥ ૬॥**

[અને કહ્યું –] અનેક પ્રકારે સીતાને સમજાવજો અને મારું બળ તથા વિરહ (પ્રેમ) કહીને તમે શીઘ્ર પાછા આવજો. હનુમાનજીએ પોતાનો જન્મ સફળ થયો જાણ્યો અને કૃપાનિધાન પ્રભુને હૃદયમાં ધારણ કરીને તેઓ ચાલ્યા. ॥ ૬॥

**જદ્યપિ પ્રભુ જાનત સબ બાતા। રાજનીતિ રાખત સુરત્રાતા ॥ ૭॥**

જોકે દેવતાઓની રક્ષા કરનારા પ્રભુ સઘળી વાત જાણે છે, તો પણ તેઓ રાજનીતિની રક્ષા કરી રહ્યા છે (નીતિની મર્યાદા જાળવવા માટે સીતાજીની ભાળ મેળવવા ચારે બાજુ વાનરોને મોકલી રહ્યા છે). ॥ ૭॥

**દો૦ – ચલે સકલ બન ખોજત સરિતા સર ગિરિ ખોહ।**
**રામ કાજ લયલીન મન બિસરા તન કર છોહ ॥ ૨૩॥**

સઘળા વાનરો વન, નદી, તળાવ, પર્વત અને પર્વતોની ગુફાઓમાં શોધતાં-શોધતાં ચાલ્યા જાય છે. મન શ્રીરામજીના કાર્યમાં લવલીન છે, શરીર સુદ્ધાં પ્રેમ (મમત્વ) ભૂલી ગયું છે. ॥ ૨૩॥

**ચૌ૦ – કતહુઁ હોઈ નિસિચર સૈં ભેટા। પ્રાન લેહિં એક એક ચપેટા ॥**
**બહુ પ્રકાર ગિરિ કાનન હેરહિં। કોઉ મુનિ મિલઈ તાહિ સબ ઘેરહિં ॥ ૧॥**

ક્યાંક કોઈક રાક્ષસથી ભેટો થઈ જાય છે, તો એક-એક તમાચામાં જ તેનો પ્રાણ લઈ લે છે. પર્વતો અને વનોમાં અનેક પ્રકારે ખોળી રહ્યા છે. કોઈ મુનિ મળી જાય છે, તો ભાળ મેળવવા માટે તેને સૌ ઘેરી લે છે. ॥ ૧॥

**લાગિ તૃષા અતિસય અકુલાને। મિલઈ ન જલ ઘન ગહન ભુલાને ॥**
**મન હનુમાન કીન્હ અનુમાના। મરન ચહત સબ બિનુ જલ પાના ॥ ૨॥**

એટલામાં જ સૌને અત્યંત તરસ લાગી, જેનાથી સૌ અત્યંત જ વ્યાકુળ થઈ ગયા. પણ જળ ક્યાંય ન મળ્યું. ગાઢ જંગલમાં સૌ ભૂલા પડ્યા. હનુમાનજીએ મનમાં અનુમાન કર્યું કે જળ પીધા વિના સૌ લોકો મરવા જ માગે છે. ॥ ૨॥

**ચઢ़િ ગિરિ સિખર ચહૂઁ દિસિ દેખા। ભૂમિ બિબર એક કૌતુક પેખા॥**
**ચક્કબાક બક હંસ ઉડ़ાહીં। બહુતક ખગ પ્રબિસહિં તેહિ માહીં॥૩॥**

તેમણે પર્વતના શિખર પર ચઢીને ચારે બાજુ જોયું તો પૃથ્વીની અંદર એક ગુફામાં તેમને એક કૌતુક દેખાયું. તેની ઉપર ચક્રવાક, બગલા અને હંસ ઊડી રહ્યાં છે અને ઘણાં જ પક્ષીઓ તેમાં પ્રવેશ કરી રહ્યાં છે. ॥૩॥

**ગિરિ તે ઉતરિ પવનસુત આવા। સબ કહુઁ લૈ સોઈ બિબર દેખાવા॥**
**આગેં કૈ હનુમંતહિ લીન્હા। પૈઠે બિબર બિલંબુ ન કીન્હા॥૪॥**

પવનકુમાર હનુમાનજી પર્વતથી ઊતરીને આવ્યા અને સૌને લઈ જઈને તે ગુફા બતાવી. સૌએ હનુમાનજીને આગળ કરી દીધા અને તેઓ ગુફામાં ઘુસી ગયા, વાર ન લગાડી. ॥૪॥

**દો૦ – દીખ જાઈ ઉપબન બર સર બિગસિત બહુ કંજ।**
**મંદિર એક રુચિર તહઁ બૈઠિ નારિ તપ પુંજ॥૨૪॥**

અંદર જઈને તેમણે એક ઉત્તમ ઉપવન (બગીચો) અને તળાવ જોયાં, જેમાં ઘણાં જ કમળો ખીલ્યાં છે. ત્યાં એક સુન્દર મન્દિર છે, જેમાં એક તપોમૂર્તિ સ્ત્રી બેઠી છે. ॥૨૪॥

**ચૌ૦ – દૂરિ તે તાહિ સબન્હિ સિરુ નાવા। પૂછેં નિજ બૃત્તાંત સુનાવા॥**
**તેહિં તબ કહા કરહુ જલ પાના। ખાહુ સુરસ સુંદર ફલ નાના॥૧॥**

દૂરથી જ બધાંએ તેને શીશ નમાવ્યાં અને પૂછવાથી પોતાનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. ત્યારે તેણીએ કહ્યું – જળપાન કરો અને ભાત-ભાતનાં રસદાર સુન્દર ફળ ખાઓ. ॥૧॥

**મજ્જનુ કીન્હ મધુર ફલ ખાએ। તાસુ નિકટ પુનિ સબ ચલિ આએ॥**
**તેહિં સબ આપનિ કથા સુનાઈ। મૈં અબ જાબ જહાઁ રઘુરાઈ॥૨॥**

[આજ્ઞા પામીને] સૌએ સ્નાન કર્યું, મીઠાં ફળ ખાધાં અને પછી સૌ તેની પાસે ચાલ્યા આવ્યા. પછી તેણીએ પોતાની સઘળી કથા કહી સંભળાવી [અને કહ્યું –] હું હવે જ્યાં શ્રીરઘુનાથજી છે ત્યાં જઈશ. ॥૨॥

**મૂદહુ નયન બિબર તજિ જાહૂ। પૈહહુ સીતહિ જનિ પછિતાહૂ॥**
**નયન મૂદિ પુનિ દેખહિં બીરા। ઠાઢ़ે સકલ સિંધુ કેં તીરા॥૩॥**

તમે લોકો આંખો બંધ કરી દો અને ગુફાને છોડીને બહાર જાઓ. તમે સીતાજીને પામી જશો. પસ્તાઓ નહિ (નિરાશ ન થાઓ). આંખો મીંચીને ફરીથી જ્યારે આંખો ખોલી તો સૌ વીરો શું જુએ છે કે સૌ સમુદ્રના તટે ઊભા છે. ॥૩॥

**સો પુનિ ગઈ જહાઁ રઘુનાથા। જાઈ કમલ પદ નાએસિ માથા॥**
**નાના ભાઁતિ બિનય તેહિં કીન્હી। અનપાયની ભગતિ પ્રભુ દીન્હી॥૪॥**

અને તે સ્વયં ત્યાં ગઈ જ્યાં શ્રીરઘુનાથજી હતા. તેણીએ જઈને પ્રભુના ચરણકમળોમાં મસ્તક નમાવ્યું અને અનેક પ્રકારે વિનંતી કરી. પ્રભુએ તેને પોતાની અનપાયિની (અચળ) ભક્તિ આપી. ॥૪॥

**દો૦ – બદરીબન કહુઁ સો ગઈ પ્રભુ અગ્યા ધરિ સીસ।**
**ઉર ધરિ રામ ચરન જુગ જે બંદત અજ ઈસ॥૨૫॥**

પ્રભુની આજ્ઞા સિર પર ધારણ કરીને અને શ્રીરામજીના યુગલ ચરણોને - જેમની બ્રહ્મા અને મહેશ પણ વંદના કરે છે - હૃદયમાં ધારણ કરીને તે (સ્વયંપ્રભા) બદરિકાશ્રમમાં ચાલી ગઈ. ॥૨૫॥

**ચૌ૦ – ઈહાઁ બિચારહિં કપિ મન માહીં। બીતી અવધિ કાજ કછુ નાહીં॥**
**સબ મિલિ કહહિં પરસ્પર બાતા। બિનુ સુધિ લએઁ કરબ કા ભ્રાતા॥૧॥**

અહીં વાનરજનો મનમાં વિચાર કરી રહ્યા છે કે અવધિ તો વીતી ગઈ પરન્તુ કાર્ય કંઈ ન થયું. સૌ મળીને પરસ્પર વાત કરવા લાગ્યા કે હે ભાઈ! હવે તો સીતાજીની ખબર લીધા વિના પાછા ફરીને પણ શું કરીશું? ॥૧॥

**કહ અંગદ લોચન ભરિ બારી। દુહુઁ પ્રકાર ભઇ મૃત્યુ હમારી॥**
**ઈહાઁ ન સુધિ સીતા કૈ પાઈ। ઉહાઁ ગએઁ મારિહિ કપિરાઈ॥૨॥**

અંગદે આંખોમાં જળ ભરીને કહ્યું કે બન્નેય રીતે આપણું મૃત્યુ નક્કી છે. અહીં તો સીતાજીની ભાળ મળી નથી અને ત્યાં જવાથી વાનરરાજ સુગ્રીવ મારી નાખશે. ॥૨॥

**પિતા બધે પર મારત મોહી। રાખા રામ નિહોર ન ઓહી॥**
**પુનિ પુનિ અંગદ કહ સબ પાહીં। મરન ભયઉ કછુ સંસય નાહીં॥૩॥**

તેઓ તો પિતાનો વધ થયા પછી જ મને મારી નાખત. શ્રીરામજીએ જ મારી રક્ષા કરી, આમાં સુગ્રીવનો કોઈ ઉપકાર નથી. અંગદ વારંવાર સૌને કહી રહ્યા છે કે હવે મૃત્યુ આવ્યું, એમાં કોઈ પણ સન્દેહ નથી. ॥૩॥

**અંગદ બચન સુનત કપિ બીરા। બોલિ ન સકહિં નયન બહ નીરા॥**
**છન એક સોચ મગન હોઈ રહે। પુનિ અસ બચન કહત સબ ભએ॥૪॥**

વાનર વીરો અંગદનાં વચન સાંભળે છે, પરન્તુ કંઈ બોલી શકતા નથી. તેમનાં નેત્રોમાંથી જળ વહી રહ્યું છે. એક ક્ષણ માટે સૌ ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયા, પછી સૌ એવાં વચન કહેવા લાગ્યા – ॥૪॥

**હમ સીતા કૈ સુધિ લીન્હેં બિના। નહિં જૈહૈં જુબરાજ પ્રબીના॥**
**અસ કહિ લવન સિંધુ તટ જાઈ। બૈઠે કપિ સબ દર્ભ ડસાઈ॥૫॥**

હે સુયોગ્ય યુવરાજ! અમે લોકો સીતાજીની ભાળ મેળવ્યા સિવાય પાછા ફરીશું નહિ. એમ કહીને લવણસાગરના તટ પર જઈને સઘળા વાનરો દર્ભ બીછાવીને બેસી ગયા. ॥૫॥

**જામવંત અંગદ દુખ દેખી। કહીં કથા ઉપદેસ બિસેષી॥**
**તાત રામ કહુઁ નર જનિ માનહુ। નિર્ગુન બ્રહ્મ અજિત અજ જાનહુ॥૬॥**

જામ્બવાને અંગદનું દુઃખ જોઈને વિશેષ ઉપદેશની કથાઓ કહી. [તેઓ બોલ્યા –] હે તાત! શ્રીરામજીને મનુષ્ય ન જાણો, તેમને નિર્ગુણ બ્રહ્મ, અજેય અને અજન્મા સમજો. ॥૬॥

**હમ સબ સેવક અતિ બડ઼ભાગી। સંતત સગુન બ્રહ્મ અનુરાગી॥૭॥**

આપણે સૌ સેવકો અત્યન્ત મોટા ભાગ્યવાળા છીએ, જે નિરન્તર સગુણ બ્રહ્મ(શ્રીરામજી)માં પ્રીતિ રાખીએ છીએ. ॥૭॥

**દો૦ – નિજ ઇચ્છાઁ પ્રભુ અવતરઇ સુર મહિ ગો દ્વિજ લાગિ।**
**સગુન ઉપાસક સંગ તહઁ રહહિં મોચ્છ સબ ત્યાગિ॥૨૬॥**

દેવતા, પૃથ્વી, ગાય અને બ્રાહ્મણોના માટે પ્રભુ પોતાની ઇચ્છાથી [કોઈ કર્મબન્ધનથી નહિ] અવતાર લે છે. ત્યાં સગુણોપાસક [ભક્તજનો સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાર્ષ્ટિ અને સાયુજ્ય] સર્વ પ્રકારના મોક્ષોને ત્યાગીને તેમની સેવામાં સાથે રહે છે. ॥૨૬॥

**ચૌ૦ – એહિ બિધિ કથા કહહિં બહુ ભાઁતી। ગિરિ કંદરાઁ સુની સંપાતી॥**
**બાહેર હોઇ દેખિ બહુ કીસા। મોહિ અહાર દીન્હ જગદીસા॥૧॥**

આ પ્રમાણે જામ્બવાન અનેક પ્રકારની કથાઓ કહી રહ્યા છે. એમની વાતો પર્વતની ગુફામાં બેઠેલા સમ્પાતીએ સાંભળી. બહાર નીકળીને તેણે ઘણા જ વાનરો જોયા! [ત્યારે તે બોલ્યો –] જગદીશ્વરે મને ઘેર બેઠાં ઘણો જ આહાર મોકલી આપ્યો! ॥૧॥

**આજુ સબહિ કહઁ ભચ્છન કરઊઁ। દિન બહુ ચલે અહાર બિનુ મરઊઁ॥**
**કબહુઁ ન મિલ ભરિ ઉદર અહારા। આજુ દીન્હ બિધિ એકહિં બારા॥૨॥**

આજે આ બધાને ખાઈ જઈશ. ઘણા જ દિવસો વીતી ગયા, ભોજન વિના મરી રહ્યો હતો. પેટભરીને ભોજન ક્યારેય મળતું નથી. આજે વિધાતાએ એક સાથે ઘણું જ ભોજન આપી દીધું. ॥૨॥

**ડરપે ગીધ બચન સુનિ કાના। અબ ભા મરન સત્ય હમ જાના॥**
**કપિ સબ ઉઠે ગીધ કહઁ દેખી। જામવંત મન સોચ બિસેષી॥૩॥**

ગીધનાં વચનો કાનેથી સાંભળતાં જ સૌ ડરી ગયા કે હવે તો સાચેસાચ જ મરણ આવી ગયું, એ અમે જાણી લીધું. પછી તે ગીધ(સમ્પાતી)ને જોઈને સૌ વાનરો ઊઠીને ઊભા થયા. જામ્બવાનના મનમાં વિશેષ શોક થયો. ॥૩॥

**કહ અંગદ બિચારિ મન માહીં। ધન્ય જટાયૂ સમ કોઉ નાહીં॥**
**રામ કાજ કારન તનુ ત્યાગી। હરિ પુર ગયઉ પરમ બડ઼ભાગી॥૪॥**

અંગદે મનમાં વિચાર કરીને કહ્યું – અહા! જટાયુના સમાન ધન્ય કોઈ જ નથી. શ્રીરામજીના કાર્ય માટે શરીર છોડી તે પરમ ભાગ્યશાળી બનીને ભગવાનના પરમધામમાં ચાલ્યો ગયો. ॥૪॥

**સુનિ ખગ હરષ સોક જુત બાની। આવા નિકટ કપિન્હ ભય માની॥**
**તિન્હહિ અભય કરિ પૂછેસિ જાઈ। કથા સકલ તિન્હ તાહિ સુનાઈ॥૫॥**

હર્ષ અને શોકયુક્ત વાણી (સમાચાર) સાંભળીને તે પક્ષી (સમ્પાતી) વાનરોની પાસે આવ્યો. વાનરો ડરી ગયા. વાનરોને સમ્પાતીએ અભયદાન આપીને અને એમની પાસે જઈને જટાયુનું વૃત્તાન્ત પૂછ્યું, ત્યારે તેમણે સર્વે હકીકત તેને કહી સંભળાવી. ॥૫॥

**સુનિ સંપાતિ બંધુ કૈ કરની। રઘુપતિ મહિમા બહુબિધિ બરની॥૬॥**

ભાઈ જટાયુની કરણી સાંભળીને સમ્પાતીએ અનેક પ્રકારે શ્રીરઘુનાથજીના મહિમાનું વર્ણન કર્યું. ॥૬॥

**દો૦ – મોહિ લૈ જાહુ સિંધુતટ દેઉઁ તિલાંજલિ તાહિ।**
**બચન સહાઇ કરબિ મૈં પૈહહુ ખોજહુ જાહિ॥૨૭॥**

[તેણે કહ્યું –] મને સમુદ્રના કિનારે લઈ ચાલો, હું જટાયુને તિલાંજલિ આપી દઉં. આ સેવાના બદલામાં હું તમારી વચનથી સહાય કરીશ. (અર્થાત્ સીતાજી ક્યાં છે તે બતાવી દઈશ) જેને તમે શોધી રહ્યા છો, તેને પામી જશો. ॥૨૭॥

**ચૌ૦ – અનુજ ક્રિયા કરિ સાગર તીરા। કહિ નિજ કથા સુનહુ કપિ બીરા॥**
**હમ દ્વૌ બંધુ પ્રથમ તરુનાઈ। ગગન ગએ રબિ નિકટ ઉડ઼ાઈ॥૧॥**

સમુદ્રના તીરે નાના-ભાઈ જટાયુની શ્રાદ્ધ આદિ ક્રિયા કરીને સમ્પાતી પોતાની કથા કહેવા લાગ્યો – હે વીર વાનરો! સાંભળો, અમે બન્ને ભાઈઓ ચઢતી યુવાનીમાં એકવાર આકાશમાં ઊડીને સૂર્યની પાસે ચાલ્યા ગયા. ॥૧॥

**તેજ ન સહિ સક સો ફિરિ આવા। મૈં અભિમાની રબિ નિઅરાવા॥**
**જરે પંખ અતિ તેજ અપારા। પરેઉઁ ભૂમિ કરિ ઘોર ચિકારા॥૨॥**

તે (જટાયુ) તેજ ન સહી શક્યો, આથી તે પાછો આવ્યો (પણ) હું અભિમાની હતો એટલા માટે સૂર્યની પાસે ચાલ્યો ગયો. અત્યંત અપાર તેજથી મારી પાંખો બળી ગઈ. હું ઘણી મોટેથી ચીસ પાડીને જમીન પર ઢળી પડ્યો. ॥૨॥

**મુનિ એક નામ ચંદ્રમા ઓહી। લાગી દયા દેખિ કરિ મોહી॥**
**બહુ પ્રકાર તેહિં ગ્યાન સુનાવા। દેહજનિત અભિમાન છડ઼ાવા॥૩॥**

**દો૦ – સહજ સૂર કપિ ભાલુ સબ પુનિ સિર પર પ્રભુ રામ।**
**રાવન કાલ કોટિ કહુઁ જીતિ સકહિં સંગ્રામ ॥ ૫૫॥**

બધા વાનર-રીંછ સ્વાભાવિક રૂપે જ શૂરવીર છે. વળી, એમના માથે પ્રભુ (સર્વેશ્વર) શ્રીરામજી છે, જેઓ રાવણ જ નહીં, સંગ્રામમાં કરોડો કાળને પણ જીતી શકે છે. ॥ ૫૫॥

**ચૌ૦ – રામ તેજ બલ બુધિ બિપુલાઈ। સેષ સહસ સત સકહિં ન ગાઈ॥**
**સક સર એક સોષિ સત સાગર। તવ ભ્રાતહિ પૂઁછેઉ નય નાગર ॥ ૧॥**

શ્રીરામચન્દ્રજીનાં તેજ (સામર્થ્ય), બળ અને બુદ્ધિની અધિકતાને લાખો શેષ પણ નથી ગાઈ શકતા. તેઓ એક જ બાણથી સેંકડો સમુદ્રોને શોષી શકે છે, પરંતુ નીતિનિપુણ શ્રીરામજીએ [નીતિના રક્ષણ માટે] આપના ભાઈને ઉપાય પૂછ્યો. ॥ ૧॥

**તાસુ બચન સુનિ સાગર પાહીં। માગત પંથ કૃપા મન માહીં॥**
**સુનત બચન બિહસા દસસીસા। જૌં અસિ મતિ સહાય કૃત કીસા ॥ ૨॥**

વિભીષણનાં વચન સાંભળીને શ્રીરામજી સમુદ્ર પાસે રસ્તો માગી રહ્યા છે, તેમના મનમાં કૃપા ભરેલી છે [એટલે તેઓ તેને શોષતા નથી]. દૂતનાં આ વચન સાંભળતાં જ રાવણ ખૂબ હસ્યો [અને બોલ્યો] જ્યારે આવી બુદ્ધિ છે, ત્યારે જ તો વાનરોને સેવક બનાવ્યા છે! ॥ ૨॥

**સહજ ભીરુ કર બચન દૃઢ઼ાઈ। સાગર સન ઠાની મચલાઈ॥**
**મૂઢ઼ મૃષા કા કરસિ બડ઼ાઈ। રિપુ બલ બુદ્ધિ થાહ મૈં પાઈ ॥ ૩॥**

સ્વાભાવિકરૂપે જ બીકણ વિભીષણના વચનને પ્રમાણ કરીને તેમણે સમુદ્ર સાથે [બાળ] હઠ નિર્ધારી છે. અરે મૂર્ખ! જૂઠ્ઠી મોટાઈ શું કરે છે? બસ મેં શત્રુના બળ અને બુદ્ધિનો તાગ પામી લીધો. ॥ ૪॥

**સચિવ સભીત બિભીષન જાકેં। બિજય બિભૂતિ કહાઁ જગ તાકેં॥**
**સુનિ ખલ બચન દૂત રિસ બાઢ઼ી। સમય બિચારિ પત્રિકા કાઢ઼ી ॥ ૪॥**

જેના વિભીષણ જેવા બીકણ મંત્રી હોય, તેને જગતમાં વિજય અને વિભૂતિ (ઐશ્વર્ય) ક્યાં? દુષ્ટ રાવણનાં વચન સાંભળીને દૂતનો ક્રોધ વધી ગયો. તેણે તક જોઈને પત્રિકા કાઢી. ॥ ૪॥

**રામાનુજ દીન્હી યહ પાતી। નાથ બચાઇ જુડ઼ાવહુ છાતી॥**
**બિહસિ બામ કર લીન્હી રાવન। સચિવ બોલિ સઠ લાગ બચાવન ॥ ૫॥**

[અને કહ્યું –] શ્રીરામજીના નાના ભાઈ લક્ષ્મણે આ પત્રિકા આપી છે. હે નાથ! આને વંચાવીને છાતી ટાઢી કરો. રાવણે હસીને તેને ડાબા હાથમાં લીધી અને મંત્રીને બોલાવીને તે મૂર્ખ તેને વંચાવવા લાગ્યો. ॥ ૫॥

**દો૦ – બાતન્હ મનહિ રિઝાઇ સઠ જનિ ઘાલસિ કુલ ખીસ।**
**રામ બિરોધ ન ઉબરસિ સરન બિષ્નુ અજ ઈસ ॥ ૫૬ (ક)॥**

[પત્રિકામાં લખ્યું હતું –] અરે મૂર્ખ! કેવળ વાતોથી જ મનને રાજી કરીને પોતાના કુળને નષ્ટ-ભ્રષ્ટ ન કર. શ્રીરામજીથી વિરોધ કરીને તું વિષ્ણુ, બ્રહ્મા અને મહેશની શરણમાં જવા છતાંય નહીં બચે. ॥ ૫૬ (ક)॥

**કી તજિ માન અનુજ ઇવ પ્રભુ પદ પંકજ ભૃંગ ।**
**હોહિ કિ રામ સરાનલ ખલ કુલ સહિત પતંગ ॥ ૫૬ (ખ) ॥**

કાં તો અભિમાન છોડીને પોતાના નાના ભાઈ વિભીષણની જેમ પ્રભુનાં ચરણકમળોનો ભ્રમર બની જા. અથવા અરે દુષ્ટ! શ્રીરામજીના બાણરૂપ અગ્નિમાં પરિવારસહિત પતંગિયું થઈ જા(બંનેમાંથી જે ઠીક લાગે તે કર). ॥ ૫૬ (ખ)॥

**ચૌ૦ – સુનત સભય મન મુખ મુસુકાઈ । કહત દસાનન સબહિ સુનાઈ ॥**
**ભૂમિ પરા કર ગહત અકાસા । લઘુ તાપસ કર બાગ બિલાસા ॥ ૧ ॥**

પત્રિકા સાંભળતાં જ રાવણ મનમાં ભયભીત થઈ ગયો, પરંતુ મુખેથી (ઉપરથી) મલકાતો તે સર્વેને સંભળાવીને કહેવા લાગ્યો – જેમ કોઈ પૃથ્વી પર પડેલો આકાશને હાથથી પકડવાની ચેષ્ટા કરતો હોય, તેવી જ રીતે આ નાનો તપસ્વી (લક્ષ્મણ) વાગ્વિલાસ કરે છે (શેખી બકે છે). ॥ ૧॥

**કહ સુક નાથ સત્ય સબ બાની । સમુઝહુ છાડ઼િ પ્રકૃતિ અભિમાની ॥**
**સુનહુ બચન મમ પરિહરિ ક્રોધા । નાથ રામ સન તજહુ બિરોધા ॥ ૨ ॥**

શુકે (દૂતે) કહ્યું – હે નાથ! અભિમાની સ્વભાવને ત્યજીને [આ પત્રમાં લખેલી] સર્વે વાતોને સત્ય સમજો. ક્રોધ છોડીને મારાં વચન સાંભળો. હે નાથ! શ્રીરામજી સાથે વેર ત્યજી દો. ॥ ૨॥

**અતિ કોમલ રઘુબીર સુભાઊ । જદ્યપિ અખિલ લોક કર રાઊ ॥**
**મિલત કૃપા તુમ્હ પર પ્રભુ કરિહી । ઉર અપરાધ ન એકઉ ધરિહી ॥ ૩ ॥**

જોકે શ્રીરઘુવીર સમસ્ત લોકોના સ્વામી છે, પણ એમનો સ્વભાવ અત્યંત જ કોમળ છે. મળતાં જ પ્રભુ આપ પર કૃપા કરશે અને આપનો એક પણ અપરાધ તેઓ હૃદયમાં રાખશે નહિ. ॥ ૩॥

**જનકસુતા રઘુનાથહિ દીજે । એતના કહા મોર પ્રભુ કીજે ॥**
**જબ તેહિં કહા દેન બૈદેહી । ચરન પ્રહાર કીન્હ સઠ તેહી ॥ ૪ ॥**

જાનકીજી શ્રીરઘુનાથજીને આપી દો. હે પ્રભુ! આટલું કહેવું મારું માનો. જ્યારે તે દૂતે જાનકીજીને આપવા માટે કહ્યું, ત્યારે દુષ્ટ રાવણે તેને લાત મારી. ॥ ૪॥

**નાઈ ચરન સિરુ ચલા સો તહાઁ । કૃપાસિંધુ રઘુનાયક જહાઁ ॥**
**કરિ પ્રનામુ નિજ કથા સુનાઈ । રામ કૃપાઁ આપનિ ગતિ પાઈ ॥ ૫ ॥**

તે પણ [વિભીષણની જેમ] ચરણોમાં શીશ નમાવીને ત્યાં જ ચાલ્યો, જ્યાં કૃપાસાગર શ્રીરઘુનાથજી હતા. પ્રણામ કરીને તેણે પોતાની કથા સંભળાવી અને શ્રીરામજીની કૃપાથી પોતાની ગતિ (મુનિનું સ્વરૂપ) પામ્યો. ॥ ૫॥

**રિષિ અગસ્તિ કીં સાપ ભવાની । રાછસ ભયઉ રહા મુનિ ગ્યાની ॥**
**બંદિ રામ પદ બારહિં બારા । મુનિ નિજ આશ્રમ કહુઁ પગુ ધારા ॥ ૬ ॥**

[શિવજી કહે છે –] હે ભવાની! તે જ્ઞાની મુનિ હતો, અગસ્ત્ય ઋષિના શાપથી રાક્ષસ થયો હતો. વારંવાર શ્રીરામજીના ચરણોની વંદના કરીને તે મુનિ પોતાના આશ્રમે ચાલ્યો ગયો. ॥ ૬॥

**દો૦ – બિનય ન માનત જલધિ જડ઼ ગએ તીનિ દિન બીતિ ।**
**બોલે રામ સકોપ તબ ભય બિનુ હોઇ ન પ્રીતિ ॥ ૫૭॥**

અહીં ત્રણ દિવસ વીતી ગયા પરંતુ જડ સમુદ્ર નમ્રતાને માનતો નથી. ત્યારે શ્રીરામજી ક્રોધસહિત બોલ્યા – વિના ભયે પ્રીતિ થતી નથી! ॥ ૫૭॥

**ચૌ૦ – લછિમન બાન સરાસન આનૂ । સોષૌં બારિધિ બિસિખ કૃસાનૂ ॥**
**સઠ સન બિનય કુટિલ સન પ્રીતી । સહજ કૃપન સન સુંદર નીતી ॥ ૧॥**

હે લક્ષ્મણ! ધનુષ-બાણ લાવો, હું અગ્નિબાણથી સમુદ્રને શોષી લઉં. મૂર્ખને વિનય, કુટિલને પ્રીતિ, સ્વાભાવિક જ કંજૂસને સુંદર નીતિ (ઉદારતાનો ઉપદેશ), ॥ ૧॥

**મમતા રત સન ગ્યાન કહાની । અતિ લોભી સન બિરતિ બખાની ॥**
**ક્રોધિહિ સમ કામિહિ હરિકથા । ઊસર બીજ બએઁ ફલ જથા ॥ ૨॥**

મમતામાં ફસાયેલા મનુષ્યને જ્ઞાનની કથા, અત્યંત લોભીને વૈરાગ્યનું વર્ણન, ક્રોધીને શમ (શાંતિની વાત) અને કામીને ભગવાનની કથા – આનું ફળ એવું જ હોય છે જેમ ખારાપાટમાં બીજ વાવવાથી થાય છે (અર્થાત્ ખારાપાટમાં બી વાવવાની જેમ આ સર્વે વ્યર્થ જાય છે). ॥ ૨॥

**અસ કહિ રઘુપતિ ચાપ ચઢ઼ાવા । યહ મત લછિમન કે મન ભાવા ॥**
**સંધાનેઉ પ્રભુ બિસિખ કરાલા । ઉઠી ઉદધિ ઉર અંતર જ્વાલા ॥ ૩॥**

આવું કહીને શ્રીરઘુનાથજીએ ધનુષ ચઢાવ્યું. આ મત લક્ષ્મણજીના મનને ઘણો જ ઠીક લાગ્યો. પ્રભુએ ભયાનક [અગ્નિ] બાણનું સંધાન કર્યું, જેથી સમુદ્રના હૃદયની અંદર અગ્નિની જ્વાળા ઊઠી. ॥ ૩॥

**મકર ઉરગ ઝષ ગન અકુલાને । જરત જંતુ જલનિધિ જબ જાને ॥**
**કનક થાર ભરિ મનિ ગન નાના । બિપ્ર રૂપ આયઉ તજિ માના ॥ ૪॥**

મગર, સર્પ તથા માછલીઓનો સમૂહ વ્યાકુળ થઈ ગયો. જ્યારે સમુદ્રે જીવોને બળતાં જોયા, ત્યારે સોનાના થાળમાં અનેક મણિઓ(રત્નો)ને ભરીને અભિમાન છોડી તે બ્રાહ્મણના રૂપમાં આવ્યો. ॥ ૪॥

**દો૦ – કાટેહિં પઇ કદરી ફરઇ કોટિ જતન કોઉ સીંચ ।**
**બિનય ન માન ખગેસ સુનુ ડાટેહિં પઇ નવ નીચ ॥ ૫૮॥**

[કાકભુશુંડિજી કહે છે –] હે ગરુડજી! સાંભળો, ભલે કોઈ કરોડો ઉપાય કરીને સીંચે પણ કેળ તો કાપ્યા પછી જ ફળે છે. નીચ નમ્રતાથી નથી માનતો. તેને વઢવાથી જ તે નમે છે(રસ્તા ઉપર આવે છે). ॥ ૫૮॥

**ચૌ૦ – સભય સિંધુ ગહિ પદ પ્રભુ કેરે । છમહુ નાથ સબ અવગુન મેરે ॥**
**ગગન સમીર અનલ જલ ધરની । ઇન્હ કઇ નાથ સહજ જડ઼ કરની ॥ ૧॥**

સમુદ્રએ ભયભીત થઈને પ્રભુના ચરણ પકડીને કહ્યું – હે નાથ! મારા સર્વે અવગુણ (દોષ) ક્ષમા કરો. હે નાથ! આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી – આ સર્વેની કરણી સ્વભાવથી જ જડ છે. ॥ ૧॥

**તવ પ્રેરિત માયાઁ ઉપજાએ। સૃષ્ટિ હેતુ સબ ગ્રંથનિ ગાએ॥**
**પ્રભુ આયસુ જેહિ કહઁ જસ અહઈ। સો તેહિ ભાઁતિ રહેં સુખ લહઈ॥૨॥**

આપની પ્રેરણાથી માયાએ એમને સૃષ્ટિની માટે ઉત્પન્ન કર્યાં છે, સર્વે ગ્રંથોએ આ જ ગાયું છે. જેના માટે સ્વામીની જેવી આજ્ઞા છે, તે જ રીતે રહેવામાં તે સુખ પામે છે. ॥૨॥

**પ્રભુ ભલ કીન્હ મોહિ સિખ દીન્હી। મરજાદા પુનિ તુમ્હરી કીન્હી॥**
**ઢોલ ગવાઁર સૂદ્ર પસુ નારી। સકલ તાડ઼ના કે અધિકારી॥૩॥**

પ્રભુએ સારું કર્યું જે મને દંડ આપ્યો; પરંતુ મર્યાદા (જીવોનો સ્વભાવ) પણ આપની જ બનાવેલી છે. ઢોલ, ગમાર, શૂદ્ર, પશુ અને સ્ત્રી – આ સર્વે દંડના અધિકારી છે. ॥૩॥

**પ્રભુ પ્રતાપ મૈં જાબ સુખાઈ। ઉતરિહિ કટકુ ન મોરિ બડ઼ાઈ॥**
**પ્રભુ અગ્યા અપેલ શ્રુતિ ગાઈ। કરૌં સો બેગિ જો તુમ્હહિ સોહાઈ॥૪॥**

પ્રભુના પ્રતાપથી હું સુકાઈ જઈશ અને સેના પાર ઊતરી જશે, એમાં મારી મોટાઈ નથી (મારી મર્યાદા નહિ રહે). તો પણ પ્રભુની આજ્ઞા અચૂક છે (અર્થાત્ આપની આજ્ઞાનું ઉલ્લંઘન નથી થઈ શકતું) એવું વેદો ગાય છે. હવે, આપને જે ઠીક લાગે, તે જ હું તુરત જ કરું. ॥૪॥

**દો૦ – સુનત બિનીત બચન અતિ કહ કૃપાલ મુસુકાઇ।**
**જેહિ બિધિ ઉતરૈ કપિ કટકુ તાત સો કહહુ ઉપાઇ॥૫૯॥**

સમુદ્રના અત્યંત નમ્ર વચન સાંભળીને કૃપાળુ શ્રીરામજીએ મલકાઈને કહ્યું – હે તાત! જે રીતે વાનરોની સેના પાર ઊતરી જાય, એ ઉપાય બતાવો. ॥૫૯॥

**ચૌ૦ – નાથ નીલ નલ કપિ દ્વૌ ભાઈ। લરિકાઈં રિષિ આસિષ પાઈ॥**
**તિન્હ કેં પરસ કિએઁ ગિરિ ભારે। તરિહહિં જલધિ પ્રતાપ તુમ્હારે॥૧॥**

[સમુદ્રે કહ્યું –] હે નાથ! નીલ અને નલ બે વાનર ભાઈઓ છે. તેમણે નાનપણમાં ઋષિઓથી આશીર્વાદ મેળવ્યા હતા. તેમના સ્પર્શ કરી લેવાથી જ ભારે ભારે પર્વત પણ આપના પ્રતાપથી સમુદ્ર પર તરી જશે. ॥૧॥

**મૈં પુનિ ઉર ધરિ પ્રભુ પ્રભુતાઈ। કરિહઉઁ બલ અનુમાન સહાઈ॥**
**એહિ બિધિ નાથ પયોધિ બઁધાઇઅ। જેહિં યહ સુજસુ લોક તિહુઁ ગાઇઅ॥૨॥**

હું પણ પ્રભુની પ્રભુતાને હૃદયમાં ધારણ કરીને પોતાના બળ અનુસાર (જ્યાં સુધી મારાથી બનશે) સહાયતા કરીશ. હે નાથ! આ રીતે સમુદ્રને બંધાવો, જેથી ત્રણેય લોકોમાં આપનો સુંદર યશ ગવાય. ॥૨॥

**એહિં સર મમ ઉત્તર તટ બાસી। હતહુ નાથ ખલ નર અઘ રાસી ॥**
**સુનિ કૃપાલ સાગર મન પીરા। તુરતહિં હરી રામ રનધીરા ॥ ૩॥**

આ બાણથી મારા ઉત્તરકિનારે રહેનારા પાપના ભંડાર દુષ્ટ મનુષ્યોનો વધ કરો. કૃપાળુ અને રણધીર શ્રીરામજીએ સમુદ્રના મનની પીડા સાંભળીને તેને તરત જ હરી લીધી (અર્થાત્ બાણથી એ દુષ્ટોનો વધ કરી દીધો). ॥ ૩॥

**દેખિ રામ બલ પૌરુષ ભારી। હરષિ પયોનિધિ ભયઉ સુખારી ॥**
**સકલ ચરિત કહિ પ્રભુહિ સુનાવા। ચરન બંદિ પયોધિ સિધાવા ॥ ૪॥**

શ્રીરામજીના ભારે બળ અને પૌરુષને જોઈને સમુદ્ર હર્ષિત થઈને સુખી થઈ ગયો. તેણે એ દુષ્ટોનું સમસ્ત ચરિત્ર પ્રભુને કહી સંભળાવ્યું. પછી ચરણોની વંદના કરીને સમુદ્ર ચાલ્યો ગયો. ॥ ૪॥

**છં૦ – નિજ ભવન ગવનેઉ સિંધુ શ્રીરઘુપતિહિ યહ મત ભાયઊ।**
**યહ ચરિત કલિ મલહર જથામતિ દાસ તુલસી ગાયઊ ॥**
**સુખ ભવન સંસય સમન દવન બિષાદ રઘુપતિ ગુન ગના।**
**તજિ સકલ આસ ભરોસ ગાવહિ સુનહિ સંતત સઠ મના ॥**

સમુદ્ર પોતાના સ્થાને ચાલ્યો ગયો, શ્રીરઘુનાથજીને આ મત (તેની સલાહ) ઠીક લાગ્યો. આ ચરિત્ર કળિયુગનાં પાપોને હરનારું છે. એને તુલસીદાસે પોતાની બુદ્ધિ પ્રમાણે ગાયું છે. શ્રીરઘુનાથજીના ગુણસમૂહો સુખના ધામ અને સંદેહનો નાશ કરનારા અને વિષાદનું દમન કરનારા છે. અરે મૂર્ખ મન! તું સંસારનાં સર્વ આશા-ભરોસા ત્યાગીને નિરંતર આને ગા અને સાંભળ. ॥ ૫॥

**દો૦ – સકલ સુમંગલ દાયક રઘુનાયક ગુન ગાન।**
**સાદર સુનહિં તે તરહિં ભવ સિંધુ બિના જલજાન ॥ ૬૦॥**

શ્રીરઘુનાથજીના ગુણગાન સંપૂર્ણ સુંદર મંગળોને આપનાર છે. જે આને આદરસહિત સાંભળશે, તે વિના કોઈ વહાણે (અન્ય સાધન વિના) જ ભવસાગરને તરી જશે. ॥ ૬૦॥

## માસપારાયણ, ચોવીસમો વિશ્રામ

### ઇતિ શ્રીમદ્રામચરિતમાનસે સકલકલિકલુષવિધ્વંસને પઞ્ચમઃ સોપાનઃ સમાપ્તઃ।

કળિયુગનાં સમસ્ત પાપોનો નાશ કરનારા શ્રીરામચરિતમાનસનો આ પાંચમો સોપાન સમાપ્ત થયો.

**(સુંદરકાંડ સમાપ્ત)**



શ્રીગણેશાય નમઃ

શ્રીજાનકીવલ્લભો વિજયતે

# શ્રીરામચરિતમાનસ



## ષષ્ઠ સોપાન



## લંકાકાંડ

### શ્લોક

**રામં કામારિસેવ્યં ભવભયહરણં કાલમત્તેભસિંહં**
**યોગીન્દ્રં જ્ઞાનગમ્યં ગુણનિધિમજિતં નિર્ગુણં નિર્વિકારમ્ ।**
**માયાતીતં સુરેશં ખલવધનિરતં બ્રહ્મવૃન્દૈકદેવં**
**વન્દે કન્દાવદાતં સરસિજનયનં દેવમુર્વીશરૂપમ્ ॥ ૧॥**

કામદેવના શત્રુ શિવજીના સેવ્ય, ભવ(જન્મ-મૃત્યુ)ના ભયને હરનારા, કાળરૂપી મદમસ્ત હાથીને માટે સિંહ સમાન, યોગીઓના સ્વામી (યોગેશ્વર), જ્ઞાન દ્વારા જાણવા યોગ્ય, ગુણોના ભંડાર, અજેય, નિર્ગુણ, નિર્વિકાર, માયાથી પર, દેવતાઓના સ્વામી, દુષ્ટોના વધમાં તત્પર, બ્રાહ્મણવૃંદના એક માત્ર દેવ (રક્ષક), જળવાળા મેઘની સમાન સુંદર શ્યામ, કમળના જેવાં નેત્રોવાળા, પૃથ્વીપતિ (રાજા)ના રૂપમાં પરમદેવ શ્રીરામજીની હું વંદના કરું છું. ॥૧॥

**શઙ્ખેન્દ્વાભમતીવસુન્દરતનું શાર્દૂલચર્મામ્બરં**
**કાલવ્યાલકરાલભૂષણધરં ગઙ્ગાશશાઙ્કપ્રિયમ્ ।**
**કાશીશં કલિકલ્મષૌઘશમનં કલ્યાણકલ્પદ્રુમં**
**નૌમીડ્યં ગિરિજાપતિં ગુણનિધિં કન્દર્પહં શઙ્કરમ્ ॥ ૨॥**

શંખ અને ચન્દ્ર જેવી કાંતિના અત્યંત સુંદર શરીરવાળા, વ્યાઘ્રચર્મનાં વસ્ત્રવાળા, કાળના સમાન [અથવા કાળા રંગના] ભયાનક સર્પોનાં ભૂષણ ધારણ કરનારા, ગંગા અને ચન્દ્રમાના પ્રેમી, કાશીપતિ, કળિયુગના પાપસમૂહનો નાશ કરનારા, કલ્યાણના કલ્પવૃક્ષ, ગુણોના નિધાન અને કામદેવને ભસ્મ કરનારા પાર્વતીપતિ વંદનીય શ્રીશંકરજીને હું નમસ્કાર કરું છું. ॥૨॥

**યો દદાતિ સતાં શમ્ભુઃ કૈવલ્યમપિ દુર્લભમ્ ।**
**ખલાનાં દણ્ડકૃદ્યોઽસૌ શઙ્કરઃ શં તનોતુ મે ॥ ૩॥**

જે સત્પુરુષોને અત્યંત દુર્લભ કૈવલ્યમુક્તિ સુદ્ધાં આપી દે છે અને જે દુષ્ટોને દંડ આપનારા છે, તે કલ્યાણકારી શ્રીશંભુ મારા કલ્યાણનો વિસ્તાર કરે. ॥ ૩॥

**દો૦ – લવ નિમેષ પરમાનુ જુગ બરષ કલપ સર ચંડ ।**
**ભજસિ ન મન તેહિ રામ કો કાલુ જાસુ કોદંડ ॥**

લવ, નિમેષ, પરમાણુ, વર્ષ, યુગ અને કલ્પ જેમનાં પ્રચંડ બાણ છે અને કાળ જેમનું ધનુષ છે, હે મન! તું એ શ્રીરામજીને કેમ નથી ભજતું? ॥ ૪॥

**સો૦ – સિંધુ બચન સુનિ રામ સચિવ બોલિ પ્રભુ અસ કહેઉ ।**
**અબ બિલંબુ કેહિ કામ કરહુ સેતુ ઉતરૈ કટકુ ॥**

સમુદ્રનાં વચન સાંભળીને પ્રભુ શ્રીરામજીએ મંત્રીઓને બોલાવીને આવું કહ્યું – હવે, વિલંબ શા માટે થઈ રહ્યો છે? સેતુ તૈયાર કરો, જેથી સેના પાર ઊતરે.

**સુનહુ ભાનકુલ કેતુ જામવંત કર જોરિ કહ ।**
**નાથ નામ તવ સેતુ નર ચઢ઼િ ભવ સાગર તરહિં ॥**

જામ્બવાને હાથ જોડીને કહ્યું – હે સૂર્યકુળની ધ્વજા-સ્વરૂપ (કીર્તિને વધારનારા) શ્રીરામજી! સાંભળો. હે નાથ! [સર્વેથી મોટો] સેતુ તો આપનું નામ જ છે, જેના પર ચઢીને (જેનો આશ્રય લઈને) મનુષ્ય સંસારરૂપી સમુદ્રને પાર થઈ જાય છે.

**ચૌ૦ – યહ લઘુ જલધિ તરત કતિ બારા । અસ સુનિ પુનિ કહ પવનકુમારા ॥**
**પ્રભુ પ્રતાપ બડ઼વાનલ ભારી । સોષેઉ પ્રથમ પયોનિધિ બારી ॥ ૧॥**

પછી આ નાનકડો સમુદ્ર પાર કરવામાં કેટલી વાર લાગશે? આવું સાંભળીને, પછી પવનપુત્ર શ્રીહનુમાનજીએ કહ્યું – પ્રભુનો પ્રતાપ ભારે વડવાનળ સમાન છે. તેણે અગાઉ સમુદ્રના જળને શોષી લીધું હતું. ॥ ૧॥

**તવ રિપુ નારિ રુદન જલ ધારા । ભરેઉ બહોરિ ભયઉ તેહિં ખારા ॥**
**સુનિ અતિ ઉકુતિ પવનસુત કેરી । હરષે કપિ રઘુપતિ તન હેરી ॥ ૨॥**

પરંતુ આપના શત્રુઓની સ્ત્રીઓનાં આંસુઓની ધારાથી આ ફરી ભરાઈ ગયો અને તેથી જ ખારો પણ થઈ ગયો. હનુમાનજીની આ અત્યુક્તિ (અલંકારપૂર્ણ યુક્તિ) સાંભળીને વાનરો શ્રીરઘુનાથજીની સામે જોઈને હર્ષિત થઈ ગયા. ॥ ૨॥

**જામવંત બોલે દોઉ ભાઈ । નલ નીલહિ સબ કથા સુનાઈ ॥**
**રામ પ્રતાપ સુમિરિ મન માહીં । કરહુ સેતુ પ્રયાસ કછુ નાહીં ॥ ૩॥**

જામ્બવાને નલ-નીલ બંને ભાઈઓને બોલાવી તેમને સમસ્ત કથા કહી સંભળાવી [અને કહ્યું –] મનમાં શ્રીરામજીના પ્રતાપનું સ્મરણ કરીને સેતુ તૈયાર કરો, [રામ પ્રતાપથી] કંઈ પણ પરિશ્રમ નહીં થાય. ॥ ૩॥

**બોલિ લિએ કપિ નિકર બહોરી। સકલ સુનહુ બિનતી કછુ મોરી॥**
**રામ ચરન પંકજ ઉર ધરહૂ। કૌતુક એક ભાલુ કપિ કરહૂ॥ ૪॥**

પછી વાનરોના સમૂહને બોલાવી લીધો [અને કહ્યું –] આપ સર્વે લોકો મારી થોડીક વિનંતી સાંભળો. પોતાના હૃદયમાં શ્રીરામજીના ચરણકમળોને ધારણ કરી લો અને સર્વે રીંછ અને વાનર એક ખેલ કરો. ॥ ૪॥

**ધાવહુ મર્કટ બિકટ બરૂથા। આનહુ બિટપ ગિરિન્હ કે જૂથા॥**
**સુનિ કપિ ભાલુ ચલે કરિ હૂહા। જય રઘુબીર પ્રતાપ સમૂહા॥ ૫॥**

વિકટ વાનરોના સમૂહ દોડી જાઓ અને વૃક્ષો તથા પર્વતોના સમૂહોને ઉખાડી લાવો. આ સાંભળીને વાનરો અને રીંછો હૂહ (હુંકાર) કરીને અને શ્રીરઘુનાથજીના પ્રતાપ સમૂહનો [અથવા પ્રતાપના પુંજ શ્રીરામચન્દ્રજીનો] જય પોકારતાં ચાલ્યાં. ॥ ૫॥

**દો૦ – અતિ ઉતંગ ગિરિ પાદપ લીલહિં લેહિં ઉઠાઈ।**
**આનિ દેહિં નલ નીલહિ રચહિં તે સેતુ બનાઈ॥ ૧॥**

ઘણાં ઊંચા-ઊંચા પર્વતો અને વૃક્ષોને ખેલની જેમ જ [ઉખાડીને] ઉઠાવી લે છે અને લાવી-લાવીને નલ-નીલને આપે છે. તેઓ યોગ્ય રીતે ઘડીને [સુંદર] સેતુ બનાવે છે. ॥ ૧॥

**ચૌ૦ – સૈલ બિસાલ આનિ કપિ દેહીં। કંદુક ઈવ નલ નીલ તે લેહીં॥**
**દેખિ સેતુ અતિ સુંદર રચના। બિહસિ કૃપાનિધિ બોલે બચના॥ ૧॥**

વાનરો મોટા મોટા પહાડ લાવી-લાવીને આપે છે અને નલ-નીલ તેમને દડાની જેમ લઈ લે છે. સેતુની અત્યંત સુંદર રચના જોઈને કૃપાસિંધુ શ્રીરામજી હસીને વચન બોલ્યા – ॥ ૧॥

**પરમ રમ્ય ઉત્તમ યહ ધરની। મહિમા અમિત જાઈ નહિં બરની॥**
**કરિહઉઁ ઈહાઁ સંભુ થાપના। મોરે હૃદયઁ પરમ કલપના॥ ૨॥**

આ (અહીંની) ભૂમિ પરમ રમણીય અને ઉત્તમ છે. એનો અસીમ મહિમા વર્ણન કરી શકાતો નથી. હું અહીં શિવજીની સ્થાપના કરીશ. મારા હૃદયમાં આ મહાન સંકલ્પ છે. ॥ ૨॥

**સુનિ કપીસ બહુ દૂત પઠાએ। મુનિબર સકલ બોલિ લૈ આએ॥**
**લિંગ થાપિ બિધિવત કરિ પૂજા। સિવ સમાન પ્રિય મોહિ ન દૂજા॥ ૩॥**

શ્રીરામજીનાં વચન સાંભળીને વાનરરાજ સુગ્રીવે ઘણા જ દૂત મોકલ્યા, જે સર્વે શ્રેષ્ઠ મુનિઓને બોલાવીને લઈ આવ્યા. શિવલિંગની સ્થાપના કરીને વિધિપૂર્વક તેનું પૂજન કર્યું. [પછી ભગવાન બોલ્યા –] શિવજી સમાન મને અન્ય કોઈ પ્રિય નથી. ॥ ૩॥

**સિવ દ્રોહી મમ ભગત કહાવા। સો નર સપનેહુઁ મોહિ ન પાવા॥**
**સંકર બિમુખ ભગતિ ચહ મોરી। સો નારકી મૂઢ઼ મતિ થોરી॥૪॥**

જે શિવનો દ્રોહ કરે છે અને મારો ભક્ત કહેવડાવે છે, તે મનુષ્ય સ્વપ્નમાંય મને નથી પામતો. શંકરજીથી વિમુખ થઈને (વિરોધ કરીને) જે મારી ભક્તિ ઇચ્છે છે, તે નરકગામી, મૂર્ખ અને અલ્પબુદ્ધિ છે. ॥૪॥

**દો૦ – સંકરપ્રિય મમ દ્રોહી સિવ દ્રોહી મમ દાસ।**
**તે નર કરહિં કલપ ભરિ ઘોર નરક મહુઁ બાસ॥૨॥**

જેમને શંકરજી પ્રિય છે, પરંતુ જે મારા દ્રોહી છે; તથા જે શિવજીના દ્રોહી છે અને મારા દાસ [બનવા ઇચ્છે] છે, તે મનુષ્ય કલ્પભર ઘોર નરકમાં નિવાસ કરે છે. ॥૨॥

**ચૌ૦ – જે રામેસ્વર દરસનુ કરિહહિં। તે તનુ તજિ મમ લોક સિધરિહહિં॥**
**જો ગંગાજલુ આનિ ચઢ઼ાઇહિ। સો સાજુજ્ય મુક્તિ નર પાઇહિ॥૧॥**

જે મનુષ્ય [મારા સ્થાપિત કરેલા આ] રામેશ્વરજીનું દર્શન કરશે, તે શરીર છોડીને મારા લોકમાં જશે અને જે ગંગાજળ લાવીને એના પર ચઢાવશે; તે મનુષ્ય સાયુજ્ય મુક્તિ પામશે (અર્થાત્ મારી સાથે એકાકાર થઈ જશે). ॥૧॥

**હોઇ અકામ જો છલ તજિ સેઇહિ। ભગતિ મોરિ તેહિ સંકર દેઇહિ॥**
**મમ કૃત સેતુ જો દરસનુ કરિહી। સો બિનુ શ્રમ ભવસાગર તરિહી॥૨॥**

જે છળ છોડીને અને નિષ્કામ થઈને શ્રીરામેશ્વરજીની સેવા કરશે, તેમને શંકરજી મારી ભક્તિ આપશે અને જે મારા બનાવેલા સેતુનું દર્શન કરશે, તે વિનાપરિશ્રમે સંસારરૂપી સમુદ્રને તરી જશે. ॥૨॥

**રામ બચન સબ કે જિય ભાએ। મુનિબર નિજ નિજ આશ્રમ આએ॥**
**ગિરિજા રઘુપતિ કૈ યહ રીતી। સંતત કરહિં પ્રનત પર પ્રીતી॥૩॥**

શ્રીરામજીનાં વચન સર્વેના મનમાં સારાં લાગ્યાં. તત્પશ્ચાત્ તે શ્રેષ્ઠ મુનિઓ પોતપોતાના આશ્રમોમાં પાછા ગયા. [શિવજી કહે છે –] હે પાર્વતી! શ્રીરઘુનાથજીની આ રીતિ છે કે તેઓ શરણાગતો પર સદાય પ્રીતિ કરે છે. ॥૩॥

**બાઁધા સેતુ નીલ નલ નાગર। રામ કૃપાઁ જસુ ભયઉ ઉજાગર॥**
**બૂડ઼હિં આનહિ બોરહિં જેઈ। ભએ ઉપલ બોહિત સમ તેઈ॥૪॥**

ચતુર નલ અને નીલે સેતુ બાંધ્યો. શ્રીરામજીની કૃપાથી એમનો આ [ઉજ્જ્વળ] યશ સર્વત્ર ફેલાઈ ગયો. જે પથ્થર પોતે ડૂબે છે અને બીજાઓને ડુબાડી દે છે, તે જ વહાણ જેવા [સ્વયં તરનારા અને બીજાને પાર લઈ જનારા] થઈ ગયા. ॥૪॥

**મહિમા યહ ન જલધિ કઇ બરની। પાહન ગુન ન કપિન્હ કઇ કરની॥૫॥**

આ ન તો સમુદ્રનો મહિમા વર્ણન કરાયો છે, ન તો પથ્થરોનો ગુણ છે અને ન તો વાનરોની પણ કોઈ કરામત છે. ॥૫॥

**દો૦ – શ્રી રઘુબીર પ્રતાપ તે સિંધુ તરે પાષાન ।**
**તે મતિમંદ જે રામ તજિ ભજહિં જાઈ પ્રભુ આન ॥ ૩॥**

શ્રીરઘુવીરના પ્રતાપથી પથ્થર પણ સમુદ્ર પર તરી ગયા. એવા શ્રીરામજીને છોડીને જે કોઈ અન્ય સ્વામીને જઈને ભજે છે તે [નિશ્ચયે જ] મંદબુદ્ધિ છે. ॥ ૩॥

**ચૌ૦ – બાઁધિ સેતુ અતિ સુદૃઢ઼ બનાવા । દેખિ કૃપાનિધિ કે મન ભાવા ॥**
**ચલી સેન કછુ બરનિ ન જાઈ । ગર્જહિં મર્કટ ભટ સમુદાઈ ॥ ૧॥**

નલ-નીલે સેતુ બાંધીને તેને ઘણો મજબૂત બનાવ્યો. તેને જોઈને કૃપાનિધાન શ્રીરામજીના મનને તે [ઘણો જ] ગમ્યો. સેના ચાલી, જેનું કંઈ વર્ણન નથી થઈ શકતું. યોદ્ધા વાનરોના સમુદાય ગરજી રહ્યા છે. ॥ ૧॥

**સેતુબંધ ઢિગ ચઢ઼િ રઘુરાઈ । ચિતવ કૃપાલ સિંધુ બહુતાઈ ॥**
**દેખન કહુઁ પ્રભુ કરુના કંદા । પ્રગટ ભએ સબ જલચર બૃંદા ॥ ૨॥**

કૃપાળુ શ્રીરઘુનાથજી સેતુબંધના તટે ચઢીને સમુદ્રનો વિસ્તાર જોવા લાગ્યા. કરુણાની વર્ષા કરનારા પ્રભુનાં દર્શનને માટે સર્વે જળચરોના સમૂહ પ્રગટ થઈ ગયા (જળ ઉપર નીકળી આવ્યા). ॥ ૨॥

**મકર નક્ર નાના ઝષ બ્યાલા । સત જોજન તન પરમ બિસાલા ॥**
**અઈસેઉ એક તિન્હહિ જે ખાહીં । એકન્હ કેં ડર તેપિ ડેરાહીં ॥ ૩॥**

અનેક પ્રકારના મગર, ઘડિયાળ, મચ્છ અને સર્પ હતા, જેમનાં સો-સો યોજનના ઘણાં મોટાં વિશાળ શરીર હતાં. કેટલાક તો એવા પણ જંતુ હતા જે એમને પણ ખાઈ જાય. કોઈક બીજાના ડરથી તો તેઓ પણ ડરી રહ્યા હતા. ॥ ૩॥

**પ્રભુહિ બિલોકહિં ટરહિં ન ટારે । મન હરષિત સબ ભએ સુખારે ॥**
**તિન્હ કીં ઓટ ન દેખિઅ બારી । મગન ભએ હરિ રૂપ નિહારી ॥ ૪॥**

તે સર્વે [વેર-વિરોધ ભૂલીને] પ્રભુનાં દર્શન કરી રહ્યાં છે. હટાવવા છતાં નથી હઠતાં. સૌનાં મન હરખાયાં છે. સર્વે સુખી થઈ ગયાં. તેમની આડને કારણે જળ દેખાતું નથી. તે સર્વે ભગવાનનું રૂપ જોઈને [આનંદ અને પ્રેમમાં] મગ્ન થઈ ગયાં. ॥ ૪॥

**ચલા કટકુ પ્રભુ આયસુ પાઈ । કો કહિ સક કપિ દલ બિપુલાઈ ॥ ૫॥**

પ્રભુ શ્રીરામચન્દ્રજીની આજ્ઞા પામીને સેના ચાલી. વાનર-સેનાની વિપુલતા(અત્યાધિક સંખ્યા)ને કોણ કહી શકે છે? ॥ ૫॥

**દો૦ – સેતુ બંધ ભઈ ભીર અતિ કપિ નભ પંથ ઉડ઼ાહિં ।**
**અપર જલચરન્હિ ઊપર ચઢ઼િ ચઢ઼િ પારહિ જાહિં ॥ ૪॥**

સેતુબંધ પર ભારે ભીડ થઈ ગઈ, તેથી કેટલાક વાનર આકાશમાર્ગે ઊડવા લાગ્યા અને બીજા [કેટલાય] જળચર જીવો પર ચઢી-ચઢીને પાર જઈ રહ્યા છે. ॥ ૪॥

**ચૌ○ – અસ કૌતુક બિલોકિ દ્વૌ ભાઈ। બિહઁસિ ચલે કૃપાલ રઘુરાઈ॥**
**સેન સહિત ઉતરે રઘુબીરા। કહિ ન જાઈ કપિ જૂથપ ભીરા॥૧॥**

કૃપાળુ રઘુનાથજી [તથા લક્ષ્મણજી] બંને ભાઈ આવું કૌતુક જોઈને હસતાં હસતાં ચાલ્યા. શ્રીરઘુવીર સેના સાથે સમુદ્ર પાર થઈ ગયા. વાનરો અને એમના સેનાપતિઓની ભીડ કહી નથી શકાતી. ॥૧॥

**સિંધુ પાર પ્રભુ ડેરા કીન્હા। સકલ કપિન્હ કહુઁ આયસુ દીન્હા॥**
**ખાહુ જાઈ ફલ મૂલ સુહાએ। સુનત ભાલુ કપિ જહઁ તહઁ ધાએ॥૨॥**

પ્રભુએ સમુદ્ર પાર ઉતારો કર્યો અને સર્વે વાનરોને આજ્ઞા આપી કે તમે જઈને સુંદર ફળ-મૂળ ખાઓ. આ સાંભળતાં જ રીંછ-વાનર આમ-તેમ દોડી પડ્યાં. ॥૨॥

**સબ તરુ ફરે રામ હિત લાગી। રિતુ અરુ કુરિતુ કાલ ગતિ ત્યાગી॥**
**ખાહિં મધુર ફલ બિટપ હલાવહિં। લંકા સન્મુખ સિખર ચલાવહિં॥૩॥**

શ્રીરામજીના હિત(સેવા)ને માટે સર્વે વૃક્ષ ઋતુ-કુઋતુ - સમયની ગતિ ત્યજીને ફળી ઊઠ્યાં. વાનર-રીંછ મીઠાં મીઠાં ફળ ખાઈ રહ્યાં છે, વૃક્ષોને હલાવી રહ્યાં છે અને પર્વતોનાં શિખરોને લંકાની સામે ફેંકી રહ્યાં છે. ॥૩॥

**જહઁ કહુઁ ફિરત નિસાચર પાવહિં। ઘેરિ સકલ બહુ નાચ નચાવહિં॥**
**દસનન્હિ કાટિ નાસિકા કાના। કહિ પ્રભુ સુજસુ દેહિં તબ જાના॥૪॥**

હરતાં-ફરતાં જ્યાં કોઈ રાક્ષસને પામી જાય છે તો સર્વે તેને ઘેરીને ખૂબ નાચ નચાવે છે અને દાંતોથી તેનાં નાક-કાન કાપીને પ્રભુનો સુયશ કહીને (અથવા કહેવડાવીને) પછી તેને જવા દે છે. ॥૪॥

**જિન્હ કર નાસા કાન નિપાતા। તિન્હ રાવનહિ કહી સબ બાતા॥**
**સુનત શ્રવન બારિધિ બંધાના। દસ મુખ બોલિ ઉઠા અકુલાના॥૫॥**

જે રાક્ષસોનાં નાક અને કાન કાપી નાખવામાં આવ્યાં, તેમણે રાવણને સર્વ સમાચાર કહ્યા. 'સમુદ્ર [પર સેતુ] બાંધ્યો ગયો' કાનેથી સાંભળતાં જ રાવણ ગભરાઈને દશે મુખથી બોલી ઊઠ્યો. ॥૫॥

**દો○ – બાઁધ્યો બનનિધિ નીરનિધિ જલધિ સિંધુ બારીસ।**
**સત્ય તોયનિધિ કંપતિ ઉદધિ પયોધિ નદીસ॥૫॥**

અરે વનનિધિને! અરે નીરનિધિને! અરે જલધિને! અરે સિંધુને! અરે વારીશને! અરે તોયનિધિને! અરે કંપતિને! અરે ઉદધિને! અરે પયોધિને! અરે નદીશને! શું સાચેસાચ જ બાંધી લીધો? (આ પ્રમાણે દસે મુખથી સમુદ્રના એક એક નામ એટલે દસ નામ લઈને સુનિશ્ચિત કરે છે કે ખરેખર આવું કરી નાખવામાં આવ્યું!!) ॥૫॥

**ચૌ○ – નિજ બિકલતા બિચારિ બહોરી। બિહઁસિ ગયઉ ગૃહ કરિ ભય ભોરી॥**
**મંદોદરીં સુન્યો પ્રભુ આયો। કૌતુકહીં પાથોધિ બઁધાયો॥૧॥**

પછી પોતાની વ્યાકુળતાને સમજીને [ઉપરથી] હસતો, ભયને ભુલાવીને રાવણ મહેલે ગયો. [જ્યારે] મંદોદરીએ સાંભળ્યું કે પ્રભુ શ્રીરામજી આવી ગયા છે અને એમણે ખેલમાં જ સમુદ્રને બંધાવી દીધો છે – ॥ ૧॥

**કર ગહિ પતિહિ ભવન નિજ આની। બોલી પરમ મનોહર બાની॥**
**ચરન નાઈ સિરુ અંચલુ રોપા। સુનહુ બચન પિય પરિહરિ કોપા॥ ૨॥**

[પછી] તે હાથ પકડીને, પતિને પોતાના મહેલમાં લાવીને પરમ મનોહર વાણી બોલ્યાં. ચરણોમાં શીશ નમાવીને તેણીએ પોતાનો ખોળો પાથર્યો અને કહ્યું – હે પ્રિયતમ! ક્રોધ ત્યાગીને મારું વચન સાંભળો. ॥ ૨॥

**નાથ બયરુ કીજે તાહી સોં। બુધિ બલ સકિઅ જીતિ જાહી સોં॥**
**તુમ્હહિ રઘુપતિહિ અંતર કૈસા। ખલુ ખદ્યોત દિનકરહિ જૈસા॥ ૩॥**

હે નાથ! વેર તેની સાથે જ કરવું જોઈએ કે જેને બુદ્ધિ અને બળ દ્વારા જીતી શકાય. આપનામાં અને શ્રીરઘુનાથજીમાં નિશ્ચયે જ કેવું અંતર છે, જેવું આગિયા અને અને સૂર્યમાં! ॥ ૩॥

**અતિ બલ મધુ કૈટભ જેહિં મારે। મહાબીર દિતિસુત સંઘારે॥**
**જેહિં બલિ બાઁધિ સહસભુજ મારા। સોઈ અવતરેઉ હરન મહિ ભારા॥ ૪॥**

જેમણે [વિષ્ણુરૂપમાં] અત્યંત બળવાન મધુ અને કૈટભ [દૈત્ય] માર્યા અને [વારાહ અને નૃસિંહરૂપે] મહાન્ શૂરવીર દિતિના પુત્રો હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુનો સંહાર કર્યો; જેમણે વામનરૂપે બલિને બાંધ્યો અને પરશુરામરૂપે સહસ્રબાહુને હણ્યો, તે જ ભગવાન પૃથ્વીનો ભાર હરવા માટે રામરૂપે અવતીર્ણ થયા છે! ॥ ૪॥

**તાસુ બિરોધ ન કીજિઅ નાથા। કાલ કરમ જિવ જાકેં હાથા॥ ૫॥**

હે નાથ ! જેમના હાથમાં કાળ, કર્મ અને જીવ સર્વે છે, તેમનો વિરોધ ન કરો. (અર્થાત્ કાળ કર્મ અને જીવ સર્વેના જે નાથ છે; અને તમે જીવ છો, તમારા પણ તેઓ નાથ છે, તેથી તમેય તેમના અધિકાર બહાર નથી). ॥ ૫॥

**દો૦ – રામહિ સૌંપિ જાનકી નાઈ કમલ પદ માથ।**
**સુત કહુઁ રાજ સમર્પિ બન જાઈ ભજિઅ રઘુનાથ॥ ૬॥**

શ્રીરામજીના ચરણકમળોમાં શીશ નમાવીને તેમની શરણમાં જઈને એમને જાનકીજી સોંપી દો અને આપ પુત્રને રાજ્ય આપીને વનમાં જઈને શ્રીરઘુનાથજીનું ભજન કરો. ॥ ૬॥

**ચૌ૦ – નાથ દીનદયાલ રઘુરાઈ। બાઘઉ સનમુખ ગએઁ ન ખાઈ॥**
**ચાહિઅ કરન સો સબ કરિ બીતે। તુમ્હ સુર અસુર ચરાચર જીતે॥ ૧॥**

હે નાથ! શ્રીરઘુનાથજી તો દીનો પર દયા કરનારા છે. સન્મુખ (શરણે) જવાથી તો વાઘ પણ નથી ખાતો. આપે જે કંઈ કરવું જોઈતું હતું, તે સર્વે આપ કરી ચૂક્યા. આપે દેવતા, રાક્ષસ તથા ચર-અચર સર્વેને જીતી લીધા. ॥ ૧॥

**સંત કહહિં અસિ નીતિ દસાનન। ચૌથેંપન જાઇહિ નૃપ કાનન॥**
**તાસુ ભજનુ કીજિઅ તહઁ ભર્તા। જો કર્તા પાલક સંહર્તા॥૨॥**

હે દશમુખ! સંતજન આવી નીતિ કહે છે કે ચોથી અવસ્થા(વૃદ્ધાવસ્થા)માં રાજાએ વનમાં ચાલ્યા જવું જોઈએ. હે સ્વામી! ત્યાં (વનમાં) આપ એમનું ભજન કરો જે સૃષ્ટિના રચનારા, પાળનારા અને સંહાર કરનારા છે. ॥૨॥

**સોઇ રઘુબીર પ્રનત અનુરાગી। ભજહુ નાથ મમતા સબ ત્યાગી॥**
**મુનિબર જતનુ કરહિં જેહિ લાગી। ભૂપ રાજુ તજિ હોહિં બિરાગી॥૩॥**

હે નાથ! આપ વિષયોની સમસ્ત મમતા છોડીને તે જ શરણાગત પર પ્રેમ કરનારા ભગવાનનું ભજન કરો. જેના માટે શ્રેષ્ઠ મુનિ સાધન કરે છે અને રાજા રાજ્ય છોડીને વૈરાગી થઈ જાય છે – ॥૩॥

**સોઇ કોસલાધીસ રઘુરાયા। આયઉ કરન તોહિ પર દાયા॥**
**જૌં પિય માનહુ મોર સિખાવન। સુજસુ હોઇ તિહુઁ પુર અતિ પાવન॥૪॥**

તે જ કૌશલાધીશ શ્રીરઘુનાથજી આપ પર દયા કરવા આવ્યા છે. હે પ્રિયતમ! જો આપ મારી શિખામણ માની લેશો તો આપનો અત્યંત પવિત્ર અને સુંદર યશ ત્રણેય લોકમાં પ્રસરી જશે. ॥૪॥

દો○ – **અસ કહિ નયન નીર ભરિ ગહિ પદ કંપિત ગાત।**
**નાથ ભજહુ રઘુનાથહિ અચલ હોઇ અહિવાત॥૭॥**

આવું કહીને, નેત્રોમાં [કરુણાનું] જળ ભરીને અને પતિના ચરણ પકડીને ધ્રુજતાં શરીરે મંદોદરીએ કહ્યું – હે નાથ! શ્રીરઘુનાથજીનું ભજન કરો, જેથી મારું સૌભાગ્ય અખંડ થઈ જાય. ॥૭॥

**તબ રાવન મયસુતા ઉઠાઈ। કહૈ લાગ ખલ નિજ પ્રભુતાઈ॥**
**સુનુ તૈં પ્રિયા બૃથા ભય માના। જગ જોધા કો મોહિ સમાના॥૧॥**

ત્યારે રાવણે મંદોદરીને ઉઠાડી અને તે દુષ્ટ તેને પોતાની પ્રભુતા કહેવા લાગ્યો – હે પ્રિયે! સાંભળ, તેં વ્યર્થ જ ભય માની રાખ્યો છે. બતાવ તો જગતમાં મારા જેવો યોદ્ધા છે કોઈ? ॥૧॥

**બરુન કુબેર પવન જમ કાલા। ભુજ બલ જિતેઉઁ સકલ દિગપાલા॥**
**દેવ દનુજ નર સબ બસ મોરેં। કવન હેતુ ઉપજા ભય તોરેં॥૨॥**

વરુણ, કુબેર, પવન, યમરાજ, કાળ આદિ સર્વે દિગ્પાળોનેય મેં મારી ભુજાઓના બળે જીતી લીધા છે. દેવો, દાનવો અને મનુષ્યો સર્વે મારા વશમાં છે. પછી તને આ ભય કયા કારણે ઉત્પન્ન થઈ ગયો? ॥૨॥

**નાના બિધિ તેહિ કહેસિ બુઝાઈ। સભાઁ બહોરિ બૈઠ સો જાઈ॥**
**મંદોદરીં હૃદયઁ અસ જાના। કાલ બસ્ય ઉપજા અભિમાના॥૩॥**

આ પ્રમાણે રાવણે અનેક પ્રકારે મંદોદરીને સમજાવીને કહ્યું અને તે પાછો સભામાં જઈને બેસી ગયો. મંદોદરીએ હૃદયમાં એમ માની લીધું કે કાળને વશ હોવાથી પતિને અભિમાન થઈ ગયું છે. ॥૩॥

**સભાઁ આઈ મંત્રિન્હ તેહિં બૂઝા। કરબ કવન બિધિ રિપુ સૈં જૂઝા॥**
**કહહિં સચિવ સુનુ નિસિચર નાહા। બાર બાર પ્રભુ પૂછહુ કાહા॥૪॥**

સભામાં આવીને તેણે મંત્રીઓને પૂછ્યું કે શત્રુની સાથે કઈ રીતે યુદ્ધ કરવું પડશે? મંત્રી કહેવા લાગ્યા – હે રાક્ષસોના નાથ! હે પ્રભુ! સાંભળો, આપ વારંવાર શું પૂછો છો? ॥૪॥

**કહહુ કવન ભય કરિઅ બિચારા। નર કપિ ભાલુ અહાર હમારા॥૫॥**

કહો તો [એવો] કયો મોટો ભય છે, જેનો વિચાર કરાય? (ભયની વાત જ શું છે?) મનુષ્ય અને વાનર-રીંછ તો અમારા ભોજન [ની સામગ્રી] છે. ॥૫॥

**દો૦ – સબ કે બચન શ્રવન સુનિ કહ પ્રહસ્ત કર જોરિ।**
**નીતિ બિરોધ ન કરિઅ પ્રભુ મંત્રિન્હ મતિ અતિ થોરિ॥૮॥**

કાનોથી સર્વેનાં વચન સાંભળીને [રાવણનો પુત્ર] પ્રહસ્ત હાથ જોડીને કહેવા લાગ્યો – હે પ્રભુ! નીતિના વિરુદ્ધ કંઈ પણ ન કરવું જોઈએ, મંત્રીઓમાં ઘણી જ ઓછી બુદ્ધિ છે. ॥૮॥

**ચૌ૦ – કહહિં સચિવ સઠ ઠકુરસોહાતી। નાથ ન પૂર આવ એહિ ભાઁતી॥**
**બારિધિ નાઘિ એક કપિ આવા। તાસુ ચરિત મન મહુઁ સબુ ગાવા॥૧॥**

આ સર્વે મૂર્ખ (ખુશામતી) મંત્રીઓ ઉપર ઉપરથી ખુશામત કરી રહ્યા છે. હે નાથ! આ પ્રમાણેની વાતોથી પૂરું નહીં પડે. એક જ વાનર સમુદ્ર ઓળંગીને આવ્યો હતો. તેનું ચરિત્ર સર્વે લોકો હજી પણ મનમાં ને મનમાં ગાયા કરે છે (સ્મરણ કરે રાખે છે). ॥૧॥

**છુધા ન રહી તુમ્હહિ તબ કાહૂ। જારત નગરુ કસ ન ધરિ ખાહૂ॥**
**સુનત નીક આગેં દુખ પાવા। સચિવન અસ મત પ્રભુહિ સુનાવા॥૨॥**

તે સમયે તમારા લોકોમાંથી કોઈનેય ભૂખ ન હતી? [વાનર તો તમારું ભોજન જ છે, તો પછી] નગર બાળતી વખતે તેને પકડીને કેમ ન ખાઈ લીધો? આ મંત્રીઓએ સ્વામી(આપ)ને એવી સંમતિ સંભળાવી છે જે સાંભળવામાં સારી છે પણ એનાથી આગળ ચાલીને દુઃખ ભોગવવું પડશે. ॥૨॥

**જેહિં બારીસ બઁધાયઉ હેલા। ઉતરેઉ સેન સમેત સુબેલા॥**
**સો ભનુ મનુજ ખાબ હમ ભાઈ। બચન કહહિં સબ ગાલ ફુલાઈ॥૩॥**

જેણે ખેલખેલમાં જ સમુદ્ર બાંધી લીધો અને જે સેનાસહિત સુબેલ પર્વત પર આવી ઊતર્યો. હે ભાઈઓ! કહો તે સામાન્ય મનુષ્ય છે, જેને કહો છો કે અમે ખાઈ જઈશું? સર્વે ગાલ ફુલાવી ફુલાવીને (પાગલોની જેમ) વચન કહી રહ્યાં છો! ॥૩॥

**તાત બચન મમ સુનુ અતિ આદર। જનિ મન ગુનહુ મોહિ કરિ કાદર॥**
**પ્રિય બાની જે સુનહિં જે કહહીં। ઐસે નર નિકાય જગ અહહીં॥૪॥**

હે તાત! મારાં વચનોને ઘણા આદરથી (બહુ ધ્યાનથી) સાંભળો. મને મનથી કાયર ન સમજી લેજો. જગતમાં એવા મનુષ્યોનાં ટોળેટોળાં છે, જે પ્રિય [મુખ પર મીઠી લાગનારી] વાત જ સાંભળે છે અને કહે છે. ॥૪॥

**બચન પરમ હિત સુનત કઠોરે। સુનહિં જે કહહિં તે નર પ્રભુ થોરે॥**
**પ્રથમ બસીઠ પઠઉ સુનુ નીતી। સીતા દેઈ કરહુ પુનિ પ્રીતી॥૫॥**

હે પ્રભો! સાંભળવામાં કઠોર પરંતુ [પરિણામમાં] પરમ હિતકારી વચન જે સાંભળે અને કહે છે, તે મનુષ્ય ઘણા જ ઓછા છે. નીતિ સાંભળો, [તે મુજબ] પહેલા દૂત મોકલો અને [પછી] સીતાને સોંપીને શ્રીરામજી સાથે પ્રીતિ [મેળ] સાધી લો. ॥૫॥

**દો૦ – નારિ પાઈ ફિરિ જાહિં જૌં તૌ ન બઢ઼ાઈઅ રારિ।**
**નાહિં ત સન્મુખ સમર મહિ તાત કરિઅ હઠિ મારિ॥૯॥**

જો તેઓ સ્ત્રી પામીને પાછા વળી જાય, ત્યારે તો [વ્યર્થ] ઝઘડો ન વધારો. નહિતર (જો ન વળે તો) હે તાત! સન્મુખ યુદ્ધભૂમિમાં તેમની સાથે હઠપૂર્વક (ઝઝૂમીને) યુદ્ધ કરો. ॥૯॥

**ચૌ૦ – યહ મત જૌં માનહુ પ્રભુ મોરા। ઉભય પ્રકાર સુજસુ જગ તોરા॥**
**સુત સન કહ દસકંઠ રિસાઈ। અસિ મતિ સઠ કેહિં તોહિ સિખાઈ॥૧॥**

હે પ્રભો! જો આપ મારી આ સદ્‌મતિ માનશો, તો જગતમાં બંનેય પ્રકારથી આપનો સુયશ થશે. રાવણે ગુસ્સે ભરાઈને પુત્રને કહ્યું – અરે મૂર્ખ! તને આવી બુદ્ધિ કોણે શિખવાડી? ॥૧॥

**અબહીં તે ઉર સંસય હોઈ। બેનુમૂલ સુત ભયહુ ઘમોઈ॥**
**સુનિ પિતુ ગિરા પરુષ અતિ ઘોરા। ચલા ભવન કહિ બચન કઠોરા॥૨॥**

હજી પણ હૃદયમાં સંશય (ભય) થઈ રહ્યો છે? હે પુત્ર! તું તો વાંસના મૂળમાં ઘમોઈ (જીવાત) થયો. (તું મારા વંશને અનુકૂળ કે અનુરૂપ ન થયો). પિતાની અત્યંત ઘોર અને કઠોર વાણી સાંભળીને પ્રહસ્ત ઉગ્ર વચન કહેતાં ઘેર ચાલ્યો ગયો. ॥૨॥

**હિત મત તોહિ ન લાગત કૈસેં। કાલ બિબસ કહુઁ ભેષજ જૈસેં॥**
**સંધ્યા સમય જાનિ દસસીસા। ભવન ચલેઉ નિરખત ભુજ બીસા॥૩॥**

હિતની સલાહ આપને એવી લાગતી (અસર કરતી) નથી જેમ મૃત્યુને વશ થયેલા[રોગી]ને દવા નથી લાગતી (લાગૂ પડતી નથી). સંધ્યાનો સમય જાણીને રાવણ પોતાની વીસેય ભુજાઓને જોતાં જોતાં મહેલે ચાલ્યો. ॥૩॥

**લંકા સિખર ઉપર આગારા। અતિ બિચિત્ર તહઁ હોઈ અખારા॥**
**બૈઠ જાઈ તેહિં મંદિર રાવન। લાગે કિંનર ગુન ગન ગાવન॥૪॥**
**બાજહિં તાલ પખાઉજ બીના। નૃત્ય કરહિં અપછરા પ્રબીના॥૫॥**

લંકાના શિખર પર એક અત્યંત વિચિત્ર મહેલ હતો. ત્યાં નાચ-ગાનનો અખાડો જામતો હતો. રાવણ તે મહેલમાં જઈને બેસી ગયો. કિન્નર એના ગુણસમૂહોને ગાવા લાગ્યા. તાલ (કરતાલ), પખાવજ (મૃદંગ) અને વીણા વાગી રહ્યાં છે. નૃત્યમાં પ્રવીણ અપ્સરાઓ નાચી રહી છે. ॥૪-૫॥

**દો૦ – સુનાસીર સત સરિસ સો સંતત કરઈ બિલાસ।**
**પરમ પ્રબલ રિપુ સીસ પર તદ્યપિ સોચ ન ત્રાસ॥૧૦॥**

તે નિરંતર સેંકડો ઈન્દ્રોની સમાન ભોગ-વિલાસ કરતો રહે છે. જોકે [શ્રીરામજી જેવા] અત્યંત પ્રબળ શત્રુ માથે છે તો પણ એને ન તો ચિંતા છે અને ન ડર જ છે. ॥૧૦॥

**ચૌ૦ – ઈહાઁ સુબેલ સૈલ રઘુબીરા। ઉતરે સેન સહિત અતિ ભીરા॥**
**સિખર એક ઉતંગ અતિ દેખી। પરમ રમ્ય સમ સુભ્ર બિસેષી॥૧॥**

અહીં શ્રીરઘુવીર સુબેલ પર્વત પર સેનાના મોટા સમૂહની સાથે ઊતર્યા. પર્વતના એકેએક બહુ ઊંચા, પરમ રમણીય, સમતળ અને વિશેષરૂપે ઉજ્જવળ શિખર જોઈને – ॥૧॥

**તહઁ તરુ કિસલય સુમન સુહાએ। લછિમન રચિ નિજ હાથ ડસાએ॥**
**તા પર રુચિર મૃદુલ મૃગછાલા। તેહિં આસન આસીન કૃપાલા॥૨॥**

ત્યાં લક્ષ્મણજીએ વૃક્ષોનાં કોમળ પાંદડાં અને સુંદર ફૂલ પોતાના હાથે સજાવીને બિછાવી દીધાં. તેની ઉપર સુંદર અને કોમળ મૃગચર્મ બિછાવી દીધું. એ જ આસન પર કૃપાળુ શ્રીરામજી બિરાજમાન હતા. ॥૨॥

**પ્રભુ કૃત સીસ કપીસ ઉછંગા। બામ દહિન દિસિ ચાપ નિષંગા॥**
**દુહુઁ કર કમલ સુધારત બાના। કહ લંકેસ મંત્ર લગિ કાના॥૩॥**

પ્રભુ શ્રીરામજીએ વાનરરાજ સુગ્રીવના ખોળામાં પોતાનું સિર મૂકેલું છે. તેમની ડાબી બાજુ ધનુષ તથા જમણી બાજુ ભાથો [રાખ્યો] છે. તે પોતાના બંને કર-કમળોથી બાણ સુધારી (સજાવી) રહ્યા છે. વિભીષણજી કાનમાં કંઈક સલાહ આપી રહ્યા છે. ॥૩॥

**બડ઼ભાગી અંગદ હનુમાના। ચરન કમલ ચાપત બિધિ નાના॥**
**પ્રભુ પાછેં લછિમન બીરાસન। કટિ નિષંગ કર બાન સરાસન॥૪॥**

પરમ ભાગ્યશાળી અંગદ અને હનુમાન અનેક પ્રકારે પ્રભુના ચરણકમળોને દબાવી રહ્યા છે. લક્ષ્મણજી કમરમાં ભાથો કસીને અને હાથોમાં ધનુષ-બાણ લઈને વીરાસનમાં પ્રભુની પાછળ સુશોભિત છે. ॥૪॥

**દો૦ – એહિ બિધિ કૃપા રૂપ ગુન ધામ રામુ આસીન।**
**ધન્ય તે નર એહિં ધ્યાન જે રહત સદા લયલીન॥૧૧ (ક)॥**

આ પ્રમાણે કૃપા, રૂપ (સૌંદર્ય) અને ગુણોના ધામ શ્રીરામજી બિરાજમાન છે. તે મનુષ્ય ધન્ય છે જે સદાય આ ધ્યાનમાં લીન રહે છે. ॥૧૧ (ક)॥

**પૂરબ દિસા બિલોકિ પ્રભુ દેખા ઉદિત મયંક।**
**કહત સબહિ દેખહુ સસિહિ મૃગપતિ સરિસ અસંક॥૧૧ (ખ)॥**

પૂર્વ દિશાની સામે જોઈને પ્રભુ શ્રીરામજીએ ચન્દ્રમાને ઉદિત થતો જોયો. પછી તે સર્વેને કહેવા લાગ્યા – ચન્દ્રને જુઓ! કેવો સિંહ સમાન નીડર છે! ॥૧૧ (ખ)॥

**ચૌ૦ – પૂરબ દિસિ ગિરિગુહા નિવાસી। પરમ પ્રતાપ તેજ બલ રાસી॥**
**મત્ત નાગ તમ કુંભ બિદારી। સસિ કેસરી ગગન બન ચારી॥૧॥**

પૂર્વદિશારૂપી પર્વતની ગુફામાં રહેનારા, અત્યંત પ્રતાપ, તેજ અને બળનો ભંડાર આ ચન્દ્રમારૂપી સિંહ, અંધકારરૂપી મદોન્મત હાથીના મસ્તકને વિદીર્ણ કરીને આકાશરૂપી વનમાં નિર્ભય થઈને વિચરી રહ્યો છે. ॥૧॥

**બિથુરે નભ મુકુતાહલ તારા। નિસિ સુંદરી કેર સિંગારા॥**
**કહ પ્રભુ સસિ મહુઁ મેચકતાઈ। કહહુ કાહ નિજ નિજ મતિ ભાઈ॥૨॥**

આકાશમાં વિખરાયેલા તારા મોતીઓ સમાન છે, જે રાત્રિરૂપી સુંદર સ્ત્રીના શણગાર છે. પ્રભુએ કહ્યું – ભાઈઓ! ચન્દ્રમામાં જે કાળાશ છે તે શું છે? પોતપોતાની બુદ્ધિ અનુસાર કહો. ॥૨॥

**કહ સુગ્રીવ સુનહુ રઘુરાઈ। સસિ મહુઁ પ્રગટ ભૂમિ કૈ ઝાઁઈ॥**
**મારેઉ રાહુ સસિહિ કહ કોઈ। ઉર મહઁ પરી સ્યામતા સોઈ॥૩॥**

સુગ્રીવે કહ્યું – હે રઘુનાથજી! સાંભળો. ચન્દ્રમાં પૃથ્વીની છાયા દેખાઈ રહી છે. કોઈએ કહ્યું – ચન્દ્રને રાહુએ માર્યો હતો. તે જ [ઘાનો] કાળો ડાઘ હૃદય પર પડેલો છે. ॥૩॥

**કોઉ કહ જબ બિધિ રતિ મુખ કીન્હા। સાર ભાગ સસિ કર હરિ લીન્હા॥**
**છિદ્ર સો પ્રગટ ઇંદુ ઉર માહીં। તેહિ મગ દેખિઅ નભ પરિછાહીં॥૪॥**

કોઈ કહે છે – જ્યારે બ્રહ્માએ [કામદેવની સ્ત્રી] રતિનું મુખ બનાવ્યું ત્યારે તેણે ચન્દ્રમાનો સાર(સત્ત્વ)નો ભાગ કાઢી લીધો [જેથી રતિનું મુખ તો પરમ સુંદર બની ગયું, પરંતુ ચન્દ્રમાના હૃદયમાં કાણું થઈ ગયું]. તે જ છિદ્ર ચન્દ્રમાના હૃદયમાં હયાત છે, જેના માર્ગેથી આકાશની કાળી છાયા તેમાં દેખાય છે. ॥૪॥

**પ્રભુ કહ ગરલ બંધુ સસિ કેરા। અતિ પ્રિય નિજ ઉર દીન્હ બસેરા॥**
**બિષ સંજુત કર નિકર પસારી। જારત બિરહવંત નર નારી॥૫॥**

પ્રભુ શ્રીરામજીએ કહ્યું – વિષ ચન્દ્રમાનો ઘણો પ્રિય ભાઈ છે. એટલે તેણે વિષને પોતાના હૃદયમાં સ્થાન આપી રાખ્યું છે. વિષયુક્ત પોતાના કિરણસમૂહો પ્રસરાવીને તે વિયોગી નર-નારીઓને બાળતો રહે છે. ॥૫॥

**દો૦ – કહ હનુમંત સુનહુ પ્રભુ સસિ તુમ્હાર પ્રિય દાસ।**
**તવ મૂરતિ બિધુ ઉર બસતિ સોઇ સ્યામતા અભાસ॥૧૨ (ક)॥**

હનુમાનજીએ કહ્યું – હે પ્રભો! સાંભળો, ચન્દ્રમા આપનો પ્રિય દાસ છે. આપની સુંદર શ્યામ મૂર્તિ ચન્દ્રમાના હૃદયમાં વસે છે, તે જ શ્યામળતાની ઝલક ચન્દ્રમામાં છે. ॥૧૨ (ક)॥

## નવાહ્ન પારાયણ, સાતમો વિશ્રામ

**પવન તનય કે બચન સુનિ બિહઁસે રામુ સુજાન।**
**દચ્છિન દિસિ અવલોકિ પ્રભુ બોલે કૃપા નિધાન ॥ ૧૨ (ખ) ॥**

પવનપુત્ર હનુમાનજીનાં વચન સાંભળીને સુજ્ઞ શ્રીરામજી હસ્યા. પછી દક્ષિણ દિશા સામે જોઈને કૃપાનિધાન પ્રભુ બોલ્યા - ॥ ૧૨ (ખ)॥

**ચૌ૦ – દેખુ બિભીષન દચ્છિન આસા। ઘન ઘમંડ દામિની બિલાસા ॥**
**મધુર મધુર ગરજઇ ઘન ઘોરા। હોઇ બૃષ્ટિ જનિ ઉપલ કઠોરા ॥ ૧॥**

હે વિભીષણ! દક્ષિણ દિશા સામું જુઓ, વાદળ કેવું ઘેરાઈ રહ્યું છે અને વીજળી ચમકી રહી છે. ભયાનક વાદળ મીઠા-મીઠા સ્વરે ગરજી રહ્યું છે. ક્યાંક ઘોર વૃષ્ટિ કે કઠોર કરાનો વરસાદ ન થાય! ॥ ૧॥

**કહત બિભીષન સુનહુ કૃપાલા। હોઇ ન તડ઼િત ન બારિદ માલા ॥**
**લંકા સિખર ઉપર આગારા। તહઁ દસકંધર દેખ અખારા ॥ ૨॥**

વિભીષણ બોલ્યા - હે કૃપાળુ! સાંભળો, આ ન તો વીજળી છે, ન વાદળોની ઘટા. લંકાની ચોટી પર એક મહેલ છે. દશગ્રીવ રાવણ ત્યાં [નાચ-ગાનનો] અખાડો જોઈ રહ્યો છે. ॥ ૨॥

**છત્ર મેઘડંબર સિર ધારી। સોઇ જનુ જલદ ઘટા અતિ કારી ॥**
**મંદોદરી શ્રવન તાટંકા। સોઇ પ્રભુ જનુ દામિની દમંકા ॥ ૩॥**

રાવણે માથા પર મેઘાડંબર (વાદળોના ડંબર જેવું વિશાળ અને કાળું) છત્ર ધારણ કરી રાખ્યું છે. એ જ જાણે વાદળોની અત્યંત કાળી ઘટા છે. મંદોદરીના કાનમાં જે કર્ણફૂલ હલી રહ્યાં છે; હે પ્રભો! એ જ જાણે વીજળી ચમકી રહી છે. ॥ ૩॥

**બાજહિં તાલ મૃદંગ અનૂપા। સોઇ રવ મધુર સુનહુ સુરભૂપા ॥**
**પ્રભુ મુસુકાન સમુઝિ અભિમાના। ચાપ ચઢ઼ાઇ બાન સંધાના ॥ ૪॥**

હે દેવતાઓના સમ્રાટ! સાંભળો. અનુપમ તાલ અને મૃદંગ વાગી રહ્યાં છે. તે જ મધુર [ગર્જન] ધ્વનિ છે. રાવણનું અભિમાન સમજીને પ્રભુ મલકાયા. તેમણે ધનુષ ચઢાવીને તેના પર બાણનું સંધાન કર્યું, ॥ ૪॥

**દો૦ – છત્ર મુકુટ તાટંક તબ હતે એકહીં બાન।**
**સબ કેં દેખત મહિ પરે મરમુ ન કોઊ જાન ॥ ૧૩ (ક) ॥**

અને એક જ બાણથી [રાવણનાં] છત્ર-મુગટ અને [મંદોદરીનાં] કર્ણફૂલ કાપી નાખ્યાં. બધાના જોતજોતામાં તે જમીન પર આવી પડ્યાં પણ એનો ભેદ (કારણ) કોઈએ ન જાણ્યો. ॥ ૧૩ (ક)॥

**અસ કૌતુક કરિ રામ સર પ્રબિસેઉ આઇ નિષંગ।**
**રાવન સભા સસંક સબ દેખિ મહા રસભંગ ॥ ૧૩ (ખ) ॥**

આવો ચમત્કાર કરીને શ્રીરામજીનું બાણ [પાછું] આવીને [ફરીથી] ભાથામાં પેસી ગયું. આ મહાન રસ-ભંગ (રંગમાં ભંગ) જોઈને રાવણની સમસ્ત સભા ભયભીત થઈ ગઈ. ॥ ૧૩ (ખ)॥

**ચૌ૦ – કંપ ન ભૂમિ ન મરુત બિસેષા। અસ્ત્ર સસ્ત્ર કછુ નયન ન દેખા॥**
**સોચહિં સબ નિજ હૃદય મઝારી। અસગુન ભયઉ ભયંકર ભારી॥૧॥**

ન ધરતીકંપ થયો, ન ઘણા જોશથી હવા (આંધી) ચાલી. ન કોઈ અસ્ત્ર-શસ્ત્ર જ નેત્રોએ જોયાં [તો પછી આ છત્ર, મુગટ અને કર્ણફૂલ કેવી રીતે કપાઈને પડી ગયાં?] સર્વે પોતપોતાના હૃદયમાં વિચારી રહ્યા છે કે આ મોટા ભયંકર અપશુકન થયાં! ॥૧॥

**દસમુખ દેખિ સભા ભય પાઈ। બિહસિ બચન કહ જુગુતિ બનાઈ॥**
**સિરઉ ગિરે સંતત સુભ જાહી। મુકુટ પરે કસ અસગુન તાહી॥૨॥**

સભાને ભયભીત જોઈને રાવણે હસીને યુક્તિ રચીને આ વચન કહ્યાં - મસ્તકોનું પડવું પણ જેને માટે નિરંતર શુભ થતું રહ્યું છે, તેને માટે મુગટનું પડવું એ અપશુકન કેવું? ॥૨॥

**સયન કરહુ નિજ નિજ ગૃહ જાઈ। ગવને ભવન સકલ સિર નાઈ॥**
**મંદોદરી સોચ ઉર બસેઊ। જબ તે શ્રવનપૂર મહિ ખસેઊ॥૩॥**

પોતપોતાના ઘેર જઈને ઊંઘી જાઓ[ડરવાની કોઈ વાત નથી]. ત્યારે સર્વે લોકો માથું નમાવીને ઘેર ગયા. જ્યારથી કર્ણફૂલ પૃથ્વી પર પડ્યું, ત્યારથી મંદોદરીના હૃદયમાં શોક વસી ગયો. ॥૩॥

**સજલ નયન કહ જુગ કર જોરી। સુનહુ પ્રાનપતિ બિનતી મોરી॥**
**કંત રામ બિરોધ પરિહરહૂ। જાનિ મનુજ જનિ હઠ મન ધરહૂ॥૪॥**

નેત્રોમાં જળ ભરીને, બંને હાથ જોડીને તે [રાવણને] કહેવા લાગી - હે પ્રાણનાથ! મારી વિનંતી સાંભળો. હે પ્રિયતમ! શ્રીરામ સાથેનો વિરોધ છોડી દો. તેમને મનુષ્ય જાણીને મનમાં હઠ ન પકડી રાખો. ॥૪॥

**દો૦ – બિસ્વરૂપ રઘુબંસ મનિ કરહુ બચન બિસ્વાસુ।**
**લોક કલ્પના બેદ કર અંગ અંગ પ્રતિ જાસુ॥૧૪॥**

મારાં આ વચનો ઉપર વિશ્વાસ કરો કે રઘુકુળ શિરોમણિ શ્રીરામચન્દ્રજી વિશ્વરૂપ છે - (આ સમસ્ત વિશ્વ તેમનું જ રૂપ છે). વેદ જેમના અંગેઅંગમાં લોકોની કલ્પના કરે છે. ॥૧૪॥

**ચૌ૦ – પદ પાતાલ સીસ અજ ધામા। અપર લોક અઁગ અઁગ બિશ્રામા॥**
**ભૃકુટિ બિલાસ ભયંકર કાલા। નયન દિવાકર કચ ઘન માલા॥૧॥**

પાતાળ [જે વિશ્વરૂપ ભગવાનના] ચરણ છે, બ્રહ્મલોક માથું છે, અન્ય (વચના સર્વે) લોકોનો વિશ્રામ (સ્થિતિ) જેમના અન્ય જુદાં જુદાં અંગો ઉપર છે. ભયંકર કાળ જેમના ભૃકુટિસંચાલન (ભ્રમરોનું ફરવું) છે. સૂર્ય નેત્ર છે, વાદળોનો સમૂહ વાળ છે. ॥૧॥

**જાસુ ઘ્રાન અસ્વિનીકુમારા। નિસિ અરુ દિવસ નિમેષ અપારા॥**
**શ્રવન દિસા દસ બેદ બખાની। મારુત સ્વાસ નિગમ નિજ બાની॥૨॥**

અશ્વિનીકુમાર જેમની નાસિકા છે, રાત અને દિવસ જેમના અપાર નિમેષ (પલક મારવું અને ખોલવાં) છે. દશે દિશાઓ કાન છે, વેદ આવું કહે છે. વાયુ શ્વાસ છે અને વેદ જેમની પોતાની વાણી છે. ॥ ૨॥

**અધર લોભ જમ દસન કરાલા। માયા હાસ બાહુ દિગપાલા॥**
**આનન અનલ અંબુપતિ જીહા। ઉતપતિ પાલન પ્રલય સમીહા॥ ૩॥**

લોભ જેમના અધર (હોઠ) છે, યમરાજ ભયાનક દાંત છે, માયા હાસ્ય છે, દિગ્પાળ ભુજાઓ છે, અગ્નિ મુખ છે, વરુણ જીભ છે. ઉત્પત્તિ, પાલન અને પ્રલય જેમની ચેષ્ટા (ક્રિયા) છે. ॥ ૩॥

**રોમ રાજિ અષ્ટાદસ ભારા। અસ્થિ સૈલ સરિતા નસ જારા॥**
**ઉદર ઉદધિ અધગો જાતના। જગમય પ્રભુ કા બહુ કલપના॥ ૪॥**

અઢાર પ્રકારની અસંખ્ય વનસ્પતિઓ જેમની રોમાવલિ છે, પર્વત અસ્થિઓ છે, નદીઓ નસોની જાળ છે, સમુદ્ર પેટ છે અને નરક જેમની નીચેની ઇન્દ્રિયો છે. આ પ્રકારે પ્રભુ વિશ્વમય છે, વધુ કલ્પના (ઊહાપોહ) શું કરવામાં આવે? ॥ ૪॥

**દો૦ – અહંકાર સિવ બુદ્ધિ અજ મન સસિ ચિત્ત મહાન।**
**મનુજ બાસ સચરાચર રૂપ રામ ભગવાન॥ ૧૫ (ક)॥**

શિવ જેમનો અહંકાર છે, બ્રહ્મા બુદ્ધિ છે, ચન્દ્રમા વન છે અને મહાન (વિષ્ણુ) જ ચિત્ત છે. તે જ ચરાચરરૂપ ભગવાન શ્રીરામજીએ મનુષ્યરૂપમાં નિવાસ કર્યો છે. ॥ ૧૫ (ક)॥

**અસ બિચારિ સુનુ પ્રાનપતિ પ્રભુ સન બયરુ બિહાઈ।**
**પ્રીતિ કરહુ રઘુબીર પદ મમ અહિવાત ન જાઈ॥ ૧૫ (ખ)॥**

હે પ્રાણપતિ! સાંભળો, આવો વિચાર કરી પ્રભુ સાથેનું વેર ત્યજીને, શ્રીરઘુવીરના ચરણોમાં પ્રેમ કરો, જેથી મારું સૌભાગ્ય ન નંદવાય. ॥ ૧૫ (ખ)॥

**ચૌ૦ – બિહઁસા નારિ બચન સુનિ કાના। અહો મોહ મહિમા બલવાના॥**
**નારિ સુભાઉ સત્ય સબ કહહીં। અવગુન આઠ સદા ઉર રહહીં॥ ૧॥**

પત્નીનાં વચન કાનેથી સાંભળીને રાવણ ખૂબ હસ્યો. [અને બોલ્યો -] અહો! મોહ(અજ્ઞાન)નો મહિમા ઘણો બળવાન છે. સ્ત્રીનો સ્વભાવ - સર્વે સત્ય કહે છે કે તેના હૃદયમાં આઠ અવગુણ સદાય રહે છે ॥ ૧॥

**સાહસ અનૃત ચપલતા માયા। ભય અબિબેક અસૌચ અદાયા॥**
**રિપુ કર રૂપ સકલ તૈં ગાવા। અતિ બિસાલ ભય મોહિ સુનાવા॥ ૨॥**

સાહસ, જૂઠ, ચંચળતા, માયા (છળ), ભય (બીકણપણું), અવિવેક (મૂર્ખતા), અપવિત્રતા અને નિર્દયતા. તેં શત્રુના સમસ્ત (વિરાટ) રૂપ ગાયાં અને મને તેનો મોટો ભારે ભય સંભળાવ્યો. ॥ ૨॥

**સો સબ પ્રિયા સહજ બસ મોરેં। સમુઝિ પરા પ્રસાદ અબ તોરેં॥**
**જાનિઉઁ પ્રિયા તોરિ ચતુરાઈ। એહિ બિધિ કહહુ મોરિ પ્રભુતાઈ॥૩॥**

હે પ્રિયે! તે સર્વ (વરુણ, યમ, કુબેર આદિ આખું ચરાચર વિશ્વ તો) સ્વભાવથી જ મારા વશમાં છે. તારી કૃપાથી મને આ હવે સમજાયું. હે પ્રિયે! તારી ચતુરાઈ તો હું જાણી ગયો. તું આ રીતે (આ બહાને) મારી પ્રભુતાનાં વખાણ કરી રહી છે. ॥૩॥

**તવ બતકહી ગૂઢ઼ મૃગલોચનિ। સમુઝત સુખદ સુનત ભય મોચનિ॥**
**મંદોદરિ મન મહુઁ અસ ઠયઊ। પિયહિ કાલ બસ મતિ ભ્રમ ભયઊ॥૪॥**

હે મૃગનયની! તારી વાતો ઘણી ગૂઢ (રહસ્યપૂર્ણ) છે, સમજવામાં સુખ આપનારી અને સાંભળવામાં ભય છોડાવનારી છે. મંદોદરીએ મનમાં એવો નિશ્ચય કરી લીધો કે પતિને કાળવશ મતિભ્રમ થઈ ગયો છે. ॥૪॥

**દો૦ – એહિ બિધિ કરત બિનોદ બહુ પ્રાત પ્રગટ દસકંધ।**
**સહજ અસંક લંકપતિ સભાઁ ગયઉ મદ અંધ॥૧૬ (ક)॥**

આ પ્રમાણે [અજ્ઞાનવશ] ઘણો જ વિનોદ કરતાં કરતાં રાવણનું સવાર થઈ ગયું. પછી સ્વાભાવિકરૂપે જ નીડર અને અભિમાનથી આંધળો લંકાપતિ સભામાં ગયો. ॥૧૬ (ક)॥

**સો૦ – ફૂલઇ ફરઇ ન બેત જદપિ સુધા બરષહિં જલદ।**
**મૂરુખ હૃદયઁ ન ચેત જૌં ગુર મિલહિં બિરંચિ સમ॥૧૬ (ખ)॥**

જોકે વાદળ અમૃત-જેવું જળ વરસાવે છે, તો પણ નેતર ફૂલતો-ફળતો નથી. આ પ્રમાણે ભલે બ્રહ્માની જેવા જ જ્ઞાની ગુરુ મળે તો પણ મૂર્ખના હૃદયમાં ચેતના (જ્ઞાન) નથી થતી. ॥૧૬ (ખ)॥

**ચૌ૦ – ઈહાઁ પ્રાત જાગે રઘુરાઈ। પૂછા મત સબ સચિવ બોલાઈ॥**
**કહહુ બેગિ કા કરિઅ ઉપાઈ। જામવંત કહ પદ સિર નાઈ॥૧॥**

અહીં (સુબેલ પર્વત પર) પ્રાતઃકાળે શ્રીરઘુનાથજી જાગ્યા અને તેમણે સર્વે મંત્રીઓને બોલાવીને સલાહ પૂછી કે શીઘ્ર બતાવો, હવે કયો ઉપાય કરવો જોઈએ? જામ્બવાને શ્રીરામજીના ચરણોમાં શીશ નમાવીને કહ્યું - ॥૧॥

**સુનુ સર્બગ્ય સકલ ઉર બાસી। બુધિ બલ તેજ ધર્મ ગુન રાસી॥**
**મંત્ર કહઉઁ નિજ મતિ અનુસારા। દૂત પઠાઇઅ બાલિકુમારા॥૨॥**

હે સર્વજ્ઞ! હે સર્વેના હૃદયમાં વસનારા! હે બુદ્ધિ, બળ, તેજ, ધર્મ અને ગુણોના ભંડાર! સાંભળો! હું પોતાની બુદ્ધિ પ્રમાણે સલાહ આપું છું કે વાલિકુમાર અંગદને દૂત બનાવીને મોકલવામાં આવે! ॥૨॥

**નીક મંત્ર સબ કે મન માના। અંગદ સન કહ કૃપાનિધાના॥**
**બાલિતનય બુધિ બલ ગુન ધામા। લંકા જાહુ તાત મમ કામા॥૩॥**

તે યોગ્ય સલાહ સર્વેના મનને ઠીક લાગી. કૃપાના નિધાન શ્રીરામજીએ અંગદને કહ્યું - હે બળ, બુદ્ધિ અને ગુણોના ધામ વાલિપુત્ર! હે તાત! તમે મારા કાર્યને માટે લંકામાં જાઓ. ॥ ૩॥

**બહુત બુઝાઈ તુમ્હહિ કા કહઊઁ। પરમ ચતુર મૈં જાનત અહઊઁ॥**
**કાજુ હમાર તાસુ હિત હોઈ। રિપુ સન કરેહુ બતકહી સોઈ॥૪॥**

તમને બહુ સમજાવીને શું કહું! હું જાણું છું કે તમે પરમ ચતુર છો. શત્રુ સાથે એવી જ વાતચીત કરજો જેનાથી અમારું કાર્ય થાય અને તેનું કલ્યાણ થાય. ॥ ૪॥

**સો૦ – પ્રભુ અગ્યા ધરિ સીસ ચરન બંદિ અંગદ ઉઠેઉ।**
**સોઈ ગુન સાગર ઈસ રામ કૃપા જા પર કરહુ॥૧૭(ક)॥**

પ્રભુની આજ્ઞા માથે ચઢાવીને અને એમના ચરણોની વંદના કરીને અંગદજી ઊઠ્યા [અને બોલ્યા -] હે ભગવાન શ્રીરામજી! આપ જેના પર કૃપા કરો, એ જ ગુણોનો સમુદ્ર થઈ જાય છે. ॥ ૧૭ (ક)॥

**સ્વયંસિદ્ધ સબ કાજ નાથ મોહિ આદરુ દિયઉ।**
**અસ બિચારિ જુબરાજ તન પુલકિત હરષિત હિયઉ॥૧૭(ખ)॥**

સ્વામીનાં સર્વે કાર્ય આપોઆપ સિદ્ધ છે, આ તો પ્રભુએ મને માન આપ્યું છે [કે આપ મને પોતાના કાર્ય માટે મોકલી રહ્યા છો]. આવો વિચાર કરીને યુવરાજ અંગદનું હૃદય હર્ષિત અને શરીર પુલકિત થઈ ગયાં. ॥ ૧૭ (ખ)॥

**ચૌ૦ – બંદિ ચરન ઉર ધરિ પ્રભુતાઈ। અંગદ ચલેઉ સબહિ સિરુ નાઈ॥**
**પ્રભુ પ્રતાપ ઉર સહજ અસંકા। રન બાઁકુરા બાલિસુત બંકા॥૧॥**

ચરણોની વંદના કરીને અને ભગવાનની પ્રભુતા હૃદયમાં ધરીને અંગદ સર્વેને શીશ નમાવીને ચાલ્યા. પ્રભુના પ્રતાપને હૃદયમાં ધારણ કરેલા રણયોદ્ધા વીર વાલિપુત્ર સ્વાભાવિક રૂપે જ નિર્ભય છે. ॥ ૧॥

**પુર પૈઠત રાવન કર બેટા। ખેલત રહા સો હોઈ ગૈ ભેટા॥**
**બાતહિં બાત કરષ બઢ઼િ આઈ। જુગલ અતુલ બલ પુનિ તરુનાઈ॥૨॥**

લંકામાં પ્રવેશ કરતાં જ રાવણના પુત્ર સાથે મેળાપ થઈ ગયો, જે ત્યાં ખેલી રહ્યો હતો. વાત વાતમાં જ બંનેમાં ઝઘડો વધી પડ્યો [કારણ કે] બંનેય અતુલનીય બળવાન હતા અને પાછી બંનેની યુવાવસ્થા હતી. ॥ ૨॥

**તેહિં અંગદ કહુઁ લાત ઉઠાઈ। ગહિ પદ પટકેઉ ભૂમિ ભવાઁઈ॥**
**નિસિચર નિકર દેખિ ભટ ભારી। જહઁ તહઁ ચલે ન સકહિં પુકારી॥૩॥**

તેણે અંગદ ઉપર લાત ઉગામી. અંગદે [ત્યાં જ] પગ પકડીને તેને ફેરવીને જમીન ઉપર પછાડ્યો(મારી નાંખ્યો). રાક્ષસોના સમૂહ મોટો ભારે યોદ્ધા જાણીને આમ-તેમ [નાસી] ગયા. તેઓ ભયને લીધે પોકાર પણ ન મચાવી શક્યા. ॥ ૩॥

**એક એક સન મરમુ ન કહહીં। સમુઝિ તાસુ બધ ચુપ કરિ રહહીં ॥**
**ભયઉ કોલાહલ નગર મઝારી। આવા કપિ લંકા જેહિં જારી ॥૪॥**

એક બીજાને મર્મ (સાચી વાત) નથી જણાવતા, તેનો (રાવણના પુત્રનો) વધ સમજીને સર્વે ચુપકીદી રાખી ચૂપ રહી જાય છે. [રાવણના પુત્રનું મૃત્યુ જાણીને અને રાક્ષસોને ભયના લીધે નાસતા જોઈને] નગરભરમાં કોહરામ મચી ગયો કે જેને લંકા બાળી હતી, તે જ વાનર ફરી આવી ગયો છે. ॥૪॥

**અબ ધૌં કહા કરિહિ કરતારા। અતિ સભીત સબ કરહિં બિચારા ॥**
**બિનુ પૂછેં મગુ દેહિં દિખાઈ। જેહિ બિલોક સોઇ જાઇ સુખાઈ ॥૫॥**

સર્વે અત્યંત ભયભીત થઈને વિચાર કરવા લાગ્યા કે વિધાતા હવે ન જાણે શું કરશે. તે વિનાપૂછ્યે જ અંગદને રાવણના દરબારનો માર્ગ બતાવી દે છે. જેને તે (અંગદ) જુએ છે તે જ ભયને લીધે સુકાઈ જાય છે. ॥૫॥

**દો૦ – ગયઉ સભા દરબાર તબ સુમિરિ રામ પદ કંજ।**
**સિંહ ઠવનિ ઈત ઉત ચિતવ ધીર બીર બલ પુંજ ॥૧૮॥**

શ્રીરામજીનાં ચરણકમળોનું સ્મરણ કરીને અંગદ રાવણની સભાના દ્વારે ગયા. અને તે ધીર, વીર, અને બળના ભંડાર અંગદ સિંહ સમાન રૂઆબથી આમ-તેમ જોવા લાગ્યા. ॥૧૮॥

**ચૌ૦ – તુરત નિસાચર એક પઠાવા। સમાચાર રાવનહિ જનાવા ॥**
**સુનત બિહઁસિ બોલા દસસીસા। આનહુ બોલિ કહાઁ કર કીસા ॥૧॥**

તુરત જ તેમણે એક રાક્ષસને મોકલ્યો અને રાવણને પોતાના આવવાના સમાચાર સૂચિત કર્યા. સાંભળતાં જ રાવણ હસીને બોલ્યો - બોલાવી લાવો, [જોઈએ] ક્યાંનો વાનર છે? ॥૧॥

**આયસુ પાઈ દૂત બહુ ધાએ। કપિકુંજરહિ બોલિ લૈ આએ ॥**
**અંગદ દીખ દસાનન બૈસેં। સહિત પ્રાન કજ્જલગિરિ જૈસેં ॥૨॥**

આજ્ઞા પામીને ઘણા જ દૂતો દોડ્યા અને વાનરોમાં હાથી સમાન અંગદને બોલાવી લાવ્યા. અંગદે રાવણને એમ બેઠેલો જોયો જેમ કોઈ સજીવ મેશનો પર્વત હોય! ॥૨॥

**ભુજા બિટપ સિર સૃંગ સમાના। રોમાવલી લતા જનુ નાના ॥**
**મુખ નાસિકા નયન અરુ કાના। ગિરિ કંદરા ખોહ અનુમાના ॥૩॥**

ભુજાઓ વૃક્ષો સમાન અને શીશ પર્વતોનાં શિખરો સમાન છે. રોમાવલી જાણે ઘણી જ લતાઓ સમાન છે. મુખ, નાક, નેત્ર અને કાન પર્વતની કંદરાઓ અને ગુફાઓની સમાન છે. ॥૩॥

**ગયઉ સભાઁ મન નેકુ ન મુરા। બાલિતનય અતિબલ બાઁકુરા ॥**
**ઉઠે સભાસદ કપિ કહુઁ દેખી। રાવન ઉર ભા ક્રોધ બિસેષી ॥૪॥**

અત્યંત બળવાન રણબંકા વીર વાલિપુત્ર અંગદ સભામાં ગયા, તે મનમાં થોડાય પાછા ન પડ્યા(ખચકાયા). અંગદને જોતાં જ સર્વે સભાસદ ઊભા થઈ ગયા. આ જોઈને રાવણના હૃદયમાં ઘણો ક્રોધ થયો. ॥૪॥

દો૦ – જથા મત્ત ગજ જૂથ મહુઁ પંચાનન ચલિ જાઇ ।
રામ પ્રતાપ સુમિરિ મન બૈઠ સભાઁ સિરુ નાઇ ॥ ૧૯॥

જેમ મદોન્મત હાથીઓના ટોળામાં સિંહ [નિ:શંક થઈને] ચાલ્યો જાય છે, તેવી જ રીતે શ્રીરામજીના પ્રતાપનું હૃદયમાં સ્મરણ કરીને તે [નિર્ભય] સભામાં માથું નમાવી બેસી ગયા. ॥ ૧૯॥

ચૌ૦ – કહ દસકંઠ કવન તૈં બંદર । મૈં રઘુબીર દૂત દસકંધર ॥
મમ જનકહિ તોહિ રહી મિતાઈ । તવ હિત કારન આયઉઁ ભાઈ ॥ ૧॥

રાવણે કહ્યું - અરે વાનર! તું કોણ છે? [અંગદે કહ્યું -] હે દશગ્રીવ! હું શ્રીરઘુવીરનો દૂત છું. મારા પિતાની અને તમારી મિત્રતા હતી. એટલા માટે હે ભાઈ! હું તમારી ભલાઈ માટે જ આવ્યો છું. ॥ ૧॥

ઉત્તમ કુલ પુલસ્તિ કર નાતી । સિવ બિરંચિ પૂજેહુ બહુ ભાઁતી ॥
બર પાયહુ કીન્હેહુ સબ કાજા । જીતેહુ લોકપાલ સબ રાજા ॥ ૨॥

તમારું ઉત્તમ કુળ છે, પુલસ્ત્ય ઋષિના તમે પૌત્ર છો. શિવજીની અને બ્રહ્માજીની તમે અનેક પ્રકારે પૂજા કરી છે. તેમનાથી વર મેળવ્યા છે અને સર્વે કાર્ય સિદ્ધ કર્યાં છે. લોકપાળો અને સર્વે રાજાઓને તમે જીતી લીધા છે. ॥ ૨॥

નૃપ અભિમાન મોહ બસ કિંબા । હરિ આનિહુ સીતા જગદંબા ॥
અબ સુભ કહા સુનહુ તુમ્હ મોરા । સબ અપરાધ છમિહિ પ્રભુ તોરા ॥ ૩॥

રાજમદથી કે મોહવશ તમે જગતજનની સીતાજીને હરી લાવ્યા છો. હવે તમે મારાં શુભ વચન સાંભળો! પ્રભુ શ્રીરામજી તમારા સર્વે અપરાધ ક્ષમા કરી દેશે – ॥ ૩॥

દસન ગહહુ તૃન કંઠ કુઠારી । પરિજન સહિત સંગ નિજ નારી ॥
સાદર જનકસુતા કરિ આગેં । એહિ બિધિ ચલહુ સકલ ભય ત્યાગેં ॥ ૪॥

દાંતોમાં તણખલું દબાવો, ગળામાં કુહાડી નાખો અને કુટુંબીઓ સહિત પોતાની સ્ત્રીઓને લઈને આદરપૂર્વક જાનકીજીને આગળ કરીને, આ પ્રમાણે સર્વે ભય છોડીને ચાલો - ॥ ૪॥

દો૦ – પ્રનતપાલ રઘુબંસમનિ ત્રાહિ ત્રાહિ અબ મોહિ ।
આરત ગિરા સુનત પ્રભુ અભય કરૈગો તોહિ ॥ ૨૦॥

અને 'હે શરણાગતનું પાલન કરનારા રઘુવંશ શિરોમણિ શ્રીરામજી! મારી રક્ષા કરો, રક્ષા કરો' [આ પ્રમાણે આર્ત પ્રાર્થના કરો], આર્તપોકાર સાંભળતાં જ પ્રભુ તમને નિર્ભય કરી દેશે. ॥ ૨૦॥

ચૌ૦ – રે કપિપોત બોલુ સંભારી । મૂઢ઼ ન જાનેહિ મોહિ સુરારી ॥
કહુ નિજ નામ જનક કર ભાઈ । કેહિ નાતેં માનિઐ મિતાઈ ॥ ૧॥

[રાવણે કહ્યું -] અરે વાનર બચ્ચા! સંભાળીને બોલ! મૂર્ખ! મને-દેવતાઓના શત્રુને તેં ઓળખ્યો નથી? અરે ભાઈ! પોતાનું અને બાપનું નામ તો બતાવ. કયા સંબંધે મિત્રતા માને છે? ॥ ૧॥

**અંગદ નામ બાલિ કર બેટા। તાસોં કબહુઁ ભઈ હી ભેટા॥**
**અંગદ બચન સુનત સકુચાના। રહા બાલિ બાનર મૈં જાના॥ ૨॥**

[અંગદે કહ્યું -] મારું નામ અંગદ છે, હું વાલિનો પુત્ર છું. તેમનો કદીક તમારે મેળાપ થયો હતો? અંગદનું વચન સાંભળતાં જ રાવણ કંઈક સંકોચાઈ ગયો [અને બોલ્યો] હા! હું જાણી ગયો (મને યાદ આવી ગયું), વાલિ નામનો એક વાનર હતો. ॥ ૨॥

**અંગદ તહીં બાલિ કર બાલક। ઉપજેહુ બંસ અનલ કુલ ઘાલક॥**
**ગર્ભ ન ગયહુ બ્યર્થ તુમ્હ જાયહુ। નિજ મુખ તાપસ દૂત કહાયહુ॥ ૩॥**

અરે અંગદ! તું જ વાલિનો પુત્ર છે? અરે કુળનાશક! તું તો પોતાના કુળરૂપી વાંસ માટે અગ્નિરૂપે જ ઉત્પન્ન થયો! ગર્ભમાં જ કેમ નષ્ટ ન થઈ ગયો? તું વ્યર્થ જ ઉત્પન્ન થયો જે પોતાના જ મુખથી તપસ્વીઓનો દૂત કહેવડાવે છે! ॥ ૩॥

**અબ કહુ કુસલ બાલિ કહઁ અહઈ। બિહઁસિ બચન તબ અંગદ કહઈ॥**
**દિન દસ ગએઁ બાલિ પહિં જાઈ। બૂઝેહુ કુસલ સખા ઉર લાઈ॥ ૪॥**

હવે વાલિના કુશળ તો બતાવ, તે [આજકાલ] ક્યાં છે? ત્યારે અંગદે હસીને કહ્યું - દસ (થોડા જ) દિવસ વીત્યા પછી [સ્વયં] વાલિની પાસે જઈને, પોતાના મિત્રને હૃદયે લગાડીને, તેને જ કુશળ પૂછી લેજો. ॥ ૪॥

**રામ બિરોધ કુસલ જસિ હોઈ। સો સબ તોહિ સુનાઈહિ સોઈ॥**
**સુનુ સઠ ભેદ હોઈ મન તાકેં। શ્રીરઘુબીર હૃદય નહિં જાકેં॥ ૫॥**

શ્રીરામજીનો વિરોધ કરવાથી જેવી કુશળતા થાય છે, તે સર્વ તમને તે સંભળાવશે. હે મૂર્ખ! સાંભળ, ભેદ એના મનમાં જ પડી શકે છે (ભેદ નીતિ એના પર જ પોતાનો પ્રભાવ પાથરી શકે છે), જેના હૃદયમાં શ્રીરઘુવીર ન હોય. ॥ ૫॥

**દો૦ – હમ કુલ ઘાલક સત્ય તુમ્હ કુલ પાલક દસસીસ।**
**અંધઉ બધિર ન અસ કહહિં નયન કાન તવ બીસ॥ ૨૧॥**

સાચું છે, હું તો કુળનો નાશ કરનારો છું અને હે રાવણ! તમે કુળના રક્ષક છો. આંધળા-બહેરા પણ આવી વાત નથી કહેતાં, તમારે તો વીસ નેત્ર અને વીસ કાન છે! ॥ ૨૧॥

**ચૌ૦ – સિવ બિરંચિ સુર મુનિ સમુદાઈ। ચાહત જાસુ ચરન સેવકાઈ॥**
**તાસુ દૂત હોઈ હમ કુલ બોરા। અઈસિહુઁ મતિ ઉર બિહર ન તોરા॥ ૧॥**

શિવ, બ્રહ્મા [આદિ] દેવો અને મુનિઓના સમુદાય જેમના ચરણોની સેવા [કરવા] ઇચ્છે છે, એમનો દૂત થઈને મેં કુળને ડુબાડી દીધું? અરે! આવી બુદ્ધિ હોવા છતાંય તમારું હૃદય ફાટી નથી પડતું? ॥ ૧॥

**સુનિ કઠોર બાની કપિ કેરી। કહત દસાનન નયન તરેરી॥**
**ખલ તવ કઠિન બચન સબ સહઊઁ। નીતિ ધર્મ મૈં જાનત અહઊઁ॥૨॥**

વાનર(અંગદ)ની કઠોર વાણી સાંભળીને રાવણ આંખ તતડાવીને (ત્રાંસી કરીને) બોલ્યો - અરે દુષ્ટ! હું તારા સર્વે કઠોર વચન એટલા માટે સહી રહ્યો છું કે હું નીતિ અને ધર્મને જાણું છું(તેની જ રક્ષા કરી રહ્યો છું). ॥૨॥

**કહ કપિ ધર્મસીલતા તોરી। હમહુઁ સુની કૃત પર ત્રિય ચોરી॥**
**દેખી નયન દૂત રખવારી। બૂડ़િ ન મરહુ ધર્મ બ્રતધારી॥૩॥**

અંગદે કહ્યું - તમારી ધર્મશીલતા મેં પણ સાંભળી છે. [તે આ કે] તમે પારકી સ્ત્રીની ચોરી કરી છે! અને દૂતની રક્ષાની વાત તો પોતાની આંખે નિહાળી લીધી. એવા ધર્મના વ્રતને ધારણ (પાલન) કરનારા તમે ડૂબી કેમ નથી મરતા? ॥૩॥

**કાન નાક બિનુ ભગિની નિહારી। છમા કીન્હિ તુમ્હ ધર્મ બિચારી॥**
**ધર્મસીલતા તવ જગ જાગી। પાવા દરસુ હમહુઁ બડ़ભાગી॥૪॥**

નાક - કાનથી રહિત બહેનને જોઈને તમે ધર્મનો વિચાર કરીને જ ક્ષમા આપી દીધી હતી! તમારી ધર્મશીલતા જગજાહેર છે. હું તો મોટો ભાગ્યવાન છું, જે મને તમારાં દર્શન થયાં! ॥૪॥

**દો૦ – જનિ જલ્પસિ જડ़ જંતુ કપિ સઠ બિલોકુ મમ બાહુ।**
**લોકપાલ બલ બિપુલ સસિ ગ્રસન હેતુ સબ રાહુ॥૨૨(ક)॥**

[રાવણે કહ્યું -] અરે જડ જંતુ વાનર! વ્યર્થ બકબક ન કર; અરે મૂર્ખ! મારી ભુજાઓ તો જો. આ સર્વે લોકપાળોના વિશાળ બળરૂપી ચન્દ્રમાને ગ્રસવા માટે રાહુ છે. ॥૨૨ (ક)॥

**પુનિ નભ સર મમ કર નિકર કમલન્હિ પર કરિ બાસ।**
**સોભત ભયઉ મરાલ ઈવ સંભુ સહિત કૈલાસ॥૨૨(ખ)॥**

વળી, [તે સાંભળ્યું જ હશે કે] આકાશરૂપી તળાવમાં મારા ભુજાઓરૂપી કમળો પર વસીને શિવજીસહિત કૈલાસ હંસ જેવી શોભાને પ્રાપ્ત થયો હતો! ॥૨૨ (ખ)॥

**ચૌ૦ – તુમ્હરે કટક માઝ સુનુ અંગદ। મો સન ભિરિહિ કવન જોધા બદ॥**
**તવ પ્રભુ નારિ બિરહઁ બલહીના। અનુજ તાસુ દુખ દુખી મલીના॥૧॥**

અરે અંગદ! સાંભળ, તારી સેનામાં બતાવ, એવો કયો યોદ્ધો છે જે મારાથી ભિડાઈ શકશે(ટક્કર લેશે). તારો માલિક તો સ્ત્રીના વિયોગમાં બલહીન થઈ રહ્યો છે. અને એનો નાનો ભાઈ એના જ દુઃખે દુઃખી અને ઉદાસ છે. ॥૧॥

**તુમ્હ સુગ્રીવ કૂલદ્રુમ દોઊ। અનુજ હમાર ભીરુ અતિ સોઊ॥**
**જામવંત મંત્રી અતિ બૂઢ़ા। સો કિ હોઇ અબ સમરારૂઢ़ા॥૨॥**

તું અને સુગ્રીવ, બંને નદીતટનાં વૃક્ષ છો. રહ્યો મારો નાનો ભાઈ વિભીષણ, [તો] તે પણ ઘણો બીકણ છે. મંત્રી જામ્બવાન્ ઘણો ઘરડો છે. તે હવે લડાઈમાં શું કરી શકવાનો? ॥૨॥

**સિલ્પિ કર્મ જાનહિં નલ નીલા। હૈ કપિ એક મહા બલસીલા॥**
**આવા પ્રથમ નગરુ જેહિં જારા। સુનત બચન કહ બાલિકુમારા॥૩॥**

નલ-નીલ તો શિલ્પકર્મ જાણે છે (તે લડવું શું જાણે). હા, એક વાનર જરૂર મહાન અને બળવાન છે, જે અગાઉ આવ્યો હતો અને જેણે લંકા બાળી હતી. આ વચન સાંભળતાં જ વાલિપુત્ર અંગદે કહ્યું - ॥૩॥

**સત્ય બચન કહુ નિસિચર નાહા। સાઁચેહુઁ કીસ કીન્હ પુર દાહા॥**
**રાવન નગર અલ્પ કપિ દહઈ। સુનિ અસ બચન સત્ય કો કહઈ॥૪॥**

હે રાક્ષસરાજ! સાચી વાત કહો! શું તે વાનરે ખરેખર તમારું નગર બાળી નાંખ્યું? રાવણ જેવા જગત વિજયી યોદ્ધાનું નગર એક નાનકડા વાનરે બાળી નાખ્યું! આવાં વચન સાંભળીને તેને સત્ય કોણ કહેશે? ॥૪॥

**જો અતિ સુભટ સરાહેહુ રાવન। સો સુગ્રીવ કેર લઘુ ધાવન॥**
**ચલઈ બહુત સો બીર ન હોઈ। પઠવા ખબરિ લેન હમ સોઈ॥૫॥**

હે રાવણ! જેની તમે ઘણો મોટો યોદ્ધો કહીને પ્રશંસા કરો છો, તે તો સુગ્રીવનો એક નાનકડો દોડીને ચાલનારો હરકારો છે. તે બહુ ચાલે છે, વીર નથી. તેને તો અમે [માત્ર] સમાચાર લેવા માટે જ મોકલ્યો હતો. ॥૫॥

**દો૦ – સત્ય નગરુ કપિ જારેઉ બિનુ પ્રભુ આયસુ પાઈ।**
**ફિરિ ન ગયઉ સુગ્રીવ પહિં તેહિં ભય રહા લુકાઈ॥૨૩(ક)॥**

શું ખરેખર તે વાનરે પ્રભુની આજ્ઞા પામ્યા વિના જ તમારું નગર બાળી નાખ્યું? માલૂમ પડે છે, આ જ ભયને લીધે પાછા ફરીને તે સુગ્રીવની પાસે ન ગયો અને ક્યાંક છુપાઈ ગયો! ॥૨૩ (ક)॥

**સત્ય કહહિ દસકંઠ સબ મોહિ ન સુનિ કછુ કોહ।**
**કોઉ ન હમારેં કટક અસ તો સન લરત જો સોહ॥૨૩(ખ)॥**

હે રાવણ! તમે સર્વે સત્ય જ કહો છો, મને સાંભળીને કંઈ પણ ક્રોધ નથી. ખરેખર અમારી સેનામાં કોઈ પણ એવો નથી જે તમારી સાથે લડવામાં શોભા પામે. ॥૨૩ (ખ)॥

**પ્રીતિ બિરોધ સમાન સન કરિઅ નીતિ અસિ આહિ।**
**જૌં મૃગપતિ બધ મેડુકન્હિ ભલ કિ કહઇ કોઉ તાહિ॥૨૩(ગ)॥**

પ્રીતિ અને વેર બરાબરીવાળાથી જ કરવાં જોઈએ, નીતિ એ જ છે. સિંહ જો દેડકાંઓને મારે તો શું એને કોઈ ભલો કહેશે? ॥૨૩ (ગ)॥

**જદ્યપિ લઘુતા રામ કહુઁ તોહિ બધેં બડ઼ દોષ।**
**તદપિ કઠિન દસકંઠ સુનુ છત્ર જાતિ કર રોષ॥૨૩(ઘ)॥**

જોકે તમને મારવામાં શ્રીરામજીની લઘુતા છે અને મોટો દોષેય છે તો પણ હે રાવણ! સાંભળો, ક્ષત્રિય જાતિનો ક્રોધ ઘણો કઠિન હોય છે. ॥ ૨૩ (ઘ)॥

**બક્ર ઉક્તિ ધનુ બચન સર હૃદય દહેઉ રિપુ કીસ।**
**પ્રતિઉત્તર સડ઼સિન્હ મનહુઁ કાઢ઼ત ભટ દસસીસ ॥ ૨૩ (ઙ) ॥**

વક્રોકિતરૂપી ધનુષથી વચનરૂપી બાણ મારીને અંગદે શત્રુના હૃદયને બાળી નાખ્યું. વીર રાવણ તે બાણોને જાણે પ્રત્યુત્તર રૂપી સાણસીઓથી કાઢી રહ્યો છે. ॥ ૨૩ (ઙ)॥

**હઁસિ બોલેઉ દસમૌલિ તબ કપિ કર બડ઼ ગુન એક।**
**જો પ્રતિપાલઇ તાસુ હિત કરઇ ઉપાય અનેક ॥ ૨૩ (ચ) ॥**

પછી રાવણ હસીને બોલ્યો - વાનરમાં આ એક મોટો ગુણ છે કે જે એને પાળે છે, તેનું તે અનેક ઉપાયોથી ભલું કરવાની ચેષ્ટા કરે છે. ॥ ૨૩ (ચ)॥

**ચૌ૦ – ધન્ય કીસ જો નિજ પ્રભુ કાજા। જહઁ તહઁ નાચઇ પરિહરિ લાજા ॥**
**નાચિ કૂદિ કરિ લોક રિઝાઈ। પતિ હિત કરઇ ધર્મ નિપુનાઈ ॥ ૧॥**

વાનરને ધન્ય છે કે જે પોતાના માલિકને માટે લાજ છોડીને યત્ર-તત્ર સર્વત્ર નાચે છે. નાચી-કૂદીને, લોકોને રીઝવી, માલિકનું હિત કરે છે. આ તેના ધર્મની નિપુણતા છે. ॥ ૧॥

**અંગદ સ્વામિભક્ત તવ જાતી। પ્રભુ ગુન કસ ન કહસિ એહિ ભાઁતી ॥**
**મૈં ગુન ગાહક પરમ સુજાના। તવ કટુ રટનિ કરઉઁ નહિં કાના ॥ ૨॥**

હે અંગદ! તારી જાતિ સ્વામીભક્ત છે [પછી ભલા!] તું પોતાના માલિકના ગુણ આ પ્રમાણે કેમ નહિ વખાણે? હું ગુણગ્રાહક (ગુણોનો આદર કરનારો) અને પરમ સુજ્ઞ (સમજદાર) છું. એટલે તારી બળી-જળી બક-બક પર કાન નથી આપતો. ॥ ૨॥

**કહ કપિ તવ ગુન ગાહકતાઈ। સત્ય પવનસુત મોહિ સુનાઈ ॥**
**બન બિધંસિ સુત બધિ પુર જારા। તદપિ ન તેહિં કછુ કૃત અપકારા ॥ ૩॥**

અંગદે કહ્યું - તમારી સાચી ગુણગ્રાહકતા તો મને હનુમાને સંભળાવી હતી. તેણે અશોકવનનો વિધ્વંસ (ખેદાન-મેદાન) કરીને તમારા પુત્રને મારીને નગરને બાળી નાખ્યું હતું. તોય [તમે પોતાની ગુણગ્રાહકતાને કારણે આ જ સમજ્યા કે] તેણે તમારો કંઈ પણ અપકાર નથી કર્યો. ॥ ૩॥

**સોઇ બિચારિ તવ પ્રકૃતિ સુહાઈ। દસકંધર મૈં કીન્હિ ઢિઠાઈ ॥**
**દેખેઉઁ આઇ જો કછુ કપિ ભાષા। તુમ્હરેં લાજ ન રોષ ન માખા ॥ ૪॥**

તમારો એ જ સુંદર સ્વભાવ વિચારીને, હે દશગ્રીવ! મેં કંઈક ધૃષ્ટતા કરી છે. હનુમાને જે કંઈ કહ્યું હતું, તેને આવીને મેં પ્રત્યક્ષ જોઈ લીધું કે તમને ન લાજ છે, ન ક્રોધ અને નફરત પણ નથી. ॥ ૪॥

**જૌં અસિ મતિ પિતુ ખાએ કીસા। કહિ અસ બચન હઁસા દસસીસા॥**
**પિતહિ ખાઇ ખાતેઉઁ પુનિ તોહી। અબહીં સમુઝિ પરા કછુ મોહી॥૫॥**

[રાવણ બોલ્યો -] અરે વાનર! જ્યારે તારી આવી બુદ્ધિ છે ત્યારે જ તું બાપને ભરખી ગયો. આવું વચન કહીને રાવણ હસ્યો. અંગદે કહ્યું - પિતાને ભરખીને પછી તને પણ ભરખી જાત. પરંતુ અત્યારે તુરત જ કોઈ અન્ય જ વાત મારી સમજમાં આવી ગઈ. ॥૫॥

**બાલિ બિમલ જસ ભાજન જાની। હતઉઁ ન તોહિ અધમ અભિમાની॥**
**કહુ રાવન રાવન જગ કેતે। મૈં નિજ શ્રવન સુને સુનુ જેતે॥૬॥**

અરે નીચ અભિમાની! વાલિના નિર્મળ યશનું પાત્ર (કારણ) જાણીને તને હું મારતો નથી. રાવણ! એ તો બતાવ કે જગતમાં કેટલા રાવણ છે? મેં જેટલા રાવણ પોતાના કાનોથી સાંભળી રાખ્યા છે, તેમને સાંભળ - ॥૬॥

**બલિહિ જિતન એક ગયઉ પતાલા। રાખેઉ બાઁધિ સિસુન્હ હયસાલા॥**
**ખેલહિં બાલક મારહિં જાઈ। દયા લાગિ બલિ દીન્હ છોડ઼ાઈ॥૭॥**

એક રાવણ તો બલિને જીતવા પાતાળમાં ગયો હતો, ત્યારે બાળકોએ એને ઘોડારમાં બાંધી રાખ્યો. બાળક રમતાં હતાં અને જઈ - જઈને એને મારતાં હતાં. બલિને દયા આવી, ત્યારે તેમણે તેને છોડાવી દીધો. ॥૭॥

**એક બહોરિ સહસભુજ દેખા। ધાઇ ધરા જિમિ જંતુ બિસેષા॥**
**કૌતુક લાગિ ભવન લૈ આવા। સો પુલસ્તિ મુનિ જાઇ છોડ઼ાવા॥૮॥**

પછી એક રાવણને સહસ્રબાહુએ જોયો, અને દોડીને તેને એક વિશેષ પ્રકારના (વિચિત્ર) જંતુની જેમ [સમજીને] પકડી લીધો. કૌતુક માટે તે તેને ઘેર લઈ ગયો. ત્યારે પુલસ્ત્ય મુનિએ જઈને એને છોડાવ્યો. ॥૮॥

**દો૦ – એક કહત મોહિ સકુચ અતિ રહા બાલિ કીં કાઁખ।**
**ઇન્હ મહુઁ રાવન તૈં કવન સત્ય બદહિ તજિ માખ॥૨૪॥**

એક રાવણની વાત કહેવામાં તો મને મોટો સંકોચ થઈ રહ્યો છે - તે [ઘણી વાર સુધી] વાલિની કાખમાં રહ્યો હતો. આમાંથી તું કયો રાવણ છો? ચીડાવું છોડીને ખરેખર કહો. ॥૨૪॥

**ચૌ૦ – સુનુ સઠ સોઇ રાવન બલસીલા। હરગિરિ જાન જાસુ ભુજ લીલા॥**
**જાન ઉમાપતિ જાસુ સુરાઈ। પૂજેઉઁ જેહિ સિર સુમન ચઢ઼ાઈ॥૧॥**

[રાવણે કહ્યું -] અરે મૂર્ખ! સાંભળ, હું એ જ બળવાન રાવણ છું જેની ભુજાઓની લીલા (કરામત) કૈલાસ પર્વત જાણે છે. જેની શૂરતા ઉમાપતિ મહાદેવજી જાણે છે, જેમને પોતાના મસ્તકરૂપી પુષ્પ ચઢાવી ચઢાવીને મેં પૂજ્યા હતા. ॥૧॥

**સિર સરોજ નિજ કરન્હિ ઉતારી । પૂજેઉઁ અમિત બાર ત્રિપુરારી ॥**
**ભુજ બિક્રમ જાનહિં દિગપાલા । સઠ અજહૂઁ જિન્હ કેં ઉર સાલા ॥ ૨॥**

મસ્તકરૂપી કમળોને પોતાના હાથેથી ઉતારી ઉતારીને મેં અગણિત વાર ત્રિપુરારિ શિવજીની પૂજા કરી છે. અરે મૂર્ખ! મારી ભુજાઓનું પરાક્રમ દિગ્પાળો જાણે છે, જેમના હૃદયમાં તે આજેય ખૂંચી રહ્યું છે. ॥ ૨॥

**જાનહિં દિગ્ગજ ઉર કઠિનાઈ । જબ જબ ભિરઉઁ જાઇ બરિઆઈ ॥**
**જિન્હ કે દસન કરાલ ન ફૂટે । ઉર લાગત મૂલક ઈવ ટૂટે ॥ ૩॥**

દિગ્ગજ (દિશાઓના હાથી) મારી છાતીની કઠોરતાને જાણે છે. જેમના ભયાનક દાંત, જ્યારે જ્યારે જઈને હું તેમનાથી જબરજસ્ત રીતે ભિડાયો, ત્યારે મારી છાતીમાં ક્યારેય ન ફૂટ્યા (પોતાનું ચિહ્ન પણ ન બનાવી શક્યા) ઊલટાના મારી છાતીને અડતાં જ તે મૂળાની જેમ તૂટી ગયા. ॥ ૩॥

**જાસુ ચલત ડોલતિ ઈમિ ધરની । ચઢ઼ત મત્ત ગજ જિમિ લઘુ તરની ॥**
**સોઈ રાવન જગ બિદિત પ્રતાપી । સુનેહિ ન શ્રવન અલીક પ્રલાપી ॥ ૪॥**

જેના ચાલવાથી પૃથ્વી એ રીતે હલે છે કે જેમ મદોન્મત હાથીના ચઢતા સમયે નાની નાવ! હું એ જ જગપ્રસિદ્ધ પ્રતાપી રાવણ છું. અરે જૂઠી બકવાસ કરનારા! શું તેં મને ક્યારેય કાનોથી સાંભળ્યો નથી? ॥ ૪॥

**દો૦ – તેહિ રાવન કહઁ લઘુ કહસિ નર કર કરસિ બખાન ।**
**રે કપિ બર્બર ખર્બ ખલ અબ જાના તવ ગ્યાન ॥ ૨૫॥**

તે (મહાન પ્રતાપી અને જગપ્રસિદ્ધ) રાવણને (મને) તું નાનો કહે છે અને મનુષ્યની મોટાઈ કરે છે? અરે! દુષ્ટ, અસભ્ય, તુચ્છ વાનર! હવે મેં તારું જ્ઞાન જાણી લીધું. ॥ ૨૫॥

**ચૌ૦ – સુનિ અંગદ સકોપ કહ બાની । બોલુ સઁભારિ અધમ અભિમાની ॥**
**સહસબાહુ ભુજ ગહન અપારા । દહન અનલ સમ જાસુ કુઠારા ॥ ૧॥**

રાવણનાં આ વચન સાંભળીને અંગદ ક્રોધસહિત વચન બોલ્યા - અરે નીચ અભિમાની! સંભાળીને (સમજી - વિચારીને) બોલ. જેમનો ફરસો સહસ્રબાહુની ભુજાઓરૂપી અપાર વનને બાળવા માટે અગ્નિ સમાન હતો, ॥ ૧॥

**જાસુ પરસુ સાગર ખર ધારા । બૂડ઼ે નૃપ અગનિત બહુ બારા ॥**
**તાસુ ગર્બ જેહિ દેખત ભાગા । સો નર ક્યોં દસસીસ અભાગા ॥ ૨॥**

જેમના ફરસારૂપી સમુદ્રની તીવ્ર ધારામાં અગણિત રાજા અનેકવાર ડૂબી ગયા, તે પરશુરામજીનો ગર્વ જેમને જોતાં જ ભાગી ગયો. અરે અભાગિયા દશશીશ! તેં કેવી રીતે (સામાન્ય) મનુષ્ય છે? ॥ ૨॥

**રામ મનુજ કસ રે સઠ બંગા। ધન્વી કામુ નદી પુનિ ગંગા॥**
**પસુ સુરધેનુ કલ્પતરુ રૂખા। અન્ન દાન અરુ રસ પીયૂષા॥૩॥**

કેમ રે મૂર્ખ ઉદંડ! શ્રીરામચન્દ્રજી શું (સામાન્ય) મનુષ્ય છે? કામદેવ પણ શું (સામાન્ય) ધનુર્ધારી છે? અને ગંગાજી શું (સામાન્ય) નદી છે? કામધેનુ શું (સામાન્ય) પશુ છે? અને કલ્પવૃક્ષ શું (સામાન્ય) ઝાડ છે? અન્નદાન પણ શું (સામાન્ય) દાન છે? અને અમૃત શું (સામાન્ય) રસ છે? ॥૩॥

**બૈનતેય ખગ અહિ સહસાનન। ચિંતામનિ પુનિ ઉપલ દસાનન॥**
**સુનુ મતિમંદ લોક બૈકુંઠા। લાભ કિ રઘુપતિ ભગતિ અકુંઠા॥૪॥**

ગરુડજી શું (સામાન્ય) પક્ષી છે? શેષજી શું (સામાન્ય) સર્પ છે? અરે રાવણ! ચિંતામણિ પણ શું (સામાન્ય) પથ્થર છે? અરે ઓ મૂર્ખ! સાંભળ, વૈકુંઠ પણ શું (સામાન્ય) લોક છે? અને શ્રીરઘુનાથજીની અખંડ ભક્તિ શું અન્ય લાભો જેવો જ (સામાન્ય) લાભ છે? ॥૪॥

**દો૦ – સેન સહિત તવ માન મથિ બન ઉજારિ પુર જારિ।**
**કસ રે સઠ હનુમાન કપિ ગયઉ જો તવ સુત મારિ॥૨૬॥**

સેનાસહિત તારું માન મથીને, અશોકવનને ઉજાડીને, નગરને બાળીને અને તારા પુત્રને મારીને જે પાછા વળ્યા [તું એમનું કંઈ પણ ન બગાડી શક્યો], કેમ રે દુષ્ટ! તે હનુમાનજી શું (સામાન્ય) વાનર છે? ॥૨૬॥

**ચૌ૦ – સુનુ રાવન પરિહરિ ચતુરાઈ। ભજસિ ન કૃપાસિંધુ રઘુરાઈ॥**
**જૌં ખલ ભએસિ રામ કર દ્રોહી। બ્રહ્મ રુદ્ર સક રાખિ ન તોહી॥૧॥**

અરે રાવણ! ચતુરાઈ (કપટ) છોડીને સાંભળ. કૃપાના સમુદ્ર શ્રીરઘુનાથજીનું તું ભજન કેમ નથી કરતો? અરે દુષ્ટ! જો તું શ્રીરામજીનો વેરી થયો તો તને બ્રહ્મા અને રુદ્ર પણ નહીં બચાવી શકે. ॥૧॥

**મૂઢ઼ બૃથા જનિ મારસિ ગાલા। રામ બયર અસ હોઈહિ હાલા॥**
**તવ સિર નિકર કપિન્હ કે આગેં। પરિહહિં ધરનિ રામ સર લાગેં॥૨॥**

હે મૂઢ! વ્યર્થ બકવાસ ન હાંક (ડીંગ ન માર). શ્રીરામજી સાથે વેર કરવામાં તારો એવો હાલ થશે કે તારા સિર-સમૂહ શ્રીરામજીનાં બાણ વાગતાં જ વાનરોની સામે પૃથ્વી પર પડશે, ॥૨॥

**તે તવ સિર કંદુક સમ નાના। ખેલિહહિં ભાલુ કીસ ચૌગાના॥**
**જબહિં સમર કોપિહિ રઘુનાયક। છુટિહહિં અતિ કરાલ બહુ સાયક॥૩॥**

અને રીંછ - વાનર તારા તે દડા જેવા અનેક મસ્તકોથી મેદાનમાં ગેડીદડો રમશે. જ્યારે શ્રીરઘુનાથજી યુદ્ધમાં કોપ કરશે અને એમનાં અત્યંત તીક્ષ્ણ અનેક બાણ છૂટશે, ॥૩॥

**તબ કિ ચલિહિ અસ ગાલ તુમ્હારા। અસ બિચારિ ભજુ રામ ઉદારા॥**
**સુનત બચન રાવન પરજરા। જરત મહાનલ જનુ ઘૃત પરા॥૪॥**

ત્યારે શું તારા ગાલ (તારી આવી ડીંગો) ચાલશે? એવો વિચાર કરીને ઉદાર (કૃપાળુ) શ્રીરામજીને ભજ. અંગદનાં આ વચન સાંભળીને રાવણ અત્યંત બળી ઉઠ્યો, જાણે સળગતા પ્રચંડ અગ્નિમાં ઘી પડી ગયું હોય. ॥૪॥

**દો૦ – કુંભકરન અસ બંધુ મમ સુત પ્રસિદ્ધ સક્રારિ।**
**મોર પરાક્રમ નહિં સુનેહિ જિતેઉઁ ચરાચર ઝારિ॥ ૨૭॥**

[તે બોલ્યો - અરે મૂર્ખ] કુંભકર્ણ - એવો મારો ભાઈ છે, ઈન્દ્રનો શત્રુ સુપ્રસિદ્ધ મેઘનાદ મારો પુત્ર છે! અને મારું પરાક્રમ તો તે સાંભળ્યું જ નથી કે મેં સંપૂર્ણ જડ-ચેતન જગતને જીતી લીધું છે. ॥ ૨૭॥

**ચૌ૦ – સઠ સાખામૃગ જોરિ સહાઈ। બાઁધા સિંધુ ઈહઈ પ્રભુતાઈ॥**
**નાઘહિં ખગ અનેક બારીસા। સૂર ન હોહિં તે સુનુ સબ કીસા॥ ૧॥**

અરે દુષ્ટ! વાનરોની સહાયતા મેળવીને તારા સ્વામીએ સમુદ્રને બાંધી લીધો, બસ એ જ એમની પ્રભુતા છે! સમુદ્ર તો અનેક પક્ષી પણ લાંઘી જાય છે. પણ તેથી તે સર્વે શૂરવીર નથી થઈ જતાં. અરે મૂર્ખ વાનર! સાંભળ - ॥ ૧॥

**મમ ભુજ સાગર બલ જલ પૂરા। જહઁ બૂડ઼ે બહુ સુર નર સૂરા॥**
**બીસ પયોધિ અગાધ અપારા। કો અસ બીર જો પાઈહિ પારા॥ ૨॥**

મારો એકેએક ભુજારૂપી સમુદ્ર બળરૂપી જળથી પૂર્ણ છે, જેમાં ઘણા જ શૂરવીર દેવો અને મનુષ્ય ડૂબી ચૂક્યા છે. [બતાવ] કયો એવો શૂરવીર છે જે મારા આ અગાધ અને અપાર વીસ સમુદ્રોને પાર પામી જશે? ॥ ૨॥

**દિગપાલન્હ મૈં નીર ભરાવા। ભૂપ સુજસ ખલ મોહિ સુનાવા॥**
**જૌં પૈ સમર સુભટ તવ નાથા। પુનિ પુનિ કહસિ જાસુ ગુન ગાથા॥ ૩॥**

અરે દુષ્ટ! મેં દિગ્પાળોય પાસે પાણી ભરાવડાવ્યું અને તું એક રાજાનો યશ મને સંભળાવે છે? જો તારો માલિક, જેની ગુણગાથા તું વારંવાર કહી રહ્યો છે, સંગ્રામમાં લડનારો યોદ્ધો છે - ॥ ૩॥

**તૌ બસીઠ પઠવત કેહિ કાજા। રિપુ સન પ્રીતિ કરત નહિં લાજા॥**
**હરગિરિ મથન નિરખુ મમ બાહૂ। પુનિ સઠ કપિ નિજ પ્રભુહિ સરાહૂ॥ ૪॥**

તો [પછી] તે દૂત શા માટે મોકલે છે? શત્રુ સાથે પ્રીતિ (સંધિ) કરતાં તેને લાજ આવતી નથી? (અગાઉ) કૈલાસને ઊંચકનારી મારી ભુજાઓને જો. પછી અરે મૂર્ખ વાનર! પોતાના માલિકની પ્રશંસા કરજે. ॥ ૪॥

**દો૦ – સૂર કવન રાવન સરિસ સ્વકર કાટિ જેહિં સીસ।**
**હુને અનલ અતિ હરષ બહુ બાર સાખિ ગૌરીસ॥ ૨૮॥**

રાવણના જેવો શૂરવીર કોણ છે? જેણે પોતાના જ હાથોથી માથાં કાપી-કાપીને અત્યંત હર્ષની સાથે ઘણી વખત તેમને અગ્નિમાં હોમી દીધાં! સ્વયં ગૌરીપતિ શિવજી આ વાતના સાક્ષી છે. ॥ ૨૮॥

**ચૌ૦ – જરત બિલોકેઉઁ જબહિં કપાલા। બિધિ કે લિખે અંક નિજ ભાલા॥**
**નર કેં કર આપન બધ બાઁચી। હસેઉઁ જાનિ બિધિ ગિરા અસાઁચી॥૧॥**

મસ્તકો બળતી વખતે જ્યારે મેં પોતાના લલાટો પર લખેલા વિધાતાના અક્ષર જોયા, ત્યારે મનુષ્યના હાથે પોતાનું મૃત્યુ થવાનું વાંચીને, વિધાતાની વાણી(લેખ)ને અસત્ય જાણીને હું હસ્યો. ॥૧॥

**સોઉ મન સમુઝિ ત્રાસ નહિં મોરેં। લિખા બિરંચિ જરઠ મતિ ભોરેં॥**
**આન બીર બલ સઠ મમ આગેં। પુનિ પુનિ કહસિ લાજ પતિ ત્યાગેં॥૨॥**

તે વાતને સમજીને(સ્મરણ કરીને)ય મારા મનમાં ડર નથી. [કેમકે હું સમજું છું કે] ઘરડા બ્રહ્માએ ભ્રમથી આવું લખી દીધું છે. અરે મૂર્ખ! તું લજ્જા અને મર્યાદા છોડીને મારા સામે વારંવાર બીજા વીરનું બળ કહે છે! ॥૨॥

**કહ અંગદ સલજ્જ જગ માહીં। રાવન તોહિ સમાન કોઉ નાહીં॥**
**લાજવંત તવ સહજ સુભાઊ। નિજ મુખ નિજ ગુન કહસિ ન કાઊ॥૩॥**

અંગદે કહ્યું - અરે રાવણ! તારા સમાન લજ્જાવાન જગતમાં કોઈ નથી. લજ્જાશીલતા તો તારો સ્વાભાવિક સ્વભાવ જ છે! તું પોતાના મુખથી પોતાના ગુણ ક્યારેય નથી કહેતો! ॥૩॥

**સિર અરુ સૈલ કથા ચિત રહી। તાતે બાર બીસ તૈં કહી॥**
**સો ભુજબલ રાખેહુ ઉર ઘાલી। જીતેહુ સહસબાહુ બલિ બાલી॥૪॥**

મસ્તક કાપવા અને કૈલાસ ઉપાડવાની કથા ચિત્તમાં ચઢેલી હતી, એટલે તેં એને વીસેય વાર કહી. ભુજાઓના એ બળને તો તેં હૃદયમાં જ યુક્તિ કરી (છુપાવી) રાખ્યું છે, જેનાથી તે સહસ્રબાહુ, બલિ અને વાલિને જીત્યા હતા. ॥૪॥

**સુનુ મતિમંદ દેહિ અબ પૂરા। કાટેં સીસ કિ હોઈઅ સૂરા॥**
**ઇંદ્રજાલિ કહુઁ કહિઅ ન બીરા। કાટઇ નિજ કર સકલ સરીરા॥૫॥**

અરે મંદબુદ્ધિ! સાંભળ, હવે ઉત્તર આપ, માથું કાપવાથી શું કોઈ શૂરવીર થઈ જાય છે? ઇન્દ્રજાળ રચનારાને (જાદુગરને) વીર નથી કહી શકાતો, જોકે તે સ્વહસ્તે જ પોતાનું શરીર કાપી નાખે છે! ॥૫॥

**દો૦ – જરહિં પતંગ મોહ બસ ભાર બહહિં ખર બૃંદ।**
**તે નહિં સૂર કહાવહિં સમુઝિ દેખુ મતિમંદ॥૨૯॥**

અરે મંદબુદ્ધિ! સમજીને જો. પતંગિયા મોહવશ અગ્નિમાં બળી મરે છે, ગધેડાંનાં ટોળાં ભાર ઉપાડીને ચાલે છે, પણ તે કારણે તેઓ શૂરવીર નથી કહેવાતાં. ॥૨૯॥

**ચૌ૦ – અબ જનિ બતબઢ઼ાવ ખલ કરહી। સુનુ મમ બચન માન પરિહરહી॥**
**દસમુખ મૈં ન બસીઠીં આયઉઁ। અસ બિચારિ રઘુબીર પઠાયઉઁ॥૧॥**

અરે દુષ્ટ! હવે, વાત-વધારો ન કર; મારું વચન સાંભળ અને અભિમાન ત્યાગી દે. હે દશમુખ! હું દૂતની જેમ [સંધિ કરવા] નથી આવ્યો. શ્રીરઘુવીરે એવો વિચાર કરીને મોકલ્યો છે - ॥ ૧॥

**બાર બાર અસ કહઈ કૃપાલા। નહિં ગજારિ જસુ બધેં સૃકાલા॥**
**મન મહુઁ સમુઝિ બચન પ્રભુ કેરે। સહેઉઁ કઠોર બચન સઠ તેરે॥ ૨॥**

કૃપાળુ શ્રીરામજી વારંવાર આવું કહે છે કે શિયાળને મારવાથી સિંહને યશ નથી મળતો. અરે! મૂર્ખ! પ્રભુના તે વચનોને મનમાં યાદ કરીને જ મેં તારાં કઠોર વચન સહ્યાં છે; ॥ ૨॥

**નાહિં ત કરિ મુખ ભંજન તોરા। લૈ જાતેઉઁ સીતહિ બરજોરા॥**
**જાનેઉઁ તવ બલ અધમ સુરારી। સૂનેં હરિ આનિહિ પરનારી॥ ૩॥**

નહિંતર તારું મુખ તોડીને હું સીતાજીને બળીજબરી લઈ જાત. અરે અધમ! દેવતાઓના શત્રુ! તારું બળ તો મેં ત્યારે જ જાણી લીધું, જ્યારે તું એકાંતમાંથી પારકી સ્ત્રીને હરી (ચોરી) લાવ્યો. ॥ ૩॥

**તૈં નિસિચર પતિ ગર્બ બહૂતા। મૈં રઘુપતિ સેવક કર દૂતા॥**
**જૌં ન રામ અપમાનહિં ડરઊઁ। તોહિ દેખત અસ કૌતુક કરઊઁ॥ ૪॥**

તું રાક્ષસોનો રાજા અને ઘણો અભિમાની છે. પરંતુ હું તો શ્રીરઘુનાથજીના સેવક(સુગ્રીવ)નો દૂત (સેવકનો ય સેવક) છું. જો હું શ્રીરામજીના અપમાનથી ન બીતો હોત તો તારા જોતજોતામાં હું એવું કૌતુક કરત કે - ॥ ૪॥

**દો૦ – તોહિ પટકિ મહિ સેન હતિ ચૌપટ કરિ તવ ગાઉઁ।**
**તવ જુબતિન્હ સમેત સઠ જનકસુતહિ લૈ જાઉઁ॥ ૩૦॥**

તને જમીન પર પછાડીને, તારી સેનાનો સંહાર કરીને અને તારા ગામને રમળભમળ [નષ્ટ-ભ્રષ્ટ] કરીને અરે મૂર્ખ! તારી યુવાન સ્ત્રીઓ સહિત જાનકીજીને લઈ જાત. ॥ ૩૦॥

**ચૌ૦ – જૌં અસ કરૌં તદપિ ન બડ઼ાઈ। મુએહિ બધેં નહિં કછુ મનુસાઈ॥**
**કૌલ કામબસ કૃપિન બિમૂઢ઼ા। અતિ દરિદ્ર અજસી અતિ બૂઢ઼ા॥ ૧॥**

જો હું આવું કરું તોય એમાં મારી કોઈ મોટાઈ નથી. મરેલાને મારવામાં કંઈ પણ પુરુષત્વ નથી. વામમાર્ગી, કામી, કંજૂસ, અત્યંત મૂઢ, અતિ દરિદ્ર, બદનામ, ઘણો વૃદ્ધ; ॥ ૧॥

**સદા રોગબસ સંતત ક્રોધી। બિષ્નુ બિમુખ શ્રુતિ સંત બિરોધી॥**
**તનુ પોષક નિંદક અઘ ખાની। જીવત સવ સમ ચૌદહ પ્રાની॥ ૨॥**

નિત્યનો રોગી, નિરંતર ક્રોધયુક્ત રહેનારો, ભગવાન વિષ્ણુથી વિમુખ, વેદ અને સંતોનો વિરોધી, પોતાના જ શરીરનું પોષણ કરનારો, પારકી નિંદા કરનારો અને પાપની ખાણ (મહાપાપી) – આ ચૌદ પ્રાણી જીવતા હોવા છતાં મડદાં સમાન છે. ॥ ૨॥

**અસ બિચારિ ખલ બધઉઁ ન તોહી। અબ જનિ રિસ ઉપજાવસિ મોહી॥**
**સુનિ સકોપ કહ નિસિચર નાથા। અધર દસન દસિ મીજત હાથા॥૩॥**

અરે દુષ્ટ! આવો વિચાર કરીને હું તને નથી મારતો. હવે, તું મને ક્રોધ ન કરાવ. અંગદનાં વચન સાંભળીને રાક્ષસરાજ રાવણ હોઠ કરડીને, ક્રોધિત થઈને હાથ ઘસતાં બોલ્યો - ॥૩॥

**રે કપિ અધમ મરન અબ ચહસી। છોટે બદન બાત બડ઼િ કહસી॥**
**કટુ જલ્પસિ જડ઼ કપિ બલ જાકેં। બલ પ્રતાપ બુધિ તેજ ન તાકેં॥૪॥**

અરે નીચ વાનર! હવે, તું મરવા જ ઈચ્છે છે! એટલે જ નાના મુખે મોટી વાત કહે છે. અરે મૂર્ખ વાનર! તું જેના બળ ઉપર કડવાં વેણ બકી રહ્યો છે, તેનામાં બળ, પ્રતાપ, બુદ્ધિ અથવા તેજ કે કંઈ પણ નથી. ॥૪॥

**દો૦ – અગુન અમાન જાનિ તેહિ દીન્હ પિતા બનબાસ।**
**સો દુખ અરુ જુબતી બિરહ પુનિ નિસિ દિન મમ ત્રાસ॥૩૧ (ક)॥**

તેને ગુણહીન અને માનહીન સમજીને જ તો પિતાએ વનવાસ આપી દીધો. તેને એક તો તે દુઃખ; ઉપરાંત, જુવાન સ્ત્રીનો વિરહ અને વળી, રાત-દિવસ મારો ડર બન્યો રહે છે. ॥૩૧ (ક)॥

**જિન્હ કે બલ કર ગર્બ તોહિ અઈસે મનુજ અનેક।**
**ખાહિં નિસાચર દિવસ નિસિ મૂઢ઼ સમુઝુ તજિ ટેક॥૩૧ (ખ)॥**

જેના બળનો ગર્વ તને છે, એવા અનેક મનુષ્યોને તો રાક્ષસ રાત-દિવસ ભરખતાં રહે છે. અરે મૂઢ! જીદ છોડીને સમજ (વિચાર કર). ॥૩૧ (ખ)॥

**ચૌ૦ – જબ તેહિં કીન્હિ રામ કૈ નિંદા। ક્રોધવંત અતિ ભયઉ કપિંદા॥**
**હરિ હર નિંદા સુનઈ જો કાના। હોઈ પાપ ગોઘાત સમાના॥૧॥**

જ્યારે તેણે શ્રીરામજીની નિંદા કરી ત્યારે તો કપિશ્રેષ્ઠ અંગદ અત્યંત ક્રોધિત થયા. કેમકે [શાસ્ત્ર એવું કહે છે કે] જે પોતાના કાનેથી ભગવાન વિષ્ણુ અને શિવની નિંદા સાંભળે છે, તેને ગોવધના સમાન પાપ લાગે છે. ॥૧॥

**કટકટાન કપિકુંજર ભારી। દુહુ ભુજદંડ તમકિ મહિ મારી॥**
**ડોલત ધરનિ સભાસદ ખસે। ચલે ભાજિ ભય મારુત ગ્રસે॥૨॥**

વાનરશ્રેષ્ઠ અંગદે જોરથી દાંત કટકટાવ્યા (નાદ કર્યો) અને તેમણે આવેશપૂર્વક (જોરથી) પોતાના બંને ભુજદંડોને પૃથ્વી પર પછાડ્યા. પૃથ્વી હલવા લાગી, [જેથી બેઠેલા] સભાસદ ઢળી પડ્યા અને ભયરૂપી પવન(ભૂત)થી ગ્રસ્ત થઈને ભાગી નીકળ્યા. ॥૨॥

**ગિરત સઁભારિ ઉઠા દસકંધર। ભૂતલ પરે મુકુટ અતિ સુંદર॥**
**કછુ તેહિં લૈ નિજ સિરન્હિ સઁવારે। કછુ અંગદ પ્રભુ પાસ પબારે॥૩॥**

રાવણ પડતાં-પડતાં સંભાળીને ઊઠ્યો. તેના અત્યંત સુંદર મુગટ પૃથ્વી પર પડી ગયા. કેટલાક તો તેણે ઉઠાવીને પોતાના માથાં પર સજાવીને મૂક્યા, કેટલાક અંગદે ઉઠાવીને પ્રભુ શ્રીરામચન્દ્રજીની પાસે ફેંકી દીધા. ॥ ૩॥

**આવત મુકુટ દેખિ કપિ ભાગે। દિનહીં લૂક પરન બિધિ લાગે॥**
**કી રાવન કરિ કોપ ચલાએ। કુલિસ ચારિ આવત અતિ ધાએ॥૪॥**

મુગટોને આવતાં જોઈને વાનર ભાગ્યા. [વિચારવા લાગ્યા] વિધાતા! શું દિવસેય ઉલ્કાપાત થવા લાગ્યો? અથવા શું રાવણે ક્રોધ કરીને ચાર વજ્ર ચલાવ્યાં છે, જે ઘણા તીવ્ર વેગે આવી રહ્યાં છે? ॥૪॥

**કહ પ્રભુ હઁસિ જનિ હૃદયઁ ડેરાહૂ। લૂક ન અસનિ કેતુ નહિં રાહૂ॥**
**એ કિરીટ દસકંધર કેરે। આવત બાલિતનય કે પ્રેરે॥૫॥**

પ્રભુએ હસીને કહ્યું - મનમાં ન ડરો. આ ન તો ઉલ્કા છે, ન વજ્ર છે અને ન કેતુ કે રાહુ છે. અરે ભાઈ! આ તો રાવણના મુગટ છે; જે વાલિપુત્ર અંગદના ફેંકાયેલા આવી રહ્યા છે. ॥ ૫॥

**દો૦ – તરકિ પવનસુત કર ગહે આનિ ધરે પ્રભુ પાસ।**
**કૌતુક દેખહિં ભાલુ કપિ દિનકર સરિસ પ્રકાસ॥૩૨ (ક)॥**

પવનપુત્ર શ્રીહનુમાનજીએ ઉછળીને તેમને હાથમાં પકડી લીધા અને લાવીને પ્રભુની પાસે મૂકી દીધા. રીંછ અને વાનર તમાશો જોવા લાગ્યા. મુગટનો પ્રકાશ સૂર્યની સમાન હતો. ॥ ૩૨ (ક)॥

**ઉહાઁ સકોપિ દસાનન સબ સન કહત રિસાઈ।**
**ધરહુ કપિહિ ધરિ મારહુ સુનિ અંગદ મુસુકાઈ॥૩૨ (ખ)॥**

ત્યાં (સભામાં) ક્રોધયુક્ત રાવણ સર્વેને ક્રોધિત થઈને કહેવા લાગ્યો કે - વાનરને પકડી લો અને પકડીને મારી નાખો. અંગદ આ સાંભળીને મલકાવા લાગ્યા. ॥ ૩૨ (ખ)॥

**ચૌ૦ – એહિ બધિ બેગિ સુભટ સબ ધાવહુ। ખાહુ ભાલુ કપિ જહઁ જહઁ પાવહુ॥**
**મર્કટહીન કરહુ મહિ જાઈ। જિઅત ધરહુ તાપસ દ્વૌ ભાઈ॥૧॥**

[વળી રાવણ બોલ્યો -] આને મારીને સર્વે યોદ્ધા તુરત જ દોડો અને જ્યાં - ક્યાંય રીંછ વાનરોને જુઓ, ત્યાં જ તેમને ખાઈ જાઓ. પૃથ્વીને વાનરરહિત કરી દો અને જઈને બંને તપસ્વી ભાઈઓને જીવતાં જ પકડી લો. ॥૧॥

**પુનિ સકોપ બોલેઉ જુબરાજા। ગાલ બજાવત તોહિ ન લાજા॥**
**મરુ ગર કાટિ નિલજ કુલઘાતી। બલ બિલોકિ બિહરતિ નહિં છાતી॥૨॥**

[રાવણનાં કોપ ભરેલાં વચન સાંભળીને] યુવરાજ અંગદ ક્રોધિત થઈને બોલ્યા - તને ગાલ વગાડતા શરમ નથી આવતી! અરે નિર્લજ્જ! અરે કુળનાશક! ગળું કાપીને (આત્મહત્યા કરીને) મરી જા. મારું બળ જોઈનેય શું તારી છાતી નથી ફાટતી. ॥૨॥

**રે ત્રિય ચોર કુમારગ ગામી। ખલ મલ રાસિ મંદમતિ કામી॥**
**સન્યપાત જલ્પસિ દુર્બાદા। ભએસિ કાલબસ ખલ મનુજાદા॥૩॥**

અરે સ્ત્રીના ચોર! અરે કુમાર્ગે ચાલનારા! અરે દુષ્ટ! પાપના ભંડાર! મંદબુદ્ધિ અને કામી! તું સન્નિપાતમાં શું દુર્વચન બકી રહ્યો છે? અરે દુષ્ટ રાક્ષસ! તું કાળને વશ થઈ ગયો છે! ॥૩॥

**યાકો ફલુ પાવહિગો આગેં। બાનર ભાલુ ચપેટન્હિ લાગેં॥**
**રામુ મનુજ બોલત અસિ બાની। ગિરહિં ન તવ રસના અભિમાની॥૪॥**
**ગિરિહહિં રસના સંસય નાહીં। સિરન્હિ સમેત સમર મહિ માહીં॥૫॥**

આનું ફળ તું આગળ વાનર અને રીંછોના લાફા ખાઈને પામીશ. રામ મનુષ્ય છે - એવા વચન બોલતાં જ અરે અભિમાની! તારી જીભ ખરી નથી પડતી? એમા સંદેહ નથી કે તારી જીભ [એકલી જ નહીં પણ] મસ્તકોની સાથે રણભૂમિમાં પડશે. ॥૪-૫॥

**સો૦ – સો નર ક્યોં દસકંધ બાલિ બધ્યો જેહિં એક સર।**
**બીસહુઁ લોચન અંધ ધિગ તવ જન્મ કુજાતિ જડ઼॥૩૩ (ક)॥**

અરે દશકંધ! જેણે એક જ બાણથી વાલિને મારી નાખ્યો, તે મનુષ્ય કેવી રીતે છે? અરે કુજાતિ, અરે જડ! વીસ આંખ હોવા છતાંય તું આંધળો છે. તારા જન્મને ધિક્કાર છે ॥૩૩ (ક)॥

**તવ સોનિત કીં પ્યાસ તૃષિત રામ સાયક નિકર।**
**તજઉઁ તોહિ તેહિ ત્રાસ કટુ જલ્પક નિસિચર અધમ॥૩૩ (ખ)॥**

શ્રીરામચન્દ્રજીના બાણસમૂહ તારા રક્તની તરસમાં તરસ્યા છે. [તે તરસ્યા જ રહી જશે] એ ડરથી, અરે કડવી બકવાસ કરનારા નીચ રાક્ષસ! હું તને છોડું છું ॥૩૩ (ખ)॥

**ચૌ૦ – મૈં તવ દસન તોરિબે લાયક। આયસુ મોહિ ન દીન્હ રઘુનાયક॥**
**અસિ રિસ હોતિ દસઉ મુખ તોરૌં। લંકા ગહિ સમુદ્ર મહઁ બોરૌં॥૧॥**

હું તારા દાંત તોડવા સમર્થ છું. પણ શું કરું? શ્રીરઘુનાથજીએ મને આજ્ઞા નથી આપી. એવો ક્રોધ આવે છે કે તારા દસેય મોં તોડી નાખું અને લંકાને પકડીને સમુદ્રમાં ડુબાડી દઉં. ॥૧॥

**ગૂલરિ ફલ સમાન તવ લંકા। બસહુ મધ્ય તુમ્હ જંતુ અસંકા॥**
**મૈં બાનર ફલ ખાત ન બારા। આયસુ દીન્હ ન રામ ઉદારા॥૨॥**

તારી લંકા ઊંમરાના ફળ જેવી છે. તમે સર્વ કીડા તેની અંદર [અજ્ઞાનવશ] નીડર થઈને વસી રહ્યા છો. હું વાનર છું, મને આ ફળને ખાતાં કેટલી વાર લાગવાની હતી? પણ ઉદાર (કૃપાળુ) શ્રીરઘુવીરજીએ તેવી આજ્ઞા આપી નથી. ॥૨॥

**જુગુતિ સુનત રાવન મુસુકાઈ। મૂઢ઼ સિખિહિ કહઁ બહુત ઝુઠાઈ॥**
**બાલિ ન કબહુઁ ગાલ અસ મારા। મિલિ તપસિન્હ તૈં ભએસિ લબારા॥૩॥**

અંગદની યુક્તિ સાંભળીને રાવણ મલકાયો [અને બોલ્યો -] અરે મૂર્ખ! ઘણું જૂઠું બોલવાનું તું ક્યાં શીખ્યો? વાલિએ તો ક્યારેય આવી ડીંગ નથી હાંકી. જણાય છે કે તું તપસ્વીઓ સાથે મળીને લબાડ થઈ ગયો છે. ॥ ૩॥

**સાઁચેહુઁ મૈં લબાર ભુજ બીહા। જૌં ન ઉપારિઉઁ તવ દસ જીહા॥**
**સમુઝિ રામ પ્રતાપ કપિ કોપા। સભા માઝ પન કરિ પદ રોપા॥ ૪॥**

[અંગદે કહ્યું] અરે વીસ ભુજાવાળા! જો તારી દસેય જીભ હું ન ઉખાડી લઉં તો ખરેખર હું લબાડ જ છું. શ્રીરામચન્દ્રજીના પ્રતાપને સમજીને (સ્મરણ કરીને) અંગદ ક્રોધિત થઈ ઊઠ્યા અને તેમણે રાવણની સભામાં પ્રણ કરીને (દૃઢતાપૂર્વક) પગ રોપી દીધો; ॥ ૪॥

**જૌં મમ ચરન સકસિ સઠ ટારી। ફિરહિં રામુ સીતા મૈં હારી॥**
**સુનહુ સુભટ સબ કહ દસસીસા। પદ ગહિ ધરનિ પછારહુ કીસા॥ ૫॥**

[અને કહ્યું -] અરે મૂર્ખ! જો તું મારો ચરણ હઠાવી શકે તો શ્રીરામજી પાછા ફરી જશે, હું સીતાજીને હારી જઈશ. રાવણે કહ્યું - હે સર્વ વીરો! સાંભળો, પગ પકડીને વાનરને પૃથ્વી પર પછાડી દો. ॥ ૫॥

**ઇંદ્રજીત આદિક બલવાના। હરષિ ઉઠે જહઁ તહઁ ભટ નાના॥**
**ઝપટહિં કરિ બલ બિપુલ ઉપાઈ। પદ ન ટરઇ બૈઠહિં સિરુ નાઈ॥ ૬॥**

ઈન્દ્રજીત (મેઘનાદ) આદિ અનેક બળવાન યોદ્ધા આજુબાજુથી હર્ષિત થઈને ઊઠ્યા. તે પૂર્ણ બળથી ઘણા જ ઉપાય કરીને તૂટી પડે છે. પરંતુ પગ હઠતો નથી, ત્યારે માથું નીચું કરીને પાછા પોતપોતાના સ્થાન પર જઈ બેસી જાય છે. ॥ ૬॥

**પુનિ ઉઠિ ઝપટહિં સુર આરાતી। ટરઇ ન કીસ ચરન એહિ ભાઁતી॥**
**પુરુષ કુજોગી જિમિ ઉરગારી। મોહ બિટપ નહિં સકહિં ઉપારી॥ ૭॥**

[કાકભુશુંડિજી કહે છે -] તે દેવતાઓના શત્રુ (રાક્ષસ) પાછા ઊઠીને તૂટી પડે છે. પરંતુ હે સર્પોના શત્રુ ગરુડજી! અંગદનો પગ એમનાથી તેવી જ રીતે નથી હટતો જેમ કુયોગી (વિષયી) પુરુષ મોહરૂપી વૃક્ષને નથી ઉખાડી શકતો. ॥ ૭॥

**દો૦ – કોટિન્હ મેઘનાદ સમ સુભટ ઉઠે હરષાઇ।**
**ઝપટહિં ટરૈ ન કપિ ચરન પુનિ બૈઠહિં સિર નાઇ॥ ૩૪ (ક)॥**

કરોડો વીર યોદ્ધા જે બળમાં મેઘનાદ સમાન હતા, તે હર્ષિત થઈને ઊઠ્યા. તેઓ વારંવાર ઊઠીને તૂટી પડે છે, પણ વાનરનો પગ નથી હટતો એથી લજ્જાને કારણે શીશ નમાવીને બેસી જાય છે. ॥ ૩૪ (ક)॥

**ભૂમિ ન છાઁડ઼ત કપિ ચરન દેખત રિપુ મદ ભાગ।**
**કોટિ બિઘ્ન તે સંત કર મન જિમિ નીતિ ન ત્યાગ॥ ૩૪ (ખ)॥**

જેમ કરોડો વિઘ્ન આવવા છતાંય સંતનું મન નીતિને નથી છોડતું, તેવી જ રીતે વાનર (અંગદ)નો પગ પૃથ્વીને નથી છોડતો. આ જોઈને શત્રુ (રાવણ)નો મદ દૂર થઈ ગયો! ॥ ૩૪ (ખ)॥

**ચૌ૦ – કપિ બલ દેખિ સકલ હિયઁ હારે। ઉઠા આપુ કપિ કેં પરચારે॥**
**ગહત ચરન કહ બાલિકુમારા। મમ પદ ગહેં ન તોર ઉબારા॥ ૧॥**

અંગદનું બળ જોઈને સર્વે હૃદયથી હારી ગયા. ત્યારે અંગદના પડકારાથી રાવણ સ્વયં ઊઠ્યો. જ્યારે તે અંગદનો પગ પકડવા લાગ્યો ત્યારે વાલિકુમાર અંગદે કહ્યું - મારો પગ પકડવાથી તારો બચાવ નહિ થાય! ॥ ૧॥

**ગહસિ ન રામ ચરન સઠ જાઈ। સુનત ફિરા મન અતિ સકુચાઈ॥**
**ભયઉ તેજહત શ્રી સબ ગઈ। મધ્ય દિવસ જિમિ સસિ સોહઈ॥ ૨॥**

અરે મૂર્ખ! તું જઈને શ્રીરામજીના ચરણ કેમ નથી પકડતો? આ સાંભળીને તે મનમાં ઘણો જ સંકોચાઈને પાછો ફરી ગયો. તેની સમસ્ત શ્રી જતી રહી. તે એવો તેજહીન થઈ ગયો જેમ મધ્યાહ્નમાં ચન્દ્ર દેખાય છે. ॥ ૨॥

**સિંઘાસન બૈઠેઉ સિર નાઈ। માનહુઁ સંપતિ સકલ ગઁવાઈ॥**
**જગદાતમા પ્રાનપતિ રામા। તાસુ બિમુખ કિમિ લહ બિશ્રામા॥ ૩॥**

તે નીચું માથું રાખીને સિંહાસન પર જઈ બેઠો, જાણે સમસ્ત સંપત્તિ ખોઈને બેઠો હોય. શ્રીરામચન્દ્રજી સમસ્ત જગતના આત્મા અને પ્રાણોના સ્વામી છે. તેમનાથી વિમુખ રહેનારો શાંતિ કઈ રીતે પામી શકે ? ॥ ૩॥

**ઉમા રામ કી ભૃકુટિ બિલાસા। હોઇ બિસ્વ પુનિ પાવઇ નાસા॥**
**તૃન તે કુલિસ કુલિસ તૃન કરઈ। તાસુ દૂત પન કહુ કિમિ ટરઈ॥ ૪॥**

[શિવજી કહે છે -] હે ઉમા! જે શ્રીરામચન્દ્રજીના ભ્રૂવિલાસ(ભ્રમરના ઇશારે)થી વિશ્વ ઉત્પન્ન થાય છે અને પછી નાશને પ્રાપ્ત થાય છે, જે તૃણને વજ્ર અને વજ્રને તૃણ બનાવી દે છે (અત્યંત નિર્બળને મહાન પ્રબળ અને મહાન પ્રબળને અત્યંત નિર્બળ કરી દે છે), તેમના દૂતનું પ્રણ, કહો કેવી રીતે ટળી શકે છે? ॥ ૪॥

**પુનિ કપિ કહી નીતિ બિધિ નાના। માન ન તાહિ કાલુ નિઅરાના॥**
**રિપુ મદ મથિ પ્રભુ સુજસુ સુનાયો। યહ કહિ ચલ્યો બાલિ નૃપ જાયો॥ ૫॥**

પછી અંગદે અનેક પ્રકારે નીતિ કહી. પણ રાવણે ન માની, કેમકે એનો કાળ નજીક આવી ગયો હતો. શત્રુના ગર્વને ચૂર કરીને અંગદે એને પ્રભુ શ્રીરામચન્દ્રજીનો સુયશ સંભળાવ્યો અને પછી તે રાજા વાલિનો પુત્ર અંગદ આમ કહીને ચાલી નીકળ્યો - ॥ ૫॥

**હતૌં ન ખેત ખેલાઈ ખેલાઈ। તોહિ અબહિં કા કરૌં બડ઼ાઈ ॥**
**પ્રથમહિં તાસુ તનય કપિ મારા। સો સુનિ રાવન ભયઉ દુખારા ॥ ૬॥**
**જાતુધાન અંગદ પન દેખી। ભય બ્યાકુલ સબ ભએ બિસેષી ॥ ૭॥**

જ્યાં સુધી રણભૂમિમાં તને રમાડી-રમાડીને ન મારું ત્યાં સુધી (અગાઉથી) શું મોટાઈ કરું. અંગદે પહેલા જ (સભામાં આવતાં પૂર્વે) તેના પુત્રને મારી નાખ્યો હતો, તે સંવાદ સાંભળીને રાવણ દુઃખી થઈ ગયો. અંગદનું પ્રણ [સફળ] જોઈને સર્વે રાક્ષસો ભયથી અત્યંત વ્યાકુળ થઈ ગયા. ॥ ૬-૭॥

**દો૦ – રિપુ બલ ધરષિ હરષિ કપિ બાલિતનય બલ પુંજ।**
**પુલક સરીર નયન જલ ગહે રામ પદ કંજ ॥ ૩૫ (ક) ॥**

શત્રુના બળનું મર્દન કરીને બળના ભંડાર વાલિપુત્ર અંગદજીએ હર્ષપૂર્વક આવીને શ્રીરામચન્દ્રજીના ચરણકમળ પકડી લીધા. તેમનું શરીર પુલકિત છે અને નેત્રોમાં [આનંદાશ્રુઓનું] જળ ભરાયું છે. ॥ ૩૫ (ક)॥

**સાઁઝ જાનિ દસકંધર ભવન ગયઉ બિલખાઈ।**
**મંદોદરીં રાવનહિ બહુરિ કહા સમુઝાઈ ॥ ૩૫ (ખ) ॥**

સંધ્યા થઈ ગઈ જાણીને દશગ્રીવ ઉદાસ થઈને ખિન્ન મુખે મહેલમાં ગયો. મંદોદરીએ ફરીથી રાવણને સમજાવીને કહ્યું - ॥ ૩૫ (ખ)॥

**ચૌ૦ – કંત સમુઝિ મન તજહુ કુમતિહી। સોહ ન સમર તુમ્હહિ રઘુપતિહી ॥**
**રામાનુજ લઘુ રેખ ખચાઈ। સોઉ નહિં નાઘેહુ અસિ મનુસાઈ ॥ ૧॥**

હે કાંત! મનમાં સમજીને (વિચારીને) કુબુદ્ધિને છોડી દો. આપનું અને રઘુનાથજીનું યુદ્ધ શોભા નથી આપતું. તેમના નાના ભાઈએ એક નાનકડી રેખા ખેંચી હતી, તેને પણ આપ લાંઘી શક્યા ન હતા, એવું તો આપનું પુરુષત્વ છે. ॥ ૧॥

**પિય તુમ્હ તાહિ જિતબ સંગ્રામા। જાકે દૂત કેર યહ કામા ॥**
**કૌતુક સિંધુ નાઘિ તવ લંકા। આયઉ કપિ કેહરી અસંકા ॥ ૨॥**

હે પ્રિયતમ! [શું] આપ એમને સંગ્રામમાં જીતી શકશો, જેના દૂતનું આવું કાર્ય છે? રમતમાં જ સમુદ્ર ઓળંગીને તે વાનરોમાં સિંહ (હનુમાન) આપની લંકામાં નિર્ભય [બનીને] ચાલ્યો આવ્યો! ॥ ૨॥

**રખવારે હતિ બિપિન ઉજારા। દેખત તોહિ અચ્છ તેહિં મારા ॥**
**જારિ સકલ પુર કીન્હેસિ છારા। કહાઁ રહા બલ ગર્બ તુમ્હારા ॥ ૩॥**

રખેવાળોને મારીને તેણે અશોકવન ઉજાડી નાખ્યું. આપના જોતા-જોતામાં તેણે અક્ષકુમારને મારી નાંખ્યો અને સમસ્ત નગરને બાળીને રાખ કરી દીધું. તે સમયે આપના બળનું ગર્વ ક્યાં ચાલ્યું ગયું હતું. ॥ ૩॥

**અબ પતિ મૃષા ગાલ જનિ મારહુ। મોર કહા કછુ હૃદયઁ બિચારહુ॥**
**પતિ રઘુપતિહિ નૃપતિ જનિ માનહુ। અગ જગ નાથ અતુલબલ જાનહુ॥૪॥**

હવે હે સ્વામી! ખોટા (વ્યર્થ) ગાલ ન વગાડો. મારા કહ્યા ઉપર હૃદયમાં કંઈક વિચાર કરો. હે પતિ! આપ શ્રીરઘુપતિને [ફક્ત] રાજા ન સમજો, બલ્કે અગ-જગનાથ (ચરાચરના સ્વામી) અને અતુલનીય બળવાન સમજો. ॥૪॥

**બાન પ્રતાપ જાન મારીચા। તાસુ કહા નહિં માનેહિ નીચા॥**
**જનક સભાઁ અગનિત ભૂપાલા। રહે તુમ્હઉ બલ અતુલ બિસાલા॥૫॥**

શ્રીરામજીના બાણનો પ્રતાપ તો મારીચ પણ જાણતો હતો પરંતુ આપે તેનું કહેવુંય ન માન્યું, એની વાતને હલકી માની. જનકની સભામાં અગણિત રાજાગણ હતા, જ્યાં વિશાળ અને અતુલનીય બળશાળી આપ પણ હતા, ॥૫॥

**ભંજિ ધનુષ જાનકી બિઆહી। તબ સંગ્રામ જિતેહુ કિન તાહી॥**
**સુરપતિ સુત જાનઈ બલ થોરા। રાખા જિઅત આઁખિ ગહિ ફોરા॥૬॥**
**સૂપનખા કૈ ગતિ તુમ્હ દેખી। તદપિ હૃદયઁ નહિં લાજ બિસેષી॥૭॥**

ત્યાં શિવજીનું ધનુષ તોડીને શ્રીરામજીએ જાનકીજી સાથે વિવાહ કર્યા ત્યારે આપે એમને સંગ્રામમાં કેમ ન જીત્યા? ઇન્દ્રપુત્ર જયંત તેમના બળને કંઈક કંઈક જાણે છે. શ્રીરામજીએ પકડીને, કેવળ તેની એક આંખ જ ફોડી અને એને જીવતો જ છોડી મૂક્યો. શૂર્પણખાની દશા તો આપે જોઈ જ લીધી, તો પણ આપના હૃદયમાં એમની સાથે લડવાની વાત વિચારતાં વિશેષ (કંઈ પણ) લજ્જા નથી આવતી! ॥૬-૭॥

**દો૦ – બધિ બિરાધ ખર દૂષનહિ લીલાઁ હત્યો કબંધ।**
**બાલિ એક સર માર્‌યો તેહિ જાનહુ દસકંધ॥૩૬॥**

જેમણે વિરાધ અને ખર-દૂષણને મારીને લીલાથી જ કબંધને પણ મારી નાખ્યો; અને જેમણે વાલિને એક જ બાણથી મારી નાખ્યો; હે દશકંધ! આપ આ સઘળું જાણો જ છો. (આથી આપ શ્રીરામજીના મહત્ત્વને સમજી જાઓ). ॥૩૬॥

**ચૌ૦ – જેહિં જલનાથ બઁધાયઉ હેલા। ઉતરે પ્રભુ દલ સહિત સુબેલા॥**
**કારુનીક દિનકર કુલ કેતૂ। દૂત પઠાયઉ તવ હિત હેતૂ॥૧॥**

જેમણે રમત માત્રમાં જ સમુદ્રને બંધાવી લીધો અને જે પ્રભુ સેનાસહિત સુબેલ પર્વત પર ઊતરી પડ્યા, તે સૂર્યકુળના ધ્વજાસ્વરૂપ કરુણામય ભગવાને આપના જ હિતને માટે દૂત મોકલ્યો. ॥૧॥

**સભા માઝ જેહિં તવ બલ મથા। કરિ બરૂથ મહુઁ મૃગપતિ જથા॥**
**અંગદ હનુમત અનુચર જાકે। રન બાઁકુરે બીર અતિ બાઁકે॥૨॥**

જેણે સભાની વચ્ચે આવીને આપના બળને એ પ્રમાણે મથી નાખ્યું જેમ હાથીઓના ટોળામાં આવીને સિંહ તેને છિન્નભિન્ન કરી નાખે છે. રણમાં બંકા અત્યંત વિકટ વીર અંગદ અને હનુમાન જેમના સેવક છે; ॥ ૨॥

**તેહિ કહઁ પિય પુનિ પુનિ નર કહહૂ। મુધા માન મમતા મદ બહહૂ॥**
**અહહ કંત કૃત રામ બિરોધા। કાલ બિબસ મન ઉપજ ન બોધા॥ ૩॥**

હે પતિદેવ! તેમને આપ વારંવાર મનુષ્ય કહો છો. આપ વ્યર્થ જ માન, મમતા અને મદનો ભાર વહી રહ્યા છો! હે પ્રિયતમ! આપે શ્રીરામજી સાથે વિરોધ કરી લીધો અને કાળના વિશેષ વશમાં હોવાથી આપના મનમાં હજી પણ જ્ઞાન ઉત્પન્ન નથી થતું. ॥ ૩॥

**કાલ દંડ ગહિ કાહુ ન મારા। હરઈ ધર્મ બલ બુદ્ધિ બિચારા॥**
**નિકટ કાલ જેહિ આવત સાઈં। તેહિ ભ્રમ હોઈ તુમ્હારિહિ નાઈં॥ ૪॥**

કાળ દંડ (લાઠી) લઈને કોઈને નથી મારતો. તે ધર્મ, બળ, બુદ્ધિ અને વિચારને હરી લે છે. હે સ્વામી! જેનો કાળ (મરણ-સમય) નજીક આવી જાય છે, તેને આપની જ જેમ ભ્રમ થઈ જાય છે. ॥ ૪॥

**દો૦ – દુઈ સુત મરે દહેઉ પુર અજહુઁ પૂર પિય દેહુ।**
**કૃપાસિંધુ રઘુનાથ ભજિ નાથ બિમલ જસુ લેહુ॥ ૩૭॥**

આપના બે પુત્ર માર્યા ગયા અને નગર બળી ગયું [જે થવાનું હતું તે થયું]. હે પ્રિયતમ! હવે આ ભૂલ સુધારી લો. (શ્રીરામજી સાથેનું વેર ત્યજી દો); અને હે નાથ! કૃપાના સમુદ્ર શ્રીરઘુનાથજીને ભજીને નિર્મળ યશ મેળવો. ॥ ૩૭॥

**ચૌ૦ – નારિ બચન સુનિ બિસિખ સમાના। સભાઁ ગયઉ ઉઠિ હોત બિહાના॥**
**બૈઠ જાઈ સિંઘાસન ફૂલી। અતિ અભિમાન ત્રાસ સબ ભૂલી॥ ૧॥**

સ્ત્રીના બાણસમાન વચન સાંભળીને તે સવાર થતાં જ ઊઠીને સભામાં ચાલ્યો ગયો અને સર્વે ભય ભુલાવીને અત્યંત અભિમાનમાં ફૂલીને સિંહાસન ઉપર જઈ બેઠો. ॥ ૧॥

**ઈહાઁ રામ અંગદહિ બોલાવા। આઈ ચરન પંકજ સિરુ નાવા॥**
**અતિ આદર સમીપ બૈઠારી। બોલે બિહઁસિ કૃપાલ ખરારી॥ ૨॥**

અહીં (સુબેલ પર્વત પર) શ્રીરામજીએ અંગદને બોલાવ્યા. તેમને આવીને ચરણકમળોમાં શીશ નમાવ્યું. ઘણા આદરથી તેમને પાસે બેસાડીને ખરના શત્રુ કૃપાળુ શ્રીરામજી હસીને બોલ્યા. ॥ ૨॥

**બાલિતનય કૌતુક અતિ મોહી। તાત સત્ય કહુ પૂછઉઁ તોહી॥**
**રાવનુ જાતુધાન કુલ ટીકા। ભુજ બલ અતુલ જાસુ જગ લીકા॥ ૩॥**

હે વાલિના પુત્ર! મને મોટું કુતૂહલ છે. હે તાત! એટલે હું તમને પૂછું છું, સત્ય કહેજો. જે રાવણ રાક્ષસોના કુળનું તિલક છે અને જેના અતુલનીય બાહુબળની જગતભરમાં ધાક છે, ॥ ૩॥

**તાસુ મુકુટ તુમ્હ ચારિ ચલાએ। કહહુ તાત કવની બિધિ પાએ॥**
**સુનુ સર્બગ્ય પ્રનત સુખકારી। મુકુટ ન હોહિં ભૂપ ગુન ચારી॥૪॥**

તેના ચાર મુગટ તમે ફેંક્યા. હે તાત! બતાવો, તમે તેમને કઈ રીતે મેળવ્યા! [અંગદે કહ્યું -] હે સર્વજ્ઞ! હે શરણાગતને સુખ આપનાર! સાંભળો, તે મુગટ નથી. તે તો રાજાના ચાર ગુણ છે. ॥૪॥

**સામ દાન અરુ દંડ બિભેદા। નૃપ ઉર બસહિં નાથ કહ બેદા॥**
**નીતિ ધર્મ કે ચરન સુહાએ। અસ જિયઁ જાનિ નાથ પહિં આએ॥૫॥**

હે નાથ! વેદો કહે છે કે સામ, દાન, દંડ અને ભેદ - આ ચારેય રાજાના હૃદયમાં વસે છે. આપના ચરણ નીતિ અને ધર્મથી સુશોભિત છે એમ ચિત્તમાં જાણીને એ નાથની પાસે આવી ગયા છે. ॥૫॥

**દો૦ – ધર્મહીન પ્રભુ પદ બિમુખ કાલ બિબસ દસસીસ।**
**તેહિ પરિહરિ ગુન આએ સુનહુ કોસલાધીસ॥૩૮ (ક)॥**

દશશીશ રાવણ ધર્મહીન, પ્રભુના પદથી વિમુખ અને કાળના વશમાં છે. એટલા માટે હે કૌશલરાજ! સાંભળો, તે ગુણ રાવણને છોડીને આપની પાસે આવી ગયા છે. ॥૩૮ (ક)॥

**પરમ ચતુરતા શ્રવન સુનિ બિહઁસે રામુ ઉદાર।**
**સમાચાર પુનિ સબ કહે ગઢ઼ કે બાલિકુમાર॥૩૮ (ખ)॥**

અંગદની પરમ ચતુરતા [પૂર્ણ ઉક્તિ] કાનોથી સાંભળીને ઉદાર શ્રીરામચન્દ્રજી હસવા લાગ્યા. પછી વાલિપુત્રે કિલ્લાના (લંકાના) સર્વે સમાચાર કહ્યા. ॥૩૮ (ખ)॥

**ચૌ૦ – રિપુ કે સમાચાર જબ પાએ। રામ સચિવ સબ નિકટ બોલાએ॥**
**લંકા બાઁકે ચારિ દુઆરા। કેહિ બિધિ લાગિઅ કરહુ બિચારા॥૧॥**

જ્યારે શત્રુના સમાચાર પ્રાપ્ત થઈ ગયા, ત્યારે શ્રીરામચન્દ્રજીએ સર્વે મંત્રીઓને પાસે બોલાવ્યા [અને કહ્યું -] લંકાના ચાર ઘણા વિકટ દરવાજા છે. તેમની ઉપર કઈ રીતે આક્રમણ કરી શકાય, તેનો વિચાર કરો. ॥૧॥

**તબ કપીસ રિચ્છેસ બિભીષન। સુમિરિ હૃદયઁ દિનકર કુલ ભૂષન॥**
**કરિ બિચાર તિન્હ મંત્ર દૃઢ઼ાવા। ચારિ અની કપિ કટકુ બનાવા॥૨॥**

ત્યારે વાનરરાજ સુગ્રીવ, ઋક્ષપતિ જામ્બવાન અને વિભીષણે હૃદયમાં સૂર્યકુળના ભૂષણ શ્રીરઘુનાથજીનું સ્મરણ કર્યું અને વિચાર કરીને તેમણે કર્તવ્ય નક્કી કર્યું. વાનરોની સેનાનાં ચાર દળ બનાવ્યાં – ॥૨॥

**જથાજોગ સેનાપતિ કીન્હે। જૂથપ સકલ બોલિ તબ લીન્હે॥**
**પ્રભુ પ્રતાપ કહિ સબ સમુઝાએ। સુનિ કપિ સિંઘનાદ કરિ ધાએ॥૩॥**

અને એમને માટે યથાયોગ્ય (જેવા જોઈએ તેવા) સેનાપતિ નિયુક્ત કર્યા. પછી સર્વે જૂથપતિઓને બોલાવી લીધા અને પ્રભુનો પ્રતાપ કહીને સર્વેને સમજાવ્યા; જેને સાંભળીને વાનર સિંહ સમાન ગર્જના કરીને દોડ્યા. ॥ ૩॥

**હરષિત રામ ચરન સિર નાવહિં। ગહિ ગિરિ સિખર બીર સબ ધાવહિં॥**
**ગર્જહિં તર્જહિં ભાલુ કપીસા। જય રઘુબીર કોસલાધીસા॥ ૪॥**

તેઓ હર્ષિત થઈને શ્રીરામજીના ચરણોમાં શીશ નમાવે છે અને પર્વતોનાં શિખર લઈ-લઈને સર્વે વીર દોડે છે. 'કૌશલરાજ શ્રીરઘુવીરજીનો જય હો' પોકારતાં રીંછ અને વાનર ગરજે છે અને પડકારા કરે છે. ॥ ૪॥

**જાનત પરમ દુર્ગ અતિ લંકા। પ્રભુ પ્રતાપ કપિ ચલે અસંકા॥**
**ઘટાટોપ કરિ ચહુઁ દિસિ ઘેરી। મુખહિં નિસાન બજાવહિં ભેરી॥ ૫॥**

લંકાને અત્યંત શ્રેષ્ઠ (અજેય) કિલ્લો જાણવા છતાંય પ્રભુ શ્રીરામચન્દ્રજીના પ્રતાપે વાનર નીડર થઈને ચાલ્યા. ચારેય તરફથી ઘેરાયેલ વાદળાઓની ઘટાની જેમ લંકાને ચારેય દિશાઓમાંથી ઘેરીને તેઓ મુખેથી જ ડંકા અને દુંદુભિ વગાડવા લાગ્યા. ॥ ૫॥

**દો૦ – જયતિ રામ જય લછિમન જય કપીસ સુગ્રીવ।**
**ગર્જહિં સિંહનાદ કપિ ભાલુ મહા બલ સીંવ॥ ૩૯॥**

મહાન બળની સીમા, તે વાનર-રીંછ સિંહ સમાન ઉચ્ચ સ્વરે 'શ્રીરામજીનો જય', 'લક્ષ્મણજીનો જય', 'વાનરરાજ સુગ્રીવનો જય' - એવી ગર્જના કરવા લાગ્યા. ॥ ૩૯॥

**ચૌ૦ – લંકાઁ ભયઉ કોલાહલ ભારી। સુના દસાનન અતિ અહઁકારી॥**
**દેખહુ બનરન્હ કેરિ ઢિઠાઈ। બિહઁસિ નિસાચર સેન બોલાઈ॥ ૧॥**

લંકામાં મોટો ભારે શોર-બકોર મચી ગયો. અત્યંત અહંકારી રાવણે તે સાંભળીને કહ્યું - વાનરોની ધૃષ્ટતા તો જુઓ! આ કહેતાં હસીને તેણે રાક્ષસોની સેના બોલાવી. ॥ ૧॥

**આએ કીસ કાલ કે પ્રેરે। છુધાવંત સબ નિસિચર મેરે॥**
**અસ કહિ અટ્ટહાસ સઠ કીન્હા। ગૃહ બૈઠેં અહાર બિધિ દીન્હા॥ ૨॥**

વાનરો કાળની પ્રેરણાથી ચાલ્યા આવ્યા છે. મારા રાક્ષસો સર્વે ભૂખ્યા છે. વિધાતાએ એમને ઘેરબેઠા ભોજન મોકલી દીધું. આવું કહીને તે મૂર્ખે અટ્ટહાસ કર્યું (તે ઘણા જોરથી ખડખડાટ હસી પડ્યો). ॥ ૨॥

**સુભટ સકલ ચારિહુઁ દિસિ જાહૂ। ધરિ ધરિ ભાલુ કીસ સબ ખાહૂ॥**
**ઉમા રાવનહિ અસ અભિમાના। જિમિ ટિટ્ટિભ ખગ સૂત ઉતાના॥ ૩॥**

[અને બોલ્યો -] હે વીરો! સર્વે લોકો ચારેય દિશાઓમાં જાવ અને રીંછ - વાનર સર્વેને પકડી-પકડીને ખાવ. [શિવજી કહે છે-] હે ઉમા! રાવણને એવું અભિમાન હતું, જેમ ટિટોડી પગ ઉપરની (આકાશની તરફ) કરીને સૂવે છે [જાણે આકાશને રોકી લેશે]. ॥ ૩॥

**ચલે નિસાચર આયસુ માગી। ગહિ કર ભિંડિપાલ બર સાઁગી॥**
**તોમર મુદ્ગર પરસુ પ્રચંડા। સૂલ કૃપાન પરિઘ ગિરિખંડા॥૪॥**

આજ્ઞા માગીને અને હાથોમાં ઉત્તમ ભિંદિપાલ, સાંગી (બરછી), તોમર, મુદ્ગર, પ્રચંડ ફરસા, શૂલ, બેધારી તલવાર, પરિઘ અને પર્વતોના ટુકડા લઈને રાક્ષસો ચાલ્યા. ॥૪॥

**જિમિ અરુનોપલ નિકર નિહારી। ધાવહિં સઠ ખગ માંસ અહારી॥**
**ચોંચ ભંગ દુખ તિન્હહિ ન સૂઝા। તિમિ ધાએ મનુજાદ અબૂઝા॥૫॥**

જેમ મૂર્ખ માંસાહારી પક્ષી લાલ પથ્થરોનો સમૂહ જોઈને તેની પર તૂટી પડે છે, [પથ્થરો પર વાગવાથી] ચાંચ તૂટવાનું દુઃખ તેમને નથી સૂઝતું, તેવી જ રીતે તે નાસમજ રાક્ષસ દોડ્યા. ॥૫॥

**દો૦ – નાનાયુધ સર ચાપ ધર જાતુધાન બલ બીર।**
**કોટ કઁગૂરન્હિ ચઢ઼િ ગએ કોટિ કોટિ રનધીર॥૪૦॥**

અનેક પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્ર અને ધનુષ-બાણ ધારણ કરેલા કરોડો બળવાન અને રણધીર રાક્ષસ વીર કિલ્લાના કાંગરા પર ચઢી ગયા. ॥૪૦॥

**ચૌ૦ – કોટ કઁગૂરન્હિ સોહહિં કૈસે। મેરુ કે સૃંગનિ જનુ ઘન બૈસે॥**
**બાજહિં ઢોલ નિસાન જુઝાઊ। સુનિ ધુનિ હોઈ ભટન્હિ મન ચાઊ॥૧॥**

તે કિલ્લાના કાંગરા કેવા શોભી રહ્યા છે, જાણે સુમેરુનાં શિખરો પર વાદળાં બેઠાં હોય. યુદ્ધનાં ઢોલ અને ડંકા આદિ વાગી રહ્યાં છે, [જેમનો] ધ્વનિ સાંભળીને યોદ્ધાઓના મનમાં [લડવાનો] ઉમંગ થાય છે. ॥૧॥

**બાજહિં ભેરિ નફીરિ અપારા। સુનિ કાદર ઉર જાહિં દરારા॥**
**દેખિન્હ જાઇ કપિન્હ કે ઠટ્ટા। અતિ બિસાલ તનુ ભાલુ સુભટ્ટા॥૨॥**

અગણિત નફેરી અને નૌબત વાગી રહી છે, [જેને] સાંભળીને કાયરોના હૃદયમાં ચીરા પડી જાય છે. તેમણે જઈને અત્યંત વિશાળ શરીરવાળા મહાન યોદ્ધા વાનર અને રીંછોની ઠઠ જોઈ. ॥૨॥

**ધાવહિં ગનહિં ન અવઘટ ઘાટા। પર્બત ફોરિ કરહિં ગહિ બાટા॥**
**કટકટાહિં કોટિન્હ ભટ ગર્જહિં। દસન ઓઠ કાટહિં અતિ તર્જહિં॥૩॥**

[જોયું કે] તે રીંછ-વાનર દોડે છે; ઔઘટ (ઉબડ-ખાબડ ઊંચી નીચી વિકટ) ખીણોને કંઈ ગણતરીમાં લેતા નથી. પર્વતને પકડીને ફોડીને રસ્તો બનાવી લે છે. કરોડો યોદ્ધા કટકટાવે અને ગર્જે છે. દાંતથી હોઠ કરડતાં ખૂબ જુસ્સાથી ધસે છે. ॥૩॥

**ઉત રાવન ઇત રામ દોહાઈ। જયતિ જયતિ જય પરી લરાઈ॥**
**નિસિચર સિખર સમૂહ ઢહાવહિં। કૂદિ ધરહિં કપિ ફેરિ ચલાવહિં॥૪॥**

ત્યાં રાવણની અને અહીં શ્રીરામજીની દુહાઈ બોલાઈ રહી છે. 'જય' 'જય' 'જય'નો ધ્વનિ થતાં જ યુદ્ધ છેડાઈ ગયું. રાક્ષસો શિખરોના ઢગલેઢગલા ફેંકે છે. વાનર કૂદીને તેમને પકડી લે છે અને પાછા એમની બાજુ જ ફેંકે છે. ॥૪॥

છં૦ – **ધરિ કુધર ખંડ પ્રચંડ મર્કટ ભાલુ ગઢ઼ પર ડારહીં ।**
**ઝપટહિં ચરન ગહિ પટકિ મહિ ભજિ ચલત બહુરિ પચારહીં ॥**
**અતિ તરલ તરુન પ્રતાપ તરપહિં તમકિ ગઢ઼ ચઢ઼િ ચઢ઼િ ગએ ।**
**કપિ ભાલુ ચઢ઼િ મંદિરન્હ જહઁ તહઁ રામ જસુ ગાવત ભએ ॥**

પ્રચંડ વાનર અને રીંછ પર્વતશિલાઓને લઈ - લઈને કિલ્લા પર નાખે છે, તેઓ તૂટી પડે છે અને રાક્ષસોના પગ પકડીને તેમને પૃથ્વી પછાડે છે. રાક્ષસો જ્યારે નાસવા લાગે છે ત્યારે પાછા પડકારે છે. ઘણા જ ચંચળ અને મોટા તેજસ્વી વાનર-રીંછ ઘણી સ્ફૂર્તિથી ઉછળીને કિલ્લા પર ચઢી-ચઢીને ગયા અને જ્યાં ત્યાં મહેલોમાં પેસી જઈને શ્રીરામજીનો યશ ગાવા લાગ્યા.

દો૦ – **એકુ એકુ નિસિચર ગહિ પુનિ કપિ ચલે પરાઇ ।**
**ઊપર આપુ હેઠ ભટ ગિરહિં ધરનિ પર આઇ ॥ ૪૧ ॥**

પછી એક એક રાક્ષસને પકડીને તે વાનર ભાગી નીકળ્યા. ઉપર પોતે અને નીચે [રાક્ષસ] યોદ્ધા - આ પ્રમાણે તેઓ [કિલ્લા પરથી] ધરતી પર આવી પડે છે. ॥ ૪૧ ॥

ચૌ૦ – **રામ પ્રતાપ પ્રબલ કપિજૂથા । મર્દહિં નિસિચર સુભટ બરૂથા ॥**
**ચઢ઼ે દુર્ગ પુનિ જહઁ તહઁ બાનર । જય રઘુબીર પ્રતાપ દિવાકર ॥ ૧ ॥**

શ્રીરામજીના પ્રતાપે પ્રબળ વાનરોનાં ટોળાં રાક્ષસ યોદ્ધાઓના સમૂહેસમૂહ યોદ્ધાઓને મસળી રહ્યાં છે. વાનર પાછા ચારેકોર કિલ્લા પર ચઢી ગયા અને પ્રતાપમાં સૂર્ય સમાન શ્રીરઘુવીરનો જય બોલવા લાગ્યા. ॥ ૧ ॥

**ચલે નિસાચર નિકર પરાઈ । પ્રબલ પવન જિમિ ઘન સમુદાઈ ॥**
**હાહાકાર ભયઉ પુર ભારી । રોવહિં બાલક આતુર નારી ॥ ૨ ॥**

રાક્ષસોનાં ટોળાં એવી રીતે નાઠાં જેમ જોરથી વાયુ ચાલતાં વાદળોના સમૂહ વેર-વિખેર થઈ જાય છે. લંકા નગરીમાં મોટો ભારે હાહાકાર મચી ગયો. બાળકો અને સ્ત્રીઓ આતુરતાને કારણે રોવા લાગ્યાં. ॥ ૨ ॥

**સબ મિલિ દેહિં રાવનહિ ગારી । રાજ કરત એહિં મૃત્યુ હઁકારી ॥**
**નિજ દલ બિચલ સુની તેહિં કાના । ફેરિ સુભટ લંકેસ રિસાના ॥ ૩ ॥**

સર્વે મળીને રાવણને ગાળો આપવા લાગ્યા કે રાજ્ય કરતાં કરતાં એણે મૃત્યુને બોલાવી લીધું. રાવણે જ્યારે પોતાની સેનાનું વિચલિત થવું કાનોથી સાંભળ્યું, ત્યારે [નાસતાં] યોદ્ધાઓને પાછા વાળીને તે ક્રોધિત થઈને બોલ્યો - ॥ ૩ ॥

**જો રન બિમુખ સુના મૈં કાના । સો મૈં હતબ કરાલ કૃપાના ॥**
**સર્બસુ ખાઇ ભોગ કરિ નાના । સમર ભૂમિ ભએ બલ્લભ પ્રાના ॥ ૪ ॥**

હું જેને રણમાં પીઠ બતાવીને નાસતો પોતાના કાનોથી સાંભળીશ, તેને સ્વયં ભયાનક બેધારી તલવારથી મારીશ. મારું સર્વે કંઈ ખાધું, જાતજાતના ભોગ કર્યા અને હવે રણભૂમિમાં પ્રાણ પ્રિય થઈ ગયા! ॥૪॥

**ઉગ્ર બચન સુનિ સકલ ડેરાને। ચલે ક્રોધ કરિ સુભટ લજાને॥**
**સન્મુખ મરન બીર કૈ સોભા। તબ તિન્હ તજા પ્રાન કર લોભા॥૫॥**

રાવણનાં ઉગ્ર (કઠોર) વચન સાંભળીને સર્વે વીરો ડરી ગયા અને લજ્જિત થઈને ક્રોધ કરીને યુદ્ધ માટે પાછા ફર્યા. રણમાં [શત્રુના] સન્મુખ (યુદ્ધ કરતાં) મરવામાં જ વીરની શોભા છે. [આમ વિચારીને] પછી તેમણે પ્રાણોનો લોભ છોડી દીધો. ॥૫॥

**દો૦ – બહુ આયુધ ધર સુભટ સબ ભિરહિં પચારિ પચારિ॥૪૧॥**
**બ્યાકુલ કિએ ભાલુ કપિ પરિઘ ત્રિસૂલન્હિ મારિ॥૪૨॥**

ઘણાં જ અસ્ત્ર-શસ્ત્ર ધારણ કરેલા સર્વે વીર પડકારી-પડકારીને ભિડાવા લાગ્યા. તેમણે પરિઘો અને ત્રિશૂળોથી મારી-મારીને સર્વે રીંછ-વાનરોને વ્યાકુળ કરી દીધાં. ॥૪૨॥

**ચૌ૦ – ભય આતુર કપિ ભાગન લાગે। જદ્યપિ ઉમા જીતિહહિં આગે॥**
**કોઉ કહ કહઁ અંગદ હનુમંતા। કહઁ નલ નીલ દુબિદ બલવંતા॥૧॥**

[શિવજી કહે છે -] વાનર ભયાતુર થઈને (ડરના લીધે ગભરાઈને) નાસવા લાગ્યા, જોકે હે ઉમા! આગળ જતાં [તેઓ જ] જીતશે. કોઈ કહે છે - અંગદ, હનુમાન ક્યાં છે? બળવાન નલ, નીલ અને દ્વિવિદ ક્યાં છે? ॥૧॥

**નિજ દલ બિકલ સુના હનુમાના। પચ્છિમ દ્વાર રહા બલવાના॥**
**મેઘનાદ તહઁ કરઈ લરાઈ। ટૂટ ન દ્વાર પરમ કઠિનાઈ॥૨॥**

હનુમાનજીએ પોતાના દળને વિકળ (ભયભીત) થયેલું સાંભળ્યું, ત્યારે તેઓ બળવાન પશ્ચિમ દ્વારે હતા. ત્યાં એમની સાથે મેઘનાદ યુદ્ધ કરી રહ્યો હતો. તે દ્વાર તૂટતું નહોતું, મોટી ભારે કઠણાઈ થઈ રહી હતી. ॥૨॥

**પવનતનય મન ભા અતિ ક્રોધા। ગર્જેઉ પ્રબલ કાલ સમ જોધા॥**
**કૂદિ લંક ગઢ઼ ઊપર આવા। ગહિ ગિરિ મેઘનાદ કહુઁ ધાવા॥૩॥**

ત્યારે પવનપુત્ર હનુમાનજીને મનમાં ઘણો ભારે ક્રોધ થયો. તે કાળસમાન યોદ્ધા ઘણા જોરથી ગરજ્યા અને કૂદીને લંકાના કિલ્લા પર આવી ગયા અને પર્વત લઈને મેઘનાદની સામે દોડ્યા. ॥૩॥

**ભંજેઉ રથ સારથી નિપાતા। તાહિ હૃદય મહુઁ મારેસિ લાતા॥**
**દુસરેં સૂત બિકલ તેહિ જાના। સ્યંદન ઘાલિ તુરત ગૃહ આના॥૪॥**

રથ તોડી નાંખ્યો, સારથિને મારી નાખ્યો અને મેઘનાદની છાતીમાં લાત મારી. બીજો સારથિ મેઘનાદને વ્યાકુળ જાણીને, તેને રથમાં નાખીને તુરત જ ઘેર લઈ આવ્યો. ॥૪॥

**દો૦ – અંગદ સુના પવનસુત ગઢ઼ પર ગયઉ અકેલ ।**
**રન બાઁકુરા બાલિસુત તરકિ ચઢ઼ેઉ કપિ ખેલ ॥ ૪૩॥**

અહીં અંગદે સાંભળ્યું કે પવનપુત્ર હનુમાનજી કોટ ઉપર એકલા જ ગયા છે, તો રણમાં બંકા વાલિપુત્ર વાનરના ખેલની જેમ ઉછળીને કોટ પર ચઢી ગયા. ॥ ૪૩॥

**ચૌ૦ – જુદ્ધ બિરુદ્ધ ક્રુદ્ધ દ્વૌ બંદર । રામ પ્રતાપ સુમિરિ ઉર અંતર ॥**
**રાવન ભવન ચઢ઼ે દ્વૌ ધાઈ । કરહિં કોસલાધીસ દોહાઈ ॥ ૧॥**

યુદ્ધમાં શત્રુઓની વિરુદ્ધ બંને વાનર ક્રુદ્ધ થઈ ગયા. હૃદયમાં શ્રીરામજીના પ્રતાપનું સ્મરણ કરીને બંને દોડીને રાવણના મહેલ પર જઈ ચઢ્યા અને કૌશલરાજ શ્રીરામજીની દુહાઈ બોલવા લાગ્યા. ॥ ૧॥

**કલસ સહિત ગહિ ભવનુ ઢહાવા । દેખિ નિસાચરપતિ ભય પાવા ॥**
**નારિ બૃંદ કર પીટહિં છાતી । અબ દુઇ કપિ આએ ઉતપાતી ॥ ૨॥**

તેમણે કળશસહિત તોડી પાડ્યો. આ જોઈને રાક્ષસરાજ રાવણ ડરી ગયો. સર્વે સ્ત્રીઓ હાથેથી છાતી કૂટવા લાગી [અને કહેવા લાગી -] આ વખતે બે ઉત્પાતી વાનર [એકી સાથે] આવી ગયા. ॥ ૨॥

**કપિલીલા કરિ તિન્હહિ ડેરાવહિં । રામચંદ્ર કર સુજસુ સુનાવહિં ॥**
**પુનિ કર ગહિ કંચન કે ખંભા । કહેન્હિ કરિઅ ઉતપાત અરંભા ॥ ૩॥**

વાનરલીલા કરીને (ઘૂરકીને) બંને તેમને બીવડાવે છે અને શ્રીરામચન્દ્રજીનો સુંદર યશ સંભળાવે છે. પછી સોનાના થાંભલાઓને હાથોથી પકડીને તેમણે [પરસ્પર] કહ્યું કે હવે ઉત્પાત પ્રારંભ કરવામાં આવે. ॥ ૩॥

**ગર્જિ પરે રિપુ કટક મઝારી । લાગે મર્દૈ ભુજ બલ ભારી ॥**
**કાહુહિ લાત ચપેટન્હિ કેહૂ । ભજહુ ન રામહિ સો ફલ લેહૂ ॥ ૪॥**

તેઓ ગર્જીને શત્રુની સેનાની વચ્ચે કૂદી પડ્યા અને પોતાના ભારે ભુજબળથી તેમનું મર્દન કરવા લાગ્યા. કોઈકની લાતોથી અને કોઈકની થપ્પડોથી ખબર લે છે [અને કહે છે કે] તું શ્રીરામજીને નથી ભજતો, તેનું આ ફળ લે. ॥ ૪॥

**દો૦ – એક એક સોં મર્દહિં તોરિ ચલાવહિં મુંડ ।**
**રાવન આગેં પરહિં તે જનુ ફૂટહિં દધિ કુંડ ॥ ૪૪॥**

એકને બીજા સાથે [ઘસીને] મસળી નાખે છે અને માથાંઓને તોડીને ફેંકે છે. તે માથાં જઈને રાવણની સામે પડે છે અને એવા ફૂટે છે જાણે દહીનાં કૂંડાં ફૂટી રહ્યાં હોય. ॥ ૪૪॥

**ચૌ૦ – મહા મહા મુખિઆ જે પાવહિં । તે પદ ગહિ પ્રભુ પાસ ચલાવહિં ॥**
**કહઇ બિભીષનુ તિન્હ કે નામા । દેહિં રામ તિન્હહૂ નિજ ધામા ॥ ૧॥**

જે મોટા-મોટા મુખ્ય(પ્રધાન સેનાપતિઓ)ને પકડી લે છે, તેમના પગ પકડીને તેમને પ્રભુની પાસે ફેંકી દે છે. વિભીષણજી તેમનાં નામ બતાવે છે અને શ્રીરામજી તેમને પણ પોતાનું ધામ (પરમ પદ) આપી દે છે. ॥ ૧॥

**ખલ મનુજાદ દ્વિજામિષ ભોગી। પાવહિં ગતિ જો જાચત જોગી॥**
**ઉમા રામ મૃદુચિત કરુનાકર। બયર ભાવ સુમિરત મોહિ નિસિચર॥ ૨॥**

બ્રાહ્મણોનું માંસ ખાનાર તે નરભક્ષી દુષ્ટ રાક્ષસો પણ એ પરમગતિ પામે છે જેની યોગીઓ પણ યાચના કર્યા કરે છે. [પરંતુ સરળતાથી નથી પામતા]. [શિવજી કહે છે -] હે ઉમા! શ્રીરામજી ઘણા જ કોમળ હૃદય અને કરુણાની ખાણ છે. [તેઓ વિચારે છે કે] રાક્ષસ મને વેરભાવથી તો વેરભાવથીય, સ્મરણ તો કરે જ છે ને. ॥ ૨॥

**દેહિં પરમ ગતિ સો જિયઁ જાની। અસ કૃપાલ કો કહહુ ભવાની॥**
**અસ પ્રભુ સુનિ ન ભજહિં ભ્રમ ત્યાગી। નર મતિમંદ તે પરમ અભાગી॥ ૩॥**

આવું હૃદયમાં જાણીને તેઓ એમને પરમગતિ (મોક્ષ) આપે છે. હે ભવાની! કહો તો આવો કૃપાળુ [અન્ય] કોણ છે? પ્રભુનો આવો સ્વભાવ સાંભળીનેય જે મનુષ્ય ભ્રમ ત્યાગીને તેમનું ભજન નથી કરતો, તે અત્યંત મંદમતિ અને પરમ ભાગ્યહીન છે. ॥ ૩॥

**અંગદ અરુ હનુમંત પ્રબેસા। કીન્હ દુર્ગ અસ કહ અવધેસા॥**
**લંકાઁ દ્વૌ કપિ સોહહિં કૈસેં। મથહિં સિંધુ દુઇ મંદર જૈસેં॥ ૪॥**

શ્રીરામજીએ કહ્યું કે અંગદ અને હનુમાન કિલ્લામાં પેસી ગયા છે. બંને વાનર લંકામાં [વિધ્વંસ કરતાં] એવા શોભી રહ્યા છે, જેમ બે મંદરાચલ સમુદ્રને મથી રહ્યા હોય. ॥ ૪॥

**દો૦ – ભુજ બલ રિપુ દલ દલમલિ દેખિ દિવસ કર અંત।**
**કૂદે જુગલ બિગત શ્રમ આએ જહઁ ભગવંત॥ ૪૫॥**

ભુજાઓના બળથી શત્રુની સેનાને કચડીને અને મસળીને; વળી, દિવસનો અંત થતો જોઈને હનુમાન અને અંગદ બંને કૂદી પડ્યા અને શ્રમ (થાક) રહિત થઈને ત્યાં આવી ગયા જ્યાં ભગવાન રામજી હતા. ॥ ૪૫॥

**ચૌ૦ – પ્રભુ પદ કમલ સીસ તિન્હ નાએ। દેખિ સુભટ રઘુપતિ મન ભાએ॥**
**રામ કૃપા કરિ જુગલ નિહારે। ભએ બિગતશ્રમ પરમ સુખારે॥ ૧॥**

તેમણે પ્રભુના ચરણકમળમાં શીશ નમાવ્યાં. ઉત્તમ યોદ્ધાઓને જોઈને શ્રીરઘુનાથજી મનમાં ઘણા પ્રસન્ન થયા. શ્રીરામજીએ કૃપા કરીને બંનેને જોયા, જેથી તેઓ શ્રમરહિત અને પરમસુખી થઈ ગયા. ॥ ૧॥

**ગએ જાનિ અંગદ હનુમાના। ફિરે ભાલુ મર્કટ ભટ નાના॥**
**જાતુધાન પ્રદોષ બલ પાઈ। ધાએ કરિ દસસીસ દોહાઈ॥ ૨॥**

અંગદ અને હનુમાનને ગયા જાણીને સર્વે રીંછ અને વાનર વીર પાછા ફર્યા. રાક્ષસોએ પ્રદોષ (સાયં) કાળનું બળ પામીને રાવણની દુહાઈ આપતાં વાનરો પર હુમલો કર્યો. ॥ ૨॥

**નિસિચર અની દેખિ કપિ ફિરે। જહઁ તહઁ કટકટાઈ ભટ ભિરે॥**
**દ્વૌ દલ પ્રબલ પચારિ પચારી। લરત સુભટ નહિં માનહિં હારી॥ ૩॥**

રાક્ષસોની સેનાને આવતી જોઈને વાનર પાછા વળ્યા અને તે યોદ્ધા જ્યાં ત્યાં કટકટાવીને ભિડાઈ ગયા. બંનેય દળ ઘણા બળવાન છે. યોદ્ધા પકડકારી - પડકારીને લડે છે, કોઈ હાર નથી માનતા. ॥ ૩॥

**મહાબીર નિસિચર સબ કારે। નાના બરન બલીમુખ ભારે॥**
**સબલ જુગલ દલ સમબલ જોધા। કૌતુક કરત લરત કરિ ક્રોધા॥ ૪॥**

સર્વે રાક્ષસ મહાન વીર અને અત્યંત કાળા છે અને વાનર વિશાળકાય તથા અનેક રંગોના છે. બંનેય દળ બળવાન છે અને સમાન બળવાળા યોદ્ધા છે. તેઓ ક્રોધ કરીને લડે છે અને રમત કરે (વીરતા દેખાડે) છે. ॥ ૪॥

**પ્રાબિટ સરદ પયોદ ઘનેરે। લરત મનહુઁ મારુત કે પ્રેરે॥**
**અનિપ અકંપન અરુ અતિકાયા। બિચલત સેન કીન્હિ ઈન્હ માયા॥ ૫॥**
**ભયઉ નિમિષ મહઁ અતિ અઁધિઆરા। બૃષ્ટિ હોઈ રુધિરોપલ છારા॥ ૬॥**

[રાક્ષસ અને વાનર યુદ્ધ કરતાં એવા જણાય છે કે] જાણે ક્રમશઃ વર્ષા અને શરદઋતુનાં ઘણાં જ વાદળાં પવનથી પ્રેરાઈને લડી રહ્યાં હોય. અનિપ, અકંપન અને અતિકાય આ વીરોએ પોતાની સેનાને વિચલિત થતી જોઈને માયા કરી. પળવારમાં અત્યંત અંધકાર થઈ ગયો. [અનિષ, અકંપન, અતિકાય ત્રણેય ક્રમશઃ] લોહી, પથ્થર અને રાખની વર્ષા કરવા લાગ્યા. ॥ ૫-૬॥

**દો૦ – દેખિ નિબિડ઼ તમ દસહુઁ દિસિ કપિદલ ભયઉ ખભાર।**
**એકહિ એક ન દેખઈ જહઁ તહઁ કરહિં પુકાર॥ ૪૬॥**

દસે દિશાઓમાં અત્યંત ગાઢ અંધકાર જોઈને વાનરોની સેનામાં ખળભળાટ થઈ ગયો. એકબીજાને નથી જોઈ શકતા અને સર્વે જ્યાં - ત્યાં પોકાર કરી રહ્યા છે. ॥ ૪૬॥

**ચૌ૦ – સકલ મરમુ રઘુનાયક જાના। લિએ બોલિ અંગદ હનુમાના॥**
**સમાચાર સબ કહિ સમુઝાએ। સુનત કોપિ કપિકુંજર ધાએ॥ ૧॥**

શ્રીરઘુનાથજી સર્વે રહસ્ય જાણી ગયા. તેમણે અંગદ અને હનુમાનને બોલાવી લીધા અને સર્વે સમાચાર કહીને સમજાવ્યા. સાંભળતાં જ તે બંને કપિશ્રેષ્ઠ ક્રોધ કરીને દોડ્યા. ॥ ૧॥

**પુનિ કૃપાલ હઁસિ ચાપ ચઢ઼ાવા। પાવક સાયક સપદિ ચલાવા॥**
**ભયઉ પ્રકાસ કતહુઁ તમ નાહીં। ગ્યાન ઉદયઁ જિમિ સંસય જાહીં॥ ૨॥**

પછી કૃપાળુ શ્રીરામજીએ હસીને ધનુષ ચઢાવ્યું અને તુરત જ અગ્નિબાણ ચલાવ્યું, જેથી પ્રકાશ થઈ ગયો. ક્યાંય અંધારું ન રહ્યું, જેમ જ્ઞાનનો ઉદય થવાથી [સર્વે પ્રકારના] સંશય દૂર થઈ જાય છે. ॥ ૨॥

**ભાલુ બલીમુખ પાઈ પ્રકાસા। ધાએ હરષ બિગત શ્રમ ત્રાસા॥**
**હનૂમાન અંગદ રન ગાજે। હાઁક સુનત રજનીચર ભાજે॥ ૩॥**

રીંછ અને વાનર પ્રકાશ પામીને શ્રમ અને ભયથી રહિત તથા પ્રસન્ન થઈને દોડ્યા. હનુમાન અને અંગદ રણમાં ગર્જી ઊઠ્યા. તેમની હાંક સાંભળતાં જ રાક્ષસ ભાગી છૂટ્યા. ॥ ૩॥

**ભાગત ભટ પટકહિં ધરિ ધરની। કરહિં ભાલુ કપિ અદ્ભુત કરની॥**
**ગહિ પદ ડારહિં સાગર માહીં। મકર ઉરગ ઝષ ધરિ ધરિ ખાહીં॥ ૪॥**

નાસતાં રાક્ષસ યોદ્ધાઓને વાનર અને રીંછ પકડીને પથ્થર ઉપર પછાડે છે અને અદ્ભુત કરણી કરે છે (યુદ્ધ કૌશલ દેખાડે છે). પગ પકડીને તેમને સમુદ્રમાં નાખી દે છે. ત્યાં મગર, સર્પ અને મચ્છ તેમને પકડી-પકડીને ખાઈ જાય છે. ॥ ૪॥

**દો૦ – કછુ મારે કછુ ઘાયલ કછુ ગઢ઼ ચઢ઼ે પરાઇ।**
**ગર્જહિં ભાલુ બલીમુખ રિપુ દલ બલ બિચલાઈ॥ ૪૭॥**

કેટલાક માર્યા ગયા, કેટલાક ઘાયલ થયા, કેટલાક નાસીને ગઢ પર ચઢી ગયા. પોતાના બળથી શત્રુદળને વિચલિત કરીને રીંછ અને વાનર [વીર] ગરજી રહ્યાં છે. ॥ ૪૭॥

**ચૌ૦ – નિસા જાનિ કપિ ચારિઉ અની। આએ જહાઁ કોસલા ધની॥**
**રામ કૃપા કરિ ચિતવા સબહી। ભએ બિગતશ્રમ બાનર તબહી॥ ૧॥**

રાત થયેલી જાણીને વાનરોની ચારેય સેનાઓની ટુકડીઓ ત્યાં આવી જ્યાં કૌશલપતિ શ્રીરામજી હતા. શ્રીરામજીએ જેવા જ સર્વેને કૃપા કરીને જોયા કે તરત જ તે વાનરો શ્રમરહિત થઈ ગયા. ॥ ૧॥

**ઉહાઁ દસાનન સચિવ હઁકારે। સબ સન કહેસિ સુભટ જે મારે॥**
**આધા કટકુ કપિન્હ સંઘારા। કહહુ બેગિ કા કરિઅ બિચારા॥ ૨॥**

ત્યાં [લંકામાં] રાવણે મંત્રીઓને બોલાવ્યા અને જે સર્વે યોદ્ધા માર્યા ગયા હતા તે સર્વેને બતાવ્યા. [તેણે કહ્યું –] વાનરોએ અડધી સેનાનો સંહાર કરી દીધો! હવે શીઘ્ર બતાવો, કયો વિચાર (ઉપાય) કરવો જોઈએ? ॥ ૨॥

**માલ્યવંત અતિ જરઠ નિસાચર। રાવન માતુ પિતા મંત્રી બર॥**
**બોલા બચન નીતિ અતિ પાવન। સુનહુ તાત કછુ મોર સિખાવન॥ ૩॥**

માલ્યવંત [નામનો એક] અત્યંત વૃદ્ધ રાક્ષસ હતો. તે રાવણની માતાનો પિતા (અર્થાત્ તેનો માતામહ) અને શ્રેષ્ઠ મંત્રી હતો. તે અત્યંત પવિત્ર નીતિનાં વચન બોલ્યો – હે તાત! કંઈક મારી શિખામણ પણ સાંભળો – ॥ ૩॥

**જબ તે તુમ્હ સીતા હરિ આની । અસગુન હોહિં ન જાહિં બખાની ॥**
**બેદ પુરાન જાસુ જસુ ગાયો । રામ બિમુખ કાહુઁ ન સુખ પાયો ॥૪॥**

જ્યારથી તમે સીતાને હરી લાવ્યા છો, ત્યારથી એટલાં અપશુકનો થઈ રહ્યાં છે કે જે વર્ણન નથી કરી શકાતાં. વેદ-પુરાણોએ જેમનો યશ ગાયો છે, તે શ્રીરામવિમુખ થઈને કોઈ સુખ નથી પામ્યા. ॥૪॥

**દો૦ – હિરન્યાચ્છ ભ્રાતા સહિત મધુ કૈટભ બલવાન ।**
**જેહિં મારે સોઈ અવતરેઉ કૃપાસિંધુ ભગવાન ॥ ૪૮ (ક) ॥**

ભાઈ હિરણ્યકશિપુસહિત હિરણ્યાક્ષને અને બળવાન મધુ-કૈટભને જેમણે માર્યા હતા, તે જ કૃપાના સમુદ્ર ભગવાન [રામરૂપે] અવતરિત થયા છે. ॥૪૮ (ક) ॥

## માસપારાયણ, પચીસમો વિશ્રામ

**કાલરૂપ ખલ બન દહન ગુનાગાર ઘનબોધ ।**
**સિવ બિરંચિ જેહિ સેવહિં તાસોં કવન બિરોધ ॥ ૪૮ (ખ) ॥**

જે કાળસ્વરૂપ છે, દુષ્ટોના સમૂહરૂપી વનને ભસ્મ કરનાર [અગ્નિ] છે. ગુણોના ધામ અને જ્ઞાનઘન છે, અને શિવજી તથા બ્રહ્માજી પણ જેમની સેવા કરે છે, તેમનાથી વેર કેવું? ॥ ૪૮ (ખ) ॥

**ચૌ૦ – પરિહરિ બયરુ દેહુ બૈદેહી । ભજહુ કૃપાનિધિ પરમ સનેહી ॥**
**તાકે બચન બાન સમ લાગે । કરિઆ મુહ કરિ જાહિ અભાગે ॥ ૧॥**

[એટલે] વેર ત્યજીને તેમને જાનકીજી સોંપી દો અને કૃપાનિધાન પરમ સ્નેહી શ્રીરામજીનું ભજન કરો. રાવણને તેનાં વચન બાણસમાન લાગ્યાં. [તે બોલ્યો -] અરે અભાગિયા! મોં કાળું કરીને [અહીંથી] નીકળી જા. ॥૧॥

**બૂઢ઼ ભએસિ ન ત મરતેઉઁ તોહી । અબ જનિ નયન દેખાવસિ મોહી ॥**
**તેહિં અપને મન અસ અનુમાના । બધ્યો ચહત એહિ કૃપાનિધાના ॥ ૨॥**

તું વૃદ્ધ થઈ ગયો છે, નહિતર તો તને મારી જ નાખત. હવે, મારી આંખોને પોતાનું મોં ન બતાવ. રાવણનાં વચન સાંભળીને તેણે (માલ્યવાને) પોતાના મનમાં એવું અનુમાન કર્યું કે આને કૃપાનિધાન શ્રીરામજી હવે મારવા જ ઇચ્છે છે. ॥ ૨॥

**સો ઉઠિ ગયઉ કહત દુર્બાદા । તબ સકોપ બોલેઉ ઘનનાદા ॥**
**કૌતુક પ્રાત દેખિઅહુ મોરા । કરિહઉઁ બહુત કહૌં કા થોરા ॥ ૩॥**

રાવણે દુર્વચન કહેતાં જ (માલ્યવાન) ઊભો થઈને ચાલ્યો ગયો. ત્યારે મેઘનાદ ક્રોધપૂર્વક બોલ્યો – સવારે મારો ચમત્કાર જોજો. હું ઘણું બધું કરીશ; થોડું શું કહું? (જે કંઈ વર્ણન કરીશ - થોડુંક જ હશે). ॥ ૩॥

**સુનિ સુત બચન ભરોસા આવા । પ્રીતિ સમેત અંક બૈઠાવા ॥**
**કરત બિચાર ભયઉ ભિનુસારા । લાગે કપિ પુનિ ચહૂઁ દુઆરા ॥ ૪॥**

પુત્રનાં વચન સાંભળીને રાવણને ભરોસો આવી ગયો. તેણે પ્રેમની સાથે તેને ખોળામાં બેસાડી દીધો. વિચાર કરતાં કરતાં જ સવાર પડી ગઈ. વાનર પાછા ચારેય દરવાજે જઈ ચોંટ્યા. ॥ ૪॥

**કોપિ કપિન્હ દુર્ઘટ ગઢ઼ુ ઘેરા । નગર કોલાહલુ ભયઉ ઘનેરા ॥**
**બિબિધાયુધ ધર નિસિચર ધાએ । ગઢ઼ તે પર્બત સિખર ઢહાએ ॥ ૫॥**

વાનરોએ ક્રોધ કરીને દુર્ગમ કિલ્લાને ઘેરી લીધો. નગરમાં ઘણો જ શોરબકોર મચી ગયો. રાક્ષસ અનેક પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્ર ધારણ કરીને દોડ્યા અને તેમણે કિલ્લા પરથી પર્વતોનાં શિખરો ગબડાવ્યાં. ॥ ૫॥

**છં૦ – ઢાહે મહીધર સિખર કોટિન્હ બિબિધ બિધિ ગોલા ચલે ।**
**ઘહરાત જિમિ પબિપાત ગર્જત જનુ પ્રલય કે બાદલે ॥**
**મર્કટ બિકટ ભટ જુટત કટત ન લટત તન જર્જર ભએ ।**
**ગહિ સૈલ તેહિ ગઢ઼ પર ચલાવહિં જહઁ સો તહઁ નિસિચર હએ ॥**

તેમણે પર્વતોનાં કરોડો શિખરો ગબડાવ્યાં, અનેક પ્રકારે ગોળા ચાલવા લાગ્યા. તે ગોળા એવા ગરજે છે કે જેમ વજ્રપાત થયો હોય (વીજળી પડી હોય) અને યોદ્ધાઓ એવા ગરજે છે જાણે પ્રલયકાળનાં વાદળ હોય. વિકટ વાનર યોદ્ધા ભિડાય છે, કપાઈ જાય છે (ઘાયલ થઈ જાય છે), તેમનાં શરીર જર્જર થઈ જાય છે, તો પણ તે થાકતા નથી (હિમ્મત નથી હારતા). તેઓ પર્વત ઉઠાવીને કોટ પર ફેંકે છે. રાક્ષસ ત્યાં ને ત્યાં (જે જ્યાં હોય છે ત્યાં જ) માર્યા જાય છે.

**દો૦ – મેઘનાદ સુનિ શ્રવન અસ ગઢ઼ુ પુનિ છેંકા આઇ ।**
**ઉતર્યો બીર દુર્ગ તેં સન્મુખ ચલ્યો બજાઇ ॥ ૪૯॥**

મેઘનાદે કાનેથી એવું સાંભળ્યું કે વાનરોએ આવીને ફરી કિલ્લો ઘેરી લીધો છે, ત્યારે તે વીર કિલ્લા પરથી ઊતર્યો અને ડંકો વગાડીને એમની સામે ચાલ્યો. ॥ ૪૯॥

**ચૌ૦ – કહઁ કોસલાધીસ દ્વૌ ભ્રાતા । ધન્વી સકલ લોક બિખ્યાતા ॥**
**કહઁ નલ નીલ દુબિદ સુગ્રીવા । અંગદ હનૂમંત બલ સીંવા ॥ ૧॥**

[મેઘનાદે પોકારીને કહ્યું -] સમસ્ત લોકોમાં પ્રસિદ્ધ ધનુર્ધર કૌશલાધીશ બંને ભાઈ ક્યાં છે? નલ, નીલ, દ્વિવિદ, સુગ્રીવ અને બળની સીમા અંગદ અને હનુમાન ક્યાં છે? ॥ ૧॥

**કહાઁ બિભીષનુ ભ્રાતાદ્રોહી । આજુ સબહિ હઠિ મારઉઁ ઓહી ॥**
**અસ કહિ કઠિન બાન સંધાને । અતિસય ક્રોધ શ્રવન લગિ તાને ॥ ૨॥**

ભાઈથી દ્રોહ કરનારો વિભીષણ ક્યાં છે? આજે હું સર્વેને અને એ દુષ્ટને તો હઠપૂર્વક મારી નાખીશ. આમ કહીને તેણે ધનુષ પર કઠિન બાણોનું સંધાન કર્યું અને અત્યંત ક્રોધ કરીને તેને કાન સુધી તાણ્યું. ॥ ૨॥

**સર સમૂહ સો છાડ઼ૈ લાગા। જનુ સપચ્છ ધાવહિં બહુ નાગા॥**
**જહઁ તહઁ પરત દેખિઅહિં બાનર। સન્મુખ હોઈ ન સકે તેહિ અવસર॥૩॥**

તે બાણોના સમૂહ છોડવા લાગ્યો જાણે ઘણા જ પાંખોવાળા સર્પ દોડી જઈ રહ્યા હોય. આમ-તેમ વાનર પડતા દેખાવા લાગ્યા. તે સમયે કોઈ પણ એની સામે ન થઈ શક્યા. ॥૩॥

**જહઁ તહઁ ભાગિ ચલે કપિ રીછા। બિસરી સબહિ જુદ્ધ કૈ ઈછા॥**
**સો કપિ ભાલુ ન રન મહઁ દેખા। કીન્હેસિ જેહિ ન પ્રાન અવસેષા॥૪॥**

રીંછ-વાનર આમ-તેમ ભાગી છૂટ્યાં. સૌને યુદ્ધની ઈચ્છા ભુલાઈ ગઈ. રણભૂમિમાં એવો એકેય વાનર કે રીંછ ન દેખાયો કે જેને એને પ્રાણમાત્ર અવશેષ ન કરી દીધો હોય. ॥૪॥

**દો૦ – દસ દસ સર સબ મારેસિ પરે ભૂમિ કપિ બીર।**
**સિંહનાદ કરિ ગર્જા મેઘનાદ બલ ધીર॥૫૦॥**

પછી તેણે સર્વેને દસ દસ બાણ માર્યાં, વાનર વીર પૃથ્વી પર ઢળી પડ્યા. બળવાન અને ધીર મેઘનાદ સિંહની સમાન નાદ કરીને ગરજવા લાગ્યો. ॥૫૦॥

**ચૌ૦ – દેખિ પવનસુત કટક બિહાલા। ક્રોધવંત જનુ ધાયઉ કાલા॥**
**મહાસૈલ એક તુરત ઉપારા। અતિ રિસ મેઘનાદ પર ડારા॥૧॥**

સમસ્ત સેનાને બેહાલ (વ્યાકુળ) જોઈને પવનસુત હનુમાન ક્રોધ કરીને એવા દોડ્યા જાણે સ્વયં કાળ દોડી આવતો હોય. તેમણે તરત એક ભારે પર્વત ઉખાડી લીધો અને ઘણા જ ક્રોધની સાથે તેને મેઘનાદ પર નાંખ્યો. ॥૧॥

**આવત દેખિ ગયઉ નભ સોઈ। રથ સારથી તુરગ સબ ખોઈ॥**
**બાર બાર પચાર હનુમાના। નિકટ ન આવ મરમુ સો જાના॥૨॥**

પર્વતને આવતો જોઈને તે આકાશમાં ઊડી ગયો. [તેના] રથ, સારથિ અને ઘોડા સર્વે નષ્ટ થઈ ગયા(ચૂરેચૂરા થઈ ગયા). હનુમાનજી તેને વારંવાર પડકારે છે. પણ તે નજીક નથી આવતો, કારણ કે તે એમના બળનો મર્મ જાણતો હતો. ॥૨॥

**રઘુપતિ નિકટ ગયઉ ઘનનાદા। નાના ભાઁતિ કરેસિ દુર્બાદા॥**
**અસ્ત્ર સસ્ત્ર આયુધ સબ ડારે। કૌતુકહીં પ્રભુ કાટિ નિવારે॥૩॥**

[પછી] મેઘનાદ શ્રીરઘુનાથજીની પાસે ગયો અને [તેમના પ્રતિ] અનેકો પ્રકારનાં દુર્વચનોનો પ્રયોગ કર્યો. [વળી,] તેણે એમના ઉપર અસ્ત્ર-શસ્ત્ર તથા અન્ય સર્વે હથિયાર ચલાવ્યાં. પ્રભુએ ખેલમાં જ સર્વેને કાપી નાખ્યાં. ॥૩॥

**દેખિ પ્રતાપ મૂઢ઼ ખિસિઆના। કરૈ લાગ માયા બિધિ નાના॥**
**જિમિ કોઉ કરૈ ગરુડ઼ સૈં ખેલા। ડરપાવૈ ગહિ સ્વલ્પ સપેલા॥૪॥**

શ્રીરામજીનો પ્રતાપ જોઈને તે મૂર્ખ ખસિયાણો પડી ગયો અને અનેક પ્રકારની માયા કરવા લાગ્યો, જેમ કોઈ નાનકડા સર્પના બચ્ચાને હાથમાં લઈને ગરુડને બીવડાવે અને એનાથી ખેલ કરે. ॥૪॥

**દો૦ – જાસુ પ્રબલ માયા બસ સિવ બિરંચિ બડ઼ છોટ ।**
**તાહિ દિખાવઇ નિસિચર નિજ માયા મતિ ખોટ ॥ ૫૧॥**

શિવજી અને બ્રહ્માજી સુદ્ધાં નાના મોટા (સર્વે) જેમની અત્યંત બળવાન માયાના વશમાં છે, નીચબુદ્ધિ નિશાચર તેમને પોતાની માયા બતાડે છે. ॥૫૧॥

**ચૌ૦ – નભ ચઢ઼િ બરષ બિપુલ અંગારા । મહિ તે પ્રગટ હોહિં જલધારા ॥**
**નાના ભાઁતિ પિસાચ પિસાચી । મારુ કાટુ ધુનિ બોલહિં નાચી ॥ ૧॥**

આકાશમાં [ઊંચે] ચઢીને તે બહુ જ અંગારા વરસાવવા લાગ્યો. પૃથ્વીમાંથી જળની ધારાઓ પ્રગટ થવા લાગી. અનેક પ્રકારનાં પિશાચ તથા પિશાચણીઓ નાચી-નાચીને 'મારો, મારો –કાપો, કાપો'નો અવાજ કરવા લાગ્યાં. ॥૧॥

**બિષ્ટા પૂય રુધિર કચ હાડ઼ા । બરષઇ કબહુઁ ઉપલ બહુ છાડ઼ા ॥**
**બરષિ ધૂરિ કીન્હેસિ અઁધિઆરા । સૂઝ ન આપન હાથ પસારા ॥ ૨॥**

તે ક્યારેક તો વિષ્ઠા, પાચ, લોહી, વાળ અને હાડકાં વરસાવતો હતો અને ક્યારેક ઘણા જ પથ્થર ફેંકતો હતો. પછી તેણે ધૂળ વરસાવીને એવું અંધારું કરી દીધું કે પોતાનો જ ફેલાવેલો હાથ સૂઝતો નહોતો. ॥૨॥

**કપિ અકુલાને માયા દેખેં । સબ કર મરન બના એહિ લેખેં ॥**
**કૌતુક દેખિ રામ મુસુકાને । ભએ સભીત સકલ કપિ જાને ॥ ૩॥**

માયા જોઈને વાનર અકળાઈ ઊઠ્યા. તેઓ વિચારવા લાગ્યા કે આ પ્રમાણે તો સર્વેનું મરણ આવી બન્યું. આ કૌતુક જોઈને શ્રીરામજી મલકાયા. તેમણે જાણી લીધું કે સર્વે વાનર ભયભીત થઈ ગયા છે. ॥૩॥

**એક બાન કાટી સબ માયા । જિમિ દિનકર હર તિમિર નિકાયા ॥**
**કૃપાદૃષ્ટિ કપિ ભાલુ બિલોકે । ભએ પ્રબલ રન રહહિં ન રોકે ॥ ૪॥**

ત્યારે શ્રીરામજીએ એક જ બાણથી બધી માયા કાપી નાખી, જેમ સૂર્ય અંધકારના સમૂહને હરી લે છે. તત્પશ્ચાત્ તેમણે કૃપાભરેલી દૃષ્ટિથી વાનર-રીંછોની સામે જોયું, [જેનાથી] તે એવા પ્રબળ થઈ ગયા કે રણમાં રોકવા છતાંય તે રોકાતા ન હતા. ॥૪॥

**દો૦ – આયસુ માગિ રામ પહિં અંગદાદિ કપિ સાથ ।**
**લછિમન ચલે ક્રુદ્ધ હોઇ બાન સરાસન હાથ ॥ ૫૨॥**

શ્રીરામજીની આજ્ઞા માગીને અંગદ આદિ વાનરોની સાથે હાથમાં ધનુષ-બાણ લીધેલા શ્રીલક્ષ્મણજી ક્રુદ્ધ થઈને ચાલ્યા. ॥૫૨॥

**ચૌ૦ – છતજ નયન ઉર બાહુ બિસાલા। હિમગિરિ નિભ તનુ કછુ એક લાલા॥**
**ઈહાઁ દસાનન સુભટ પઠાએ। નાના અસ્ત્ર સસ્ત્ર ગહિ ધાએ॥૧॥**

તેમનાં લાલ નેત્રો છે, પહોળી છાતી અને વિશાળ ભુજાઓ છે. હિમાચલ પર્વતની સમાન ઉજ્જવળ (ગોરવર્ણ) શરીરે કંઈક લાલાશ ધારણ કરી છે. અહીં રાવણે પણ મોટા મોટા યોદ્ધા મોકલ્યા, જે અનેક અસ્ત્ર-શસ્ત્ર લઈને દોડ્યા. ॥૧॥

**ભૂધર નખ બિટપાયુધ ધારી। ધાએ કપિ જય રામ પુકારી॥**
**ભિરે સકલ જોરિહિ સન જોરી। ઈત ઉત જય ઈચ્છા નહિં થોરી॥૨॥**

પર્વત, નખ અને વૃક્ષરૂપી હથિયાર ધારણ કરેલા વાનર 'શ્રીરામચન્દ્રજીનો જય' પોકારીને દોડ્યા. વાનર અને રાક્ષસ સર્વે જોડીથી જોડી ભિડાઈ ગયા. અહીં અને ત્યાં બંને બાજુ જયની ઈચ્છા ઓછી ન હતી (અર્થાત્ પ્રબળ હતી). ॥૨॥

**મુઠિકન્હ લાતન્હ દાતન્હ કાટહિં। કપિ જયસીલ મારિ પુનિ ડાટહિં॥**
**મારુ મારુ ધરુ ધરુ ધરુ મારૂ। સીસ તોરિ ગહિ ભુજા ઉપારૂ॥૩॥**

વાનર તેમને મુક્કા અને લાતોથી મારે છે, દાંતોથી કરડે છે. વિજયશીલ વાનર તેમને મારીને પાછા ધમકાવે પણ છે. 'મારો, મારો, પકડો, પકડો, પકડીને મારી નાખો, માથું તોડી નાખો અને ભુજાઓ પકડીને ઉખાડી નાખો –' ॥૩॥

**અસિ રવ પૂરિ રહી નવ ખંડા। ધાવહિં જહઁ તહઁ રુંડ પ્રચંડા॥**
**દેખહિં કૌતુક નભ સુર બૃંદા। કબહુઁક બિસમય કબહુઁ અનંદા॥૪॥**

– નવે ખંડોમાં આવો અવાજ ભરાઈ રહ્યો છે. પ્રચંડ રૂંડ (ધડ) અહીં-તહીં દોડી રહ્યાં છે. આકાશમાં દેવતાજન આ કૌતુક જોઈ રહ્યા છે. તેમને ક્યારેક ખેદ તો ક્યારેક આનંદ થાય છે. ॥૪॥

**દો૦ – રુધિર ગાડ઼ ભરિ ભરિ જમ્યો ઊપર ધૂરિ ઉડ઼ાઇ।**
**જનુ અઁગાર રાસિન્હ પર મૃતક ધૂમ રહ્યો છાઇ॥૫૩॥**

લોહી ખાડાઓમાં ભરાઈ-ભરાઈને જામી ગયું છે અને તેના પર ધૂળ ઊડીને પડી રહી છે [તે દશ્ય આવું છે], જાણે અંગારાના ઢગલા પર રાખ છવાઈ રહી હોય. ॥૫૩॥

**ચૌ૦ – ઘાયલ બીર બિરાજહિં કૈસે। કુસુમિત કિંસુક કે તરુ જૈસે॥**
**લછિમન મેઘનાદ દ્વૌ જોધા। ભિરહિં પરસપર કરિ અતિ ક્રોધા॥૧॥**

ઘાયલ વીર એવા શોભે છે, જેમ વિકસેલ ખાખરાનાં વૃક્ષ. લક્ષ્મણ અને મેઘનાદ બન્ને યોદ્ધા અત્યંત ક્રોધ કરીને એક બીજાથી ભિડાય છે. ॥૧॥

**એકહિ એક સકઇ નહિં જીતી। નિસિચર છલ બલ કરઇ અનીતી॥**
**ક્રોધવંત તબ ભયઉ અનંતા। ભંજેઉ રથ સારથી તુરંતા॥૨॥**

એક બીજાને (કોઈ કોઈને) જીતી નથી શકતા. રાક્ષસ છળ-બળ (માયા) અને અનીતિ (અધર્મ) કરે છે, ત્યારે ભગવાન અનંતજી (લક્ષ્મણજી) ક્રોધિત થયા અને તેમણે તરત એના રથને તોડી નાખ્યો અને સારથિના ટુકડેટુકડા કરી નાખ્યા. ॥ ૨॥

**નાના બિધિ પ્રહાર કર સેષા। રાચ્છસ ભયઉ પ્રાન અવસેષા॥**
**રાવન સુત નિજ મન અનુમાના। સંકઠ ભયઉ હરિહિ મમ પ્રાના॥ ૩॥**

શેષજી (લક્ષ્મણજી) તેના પર અનેક પ્રકારે પ્રહાર કરવા લાગ્યા. રાક્ષસના પ્રાણમાત્ર શેષ રહી ગયા. રાવણપુત્ર મેઘનાદે મનમાં અનુમાન કર્યું કે હવે તો પ્રાણસંકટ આવી પડ્યું, આ મારા પ્રાણોને હરી લેશે. ॥ ૩॥

**બીરઘાતિની છાડ઼િસિ સાઁગી। તેજપુંજ લછિમન ઉર લાગી॥**
**મુરુછા ભઈ સક્તિ કે લાગેં। તબ ચલિ ગયઉ નિકટ ભય ત્યાગેં॥ ૪॥**

ત્યારે તેણે વીરઘાતિની શક્તિ ચલાવી. તે તેજપૂર્ણ શક્તિ લક્ષ્મણજીની છાતીમાં વાગી. શક્તિ લાગવાથી તેમને મૂર્છા આવી ગઈ. ત્યારે મેઘનાદ ભય ત્યજીને તેમની પાસે ચાલ્યો ગયો. ॥ ૪॥

**દો૦ – મેઘનાદ સમ કોટિ સત જોધા રહે ઉઠાઇ।**
**જગદાધાર સેષ કિમિ ઉઠૈ ચલે ખિસિઆઇ॥ ૫૪॥**

મેઘનાદ સમાન સો કરોડ (અગણિત) યોદ્ધા તેમને ઊંચકી રહ્યા છે. પરંતુ જગતના આધાર શ્રીશેષજી (લક્ષ્મણજી) તેમનાથી કેમ ઊંચકાય! ત્યારે તે લજાઈને ચાલ્યા ગયા. ॥ ૫૪॥

**ચૌ૦ – સુનુ ગિરિજા ક્રોધાનલ જાસૂ। જારઇ ભુવન ચારિદસ આસૂ॥**
**સક સંગ્રામ જીતિ કો તાહી। સેવહિં સુર નર અગ જગ જાહી॥ ૧॥**

[શિવજી કહે છે -] હે ગિરિજે! સાંભળો, [પ્રલયકાળમાં] જેના (શેષનાગના) ક્રોધની અગ્નિ ચૌદ ભુવનોને તુરત જ બાળી નાખે છે અને દેવો, મનુષ્યો તથા સમસ્ત ચરાચર [જીવ] જેમની સેવા કરે છે, તેમને સંગ્રામમાં કોણ જીતી શકે છે? ॥ ૧॥

**યહ કૌતૂહલ જાનઇ સોઈ। જા પર કૃપા રામ કૈ હોઈ॥**
**સંધ્યા ભઇ ફિરિ દ્વૌ બાહની। લગે સઁભારન નિજ નિજ અની॥ ૨॥**

આ લીલાને એ જ જાણી શકે છે જેના પર શ્રીરામજીની કૃપા હોય. સંધ્યા થવાથી બંને બાજુઓની સેનાઓ પાછી વળી; સેનાપતિ પોતપોતાની સેનાઓ સંભાળવા લાગ્યા. ॥ ૨॥

**બ્યાપક બ્રહ્મ અજિત ભુવનેસ્વર। લછિમન કહાઁ બૂઝ કરુનાકર॥**
**તબ લગિ લૈ આયઉ હનુમાના। અનુજ દેખિ પ્રભુ અતિ દુખ માના॥ ૩॥**

વ્યાપક, બ્રહ્મ, અજેય, સંપૂર્ણ બ્રહ્માંડના ઈશ્વર અને કરુણાની ખાણ શ્રીરામચન્દ્રજીએ પૂછ્યું – લક્ષ્મણ ક્યાં છે? ત્યાં સુધીમાં હનુમાન એમને લઈ આવ્યા. નાના ભાઈને [આ દશામાં] જોઈને પ્રભુને ઘણું જ દુઃખ થયું. ॥ ૩॥

**જામવંત કહ બૈદ સુષેના। લંકાઁ રહઈ કો પઠઈ લેના॥**
**ધરિ લઘુ રૂપ ગયઉ હનુમંતા। આનેઉ ભવન સમેત તુરંતા॥૪॥**

જામ્બવાને કહ્યું - લંકામાં સુષેણ વૈદ્ય રહે છે, તેને લઈ આવવા માટે કોણે મોકલવામાં આવે? હનુમાનજી નાનું રૂપ ધરીને ગયા અને સુષેણને તેના ઘર સાથે તુરંત જ ઉઠાવી લઈ આવ્યા. ॥૪॥

**દો૦ – રામ પદારબિંદ સિર નાયઉ આઇ સુષેન।**
**કહા નામ ગિરિ ઔષધી જાહુ પવનસુત લેન॥૫૫॥**

સુષેણે આવીને શ્રીરામજીના ચરણારવિન્દોમાં શીશ નમાવ્યું. તેણે પર્વત અને ઔષધનું નામ બતાવ્યું, [અને કહ્યું કે] હે પવનપુત્ર! ઔષધિ લેવા જાઓ. ॥૫૫॥

**ચૌ૦ – રામ ચરન સરસિજ ઉર રાખી। ચલા પ્રભંજનસુત બલ ભાષી॥**
**ઉહાઁ દૂત એક મરમુ જનાવા। રાવનુ કાલનેમિ ગૃહ આવા॥૧॥**

શ્રીરામજીના ચરણકમળોને હૃદયમાં રાખીને પવનપુત્ર હનુમાનજી પોતાનું બળ વખાણીને (અર્થાત્ હું હમણાં લઈ આવું છું, એમ કહીને) ચાલ્યા. ત્યાં એક ગુપ્તચરે રાવણને આ રહસ્યના સમાચાર આપ્યા. પછી રાવણ કાલનેમિના ઘેર આવ્યો. ॥૧॥

**દસમુખ કહા મરમુ તેહિં સુના। પુનિ પુનિ કાલનેમિ સિરુ ધુના॥**
**દેખત તુમ્હહિ નગરુ જેહિં જારા। તાસુ પંથ કો રોકન પારા॥૨॥**

રાવણે તેને સઘળો મર્મ જણાવ્યો. કાલનેમિએ સાંભળ્યો અને વારંવાર માથું પીટ્યું [તેણે કહ્યું -] તમારા જોતજોતામાં જેણે નગર બાળી નાખ્યું, તેનો માર્ગ કોણ રોકી શકે છે? ॥૨॥

**ભજિ રઘુપતિ કરુ હિત આપના। છાઁડ़હુ નાથ મૃષા જલ્પના॥**
**નીલ કંજ તનુ સુંદર સ્યામા। હૃદયઁ રાખુ લોચનાભિરામા॥૩॥**

શ્રીરઘુનાથજીનું ભજન કરીને તમે પોતાનું કલ્યાણ કરો. હે નાથ! જૂઠો બકવાસ (વાદવિવાદ) છોડી દો. નેત્રોને આનંદ આપનારા નીલકમળ સમાન સુંદર શ્યામ શરીરને પોતાના હૃદયમાં રાખો. ॥૩॥

**મૈં તૈં મોર મૂढ़તા ત્યાગૂ। મહા મોહ નિસિ સૂતત જાગૂ॥**
**કાલ બ્યાલ કર ભચ્છક જોઈ। સપનેહુઁ સમર કિ જીતિઅ સોઈ॥૪॥**

હું-તું (ભેદ-ભાવ) અને મમતારૂપી મૂઢતાને ત્યાગી દો. મહામોહ (અજ્ઞાન) રૂપી રાત્રિમાં સૂઈ રહ્યા હોય તો જાગી ઊઠો. જે કાળરૂપી સર્પનોય ભક્ષક છે, ક્યાંય સ્વપ્નમાં પણ રણમાં તે જીતી શકાય છે? ॥૪॥

**દો૦ – સુનિ દસકંઠ રિસાન અતિ તેહિં મન કીન્હ બિચાર।**
**રામ દૂત કર મરૌં બરુ યહ ખલ રત મલ ભાર॥૫૬॥**

તેની આ વાતો સાંભળી રાવણ ઘણો જ ક્રોધિત થયો. પછી કાલનેમિએ મનમાં વિચાર કર્યો કે [આના હાથે મરવા કરતાં] શ્રીરામજીના દૂતના હાથે જ મરવું ઠીક છે. આ દુષ્ટ તો પાપસમૂહોમાં રત છે. ॥૫૬॥

**ચૌ૦ – અસ કહિ ચલા રચિસિ મગ માયા। સર મંદિર બર બાગ બનાયા॥**
**મારુતસુત દેખા સુભ આશ્રમ। મુનિહિ બૂઝિ જલ પિયૌં જાઈ શ્રમ॥૧॥**

તે મનમાં ને મનમાં એવું કહીને ચાલ્યો અને માર્ગમાં માયા રચી. તળાવ, મંદિર અને સુંદર બાગ બનાવ્યો. હનુમાનજીએ સુંદર આશ્રમ જોઈને વિચાર્યું કે મુનિને પૂછીને જળ પી લઉં, જેથી થાક દૂર થઈ જાય. ॥૧॥

**રાચ્છસ કપટ બેષ તહઁ સોહા। માયાપતિ દૂતહિ ચહ મોહા॥**
**જાઈ પવનસુત નાયઉ માથા। લાગ સો કહૈ રામ ગુન ગાથા॥૨॥**

રાક્ષસ ત્યાં કપટ[થી મુનિ]નો વેષ બનાવીને બિરાજમાન હતો. તે મૂર્ખ પોતાની માયાથી માયાપતિના દૂતને મોહિત કરવા ઈચ્છતો હતો. મારુતિએ તેની પાસે જઈને શીશ નમાવ્યું. તે શ્રીરામજીના ગુણની કથા કહેવા લાગ્યો. ॥૨॥

**હોત મહા રન રાવન રામહિં। જિતિહહિં રામ ન સંસય યા મહિં॥**
**ઇહાઁ ભએઁ મૈં દેખઉઁ ભાઈ। ગ્યાનદૃષ્ટિ બલ મોહિ અધિકાઈ॥૩॥**

[તે બોલ્યો –] રાવણ અને રામમાં મહાન યુદ્ધ થઈ રહ્યું છે. રામજી જીતશે તેમાં સંશય નથી. હે ભાઈ! હું અહીંયાં રહીને સર્વે જોઈ રહ્યો છું. મને જ્ઞાનદૃષ્ટિનું ઘણું મોટું બળ છે. ॥૩॥

**માગા જલ તેહિં દીન્હ કમંડલ। કહ કપિ નહિં અઘાઉઁ થોરેં જલ॥**
**સર મજ્જન કરિ આતુર આવહુ। દિચ્છા દેઉઁ ગ્યાન જેહિં પાવહુ॥૪॥**

હનુમાનજીએ તેની પાસે જળ માગ્યું તો તેણે કમંડળ આપી દીધું. હનુમાનજીએ કહ્યું - થોડા જળથી હું તૃપ્ત થવાનો નથી. ત્યારે તે બોલ્યો - તળાવમાં સ્નાન કરીને તુરત જ પાછા આવો તો હું તમને દીક્ષા આપું, જેનાથી તમે જ્ઞાન પ્રાપ્ત કરો. ॥૪॥

**દો૦ – સર પૈઠત કપિ પદ ગહા મકરીં તબ અકુલાન।**
**મારી સો ધરિ દિબ્ય તનુ ચલી ગગન ચઢ઼િ જાન॥૫૭॥**

તળાવમાં પ્રવેશ કરતાં જ એક મગરીએ અકળાઈને એ જ સમયે હનુમાનજીનો પગ પકડી લીધો. હનુમાનજીએ તેને મારી નાખી. ત્યારે તે દિવ્ય દેહ ધારણ કરીને વિમાને ચઢીને આકાશમાં ચાલી. ॥૫૭॥

**ચૌ૦ – કપિ તવ દરસ ભઇઉઁ નિષ્પાપા। મિટા તાત મુનિબર કર સાપા॥**
**મુનિ ન હોઇ યહ નિસિચર ઘોરા। માનહુઁ સત્ય બચન કપિ મોરા॥૧॥**

[તેણીએ કહ્યું] હે વાનર! હું તમારાં દર્શનથી પાપરહિત થઈ ગઈ. હે તાત! શ્રેષ્ઠ મુનિનો શાપ મટી ગયો. હે કપિ! આ મુનિ નથી, ઘોર નિશાચર છે. મારું વચન સત્ય માનો – ॥૧॥

**અસ કહિ ગઈ અપછરા જબહીં। નિસિચર નિકટ ગયઉ કપિ તબહીં॥**
**કહ કપિ મુનિ ગુરદછિના લેહૂ। પાછેં હમહિં મંત્ર તુમ્હ દેહૂ॥૨॥**

આમ કહીને જેવી તે અપ્સરા ગઈ કે તેવા જ હનુમાનજી નિશાચરની પાસે ગયા. હનુમાનજીએ કહ્યું - હે મુનિ! પહેલાં ગુરુદક્ષિણા લઈ લો, પછી આપ મને મંત્ર આપજો. ॥૨॥

**સિર લંગૂર લપેટિ પછારા। નિજ તનુ પ્રગટેસિ મરતી બારા॥**
**રામ રામ કહિ છાડ઼ેસિ પ્રાના। સુનિ મન હરષિ ચલેઉ હનુમાના॥૩॥**

હનુમાનજીએ તેના માથાને પૂંછમાં વીંટાળીને એને પછાડી દીધો. મરતી વેળાએ તેણે પોતાનું (રાક્ષસી) શરીર પ્રકટ કર્યું. તેણે રામ-રામ કહીને પ્રાણ છોડ્યા. આ (એના મુખમાંથી રામ-નામનું ઉચ્ચારણ) સાંભળીને હનુમાનજી મનમાં હરખાઈને ચાલ્યા. ॥૩॥

**દેખા સૈલ ન ઔષધ ચીન્હા। સહસા કપિ ઉપારિ ગિરિ લીન્હા॥**
**ગહિ ગિરિ નિસિ નભ ધાવત ભયઊ। અવધપુરી ઊપર કપિ ગયઊ॥૪॥**

તેમણે પર્વતને જોયો, પણ ઔષધ ન ઓળખી શક્યા. પછી હનુમાનજીએ તરત જ પર્વતને જ ઉખાડી લીધો. પર્વત લઈને હનુમાનજી રાત્રિએ જ આકાશમાર્ગે દોડી નીકળ્યા અને અયોધ્યાપુરીની ઉપર પહોંચી ગયા. ॥૪॥

**દો૦ – દેખા ભરત બિસાલ અતિ નિસિચર મન અનુમાનિ।**
**બિનુ ફર સાયક મારેઉ ચાપ શ્રવન લગિ તાનિ॥૫૮॥**

ભરતજીએ આકાશમાં અત્યંત વિશાળ સ્વરૂપ જોયું, ત્યારે મનમાં અનુમાન કર્યું કે આ કોઈ રાક્ષસ છે. તેમણે કાન સુધી ધનુષને ખેંચીને ફણા વિનાનું બાણ માર્યું. ॥૫૮॥

**ચૌ૦ – પરેઉ મુરુછિ મહિ લાગત સાયક। સુમિરત રામ રામ રઘુનાયક॥**
**સુનિ પ્રિય બચન ભરત તબ ધાએ। કપિ સમીપ અતિ આતુર આએ॥૧॥**

બાણ વાગતાં જ હનુમાનજી 'રામ, રામ, રઘુપતિ' ઉચ્ચારણ કરતાં કરતાં મૂર્છિત થઈને પૃથ્વી પર ઢળી પડ્યા. પ્રિય વચન (રામનામ) સાંભળીને ભરતજી ઊઠીને દોડ્યા અને ઘણી ઉતાવળથી હનુમાનજીની પાસે આવ્યા. ॥૧॥

**બિકલ બિલોકિ કીસ ઉર લાવા। જાગત નહિં બહુ ભાઁતિ જગાવા॥**
**મુખ મલીન મન ભએ દુખારી। કહત બચન ભરિ લોચન બારી॥૨॥**

હનુમાનજીને વ્યાકુળ જોઈને એમને હૃદયે ચાંપી દીધા. ઘણી રીતે જગાડ્યા પણ તે જાગતા ન હતા. ત્યારે ભરતજીનું મુખ ઉદાસ થઈ ગયું. તે મનમાં ઘણા દુઃખી થયા અને નેત્રોમાં [વિષાદના આંસુઓનું] જળ ભરીને આ વચન બોલ્યા - ॥૨॥

**જેહિં બિધિ રામ બિમુખ મોહિ કીન્હા। તેહિં પુનિ યહ દારુન દુખ દીન્હા॥**
**જૌં મોરેં મન બચ અરુ કાયા। પ્રીતિ રામ પદ કમલ અમાયા॥૩॥**

જે વિધાતાએ મને શ્રીરામથી વિમુખ કર્યો, તેણે જ ફરી આ ભયાનક દુઃખ પણ આપ્યું. જો મન, વચન અને શરીરથી શ્રીરામજીના ચરણકમળોમાં મારો નિષ્કપટ પ્રેમ હોય, ॥ ૩॥

**તૌ કપિ હોઉ બિગત શ્રમ સૂલા। જૌં મો પર રઘુપતિ અનુકૂલા॥**
**સુનત બચન ઉઠિ બૈઠ કપીસા। કહિ જય જયતિ કોસલાધીસા॥ ૪॥**

અને જો શ્રીરઘુનાથજી મારા પર પ્રસન્ન હોય તો આ વાનર થાક અને પીડાથી રહિત થઈ જાય! આ વચન સાંભળતાં જ કપિરાજ હનુમાનજી 'કૌશલપતિ શ્રીરામચન્દ્રજીનો જય હો, જય હો' કહેતાં ઊઠીને બેઠા. ॥ ૪॥

**સો૦ – લીન્હ કપિહિ ઉર લાઇ પુલકિત તનુ લોચન સજલ।**
**પ્રીતિ ન હૃદયઁ સમાઇ સુમિરિ રામ રઘુકુલ તિલક॥ ૫૯॥**

ભરતજીએ વાનર(હનુમાનજી)ને હૃદયે ચાંપી દીધા. તેમનું શરીર પુલકિત થઈ ગયું અને નેત્રોમાં [આનંદ તથા પ્રેમનાં આંસુઓનું] જળ ભરાઈ આવ્યું. રઘુકુલતિલક શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરીને ભરતજીના હૃદયમાં પ્રીતિ સમાતી નહોતી. ॥ ૫૯॥

**ચૌ૦ – તાત કુસલ કહુ સુખનિધાન કી। સહિત અનુજ અરુ માતુ જાનકી॥**
**કપિ સબ ચરિત સમાસ બખાને। ભએ દુખી મન મહુઁ પછિતાને॥ ૧॥**

[ભરતજી બોલ્યા -] હે તાત! નાના ભાઈ લક્ષ્મણ તથા માતા જાનકીસહિત સુખનિધાન શ્રીરામજીના કુશળ કહો. હનુમાનજીએ સંક્ષેપમાં સર્વે કથા કહી. સાંભળીને ભરતજી દુઃખી થયા અને મનમાં પસ્તાવા લાગ્યા. ॥ ૧॥

**અહહ દૈવ મૈં કત જગ જાયઉઁ। પ્રભુ કે એકહુ કાજ ન આયઉઁ॥**
**જાનિ કુઅવસરુ મન ધરિ ધીરા। પુનિ કપિ સન બોલે બલબીરા॥ ૨॥**

હા દૈવ! હું જગતમાં કેમ જન્મ્યો? પ્રભુના એક પણ કાર્યમાં કામ ન આવ્યો! પછી કુઅવસર જાણીને મનમાં ધીરજ ધરીને બળવીર ભરતજીએ હનુમાનજીને કહ્યું - ॥ ૨॥

**તાત ગહરુ હોઇહિ તોહિ જાતા। કાજુ નસાઇહિ હોત પ્રભાતા॥**
**ચઢ઼ુ મમ સાયક સૈલ સમેતા। પઠવૌં તોહિ જહઁ કૃપાનિકેતા॥ ૩॥**

હે તાત! તમને જવામાં મોડું થશે. અને સવાર થતાં જ કાર્ય બગડી જશે. [માટે] તમે પર્વતસહિત મારા બાણ પર ચઢી જાઓ, હું તમને ત્યાં મોકલી આપું જ્યાં કૃપાના ધામ શ્રીરામજી છે. ॥ ૩॥

**સુનિ કપિ મન ઉપજા અભિમાના। મોરેં ભાર ચલિહિ કિમિ બાના॥**
**રામ પ્રભાવ બિચારિ બહોરી। બંદિ ચરન કહ કપિ કર જોરી॥ ૪॥**

ભરતજીની આ વાત સાંભળીને [એક વાર તો] હનુમાનજીના મનમાં અભિમાન ઉત્પન્ન થયું કે મારા ભારથી બાણ કેવી રીતે ચાલશે? [પરંતુ] પછી શ્રીરામચન્દ્રજીના પ્રભાવનો વિચાર કરીને તેઓ ભરતજીના ચરણોની વંદના કરીને હાથ જોડીને બોલ્યા - ॥ ૪॥

**દો○ – તવ પ્રતાપ ઉર રાખિ પ્રભુ જૈહઉઁ નાથ તુરંત ।**
**અસ કહિ આયસુ પાઇ પદ બંદિ ચલે હનુમંત ॥ ૬૦ (ક) ॥**

હે નાથ! હે પ્રભો! હું આપનો પ્રતાપ હૃદયમાં રાખીને તુરત જ જતો રહીશ. એમ કહીને આજ્ઞા પામીને અને ભરતજીના ચરણોની વંદના કરી હનુમાનજી ચાલ્યા. ॥ ૬૦ (ક)॥

**ભરત બાહુ બલ સીલ ગુન પ્રભુ પદ પ્રીતિ અપાર ।**
**મન મહુઁ જાત સરાહત પુનિ પુનિ પવનકુમાર ॥ ૬૦ (ખ) ॥**

ભરતજીના બાહુબળ, શીલ (સુંદર સ્વભાવ), ગુણ અને પ્રભુના ચરણોમાં અપાર પ્રેમની મનમાં ને મનમાં વારંવાર પ્રશંસા કરતાં મારુતિ શ્રીહનુમાનજી જઈ રહ્યા છે. ॥ ૬૦ (ખ)॥

**ચૌ○ – ઉહાઁ રામ લછિમનહિ નિહારી । બોલે બચન મનુજ અનુસારી ॥**
**અર્ધ રાતિ ગઇ કપિ નહિં આયઉ । રામ ઉઠાઇ અનુજ ઉર લાયઉ ॥ ૧॥**

ત્યાં લક્ષ્મણજીને જોઈને શ્રીરામજી સાધારણ માનવ સ્વભાવ અનુસાર વચન બોલ્યા - અડધી રાત વીતી ચૂકી, હનુમાન ન આવ્યા. આમ કહીને શ્રીરામજીએ નાના ભાઈ લક્ષ્મણજીને ઊંચકીને હૃદયે ચાંપી દીધાં; ॥ ૧॥

**સકહુ ન દુખિત દેખિ મોહિ કાઊ । બંધુ સદા તવ મૃદુલ સુભાઊ ॥**
**મમ હિત લાગિ તજેહુ પિતુ માતા । સહેહુ બિપિન હિમ આતપ બાતા ॥ ૨॥**

[અને બોલ્યા -] હે ભાઈ! તમે મને ક્યારેય દુ:ખી જોઈ શકતા નહોતા. તમારો સ્વભાવ કાયમથી કોમળ હતો. મારા હિત માટે તમે માતા-પિતાનેય છોડી દીધાં અને વનમાં ઠંડી, ગરમી અને હવા સર્વે સહન કર્યું. ॥ ૨॥

**સો અનુરાગ કહાઁ અબ ભાઈ । ઉઠહુ ન સુનિ મમ બચ બિકલાઈ ॥**
**જૌં જનેતઉઁ બન બંધુ બિછોહૂ । પિતા બચન મનતેઉઁ નહિં ઓહૂ ॥ ૩॥**

હે ભાઈ! તે પ્રેમ હવે ક્યાં છે? મારાં વ્યાકુળતાપૂર્ણ વચન સાંભળીને ઊઠતા કેમ નથી? જો હું જાણતો હોત કે વનમાં ભાઈનો વિયોગ થશે તો હું પિતાનાં વચન [જેને માનવા મારા માટે પરમ કર્તવ્ય હતું] તે પણ ન માનત. ॥ ૩॥

**સુત બિત નારિ ભવન પરિવારા । હોહિં જાહિં જગ બારહિં બારા ॥**
**અસ બિચારિ જિયઁ જાગહુ તાતા । મિલઇ ન જગત સહોદર ભ્રાતા ॥ ૪॥**

પુત્ર, ધન, સ્ત્રી, ઘર અને પરિવાર - એ જગતમાં વારંવાર આવે અને જાય છે, પરંતુ જગતમાં સહોદર ભાઈ વારંવાર નથી મળતો. હૃદયમાં આવો વિચાર કરીને હે તાત! જાગો. ॥ ૪॥

**જથા પંખ બિનુ ખગ અતિ દીના । મનિ બિનુ ફનિ કરિબર કર હીના ॥**
**અસ મમ જિવન બંધુ બિનુ તોહી । જૌં જડ઼ દૈવ જિઆવૈ મોહી ॥ ૫॥**

જેમ પાંખો વિના પક્ષી, મણિ વિના સર્પ અને સૂંઢ વિના શ્રેષ્ઠ હાથી અત્યંત દીન થઈ જાય છે, હે ભાઈ! જો ક્યાંક જડ દૈવ મને જીવિત રાખે તો તમારા વિના મારું જીવન પણ એવું જ હશે. ॥ ૫॥

**જૈહઉઁ અવધ કૌન મુહુ લાઈ। નારિ હેતુ પ્રિય ભાઇ ગઁવાઈ ॥**
**બરુ અપજસ સહતેઉઁ જગ માહીં। નારિ હાનિ બિસેષ છતિ નાહીં ॥ ૬॥**

સ્ત્રીને માટે પ્રિય ભાઈને ખોઈને, હું કયું મોં લઈને અવધ જઈશ? હું જગતમાં બદનામી ભલે જ સહી લેત (કે રામમાં કંઈ પણ વીરતા નથી જે સ્ત્રીને ખોઈ બેઠા). સ્ત્રીની હાનિથી [આ હાનિને જોતા] કોઈ વિશેષ ક્ષતિ તો ન હતી. ॥ ૬॥

**અબ અપલોકુ સોકુ સુત તોરા। સહિહિ નિઠુર કઠોર ઉર મોરા ॥**
**નિજ જનની કે એક કુમારા। તાત તાસુ તુમ્હ પ્રાન અધારા ॥ ૭॥**

હવે તો હે પુત્ર! મારું નિષ્ઠુર અને કઠોર હૃદય આ અપયશ અને તમારો શોક બંનેનેય સહન કરશે. હે તાત! તમે પોતાની માતાના એક અદ્વિતીય પુત્ર છો અને એના પ્રાણાધાર છો. ॥ ૭॥

**સૌંપેસિ મોહિ તુમ્હહિ ગહિ પાની। સબ બિધિ સુખદ પરમ હિત જાની ॥**
**ઉતરુ કાહ દૈહઉઁ તેહિ જાઈ। ઉઠિ કિન મોહિ સિખાવહુ ભાઈ ॥ ૮॥**

આવા પુત્રને, સર્વે પ્રકારથી સુખ આપનારો અને પરમ હિતકારી જાણીને તેમણે તમારો હાથ પકડીને મને સોંપ્યા હતા. હું હવે જઈને તેમને શો ઉત્તર આપીશ? હે ભાઈ! તમે ઊઠીને મને શિખવાડતા (સમજાવતા) કેમ નથી? ॥ ૮॥

**બહુ બિધિ સોચત સોચ બિમોચન। સ્રવત સલિલ રાજિવ દલ લોચન ॥**
**ઉમા એક અખંડ રઘુરાઈ। નર ગતિ ભગત કૃપાલ દેખાઈ ॥ ૯॥**

શોકથી છોડાવનારા શ્રીરામજી અનેક પ્રકારે શોક કરી રહ્યા છે. તેમના કમળની પાંખડી સમાન નેત્રોથી [વિષાદનાં આંસુઓનું] જળ વહી રહ્યું છે. [શિવજી કહે છે -] હે ઉમા! શ્રીરઘુનાથજી એક (અદ્વિતીય) અને અખંડ (વિયોગરહિત) છે. ભક્તો પર કૃપા કરનારા ભગવાને [લીલા કરીને] મનુષ્યની દશા બતાવી છે. ॥ ૯॥

**સો૦ – પ્રભુ પ્રલાપ સુનિ કાન બિકલ ભએ બાનર નિકર।**
**આઇ ગયઉ હનુમાન જિમિ કરુના મહઁ બીર રસ ॥ ૬૧॥**

પ્રભુના [લીલા માટે કરવામાં આવેલા] પ્રલાપને કાનેથી સાંભળીને વાનરોના સમૂહ વ્યાકુળ થઈ ગયા. [એટલામાં જ] હનુમાનજી આવી ગયા, જેમ કરુણરસ[ના પ્રસંગ]માં વીરરસ [નો પ્રસંગ] આવી ગયો હોય. ॥ ૬૧॥

**ચૌ૦ – હરષિ રામ ભેટેઉ હનુમાના। અતિ કૃતગ્ય પ્રભુ પરમ સુજાના ॥**
**તુરત બૈદ તબ કીન્હિ ઉપાઈ। ઉઠિ બૈઠે લછિમન હરષાઈ ॥ ૧॥**

શ્રીરામજી હર્ષિત થઈને હનુમાનજીને ગળે મળીને ભેટ્યા. પ્રભુ પરમ સુજ્ઞ (ચતુર) અને અત્યંત જ કૃતજ્ઞ છે. પછી વૈદ્યે (સુષેણે) તુરત જ ઉપાય કર્યો, [જેથી] લક્ષ્મણજી હર્ષિત થઈને ઊઠીને બેઠા. ॥૧॥

**હૃદયઁ લાઇ પ્રભુ ભેંટેઉ ભ્રાતા। હરષે સકલ ભાલુ કપિ બ્રાતા॥**
**કપિ પુનિ બૈદ તહાઁ પહુઁચાવા। જેહિ બિધિ તબહિં તાહિ લઇ આવા॥૨॥**

પ્રભુ ભાઈને હૃદયે ચાંપીને ભેટ્યા. રીંછ અને વાનરોના સમૂહ સર્વે હરખાઈ ગયા. હનુમાનજીએ વૈદ્યને પાછા તે જ પ્રમાણે ત્યાં પહોંચાડી દીધા, જે રીતે તેઓ તેમને (અગાઉ) લઈ આવ્યા હતા. ॥૨॥

**યહ બૃત્તાંત દસાનન સુનેઊ। અતિ બિષાદ પુનિ પુનિ સિર ધુનેઊ॥**
**બ્યાકુલ કુંભકરન પહિં આવા। બિબિધ જતન કરિ તાહિ જગાવા॥૩॥**

આ સમાચાર જ્યારે રાવણે સાંભળ્યા, ત્યારે તેણે અત્યંત વિષાદથી વારંવાર માથું કૂટ્યું. તે વ્યાકુળ થઈને કુંભકર્ણની પાસે ગયો અને ઘણા જ ઉપાય કરીને તેને જગાડ્યો. ॥૩॥

**જાગા નિસિચર દેખિઅ કૈસા। માનહુઁ કાલુ દેહ ધરિ બૈસા॥**
**કુંભકરન બૂઝા કહુ ભાઈ। કાહે તવ મુખ રહે સુખાઈ॥૪॥**

કુંભકર્ણ જાગ્યો (ઊઠીને બેઠો). તે એવો દેખાય છે જાણે સ્વયં કાળ જ શરીર ધારણ કરીને બેઠો હોય. કુંભકર્ણે પૂછ્યું - હે ભાઈ! કહો તો, તમારાં મુખ કેમ સુકાઈ રહ્યાં છે? ॥૪॥

**કથા કહી સબ તેહિં અભિમાની। જેહિ પ્રકાર સીતા હરિ આની॥**
**તાત કપિન્હ સબ નિસિચર મારે। મહા મહા જોધા સંઘારે॥૫॥**

જે પ્રમાણે સીતાને હરી લાવ્યો હતો તે સઘળી કથા અભિમાની રાવણે કહી. [પછી કહ્યું -] હે તાત! વાનરોએ સર્વે રાક્ષસ મારી નાખ્યા. મોટા મોટા યોદ્ધાઓનો પણ સંહાર કરી નાખ્યો. ॥૫॥

**દુર્મુખ સુરરિપુ મનુજ અહારી। ભટ અતિકાય અકંપન ભારી॥**
**અપર મહોદર આદિક બીરા। પરે સમર મહિ સબ રનધીરા॥૬॥**

દુર્મુખ, દેવશત્રુ (દેવાંતક), મનુષ્યભક્ષક (નરાંતક), ભારે યોદ્ધા અતિકાય અને અકમ્પન તથા મહોદર આદિ અન્ય સર્વે રણધીર વીર રણભૂમિમાં માર્યા ગયા. ॥૬॥

**દો૦ – સુનિ દસકંધર બચન તબ કુંભકરન બિલખાન।**
**જગદંબા હરિ આનિ અબ સઠ ચાહત કલ્યાન॥૬૨॥**

પછી રાવણનાં વચન સાંભળીને કુંભકરણ વિલાપ કરીને (દુઃખી થઈને) બોલ્યો - અરે મૂર્ખ! જગતજનની જાનકીને હરી લાવીને હવે તું કલ્યાણ ઇચ્છે છે? ॥૬૨॥

**ચૌ૦ – ભલ ન કીન્હ તૈં નિસિચર નાહા। અબ મોહિ આઈ જગાએહિ કાહા॥**
**અજહૂઁ તાત ત્યાગિ અભિમાના। ભજહુ રામ હોઇહિ કલ્યાના॥૧॥**

હે રાક્ષસરાજ! તેં ઠીક નથી કર્યું. હવે આવીને મને કેમ જગાડ્યો? હે તાત! હજી પણ અભિમાન છોડીને શ્રીરામજીને ભજો તો કલ્યાણ થશે. ॥૧॥

**હૈં દસસીસ મનુજ રઘુનાયક। જાકે હનુમાન સે પાયક॥**
**અહહ બંધુ તૈં કીન્હિ ખોટાઈ। પ્રથમહિં મોહિ ન સુનાએહિ આઈ॥૨॥**

હે રાવણ! જેમના હનુમાન જેવા સેવક છે, તે શ્રીરઘુનાથજી શું સામાન્ય મનુષ્ય છે? હાય ભાઈ! તેં ખોટું કર્યું, જે પહેલા જ આવીને મને આ હાલ ન સંભળાવ્યો. ॥૨॥

**કીન્હેહુ પ્રભુ બિરોધ તેહિ દેવક। સિવ બિરંચિ સુર જાકે સેવક॥**
**નારદ મુનિ મોહિ ગ્યાન જો કહા। કહતેઉઁ તોહિ સમય નિરબહા॥૩॥**

હે સ્વામી! તમે એ પરમ દેવનો વિરોધ કર્યો, જેના શિવ, બ્રહ્મા આદિ દેવો સેવક છે. નારદ મુનિએ મને જે જ્ઞાન કહ્યું હતું, તે હું તને કહેત; પણ હવે તો સમય જતો રહ્યો. ॥૩॥

**અબ ભરિ અંક ભેંટુ મોહિ ભાઈ। લોચન સુફલ કરૌં મૈં જાઈ॥**
**સ્યામ ગાત સરસીરુહ લોચન। દેખૌં જાઈ તાપ ત્રય મોચન॥૪॥**

હે ભાઈ! હવે તો [અંતિમ વાર] બાથ ભીડીને મને ભેટી લો. હું જઈને પોતાનાં નેત્રોને સફળ કરું. ત્રણેય તાપને છોડાવનાર શ્યામશરીર, કમળનેત્ર શ્રીરામજીનાં જઈને દર્શન કરું. ॥૪॥

**દો૦ – રામ રૂપ ગુન સુમિરત મગન ભયઉ છન એક।**
**રાવન માગેઉ કોટિ ઘટ મદ અરુ મહિષ અનેક॥૬૩॥**

શ્રીરામચન્દ્રજીના રૂપ અને ગુણોનું સ્મરણ કરીને તે એક ક્ષણ માટે પ્રેમમાં મગ્ન થઈ ગયો. પછી રાવણે કરોડો ઘડા મદિરા અને અનેક પાડા મગાવ્યા. ॥૬૩॥

**ચૌ૦ – મહિષ ખાઇ કરિ મદિરા પાના। ગર્જા બજ્રાઘાત સમાના॥**
**કુંભકરન દુર્મદ રન રંગા। ચલા દુર્ગ તજિ સેન ન સંગા॥૧॥**

પાડા ખાઈને અને મદિરા પીને તે વજ્રઘાત (વીજળી પડવા) સમાન ગર્જ્યો. મદથી ચૂર રણના ઉત્સાહથી પૂર્ણ કુંભકર્ણ કિલ્લો છોડીને ચાલ્યો. સેના પણ સાથે ન લીધી. ॥૧॥

**દેખિ બિભીષનુ આગે આયઉ। પરેઉ ચરન નિજ નામ સુનાયઉ॥**
**અનુજ ઉઠાઇ હૃદયઁ તેહિ લાયો। રઘુપતિ ભક્ત જાનિ મન ભાયો॥૨॥**

તેને જોઈને વિભીષણ આગળ આવ્યા અને એના ચરણોમાં નમીને પોતાનું નામ સંભળાવ્યું. નાના ભાઈને ઉઠાડીને એને હૃદયે ચાંપી દીધો અને શ્રીરઘુનાથજીનો ભક્ત જાણીને તે તેના મનને પ્રિય લાગ્યો. ॥૨॥

**તાત લાત રાવન મોહિ મારા। કહત પરમ હિત મંત્ર બિચારા॥**
**તેહિં ગલાનિ રઘુપતિ પહિં આયઉँ। દેખિ દીન પ્રભુ કે મન ભાયઉँ॥૩॥**

[વિભીષણે કહ્યું -] હે તાત! પરમ હિતકારી સલાહ અને વિચાર કહેવાથી રાવણે મને લાત મારી. તે જ ગ્લાનિને લીધે હું શ્રીરઘુનાથજીની પાસે ચાલ્યો આવ્યો. દીન જોઈને પ્રભુના મનને હું [ઘણો] પ્રિય લાગ્યો. ॥૩॥

**સુનુ સુત ભયઉ કાલબસ રાવન। સો કિ માન અબ પરમ સિખાવન॥**
**ધન્ય ધન્ય તૈં ધન્ય બિભીષન। ભયહુ તાત નિસિચર કુલ ભૂષન॥૪॥**
**બંધુ બંસ તૈં કીન્હ ઉજાગર। ભજેહુ રામ સોભા સુખ સાગર॥૫॥**

[કુંભકર્ણે કહ્યું -] હે પુત્ર! સાંભળ, રાવણ તો કાળને વશ થઈ ગયો છે (તેના માથે મોત ભમે છે). તે શું હવે ઉત્તમ શિખામણ માની શકે છે? હે વિભીષણ! તું ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે. હે તાત! તું રાક્ષસકુળનું ભૂષણ થઈ ગયો. હે ભાઈ! તેં પોતાના કુળને દેદીપ્યમાન કરી દીધું, જે શોભા અને સુખના સમુદ્ર શ્રીરામજીને ભજ્યા. ॥૪-૫॥

**દો૦ – બચન કર્મ મન કપટ તજિ ભજેહુ રામ રનધીર।**
**જાહુ ન નિજ પર સૂઝ મોહિ ભયઉँ કાલબસ બીર॥૬૪॥**

મન, વચન અને કર્મથી કપટ છોડીને રણધીર શ્રીરામજીનું ભજન કરજે. હે ભાઈ! હું કાળ(મૃત્યુ)ને વશ થઈ ગયો છું. મને પોતાનું-પારકું નથી સૂઝતું, માટે હવે તમે જાઓ. ॥૬૪॥

**ચૌ૦ – બંધુ બચન સુનિ ચલા બિભીષન। આયઉ જહँ ત્રૈલોક બિભૂષન॥**
**નાથ ભૂધરાકાર સરીરા। કુંભકરન આવત રનધીરા॥૧॥**

ભાઈનાં વચન સાંભળીને વિભીષણ પાછા ફર્યા અને ત્યાં આવ્યા જ્યાં ત્રિલોકીના ભૂષણ શ્રીરામજી હતા. [વિભીષણે કહ્યું -] હે નાથ! પર્વત સમાન [વિશાળ] દેહવાળો રણધીર કુંભકર્ણ આવી રહ્યો છે. ॥૧॥

**એતના કપિન્હ સુના જબ કાના। કિલકિલાઇ ધાએ બલવાના॥**
**લિએ ઉઠાઇ બિટપ અરુ ભૂધર। કટકટાઇ ડારહિં તા ઊપર॥૨॥**

વાનરોએ જ્યારે કાનોથી આટલું સાંભળ્યું, ત્યારે તે બળવાન કિલકિલાટ કરીને દોડ્યા. વૃક્ષ અને પર્વત [ઉખાડીને] ઊંચકી લીધાં અને દાંત કટકટાવીને તેની ઉપર નાખવા લાગ્યા. ॥૨॥

**કોટિ કોટિ ગિરિ સિખર પ્રહારા। કરહિં ભાલુ કપિ એક એક બારા॥**
**મુર્‌યો ન મનુ તનુ ટર્‌યો ન ટાર્‌યો। જિમિ ગજ અર્ક ફલનિ કો માર્‌યો॥૩॥**

રીંછ-વાનર એક એકવારમાં જ કરોડો પર્વતોનાં શિખરોથી તેના પર પ્રહાર કરે છે. પરંતુ એનાથી ન તો તેનું મન જ વાળ્યું (વિચલિત થયું) અને ન શરીર જ ટાળે ટળ્યું, જેમ આકડાના ફળોના પ્રહારથી હાથી પર કંઈ પણ અસર નથી થતી. ॥૩॥

**તબ મારુતસુત મુઠિકા હન્યો। પર્‌યો ધરનિ બ્યાકુલ સિર ધુન્યો॥**
**પુનિ ઉઠિ તેહિં મારેઉ હનુમંતા। ઘુર્મિત ભૂતલ પરેઉ તુરંતા॥૪॥**

પછી હનુમાનજીએ તેમને એક મુક્કો માર્યો, જેથી તે વ્યાકુળ થઈને પૃથ્વી પર ઢળી પડ્યો અને માથું પીટવા લાગ્યો. પછી તેણે ઊભા થઈને હનુમાનજીને માર્યા. તેઓ ચક્કર ખાઈને તુરત જ પૃથ્વી પર પડી ગયા. ॥૪॥

**પુનિ નલ નીલહિ અવનિ પછારેસિ। જહઁ તહઁ પટકિ પટકિ ભટ ડારેસિ॥**
**ચલી બલીમુખ સેન પરાઈ। અતિ ભય ત્રસિત ન કોઉ સમુહાઈ॥૫॥**

પછી તેણે નલ-નીલને પૃથ્વી પર પછાડી દીધા અને બીજા યોદ્ધાઓને પણ જ્યાં ત્યાં પછાડી-પછાડીને નાખી દીધા. વાનરસેના નાસવા લાગી. સર્વે અત્યંત ભયભીત થઈ ગયા, કોઈ સામે નથી આવતું. ॥૫॥

**દો૦ – અંગદાદિ કપિ મુરુછિત કરિ સમેત સુગ્રીવ।**
**કાઁખ દાબિ કપિરાજ કહુઁ ચલા અમિત બલ સીંવ॥૬૫॥**

સુગ્રીવ સાથે અંગદાદિ વાનરોને મૂર્છિત કરીને પછી તે અપરિમિત બળની સીમા કુંભકર્ણ વાનરરાજ સુગ્રીવને બગલમાં દબાવીને ચાલ્યો. ॥૬૫॥

**ચૌ૦ – ઉમા કરત રઘુપતિ નરલીલા। ખેલત ગરુડ઼ જિમિ અહિગન મીલા॥**
**ભૃકુટિ ભંગ જો કાલહિ ખાઈ। તાહિ કિ સોહઇ ઐસિ લરાઈ॥૧॥**

[શિવજી કહે છે -] હે ઉમા! શ્રીરઘુનાથજી એવી જ નરલીલા કરી રહ્યા છે જેમ ગરુડ સર્પોના સમૂહમાં ભળીને રમતો હોય. જે ભ્રમરના ઈશારામાત્રથી (વિના પરિશ્રમે) કાળને પણ ખાઈ જાય છે, તેને શું આવી લડાઈ શોભા આપે છે? ॥૧॥

**જગ પાવનિ કીરતિ બિસ્તરિહહિં। ગાઈ ગાઈ ભવનિધિ નર તરિહહિં॥**
**મુરુછા ગઈ મારુતસુત જાગા। સુગ્રીવહિ તબ ખોજન લાગા॥૨॥**

ભગવાન [આ દ્વારા] જગતને પવિત્ર કરનારી તે કીર્તિ પ્રસરાવશે જેને ગાઈ-ગાઈને મનુષ્ય ભવસાગરમાંથી તરી જશે. મૂર્છા જતી રહી ત્યારે મારુતિનન્દન હનુમાનજી જાગ્યા અને પછી તેઓ સુગ્રીવને શોધવા લાગ્યા. ॥૨॥

**સુગ્રીવહુ કૈ મુરુછા બીતી। નિબુકિ ગયઉ તેહિ મૃતક પ્રતીતી॥**
**કાટેસિ દસન નાસિકા કાના। ગરજિ અકાસ ચલેઉ તેહિં જાના॥૩॥**

સુગ્રીવનીય મૂર્છા દૂર થઈ, ત્યારે તે [મડદા સમાન થઈને] ખસકી ગયા. (બગલમાંથી નીચે પડી ગયા) કુંભકર્ણે તેમને મૃત જાણ્યા. તેમણે કુંભકર્ણના નાક-કાન દાંતેથી કરડી લીધા અને પછી ગરજીને આકાશની બાજુ ચાલ્યા ત્યારે કુંભકર્ણે જાણ્યું. ॥૩॥

**ગહેઉ ચરન ગહિ ભૂમિ પછારા। અતિ લાઘવઁ ઉઠિ પુનિ તેહિ મારા॥**
**પુનિ આયઉ પ્રભુ પહિં બલવાના। જયતિ જયતિ જય કૃપાનિધાના॥૪॥**

કુંભકર્ણે સુગ્રીવનો પગ પકડીને તેમને પૃથ્વી પર પછાડી દીધા. પછી સુગ્રીવે ઘણી સ્ફૂર્તિથી ઊઠીને તેને માર્યું; અને પછી બળવાન સુગ્રીવ પ્રભુની પાસે આવ્યા. અને કહ્યું - કૃપાનિધાન પ્રભુનો જય હો, જય હો, જય હો. ॥૪॥

**નાક કાન કાટે જિયઁ જાની। ફિરા ક્રોધ કરિ ભઇ મન ગ્લાની॥**
**સહજ ભીમ પુનિ બિનુ શ્રુતિ નાસા। દેખત કપિ દલ ઉપજી ત્રાસા॥૫॥**

નાક-કાન કપાયાં, એવું મનમાં જાણીને ઘણી ગ્લાનિ થઈ; અને તે (કુંભકર્ણ) ક્રોધ કરીને પાછો આવ્યો. એક તો તે સ્વભાવિક રૂપે જ ભયંકર હતો અને પાછો નાક-કાન વિનાનો થવાથી અધિક ભયાનક થઈ ગયો. તેને જોતાં જ વાનરોની સેનામાં ભય ઉત્પન્ન થઈ ગયો. ॥૫॥

**દો૦ – જય જય જય રઘુબંસ મનિ ધાએ કપિ દૈ હૂહ।**
**એકહિ બાર તાસુ પર છાડ़ેન્હિ ગિરિ તરુ જૂહ॥૬૬॥**

'રઘુવંશમણિનો જય હો, જય હો, જય હો,' એવો પોકાર કરીને વાનર હૂહ કરીને દોડ્યા અને સર્વેએ એકીસાથે તેના પર પર્વત અને વૃક્ષોના સમૂહ ફેંક્યા. ॥૬૬॥

**ચૌ૦ – કુંભકરન રન રંગ બિરુદ્ધા। સન્મુખ ચલા કાલ જનુ ક્રુદ્ધા॥**
**કોટિ કોટિ કપિ ધરિ ધરિ ખાઈ। જનુ ટીડ़ી ગિરિ ગુહાઁ સમાઈ॥૧॥**

રણના ઉત્સાહમાં કુંભકર્ણ વિપરીત થઈને [તેમની] સામે એમ ચાલ્યો જાણે ક્રોધિત થઈને કાળ આવી રહ્યો હોય. તે કરોડ-કરોડ વાનરોને એકીસાથે પકડી પકડીને ખાવા લાગ્યો! [તે એના મુખમાં એ રીતે પેસવા લાગ્યા] જાણે પર્વતની ગુફામાં તીડ સમાઈ રહ્યાં હોય. ॥૧॥

**કોટિન્હ ગહિ સરીર સન મર્દા। કોટિન્હ મીજિ મિલવ મહિ ગર્દા॥**
**મુખ નાસા શ્રવનન્હિ કીં બાટા। નિસરિ પરાહિં ભાલુ કપિ ઠાટા॥૨॥**

કરોડો(વાનરો)ને પકડીને તેણે શરીરથી મસળી નાખ્યા. કરોડોને હાથેથી મર્દન કરી પૃથ્વીની ધૂળમાં મેળવી દીધા. [પેટમાં ગયેલા] રીંછ અને વાનરોની પંક્તિ ને પંક્તિ તેના મુખ, નાક અને કાનના માર્ગેથી નીકળી-નીકળીને ભાગી રહી છે. ॥૨॥

**રન મદ મત્ત નિસાચર દર્પા। બિસ્વ ગ્રસિહિ જનુ એહિ બિધિ અર્પા॥**
**મુરે સુભટ સબ ફિરહિં ન ફેરે। સૂઝ ન નયન સુનહિં નહિં ટેરે॥૩॥**

રણના મદમાં ઉન્મત્ત રાક્ષસ કુંભકર્ણ એ પ્રમાણે ગર્વિત થયો, જાણે વિધાતાએ તેને સમસ્ત વિશ્વ અર્પણ કરી દીધું હોય, અને તેને તે કોળિયો કરી જશે. સર્વે યોદ્ધા નાસી ગયા, તે પાછા વાળવા છતાં વળતા નથી. આંખોથી તેમને કંઈ સૂઝતું નથી. એ પોકારવાથી સાંભળતા નથી. ॥ ૩॥

**કુંભકરન કપિ ફૌજ બિડારી। સુનિ ધાઈ રજનીચર ધારી ॥**
**દેખી રામ બિકલ કટકાઈ। રિપુ અનીક નાના બિધિ આઈ ॥ ૪॥**

કુંભકર્ણે વાનરસેનાને રમણભમળ કરી દીધી. આ સાંભળીને રાક્ષસસેના પણ દોડી. શ્રીરામચન્દ્રજીએ જોયું કે પોતાની સેના વ્યાકુળ છે અને શત્રુની અનેક પ્રકારની સેના આવી ગઈ છે. ॥ ૪॥

**દો૦ – સુનુ સુગ્રીવ બિભીષન અનુજ સઁભારેહુ સૈન।**
**મૈં દેખઉઁ ખલ બલ દલહિ બોલે રાજિવનૈન ॥ ૬૭॥**

ત્યારે કમળનયન શ્રીરામજી બોલ્યા - હે સુગ્રીવ! હે વિભીષણ! અને હે લક્ષ્મણ! સાંભળો, તમે સેનાને સંભાળજો. હું આ દુષ્ટના બળ અને સેનાને જોઉં છું. ॥ ૬૭॥

**ચૌ૦ – કર સારંગ સાજિ કટિ ભાથા। અરિ દલ દલન ચલે રઘુનાથા ॥**
**પ્રથમ કીન્હિ પ્રભુ ધનુષ ટઁકોરા। રિપુ દલ બધિર ભયઉ સુનિ સોરા ॥ ૧॥**

હાથમાં શાર્ઙ્ગ ધનુષ અને કમરમાં ભાથો સજીને શ્રીરઘુનાથજી શત્રુસેનાનું દમન કરવા ચાલ્યા. પ્રભુએ પહેલા તો ધનુષનો ટંકાર કર્યો જેનો ભયાનક નાદ સાંભળતાં જ શત્રુદળ બહેરું થઈ ગયું. ॥ ૧॥

**સત્યસંધ છાઁડ઼ે સર લચ્છા। કાલસર્પ જનુ ચલે સપચ્છા ॥**
**જહઁ તહઁ ચલે બિપુલ નારાચા। લગે કટન ભટ બિકટ પિસાચા ॥ ૨॥**

પછી સત્યપ્રતિજ્ઞ શ્રીરામજીએ એક લાખ બાણ છોડ્યાં. તે એવાં ચાલ્યાં જાણે પાંખવાળા કાળસર્પ ચાલ્યા હોય. આમ-તેમ ઘણાં જ બાણ ચાલ્યાં, જેનાથી ભયંકર રાક્ષસ યોદ્ધા કપાવા લાગ્યા. ॥ ૨॥

**કટહિં ચરન ઉર સિર ભુજદંડા। બહુતક બીર હોહિં સત ખંડા ॥**
**ઘુર્મિ ઘુર્મિ ઘાયલ મહિ પરહીં। ઉઠિ સંભારિ સુભટ પુનિ લરહીં ॥ ૩॥**

તેમનાં ચરણ, છાતી, માથું અને ભુજદંડ કપાઈ રહ્યાં છે. ઘણા જ વીરોના સો-સો ટુકડા થઈ જાય છે. ઘાયલ ચક્કર ખાઈ-ખાઈને પૃથ્વી પર ઢળી રહ્યા છે. ઉત્તમ યોદ્ધા પાછા સંભાળીને ઊઠે છે અને લડે છે. ॥ ૩॥

**લાગત બાન જલદ જિમિ ગાજહિં। બહુતક દેખિ કઠિન સર ભાજહિં ॥**
**રુંડ પ્રચંડ મુંડ બિનુ ધાવહિં। ધરુ ધરુ મારુ મારુ ધુનિ ગાવહિં ॥ ૪॥**

બાણ વાગતાં જ તેઓ મેઘની જેમ ગરજે છે. ઘણા જ તો કઠિન બાણોને જોઈને જ નાસી જાય છે. મુંડ વિનાના પ્રચંડ રૂંડ (ધડ) દોડી રહ્યાં છે અને 'પકડો, પકડો, મારો, મારો'ના નાદ કરતાં ચીસો પાડી રહ્યાં છે. ॥ ૪॥

દો૦ – છન મહુઁ પ્રભુ કે સાયકન્હિ કાટે બિકટ પિસાચ ।
પુનિ રઘુબીર નિષંગ મહુઁ પ્રબિસે સબ નારાચ ॥ ૬૮॥

પ્રભુનાં બાણોએ ક્ષણમાત્રમાં ભયાનક રાક્ષસોને કાપી નાખ્યા. પછી તે સર્વે બાણ પાછા ફરીને શ્રીરઘુનાથજીના ભાથામાં પેસી ગયાં. ॥ ૬૮॥

ચૌ૦ – કુંભકરન મન દીખ બિચારી । હતિ છન માઝ નિસાચર ધારી ॥
ભા અતિ ક્રુદ્ધ મહાબલ બીરા । કિયો મૃગનાયક નાદ ગઁભીરા ॥ ૧॥

કુંભકર્ણે મનમાં વિચારી જોયું કે શ્રીરામજીએ ક્ષણમાત્રમાં રાક્ષસી સેનાનો સંહાર કરી નાંખ્યો. ત્યારે તે મહાબલી વીર અત્યંત ક્રોધિત થયો અને તેણે ગંભીર સિંહનાદ કર્યો. ॥ ૧॥

કોપિ મહીધર લેઈ ઉપારી । ડારઇ જહઁ મર્કટ ભટ ભારી ॥
આવત દેખિ સૈલ પ્રભુ ભારે । સરન્હિ કાટિ રજ સમ કરિ ડારે ॥ ૨॥

તે ક્રોધ કરીને પર્વત ઉખાડી લે છે અને જ્યાં ભારે ભારે વાનર યોદ્ધા હોય છે, ત્યાં ફેંકી દે છે, મોટા મોટા પર્વતોને આવતા જોઈને પ્રભુએ તેમને બાણોથી કાપીને ધૂળ સમાન (ચૂર-ચૂર) કરી નાંખ્યા. ॥ ૨॥

પુનિ ધનુ તાનિ કોપિ રઘુનાયક । છાઁડ़े અતિ કરાલ બહુ સાયક ॥
તનુ મહુઁ પ્રબિસિ નિસરિ સર જાહીં । જિમિ દામિનિ ઘન માઝ સમાહીં ॥ ૩॥

પછી શ્રીરઘુનાથજીએ ક્રોધ કરીને ધનુષને તાણીને ઘણાં જ અત્યંત ભયાનક બાણ છોડ્યાં. તે બાણ કુંભકર્ણના શરીરમાં પેસીને [પાછળથી એ પ્રમાણે] આરપાર નીકળી જાય છે [કે તેમની ખબર પડતી જ નથી], જાણે વીજળીઓ વાદળાંમાં સમાઈ જાય છે. ॥ ૩॥

સોનિત સ્રવત સોહ તન કારે । જનુ કજ્જલ ગિરિ ગેરુ પનારે ॥
બિકલ બિલોકિ ભાલુ કપિ ધાએ । બિહઁસા જબહિં નિકટ કપિ આએ ॥ ૪॥

તેના કાળા શરીરમાંથી વહેતું રુધિર એવી શોભા આપે છે, જાણે કાજળના પર્વતમાંથી ગેરુના ઝરણાં વહી રહ્યાં હોય. તેને વ્યાકુળ જોઈને રીંછ-વાનર દોડ્યાં. તે જેવા નજીક આવ્યાં કે તરત જ તે હસ્યો, ॥ ૪॥

દો૦ – મહાનાદ કરિ ગર્જા કોટિ કોટિ ગહિ કીસ ।
મહિ પટકઇ ગજરાજ ઇવ સપથ કરઇ દસસીસ ॥ ૬૯॥

અને ઘોર નાદ કરીને ગરજ્યો. તથા કરોડ-કરોડ વાનરોને પકડીને તે ગજરાજની જેમ તેમને પૃથ્વી પર પછાડવા લાગ્યો અને રાવણની આણ વર્તાવા લાગ્યો. ॥ ૬૯॥

ચૌ૦ – ભાગે ભાલુ બલીમુખ જૂથા । બૃકુ બિલોકિ જિમિ મેષ બરૂથા ॥
ચલે ભાગિ કપિ ભાલુ ભવાની । બિકલ પુકારત આરત બાની ॥ ૧॥

આ જોઈને રીંછ-વાનરોનાં ટોળાં એવા ભાગ્યાં જાણે દીપડાને જોઈને ઘેટાનાં ટોળાં! [શિવજી કહે છે -] હે ભવાની! વાનર-રીંછ વ્યાકુળ થઈને આર્તવાણીથી પોકારતાં નાસવા મંડ્યાં. ॥ ૧॥

**યહ નિસિચર દુકાલ સમ અહઈ। કપિકુલ દેસ પરન અબ ચહઈ॥**
**કૃપા બારિધર રામ ખરારી। પાહિ પાહિ પ્રનતારતિ હારી॥ ૨॥**

[તેઓ કહેવા લાગ્યા -] આ રાક્ષસ દુર્ભિક્ષ (દુકાળ) સમાન છે, જે હવે વાનરકુળ રૂપી દેશમાં પડવા ઈચ્છે છે, હે કૃપારૂપી જળને ધારણ કરનારા મેઘરૂપી શ્રીરામ! હે ખરના શત્રુ! હે શરણાગતના દુઃખ હરનારા! રક્ષા કરો, રક્ષા કરો! ॥ ૨॥

**સકરુન બચન સુનત ભગવાના। ચલે સુધારિ સરાસન બાના॥**
**રામ સેન નિજ પાછેં ઘાલી। ચલે સકોપ મહા બલસાલી॥ ૩॥**

કરુણાભર્યાં વચન સાંભળતાં જ ભગવાન ધનુષ-બાણ સજાવીને ચાલ્યા. મહાબળશાળી શ્રીરામજીએ સેનાને પોતાની પાછળ કરી દીધી અને તેઓ [એકલા] ક્રોધપૂર્વક ચાલ્યા (આગળ વધ્યા). ॥ ૩॥

**ખૈંચિ ધનુષ સર સત સંધાને। છૂટે તીર સરીર સમાને॥**
**લાગત સર ધાવા રિસ ભરા। કુધર ડગમગત ડોલતિ ધરા॥ ૪॥**

તેમણે ધનુષ ખેંચીને સો બાણનું સંધાન કર્યું. બાણ છૂટ્યાં અને તેના શરીરમાં સમાઈ ગયાં. બાણો વાગતાં જ તે ક્રોધે ભરાઈને દોડ્યો. તેના દોડવાથી પર્વત ડગમગાવા લાગ્યા, પૃથ્વી હલવા લાગી. ॥ ૪॥

**લીન્હ એક તેહિં સૈલ ઉપાટી। રઘુકુલતિલક ભુજા સોઈ કાટી॥**
**ધાવા બામ બાહુ ગિરિ ધારી। પ્રભુ સોઉ ભુજા કાટિ મહિ પારી॥ ૫॥**

તેણે એક પર્વત ઉખાડી લીધો. રઘુકુલતિલક શ્રીરામજીએ તેની તે ભુજા જ કાપી નાખી. પછી ડાબા હાથમાં પર્વત લઈને દોડ્યો. પ્રભુએ તેની તે ભુજા પણ કાપીને પૃથ્વી પર પાડી નાંખી. ॥ ૫॥

**કાટેં ભુજા સોહ ખલ કૈસા। પચ્છહીન મંદર ગિરિ જૈસા॥**
**ઉગ્ર બિલોકનિ પ્રભુહિ બિલોકા। ગ્રસન ચહત માનહુઁ ત્રૈલોકા॥ ૬॥**

ભુજાઓ કપાઈ જવાથી તે દુષ્ટ એવી શોભા પામવા લાગ્યો, જેમ પાંખ વિનાનો મંદરાચળ પર્વત હોય. તેણે ઉગ્ર દૃષ્ટિથી પ્રભુને જોયા, જાણે ત્રણેય લોકને ગળી જવા માગતો હોય. ॥ ૬॥

**દો૦ – કરિ ચિક્કાર ઘોર અતિ ધાવા બદનુ પસારિ।**
**ગગન સિદ્ધ સુર ત્રાસિત હા હા હેતિ પુકારિ॥ ૭૦॥**

તે ઘણા જોશથી ચિત્કાર કરીને મોં ફાડીને દોડ્યો. આકાશમાં સિદ્ધો અને દેવતા ડરીને હા! હા! હાય! આ પ્રમાણે પોકારવા લાગ્યા. ॥ ૭૦॥

**ચૌ૦ – સભય દેવ કરુનાનિધિ જાન્યો। શ્રવન પ્રજંત સરાસનુ તાન્યો॥**
**બિસિખ નિકર નિસિચર મુખ ભરેઉ। તદપિ મહાબલ ભૂમિ ન પરેઉ॥૧॥**

કરુણાનિધાન ભગવાને દેવતાઓને ભયભીત જાણ્યા, ત્યારે તેમણે ધનુષને કાન સુધી તાણીને રાક્ષસના મુખને બાણોના સમૂહથી ભરી દીધું. તોય તે મહાબલી પૃથ્વી પર ન પડ્યો. ॥૧॥

**સરન્હિ ભરા મુખ સન્મુખ ધાવા। કાલ ત્રોન સજીવ જનુ આવા॥**
**તબ પ્રભુ કોપિ તીબ્ર સર લીન્હા। ધર તે ભિન્ન તાસુ સિર કીન્હા॥૨॥**

મુખમાં બાણ ભરેલો તે [પ્રભુની] સામે દોડ્યો. જાણે કાળરૂપી સજીવ ભાથો જ આવી રહ્યો હોય. ત્યારે પ્રભુએ ક્રોધ કરીને તીક્ષ્ણ બાણ લીધું અને તેના માથાને ધડથી જુદું કરી નાખ્યું. ॥૨॥

**સો સિર પરેઉ દસાનન આગેં। બિકલ ભયઉ જિમિ ફનિ મનિ ત્યાગેં॥**
**ધરનિ ધસઈ ધર ધાવ પ્રચંડા। તબ પ્રભુ કાટિ કીન્હ દુઈ ખંડા॥૩॥**

તે માથું રાવણની સામે જઈને પડ્યું. તેને જોઈને રાવણ એવો વ્યાકુળ થયો જેમ મણિના છૂટી જવાથી સર્પ. કુંભકર્ણનું પ્રચંડ ધડ દોડ્યું, જેનાથી પૃથ્વી ધસી પડતી હતી. ત્યારે પ્રભુએ કાપીને એના બે ટુકડા કરી નાંખ્યા. ॥૩॥

**પરે ભૂમિ જિમિ નભ તેં ભૂધર। હેઠ દાબિ કપિ ભાલુ નિસાચર॥**
**તાસુ તેજ પ્રભુ બદન સમાના। સુર મુનિ સબહિં અચંભવ માના॥૪॥**

વાનર-રીંછ અને નિશાચરોને પોતાની નીચે દબાવતાં તે બે ટુકડા પૃથ્વી પર એવા પડ્યા જેમ આકાશમાંથી બે પર્વત પડ્યા હોય. તેનું તેજ પ્રભુ શ્રીરામચન્દ્રજીના મુખમાં સમાઈ ગયું. [આ જોઈને] દેવો અને મુનિઓ સર્વેને આશ્ચર્ય થયું. ॥૪॥

**સુર દુંદુભીં બજાવહિં હરષહિં। અસ્તુતિ કરહિં સુમન બહુ બરષહિં॥**
**કરિ બિનતી સુર સકલ સિધાએ। તેહી સમય દેવરિષિ આએ॥૫॥**

દેવો નગારાં વગાડતાં, હરખાતાં અને સ્તુતિ કરતાં અનેક ફૂલો વરસાવી રહ્યા છે. સ્તુતિ કરીને સર્વે દેવો ચાલ્યા ગયા. એ જ વખતે દેવર્ષિ નારદ આવ્યા. ॥૫॥

**ગગનોપરિ હરિ ગુન ગન ગાએ। રુચિર બીરરસ પ્રભુ મન ભાએ॥**
**બેગિ હતહુ ખલ કહિ મુનિ ગએ। રામ સમર મહિ સોભત ભએ॥૬॥**

આકાશમાં ઉપરથી તેમણે શ્રીહરિના સુંદર વીરરસયુક્ત ગુણસમૂહનું ગાન કર્યું, જે પ્રભુના મનને ઘણું જ ગમ્યું. મુનિ આ કહીને ચાલ્યા ગયા કે હવે દુષ્ટ રાવણને શીઘ્ર હણો. [તે વખતે] શ્રીરામચન્દ્રજી રણભૂમિમાં આવીને [અત્યંત] સુશોભિત થયા. ॥૬॥

**છં૦ – સંગ્રામ ભૂમિ બિરાજ રઘુપતિ અતુલ બલ કોસલ ધની।**
**શ્રમ બિંદુ મુખ રાજીવ લોચન અરુન તન સોનિત કની॥**
**ભુજ જુગલ ફેરત સર સરાસન ભાલુ કપિ ચહુ દિસિ બને।**
**કહ દાસ તુલસી કહિ ન સક છબિ સેષ જેહિ આનન ઘને॥**

અતુલનીય બળવાન કોસલપતિ શ્રીરઘુનાથજી રણભૂમિમાં શોભાયમાન છે. મુખ પર પરસેવાનાં ટીપાં છે, કમળ સમાન નેત્રો કંઈક લાલ થઈ રહ્યાં છે. શરીર પર રક્તના કણ છે, બંને હાથોથી ધનુષ-બાણ ફેરવી રહ્યાં છે. ચારેકોર રીંછ-વાનર સુશોભિત છે. તુલસીદાસજી કહે છે કે પ્રભુની આ શોભાનું વર્ણન શેષજી પણ નથી કરી શકતા, જેમનાં હજાર મુખ છે.

**દો૦ – નિસિચર અધમ મલાકર તાહિ દીન્હ નિજ ધામ।**
**ગિરિજા તે નર મંદમતિ જે ન ભજહિં શ્રીરામ॥૭૧॥**

[શિવજી કહે છે -] હે ગિરિજે! કુંભકર્ણ, જે નીચ રાક્ષસ અને પાપની ખાણ હતો, તેનેય શ્રીરામજીએ પોતાનું પરમધામ આપી દીધું. માટે તે મનુષ્ય [નિશ્ચયે જ] મંદબુદ્ધિ છે જે શ્રીરામજીને નથી ભજતો. ॥૭૧॥

**ચૌ૦ – દિન કેં અંત ફિરીં દ્વૌ અની। સમર ભઈ સુભટન્હ શ્રમ ઘની॥**
**રામ કૃપાઁ કપિ દલ બલ બાઢ઼ા। જિમિ તૃન પાઈ લાગ અતિ ડાઢ઼ા॥૧॥**

દિવસનો અંત થયે બંનેય સેનાઓ પાછી ફરી. [આજના યુદ્ધમાં] યોદ્ધાઓને ઘણો થાક લાગ્યો. પણ શ્રીરામજીની કૃપાથી વાનરસેનાનું બળ એ પ્રકારે વધી ગયું જેમ ઘાસ પામીને અગ્નિ અધિક વધી જાય છે. ॥૧॥

**છીજહિં નિસિચર દિનુ અરુ રાતી। નિજ મુખ કહેં સુકૃત જેહિ ભાઁતી॥**
**બહુ બિલાપ દસકંધર કરઈ। બંધુ સીસ પુનિ પુનિ ઉર ધરઈ॥૨॥**

ત્યાં રાક્ષસ દિવસ-રાત આ પ્રમાણે ઘટતા જઈ રહ્યા છે જે પ્રમાણે પોતાના જ મુખેથી કહેવાથી પુણ્યો ઘટી જાય છે. રાવણ ઘણો વિલાપ કરી રહ્યો છે. વારંવાર ભાઈ(કુંભકર્ણ)નું માથું કાળજે ચાંપે છે. ॥૨॥

**રોવહિં નારિ હૃદય હતિ પાની। તાસુ તેજ બલ બિપુલ બખાની॥**
**મેઘનાદ તેહિ અવસર આયઉ। કહિ બહુ કથા પિતા સમુઝાયઉ॥૩॥**

સ્ત્રીઓ તેના ઘણા ભારે તેજ અને બળનાં વખાણ કરી કરીને હાથોથી છાતી કૂટી કૂટીને રોઈ રહી છે. તે સમયે મેઘનાદ આવ્યો અને તેણે અનેક કથાઓ કહીને પિતાને સમજાવ્યા. ॥૩॥

**દેખેહુ કાલિ મોરિ મનુસાઈ। અબહિં બહુત કા કરૌં બડ઼ાઈ॥**
**ઇષ્ટદેવ સૈં બલ રથ પાયઉઁ। સો બલ તાત ન તોહિ દેખાયઉઁ॥૪॥**

[અને કહ્યું -] કાલે મારો પુરુષાર્થ જોજો. અત્યારે હું શું મોટાઈ કરું? હે તાત! હું પોતાના ઇષ્ટદેવથી જે બળ અને રથ પામ્યો હતો તે બળ [અને રથ] હજુ સુધી મેં આપને દેખાડ્યાં ન હતાં. ॥૪॥

**એહિ બિધિ જલ્પત ભયઉ બિહાના। ચહુઁ દુઆર લાગે કપિ નાના॥**
**ઈત કપિ ભાલુ કાલ સમ બીરા। ઉત રજનીચર અતિ રનધીરા॥૫॥**
**લરહિં સુભટ નિજ નિજ જય હેતૂ। બરનિ ન જાઈ સમર ખગકેતૂ॥૬॥**

આ પ્રમાણે ડીંગ મારતા સવાર થઈ ગયું. લંકાના ચારેય દરવાજાઓ ઉપર ઘણા જ વાનર આવી પહોંચ્યા. અહીં કાળ સમાન વીર વાનર-રીંછ છે અને ત્યાં અત્યંત રણધીર રાક્ષસ. બંને બાજુના યોદ્ધા પોતપોતાના જય માટે લડી રહ્યા છે. હે ગરુડ! તેમના યુદ્ધનું વર્ણન કરી શકાતું નથી. ॥ ૫-૬॥

**દો૦ – મેઘનાદ માયામય રથ ચઢ़િ ગયઉ અકાસ।**
**ગર્જેઉ અટ્ટહાસ કરિ ભઈ કપિ કટકહિ ત્રાસ॥ ૭૨॥**

મેઘનાદ તે જ (પૂર્વોક્ત) માયામય રથ પર ચઢીને આકાશમાં ચાલ્યો ગયો અને અટ્ટહાસ્ય કરીને ગરજ્યો, જેથી વાનરોની સેનામાં ભય છવાઈ ગયો. ॥ ૭૨॥

**ચૌ૦ – સક્તિ સૂલ તરવારિ કૃપાના। અસ્ત્ર સસ્ત્ર કુલિસાયુધ નાના॥**
**ડારઇ પરસુ પરિઘ પાષાના। લાગેઉ બૃષ્ટિ કરૈ બહુ બાના॥ ૧॥**

તે શક્તિ, ત્રિશૂળ, તલવાર, કૃપાણ આદિ અસ્ત્ર, શસ્ત્ર અને વજ્ર આદિ અનેક આયુધ ચલાવા તથા ફરસા, પરિઘ, પથ્થર આદિ નાખવા અને ઘણાં જ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. ॥ ૧॥

**દસ દિસિ રહે બાન નભ છાઈ। માનહુઁ મઘા મેઘ ઝરિ લાઈ॥**
**ધરુ ધરુ મારુ સુનિઅ ધુનિ કાના। જો મારઇ તેહિ કોઉ ન જાના॥ ૨॥**

આકાશમાં દસેય દિશાઓમાં બાણ છવાઈ ગયાં, જાણે મઘા નક્ષત્રનાં વાદળોએ રમઝટ લગાવી દીધી હોય. 'પકડો, પકડીને મારો' આ શબ્દ કાનેથી સંભળાઈ રહ્યા છે. પણ જે મારી રહ્યો છે તેને કળી નથી શકાતો. ॥ ૨॥

**ગહિ ગિરિ તરુ અકાસ કપિ ધાવહિં। દેખહિં તેહિ ન દુખિત ફિરિ આવહિં॥**
**અવઘટ ઘાટ બાટ ગિરિ કંદર। માયા બલ કીન્હેસિ સર પંજર॥ ૩॥**

પર્વત અને વૃક્ષોને લઈને વાનર આકાશમાંથી દોડીને જાય છે. પણ તેને જોઈ શકતા નથી, તેથી દુઃખી થઈ પાછા આવે છે. મેઘનાદે માયાના બળથી અટપટી ખીણો, માર્ગો અને પર્વત-કંદરાઓને બાણોનાં પિંજરાં બનાવી દીધાં (બાણોથી ભરી દીધાં.) ॥ ૩॥

**જાહિં કહાઁ બ્યાકુલ ભયે બંદર। સુરપતિ બંદિ પરે જનુ મંદર॥**
**મારુતસુત અંગદ નલ નીલા। કીન્હેસિ બિકલ સકલ બલસીલા॥ ૪॥**

હવે ક્યાં જઈએ, આ વિચારીને (રસ્તો ન પામીને) વાનર વ્યાકુળ થઈ ગયા, જાણે પર્વત ઇન્દ્રની કેદમાં પડ્યા હોય. મેઘનાદે મારુતિ હનુમાન, અંગદ, નલ અને નીલ આદિ સર્વે બળવાનોને વ્યાકુળ કરી દીધા. ॥ ૪॥

**પુનિ લછિમન સુગ્રીવ બિભીષન। સરન્હિ મારિ કીન્હેસિ જર્જર તન॥**
**પુનિ રઘુપતિ સૈં જૂઝૈ લાગા। સર છાઁડ़ઇ હોઇ લાગહિં નાગા॥ ૫॥**

પછી તેણે લક્ષ્મણજી, સુગ્રીવ અને વિભીષણને બાણોથી મારીને તેમનાં શરીરોને જર્જરિત કરી દીધાં. પછી તે શ્રીરઘુનાથજીથી લડવા લાગ્યો. તે જે બાણ છોડે છે, તે સર્પ થઈને વાગે છે. ॥૫॥

**બ્યાલ પાસ બસ ભએ ખરારી। સ્વબસ અનંત એક અબિકારી॥**
**નટ ઈવ કપટ ચરિત કર નાના। સદા સ્વતંત્ર એક ભગવાના॥૬॥**
**રન સોભા લગિ પ્રભુહિં બઁધાયો। નાગપાસ દેવન્હ ભય પાયો॥૭॥**

જે સ્વતંત્ર, અનંત, એક (અખંડ) અને નિર્વિકાર છે, તે ખરના શત્રુ શ્રીરામજી [લીલાથી] નાગપાશના વશમાં થઈ ગયા (તેમાં બંધાઈ ગયા). શ્રીરામચન્દ્રજી સદા સ્વતંત્ર, એક (અદ્વિતીય) ભગવાન છે; તે નટની જેમ અનેક પ્રકારનાં બનાવટી ચરિત્ર કરે છે. રણની શોભાને માટે પ્રભુએ પોતાને નાગપાશમાં બંધાવી લીધા, તેથી દેવોને મોટો ભય થયો. ॥૬-૭॥

**દો૦ – ગિરિજા જાસુ નામ જપિ મુનિ કાટહિં ભવ પાસ।**
**સો કિ બંધ તર આવઈ બ્યાપક બિસ્વ નિવાસ॥૭૩॥**

[શિવજી કહે છે -] હે ગિરિજે! જેમનું નામ જપીને મુનિ ભવ(જન્મ-મૃત્યુ)ની ફાંસીને કાપી નાખે છે, તે સર્વવ્યાપક અને વિશ્વનિવાસ (વિશ્વના આધાર) પ્રભુ કદીય બંધનમાં આવી શકે છે? ॥૭૩॥

**ચૌ૦ – ચરિત રામ કે સગુન ભવાની। તર્કિ ન જાહિં બુદ્ધિ બલ બાની॥**
**અસ બિચારિ જે તગ્ય બિરાગી। રામહિ ભજહિં તર્ક સબ ત્યાગી॥૧॥**

હે ભવાની! શ્રીરામજીની આ સગુણ લીલાઓના વિષયમાં બુદ્ધિ અને વાણીના બળથી તર્ક (નિર્ણય) કરી શકાય નહિ. આવો વિચાર કરી જે તત્ત્વજ્ઞાની અને વિરક્ત પુરુષ છે તે સર્વે તર્ક (શંકા) છોડીને શ્રીરામજીનું ભજન જ કરે છે – ॥૧॥

**બ્યાકુલ કટકુ કીન્હ ઘનનાદા। પુનિ ભા પ્રગટ કહઈ દુર્બાદા॥**
**જામવંત કહ ખલ રહુ ઠાઢ઼ા। સુનિ કરિ તાહિ ક્રોધ અતિ બાઢ઼ા॥૨॥**

મેઘનાદે સેનાને વ્યાકુળ કરી નાખી. પછી તે પ્રગટ થઈ ગયો અને દુર્વચન કહેવા લાગ્યો. તેથી જામ્બવાને કહ્યું - અરે દુષ્ટ! ઊભો રહે. આ સાંભળીને તેનો ક્રોધ ઘણો વધ્યો. ॥૨॥

**બૂઢ઼ જાનિ સઠ છાઁડ઼ેઉઁ તોહી। લાગેસિ અધમ પચારૈ મોહી॥**
**અસ કહિ તરલ ત્રિસૂલ ચલાયો। જામવંત કર ગહિ સોઈ ધાયો॥૩॥**

અરે મૂર્ખ! મેં વૃદ્ધ જાણીને તને છોડી દીધો હતો. અરે અધમ! હવે તું મને જ લલકારવા લાગ્યો છે? આવું કહીને તેણે ચમકતું ત્રિશૂળ ચલાવ્યું. જામ્બવાન તે જ ત્રિશૂળને હાથમાં પકડીને દોડ્યા. ॥૩॥

**મારિસિ મેઘનાદ કૈ છાતી । પરા ભૂમિ ઘુર્મિત સુરઘાતી ॥**
**પુનિ રિસાન ગહિ ચરન ફિરાયો । મહિ પછારિ નિજ બલ દેખરાયો ॥ ૪॥**

અને તેને મેઘનાદની છાતી પર માર્યું. તે દેવોનો શત્રુ ચક્કર ખાઈને પૃથ્વી પર ઢળી પડ્યો. જામ્બવાને પાછા ક્રોધે ભરાઈને પગ પકડીને તેને ફેરવ્યો અને પૃથ્વી પર પછાડીને તેને પોતાનું બળ બતાવ્યું. ॥ ૪॥

**બર પ્રસાદ સો મરઈ ન મારા । તબ ગહિ પદ લંકા પર ડારા ॥**
**ઈહાઁ દેવરિષિ ગરુડ઼ પઠાયો । રામ સમીપ સપદિ સો આયો ॥ ૫॥**

[પરંતુ] વરદાનના પ્રતાપે તે માર્યો નથી મરાતો. પછી જામ્બવાને તેનો પગ પકડીને લંકામાં ફેંકી દીધો. અહીં દેવર્ષિ નારદજીએ ગરુડને મોકલ્યા. તેઓ તુરત જ શ્રીરામજીની પાસે આવી પહોંચ્યા. ॥ ૫॥

**દો૦ – ખગપતિ સબ ધરિ ખાએ માયા નાગ બરૂથ ।**
**માયા બિગત ભએ સબ હરષે બાનર જૂથ ॥ ૭૪ (ક) ॥**

પક્ષીરાજ ગરુડજી સર્વે માયા-સર્પના સમૂહોને પકડીને ખાઈ ગયા. ત્યારે સર્વે વાનરોનાં ટોળાં માયાથી રહિત થઈને હર્ષિત થયા. ॥ ૭૪ (ક)॥

**ગહિ ગિરિ પાદપ ઉપલ નખ ધાએ કીસ રિસાઈ ।**
**ચલે તમીચર બિકલતર ગઢ઼ પર ચઢ઼ે પરાઈ ॥ ૭૪ (ખ) ॥**

પર્વત, વૃક્ષ, પથ્થર અને નખ ધારણ કરેલા વાનર ક્રોધિત થઈને દોડ્યા. નિશાચર વિશેષ વ્યાકુળ થઈ દોડી પડ્યા અને દોડીને કિલ્લા પર ચઢી ગયા. ॥ ૭૪ (ખ)॥

**ચૌ૦ – મેઘનાદ કૈ મુરછા જાગી । પિતહિ બિલોકિ લાજ અતિ લાગી ॥**
**તુરત ગયઉ ગિરિબર કંદરા । કરૌં અજય મખ અસ મન ધરા ॥ ૧॥**

મેઘનાદની મૂર્છા છૂટી, [ત્યારે] પિતાને જોઈને તેને ઘણી શરમ આવી. હું અજય (અજેય થવાનો) યજ્ઞ કરું, આવો મનમાં નિશ્ચય કરીને તે તુરત જ શ્રેષ્ઠ પર્વતની ગુફામાં ચાલ્યો ગયો. ॥ ૧॥

**ઈહાઁ બિભીષન મંત્ર બિચારા । સુનહુ નાથ બલ અતુલ ઉદારા ॥**
**મેઘનાદ મખ કરઈ અપાવન । ખલ માયાવી દેવ સતાવન ॥ ૨॥**

અહીં વિભીષણે આ સલાહ વિચારી [અને શ્રીરામચન્દ્રજીને કહ્યું -] હે અતુલનીય બળવાન ઉદાર પ્રભો! દેવોને પજવનારો દુષ્ટ, માયાવી મેઘનાદ અપવિત્ર યજ્ઞ કરી રહ્યો છે. ॥ ૨॥

**જૌં પ્રભુ સિદ્ધ હોઈ સો પાઈહિ । નાથ બેગિ પુનિ જીતિ ન જાઈહિ ॥**
**સુનિ રઘુપતિ અતિસય સુખ માના । બોલે અંગદાદિ કપિ નાના ॥ ૩॥**

હે પ્રભો! જો તે યજ્ઞ સિદ્ધ થઈ જશે તો હે નાથ! પછી મેઘનાદને જલદી જીતી નહીં શકાય. આ સાંભળીને શ્રીરઘુનાથજીએ ઘણું સુખ માન્યું અને અંગદાદિ ઘણા જ વાનરોને બોલાવ્યા [અને કહ્યું -]॥ ૩॥

**લછિમન સંગ જાહુ સબ ભાઈ। કરહુ બિધંસ જગ્ય કર જાઈ ॥**
**તુમ્હ લછિમન મારેહુ રન ઓહી। દેખિ સભય સુર દુખ અતિ મોહી ॥ ૪॥**

હે ભાઈઓ! સર્વે લોકો લક્ષ્મણના સાથે જાઓ અને જઈને યજ્ઞનો વિધ્વંસ કરો. હે લક્ષ્મણ! સંગ્રામમાં તમે એને મારજો. દેવોને ભયભીત થયેલા જોઈને મને મોટું દુઃખ થાય છે. ॥ ૪॥

**મારેહુ તેહિ બલ બુદ્ધિ ઉપાઈ। જેહિં છીજૈ નિસિચર સુનુ ભાઈ ॥**
**જામવંત સુગ્રીવ બિભીષન। સેન સમેત રહેહુ તીનિઉ જન ॥ ૫॥**

હે ભાઈ! સાંભળો, એને એવા બળ અને બુદ્ધિના ઉપાયથી મારજો, જેથી નિશાચરનો નાશ થાય. હે જામ્બવાન, સુગ્રીવ અને વિભીષણ! તમે ત્રણેય જણ સેનાસહિત [આમની] સાથે રહેજો. ॥ ૫॥

**જબ રઘુબીર દીન્હિ અનુસાસન। કટિ નિષંગ કસિ સાજિ સરાસન ॥**
**પ્રભુ પ્રતાપ ઉર ધરિ રનધીરા। બોલે ઘન ઈવ ગિરા ગઁભીરા ॥ ૬॥**

[આ પ્રમાણે] જ્યારે શ્રીરઘુવીરે આજ્ઞા આપી, ત્યારે કમરમાં ભાથો કસીને અને ધનુષ સજાવીને રણધીર શ્રીલક્ષ્મણજી પ્રભુના પ્રતાપને હૃદયમાં ધારણ કરીને મેઘસમાન ગંભીર વાણી બોલ્યા - ॥ ૬॥

**જૌં તેહિ આજુ બધેં બિનુ આવૌં। તૌ રઘુપતિ સેવક ન કહાવૌં ॥**
**જૌં સત સંકર કરહિં સહાઈ। તદપિ હતઉઁ રઘુબીર દોહાઈ ॥ ૭॥**

જો હું આજે એને માર્યા વગર આવું, તો શ્રીરઘુનાથજીનો સેવક ન કહેવડાવું. જો સેંકડો શંકર પણ એની સહાય કરે તો પણ શ્રીરઘુવીરની દુહાઈ છે, આજે હું એને મારી જ નાખીશ. ॥ ૭॥

**દો૦ – રઘુપતિ ચરન નાઇ સિરુ ચલેઉ તુરંત અનંત।**
**અંગદ નીલ મયંદ નલ સંગ સુભટ હનુમંત ॥ ૭૫॥**

શ્રીરઘુનાથજીના ચરણોમાં માથું નમાવીને શેષાવતાર શ્રીલક્ષ્મણજી તુરત જ ચાલ્યા. તેમની સાથે અંગદ, નીલ, મયંદ, નલ અને હનુમાન આદિ ઉત્તમ યોદ્ધા હતા. ॥ ૭૫॥

**ચૌ૦ – જાઇ કપિન્હ સો દેખા બૈસા। આહુતિ દેત રુધિર અરુ ભૈંસા ॥**
**કીન્હ કપિન્હ સબ જગ્ય બિધંસા। જબ ન ઉઠઇ તબ કરહિં પ્રસંસા ॥ ૧॥**

વાનરોએ જઈને જોયું કે તે બેસીને લોહી અને પાડાની આહુતિ આપી રહ્યો છે. વાનરોએ સઘળો યજ્ઞ વિધ્વંસ કરી નાખ્યો. તોય તે જ્યારે ન ઊઠ્યો ત્યારે તેઓ તેની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૧॥

**તદપિ ન ઉઠઇ ધરેન્હિ કચ જાઈ। લાતન્હિ હતિ હતિ ચલે પરાઈ ॥**
**લૈ ત્રિસૂલ ધાવા કપિ ભાગે। આએ જહઁ રામાનુજ આગે ॥ ૨॥**

આમ છતાંય તે ન ઊઠ્યો, [ત્યારે] તેમણે જઈને એના વાળ પકડ્યા અને લાતોથી મારી-મારીને નાસવા લાગ્યા. તે ત્રિશૂળ લઈને દોડ્યો, ત્યારે વાનર ભાગ્યા અને ત્યાં આવી પહોંચ્યા કે જ્યાં આગળ લક્ષ્મણજી ઊભા હતા. ॥ ૨॥

**આવા પરમ ક્રોધ કર મારા। ગર્જ ઘોર રવ બારહિં બારા ॥**
**કોપિ મરુતસુત અંગદ ધાએ। હતિ ત્રિસૂલ ઉર ધરનિ ગિરાએ ॥૩॥**

તે અત્યંત ક્રોધે ભરાઈને આવ્યો અને વારંવાર ભયંકર શબ્દ (નાદ) કરીને ગરજવા લાગ્યો. હનુમાન અને અંગદ ક્રોધ કરીને દોડ્યા. તેણે ત્રિશૂળ મારીને બંનેને ધરતી પર પાડી દીધા. ॥૩॥

**પ્રભુ કહઁ છાઁડ઼ેસિ સૂલ પ્રચંડા। સર હતિ કૃત અનંત જુગ ખંડા ॥**
**ઉઠિ બહોરિ મારુતિ જુબરાજા। હતહિં કોપિ તેહિ ઘાઉ ન બાજા ॥૪॥**

પછી તેણે પ્રભુ શ્રીલક્ષ્મણજી ઉપર પ્રચંડ ત્રિશૂળ છોડ્યું. અનન્તે (શ્રીલક્ષ્મણજીએ) બાણ મારીને એના બે ટુકડા કરી નાખ્યા. હનુમાનજી અને યુવરાજ અંગદ પાછા ઊઠીને ક્રોધ કરી તેને મારવા લાગ્યા, પણ તેને ચોટ લાગી નહીં. ॥૪॥

**ફિરે બીર રિપુ મરઇ ન મારા। તબ ધાવા કરિ ઘોર ચિકારા ॥**
**આવત દેખિ ક્રુદ્ધ જનુ કાલા। લછિમન છાડ઼ે બિસિખ કરાલા ॥૫॥**

શત્રુ (મેઘનાદ) માર્યો નથી મરાતો, આ જોઈને જ્યારે વીર પાછા ફર્યા, ત્યારે તે ઘોર ચિત્કાર કરીને દોડ્યો. તેને ક્રુદ્ધ કાળની જેમ આવતો જોઈને લક્ષ્મણજીએ ભયાનક બાણ છોડ્યાં. ॥૫॥

**દેખેસિ આવત પબિ સમ બાના। તુરત ભયઉ ખલ અંતરધાના ॥**
**બિબિધ બેષ ધરિ કરઇ લરાઈ। કબહુઁક પ્રગટ કબહુઁ દુરિ જાઈ ॥૬॥**

વજ્ર સમાન બાણોને આવતાં જોઈને તે દુષ્ટ તુરત જ અંતર્ધાન થઈ ગયો અને પાછો જાત જાતનાં રૂપ ધારણ કરીને યુદ્ધ કરવા લાગ્યો. તે ક્યારેક પ્રગટ થતો હતો અને ક્યારેક છુપાઈ જતો હતો. ॥૬॥

**દેખિ અજય રિપુ ડરપે કીસા। પરમ ક્રુદ્ધ તબ ભયઉ અહીસા ॥**
**લછિમન મન અસ મંત્ર દઢ઼ાવા। એહિ પાપિહિ મૈં બહુત ખેલાવા ॥૭॥**

શત્રુને પરાજિત ન થતો જોઈને વાનર ડર્યા. ત્યારે સર્પરાજ શેષજી (લક્ષ્મણજી) બહુ જ ક્રોધિત થયા. લક્ષ્મણજીએ મનમાં આ વિચાર દૃઢ કર્યો કે આ પાપીને હું બહુ જ રમાડી ચૂક્યો [હવે, વધારે રમાડવો ઠીક નથી, હવે તો એને સમાપ્ત જ કરી દેવો જોઈએ]. ॥૭॥

**સુમિરિ કોસલાધીસ પ્રતાપા। સર સંધાન કીન્હ કરિ દાપા ॥**
**છાડ઼ા બાન માઝ ઉર લાગા। મરતી બાર કપટુ સબ ત્યાગા ॥૮॥**

કૌશલપતિ શ્રીરામજીના પ્રતાપનું સ્મરણ કરીને લક્ષ્મણજીએ વીરોચિત દર્પ કરીને બાણનું સંધાન કર્યું. બાણ છોડતાં જ તેની છાતીની વચ્ચે વાગ્યું. મરતી વખતે તેણે સર્વે કપટ ત્યજી દીધું. ॥૮॥

**દો૦ – રામાનુજ કહઁ રામુ કહઁ અસ કહિ છાઁડ઼ેસિ પ્રાન।**
**ધન્ય ધન્ય તવ જનની કહ અંગદ હનુમાન ॥૭૬॥**

[તેના હૃદયના ભાવ નીકળી પડ્યા કે –] રામના નાના ભાઈ લક્ષ્મણ ક્યાં છે? રામ ક્યાં છે? એમ કહીને તેણે પ્રાણ છોડી દીધા. અંગદ અને હનુમાન કહેવા લાગ્યા - તારી માતા ધન્ય

છે, ધન્ય છે [જે તું લક્ષ્મણજીના હાથે મરાયો અને મરતી વખતે શ્રીરામ-લક્ષ્મણને સ્મરણ કરીને તે એમનાં નામોનું ઉચ્ચારણ કર્યું.] ॥૭૬॥

**ચૌ૦ – બિનુ પ્રયાસ હનુમાન ઉઠાયો। લંકા દ્વાર રાખિ પુનિ આયો ॥**
**તાસુ મરન સુનિ સુર ગંધર્બા। ચઢ઼િ બિમાન આએ નભ સર્બા ॥૧॥**

હનુમાનજીએ એને વિના પરિશ્રમે ઉપાડી લીધો અને લંકાના દરવાજે મૂકીને પાછા આવ્યા. તેનું મરણ સાંભળી દેવો અને ગંધર્વ આદિ સર્વે વિમાનો પર ચઢીને આકાશમાં આવ્યા. ॥૧॥

**બરષિ સુમન દુંદુભીં બજાવહિં। શ્રીરઘુનાથ બિમલ જસુ ગાવહિં ॥**
**જય અનંત જય જગદાધારા। તુમ્હ પ્રભુ સબ દેવન્હિ નિસ્તારા ॥૨॥**

તેઓ ફૂલ વરસાવીને નગારાં વગાડે છે અને શ્રીરઘુનાથજીનો નિર્મળ યશ ગાય છે. હે અનંત! આપનો જય હો, હે જગદાધાર! આપનો જય હો. હે પ્રભો! આપે સર્વ દેવતાઓનો [મહાન વિપત્તિથી] ઉદ્ધાર કર્યો. ॥૨॥

**અસ્તુતિ કરિ સુર સિદ્ધ સિધાએ। લછિમન કૃપાસિંધુ પહિં આએ ॥**
**સુત બધ સુના દસાનન જબહીં। મુરુછિત ભયઉ પરેઉ મહિ તબહીં ॥૩॥**

દેવતા અને સિદ્ધ સ્તુતિ કરીને ચાલ્યા ગયા, ત્યારે લક્ષ્મણજી કૃપાના સમુદ્ર શ્રીરામજી પાસે આવ્યા. રાવણે જેવા પુત્ર-વધના સમાચાર સાંભળ્યાં, તેવો જ તે મૂર્છિત થઈને પૃથ્વી પર ઢળી પડ્યો. ॥૩॥

**મંદોદરી રુદન કર ભારી। ઉર તાડ઼ન બહુ ભાઁતિ પુકારી ॥**
**નગર લોગ સબ બ્યાકુલ સોચા। સકલ કહહિં દસકંધર પોચા ॥૪॥**

મંદોદરી છાતી કૂટી-કૂટીને અને અનેક પ્રકારે પોકારી-પોકારીને ઘણો ભારે વિલાપ કરવા લાગી. નગરના સર્વે લોકો શોકથી વ્યાકુળ થઈ ગયા. સર્વે રાવણને નીચ કહેવા લાગ્યા. ॥૪॥

**દો૦ – તબ દસકંઠ બિબિધિ બિધિ સમુઝાઈ સબ નારિ।**
**નસ્વર રૂપ જગત સબ દેખહુ હૃદયઁ બિચારિ ॥૭૭॥**

ત્યારે રાવણે સર્વે સ્ત્રીઓને અનેક પ્રકારે સમજાવી કે સમસ્ત જગતનું આ રૂપ નાશવાન છે, હૃદયમાં વિચારીને જુઓ. ॥૭૭॥

**ચૌ૦ – તિન્હહિ ગ્યાન ઉપદેસા રાવન। આપુન મંદ કથા સુભ પાવન ॥**
**પર ઉપદેસ કુસલ બહુતેરે। જે આચરહિં તે નર ન ઘનેરે ॥૧॥**

રાવણે એમને જ્ઞાનનો ઉપદેશ કર્યો. તે સ્વયં તો નીચ છે, પણ તેની કથા (વાતો) શુભ અને પવિત્ર છે. બીજાઓને ઉપદેશ આપવામાં તો ઘણા લોકો નિપુણ હોય છે, પણ એવા લોકો અધિક નથી જે ઉપદેશ અનુસાર આચરણ પણ કરે છે. ॥૧॥

**નિસા સિરાનિ ભયઉ ભિનુસારા। લગે ભાલુ કપિ ચારિહુઁ દ્વારા॥**
**સુભટ બોલાઈ દસાનન બોલા। રન સન્મુખ જા કર મન ડોલા॥ ૨॥**

રાત વીતી ગઈ, સવાર થયું. રીંછ-વાનર [પાછા] ચારેય દરવાજે જઈ ચડ્યાં. યોદ્ધાઓને બોલાવીને દશમુખ રાવણે કહ્યું - યુદ્ધમાં શત્રુની સન્મુખ જેનું મન ડામાડોળ થાય; ॥ ૨॥

**સો અબહીં બરુ જાઉ પરાઈ। સંજુગ બિમુખ ભએઁ ન ભલાઈ॥**
**નિજ ભુજ બલ મૈં બયરુ બઢ઼ાવા। દેહઉઁ ઉતરુ જો રિપુ ચઢ઼િ આવા॥ ૩॥**

તે અત્યારે જ નાસી જાય તે ઠીક છે. યુદ્ધમાં જઈને વિમુખ થવા(નાસવા)માં ભલું નથી. મેં પોતાની ભુજાઓના બળે વેર વધાર્યું છે. જે શત્રુ ચઢી આવ્યો છે, તેને હું જ ઉત્તર આપી દઈશ. ॥ ૩॥

**અસ કહિ મરુત બેગ રથ સાજા। બાજે સકલ જુઝાઉ બાજા॥**
**ચલે બીર સબ અતુલિત બલી। જનુ કજ્જલ કૈ આઁધી ચલી॥ ૪॥**
**અસગુન અમિત હોહિં તેહિ કાલા। ગનઈ ન ભુજ બલ ગર્બ બિસાલા॥ ૫॥**

આવું કહીને તેણે પવન સમાન વેગે ચાલનારો રથ સજાવ્યો. સઘળાં યુદ્ધનાં વાદ્યો વાગવાં લાગ્યાં. સર્વે અતુલનીય બળવાન વીર એવા ચાલ્યા જાણે કાજળની આંધી ફુંકાઈ હોય. તે સમયે અસંખ્ય અપશુકન થવા લાગ્યાં. પણ પોતાની ભુજાઓના બળનો મોટો ગર્વ હોવાથી રાવણ તેને ગણતરીમાં લેતો નથી. ॥ ૪-૫॥

**છં૦ – અતિ ગર્બ ગનઈ ન સગુન અસગુન સ્ત્રવહિં આયુધ હાથ તે।**
**ભટ ગિરત રથ તે બાજિ ગજ ચિક્કરત ભાજહિં સાથ તે॥**
**ગોમાય ગીધ કરાલ ખર રવ સ્વાન બોલહિં અતિ ઘને।**
**જનુ કાલદૂત ઉલૂક બોલહિં બચન પરમ ભયાવને॥**

અત્યંત ગર્વના કારણે તે શુકન-અપશુકનનો વિચાર નથી કરતો. હથિયાર હાથમાંથી પડી રહ્યાં છે. યોદ્ધા રથમાંથી ઢળી પડે છે. ઘોડા, હાથી સંગાથ છોડીને ચિત્કારતાં ભાગી જાય છે. શિયાળ, ગીધ, કાગડા અને ગધેડા નાદ કરી રહ્યા છે. અત્યાધિક કૂતરા ભસી રહ્યા છે. ઘુવડ એવા અત્યંત ભયાનક શબ્દ કરી રહ્યા છે, જાણે કાળના દૂત હોય (મૃત્યુનો સંદેશો સંભળાવી રહ્યા હોય).

**દો૦ – તાહિ કિ સંપતિ સગુન સુભ સપનેહુઁ મન બિશ્રામ।**
**ભૂત દ્રોહ રત મોહબસ રામ બિમુખ રતિ કામ॥ ૭૮॥**

જે જીવોના દ્રોહમાં રત છે, મોહના વશ થઈ રહ્યો છે, રામવિમુખ છે અને કામાસક્ત છે, તેને શું કદી સ્વપ્નમાંય સંપત્તિ, શુભ શુકન અને ચિત્તની શાંતિ હોઈ શકે છે? ॥ ૭૮॥

**ચૌ૦ – ચલેઉ નિસાચર કટકુ અપારા। ચતુરંગિની અની બહુ ધારા॥**
**બિબિધિ ભાઁતિ બાહન રથ જાના। બિપુલ બરન પતાક ધ્વજ નાના॥ ૧॥**

રાક્ષસોની અપાર સેના ચાલી. ચતુરંગિણી સેનાની ઘણી જ ટુકડીઓ છે. અનેક પ્રકારનાં વાહન, રથ અને સવારીઓ છે તથા અનેક રંગોની અનેક પતાકાઓ અને ધજાઓ છે. ॥ ૧॥

**ચલે મત્ત ગજ જૂથ ઘનેરે। પ્રાબિટ જલદ મરુત જનુ પ્રેરે॥**
**બરન બરન બિરદૈત નિકાયા। સમર સૂર જાનહિં બહુ માયા॥ ૨॥**

મદોન્મત હાથીઓનાં ઘણાં જ ટોળાં ચાલ્યાં, જાણે પવનથી પ્રેરિત થયેલાં વર્ષાઋતુનાં વાદળાં હોય. રંગબેરંગી પોશાક ધારણ કરનારા વીરોના સમૂહ છે, જે યુદ્ધમાં મોટા શૂરવીર છે અને અનેક પ્રકારની માયા જાણે છે. ॥ ૨॥

**અતિ બિચિત્ર બાહિની બિરાજી। બીર બસંત સેન જનુ સાજી॥**
**ચલત કટક દિગસિંધુર ડગહીં। છુભિત પયોધિ કુધર ડગમગહીં॥ ૩॥**

અત્યંત વિચિત્ર લશ્કર શોભિત છે, જાણે વીર વસંતે સેના સજાવી હોય. સેનાના ચાલવાથી દિશાઓના હાથી ડગવા લાગ્યા, સમુદ્ર ક્ષુભિત થઈ ગયા અને પર્વત ડગમગાવા લાગ્યા. ॥ ૩॥

**ઉઠી રેનુ રબિ ગયઉ છપાઈ। મરુત થકિત બસુધા અકુલાઈ॥**
**પનવ નિસાન ઘોર રવ બાજહિં। પ્રલય સમય કે ઘન જનુ ગાજહિં॥ ૪॥**

એટલી ધૂળ ઊડી કે સૂર્ય છુપાઈ ગયો. [પછી એકાએક] પવન રોકાઈ ગયો. અને પૃથ્વી અકળાઈ ઊઠી. ઢોલ અને નગારાં ભીષણ ધ્વનિથી વાગી રહ્યાં છે; જેમ પ્રલયકાળનાં વાદળ ગરજી રહ્યાં હોય. ॥ ૪॥

**ભેરિ નફીરિ બાજ સહનાઈ। મારૂ રાગ સુભટ સુખદાઈ॥**
**કેહરિ નાદ બીર સબ કરહીં। નિજ નિજ બલ પૌરુષ ઉચ્ચરહીં॥ ૫॥**

રણશિંગુ, નફેરી (તુરી) અને શરણાઈઓમાં યોદ્ધાઓને સુખ આપનારો મારુ રાગ વાગી રહ્યો છે. સર્વે વીર સિંહનાદ કરે છે અને પોતપોતાનાં બળ-પૌરુષનાં વખાણ કરી રહ્યા છે. ॥ ૫॥

**કહઈ દસાનન સુનહુ સુભટ્ટા। મર્દહુ ભાલુ કપિન્હ કે ઠટ્ટા॥**
**હૌં મારિહઉઁ ભૂપ દ્વૌ ભાઈ। અસ કહિ સન્મુખ ફૌજ રેંગાઈ॥ ૬॥**
**યહ સુધિ સકલ કપિન્હ જબ પાઈ। ધાએ કરિ રઘુબીર દોહાઈ॥ ૭॥**

રાવણે કહ્યું - હે ઉત્તમ યોદ્ધાઓ! સાંભળો! તમે રીંછ-વાનરોના સમૂહને મસળી નાખો. અને હું બંને રાજકુમાર ભાઈઓને મારીશ. આવું કહીને તેણે પોતાની સેના સામે ચલાવી. જ્યારે સર્વે વાનરોને આ ખબર પડી, ત્યારે તેઓ શ્રીરઘુવીરની દોહાઈ આપતાં દોડ્યાં. ॥ ૬-૭॥

છં૦ – **ધાએ બિસાલ કરાલ મર્કટ ભાલુ કાલ સમાન તે।**
**માનહુઁ સપચ્છ ઉડ઼াহિં ભૂધર બૃંદ નાના બાન તે॥**
**નખ દસન સૈલ મહાદ્રુમાયુધ સબલ સંક ન માનહીં।**
**જય રામ રાવન મત્ત ગજ મૃગરાજ સુજસુ બખાનહીં॥**

તે વિશાળ અને કાળસમાન કરાળ વાનર-રીંછ દોડ્યાં, જાણે પાંખોવાળા પર્વતોના સમૂહ ઊડી રહ્યા હોય. તેઓ અનેક વર્ણોના છે. નખ, દાંત, પર્વત અને મોટાં-મોટાં વૃક્ષો જ એમનાં હથિયાર છે. તે ઘણા બળવાન છે, અને બીજા કોઈનોય ભય નથી માનતા. રાવણરૂપી મદોન્મત હાથી માટે સિંહરૂપી શ્રીરામજીનો જયજયકાર કરીને તેઓ તેમના સુંદર યશનાં વખાણ કરે છે.

**દો૦ – દુહુ દિસિ જય જયકાર કરિ નિજ નિજ જોરી જાનિ।**
**ભિરે બીર ઇત રામહિ ઉત રાવનહિ બખાનિ ॥ ૭૯॥**

બંને બાજુના યોદ્ધા જય-જયકાર કરીને પોતપોતાની જોડી જાણીને અહીં શ્રીરઘુનાથજી અને ત્યાં રાવણનાં વખાણ કરીને પરસ્પર ભિડાઈ ગયા. ॥ ૭૯॥

**ચૌ૦ – રાવનુ રથી બિરથ રઘુબીરા। દેખિ બિભીષન ભયઉ અધીરા॥**
**અધિક પ્રીતિ મન ભા સંદેહા। બંદિ ચરન કહ સહિત સનેહા॥ ૧॥**

રાવણને રથ ઉપર અને શ્રીરઘુવીરને વિના રથના જોઈને વિભીષણ અધીરા થઈ ગયા. પ્રેમ અધિક થઈ જવાને કારણે તેમના મનમાં સંશય થઈ ગયો [કે તેઓ વિના રથે રાવણને કેવી રીતે જીતી શકશે]. શ્રીરામજીના ચરણોની વંદના કરીને તેઓ સ્નેહપૂર્વક કહેવા લાગ્યા. ॥ ૧॥

**નાથ ન રથ નહિં તન પદ ત્રાના। કેહિ બિધિ જિતબ બીર બલવાના॥**
**સુનહુ સખા કહ કૃપાનિધાના। જેહિં જય હોઇ સો સ્યંદન આના॥ ૨॥**

હે નાથ! આપને ન તો રથ છે, ન તનની રક્ષા કરનારું કવચ છે અને પગરખાંય નથી. તે બળવાન વીર રાવણને કંઈ રીતે જીતી શકાશે? કૃપાનિધાન શ્રીરામજીએ કહ્યું - હે સખા! સાંભળો! જેનાથી જય થાય છે તે રથ બીજો જ છે. ॥ ૨॥

**સૌરજ ધીરજ તેહિ રથ ચાકા। સત્ય સીલ દૃઢ઼ ધ્વજા પતાકા॥**
**બલ બિબેક દમ પરહિત ઘોરે। છમા કૃપા સમતા રજુ જોરે॥ ૩॥**

શૌર્ય અને ધૈર્ય એ રથનાં પૈડાં છે. સત્ય અને શીલ (સદાચાર) તેની મજબૂત ધજા અને પતાકાઓ છે. બળ, વિવેક, દમ (ઇન્દ્રિયોનું વશમાં હોવું) અને પરોપકાર - આ ચાર એના ઘોડા છે; જે ક્ષમા, દયા અને સમતારૂપી દોરડાંથી રથમાં જોડેલા છે. ॥ ૩॥

**ઈસ ભજનુ સારથી સુજાના। બિરતિ ચર્મ સંતોષ કૃપાના॥**
**દાન પરસુ બુધિ સક્તિ પ્રચંડા। બર બિગ્યાન કઠિન કોદંડા॥ ૪॥**

ઈશ્વરનું ભજન જ [તે રથને ચલાવનાર] ચતુર સારથિ છે. વૈરાગ્ય ઢાલ છે અને સંતોષ તલવાર છે. દાન ફરસો છે, બુદ્ધિ પ્રચંડ શક્તિ છે, શ્રેષ્ઠ વિજ્ઞાન કઠણ ધનુષ છે. ॥ ૪॥

**અમલ અચલ મન ત્રોન સમાના। સમ જમ નિયમ સિલીમુખ નાના॥**
**કવચ અભેદ બિપ્ર ગુર પૂજા। એહિ સમ બિજય ઉપાય ન દૂજા॥ ૫॥**
**સખા ધર્મમય અસ રથ જાકેં। જીતન કહઁ ન કતહુઁ રિપુ તાકેં॥ ૬॥**

નિર્મળ (પાપરહિત) અને અચળ (સ્થિર) મન ભાથા સમાન છે. શમ (મનનું વશમાં હોવું), [અહિંસાદિ] યમ અને [શૌચાદિ] નિયમ - આ અનેક બાણ છે. બ્રાહ્મણો અને ગુરુનું પૂજન અભેદ્ય કવચ છે. આના જેવો વિજયનો બીજો કોઈ ઉપાય નથી. હે સખા! આવો ધર્મમય રથ જેની પાસે હોય તેને માટે જીતવાને ક્યાંય શત્રુ જ નથી. ॥ ૫-૬॥

**દો૦ – મહા અજય સંસાર રિપુ જીતિ સકઇ સો બીર।**
**જાકેં અસ રથ હોઇ દૃઢ઼ સુનહુ સખા મતિધીર ॥ ૮૦ (ક) ॥**

હે ધીરબુદ્ધિવાળા સખા! સાંભળો, જેની પાસે આવો દૃઢ રથ હોય, તે વીર સંસાર (જન્મ-મૃત્યુ) રૂપી મહાન દુર્જય શત્રુનેય જીતી શકે છે [રાવણની તો વાત જ શું છે]. ॥ ૮૦ (ક)॥

**સુનિ પ્રભુ બચન બિભીષન હરષિ ગહે પદ કંજ।**
**એહિ મિસ મોહિ ઉપદેસેહુ રામ કૃપા સુખ પુંજ ॥ ૮૦ (ખ) ॥**

પ્રભુનાં વચન સાંભળીને વિભીષણજીએ હરખાઈને તેમના ચરણકમળ પકડી લીધા [અને કહ્યું -] હે કૃપા અને સુખના સમૂહ શ્રીરામજી! આપે આ બહાને મને [મહાન] ઉપદેશ આપ્યો. ॥ ૮૦ (ખ)॥

**ઉત પચાર દસકંધર ઈત અંગદ હનુમાન।**
**લરત નિસાચર ભાલુ કપિ કરિ નિજ નિજ પ્રભુ આન ॥ ૮૦ (ગ) ॥**

ત્યાંથી રાવણ લલકારી રહ્યો છે અને અહીંથી અંગદ અને હનુમાન. રાક્ષસ અને રીંછ-વાનર પોતાના સ્વામીની દોહાઈ આપીને લડી રહ્યા છે. ॥ ૮૦ (ગ)॥

**ચૌ૦ – સુર બ્રહ્માદિ સિદ્ધ મુનિ નાના। દેખત રન નભ ચઢ઼ે બિમાના ॥**
**હમહૂ ઉમા રહે તેહિં સંગા। દેખત રામ ચરિત રન રંગા ॥ ૧ ॥**

બ્રહ્મા આદિ દેવો અને અનેક સિદ્ધો તથા મુનિઓ વિમાનો પર ચઢીને આકાશમાંથી યુદ્ધ જોઈ રહ્યા છે. [શિવજી કહે છે-] હે ઉમા! હું પણ એ સમાજમાં હતો અને શ્રીરામજીના રણ-રંગ-(રણોત્સાહ)ની લીલા જોઈ રહ્યો હતો. ॥ ૧॥

**સુભટ સમર રસ દુહુ દિસિ માતે। કપિ જયસીલ રામ બલ તાતે ॥**
**એક એક સન ભિરહિં પચારહિં। એકન્હ એક મર્દિ મહિ પારહિં ॥ ૨ ॥**

બંને બાજુના યોદ્ધા રણરસમાં મદોન્મત થઈ રહ્યા છે. વાનરોને શ્રીરામજીનું બળ છે, એટલે તેઓ જયશીલ છે (જીતી રહ્યા છે). એક બીજાથી ભિડાય છે અને પડકારે છે તેમજ એક બીજાને મસળી-મસળીને પૃથ્વી ઉપર નાંખી દે છે. ॥ ૨॥

**મારહિં કાટહિં ધરહિં પછારહિં। સીસ તોરિ સીસન્હ સન મારહિં ॥**
**ઉદર બિદારહિં ભુજા ઉપારહિં। ગહિ પદ અવનિ પટકિ ભટ ડારહિં ॥ ૩ ॥**

તેઓ મારે, કાપે, પકડે અને પછાડી દે છે અને માથાં તોડીને તે જ માથાંઓથી બીજાઓને મારે છે. પેટ ફાડે છે, ભુજાઓ ઉખાડે છે અને યોદ્ધાઓના પગ પકડીને પૃથ્વી ઉપર પછાડે છે. ॥ ૩॥

**નિસિચર ભટ મહિ ગાડ઼હિં ભાલૂ। ઊપર ઢારિ દેહિં બહુ બાલૂ॥**
**બીર બલીમુખ જુદ્ધ બિરુદ્ધે। દેખિઅત બિપુલ કાલ જનુ ક્રુદ્ધે॥૪॥**

રાક્ષસ યોદ્ધાઓને રીંછ પૃથ્વીમાં દાટી દે છે અને ઉપરથી ઘણી જ રેતી નાખી દે છે. યુદ્ધમાં શત્રુઓના વિરોધી થયેલા વીર વાનર એવા દેખાય છે કે જાણે અનેક ક્રોધિત કાળ હોય. ॥ ૪॥

**છં૦ – ક્રુદ્ધે કૃતાંત સમાન કપિ તન સ્રવત સોનિત રાજહીં।**
**મર્દહિં નિસાચર કટક ભટ બલવંત ઘન જિમિ ગાજહીં॥**
**મારહિં ચપેટન્હિ ડાટિ દાતન્હ કાટિ લાતન્હ મીજહીં।**
**ચિક્કરહિં મર્કટ ભાલુ છલ બલ કરહિં જેહિં ખલ છીજહીં॥૧॥**

ક્રોધિત થયેલા કાળ સમાન તે વાનર લોહી વહેતાં શરીરોથી શોભિત થઈ રહ્યા છે. તે બળવાન વીર રાક્ષસોની સેનાના યોદ્ધાઓને મસળે છે અને મેઘની જેમ ગરજે છે. ધમકાવીને લાફા મારે છે અને દાંતોથી કરડીને લાતોથી કચડી નાખે છે. વાનર-રીંછ ચિત્કારે છે અને એવાં છળ-બળ કરે છે કે જેથી દુષ્ટ રાક્ષસો નષ્ટ થઈ જાય. ॥ ૧॥

**ધરિ ગાલ ફારહિં ઉર બિદારહિં ગલ અઁતાવરિ મેલહીં।**
**પ્રહ્લાદપતિ જનુ બિબિધ તનુ ધરિ સમર અંગન ખેલહીં॥**
**ધરુ મારુ કાટુ પછારુ ઘોર ગિરા ગગન મહિ ભરિ રહી।**
**જય રામ જો તૃન તે કુલિસ કર કુલિસ તે કર તૃન સહી॥ ૨॥**

તેઓ રાક્ષસોના ગાલ પકડીને ફાડી નાખે છે, છાતી ચીરી નાખે છે અને તેમનાં આંતરડાં કાઢીને ગળામાં પહેરી લે છે. તે વાનરો એવા જણાય છે જાણે પ્રહ્લાદના સ્વામી શ્રીનૃસિંહ ભગવાન અનેક શરીર ધારણ કરીને યુદ્ધના મેદાનમાં ક્રીડા કરી રહ્યા હોય. પકડો, મારો, કાપો, પછાડો આદિ ઘોર શબ્દો આકાશ અને પૃથ્વીમાં છવાઈ ગયા છે. શ્રીરામચન્દ્રજીનો જય હો, જે ખરેખર તણખલાને વજ્ર અને વજ્રને તણખલું કરી દે છે (નિર્બળને સબળ અને સબળને નિર્બળ કરી દે છે). ॥ ૨॥

**દો૦ – નિજ દલ બિચલત દેખેસિ બીસ ભુજાઁ દસ ચાપ।**
**રથ ચઢ઼િ ચલેઉ દસાનન ફિરહુ ફિરહુ કરિ દાપ॥૮૧॥**

પોતાની સેનાને વિચલિત થતી જોઈ, ત્યારે વીસ ભુજાઓમાં દસ ધનુષ લઈને રાવણ રથ ઉપર ચઢીને ગર્વ કરતો 'પાછા ફરો, પાછા ફરો' કહેતો ચાલ્યો. ॥ ૮૧॥

**ચૌ૦ – ધાયઉ પરમ ક્રુદ્ધ દસકંધર। સન્મુખ ચલે હૂહ દૈ બંદર॥**
**ગહિ કર પાદપ ઉપલ પહારા। ડારેન્હિ તા પર એકહિં બારા॥૧॥**

રાવણ અત્યંત ક્રોધિત થઈને દોડ્યો. વાનર હોંકારો કરતાં [લડવા માટે] તેની સામે ચાલ્યા. તેમણે હાથમાં વૃક્ષ, પથ્થર અને પર્વત લઈને રાવણ ઉપર એકીસાથે નાંખ્યાં. ॥ ૧॥

**લાગહિં સૈલ બજ્ર તન તાસૂ। ખંડ ખંડ હોઈ ફૂટહિં આસૂ॥**
**ચલા ન અચલ રહા રથ રોપી। રન દુર્મદ રાવન અતિ કોપી॥ ૨॥**

પર્વતો તેના વજ્રતુલ્ય શરીરમાં લાગતાં જ તુરત જ ટુકડે ટુકડા થઈને ફૂટી જાય છે. અત્યંત ક્રોધી રણોન્મત રાવણ રથ રોકીને અચળ ઊભો રહ્યો, [પોતાના સ્થાનેથી] જરા પણ ન ખસ્યો. ॥ ૨॥

**ઈત ઉત ઝપટિ દપટિ કપિ જોધા। મર્દૈ લાગ ભયઉ અતિ ક્રોધા॥**
**ચલે પરાઈ ભાલુ કપિ નાના। ત્રાહિ ત્રાહિ અંગદ હનુમાના॥ ૩॥**

તેને ઘણો જ ક્રોધ થયો. તે આમ-તેમ ઝપટીને અને આગળ વધીને વાનર યોદ્ધાઓને મસળવા લાગ્યો. અનેક વાનર-રીંછો 'હે અંગદ! હે હનુમાન! રક્ષા કરો, રક્ષા કરો' [પોકારતાં નાસી ગયાં]. ॥ ૩॥

**પાહિ પાહિ રઘુબીર ગોસાઈં। યહ ખલ ખાઇ કાલ કી નાઈં॥**
**તેહિં દેખે કપિ સકલ પરાને। દસહુઁ ચાપ સાયક સંધાને॥ ૪॥**

હે રઘુવીર! હે ગોસાઈં! રક્ષા કરો, રક્ષા કરો. આ દુષ્ટ કાળની જેમ અમને ખાઈ રહ્યો છે. તેણે જોયું કે સર્વે વાનર ભાગી છૂટ્યા. ત્યારે [રાવણે] દસેય ધનુષો પર બાણોનાં સંધાન કર્યાં. ॥ ૪॥

**છં૦ – સંધાનિ ધનુ સર નિકર છાડ઼ેસિ ઉરગ જિમિ ઉડ઼િ લાગહીં।**
**રહે પૂરિ સર ધરની ગગન દિસિ બિદિસિ કહઁ કપિ ભાગહીં॥**
**ભયો અતિ કોલાહલ બિકલ કપિ દલ ભાલુ બોલહિં આતુરે।**
**રઘુબીર કરુના સિંધુ આરત બંધુ જન રચ્છક હરે॥**

તેણે ધનુષ પર સંધાન કરીને બાણોના સમૂહ છોડ્યા. તે બાણ સર્પની જેમ ઊડીને વાગતાં હતાં. પૃથ્વી-આકાશ અને દિશા-વિદિશા સર્વત્ર બાણ ભરાઈ રહ્યાં છે. વાનર નાસે તો ક્યાં? અત્યંત કોહરામ મચી ગયો. વાનર-રીંછોની સેના વ્યાકુળ થઈને આર્ત પોકાર કરવા લાગી - હે રઘુવીર! હે કરુણાસાગર! હે પીડિતોના બંધુ! હે સેવકોની રક્ષા કરીને એમનાં દુઃખ હરનારા હરિ!

**દો૦ – નિજ દલ બિકલ દેખિ કટિ કસિ નિષંગ ધનુ હાથ।**
**લછિમન ચલે ક્રુદ્ધ હોઇ નાઇ રામ પદ માથ॥ ૮૨॥**

પોતાની સેનાને વ્યાકુળ જોઈને કમરમાં ભાથો કસીને અને હાથમાં ધનુષ લઈને શ્રીરઘુનાથજીના ચરણોમાં મસ્તક નમાવીને લક્ષ્મણજી ક્રોધિત થઈને ચાલ્યા. ॥ ૮૨॥

**ચૌ૦ – રે ખલ કા મારસિ કપિ ભાલૂ। મોહિ બિલોકુ તોર મૈં કાલૂ॥**
**ખોજત રહેઉઁ તોહિ સુતઘાતી। આજુ નિપાતિ જુડ઼ાવઉઁ છાતી॥ ૧॥**

[લક્ષ્મણજીએ પાસે જઈને કહ્યું -] અરે દુષ્ટ! વાનર-રીંછોને શું મારી રહ્યો છે? મને જો, હું તારો કાળ છું. [રાવણે કહ્યું -] અરે મારા પુત્રના ઘાતક! હું તને જ શોધી રહ્યો હતો. આજે તને મારીને [પોતાની] છાતી ટાઢી કરીશ. ॥૧॥

**અસ કહિ છાડ઼ેસિ બાન પ્રચંડા। લછિમન કિએ સકલ સત ખંડા॥**
**કોટિન્હ આયુધ રાવન ડારે। તિલ પ્રવાન કરિ કાટિ નિવારે॥૨॥**

આવું કહીને તેણે પ્રચંડ બાણ છોડ્યાં. લક્ષ્મણજીએ સર્વના સેંકડો ટુકડા કરી નાંખ્યા. રાવણે કરોડો અસ્ત્ર-શસ્ત્ર ચલાવ્યાં. લક્ષ્મણજીએ તલ જેવડા કરીને કાપીને હઠાવી દીધા. ॥૨॥

**પુનિ નિજ બાનન્હ કીન્હ પ્રહારા। સ્યંદનુ ભંજિ સારથી મારા॥**
**સત સત સર મારે દસ ભાલા। ગિરિ સૃંગન્હ જનુ પ્રબિસહિં બ્યાલા॥૩॥**

પછી પોતાનાં બાણોથી [તેની પર] પ્રહાર કર્યા અને [તેના] રથને તોડીને સારથિને મારી નાખ્યો. [રાવણનાં] દસેય માથાંઓ પર સો-સો બાણ માર્યાં. તે માથાંઓમાં એવાં પેસી ગયાં જાણે પર્વતનાં શિખરોમાં સર્પ પ્રવેશ કરી રહ્યા હોય. ॥૩॥

**પુનિ સત સર મારા ઉર માહીં। પરેઉ ધરનિ તલ સુધિ કછુ નાહીં॥**
**ઉઠા પ્રબલ પુનિ મુરુછા જાગી। છાડ઼િસિ બ્રહ્મ દીન્હિ જો સાઁગી॥૪॥**

પછી સો બાણ તેની છાતીમાં માર્યાં. તે પૃથ્વી પર ઢળી પડ્યો, તેને કંઈ પણ ભાન ન રહ્યું. મૂર્છા ટળ્યા પછી તે પ્રબળ રાવણ ઊઠ્યો અને તેણે તે શક્તિ ચલાવી જે બ્રહ્માજીએ તેને આપી હતી. ॥૪॥

**છં૦ – સો બ્રહ્મ દત્ત પ્રચંડ સક્તિ અનંત ઉર લાગી સહી।**
**પર્‌યો બીર બિકલ ઉઠાવ દસમુખ અતુલ બલ મહિમા રહી॥**
**બ્રહ્માંડ ભવન બિરાજ જાકેં એક સિર જિમિ રજ કની।**
**તેહિ ચહ ઉઠાવન મૂઢ઼ રાવન જાન નહિં ત્રિભુઅન ધની॥**

તે બ્રહ્માએ આપેલી પ્રચંડ શક્તિ લક્ષ્મણજીની છાતીએ બરાબર વાગી. વીર લક્ષ્મણજી વ્યાકુળ થઈને પડી ગયા. ત્યારે રાવણ તેમને ઉઠાવવા લાગ્યો, પણ લક્ષ્મણજીના અતુલિત બળનો પ્રભાવ છવાયેલો જ રહ્યો. જેને બ્રહ્મદત્ત શક્તિ હઠાવી ન શકી અને ન તો રાવણ તેમને ઊંચકી શક્યો. જેના એક જ માથા પર બ્રહ્માંડરૂપી ભવન ધૂળના એક કણ સમાન બિરાજે છે, તેને મૂર્ખ રાવણ ઊંચકવા ઇચ્છે છે! તે ત્રણેય ભુવનોના સ્વામી લક્ષ્મણજીને નથી ઓળખતો.

**દો૦ – દેખિ પવનસુત ધાયઉ બોલત બચન કઠોર।**
**આવત કપિહિ હન્યો તેહિં મુષ્ટિ પ્રહાર પ્રઘોર॥૮૩॥**

આ જોઈને પવનપુત્ર હનુમાનજી કઠોર વચન કહેતાં દોડ્યા. હનુમાનજીના આવતાની સાથે જ રાવણે તેમના પર અત્યંત ભયંકર મુક્કાનો પ્રહાર કર્યો. ॥૮૩॥

**ચૌ૦ – જાનુ ટેકિ કપિ ભૂમિ ન ગિરા। ઉઠા સઁભારિ બહુત રિસ ભરા॥**
**મુઠિકા એક તાહિ કપિ મારા। પરેઉ સૈલ જનુ બજ્ર પ્રહારા॥૧॥**

હનુમાનજી ઘૂંટણ ટેકવીને બેસી પડ્યા, પૃથ્વી પર ન ઢળી પડ્યા. અને પછી ઘણા ક્રોધે ભરાઈને સંભાળીને ઊઠ્યા. હનુમાનજીએ રાવણને એક મુક્કો માર્યો. તે એવો પડી ગયો કે જેમ વજ્રના પ્રહારથી પર્વત પડ્યો હોય. ॥૧॥

**મુરુછા ગૈ બહોરિ સો જાગા। કપિ બલ બિપુલ સરાહન લાગા॥**
**ધિગ ધિગ મમ પૌરુષ ધિગ મોહી। જૌં તૈં જિઅત રહેસિ સુરદ્રોહી॥૨॥**

મૂર્છા ભંગ થયા પછી તે જાગ્યો અને હનુમાનજીના મોટા ભારે બળને વખાણવા લાગ્યો. [હનુમાનજીએ કહ્યું -] મારા પૌરુષને ધિક્કાર છે, ધિક્કાર છે અને મનેય ધિક્કાર છે, કે હે દેવદ્રોહી! તું હજુ સુધી જીવતો રહી ગયો ॥૨॥

**અસ કહિ લછિમન કહુઁ કપિ લ્યાયો। દેખિ દસાનન બિસમય પાયો॥**
**કહ રઘુબીર સમુઝુ જિયઁ ભ્રાતા। તુમ્હ કૃતાંત ભચ્છક સુર ત્રાતા॥૩॥**

આવું કહીને અને લક્ષ્મણજીને ઊંચકીને હનુમાનજી શ્રીરઘુનાથજીની પાસે લઈ આવ્યા. આ જોઈને રાવણને મોટું આશ્ચર્ય થયું. શ્રીરઘુવીરે [લક્ષ્મણજીને] કહ્યું - હે ભાઈ! હૃદયમાં સમજોકે તમે કાળનાય ભક્ષક અને દેવતાઓના રક્ષક છો. ॥૩॥

**સુનત બચન ઉઠિ બૈઠ કૃપાલા। ગઈ ગગન સો સકતિ કરાલા॥**
**પુનિ કોદંડ બાન ગહિ ધાએ। રિપુ સન્મુખ અતિ આતુર આએ॥૪॥**

આ વચન સાંભળતાં જ કૃપાળુ લક્ષ્મણજી ઊઠી ગયા. તે કરાળ શક્તિ આકાશમાં ચાલી ગઈ. લક્ષ્મણજી પાછા ધનુષ-બાણ લઈને દોડ્યા અને ઘણી ઝડપથી શત્રુની સામે આવી પહોંચ્યા. ॥૪॥

**છં૦ – આતુર બહોરિ બિભંજિ સ્યંદન સૂત હતિ બ્યાકુલ કિયો।**
**ગિર્‍યો ધરનિ દસકંધર બિકલતર બાન સત બેધ્યો હિયો॥**
**સારથી દૂસર ઘાલિ રથ તેહિ તુરત લંકા લૈ ગયો।**
**રઘુબીર બંધુ પ્રતાપ પુંજ બહોરિ પ્રભુ ચરનન્હિ નયો॥**

પછી તેમણે ઘણી જ શીઘ્રતાથી રાવણના રથને ચૂરચૂર કરી દીધો અને સારથિને મારી તેને (રાવણને) વ્યાકુળ કરી દીધો. સો બાણોથી એનું હૃદય વેધી નાખ્યું, જેથી રાવણ અત્યંત વ્યાકુળ થઈને પૃથ્વી પર ઢળી પડ્યો. પછી બીજો સારથિ એને રથમાં નાંખીને તુરત જ લંકામાં લઈ ગયો. પ્રતાપના સમૂહ શ્રીરઘુવીરના ભાઈ લક્ષ્મણજીએ પાછા આવીને પ્રભુના ચરણોમાં પ્રણામ કર્યાં.

**દો૦ – ઉહાઁ દસાનન જાગિ કરિ કરૈ લાગ કછુ જગ્ય।**
**રામ બિરોધ બિજય ચહ સઠ હઠ બસ અતિ અગ્ય॥૮૪॥**

ત્યાં (લંકામાં) રાવણ મૂર્છાથી જાગીને કંઈક યજ્ઞ કરવા લાગ્યો. તે મૂર્ખ અને અત્યંત અજ્ઞાની હઠવશ શ્રીરઘુનાથજીનો વિરોધ કરીને વિજય ઇચ્છે છે. ॥૮૪॥

**ચૌ૦ – ઈહાઁ બિભીષન સબ સુધિ પાઈ। સપદિ જાઇ રઘુપતિહિ સુનાઈ॥**
**નાથ કરઇ રાવન એક જાગા। સિદ્ધ ભએँ નહિં મરિહિ અભાગા॥૧॥**

અહીં વિભીષણજીને સર્વે ખબર મળ્યા અને તુરત જ જઈને શ્રીરઘુનાથજીને કહી સંભળાવ્યા કે હે નાથ! રાવણ એક યજ્ઞ કરી રહ્યો છે. તેના સિદ્ધ થવાથી તે અભાગિયો સરળતાથી નહીં જ મરે. ॥૧॥

**પઠવહુ નાથ બેગિ ભટ બંદર। કરહિં બિધંસ આવ દસકંધર॥**
**પ્રાત હોત પ્રભુ સુભટ પઠાએ। હનુમદાદિ અંગદ સબ ધાએ॥૨॥**

હે નાથ! તુરંત વાનર યોદ્ધાઓને મોકલો, જે યજ્ઞનો વિધ્વંસ કરે; જેથી રાવણ યુદ્ધમાં આવે. પ્રાતઃકાળ થતાં જ પ્રભુએ વીર યોદ્ધાઓને મોકલ્યા. હનુમાન અને અંગદ આદિ સર્વે [મુખ્ય વીર] દોડ્યા. ॥૨॥

**કૌતુક કૂદિ ચઢ़ે કપિ લંકા। પૈઠે રાવન ભવન અસંકા॥**
**જગ્ય કરત જબહીં સો દેખા। સકલ કપિન્હ ભા ક્રોધ બિસેષા॥૩॥**

વાનર રમતમાં જ કૂદીને લંકામાં જઈ ચઢ્યા અને નિર્ભય થઈને રાવણના મહેલમાં જઈ પેઠા. જેવો તેને યજ્ઞ કરતો જોયો કે તુરત જ સર્વે વાનરોને ઘણો ક્રોધ આવ્યો. ॥૩॥

**રન તે નિલજ ભાજિ ગૃહ આવા। ઈહાઁ આઇ બક ધ્યાન લગાવા॥**
**અસ કહિ અંગદ મારા લાતા। ચિતવ ન સઠ સ્વારથ મન રાતા॥૪॥**

[તેમણે કહ્યું -] અરે નિર્લજ્જ! રણભૂમિમાંથી ઘેર નાસી આવ્યો અને અહીં આવીને બગલાની જેમ ધ્યાન લગાવીને બેઠો છે? આવું કહીને અંગદે લાત મારી. પણ તેણે આમની સામે જોયું પણ નહીં; તે દુષ્ટનું મન સ્વાર્થમાં અનુરક્ત હતું. ॥૪॥

**છં૦ – નહિં ચિતવ જબ કરિ કોપ કપિ ગહિ દસન લાતન્હ મારહીં।**
**ધરિ કેસ નારિ નિકારિ બાહેર તેઽતિદીન પુકારહીં॥**
**તબ ઉઠેઉ ક્રુદ્ધ કૃતાંત સમ ગહિ ચરન બાનર ડારઈ।**
**એહિ બીચ કપિન્હ બિધંસ કૃત મખ દેખિ મન મહુઁ હારઈ॥**

જ્યારે તેણે જોયું નહિ, ત્યારે વાનર ક્રોધ કરીને તેને દાંતોથી પકડીને [કરડવા અને] લાતોથી મારવા લાગ્યા. સ્ત્રીઓને વાળ પકડીને ઘરથી બહાર ઘસડી લાવ્યા, તે અત્યંત દીન થઈને પોકારવા લાગી. ત્યારે રાવણ કાળ સમાન ક્રોધિત થઈને ઊઠ્યો અને વાનરોના પગ પકડીને પછાડવા લાગ્યો. આ દરમિયાન વાનરોએ યજ્ઞનો વિધ્વંસ કરી નાખ્યો. આ જોઈને તે મનથી હારવા લાગ્યો (નિરાશ થવા લાગ્યો).

**દો૦ – જગ્ય બિધંસિ કુસલ કપિ આએ રઘુપતિ પાસ।**
**ચલેઉ નિસાચર ક્રુદ્ધ હોઇ ત્યાગિ જિવન કૈ આસ ॥ ૮૫॥**

યજ્ઞ વિધ્વંસ કરીને સર્વે ચતુર વાનર રઘુનાથજીની પાસે આવી ગયા. ત્યારે રાવણ જીવવાની આશા છોડીને ક્રોધિત થઈને ચાલ્યો. ॥ ૮૫॥

**ચૌ૦ – ચલત હોહિં અતિ અસુભ ભયંકર। બૈઠહિં ગીધ ઉડ઼ાઇ સિરન્હ પર ॥**
**ભયઉ કાલબસ કાહુ ન માના। કહેસિ બજાવહુ જુદ્ધ નિસાના ॥ ૧॥**

ચાલતા સમયે અત્યંત ભયંકર અમંગળ (અપશુકન) થવા લાગ્યાં. ગીધ ઊડી-ઊડીને એના માથાંઓ પર બેસવા લાગ્યાં. પરંતુ તે કાળને વશ હતો, એટલે કોઈ પણ અપશુકનને માનતો ન હતો. તેણે કહ્યું - યુદ્ધનો ડંકો વગાડો. ॥ ૧॥

**ચલી તમીચર અની અપારા। બહુ ગજ રથ પદાતિ અસવારા ॥**
**પ્રભુ સન્મુખ ધાએ ખલ કૈસેં। સલભ સમૂહ અનલ કહઁ જૈસેં ॥ ૨॥**

નિશાચરોની અપાર સેના ચાલી. તેમાં ઘણા જ હાથી, રથ ઘોડેસવાર અને પાયદળ છે. તે દુષ્ટો પ્રભુની સામે એવા દોડ્યા, જેમ પતંગિયાઓનો સમૂહ અગ્નિની તરફ [બળવા માટે] દોડે છે. ॥ ૨॥

**ઈહાઁ દેવતન્હ અસ્તુતિ કીન્હી। દારુન બિપતિ હમહિ એહિં દીન્હી ॥**
**અબ જનિ રામ ખેલાવહુ એહી। અતિસય દુખિત હોતિ બૈદેહી ॥ ૩॥**

અહીં દેવતાઓએ સ્તુતિ કરી કે હે શ્રીરામજી! તેણે (રાવણે) અમને દારુણ દુઃખ આપ્યાં છે. હવે આપ એને [અધિક] ન રમાડો. જાનકીજી ઘણાં દુઃખી થઈ રહ્યાં છે. ॥ ૩॥

**દેવ બચન સુનિ પ્રભુ મુસુકાના। ઉઠિ રઘુબીર સુધારે બાના ॥**
**જટા જૂટ દૃઢ઼ બાઁધે માથે। સોહહિં સુમન બીચ બિચ ગાથે ॥ ૪॥**

દેવતાઓનાં વચન સાંભળીને પ્રભુ મલકાયા. પછી શ્રીરઘુવીરે ઊઠીને બાણ સજાવ્યાં. મસ્તક પર જટાઓનો જૂટ ખેંચીને બાંધેલો છે, તેની વચ્ચે-વચ્ચે પુષ્પ ગૂંથેલાં તેઓ શોભિત થઈ રહ્યા છે. ॥ ૪॥

**અરુન નયન બારિદ તનુ સ્યામા। અખિલ લોક લોચનાભિરામા ॥**
**કટિતટ પરિકર કસ્યો નિષંગા। કર કોદંડ કઠિન સારંગા ॥ ૫॥**

લાલ નેત્ર અને મેઘ સમાન શ્યામ શરીરવાળા અને સંપૂર્ણ લોકોનાં નેત્રોને આનંદ આપનારા છે. પ્રભુએ કમરમાં ફેંટો તથા ભાથો કસી લીધા અને હાથમાં કઠોર શાર્ઙ્ગ ધનુષ લઈ લીધું. ॥ ૫॥

**છં૦ – સારંગ કર સુંદર નિષંગ સિલીમુખાકર કટિ કસ્યો।**
**ભુજદંડ પીન મનોહરાયત ઉર ધરાસુર પદ લસ્યો ॥**
**કહ દાસ તુલસી જબહિં પ્રભુ સર ચાપ કર ફેરન લગે।**
**બ્રહ્માંડ દિગ્ગજ કમઠ અહિ મહિ સિંધુ ભૂધર ડગમગે ॥**

પ્રભુએ હાથમાં શાર્ઙ્ગ ધનુષ લઈને કમરમાં બાણોની ખાણ જેવો (અક્ષય) સુંદર ભાથો કસી લીધો. એમના ભુજદંડ પુષ્ટ છે અને મનોહર પહોળી છાતી પર બ્રાહ્મણ શ્રેષ્ઠ (ભૃગુજી)ના ચરણનું ચિહ્ન શોભિત છે. તુલસીદાસજી કહે છે, જેવા પ્રભુ ધનુષ-બાણ હાથમાં લઈને ફેરવવા લાગ્યા કે તરત જ બ્રહ્માંડ, દિશાઓના હાથી, કચ્છપ, શેષજી, પૃથ્વી, સમુદ્ર અને પર્વત સર્વે ડગમગાવાં લાગ્યાં.

**દો૦ – સોભા દેખિ હરષિ સુર બરષહિં સુમન અપાર।**
**જય જય જય કરુનાનિધિ છબિ બલ ગુન આગાર ॥ ૮૬॥**

[ભગવાનની] શોભા જોઈને દેવો હર્ષિત થઈને ફૂલોની અપાર વર્ષા કરવા લાગ્યા. અને શોભા, શક્તિ અને ગુણોના ધામ કરુણાનિધાન પ્રભુનો 'જય હો, જય હો, જય હો' – [એમ] પોકારવા લાગ્યા. ॥ ૮૬॥

**ચૌ૦ – એહીં બીચ નિસાચર અની। કસમસાત આઈ અતિ ઘની ॥**
**દેખિ ચલે સન્મુખ કપિ ભટ્ટા। પ્રલયકાલ કે જનુ ઘન ઘટ્ટા ॥ ૧॥**

આ દરમિયાન નિશાચરોની અત્યંત ગીચ સેના ખળભળાતી (આઘી-પાછી પરસ્પર અથડાતી) આવી. તેને જોઈને વાનર યોદ્ધા એવી રીતે [તેની] સામે ચાલ્યા જેમ પ્રલયકાળનાં વાદળોનો સમૂહ હોય. ॥ ૧॥

**બહુ કૃપાન તરવારિ ચમંકહિં। જનુ દહઁ દિસિ દામિનીં દમંકહિં ॥**
**ગજ રથ તુરગ ચિકાર કઠોરા। ગર્જહિં મનહુઁ બલાહક ઘોરા ॥ ૨॥**

ઘણાં જ કિરપાણો અને તલવારો ચમકી રહ્યાં છે, જાણે દસેય દિશાઓમાં વીજળીઓ ચમકી રહી હોય. હાથી, રથ અને ઘોડાઓનો કઠોર ચિત્કાર એવો લાગે છે જાણે વાદળાં ભયંકર ગર્જના કરી રહ્યાં હોય. ॥ ૨॥

**કપિ લંગૂર બિપુલ નભ છાએ। મનહુઁ ઇંદ્રધનુ ઉએ સુહાએ ॥**
**ઉઠઇ ધૂરિ માનહુઁ જલધારા। બાન બુંદ ભૈ બૃષ્ટિ અપારા ॥ ૩॥**

વાનરોની ઘણી જ પૂંછડીઓ આકાશમાં છવાયેલી છે. [તે એવી શોભા આપી રહી છે] જાણે સુંદર ઈન્દ્રધનુષ ઉદય થયાં હોય. ધૂળ એવી ચઢી રહી છે જાણે જળની ધારા હોય. બાણરૂપી બુંદો (ટીંપાંઓ)ની અપાર વૃષ્ટિ થઈ. ॥ ૩॥

**દુહુઁ દિસિ પર્બત કરહિં પ્રહારા। બજ્રપાત જનુ બારહિં બારા ॥**
**રઘુપતિ કોપિ બાન ઝરિ લાઈ। ઘાયલ ભૈ નિસિચર સમુદાઈ ॥ ૪॥**

બંને બાજુના યોદ્ધા પર્વતોનો પ્રહાર કરે છે, જાણે વારંવાર વજ્રપાત થઈ રહ્યો હોય. શ્રીરઘુનાથજીએ ક્રોધ કરીને બાણોની ઝડી લગાવી દીધી, [જેથી] રાક્ષસોની સેના ઘાયલ થઈ ગઈ. ॥ ૪॥

**લાગત બાન બીર ચિક્કરહીં। ઘુર્મિ ઘુર્મિ જહઁ તહઁ મહિ પરહીં॥**
**સ્રવહિં સૈલ જનુ નિર્ઝર ભારી। સોનિત સરિ કાદર ભયકારી॥૫॥**

બાણ વાગતાં જ વીર ચિત્કારી ઊઠે છે અને ચક્કર ખાઈ-ખાઈને આમતેમ પૃથ્વી પર ઢળી પડે છે. તેમનાં શરીરોમાંથી લોહી એમ વહી રહ્યું છે, જાણે પર્વતના ભારે ઝરણાંઓમાંથી જળ વહી રહ્યું હોય. આ પ્રમાણે બીકણોને ભય ઉત્પન્ન કરનારી રુધિરની નદી વહી નીકળી. ॥૫॥

**છં૦ – કાદર ભયંકર રુધિર સરિતા ચલી પરમ અપાવની।**
**દોઉ કૂલ દલ રથ રેત ચક્ર અબર્ત બહતિ ભયાવની॥**
**જલજંતુ ગજ પદચર તુરગ ખર બિબિધ બાહન કો ગને।**
**સર સક્તિ તોમર સર્પ ચાપ તરંગ ચર્મ કમઠ ઘને॥**

બીકણોને ભય ઉપજાવનારી અત્યંત અપવિત્ર રક્તની નદી વહી નીકળી. બંને દળ એના બે કિનારા છે. રથ રેતી છે અને પૈડાં ભમરીઓ છે. તે નદી ઘણી ભયામણી વહી રહી છે. હાથી, પાયદળ, ઘોડા, ગધેડાં તથા અનેક સવારીઓ તે નદીના જળજંતું છે, જેમની ગણતરી કોણ કરે? બાણ, શક્તિ અને તોમર સર્પ છે; ધનુષ તરંગો છે અને ઢાલ ઘણા જ કાચબા છે.

**દો૦ – બીર પરહિં જનુ તીર તરુ મજ્જા બહુ બહ ફેન।**
**કાદર દેખિ ડરહિં તહઁ સુભટન્હ કે મન ચેન॥૮૭॥**

વીર પૃથ્વી પર એ પ્રમાણે ઢળી રહ્યા છે જાણે નદીકિનારાનાં વૃક્ષો જમીનદોસ્ત થઈ રહ્યાં હોય. ઘણી જ મજ્જા (હાડકાંની અંદરની મજ્જા) વહી રહી છે, એ જ ફેણ છે. બીકણો જ્યાં આને જોઈને ડરે છે, ત્યાં ઉત્તમ યોદ્ધાઓનાં મનમાં સુખ ઊપજે છે. ॥૮૭॥

**ચૌ૦ – મજ્જહિં ભૂત પિસાચ બેતાલા। પ્રમથ મહા ઝોટિંગ કરાલા॥**
**કાક કંક લૈ ભુજા ઉડ઼ાહીં। એક તે છીનિ એક લૈ ખાહીં॥૧॥**

ભૂત, પિશાચ અને વેતાળ; મોટી મોટી જટાઓવાળા મહાભયંકર જટાધારી અને પ્રમથ (શિવગણ) તે નદીમાં સ્નાન કરે છે. કાગડા અને સમડીઓ ભુજાઓ લઈને ઊડે છે અને એક-બીજા પાસેથી છીનવી ખાઈ જાય છે. ॥૧॥

**એક કહહિં ઐસિઉ સૌંઘાઈ। સઠહુ તુમ્હાર દરિદ્ર ન જાઈ॥**
**કહઁરત ભટ ઘાયલ તટ ગિરે। જહઁ તહઁ મનહુઁ અર્ધજલ પરે॥૨॥**

એક કહે છે, અરે મૂર્ખો! આવી સોંઘવારી હોવા છતાંય તમારી દરિદ્રતા નથી મટતી? ઘાયલ યોદ્ધા તટ ઉપર પડ્યા કણસી રહ્યા છે, જાણે મૃત્યુની અંતિમ વેળાએ આમતેમ અર્ધજળે પડ્યા હોય. ॥૨॥

**ખૈંચહિં ગીધ આઁત તટ ભએ। જનુ બંસી ખેલત ચિત દએ॥**
**બહુ ભટ બહહિં ચઢ઼ે ખગ જાહીં। જનુ નાવરિ ખેલહિં સરિ માહીં॥૩॥**

ગીધ આંતરડાં ખેંચી રહ્યાં છે, જાણે માછીમાર નદી તટે ચિત્ત લગાડી (ધ્યાનસ્થ થઈને) બંસી ખેલી રહ્યો હોય (બંસીથી માછલી પકડી રહ્યો હોય). ઘણા જ યોદ્ધા વહી જઈ રહ્યા છે અને પક્ષી એમની ઉપર સવાર થઈ ચાલ્યા જઈ રહ્યાં છે, જાણે તેઓ નદીમાં નૌકાવિહાર કરી રહ્યાં હોય. ॥૩॥

**જોગિનિ ભરિ ભરિ ખપ્પર સંચહિં। ભૂત પિસાચ બધૂ નભ નંચહિં॥**
**ભટ કપાલ કરતાલ બજાવહિં। ચામુંડા નાના બિધિ ગાવહિં॥૪॥**

યોગીનીઓ ખપ્પરોમાં ભરી-ભરીને રક્ત ભેગું કરી રહી છે. ભૂત-પિશાચોની સ્ત્રીઓ આકાશમાં નાચી રહી છે. ચામુંડાઓ યોદ્ધાઓની ખોપડીઓની કરતાલ વગાડી રહી છે અને અનેક પ્રકારે ગાઈ રહી છે. ॥૪॥

**જંબુક નિકર કટક્કટ કટ્ટહિં। ખાહિં હુઆહિં અઘાહિં દપટ્ટહિં॥**
**કોટિન્હ રુંડ મુંડ બિનુ ડોલ્લહિં। સીસ પરે મહિ જય જય બોલ્લહિં॥૫॥**

શિયાળવાના સમૂહ કટ-કટ અવાજ કરતાં મડદાંઓને કાપતાં, ખાતાં, હુઆઁ-હુઆઁ કરે છે અને પેટ ભરાઈ ગયે એકબીજાને ધમકાવે છે. કરોડો ધડ વિના સિર ઘૂમી રહ્યાં છે અને સિર પૃથ્વી પર પડ્યે પડ્યે જય જય બોલી રહ્યાં છે. ॥૫॥

**છં૦ – બોલ્લહિં જો જય જય મુંડ રુંડ પ્રચંડ સિર બિનુ ધાવહીં।**
**ખપ્પરિન્હ ખગ્ગ અલુજ્ઝિ જુજ્ઝહિં સુભટ ભટન્હ ઢહાવહીં॥**
**બાનર નિસાચર નિકર મર્દહિં રામ બલ દર્પિત ભએ।**
**સંગ્રામ અંગન સુભટ સોવહિં રામ સર નિકરન્હિ હએ॥**

મુંડ (કપાયેલાં શીશ) જય જય બોલે છે અને પ્રચંડ રુંડ (ધડ) વિના સિરે દોડે છે. પક્ષી ખોપરીઓ માટે ઝઘડી-ઝઘડીને પરસ્પર લડી મરે છે. ઉત્તમ યોદ્ધા બીજા યોદ્ધાઓને જમીનદોસ્ત કરી રહ્યા છે. શ્રીરામચન્દ્રજીના બળથી દર્પિત થયેલા વાનર રાક્ષસોનાં ટોળાંઓને મસળી નાખે છે. શ્રીરામજીના બાણસમૂહોથી મરેલા યોદ્ધાઓ યુદ્ધના મેદાનમાં સૂઈ રહ્યા છે.

**દો૦ – રાવન હૃદયઁ બિચારા ભા નિસિચર સંઘાર।**
**મૈં અકેલ કપિ ભાલુ બહુ માયા કરૌં અપાર॥૮૮॥**

રાવણે હૃદયમાં વિચાર્યું કે રાક્ષસોનો નાશ થઈ ગયો છે. હું એકલો છું અને વાનર-રીંછ ઘણાં છે, માટે હવે હું અપાર માયા રચું. ॥૮૮॥

**ચૌ૦ – દેવન્હ પ્રભુહિ પયાદેં દેખા। ઉપજા ઉર અતિ છોભ બિસેષા॥**
**સુરપતિ નિજ રથ તુરત પઠાવા। હરષ સહિત માતલિ લૈ આવા॥૧॥**

દેવોએ પ્રભુને પગપાળા જોયા તો તેમના હૃદયમાં મોટો ક્ષોભ ઉત્પન્ન થયો. ઈન્દ્રએ તુરત જ પોતાનો રથ મોકલી દીધો. [તેનો સારથિ] માતલિ હર્ષ સાથે રથ લઈ આવ્યો. ॥૧॥

**તેજ પુંજ રથ દિબ્ય અનૂપા। હરષિ ચઢ઼ે કોસલપુર ભૂપા॥**
**ચંચલ તુરગ મનોહર ચારી। અજર અમર મન સમ ગતિકારી॥ ૨॥**

તે દિવ્ય અનુપમ અને તેજના પુંજ (તેજોમય) રથ ઉપર કૌશલપુરીના રાજા શ્રીરામચન્દ્રજી હર્ષિત થઈને ચઢ્યા. તેમાં ચાર ચંચળ, મનોહર, અજર, અમર અને મનની ગતિની જેમ શીઘ્ર ચાલનારા (દેવલોકના) ઘોડા જોતરેલા હતા. ॥ ૨॥

**રથારૂઢ઼ રઘુનાથહિ દેખી। ધાએ કપિ બલુ પાઈ બિસેષી॥**
**સહી ન જાઈ કપિન્હ કૈ મારી। તબ રાવન માયા બિસ્તારી॥ ૩॥**

શ્રીરઘુનાથજીને રથ પર ચઢેલા જોઈને વાનર વિશેષ બળ પામીને દોડ્યા. વાનરોનો માર સહેવાતો નથી; ત્યારે રાવણે માયા પ્રસરાવી. ॥ ૩॥

**સો માયા રઘુબીરહિ બાઁચી। લછિમન કપિન્હ સો માની સાઁચી॥**
**દેખી કપિન્હ નિસાચર અની। અનુજ સહિત બહુ કોસલધની॥ ૪॥**

એક શ્રીરઘુવીરને જ તે માયા ન લાગી. સર્વે વાનરો અને લક્ષ્મણજીએ પણ તે માયાને સાચી માની લીધી. વાનરોએ રાક્ષસી સેનામાં ભાઈ લક્ષ્મણજી સહિત ઘણા જ રામોને જોયા. ॥ ૪॥

**છં૦ – બહુ રામ લછિમન દેખિ મર્કટ ભાલુ મન અતિ અપડરે।**
**જનુ ચિત્ર લિખિત સમેત લછિમન જહઁ સો તહઁ ચિતવહિં ખરે॥**
**નિજ સેન ચકિત બિલોકિ હઁસિ સર ચાપ સજિ કોસલ ધની।**
**માયા હરી હરિ નિમિષ મહુઁ હરષી સકલ મર્કટ અની॥**

ઘણા જ રામ-લક્ષ્મણ જોઈને વાનર-રીંછ મનમાં મિથ્યા ડરથી ઘણા જ ડરી ગયા. લક્ષ્મણજીસહિત તેઓ જાણે ચિત્રાંકનની જેમ જ્યાંના ત્યાં ઊભા રહી જોવા લાગ્યા. પોતાની સેનાને આશ્ચર્યચક્તિ જોઈને કૌશલપતિ ભગવાન હરિ(દુઃખોને હરનારા શ્રીરામજી)એ હસીને ધનુષ પર બાણ ચઢાવીને, પળવારમાં સઘળી માયા હરી લીધી. વાનરોની સમસ્ત સેના હરખાઈ ગઈ.

**દો૦ – બહુરિ રામ સબ તન ચિતઈ બોલે બચન ગઁભીર।**
**દ્વંદજુદ્ધ દેખહુ સકલ શ્રમિત ભએ અતિ બીર॥ ૮૯॥**

પછી શ્રીરામજી સર્વેની સામે જોઈને ગંભીર વચનો બોલ્યા-હે વીરો! તમે સર્વે ઘણા જ થાકી ગયા છો, માટે હવે [મારું અને રાવણનું] દ્વન્દ્વ યુદ્ધ જુઓ. ॥ ૮૯॥

**ચૌ૦ – અસ કહિ રથ રઘુનાથ ચલાવા। બિપ્ર ચરન પંકજ સિરુ નાવા॥**
**તબ લંકેસ ક્રોધ ઉર છાવા। ગર્જત તર્જત સન્મુખ ધાવા॥ ૧॥**

આવું કહીને શ્રીરઘુનાથજીએ (મનમાં) બ્રાહ્મણોના ચરણકમળોમાં શીશ નમાવ્યું અને પછી રથ ચલાવ્યો. ત્યારે રાવણના હૃદયમાં ક્રોધ છવાઈ ગયો અને તે ગરજતો, પડકારતો સામે દોડ્યો. ॥ ૧॥

**જીતેહુ જે ભટ સંજુગ માહીં । સુનુ તાપસ મૈં તિન્હ સમ નાહીં ॥**
**રાવન નામ જગત જસ જાના । લોકપ જાકેં બંદીખાના ॥ ૨॥**

[તેણે કહ્યું -] અરે તપસ્વી! સાંભળો, તમે યુદ્ધમાં જે યોદ્ધાઓને જીત્યા છે, હું એમના સમાન નથી. મારું નામ રાવણ છે. મારો યશ આખુંય જગત જાણે છે. લોકપાલ સુદ્ધાં જેના કેદખાનામાં પડ્યા છે. ॥ ૨॥

**ખર દૂષન બિરાધ તુમ્હ મારા । બધેહુ બ્યાધ ઈવ બાલિ બિચારા ॥**
**નિસિચર નિકર સુભટ સંઘારેહુ । કુંભકરન ઘનનાદહિ મારેહુ ॥ ૩॥**

તમે ખર, દૂષણ અને વિરાધને માર્યો, બિચારા વાલિનો વધ શિકારીની જેમ કર્યો. મોટા-મોટા રાક્ષસ યોદ્ધાઓના સમૂહનો સંહાર કર્યો અને કુંભકર્ણ તથા મેઘનાદને પણ માર્યો. ॥ ૩॥

**આજુ બયરુ સબુ લેઉઁ નિબાહી । જૌં રન ભૂપ ભાજિ નહિં જાહી ॥**
**આજુ કરઉઁ ખલુ કાલ હવાલે । પરેહુ કઠિન રાવન કે પાલે ॥ ૪॥**

અરે ભૂપ! જો તમે રણમાંથી ભાગી ન ગયા તો આજે હું [તે] સઘળાં વેર લઈ લઈશ. આજે હું તમને નિશ્ચય જ કાળના હવાલે કરી દઈશ. તમે કઠિન રાવણના પનારે પડ્યા છો. ॥ ૪॥

**સુનિ દુર્બચન કાલબસ જાના । બિહઁસિ બચન કહ કૃપાનિધાના ॥**
**સત્ય સત્ય સબ તવ પ્રભુતાઈ । જલ્પસિ જનિ દેખાઉ મનુસાઈ ॥ ૫॥**

રાવણનાં દુર્વચન સાંભળીને અને તેને કાળવશ જાણીને કૃપાનિધાન શ્રીરામજીએ હસીને આ વચન કહ્યાં - તમારી સઘળી પ્રભુતા, જેવી તમે કહો છો, તેવી સાચી છે, ખરેખર સાચી છે. પણ હવે વ્યર્થ બકવાસ ન કરો, પોતાનો પુરુષાર્થ બતાડો. ॥ ૫॥

**છં૦ – જનિ જલ્પના કરિ સુજસુ નાસહિ નીતિ સુનહિ કરહિ છમા ।**
**સંસાર મહઁ પૂરુષ ત્રિબિધ પાટલ રસાલ પનસ સમા ॥**
**એક સુમનપ્રદ એક સુમન ફલ એક ફલઇ કેવલ લાગહીં ।**
**એક કહહિં કહહિં કરહિં અપર એક કરહિં કહત ન બાગહીં ॥**

વ્યર્થ બકવાસ કરીને પોતાના સુંદર યશનો નાશ ન કરો. ક્ષમા કરજો, તમને નીતિ સંભળાવું છું, સાંભળો! સંસારમાં ત્રણ પ્રકારના પુરુષ હોય છે - પાટલ (ગુલાબ), આંબો, અને ફણસ સમાન. એક (પાટલ) ફૂલ આપે છે, એક (આંબો) ફૂલ અને ફળ બંને આપે છે અને એક(ફણસ)માં કેવળ ફળ જ લાગે છે. આ જ રીતે [પુરુષોમાં] એક કહે છે [કરતા નથી], બીજા કહે અને કરે પણ છે અને એક [ત્રીજા] કેવળ કરે છે, પણ વાણીથી કહેતા નથી.

**દો૦ – રામ બચન સુનિ બિહઁસા મોહિ સિખાવત ગ્યાન ।**
**બયરુ કરત નહિં તબ ડરે અબ લાગે પ્રિય પ્રાન ॥ ૯૦॥**

શ્રીરામજીનાં વચન સાંભળીને તે ખૂબ હસ્યો [અને બોલ્યો -] મને જ્ઞાન શિખવાડો છો? તે સમયે વેર કરતાં તો ન ડર્યા, હવે પ્રાણ પ્રિય લાગી રહ્યા છે? ॥ ૯૦॥

**ચૌ૦ – કહિ દુર્બચન ક્રુદ્ધ દસકંધર। કુલિસ સમાન લાગ છાँડ़ૈ સર॥**
**નાનાકાર સિલીમુખ ધાએ। દિસિ અરુ બિદિસિ ગગન મહિ છાએ॥૧॥**

દુર્વચન કહીને રાવણ ક્રુદ્ધ થઈને વજ્ર સમાન બાણ છોડવા લાગ્યો. અનેક આકારનાં બાણ દોડ્યાં અને દિશા, વિદિશા તથા આકાશ અને પૃથ્વીમાં, સર્વે જગ્યાએ છવાઈ ગયાં. ॥૧॥

**પાવક સર છાँડ़ેઉ રઘુબીરા। છન મહુઁ જરે નિસાચર તીરા॥**
**છાડ़િસિ તીબ્ર સક્તિ ખિસિઆઈ। બાન સંગ પ્રભુ ફેરિ ચલાઈ॥૨॥**

શ્રીરઘુવીરે અગ્નિબાણ છોડ્યું, [જેનાથી] રાવણનાં સર્વે બાણ ક્ષણવારમાં ભસ્મ થઈ ગયાં. ત્યારે તેણે ખસિયાણા પડીને તીક્ષ્ણ શક્તિ છોડી. [પરંતુ] શ્રીરામચન્દ્રજીએ તેને બાણની સાથે પાછી મોકલી દીધી. ॥૨॥

**કોટિન્હ ચક્ર ત્રિસૂલ પબારૈ। બિનુ પ્રયાસ પ્રભુ કાટિ નિવારૈ॥**
**નિફલ હોહિં રાવન સર કૈસેં। ખલ કે સકલ મનોરથ જૈસેં॥૩॥**

તે કરોડો ચક્ર અને ત્રિશૂળ ચલાવે છે, પરંતુ પ્રભુ વિનાપરિશ્રમે કાપીને હટાવી દે છે. રાવણનાં બાણ એવી રીતે નિષ્ફળ થાય છે, જેમ દુષ્ટ મનુષ્યના સર્વે મનોરથ! ॥૩॥

**તબ સત બાન સારથી મારેસિ। પરેઉ ભૂમિ જય રામ પુકારેસિ॥**
**રામ કૃપા કરિ સૂત ઉઠાવા। તબ પ્રભુ પરમ ક્રોધ કહુઁ પાવા॥૪॥**

ત્યારે તેણે શ્રીરામજીના સારથિને સો બાણ માર્યાં. તે શ્રીરામજીનો જય પોકારીને પૃથ્વી પર પડી ગયો. શ્રીરામજીએ કૃપા કરીને સારથિને ઊંચકી લીધો. પછી પ્રભુ અત્યંત ક્રોધને પામ્યા. ॥૪॥

**છં૦ – ભએ ક્રુદ્ધ જુદ્ધ બિરુદ્ધ રઘુપતિ ત્રોન સાયક કસમસે।**
**કોદંડ ધુનિ અતિ ચંડ સુનિ મનુજાદ સબ મારુત ગ્રસે॥**
**મંદોદરી ઉર કંપ કંપતિ કમઠ ભૂ ભૂધર ત્રસે।**
**ચિક્કરહિં દિગ્ગજ દસન ગહિ મહિ દેખિ કૌતુક સુર હઁસે॥**

યુદ્ધમાં શત્રુના વિરુદ્ધ શ્રીરઘુનાથજી ક્રોધિત થયા, ત્યારે ભાથામાં બાણ સળવળવા લાગ્યાં. (બહાર નીકળવાને આતુર થવા લાગ્યાં). તેમના ધનુષનો અત્યંત પ્રચંડ શબ્દ (ટંકાર) સાંભળીને મનુષ્યભક્ષી સર્વે રાક્ષસ વાતગ્રસ્ત થઈ ગયા (અત્યંત ભયભીત થઈ ગયા). મંદોદરીનું હૃદય કંપી ઊઠ્યું. સમુદ્ર, કચ્છપ, પૃથ્વી અને પર્વત ડરી ગયા. દિશાઓના હાથી પૃથ્વીને દાંતોથી પકડીને ચિત્કારવા લાગ્યા. આ કૌતુક દેખીને દેવતાઓ હસ્યા.

**દો૦ – તાનેઉ ચાપ શ્રવન લગિ છાँડ़ે બિસિખ કરાલ।**
**રામ મારગન ગન ચલે લહલહાત જનુ બ્યાલ॥૯૧॥**

ધનુષને કાન સુધી તાણીને શ્રીરામચન્દ્રજીએ ભયાનક બાણ છોડ્યાં. શ્રીરામજીના બાણસમૂહ એવા ચાલ્યા જાણે સર્પ લહેરાતાં જઈ રહ્યા હોય. ॥૯૧॥

**ચૌ૦ – ચલે બાન સપચ્છ જનુ ઉરગા। પ્રથમહિં હતેઉ સારથી તુરગા॥**
**રથ બિભંજિ હતિ કેતુ પતાકા। ગર્જા અતિ અંતર બલ થાકા॥૧॥**

બાણ એવાં છૂટ્યાં જાણે પાંખોવાળા સર્પ ઊડી રહ્યા હોય. તેમણે પહેલા સારથિ અને ઘોડાઓને મારી નાખ્યા. પછી રથને ચૂરચૂર કરીને ધ્વજા અને પતાકાઓને પાડી નાખી. ત્યારે રાવણ ઘણા જોરથી ગરજ્યો, પણ અંદરથી તેનું બળ થાકી ગયું હતું. ॥૧॥

**તુરત આન રથ ચઢ़ િખિસિઆના। અસ્ત્ર સસ્ત્ર છાઁડ़ેસિ બિધિ નાના॥**
**બિફલ હોહિં સબ ઉદ્યમ તાકે। જિમિ પરદ્રોહ નિરત મનસા કે॥૨॥**

તુરત જ બીજા રથ ઉપર ચઢી ખસિયાણા પડેલા તેણે અનેક પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્ર છોડ્યાં. તેના સર્વે ઉદ્યોગ આમેય નિષ્ફળ થઈ રહ્યા છે, જેમ પરદ્રોહમાં પડેલા ચિત્તવાળા મનુષ્યના થાય છે. ॥૨॥

**તબ રાવન દસ સૂલ ચલાવા। બાજિ ચારિ મહિ મારિ ગિરાવા॥**
**તુરગ ઉઠાઇ કોપિ રઘુનાયક। ખૈંચિ સરાસન છાઁડે સાયક॥૩॥**

ત્યારે રાવણે દસ ત્રિશૂળ ચલાવ્યાં અને શ્રીરામજીના ચારેય ઘોડાઓને મારીને પૃથ્વી પર પાડી નાખ્યા. ઘોડાઓને (પોતાના અલૌકિક પ્રભાવથી સજીવ કરી) ઉઠાવીને શ્રીરઘુનાથજીએ ક્રોધ કરીને ધનુષ ખેંચીને બાણ છોડ્યાં. ॥૩॥

**રાવન સિર સરોજ બનચારી। ચલિ રઘુબીર સિલીમુખ ધારી॥**
**દસ દસ બાન ભાલ દસ મારે। નિસરિ ગએ ચલે રુધિર પનારે॥૪॥**

રાવણના મસ્તકરૂપી કમળવનમાં વિચરણ કરનારા શ્રીરઘુવીરના બાણરૂપી ભ્રમરોની પંક્તિ ચાલી. શ્રીરામચન્દ્રજીએ તેનાં દસેય માથાંમાં દસ-દસ બાણ માર્યાં, જે આર-પાર થઈ ગયાં અને માથાંમાંથી રક્તનાં ઝરણાં વહી ચાલ્યાં. ॥૪॥

**સ્રવત રુધિર ધાયઉ બલવાના। પ્રભુ પુનિ કૃત ધનુ સર સંધાના॥**
**તીસ તીર રઘુબીર પબારે। ભુજન્હિ સમેત સીસ મહિ પારે॥૫॥**

રુધિર વહાવતાં ય બળવાન રાવણ દોડ્યો. પ્રભુએ પાછું ધનુષ પર બાણસંધાન કર્યું. શ્રીરઘુવીરે ત્રીસ બાણ માર્યાં અને વીસ ભુજાઓસહિત દસેય માથાં કાપીને પૃથ્વી પર પાડી નાંખ્યાં. ॥૫॥

**કાટતહીં પુનિ ભએ નબીને। રામ બહોરિ ભુજા સિર છીને॥**
**પ્રભુ બહુ બાર બાહુ સિર હએ। કટત ઝટિતિ પુનિ નૂતન ભએ॥૬॥**

[માથું અને હાથ] કપાતાં જ પાછાં નવાં જ થઈ ગયાં. શ્રીરામજીએ પાછાં માથાં અને ભુજાઓ કાપી નાખ્યાં. આ રીતે પ્રભુએ અનેક વાર ભુજાઓ અને મસ્તકો કાપ્યાં. પરંતુ કપાતાં જ તે તુરત જ પાછાં નવાં થઈ ગયાં. ॥૬॥

**પુનિ પુનિ પ્રભુ કાટત ભુજ સીસા। અતિ કૌતુકી કોસલાધીસા॥**
**રહે છાઇ નભ સિર અરુ બાહૂ। માનહુઁ અમિત કેતુ અરુ રાહૂ॥૭॥**

પ્રભુ વારંવાર તેની ભુજાઓ અને મસ્તકોને કાપી રહ્યા છે; કેમકે કૌશલપતિ શ્રીરામજી મોટા કૌતુકી છે. આકાશમાં મસ્તક અને ભુજાઓ એવા છવાઈ ગયાં છે, જાણે અસંખ્ય કેતુ અને રાહુ હોય. ॥૭॥

**છં૦ – જનુ રાહુ કેતુ અનેક નભ પથ સ્રવત સોનિત ધાવહીં।**
**રઘુબીર તીર પ્રચંડ લાગહિં ભૂમિ ગિરન ન પાવહીં॥**
**એક એક સર સિર નિકર છેદે નભ ઉડ़ત ઈમિ સોહહીં।**
**જનુ કોપિ દિનકર કર નિકર જહઁ તહઁ બિધુંતુદ પોહહીં॥**

જાણે અનેક રાહુ અને કેતુ રુધિર વહાવતાં આકાશમાર્ગેથી દોડી રહ્યા હોય. શ્રીરઘુવીરનાં પ્રચંડ બાણો [વારંવાર] લાગવાથી તે પૃથ્વી પર પડી શકતાં નથી. એકેએક બાણથી સમૂહેસમૂહ છેદાયેલાં મસ્તકો આકાશમાં ઊડતાં એવી શોભા આપી રહ્યાં છે જાણે સૂર્યનાં કિરણો ક્રોધ કરીને સર્વત્ર રાહુઓને પરોવી રહ્યાં હોય.

**દો૦ – જિમિ જિમિ પ્રભુ હર તાસુ સિર તિમિ તિમિ હોહિં અપાર।**
**સેવત બિષય બિબર્ધ જિમિ નિત નિત નૂતન માર॥૯૨॥**

જેમ જેમ પ્રભુ તેનાં મસ્તકો કાપે છે, તેમ તેમ તે અપાર થતાં જાય છે, જેમ વિષયોનું સેવન કરવાથી કામ (તેમને ભોગવવાની ઇચ્છા) દિન-પ્રતિદિન નવીન નવીન વધતો જાય છે. ॥૯૨॥

**ચૌ૦ – દસમુખ દેખિ સિરન્હ કૈ બાઢ़ી। બિસરા મરન ભઈ રિસ ગાઢ़ી॥**
**ગર્જેઉ મૂઢ़ મહા અભિમાની। ધાયઉ દસહુ સરાસન તાની॥૧॥**

મસ્તકોનું પૂર જોઈને રાવણ પોતાનું મરણ ભૂલી ગયો અને તેને ઘણો ગાઢ ક્રોધ થયો. તે મહાન અભિમાની મૂર્ખ ગરજ્યો અને દસેય ધનુષોને તાણીને ભાગ્યો. ॥૧॥

**સમર ભૂમિ દસકંધર કોપ્યો। બરષિ બાન રઘુપતિ રથ તોપ્યો॥**
**દંડ એક રથ દેખિ ન પરેઊ। જનુ નિહાર મહુઁ દિનકર દુરેઊ॥૨॥**

રણભૂમિમાં રાવણે ક્રોધ કર્યો અને બાણ વરસાવીને શ્રીરઘુનાથજીના રથને ઢાંકી દીધો. એક ઘડી સુધી રથ દેખાઈ ન પડ્યો, જાણે ધુમ્મસમાં સૂર્ય છુપાઈ ગયો હોય. ॥૨॥

**હાહાકાર સુરન્હ જબ કીન્હા। તબ પ્રભુ કોપિ કારમુક લીન્હા॥**
**સર નિવારિ રિપુ કે સિર કાટે। તે દિસિ બિદિસિ ગગન મહિ પાટે॥૩॥**

જ્યારે દેવતાઓએ હાહાકાર કર્યો, ત્યારે પ્રભુએ ક્રોધ કરીને ધનુષ ઉઠાવ્યું. અને શત્રુનાં બાણોને હઠાવી શત્રુનાં શીશ કાપ્યાં અને તેનાથી દિશા, વિદિશા, આકાશ અને પૃથ્વી સર્વેને આચ્છાદિત કરી દીધાં. ॥૩॥

**કાટે સિર નભ મારગ ધાવહિં। જય જય ધુનિ કરિ ભય ઉપજાવહિં॥**
**કહઁ લછિમન સુગ્રીવ કપીસા। કહઁ રઘુબીર કોસલાધીસા॥૪॥**

કપાયેલાં મસ્તકો આકાશમાર્ગે દોડે છે અને જય જયનો ધ્વનિ કરીને ભય ઉત્પન્ન કરે છે. 'લક્ષ્મણ અને વાનરરાજ સુગ્રીવ ક્યાં છે?' 'કૌશલપતિ રઘુવીર ક્યાં છે?' ॥ ૪॥

**છં૦ – કહઁ રામુ કહિ સિર નિકર ધાએ દેખિ મર્કટ ભજિ ચલે।**
**સંધાનિ ધનુ રઘુબંસમનિ હઁસિ સરન્હિ સિર બેધે ભલે॥**
**સિર માલિકા કર કાલિકા ગહિ બૃંદ બૃંદન્હિ બહુ મિલીં।**
**કરિ રુધિર સરિ મજ્જનુ મનહુઁ સંગ્રામ બટ પૂજન ચલીં॥**

'રામ ક્યાં છે?' આમ કહીને મસ્તકોના સમૂહ દોડ્યા. તેમને જોઈને વાનર ભાગી નીકળ્યા. ત્યારે ધનુષ સંધાન કરીને રઘુકુળમણિ શ્રીરામજીએ હસીને બાણોથી એ મસ્તકોને સારી રીતે વીંધી નાખ્યાં. હાથોમાં મુંડોની માળાઓ લઈને ઘણી જ કાળકાઓ ટોળેટોળાં મળીને એકઠી થઈ અને રુધિરની નદીમાં સ્નાન કરવા ચાલી, જાણે સંગ્રામરૂપી વટવૃક્ષની પૂજા કરવા જઈ રહી હોય.

**દો૦ – પુનિ દસકંઠ ક્રુદ્ધ હોઇ છાઁડ઼ી સક્તિ પ્રચંડ।**
**ચલી બિભીષન સન્મુખ મનહુઁ કાલ કર દંડ॥૯૩॥**

પછી રાવણે ક્રોધિત થઈને પ્રચંડ શક્તિ છોડી. તે વિભીષણની સામે એવી ઊપડી જાણે કાળ(યમરાજ)નો દંડ હોય. ॥ ૯૩॥

**ચૌ૦ – આવત દેખિ સક્તિ અતિ ઘોરા। પ્રનતારતિ ભંજન પન મોરા॥**
**તુરત બિભીષન પાછેં મેલા। સન્મુખ રામ સહેઉ સોઇ સેલા॥૧॥**

અત્યંત ભયાનક શક્તિને આવતી જોઈને અને આમ વિચારીને કે મારું પ્રણ શરણાગતનાં દુઃખોને નાશ કરવાનું છે; શ્રીરામજીએ તુરત જ વિભીષણને પાછળ કરી દીધા અને સામે આવીને તે શક્તિને સ્વયં સહી લીધી. ॥ ૧॥

**લાગિ સક્તિ મુરુછા કછુ ભઈ। પ્રભુ કૃત ખેલ સુરન્હ બિકલઈ॥**
**દેખિ બિભીષન પ્રભુ શ્રમ પાયો। ગહિ કર ગદા ક્રુદ્ધ હોઇ ધાયો॥૨॥**

શક્તિ લાગવાથી તેમને કંઈક મૂર્છા થઈ આવી. પ્રભુએ તો આ લીલા કરી, પણ દેવતાઓને વ્યાકુળતા થઈ. પ્રભુને શ્રમ (શારીરિક કષ્ટ) પ્રાપ્ત થયેલા જોઈને વિભીષણ ક્રોધિત થઈને હાથમાં ગદા લઈને દોડ્યા. ॥ ૨॥

**રે કુભાગ્ય સઠ મંદ કુબુદ્ધે। તૈં સુર નર મુનિ નાગ બિરુદ્ધે॥**
**સાદર સિવ કહુઁ સીસ ચઢ઼ાએ। એક એક કે કોટિન્હ પાએ॥૩॥**

[અને બોલ્યા -] અરે અભાગિયા! મૂર્ખ, નીચ દુર્બુદ્ધિ! તેં દેવતા, મનુષ્ય, મુનિ, નાગ સર્વે સાથે વિરોધ કર્યો. તેં આદરસહિત શિવજીને શીશ ચઢાવ્યાં, એટલે જ એકએકના બદલામાં કરોડો મેળવ્યાં છે. ॥ ૩॥

**તેહિ કારન ખલ અબ લગિ બાઁચ્યો। અબ તવ કાલુ સીસ પર નાચ્યો॥**
**રામ બિમુખ સઠ ચહસિ સંપદા। અસ કહિ હનેસિ માઝ ઉર ગદા॥૪॥**

એ જ કારણે અરે દુષ્ટ! તું અત્યાર સુધી બચ્યો છે. [પરંતુ] હવે કાળ તારા માથે નાચી રહ્યો છે. અરે મૂર્ખ! તું રામવિમુખ થઈને સંપત્તિ ઈચ્છે છે? આમ કહીને વિભીષણે રાવણની છાતી વચ્ચોવચ ગદા મારી. ॥૪॥

**છં૦ – ઉર માઝ ગદા પ્રહાર ઘોર કઠોર લાગત મહિ પર્‌યો।**
**દસ બદન સોનિત સ્રવત પુનિ સંભારિ ધાયો રિસ ભર્‌યો॥**
**દ્વૌ ભિરે અતિબલ મલ્લજુદ્ધ બિરુદ્ધ એકુ એકહિ હનૈ।**
**રઘુબીર બલ દર્પિત બિભીષનુ ઘાલિ નહિં તા કહુઁ ગનૈ॥**

છાતી વચ્ચે કઠોર ગદાનો ઘોર અને કઠિન ઘા વાગતાં જ તે પૃથ્વી પર પડી ગયો. તેનાં દસેય મુખોથી રુધિર વહેવા લાગ્યું. તે પોતાને સંભાળીને પાછો ક્રોધભર્યો દોડ્યો. બંને અત્યંત બળવાન યોદ્ધાઓ ભિડાઈ ગયા અને મલ્લયુદ્ધમાં એક-બીજાના વિરુદ્ધ થઈને મારવા લાગ્યા. શ્રીરઘુવીરના બળથી ગર્વિત વિભીષણ તેને (રાવણ જેવા જગત્‌વિજયી યોદ્ધાને) સહેજ પણ ગણકારતો નથી.

**દો૦ – ઉમા બિભીષનુ રાવનહિ સન્મુખ ચિતવ કિ કાઉ।**
**સો અબ ભિરત કાલ જ્યોં શ્રીરઘુબીર પ્રભાઉ॥૯૪॥**

[શિવજી કહે છે -] હે ઉમા! વિભીષણ શું કદીય રાવણની સામે આંખ ઉઠાવીનેય જોઈ શકતો હતો? પરંતુ અત્યારે તે જ કાળની સમાન તેનાથી ભિડાઈ રહ્યો છે. આ શ્રીરઘુવીરનો જ પ્રભાવ છે. ॥૯૪॥

**ચૌ૦ – દેખા શ્રમિત બિભીષનુ ભારી। ધાયઉ હનૂમાન ગિરિ ધારી॥**
**રથ તુરંગ સારથી નિપાતા। હૃદય માઝ તેહિ મારેસિ લાતા॥૧॥**

વિભીષણને ઘણો જ થાકેલો જોઈ પર્વત ધારણ કરેલા હનુમાનજી દોડ્યા. તેમણે તે પર્વતથી રાવણનો રથ, ઘોડા અને સારથિનો સંહાર કરી નાંખ્યો અને તેની છાતી ઉપર લાત મારી. ॥૧॥

**ઠાઢ઼ રહા અતિ કંપિત ગાતા। ગયઉ બિભીષનુ જહઁ જનત્રાતા॥**
**પુનિ રાવન કપિ હતેઉ પચારી। ચલેઉ ગગન કપિ પૂઁછ પસારી॥૨॥**

રાવણ ઊભો રહ્યો, પણ તેનું શરીર અત્યંત ધ્રૂજવા લાગ્યું. વિભીષણ ત્યાં ગયા, જ્યાં સેવકોના રક્ષક શ્રીરામજી હતા. પછી રાવણે પડકારો કરીને હનુમાનજીને માર્યા. તેઓ પૂંછ પ્રસારીને આકાશમાં ચાલ્યા ગયા. ॥૨॥

**ગહિસિ પૂઁછ કપિ સહિત ઉડ઼ાના। પુનિ ફિરિ ભિરેઉ પ્રબલ હનુમાના॥**
**લરત અકાસ જુગલ સમ જોધા। એકહિ એકુ હનત કરિ ક્રોધા॥૩॥**

રાવણે પૂંછ પકડી લીધી, ત્યારે હનુમાનજી તેને સાથે લઈને ઉપર ઊડ્યા. પાછા વળીને મહાબળવાન હનુમાનજી તેનાથી ભિડાઈ ગયા. બંને સરખા યોદ્ધાઓ આકાશમાં લડતાં લડતાં એકબીજાને ક્રોધ કરીને મારવા લાગ્યા. ॥ ૩॥

**સોહહિં નભ છલ બલ બહુ કરહીં। કજ્જલગિરિ સુમેરુ જનુ લરહીં॥**
**બુધિ બલ નિસિચર પરઈ ન પાર્‌યો। તબ મારુત સુત પ્રભુ સંભાર્‌યો॥૪॥**

બંને અનેક પ્રકારનાં છળ-બળ કરતાં આકાશમાં એવા શોભાયમાન થઈ રહ્યા છે જાણે કજ્જલગિરિ અને સુમેરુ પર્વતો લડી રહ્યા હોય. જ્યારે બુદ્ધિ અને બળથી રાક્ષસ પાડ્યો ન પડ્યો ત્યારે મારુતિ શ્રીહનુમાનજીએ પ્રભુનું સ્મરણ કર્યું. ॥ ૪॥

**છં૦ – સંભારિ શ્રીરઘુબીર ધીર પચારિ કપિ રાવનુ હન્યો।**
**મહિ પરત પુનિ ઉઠિ લરત દેવન્હ જુગલ કહુઁ જય જય ભન્યો॥**
**હનુમંત સંકટ દેખિ મર્કટ ભાલુ ક્રોધાતુર ચલે।**
**રન મત્ત રાવન સકલ સુભટ પ્રચંડ ભુજ બલ દલમલે॥**

શ્રીરઘુવીરનું સ્મરણ કરીને ધીર હનુમાનજીએ લલકારીને રાવણને માર્યું. તે બંને પૃથ્વી પર પડે છે અને ઊઠીને પાછા લડે છે; દેવોએ બંનેનો 'જય-જય' પોકાર્યો. હનુમાનજી ઉપર સંકટ જોઈને વાનર-રીંછ ક્રોધાતુર થઈને દોડ્યાં. પરંતુ રણોન્મત રાવણે સર્વે યોદ્ધાઓને પોતાની પ્રચંડ ભુજાઓના બળથી કચડી અને મસળી નાખ્યા.

**દો૦ – તબ રઘુબીર પચારે ધાએ કીસ પ્રચંડ।**
**કપિ બલ પ્રબલ દેખિ તેહિં કીન્હ પ્રગટ પાષંડ॥૯૫॥**

ત્યારે શ્રીરઘુવીરના લલકારવાથી પ્રચંડ વીર વાનર દોડ્યા. વાનરોના પ્રબળ દળને જોઈને રાવણે માયા પ્રગટ કરી. ॥૯૫॥

**ચૌ૦ – અંતરધાન ભયઉ છન એકા। પુનિ પ્રગટે ખલ રૂપ અનેકા॥**
**રઘુપતિ કટક ભાલુ કપિ જેતે। જહઁ તહઁ પ્રગટ દસાનન તેતે॥૧॥**

પળવાર માટે તે અદૃશ્ય થઈ ગયો. પછી તે દુષ્ટે પોતાનાં અનેક રૂપ પ્રગટ કર્યાં. શ્રીરઘુનાથજીની સેનામાં જેટલાં રીંછ-વાનરો હતાં, એટલા જ રાવણ ચારેય બાજુ પ્રગટ થઈ ગયા. ॥૧॥

**દેખે કપિન્હ અમિત દસસીસા। જહઁ તહઁ ભજે ભાલુ અરુ કીસા॥**
**ભાગે બાનર ધરહિં ન ધીરા। ત્રાહિ ત્રાહિ લછિમન રઘુબીરા॥૨॥**

વાનરોએ અપરિમિત રાવણો જોયા. રીંછ અને વાનર સર્વે આમ-તેમ ભાગવા લાગ્યા. વાનર ધીરજ નથી ધરતા. 'હે લક્ષ્મણજી! હે રઘુનાથજી! બચાવો, બચાવો' એમ પોકારતાં નાસી રહ્યા છે. ॥૨॥

**દહઁ દિસિ ધાવહિં કોટિન્હ રાવન। ગર્જહિં ઘોર કઠોર ભયાવન॥**
**ડરે સકલ સુર ચલે પરાઈ। જય કૈ આસ તજહુ અબ ભાઈ॥૩॥**

દસે દિશાઓમાં કરોડો રાવણ દોડે છે, અને ઘોર, કઠોર ભયાનક ગર્જના કરી રહ્યા છે. સર્વે દેવો ડરી ગયા અને એમ કહેતાં નાસવા લાગ્યા કે હે ભાઈ! હવે જયની આશા છોડી દો! ॥૩॥

**સબ સુર જિતે એક દસકંધર। અબ બહુ ભએ તકહુ ગિરિ કંદર॥**
**રહે બિરંચિ સંભુ મુનિ ગ્યાની। જિન્હ જિન્હ પ્રભુ મહિમા કછુ જાની॥૪॥**

એક જ રાવણે સર્વે દેવતાઓને જીતી લીધા હતા, હવે તો અનેક રાવણ થઈ ગયા છે. એટલે હવે પર્વતની ગુફાઓનો આશ્રય લો (અર્થાત્ તેમાં છુપાઈ રહો). ત્યાં બ્રહ્મા, શંભુ અને જ્ઞાની મુનિઓ જે મંડ્યા રહ્યા, જેમણે પ્રભુનો કંઈક મહિમા જાણ્યો હતો. ॥૪॥

**છં૦ – જાના પ્રતાપ તે રહે નિર્ભય કપિન્હ રિપુ માને ફુરે।**
**ચલે બિચલિ મર્કટ ભાલુ સકલ કૃપાલ પાહિ ભયાતુરે॥**
**હનુમંત અંગદ નીલ નલ અતિબલ લરત રન બાઁકુરે।**
**મર્દહિં દસાનન કોટિ કોટિન્હ કપટ ભૂ ભટ અંકુરે॥**

જે પ્રભુના પ્રતાપને જાણતા હતા, તે નિર્ભય થઈને રોકાયા. વાનરોએ શત્રુઓને (અનેક રાવણોને) સાચા જ માની લીધા. [એથી] સર્વે વાનર-રીંછ વિચલિત થઈને 'હે કૃપાળુ! રક્ષા કરો' પોકારતાં ભયથી વ્યાકુળ થઈને ભાગી છૂટ્યાં. અત્યંત બળવાન રણબંકા હનુમાનજી, અંગદ, નીલ અને નલ લડે છે અને કપટરૂપી ભૂમિમાં અંકુરની જેમ ઊપજેલા કોટિ કોટિ યોદ્ધા રાવણોને મસળે છે.

**દો૦ – સુર બાનર દેખે બિકલ હઁસ્યો કોસલાધીસ।**
**સજિ સારંગ એક સર હતે સકલ દસસીસ॥૯૬॥**

દેવો અને વાનરોને વ્યાકુળ જોઈને કૌશલપતિ શ્રીરામજી હસ્યા અને શાર્ઙ્ગ ધનુષ પર એક બાણ ચઢાવીને [માયાના બનેલા] સર્વે રાક્ષસોને મારી નાખ્યા. ॥૯૬॥

**ચૌ૦ – પ્રભુ છન મહુઁ માયા સબ કાટી। જિમિ રબિ ઉએઁ જાહિં તમ ફાટી॥**
**રાવનુ એકુ દેખિ સુર હરષે। ફિરે સુમન બહુ પ્રભુ પર બરષે॥૧॥**

પ્રભુએ ક્ષણવારમાં બધી માયા કાપી નાખી, જેમ સૂર્યનો ઉદય થતાં જ અંધકારનો ભંડાર ફાટી પડે છે(નષ્ટ થઈ જાય છે). હવે એક જ રાવણને જોઈને દેવતા હર્ષિત થયા. અને તેમણે પાછા ફરીને પ્રભુ ઉપર અનેક પુષ્પ વરસાવ્યાં. ॥૧॥

**ભુજ ઉઠાઈ રઘુપતિ કપિ ફેરે। ફિરે એક એકન્હ તબ ટેરે॥**
**પ્રભુ બલુ પાઈ ભાલુ કપિ ધાએ। તરલ તમકિ સંજુગ મહિ આએ॥૨॥**

શ્રીરઘુનાથજીએ ભુજા ઉઠાવીને સર્વે વાનરોને પાછા વાળ્યા. ત્યારે તેઓ એકબીજાને પોકારી-પોકારીને પાછા આવ્યા. પ્રભુનું બળ પામીને રીંછ-વાનર દોડી પડ્યાં. ક્રોધિત થઈને શીઘ્રતાથી તેઓ રણભૂમિમાં આવી ગયાં. ॥૨॥

**અસ્તુતિ કરત દેવતન્હિ દેખેં। ભયઉઁ એક મૈં ઇન્હ કે લેખેં॥**
**સઠહુ સદા તુમ્હ મોર મરાયલ। અસ કહિ કોપિ ગગન પર ધાયલ॥૩॥**

દેવતાઓને શ્રીરામજીની સ્તુતિ કરતાં જોઈને રાવણે વિચાર્યું, હું એમની સમજણમાં એક થઈ ગયો. [પરંતુ એમને એ ખબર નથી કે આમને માટે હું એકલો જ ઘણો છું] અને કહ્યું અરે મૂર્ખાઓ! તમે તો સદાયથી મારા મારેલ (મારો માર ખાનાર) છો. એમ કહીને તે ક્રોધ કરીને આકાશમાં [દેવતાઓ સામે] દોડ્યો. ॥૩॥

**હાહાકાર કરત સુર ભાગે। ખલહુ જાહુ કહઁ મોરેં આગે॥**
**દેખિ બિકલ સુર અંગદ ધાયો। કૂદિ ચરન ગહિ ભૂમિ ગિરાયો॥૪॥**

દેવો હાહાકાર કરતાં ભાગ્યા. [રાવણે કહ્યું -] દુષ્ટો! મારા આગળથી ક્યાં જઈ શકશો? દેવોને વ્યાકુળ જોઈને અંગદ દોડ્યા અને ઉછળીને રાવણનો પગ પકડીને તેને પૃથ્વી પર પાડી નાખ્યો.

**છં૦ – ગહિ ભૂમિ પાર્‌યો લાત માર્‌યો બાલિસુત પ્રભુ પહિં ગયો।**
**સંભારિ ઉઠિ દસકંઠ ઘોર કઠોર રવ ગર્જત ભયો॥**
**કરિ દાપ ચાપ ચઢ઼ાઇ દસ સંધાનિ સર બહુ બરષઈ।**
**કિએ સકલ ભટ ઘાયલ ભયાકુલ દેખિ નિજ બલ હરષઈ॥**

તેને પકડીને પૃથ્વી ઉપર પાડીને, લાત મારીને વાલિપુત્ર અંગદ પ્રભુની પાસે ચાલ્યા ગયા. રાવણ સંભાળીને ઊઠ્યો અને મોટા ભયંકર કઠોર શબ્દોથી ગરજવા લાગ્યો. તે ગર્વ કરીને દસે ધનુષ ચઢાવીને તેની ઉપર ઘણાં બાણ સંધાન કરીને વરસાવવા લાગ્યો. તેણે સર્વે યોદ્ધાઓને ઘાયલ અને ભયથી વ્યાકુળ કરી દીધા અને પોતાનું બળ જોઈને તે હરખાવા લાગ્યો.

**દો૦ – તબ રઘુપતિ રાવન કે સીસ ભુજા સર ચાપ।**
**કાટે બહુત બઢ઼ે પુનિ જિમિ તીરથ કર પાપ॥૯૭॥**

ત્યારે શ્રીરઘુનાથજીએ રાવણનાં શીશ, ભુજાઓ, બાણ અને ધનુષ કાપી નાંખ્યા. પરંતુ પાછા તે બહુ જ વધી ગયાં, જેમ તીર્થમાં કરેલાં પાપો વધી જાય છે (અનેક ગણા અધિક ભયાનક ફળ ઉત્પન્ન કરે છે)! ॥૯૭॥

**ચૌ૦ – સિર ભુજ બાઢ઼િ દેખિ રિપુ કેરી। ભાલુ કપિન્હ રિસ ભઈ ઘનેરી॥**
**મરત ન મૂઢ઼ કટેહુઁ ભુજ સીસા। ધાએ કોપિ ભાલુ ભટ કીસા॥૧॥**

શત્રુનાં શીશ અને ભુજાઓની વૃદ્ધિ જોઈને રીંછ-વાનરોને ઘણો જ ક્રોધ થયો. 'આ મૂર્ખ ભુજાઓ અને માથાં કપાવા છતાંય નથી મરતો,' [આવું કહેતાં] રીંછ અને વાનર યોદ્ધા ક્રોધ કરીને દોડ્યા. ॥૧॥

**બાલિતનય મારુતિ નલ નીલા। બાનરરાજ દુબિદ બલસીલા॥**
**બિટપ મહીધર કરહિં પ્રહારા। સોઇ ગિરિ તરુ ગહિ કપિન્હ સો મારા॥૨॥**

વાલિપુત્ર અંગદ, મારુતિ હનુમાનજી, નલ, નીલ, વાનરરાજ સુગ્રીવ અને દ્વિવિદ આદિ બળવાન તેની પર વૃક્ષ અને પર્વતોના પ્રહાર કરે છે. તે એ જ પર્વતો અને વૃક્ષોને પકડીને વાનરોને મારે છે. ॥૨॥

**એક નખન્હિ રિપુ બપુષ બિદારી। ભાગિ ચલહિં એક લાતન્હ મારી॥**
**તબ નલ નીલ સિરન્હિ ચઢ઼િ ગયઊ। નખન્હિ લિલાર બિદારત ભયઊ॥૩॥**

કોઈ એક વાનર નખથી શત્રુના શરીરને ફાડીને ભાગી જાય છે તો કોઈ તેને લાતોથી મારીને. પછી નલ અને નીલ રાવણનાં માથાંઓ પર ચઢી ગયા અને નખોથી તેના લલાટને ફાડવા લાગ્યા. ॥૩॥

**રુધિર દેખિ બિષાદ ઉર ભારી। તિન્હહિ ધરન કહુઁ ભુજા પસારી॥**
**ગહે ન જાહિં કરન્હિ પર ફિરહીં। જનુ જુગ મધુપ કમલ બન ચરહીં॥૪॥**

લોહી જોઈને તેને હૃદયમાં ઘણું દુઃખ થયું. તેણે એમને પકડવા હાથ પ્રસાર્યો, પરંતુ તે પકડમાં આવતા નથી; હાથોની ઉપર જ ફરે છે, જાણે બે ભમરા કમળોનાં વનમાં વિચરણ કરી રહ્યા હોય. ॥૪॥

**કોપિ કૂદિ દ્વૌ ધરેસિ બહોરી। મહિ પટકત ભજે ભુજા મરોરી॥**
**પુનિ સકોપ દસ ધનુ કર લીન્હે। સરન્હિ મારિ ઘાયલ કપિ કીન્હે॥૫॥**

પછી તેણે ક્રોધ કરીને ઉછળીને બંનેને પકડી લીધા. પૃથ્વી પર પછાડતી વખતે તેઓ તેની ભુજાઓને મરડીને ભાગી છૂટ્યા. તેણે ક્રોધ કરીને હાથોમાં દસ ધનુષ લીધાં અને વાનરોને બાણોથી મારીને ઘાયલ કરી દીધા. ॥૫॥

**હનુમદાદિ મુરુછિત કરિ બંદર। પાઈ પ્રદોષ હરષ દસકંધર॥**
**મુરુછિત દેખિ સકલ કપિ બીરા। જામવંત ધાયઉ રનધીરા॥૬॥**

હનુમાનજી આદિ સર્વે વાનરોને મૂર્છિત કરીને અને સંધ્યાનો સમય પામીને રાવણ હરખાયો. સમસ્ત વાનર-વીરોને મૂર્છિત જોઈને રણધીર જામ્બવાન દોડ્યા. ॥૬॥

**સંગ ભાલુ ભૂધર તરુ ધારી। મારન લગે પચારિ પચારી॥**
**ભયઉ ક્રુદ્ધ રાવન બલવાના। ગહિ પદ મહિ પટકઈ ભટ નાના॥૭॥**
**દેખિ ભાલુપતિ નિજ દલ ઘાતા। કોપિ માઝ ઉર મારેસિ લાતા॥૮॥**

જામ્બવાનની સાથે જે રીંછ હતાં, તે પર્વત અને વૃક્ષ ધારણ કરીને રાવણને લલકારી લલકારીને મારવા લાગ્યા. બળવાન રાવણ ક્રોધિત થયો અને પગ પકડી-પકડીને તે અનેક યોદ્ધાઓને પૃથ્વી પર પછાડવા લાગ્યો. જામ્બવાને પોતાના દળનો વિધ્વંસ જોઈને ક્રોધ કરીને રાવણની છાતીમાં લાત મારી. ॥૭-૮॥

છં૦ – ઉર લાત ઘાત પ્રચંડ લાગત બિકલ રથ તે મહિ પરા।
ગહિ ભાલુ બીસહુઁ કર મનહુઁ કમલન્હિ બસે નિસિ મધુકરા॥
મુરુછિત બિલોકિ બહોરિ પદ હતિ ભાલુપતિ પ્રભુ પહિં ગયો।
નિસિ જાનિ સ્યંદન ઘાલિ તેહિ તબ સૂત જતનુ કરત ભયો॥

છાતીમાં લાતોનો પ્રચંડ આઘાત લાગતાં જ રાવણ વ્યાકુળ થઈને રથમાંથી પૃથ્વી પર પડી ગયો. તેણે વીસ હાથોમાં રીંછોને પકડી રાખ્યાં હતાં. [એવું જણાતું હતું કે] જાણે રાત્રિને સમયે ભમરા કમળોમાં વસેલા હોય. તેને મૂર્છિત જોઈને, પછી લાત મારીને ઋક્ષરાજ જામ્બવાન પ્રભુની પાસે ચાલ્યા ગયા. રાત્રિ જાણીને સારથિ રાવણને રથમાં નાખીને તેને ભાનમાં લાવવાનો ઉપાય કરવા લાગ્યો.

દો૦ – મુરુછા બિગત ભાલુ કપિ સબ આએ પ્રભુ પાસ।
નિસિચર સકલ રાવનહિ ઘેરિ રહે અતિ ત્રાસ॥૯૮॥

મૂર્છા દૂર થયા પછી સર્વે રીંછ-વાનર પ્રભુની પાસે આવ્યાં. પેલી બાજુ સર્વે રાક્ષસોએ ઘણા જ ભયભીત થઈને રાવણને ઘેરી લીધો. ॥૯૮॥

## માસપારાયણ, છવ્વીસમો વિશ્રામ

ચૌ૦ – તેહી નિસિ સીતા પહિં જાઈ। ત્રિજટા કહિ સબ કથા સુનાઈ॥
સિર ભુજ બાઢ़િ સુનત રિપુ કેરી। સીતા ઉર ભઇ ત્રાસ ઘનેરી॥૧॥

તે રાત્રે ત્રિજટાએ સીતાજીની પાસે જઈને તેમને સર્વે કથા કહી સંભળાવી. શત્રુનાં શીશ અને ભુજાઓની વૃદ્ધિનો સંવાદ સાંભળીને સીતાજીના હૃદયમાં મોટો ભય થયો. ॥૧॥

મુખ મલીન ઉપજી મન ચિંતા। ત્રિજટા સન બોલી તબ સીતા॥
હોઇહિ કહા કહસિ કિન માતા। કેહિ બિધિ મરિહિ બિસ્વ દુખદાતા॥૨॥

[તેમનું] મુખ ઉદાસ થઈ ગયું, મનમાં ચિંતા ઉત્પન્ન થઈ ગઈ. પછી સીતાજીએ ત્રિજટાને કહ્યું - હે માતા! જણાવતાં કેમ નથી? શું થશે? સંપૂર્ણ વિશ્વને દુઃખ આપનારો આ કેવી રીતે મરશે? ॥૨॥

રઘુપતિ સર સિર કટેહુઁ ન મરઈ। બિધિ બિપરીત ચરિત સબ કરઈ॥
મોર અભાગ્ય જિઆવત ઓહી। જેહિં હૌં હરિ પદ કમલ બિછોહી॥૩॥

શ્રીરઘુનાથજીનાં બાણોથી શીશ કપાવા છતાંય નથી મરતો. વિધાતા સર્વે ચરિત્ર વિપરીત જ કરી રહ્યો છે. [સાચી વાત તો એ છે કે] મારું દુર્ભાગ્ય જ એને જીવાડી રહ્યું છે, જેણે મને ભગવાનના ચરણકમળોથી અળગી કરી દીધી છે; ॥૩॥

જેહિં કૃત કપટ કનક મૃગ ઝૂઠા। અજહુઁ સો દૈવ મોહિ પર રૂઠા॥
જેહિં બિધિ મોહિ દુખ દુસહ સહાએ। લછિમન કહુઁ કટુ બચન કહાએ॥૪॥

જેણે કપટથી જૂઠું સ્વર્ણમૃગ બનાવ્યું હતું, તે જ દૈવ અત્યારે પણ મારા પર રૂઠેલો છે, જે વિધાતાએ મને દુઃસહ્ય દુઃખ સહન કરાવ્યાં અને લક્ષ્મણને કડવાં વચન કહેવડાવ્યાં; ॥ ૪॥

**રઘુપતિ બિરહ સબિષ સર ભારી। તકિ તકિ માર બાર બહુ મારી ॥**
**ઐસેહુઁ દુખ જો રાખ મમ પ્રાના। સોઈ બિધિ તાહિ જિઆવ ન આના ॥ ૫॥**

જેણે શ્રીરઘુનાથજીના વિરહરૂપી ઘણા ઝેરી બાણોથી તાકી-તાકીને મને ઘણીવાર મારી છે અને અત્યારેય મારી રહ્યો છે. આવા દુઃખમાં પણ જે મારા પ્રાણોને રાખી રહ્યો છે, તે જ વિધાતા તેને (રાવણને) જીવાડી રહ્યો છે, બીજો કોઈ નહિ. ॥ ૫॥

**બહુ બિધિ કર બિલાપ જાનકી। કરિ કરિ સુરતિ કૃપાનિધાન કી ॥**
**કહ ત્રિજટા સુનુ રાજકુમારી। ઉર સર લાગત મરઈ સુરારી ॥ ૬॥**
**પ્રભુ તાતે ઉર હતઈ ન તેહી। એહિ કે હૃદયઁ બસતિ બૈદેહી ॥ ૭॥**

કૃપાનિધાન શ્રીરામજીને યાદ કરી-કરીને જાનકીજી અનેક પ્રકારે વિલાપ કરી રહ્યાં છે. ત્રિજટાએ કહ્યું - હે રાજકુમારી! સાંભળો! દેવતાઓનો શત્રુ રાવણ હૃદયમાં બાણ વાગતાં જ મરી જશે. પરંતુ પ્રભુ તેના હૃદયમાં બાણ એટલા માટે નથી મારતા કે તેના હૃદયમાં જાનકીજી! આપ વસો છો. ॥ ૬-૭॥

**છં૦ – એહિ કે હૃદયઁ બસ જાનકી જાનકી ઉર મમ બાસ હૈ।**
**મમ ઉદર ભુઅન અનેક લાગત બાન સબ કર નાસ હૈ ॥**
**સુનિ બચન હરષ બિષાદ મન અતિ દેખિ પુનિ ત્રિજટાઁ કહા।**
**અબ મરિહિ રિપુ એહિ બિધિ સુનહિ સુંદરિ તજહિ સંસય મહા ॥**

[તેઓ આ જ વિચારીને રહી જાય છે કે] આના હૃદયમાં જાનકીનો નિવાસ છે, જાનકીના હૃદયમાં મારો નિવાસ છે અને મારા ઉદરમાં અનેક ભુવનો છે. માટે, રાવણના હૃદયમાં બાણ વાગતાં જ સર્વે ભુવનોનો નાશ થઈ જશે. આ વચન સાંભળીને, સીતાજીના મનમાં અત્યંત હર્ષ અને વિષાદ થયેલો જોઈને ત્રિજટાએ પાછું કહ્યું - હે સુંદરી! મહાન સંશયનો ત્યાગ કરી નાંખો; હવે સાંભળો, શત્રુ આ રીતે મરશે -

**દો૦ – કાટત સિર હોઇહિ બિકલ છુટિ જાઇહિ તવ ધ્યાન।**
**તબ રાવનહિ હૃદય મહુઁ મરિહહિં રામુ સુજાન ॥ ૯૯॥**

શીશના વારંવાર કપાવાથી જ્યારે તે વ્યાકુળ થઈ જશે અને એના હૃદયમાંથી તમારું ધ્યાન છૂટી જશે; ત્યારે સુજ્ઞ (અંતર્યામી) શ્રીરામજી રાવણના હૃદયમાં બાણ મારશે. ॥ ૯૯॥

**ચૌ૦ – અસ કહિ બહુત ભાઁતિ સમુઝાઈ। પુનિ ત્રિજટા નિજ ભવન સિધાઈ।**
**રામ સુભાઉ સુમિરિ બૈદેહી। ઉપજી બિરહ બિથા અતિ તેહી ॥ ૧॥**

આવું કહીને અને સીતાજીને અનેક પ્રકારે સમજાવીને પછી ત્રિજટા પોતાના ઘેર ચાલી ગઈ. શ્રીરામચન્દ્રજીના સ્વભાવનું સ્મરણ કરીને જાનકીજીને અત્યંત વિરહવ્યથા ઉત્પન્ન થઈ. ॥ ૧॥

**નિસિહિ સસિહિ નિંદતિ બહુ ભાઁતી । જુગ સમ ભઈ સિરાતિ ન રાતી ॥**
**કરતિ બિલાપ મનહિં મન ભારી । રામ બિરહઁ જાનકી દુખારી ॥ ૨॥**

તેઓ રાત્રિની અને ચન્દ્રની ઘણા પ્રકારે નિંદા કરી રહ્યાં છે [અને કહી રહ્યાં છે -] રાત યુગ સમાન મોટી થઈ ગઈ, તે વીતતી જ નથી. જાનકીજી શ્રીરામજીના વિરહમાં દુ:ખી થઈને મનમાં ને મનમાં ભારે વિલાપ કરી રહ્યાં છે. ॥ ૨॥

**જબ અતિ ભયઉ બિરહ ઉર દાહૂ । ફરકેઉ બામ નયન અરુ બાહૂ ॥**
**સગુન બિચારિ ધરી મન ધીરા । અબ મિલિહહિં કૃપાલ રઘુબીરા ॥ ૩॥**

જ્યારે વિરહને લીધે હૃદયમાં દારુણ દાહ થયો, ત્યારે જ એમનું ડાબું નેત્ર અને હાથ ફરકી ઊઠ્યાં. શુકન સમજીને તેમણે મનમાં ધૈર્ય ધારણ કર્યું કે હવે કૃપાળુ શ્રીરઘુવીર અવશ્ય મળશે. ॥ ૩॥

**ઈહાઁ અર્ધનિસિ રાવનુ જાગા । નિજ સારથિ સન ખીઝન લાગા ॥**
**સઠ રનભૂમિ છડ઼ાઈસિ મોહી । ધિગ ધિગ અધમ મંદમતિ તોહી ॥ ૪॥**

અહીં અડધી રાત્રે રાવણ [મૂર્છામાંથી] જાગ્યો અને પોતાના સારથિ પર ક્રોધે ભરાઈને કહેવા લાગ્યો - અરે મૂર્ખ! તેં મને રણભૂમિથી છૂટો પાડી દીધો? અરે અધમ! અરે મંદમતિ! તને ધિક્કાર છે, ધિક્કાર છે! ॥ ૪॥

**તેહિં પદ ગહિ બહુ બિધિ સમુઝાવા । ભોરુ ભએઁ રથ ચઢ઼િ પુનિ ધાવા ॥**
**સુનિ આગવનુ દસાનન કેરા । કપિ દલ ખરભર ભયઉ ઘનેરા ॥ ૫॥**
**જહઁ તહઁ ભૂધર બિટપ ઉપારી । ધાએ કટકટાઈ ભટ ભારી ॥ ૬॥**

સારથિએ ચરણ પકડીને રાવણને ઘણી રીતે સમજાવ્યો. સવાર થતાં જ તે રથ પર આરુઢ થઈને પાછો દોડ્યો. રાવણનું આવવું સાંભળીને વાનરોની સેનામાં ભારે ખળભળાટ મચી ગયો તે ભારે યોદ્ધા જ્યાં-ત્યાંથી પર્વત અને વૃક્ષ ઉખાડીને [ક્રોધથી] દાંત કટકટાવીને દોડ્યા. ॥ ૫-૬॥

**છં૦ – ધાએ જો મર્કટ બિકટ ભાલુ કરાલ કર ભૂધર ધરા ।**
**અતિ કોપ કરહિં પ્રહાર મારત ભજિ ચલે રજનીચરા ॥**
**બિચલાઈ દલ બલવંત કીસન્હ ઘેરિ પુનિ રાવનુ લિયો ।**
**ચહુઁ દિસિ ચપેટન્હિ મારિ નખન્હિ બિદારિ તન બ્યાકુલ કિયો ॥**

વિકટ અને વિકરાળ વાનર-રીંછ હાથોમાં પર્વત લઈને દોડ્યા. તેઓ અત્યંત ક્રોધ કરીને પ્રહાર કરે છે. તેમના મારવાથી રાક્ષસ ભાગી ગયા. બળવાન વાનરોએ શત્રુની સેનાને વિચલિત કરીને પછી રાવણને ઘેરી લીધો. ચારેયકોરથી થપ્પડો મારીને અને નખોથી શરીર વિદીર્ણ કરીને વાનરોએ તેને વ્યાકુળ કરી દીધો.

**દો૦ – દેખિ મહા મર્કટ પ્રબલ રાવન કીન્હ બિચાર ।**
**અંતરહિત હોઇ નિમિષ મહુઁ કૃત માયા બિસ્તાર ॥ ૧૦૦॥**

વાનરોને ઘણા જ પ્રબળ જોઈને રાવણે વિચાર કર્યો અને અંતર્ધાન થઈને પળવારમાં તેણે માયા ફેલાવી. ॥ ૧૦૦॥

**છં૦ – જબ કીન્હ તેહિં પાષંડ । ભએ પ્રગટ જંતુ પ્રચંડ ॥**
**બેતાલ ભૂજ પિસાચ । કર ધરેં ધનુ નારાચ ॥ ૧॥**

જ્યારે તેણે પાખંડ રચ્યો, ત્યારે ભયંકર જીવ પ્રકટ થઈ ગયા. વેતાળ, ભૂત અને પિશાચ હાથોમાં ધનુષ-બાણ લઈ પ્રગટ થયાં. ॥ ૧॥

**જોગિનિ ગહેં કરબાલ । એક હાથ મનુજ કપાલ ॥**
**કરિ સદ્ય સોનિત પાન । નાચહિં કરહિં બહુ ગાન ॥ ૨॥**

યોગીનીઓ એક હાથમાં તલવાર અને બીજા હાથમાં મનુષ્યની ખોપડી લઈને, તાજું લોહી પીને નાચવા અને અનેક પ્રકારનાં ગીત ગાવા લાગી. ॥ ૨॥

**ધરુ મારુ બોલહિં ઘોર । રહિ પૂરિ ધુનિ ચહુઁ ઓર ॥**
**મુખ બાઇ ધાવહિં ખાન । તબ લગે કીસ પરાન ॥ ૩॥**

તે 'પકડો, મારો' આદિ ઘોર શબ્દો બોલી રહી છે. ચારેય બાજુ આ ધ્વનિ છવાઈ ગયો. તે મુખ પ્રસરાવીને ખાવા દોડે છે. ત્યારે વાનર નાસવા મંડ્યા. ॥ ૩॥

**જહઁ જાહિં મર્કટ ભાગિ । તહઁ બરત દેખહિં આગિ ॥**
**ભએ બિકલ બાનર ભાલુ । પુનિ લાગ બરષૈ બાલુ ॥ ૪॥**

વાનર ભાગીને જ્યાં પણ જાય છે, ત્યાં અગ્નિ બળતો જુએ છે. વાનર-રીંછ વ્યાકુળ થઈ ગયાં. પછી રાવણ ધૂળ વરસાવવા લાગ્યો. ॥ ૪॥

**જહઁ તહઁ થકિત કરિ કીસ । ગર્જેઉ બહુરિ દસસીસ ॥**
**લછિમન કપીસ સમેત । ભએ સકલ બીર અચેત ॥ ૫॥**

વાનરોને ચારે બાજુ થકિત (શિથિલ) કરીને રાવણ પછી ગરજ્યો. લક્ષ્મણજી અને સુગ્રીવસહિત સર્વે વીર બેભાન થઈ ગયા. ॥ ૫॥

**હા રામ હા રઘુનાથ । કહિ સુભટ મીજહિં હાથ ॥**
**એહિ બિધિ સકલ બલ તોરિ । તેહિં કીન્હ કપટ બહોરિ ॥ ૬॥**

હા રામ! હા રઘુનાથ! પોકારતાં શ્રેષ્ઠ યોદ્ધા પોતાના હાથ મસળે (પસ્તાય) છે. આ પ્રમાણે સર્વેનું બળ તોડીને રાવણે પાછી બીજી માયા રચી. ॥ ૬॥

**પ્રગટેસિ બિપુલ હનુમાન । ધાએ ગહે પાષાન ॥**
**તિન્હ રામુ ઘેરે જાઇ । ચહુઁ દિસિ બરૂથ બનાઇ ॥ ૭॥**

તેણે ઘણા જ હનુમાન પ્રગટ કર્યા, જે પથ્થર લઈને દોડ્યા. તેમણે ચારેય બાજુ દળ બનાવીને શ્રીરામચન્દ્રજીને ઘેરી લીધા. ॥૭॥

**મારહુ ધરહુ જનિ જાઈ। કટકટહિં પૂઁછ ઉઠાઈ॥**
**દહઁ દિસિ લઁગૂર બિરાજ। તેહિં મધ્ય કોસલરાજ॥૮॥**

તે પૂંછ ઉઠાવીને કટકટાવતાં પોકારવા લાગ્યા, 'મારો, પકડો, જવા ન પામે'. તેમનાં લંગૂર (પૂંછ) દસેય દિશામાં શોભા આપી રહ્યાં છે અને તેમની વચમાં કૌશલરાજ શ્રીરામજી શોભે છે. ॥૮॥

**છં૦ – તેહિં મધ્ય કોસલરાજ સુંદર સ્યામ તન સોભા લહી।**
**જનુ ઈંદ્રધનુષ અનેક કી બર બારિ તુંગ તમાલહી॥**
**પ્રભુ દેખિ હરષ બિષાદ ઉર સુર બદત જય જય જય કરી।**
**રઘુબીર એકહિં તીર કોપિ નિમેષ મહુઁ માયા હરી॥૧॥**

તેમની વચમાં કૌશલરાજનું સુંદર શ્યામ શરીર એવી શોભા પામી રહ્યું છે, જાણે ઊંચા તમાલ વૃક્ષને માટે અનેક ઈન્દ્રધનુષોની શ્રેષ્ઠ વાડ બનાવવામાં આવી હોય. પ્રભુને જોઈને દેવો હર્ષ અને વિષાદયયુક્ત હૃદયે 'જય, જય, જય' એમ બોલવા લાગ્યા. પછી શ્રીરઘુવીરે ક્રોધ કરીને એક જ બાણથી નિમેષમાત્રમાં રાવણની સમસ્ત માયાને હરી લીધી. ॥૧॥

**માયા બિગત કપિ ભાલુ હરષે બિટપ ગિરિ ગહિ સબ ફિરે।**
**સર નિકર છાડ઼ે રામ રાવન બાહુ સિર પુનિ મહિ ગિરે॥**
**શ્રીરામ રાવન સમર ચરિત અનેક કલ્પ જો ગાવહીં।**
**સત સેષ સારદ નિગમ કબિ તેઉ તદપિ પાર ન પાવહીં॥૨॥**

માયા દૂર થઈ જવાથી વાનર-રીંછ હરખાયાં અને વૃક્ષ તથા પર્વત લઈ-લઈને સર્વે પાછા (યુદ્ધમાં) વળ્યાં. શ્રીરામજીએ બાણોના સમૂહ છોડ્યા, જેનાથી રાવણના હાથ અને માથાં પાછાં કપાઈ-કપાઈને પૃથ્વી પર પડી ગયાં. શ્રીરામજી અને રાવણના યુદ્ધનું ચરિત્ર જો સેંકડો શેષ, સરસ્વતી, વેદ અને કવિ અનેક કલ્પો સુધી ગાતાં રહે, તોય તેઓ એનો પાર નથી પામી શકતા. ॥૨॥

**દો૦ – તાકે ગુન ગન કછુ કહે જડ઼મતિ તુલસીદાસ।**
**જિમિ નિજ બલ અનુરૂપ તે માછી ઉડ઼ઇ અકાસ॥૧૦૧ (ક)॥**

તે ચરિત્રના કંઈક ગુણસમૂહ મંદબુદ્ધિ તુલસીદાસે કહ્યા છે, જેમ માખીય પોતાના પુરુષાર્થ અનુસાર આકાશમાં ઊડે છે. ॥૧૦૧ (ક)॥

**કાટે સિર ભુજ બાર બહુ મરત ન ભટ લંકેસ।**
**પ્રભુ ક્રીડ઼ત સુર સિદ્ધ મુનિ બ્યાકુલ દેખિ કલેસ॥૧૦૧ (ખ)॥**

શીશ અને ભુજાઓ અનેક વાર કાપવામાં આવ્યાં, તોય રાવણ મરતો નથી. પ્રભુ રમત કરી રહ્યા છે. મુનિ, સિદ્ધ અને દેવો તે ક્લેશને જોઈને વ્યાકુળ છે. ॥૧૦૧ (ખ)॥

**ચૌ૦ – કાટત બઢ઼હિં સીસ સમુદાઈ। જિમિ પ્રતિ લાભ લોભ અધિકાઈ॥**
**મરઇ ન રિપુ શ્રમ ભયઉ બિસેષા। રામ બિભીષન તન તબ દેખા॥૧॥**

કાપતાં જ શીશોનો સમૂહ વધી જાય છે, જેમ પ્રત્યેક લાભે લોભ વધે છે. શત્રુ મરતો નથી અને પરિશ્રમ ઘણો થયો. ત્યારે શ્રીરામચન્દ્રજીએ વિભીષણની સામે જોયું. ॥૧॥

**ઉમા કાલ મર જાકીં ઈછા। સો પ્રભુ જન કર પ્રીતિ પરીછા॥**
**સુનુ સરબગ્ય ચરાચર નાયક। પ્રનતપાલ સુર મુનિ સુખદાયક॥૨॥**

[શિવજી કહે છે -] હે ઉમા! જેની ઈચ્છામાત્રથી કાળ પણ મરી જાય છે, તે જ પ્રભુ સેવકની પ્રીતિની પરીક્ષા લઈ રહ્યા છે. [વિભીષણજીએ કહ્યું -] હે સર્વજ્ઞ! હે ચરાચરના સ્વામી! હે શરણાગતનું પાલન કરનારા! હે દેવો અને મુનિઓને સુખ આપનારા! સાંભળો - ॥૨॥

**નાભિકુંડ પિયૂષ બસ યાકેં। નાથ જિઅત રાવનુ બલ તાકેં॥**
**સુનત બિભીષન બચન કૃપાલા। હરષિ ગહે કર બાન કરાલા॥૩॥**

એના નાભિકુંડમાં અમૃતનો નિવાસ છે. હે નાથ! રાવણ તેના બળે જ જીવે છે. વિભીષણનાં વચન સાંભળતાં જ કૃપાળુ શ્રીરઘુનાથજીએ હર્ષિત થઈને હાથમાં વિકરાળ બાણ લીધાં. ॥૩॥

**અસુભ હોન લાગે તબ નાના। રોવહિં ખર સૃકાલ બહુ સ્વાના॥**
**બોલહિં ખગ જગ આરતિ હેતૂ। પ્રગટ ભએ નભ જહઁ તહઁ કેતૂ॥૪॥**

તે સમયે અનેક પ્રકારનાં અપશુકન થવા લાગ્યાં. અનેકો ગધેડાં, શિયાળ અને કૂતરા રોવા લાગ્યાં. જગતના દુઃખ(અશુભ)ને સૂચિત કરવા માટે પક્ષી બોલવા લાગ્યાં. આકાશમાં ચારેબાજુ કેતુ (પૂંછડીયા તારા) પ્રગટ થઈ ગયા. ॥૪॥

**દસ દિસિ દાહ હોન અતિ લાગા। ભયઉ પરબ બિનુ રબિ ઉપરાગા॥**
**મંદોદરિ ઉર કંપતિ ભારી। પ્રતિમા સ્રવહિં નયન મગ બારી॥૫॥**

દસેય દિશાઓમાં અત્યંત દાહ થવા લાગ્યો. પર્વ વિનાય (યોગ વગર) સૂર્યગ્રહણ થવા લાગ્યું. મંદોદરીનું હૃદય ઘણું કંપવા લાગ્યું. મૂર્તિઓ નેત્રમાર્ગે જળ વહાવવા લાગી. ॥૫॥

**છં૦ – પ્રતિમા રુદહિં પબિપાત નભ અતિ બાત બહ ડોલતિ મહી।**
**બરષહિં બલાહક રુધિર કચ રજ અસુભ અતિ સક કો કહી॥**
**ઉતપાત અમિત બિલોકિ નભ સુર બિકલ બોલહિં જય જએ।**
**સુર સભય જાનિ કૃપાલ રઘુપતિ ચાપ સર જોરત ભએ॥**

મૂર્તિઓ રોવા લાગી, આકાશમાંથી વજ્રપાત થવા લાગ્યો, અત્યંત પ્રચંડ વાયુ વહેવા લાગ્યો, પૃથ્વી હલવા લાગી; વાદળ રક્ત, વાળ અને ધૂળની વર્ષા કરવા લાગ્યાં. આ પ્રમાણે એટલા અધિક અમંગળ થવા લાગ્યાં કે તેમને કોણ કહી શકે છે? અપરિમિત ઉત્પાત જોઈને આકાશમાં દેવો વ્યાકુળ

થઈને જય જય પોકારી ઊઠ્યા. દેવોને ભયભીત જાણીને કૃપાળુ શ્રીરઘુનાથજી ધનુષ પર બાણ સંધાન કરવા લાગ્યા.

**દો૦ – ખૈંચિ સરાસન શ્રવન લગિ છાડ઼ે સર એકતીસ।**
**રઘુનાયક સાયક ચલે માનહુઁ કાલ ફનીસ ॥ ૧૦૨॥**

કાન સુધી ધનુષ ખેંચીને શ્રીરઘુનાથજીએ એકત્રીસ બાણ છોડ્યાં. શ્રીરામચન્દ્રજીનાં તે બાણ એવા ચાલ્યાં જાણે કાળસર્પ હોય. ॥ ૧૦૨॥

**ચૌ૦ – સાયક એક નાભિ સર સોષા। અપર લગે ભુજ સિર કરિ રોષા॥**
**લૈ સિર બાહુ ચલે નારાચા। સિર ભુજ હીન રુંડ મહિ નાચા॥ ૧॥**

એક બાણે નાભિના અમૃતકુંડને શોષી લીધો. બીજા ત્રીસ બાણ કોપ કરીને તેનાં શીશ અને ભુજાઓમાં વાગ્યાં. બાણ શીશ અને ભુજાઓને લઈને ચાલ્યાં. શીશ અને ભુજાઓથી રહિત રૂંડ (ધડ) પૃથ્વી પર નાચવા લાગ્યું. ॥ ૧॥

**ધરનિ ધસઇ ધર ધાવ પ્રચંડા। તબ સર હતિ પ્રભુ કૃત દુઇ ખંડા॥**
**ગર્જેઉ મરત ઘોર રવ ભારી। કહાઁ રામુ રન હતૌં પચારી॥ ૨॥**

ધડ પ્રચંડ વેગથી દોડે છે, જેથી ધરતી ધસવા માંડી. ત્યારે પ્રભુએ બાણ મારીને તેના બે ટુકડા કરી નાખ્યા. મરતી વખતે રાવણ ઘણા ઘોર શબ્દથી ગરજીને બોલ્યો - રામ ક્યાં છે? હું લલકારીને તેમને યુદ્ધમાં મારું! ॥ ૨॥

**ડોલી ભૂમિ ગિરત દસકંધર। છુભિત સિંધુ સરિ દિગ્ગજ ભૂધર॥**
**ધરનિ પરેઉ દ્વૌ ખંડ બઢ઼ાઈ। ચાપિ ભાલુ મર્કટ સમુદાઈ॥ ૩॥**

રાવણના પડતાં જ પૃથ્વી ધ્રૂજી ઊઠી. સમુદ્ર, નદીઓ, દિશાઓના હાથી અને પર્વત ક્ષુબ્ધ થઈ ઊઠ્યા. રાવણ ધડના બંને ટુકડાઓને પ્રસરાવીને રીંછ અને વાનરોના સમુદાયને દબાવતો પૃથ્વી પર ઢળી પડ્યો. ॥ ૩॥

**મંદોદરિ આગેં ભુજ સીસા। ધરિ સર ચલે જહાઁ જગદીસા॥**
**પ્રબિસે સબ નિષંગ મહુઁ જાઈ। દેખિ સુરન્હ દુંદુભીં બજાઈ॥ ૪॥**

રાવણની ભુજાઓ અને શીશોને મંદોદરીની સામે મૂકીને રામબાણ ત્યાં ચાલ્યાં, જ્યાં જગદીશ્વર શ્રીરામજી હતા. સર્વે બાણ જઈને ભાથામાં પ્રવેશી ગયાં. આ જોઈને દેવતાઓએ નગારાં વગાડ્યાં. ॥ ૪॥

**તાસુ તેજ સમાન પ્રભુ આનન। હરષે દેખિ સંભુ ચતુરાનન॥**
**જય જય ધુનિ પૂરી બ્રહ્મંડા। જય રઘુબીર પ્રબલ ભુજદંડા॥ ૫॥**

રાવણનું તેજ પ્રભુના મુખમાં સમાઈ ગયું. આ જોઈને શિવજી અને બ્રહ્માજી હર્ષિત થયા. બ્રહ્માંડભરમાં જયજયનો ધ્વનિ છવાઈ ગયો – પ્રબળ ભુજદંડોવાળા શ્રીરઘુવીરનો જય હો. ॥ ૫॥

**બરષહિં સુમન દેવ મુનિ બૃંદા। જય કૃપાલ જય જયતિ મુકુંદા॥ ૬॥**

દેવો અને મુનિઓના સમૂહ ફૂલ વરસાવે છે અને કહે છે કે કૃપાળુનો જય હો, મુકુંદનો જય હો, જય હો! ॥ ૬॥

છં૦ – જય કૃપા કંદ મુકુંદ દ્વંદ હરન સરન સુખપ્રદ પ્રભો।
ખલ દલ બિદારન પરમ કારન કારુનીક સદા બિભો॥
સુર સુમન બરષહિં હરષ સંકુલ બાજ દુંદુભિ ગહગહી।
સંગ્રામ અંગન રામ અંગ અનંગ બહુ સોભા લહી॥૧॥

હે કૃપાના કંદ! મોક્ષદાતા મુકુંદ! હે [રાગ-દ્વેષ, હર્ષ-શોક, જન્મ-મૃત્યુ આદિ] દ્વન્દ્વોને હરનારા! હે શરણાગતને સુખ આપનારા પ્રભો! હે દુષ્ટ-દળને વિદીર્ણ કરનારા! હે કારણોનાય પરમ કારણ! હે સદા કરુણા કરનારા! હે સર્વવ્યાપક વિભો! આપનો જય હો. હર્ષે ભરાઈને દેવો ફૂલો વરસાવે છે, ઘમાઘમ નગારાં વાગી રહ્યાં છે. રણભૂમિમાં શ્રીરામચન્દ્રજીનાં સુંદર અંગોએ અનેકો કામદેવોની શોભા પ્રાપ્ત કરી. ॥૧॥

સિર જટા મુકુટ પ્રસૂન બિચ બિચ અતિ મનોહર રાજહીં।
જનુ નીલગિરિ પર તડ઼િત પટલ સમેત ઉડુગન ભ્રાજહીં॥
ભુજદંડ સર કોદંડ ફેરત રુધિર કન તન અતિ બને।
જનુ રાયમુનીં તમાલ પર બૈઠીં બિપુલ સુખ આપને॥૨॥

સિર પર જટાઓનો મુગટ છે, જેની વચ્ચેવચ અત્યંત મનોહર પુષ્પ શોભા આપી રહ્યાં છે, જાણે નીલા પર્વત પર વીજળીના સમૂહસહિત નક્ષત્ર સુશોભિત થઈ રહ્યાં છે. શ્રીરામજી પોતાના ભુજદંડોથી બાણ અને ધનુષ ફેરવી રહ્યા છે. શરીર પર રુધિરના કણ અત્યંત સુંદર લાગે છે, જાણે તમાલના વૃક્ષ પર ઘણી જ લલમુનિયા (રાયમુનિ) ચકલીઓ પોતાના મહાન સુખમાં મગ્ન થઈ નિશ્ચલ બેઠી હોય. ॥૨॥

દો૦ – કૃપાદૃષ્ટિ કરિ બૃષ્ટિ પ્રભુ અભય કિએ સુર બૃંદ।
ભાલુ કીસ સબ હરષે જય સુખ ધામ મુકુંદ॥૧૦૩॥

પ્રભુ શ્રીરામચન્દ્રજીએ કૃપાદૃષ્ટિની વર્ષા કરીને દેવસમૂહને નિર્ભય કરી દીધા. વાનર-રીંછ સર્વે હર્ષિત થયાં અને સુખધામ મુકુંદનો જય હો એમ પોકારવા લાગ્યાં. ॥૧૦૩॥

ચૌ૦ – પતિ સિર દેખત મંદોદરી। મુરુછિત બિકલ ધરનિ ખસિ પરી॥
જુબતિ બૃંદ રોવત ઉઠિ ધાઈં। તેહિ ઉઠાઇ રાવન પહિં આઈં॥૧॥

પતિનાં શીશ જોતાં જ મંદોદરી વ્યાકુળ અને મૂર્છિત થઈને ધરતી પર ઢળી પડી. સ્ત્રીઓ રોતાં રોતાં ઊઠીને દોડી અને તેને (મંદોદરીને) ઉઠાડીને રાવણ પાસે આવી. ॥૧॥

પતિ ગતિ દેખિ તે કરહિં પુકારા। છૂટે કચ નહિં બપુષ સઁભારા॥
ઉર તાડ઼ના કરહિં બિધિ નાના। રોવત કરહિં પ્રતાપ બખાના॥૨॥

પતિની દશા જોઈને તેઓ પોકારી પોકારીને રોવા લાગી. તેમના વાળ છૂટી ગયા, દેહની સૂધ ન રહી. તેઓ અનેક પ્રકારે છાતી પીટે છે અને રોતાં રોતાં રાવણના પ્રતાપનાં વખાણ કરે છે. ॥૨॥

**તવ બલ નાથ ડોલ નિત ધરની। તેજ હીન પાવક સસિ તરની॥**
**સેષ કમઠ સહિ સકહિં ન ભારા। સો તનુ ભૂમિ પરેઉ ભરિ છારા॥૩॥**

[તેઓ કહે છે -] હે નાથ! તમારા બળથી પૃથ્વી સદા ધ્રૂજતી રહેતી હતી. અગ્નિ, ચન્દ્રમા અને સૂર્ય તમારા સામે તેજહીન હતા. શેષ અને કચ્છપ પણ જેનો ભાર સહી ન શકતા હતા, તે જ તમારું શરીર ધૂળમાં ભરાયેલું આજે પૃથ્વી પર પડેલું છે! ॥૩॥

**બરુન કુબેર સુરેસ સમીરા। રન સન્મુખ ધરિ કાહુઁ ન ધીરા॥**
**ભુજબલ જિતેહુ કાલ જમ સાઈં। આજુ પરેહુ અનાથ કી નાઈં॥૪॥**

વરુણ, કુબેર, ઈન્દ્ર અને વાયુ - એમાંથી કોઈએ પણ રણમાં તમારા સામે ધૈર્ય ધારણ નથી કર્યું. હે સ્વામી! તમે પોતાના ભુજબળથી કાળ અને યમરાજને પણ જીતી લીધા હતા. એ જ તમે આજે અનાથની જેમ પડ્યા છો. ॥૪॥

**જગત બિદિત તુમ્હારિ પ્રભુતાઈ। સુત પરિજન બલ બરનિ ન જાઈ॥**
**રામ બિમુખ અસ હાલ તુમ્હારા। રહા ન કોઉ કુલ રોવનિહારા॥૫॥**

તમારી પ્રભુતા જગતભરમાં પ્રસિદ્ધ છે. તમારા પુત્રો અને કુટુંબીઓના બળનું હાય! વર્ણન જ નથી થઈ શકતું. શ્રીરામચન્દ્રજીના વિમુખ થવાથી જ તમારી આવી દુર્દશા થઈ કે આજે કુળમાં કોઈ રોનારુંય રહ્યું નથી. ॥૫॥

**તવ બસ બિધિ પ્રપંચ સબ નાથા। સભય દિસિપ નિત નાવહિં માથા॥**
**અબ તવ સિર ભુજ જંબુક ખાહીં। રામ બિમુખ યહ અનુચિત નાહીં॥૬॥**
**કાલ બિબસ પતિ કહા ન માના। અગ જગ નાથુ મનુજ કરિ જાના॥૭॥**

હે નાથ! વિધાતાની સમસ્ત સૃષ્ટિ તમારા વશમાં હતી. લોકપાળ સદાય ભયભીત થઈને તમને મસ્તક નમાવતા હતા. પરંતુ હાય! હવે તમારાં માથાં અને ભુજાઓને શિયાળ ખાઈ રહ્યાં છે. રામવિમુખને માટે આવું થવું અનુચિત પણ નથી (અર્થાત્ ઉચિત જ છે). હે પતિ! કાળના પૂર્ણ વશમાં હોવાથી તમે [કોઈનું] કહેવું ન માન્યું અને ચરાચરના નાથ પરમાત્માને મનુષ્ય તરીકે જાણ્યા. ॥૬-૭॥

**છં૦ – જાન્યો મનુજ કરિ દનુજ કાનન દહન પાવક હરિ સ્વયં।**
**જેહિ નમત સિવ બ્રહ્માદિ સુર પિય ભજેહુ નહિં કરુનામયં॥**
**આજન્મ તે પરદ્રોહ રત પાપૌઘમય તવ તનુ અયં।**
**તુમ્હહૂ દિયો નિજ ધામ રામ નમામિ બ્રહ્મ નિરામયં॥**

દૈત્યરૂપી વનને બાળવા માટે અગ્નિસ્વરૂપ સાક્ષાત્ શ્રીહરિને તમે મનુષ્ય કરીને જાણ્યા. શિવ અને બ્રહ્મા આદિ દેવો જેને નમસ્કાર કરે છે, તે કરુણામય ભગવાનને હે પ્રિયતમ! તમે ન ભજ્યા. તમારું આ શરીર જન્મથી જ બીજાનો દ્રોહ કરવામાં તત્પર તથા પાપસમૂહયુક્ત રહ્યું. તેમ છતાંય, જે નિર્વિકાર બ્રહ્મ શ્રીરામજીએ તમને પોતાનું ધામ આપ્યું, એમને હું નમસ્કાર કરું છું.

**દો૦ – અહહ નાથ રઘુનાથ સમ કૃપાસિંધુ નહિં આન।**
**જોગિ બૃંદ દુર્લભ ગતિ તોહિ દીન્હિ ભગવાન॥૧૦૪॥**

અહોહો નાથ! શ્રીરઘુનાથજી સમાન કૃપાનો સમુદ્ર બીજો કોઈ નથી, જે ભગવાને તમને એ ગતિ આપી જે યોગી સમાજને પણ દુર્લભ છે. ॥૧૦૪॥

**ચૌ૦ – મંદોદરી બચન સુનિ કાના। સુર મુનિ સિદ્ધ સબન્હિ સુખ માના॥**
**અજ મહેસ નારદ સનકાદી। જે મુનિબર પરમારથબાદી॥૧॥**

મંદોદરીનાં વચન કાનેથી સાંભળીને દેવો, મુનિ અને સિદ્ધ સર્વેએ સુખ માન્યું. બ્રહ્મા, મહાદેવ, નારદ અને સનકાદિક તથા અન્ય જે પણ પરમાર્થવાદી (પરમાત્માના તત્ત્વને જાણનારા અને કહેનારા) શ્રેષ્ઠ મુનિ હતા - ॥૧॥

**ભરિ લોચન રઘુપતિહિ નિહારી। પ્રેમ મગન સબ ભએ સુખારી॥**
**રુદન કરત દેખીં સબ નારી। ગયઉ બિભીષનુ મન દુખ ભારી॥૨॥**

તે સર્વે શ્રીરઘુનાથજીને નેત્રો ભરીને નિરખીને પ્રેમમગ્ન થઈ ગયા અને અત્યંત સુખી થયા. પોતાના ઘરની સર્વે સ્ત્રીઓને રોતી જોઈને વિભીષણજીના મનમાં ભારે દુઃખ થયું અને તેઓ એમની પાસે ગયા. ॥૨॥

**બંધુ દસા બિલોકિ દુખ કીન્હા। તબ પ્રભુ અનુજહિ આયસુ દીન્હા॥**
**લછિમન તેહિ બહુ બિધિ સમુઝાયો। બહુરિ બિભીષન પ્રભુ પહિં આયો॥૩॥**

તેમણે ભાઈની દશા જોઈને દુઃખ કર્યું. ત્યારે પ્રભુ શ્રીરામજીએ નાના ભાઈને આજ્ઞા આપી [કે જઈને વિભીષણને ધૈર્ય બંધાવો]. લક્ષ્મણજીએ તેમને અનેક પ્રકારે સમજાવ્યા ત્યારે વિભીષણ પ્રભુ પાસે પાછા ફર્યા. ॥૩॥

**કૃપાદૃષ્ટિ પ્રભુ તાહિ બિલોકા। કરહુ ક્રિયા પરિહરિ સબ સોકા॥**
**કીન્હિ ક્રિયા પ્રભુ આયસુ માની। બિધિવત દેસ કાલ જિયઁ જાની॥૪॥**

પ્રભુએ તેમને કૃપાપૂર્ણ દૃષ્ટિથી જોયા [અને કહ્યું -] સર્વે શોક ત્યાગીને રાવણની અન્ત્યેષ્ટિ ક્રિયા કરો. પ્રભુની આજ્ઞા માનીને અને હૃદયમાં દેશ અને કાળનો વિચાર કરીને વિભીષણજીએ વિધિપૂર્વક સર્વે ક્રિયા કરી. ॥૪॥

**દો૦ – મંદોદરી આદિ સબ દેઈ તિલાંજલિ તાહિ।**
**ભવન ગઈં રઘુપતિ ગુન ગન બરનત મન માહિ॥૧૦૫॥**

મંદોદરી આદિ સર્વે સ્ત્રીઓ તેને (રાવણને) તિલાંજલિ આપીને મનમાં શ્રીરઘુનાથજીના ગુણસમૂહોનું વર્ણન કરતાં કરતાં મહેલે ગઈ. ॥૧૦૫॥

**ચૌ૦ – આઈ બિભીષન પુનિ સિરુ નાયો। કૃપાસિંધુ તબ અનુજ બોલાયો।**
**તુમ્હ કપીસ અંગદ નલ નીલા। જામવંત મારુતિ નયસીલા॥૧॥**
**સબ મિલિ જાહુ બિભીષન સાથા। સારેહુ તિલક કહેઉ રઘુનાથા।**
**પિતા બચન મૈં નગર ન આવઉઁ। આપુ સરિસ કપિ અનુજ પઠાવઉઁ॥૨॥**

સર્વે ક્રિયા-કર્મ કર્યા પછી વિભીષણે આવીને પુનઃ શીશ નમાવ્યું. ત્યારે કૃપાના સમુદ્ર શ્રીરામજીએ નાના ભાઈ લક્ષ્મણજીને બોલાવ્યા. શ્રીરઘુનાથજીએ કહ્યું કે તમે, વાનરરાજ સુગ્રીવ, અંગદ, નલ, નીલ, જામ્બવાન અને મારુતિ સર્વે નીતિનિપુણ લોકો મળીને વિભીષણની સાથે જાઓ અને એમને રાજતિલક કરી દો. પિતાજીનાં વચનોને કારણે હું નગરમાં નથી આવી શકતો. પણ પોતાના જ સમાન વાનર અને નાના ભાઈને મોકલું છું. ॥ ૧-૨॥

**તુરત ચલે કપિ સુનિ પ્રભુ બચના। કીન્હી જાઇ તિલક કી રચના॥**
**સાદર સિંહાસન બૈઠારી। તિલક સારિ અસ્તુતિ અનુસારી॥ ૩॥**
**જોરિ પાનિ સબહીં સિર નાએ। સહિત બિભીષન પ્રભુ પહિં આએ॥**
**તબ રઘુબીર બોલિ કપિ લીન્હે। કહિ પ્રિય બચન સુખી સબ કીન્હે॥ ૪॥**

પ્રભુનાં વચન સાંભળીને વાનર તુરત જ ચાલ્યા અને જઈને રાજતિલકની સઘળી વ્યવસ્થા કરી. આદરની સાથે વિભીષણને સિંહાસન પર બેસાડીને રાજતિલક કર્યું અને સ્તુતિ કરી. સર્વેએ હાથ જોડીને એમને શીશ નમાવ્યાં. તત્પશ્ચાત્ વિભીષણજી સહિત સર્વે પ્રભુની પાસે આવ્યા. ત્યારે શ્રીરઘુવીરે વાનરોને બોલાવી લીધા ને પ્રિય વચન કહીને સર્વેને સુખી કર્યા. ॥ ૩-૪॥

છં૦ – **કિએ સુખી કહિ બાની સુધા સમ બલ તુમ્હારેં રિપુ હયો।**
**પાયો બિભીષન રાજ તિહુઁ પુર જસુ તુમ્હારો નિત નયો॥**
**મોહિ સહિત સુભ કીરતિ તુમ્હારી પરમ પ્રીતિ જો ગાઈહૈં।**
**સંસાર સિંધુ અપાર પાર પ્રયાસ બિનુ નર પાઈહૈં॥**

ભગવાને અમૃત સમાન આ વાણી કહીને સર્વેને સુખી કર્યા કે તમારા જ બળથી આ પ્રબળ શત્રુ માર્યો ગયો અને વિભીષણે રાજ્ય મેળવ્યું. આના લીધે તમારો યશ ત્રણેય લોકમાં નિત્ય નવો જ બનેલો રહેશે. જે લોકો મારા સહિત તમારી શુભ કીર્તિને પરમ પ્રેમ સાથે ગાશે તે વિના પરિશ્રમે આ અપાર સંસારસાગરનો પાર પામી જશે.

દો૦ – **પ્રભુ કે બચન શ્રવન સુનિ નહિં અઘાહિં કપિ પુંજ।**
**બાર બાર સિર નાવહિં ગહહિં સકલ પદ કંજ॥ ૧૦૬॥**

પ્રભુનાં વચન કાનોથી સાંભળીને વાનરસમૂહ તૃપ્ત નથી થતા. તે સર્વે વારંવાર શીશ નમાવે છે અને ચરણકમળોને પકડે છે (પગે પડે છે). ॥ ૧૦૬॥

ચૌ૦ – **પુનિ પ્રભુ બોલિ લિયઉ હનુમાના। લંકા જાહુ કહેઉ ભગવાના॥**
**સમાચાર જાનકિહિ સુનાવહુ। તાસુ કુસલ લૈ તુમ્હ ચલિ આવહુ॥ ૧॥**

પછી પ્રભુએ હનુમાનજીને બોલાવી લીધા. ભગવાને કહ્યું - તમે લંકામાં જાઓ. જાનકીજીને સર્વે સમાચાર સંભળાવો અને તેમના કુશળ સમાચાર લઈને તમે પાછા આવી જાઓ. ॥ ૧॥

**તબ હનુમંત નગર મહુઁ આએ। સુનિ નિસિચરી નિસાચર ધાએ॥**
**બહુ પ્રકાર તિન્હ પૂજા કીન્હી। જનકસુતા દેખાઇ પુનિ દીન્હી॥ ૨॥**

ત્યારે હનુમાનજી નગરમાં આવ્યા. આ સાંભળીને રાક્ષસ-રાક્ષસી [તેમને સત્કારવા માટે] દોડ્યાં. તેમણે અનેક પ્રકારે હનુમાનજીની પૂજા કરી અને પછી શ્રીજાનકીજીને બતાવી દીધાં. ॥ ૨॥

**દૂરિહિ તે પ્રનામ કપિ કીન્હા। રઘુપતિ દૂત જાનકીં ચીન્હા॥**
**કહહુ તાત પ્રભુ કૃપાનિકેતા। કુસલ અનુજ કપિ સેન સમેતા॥ ૩॥**

હનુમાનજીએ [સીતાજીને] દૂરથી જ પ્રણામ કર્યાં. જાનકીજીએ ઓળખી લીધા કે આ એ જ શ્રીરઘુનાથજીનો દૂત છે [અને પૂછ્યું -] હે તાત! કહો કૃપાના ધામ મારા પ્રભુ, નાના ભાઈ અને વાનરોની સેનાસહિત કુશળ તો છે ને? ॥ ૩॥

**સબ બિધિ કુસલ કોસલાધીસા। માતુ સમર જીત્યો દસસીસા॥**
**અબિચલ રાજુ બિભીષન પાયો। સુનિ કપિ બચન હરષ ઉર છાયો॥ ૪॥**

[હનુમાનજીએ કહ્યું -] હે માતા! કૌશલપતિ શ્રીરામજી સર્વે પ્રકારે સકુશળ છે. તેમણે સંગ્રામમાં દસ માથાંવાળા રાવણને જીતી લીધો છે અને વિભીષણે અચલ રાજ્ય પ્રાપ્ત કર્યું છે. હનુમાનજીનાં વચન સાંભળીને સીતાજીના હૃદયમાં હર્ષ છવાઈ ગયો. ॥ ૪॥

**છં૦ – અતિ હરષ મન તન પુલક લોચન સજલ કહ પુનિ પુનિ રમા।**
**કા દેઉઁ તોહિ ત્રૈલોક મહુઁ કપિ કિમપિ નહિં બાની સમા॥**
**સુનુ માતુ મૈં પાયો અખિલ જગ રાજુ આજુ ન સંસયં।**
**રન જીતિ રિપુદલ બંધુ જુત પસ્યામિ રામમનામયં॥**

શ્રીજાનકીજીના હૃદયમાં અત્યંત હર્ષ થયો. તેમનું શરીર પુલકિત થઈ ગયું અને નેત્રોમાં [આનંદાશ્રુઓનું] જળ છવાઈ ગયું. તેઓ વારંવાર કહે છે - હે હનુમાન! હું તને શું આપું? આ વાણી (સમાચાર) સમાન ત્રણેય લોકોમાં બીજું કંઈ પણ નથી! [હનુમાનજીએ કહ્યું-] હે માતા! સાંભળો, મેં આજે નિસંદેહ સમસ્ત જગતનું રાજ્ય પામી લીધું, જે હું રણમાં શત્રુસેનાને જીતીને ભાઈસહિત નિર્વિકાર શ્રીરામજીને જોઈ રહ્યો છું.

**દો૦ – સુનુ સુત સદગુન સકલ તવ હૃદયઁ બસહુઁ હનુમંત।**
**સાનુકૂલ કોસલપતિ રહહુઁ સમેત અનંત॥ ૧૦૭॥**

[જાનકીજીએ કહ્યું -] હે પુત્ર! સાંભળ, સમસ્ત સદ્‌ગુણ તારા હૃદયમાં વસે અને હે હનુમાન! શેષ (લક્ષ્મણજી) સહિત કોસલપતિ પ્રભુ સદા તારા પર પ્રસન્ન રહે. ॥ ૧૦૭॥

**ચૌ૦ – અબ સોઇ જતન કરહુ તુમ્હ તાતા। દેખૌં નયન સ્યામ મૃદુ ગાતા॥**
**તબ હનુમાન રામ પહિં જાઈ। જનકસુતા કૈ કુસલ સુનાઈ॥ ૧॥**

હે તાત! હવે તમે એવો ઉપાય કરો જેથી હું આ નેત્રો દ્વારા પ્રભુના કોમળ શ્યામ શરીરનાં દર્શન કરું. ત્યાર પછી શ્રીરામચન્દ્રજીની પાસે જઈને હનુમાનજીએ જાનકીજીના કુશળ-સમાચાર સંભળાવ્યા. ॥ ૧॥

**સુનિ સંદેસુ ભાનુકુલભૂષન। બોલિ લિએ જુબરાજ બિભીષન॥**
**મારુતસુત કે સંગ સિધાવહુ। સાદર જનકસુતહિ લૈ આવહુ॥૨॥**

સૂર્યકુળભૂષણ શ્રીરામજીએ સંદેશ સાંભળીને યુવરાજ અંગદ અને વિભીષણને બોલાવી લીધા [અને કહ્યું -] પવનપુત્ર હનુમાનની સાથે જાઓ અને જાનકીજીને આદરની સાથે લઈ આવો. ॥૨॥

**તુરતહિં સકલ ગએ જહઁ સીતા। સેવહિં સબ નિસિચરીં બિનીતા॥**
**બેગિ બિભીષન તિન્હહિ સિખાયો। તિન્હ બહુ બિધિ મજ્જન કરવાયો॥૩॥**

તે સર્વે તુરત જ ત્યાં ગયા જ્યાં સીતાજી હતાં. સર્વેસર્વ રાક્ષસીઓ નમ્રતાપૂર્વક તેમની સેવા કરી રહી હતી. વિભીષણજીએ શીઘ્ર જ તેમને સમજાવી દીધું. તેમણે અનેક પ્રકારે સીતાજીને સ્નાન કરાવ્યું, ॥૩॥

**બહુ પ્રકાર ભૂષન પહિરાએ। સિબિકા રુચિર સાજિ પુનિ લ્યાએ॥**
**તા પર હરષિ ચઢ઼ી બૈદેહી। સુમિરિ રામ સુખધામ સનેહી॥૪॥**

અનેક પ્રકારનાં ઘરેણાં પહેરાવ્યાં અને પાછા તે એક સુંદર પાલખી સજાવીને લઈ આવ્યાં. સીતાજી પ્રસન્ન થઈને સુખના ધામ પ્રિયતમ શ્રીરામજીનું સ્મરણ કરીને તેના પર હર્ષ સાથે આરુઢ થયાં. ॥૪॥

**બેતપાનિ રચ્છક ચહુ પાસા। ચલે સકલ મન પરમ હુલાસા॥**
**દેખન ભાલુ કીસ સબ આએ। રચ્છક કોપિ નિવારન ધાએ॥૫॥**

ચારેકોર હાથમાં છડી લઈને રક્ષક ચાલ્યા. સર્વેના મનોમાં પરમ ઉલ્લાસ છે. રીંછ-વાનર સર્વે દર્શન કરવા માટે આગળ આવ્યાં, ત્યારે રક્ષકો ક્રોધ કરીને તેમને રોકવા દોડ્યા. ॥૫॥

**કહ રઘુબીર કહા મમ માનહુ। સીતહિ સખા પયાદેં આનહુ॥**
**દેખહુઁ કપિ જનની કી નાઈં। બિહસિ કહા રઘુનાથ ગોસાઈં॥૬॥**

શ્રીરઘુવીરે કહ્યું - હે મિત્ર! મારું કહેવું માનો અને સીતાને પગપાળા લઈ આવો, જેથી વાનર તેને માતાની જેમ જુએ. ગોસાઈં શ્રીરામજીએ હસીને આવું કહ્યું. ॥૬॥

**સુનિ પ્રભુ બચન ભાલુ કપિ હરષે। નભ તે સુરન્હ સુમન બહુ બરષે॥**
**સીતા પ્રથમ અનલ મહુઁ રાખી। પ્રગટ કીન્હિ ચહ અંતર સાખી॥૭॥**

પ્રભુનાં વચન સાંભળીને રીંછ-વાનર હર્ષિત થઈ ગયાં. આકાશમાંથી દેવોએ ઘણાં જ ફૂલ વરસાવ્યાં. સીતાજીના અસલ સ્વરૂપને અગાઉ અગ્નિમાં રાખ્યું હતું, હવે અંતરના સાક્ષી ભગવાન એમને પ્રગટ કરવા ઇચ્છે છે. ॥૭॥

**દો૦ – તેહિ કારન કરુનાનિધિ કહે કછુક દુર્બાદ।**
**સુનત જાતુધાનીં સબ લાગીં કરૈ બિષાદ॥૧૦૮॥**

આ કારણે કરુણાના ભંડાર શ્રીરામજીએ લીલાથી કંઈક કઠણ વચન કહ્યાં, જેને સાંભળીને સર્વે રાક્ષસીઓ વિષાદ કરવા લાગી.

**ચૌ૦ – પ્રભુ કે બચન સીસ ધરિ સીતા। બોલી મન ક્રમ બચન પુનીતા॥**
**લછિમન હોહુ ધરમ કે નેગી। પાવક પ્રગટ કરહુ તુમ્હ બેગી॥૧॥**

પ્રભુનાં વચનોને માથે ચઢાવીને મન, વચન અને કર્મથી પવિત્ર શ્રીસીતાજી બોલ્યાં - હે લક્ષ્મણ! તમે મારા ધર્મના નેગી (ધર્માચરણમાં સહાયક) બનો અને તુરંત આગ તૈયાર કરો. ॥૧॥

**સુનિ લછિમન સીતા કૈ બાની। બિરહ બિબેક ધરમ નિતિ સાની॥**
**લોચન સજલ જોરિ કર દોઊ। પ્રભુ સન કછુ કહિ સકત ન ઓઊ॥૨॥**

શ્રીસીતાજીની વિરહ, વિવેક, ધર્મ અને નીતિમાં તરબોળ વાણી સાંભળીને લક્ષ્મણજીનાં નેત્રોમાં [વિષાદના આંસુઓનું] જળ ભરાઈ આવ્યું. તેઓ બંને હાથ જોડીને ઊભા રહ્યા. તેઓ પ્રભુને કંઈ કહી શકતા નથી. ॥૨॥

**દેખિ રામ રુખ લછિમન ધાએ। પાવક પ્રગટિ કાઠ બહુ લાએ॥**
**પાવક પ્રબલ દેખિ બૈદેહી। હૃદયઁ હરષ નહિં ભય કછુ તેહી॥૩॥**

પછી શ્રીરામજીનું વલણ જોઈને લક્ષ્મણજી દોડ્યા અને અગ્નિ તૈયાર કરીને ઘણાં જ લાકડાં લઈ આવ્યા. અગ્નિને ખૂબ વધેલી જોઈને જાનકીજીના હૃદયમાં હર્ષ થયો. તેમને કંઈ પણ ભય ન થયો. ॥૩॥

**જૌં મન બચ ક્રમ મમ ઉર માહીં। તજિ રઘુબીર આન ગતિ નાહીં॥**
**તૌ કૃસાનુ સબ કૈ ગતિ જાના। મો કહુઁ હોઉ શ્રીખંડ સમાના॥૪॥**

[સીતાજીએ લીલાથી કહ્યું -] જો મન, વચન અને કર્મથી મારા હૃદયમાં શ્રીરઘુવીર સિવાય બીજી ગતિ (અન્ય કોઈનો આશ્રય) નથી, તો અગ્નિદેવ જે સર્વેના મનની ગતિ જાણે છે, [મારાય મનની ગતિ જાણીને] મારા માટે ચંદન સમાન શીતળ થઈ જાય. ॥૪॥

**છં૦ – શ્રીખંડ સમ પાવક પ્રબેસ કિયો સુમિરિ પ્રભુ મૈથિલી।**
**જય કોસલેસ મહેસ બંદિત ચરન રતિ અતિ નિર્મલી॥**
**પ્રતિબિંબિ અરુ લૌકિક કલંક પ્રચંડ પાવક મહુઁ જરે।**
**પ્રભુ ચરિત કાહુઁ ન લખે નભ સુર સિદ્ધ મુનિ દેખહિં ખરે॥૧॥**

પ્રભુ શ્રીરામજીનું સ્મરણ કરીને અને જેમના ચરણ મહાદેવજી દ્વારા વંદિત છે તથા જેમનામાં સીતાજીની અત્યંત વિશુદ્ધ પ્રીતિ છે, તે કૌશલપતિની જય બોલીને જાનકીજીએ (પોતાના માટે) ચંદન સમાન શીતળ થયેલી અગ્નિમાં પ્રવેશ કર્યો. પ્રતિબિંબ બિંબમાં ભળી ગયું અને તેમનું લૌકિક કલંક પ્રચંડ અગ્નિમાં બળી ગયું. પ્રભુનાં આ ચરિત્રોને કોઈએ ન જાણ્યાં. દેવો, સિદ્ધ અને મુનિ સર્વે આકાશમાં ઊભા રહીને જુએ છે. ॥૧॥

**ધરિ રૂપ પાવક પાનિ ગહિ શ્રી સત્ય શ્રુતિ જગ બિદિત જો।**
**જિમિ છીરસાગર ઇંદિરા રામહિ સમર્પી આનિ સો॥**
**સો રામ બામ બિભાગ રાજતિ રુચિર અતિ સોભા ભલી।**
**નવ નીલ નીરજ નિકટ માનહુઁ કનક પંકજ કી કલી॥૨॥**

ત્યારે અગ્નિએ શરીર ધારણ કરીને વેદોમાં અને જગતમાં પ્રસિદ્ધ વાસ્તવિક શ્રી(સીતાજી)નો હાથ પકડીને શ્રીરામજીને તે જ પ્રકારે સમર્પિત કર્યાં જેમ ક્ષીરસાગરે વિષ્ણુભગવાનને લક્ષ્મી સમર્પિત કર્યાં હતાં. તે સીતાજી શ્રીરામચન્દ્રજીના ડાબી બાજુએ બિરાજિત થયાં. તેમની ઉત્તમ શોભા અત્યંત સુંદર છે, જાણે નવા ખીલેલા નીલકમળની પાસે સોનાના કમળની કળી સુશોભિત હોય. ॥ ૨॥

**દો૦ – બરષહિં સુમન હરષિ સુર બાજહિં ગગન નિસાન ।**
**ગાવહિં કિંનર સુરબધૂ નાચહિં ચઢ઼ીં બિમાન ॥ ૧૦૯ (ક) ॥**

દેવો હર્ષિત થઈને ફૂલ વરસાવા લાગ્યા. આકાશમાં ડંકા વાગવા લાગ્યા. કિન્નર ગાવા લાગ્યા. વિમાનો પર સવાર અપ્સરાઓ નાચવા લાગી. ॥ ૧૦૯ (ક)॥

**જનકસુતા સમેત પ્રભુ સોભા અમિત અપાર ।**
**દેખિ ભાલુ કપિ હરષે જય રઘુપતિ સુખ સાર ॥ ૧૦૯ (ખ) ॥**

શ્રીજાનકીજી સહિત પ્રભુ શ્રીરામચન્દ્રજીની અપરિમિત અને અપાર શોભા જોઈને રીંછ - વાનર હર્ષિત થઈ ગયાં અને સુખના સાર શ્રીરઘુનાથજીની જય બોલવા લાગ્યા. ॥ ૧૦૯ (ખ)॥

**ચૌ૦ – તબ રઘુપતિ અનુસાસન પાઈ । માતલિ ચલેઉ ચરન સિરુ નાઈ ॥**
**આએ દેવ સદા સ્વારથી । બચન કહહિં જનુ પરમારથી ॥ ૧॥**

ત્યારે શ્રીરઘુનાથજીની આજ્ઞા પામીને ઈન્દ્રનો સારથિ માતલિ ચરણોમાં શીશ નમાવીને [રથ લઈને] ચાલ્યો ગયો. તત્પશ્ચાત્ સદાયના સ્વાર્થી દેવો આવ્યા. તેઓ એવાં વચન કહી રહ્યા છે જાણે મોટા પરમાર્થી હોય. ॥ ૧॥

**દીન બંધુ દયાલ રઘુરાયા । દેવ કીન્હિ દેવન્હ પર દાયા ॥**
**બિસ્વ દ્રોહ રત યહ ખલ કામી । નિજ અઘ ગયઉ કુમારગગામી ॥ ૨॥**

હે દીનબંધુ! હે દયાળુ રઘુરાજ! હે પરમદેવ! આપે દેવતાઓ પર મોટી દયા કરી. વિશ્વદ્રોહમાં તત્પર આ દુષ્ટ, કામી અને કુમાર્ગે ચાલનારો રાવણ પોતાના જ પાપથી નષ્ટ થઈ ગયો. ॥ ૨॥

**તુમ્હ સમરૂપ બ્રહ્મ અબિનાસી । સદા એકરસ સહજ ઉદાસી ॥**
**અકલ અગુન અજ અનઘ અનામય । અજિત અમોઘસક્તિ કરુનામય ॥ ૩॥**

આપ સમરૂપ બ્રહ્મ, અવિનાશી, નિત્ય, એકરસ, સ્વભાવથી જ ઉદાસીન (શત્રુ-મિત્ર ભાવરહિત), અખંડ નિર્ગુણ (માયિક ગુણોથી રહિત), અજન્મા, નિષ્પાપ, નિર્વિકાર, અજેય, અમોઘશક્તિ (જેમની શક્તિ ક્યારેય વ્યર્થ નથી થતી) અને દયામય છો. ॥ ૩॥

**મીન કમઠ સૂકર નરહરી । બામન પરસુરામ બપુ ધરી ॥**
**જબ જબ નાથ સુરન્હ દુખુ પાયો । નાના તનુ ધરિ તુમ્હઈં નસાયો ॥ ૪॥**

આપે જ મત્સ્ય, કુર્મ, વારાહ, નૃસિંહ, વામન અને પરશુરામનાં શરીર ધારણ કર્યાં. હે નાથ! જ્યારે જ્યારે દેવતાઓ દુઃખ પામ્યા, ત્યારે ત્યારે અનેક શરીર ધારણ કરીને આપે જ તેમનાં દુઃખ નાશ કર્યાં. ॥ ૪॥

**યહ ખલ મલિન સદા સુરદ્રોહી। કામ લોભ મદ રત અતિ કોહી॥**
**અધમ સિરોમનિ તવ પદ પાવા। યહ હમરેં મન બિસમય આવા॥૫॥**

આ દુષ્ટ મલિન હૃદય, દેવતાઓનો નિત્ય શત્રુ, કામ, લોભ અને મદ પરાયણ તથા અત્યંત ક્રોધી હતો. એવા અધમ શિરોમણિએ પણ આપનું પરમપદ પામી લીધું! આ વાતનું તો અમારા મનમાં આશ્ચર્ય થયું. ॥૫॥

**હમ દેવતા પરમ અધિકારી। સ્વારથ રત પ્રભુ ભગતિ બિસારી॥**
**ભવ પ્રબાહઁ સંતત હમ પરે। અબ પ્રભુ પાહિ સરન અનુસરે॥૬॥**

અમે દેવો શ્રેષ્ઠ અધિકારી થઈને પણ સ્વાર્થપરાયણ થઈ આપની ભક્તિને ભુલાવીને નિરંતર ભવસાગરના પ્રવાહમાં પડ્યા છીએ. હવે હે પ્રભુ! અમે આપની શરણમાં આવી ગયા છીએ, અમારી રક્ષા કરો. ॥૬॥

**દો૦ – કરિ બિનતી સુર સિદ્ધ સબ રહે જહઁ તહઁ કર જોરિ।**
**અતિ સપ્રેમ તન પુલકિ બિધિ અસ્તુતિ કરત બહોરિ॥૧૧૦॥**

વિનંતી કરીને દેવો અને સિદ્ધો સર્વે જ્યાં ને ત્યાં હાથ જોડીને ઊભા રહ્યા. ત્યારે અત્યંત પ્રેમથી શરીરે પુલકિત થઈને બ્રહ્માજી સ્તુતિ કરવા લાગ્યા. ॥૧૧૦॥

**છં૦ – જય રામ સદા સુખધામ હરે। રઘુનાયક સાયક ચાપ ધરે॥**
**ભવ બારન દારન સિંહ પ્રભો। ગુન સાગર નાગર નાથ બિભો॥૧॥**

હે નિત્ય સુખધામ અને [દુઃખોને હરનારા] હરિ! હે ધનુષ-બાણ ધારણ કરેલ રઘુનાથજી! આપનો જય હો. હે પ્રભો! આપ ભવરૂપી હાથીને વિદીર્ણ કરવા માટે સિંહ સમાન છો. હે નાથ! હે સર્વવ્યાપક! આપ ગુણોના સમુદ્ર અને પરમ ચતુર છો. ॥૧॥

**તન કામ અનેક અનૂપ છબી। ગુન ગાવત સિદ્ધ મુનીંદ્ર કબી॥**
**જસુ પાવન રાવન નાગ મહા। ખગનાથ જથા કરિ કોપ ગહા॥૨॥**

આપના શરીરની અનેકો કામદેવો કરતાંય અધિક અનુપમ શોભા છે. સિદ્ધો, મુનીશ્વરો અને કવિઓ આપના ગુણ ગાતા રહે છે. આપનો યશ પવિત્ર છે. આપે રાવણરૂપી મહાસર્પને ગરુડની જેમ ક્રોધ કરીને પકડી લીધો. ॥૨॥

**જન રંજન ભંજન સોક ભયં। ગતક્રોધ સદા પ્રભુ બોધમયં॥**
**અવતાર ઉદાર અપાર ગુનં। મહિ ભાર બિભંજન ગ્યાનઘનં॥૩॥**

હે પ્રભો! આપ સેવકોને આનંદ આપનારા, શોક અને ભયનો નાશ કરનારા, સદાય ક્રોધરહિત અને નિત્યજ્ઞાનસ્વરૂપ છો. આપનો અવતાર શ્રેષ્ઠ, અપાર દિવ્ય ગુણોવાળો, પૃથ્વીનો ભાર ઉતારનારો અને જ્ઞાનનો સમૂહ છે. ॥૩॥

**અજ બ્યાપકમેકમનાદિ સદા। કરુનાકર રામ નમામિ મુદા॥**
**રઘુબંસ બિભૂષન દૂષન હા। કૃત ભૂપ બિભીષન દીન રહા॥૪॥**

[અવતાર લેવા છતાંય] આપ નિત્ય, અજન્મા, વ્યાપક, એક (અદ્વિતીય) અને અનાદિ છો. હે કરુણાની ખાણ શ્રીરામજી! હું આપને ઘણા જ હર્ષની સાથે નમસ્કાર કરું છું. હે રઘુકુળના આભૂષણ! હે દૂષણ રાક્ષસને મારનારા તથા સમસ્ત દોષોને હરનારા! વિભીષણ દીન હતો, તેને આપે [લંકાનો] રાજા બનાવી દીધો. ॥૪॥

**ગુન ગ્યાન નિધાન અમાન અજં। નિત રામ નમામિ બિભું બિરજં॥**
**ભુજદંડ પ્રચંડ પ્રતાપ બલં। ખલ બૃંદ નિકંદ મહા કુસલં॥૫॥**

હે ગુણ અને જ્ઞાનના ભંડાર! હે માનરહિત! હે અજન્મા, વ્યાપક અને માયિક વિકારોથી રહિત શ્રીરામ! હું આપને નિત્ય નમસ્કાર કરું છું. આપના ભુજદંડોનો પ્રતાપ અને બળ પ્રચંડ છે. દુષ્ટસમૂહનો નાશ કરવામાં આપ પરમ નિપુણ છો. ॥૫॥

**બિનુ કારન દીન દયાલ હિતં। છબિ ધામ નમામિ રમા સહિતં॥**
**ભવ તારન કારન કાજ પરં। મન સંભવ દારુન દોષ હરં॥૬॥**

હે કારણ વિનાય દીનો પર દયા તથા એમનું હિત કરનાર અને શોભાના ધામ! હું શ્રીજાનકીજી સહિત આપને નમસ્કાર કરું છું. આપ ભવસાગરને તારનારા છો, કારણરૂપા પ્રકૃતિ અને કાર્યરૂપ જગત બંનેથી પર છો અને મનથી ઉત્પન્ન થનારા કઠિન દોષોને હરનારા છો. ॥૬॥

**સર ચાપ મનોહર ત્રોન ધરં। જલજારુન લોચન ભૂપબરં॥**
**સુખ મંદિર સુંદર શ્રીરમનં। મદ માર મુધા મમતા સમનં॥૭॥**

આપ મનોહર બાણ, ધનુષ અને ભાથો ધારણ કરનારા છો. [લાલ] કમળ સમાન રક્તવર્ણનાં આપનાં નેત્રો છે. આપ રાજાઓમાં શ્રેષ્ઠ, સુખના મંદિર, સુંદર, શ્રી(લક્ષ્મીજી)ના વલ્લભ તથા મદ (અહંકાર), કામ અને જૂઠી મમતાને નાશ કરનારા છો. ॥૭॥

**અનવદ્ય અખંડ ન ગોચર ગો। સબરૂપ સદા સબ હોઈ ન ગો॥**
**ઈતિ બેદ બદંતિ ન દંતકથા। રબિ આતપ ભિન્નમભિન્ન જથા॥૮॥**

આપ અનિન્દ્ય (નિર્દોષ) અથવા દોષરહિત છો, અખંડ છો, ઈન્દ્રિયોના વિષય નથી. સદા સર્વરૂપ હોવા છતાંય આપ તે સર્વે કદાપિ થયા જ નથી, એવું વેદો કહે છે. આ [કોઈ] દંતકથા નથી. જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ જુદા જુદા છે અને જુદાય નથી. તે જ રીતે આપ પણ સંસારથી ભિન્ન તથા અભિન્ન બંનેય છો. ॥૮॥

**કૃતકૃત્ય બિભો સબ બાનર એ। નિરખંતિ તવાનન સાદર એ॥**
**ધિગ જીવન દેવ સરીર હરે। તવ ભક્તિ બિના ભવ ભૂલિ પરે॥૯॥**

હે વ્યાપક પ્રભો! આ સર્વે વાનર કૃતાર્થરૂપ છે, જેઓ આદરપૂર્વક આપનું આ મુખ જોઈ રહ્યા છે. [અને] હે હરે! અમારા [અમર] જીવન અને દેવ (દિવ્ય) શરીરને ધિક્કાર છે, કે અમે આપની ભક્તિથી રહિત થઈ સંસારમાં (સાંસારિક વિષયોમાં) ભૂલા પડ્યા છીએ. ॥૯॥

**અબ દીનદયાલ દયા કરિઐ। મતિ મોરિ બિભેદકરી હરિઐ॥**
**જેહિ તે બિપરીત ક્રિયા કરિઐ। દુખ સો સુખ માનિ સુખી ચરિઐ॥૧૦॥**

હે દીનદયાળુ! હવે દયા કરો અને મારી તે વિભેદ ઉત્પન્ન કરનારી બુદ્ધિને હરી લો, જેનાથી હું વિપરીત કર્મ કરું છું અને જે દુઃખ છે તેને સુખ માનીને આનંદથી વિચરું છું. ॥૧૦॥

**ખલ ખંડન મંડન રમ્ય છમા। પદ પંકજ સેવિત સંભુ ઉમા॥**
**નૃપ નાયક દે બરદાનમિદં। ચરનાંબુજ પ્રેમુ સદા સુભદં॥૧૧॥**

આપ દુષ્ટોનું ખંડન કરનારા અને પૃથ્વીના રમણીય આભૂષણ છો. આપના ચરણકમળ શ્રીશિવ-પાર્વતી દ્વારા સેવિત છે. હે રાજાઓના મહારાજા! મને આ વરદાન આપો કે આપના ચરણકમળમાં સદાય મારો કલ્યાણદાયક [અનન્ય] પ્રેમ થાય. ॥૧૧॥

**દો૦ – બિનય કીન્હિ ચતુરાનન પ્રેમ પુલક અતિ ગાત।**
**સોભાસિંધુ બિલોકત લોચન નહીં અઘાત॥૧૧૧॥**

આ પ્રમાણે બ્રહ્માજીએ અત્યંત પ્રેમ-પુલકિત શરીરે વિનંતી કરી. શોભાના સમુદ્ર શ્રીરામજીનાં દર્શન કરતાં કરતાં તેમનાં નેત્ર તૃપ્ત જ નહોતાં થતાં. ॥૧૧૧॥

**ચૌ૦ – તેહિ અવસર દસરથ તહઁ આએ। તનય બિલોકિ નયન જલ છાએ॥**
**અનુજ સહિત પ્રભુ બંદન કીન્હા। આસિરબાદ પિતાઁ તબ દીન્હા॥૧॥**

તે જ સમયે દશરથજી ત્યાં આવ્યા. પુત્ર(શ્રીરામજી)ને જોઈને તેમનાં નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ છવાઈ ગયું. નાના ભાઈ લક્ષ્મણજીસહિત પ્રભુએ તેમની વંદના કરી અને પછી પિતાએ તેમને આશીર્વાદ આપ્યા. ॥૧॥

**તાત સકલ તવ પુન્ય પ્રભાઊ। જીત્યોં અજય નિસાચર રાઊ॥**
**સુનિ સુત બચન પ્રીતિ અતિ બાઢ़ી। નયન સલિલ રોમાવલિ ઠાઢ़ી॥૨॥**

[શ્રીરામજીએ કહ્યું -] હે તાત! આ સર્વે આપનાં પુણ્યોનો પ્રભાવ છે, જેથી મેં અજેય રાક્ષસરાજને જીતી લીધો. પુત્રનાં વચન સાંભળીને તેમની પ્રીતિ અત્યંત વધી ગઈ. નેત્રોમાં જળ છવાઈ ગયું અને રોમાવલી ઊભી થઈ ગઈ. ॥૨॥

**રઘુપતિ પ્રથમ પ્રેમ અનુમાના। ચિતઈ પિતહિ દીન્હેઉ દૃઢ़ ગ્યાના॥**
**તાતે ઉમા મોચ્છ નહિં પાયો। દસરથ ભેદ ભગતિ મન લાયો॥૩॥**

શ્રીરઘુનાથજીએ અગાઉના (હયાતી કાળના) પ્રેમનો વિચાર કરી, પિતાની સામે જોઈને જ તેમને પોતાના સ્વરૂપનું દૃઢ જ્ઞાન કરાવી દીધું. હે ઉમા! દશરથજીએ ભેદભક્તિમાં પોતાનું મન જોડ્યું હતું, તેથી તેમણે [કૈવલ્ય] મોક્ષ નહોતું પ્રાપ્ત થયું. ॥૩॥

**સગુનોપાસક મોચ્છ ન લેહીં। તિન્હ કહુઁ રામ ભગતિ નિજ દેહીં॥**
**બાર બાર કરિ પ્રભુહિ પ્રનામા। દસરથ હરષિ ગએ સુરધામા॥૪॥**

[માયારહિત સચ્ચિદાનંદમય સ્વરૂપભૂત દિવ્યગુણયુક્ત] સગુણ-સ્વરૂપની ઉપાસના કરનારા ભક્ત આ પ્રકારનું મોક્ષ લેતા પણ નથી. તેમને શ્રીરામજી પોતાની ભક્તિ આપે છે. પ્રભુને [ઇષ્ટબુદ્ધિથી] વારંવાર પ્રણામ કરીને દશરથજી હર્ષિત થઈને દેવલોકે ચાલ્યા ગયા. ॥૪॥

**દો૦ – અનુજ જાનકી સહિત પ્રભુ કુસલ કોસલાધીસ।**
**સોભા દેખિ હરષિ મન અસ્તુતિ કર સુર ઈસ॥૧૧૨॥**

નાના ભાઈ લક્ષ્મણજી અને જાનકીજીસહિત પરમકુશળ પ્રભુ શ્રીકૌશલાધીશની શોભા જોઈને દેવરાજ ઈન્દ્ર મનમાં હર્ષિત થઈને સ્તુતિ કરવા લાગ્યા - ॥૧૧૨॥

**છં૦ – જય રામ સોભા ધામ। દાયક પ્રનત બિશ્રામ॥**
**ધૃત ત્રોન બર સર ચાપ। ભુજદંડ પ્રબલ પ્રતાપ॥૧॥**

શોભાના ધામ, શરણાગતને વિશ્રામ આપનારા, શ્રેષ્ઠ ભાથા, ધનુષ અને બાણ ધારણ કરેલા, પ્રબળ પ્રતાપી ભુજદંડોવાળા શ્રીરામચન્દ્રજીનો જય થાવ. ॥૧॥

**જય દૂષનારિ ખરારિ। મર્દન નિસાચર ધારિ॥**
**યહ દુષ્ટ મારેઉ નાથ। ભએ દેવ સકલ સનાથ॥૨॥**

હે ખર અને દૂષણના શત્રુ અને રાક્ષસોની સેનાનું મર્દન કરનારા! આપનો જય થાવ. હે નાથ! આપે આ દુષ્ટને માર્યો, જેનાથી સર્વે દેવતા સનાથ (સુરક્ષિત) થઈ ગયા. ॥૨॥

**જય હરન ધરની ભાર। મહિમા ઉદાર અપાર॥**
**જય રાવનારિ કૃપાલ। કિએ જાતુધાન બિહાલ॥૩॥**

હે ભૂમિનો ભાર હરનારા! હે અપાર શ્રેષ્ઠ મહિમાવાળા! આપનો જય હો. હે રાવણના શત્રુ! હે કૃપાળુ! આપનો જય હો. આપે રાક્ષસોને બેહાલ (રમળ-ભમળ) કરી દીધા. ॥૩॥

**લંકેસ અતિ બલ ગર્બ। કિએ બસ્ય સુર ગંધર્બ॥**
**મુનિ સિદ્ધ નર ખગ નાગ। હઠિ પંથ સબ કેં લાગ॥૪॥**

લંકાપતિ રાવણને પોતાના બળનું બહુ ઘમંડ હતું. તેણે દેવો અને ગંધર્વો સર્વેને પોતાના વશમાં કરી લીધા હતા અને મુનિ, સિદ્ધ, મનુષ્ય, પક્ષી અને નાગ વગેરે સર્વેની પાછળ (હાથ ધોઈને) હઠપૂર્વક તે પડી ગયો હતો. ॥૪॥

**પરદ્રોહ રત અતિ દુષ્ટ। પાયો સો ફલુ પાપિષ્ટ॥**
**અબ સુનહુ દીન દયાલ। રાજીવ નયન બિસાલ॥૫॥**

તે અન્યોથી દ્રોહ કરવામાં તત્પર અને અત્યંત દુષ્ટ હતો. તે પાપીએ તેવું જ ફળ પ્રાપ્ત કર્યું. હવે, હે દીનો પર દયા કરનારા! હે કમળસમાન વિશાળ નેત્રોવાળા! સાંભળો, ॥૫॥

**મોહિ રહા અતિ અભિમાન। નહિં કોઉ મોહિ સમાન॥**
**અબ દેખિ પ્રભુ પદ કંજ। ગત માન પ્રદ દુખ પુંજ॥૬॥**

મને અત્યંત અભિમાન હતું કે મારા સમાન કોઈ નથી, પણ હવે પ્રભુ(આપ)ના ચરણકમળોનાં દર્શન કરવાથી દુ:ખસમૂહને આપનારું મારું તે અભિમાન જતું રહ્યું. ॥૬॥

**કોઉ બ્રહ્મ નિર્ગુન ધ્યાવ। અબ્યક્ત જેહિ શ્રુતિ ગાવ॥**
**મોહિ ભાવ કોસલ ભૂપ। શ્રીરામ સગુન સરૂપ॥૭॥**

કોઈ એ નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન કરે છે, જેને વેદો અવ્યક્ત (નિરાકાર) કહે છે. પરંતુ હે રામજી! મને તો આપનું આ સગુણ કૌશલરાજ સ્વરૂપ જ પ્રિય લાગે છે. ॥૭॥

**બૈદેહિ અનુજ સમેત। મમ હૃદયઁ કરહુ નિકેત॥**
**મોહિ જાનિઐ નિજ દાસ। દે ભક્તિ રમાનિવાસ॥૮॥**

શ્રીજાનકીજી અને નાનાભાઈ લક્ષ્મણજી સહિત મારા હૃદયમાં આપનું ધામ બનાવો. હે રમાનિવાસ! મને આપનો દાસ સમજો અને આપની ભક્તિ આપો. ॥૮॥

**છં૦ – દે ભક્તિ રમાનિવાસ ત્રાસ હરન સરન સુખદાયકં।**
**સુખ ધામ રામ નમામિ કામ અનેક છબિ રઘુનાયકં॥**
**સુર બૃંદ રંજન દ્વંદ ભંજન મનુજતનુ અતુલિતબલં।**
**બ્રહ્માદિ સંકર સેબ્ય રામ નમામિ કરુના કોમલં॥**

હે રમાનિવાસ! હે શરણાગતના ભયને હરનારા અને તેને સર્વે પ્રકારનું સુખ આપનારા! મને આપની ભક્તિ આપો. હે સુખના ધામ! હે અનેક કામદેવોની શોભાવાળા રઘુકુળના સ્વામી શ્રીરામચન્દ્રજી! હું આપને નમસ્કાર કરું છું. હે દેવસમૂહને આનંદ આપનારા, [જન્મ-મૃત્યુ, હર્ષ-વિષાદ, સુખ-દુઃખ આદિ] દ્વન્દ્વોનો નાશ કરનારા, મનુષ્ય શરીરધારી, અતુલનીય બળવાળા, બ્રહ્મા અને શિવ આદિ દ્વારા સેવનીય, કરુણાથી કોમળ શ્રીરામજી! હું આપને નમસ્કાર કરું છું.

**દો૦ – અબ કરિ કૃપા બિલોકિ મોહિ આયસુ દેહુ કૃપાલ।**
**કાહ કરૌં સુનિ પ્રિય બચન બોલે દીનદયાલ॥૧૧૩॥**

હે કૃપાળુ! હવે મારી સામે કૃપા કરીને (કૃપાદૃષ્ટિથી) જોઈને આજ્ઞા આપો કે હું શું [સેવા] કરું? ઈન્દ્રનાં આ પ્રિય વચન સાંભળીને દીનદયાળુ શ્રીરામજી બોલ્યા - ॥૧૧૩॥

**ચૌ૦ – સુનુ સુરપતિ કપિ ભાલુ હમારે। પરે ભૂમિ નિસિચરન્હિ જે મારે॥**
**મમ હિત લાગિ તજે ઈન્હ પ્રાના। સકલ જિઆઉ સુરેસ સુજાના॥૧॥**

હે દેવરાજ! સાંભળો, અમારાં વાનર-રીંછ, જેમને નિશાચરોએ મારી નાખ્યાં છે, પૃથ્વી પર પડ્યાં છે. તેમણે મારા હિતને માટે પોતાના પ્રાણ ત્યાગી દીધા. હે સુજ્ઞ દેવરાજ! એ સર્વેને સજીવન કરી દો. ॥૧॥

**સુનુ ખગેસ પ્રભુ કૈ યહ બાની। અતિ અગાધ જાનહિં મુનિ ગ્યાની॥**
**પ્રભુ સક ત્રિભુઅન મારિ જિઆઈ। કેવલ સક્રહિ દીન્હિ બડ઼ાઈ॥૨॥**

[કાકભુશુંડિજી કહે છે -] હે ગરુડ! સાંભળો, પ્રભુનાં આ વચન અત્યંત ગૂઢ છે. જ્ઞાની મુનિ જ એને જાણી શકે છે. પ્રભુ શ્રીરામજી ત્રિલોકીને મારીને જીવાડી શકે છે. અહીંયાં તો કેવળ ઈન્દ્રને મોટાઈ આપી છે. ॥૨॥

**સુધા બરષિ કપિ ભાલુ જિઆએ। હરષિ ઉઠે સબ પ્રભુ પહિં આએ ॥**
**સુધાબૃષ્ટિ ભૈ દુહુ દલ ઊપર। જિએ ભાલુ કપિ નહિં રજનીચર ॥૩॥**

ઈન્દ્રએ અમૃત વરસાવીને વાનર-રીંછોને જીવતા કરી દીધાં. સર્વે હર્ષિત થઈને ઊઠ્યાં અને પ્રભુની પાસે આવ્યાં. અમૃતની વર્ષા બંને દળો પર થઈ, પરંતુ રીંછ-વાનર જ જીવિત થયાં, રાક્ષસો નહીં. ॥૩॥

**રામાકાર ભએ તિન્હ કે મન। મુક્ત ભએ છૂટે ભવ બંધન ॥**
**સુર અંસિક સબ કપિ અરુ રીછા। જિએ સકલ રઘુપતિ કીં ઈછા ॥૪॥**

કેમકે રાક્ષસોનાં મન તો મરતી વખતે રામાકાર થઈ ગયા હતાં માટે તે મુક્ત થઈ ગયા, તેમનાં ભવબંધન છૂટી ગયાં. પરંતુ વાનર અને રીંછ તો સર્વે દેવાંશ (ભગવાનની લીલાના પરિકર) હતા. માટે તે સર્વે શ્રીરઘુનાથજીની ઈચ્છાથી જીવિત થઈ ગયા. ॥૪॥

**રામ સરિસ કો દીન હિતકારી। કીન્હે મુકુત નિસાચર ઝારી ॥**
**ખલ મલ ધામ કામ રત રાવન। ગતિ પાઈ જો મુનિબર પાવ ન ॥૫॥**

શ્રીરામચન્દ્રજીના સમાન દીનોનું હિત કરનારો કોણ છે? જેમણે સમસ્ત રાક્ષસોને મુક્ત કરી દીધા! દુષ્ટ, પાપોનું નિવાસસ્થાન અને કામી રાવણ પણ તે જ ગતિ પામ્યો, જેને શ્રેષ્ઠ મુનિ પણ નથી પામતા. ॥૫॥

**દો૦ – સુમન બરષિ સબ સુર ચલે ચઢ़િ ચઢ़િ રુચિર બિમાન।**
**દેખિ સુઅવસર પ્રભુ પહિં આયઉ સંભુ સુજાન ॥૧૧૪ (ક) ॥**

પુષ્પોની વર્ષા કરીને સર્વે દેવો સુંદર વિમાનો પર ચઢી-ચઢીને ચાલ્યા. ત્યારે સુઅવસર જાણીને સુજ્ઞ શિવજી પ્રભુ શ્રીરામચન્દ્રજીની પાસે આવ્યા - ॥૧૧૪ (ક)॥

**પરમ પ્રીતિ કર જોરિ જુગ નલિન નયન ભરિ બારિ।**
**પુલકિત તન ગદગદ ગિરાँ બિનય કરત ત્રિપુરારિ ॥૧૧૪ (ખ) ॥**

અને પરમ પ્રેમથી બંને હાથ જોડીને, કમળ સમાન નેત્રોમાં જળ ભરીને, પુલકિત શરીર અને ગદ્ગદ વાણીથી ત્રિપુરારિ શિવજી વિનંતી કરવા લાગ્યા. ॥૧૧૪ (ખ)॥

**છં૦ – મામભિરક્ષય રઘુકુલ નાયક। ધૃત બર ચાપ રુચિર કર સાયક ॥**
**મોહ મહા ઘન પટલ પ્રભંજન। સંસય બિપિન અનલ સુર રંજન ॥૧॥**

હે રઘુકુળના સ્વામી! સુંદર હાથોમાં શ્રેષ્ઠ ધનુષ અને સુંદર બાણ ધારણ કરેલા આપ મારી રક્ષા કરો. આપ મહામોહરૂપી મેઘસમૂહને [ઉડાવવા] માટે પ્રચંડ પવન છો, સંશયરૂપી વનને [ભસ્મ કરવા] માટે અગ્નિ છો અને દેવતાઓને આનંદ આપનારા છો. ॥૧॥

**અગુન સગુન ગુન મંદિર સુંદર। ભ્રમ તપ પ્રબલ પ્રતાપ દિવાકર ॥**
**કામ ક્રોધ મદ ગજ પંચાનન। બસહુ નિરંતર જન મન કાનન ॥૨॥**

આપ નિર્ગુણ, સગુણ, દિવ્ય ગુણોના ધામ અને પરમ સુંદર છો. ભ્રમરૂપી અંધકારનો [નાશ કરવા] માટે પ્રબળ પ્રતાપી સૂર્ય છો. કામ, ક્રોધ અને મદરૂપી હાથીઓના [વધ] માટે સિંહ સમાન આપ આ સેવકના મનરૂપી વનમાં નિરંતર નિવાસ કરો. ॥ ૨॥

**બિષય મનોરથ પુંજ કંજ બન। પ્રબલ તુષાર ઉદાર પાર મન॥**
**ભવ બારિધિ મંદર પરમં દર। બારય તારય સંસૃતિ દુસ્તર॥ ૩॥**

વિષય કામનાઓના સમૂહરૂપી કમળવનના [નાશ] માટે આપ પ્રબળ ઝાકળ છો, આપ ઉદાર અને મનથી પર છો. ભવસાગરને [મથવા] માટે આપ મંદરાચળ પર્વત છો. આપ અમારા પરમ ભયને દૂર કરો અને અમને દુઃસ્તર સંસાર સાગરમાંથી પાર ઉતારો. ॥ ૩॥

**સ્યામ ગાત રાજીવ બિલોચન। દીન બંધુ પ્રનતારતિ મોચન॥**
**અનુજ જાનકી સહિત નિરંતર। બસહુ રામ નૃપ મમ ઉર અંતર॥ ૪॥**
**મુનિ રંજન મહિ મંડલ મંડન। તુલસિદાસ પ્રભુ ત્રાસ બિખંડન॥ ૫॥**

હે શ્યામસુંદર-શરીર! હે કમળનયન! હે દીનબંધુ! હે શરણાગતને દુઃખથી છોડાવનાર! હે રાજા રામચન્દ્રજી! આપ નાના ભાઈ લક્ષ્મણ અને જાનકીજીસહિત નિરંતર મારા હૃદયના અંતરમાં નિવાસ કરો. આપ મુનિઓને આનંદ આપનારા, પૃથ્વીમંડળના ભૂષણ, તુલસીદાસના પ્રભુ અને ભયનો નાશ કરનારા છો. ॥ ૪-૫॥

**દો૦ – નાથ જબહિં કોસલપુરીં હોઈહિ તિલક તુમ્હાર।**
**કૃપાસિંધુ મૈં આઉબ દેખન ચરિત ઉદાર॥ ૧૧૫॥**

હે નાથ! જ્યારે અયોધ્યાપુરીમાં આપનું રાજતિલક થશે, ત્યારે હે કૃપાસાગર! હું આપની ઉદાર લીલા જોવા આવીશ. ॥ ૧૧૫॥

**ચૌ૦ – કરિ બિનતી જબ સંભુ સિધાએ। તબ પ્રભુ નિકટ બિભીષનુ આએ॥**
**નાઈ ચરન સિરુ કહ મૃદુ બાની। બિનય સુનહુ પ્રભુ સારઁગપાની॥ ૧॥**

શિવજી વિનંતી કરીને ચાલ્યા ગયા, ત્યારે વિભીષણજી પ્રભુની પાસે આવ્યા અને ચરણોમાં માથું નમાવીને કોમળ વાણીથી બોલ્યા - હે શાર્ઙ્ગ ધનુષને ધારણ કરનારા પ્રભો! મારી વિનંતી સાંભળો – ॥ ૧॥

**સકુલ સદલ પ્રભુ રાવન માર્યો। પાવન જસ ત્રિભુવન બિસ્તાર્યો॥**
**દીન મલીન હીન મતિ જાતી। મો પર કૃપા કીન્હિ બહુ ભાઁતી॥ ૨॥**

આપે કુળ અને સેનાસહિત રાવણનો વધ કર્યો, ત્રિભુવનમાં પોતાનો પવિત્ર યશ ફેલાવ્યો અને મુજ દીન, પાપી, બુદ્ધિહીન અને જાતિહીન પર અનેક પ્રકારે કૃપા કરી. ॥ ૨॥

**અબ જન ગૃહ પુનીત પ્રભુ કીજે। મજ્જનુ કરિઅ સમર શ્રમ છીજે॥**
**દેખિ કોસ મંદિર સંપદા। દેહુ કૃપાલ કપિન્હ કહુઁ મુદા॥ ૩॥**

હવે હે પ્રભુ! આ દાસના ઘરને પવિત્ર કરો અને ત્યાં આવીને સ્નાન કરો, જેથી યુદ્ધનો થાક દૂર થઈ જાય. હે કૃપાળુ! ખજાના, મહેલ અને સંપત્તિનું નિરીક્ષણ કરી પ્રસન્નતાપૂર્વક વાનરોને આપો. ॥૩॥

**સબ બિધિ નાથ મોહિ અપનાઈઅ। પુનિ મોહિ સહિત અવધપુર જાઈઅ॥**
**સુનત બચન મૃદુ દીનદયાલા। સજલ ભએ દ્વૌ નયન બિસાલા॥૪॥**

હે નાથ! મને સર્વ પ્રકારે અપનાવી લો અને પછી હે પ્રભો! મને સાથે લઈને અયોધ્યાપુરી પધારો. વિભીષણજીનાં કોમળ વચન સાંભળતાં જ દીનદયાળુ પ્રભુનાં બંને વિશાળ નેત્રોમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભરાઈ આવ્યું. ॥૪॥

**દો૦ – તોર કોસ ગૃહ મોર સબ સત્ય બચન સુનુ ભ્રાત।**
**ભરત દસા સુમિરત મોહિ નિમિષ કલ્પ સમ જાત॥૧૧૬ (ક)॥**

[શ્રીરામજીએ કહ્યું -] હે ભાઈ! સાંભળો, તમારો ખજાનો અને ઘર સર્વે મારું જ છે, આ વાત ખરી છે. પરંતુ ભરતની દશા યાદ કરીને મારી એકેએક પળ કલ્પ સમાન વીતી રહી છે. ॥૧૧૬ (ક)॥

**તાપસ બેષ ગાત કૃસ જપત નિરંતર મોહિ।**
**દેખૌં બેગિ સો જતનુ કરુ સખા નિહોરઉઁ તોહિ॥૧૧૬ (ખ)॥**

તપસ્વીના વેષમાં કૃશ શરીરે નિરંતર મારો નામજપ કરી રહ્યા છે. હે સખા! તેવો ઉપાય કરો જેનાથી હું જલદી થી જલદી તેમને જોઈ શકું. હું તમને અનુરોધ કરું છું, ॥૧૧૬ (ખ)॥

**બીતેં અવધિ જાઉઁ જૌં જિઅત ન પાવઉઁ બીર।**
**સુમિરત અનુજ પ્રીતિ પ્રભુ પુનિ પુનિ પુલક સરીર॥૧૧૬ (ગ)॥**

- કે જો અવધિ વીતી ગયે જાઉં છું તો ભાઈને જીવતો નહીં પામું. નાના ભાઈ ભરતજીની પ્રીતિનું સ્મરણ કરીને પ્રભુનું શરીર વારંવાર પુલકિત થઈ રહ્યું છે. ॥૧૧૬ (ગ)॥

**કરેહુ કલ્પ ભરિ રાજુ તુમ્હ મોહિ સુમિરેહુ મન માહિં।**
**પુનિ મમ ધામ પાઇહહુ જહાઁ સંત સબ જાહિં॥૧૧૬ (ઘ)॥**

[શ્રીરામજીએ ફરી પાછું કહ્યું -] હે વિભીષણ! તમે કલ્પભર રાજ્ય કરજો, મનમાં મારું નિરંતર સ્મરણ કરતાં રહેજો. પછી તમે મારા એ ધામને પામી જશો જ્યાં સર્વે સંત જાય છે. ॥૧૧૬ (ઘ)॥

**ચૌ૦ – સુનત બિભીષન બચન રામ કે। હરષિ ગહે પદ કૃપાધામ કે॥**
**બાનર ભાલુ સકલ હરષાને। ગહિ પ્રભુ પદ ગુન બિમલ બખાને॥૧॥**

શ્રીરામચન્દ્રજીનાં વચન સાંભળતાં જ વિભીષણજીએ હર્ષિત થઈને કૃપાના ધામ શ્રીરામજીના ચરણ પકડી લીધાં. સર્વે વાનર-રીંછ હર્ષિત થઈ ગયાં અને પ્રભુના ચરણ પકડીને એમના નિર્મળ ગુણોનાં વખાણ કરવા લાગ્યા. ॥૧॥

**બહુરિ બિભીષન ભવન સિધાયો। મનિ ગન બસન બિમાન ભરાયો॥**
**લૈ પુષ્પક પ્રભુ આગેં રાખા। હઁસિ કરિ કૃપાસિંધુ તબ ભાષા॥૨॥**

પછી વિભીષણજી મહેલે ગયા અને તેમણે મણિઓના સમૂહો(રત્નો)થી અને વસ્ત્રોથી વિમાનને ભરી દીધું. પછી તે પુષ્પક વિમાનને લાવીને પ્રભુની સામે મૂક્યું. ત્યારે કૃપાસાગર શ્રીરામજીએ હસીને કહ્યું - ॥ ૨॥

**ચઢ઼િ બિમાન સુનુ સખા બિભીષન। ગગન જાઈ બરષહુ પટ ભૂષન॥**
**નભ પર જાઈ બિભીષન તબહી। બરષિ દિએ મનિ અંબર સબહી॥ ૩॥**

હે સખા વિભીષણ! સાંભળો, વિમાન ઉપર ચઢીને, આકાશમાં જઈને વસ્ત્રો અને ઘરેણાંઓને વરસાવી દો. આજ્ઞા સાંભળતાં જ વિભીષણજીએ આકાશમાં જઈને સર્વે મણિઓ અને વસ્ત્રોને વરસાવી દીધાં. ॥ ૩॥

**જોઈ જોઈ મન ભાવઈ સોઈ લેહીં। મનિ મુખ મેલિ ડારિ કપિ દેહીં॥**
**હઁસે રામુ શ્રી અનુજ સમેતા। પરમ કૌતુકી કૃપા નિકેતા॥ ૪॥**

જેના મનને જે ઠીક લાગે છે, તે તે જ લઈ લે છે. મણિઓને મુખમાં લઈને વાનર પાછા એને ખાવાની ચીજ ન સમજીને ઓકી દે છે. આ તમાશો જોઈને પરમ વિનોદી અને કૃપાના ધામ શ્રીરામજી સીતાજી અને લક્ષ્મણજીસહિત હસવા લાગ્યા. ॥ ૪॥

**દો૦ – મુનિ જેહિ ધ્યાન ન પાવહિં નેતિ નેતિ કહ બેદ।**
**કૃપાસિંધુ સોઇ કપિન્હ સન કરત અનેક બિનોદ॥ ૧૧૭ (ક)॥**

જેમને મુનિઓ ધ્યાનમાંય નથી પામતા, જેમને વેદો નેતિ નેતિ કહે છે, તે જ કૃપાના સમુદ્ર શ્રીરામજી વાનરોની સાથે અનેક પ્રકારના વિનોદ કરી રહ્યા છે. ॥ ૧૧૭ (ક)॥

**ઉમા જોગ જપ દાન તપ નાના મખ બ્રત નેમ।**
**રામ કૃપા નહિં કરહિં તસિ જસિ નિષ્કેવલ પ્રેમ॥ ૧૧૭ (ખ)॥**

[શિવજી કહે છે -] હે ઉમા! અનેક પ્રકારના યોગ, જપ, દાન, તપ, યજ્ઞ, વ્રત અને નિયમ કરવા છતાંય શ્રીરામચન્દ્રજી એવી કૃપા નથી કરતા, જેવી અનન્ય પ્રેમ થઈ જવાથી કરે છે. ॥ ૧૧૭ (ખ)॥

**ચૌ૦ – ભાલુ કપિન્હ પટ ભૂષન પાએ। પહિરિ પહિરિ રઘુપતિ પહિં આએ॥**
**નાના જિનસ દેખિ સબ કીસા। પુનિ પુનિ હઁસત કોસલાધીસા॥ ૧॥**

રીંછો અને વાનરો કપડાં-ઘરેણાં પામ્યાં અને તેમને પહેરી-પહેરીને તેઓ શ્રીરઘુનાથજી પાસે આવ્યાં. અનેક જાતિઓના સર્વે વાનરોને જોઈને કૌશલપતિ શ્રીરામજી વારંવાર હસી રહ્યા છે. ॥ ૧॥

**ચિતઈ સબન્હિ પર કીન્હી દાયા। બોલે મૃદુલ બચન રઘુરાયા॥**
**તુમ્હરેં બલ મૈં રાવનુ માર્યો। તિલક બિભીષન કહઁ પુનિ સાર્યો॥ ૨॥**

શ્રીરઘુનાથજીએ કૃપાદૃષ્ટિથી જોઈને સર્વે પર દયા કરી. પછી કોમળ વચન બોલ્યા - હે ભાઈઓ! તમારા જ બળથી મેં રાવણને માર્યો અને વિભીષણનું રાજતિલક કર્યું. ॥ ૨॥

**નિજ નિજ ગૃહ અબ તુમ્હ સબ જાહૂ। સુમિરેહુ મોહિ ડરપહુ જનિ કાહૂ॥**
**સુનત બચન પ્રેમાકુલ બાનર। જોરિ પાનિ બોલે સબ સાદર॥ ૩॥**

હવે તમે સૌ પોતપોતાના ઘેર જાઓ. મારું સ્મરણ કરતાં રહેજો અને કોઈથી ડરશો નહિ. આ વચન સાંભળતાં જ સર્વે વાનર પ્રેમવિહ્વળ થઈને હાથ જોડીને આદરપૂર્વક બોલ્યા - ॥૩॥

**પ્રભુ જોઈ કહહુ તુમ્હહિ સબ સોહા। હમરેં હોત બચન સુનિ મોહા॥**
**દીન જાનિ કપિ કિએ સનાથા। તુમ્હ ત્રૈલોક ઈસ રઘુનાથા॥૪॥**

પ્રભો! આપ જે કંઈ પણ કહો તે સર્વે આપને શોભે છે. પરંતુ આપનાં વચન સાંભળીને અમને મોહ થાય છે. હે રઘુનાથજી! આપ ત્રણેય લોકોના ઈશ્વર છો. અમને-વાનરોને દીન જાણીને જ આપે સનાથ (કૃતાર્થ) કર્યા છે. ॥૪॥

**સુનિ પ્રભુ બચન લાજ હમ મરહીં। મસક કહૂઁ ખગપતિ હિત કરહીં॥**
**દેખિ રામ રુખ બાનર રીછા। પ્રેમ મગન નહિં ગૃહ કૈ ઈછા॥૫॥**

[આપનાં] પ્રભુનાં આવાં વચન સાંભળીને અમે લજ્જાને લીધે મરી રહ્યા છીએ. કદાપિ મચ્છર પણ ગરુડનું હિત કરી શકે છે? શ્રીરામજીનું મન જાણીને રીંછ-વાનર પ્રેમમાં મગ્ન થઈ ગયાં. તેમની ઘેર જવાની ઈચ્છા જ નથી. ॥૫॥

**દો૦ – પ્રભુ પ્રેરિત કપિ ભાલુ સબ રામ રૂપ ઉર રાખિ।**
**હરષ બિષાદ સહિત ચલે બિનય બિબિધ બિધિ ભાષિ॥૧૧૮ (ક)॥**

પરંતુ પ્રભુની પ્રેરણાથી સર્વે વાનર-રીંછ શ્રીરામજીના રૂપને હૃદયમાં રાખીને, અનેક પ્રકારે વિનંતી કરીને હર્ષ અને વિષાદસહિત ઘરે ચાલ્યા. ॥૧૧૮ (ક)॥

**કપિપતિ નીલ રીછપતિ અંગદ નલ હનુમાન।**
**સહિત બિભીષન અપર જે જૂથપ કપિ બલવાન॥૧૧૮ (ખ)॥**

વાનરરાજ સુગ્રીવ, નીલ, ઋક્ષરાજ જામ્બવાન, અંગદ, નલ અને હનુમાન તથા વિભીષણસહિત બીજા જે બળવાન વાનર સેનાપતિ છે, ॥૧૧૮ (ખ)॥

**કહિ ન સકહિં કછુ પ્રેમ બસ ભરિ ભરિ લોચન બારિ।**
**સન્મુખ ચિતવહિં રામ તન નયન નિમેષ નિવારિ॥૧૧૮ (ગ)॥**

તેઓ કંઈ કહી નથી શકતા, પ્રેમવશ નેત્રોમાં જળ ભરી-ભરીને નેત્રોના પલકારા મારવા ત્યજીને (એકીટશે) સન્મુખ થઈને શ્રીરામજીની સામે જોઈ રહ્યા છે. ॥૧૧૮ (ગ)॥

**ચૌ૦ – અતિસય પ્રીતિ દેખિ રઘુરાઈ। લીન્હે સકલ બિમાન ચઢ઼ાઈ॥**
**મન મહુઁ બિપ્ર ચરન સિરુ નાયો। ઉત્તર દિસિહિ બિમાન ચલાયો॥૧॥**

શ્રીરઘુનાથજીએ એમનો અતિશય પ્રેમ જોઈને સર્વેને વિમાન પર ચઢાવી લીધા. તત્પશ્ચાત્ મનમાં ને મનમાં વિપ્રચરણોમાં શીશ નમાવીને ઉત્તર દિશા તરફ વિમાન ચલાવ્યું. ॥૧॥

**ચલત બિમાન કોલાહલ હોઈ। જય રઘુબીર કહઈ સબુ કોઈ॥**
**સિંહાસન અતિ ઉચ્ચ મનોહર। શ્રી સમેત પ્રભુ બૈઠે તા પર॥૨॥**

વિમાન ચાલતાં સમયે મોટો કોલાહલ થઈ રહ્યો છે. સર્વે કોઈ શ્રીરઘુવીરનો જય કહી રહ્યા છે. વિમાનમાં એક અત્યંત ઊંચું મનોહર સિંહાસન છે. તેની ઉપર સીતાજીસહિત પ્રભુ શ્રીરામચન્દ્રજી બિરાજમાન થયા. ॥ ૨॥

**રાજત રામુ સહિત ભામિની। મેરુ સૃંગ જનુ ઘન દામિની॥**
**રુચિર બિમાનુ ચલેઉ અતિ આતુર। કીન્હી સુમન બૃષ્ટિ હરષે સુર॥ ૩॥**

પત્નીસહિત શ્રીરામજી એવા શોભાયમાન થઈ રહ્યા છે, જાણે મેરુના શિખર પર વીજળીસહિત શ્યામ મેઘરાજા હોય. સુંદર વિમાન ઘણી શીઘ્રતાથી ચાલ્યું. દેવો હર્ષિત થયા અને તેમણે ફૂલોનો વરસાદ વરસાવ્યો. ॥ ૩॥

**પરમ સુખદ ચલિ ત્રિબિધ બયારી। સાગર સર સરિ નિર્મલ બારી॥**
**સગુન હોહિં સુંદર ચહુઁ પાસા। મન પ્રસન્ન નિર્મલ નભ આસા॥ ૪॥**

અત્યંત સુખ આપનારો ત્રણેય પ્રકારનો (શીતળ, મંદ, સુગંધિત) વાયુ વહેવા લાગ્યો. સમુદ્ર, તળાવ અને નદીઓનાં જળ નિર્મળ થઈ ગયાં. ચારે બાજુ સુંદર શુકન થવા મંડ્યાં. સર્વેનાં મન પ્રસન્ન છે, આકાશ અને દિશાઓ નિર્મળ છે. ॥ ૪॥

**કહ રઘુબીર દેખુ રન સીતા। લછિમન ઇહાઁ હત્યો ઇંદ્રજીતા॥**
**હનૂમાન અંગદ કે મારે। રન મહિ પરે નિસાચર ભારે॥ ૫॥**
**કુંભકરન રાવન દ્વૌ ભાઈ। ઇહાઁ હતે સુર મુનિ દુખદાઈ॥ ૬॥**

શ્રીરઘુવીરે કહ્યું - હે સીતે! રણભૂમિ જુઓ, લક્ષ્મણે અહીં ઈન્દ્રને જીતનારા મેઘનાદને માર્યો હતો. હનુમાન અને અંગદના મારેલા આ ભારે-ભારે નિશાચર રણભૂમિમાં પડ્યા છે. દેવો અને મુનિઓને દુઃખ આપનારા કુંભકર્ણ અને રાવણ બંને ભાઈ અહીં માર્યા ગયા. ॥ ૫-૬॥

**દો૦ – ઇહાઁ સેતુ બાઁધ્યો અરુ થાપેઉઁ સિવ સુખ ધામ।**
**સીતા સહિત કૃપાનિધિ સંભુહિ કીન્હ પ્રનામ॥ ૧૧૯ (ક)॥**

મેં અહીં પુલ બાંધ્યો (બંધાવ્યો) અને સુખધામ શ્રીશિવજીની સ્થાપના કરી. તત્પશ્ચાત્ કૃપાનિધાન શ્રીરામજીએ સીતાજીસહિત શ્રીરામેશ્વર મહાદેવને પ્રણામ કર્યાં. ॥ ૧૧૯ (ક)॥

**જહઁ જહઁ કૃપાસિંધુ બન કીન્હ બાસ બિશ્રામ।**
**સકલ દેખાએ જાનકિહિ કહે સબન્હિ કે નામ॥ ૧૧૯ (ખ)॥**

વનમાં જ્યાં જ્યાં કરુણાસાગર શ્રીરામચન્દ્રજીએ નિવાસ અને વિશ્રામ કર્યો હતો, તે સર્વે સ્થાન પ્રભુએ શ્રીજાનકીજીને દેખાડ્યાં અને સર્વેનાં નામ બતાવ્યાં. ॥ ૧૧૯ (ખ)॥

**ચૌ૦ – તુરત બિબાન તહાઁ ચલિ આવા। દંડક બન જહઁ પરમ સુહાવા॥**
**કુંભજાદિ મુનિનાયક નાના। ગએ રામુ સબ કેં અસ્થાના॥ ૧॥**

વિમાન શીઘ્ર ત્યાં પહોંચી ગયું, જ્યાં પરમ સુંદર દંડકવન હતું, જ્યાં અગસ્ત્ય આદિ ઘણા જ મુનિરાજ રહેતા હતા. શ્રીરામજી એ સર્વેનાં સ્થાનોમાં ગયા. ॥ ૧॥

**સકલ રિષિન્હ સન પાઇ અસીસા। ચિત્રકૂટ આએ જગદીસા॥**
**તહઁ કરિ મુનિન્હ કેર સંતોષા। ચલા બિમાનુ તહાઁ તે ચોખા॥૨॥**

સમસ્ત ઋષિઓનો આશીર્વાદ પામીને જગદીશ્વર શ્રીરામજી ચિત્રકૂટ આવ્યા. ત્યાં મુનિઓને સંતુષ્ટ કર્યા. [વળી,] વિમાન ત્યાંથી આગળ ઝડપથી ચાલ્યું. ॥૨॥

**બહુરિ રામ જાનકિહિ દેખાઈ। જમુના કલિ મલ હરનિ સુહાઈ॥**
**પુનિ દેખી સુરસરી પુનીતા। રામ કહા પ્રનામ કરુ સીતા॥૩॥**

પછી શ્રીરામજીએ જાનકીજીને કળિયુગનાં પાપોને હરણ કરનારી રળિયામણી યમુનાજીનાં દર્શન કરાવ્યાં. પછી પવિત્ર ગંગાજીનાં દર્શન કર્યાં. શ્રીરામજીએ કહ્યું - હે સીતા! એમને પ્રણામ કરો. ॥૩॥

**તીરથપતિ પુનિ દેખુ પ્રયાગા। નિરખત જન્મ કોટિ અઘ ભાગા॥**
**દેખુ પરમ પાવનિ પુનિ બેની। હરનિ સોક હરિ લોક નિસેની॥૪॥**
**પુનિ દેખુ અવધપુરી અતિ પાવનિ। ત્રિબિધ તાપ ભવ રોગ નસાવનિ॥૫॥**

અને તીર્થરાજ પ્રયાગને જુઓ, જેનાં દર્શનથી જ કરોડો જન્મોનાં પાપ નાસી જાય છે. પછી પરમ પવિત્ર ત્રિવેણીજીનાં દર્શન કરો, જે શોકોને હરનારી અને શ્રીહરિના પરમધામ[પહોંચવા]ને માટે નિસરણી સમાન છે. પછી અત્યંત પવિત્ર અયોધ્યાપુરીનાં દર્શન કરો, જે ત્રણેય પ્રકારના તાપો અને ભવરોગનો નાશ કરનારી છે. ॥૪-૫॥

**દો૦ – સીતા સહિત અવધ કહુઁ કીન્હ કૃપાલ પ્રનામ।**
**સજલ નયન તન પુલકિત પુનિ પુનિ હરષિત રામ॥૧૨૦(ક)॥**

આમ કહીને કૃપાળુ શ્રીરામજીએ સીતાજીસહિત અવધપુરીને પ્રણામ કર્યાં. સજળનેત્ર અને શરીરે પુલકિત થઈને શ્રીરામજી વારંવાર હર્ષિત થઈ રહ્યા છે. ॥૧૨૦ (ક)॥

**પુનિ પ્રભુ આઇ ત્રિબેનીં હરષિત મજ્જનુ કીન્હ।**
**કપિન્હ સહિત બિપ્રન્હ કહુઁ દાન બિબિધ બિધિ દીન્હ॥૧૨૦(ખ)॥**

પછી ત્રિવેણીએ આવીને પ્રભુએ હર્ષિત થઈને વાનરોસહિત સ્નાન કર્યું અને બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન આપ્યાં. ॥૧૨૦ (ખ)॥

**ચૌ૦ – પ્રભુ હનુમંતહિ કહા બુઝાઈ। ધરિ બટુ રૂપ અવધપુર જાઈ॥**
**ભરતહિ કુસલ હમારિ સુનાએહુ। સમાચાર લૈ તુમ્હ ચલિ આએહુ॥૧॥**

તત્પશ્ચાત્ પ્રભુએ હનુમાનજીને સમજાવીને કહ્યું - તમે બ્રહ્મચારીનું રૂપ ધરીને અવધપુરીમાં જાઓ. ભરતને અમારી કુશળતા સંભળાવજો અને એમના સમાચાર લઈને ચાલ્યા આવજો. ॥૧॥

**તુરત પવનસુત ગવનત ભયઊ। તબ પ્રભુ ભરદ્વાજ પહિં ગયઊ॥**
**નાના બિધિ મુનિ પૂજા કીન્હી। અસ્તુતિ કરિ પુનિ આસિષ દીન્હી॥૨॥**

પવનપુત્ર હનુમાનજી તુરત જ ચાલી નીકળ્યા. પછી પ્રભુ ભરદ્વાજજી પાસે ગયા. મુનિએ [ઇષ્ટબુદ્ધિથી] એમની અનેક પ્રકારે પૂજા કરી અને સ્તુતિ કરી. વળી, પાછા [લીલાની દૃષ્ટિથી] આશીર્વાદ આપ્યા. ॥ ૨॥

**મુનિ પદ બંદિ જુગલ કર જોરી। ચઢ઼િ બિમાન પ્રભુ ચલે બહોરી॥**
**ઈહાઁ નિષાદ સુના પ્રભુ આએ। નાવ નાવ કહઁ લોગ બોલાએ॥ ૩॥**

બંને હાથ જોડીને તથા મુનિના ચરણોની વંદના કરીને પ્રભુ વિમાન પર આરુઢ થઈને (આગળ) ચાલ્યા. અહીં જ્યારે નિષાદરાજે સાંભળ્યું કે પ્રભુ આવી ગયા, ત્યારે તેણે 'નાવ ક્યાં છે? નાવ ક્યાં છે?' પોકારતાં લોકોને બોલાવ્યા. ॥ ૩॥

**સુરસરિ નાઘિ જાન તબ આયો। ઉતરેઉ તટ પ્રભુ આયસુ પાયો॥**
**તબ સીતાઁ પૂજી સુરસરી। બહુ પ્રકાર પુનિ ચરનન્હિ પરી॥ ૪॥**

એટલામાં જ વિમાન ગંગાજીને ઓળંગીને [આ પાર] આવી ગયું અને પ્રભુની આજ્ઞા પામીને તે કિનારે ઊતર્યું. ત્યારે સીતાજી અનેક પ્રકારે ગંગાજીની પૂજા કરીને પછી તેમના ચરણે નમ્યાં. ॥ ૪॥

**દીન્હિ અસીસ હરષિ મન ગંગા। સુંદરિ તવ અહિવાત અભંગા॥**
**સુનત ગુહા ધાયઉ પ્રેમાકુલ। આયઉ નિકટ પરમ સુખ સંકુલ॥ ૫॥**

ગંગાજીએ મનમાં હરખાઈને આશીર્વાદ આપ્યાં - હે સુંદરી! તમારું સૌભાગ્ય અખંડ રહે. ભગવાનના તટ પર ઊતરવાની વાત સાંભળતાં જ નિષાદરાજ ગુહ પ્રેમમાં વિહ્વળ થઈને દોડ્યો. પરમ સુખથી પરિપૂર્ણ થઈને તે પ્રભુની સમીપ આવ્યો. ॥ ૫॥

**પ્રભુહિ સહિત બિલોકિ બૈદેહી। પરેઉ અવનિ તન સુધિ નહિં તેહી॥**
**પ્રીતિ પરમ બિલોકિ રઘુરાઈ। હરષિ ઉઠાઇ લિયો ઉર લાઈ॥ ૬॥**

અને શ્રીજાનકીજીસહિત પ્રભુને જોઈને તે [આનંદ-સમાધિમાં મગ્ન થઈને] પૃથ્વી પર ઢળી પડ્યો, તેને શરીરની સૂધ-બૂધ ન રહી. શ્રીરઘુનાથજીએ તેનો પરમ પ્રેમ જોઈને તેને ઉઠાવીને હર્ષની સાથે હૃદય સરસો ચાંપી દીધો. ॥ ૬॥

છં૦ – **લિયો હૃદયઁ લાઇ કૃપા નિધાન સુજાન રાયઁ રમાપતી।**
**બૈઠારિ પરમ સમીપ બૂઝી કુસલ સો કર બીનતી॥**
**અબ કુસલ પદ પંકજ બિલોકિ બિરંચિ સંકર સેબ્ય જે।**
**સુખ ધામ પૂરનકામ રામ નમામિ રામ નમામિ તે॥ ૧॥**

સુજ્ઞોના રાજા (શિરોમણિ), લક્ષ્મીકાંત, કૃપાનિધાન ભગવાને તેને હૃદયે ચાંપી દીધો અને અત્યંત નજીક બેસાડીને કુશળ પૂછ્યા. તે વિનંતી કરવા લાગ્યો. આપના જે ચરણકમળ બ્રહ્માજી અને શંકરજી દ્વારા સેવિત છે, તેમનાં દર્શન કરીને હવે હું સકુશળ છું. હે સુખધામ! હે પૂર્ણકામ શ્રીરામજી! હું આપને નમસ્કાર કરું છું, નમસ્કાર કરું છું. ॥ ૧॥

**સબ ભાઁતિ અધમ નિષાદ સો હરિ ભરત જ્યોં ઉર લાઈયો।**
**મતિમંદ તુલસીદાસ સો પ્રભુ મોહ બસ બિસરાઈયો॥**
**યહ રાવનારિ ચરિત્ર પાવન રામ પદ રતિપ્રદ સદા।**
**કામાદિહર બિગ્યાનકર સુર સિદ્ધ મુનિ ગાવહિં મુદા॥ ૨॥**

સર્વે પ્રકારથી નીચ તે નિષાદને ભગવાને ભરતજીની જેમ હૃદયે ચાંપી દીધો. તુલસીદાસજી કહે છે - આ મંદબુદ્ધિએ (મેં) મોહવશ એ પ્રભુને ભુલાવી દીધા. રાવણના શત્રુનું આ પવિત્ર કરનારું ચરિત્ર સદાય શ્રીરામજીના ચરણોમાં પ્રીતિ ઉત્પન્ન કરનારું છે. એ કામાદિ વિકારોને હરનારું અને [ભગવાનના સ્વરૂપનું] વિશેષ જ્ઞાન ઉત્પન્ન કરનારું છે. દેવો, સિદ્ધ અને મુનિ આનંદિત થઈને આને ગાય છે. ॥ ૨॥

દો૦ – **સમર બિજય રઘુબીર કે ચરિત જે સુનહિં સુજાન।**
**બિજય બિબેક બિભૂતિ નિત તિન્હહિ દેહિં ભગવાન॥ ૧ ૨ ૧ (ક)॥**

જે સુજ્ઞ લોકો શ્રીરઘુવીરની સમરવિજયસંબંધી લીલાને સાંભળે છે; તેમને ભગવાન નિત્ય વિજય, વિવેક અને વિભૂતિ (ઐશ્વર્ય) આપે છે. ॥ ૧૨૧ (ક)॥

**યહ કલિકાલ મલાયતન મન કરિ દેખુ બિચાર।**
**શ્રીરઘુનાથ નામ તજિ નાહિન આન અધાર॥ ૧ ૨ ૧ (ખ)॥**

અરે મન! વિચાર કરીને જો! આ કળિકાળ પાપોનું ઘર છે, એમાં શ્રીરઘુનાથજીના નામ સિવાય [પાપોથી બચવા માટે] બીજો કોઈ આધાર નથી. ॥ ૧૨૧॥

## માસપારાયણ, સત્યાવીસમો વિશ્રામ

### ઇતિ શ્રીમદ્રામચરિતમાનસે સકલકલિકલુષવિધ્વંસને ષષ્ઠઃ સોપાનઃ સમાપ્તઃ

કળિયુગનાં સમસ્ત પાપોને નાશ કરનાર શ્રીરામચરિતમાનસનો આ છઠ્ઠો સોપાન સમાપ્ત થયો.

**(લંકાકાંડ સમાપ્ત)**



## ગુરુ-વંદના



ધાઈ ધરે ગુર ચરન સરોરુહ । અનુજ સહિત અતિ પુલક તનોરુહ ॥

શ્રીગણેશાય નમઃ

શ્રીજાનકીવલ્લભો વિજયતે

# શ્રીરામચરિતમાનસ



## સપ્તમ સોપાન



## ઉત્તરકાંડ

### શ્લોક

**કેકીકણ્ઠાભનીલં સુરવરવિલસદ્વિપ્રપાદાબ્જચિહ્નં**
**શોભાઢ્યં પીતવસ્ત્રં સરસિજનયનં સર્વદા સુપ્રસન્નમ્ ।**
**પાણૌ નારાચચાપં કપિનિકરયુતં બન્ધુના સેવ્યમાનં**
**નૌમીડ્યં જાનકીશં રઘુવરમનિશં પુષ્પકારૂઢરામમ્ ॥ ૧॥**

મોરના કંઠની આભા સમાન (હરિતાભ) નીલવર્ણ, દેવતાઓમાં શ્રેષ્ઠ, બ્રાહ્મણશ્રેષ્ઠ(ભૃગુજી)ના ચરણકમળના ચિહ્નથી સુશોભિત, શોભાથી પૂર્ણ, પીતામ્બરધારી, કમળનેત્ર, સદા પરમ પ્રસન્ન, હાથોમાં બાણ અને ધનુષ ધારણ કરેલા, વાનરસમૂહથી યુક્ત, ભાઈ લક્ષ્મણજી દ્વારા સેવિત, સ્તુતિને યોગ્ય, શ્રીજાનકીજીના પતિ, રઘુકુળશ્રેષ્ઠ, પુષ્પક વિમાન પર આરુઢ શ્રીરામચન્દ્રજીને હું નિરંતર નમસ્કાર કરું છું. ॥૧॥

**કોસલેન્દ્રપદકઞ્જમઞ્જુલૌ કોમલાવજમહેશવન્દિતૌ ।**
**જાનકીકરસરોજલાલિતૌ ચિન્તકસ્ય મનભૃઙ્ગસઙ્ગિનૌ ॥ ૨॥**

કૌશલપુરીના સ્વામી શ્રીરામચન્દ્રજીના સુંદર અને કોમળ બંને ચરણકમળ બ્રહ્માજી અને શિવજી દ્વારા વંદિત છે, શ્રી જાનકીજીના કરકમળો દ્વારા લાડ લડાવેલા છે અને ચિંતન કરનારાના મનરૂપી ભમરાના નિત્ય સોબતી (સંગી) છે, અર્થાત્ ચિંતન કરનારાનો મનરૂપી ભ્રમર સદાય તે ચરણકમળોમાં વસેલો રહે છે. ॥૨॥

**કુન્દઈન્દુદરગૌરસુન્દરં અંબિકાપતિમભીષ્ટસિદ્ધિદમ્ ।**
**કારુણીકકલકઞ્જલોચનં નૌમિ શઙ્કરમનઙ્ગમોચનમ્ ॥ ૩॥**

મોગરાનાં ફૂલ, ચન્દ્રમા અને શંખ સમાન સુંદર ગૌરવર્ણ, જગતજનની શ્રીપાર્વતીજીના પતિ, ઈચ્છિત ફળને આપનારા, [દુઃખીઓ પર સદા] દયા કરનારા, સુંદર કમળ સમાન નેત્રોવાળા, કામદેવથી છોડાવનારા, [કલ્યાણકારી] શ્રીશંકરજીને હું નમસ્કાર કરું છું ॥૩॥

**દો૦ – રહા એક દિન અવધિ કર અતિ આરત પુર લોગ ।**
**જહઁ તહઁ સોચહિં નારિ નર કૃસ તન રામ બિયોગ ॥**

[શ્રીરામજીના પાછા આવવાની] અવધિનો એક જ દિવસ બાકી રહ્યો હતો, એટલે નગરના લોકો ઘણા આતુર (અધીર) થઈ રહ્યા છે. રામના વિયોગમાં દૂબળાં થયેલાં સ્ત્રી-પુરુષ ચારેકોર શોક (વિચાર) કરી રહ્યા છે [કે શું વાત છે, શ્રીરામજી કેમ ન આવ્યા?].

**સગુન હોહિં સુંદર સકલ મન પ્રસન્ન સબ કેર ।**
**પ્રભુ આગવન જનાવ જનુ નગર રમ્ય ચહુઁ ફેર ॥**

એટલામાં જ સર્વે સુંદર શુકન થવા લાગ્યાં અને સર્વેનાં મન પ્રસન્ન થઈ ગયાં. નગર પણ ચારેયકોરથી રમણીય થઈ ગયું, જાણે એ સર્વેસર્વ ચિહ્ન પ્રભુના [શુભ] આગમનને જણાવી રહ્યાં છે.

**કૌસલ્યાદિ માતુ સબ મન અનંદ અસ હોઈ ।**
**આયઉ પ્રભુ શ્રી અનુજજુત કહન ચહત અબ કોઈ ॥**

કૌશલ્યા આદિ સર્વે માતાઓના મનમાં એવો આનંદ થઈ રહ્યો છે, જેમ અત્યારે કોઈ કહેવા જ માગે છે કે સીતાજી અને લક્ષ્મણજીસહિત પ્રભુ શ્રીરામચન્દ્રજી આવી ગયા.

**ભરત નયન ભુજ દચ્છિન ફરકત બારહિં બાર ।**
**જાનિ સગુન મન હરષ અતિ લાગે કરન બિચાર ॥**

ભરતજીની જમણી આંખ અને જમણી ભુજા વારંવાર ફરકી રહી છે. આને શુભ શુકન જાણીને તેમના મનમાં અત્યંત હર્ષ થયો અને તે વિચાર કરવા લાગ્યા -

**ચૌ૦ – રહેઉ એક દિન અવધિ અધારા । સમુઝત મન દુખ ભયઉ અપારા ॥**
**કારન કવન નાથ નહિં આયઉ । જાનિ કુટિલ કિધૌં મોહિ બિસરાયઉ ॥ ૧ ॥**

પ્રાણોને આધારરૂપ અવધિનો એક જ દિવસ શેષ રહી ગયો ! આ વિચારતાં જ ભરતજીના મનમાં અપાર દુઃખ થયું. શું કારણ બન્યું કે નાથ ન આવ્યા? પ્રભુએ કુટિલ જાણીને મને ક્યાંક ભુલાવી તો નથી દીધો? ॥ ૧ ॥

**અહહ ધન્ય લછિમન બડ઼ભાગી । રામ પદારબિંદુ અનુરાગી ॥**
**કપટી કુટિલ મોહિ પ્રભુ ચીન્હા । તાતે નાથ સંગ નહિ લીન્હા ॥ ૨ ॥**

અહાહા! લક્ષ્મણ ધન્ય અને મહાભાગ્યશાળી છે, જે શ્રીરામચન્દ્રજીના ચરણારવિંદના પ્રેમી છે (અર્થાત્ એનાથી અલગ નથી થયા). મને તો પ્રભુએ કપટી અને કુટિલ તરીકે ઓળખી લીધો, એટલે જ નાથે મને સાથે નથી લીધો! ॥ ૨ ॥

**જૌં કરની સમુઝૈ પ્રભુ મોરી । નહિં નિસ્તાર કલપ સત કોરી ॥**
**જન અવગુન પ્રભુ માન ન કાઊ । દીન બંધુ અતિ મૃદુલ સુભાઊ ॥ ૩ ॥**

[વાત પણ ઠીક જ છે, કેમકે] જો પ્રભુ મારી કરણી પર ધ્યાન આપે, તો સો કરોડ કલ્પો સુધીય મારો ઉદ્ધાર ન થઈ શકે. [પરંતુ આશા એટલી જ છે કે] પ્રભુ સેવકના અવગુણ ક્યારેય નથી જોતા. તેઓ દીનબંધુ છે અને અત્યંત કોમળ સ્વભાવના છે. ॥ ૩॥

**મોરે જિયઁ ભરોસ દૃઢ઼ સોઈ। મિલિહહિં રામ સગુન સુભ હોઈ॥**
**બીતેં અવધિ રહહિં જૌં પ્રાના। અધમ કવન જગ મોહિ સમાના॥૪॥**

એટલે મારા હૃદયમાં એવો પાકો ભરોસો છે કે શ્રીરામજી અવશ્ય મળશે, [કેમકે] મને શુકન ઘણાં શુભ થઈ રહ્યાં છે. પરંતુ અવધિ વીતી ગયા પછી જો મારા પ્રાણ રહી જાય તો જગતમાં મારા સમાન નીચ કોણ હશે! ॥ ૪॥

**દો૦ – રામ બિરહ સાગર મહઁ ભરત મગન મન હોત।**
**બિપ્ર રૂપ ધરિ પવનસુત આઇ ગયઉ જનુ પોત॥ ૧ (ક)॥**

શ્રીરામજીના વિરહ-સમુદ્રમાં ભરતજીનું મન ડૂબી રહ્યું હતું, તે જ સમયે પવનપુત્ર હનુમાનજી બ્રાહ્મણનું રૂપ ધરીને એ રીતે આવી ગયા, જાણે [તેમને ડૂબતાં બચાવવા માટે] નૌકા આવી ગઈ હોય. ॥ ૧ (ક)॥

**બૈઠે દેખિ કુસાસન જટા મુકુટ કૃસ ગાત।**
**રામ રામ રઘુપતિ જપત સ્રવત નયન જલજાત॥ ૧ (ખ)॥**

હનુમાનજીએ દુર્બળ શરીરવાળા ભરતજીને જટાઓનો મુગટ બનાવી, રામ! રામ! રઘુપતિ! જપતાં અને કમળનાં સમાન નેત્રોથી [પ્રેમાશ્રુઓનું] જળ વહાવતાં કુશના આસન પર બેઠેલા જોયા. ॥ ૧ (ખ)॥

**ચૌ૦ – દેખત હનૂમાન અતિ હરષેઉ। પુલક ગાત લોચન જલ બરષેઉ॥**
**મન મહઁ બહુત ભાઁતિ સુખ માની। બોલેઉ શ્રવન સુધા સમ બાની॥ ૧॥**

તેમને જોતાં જ હનુમાનજી અત્યંત હર્ષિત થયા. તેમનું શરીર પુલકિત થઈ ગયું, નેત્રોમાંથી [પ્રેમાશ્રુઓનું] જળ વરસવા લાગ્યું. મનમાં અનેક પ્રકારે સુખ માનીને તે કાનો માટે અમૃત સમાન વાણી બોલ્યા - ॥ ૧॥

**જાસુ બિરહઁ સોચહુ દિન રાતી। રટહુ નિરંતર ગુન ગન પાઁતી॥**
**રઘુકુલ તિલક સુજન સુખદાતા। આયઉ કુસલ દેવ મુનિ ત્રાતા॥ ૨॥**

જેમના વિરહમાં આપ દિવસ-રાત શોક કરતાં રહો છો અને જેમના ગુણ-સમૂહોની પંક્તિઓને આપ નિરંતર રટતાં રહો છો, તે જ રઘુકુળના તિલક, સજ્જનોને સુખ આપનારા અને દેવતાઓ તથા મુનિઓના રક્ષક શ્રીરામજી સકુશળ આવી ગયા. ॥ ૨॥

**રિપુ રન જીતિ સુજસ સુર ગાવત। સીતા સહિત અનુજ પ્રભુ આવત॥**
**સુનત બચન બિસરે સબ દૂખા। તૃષાવંત જિમિ પાઈ પિયૂષા॥૩॥**

શત્રુને રણમાં જીતીને સીતાજી અને લક્ષ્મણજીસહિત પ્રભુ આવી રહ્યા છે; દેવો તેમનો સુંદર યશ ગાઈ રહ્યા છે. તે વચન સાંભળતાં જ [ભરતજીને] સમસ્ત દુઃખ ભુલાઈ ગયાં, જેમ તરસ્યો માણસ અમૃત પામીને તરસના દુઃખને ભૂલી જાય. ॥૩॥

**કો તુમ્હ તાત કહાઁ તે આએ। મોહિ પરમ પ્રિય બચન સુનાએ॥**
**મારુત સુત મૈં કપિ હનુમાના। નામુ મોર સુનુ કૃપાનિધાના॥૪॥**

[ભરતજીએ પૂછ્યું –] હે તાત! તમે કોણ છો? ક્યાંથી આવ્યા છો? [જે] તમે મને [આ] પરમ પ્રિય (અત્યંત આનંદ આપનારાં) વચન સંભળાવ્યાં. [હનુમાનજીએ કહ્યું –] હે કૃપાનિધાન! સાંભળો, હું પવનનો પુત્ર અને જાતિનો વાનર છું; મારું નામ હનુમાન છે. ॥૪॥

**દીનબંધુ રઘુપતિ કર કિંકર। સુનત ભરત ભેંટેઉ ઉઠિ સાદર॥**
**મિલત પ્રેમ નહિં હૃદયઁ સમાતા। નયન સ્રવત જલ પુલકિત ગાતા॥૫॥**

હું દીનોના બંધુ શ્રીરઘુનાથજીનો દાસ છું. આ સાંભળતાં જ ભરતજી ઊઠીને આદરપૂર્વક હનુમાનજીને ગળે મળીને ભેટ્યા. ભેટતી વખતે પ્રેમ હૃદયમાં સમાતો નથી. નેત્રોમાંથી આનંદ અને પ્રેમનાં આંસુઓનું જળ વહેવા લાગ્યું અને શરીર પુલકિત થઈ ગયું. ॥૫॥

**કપિ તવ દરસ સકલ દુખ બીતે। મિલે આજુ મોહિ રામ પિરીતે॥**
**બાર બાર બૂઝી કુસલાતા। તો કહુઁ દેઉઁ કાહ સુનુ ભ્રાતા॥૬॥**

[ભરતજીએ કહ્યું -] હે હનુમાન! તમારાં દર્શનથી મારાં સમસ્ત દુઃખ સમાપ્ત થઈ ગયાં. [તમારા રૂપમાં] આજે મને પ્રિય રામજી પોતે મળી ગયા. ભરતજીએ વારંવાર કુશળ પૂછ્યા [અને કહ્યું -] હે ભાઈ! સાંભળો, [આ શુભ સંવાદના બદલામાં] તમને શું આપું? ॥૬॥

**એહિ સંદેસ સરિસ જગ માહીં। કરિ બિચાર દેખેઉઁ કછુ નાહીં॥**
**નાહિન તાત ઉરિન મૈં તોહી। અબ પ્રભુ ચરિત સુનાવહુ મોહી॥૭॥**

આ સંદેશ સમાન જગતમાં કંઈ પણ નથી, મેં વિચાર કરીને જોઈ લીધું. હે તાત! હું તમારાથી કોઈ પણ પ્રકારેય ઉઋણ નથી થઈ શકતો. હવે મને પ્રભુનું ચરિત્ર (હાલ) સંભળાવો. ॥૭॥

**તબ હનુમંત નાઇ પદ માથા। કહે સકલ રઘુપતિ ગુન ગાથા॥**
**કહુ કપિ કબહુઁ કૃપાલ ગોસાઈં। સુમિરહિં મોહિ દાસ કી નાઈં॥૮॥**

ત્યારે હનુમાનજીએ ભરતજીના ચરણોમાં શીશ નમાવીને શ્રીરઘુનાથજીની સઘળી ગુણગાથા કહી સંભળાવી. [ભરતજીએ પૂછ્યું -] હે હનુમાન! કહો, કૃપાળુ સ્વામી શ્રીરામચન્દ્રજી ક્યારેય મને પોતાના દાસની જેમ યાદ કરે છે ખરા? ॥૮॥

**છં૦ – નિજ દાસ જ્યોં રઘુબંસભૂષન કબહુઁ મમ સુમિરન કર્‌યો ।**
**સુનિ ભરત બચન બિનીત અતિ કપિ પુલકિ તન ચરનન્હિ પર્‌યો ॥**
**રઘુબીર નિજ મુખ જાસુ ગુન ગન કહત અગ જગ નાથ જો ।**
**કાહે ન હોઈ બિનીત પરમ પુનીત સદગુન સિંધુ સો ॥**

રઘુવંશના ભૂષણ શ્રીરામજી શું ક્યારેક પોતાના દાસની જેમ મારું સ્મરણ કરતાં રહ્યા છે? ભરતજીનાં અત્યંત નમ્ર વચન સાંભળીને હનુમાનજી પુલકિત થઈને એમના ચરણોમાં નમી પડ્યા [અને મનમાં વિચારવા લાગ્યા કે] જે ચરાચરના સ્વામી છે તે શ્રીરઘુવીર પોતાના શ્રીમુખથી જેમના ગુણસમૂહોનું વર્ણન કરે છે, તે ભરતજી આવા વિનમ્ર, પરમ પવિત્ર અને સદ્‌ગુણોના સમુદ્ર કેમ ન હોય!

**દો૦ – રામ પ્રાન પ્રિય નાથ તુમ્હ સત્ય બચન મમ તાત ।**
**પુનિ પુનિ મિલત ભરત સુનિ હરષ ન હૃદયઁ સમાત ॥ ૨ (ક) ॥**

[હનુમાનજીએ કહ્યું -] હે નાથ! આપ શ્રીરામજીને પ્રાણોસમાન પ્રિય છો, હે તાત! મારું વચન સત્ય છે. આ સાંભળીને ભરતજી વારંવાર ભેટે છે, હૃદયમાં હર્ષ સમાતો નથી. ॥ ૨ (ક)॥

**સો૦ – ભરત ચરન સિરુ નાઈ તુરિત ગયઉ કપિ રામ પહિં ।**
**કહી કુસલ સબ જાઈ હરષિ ચલેઉ પ્રભુ જાન ચઢ઼િ ॥ ૨ (ખ) ॥**

પછી ભરતજીના ચરણોમાં શીશ નમાવીને હનુમાનજી તરત જ શ્રીરામજીની પાસે [પાછા] ગયા અને જઈને તેમણે સર્વે કુશળ કહ્યા. ત્યારે પ્રભુ હર્ષિત થઈને વિમાન પર આરુઢ થઈને ચાલ્યા. ॥ ૨ (ખ)॥

**ચૌ૦ – હરષિ ભરત કોસલપુર આએ । સમાચાર સબ ગુરહિ સુનાએ ॥**
**પુનિ મંદિર મહઁ બાત જનાઈ । આવત નગર કુસલ રઘુરાઈ ॥ ૧ ॥**

અહીં ભરતજી પણ હર્ષિત થઈને અયોધ્યાપુરીમાં આવ્યા અને ગુરુજીને સર્વે સમાચાર સંભળાવ્યા. પછી રાજમહેલમાં ખબર જણાવ્યા કે શ્રીરઘુનાથજી કુશળપૂર્વક નગરમાં આવી રહ્યા છે. ॥ ૧॥

**સુનત સકલ જનનીં ઉઠિ ધાઈં । કહિ પ્રભુ કુસલ ભરત સમુઝાઈં ॥**
**સમાચાર પુરબાસિન્હ પાએ । નર અરુ નારિ હરષિ સબ ધાએ ॥ ૨ ॥**

ખબર સાંભળતાં જ સર્વે માતાઓ ઊઠીને દોડી. ભરતજીએ પ્રભુના કુશળ કહીને સર્વેને સમજાવ્યાં. નગરનિવાસીઓને આ સમાચાર મળ્યા, તો સ્ત્રી-પુરુષ સર્વે હર્ષિત થઈને દોડ્યાં. ॥ ૨॥

**દધિ દુર્બા રોચન ફલ ફૂલા । નવ તુલસી દલ મંગલ મૂલા ॥**
**ભરિ ભરિ હેમ થાર ભામિની । ગાવત ચલિં સિંધુરગામિની ॥ ૩ ॥**

[શ્રીરામજીના સ્વાગત માટે] દહીં, ધરો, ગોરોચન, ફળ, ફૂલ અને મંગળના મૂળ નવીન (તાજાં) તુલસીદળ આદિ વસ્તુઓ સોનાના થાળોમાં ભરી-ભરીને સૌભાગ્યવતી સુંદરીઓ ગાતાં ગાતાં ચાલી. ॥ ૩॥

**જે જૈસેહિં તૈસેહિં ઉઠિ ધાવહિં। બાલ બૃદ્ધ કહઁ સંગ ન લાવહિં॥**
**એક એકન્હ કહઁ બૂઝહિં ભાઈ। તુમ્હ દેખે દયાલ રઘુરાઈ॥૪॥**

જે જ્યાં જે દશામાં છે તે તેવા જ ઊઠીને દોડે છે. [મોડું થઈ જવાના ભયથી] બાળકો અને વૃદ્ધોને કોઈ સાથે નથી લાવતા. એકબીજાને પૂછે છે - ભાઈ! તમે દયાળુ શ્રીરઘુનાથજીને જોયા છે? ॥ ૪॥

**અવધપુરી પ્રભુ આવત જાની। ભઈ સકલ સોભા કૈ ખાની॥**
**બહઇ સુહાવન ત્રિબિધ સમીરા। ભઈ સરજૂ અતિ નિર્મલ નીરા॥૫॥**

પ્રભુને આવતાં જાણીને અવધપુરી સંપૂર્ણ શોભાઓની ખાણ થઈ ગઈ. ત્રણેય પ્રકારનો સુંદર વાયુ વહેવા લાગ્યો. સરયૂજી અતિ નિર્મળ જળવાળા થઈ ગયાં (અર્થાત્ સરયૂજીનું જળ અત્યંત નિર્મળ થઈ ગયું). ॥ ૫॥

**દો૦ – હરષિત ગુર પરિજન અનુજ ભૂસુર બૃંદ સમેત।**
**ચલે ભરત મન પ્રેમ અતિ સન્મુખ કૃપાનિકેત॥ ૩ (ક)॥**

ગુરુ વસિષ્ઠજી, કુટુંબી, નાના ભાઈ શત્રુઘ્ન તથા બ્રાહ્મણોના સમૂહની સાથે હર્ષિત થઈને ભરતજી અત્યંત પ્રેમપૂર્ણ મનથી કૃપાધામ શ્રીરામજીના સામૈયા માટે ચાલ્યા. ॥ ૩ (ક)॥

**બહુતક ચઢ઼ીં અટારિન્હ નિરખહિં ગગન બિમાન।**
**દેખિ મધુર સુર હરષિત કરહિં સુમંગલ ગાન॥ ૩ (ખ)॥**

ઘણી જ સ્ત્રીઓ અટ્ટાલિકાઓ પર ચઢીને આકાશમાં વિમાન જોઈ રહી છે અને હર્ષિત થઈને મીઠા સ્વરે સુંદર મંગળગીતો ગાઈ રહી છે. ॥ ૩ (ખ)॥

**રાકા સસિ રઘુપતિ પુર સિંધુ દેખિ હરષાન।**
**બઢ઼્યો કોલાહલ કરત જનુ નારિ તરંગ સમાન॥ ૩ (ગ)॥**

શ્રીરઘુનાથજી પૂર્ણિમાના ચન્દ્રમા છે, તથા અવધપુર સમુદ્ર છે. જે એ પૂર્ણચન્દ્રને જોઈને હર્ષિત થઈ રહ્યો છે અને શોરબકોર કરતો આગળ વધી રહ્યો છે. [આમ તેમ દોડતી] સ્ત્રીઓ તેની લહેરો સમાન લાગે છે. ॥ ૩ (ગ)॥

**ચૌ૦ – ઈહાઁ ભાનુકુલ કમલ દિવાકર। કપિન્હ દેખાવત નગર મનોહર॥**
**સુનુ કપીસ અંગદ લંકેસા। પાવન પુરી રુચિર યહ દેસા॥૧॥**

અહીં (વિમાન ઉપરથી) સૂર્યકુળરૂપી કમળને પ્રફુલ્લિત કરનારા સૂર્ય શ્રીરામજી વાનરોને મનોહર નગર બતાવી રહ્યા છે. [તેઓ કહે છે -] હે સુગ્રીવ! હે અંગદ! હે લંકાપતિ વિભીષણ! સાંભળો, આ પુરી પવિત્ર છે અને આ દેશ સુંદર છે. ॥ ૧॥

**જદ્યપિ સબ બૈકુંઠ બખાના । બેદ પુરાન બિદિત જગુ જાના ॥**
**અવધપુરી સમ પ્રિય નહિં સોઊ । યહ પ્રસંગ જાનઈ કોઉ કોઊ ॥ ૨॥**

જોકે સર્વેએ વૈકુંઠનો મહિમા ગાયો છે - એ વેદ પુરાણોમાં પ્રસિદ્ધ છે અને જગત જાણે છે, પરંતુ અવધપુરી જેવું મને તે પણ પ્રિય નથી. આ વાત કોઈ કોઈ (વિરલા જ) જાણે છે. ॥ ૨॥

**જન્મભૂમિ મમ પુરી સુહાવનિ । ઉત્તર દિસિ બહ સરજૂ પાવનિ ॥**
**જા મજ્જન તે બિનહિં પ્રયાસા । મમ સમીપ નર પાવહિં બાસા ॥ ૩॥**

આ રમણીય પુરી મારી જન્મભૂમિ છે. એની ઉત્તર દિશામાં (જીવોને) પવિત્ર કરનારી સરયૂ નદી વહે છે, જેમાં સ્નાન કરવાથી મનુષ્ય વિનાપરિશ્રમે મારા સમીપે નિવાસ (સામીપ્ય મુક્તિ) પામી જાય છે. ॥ ૩॥

**અતિ પ્રિય મોહિ ઈહાઁ કે બાસી । મમ ધામદા પુરી સુખ રાસી ॥**
**હરષે સબ કપિ સુનિ પ્રભુ બાની । ધન્ય અવધ જો રામ બખાની ॥ ૪॥**

અહીંના નિવાસી મને ઘણા જ પ્રિય છે. આ પુરી સુખનો ભંડાર અને મારા પરમધામને આપનારી છે. પ્રભુની વાણી સાંભળીને સર્વે વાનર હર્ષિત થયા [અને કહેવા લાગ્યા કે] જે અવધની સ્વયં રામજીએ પ્રશંસા કરી છે, તે [અવશ્ય જ] ધન્ય છે. ॥ ૪॥

**દો૦ – આવત દેખિ લોગ સબ કૃપાસિંધુ ભગવાન ।**
**નગર નિકટ પ્રભુ પ્રેરેઉ ઉતરેઉ ભૂમિ બિમાન ॥ ૪ (ક) ॥**

કૃપાસાગર ભગવાન શ્રીરામચન્દ્રજીએ સર્વે લોકોને આવતા જોયા, તો પ્રભુએ વિમાનને નગરની સમીપ ઊતરવાની પ્રેરણા કરી. ત્યારે તે પૃથ્વી પર ઊતર્યું. ॥ ૪ (ક)॥

**ઉતરિ કહેઉ પ્રભુ પુષ્પકહિ તુમ્હ કુબેર પહિં જાહુ ।**
**પ્રેરિત રામ ચલેઉ સો હરષુ બિરહુ અતિ તાહુ ॥ ૪ (ખ) ॥**

વિમાનથી ઊતરીને પ્રભુએ પુષ્પક વિમાનને કહ્યું કે તમે હવે કુબેરની પાસે જાઓ. શ્રીરામજીની પ્રેરણાથી તે ચાલ્યું; તેને [પોતાના સ્વામીની પાસે જવાનો] હર્ષ છે અને પ્રભુ શ્રીરામચન્દ્રજીથી વિખૂટા પડવાનું અત્યંત દુઃખ પણ છે. ॥ ૪ (ખ)॥

**ચૌ૦ – આએ ભરત સંગ સબ લોગા । કૃસ તન શ્રીરઘુબીર બિયોગા ॥**
**બામદેવ બસિષ્ટ મુનિનાયક । દેખે પ્રભુ મહિ ધરિ ધનુ સાયક ॥ ૧॥**

ભરતજીની સાથે સર્વે લોકો આવ્યા. શ્રીરઘુવીરના વિયોગથી સર્વેનાં શરીર દૂબળાં થઈ રહ્યાં છે. પ્રભુએ વામદેવ, વસિષ્ઠ આદિ મુનિશ્રેષ્ઠોને જોયા, તો તેમણે ધનુષ-બાણ પૃથ્વી પર મૂકીને- ॥ ૧॥

**ધાઈ ધરે ગુર ચરન સરોરુહ । અનુજ સહિત અતિ પુલક તનોરુહ ॥**
**ભેંટિ કુસલ બૂઝી મુનિરાયા । હમરેં કુસલ તુમ્હારિહિં દાયા ॥ ૨॥**

નાના ભાઈ લક્ષ્મણજીસહિત દોડીને ગુરુજીના ચરણકમળ પકડી લીધા; તેમના રોમેરોમ અત્યંત પુલકિત થઈ રહ્યાં છે. મુનિરાજ વસિષ્ઠજીએ [ઉઠાવીને] તેમને ગળે લગાવીને કુશળ પૂછ્યા. [પ્રભુએ કહ્યું -] આપની દયામાં જ અમારી કુશળતા છે. ॥ ૨॥

**સકલ દ્વિજન્હ મિલિ નાયઉ માથા। ધર્મ ધુરંધર રઘુકુલનાથા॥**
**ગહે ભરત પુનિ પ્રભુ પદ પંકજ। નમત જિન્હહિ સુર મુનિ સંકર અજ॥ ૩॥**

ધર્મની ધુરા ધારણ કરનારા રઘુકુળના સ્વામી શ્રીરામજીએ સર્વે બ્રાહ્મણોને ભેટીને તેમને શીશ નમાવ્યું. પછી ભરતજીએ પ્રભુના ચરણકમળ પકડી લીધા જેને દેવો, મુનિ, શંકરજી અને બ્રહ્માજી [પણ] નમસ્કાર કરે છે. ॥ ૩॥

**પરે ભૂમિ નહિં ઉઠત ઉઠાએ। બર કરિ કૃપાસિંધુ ઉર લાએ॥**
**સ્યામલ ગાત રોમ ભએ ઠાઢ઼ે। નવ રાજીવ નયન જલ બાઢ઼ે॥ ૪॥**

ભરતજી પૃથ્વી પર (દંડવત્) પડ્યા છે, ઉઠાડ્યા ઊઠતા નથી. ત્યારે કૃપાસિંધુ શ્રીરામજીએ એમને જબરજસ્તી ઉઠાવીને હૃદયે ચાંપી દીધા. [તેમના] શ્યામ શરીરે રુવાંટા ઊભાં થઈ ગયાં. નવીન કમળસમાન નેત્રોમાં પ્રેમાશ્રુઓના જળનું પૂર આવી ગયું. ॥ ૪॥

છં૦ – **રાજીવ લોચન સ્રવત જલ તન લલિત પુલકાવલિ બની।**
**અતિ પ્રેમ હૃદયઁ લગાઇ અનુજહિ મિલે પ્રભુ ત્રિભુઅન ધની॥**
**પ્રભુ મિલત અનુજહિ સોહ મો પહિં જાતિ નહિં ઉપમા કહી।**
**જનુ પ્રેમ અરુ સિંગાર તનુ ધરિ મિલે બર સુષમા લહી॥ ૧॥**

કમળસમાન નેત્રોમાંથી જળ વહી રહ્યું છે. સુંદર શરીરમાં પુલકાવલી [અત્યંત] શોભા આપી રહી છે. ત્રિલોકીના સ્વામી પ્રભુ શ્રીરામજી નાના ભાઈ ભરતજીને અત્યંત પ્રેમથી હૃદય સરસા ચાંપીને ભેટ્યા. ભાઈને ભેટતી વખતે પ્રભુ એવા શોભાયમાન થઈ રહ્યા છે કે તેની ઉપમા મારાથી કહેવાતી નથી, જાણે પ્રેમ અને શૃંગાર શરીર ધારણ કરીને ભેટ્યા અને શ્રેષ્ઠ શોભાને પ્રાપ્ત થયા. ॥ ૧॥

**બૂઝત કૃપાનિધિ કુસલ ભરતહિ બચન બેગિ ન આવઈ।**
**સુનુ સિવા સો સુખ બચન મન તે ભિન્ન જાન જો પાવઈ॥**
**અબ કુસલ કૌસલનાથ આરત જાનિ જન દરસન દિયો।**
**બૂડ઼ત બિરહ બારીસ કૃપાનિધાન મોહિ કર ગહિ લિયો॥ ૨॥**

કૃપાનિધાન શ્રીરામજી ભરતજીને કુશળ પૂછે છે; પરંતુ આનંદવશ ભરતજીના મુખમાંથી વચન શીઘ્ર નથી નીકળતાં. [શિવજીએ કહ્યું -] હે પાર્વતી! સાંભળો, તે સુખ (જે ભરતજીને તે સમયે મળી રહ્યું હતું) વચન અને મનથી પર છે; તેને એ જ જાણે છે, જે તેને પામે છે. [ભરતજીએ કહ્યું -] હે કૌશલનાથ! આપે આર્ત (દુઃખી) જાણીને દાસને દર્શન આપ્યાં, આથી હવે કુશળ છે. વિરહસમુદ્રમાં ડૂબી રહેલા મને હાથ પકડીને કૃપાનિધાને ઉગારી લીધો! ॥ ૨॥

**દો૦ – પુનિ પ્રભુ હરષિ સત્રુહન ભેંટે હૃદયઁ લગાઈ ।**
**લછિમન ભરત મિલે તબ પરમ પ્રેમ દોઉ ભાઈ ॥ ૫॥**

પછી પ્રભુ હર્ષિત થઈને શત્રુઘ્નજીને હૃદય સરસા ચાંપીને ભેટ્યા. ત્યારે લક્ષ્મણજી અને ભરતજી બંને ભાઈ પરમ પ્રેમથી ભેટ્યા. ॥ ૫॥

**ચૌ૦ – ભરતાનુજ લછિમન પુનિ ભેંટે । દુસહ બિરહ સંભવ દુખ મેટે ॥**
**સીતા ચરન ભરત સિરુ નાવા । અનુજ સમેત પરમ સુખ પાવા ॥ ૧॥**

પછી લક્ષ્મણજી શત્રુઘ્નજીને ગળે મળીને ભેટ્યા અને આ પ્રમાણે વિરહથી ઉત્પન્ન દુઃસહ્ય દુઃખનો નાશ કર્યો. પછી ભાઈ શત્રુઘ્નજીસહિત ભરતજીએ સીતાજીના ચરણોમાં શીશ નમાવ્યું અને પરમ સુખ પ્રાપ્ત કર્યું. ॥ ૧॥

**પ્રભુ બિલોકિ હરષે પુરબાસી । જનિત બિયોગ બિપતિ સબ નાસી ॥**
**પ્રેમાતુર સબ લોગ નિહારી । કૌતુક કીન્હ કૃપાલ ખરારી ॥ ૨॥**

પ્રભુને જોઈને અયોધ્યાવાસી સર્વે હર્ષિત થયા. વિયોગથી ઉત્પન્ન સર્વે દુઃખ નષ્ટ થઈ ગયાં. સર્વે લોકોને પ્રેમવિહ્વળ [અને ભેટવા માટે અત્યંત આતુર] જોઈને ખરના શત્રુ કૃપાળુ શ્રીરામજીએ એક કૌતુક કર્યું. ॥ ૨॥

**અમિત રૂપ પ્રગટે તેહિ કાલા । જથા જોગ મિલે સબહિ કૃપાલા ॥**
**કૃપાદૃષ્ટિ રઘુબીર બિલોકી । કિએ સકલ નર નારિ બિસોકી ॥ ૩॥**

તે જ સમયે કૃપાળુ શ્રીરામજી અસંખ્ય રૂપોમાં પ્રગટ થઈ ગયા અને સર્વેને [એક જ સાથે] યથાયોગ્ય ભેટ્યા. શ્રીરઘુવીરે કૃપાની દૃષ્ટિથી જોઈને સર્વે નર-નારીઓને શોકરહિત કરી દીધાં ॥ ૩॥

**છન મહિં સબહિ મિલે ભગવાના । ઉમા મરમ યહ કાહુઁ ન જાના ॥**
**એહિ બિધિ સબહિ સુખી કરિ રામા । આગેં ચલે સીલ ગુન ધામા ॥ ૪॥**
**કૌસલ્યાદિ માતુ સબ ધાઈ । નિરખિ બચ્છ જનુ ધેનુ લવાઈ ॥ ૫॥**

ભગવાને પળવારમાં સર્વેને મળી લીધું. હે ઉમા! આ રહસ્ય કોઈએ ન જાણ્યું. (સર્વે લોકો એમ જ વિચારે છે કે પ્રભુ સર્વપ્રથમ મને જ મળ્યા.) આ પ્રમાણે શીલ અને ગુણોના ધામ શ્રીરામજી સર્વેને સુખી કરીને આગળ વધ્યા. કૌશલ્યા આદિ માતાઓ એવી દોડી પડી, જાણે તરતની વિયાયેલી ગાયો પોતાનાં વાછરડાંઓને જોઈને દોડી હોય. ॥ ૪-૫॥

**છં૦ – જનુ ધેનુ બાલક બચ્છ તજિ ગૃહઁ ચરન બન પરબસ ગઈં ।**
**દિન અંત પુર રુખ સ્રવત થન હુંકાર કરિ ધાવત ભઈં ॥**
**અતિ પ્રેમ પ્રભુ સબ માતુ ભેટીં બચન મૃદુ બહુબિધિ કહે ।**
**ગઈ બિષમ બિપતિ બિયોગભવ તિન્હ હરષ સુખ અગનિત લહે ॥**

જાણે તરતની વિયાયેલી ગાયો પોતાનાં વાછરડાંઓ ઘેર મૂકીને પરવશ થઈ વનમાં ચરવા ગઈ હોય અને દિવસનો અંત થયે [વાછરડાંઓને મળવા માટે] હુંકાર કરીને આંચળોમાંથી દૂધ વરસાવતી નગરની સામે દોડી હોય. પ્રભુએ અત્યંત પ્રેમથી સર્વે માતાઓને ભેટીને તેમને અનેક પ્રકારનાં કોમળ વચન કહ્યાં. વિયોગથી ઉત્પન્ન ભયાનક વિપત્તિ દૂર થઈ ગઈ અને સૌએ [ભગવાનને ભેટીને અને તેમનાં વચન સાંભળીને] અગણિત સુખ અને હર્ષ પ્રાપ્ત કર્યાં.

**દો૦ – ભેટેઉ તનય સુમિત્રાઁ રામ ચરન રતિ જાનિ ।**
**રામહિ મિલત કૈકઈ હ્રદયઁ બહુત સકુચાનિ ॥ ૬ (ક) ॥**

સુમિત્રાજી પોતાના પુત્ર લક્ષ્મણજીની શ્રીરામજીના ચરણોમાં પ્રીતિ જાણીને તેમને ભેટ્યાં. શ્રીરામજીને મળતી વખતે કૈકેયીજી હ્રદયમાં ઘણા સંકોચાયાં. ॥ ૬ (ક)॥

**લછિમન સબ માતન્હ મિલિ હરષે આસિષ પાઈ ।**
**કૈકઈ કહુઁ પુનિ પુનિ મિલે મન કર છોભુ ન જાઈ ॥ ૬ (ખ) ॥**

લક્ષ્મણજી પણ સર્વે માતાઓને ભેટીને અને આશીર્વાદ પામીને હર્ષિત થયા. તે કૈકેયીજીને વારંવાર ભેટ્યા, પરંતુ તેમના મનનો ક્ષોભ (સંકોચ) ટળતો નથી. ॥ ૬ (ખ)॥

**ચૌ૦ – સાસુન્હ સબનિ મિલી બૈદેહી । ચરનન્હિ લાગિ હરષુ અતિ તેહી ॥**
**દેહિં અસીસ બૂઝિ કુસલાતા । હોઈ અચલ તુમ્હાર અહિવાતા ॥ ૧ ॥**

જાનકીજી સર્વે સાસુઓને ભેટ્યાં અને એમના ચરણોમાં પડીને તેમને અત્યંત હર્ષ થયો. સાસુઓ કુશળ પૂછીને આશિષ આપી રહી છે કે તમારું સૌભાગ્ય અચળ (અખંડ) થાવો. ॥ ૧॥

**સબ રઘુપતિ મુખ કમલ બિલોકહિં । મંગલ જાનિ નયન જલ રોકહિં ॥**
**કનક થાર આરતી ઉતારહિં । બાર બાર પ્રભુ ગાત નિહારહિં ॥ ૨ ॥**

સર્વે માતાઓ શ્રીરઘુનાથજીના કમળ જેવા મુખડાને જોઈ રહી છે. [નેત્રોમાંથી પ્રેમનાં આંસુ ઊભરાઈ આવે છે, પરંતુ] મંગળનો સમય જાણીને તેઓ આંસુઓના જળને નેત્રોમાં જ રોકી રાખે છે. સોનાના થાળથી આરતી ઉતારે છે અને વારંવાર પ્રભુનાં શ્રીઅંગોની સામે જુએ છે. ॥ ૨॥

**નાના ભાઁતિ નિછાવરિ કરહીં । પરમાનંદ હરષ ઉર ભરહીં ॥**
**કૌસલ્યા પુનિ પુનિ રઘુબીરહિ । ચિતવતિ કૃપાસિંધુ રનધીરહિ ॥ ૩ ॥**

અનેક પ્રકારના ન્યોછાવર કરે છે અને હ્રદયમાં પરમાનંદ તથા હર્ષ ભરી રહી છે. કૌશલ્યાજી વારંવાર કૃપાના સમુદ્ર અને રણધીર શ્રીરઘુવીરને જોઈ રહ્યાં છે. ॥ ૩॥

**હ્રદયઁ બિચારતિ બારહિં બારા । કવન ભાઁતિ લંકાપતિ મારા ॥**
**અતિ સુકુમાર જુગલ મેરે બારે । નિસિચર સુભટ મહાબલ ભારે ॥ ૪ ॥**

તેઓ હ્રદયમાં વારંવાર વિચારે છે કે આમણે લંકાપતિ રાવણને કેવી રીતે માર્યો? મારા આ બંને બાળકો ઘણા જ સુકુમાર છે અને રાક્ષસ તો મોટા ભારે યોદ્ધા અને મહાબળવાન હતા. ॥ ૪॥

**દો૦ – લછિમન અરુ સીતા સહિત પ્રભુહિ બિલોકતિ માતુ ।**
**પરમાનંદ મગન મન પુનિ પુનિ પુલકિત ગાતુ ॥ ૭॥**

લક્ષ્મણજી અને સીતાજીસહિત પ્રભુ શ્રીરામચન્દ્રજીને માતા જોઈ રહ્યાં છે. તેમનું મન પરમાનંદમાં મગ્ન છે અને શરીર વારંવાર પુલકિત થઈ રહ્યું છે. ॥ ૭॥

**ચૌ૦ – લંકાપતિ કપીસ નલ નીલા । જામવંત અંગદ સુભસીલા ॥**
**હનુમદાદિ સબ બાનર બીરા । ધરે મનોહર મનુજ સરીરા ॥ ૧॥**

લંકાપતિ વિભીષણ, વાનરરાજ સુગ્રીવ, નલ, નીલ, જામ્બવાન અને અંગદ તથા હનુમાનજી આદિ સર્વે ઉત્તમ સ્વભાવવાળા વીર વાનરોએ મનુષ્યોનાં મનોહર શરીર ધારણ કરી લીધાં ॥ ૧॥

**ભરત સનેહ સીલ બ્રત નેમા । સાદર સબ બરનહિં અતિ પ્રેમા ॥**
**દેખિ નગરબાસિન્હ કૈ રીતી । સકલ સરાહહિં પ્રભુ પદ પ્રીતી ॥ ૨॥**

તે સર્વે ભરતજીના પ્રેમ, સુંદર સ્વભાવ, [ત્યાગના] વ્રત અને નિયમોની અત્યંત પ્રેમથી આદરપૂર્વક પ્રશંસા કરી રહ્યા છે. અને નગરનિવાસીઓની [પ્રેમ, શીલ અને વિનયથી પૂર્ણ] રીતિ જોઈને તે સર્વે પ્રભુના ચરણોમાં એમના પ્રેમની પ્રશંસા કરી રહ્યા છે. ॥ ૨॥

**પુનિ રઘુપતિ સબ સખા બોલાએ । મુનિ પદ લાગહુ સકલ સિખાએ ॥**
**ગુર બસિષ્ટ કુલપૂજ્ય હમારે । ઈન્હ કી કૃપાઁ દનુજ રન મારે ॥ ૩॥**

પછી શ્રીરઘુનાથજીએ સર્વે સખાઓને બોલાવ્યા અને સર્વેને શિખવાડ્યું કે મુનિના ચરણોમાં પડો (નમો). ગુરુ વશિષ્ઠજી અમારા કુળ આખાયના પૂજ્ય છે. એમની જ કૃપાથી રણમાં રાક્ષસ માર્યા ગયા છે. ॥ ૩॥

**એ સબ સખા સુનહુ મુનિ મેરે । ભએ સમર સાગર કહઁ બેરે ॥**
**મમ હિત લાગિ જન્મ ઈન્હ હારે । ભરતહુ તે મોહિ અધિક પિઆરે ॥ ૪॥**
**સુનિ પ્રભુ બચન મગન સબ ભએ । નિમિષ નિમિષ ઉપજત સુખ નએ ॥ ૫॥**

[પછી શ્રીરામજીએ ગુરુજીને કહ્યું -] હે મુનિ! સાંભળો! આ સર્વે મારા સખા છે. એ સંગ્રામરૂપી સમુદ્રમાં મારા માટે બેડા (વહાણ) સમાન થયા. મારા હિતને માટે આ સૌ પોતાનો જન્મસુદ્ધા હારી ગયા(પોતાના પ્રાણસુદ્ધાને હોમી દીધા). એ મને ભરતથી પણ અધિક પ્રિય છે. પ્રભુનાં વચન સાંભળીને સૌ પ્રેમ અને આનંદમાં મગ્ન થઈ ગયા. આ પ્રમાણે પળેપળે તેમને નવાં નવાં સુખ ઉત્પન્ન થઈ રહ્યાં છે. ॥ ૪-૫॥

**દો૦ – કૌસલ્યા કે ચરનન્હિ પુનિ તિન્હ નાયઉ માથ ।**
**આસિષ દીન્હે હરષિ તુમ્હ પ્રિય મમ જિમિ રઘુનાથ ॥ ૮ (ક) ॥**

પછી તે લોકોએ કૌશલ્યાજીના ચરણોમાં શીશ નમાવ્યાં. કૌશલ્યાજીએ હર્ષિત થઈને આશિષ આપ્યાં [અને કહ્યું -] તમે સૌ મને રઘુનાથ સમાન પ્રિય છો. ॥ ૮ (ક)॥

**સુમન બૃષ્ટિ નભ સંકુલ ભવન ચલે સુખકંદ।**
**ચઢ઼ી અટારિન્હ દેખહિં નગર નારિ નર બૃંદ ॥ ૮ (ખ) ॥**

આનંદકદ શ્રીરામજી પોતાના મહેલે ચાલ્યા, આકાશ ફૂલોની વૃષ્ટિથી છવાઈ ગયું. નગરનાં સ્ત્રી-પુરુષોના સમૂહ અટ્ટાલિકાઓ પર ચઢીને તેમનાં દર્શન કરી રહ્યા છે. ॥ ૮ (ખ)॥

**ચૌ૦ – કંચન કલસ બિચિત્ર સઁવારે। સબહિં ધરે સજિ નિજ નિજ દ્વારે ॥**
**બંદનવાર પતાકા કેતૂ। સબન્હિ બનાએ મંગલ હેતૂ ॥ ૧ ॥**

સોનાના કળશોને ચિત્ર-વિચિત્ર પ્રકારે [મણિ-રત્નાદિથી] અલંકૃત કરીને અને સજાવીને સર્વે લોકોએ પોતપોતાના દરવાજાઓ પર મૂકી દીધા. સૌ લોકોએ મંગળ માટે તોરણદ્વાર, ધજાઓ અને પતાકાઓ લગાવી. ॥ ૧॥

**બીથીં સકલ સુગંધ સિંચાઈ। ગજમનિ રચિ બહુ ચૌક પુરાઈ ॥**
**નાના ભાઁતિ સુમંગલ સાજે। હરષિ નગર નિસાન બહુ બાજે ॥ ૨ ॥**

સર્વે શેરીઓ સુગંધિત દ્રવ્યોથી સિંચાવામાં આવી. ગજમુક્તાઓથી રચીને ઘણા ચોક પુરાવાયા. અનેક પ્રકારનાં સુંદર મંગળ-સાજ સજાવવામાં આવ્યાં અને હર્ષપૂર્વક નગરમાં ઘણા જ ડંકા વાગવા લાગ્યા. ॥ ૨॥

**જહઁ તહઁ નારિ નિછાવરિ કરહીં। દેહિં અસીસ હરષ ઉર ભરહીં ॥**
**કંચન થાર આરતીં નાના। જુબતીં સજેં કરહિં સુભ ગાના ॥ ૩ ॥**

સ્ત્રીઓ ચારેકોર ન્યોછાવર કરી રહી છે, અને હૃદયમાં હર્ષિત થઈને આશીર્વાદ આપે છે. સૌભાગ્યવતી સ્ત્રીઓ સોનાના થાળોમાં અનેક પ્રકારની આરતી તૈયાર કરીને મંગળગાન કરી રહી છે. ॥ ૩॥

**કરહિં આરતી આરતિહર કેં। રઘુકુલ કમલ બિપિન દિનકર કેં ॥**
**પુર સોભા સંપતિ કલ્યાના। નિગમ સેષ સારદા બખાના ॥ ૪ ॥**
**તેઉ યહ ચરિત દેખિ ઠગિ રહહીં। ઉમા તાસુ ગુન નર કિમિ કહહીં ॥ ૫ ॥**

તેઓ આર્તિહર (દુઃખોને હરનારા) અને સૂર્યકુળરૂપી કમળવનને પ્રફુલ્લિત કરનારા સૂર્ય શ્રીરામજીની આરતી કરી રહી છે. નગરની શોભા, સંપત્તિ અને કલ્યાણનું વર્ણન વેદ, શેષજી અને સરસ્વતીજી કરે છે - પરંતુ તે પણ આ ચરિત્ર નિહાળીને ઠગાયેલા જેવા રહી જાય છે(સ્તભિંત થઈ રહે છે). [શિવજી કહે છે -] હે ઉમા! ત્યારે મનુષ્ય ભલા તેમના ગુણોને કેવી રીતે કહી શકે છે! ॥ ૪-૫॥

**દો૦ – નારિ કુમુદિનીં અવધ સર રઘુપતિ બિરહ દિનેસ।**
**અસ્ત ભએઁ બિગસત ભઈં નિરખિ રામ રાકેસ ॥ ૯ (ક) ॥**

સ્ત્રીઓ કુમુદિની છે, અયોધ્યા સરોવર છે અને શ્રીરઘુનાથજીનો વિરહ સૂર્ય છે [આ વિરહ-સૂર્યના તાપથી તેઓ કરમાઈ ગઈ હતી.] હવે વિરહરૂપી સૂર્યના અસ્ત થવાથી શ્રીરામરૂપી પૂર્ણચન્દ્રને નિરખીને તેઓ ખીલી ઊઠી. ॥૯ (ક)॥

**હોહિં સગુન સુભ બિબિધ બિધિ બાજહિં ગગન નિસાન ।**
**પુર નર નારિ સનાથ કરિ ભવન ચલે ભગવાન ॥૯ (ખ)॥**

અનેક પ્રકારનાં શુભ શુકન થઈ રહ્યાં છે, આકાશમાં નગારાં વાગી રહ્યાં છે. નગરનાં પુરુષો અને સ્ત્રીઓને સનાથ (દર્શન દ્વારા કૃતાર્થ) કરીને ભગવાન શ્રીરામચન્દ્રજી મહેલે ચાલ્યા. ॥૯ (ખ)॥

**ચૌ૦ – પ્રભુ જાની કૈકઈ લજાની । પ્રથમ તાસુ ગૃહ ગએ ભવાની ॥**
**તાહિ પ્રબોધિ બહુત સુખ દીન્હા । પુનિ નિજ ભવન ગવન હરિ કીન્હા ॥૧॥**

[શિવજી કહે છે -] હે ભવાની! પ્રભુએ જાણી લીધું કે માતા કૈકેયી લજ્જા પામી રહ્યાં છે. [માટે] પહેલા તેમના જ મહેલમાં ગયા અને તેમને સમજાવી-બુજાવીને ઘણું જ સુખ આપ્યું. પછી શ્રીહરિએ પોતાના મહેલે પ્રસ્થાન કર્યું. ॥૧॥

**કૃપાસિંધુ જબ મંદિર ગએ । પુર નર નારિ સુખી સબ ભએ ॥**
**ગુર બસિષ્ટ દ્વિજ લિએ બુલાઈ । આજુ સુઘરી સુદિન સમુદાઈ ॥૨॥**

કૃપાના સાગર શ્રીરામજી જ્યારે પોતાના મહેલે ગયા ત્યારે નગરનાં સ્ત્રી-પુરુષો સૌ સુખી થયાં. ગુરુ વશિષ્ઠજીએ બ્રાહ્મણોને બોલાવી લીધા [અને કહ્યું -] આજે શુભ ઘડી, સુંદર દિવસ વગેરે સર્વે શુભ યોગ છે. ॥૨॥

**સબ દ્વિજ દેહુ હરષિ અનુસાસન । રામચંદ્ર બૈઠહિં સિંઘાસન ॥**
**મુનિ બસિષ્ટ કે બચન સુહાએ । સુનત સકલ બિપ્રન્હ અતિ ભાએ ॥૩॥**

આપ સર્વે બ્રાહ્મણ હર્ષિત થઈને આજ્ઞા આપો; જેથી શ્રીરામચન્દ્રજી સિંહાસન પર બિરાજમાન થાય. વશિષ્ઠ મુનિનાં સોહામણાં વચન સાંભળતાં જ સર્વે બ્રાહ્મણોને ઘણાં જ ગમ્યાં. ॥૩॥

**કહહિં બચન મૃદુ બિપ્ર અનેકા । જગ અભિરામ રામ અભિષેકા ॥**
**અબ મુનિબર બિલંબ નહિં કીજૈ । મહારાજ કહઁ તિલક કરીજૈ ॥૪॥**

તે સર્વે અનેક બ્રાહ્મણ કોમળ વચન કહેવા લાગ્યા કે શ્રીરામજીનો રાજ્યાભિષેક સંપૂર્ણ જગતને આનંદ આપનારો છે. હે મુનિશ્રેષ્ઠ! હવે વિલંબ ન કરો અને મહારાજને શીઘ્ર તિલક કરો. ॥૪॥

**દો૦ – તબ મુનિ કહેઉ સુમંત્ર સન સુનત ચલેઉ હરષાઇ ।**
**રથ અનેક બહુ બાજિ ગજ તુરત સઁવારે જાઇ ॥૧૦ (ક)॥**

ત્યારે મુનિએ સુમંત્રજીને કહ્યું, તે સાંભળતાં જ હર્ષિત થઈને ચાલ્યા. તેમણે તુરત જ જઈને અનેક રથ, ઘોડા અને હાથી સજાવ્યા; ॥૧૦ (ક)॥

**જહઁ તહઁ ધાવન પઠઇ પુનિ મંગલ દ્રબ્ય મગાઇ।**
**હરષ સમેત બસિષ્ટ પદ પુનિ સિરુ નાયઉ આઇ॥૧૦ (ખ)॥**

અને ચારે બાજુ [સૂચના આપનારા] દૂતોને મોકલીને માંગલિક વસ્તુઓ મગાવીને પછી હર્ષની સાથે આવીને વશિષ્ઠજીના ચરણોમાં શીશ નમાવ્યું. ॥૧૦ (ખ)॥

## નવાહ્ન પારાયણ, આઠમો વિશ્રામ

**ચૌ૦ – અવધપુરી અતિ રુચિર બનાઈ। દેવન્હ સુમન બૃષ્ટિ ઝરિ લાઈ॥**
**રામ કહા સેવકન્હ બુલાઈ। પ્રથમ સખન્હ અન્હવાવહુ જાઈ॥૧॥**

અવધપુરી ઘણી જ સુંદર સજાવવામાં આવી. દેવતાઓએ પુષ્પોના વરસાદની ઝડી વરસાવી દીધી. શ્રીરામચન્દ્રજીએ સેવકોને બોલાવીને કહ્યું કે તમે લોકો જઈને પહેલા મારા સખાઓને સ્નાન કરાવો. ॥૧॥

**સુનત બચન જહઁ તહઁ જન ધાએ। સુગ્રીવાદિ તુરત અન્હવાએ॥**
**પુનિ કરુનાનિધિ ભરતુ હઁકારે। નિજ કર રામ જટા નિરુઆરે॥૨॥**

ભગવાનનાં વચન સાંભળતાં જ સેવકો આમ-તેમ દોડ્યા અને તુરંત જ તેમણે સુગ્રીવાદિને સ્નાન કરાવ્યું. પછી કરુણાનિધાન શ્રીરામજીએ ભરતજીને બોલાવ્યા અને તેમની જટાઓને પોતાના હાથેથી ઉકેલી. ॥૨॥

**અન્હવાએ પ્રભુ તીનિઉ ભાઈ। ભગત બછલ કૃપાલ રઘુરાઈ॥**
**ભરત ભાગ્ય પ્રભુ કોમલતાઈ। સેષ કોટિ સત સકહિં ન ગાઈ॥૩॥**

તત્પશ્ચાત્ ભક્તવત્સલ કૃપાળુ પ્રભુ શ્રીરઘુનાથજીએ ત્રણેય ભાઈઓને સ્નાન કરાવ્યું. ભરતજીનાં ભાગ્ય અને પ્રભુની કોમળતાનું વર્ણન અબજો શેષજી પણ નથી કરી શકતા. ॥૩॥

**પુનિ નિજ જટા રામ બિબરાએ। ગુર અનુસાસન માગિ નહાએ॥**
**કરિ મજ્જન પ્રભુ ભૂષન સાજે। અંગ અનંગ દેખિ સત લાજે॥૪॥**

પછી શ્રીરામજીએ પોતાની જટાઓ ખોલી અને ગુરુજીની આજ્ઞા માગીને સ્નાન કર્યું. સ્નાન કરીને પ્રભુએ આભૂષણ ધારણ કર્યાં. એમનાં [સુશોભિત] અંગોને જોઈને સેંકડો (અસંખ્ય) કામદેવ લજાઈ ગયા. ॥૪॥

**દો૦ – સાસુન્હ સાદર જાનકિહિ મજ્જન તુરત કરાઇ।**
**દિબ્ય બસન બર ભૂષન અઁગ અઁગ સજે બનાઇ॥૧૧ (ક)॥**

સાસુઓએ જાનકીજીને આદર સાથે તુરત જ સ્નાન કરાવીને એમના અંગે-અંગમાં દિવ્ય વસ્ત્ર અને શ્રેષ્ઠ આભૂષણ સારી રીતે સજાવી દીધાં (પહેરાવી દીધાં) ॥૧૧ (ક)॥

**રામ બામ દિસિ સોભતિ રમા રૂપ ગુન ખાનિ।**
**દેખિ માતુ સબ હરષીં જન્મ સુફલ નિજ જાનિ॥૧૧ (ખ)॥**

શ્રીરામની ડાબી બાજુ રૂપ અને ગુણોની ખાણ રમા (શ્રીજાનકીજી) શોભિત થઈ રહ્યાં છે. તેમને જોઈને સર્વે માતાઓ પોતાનો જન્મ સફળ સમજીને હર્ષિત થઈ. ॥૧૧ (ખ)॥

**સુનુ ખગેસ તેહિ અવસર બ્રહ્મા સિવ મુનિ બૃંદ।**
**ચઢ़િ બિમાન આએ સબ સુર દેખન સુખકંદ॥૧૧ (ગ)॥**

[કાકભુશુંડિજી કહે છે -] હે પક્ષીરાજ ગરુડજી! સાંભળો! તે વખતે બ્રહ્માજી, શિવજી અને મુનિઓના સમૂહ તથા વિમાનો પર આરુઢ થઈને સર્વે દેવો આનંદકદ ભગવાનનાં દર્શન કરવા માટે આવ્યા. ॥૧૧ (ગ)॥

**ચૌ૦ – પ્રભુ બિલોકિ મુનિ મન અનુરાગા। તુરત દિબ્ય સિંઘાસન માગા॥**
**રબિ સમ તેજ સો બરનિ ન જાઈ। બૈઠે રામ દ્વિજન્હ સિરુ નાઈ॥૧॥**

પ્રભુને જોઈને મુનિ વશિષ્ઠજીના મનમાં પ્રેમ ભરાઈ આવ્યો. તેમણે તુરત જ દિવ્ય સિંહાસન મંગાવ્યું, જેનું તેજ સૂર્ય સમાન હતું. તેનું સૌંદર્ય વર્ણવી શકાતું નથી. બ્રાહ્મણોને શીશ નમાવીને શ્રીરામચન્દ્રજી એની ઉપર બિરાજમાન થયા. ॥૧॥

**જનકસુતા સમેત રઘુરાઈ। પેખિ પ્રહરષે મુનિ સમુદાઈ॥**
**બેદ મંત્ર તબ દ્વિજન્હ ઉચારે। નભ સુર મુનિ જય જયતિ પુકારે॥૨॥**

શ્રીજાનકીજીસહિત શ્રીરઘુનાથજીને જોઈને મુનિઓનો સમુદાય અત્યંત હર્ષિત થયો. પછી બ્રાહ્મણોએ વેદમંત્રોનું ઉચ્ચારણ કર્યું. આકાશમાં દેવો અને મુનિઓ ‘જય હો, જય હો’ એવો પોકાર કરવા લાગ્યા. ॥૨॥

**પ્રથમ તિલક બસિષ્ટ મુનિ કીન્હા। પુનિ સબ બિપ્રન્હ આયસુ દીન્હા॥**
**સુત બિલોકિ હરષીં મહતારી। બાર બાર આરતી ઉતારી॥૩॥**

[સૌથી] પહેલા મુનિ વશિષ્ઠજીએ તિલક કર્યું. પછી તેમણે બધા બ્રાહ્મણોને [તિલક કરવાની] આજ્ઞા આપી. પુત્રને રાજસિંહાસન ઉપર જોઈને માતાઓ હર્ષિત થઈ અને તેમણે વારંવાર આરતી ઉતારી. ॥૩॥

**બિપ્રન્હ દાન બિબિધ બિધિ દીન્હે। જાચક સકલ અજાચક કીન્હે॥**
**સિંઘાસન પર ત્રિભુઅન સાઈં। દેખિ સુરન્હ દુંદુભીં બજાઈં॥૪॥**

તેમણે બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન આપ્યાં અને સમસ્ત યાચકોને અયાચક બનાવી દીધા (માલામાલ કરી દીધા). ત્રિભુવનના સ્વામી શ્રીરામચન્દ્રજીને અયોધ્યાના સિંહાસને બિરાજિત થયેલા જોઈને દેવતાઓએ નગારાં વગાડ્યાં. ॥૪॥

છં૦ – નભ દુંદુભીં બાજહિં બિપુલ ગંધર્બ કિંનર ગાવહીં ।
નાચહિં અપછરા બૃંદ પરમાનંદ સુર મુનિ પાવહીં ॥
ભરતાદિ અનુજ બિભીષનાંગદ હનુમદાદિ સમેત તે ।
ગહેં છત્ર ચામર બ્યજન ધનુ અસિ ચર્મ સક્તિ બિરાજતે ॥ ૧ ॥

આકાશમાં ઘણા જ નગારાં વાગી રહ્યાં છે. ગંધર્વ અને કિન્નર ગાઈ રહ્યા છે. અપ્સરાઓનાં ટોળેટોળાં નાચી રહ્યાં છે. દેવો અને મુનિઓ પરમાનંદ પ્રાપ્ત કરી રહ્યા છે. ભાઈઓ ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્નજી, તથા વિભીષણ, અંગદ, હનુમાન અને સુગ્રીવ સહિત ક્રમાનુસાર છત્ર, ચામર, પંખો, ધનુષ, તલવાર, ઢાલ અને શક્તિ ધારણ કરીને સુશોભિત થયા છે. ॥ ૧ ॥

શ્રી સહિત દિનકર બંસ ભૂષન કામ બહુ છબિ સોહઈ ।
નવ અંબુધર બર ગાત અંબર પીત સુર મન મોહઈ ॥
મુકુટાંગદાદિ બિચિત્ર ભૂષન અંગ અંગન્હિ પ્રતિ સજે ।
અંભોજ નયન બિસાલ ઉર ભુજ ધન્ય નર નિરખંતિ જે ॥ ૨ ॥

શ્રીસીતાજીસહિત સૂર્યવંશના વિભૂષણ શ્રીરામજીના શરીરમાં અનેક કામદેવોની આભા શોભા આપી રહી છે. નવીન જળયુક્ત મેઘો સમાન સુંદર શ્યામ શરીર ઉપર પીતામ્બર દેવતાઓના મનને પણ મોહિત કરી રહ્યું છે. મુગટ, બાજુબંધ આદિ વિચિત્ર આભૂષણ અંગેઅંગમાં સજાવેલાં છે. કમળ સમાન વિશાળ નેત્ર છે, પહોળી છાતી છે અને લાંબી ભુજાઓ છે, જેઓ તેમનાં દર્શન કરે છે તે મનુષ્યો ધન્ય છે. ॥ ૨ ॥

દો૦ – વહ સોભા સમાજ સુખ કહત ન બનઈ ખગેસ ।
બરનહિં સારદ સેષ શ્રુતિ સો રસ જાન મહેસ ॥ ૧૨ (ક) ॥

હે પક્ષીરાજ ગરુડજી! તે શોભા, તે સમાજ અને તે સુખ મારાથી કહી શકાતું નથી. સરસ્વતીજી, શેષજી અને વેદ નિરંતર તેનું વર્ણન કરે છે, અને એનો રસ (આનંદ) મહાદેવજી જ જાણે છે. ॥ ૧૨ (ક) ॥

ભિન્ન ભિન્ન અસ્તુતિ કરિ ગએ સુર નિજ નિજ ધામ ।
બંદી બેષ બેદ તબ આએ જહઁ શ્રીરામ ॥ ૧૨ (ખ) ॥

સર્વે દેવતા જુદી જુદી સ્તુતિ કરીને પોતપોતાના લોકમાં ચાલ્યા ગયા. ત્યારે ભાટોનાં રૂપ ધારણ કરીને ચારેય વેદ ત્યાં આવ્યા જ્યાં શ્રીરામજી હતા. ॥ ૧૨ (ખ) ॥

પ્રભુ સર્બગ્ય કીન્હ અતિ આદર કૃપાનિધાન ।
લખેઉ ન કાહૂઁ મરમ કછુ લગે કરન ગુન ગાન ॥ ૧૨ (ગ) ॥

કૃપાનિધાન સર્વજ્ઞ પ્રભુએ [તેમને ઓળખીને] તેમનો ઘણો જ આદર કર્યો. આનો ભેદ કોઈએ કંઈ પણ ન જાણ્યો. વેદ ગુણગાન કરવા લાગ્યા. ॥ ૧૨ (ગ) ॥

છં૦ – **જય સગુન નિર્ગુન રૂપ રૂપ અનૂપ ભૂપ સિરોમને।**
**દસકંધરાદિ પ્રચંડ નિસિચર પ્રબલ ખલ ભુજ બલ હને॥**
**અવતાર નર સંસાર ભાર બિભંજિ દારુન દુખ દહે।**
**જય પ્રનતપાલ દયાલ પ્રભુ સંજુક્ત સક્તિ નમામહે॥૧॥**

હે સગુણ અને નિર્ગુણરૂપ! હે અનુપમ રૂપ-લાવણ્યશીલ! હે રાજાઓના શિરોમણિ! આપનો જય હો. આપે રાવણ આદિ પ્રચંડ, પ્રબળ અને દુષ્ટ નિશાચરોને પોતાની ભુજાઓના બળે મારી નાખ્યા. આપે મનુષ્ય-અવતાર લઈને સંસારના ભારને નષ્ટ કરીને અત્યંત કઠોર દુઃખોને ભસ્મ કરી નાખ્યાં. હે દયાળુ! હે શરણાગતની રક્ષા કરનારા પ્રભો! આપનો જય હો. શક્તિ (સીતાજી) સહિત શક્તિમાન આપને, અમે નમસ્કાર કરીએ છીએ. ॥૧॥

**તવ બિષમ માયા બસ સુરાસુર નાગ નર અગ જગ હરે।**
**ભવ પંથ ભ્રમત અમિત દિવસ નિસિ કાલ કર્મ ગુનનિ ભરે॥**
**જે નાથ કરિ કરુના બિલોકે ત્રિબિધિ દુખ તે નિર્બહે।**
**ભવ ખેદ છેદન દચ્છ હમ કહુઁ રચ્છ રામ નમામહે॥૨॥**

હે હરે! આપની દુસ્તર માયાને વશીભૂત થવાને કારણે દેવતા, રાક્ષસ, નાગ, મનુષ્ય અને ચર, અચર સર્વે કાળ, કર્મ અને ગુણોથી ભરેલા (તેમને વશીભૂત થયેલા) દિવસ-રાત અનંત ભવના માર્ગમાં ભટકી રહ્યા છે. હે નાથ! એમનામાંથી જેમને આપે કૃપા કરીને (કૃપાદષ્ટિથી) જોઈ લીધા, તે [માયા-જનિત] ત્રણેય પ્રકારનાં દુઃખોથી છુટકારો પામી ગયા. હે જન્મ-મરણના શ્રમને કાપવામાં કુશળ શ્રીરામજી! અમારી રક્ષા કરો. અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥૨॥

**જે ગ્યાન માન બિમત્ત તવ ભવ હરનિ ભક્તિ ન આદરી।**
**તે પાઈ સુર દુર્લભ પદાદપિ પરત હમ દેખત હરી॥**
**બિસ્વાસ કરિ સબ આસ પરિહરિ દાસ તવ જે હોઈ રહે।**
**જપિ નામ તવ બિનુ શ્રમ તરહિં ભવ નાથ સો સમરામહે॥૩॥**

જેમણે મિથ્યા જ્ઞાનના અભિમાનમાં વિશેષરૂપે ચકચૂર થઈને જન્મ-મૃત્યુ[ના ભય]ને હરનારી આપની ભક્તિનો આદર નથી કર્યો, હે હરિ! તેમને દેવ-દુર્લભ (દેવતાઓનેય ઘણી મુશ્કેલીથી પ્રાપ્ત થનારા બ્રહ્મા આદિના) પદને પામ્યા છતાંય તે પદથી નીચે પડતા જોઈએ છીએ. [પરંતુ] જે સર્વે આશાઓને છોડીને આપ પર વિશ્વાસ મૂકીને આપના દાસ બની રહે છે તે કેવળ આપનું નામ જ જપીને પરિશ્રમ વિનાય ભવસાગરને તરી જાય છે. હે નાથ! એવા આપનું અમો સ્મરણ કરીએ છીએ. ॥૩॥

**જે ચરન સિવ અજ પૂજ્ય રજ સુભ પરસિ મુનિપતિની તરી।**
**નખ નિર્ગતા મુનિ બંદિતા ત્રૈલોક પાવનિ સુરસરી॥**
**ધ્વજ કુલિસ અંકુસ કંજ જુત બન ફિરત કંટક કિન લહે।**
**પદ કંજ દ્વંદ મુકુંદ રામ રમેસ નિત્ય ભજામહે॥૪॥**

જે ચરણ શિવજી અને બ્રહ્માજી દ્વારા પૂજ્ય છે. તથા જે ચરણોની કલ્યાણમયી રજનો સ્પર્શ પામીને [શિલા બનેલાં] ગૌતમઋષિનાં પત્ની અહલ્યા તરી ગયાં, જેમના ચરણોના નખથી મુનિઓ દ્વારા વંદિત ત્રૈલોક્યને પવિત્ર કરનારાં દેવનદી ગંગાજી નીકળ્યાં અને ધ્વજા, વજ્ર, અંકુશ અને કમળ - આ ચિહ્નોથી યુક્ત જે ચરણોમાં વનમાં ફરતી વખતે કાંટા ભોંકાવાથી આંટણ (નિશાન) પડી ગયા છે; હે મુકુંદ(મુક્તિદાતા કે પ્રેમદાતા)! હે રામ! હે રમાપતિ! અમે આપના એ જ બંને ચરણકમળોને નિત્ય ભજતા રહીએ છીએ. ॥૪॥

**અબ્યક્તમૂલમનાદિ તરુ ત્વચ ચારિ નિગમાગમ ભને।**
**ષટ કંધ સાખા પંચ બીસ અનેક પર્ન સુમન ઘને॥**
**ફલ જુગલ બિધિ કટુ મધુર બેલિ અકેલિ જેહિ આશ્રિત રહે।**
**પલ્લવત ફૂલત નવલ નિત સંસાર બિટપ નમામહે॥૫॥**

વેદ-શાસ્ત્રોએ કહ્યું છે કે જેનું મૂળ અવ્યક્ત (પ્રકૃતિ) છે; જે [પ્રવાહરૂપે] અનાદિ છે; જેને ચાર ત્વચાઓ, છ થડ, પચ્ચીસ શાખાઓ અને અનેક પાંદડાં અને ઘણાં જ ફૂલો છે; જેમાં કડવાં અને મીઠાં બંને પ્રકારનાં ફળ લાગે છે; જેની પર એક જ વેલ છે, જે એના જ આશ્રયે રહે છે; જેમાં નિત્ય નવાં (તાજાં) પાંદડાં અને ફૂલ ફૂટતાં (આવતાં) રહે છે; એવા સંસારવૃક્ષસ્વરૂપ (વિશ્વરૂપે પ્રકટ) આપને અમે નમસ્કાર કરીએ છીએ. ॥૫॥

**જે બ્રહ્મ અજમદ્વૈતમનુભવગમ્ય મન પર ધ્યાવહીં।**
**તે કહહુઁ જાનહુઁ નાથ હમ તવ સગુન જસ નિત ગાવહીં॥**
**કરુનાયતન પ્રભુ સદગુનાકર દેવ યહ બર માગહીં।**
**મન બચન કર્મ બિકાર તજિ તવ ચરન હમ અનુરાગહીં॥૬॥**

બ્રહ્મ અજન્મા છે, અદ્વૈત છે, કેવળ અનુભવથી જ ઓળખી શકાય છે અને મનથી પર છે - જેઓ [આ પ્રમાણે કહીને તે] બ્રહ્મનું ધ્યાન કરે છે, તે આવું કહ્યા કરે અને જાણ્યા કરે, પરંતુ હે નાથ! અમે તો નિત્ય આપનો સગુણ યશ જ ગાઈએ છીએ. હે કરુણાના ધામ પ્રભો! હે સદ્‌ગુણોની ખાણ! હે દેવ! અમે આ વર માગીએ છીએ કે મન, વચન અને કર્મથી વિકારોનો ત્યાગ કરીને આપના ચરણોમાં જ પ્રેમ કરીએ. ॥૬॥

**દો૦ – સબ કે દેખત બેદન્હ બિનતી કીન્હિ ઉદાર।**
**અંતર્ધાન ભએ પુનિ ગએ બ્રહ્મ આગાર॥૧૩(ક)॥**

વેદોએ સૌના દેખતાં જ આ શ્રેષ્ઠ વિનંતી કરી. પછી તે અંતર્ધાન થઈ ગયા અને બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. ॥૧૩ (ક)॥

**બૈનતેય સુનુ સંભુ તબ આએ જહઁ રઘુબીર ।**
**બિનય કરત ગદગદ ગિરા પૂરિત પુલક સરીર ॥૧૩(ખ)॥**

[કાકભુશુંડિજી કહે છે -] હે ગરુડજી! સાંભળો, પછી શિવજી ત્યાં આવ્યા જ્યાં શ્રીરઘુવીર હતા અને ગદ્‌ગદ વાણીથી સ્તુતિ કરવા લાગ્યા. તેમનું શરીર પુલકાવલીથી પૂર્ણ (રોમાંચિત) થઈ ગયું - ॥૧૩ (ખ)॥

**છં૦ – જય રામ રમારમનં સમનં । ભવતાપ ભયાકુલ પાહિ જનં ॥**
**અવધેસ સુરેસ રમેસ બિભો । સરનાગત માગત પાહિ પ્રભો ॥૧॥**

હે રામ! હે રમારમણ (લક્ષ્મીકાંત)! હે જન્મમરણના સંતાપનો નાશ કરનારા! આપનો જય હો; આવાગમનના ભયથી વ્યાકુળ આ સેવકની રક્ષા કરો. હે અવધપતિ! હે દેવતાઓના સ્વામી! હે રમાપતિ! હે વિભો! હું શરણાગત, એટલું જ માગું છું કે હે પ્રભો! મારી રક્ષા કરો. ॥૧॥

**દસસીસ બિનાસન બીસ ભુજા । કૃત દૂરિ મહા મહિ ભૂરિ રુજા ॥**
**રજનીચર બૃંદ પતંગ રહે । સર પાવક તેજ પ્રચંડ દહે ॥૨॥**

હે દસ માથાં અને વીસ ભુજાઓવાળા રાવણનો વિનાશ કરીને પૃથ્વીના સર્વે મહાન રોગો(કષ્ટો)ને દૂર કરનારા શ્રીરામજી! રાક્ષસસમૂહરૂપી જે પતંગિયાં હતાં, તે સર્વે આપના બાણરૂપી અગ્નિના પ્રચંડ તેજથી ભસ્મ થઈ ગયાં. ॥૨॥

**મહિ મંડલ મંડન ચારુતરં । ધૃત સાયક ચાપ નિષંગ બરં ॥**
**મદ મોહ મહા મમતા રજની । તમ પુંજ દિવાકર તેજ અની ॥૩॥**

આપ પૃથ્વીમંડળના અત્યંત સુંદર આભૂષણ છો; આપ શ્રેષ્ઠ બાણ, ધનુષ અને ભાથો ધારણ કરેલા છો. મહાન મદ, મોહ અને મમતારૂપી રાત્રિના અંધકારસમૂહને નાશ કરવા માટે આપ સૂર્યના તેજોમય કિરણસમૂહ છો. ॥૩॥

**મનજાત કિરાત નિપાત કિએ । મૃગ લોગ કુભોગ સરેન હિએ ॥**
**હતિ નાથ અનાથનિ પાહિ હરે । બિષયા બન પાવઁર ભૂલિ પરે ॥૪॥**

કામદેવરૂપી ભીલે મનુષ્યરૂપી હરણોના હૃદયમાં કુભોગરૂપી બાણ મારીને તેમને પાડી દીધાં છે. હે નાથ! હે [પાપ-તાપનું હરણ કરનારા] હરે! તેને મારીને વિષયરૂપી વનમાં ભૂલા પડેલા આ પામર અનાથ જીવોની રક્ષા કરો. ॥૪॥

**બહુ રોગ બિયોગન્હિ લોગ હએ । ભવદંઘ્રિ નિરાદર કે ફલ એ ॥**
**ભવ સિંધુ અગાધ પરે નર તે । પદ પંકજ પ્રેમ ન જે કરતે ॥૫॥**

લોકો ઘણા જ રોગો અને વિયોગો(દુઃખો)થી માર ખાધેલા છે. તે સર્વ આપના ચરણોના નિરાદરનું ફળ છે. જે મનુષ્ય આપના ચરણકમળોમાં પ્રેમ નથી કરતા, તે અગાધ ભવસાગરમાં પડ્યા છે. ॥૫॥

**અતિ દીન મલીન દુખી નિતહીં। જિન્હ કેં પદ પંકજ પ્રીતિ નહીં॥**
**અવલંબ ભવંત કથા જિન્હ કેં। પ્રિય સંત અનંત સદા તિન્હ કેં॥૬॥**

જેને આપના ચરણકમળોમાં પ્રીતિ નથી તે નિત્ય અત્યંત દીન, મલિન (ઉદાસ) અને દુઃખી રહે છે. અને જેને આપની લીલા કથાનો આધાર છે, તેમને સંત અને ભગવાન સદાય પ્રિય લાગવા માંડે છે. ॥૬॥

**નહિં રાગ ન લોભ ન માન મદા। તિન્હ કેં સમ બૈભવ વા બિપદા॥**
**એહિ તે તવ સેવક હોત મુદા। મુનિ ત્યાગત જોગ ભરોસ સદા॥૭॥**

તેમને ન રાગ (આસક્તિ) છે, ન લોભ; માન નથી અને મદ પણ નથી. તેમને સંપત્તિ (સુખ) અને વિપત્તિ (દુઃખ) સમાન છે. આથી જ મુનિલોકો યોગ(સાધન)નો ભરોસો સદાને માટે ત્યજી દે છે અને પ્રસન્નતાની સાથે આપના સેવક બની જાય છે. ॥૭॥

**કરિ પ્રેમ નિરંતર નેમ લિએઁ। પદ પંકજ સેવત સુદ્ધ હિએઁ॥**
**સમ માનિ નિરાદર આદરહી। સબ સંત સુખી બિચરંતિ મહી॥૮॥**

તેઓ પ્રેમપૂર્વક નિયમ લઈને નિરંતર શુદ્ધ હૃદયથી આપના ચરણકમળોની સેવા કરતાં રહે છે અને નિરાદર અને આદરને સમાન જાણીને તે સર્વે સંત સુખી થઈને પૃથ્વી પર વિચરે છે. ॥૮॥

**મુનિ માનસ પંકજ ભૃંગ ભજે। રઘુબીર મહા રનધીર અજે॥**
**તવ નામ જપામિ નમામિ હરી। ભવ રોગ મહાગદ માન અરી॥૯॥**

હે મુનિઓના મનરૂપી કમળના ભ્રમર! હે મહારણધીર! હે અજેય શ્રીરઘુવીર! હું આપને ભજું છું (આપની શરણ ગ્રહણ કરું છું). હે હરિ! આપનું નામ જપું છું અને આપને નમસ્કાર કરું છું. આપ જન્મ-મરણરૂપી રોગનું મહાન ઔષધ અને અભિમાનના શત્રુ છો. ॥૯॥

**ગુન સીલ કૃપા પરમાયતનં। પ્રનમામિ નિરંતર શ્રીરમનં॥**
**રઘુનંદ નિકંદય દ્વંદ્વઘનં। મહિપાલ બિલોકય દીનજનં॥૧૦॥**

આપ ગુણ, શીલ અને કૃપાના પરમ સ્થાન છો. આપ લક્ષ્મીપતિ છો, હું આપને નિરંતર પ્રણામ કરું છું. હે રઘુનંદન! [આપ જન્મ-મરણ, સુખ-દુઃખ, રાગ-દ્વેષાદિ] દ્વન્દ્વ સમૂહોનો નાશ કરો. હે પૃથ્વીનું પાલન [પોષણ] કરનારા રાજન્! આ દીન જન સામે પણ દૃષ્ટિ કરો. ॥૧૦॥

**દો૦ – બાર બાર બર માગઉઁ હરષિ દેહુ શ્રીરંગ।**
**પદ સરોજ અનપાયની ભગતિ સદા સતસંગ॥૧૪ (ક)॥**

હું વારંવાર આપશ્રી પાસે એ જ વરદાન માગું છું કે મને આપના ચરણકમળોની અચળ ભક્તિ અને આપના ભક્તોનો સત્સંગ સદાય પ્રાપ્ત થાય. હે લક્ષ્મીપતિ! હર્ષિત થઈને મને એ જ આપો. ॥૧૪ (ક)॥

**બરનિ ઉમાપતિ રામ ગુન હરષિ ગએ કૈલાસ।**
**તબ પ્રભુ કપિન્હ દિવાએ સબ બિધિ સુખપ્રદ બાસ॥ ૧૪ (ખ)॥**

શ્રીરામચન્દ્રજીના ગુણોનું વર્ણન કરીને ઉમાપતિ મહાદેવજી હરખાઈને કૈલાસમાં ચાલ્યા ગયા. પછી પ્રભુએ વાનરોને સર્વે પ્રકારે સુખ આપનારા ઉતારા અપાવ્યા ॥ ૧૪ (ખ)॥

**ચૌ૦ – સુનુ ખગપતિ યહ કથા પાવની। ત્રિબિધ તાપ ભવ ભય દાવની॥**
**મહારાજ કર સુભ અભિષેકા। સુનત લહહિં નર બિરતિ બિબેકા॥ ૧॥**

હે ગરુડજી! સાંભળો, આ કથા [સર્વેને] પવિત્ર કરનારી છે, [દૈહિક, દૈવિક, ભૌતિક] ત્રણેય પ્રકારના તાપોનો અને જન્મ-મૃત્યુના ભયનો નાશ કરનારી છે. મહારાજ શ્રીરામચન્દ્રજીના કલ્યાણમય રાજ્યાભિષેકનું ચરિત્ર [નિષ્કામભાવથી] સાંભળીને મનુષ્ય વૈરાગ્ય અને જ્ઞાન પ્રાપ્ત કરે છે. ॥ ૧॥

**જે સકામ નર સુનહિં જે ગાવહિં। સુખ સંપતિ નાના બિધિ પાવહિં॥**
**સુર દુર્લભ સુખ કરિ જગ માહીં। અંતકાલ રઘુપતિ પુર જાહીં॥ ૨॥**

અને જે મનુષ્ય સકામભાવથી સાંભળે અને જે ગાય છે, તે અનેક પ્રકારનાં સુખ અને સંપત્તિ પામે છે. તેઓ જગતમાં દેવદુર્લભ સુખોને ભોગવીને અંતકાળે શ્રીરઘુનાથજીના પરમધામમાં જાય છે. ॥ ૨॥

**સુનહિં બિમુક્ત બિરત અરુ બિષઈ। લહહિં ભગતિ ગતિ સંપતિ નઈ॥**
**ખગપતિ રામ કથા મૈં બરની। સ્વમતિ બિલાસ ત્રાસ દુખ હરની॥ ૩॥**

અને જે જીવનમુક્ત, વિરક્ત અને વિષયી સાંભળે છે, તે [ક્રમશઃ] ભક્તિ, મુક્તિ અને નવીન સંપત્તિ (નિત્ય નવા ભોગ) પામે છે. હે પક્ષીરાજ ગરુડજી! મેં પોતાની બુદ્ધિની પહોંચ પ્રમાણે રામકથાનું વર્ણન કર્યું છે, જે [જન્મ-મરણના] ભય અને દુઃખને હરનારી છે. ॥ ૩॥

**બિરતિ બિબેક ભગતિ દૃઢ઼ કરની। મોહ નદી કહઁ સુંદર તરની॥**
**નિત નવ મંગલ કૌસલપુરી। હરષિત રહહિં લોગ સબ કુરી॥ ૪॥**

એ વૈરાગ્ય, વિવેક અને ભક્તિને દૃઢ કરનારી છે તથા મોહરૂપી નદીને [પાર કરવાને] માટે સુંદર નૌકા છે. અવધપુરીમાં નિત-નવા મંગળોત્સવ થાય છે. સર્વે વર્ગોના લોકો પ્રસન્નતાપૂર્વક રહે છે. ॥ ૪॥

**નિત નઈ પ્રીતિ રામ પદ પંકજ। સબ કેં જિન્હહિ નમત સિવ મુનિ અજ॥**
**મંગન બહુ પ્રકાર પહિરાએ। દ્વિજન્હ દાન નાના બિધિ પાએ॥ ૫॥**

શ્રીરામજીના ચરણકમળોમાં - જેને શ્રીશિવજી, મુનિગણ અને બ્રહ્માજી પણ નમસ્કાર કરે છે - સર્વેની નિત્ય નવીન પ્રીતિ છે. ભિક્ષુકોને અનેક પ્રકારનાં વસ્ત્રાભૂષણ પહેરાવવામાં આવ્યાં અને બ્રાહ્મણો અનેક પ્રકારનાં દાન પામ્યાં. ॥ ૫॥

**દો૦ – બ્રહ્માનંદ મગન કપિ સબ કેં પ્રભુ પદ પ્રીતિ।**
**જાત ન જાને દિવસ તિન્હ ગએ માસ ષટ બીતિ ॥ ૧૫॥**

વાનરો બધા બ્રહ્માનંદમાં મગ્ન છે. પ્રભુના ચરણોમાં સર્વેનો પ્રેમ છે. તેમણે દિવસ જતાં જાણ્યા જ નહીં અને [વાતો-વાતોમાં] છ મહિના વીતી ગયા. ॥૧૫॥

**ચૌ૦ – બિસરે ગૃહ સપનેહુઁ સુધિ નાહીં। જિમિ પરદ્રોહ સંત મન માહીં॥**
**તબ રઘુપતિ સબ સખા બોલાએ। આઇ સબન્હિ સાદર સિરુ નાએ॥૧॥**

તે લોકોને પોતાનાં ઘર ભુલાઈ ગયાં. [જાગ્રતની વાત તો શું] તેમને સ્વપ્નમાંય ઘરની યાદ આવતી નથી, જેમ સંતોના મનમાં બીજાઓનો દ્રોહ કરવાની વાત ક્યારેય નથી આવતી. પછી શ્રી રઘુનાથજીએ સર્વે સખાઓને બોલાવ્યા. સર્વેએ આવીને આદરસહિત શીશ નમાવ્યું. ॥૧॥

**પરમ પ્રીતિ સમીપ બૈઠારે। ભગત સુખદ મૃદુ બચન ઉચારે॥**
**તુમ્હ અતિ કીન્હિ મોરિ સેવકાઈ। મુખ પર કેહિ બિધિ કરૌં બડ઼ાઈ॥૨॥**

ઘણા જ પ્રેમથી શ્રીરામજીએ તેમને પોતાની પાસે બેસાડ્યા અને ભક્તોને સુખ આપનારાં કોમળ વચન કહ્યાં - તમે લોકોએ મારી ઘણી સેવા કરી છે. મોં ઉપર કઈ રીતે તમારાં વખાણ કરું? ॥૨॥

**તાતે મોહિ તુમ્હ અતિ પ્રિય લાગે। મમ હિત લાગિ ભવન સુખ ત્યાગે॥**
**અનુજ રાજ સંપતિ બૈદેહી। દેહ ગેહ પરિવાર સનેહી॥૩॥**

મારા હિતને માટે તમે લોકોએ ઘરોને તથા સર્વે પ્રકારનાં સુખોને ત્યજી દીધાં. એથી જ તમે મને અત્યંત પ્રિય લાગી રહ્યા છો. નાના ભાઈ, રાજ્ય, સંપત્તિ, જાનકી પોતાનું શરીર, ઘર, કુટુંબ અને મિત્ર - ॥૩॥

**સબ મમ પ્રિય નહિં તુમ્હહિ સમાના। મૃષા ન કહઉઁ મોર યહ બાના॥**
**સબ કેં પ્રિય સેવક યહ નીતી। મોરેં અધિક દાસ પર પ્રીતી॥૪॥**

એ સર્વે મને પ્રિય છે, પરંતુ તમારા સમાન નહીં. હું ખોટું નથી કહેતો, આ મારો સ્વભાવ છે. સેવક સર્વેને પ્રિય લાગે છે, આ નીતિ (નિયમ) છે. [પરંતુ] મારો તો દાસ પર [સ્વાભાવિક જ] વિશેષ પ્રેમ છે. ॥૪॥

**દો૦ – અબ ગૃહ જાહુ સખા સબ ભજેહુ મોહિ દૃઢ઼ નેમ।**
**સદા સર્બગત સર્બહિત જાનિ કરેહુ અતિ પ્રેમ॥૧૬॥**

હે સખાગણ! હવે સર્વે લોકો ઘેર જાઓ. ત્યાં દૃઢ નિયમથી મને ભજતાં રહેજો. મને સદા સર્વવ્યાપક અને સર્વેનું હિત કરનાર જાણીને અત્યંત પ્રેમ કરજો. ॥૧૬॥

**ચૌ૦ – સુનિ પ્રભુ બચન મગન સબ ભએ। કો હમ કહાઁ બિસરિ તન ગએ॥**
**એકટક રહે જોરિ કર આગે। સકહિં ન કછુ કહિ અતિ અનુરાગે॥૧॥**

પ્રભુનાં વચન સાંભળીને સર્વેસર્વ પ્રેમમગ્ન થઈ ગયા. અમે કોણ છીએ અને ક્યાં છીએ? આ દેહની સૂધ-બૂધ જ ભૂલી ગયા. તેઓ પ્રભુની સામે હાથ જોડીને એકીટસે જોતા જ રહી ગયા. અત્યંત પ્રેમને કારણે કશું કહી નથી શકતા. ॥૧॥

**પરમ પ્રેમ તિન્હ કર પ્રભુ દેખા। કહા બિબિધિ બિધિ ગ્યાન બિસેષા॥**
**પ્રભુ સન્મુખ કછુ કહન ન પારહિં। પુનિ પુનિ ચરન સરોજ નિહારહિં॥૨॥**

પ્રભુએ તેમનો અત્યંત પ્રેમ જોયો, [પછી] એમને અનેક પ્રકારે વિશેષ જ્ઞાનનો ઉપદેશ આપ્યો. પ્રભુની સન્મુખ તે કશું કહી નથી શકતા. વારંવાર પ્રભુના ચરણકમળોને જુએ છે. ॥૨॥

**તબ પ્રભુ ભૂષન બસન મગાએ। નાના રંગ અનૂપ સુહાએ॥**
**સુગ્રીવહિ પ્રથમહિં પહિરાએ। બસન ભરત નિજ હાથ બનાએ॥૩॥**

પછી પ્રભુએ અનેક રંગોના અનુપમ અને સુંદર ઘરેણાં-કપડાં મંગાવ્યાં. સૌથી પહેલા ભરતજીએ પોતાના હાથેથી સરખાં કરીને સુગ્રીવને વસ્ત્રાભૂષણ પહેરાવ્યાં. ॥૩॥

**પ્રભુ પ્રેરિત લછિમન પહિરાએ। લંકાપતિ રઘુપતિ મન ભાએ॥**
**અંગદ બૈઠ રહા નહિં ડોલા। પ્રીતિ દેખિ પ્રભુ તાહિ ન બોલા॥૪॥**

પછી પ્રભુની પ્રેરણાથી લક્ષ્મણજીએ વિભીષણજીને ઘરેણાં-કપડાં પહેરાવ્યાં, જે શ્રીરઘુનાથજીના મનને ઘણા જ ગમ્યાં. અગંદ બેસી જ રહ્યા, તેઓ પોતાના સ્થાનેથી હલ્યાય નહીં. તેમનો ઉત્કટ પ્રેમ જોઈને પ્રભુએ એમને બોલાવ્યા નહીં. ॥૪॥

**દો૦ – જામવંત નીલાદિ સબ પહિરાએ રઘુનાથ।**
**હિયઁ ધરિ રામ રૂપ સબ ચલે નાઇ પદ માથ॥૧૭ (ક)॥**

જામ્બવાન્ અને નીલ આદિ સર્વેને શ્રીરઘુનાથજીએ સ્વયં ભૂષણ-વસ્ત્ર પહેરાવ્યાં. તે સૌ પોતાના હૃદયોમાં શ્રીરામચન્દ્રજીના રૂપને ધારણ કરીને તેમના ચરણોમાં શીશ નમાવીને ચાલ્યા. ॥૧૭ (ક)॥

**તબ અંગદ ઉઠિ નાઇ સિરુ સજલ નયન કર જોરિ।**
**અતિ બિનીત બોલેઉ બચન મનહુઁ પ્રેમ રસ બોરિ॥૧૭ (ખ)॥**

પછી અંગદ ઊઠીને શીશ નમાવી, નેત્રોમાં જળ ભરીને અને હાથ જોડીને અત્યંત વિનમ્ર તથા જાણે પ્રેમરસમાં તરબોળ મધુર વચન બોલ્યા. ॥૧૭ (ખ)॥

**ચૌ૦ – સુનુ સર્બગ્ય કૃપા સુખ સિંધો। દીન દયાકર આરત બંધો॥**
**મરતી બેર નાથ મોહિ બાલી। ગયઉ તુમ્હારેહિ કોંછેં ઘાલી॥૧॥**

હે સર્વજ્ઞ! હે કૃપા અને સુખના સમુદ્ર! હે દીનો પર દયા કરનારા! હે આર્તોના બંધુ! સાંભળો, હે નાથ! મૃત્યુ વેળાએ મારા પિતા વાલિ મને આપના જ ખોળામાં મૂકીને ગયા હતા. ॥૧॥

**અસરન સરન બિરદુ સંભારી। મોહિ જનિ તજહુ ભગત હિતકારી॥**
**મોરેં તુમ્હ પ્રભુ ગુર પિતુ માતા। જાઉઁ કહાઁ તજિ પદ જલજાતા॥૨॥**

માટે, હે ભક્તોના હિતકારી! પોતાનું અશરણ-શરણ બિરુદ (પ્રણ) યાદ કરીને મને ત્યજો નહિ. મારા તો સ્વામી, ગુરુ, પિતા અને માતા, સર્વે કંઈ આપ જ છો. આપના ચરણકમળોને છોડીને હું ક્યાં જઉં? ॥ ૨॥

**તુમ્હહિ બિચારિ કહહુ નરનાહા। પ્રભુ તજિ ભવન કાજ મમ કાહા॥**
**બાલક ગ્યાન બુદ્ધિ બલ હીના। રાખહુ સરન નાથ જન દીના॥ ૩॥**

હે મહારાજ! આપ જ વિચારીને કહો, પ્રભુ(આપ)ને ત્યજીને ઘરમાં મારું શું કામ છે? હે નાથ! જ્ઞાન, બુદ્ધિ અને બળમાં હીન આ બાળક તથા દીન સેવકને શરણોમાં રાખો. ॥ ૩॥

**નીચિ ટહલ ગૃહ કૈ સબ કરિહઉઁ। પદ પંકજ બિલોકિ ભવ તરિહઉઁ॥**
**અસ કહિ ચરન પરેઉ પ્રભુ પાહી। અબ જનિ નાથ કહહુ ગૃહ જાહી॥ ૪॥**

હું ઘરની સર્વે નાની - મોટી કંઈ પણ સેવા કરીશ અને આપના ચરણકમળોને જોઈ-જોઈને ભવસાગરને તરી જઈશ. આવું કહીને તે શ્રીરામજીના ચરણોમાં નમી પડ્યા [અને બોલ્યા-] હે પ્રભો! મારી રક્ષા કરો. હે નાથ! હવે એવું ન કહો કે તું ઘેર જા. ॥ ૪॥

**દો૦ – અંગદ બચન બિનીત સુનિ રઘુપતિ કરુના સીંવ।**
**પ્રભુ ઉઠાઈ ઉર લાયઉ સજલ નયન રાજીવ॥ ૧૮ (ક)॥**

અંગદનાં વિનમ્ર વચન સાંભળીને કરુણાની સીમા પ્રભુ શ્રીરઘુનાથજીએ તેને ઉઠાવીને હૃદય સરસો ચાંપી દીધો. પ્રભુનાં નેત્રકમળોમાં [પ્રેમાશ્રુઓનું] જળ ભરાઈ આવ્યું. ॥ ૧૮ (ક)॥

**નિજ ઉર માલ બસન મનિ બાલિતનય પહિરાઇ।**
**બિદા કીન્હિ ભગવાન તબ બહુ પ્રકાર સમુઝાઇ॥ ૧૮ (ખ)॥**

પછી ભગવાને પોતાના હૃદયની માળા, વસ્ત્ર અને મણિ (રત્નોનાં આભૂષણ) વાલિપુત્ર અંગદને પહેરાવીને અને અનેક પ્રકારે સમજાવીને તેમને વિદાય આપી. ॥ ૧૮ (ખ)॥

**ચૌ૦ – ભરત અનુજ સૌમિત્રિ સમેતા। પઠવન ચલે ભગત કૃત ચેતા॥**
**અંગદ હૃદયઁ પ્રેમ નહિં થોરા। ફિરિ ફિરિ ચિતવ રામ કીં ઓરા॥ ૧॥**

ભક્તની કરણીને યાદ કરીને ભરતજી નાના ભાઈ શત્રુઘ્નજી અને લક્ષ્મણજીસહિત તેમને વળાવવા ચાલ્યા. અંગદના હૃદયમાં પ્રેમ ઓછો નથી(અર્થાત્ ઘણો અધિક પ્રેમ છે). તેઓ વળી વળીને શ્રીરામજીની સામે જુએ છે; ॥ ૧॥

**બાર બાર કર દંડ પ્રનામા। મન અસ રહન કહહિં મોહિ રામા॥**
**રામ બિલોકનિ બોલનિ ચલની। સુમિરિ સુમિરિ સોચત હઁસિ મિલની॥ ૨॥**

અને વારંવાર દંડવત્ પ્રણામ કરે છે. મનમાં એવું થાય છે કે શ્રીરામજી મને રોકાવાનું કહી દે. તેઓ શ્રીરામજીના જોવાની, બોલવાની, ચાલવાની તેમજ હસીને ભેટવાની રીતને યાદ કરી-કરીને વિચારે છે(દુઃખી થાય છે). ॥ ૨॥

**પ્રભુ રુખ દેખિ બિનય બહુ ભાષી। ચલેઉ હૃદયઁ પદ પંકજ રાખી ॥**
**અતિ આદર સબ કપિ પહુઁચાએ। ભાઈન્હ સહિત ભરત પુનિ આએ ॥ ૩॥**

પરંતુ પ્રભુની ઈચ્છા જાણીને, બહુ જ વિનમ્ર વચન કહીને તથા હૃદયમાં ચરણકમળોને રાખીને તેઓ ચાલ્યા. અત્યંત આદરની સાથે સર્વે વાનરોને વળાવીને ભાઈઓ સહિત ભરતજી પાછા આવ્યા. ॥ ૩॥

**તબ સુગ્રીવ ચરન ગહિ નાના। ભાઁતિ બિનય કીન્હે હનુમાના ॥**
**દિન દસ કરિ રઘુપતિ પદ સેવા। પુનિ તવ ચરન દેખિહઉઁ દેવા ॥ ૪॥**

ત્યારે હનુમાનજીએ સુગ્રીવના ચરણ પકડીને અનેક પ્રકારે વિનંતી કરી અને કહ્યું - હે દેવ! દસ (કેટલાક) દિવસ શ્રીરઘુનાથજીની ચરણસેવા કરીને પછી આવીને હું આપના ચરણોનાં દર્શન કરીશ. ॥ ૪॥

**પુન્ય પુંજ તુમ્હ પવનકુમારા। સેવહુ જાઇ કૃપા આગારા ॥**
**અસ કહિ કપિ સબ ચલે તુરંતા। અંગદ કહઇ સુનહુ હનુમંતા ॥ ૫॥**

[સુગ્રીવે કહ્યું -] હે પવનકુમાર! તમે પુણ્યના ભંડાર છો[જે ભગવાને તમને પોતાની સેવામાં રાખી લીધા]. જઈને કૃપાધામ શ્રીરામજીની સેવા કરો. સર્વે વાનર આવું કહીને તુરત જ ચાલી નીકળ્યા. અંગદે કહ્યું - હે હનુમાન! સાંભળો - ॥ ૫॥

**દો○ – કહેહુ દંડવત પ્રભુ સૈં તુમ્હહિ કહઉઁ કર જોરિ।**
**બાર બાર રઘુનાયકહિ સુરતિ કરાએહુ મોરિ ॥ ૧૯ (ક) ॥**

હું તમને હાથ જોડીને કહું છું, પ્રભુને મારા દંડવત કહેજો. અને શ્રીરઘુનાથજીને વારંવાર મારી યાદ અપાવતા રહેજો. ॥ ૧૯ (ક)॥

**અસ કહિ ચલેઉ બાલિસુત ફિરિ આયઉ હનુમંત।**
**તાસુ પ્રીતિ પ્રભુ સન કહી મગન ભએ ભગવંત ॥ ૧૯ (ખ) ॥**

આવું કહીને વાલિપુત્ર અંગદ ચાલ્યા, પછી હનુમાનજી પાછા વળ્યા અને આવીને એમના પ્રેમનું વર્ણન પ્રભુને કર્યું. તે સાંભળીને ભગવાન પ્રેમમગ્ન થઈ ગયા. ॥ ૧૯ (ખ)॥

**કુલિસહુ ચાહિ કઠોર અતિ કોમલ કુસુમહુ ચાહિ।**
**ચિત્ત ખગેસ રામ કર સમુઝિ પરઇ કહુ કાહિ ॥ ૧૯ (ગ) ॥**

[કાકભુશુંડિજી કહે છે -] હે ગરુડજી! શ્રીરામજીનું ચિત્ત વજ્રથીય અત્યંત કઠોર અને ફૂલથીય અત્યંત કોમળ છે. તો કહો, તે કોની સમજણમાં આવી શકે છે? ॥ ૧૯ (ગ)॥

**ચૌ○ – પુનિ કૃપાલ લિયો બોલિ નિષાદા। દીન્હે ભૂષન બસન પ્રસાદા ॥**
**જાહુ ભવન મમ સુમિરન કરેહૂ। મન ક્રમ બચન ધર્મ અનુસરેહૂ ॥ ૧॥**

પછી કૃપાળુ શ્રીરામજીએ નિષાદરાજને બોલાવી લીધા અને તેને ભૂષણ, વસ્ત્ર પ્રસાદમાં આપ્યાં. [વળી કહ્યું - ] હવે, તમે પણ ઘેર જાઓ, ત્યાં મારું સ્મરણ કરતાં રહેજો અને મન, વચન તથા કર્મથી ધર્માનુસાર ચાલજો. ॥૧॥

**તુમ્હ મમ સખા ભરત સમ ભ્રાતા। સદા રહેહુ પુર આવત જાતા॥**
**બચન સુનત ઉપજા સુખ ભારી। પરેઉ ચરન ભરિ લોચન બારી॥૨॥**

તમે મારા મિત્ર છો અને ભરત સમાન ભાઈ છો. અયોધ્યામાં સદા આવતા-જતા રહેજો. આ વચન સાંભળતાં જ તેને મોટું ભારે સુખ ઊપજ્યું. નેત્રોમાં [આનંદ અને પ્રેમનાં આંસુઓનું] જળ ભરીને તે ચરણોમાં નમી પડ્યો. ॥૨॥

**ચરન નલિન ઉર ધરિ ગૃહ આવા। પ્રભુ સુભાઉ પરિજનન્હિ સુનાવા॥**
**રઘુપતિ ચરિત દેખિ પુરબાસી। પુનિ પુનિ કહહિં ધન્ય સુખરાસી॥૩॥**

પછી ભગવાનના ચરણકમળોને હૃદયમાં રાખીને તે ઘેર આવ્યો અને આવીને પોતાના કુટુંબીઓને પ્રભુનો સ્વભાવ સંભળાવ્યો. શ્રીરઘુનાથજીનું આ ચરિત્ર જોઈને અવધપુરવાસી વારંવાર કહે છે કે સુખના ભંડાર શ્રીરામચન્દ્રજી ધન્ય છે. ॥૩॥

**રામ રાજ બૈઠેં ત્રૈલોકા। હરષિત ભએ ગએ સબ સોકા॥**
**બયરુ ન કર કાહૂ સન કોઈ। રામ પ્રતાપ બિષમતા ખોઈ॥૪॥**

શ્રીરામચન્દ્રજીના રાજ્ય ઉપર પ્રતિષ્ઠિત થવાથી ત્રણેય લોક હર્ષિત થઈ ગયા, તેમના સમસ્ત શોક ટળી ગયા. કોઈ કોઈની સાથે વેર નથી કરતું. શ્રીરામચન્દ્રજીના પ્રતાપે બધાયની વિષમતા (આંતરિક ભેદભાવ) ટળી ગઈ. ॥૪॥

**દો૦ – બરનાશ્રમ નિજ નિજ ધરમ નિરત બેદ પથ લોગ।**
**ચલહિં સદા પાવહિં સુખહિ નહિં ભય સોક ન રોગ॥૨૦॥**

સર્વે લોકો પોતપોતાના વર્ણ અને આશ્રમને અનુકૂળ ધર્મમાં તત્પર થઈને સદાય વેદ-માર્ગે ચાલે છે અને સુખ પામે છે. તેમને ન કોઈ વાતનો ભય છે, ન શોક છે અને કોઈ રોગ પણ પજવતો નથી. ॥૨૦॥

**ચૌ૦ – દૈહિક દૈવિક ભૌતિક તાપા। રામ રાજ નહિં કાહુહિ બ્યાપા॥**
**સબ નર કરહિં પરસ્પર પ્રીતી। ચલહિં સ્વધર્મ નિરત શ્રુતિ નીતી॥૧॥**

'રામ-રાજ્ય'માં દૈહિક, દૈવિક અને ભૌતિક તાપ કોઈનેય વ્યાપતો નથી. સર્વે મનુષ્ય પરસ્પર પ્રેમ કરે છે અને વેદોમાં બતાવેલી નીતિ(મર્યાદા)માં તત્પર રહીને પોતપોતાના ધર્મોનું પાલન કરે છે. ॥૧॥

**ચારિઉ ચરન ધર્મ જગ માહીં। પૂરિ રહા સપનેહુઁ અઘ નાહીં॥**
**રામ ભગતિ રત નર અરુ નારી। સકલ પરમ ગતિ કે અધિકારી॥૨॥**

ધર્મ પોતાના ચારેય ચરણ(સત્ય, શૌચ, દયા અને દાન)થી જગતમાં પરિપૂર્ણ થઈ રહ્યો છે; સ્વપ્નમાંય ક્યાંય પાપ નથી. પુરુષ અને સ્ત્રી સર્વે રામભક્તિપરાયણ છે અને સર્વે પરમગતિ(મોક્ષ)ના અધિકારી છે. ॥ ૨॥

**અલ્પમૃત્યુ નહિં કવનિઉ પીરા। સબ સુંદર સબ બિરુજ સરીરા॥**
**નહિં દરિદ્ર કોઉ દુખી ન દીના। નહિં કોઉ અબુધ ન લચ્છન હીના॥ ૩॥**

નાની અવસ્થામાં મૃત્યુ થતું નથી, નથી કોઈને કોઈ પીડા થતી. સર્વેનાં શરીર સુંદર અને નીરોગી છે. ન કોઈ દરિદ્ર છે, ન દુઃખી છે અને દીન પણ નથી. ન કોઈ મૂર્ખ છે અને કોઈ શુભલક્ષણોથી હીન પણ નથી. ॥ ૩॥

**સબ નિર્દંભ ધર્મરત પુની। નર અરુ નારિ ચતુર સબ ગુની॥**
**સબ ગુનગ્ય પંડિત સબ ગ્યાની। સબ કૃતગ્ય નહિં કપટ સયાની॥ ૪॥**

સર્વે દંભરહિત છે, ધર્મપરાયણ છે અને પુણ્યાત્માઓ છે. પુરુષ અને સ્ત્રી સર્વે ચતુર અને ગુણવાન છે. બધાય ગુણોના આદર કરનારા અને પંડિત છે, તથા બધાય જ્ઞાની છે. બધાય કૃતજ્ઞ (બીજાએ કરેલા ઉપકારને માનનારા) છે. કપટ-ચતુરાઈ (ધૂર્તતા) કોઈનામાં નથી. ॥ ૪॥

**દો૦ – રામ રાજ નભગેસ સુનુ સચરાચર જગ માહિં।**
**કાલ કર્મ સુભાવ ગુન કૃત દુખ કાહુહિ નાહિં॥ ૨૧॥**

[કાકભુશુંડિજી કહે છે-] હે પક્ષીરાજ ગરુડજી! સાંભળો, શ્રીરામના રાજ્યમાં જડ, ચેતન સમસ્ત જગતમાં કાળ, કર્મ, સ્વભાવ અને ગુણોથી ઉત્પન્ન થયેલાં દુઃખ કોઈનેય નથી થતાં (અર્થાત્ એમના બંધનમાં કોઈ નથી). ॥ ૨૧॥

**ચૌ૦ – ભૂમિ સપ્ત સાગર મેખલા। એક ભૂપ રઘુપતિ કોસલા॥**
**ભુઅન અનેક રોમ પ્રતિ જાસૂ। યહ પ્રભુતા કછુ બહુત ન તાસૂ॥ ૧॥**

અયોધ્યામાં શ્રીરઘુનાથજી સાત સમુદ્રોની મેખલાવાળી પૃથ્વીના એકછત્ર રાજા છે. જેના એક-એક રોમમાં અનેકો બ્રહ્માંડ છે, તેમને માટે સાત દ્વીપોની આ પ્રભુતા કંઈ વધુ નથી ॥ ૧॥

**સો મહિમા સમુઝત પ્રભુ કેરી। યહ બરનત હીનતા ઘનેરી॥**
**સોઉ મહિમા ખગેસ જિન્હ જાની। ફિરિ એહિં ચરિત તિન્હહુઁ રતિ માની॥ ૨॥**

બલકે પ્રભુના તે મહિમાને સમજી લીધા પછી તો આ કહેવામાં [કે તેઓ સાત સમુદ્રોથી ઘેરાયેલી સપ્તદ્વીપમયી પૃથ્વીના એકછત્ર સમ્રાટ છે] તેમની મોટી હીનતા થાય છે. પરંતુ હે ગરુડજી! જેમણે તે મહિમાને જાણી લીધો છે, તેઓ પણ પાછા આ લીલામાં મોટો પ્રેમ માને છે. ॥ ૨॥

**સોઉ જાને કર ફલ યહ લીલા। કહહિં મહા મુનિબર દમસીલા॥**
**રામ રાજ કર સુખ સંપદા। બરનિ ન સકઇ ફનીસ સારદા॥ ૩॥**

કેમકે તે મહિમાને પણ જાણવાનું ફળ આ લીલા (આ લીલાનો અનુભવ) જ છે, ઇન્દ્રિયોનું દમન કરનારા શ્રેષ્ઠ મહામુનિ આવું કહે છે. રામરાજ્યની સુખસંપત્તિનું વર્ણન શેષજી અને સરસ્વતીજી પણ નથી કરી શકતાં. ॥૩॥

**સબ ઉદાર સબ પર ઉપકારી। બિપ્ર ચરન સેવક નર નારી॥**
**એકનારિ બ્રત રત સબ ઝારી। તે મન બચ ક્રમ પતિ હિતકારી॥૪॥**

બધાંય નર-નારી ઉદાર છે, બધાં પરોપકારી છે અને બધાંય બ્રાહ્મણોના ચરણોના સેવક છે. બધાય પુરુષમાત્ર એકપત્નીવ્રતી છે. આ જ રીતે સ્ત્રીઓ પણ મન, વચન અને કર્મથી પતિનું હિત કરનારી છે. ॥૪॥

**દો૦ – દંડ જતિન્હ કર ભેદ જહઁ નર્તક નૃત્ય સમાજ।**
**જીતહુ મનહિ સુનિઅ અસ રામચંદ્ર કેં રાજ॥૨૨॥**

શ્રીરામચન્દ્રજીના રાજ્યમાં દંડ કેવળ સંન્યાસીઓના હાથોમાં છે, અને ભેદ નાચનારાઓના નૃત્યસમાજમાં છે અને 'જીતો' શબ્દ કેવળ મનને જીતવા માટે જ સંભળાઈ જાય છે (અર્થાત્ રાજનીતિમાં શત્રુઓને જીતવા તથા ચોર-ડાકૂઓ આદિને દમન કરવા માટે સામ, દાન, દંડ અને ભેદ - આ ચાર ઉપાય કરવામાં આવે છે. રામરાજ્યમાં કોઈ શત્રુ છે જ નહીં, માટે 'જીતો' શબ્દ કેવળ મનને જીતવા માટે કહેવામાં આવે છે. કોઈ અપરાધ કરતું જ નથી, માટે દંડ કોઈને થતો નથી. દંડ શબ્દ માત્ર સંન્યાસીઓના હાથમાં રહેનારા દંડને માટે જ રહી ગયો છે. તથા સર્વે અનુકૂળ હોવાના કારણે ભેદનીતિની આવશ્યક્તા જ નથી રહી; 'ભેદ' શબ્દ કેવળ સુર-તાલના ભેદ માટે જ કામમાં આવે છે). ॥૨૨॥

**ચૌ૦ – ફૂલહિં ફરહિં સદા તરુ કાનન। રહહિં એક સઁગ ગજ પંચાનન॥**
**ખગ મૃગ સહજ બયરુ બિસરાઈ। સબન્હિ પરસ્પર પ્રીતિ બઢ઼ાઈ॥૧॥**

વનોમાં વૃક્ષ સદાય ફૂલે અને ફાલે છે. હાથી અને સિંહ [વેર ભૂલીને] એક સાથે રહે છે. પક્ષી અને પશુ સર્વેએ સ્વાભાવિક વેર ભુલાવીને પરસ્પર પ્રેમ વધાર્યો છે. ॥૧॥

**કૂજહિં ખગ મૃગ નાના બૃંદા। અભય ચરહિં બન કરહિં અનંદા॥**
**સીતલ સુરભિ પવન બહ મંદા। ગુંજત અલિ લૈ ચલિ મકરંદા॥૨॥**

પક્ષીઓ કુંજે છે, ભાતભાતનાં પશુઓના સમૂહ વનમાં નિર્ભય વિચરે અને આનંદ કરે છે. શીતળ, મંદ, સુગંધિત પવન વહેતો રહે છે. ભમરા પુષ્પોનો રસ પીને ગુંજારવ કરતાં જાય છે. ॥૨॥

**લતા બિટપ માગેં મધુ ચવહીં। મનભાવતો ધેનુ પય સ્રવહીં॥**
**સસિ સંપન્ન સદા રહ ધરની। ત્રેતાઁ ભઇ કૃતજુગ કૈ કરની॥૩॥**

વેલો અને વૃક્ષ માગવાથી જ મધુ (મકરંદ) ટપકાવી દે છે. ગાયો મનમાગ્યું દૂધ આપે છે. ધરતી સદા પાક(ખેતી)થી ભરાયેલી રહે છે. ત્રેતામાં સત્યયુગની કરણી (સ્થિતિ) થઈ ગઈ. ॥૩॥

**પ્રગટીં ગિરિન્હ બિબિધિ મનિ ખાની । જગદાતમા ભૂપ જગ જાની ॥**
**સરિતા સકલ બહહિં બર બારી । સીતલ અમલ સ્વાદ સુખકારી ॥ ૪॥**

સમસ્ત જગતના આત્મા ભગવાનને જગતના રાજા જાણીને પર્વતોએ અનેક મણિઓની ખાણો પ્રગટ કરી દીધી. સર્વે નદીઓ શ્રેષ્ઠ શીતળ, નિર્મળ અને સુખપ્રદ સ્વાદિષ્ટ જળ વહેવડાવા લાગી. ॥ ૪॥

**સાગર નિજ મરજાદાઁ રહહીં । ડારહિં રત્ન તટન્હિ નર લહહીં ॥**
**સરસિજ સંકુલ સકલ તડ઼ાગા । અતિ પ્રસન્ન દસ દિસા બિભાગા ॥ ૫॥**

સમુદ્રો પોતાની મર્યાદામાં રહે છે; તેઓ લહેરો દ્વારા કિનારા પર રત્નો મૂકી દે છે, જેને મનુષ્યો પામી જાય છે. સર્વે સરોવરો કમળોથી પરિપૂર્ણ છે. દસે દિશાઓના વિભાગ (અર્થાત્ સર્વે પ્રદેશો) અત્યંત પ્રસન્ન છે. ॥ ૫॥

**દો૦ – બિધુ મહિ પૂર મયૂખન્હિ રબિ તપ જેતનેહિ કાજ ।**
**માગેં બારિદ દેહિં જલ રામચંદ્ર કેં રાજ ॥ ૨૩॥**

શ્રીરામચન્દ્રજીના રાજ્યમાં ચન્દ્રમા પોતાનાં [અમૃતમય] કિરણોથી પૃથ્વીને પૂર્ણ કરી દે છે. સૂર્ય એટલો જ તપે છે જેટલાની જરૂરત હોય છે અને મેઘ માગવાથી [જ્યારે જ્યાં જેટલું જોઈએ એટલું જ] જળ આપે છે. ॥ ૨૩॥

**ચૌ૦ – કોટિન્હ બાજિમેધ પ્રભુ કીન્હે । દાન અનેક દ્વિજન્હ કહઁ દીન્હે ॥**
**શ્રુતિ પથ પાલક ધર્મ ધુરંધર । ગુનાતીત અરુ ભોગ પુરંદર ॥ ૧॥**

પ્રભુ શ્રીરામજીએ કરોડો અશ્વમેધ યજ્ઞ કર્યા અને બ્રાહ્મણોને અનેક દાન આપ્યાં. શ્રી રામચન્દ્રજી વેદમાર્ગને પાળનારા, ધર્મની ધુરાને ધારણ કરનારા, [પ્રકૃતિજન્ય સત્ત્વ, રજ અને તમ] ત્રણેય ગુણોથી અતીત અને ભોગો(ઐશ્વર્ય)માં ઈન્દ્ર સમાન છે. ॥ ૧॥

**પતિ અનુકૂલ સદા રહ સીતા । સોભા ખાનિ સુસીલ બિનીતા ॥**
**જાનતિ કૃપાસિંધુ પ્રભુતાઈ । સેવતિ ચરન કમલ મન લાઈ ॥ ૨॥**

શોભાની ખાણ, સુશીલ અને વિનમ્ર સીતાજી સદાય પતિને અનુકૂળ રહે છે. તેઓ કૃપાસાગર શ્રીરામજીના મહિમાને જાણે છે અને મન દઈને તેમના ચરણકમળોની સેવા કરે છે. ॥ ૨॥

**જદ્યપિ ગૃહઁ સેવક સેવકિની । બિપુલ સદા સેવા બિધિ ગુની ॥**
**નિજ કર ગૃહ પરિચરજા કરઈ । રામચંદ્ર આયસુ અનુસરઈ ॥ ૩॥**

જોકે ઘરમાં ઘણાં જ દાસ - દાસીઓ છે અને તે સઘળાં સેવાની વિધિઓમાં કુશળ છે, તો પણ [સ્વામીની સેવાનું મહત્ત્વ જાણનારાં] શ્રીસીતાજી ઘરની બધી સેવા સ્વહસ્તે જ કરે છે અને શ્રીરામચન્દ્રજીની આજ્ઞાનું અનુસરણ કરે છે. ॥ ૩॥

**જેહિ બિધિ કૃપાસિંધુ સુખ માનઈ । સોઇ કર શ્રી સેવા બિધિ જાનઈ ॥**
**કૌસલ્યાદિ સાસુ ગૃહ માહીં । સેવઇ સબન્હિ માન મદ નાહીં ॥ ૪॥**
**ઉમા રમા બ્રહ્માદિ બંદિતા । જગદંબા સંતતમનિંદિતા ॥ ૫॥**

કૃપાસાગર શ્રીરામચન્દ્રજી જે રીતે સુખ માને, શ્રીજી એ જ કરે છે; કારણ કે તેઓ સેવાની વિધિઓને જાણનારાં છે. ઘરમાં કૌસલ્યા આદિ સર્વે સાસુજીઓની સીતાજી સેવા કરે છે, તેમને કોઈ વાતનું અભિમાન અને મદ નથી. ઉમા, રમા અને બ્રહ્માણી આદિ શક્તિઓ તેમજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આદિ દેવતાઓ દ્વારા સીતાજી વંદિત છે, અને જગતજનની છે તેમજ સદા અનિંદિત (સર્વગુણ સંપન્ન) છે. ॥ ૪-૫॥

**દો૦ – જાસુ કૃપા કટાચ્છુ સુર ચાહત ચિતવ ન સોઈ ।**
**રામ પદારબિંદ રતિ કરતિ સુભાવહિ ખોઈ ॥ ૨૪॥**

દેવો જેમનો કૃપાકટાક્ષ ઇચ્છે છે, પરંતુ તેમની સામે તેઓ જોતાં પણ નથી, તે જ લક્ષ્મીજી (જાનકીજી) પોતાના [મહામહિમ] સ્વભાવને ત્યજીને શ્રીરામચન્દ્રજીના ચરણારવિંદમાં પ્રીતિ કરે છે. ॥ ૨૪॥

**ચૌ૦ – સેવહિં સાનુકૂલ સબ ભાઈ । રામ ચરન રતિ અતિ અધિકાઈ ॥**
**પ્રભુ મુખ કમલ બિલોકત રહહીં । કબહુઁ કૃપાલ હમહિ કછુ કહહીં ॥ ૧॥**

બધા ભાઈ અનુકૂળ રહીને તેમની સેવા કરે છે. શ્રીરામજીના ચરણોમાં તેમની અત્યંત અધિક પ્રીતિ છે. તેઓ સદાય પ્રભુનું મુખારવિંદ જ જોતાં રહે છે કે કૃપાળુ શ્રીરામજી ક્યારેક અમને કંઈ સેવા કરવાનું કહે. ॥ ૧॥

**રામ કરહિં ભ્રાતન્હ પર પ્રીતી । નાના ભાઁતિ સિખાવહિં નીતી ॥**
**હરષિત રહહિં નગર કે લોગા । કરહિં સકલ સુર દુર્લભ ભોગા ॥ ૨॥**

શ્રીરામચન્દ્રજી પણ ભાઈઓ પર પ્રેમ રાખે છે અને એમને અનેક પ્રકારની નીતિઓ શિખવાડે છે. નગરના લોકો હરખાયેલા રહે છે અને સર્વે પ્રકારના દેવદુર્લભ ભોગ ભોગવે છે. ॥ ૨॥

**અહનિસિ બિધિહિ મનાવત રહહીં । શ્રીરઘુબીર ચરન રતિ ચહહીં ॥**
**દુઇ સુત સુંદર સીતાઁ જાએ । લવ કુસ બેદ પુરાનન્હ ગાએ ॥ ૩॥**

તેઓ દિવસ-રાત બ્રહ્માજીને પ્રાર્થના કરતા રહે છે અને (તેમના થકી) શ્રીરઘુવીરના ચરણોમાં પ્રીતિ ઇચ્છે છે. સીતાજીને લવ અને કુશ એમ બે પુત્ર ઉત્પન્ન થયા, જેમનું વેદ-પુરાણોએ વર્ણન કર્યું છે. ॥ ૩॥

**દોઉ બિજઇ બિનઈ ગુન મંદિર । હરિ પ્રતિબિંબ મનહુઁ અતિ સુંદર ॥**
**દુઇ દુઇ સુત સબ ભ્રાતન્હ કેરે । ભએ રૂપ ગુન સીલ ઘનેરે ॥ ૪॥**

તે બંનેય વિજયી (વિખ્યાત યોદ્ધા), નમ્ર અને ગુણોના ધામ છે અને અત્યંત સુંદર છે, જાણે શ્રીહરિના પ્રતિબિંબ જ હોય. બબે-બબે પુત્ર સર્વે ભાઈઓને થયા, જે ઘણા જ સુંદર, ગુણવાન અને સુશીલ હતા. ॥ ૪॥

**દો૦ – ગ્યાન ગિરા ગોતીત અજ માયા મન ગુન પાર ।**
**સોઈ સચ્ચિદાનંદ ઘન કર નર ચરિત ઉદાર ॥ ૨૫॥**

જે [બૌદ્ધિક] જ્ઞાન, વાણી અને ઇન્દ્રિયોથી પર અને અજન્મા છે તથા માયા, મન અને ગુણોથી પર છે, એ જ સચ્ચિદાનંદઘન ભગવાન શ્રેષ્ઠ નર-લીલા કરે છે. ॥ ૨૫॥

**ચૌ૦ – પ્રાતકાલ સરઊ કરિ મજ્જન । બૈઠહિં સભાઁ સંગ દ્વિજ સજ્જન ॥**
**બેદ પુરાન બસિષ્ટ બખાનહિં । સુનહિં રામ જદ્યપિ સબ જાનહિં ॥ ૧॥**

પ્રાતઃકાળે સરયૂજીમાં સ્નાન કરીને બ્રાહ્મણો અને સજ્જનોની સાથે સભામાં બેસે છે. વશિષ્ઠજી વેદ અને પુરાણોની કથાઓનું વર્ણન કરે છે અને શ્રીરામજી સાંભળે છે, જોકે તેઓ સર્વે જાણે જ છે. ॥ ૧॥

**અનુજન્હ સંજુત ભોજન કરહીં । દેખિ સકલ જનનીં સુખ ભરહીં ॥**
**ભરત સત્રુહન દોનઉ ભાઈ । સહિત પવનસુત ઉપબન જાઈ ॥ ૨॥**

તેઓ ભાઈઓને સાથે લઈને ભોજન કરે છે. તેમને જોઈને સર્વે માતાઓ આનંદથી ઊભરાઈ જાય છે. ભરતજી અને શત્રુઘ્નજી બંને ભાઈ હનુમાનજીસહિત ઉપવનોમાં જઈને; ॥ ૨॥

**બૂઝહિં બૈઠિ રામ ગુન ગાહા । કહ હનુમાન સુમતિ અવગાહા ॥**
**સુનત બિમલ ગુન અતિ સુખ પાવહિં । બહુરિ બહુરિ કરિ બિનય કહાવહિં ॥ ૩॥**

ત્યાં બેસીને શ્રીરામજીના ગુણોની કથાઓ પૂછે છે અને હનુમાનજી પોતાની સુંદર બુદ્ધિથી તે ગુણોમાં ડૂબકી લગાવી (ધ્યાન ધરી) તેમનું વર્ણન કરે છે. શ્રીરામચન્દ્રજીના નિર્મળ ગુણોને સાંભળીને બંને ભાઈ અત્યંત સુખ પામે છે અને વિનય કરીને વારંવાર કહેવડાવે છે. ॥ ૩॥

**સબ કેં ગૃહ ગૃહ હોહિં પુરાના । રામ ચરિત પાવન બિધિ નાના ॥**
**નર અરુ નારિ રામ ગુન ગાનહિં । કરહિં દિવસ નિસિ જાત ન જાનહિં ॥ ૪॥**

બધાને ત્યાં ઘેર ઘેર પુરાણો અને અનેક પ્રકારનાં પવિત્ર રામચરિત્રોની કથા થાય છે. પુરુષ અને સ્ત્રી સર્વે શ્રીરામચન્દ્રજીના ગુણગાન કરે છે અને આ આનંદમાં દિવસ-રાતનું વીતવું પણ નથી જાણી શકતાં. ॥ ૪॥

**દો૦ – અવધપુરી બાસિન્હ કર સુખ સંપદા સમાજ ।**
**સહસ સેષ નહિં કહિ સકહિં જહઁ નૃપ રામ બિરાજ ॥ ૨૬॥**

જ્યાં ભગવાન શ્રીરામચન્દ્રજી સ્વયં રાજા થઈને બિરાજમાન છે, તે અવધપુરીના નિવાસીઓનાં સુખ-સંપત્તિના સમુદાયનું વર્ણન હજારો શેષજી પણ નથી કરી શકતા. ॥ ૨૬॥

**ચૌ૦ – નારદાદિ સનકાદિ મુનીસા । દરસન લાગિ કોસલાધીસા ॥**
**દિન પ્રતિ સકલ અજોધ્યા આવહિં । દેખિ નગરુ બિરાગુ બિસરાવહિં ॥ ૧॥**

નારદ આદિ અને સનક આદિ મુનીશ્વર સર્વે કૌશલરાજ શ્રીરામજીનાં દર્શનને માટે દિન-પ્રતિદિન અયોધ્યા આવે છે અને તે [દિવ્ય] નગરને જોઈને વૈરાગ્ય ભુલાવી દે છે. ॥૧॥

**જાતરૂપ મનિ રચિત અટારીં । નાના રંગ રુચિર ગચ ઢારીં ॥**
**પુર ચહુઁ પાસ કોટ અતિ સુંદર । રચે કઁગૂરા રંગ રંગ બર ॥ ૨॥**

[દિવ્ય] સ્વર્ણ અને રત્નોથી બનેલી અટ્ટાલિકાઓ છે. તેમાં [મણિ-રત્નોની] અનેક રંગોની સુંદર ઢાળેલી ફરસો છે. નગરના ચારેય કોર અત્યંત સુંદર કોટ બનેલો છે, જેની ઉપર સુંદર રંગ-બેરંગી બુરજ (કાંગરા) બનેલા છે. ॥ ૨॥

**નવ ગ્રહ નિકર અનીક બનાઈ । જનુ ઘેરી અમરાવતિ આઈ ॥**
**મહિ બહુ રંગ રચિત ગચ કાઁચા । જો બિલોકિ મુનિબર મન નાચા ॥ ૩॥**

જાણે નવગ્રહોએ મોટી ભારે સેના બનાવીને અમરાવતીને આવીને ઘેરી લીધી હોય. પૃથ્વી (સડકો) પર અનેક રંગના (દિવ્ય) કાચ(રત્ન)ની પાકી ફરસ ઢાળવામાં આવી છે, જેને જોઈને શ્રેષ્ઠ મુનિઓનાય મન નાચી ઊઠે છે. ॥ ૩॥

**ધવલ ધામ ઊપર નભ ચુંબત । કલસ મનહુઁ રબિ સસિ દુતિ નિંદત ॥**
**બહુ મનિ રચિત ઝરોખા ભ્રાજહિં । ગૃહ ગૃહ પ્રતિ મનિ દીપ બિરાજહિં ॥ ૪॥**

ઉજ્જ્વળ મહેલ ઉપર આકાશને ચૂમી રહ્યા છે. મહેલો પર કળશ [પોતાના દિવ્ય પ્રકાશથી] જાણે સૂર્ય, ચન્દ્રમાના પ્રકાશની પણ નિંદા (તિરસ્કાર) કરે છે. [મહેલોમાં] ઘણા જ મણિઓમાંથી રચેલા ઝરોખા શોભાયમાન છે અને ઘેરેઘેર મણિઓના દીપક શોભા પામી રહ્યા છે. ॥ ૪॥

**છં૦ – મનિ દીપ રાજહિં ભવન ભ્રાજહિં દેહરીં બિદ્રુમ રચી ।**
**મનિ ખંભ ભીતિ બિરંચિ બિરચી કનક મનિ મરકત ખચી ॥**
**સુંદર મનોહર મંદિરાયત અજિર રુચિર ફટિક રચે ।**
**પ્રતિ દ્વાર દ્વાર કપાટ પુરટ બનાઇ બહુ બજ્રન્હિ ખચે ॥ ૧॥**

ઘરોમાં મણિઓના દીપક શોભા આપી રહ્યા છે. પરવાળાના બનેલા ઊમરા ચમકી રહ્યા છે. મણિઓના થાંભલા છે. મરકતમણિઓ(પન્ના)થી જડેલી સોનાની દીવાલો એવી સુંદર છે જાણે બ્રહ્માએ ખાસ પ્રકારે બનાવી હોય. મહેલ સુંદર, મનોહર અને વિશાળ છે. તેમાં સુંદર સ્ફટિકનાં આંગણાં બનેલાં છે. પ્રત્યેક દ્વાર ઉપર ઘણા જ ખરાદેલા હીરાજડિત સોનાનાં કમાડ છે.

**દો૦ – ચારુ ચિત્રસાલા ગૃહ ગૃહ પ્રતિ લિખે બનાઇ ।**
**રામ ચરિત જે નિરખ મુનિ તે મન લેહિં ચોરાઇ ॥ ૨૭॥**

ઘર-ઘરમાં સુંદર ચિત્રશાળાઓ છે, જેમાં શ્રીરામજીનાં ચરિત્ર ઘણી જ સુંદરતા સાથે સજાવીને અંકિત કરેલાં છે. જેને મુનિઓ જુએ છે, તો તે એમનાય ચિત્તને ચોરી લે છે. ॥ ૨૭॥

**ચૌ૦ – સુમન બાટિકા સબહિં લગાઈં। બિબિધ ભાઁતિ કરિ જતન બનાઈં॥**
**લતા લલિત બહુ જાતિ સુહાઈં। ફૂલહિં સદા બસંત કિ નાઈં॥૧॥**

બધા લોકોએ ભિન્નભિન્ન પ્રકારે પુષ્પોની વાડીઓ યત્ન કરીને બનાવી રાખી છે, જેમાં અનેક જાતની સુંદર અને લલિત લતાઓ સદાય વસંતની જેમ ફૂલતી રહે છે. ॥૧॥

**ગુંજત મધુકર મુખર મનોહર। મારુત ત્રિબિધિ સદા બહ સુંદર॥**
**નાના ખગ બાલકન્હિ જિઆએ। બોલત મધુર ઉડ़ાત સુહાએ॥૨॥**

ભમરા મનોહર સ્વરમાં ગુંજારવ કરે છે. સદાય ત્રણેય પ્રકારનો સુંદર વાયુ વહેતો રહે છે. બાળકોએ ઘણા જ પક્ષી પાળી રાખ્યાં છે, જે મધુર બોલી બોલે છે અને ઊડવામાં સુંદર લાગે છે. ॥૨॥

**મોર હંસ સારસ પારાવત। ભવનનિ પર સોભા અતિ પાવત॥**
**જહઁ તહઁ દેખહિં નિજ પરિછાહીં। બહુ બિધિ કૂજહિં નૃત્ય કરાહીં॥૩॥**

મોર, હંસ, સારસ અને કબૂતર ઘરોની ઉપર ઘણી જ શોભા પામે છે. તે પક્ષી [મણિઓની દીવાલો અને છતમાં] ચારેકોર પોતાનો પડછાયો જોઈને [ત્યાં બીજું પક્ષી સમજીને] અનેક પ્રકારે મધુર વાણી બોલે છે અને નૃત્ય કરે છે. ॥૩॥

**સુક સારિકા પઢ़ાવહિં બાલક। કહહુ રામ રઘુપતિ જનપાલક॥**
**રાજ દુઆર સકલ બિધિ ચારૂ। બીથીં ચૌહટ રુચિર બજારૂ॥૪॥**

બાળકો તોતા-મેનાને ભણાવે છે કે કહો - 'રામ', 'રઘુપતિ', 'જનપાલક.' રાજદ્વારો સર્વ પ્રકારે સુંદર છે. શેરીઓ, ચૌરાહા (ચાર રસ્તા) અને બજાર સર્વે સુંદર છે. ॥૪॥

**છં૦ – બાજાર રુચિર ન બનઇ બરનત બસ્તુ બિનુ ગથ પાઇએ।**
**જહઁ ભૂપ રમાનિવાસ તહઁ કી સંપદા કિમિ ગાઇએ॥**
**બૈઠે બજાજ સરાફ બનિક અનેક મનહુઁ કુબેર તે।**
**સબ સુખી સબ સચ્ચરિત સુંદર નારિ નર સિસુ જરઠ જે॥**

સુંદર બજાર છે, જેનું વર્ણન કરી નથી શકાતું. ત્યાં વસ્તુઓ વિનામૂલ્યે જ મળે છે. જ્યાં સ્વયં લક્ષ્મીપતિ રાજા હોય, ત્યાંની સંપત્તિનું વર્ણન કેવી રીતે કરી શકાય? અનેક બજાજ (કપડાંના વહેપારી), સરાફ (સોના-ચાંદીના વહેપારી) આદિ વહેપારી બેઠેલા એવા શોભી રહ્યા છે જાણે કુબેર હોય. સ્ત્રી, પુરુષ, બાળકો અને વૃદ્ધો જે પણ છે, તે બધા સુખી, સદાચારી અને સુંદર છે.

**દો૦ – ઉત્તર દિસિ સરજૂ બહ નિર્મલ જલ ગંભીર।**
**બાઁધે ઘાટ મનોહર સ્વલ્પ પંક નહિં તીર॥૨૮॥**

નગરની ઉત્તર દિશામાં સરયૂજી વહી રહ્યાં છે, જેમનું જળ નિર્મળ અને ઊંડું છે. મનોહર ઘાટ બાંધેલા છે, કિનારા પર જરાય કાદવ નથી. ॥૨૮॥

**ચૌ૦ – દૂરિ ફરાક રુચિર સો ઘાટા। જહઁ જલ પિઅહિં બાજિ ગજ ઠાટા॥**
**પનિઘટ પરમ મનોહર નાના। તહાઁ ન પુરુષ કરહિં અસ્નાના॥૧॥**

થોડેક દૂર ત્યાં એક સુંદર ઘાટ છે, જ્યાં ઘોડા અને હાથીઓનાં ટોળેટોળાં જળ પીધા કરે છે. પાણી ભરવા માટે ઘણા જ [મહિલા] ઘાટ છે, જે ઘણા જ મનોહર છે. ત્યાં પુરુષ સ્નાન નથી કરતા. ॥૧॥

**રાજઘાટ સબ બિધિ સુંદર બર। મજ્જહિં તહાઁ બરન ચારિઉ નર॥**
**તીર તીર દેવન્હ કે મંદિર। ચહુઁ દિસિ તિન્હ કે ઉપબન સુંદર॥૨॥**

રાજઘાટ સર્વે પ્રકારે સુંદર અને શ્રેષ્ઠ છે, જ્યાં ચારેય વર્ણના પુરુષ સ્નાન કરે છે. સરયૂજીના કિનારે-કિનારે દેવોનાં મંદિર છે, જેની ચારેય કોર સુંદર ઉપવન (બગીચા) છે. ॥૨॥

**કહુઁ કહુઁ સરિતા તીર ઉદાસી। બસહિં ગ્યાન રત મુનિ સંન્યાસી॥**
**તીર તીર તુલસિકા સુહાઈ। બૃંદ બૃંદ બહુ મુનિન્હ લગાઈ॥૩॥**

નદીના કિનારે ક્યાંક-ક્યાંક વિરક્ત અને જ્ઞાનપરાયણ મુનિ અને સંન્યાસી નિવાસ કરે છે. સરયૂજીના કિનારે-કિનારે સુંદર તુલસીજીનાં ઝુંડના ઝુંડ, ઘણાં જ વૃક્ષો મુનિઓએ વાવી રાખ્યાં છે. ॥૩॥

**પુર સોભા કછુ બરનિ ન જાઈ। બાહેર નગર પરમ રુચિરાઈ॥**
**દેખત પુરી અખિલ અઘ ભાગા। બન ઉપબન બાપિકા તડ઼ાગા॥૪॥**

નગરની શોભા તો કંઈ કહી શકાતી નથી. નગરની બહાર પણ પરમ સુંદરતા છે. શ્રીઅયોધ્યાપુરીનાં દર્શન કરતાં જ સમસ્ત પાપ નાસી જાય છે. [ત્યાં] વન, ઉપવન, વાવડીઓ અને તળાવ સુશોભિત છે. ॥૪॥

**છં૦ – બાપીં તડ઼ાગ અનૂપ કૂપ મનોહરાયત સોહહીં।**
**સોપાન સુંદર નીર નિર્મલ દેખિ સુર મુનિ મોહહીં॥**
**બહુ રંગ કંજ અનેક ખગ કૂજહિં મધુપ ગુંજારહીં।**
**આરામ રમ્ય પિકાદિ ખગ રવ જનુ પથિક હંકારહીં॥**

વાવડીઓ, તળાવ અને કૂવા મનોહર અને વિશાળ છે જે અનુપમ શોભા આપી રહ્યાં છે. વાવડી અને તળાવની સુંદર [રત્નોની] નિસરણીઓ અને નિર્મળ જળ જોઈને દેવો અને મુનિઓ સુદ્ધાં મોહિત થઈ જાય છે. [તળાવોમાં] અનેક રંગનાં કમળ ખીલી રહ્યાં છે, અનેક પક્ષી કૂંજી રહ્યાં છે અને ભમરા ગુંજન કરી રહ્યા છે. [પરમ] રમણીય બગીચા કોયલ આદિ પક્ષીઓની [સુંદર-મધુર] વાણીથી જાણે વટેમાર્ગુઓને બોલાવી રહ્યા છે. ॥૫॥

**દો૦ – રમાનાથ જહઁ રાજા સો પુર બરનિ કિ જાઇ।**
**અનિમાદિક સુખ સંપદા રહીં અવધ સબ છાઇ॥૨૯॥**

સ્વયં લક્ષ્મીપતિ ભગવાન જ્યાં રાજા હોય, તે નગરનું ક્યાંય વર્ણન કરી શકાય છે? અણિમા આદિ આઠે સિદ્ધિઓ અને સમસ્ત સુખ-સંપત્તિઓ અયોધ્યામાં છવાઈ રહી છે. ॥ ૨૯॥

**ચૌ૦ – જહઁ તહઁ નર રઘુપતિ ગુન ગાવહિં। બૈઠિ પરસપર ઇહઇ સિખાવહિં॥**
**ભજહુ પ્રનત પ્રતિપાલક રામહિ। સોભા સીલ રૂપ ગુન ધામહિ॥ ૧॥**

લોકો ચારેબાજુ શ્રીરઘુનાથજીના ગુણ ગાય છે અને બેસીને એક-બીજાને આ જ શિખામણ આપે છે કે શરણાગતનું પાલન કરનારા શ્રીરામજીને ભજો. શોભા, શીલ, રૂપ અને ગુણોના ધામ શ્રીરઘુનાથજીને ભજો. ॥ ૧॥

**જલજ બિલોચન સ્યામલ ગાતહિ। પલક નયન ઇવ સેવક ત્રાતહિ॥**
**ધૃત સર રુચિર ચાપ તૂનીરહિ। સંત કંજ બન રબિ રનધીરહિ॥ ૨॥**

કમળનયન અને શ્યામ શરીરવાળાને ભજો. પલક જે રીતે નેત્રોની રક્ષા કરે છે તે જ રીતે પોતાના સેવકોની રક્ષા કરનારાને ભજો. સુંદર, બાણ, ધનુષ અને ભાથો ધારણ કરનારાને ભજો. સંતરૂપી કમળવનને [ખિલવવા] માટે સૂર્યરૂપ રણધીર શ્રીરામજીને ભજો. ॥ ૨॥

**કાલ કરાલ બ્યાલ ખગરાજહિ। નમત રામ અકામ મમતા જહિ॥**
**લોભ મોહ મૃગજૂથ કિરાતહિ। મનસિજ કરિ હરિ જન સુખદાતહિ॥ ૩॥**

કાળરૂપી ભયાનક સર્પને ભક્ષણ કરનારા શ્રીરામરૂપ ગરુડજીને ભજો. નિષ્કામભાવથી પ્રણામ કરતાં જ મમતાનો નાશ કરી નાખનારા શ્રીરામજીને ભજો. લોભ-મોહરૂપી હરણાંના સમૂહને નાશ કરનારા શ્રીરામરૂપ કિરાતને ભજો. કામદેવરૂપી હાથીને માટે સિંહરૂપ તથા સેવકોને સુખ આપનારા શ્રીરામજીને ભજો. ॥ ૩॥

**સંસય સોક નિબિડ઼ તમ ભાનુહિ। દનુજ ગહન ઘન દહન કૃસાનુહિ॥**
**જનકસુતા સમેત રઘુબીરહિ। કસ ન ભજહુ ભંજન ભવ ભીરહિ॥ ૪॥**

સંશય અને શોકરૂપી ગાઢ અંધકારનો નાશ કરનારા શ્રીરામરૂપ સૂર્યને ભજો. રાક્ષસરૂપી ગાઢ વનને બાળનારા શ્રીરામરૂપ અગ્નિને ભજો. જન્મ-મૃત્યુના ભયનો નાશ કરનારા શ્રીજાનકીજી સહિત શ્રીરઘુવીરને કેમ નથી ભજતા? ॥ ૪॥

**બહુ બાસના મસક હિમ રાસિહિ। સદા એકરસ અજ અબિનાસિહિ॥**
**મુનિ રંજન ભંજન મહિ ભારહિ। તુલસિદાસ કે પ્રભુહિ ઉદારહિ॥ ૫॥**

ઘણા જ વાસનાઓરૂપી મચ્છરોનો નાશ કરનારા શ્રીરામરૂપ હિમરાશિને ભજો. નિત્ય એકરસ, અજન્મા અને અવિનાશી શ્રીરઘુનાથજીને ભજો. મુનિઓને આનંદ આપનારા, પૃથ્વીનો ભાર ઉતારનારા અને તુલસીદાસના ઉદાર (દયાળુ) સ્વામી શ્રીરામજીને ભજો. ॥ ૫॥

**દો૦ – એહિ બિધિ નગર નારિ નર કરહિં રામ ગુન ગાન।**
**સાનુકૂલ સબ પર રહહિં સંતત કૃપાનિધાન॥ ૩૦॥**

આ રીતે નગરનાં સ્ત્રી-પુરુષ શ્રીરામજીના ગુણગાન કરે છે અને કૃપાનિધાન શ્રીરામજી સદા સૌ પર અત્યંત પ્રસન્ન રહે છે. ॥ ૩૦॥

**ચૌ૦ – જબ તે રામ પ્રતાપ ખગેસા। ઉદિત ભયઉ અતિ પ્રબલ દિનેસા॥**
**પૂરિ પ્રકાસ રહેઉ તિહુઁ લોકા। બહુતેન્હ સુખ બહુતન મન સોકા॥ ૧॥**

[કાકભુશુંડિજી કહે છે -] હે પક્ષીરાજ ગરુડજી! જ્યારથી રામપ્રતાપરૂપી અત્યંત પ્રચંડ સૂર્ય ઉદિત થયો, ત્યારથી ત્રણેય લોકોમાં પૂર્ણ પ્રકાશ છવાઈ ગયો છે. એનાથી ઘણાને સુખ અને ઘણાના મનમાં શોક થયો. ॥ ૧॥

**જિન્હહિ સોક તે કહઉઁ બખાની। પ્રથમ અબિદ્યા નિસા નસાની॥**
**અઘ ઉલૂક જહઁ તહાઁ લુકાને। કામ ક્રોધ કૈરવ સકુચાને॥ ૨॥**

જેમને જેમને શોક થયો, તેમને હું વખાણીને કહું છું [સર્વત્ર પ્રકાશ છવાઈ જવાથી] પહેલા તો અવિદ્યારૂપી રાત્રિ નષ્ટ થઈ ગઈ. પાપરૂપી ઘુવડો જ્યાં-ત્યાં છુપાઈ ગયાં અને કામ-ક્રોધરૂપી કુમુદ બીડાઈ ગયાં. ॥ ૨॥

**બિબિધ કર્મ ગુન કાલ સુભાઊ। એ ચકોર સુખ લહહિં ન કાઊ॥**
**મત્સર માન મોહ મદ ચોરા। ઈન્હ કર હુનર ન કવનિહુઁ ઓરા॥ ૩॥**

જાતજાતના [બંધનકારક] કર્મ, ગુણ, કાળ અને સ્વભાવ એ ચકોર છે, જે [રામપ્રતાપરૂપી સૂર્યના પ્રકાશમાં] ક્યારેય સુખ નથી પામતા. મત્સર (ઈર્ષા), માન, મોહ અને મદરૂપી જે ચોર છે, તેમનો હુન્નર પણ કોઈ સામે ચાલી નથી શકતો (તેમનું કંઈ ચાલતું નથી). ॥ ૩॥

**ધરમ તડ઼ાગ ગ્યાન બિગ્યાના। એ પંકજ બિકસે બિધિ નાના॥**
**સુખ સંતોષ બિરાગ બિબેકા। બિગત સોક એ કોક અનેકા॥ ૪॥**

ધર્મરૂપી તળાવોમાં જ્ઞાન, વિજ્ઞાન - એ અનેક પ્રકારનાં કમળ ખીલી ઊઠ્યાં. સુખ, સંતોષ, વૈરાગ્ય અને વિવેક - એ અનેક ચકવા શોકરહિત થઈ ગયા. ॥ ૪॥

**દો૦ – યહ પ્રતાપ રબિ જાકેં ઉર જબ કરઈ પ્રકાસ।**
**પછિલે બાઢ઼હિં પ્રથમ જે કહે તે પાવહિં નાસ॥ ૩૧॥**

આ શ્રીરામપ્રતાપરૂપી સૂર્ય જેના હૃદયમાં જ્યારે પ્રકાશ કરે છે, ત્યારે જેમનું વર્ણન પછીથી કરાયું છે; તે (ધર્મ, જ્ઞાન, વિજ્ઞાન, સુખ, સંતોષ, વૈરાગ્ય અને વિવેક) વધી જાય છે અને જેમનું વર્ણન અગાઉ કરવામાં આવ્યું છે, તે (અવિદ્યા, પાપ, કામ, ક્રોધ, કર્મ, કાળ, ગુણ, સ્વભાવ આદિ) નાશને પ્રાપ્ત થાય (નષ્ટ થઈ જાય) છે. ॥ ૩૧॥

**ચૌ૦ – ભ્રાતન્હ સહિત રામુ એક બારા। સંગ પરમ પ્રિય પવનકુમારા॥**
**સુંદર ઉપબન દેખન ગએ। સબ તરુ કુસુમિત પલ્લવ નએ॥ ૧॥**

એક વાર ભાઈઓસહિત શ્રીરામચન્દ્રજી પરમપ્રિય હનુમાનજીને સાથે લઈને સુંદર ઉપવન જોવા ગયા. ત્યાંનાં સઘળાં વૃક્ષ ફાલેલાં અને નવાં પાંદડાંઓથી યુક્ત હતાં. ॥ ૧॥

**જાનિ સમય સનકાદિક આએ । તેજ પુંજ ગુન સીલ સુહાએ ॥**
**બ્રહ્માનંદ સદા લયલીના । દેખત બાલક બહુકાલીના ॥ ૨॥**

સુઅવસર જાણીને સનકાદિક મુનિ આવ્યા, જે તેજના પુંજ, સુંદર ગુણ અને શીલથી યુક્ત તથા સદાય બ્રહ્માનંદમાં લવલીન રહે છે. જોવામાં તો તે બાળક લાગે છે, પણ છે ઘણા વયોવૃદ્ધ. ॥ ૨॥

**રૂપ ધરેં જનુ ચારિઉ બેદા । સમદરસી મુનિ બિગત બિભેદા ॥**
**આસા બસન બ્યસન યહ તિન્હહીં । રઘુપતિ ચરિત હોઈ તહઁ સુનહીં ॥ ૩॥**

જાણે ચારેય વેદોએ જ બાળરૂપ ધારણ કરેલાં હોય. તે મુનિ સમદર્શી અને ભેદરહિત છે. દિશાઓ જ એમનાં વસ્ત્ર છે. તેમને એક જ વ્યસન છે કે જ્યાં શ્રીરઘુનાથજીની ચરિત્ર-કથા હોય છે ત્યાં જઈને તેઓ અવશ્ય સાંભળે છે. ॥ ૩॥

**તહઁ રહે સનકાદિ ભવાની । જહઁ ઘટસંભવ મુનિબર ગ્યાની ॥**
**રામ કથા મુનિબર બહુ બરની । ગ્યાન જોનિ પાવક જિમિ અરની ॥ ૪॥**

[શિવજી કહે છે -] હે ભવાની! સનકાદિ મુનિ ત્યાં ગયા હતા કે જ્યાં જ્ઞાની મુનિશ્રેષ્ઠ શ્રી અગસ્ત્યજી રહેતા હતા. (તેઓ ત્યાં કથા સાંભળીને અત્યારે અહીંયાં જ દર્શન માટે આવ્યા.) શ્રેષ્ઠ મુનિએ શ્રીરામજીની ઘણી જ કથાઓ વર્ણવી હતી; જે જ્ઞાન ઉત્પન્ન કરવા માટે એ જ પ્રમાણે સમર્થ છે, જેમ અરણિના લાકડાથી અગ્નિ ઉત્પન્ન થાય છે. ॥ ૪॥

**દો૦ – દેખિ રામ મુનિ આવત હરષિ દંડવત કીન્હ ।**
**સ્વાગત પૂઁછિ પીત પટ પ્રભુ બૈઠન કહઁ દીન્હ ॥ ૩૨॥**

સનકાદિ મુનિઓને આવતાં જોઈને શ્રીરામચન્દ્રજીએ હરખાઈને દંડવત્ કર્યાં અને સ્વાગત (કુશળ) પૂછીને પ્રભુએ [એમને] બેસવા માટે પોતાનું પીતામ્બર બિછાવી દીધું. ॥ ૩૨॥

**ચૌ૦ – કીન્હ દંડવત તીનિઉઁ ભાઈ । સહિત પવનસુત સુખ અધિકાઈ ॥**
**મુનિ રઘુપતિ છબિ અતુલ બિલોકી । ભએ મગન મન સકે ન રોકી ॥ ૧॥**

પછી હનુમાનજીસહિત ત્રણેય ભાઈઓએ દંડવત્ કર્યાં, સર્વેને ઘણું સુખ થયું. મુનિ શ્રીરઘુનાથજીની અતુલનીય શોભા જોઈને તેમાં મગ્ન થઈ ગયા. તે મનને રોકી ન શક્યા. ॥ ૧॥

**સ્યામલ ગાત સરોરુહ લોચન । સુંદરતા મંદિર ભવ મોચન ॥**
**એકટક રહે નિમેષ ન લાવહિં । પ્રભુ કર જોરેં સીસ નવાવહિં ॥ ૨॥**

તે જન્મ-મૃત્યુ[ના ચક્ર]થી છોડાવનારા, શ્યામ શરીર, કમળનયન, સુંદરતાના ધામ શ્રીરામજીને એકીટશે જોતા જ રહી ગયા, પલકારો મારતા નથી. અને પ્રભુ હાથ જોડી શીશ નમાવી રહ્યા છે. ॥ ૨॥

**તિન્હ કૈ દસા દેખિ રઘુબીરા । સ્રવત નયન જલ પુલક સરીરા ॥**
**કર ગહિ પ્રભુ મુનિબર બૈઠારે । પરમ મનોહર બચન ઉચારે ॥ ૩॥**

તેમની [પ્રેમવિહ્વળ] દશા જોઈને [તેમની જ જેમ] શ્રીરઘુનાથજીનાં નેત્રોમાંથી પણ પ્રેમાશ્રુઓનું જળ વહેવા લાગ્યું અને શરીર પુલકિત થઈ ગયું. તત્પશ્ચાત્ પ્રભુએ હાથ પકડીને શ્રેષ્ઠ મુનિઓને બેસાડ્યા અને પરમ મનોહર વચન કહ્યાં - ॥ ૩॥

**આજુ ધન્ય મૈં સુનહુ મુનીસા। તુમ્હરેં દરસ જાહિં અઘ ખીસા॥**
**બડ઼ે ભાગ પાઇબ સતસંગા। બિનહિં પ્રયાસ હોહિં ભવ ભંગા॥ ૪॥**

હે મુનીશ્વરો! સાંભળો, આજે હું ધન્ય છું. આપનાં દર્શનોથી જ [સઘળાં] પાપ નષ્ટ થઈ જાય છે. મોટા ભાગ્યથી જ સત્સંગની પ્રાપ્તિ થાય છે, જેથી પરિશ્રમ વિના જન્મ-મૃત્યુનું ચક્ર નષ્ટ થઈ જાય છે. ॥ ૪॥

**દો૦ – સંત સંગ અપબર્ગ કર કામી ભવ કર પંથ।**
**કહહિં સંત કબિ કોબિદ શ્રુતિ પુરાન સદગ્રંથ॥ ૩૩॥**

સંતનો સંગ મોક્ષ(ભવ બંધનથી છૂટવા)નો અને કામીનો સંગ જન્મ-મૃત્યુના બંધનમાં પડવાનો માર્ગ છે. સંત, કવિ અને પંડિત તથા વેદ, પુરાણ [આદિ] સર્વે સદ્ગ્રંથ આવું કહે છે. ॥ ૩૩॥

**ચૌ૦ – સુનિ પ્રભુ બચન હરષિ મુનિ ચારી। પુલકિત તન અસ્તુતિ અનુસારી॥**
**જય ભગવંત અનંત અનામય। અનઘ અનેક એક કરુનામય॥ ૧॥**

પ્રભુનાં વચન સાંભળીને ચારેય મુનિ હર્ષિત થઈને, પુલકિત શરીરે સ્તુતિ કરવા લાગ્યા - હે ભગવન્! આપનો જય હો. આપ અંતરહિત, વિકારરહિત, પાપરહિત, અનેક (સર્વરૂપોમાં પ્રકટ), એક (અદ્વિતીય) અને કરુણામય છો. ॥ ૧॥

**જય નિર્ગુન જય જય ગુન સાગર। સુખ મંદિર સુંદર અતિ નાગર॥**
**જય ઇંદિરા રમન જય ભૂધર। અનુપમ અજ અનાદિ સોભાકર॥ ૨॥**

હે નિર્ગુણ! આપનો જય હો. હે ગુણોના સમુદ્ર! આપનો જય હો, જય હો. આપ સુખના ધામ, [અત્યંત] સુંદર અને અતિ ચતુર છો. હે લક્ષ્મીપતિ! આપનો જય હો. હે પૃથ્વીને ધારણ કરનારા! આપનો જય હો. આપ ઉપમારહિત, અજન્મા, અનાદિ અને શોભાની ખાણ છો. ॥ ૨॥

**ગ્યાન નિધાન અમાન માનપ્રદ। પાવન સુજસ પુરાન બેદ બદ॥**
**તગ્ય કૃતગ્ય અગ્યતા ભંજન। નામ અનેક અનામ નિરંજન॥ ૩॥**

આપ જ્ઞાનના ભંડાર [સ્વયં] માનરહિત અને [બીજાઓને] માન આપનારા છો. વેદ અને પુરાણ આપનો પાવન સુંદર યશ ગાય છે. આપ તત્ત્વને જાણનારા, કરેલી સેવાને સ્વીકારનારા (માનનારા) અને અજ્ઞાનનો નાશ કરનારા છો. હે નિરંજન (માયારહિત)! આપના અનેક (અનંત) નામ છે અને કોઈ નામ નથી (અર્થાત્ આપ બધાંય નામોથી પર છો). ॥ ૩॥

**સર્બ સર્બગત સર્બ ઉરાલય। બસસિ સદા હમ કહુઁ પરિપાલય॥**
**દ્વંદ બિપતિ ભવ ફંદ બિભંજય। હૃદિ બસિ રામ કામ મદ ગંજય॥ ૪॥**

આપ સર્વરૂપ છો, સર્વમાં વ્યાપ્ત છો અને સર્વેના હૃદયરૂપી ઘરમાં સદા નિવાસ કરો છો. [માટે] આપ અમારું પાલન-પોષણ કરો. [રાગ-દ્વેષ, અનુકૂળતા-પ્રતિકૂળતા, જન્મ-મૃત્ય આદિ] દ્વન્દ્વ, વિપત્તિ અને જન્મ-મૃત્યુની જાળને કાપી નાખો. હે રામજી! આપ અમારા હૃદયમાં વસીને કામ અને મદનો નાશ કરી નાખો. ॥૪॥

**દો૦ – પરમાનંદ કૃપાયતન મન પરિપૂરન કામ ।**
**પ્રેમ ભગતિ અનપાયની દેહુ હમહિ શ્રીરામ ॥ ૩૪॥**

આપ પરમાનંદસ્વરૂપ, કૃપાના ધામ અને મનની કામનાઓને પરિપૂર્ણ કરનારા છો. હે શ્રીરામજી! અમને આપની અવિચળ પ્રેમા-ભક્તિ (પ્રેમલક્ષણાભક્તિ) આપો. ॥૩૪॥

**ચૌ૦ – દેહુ ભગતિ રઘુપતિ અતિ પાવનિ। ત્રિબિધિ તાપ ભવ દાપ નસાવનિ ॥**
**પ્રનત કામ સુરધેનુ કલપતરુ। હોઈ પ્રસન્ન દીજૈ પ્રભુ યહ બરુ ॥ ૧॥**

હે રઘુનાથજી! આપ અમને આપની અત્યંત પવિત્ર કરનારી અને ત્રણેય પ્રકારના તાપો અને જન્મમરણના ક્લેશોને નાશ કરનારી ભક્તિ આપો. હે શરણાગતોની કામના પૂર્ણ કરવા માટે કામધેનુ અને કલ્પવૃક્ષરૂપ પ્રભો! પ્રસન્ન થઈને અમને આ જ વર આપો. ॥૧॥

**ભવ બારિધિ કુંભજ રઘુનાયક। સેવત સુલભ સકલ સુખ દાયક ॥**
**મન સંભવ દારુન દુખ દારય। દીનબંધુ સમતા બિસ્તારય ॥ ૨॥**

હે રઘુનાથજી! આપ જન્મ-મૃત્યુરૂપ સમુદ્રને શોષવા માટે અગસ્ત્ય મુનિ સમાન છો. આપ સેવા કરવામાં સુલભ છો તથા સર્વે સુખોને આપનારા છો. હે દીનબંધુ! મનમાં ઉત્પન્ન દારૂણ દુ:ખોને નાશ કરો અને [અમારામાં] સમદૃષ્ટિનો વિસ્તાર કરો. ॥૨॥

**આસ ત્રાસ ઈરિષાદિ નિવારક। બિનય બિબેક બિરતિ બિસ્તારક ॥**
**ભૂપ મૌલિ મનિ મંડન ધરની। દેહિ ભગતિ સંસૃતિ સરિ તરની ॥ ૩॥**

આપ [વિષયોની] આશા, ભય અને ઈર્ષા આદિનું નિવારણ કરનારા તથા વિનય, વિવેક અને વૈરાગ્યનો વિસ્તાર કરનારા છો. હે રાજાઓના શિરોમણિ અને પૃથ્વીના ભૂષણ શ્રીરામજી! સંસૃતિ (જન્મ-મૃત્યુના પ્રવાહ) રૂપી નદીને માટે નૌકારૂપી પોતાની (આપની) ભક્તિ પ્રદાન કરો. ॥૩॥

**મુનિ મન માનસ હંસ નિરંતર। ચરન કમલ બંદિત અજ સંકર ॥**
**રઘુકુલ કેતુ સેતુ શ્રુતિ રચ્છક। કાલ કરમ સુભાઉ ગુન ભચ્છક ॥ ૪॥**
**તારન તરન હરન સબ દૂષન। તુલસિદાસ પ્રભુ ત્રિભુવન ભૂષન ॥ ૫॥**

હે મુનિઓના મનરૂપી માનસરોવરમાં નિરંતર નિવાસ કરનારા હંસ! આપના ચરણકમળ બ્રહ્માજી અને શિવજી દ્વારા વંદિત છે. આપ રઘુકુળના કેતુ, વેદમર્યાદાના રક્ષક અને કાળ, કર્મ, સ્વભાવ તથા ગુણ[રૂપ બંધનો]ના ભક્ષક (નાશક) છો. આપ તરણ-તારણ (સ્વયં તરેલા અને બીજાઓને તારનારા) તથા સર્વે દોષોને હરનારા છો. ત્રણેય લોકોના વિભૂષણ આપ જ તુલસીદાસના સ્વામી છો. ॥૪-૫॥

**દો૦ – બાર બાર અસ્તુતિ કરિ પ્રેમ સહિત સિરુ નાઇ।**
**બ્રહ્મ ભવન સનકાદિ ગે અતિ અભીષ્ટ બર પાઇ ॥ ૩૫॥**

પ્રેમસહિત વારંવાર સ્તુતિ કરીને અને શીશ નમાવીને તથા પોતાનો અત્યંત મનવાંછિત વર પામીને સનકાદિક મુનિ બ્રહ્મલોકે ગયા. ॥ ૩૫॥

**ચૌ૦ – સનકાદિક બિધિ લોક સિધાએ। ભ્રાતન્હ રામ ચરન સિર નાએ ॥**
**પૂછત પ્રભુહિ સકલ સકુચાહીં। ચિતવહિં સબ મારુતસુત પાહીં ॥ ૧॥**

સનકાદિ મુનિ બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. પછી ભાઈઓએ શ્રીરામજીના ચરણોમાં શીશ નમાવ્યાં. સર્વે ભાઈઓ પ્રભુને પૂછવામાં સંકોચાય છે. [તેથી] સર્વે હનુમાનજીની સામે જોઈ રહ્યા છે. ॥ ૧॥

**સુની ચહહિં પ્રભુ મુખ કૈ બાની। જો સુનિ હોઈ સકલ ભ્રમ હાની ॥**
**અંતરજામી પ્રભુ સભ જાના। બૂઝત કહહુ કાહ હનુમાના ॥ ૨॥**

તેઓ પ્રભુના શ્રીમુખની વાણી સાંભળવા ઇચ્છે છે, જેને સાંભળીને સર્વ ભ્રમોનો નાશ થઈ જાય છે. અંતર્યામી પ્રભુ બધું જાણી ગયા અને પૂછવા લાગ્યા - કહો હનુમાન! શું વાત છે? ॥ ૨॥

**જોરિ પાનિ કહ તબ હનુમંતા। સુનહુ દીનદયાલ ભગવંતા ॥**
**નાથ ભરત કછુ પૂઁછન ચહહીં। પ્રસ્ન કરત મન સકુચત અહહીં ॥ ૩॥**

ત્યારે હનુમાનજી હાથ જોડીને બોલ્યા - હે દીનદયાળુ ભગવાન! સાંભળો. હે નાથ! ભરતજી કંઈક પૂછવા ઇચ્છે છે, પણ પ્રશ્ન કરતાં મનમાં સંકોચાઈ રહ્યા છે. ॥ ૩॥

**તુમ્હ જાનહુ કપિ મોર સુભાઊ। ભરતહિ મોહિ કછુ અંતર કાઊ ॥**
**સુનિ પ્રભુ બચન ભરત ગહે ચરના। સુનહુ નાથ પ્રનતારતિ હરના ॥ ૪॥**

[ભગવાને કહ્યું -] હનુમાન! તમે તો મારો સ્વભાવ જાણો જ છો. ભરતના અને મારા વચમાં કદીય કોઈ અંતર (ભેદ) છે? પ્રભુનાં વચન સાંભળીને ભરતજીએ એમના ચરણ પકડી લીધા [અને કહ્યું -] હે નાથ! હે શરણાગતના દુઃખોને હરનારા! સાંભળો ॥ ૪॥

**દો૦ – નાથ ન મોહિ સંદેહ કછુ સપનેહુઁ સોક ન મોહ।**
**કેવલ કૃપા તુમ્હારિહિ કૃપાનંદ સંદોહ ॥ ૩૬॥**

હે નાથ! મને સ્વપ્નમાંય શોક કે મોહ નથી, અને કોઈ સંદેહ પણ નથી. હે કૃપા અને આનંદના સમૂહ! આ કેવળ આપની જ કૃપાનું ફળ છે. ॥ ૩૬॥

**ચૌ૦ – કરઉઁ કૃપાનિધિ એક ઢિઠાઈ। મૈં સેવક તુમ્હ જન સુખદાઈ ॥**
**સંતન્હ કૈ મહિમા રઘુરાઈ। બહુ બિધિ બેદ પુરાનન્હ ગાઈ ॥ ૧॥**

તો પણ હે કૃપાનિધાન! હું આપની સાથે એક ધૃષ્ટતા કરું છું. હું સેવક છું અને આપ સેવકને સુખ આપનારા છો [એટલે મારી ધૃષ્ટતાને ક્ષમા કરો અને મારા પ્રશ્નનો ઉત્તર આપીને સુખ આપો]. હે રઘુનાથજી! વેદ-પુરાણોએ સંતોનો મહિમા અનેક પ્રકારે ગાયો છે. ॥ ૧॥

**શ્રીમુખ તુમ્હ પુનિ કીન્હિ બડ઼ાઈ। તિન્હ પર પ્રભુહિ પ્રીતિ અધિકાઈ ॥**
**સુના ચહઉઁ પ્રભુ તિન્હ કર લચ્છન। કૃપાસિંધુ ગુન ગ્યાન બિચચ્છન ॥ ૨॥**

આપે પણ આપના શ્રીમુખથી એમની પ્રશંસા કરી છે અને તેમના પર પ્રભુ(આપ)નો પ્રેમ પણ અધિક છે. હે પ્રભો! હું એમનાં લક્ષણ સાંભળવા માગું છું. આપ કૃપાના સાગર છો અને ગુણ તથા જ્ઞાનમાં અત્યંત નિપુણ છો. ॥ ૨॥

**સંત અસંત ભેદ બિલગાઈ। પ્રનતપાલ મોહિ કહહુ બુઝાઈ॥**
**સંતન્હ કે લચ્છન સુનુ ભ્રાતા। અગનિત શ્રુતિ પુરાન બિખ્યાતા॥ ૩॥**

હે શરણાગતનું પાલન કરનાર પ્રભુ! સંત અને અસંતના ભેદ જુદા જુદા કરીને મને સમજાવીને કહો. [શ્રીરામજીએ કહ્યું -] હે ભાઈ! સાંભળો. સંતોનાં લક્ષણ (ગુણ) અસંખ્ય છે, જે વેદ અને પુરાણોમાં પ્રસિદ્ધ છે. ॥ ૩॥

**સંત અસંતન્હિ કૈ અસિ કરની। જિમિ કુઠાર ચંદન આચરની॥**
**કાટઈ પરસુ મલય સુનુ ભાઈ। નિજ ગુન દેઈ સુગંધ બસાઈ॥ ૪॥**

સંત અને અસંતની કરણી એવી છે જેમ કુહાડી અને ચંદનનું આચરણ હોય છે. હે ભાઈ! સાંભળો, કુહાડી ચંદનને કાપે છે [કારણ તેનું કાર્ય વૃક્ષોને કાપવાનું છે]; પરંતુ ચંદન [પોતાના સ્વભાવવશે] પોતાના ગુણ આપીને તેને [કાપનાર કુહાડીને] સુગંધથી સુવાસિત કરી દે છે. ॥ ૪॥

**દો૦ – તાતે સુર સીસન્હ ચઢ઼ત જગ બલ્લભ શ્રીખંડ।**
**અનલ દાહિ પીટત ઘનહિં પરસુ બદન યહ દંડ॥ ૩૭॥**

આ જ ગુણને કારણે ચંદન દેવોના મસ્તકો પર ચઢે છે અને જગતને પ્રિય બની રહ્યું છે અને કુહાડીના મુખને એ દંડ મળે છે કે તેને અગ્નિમાં તપાવીને પછી ઘણથી કૂટવામાં આવે છે. ॥ ૩૭॥

**ચૌ૦ – બિષય અલંપટ સીલ ગુનાકર। પર દુખ દુખ સુખ સુખ દેખે પર॥**
**સમ અભૂતરિપુ બિમદ બિરાગી। લોભામરષ હરષ ભય ત્યાગી॥ ૧॥**

સંત વિષયોમાં લંપટ (લિપ્ત) નથી હોતા, શીલ અને સદ્ગુણોની ખાણ હોય છે. તેમને પારકું દુઃખ જોઈને દુઃખ અને સુખ જોઈને સુખ થાય છે. તે [સર્વમાં, સર્વત્ર, સર્વ સમયે] સમતા રાખે છે, તેમના મનમાં કોઈ એમનો શત્રુ નથી. તેઓ મદથી રહિત અને વૈરાગ્યવાન્ હોય છે તથા લોભ, ક્રોધ, હર્ષ અને ભયનો ત્યાગ કરીને રહે છે. ॥ ૧॥

**કોમલચિત દીનન્હ પર દાયા। મન બચ ક્રમ મમ ભગતિ અમાયા॥**
**સબહિ માનપ્રદ આપુ અમાની। ભરત પ્રાન સમ મમ તે પ્રાની॥ ૨॥**

તેમનું ચિત્ત ઘણુ કોમળ હોય છે. તેઓ દીનો પર દયા કરે છે તથા મન, વચન અને કર્મથી મારી નિષ્કપટ (વિશુદ્ધ) ભક્તિ કરે છે. સર્વેને સન્માન આપે છે, પણ સ્વયં માનરહિત હોય છે. હે ભરત! તે પ્રાણી (સંતજન) મારા પ્રાણોની સમાન છે. ॥ ૨॥

**બિગત કામ મમ નામ પરાયન। સાંતિ બિરતિ બિનતી મુદિતાયન॥**
**સીતલતા સરલતા મયત્રી। દ્વિજ પદ પ્રીતિ ધર્મ જનયત્રી॥ ૩॥**

તેમને કોઈ કામના હોતી નથી. તેઓ મારા નામમાં લીન હોય છે. શાંતિ, વૈરાગ્ય, વિનય અને પ્રસન્નતાના ધામ હોય છે. તેમનામાં શીતળતા, સરળતા, સર્વે પ્રતિ મિત્રભાવ અને બ્રાહ્મણના ચરણોમાં પ્રીતિ હોય છે, જે ધર્મને ઉત્પન્ન કરનારી છે. ॥ ૩॥

**એ સબ લચ્છન બસહિં જાસુ ઉર । જાનેહુ તાત સંત સંતત ફુર ॥**
**સમ દમ નિયમ નીતિ નહિં ડોલહિં । પરુષ બચન કબહૂઁ નહિં બોલહિં ॥ ૪॥**

હે તાત! આ સર્વે લક્ષણ જેના હૃદયમાં વસતાં હોય, એને સદાય સાચા સંત જાણવા. જે શમ (મનના નિગ્રહ), દમ (ઈન્દ્રિયોના નિગ્રહ), નિયમ અને નીતિમાં ક્યારેય વિચલિત થતા નથી. અને મુખથી કદીય કઠોર વચન બોલતા નથી; ॥ ૪॥

**દો૦ – નિંદા અસ્તુતિ ઉભય સમ મમતા મમ પદ કંજ ।**
**તે સજ્જન મમ પ્રાનપ્રિય ગુન મંદિર સુખ પુંજ ॥ ૩૮॥**

જેમને નિંદા અને સ્તુતિ (પ્રશંસા) બંને સમાન છે અને મારા ચરણકમળોમાં જેમની મમતા છે, તે ગુણોના ધામ અને સુખના ભંડાર સંતજન મને પ્રાણોની જેમ પ્રિય છે. ॥ ૩૮॥

**ચૌ૦ – સુનહુ અસંતન્હ કેર સુભાઊ । ભૂલેહુઁ સંગતિ કરિઅ ન કાઊ ॥**
**તિન્હ કર સંગ સદા દુખદાઈ । જિમિ કપિલહિ ઘાલઇ હરહાઈ ॥ ૧॥**

હવે, સર્વે અસંતોનો સ્વભાવ સાંભળો; કદીય ભૂલથીય તેમની સંગતિ ન કરવી જોઈએ. તેમનો સંગ સદા દુઃખ આપનારો હોય છે. જેમ હરાઈ ગાય (દુષ્ટ ગાય) પોતાની સોબતથી કપીલા ગાય(સીધી અને દૂઝણી)ને નષ્ટ કરી નાખે છે. ॥ ૧॥

**ખલન્હ હૃદયઁ અતિ તાપ બિસેષી । જરહિં સદા પર સંપતિ દેખી ॥**
**જહઁ કહુઁ નિંદા સુનહિં પરાઈ । હરષહિં મનહુઁ પરી નિધિ પાઈ ॥ ૨॥**

દુષ્ટોના હૃદયમાં બહુ અધિક સંતાપ રહે છે. તે પારકી સંપત્તિ (સુખ) જોઈને સદા બળતા રહે છે. તેઓ જ્યાં ક્યાંય બીજાની નિંદા સાંભળવા પામે છે, ત્યાં એવા હરખાય છે, જાણે માર્ગમાં પડેલો ખજાનો પામી લીધો હોય. ॥ ૨॥

**કામ ક્રોધ મદ લોભ પરાયન । નિર્દય કપટી કુટિલ મલાયન ॥**
**બયરુ અકારન સબ કાહૂ સોં । જો કર હિત અનહિત તાહૂ સોં ॥ ૩॥**

તેઓ કામ, ક્રોધ, મદ અને લોભમાં લીન તથા નિર્દયી, કપટી, કુટિલ અને પાપોનાં ધામ હોય છે. તે કારણવિના સર્વ કોઈથી વેર કર્યા કરે છે. જે ભલાઈ કરે છે તેની સાથે પણ [તેઓ] બુરાઈ કરે છે. ॥ ૩॥

**ઝૂઠઇ લેના ઝૂઠઇ દેના । ઝૂઠઇ ભોજન જૂઠ ચબેના ॥**
**બોલહિં મધુર બચન જિમિ મોરા । ખાઇ મહા અહિ હૃદય કઠોરા ॥ ૪॥**

એમનું લેણુંય જૂઠું અને દેણુંય જૂઠું જ હોય છે. જૂઠું ભોજન હોય છે અને જૂઠું (ચાવણું) હોય છે (અર્થાત્ તેઓ લેણ-દેણના વ્યવહારમાં જૂઠનો આશ્રય લઈને બીજાઓનો હક છીનવી લે છે અથવા ખોટી ડંફાસો હાંક્યા કરે છે કે અમે લાખો રૂપિયા લઈ લીધા, કરોડોનું દાન કરી દીધું. આ જ પ્રમાણે, ખાય છે ચણાની રોટલી અને કહે છે કે આજે ખૂબ માલ ખાઈને આવ્યા. ચાવણું ચાવીને રહી જાય છે અને કહે છે કે અમે બદામ, કિસમિસ ખાધાં વગેરે. અર્થ એટલો જ કે દરેક વાતમાં ખોટું જ બોલ્યા કરે છે). જેમ મોર(ઘણું મીઠું બોલે છે, પરંતુ તે)નું હૃદય એવું કઠોર હોય છે કે તે મહા ઝેરી સર્પને પણ ખાઈ જાય છે. તેવી જ રીતે તેઓ પણ ઉપરથી મીઠાં વચન બોલે છે [પરંતુ હૃદયના ઘણા જ નિર્દયી હોય છે]. ॥૪॥

**દો૦ – પર દ્રોહી પર દાર રત પર ધન પર અપબાદ ।**
**તે નર પાઁવર પાપમય દેહ ધરેં મનુજાદ ॥ ૩૯॥**

તે બીજાઓનો દ્રોહ કરે છે અને પારકી સ્ત્રી, પારકા ધન તથા પારકી નિંદામાં આસક્ત રહે છે. તેઓ પામર અને પાપમય મનુષ્ય નર-શરીર ધારણ કરેલા રાક્ષસો જ છે. ॥ ૩૯॥

**ચૌ૦ – લોભઇ ઓઢ઼ન લોભઇ ડાસન । સિસ્નોદર પર જમપુર ત્રાસ ન ॥**
**કાહૂ કી જૌં સુનહિં બડ઼ાઈ । સ્વાસ લેહિં જનુ જૂડ઼ી આઈ ॥ ૧॥**

લોભ જ એમનું ઓઢવાનું અને લોભ જ પાથરણું હોય છે (અર્થાત્ તેઓ સદાય લોભથી ઘેરાયેલા રહે છે). તેઓ પશુઓ સમાન આહાર અને મૈથુનમાં જ તલ્લીન હોય છે. તેમને યમપુરીનો ભય લાગતો નથી. જો (તેઓ) કોઈની પ્રશંસા સાંભળી જાય છે તો એવા [દુ:ખભર્યા] શ્વાસ લે છે જાણે તેમને ટાઢિયો તાવ આવી ગયો હોય ॥ ૧॥

**જબ કાહૂ કૈ દેખહિં બિપતી । સુખી ભએ માનહુઁ જગ નૃપતી ॥**
**સ્વારથ રત પરિવાર બિરોધી । લંપટ કામ લોભ અતિ ક્રોધી ॥ ૨॥**

અને જ્યારે કોઈની વિપત્તિ જુએ છે ત્યારે એવા સુખી થાય છે જાણે જગતભરના રાજા થઈ ગયા હોય. તે સ્વાર્થપરાયણ, કુટુંબીજનોના વિરોધી, કામ અને લોભને કારણે લંપટ અને અત્યંત ક્રોધી હોય છે. ॥ ૨॥

**માતુ પિતા ગુર બિપ્ર ન માનહિં । આપુ ગએ અરુ ઘાલહિં આનહિં ॥**
**કરહિં મોહ બસ દ્રોહ પરાવા । સંત સંગ હરિ કથા ન ભાવા ॥ ૩॥**

તેઓ માતા, પિતા, ગુરુ અને બ્રાહ્મણ કોઈને માનતા નથી. પોતે તો નષ્ટ થયેલા જ રહે છે, [સાથે જ પોતાના સંગથી] બીજાને પણ નષ્ટ કરે છે. મોહવશ બીજાઓનો દ્રોહ કરે છે. તેમને ન તો સંતોનો સંગ સારો લાગે છે, ન તો ભગવાનની કથા જ ગમે છે. ॥ ૩॥

**અવગુન સિંધુ મંદમતિ કામી । બેદ બિદૂષક પરધન સ્વામી ॥**
**બિપ્ર દ્રોહ પર દ્રોહ બિસેષા । દંભ કપટ જિયઁ ધરેં સુબેષા ॥ ૪॥**

તેઓ અવગુણોના સાગર, મંદબુદ્ધિ કામી (રાગયુક્ત), વેદોના નિંદક અને બેળીજબરી પારકા ધનના સ્વામી (લૂંટનારા) હોય છે. તેઓ બ્રાહ્મણોનો દ્રોહ તો કરે જ છે; અને શ્રેષ્ઠ લોકોનો, દેવો-ઈશ્વરનો દ્રોહ વિશેષપણે કરે છે. તેમના હૃદયમાં દંભ અને કપટ ભરાયેલાં રહે છે, પરંતુ તેઓ [ઉપરથી] સુંદર વેષ ધારણ કરીને રહે છે. ॥ ૪॥

**દો૦ – ઐસે અધમ મનુજ ખલ કૃતજુગ ત્રેતાઁ નાહિં।**
**દ્વાપર કછુક બૃંદ બહુ હોઇહહિં કલિજુગ માહિં ॥ ૪૦॥**

આવા નીચ અને દુષ્ટ મનુષ્ય સતયુગ અને ત્રેતામાં નથી થતા. દ્વાપરમાં થોડાક થશે અને કળિયુગમાં એમનાં ટોળેટોળાં થશે. ॥ ૪૦॥

**ચૌ૦ – પર હિત સરિસ ધર્મ નહિં ભાઈ। પર પીડ઼ા સમ નહિં અધમાઈ ॥**
**નિર્નય સકલ પુરાન બેદ કર। કહેઉઁ તાત જાનહિં કોબિદ નર ॥ ૧॥**

હે ભાઈ! બીજાની ભલાઈ સમાન કોઈ ધર્મ નથી અને બીજાને દુઃખ પહોંચાડવા સમાન કોઈ નીચતા (પાપ) નથી. હે તાત! સમસ્ત પુરાણો અને વેદોનો આ નિર્ણય (નિશ્ચિત સિદ્ધાંત) મેં તમને કહ્યો છે, આ વાતને વિદ્વાનો જાણે છે. ॥ ૧॥

**નર સરીર ધરિ જે પર પીરા। કરહિં તે સહહિં મહા ભવ ભીરા ॥**
**કરહિં મોહ બસ નર અઘ નાના। સ્વારથ રત પરલોક નસાના ॥ ૨॥**

મનુષ્ય શરીર ધારણ કરીને જે લોકો બીજાને દુઃખ પહોંચાડે છે, તેમને જન્મ-મૃત્યુના મહાન સંકટ સહેવાં પડે છે. મનુષ્ય મોહવશ સ્વાર્થપરાયણ થઈને અનેક પાપ કરે છે, તેથી જ તેનું પરલોક બગડેલું જ રહે છે. ॥ ૨॥

**કાલરૂપ તિન્હ કહઁ મૈં ભ્રાતા। સુભ અરુ અસુભ કર્મ ફલ દાતા ॥**
**અસ બિચારિ જે પરમ સયાને। ભજહિં મોહિ સંસૃત દુખ જાને ॥ ૩॥**

હે ભાઈ! હું એમના માટે કાળરૂપ (ભયંકર) છું અને એમનાં સારાં અને નરસાં કર્મોનાં [યથાયોગ્ય] ફળ આપનારો છું! આવો વિચાર કરીને જે લોકો પરમ ચતુર છે, તેઓ સંસાર[ના પ્રવાહ]ને દુઃખરૂપ જાણીને મને જ ભજે છે. ॥ ૩॥

**ત્યાગહિં કર્મ સુભાસુભ દાયક। ભજહિં મોહિ સુર નર મુનિ નાયક ॥**
**સંત અસંતન્હ કે ગુન ભાષે। તે ન પરહિં ભવ જિન્હ લખિ રાખે ॥ ૪॥**

એટલે જ તે શુભ અને અશુભ ફળ આપનારાં કર્મોને ત્યાગીને દેવો, મનુષ્યો અને મુનિઓના નાયક મને ભજે છે. [આ પ્રમાણે] મેં સંતો અને અસંતોના ગુણ કહ્યા. જે લોકોએ આ ગુણોને સમજી રાખ્યા છે, તે જન્મ-મરણના ચક્કરમાં પડતા નથી. ॥ ૪॥

**દો૦ – સુનહુ તાત માયા કૃત ગુન અરુ દોષ અનેક।**
**ગુન યહ ઉભય ન દેખિઅહિં દેખિઅ સો અબિબેક ॥ ૪૧॥**

હે તાત! સાંભળો, માયાથી રચાયેલા જ અનેક (સર્વ) ગુણ અને દોષ છે (તેમની કોઈ વાસ્તવિક સત્તા નથી). ગુણ (વિવેક) એમાં જ છે કે બંનેય ન જોવા, એમને જોવાય અવિવેક જ છે. ॥ ૪૧॥

**ચૌ૦ – શ્રીમુખ બચન સુનત સબ ભાઈ। હરષે પ્રેમ ન હૃદયઁ સમાઈ॥**
**કરહિં બિનય અતિ બારહિં બારા। હનૂમાન હિયઁ હરષ અપારા॥૧॥**

ભગવાનના શ્રીમુખથી આ વચન સાંભળીને સર્વે ભાઈ હરખાઈ ગયા. પ્રેમ એમના હૃદયમાં સમાતો નથી. તેઓ વારંવાર ઘણી વિનંતી કરે છે. વિશેષરૂપે હનુમાનજીના હૃદયમાં અપાર હર્ષ છે. ॥૧॥

**પુનિ રઘુપતિ નિજ મંદિર ગએ। એહિ બિધિ ચરિત કરત નિત નએ॥**
**બાર બાર નારદ મુનિ આવહિં। ચરિત પુનીત રામ કે ગાવહિં॥૨॥**

તત્પશ્ચાત્ શ્રીરામચન્દ્રજી પોતાના મહેલે પધાર્યા. આ પ્રમાણે તેઓ નિત્ય નવી લીલા કરે છે. નારદ મુનિ અયોધ્યામાં વારંવાર આવે છે અને આવીને શ્રીરામજીનાં પવિત્ર ચરિત્ર ગાય છે. ॥૨॥

**નિત નવ ચરિત દેખિ મુનિ જાહીં। બ્રહ્મલોક સબ કથા કહાહીં॥**
**સુનિ બિરંચિ અતિસય સુખ માનહિં। પુનિ પુનિ તાત કરહુ ગુન ગાનહિં॥૩॥**

મુનિ અહીંથી નિત્ય નવાં નવાં ચરિત્ર જોઈને જાય છે અને બ્રહ્મલોકમાં જઈને સર્વે કથા કહે છે. બ્રહ્માજી સાંભળીને અત્યંત સુખ માને છે [અને કહે છે-] હે તાત! વારંવાર શ્રીરામજીના ગુણોનું ગાન કરો. ॥૩॥

**સનકાદિક નારદહિ સરાહહિં। જદ્યપિ બ્રહ્મ નિરત મુનિ આહહિં॥**
**સુનિ ગુન ગાન સમાધિ બિસારી। સાદર સુનહિં પરમ અધિકારી॥૪॥**

સનકાદિક મુનિ નારદજીનાં વખાણ કરે છે. જોકે તેઓ (સનકાદિક) મુનિ બ્રહ્મનિષ્ઠ છે, પરંતુ શ્રીરામજીના ગુણગાન સાંભળીને તેઓ પણ પોતાની બ્રહ્મસમાધિને ભૂલી જાય છે અને આદરપૂર્વક એને સાંભળે છે. તેઓ [રામકથા સાંભળવાના] શ્રેષ્ઠ અધિકારી છે. ॥૪॥

**દો૦ – જીવનમુક્ત બ્રહ્મપર ચરિત સુનહિં તજિ ધ્યાન।**
**જે હરિ કથાઁ ન કરહિં રતિ તિન્હ કે હિય પાષાન॥૪૨॥**

સનકાદિક મુનિ જેવા જીવનમુક્ત અને બ્રહ્મનિષ્ઠ પુરુષ પણ ધ્યાન (બ્રહ્મસમાધિ) ત્યજીને શ્રીરામજીનાં ચરિત્ર સાંભળે છે. આ જાણીનેય જે શ્રીહરિની કથાને પ્રેમ નથી કરતા, તેમનાં હૃદય [ખરેખર જ] પથ્થર છે. ॥૪૨॥

**ચૌ૦ – એક બાર રઘુનાથ બોલાએ। ગુર દ્વિજ પુરબાસી સબ આએ॥**
**બૈઠે ગુર મુનિ અરુ દ્વિજ સજ્જન। બોલે બચન ભગત ભવ ભંજન॥૧॥**

એક વાર શ્રીરઘુનાથજીના તેડાવેલા ગુરુ વશિષ્ઠજી, બ્રાહ્મણો અને અન્ય સર્વે નગરનિવાસી સભામાં આવ્યા. જ્યારે ગુરુ, મુનિ, બ્રાહ્મણ તથા અન્ય સર્વે સજ્જન યથાયોગ્ય બેસી ગયા, ત્યારે ભક્તોના જન્મ-મરણને નાશ કરનાર શ્રીરામજી વચન બોલ્યા - ॥૧॥

**સુનહુ સકલ પુરજન મમ બાની। કહઉઁ ન કછુ મમતા ઉર આની॥**
**નહિં અનીતિ નહિં કછુ પ્રભુતાઈ। સુનહુ કરહુ જો તુમ્હહિ સોહાઈ॥૨॥**

હે સમસ્ત નગરનિવાસીઓ! મારી વાત સાંભળો. આ વાત હું હૃદયમાં કંઈક મમતા લાવીને નથી કહેતો. નથી કોઈ અનીતિની વાત કહેતો અને એમાં કંઈ પ્રભુતાય નથી. માટે [સંકોચ અને ભય છોડીને, ધ્યાન દઈને] મારી વાતોને સાંભળી લો અને [પછી] જો તમને ઠીક લાગે, તો તે પ્રમાણે કરો! ॥ ૨॥

**સોઈ સેવક પ્રિયતમ મમ સોઈ। મમ અનુસાસન માનૈ જોઈ॥**
**જૌં અનીતિ કછુ ભાષૌં ભાઈ। તૌ મોહિ બરજહુ ભય બિસરાઈ॥ ૩॥**

તે જ મારો સેવક છે અને એ જ પ્રિયતમ છે, જે મારી આજ્ઞા માને. હે ભાઈ! જો હું કંઈક અનીતિની વાત કહું તો ભય ભુલાવીને (બેધડક) મને રોકી દેજો. ॥ ૩॥

**બડ઼ેં ભાગ માનુષ તનુ પાવા। સુર દુર્લભ સબ ગ્રંથન્હિ ગાવા॥**
**સાધન ધામ મોચ્છ કર દ્વારા। પાઈ ન જેહિં પરલોક સઁવારા॥ ૪॥**

મોટા ભાગ્યથી આ મનુષ્ય શરીર મળ્યું છે. સર્વે ગ્રંથોએ આ જ કહ્યું છે કે આ શરીર દેવતાઓનેય દુર્લભ છે. એ ધર્મ, અર્થ, કામ ત્રણેય સાધનનું ધામ અને મોક્ષનું દ્વાર છે. એને પામીનેય જે પરલોક ન બનાવી લે (મેળવી લે); ॥ ૪॥

**દો૦ – સો પરત્ર દુખ પાવઈ સિર ધુનિ ધુનિ પછિતાઈ।**
**કાલહિ કર્મહિ ઈસ્વરહિ મિથ્યા દોસ લગાઈ॥ ૪૩॥**

તે પરલોકમાં દુઃખ પામે છે. માથું કૂટી-કૂટીને પસ્તાય છે તથા [પોતાનો દોષ ન સમજીને] કાળ ઉપર, કર્મ ઉપર અને ઈશ્વર ઉપર મિથ્યા દોષ લગાડે છે. ॥ ૪૩॥

**ચૌ૦ – એહિ તન કર ફલ બિષય ન ભાઈ। સ્વર્ગઉ સ્વલ્પ અંત દુખદાઈ॥**
**નર તનુ પાઈ બિષયઁ મન દેહીં। પલટિ સુધા તે સઠ બિષ લેહીં॥ ૧॥**

હે ભાઈ! આ શરીર પ્રાપ્ત થવાનું ફળ વિષયભોગ નથી. [આ જગતના ભોગોની તો વાત જ શું] સ્વર્ગના ભોગ પણ ઘણા ઓછા છે અને અંતમાં દુઃખ આપનારા છે. માટે જે લોકો મનુષ્ય શરીર પામીને વિષયોમાં મન પરોવી દે છે, તે મૂર્ખ અમૃતને બદલીને વિષ લઈ લે છે. ॥ ૧॥

**તાહિ કબહુઁ ભલ કહઈ ન કોઈ। ગુંજા ગ્રહઈ પરસ મનિ ખોઈ॥**
**આકર ચારિ લચ્છ ચૌરાસી। જોનિ ભ્રમત યહ જિવ અબિનાસી॥ ૨॥**

જે પારસમણિને ખોઈને બદલામાં ચણોઠી લઈ લે છે, તેને કદીય કોઈ ભલો (બુદ્ધિમાન) નથી કહેતા. આ અવિનાશી જીવ [અંડજ, સ્વેદજ, જરાયુજ અને ઉદ્‌ભિજ્જ] ચાર ખાણો અને ચોર્યાસી લાખ યોનિઓમાં આંટા મારતો રહે છે. ॥ ૨॥

**ફિરત સદા માયા કર પ્રેરા। કાલ કર્મ સુભાવ ગુન ઘેરા॥**
**કબહુઁક કરિ કરુના નર દેહી। દેત ઈસ બિનુ હેતુ સનેહી॥ ૩॥**

માયાની પ્રેરણાથી કાળ, કર્મ, સ્વભાવ અને ગુણથી ઘેરાયેલો (એને વશમાં થયેલો) એ સદા ભટકતો રહે છે. કારણ વિના જ સ્નેહ કરનારા ઈશ્વર ક્યારેક દયા કરીનેય એને મનુષ્યનું શરીર આપે છે; ॥ ૩॥

**નર તનુ ભવ બારિધિ કહુઁ બેરો। સન્મુખ મરુત અનુગ્રહ મેરો॥**
**કરનધાર સદગુર દૃઢ઼ નાવા। દુર્લભ સાજ સુલભ કરિ પાવા॥૪॥**

આ મનુષ્યનું શરીર ભવસાગર[ને તારવા]ને માટે બેડો (વહાણ) છે. મારી કૃપા જ અનુકૂળ વાયુ છે. સદ્‌ગુરુ આ મજબૂત વહાણના કર્ણધાર (સુકાની) છે. આ પ્રમાણે દુર્લભ સાધન સુલભ થઈને (ભગવત્કૃપાએ સરળતાથી જ) તેને પ્રાપ્ત થઈ ગયાં છે, ॥૪॥

**દો૦ – જો ન તરૈ ભવ સાગર નર સમાજ અસ પાઇ।**
**સો કૃત નિંદક મંદમતિ આત્માહન ગતિ જાઇ॥૪૪॥**

જે મનુષ્ય આવાં સાધન પામીને પણ ભવસાગરને ન તરે, તે કૃતઘ્ન અને મંદબુદ્ધિ છે અને આત્મહત્યા કરનારાની ગતિને પ્રાપ્ત થાય છે. ॥૪૪॥

**ચૌ૦ – જૌં પરલોક ઈહાઁ સુખ ચહહૂ। સુનિ મમ બચન હૃદયઁ દૃઢ઼ ગહહૂ॥**
**સુલભ સુખદ મારગ યહ ભાઈ। ભગતિ મોરિ પુરાન શ્રુતિ ગાઈ॥૧॥**

જો પરલોકમાં અને અહીં - બંને જગ્યાએ સુખ ઇચ્છો છો, તો મારાં વચન સાંભળીને તેમને હૃદયમાં દૃઢતાથી પકડી રાખો. હે ભાઈ! આ મારી ભક્તિનો માર્ગ સુલભ અને સુખદાયક છે, પુરાણો અને વેદોએ એને ગાયો છે. ॥૧॥

**ગ્યાન અગમ પ્રત્યૂહ અનેકા। સાધન કઠિન ન મન કહુઁ ટેકા॥**
**કરત કષ્ટ બહુ પાવઇ કોઊ। ભક્તિ હીન મોહિ પ્રિય નહિં સોઊ॥૨॥**

જ્ઞાન અગમ (દુર્ગમ) છે, [અને] તેની પ્રાપ્તિમાં અનેક વિઘ્ન છે. તેનું સાધન કઠિન છે અને તેમાં મનને માટે કોઈ આધાર નથી. ઘણાં કષ્ટ સહીને પણ કોઈ તેને મેળવી લે છે તો તે પણ ભક્તિરહિત હોવાથી મને પ્રિય થતો નથી. ॥૨॥

**ભક્તિ સુતંત્ર સકલ સુખ ખાની। બિનુ સતસંગ ન પાવહિં પ્રાની॥**
**પુન્ય પુંજ બિનુ મિલહિં ન સંતા। સંતસંગતિ સંસૃતિ કર અંતા॥૩॥**

ભક્તિ સ્વતંત્ર છે અને સર્વ સુખોની ખાણ છે. પરંતુ સત્સંગ (સંતોના સંગ) વિના પ્રાણી એને પામી શકતા નથી. અને પુણ્યસમૂહ વિના સંત મળતા નથી. સત્સંગતિ જ સંસૃતિ(જન્મ-મરણના ચક્ર)નો અંત કરે છે. ॥૩॥

**પુન્ય એક જગ મહુઁ નહિં દૂજા। મન ક્રમ બચન બિપ્ર પદ પૂજા॥**
**સાનુકૂલ તેહિ પર મુનિ દેવા। જો તજિ કપટુ કરઇ દ્વિજ સેવા॥૪॥**

જગતમાં પુણ્ય એક જ છે, [તેના જેવું] બીજું નથી. તે છે - મન, કર્મ અને વચનથી બ્રાહ્મણોના ચરણોની પૂજા કરવી. જે કપટનો ત્યાગ કરીને બ્રાહ્મણોની સેવા કરે છે, તેના પર મુનિઓ અને દેવો પ્રસન્ન રહે છે. ॥૪॥

**દો૦ – ઔરઉ એક ગુપુત મત સબહિ કહઉઁ કર જોરિ।**
**સંકર ભજન બિના નર ભગતિ ન પાવઇ મોરિ॥૪૫॥**

બીજો પણ એક ગુપ્ત મત છે, હું સર્વેને હાથ જોડીને તે કહું છું કે શંકરજીના ભજન વિના મનુષ્ય મારી ભક્તિને નથી પામતો. ॥૪૫॥

**ચૌ૦ – કહહુ ભગતિ પથ કવન પ્રયાસા। જોગ ન મખ જપ તપ ઉપવાસા॥**
**સરલ સુભાવ ન મન કુટિલાઈ। જથા લાભ સંતોષ સદાઈ॥૧॥**

કહો તો, ભક્તિમાર્ગમાં કયો પરિશ્રમ છે? તેમાં ન યોગની આવશ્યક્તા છે, ન યજ્ઞ, જપ, તપ અને ઉપવાસની! [અહીં એટલું જ આવશ્યક છે કે] સરળ સ્વભાવ હોય, મનમાં કુટિલતા ન હોય અને જે કંઈ મળે એમાં જ સદાય સંતોષ રાખે. ॥૧॥

**મોર દાસ કહાઈ નર આસા। કરઈ તૌ કહહુ કહા બિસ્વાસા॥**
**બહુત કહઉઁ કા કથા બઢ઼ાઈ। એહિ આચરન બસ્ય મૈં ભાઈ॥૨॥**

મારો દાસ કહેવડાવીને જો કોઈ મનુષ્યોથી આશા રાખે છે, તો તમે જ કહો, તેનો શું વિશ્વાસ છે? (અર્થાત્ તેની મારા પરની આસ્થા ઘણી જ નિર્બળ છે). વાત બહુ વધારીને શું કહું? હે ભાઈઓ! હું તો આ જ આચરણને વશમાં છું. ॥૨॥

**બૈર ન બિગ્રહ આસ ન ત્રાસા। સુખમય તાહિ સદા સબ આસા॥**
**અનારંભ અનિકેત અમાની। અનઘ અરોષ દચ્છ બિગ્યાની॥૩॥**

ન કોઈથી વેર કરે, ન લડાઈ-ઝઘડા કરે, ન આશા રાખે, ન ભય જ રાખે; તેને માટે સર્વે દિશાઓ સદા સુખમય છે. જે કોઈ પણ આરંભ (ફળની ઈચ્છાથી કર્મ) નથી કરતો, જેનું કોઈ પોતાનું ઘર નથી (જેની ઘરમાં મમતા નથી), જે માનહીન, પાપહીન અને ક્રોધહીન છે, જે [ભક્તિ કરવામાં] નિપુણ અને વિજ્ઞાની છે, ॥૩॥

**પ્રીતિ સદા સજ્જન સંસર્ગા। તૃન સમ બિષય સ્વર્ગ અપબર્ગા॥**
**ભગતિ પચ્છ હઠ નહિં સઠતાઈ। દુષ્ટ તર્ક સબ દૂરિ બહાઈ॥૪॥**

સંતજનોના સંસર્ગમાં જેને સદાય પ્રેમ છે, જેના મનમાં સર્વે વિષય એટલા સુધી કે સ્વર્ગ અને મુક્તિસુદ્ધાં [ભક્તિની સામે] તૃણ સમાન છે; જે ભક્તિના પક્ષમાં હઠ કરે છે, પણ [બીજાના મતને ખંડન કરવાની] મૂર્ખતા નથી કરતો તથા જેણે સર્વે કુતર્કોને દૂર વહાવી દીધા છે, ॥૪॥

**દો૦ – મમ ગુન ગ્રામ નામ રત ગત મમતા મદ મોહ।**
**તા કર સુખ સોઈ જાનઈ પરાનંદ સંદોહ॥૪૬॥**

જે મારા ગુણસમૂહો અને મારા નામમાં તલ્લીન છે, તથા મમતા, મદ અને મોહથી રહિત છે, તેનું સુખ એ જ જાણે છે જે [પરમાત્મારૂપ] પરમાનંદરાશિને પ્રાપ્ત છે. ॥૪૬॥

**ચૌ૦ – સુનત સુધાસમ બચન રામ કે। ગહે સબનિ પદ કૃપાધામ કે॥**
**જનનિ જનક ગુર બંધુ હમારે। કૃપા નિધાન પ્રાન તે પ્યારે॥૧॥**

શ્રીરામચન્દ્રજીનાં અમૃત સમાન વચન સાંભળીને સૌએ કૃપાધામના ચરણ પકડી લીધા [અને કહ્યું -] હે કૃપાનિધાન! આપ અમારાં માતા, પિતા, ગુરુ, ભાઈ સર્વે કંઈ છો અને પ્રાણોથીય અધિક પ્રિય છો. ॥૧॥

**તનુ ધનુ ધામ રામ હિતકારી। સબ બિધિ તુમ્હ પ્રનતારતિ હારી॥**
**અસિ સિખ તુમ્હ બિનુ દેઈ ન કોઉ। માતુ પિતા સ્વારથ રત ઓઉ॥ ૨॥**

અને હે શરણાગતના દુઃખ હરનાર રામજી! આપ જ અમારાં શરીર, ધન, ઘર-દ્વાર અને સર્વે પ્રકારે હિત કરનારા છો. આવો ઉપદેશ આપ સિવાય બીજું કોઈ આપી શકતું નથી. માતા-પિતા [હિતૈષી છે અને બોધ] પણ આપે છે પરંતુ તેઓ પણ સ્વાર્થપરાયણ છે [માટે આવી પરમ હિતકારી શિખામણ આપતા નથી.] ॥ ૨॥

**હેતુ રહિત જગ જુગ ઉપકારી। તુમ્હ તુમ્હાર સેવક અસુરારી॥**
**સ્વારથ મીત સકલ જગ માહીં। સપનેહુઁ પ્રભુ પરમારથ નાહીં॥ ૩॥**

હે અસુરોના શત્રુ! જગતમાં હેતુ વિના (નિઃસ્વાર્થ) ઉપકાર કરનારા તો બે જ છે - એક આપ, બીજા આપના સેવક. જગતમાં [બાકી] બધા સ્વાર્થના મિત્ર છે. હે પ્રભો! તેમને સ્વપ્નમાંય પરમાર્થનો ભાવ નથી. ॥ ૩॥

**સબ કે બચન પ્રેમ રસ સાને। સુનિ રઘુનાથ હૃદયઁ હરષાને॥**
**નિજ નિજ ગૃહ ગએ આયસુ પાઈ। બરનત પ્રભુ બતકહી સુહાઈ॥ ૪॥**

સર્વેનાં પ્રેમરસમાં તરબોળ વચન સાંભળીને શ્રીરઘુનાથજી હૃદયમાં હરખાયા. પછી આજ્ઞા પામીને સર્વે પ્રભુની સુંદર વાતચીતનું વર્ણન કરતાં પોતપોતાના ઘેર ગયા. ॥ ૪॥

**દો૦ – ઉમા અવધબાસી નર નારિ કૃતારથ રૂપ।**
**બ્રહ્મ સચ્ચિદાનંદ ઘન રઘુનાયક જહઁ ભૂપ॥ ૪૭॥**

[શિવજી કહે છે -] હે ઉમા! અયોધ્યામાં રહેનારા પુરુષ અને સ્ત્રી સર્વે કૃતાર્થસ્વરૂપ છે; જ્યાં સ્વયં સચ્ચિદાનંદઘન બ્રહ્મ શ્રીરઘુનાથજી રાજા છે. ॥ ૪૭॥

**ચૌ૦ – એક બાર બસિષ્ટ મુનિ આએ। જહાઁ રામ સુખધામ સુહાએ॥**
**અતિ આદર રઘુનાયક કીન્હા। પદ પખારિ પાદોદક લીન્હા॥ ૧॥**

એક વાર મુનિ વસિષ્ઠજી ત્યાં આવ્યા જ્યાં સુંદર સુખના ધામ શ્રીરામજી હતા. શ્રીરઘુનાથ-જીએ તેમનો ઘણો જ આદર-સત્કાર કર્યો અને તેમના ચરણ ધોઈને ચરણામૃત લીધું. ॥ ૧॥

**રામ સુનહુ મુનિ કહ કર જોરી। કૃપાસિંધુ બિનતી કછુ મોરી॥**
**દેખિ દેખિ આચરન તુમ્હારા। હોત મોહ મમ હૃદયઁ અપારા॥ ૨॥**

મુનિએ હાથ જોડીને કહ્યું - હે કૃપાસાગર શ્રીરામજી! મારી કંઈક વિનંતી સાંભળો. આપનાં આચરણો(મનુષ્યોચિત ચરિત્રો)ને જોઈ-જોઈને મારા હૃદયમાં અપાર મોહ (ભ્રમ) થાય છે. ॥ ૨॥

**મહિમા અમિતિ બેદ નહિં જાના। મૈં કેહિ ભાઁતિ કહઉઁ ભગવાના॥**
**ઉપરોહિત્ય કર્મ અતિ મંદા। બેદ પુરાન સુમૃતિ કર નિંદા॥ ૩॥**

હે ભગવન! આપના મહિમાની સીમા નથી; તેને વેદ પણ નથી જાણતા. વળી, હું કઈ રીતે કહી શકું છું? ગોરપદાનું કર્મ ઘણું જ નીચ છે. વેદ, પુરાણ અને સ્મૃતિ સર્વે એની નિંદા કરે છે. ॥ ૩॥

**જબ ન લેઉઁ મૈં તબ બિધિ મોહી। કહા લાભ આગેં સુત તોહી॥**
**પરમાતમા બ્રહ્મ નર રૂપા। હોઇહિ રઘુકુલ ભૂષન ભૂપા॥૪॥**

જ્યારે હું તેને (સૂર્યવંશના ગોરપદાનું કાર્ય) કરતો ન હતો, ત્યારે બ્રહ્માજીએ મને કહ્યું હતું - હે પુત્ર! આનાથી તને આગળ ચાલીને (ભવિષ્યમાં) ઘણો જ લાભ થશે. સ્વયં બ્રહ્મ પરમાત્મા મનુષ્યરૂપ ધારણ કરીને રઘુકુળના ભૂષણ રાજા થશે. ॥૪॥

દો૦ – **તબ મૈં હ્રદયઁ બિચારા જોગ જગ્ય બ્રત દાન।**
**જા કહુઁ કરિઅ સો પૈહઉઁ ધર્મ ન એહિ સમ આન॥૪૮॥**

ત્યારે મેં હૃદયમાં વિચાર કર્યો કે જેને માટે યોગ, યજ્ઞ, વ્રત અને દાન કરવામાં આવે છે તેને હું આ જ ગોરપદાનું કર્મ કરીને પામી જઈશ; પછી તો આના જેવો બીજો કોઈ ધર્મ જ નથી. ॥૪૮॥

ચૌ૦ – **જપ તપ નિયમ જોગ નિજ ધર્મા। શ્રુતિ સંભવ નાના સુભ કર્મા॥**
**ગ્યાન દયા દમ તીરથ મજ્જન। જહઁ લગિ ધર્મ કહત શ્રુતિ સજ્જન॥૧॥**

જપ, તપ, નિયમ, યોગ, પોતપોતાના [વર્ણાશ્રમના] ધર્મ, શ્રુતિઓથી ઉત્પન્ન (વેદવિહિત) ઘણાં જ શુભ કર્મ, જ્ઞાન, દયા, દમ (ઇન્દ્રિયનિગ્રહ) તીર્થસ્નાન આદિ જ્યાં સુધી વેદો અને સંતજનોએ ધર્મ કહ્યા છે [તેને કરવાના] - ॥૧॥

**આગમ નિગમ પુરાન અનેકા। પઢ઼ે સુને કર ફલ પ્રભુ એકા॥**
**તવ પદ પંકજ પ્રીતિ નિરંતર। સબ સાધન કર યહ ફલ સુંદર॥૨॥**

[તથા] હે પ્રભો! અનેક તંત્ર, વેદ અને પુરાણોના પઠન અને શ્રવણનું સર્વોત્તમ ફળ એક જ છે અને સર્વે સાધનોનું પણ આ જ એક સુંદર ફળ છે કે આપના ચરણકમળોમાં સદા-સર્વદા પ્રેમ થાય. ॥૨॥

**છૂટઇ મલ કિ મલહિ કે ધોએઁ। ઘૃત કિ પાવ કોઇ બારિ બિલોએઁ॥**
**પ્રેમ ભગતિ જલ બિનુ રઘુરાઈ। અભિઅંતર મલ કબહુઁ ન જાઈ॥૩॥**

મેલને ધોવાથી શું મેલ છૂટે છે? જળને મથવાથી શું કોઈ ઘી પામી શકે છે? [તે જ પ્રમાણે] હે રઘુનાથજી! પ્રેમ-ભક્તિરૂપી (નિર્મળ) જળ વિના અંતઃકરણનો મેલ ક્યારેય નથી જતો. ॥૩॥

**સોઇ સર્બગ્ય તગ્ય સોઇ પંડિત। સોઇ ગુન ગૃહ બિગ્યાન અખંડિત॥**
**દચ્છ સકલ લચ્છન જુત સોઈ। જાકેં પદ સરોજ રતિ હોઈ॥૪॥**

એ જ સર્વજ્ઞ છે, એ જ તત્ત્વજ્ઞ અને પંડિત છે, એ જ ગુણોનું ઘર અને અખંડ વિજ્ઞાની છે; એ જ નિપુણ અને સર્વે સુલક્ષણોથી યુક્ત છે, જેનો આપના ચરણકમળોમાં પ્રેમ છે. ॥૪॥

દો૦ – **નાથ એક બર માગઉઁ રામ કૃપા કરિ દેહુ।**
**જન્મ જન્મ પ્રભુ પદ કમલ કબહુઁ ઘટૈ જનિ નેહુ॥૪૯॥**

હે નાથ! હે શ્રીરામજી! હું આપની પાસે એક વર માગું છું, કૃપા કરીને આપો. પ્રભુના (આપના) ચરણકમળોમાં મારો પ્રેમ જન્મ-જન્માંતરેય ક્યારેય ન ઘટે (ઓછો ન થાય). ॥૪૯॥

**ચૌ૦ – અસ કહિ મુનિ બસિષ્ટ ગૃહ આએ। કૃપાસિંધુ કે મન અતિ ભાએ॥**
**હનૂમાન ભરતાદિક ભ્રાતા। સંગ લિએ સેવક સુખદાતા॥૧॥**

આવું કહીને મુનિ વસિષ્ઠજી ઘેર આવ્યા. તેઓ કૃપાસાગર શ્રીરામજીના મનને ઘણા જ ગમ્યા. તત્પશ્ચાત્ સેવકોને સુખ આપનારા શ્રીરામજીએ હનુમાનજી તથા ભરતજી આદિ ભાઈઓને સાથે લીધા. ॥૧॥

**પુનિ કૃપાલ પુર બાહેર ગએ। ગજ રથ તુરગ મગાવત ભએ॥**
**દેખિ કૃપા કરિ સકલ સરાહે। દિએ ઉચિત જિન્હ જિન્હ તેઈ ચાહે॥૨॥**

અને પછી કૃપાળુ શ્રીરામજી નગરની બહાર ગયા અને ત્યાં તેમણે હાથી, રથ અને ઘોડા મગાવ્યા. તેમને જોઈને, કૃપા કરીને પ્રભુએ સર્વેની પ્રશંસા કરી અને જેમણે જેમણે જે જે વસ્તુની ઈચ્છા કરી તેમને તેમને ઉચિત જાણીને આપી દીધી. ॥૨॥

**હરન સકલ શ્રમ પ્રભુ શ્રમ પાઈ। ગએ જહાઁ સીતલ અવઁરાઈ॥**
**ભરત દીન્હ નિજ બસન ડસાઈ। બૈઠે પ્રભુ સેવહિં સબ ભાઈ॥૩॥**

સંસારના સર્વે શ્રમોને હરનારા પ્રભુએ [હાથી, ઘોડા આદિ વહેંચવામાં] શ્રમનો અનુભવ કર્યો અને [શ્રમ દૂર કરવા] જ્યાં શીતળ આંબાવાડિયું હતું ત્યાં ગયા. ત્યાં ભરતજીએ પોતાનું ઉપરણું બિછાવી દીધું. પ્રભુ તેની ઉપર બેસી ગયા. અને સર્વે ભાઈઓ તેમની સેવા કરવા લાગ્યા. ॥૩॥

**મારુતસુત તબ મારુત કરઈ। પુલક બપુષ લોચન જલ ભરઈ॥**
**હનૂમાન સમ નહિં બડ઼ભાગી। નહિં કોઉ રામ ચરન અનુરાગી॥૪॥**
**ગિરિજા જાસુ પ્રીતિ સેવકાઈ। બાર બાર પ્રભુ નિજ મુખ ગાઈ॥૫॥**

તે સમયે પવનપુત્ર હનુમાનજી પવન નાખવા લાગ્યા. તેમનું શરીર પુલકિત થઈ ગયું અને નેત્રોમાં (પ્રેમાશ્રુઓનું) જળ ભરાઈ આવ્યું. [શિવજી કહેવા લાગ્યા -] હે ગિરિજે! હનુમાનજીના જેવો ન તો કોઈ મહાભાગ્યશાળી છે અને ન કોઈ શ્રીરામજીના ચરણોનો પ્રેમી પણ છે, જેમના પ્રેમ અને સેવાની સ્વયં પ્રભુએ પોતાના શ્રીમુખથી વારંવાર પ્રશંસા કરી છે; ॥૪-૫॥

**દો૦ – તેહિં અવસર મુનિ નારદ આએ કરતલ બીન।**
**ગાવન લગે રામ કલ કીરતિ સદા નબીન॥૫૦॥**

તે જ અવસરે નારદમુનિ હાથમાં વીણા લઈને આવ્યા. તેઓ શ્રીરામજીની સુંદર અને નિત્ય નવીન રહેનારી કીર્તિ ગાવા લાગ્યા. ॥૫૦॥

**ચૌ૦ – મામવલોકય પંકજ લોચન। કૃપા બિલોકનિ સોચ બિમોચન॥**
**નીલ તામરસ સ્યામ કામ અરિ। હૃદય કંજ મકરંદ મધુપ હરિ॥૧॥**

હે કમળનયન! હે શોકથી છોડાવનાર પ્રભુ શ્રીરામજી! મારા પર પણ કૃપાદૃષ્ટિ કરો. હે હરિ! આપ નીલકમળ સમાન શ્યામવર્ણ અને કામદેવના શત્રુ મહાદેવજીના હૃદયકમળના મકરંદ(પ્રેમ-રસ)નું પાન કરનારા ભ્રમર છો. ॥૧॥

**જાતુધાન બરૂથ બલ ભંજન। મુનિ સજ્જન રંજન અઘ ગંજન॥**
**ભૂસુર સસિ નવ બૃંદ બલાહક। અસરન સરન દીન જન ગાહક॥૨॥**

આપ રાક્ષસોની સેનાના બળને તોડનારા છો. મુનિઓ અને સંતજનોને આનંદ આપનારા અને પાપોનો નાશ કરનારા છો. બ્રાહ્મણરૂપી ખેતીને માટે આપ નવા મેઘસમૂહ છો અને શરણહીનોને શરણ આપનારા તથા દીનજનોને પોતાના આશ્રયમાં ગ્રહણ કરનારા છો. ॥ ૨॥

**ભુજ બલ બિપુલ ભાર મહિ ખંડિત। ખર દૂષન બિરાધ બધ પંડિત॥**
**રાવનારિ સુખરૂપ ભૂપબર। જય દસરથ કુલ કુમુદ સુધાકર॥ ૩॥**

પોતાના બાહુબળથી પૃથ્વીના ઘણા ભારે બોજાને નષ્ટ કરનારા, ખર-દૂષણ અને વિરાધનો વધ કરવામાં કુશળ, રાવણના શત્રુ, આનંદસ્વરૂપ, રાજાઓમાં શ્રેષ્ઠ અને દશરથના કુળરૂપી કુમુદિનીના ચન્દ્રમા શ્રીરામજી! આપનો જય હો. ॥ ૩॥

**સુજસ પુરાન બિદિત નિગમાગમ। ગાવત સુર મુનિ સંત સમાગમ॥**
**કારુનીક બ્યલીક મદ ખંડન। સબ બિધિ કુસલ કોસલા મંડન॥ ૪॥**
**કલિ મલ મથન નામ મમતાહન। તુલસિદાસ પ્રભુ પાહિ પ્રનત જન॥ ૫॥**

આપનો સુંદર યશ પુરાણો, વેદોમાં અને તંત્રાદિ શાસ્ત્રોમાં પ્રકટ છે. દેવો, મુનિ અને સંતોનો સમુદાય એને ગાય છે. આપ કરુણા કરનારા કષ્ટોને હરનારા, અને મદનો નાશ કરનારા, સર્વે પ્રકારે કુશળ શ્રીઅયોધ્યાજીના ભૂષણ જ છો. આપનું નામ કળિયુગનાં પાપોને મથી નાખનારું અને મમતાને મારી નાખનારું છે. હે તુલસીદાસના પ્રભુ! શરણાગતની રક્ષા કરો. ॥ ૪-૫॥

**દો૦ – પ્રેમ સહિત મુનિ નારદ બરનિ રામ ગુન ગ્રામ।**
**સોભાસિંધુ હૃદયઁ ધરિ ગએ જહાઁ બિધિ ધામ॥ ૫૧॥**

શ્રીરામચન્દ્રજીના ગુણસમૂહોનું પ્રેમપૂર્વક વર્ણન કરીને મુનિ નારદજી શોભાના સમુદ્ર પ્રભુને હૃદયમાં ધરીને જ્યાં બ્રહ્મલોક છે ત્યાં ચાલ્યા ગયા. ॥ ૫૧॥

**ચૌ૦ – ગિરિજા સુનહુ બિસદ યહ કથા। મૈં સબ કહી મોરિ મતિ જથા॥**
**રામ ચરિત સત કોટિ અપારા। શ્રુતિ સારદા ન બરનૈ પારા॥ ૧॥**

[શિવજી કહે છે -] હે ગિરિજે! સાંભળો, મેં આ ઉજ્જવળ કથા, જેવી મારી બુદ્ધિ હતી, તેવી આખી કહી દીધી. શ્રીરામજીનાં ચરિત્ર સો કરોડ [અથવા] અપાર છે. શ્રુતિ અને શારદા પણ તેમનું વર્ણન કરી શકતાં નથી.

**રામ અનંત અનંત ગુનાની। જન્મ કર્મ અનંત નામાની॥**
**જલ સીકર મહિ રજ ગનિ જાહીં। રઘુપતિ ચરિત ન બરનિ સિરાહીં॥ ૨॥**

ભગવાન શ્રીરામ અનંત છે; તેમના ગુણ અનંત છે; જન્મ, કર્મ અને નામ પણ અનંત છે. જળનાં ટીપાં અને પૃથ્વીના રજકણ ભલે ગણી શકાતાં હોય, પણ શ્રીરઘુનાથજીનાં ચરિત્ર વર્ણન કરવાથીય ચૂકતે નથી થતાં. ॥ ૨॥

**બિમલ કથા હરિ પદ દાયની। ભગતિ હોઇ સુનિ અનપાયની॥**
**ઉમા કહિઉઁ સબ કથા સુહાઈ। જો ભુસુંડિ ખગપતિહિ સુનાઈ॥ ૩॥**

આ પવિત્ર કથા ભગવાનના પરમપદને આપનારી છે. એને સાંભળવાથી અવિચળ ભક્તિ પ્રાપ્ત થાય છે. હે ઉમા! મેં એ જ સમસ્ત સુંદર કથા કહી જે કાકભુશુંડિજીએ ગરુડજીને સંભળાવી હતી. ॥ ૩॥

**કછુક રામ ગુન કહેઉઁ બખાની। અબ કા કહૌં સો કહહુ ભવાની॥**
**સુનિ સુભ કથા ઉમા હરષાની। બોલી અતિ બિનીત મૃદુ બાની॥ ૪॥**
**ધન્ય ધન્ય મૈં ધન્ય પુરારી। સુનેઉઁ રામ ગુન ભવ ભય હારી॥ ૫॥**

મેં શ્રીરામજીના કંઈક થોડાક જ ગુણ વખાણીને કહ્યા છે. હે ભવાની! તો કહો, હવે બીજું શું કહું? શ્રીરામજીની મંગળકારી કથા સાંભળીને પાર્વતીજી હરખાયાં અને અત્યંત વિનમ્ર તથા કોમળ વાણી બોલ્યાં, હે ત્રિપુરારી! હું ધન્ય છું, ધન્ય-ધન્ય છું, જે મેં જન્મ-મૃત્યુના ભયને હરનારા શ્રીરામજીના ગુણ સાંભળ્યા. ॥ ૪-૫॥

**દો૦ – તુમ્હરી કૃપાઁ કૃપાયતન અબ કૃતકૃત્ય ન મોહ।**
**જાનેઉઁ રામ પ્રતાપ પ્રભુ ચિદાનંદ સંદોહ॥ ૫૨ (ક)॥**

હે કૃપાધામ! હવે આપની કૃપાથી હું કૃતકૃત્ય થઈ ગઈ. હવે મને મોહ રહ્યો નથી. હે પ્રભુ! હું સચ્ચિદાનંદઘન પ્રભુ શ્રીરામજીના પ્રતાપને જાણી ગઈ. ॥ ૫૨ (ક)॥

**નાથ તવાનન સસિ સ્રવત કથા સુધા રઘુબીર।**
**શ્રવન પુટન્હિ મન પાન કરિ નહિં અઘાત મતિધીર॥ ૫૨ (ખ)॥**

હે નાથ! આપનો મુખરૂપી ચન્દ્રમા શ્રીરઘુવીરની કથારૂપી અમૃત વરસાવે છે. હે મતિધીર! મારું મન કર્ણપટોથી તેને પીને તૃપ્ત થતું નથી. ॥ ૫૨ (ખ)॥

**ચૌ૦ – રામ ચરિત જે સુનત અઘાહીં। રસ બિસેષ જાના તિન્હ નાહીં॥**
**જીવનમુક્ત મહામુનિ જેઊ। હરિ ગુન સુનહિં નિરંતર તેઊ॥ ૧॥**

શ્રીરામજીનાં ચરિત્ર સાંભળતાં સાંભળતાં જે તૃપ્ત થઈ જાય છે (ધરાઈ જાય છે), તેમણે તો તેનો વિશેષ રસ જાણ્યો જ નથી. જે જીવન્મુક્ત મહામુનિ છે, તે પણ ભગવાનના ગુણ નિરંતર સાંભળતા જ રહે છે. ॥ ૧॥

**ભવ સાગર ચહ પાર જો પાવા। રામ કથા તા કહઁ દૃઢ઼ નાવા॥**
**બિષઈન્હ કહઁ પુનિ હરિ ગુન ગ્રામા। શ્રવન સુખદ અરુ મન અભિરામા॥ ૨॥**

જે સંસારરૂપી સાગરને પાર પામવા ઈચ્છે છે, એને માટે તો શ્રીરામજીની કથા દૃઢ નૌકા સમાન છે. શ્રીહરિના ગુણસમૂહ તો વિષયી લોકો માટે પણ કાનોને સુખ આપનાર અને મનને આનંદ આપનાર છે. ॥ ૨॥

**શ્રવનવંત અસ કો જગ માહીં। જાહિ ન રઘુપતિ ચરિત સોહાહીં॥**
**તે જડ઼ જીવ નિજાત્મક ઘાતી। જિન્હહિ ન રઘુપતિ કથા સોહાતી॥ ૩॥**

જગતમાં કાનવાળો એવો કોણ છે જેને શ્રીરઘુનાથજીનાં ચરિત્ર ન ગમતાં હોય! જેમને શ્રીરઘુનાથજીની કથા નથી ગમતી, તે મૂર્ખ જીવ તો પોતાના આત્માની હત્યા કરનારા છે. ॥ ૩॥

**હરિચરિત્ર માનસ તુમ્હ ગાવા। સુનિ મૈં નાથ અમિતિ સુખ પાવા॥**
**તુમ્હ જો કહી યહ કથા સુહાઈ। કાગભસુંડિ ગરુડ઼ પ્રતિ ગાઈ॥૪॥**

હે નાથ! આપે શ્રીરામચરિત્રમાનસનું ગાન કર્યું, તે સાંભળીને હું અપાર સુખ પામી. આપે જે કહ્યું કે આ સુંદર કથા કાકભુશુંડિજીએ ગરુડજીને કહી હતી - ॥૪॥

**દો૦ – બિરતિ ગ્યાન બિગ્યાન દૃઢ઼ રામ ચરન અતિ નેહ।**
**બાયસ તન રઘુપતિ ભગતિ મોહિ પરમ સંદેહ॥૫૩॥**

તો કાગડાનું શરીર પામીનેય કાકભુશુંડિ વૈરાગ્ય, જ્ઞાન, અને વિજ્ઞાનમાં દઢ છે, તેમનો શ્રીરામજીના ચરણોમાં અત્યંત પ્રેમ છે અને તેમને શ્રીરઘુનાથજીની ભક્તિ પણ પ્રાપ્ત છે, આ વાતનો મને પરમ સંશય થઈ રહ્યો છે. ॥૫૩॥

**ચૌ૦ – નર સહસ્ર મહઁ સુનહુ પુરારી। કોઉ એક હોઈ ધર્મ બ્રતધારી॥**
**ધર્મસીલ કોટિક મહઁ કોઈ। બિષય બિમુખ બિરાગ રત હોઈ॥૧॥**

હે ત્રિપુરારિ! સાંભળો, હજારો મનુષ્યોમાં કોઈ એક ધર્મના વ્રતને ધારણ કરનારો હોય છે અને કરોડો ધર્માત્માઓમાં કોઈ એક વિષયથી વિમુખ (વિષયનો ત્યાગી) અને વૈરાગ્યપરાયણ હોય છે. ॥૧॥

**કોટિ બિરક્ત મધ્ય શ્રુતિ કહઈ। સમ્યક ગ્યાન સકૃત કોઉ લહઈ॥**
**ગ્યાનવંત કોટિક મહઁ કોઊ। જીવનમુક્ત સકૃત જગ સોઊ॥૨॥**

શ્રુતિ કહે છે કે કરોડો વિરક્તોમાં કોઈ એક જ સમ્યક (યથાર્થ) જ્ઞાનને પ્રાપ્ત કરે છે. અને કરોડો જ્ઞાનીઓમાંથી કોઈ એક જ જીવન્મુક્ત થાય છે. જગતમાં કોઈક વિરલો જ આવો (જીવન્મુક્ત) હશે. ॥૨॥

**તિન્હ સહસ્ર મહુઁ સબ સુખ ખાની। દુર્લભ બ્રહ્મ લીન બિગ્યાની॥**
**ધર્મસીલ બિરક્ત અરુ ગ્યાની। જીવનમુક્ત બ્રહ્મપર પ્રાની॥૩॥**

હજારો જીવન્મુક્તોમાંય સર્વે સુખોની ખાણ, બ્રહ્મમાં લીન વિજ્ઞાનવાન્ પુરુષ અત્યંત દુર્લભ છે. ધર્માત્મા, વૈરાગ્યવાન્ જ્ઞાની, જીવન્મુક્ત અને બ્રહ્મલીન - ॥૩॥

**સબ તે સો દુર્લભ સુરરાયા। રામ ભગતિ રત ગત મદ માયા॥**
**સો હરિભગતિ કાગ કિમિ પાઈ। બિસ્વનાથ મોહિ કહહુ બુઝાઈ॥૪॥**

તે સર્વમાંય હે દેવાધિદેવ મહાદેવજી! તે પ્રાણી અત્યંત દુર્લભ છે જે મદ અને માયાથી રહિત થઈને શ્રીરામજીની ભક્તિમાં તલ્લીન હોય. હે વિશ્વનાથ! આવી દુર્લભ હરિભક્તિને કાગ કેવી રીતે પામી ગયો, તે મને સમજાવીને કહો. ॥૪॥

**દો૦ – રામ પરાયન ગ્યાન રત ગુનાગાર મતિ ધીર।**
**નાથ કહહુ કેહિ કારન પાયઉ કાક સરીર॥૫૪॥**

હે નાથ! કહો, [આવા] શ્રીરામપરાયણ, જ્ઞાનનિરત, ગુણધામ અને ધીરબુદ્ધિ ભુશુંડિજીએ કાગનું શરીર કયા કારણે પ્રાપ્ત કર્યું. ॥૫૪॥

**ચૌ૦ – યહ પ્રભુ ચરિત પવિત્ર સુહાવા। કહહુ કૃપાલ કાગ કહઁ પાવા॥**
**તુમ્હ કેહિ ભાઁતિ સુના મદનારી। કહહુ મોહિ અતિ કૌતુક ભારી॥૧॥**

હે કૃપાળુ! બતાવો, તે કાગે પ્રભુનું આ પવિત્ર અને સુંદર ચરિત્ર ક્યાંથી પામ્યું? અને હે કામદેવના શત્રુ! એ પણ બતાવો, આપે એને કઈ રીતે સાંભળ્યું? મને ઘણું ભારે કુતૂહલ થઈ રહ્યું છે. ॥૧॥

**ગરુડ઼ મહાગ્યાની ગુન રાસી। હરિ સેવક અતિ નિકટ નિવાસી॥**
**તેહિં કેહિ હેતુ કાગ સન જાઈ। સુની કથા મુનિ નિકર બિહાઈ॥૨॥**

ગરુડજી તો મહાન જ્ઞાની, સદ્‌ગુણોના ભંડાર, શ્રીહરિના સેવક અને એમના અત્યંત નિકટ રહેનારા (તેમના વાહન જ) છે. તેમણે મુનિઓના સમૂહને ત્યજીને કાગની પાસે જઈને હરિકથા કયા કારણે સાંભળી? ॥૨॥

**કહહુ કવન બિધિ ભા સંબાદા। દોઉ હરિભગત કાગ ઉરગાદા॥**
**ગૌરિ ગિરા સુનિ સરલ સુહાઈ। બોલે સિવ સાદર સુખ પાઈ॥૩॥**

અને કહો, કાકભુશુંડિ અને ગરુડ – આ બંને હરિભક્તોની વાતચીત કઈ રીતે થઈ? પાર્વતીજીની સરળ, સુંદર વાણી સાંભળીને શિવજી સુખ પામીને આદર સાથે બોલ્યા – ॥૩॥

**ધન્ય સતી પાવન મતિ તોરી। રઘુપતિ ચરન પ્રીતિ નહિં થોરી॥**
**સુનહુ પરમ પુનીત ઈતિહાસા। જો સુનિ સકલ લોક ભ્રમ નાસા॥૪॥**
**ઉપજઇ રામ ચરન બિસ્વાસા। ભવ નિધિ તર નર બિનહિં પ્રયાસા॥૫॥**

હે સતી! તમે ધન્ય છો; તમારી બુદ્ધિ અત્યંત પવિત્ર છે. શ્રીરઘુનાથજીના ચરણોમાં તમારો પ્રેમ ઓછો નથી (અત્યાધિક પ્રેમ છે). હવે તે પરમ પવિત્ર ઈતિહાસ સાંભળો, જેને સાંભળવાથી સમસ્ત લોકના ભ્રમનો નાશ થઈ જાય છે. તથા શ્રીરામજીના ચરણોમાં વિશ્વાસ ઉત્પન્ન થાય છે અને મનુષ્ય પરિશ્રમ વિના સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. ॥૪-૫॥

**દો૦ – ઐસિઅ પ્રસ્ન બિહંગપતિ કીન્હિ કાગ સન જાઇ।**
**સો સબ સાદર કહિહઉઁ સુનહુ ઉમા મન લાઇ॥૫૫॥**

પક્ષીરાજ ગરુડજીએ પણ કાકભુશુંડિજી પાસે જઈને આવા જ પ્રશ્ન કર્યા હતા. હે ઉમા! હું તે સર્વે આદરસહિત કહીશ, તમે મન લગાવીને સાંભળો. ॥૫૫॥

**ચૌ૦ – મૈં જિમિ કથા સુની ભવ મોચનિ। સો પ્રસંગ સુનુ સુમુખિ સુલોચનિ॥**
**પ્રથમ દચ્છ ગૃહ તવ અવતારા। સતી નામ તબ રહા તુમ્હારા॥૧॥**

મેં જે રીતે ભવ(જન્મ-મૃત્યુ)માંથી છોડાવનારી તે કથા સાંભળી, હે સુમુખી! હે સુલોચની! તે પ્રસંગ સાંભળો. પહેલાં તમારો અવતાર દક્ષને ઘેર થયો હતો, ત્યારે તમારું નામ સતી હતું. ॥૧॥

**દચ્છ જગ્ય તવ ભા અપમાના। તુમ્હ અતિ ક્રોધ તજે તબ પ્રાના॥**
**મમ અનુચરન્હ કીન્હ મખ ભંગા। જાનહુ તુમ્હ સો સકલ પ્રસંગા॥૨॥**

દક્ષના યજ્ઞમાં તમારું અપમાન થયું. ત્યારે તમે અત્યંત ક્રોધ કરીને પ્રાણ ત્યાગી દીધા હતા; અને પછી મારા સેવકોએ યજ્ઞનો વિધ્વંસ કરી નાખ્યો હતો. તે આખોય પ્રસંગ તમે જાણો જ છો. ॥ ૨॥

**તબ અતિ સોચ ભયઉ મન મોરેં। દુખી ભયઉઁ બિયોગ પ્રિય તોરેં॥**
**સુંદર બન ગિરિ સરિત તડ઼ાગા। કૌતુક દેખત ફિરઉઁ બેરાગા॥ ૩॥**

ત્યારે મારા મનમાં ઘણો શોક થયો અને હે પ્રિયે! હું તમારા વિયોગમાં દુઃખી થઈ ગયો. હું વિરક્તભાવે સુંદર વન, પર્વત, નદી અને સરોવરોનું કૌતુક (દશ્ય) જોતાં ફરતો હતો. ॥ ૩॥

**ગિરિ સુમેર ઉત્તર દિસિ દૂરી। નીલ સૈલ એક સુંદર ભૂરી॥**
**તાસુ કનકમય સિખર સુહાએ। ચારિ ચારુ મોરે મન ભાએ॥ ૪॥**

સુમેરુ પર્વતની ઉત્તર દિશામાં, ઘણે દૂર એક ઘણો જ સુંદર નીલ પર્વત છે. તેનાં ચાર સુંદર સ્વર્ણમય શિખર છે, તેઓ મારા મનને ઘણા જ ગમ્યાં. ॥ ૪॥

**તિન્હ પર એક એક બિટપ બિસાલા। બટ પીપર પાકરી રસાલા॥**
**સૈલોપરિ રસ સુંદર સોહા। મનિ સોપાન દેખિ મન મોહા॥ ૫॥**

તે શિખરો ઉપર એક-એક વડ, પીપળો, પ્લક્ષ(પાકર), અને આંબાનું એક-એક વિશાળ વૃક્ષ છે. પર્વતની ઉપર એક સુંદર તળાવ શોભિત છે; જેના મણિઓનાં પગથિયાં જોઈને મન મોહિત થઈ જાય છે. ॥ ૫॥

**દો૦ – સીતલ અમલ મધુર જલ જલજ બિપુલ બહુરંગ।**
**કૂજત કલ રવ હંસ ગન ગુંજત મંજુલ ભૃંગ॥ ૫૬॥**

તેનું જળ શીતળ, નિર્મળ અને મીઠું છે; તેમાં રંગબેરંગી ઘણાં જ કમળ ખીલેલાં છે, હંસસમૂહ મધુર સ્વરમાં બોલી રહ્યો છે અને ભમરા સુંદર ગુંજન કરી રહ્યા છે. ॥ ૫૬॥

**ચૌ૦ – તેહિં ગિરિ રુચિર બસઇ ખગ સોઈ। તાસુ નાસ કલ્પાંત ન હોઈ॥**
**માયા કૃત ગુન દોષ અનેકા। મોહ મનોજ આદિ અબિબેકા॥ ૧॥**

તે સુંદર પર્વત ઉપર એ જ પક્ષી (કાકભુશુંડિ) વસે છે. તેનો નાશ કલ્પના અંતેય નથી થતો. માયારચિત અનેક ગુણ-દોષ, મોહ, કામ આદિ અવિવેક, ॥ ૧॥

**રહે બ્યાપિ સમસ્ત જગ માહીં। તેહિ ગિરિ નિકટ કબહુઁ નહિં જાહીં॥**
**તહઁ બસિ હરિહિ ભજઇ જિમિ કાગા। સો સુનુ ઉમા સહિત અનુરાગા॥ ૨॥**

જે આખા જગતમાં છવાઈ રહ્યા છે, તે પર્વતની પાસેય ક્યારેય ફરકતાં નથી. ત્યાં વસીને જે પ્રમાણે તે કાગ હરિને ભજે છે, હે ઉમા! પ્રેમસહિત તે સાંભળો. ॥ ૨॥

**પીપર તરુ તર ધ્યાન સો ધરઈ। જાપ જગ્ય પાકરિ તર કરઈ॥**
**આઁબ છાઁહ કર માનસ પૂજા। તજિ હરિ ભજનુ કાજુ નહિં દૂજા॥ ૩॥**

તે પીપળાના વૃક્ષ નીચે ધ્યાન ધરે છે. પાકરના નીચે જપયજ્ઞ કરે છે. આંબાના છાંયડામાં માનસિક પૂજા કરે છે. શ્રીહરિના ભજન સિવાય તેને બીજું કોઈ કાર્ય નથી. ॥ ૩॥

**બર તર કહ હરિ કથા પ્રસંગા । આવહિં સુનહિં અનેક બિહંગા ॥**
**રામ ચરિત બિચિત્ર બિધિ નાના । પ્રેમ સહિત કર સાદર ગાના ॥ ૪॥**

વડના નીચે તે શ્રીહરિની કથાઓના પ્રસંગ કહે છે. ત્યાં અનેક પક્ષી આવે છે અને કથા સાંભળે છે. તે વિચિત્ર રામચરિત્રનું અનેક પ્રકારે પ્રેમસહિત અને આદરપૂર્વક ગાન કરે છે. ॥ ૪॥

**સુનહિં સકલ મતિ બિમલ મરાલા । બસહિં નિરંતર જે તેહિં તાલા ॥**
**જબ મૈં જાઈ સો કૌતુક દેખા । ઉર ઉપજા આનંદ બિસેષા ॥ ૫॥**

સર્વે નિર્મળ બુદ્ધિવાળા હંસ, જે સદાય તે સરોવર પર વસે છે, તેને સાંભળે છે. જ્યારે મેં ત્યાં જઈને આ કૌતુક (દૃશ્ય) જોયું, ત્યારે મારા હૃદયમાં વિશેષ આનંદ ઉત્પન્ન થયો. ॥ ૫॥

**દો૦ – તબ કછુ કાલ મરાલ તનુ ધરિ તહઁ કીન્હ નિવાસ ।**
**સાદર સુનિ રઘુપતિ ગુન પુનિ આયઉઁ કૈલાસ ॥ ૫૭॥**

ત્યારે મેં હંસનું શરીર ધારણ કરીને કેટલાક સમય સુધી ત્યાં નિવાસ કર્યો અને શ્રીરઘુનાથજીના ગુણોને આદરસહિત સાંભળીને પછી કૈલાસ પાછો ફર્યો. ॥ ૫૭॥

**ચૌ૦ – ગિરિજા કહેઉઁ સો સબ ઈતિહાસા । મૈં જેહિ સમય ગયઉઁ ખગ પાસા ॥**
**અબ સો કથા સુનહુ જેહિ હેતૂ । ગયઉ કાગ પહિં ખગ કુલ કેતૂ ॥ ૧॥**

હે ગિરિજે! મેં તે સર્વ ઈતિહાસ કહ્યો કે જે સમયે હું કાકભુશુંડિની પાસે ગયો હતો. હવે, તે કથા સાંભળો જે કારણે પક્ષીકુળના ધ્વજ ગરુડજી તે કાગની પાસે ગયા હતા. ॥ ૧॥

**જબ રઘુનાથ કીન્હિ રન ક્રીડ઼ા । સમુઝત ચરિત હોતિ મોહિ બ્રીડ઼ા ॥**
**ઈંદ્રજીત કર આપુ બઁધાયો । તબ નારદ મુનિ ગરુડ઼ પઠાયો ॥ ૨॥**

જ્યારે શ્રીરઘુનાથજીએ એવી રણલીલા કરી કે જે લીલાનું સ્મરણ કરવાથી મને લજ્જા થાય છે, મેઘનાદના હાથે પોતાને બંધાવી લીધા ત્યારે નારદમુનિએ ગરુડને મોકલ્યા. ॥ ૨॥

**બંધન કાટિ ગયો ઉરગાદા । ઉપજા હૃદયઁ પ્રચંડ બિષાદા ॥**
**પ્રભુ બંધન સમુઝત બહુ ભાઁતી । કરત બિચાર ઉરગ આરાતી ॥ ૩॥**

સર્પોના ભક્ષક ગરુડજી બંધન કાપીને ગયા, ત્યારે એમના હૃદયમાં ઘણો ભારે વિષાદ ઉત્પન્ન થયો. પ્રભુના બંધનને સ્મરણ કરીને સર્પોના શત્રુ ગરુડજી ઘણી રીતે વિચાર કરવા લાગ્યા – ॥ ૩॥

**બ્યાપક બ્રહ્મ બિરજ બાગીસા । માયા મોહ પાર પરમીસા ॥**
**સો અવતાર સુનેઉઁ જગ માહીં । દેખેઉઁ સો પ્રભાવ કછુ નાહીં ॥ ૪॥**

જે વ્યાપક, વિકારરહિત, વાણીના પતિ અને માયા-મોહથી પર બ્રહ્મ પરમેશ્વર છે, મેં સાંભળ્યું હતું કે જગતમાં તેમનો જ અવતાર છે. પણ મેં તેનો (અવતારનો) પ્રભાવ કંઈ પણ ન જાણ્યો. ॥ ૪॥

**દો૦ – ભવ બંધન તે છૂટહિં નર જપિ જા કર નામ ।**
**ખર્બ નિસાચર બાઁધેઉ નાગપાસ સોઈ રામ ॥ ૫૮॥**

જેમનું નામ જપીને મનુષ્ય સંસારના બંધનથી છૂટી જાય છે તે જ રામને એક તુચ્છ રાક્ષસે નાગપાશથી બાંધી દીધા! ॥ ૫૮॥

**ચૌ૦ – નાના ભાઁતિ મનહિ સમુઝાવા। પ્રગટ ન ગ્યાન હૃદયઁ ભ્રમ છાવા॥**
**ખેદ ખિન્ન મન તર્ક બઢ़ાઈ। ભયઉ મોહબસ તુમ્હરિહિં નાઈ॥૧॥**

ગરુડજીએ અનેક પ્રકારે પોતાના મનને સમજાવ્યું. પણ તેમને જ્ઞાન ન થયું, હૃદયમાં ભ્રમ વધુ ને વધુ છવાઈ ગયો. [સંદેહજનિત] દુઃખથી દુઃખી થઈને, મનમાં કુતર્ક વધારીને તે તમારા જેમ જ મોહવશ થઈ ગયા. ॥૧॥

**બ્યાકુલ ગયઉ દેવરિષિ પાહીં। કહેસિ જો સંસય નિજ મન માહીં॥**
**સુનિ નારદહિ લાગિ અતિ દાયા। સુનુ ખગ પ્રબલ રામ કૈ માયા॥૨॥**

વ્યાકુળ થઈને તે દેવર્ષિ નારદજીની પાસે ગયા અને મનમાં જે સંશય હતો, તે તેમને કહ્યો. તે સાંભળીને નારદજીને અત્યંત દયા આવી. [તેમણે કહ્યું –] હે ગરુડ! સાંભળો! શ્રીરામજીની માયા ઘણી જ બળવાન છે. ॥૨॥

**જો ગ્યાનિન્હ કર ચિત અપહરઈ। બરિઆઈં બિમોહ મન કરઈ॥**
**જેહિં બહુ બાર નચાવા મોહી। સોઇ બ્યાપી બિહંગપતિ તોહી॥૩॥**

જે જ્ઞાનીઓના ચિત્તને પણ સારી રીતે હરી લે છે અને તેમના મનમાં જબરજસ્તીથી ભારે મોહ ઉત્પન્ન કરી દે છે, તથા જેમણે મનેય ઘણી વાર નચાવ્યો છે; હે પક્ષીરાજ! તે માયા આપનેય વ્યાપી ગઈ છે. ॥૩॥

**મહામોહ ઉપજા ઉર તોરેં। મિટિહિ ન બેગિ કહેં ખગ મોરેં॥**
**ચતુરાનન પહિં જાહુ ખગેસા। સોઇ કરેહુ જેહિ હોઇ નિદેસા॥૪॥**

હે ગરુડ! આપના હૃદયમાં મોટો ભારે મોહ ઉત્પન્ન થઈ ગયો છે. એ મારા સમજાવવાથી તુરત જ નહીં મટે. માટે હે પક્ષીરાજ! આપ બ્રહ્માજીની પાસે જાઓ અને ત્યાં જે કાર્ય માટે આદેશ મળે તે જ કરજો. ॥૪॥

**દો૦ – અસ કહિ ચલે દેવરિષિ કરત રામ ગુન ગાન।**
**હરિ માયા બલ બરનત પુનિ પુનિ પરમ સુજાન॥૫૯॥**

આવું કહીને પરમ સુજ્ઞ દેવર્ષિ નારદજી શ્રીરામજીના ગુણગાન કરતાં કરતાં અને વારંવાર શ્રીહરિની માયાનું બળ વર્ણવતાં ચાલ્યા. ॥૫૯॥

**ચૌ૦ – તબ ખગપતિ બિરંચિ પહિં ગયઊ। નિજ સંદેહ સુનાવત ભયઊ॥**
**સુનિ બિરંચિ રામહિ સિરુ નાવા। સમુઝિ પ્રતાપ પ્રેમ અતિ છાવા॥૧॥**

ત્યારે પક્ષીરાજ ગરુડ બ્રહ્માજીની પાસે ગયા અને પોતાનો સંશય તેમને કહી સંભળાવ્યો. તેને સાંભળીને બ્રહ્માજીએ શ્રીરામચન્દ્રજીને શીશ નમાવ્યું અને એમના પ્રતાપને સમજીને તેમને અત્યંત પ્રેમ છવાઈ ગયો (ઊભરાયો). ॥૧॥

**મન મહુઁ કરઇ બિચાર બિધાતા। માયા બસ કબિ કોબિદ ગ્યાતા॥**
**હરિ માયા કર અમિતિ પ્રભાવા। બિપુલ બાર જેહિં મોહિ નચાવા॥૨॥**

બ્રહ્માજી મનમાં વિચાર કરવા લાગ્યા કે કવિ, કોવિદ અને જ્ઞાની સર્વે માયાને વશ છે. ભગવાનની માયાનો પ્રભાવ અસીમ છે, જેણે મનેય અનેક વાર નચાવ્યો છે. ॥૨॥

**અગ જગમય જગ મમ ઉપરાજા। નહિં આચરજ મોહ ખગરાજા॥**
**તબ બોલે બિધિ ગિરા સુહાઈ। જાન મહેસ રામ પ્રભુતાઈ॥૩॥**

આ આખુંય ચરાચર જગત તો મારું રચેલું છે. જ્યારે હું જ માયાવશ નાચવા લાગું છું, ત્યારે પક્ષીરાજ ગરુડને મોહ થવો એ કંઈ આશ્ચર્ય [ની વાત] નથી જ. તત્પશ્ચાત્ બ્રહ્માજી સુંદર વાણી બોલ્યા – શ્રીરામજીના મહિમાને મહાદેવજી જાણે છે. ॥૩॥

**બૈનતેય સંકર પહિં જાહૂ। તાત અનત પૂછહુ જનિ કાહૂ॥**
**તહઁ હોઇહિ તવ સંસય હાની। ચલેઉ બિહંગ સુનત બિધિ બાની॥૪॥**

હે ગરુડ! તમે શંકરજીની પાસે જાઓ. હે તાત! અન્ય ક્યાંય કોઈને ન પૂછતા. તમારા સંશયનો નાશ ત્યાં જ થશે. બ્રહ્માજીનાં વચન સાંભળતાં જ ગરુડ ચાલી નીકળ્યા. ॥૪॥

**દો૦ – પરમાતુર બિહંગપતિ આયઉ તબ મો પાસ।**
**જાત રહેઉઁ કુબેર ગૃહ રહિહુ ઉમા કૈલાસ॥૬૦॥**

ત્યારે ઘણી આતુરતાથી પક્ષીરાજ ગરુડ મારી પાસે આવ્યા. હે ઉમા! તે સમયે હું કુબેરના ઘેર જઈ રહ્યો હતો અને તમે કૈલાસ પર હતાં. ॥૬૦॥

**તેહિં મમ પદ સાદર સિરુ નાવા। પુનિ આપન સંદેહ સુનાવા॥**
**સુનિ તા કરિ બિનતી મૃદુ બાની। પ્રેમ સહિત મૈં કહેઉઁ ભવાની॥૧॥**

ગરુડે આદરપૂર્વક મારા ચરણોમાં શીશ નમાવ્યું અને પછી મને પોતાનો સંશય સંભળાવ્યો. હે ભવાની! તેમની વિનંતી અને કોમળ વાણી સાંભળીને મેં પ્રેમસહિત એમને કહ્યું – ॥૧॥

**મિલેહુ ગરુડ઼ મારગ મહઁ મોહી। કવન ભાઁતિ સમુઝાવૌં તોહી॥**
**તબહિં હોઇ સબ સંસય ભંગા। જબ બહુ કાલ કરિઅ સતસંગા॥૨॥**

હે ગરુડ! તમે મને માર્ગમાં મળ્યા છો. માર્ગમાં ચાલતાં ચાલતાં હું તમને કઈ રીતે સમજાવું? સર્વે સંશયોનો તો ત્યારે જ નાશ થાય જ્યારે દીર્ઘકાળ સુધી સત્સંગ કરવામાં આવે. ॥૨॥

**સુનિઅ તહાઁ હરિકથા સુહાઈ। નાના ભાઁતિ મુનિન્હ જો ગાઈ॥**
**જેહિ મહુઁ આદિ મધ્ય અવસાના। પ્રભુ પ્રતિપાદ્ય રામ ભગવાના॥૩॥**

અને ત્યાં (સત્સંગમાં) સુંદર હરિકથા સાંભળવામાં આવે, જેને મુનિઓએ અનેક પ્રકારે ગાઈ છે અને જેના આદિ, મધ્ય અને અંતમાં ભગવાન શ્રીરામચન્દ્રજી જ પ્રતિપાદ્ય પ્રભુ છે. ॥૩॥

**નિત હરિ કથા હોત જહઁ ભાઈ। પઠવઉઁ તહાઁ સુનહુ તુમ્હ જાઈ॥**
**જાઇહિ સુનત સકલ સંદેહા। રામ ચરન હોઇહિ અતિ નેહા॥૪॥**

હે ભાઈ! જ્યાં પ્રતિદિન હરિકથા થાય છે, હું તમને ત્યાં જ મોકલું છું, તમે જઈને તેને સાંભળો. તેને સાંભળતાં જ તમારો સર્વ સંશય દૂર થઈ જશે અને તમને શ્રીરામજીના ચરણોમાં અત્યંત પ્રેમ થશે. ॥૪॥

**દો૦ – બિનુ સતસંગ ન હરિ કથા તેહિ બિનુ મોહ ન ભાગ।**
**મોહ ગએઁ બિનુ રામ પદ હોઇ ન દૃઢ઼ અનુરાગ॥૬૧॥**

સત્સંગ વિના હરિની કથા સાંભળવા નથી મળતી, તેના વિના મોહ નથી ટળતો અને મોહ ટળ્યા વિના શ્રીરામચન્દ્રજીના ચરણોમાં દૃઢ પ્રેમ નથી થતો. ॥ ૬૧॥

**ચૌ૦ – મિલહિં ન રઘુપતિ બિનુ અનુરાગા। કિએઁ જોગ તપ ગ્યાન બિરાગા॥**
**ઉત્તર દિસિ સુંદર ગિરિ નીલા। તહઁ રહ કાકભુસુંડિ સુસીલા॥ ૧॥**

વિના પ્રેમે માત્ર યોગ, તપ, જ્ઞાન અને વૈરાગ્ય આદિ કરવાથી શ્રીરઘુનાથજી મળતા નથી. [માટે, તમે સત્સંગને માટે ત્યાં જાઓ જ્યાં] ઉત્તર દિશામાં એક સુંદર નીલ પર્વત છે. ત્યાં પરમ સુશીલ કાકભુશુંડિજી રહે છે. ॥ ૧॥

**રામ ભગતિ પથ પરમ પ્રબીના। ગ્યાની ગુન ગૃહ બહુ કાલીના॥**
**રામ કથા સો કહઇ નિરંતર। સાદર સુનહિં બિબિધ બિહંગબર॥ ૨॥**

તે રામભક્તિના માર્ગમાં પરમ પ્રવીણ છે, જ્ઞાની છે, ગુણોના ધામ છે અને ઘણા સમયના છે. તેઓ નિરંતર શ્રીરામચન્દ્રજીની કથા કહેતા રહે છે, જેને જાતજાતનાં શ્રેષ્ઠ પક્ષી આદરસહિત સાંભળે છે. ॥ ૨॥

**જાઇ સુનહુ તહઁ હરિ ગુન ભૂરી। હોઇહિ મોહ જનિત દુખ દૂરી॥**
**મૈં જબ તેહિ સબ કહા બુઝાઈ। ચલેઉ હરષિ મમ પદ સિરુ નાઈ॥ ૩॥**

ત્યાં જઈને શ્રીહરિના ગુણસમૂહોને સાંભળો. તે સાંભળવાથી મોહથી ઉત્પન્ન થયેલ તમારું દુઃખ દૂર થઈ જશે. મેં તેને જ્યારે સર્વે સમજાવીને કહ્યું, ત્યારે તે મારા ચરણોમાં શીશ નમાવીને હરખાઈને ચાલી નીકળ્યા. ॥ ૩॥

**તાતે ઉમા ન મૈં સમુઝાવા। રઘુપતિ કૃપાઁ મરમુ મૈં પાવા॥**
**હોઇહિ કીન્હ કબહુઁ અભિમાના। સો ખોવૈ ચહ કૃપાનિધાના॥ ૪॥**

હે ઉમા! મેં એને એટલા માટે ન સમજાવ્યો કે હું શ્રીરઘુનાથજીની કૃપાથી તેનો મર્મ પામી ગયો હતો. તેણે ક્યારેક અભિમાન કર્યું હશે કે જેને કૃપાનિધાન શ્રીરામજી નષ્ટ કરવા ઇચ્છે છે. ॥ ૪॥

**કછુ તેહિ તે પુનિ મૈં નહિં રાખા। સમુઝઇ ખગ ખગહી કૈ ભાષા॥**
**પ્રભુ માયા બલવંત ભવાની। જાહિ ન મોહ કવન અસ ગ્યાની॥ ૫॥**

વળી, કંઈક આ કારણે પણ મેં તેને પોતાની પાસે ન રાખ્યો કે પક્ષી પક્ષીની જ વાણી સમજે છે. હે ભવાની! પ્રભુની માયા [ઘણી જ] બળવાન છે, એવો કોણ જ્ઞાની છે, જેને તે મોહી ન લે? ॥ ૫॥

**દો૦ – ગ્યાની ભગત સિરોમનિ ત્રિભુવનપતિ કર જાન।**
**તાહિ મોહ માયા નર પાવઁર કરહિં ગુમાન॥ ૬૨ (ક)॥**

જે જ્ઞાનીઓમાં અને ભક્તોમાં શિરોમણિ છે અને ત્રિભુવનપતિ ભગવાનના વાહન છે, તે ગરુડને પણ માયાએ મોહી લીધા. તો પછી નીચ (તુચ્છ) મનુષ્ય મુર્ખતાવશ ઘમંડ કર્યા કરે છે. ॥ ૬૨ (ક)॥

## માસપારાયણ, અઠ્યાવીસમો વિશ્રામ

**સિવ બિરંચિ કહુઁ મોહઇ કો હૈ બપુરા આન ।**
**અસ જિયઁ જાનિ ભજહિં મુનિ માયા પતિ ભગવાન ॥ ૬૨ (ખ) ॥**

આ માયા જ્યારે શિવજી અને બ્રહ્માજીને પણ મોહી લે છે, ત્યારે બીજા બિચારા શું ચીજ છે? મનમાં આવું જાણીને જ મુનિજનો તે માયાના સ્વામી ભગવાનનું ભજન કરે છે. ॥ ૬૨ (ખ) ॥

**ચૌ૦ – ગયઉ ગરુડ઼ જહઁ બસઇ ભુસુંડા । મતિ અકુંઠ હરિ ભગતિ અખંડા ॥**
**દેખિ સૈલ પ્રસન્ન મન ભયઊ । માયા મોહ સોચ સબ ગયઊ ॥ ૧॥**

ગરુડજી ત્યાં ગયા કે જ્યાં નિર્બાધ બુદ્ધિ અને પૂર્ણ ભક્તિસંપન્ન કાકભુશુંડિ વસતા હતા. તે પર્વતને જોઈને તેમનું મન પ્રસન્ન થઈ ગયું અને [એનાં દર્શનથી જ] સર્વ માયા, મોહ તથા શોક જતાં રહ્યાં. ॥ ૧॥

**કરિ તડ઼ાગ મજ્જન જલપાના । બટ તર ગયઉ હૃદયઁ હરષાના ॥**
**બૃદ્ધ બૃદ્ધ બિહંગ તહઁ આએ । સુનૈ રામ કે ચરિત સુહાએ ॥ ૨॥**

સરોવરમાં સ્નાન અને જળપાન કરીને તેઓ પ્રસન્નચિત્તે વટવૃક્ષની નીચે ગયા. ત્યાં શ્રીરામજીનાં સુંદર ચરિત્ર સાંભળવા માટે ઘરડાં-ઘરડાં પક્ષી આવેલાં હતાં. ॥ ૨॥

**કથા અરંભ કરૈ સોઇ ચાહા । તેહી સમય ગયઉ ખગનાહા ॥**
**આવત દેખિ સકલ ખગરાજા । હરષેઉ બાયસ સહિત સમાજા ॥ ૩॥**

ભુશુંડિજી કથા આરંભ કરવા જ ઈચ્છતા હતા કે તે જ સમયે પક્ષીરાજ ગરુડજી ત્યાં જઈ પહોંચ્યા. પક્ષીઓના રાજા ગરુડજીને આવતા જોઈને કાકભુશુંડિજીસહિત આખોય પક્ષીસમાજ હરખાઈ ગયો. ॥ ૩॥

**અતિ આદર ખગપતિ કર કીન્હા । સ્વાગત પૂછિ સુઆસન દીન્હા ॥**
**કરિ પૂજા સમેત અનુરાગા । મધુર બચન તબ બોલેઉ કાગા ॥ ૪॥**

તેમણે પક્ષીરાજ ગરુડજીનો બહુ જ આદર-સત્કાર કર્યો અને સ્વાગત (કુશળ) પૂછીને બેસવા માટે સુંદર આસન આપ્યું. પછી પ્રેમસહિત પૂજા કરીને કાકભુશુંડિજી મધુર વચન બોલ્યા – ॥ ૪॥

**દો૦ – નાથ કૃતારથ ભયઉઁ મૈં તવ દરસન ખગરાજ ।**
**આયસુ દેહુ સો કરૌં અબ પ્રભુ આયહુ કેહિ કાજ ॥ ૬૩ (ક) ॥**

હે નાથ! હે પક્ષીરાજ! આપનાં દર્શનથી હું કૃતાર્થ થઈ ગયો. આપ જે આજ્ઞા આપશો, હું હવે તે જ પ્રમાણે કરીશ. હે પ્રભો! આપ કયા કાર્ય માટે પધાર્યા છો? ॥ ૬૩ (ક) ॥

**સદા કૃતારથ રૂપ તુમ્હ કહ મૃદુ બચન ખગેસ ।**
**જેહિ કૈ અસ્તુતિ સાદર નિજ મુખ કીન્હિ મહેસ ॥ ૬૩ (ખ) ॥**

પક્ષીરાજ ગરુડજીએ કોમળ વચન કહ્યાં – આપ તો સદાય કૃતાર્થરૂપ છો, જેમની પ્રશંસા સ્વયં મહાદેવજીએ આદરપૂર્વક પોતાના શ્રીમુખેથી કરી છે. ॥ ૬૩ (ખ) ॥

**ચૌ૦ – સુનહુ તાત જેહિ કારન આયઉઁ । સો સબ ભયઉ દરસ તવ પાયઉઁ ॥**
**દેખિ પરમ પાવન તવ આશ્રમ । ગયઉ મોહ સંસય નાના ભ્રમ ॥ ૧॥**

હે તાત! સાંભળો, હું જે કારણે આવ્યો હતો, તે સર્વે કાર્ય તો અહીં આવતાં જ પૂર્ણ થઈ ગયું. પછી આપનાં દર્શન પણ પ્રાપ્ત થઈ ગયાં. આપનો પરમ પવિત્ર આશ્રમ જોઈને જ મારો મોહ, સંદેહ અને અનેક પ્રકારના ભ્રમ સર્વે જતા રહ્યા. ॥૧॥

**અબ શ્રીરામ કથા અતિ પાવનિ। સદા સુખદ દુખ પુંજ નસાવનિ॥**
**સાદર તાત સુનાવહુ મોહી। બાર બાર બિનવઉઁ પ્રભુ તોહી॥૨॥**

હવે હે તાત! આપ મને શ્રીરામજીની અત્યંત પવિત્ર કરનારી, સદા સુખ આપનારી અને દુઃખસમૂહનો નાશ કરનારી કથા આદરસહિત સંભળાવો. હે પ્રભો! હું વારંવાર આપને આ જ વિનંતી કરું છું. ॥૨॥

**સુનત ગરુડ઼ કૈ ગિરા બિનીતા। સરલ સુપ્રેમ સુખદ સુપુનીતા॥**
**ભયઉ તાસુ મન પરમ ઉછાહા। લાગ કહૈ રઘુપતિ ગુન ગાહા॥૩॥**

ગરુડજીની વિનમ્ર, સરળ, સુંદર પ્રેમયુક્ત, સુખપ્રદ અને અત્યંત પવિત્ર વાણી સાંભળતાં જ ભુશુંડિજીના મનમાં પરમ ઉત્સાહ થયો અને તેઓ શ્રીરઘુનાથજીના ગુણોની કથા કહેવા લાગ્યા. ॥૩॥

**પ્રથમહિં અતિ અનુરાગ ભવાની। રામચરિત સર કહેસિ બખાની॥**
**પુનિ નારદ કર મોહ અપારા। કહેસિ બહુરિ રાવન અવતારા॥૪॥**
**પ્રભુ અવતાર કથા પુનિ ગાઈ। તબ સિસુ ચરિત કહેસિ મન લાઈ॥૫॥**

હે ભવાની! પહેલા તો તેમણે ઘણા જ પ્રેમથી રામચરિતમાનસ સરોવરનું રૂપક સમજાવીને કહ્યું. પછી નારદજીનો અપાર મોહ અને પછી રાવણનો અવતાર કહ્યો. પછી પ્રભુના અવતારની કથા વર્ણવી. તત્પશ્ચાત મન લગાવીને શ્રીરામજીની બાળલીલાઓ કહી. ॥૪-૫॥

**દો૦ – બાલચરિત કહિ બિબિધ બિધિ મન મહઁ પરમ ઉછાહ।**
**રિષિ આગવન કહેસિ પુનિ શ્રીરઘુબીર બિબાહ॥૬૪॥**

મનમાં પરમ ઉત્સાહ ભરીને અનેક પ્રકારની બાળલીલાઓ કહીને, પછી ઋષિ વિશ્વામિત્રજીનું અયોધ્યા આગમન અને શ્રીરઘુવીરજીના વિવાહનું વર્ણન કર્યું. ॥૬૪॥

**ચૌ૦ – બહુરિ રામ અભિષેક પ્રસંગા। પુનિ નૃપ બચન રાજ રસ ભંગા॥**
**પુરબાસિન્હ કર બિરહ બિષાદા। કહેસિ રામ લછિમન સંબાદા॥૧॥**

પછી શ્રીરામજીના રાજ્યાભિષેકનો પ્રસંગ; વળી, રાજા દશરથજીના વચનથી રાજરસ-(રાજ્યાભિષેકના આનંદ)માં ભંગ પડવો, પછી નગરનિવાસીઓનો વિરહ, વિષાદ અને શ્રીરામ-લક્ષ્મણનો સંવાદ કહ્યો. ॥૧॥

**બિપિન ગવન કેવટ અનુરાગા। સુરસરિ ઉતરિ નિવાસ પ્રયાગા॥**
**બાલમીક પ્રભુ મિલન બખાના। ચિત્રકૂટ જિમિ બસે ભગવાના॥૨॥**

શ્રીરામનું વનગમન, કેવટનો પ્રેમ, ગંગાજી પાર ઊતરીને પ્રયાગમાં નિવાસ, વાલ્મીકિજી અને પ્રભુ શ્રીરામજીનું મિલન અને જેવી રીતે ભગવાન ચિત્રકૂટમાં વસ્યા, તે સર્વે કહ્યું. ॥૨॥

**સચિવાગવન નગર નૃપ મરના। ભરતાગવન પ્રેમ બહુ બરના॥**
**કરિ નૃપ ક્રિયા સંગ પુરબાસી। ભરત ગએ જહઁ પ્રભુ સુખ રાસી॥૩॥**

પછી મંત્રી સુમંત્રજીનું નગરમાં પાછા ફરવું, રાજા દશરથજીનું મરણ, ભરતજીનું [મોસાળમાંથી] અયોધ્યા આગમન અને એમના પ્રેમનું ઘણું વર્ણન કર્યું. રાજાની અંત્યેષ્ટિ ક્રિયા કરીને નગર-નિવાસીઓને સાથે લઈને ભરતજી ત્યાં ગયા કે જ્યાં સુખના ભંડાર પ્રભુ શ્રીરામચન્દ્રજી હતા. ॥ ૩॥

**પુનિ રઘુપતિ બહુ બિધિ સમુઝાએ। લૈ પાદુકા અવધપુર આએ॥**
**ભરત રહનિ સુરપતિ સુત કરની। પ્રભુ અરુ અત્રિ ભેંટ પુનિ બરની॥ ૪॥**

પછી શ્રીરઘુનાથજીએ એમને ઘણી રીતે સમજાવ્યા, જેથી તેઓ ખડાઉ (પાદુકા) લઈને અયોધ્યાપુરી પાછા ફર્યા, આ સઘળી કથા કહી. ભરતજીની નંદિગ્રામમાં રહેવાની રીત, ઈન્દ્રપુત્ર જયંતની નીચ હરકત અને પછી પ્રભુ શ્રીરામચન્દ્રજી અને અત્રિજીના મેળાપનું વર્ણન કર્યું. ॥ ૪॥

**દો૦ – કહિ બિરાધ બધ જેહિ બિધિ દેહ તજી સરભંગ।**
**બરનિ સુતીછન પ્રીતિ પુનિ પ્રભુ અગસ્તિ સતસંગ॥ ૬૫॥**

જે રીતે વિરાધનો વધ થયો અને શરભંગજીએ શરીરનો ત્યાગ કર્યો, તે પ્રસંગ કહીને, પછી સુતીક્ષ્ણજીના પ્રેમનું વર્ણન કરીને પ્રભુ અને અગસ્ત્યજીનો સત્સંગ-વૃત્તાંત કહ્યો. ॥ ૬૫॥

**ચૌ૦ – કહિ દંડક બન પાવનતાઈ। ગીધ મઈત્રી પુનિ તેહિં ગાઈ॥**
**પુનિ પ્રભુ પંચબટીં કૃત બાસા। ભંજી સકલ મુનિન્હ કી ત્રાસા॥ ૧॥**

દંડકવનને પવિત્ર કરવું કહીને પછી ભુશુંડિજીએ ગૃધરાજની સાથે મિત્રતાનું વર્ણન કર્યું. પછી જે રીતે પ્રભુએ પંચવટીમાં નિવાસ કર્યો અને સર્વે મુનિઓના ભયનો નાશ કર્યો, ॥ ૧॥

**પુનિ લછિમન ઉપદેશ અનૂપા। સૂપનખા જિમિ કીન્હિ કુરૂપા॥**
**ખર દૂષન બધ બહુરિ બખાના। જિમિ સબ મરમુ દસાનન જાના॥ ૨॥**

અને પછી લક્ષ્મણજીને જે અનુપમ ઉપદેશ આપ્યો અને શૂપર્ણખાને કુરૂપ કરી, તે સર્વે વર્ણન કર્યું. પછી ખર-દૂષણ વધ અને જે રીતે રાવણે સર્વ રહસ્ય જાણ્યું તે વખાણીને (વધારીને) કહ્યું; ॥ ૨॥

**દસકંધર મારીચ બતકહી। જેહિ બિધિ ભઈ સો સબ તેહિં કહી॥**
**પુનિ માયા સીતા કર હરના। શ્રીરઘુબીર બિરહ કછુ બરના॥ ૩॥**

તથા જે રીતે રાવણ અને મારીચની વાતચીત થઈ, તે સઘળી તેમણે કહી. પછી માયાસીતાનું હરણ અને શ્રીરઘુવીરના વિરહનું કંઈક વર્ણન કર્યું. ॥ ૩॥

**પુનિ પ્રભુ ગીધ ક્રિયા જિમિ કીન્હી। બધિ કબંધ સબરિહિ ગતિ દીન્હી॥**
**બહુરિ બિરહ બરનત રઘુબીરા। જેહિ બિધિ ગએ સરોબર તીરા॥ ૪॥**

પછી પ્રભુએ ગીધ જટાયુની જે રીતે ક્રિયા કરી, કબંધનો વધ કરીને શબરીને પરમગતિ આપી અને પછી જે રીતે વિરહ-વર્ણન કરતાં કરતાં શ્રીરઘુવીરજી પંપાસરના તીરે ગયા, તે સઘળું કહ્યું; ॥ ૪॥

**દો૦ – પ્રભુ નારદ સંબાદ કહિ મારુતિ મિલન પ્રસંગ।**
**પુનિ સુગ્રીવ મિતાઈ બાલિ પ્રાન કર ભંગ॥ ૬૬ (ક)॥**

પ્રભુ અને નારદજીનો સંવાદ અને મારુતિના મેળાપનો પ્રસંગ કહીને પછી સુગ્રીવ સાથે મિત્રતા અને વાલિના પ્રાણનાશનું વર્ણન કર્યું. ॥ ૬૬ (ક)॥

**કપિહિ તિલક કરિ પ્રભુ કૃત સૈલ પ્રબરષન બાસ।**
**બરનન બર્ષા સરદ અરુ રામ રોષ કપિ ત્રાસ ॥ ૬૬ (ખ) ॥**

સુગ્રીવને રાજતિલક કરીને પ્રભુએ પ્રવર્ષણ પર્વત ઉપર નિવાસ કર્યો, તે તથા વર્ષા અને શરદનું વર્ણન, શ્રીરામજીનો સુગ્રીવ પર રોષ અને સુગ્રીવનો ભય આદિ પ્રસંગ કહ્યા. ॥ ૬૬ (ખ)॥

**ચૌ૦ – જેહિ બિધિ કપિપતિ કીસ પઠાએ। સીતા ખોજ સકલ દિસિ ધાએ ॥**
**બિબર પ્રબેસ કીન્હ જેહિ ભાઁતી। કપિન્હ બહોરિ મિલા સંપાતી ॥ ૧॥**

જે રીતે વાનરરાજ સુગ્રીવે વાનરોને મોકલ્યા અને તેઓ સીતાજીની ભાળ કાઢવા જે રીતે સર્વે દિશાઓમાં ગયા, જે રીતે તેમણે ગુફામાં પ્રવેશ કર્યો અને પછી વાનરોને જે પ્રમાણે સમ્પાતી મળ્યો તે કથા કહી. ॥ ૧॥

**સુનિ સબ કથા સમીરકુમારા। નાઘત ભયઉ પયોધિ અપારા ॥**
**લંકાઁ કપિ પ્રબેસ જિમિ કીન્હા। પુનિ સીતહિ ધીરજુ જિમિ દીન્હા ॥ ૨॥**

સમ્પાતી દ્વારા સઘળી કથા સાંભળીને પવનપુત્ર હનુમાનજી જે રીતે અપાર સમુદ્રને ઓળંગી ગયા, પછી હનુમાનજીએ જેવી રીતે લંકામાં પ્રવેશ કર્યો અને પછી સીતાજીને જેવી રીતે ધીરજ બંધાવી, તે સર્વે કહ્યું. ॥ ૨॥

**બન ઉજારિ રાવનહિ પ્રબોધી। પુર દહિ નાઘેઉ બહુરિ પયોધી ॥**
**આએ કપિ સબ જહઁ રઘુરાઈ। બૈદેહી કી કુસલ સુનાઈ ॥ ૩॥**

અશોકવનને ઉજાડીને, રાવણને સમજાવીને, લંકાપુરીને બાળીને પછી જેવી રીતે તેમણે સમુદ્રને ઓળંગ્યો અને જે રીતે વાનર જ્યાં શ્રીરઘુનાથજી હતા ત્યાં આવ્યા તથા આવીને શ્રીજાનકીજીના કુશળ સંભળાવ્યા; ॥ ૩॥

**સેન સમેતિ જથા રઘુબીરા। ઉતરે જાઈ બારિનિધિ તીરા ॥**
**મિલા બિભીષન જેહિ બિધિ આઈ। સાગર નિગ્રહ કથા સુનાઈ ॥ ૪॥**

પછી જે રીતે સેનાસહિત શ્રીરઘુવીર જઈને સમુદ્રતટે ઊતર્યા અને જે પ્રમાણે વિભીષણજી આવીને તેમને મળ્યા, તે સઘળી અને સમુદ્રને બાંધવાની (સેતુનિર્માણની) કથા સંભળાવી. ॥ ૪॥

**દો૦ – સેતુ બાઁધિ કપિ સેન જિમિ ઉતરી સાગર પાર।**
**ગયઉ બસીઠી બીરબર જેહિ બિધિ બાલિકુમાર ॥ ૬૭ (ક) ॥**

પુલ બાંધીને જે રીતે વાનરોની સેના સમુદ્રને પાર ઊતરી અને જે રીતે વીરશ્રેષ્ઠ વાલિપુત્ર અંગદ દૂત બનીને ગયા, તે સર્વે કહ્યું. ॥ ૬૭ (ક) ॥

**નિસિચર કીસ લરાઈ બરનિસિ બિબિધ પ્રકાર।**
**કુંભકરન ઘનનાદ કર બલ પૌરુષ સંઘાર ॥ ૬૭ (ખ) ॥**

પછી રાક્ષસો અને વાનરોનાં યુદ્ધનું અનેક પ્રકારે વર્ણન કર્યું. પછી કુંભકર્ણ અને મેઘનાદનાં બળ, પુરુષાર્થ અને સંહારની કથા કહી. ॥ ૬૭ (ખ) ॥

**ચૌ૦ – નિસિચર નિકર મરન બિધિ નાના। રઘુપતિ રાવન સમર બખાના ॥**
**રાવન બધ મંદોદરિ સોકા। રાજ બિભીષન દેવ અસોકા ॥ ૧॥**

અનેક પ્રકારના રાક્ષસસમૂહોનાં મરણ તથા શ્રીરઘુનાથજી અને રાવણના અનેક પ્રકારનાં યુદ્ધોનું વર્ણન કર્યું. રાવણવધ, મંદોદરીનો શોક, વિભીષણનો રાજ્યાભિષેક અને દેવતાઓનું શોકરહિત થવાનું કહીને; ॥ ૧॥

**સીતા રઘુપતિ મિલન બહોરી। સુરન્હ કીન્હિ અસ્તુતિ કર જોરી ॥**
**પુનિ પુષ્પક ચઢ़િ કપિન્હ સમેતા। અવધ ચલે પ્રભુ કૃપા નિકેતા ॥ ૨॥**

પછી સીતાજી અને શ્રીરઘુનાથજીનો મેળાપ કહ્યો. જે રીતે દેવોએ હાથ જોડીને સ્તુતિ કરી અને પછી જેવી રીતે વાનરોસહિત પુષ્પકવિમાન પર આરુઢ થઈને કૃપાધામ પ્રભુ અવધપુરીએ ચાલ્યા, તે કહ્યું. ॥ ૨॥

**જેહિ બિધિ રામ નગર નિજ આએ। બાયસ બિસદ ચરિત સબ ગાએ ॥**
**કહેસિ બહોરિ રામ અભિષેકા। પુર બરનત નૃપનીતિ અનેકા ॥ ૩॥**

જે રીતે શ્રીરામચન્દ્રજી પોતાના નગર(અયોધ્યા)માં આવ્યા, તે સર્વે ઉજ્જવળ ચરિત્ર કાકભુશુંડિજીએ વિસ્તારપૂર્વક વર્ણવ્યાં. પછી તેમણે શ્રીરામજીનો રાજ્યાભિષેક કહ્યો. [શિવજી કહે છે –] અયોધ્યાપુરીનું અને અનેક પ્રકારની રાજનીતિનું વર્ણન કરતાં – ॥ ૩॥

**કથા સમસ્ત ભુસુંડ બખાની। જો મૈં તુમ્હ સન કહી ભવાની ॥**
**સુનિ સબ રામ કથા ખગનાહા। કહત બચન મન પરમ ઉછાહા ॥ ૪॥**

ભુશુંડિજીએ તે સર્વે કથા કહી, જે હે ભવાની! મેં તમને કહી. સઘળી રામકથા સાંભળીને પક્ષીરાજ ગરુડજી મનમાં બહુ જ ઉત્સાહિત (આનંદિત) થઈને વચન કહેવા લાગ્યા – ॥ ૪॥

**સો૦ – ગયઉ મોર સંદેહ સુનેઉઁ સકલ રઘુપતિ ચરિત।**
**ભયઉ રામ પદ નેહ તવ પ્રસાદ બાયસ તિલક ॥ ૬૮ (ક) ॥**

શ્રીરઘુનાથજીનાં સર્વે ચરિત્રો મેં સાંભળ્યાં, જેથી મારો સંશય ટળી ગયો. હે કાગશિરોમણિ! આપના અનુગ્રહથી શ્રીરામજીના ચરણોમાં મને પ્રેમ થઈ ગયો. ॥ ૬૮ (ક) ॥

**મોહિ ભયઉ અતિ મોહ પ્રભુ બંધન રન મહુઁ નિરખિ।**
**ચિદાનંદ સંદોહ રામ બિકલ કારન કવન ॥ ૬૮ (ખ) ॥**

યુદ્ધમાં પ્રભુનું નાગપાશથી બંધન જોઈને મને અત્યંત મોહ થઈ ગયો હતો કે શ્રીરામજી તો સચ્ચિદાનંદઘન છે; તે કયા કારણે વ્યાકુળ છે. ॥ ૬૮ (ખ) ॥

**ચૌ૦ – દેખિ ચરિત અતિ નર અનુસારી। ભયઉ હૃદયઁ મમ સંસય ભારી ॥**
**સોઈ ભ્રમ અબ હિત કરિ મૈં માના। કીન્હ અનુગ્રહ કૃપાનિધાના ॥ ૧॥**

બિલકુલ લૌકિક મનુષ્યો જેવું ચરિત્ર જોઈને મારા હૃદયમાં ભારે સંદેહ થઈ ગયો. હું હવે તે ભ્રમને પોતાના માટે હિત (માનીને) સમજું છું. કૃપાનિધાને મારા પર આ મોટો અનુગ્રહ કર્યો. ॥ ૧॥

**જો અતિ આતપ બ્યાકુલ હોઈ। તરુ છાયા સુખ જાનઇ સોઈ ॥**
**જૌં નહિં હોત મોહ અતિ મોહી। મિલતેઉઁ તાત કવન બિધિ તોહી ॥ ૨॥**

જે તડકાથી અત્યંત વ્યાકુળ થાય છે, તે જ વૃક્ષની છાયાનું સુખ જાણે છે. હે તાત! જો મને અત્યંત મોહ ન થાત તો હું આપને કઈ રીતે મળત? ॥ ૨॥

**સુનતેઉઁ કિમિ હરિ કથા સુહાઈ। અતિ બિચિત્ર બહુ બિધિ તુમ્હ ગાઈ॥**
**નિગમાગમ પુરાન મત એહા। કહહિં સિદ્ધ મુનિ નહિં સંદેહા॥ ૩॥**

અને કેવી રીતે અત્યંત વિચિત્ર આ સુંદર હરિકથા સાંભળત? જે આપે અનેક પ્રકારે ગાઈ છે. વેદ, શાસ્ત્ર અને પુરાણોનો આ જ મત છે; સિદ્ધ અને મુનિ પણ આ જ કહે છે, એમાં સંદેહ નથી કે – ॥ ૩॥

**સંત બિસુદ્ધ મિલહિં પરિ તેહી। ચિતવહિં રામ કૃપા કરિ જેહી॥**
**રામ કૃપાઁ તવ દરસન ભયઊ। તવ પ્રસાદ સબ સંસય ગયઊ॥ ૪॥**

શુદ્ધ (સાચા) સંત એને અવશ્ય મળે છે જ, જેને શ્રીરામજી કૃપા કરીને જુએ છે. શ્રીરામજીની કૃપાથી મને આપનાં દર્શન થયાં અને આપની કૃપાથી મારો સંદેહ ટળી ગયો. ॥ ૪॥

**દો૦ – સુનિ બિહંગપતિ બાની સહિત બિનય અનુરાગ।**
**પુલક ગાત લોચન સજલ મન હરષેઉ અતિ કાગ॥ ૬૯ (ક)॥**

પક્ષીરાજ ગરુડજીની વિનમ્ર અને પ્રેમયુક્ત વાણી સાંભળીને કાકભુશુંડિજીનું શરીર પુલકિત થઈ ગયું, તેમનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું અને તેઓ મનમાં અત્યંત હર્ષિત થયા. ॥ ૬૯ (ક) ॥

**શ્રોતા સુમતિ સુસીલ સુચિ કથા રસિક હરિ દાસ।**
**પાઇ ઉમા અતિ ગોપ્યમપિ સજ્જન કરહિં પ્રકાસ॥ ૬૯ (ખ)॥**

હે ઉમા! સુંદર બુદ્ધિવાળા, સુશીલ, પવિત્ર કથાના પ્રેમી અને હરિના સેવક શ્રોતાને પામીને સજ્જન અત્યંત ગોપનીય રહસ્યને પણ પ્રગટ કરી દે છે. ॥ ૬૯ (ખ) ॥

**ચૌ૦ – બોલેઉ કાકભસુંડ બહોરી। નભગ નાથ પર પ્રીતિ ન થોરી॥**
**સબ બિધિ નાથ પૂજ્ય તુમ્હ મેરે। કૃપાપાત્ર રઘુનાયક કેરે॥ ૧॥**

કાકભુશુંડિજીએ પછી કહ્યું – પક્ષીરાજ પર તેમનો પ્રેમ ઓછો ન હતો (અર્થાત્ બહુ જ હતો) – હે નાથ! આપ સર્વે પ્રકારે મારા પૂજ્ય છો અને શ્રીરઘુનાથજીના કૃપાપાત્ર છો. ॥ ૧॥

**તુમ્હહિ ન સંસય મોહ ન માયા। મો પર નાથ કીન્હિ તુમ્હ દાયા॥**
**પઠઇ મોહ મિસ ખગપતિ તોહી। રઘુપતિ દીન્હિ બડ઼ાઈ મોહી॥ ૨॥**

આપને ન સંશય છે અને ન મોહ કે માયાય છે. હે નાથ! આપે તો મારા પર દયા કરી છે. હે પક્ષીરાજ! મોહના બહાને શ્રીરઘુનાથજીએ આપને અહીં મોકલીને મને મોટાઈ આપી છે. ॥ ૨॥

**તુમ્હ નિજ મોહ કહી ખગ સાઈં। સો નહિં કછુ આચરજ ગોસાઈં॥**
**નારદ ભવ બિરંચિ સનકાદી। જે મુનિનાયક આતમબાદી॥ ૩॥**

હે પક્ષીઓના સ્વામી! આપે આપનો મોહ કહ્યો, તેમાં હે ગોસાઈં! આ કંઈ આશ્ચર્ય નથી. નારદજી, શિવજી, બ્રહ્માજી અને સનકાદિ જે આત્મતત્ત્વના મર્મજ્ઞ અને એનો ઉપદેશ કરનારા શ્રેષ્ઠ મુનિ છે, ॥ ૩॥

**મોહ ન અંધ કીન્હ કેહિ કેહી। કો જગ કામ નચાવ ન જેહી॥**
**તૃસ્નાँ કેહિ ન કીન્હ બૌરાહા। કેહિ કર હૃદય ક્રોધ નહિં દાહા॥૪॥**

એમનામાંથી કોને-કોને મોહે આંધળા (વિવેકશૂન્ય) નથી કર્યા? જગતમાં એવો કોણ છે જેને કામે ન નચાવ્યો હોય? તૃષ્ણાએ કોને મદોન્મત નથી બનાવ્યો? ક્રોધે કોનું હૃદય નથી બાળ્યું? ॥૪॥

**દો૦ – ગ્યાની તાપસ સૂર કબિ કોબિદ ગુન આગાર।**
**કેહિ કૈ લોભ બિડંબના કીન્હિ ન એહિં સંસાર॥૭૦ (ક)॥**

આ સંસારમાં એવો કયો જ્ઞાની, તપસ્વી, શૂરવીર, કવિ, વિદ્વાન અને ગુણોનું ધામ છે, જેની લોભે વિડંબના (દુર્દશા) ન કરી હોય? ॥૭૦ (ક)॥

**શ્રી મદ બક્ર ન કીન્હ કેહિ પ્રભુતા બધિર ન કાહિ।**
**મૃગલોચનિ કે નૈન સર કો અસ લાગ ન જાહિ॥૭૦ (ખ)॥**

લક્ષ્મીના મદે કોને વક્ર અને પ્રભુતાએ કોને બહેરા નથી કરી નાખ્યા? એવો કોણ છે, જેને મૃગનયનીનાં નેત્રબાણ વાગ્યાં ન હોય? ॥૭૦ (ખ)॥

**ચૌ૦ – ગુન કૃત સન્યપાત નહિં કેહી। કોઉ ન માન મદ તજેઉ નિબેહી॥**
**જોબન જ્વર કેહિ નહિં બલકાવા। મમતા કેહિ કર જસ ન નસાવા॥૧॥**

[રજ, તમ આદિ] ગુણોએ કરેલો સન્નિપાત કોને નથી થયો? એવો કોઈ નથી, જેને માન અને મદે સ્પર્શ કર્યો ન હોય. યૌવનના તાપે કોને ભાન ભુલાવ્યું નથી? મમતાએ કોના યશનો નાશ નથી કર્યો? ॥૧॥

**મચ્છર કાહિ કલંક ન લાવા। કાહિ ન સોક સમીર ડોલાવા॥**
**ચિંતા સાँપિનિ કો નહિં ખાયા। કો જગ જાહિ ન બ્યાપી માયા॥૨॥**

મત્સરે (ઈર્ષાએ) કોને કલંક નથી લગાડ્યું? શોકરૂપી પવને કોને ડગાવી નથી દીધો? ચિંતારૂપી નાગણે કોને ભરખી નથી લીધો? જગતમાં એવો કોણ છે, જેને માયા ન વ્યાપી હોય? ॥૨॥

**કીટ મનોરથ દારુ સરીરા। જેહિ ન લાગ ઘુન કો અસ ધીરા॥**
**સુત બિત લોક ઈષના તીની। કેહિ કૈ મતિ ઈન્હ કૃત ન મલીની॥૩॥**

મનોરથ કીડો છે, શરીર લાકડી છે, એવો ધૈર્યવાન કોણ છે, જેના શરીરમાં આ કીડો ન પડ્યો હોય? પુત્રૈષણા, વિત્તૈષણા અને લૌકૈષણા – આ ત્રણેય પ્રબળ ઇચ્છાઓએ કોની બુદ્ધિને મલિન નથી કરી નાખી? ॥૩॥

**યહ સબ માયા કર પરિવારા। પ્રબલ અમિતિ કો બરનૈ પારા॥**
**સિવ ચતુરાનન જાહિ ડેરાહીં। અપર જીવ કેહિ લેખે માહીં॥૪॥**

આ સર્વે માયાનો મોટો બળવાન પરિવાર છે. એ અપાર છે, એનું વર્ણન કોણ કરી શકે છે? શિવજી અને બ્રહ્માજી પણ જેનાથી ડરે છે, તો બીજા જીવ તો કઈ ગણતરીમાં છે? ॥૪॥

**દો૦ – બ્યાપિ રહેઉ સંસાર મહુँ માયા કટક પ્રચંડ।**
**સેનાપતિ કામાદિ ભટ દંભ કપટ પાષંડ॥૭૧ (ક)॥**

માયાની પ્રચંડ સેના સંસારભરમાં છવાયેલી છે. કામાદિ (કામ, ક્રોધ અને લોભ) તેના સેનાપતિ છે અને દંભ, કપટ અને પાખંડ યોદ્ધા છે. ॥ ૭૧ (ક) ॥

**સો દાસી રઘુબીર કૈ સમુઝેં મિથ્યા સોપિ।**
**છૂટ ન રામ કૃપા બિનુ નાથ કહઉँ પદ રોપિ ॥ ૭૧ (ખ) ॥**

તે માયા શ્રીરઘુવીરની દાસી છે. જોકે સમજી લેવાથી તે મિથ્યા જ છે, પરંતુ તે શ્રીરામજીની કૃપા વિના છૂટતી નથી. હે નાથ! આ હું પ્રતિજ્ઞા કરીને કહું છું. ॥ ૭૧ (ખ) ॥

**ચૌ૦ – જો માયા સબ જગહિ નચાવા। જાસુ ચરિત લખિ કાહુँ ન પાવા ॥**
**સોઈ પ્રભુ ભ્રૂ બિલાસ ખગરાજા। નાચ નટી ઈવ સહિત સમાજા ॥ ૧॥**

જે માયા આખાય જગતને નચાવે છે અને જેનું ચરિત્ર (કરણી) કોઈ સમજી નથી શક્યું, હે ખગરાજ ગરુડજી! તે જ માયા પ્રભુ શ્રીરામચન્દ્રજીના ભ્રુકુટીના ઈશારે પોતાના સમાજસહિત નટીની જેમ નાચે છે. ॥ ૧॥

**સોઈ સચ્ચિદાનંદ ઘન રામા। અજ બિગ્યાન રૂપ બલ ધામા ॥**
**બ્યાપક બ્યાપ્ય અખંડ અનંતા। અખિલ અમોઘસક્તિ ભગવંતા ॥ ૨॥**

શ્રીરામજી એ જ સચ્ચિદાનંદઘન છે જે અજન્મા, વિજ્ઞાનસ્વરૂપ, રૂપ અને બળના ધામ, સર્વવ્યાપક અને વ્યાપ્ય (સર્વરૂપ), અખંડ, અનંત, સંપૂર્ણ, અમોઘશક્તિ (જેની શક્તિ ક્યારેય વ્યર્થ નથી જતી) અને છ ઐશ્વર્યોથી યુક્ત ભગવાન છે. ॥ ૨॥

**અગુન અદભ્ર ગિરા ગોતીતા। સબદરસી અનવદ્ય અજીતા ॥**
**નિર્મમ નિરાકાર નિરમોહા। નિત્ય નિરંજન સુખ સંદોહા ॥ ૩॥**

તે નિર્ગુણ (માયાના ગુણોથી રહિત), મહાન, વાણી અને ઇન્દ્રિયોથી પર, સર્વે કંઈ નિહાળનારા, નિર્દોષ, અજેય, મમતારહિત, નિરાકાર (માયિક આકારથી રહિત), મોહરહિત, નિત્ય, માયારહિત, સુખના ભંડાર; ॥ ૩॥

**પ્રકૃતિ પાર પ્રભુ સબ ઉર બાસી। બ્રહ્મ નિરીહ બિરજ અબિનાસી ॥**
**ઈહાँ મોહ કર કારન નાહીં। રબિ સન્મુખ તમ કબહુँ કિ જાહીં ॥ ૪॥**

પ્રકૃતિથી પર, પ્રભુ (સર્વસમર્થ), સદા સર્વેના હૃદયમાં વસનારા, ઈચ્છારહિત, વિકારરહિત, અવિનાશી બ્રહ્મ છે. અહીં (શ્રીરામજી વિશે) મોહનું કારણ જ નથી. શું અંધકારનો સમૂહ કદી સૂર્યની સામે જઈ શકે છે? ॥ ૪॥

**દો૦ – ભગત હેતુ ભગવાન પ્રભુ રામ ધરેઉ તનુ ભૂપ।**
**કિએ ચરિત પાવન પરમ પ્રાકૃત નર અનુરૂપ ॥ ૭૨ (ક) ॥**

ભગવાન પ્રભુ શ્રીરામચન્દ્રજીએ ભક્તોને માટે રાજાનું શરીર ધારણ કર્યું અને સાધારણ મનુષ્યો જેવાં અનેક પરમ પાવન ચરિત્ર કર્યાં ॥ ૭૨ (ક) ॥

**જથા અનેક બેષ ધરિ નૃત્ય કરઈ નટ કોઈ।**
**સોઈ સોઈ ભાવ દેખાવઈ આપુન હોઈ ન સોઈ ॥ ૭૨ (ખ) ॥**

જેમ કોઈ નટ અનેક વેષ ધારણ કરીને નૃત્ય કરે છે, અને જેવો વેષ હોય છે, તેને અનુકૂળ જ ભાવ દેખાડે છે; પરંતુ સ્વયં તેમનામાંથી કોઈ થઈ નથી શકતો. ॥ ૭૨ (ખ) ॥

**ચૌ૦ – અસિ રઘુપતિ લીલા ઉરગારી। દનુજ બિમોહનિ જન સુખકારી॥**
**જે મતિ મલિન બિષય બસ કામી। પ્રભુ પર મોહ ધરહિં ઇમિ સ્વામી॥૧॥**

હે ગરુડજી! આવી જ શ્રીરઘુનાથજીની આ લીલા છે, જે રાક્ષસોને વિશેષ મોહિત કરનારી અને ભક્તોને સુખ આપનારી છે. હે સ્વામી! જે મનુષ્ય મલિનબુદ્ધિ, વિષયોને વશ અને કામી છે, તે જ પ્રભુ પર આ પ્રકારના મોહનો આરોપ મૂકે છે. ॥૧॥

**નયન દોષ જા કહઁ જબ હોઈ। પીત બરન સસિ કહુઁ કહ સોઈ॥**
**જબ જેહિ દિસિ ભ્રમ હોઇ ખગેસા। સો કહ પચ્છિમ ઉયઉ દિનેસા॥૨॥**

જ્યારે કોઈને [કમળો આદિ] નેત્રદોષો થાય છે, ત્યારે તે ચન્દ્રમાને પીળા રંગનો કહે છે. હે પક્ષીરાજ! જ્યારે કોઈને દિશાભ્રમ થાય છે, ત્યારે તે કહે છે કે સૂર્ય પશ્ચિમમાં ઉદય થયો છે. ॥ ૨॥

**નૌકારૂઢ઼ ચલત જગ દેખા। અચલ મોહ બસ આપુહિ લેખા॥**
**બાલક ભ્રમહિં ન ભ્રમહિં ગૃહાદી। કહહિં પરસ્પર મિથ્યાબાદી॥૩॥**

નૌકા પર ચઢેલો મનુષ્ય જગતને ચાલતું જુએ છે અને મોહવશ પોતાને અચળ સમજે છે. બાળક ફૂંદરડી ફરે છે, ઘર આદિ નથી ફરતાં. પણ તે પરસ્પર એકબીજાને ખોટાં કહે છે. ॥૩॥

**હરિ બિષઈક અસ મોહ બિહંગા। સપનેહુઁ નહિં અગ્યાન પ્રસંગા॥**
**માયાબસ મતિમંદ અભાગી। હૃદયઁ જમનિકા બહુબિધિ લાગી॥૪॥**
**તે સઠ હઠ બસ સંસય કરહીં। નિજ અગ્યાન રામ પર ધરહીં॥૫॥**

હે ગરુડજી! શ્રીહરિના વિષયમાં મોહની કલ્પના પણ આવી જ છે, ભગવાનમાં તો સ્વપ્નેય અજ્ઞાનનો પ્રસંગ (અવસર) નથી. પરંતુ જે માયાને વશ, મંદબુદ્ધિ અને ભાગ્યહીન છે અને જેમના હૃદય પર અનેક પ્રકારના પરદા પડ્યા છે, તે મૂર્ખ હઠને વશ થઈને સંદેહ કરે છે અને પોતાનું અજ્ઞાન શ્રીરામજી પર આરોપિત કરે છે. ॥૪-૫॥

**દો૦ – કામ ક્રોધ મદ લોભ રત ગૃહાસક્ત દુખરૂપ।**
**તે કિમિ જાનહિં રઘુપતિહિ મૂઢ઼ પરે તમ કૂપ॥૭૩ (ક)॥**

જે કામ, ક્રોધ, મદ અને લોભમાં રત છે અને જે દુઃખરૂપ ઘરમાં આસક્ત છે, તે શ્રીરઘુનાથજીને કેવી રીતે જાણી શકે છે? તે મૂર્ખ તો અંધકારરૂપ કૂવામાં પડેલો છે. ॥ ૭૩ (ક) ॥

**નિર્ગુન રૂપ સુલભ અતિ સગુન જાન નહિં કોઇ।**
**સુગમ અગમ નાના ચરિત સુનિ મુનિ મન ભ્રમ હોઇ॥૭૩ (ખ)॥**

નિર્ગુણ રૂપ અત્યંત સુલભ (સહેજ જ સમજણમાં આવી જનાર) છે, પરંતુ [ગુણાતીત દિવ્ય] સગુણ રૂપને કોઈ જાણતું નથી. માટે તે સગુણ ભગવાનના અનેક પ્રકારનાં સુગમ અને અગમ ચરિત્રોને સાંભળીને મુનિઓનાય મનને ભ્રમ થઈ જાય છે. ॥ ૭૩ (ખ) ॥

**ચૌ૦ – સુનુ ખગેસ રઘુપતિ પ્રભુતાઈ। કહઉઁ જથામતિ કથા સુહાઈ॥**
**જેહિ બિધિ મોહ ભયઉ પ્રભુ મોહી। સોઉ સબ કથા સુનાવઉઁ તોહી॥૧॥**

હે પક્ષીરાજ ગરુડજી! શ્રીરઘુનાથજીની પ્રભુતા સાંભળો. હું પોતાની બુદ્ધિ અનુસાર તે સોહામણી કથા કહું છું. હે પ્રભો! મને જે રીતે મોહ થયો, તે સઘળી કથા હું આપને સંભળાવું છું. ॥૧॥

**રામ કૃપા ભાજન તુમ્હ તાતા। હરિ ગુન પ્રીતિ મોહિ સુખદાતા॥**
**તાતે નહિં કછુ તુમ્હહિ દુરાવઉઁ। પરમ રહસ્ય મનોહર ગાવઉઁ॥૨॥**

હે તાત! આપ શ્રીરામજીના કૃપાપાત્ર છો. શ્રીહરિના ગુણોમાં આપની પ્રીતિ છે, માટે આપ મને સુખ આપનારા છો. એટલે જ હું આપથી કંઈ પણ છુપાવતો નથી અને અત્યંત રહસ્યપૂર્ણ અને મનોહર ચરિત્રો આપને ગાઈને સંભળાવું છું. ॥૨॥

**સુનહુ રામ કર સહજ સુભાઊ। જન અભિમાન ન રાખહિં કાઊ॥**
**સંસૃત મૂલ સૂલપ્રદ નાના। સકલ સોક દાયક અભિમાના॥૩॥**

શ્રીરામચન્દ્રજીનો સહજ સ્વભાવ સાંભળો. તેઓ ભક્તમાં અભિમાન ક્યારેય નથી રહેવા દેતા. કેમકે અભિમાન જન્મ-મરણરૂપ સંસારનું મૂળ છે અને અનેક પ્રકારના કલેશો તથા સમસ્ત શોકોને આપનારું છે. ॥૩॥

**તાતે કરહિં કૃપાનિધિ દૂરી। સેવક પર મમતા અતિ ભૂરી॥**
**જિમિ સિસુ તન બ્રન હોઈ ગોસાઈં। માતુ ચિરાવ કઠિન કી નાઈં॥૪॥**

એટલે જ કૃપાનિધિ તેને દૂર કરી નાખે છે, કેમ કે સેવકની ઉપર તેમની બહુ જ અધિક મમતા છે. હે ગોસાઈં! જેમ બાળકના શરીરે ફોલ્લો થઈ જાય છે, તો માતા કઠોર હૃદયની થઈને તેને ચિરાવી નાખે છે. ॥૪॥

**દો૦ – જદપિ પ્રથમ દુખ પાવઇ રોવઇ બાલ અધીર।**
**બ્યાધિ નાસ હિત જનની ગનતિ ન સો સિસુ પીર॥૭૪ (ક)॥**

જોકે બાળક પહેલા (ફોલ્લો ચિરાવતા સમયે) દુઃખ પામે છે અને અધીર થઈને રોવે છે, તો પણ રોગના નાશ માટે માતા બાળકની પીડાને સહેજ પણ ગણકારતી નથી (તેની પીડા પ્રત્યે બેપરવા રહીને ફોલ્લાને ચિરાવી જ નાખે છે). ॥૭૪ (ક)॥

**તિમિ રઘુપતિ નિજ દાસ કર હરહિં માન હિત લાગિ।**
**તુલસિદાસ ઐસે પ્રભુહિ કસ ન ભજહુ ભ્રમ ત્યાગિ॥૭૪ (ખ)॥**

તે જ પ્રમાણે શ્રીરઘુનાથજી પોતાના દાસનું અભિમાન તેના હિતને માટે હરી લે છે. તુલસીદાસજી કહે છે કે ભ્રમનો ત્યાગ કરીને આવા પ્રભુને કેમ નથી ભજતા? ॥૭૪ (ખ)॥

**ચૌ૦ – રામ કૃપા આપનિ જડ઼તાઈ। કહઉઁ ખગેસ સુનહુ મન લાઈ॥**
**જબ જબ રામ મનુજ તનુ ધરહીં। ભક્ત હેતુ લીલા બહુ કરહીં॥૧॥**

હે પક્ષીરાજ ગરુડજી! શ્રીરામજીની કૃપા અને પોતાની જડતા(મૂર્ખતા)ની વાત કહું છું, ધ્યાન દઈને સાંભળો. જ્યારે-જ્યારે શ્રીરામચન્દ્રજી મનુષ્યશરીર ધારણ કરે છે અને ભક્તોને માટે ઘણી જ લીલાઓ કરે છે, ॥૧॥

**તબ તબ અવધપુરી મૈં જાઊઁ। બાલચરિત બિલોકિ હરષાઊઁ॥**
**જન્મ મહોત્સવ દેખઉઁ જાઈ। બરષ પાઁચ તહઁ રહઉઁ લોભાઈ॥૨॥**

ત્યારે ત્યારે હું અયોધ્યાપુરી જઉં છું અને એમની બાળલીલા જોઈને હર્ષિત થઉં છું. ત્યાં જઈને હું જન્મમહોત્સવ જોઉં છું; અને [ભગવાનની શીશુલીલામાં] લોભાઈને પાંચ વર્ષ સુધી ત્યાં જ રહું છું. ॥ ૨॥

**ઈષ્ટદેવ મમ બાલક રામા। સોભા બપુષ કોટિ સત કામા॥**
**નિજ પ્રભુ બદન નિહારિ નિહારી। લોચન સુફલ કરઉँ ઉરગારી॥ ૩॥**
**લઘુ બાયસ બપુ ધરિ હરિ સંગા। દેખઉँ બાલચરિત બહુ રંગા॥ ૪॥**

બાળરૂપ શ્રીરામચન્દ્રજી મારા ઈષ્ટદેવ છે, જેમના શરીરમાં અબજો કામદેવોની શોભા છે. હે ગરુડજી! પોતાના પ્રભુનું મુખ જોઈ-જોઈને હું નેત્રોને સફળ કરું છું. નાનકડા કાગડાનો દેહ ધારણ કરીને અને ભગવાનની સાથે સાથે ફરીને હું તેમનાં જાતજાતનાં બાળચરિત્રોને જોયા કરું છું. ॥ ૩-૪॥

**દો૦ – લરિકાઈं જહँ જહँ ફિરહિં તહँ તહँ સંગ ઉડ઼ાઉँ।**
**જૂઠનિ પરઇ અજિર મહँ સો ઉઠાઇ કરિ ખાઉँ॥ ૭૫ (ક)॥**

બાળપણમાં તેઓ જ્યાં જ્યાં ફરે છે, ત્યાં ત્યાં હું સાથે સાથે ઊડું છું અને આંગણામાં તેમનો જે એંઠવાડ પડે છે તે જ ઉઠાવીને ખાઉં છું. ॥ ૭૫ (ક) ॥

**એક બાર અતિસય સબ ચરિત કિએ રઘુબીર।**
**સુમિરત પ્રભુ લીલા સોઇ પુલકિત ભયઉ સરીર॥ ૭૫ (ખ)॥**

એક વખત શ્રીરઘુવીરે બધાં ચરિત્રો બહુ અધિકતાથી કર્યાં. પ્રભુની એ લીલાનું સ્મરણ કરતાં જ કાકભુશુંડિજીનું શરીર [પ્રેમાનંદવશ] પુલકિત થઈ ગયું. ॥ ૭૫ (ખ)॥

**ચૌ૦ – કહઇ ભસુંડ સુનહુ ખગનાયક। રામ ચરિત સેવક સુખદાયક॥**
**નૃપ મંદિર સુંદર સબ ભાँતી। ખચિત કનક મનિ નાના જાતી॥ ૧॥**

ભુશુંડિજી કહેવા લાગ્યા – હે પક્ષીરાજ! સાંભળો, શ્રીરામજીનાં ચરિત્ર સેવકોને સુખ આપનારાં છે. [અયોધ્યાના] રાજમહેલ સર્વ પ્રકારે સુંદર છે. સોનાના મહેલમાં અનેક પ્રકારનાં રત્ન જડેલાં છે. ॥ ૧॥

**બરનિ ન જાઇ રુચિર અँગનાઈ। જહँ ખેલહિં નિત ચારિઉ ભાઈ॥**
**બાલબિનોદ કરત રઘુરાઈ। બિચરત અજિર જનનિ સુખદાઈ॥ ૨॥**

સુંદર આંગણાનું વર્ણન કરી શકાતું નથી, જ્યાં ચારેય ભાઈ નિત્ય રમે છે. માતાને સુખ આપનારા, બાળવિનોદ કરતાં શ્રીરઘુનાથજી આંગણામાં વિચરી રહ્યા છે. ॥ ૨॥

**મરકત મૃદુલ કલેવર સ્યામા। અંગ અંગ પ્રતિ છબિ બહુ કામા॥**
**નવ રાજીવ અરુન મૃદુ ચરના। પદજ રુચિર નખ સસિ દુતિ હરના॥ ૩॥**

મરકત મણિ સમાન હરિતાભ શ્યામ અને કોમળ શરીર છે. અંગે-અંગમાં ઘણા જ કામદેવોની આભા છવાયેલી છે. નવીન [લાલ] કમળ સમાન લાલ-લાલ કોમળ ચરણ છે. સુંદર આંગળીઓ છે અને નખ પોતાની જ્યોતિથી ચન્દ્રમાની કાંતિને હરનારા છે. ॥ ૩॥

**લલિત અંક કુલિસાદિક ચારી। નૂપુર ચારુ મધુર રવકારી॥**
**ચારુ પુરટ મનિ રચિત બનાઈ। કટિ કિંકિનિ કલ મુખર સુહાઈ॥૪॥**

[તળિયામાં] વજ્રાદિ(વજ્ર, અંકુશ, ધ્વજા અને કમળ)નાં ચાર સુંદર ચિહ્નો છે, ચરણોમાં મધુર શબ્દ કરનારા સુંદર નૂપુર છે. મણિ-રત્નોથી જડેલા સોનાના સુંદર કંદોરાનો અવાજ સોહામણો લાગી રહ્યો છે. ॥૪॥

**દો૦ – રેખા ત્રય સુંદર ઉદર નાભી રુચિર ગઁભીર।**
**ઉર આયત ભ્રાજત બિબિધિ બાલ બિભૂષન ચીર॥૭૬॥**

પેટ પર ત્રણ રેખાઓ (ત્રિવલય) છે, નાભિ સુંદર અને ઊંડી છે. વિશાળ વક્ષઃસ્થળ પર અનેક પ્રકારનાં બાળઆભૂષણો અને વસ્ત્રો સુશોભિત છે. ॥૭૬॥

**ચૌ૦ – અરુન પાનિ નખ કરજ મનોહર। બાહુ બિસાલ બિભૂષન સુંદર॥**
**કંધ બાલ કેહરિ દર ગ્રીવા। ચારુ ચિબુક આનન છબિ સીંવા॥૧॥**

લાલ લાલ હથેળીઓ, નખ અને આંગળીઓ મનને હરનારી છે અને વિશાળ ભુજાઓ પર સુંદર આભૂષણ છે. બાળસિંહના જેવા ખભા અને શંખસમાન (ત્રણ રેખાઓથી યુક્ત) ગળું છે, સુંદર હડપચી છે અને મુખ તો શોભાની સીમા જ છે. ॥૧॥

**કલબલ બચન અધર અરુનારે। દુઇ દુઇ દસન બિસદ બર બારે॥**
**લલિત કપોલ મનોહર નાસા। સકલ સુખદ સસિ કર સમ હાસા॥૨॥**

કલરવ (કાલાંઘેલાં-તોતડાં) વચન છે, લાલ લાલ હોઠ છે. ઉજ્જ્વળ, સુંદર અને નાની નાની [ઉપર અને નીચે] બબે-બબે દંતૂડિયો (દંતાવલી) છે. સુંદર ગાલ, મનોહર નાસિકા અને સર્વે સુખોને આપનારા સમસ્ત કળાઓથી પૂર્ણ ચન્દ્રમાની [અથવા સુખ આપનારા સમસ્ત કળાઓથી પૂર્ણ ચન્દ્રમાની] કિરણો સમાન મધુર મલકાટ છે. ॥૨॥

**નીલ કંજ લોચન ભવ મોચન। ભ્રાજત ભાલ તિલક ગોરોચન॥**
**બિકટ ભૃકુટિ સમ શ્રવન સુહાએ। કુંચિત કચ મેચક છબિ છાએ॥૩॥**

નીલકમળ સમાન નેત્રો જન્મમૃત્યુ[ના બંધન]થી છોડાવનારાં છે. લલાટ પર ગોરોચનનું તિલક સુશોભિત છે. ભ્રમરો વાંકી છે, કાન સમ અને સુંદર છે, કાળા અને વાંકડિયા વાળની શોભા છવાઈ રહી છે. ॥૩॥

**પીત ઝીનિ ઝગુલી તન સોહી। કિલકનિ ચિતવનિ ભાવતિ મોહી॥**
**રૂપ રાસિ નૃપ અજિર બિહારી। નાચહિં નિજ પ્રતિબિંબ નિહારી॥૪॥**

પીળું અને બારીક ઝભલું શરીર પર શોભાયમાન છે. તેમનો કિલકિલાટ અને ચિતવન મને ઘણા જ પ્રિય લાગે છે. રાજા દશરથજીના આંગણામાં વિહાર કરનારા રૂપરૂપના અંબાર શ્રીરામચન્દ્રજી પોતાનો પડછાયો જોઈને નાચે છે, ॥૪॥

**મોહિ સન કરહિં બિબિધિ બિધિ ક્રીડ઼ા। બરનત મોહિ હોતિ અતિ બ્રીડ઼ા॥**
**કિલકત મોહિ ધરન જબ ધાવહિં। ચલઉઁ ભાગિ તબ પૂપ દેખાવહિં॥૫॥**

અને મારી સાથે ઘણા પ્રકારના ખેલ કરે છે, જે ચરિત્રોનું વર્ણન કરતાં મને લજ્જા આવે છે. કિલકિલાટ કરતાં તેઓ જ્યારે મને પકડવા દોડતાં અને હું નાસી જતો ત્યારે તેઓ મને માલપૂઓ દેખાડતા હતા. ॥૫॥

**દો૦ – આવત નિકટ હઁસહિં પ્રભુ ભાજત રુદન કરાહિં।**
**જાઉઁ સમીપ ગહન પદ ફિરિ ફિરિ ચિતઈ પરાહિં ॥ ૭૭ (ક) ॥**

મારા સમીપ આવવાથી પ્રભુ હસે છે અને નાસી જવાથી રૂએ છે; અને જ્યારે હું એમના ચરણ સ્પર્શ કરવા માટે નજીક જઉં છું ત્યારે તેઓ પાછા વળી-વળીને મારી સામે જોતાં જોતાં નાસી જાય છે. ॥ ૭૭ (ક) ॥

**પ્રાકૃત સિસુ ઈવ લીલા દેખિ ભયઉ મોહિ મોહ।**
**કવન ચરિત્ર કરત પ્રભુ ચિદાનંદ સંદોહ ॥ ૭૭ (ખ) ॥**

સાધારણ બાળકો જેવી લીલા જોઈને મને મોહ થયો કે સચ્ચિદાનંદઘન પ્રભુ આ કયાં મહત્ત્વનાં ચરિત્ર કરી રહ્યાં છે. ॥ ૭૭ (ખ) ॥

**ચૌ૦ – એતના મન આનત ખગરાયા। રઘુપતિ પ્રેરિત બ્યાપી માયા ॥**
**સો માયા ન દુખદ મોહિ કાહીં। આન જીવ ઈવ સંસૃત નાહીં ॥ ૧॥**

હે પક્ષીરાજ! મનમાં આટલો [સંશય] લાવતાં જ શ્રીરઘુનાથજી દ્વારા પ્રેરિત માયા મારા પર છવાઈ ગઈ. પરંતુ તે માયા ન તો મને દુઃખ આપનારી થઈ અને ન બીજા જીવોની માફક સંસારમાં નાખનાર થઈ. ॥ ૧॥

**નાથ ઈહાઁ કછુ કારન આના। સુનહુ સો સાવધાન હરિજાના ॥**
**ગ્યાન અખંડ એક સીતાબર। માયા બસ્ય જીવ સચરાચર ॥ ૨॥**

હે નાથ! અહીં કંઈ બીજું જ કારણ છે. હે ભગવાનના વાહન ગરુડજી! તેને સાવધાન થઈને સાંભળો. એક સીતાપતિ શ્રીરામજી જ અખંડ જ્ઞાનસ્વરૂપ છે અને જડ-ચેતન સર્વે જીવ માયાને વશ છે. ॥ ૨॥

**જૌં સબ કેં રહ ગ્યાન એકરસ। ઈસ્વર જીવહિ ભેદ કહહુ કસ ॥**
**માયા બસ્ય જીવ અભિમાની। ઈસ બસ્ય માયા ગુન ખાની ॥ ૩॥**

જો સર્વે જીવોને એકરસ (અખંડ) જ્ઞાન રહે, તો કહો, પછી ઈશ્વર અને જીવમાં ભેદ જ કેવો? અભિમાની જીવ માયાને વશ છે અને તે [સત્ત્વ, રજ, તમ-આ] ત્રણેય ગુણોની ખાણ માયા ઈશ્વરના વશમાં છે. ॥ ૩॥

**પરબસ જીવ સ્વબસ ભગવંતા। જીવ અનેક એક શ્રીકંતા ॥**
**મુધા ભેદ જદ્યપિ કૃત માયા। બિનુ હરિ જાઈ ન કોટિ ઉપાયા ॥ ૪॥**

જીવ પરતંત્ર છે, ભગવાન સ્વતંત્ર છે; જીવ અનેક છે, શ્રીપતિ ભગવાન એક છે. જોકે માયાએ કરેલો આ ભેદ અસત છે તો પણ તે ભગવાનના ભજન વિના કરોડો ઉપાય કરવા છતાંય નથી ટળી શકતો. ॥ ૪॥

દો૦ – **રામચંદ્ર કે ભજન બિનુ જો ચહ પદ નિર્બાન ।**
**ગ્યાનવંત અપિ સો નર પસુ બિનુ પૂઁછ બિષાન ॥ ૭૮ (ક) ॥**

શ્રીરામચન્દ્રજીના ભજન વિના જે મોક્ષપદ ઈચ્છે છે, તે મનુષ્ય જ્ઞાનવાન હોવા છતાંય પૂંછ અને શિંગડાં વગરનો પશુ છે. ॥ ૭૮ (ક) ॥

**રાકાપતિ ષોડસ ઉઅહિં તારાગન સમુદાઇ ।**
**સકલ ગિરિન્હ દવ લાઇઅ બિનુ રબિ રાતિ ન જાઇ ॥ ૭૮ (ખ) ॥**

સર્વે તારાસમૂહોની સાથે સોળે કળાઓથી પૂર્ણ ચન્દ્રમા ઉદય થાય અને જેટલા પર્વત છે તે સર્વેમાં દાવાગ્નિ લગાડવામાં આવે તો પણ સૂર્યના ઉદય થયા વિના રાત્રિ ટળી શકતી નથી. ॥ ૭૮ (ખ) ॥

ચૌ૦ – **ઐસેહિં હરિ બિનુ ભજન ખગેસા । મિટઇ ન જીવન્હ કેર કલેસા ॥**
**હરિ સેવકહિ ન બ્યાપ અબિદ્યા । પ્રભુ પ્રેરિત બ્યાપઇ તેહિ બિદ્યા ॥ ૧ ॥**

હે પક્ષીરાજ! આ જ પ્રમાણે શ્રીહરિના ભજન વિના જીવોનો ક્લેશ મટતો નથી. શ્રીહરિના સેવકને અવિદ્યા-માયા વ્યાપતી નથી. પ્રભુની પ્રેરણાથી તેને વિદ્યા-માયા જ વ્યાપે છે. ॥ ૧ ॥

**તાતે નાસ ન હોઇ દાસ કર । ભેદ ભગતિ બાઢ઼ઇ બિહંગબર ॥**
**ભ્રમ તેં ચકિત રામ મોહિ દેખા । બિહઁસે સો સુનુ ચરિત બિસેષા ॥ ૨ ॥**

હે પક્ષીશ્રેષ્ઠ! એનાથી જ દાસનો નાશ થતો નથી અને ભેદ-ભક્તિ વધે છે. શ્રીરામજીએ મને જ્યારે ભ્રમથી ચકિત જોયો, ત્યારે તે હસ્યા. તે વિશેષચરિત્ર સાંભળો. ॥ ૨ ॥

**તેહિ કૌતુક કર મરમુ ન કાહૂઁ । જાના અનુજ ન માતુ પિતાહૂઁ ॥**
**જાનુ પાનિ ધાએ મોહિ ધરના । સ્યામલ ગાત અરુન કર ચરના ॥ ૩ ॥**

તે ખેલનો મર્મ કોઈએ ન જાણ્યો, ન નાના ભાઈઓએ અને ન તો માતાપિતાએ જ. તે શ્યામશરીર અને લાલ-લાલ હથેળી અને ચરણતળવાળા બાળરૂપ શ્રીરામજી ઘૂંટણ અને હાથોના બળે મને પકડવા દોડ્યા. ॥ ૩ ॥

**તબ મૈં ભાગિ ચલેઉઁ ઉરગારી । રામ ગહન કહઁ ભુજા પસારી ॥**
**જિમિ જિમિ દૂરિ ઉડ઼ાઉઁ અકાસા । તહઁ ભુજ હરિ દેખઉઁ નિજ પાસા ॥ ૪ ॥**

હે સર્પોના શત્રુ ગરુડજી! ત્યારે હું નાસી નીકળ્યો. શ્રીરામજીએ મને પકડવા માટે ભુજાઓ પ્રસારી. હું જેમ જેમ આકાશમાં દૂર ઊડતો, તેમ તેમ જ ત્યાં શ્રીહરિની ભુજાઓને પોતાની પાસે જ જોતો હતો. ॥ ૪ ॥

દો૦ – **બ્રહ્મલોક લગિ ગયઉઁ મૈં ચિતયઉઁ પાછ ઉડ઼ાત ।**
**જુગ અંગુલ કર બીચ સબ રામ ભુજહિ મોહિ તાત ॥ ૭૯ (ક) ॥**

હું બ્રહ્મલોક સુધી ગયો અને જ્યારે ઊડતાં ઊડતાં મેં પાછળ જોયું, તો હે તાત! શ્રીરામજીની ભુજા અને મારી વચ્ચે માત્ર બે જ આંગળનું અંતર હતું. ॥ ૭૯ (ક) ॥

**સપ્તાબરન ભેદ કરિ જહાઁ લગેં ગતિ મોરિ ।**
**ગયઉઁ તહાઁ પ્રભુ ભુજ નિરખિ બ્યાકુલ ભયઉઁ બહોરિ ॥ ૭૯ (ખ) ॥**

સાતેય આવરણને ભેદીને જ્યાં સુધી મારી ગતિ હતી ત્યાં સુધી હું ગયો. પણ ત્યાંય પ્રભુની ભુજાને [પોતાની પાછળ] જોઈને હું વ્યાકુળ થઈ ગયો. ॥ ૭૯ (ખ) ॥

**ચૌ૦ – મૂદેઉઁ નયન ત્રસિત જબ ભયઊઁ। પુનિ ચિતવત કોસલપુર ગયઊઁ ॥**
**મોહિ બિલોકિ રામ મુસુકાહીં। બિહઁસત તુરત ગયઉઁ મુખ માહીં ॥ ૧॥**

જ્યારે હું ભયભીત થઈ ગયો, ત્યારે મેં આંખો મીંચી દીધી. પછી આંખો ખોલીને જોતાં જ અવધપુરીમાં પહોંચી ગયો. મને જોઈને શ્રીરામજી મલકાવા લાગ્યા. એમના હસતાં જ હું તુરત જ એમના મુખમાં પેસી ગયો. ॥ ૧॥

**ઉદર માઝ સુનુ અંડજ રાયા। દેખેઉઁ બહુ બ્રહ્માંડ નિકાયા ॥**
**અતિ બિચિત્ર તહઁ લોક અનેકા। રચના અધિક એક તે એકા ॥ ૨॥**

હે પક્ષીરાજ! સાંભળો, મેં એમના પેટમાં ઘણા જ બ્રહ્માંડસમૂહ જોયા. ત્યાં (એ બ્રહ્માંડોમાં) અનેક વિચિત્ર લોક હતા, જેમની રચના એકએકથી ચઢિયાતી હતી. ॥ ૨॥

**કોટિન્હ ચતુરાનન ગૌરીસા। અગનિત ઉડગન રબિ રજનીસા ॥**
**અગનિત લોકપાલ જમ કાલા। અગનિત ભૂધર ભૂમિ બિસાલા ॥ ૩॥**

કરોડો બ્રહ્માજી અને શિવજી, અગણિત તારાસમૂહ, સૂર્ય અને ચન્દ્રમા, અગણિત લોકપાળ, યમ અને કાળ, અગણિત વિશાળ પર્વત અને ભૂમિ, ॥ ૩॥

**સાગર સરિ સર બિપિન અપારા। નાના ભાઁતિ સૃષ્ટિ બિસ્તારા ॥**
**સુર મુનિ સિદ્ધ નાગ નર કિંનર। ચારિ પ્રકાર જીવ સચરાચર ॥ ૪॥**

અસંખ્ય સમુદ્ર, નદી, તળાવ અને વન તથા બીજીય અનેક પ્રકારની સૃષ્ટિનો વિસ્તાર જોયો. દેવો, મુનિ, સિદ્ધ, નાગ, મનુષ્ય, કિન્નર તથા ચારેય પ્રકારના જડ અને ચેતન જીવ જોયા. ॥ ૪॥

**દો૦ – જો નહિં દેખા નહિં સુના જો મનહૂઁ ન સમાઇ।**
**સો સબ અદ્ભુત દેખેઉઁ બરનિ કવનિ બિધિ જાઇ ॥ ૮૦ (ક) ॥**

જે ક્યારેય ન જોયું હતું, ન સાંભળ્યું અને જે મનમાં પણ નહોતું સમાઈ શકતું (અર્થાત્ જેની કલ્પના પણ નહોતી કરી શકાતી); તે જ સર્વે અદ્ભુત સૃષ્ટિ મેં જોઈ. તો તેનું વર્ણન કઈ રીતે કરી શકાય! ॥ ૮૦ (ક) ॥

**એક એક બ્રહ્માંડ મહુઁ રહઉઁ બરષ સત એક।**
**એહિ બિધિ દેખત ફિરઉઁ મૈં અંડ કટાહ અનેક ॥ ૮૦ (ખ) ॥**

હું એક એક બ્રહ્માંડમાં એક-એકસો વર્ષ સુધી રહેતો. આ રીતે હું અનેક બ્રહ્માંડ જોતા ફર્યો. ॥ ૮૦ (ખ) ॥

**ચૌ૦ – લોક લોક પ્રતિ ભિન્ન બિધાતા। ભિન્ન બિષ્નુ સિવ મનુ દિસિત્રાતા ॥**
**નર ગંધર્બ ભૂત બેતાલા। કિંનર નિસિચર પસુ ખગ બ્યાલા ॥ ૧॥**

પ્રત્યેક લોકમાં જુદા જુદા બ્રહ્મા, જુદા જુદા વિષ્ણુ, શિવ, મનુ, દિક્પાળ, મનુષ્ય, ગંધર્વ, ભૂત, વેતાળ, કિન્નર, રાક્ષસ, પશુ, પક્ષી સર્પ – ॥ ૧॥

**દેવ દનુજ ગન નાના જાતી। સકલ જીવ તહઁ આનહિ ભાઁતી॥**
**મહિ સરિ સાગર સર ગિરિ નાના। સબ પ્રપંચ તહઁ આનઈ આના॥ ૨॥**

તથા અનેક જાતિના દેવો અને દૈત્યસમૂહ હતા. ત્યાં સર્વે જીવ બીજા જ પ્રકારના હતા. અનેક પૃથ્વી, નદી, સમુદ્ર, તળાવ, પર્વત તથા સર્વે સૃષ્ટિ ત્યાં જુદા ને જુદા પ્રકારની હતી. ॥ ૨॥

**અંડકોસ પ્રતિ પ્રતિ નિજ રૂપા। દેખેઉઁ જિનસ અનેક અનૂપા॥**
**અવધપુરી પ્રતિ ભુવન નિનારી। સરજૂ ભિન્ન ભિન્ન નર નારી॥ ૩॥**

પ્રત્યેક બ્રહ્માંડમાં મેં પોતાનું રૂપ જોયું તથા અનેકો અનુપમ વસ્તુઓ જોઈ. પ્રત્યેક ભુવનમાં ન્યારી જ અવધપુરી, ન્યારા જ સરયૂજી અને ભિન્નભિન્ન પ્રકારનાં નર-નારી પણ હતાં. ॥ ૩॥

**દસરથ કૌસલ્યા સુનુ તાતા। બિબિધ રૂપ ભરતાદિક ભ્રાતા॥**
**પ્રતિ બ્રહ્માંડ રામ અવતારા। દેખઉઁ બાલબિનોદ અપારા॥ ૪॥**

હે તાત! સાંભળો, દશરથજી, કૌસલ્યાજી અને ભરતજી આદિ ભાઈ પણ જુદાં જુદાં રૂપોમાં હતાં. હું પ્રત્યેક બ્રહ્માંડમાં રામાવતાર અને એમની અપાર બાળલીલાઓ જોતો ફરતો હતો. ॥ ૪॥

**દો૦ – ભિન્ન ભિન્ન મૈં દીખ સબુ અતિ બિચિત્ર હરિજાન।**
**અગનિત ભુવન ફિરેઉઁ પ્રભુ રામ ન દેખેઉઁ આન॥ ૮૧ (ક)॥**

હે હરિવાહન! મેં સર્વે કંઈક ભિન્ન-ભિન્ન અને અત્યંત વિચિત્ર જોયું. હું અગણિત બ્રહ્માંડોમાં ફર્યો, પણ પ્રભુ શ્રીરામચન્દ્રજીને મેં જુદી રીતના (અન્ય પ્રકારના) ન જોયા. ॥ ૮૧ (ક) ॥

**સોઈ સિસુપન સોઈ સોભા સોઈ કૃપાલ રઘુબીર।**
**ભુવન ભુવન દેખત ફિરઉઁ પ્રેરિત મોહ સમીર॥ ૮૧ (ખ)॥**

સર્વત્ર એ જ બાળપણ, એ જ શોભા અને એ જ કૃપાળુ શ્રીરઘુવીર! આ પ્રમાણે મોહરૂપી પવનની પ્રેરણાથી હું ભુવન-ભુવનમાં જોતાં ફરતો હતો. ॥ ૮૧ (ખ) ॥

**ચૌ૦ – ભ્રમત મોહિ બ્રહ્માંડ અનેકા। બીતે મનહુઁ કલ્પ સત એકા॥**
**ફિરત ફિરત નિજ આશ્રમ આયઉઁ। તહઁ પુનિ રહિ કછુ કાલ ગવાઁયઉઁ॥ ૧॥**

અનેક બ્રહ્માંડોમાં ભટકતા જાણે મને એકસો કલ્પ વીતી ગયા. ફરતાં ફરતાં હું પોતાના આશ્રમમાં આવ્યો અને થોડોક સમય ત્યાં રહીને ગાળ્યો. ॥ ૧॥

**નિજ પ્રભુ જન્મ અવધ સુનિ પાયઉઁ। નિર્ભર પ્રેમ હરષિ ઉઠિ ધાયઉઁ॥**
**દેખઉઁ જન્મ મહોત્સવ જાઈ। જેહિ બિધિ પ્રથમ કહા મૈં ગાઈ॥ ૨॥**

પછી જ્યારે પોતાના પ્રભુનો અવધપુરીમાં જન્મ (અવતાર) સાંભળવામાં આવ્યો, ત્યારે પ્રેમથી પરિપૂર્ણ થઈને હું હર્ષપૂર્વક ઊઠીને દોડ્યો. જઈને મેં જન્મમહોત્સવ જોયો, જે રીતે હું અગાઉ વર્ણન કરી ચૂક્યો છું. ॥ ૨॥

**રામ ઉદર દેખેઉઁ જગ નાના। દેખત બનઈ ન જાઈ બખાના॥**
**તહઁ પુનિ દેખેઉઁ રામ સુજાના। માયા પતિ કૃપાલ ભગવાના॥ ૩॥**

શ્રીરામચન્દ્રજીના પેટમાં મેં ઘણાં જ જગત જોયાં, જે જોતજોતાંમાં જ બનતાં હતાં, વર્ણન નથી કરી શકાતાં. ત્યાં વળી, મેં સુજ્ઞ માયાના સ્વામી કૃપાળુ ભગવાન શ્રીરામને જોયા. ॥ ૩॥

**કરઉँ બિચાર બહોરિ બહોરી। મોહ કલિલ બ્યાપિત મતિ મોરી॥**
**ઉભય ઘરી મહँ મૈં સબ દેખા। ભયઉँ ભ્રમિત મન મોહ બિસેષા॥ ૪॥**

હું વારંવાર વિચાર કરતો હતો. મારી બુદ્ધિ મોહરૂપી કીચડમાં વ્યાપ્ત હતી. આ સર્વે મેં બે જ ઘડીમાં નિહાળ્યું. મનમાં વિશેષ મોહ થવાથી હું થાકી ગયો. ॥ ૪॥

**દો૦ – દેખિ કૃપાલ બિકલ મોહિ બિહँસે તબ રઘુબીર।**
**બિહँસતહીં મુખ બાહેર આયઉँ સુનુ મતિધીર॥ ૮૨ (ક)॥**

મને વ્યાકુળ જોઈને કૃપાળુ શ્રીરઘુવીર હસી પડ્યા. હે ધીરબુદ્ધિ ગરુડજી! સાંભળો, તેમના હસતાવેંત જ હું મુખમાંથી બહાર આવી ગયો. ॥ ૮૨ (ક) ॥

**સોઈ લરિકાઈ મો સન કરન લગે પુનિ રામ।**
**કોટિ ભાँતિ સમુઝાવઉँ મનુ ન લહઈ બિશ્રામ॥ ૮૨ (ખ)॥**

શ્રીરામચન્દ્રજી મારી સાથે પાછા એ જ બાળપણું કરવા લાગ્યા. હું કરોડો પ્રકારે મનને સમજાવતો હતો, પણ તે શાંતિ પામતું ન હતું. ॥ ૮૨ (ખ) ॥

**ચૌ૦ – દેખિ ચરિત યહ સો પ્રભુતાઈ। સમુઝત દેહ દસા બિસરાઈ॥**
**ધરનિ પરેઉँ મુખ આવ ન બાતા। ત્રાહિ ત્રાહિ આરત જન ત્રાતા॥ ૧॥**

આ [બાળ] ચરિત્ર જોઈને અને [ઉદરની અંદર જોયેલી] તે પ્રભુતાનું સ્મરણ કરીને હું શરીરનું ભાન ભૂલી ગયો અને ‘હે આર્તજનોના રક્ષક! રક્ષા કરો, રક્ષા કરો’ પોકારતાં [હું] પૃથ્વી પર ઢળી પડ્યો. મુખમાંથી વાત નીકળતી ન હતી. ॥ ૧॥

**પ્રેમાકુલ પ્રભુ મોહિ બિલોકી। નિજ માયા પ્રભુતા તબ રોકી॥**
**કર સરોજ પ્રભુ મમ સિર ધરેઊ। દીનદયાલ સકલ દુખ હરેઊ॥ ૨॥**

તત્પશ્ચાત્ પ્રભુએ મને પ્રેમવિહ્વળ જોઈને પોતાની માયાની પ્રભુતાને રોકી લીધી. પ્રભુએ પોતાનો કર-કમળ મારા માથે મૂક્યો. દીનદયાળુએ મારું સંપૂર્ણ દુઃખ હરી લીધું. ॥ ૨॥

**કીન્હ રામ મોહિ બિગત બિમોહા। સેવક સુખદ કૃપા સંદોહા॥**
**પ્રભુતા પ્રથમ બિચારિ બિચારી। મન મહँ હોઇ હરષ અતિ ભારી॥ ૩॥**

સેવકોને સુખ આપનારા, કૃપાના સમૂહ શ્રીરામજીએ મને મોહથી સર્વથા રહિત કરી દીધો. તેમની અગાઉની પ્રભુતાનો વિચાર કરી કરીને (યાદ કરી-કરીને) મારા મનમાં ઘણો ભારે હર્ષ થયો. ॥ ૩॥

**ભગત બછલતા પ્રભુ કૈ દેખી। ઉપજી મમ ઉર પ્રીતિ બિસેષી॥**
**સજલ નયન પુલકિત કર જોરી। કીન્હિઉँ બહુ બિધિ બિનય બહોરી॥ ૪॥**

પ્રભુની ભક્તવત્સલતા જોઈને મારા હૃદયમાં ઘણો જ પ્રેમ ઉત્પન્ન થયો. પછી મેં [આનંદથી] નેત્રોમાં જળ ભરીને પુલકિત થઈ અને હાથ જોડીને અનેક પ્રકારે વિનંતી કરી. ॥ ૪॥

**દો૦ – સુનિ સપ્રેમ મમ બાની દેખિ દીન નિજ દાસ ।**
**બચન સુખદ ગંભીર મૃદુ બોલે રમાનિવાસ ॥ ૮૩ (ક) ॥**

મારી પ્રેમયુક્ત વાણી સાંભળીને અને પોતાના દાસને દીન જાણીને રમાનિવાસ શ્રીરામજી સુખદાયક, ગંભીર અને કોમળ વચન બોલ્યા – ॥ ૮૩ (ક) ॥

**કાકભસુંડિ માગુ બર અતિ પ્રસન્ન મોહિ જાનિ ।**
**અનિમાદિક સિધિ અપર રિધિ મોચ્છ સકલ સુખ ખાનિ ॥ ૮૩ (ખ) ॥**

હે કાકભુશુંડિ! તું મને અત્યંત પ્રસન્ન જાણીને વર માગ. અણિમા આદિ અષ્ટ સિદ્ધિઓ, અન્ય રિદ્ધિઓ તથા સંપૂર્ણ સુખોની ખાણ મોક્ષ - ॥ ૮૩ (ખ)॥

**ચૌ૦ – ગ્યાન બિબેક બિરતિ બિગ્યાના । મુનિ દુર્લભ ગુન જે જગ નાના ॥**
**આજુ દેઉઁ સબ સંસય નાહીં । માગુ જો તોહિ ભાવ મન માહીં ॥ ૧॥**

જ્ઞાન, વિવેક, વૈરાગ્ય, વિજ્ઞાન (તત્ત્વજ્ઞાન) અને તે અનેક ગુણ જે જગતમાં મુનિઓને માટે પણ દુર્લભ છે, તે સર્વે હું આજે તને આપીશ, એમાં સંશય નથી. જે તારા મનને ગમે, તે માગી લે. ॥ ૧॥

**સુનિ પ્રભુ બચન અધિક અનુરાગેઉઁ । મન અનુમાન કરન તબ લાગેઉઁ ॥**
**પ્રભુ કહ દેન સકલ સુખ સહી । ભગતિ આપની દેન ન કહી ॥ ૨॥**

પ્રભુનાં વચન સાંભળીને હું ઘણા જ પ્રેમથી પરિપૂર્ણ થઈ ગયો. ત્યારે મનમાં અનુમાન કરવા લાગ્યો કે પ્રભુએ સર્વે સુખોને આપવાની વાત કહી, એ તો સાચી છે, પણ પોતાની ભક્તિ આપવાની વાત કરી જ નથી. ॥ ૨॥

**ભગતિ હીન ગુન સબ સુખ ઐસે । લવન બિના બહુ બિંજન જૈસે ॥**
**ભજન હીન સુખ કવને કાજા । અસ બિચારિ બોલેઉઁ ખગરાજા ॥ ૩॥**

ભક્તિથી રહિત સર્વે ગુણ અને સર્વે સુખ એવા જ [મોળા] છે જેમ મીઠા વિના અનેક પ્રકારના ભોજનના પદાર્થ. ભજનથી રહિત સુખ શું કામનું? હે પક્ષીરાજ! આવું વિચારીને હું બોલ્યો – ॥ ૩॥

**જૌં પ્રભુ હોઈ પ્રસન્ન બર દેહૂ । મો પર કરહુ કૃપા અરુ નેહૂ ॥**
**મન ભાવત બર માગઉઁ સ્વામી । તુમ્હ ઉદાર ઉર અંતરજામી ॥ ૪॥**

હે પ્રભો! જો આપ પ્રસન્ન થઈને મને વર આપો છો અને મારા પર કૃપા અને સ્નેહ રાખો છો, તો હે સ્વામી! હું મારો મનગમતો વર માગું છું. આપ ઉદાર છો અને હૃદયના ભીતરનું જાણનારા છો; ॥ ૪॥

**દો૦ – અબિરલ ભગતિ બિસુદ્ધ તવ શ્રુતિ પુરાન જો ગાવ ।**
**જેહિ ખોજત જોગીસ મુનિ પ્રભુ પ્રસાદ કોઉ પાવ ॥ ૮૪ (ક) ॥**

આપની જે અવિરલ (પ્રગાઢ) અને વિશુદ્ધ (અનન્ય નિષ્કામ) ભક્તિને શ્રુતિ અને પુરાણ ગાય છે, જેને યોગેશ્વર મુનિઓ શોધે છે અને પ્રભુની કૃપાથી કોઈક વિરલા જ જેને પામે છે – ॥ ૮૪ (ક) ॥

**ભગત કલ્પતરુ પ્રનત હિત કૃપા સિંધુ સુખ ધામ।**
**સોઈ નિજ ભગતિ મોહિ પ્રભુ દેહુ દયા કરિ રામ॥૮૪ (ખ)॥**

હે ભક્તોના [મનવાંછિત ફળ આપનારા] કલ્પવૃક્ષ! હે શરણાગતના હિતકારી! હે કૃપાસાગર! હે સુખધામ શ્રીરામજી! દયા કરીને મને આપની એ જ ભક્તિ આપો. ॥૮૪ (ખ)॥

**ચૌ○ – એવમસ્તુ કહિ રઘુકુલનાયક। બોલે બચન પરમ સુખદાયક॥**
**સુનુ બાયસ તૈં સહજ સયાના। કાહે ન માગસિ અસ બરદાના॥૧॥**

'એવમસ્તુ' કહીને રઘુવંશના સ્વામી પરમ સુખ આપનારાં વચન બોલ્યા – હે કાક! સાંભળ, તું સ્વભાવથી જ બુદ્ધિમાન છે, આવું વરદાન કેમ ન માગત? ॥૧॥

**સબ સુખ ખાનિ ભગતિ તૈં માગી। નહિં જગ કોઉ તોહિ સમ બડ઼ભાગી॥**
**જો મુનિ કોટિ જતન નહિં લહહીં। જે જપ જોગ અનલ તન દહહીં॥૨॥**

તેં સર્વે સુખોની ખાણ ભક્તિને માગી લીધી, જગતમાં તારા જેવો મહાભાગ્યશાળી કોઈ નથી. મુનિઓ જે જપ અને યોગાગ્નિથી શરીર બાળતાં રહે છે, કરોડો યત્ન કરીને પણ જેને (જે ભક્તિને) પામતા નથી; ॥૨॥

**રીઝેઉઁ દેખિ તોરિ ચતુરાઈ। માગેહુ ભગતિ મોહિ અતિ ભાઈ॥**
**સુનુ બિહંગ પ્રસાદ અબ મોરેં। સબ સુભ ગુન બસિહહિં ઉર તોરેં॥૩॥**

એ જ ભક્તિ તેં માગી. તારું કૌશલ્ય જોઈને હું પ્રસન્ન થઈ ગયો. આ માગણી મને ઘણી જ ગમી. હે પક્ષી! સાંભળ, મારી કૃપાથી હવે સમસ્ત શુભ ગુણ તારા હૃદયમાં વસશે. ॥૩॥

**ભગતિ ગ્યાન બિગ્યાન બિરાગા। જોગ ચરિત્ર રહસ્ય બિભાગા॥**
**જાનબ તૈં સબહી કર ભેદા। મમ પ્રસાદ નહિં સાધન ખેદા॥૪॥**

ભક્તિ, જ્ઞાન, વિજ્ઞાન, વૈરાગ્ય, યોગ, મારી લીલાઓ અને એમનાં રહસ્ય તથા વિભાગ – આ સર્વેના ભેદ તું મારી કૃપાથી જ જાણી જશે. તને સાધનોનું કષ્ટ નહીં પડે. ॥૪॥

**દો○ – માયા સંભવ ભ્રમ સબ અબ ન બ્યાપિહહિં તોહિ।**
**જાનેસુ બ્રહ્મ અનાદિ અજ અગુન ગુનાકર મોહિ॥૮૫ (ક)॥**

માયાથી ઉત્પન્ન સર્વે ભ્રમ હવે તને નહીં વ્યાપે. મને અનાદિ, અજન્મા, અગુણ (પ્રકૃતિના ગુણોથી રહિત) અને [ગુણાતીત દિવ્ય] ગુણોની ખાણ બ્રહ્મ જાણજે. ॥૮૫ ક)॥

**મોહિ ભગત પ્રિય સંતત અસ બિચારિ સુનુ કાગ।**
**કાયઁ બચન મન મમ પદ કરેસુ અચલ અનુરાગ॥૮૫ (ખ)॥**

હે કાક! સાંભળ, મને ભક્ત નિરંતર પ્રિય છે, આવો વિચાર કરીને શરીર, વચન અને મનથી મારા ચરણોમાં અચળ પ્રેમ રાખજે. ॥૮૫ (ખ)॥

**ચૌ○ – અબ સુનુ પરમ બિમલ મમ બાની। સત્ય સુગમ નિગમાદિ બખાની॥**
**નિજ સિદ્ધાંત સુનાવઉઁ તોહી। સુનુ મન ધરુ સબ તજિ ભજુ મોહી॥૧॥**

હવે મારી સત્ય, સુગમ, વેદાદિ દ્વારા વર્ણિત પરમ નિર્મળ વાણી સાંભળ. હું તને આ 'નિજ સિદ્ધાંત' સંભળાવું છું. સાંભળીને મનમાં ધારણ કર અને સર્વે તજીને મારું ભજન કર. ॥૧॥

**મમ માયા સંભવ સંસારા। જીવ ચરાચર બિબિધ પ્રકારા॥**
**સબ મમ પ્રિય સબ મમ ઉપજાએ। સબ તે અધિક મનુજ મોહિ ભાએ॥૨॥**

આ સમસ્ત સંસાર મારી માયાથી ઉત્પન્ન છે. [એમાં] અનેકો પ્રકારના ચરાચર જીવો છે. તે સર્વે મને પ્રિય છે; કારણકે સર્વે મારા ઉત્પન્ન કરેલા છે. [પરંતુ] મનુષ્ય મને સર્વેથી અધિક સારા લાગે છે. ॥૨॥

**તિન્હ મહઁ દ્વિજ દ્વિજ મહઁ શ્રુતિધારી। તિન્હ મહુઁ નિગમ ધરમ અનુસારી॥**
**તિન્હ મહઁ પ્રિય બિરક્ત પુનિ ગ્યાની। ગ્યાનિહુ તે અતિ પ્રિય બિગ્યાની॥૩॥**

તે મનુષ્યોમાંય દ્વિજ, દ્વિજોમાંય વેદોને [કંઠમાં] ધારણ કરનારા, તેમાંય વેદોક્ત ધર્માનુસાર ચાલનારા, તેમાંય વિરક્ત (વૈરાગ્યવાન) મને પ્રિય છે. વૈરાગ્યવાનોમાં વળી જ્ઞાની અને જ્ઞાનીઓ કરતાંય અત્યંત પ્રિય વિજ્ઞાની છે; ॥૩॥

**તિન્હ તે પુનિ મોહિ પ્રિય નિજ દાસા। જેહિ ગતિ મોરિ ન દૂસરિ આસા॥**
**પુનિ પુનિ સત્ય કહઉઁ તોહિ પાહીં। મોહિ સેવક સમ પ્રિય કોઉ નાહીં॥૪॥**

વિજ્ઞાનીઓથી ય પ્રિય મને પોતાના દાસ છે, જેને મારી જ ગતિ (આશ્રય) છે, કોઈ બીજી આશા નથી. હું તને વારંવાર સત્ય ('નિજ સિદ્ધાંત') કહું છું કે મને પોતાના સેવક સમાન પ્રિય કોઈ પણ નથી. ॥૪॥

**ભગતિ હીન બિરંચિ કિન હોઈ। સબ જીવહુ સમ પ્રિય મોહિ સોઈ॥**
**ભગતિવંત અતિ નીચઉ પ્રાની। મોહિ પ્રાનપ્રિય અસિ મમ બાની॥૫॥**

ભક્તિહીન બ્રહ્મા જ કેમ ન હોય, તે મને સર્વ જીવો સમાન જ પ્રિય છે. પરંતુ ભક્તિમાન અત્યંત નીચ પ્રાણી પણ મને પ્રાણોસમાન પ્રિય છે, આ મારી ટેવ છે. ॥૫॥

**દો૦ – સુચિ સુસીલ સેવક સુમતિ પ્રિય કહુ કાહિ ન લાગ।**
**શ્રુતિ પુરાન કહ નીતિ અસિ સાવધાન સુનુ કાગ॥૮૬॥**

પવિત્ર, સુશીલ અને સુંદર બુદ્ધિવાળા સેવક, બતાવ કોને પ્રિય લાગતા નથી? વેદ અને પુરાણ આવી જ નીતિ કહે છે. હે કાગ! સાવધાન થઈને સાંભળ. ॥૮૬॥

**ચૌ૦ – એક પિતા કે બિપુલ કુમારા। હોહિં પૃથક ગુન સીલ અચારા॥**
**કોઉ પંડિત કોઉ તાપસ ગ્યાતા। કોઉ ધનવંત સૂર કોઉ દાતા॥૧॥**

એક પિતાના ઘણા જ પુત્ર પૃથક-પૃથક ગુણ, સ્વભાવ અને આચરણવાળા હોય છે. કોઈ પંડિત હોય છે, કોઈ તપસ્વી, કોઈ જ્ઞાની, કોઈ ધની, કોઈ શૂરવીર, કોઈ દાની; ॥૧॥

**કોઉ સર્બગ્ય ધર્મરત કોઈ। સબ પર પિતહિ પ્રીતિ સમ હોઈ॥**
**કોઉ પિતુ ભગત બચન મન કર્મા। સપનેહુઁ જાન ન દૂસર ધર્મા॥૨॥**

કોઈ સર્વજ્ઞ અને કોઈ ધર્મપરાયણ હોય છે. પિતાનો પ્રેમ આ બધા પર સમાન હોય છે. પરંતુ એમનામાંથી જો કોઈ મન, વચન અને કર્મથી પિતાનો જ ભક્ત હોય છે, સ્વપ્નમાંય બીજો ધર્મ નથી જાણતો, ॥૨॥

**સો સુત પ્રિય પિતુ પ્રાન સમાના। જદ્યપિ સો સબ ભાઁતિ અયાના॥**
**એહિ બિધિ જીવ ચરાચર જેતે। ત્રિજગ દેવ નર અસુર સમેતે॥૩॥**

તે પુત્ર પિતાને પ્રાણસમાન પ્રિય હોય છે. જોકે (ભલે) તે સર્વ પ્રકારે અજ્ઞાની (મૂર્ખ) જ હોય. આ પ્રમાણે તિર્યંચ (પશુ-પક્ષી), દેવ, મનુષ્ય અને અસુરોસહિત જેટલા પણ ચેતન અને જડ જીવો છે – ॥૩॥

**અખિલ બિસ્વ યહ મોર ઉપાયા। સબ પર મોહિ બરાબરિ દાયા॥**
**તિન્હ મહઁ જો પરિહરિ મદ માયા। ભજૈ મોહિ મન બચ અરુ કાયા॥૪॥**

[તેમનાથી ભરાયેલું] આ સમ્પૂર્ણ વિશ્વ મારું જ ઉત્પન્ન કરેલુ છે. માટે સર્વે પર મારી સમાન દયા છે. પરંતુ એમનામાંથી જે મદ અને માયાને ત્યજીને મન, વચન અને શરીરથી મને જ ભજે છે – ॥૪॥

**દો૦ – પુરુષ નપુંસક નારિ વા જીવ ચરાચર કોઇ।**
**સર્બ ભાવ ભજ કપટ તજિ મોહિ પરમ પ્રિય સોઇ॥૮૭(ક)॥**

તે પુરુષ હોય, નપુંસક હોય, સ્ત્રી હોય અથવા ચર-અચર કોઈ પણ જીવ હોય; કપટ ત્યજીને જે કોઈ પણ સર્વભાવે મને ભજે છે, તે જ મને પરમ પ્રિય છે. ॥૮૭(ક)॥

**સો૦ – સત્ય કહઉઁ ખગ તોહિ સુચિ સેવક મમ પ્રાનપ્રિય।**
**અસ બિચારિ ભજુ મોહિ પરિહરિ આસ ભરોસ સબ॥૮૭(ખ)॥**

હે પક્ષી! હું તને સત્ય કહું છું, પવિત્ર (અનન્ય અને નિષ્કામ) સેવક મને પ્રાણોની જેમ પ્રિય છે. આવો વિચાર કરીને સર્વે આશા-ભરોસા છોડીને મને જ ભજ. ॥૮૭(ખ)॥

**ચૌ૦ – કબહૂઁ કાલ ન બ્યાપિહિ તોહી। સુમિરેસુ ભજેસુ નિરંતર મોહી॥**
**પ્રભુ બચનામૃત સુનિ ન અઘાઊઁ। તનુ પુલકિત મન અતિ હરષાઊઁ॥૧॥**

તને કાળ ક્યારેય નહીં વ્યાપે. નિરંતર મારું સ્મરણ અને ભજન કરતો રહેજે. પ્રભુનાં વચનામૃત સાંભળીને હું ધરાતો ન હતો. મારું શરીર પુલકિત હતું અને મનમાં હું અત્યંત હરખાઈ રહ્યો હતો. ॥૧॥

**સો સુખ જાનઇ મન અરુ કાના। નહિં રસના પહિં જાઈ બખાના॥**
**પ્રભુ સોભા સુખ જાનહિં નયના। કહિ કિમિ સકહિં તિન્હહિ નહિં બયના॥૨॥**

તે સુખ મન અને કાન જ જાણે છે. જીભથી તેનાં વખાણ કરી શકાતાં નથી. પ્રભુની શોભાનું તે સુખ નેત્રો જ જાણે છે, પણ તે કહી કેવી રીતે શકે? તેમને વાણી તો છે જ નહીં. ॥૨॥

**બહુ બિધિ મોહિ પ્રબોધિ સુખ દેઈ। લગે કરન સિસુ કૌતુક તેઈ॥**
**સજલ નયન કછુ મુખ કરિ રૂખા। ચિતઇ માતુ લાગી અતિ ભૂખા॥૩॥**

મને અનેક પ્રકારે સારી રીતે સમજાવીને અને સુખ આપીને પ્રભુ એ જ બાળકોના ખેલ કરવા લાગ્યા. નેત્રોમાં જળ ભરીને અને મુખને કંઈક રૂક્ષ [જેવું] કરીને તેમણે માતાની સામે જોયું – [અને મુખાકૃતિ તથા ચિતવન દ્વારા માતાને સમજાવી દીધું કે] ઘણી ભૂખ લાગી છે. ॥૩॥

**દેખિ માતુ આતુર ઉઠિ ધાઈ । કહિ મૃદુ બચન લિએ ઉર લાઈ ॥**
**ગોદ રાખિ કરાવ પય પાના । રઘુપતિ ચરિત લલિત કર ગાના ॥૪॥**

આ જોઈને માતા તરત ઊઠીને દોડી અને કોમળ વચન કહીને તેમણે શ્રીરામજીને છાતીએ લગાડી દીધા. માતા ખોળામાં લઈને એમને દૂધ પિવડાવવા લાગી અને શ્રીરઘુનાથજીની લલિત લીલાઓ ગાવા લાગી. ॥૪॥

**સો૦ – જેહિ સુખ લાગિ પુરારિ અસુભ બેષ કૃત સિવ સુખદ ।**
**અવધપુરી નર નારિ તેહિ સુખ મહુઁ સંતત મગન ॥૮૮ (ક)॥**

જે સુખને માટે [સર્વેને] સુખ આપનારા કલ્યાણરૂપ ત્રિપુરારી શિવજીએ અશુભ વેષ ધારણ કર્યો, તે સુખમાં અવધપુરીનાં નર-નારી નિરંતર નિમગ્ન રહે છે. ॥૮૮ (ક)॥

**સોઈ સુખ લવલેસ જિન્હ બારક સપનેહુઁ લહેઉ ।**
**તે નહિં ગનહિં ખગેસ બ્રહ્મસુખહિ સજ્જન સુમતિ ॥૮૮ (ખ)॥**

તે સુખનો લવલેશમાત્ર જેમણે એક વાર સ્વપ્નમાંય પ્રાપ્ત કરી લીધો, હે પક્ષીરાજ! તે સુંદર બુદ્ધિવાળા સજ્જન પુરુષ તેની સામે બ્રહ્મસુખને પણ કંઈ ગણતા નથી. ॥૮૮ (ખ)॥

**ચૌ૦ – મૈં પુનિ અવધ રહેઉઁ કછુ કાલા । દેખેઉઁ બાલબિનોદ રસાલા ॥**
**રામ પ્રસાદ ભગતિ બર પાયઉઁ । પ્રભુ પદ બંદિ નિજાશ્રમ આયઉઁ ॥૧॥**

હું બીજા થોડાક સમય સુધી અવધપુરીમાં રહ્યો અને મેં શ્રીરામજીની રસિક બાળલીલાઓ જોઈ. શ્રીરામજીની કૃપાથી હું ભક્તિનું વરદાન પામ્યો. તત્પશ્ચાત્ પ્રભુના ચરણોની વંદના કરીને હું પોતાના આશ્રમે પાછો ફર્યો. ॥૧॥

**તબ તે મોહિ ન બ્યાપી માયા । જબ તે રઘુનાયક અપનાયા ॥**
**યહ સબ ગુપ્ત ચરિત મૈં ગાવા । હરિ માયાઁ જિમિ મોહિ નચાવા ॥૨॥**

આ પ્રમાણે જ્યારે શ્રીરઘુનાથજીએ મને અપનાવ્યો, ત્યારથી માયા મને ક્યારેય નથી વ્યાપી. શ્રીહરિની માયાએ મને જેમ નચાવ્યો, તે સર્વે ગુપ્ત ચરિત્ર મેં કહ્યાં – ॥૨॥

**નિજ અનુભવ અબ કહઉઁ ખગેસા । બિનુ હરિ ભજન ન જાહિં કલેસા ॥**
**રામ કૃપા બિનુ સુનુ ખગરાઈ । જાનિ ન જાઇ રામ પ્રભુતાઈ ॥૩॥**

હે પક્ષીરાજ ગરુડ! હવે હું તમને મારો પોતાનો અનુભવ કહું છું. [તે આ છે કે] ભગવાનના ભજન વિના કલેશ દૂર થતા નથી. હે પક્ષીરાજ! સાંભળો, શ્રીરામજીની કૃપા વિના શ્રીરામજીની પ્રભુતા નથી જાણી શકાતી; ॥૩॥

**જાનેં બિનુ ન હોઇ પરતીતી । બિનુ પરતીતિ હોઇ નહિં પ્રીતી ॥**
**પ્રીતિ બિના નહિં ભગતિ દિઢ઼ાઈ । જિમિ ખગપતિ જલ કૈ ચિકનાઈ ॥૪॥**

પ્રભુતા જાણ્યા વિના તેના પર વિશ્વાસ નથી જામતો. વિશ્વાસના વિના પ્રીતિ નથી થતી અને પ્રીતિ વિના ભક્તિ એવી રીતે જ દૃઢ નથી થતી જેમ હે પક્ષીરાજ! જળની ચિકાશ દૃઢ રહેતી નથી. ॥૪॥

**સો૦ – બિનુ ગુર હોઇ કિ ગ્યાન ગ્યાન કિ હોઇ બિરાગ બિનુ ।**
**ગાવહિં બેદ પુરાન સુખ કિ લહિઅ હરિ ભગતિ બિનુ ॥ ૮૯ (ક) ॥**

ગુરુ વિના શું જ્ઞાન થઈ શકે છે? અથવા વૈરાગ્ય વિના ક્યાંય જ્ઞાન થઈ શકે છે? આ જ રીતે વેદ અને પુરાણ કહે છે કે શ્રીહરિની ભક્તિ વિના શું સુખ મળી શકે છે? ॥ ૮૯ (ક) ॥

**કોઉ બિશ્રામ કિ પાવ તાત સહજ સંતોષ બિનુ ।**
**ચલૈ કિ જલ બિનુ નાવ કોટિ જતન પચિ પચિ મરિઅ ॥ ૮૯ (ખ) ॥**

હે તાત! સ્વાભાવિક સંતોષ વિના શું કોઈ શાંતિ પામી શકે છે? [ભલે] કરોડો ઉપાય કરીને હઠે ભરાઈ-ભરાઈને મરો; [તો પણ] શું ક્યારેય જળ વિના નાવ ચાલી શકે છે? ॥ ૮૯ (ખ) ॥

**ચૌ૦ – બિનુ સંતોષ ન કામ નસાહીં । કામ અછત સુખ સપનેહુઁ નાહીં ॥**
**રામ ભજન બિનુ મિટહિં કિ કામા । થલ બિહીન તરુ કબહુઁ કિ જામા ॥ ૧॥**

સંતોષ વિના કામનાનો નાશ થતો નથી અને કામનાઓની હયાતીમાં સ્વપ્નેય સુખ મળી શકતું નથી અને શ્રીરામના ભજન વિના કામનાઓ ક્યાંય મટી શકે છે? ધરતી વિના ક્યાંય ઝાડ ઊગી શકે છે? ॥ ૧॥

**બિનુ બિગ્યાન કિ સમતા આવઇ । કોઉ અવકાસ કિ નભ બિનુ પાવઇ ॥**
**શ્રદ્ધા બિના ધર્મ નહિં હોઈ । બિનુ મહિ ગંધ કિ પાવઈ કોઈ ॥ ૨॥**

વિજ્ઞાન(તત્ત્વજ્ઞાન)ના વિના શું સમભાવ આવી શકે છે? આકાશ વિના શું કોઈ (અવકાશ) રિક્તસ્થાન પામી શકે છે? શ્રદ્ધા વિના ધર્મ નથી થતો (ધર્મનું આચરણ થતું નથી). શું પૃથ્વીતત્ત્વ વિના કોઈ ગંધ પામી શકે છે? ॥ ૨॥

**બિનુ તપ તેજ કિ કર બિસ્તારા । જલ બિનુ રસ કિ હોઇ સંસારા ॥**
**સીલ કિ મિલ બિનુ બુધ સેવકાઈ । જિમિ બિનુ તેજ ન રૂપ ગોસાઁઈ ॥ ૩॥**

તપ વિના શું તેજ પ્રસરી શકે છે? જળતત્ત્વ વિના સંસારમાં શું રસ હોઈ શકે છે? પંડિતજનોની સેવા વિના શું શીલ (સદાચાર) પ્રાપ્ત થઈ શકે છે? હે ગોસાઈં! તેજ (અગ્નિતત્ત્વ) વિના રૂપ નથી મળતું. ॥ ૩॥

**નિજ સુખ બિનુ મન હોઇ કિ થીરા । પરસ કિ હોઇ બિહીન સમીરા ॥**
**કવનિઉ સિદ્ધિ કિ બિનુ બિસ્વાસા । બિનુ હરિ ભજન ન ભવ ભય નાસા ॥ ૪॥**

નિજ-સુખ (આત્માનંદ) વિના શું મન સ્થિર થઈ શકે છે? વાયુ તત્ત્વ વિના શું સ્પર્શ થઈ શકે છે? શું વિશ્વાસ વિના કોઈ પણ સિદ્ધિ થઈ શકે છે? આ પ્રમાણે શ્રીહરિના ભજન વિના જન્મ-મૃત્યુના ભયનો નાશ થતો નથી. ॥ ૪॥

**દો૦ – બિનુ બિસ્વાસ ભગતિ નહિં તેહિ બિનુ દ્રવહિં ન રામુ ।**
**રામ કૃપા બિનુ સપનેહુઁ જીવ ન લહ બિશ્રામુ ॥ ૯૦ (ક) ॥**

વિના વિશ્વાસે ભક્તિ નથી થતી, ભક્તિ વિના શ્રીરામજી પલળતા (દ્રયાર્દ્ર થતા) નથી અને શ્રીરામજીની કૃપા વિના જીવ સ્વપ્નમાંય શાંતિ પામતો નથી. ॥ ૯૦ (ક) ॥

**સો૦ – અસ બિચારિ મતિધીર તજિ કુતર્ક સંસય સકલ ।**
**ભજહુ રામ રઘુબીર કરુનાકર સુંદર સુખદ ॥ ૯૦ (ખ) ॥**

હે ધીરબુદ્ધિ! આવો વિચાર કરીને સંપૂર્ણ તર્કો અને સંદેહોને ત્યજીને કરુણાની ખાણ સુંદર અને સુખ આપનાર શ્રીરઘુવીરનું ભજન કરો. ॥ ૯૦ (ખ)॥

**ચૌ૦ – નિજ મતિ સરિસ નાથ મૈં ગાઈ । પ્રભુ પ્રતાપ મહિમા ખગરાઈ ॥**
**કહેઉઁ ન કછુ કરિ જુગુતિ બિસેષી । યહ સબ મૈં નિજ નયનન્હિ દેખી ॥ ૧॥**

હે પક્ષીરાજ! હે નાથ! મેં પોતાની બુદ્ધિ અનુસાર પ્રભુના પ્રતાપ અને મહિમાનું ગાન કર્યું. મેં આમાં કોઈ વાત યુક્તિથી વધારીને નથી કહી. આ સર્વે પોતાની આંખે નિહાળીને કહ્યું છે. ॥ ૧॥

**મહિમા નામ રૂપ ગુન ગાથા । સકલ અમિત અનંત રઘુનાથા ॥**
**નિજ નિજ મતિ મુનિ હરિ ગુન ગાવહિં । નિગમ સેષ સિવ પાર ન પાવહિં ॥ ૨॥**

શ્રીરઘુનાથજીનો મહિમા, નામ, રૂપ અને ગુણોની કથા સર્વે અપાર અને અનંત છે તથા શ્રીરઘુનાથજી સ્વયં પણ અનંત છે. મુનિગણ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે શ્રીહરિના ગુણ ગાય છે. વેદ, શેષ અને શિવજી પણ તેમનો પાર નથી પામતા. ॥ ૨॥

**તુમ્હહિ આદિ ખગ મસક પ્રજંતા । નભ ઉડ઼ાહિં નહિં પાવહિં અંતા ॥**
**તિમિ રઘુપતિ મહિમા અવગાહા । તાત કબહુઁ કોઉ પાવ કિ થાહા ॥ ૩॥**

આપથી માંડીને મચ્છર સુધીના સર્વે નાના-મોટા પક્ષી આકાશમાં ઊડે છે, પરંતુ આકાશનો અંત કોઈ નથી પામતા. આ જ પ્રમાણે હે તાત! શ્રીરઘુનાથજીના અથાગ મહિમામાં ગોથું મારે, પણ શું કોઈ તેનો તાગ પામી શકે છે? ॥ ૩॥

**રામુ કામ સત કોટિ સુભગ તન । દુર્ગા કોટિ અમિત અરિ મર્દન ॥**
**સક્ર કોટિ સત સરિસ બિલાસા । નભ સત કોટિ અમિત અવકાસા ॥ ૪॥**

શ્રીરામજીનો અબજો કામદેવો સમાન સુંદર દેહ છે. તેઓ અનંત કોટિ દુર્ગાઓ સમાન શત્રુનાશક છે. અબજો ઈન્દ્રોની જેમ એમનો વિલાસ (ઐશ્વર્ય) છે. અબજો આકાશોની જેમ તેમનામાં અનંત અવકાશ (સ્થાન) છે. ॥ ૪॥

**દો૦ – મરુત કોટિ સત બિપુલ બલ રબિ સત કોટિ પ્રકાસ ।**
**સસિ સત કોટિ સુસીતલ સમન સકલ ભવ ત્રાસ ॥ ૯૧ (ક) ॥**

અબજો પવનની સમાન મહાન બળ એમનામાં છે અને અબજો સૂર્યો જેવો પ્રકાશ છે. અબજો ચન્દ્રમાઓ જેવા તેઓ શીતળ અને સમસ્ત ભયોને નાશ કરનારા છે. ॥ ૯૧ (ક) ॥

**કાલ કોટિ સત સરિસ અતિ દુસ્તર દુર્ગ દુરંત ।**
**ધૂમકેતુ સત કોટિ સમ દુરાધરષ ભગવંત ॥ ૯૧ (ખ) ॥**

અબજો કાળોની જેમ તેઓ અત્યંત દુસ્તર, દુર્ગમ અને દુરંત છે. તે ભગવાન અબજો અગ્નિ જેવા અત્યંત પ્રબળ છે. ॥ ૯૧ (ખ) ॥

**ચૌ૦ – પ્રભુ અગાધ સત કોટિ પતાલા। સમન કોટિ સત સરિસ કરાલા॥**
**તીરથ અમિત કોટિ સમ પાવન। નામ અખિલ અઘ પૂગ નસાવન॥૧॥**

અબજો પાતાળ જેવા પ્રભુ અગાધ છે. અબજો યમરાજની પેઠે ભયાનક છે. અનંતકોટિ તીર્થો સમાન તે પવિત્ર કરનારા છે. તેમનું નામ સંપૂર્ણ પાપસમૂહોનો નાશ કરનારું છે. ॥૧॥

**હિમગિરિ કોટિ અચલ રઘુબીરા। સિંધુ કોટિ સત સમ ગંભીરા॥**
**કામધેનુ સત કોટિ સમાના। સકલ કામ દાયક ભગવાના॥૨॥**

શ્રીરઘુવીર કરોડો હિમાલય સમાન અચળ (સ્થિર) છે અને અબજો સમુદ્રો સમાન ગંભીર છે. ભગવાન અબજો કામધેનુઓની જેવા સર્વે કામનાઓ(ઈચ્છિત પદાર્થો)ને આપનારા છે. ॥૨॥

**સારદ કોટિ અમિત ચતુરાઈ। બિધિ સત કોટિ સૃષ્ટિ નિપુનાઈ॥**
**બિષ્નુ કોટિ સમ પાલન કર્તા। રુદ્ર કોટિ સત સમ સંહર્તા॥૩॥**

અનંત કોટિ સરસ્વતીઓ સમાન ચતુરતા તેમનામાં છે. અબજો બ્રહ્માઓ સમાન સૃષ્ટિરચનાની નિપુણતા છે. તેઓ કરોડો વિષ્ણુઓ સમાન પાલન કરનારા અને અબજો રુદ્રો સમાન સંહાર કરનારા છે. ॥૩॥

**ધનદ કોટિ સત સમ ધનવાના। માયા કોટિ પ્રપંચ નિધાના॥**
**ભાર ધરન સત કોટિ અહીસા। નિરવધિ નિરુપમ પ્રભુ જગદીસા॥૪॥**

તેઓ અબજો કુબેરો સમાન ધનવાન અને કરોડો માયાની સમાન સૃષ્ટિના ભંડાર છે. ભાર ઉપાડવામાં તેઓ અબજો શેષોની સમાન છે. [અધિક શું?] જગદીશ્વર પ્રભુ શ્રીરામજી [સર્વે વાતોમાં] સીમારહિત અને ઉપમારહિત છે. ॥૪॥

**છં૦ – નિરુપમ ન ઉપમા આન રામ સમાન રામુ નિગમ કહૈ।**
**જિમિ કોટિ સત ખદ્યોત સમ રબિ કહત અતિ લઘુતા લહૈ॥**
**એહિ ભાઁતિ નિજ નિજ મતિ બિલાસ મુનીસ હરિહિ બખાનહીં।**
**પ્રભુ ભાવ ગાહક અતિ કૃપાલ સપ્રેમ સુનિ સુખ માનહીં॥**

શ્રીરામજી ઉપમારહિત છે, તેમની કોઈ બીજી ઉપમા છે જ નહીં. શ્રીરામની સમાન શ્રીરામ જ છે, એવું વેદો કહે છે. જેમ અબજો આગિયાઓને સમાન કહેવાથી સૂર્ય [પ્રશંસાને નહિ બલકે] અત્યંત લઘુતાને જ પ્રાપ્ત થાય છે (સૂર્યની નિંદા જ થાય છે). એ જ પ્રમાણે પોતપોતાની બુદ્ધિના વિકાસ અનુસાર મુનીશ્વર શ્રીહરિનું વર્ણન કરે છે. પરંતુ પ્રભુ ભક્તોના ભાવમાત્રને ગ્રહણ કરનારા અને અત્યંત કૃપાળુ છે. તેઓ એ વર્ણનને પ્રેમસહિત સાંભળીને સુખ માને છે.

**દો૦ – રામુ અમિત ગુન સાગર થાહ કિ પાવઇ કોઇ।**
**સંતન્હ સન જસ કિછુ સુનેઉઁ તુમ્હહિ સુનાયઉઁ સોઇ॥૯૨ (ક)॥**

શ્રીરામજી અપાર ગુણોના સાગર છે, શું કોઈ એમનો તાગ પામી શકે છે? સંતો દ્વારા મેં જે કંઈ સાંભળ્યું હતું તે આપને સંભળાવ્યું. ॥૯૨ (ક)॥

સો૦ – ભાવ બસ્ય ભગવાન સુખ નિધાન કરુના ભવન।
તજિ મમતા મદ માન ભજિઅ સદા સીતા રવન ॥ ૯૨ (ખ) ॥

સુખના ભંડાર, કરુણાધામ ભગવાન ભાવ(પ્રેમ)ને વશ છે. [માટે] મમતા, મદ અને માનને ત્યજીને સદા શ્રીજાનકીનાથનું જ ભજન કરવું જોઈએ. ॥ ૯૨ (ખ) ॥

ચૌ૦ – સુનિ ભુસુંડિ કે બચન સુહાએ। હરષિત ખગપતિ પંખ ફુલાએ ॥
નયન નીર મન અતિ હરષાના। શ્રીરઘુપતિ પ્રતાપ ઉર આના ॥ ૧ ॥

ભુશુંડિજીનાં સુંદર વચન સાંભળીને પક્ષીરાજે હર્ષિત થઈને પોતાના પંખ ફુલાવી દીધા. તેમનાં નેત્રોમાં [પ્રેમાનંદનાં આંસુઓનું] જળ ભરાઈ આવ્યું અને મન અત્યંત હરખાઈ ગયું. તેમણે શ્રીરઘુનાથજીનો પ્રતાપ હૃદયમાં ધારણ કર્યો. ॥ ૧ ॥

પાછિલ મોહ સમુઝિ પછિતાના। બ્રહ્મ અનાદિ મનુજ કરિ માના ॥
પુનિ પુનિ કાગ ચરન સિરુ નાવા। જાનિ રામ સમ પ્રેમ બઢ઼ાવા ॥ ૨ ॥

તેઓ પોતાના પાછલા મોહને સમજીને (યાદ કરીને) પસ્તાવા લાગ્યા કે મેં અનાદિ બ્રહ્મને મનુષ્ય કરીને જાણ્યા. ગરુડજીએ વારંવાર કાકભુશુંડિજીના ચરણોમાં શીશ નમાવ્યું અને તેમણે શ્રીરામજીના સમાન જાણીને પ્રેમ વધાર્યો. ॥ ૨ ॥

ગુર બિનુ ભવ નિધિ તરઈ ન કોઈ। જૌં બિરંચિ સંકર સમ હોઈ ॥
સંસય સર્પ ગ્રસેઉ મોહિ તાતા। દુખદ લહરિ કુતર્ક બહુ બ્રાતા ॥ ૩ ॥

ગુરુના વિના કોઈ ભવસાગર તરી નથી શકતો, ભલે તે બ્રહ્માજી અને શંકરજીની સમાન જ કેમ ન હોય. [ગરુડજીએ કહ્યું –] હે તાત! મને સંશયરૂપી સર્પે ડસી લીધો હતો અને [સર્પના કરડવાથી જેમ વિષ ચઢ્યે તરંગો આવે છે તેવી જ રીતે] ઘણી જ કુતર્કરૂપી દુઃખ આપનાર તરંગો આવી રહી હતી. ॥ ૩ ॥

તવ સરૂપ ગારુડ઼િ રઘુનાયક। મોહિ જિઆયઉ જન સુખદાયક ॥
તવ પ્રસાદ મમ મોહ નસાના। રામ રહસ્ય અનૂપમ જાના ॥ ૪ ॥

(હે ભુશુંડિજી) આપના સ્વરૂપરૂપી ગારુડી (સર્પનું વિષ ઉતારનારા) દ્વારા ભક્તોને સુખ આપનારા શ્રીરઘુનાથજીએ મને જીવાડી દીધો. આપની કૃપાથી મારો મોહ નાશ પામી ગયો અને મેં શ્રીરામજીના અનુપમ રહસ્યને જાણ્યું. ॥ ૪ ॥

દો૦ – તાહિ પ્રસંસિ બિબિધિ બિધિ સીસ નાઇ કર જોરિ।
બચન બિનીત સપ્રેમ મૃદુ બોલેઉ ગરુડ઼ બહોરિ ॥ ૯૩ (ક) ॥

તેમની (ભુશુંડિજીની) અનેક પ્રકારે પ્રશંસા કરીને, માથું નમાવીને અને હાથ જોડીને પછી ગરુડજી પ્રેમપૂર્વક વિનમ્ર અને કોમળ વચન બોલ્યા – ॥ ૯૩ (ક) ॥

પ્રભુ અપને અબિબેક તે બૂઝઉઁ સ્વામી તોહિ।
કૃપાસિંધુ સાદર કહહુ જાનિ દાસ નિજ મોહિ ॥ ૯૩ (ખ) ॥

હે પ્રભો! હે સ્વામી! હું પોતાના અવિવેકને કારણે આપને પૂછું છું. હે કૃપાના સાગર! મને આપનો 'નિજ દાસ' જાણીને આદરપૂર્વક (વિચારપૂર્વક) મારા પ્રશ્નનો ઉત્તર કહો. ॥ ૯૩ (ખ) ॥

ચૌ૦ – તુમ્હ સર્બગ્ય તગ્ય તમ પારા। સુમતિ સુસીલ સરલ આચારા॥
ગ્યાન બિરતિ બિગ્યાન નિવાસા। રઘુનાયક કે તુમ્હ પ્રિય દાસા॥૧॥

આપ સર્વે કંઈ જાણનારા છો, તત્ત્વના જ્ઞાતા છો, અંધકાર(માયા)થી પર, ઉત્તમ બુદ્ધિથી યુક્ત, સુશીલ, સરળ આચરણવાળા, જ્ઞાન, વૈરાગ્ય અને વિજ્ઞાનના ધામ અને શ્રીરઘુનાથજીના પ્રિય દાસ છો. ॥૧॥

કારન કવન દેહ યહ પાઈ। તાત સકલ મોહિ કહહુ બુઝાઈ॥
રામ ચરિત સર સુંદર સ્વામી। પાયહુ કહાઁ કહહુ નભગામી॥૨॥

આપ આ કાગ શરીર કયા કારણે પામ્યા? હે તાત! સર્વે સમજાવીને મને કહો. હે સ્વામી! હે આકાશગામી! આ સુંદર રામચરિત્રરૂપી સરોવર (રામચરિતમાનસ) આપ ક્યાં પામ્યા, તે કહો. ॥૨॥

નાથ સુના મૈં અસ સિવ પાહીં। મહા પ્રલયહુઁ નાસ તવ નાહીં॥
મુધા બચન નહિં ઈસ્વર કહઈ। સોઉ મોરેં મન સંસય અહઈ॥૩॥

હે નાથ! મેં શિવજી દ્વારા એવું સાંભળ્યું છે કે મહાપ્રલયમાં પણ આપનો નાશ નથી થતો અને ઈશ્વર (શિવજી) ક્યારેય મિથ્યા વચન કહેતા નથી. તે પણ મારા મનમાં સંદેહ છે. ॥૩॥

અગ જગ જીવ નાગ નર દેવા। નાથ સકલ જગુ કાલ કલેવા॥
અંડ કટાહ અમિત લય કારી। કાલુ સદા દુરતિક્રમ ભારી॥૪॥

[કેમકે] હે નાથ! નાગ, મનુષ્ય, દેવો આદિ ચર-અચર જીવ તથા આ આખુંય જગત કાળનો કોળિયો છે. અસંખ્ય બ્રહ્માંડોનો નાશ કરનાર કાળ સદાય ઘણો જ અનિવાર્ય છે. ॥૪॥

સો૦ – તુમ્હહિ ન બ્યાપત કાલ અતિ કરાલ કારન કવન।
મોહિ સો કહહુ કૃપાલ ગ્યાન પ્રભાવ કિ જોગ બલ॥૯૪ (ક)॥

[આવો તે] અત્યંત ભયંકર કાળ આપને નથી વ્યાપતો (આપ પર પ્રભાવ નથી બતાવતો) એનું શું કારણ છે? હે કૃપાળુ! મને કહો, આ જ્ઞાનનો પ્રભાવ છે કે યોગનું બળ છે? ॥૯૪ (ક)॥

દો૦ – પ્રભુ તવ આશ્રમ આએઁ મોર મોહ ભ્રમ ભાગ।
કારન કવન સો નાથ સબ કહહુ સહિત અનુરાગ॥૯૪ (ખ)॥

હે પ્રભો! આપના આશ્રમમાં આવતાં જ મારો મોહ અને ભ્રમ નાસી ગયો. આનું શું કારણ છે? હે નાથ! આ સર્વે પ્રેમસહિત કહો. ॥૯૪ (ખ)॥

ચૌ૦ – ગરુડ઼ ગિરા સુનિ હરષેઉ કાગા। બોલેઉ ઉમા પરમ અનુરાગા॥
ધન્ય ધન્ય તવ મતિ ઉરગારી। પ્રસ્ન તુમ્હારિ મોહિ અતિ પ્યારી॥૧॥

હે ઉમા! ગરુડજીની વાણી સાંભળીને કાકભુશુંડિજી હરખાયા અને પરમપ્રેમથી બોલ્યા – હે સર્પોના શત્રુ! આપની બુદ્ધિ ધન્ય છે! ધન્ય છે! આપના પ્રશ્ન મને બહુ જ પ્રિય લાગ્યા. ॥૧॥

સુનિ તવ પ્રસ્ન સપ્રેમ સુહાઈ। બહુત જનમ કૈ સુધિ મોહિ આઈ॥
સબ નિજ કથા કહઉઁ મૈં ગાઈ। તાત સુનહુ સાદર મન લાઈ॥૨॥

આપના પ્રેમયુક્ત સુંદર પ્રશ્ન સાંભળીને મને પોતાના અનેક જન્મોનું સ્મરણ થઈ ગયું. હું મારી સર્વે કથા વિસ્તારથી કહું છું. હે તાત! આદરસહિત મન દઈને (ધ્યાનપૂર્વક) સાંભળો. ॥ ૨॥

**જપ તપ મખ સમ દમ બ્રત દાના। બિરતિ બિબેક જોગ બિગ્યાના॥**
**સબ કર ફલ રઘુપતિ પદ પ્રેમા। તેહિ બિનુ કોઉ ન પાવઇ છેમા॥ ૩॥**

અનેક જપ, તપ, યજ્ઞ, શમ (મનને રોકવું), દમ (ઈન્દ્રિયોને રોકવી), વ્રત, દાન, વૈરાગ્ય, વિવેક, યોગ, વિજ્ઞાન આદિ સર્વેનું ફળ શ્રીરઘુનાથજીના ચરણોમાં પ્રેમ થવો છે. એના વિના કોઈ કલ્યાણ નથી પામી શકતા. ॥ ૩॥

**એહિં તન રામ ભગતિ મૈં પાઈ। તાતે મોહિ મમતા અધિકાઈ॥**
**જેહિ તેં કછુ નિજ સ્વારથ હોઈ। તેહિ પર મમતા કર સબ કોઈ॥ ૪॥**

મેં આ શરીરથી શ્રીરામજીની ભક્તિ પ્રાપ્ત કરી છે. એથી જ એની પર મારી મમતા અધિક છે. જેમાં પોતાનો કંઈક સ્વાર્થ હોય છે તેના પર સર્વે કોઈ પ્રેમ કરે છે. ॥ ૪॥

**સો૦ – પન્નગારિ અસિ નીતિ શ્રુતિ સંમત સજ્જન કહહિં।**
**અતિ નીચહુ સન પ્રીતિ કરિઅ જાનિ નિજ પરમ હિત॥ ૯૫ (ક)॥**

હે ગરુડજી! વેદોમાં માનેલી આવી નીતિ છે અને સજ્જન પણ કહે છે કે પોતાનું પરમ હિત જાણીને અત્યંત નીચથીય પ્રેમ કરવો જોઈએ. ॥ ૯૫ (ક) ॥

**પાટ કીટ તેં હોઈ તેહિ તે પાટંબર રુચિર।**
**કૃમિ પાલઇ સબુ કોઇ પરમ અપાવન પ્રાન સમ॥ ૯૫ (ખ)॥**

રેશમ કીડાથી થાય છે, તેનાથી સુંદર રેશમી વસ્ત્ર બને છે. એથી જ તે પરમ અપવિત્ર કીડાને પણ સર્વે કોઈ પ્રાણોસમાન પાળે છે. ॥ ૯૫ (ખ) ॥

**ચૌ૦ – સ્વારથ સાઁચ જીવ કહુઁ એહા। મન ક્રમ બચન રામ પદ નેહા॥**
**સોઇ પાવન સોઇ સુભગ સરીરા। જો તનુ પાઇ ભજિઅ રઘુબીરા॥ ૧॥**

જીવના માટે સાચો સ્વાર્થ એ જ છે કે મન, વચન અને કર્મથી શ્રીરામજીના ચરણોમાં પ્રેમ હોય. તે જ શરીર પવિત્ર અને સુંદર છે કે જે શરીરને પામીને શ્રીરઘુવીરનું ભજન કરવામાં આવે. ॥ ૧॥

**રામ બિમુખ લહિ બિધિ સમ દેહી। કબિ કોબિદ ન પ્રસંસહિં તેહી॥**
**રામ ભગતિ એહિં તન ઉર જામી। તાતે મોહિ પરમ પ્રિય સ્વામી॥ ૨॥**

જે શ્રીરામજીથી વિમુખ છે તે જો બ્રહ્માજી સમાન શરીર પામી જાય તો પણ કવિ અને પંડિત તેની પ્રશંસા નથી કરતા. આ જ શરીરથી મારા હૃદયમાં રામભક્તિ ઉત્પન્ન થઈ. એટલે જ હે સ્વામી! એ મને પરમ પ્રિય છે. ॥ ૨॥

**તજઉઁ ન તન નિજ ઇચ્છા મરના। તન બિનુ બેદ ભજન નહિં બરના॥**
**પ્રથમ મોહઁ મોહિ બહુત બિગોવા। રામ બિમુખ સુખ કબહુઁ ન સોવા॥ ૩॥**

મારું મરણ પોતાની ઈચ્છાએથી છે, પરંતુ તેમ છતાંય હું આ શરીર નથી છોડતો, કેમકે વેદોએ વર્ણન કર્યું છે કે શરીર વિના ભજન નથી થતું. પહેલા તો મોહે મારી ઘણી દુર્દશા કરી. શ્રીરામજીથી વિમુખ થઈને હું કદીય સુખથી ઊંઘી શક્યો નથી. ॥ ૩॥

**નાના જનમ કર્મ પુનિ નાના। કિએ જોગ જપ તપ મખ દાના॥**
**કવન જોનિ જનમેઉઁ જહઁ નાહીં। મૈં ખગેસ ભ્રમિ ભ્રમિ જગ માહીં॥૪॥**

અનેક જન્મોમાં મેં અનેક પ્રકારના યોગ, જપ, તપ, યજ્ઞ અને દાન આદિ કર્મ કર્યાં. હે ગરુડજી! જગતમાં એવી કઈ યોનિ છે, જેમાં મેં [વારંવાર] ભમી-ભટકીને જન્મ ન લીધો હોય? ॥ ૪॥

**દેખેઉઁ કરિ સબ કરમ ગોસાઈં। સુખી ન ભયઉઁ અબહિં કી નાઈં॥**
**સુધિ મોહિ નાથ જન્મ બહુ કેરી। સિવ પ્રસાદ મતિ મોહઁ ન ઘેરી॥૫॥**

હે ગોસાઈં! મેં સર્વે કર્મ કરીને જોઈ લીધાં, પણ અત્યારની (આ જન્મની) જેમ હું કદીય સુખી ન થયો. હે નાથ! મને અનેક જન્મોનું સ્મરણ છે. [કેમ કે] શ્રીશિવજીની કૃપાથી મારી બુદ્ધિને મોહે નથી ઘેરી. ॥ ૫॥

**દો૦ – પ્રથમ જન્મ કે ચરિત અબ કહઉઁ સુનહુ બિહગેસ।**
**સુનિ પ્રભુ પદ રતિ ઉપજઇ જાતેં મિટહિં કલેસ॥૯૬ (ક)॥**

હે પક્ષીરાજ! સાંભળો, હવે હું મારા પ્રથમ જન્મના ચરિત્રને કહું છું, જેને સાંભળીને પ્રભુના ચરણોમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે, જેનાથી સર્વે ક્લેશ મટી જાય છે. ॥૯૬ (ક) ॥

**પૂરુબ કલ્પ એક પ્રભુ જુગ કલિજુગ મલ મૂલ।**
**નર અરુ નારિ અધર્મ રત સકલ નિગમ પ્રતિકૂલ॥૯૬ (ખ)॥**

હે પ્રભો! પૂર્વના એક કલ્પમાં પાપોનો મૂળ યુગ કળિયુગ હતો, જેમાં પુરુષ અને સ્ત્રી સર્વે અધર્મપરાયણ અને વેદના વિરોધી હતાં. ॥૯૬ (ખ) ॥

**ચૌ૦ – તેહિં કલિજુગ કોસલપુર જાઈ। જન્મત ભયઉઁ સૂદ્ર તનુ પાઈ॥**
**સિવ સેવક મન ક્રમ અરુ બાની। આન દેવ નિંદક અભિમાની॥૧॥**

તે કળિયુગમાં હું અયોધ્યાપુરીમાં જઈને શૂદ્રનું શરીર પામી જન્મ્યો. હું મન, વચન અને કર્મથી શિવજીનો સેવક અને અન્ય દેવોની નિંદા કરનારો અભિમાની હતો. ॥ ૧॥

**ધન મદ મત્ત પરમ બાચાલા। ઉગ્રબુદ્ધિ ઉર દંભ બિસાલા॥**
**જદપિ રહેઉઁ રઘુપતિ રજધાની। તદપિ ન કછુ મહિમા તબ જાની॥૨॥**

હું ધનના મદે મદોન્મત, ઘણો જ બકબકીયો અને ઉગ્ર બુદ્ધિવાળો હતો, મારા હૃદયમાં મોટો ભારે દંભ હતો. જોકે હું શ્રીરઘુનાથજીની રાજધાનીમાં રહેતો હતો, તો પણ મેં તે સમયે એનો મહિમા કંઈ પણ ન જાણ્યો. ॥ ૨॥

**અબ જાના મૈં અવધ પ્રભાવા। નિગમાગમ પુરાન અસ ગાવા॥**
**કવનેહુઁ જન્મ અવધ બસ જોઈ। રામ પરાયન સો પરિ હોઈ॥૩॥**

હવે મેં અવધનો પ્રભાવ જાણ્યો છે. વેદ, શાસ્ત્ર અને પુરાણોએ એવું ગાયું છે કે કોઈ પણ જન્મમાં જે કોઈ પણ અયોધ્યામાં વસી જાય છે, તે અવશ્ય જ શ્રીરામજીપરાયણ થઈ જશે. ॥ ૩॥

**અવધ પ્રભાવ જાન તબ પ્રાની। જબ ઉર બસહિં રામુ ધનુપાની॥**
**સો કલિકાલ કઠિન ઉરગારી। પાપ પરાયન સબ નર નારી॥ ૪॥**

અવધનો પ્રભાવ જીવ ત્યારે જ જાણે છે, જ્યારે હાથમાં ધનુષ ધારણ કરનારા શ્રીરામજી એના હૃદયમાં નિવાસ કરે છે. હે ગરુડજી! તે કલિકાળ ઘણો કઠિન હતો. તેમાં સર્વે નર-નારી પાપપરાયણ હતાં. ॥ ૪॥

**દો૦ – કલિમલ ગ્રસે ધર્મ સબ લુપ્ત ભએ સદગ્રંથ।**
**દંભિન્હ નિજ મતિ કલ્પિ કરિ પ્રગટ કિએ બહુ પંથ॥ ૯૭ (ક)॥**

કળિયુગનાં પાપોએ સર્વે ધર્મોને ગ્રસી લીધા, સદ્ગ્રંથ લુપ્ત થઈ ગયા. દંભીઓએ પોતાની બુદ્ધિથી કલ્પના કરી-કરીને ઘણા જ પંથ પ્રકટ કરી દીધા. ॥ ૯૭ (ક)॥

**ભએ લોગ સબ મોહબસ લોભ ગ્રસે સુભ કર્મ।**
**સુનુ હરિજાન ગ્યાન નિધિ કહઉઁ કછુક કલિધર્મ॥ ૯૭ (ખ)॥**

સર્વે લોક મોહને વશ થઈ ગયા, શુભકર્મોએ લોભને હજમ કરી લીધો. હે જ્ઞાનના ભંડાર! હે શ્રીહરિના વાહન! સાંભળો, હવે હું કળિના કેટલાક ધર્મ (લક્ષણ) કહું છું. ॥ ૯૭ (ખ)॥

**ચૌ૦ – બરન ધર્મ નહિં આશ્રમ ચારી। શ્રુતિ બિરોધ રત સબ નર નારી॥**
**દ્વિજ શ્રુતિ બેચક ભૂપ પ્રજાસન। કોઉ નહિં માન નિગમ અનુસાસન॥ ૧॥**

કળિયુગમાં ન વર્ણધર્મ રહે છે, ન ચારેય આશ્રમ રહે છે. સર્વે પુરુષ-સ્ત્રી વેદના વિરોધમાં લાગ્યાં રહે છે. બ્રાહ્મણ વેદોને વેચનારા અને રાજા પ્રજાને ખાઈ જનાર થાય છે. વેદની આજ્ઞા કોઈ માનતું નથી. ॥ ૧॥

**મારગ સોઇ જા કહુઁ જોઇ ભાવા। પંડિત સોઇ જો ગાલ બજાવા॥**
**મિથ્યારંભ દંભ રત જોઈ। તા કહુઁ સંત કહઇ સબ કોઈ॥ ૨॥**

જેને જે ગમી જાય, તે જ માર્ગ છે. જે ડંફાસ મારે છે, તે જ પંડિત છે. જેમની ક્રિયાઓનું મૂળ મિથ્યા છે અને જે દંભમાં રત છે, તેને જ સર્વ કોઈ સંત કહે છે. ॥ ૨॥

**સોઇ સયાન જો પરધન હારી। જો કર દંભ સો બડ઼ આચારી॥**
**જો કહ ઝૂઁઠ મસખરી જાના। કલિજુગ સોઇ ગુનવંત બખાના॥ ૩॥**

જે [જે કોઈ રીતે] બીજાનું ધન હરણ કરી લે, તે જ બુદ્ધિમાન છે. જે દંભ કરે છે તે જ મોટો આચારવાન છે. જે જૂઠું બોલે છે અને તેને ઠઠ્ઠા-મશ્કરી જાણે છે, કળિયુગમાં તે જ ગુણવાન કહેવાય છે. ॥ ૩॥

**નિરાચાર જો શ્રુતિ પથ ત્યાગી। કલિજુગ સોઇ ગ્યાની સો બિરાગી॥**
**જાકેં નખ અરુ જટા બિસાલા। સોઇ તાપસ પ્રસિદ્ધ કલિકાલા॥ ૪॥**

જે આચારહીન છે અને વેદમાર્ગને જેણે ત્યજી દીધો છે, કળિયુગમાં એ જ જ્ઞાની અને એ જ વૈરાગ્યવાન છે. જેના મોટામોટા નખ અને લાંબીલાંબી જટાઓ છે, તે જ કળિયુગમાં પ્રસિદ્ધ તપસ્વી છે. ॥૪॥

**દો૦ – અસુભ બેષ ભૂષન ધરેં ભચ્છાભચ્છ જે ખાહિં।**
**તેઈ જોગી તેઈ સિદ્ધ નર પૂજ્ય તે કલિજુગ માહિં॥૯૮ (ક)॥**

જે અમંગળ વેષ અને અમંગળ ભૂષણ ધારણ કરે છે અને ભક્ષ્ય-અભક્ષ્ય (ખાવા યોગ્ય અને ન ખાવા યોગ્ય) સર્વે કંઈ ખાઈ લે છે, તે જ યોગી છે, તે જ સિદ્ધ છે અને તે જ મનુષ્ય કળિયુગમાં પૂજ્ય છે. ॥૯૮ (ક) ॥

**સો૦ – જે અપકારી ચાર તિન્હ કર ગૌરવ માન્ય તેઈ।**
**મન ક્રમ બચન લબાર તેઈ બકતા કલિકાલ મહુઁ॥૯૮ (ખ)॥**

જેમનું આચરણ બીજાઓનો અપકાર (અહિત) કરનારું છે, એમનું જ મોટું ગૌરવ થાય છે અને તે જ સન્માનને યોગ્ય હોય છે. જે મન, વચન અને કર્મથી લબાડ (જૂઠું બકનારા) છે, તે જ કળિયુગમાં વક્તા માનવામાં આવે છે. ॥૯૮ (ખ) ॥

**ચૌ૦ – નારિ બિબસ નર સકલ ગોસાઈં। નાચહિં નટ મર્કટ કી નાઈં॥**
**સૂદ્ર દ્વિજન્હ ઉપદેસહિં ગ્યાના। મેલિ જનેઊ લેહિં કુદાના॥૧॥**

હે ગોસાઈં! સર્વે મનુષ્ય સ્ત્રીઓના વિશેષ વશમાં છે અને જાદુગર(મદારી)ના વાંદરાની જેમ [એના નચાવ્યાં] નાચે છે. બ્રાહ્મણોને શૂદ્ર જ્ઞાનોપદેશ કરે છે અને ગળામાં જનોઈ નાખીને કુત્સિત દાન લે છે. ॥૧॥

**સબ નર કામ લોભ રત ક્રોધી। દેવ બિપ્ર શ્રુતિ સંત બિરોધી॥**
**ગુન મંદિર સુંદર પતિ ત્યાગી। ભજહિં નારિ પર પુરુષ અભાગી॥૨॥**

સર્વે પુરુષ કામ અને લોભમાં તત્પર અને ક્રોધી હોય છે. દેવો, બ્રાહ્મણ, વેદ અને સંતના વિરોધી હોય છે. અભાગણી સ્ત્રીઓ ગુણોના ધામ સુંદર પતિને ત્યજીને પરપુરુષનું સેવન કરે છે. ॥૨॥

**સૌભાગિનીં બિભૂષન હીના। બિધવન્હ કે સિંગાર નબીના॥**
**ગુર સિષ બધિર અંધ કા લેખા। એક ન સુનઇ એક નહિં દેખા॥૩॥**

સૌભાગ્યવતી સ્ત્રીઓ તો આભૂષણરહિત હોય છે, પણ વિધવાઓના નિત્ય નવા શણગાર હોય છે. શિષ્ય અને ગુરુમાં બહેરા અને આંધળા જેવો હિસાબ હોય છે. એક (શિષ્ય) ગુરુના ઉપદેશને સાંભળતા નથી, એક (ગુરુ) દેખતા નથી (તેને જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત નથી). ॥૩॥

**હરઇ સિષ્ય ધન સોક ન હરઈ। સો ગુર ઘોર નરક મહુઁ પરઈ॥**
**માતુ પિતા બાલકન્હિ બોલાવહિં। ઉદર ભરૈ સોઇ ધર્મ સિખાવહિં॥૩॥**

જે ગુરુ શિષ્યનું ધન હરણ કરે છે, પણ શોકને હરણ નથી કરતા, તે ઘોર નરકમાં પડે છે. માતાપિતા બાળકોને બોલાવીને એ જ ધર્મ શિખવાડે છે, જેનાથી પેટ ભરાય. ॥૪॥

**દો૦ – બ્રહ્મ ગ્યાન બિનુ નારિ નર કહહિં ન દૂસરિ બાત ।**
**કૌડ઼ી લાગિ લોભ બસ કરહિં બિપ્ર ગુર ઘાત ॥ ૯૯ (ક) ॥**

સ્ત્રી-પુરુષ બ્રહ્મજ્ઞાનના સિવાય બીજી વાત કરતા નથી, પરંતુ તેઓ લોભવશ કોડીઓ (ઘણા ઓછા લાભ) માટે બ્રાહ્મણ અને ગુરુની હત્યા કરી નાખે છે. ॥ ૯૯ (ક) ॥

**બાદહિં સૂદ્ર દ્વિજન્હ સન હમ તુમ્હ તે કછુ ઘાટિ ।**
**જાનઇ બ્રહ્મ સો બિપ્રબર આઁખિ દેખાવહિં ડાટિ ॥ ૯૯ (ખ) ॥**

શૂદ્ર બ્રાહ્મણો સાથે વિવાદ કરે છે [અને કહે છે] કે અમે શું તમારાથી કંઈ કમ છીએ? જે બ્રહ્મને જાણે છે તે જ શ્રેષ્ઠ બ્રાહ્મણ છે. [આવું કહીને] તેઓ એમને ધમકાવીને આંખો દેખાડે છે. ॥ ૯૯ (ખ) ॥

**ચૌ૦ – પર ત્રિય લંપટ કપટ સયાને । મોહ દ્રોહ મમતા લપટાને ॥**
**તેઇ અભેદબાદી ગ્યાની નર । દેખા મૈં ચરિત્ર કલિજુગ કર ॥ ૧ ॥**

જે પારકી સ્ત્રીમાં આસક્ત, કપટ કરવામાં ચતુર અને મોહ, દ્રોહ અને મમતામાં લપેટાયેલા છે, તે જ મનુષ્ય અભેદવાદી (બ્રહ્મ અને જીવને એક બતાડનારા) જ્ઞાની છે. મેં તે કળિયુગનું આ ચરિત્ર જોયું. ॥ ૧ ॥

**આપુ ગએ અરુ તિન્હહૂ ઘાલહિં । જે કહુઁ સત મારગ પ્રતિપાલહિં ॥**
**કલ્પ કલ્પ ભરિ એક એક નરકા । પરહિં જે દૂષહિં શ્રુતિ કરિ તરકા ॥ ૨ ॥**

તે સ્વયં તો નષ્ટ થયેલા જ રહે છે; જે ક્યાંક કોઈ સન્માર્ગનું પ્રતિપાલન કરે છે, તેમને પણ તેઓ નષ્ટ કરી નાખે છે. જે તર્ક કરીને વેદની નિંદા કરે છે, તે લોકો કલ્પોકલ્પ સુધી એક-એક નરકમાં પડ્યા રહે છે. ॥ ૨ ॥

**જે બરનાધમ તેલિ કુમ્હારા । સ્વપચ કિરાત કોલ કલવારા ॥**
**નારિ મુઈ ગૃહ સંપતિ નાસી । મૂડ઼ મુડ઼ાઇ હોહિં સંન્યાસી ॥ ૩ ॥**

ઘાંચી, કુંભાર, ચાંડાલ, ભીલ, કોલ અને કલાલ આદિ જે વર્ણમાં નીચ છે, તેઓ સ્ત્રીના મર્યે અથવા ઘરની સંપત્તિ નષ્ટ થઈ ગયે માથું મુંડાવીને સંન્યાસી થઈ જાય છે. ॥ ૩ ॥

**તે બિપ્રન્હ સન આપુ પુજાવહિં । ઉભય લોક નિજ હાથ નસાવહિં ॥**
**બિપ્ર નિરચ્છર લોલુપ કામી । નિરાચાર સઠ બૃષલી સ્વામી ॥ ૪ ॥**

તે પોતાને બ્રાહ્મણો દ્વારા પુજાવડાવે છે અને પોતાના જ હાથે બંને લોક નષ્ટ કરે છે. બ્રાહ્મણ અભણ, લોભી, કામી, આચારહીન, મૂર્ખ અને નીચ જાતિની વ્યભિચારિણી સ્ત્રીઓના સ્વામી હોય છે. ॥ ૪ ॥

**સૂદ્ર કરહિં જપ તપ બ્રત નાના । બૈઠિ બરાસન કહહિં પુરાના ॥**
**સબ નર કલ્પિત કરહિં અચારા । જાઇ ન બરનિ અનીતિ અપારા ॥ ૫ ॥**

શૂદ્ર અનેક પ્રકારના જપ, તપ અને વ્રત કરે છે તથા ઊંચા આસને (વ્યાસગાદીએ) બેસીને પુરાણ કહે છે. સર્વે મનુષ્ય મનમાન્યું આચરણ કરે છે. અપાર અનીતિનું વર્ણન કરી શકાતું નથી. ॥ ૫ ॥

**દો૦ – ભએ બરન સંકર કલિ ભિન્નસેતુ સબ લોગ ॥ ૧૦૦ (ક) ॥**
**કરહિં પાપ પાવહિં દુખ ભય રુજ સોક બિયોગ ॥ ૧૦૦ (ક) ॥**

કળિયુગમાં સર્વે લોકો વર્ણસંકર અને મર્યાદાથી ચ્યુત થઈ ગયા. તેઓ પાપ કરે છે અને [એના ફળસ્વરૂપે] દુઃખ, ભય, રોગ, શોક અને [પ્રિય વસ્તુનો] વિયોગ પામે છે. ॥ ૧૦૦ (ક) ॥

**શ્રુતિ સંમત હરિ ભક્તિ પથ સંજુત બિરતિ બિબેક ।**
**તેહિં ન ચલહિં નર મોહ બસ કલ્પહિં પંથ અનેક ॥ ૧૦૦ (ખ) ॥**

વેદ સંમત તથા વૈરાગ્ય અને જ્ઞાનથી યુક્ત જે હરિભક્તિનો માર્ગ છે, મોહવશ મનુષ્ય તેની ઉપર નથી ચાલતા અને અનેક નવા નવા પંથોની કલ્પના કરે છે. ॥ ૧૦૦ (ખ) ॥

**છં૦ – બહુ દામ સઁવારહિં ધામ જતી । બિષયા હરિ લીન્હિ ન રહિ બિરતી ॥**
**તપસી ધનવંત દરિદ્ર ગૃહી । કલિ કૌતુક તાત ન જાત કહી ॥ ૧ ॥**

સંન્યાસી ઘણું ધન વાપરીને ઘર સજાવે છે. તેમનામાં વૈરાગ્ય નથી રહ્યો, વિષયોએ તેમને હરી લીધા છે. તપસ્વી ધનવાન થઈ ગયા અને ગૃહસ્થ દરિદ્ર. હે તાત! કળિયુગની લીલા કંઈ કહી શકાતી નથી. ॥ ૧ ॥

**કુલવંતિ નિકારહિં નારિ સતી । ગૃહ આનહિં ચેરિ નિબેરિ ગતી ॥**
**સુત માનહિં માતુ પિતા તબ લૌં । અબલાનન દીખ નહીં જબ લૌં ॥ ૨ ॥**

કુળવંતી અને સતી સ્ત્રીને પુરુષ ઘરમાંથી કાઢી મૂકે છે અને સારી ચાલવાળીને ત્યજીને ઘરમાં દાસીને લાવીને રાખે છે. પુત્ર પોતાનાં માતાપિતાનું ત્યાં સુધી જ માને છે કે જ્યાં સુધી સ્ત્રીનું મુખ નથી દેખાઈ દેતું. ॥ ૨ ॥

**સસુરારિ પિઆરિ લગી જબ તેં । રિપુરૂપ કુટુંબ ભએ તબ તેં ॥**
**નૃપ પાપ પરાયન ધર્મ નહીં । કરિ દંડ બિડંબ પ્રજા નિતહીં ॥ ૩ ॥**

જ્યારથી સાસરું પ્રિય લાગવા માંડ્યું, ત્યારથી કુટુંબી શત્રુરૂપ થઈ ગયા. રાજા લોકો પાપપરાયણ થઈ ગયા, તેમનામાં ધર્મ ન રહ્યો. તે પ્રજાને નિત્ય જ [વિના અપરાધે] દંડ આપીને તેની વિડંબના (દુર્દશા) કર્યા કરે છે. ॥ ૩ ॥

**ધનવંત કુલીન મલીન અપી । દ્વિજ ચિન્હ જનેઉ ઉઘાર તપી ॥**
**નહિં માન પુરાન ન બેદહિ જો । હરિ સેવક સંત સહી કલિ સો ॥ ૪ ॥**

ધની લોકો મલિન (નીચ જાતિના) હોવા છતાંય કુલીન (ખાનદાની) માનવામાં આવે છે. દ્વિજનું ચિહ્ન (પ્રતીક) જનોઈમાત્ર રહી ગયું અને નાગા શરીરે રહેવું તપસ્વીઓનું. જે વેદો અને પુરાણોને નથી માનતા, કળિયુગમાં તે જ હરિભક્ત અને સાચા સંત કહેવડાવે છે. ॥ ૪ ॥

**કબિ બૃંદ ઉદાર દુની ન સુની । ગુન દૂષક બ્રાત ન કોપિ ગુની ॥**
**કલિ બારહિં બાર દુકાલ પરૈ । બિનુ અન્ન દુખી સબ લોગ મરૈ ॥ ૫ ॥**

કવિઓનાં તો ટોળાં થઈ ગયાં, પણ દુનિયામાં ઉદાર (કવિઓના આશ્રયદાતા) સંભળાઈ નથી પડતા. ગુણમાં દોષ લગાડનારા બહુ છે, પણ ગુણી (ગુણવાન) કોઈ પણ નથી. કળિયુગમાં વારંવાર દુકાળ પડે છે. અન્ન વિના બધા લોકો દુઃખી થઈને (ટળવળીને) મરે છે. ॥ ૫ ॥

દો૦ – **સુનુ ખગેસ કલિ કપટ હઠ દંભ દ્વેષ પાષંડ।**
**માન મોહ મારાદિ મદ બ્યાપિ રહે બ્રહ્મંડ ॥ ૧૦૧ (ક) ॥**

હે પક્ષીરાજ ગરુડજી! સાંભળો, કળિયુગમાં કપટ, હઠ (દુરાગ્રહ), દંભ, દ્વેષ પાખંડ, માન, મોહ અને કામ આદિ (અર્થાત્ કામ, ક્રોધ અને લોભ) અને મદ બ્રહ્માંડભરમાં વ્યાપ્ત થઈ ગયા (છવાઈ ગયા). ॥ ૧૦૧ (ક) ॥

**તામસ ધર્મ કરહિં નર જપ તપ બ્રત મખ દાન।**
**દેવ ન બરષહિં ધરનીં બએ ન જામહિં ધાન ॥ ૧૦૧ (ખ) ॥**

મનુષ્ય જપ, તપ, યજ્ઞ, વ્રત અને દાન આદિ ધર્મ તામસી ભાવથી કરવા લાગ્યા, દેવ (ઈન્દ્ર) પૃથ્વી પર જળ નથી વરસાવતા અને વાવેલું અન્ન ઊગતું નથી. ॥ ૧૦૧ (ખ) ॥

છં૦ – **અબલા કચ ભૂષન ભૂરિ છુધા। ધનહીન દુખી મમતા બહુધા ॥**
**સુખ ચાહહિં મૂઢ઼ ન ધર્મ રતા। મતિ થોરિ કઠોરિ ન કોમલતા ॥ ૧॥**

સ્ત્રીઓના વાળ જ ભૂષણ છે (એમના શરીર પર કોઈ આભૂષણ ન રહ્યું) અને એમને ભૂખ બહુ લાગે છે (અર્થાત્ તેઓ સદા અતૃપ્ત જ રહે છે). તેઓ ધનહીન અને અનેક પ્રકારની મમતા થવાને કારણે દુઃખી રહે છે. તે મૂર્ખ સુખ ઈચ્છે છે, પણ ધર્મમાં એમનો પ્રેમ નથી. બુદ્ધિ થોડી છે અને કઠોર છે; તેમનામાં કોમળતા નથી. ॥ ૧॥

**નર પીડ઼િત રોગ ન ભોગ કહીં। અભિમાન બિરોધ અકારનહીં ॥**
**લઘુ જીવન સંબતુ પંચ દસા। કલપાંત ન નાસ ગુમાનુ અસા ॥ ૨॥**

મનુષ્ય રોગોથી પીડિત છે, ભોગ (સુખ) ક્યાંય નથી, કારણ વિનાય અભિમાન અને વિરોધ કરે છે. દસ-પાંચ વર્ષનું નાનકડું જીવન છે, પરંતુ ઘમંડ એવો છે કે જાણે કલ્પાંત (પ્રલય) થવા છતાંય તેમનો નાશ નહીં થાય. ॥ ૨॥

**કલિકાલ બિહાલ કિએ મનુજા। નહિં માનત ક્વૌ અનુજા તનુજા ॥**
**નહિં તોષ બિચાર ન સીતલતા। સબ જાતિ કુજાતિ ભએ મગતા ॥ ૩॥**

કળિકાળે મનુષ્યને બેહાલ (અસ્ત-વ્યસ્ત) કરી નાખ્યા. કોઈ બહેન-બેટીનોય વિચાર નથી કરતું. [લોકોમાં] ન સંતોષ છે, ન વિવેક છે અને શીતળતાય નથી. જાતિ, કુજાતિ સર્વે લોક ભીખ માગનારા થઈ ગયા. ॥ ૩॥

**ઈરિષા પરુષાચ્છર લોલુપતા। ભરિ પૂરિ રહી સમતા બિગતા ॥**
**સબ લોગ બિયોગ બિસોક હએ। બરનાશ્રમ ધર્મ અચાર ગએ ॥ ૪॥**

ઈર્ષ્યા, કડવાં વચન અને લાલચ ભરપૂર થઈ રહ્યાં છે, સમતા ચાલી ગઈ. સર્વે જણા વિયોગ અને વિશેષ શોકથી પીડિત થઈ રહ્યા છે. વર્ણાશ્રમ-ધર્મનાં આચરણ નષ્ટ થઈ ગયાં. ॥ ૪॥

**દમ દાન દયા નહિં જાનપની। જડ઼તા પરબંચનતાતિ ઘની ॥**
**તનુ પોષક નારિ નરા સગરે। પરનિંદક જે જગ મો બગરે ॥ ૫॥**

ઇન્દ્રિયોનું દમન, દાન, દયા અને સમજદારી કોઈનામાં રહી નથી. મૂર્ખતા અને બીજાઓને ઠગવું – આ બહુ અધિક વધી ગયું. સ્ત્રી-પુરુષ સૌ શરીરનાં પાલન-પોષણમાં જ વ્યસ્ત રહે છે. જે પારકી નિંદા કરનારા છે, જગતમાં તે જ ફેલાયેલા છે. ॥૫॥

**દો૦ – સુનુ બ્યાલારિ કાલ કલિ મલ અવગુન આગાર।**
**ગુનઉ બહુત કલિજુગ કર બિનુ પ્રયાસ નિસ્તાર॥૧૦૨ (ક)॥**

હે સર્પોના શત્રુ ગરુડજી! સાંભળો, કળિકાળ પાપ અને અવગુણોનું ઘર છે. પરંતુ કળિયુગમાં એક ગુણ પણ મોટો છે કે તેમાં પરિશ્રમ વિનાય ભવબંધનમાંથી છૂટકારો મળી જાય છે. ॥ ૧૦૨ (ક) ॥

**કૃતજુગ ત્રેતાઁ દ્વાપર પૂજા મખ અરુ જોગ।**
**જો ગતિ હોઇ સો કલિ હરિ નામ તે પાવહિં લોગ॥૧૦૨ (ખ)॥**

સતયુગ, ત્રેતા અને દ્વાપરમાં જે ગતિ ક્રમશઃ યોગ, યજ્ઞ અને પૂજાથી પ્રાપ્ત થાય છે, તે જ ગતિ કળિયુગમાં લોકો કેવળ ભગવાનના નામથી પામી જાય છે. ॥૧૦૨ (ખ) ॥

**ચૌ૦ – કૃતજુગ સબ જોગી બિગ્યાની। કરિ હરિ ધ્યાન તરહિં ભવ પ્રાની॥**
**ત્રેતાઁ બિબિધ જગ્ય નર કરહીં। પ્રભુહિ સમર્પિ કર્મ ભવ તરહીં॥૧॥**

સત્યયુગમાં સૌ યોગી અને વિજ્ઞાની હોય છે. હરિનું ધ્યાન કરીને પ્રાણી ભવસાગરમાંથી તરી જાય છે. ત્રેતામાં મનુષ્ય અનેક પ્રકારના યજ્ઞ કરે છે અને સર્વે કર્મોને પ્રભુને સમર્પણ કરીને ભવસાગર પાર થઈ જાય છે. ॥૧॥

**દ્વાપર કરિ રઘુપતિ પદ પૂજા। નર ભવ તરહિં ઉપાય ન દૂજા॥**
**કલિજુગ કેવલ હરિ ગુન ગાહા। ગાવત નર પાવહિં ભવ થાહા॥૨॥**

દ્વાપરમાં શ્રીરઘુનાથજીના ચરણોની પૂજા કરીને મનુષ્ય સંસારને તરી જાય છે, બીજો કોઈ ઉપાય નથી અને કળિયુગમાં તો કેવળ શ્રીહરિની ગુણગાથાઓનું ગાન કરવાથી જ મનુષ્ય ભવસાગરનો તાગ પામી જાય છે. ॥૨॥

**કલિજુગ જોગ ન જગ્ય ન ગ્યાના। એક અધાર રામ ગુન ગાના॥**
**સબ ભરોસ તજિ જો ભજ રામહિ। પ્રેમ સમેત ગાવ ગુન ગ્રામહિ॥૩॥**

કળિયુગમાં ન તો યોગ અને યજ્ઞ છે અને જ્ઞાનેય નથી. શ્રીરામજીના ગુણગાન જ એકમાત્ર આધાર છે. માટે બધા ભરોસા ત્યજીને જે શ્રીરામજીને ભજે છે અને પ્રેમસહિત તેમના ગુણસમૂહોને ગાય છે, ॥૩॥

**સોઇ ભવ તર કછુ સંસય નાહીં। નામ પ્રતાપ પ્રગટ કલિ માહીં॥**
**કલિ કર એક પુનીત પ્રતાપા। માનસ પુન્ય હોહિં નહિં પાપા॥૪॥**

તે જ ભવસાગરને તરી જાય છે, એમાં કંઈ પણ સંદેહ નથી. નામનો પ્રતાપ કળિયુગમાં પ્રત્યક્ષ છે. કળિયુગનો એક પવિત્ર પ્રતાપ (મહિમા) છે કે માનસિક પુણ્યની તો ગણના થાય છે, પણ [માનસિક] પાપની ગણના થતી નથી. ॥૪॥

**દો૦ – કલિજુગ સમ જુગ આન નહિં જૌં નર કર બિસ્વાસ।**
**ગાઈ રામ ગુન ગન બિમલ ભવ તર બિનહિં પ્રયાસ ॥ ૧૦૩ (ક) ॥**

જો મનુષ્ય વિશ્વાસ રાખે, તો કળિયુગના જેવો બીજો યુગ નથી. [કેમકે] આ યુગમાં શ્રીરામજીના નિર્મળ ગુણસમૂહોને ગાઈ-ગાઈને મનુષ્ય વિના પરિશ્રમેય સંસાર[રૂપી સાગર]ને તરી જાય છે. ॥ ૧૦૩ (ક) ॥

**પ્રગટ ચારિ પદ ધર્મ કે કલિ મહુઁ એક પ્રધાન।**
**જેન કેન બિધિ દીન્હેં દાન કરઈ કલ્યાન ॥ ૧૦૩ (ખ) ॥**

ધર્મના ચાર ચરણ (સત્ય, દયા, તપ અને દાન) પ્રસિદ્ધ છે, જેમનામાં કળિનો એક [દાનરૂપી] ચરણ જ પ્રધાન છે. જે કોઈ પ્રકારેય દાન દેવાથી, દાન કલ્યાણ જ કરે છે. ॥ ૧૦૩ (ખ) ॥

**ચૌ૦ – નિત જુગ ધર્મ હોહિં સબ કેરે। હૃદયઁ રામ માયા કે પ્રેરે ॥**
**સુદ્ધ સત્વ સમતા બિગ્યાના। કૃત પ્રભાવ પ્રસન્ન મન જાના ॥ ૧॥**

શ્રીરામજીની માયાથી પ્રેરિત થઈને સૌના હૃદયોમાં સર્વે યુગના ધર્મ નિત્ય થતા રહે છે. શુદ્ધ સત્ત્વગુણ, સમતા, વિજ્ઞાન અને મનનું પ્રસન્ન થવું – એને સત્યયુગનો પ્રભાવ જાણો. ॥ ૧॥

**સત્વ બહુત રજ કછુ રતિ કર્મા। સબ બિધિ સુખ ત્રેતા કર ધર્મા ॥**
**બહુ રજ સ્વલ્પ સત્વ કછુ તામસ। દ્વાપર ધર્મ હરષ ભય માનસ ॥ ૨॥**

સત્ત્વગુણ અધિક હોય, કંઈક રજોગુણ હોય, કર્મોમાં પ્રીતિ હોય, સર્વે પ્રકારે સુખ હોય – આ ત્રેતાના ધર્મ છે. રજોગુણ બહુ હોય, સત્ત્વગુણ બહુ જ થોડા હોય, કંઈક તમોગુણ હોય, મનમાં હર્ષ અને ભય હોય – આ દ્વાપરનો ધર્મ છે; ॥ ૨॥

**તામસ બહુત રજોગુન થોરા। કલિ પ્રભાવ બિરોધ ચહુઁ ઓરા ॥**
**બુધ જુગ ધર્મ જાનિ મન માહીં। તજિ અધર્મ રતિ ધર્મ કરાહીં ॥ ૩॥**

તમોગુણ બહુ હોય, રજોગુણ ઓછા હોય, ચારેયકોર વેર-વિરોધ હોય – આ કળિયુગનો પ્રભાવ છે. પંડિત લોકો યુગોના ધર્મોને મનમાં જાણી (ઓળખીને), અધર્મ ત્યજીને ધર્મમાં પ્રીતિ કરે છે. ॥ ૩॥

**કાલ ધર્મ નહિં બ્યાપહિં તાહી। રઘુપતિ ચરન પ્રીતિ અતિ જાહી ॥**
**નટ કૃત બિકટ કપટ ખગરાયા। નટ સેવકહિ ન બ્યાપઈ માયા ॥ ૪॥**

જેમને શ્રીરઘુનાથજીના ચરણોમાં અત્યંત પ્રેમ છે, તેમને કાળધર્મ (યુગધર્મ) નથી વ્યાપતા. હે પક્ષીરાજ! નટ(બાજીગર)નું કરેલું કપટ-ચરિત્ર (ઈન્દ્રજાળ) જોનારાઓ માટે ઘણું વિકટ (દુર્ગમ) હોય છે, પણ નટના સેવક(જંબૂરા)ને તેની માયા વ્યાપતી નથી. ॥ ૪॥

**દો૦ – હરિ માયા કૃત દોષ ગુન બિનુ હરિ ભજન ન જાહિં।**
**ભજિઅ રામ તજિ કામ સબ અસ બિચારિ મન માહિં ॥ ૧૦૪ (ક) ॥**

શ્રીહરિની માયા દ્વારા રચાયેલા દોષ અને ગુણ શ્રીહરિના ભજન વિના જતા નથી. મનમાં આવું વિચારીને, સર્વે કામનાઓને છોડીને (નિષ્કામભાવથી) શ્રીરામજીનું ભજન કરવું જોઈએ. ॥ ૧૦૪ (ક) ॥

**તેહિં કલિકાલ બરષ બહુ બસેઉँ અવધ બિહગેસ।**
**પરેઉ દુકાલ બિપતિ બસ તબ મૈં ગયઉँ બિદેસ॥૧૦૪ (ખ)॥**

હે પક્ષીરાજ! એ કળિકાળમાં હું ઘણા વર્ષો સુધી અયોધ્યામાં રહ્યો. એક વાર ત્યાં દુકાળ પડ્યો, ત્યારે હું વિપત્તિને લીધે વિદેશ (અન્ય સ્થાને) ચાલ્યો ગયો. ॥૧૦૪ (ખ)॥

**ચૌ૦ – ગયઉँ ઉજેની સુનુ ઉરગારી। દીન મલીન દરિદ્ર દુખારી॥**
**ગએँ કાલ કછુ સંપતિ પાઈ। તહँ પુનિ કરઉँ સંભુ સેવકાઈ॥૧॥**

હે સર્પોના શત્રુ ગરુડજી! સાંભળો, હું દીન, મલિન (ઉદાસ), દરિદ્ર અને દુઃખી થઈને ઉજ્જૈન ગયો. કેટલોક કાળ વીત્યા પછી થોડીક સંપત્તિ પામીને પાછો હું ત્યાં ભગવાન શંકરની આરાધના કરવા લાગ્યો. ॥૧॥

**બિપ્ર એક બૈદિક સિવ પૂજા। કરઇ સદા તેહિ કાજુ ન દૂજા॥**
**પરમ સાધુ પરમારથ બિંદક। સંભુ ઉપાસક નહિં હરિ નિંદક॥૨॥**

એક બ્રાહ્મણ વેદવિધિથી સદાય શિવજીની પૂજા કરતા. તેમને બીજું કોઈ કામ ન હતું. તેઓ પરમ સાધુ અને પરમાર્થના જ્ઞાતા હતા, તેઓ શંભુના ઉપાસક હતા, પણ શ્રીહરિની નિંદા કરનારા ન હતા. ॥૨॥

**તેહિ સેવઉँ મૈં કપટ સમેતા। દ્વિજ દયાલ અતિ નીતિ નિકેતા॥**
**બાહિજ નમ્ર દેખિ મોહિ સાઈં। બિપ્ર પઢ઼ાવ પુત્ર કી નાઈં॥૩॥**

હું કપટપૂર્વક એમની સેવા કરતો. બ્રાહ્મણ ઘણા જ દયાળુ અને નીતિના ધામ હતા. હે સ્વામી! બહારથી નમ્ર જોઈને બ્રાહ્મણ મને પુત્રની જેવો ગણીને ભણાવતા હતા. ॥૩॥

**સંભુ મંત્ર મોહિ દ્વિજબર દીન્હા। સુભ ઉપદેસ બિબિધ બિધિ કીન્હા॥**
**જપઉँ મંત્ર સિવ મંદિર જાઈ। હૃદયँ દંભ અહમિતિ અધિકાઈ॥૪॥**

તે બ્રાહ્મણશ્રેષ્ઠે મને શિવજીનો મંત્ર આપ્યો અને અનેકો પ્રકારના શુભ ઉપદેશ કર્યા. હું શિવજીના મંદિરમાં જઈને મંત્ર જપતો હતો. મારા હૃદયમાં દંભ અને અહંકાર વધી ગયો. ॥૪॥

**દો૦ – મૈં ખલ મલ સંકુલ મતિ નીચ જાતિ બસ મોહ।**
**હરિજન દ્વિજ દેખેં જરઉँ કરઉँ બિષ્નુ કર દ્રોહ॥૧૦૫ (ક)॥**

હું દુષ્ટ, નીચ જાતિ અને પાપમયી મલિન બુદ્ધિવાળો મોહવશ શ્રીહરિના ભક્તો અને દ્વિજોને જોતાં જ બળી ઊઠતો અને વિષ્ણુભગવાનનો દ્રોહ કરતો હતો. ॥૧૦૫ (ક)॥

**સો૦ – ગુર નિત મોહિ પ્રબોધ દુખિત દેખિ આચરન મમ।**
**મોહિ ઉપજઇ અતિ ક્રોધ દંભિહિ નીતિ કિ ભાવઈ॥૧૦૫ (ખ)॥**

ગુરુજી મારા આચરણને જોઈને દુભાતા હતા. તેઓ મને નિત્ય સારી રીતેય સમજાવતા, પણ [હું કંઈ પણ ન સમજતો, ઊલટો] મને અત્યંત ક્રોધ ઉત્પન્ન થતો. દંભીને કદીય નીતિ (સારી) ઠીક લાગે છે? ॥૧૦૫ (ખ)॥

**ચૌ૦ – એક બાર ગુર લીન્હ બોલાઈ। મોહિ નીતિ બહુ ભાઁતિ સિખાઈ॥**
**સિવ સેવા કર ફલ સુત સોઈ। અબિરલ ભગતિ રામ પદ હોઈ॥૧॥**

એકવાર ગુરુજીએ મને બોલાવ્યો અને અનેક પ્રકારે [પરમાર્થ] નીતિનું શિક્ષણ આપ્યું કે હે પુત્ર! શિવજીની સેવાનું ફળ આ જ છે કે શ્રીરામજીના ચરણોમાં પ્રગાઢ ભક્તિ થાય. ॥૧॥

**રામહિ ભજહિં તાત સિવ ધાતા। નર પાવઁર કૈ કેતિક બાતા॥**
**જાસુ ચરન અજ સિવ અનુરાગી। તાસુ દ્રોહઁ સુખ ચહસિ અભાગી॥૨॥**

હે તાત! શિવજી અને બ્રહ્માજી પણ શ્રીરામજીને ભજે છે [તો] નીચ મનુષ્યની તો વાત જ શું છે? બ્રહ્માજી અને શિવજી જેમના ચરણોના પ્રેમી છે, અરે અભાગિયા! તેમનો દ્રોહ કરીને તું સુખ ઇચ્છે છે? ॥૨॥

**હર કહુઁ હરિ સેવક ગુર કહેઊ। સુનિ ખગનાથ હૃદય મમ દહેઊ॥**
**અધમ જાતિ મૈં બિદ્યા પાએઁ। ભયઉઁ જથા અહિ દૂધ પિઆએઁ॥૩॥**

ગુરુજીએ શિવજીને હરિના સેવક કહ્યા. આ સાંભળીને હે પક્ષીરાજ! મારું હૃદય તપી ઊઠ્યું. નીચ જાતિનો હું વિદ્યા પામીને એવો થઈ ગયો, જેમ દૂધ પિવડાવવાથી સર્પ અધિક ઝેરી થઈ જાય છે. ॥૩॥

**માની કુટિલ કુભાગ્ય કુજાતી। ગુર કર દ્રોહ કરઉઁ દિનુ રાતી॥**
**અતિ દયાલ ગુર સ્વલ્પ ન ક્રોધા। પુનિ પુનિ મોહિ સિખાવ સુબોધા॥૪॥**

અભિમાની, કુટિલ, દુર્ભાગી અને કુજાતિ હું દિવસ-રાત ગુરુજીનો દ્રોહ કરતો. ગુરુજી અત્યંત દયાળુ હોવાને લીધે તેમને થોડોક પણ ક્રોધ આવતો ન હતો. [મારા દ્રોહ કરવા છતાંય] તેઓ વારંવાર મને ઉત્તમ જ્ઞાનનું જ શિક્ષણ આપતા હતા. ॥૪॥

**જેહિ તે નીચ બડ઼ાઈ પાવા। સો પ્રથમહિં હતિ તાહિ નસાવા॥**
**ધૂમ અનલ સંભવ સુનુ ભાઈ। તેહિ બુઝાવ ઘન પદવી પાઈ॥૫॥**

નીચ મનુષ્ય જેનાથી મોટાઈ પામે છે, તે એને જ સૌથી પહેલા મારીને તેનો નાશ કરે છે. હે ભાઈ! સાંભળો, આગથી ઉત્પન્ન થયેલો ધુમાડો મેઘની પદવી પામીને એ જ અગ્નિને હોલવી નાખે છે. ॥૫॥

**રજ મગ પરી નિરાદર રહઈ। સબ કર પદ પ્રહાર નિત સહઈ॥**
**મરુત ઉડ઼ાવ પ્રથમ તેહિ ભરઈ। પુનિ નૃપ નયન કિરીટન્હ પરઈ॥૬॥**

ધૂળ રસ્તામાં નિરાદરથી પડી રહે છે અને સદાય સૌની [માર્ગે ચાલનારાઓની] લાતોનો માર સહે છે. પણ જ્યારે પવન તેને ઉડાડે [ઊંચે ઉઠાવે] છે, ત્યારે તે સૌથી પહેલા એને જ [પવનને] ભરી દે છે અને પછી રાજાઓનાં નેત્રો અને કિરીટો (મુગટો) પર પડે છે. ॥૬॥

**સુનુ ખગપતિ અસ સમુઝિ પ્રસંગા। બુધ નહિં કરહિં અધમ કર સંગા॥**
**કબિ કોબિદ ગાવહિં અસિ નીતી। ખલ સન કલહ ન ભલ નહિં પ્રીતી॥૭॥**

હે પક્ષીરાજ ગરુડજી! સાંભળો, આવી વાત સમજીને બુદ્ધિમાન લોકો અધમ(નીચ)નો સંગ નથી કરતા. કવિ અને પંડિત આવી નીતિ કહે છે કે દુષ્ટ સાથે ન તો કલહ ઠીક છે અને ન તો પ્રેમ કરવોય ઠીક છે. ॥૭॥

**ઉદાસીન નિત રહિઅ ગોસાઈં। ખલ પરિહરિઅ સ્વાન કી નાઈં॥**
**મૈં ખલ હૃદયઁ કપટ કુટિલાઈ। ગુર હિત કહઈ ન મોહિ સોહાઈ॥૮॥**

હે ગોસાઈં! એનાથી તો સદાય ઉદાસીન જ રહેવું જોઈએ. દુષ્ટને કૂતરાની જેમ દૂરથી જ ત્યાગી દેવો જોઈએ. હું દુષ્ટ હતો, હૃદયમાં કપટ અને કુટિલતા ભરેલી હતી. [માટે જ] ગુરુજી હિતની વાત કહેતા હતા, પણ તે મને ગમતી ન હતી. ॥૮॥

**દો૦ – એક બાર હર મંદિર જપત રહેઉઁ સિવ નામ।**
**ગુરુ આયઉ અભિમાન તેં ઉઠિ નહિં કીન્હ પ્રનામ॥૧૦૬ (ક)॥**

એક દિવસ હું શિવજીના મંદિરમાં શિવનામ જપી રહ્યો હતો. તે સમયે ગુરુજી ત્યાં આવ્યા, પરંતુ અભિમાનને લીધે મેં ઊઠીને તેમને પ્રણામ ન કર્યાં. ॥૧૦૬ (ક)॥

**સો દયાલ નહિં કહેઉ કછુ ઉર ન રોષ લવલેસ।**
**અતિ અઘ ગુર અપમાનતા સહિ નહિં સકે મહેસ॥૧૦૬ (ખ)॥**

ગુરુજી દયાળુ હતા, [મારો દોષ જોઈને પણ] એમણે કંઈ કહ્યું નહિ; તેમના હૃદયમાં લેશમાત્રય ક્રોધ ન થયો. પણ ગુરુનું અપમાન બહુ મોટું પાપ છે; માટે મહાદેવજી તેને સહી ન શક્યા. ॥૧૦૬ (ખ)॥

**ચૌ૦ – મંદિર માઝ ભઈ નભબાની। રે હતભાગ્ય અગ્ય અભિમાની॥**
**જદ્યપિ તવ ગુર કેં નહિં ક્રોધા। અતિ કૃપાલ ચિત સમ્યક બોધા॥૧॥**

મંદિરમાં આકાશવાણી થઈ કે અરે હતભાગી! મૂર્ખ! અભિમાની! જોકે તારા ગુરુને ક્રોધ નથી, તે અત્યંત કૃપાળુ ચિત્તના છે અને તેમને [પૂર્ણ તથા] યથાર્થ જ્ઞાન છે, ॥૧॥

**તદપિ સાપ સઠ દૈહઉઁ તોહિ। નીતિ બિરોધ સોહાઇ ન મોહી॥**
**જૌં નહિં દંડ કરૌં ખલ તોરા। ભ્રષ્ટ હોઇ શ્રુતિમારગ મોરા॥૨॥**

તો પણ હે મૂર્ખ! તને હું શાપ આપીશ; [કારણકે] નીતિનો વિરોધ મને ઠીક નથી લાગતો. અરે દુષ્ટ! જો હું તને દંડ ન આપું તો મારો વેદમાર્ગ પણ ભ્રષ્ટ થઈ જાય. ॥૨॥

**જે સઠ ગુર સન ઇરિષા કરહીં। રૌરવ નરક કોટિ જુગ પરહીં॥**
**ત્રિજગ જોનિ પુનિ ધરહિં સરીરા। અયુત જન્મ ભરિ પાવહિં પીરા॥૩॥**

જે મૂર્ખ ગુરુની ઈર્ષ્યા કરે છે, તે કરોડો યુગો સુધી રૌરવ નરકમાં પડ્યા રહે છે. પછી (ત્યાંથી નીકળીને) તે તિર્યંચ (પશુ, પક્ષી આદિ) યોનિઓમાં શરીર ધારણ કરે છે અને દસ હજાર જન્મો સુધી દુઃખ પામતા રહે છે. ॥૩॥

**બૈઠિ રહેસિ અજગર ઈવ પાપી। સર્પ હોહિ ખલ મલ મતિ બ્યાપી॥**
**મહા બિટપ કોટર મહુઁ જાઈ। રહુ અધમાધમ અધગતિ પાઈ॥૪॥**

અરે પાપી! તું ગુરુની સામે અજગરની જેમ બેસી રહ્યો! અરે દુષ્ટ! તારી બુદ્ધિ પાપથી ઢંકાઈ ગઈ છે, [માટે] તું સર્પ થઈ જા. અરે અધમથીય અધમ! આ અધોગતિ(સર્પની નીચ યોનિ)ને પામીને કોઈ મોટા ભારે ઝાડના પોલાણમાં જઈને રહે. ॥૪॥

**દો૦ – હાહાકાર કીન્હ ગુર દારુન સુનિ સિવ સાપ।**
**કંપિત મોહિ બિલોકિ અતિ ઉર ઉપજા પરિતાપ॥૧૦૭(ક)॥**

શિવજીનો ભયાનક શાપ સાંભળીને ગુરુજીએ હાહાકાર કર્યો. મને ધ્રૂજતો જોઈને એમના હૃદયમાં ઘણો સંતાપ ઉત્પન્ન થયો. ॥૧૦૭(ક)॥

**કરિ દંડવત સપ્રેમ દ્વિજ સિવ સન્મુખ કર જોરિ।**
**બિનય કરત ગદગદ સ્વર સમુઝિ ઘોર ગતિ મોરિ॥૧૦૭(ખ)॥**

પ્રેમસહિત દંડવત કરીને તે બ્રાહ્મણ શ્રીશિવજીની સામે હાથ જોડીને મારી ભયંકર ગતિનો વિચાર કરીને ગદ્‌ગદ વાણીથી વિનંતી (સ્તુતિ) કરવા લાગ્યા – ॥૧૦૭(ખ)॥

**છં૦ – નમામીશમીશાન નિર્વાણરૂપં। વિભું વ્યાપકં બ્રહ્મ વેદસ્વરૂપં॥**
**નિજં નિર્ગુણં નિર્વિકલ્પં નિરીહં। ચિદાકાશમાકાશવાસં ભજેઽહં॥૧॥**

હે મોક્ષસ્વરૂપ, વિભુ, વ્યાપક, બ્રહ્મ અને વેદસ્વરૂપ, ઈશાન દિશાના ઈશ્વર તથા સર્વેના સ્વામી શ્રીશિવજી! હું આપને નમસ્કાર કરું છું. નિજસ્વરૂપમાં સ્થિત (અર્થાત્ માયારહિત), [માયિક] ગુણોથી રહિત, ભેદરહિત, ઈચ્છારહિત, ચેતન આકાશરૂપ અને આકાશને જ વસ્ત્રરૂપે ધારણ કરનારા દિગમ્બર [અથવા આકાશને પણ આચ્છાદિત કરનારા] આપને હું ભજું છું. ॥૧॥

**નિરાકારમોંકારમૂલં તુરીયં। ગિરા ગ્યાન ગોતીતમીશં ગિરીશં॥**
**કરાલં મહાકાલ કાલં કૃપાલં। ગુણાગાર સંસારપારં નતોઽહં॥૨॥**

નિરાકાર, ૐકારના મૂળ, તુરીય (ત્રણેય ગુણોથી અતીત), વાણી, જ્ઞાન અને ઈન્દ્રિયોથી પર, કૈલાસપતિ, વિકરાળ, મહાકાળનાય કાળ, કૃપાળુ, ગુણોના ધામ, સંસારથી પર (આપ) પરમેશ્વરને હું નમસ્કાર કરું છું. ॥૨॥

**તુષારાદ્રિ સંકાશ ગૌરં ગભીરં। મનોભૂત કોટિ પ્રભા શ્રીશરીરં॥**
**સ્ફુરન્મૌલિ કલ્લોલિની ચારુ ગંગા। લસદ્‌ભાલબાલેન્દુ કંઠે ભુજંગા॥૩॥**

જે હિમાલય સમાન ગૌરવર્ણ તથા ગંભીર છે, જેમના શરીરમાં કરોડો કામદેવોની જ્યોતિ અને શોભા છે, જેમના મસ્તક પર સુંદર નદી ગંગાજી બિરાજમાન છે, જેમના લલાટ પર દ્વિતીયાનો ચન્દ્રમા અને ગળામાં સર્પ સુશોભિત છે; ॥૩॥

**ચલત્કુંડલં ભ્રૂ સુનેત્રં વિશાલં । પ્રસન્નાનનં નીલકંઠં દયાલં ॥**
**મૃગાધીશચર્મામ્બરં મુણ્ડમાલં । પ્રિયં શંકરં સર્વનાથં ભજામિ ॥૪॥**

જેમના કાનોમાં કુંડળ ઝૂલી રહ્યાં છે, સુંદર ભ્રૂકુટી અને વિશાળ નેત્રો છે; જે પ્રસન્નમુખ, નીલકંઠ અને દયાળુ છે; સિંહચર્મનું વસ્ત્ર ધારણ કરેલા અને મુંડમાળા પહેરેલી છે; તે સર્વેના પ્રિય અને સૌના નાથ [કલ્યાણ કરનારા] શ્રીશંકરજીને હું ભજું છું. ॥૪॥

**પ્રચંડં પ્રકૃષ્ટં પ્રગલ્ભં પરેશં । અખંડં અજં ભાનુકોટિપ્રકાશં ॥**
**ત્રયઃ શૂલ નિર્મૂલનં શૂલપાણિં । ભજેઽહં ભવાનીપતિં ભાવગમ્યં ॥૫॥**

પ્રચંડ (રૂદ્રરૂપ), શ્રેષ્ઠ, તેજસ્વી (નિર્ભય), પરમેશ્વર, અખંડ, અજન્મા, કરોડો સૂર્યો સમાન પ્રકાશવાળા, ત્રણેય પ્રકારનાં શૂળો(દુઃખો)ને નિર્મૂળ કરનારા, હાથમાં ત્રિશૂળ ધારણ કરેલા, ભાવ (પ્રેમ) દ્વારા પ્રાપ્ત થનારા ભવાનીના પતિ શ્રીશંકરજીને હું ભજું છું. ॥૫॥

**કલાતીત કલ્યાણ કલ્પાન્તકારી । સદા સજ્જનાનન્દદાતા પુરારી ॥**
**ચિદાનંદ સંદોહ મોહાપહારી । પ્રસીદ પ્રસીદ પ્રભો મન્મથારી ॥૬॥**

કળાઓથી પર, કલ્યાણસ્વરૂપ, કલ્પનો અંત (પ્રલય) કરનારા, સજ્જનોને સદા આનંદ આપનારા, ત્રિપુરના શત્રુ સચ્ચિદાનંદઘન, મોહને હરનારા, મનને મથી નાખનારા કામદેવના શત્રુ હે પ્રભો! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. ॥૬॥

**ન યાવદ્ ઉમાનાથ પાદારવિન્દં । ભજંતીહ લોકે પરે વા નરાણાં ॥**
**ન તાવત્સુખં શાન્તિ સન્તાપનાશં । પ્રસીદ પ્રભો સર્વભૂતાધિવાસં ॥૭॥**

હે ઉમાનાથ! જ્યાં સુધી આપના ચરણકમળોને મનુષ્ય નથી ભજતાં, ત્યાં સુધી તેમને ન તો આ લોકમાં અને ન તો પરલોકમાં સુખ-શાંતિ મળે છે અને ન તો તેમના તાપોનો નાશ થાય છે. માટે હે સમસ્ત જીવોની અંદર (હૃદયમાં) નિવાસ કરનારા પ્રભો! પ્રસન્ન થાઓ. ॥૭॥

**ન જાનામિ યોગં જપં નૈવ પૂજાં । નતોઽહં સદા સર્વદા શંભુ તુભ્યં ॥**
**જરા જન્મ દુઃખૌઘ તાતપ્યમાનં । પ્રભો પાહિ આપન્નમામીશ શંભો ॥૮॥**

હું ન તો યોગ જાણું છું, ન જપ અને ન પૂજા જ. હે સર્વસ્વ આપનાર શંભો! હું તો આપને સદાય નમસ્કાર કરું છું. હે પ્રભો! વૃદ્ધાવસ્થા તથા જન્મ[મૃત્યુ]ના દુઃખસમૂહોમાં બળી રહેલા મારા જેવા દુઃખી-શરણાગતોની દુઃખોથી રક્ષા કરો. હે ઈશ્વર! હે શંભો! હું આપને નમસ્કાર કરું છું. ॥૮॥

**શ્લોક—રુદ્રાષ્ટકમિદં પ્રોક્તં વિપ્રેણ હરતોષયે ॥**
**યે પઠન્તિ નરા ભક્ત્યા તેષાં શમ્ભુઃ પ્રસીદતિ ॥૯॥**

ભગવાન રુદ્રની સ્તુતિનું આ અષ્ટક શંકરજીની તુષ્ટિ (પ્રસન્નતા) માટે એ બ્રાહ્મણ દ્વારા કહેવાયું. જે મનુષ્ય આનું ભક્તિપૂર્વક પઠન કરે છે, તેની ઉપર ભગવાન શંભુ પ્રસન્ન થાય છે. ॥૯॥

**દો૦ – સુનિ બિનતી સર્બગ્ય સિવ દેખિ બિપ્ર અનુરાગુ।**
**પુનિ મંદિર નભબાની ભઈ દ્વિજબર બર માગુ ॥ ૧૦૮ (ક) ॥**

સર્વજ્ઞ શિવજીએ વિનંતી સાંભળી અને બ્રાહ્મણનો પ્રેમ જોયો. પછી મંદિરમાં આકાશવાણી થઈ કે હે દ્વિજશ્રેષ્ઠ! વર માગો. ॥ ૧૦૮ (ક) ॥

**જૌં પ્રસન્ન પ્રભુ મો પર નાથ દીન પર નેહુ।**
**નિજ પદ ભગતિ દેઈ પ્રભુ પુનિ દૂસર બર દેહુ ॥ ૧૦૮ (ખ) ॥**

[બ્રાહ્મણે કહ્યું –] હે પ્રભો! જો આપ મારા પર પ્રસન્ન હોવ અને હે નાથ! જો આ દીન પર આપનો સ્નેહ હોય તો પહેલા આપના ચરણોની ભક્તિ આપીને બીજો વર આપો, ॥ ૧૦૮ (ખ) ॥

**તવ માયા બસ જીવ જડ઼ સંતત ફિરઇ ભુલાન।**
**તેહિ પર ક્રોધ ન કરિઅ પ્રભુ કૃપાસિંધુ ભગવાન ॥ ૧૦૮ (ગ) ॥**

હે પ્રભો! આ અજ્ઞાની જીવ આપની માયાને વશ થઈને નિરંતર ભૂલી ભટકે છે. હે કૃપાના સાગર ભગવાન! તેના પર ક્રોધ ન કરો. ॥ ૧૦૮ (ગ) ॥

**સંકર દીનદયાલ અબ એહિ પર હોહુ કૃપાલ।**
**સાપ અનુગ્રહ હોઇ જેહિં નાથ થોરેહીં કાલ ॥ ૧૦૮ (ઘ) ॥**

હે દીનો પર દયા કરનારા (કલ્યાણકારી) શંકર! હવે આની પર કૃપાળુ થાવ (કૃપા કરો), જેથી હે નાથ! ટૂંક સમયમાં જ આના પર શાપ પછી અનુગ્રહ (શાપથી મુક્તિ) થઈ જાય. ॥ ૧૦૮ (ઘ) ॥

**ચૌ૦ – એહિ કર હોઇ પરમ કલ્યાના। સોઇ કરહુ અબ કૃપાનિધાના ॥**
**બિપ્ર ગિરા સુનિ પરહિત સાની। એવમસ્તુ ઇતિ ભઇ નભ બાની ॥ ૧ ॥**

હે કૃપાનિધાન! હવે તે જ કરો, જેનાથી આનું પરમ કલ્યાણ થાય. બીજાના હિતની તરબોળ થયેલ બ્રાહ્મણની વાણી સાંભળીને, પછી આકાશવાણી થઈ - 'એવમસ્તુ' (આવું જ થાય). ॥ ૧ ॥

**જદપિ કીન્હ એહિં દારુન પાપા। મૈં પુનિ દીન્હિ કોપ કરિ સાપા ॥**
**તદપિ તુમ્હારિ સાધુતા દેખી। કરિહઉઁ એહિ પર કૃપા બિસેષી ॥ ૨ ॥**

જોકે તેણે ભયાનક પાપ કર્યું છે અને મેં પણ એને ક્રોધ કરીને શાપ આપ્યો છે, તો પણ તમારી સાધુતા જોઈને હું એની પર વિશેષ કૃપા કરીશ. ॥ ૨ ॥

**છમાસીલ જે પર ઉપકારી। તે દ્વિજ મોહિ પ્રિય જથા ખરારી ॥**
**મોર શ્રાપ દ્વિજ બ્યર્થ ન જાઇહિ। જન્મ સહસ અવસ્ય યહ પાઇહિ ॥ ૩ ॥**

હે દ્વિજ! જે ક્ષમાશીલ અને પરોપકારી હોય છે, તે મને એવા જ પ્રિય છે જેમ ખરારિ શ્રીરામચન્દ્રજી. હે દ્વિજ! મારો શાપ વ્યર્થ નહીં જાય. આ એક હજાર જન્મ અવશ્ય પામશે. ॥ ૩ ॥

**જનમત મરત દુસહ દુખ હોઈ । એહિ સ્વલ્પઉ નહિં બ્યાપિહિ સોઈ ॥**
**કવનેઉઁ જન્મ મિટિહિ નહિં ગ્યાના । સુનહિ સૂદ્ર મમ બચન પ્રવાના ॥૪॥**

પરંતુ જન્મવા અને મરવામાં જે દુઃસહ્ય દુઃખ થાય છે, આને તે દુઃખ જરાય નહીં વ્યાપે અને કોઈ પણ જન્મમાં એનું જ્ઞાન નષ્ટ નહીં થાય. હે શૂદ્ર! મારાં પ્રામાણિક વચન સાંભળ. ॥૪॥

**રઘુપતિ પુરીં જન્મ તવ ભયઊ । પુનિ તૈં મમ સેવાઁ મન દયઊ ॥**
**પુરી પ્રભાવ અનુગ્રહ મોરેં । રામ ભગતિ ઉપજિહિ ઉર તોરેં ॥૫॥**

[પ્રથમ તો] તારો જન્મ શ્રીરઘુનાથજીની પુરીમાં થયો. પછી તેં મારી સેવામાં મન લગાવ્યું. પુરીના પ્રભાવ અને મારી કૃપાથી તારા હૃદયમાં રામભક્તિ ઉત્પન્ન થશે. ॥૫॥

**સુનુ મમ બચન સત્ય અબ ભાઈ । હરિતોષન બ્રત દ્વિજ સેવકાઈ ॥**
**અબ જનિ કરહિ બિપ્ર અપમાના । જાનેસુ સંત અનંત સમાના ॥૬॥**

હે ભાઈ! હવે મારાં સત્ય વચન સાંભળ. દ્વિજોની સેવા જ ભગવાનને પ્રસન્ન કરનારું વ્રત છે. હવે ક્યારેય બ્રાહ્મણનું અપમાન ન કરીશ. સંતોને અનંત શ્રીભગવાનના જેવા જ જાણજે. ॥૬॥

**ઇંદ્ર કુલિસ મમ સૂલ બિસાલા । કાલદંડ હરિ ચક્ર કરાલા ॥**
**જો ઇન્હ કર મારા નહિં મરઈ । બિપ્ર દ્રોહ પાવક સો જરઈ ॥૭॥**

ઈન્દ્રના વજ્ર, મારા વિશાળ ત્રિશૂળ, કાળના દંડ અને શ્રીહરિના વિકરાળ ચક્રના માર્યા પણ જે નથી મરતા, તે પણ વિપ્રદ્રોહરૂપી અગ્નિથી ભસ્મ થઈ જાય છે. ॥૭॥

**અસ બિબેક રાખેહુ મન માહીં । તુમ્હ કહઁ જગ દુર્લભ કછુ નાહીં ॥**
**ઔરઉ એક આસિષા મોરી । અપ્રતિહત ગતિ હોઇહિ તોરી ॥૮॥**

આવો વિવેક મનમાં રાખજે. પછી તારા માટે જગતમાં કંઈ પણ દુર્લભ નહીં હોય. મારો એક બીજો પણ આશીર્વાદ છે કે તારી સર્વત્ર અબાધ ગતિ થશે (અર્થાત્ તું જ્યાં જવા ઇચ્છશે, ત્યાં કોઈ રોક-ટોક વિના જઈ શકશે) ॥૮॥

**દો૦ – સુનિ સિવ બચન હરષિ ગુર એવમસ્તુ ઇતિ ભાષિ ।**
**મોહિ પ્રબોધિ ગયઉ ગૃહ સંભુ ચરન ઉર રાખિ ॥૧૦૯ (ક)॥**

[આકાશવાણી દ્વારા] શિવજીનાં વચન સાંભળીને ગુરુજી હરખાઈને 'એવું જ થાવ' - આમ કહીને મને ઘણો સમજાવીને અને શિવજીના ચરણોને હૃદયમાં રાખીને પોતાના ઘેર ગયા. ॥૧૦૯ (ક)॥

**પ્રેરિત કાલ બિંધિ ગિરિ જાઇ ભયઉઁ મૈં બ્યાલ ।**
**પુનિ પ્રયાસ બિનુ સો તનુ તજેઉઁ ગએઁ કછુ કાલ ॥૧૦૯ (ખ)॥**

કાળની પ્રેરણાથી હું વિંધ્યાચળમાં જઈને સર્પ થયો. પછી કેટલોક કાળ વીત્યા પછી મેં પરિશ્રમ (કષ્ટ) વિના જ તે શરીર ત્યાગી દીધું. ॥૧૦૯ (ખ)॥

**જોઇ તનુ ધરઉઁ તજઉઁ પુનિ અનાયાસ હરિજાન।**
**જિમિ નૂતન પટ પહિરઇ નર પરિહરઇ પુરાન ॥ ૧૦૯ (ગ) ॥**

હે હરિવાહન! હું જે પણ શરીર ધારણ કરતો, તેને વિનાપરિશ્રમે જ તેવી રીતે જ સુખપૂર્વક ત્યાગી દેતો હતો, જેમ મનુષ્ય જૂનું વસ્ત્ર ત્યાગી દે છે અને નવું પહેરી લે છે. ॥ ૧૦૯ (ગ) ॥

**સિવઁ રાખી શ્રુતિ નીતિ અરુ મૈં નહિં પાવા ક્લેસ।**
**એહિ બિધિ ધરેઉઁ બિબિધિ તનુ ગ્યાન ન ગયઉ ખગેસ ॥ ૧૦૯ (ઘ) ॥**

શિવજીએ વેદમર્યાદાની રક્ષા કરી અને હું ક્લેશ પણ ન પામ્યો. આ પ્રમાણે હે પક્ષીરાજ! મેં અનેક શરીર ધારણ કર્યાં, પણ મારું જ્ઞાન ન ગયું. ॥ ૧૦૯ (ઘ) ॥

**ચૌ૦ – ત્રિજગ દેવ નર જોઇ તનુ ધરઊઁ। તહઁ તહઁ રામ ભજન અનુસરઊઁ ॥**
**એક સૂલ મોહિ બિસર ન કાઊ। ગુર કર કોમલ સીલ સુભાઊ ॥ ૧ ॥**

તિર્યંચ યોનિ (પશુ-પક્ષી), દેવો કે મનુષ્યનું જે પણ શરીર ધારણ કરતો, ત્યાં ત્યાં (તે-તે શરીરમાં) હું શ્રીરામજીનું ભજન ચાલુ રાખતો. [આ પ્રમાણે હું સુખી થઈ ગયો] પરંતુ એક શૂળ (દુ:ખ) મને વળગેલું રહ્યું. ગુરુજીનો કોમળ, સુશીલ સ્વભાવ હું ક્યારેય ન ભૂલતો (અર્થાત્ મેં આવા કોમળસ્વભાવ દયાળુ ગુરુનું અપમાન કર્યું, આ દુ:ખ મને કાયમ બની રહ્યું). ॥ ૧ ॥

**ચરમ દેહ દ્વિજ કૈ મૈં પાઈ। સુર દુર્લભ પુરાન શ્રુતિ ગાઈ ॥**
**ખેલઉઁ તહૂઁ બાલકન્હ મીલા। કરઉઁ સકલ રઘુનાયક લીલા ॥ ૨ ॥**

હું અંતિમ શરીર બ્રાહ્મણનું પામ્યો, જેને પુરાણ અને વેદો દેવતાઓને પણ દુર્લભ બતાવે છે. હું ત્યાં (બ્રાહ્મણ-શરીરમાં) પણ બાળકોમાં ભળીને રમતો તો શ્રીરઘુનાથજીની જ સર્વે લીલાઓ કર્યા કરતો. ॥ ૨ ॥

**પ્રૌઢ ભએઁ મોહિ પિતા પઢ઼ાવા। સમઝઉઁ સુનઉઁ ગુનઉઁ નહિં ભાવા ॥**
**મન તે સકલ બાસના ભાગી। કેવલ રામ ચરન લય લાગી ॥ ૩ ॥**

સમજણો થયા પછી પિતાજી મને ભણાવવા લાગ્યા. હું સમજતો, સાંભળતો અને વિચારતો, પણ મને ભણવું ગમતું નહોતું. મારા મનની સઘળી વાસનાઓ નાસી ગઈ. કેવળ શ્રીરામજીના ચરણોમાં લગની લાગી ગઈ. ॥ ૩ ॥

**કહુ ખગેસ અસ કવન અભાગી। ખરી સેવ સુરધેનુહિ ત્યાગી ॥**
**પ્રેમ મગન મોહિ કછુ ન સોહાઈ। હારેઉ પિતા પઢ઼ાઇ પઢ઼ાઈ ॥ ૪ ॥**

હે ગરુડજી! કહો, એવો કોણ અભાગિયો હશે જે કામધેનુને ત્યજીને ગધેડીની સેવા કરશે? પ્રેમમાં મગ્ન રહેવાને કારણે મને કંઈ પણ નહોતું ગમતું. પિતાજી ભણાવી-ભણાવીને હારી ગયા. ॥ ૪ ॥

**ભએ કાલબસ જબ પિતુ માતા। મૈં બન ગયઉઁ ભજન જનત્રાતા ॥**
**જહઁ જહઁ બિપિન મુનીસ્વર પાવઉઁ। આશ્રમ જાઇ જાઇ સિરુ નાવઉઁ ॥ ૫ ॥**

જ્યારે પિતા-માતા કાળવશ થઈ ગયાં (મરી ગયાં), ત્યારે હું ભક્તોની રક્ષા કરનારા શ્રીરામજીનું ભજન કરવા માટે વનમાં ચાલ્યો ગયો. વનમાં જ્યાં જ્યાં મુનીશ્વરોના આશ્રમ (પામતો) મળતા, ત્યાં ત્યાં જઈ-જઈને તેમને શીશ નમાવતો. ॥૫॥

**બૂઝઉઁ તિન્હહિ રામ ગુન ગાહા। કહહિં સુનઉઁ હરષિત ખગનાહા॥**
**સુનત ફિરઉઁ હરિ ગુન અનુબાદા। અબ્યાહત ગતિ સંભુ પ્રસાદા॥૬॥**

હે ગરુડજી! તેમને હું શ્રીરામજીના ગુણોની કથાઓ પૂછતો. તેઓ કહેતા અને હું હર્ષિત થઈને સાંભળતો. આ પ્રમાણે હું સદા-સર્વદા શ્રીહરિના ગુણાનુવાદ સાંભળતો અને ફરતો રહેતો. શિવજીની કૃપાથી મારી સર્વત્ર અબાધિત ગતિ હતી (અર્થાત્ હું જ્યાં ઈચ્છતો ત્યાં જઈ શકતો હતો). ॥૬॥

**છૂટી ત્રિબિધિ ઈષના ગાઢ઼ી। એક લાલસા ઉર અતિ બાઢ઼ી॥**
**રામ ચરન બારિજ જબ દેખૌં। તબ નિજ જન્મ સફલ કરિ લેખૌં॥૭॥**

મારી ત્રણેય પ્રકારની (પુત્રની, ધનની અને માનની) બાહ્ય પ્રબળ વાસનાઓ છૂટી ગઈ અને હૃદયમાં આ એક જ લાલસા અત્યંત વધી ગઈ કે જ્યારે શ્રીરામજીના ચરણકમળોનાં દર્શન કરું ત્યારે જ પોતાનો જન્મ સફળ થયો સમજું. ॥૭॥

**જેહિ પૂઁછઉઁ સોઇ મુનિ અસ કહઈ। ઈસ્વર સર્બ ભૂતમય અહઈ॥**
**નિર્ગુન મત નહિં મોહિ સોહાઈ। સગુન બ્રહ્મ રતિ ઉર અધિકાઈ॥૮॥**

જેમને હું પૂછતો, તે જ મુનિ એવું કહેતા કે ઈશ્વર સર્વભૂતમય છે. આ નિર્ગુણ મત મને નહોતો ગમતો. હૃદયમાં સગુણ બ્રહ્મ પર પ્રીતિ વધી રહી હતી. ॥૮॥

**દો૦ – ગુર કે બચન સુરતિ કરિ રામ ચરન મનુ લાગ।**
**રઘુપતિ જસ ગાવત ફિરઉઁ છન છન નવ અનુરાગ॥૧૧૦ (ક)॥**

ગુરુજીનાં વચનોનું સ્મરણ કરીને મારું મન શ્રીરામજીના ચરણોમાં લાગી ગયું. હું ક્ષણે-ક્ષણે નવો નવો પ્રેમ પ્રાપ્ત કરતાં કરતાં શ્રીરઘુનાથજીનો યશ ગાતો ફરતો હતો. ॥૧૧૦ (ક)॥

**મેરુ સિખર બટ છાયાઁ મુનિ લોમસ આસીન।**
**દેખિ ચરન સિરુ નાયઉઁ બચન કહેઉઁ અતિ દીન॥૧૧૦ (ખ)॥**

સુમેરુ પર્વતના શિખર પર વડની છાયામાં લોમશ મુનિ બેઠા હતા. તેમને જોઈને મેં એમના ચરણોમાં માથું નમાવ્યું અને અત્યંત દીન વચન કહ્યાં. ॥૧૧૦ (ખ)॥

**સુનિ મમ બચન બિનીત મૃદુ મુનિ કૃપાલ ખગરાજ।**
**મોહિ સાદર પૂઁછત ભએ દ્વિજ આયહુ કેહિ કાજ॥૧૧૦ (ગ)॥**

હે પક્ષીરાજ! મારાં અત્યંત નમ્ર અને કોમળ વચન સાંભળીને કૃપાળુ મુનિ મને આદર સાથે પૂછવા લાગ્યા – હે બ્રાહ્મણ! આપ કયા કાર્યથી અહીં આવ્યા છો? ॥૧૧૦ (ગ)॥

**તબ મૈં કહા કૃપાનિધિ તુમ્હ સર્બગ્ય સુજાન।**
**સગુન બ્રહ્મ અવરાધન મોહિ કહહુ ભગવાન ॥૧૧૦ (ઘ)॥**

ત્યારે મેં કહ્યું – હે કૃપાનિધિ! આપ સર્વજ્ઞ છો અને સુજ્ઞ છો. હે ભગવંત! મને સગુણ બ્રહ્મની આરાધના [ની પ્રક્રિયા] કહો. ॥૧૧૦ (ઘ)॥

**ચૌ૦ – તબ મુનીસ રઘુપતિ ગુન ગાથા। કહે કછુક સાદર ખગનાથા॥**
**બ્રહ્મગ્યાન રત મુનિ બિગ્યાની। મોહિ પરમ અધિકારી જાની॥૧॥**

પછી હે પક્ષીરાજ! મુનીશ્વરે શ્રીરઘુનાથજીના ગુણોની કેટલીક કથાઓ આદરસહિત કહી. પછી તે બ્રહ્મજ્ઞાનપરાયણ વિજ્ઞાનવાન્ મુનિ મને પરમ અધિકારી જાણીને – ॥૧॥

**લાગે કરન બ્રહ્મ ઉપદેસા। અજ અદ્વૈત અગુન હૃદયેસા॥**
**અકલ અનીહ અનામ અરૂપા। અનુભવ ગમ્ય અખંડ અનૂપા॥૨॥**

બ્રહ્મનો ઉપદેશ કરવા લાગ્યા કે તે અજન્મા છે, અદ્વૈત છે, નિર્ગુણ છે અને હૃદયના સ્વામી (અંતર્યામી) છે. તેઓ અકળ, ઈચ્છારહિત, નામરહિત, રૂપરહિત, અનુભવથી જાણવાયોગ્ય, અખંડ અને ઉપમારહિત છે; ॥૨॥

**મન ગોતીત અમલ અબિનાસી। નિર્બિકાર નિરવધિ સુખ રાસી॥**
**સો તૈં તાહિ તોહિ નહિં ભેદા। બારિ બીચિ ઈવ ગાવહિં બેદા॥૩॥**

તેઓ મન અને ઇન્દ્રિયોથી પર, નિર્મળ, વિનાશરહિત, નિર્વિકાર, સીમારહિત અને સુખના ભંડાર છે. વેદો એવું ગાય છે કે તે જ તું છે(તત્ત્વમસિ), જળ અને જળની તરંગની જેમ એનામાં અને તારામાં કોઈ ભેદ નથી. ॥૩॥

**બિબિધિ ભાઁતિ મોહિ મુનિ સમુઝાવા। નિર્ગુન મત મમ હૃદયઁ ન આવા॥**
**પુનિ મૈં કહેઉઁ નાઈ પદ સીસા। સગુન ઉપાસન કહહુ મુનીસા॥૪॥**

મુનિએ મને અનેક પ્રકારે સમજાવ્યો, પણ નિર્ગુણ મત મારા હૃદયમાં ન બેઠો. મેં પાછા મુનિના ચરણોમાં માથું નમાવીને કહ્યું – હે મુનીશ્વર! મને સગુણ બ્રહ્મની ઉપાસના કહો. ॥૪॥

**રામ ભગતિ જલ મમ મન મીના। કિમિ બિલગાઈ મુનીસ પ્રબીના॥**
**સોઈ ઉપદેસ કહહુ કરિ દાયા। નિજ નયનન્હિ દેખૌં રઘુરાયા॥૫॥**

મારું મન રામભક્તિરૂપ જળમાં માછલી થઈ રહ્યું છે [એમાં જ રમી રહ્યું છે]. હે ચતુર મુનીશ્વર! આવી દશામાં તે એનાથી જુદું કેવી રીતે થઈ શકે છે? આપ દયા કરીને મને એ જ ઉપદેશ કહો જેથી હું શ્રીરઘુનાથજીને પોતાની આંખોથી નિહાળી શકું. ॥૫॥

**ભરિ લોચન બિલોકિ અવધેસા। તબ સુનિહઉઁ નિર્ગુન ઉપદેસા॥**
**મુનિ પુનિ કહિ હરિકથા અનૂપા। ખંડિ સગુન મત અગુન નિરૂપા॥૬॥**

[પહેલા] નેત્રો ભરીને શ્રીઅયોધ્યાનાથને જોઈને, પછી નિર્ગુણનો ઉપદેશ સાંભળીશ. મુનિએ અનુપમ હરિકથા કહીને, પાછા સગુણ મતનું ખંડન કરીને નિર્ગુણનું નિરૂપણ કર્યું. ॥૬॥

**તબ મૈં નિર્ગુન મત કર દૂરી। સગુન નિરૂપઉઁ કરિ હઠ ભૂરી॥**
**ઉત્તર પ્રતિઉત્તર મૈં કીન્હા। મુનિ તન ભએ ક્રોધ કે ચીન્હા॥૭॥**

ત્યારે હું નિર્ગુણ મતને હઠાવીને (કાપીને) ઘણો હઠ કરીને સગુણનું નિરૂપણ કરવા લાગ્યો. મેં ઉત્તર-પ્રત્યુત્તર કર્યા, તેથી મુનિના શરીરમાં ક્રોધનાં ચિહ્ન ઉત્પન્ન થઈ ગયાં. ॥૭॥

**સુનુ પ્રભુ બહુત અવગ્યા કિએઁ। ઉપજ ક્રોધ ગ્યાનિન્હ કે હિએઁ॥**
**અતિ સંઘરષન જૌં કર કોઈ। અનલ પ્રગટ ચંદન તે હોઈ॥૮॥**

હે પ્રભો! સાંભળો, ઘણું અપમાન કરવાથી જ્ઞાનીના પણ હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થઈ જાય છે. જો કોઈ ચંદનની લાકડીને ઘણું જ ઘસે તો તેમાંથીય અગ્નિ પ્રગટ થઈ જશે. ॥૮॥

**દો૦ – બારંબાર સકોપ મુનિ કરઈ નિરૂપન ગ્યાન।**
**મૈં અપનેં મન બૈઠ તબ કરઉઁ બિબિધિ અનુમાન॥૧૧૧ (ક)॥**

મુનિ વારંવાર ક્રોધસહિત જ્ઞાનનું નિરૂપણ કરવા લાગ્યા. ત્યારે હું બેઠોબેઠો પોતાના મનમાં અનેક પ્રકારનાં અનુમાન કરવા લાગ્યો. ॥૧૧૧ (ક)॥

**ક્રોધ કિ દ્વૈતબુદ્ધિ બિનુ દ્વૈત કિ બિનુ અગ્યાન।**
**માયાબસ પરિછિન્ન જડ઼ જીવ કિ ઈસ સમાના॥૧૧૧ (ખ)॥**

દ્વૈતબુદ્ધિ વિના ક્રોધ કેવો? અને વિના અજ્ઞાને શું દ્વૈતબુદ્ધિ થઈ શકે છે? માયાને વશ રહેનારો પરિચ્છિન્ન જડ જીવ શું ઈશ્વર સમાન થઈ શકે છે? ॥૧૧૧ (ખ)॥

**ચૌ૦ – કબહુઁ કિ દુખ સબ કર હિત તાકેં। તેહિ કિ દરિદ્ર પરસ મનિ જાકેં॥**
**પરદ્રોહી કી હોહિં નિસંકા। કામી પુનિ કિ રહહિં અકલંકા॥૧॥**

સર્વેનું હિત ઈચ્છવાથી શું ક્યારેય દુઃખ આવી શકે છે? જેમની પાસે પારસમણિ છે, તેની પાસે શું દરિદ્રતા રહી શકે છે? બીજાઓનો દ્રોહ કરનારા શું કદી નિર્ભય થઈ શકે છે અને કામી શું કલંકરહિત (બેદાગ) રહી શકે છે? ॥૧॥

**બંસ કિ રહ દ્વિજ અનહિત કીન્હે। કર્મ કિ હોહિં સ્વરૂપહિ ચીન્હેં॥**
**કાહૂ સુમતિ કિ ખલ સઁગ જામી। સુભ ગતિ પાવ કિ પરત્રિય ગામી॥૨॥**

બ્રાહ્મણનું નરસું કરવાથી શું વંશ રહી શકે છે? સ્વરૂપ ઓળખાયાથી (આત્મજ્ઞાન થવાથી) શું [આસક્તિપૂર્વક] કર્મ થઈ શકે છે? દુષ્ટોની સંગતથી શું કોઈને સુબુદ્ધિ ઉત્પન્ન થઈ છે? પરસ્ત્રીગામી શું ઉત્તમ ગતિ પામી શકે છે? ॥૨॥

**ભવ કિ પરહિં પરમાત્મા બિંદક। સુખી કિ હોહિં કબહુઁ હરિ નિંદક॥**
**રાજુ કિ રહઈ નીતિ બિનુ જાનેં। અઘ કિ રહહિં હરિચરિત બખાનેં॥૩॥**

પરમાત્માને જાણનારા કદી જન્મ-મરણ [ના ચક્કરમાં] પડી શકે છે? ભગવાનની નિંદા કરનારા કદી સુખી થઈ શકે છે? નીતિ જાણ્યાવિના શું રાજ્ય રહી શકે છે? શ્રીહરિનાં ચરિત્ર વર્ણન કરવાથી શું પાપ રહી શકે છે? ॥૩॥

**પાવન જસ કિ પુન્ય બિનુ હોઈ । બિનુ અઘ અજસ કિ પાવઇ કોઈ ॥**
**લાભુ કિ કિછુ હરિ ભગતિ સમાના । જેહિ ગાવહિં શ્રુતિ સંત પુરાના ॥૪॥**

પુણ્ય વિના શું પવિત્ર યશ [પ્રાપ્ત] થઈ શકે છે? વિના પાપે શું કોઈ અપયશ પામી શકે છે? જેનો મહિમા વેદ, સંત અને પુરાણ ગાય છે તે હરિભક્તિ સમાન શું કોઈ અન્ય લાભ પણ છે? ॥૪॥

**હાનિ કિ જગ એહિ સમ કિછુ ભાઈ । ભજિઅ ન રામહિ નર તનુ પાઈ ॥**
**અઘ કિ પિસુનતા સમ કછુ આના । ધર્મ કિ દયા સરિસ હરિજાના ॥૫॥**

હે ભાઈ! જગતમાં શું આની સમાન બીજી પણ કોઈ હાનિ છે કે મનુષ્યનું શરીર પામીને પણ શ્રીરામજીનું ભજન ન કરવામાં આવે? ચાડિયાપણા સમાન શું કોઈ બીજું પાપ છે? અને હે ગરુડજી! દયા સમાન શું કોઈ અન્ય ધર્મ છે? ॥૫॥

**એહિ બિધિ અમિતિ જુગુતિ મન ગુનઊઁ । મુનિ ઉપદેસ ન સાદર સુનઊઁ ॥**
**પુનિ પુનિ સગુન પચ્છ મૈં રોપા । તબ મુનિ બોલેઉ બચન સકોપા ॥૬॥**

આ પ્રમાણે હું અગણિત યુક્તિઓ મનમાં વિચારતો હતો અને આદરની સાથે મુનિનો ઉપદેશ સાંભળતો નહોતો. જ્યારે મેં વારંવાર સગુણનો પક્ષ સ્થાપિત કર્યો, ત્યારે મુનિ ક્રોધયુક્ત વચન બોલ્યા – ॥૬॥

**મૂઢ઼ પરમ સિખ દેઉઁ ન માનસિ । ઉત્તર પ્રતિઉત્તર બહુ આનસિ ॥**
**સત્ય બચન બિસ્વાસ ન કરહી । બાયસ ઈવ સબહી તે ડરહી ॥૭॥**

અરે મૂઢ! હું તને સર્વોત્તમ શિક્ષણ આપું છું, તો પણ તેને તું નથી માનતો અને અનેક પ્રકારે ઉત્તર-પ્રત્યુત્તર (દલીલો) કરે રાખે છે. મારાં સત્ય વચનો પર વિશ્વાસ નથી કરતો! કાગડાની જેમ બધાથી બીવે છે. ॥૭॥

**સઠ સ્વપચ્છ તવ હૃદયઁ બિસાલા । સપદિ હોહિ પચ્છી ચંડાલા ॥**
**લીન્હ શ્રાપ મૈં સીસ ચઢ઼ાઈ । નહિં કછુ ભય ન દીનતા આઈ ॥૮॥**

અરે મૂર્ખ! તારા હૃદયમાં પોતાના પક્ષનો મોટો ભારે હઠ છે, માટે તું શીઘ્ર ચાંડાલ પક્ષી (કાગડો) થઈ જા. મેં આનંદ સાથે મુનિના શાપને માથે ચઢાવી લીધો. તેનાથી મને ન કંઈ ભય થયો અને ન દીનતા જ આવી. ॥૮॥

**દો૦ – તુરત ભયઉઁ મૈં કાગ તબ પુનિ મુનિ પદ સિરુ નાઈ ।**
**સુમિરિ રામ રઘુબંસ મનિ હરષિત ચલેઉઁ ઉડ઼ાઈ ॥૧૧૨ (ક)॥**

ત્યારે હું તરત જ કાગડો થઈ ગયો. પછી મુનિના ચરણોમાં શીશ નમાવીને અને રઘુકુળશિરોમણિ શ્રીરામજીનું સ્મરણ કરીને હું હરખાઈને ઊડી નીકળ્યો. ॥૧૧૨ (ક)॥

**ઉમા જે રામ ચરન રત બિગત કામ મદ ક્રોધ ।**
**નિજ પ્રભુમય દેખહિં જગત કેહિ સન કરહિં બિરોધ ॥૧૧૨ (ખ)॥**

[શિવજી કહે છે –] હે ઉમા! જે શ્રીરામજીના ચરણોના પ્રેમી છે અને કામ, અભિમાન તથા ક્રોધથી રહિત છે, તે જગતને પોતાના પ્રભુથી ભરાયેલું જુએ છે, પછી તે કોનાથી વેર કરે? ॥૧૧૨ (ખ)॥

**ચૌ૦ – સુનુ ખગેસ નહિં કછુ રિષિ દૂષન। ઉર પ્રેરક રઘુબંસ બિભૂષન॥**
**કૃપાસિંધુ મુનિ મતિ કરિ ભોરી। લીન્હી પ્રેમ પરિચ્છા મોરી॥૧॥**

[કાકભુશુંડિજીએ કહ્યું –] હે પક્ષીરાજ ગરુડજી! સાંભળો, આમાં ઋષિનો કંઈ પણ દોષ ન હતો. રઘુવંશના વિભૂષણ શ્રીરામજી જ સર્વેના હૃદયમાં પ્રેરણા કરનારા છે. કૃપાસાગર પ્રભુએ મુનિની બુદ્ધિને ભોળી કરીને (ભુલામણીમાં નાખી) મારા પ્રેમની પરીક્ષા લીધી. ॥૧॥

**મન બચ ક્રમ મોહિ નિજ જન જાના। મુનિ મતિ પુનિ ફેરી ભગવાના॥**
**રિષિ મમ મહત સીલતા દેખી। રામ ચરન બિસ્વાસ બિસેષી॥૨॥**

મન, વચન અને કર્મથી જ્યારે પ્રભુએ મને પોતાનો દાસ જાણી લીધો, ત્યારે ભગવાને મુનિની બુદ્ધિ પાછી ફેરવી નાખી. ઋષિએ મારો મહાન પુરુષો જેવો સ્વભાવ (ધૈર્ય, અક્રોધ, વિનય આદિ) અને શ્રીરામજીના ચરણોમાં વિશેષ વિશ્વાસ જોયો; ॥૨॥

**અતિ બિસમય પુનિ પુનિ પછિતાઈ। સાદર મુનિ મોહિ લીન્હ બોલાઈ॥**
**મમ પરિતોષ બિબિધિ બિધિ કીન્હા। હરષિત રામમંત્ર તબ દીન્હા॥૩॥**

ત્યારે મુનિએ ઘણા વિસ્મય સાથે વારંવાર પસ્તાઈને મને આદરપૂર્વક તેડાવ્યો. તેમણે અનેક પ્રકારે મારો સંતોષ કર્યો અને ત્યારે હરખાઈને મને રામમંત્ર આપ્યો. ॥૩॥

**બાલકરૂપ રામ કર ધ્યાના। કહેઉ મોહિ મુનિ કૃપાનિધાના॥**
**સુંદર સુખદ મોહિ અતિ ભાવા। સો પ્રથમહિં મૈં તુમ્હહિ સુનાવા॥૪॥**

કૃપાનિધાન મુનિએ મને બાળરૂપ શ્રીરામજીનું ધ્યાન (ધ્યાનવિધિ) બતાવ્યું. સુંદર અને સુખ આપનાર આ ધ્યાન મને ઘણું જ ઠીક લાગ્યું. તે ધ્યાન હું તમને અગાઉ સંભળાવી ચૂક્યો છું. ॥૪॥

**મુનિ મોહિ કછુક કાલ તહઁ રાખા। રામચરિતમાનસ તબ ભાષા॥**
**સાદર મોહિ યહ કથા સુનાઈ। પુનિ બોલે મુનિ ગિરા સુહાઈ॥૫॥**

મુનિએ કેટલાક સમય સુધી મને ત્યાં (પોતાની પાસે) રાખ્યો. પછી તેમણે રામચરિતમાનસનું વર્ણન કર્યું. આદરપૂર્વક મને આ કથા સંભળાવીને પછી મુનિએ મને સુંદર વાણી કહી – ॥૫॥

**રામચરિત સર ગુપ્ત સુહાવા। સંભુ પ્રસાદ તાત મૈં પાવા॥**
**તોહિ નિજ ભગત રામ કર જાની। તાતે મૈં સબ કહેઉઁ બખાની॥૬॥**

હે તાત! આ સુંદર અને ગુપ્ત રામચરિત્રરૂપી સરોવર (રામચરિતમાનસ) મેં શિવજીની કૃપાથી મેળવ્યું હતું. તમને શ્રીરામજીના 'નિજભક્ત' જાણ્યા, એટલે મેં તમને સર્વ ચરિત્ર વિસ્તારથી કહ્યું. ॥૬॥

**રામ ભગતિ જિન્હ કેં ઉર નાહીં। કબહુઁ ન તાત કહિઅ તિન્હ પાહીં॥**
**મુનિ મોહિ બિબિધિ ભાઁતિ સમુઝાવા। મૈં સપ્રેમ મુનિ પદ સિરુ નાવા॥૭॥**

હે તાત! જેમના હૃદયમાં શ્રીરામજીની ભક્તિ નથી, તેમના સામે આને કદીય ન કહેવું જોઈએ. મુનિએ મને અનેક પ્રકારે સમજાવ્યો. ત્યારે મેં પ્રેમની સાથે મુનિના ચરણોમાં શીશ નમાવ્યું. ॥ ૭॥

**નિજ કર કમલ પરસિ મમ સીસા। હરષિત આસિષ દીન્હ મુનીસા॥**
**રામ ભગતિ અબિરલ ઉર તોરેં। બસિહિ સદા પ્રસાદ અબ મોરેં॥ ૮॥**

મુનીશ્વરે પોતાના કર-કમળોથી મારા મસ્તકે સ્પર્શ કરીને હર્ષિત થઈને આશીર્વાદ આપ્યા કે હવે મારી કૃપાથી તારા હૃદયમાં સદાય પ્રગાઢ રામભક્તિ વસશે. ॥ ૮॥

**દો૦ – સદા રામ પ્રિય હોહુ તુમ્હ સુભ ગુન ભવન અમાન।**
**કામરૂપ ઈચ્છામરન ગ્યાન બિરાગ નિધાન॥ ૧૧૩ (ક)॥**

તમે સદાય શ્રીરામજીના પ્રિય થાવ અને કલ્યાણરૂપ ગુણોના ધામ, માનરહિત ઈચ્છાનુસાર રૂપ ધારણ કરવામાં સમર્થ, ઈચ્છામૃત્યુ (જેમની શરીર છોડવાની ઈચ્છા કરવાથી જ મૃત્યુ થાય, ઈચ્છા વિના મૃત્યુ ન થાય), અને જ્ઞાન અને વૈરાગ્યના ભંડાર થાવ. ॥ ૧૧૩ (ક) ॥

**જેહિં આશ્રમ તુમ્હ બસબ પુનિ સુમિરત શ્રીભગવંત।**
**બ્યાપિહિ તહઁ ન અબિદ્યા જોજન એક પ્રજંત॥ ૧૧૩ (ખ)॥**

આટલું જ નહિ, શ્રીભગવાનનું સ્મરણ કરતાં તમે જે આશ્રમમાં નિવાસ કરશો ત્યાં એક યોજન (ચાર ગાઉ) સુધી અવિદ્યા (માયા-મોહ) નહીં વ્યાપે. ॥ ૧૧૩ ખ) ॥

**ચૌ૦ – કાલ કર્મ ગુન દોષ સુભાઊ। કછુ દુખ તુમ્હહિ ન બ્યાપિહિ કાઊ॥**
**રામ રહસ્ય લલિત બિધિ નાના। ગુપ્ત પ્રગટ ઈતિહાસ પુરાના॥ ૧॥**

કાળ, કર્મ, ગુણ, દોષ અને સ્વભાવથી ઉત્પન્ન કંઈ પણ દુઃખ તમને ક્યારેય નહીં વ્યાપે. અનેક પ્રકારનાં સુંદર શ્રીરામજીનાં રહસ્ય (ગુપ્ત મર્મનાં ચરિત્ર અને ગુણ), જે ઈતિહાસ અને પુરાણોમાં ગુપ્ત અને પ્રકટ છે (વર્ણિત અને લક્ષિત છે) – ॥ ૧॥

**બિનુ શ્રમ તુમ્હ જાનબ સબ સોઊ। નિત નવ નેહ રામ પદ હોઊ॥**
**જો ઈચ્છા કરિહહુ મન માહીં। હરિ પ્રસાદ કછુ દુર્લભ નાહીં॥ ૨॥**

તમે તે સર્વેને પણ પરિશ્રમ વિના જ જાણી જશો. શ્રીરામજીના ચરણોમાં તમારો નિત્ય નવો પ્રેમ થાય. પોતાના મનમાં તમે જે કંઈ ઈચ્છા કરશો, શ્રીહરિની કૃપાથી તેની પૂર્તિ કંઈ પણ દુર્લભ નહીં હોય. ॥ ૨॥

**સુનિ મુનિ આસિષ સુનુ મતિધીરા। બ્રહ્મગિરા ભઈ ગગન ગઁભીરા॥**
**એવમસ્તુ તવ બચ મુનિ ગ્યાની। યહ મમ ભગત કર્મ મન બાની॥ ૩॥**

હે ધીરબુદ્ધિ ગરુડજી! સાંભળો, મુનિનો આશીર્વાદ સાંભળીને આકાશમાં ગંભીર બ્રહ્મવાણી થઈ કે હે જ્ઞાની મુનિ! તમારાં વચન એવાં જ (સત્ય) થાવ. આ કર્મ, મન અને વચનથી મારો ભક્ત છે. ॥ ૩॥

**સુનિ નભગિરા હરષ મોહિ ભયઊ। પ્રેમ મગન સબ સંસય ગયઊ॥**
**કરિ બિનતી મુનિ આયસુ પાઈ। પદ સરોજ પુનિ પુનિ સિરુ નાઈ॥૪॥**

આકાશવાણી સાંભળીને મને ઘણો જ હર્ષ થયો. હું પ્રેમમાં મગ્ન થઈ ગયો અને મારા સર્વે સંશય જતા રહ્યા. તત્પશ્ચાત્ મુનિને વિનંતી કરીને, આજ્ઞા પામીને અને તેમના ચરણકમળોમાં વારંવાર શીશ નમાવીને – ॥૪॥

**હરષ સહિત એહિં આશ્રમ આયઉઁ। પ્રભુ પ્રસાદ દુર્લભ બર પાયઉઁ॥**
**ઈહાઁ બસત મોહિ સુનુ ખગ ઈસા। બીતે કલપ સાત અરુ બીસા॥૫॥**

હું હર્ષસહિત આ આશ્રમમાં આવ્યો. પ્રભુ શ્રીરામજીની કૃપાથી મેં દુર્લભ વર પામી લીધો. હે પક્ષીરાજ! સાંભળો, મને અહીં નિવાસ કરતાં સત્યાવીસ કલ્પ વીતી ગયા. ॥૫॥

**કરઉઁ સદા રઘુપતિ ગુન ગાના। સાદર સુનહિં બિહંગ સુજાના॥**
**જબ જબ અવધપુરીં રઘુબીરા। ધરહિં ભગત હિત મનુજ સરીરા॥૬॥**

હું સદા અહીં શ્રીરઘુનાથજીના ગુણોનું ગાન કર્યા કરું છું અને ચતુર પક્ષી તેને આદરપૂર્વક સાંભળે છે. અયોધ્યાપુરીમાં જ્યારે જ્યારે શ્રીરઘુવીર ભક્તોના [હિત] માટે મનુષ્યશરીર ધારણ કરે છે, ॥૬॥

**તબ તબ જાઇ રામ પુર રહઊઁ। સિસુલીલા બિલોકિ સુખ લહઊઁ॥**
**પુનિ ઉર રાખિ રામ સિસુરૂપા। નિજ આશ્રમ આવઉઁ ખગભૂપા॥૭॥**

ત્યારે ત્યારે હું જઈને શ્રીરામજીની નગરીમાં રહું છું અને પ્રભુની બાળલીલા જોઈને સુખ પ્રાપ્ત કરું છું. પછી હે પક્ષીરાજ! શ્રીરામજીના બાળરૂપને હૃદયમાં રાખીને હું પોતાના આશ્રમમાં આવી જઉં છું. ॥૭॥

**કથા સકલ મૈં તુમ્હહિ સુનાઈ। કાગ દેહ જેહિં કારન પાઈ॥**
**કહિઉઁ તાત સબ પ્રસ્ન તુમ્હારી। રામ ભગતિ મહિમા અતિ ભારી॥૮॥**

જે કારણે મેં કાગદેહ મેળવ્યો, તે સમસ્ત કથા આપને સંભળાવી દીધી. હે તાત! મેં આપના સર્વે પ્રશ્નોના ઉત્તર કહ્યા. અહા! રામભક્તિનો મોટો ભારે મહિમા છે. ॥૮॥

**દો૦ – તાતે યહ તન મોહિ પ્રિય ભયઉ રામ પદ નેહ।**
**નિજ પ્રભુ દરસન પાયઉઁ ગએ સકલ સંદેહ॥૧૧૪ (ક)॥**

મને પોતાનું આ કાકશરીર એટલા માટે પ્રિય છે કે તેમાં મને શ્રીરામજીના ચરણોનો પ્રેમ પ્રાપ્ત થયો. આ જ શરીરેથી હું પોતાના પ્રભુનાં દર્શન પામ્યો અને મારા સર્વે સંશય ટળી ગયાં (દૂર થયાં). ॥૧૧૪ (ક)॥

## માસપારાયણ, ઓગણત્રીસમો વિશ્રામ

**ભગતિ પચ્છ હઠ કરિ રહેઉઁ દીન્હિ મહારિષિ સાપ।**
**મુનિ દુર્લભ બર પાયઉઁ દેખહુ ભજન પ્રતાપ ॥૧૧૪ (ખ)॥**

હું હઠ કરીને ભક્તિપક્ષ પર ચોંટ્યો રહ્યો, જેનાથી મહર્ષિ લોમશે મને શાપ આપ્યો; પરંતુ તેનું ફળ એ થયું કે મુનિઓને પણ દુર્લભ વરદાન હું પામ્યો. ભજનનો પ્રતાપ તો જુઓ! ॥૧૧૪ (ખ)॥

**ચૌ૦ – જે અસિ ભગતિ જાનિ પરિહરહીં। કેવલ ગ્યાન હેતુ શ્રમ કરહીં॥**
**તે જડ઼ કામધેનુ ગૃહઁ ત્યાગી। ખોજત આકુ ફિરહિં પય લાગી॥૧॥**

જે ભક્તિનો આવો મહિમા જાણીને પણ તેને છોડી દે છે અને કેવળ જ્ઞાનને માટે શ્રમ (સાધન) કરે છે, તે મૂર્ખ ઘેર ઊભેલી કામધેનુને ત્યજીને દૂધ માટે આકડાના ઝાડને શોધતો ફરે છે. ॥૧॥

**સુનુ ખગેસ હરિ ભગતિ બિહાઈ। જે સુખ ચાહહિં આન ઉપાઈ॥**
**તે સઠ મહાસિંધુ બિનુ તરની। પૈરિ પાર ચાહહિં જડ઼ કરની॥૨॥**

હે પક્ષીરાજ! સાંભળો, જે લોકો શ્રીહરિની ભક્તિને છોડી બીજા ઉપાયોથી સુખ ઇચ્છે છે, તે મૂર્ખ અને જડ કરણીવાળા (અભાગિયા) વહાણ વિના જ તરીને મહાસમુદ્રને પાર પામવા માગે છે. ॥૨॥

**સુનિ ભસુંડિ કે બચન ભવાની। બોલેઉ ગરુડ઼ હરષિ મૃદુ બાની॥**
**તવ પ્રસાદ પ્રભુ મમ ઉર માહીં। સંસય સોક મોહ ભ્રમ નાહીં॥૩॥**

[શિવજી કહે છે –] હે ભવાની! ભુશુંડિનાં વચન સાંભળીને ગરુડજી હર્ષિત થઈને કોમળ વાણીથી બોલ્યા – હે પ્રભો! આપના પ્રસાદથી મારા હૃદયમાં હવે સંદેહ, શોક, મોહ અને ભ્રમ થોડોક પણ ન રહ્યો. ॥૩॥

**સુનેઉઁ પુનીત રામ ગુન ગ્રામા। તુમ્હરી કૃપાઁ લહેઉઁ બિશ્રામા॥**
**એક બાત પ્રભુ પૂઁછઉઁ તોહી। કહહુ બુઝાઇ કૃપાનિધિ મોહી॥૪॥**

મેં આપની કૃપાથી શ્રીરામચન્દ્રજીના પવિત્ર ગુણસમૂહોને સાંભળ્યા અને શાંતિ પ્રાપ્ત કરી. હે પ્રભો! હવે હું આપને એક વાત બીજી પૂછું છું. હે કૃપાસાગર! મને સમજાવીને કહો. ॥૪॥

**કહહિં સંત મુનિ બેદ પુરાના। નહિં કછુ દુર્લભ ગ્યાન સમાના॥**
**સોઇ મુનિ તુમ્હ સન કહેઉ ગોસાઈં। નહિં આદરેહુ ભગતિ કી નાઈં॥૫॥**

સંત, મુનિ, વેદ અને પુરાણ એ કહે છે કે જ્ઞાન સમાન દુર્લભ કંઈ પણ નથી. હે ગોસાઈં! એ જ જ્ઞાન મુનિએ આપને કહ્યું, પરંતુ આપે ભક્તિ સમાન એનો આદર નથી કર્યો. ॥૫॥

**ગ્યાનહિ ભગતિહિ અંતર કેતા। સકલ કહહુ પ્રભુ કૃપા નિકેતા॥**
**સુનિ ઉરગારિ બચન સુખ માના। સાદર બોલેઉ કાગ સુજાના॥૬॥**

હે કૃપાના ધામ! હે પ્રભો! જ્ઞાન અને ભક્તિમાં શું અંતર છે? આ સઘળું મને કહો. ગરુડજીનાં વચન સાંભળીને સુજ્ઞ કાકભુશુંડિજીએ સુખ માન્યું અને આદરની સાથે કહ્યું – ॥૬॥

**ભગતિહિ ગ્યાનહિ નહિં કછુ ભેદા। ઉભય હરહિં ભવ સંભવ ખેદા॥**
**નાથ મુનીસ કહહિં કછુ અંતર। સાવધાન સોઉ સુનુ બિહંગબર॥૭॥**

ભક્તિ અને જ્ઞાનમાં કંઈ પણ ભેદ નથી. બન્નેય સંસારથી ઉત્પન્ન કલેશોને હરી લે છે. હે નાથ! મુનીશ્વર એમનામાં કંઈક અંતર બતાવે છે. હે પક્ષીશ્રેષ્ઠ! તેને સાવધાન થઈને સાંભળો. ॥૭॥

**ગ્યાન બિરાગ જોગ બિગ્યાના। એ સબ પુરુષ સુનહુ હરિજાના॥**
**પુરુષ પ્રતાપ પ્રબલ સબ ભાઁતી। અબલા અબલ સહજ જડ઼ જાતી॥૮॥**

હે હરિવાહન! સાંભળો, જ્ઞાન, વૈરાગ્ય, યોગ, વિજ્ઞાન – આ સર્વે પુરુષ છે; પુરુષનો પ્રતાપ સર્વ પ્રકારે પ્રબળ થાય છે. અબળા (માયા) સ્વાભાવિકપણે જ નિર્બળ અને જાતિ(જન્મ)થી જ જડ (મૂર્ખ) હોય છે. ॥૮॥

**દો૦ – પુરુષ ત્યાગિ સક નારિહિ જો બિરક્ત મતિ ધીર।**
**ન તુ કામી બિષયાબસ બિમુખ જો પદ રઘુબીર॥૧૧૫ (ક)॥**

પરંતુ જે વૈરાગ્યવાન અને ધીરબુદ્ધિ પુરુષો છે તે જ સ્ત્રીને ત્યાગી શકે છે, ન કે તે કામી પુરુષો, જે વિષયના વશમાં છે (એમના ગુલામ છે) અને શ્રીરઘુવીરના ચરણોથી વિમુખ છે. ॥૧૧૫ (ક)॥

**સો૦ – સોઉ મુનિ ગ્યાનનિધાન મૃગનયની બિધુ મુખ નિરખિ।**
**બિબસ હોઈ હરિજાન નારિ બિષ્નુ માયા પ્રગટ॥૧૧૫ (ખ)॥**

એ જ વૈરાગ્યવાન ધીરબુદ્ધિ જ્ઞાનના ભંડાર મુનિ પણ મૃગનયનીના ચન્દ્રમુખને જોઈને વિવશ (તેના આધીન) થઈ જાય છે. હે ગરુડજી! ભગવાન વિષ્ણુની સાક્ષાત માયા જ સ્ત્રીરૂપે પ્રગટ છે. ॥૧૧૫ (ખ)॥

**ચૌ૦ – ઈહાઁ ન પચ્છપાત કછુ રાખઉઁ। બેદ પુરાન સંત મત ભાષઉઁ॥**
**મોહ ન નારિ નારિ કેં રૂપા। પન્નગારિ યહ રીતિ અનૂપા॥૧॥**

અહીં હું કોઈ પક્ષપાત નથી રાખતો. વેદ, પુરાણ અને સંતોના મત (સિદ્ધાંત) જ કહું છું. હે ગરુડજી! આ અનુપમ (વિલક્ષણ) રીતિ છે કે એક સ્ત્રીના રૂપ પર બીજી સ્ત્રી મોહિત નથી થતી. ॥૧॥

**માયા ભગતિ સુનહુ તુમ્હ દોઊ। નારિ બર્ગ જાનઇ સબ કોઊ॥**
**પુનિ રઘુબીરહિ ભગતિ પિઆરી। માયા ખલુ નર્તકી બિચારી॥૨॥**

આપ સાંભળો, માયા અને ભક્તિ – આ બંનેય સ્ત્રીવર્ગની છે, આ સૌ કોઈ જાણે છે. વળી, શ્રીરઘુવીરને ભક્તિ પ્રિય છે. માયા બિચારી તો નિશ્ચયે જ નાચનારી નટી જ છે. ॥૨॥

**ભગતિહિ સાનુકૂલ રઘુરાયા। તાતે તેહિ ડરપતિ અતિ માયા॥**
**રામ ભગતિ નિરુપમ નિરુપાધી। બસઈ જાસુ ઉર સદા અબાધી॥૩॥**

શ્રીરઘુનાથજી ભક્તિને વિશેષ અનુકૂળ રહે છે. એથી જ માયા તેનાથી અત્યંત બીતી રહે છે. જેના હૃદયમાં ઉપમારહિત અને ઉપાધિરહિત (વિશુદ્ધ) રામભક્તિ સદા કોઈ બાધા (રોક-ટોક) વિના વસે છે; ॥૩॥

**તેહિ બિલોકિ માયા સકુચાઈ। કરિ ન સકઇ કછુ નિજ પ્રભુતાઈ॥**
**અસ બિચારિ જે મુનિ બિગ્યાની। જાચહિં ભગતિ સકલ સુખ ખાની॥૪॥**

તેને જોઈને માયા સંકોચાઈ જાય છે. તેના પર તે પોતાની પ્રભુતા થોડીક પણ નથી ચલાવી શકતી. આવો વિચાર કરીને જ જે વિજ્ઞાની મુનિ છે, તે પણ સર્વે સુખોની ખાણ ભક્તિની જ યાચના કરે છે. ॥૪॥

**દો૦ – યહ રહસ્ય રઘુનાથ કર બેગિ ન જાનઇ કોઇ।**
**જો જાનઇ રઘુપતિ કૃપાઁ સપનેહુઁ મોહ ન હોઇ॥૧૧૬ (ક)॥**

શ્રીરઘુનાથજીનું આ રહસ્ય (ગુપ્ત મર્મ) જલદી કોઈ પણ નથી જાણી શકતું. શ્રીરઘુનાથજીની કૃપાથી જે આને જાણી જાય છે, તેને સ્વપ્નમાંય મોહ નથી થતો. ॥૧૧૬ (ક)॥

**ઔરઉ ગ્યાન ભગતિ કર ભેદ સુનહુ સુપ્રબીન।**
**જો સુનિ હોઇ રામ પદ પ્રીતિ સદા અબિછીન॥૧૧૬ (ખ)॥**

હે સુચતુર ગરુડજી! જ્ઞાન અને ભક્તિનો બીજો પણ ભેદ સાંભળો, જેના સાંભળવાથી શ્રીરામજીના ચરણોમાં સદા અક્ષીણ પ્રેમ થઈ જાય છે. ॥૧૧૬ (ખ)॥

**ચૌ૦ – સુનહુ તાત યહ અકથ કહાની। સમુઝત બનઇ ન જાઇ બખાની॥**
**ઈસ્વર અંસ જીવ અબિનાસી। ચેતન અમલ સહજ સુખ રાસી॥૧॥**

હે તાત! આ અકથનીય કહાણી સાંભળો. આ સમજતાં જ બને છે, કહી નથી શકાતી. જીવ ઈશ્વરનો અંશ છે. [એટલા માટે] તે અવિનાશી, ચેતન, નિર્મળ અને સ્વભાવથી જ સુખનો ભંડાર છે. ॥૧॥

**સો માયાબસ ભયઉ ગોસાઈં। બઁધ્યો કીર મરકટ કી નાઈં॥**
**જડ઼ ચેતનહિ ગ્રંથિ પરિ ગઈ। જદપિ મૃષા છૂટત કઠિનઈ॥૨॥**

હે ગોસાઈં! તે માયાને વશીભૂત થઈને પોપટ અને વાનરાની જેમ પોતાની મેળે જ બંધાઈ ગયો. આ પ્રમાણે જડ અને ચેતનમાં ગ્રંથિ (ગાંઠ) પડી ગઈ. જોકે તે ગ્રંથિ મિથ્યા જ છે, તો પણ તેનાથી છૂટવામાં કઠિનતા છે. ॥૨॥

**તબ તે જીવ ભયઉ સંસારી। છૂટ ન ગ્રંથિ ન હોઇ સુખારી॥**
**શ્રુતિ પુરાન બહુ કહેઉ ઉપાઈ। છૂટ ન અધિક અધિક અરુઝાઈ॥૩॥**

ત્યારથી જીવ સંસારી થઈ ગયો એટલે કે જન્મમરણના બંધનમાં પડી ગયો. હવે ન તો ગાંઠ છૂટે છે અને ન તે સુખી થાય છે. વેદો અને પુરાણોએ ઘણા જ ઉપાય બતાવ્યા છે, પણ તે (ગ્રંથિ) છૂટતી નથી બલકે અધિકાધિક ગૂંચવાતી જ જાય છે. ॥૩॥

**જીવ હૃદયઁ તમ મોહ બિસેષી। ગ્રંથિ છૂટ કિમિ પરઇ ન દેખી॥**
**અસ સંજોગ ઈસ જબ કરઈ। તબહુઁ કદાચિત સો નિરુઅરઈ॥૪॥**

જીવના હૃદયમાં અજ્ઞાનરૂપી અંધકાર વિશેષરૂપે છવાઈ રહ્યો છે, એથી ગાંઠ દેખાતી જ નથી, તે છૂટે કેવી રીતે? જ્યારે કદીક ઈશ્વર એવો સંયોગ (જેવો આગળ કહેવાયો છે) ઉપસ્થિત કરી દે છે ત્યારે પણ કદાચિત જ તે (ગ્રંથિ) છૂટી શકે છે. ॥૪॥

**સાત્ત્વિક શ્રદ્ધા ધેનુ સુહાઈ। જૌં હરિ કૃપાઁ હૃદયઁ બસ આઈ॥**
**જપ તપ બ્રત જમ નિયમ અપારા। જે શ્રુતિ કહ સુભ ધર્મ અચારા॥૫॥**

શ્રીહરિની કૃપાથી જો સાત્ત્વિકી શ્રદ્ધારૂપી સુંદર ગાય હૃદયરૂપી ઘરમાં આવીને વસી જાય; અસંખ્ય જપ, તપ, વ્રત, યમ અને નિયમાદિ શુભ ધર્મ અને આચાર (આચરણ), જે શ્રુતિઓએ કહ્યાં છે; ॥૫॥

**તેઈ તૃન હરિત ચરૈ જબ ગાઈ। ભાવ બચ્છ સિસુ પાઇ પેન્હાઈ॥**
**નોઇ નિબૃત્તિ પાત્ર બિસ્વાસા। નિર્મલ મન અહીર નિજ દાસા॥૬॥**

તે જ [ધર્માચારરૂપી] લીલા તૃણો(ઘાસ)ને જ્યારે તે ગાય ચરે અને આસ્તિક ભાવરૂપી નાના વાછરડાને પામીને તે પારસો મૂકે. નિવૃત્તિ (સાંસારિક વિષયોથી અને પ્રપંચથી હટીને) નેતરું (ગાયને દોહતા સમયે પાછલા પગ બાંધવાની દોરડી) છે, વિશ્વાસ [દૂધ દોહવાનું] વાસણ છે, નિર્મળ (નિષ્પાપ) મન જે સ્વયં પોતાનો દાસ છે (પોતાના વશમાં છે), દોહનારો આહીર છે. ॥૬॥

**પરમ ધર્મમય પય દુહિ ભાઈ। અવટૈ અનલ અકામ બનાઈ॥**
**તોષ મરુત તબ છમાઁ જુડ઼ાવૈ। ધૃતિ સમ જાવનુ દેઇ જમાવૈ॥૭॥**

હે ભાઈ! આ પ્રમાણે (ધર્માચારમાં પ્રવૃત્ત સાત્ત્વિકી શ્રદ્ધારૂપી ગાયથી ભાવ, નિવૃત્તિ અને વશમાં કરેલા નિર્મળ મનની સહાયથી) પરમ ધર્મમય દૂધ દોહીને એને નિષ્કામ ભાવરૂપી અગ્નિ પર સારી રીતે ઉકાળે. પછી ક્ષમા અને સંતોષરૂપી હવાથી તેને ઠંડું કરે અને ધૈર્ય તથા શમ(મનને નિગ્રહ)રૂપી મેળવણ નાખીને એને જમાવે. ॥૭॥

**મુદિતાઁ મથૈ બિચાર મથાની। દમ અધાર રજુ સત્ય સુબાની॥**
**તબ મથિ કાઢ઼િ લેઇ નવનીતા। બિમલ બિરાગ સુભગ સુપુનીતા॥૮॥**

ત્યારે મુદિતા(પ્રસન્નતા)રૂપી ગોળામાં તત્ત્વવિચારરૂપી રવૈયાથી દમ(ઇન્દ્રિય-દમન)ના આધારે (દમરૂપી સ્તંભ આદિના આધારે) સત્ય અને સુંદર વાણીરૂપી દોરડી લગાડીને એને મથે અને મથીને પછી એમાંથી નિર્મળ, સુંદર અને અત્યંત પવિત્ર વૈરાગ્યરૂપી માખણ કાઢી લે. ॥૮॥

**દો૦ – જોગ અગિનિ કરિ પ્રગટ તબ કર્મ સુભાસુભ લાઇ।**
**બુદ્ધિ સિરાવૈ ગ્યાન ઘૃત મમતા મલ જરિ જાઇ॥૧૧૭(ક)॥**

ત્યારે યોગરૂપી અગ્નિ પ્રગટ કરીને તેમાં સમસ્ત શુભાશુભ કર્મરૂપી ઇંધણ લગાડી દે (સર્વે કર્મોને યોગરૂપી અગ્નિમાં ભસ્મ કરી નાખે). જ્યારે [વૈરાગ્યરૂપી માખણનો] મમતારૂપી મેલ બળી જાય, ત્યારે [બચેલા] જ્ઞાનરૂપી ઘીને [નિશ્ચયાત્મિકા] બુદ્ધિથી ઠંડું કરે. ॥૧૧૭(ક)॥

**તબ બિગ્યાનરૂપિની બુદ્ધિ બિસદ ઘૃત પાઇ ।**
**ચિત્ત દિઆ ભરિ ધરૈ દૃઢ઼ સમતા દિઅટિ બનાઇ ॥ ૧૧૭ (ખ) ॥**

ત્યારે વિજ્ઞાનરૂપિણી બુદ્ધિ તે [જ્ઞાનરૂપી] નિર્મળ ઘીને પામીને તેનાથી ચિત્તરૂપી દીવાને ભરી, સમતાની દીવેટ બનાવીને, તેના પર તેને દૃઢતાપૂર્વક (જમાવીને) રાખે. ॥ ૧૧૭ (ખ) ॥

**તીનિ અવસ્થા તીનિ ગુન તેહિ કપાસ તેં કાઢ઼િ ।**
**તૂલ તુરીય સઁવારિ પુનિ બાતી કરૈ સુગાઢ઼િ ॥ ૧૧૭ (ગ) ॥**

[જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ] ત્રણેય અવસ્થાઓ અને [સત્ત્વ, રજ અને તમ] ત્રણેય ગુણરૂપી કપાસમાંથી તુરીયાવસ્થારૂપી રૂને કાઢીને અને પછી એને સમારીને સુંદર કડક દીવેટ બનાવે. ॥ ૧૧૭ (ગ) ॥

**સો૦ – એહિ બિધિ લેસૈ દીપ તેજ રાસિ બિગ્યાનમય ।**
**જાતહિં જાસુ સમીપ જરહિં મદાદિક સલભ સબ ॥ ૧૧૭ (ઘ) ॥**

આ પ્રમાણે તેજનો ભંડાર વિજ્ઞાનમય દીપકને પેટાવે, જેના સમીપ જતાં જ મદ આદિ સર્વે પતંગિયાં બળી જાય. ॥ ૧૧૭ (ઘ) ॥

**ચૌ૦ – સોહમસ્મિ ઇતિ બૃત્તિ અખંડા । દીપ સિખા સોઇ પરમ પ્રચંડા ॥**
**આતમ અનુભવ સુખ સુપ્રકાસા । તબ ભવ મૂલ ભેદ ભ્રમ નાસા ॥ ૧ ॥**

'સોઽહમસ્મિ' (તે બ્રહ્મ હું છું) આ જે અખંડ (તૈલધારાવત્ કદીય ન તૂટનારી) વૃત્તિ છે તે જ [એ જ્ઞાનદીપકની] પરમ પ્રચંડ દીપશિખા (જ્યોત) છે. [આ પ્રમાણે] જ્યારે આત્માનુભવના સુખનો સુંદર પ્રકાશ પ્રસરે છે, ત્યારે સંસારના મૂળ ભેદરૂપી ભ્રમનો નાશ થઈ જાય છે, ॥ ૧ ॥

**પ્રબલ અબિદ્યા કર પરિવારા । મોહ આદિ તમ મિટઇ અપારા ॥**
**તબ સોઇ બુદ્ધિ પાઇ ઉઁજિઆરા । ઉર ગૃહઁ બૈઠિ ગ્રંથિ નિરુઆરા ॥ ૨ ॥**

અને મહાન બળવતી અવિદ્યાના પરિવાર મોહ આદિનો અપાર અંધકાર મટી જાય છે. ત્યારે તે જ (વિજ્ઞાનરૂપિણી) બુદ્ધિ [આત્માનુભવરૂપ] પ્રકાશને પામીને હૃદયરૂપી ઘરમાં બેસીને તે જડ-ચેતનની ગાંઠને ખોલે છે. ॥ ૨ ॥

**છોરન ગ્રંથિ પાવ જૌં સોઈ । તબ યહ જીવ કૃતારથ હોઈ ॥**
**છોરત ગ્રંથિ જાનિ ખગરાયા । બિઘ્ન અનેક કરઇ તબ માયા ॥ ૩ ॥**

જો (વિજ્ઞાનરૂપિણી બુદ્ધિ) તે ગાંઠને ખોલી શકે, ત્યારે આ જીવ કૃતાર્થ થાય. પરંતુ હે પક્ષીરાજ ગરુડજી! ગાંઠ ખોલતાં જાણીને માયા પાછી અનેક વિઘ્ન કરે છે. ॥ ૩ ॥

**રિદ્ધિ સિદ્ધિ પ્રેરઇ બહુ ભાઈ । બુદ્ધિહિ લોભ દિખાવહિં આઈ ॥**
**કલ બલ છલ કરિ જાહિં સમીપા । અંચલ બાત બુઝાવહિં દીપા ॥ ૪ ॥**

હે ભાઈ! તે ઘણી જ રિદ્ધિ-સિદ્ધિઓને મોકલે છે, જે આવીને બુદ્ધિને લોભ દેખાડે છે અને તે રિદ્ધિ-સિદ્ધિઓ કળ(કળા), બળ અને છળ કરીને સમીપ જઈ પાલવના વાયુથી તે જ્ઞાનરૂપી દીપકને બુઝાવી દે છે. ॥ ૪ ॥

**હોઈ બુદ્ધિ જૌં પરમ સયાની। તિન્હ તન ચિતવ ન અનહિત જાની॥**
**જૌં તેહિ બિઘ્ન બુદ્ધિ નહિં બાધી। તૌ બહોરિ સુર કરહિં ઉપાધી॥૫॥**

જો બુદ્ધિ ઘણી જ ચતુર થઈ, તો તે એને (રિદ્ધિ-સિદ્ધિઓને) અહિતકારી (હાનિકારક) સમજીને તેમની સામે જોતી પણ નથી. આ પ્રમાણે જો માયાનાં વિઘ્નોથી બુદ્ધિને અડચણ ન થઈ, તો પછી દેવો ઉપાધિ (વિઘ્ન) કરે છે. ॥૫॥

**ઈન્દ્રી દ્વાર ઝરોખા નાના। તહઁ તહઁ સુર બૈઠે કરિ થાના॥**
**આવત દેખહિં બિષય બયારી। તે હઠિ દેહિં કપાટ ઉઘારી॥૬॥**

ઈન્દ્રિયોનાં દ્વાર હૃદયરૂપી ઘરના અનેક ઝરૂખા છે. ત્યાં ત્યાં (પ્રત્યેક ઝરૂખે) દેવ થાણું કરીને (અડ્ડો જમાવીને) બેઠા છે. જેવા જ તે વિષયરૂપી વાયુને આવતા જુએ છે કે તુરત જ હઠપૂર્વક કમાડ ખોલી નાખે છે. ॥૬॥

**જબ સો પ્રભંજન ઉર ગૃહઁ જાઈ। તબહિં દીપ બિગ્યાન બુઝાઈ॥**
**ગ્રંથિ ન છૂટિ મિટા સો પ્રકાસા। બુદ્ધિ બિકલ ભઇ બિષય બતાસા॥૭॥**

જેવો જ તે ઉગ્ર વાયુ હૃદયરૂપી ઘરમાં જાય છે, તેવો જ તે વિજ્ઞાનરૂપી દીપક બુઝાઈ જાય છે. ગાંઠ પણ ન છૂટી અને તે (આત્માનુભવરૂપ) પ્રકાશ પણ નષ્ટ થઈ ગયો. વિષયરૂપી વાયુથી બુદ્ધિ વ્યાકુળ થઈ ગઈ (બધું કર્યુ-કારવ્યું ચોપટ થઈ ગયું). ॥૭॥

**ઇંદ્રિન્હ સુરન્હ ન ગ્યાન સોહાઈ। બિષય ભોગ પર પ્રીતિ સદાઈ॥**
**બિષય સમીર બુદ્ધિ કૃત ભોરી। તેહિ બિધિ દીપ કો બાર બહોરી॥૮॥**

ઈન્દ્રિયો અને તેમના દેવતાઓને જ્ઞાન [સ્વાભાવિકરૂપે જ] નથી ગમતું; કારણકે એમની વિષય-ભોગોમાં સદાય પ્રીતિ રહે છે અને બુદ્ધિને પણ વિષયરૂપી હવાએ બહાવરી બનાવી દીધી. તો પછી (ફરીથી) તે જ્ઞાનદીપકને એ જ રીતે કોણ પ્રગટાવે? ॥૮॥

**દો૦ – તબ ફિરિ જીવ બિબિધિ બિધિ પાવઇ સંસૃતિ કલેસ।**
**હરિ માયા અતિ દુસ્તર તરિ ન જાઈ બિહગેસ॥૧૧૮ (ક)॥**

[આ પ્રમાણે જ્ઞાનદીપ હોલવાઈ જાય] ત્યાર પછી જીવ અનેક પ્રકારે સંસૃતિ(જન્મ-મરણાદિ)ના ક્લેશ પામે છે. હે પક્ષીરાજ! હરિની માયા અત્યંત દુસ્તર છે, તે સહજમાં જ (સરળતાથી) તરી નથી શકાતી. ॥૧૧૮ (ક)॥

**કહત કઠિન સમુઝત કઠિન સાધત કઠિન બિબેક।**
**હોઈ ઘુનાચ્છર ન્યાય જૌં પુનિ પ્રત્યૂહ અનેક॥૧૧૮ (ખ)॥**

જ્ઞાન કહેવા(સમજાવવા)માં કઠિન, સમજવામાં કઠિન અને સાધવામાં પણ કઠિન છે. જો ઘુણાક્ષરન્યાયથી (સંયોગવશ) કદાચિત આ જ્ઞાન થઈ પણ જાય, તો પછી [તેને બચાવી રાખવામાં] અનેક વિઘ્ન છે. ॥૧૧૮ (ખ)॥

**ચૌ૦ – ગ્યાન પંથ કૃપાન કૈ ધારા। પરત ખગેસ હોઇ નહિં બારા॥**
**જો નિર્બિઘ્ન પંથ નિર્બહઈ। સો કૈવલ્ય પરમ પદ લહઈ॥૧॥**

જ્ઞાનનો માર્ગ કૃપાણ(બેધારી તલવાર)ની સમાન છે. હે પક્ષીરાજ! આ માર્ગમાંથી પડતાં વાર નથી લાગતી. જે આ માર્ગને નિર્વિઘ્ન નભાવી લઈ જાય છે, એ જ કૈવલ્ય(મોક્ષ)રૂપ પરમપદને પ્રાપ્ત કરે છે. ॥૧॥

**અતિ દુર્લભ કૈવલ્ય પરમ પદ। સંત પુરાન નિગમ આગમ બદ॥**
**રામ ભજત સોઈ મુકુતિ ગોસાઈં। અનઈચ્છિત આવઇ બરિઆઈં॥૨॥**

સંત, પુરાણ, વેદ અને [તંત્ર આદિ] શાસ્ત્ર [સૌ] આ જ કહે છે કે કૈવલ્યરૂપ પરમપદ અત્યંત દુર્લભ છે; પરંતુ હે ગોસાઈં! તે જ [અત્યંત દુર્લભ] મુક્તિ પણ શ્રીરામજીને ભજવાથી ઇચ્છા કર્યા વિના જબરજસ્તીથી આવી જાય છે. ॥૨॥

**જિમિ થલ બિનુ જલ રહિ ન સકાઈ। કોટિ ભાઁતિ કોઉ કરૈ ઉપાઈ॥**
**તથા મોચ્છ સુખ સુનુ ખગરાઈ। રહિ ન સકઇ હરિ ભગતિ બિહાઈ॥૩॥**

જેમ સ્થળના વિના જળ નથી રહી શકતું, ભલે કોઈ કરોડ પ્રકારના ઉપાય કેમ ન કરે. તેમ જ હે પક્ષીરાજ! સાંભળો, મોક્ષસુખ પણ શ્રીહરિની ભક્તિને ત્યજીને નથી રહી શકતું. ॥૩॥

**અસ બિચારિ હરિ ભગત સયાને। મુક્તિ નિરાદર ભગતિ લુભાને॥**
**ભગતિ કરત બિનુ જતન પ્રયાસા। સંસૃતિ મૂલ અબિદ્યા નાસા॥૪॥**

આવો વિચાર કરીને બુદ્ધિમાન હરિભક્ત ભક્તિ પર લોભાયમાન રહીને મુક્તિનો તિરસ્કાર કરી નાખે છે. ભક્તિ કરવાથી સંસૃતિ(જન્મ-મૃત્યુરૂપ સંસાર)ની જડ અવિદ્યા પ્રયત્ન અને પરિશ્રમ વિના જ (સ્વયં પોતે) તેવી જ રીતે નષ્ટ થઈ જાય છે, ॥૪॥

**ભોજન કરિઅ તૃપિતિ હિત લાગી। જિમિ સો અસન પચવૈ જઠરાગી॥**
**અસિ હરિ ભગતિ સુગમ સુખદાઈ। કો અસ મૂઢ઼ ન જાહિ સોહાઈ॥૫॥**

જેમ ભોજન કરવામાં આવે છે તો તૃપ્તિને માટે અને તે ભોજનને જઠરાગ્નિ સ્વયં પોતે (આપણી ચેષ્ટા વિના) પચાવી નાખે છે, આવી સુગમ અને પરમ સુખ આપનારી હરિભક્તિ જેને ન ગમે, એવો મૂઢ કોણ હશે? ॥૫॥

**દો૦ – સેવક સેબ્ય ભાવ બિનુ ભવ ન તરિઅ ઉરગારિ।**
**ભજહુ રામ પદ પંકજ અસ સિદ્ધાંત બિચારિ॥૧૧૯ (ક)॥**

હે સર્પોના શત્રુ ગરુડજી! હું સેવક છું અને ભગવાન મારા સેવ્ય (સ્વામી) છે, આ ભાવ વિના સંસારરૂપી સમુદ્રમાં તરવું નથી બની શકતું. આવો સિદ્ધાંત વિચારીને શ્રીરામચન્દ્રજીના ચરણકમળોનું ભજન કરો. ॥૧૧૯ (ક)॥

**જો ચેતન કહઁ જડ઼ કરઇ જડ઼હિ કરઇ ચૈતન્ય।**
**અસ સમર્થ રઘુનાયકહિ ભજહિં જીવ તે ધન્ય॥૧૧૯ (ખ)॥**

જે ચેતનને જડ કરી નાખે છે અને જડને ચેતન કરી નાખે છે, એવા સમર્થ શ્રીરઘુનાથજીને જે જીવ ભજે છે, તે ધન્ય છે. ॥૧૧૯ (ખ)॥

**ચૌ૦ – કહેઉઁ ગ્યાન સિદ્ધાંત બુઝાઈ। સુનહુ ભગતિ મનિ કૈ પ્રભુતાઈ॥**
**રામ ભગતિ ચિંતામનિ સુંદર। બસઈ ગરુડ઼ જાકે ઉર અંતર॥૧॥**

મેં જ્ઞાનનો સિદ્ધાંત સમજાવીને કહ્યો. હવે ભક્તિરૂપી મણિની પ્રભુતા (મહિમા) સાંભળો. શ્રીરામજીની ભક્તિ સુંદર ચિંતામણિ છે. હે ગરુડજી! આ જેના હૃદયમાં (અંદર) વસે છે, ॥૧॥

**પરમ પ્રકાસ રૂપ દિન રાતી। નહિં કછુ ચહિઅ દિઆ ઘૃત બાતી॥**
**મોહ દરિદ્ર નિકટ નહિં આવા। લોભ બાત નહિં તાહિ બુઝાવા॥૨॥**

તે દિવસ-રાત [સ્વયં પોતે જ] પરમ પ્રકાશરૂપ રહે છે. તેને દીપક, ઘી અને દીવેટ કંઈ પણ જોઈતું નથી [આ પ્રમાણે મણિનો એક તો સ્વાભાવિક પ્રકાશ રહે છે]. વળી, મોહરૂપી દરિદ્રતા નજીક આવતી નથી [કેમકે મણિ સ્વયં ધનરૂપ છે]; અને [ત્રીજું] લોભરૂપી વાયુ એ મણિમય દીપકને બુઝાવી નથી શકતો [કેમકે મણિ સ્વયં પ્રકાશરૂપ છે, તે કોઈ બીજાની સહાયથી પ્રકાશ નથી કરતો]. ॥૨॥

**પ્રબલ અબિદ્યા તમ મિટિ જાઈ। હારહિં સકલ સલભ સમુદાઈ॥**
**ખલ કામાદિ નિકટ નહિં જાહીં। બસઈ ભગતિ જાકે ઉર માહીં॥૩॥**

[તેના પ્રકાશથી] અવિદ્યાનો પ્રબળ અંધકાર મટી જાય છે. મદાદિ પતંગિયાઓનો સમસ્ત સમૂહ હારી જાય છે. જેના હૃદયમાં ભક્તિ વસે છે; કામ, ક્રોધ અને લોભ આદિ દુષ્ટ તો એની પાસેય જતા નથી. ॥૩॥

**ગરલ સુધાસમ અરિ હિત હોઈ। તેહિ મનિ બિનુ સુખ પાવ ન કોઈ॥**
**બ્યાપહિં માનસ રોગ ન ભારી। જિન્હ કે બસ સબ જીવ દુખારી॥૪॥**

તેને માટે વિષ અમૃતની સમાન અને શત્રુ મિત્ર થઈ જાય છે. તે મણિના વિના કોઈ સુખ નથી પામતું. મોટા મોટા માનસરોગ, જેમને વશ થઈને સર્વે જીવો દુઃખી થઈ રહ્યા છે, તે એને વ્યાપતા નથી. ॥૪॥

**રામ ભગતિ મનિ ઉર બસ જાકેં। દુખ લવલેસ ન સપનેહુઁ તાકેં॥**
**ચતુર સિરોમનિ તેઈ જગ માહીં। જે મનિ લાગિ સુજતન કરાહીં॥૫॥**

શ્રીરામ-ભક્તિરૂપી મણિ જેના હૃદયમાં વસે છે, તેને સ્વપ્નમાંય લેશમાત્ર દુઃખ નથી થતું. જગતમાં એ જ મનુષ્ય ચતુરોના શિરોમણિ છે જે તે ભક્તિરૂપી મણિને માટે સારી રીતે યત્ન કરે છે. ॥૫॥

**સો મનિ જદપિ પ્રગટ જગ અહઈ। રામ કૃપા બિનુ નહિં કોઉ લહઈ॥**
**સુગમ ઉપાય પાઈબે કેરે। નર હતભાગ્ય દેહિં ભટભેરે॥૬॥**

જોકે તે મણિ જગતમાં પ્રકટ (પ્રત્યક્ષ) છે, પણ શ્રીરામજીની કૃપા વિના તેને કોઈ પામી શકતું નથી. તેને પામવાના ઉપાય પણ સુગમ જ છે, પણ અભાગિયા માણસો તેને ઠુકરાવી દે છે. ॥૬॥

**પાવન પર્બત બેદ પુરાના। રામ કથા રુચિરાકર નાના॥**
**મર્મી સજ્જન સુમતિ કુદારી। ગ્યાન બિરાગ નયન ઉરગારી॥૭॥**

વેદ-પુરાણ પવિત્ર પર્વત છે. શ્રીરામજીની અનેક પ્રકારની કથાઓ તે પર્વતોની સુંદર ખાણો છે. સંત પુરુષ [તેમની આ ખાણોના રહસ્યને જાણનારા] મર્મી છે અને સુંદર બુદ્ધિ [ખોદનારી] કોદાળી છે. હે ગરુડજી! જ્ઞાન અને વૈરાગ્ય – આ બે એમનાં નેત્રો છે. ॥૭॥

**ભાવ સહિત ખોજઇ જો પ્રાની। પાવ ભગતિ મનિ સબ સુખ ખાની॥**
**મોરેં મન પ્રભુ અસ બિસ્વાસા। રામ તે અધિક રામ કર દાસા॥૮॥**

જે પ્રાણી તેને પ્રેમની સાથે શોધે છે, તે સર્વ સુખોની ખાણ આ ભક્તિરૂપી મણિને પામી જાય છે. હે પ્રભો! મારા મનમાં તો આવો વિશ્વાસ છે કે શ્રીરામજીના દાસ શ્રીરામજી કરતાંય ચઢિયાતા છે. ॥૮॥

**રામ સિંધુ ઘન સજ્જન ધીરા। ચંદન તરુ હરિ સંત સમીરા॥**
**સબ કર ફલ હરિ ભગતિ સુહાઈ। સો બિનુ સંત ન કાહૂઁ પાઈ॥૯॥**
**અસ બિચારિ જોઇ કર સતસંગા। રામ ભગતિ તેહિ સુલભ બિહંગા॥૧૦॥**

શ્રીરામચન્દ્રજી સમુદ્ર છે તો ધીર સંતપુરુષ મેઘ છે. શ્રીહરિ ચંદનના વૃક્ષ છે તો સંત પવન છે. સર્વે સાધનોનું ફળ સુંદર હરિભક્તિ જ છે. તેને સંત વિના કોઈ પામ્યા નથી. આવો વિચાર કરીને જે પણ સંતોનો સંગ કરે છે, હે ગરુડજી! તેને માટે શ્રીરામજીની ભક્તિ સુલભ થઈ જાય છે. ॥૯-૧૦॥

**દો૦ – બ્રહ્મ પયોનિધિ મંદર ગ્યાન સંત સુર આહિં।**
**કથા સુધા મથિ કાઢ઼હિં ભગતિ મધુરતા જાહિં॥૧૨૦(ક)॥**

બ્રહ્મ (વેદ) સમુદ્ર છે, જ્ઞાન મંદરાચળ છે અને સંત દેવતા છે, જે એ સમુદ્રને મથીને કથારૂપી અમૃત કાઢે છે, જેમાં ભક્તિરૂપી મધુરતા વસી રહે છે. ॥૧૨૦ (ક)॥

**બિરતિ ચર્મ અસિ ગ્યાન મદ લોભ મોહ રિપુ મારિ।**
**જય પાઇઅ સો હરિ ભગતિ દેખુ ખગેસ બિચારિ॥૧૨૦(ખ)॥**

વૈરાગ્યરૂપી ઢાલથી પોતાને બચાવતાં અને જ્ઞાનરૂપી તલવારથી મદ, લોભ અને મોહરૂપી વેરીઓને મારીને જે વિજય પ્રાપ્ત કરે છે, તે હરિભક્તિ જ છે; હે પક્ષીરાજ! આનો વિચાર કરી જુઓ. ॥૧૨૦ (ખ)॥

**ચૌ૦ – પુનિ સપ્રેમ બોલેઉ ખગરાઊ। જૌં કૃપાલ મોહિ ઊપર ભાઊ॥**
**નાથ મોહિ નિજ સેવક જાની। સપ્ત પ્રસ્ન મમ કહહુ બખાની॥૧॥**

પક્ષીરાજ ગરુડજી પાછા પ્રેમસહિત બોલ્યા – હે કૃપાળુ! જો મારા પર આપનો પ્રેમ છે તો હે નાથ! મને પોતાનો સેવક જાણીને મારા સાત પ્રશ્નોના ઉત્તર વખાણીને કહો. ॥૧॥

**પ્રથમહિં કહહુ નાથ મતિધીરા। સબ તે દુર્લભ કવન સરીરા॥**
**બડ઼ દુખ કવન કવન સુખ ભારી। સોઉ સંછેપહિં કહહુ બિચારી॥૨॥**

હે નાથ! હે ધીરબુદ્ધિ! પહેલા તો એ કહો સૌથી દુર્લભ કયું શરીર છે? પછી સૌથી મોટું દુઃખ કયું છે અને સૌથી મોટું સુખ કયું છે? આ પણ વિચાર કરી સંક્ષેપમાં જ કહો. ॥૨॥

**સંત અસંત મરમ તુમ્હ જાનહુ। તિન્હ કર સહજ સુભાવ બખાનહુ ॥**
**કવન પુન્ય શ્રુતિ બિદિત બિસાલા। કહહુ કવન અઘ પરમ કરાલા ॥૩॥**

સંત અને અસંતનો મર્મ (ભેદ) આપ જાણો છો, તેમના સહજ સ્વભાવનું વર્ણન કરો. પછી કહો કે શ્રુતિઓમાં પ્રસિદ્ધ સૌથી મહાન પુણ્ય કયું છે અને સૌથી મહાન ભયંકર પાપ કયું છે? ॥૩॥

**માનસ રોગ કહહુ સમુઝાઈ। તુમ્હ સર્બગ્ય કૃપા અધિકાઈ ॥**
**તાત સુનહુ સાદર અતિ પ્રીતી। મૈં સંછેપ કહઉં યહ નીતી ॥૪॥**

પછી માનસ-રોગોને સમજાવીને કહો. આપ સર્વજ્ઞ છો અને મારા પર આપની કૃપા પણ ઘણી છે. [કાકભુશુંડિજીએ કહ્યું –] હે તાત! અત્યંત આદર અને પ્રેમની સાથે સાંભળો. હું આ નીતિ સંક્ષેપમાં કહું છું. ॥૪॥

**નર તન સમ નહિં કવનિઉ દેહી। જીવ ચરાચર જાચત તેહી ॥**
**નરક સ્વર્ગ અપબર્ગ નિસેની। ગ્યાન બિરાગ ભગતિ સુભ દેની ॥૫॥**

મનુષ્ય-શરીર સમાન કોઈ શરીર નથી. ચર-અચર સર્વે જીવ તેની યાચના કરે છે. આ મનુષ્ય શરીર નરક, સ્વર્ગ અને મોક્ષની નિસરણી છે તથા કલ્યાણકારી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિને આપનારું છે. ॥૫॥

**સો તનુ ધરિ હરિ ભજહિં ન જે નર। હોહિં બિષય રત મંદ મંદ તર ॥**
**કાઁચ કિરિચ બદલેં તે લેહીં। કર તે ડારિ પરસ મનિ દેહીં ॥૬॥**

આવા મનુષ્ય-શરીરને ધારણ કરીને પણ જે લોકો શ્રીહરિનું ભજન નથી કરતા અને નીચમાં પણ નીચ વિષયોમાં અનુરક્ત રહે છે, તે પારસમણિને હાથમાંથી ફેંકી દે છે અને બદલામાં કાચના ટુકડા લઈ લે છે. ॥૬॥

**નહિં દરિદ્ર સમ દુખ જગ માહીં। સંત મિલન સમ સુખ જગ નાહીં ॥**
**પર ઉપકાર બચન મન કાયા। સંત સહજ સુભાઉ ખગરાયા ॥૭॥**

જગતમાં દરિદ્રતા સમાન દુઃખ નથી તથા સંતોના મિલન સમાન જગતમાં સુખ નથી. અને હે પક્ષીરાજ! મન, વચન અને શરીરથી પરોપકાર કરવો, આ સંતોનો સહજ સ્વભાવ છે. ॥૭॥

**સંત સહહિં દુખ પર હિત લાગી। પર દુખ હેતુ અસંત અભાગી ॥**
**ભૂર્જ તરૂ સમ સંત કૃપાલા। પર હિત નિતિ સહ બિપતિ બિસાલા ॥૮॥**

સંત બીજાઓની ભલાઈને માટે દુઃખ સહે છે પરંતુ અભાગિયા અસંત બીજાઓને દુઃખ પહોંચાડવાને માટે દુઃખ સહે છે (બીજાના દુઃખનું કારણ બને છે). કૃપાળુ સંત ભોજના વૃક્ષ સમાન બીજાના હિતને માટે ભારે વિપત્તિ સહે છે (પોતાની ખાલ સુદ્ધાં ખેંચાવી લે છે) ॥૮॥

**સન ઈવ ખલ પર બંધન કરઈ। ખાલ કઢ઼ાઇ બિપતિ સહિ મરઈ ॥**
**ખલ બિનુ સ્વારથ પર અપકારી। અહિ મૂષક ઈવ સુનુ ઉરગારી ॥૯॥**

પરંતુ દુષ્ટ લોકો શણની જેમ બીજાઓને બાંધે છે અને [એમને બાંધવા માટે] પોતાની ખાલ ખેંચાવીને વિપત્તિ સહીને મરી જાય છે. હે સર્પોના શત્રુ ગરુડજી! સાંભળો, દુષ્ટો કોઈ સ્વાર્થ વિના સર્પ અને ઉંદરડા સમાન અકારણ જ બીજાઓનો અપકાર કરે છે. ॥૯॥

**પર સંપદા બિનાસિ નસાહીં। જિમિ સસિ હતિ હિમ ઉપલ બિલાહીં॥**
**દુષ્ટ ઉદય જગ આરતિ હેતૂ। જથા પ્રસિદ્ધ અધમ ગ્રહ કેતૂ॥૧૦॥**

તે પારકી સંપત્તિનો નાશ કરીને સ્વયં નષ્ટ થઈ જાય છે, જેમ ખેતીનો નાશ કરીને કરા નષ્ટ થઈ જાય છે. દુષ્ટોનો અભ્યુદય (ઉન્નતિ) જગતના દુઃખને માટે જ હોય છે જેમ અધમ ગ્રહ કેતુ [નો ઉદય અન્યના નાશ માટે] પ્રસિદ્ધ છે. ॥૧૦॥

**સંત ઉદય સંતત સુખકારી। બિસ્વ સુખદ જિમિ ઇંદુ તમારી॥**
**પરમ ધર્મ શ્રુતિ બિદિત અહિંસા। પર નિંદા સમ અઘ ન ગરીસા॥૧૧॥**

અને સંતોનો અભ્યુદય સદાય સુખકારી હોય છે, જેમ ચન્દ્રમા અને સૂર્યનો ઉદય વિશ્વભર માટે સુખદાયક છે. વેદોમાં અહિંસાને પરમધર્મ માન્યો છે અને પર નિંદા જેવું ભારે પાપ નથી. ॥૧૧॥

**હર ગુર નિંદક દાદુર હોઈ। જન્મ સહસ્ર પાવ તન સોઈ॥**
**દ્વિજ નિંદક બહુ નરક ભોગ કરિ। જગ જનમઇ બાયસ સરીર ધરિ॥૧૨॥**

શંકરજી અને ગુરુની નિંદા કરનારો મનુષ્ય [બીજા જન્મમાં] દેડકું થાય છે અને હજાર જન્મ સુધી તે જ દેડકાનું જ શરીર પામે છે. બ્રાહ્મણોની નિંદા કરનારો વ્યક્તિ ઘણા જ નરક ભોગવીને પછી જગતમાં કાગડાનું શરીર ધારણ કરીને જન્મ લે છે. ॥૧૨॥

**સુર શ્રુતિ નિંદક જે અભિમાની। રૌરવ નરક પરહિં તે પ્રાની॥**
**હોહિં ઉલૂક સંત નિંદા રત। મોહ નિસા પ્રિય ગ્યાન ભાનુ ગત॥૧૩॥**

જે અભિમાની જીવ દેવો અને વેદોની નિંદા કરે છે, તે રૌરવ નરકમાં પડે છે. સંતોની નિંદામાં પડેલા લોકો ઘુવડ થાય છે, જેને મોહરૂપી રાત્રિ પ્રિય હોય છે અને જ્ઞાનરૂપી સૂર્ય જેમના માટે વીતી ગયેલ (અસ્ત થઈ ગયેલ) રહે છે. ॥૧૩॥

**સબ કૈ નિંદા જે જડ઼ કરહીં। તે ચમગાદુર હોઇ અવતરહીં॥**
**સુનહુ તાત અબ માનસ રોગા। જિન્હ તે દુખ પાવહિં સબ લોગા॥૧૪॥**

જે મૂર્ખ મનુષ્ય સર્વેની નિંદા કરે છે, તે ચામાચીડિયું થઈને જન્મ લે છે. હે તાત! હવે માનસ-રોગ સાંભળો, જેનાથી બધા લોકો દુઃખ પામ્યા કરે છે. ॥૧૪॥

**મોહ સકલ બ્યાધિન્હ કર મૂલા। તિન્હ તે પુનિ ઉપજહિં બહુ સૂલા॥**
**કામ બાત કફ લોભ અપારા। ક્રોધ પિત્ત નિત છાતી જારા॥૧૫॥**

બધા રોગોનું (વ્યાધિઓનું) મૂળ મોહ (અજ્ઞાન) છે. તે વ્યાધિઓથી વળી, બીજાં અનેક શૂળ (દુઃખ) ઉત્પન્ન થાય છે. કામ વાત (વાયુ) છે, લોભ અપાર (વધેલો) કફ છે અને ક્રોધ પિત્ત છે જે સદાય છાતી બાળતો રહે છે; ॥૧૫॥

**પ્રીતિ કરહિં જૌ તીનિઉ ભાઈ। ઉપજઇ સન્યપાત દુખદાઈ ॥**
**બિષય મનોરથ દુર્ગમ નાના। તે સબ સૂલ નામ કો જાના ॥૧૬॥**

જો ક્યારેક આ ત્રણેય ભાઈ (વાત, પિત્ત અને કફ) પ્રીતિ કરી લે (મળી જાય), તો દુઃખદાયક સન્નિપાત રોગ ઉત્પન્ન થાય છે. કઠિનતાથી પ્રાપ્ત (પૂર્ણ) થનારા જે વિષયોના મનોરથ છે, તે જ સર્વે શૂળ (કષ્ટદાયક રોગ) છે, એમનાં નામ કોણ જાણે છે? (અર્થાત્ તે અપાર છે). ॥૧૬॥

**મમતા દાહુ કંડુ ઈરષાઈ। હરષ બિષાદ ગરહ બહુતાઈ ॥**
**પર સુખ દેખિ જરનિ સોઇ છઈ। કુષ્ટ દુષ્ટતા મન કુટિલઈ ॥૧૭॥**

મમતા દાદર છે, ઈર્ષા (ડાહ) ખુજલી છે, હર્ષ-વિષાદ ગળાના રોગોની અધિકતા છે (ગલગંડ, કંઠમાળા કે ઘેઘા આદિ રોગ છે); પારકાં સુખોને જોઈને જે જલન (ઈર્ષ્યા) થાય છે, તે જ ક્ષય રોગ છે. દુષ્ટતા અને મનની કુટિલતા જ કોઢ છે. ॥૧૭॥

**અહંકાર અતિ દુખદ ડમરુઆ। દંભ કપટ મદ માન નેહરુઆ ॥**
**તૃસ્ના ઉદરબૃદ્ધિ અતિ ભારી। ત્રિબિધિ ઈષના તરુન તિજારી ॥૧૮॥**
**જુગ બિધિ જ્વર મત્સર અબિબેકા। કહઁ લગિ કહૌં કુરોગ અનેકા ॥૧૯॥**

અહંકાર અત્યંત દુઃખ આપનારું ડમરૂ (ગાંઠનો) રોગ છે. દંભ, કપટ, મદ અને માન નાડીનો રોગ છે. તૃષ્ણા ઘણો ભારે ઉદરવૃદ્ધિ (જલોદર) રોગ છે. ત્રણેય પ્રકાર(પુત્ર, ધન અને માન)ની પ્રબળ ઇચ્છાઓ પ્રબળ ત્રિજારી (ત્રણ દિવસે આવતો તાવ) છે. મત્સર અને અવિવેક બે પ્રકારના જ્વર છે. આ પ્રકારના અનેક નરસા રોગો છે, જેમને ક્યાં સુધી કહું? ॥૧૮-૧૯॥

**દો૦ – એક બ્યાધિ બસ નર મરહિં એ અસાધિ બહુ બ્યાધિ।**
**પીડ઼હિં સંતત જીવ કહુઁ સો કિમિ લહૈ સમાધિ ॥૧૨૧ (ક) ॥**

એક જ રોગને વશ થઈને મનુષ્ય મરી જાય છે, પછી આ તો ઘણા જ અસાધ્ય રોગ છે. એ જીવોને નિરંતર કષ્ટ આપતાં રહે છે. આવી દશામાં તે સમાધિ (શાંતિ) ને કેવી રીતે પ્રાપ્ત કરે? ॥૧૨૧ (ક) ॥

**નેમ ધર્મ આચાર તપ ગ્યાન જગ્ય જપ દાન।**
**ભેષજ પુનિ કોટિન્હ નહિં રોગ જાહિં હરિજાન ॥૧૨૧ (ખ) ॥**

નિયમ, ધર્મ, આચાર (ઉત્તમ આચરણ), તપ, જ્ઞાન, યજ્ઞ, જપ, દાન તથા બીજા પણ કરોડો ઔષધો છે, પરંતુ હે ગરુડજી! તેનાથી આ રોગો જતા નથી. ॥૧૨૧ (ખ) ॥

**ચૌ૦ – એહિ બિધિ સકલ જીવ જગ રોગી। સોક હરષ ભય પ્રીતિ બિયોગી ॥**
**માનસ રોગ કછુક મૈં ગાએ। હહિં સબ કેં લખિ બિરલેન્હ પાએ ॥૧॥**

આ રીતે જગતમાં સમસ્ત જીવ રોગી છે, જે શોક, હર્ષ, ભય, પ્રીતિ આદિ દ્વન્દ્વોને લીધે વિયોગી-દુઃખી થઈ રહ્યા છે. મેં આ થોડાક જ માનસરોગો કહ્યા છે. આ છે તો સૌને, પરંતુ આને જાણી શક્યા છે કોઈક વિરલા જ. ॥૧॥

**જાને તે છીજહિં કછુ પાપી। નાસ ન પાવહિં જન પરિતાપી ॥**
**બિષય કુપથ્ય પાઇ અંકુરે। મુનિહુ હૃદયઁ કા નર બાપુરે ॥૨॥**

પ્રાણીઓને બાળનારા આ પાપી (રોગ) જાણી લેવાથી કંઈક ક્ષીણ અવશ્ય થઈ જાય છે, પરંતુ નાશને પામતા નથી. વિષયરૂપી કુપથ્યને પામી એ મુનિઓના હૃદયમાંય અંકુરિત થઈ જાય છે, તો બિચારા સાધારણ મનુષ્ય તો શું ચીજ છે? ॥ ૨॥

**રામ કૃપાઁ નાસહિં સબ રોગા। જૌં એહિ ભાઁતિ બનૈ સંજોગા॥**
**સદગુર બૈદ બચન બિસ્વાસા। સંજમ યહ ન બિષય કૈ આસા॥ ૩॥**

જો શ્રીરામજીની કૃપાથી એ પ્રકારનો સંયોગ બની જાય તો આ સર્વે રોગ નષ્ટ થઈ જાય. સદ્‌ગુરુરૂપી વૈદ્યના વચનમાં વિશ્વાસ થાય, વિષયોની આશા ન રાખે; આ જ સંયમ (ચરી) છે. ॥ ૩॥

**રઘુપતિ ભગતિ સજીવન મૂરી। અનૂપાન શ્રદ્ધા મતિ પૂરી॥**
**એહિ બિધિ ભલેહિં સો રોગ નસાહીં। નાહિં ત જતન કોટિ નહિં જાહીં॥ ૪॥**

શ્રીરઘુનાથજીની ભક્તિ સંજીવની જડી છે. શ્રદ્ધાથી પૂર્ણ બુદ્ધિ જ અનુપાન (દવાની સાથે લેવામાં આવનાર મધ આદિ) છે. આ પ્રકારનો સંયોગ થાય તો તે રોગ ભલે જ નષ્ટ થઈ જાય, નહીં તો કરોડો પ્રયત્નોથી પણ નથી જતા. ॥ ૪॥

**જાનિઅ તબ મન બિરુજ ગોસાઁઈ। જબ ઉર બલ બિરાગ અધિકાઈ॥**
**સુમતિ છુધા બાઢ઼ઈ નિત નઈ। બિષય આસ દુર્બલતા ગઈ॥ ૫॥**

હે ગોસાઈ! મનને નીરોગી થયું ત્યારે જ જાણવું જોઈએ, જ્યારે હૃદયમાં વૈરાગ્યનું બળ વધી જાય, ઉત્તમ બુદ્ધિરૂપી ભૂખ નિત્ય નવી વધતી રહે અને વિષયોની આશારૂપી દુર્બળતા મટી જાય. ॥ ૫॥

**બિમલ ગ્યાન જલ જબ સો નહાઈ। તબ રહ રામ ભગતિ ઉર છાઈ॥**
**સિવ અજ સુક સનકાદિક નારદ। જે મુનિ બ્રહ્મ બિચાર બિસારદ॥ ૬॥**

[આ પ્રમાણે સર્વ રોગોથી છૂટીને] જ્યારે મનુષ્ય નિર્મળ જ્ઞાનરૂપી જળમાં સ્નાન કરી લે છે, ત્યારે તેના હૃદયમાં રામભક્તિ છવાઈ રહે છે. શિવજી, બ્રહ્માજી, શુકદેવજી, સનકાદિક અને નારદ આદિ બ્રહ્મ વિચારમાં પરમ નિપુણ જે મુનિ છે; ॥ ૬॥

**સબ કર મત ખગનાયક એહા। કરિઅ રામ પદ પંકજ નેહા॥**
**શ્રુતિ પુરાન સબ ગ્રંથ કહાહીં। રઘુપતિ ભગતિ બિના સુખ નાહીં॥ ૭॥**

હે પક્ષીરાજ! તે સર્વેનો મત આ જ છે કે શ્રીરામજીના ચરણકમળોમાં પ્રેમ કરવો જોઈએ, શ્રુતિ પુરાણ અને સર્વે ગ્રંથ કહે છે કે શ્રીરઘુનાથજીની ભક્તિ વિના સુખ નથી. ॥ ૭॥

**કમઠ પીઠ જામહિં બરુ બારા। બંધ્યા સુત બરુ કાહુહિ મારા॥**
**ફૂલહિં નભ બરુ બહુબિધિ ફૂલા। જીવ ન લહ સુખ હરિ પ્રતિકૂલા॥ ૮॥**

કાચબાની પીઠ પર ભલે જ વાળ ઊગી આવે, વાંઝણીનો પુત્ર ભલે જ કોઈને મારી નાખે, આકાશમાં ભલેને અનેક પ્રકારનાં ફૂલ ખીલી ઊઠે; પરંતુ શ્રીહરિથી વિમુખ થઈને જીવો સુખ પ્રાપ્ત નથી કરી શકતા. ॥ ૮॥

**તૃષા જાઈ બરુ મૃગજલ પાના। બરુ જામહિં સસ સીસ બિષાના॥**
**અંધકારુ બરુ રબિહિ નસાવૈ। રામ બિમુખ ન જીવ સુખ પાવૈ॥૯॥**
**હિમ તે અનલ પ્રગટ બરુ હોઈ। બિમુખ રામ સુખ પાવ ન કોઈ॥૧૦॥**

મૃગતૃષ્ણાના જળને પીવાથી ભલેને તરસ છીપાઈ જાય, સસલાના માથા પર ભલેને શિંગડાં ઊગી જાય, અંધકાર ભલેને સૂર્યનો નાશ કરી નાખે; પરંતુ શ્રીરામથી વિમુખ થઈને જીવ સુખ નથી પામી શકતો. બરફથી ભલેને અગ્નિ પ્રગટ થઈ જાય (આ સર્વે અસંભવ વાતો સંભવ ભલે થઈ જાય), પરંતુ શ્રીરામથી વિમુખ થઈને કોઈ પણ સુખ નથી પામી શકતા. ॥૯-૧૦॥

**દો૦ – બારિ મથેં ઘૃત હોઈ બરુ સિકતા તે બરુ તેલ।**
**બિનુ હરિ ભજન ન ભવ તરિઅ યહ સિદ્ધાંત અપેલ॥૧૨૨(ક)॥**

જળને મથવાથી ભલેને ઘી ઉત્પન્ન થઈ જાય અને રેતી[ને પેરવા]થી ભલેને તેલ નીકળી આવે; પરંતુ શ્રીહરિના ભજન વિના સંસારરૂપી સમુદ્રને તરી શકાતો નથી, આ સિદ્ધાંત અચળ છે. ॥૧૨૨(ક)॥

**મસકહિ કરઈ બિરંચિ પ્રભુ અજહિ મસક તે હીન।**
**અસ બિચારિ તજિ સંસય રામહિ ભજહિં પ્રબીન॥૧૨૨(ખ)॥**

પ્રભુ મચ્છરને બ્રહ્મા કરી શકે છે અને બ્રહ્માને મચ્છરથી પણ તુચ્છ બનાવી શકે છે. આવું વિચારીને ચતુર પુરુષ સર્વે સંશય ત્યાગીને શ્રીરામજીને જ ભજે છે. ॥૧૨૨(ખ)॥

**શ્લોક–વિનિશ્ચિતં વદામિ તે ન અન્યથા વચાંસિ મે।**
**હરિં નરા ભજન્તિ યેઽતિદુસ્તરં તરન્તિ તે॥૧૨૨(ગ)॥**

હું આપને સારી રીતે નિશ્ચિત કરેલો સિદ્ધાંત કહું છું – મારા વચન અન્યથા (મિથ્યા) નથી કે જે મનુષ્ય શ્રીહરિનું ભજન કરે છે, તે અત્યંત દુસ્તર સંસાર-સાગરને [સહજમાં જ] પાર કરી જાય છે. ॥૧૨૨(ગ)॥

**ચૌ૦ – કહેઉઁ નાથ હરિ ચરિત અનૂપા। બ્યાસ સમાસ સ્વમતિ અનુરૂપા॥**
**શ્રુતિ સિદ્ધાંત ઇહઇ ઉરગારી। રામ ભજિઅ સબ કાજ બિસારી॥૧॥**

હે નાથ! મેં શ્રીહરિનાં અનુપમ ચરિત્ર પોતાની બુદ્ધિ પ્રમાણે ક્યાંક વિસ્તારથી અને ક્યાંક સંક્ષેપમાં કહ્યા. હે સર્પોના શત્રુ ગરુડજી! શ્રુતિઓનો આ સિદ્ધાંત છે કે સર્વે કાર્ય ભુલાવીને (ત્યજીને) શ્રીરામજીનું ભજન કરવું જોઈએ. ॥૧॥

**પ્રભુ રઘુપતિ તજિ સેઇઅ કાહી। મોહિ સે સઠ પર મમતા જાહી॥**
**તુમ્હ બિગ્યાનરૂપ નહિં મોહા। નાથ કીન્હિ મો પર અતિ છોહા॥૨॥**

પ્રભુ શ્રીરઘુનાથજીને ત્યજીને બીજા કોનું સેવન (ભજન) કરાય, જેમનું મારા જેવા મૂર્ખ પર પણ મમત્વ (સ્નેહ) છે? હે નાથ! આપ વિજ્ઞાનરૂપ છો, આપને મોહ નથી. આપે તો મારા પર મોટી કૃપા કરી છે, ॥૨॥

**પૂઁછિહુ રામ કથા અતિ પાવનિ। સુક સનકાદિ સંભુ મન ભાવનિ॥**
**સત સંગતિ દુર્લભ સંસારા। નિમિષ દંડ ભરિ એકઉ બારા॥૩॥**

જે આપે મને શુકદેવજી, સનકાદિ અને શિવજીના મનને પ્રિય લાગનારી અતિ પવિત્ર રામકથા પૂછી. સંસારમાં ઘડીવારનો અથવા પળવારનો એક વખતનોય સત્સંગ દુર્લભ છે. ॥૩॥

**દેખુ ગરુડ઼ નિજ હૃદયઁ બિચારી। મૈં રઘુબીર ભજન અધિકારી॥**
**સકુનાધમ સબ ભાઁતિ અપાવન। પ્રભુ મોહિ કીન્હ બિદિત જગ પાવન॥૪॥**

હે ગરુડજી! આપના હૃદયમાં વિચાર કરી જુઓ, શું હું પણ શ્રીરામજીના ભજનનો અધિકારી છું? પક્ષીઓમાં સર્વેથી નીચ અને સર્વે પ્રકારે અપવિત્ર છું. પરંતુ આવું હોવા છતાંય પ્રભુએ મને સમસ્ત જગતને પવિત્ર કરનારારૂપે પ્રસિદ્ધ કરી દીધો [અથવા પ્રભુએ મને જગતપ્રસિદ્ધ પાવન કરી દીધો] ॥૪॥

**દો૦ – આજુ ધન્ય મૈં ધન્ય અતિ જદ્યપિ સબ બિધિ હીન।**
**નિજ જન જાનિ રામ મોહિ સંત સમાગમ દીન॥૧૨૩ (ક)॥**

જોકે હું સર્વે પ્રકારે હીન (નીચ) છું, તો પણ આજે હું ધન્ય છું, અત્યંત ધન્ય છું; જે શ્રીરામજીએ મને પોતાનો 'નિજ જન' જાણીને સંત-સમાગમ આપ્યો. ॥૧૨૩ (ક)॥

**નાથ જથામતિ ભાષેઉઁ રાખેઉઁ નહિં કછુ ગોઈ।**
**ચરિત સિંધુ રઘુનાયક થાહ કિ પાવઈ કોઈ॥૧૨૩ (ખ)॥**

હે નાથ! મેં પોતાની બુદ્ધિ અનુસાર કહ્યું, કંઈ પણ છૂપું નથી રાખ્યું. [તો પણ] શ્રીરઘુવીરનાં ચરિત્ર સમુદ્ર સમાન છે; શું કોઈ તેમને પાર પામી શકે છે? ॥૧૨૩ (ખ)॥

**ચૌ૦ – સુમિરિ રામ કે ગુન ગન નાના। પુનિ પુનિ હરષ ભુસુંડિ સુજાના॥**
**મહિમા નિગમ નેતિ કરિ ગાઈ। અતુલિત બલ પ્રતાપ પ્રભુતાઈ॥૧॥**

શ્રીરામચન્દ્રજીના ઘણા જ ગુણસમૂહોનું સ્મરણ કરી-કરીને સુજ્ઞ ભુશુંડિજી વારંવાર હર્ષિત થઈ રહ્યા છે. જેમનો મહિમા વેદોએ'નેતિ નેતિ' કહીને ગાયો છે, જેમનાં બળ, પ્રતાપ અને પ્રભુત્વ (સામર્થ્ય) અતુલનીય છે; ॥૧॥

**સિવ અજ પૂજ્ય ચરન રઘુરાઈ। મો પર કૃપા પરમ મૃદુલાઈ॥**
**અસ સુભાઉ કહુઁ સુનઉઁ ન દેખઉઁ। કેહિ ખગેસ રઘુપતિ સમ લેખઉઁ॥૨॥**

જે રઘુનાથજીના ચરણ શિવજી અને બ્રહ્માજીના દ્વારા પૂજ્ય છે, તેમની મારા પર કૃપા થવી એ તેમની પરમ કોમળતા છે. કોઈનો આવો સ્વભાવ ક્યાંય ન સાંભળું છું, ન જોઉં છું. માટે હે પક્ષીરાજ ગરુડજી! હું શ્રીરઘુનાથજીની સમાન કોને ગણું (સમજું)? ॥૨॥

**સાધક સિદ્ધ બિમુક્ત ઉદાસી। કબિ કોબિદ કૃતગ્ય સંન્યાસી॥**
**જોગી સૂર સુતાપસ ગ્યાની। ધર્મ નિરત પંડિત બિગ્યાની॥૩॥**

સાધક, સિદ્ધ, જીવન્મુક્ત, ઉદાસીન (વિરક્ત), કવિ, વિદ્વાન, કર્મ [રહસ્ય]ના જ્ઞાતા, સંન્યાસી, યોગી, શૂરવીર, મોટા તપસ્વી, જ્ઞાની, ધર્મપરાયણ, પંડિત અને વિજ્ઞાની – ॥૩॥

**તરહિં ન બિનુ સેએઁ મમ સ્વામી। રામ નમામિ નમામિ નમામી॥**
**સરન ગએઁ મો સે અઘ રાસી। હોહિં સુદ્ધ નમામિ અબિનાસી॥૪॥**

આ કોઈ પણ મારા સ્વામી શ્રીરામજીનું સેવન (ભજન) કર્યા વિના તરી નથી શકતા. હું તે જ શ્રીરામજીને વારંવાર નમસ્કાર કરું છું. જેમને શરણે જવાથી મારા જેવા પાપભંડાર પણ શુદ્ધ (પાપરહિત) થઈ જાય છે, તે અવિનાશી શ્રીરામજીને હું નમસ્કાર કરું છું. ॥૪॥

**દો૦ – જાસુ નામ ભવ ભેષજ હરન ઘોર ત્રય સૂલ।**
**સો કૃપાલ મોહિ તો પર સદા રહઉ અનુકૂલ॥૧૨૪ (ક)॥**

જેમનું નામ જન્મ-મરણરૂપી રોગનું [અચૂક] ઔષધ અને ત્રણેય ભયંકર પીડાઓ(આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક દુઃખો)ને હરનારું છે, તે કૃપાળુ શ્રીરામજી મારા ઉપર અને આપ ઉપર સદાય પ્રસન્ન રહો. ॥૧૨૪ (ક)॥

**સુનિ ભુસુંડિ કે બચન સુભ દેખિ રામ પદ નેહ।**
**બોલેઉ પ્રેમ સહિત ગિરા ગરુડ઼ બિગત સંદેહ॥૧૨૪ (ખ)॥**

ભુશુંડિજીનાં મંગળમય વચન સાંભળીને અને શ્રીરામજીના ચરણોમાં એમનો અતિશય પ્રેમ જોઈને સંશયમાંથી સારી રીતે છૂટેલા ગરુડજી પ્રેમસહિત વચન બોલ્યા. ॥૧૨૪ (ખ)॥

**ચૌ૦ – મૈં કૃતકૃત્ય ભયઉઁ તવ બાની। સુનિ રઘુબીર ભગતિ રસ સાની॥**
**રામ ચરન નૂતન રતિ ભઈ। માયા જનિત બિપતિ સબ ગઈ॥૧॥**

શ્રીરઘુવીરના ભક્તિરસમાં તરબોળ થયેલી આપની વાણી સાંભળીને હું કૃતકૃત્ય થઈ ગયો. શ્રીરામજીના ચરણોમાં મારી નવીન પ્રીતિ થઈ ગઈ અને માયાથી ઉત્પન્ન બધી વિપત્તિ ચાલી ગઈ. ॥૧॥

**મોહ જલધિ બોહિત તુમ્હ ભએ। મો કહઁ નાથ બિબિધ સુખ દએ॥**
**મો પહિં હોઈ ન પ્રતિ ઉપકારા। બંદઉઁ તવ પદ બારહિં બારા॥૨॥**

મોહરૂપી સમુદ્રમાં ડૂબતો હું, મારા માટે આપ વહાણ થયા. હે નાથ! આપે મને અનેક પ્રકારનાં સુખ આપ્યાં (પરમ સુખી કરી દીધો). મારાથી આનો પ્રત્યુપકાર (ઉપકારના બદલામાં ઉપકાર) નથી થઈ શકતો. હું તો આપના ચરણોની વારંવાર વંદના જ કરું છું. ॥૨॥

**પૂરન કામ રામ અનુરાગી। તુમ્હ સમ તાત ન કોઉ બડ઼ભાગી॥**
**સંત બિટપ સરિતા ગિરિ ધરની। પર હિત હેતુ સબન્હ કૈ કરની॥૩॥**

આપ પૂર્ણકામ છો અને શ્રીરામજીના પ્રેમી છો. હે તાત! આપના સમાન કોઈ ધનભાગી નથી. સંત, વૃક્ષ, નદી, પર્વત અને પૃથ્વી – આ સર્વેની ક્રિયા પારકા હિતને માટે જ હોય છે. ॥૩॥

**સંત હૃદય નવનીત સમાના। કહા કબિન્હ પરિ કહૈ ન જાના॥**
**નિજ પરિતાપ દ્રવઈ નવનીતા। પર દુખ દ્રવહિં સંત સુપુનીતા॥૪॥**

સંતોનાં હૃદય માખણ સમાન હોય છે, આવું કવિઓએ કહ્યું છે; પરંતુ તેમણે [અસલ વાત] કહેવી નથી જાણી; કેમકે માખણ તો પોતાને તાપ મળવાથી પીગળે છે અને પરમ પવિત્ર સંત બીજાના દુઃખથી પીગળી જાય છે. ॥૪॥

**જીવન જન્મ સુફલ મમ ભયઊ। તવ પ્રસાદ સંસય સબ ગયઊ॥**
**જાનેહુ સદા મોહિ નિજ કિંકર। પુનિ પુનિ ઉમા કહઈ બિહંગબર॥૫॥**

મારું જીવન અને જન્મ સફળ થઈ ગયાં. આપની કૃપાથી સર્વે સંશય ટળી ગયો. સદાય મને આપનો દાસ જ જાણજો. [શિવજી કહે છે —] હે ઉમા! પક્ષીશ્રેષ્ઠ ગરુડજી વારંવાર આવું કહી રહ્યા છે. ॥૫॥

**દો૦ – તાસુ ચરન સિરુ નાઈ કરિ પ્રેમ સહિત મતિધીર।**
**ગયઉ ગરુડ઼ બૈકુંઠ તબ હૃદયઁ રાખિ રઘુબીર॥૧૨૫ (ક)॥**

તે (ભુશુંડિજી)ના ચરણોમાં પ્રેમસહિત શીશ નમાવીને અને હૃદયમાં શ્રીરઘુવીરને ધારણ કરીને ધીરબુદ્ધિ ગરુડજી પછી વૈકુંઠે ચાલ્યા ગયા. ॥૧૨૫ (ક)॥

**ગિરિજા સંત સમાગમ સમ ન લાભ કછુ આન।**
**બિનુ હરિ કૃપા ન હોઈ સો ગાવહિં બેદ પુરાન॥૧૨૫ (ખ)॥**

હે ગિરિજે! સંત-સમાગમ જેવો બીજો કોઈ લાભ નથી. પરંતુ તે (સંત-સમાગમ) શ્રીહરિની કૃપા વિના નથી થઈ શકતો, આવું વેદ અને પુરાણ ગાય છે. ॥૧૨૫ (ખ)॥

**ચૌ૦ – કહેઉઁ પરમ પુનીત ઈતિહાસા। સુનત શ્રવન છૂટહિં ભવ પાસા॥**
**પ્રનત કલ્પતરુ કરુના પુંજા। ઉપજઈ પ્રીતિ રામ પદ કંજા॥૧॥**

મેં આ પરમ પવિત્ર ઈતિહાસ કહ્યો, જેને કાનેથી સાંભળતાં જ ભવપાશ (સંસારના બંધન) છૂટી જાય છે અને શરણાગતોને [તેમની ઈચ્છાનુસાર ફળ આપનારા] કલ્પવૃક્ષ તથા દયાના સમૂહ શ્રીરામજીના ચરણકમળોમાં પ્રેમ ઉત્પન્ન થાય છે. ॥૧॥

**મન ક્રમ બચન જનિત અઘ જાઈ। સુનહિં જે કથા શ્રવન મન લાઈ॥**
**તીર્થાટન સાધન સમુદાઈ। જોગ બિરાગ ગ્યાન નિપુનાઈ॥૨॥**

જેઓ કાન અને મન લગાવીને આ કથાને સાંભળે છે; તેમનાં મન, વચન અને કર્મ(શરીર)થી ઉત્પન્ન સર્વે પાપ નષ્ટ થઈ જાય છે. તીર્થયાત્રા આદિ ઘણાં જ સાધન, યોગ, વૈરાગ્ય અને જ્ઞાનમાં નિપુણતા, — ॥૨॥

**નાના કર્મ ધર્મ બ્રત દાના। સંજમ દમ જપ તપ મખ નાના॥**
**ભૂત દયા દ્વિજ ગુર સેવકાઈ। બિદ્યા બિનય બિબેક બડ઼ાઈ॥૩॥**

અનેકો પ્રકારનાં કર્મ, ધર્મ, વ્રત અને દાન; અનેકો સંયમ, દમ, જપ, તપ અને યજ્ઞ; પ્રાણીઓ પર દયા, બ્રાહ્મણ અને ગુરુની સેવા, વિદ્યા, વિનય અને વિવેકની મોટાઈ [આદિ] — ॥૩॥

**જહઁ લગિ સાધન બેદ બખાની। સબ કર ફલ હરિ ભગતિ ભવાની॥**
**સો રઘુનાથ ભગતિ શ્રુતિ ગાઈ। રામ કૃપાઁ કાહૂઁ એક પાઈ॥૪॥**

જ્યાં સુધી વેદોએ સાધન બતાવ્યાં છે, હે ભવાની! તે બધાનું ફળ શ્રીહરિની ભક્તિ જ છે. પરંતુ શ્રુતિઓમાં ગાયેલી તે શ્રીરઘુનાથજીની ભક્તિ શ્રીરામજીની કૃપાથી કોઈ એક (વિરલો) જ પામ્યો છે. ॥૪॥

**દો○ – મુનિ દુર્લભ હરિ ભગતિ નર પાવહિં બિનહિં પ્રયાસ ।**
**જે યહ કથા નિરંતર સુનહિં માનિ બિસ્વાસ ॥ ૧૨૬॥**

પરંતુ જે મનુષ્ય વિશ્વાસ રાખીને આ કથા નિરંતર સાંભળે છે, તે વિનાપરિશ્રમે જ એ મુનિદુર્લભ હરિભક્તિને પ્રાપ્ત કરી લે છે. ॥ ૧૨૬॥

**ચૌ○ – સોઇ સર્બગ્ય ગુની સોઇ ગ્યાતા । સોઇ મહિ મંડિત પંડિત દાતા ॥**
**ધર્મ પરાયન સોઇ કુલ ત્રાતા । રામ ચરન જા કર મન રાતા ॥ ૧॥**

જેનું મન શ્રીરામજીના ચરણોમાં અનુરક્ત છે, તે જ સર્વજ્ઞ (સર્વે કંઈ જાણનાર) છે, એ જ ગુણી છે, એ જ જ્ઞાની છે. એ જ પૃથ્વીનું ભૂષણ, પંડિત અને દાની છે. એ જ ધર્મ પરાયણ છે અને એ જ કુળનો રક્ષક છે. ॥ ૧॥

**નીતિ નિપુન સોઇ પરમ સયાના । શ્રુતિ સિદ્ધાંત નીક તેહિં જાના ॥**
**સોઇ કબિ કોબિદ સોઇ રનધીરા । જો છલ છાડ़િ ભજઇ રઘુબીરા ॥ ૨॥**

જે છળ છોડીને શ્રીરઘુવીરનું ભજન કરે છે, એ જ નીતિમાં નિપુણ છે, એ જ પરમ બુદ્ધિમાન છે. એણે જ વેદોના સિદ્ધાંતોને સારી રીતે જાણ્યા છે. એ જ કવિ, એ જ વિદ્વાન તથા એ જ રણધીર છે. ॥ ૨॥

**ધન્ય દેસ સો જહઁ સુરસરી । ધન્ય નારિ પતિબ્રત અનુસરી ॥**
**ધન્ય સો ભૂપુ નીતિ જો કરઈ । ધન્ય સો દ્વિજ નિજ ધર્મ ન ટરઈ ॥ ૩॥**

તે દેશ ધન્ય છે જ્યાં શ્રીગંગાજી છે, તે સ્ત્રી ધન્ય છે જે પાતિવ્રતધર્મનું પાલન કરે છે. તે રાજા ધન્ય છે જે ન્યાય કરે છે અને તે બ્રાહ્મણ ધન્ય છે જે પોતાના ધર્મમાં ડગતો નથી. ॥ ૩॥

**સો ધન ધન્ય પ્રથમ ગતિ જાકી । ધન્ય પુન્ય રત મતિ સોઈ પાકી ॥**
**ધન્ય ઘરી સોઇ જબ સતસંગા । ધન્ય જન્મ દ્વિજ ભગતિ અભંગા ॥ ૪॥**

તે ધન ધન્ય છે જેની પ્રથમ ગતિ થાય છે (જે દાન દેવામાં વપરાય છે). તે બુદ્ધિ ધન્ય અને પરિપક્વ છે જે પુણ્યમાં લાગેલી છે. એ જ ઘડી ધન્ય છે જ્યારે સત્સંગ થાય અને એ જ જન્મ ધન્ય છે જેમાં બ્રાહ્મણની અખંડ ભક્તિ થાય. ॥ ૪॥

[ધનની ત્રણ ગતિઓ હોય છે – દાન, ભોગ અને નાશ. દાન ઉત્તમ છે, ભોગ મધ્યમ છે અને નાશ નીચ ગતિ છે. જે પુરુષ ન આપે છે, ન તો ભોગવે છે, તેના ધનની ત્રીજી ગતિ થાય છે.]

**દો○ – સો કુલ ધન્ય ઉમા સુનુ જગત પૂજ્ય સુપુનીત ।**
**શ્રીરઘુબીર પરાયન જેહિં નર ઉપજ બિનીત ॥ ૧૨૭॥**

હે ઉમા! સાંભળો. તે કુળ ધન્ય છે, સમસ્ત સંસાર માટે પૂજ્ય છે અને પરમ પવિત્ર છે, જેમાં શ્રીરઘુવીરપરાયણ (અનન્ય રામભક્ત) વિનમ્ર પુરુષ ઉત્પન્ન થાય. ॥ ૧૨૭॥

**ચૌ૦ – મતિ અનુરૂપ કથા મૈં ભાષી। જદ્યપિ પ્રથમ ગુપ્ત કરિ રાખી॥**
**તવ મન પ્રીતિ દેખિ અધિકાઈ। તબ મૈં રઘુપતિ કથા સુનાઈ॥૧॥**

મેં પોતાની બુદ્ધિ પ્રમાણે આ કથા કહી, જોકે પહેલા આને છુપાવીને રાખી હતી. જ્યારે તમારા મનમાં પ્રેમની અધિકતા જોઈ ત્યારે મેં શ્રીરઘુનાથજીની આ કથા તમને સંભળાવી. ॥૧॥

**યહ ન કહિઅ સઠહી હઠસીલહિ। જો મન લાઇ ન સુન હરિ લીલહિ॥**
**કહિઅ ન લોભિહિ ક્રોધિહિ કામિહિ। જો ન ભજઇ સચરાચર સ્વામિહિ॥૨॥**

આ કથા એમને ન કહેવી જોઈએ જે શઠ (ધૂર્ત) હોય, દુરાગ્રહી સ્વભાવના હોય અને શ્રીહરિની લીલાને મન દઈને ન સાંભળતા હોય. લોભી, ક્રોધી અને કામીને, જે ચરાચરના સ્વામી શ્રીરામજીને નથી ભજતા; તેમને આ કથા ન કહેવી જોઈએ. ॥૨॥

**દ્વિજ દ્રોહિહિ ન સુનાઇઅ કબહૂઁ। સુરપતિ સરિસ હોઇ નૃપ જબહૂઁ॥**
**રામ કથા કે તેઇ અધિકારી। જિન્હ કેં સત સંગતિ અતિ પ્યારી॥૩॥**

બ્રાહ્મણોના દ્રોહીને, જો તે દેવરાજ(ઇન્દ્ર)ના જેવો ઐશ્વર્યવાન્ રાજા હોય તો પણ આ કથા કદીય ન સંભળાવવી જોઈએ. શ્રીરામની કથાના અધિકારી એ જ છે જેમને સત્સંગતિ અત્યંત પ્રિય છે. ॥૩॥

**ગુર પદ પ્રીતિ નીતિ રત જેઈ। દ્વિજ સેવક અધિકારી તેઈ॥**
**તા કહઁ યહ બિસેષ સુખદાઈ। જાહિ પ્રાનપ્રિય શ્રીરઘુરાઈ॥૪॥**

જેમની ગુરુના ચરણોમાં પ્રીતિ છે, જે નીતિપરાયણ છે અને બ્રાહ્મણોના સેવક છે, એ જ આના અધિકારી છે અને એને તો આ કથા ઘણી જ સુખ આપનારી છે, જેને શ્રીરઘુનાથજી પ્રાણ સમાન પ્રિય છે. ॥૪॥

**દો૦ – રામ ચરન રતિ જો ચહ અથવા પદ નિર્બાન।**
**ભાવ સહિત સો યહ કથા કરઉ શ્રવન પુટ પાન॥૧૨૮॥**

જે શ્રીરામજીના ચરણોમાં પ્રેમ ઇચ્છતો હોય કે મોક્ષપદ ઇચ્છતો હોય, તે આ કથારૂપી અમૃતને પ્રેમપૂર્વક કાનરૂપી પડિયાથી પીવે. ॥૧૨૮॥

**ચૌ૦ – રામ કથા ગિરિજા મૈં બરની। કલિ મલ સમનિ મનોમલ હરની॥**
**સંસૃતિ રોગ સજીવન મૂરી। રામ કથા ગાવહિં શ્રુતિ સૂરી॥૧॥**

હે ગિરિજે! મેં કળિયુગનાં પાપોને નાશ કરનારી અને મનના મેલને દૂર કરનારી રામકથાનું વર્ણન કર્યું. આ રામકથા સંસૃતિ(જન્મ-મરણ)રૂપી રોગના [નાશને] માટે સંજીવની જડી છે, વેદો અને વિદ્વાન પુરુષો આવું કહે છે. ॥૧॥

**એહિ મહઁ રુચિર સપ્ત સોપાના। રઘુપતિ ભગતિ કેર પંથાના॥**
**અતિ હરિ કૃપા જાહિ પર હોઈ। પાઉઁ દેઇ એહિં મારગ સોઈ॥૨॥**

એમાં સાત સુંદર નિસરણીઓ છે, જે શ્રીરઘુનાથજીની ભક્તિને પ્રાપ્ત કરવાના માર્ગ છે. જેના પર શ્રીહરિની અત્યંત કૃપા હોય છે, એ જ આ માર્ગે પગ મૂકે છે. ॥૨॥

**મન કામના સિદ્ધિ નર પાવા। જે યહ કથા કપટ તજિ ગાવા॥**
**કહહિં સુનહિં અનુમોદન કરહીં। તે ગોપદ ઈવ ભવનિધિ તરહીં॥૩॥**

જે કપટ છોડીને આ કથા ગાય છે, તે મનુષ્ય પોતાની મનોકામનાની સિદ્ધિ પામી લે છે. જે આને કહે-સાંભળે અને અનુમોદન (પ્રશંસા) કરે છે, તે સંસારરૂપી સમુદ્રને ગાયની ખરીથી પડેલા ખાડાઓની જેમ પાર કરી જાય છે. ॥૩॥

**સુનિ સબ કથા હૃદય અતિ ભાઈ। ગિરિજા બોલી ગિરા સુહાઈ॥**
**નાથ કૃપાઁ મમ ગત સંદેહા। રામ ચરન ઉપજેઉ નવ નેહા॥૪॥**

[યાજ્ઞવલ્ક્યજી કહે છે —] સર્વે કથા સાંભળીને શ્રીપાર્વતીજીના હૃદયને બહુ જ પ્રિય લાગી અને તેઓ સુંદર વાણી બોલ્યાં — સ્વામીની કૃપાથી મારો સંશય ટળી ગયો અને શ્રીરામજીના ચરણોમાં નવીન પ્રેમ ઉત્પન્ન થઈ ગયો. ॥૪॥

**દો૦ — મૈં કૃતકૃત્ય ભઈઉઁ અબ તવ પ્રસાદ બિસ્વેસ।**
**ઉપજી રામ ભગતિ દૃઢ઼ બીતે સકલ કલેસ॥૧૨૯॥**

હે વિશ્વનાથ! આપની કૃપાથી હવે હું કૃતાર્થ થઈ ગઈ. મારામાં દૃઢ રામભક્તિ ઉત્પન્ન થઈ ગઈ અને મારા સંપૂર્ણ ક્લેશ ટળી ગયા (નષ્ટ થઈ ગયા). ॥૧૨૯॥

**ચૌ૦ — યહ સુભ સંભુ ઉમા સંબાદા। સુખ સંપાદન સમન બિષાદા॥**
**ભવ ભંજન ગંજન સંદેહા। જન રંજન સજ્જન પ્રિય એહા॥૧॥**

શંભુ-ઉમાનો આ કલ્યાણકારી સંવાદ સુખ ઉત્પન્ન કરનારો અને શોકનો નાશ કરનારો છે. જન્મ-મરણનો અંત કરનારો, સંદેહોને નાશ કરનારો, ભક્તોને આનંદ આપનારો અને સંત પુરુષોને પ્રિય છે. ॥૧॥

**રામ ઉપાસક જે જગ માહીં। એહિ સમ પ્રિય તિન્હ કેં કછુ નાહીં॥**
**રઘુપતિ કૃપાઁ જથામતિ ગાવા। મૈં યહ પાવન ચરિત સુહાવા॥૨॥**

જગતમાં જે (જેટલા પણ) રામોપાસક છે, તેમને તો આ રામકથાની સમાન કંઈ પણ પ્રિય નથી. શ્રીરઘુનાથજીની કૃપાથી મેં આ સુંદર અને પવિત્ર કરનારું ચરિત્ર પોતાની બુદ્ધિ અનુસાર ગાયું છે. ॥૨॥

**એહિં કલિકાલ ન સાધન દૂજા। જોગ જગ્ય જપ તપ બ્રત પૂજા॥**
**રામહિ સુમિરિઅ ગાઈઅ રામહિ। સંતત સુનિઅ રામ ગુન ગ્રામહિ॥૩॥**

[તુલસીદાસજી કહે છે —] આ કળિકાળમાં યોગ, યજ્ઞ, જપ, તપ, વ્રત અને પૂજન આદિ કોઈ બીજું સાધન નથી. બસ, શ્રીરામજીનું જ સ્મરણ કરવું, શ્રીરામજીના જ ગુણ ગાવા અને નિરંતર શ્રીરામજીના જ ગુણસમૂહોને સાંભળવા જોઈએ. ॥૩॥

**જાસુ પતિત પાવન બડ઼ બાના। ગાવહિં કબિ શ્રુતિ સંત પુરાના॥**
**તાહિ ભજહિ મન તજિ કુટિલાઈ। રામ ભજેં ગતિ કેહિં નહિં પાઈ॥૪॥**

પતિતોને પવિત્ર કરવા જેમની મહાન (પ્રસિદ્ધ) ટેક છે – એવા કવિ, વેદ, સંત અને પુરાણ ગાય છે – રે મન! કુટિલતાનો ત્યાગ કરીને એમને જ ભજ. શ્રીરામને ભજવાથી કોણે પરમ ગતિ નથી મેળવી? ॥૪॥

છં૦ – **પાઈ ન કેહિં ગતિ પતિત પાવન રામ ભજિ સુનુ સઠ મના।**
**ગનિકા અજામિલ બ્યાધ ગીધ ગજાદિ ખલ તારે ઘના॥**
**આભીર જમન કિરાત ખસ સ્વપચાદિ અતિ અઘરૂપ જે।**
**કહિ નામ બારક તેપિ પાવન હોહિં રામ નમામિ તે॥૧॥**

અરે મૂર્ખ મન! સાંભળ, પતિતોને પણ પાવન કરનારા શ્રીરામને ભજીને કોણે પરમગતિ નથી પામી? ગણિકા, અજામિલ, વ્યાધ, ગીધ, ગજ આદિ ઘણા - જ દુષ્ટોને તેમણે તારી દીધા. આહીર, યવન, કિરાત, ખસ, શ્વપચ (ચંડાળ) આદિ જે અત્યંત પાપરૂપ જ છે, તે પણ કેવળ એકવાર જેમનું નામ લઈને પવિત્ર થઈ જાય છે, તે શ્રીરામજીને હું નમસ્કાર કરું છું. ॥૧॥

**રઘુબંસ ભૂષન ચરિત યહ નર કહહિં સુનહિં જે ગાવહીં।**
**કલિ મલ મનોમલ ધોઈ બિનુ શ્રમ રામ ધામ સિધાવહીં॥**
**સત પંચ ચૌપાઈં મનોહર જાનિ જો નર ઉર ધરૈ।**
**દારુન અબિદ્યા પંચ જનિત બિકાર શ્રી રઘુબર હરૈ॥૨॥**

જે મનુષ્ય રઘુવંશના ભૂષણ શ્રીરામજીનું આ ચરિત્ર કહે છે, સાંભળે છે અને ગાય છે, તે કળિયુગનાં પાપ અને મનના મેલને ધોઈને પરિશ્રમ વિનાય શ્રીરામજીના પરમધામમાં ચાલ્યા જાય છે. જે રામાયણની શત = ૧૦૦ + ૫ ડાબી બાજુ [અંકાનાં વામતો ગતિઃ] અર્થાત્ ૫૧૦૦ મનોહર ચૌપાઈઓને જાણીને હૃદયમાં ધારણ કરી લે છે, તેના પાંચ પ્રકારની અવિદ્યાઓથી ઉત્પન્ન વિકારોને પણ શ્રીરામજી હરી લે છે. ॥૨॥

**સુંદર સુજાન કૃપા નિધાન અનાથ પર કર પ્રીતિ જો।**
**સો એક રામ અકામ હિત નિર્બાનપ્રદ સમ આન કો॥**
**જાકી કૃપા લવલેસ તે મતિમંદ તુલસીદાસહૂઁ।**
**પાયો પરમ બિશ્રામુ રામ સમાન પ્રભુ નાહીં કહૂઁ॥૩॥**

[પરમ] સુંદર, સુજ્ઞ અને કૃપાનિધાન તથા જે અનાથો પર પ્રેમ કરે છે, એવા એક શ્રીરામચન્દ્રજી જ છે. એમના સમાન નિષ્કામ (નિઃસ્વાર્થ) હિત કરનારા (સુહૃદ) અને મોક્ષ આપનારા બીજા કોણ છે? જેમની લેશમાત્ર કૃપાથી મંદબુદ્ધિ તુલસીદાસે પણ પરમ શાંતિ પ્રાપ્ત કરી લીધી, તે શ્રીરામજીના જેવા પ્રભુ ક્યાંય પણ નથી. ॥૩॥

**દો૦ – મો સમ દીન ન દીન હિત તુમ્હ સમાન રઘુબીર ।**
**અસ બિચારિ રઘુબંસ મનિ હરહુ બિષમ ભવ ભીર ॥ ૧૩૦ (ક) ॥**

હે શ્રીરઘુવીર! મારા સમાન કોઈ દીન નથી અને આપના સમાન કોઈ દીનોનું હિત કરનારો નથી. આવો વિચાર કરીને હે રઘુવંશમણિ! મારા જન્મ-મરણના ભયાનક દુઃખોનું હરણ કરી લો. ॥ ૧૩૦ (ક) ॥

**કામિહિ નારિ પિઆરિ જિમિ લોભિહિ પ્રિય જિમિ દામ ।**
**તિમિ રઘુનાથ નિરંતર પ્રિય લાગહુ મોહિ રામ ॥ ૧૩૦ (ખ) ॥**

જેમ કામીને સ્ત્રી પ્રિય લાગે છે અને લોભીને જેમ ધન પ્રિય લાગે છે, તેવી જ રીતે હે રઘુનાથજી! હે રામજી! આપ નિરંતર મને પ્રિય લાગો. ॥ ૧૩૦ (ખ) ॥

**શ્લોક–યત્પૂર્વં પ્રભુણા કૃતં સુકવિના શ્રીશમ્ભુના દુર્ગમં**
**શ્રીમદ્રામપદાબ્જભક્તિમનિશં પ્રાપ્ત્યૈ તુ રામાયણમ્ ।**
**મત્વા તદ્રઘુનાથનામનિરતં સ્વાન્તસ્તમઃશાન્તયે**
**ભાષાબદ્ધમિદં ચકાર તુલસીદાસસ્તથા માનસમ્ ॥ ૧ ॥**

શ્રેષ્ઠ કવિ ભગવાન શ્રીશંકરજીએ પ્રથમ જે દુર્ગમ માનસ-રામાયણની શ્રીરામજીના ચરણકમળોમાં નિત્ય-નિરંતર [અનન્ય] ભક્તિ પ્રાપ્ત કરવા માટે રચના કરી હતી, તે માનસ-રામાયણને શ્રીરઘુનાથજીના નામમાં નિરત માનીને પોતાના અંતકરણના અંધકારને મટાડવા માટે તુલસીદાસે આ માનસના રૂપમાં ભાષાબદ્ધ કરી. ॥ ૧ ॥

**પુણ્યં પાપહરં સદા શિવકરં વિજ્ઞાનભક્તિપ્રદં**
**માયામોહમલાપહં સુવિમલં પ્રેમામ્બુપૂરં શુભમ્ ।**
**શ્રીમદ્રામચરિત્રમાનસમિદં ભક્ત્યાવગાહન્તિ યે**
**તે સંસારપતઙ્ગઘોરકિરણૈર્દહ્યન્તિ નો માનવાઃ ॥ ૨ ॥**

આ રામચરિતમાનસ પુણ્યરૂપ, પાપોનું હરણ કરનાર, સદા કલ્યાણકારી, વિજ્ઞાન અને ભક્તિને આપનાર, માયા, મોહ અને મેલનો નાશ કરનાર, પરમ નિર્મળ પ્રેમરૂપી જળથી પરિપૂર્ણ તથા મંગળમય છે. જે મનુષ્ય ભક્તિપૂર્વક આ માનસસરોવરમાં ડૂબકી મારે છે, તે સંસારરૂપી સૂર્યનાં અતિ પ્રચંડ કિરણોથી બળતા નથી. ॥ ૨ ॥

## માસપારાયણ, ત્રીસમો વિશ્રામ

## નવાહ્નપારાયણ, નવમો વિશ્રામ

**ઈતિ શ્રીમદ્રામચરિતમાનસે સકલકલિકલુષવિધ્વંસને સપ્તમઃ સોપાનઃ સમાપ્તઃ ।**

કળિયુગનાં સમસ્ત પાપોને નાશ કરનાર શ્રીરામચરિતમાનસનો આ સાતમો સોપાન સમાપ્ત થયો.

**(ઉત્તરકાંડ સમાપ્ત)**



# શ્રીરામાયણજીની આરતી

આરતિ શ્રીરામાયનજી કી ।
કીરતિ કલિત લલિત સિય પી કી ॥

ગાવત બ્રહ્માદિક મુનિ નારદ ।
બાલમીક બિગ્યાન બિસારદ ॥
સુક સનકાદિ સેષ અરુ સારદ ।
બરનિ પવનસુત કીરતિ નીકી ॥ ૧ ॥

ગાવત બેદ પુરાન અષ્ટદસ ।
છઓ સાસ્ત્ર સબ ગ્રંથન કો રસ ॥
મુનિ જન ધન સંતન કો સરબસ ।
સાર અંસ સંમત સબહી કી ॥ ૨ ॥

ગાવત સંતત સંભુ ભવાની ।
અરુ ઘટસંભવ મુનિ બિગ્યાની ॥
બ્યાસ આદિ કબિબર્જ બખાની ।
કાગભુસુંડિ ગરુડ કે હી કી ॥ ૩ ॥

કલિમલ હરનિ બિષય રસ ફીકી ।
સુભગ સિંગાર મુક્તિ જુબતી કી ॥
દલન રોગ ભવ મૂરિ અમી કી ।
તાત માત સબ બિધિ તુલસી કી ॥ ૪ ॥